## મુંબઇના સુપ્રસિદ્ધ ડૉ૦ સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર નાઇટ એમણે આ ગ્રંથ વિષે આપેલો અભિપ્રાય.

Bombay, December 17 1906

It gives me great pleasure to testify to the Excellence of the Gujarati work written by Mr. Jaykrishna Indraji on Botany, Herbs and shrubs of the mountains and how to recognize them. Mr. Jaykrishna has in his official capacity studied the plants and herbs of Gujrat and Kathiawad for more than a quarter of a century and has committed to paper his observations.

I have gone through a greater portion of the work and am glad to say that it will be a very valuable addition to Gujrati Scientific literature.

The language is easy and adapted to the wants of the Country.

I trust his work will be a standard work on Indian Botany and will be wel-received by the public.

BHALCHANDRA KRISHNA.

## સુપ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રજ્ઞ ડૉકટર કર્નલ કાન્હોબા રણછોડદાસ કીર્તિકર એમણે આ ગ્રંથ વિષે આપેલો અભિપ્રાય.

I have much pleasure in saying that the Gujrati work written by my esteemed friend Mr. Jayakrishna Indraji and named वनस्पतिशास्त्रः बरडाडुंगरनी जडीबुटी, तेनी परीक्षा अने उपयोग is a very interesting, learned, and useful one. It is the result of the study and observation of plant-life for over a quarter of a century within my personal knowledge. Mr. Jayakrishna is well-qualified to write such work with credit to himself, and profit to the reader. I have heard read to me by Mr. Jayakrishna himself a good portion of the work and I am sure that the elaborate and learned preface and Introduction he has written will be highly useful to the Gujarati student of Botany. The language is easy, clear, and attractive and richly interspersed with specially-coined words in Gujrati and sanskrit to render the meaning of technical Botanical terms readiiy intelligible and not difficult to remember. I trust that his work when published will meet with the encouragement it deserves, especially among those students of Indian medicine who interest themselves in the study of Indian Botany, and those who want to utilize Indian plants for the relief of human suffering.

I wish the work every success, most cordially.

Bombay, 5th December 1906.

K. R. KIRTIKAR. F. L. S.
Lt. Colonel. I. M. S. (Retired)

## આયુર્વેદવિશારદ વૈદ્યવર ડૉક્ટર પોપટ પ્રભુરામ એલ. એમ. એસ. અને મુંબઈના જે. પી. એમણે આ ગ્રંથ વિષે આપેલો અભિપ્રાય.

બરડાની જડીબુટ્ટીનું પુસ્તક તેમના કર્તા રા. રા. જયકૃષ્ણ ઇન્દ્રજી તરફથી મને વાંચવા માટે આપવામાં આવ્યું હતું.

રા. જયકૃષ્ણ ઇંદ્રજીએ પોરબંદર સ્ટેટમાં નોકરી લીધા પહેલાં વનસ્પતિશાસ્ત્રનો બહુ ઉંચા પ્રકારનો અભ્યાસ સ્વર્ગવાસી પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી તથા સ્વર્ગવાસી ડાકટર સખારામ અર્જુનના સહવાસમાં રહી કર્યો હતો. પોરબંદરમાં મી૦ લેલીના એડમિનિસ્ટ્રેશન વખતે તેમનાં એજ ઉંચાં જ્ઞાન ખાતર તેમને કયુરેટરની જગ્યા આપવામાં આવી હતી. આ ઉપરથી પોતાનો અભ્યાસ વધારવાની અને ખાસ કરી પોરબંદરના બરડા ડુંગરની વનસ્પતિના એક મિત્ર જેવા સહવાસી થવાની તક તેમને પૂર્ણ રીતે મળી હતી.

તેમનું પુસ્તક એવી જાતનું ગુજરાતી ભાષામાં પહેલવહેલું જ છે. વનસ્પતિની રચના, વર્ગો અને ઇન્દ્રિયવિજ્ઞાન વિષે પરિપૂર્ણ રીતે લખ્યા પછી તેઓએ બરડા ડુંગરની વનસ્પતિઓ વિષે લંબાણથી તેમની ઓળખ હિંદુસ્થાનમાં તેમની બીજે ઠેકાણે થતી ઉત્પતિ, તેમના ગુણદોષ, ઔષધી તરિકે તેમનો ઉપયોગ એ વિષે બહુ સારી રીતે વિવેચન કર્યું છે. આ પુસ્તક પ્રજાને અતિ ઉપયોગી છે. અને ખાસ કરીને વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓને તથા ડાકટર અને વૈદ્યોને ખાસ ઉપયોગનું છે. હું આ પુસ્તકને લાયક યશ તેમના કર્તાને મળે એવું અંતઃકરણથી ઇચ્છું છું અને આ પુસ્તકદ્વારા જન સમૂહની તેમણે બજાવેલી સેવા માટે તેમને અભિનંદન આપું છું.

૨. ૩. અનંતવાડી<br>મુંબઇ–૨૮–૧૨–૧૯૦૬.

પોપટ પ્રભુરામ.

# BOTANY



A COMPLETE AND COMPREHENSIVE ACCOUNT

OF THE

**FLORA**

OF

**BARDA MOUNTAIN**

(KATHIAWAD)



BY

**THAKER JAYAKRISHNA INDRAJI,**

LATE CURATOR OF FORESTS AND GARDENS

(PORBANDER STATE)

**FIRST EDITION COPIES 1000.**



Bombay:

PRINTED AT THE "GUJARATI" PRINTING PRESS.

A. D. 1910. SAMVAT 1966,

**PRICE Rs. 10.**

"It is pleasant to note all plants, from the rush to the spreading cedar, From the giant King of palms to the lichen that staineth its stem."

*( Martin Tupper. )*

( Registered under the Press Act of 1867. )

॥ श्री ॥

# वनस्पतिशास्त्र



કાઠિયાવાડના

## बरडा डुंगरनी जडीबुटी

તેની પરીક્ષા અને ઉપયોગ.



લખનાર

ઠાકર જયકૃષ્ણ ઈંદ્રજી

માજી ક્યુરેટર ઑફ ફોરેસ્ટ્સ એન્ડ ગાર્ડન્સ.

પોરબંદર સ્ટેટ.

પ્રત ૧૦૦૦

મુંબઈ:

ધી "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસમાં છપાવ્યું.

ઈ૦ સ૦ ૧૯૧૦. સંવત ૧૯૬૬.

કિંમત રૂપિઆ ૧૦.

" परोपकाराय फलन्ति वृक्षाः "

" बलकलकाष्टरुछांहि । पत्र पुष्प फल मूलसों ॥
अरथि निरास न जाहिं । ते तरुवर धन जगतमे ॥"

# બરડા ડુંગરની વનસ્પતિના સુકા નમુના-ઓનો સંગ્રહ

## પ્રદર્શનોમાં મુકવા માટે મળેલા

# ચાંદ.




રૂપાનો ચાંદ
પોરબંદર.






રૂપાનો ચાંદ
રાજકોટ.




સોનાંનો ચાંદ
ભાવનગર.




રૂપાનો ચાંદ
અમદાવાદ.






રૂપાનો ચાંદ
મુંબઈ.

# અર્પણપત્રિકા.



સ્વસ્થાન શ્રી પોરબંદરના કૈલાસવાસી ખુદાવિંદ નામદાર મહારાણા **શ્રી વિક્રમાતજી** સાહેબ બહાદુરનાં આ પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે બરડા ડુંગરની જડીબુટી શોધી લખવા સંબંધી થયેલાં ફરમાન ઉપરથી જ આ પુસ્તકનું નામ, **બરડા ડુંગરની જડીબુટી** રાખું છું. અને તેઓ મરહુમ નામદાર સાહેબ બાહાદુરના ફરમાવેલા સોનાના શબ્દો, જે ઘણીજ ઉચ્ચ અને અપૂર્વ સ્વદેશ અને સ્વપ્રજાપ્રીતિથી ભરેલા છે, તે મારાં હૃદયમાં યાવત્ પર્યંત કોતરાઇ રહેલા છે, તેની યાદગીરી અને માનની ખાતર તેઓ શ્રીનાં ચરણમાં વિદ્યમાન રાજ્યાસનારૂઢ અખંડ પ્રૌઢપ્રતાપ, ગૌબ્રાહ્મણ-પ્રતિપાલ નેકનામદાર ખુદાવિંદ મહારાણા શ્રી ૭ **ભાવસિંહજી** સાહેબ બાહાદુર જેઓ પરમઉદાર, પરમસુશીલ, પરમદયાળુ, શરણાગતવત્સલ, વિવિધવિદ્યાવિલાસી એવા અનેક મહાન્ ગુણોથી ભરપૂર છે, તેઓ શ્રીની આજ્ઞાથી હું ઘણાં જ માનપૂર્વક આ પુસ્તક અર્પણ કરૂં છું.

સદાનો આજ્ઞાંકિત સેવક,

**જયકૃષ્ણ ઇંદ્રજી.**

તા૦ ૨૭-૯-૧૯૦૬,

# गुणानुवादात्मक आशीर्वचनो.



અખંડ પ્રૌઢપ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, સ્વસ્થાન શ્રી પોરબંદરના નેકનામદાર મહારાણા શ્રી ૭ ભાવસિંહજી સાહેબ બાહાદુરનો વિદ્યાવિનોદી સ્વભાવ જગજાહેર છે. એઓ નામદાર શ્રીની અપાર ઉદારતાનો નિર્મલ ઝરો વિવિધ વિદ્યા, કળા અને હુન્નરોનાં ઉત્તેજન માટે સદા અખૂટ વહ્યા કરે છે. આ અસ્ખલિત ઉજ્વલ ઝરામાંથી વિદ્વાનો, કવિઓ અને બીજા ગુણીજનો પોતપોતાની અભિલાષા તૃપ્ત કરી અતિઘણા પ્રેમથી ગુણાનુવાદ અને આશીર્વચનો ઉચ્ચરે છે. જેમાંનાં યત્કિંચિત્ આ સ્થળે આપવાની આજ્ઞા લઉં છું:-

शार्दुलविक्रीडितम् ।

पायात्त्वां करुणामृतार्द्रहृदयः श्रीपार्वतीवल्लभः
पायात्त्वां कमलापतिश्च कमलोत्पन्नश्च देवो विधिः ।
पायात् श्रीजगदंबिका च सततं त्वां श्रीकुमारं च ते
पत्नीश्चाप्यखिलाः कुटुम्बमखिलं श्रीभावसिंहप्रभो ॥

त्रोटक.

सुपवित्रसुदामपुराधिपतेर्नरपालमणेः करुणांबुनिधेः ।
प्रणतप्रियशंभुदयार्द्रदशा विजयो विजयो विजयोस्तु सदा ॥

( शीघ्रकवि शंकरलाल माहेश्वर )

**मोरबी.**

स्रग्धरा.

श्रीमद् राणावटंका द्विजसुरभिसदापालनोद्भूतकीर्ति-
प्राग्भारा भूपतीनां परमनिजगुणोत्कर्षधुर्याः प्रभाढ्याः ।
जीयासुः सर्वकालं सततमविरतातुल्यपाराथ्र्यरक्ता
रक्तानेकप्रजाढ्याः परमहितवहा भावसिंहाख्यभूपाः॥

## હરીગીત.

છો ક્ષત્રીકુળભૂષણમણિ અવનીપતિમાં અગ્રણી,
ધ્રુમલીતણા નરનાથ પામ્યા કીર્તિ જગમાંહે ઘણી;
છો જેઠવા સુખદાઇ સહુ સજ્જનતણા સમુદાઇને,
ગુણ વર્ણવે છે આપના સારા કવિ ચિત્ત ચાઇને.
વિદ્યા વિનોદી ભૂપ છો અતિ શ્રેષ્ઠ આ સંસારમાં,
દાતાર ને દિલના દયાળુ પ્રેમી પરઉપકારમાં;
ભુવને ભલાઇ આપની નૃપ **ભાવસિંહ** અપાર છે,
રાણાકુળે રવિરૂપ ગુણિને આપનો આધાર છે,

(જ્યોતિર્વિદ્યાભૂષણ શાસ્ત્રી હીરજી પ્રભાશંકર)

પોરબંદર.

## शिखरिणी.

सुदामाख्ये ग्रामे ध्रुदधितनयासद्मनि वरे
ध्वजा यस्य श्रेष्ठा स्फुरति सुखदा पत्तनवरे ।
सदा विश्वाधीशप्रवरकरुणालेशमुदितो
नृपोयं भावेशो वसतु वसुधायामविचलः ॥

( शास्त्री दामोदर कानजी वैद्य )

मुम्बै.

## સવૈયા.

સુખદાયક લાયક નરનાયક સાલ્હક સ્વદેશના શૃંગાર,
વરદ દરદહર વિબુધ વિશુધ નૃપ સબળ અમલ ઉરકમળ ઉદાર;
ધર્મ સ્વરૂપ અનૂપ ભુપતિ રાજનિતિજ્ઞ સરસ રસ જાણ,
મહારાણા શ્રી **ભાવસિંહજી** ઉદય થયા ભારતના ભાણ.
પ્રતિદિન અધિક પ્રભુતા પામો જામો યશ ઉજ્વલ સૌ ઠામ,
કામ કરો કિરતીવત્ કરથી નવે ખંડમાં દીપો નામ;
માગે મહાસુખરામ નિરંતર દિર્ઘાયુષ દ્યો પુરૂષ પુરાણ,
મહારાણા શ્રી **ભાવસિંહજી** ઉદય થયા ભારતના ભાણ.

(કવિ મહાસુખરામ નરભેરામ.)

અમદાવાદ.

**મનહર.**

કવિને કોવિદ કેરી કદર કરો છો તમે, વિદ્વજ્જનો સાથે નિત પ્રીત બહુ રાખો છો;
શાણા સદ્ગુણી તણી સંગત સદાય રાખો, દુરગુણી હોય તેને દુર કરી નાખો છો;
નિમકહલાલી અને નેકી ટેકી નોકરોને, ઇનામ આપીને અતિ હૃદયમાં રાચો છો;
મહારાણા કુળદીપ ભુપ **ભાવસિંહ** બંકા, અમશિરતાજ આપ વિદ્યામૃત ચાખો છો.

**(કવિ સુંદરજી પુંજાભાઈ)**
**ધ્રાંગધ્રા.**

छपय.

**अचल पुत्रपरिवार । अचल निजपुर अरु गादी ।**
**अचल तेज तलवार । अचल सब देश अवादी ।**
**अचल वित्तभंडार । अचल रिधिसिधि रहुज्यादी ।**
**भुजवल अचल अपार । अचल सुख आदि अनादी।**
**अचल अनंतदिवालीलों । जरुर जेठवाकुल रहे ।**
**भावमहिप तुमकों यही । नाथ सुकवि आशीश कहे ।**

**( कवि नाथा पना )**
**भावनगर.**

कवित.

**रैयतको रछपाल पछहे विपछीनको दया दरियाव जाको धरणीपें धायोहे ।**
**अवनीतें अंवरलों आनंद स्वरूप आछो पुण्यको प्रचंड प्रभापुंज सरसायोहे ॥**
**भनत भवानी भवभवानीको सुत अष्टसिद्धि नवनीधिसें भुवन सुख पायोहे ।**
**सिया सारदाके सुप्रताप सियावर जेसो भावसिंह भूपतिको जश जगछायोहे ॥**

**( कवि भवानीशंकर नरसिंहराम )**
**लींबडी.**

**ઝૂલણા.**

દિવ્યતા દેહમાં લક્ષ્મી નૃપગેહમાં સ્નેહમાં સર્વદા વૃદ્ધિ થાજો,
અમિત આનંદ યુવરાજ યુત પામીને રાશિ રસના બની આપ રાજો;
શ્રેષ્ઠતા સુભગ શ્રી જ્યેષ્ઠના વંશની પોરપ્રતિપાલ પ્રેમે પ્રસારો,
માલ સુવિશાલ કેશવ ઉરે વિજયની ધરણીમાં **ભાવ** ભૂપાલ ધારો.

**ગીતિ.**

**ભાવભૂપ** ભૂતલમાં, વૈભવ લેજો વિવિધ કોટિ વર્ષ;
શ્રીયુવરાજ સહિતનિત, રાણા પામો હૃદય મહીં હર્ષ.

**(રાજકવિ નથુરામ શિષ્ય કવિ કેશવલાલ શ્યામજી)**
**જામનગર.**

कवित.

शक्रके समान सुख संपत सत्नोनी सदा, शुभ गुन गेहराना स्नेहधरि साजो आप;
कवि नथुराम ठामठाम शुभकामकरी, नामकरि नीको भुवि मंडलमें भ्राजो आप;
नेष्टकों हगई श्रेष्ट जेष्टहो यथेष्ट वली, छत्रशिर धारी अत्र छायापती छाजो आप;
गाजो अरिगनपें निवाजो कविकोविदकों, कुंवर समेत कोटीवरस विराजो आप;

વસંતતિલકા.

શ્રી રામનાં કલિત કામ અનેક કીધાં,
બાહુબળે અસુરને દુઃખ ખૂબ દીધાં;
જેના પિતા અનિલ વિશ્વમહીં અનૂપ,
દ્યો આપને વિજય એ નિત ભાવભૂપ.

કવિત.

જ્યાં સુધી શારદા શ્રી વિધિ મુખ વિલસે, શ્રી વસે વિષ્ણુ સંગે;
જ્યાં સુધી ચંદ્રમૌલિ સહ અચલ સુતા, ઓપતાં અર્ધ અંગે;
ત્યાં સુધી સ્નેહીસંગે ભયહર નૃપતિ, ભાવ શોભો સુરીતે;
રાણા આશિષ એવી અનહદ મુદથી, દે નથુરામ નિત્યે.

(રાજકવિ નથુરામ સુંદરજી શુકલ)
વાંકાનેર.

शार्दूलविक्रीडितम् ।

कल्याणं भवतां यशः प्रसरतां धर्मः सदा वर्धतां
सम्पत्तिः प्रथतां प्रजा प्रणमतां शत्रुक्षयो जायताम् ।
वाक्यं संवदतां वपुः प्रभवतां लक्ष्मीपतिः प्रीयता-
मायुस्ते शरदां शतं विजयतां दानाय दीर्घायुषे ।

( शास्त्री भाणजी इंद्रजी )
मांडवी

દોહરો.

જુગ જુગ જીવો પોરપતિ, વિજઈ દીનદયાલ;
જયેષ્ઠવંશમાં આપ છો, શ્રેષ્ઠ ભાવ ભૂપાલ.

(જયકૃષ્ણ ઇંદ્રજી)
પોરબંદર.

૧૨-૭-૧૯૦૮

# वनस्पति विषे आर्यो तेमज अंग्रेज विद्वानोना थोडा सुभाषित उद्गारो.



"अहो येषां वरं 'जन्म' सर्वप्राण्युपजीवनम् । धन्या महीरुहा येभ्यो निराशा यान्ति नार्थिनः ॥ १ ॥
पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः । गन्धनिर्यासभस्मास्थितोयैः कामान्वितन्वते ॥ २ ॥
प्रत्यग्रैः पत्रनिचयैस्तरुर्यैरेव शोभितः । जहाति जीर्णास्तानेव किंवा चित्रं कुजन्मनः ॥ ३ ॥
छायामन्यस्य कुर्वन्ति तिष्ठन्ति स्वयमातपे । फलान्यपि परार्थाय वृक्षाः सत्पुरुषा इव ॥ ४ ॥
परोपसर्पणानन्तचिन्तानलशिखाशतैः । अचुम्बितान्तःकरणाः साधु जीवन्ति पादपाः ॥ ५ ॥
भुक्तं स्वादु फलं कृतं च शयनं शाखाग्रजैः पल्लवै, स्त्वच्छायापरिशीतलं सुसलिलं पीतं व्यपेतश्रमाः ।
विश्रान्ताः सुचिरं परं सुमनसः प्रीतिः किमत्रोच्यते, त्वं सन्मार्गतरुर्वयं च पथिका यामः पुनर्दर्शनम्॥२०॥"

(सुभाषितरत्नभाण्डागारम्)

॥ दोहा ॥

"जामनमें जाचन अवर चिंता वहनिन लागि ॥ सुखसों जीवत जगतमें यह तरुवर बडभागि ॥

॥ कवित्त ॥

फूल अरु फल तैसो पत्रनकी आवलीके । भार धरवेमें जाको रहे मुद भारी है ॥
जाके आचरनमें कलेस बहु जातिन के । ऐसो जे धरममग वहत करारी है ॥
स्याम कवि कहे सदा प्रबल प्रचंड पीर । सीत अरु आतपकी सहत अपारी है ॥
जिन्हें परसुख देत देह अरपी हे नीज । एसे तरुवरकों जु वंदन हमारी है ॥

॥ सवैया ॥

रसरासि भरे मधुरे फल राउरे । खाय प्रमोद विसेखत है ॥
अरु कोटरमें करि सैन सदा । निरभे पनजे अति लेखते है ॥
कवि स्याम कहे बहु भांतिनके । अपने सुखको अवरेखत है ॥
खगते जल बेग वहें अबही । तट वेठि तुम्हें तरु देखत है ॥

॥ कवित्त ॥

मधुर महान मंजु भूरि फल भच्छन सों । तृपत करी हे रस रसिक रसनकों ॥
साखाके सुअग्र पुंज पल्लवकी छांयातल । सीत जल पान करि कियो हे सयनकों ॥
गयो हे गवनश्रम स्याम कवि एसे हम। वसि बहु काल कियो सांत अतिमनको ॥
अहो महा मगतरु प्रीतम पथिककेसु । कबुं फिर राउरे करेगे दरसनको ॥"—

(कवि श्यामजी जयसिंह ब्रह्मभाट, जामनगर.)

---

केतकीमें वसे आप केशव करुणानिधान । कुंजमें कल्यान सो तो कदममें विहारी हें ॥
मालतीमें मुकुंद मुरार माधव मोगरेमें । चंबेलीमें चिदानंद सोइ सुगंध भारी हें ॥

गुलाबमें गोपाळलाल जाइमें जगतपुरुप । पळसमें परिब्रह्म परम उपकारी हें ॥
चंपेमें चर्तुभुज चारों चित्त चूपी रहे । सेवतीमें स्यामसुंदर सोही सुखकारी हें ॥
( सौ. हीराबाई. पुस्तकसंग्रह. )

---

ગામડીઆ મરાઠી લોકોમાં લગ્ન પ્રસંગે ઘરમાં રાંદલ માતા ( गोंधळदेवी ) બેસાડે છે ત્યારે નીચે પ્રમાણે वनस्पतिનું એક ઘણું રમુજી ગીત ગાય છે.

## लावणी छंद कटाव.

जांब जांबळी विचार करिती । नारंगीचें करूं लगन ॥
अंजीर नवरा रूप पाहिला । वनस्पतिला या घेउन ॥ १ ॥
बोरुं हातीं लिहु पत्रिका । धाडुन देउ वनस्पातिला ॥
जाई जुईने मांडव घालुनी । हळद लावती नवऱ्याला ॥ २ ॥
बोरी खीरणी चाली तातडी । कौठ बसली नाह्याला ॥
केळें फडफडित नागेन कडकडित । सुपारी जाती लगनाला ॥ ३ ॥
खारिक ह्मणे चाल दाडिंबे । उशीर होतो जायाला ॥
आवळी झाली बावरी । लींबुनी चालत असे जल्दीने ॥
एंकळ[3] टांकेळ दोघी भांडती । सौंदेळ समजति प्रीतीने ॥ ४ ॥
सिंद्ध चाल जल्दिने । चिंच वटीकँ आली धाऊन ॥
आईक[7] पिंपरे[8] बैस झिंपरे । देव देव घेऊंदे उर्कुनं[10] ॥ ५ ॥
मोठमोठाले वृक्ष वरोंडी[11] । मुळ पाठवीलें त्यासी ॥
फनस आंबा ह्मणे नांद्रुकी । सेंरु[12] बसला सवेसी ॥ ६ ॥
कोकणचे रैवासी जायफला । घेउन आले लौंगासी ॥
अरे चंदना रक्तचंदना । पतंग जातो लगनासी ॥ ७ ॥
मदन विहाडा बोले शिंगाडा । घेउन ये तु डवनासी ॥
परितें[13] त्याचे लाल दांडे । काय पोऱ्या हा गुलवासी ॥ ८ ॥
गुलतुरा ह्मणे गुलछब्बूला । कनेर वेटा भीखारी ॥
गुलतुऱ्याने तुरा लावीला । झेंडें चालले बरावरी ॥ ९ ॥
द्राक्षनी मांडव घालुनी । सारफेंळी[15] वर बसउनी ॥
अंजीर नवरा रूप पाहिला । वनस्पतिला या घेउनी ॥ १० ॥

अमृत्या गोंधळी-(नासिक) गंगापुर.
२१-२-१८८३.

---

१ वड. २ नागरवेल. ३ बीकळो. ४ अरणी. ५ खीजडो. ६ सिधसरो અથવા आहुंसरो. ७ आंबलीनुं बीजुं नाम. ८ पीपर. ९ वडवाईजेवां मूळ. १० तुरत. ११ जान. १२ सरुनुं झाड. १३ पारीजात. १४ गलगोटो. १५ पनरवो.

કહેવાય છે કે, આ સૃષ્ટિ બહુ રમણીય છે, સુંદર છે, સુંદરતાનો સમૂહ છે, એ સુંદરતાના સમૂહમાં પુષ્પ કે ફૂલ છે તે સુંદરમાં સુંદર–રમણીયમાં રમણીય વસ્તુ છે. જો કોઈ વસ્તુ ક્ષણે ક્ષણે નવીન રમણીયતા દેખાડતી હોય, તો તે પુષ્પ કે ફૂલ છે. એકે કહ્યું છે કે; 'वसुधाको रस (અમૃત) लटके बनायो फूल केसो है!' પ્રભુ પુષ્પથી પ્રસન્ન થાય છે. "पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति." (गीता) દેવ પણ પુષ્પથી પ્રસન્ન થાય છે, રાજા મહારાજાઓ પણ પુષ્પથી પ્રસન્ન થાય છે, સ્ત્રી રમણીય અને અલૌકીક સુખ દેનાર નિર્દોષ બાળક પણ પુષ્પથી પ્રસન્ન થઈ તે લેવા લલચાય છે, દેવતાઓ પ્રસન્ન થાય ત્યારે પુષ્પની વૃષ્ટિ કરે છે, અપ્સરાઓ મોહિત થાય ત્યારે પુષ્પની માળા પહેરાવે છે. માટે પુષ્પ એ અમૂલ્યમાં અમૂલ્ય સુંદર વસ્તુ છે, તેની સુંદરતા એ ઈશ્વરના હસ્તાક્ષર છે. તે વિષે એક રસિક અંગ્રેજ વિદ્વાન કહે છે કે:–

"Never lose an opportunity of seeing anything beautiful. Beauty is God's handwriting, a wayside sacrament; welcome it in every fair face, every fair sky, and every *Fair Flower*, and thank him for it, the fountain of all loveliness; drink it in, simply, earnestly, with all your eyes; 'tis a charmed drought, a cup of Blessing."

કોઈ પણ સુંદર વસ્તુ જોવાનો લાગ ચુકવો નહિ. સૌંદર્ય એ પ્રભુના હસ્તાક્ષર છે. રસ્તે ચાલતાં મળી આવે એવી પવિત્રતા છે; દરેક સુંદર મુખમાં, સુંદર આકાશમાં અને સુંદર ફૂલમાં જ્યાં જ્યાં સૌંદર્ય જોવામાં આવે ત્યારે તેનો સત્કાર કર, અને સઘળાં સૌંદર્ય અને ખૂબીનું મૂળ (એમાં છે એમ માની) પરમેશ્વરનો ઉપકાર માન; એનો તારી આંખથી પુરેપુરો અને ઉત્કંઠાપૂર્વક સ્વાદ લે; એ એક આશીર્વાદના પ્યાલામાં, મંત્રેલો ઘુંટડો છે." (*Martin Tupper.*)

---

"Of all the studies that ever occupied the attention of man, the cheapest, the most delightful to the mind and invigorating to the body, is the study of nature. It is here, indeed, that man may with truth be said to be following out that line of conduct that his *Creator* intended him. The first attraction to the child when set down on the green is to pick up the wild *Flowers*, and this first and fondest attraction generally remains to the last hour of our lives."—(*Richard Brook*).

---

"To our readers we say, Go, take practical lessons. None more accessible will you find in this world: for the

'Flowers that spring by vale or stream,
Each one may claim them for his own.'

T .ke the great volume of the *Book of Nature*, that book ever spread open before us by Him who is its Author; go straight on, gather leaf after leaf, examine, compare, and ponder over them. Ponder how well

"The Almighty Maker has throughout
Discriminated each from each, by strokes
And touches of his hand, with so much art
Diversified, that two were never found
Twins at all points."

Thus, and thus only, will you gain practical knowledge of, will you acquire real interest in the study of plants."—(*Spencer Thomson.*)

---

"There lives and works
A soul in all things, and that soul is God.
The beauties of the wilderness are His,
That makes so gay the solitary place,
Where no eye sees them."
"He"
"in its case,
Russet and rude, folds up the tender germ
Uninjured, with inimitable art;
And, ere one flowery season fades and dies,
Designs the blooming wonders of the next."

*(Cowper.)*

---

"Happy who walks with Him! Whom what he finds
In nature, from the broad majestic oak
To the green blade that twinkles in the sun,
Prompts with remembrance of a present God."

*(Cowper.)*

---

"There is a lesson in each flower,
A story in each stream and bower;
In every herb on which you tread,
Are written words, which, rightly read;
Will lead you from earth's fragrant sod,
To hope, to holiness, and God."

*(Davis.)*

---

"When I look at the poor little herbs that arise out of the earth, the lowest of vegetables, and consider the secret spark of life that is in them, that attracts, increases, grows, and seminates itself and its kinds, the various virtues that are in them for the food, medicine, and delight of more perfect creatures, my mind is carried up to the admiration and adoration and praise of that God whose wisdom and power and influence and government is seen in these small footsteps of his goodness: so that, take all the wisest, ablest, and most powerful and knowing men under heaven, they cannot equal that power and wisdom of his that is seen in a blade of grass.—"

*(Sir M. Hale.)*

---

The carpet of flowers and of verdure spread over the naked crust of our planet is unequally woven: it is thicker where the sun rises high in the ever—cloudless heavens, and thinner towards the poles. Everywhere man finds some new plants to his support and enjoyment."—*(Humbolt).*

---

Within the tropics the wild luxuriance of nature is not lost even in the vicinity of large cities, for the natural vegetation of the hedges and hill-sides overpowers in picturesque effect the artificial labour of man. * * * Houses within the tropics

are surrounded by the most beautiful forms of vegetation, because many of them are at the same time most useful to man. Who can doubt that these qualities are united in the banana, the cocoa-nut, the many kinds of palms, the orange, and the bread-fruit tree? * * *

Epithet after epithet was found too weak to convey to those who have not visited the inter-tropical regions the sensation of delight which the mind experiences. * * * In my last walk I stopped again and again to gaze on those beauties, and endeavoured to fix in my mind for ever an impression, which at the time I knew sooner or later must fail. The form of the orange tree, the cocoa-nut, the palm, the mango, the tree-fern, the banana, will remain clear and separate, but the thousand beauties which unite these into one perfect scene must fade away; yet they will leave, like a tale heard in childhood, a picture full of indistinct but most beautiful figures.—*(Darwin)*.

---

Like a beautiful flower full of colour but without scent are the fine but the fruitless words of him who does not act accordingly. But like a beautiful flower full of colour and full of scent are the fine and fruitful words of him who acts accordingly. —The Path of Virtues—*(Buddhist.)*

---

Do you wonder why poets talk so much about flowers? Did you ever hear of a poet did not talk about them? * * * They will bloom over and over again in poems, as in the summer fields, to the end of time, always old and always new.—*(O. W. Holmes.)*

Pink and red flowers almost invariably revert in many individuals to white. Indeed, there is probably not a single blossom of these colours in England of which white specimens may not occasionally be gathered. * * * Almost all pink or red flowers become white with the greatest readiness under cultivation. * * * Blue flowers in nearly every case produce abundant red, pink and white varieties in a state of nature. * * * In an immense number of cases blue appears as a late modification of red, the bud or young petals being still of that colour, and only deepening into blue as the flower opens.—*(Grant Allen.)*



# પ્રસ્તાવના.

વનસ્પતિવર્ણનનાં હાલ સુધરેલી ઢબ પ્રમાણેનાં પુસ્તકો ઘણાંખરાં અંગ્રેજી ભાષામાં છે. વળી તેવાં પુસ્તકોમાં ઘણા શબ્દો લાટિન જેવી અઘરી ભાષાના આવે છે. તેથી અંગ્રેજી ભાષા જાણનારાઓમાંથી પણ જેઓને લાટિનનું વિશેષ જ્ઞાન ન હોય, અને જેઓએ વનસ્પતિશાસ્ત્રનો થોડો ઘણો પણ રીતસર અભ્યાસ કરેલો ન હોય, તો તેઓથી પણ એવાં પુસ્તકો યથાર્થ સમજી શકાતાં નથી. તો પછી અંગ્રેજી ભાષાના જ્ઞાન વગરના પુરૂષો વનસ્પતિનાં જ્ઞાનથી વિમુખ રહે એમાં જરા પણ ખોટું નથી. જેથી ગુર્જર બંધુઓ પણ વનસ્પતિ ઓળખવાની વિદ્યા જાણવા માટે અશક્ત બને છે અને ગુજરાતી ભાષામાં આવાં વનસ્પતિવર્ણનનાં પુસ્તકોની ખોટ હોવાથી યત્કિંચિત યત્ન એ દિશા તરફ આ પુસ્તકથી લખનારની અલ્પમતિ પ્રમાણે કરેલો છે.

કાઠિયાવાડ, કચ્છ, ગુજરાત અને મુંબઈમાં વસતા ઘણાખરા ઘરડા જનોનાં મુખથી સાંભળવામાં આવે છે કેઃ–बरडा डुंगरमां જે जडीबुटी ઉગે છે તે જાણનાર કોઇ નથી. વળી અહીં (પોરબંદર)ના લોકો કહે છે કે "ભઈ, બધી जडीबुटी બરડા ડુંગરમાં છે પણ જાણે તેના કામની આપણા શા કામની?" આવી વાતો તેઓ ઘણી લાગણીથી કહેતા ને સાંભળતા જોવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે, આપણા બંધુઓમાં વનસ્પતિઓનો ઔષધીય ગુણદોષ જાણવાની ઇચ્છા તો ઘણી છે, પણ ખરેખર તે જાણનારાજ વિરલા છે.

વળી હાલ ચોપાનીઆં અને વર્તમાનપત્રોમાં પણ આપણે વાંચીએ છીએ કે "આપણા (હિંદુસ્થાન) દેશમાં ઘણી વનસ્પતિ ઉગે છે, ને તેમાંથી ઔષધી પદાર્થો તેમજ રંગ, રેસા, તેલ, અત્તર આદિ બીજી ઘણી આપણી જરૂરીઆતની વસ્તુઓ બનાવી શકાય તેમ છે, પણ એ વનસ્પતિ જાણે છે કોણ? ને જાણે છે તે કહેતા કે શીખાવતા નથી. આપણા દેશમાંથી ઘણી વનસ્પતિ પરદેશમાં જાય છે, અને ત્યાંથી તેમાંથી તરેહવાર રૂપ, રંગ અને ગુણના પદાર્થો બની તે નવાં રૂપમાં પાછી આવે છે. પણ આપણે કશું કરી શકતા નથી, કેમકે આપણે તે જાણતા નથી."

ઉપર પ્રમાણેનું કહેવું આપણા ભાઇઓનું યથાર્થ છે. પણ હવે આ જગોએ ઘણાજ ખેદથી આટલું તો કહેવું જોઈશે કેઃ–આપણા દેશમાં જે વનસ્પતિ ઉગે છે તે ઓળખવાની કે તે જાણી લેવાની આપણે હાલ જોઇએ તેવી કોશેષ કરીએ છીએ? કે તે ઓળખવાનાં અથવા જાણવાનાં કંઇ જોઇએ તેવાં સાધનો આપણે શોધી કાઢેલાં છે? જો તેમ ન હોય, તો પછી વનસ્પતિ ઓળખે કે જાણે કોણ? અને તે શા સાધનથી? હાલને જમાને મનુષ્યોમાં રોગો વધી પડેલા છે, જેથી આપણા માનવંતા પાસ થયેલા ડાકટર સાહેબોનો ઘણો કીમતી વખત અત્યંત કીમતી મનુષ્ય જીંદગી બચાવવાના કામમાં રોકાએલો હોય છે, આપણા વિદ્વાન વૈદ્યરાજાઓનો અમૂલ્ય સમય પણ તેવીજ રીતે એવા અમૂલ્ય મહાન કાર્યમાં ગત થતો હોય છે, કરીઆણાંના વ્યાપારીઓ અને ગાંધીઓ પોતાનો માલ સંભાળવા અને વેચવામાં કામે લાગેલા હોય છે, અને રંગારી, રસાયનશાસ્ત્રીઓ પોતાનાં કારખાનાંઓમાં કામની ધમાલમાં હોય છે; માલીઓ બગીચાઓનાં ફૂલઝાડોના કયારા અને કુંડીઓ ભરવામાં, ખેડુતો મોલ વાવવા અને સંભાળવામાં, રસિક ગૃહસ્થો બાગ બગીચાઓ જોવા અને દેખાડવામાં અને જંગલખાતાંના અધિકારીઓ જંગલો ગમે તેમ વિશેષ વઢાવી તેમાંથી જેમ બને તેમ વધારે પેદાશ કરવા અને દેખાડવાના વિચારોમાં રોકાયલા હોય છે; હવે રહ્યા વનસ્પતિયોમાં રહેલી ઇશ્વરી શક્તિ અને લીલાઓનો અભ્યાસ કરનારા વિદ્વાનો, તો તેઓ કદાચ આવે કલિકાલને સમયે જૂદી જૂદી વનસ્પતિ ઓળખવા, જાણવા, જોવા અને તેમાં રહેલા ઈશ્વરી ચમત્કારો સમજવાનું કાર્ય છોડી કેવળ ઈશ્વર ભજનમાં કે સમાધીમાં તલ્લીન રહેતા હશે. ત્યારે હવે જૂદી જૂદી વનસ્પતિ ઓળખે કે જાણે કોણ? ને જો કોઈ ઓળખવા કે જાણવા ચાહે તો ઓળખાવે કે જાણાવે કોણ?

ઉપર પ્રમાણેની મુશ્કેલી દરમિયાન વિદ્વાન ડાક્ટરોનો દેશી પરદેશી તૈયાર થયેલી દવાઓ ઉપર અને પ્રવિણ વૈદ્યોનો ગાંધીઓ ઉપર આધાર રહે છે, ગાંધીઓનો રબારી, ભરવાડ, કોલી, વાઘરી, ધુડધોયા કે બીજી કોઈ જંગલી-જંગલમાં રહેતી જાતના લોકોપર આધાર રહે છે. ત્યારે વનસ્પતિ ઓળખનારા આજને જમાને તો રબારી, ભરવાડ, કોલી, કે બીજા જંગલમાં રહેનારા અને ભટકનારાઓ જ રહ્યા. તો તેઓનું વનસ્પતિ સંબંધી કેવી રીતનું કેટલું જ્ઞાન હોય કે જેથી એક દેશ કે ફક્ત એક સ્વસ્થાનનેજ લાભ થાય!!!

આવી સ્થીતિ જોઈ આ સ્વસ્થાનના લોકોને યત્કિંચિત્ લાભ મળે એવા હેતુથી લખનારે પોરબંદર સ્ટેટ ગેઝેટ પુસ્તક ૧૯. નંબર ૧. તા૦ ૧ આગસ્ટ ૧૯૦૫ માં ધારાસર ફી ભરી નીચે પ્રમાણે એક જાહેર ખબર છપાવી હતી.

"સર્વે લોકોને વિનતિ કરવામાં આવે છે કેઃ-પોરબંદર સ્વસ્થાનનો બરડો ડુંગર જડીબુટી માટે પ્રખ્યાત છે. તેમાંની જડીબુટીનો અભ્યાસ ૧૫ વર્ષ જંગલખાતાના ઉપરી અધિકારી તરીકે નોકરી કરતાં આ સેવકે જેટલો બન્યો તેટલો કર્યો છે. માટે આ સ્વસ્થાનમાં ઉગતી કોઈ પણ જડીબુટીનું સ્થાનિક અને દેશીનામ, બોટેનિકલ નામ, તેના ગુણદોષ અને ઉપયોગ જાણવાની ઇચ્છા રાખનાર તાજો નમુનો લઈ સવારમાં ૮ થી ૧૦ વાગ્યા સુધીમાં બુધ અને શનીવારે સેવકને મકાને આવશે તો તે વિષેની માહીતી મફત આપવામાં આવશે. હાલ વરસાદ સાધારણ સારો થઈ જતાં જડી-બુટીની મોસમ છે."

આ જાહેર ખબરનો લાભ કેટલાક પુરૂષોએ ગઈ સાલમાં જ લીધો હતો. પણ એક હસવા જેવું એ છે કે, આટલે બધે સુધરેલે ને આગળ વધેલે જમાને પણ થોડાક ભોળા જનો કીમીઆના જીજ્ઞાસુ જણાયલા છે. તેઓ પૂછે છે કે, લખનારે કોઈ એવી જડીબુટી શોધી છે કે નહિ? જેનો ઉત્તર એટલોજ આપવામાં આવે છે કેઃ-વનસ્પતિ રીતસર ઓળખવા કે જાણવાથીજ આ સ્વસ્થાનમાં જંગલખાતાંની નોકરી ઈશ્વરેચ્છાથી આ લખનારને મળી હતી, ને તે દરમિયાન જે પગાર મળતો તે આ લખનાર કીમીઆજ સમજતો હતો. તો વનસ્પતિમાંથી કીમીઓ બનાવવાના વિચારો એક બાજુ મૂકી તેનો વ્યવહારૂ ઉપયોગ શો છે? તે જાણવાનું આજને સમયે ઘણું જરૂરનું છે, માટે તેનો રીતસર અભ્યાસ કરવો જોઇએ.

વનસ્પતિ ઓળખવા માટે ફક્ત તેનું નામ જાણી બેસી રહેવું તેના કરતાં વનસ્પતિશાસ્ત્રનો થોડો ઘણો પણ વ્યવસ્થિત અર્થાત્ નિયમસર અભ્યાસ (systematic-study) કરવો જોઇએ. કેમકે એવા અભ્યાસથી કોઇ પણ વનસ્પતિને નામ આપવાનું, તેનું વર્ણન કરવાનું અને તેને એવી રીતે વર્ગોમાં ગોઠવવાનું શીખાય છે કે, જેથી વનસ્પતિના અભ્યાસીને ગમે તે વનસ્પતિ કે તેનો નમુનો જોવામાં આવે તો તેનું નામ તે તરત નક્કી કરી શકે, એટલુંજ નહિ પણ તે તેનાં અંગોની તરાહ અને તેના સામાન્ય ગુણદોષ પણ તે જાણી શકે. વનસ્પનિનું કુદરતી વર્ગીકરણ (Natural classification) જાણવાથી તેને વનસ્પતિ સંબંધી સામાન્ય જ્ઞાન ઘણું પ્રાપ્ત થાય છે. એક દાખલા તરીકે ભીંડાના વર્ગ (માલ્વેસી-Malvaceæ)ની એક વનસ્પતિનો સારી રીતે નિયમસર અભ્યાસ કરવાથી તેને હાલ સુધી એ વર્ગમાં જણાયલી આસરે ૭૦૦ સાતસો જૂદી જૂદી વનસ્પતિનો અભ્યાસ ઘણે દરજે થઇ જશે. અને જોકે ઘણા અપવાદ છે, તોપણ ઘણુંકરીને એક કુદરતી વર્ગ (Natural order) માં આવેલી તમામ વનસ્પતિના ગુણદોષ સામાન્ય રીતે એક બીજાને મળતાજ હોય છે. તેથી તે ૭૦૦ વનસ્પતિના ગુણદોષ એક સામટા જાણી સકશે, અને કહેશે કે તેમાંથી કોઇ પણ વનસ્પતિ ઝેરી નથી. પણ બધી ઉપલેપક અને પૌષ્ટિક છે. આશું થોડો લાભ? તેમજ ધંતુરાના વર્ગ (સોલેનેસી-Solanaæ) ની એક વનસ્પતિનો ઠીક ઠીક અભ્યાસ કર્યા પછી, અને એ વર્ગની તરાહ સારીરીતે જાણ્યા પછી તેને ૧૨૫૦ વનસ્પતિનો સાધારણ રીતે અભ્યાસ થઈ જશે. અને એવી તરાહવાળી વનસ્પતિ જોતાં તે ચોકસાઇથી જણાવશે કે, આ વનસ્પતિ ઝેરી અને માદક છે.

વનસ્પતિનું આવું જ્ઞાન માત્ર વનસ્પતિની ઓળખ કરાવે છે એટલુંજ નહિ પણ તે સર્વ શક્તિમાન પરમેશ્વરની બનાવેલી તેની અંદરની રચનાનો તે આપણા હૃદયમાં અછી તરેહથી ચીતાર ઉતારે છે. વળી તે આપણાં મનને કેળવે છે, અવલોકન કરવાની શક્તિને વધારે છે, એક વસ્તુની સાથે બીજીનો મુકાબલો કરતાં શીખવે છે, અને કોઈ પણ વસ્તુનું ચોકસાઇ અને બારીકીથી વર્ણન કરવાનો માર્ગ દર્શાવે છે.

ઘણા વખતથી લખનારને વિચાર થયા કરતો હતો કે અમેરિકા, ફ્રાન્સ, જર્મની, ચીન અને જાપાનથી જૂદી જૂદી નવી નવી તરાહની વનસ્પતિના વેલ બુટાની છાપોવાળાં છાયલો અને છીંટો છપાઇ આવે છે, તો તેવી નવી નવી તરાહ આ દેશમાં કેમ નહિ છપાતી હોય! કેમકે સાધારણ રંગ તો અહીં ઘણી તરાહના થાય છે. તે વિષે પૂછપરછ અને તપાસ કરતાં એમ માલમ પડ્યું કે અહીં નવી નવી તરાહની વેલ કે બુટા આળખી કોતરી તેનાં બીબાં બનાવનારા કારીગરોની ખોટ છે. હાલ જે બીબાં જેપુર, કલકત્તા કે મદ્રાસ તરફ સારામાં સારાં બનાવવામાં આવે છે તે પણ આપણા દેશમાં ઉગતી કેટલીક પ્રસિદ્ધ વેલ અને ફૂલોની તરાહનાં હોય છે, અથવા અંગ્રેજીની નકલ હોય છે. આપણા દેશનાં આળખ, ભરત, કોતર અને છાપકામ જોતાં તેમાં બાવળનાં ફૂલ, બકુલીનાં ફૂલ, રાણનાં ફૂલ, કમલ ફૂલ, કુબાનાં ફૂલ, બાવળનાં પાન, ગોખરૂનાં પાન, કારેલાનાં પાન, સમુદ્રશોષની વેલ, તરબુજની વેલ, કારેલાંનાં ફૂલ, બીજોરાંનાં ફૂલ, દાડમનાં ફૂલ, કશીની શીંગો આદિ આપણને દરરોજ જોવામાં આવે એવી સાધારણ વનસ્પતિની તરાહ કે છાપ જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે, આપણા કારીગરો વિવિધ તરાહની કુદરતી વસ્તુઓનું બારીક અવલોકન કરી તેવી વસ્તુઓની શુદ્ધ કે ભેળસેળવાળી નકલ ભરત, ચીતર, કોતર, આળખ અને છાપ કામમાં દાખલ કરવાની કુદરતી શક્તિ ખોઈ બેઠા છે. તે શક્તિ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસથી પાછી આવી શકે એમ છે. આપણા દેશની પ્રાચીન બૌદ્ધ ગુફાઓ, જૈન અને શિવ-વિષ્ણુ મંદિરો તેમજ જુની સમાધો અને મસીદ તથા રોજાઓમાંનાં કોતરકામમાં જે વેલ બુટીઓ અને પશુ પક્ષીઓની બારીક અને મનોહર કારીગરી જોવામાં આવે છે, તે હાલ આપણને જ નહીં પણ વિદેશી સારામાં સારા કુશળ શિલ્પશાસ્ત્રીઓને પણ હેરત પમાડે છે. આ ઉપરથી જણાય છે કે આપણા દેશના અસલના કારીગરોની અવલોકન અને નકલ કરવાની કુદરતી શકિત ઘણી સારી હતી. નવી નવી વનસ્પતિ અને બીજી કુદરતી વસ્તુઓને હમ્મેશાં જોવાની ટેવ પડવાથી, તેમાં આનંદ આવવાથી અને તેવી વસ્તુઓની નકલ છાપ વગેરેનાં બીબાં બનાવાના કામમાં દાખલ કરવાની ટેવ પડવાથીજ આવી બાબતમાં આગળ વધી શકાય તેમ છે. હિંદુસ્થાનમાં હજારો જૂદી જૂદી તરાહની વનસ્પતિ થાય છે. તો કેટલી બધી તરાહની છાપોવાળાં છાયલો અને છીંટ આ દેશમાં તૈયાર થવાં જોઇએ? આ દેશમાં તેમજ ઇતર દેશમાં હમેશાં કુદરતી વસ્તુઓ વેલ, બુટા, પશુ, જંતુ આદિને જોઇ તેની આકૃતિઓનીજ આવા કામમાં નકલ થઇ છે, ને થાય છે. પણ માણસના મનનું ખેંચાણ કરનાર વસ્તુનું જ્ઞાન સંપાદન કરવાનો ઘણે દરજ્જે મુખ્ય પાયો વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ છે, માટેજ એને અવલોકન કરવાની વિદ્યા ( Science of observation ) કહે છે.

વનસ્પતિવર્ણનનાં અંગ્રેજી પુસ્તકો વાંચતાં જ્યારે લખનારને એવું જાણવામાં આવ્યું કે, વિલાયતમાં બેઠેલા અંગ્રેજ વિદ્વાનો માંમલેશ્વર અને વાલકેશ્વરના ડુંગરપર કે પોરબંદરના બરડા ડુંગરના એક ખૂણામાં, કે કચ્છના મઉગામની ભીની જગોમાં કઇ વનસ્પતિ ઉગે છે? અને તે શું કામમાં આવે છે? તે પણ તે ત્યાં બેઠા જાણે છે. એટલુંજ નહિ પણ કેટલાક વિદ્વાનોએ તો હિંદુસ્થાન જોએલું પણ નથી છતાં હિન્દુસ્થાનની વનસ્પતિ વિષે તેઓએ પુસ્તકો લખેલાં છે. ત્યારે કેટલો તેઓનો હિંદુસ્થાનની વનસ્પતિ સંબંધી અભ્યાસ–કેટલો શોખ–કેટલું સાધન–અને કેટલું તેઓની પાસે સાહિત્ય હશે તેનો વિચાર થઇ પડે છે. એથી ઉલટું હાલ આપણા દેશમાં લખનાર જેવા હશે તે પોતાનાં ફળિયામાં ઉગેલી વનસ્પતિ પણ ભાગ્યેજ ઓળખતા હશે. એટલું જ

નહિ પણ તે ઓળખવાની દરકારજ શા માટે કરતા હશે? આશું ખેદની વાત નથી? હાલ વનસ્પતિ સંબંધી જો કંઇ થોડું ઘણું જ્ઞાન આપણા દેશમાં રહેલું હશે તો તે કેવળ જંગલી લોકોમાં જંગલના સહવાસથી રહેલું છે. પણ તમામ વનસ્પતિને ગમે તે પણ ઉપયોગી કામમાં લેવા માટે આપણા પઠિત અને ઉચ્ચ ધંધાદારીઓ તેમજ કારીગરોમાં એ જ્ઞાનનો પ્રસાર થવાની આવશ્યક્તા જણાય છે.

આપણા પ્રાચીન આર્ય વિદ્વાનો વનસ્પતિની શોધ ખોલ કરતા હતા, તેના ગુણાવગુણ જાણતા હતા, અને નવી જણાયલી વનસ્પતિ નોંધી લેતા હતા. એટલુંજ નહિ પણ હાલના અંગ્રેજ વિદ્વાનોની પેરેજ જેટલી શોધ થઇ હોય તે જાણી તેને કાયમ રાખી તેથી આગળ પોતે તેજ ધોરણપર શોધ આગળ ચલાવતા હતા. અને તેના પરિણામોનો વધારો તે શોધમાં દાખલ કરતા હતા. તેઓ માત્ર વનસ્પતિનાં નામ જાણી બેસી રહેતા કે તેટલેથી સંતોષ આણતા નહિ હતા. પણ જાતે સઘળી વનસ્પતિ જોઇ તપાસી નિશ્ચય કરતા હતા અને વિદ્યાર્થીઓ તેમજ બીજા જીજ્ઞાસુઓને જંગલમાં પોતા સાથે ફેરવી દરેક વનસ્પતિ તેમને પ્રત્યક્ષ ઓળખાવી તેનું જ્ઞાન આપતા હતા. વિદ્યા સંપાદન કરવાની આવી પદ્ધતિનો હાલ આપણા દેશમાંથી ઘણેભાગે લોપ થયેલો છે, એ ખેદની વાત છે. પણ એક અંગ્રેજ વિદ્વાન (Mr. F. Gell. B. A. Cambridge) વિલાયતથી આ દેશમાં આવી આખા પશ્ચિમ હિંદુસ્થાનની તમામ વનસ્પતિનો વ્યવહારૂ (practical) અભ્યાસ કરી હવે આપણને કહે છે કેઃ—

By Natives of India alone can Botanical sciencc be pursued in India with the same success which has attended the efforts in this direction of Europeans in Europe. Botany is not of course merely a Nomenclature. But before it can be entered upon as a science, common plants must be known and discriminated by their names. Perhaps there are not half a dozen men in the Presidency, who could go into any ordinary ghaut jungle, and tell its trees and plants by their leaves alone. But more labourers in the field of Botanical Research are urgently required in india: and they must be drawn from the ranks of the educated Natives. Half a dozen men excepted, little, apparently, is known of the great Vegelable Kingdom by those whose deepest mysteries nevertheless require the juice of a rare jungle plant; (Sarcostemma Viminale says Dr. Haug, is the true "Soma" of the Veds.) but many of whom are still content to feel an ignorant contempt for "the jungle," with all of Wonder and of Wisdom which it contains. It will be a day of real progress in India, which sees the educated Brahmin going forth into that jungle, to learn deeper lessons from it, than even the most eloborate of soma sacrifices can teach him, in a "spirit of love and of a sound mind;" and he may perhaps find that many a despised dweller in its recesses has a knowledge of its plants and animals, and of other things besides, which he and all his educated fellow-countrymen would do well to respect and utilize. The great Mountstuart Elphinstone, being found, late in life, attentively sitting amid students, to learn to the last whatever was to be learnt: and India will be great, in what constitutes true greatness, when her greatest men are not ashamed to do the like."

આવાં વચનો વાંચ્યા પછી આપણા કોઇ સ્વદેશી બંધુના હૃદયમાં કંઇ અસર નહિ થાય!!!

વનસ્પતિની ઘણી સૂક્ષ્મ રચના અને તેનાં કાર્યોનું જ્ઞાન સંપાદન કરવાને એ વિષયમાં ઊંડા નહિ ઉતરતાં વનસ્પતિની ઓળખ અને તેના વ્યવહારૂ ઉપયોગ વિષેની માહિતી સામાન્ય રીતે પ્રથમ ભાગે વિશેષ ઉપયોગી છે. એટલુંજ નહિ પણ તે વનસ્પતિવિદ્યાના મહાન અભ્યાસી શિવાય સામાન્ય જ્ઞાનવાળા વ્યવહારૂ (practical) માણસોથી પણ સહેલાઇથી શીખી શકાય છે. અને આવું ઉપયોગી જ્ઞાન પ્રથમ મેળવ્યા પછી, જો કોઇ પણ એ શાસ્ત્રના ગહન વિષયમાં ઉતરવાની ઇચ્છા રાખતો હોય, તો તેને પણ તે રસ્તો સુગમતા ભરેલો થઈ પડે છે. આ પુસ્તકની મતલબ એવી છે કે–સામાન્ય ગુજરાતી અંગ્રેજી જાણનારા બંધુઓ પણ જૂદી જૂદી વનસ્પતિ પોતાની મેળે ઓળખી તેના ગુણદોષ અને ઉપયોગ સામાન્ય રીતે જાણી શકે.

આ પુસ્તકમાં કેવળ આ સ્વસ્થાનમાં ઉગતી વનસ્પતિજ દાખલ કરવામાં આવી છે. પણ એજ વનસ્પતિ બીજાં સ્થાનોમાં પણ થાય છે. માટે આ પુસ્તકમાં આવેલી કોઇ પણ વનસ્પતિનું વર્ણન અભ્યાસની ખાતર વાંચવું હોય, ત્યારે તે વનસ્પતિ પાસે જઈ અથવા તેનો તાજો (તાજો નમુનો ન મળે તોજ સુકો નમુનો લેવો) નમુનો પાસે રાખી તેનું વર્ણન વાંચતાં જવું, અને તે તે વનસ્પતિ અથવા તેના નમુના સાથે મેળવતા જવું, સંદેહ આવે તો તેની નોંધ રાખવી, કે સુકા નમુનામાં વનસ્પતિના જે વિભાગો બરાબર નહિ દેખાયા હોય, તે તેનો તાજો નમુનો તપાસતાં દેખાઈ આવશે. આવી રીતે વનસ્પતિવર્ણનનાં પુસ્તકો વાંચવાથીજ વનસ્પતિનો અભ્યાસ થાય છે. અને તેનાં વર્ણન વાચતાં કંટાળો આવતો નથી. પણ જેમ જેમ આગળ વાંચતા ને વનસ્પતિના તે વિભાગો તપાસતા ને વર્ણન સાથે મેળવતા જઇએ છીએ, તેમ તેમ તેમાં ગમત ને તેનું જ્ઞાન મળતું જાય છે. જે વનસ્પતિ તેનાં વર્ણન સાથે મેળવવી હોય, તે વનસ્પતિ અથવા તેનો નમુનો તેમાં ફૂલ ફલ હોય ત્યારે તપાસવાથી તેમાં વધારે મજા અને જાણવાનું મળે છે. ને તેની ઓળખ થાય છે.

આવું પુસ્તક કોઇ સારા સાક્ષર વ્યવહારૂ વનસ્પતિવેત્તાની કસાએલી કલમથી લખાયું હોત તો તે ઘણું સારૂં લખાયું હોત. આ લખનારને આજ વીશ વર્ષ થયાં ગામડીઆ અને રબારી જેવા લોકોની સોબત છે અને એવા લોકોની સોબતની અસર આ પુસ્તકની ભાષામાં આવી હશે, એ સ્વાભાવિક છે. આવા વનસ્પતિવર્ણનનાં પુસ્તક લખવામાં અંગ્રેજ વિદ્વાનોને પુસ્તકાલયોની, વનસ્પતિના સુકા નમુનાઓના સંગ્રહોની, પોતા જેવા અથવા પોતાથી વધારે જ્ઞાન ધરાવનારા એજ વિદ્યાના વિદ્વાનોની અને બીજી ઘણી સાહેતા મળી શકે છે. જ્યારે આ લખનારને કેવળ આ સ્વથાનના બરડા ડુંગર, બરડાના રબારી અને સ્વસ્થાનમાં ઉગતી વનસ્પતિઓનીજ મદદ મળેલી છે. આ વનસ્પતિઓએ જે મદદ આપી છે તેને માટે લખનાર તેઓનો ખરેખર મ્હોટો ઉપકાર માને છે. એટલુંજ નહિં પણ તેઓ વિષે લખનારને પ્રેમ અને પૂજ્યભાવ છે. અસલના જમાનાની જુની–પુરાની–તોપણ રસિલી–મીઠી વાતો છે કે ડુંગર અને ઝાડવાં માણસો સાથે વાતો કરતાં. આ હૃદયદ્રાવક વાતો હવે કોઇ માનો, ન માનો, પણ લખનાર પોતે તો તે ખરી માને છે.

"You will find something far greater in the *woods* than you will find in *books*. *Stones* and *Trees* will teach you that which you will never learn from *Masters*." (St. Barnard)

"There is a tongue in every leaf,
A voice in every rill." (S. Thomson).

કેમકે જેમ એક નાહાનાં બચ્ચાંને આપણે શુદ્ધ અંતઃકરણના પ્યારથી બોલાવીએ છીએ, તો તે પ્રસન્નતાથી આપણી સાથે વાતો કરે છે, તેમ વનસ્પતિ પણ છે. જ્યારે એક વનસ્પતિને પ્રેમથી આપણી પાસે રાખી, બૃહદ્દર્શક કાચથી તેના અવયવો અને તેની રચના ઇશ્વરની લીલા જોવાના ભાવથી જોઇએ છીએ ત્યારે ખરેખર તેમાં તલ્લીન થઇ જવાય છે–અને તે વખતે

અલૌકિક-ઇશ્વરી આનંદથી આપણું હૃદય છલકાઇ જાય છે-તે અવર્ણનીય છે. એ મજા પ્રેમની લેહેરના છે, અને તે વાંચનાર કરતાં અનુભવનારને જ વિશેષ મળે છે. ડુંગરોમાં રખડવાં, પથરા, કાંટા, ટાઢ, તડકા, વરસાદ, ભૂખ, તરસ આદિ કંઇ વસમાં લાગતાં નથી, પણ એક નવીન વનસ્પતિ જોવામાં આવી તો એ સઘળું પ્રેમમય થઇ જાય છે. એવો વનસ્પતિ જેવી ઇશ્વરી વસ્તુનો ઇશ્વરી પ્રભાવ છે, પણ તે "जाने सो जाने" અથવા કોઇ કાતિલ શાયરના બોલોમાં બોલીએ તો તે કહે છે કે-"जानत है दरदी दरदीकी !!

આ પુસ્તક લખવાનો પ્રસંગ એવી રીતે આવેલો છે કે, પોરબંદરના કૈલાસવાસી ખુદાવિંદ નામદાર મહારાણા શ્રીવિક્રમાતજી સાહેબ બહાદુર વિવિધ વિદ્યાના પોષક હતા. વળી તેઓશ્રીને બરડા ડુંગરની જડીબુટી જાણવાની અને તેની જેમ બને તેમ દેશમાં પ્રસિદ્ધિ થાય એવી શુભ અને મહત અભિલાષા હતી. તેઓ ખુદાવિંદ શ્રીએ રાજકોટની રાજકુમાર કોલેજના મરહુમ પ્રિન્સિપાલ (લખનારના વનસ્પતિવિદ્યા મિત્ર અને શુભેચ્છક) ચેસ્ટર મૅકનાટન (Chester* Macnaghten) સાહેબ સાથે એક પ્રસંગે વાતચીત કરતાં બરડા ડુંગરની વનસ્પતિની શોધ થવા માટે વાત કાહાડી હતી. તેપરથી મેકનાટન સાહેબે લખનારનું નામ તે કામ કરવા માટે આપેલું હતું. પછી સને ૧૮૮૬ માં તે વખતના પોરબંદરના એડમિનિસ્ટ્રેટર લેલી સાહેબ (હાલ વાનપ્રસ્થ થયેલા Sir F. S. P. Lely, C. S. I., K. C. I. E., I. C. S.) ને મેકનાટન સાહેબે લખ્યું હતું, તેમજ ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરે પણ ફરમાન કરેલું હતું. જેપરથી લેલી સાહેબે મુંબઈના વનસ્પતિવિદ્યાવિલાસી (લખનારના વનસ્પતિવિદ્યા મિત્ર અને શુભેચ્છક) ઓનરેબલ બર્ડવુડ સાહેબ (હાલ વાનપ્રસ્થ થયેલા Hon. H. M. Birdwood M. A. LL. M. (Cantab) ને લખી તેઓ સાહેબની મારફત લખનારને પોરબંદર તેડાવ્યો હતો. તે તા૦ ૨૭ સપ્ટેમ્બર ૧૮૮૬ ને રોજ આવ્યો હતો. મારા આવ્યા પછી તરતજ લેલી સાહેબે મને ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરની સલામે બોલાવ્યો. ત્યાં સલામ બાદ વનસ્પતિ સંબંધી થોડીક વાતચીત થયા પછી ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરે મને ફરમાવ્યું કે **"તમને ઝાડ પાનનો ઘણો શોખ છે, એમ અમને મેકનાટન સાહેબે કહ્યું છે, હવે તમે આપણા બરડા ડુંગરમાં સારી પેઠે સોધ કરો. શું ? તેમાં જડીબુટી ઘણી છે, પણ તે ઓળખવી જોઇએ."** ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુરના આ પહેલાજ સોનાના શબ્દો મેં મારા હૃદયમાં હમેશાંને માટે લખી રાખ્યા. બાદ તા૦ ૧ અકટોબર ૧૮૮૬ ને રોજ સવારમાં મને ઓચિંતો લખિત હુકમ મલ્યો કે તમારી નિમણુક "ક્યુરેટર ઓફ ફોરેસ્ટ્સ એન્ડ ગાર્ડન્સ" ના હુદ્દાથી આ સ્વસ્થાનમાં કરવામાં આવી છે. આ હુકમ લઈ હું લેલી સાહેબ પાસે ગયો અને વિનંતિ કરી કે સાહેબ, હું નોકરીમાં અહિં ફસાઇ જઇશ તો હાલ હું મુંબઇમાં પંડિત **ભગવાનલાલ** ઇંદ્રજી (હાલ સ્વર્ગસ્થ) અને ડા. **સખારામ અર્જુન** (હાલ સ્વર્ગસ્થ)ના સહવાસમાં રહી વનસ્પતિનો અભ્યાસ કરૂં છું તે રહી જશે. જેપરથી તેઓ સાહેબ ખડખડ હસ્યા, અને મને અંગ્રેજીમાં કહ્યું કેઃ--

"Well, never mind, we have given you a congenial work I think. Please do your work and you will find an interest in it. Your knowledge of plants should now be put to some practical and useful work." આથી હું શરમાઇ ગયો, ને નોકરીમાં રહી ગયો. તે ૧૫ વર્ષ જંગલખાતાની અને ૪ વર્ષ ટ્રેઝરીની નોકરી કરી તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૦૪ થી હું મારી મેળે પેનશનપર સ્વસ્થાનની નોકરીથી મુક્ત થયો છું.

બરડા ડુંગરનો ચાર્જ લીધા પછી તરતજ તે ડુંગરમાં ઉગતી ઘણીખરી ઔષધોપયોગી વનસ્પતિના નમુનાઓ એકઠા કર્યા. અને તે વનસ્પતિમાંથી નીકળતા રેસા, રંગની છાલ, ગુંદર

* Common Thoughts on Serious subjects by the late Chester Macnaghten, M. A. Principal, Rajkumar college. with an introduction by Robert Whitelaw, Introduction page XXV. London 1896.

આદિના નમુનાઓનો પણ સંગ્રહ કર્યો. તે સંગ્રહ અને તેની સાથે વનસ્પતિ સંબંધીનો રિપોર્ટ ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બહાદુર હજુર મુકવા મેં તૈયાર કરી લેલી સાહેબને આપ્યો. તે સંગ્રહ જોઈ અને તેની હકીકતથી ખુદાવિંદ નામદાર મહારાણા સાહેબ બાહદુર ઘણા રાજી થયા હતા. ત્યાર પછી સ્વસ્થાનને ખર્ચે જંગલખાતાનું વ્યવસ્થિત અને વ્યવહારૂ કામ શીખવા માટે લખનારને મુંબઈ અને પુને, મુંબઇ સરકારની પરવાનગીથી સરકારી જંગલખાતામાં મોકલવામાં આવેલો હતો. જ્યાંથી લખનાર બાર મહિનામાં કામ શીખી પાછો ફર્યો હતો.

સને ૧૮૮૯ નાં પોરબંદર પ્રદર્શનમાં બરડા ડુંગરમાં થતી વનસ્પતિનો સર્વોપયોગી સંગ્રહ રાખવામાં આવેલો હતો. અને એ પ્રદર્શનમાં સૌથી શ્રેષ્ઠ અને વ્યવહારોપયોગી વસ્તુને માટે તે વખતના મુંબઇના ગવરનર સાહેબ (*H. E. The Governor Lord Reay*) નો ચાંદ આપવાનો હતો તે આ સંગ્રહને માટે લખનારને મલ્યો હતો.

સને ૧૮૯૩ માં કાઠિયાવાડ પ્રદર્શનની વખતે પણ બરડા ડુંગરની વનસ્પતિનો સંગ્રહ ત્યાં મોકલવામાં આવેલો હતો. જેને માટે પણ કેટલાંક પ્રસિદ્ધપત્રો (સરટિફિકેટ) અને ચાંદ મલ્યાં હતાં.

સને ૧૮૯૫ ના ગોંડલ સ્વસ્થાનના ખેતીવાડીના પ્રદર્શનમાં આ સ્વસ્થાનના બાગોમાંથી બકાલાંનો તેમજ બરડા ડુંગરમાંથી કરેલો રેસાઓ વગેરેનો સંગ્રહ મોકલવામાં આવેલો હતો, ત્યાંથી પણ ઘણાં પ્રસિદ્ધપત્રો મળેલાં હતાં.

સને ૧૯૦૨ નાં અઢારમી ઇંડીયન નેશનલ કોંગ્રેસનાં અમદાવાદમાં ભરાયલા પ્રદર્શનમાં પણ બરડાડુંગરની વનસ્પતિના સંગ્રહને માટે ઘણાં પ્રસિદ્ધપત્રો અને ચાંદ મળેલાં હતાં.

સને ૧૯૦૪ નાં વીસમી ઇંડીયન નેશનલ કોંગ્રેસના મુંબઈ પ્રદર્શનમાં તો લખનાર પોતાને ખર્ચે બરડા ડુંગરમાંથી વનસ્પતિનો અને આ સ્વસ્થાનની બીજી વસ્તુઓનો ઓહોળો સંગ્રહ લઈ ગયો હતો, જેને માટે પણ ઘણાં પ્રસિદ્ધપત્રો અને ચાંદ મળેલાં છે અને એ સંગ્રહનો સવિસ્તર હેવાલ અંગ્રેજીમાં એ પ્રદર્શનની ઓફિસીયલ બુકમાં છપાયલો છે.

ઉપર કહેલા ચારે ચાંદોનાં ચિત્ર આ પુસ્તકનાં મુખ પૃષ્ટની પાછળ આપેલાં છે.

બરડા ડુંગરની વનસ્પતિ સંબંધીનાં વર્ણનનું એક પુસ્તક લખવાનું ઘણાં વર્ષથી લખનારના મનમાં હતું, અને તેથી જ્યારે જ્યારે જંગલમાં ફરવા જવાનું થતું ત્યારે જે જે વનસ્પતિ જોવામાં આવતી તેની નોંધ કરી લેવામાં આવતી હતી. પણ ખાતાનાં કામ ઉપરાંત મરકી અને દુષ્કાળ સંબંધીનાં તેમજ મ્યુનિસિપાલીટી અને સ્વસ્થાનનાં બીજાં કેટલાંક કામોમાં વખત રોકાવાથી આ પુસ્તક લખવાનું કામ થઈ શકતું નહિ હતું. ત્યારે હાલ બે વર્ષથી પેનશન લઇને સદરહુ વનસ્પતિ સંબંધી કરેલી નોંધ આવા પુસ્તકના આકારમાં લખી પ્રસિદ્ધ કરવાનો યત્ન કરેલો છે.

આ પુસ્તકમાં વનસ્પતિવર્ણનની શરૂવાતથી પહેલાં उपोद्घात મુકવામાં આવેલ છે. તે વધારા, ઘટાડા અને કેટલાક ફેરફારથી સર. જે. ડી. હૂકર સાહેબના હિંદી ફ્લોરાને આધારે લખવામાં આવેલ છે. એમાં કેટલાક પારિભાષિક શબ્દો (definitions) સંસ્કૃત અને ગુજરાતી આવેલા છે. તે પ્રથમ નજરે અઘરા અને કંટાળા ભરેલા ટીંખળ જેવા જણાશે. પણ જેવા અઘરા અને કંટાળા ભરેલા તે પ્રથમ નજરે જણાય છે. તેવા તે તેનાં યોગ્ય સ્થાનપર જ્યારે આપણે તેનો ઉપયોગ કરીશું ત્યારે જણાશે નહિં. અને તે શબ્દો વાપરવાનો થોડો મહાવરો પડયા પછી અર્થાત થોડીક વનસ્પતિયોનો થોડો ઉપર ટપકે અભ્યાસ કર્યા પછી તે સહેલા અને ઘણા ઉપયોગી જણાશે.

પારિભાષિક શબ્દોની સામે તેના અંગ્રેજીમાં અંગ્રેજી શાસ્ત્રીય શબ્દો પણ મુકવામાં આવેલા છે–કે જેથી અંગ્રેજી જાણનારાઓને તે ઘણા સરલ જણાશે. આ શબ્દોની અનુક્રમણિકા તેના અંગ્રેજી શબ્દો અને ઉપોદ્ઘાતમાંની કલમોની અંક સંખ્યા ઉપોદ્ઘાતની પાછળ અભ્યાસીની સગવડતા ખાતર દાખલ કરવામાં આવેલી છે.

આ શબ્દોમાંના કેટલાક શબ્દો મુંબઇના સુપ્રસિદ્ધ નરવર ડા. સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકરનાં "વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્વો" નામનાં પુસ્તકમાંથી લીધેલા છે. અને કેટલાક લખનારે યોજીને મુકેલા છે. છતાં લખનારને સારા શબ્દોની ઘણી ખામી જણાઈ છે. તે સુજ્ઞ વિદ્વાન પુરૂષો સુધારશે અને લખનારપર ઉપકાર કરીને તેને જણાવશે એવી આશા છે.

વનસ્પતિના નમુનાઓ કેમ લેવા, કેમ સુકાવવા અને તે આગળ ઉપર ઉપયોગમાં આવવા માટે કેમ સાચવી રાખવા તે વિષેની સમજુતી તેમજ વનસ્પતિ કેમ ઓળખવી ને તેના આકારોમાં કેવા કેવા ફેરફાર થઈ જાય છે તે વગેરેની માહીતી પણ ઉપોદ્ઘાતમાં આપેલી છે.

મુંબઈ ઇલાકામાં ઘણુંકરી ૧૬૦ વર્ગની વનસ્પતિ થાય છે, તેમાંથી આ સ્વસ્થાનમાં આસરે ૧૦૦ વર્ગની વનસ્પતિ ઉગે છે. આ પુસ્તકમાં ૯૫ વર્ગ અને ૬૧૧ વનસ્પતિના વર્ણન આપેલાં છે.

આ પુસ્તકમાં વનસ્પતિનાં વર્ણન લખવાની પદ્ધતિ નીચે પ્રમાણે રાખવામાં આવેલી છે:—

| | |
|---|---|
| ૧–વનસ્પતિનો કુદરતી વર્ગ. | Natural order of the plant. |
| ૨–વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ. | Short description and properties of the order |
| ૩–ચાલતો નંબર. | Serial number. |
| ૪–વનસ્પતિનું શાસ્ત્રીયનામ. | Generic and specific (Botanical) name of the plant. |
| ૫–દૃષ્ટાન્ત અથવા ઉલ્લેખ. | References. |
| ૬–દેશીનામ. | Vernacular name of the plant. |
| ૭–વર્ણન. | General description of the plant. |
| ૮–મૂળ. | Root. |
| ૯–ડાંડી અને શાખાઓ. | Stem and branches. |
| ૧૦–પાન અને ઉપપાન. | Leaves and stipules. |
| ૧૧–ફૂલ, પુષ્પશાખા, પુષ્પપત્રો અને ફૂલની ડીટડી. | Flowers, peduncle, bracts and pedicel. |
| ૧૨–ફૂલનો પુષ્પબાહ્યકોષ. | Calyx. |
| ૧૩– „ પુષ્પાભ્યન્તર કોષ. | Corolla. |
| ૧૪–પુંકેસરો. | Stamens. |
| ૧૫–સ્ત્રીકેસર. | Pistil. |
| ૧૬–ફલ. | Fruit. |
| ૧૭–બીજ. | Seed. |
| ૧૮–ઉપયાગી અંગ. | Economic parts of the plant. |
| ૧૯–ઔષધીય ગુણદોષ. | Medicinal properties of the plant. |
| ૨૦–ઉપયોગ–ઔષધીય અને વ્યવહારૂ. | Uses.–medicinal and Economic. |
| ૨૧–સ્થાનક. | Habitat. |
| ૨૨–વિશેષ વિવેચન. | Remarks. |

ઉપર પ્રમાણે જો કે પદ્ધતિ રાખવામાં આવેલી છે તોપણ વનસ્પતિની ઓળખ, મહત્વત્તા અને ઉપયોગીપણાનો વિચાર કરી કેટલીક વનસ્પતિનાં વર્ણન સંક્ષિપ્ત પણ લખવામાં આવેલાં છે.

વનસ્પતિના કુદરતી વર્ગો, શાસ્ત્રીયનામો અને જાતિયોની ગોઠવણ ઘણે ભાગે સર. જે. ડી. હુકર સાહેબના હાલ સર્વમાન્ય થયેલા (*Flora of British India*)ની રચનાને અનુસરીને ગોઠવવામાં આવેલી છે.

વર્ગો અને વનસ્પતિના નંબરો આ પુસ્તકમાં આવતા વર્ગો અને વનસ્પતિના અનુક્રમ નંબરો છે.

આ પુસ્તક લખવામાં જે પુસ્તકોના દાખલા લખવામાં આવેલા છે તે પુસ્તકોનાં નામો દૃષ્ટાન્તની લીટીમાં ટુંકામાં લખવામાં આવેલાં છે. તેવાં પુસ્તકો નીચે પ્રમાણે ચાર છે.

1–The "*Flora of British India.*" Volumes I to VII. by *Sir J. D. Hooker* London 1875 to 1897–એનું ટુંકું (H. I. p. 1) એટલે *Hooker's Volume I. page 1.* એથી જેટલામું વોલ્યુમ હોય તેની સંખ્યા પછી પાનું અને પાનાની અંક સંખ્યા સમજવી.

2–The "*Flowering plants of Wertern India*" by the *Rev. Alexander kyd Nairne* London 1894 એનું ટુંકું (N. p. 1) એટલે Nairne page 1.

3–"*Dictionary of The Economic Products of India*" by *George Watt* Volumes I to VI,–part IV. Calcutta 1887 to 1893. એનું ટુંકું (Watt. I. p. 1) એટલે Watt's Volume I. page. 1.

**૪–નિઘંટ સંગ્રહ જુનાગઢના** (હાલ સ્વર્ગવાસી) **વૈદ્ય રઘુનાથજી ઇંદ્રજી ઉર્ફે કતાભટ વિરચિત. જુનાગઢ. સંવત ૧૯૪૯ સને ૧૮૯૩** એનું ટુંકું (રૂ. નિ. પા. ૧) એટલે રૂગનાથજી–નિઘંટ સંગ્રહ પાનું ૧.

દેશી નામોમાં પહેલું નામ ઘણુંકરી આ સ્વસ્થાનમાં બોલાતું સ્થાનિક (local) નામ દાખલ કરવામાં આવેલું છે. કેમકે આ સ્વસ્થાનમાં ઉગતી કેટલીક વનસ્પતિ અહીંના લોકો, એ જ નામથી ઓળખે છે. આવાં સ્થાનિક નામની સંજ્ઞા (પો૦)=પોરબંદર, અને બાકીના નામોની (ગુ૦)=ગુજ-રાતી, (મ૦)=મરાઠી, (હિં૦)=હિંદી, અને (સં૦)=સંસ્કૃત. એ રીતે દર્શાવેલી છે.

આ પુસ્તક લખવામાં વનસ્પતિની પરીક્ષા અર્થાત્ ઓળખાણ માટે જેમ અંગ્રેજીમાં ફ્લોરા (Flora) લખાય છે તેમ વનસ્પતિનાં બાહ્ય અંગોનું માત્ર વર્ણન અને સ્થાનિક ઉપયોગ આપવાનો જ લખનારનો વિચાર હતો. પણ પાછળથી **આમોદવાળા વકીલ રા. રા. મે. ધીરજલાલ નરભેરામ દેસાઇ**, તથા સાક્ષરવર વિવિધવિદ્યાવિલાસી **રા. રા. મે. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ "ગુજરાતી"**ના અધિપતિ સાહેબની સૂચનાથી એમાં વનસ્પતિના ગુણદોષ અને ઔષધીય ઉપયોગ થોડા વિશેષ દાખલ કરવામાં આવેલા છે. માટે ઔષધીય ઉપયોગ લખવામાં કાઠીયાવાડમાં પ્રસિદ્ધિ પામેલાં નીચેનાં બે ગુજરાતી પુસ્તકોનો જ્યાં જ્યાં ઉપયોગ કરવામાં આવેલો છે, ત્યાં તેના કર્તાઓનાં મુબારક નામોનો હવાલો આપવામાં આવેલો છે.

એ બે પુસ્તકો—

**૧—આર્યઔષધ**–બનાવનાર **રાવલ વીરજી ઝીણા. એલ. એમ. એન્ડ એસ.** ખંભાળીઆ ડીસ્પે-ન્સરી ડાકટર (હાલ જામનગર). અમદાવાદ. ઇ. સ. ૧૮૮૯, કીંમત રૂ. ૫. એનું ટુંકું (ડા. વી. ઝી.)

**૨—આર્યાનાર્યઔષધ**–રચી પ્રસિદ્ધ કરનાર **રા. વૈદ્યશાસ્ત્રી મણીશંકર** ગોવિંદજી, જામનગર. એનું ટુંકું (વૈ. શા. મ. ગો.)

બીજા જે ગ્રંથકારોનાં કંઇ અવતરણ લેવામાં આવેલાં છે તો તેઓનાં નામો તે સ્થળે દર્શાવેલાં છે.

સ્થાનકની લીટીમાં બનતાં સુધી એવું બતાવવામાં આવેલું છે કે, તે વનસ્પતિ હિંદમાં તેમ જ પોરબંદર સ્વસ્થાનમાં કેવી જગોએ ને કયાં ઉગે છે.

વિશેષ વિવેચનમાં વનસ્પતિનાં તે નામનું જણાયલું આનુમાનિક કારણ અને તે વનસ્પતિ વિષે જો કંઈ જાણવા જોગ વાર્તા, કહેવત કે કવિતા જાણવામાં આવેલી છે તો તે પણ એક મનરંજન માટે દાખલ કરેલી છે.

પોરબંદર સ્વસ્થાનના બાગ અને જંગલખાતાં સંબંધીની જુજ હકીકત વખતે સ્થાનક કે વિશેષ વિવેચનમાં આવેલી છે, પણ ખાસ હકીકત તો ફુટનોટમાંજ લખાયલી છે. આવી ફુટનોટ કોઇ કોઈ જગોએ જરા વિશેષ લંબાયલી જાણશે પણ તેમ કરવા લખનારને નિમકની શરતે યોગ્ય જણાયલું છે. એ ફુટનોટમાંની પણ કેટલીક હકીકત તો સાર્વજનિક ઉપયોગની વાંચનારને જણાશે.

છેવટમાં લખનારની જીજ્ઞાસુ વાંચનાર પ્રત્યે એવી વિનંતિ છે કે, આ પુસ્તક વાંચી પ્રથમ નહિં ઓળખેલી એવી એકાદ પણ નવી વનસ્પતિ વાંચનાર ઓળખી શકશે અને તેને કોઇ પણ નવા ઉપયોગમાં યોજશે તો લખનારપર તેનો મોટો ઉપકાર થશે, અને જે હેતુ તથા શ્રમથી આ પુસ્તક લખેલું છે તે હેતુ અને શ્રમ વ્યર્થ ગયાં નથી એમ સમજી લખનાર પોતાનો પ્રયાસ આગળ વધારશે. આ પુસ્તકમાં ઘણી ખામીઓ માલમ પડશે પણ તે ખામીઓ સુજ્ઞ વાંચનાર વખતોવખત લખનારને લખી જણાવશે તો લખનાર તે ખામીઓ સુધારી તેઓનો આભારી થશે. વળી જો ગુણગ્રાહી પ્રજા તરફથી આ પુસ્તકની યોગ્ય કદર થઈ લખનારને ઉત્તેજન મળશે તો કાઠિયાવાડમાં આવેલા ગીરનાર, ગીર અને શેત્રુંજા આદિ ડુંગરોમાં તેમજ હિંદુસ્થાનના બીજા ભાગોમાં ઉગતી વનસ્પતિઓનું પણ આવું પુસ્તક બનાવવામાં આવશે.

પોરબંદર-( સુદામાપુરી ) સંવત ૧૯૬૩<br>
आश्विनशुदि १० ( विजयादशमी ) गुरु;<br>
ता० २७-सपटेंबर १९०६.



## પુસ્તક છપાઇને પુરૂં થતાં વિશેષ પ્રસ્તાવ.



આ પુસ્તકમાં રાખવામાં આવેલા મરહુમ મહારાણા સાહેબના ફોટા આ (પોરબંદર) સ્વસ્થાન તરફથી મળેલા છે.

આ પુસ્તકમાં અપ્રસિદ્ધ વનસ્પતિયોનાં ચિત્રો આપવાની મરહુમ મહારાણાશ્રી ભાવસિંહજી સા. બા. રે ઈચ્છા જણાવી હતી-પરન્તુ આ પુસ્તક છપાતાં દરમીઆન તેઓશ્રીની તબીયત નાદુરસ્ત હોતાં અને લખનારને કમનસીબે તેઓશ્રીનું ખેદયુક્ત પરલોકગમન થઇ જતાં એ યોજના રહી ગઈ છે.

આ પુસ્તક ઘણી અગવડતા છતાં વિવિધવિદ્યાવિલાસી વિદ્વદ્વર રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ પોતાના "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ"માં છાપી આપ્યું છે. તે માટે તેઓ સાહેબનો મોટો ઉપકાર માનું છું. તેઓ સાહેબનો લખનાર તરફ નિઃસ્વાર્થ સદ્ભાવ છે, તે માટે લખનાર ઇશ્વરનો અનુગ્રહ માને છે.

આ પુસ્તકનાં પહેલાં પ્રુફો અથથી ઇતિ પર્યંત સુધીનાં તપાસી સુધારી જવાની આગ્રહપૂર્વક ઈચ્છા જણાવી પોરબંદરના રાજવૈદ્ય (હાલ મુંબઈ) વિદ્વાન્ વૈદ્યરાજ રા. રા. જાદવજી ત્રીકમજીએ પોતાનો અમૂલ્ય વખત રોકી ઘણા શ્રમથી તે સુધારી આપ્યાં છે, એટલું જ નહીં પણ તેઓ સાહેબે વખતો વખત આ પુસ્તક છપાતાં દરમીઆંન ઘણી કીમતી સૂચનાઓ પણ કરી છે. તેઓ સાહેબે આ પુસ્તક સંબંધી લીધેલા શ્રમનો બદલો તેઓને ઇશ્વર આપશે, લખનારની પાસે તેઓનો આભાર માનવાના વિશેષ શબ્દો નથી.

આ પુસ્તક સારૂં છપાયું હોય તો તેની સઘળી કીર્તિ "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ" અને તેના માલિકને ઘટે છે. તેમ જ આ પુસ્તકની ભાષામાં જ્યાં શુદ્ધતા ને સરલતા જોવામાં આવે તો તેનું સઘળું માન લખનારના પરમમિત્ર વિદ્વાન્ વૈદ્યરાજ જાદવજી ત્રીકમજીને છે અને આ પુસ્તકમાં જે જે ખામીઓ માલમ પડે તે સઘળી લખનારની છે.

આ પુસ્તક છપાઇ બહાર પડેલું જોવા, જે જે રાજા મહારાજા તેમ જ યુરોપીઅન તથા દેશી અમલદાર સાહેબો અને સદ્ગૃહસ્થો તથા બાનુઓએ સદ્ભાવ અને સહાનુભુતી દર્શાવી છે, તે માટે તેમાંનાં જેઓ સ્વર્ગીય થયાં છે તેઓનો તેમ જ જેઓ વિદ્યમાન છે તે સર્વનો લખનાર અંતઃકરણથી આભાર માને છે.

સંવત-૧૯૬૫ આશ્વિન સુદિ ૯ શનૌ સને ૧૯૦૯ માહે અકટોબર તા૦ ૨૩-વિજયા દશમી મુ૦ પોરબંદર.

# જેઠવાઓનો ટુંક ઈતિહાસ અને ચરિત્ર.

પોરબંદરના મરહુમ મહારાણાશ્રી વિક્રમાતજી સાહેબ અને તેઓ શ્રીના પૌત્ર મરહુમ મહારાણાશ્રી ભાવસિંહજી સાહેબ **જેઠવા** વંશના રાજા હતા. જેઠવા વંશ વિષે ટુંક ઇતિહાસ એવો જણાયલો છે કે:—કાઠિયાવાડ પ્રાંતમાં રાજ્ય કરનારી જાતોમાં **જેઠવા** રજપૂતની જાત સૌથી જુની છે. જેઠવા કાઠિયાવાડમાં આવ્યા તે વખતે જુનાગઢ, વંથલી અને બીજાં એકાદ બે ગામ શિવાયના, પ્રાંતના મધ્ય ભાગમાં ગીચ જંગલ હતું.

જેઠવા કાઠિયાવાડ પ્રાંતમાં ૧૦૦૦ કે તેથી થોડા વર્ષ પહેલાં આવ્યા હશે. કહેવાય છે કે, જેઠવાની પહેલી રાજધાનીનું શહેર આ સ્વસ્થાનમાંનું હાલનું શ્રીનગર ગામ હતું. વળી એમ પણ લખાયેલું છે કે, જેઠવા પ્રથમ મોરબીમાં વસ્યા અને ત્યાંથી તેઓએ દરિયા કાંઠા તરફ ફેલાઈ બેટ અને દ્વારકાં જીતી લીધાં. પછી નાગનાહ (હાલના નવાનગરના શહેરની પાસે છે) અને ઘણુંકરીને પીરોતન અને અજાડ એ ગામોમાં થાણાં ઘાલ્યાં. ત્યારપછી મીઆની (હાલનું મીઆંણી બંદર) અને શ્રીનગરમાં વસ્યા, અને છેલ્લે બરડા ડુંગરની ખીણમાંનાં * ઘુમલી શહેરમાં વસ્યા. સલકુમારે ઘુમલી શહેર વસાવ્યું હતું. ઘુમલીમાં જેઠવાઓની સત્તા પૂર્ણપણે પ્રકાશી અને આખો બરડા પ્રાંત અને ઘણોખરો હાલાર તેઓના રાજ્યતળે આવ્યો.

કાંઠાથી દૂરના ભાગમાં તેઓનું મુખ્ય અને મોટું શહેર ઢાંક હતું. ઘુમલીનો નાશ થયા પછી જેઠવાઓ રાણપર ગયા અને ત્યાં ઘણાં વર્ષ રહી છેલ્લે છાયા (ગામ)માં વસ્યા. પછી તેઓએ પોતાની રાજધાની પોરબંદરમાં આણી. જેઠવા ઘણા ઉંચા કુળના રજપૂત ગણાય છે. જેઠવા શ્રીરામચંદ્રજીના દાસ મારૂતી કે હનુમાનના વંશજો છે, એમ કહેવાય છે, અને પોરબંદરના મહારાણાઓનું રાજ્યચિહ્ન આજ પણ હનુમાનજી આળેખાય છે. તેઓની રાજ્યધ્વજાપર હનુમાનજી હોય છે.

જેઠવા પ્રથમ **દ્વજ** કહેવાતા, ત્યાર પછી અનુક્રમે **કુમાર, રાજન, મહારાજ, જેઠવા** અને **રાણા** કહેવાયા.

કાઠિયાવાડ સર્વસંગ્રહમાં તેઓના વંશના રાજા મકરધ્વજથી મરહુમ મહારાણાશ્રી વિક્રમાતજી સુધીના ૧૭૮ આપેલા છે. મરહુમ મહારાણાશ્રી વિક્રમાતજીના પૌત્ર મરહુમ મહારાણાશ્રી ભાવસિંહજી સા૦ બા૦ની સાત પેઢીઓના રાણાઓનાં નામો નીચે પ્રમાણે છે.

| નં૦ | નામ. | કેટલામાં. | કયારે ગાદીએ બેઠા. | વિશેષ વિવેચન. |
|---|---|---|---|---|
| ૧ | રાણાશ્રી ખીમોજી. | પાંચમા. | સંવત્-૧૭૬૫. | એણે પોરબંદરપર અમલ જમાવ્યો અને માધવપુરનો કીલ્લો સર કર્યો. એઓની માતુશ્રી કલાંબાઇએ છાયા ગામનો કીલ્લો બંધાવાનું શરૂ કરેલ તે સંવત્ ૧૭૭૦ માં ખીમાજીએ પુરો કરાવ્યો. તેનો શિલાલેખ અધાપિ છાયાના ગઢમાં મોજુદ છે. |
| ૨ | રાણાશ્રી વિક્રમાતજી. | ત્રીજા. | સંવત્-૧૭૮૪. | એણે કુતિયાંણાંનો કીલ્લો જીતી લીધો હતો. |
| ૩ | રાણાશ્રી સરતાનજી. | પાંચમા. | સંવત્ ૧૮૧૩. | એણે સંવત્ ૧૮૪૧ માં પોતાની રાજધાની પોરબંદરમાં આણી. |
| ૪ | રાણાશ્રી હાલોજી. | પેહેલા. | સંવત્-૧૮૬૦-૧ | એણે પોતાના કુંવર પૃથીરાજ પાસેથી છાયાનો કીલ્લો પાછો લીધો. |
| ૫ | રાણાશ્રી ખીમોજી. | છઠ્ઠા. | સંવત્-૧૮૬૯. | એણે કુંછડી ગામ પાસે ખીમેશ્વર મહાદેવનું દેહેરૂં બંધાવ્યું-જે અધાપિ મોજુદ છે-એ મંદિરની કારીગરી ઉત્તમ છે. |
| ૬ | રાણાશ્રી વિક્રમાતજી. | ચોથા. | સંવત્-૧૮૮૨. | એઓ શ્રી રાજપાટપર બીરાજ્યા ત્યારે એઓ શ્રીની ઉમ્મર માત્ર ૮ વર્ષની હોતાં રાજમાતા શ્રી રૂપાળીબા સાહેબેરાજકાજ ચલાવ્યું અને રાજ્યને કરજમાંથી છોડવ્યું તથા શહેરમાં કેદારેશ્વર મહાદેવનું ભવ્ય દેહેરૂં અને કેદારકુંડ બંધાવ્યાં. વળી સંવત્ ૧૮૯૬ માં દુકાળ વખતે પોતાની ગરીબ વસ્તીને નિભાવા શેહેર બહાર થોડે દૂર એક મીઠાં પાણીનું તળાવ ખોદાવી બંધાવ્યું તે તેઓ માતુશ્રીના નામપરથી **રૂપાળીબા તળાવ** કેહેવાય છે. એનો જીર્ણોદ્ધાર સંવત્ ૧૯૪૩ માં તે વખતના બ્રીટીશ એડમિનિસ્ટ્રેટર મે૦ **લેલી** સાહેબે કર્યો. |
| ૭ | રાણાશ્રી ભાવસિંહજી. | પેહેલા. | સંવત્-૧૯૫૬, | એઓ શ્રીએ ઘણાં સ્તુતિપાત્ર કાર્યો કરેલાં છે. જે તેઓ શ્રીની કારકીર્દિમાં પ્રસિદ્ધ છે. એઓ શ્રીના કુંવર પાટવીકુમારશ્રી **નટવરસિંહજી** હાલ ૯ વર્ષની ઉમ્મરના છે ને તેઓ શ્રી વિદ્યાભ્યાસ કરે છે. |

* ઘુમલીના રાણા શિયાજી અને તેના કુમાર રાણા **હાલામણ** જેઠવા અને સોનની વાર્તાથી ભાગ્યેજ કોઇ ગુજરાતી વાચકો અજાણ્યા હશે. **હાલામણ** જેઠવાની વાર્તા, નાટકો, નોવેલો અને દોહા કાઠિયાવાડમાં આજ સુધી ઘરોઘર વંચાય અને ગવાય છે. **હાલામણે** માછીઓને પોતાની ઓળખાણ આપવા માટે દોહો કહ્યો છે કે:—

"**બરડે** મારૂં બેસણું, **ઘુમલી** મારૂં ગામ;
જાતે છીએ **જેઠવા**, **હાલામણ** મારૂં નામ.

LATE MAHARANA SHRI VIKRAMAJITJI OF PORBANDER.



*N. K. Mehta, Photo-Artist.* *Porbander.*

# મરહુમ મહારાણા શ્રી વિક્રમાતજી સા૦ બા૦ નું ચરિત્ર.

મરહુમ મહારાણા શ્રી વિક્રમાતજી સા૦ બા૦ નો જન્મ સવંત ૧૮૭૫ માં પરમપૂજ્ય રાજ્યરીતિનીતિજ્ઞ મહારાણી શ્રી રૂપાળીબા સાહેબની કુખે થયો હતો, અને તેઓશ્રીને ૧૮૮૨ ની સાલમાં રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. તે વખતે રાજતંત્ર પૂજ્યરાજ માતુશ્રી રૂપાળીબા સાહેબ ચલાવતાં હતાં. મહારાણા વિક્રમાતજી સા૦ બા૦ પરંપરાથી ચાલતા આવેલા પોતાના રાજ્યકુટુંબના વૈષ્ણવ ધર્મના સેવક હતા–પણ પાછળથી કંઇ કારણને લઈ શૈવીધર્મ પોતે અંગીકાર કર્યો હતો. તેઓ સાહેબ ચુસ્ત શૈવધર્મી, જીતેંદ્રિય, આસ્તિક, અને ટેકી હતા. મંત્રશાસ્ત્રપર સારી શ્રદ્ધા હતી. સભામાં હજાર માણસ બેઠાં હોય તો પણ બ્રાહ્મણને ઓળખી હાથ જોડે, અને બીજાંને સલામ. તેઓ શ્રીનું દિલ જો કે દરિયાવ હતું, તોપણ તેઓ સત્યને ચાહનારા હતા. ગમે તેવો અપરાધી પણ તેઓશ્રી પાસે સત્ય વાત કહી દે, તો તેપર ઘણીજ રહેમ કરતા હતા. તેઓશ્રી પોતે સત્યવક્તા, શૌર્યવાન અને દૃઢ નિશ્ચયવાળા હતા. પોતાની વસ્તી અને ભૃત્યવર્ગનું તેઓશ્રીને બહુ અભિમાન હતું. શહેરમાં કોઈ પરદેશી કે અજાણ્યો માણસ દેખાય તો તે વિષે પડપુછ કરવાની તેઓશ્રીને ઘણી જીજ્ઞાસા હતી અને હજાર માણસમાંથી નવીન માણસને તેઓશ્રી વરતી કાઢતા. પોતે સ્વતંત્ર સ્વભાવના, અને મુલાકાતમાં ઘણ સમયસાવધ હતા. રાજતંત્ર અને બીજા કામોમાં પોતાનો જ હુકમ. ધાર્મિક લાગણીને લીધે તેઓશ્રીને શિકારનો શોખ નહીં હતો છતાં નિશાન મારવામાં તેઓશ્રી એક્કા હતા. પહેરવાસ જુની તરાહનો, સાદો અને જુંબીયા, કટાર આદિ શસ્ત્રોથી કમર હંમેશ કસેલી રાખતા હતા. ભોજન કે શયન કરતી વખતે કોઈ હજુરી અરજ કરે કે "અનદાતા, કમર છોડી હોય તો ?" તો પોતે હસીને ફરમાવતા કે "શું ! ક્ષત્રીની કમર છુટે નહિ." અને કોઈવાર પોતે નીચેની કહેવત કહેતા કે–"કમર કસી તો ઢીલ કેસી." અસ્વારી ઘોડાની કરતા અને ગ્રામદેવતા શ્રીકેદારેશ્વર મહાદેવ, તેમજ ભોજેશ્વર મહાદેવ અને છાયા ગામે પોતાની કુલદેવી વિંજવાસા (*વિંધ્યવાસિની)ને દરશને નિત્ય બે વખત જતા. તેઓશ્રી ત્રણે ઋતુમાં કોઈ દીવસ મસ્તકપર છત્રી ધરાવતી નહીં. હિંદી ભાષા ઘણી અચ્છી જાણતા હતા, અને જો કે કોઈ વારાંગનાને શહેરમાં રહેવા દેતા નહીં તોપણ પોતાને ગાયન વિદ્યાનો સારો શોખ હતો–અને સારા વિદ્વાન ગવૈયાની સારી કદર કરતા હતા–પ્રખ્યાત ગવૈયા મોલાબકસને તેઓશ્રીએ રૂ. ૫૦૦) નો શીરપાવ આપ્યો હતો. તેઓશ્રીના જુના પુસ્તકભંડારમાંથી વીસ રાગ, એ રાગોની રાગિણી, રાગોની ભાર્યા, એ રાગોના પુત્રો અને એ પુત્રોની ભાર્યાઓનાં પ્રાચીન રંગીન ચિત્રો નીકળેલાં છે–તેની સાથે એ વીસે રાગોની જુની હસ્તલિખિત વંશાવલી છે.

તેઓશ્રીને દેશીવૈદ્યકપર પૂર્ણ વિશ્વાસ હતો અને પોરબંદરના પ્રખ્યાત પુષ્કરણા બ્રાહ્મણ ગોવર્ધન વૈદ્યના કુટુંબીયો રાજ્યવૈદ્ય તરીકે દરબારમાં બહુ માનીતા હતા. જેમ **જડીબુટી**નો તેઓશ્રીને નાદ હતો તેમ હસ્તલિખિત જુનાં પુસ્તકોનો સંગ્રહ રાખવાનો પણ શોખ હતો. તેઓશ્રીના જુના પુસ્તકભંડારમાં સ્માર્ત અને મંત્રશાસ્ત્રનાં ઘણાં હસ્તલિખિત પુસ્તકો મોજુદ છે–પોતાને હિંદી ભાષાનું અચ્છું જ્ઞાન હોતાં હિંદી ભાષાનાં પુસ્તકો પ્રેમથી વાંચતા. તેઓશ્રીના જુના પુસ્તકભંડારમાંથી એક ચોવીસ અવતારની કથાનું ભાષાપદ્યબંધ હસ્તલિખિત પુસ્તક કદાચ આજ સુધી નહીં છપાયું હોય, (છપાય તો આસરે રોયલ ૮ પેજી ૧૦૦ ફર્મા થાય.) એવું ૨૯૪ મોટાં પાનાનું અતિ ઘણી જીર્ણ હાલતમાં મળી આવેલું છે–તે શ્રીમદ્ ભાગવતને આધારે બરહટ (બારોટ) **નરહરી** કવિએ બનાવેલું છે. વળી એજ સંગ્રહમાં સંવત્ ૧૫૮૭ ની સાલનો લખેલો હરીવંશ મળેલો છે.

તેઓશ્રીને ખાટી છાસ બહુ પ્રિય હતી. તેથી તેઓશ્રી બે ચાર દિવસની ખાટી છાસથી રાત્રીએ ભોજન કરતા. દૂધપર વિશેષ પ્યાર ન હતો. તેઓશ્રીનું અવસાન સંવત્ ૧૯૫૬ ચૈત્ર વદી ૫ નું થયું હતું.

---

* આ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે જ્યારે જેઠવા વંશની કુલદેવી **વિંધ્યવાસિની** છે, તો તેઓની પાસે પ્રથમ વિંધ્યાચલની આસપાસનો મુલક પણ હશે,

# મરહુમ મહારાણાશ્રી ભાવસિંહજી સા૰ બા૰ નું ચરિત્ર.

સ્વર્ગીય નામદાર મહારાણાશ્રી ભાવસિંહજી માધવસિંહજી સા. બા. નો જન્મ સંવત્ ૧૯૨૪ ના પોસ સુદ ૧ ગુરૂ (તા૰ ૧૬-૧૨-૧૮૬૭) નો સજનપુરવાળાં માજીરાજબા સાહેબની કુખે થયો હતો. તેઓશ્રીના બચપણમાં તેમનાં માતાપિતા પરલોક ગયાં તેથી માતાપિતાની ફરજ તેમના દાદા મરહુમ નામદાર મહારાણાશ્રી ૭ વીકમાતજી સા. બા. તથા તેમના ઓરમાન મા સાયલાવાળાં બાસાહેબ ઉપર પડી હતી. જ્યારે નીશાળે જવા જેવડી તેઓ સાહેબની ઉમર થઈ ત્યારે તેમને પ્રાથમિક તથા અંગ્રેજી કેળવણી આપવા માટે ખાનગી શીક્ષણથી ગોઠવણ કરી હતી. તેઓશ્રીને નાહાનપણથી જ ચિત્રકામ અને સૃષ્ટીસૌંદર્યતા જોવાની ઘણી પ્રીતિ હતી. તેથી મેહેતા મુસદ્દીઓ અને કમાંગરો જેઓ ઘોડા, હાથી, હરણ કે વનસ્પતીનાં સારાં ચિત્રો કાઢી આપતા તેઓની પોતાના દાદા અને મા પાસે સીફારસ કરી તેઓને કંઇને કંઇ ઇનામ અપાવી પોતે ઘણા રાજી થતા.

સને ૧૮૮૬ માં તેઓશ્રીને રાજકોટની રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ માટે મોકલવામાં આવ્યા હતા. અને ત્યાર પછી તેઓ નામદારને મી૰ ઓશી નામના યુરોપીયન અમલદારની દેખરેખ નીચે રાખવામાં આવ્યા અને તેની સાથે તેઓ સાહેબે ઑસ્ટ્રેલીઆ અને હિંદુસ્થાનના ઘણા ભાગોમાં મુસાફરી કરી હતી. અંગ્રેજી અભ્યાસ જારી રાખવાના તેમજ સ્વથાનની જુદી જુદી ફરજ બજાવતાં શીખવાના હેતુથી તેઓશ્રીને સ્ટેટ એનજીનીયર મી૰ બેનસન સાહેબની દેખરેખ અને કચ્છ ભુજના પ્રસિદ્ધ વકીલ મી૰ ભવાનીદાસ ગોવિંદજીની કમ્પેનિયનશિપ નીચે રાખ્યા હતા. માજીસ્ટ્રેટ, રેવન્યુ ઓફિસર, પેડક સુપ્રિન્ટેન્ડેન્ટ અને કેળવણી ખાતાનાં પ્રમુખ તરીકેની તેઓ નામદારની નીમણુંકથી તેમને બહોળો અને ઘણો સારો અનુભવ થયો હતો.

તેઓશ્રીનું પેહેલું લગ્ન હાલના મોરબીના નામદાર ઠાકોર સાહેબની બેન વખતુબા સાહેબ સાથે થયું હતું. તેઓ સ્વર્ગવાસી થતાં બીજું લગ્ન લખતરનાં સુંદરબા સાહેબ વેરે થયું. ત્રીજી વખત ભાવનગરના મરહુમ મહારાજા સાહેબનાં કુંવરી રામબા સાહેબ સાથે પરણ્યા. અત્યારે તેઓશ્રીની ચાર સ્ત્રીઓ હૈયાત છે. તેમાં પ્રજાનાં ભવીષ્યના દીલાસા અને સુખનો આધાર એ છે કે, ભાવનગરવાળાં રામબા સાહેબને પેટે સને ૧૯૦૧ ના જુન માસની ૩૦ મી તારીખે પાટવી કુંવરનો જન્મ થયો છે. આ પાટવી બાલ રાજા અત્યારે ૯ વર્ષની વયના છે.

સ્વર્ગીય નામદાર મહારાણાશ્રી ૭ ભાવસિંહજી સા. બા. નો રાજ્યાભિષેક તેમના દાદાનાં પરલોક ગમન પછી તરત સંવત્ ૧૯૫૬ ના ભાદરવા વદિ ૭ ને શનીવાર ( તા૰ ૧૫-૯-૧૯૦૦ ) ના રોજ કાઠિયાવાડના તે વખતના પોલીટીકલ એજન્ટ કરનલ હંટર સાહેબને હાથે થયો હતો.

તેઓ નામદારશ્રીએ રાજ્યની લગામ હાથમાં લીધા પછી થોડા જ સમયમાં પોતાના અસાધારણ વાત્સલ્ય ગુણથી પ્રજાપ્રીતિ એવી તો મેળવી હતી કે પ્રજા તેઓશ્રીને પોતાના ન્યાયી અને દયાળુ રાજાજ નહીં, પણ કુટુંબપોષક માયાળુ પિતાતુલ્ય ગણી તેમને **બાપુ સાહેબ** કેહેવા લાગી. બાપુ સાહેબે પ્રજાને પુત્રવત્ પાળી છે, ને પ્રજાએ પણ તેમને બાપુજ લેખી તેમનાં ચરણમાં પૂર્ણ વિશ્વાસથી પ્રજાભક્તિ રાખી છે. નામદાર મહારાણાશ્રી ભાવસિંહજી સા. બા. માત્ર આઠજ વર્ષ રાજ્ય ભોગવી સ્વર્ગે સધાવી ગયા છે.

એક નૃપતિ તરીકે શાસ્ત્રોમાં વર્ણવ્યા પ્રમાણે તેઓશ્રીમાં **સત્ય, શૌર્ય, દયા** અને **ત્યાગ** એ ચાર મહાન ગુણો* પરાકાષ્ટા કોટીએ હતા એટલું જ નહીં પણ તેઓમાં તેથી ઘણા વિશેષ ગુણો હતા. તેઓ સદા સત્યવાદી હતા, તેઓએ શારીરિક શૌર્યથી ગીરનાં જંગલના સિંહ અને બરડા ડુંગરના ઘણા દીપડા ઠાર કર્યા હતા. માનસિક શૌર્ય તેઓ નામદાર સાહેબે એવી ચાતુરીથી દર્શાવ્યું છે કે, જેનું અનુકરણ પાડોશી મોટાં સ્વસ્થાનોએ પણ કરેલું કહેવાય છે. દયા તો તેઓશ્રીમાં મૂર્તિમાન વાસજ કરી રહેલી હતી અર્થાત દયાની તો તેઓ મૂર્તિ જ હતા, જે જગ જાહેર છે, અને છેવટની ઘડી સુધી તેઓશ્રીએ જે અડગ ત્યાગ બતાવ્યો છે તે ખરેજ જનક રાજાને પણ શરમાવે તેવો છે, નામદાર સ્વર્ગીય મહારાણા ભાવસિંહજી સા. બા. એમણે ઘણાં શુભ કાર્યો કરેલાં છે.

---

* **सत्यं शौर्यं दया त्यागो नृपस्यैते महागुणाः ॥ एभिर्मुक्तो महीपालः प्राप्यते खलु वाच्यताम्॥ १ ॥**

આર્યાવર્તમાં "ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ" પણાનું જે બિરદ રાજાઓને આપવામાં આવે છે, તે મરહુમ મહારાણા સાહેબે દાખલાઓથી સિદ્ધ કરી આપ્યું છે. પાટવી કુંવરના જન્મના માંગલિક પ્રસગે ૨૦૦૦) રૂપીયાની વાર્ષિક પેદાશનું ધરમપુર નાગનું ઘાસનું રિઝર્વ ગૌચર માટે ધર્માદા ખુલ્લું મુક્યું છે. બ્રાહ્મણો અને ઇતર વર્ણના વિદ્યાર્થીઓની સંસ્કૃત કેળવણીને ઉત્તેજન આપવા માટે બનારસની સેન્ટ્રલ હિંદુ કોલેજમાં વાર્ષિક રૂપીઆ ૫૦૦ આપવાનો ઠરાવ કર્યો છે, ખેડુતોનાં છોકરાંઓને ધર્માદા કેળવણી આપવા ગોઠવણ થઇ હતી. પોતાના રાજ્યમાં છોકરાંને નીતિ અને ધર્મ સંબંધી કેળવણી આપવા માટે યોગ્ય કરેલું છે. સંસ્કૃત પાઠશાળામાં પણ તેવાં શીક્ષણની ગોઠવણ થઈ હતી. કેળવણીને વધારે સારા પાયા ઉપર લાવવાના હેતુથી તેમજ પોતાના લોકોની ઉન્નતિ કરવાના હેતુથી તેઓશ્રીએ પૈસાની મોટી રકમ પ્રાથમિક કેળવણીમાં ખરચી છે. કેળવણીમાં કીંડરગાર્ટન સિસ્ટમ દાખલ કરાવી હતી અને એક હાઇસ્કૂલની સ્થાપના કરાવી હતી જેને "ભાવસિંહજી હાઇસ્કૂલ" નામ અપાયલું છે.

ગયા દુકાળને વખતે આ સ્વસ્થાનમાં મરહુમ મહારાણા સાહેબે રીલીફ કામ અને અનાથગૃહ આખાં કાઠિયાવાડમાં સૌથી પેહેલાં ખુલ્લાં કર્યાં હતાં. મરહુમ મહારાણા સાહેબનાં ઉદાર દીલનું એક દૃષ્ટાન્ત નોંધ કરવા જેવું છે–તે એ કે દુકાળથી પીડાતા ભાયાતોને લુગડાં તથા અન્ન મફત આપવા માટે જુદું અનાથગૃહ ઉઘાડી પોતાનાં નાણાંની થેલીઓ ખુલ્લી મુકી અને ઘણા ભાયાતોને સ્વસ્થાનની નોકરીમાં દાખલ કરી નભાવ્યા એ તેમને ઓછું માન આપનારી હકીકત નથી.

પ્લેગ વખતે પોતાની ગરીબ પ્રજાને માટે હજારો ઝુંપડાં ખુલ્લી જગોમાં બંધાવી આપવામાં, તેઓને દવા આપવામાં તેમજ ખોરાક અને કપડાં પુરાં પાડવામાં તેઓશ્રીએ પૈસાની ઘણી મોટી રકમ ખરચી હતી. સખ્ત પ્લેગ ચાલતી વેળાએ તેવા ભાગોમાં પોતે જાતે ફરી ગરીબ દરદીઓની પુછપરછ કરતા. આ હકીકત તેઓ સાહેબનો બીજાને માટે પોતે દુઃખ સહન કરવાનો ધરમ સુચવે છે. અહીંઆં કહેવું ઘટે છે કે તેઓ મરહુમ નામદારની **બાપુ સાહેબ** તરીકેની લાગણીની લોકોએ ઘણી બુઝ જાણી છે–એટલું જ નહીં પણ તેઓશ્રીની આવી ઉદારતા અને દયાની કાઠિયાવાડ એજન્સીએ પણ નોંધ કરી છે.

સ્વસ્થાનમાં ખેતીવાડીનાં ઉત્તેજન અર્થે તેઓ સાહેબે બે વૉટર વર્કસ કરાવ્યાં છે–

૧ શ્રી ભાવસિંહજી ભાદર ઇરીગેશન સ્કીમ.

૨ શ્રી ભાવસિંહજી ખંભાળા ટેન્ક.

પહેલા કામના સવા ત્રણ લાખ રૂપીઆ બેઠા છે અને આવી જાતનાં કામમાં આ કામ આખા કાઠિયાવાડમાં પહેલું છે. બીજાં કામમાં બે લાખ રૂપીઆનું ખરચ થયું છે. ભયંકર દુકાળમાં આ સ્ટેટે પોતાના ખેડુતોને ખોરાક, બળદ, બી, વરત, કોસ વગેરે ખેતીવાડીનાં ઓજારો ઘણી જ ઉદારતાથી આપ્યાં હતાં. સ્ટેટનાં તમામ રિઝર્વ જંગલો વસ્તીનાં ઢોરો ચારવા માટે મફત ખુલ્લાં મુક્યાં હતાં અને જંગલોમાંથી લાકડાં વાઢી લઈ જવા પરવાનગી આપી હતી. વીઘોટી અને બીજે જમીન વેરો લેવામાં તેઓ સાહેબે ઘણી દયા રાખી હતી.

ભાદર ઇરીગેશન સ્કીમથી જે ઘણી જમીન સુધરી છે. તેમાં અખતરા અને નવો માલ પેદા કરવા માટે નવી નવી જાતનાં કપાસનાં બીઆં અને અલસી, તુએર આદિ અનાજનાં બીઆં ખેડુતોને મફત આપવા તેઓ નામદાર સાહેબે હુકમ કર્યો હતો. રૂના વ્યાપારને ઉત્તેજન મળવા ખાતર પોરબંદરમાં બે જીનીંગ ફેકટરી છે, તદ ઉપરાંત પાકી ગાંસડીઓ બાંધવાનું એક કૉટન પ્રેસ લૅમ અને કું. ને તેઓશ્રીએ ઘણી ઉદાર શરતોથી બાંધવા આપ્યું હતું. બંદરના વેપારીઓને અને વસ્તીને લાભ અપાવાના હેતુથી બંદરની જગાત સેંકડે રુપીઓ ૧॥~ હતી તે થોડાજ વખતપર પોતે ઘટાડી રુપીઓ ૧) કરેલી છે.

પોતાના રાજ્યના વણકર આદિ કારીગરોને ઉત્તેજન મળવાના હેતુથી "ધી પોરબંદર મેન્યુફેકચરીંગ અને ટ્રેડિંગ કું. ને એક કીમતી જમીનનો વીસ હજાર વારનો ચોરસ ટુકડો નૉમિનલ કીમતે આપી દીધો હતો.

કાઠિયાવાડના બીજા મોટા રાજાઓ સાથે તેઓ નામદાર સાહેબને મિત્રાચારી હતી એટલું જ નહીં પણ તેઓ સાહેબ સુલેહ સંપને એટલા તો ચાહનારા હતા કે મોરબી, વાંકાનેર અને ધ્રાંગધ્રા રાજ્યને એક બીજામાં વર્ષો થયાં વૈમનસ્ય કે પીયાવો હતો તે તોડાવી તેઓ સાહેબે પોતાની સુલેહ ભરેલી લાગણીથી પુનઃ તેમનામાં મિત્રાચારી કરાવી હતી.

નામદાર મરહુમ મહારાણા સાહેબની ધર્મપરાયણ વૃત્તિ પણ અનુકરણીય હતી. પોરબંદરમાં શ્રીસુદામાજી બિરાજતા હોવાથી પોરબંદર સુદામાપુરીને નામે ઓળખાય છે. એ શ્રીસુદામાજીના મંદિરનો પૂરેપૂરો જીર્ણોદ્ધાર

કરાવવાના હેતુથી "સુદામા લોટરી" તેઓ સાહેબની પરવાનગીથી ખોલવામાં આવી હતી. તેમાં મોટી રકમની ટીકીટો તેઓ નામદાર સાહેબે ભરી હતી અને શ્રીસુદામા મંદીરને સુલતાન બાગમાંનો ઘણો મોટો જમીનનો ભાગ કમ્પાઉન્ડ કરવા આપ્યો હતો. આ કપાઉન્ડની અંદર શ્રીસુદામાજીની સન્મુખ એક વિશાલ ને ભવ્ય કથા મંડપ બંધાવવામાં આવેલો છે. તેમાં મુંબાઇના શ્રી નરનારાયણના મંદિરવાળા ભક્તશિરોમણી જાદવજી મહારાજના ઉદ્દેશથી સુદામા ભજન મંડળી સ્થપાઇ છે. તે ત્યાં પ્રતિદિન સવારસાંજ પ્રભુસ્તવન, ભજન, કીર્તન કથા આદિ કરી શ્રીસુદામાજીની અને મરહુમ મહારાણા શ્રી ભાવસિંહજીની જય બોલાવે છે. આવાં આવાં ધર્મનાં અનેક કાર્યો કરી જવાથી તેઓશ્રી અમર થયા છે.

કાવ્ય અને સાહિત્યના પણ તેઓ સાહેબ કંઇ ઓછા રસિક નહીં હતા. કાવ્યનો તેઓ સાહેબને એટલો બધો નાદ હતો કે વાંકાનેરવાળા કવિરાજ નથુરામ સુંદરજીને પોરબંદરના "રાજકવિ" તરીકે તેઓ સાહેબે નીમ્યા હતા.

પોતે કુશળ ઘોડેસ્વાર અને નિશાનબાજ હતા, અને દેશી વિદેશી રમત ગમતમાં ઘણો શોખ રાખતા હતા, તોપણ દેશી મરદાનગી રમત તેઓને ઘણી પસંદ હતી. તેથી સારા અને નામચીંધ મલ્લોની કુસ્તી જોવા માટે પોતાને મલ્લઅખાડે ઘણા મલ્લોને સારે પગારે રાખતા.

વિદેશી તેમજ દેશી વૈદાંનો પણ મહારાણા સાહેબને શોખ હતો. વિદેશી સારામાં સારા અનુભવી તબીબોની તેઓ સાહેબ જેમ સલાહ લેતા તેમજ દેશી પ્રવીણ વૈદ્યોની અને હકીમોની પણ તેઓ નામદાર બુઝ કરતા હતા. પોતાની બીમારી દરમીયાંન તેઓ સાહેબે મુંબાઇવાળા પ્રસિદ્ધ વૈદ્યરાજ મુરારજી નથુભાઇને પણ તેડાવ્યા હતા એટલુંજ નહીં પણ જામનગરવાળા પ્રખ્યાત સ્વર્ગીય ઝંડુભટજીના ભાઇ વૈદ્યરાજ મણીશંકર વિઠ્ઠલજીની દેશી વૈદ્યક સંબંધી સલાહ અને દવા લેવા માટે તેઓને માસિક રુપીઆ આશરે ૬૦૦) ની નીમણુકથી પોતા પાસે પોતાનાં અવસાન સુધી રાખ્યા હતા. વળી પાંચ દેશી ધુરંધર વૈદ્યોની એક કમીટી પણ કરી હતી. સ્ટેટમાં ૭ દવાખાનાઓ ધર્માદા ચાલે છે તેમાં બેમાં તો દેશી દવાજ વપરાય છે. એક સ્ત્રી ડાકટરની મોટી રકમને પગારે નીમણુક કરી પોરબંદરમાં સ્ત્રીયો માટે ધર્માદા દવાખાનું તેઓ શ્રીએ ખુલ્લું મુકયું હતું.

ફાઇન આર્ટસ અર્થાત્ ચિત્ર અને સૃષ્ટીસૌંદર્યતાના દેખાવો જોવાનો ને ચીતરવાનો તો પ્રથમ કહેવાણું તેમ તેઓશ્રીને બચપણથી જ શોખ હતો. તેઓશ્રીના આ શોખનો મનોહર અને સુંદરમાં સુંદર નમુનો તેઓશ્રીએ મોટી રકમ ખરચી બંધાવેલો રાજમહેલ મોજુદ છે. ને તેના વિશાલ કચેરી હોલ અર્થાત્ આલીશાન દીવાને આમમાં જે દેશી વિદેશી ચિત્રિત દેખાવોની વિચિત્ર રચના જોનારના મનને છક્ક કરી નાંખે છે તે તેઓશ્રીની પોતાની પ્લેન અને પસંદગી છે. આ મેહેલ જોવાની દેશી પરદેશી જાત્રી આદિ સૌને છુટી આપેલી છે.

આ મેહેલને લગતું પોતાને ગમતું તેઓશ્રીએ એક ચીડીયાખાનું અર્થાત્ પ્રાણીસંગ્રહ સૌ લોકોના જોવા માટે ખુલ્લું રાખ્યું છે. તેમાં એક ચિડિયાથી કરી સિંહ સુધીનાં અનેક પ્રાણીઓ એવી સુઘડાઈ, સફાઈ અને કુદરતી દેખાવોની રચનામાં રાખવામાં આવેલ છે કે મુંબઇનાં પ્રાણીસંગ્રહને તે ટક્કર મારે છે. આ પ્રાણીસંગ્રહને લગતી પોતાને બહુ જ ગમતી એક ફુલવાડી પણ સૌને માટે ખુલ્લી રાખવામાં આવેલી છે. તેમાં તેઓશ્રીની પસંદગીની દેશી વિદેશી વિવિધ પ્રકારની ખુશનુમાં વનસ્પતિ, કુદરતી ડુંગરા, ટેકરા, ઝરણાં, ખીણ, આદિના દેખાવો બનાવી જ્યાં ત્યાં રાખવામાં આવેલી છે. તે જોઇ જોનારની નજર શીતળ થઈ, "આહા! શું સુંદર રમણીયતા!" એવા શબ્દો તેના મુખમાંથી કુદરતી રીતેજ નીકળી જાય છે.

પોતાની વસ્તીને સુખની સગવડતા કરી આપવામાં હજુ કંઈ બાકી રહ્યું હશે એમ ધારી પોરબંદરના મધ્યમાં એક ઘણી કીમતી જમીનનો વિશાળ ટુકડો ફાજલ પાડી તેમાં પાર્ક બનાવેલો છે, તે "ભાવસિંહજી પાર્ક" ને નામે ઓળખાય છે. તેમાં શોખીન પ્રજાને સાંજની વખતે ગમત મળવા ખાતર એક બેન્ડસ્ટેન્ડ બંધાવી આપવામાં આવેલ છે, ને ત્યાં સાંજે બેન્ડ વાગે છે.

પોતાની વફાદાર પ્રજાની અનુપમ લોક પ્રીયતા તેઓ સાહેબે સંપાદન કરી હતી. તેઓ સાહેબનું હૃદય ઘણું જ ઉદાર અને સ્વભાવ શાંત હતો. તેઓ સાહેબ એવા તો પ્રેમાળ હતા કે તેઓના સમાગમમાં આવતું, દરેક જણ એમજ સમજતું કે તેઓશ્રીની તેનાપર બહુ જ પ્રીતિ છે. દાનેસરીપણામાં તેઓ સાહેબ આજને જમાને કરણ દાનેસરી ગણાયા છે. ઘોડાં, ગાય, ગાડી, વસ્ત્ર, ધન આદિ જે જેણે માગ્યું તેને તે તેઓશ્રીએ આપેલ છે.

સુદામાપુરી તીર્થ સ્થલ હોવાથી અને વળી તે દ્વારિકાં જવાના રસ્તામાં હોતાં ઘણા સાધુસંતો, જોગી સન્યાસી, ખાકી, અતીત, વેરાગી વીગેરેની અહીં આવજા રહે છે. તેથી દ્વારકાંની, કાશીની, જગન્નાથપુરીની,

ગીરનારની, હરદ્વારની, રામેશ્વરની ટીકીટો લેવા જે જે લોકો તેઓ સાહેબ પાસે આવતા તેઓને જ્યાંની જોઇતી હોય ત્યાંની ટીકીટ લેવા તેઓશ્રી નાણાં ધર્માર્થે આપતા. સિંહસ્થના નાસિકના મેળાપર જવા ઘણા લોકો તેઓશ્રી પાસેથી ખરચના પૈસા ને વસ્ત્રો લઈ ગયા હતા. તેઓ સાહેબ એવા તો રમુજી હતા કે રમુજને ખાતર પણ દાન પુણ્ય કરતા. થોડા વખતપર એક સાવ અપારંગ પણ ફક્કડ બાવાએ ટેલ પુકારી હતી કે "હે કોઈ ભગવાનકા લાલ જો ભગવાન કે નામસે તુંબા ભરદે" આ બાવાનું તુંબડું મરહુમ મહારાણા સાહેબે ભરાવી આપ્યું. તેમાં ૬૪૦) છસો ચાલીશ રૂપીઆ ભરાયા તો પણ તેઓશ્રીએ હસીને ફરમાવ્યું કે "તુંબડું નાહાનું ખરૂં!

તેઓશ્રીની ઉદાર ધાર્મીક વૃત્તિનો એક દાખલો ખરે જ નોંધ કરવા જેવો છે; તે એ કે પોતાના અમલદારો, કારભારીઓ કે સિપાઇ આદિ કોઈ નોકર તરફથી કોઈ સાધુસંત મહાત્મા કે ફકીર વા કોઇ પણ યાચક વર્ગ દુભાઈ ન જાય, તેની તપાસ રાખવા તેઓશ્રીએ પોતાના ગુપ્ત અનુચરો રાખ્યા હતા. કોઇ સ્ત્રી યાચક આવી હોય તો તેની હકીકત સ્ત્રી નોકરદ્વારા રાણીસાહેબ મારફત અને પુરૂષ યાચક વર્ગની રાખેલા અનુચરદ્વારા પોતાને જાહેર થતી. પણ કોઇ પણ યાચક કંઇ પણ પામ્યા શીવાય નિરાશ ન જાય તેને માટે તેઓ સાહેબે ઘણી લાગણી રાખી હતી.

પોતાના અનેક ઉત્તમ ગુણોને લઇને મરહુમ મહારાણા સાહેબે દેશીઓ તેમજ વિદેશીઓ બન્નેની પ્રીતિ સંપાદન કરી હતી.

શું બરડા ડુંગરની **જડીબુટી** જાહેરમાં લાવવાની તેઓ સાહેબની ઓછી ઇચ્છા હતી? શું પોરબંદર, રાજકોટ, ગોંડલ, અમદાવાદ, મુંબઇ અને હાલ છેલ્લાં ભાવનગરમાં ભરાયલાં પ્રદર્શનમાં બરડા ડુંગરની જડીબુટીના નમુનાઓ આ સ્વસ્થાન તરફથી રજુ કરવામાં આવ્યા હતા, ને જેને માટે એ સર્વે સ્થળોથી સોનાં રૂપાંના ચાંદો મળ્યા હતા, તેથી ખાતરી થતી નથી કે તેઓ સાહેબની વનસ્પતિ વિદ્યાપ્રતિ કેટલી બધી પ્રીતિ હતી? તેઓ નામદાર સાહેબે રાજકોટની રાજકુમાર કોલેજમાં મરહુમ પ્રિન્સીપાલ ચેસ્ટર મેકનાટન સાહેબ પાસે વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્વોનો અભ્યાસ કરેલો હતો. તેઓ સાહેબે "વૈદ્યકલ્પતરૂ" માં બરડા ડુંગરની જડીબુટીનું આર્ટિકલ જોતાંજ તે પત્ર પોરબંદર સ્ટેટ લાયબ્રેરીમાં દાખલ કરવા હુકમ કર્યો હતો.

નામદાર મહારાણાશ્રી **ભાવસિંહજી** સાહેબ બા. સંવત્ ૧૯૬૫ માગશર વદિ ૩ (તા૦ ૧૦–૧૨–૦૮) ને ગુરુવારની અંધારી રાત્રીએ રાજ્ય કુટુંબ, અમલદારો, પરિચારકો, રાઓ અને મેસ્કીના જેવા સરજન સાહેબો, મણીશંકર વિઠ્ઠલજી જેવા પ્રવીણ વૈદ્યો, કર્મઠી પ્રસિદ્ધ શાસ્ત્રીઓ, સેંકડો જપીઆ બ્રાહ્મણો, સાધુસંતો અને ફકીરો તથા હજારો રાંકડા આશ્રિતોને આ સ્વસ્થાનનાં ગામ ખંભારા પાસે બરડા ડુંગરની એક વિષમ ટેકરીપર રડતાં કકળતાં નિરાધાર મેલી પોતે આ ફાંની–જુઠી–મતલબી–સ્વપ્નાં જેવી દુનીઆંને તજી આટલી વયમાં પરલોક પ્રયાણ કરી ગયા છે!!

## પ્રાર્થના.

હે સ્વર્ગીય નામદાર મહારાણા બાપુસાહેબ, આપ નામદારના મહાન ઉત્તમ ગુણોનો કોઇ પાર પામ્યું નથી. આપની અગાધ ગતિ કોઇએ જાણી નથી. આપશ્રીની સાથે નિરંતર રહેનાર પણ આપશ્રીના મોટા મનનું માપ કરી શક્યું નથી. આપના પ્રતાપથી આપશ્રીએ બકરી પાસેથી સિંહનાં અને સિંહ પાસેની બકરીનાં કાર્યો કરાવ્યાં છે. આપની લીલા આપ જ જાણી ગયા છો બીજો કોઇ જાણવા સમર્થ થયો નથી. એવા આપશ્રી ગુરૂરૂપ દયારૂપ–યોગીરૂપ–ધર્મરૂપ–ઇશ્વરરૂપ–મહાન નૃપતિને અમારા હજારો હજારવાર સલામ છે.

## શ્રી સુદામા મંદીરમાં ઈશ્વરપ્રતિ પ્રાર્થના.

હે ઇશ્વર! હે પ્રભુ! હે દીનદયાલ! હે કૃપાસિંધુ! હે ભક્તવત્સલ! હે જગદાધાર! હે જગત્પતિ! હે પરમાત્મા-પરબ્રહ્મ! અમારા પ્રજાપાલક નામદાર મહારાણા ભાવસિંહજી સા. બા. ના પવિત્ર આત્માને આપશ્રીના અખંડ લોકમાં આપશ્રીનાં પરમ પવિત્ર ચરણોમાં સદા સર્વદા નિવાસ આપો. હે પ્રભો!

**शरणे रहींने तमारे। ध्यान तमारुं हृदय विषे धरिये॥**
**स्तवन भजन कीर्तन करी। शीर्शाष्टांगे प्रणाम प्रभु करिये॥१॥**

પોરબંદર.
તા. ૨૭–૧૨–૦૮

જયકૃષ્ણ ઇંદ્રજી.
પેન્શનર પોરબંદર સ્ટેટ.



पण्डित श्रीभगवानलाल इन्द्रजी. पी. एच. डी.

जन्म संवत् १८९९ मृत्यु संवत् १९४४

# સ્વર્ગીય પંડિતજી

## શ્રી ભગવાનલાલ ઇંદ્રજી પી. એચ. ડી.નું

### સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

સ્વર્ગીય ગુરુવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની આ છબી આ પુસ્તક સાથે રાખતાં લખનારને અત્યાનંદ થાય છે. તે એટલા માટે કે, જે પ્રસાદ તેમનીજ કૃપાથી પ્રાપ્ત થએલ છે, તેમાંથી યત્કિંચિત્ કણુકા વાંટી દેવાનો સમય લખનારને મળે છે. તેમ લખનારને હૃદયભેદક ખેદ પણ થાય છે કે, જેમનાં વિદ્યમાન ચરણમાં આ પુસ્તક મૂકવાનો સમય આવવો જોઇતો હતો તે નહીં મળતાં તેમની છબી સમીપ તે ધરવાનો વખત આવ્યો છે. પણ ભાવિ પ્રબળ છે. ગુરુવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની સાથે લખનારનો પરિચય મુંબઇવાળા સ્વર્ગસ્થ પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજીએ સન ૧૮૭૭ માં કરાવેલો હતો. ત્યારથી લખનાર ગુરુવર પંડિતજી ભેળો એક શિષ્ય તરીકે જ નહીં પણ છોકરા તરીકે ૧૮૮૬ સુધી રહ્યો હતો. તેમની સાથે હિંદુસ્તાનના ઘણા ભાગોમાં ફરી ઘણી જગોએથી જૂદી જૂદી વનસ્પતિના નમુનાઓ એકઠા કરવાની અને તેનાં દેશી નામો અને ગુણદોષ જાણવાની તક લખનારને મળી હતી.

ગુરુવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું દેશી પરદેશી વૈદ્યક અને વનસ્પતિ જ્ઞાન ઘણા ઉંચા પ્રકારનું હતું અને પોતે આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરી દેશી ઔષધીય વનસ્પતિનાં નામોની શોધખોલ કરી હતી. જે જે મુખ્ય ગામોમાં તેઓ જતા ત્યાંના ગાંધીઓ અને વૈદ્યોને પૂછી ત્યાંનાં ઓસડીઆં અને વનસ્પતિ જોઇ તેનાં નામો નોંધી લેતા. જેથી અરકુશીને નેપાલ, ગયા, કાશી, કલકતા, ભાવનગર, પોરબંદર, મુંબઇ, અને ચીપલોનમાં કયાં નામથી ઓળખે છે તે જણાઇ આવે–અને સુશ્રુત ચરકાદિ ગ્રંથોમાં ઔષધીઓનાં જે નામો લખેલ છે, તે નામો કોઇ જગોએ આજ પ્રચલિત છે કે કેમ? અને જો તેમ ન હોય તો વનસ્પતિનાં નામોમાં કાલ વિશેષે ભાષાના ફેરફારથી શું તફાવત થએલ છે તેની તેઓ નોંધ કરતા. એક ગામમાંથી એક નામથી લીધેલાં ઓસડીઆંના નમુના બીજા ગામના ગાંધીને બતાવી તેનાં શું નામ કહે છે તે મેળવતા અને તેમાં ફેરફાર આવે તો તેની પણ નોંધ લેતા અને એવી રીતે તેઓ ઔષધી સંબંધી શોધ કરતા. લખનારને વનસ્પતિ શાસ્ત્રીય રીતે (Botanically) શીખવા માટે પ્રથમ રસ્તો બતાવનાર એઓ જ હતા. અને કૈલાસવાસી મુંબઇના પ્રસિદ્ધ ડા૦ સખારામ અર્જુન પાસે જઇ વનસ્પતિ સંબંધી કામ કરી જ્ઞાન મેળવવાની તેમણે જ સલાહ આપી હતી.

મરહુમ ડા૦ સખારામ અર્જુન પાસે બોટેનિનું કામ કરતાં લખનારને બહુજ આનંદ આવતો એટલુંજ નહીં પણ તેજ કામ કરવામાં મી૦ શીવદાસ પરમાનંદ બોકર જેઓ હવે એલ. એમ. એસ. ની માનપૂર્વક ડીગ્રી ધરાવી હાલ મુંબઈની પોર્ટટ્રસ્ટના ચીફ મેડીકલ ઓફીસરની પદવી ભોગવે છે, ને જેઓને વનસ્પતિ-શાસ્ત્ર (Botany) નું ઉંચું જ્ઞાન છે, તેઓની સહાયતાથી પણ લખનારને ઘણી મદદ મળી હતી.

ગુરુવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની સાથે મુંબઈ ગેઝેટીયરના કામ માટે મુસાફરી કરતાં મરહુમ મી૦ જે. એમ. કેમ્પબેલની સાથે પણ લખનારને ઓળખ થઇ હતી અને તેઓ સાહેબ પણ જંગલમાં ફરતાં ઘણીઘણી વનસ્પતિઓનાં નામો વગેરે પૂછી લખનારને એ વિષયમાં ઉત્તેજીત કરતા હતા.

નાગર બ્રાહ્મણોની છ જ્ઞાતિઓમાંની પ્રશ્નોરા નાગર બ્રાહ્મણોની ઘણુંકરી કાઠિયાવાડમાંજ વસતી એક નાહાની જ્ઞાતિ, કે જેમાં ધુરંધર પંડિતવર **મહીધર ભટ્ટ** જેવા વિદ્વાન વેદપર ભાષ્ય કરનાર અને મંત્ર મહોદધિ જેવા ગ્રંથ રચનાર, સ્વર્ગવાસી કરુણાશંકર વિઠ્ઠલજી ઉર્ફે **જંડુભટ્ટ** જેવા ધન્વંતરીનો અવતાર ગણાતા, રસેશ્વાચાર્ય **મણિશંકર** વિઠ્ઠલજી જેવા આર્ય રસાયણશાસ્ત્રી, સ્વર્ગવાસી પ્રસિદ્ધ **આદિતરામ** વૈકુંઠરામ વ્યાસ જેવા સંગિત અને વાદ્યશાસ્ત્રી, મુંબઇ જેવાં શાહેરમાં આર્યવૈદ્યવિદ્યા છેક મૃત થતી બચાવનાર સ્વર્ગસ્થ વૈદ્ય **પ્રભુરામ જીવણરામ** જેવા વૈદ્યરાજ, આર્યવૈદ્યક નિઘંટોમાં લખાયલી વનસ્પતિ જાણવાનો તદ્દન લોપ થતો

અટકાવનાર વૈદ્ય **રઘુનાથજી ઇંદ્રજી ઉર્ફે કતાભટ્ટ** કાઠિયાવાડના ગણાતા બાટૅનિસ્ટ જેવા, મોરબી નિવાસી-શીઘ્રકવિ **શંકરપ્રસાદ માહેશ્વર** જેવા કવિરત્નો અને ભાવનગરના વિદ્યમાન દિવાન રા૦ રા૦ **પ્રભાશંકર દલપતરામ** પટણી સી. આઇ. ઇ. જેવા નરરત્નો પ્રકાશિત થએલા છે, તે જ જ્ઞાતિમાં ઉજ્વલ સ્ફટિક મણિ જેવા પંડિતજી શ્રી **ભગવાનલાલ ઇંદ્રજી** પી. એચ. ડી. પણ સંવત્ ૧૮૯૯ ના કાર્તિક સુદ ૩ ને દિવસે કાઠિયાવાડનાં પ્રાચિન નગર જુનાગઢમાં જનમ્યા હતા. તેઓના મોટા ભાઇ સ્વર્ગસ્થ શાસ્ત્રી કરુણાશંકર ઇંદ્રજી તેમજ તેઓના વચલા ભાઇ વૈદ્યરાજ રઘુનાથજી ઇંદ્રજી પણ તે રાજ્ય અને પ્રજામાં માનનીય હતા. પ્રશ્નોરા જ્ઞાતિના બ્રાહ્મણો વિશેષે કરીને ઘણા બુદ્ધિવાન, શાસ્ત્રજ્ઞ અને બહુધા પરંપરાથી વૈદું કરવાનો ધંધો કરનારા હોય છે. તો પછી પંડિત ભગવાનલાલભાઇ જેવા શોધક બુદ્ધિવાળા પોતાની એ પરંપરાની વૈદ્યવિદ્યામાં શોધ-ખોલ કરી તેમાં ઘણો સુધારો વધારો કરે એ સંભવિત જ છે.

પંડિતજીએ અંગ્રેજીમાં **હોમીયાપથિનો** અભ્યાસ પણ કરેલો હતો અને કેટલોક વખત તેઓ તે રીતિ પ્રમાણે ઔષધોપચાર કરતા હતા પણ પાછળથી તે રીત બંધ કરી હતી.

સ્વર્ગીય પંડિતજી શ્રી ભગવાનલાલ ઇંદ્રજીના નામથી આ તેમજ યુરોપ દેશના સાક્ષરવર ભાગ્યેજ અજાણ્યા હશે. તેઓનું નામ "અસલી લેખોની વિદ્યા" ના સંબંધમાં આ તેમજ યુરોપ દેશમાં ઘણું પ્રખ્યાત થએલું છે. તેઓએ જુના શિલાલેખો, જુના તામ્રપત્રો, જુના સિક્કાઓ, જુના બુદ્ધિસ્ટ સ્તુપો, પર્વતોમાં કોતરેલી જુની ગુફાઓ આદિના વિષયમાં પુષ્કળ શોધખોલ કરીને હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસ અને લીપિપર ઘણું અજવાળું પાડેલું છે. તેમજ તેઓએ હિંદુસ્થાનના પ્રાચીન ધર્મ, જૂદી જૂદી જાતોના પોશાક, ઘરેણાં, તેમના રીતરિવાજ, ભાષા, તેમની ચમત્કારિક વાતો અને કહેવતો આદિ વિષે પણ ઘણી શોધ કરી છે. એટલુંજ નહીં પણ તેઓએ આર્યવૈદ્યકશાસ્ત્રના ઘણા પ્રાચિન સુશ્રુતાદિ ગ્રંથોનો ઘણી બારીકીથી અભ્યાસ કરી તેમાં લખાયલાં દરદો અને તેપર વપરાતાં ઔષધો વિષે પણ વ્યવહારુ શોધ કરી ઘણી નોંધ કરેલી છે. તેઓના વિષે એક વિદ્વાન લખે છે કે "તેઓ એક હિંદુ જેવા નમ્ર અને મલતાવડા, એક જર્મન જેવા દઢ, ક્ષમાવશ અને શોધક, એક અંગ્રેજ જેવી જાગ્રતિ ધરાવનારા ને હુશિયાર હતા, અને એક બુદ્ધ ધર્મના તીર્થંકર જેવું ગાંભિર્ય તેમનામાં હતું." તેઓની વિલક્ષણ કુશાગ્ર શોધક બુદ્ધિથી તેઓએ ઘણો અનુભવ અને જ્ઞાન મેળવેલું હતું. આ તેઓના અનુભવ અને જ્ઞાનનો પ્રચાર તેઓ પોતાની ટુંક જીંદગીમાં કેટલાંક કારણો અને અચડણોને લીધે લખાણદ્વારા ઘણો થોડો પ્રસિદ્ધિમાં આણી શકયા હતા. તો પણ તેઓના આટલા થોડા પ્રસાદને માટે પણ તેઓના વિદ્વાન્ મિત્રો અને મંડળીઓએ તેઓને ઘણા માનથી વધાવી લીધા હતા. તેઓ બોમ્બે બ્રેન્ચ રોયલ એશિયાટિક સોસાઇટીના ઓનરેરી લાઇફ મેમ્બર નીમાયા હતા; બોમ્બે યુનિવર્સિટિના તેઓ ફેલો હતા; હેગ (વિલાયત) ની રોયલ ઇનસ્ટિટયુટના તેઓ ફોરન મેમ્બર હતા; લીડન (વિલાયત) યુનિવર્સિટિએ તેઓને "ડોકટર ઓફ લૉઝ" ની ઓનરેરી ડીગ્રી અર્પણ કરી હતી, ગ્રેટ બ્રિટન તથા આયરલંડની રોયલ એશિયાટિક સોસાઇટીએ તેઓને પોતાની સભાના એક ઓનરેરી લાઇફ મેમ્બર નીમ્યા હતા. તેમનાં વિદ્વત્તા ભરેલાં લખાણો "મુંબઇની રોયલ એશિયાટિક સોસાઇટી" ના જરનલમાં; "ઇન્ડીયન એન્ટીકવેરી" નામનાં ચોપાનીયામાં; લીડનની ૧૮૮૩ ની **ઇન્ટર નેશનલ કોંગ્રેસ** ના હેવાલમાં; અને **મુંબઇ ગેઝેટીયર** આદિમાં છપાયાં છે. તેમનો ગુજરાતનો પ્રાચિન ઇતિહાસ (B, C, 311 A, D, 1404) મુંબઇ ગેઝેટીયરના વોલ્યુમ ૧ ભાગ ૧ માં છપાયો છે.

તેમનાં અવસાન (સંવત્ ૧૯૪૪) પછી તેમનું ચરિત્ર સ્વર્ગસ્થ સાક્ષરવર રા૦ રા૦ ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે અંગ્રેજીમાં લખી મુંબઇની રોયલ એશિયાટિક સોસાઇટીની સભામાં વાંચેલું તેનું ગુજરાતી ભાષાન્તર ૧૮૮૮ માં મુંબઇ **"ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ" માં** છપાયલું છે. (કીં૦ ૬ આના). આ ચરિત્ર પ્રાચીન ઐતિહાસિક શોધખોલ કરનારા અને ઘણી ગરીબી સ્થિતિમાંથી અંગ્રેજીનાં વિશેષજ્ઞાન શિવાય પણ પોતાની ખંત, ઉદ્યોગ અને શોધક બુદ્ધિથી વિદ્યામાં ઘણા આગળ વધનાર જીજ્ઞાસુઓને વાંચવા યોગ્ય છે.

પંડિતજી શ્રી ભગવાનલાલ ઇંદ્રજીની યાદગીરી કાયમ રાખવા સારુ સને ૧૮૮૮ માહે આગષ્ટ તા૦ ૧૮ મીએ મુંબઇના ટાઉન હોલમાં એશિયાટિક સોસાઇટીની લાઇબ્રેરીમાં સભા ભરાઇ હતી. તે સભાના પ્રમુખ સ્થાનેથી મુંબઇના મી૦ જસ્ટીસ સ્કોટે સભામાં જણાવ્યું હતું કે "હું માનુ છું કે બોમ્બે ગેઝેટીયર હાલમાં

જે આટલું બધું કીમતી લેખવામાં આવે છે તે કેટલેક દરજ્જે સ્વર્ગસ્થ પંડિત ભગવાનલાલે તે પુસ્તકમાં અસલી લેખો સંબંધી અને અસલી કોતરકામને લગતાં કીધેલાં લખાણુને લીધે છે." પંડિતજી જે શોધખોલ કરવા પાછળ મંડયા રેહેતા તેવીજ શોધખોલ કરી તે વિષે જે રસાલો મુંબઇ યુનિવર્સિટીની સભા આગળ રજુ કરે તેને "ભગવાનલાલ ઇંદ્રજી ઇનામ" નામની સ્કોલરશીપ આપવી એવો ઠરાવ થયો હતો અને તેવી સ્કોલરશીપ પેહેલે નંબરે તે પંડિતજીના શિષ્ય સ્વર્ગસ્થ રા૦ રા૦ રતિરામ દુર્ગારામ દ્વિવેદી બી. એ. ને મળી હતી.

પંડિતજીને ચિત્ર આળેખવાના અને ફોટોગ્રાફિના કામની પણ સારી માહિતી હતી તેથી તેઓ મુસાફરી દરમ્યાન પ્રાચીન મૂર્તિ અથવા કંઇ સુંદર ચમત્કારિક દેખાવ જોતા તો તેનું તેઓ ચિત્ર અથવા ફોટો પાડી લેતા હતા.

પંડિત ભગવાનલાલભાઇએ હિંદુસ્થાનમાં કરેલા પ્રવાસ વખતે દેશ, શહેર તથા લોકોની જે જે ચમત્કારિક વાત જોઇ હતી તે વિષે તેઓએ મુંબઇમાંના પોતાના ધનિક અને વિદ્વાન મિત્ર શેઠ કરસનદાસ વલ્લભદાસ ઉપર પત્રો લખી તેમાં લખેલ તે પત્રોનો સંગ્રહ થઇ તે છપાયો કે કેમ? તેની લખનારને માહીતી નથી.

પરંતુ વૈદ્યકનો सिद्धमन्त्र નામનો ગ્રંથ કે જેમાં ઘણીખરી ઔષધી વનસ્પતિના ગુણદોષ ટુંકામાં વર્ણવેલા છે તે તેઓએ શોધી છપાવાની યોજના કરી હતી. તે હાલ જ (સંવત્ ૧૯૬૫) તેમના શિષ્ય મુંબઇવાળા રા૦ રા૦ વૈદ્યરાજ મુરારજી નથુભાઇએ સ્વર્ગસ્થ પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજીની પેઢી મારફત છપાવી પ્રસિદ્ધ કર્યો છે. આ ગ્રંથ વૈદ્યવર શ્રી કેશવનો બનાવેલો છે તેના પર મહામહોપાધ્યાય શ્રી બોપદેવની વ્યાખ્યા છે.

આ ગ્રંથ તેમના શિષ્ય વૈદ્યરાજ મુરારજી નથુભાઇએ ગુરુવર પંડિત ભગવાનલાલભાઇને અર્પણ કરેલો છે ને તેમની છબી તેમાં મુકી છે.

ઉપર કહ્યા મુજબ પંડિત ભગવાનલાલભાઇનું ચરિત્ર જે છપાયલું છે તેમાં તેમણે કરેલી વૈદ્યક આધારે વિષે માત્ર તેમના મિત્ર મરહુમ ડા૦ જે. એમ. કેમ્પબેલ સાહેબે તેમના છેલા મંડવાડ વખતે લખેલા એક પત્રમાં ઇસારો કરેલ છે કે:–" તમારી જીંદગીનું કામ પુરું થવાનો કાળ લગભગ નજદીક આવ્યો છે એ જાણી હું બહુ ખેદ પામું છું. અસલી લેખોની વિદ્યાના સંબંધમાં તમોએ જે કંઇ કર્યું છે તેનું તાત્પર્ય બતાવનારું તમારું લખાણ છપાઇ બહાર પડે તેથી તમે જેટલા ખુશી થશો તેના કરતાં તમે જે પૈસા તથા મહેનતનો ઉપયોગ ગરીબ દરદીઓને મંડવાડમાંથી સાજા કરવામાં કર્યો છે તે તમને આવે વખત વધારે સંતોષ ઉપજાવનારો થઈ પડશે. જે પુષ્કળ જ્ઞાન તમે ધરાવો છો તે ભવિષ્યની પ્રજાને બતાવવાને માટે આટલું થોડું તમારું લખાણ રહેશે એ જાણી મને અત્યંત દિલગીરી લાગે છે. હું બહુ જ દિલગીર છું કે ગેઝીટીયર તૈયાર કરવામાં તમે જે અતિ ઘણી મદદ મને આપી છે તેના બદલામાં તમને હું કંઇ જ કરી શકયો નથી. મી૦ ભીમભાઇએ તમારી મુલાકાત લીધી તે વિષે તથા તમારી કિમતી સ્થાવર તથા જંગમ મિલકતની તમે જે વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું છે તે વિષે તેમણે મને લખી જણાવ્યું છે. તમારી હિમત વિષે તથા મરણ કાળને માટે જે નમ્રતાથી તમે તૈયાર થઈ રહ્યા છો તે વિષે મી૦ ભીમભાઇ મને લખે છે. આ ઉંચા ગુણો તમારી હયાતીમાં તમારામાં જોયા છે તે ઉપરથી હું કહું છું કે, મરણ કાળને સમયે પણ તમે તેવાજ રહેશો. તમને ખોવાનો વખત પાસે આવે છે એથી મને બહુ દુ:ખ થાય છે. તમે જે અગત્યની મદદો મને વખતો વખત આપેલી છે તે વાસ્તે જેટલો હું તમને ઉપકૃત છું તેના કરતાં વધારે ઉપકૃત હું એ માટે છું કે તમે એક વિદ્વાન તથા ઉંચા ગુણવાળા પુરુષ તથા શોધક મિત્ર તરીકેની યાદગીરી મારી પાસે મુકી જાઓ છો !!

ઉપરના પત્રમાં 'તમે જે **પૈસા** તથા **મહેનતનો** ઉપયોગ ગરીબ **દરદીઓને** મંદવાડમાંથી **સાજા કરવામાં** કર્યો તે તમને આવે વખતે વધારે સંતોષ ઉપજાવનારો થઇ પડશે !' આ ફકરો લખવાનું કારણ એવું છે કે—ગુરુવર પંડિત ભગવાનલાલભાઇ જો કે વૈદ્યનો ધંધો કરતા નહીં હતા તો પણ પોતાને એ વિદ્યાનું ઘણું ઉંચું જ્ઞાન હોવાથી, અને એ વિદ્યા વિષે પણ વ્યવહારુ શોધખોલ કરતા હોવાથી, તેમ પોતે સ્વભાવે ઘણાજ પરોપકારી અને માયાળુ હોવાથી ગરીબ કે તવંગરોને મફત દવા આપતા હતા, એટલું જ નહીં પણ સારવાર કરવામાં પોતાનો વખત જાય તો તે સારું કાર્ય કરવામાં ગયો એમ ઉત્સાહથી માનતા હતા.

દરદીઓ તરફ ગુરુવર પંડિતજીને અત્યંત દયા અને કરુણા હતી તેના બેજ દાખલા આ જગોએ આપું છું.

એક વખત મુંબઇમાં માંડવી બંદરપર કૉલેરા ફાટી નીકળતાં સ્વર્ગસ્થ પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજીના કુટુંબનાં એક બે માણસો ગુજરી ગવાં અને બીજા ચાર પાંચ કૉલેરાના સપાટામાં આવી ગયાં હતાં, તેઓ ગભરાઇને એકદમ ભાઇ ભગવાનલાલભાઇને ઘરે વાલકેશ્વરમાં આવતાં રહ્યાં. તેઓની સઘળી સારવાર ભગવાનલાલભાઇએ પોતાને હાથે કરી હતી અને આખી રાત અજમા અને નીમકની પોટડીનો પેડુપર સેક વગેરે બીજી દવાદારુ કરી તેઓને સારાં કર્યાં હતાં.

બીજો દાખલો—ભગવાનલાલ ભાઇ પોતે આજારી હોતાં કચ્છમુંદરા તરફ હવા ફેર કરવા વાસ્તે ગયા હતા. ત્યાં લખનારના એક મિત્રે પંડિતજી પાસે એક ઘણીજ ગરીબ સ્થીતિની નીરાધાર ડોસીના ગુડામાં અત્યંત દરદ થવાની હકીકત જાહેર કરી અને જો બની શકે તો તે ડોસીને જોઇ તેને દવા આપવાનું કહ્યું. હકીકત ઉપરથી ભગવાનલાલભાઇ દરદ સમજી ગયા અને એક દવાની પટી લઈ તેઓ વેલમાં બેસી ગામમાં જઈ તે ડોસીને પગે પેલી પટી લગાડી ત્યાં અરધો કલાક બેઠા અને ડોસીને જ્યારે થોડો આરામ જણાયો ત્યારે ત્યાંથી ગયા–પણ ઉતારે જઇ તેડી જનાર લખનારના મિત્રને કહ્યું કે, જો કે મારી આવી માંદગીમાં ગાડે બેસી ગામમાં આવવા જવામાં મને ઘણી હરકત થઈ અને મારી કમરમાં બહુ પીડા થાય છે તો પણ પેલી ડોસીને દવાની પટીથી જે દુઃખ ઓછું થયું છે એ વીચારથી હું મારું દુઃખ ભુલી જઇશ.

આર્યવૈદ્યક ગ્રંથોમાં ઘણાં થોડાં ઓસડીઆં લખાયલાં છે, પણ તે ઓસડીઆં ખરાં ને સારાં તાજાં મળે ને તેનો યોગ્ય ઉપયોગ યોગ્ય વૈદ્યને હાથે દરદીપર થાય તો તે ઓસડીઆં ચમત્કારિક રીતે ફાયદો કરે છે, એમ તેઓ માનતા હતા–અને તેથી તેમની પાસે માત્ર મુખ્ય કરીને ૨૪ દવાઓની શીશીઓ રહેતી. આ ૨૪ શીશીઓમાંની ૧૨ શીશીઓમાંથી દરરોજ સવારના ૭ થી ૧૧ વાગા સુધીમાં ૫૦–૬૦ કે કોઇવાર ૧૦૦ દરદીઓને દવા આપતા હતા, અને બાકીની ૧૨ શીશી ખાસ કેસ તરીકે કોઇ ચોકસ દરદ ઉપર જ વાપરવાનાં ઔષધોની રાખવામાં આવતી હતી. સાધારણ તાવ આદિપર **ખડસેલીઓ, ગળો** અને **મરી** તેમનાં મુખ્ય ઓસડો હતાં, અને તે દરદીને ઓળખાવી તે કેમ વાપરવાં તે બતાવી દેવામાં આવતું હતું, આવી જડીબુટીની કેટલીક દવાઓ તો પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજીની દુકાને જ રખાવતા અને ત્યાંથી દરદી બારોબાર લઇ જાય તેવી સગવડ કરતા–કેમકે પોતે વાલકેશ્વર રહેતાં ગરીબ દરદીઓને ગાડી ભાડાંના ખરચની વીટંબણા થાય તે તેમનાથી સહેવાતું નહીં.

૨૪ દેશી દવાઓની સાથે થોડી અંગ્રેજી દવાઓ પણ રાખતા જેમાં કયુનાઇન, પોટાસ બ્રોમાઇડ, બાઇકારબોનેટ ઑફ્ સોડા, બિસ્મિથ અને ઇપીકા કયુઇઆના મુખ્ય હતાં. એ સિવાઇ ચંદ્રપ્રભા ગુટિકાને મળતી દેશી વસાણાઓમાંથી ગોળીઓ બનાવી રાખતા તે **સદાવ્રતિ** ગોળીઓ કહેવાતી–તે ઘણાં દરદોપર લાગુ પડતી. એ પાંચ પચાસ સામટી દરદીઓને દેવામાં આવતી કે તેને વારે ઘડીએ ગોળી લેવા માટે ધકાખાવા ન પડે.

તેમના શેઠ મરહુમ ડા૦ ભાઉ દાજી અને ડા૦ નારણ દાજી બાબચીનો ખાસ ઉપયોગ શ્વેત કોઢ ઉપર અને ચોલમોગરાના તેલનો ઉપયોગ ગળતકોઢપર કરતા હતા. તેજ ઉપયોગ વિશેષ ભાગે ગુરુવર પંડિત ભગવાનલાલભાઇ પણ કરતા હતા, અને વિશેષમાં ચોલમોગરાનું તેલ તેઓ ડાયાબિટિસ અને ઉપદંશના બીજા ત્રીજા દરજ્જામાં તેઓ ખાસ કરીને વાપરતા, અને ઘણી વખત કહેતા કે ગળતકોઢ ઉપદંશ અને ડાયાબિટિસ એ રોગો મારા અનુભવ પ્રમાણે બહુ પાસે પાસે મને જણાયા છે અને તેટલા માટે તેઓપર ચોલમોગરાનું તેલ વાપરવાથી કેટલાક કેસ મારે હાથે સારા થયા છે.

ગળતકોઢ (Lepra) જેવા ભયંકર રોગ વિષે સુશ્રુત, ચરક અને વાગ્ભટમાં શું શું લખાયલું છે, તેનો ઐતિહાસિક અને વૈદ્યકીય રીતે તપાસ કરી તે વિષયમાં પંડિત ભગવાનલાલ ભાઇએ પોતાની મુસાફરી દરમિયાન બીજી વિશેષ શોધ કરી હતી–અને એ રોગ વિષે કઈ કઈ બાબત તપાસ કરવી તેના મુદ્દા નીચે પ્રમાણે ૨૦ નોંધ્યા હતા.

**कुष्टरोग.**

૧ રોગનું નામ.
૨ દેશાવરોમાં તેનાં નામ.
૩ સંસ્કૃતમાં તેનાં નામ બાબત.
૪ **વાતરક્ત** નામ પડવાનું કારણ.
૫ કુષ્ટ.
૬ **વાતરક્ત** અને **કુષ્ટ**નાં લક્ષણમાં સરખાપણું.
૭ તેનો બને તેટલો ભેદ દેખાડવો.

૮ પાછળનું નામ ગળત કુષ્ટ.

૯ એ રોગવાળાને નસીબથી દુઃખના દિવસો હોય છે તેવોજ લોકોથી પણ તિરસ્કાર મળે અને તેઓની સંગમાં પણ ગળતકોઢ નીકળે.

૧૦ તે લોકોની હાલત દીકરા અને સગાઓથી પણ તિરસ્કાર, એ રોગી ભીખારીને આપવાને પણ લોકોને તિરસ્કાર.

૧૧ ધર્મશાસ્ત્રથી તેવા લોકોને તિરસ્કાર, તેની ઉત્તર ક્રિયા અને બાળવાનો નિષેધ, શ્રાદ્ધમાં ખવરાવવો નહીં, કુષ્ટી દ્રવ્ય અન્નનો નિષેધ.

૧૨ બાળનારાને રોગ થાય છે તેમ લોકોમાં ભય.

૧૩ તે લોકો જઇ વસે છે તેવી જગાઓ.

૧૪ ત્યાં તેઓની હાલત, રોગનું વધી જવું, તેનાં કારણો ખાવાને ન મળવા આદિ.

૧૫ ઘણા કંટાળેલા લોકો આત્મહત્યા કરે છે.

૧૬ પ્રયાગ અને એવી જગાએ આત્મહત્યા.

૧૭ હિંદુ વૈદ્યોનો તે રોગ મટવા બાબત મત.

૧૮ મુસલમાની વૈદ્યોનો મત.

૧૯ પ્રાચીન હિંદુ વૈદ્યોએ વાવરેલાં ઓસડો.

૨૦ પાછળનાઓએ વાવરેલાં ઓસડો.

એ મુદ્દાઓ વિષેની ઘણી હકીકત તેમણે ગયા, કાશી, કલકતા આદિ સ્થાનોમાં ફરી મેળવેલી હતી.

સુશ્રુત અને ચરકમાંથી ઘણી વૈદ્યકીય નોંધ ગુજરાતીમાં તેઓ પોતાના અનુભવના અભિપ્રાય સહિત રાત્રીની વખતે કલાકેક લખનાર પાસે લખાવતા, એ નોંધ એક પુસ્તકના આકારમાં છપાવાનો તેમનો વિચાર હતો. પણ પોતાનું અવસાન સમીપ આવતાં પોતે કરેલાં વસીયતનામાની રુએ પોતે સંગ્રહ કરેલાં હસ્તલિખત પુસ્તકો મુંબઇની **બ્રાંચ રૅાયલ એશિયાટિક સોસાઇટીની** લાઇબ્રેરીને અને શિલાલેખો આદિનો સંગ્રહ **બ્રિટીશ મ્યુઝીયમને** અર્પણ કરેલાં હતાં. તેમ પોતાનાં ગુજરાતી પુસ્તકો, નોંધો આદિ મુંબઇની **નેટીવ જનરલ લાયબ્રેરીને** ભેટ કર્યાં હતાં—માટે ઉપરની નોંધો તે સાથે રહી હશે. પોતાની મુસાફરી દરમિયાન પોતે ઘણી નોંધ કરી હતી તેમાં મુખ્ય નોંધનાં બંધાવેલાં ૨૪ વોલ્યુમ હતાં તે સઘળાં પણ તે લાઇબ્રેરીમાં ગયાં હશે.

પ્રાચીન આર્યવૈદ્યક પુસ્તકો ઉપરથી પંડિતજીએ અસલની ઘણી રીતભાત રાજકીય ધોરણો આદિની નોંધ તારવી કાઢી હતી. જેમાંનો ફકત એકજ દાખલો તેમના હાથનો લખેલો આ નીચે આપું છું. "રાજાઓ શુદ્રોને ખવરાવીને અન્ન ખાતા અને તે પેહેલા વૈદ્યો તે તપાસતા–પુરોહીત તેને પ્રોક્ષણ કરતા. ઝેરી હવા હોય તો ઓસડોની ભુકી (પાઉડર) બનાવી છાંટતા. રાજાઓને છત્રમાં, ચામરમાં, ભૂષણોમાં, પાદપીઠ, વસ્ત્ર, પાદુકા ઇત્યાદિ સર્વ વસ્તુમાં ઝેર નાંખતા અને તેનાં ઓસડો અને વિકારનાં રુપ વાગ્ભટે લખેલાં છે–આમાં વૈદ્યોનો ઢોંગ પણ હતો–એકાદ વખતે કાંઇ રોગ થયો હોય અને રાજ્યકારભારમાંથી કોઇને કાઢી નાંખવો હોય તો વૈદ્ય થોડી વાતમાં તેને ઝેરનો વેહેમ નાખતા હતા. સંગ્રામમાં રાજા જતા તે વખતે તેની સાથે વૈદ્ય પોતાનાં ઓસડો અને હથીયાર લઇને જાય–છાવણીમાં પોતાના તંબુ અથવા જગાની બાજુએ ઉંચા દંડવાળી ધ્વજા રાખતા કે તેથી વૈદ્યની જગા તુરત દેખાય. જે લોકો લડાઇથી અથવા બીજા રોગોથી હેરાન થતા તેવા સુભટો આદિની ચિકિત્સા કરતા.

પાણીમાં ઝેર મળી ગયું હોય તો તેઓ કળશમાં ઘાલી અને કેટલીક વનસ્પતિનો બળેલ ભાગ પાણીમાં નાંખીને સાફ કરતા.

ગળો, ખડશેલીઓ, શાલીપર્ણી, શ્રીપર્ણી, ઉત્પલસારિવા. શ્યોનાક જેવી વનસ્પતી તો વાલકેશ્વરની ટેકરી-પરથી તાજી લાવી તેનો તુરત સ્વરસ કે કાઢો કરી દરદીઓને આપતા.

જ્યારે મુસાફરીએ જાવું હોય ત્યારે ૧૫ દીવસ આગળથી દરદીઓને જાણ કરી દવાઓ સામટી આપી દેવામાં આવતી હતી.

લખનાર આજ્ઞાનુસાર ઔષધો લાવી તૈયાર કરતો હતો અને તેમની આજ્ઞાનુસાર માપથી દરદીને આપતો હતો.

જે દવાઓ રાખવામાં આવતી તેનાં સાઙ્કેતિક લાટિન નામોની માફક નામો રાખવામાં આવતાં હતાં જેવાં કેઃ—

૧ કાણુમ્, ૨ બાલમ્, ૩ આબ્ધમ્, ૪ સ્વેતકમ્, ૫ રક્તમ્, ૬ સારકં સ્વેતકમ્, ૭ દ્વિતીય સ્વેતકમ્, ૮ ડેલીયમ્, ૯ કાકમ્, ૧૦ હેમમ્, ૧૧ માઇરમ્, અને ૧૨ કાસમ્, એ બાર દવાઓમાંથી એકનો અથવા એક બીજાના મિશ્રણનો ઘણા દરદોપર ઉપયોગ કરવામાં આવતો હતો. વિનોદની ખાતર લખનાર કહે કે આવાં

સાઙ્કેતિક નામોનો ગુરુવર ભગવાનલાલભાઇ પાસેથી તેમની વત્સલ્યતાથી લખનારને મળેલો અખૂટ ધનનો વારસો લખનાર કોઇને બતાવે, કે ન બતાવે તેને માટે તે મુખત્યાર છે-પણુ છેની પાસે વિરામ મુકતાંજ વિચાર આવે છે કે જે કાંઇ મલ્યું હોય તે કહી દેવું એ વારસો પણ એ ગુરુવર પાસેથી મળ્યો જ છે-તો પછી રાખવું શા માટે !

ગુરુવર ભગવાનલાલભાઇ વારંવાર કહેતા કે "આપણું કાણુમ્ કૃષ્ણા (પીપર અને પીપરીમુળ) બહુજ ચમત્કારિક ઓસડ છે, એમ જે સુશ્રુતાદિ ગ્રંથોમાં લખ્યું છે તે ખરું છે—એમ હવે ઘણાં દરદોપર તેને વાપરી જોવાથી મને ખાતરી થઇ છે. પ્રથમ બજારમાંથી મંગાવેલ પીપરના ગંઠોડા વાપર્યાં હતા ત્યારે ગ્રંથોમાં લખાયલી તેની તારીફ જેટલો તેણે ફાયદો જણાવ્યો નહીં તેથી મારી શ્રદ્ધા તેપરથી ઓછી થઇ હતી. પણ (મુંબઇના) શેઠ કમા રામજીવાળાની વખારેથી તાજી પીપર ને તાજા ને મોટા ગંઠોડા મગાવી વાપરતાં છાતીના રોગ ક્ષય સુધી, આંતરડાંના રોગ તેના ક્ષત સુધી, ટાઢીઓ તાવ, તલ્લીના રોગ, શૂળ, કળતર, લકવો, અશક્તિ, મસ્તકશૂળ એ દરદોપર બહુજ ફાયદો જણાયો છે."

ગુરુવર પંડિત ભગવાનલાલભાઈ બે સૂત્રો ઘણી વાર કહેતા-"૧ દરદ પારખવું કે તે શું ને કયાં છે? અને તેની સ્થિતિ શું છે? અને ૨ તે દરદ મટાડવા શી વસ્તુની જરુર છે તે જાણવું."

કચ્છ મુંદરા ગામના પ્રખ્યાત યતિજી હુકમચંદજીને આંતરડાનું દરદ હતું, તેની સારવાર કરતાં લખનારે લખી મૂકેલી હકીકતપરથી ગુરૂવર પંડિતજીએ તે રોગનો ઉપચાર કરવા સંબંધી કાગળ લખ્યો છે. જેમાં તેઓ કેવી સાદી રીતે ઉપચાર કરતા ને તેઓને બીજો શું શોખ હતો તે જણાઈ આવે છે, માટે તે આખો કાગળ જેમનો તેમ આ નીચે આપ્યો છે:—

"તા૦ ૩૦ મી માર્ચ ૧૮૮૪

વાલકેશ્વર.

પ્રિય ભાઇ જેકૃષ્ણ ઇંદ્રજી,

તમારો કાગળ આજરોજ પોહોંચ્યો. વાંચી ખુશી થયો. મારો વિચાર કનેરી જવાનો હતો પણ કંઈ કારણને લીધે હાલ માંડી વાળ્યું છે. મેં૦ કેમ્પબેલ સાહેબ વિલાયત જવાના છે. તે જુનની અંદરના પેહેલા મેલમાં જશે, તે પેહેલાં સોપારાની અંદરના સ્તૂપની વચ્ચે કાંઈ વધારે ખોદવાનો વિચાર છે. એ બાબત એ કામ થોડા દહાડા જેકૃષ્ણ કરશે? એમ પૂછાવ્યું હતું પણ મેં તમે ગામમાં નથી એ ખબર લખ્યા છે. મારી તબીયત હાલ ઠીક છે.

યતિજીના રોગ વિશે વધારે ખબર લખ્યા તે જાણ્યા. એઓને થોડા દહાડા બિસ્મિથ આપી જોવું જોઇએ. આંતરડાંને એથી શક્તિ મળશે. નહીં તો નકસવામીકાનો ઘણો થોડો ભાગ પાણી અને તેમાં બે ટીપાં નાઈટ્રીક આસીડનાં હરરોજ બે વખત આપવાં એ પણ સારો ઇલાજ છે. આપણી નકસ-ની ગોળી બલેલાની થાય છે માટે તેને અનુકૂળ નહીં આવે. એઓને આપવું હોય તો સાદાની જીણી ભૂકી કરી તેની મગમગ જેવડી ગોળી કરી હરરોજ સાંજ સવાર આપવી. પેટ ઉપર કોઇ કોઈ વખતે જે જગે દુખતું હોય ત્યાં અળશીની પોટીશ મૂકાવવી નહીં તો મીઠાને પાણીએ થોડો શેક કરવો. ખાવાને ઘણો સાદો અને નરમ ખોરાક આપવો જેવો કે કાંજી દૂધ અથવા કાંજી છાસ, કપડાં એટલાં અંગ ઉપર હમેશાં ગરમીમાં પણ રાખવાં કે ચામડી ભીની પરશેવાથી રહે. આનંદમાં રહેવું જોઇએ. કોઇ વખતે માત્ર ૫ કે ૮ દાણા ઇન્દ્રજવનાને જરા કુટી ગરમ પાણીમાં ચાહની પેઠે કરી પાવું એ પણ આંતરડાંને શક્તિ આપનારૂં થશે. વખતે નીચે લખેલા કાહાઢા પણ (નરમ) એને માફક આવશે.

| | | |
|---|---|---|
| કાહાદો | ૧. | એનાં ૭ પડીકાં હરરોજ ૧ ફાંટ ઉનાં પાણીમાં કરી ઠંડું થાય ત્યારે પાવું. |
| ખડશલીઓ | ૧॥ | |
| દેવદાર | ≈ | |
| જેઠીમધ | ≈ | |
| ઇંદ્રજવ | ૦॥ | |
| ગોખરૂ | ૦। | |
| વરીઆલી | ≈ | |

કાહાઢો ૨.
કડાછાલ ૧॥
સોદર ०॥
વરીઆલી ≈

} એનો નરમ કાઢો જરા મીઠું અને લીંબુનાં થોડાં ટીપાં નાંખી આપવું.

જતીજીને આપણી પાસે તીર્થકલ્પનું પુસ્તક છે તેવું તેઓની પાસે હોય તો પુછશો. મારી છપાવવાની મરજી છે. જો ધણી પ્રતિ એકઠી થાય તો મારી તરફથી એઓને વંદના કહેશો. એઓની પાસે કેવોક પુસ્તક સંગ્રહ છે તે લખશો. સૂત્રોની નીયુક્તિ ભાષ્ય વિગેરે કઈ છે? તે પણ મારી તરફથી પુછશો.

કામકાજ લખશો. નવી ખબર કંઈ મળે તો પુછશો. તામ્રપત્ર વિગેરે માટે પુછશો. કચ્છની હીસ્ટરી સાવ અંધેરમાં છે.

લી० ભગવાનલાલ ઈન્દ્રજીના નમસ્કાર."

મુંબઈના પ્રખ્યાત ડા० ભાઉ દાજી અને ડા० નારાણ દાજીની સહાયતાઓથી તેઓ ગ્રાંટ મેડિકલ કોલેજ-માંના વે.ર્ડમાં વૈદ્યકીય અનુભવ લેવા અને કોલેજમાનાં વૈદ્યકીય વ્યાખ્યાન સાંભળવાને તેની નોંધ લેવા તેઓ મુંબઇ ગવર્નમેન્ટની પરવાનગી મેળવી શકયા હતા. તેઓએ ડા० નારાણ દાજીને બોમ્બે મેટરીઆ મેડિકા બનાવવામાં પોતાનાં વૈદ્યકીય જ્ઞાનની મદદ આપી હતી, એટલે પંડિત ભગવાનલાલ ભાઈને ડોકટરી રીતે વૈદ્યકીય જ્ઞાન તેમ જ આર્ય રીતનું વૈદ્યકીય જ્ઞાન તેની સાથે તેઓની તીવ્ર શોધક બુદ્ધિનું સંમેલન થતાં તેઓ એ વિષયમાં બહુ આગળ વધેલા હતા. મુંબઈના શેઠ સાહુકાર પંડિત ભગવાનલાલ ભાઈનાં ઓસડ માટે ઘેલાતૂર રેહેતા હતા—એક કોર હિંદના પ્રાચીન ઇતિહાસ શિલાલેખ વગેરે જાણવાના જીજ્ઞાસુઓ યુરોપિયન મિત્રો તેમને આગળ વધારતા ગયા અને બીજી કોર મુંબઇના શેઠ સાહુકારો તેઓની ચમત્કારિક દવા અને ગરીબ રાંકોની તેઓએ કરેલી સારવારથી ફીદા થઇ બહુ વગસગ વધારવા લાગ્યા તે એટલે સુધી કે શેઠીઆઓએ એક ફંડ કરી પંડિત ભગવાનલાલને વાલકેશ્વરમાં એક દશ હજાર રૂપીયાની કીમતનું મકાન બંધાવી આપ્યું કે જે મકાન પોતાનાં વસીયતનામામાં પોતે દરદીઓને હવા ફેર કરવાના ઉપયોગ માટે આપતા ગયા. તેમાં ભાટીઆઓનો પેહેલો હક રાખ્યો છે કારણ ઉપરના ફંડમાં વધારે રકમ ભાટીઆ ગૃહસ્થોની હતી.

પંડિત ભગવાનલાલભાઇ જો કે ધનાઢય નહીં હતા પણ તેમની પાસે વિદ્યા, બુદ્ધિ અને આબરૂ હતી. લખનાર જ્યારે પંડિતજી પાસે ઝાડપાનના નમુના લાવી દેખાડતો ત્યારે મુંબઇવાળા શેઠ રતનશી મુળજી જે. પી. આદિ બીજા શેઠીઆઓ વિનોદમાં કહેતા કે "ભા, ઝાડપન ચુંથેમેં કુરો વરંધો? ખીસેમેં હથ વીઝોતા, ત પટમેં વીંજીપયતો" એટલે ઝાડપાન ચુથવામાં શું વળશે? ખીસામાં હાથ નાખો તો ભોંપર પડે છે. મતલબ ખીસાં ખાલી છે. આ સાંભળી ભગવાનલાલભાઇ લખનાર સામું જોઇ હસીને કહેતા કેઃ—"જે અભ્યાસ કરવો તેની પાછળ મંડ્યા જ રેહેવું, પૈસાની દરકાર રાખવી નહીં. પૈસા તો નહીં મળે, પણ ભાઇ ભાઇ તો કેહેવાશો." આ તેઓનાં વચન લખનાર વિષે તો ખરાંજ પડ્યાં છે.

પંડિત ભગવાનલાલભાઇ બહુ સાદાઇથી રહેતા. પાગડી પ્રશનોરા બ્રાહ્મણો બાંધે છે તે તરાહની છબીમાં છે તેવી, કુડતી પાસાબંધી અંગરખું ઝીણી કસોવાળું અને ધોતી પછેડીનો પોશાક તેઓ પેહેરતા. યુનિવ. સિટિના કન્વોકેશનમાં કે તેવે બીજે મોટે પ્રસંગે સ્ટોકિંગ પેહેરવા પડતા ત્યારે તેઓ જરા કંટાળતા અને ઘણી-વાર કેહેતા કે આ પરાણે કોથળીઓ પેહેરવી પડે છે.

બાર મહિનામાં નૃસિંહજયંતિ (વૈશાક સુદ ૧૪) નો દીવસ તેઓ વ્રત તરીકે પાળતા. પોતાના શાલિ-ગ્રામજીનો બંટો એક ઓરડીમાં રાખી તેની પુજા કરતા અને તે ઓરડી બંધ કરી અંદર એકાગ્રચિત્તથી ધ્યાનમાં બેસતા. પેન્સીલ ને કાગળ તે ઓરડીમાં રાખવામાં આવતાં. પોતાને કાંઇ જરુર હોય તો ચીઠી લખી દરવાજા બાહાર રાખી દેતા. કોઇની સાથે બોલતા નહીં. રાત્રનું જાગરણ કરતા. તે દીવસ થોડાં તકમરીઆં દુધમાં પલાળીને માત્ર પીતા. વળતે દહાડે સવારમાં ચાર વાગે ટાઢે પાણીએ સ્નાન કરી પુજા પૂર્ણ કરી પછી બહાર આવતા અને તે દિવસ ઉત્સવ તરીકે પાળતા.

પંડિતજીનું જીવનચરિત્ર વિસ્તારથી લખવામાં આવે તો એક ગ્રંથ થાય એટલું છે પણ આટલું સંક્ષિપ્તમાં જ લખી આવા પરોપકારી, વિદ્વાન અને બુદ્ધિશાળી માહાન્ પંડિત ગુરુવરની પાસે રહી લખનારને જે કંઇ તેઓનો પ્રસાદ મળ્યો છે તેને માટે લખનાર તેમનો અત્યંત આભાર માની વારંવાર તેમનાં ચરણમાં નમન કરે છે

જયકૃષ્ણ ઇંદ્રજી

પોરબંદર–સંવત્ ૧૯૬૬ ફાગણ સુદિ ૧૦ રવેઉ.



# INDEX OF NATURAL ORDERS AND BOTANICAL NAMES.

# ગુજરાતી નામોની અનુક્રમણિકા.



### ખ.

# मराठी नामोंनी अनुक्रमणिका.



४

# हिंदी नामोनी अनुक्रमणिका.



### ख.

# संस्कृत नामोनी अनुक्रमणिका.



# उपोद्घात.

**वनस्पतिशास्त्र**—Botany–એટલે જે શાસ્ત્રમાં વનસ્પતિ સંબંધી તમામ વિષયનું વર્ણન સમાયલું હોય, તે શાસ્ત્ર.

**वनस्पतिशास्त्र**—એ એક ઘણી ગહન અને વિસ્તીર્ણ વિદ્યા છે. એ શાસ્ત્રના, વિદ્વાનોએ નીચે પ્રમાણે મુખ્ય પાંચ ભાગો કરેલા છે.

૧. **वनस्पति–इंद्रियवर्णन**—આ ભાગમાં વનસ્પતિની જુદી જુદી ઇંદ્રિયો, તેના આકાર અને તેની સૂક્ષ્મ રચનાનું વર્ણન આવે છે.

૨. **वनस्पतिनुं वर्गीकरण**—આ ભાગમાં વનસ્પતિઓનો કુદરતી સંબંધ અને તેની ગોઠવણનું વર્ણન કરવામાં આવેલું છે. જેથી વનસ્પતિ તુરત ઓળખી શકાય અને તેનાં નામ તથા ગુણદોષ જાણી શકાય.

૩. **वनस्पतिनो भूगोळपर प्रसार**—આ ભાગમાં વનસ્પતિ પૃથ્વીપર શી રીતે પ્રસરેલી છે તેનું વર્ણન આવે છે.

૪. **अस्मीभूतवनस्पति**—આ ભાગમાં પાષાણરૂપ થઈ ગયેલી વનસ્પતિનું વર્ણન કરવામાં આવે છે.

૫. **वनस्पतिनो व्यवहारु उपयोग**—આ ભાગમાં વનસ્પતિ અથવા તેના ભાગો વ્યવહારુ ( practical ) શું કામમાં આવે છે તેનું વર્ણન કરવામાં આવેલું છે.

ઉપરના પાંચ ભાગોમાંથી આ પુસ્તકમાં વિશેષે કરીને માત્ર બીજા, ત્રીજા અને પાંચમા ભાગ સાથેજ આપણને સંબંધ છે.

કલમ–૧–એક સ્વસ્થાન, પ્રાંત, જિલ્લા, ઇલાકા કે દેશમાં કેટલી જાતની વનસ્પતિ ઉગે છે તે જાણવાને, જે વર્ણન લખેલું હોય છે, તેને ગુજરાતીમાં તે સ્વસ્થાન, પ્રાંત, જિલ્લા, ઇલાકા કે દેશનું **"વનસ્પતિ વર્ણન"** અને અંગ્રેજીમાં **ફ્લોરા** (Flora) કહે છે.

૨–આવું **"વનસ્પતિ વર્ણન"** લખવાનો હેતુ મુખ્યત્વે કરીને એ હોય છે કે–તેથી તે સ્વસ્થાન, પ્રાંત, જિલ્લા, ઇલાકા કે દેશમાં ઉગતી નાહાની મ્હોટી તમામ વનસ્પતિની પરીક્ષા કરવાનું, અર્થાત્ તે દરેકને ઓળખવાનું અને તેનું નામ જાણવાનું સાધન મળી શકે.

૩–વનસ્પતિની પરીક્ષા કરવાની અગત્યતા વૈદ્યો, ગાંધીઓ, રસાયન શાસ્ત્રીઓ, માળીઓ, જંગલ ખાતાના અધિકારીઓ, ખેડુતો, બાગબગીચા રાખનારા રસિક ગૃહસ્થો અને વનસ્પતિની ઇશ્વરી અર્થાત્ કુદરતી શક્તિઓ અને ખૂબીઓનો અભ્યાસ કરનારા વિદ્વાનો (Naturalists) ને હોય છે. પણ સામટી રીતે વિચાર કરી જોતાં તો દરેક વનસ્પતિનું જ્ઞાન દરેક મનુષ્યને લાભકારક છે. કેમકે મનુષ્ય માત્રની ખોરાક અને ઓઢવા પહેરવાની તથા બીજી જરૂરીઆતની ઘણી ખરી સઘળી વસ્તુઓ, તેમ જ પશુ, પક્ષી, કીટ આદિની ખોરાકની ચીજો પણ વનસ્પતિમાંથી જ મળે છે, જેથી વનસ્પાતની સાથે માણસ જાતને ઘણો સંબંધ છે. તોપણ વિશેષ કરીને ઉપર કહેલા ધંધાવાળાઓને તો વનસ્પતિ સાથે જ રોજનું કામ હોવાથી તેઓને **"વનસ્પતિ વર્ણન"** નાં પુસ્તકોની આવસ્યકતા અર્થાત્ જરૂરીઆત વિશેષ રહે છે.

૪–જ્યારે ઉપર પ્રમાણે કેટલાક ધંધાદારીઓને વનસ્પતિની ઓળખાણ શિવાય ચાલતું જ નથી, ત્યારે **"વનસ્પતિ વર્ણન"** નું પુસ્તક લખવું એ નિરર્થક નથી.

૫–જે સ્વસ્થાન, પ્રાંત, જિલ્લા, ઇલાકા કે દેશનું તે પુસ્તક હોય, તેમાં તે સ્થાનમાં ઉગતી સઘળી વનસ્પતિનું વર્ણન આવવું જોઇએ. વનસ્પતિનો કોઇ પણ રસિક જિજ્ઞાસુ કે ખરો અભ્યાસી ગમે તે વનસ્પતિ ઉપાડી તેનું નામ અને વર્ણન જાણવા ચાહે, તો તે, તે સ્થાનનાં **"વનસ્પતિ વર્ણન"** નાં પુસ્તકમાં બરાબર વાંચીને તે વનસ્પતિનું નામ અને વર્ણન પોતાની મેળે જાણી શકે એવું એ પુસ્તક હોવું જોઇએ.

૬–ઉપરની કલમ પાંચમાં કહેલા હેતુ માટે આવાં પુસ્તકમાં દરેક વનસ્પતિના વર્ગ, ઉપવર્ગ, જાત, ભેદ, નામ, અવયવો, રૂપ, રંગ અને માપ વિગેરેનું અનુક્રમે ખુલાસાથી વર્ણન આપવું જોઇએ, અને એ પુસ્તક સાદી તથા સરલ શાસ્ત્રીય ભાષામાં લખાવું જોઇએ.

૭–જ્યારે દરેક વનસ્પતિનું ઉપરની કલમ ૬ મુજબ વર્ણન લખવું, એ જરૂરીઆતનું છે, ત્યારે એ વિષય એક **શાસ્ત્રીય** વિષય ઠરે છે, અને શાસ્ત્રીય વિષય જાણવા માટે હમ્મેશ, દરેક વિદ્યાનાં પુસ્તકોમાં શાસ્ત્રીય ખાસ શબ્દો રખાયલા હોય છે–તેમ આ વનસ્પતિવિદ્યામાં પણ છે–માટે આ પુસ્તક લખવામાં પણ કેટલાક **શાસ્ત્રીય** (Technical) શબ્દો લખવા પડયા છે. એક શાસ્ત્રીય શબ્દથી વનસ્પતિનો એક અવયવ અથવા તેનો આકાર સમજાય તે સામાન્ય ૫ કે ૧૦ શબ્દોથી પણ વખતે સમજી શકાય નહિ.

૮–આ પુસ્તકમાં બનતાં સુધી સાદી ભાષા વાપરી છે. અને જ્યાં શાસ્ત્રીય શબ્દો લખ્યા શિવાય ચાલ્યું જ નથી ત્યાં લખ્યા છે. વળી કેટલીક જગોએ શાસ્ત્રીય શબ્દો વાપરવા જોઇએ પણ તે નહિ મળતાં તેવી જગોએ સાદા વિશેષ શબ્દો વાપર્યા છે. કેમકે દરેક વનસ્પતિના ભિન્ન ભિન્ન આકારો, તરેહવાર અવયવો અને તેનાં રૂપ રંગો આદિ એટલાં બધાં છે કે, તે તમામને માટે ખાસ શબ્દો મેળવવા ઘણી મુસ્કેલી છે. જેથી દરેક વનસ્પતિ જેમ બને તેમ જલદી ઓળખી શકાય અને જોનારને તેમાં મજાહ પડે, એવી આ પુસ્તક લખવામાં કોશેષ કરવામાં આવી છે. જે જે વનસ્પતિ આ લખનારે તપાસીને જોએલી છે તેનું વર્ણન જેમ બને તેમ ટુંકામાં સમજાય તેવું આપેલું છે, વળી જે વનસ્પતિમાં કંઈ વિશેષ ખુબીદાર રંગ, રૂપ કે ચમત્કાર જોવામાં આવેલો છે તેનું વિવેચન ખાસ કરેલું છે, કે જોનારને તે વનસ્પતિ જોવા જાણવાની પ્રીતિ ઉત્પન્ન થાય, અને આથી રમુજ અને રમત ગમતની સાથે અવલોકન શક્તિની વૃદ્ધિ થાય એટલું જ નહિ, પણ દરેક વનસ્પતિને જોઈ તેને ઓળખવાની હમ્મેશ ઉત્સાહની સાથે ઉત્કંઠા થાય, એજ આ પુસ્તક લખનારનો ખરો હેતુ છે.

૯–વનસ્પતિની **પરીક્ષા, મુકાબલો** અને તેનું **વર્ગીકરણ** સમજવા માટે જે થોડું જાણવાની અગત્યતા છે, તે માટે વનસ્પતિનાં વર્ણન શરૂ કર્યા પહેલાં તેના મુખ્ય **શારીરિક–અવયવો** અને તેના **પારિભાષિક શબ્દો** આદિનું થોડું દિગ્દર્શન આ જગોએ કરાવવામાં આવે છે.

## परिभाषा.

### वनस्पति–THE PLANT.

૧૦–**वनस्पति**–એ શબ્દમાં વનસ્પતિશાસ્ત્ર પ્રમાણે નાહાની મ્હોટી તમામ વનસ્પતિ, અર્થાત્ જે વસ્તુને **वनस्पति–जीवन**–vegetable–life હોય છે તે સઘળીનો સમાવેશ થાય છે. એટલે જમીન બરાબર ઉગનારાં એક તૃણથી કરી ઉંચામાં ઉંચાં સુશોભિત તાડ વૃક્ષની; પાણીમાં ઉગતી નાહાનાંમાં નાહાની શેવાળથી લઈ મ્હોટામાં મ્હોટાં વિસ્તારવાળાં વટ (વડ) વૃક્ષની; અને એક સૂક્ષ્મદર્શકયંત્રથી જ દેખાઇ શકે એટલી સૂક્ષ્મ ફુગથી તે વરસાદમાં ઉગતાં કાકછત્રોની પણ આ એક (**वनस्पति**) શબ્દમાં ગણના કરવામાં આવેલી છે.

૧૧–**વનસ્પતિ-જીવન**માં તેનાં જૂદાં જૂદાં કાર્યો કરવા માટે વનસ્પતિના જે જૂદા જૂદા ભાગો હોય છે, તે દરેક ભાગને **ઇંદ્રિય** organ કહે છે.

૧૨–કેટલીક વનસ્પતિ અપૂર્ણ અને કેટલીક પૂર્ણ હોય છે. જે વિશેષ પૂર્ણ હોય છે, તેમાં નીચે પ્રમાણે ઘણું કરી પાંચ **ઇંદ્રિયો** હોય છે જેને આપણે પાંચ અંગ (**પંચાંગ**) કહિયે છીએ તેઃ—

(૧) **મૂળ**–Root.
(૨) **ડાંડી**–Stem. એ મ્હોટાં વૃક્ષોમાં થડ કહેવાય છે.
(૩) **પાન**–Leaves.
(૪) **પુષ્પ**–Flowers.
(૫) **ફલ**–Fruit.

આ પાંચ ઇંદ્રિયો અથવા અંગોમાં પેહેલાં ત્રણ અંગો અર્થાત્ મૂળ, ડાંડી અને પાન એ વનસ્પતિને ખોરાક લેવામાં અને વધવામાં મદદ આપે છે, માટે એને વનસ્પતિની **પોષણ** અને **વૃદ્ધિ કરનારી**; અને પુષ્પ તથા ફલ, બીજ તૈયાર કરવાનું કાર્ય કરે છે માટે એ બેને **પુનરુત્પત્તિની ઇંદ્રિયો** કહે છે.

૧૩–ઉપર જણાવેલી પાંચ ઇંદ્રિયોમાંથી મુખ્યત્વે કરીને, પુષ્પ અર્થાત્ ફૂલ અને ફલ અથવા ઘણીવાર મૂળ, ડાંડી અને પાન, એમાંથી એકાદ પણ ઇંદ્રિય જે વનસ્પતિમાં ઓછી હોય છે, અથવા તેની જગોએ કોઇ એવી જૂદી જ તરાહની ઇંદ્રિય આવેલી હોય છે, કે તેને વનસ્પતિનાં ઉપર કહેલાં પાંચ અંગો પૈકીનું કોઇ નામ ન આપી શકાય, તેવી વનસ્પતિ અપૂર્ણ વનસ્પતિ કહેવાય છે. પણ આ પુસ્તકમાં વિશેષ કરી પૂર્ણ વનસ્પતિ સંબંધીજ વિવેચન આપવામાં આવેલું છે. ફૂલવાળાં વનસ્પતિને **સપુષ્પ વનસ્પતિ**–phœnogamous plants કહે છે.

૧૪–જેમ પ્રાણિયોને આયુષ્ય હોય છે તેમ વનસ્પતિને પણ કેટલેક દરજ્જે મુકરર આયુષ્ય હોય છે. અને તે ઉપરથી તે **એકવર્ષાયુ**–annuals, એટલે ઉગીને એક વર્ષ જીવનારી; **દ્વિવર્ષાયુ**–Biennials, એટલે ઉગીને બે વર્ષ જીવનારી; અને **બહુવર્ષાયુ**–perennials, એટલે બેથી વધારે અર્થાત્ ઘણાં વર્ષો સુધી જીંદગી ભોગવનારી કહેવાય છે.

૧૫–કેટલીક ચોક્કસ વનસ્પતિને ઉગવાનાં ચોક્કસ **સ્થલ** હોય છે–જે વનસ્પતિ જમીન ઉપર ઉગે છે તેને **સ્થલજ વનસ્પતિ**–terrestrial; જે પાણીમાં ઉગે છે તેને **જલજ**–aquatic; જે વનસ્પતિ બીજી વનસ્પતિનાં અંગમાં, પોતાનાં અંગ દાખલ કર્યા શિવાય તેપર ઉગે છે તેને **અંતરીક્ષજ**–epiphytes; અને જે વનસ્પતિ પોતાનાં મૂળિયાં બીજી વનસ્પતિનાં અંગમાં દાખલ કરી તેમાંથી પોતા માટે ખોરાક લે છે તેને **વનસ્પતિભક્ષક**–parasites કહે છે. તેનાં ઉદાહરણ અનુક્રમે આંબો, કમળ, રૂકશાંગ અને અમરવેલ છે.

૧૬–ઉપરની કલમ ૧૨ માં કહેલી વનસ્પતિની પાંચ ઇંદ્રિયો અથવા અંગનાં અનુક્રમે નીચે પ્રમાણે આકાર અને કાર્યો છેઃ—

## (૧) મૂળ–THE ROOT.

**મૂળ**–એ ઘણું કરી જમીનમાં નીચું ઉતરે છે, ત્યાં તેના કેટલાક ફાંટાઓ નીકળી તે વિસ્તાર પામી મજબૂત થાય છે; જેથી મૂળપરનું થડ ટટ્ટાર ઉભું રહી શકે છે; મૂળ પોતાના ફાંટાઓના છેડા મારફત વનસ્પતિ માટે ખોરાક ચૂસી લેછે; મૂળ ઘણું કરી ડાંડી અથવા થડને તળિયેથી નીકળે છે; મૂળના ફાંટાઓ ગમે તેવી અનિયમિત રીતે નીકળેલા હોય છે; મૂળ ઉપર ઘણું કરી **આંખ**–bud, પાન કે ફૂલ આવતાં નથી.

કેવડા અને વડનાં ઝાડમાં ડાંડી અને શાખાઓમાંથી જે મૂળ નીકળે છે, તેને આપણે કેવડાઇ અને **વડવાઇ** કહીએ છીએ. એવાં મૂળને **સ્કંધોદ્ભવ** કે **શાખોદ્ભવ મૂળ** adventitious-roots કહે છે.

નાળીએરીનાં વૃક્ષને તેમ જ જાર, બાજરા અને ઘાસના છોડવાઓને કેવળ જાડા કે ઝીણા રેસા જેવાં લાંબાં મૂળ હોય છે, એવાં મૂળને **રેસાજેવાં-મૂળ**–fibrous-roots કહે છે.

જ્યારે મૂળ અથવા તેના ફાંટાઓ એક અથવા વધારે જાડા સુકા કે રસભર્યાં ગાંઠા ગડબા જેવા થાય છે (બટેટાં, રતાળુ આદિનાં) ત્યારે તેવાં મૂળને **ગાંઠોવાળાં મૂળ** tuberous-roots કહે છે.

જ્યારે ગાજર કે મૂળાનાં મૂળની પેઠે મુખ્ય મૂળ સીધું જમીનમાં ઉતરી તેમાંથી થોડાક ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે ત્યારે એવાં મૂળનાં મુખ્ય મૂળને **ખીલામૂળ**–tap-roots કહે છે.

બહુવર્ષાયુ વાર્ષિક* વનસ્પતિનો ભંડોળ, અથવા વર્ષાયુ કે બહુવર્ષાયુ વનસ્પતિની ડાંડીનો નીચલો ભાગ, અથવા કોઇ વનસ્પતિની સૌથી નીચલી શાખાઓ ઘણીવાર જમીનની અંદર હોય છે અને તેનો દેખાવ **મૂળ** જેવો લાગે છે. ત્યારે એવાં મૂળને **મોથાં, ગાંઠો, કંદ** અને **કાસાં** rhizome વિગેરે નામો આપવામાં આવે છે. પણ આવાં મૂળ છે તે ખોટાં મૂળ કહેવાય છે. કેમ કે તેનાપર એક કે વધારે આંખ, પાન કે કડપલાં જેવાં પાન scales હોય છે, અથવા આવે છે. પણ ખરાં મૂળપર તેમાંનું કશું આવતું નથી. ડુંગળી કે લસણનો કાંદો અથવા બટેટાંની ગાંઠ એ ખરાં મૂળ નથી પણ તેની નીચે જે ઝીણા રેસા હોય છે, તે તેનાં ખરાં મૂળ છે.

* એવા છોડવામાં પેહેલે જ વર્ષે ફૂલ આવે છે, પણ તે મરી જતો નથી.

૧૭–બહુવર્ષાયુ છોડવામાં એકવાર ફૂલ આવી ગયા પછી તે છોડવાનો ઘણો ખરો ભાગ કરમાઇને સૂકાઈ જાય છે, પણ જમીનની અંદર અથવા જમીન પાસે તેનો થોડો ઘણાં વર્ષ જીવનારો ભાગ કાયમ રહી જાય છે. તે ભાગને **વનસ્પતિભંડાર** અથવા **ભંડોળ**–stock or caudex કહે છે. ત્યારે બહુવર્ષાયુ છોડવાના આ **ભંડોળ**–stock માં તેની પૂર્ણ સ્થિતિએ આગલાં વર્ષનાં મૂળનાં મથાળાંના અવશેષ તેમ જ આગલાં વર્ષની ડાંડી અથવા શાખાઓનાં તળિયાંના અવશેષ જીવતા રહી ગયેલા હોય છે. આવા ભંડોળ દર વર્ષે વધે છે, અને એવી વાર્ષિક વૃદ્ધિથી ભંડોળ ઘણા મ્હોટા થાય છે. આવા ભંડોળમાં વળી શિયાળા દરમિયાન પણ થોડાં પાન અથવા તેના અવશેષ રહી જાય છે. જેની વચમાં ડાંડીઓની આંખો મૂકાયલી હોય, તેમાંથી આવતે વર્ષ વર્ષાદ થએ, ડાંડીઓ વધી બહાર આવે છે, અને ભંડોળની નીચેની બાજુએથી અથવા ત્યાં રહી ગયેલાં ગયા વર્ષનાં મૂળિયાંના અવશેષોમાંથી નવાં મૂળિયાં નીકળે છે.

૧૮–ઉપરની કલમ ૧૭ માંની હકીકત ઉપરથી જાણી શકાય છે કે એ બહુવર્ષાયુ વનસ્પતિ–ભંડોળ એક ઝાડવાનાં કાયમી તળિયાંથી માત્ર એટલો જ જુદો પડે છે કે તેનો બહુવર્ષાયુ જીવનારો ભાગ નાહાનો અને બનાવટમાં ઓછો સખ્ત હોય છે.

૧૯–કેટલીક બહુવર્ષાયુ વનસ્પતિમાં તેનો ભંડોળ માત્ર એક શાખા જ હોય છે, કે જે ચોમાસે તેની ડાંડી અથવા થડને તળિયેથી જમીનની અંદર અથવા ઉપરથી નીકળી વધે છે, અને તે પર એક કે વધારે આંખો ઉત્પન્ન થાય છે. એ શાખા અથવા તેનો કંઇ ભાગ શિયાળા દરમિયાન જીવતો રહે છે. બીજે વર્ષે તેની આંખોમાંથી નવાં મૂળ અને ડાંડી પેદા થાય છે, અને એ વનસ્પતિનો બાકીનો તમામ ભાગ, તેમ જ જે શાખાપર ઉપર કહેલી આંખો આવેલી હોય છે, તે સુધાંત સૂકાઇ મરી જાય છે. આવા **વાર્ષિક ભંડોળ**ને કેટલીક વાર **ફાંટા** offsets અથવા **કાસાં** stolons કહે છે, અને તે એક વર્ષનાં તેમ જ બીજા વર્ષનાં મૂળ અને ડાંડીઓ સાથે ઉપર પ્રમાણે પોતાનો સંબંધ ચાલુ રાખે છે. જેથી એ વનસ્પતિને બહુવર્ષાયુની ગણત્રીમાં આણે છે.

૨૦–ત્યારે ભંડોળ છે, તે વર્ષાયુ હોય કે બહુવર્ષાયુ હોય, પણ તે બહુધા તદન જમીનની અંદર અથવા મૂળ પેઠે હોય છે. આ વનસ્પતિનો **મૂળભંડાર** કે **ભંડોળ** root-stock છે, તેને **ગાંઠો** કે **મોથાં** rhizome કહેવામાં આવે છે. જ્યારે **ભંડોળ** તદન મૂળ જેવો હોય, ત્યારે તેને મૂળનો **મુકુટ** crown અથવા મથાળું કહે છે.

૨૧–**ગાંઠ**–tuber એ શબ્દ ટુંકા, જાડા, ઓછાવત્તા રસવાળા **મૂળભંડોળ**ને લગાડવામાં આવે છે. તેમ જ એવા આકારનું મૂળ હોય તો તેને પણ એ જ નામ અપાય છે. **રુક્ષાંગ** orchisની **ગાંઠ** tuber છે, તે એકવર્ષાયુ ગાંઠોવાળો **મૂળભંડોળ** root-stock છે, અને તેને મથાળે માત્ર એક જ આંખ હોય છે. ત્યારે બટેટા છે, તે પણ એકવર્ષાયુ **મૂળભંડોળ** છે, પણ તેને ઘણી આંખો હોય છે.

૨૨–**કાંદો**–bulb છે, તે એક દડાને મળતા આકારનો **ભંડોળ** છે, તે ઘણું કરી મથાળે સાંકડો થતો ને તળિયે પોહોળો હોય છે, તેની અંદર એક અથવા વધારે આંખો ઢંકાએલી હોય છે, અથવા તેપર આવેલાં **કડપલાં** scales હેઠળ આંખો હોય છે. એ કડપલાં આગલા વર્ષનાં સડેલાં પાનનાં અથવા હવે પછીનાં વર્ષમાં થનારાં પાનનાં કે એ બન્નેનાં થોડાં ઘણાં જાડાં થયેલાં તળિયાં છે. કાંદા વર્ષાયુ અથવા બહુવર્ષાયુ હોય છે. અને તે ઘણું કરી જમીનની અંદર અથવા જમીનની છેક પાસે હોય છે, પણ કેટલીકવાર ઉપરનાં પાનના ખૂણાઓમાં આવેલી આંખો કાંદા થઇ જાય છે. જ્યારે કાંદાપરનાં કડપલાં જાડાં અને ઉપરા ઉપર આવેલાં હોય, પણ ઢીલાં હોય તેવા કાંદાને **કડપલાંવાળો** scaly, અને જેમ ડુંગળી કે પાણકંદાના કાંદાપરનાં કડપલાં પાતળાં, પોહોળાં અને એક બીજા ઉપર ચોટડુક આવેલાં હોય છે, તેવા કાંદાને **પડવાળો** tunicated કહે છે.

૨૩–અડુની ગાંઠ અને સૂરણની ચાકી છે, તે પણ ગાંઠોવાળો **મૂળભંડોળ** છે, એ ઘણું કરી જાડાં કડપલાંવાળો થતો નથી. એનો આકાર જો કે કાંદાને મળતો હોય છે, તોપણ એનાં કડપલામાં આંખો ઢંકાયલી હોતી નથી, એવી ગાંઠ કે ચાકીને **સખ્તકંદ** corm કહે છે.

## (૨) ડાંડી (થડ) The Stem.

૨૪–**ડાંડી**–એ મૂળથી વિરુદ્ધ દિશાએ અર્થાત્ જમીન ઉપર ઉંચી વધે છે, તેનાપર પ્રથમ એક કે વધારે શાખાઓ નીકળે છે, ને પછી પાન, ત્યારકેડે ફૂલ અને છેવટ તેપર ફળ આવે છે.

ડાંડીમાં એવી વાહિનીઓ હોય છે, કે જેની મારફત મૂળિયાંઓએ ચૂસેલો પોષણીય રસરૂપ ખોરાક પાન અથવા વનસ્પતિના બીજા ભાગોમાં પહોંચે છે, અને ત્યાં એ રસનું પાચન થઇ, અર્થાત્ વનસ્પતિના સઘળા ભાગોનું પોષણ થવા યોગ્ય તે થઇને, વનસ્પતિને વધ-

વાને અને તેનું જીવન જાળવવાને, તેના જૂદા જૂદા ભાગોમાં તે પાછો ફરી વળે છે.

૨૫–વનસ્પતિની ડાંડી ઘણું કરીને **ગોળ** (ઢોલ જેવી) cylindric હોય છે, પણ કોઇવાર ખૂણા પડતી કે ચપટી પણ હોય છે.

જે વનસ્પતિની ડાંડી રંગે ઘણું કરી લીલી હોય, બનાવટમાં કાષ્ઠ જેવી સખ્ત ન હોય, અને જેની ઉંચાઇ બહુધા ૩ થી ૫ ફીટની અંદર હોય, તેવી વનસ્પતિ (ઘણું કરી વર્ષાયુ) **छोडवो**–herbaceous–plant કહેવાય છે. છોડવા એક, બે કે વધારે વર્ષ જીવનારા હોય છે.

જે વનસ્પતિની ડાંડી કાષ્ઠ જેવી સખ્ત હોય, જેને તળિયેથી કેટલીએક શાખાઓ નીકળેલી હોય, જેમાં પુષ્પ ધારણ કરનારી શાખાઓનો ભાગ વધારે હોય, અને જેની ઉંચાઇ ૪ થી ૫ ફીટની અંદર હોય એવી વનસ્પતિને (મ્હોટો છોડવો અથવા) **नाहानुं झाडवुं**–under-shrub, suffruticose–plant કહે છે.

જે વનસ્પતિની ડાંડી કાષ્ઠ જેવી સખ્ત હોય, શાખાઓ તળિયેથી વધારે નીકળેલી હોય, જેમાંથી દર વર્ષે પુષ્પ ધારણ કરનારી શાખાઓ નીકળતી હોય, અને જેની ઉંચાઇ પાંચ છ ફીટથી વધારે ન હોય, તેવી વનસ્પતિને **झाडवुं**–shrub કહે છે.

જે વનસ્પતિની ડાંડી અથવા થડ દેખીતી રીતે કાષ્ઠ જેવું હોય, તળિયે ભાગ્યે જ શાખા આવતી હોય, અને જેની ઉંચાઇ ઝાડવાંથી વધારે હોય, તેવી વનસ્પતિ **झाड** કે **वृक्ष**–tree કહેવાય છે.

૨૬–ડાંડી જ્યારે મૂળ અથવા વનસ્પતિ–ભંડોળની ઉપરથી ઉભી વધેલી હોય છે, ત્યારે તેવી ડાંડી **उभी, सीधी**–erect કહેવાય છે.

૨૭–જ્યારે ડાંડી મૂળપરથી નીકળી લાગલી જમીન બરોબર ચાલી, પછી ઉંચી થઇ, સીધી વધેલી હોય છે તેવી ડાંડીને **नीची नमती**–decumbent અથવા **उंची चढती**–ascending કહે છે.

૨૮–જ્યારે આખી ડાંડી અથવા તેનો ઘણો ભાગ જમીનપર અડકતો હોય છે, ત્યારે તેને **भोंयसरसी** procumbent કહે છે.

૨૯–જ્યારે ભોંયસરસી ડાંડીમાંથી ઘણી નરમ શાખાઓ નીકળી જમીનપર પસરાયલી હોય છે, ત્યારે તેવી ડાંડીને **भोंयपर फेलायली**–diffuse કહે છે.

જ્યારે ડાંડી જમીન સાથે ચોટડુક થઇ રહેલી હોય છે ત્યારે તેને **भोंयपर पडेली**–prostrate, અને જ્યારે એવી ડાંડીપરની ગ્રંથી અથવા તેના સાંધાપરથી મૂળિયાં નીકળી જમીનમાં બેસતાં હોય છે, ત્યારે તેને **भोंयसरसी चालनारी**–creeping કહે છે. જ્યારે કોઇ વનસ્પતિનાં મૂળિયાં કે ફાસાં વા મોથાં–rhizomes પણ જમીનપર આવી રીતે પસરાયલાં હોય, તો તેને પણ એ જ શબ્દ વાપરવામાં આવે છે.

જ્યારે ટુંકી અને પાસે પાસે ઘણી ડાંડીઓ એક જ ભંડોળ અથવા મૂળપરથી નીકળેલી હોય છે, ત્યારે તેને **झुडीनी पेठे नीकलेली**–tufted, cœspitose કહે છે.

૩૦–જ્યારે નબળી ડાંડી કોઇ ઝાડવાં કે બીજી વસ્તુનો આસરો લેવા, તેનાપર વીંટળાયલી હોય છે, ત્યારે તેને **वींटळाती (वेलो)** twining કહે છે. આવી ડાંડી વેલાઓમાં હોય છે. વેલા ઝાડ વગેરેની આસપાસ ડાબી મેરથી જમણી મેર, અથવા જમણી મેરથી ડાબી મેર વીંટળાય છે.

જ્યારે (કોઇ વેલાની) એવી નબળી ડાંડી, **तंतुओ** (tendrils) કે મૂળિયાં જેવા બીજા નાહના ઉદ્ગમોનાં સાધનથી બીજાં ઝાડ કે ખડકપર વીંટળાયા વગર ચઢેલી હોય છે, ત્યારે તેને **पकडीने चढनारी** climbing (**वेल**) કહે છે.

૩૧–જ્યારે ભોંયની અંદર ભોંય સરસા ચાલનારા મૂળ–ભંડારના છેડાપર કુંણા છોડવા નીકળે છે, તેને **प्रोह** અથવા **पीला**–suckers કહે છે.

જ્યારે થોડી ઘણી જમીનપર આવેલી શાખાઓ અથવા વનસ્પતિ–ભંડાર, જે ભોંય સરસા ચાલનારા હોય, તેના છેડાઓ અથવા તેપરની ગ્રંથીઓ ઉપર જે નવા તરસા અથવા છોડવા ફૂટે છે તેને **भूमीप्ररोह** runners કહે છે.

ડાંડી અથવા તેની શાખાઓ ઉપર જે બિંદુઓથી એક અથવા વધારે શાખાઓ કે પાન નીકળે છે, તે બિંદુને **ग्रंथी** node કહે છે. આવી બે ગ્રંથીઓની વચ્ચેના ડાંડીપરના ગાળાને **ग्रंथीमध्यभाग** (કાતળી) internode કહે છે.

૩૨–**शाखाओ** અથવા **पान** જ્યારે ડાંડી ઉપર એક જ ગ્રંથીપરથી ડાંડીની સામસામી બાજુઓથી બે નીકળેલાં હોય છે, ત્યારે તે શાખાઓ અથવા પાન **सामसामां** opposite કહેવાય છે. એ **जोडीए** આવેલાં પણ કહેવાય છે.

જ્યારે ઘણી શાખાઓ અથવા ઘણાં પાન ડાંડીની ચોફેર નિયમિત રીતે એક ગ્રંથીપર આવેલાં હોય છે, ત્યારે તેવી શાખાઓ અથવા પાનને **घचुम** અથવા **गुच्छाकार** whorled, verticillate કહે છે.

જ્યારે ડાંડીપર શાખાઓ અથવા પાન ડાંડીની એક જ બાજુએ, એક ગ્રંથીપરથી બબ્બે, ત્રણ ત્રણ અને ત્રણ કરતાં વધારે નીકળેલાં હોય છે, ત્યારે તે અનુક્રમે **बबे, त्रण त्रण** અને **झुडीनी पेठे** આવેલાં geminate, ternate, fascicled or fasciculate કહેવાય છે.

એક જ બિંદુએથી નીકળેલાં ઘણાં પાનની ઝુડી, એ વસ્તુતાએ ઘણાં પાનવાળી શાખા છે, પણ તે એટલી બધી ટુંકી છે, કે તેપરનાં સઘળાં પાન એક બિંદુપરથી નીકળેલાં દેખાય છે.

જ્યારે ડાંડીની એક બાજુ એક ગ્રંથીપર એક શાખા અથવા પાન નીકળે છે, અને બીજી શાખા અથવા પાન ડાંડીની બીજી બાજુ બીજી ગ્રંથીપર પહેલી ગ્રંથીની સીધી લીટી ચાતરીને આવે છે (એટલે એક ગ્રંથીપર એક જ શાખા અથવા પાન આવે છે) ત્યારે તે શાખા અથવા પાન **આંતરે** આવેલાં–alternate કહેવાય છે.

૩૩–જ્યારે એક ડાંડીપરની શાખાઓ અથવા પાન સામસામાં આવેલાં હોય, પણ તેની એક જોડીની ઉપર અથવા નીચે બીજી જોડી બરાબર સમાન્તર વચ્ચોવચ કાટખૂણે આવેલી હોય, ત્યારે તેવી શાખા અથવા પાનને **ચોસાર**–decussate અર્થાત્ ચોપડની પેઠે આવેલાં કહે છે.

જ્યારે શાખા અથવા પાન એક ડાંડીપર નિયમિત રીતે આંતરે આવેલાં હોય, પણ તેમાં દરેક ત્રીજી શાખા અથવા ત્રીજું પાન પહેલાંની સીધી લીટીએ તેની ઉપર નીકળેલાં હોય અને એવી રીતે ડાંડીની બે બાજુએ બે હાર સમાન્તર થતી હોય, ત્યારે તેવી શાખા અથવા પાનને **ઘોડાડામણ** અથવા **બેવડીહારે** distichous, અને જ્યારે આવી રીતે ડાંડીપર ત્રણ હાર આવેલી હોય, ત્યારે **ત્રેવડીહારે** આવેલાં tristichous કહે છે.

જ્યારે એક ડાંડીપર તેની ચોફેર શાખાઓ અથવા પાન ગમે તેમ આવેલાં હોય, ત્યારે તેને **વિખરાયલાં** અથવા **અનિયમીત રીતે** આવેલાં–Scattered કહેવાય છે.

જ્યારે સઘળી શાખાઓ અથવા પાન ડાંડીની એક જ બાજુપર વળેલાં અથવા નીકળેલાં હોય છે, ત્યારે તે **હારબંધ** નીકળેલાં–secund કહેવાય છે.

૩૪–જ્યારે શાખાઓમાંથી પ્રતિશાખાઓ ઘણી નીકળેલી હોય છે, પણ દર બે પ્રતિશાખાઓની લંબાઇ ઘણું કરી એક સરખી હોય, ત્યારે તેવી શાખાઓ **દ્વિભંગી** કે **દ્વિશાખી**–dichotomous અને જ્યારે આવી રીતે પ્રતિશાખાઓ ત્રણ ત્રણ નીકળેલી હોય છે, ત્યારે તે **ત્રિભંગી** કે **ત્રિશાખી** trichotomous કહેવાય છે. જ્યારે એક સરખા માપની કેટલીક શાખાઓ એક બિંદુની ચોફેર નીકળેલી હોય, ત્યારે તેવી શાખાઓ **છત્રાકાર** umbellate કહેવાય છે.

ઘાસ, ચિયા, વાંસ આદિ બીજી કેટલીએક એકદલ વનસ્પતિની ડાંડીને ઘણું કરી સળી, સાંઠી, સાંઠા અને ડાંડા culm એ નામ આપવામાં આવે છે.

## (૩) પાન–The Leaves.

૩૫–**પાન**–ઘણું કરી પૂર્ણ વનસ્પતિનાં એક સાધારણ પાનને તેની વચલી રેષાને સમાન્તર, બહુધા લીલા રંગનાં, બે પાતળાં **પાનાં** blades હોય છે, એ બન્ને પાનાં મળીને એક **પાન** કહેવાય છે. તેને તળિયે **ડીટડી** petiole હોય છે જેથી તે ડાંડીને લાગેલું હોય છે.

જ્યારે **પાન**નો આકાર અથવા તેનું માપ કહેવામાં આવે ત્યારે ઉપર કહેલાં બે પાનાં મળીને થયેલું **પાન** સમજવાનું છે. એની અંદર ઘણું કરીને ડીટડીનો સમાવેશ કરવામાં આવતો નથી. તોપણ કેટલીક જગોએ પાનનું માપ ડીટડીસોતું પણ લખવામાં આવે છે. પાનનાં પાનાંને સાધારણ ભાષામાં પાનની કોર પણ કહેવામાં આવે છે.

૩૬–એક પાન કે ફુલનો કોઈ ભાગ અથવા બીજ કે વનસ્પતિની કોઇ પણ બીજી ઇંદ્રિય, જે છેડેથી વનસ્પતિની ડાંડી અથવા તેનાં કોઇ બીજાં અંગને વળગેલી હોય તે છેડો, તે ઇંદ્રિયનું **તળિયું**–base કહેવાય છે, અને તેનો સામેનો છેડો તેનું **ટેરવું**–apex અથવા **મથાળું**–summit કહેવાય છે.

૩૭–જ્યારે ડીટડી વગરનું પાન ડાંડી અગર શાખાપર આવેલું હોય છે, ત્યારે તેવાં પાનને **બોડું** (પાન) sessile કહે છે.

જ્યારે પાનનું આવું બોડું તળિયું ડાંડી અગર શાખાને સમાન્તર ચોટડુક લાગેલું હોય છે, ત્યારે તેવાં તળિયાં અથવા પાનને **ડાંડીને ચોટડુક**–stem–clasping, amplexicaul આવેલું કહે છે.

જ્યારે પાનનું તળિયું ડાંડી અગર શાખાને માત્ર ચોટકડુક જ હોતું નથી, પરંતુ તેની ચોફેર ફરી વળેલું પણ હોય છે, કે જેથી ડાંડી અગર શાખા પાનની વચમાંથી તેને વીંધીને નીકળેલી દેખાય છે, ત્યારે તેવાં પાનનાં તળિયાં અગર પાનને **ભોંકાતું**–perfoliate કહે છે. ઉદાહરણ **પવી**નાં પાન નંબર (૩૩૩) જુઓ*

જ્યારે પાનની બન્ને કોર ડાંડીપર સળંગ નીચી ઉતરી આવેલી હોય છે, કે જેથી તેપર ચઢી આવેલી હાંસો અથવા સાંકડા છેડા દેખાય છે, ત્યારે તેવાં પાનને **નીચી ઉતરતી કોરવાળું**–decurrent કહે છે.

જ્યારે એક પાન અથવા તેની ઓછી વત્તી વિસ્તૃત થએલી ડીટડીનું તળિયું ડાંડી અગર શાખાપર તેની ગ્રંથીની ઉપર ભુંગળીની માફક વિંટળાયલું હોય છે, ત્યારે તેવી ડીટડી, તળિયાં કે પાનને **પરિવેષ્ટક, ભુંગળીવાળું** sheathing કહે છે. ઉ૦ ઘાસ, વાંસ અને શીસમૂળિઆંનાં પાન.

*ઉદાહરણ નંબર વર્ણનનાં છે.

૩૮–પાન અને ફૂલ જ્યારે એક વનસ્પતિ–ભંડાર root–stock ની ઉપરથી અથવા ડાંડીની છેક નીચેથી આવેલાં હોય છે, ત્યારે તે મૂળમાંથી નીકળેલાં હોય એમ દેખાય છે, એવાં પાન અને ફૂલને **મૂલોદ્ભવ** અથવા **મૂળનાં** radical પાન અને ફૂલ કહે છે. જ્યારે મૂળનાં પાન જમીનપર ચક્રાકાર પથરાયલાં હોય છે ત્યારે તેને **છાતળાં જેવાં** (પાન)–rosulate કહે છે. સ્પષ્ટ ડાંડીપર આવેલાં પાન **સ્કંધોદ્ભવ** અથવા **ડાંડીપર આવેલાં** કે **ડાંડીનાં પાન**–cauline–leaves કહેવાય છે.

૩૯–જ્યારે પાન અખંડ કોર અને પાનાંવાળું હોય છે, ત્યારે તે **સાદું**–simple અને **અખંડિત**–entire કહેવાય છે.

જ્યારે પાનની કોરપર જાડા વાળની હાર અથવા વાળ જેવા ઝીણા દાંતા આવેલા હોય છે, ત્યારે તેને **આંખની–પાંપણ જેવા વાળવાળું**–ciliate; જ્યારે પાનની કોરપર નાહાના દાંતા હોય છે, ત્યારે તેને **દાંતાવાળું**–dentate, toothed; જ્યારે પાનની કોરપરના દાંતા કરવતીના દાંતા જેવા અણીવાળા અને નિયમિત હોય, ત્યારે તેને **કરવતના દાંતા જેવી કોરવાળું**–serrate; અને જ્યારે પાનની કોરપરના દાંતા નિયમિત પણ કિલ્લા કે ગઢના કાંગરા જેવા ટેરવે બુઠ્ઠા હોય છે, ત્યારે તેવાં પાનને **કાંગરાવાળું, કાંગરાદાર**–crenate; પણ જ્યારે એ કાંગરા ઘણા બારીક હોય છે ત્યારે તેને **કાંગરીયાળી કોરવાળું, કાંગરીદાર** crenulate કહે છે.

જ્યારે પાનની કોરપર આવેલા દાંતા ઘણા ઉંડા નહિ, પણ પોહોળા અને અનિયમિત હોય છે, ત્યારે તેવાં પાનને **અનિયમિત ખાંચાવાળું**–sinuate કહે છે.

જ્યારે પાનની કોર સપાટ ન હોય, પણ સમુદ્રના મોજાની માફક ઉંચી નીચી વળેલી હોય ત્યારે તેને **મોજાં** કે **લેહરિયાંવાળું** wavy, undulate કહે છે. ઉ. આસુપાલવ અને રગતરોહિડાનાં પાન.

જ્યારે પાનની કોર વધારે ઉંડી કપાયલી હોય છે, પણ તેના કાપ પાનની મધ્ય–રેષા અથવા ડીટડી સુધી પહોંચેલા ન હોય, તો તેવાં પાનને **ખૂંણીઆવાળું** lobed, cleft કહે છે. આવી રીતે થયેલા પાનના કાપ અથવા વિભાગોને **ખૂંણા** અગર **ખૂંણીઆ**–lobes કહે છે. જ્યારે પાનના ખૂંણીઆ સાંકડા અને ઘણા અનિયમિત હોય છે, ત્યારે તેવાં પાનને **સાંકડા અનિયમિત ખૂંણીઆવાળું**–laciniate કહે છે. પાનના દાંતા અથવા ખૂંણીઆ વચ્ચેના ગાળાઓને **ખાંચા** કે **ખાંચીઆ**–sinuses કહે છે.

જ્યારે પાનની કોરપરના કાપ અથવા વિભાગો, પાનની મધ્ય–રેષા અથવા ડીટડી સુધી પહોંચેલા હોય છે, ત્યારે તેવાં પાનને **ભગ્ન** અથવા **વિભાગિત**–divided, dissected કહે છે. આવી રીતે પાનના જે વિભાગો થએલા હોય છે, તે **છેડા** અથવા **સાંકડા છેડા**–segments કહેવાય છે, અને એ છેડાઓ પાન ઝાડપરથી ખરી જતાં સુધી પણ તેની ડીટડીથી તે તોડયા શિવાય જૂદા પડી શકતા નથી.

જ્યારે પાન તેની મધ્ય–રેષા અથવા ડીટડી સુધી વિભાગિત થએલું હોય છે, ત્યારે તેવું પાન **સંયુક્ત**–compound કહેવાય છે, અને આવી રીતે પાનના જે વિભાગો થયેલા હોય છે, તે **દલ, પર્ણ** કે **પત્રો** leaflets કહેવાય છે. આ પત્રો અથવા વિભાગો જેવી રીતે ડાંડી અગર શાખાપરથી આખું પાન ખરી પડે છે, તેવી રીતે પાનની ડીટડીપરથી પાન ખરતાં, તોડયા વગર ખરી પડે છે. જે મુખ્ય સળી અથવા ડીટડીપર પાનના આ વિભાગો અથવા પત્રો આવેલાં હોય છે, તેને **સામાન્ય ડીટડી** કે **મુખ્ય ડીટડી** common petiole કહે છે, અને દરેક પત્ર અથવા દલની જૂદી જૂદી (નાહાની) ડીટડીને **ડીંટરડી**–petiolule કહે છે.

૪૦–**પાન**માં થોડી ઘણી **શિરાઓ** veins હોય છે, તેની ગોઠવણને **શિરાઓની રચના**–venation કહે છે.

શિરાઓ પાનની ડીટડીમાંથી નીકળી પાનની સપાટીમાં પસરાયલી હોય છે. તે આડી અવળી શાખા પ્રતિશાખાઓવાળી પણ હોય છે.

જ્યારે મુખ્ય શિરાઓ વિશેષ બહાર નીકળતી અને જાડી થયેલી હોય છે, ત્યારે તેને **નસો** nerves કહે છે. એ મુખ્ય નસોમાંથી જે ઝીણી શાખાઓ નીકળેલી હોય છે, તેને **શિરાઓ**–veins, અને એમાંથી જે બારીક શિરાઓ નીકળેલી હોય છે તેને **સૂક્ષ્મ શિરાઓ**–veinlets કહે છે.

સૂક્ષ્મ શિરાઓ ઘણું કરી એક મચ્છરદાની અગર જાળની જાળી માફક એક બીજાં સાથે **જોડાયલી**–anastomose હોય છે, જે પાનમાં આવી રીતે સૂક્ષ્મ શિરાઓ જોડાયલી હોય છે, તેવું પાન **જાળીદાર**–reticulate, net–veined કહેવાય છે.

જ્યારે એક મુખ્ય શિરા પાનની ડીટડીમાંથી નીકળી પાનનાં ટેરવાં અથવા મથાળાં તરફ સીધી જાય છે, ત્યારે તે શિરા પાનની **મધ્યરેષા**–midrib કહેવાય છે.

જ્યારે પાનની ડીટડીમાંથી કેટલીએક શિરાઓ નીકળી શાખાઓ મૂકયા શિવાય જરા વાંક લઈ ફરી પાનને મથાળે સાથે મળતી હોય, તો તેવી શિરાઓને **સમાન્તર શિરાઓ**–parallel veins કહે છે. આવી શિરાઓ **એકદલ**

**વનસ્પતિ**–monocotyledonous–plantsનાં પાન માં હોય છે. ઉ૦ ઘાસ.

જ્યારે કોઇ પાનને તળિયેથી ત્રણ, પાંચ કે સાત નસો નીકળેલી હોય છે ત્યારે તેવાં પાનને **ત્રણ નસોવાળું**–3–nerved, **પાંચ કે સાત નસોવાળું**–5–7–nerved ઇત્યાદિ કહે છે.

પણ જો પાનની મધ્યરેખાનાં તળિયાંથી જરા ઉપર તેની બાજુઓની નસો નીકળી, તેમાંથી બીજી શાખાઓ નીકળેલી હોય, તો તેવાં પાનને **ત્રેવડી નસોવાળું**–tri-plinerved કહે છે.

૪૧–જ્યારે પાનનાં દલ, સાંકડા છેડા, ખૂણીઆ અને શિરાઓ પાનની ડીટડી અગર મધ્યરેખાની દરેક બાજુએ એક પક્ષિનાં પીછાંની શાખાઓ માફક એક પછી એક ઘણાં આવેલાં હોય છે, ત્યારે તે **પીંછા જેવાં**–pinnate, feathered કહેવાય છે.

જ્યારે પીછાં જેવાં પાનમાં સૌથી ઉપરનો ખાંચીઓ બાજુના બીજા ખાંચીઆઓ કરતાં મોહોટો અને પોહોળો હોય, ત્યારે તેવાં પાનને **રાઇનાં પાન જેવું** (પાન) lyrate કહે છે.

જ્યારે પાનની બન્ને બાજુઓના ખૂણીઆ અથવા છેડાઓ પાનનાં તળિયાં તરફ વળેલા હોય છે, ત્યારે તેવાં પાનને **ભોંપાતરીનાં પાન જેવું** (પાન)–runcinate કહે છે. પણ જ્યારે એ ખૂણીઆઓ એક કાંસકીના દાંતાની માફક એક સરખા સાંકડા અને સીધા હોય છે, ત્યારે તેવાં પાનને **કાંસકી જેવું** (પાન)–pectinate કહે છે.

ગોળાઇ લેતાં પાનમાં જ્યારે હાથનાં આંગળાંઓની માફક ઉંડા ખૂણીઆ કે વિભાગો પડેલા હોય છે, ત્યારે તેવાં પાનને **હાથનાં આંગળાની માફક વિભાગિત થયેલું**–palmate કહે છે. ઉ૦ ભીંડા અને વેંણનાં પાન આવાં હોય છે.

જ્યારે એ વિભાગો અથવા ખૂણીઆ છેક પાનની ડીટડી સુધી ઉંડા ગયેલા હોય ત્યારે તેવાં પાનને **ડીંટડી સૂધી વિભાગિત થયેલું**–digitate કહે છે. ઉ૦ રૂખ અને **શેમળા**નાં પાન આવાં હોય છે.

જ્યારે પત્ર જેવા ત્રણ વિભાગો એક પાનમાં એક જ બિંદુપરથી નીકળેલા હોય ત્યારે તે વિભાગોને **ત્રિપત્ર, ત્રિદલ**–ternate; અને એ આખાં પાનને **ત્રિપર્ણી, ત્રિપત્રી, ત્રણપાનનો ત્રેખડો, ત્રેખડો**–tri–foliolate; પણ જો એવાં પત્રો પાંચથી સાત હોય તો **પંચપર્ણી, સપ્તપર્ણી** ઇત્યાદી–5–foliolate, 7–foliolate, કહે છે. ઉ૦ ખાખરા અને બીલીનાં પાન 'ત્રિપર્ણી અને રૂખ તથા શેમળાનાં પંચ કે સપ્તપર્ણી હોય છે.

જ્યારે એક પાનના ત્રણ વિભાગો થયેલા હોય છે, પણ નીચેના વિભાગો પાછા વિભાગિત થઇ પાનનાં તળિયાં પાસે વિશેષ વિભાગિત થઇ રહેલા હોય છે, તેનો સાધારણ દેખાવ એક પક્ષિના પગ કે પંજા જેવો લાગે છે, ત્યારે એવાં પાનને **પક્ષિના પગ કે પંજાની માફક વિભાગિત થયેલું**–pedate કહે છે.

૪૨–જ્યારે પાનમાંનાં દલ પીછાંની શાખાઓ પેઠે, હાથનાં આંગળાં પેઠે, અને પક્ષિના પગ કે પંજા પેઠે વિભાગિત થયેલાં હોય છે, ત્યારે તેવાં પાનને ટુંકામાં અનુક્રમે **પીછાં જેવાં**–pinnate, **હથેલી જેવાં**–palmate, અને **પક્ષિના પગ જેવાં** (પાન)–pedate કહે છે. જ્યારે ઉપર પ્રમાણે માત્ર સાંકડાં ને ઉંડાં કપાયલાં હોય ત્યારે ઘણું કરીને **પીછાં પેઠે કપાયલાં**–pinnatisect, **હથેલી પેઠે કપાયલાં**–palmatisect, **પક્ષિના પગ પેઠે કપાયલાં**–pedatisect, એમ કહે છે અને જ્યારે એ કાપ છીછરા અને પોહોળા ખૂણીઆ જેવા હોય ત્યારે તેને નીચે પ્રમાણે અનુક્રમે **પીછાં પેઠે, હથેલી પેઠે** અને **પક્ષિના પગ પેઠે છીછરાં કપાયલાં**–pinnatifid, palmatifid, pedatifid કહે છે.

૪૩–કેટલાંક પાનમાંના દાંતા, ખૂણીઆ, સાંકડા છેડા અને દલ એ ફરી ફરી વિભાગિત થયેલાં અથવા સંયુક્ત થયેલાં હોય છે. જ્યારે આવી રીતે પાનના ૩, ૪ કે વધારે બાર મિશ્ર વિભાગો થયેલા હોય છે, ત્યારે એવાં પાનને **સં–સંયુક્ત**–decompound કહે છે.

જ્યારે પાન એક, બે કે ત્રણવાર કપાયલાં એટલે વિભાગિત થયેલાં હોય છે, ત્યારે તેને અનુક્રમે **એકભગ્ન**–pinnate, **દ્વિભગ્ન**–bi–pinnate, **ત્રિભગ્ન**–tri-pinnate એમ કહે છે. અને આવી રીતે વિભાગિત થયેલાં પાનમાંનો પહેલો (અથવા કવચિત બીજો) વિભાગ તેમાં આવેલાં દલ કે પત્રો–leaflets સમેત **પ્રાથમિક–વિભાગ**–pinna (**પ્રા૦ વિભાગો**–pinnæ) કહેવાય છે.

જ્યારે પીછાં જેવાં સંયુક્ત પાનમાંનો **પ્રાથમિક વિભાગ** અથવા પ્રા. વિભાગમાંનાં **પર્ણ** કે **પત્રો** જોડીએ અર્થાત્ સામસામાં આવેલાં હોય છે, અને એવી જોડીઓને છેડે પ્રા. વિભાગ કે પત્ર હોતું નથી, ત્યારે તે પાન અથવા તેનો પ્રા. વિભાગ **એકાએક ભગ્ન**–abruptly–pinnate, અથવા **સમાનભગ્ન**–equally–pinnate કહેવાય છે. ઉ૦ **સંઘેસરો** નં. (૨૧૦), **કાસુંદ્રી** નં. (૨૧૪). પણ જો ઉપર કહેલી જોડીને છેડે છેડાનો પ્રા. વિભાગ અથવા પત્ર આવેલું હોય, તો તે પાન અથવા પાનનો પ્રા. વિભાગ **અસમાનભગ્ન**–unequally–pinnate ,odd–pinnate કહેવાય છે. ઉ૦ **ગરણી** નં. (૧૯૭), **મીંઢાસરગવો** નં. (૧૧૯).

૪૪–વનસ્પતિવર્ણનમાં પાન અથવા તેના વિભાગોની સંખ્યા દેખાડવા માટે નીચે પ્રમાણે કેટલાક શબ્દો પણ વપરાય છે. જેમ કે–**बे दांतावाळुं**–bi-dentate, **त्रण दांतावाळुं**–tridentate, **बहु दांतावाळुं**–multi-dentate, **द्विविभागित**–bifid, **त्रिविभागित**–tri-fid **बहु विभागित**–multi–fid, **बे खूणीआवाळुं** bi–lobed, **त्रण खूणीआवाळुं**–tri-lobed. **एकपत्री**–unifoliate, **द्विपत्री**–bi-foliate, **बहुपत्री**–multi-foliate. **जोडी** અર્થાત્ બે (pinnæ), **एक जोडी**–unijugate, **बे जोडा**–bi-jugate, **घणी जोडीओ**–multi-jugate.

૪૫–જ્યારે **पान** અથવા તેના વિભાગો, કે વનસ્પતિની કોઇ પણ ઇંદ્રિય, સપાટ હોય, અને તે લાંબી તથા સાંકડી હોય, પણ તેની લંબાઇ, પોહોળાઇ કરતાં ચાર કે પાંચ ગણી વધારે હોય, ત્યારે તે **रेखाकार**–linear કહેવાય છે. ઉ૦ કેટલાંક ઘાસ અને ચિયાનાં પાન આવાં હોય છે.

જ્યારે (પાનની) પહોળાઇ કરતાં લંબાઈ ત્રણ ગણી કે તેથી વધારે હોય, પણ તે તેના મધ્યથી નીચે અર્થાત્ અધવચથી નીચે પોહોળામાં પોહોળું હોય, અને (અધવચથી) ઉપર ટેરવાં કે મથાળાં તરફ સાંકડું થતું એક ભાલાના ફરના આકાર જેવું હોય, ત્યારે તેને **भल्लाकार, भल्लाकृतिनुं**–lanceolate કહે છે. ઉ૦ **આસુપાલવનું** પાન.

જ્યારે (પાન) અધવચથી ઉપર વિશેષ પોહોળું હોય અને નીચે તળિયાં તરફ સાંકડું થતું એક ખરપલી જેવું હોય, ત્યારે તે **खरपली जेवुं**–cuneate કહેવાય છે. જ્યારે મથાળે ગોળાઈ લેતું અને તળિયે પોહોળું તોપણ થોડું સાંકડું થતું તાડનાં પાન જેવા આકારનું હોય, ત્યારે તેને **ताडनां पान** જેવા આકારનું–flabelliform, અથવા **पंखाना** આકારનું fan-shaped કહે છે. ઉ૦ અનુક્રમે **મ્હોટી લુંણી** નં. (૩૩). **તાડ** નં. (૫૪૧),

જ્યારે (પાનનો) મથાળા તરફનો થોડો ભાગ ગોળાઈ લેતો પોહોળો હોય, અને બાકીનો નીચલો ભાગ જરા વાંક લેતો સાંકડો થતો લાંબો હોય, ત્યારે તે **कोयथा** કે **कडछा जेवुं**–spathulate (?) કહેવાય છે.

જ્યારે (પાનની) પહોળાઈ કરતાં લંબાઈ ભાગ્યે જ બમણી હોય અને અધવચથી નીચે વિશેષ પોહોળાઇ હોય તેને **पोहोळुं**–ovate; અને જ્યારે એ જ આકારનાં પાન (અથવા બીજી ઇંદ્રિય)ને અધવચથી ઉપરના ભાગમાં વિશેષ પોહોળાઈ હોય, ત્યારે તેને **मथाळे पोहोळुं**–obovate કહે છે.

જ્યારે એક પાનની પહોળાઇ તેનાં તળિયાં અને મથાળાં કરતાં વચમાં વધારે હોય અને તેની લંબાઇ પોહોળાઇ કરતાં વધારે હોય, ત્યારે તે **अंडाकार**–oval, elliptical કહેવાય છે; અને જ્યારે એવા જ આકારનું પાન બન્ને છેડે બુઠું અથવા ગોળાઇ લેતું હોય, ત્યારે તે **लंबगोळ**–oblong કહેવાય છે. ત્રણ ખૂણાવાળું પાન **त्रिकोणाकार**–deltoid કહેવાય છે. ખાખરાનાં વચલાં પાનની માફક અધવચમાં તળિયાંથી પોહોળાઇ વધારે હોય, ત્યારે તેને **मृदंगाकृतिनुं**–rhomboidal કહે છે. જ્યારે લંબાઇ કરતાં પોહોળાઇ વધારે હોય, ત્યારે **पोहोळा पेटाळवाळुं**–transversely oblong, oblate કહે છે. અને જ્યારે સાંકડું અને દાતેડાનાં પાનાંની પેઠે વાંકું વળેલું હોય છે, ત્યારે તે **दातेडानां पानां जेवुं**–falcate કહેવાય છે.

૪૬–ઉપર કહેલા આકારમાંના એકાદ બે મિશ્ર આકારનાં પાન કે તેના વિભાગો, અથવા વનસ્પતિની કોઇ ઇંદ્રિય હોય છે, ત્યારે તેવા આકાર વર્ણવાને એકાદ બે મિશ્ર શબ્દો વાપરવામાં આવે છે. જેમકે એક પાન લાબું અને સાંકડું હોય છે તોપણ તે અધવચથી નીચે વિશેષ પોહોળું અને અધવચથી ઉપરના ભાગમાં છેક છેડા સુધી સાંકડું થતું હોય છે ત્યારે તેવાં પાનને **रेखाकार-भल्लाकृतिनुं**–linear-lanceolate કહેવું પડે છે. તેમ જ જ્યારે એક પાન એટલું સાંકડું હોતું નથી કે તેને **रेखाकार** કહી શકાય, તેમ તેને **लंबगोळ** કહી શકાય તેટલું તે પોહોળું પણ હોતું નથી, તેમ તે બન્ને છેડે સાંકડું થતું પણ હોતું નથી, ત્યારે આવું પાન **रेखाकार-लंबगोळ**–linear-oblong કહેવાઇ શકાય. કુદરતિ રીતે આવા ઘણા મિશ્ર આકારો પાન આદિમાં હોય છે.

૪૭–**पाननुं टेरवुं**–apex અથવા **मथाळुं**–summit જ્યારે એક પાનનું ટેરવું અગર મથાળું સાંકડા ખૂણાની માફક અણી થતું હોય છે, ત્યારે તેને **अणीवाळुं**–acute, pointed કહે છે.

જ્યારે તે બુઠ્ઠા ખૂણા જેવું અર્થાત્ મથાળે થોડું ઘણું ગોળાઇ લેતું હોય છે, ત્યારે તેને **बुठ्ठुं**–obtuse, blunt કહે છે.

જ્યારે મથાળાં પાસે પાનનો છેડો એકદમ સાંકડો થઇ પછી લાંબી અણી થતો હોય છે, તેને **लांबी अणीवाळुं**–acuminate, cuspidate કહે છે. ઉ૦ **શિવણ** નં. (૪૪૨) **પીપળો** નં (૫૧૪).

જ્યારે એક પાનનો છેડો સપાટ કપાયલો હોય એવો હોય છે, ત્યારે તેને **सपाट**–truncate કહે છે. જ્યારે એક પાનનું મથાળું બુઠું અથવા સપાટ હોઇ તેપર જરા અંદર બેસતી ખાંચ હોય છે, ત્યારે તેને **खांचवाळुं**–retuse કહે છે.

જ્યારે એક પાનને મથાળે પાનની મધ્યરેખાનો છેડો સ્પષ્ટ રીતે અંદર વળતો હોય, તેને **अंदर बेसती कोरवाळुं**–emarginate, notched કહે છે.

જ્યારે **હૃદયાકૃતિ**-cordate ના (કલમ ૪૯) આકારનાં પાનની અણી તળિયાં તરફ અને તળિયું મથાળાં તરફ આવેલું હોય, ત્યારે તે ઉપર કહ્યા પ્રમાણે દેખાય છે, પણ તે **મથાળે હૃદયાકૃતિનું**-obcordate કહેવાય છે.

જ્યારે એક પાનની મધ્યરેખા પાનનાં મથાળાંથી આગળ વધી એક સૂક્ષ્મ અણી જેવી થઇ રહેલી હોય છે, ત્યારે તેને **કાંટાજેવી અણીવાળું**-mucronate; અને જ્યારે આવી અણી વાળ જેવી બારીક હોય છે ત્યારે **બારીકઅણીવાળું**-aristate કહે છે.

૪૮-**પાનનું તળિયું** Base of a leaf.

પાનનું તળિયું પણ તેનાં મથાળાંની પેઠે ઘણું કરી એવા જ જૂદા જૂદા આકારનું હોય છે. પણ તેના એવા આકાર દેખાડવાને વિશેષેકરીને નીચેના શબ્દો વપરાય છેઃ-

એક પાનનું તળિયું સાંકડા ખૂણાની માફક અણીવાળું હોય, તો તેને **સાંકડુંથતું**-tapering, narrowed, બુઠ્ઠું obtuse હોય તો બુઠ્ઠાંને બદલે **ગોળાઇલેતું**-rounded, અને અંદર બેસતી કોરવાળાંને બદલે **હૃદયાકૃતિનું**-cordate એમ કહેવાય છે.

જ્યારે પાનને તળિયે તેની એક કોર બીજી કરતાં ટુંકી હોય, ત્યારે તે **વિષમકોરવાળું**-oblique કહેવાય છે.

૪૯-જે પાન અધવચથી નીચે પોહોળું હોય, અને ઉપર સાંકડું થતું હોય, તળિયે અંદર બેસતી ખાંચવાળું અને તેની કોરના બન્ને બાજુના છેડા ગોળાઈ લેતા હોય તે **હૃદયાકૃતિનું પાન**-cordate-leaf કહેવાય છે.

હૃદયાકૃતિનાં પાનના તળિયાની બાજુના બે છેડા અથવા ખૂણિયાને **કાનનીબૂટ** અથવા **ચાપવાજેવાછેડા** કે **ખુણીઆ** auricles (or little ears) કહે છે. પણ એ શબ્દો ઘણું કરી બેડાં પાનનાં તળિયાંની બાજુના છેડાઓને લગાડવામાં આવે છે.

૫૦-જે પાનમાં એ છેડા auricles અણિયાળા હોય તે પાનને **કાનનીબૂટજેવા અણિયાળા છેડાવાળું**-auriculate; અને જે પાનમાં એ છેડાઓની અણી નીચી વળેલી હોય તેવા પાનને **બાણાકાર**-sagittate કહે છે. ઉ૦ **નલકુટ** નં० (૫૪૭).

જેમાં એ છેડાઓ સમાન્તર આવેલા હોય છે તેને **કાનની બૂટજેવા સરખા છેડાવાળું**-hastate કહે છે.

૫૧-જે પાનની પોહોળાઈ લંબાઈ કરતાં વધારે હોય, તળિયું હૃદયાકૃતિનું પણ ઘણું પોહોળું હોય, અને તળિયાની કોરના છેડા ગોળાઈ લેતા હોય એવાં પાનને **અડદનીફાડજેવા** કે **ગુરદાના આકારનું**-reniform or kidney-shaped (પાન) કહે છે. ઉ૦ **ઉંદરકાની** નં० (૩૮૬), **ફાંગ** નં० (૩૭૫)

૫૨-જ્યારે પાનની ડીટડી પાનનાં તળિયાંની કોરપર નહિ હોતાં તેની નીચલી સપાટીપર ઘણું કરી તળિયાની કોર પાસે પણ વખતે નીચલી સપાટીની વચ્ચોવચ આવેલી હોય છે, ત્યારે એવાં પાન **થાળી અથવા ઢાલજેવાં** peltate કહેવાય છે. આવાં પાનમાં ઘણું કરી વચ્ચોવચ ડીટડીના સંગમ પાસેથી મુખ્યનસો કિરણાકાર નીકળેલી હોય છે. વસ્તુતાએ આવાં પાન હૃદયાકૃતિનાં હોઈ તેની તળિયાંની કોરના કાનની બૂટ જેવા છેડા એક બીજા સાથે જોડાઈ ગયેલા હોય એમ માની શકાય છે. ઉ. **સૂર્યવિકાશી કમલ** નં० (૧૧), અને **એરંડાનાં** પાન પણ આવાં હોય છે,

૫૩-ઉપર પ્રમાણે પાનના આકારોનું કેટલીક વખત એવું તો એક બીજામાં રૂપાન્તર થયેલું હોય છે કે તેનું બારીકીથી ચોકસ વર્ણન કરવું મુશ્કેલ થઇ પડે છે, તોપણ પાનનો આકાર તુરત સમજાઇ જાય એવું વર્ણન આપવું તે વર્ણન કરનારની બુદ્ધિ ઉપર આધાર રાખે છે.

૫૪-પાન ઘણું કરી પાતળાં અને સપાટ હોય છે, પણ ઘણીવાર સખ્ત હોય એવાં પાન, ડાંડી, કંદ, ફલ અને વનસ્પતિના બીજા ભાગો જ્યારે સાધારણ પાનની પેઠે ચપટા થયેલા ન હોય ત્યારે તે નીચેનાં નામોથી ઓળખાય છેઃ-

જ્યારે એ ઘણાં બારીક વાળ જેવાં હોય છે ત્યારે **બારીકવાળ જેવાં**-setaceous, capillary; ઘણાં બારીક પણ અક્કડ અને છેડે સોયની પેઠે અણિયાળાં હોય, ત્યારે **સોય જેવાં**-acicular; જાડાં અને અક્કડ હોય, ત્યારે **વાંસનાં પાન જેવાં**-subulate કહેવાય છે. જ્યારે નીચેનો છેડો પોહોળો અને ઉપરનો જરા સાંકડો હોય, ત્યારે **અંડાકાર**-ovoid; અને એ જ આકાર પણ ઉપરનો છેડો પોહોળો હોય તો **ઉંધું અંડાકાર**-obovoid; ગોળાઇ લેતું હોય ત્યારે **ગોળ** અથવા **ગોળાકાર**-globular, spherical; મથાળાં કે માથાં જેવો આકાર હોય, ત્યારે **ટોપ જેવું**-turbinate; મથાળે સાંકડું થતું હોય, ત્યારે **શંકુઆકાર**-conical; અને જ્યારે નીચે સાંકડું થતું હોય, ત્યારે **ગાજર જેવું**-obconical કહેવાય છે.

જ્યારે આડોકાપ ત્રિકોણાકાર અથવા ખૂણીઆવાળો દેખાય એવો ભાગ ઉપર સાંકડો થતો હોય ત્યારે **થાંભાકાર (?)**-pyramidal, અને નીચે સાંકડો થતો હોય તો **ઉંધા થાંભા જેવું**-obpyramidal કહેવાય છે.

જ્યારે બન્ને છેડે સાંકડું થતું હોય, ત્યારે ચરખાની **ત્રાક જેવું**-fusiform; અને જ્યારે બેમાંથી એકે છેડે સાંકડું થતું ન હોય, ત્યારે **નળ** અથવા **ઢોલજેવું**-cylindrical કહેવાય છે. જ્યારે આડો કાપ કરી જોતાં તે

કાપ ખૂણીઆવાળો ન હોય, ત્યારે તેને **હાંસો વગરનું** (?)–terete, પણ જ્યારે આડો કાપ ત્રિકોણ દેખાય ત્યારે **ત્રિધારું**–trigonous, triquetrous એમ કહેવાય છે. બાજુએથી જ્યારે થોડું ઘણું ચપટું થયેલું હોય, ત્યારે **દવાયલું**–compressed, પણ જ્યારે ઘણું કરી મથાળે ચપટું થયેલું હોય, ત્યારે **મથાળે બેસતું** અથવા **બેઠેલું**–depressed કહેવાય છે.

જ્યારે એક પાન, ફૂલ કે ફલ આદિ તોડયા કે ચિર્યા શિવાય ખરી પડે એવી રીતે તે વનસ્પતિપર આવેલાં હોય, ત્યારે તેને **સાંધાવાળાં**–articulate અથવા jointed કહે છે. અને જે જગોએ તેઓ વનસ્પતિપર લાગેલાં હોય તે જગોને **સાંધો** વા **સાંધા**–joints, articulations કહે છે. જ્યારે નિયમિત અંતરાયો પાસે વિશેષ તણાઇ રહેલું અથવા સાંકડું થયેલું હોય, પણ પોતાની મેળે ત્યાંથી સાંધાની પેઠે જૂદું પડી શકે નહિ ત્યારે તેને **વેરવા** અથવા **માલાજેવું**–moniliform, torulose, beaded કહે છે. ઉ૦ **બાવળ**ના પડીઆ ને **સમેરવાની** અને **પનરવાની શીંગો** આવી હોય છે. જ્યારે ગોળાઇ લેતા બુઠ્ઠા બે વિભાગોવાળું હોય છે, ત્યારે તે **વીમુંડું**–didymous કહેવાય છે.

૫૫–**પાન** અથવા વનસ્પતિની બીજી ઇંદ્રિયોનો બાંધો. જ્યારે તે નરમ અને ઘટ્ટ હોય છે, ત્યારે તેને **માવાજેવું**–fleshy; એવું જ પણ જ્યારે તેમાં રસ વધારે હોય, ત્યારે **રસભર્યું**–succulent; જ્યારે શુષ્ક અને મજબૂત હોય છે, ત્યારે તેને **ચીવટ**–coriaceous; અને સખ્ત પણ તુરત ભાંગી જાય તેવું હોય ત્યારે તેને **બટકણું**–crustaceous કહે છે.

જ્યારે પાતળું પણ જરા અક્કડ હોય, ત્યારે **કાગળજેવું**–chartaceous, papyraceous; અને પાતળું પણ અક્કડ ન હોય, તો તેને **પાતળાં પડજેવું**-membranous કહે છે. જ્યારે જરા અક્કડ હોય પણ ઘણું જ પાતળું હોય અને રંગે લીલું નહોય, પણ થોડું ઘણું પારદર્શક હોય, ત્યારે તેને **ફોતરાં જેવું**–scarious, scariose કહે છે.

૫૬–વનસ્પતિના સખ્ત વિભાગોને માટે જે શબ્દો ઘણુંકરી સામાન્ય ભાષામાં વપરાય છે તે શબ્દો વનસ્પતિ વર્ણનમાં પણ વાપરવામાં આવે છે.

૫૭–ઉપર આપણે જોઈ ગયા છઇએ કે ઉઘડેલાં પાનને બે પાનાં અથવા કોર હોય છે, એ કોર પાનની કળીમાં તરેહવાર રીતે વિંટળાયલી હોય છે, એ સ્થીતિને **વસંતસ્થીતિ**–vernation કહે છે.

૫૮–**કડપલાં જેવાંપાન**-scales, **પુષ્પપત્રો**–bracts, અને **ઉપપાન**–stipules.

**કડપલાં જેવાં પાન** છે, તે પણ વસ્તુતાએ તો પાન જ છે; પણ તે ઘણાં નાહાનાં, ઘણુંકરી બોડાં અને ભાગ્યે જ લીલા રંગનાં હોય છે. તેઓ સાધારણ લીલાં પાનની પેઠે ઘણું કરી **ગૅસ** વગેરે ચૂસવાનું કે કાઢવાનું કામ કરી શકતાં નથી. ટુંકામાં **કડપલાં જેવાં પાન** એ સાધારણ પાનને મળતી વનસ્પતિની **ઇંદ્રિયો** છે, પણ તેનાં કાર્ય, રંગ, કદ અને બાંધો સાધારણ પાન કરતાં જૂદી તરાહનાં છે તેઓ ઘણું કરી **બહુવર્ષાયુ** વનસ્પતિના ભંડોળપર આવેલાં હોય છે, અથવા **વર્ષાયુ** શાખાઓને તળિયે મુખ્યત્વે કરીને હવે પછી નીકળનારી શાખાઓની આંખોપર હોય છે. આ વખતે તેઓ ગર્ભિત રહેલી નવી શાખાઓની આંખોનો શિયાળા દરમિયાન બચાવ કરે છે. જ્યારે આવી રીતે ગર્ભિત કોમળ આંખોનો બચાવ કરવા એ કડપલાં જેવાં પાન રહેલાં હોય છે, ત્યારે તેઓ ઘણું કરી ટુંકાં, પોહોળાં અને એક બીજાંની પાસે પાસે આવેલાં હોય છે. એટલું જ નહિ પણ ઘણું કરી એક છાપરાંપરનાં નળિયાંની હારની માફક થોડાં ઘણાં એક બીજાંની **ઉપરાઉપર**–imbricate ગોઠવાયલાં હોય છે.

તેઓના આકાર અને આવી રચના ઉપરથી તેઓનું નામ **કડપલાં જેવાં**–like scales (પાન) પડેલું છે, કેમકે મગર અગર માછલાંની પીઠપર જે **ભીંગડાં** અથવા **કડપલાં** થાય છે તે પણ એવી રીતે ઉપરાઉપર ગોઠવાયલા હોય છે.

૫૯–કોઇ કોઇ વનસ્પતિમાં થોડાં અથવા બધાં સાધારણ પાન પણ ઘણાં નાહાનાં થઇ **કડપલાં** જેવાં થઇ ગયેલાં હોય છે, ત્યારે તેઓ ઘણું કરી સાધારણ પાનનું કાર્ય કરી શકતાં નથી. ફૂલ અગર વનસ્પતિની બીજી ઇંદ્રિયોમાં જ્યારે કડપલાં જેવા છેડા નીકળેલા હોય અથવા ઇંદ્રિયો પોતે નાહાની થઇ કડપલાં જેવી થઇ ગયેલી હોય, તો તેને પણ (**કડપલાં**) એ જ નામ અપાય છે.

૬૦–એક પુષ્પિત વનસ્પતિમાં તેનાં ઉપરનાં પાન (પછી ગમેતો તે એકાદ આખી શાખાપર, અથવા ફૂલની છેક પાસે એક કે બે જ આવેલાં હો) જ્યારે ડાંડીપરનાં સાધારણ પાનથી રૂપ, રંગ, કદ અને ગોઠવણમાં જૂદાં હોય છે, ત્યારે તેવાં પાનને **પુષ્પપત્રો**–bracts કહે છે. આ પુષ્પપત્રો ઘણુંકરી ઘણાં નાહાનાં અને બોડાં (ડીટડી વગરનાં) હોય છે. જોકે આ પુષ્પપત્રોનો રંગ ઘણીવાર લીલો હોય છે, તોપણ વિશેષે કરીને જેવા રંગનાં ફૂલ પાસે તે આવેલાં હોય છે તેવો થોડો ઘણો રંગ તેઓએ ઘણીવાર ધારણ કરેલો હોય છે. પુષ્પપત્રો પણ જ્યારે ઘણાં નાહનાં હોય છે, ત્યારે તે **કડપલાં**–scales કહેવાય છે.

૬૧–જ્યારે એક પુષ્પિત શાખાના નીચલા ભાગમાં તેના ઉપરના ભાગપર આવેલાં પુષ્પપત્રો કરતાં અને ડાંડીપર આવેલાં સાધારણ પાન કરતાં આકાર, રંગ, રૂપ અને ગોઠવણમાં વચલી રાસનાં (અર્થાત્ કંઈક સાધારણ પાનને મળતાં ને કંઈક ઉપરનાં પુષ્પપત્રોને મળતાં) પુષ્પપત્રો આવેલાં હોય છે ત્યારે, તેને **पानजेवां पुष्पपत्रो**–leafy-bracts કહે છે. ઉ૦ **समद्रशोष** નં० (૩૭૬)

૬૨–જ્યારે બીજાં પુષ્પપત્રો કરતાં ફૂલની પાસેનાં છેવટનાં એક કે બે પુષ્પપત્રો રુપ, રંગ, કદ કે ગોઠવણમાં સામાન્ય રીતે જૂદાં દેખાતાં હોય છે, ત્યારે તેને **उप-पुष्पपत्रो**–bracteoles કહે છે. કેટલીક વનસ્પતિમાં પુષ્પપત્રો હોતાં નથી.

૬૩–**उपपान**–stipules.

ડાંડી કે શાખાની ગ્રંથીપર અથવા પાનની ડીટડીને તળિયે નાહાનાં પાન કે કડપલાં જેવા છેડા નીકળેલા હોય છે, તેને **उपपान**–stipules કહે છે. આવાં ઉપપાન જ્યારે આવેલાં હોય છે ત્યારે તે ઘણું કરી પાનની દરેક બાજુએ એકેકું એમ મળી બે આવેલાં હોય છે, અને તે કોમળ પાનની રક્ષા કરતાં હોય એમ ઘણીવાર જોવામાં આવે છે. તોપણ તેઓનાં બીજાં રૂપાન્તર ઘણાં હોય છે. જેવાં કે કોઇ એક વનસ્પતિમાં તે ડાંડીપરનાં સાધારણ પાન જેવાં હોય છે, પણ તફાવત એટલો જ કે તેના ખુણામાં (શાખા કે ફૂલની) આંખ હોતી નથી. કોઇ વનસ્પતિમાં તે સંયુક્ત પાનમાનાં દલ કે પર્ણ જેવાં હોય છે–તો કોઇમાં તે સાંકડાં અને ઘણાં જ નાહાનાં બલકે બારીક દોરા જેવાં કે વખતે કેવળ ડાઘ જેવાં જ હોય છે. કોઇ વનસ્પતિમાં તે પાનની ડીટડીને ચોટકુક એડેલાં હોય છે, તો કોઇમાં તે પત્રકોણમાં ડાંડી અગર શાખાને ભુંગળીની માફક વળગેલાં હોય છે. ઘણી જાતની વનસ્પતિમાં **उपपान** બીલકુલ હોતાં નથી.

૬૪–કેટલાંક સંયુક્ત પાનમાંનાં દલની પાસે પણ આવાં પાન હોય છે તે **उप-उपपान**–stipellæ કહેવાય છે. એ પણ વનસ્પતિની એવી જ ઇંદ્રિયો છે.

૬૫–ડાંડીપર આવનારાં સાધારણ પાન અને ફૂલ શિવાય વનસ્પતિના બીજા કોઇ પણ ભાગો અથવા કડપલાં, ઉપપાન, કે પુષ્પપત્રોને જ્યારે ડીટી હોય છે, ત્યારે તે **डीटीवाळां** stipitate કહેવાય છે.

૬૬–**पुष्परचना**–inflorescens અને તેનાં **पुष्पपत्रो**–bracts.

વનસ્પતિમાં પુષ્પ ધારણ કરનારી શાખાઓ અને તેઓપર આવેલાં ફૂલોની જે ગોઠવણ, તેને **पुष्परचना** (inflorescens) કહે છે.

જ્યારે એક વનસ્પતિની ડાંડી અથવા શાખાપર આવેલાં છેલ્લાં પાનથી ઉપર, ડાંડી અગર શાખાને છેડે નાહાની નાહાની પુષ્પિત શાખાઓ, પુષ્પપત્રો અને ફૂલો આવેલાં હોય છે, ત્યારે તે ફૂલવાળો સઘળો ભાગ કે છેડો **पुष्परचना** કહેવાય છે.

૬૭–પુષ્પરચના અથવા એક ફૂલ જ્યારે વનસ્પતિની ડાંડી અથવા શાખાને છેડે આવેલાં હોય છે, ત્યારે તેને ડાંડી અગર શાખાને **छेडे आवेलुं**–terminal; અને જ્યારે ડાંડી કે શાખાપર આવેલાં પાનના ખૂણા અર્થાત્ પત્રકોણમાંથી નીકળેલાં હોય, ત્યારે તેને **पत्रकोणमांथी नीकळेलुं**–axillary; અને આવાં પાનની સામી બાજુથી નીકળેલાં હોય, ત્યારે તેને **पानना विरुद्ध दिशापरथी नीकळेलुं**–leaf-opposed કહે છે.

જ્યારે વનસ્પતિની ડાંડી કે શાખાઓને છેડે ફૂલ આવેલાં હોય, ત્યારે તેવી વ્યવસ્થાને **नियमित व्यवस्था**–determinate; અને જ્યારે પત્રકોણમાંથી ફૂલો આવે છે, ત્યારે તેને **अनियमित–व्यवस्था** indeterminate કહે છે, કેમકે આ વ્યવસ્થામાં ડાંડી કે શાખાને છેડે છેવટમાં પાન આવે છે.

૬૮–એક પુષ્પરચના કે એક ફૂલની નીચે જે ડાંડી ડીંટું કે સળી હોય છે, તેને **पुष्प धारण करनारी सळी** અથવા **पुष्पदंड**–peduncle કહે છે. પુષ્પરચનાની અંદરની શરૂવાતની શાખાથી તે છેવટની શાખા કે ફૂલ સુધીની તમામ શાખાઓને સામટી રીતે **पुष्पमंडप**–rhachis એ નામથી ઓળખે છે.

૬૯–**पुष्पदंड** અથવા પુષ્પ ધારણ કરનારી સળી જ્યારે વનસ્પતિ ભંડારપરથી, અથવા ડાંડીનાં તળિયાં પાસેથી, અથવા ખુદ મૂળ ઉપરથી નીકળે છે, ત્યારે તેને **मूळनो पुष्पदंड** અથવા **मूळनी पुष्प धारण करनारी सळी**–scape, radical-peduncle કહે છે. આવી રચનામાં ઘણું કરી પાન હોતાં નથી. ઉ૦ **पाणकंदो** નં० (૫૩૧)

૭૦–પુષ્પમંડપમાં છેવટની શાખા ફૂલની નીચેની ડીંટડી હોય છે, તેને **फूलनी डींटडी**–pedicel કહે છે.

૭૧–પુષ્પરચનાની શાખાઓ ડાંડીની શાખાઓની માફક સામસામી, આંતરે કે બીજી રીતે પણ આવેલી હોયછે.

૭૨–છેડાનું ફૂલ સૌથી પ્રથમ ઉઘડી બાજુનાં ત્યારકેડે એક પછી એક ઉઘડે છે, એવી રચનાને **नियमित रचना** centrifugal, અને સૌથી નીચેનાં ફૂલો પ્રથમ ઉઘડી છેવટનું સૌથી છેલ્લું ઉઘડે છે, તેવી રચનાને **अनियमित–रचना** centripetal કહે છે.

૭૩–ઉપર પ્રમાણે નિયમ છે તોપણ વખતે એક જ વનસ્પતિમાં ઉપર કહેલી બન્ને રચનાઓ જોવામાં આવે છે.

૭૪–જ્યારે એક સાદી સળીપર ડીંટડી વગરનાં ફૂલો આવેલાં હોય છે, ત્યારે એવી પુષ્પરચનાને **मंजरी** અથવા **मांजर**–spike, spicate કહે છે. ઉ૦ **खडसलीओ** નં० (૪૩૪). **अघेडो** નં० (૪૭૪).

જ્યારે ડીટડીવાળાં ફૂલો એવી જ સળીપર આવેલાં હોય, ત્યારે તેને **कलंगी**-raceme, racemose કહે છે. ઉ० **માધવી** નં० (૯०), **કેઠી** નં० (૯૭).

જ્યારે પુષ્પ ધારણ કરનારી સળીમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય ને તે ફાંટાઓ ઉપર બે કે વધારે ફૂલો આવેલાં હોય, ત્યારે એ રચનાને **विभागित पुष्परचना**-panicle, paniculate કહે છે. ઉ० **લીંબડો** નં० ( ૧०૨ ), **કડાયો** નં० ( ७० ),

જ્યારે બેડાં **અર્થાત્** ડીટડી વગરનાં અથવા એવાં જ ઘણાં ફૂલો એક પડઘી ઉપર પાસે પાસે ગોઠવાયલાં હોય છે, ત્યારે તેવી રચનાને **दडी, गुच्छी, प्याली** કે **पडघी**-head, flower head, capitate કહે છે. આવી રચનામાં જે પડઘી ઉપર ફૂલો આવેલાં હોય છે, તે પડઘીને **कर्णिका** અથવા **पुष्पाधार**-receptacle કહે છે. ઉ० **સહદેવી, કાળીજીરી** અને **ભાંગરાનો** વર્ગ compositæ જુવો. આ વર્ગમાનાં ફૂલો ઘણીવાર **संयुक्तपुष्पो**-compound flowers કહેવાય છે.

જ્યારે એક સરખી લંબાઇની પુષ્પ ધારણ કરનારી શાખાઓ અથવા ફૂલની ડીટડીઓ એક બિંદુ ઉપરથી ચક્રાકાર નીકળેલી હોય છે, ત્યારે એ રચનાને **छत्राकार**-umbel, umbellate કહે છે. છત્રાકાર પુષ્પરચનામાં જ્યારે તેની મૂળ શાખાઓ ઉપર એક્કેકું ફૂલ આવેલું હોય છે, ત્યારે તે **सादी छत्राकार** અને જો તેનાપર ઘણાં ફૂલો એક નાહની છત્રીની માફક નીકળેલાં હોય છે, તો તે **संयुक्त छत्राकार** કહેવાય છે. ઉ० ૧-**ધાણા**, ૨-**વરીઆળી.**

જ્યારે પુષ્પિત શાખાઓ અને ફૂલની ડીટડીઓ જૂદાં જૂદાં બિંદુઓ પરથી નીકળી મથાળે સરખી સપાટીએ આવેલી હોય છે, તેવી પુષ્પરચનાને **तोराजेवी**-corymb, corymbose કહે છે, આવી રચનામાં નીચેની શાખાઓ અથવા ડીટડીઓ લાંબી અને ઉપરની ટુંકી હોયછે.

જ્યારે તોરા જેવી જ રચનામાં શાખાઓ વિભાગિત થયેલી હોય, અને તેમાં છેડાનું ફૂલ પ્રથમ ઉઘડે એવી ગોઠવણ હોય, તો તેવી રચનાને **विभागित तोरा जेवी**-cyme, cymose કહે છે.

જ્યારે એવી શાખાઓ વીંછીની પુંછડી પેઠે વાંકી વળેલી હોય, ત્યારે તેને **वींछीनी पुंछडी जेवी**-scorpioid કહે છે.

જ્યારે વિભાગિત તોરા જેવી પુષ્પરચનામાં તેની શાખાઓ ઘણું કરી સામસામી અને ટુંકી હોય છે, ત્યારે તેને **गुच्छाजेवा तोरावाळी**-thyrsus, thyrsoid કહે છે.

૭૫-ઉપર કહેલી ફૂલની રચનાઓ ઘણીવાર કેટલીક સેળભેળ પણ જોવામાં આવે છે. તેવે પ્રસંગે નીચે પ્રમાણે મિશ્ર શબ્દો વાપરવામાં આવે છે, જેમ કે **तोरा जेवी कलंगी**- raceme-corymbose, **कलंगी जेवा विभागित तोरावाळी**-racemose-cyme ઇત્યાદિ.

૭૬-એકદલ વનસ્પતિમાંની ફૂલોની રચના ઘણું કરી **मंजरीनां** રૂપાન્તર જેવી હોય છે.

૭૭-**पुष्पपत्र** ઘણુંકરીને પુષ્પરચનામાંની દરેક શાખા અને દરેક ફૂલની ડીટડી નીચે એક્કેક મુકાયલું હોય છે; અને **उप-पुष्पपत्रो** ઘણુંકરીને ફૂલની ડીટડીની બન્ને બાજુએ એક્કેક, અથવા ફૂલની નીચે છેક તેની પાસે, અથવા તો કોઇવાર ફૂલના પુષ્પબાહ્યકોપની ઉપર પણ બબ્બે આવેલાં હોય છે. પણ ઘણીવાર એવું બને છે કે પુષ્પપત્રો પુષ્પરચનાની શાખાઓપર છૂટાં છવાયાં આવેલાં હોય છે, ને તેના ખૂણાઓમાંથી ફૂલની ડીટડીએ નીકળેલી હોતી નથી, વળી તેઓ ઉપ-પુષ્પપત્રોથી ભિન્ન ઓળખાઇ આવે એવાં પણ હોતાં નથી, ત્યારે આવાં સર્વ પત્રોને **पुष्पपत्रो** જ કહે છે.

જ્યારે ઘણાં પુષ્પપત્રો એક ગુચ્છાની પેઠે આવેલાં હોય છે, અથવા એટલાં બધાં પાસે પાસે આવેલાં હોય છે, કે તે એક ગુચ્છાની પેઠે આવેલાં હોય એમ દેખાય, અથવા એક છત્રાકાર દડી કે ગુચ્છી જેવી પુષ્પરચનાને તળિયે ઉપરા ઉપર બહુજ પાસે પાસે ગોઠવાયલાં હોય, ત્યારે એવા પુષ્પપત્રોના સમુદાયને **उपकोष**-involucre કહે છે. ઉ० **ભીંડાનો** અને **સહદેવીનો** વર્ગ જુવો.

૭૮-**उपकोषमानां** પુષ્પપત્રો જેવા જેવા દેખાવનાં હોય છે તેવાં તેઓને નામો આપવામાં આવે છે, જેવાં કે:-**પાન, પત્રો, પુષ્પપત્રો,** અથવા **કડપલાં** કે **ભીંગડાં** ઇત્યાદિ.

૭૯-સંયુકત છત્રાકાર પુષ્પરચનામાં નાહનાં છત્રની નીચે જે પુષ્પપત્રો હોય છે તે સામટી રીતે **उप-उपकोष**-involucel કહેવાય છે, ઉ० **વરીઆળીનાં** ફૂલમાં.

૮०-જ્યારે પુષ્પબાહ્યકોપની ઉપર પુષ્પપત્રો ગુચ્છાકાર આવેલાં હોય છે, ત્યારે તેને **पुष्पबाह्यकोपोपरि पुष्पपत्र**-epicalyx કહે છે. ઉ० **ભીંડાના** વર્ગમાં જુઓ.

૮૧-કેટલીક **એકદલ** વનસ્પતિની પુષ્પરચનામાં જે પુષ્પપત્ર અથવા ફૂલનું-પાન પુષ્પરચનાપર ઢંકાયલું હોય છે, તેને **पूग, पोटो**-spathe કહે છે. ઉ० **અડવી, નાળીએરી** નં० (૫૪૩) **સોપારી** નં० (૫૩૭).

૮૨-સહદેવી અને ભાંગરાના વર્ગ (કમ્પોઝિટી)માં તેમજ ઘાસના વર્ગ(ગ્રામિની)માં ઘણુંકરી જે ફીકા રંગનાં, સાંકડાં, પાતળાં ને જરા ચીવટ છોતરાં જેવાં **ફોતરાંઓ**-chaffs, pales, paleæ હોય છે, તે વસ્તુતાએ અંદરનાં પુષ્પપત્રો અથવા કડપલાં હોય છે.

૮૩-ઘાસ અને ચીઆ કે મોથનાં ફૂલોપર જે પુષ્પપત્રો આચ્છાદિત હોય છે તેને **फोतरां**-glumes કહે છે.

## (૪) पुष्प—THE FLOWER.

૮૪—વનસ્પતિની પેઠે **पुष्प** અર્થાત્ ફૂલમાં પણ **पूर्ण** અને **अपूर्ण** એવા ભેદ છે. જે ફૂલમાં પુષ્પબાહ્યકોષ, પુષ્પાભ્યન્તરકોષ, પુંકેસરો અને સ્ત્રીકેસર વિદ્યમાન હોય છે, તેવાં ફૂલને **पूर्णपुष्प**—a complete flower કહે છે. આવાં પૂર્ણ પુષ્પમાં ઉપર પ્રમાણેની ઇંદ્રિયો હોય છે, તે પોતપોતાનાં નિયત કાર્યો કરવાને શક્તિવાન હોય છે. અને એનાથી ઉલટું એક **अपूर्णपुष्प**માં ઉપર કહેલી ઇંદ્રિયોમાંની એક કે વધારે ઇંદ્રિય હોતી નથી, અથવા તે એવી રીતે રૂપાન્તર થયેલી કે અપૂર્ણ હોય છે કે જે પોતાનું કાર્ય બરાબર રીતે કરવામાં અશક્ત થયેલી હોય છે.

૮૫—જ્યારે એક ફૂલમાં પુષ્પબાહ્યકોષ તેમજ પુષ્પાભ્યન્તરકોષ એ બન્ને વિદ્યમાન અને એક બીજાથી છૂટા હોય છે, ત્યારે તેવાં ફૂલને **द्विआच्छादित**—dichlamydeous કહે છે; અને જ્યારે બાહ્ય અને આભ્યન્તર એ બન્ને કોષ એક બીજા સાથે જોડાઇ જવાથી અથવા એ બે કોષમાંના ગમે તે એકની અપૂર્ણતાને લીધે જે ફૂલમાં એક જ આવરણ અથવા આચ્છાદન હોય છે, તેવાં ફૂલને **एककोषी, एकाच्छादित**—monochlamydeous કહે છે.

જે ફૂલમાં પુષ્પબાહ્યકોષ હોતો નથી તે ફૂલને **बाह्याच्छादनरहित**—asepalous; અને જેમાં પુષ્પાભ્યન્તરકોષ હોતો નથી તેને **अन्तराच्छादनरहित**—apetalous કહે છે. જેમાં ઉપરનાં બન્ને આચ્છાદન હોતાં નથી તે ફૂલને **आच्छादनरहित**—achlamydeous કહે છે.

જ્યારે બાહ્ય અને અભ્યન્તર એ બન્ને કોષ એક બીજા સાથે મળી ગયેલા હોય છે, ત્યારે તેને **बाह्यान्तरयुक्तकोष**—perianth કહે છે.

જ્યારે એક ફૂલમાં પું અને સ્ત્રીકેસરો પૂર્ણ સ્થિતિમાં વિદ્યમાન હોય છે, ત્યારે તે ફૂલ **नरमादा** મિશ્ર અથવા **द्विजातीय, स्त्रीपुंसंयोगी**—hermaphorodite, bisexual કહેવાય છે.

જે ફૂલમાં એક કે વધારે **पुंकेसरो** હોય પણ **स्त्रीकेसरो** મુદ્દલ ન હોય, અથવા ચિન્હ માત્ર અર્થાત્ નામની જ હોય, ત્યારે એવાં ફૂલને **नरफूल**—male, staminate-flower કહે છે. અને એથી ઉલટું જે ફૂલમાં **स्त्री केसर** હોય પણ **पुंकेसर** મુદ્દલ ન હોય, અથવા નામનાં જ હોય, તે ફૂલને **मादाफूल**—female, pistillate-flower કહે છે.

જે ફૂલમાં સ્ત્રી-પું-એ બન્ને જાતીનાં કેસરો ન હોય અથવા બન્ને અપૂર્ણ હોય તેવાં ફૂલને **नपुंसक**—neuter કહે છે. જ્યારે કોઈ કારણથી નર અને માદા ફૂલો બીજ પેદા ન કરી શકે ત્યારે તેને **षण्ढ**—barren, sterile; અને બીજ પેદા કરી શકે ત્યારે **बीज पेदाकरनारुं**—fertile કહે છે.

૮૬—જ્યારે એક વનસ્પતિપર આવેલાં બધાં ફૂલો કેવળ **नर** અથવા **मादा** હોય, ત્યારે તેવાં ફૂલો અથવા તે વનસ્પતિ **एकजातीय**—unisexual, diclinous કહેવાય છે. જ્યારે **नर** અને **मादा** ફૂલો એક જ વનસ્પતિ ઉપર જૂદાં જૂદાં હોય, ત્યારે તેપર **नर** અને **मादाफूल एकज वनस्पतिपर जूदां जूदां**— monœcious; અને જ્યારે એક વનસ્પતિપર **नर** અને બીજીપર **मादा** એમ (એક જ જાતની) **જૂદી જૂદી વનસ્પતિપર નર માદાફુલ જૂદાં જૂદાં** આવેલાં હોય, ત્યારે તે વનસ્પતિ **नर** અને **मादा** જૂદાં diœcious કહેવાય છે.

જ્યારે એક જ અથવા જુદી જુદી વનસ્પતિપર **नर, मादा** અને **द्विजातीय फूलो** આવેલાં હોય છે, ત્યારે તેવાં ફૂલો **बहुजातीय**—polygamous કહેવાય છે.

૮૭—જેમ ભીંગડાં અથવા કડપલાં જેવાં પાન અને પુષ્પપત્રો એ ડાંડીપરનાં સાધારણ પાનોનાં રૂપાન્તર છે, તેમ જ ફૂલ પણ સાધારણ પાનોનાં રૂપાન્તર જ છે. પણ તે આ વખતે પાન કરતાં રૂપ, રંગ અને કુમાસે ઘણાં ફેરવાઈ ગયેલાં હોય છે.

૮૮—જ્યારે એક પૂર્ણ પુષ્પમાં તેના વિભાગો અર્થાત્ અંગો (અને પ્રતિઅંગો) એક બીજાંથી છૂટાં હોય, ત્યારે તેવાં અંગોને **छूटां**—free કહે છે, અને તેની સંખ્યા પણ જ્યારે એક વનસ્પતિમાનાં દરેક ફૂલમાં એક સરખી હોય ત્યારે તે **निश्चित संख्यावाळां अंगो**—definite in number કહેવાય છે. અને જ્યારે તેનાં દરેક અંગનાં પ્રતિઅંગોની સંખ્યા પણ એક સરખી હોય છે, ત્યારે તેને **सम संख्यावाळां**—symmetrical, isomerous કહે છે.

૮૯—આવી રીતનાં એક સમ સંખ્યાવાળાં (અંગો પ્રતિ અંગોવાળાં) પૂર્ણ પુષ્પમાં ઘણું કરી ૪ કે ૫ અંગો હોય છે, જે અનુક્રમે એક બીજાંની અંદર આવેલાં હોય છે.

૯૦—ઉપર કહેલાં પૂર્ણ પુષ્પનાં અંગોમાંનું બહારનું પહેલું અંગ **पुष्पबाह्य कोष**—calyx, અને એ કોષનાં પ્રતિઅંગો **पुष्पबाह्य कोषनां पत्रो**—sepels કહેવાય છે.

એ પહેલાં અંગની અંદર તે પુષ્પનું બીજું અંગ **पुष्पाभ्यन्तर कोष**—corolla, અને એ કોષનાં પ્રતિઅંગો **पांखडीओ**—petals કહેવાય છે.

એ બીજાં અંગની અંદર તે ફૂલનું ત્રીજું અંગ **पुंकेसरो**—stamens, અને એ કેસરોની વચ્ચે તે ફૂલનું ચોથું અંગ **स्त्रीकेसर**—pistil કહેવાય છે, તે હોય છે.

૯૧—જ્યારે ઉપર કહેલાં ફૂલનાં અંગો પૈકીનાં કોઇ પણ અંગનાં પ્રતિઅંગો સમાન હોતાં નથી, તેમાં પણ વિશેષે કરીને તેનાં બીજાં અંગ (પુષ્પાભ્યન્તર કોષ)ની પાંખડીઓ બધી એક સરખા કદ અને આકારની હોતી નથી, ત્યારે એવાં ફૂલ અથવા તેનાં અંગો **नियमविरुद्ध** (અસમાન)—irregular કહેવાય છે.

૯૨-**पुष्पबाह्यकोष**-calyx અને **पुष्पाभ्यन्तरकोष**-corolla, અથવા **बाह्यान्तरयुक्तकोष**-perianth.

**पुष्पबाह्यकोष**-ઘણુંકરી લીલા રંગનો, અને પુષ્પાભ્યન્તર કોષ કરતાં નાહાનો હોય છે, કોઇવાર તે ઘણો બારીક, કોઇવાર એક અને કોઇવાર તે બે ગુચ્છાપેઠે આવેલો હોય છે. કોઈવાર તેનાં પત્રો-sepals ઘણાં હોય છે, જેમાનાં બહારનાં કેટલાંક પુષ્પપત્રો જેવાં, અને અંદરનાં ફૂલની પાંખડીઓ જેવાં થઇ ગયેલાં હોય છે.

૯૩-**पुष्पाभ्यन्तरकोष**-એ ઘણુંકરી જૂદા જૂદા રંગનો અને પુષ્પબાહ્યકોષ કરતાં ઘણો કોમળ હોય છે, અને એને જ સાધારણ રીતે સર્વે લોકો પુષ્પ અર્થાત્ ફૂલ કહે છે. જ્યારે વનસ્પતિ કુદરતિ સ્થીતિમાં હોય છે, ત્યારે આ કોષનાં પ્રતિઅંગો અર્થાત્ પાંખડીઓ ભાગ્યે જ અનિશ્ચિત સંખ્યાવાળી કે બે ગુચ્છાપેઠે આવેલી હોય છે. અને પુષ્પબાહ્યકોષની પેઠે તે જવલે જ છિન્ન ભિન્ન થયેલી હોય છે. કોઇ કોઇવાર जासुसनां ફૂલમાં હોય છે તેવી રીતે આ કોષમાં બેવડાં ફૂલ જોવામાં આવે છે, પણ બેવડાં ફૂલ થવાં, એ એક જાતનો કેટલાંક કારણોને લીધે એમાં થયેલો બગાડો છે. એટલે પુંકસરો, પુષ્પબાહ્યકોષનાં પત્રો અને ઘણીવાર સ્ત્રીકેસર ગર્ભાશયમાંના બીજકોષના આકારો બદલાઇ પાંખડીઓ જેવા થઇ જાય છે, અને તેને લીધે પાંખડીઓનો વધારો થયેલો જોવામાં આવે છે. આ વધારો કાંતો સાધારણ પાંખડીઓના વિભાગોથી અથવા તો સાધારણ પાંખડીઓની સંખ્યામાં ઉમેરો થઇ ગયેલો હોય છે.

પાંખડીઓ પણ કોઇવાર ઘણી જ બારીક અથવા નામની જ હોય છે.

૯૪-જ્યારે પુષ્પબાહ્યકોષનાં પત્રો અને પુષ્પાભ્યન્તર કોષની પાંખડીઓ એક સરખા આકાર અને કુમાસનાં હોય, અને તે વળી એક જ અંગ છે એમ દેખાતાં હોય, ત્યારે આપણે આગળ કહી ગયા તેમ તેને **बाह्यान्तरयुक्तकोष**-perianth કહે છે, અને એનાં પ્રતિઅંગો પત્ર અથવા પાંખડી જ કહેવાય છે.

બાહ્યાન્તરયુક્તકોષવાળાં ફૂલ ઉઘડયાં હોય, ત્યારે તે જોતાં એવો ભ્રમ થાય છે કે તે ફૂલની પાંખડીઓ હશે? કે પુષ્પબાહ્યકોષનાં પત્રો હશે? પણ એવાં ફૂલની કાચીકળી તપાસીને જોઇ હોય તો માલમ પડશે કે એ ફૂલના ગુચ્છા અથવા અંગનો અડધો ભાગ બીજા અડધા ભાગથી બહાર મુકાયલો અને કુમાસ, કદ અને રંગમાં પણ થોડો ઘણો ફેરફારવાળો હશે. જેથી એ બન્ને કોષનો અંતર થોડો ઘણો પણ જણાઇ આવશે.

૯૫-**पुष्पाभ्यन्तर कोष** અને તેની પાંખડીઓની રચના અને તેના આકારો આદિનું વર્ણન આપવામાં જે શાસ્ત્રીય શબ્દો આ નીચે વાપરવામાં આવેલા છે, તે જ શબ્દો બાહ્યાન્તરયુક્તકોષ અને પુષ્પબાહ્યકોષ અને તેનાં અંગોની રચના અને આકારો આદિને પણ આપી શકાય છે.

જ્યારે पुष्पाभ्यन्तर कोषની પાંખડીઓ થોડી ઘણી પણ संयुक्त અર્થાત્ જોડાયલી હોય છે, ત્યારે એવા કોષને **अविभक्त-पांखडीओवाळो**-monopetalous, gamopetalous; અને જ્યારે તેની બધી પાંખડીઓ તદ્દન છૂટી હોય છે, ત્યારે એ કોષને **विभक्त पांखडीओवाळो**-polypetalous કહે છે.

જ્યારે પાંખડીઓ તળિયેથી થોડી પણ જોડાયલી હોય ત્યારે તેનો ગમે તેવો આકાર હોય, તોપણ એ જોડાયલા ભાગને **नळी**-tube, અને પાંખડીઓના બાકીના છૂટા ભાગોને તેની લંબાઈ પોહોળાઈ મુજબ **दांता**-teeth, **खांचीआ**-lobes, અથવા **सांकडा छेडाओ**-segments કહે છે. પાંખડીઓ જ્યારે તળિયે ઘણી થોડી જોડાયલી હોય છે, ત્યારે તે સાધારણ રીતે જોતાં છૂટી હોય એમ દેખાય છે, પણ તેઓનું આ જોડાણ ખૂબ બારીકીથી તપાસવાનું છે, કેમકે વનસ્પતિના વર્ગ ઓળખવામાં આ બાબત ઘણી અગત્યની છે.

૯૬-ફૂલની પાંખડીઓ ફૂલની કળીમાં એક બીજી પાસે અથવા એક બીજી ઉપર જેવી રીતે આવેલી હોય છે તે રચનાને **पुष्पाभ्यन्तर कोषनुं वीटण**-æstivation કહે છે.

જ્યારે ફુલની પાંખડીઓની કોર એક બીજીની કોર સાથે અડોઅડ હોય છે, ત્યારે એવી ગોઠવણને **बाजुनी**-valvate; અને જો પાંખડીઓની કોર એક બીજી ઉપર આવેલી હોય તો **उपराउपर**-imbricate કહે છે. જો પાંખડીઓની કોર અંદરની બાજુ વળેલી હોય તો **अंदर वळती**-involute, અને જો તે બહારની બાજુ વળેલી હોય તો **बाहार वळती**-revolute કહેવાય છે. જ્યારે દરેક પાંખડી પાસેની બીજી પાંખડી ઉપર એક બાજુથી આવેલી હોય, અને તેની બીજી બાજુપર પાસેની બીજી પાંખડી તેનાપર આવેલી હોય, ત્યારે તેને **वीटायली, अमळायली**-twisted, contorted કહે છે.

૯૭-જ્યારે પુષ્પાભ્યન્તરકોષનો સઘળો અથવા ઘણોખરો ભાગ નળી અથવા ભુંગળી જેવા આકારનો હોય, ત્યારે તે **नळी** અથવા **भुंगळीजेवो**-tubular કહેવાય છે. ઉ૦ **સહદેવી** અને **ભાંગરા**નો વર્ગ જુઓ. જ્યારે એનો આકાર એક ઘંટા અથવા પ્યાલાને મળતો હોય ત્યારે તેને **घंटाकार**-campanulate, bell-shaped કહે છે. ઉ૦ **પારસપીપળા**નાં ફૂલ. નં૦ (૬૫). જ્યારે એ કોષની નળી પોહોળા પેટાળવાળી થઇ લગભગ ગોળ થયેલી હોય, ને મથાળે સાંકડી થઇ પાછી થોડી વિસ્તૃત થઇ સાંકડા કાંગની માફક દેખાતી હોય, ત્યારે તેને **कुंजा** કે **चंबुजेवो**-urceolate કહે છે. જ્યારે એ કોષની

પાંખડીઓ તળિયેથી એક ગાડીનાં પૈડાના આરા અથવા તારાની કિરણો પેઠે સપાટ ચોમેર પસરાયલી હોય, ત્યારે એ કોષને **चक्राकार** અથવા **तारारूतिनो**–rotate, stellate કહે છે.

જ્યારે પાંખડીઓનો નીચલો ભાગ **नळीजेवो** અને ઉપરનો સપાટ રકાબી કે થાળી જેવો હોય, ત્યારે એને **रकावी** કે **तवकडीजेवो**–hypocrateriform, salver-shaped કહે છે. ઉ૦ **ફાંગ, કુંદ** અને અંગ્રેજી **સહાસુહાગણનાં** ફૂલો. આવી આકૃતિનાં ફૂલોમાં તેના નીચલા ભુંગળી જેવા ભાગને હમ્મેશ **नळी**–tube, અને ઉપરના સપાટ ભાગને ( ગમે તો તે ભાગ વિભાગિત હો વા અખંડિત હો તોપણ ) **अवयव**–limb; અને નળીની પોલનાં મથાળાંને **मुख** અથવા **गळुं**–mouth, throat કહે છે. જ્યારે પાંખડીઓની નળી નીચેના ભાગમાં સાંકડી ભુંગળી જેવી પણ ઉપરના ભાગમાં ઓછાવત્તા પોહોળા અવયવવાળી હોય ને તે અવયવોના ખૂણીઆ સપાટ પસરાયલા હોય, ત્યારે તેને **गळणीजेवा** આકારનું–infundibuliform, funnel-shaped કહે છે.

૯૮–**नियमविरुद्ध** ( irregular ) **पुष्पाभ्यन्तर कोषमां** પાંખડીઓ જૂદી જૂદી રીતે આવેલી હોય છે, વળી તે કદ અને આકારમાં પણ તરેહવાર હોય છે, તેથી એ કોષનાં મુખ્યત્વેકરી નીચે પ્રમાણે નામો પડેલાં છેઃ–

જ્યારે ૪ કે ૫ પાંખડીઓવાળા પુષ્પાભ્યન્તર કોષમાં બે કે ત્રણ ઉપરનીપાંખડીઓ ઉપલા હોઠની પેઠે, અને નીચેની બે ત્રણ પાંખડીઓ નીચલા હોઠની પેઠે સ્પષ્ટ રીતે જૂદીપડી રહેલી હોય છે, ત્યારે તેને **द्विओष्ठी** અથવા **बेहोठ जेवो**–bi-labiate, two-lipped કહે છે. ઉ૦ **તુલસી.**

જ્યારે બે હોઠ જેવા પુષ્પાભ્યન્તર કોષમાંનાં ફૂલની નળીનું છિદ્ર નીચલા અથવા ઉપલા હોઠને તળિયેથી આગળ નીકળી આવેલા ભાગ ( તાળવું–palate ) થી પુરાયલું હોય છે, ત્યારે એને **अविकाशी–ओष्ठवाळो**–personate કહે છે.

જ્યારે ઉપર કહેલી નળીનું છિદ્ર ઘણું ઉઘાડું અને બે હોઠ ઘણા પોહોળા હોય છે, ત્યારે તેવા પુષ્પાભ્યન્તર કોષને **विकाशी–ओष्ठवाळो**–ringent કહે છે.

જ્યારે પાંખડીના નીચલા ભાગ અથવા નળીમાંથી એક લાંબો કોષ જેવો છેડો નીકળેલો હોય છે, ત્યારે એને **कोथळी जेवा छेडा** કે **नखलावाळो**-spurred કહે છે. ઉ૦ **શાહતરા પીતપાપડાનાંફૂલ** નં૦ (૧૩), **ગલમેંદી** નં૦ (૯૪). જ્યારે એ છેડો નાહાનો અને ગોળાઈ લેતો હોય, ત્યારે તેને **खीसीजेवो**–saccate; જ્યારે કોઈ ભાગમાં પાંખડી ઉપસી આવેલી હોય ત્યારે **गोवावाळो**–gibbous; અને જ્યારે કોઈ ભાગમાં પોપચાં જેવાં ચિન્હોવાળો હોય,ત્યારે **पोपचांवाळो**–foveolate કહે છે

૯૯–ઉપરનાં નામો **અવિભક્ત** પાંખડીઓવાળા પુષ્પાભ્યન્તર કોષની આકૃતિયોને ઘણું કરી આપવામાં આવેલાં છે, તોપણ એમાંનાં કેટલાંક વિભક્ત પાંખડીઓવાળા પુષ્પાભ્યન્તર કોષની આકૃતિયોને પણ અપાય છે.

૧૦૦–સાધારણ પાનના આકારો વર્ણવવામાં જે જે નામો અપાયલાં છે, તેજ નામો ફૂલની પાંખડીઓના આકાર વર્ણવવામાં પણ વપરાય છે. તો પણ ફૂલની પાંખડીનો પાનની સપાટી જેવો ફેલાયલો સપાટ ભાગ **सपाटी**–lamina, અને પાનની ડીટડી જેવો ફૂલની પાંખડીનો નીચલો ભાગ **नखलो** અથવા **डांडली**–claw–(unguis ) કહેવાય છે. આવી પાંખડીઓને **नखला** કે **डांडलीवाळी**–unguiculate કહે છે.

૧૦૧–જોકે કેટલાંક ફૂલોમાં **पुंकेसरो** રફતે રફતે પાંખડીઓનું રૂપ ધારણ કરે છે, ( જેમ કે ગુલાબનાં ફૂલમાં ) તો પણ સામાન્ય રીતે **પુંકેસરો** એ પુષ્પબાહ્યકોષનાં પત્રો, પાંખડીઓ અને પાન કરતાં જૂદા જ દેખાવ અને આકારનાં હોય છે, પણ વસ્તુતાએ વિચાર કરતાં પુંકેસરો પણ પાનનાં જ રૂપાન્તરો છે.

૧૦૨–**पुंकेसरो**–stamens.

સામાન્ય રીતે **पुंकेसरने** એક ડીંટડી અથવા ઝીણી સળી હોય છે, તેને **तंतु**–filament કહે છે. એ તંતુને મથાળે મણી અથવા કોષ હોય છે, તેને **परागकोष**-anther કહે છે. એ પરાગકોષ ઘણું કરી બે **कोथळी** અથવા **पोल**–( cells ) વાળો હોય છે. એવી રીતે એક **तंतु** અને **परागकोष** મળીને એક **पुंकेसर** બનેલું હોય છે. પરાગકોષની બે કોથળીઓમાં ઘણું કરી પીળારંગની દાણાદાર ભૂકી અથવા રજ હોય છે તેને **परागरज**–pollen-grains કહે છે. એ રજ જ્યારે ફૂલ ઉઘડે છે, ત્યારે દરેક કોથળી ઉઘડી તેમાંથી બહાર વેરાય છે. જ્યારે પરાગકોષની બે કોથળી એક બીજી સાથે અડોઅડ જોડાયલી હોતી નથી ત્યારે પરાગકોષનો જે ભાગ આ બે કોથળીઓને જોડતો હોય, તેને **संयोजक**–connectivum. કહે છે.

૧૦૩-જ્યારે પુંકેસરોમાં તંતુ હોતા નથી ત્યારે પરાગકોષ **तंतुवगरनो** અથવા બેઠો કહેવાય છે, છતાં પુંકસર પૂર્ણ છે એમ મનાય છે. પણ જ્યારે પરાગકોષ ન હોય, અથવા તેમાં રજ પેદા ન થાય, ત્યારે એવાં પુંકેસરને **अपूर्ण पुंकेसर** અગર **षण्ढ**–staminodia કહે છે.

૧૦૪–જે ફૂલમાં એક પુંકેસર હોય, તે ફૂલ **एक पुंकेसरवाळुं**–monandrous, અને જેમાં સંખ્યાબંધ પુંકેસરો હોય તે **बहु पुंकेसरोवाळुं**–polyandrous કહેવાય છે; જેમાં ઘણાં પુંકેસરો એક બીજા સાથે જોડાઇ ગયેલાં હોય, તેવાં ફૂલને **संयुक्त पुंकेसरोवाळुं** .synandrous કહે છે.

૧૦૫–જ્યારે પુંકેસરોના બધા તંતુઓ જોડાઇને એક ચક્ર અથવા ગુચ્છી થયેલી હોય છે, ત્યારે તેવાં પુંકેસરોને **एकगुच्छ** અથવા **एकगुच्छी** પુંકેસરો–monadelphous કહે છે. આ ગુચ્છી કાંતો સ્ત્રીકેસરની ચોફેર ફરીવળી એક નળી જેવી બની રહેલી હોય છે, અથવા જો સ્ત્રી કેસર ન હોય તો ફૂલના મધ્યભાગમાં આવેલી હોય છે.

૧૦૬–જ્યારે પુંકેસરના તંતુઓ જોડાઇને બે ગુચ્છી થયેલી હોય છે, ત્યારે તે **द्विगुच्छ**–diadelphous કહેવાય છે. **द्विगुच्छ** અથવા **द्विगुच्छी** પુંકેસરો એ નામ વિશેષે કરીને **વાલોળ, વટાણા** આદિના વર્ગ (leguminoseæ)-માની કેટલીક વનસ્પતિનાં ફૂલોમાં દશ પુંકેસરો હોય છે, તેમાં નવના તંતુઓ જોડાયલા હોય છે અને એક પુંકેસર છૂટું હોય છે તેને લગાડવામાં આવે છે. બીજી કેટલીક વનસ્પતિમાં જ્યારે **द्विगुच्छी पुंकेसरो** હોય છે, ત્યારે તે ઘણું કરીને દરેક ગુચ્છમાં સમસંખ્યાંક હોય છે. જ્યારે ત્રણ, પાંચ કે ઘણી ગુચ્છી હોય, ત્યારે **त्रिगुच्छ, पंचगुच्छ** અને **बहुगुच्छ** પુંકેસરો એમ અનુક્રમે–triadelphous, pentadelphous, polyadelphous કહેવાય છે.

જ્યારે પુંકેસરોના તંતુઓ તળિયે છૂટા રહે, અને તે-પરના પરાગકોષ એક બીજા સાથે સ્ત્રીકેસરની આજુબાજુ એક કુંડાળાંની પેઠે જોડાયલા હોય, ત્યારે તેવાં પુંકેસરોને **परागकोष-संयोगी**–syngenesious કહે છે. ઉ. **સહદેવીનો વર્ગ** ( કમ્પોઝિટી ) જુવો.

જ્યારે ( ઘણું કરીને બે હોઠવાળાં ફૂલમાં ) પુંકેસરો ચાર હોય, તેમાં એક જોડી ટુંકી અને બીજી લાંબી હોય, ત્યારે તેવાં પુંકેસરોને **लांबीटुंकी बे जोडीवाळां**–didynamous કહે છે. ઉ. **તુલસીનો વર્ગ** ( લેબિયેટી ) જુવો.

જ્યારે ( રાઇની જાતમાં ) પુંકેસરો છ હોય, તેમાનાં ચાર લાંબાં અને બે ટુંકાં હોય, ત્યારે એવાં પુંકેસરોને **बे लांबी ने एक टुंकी जोडीवाळां**–tetradynamous કહે છે.

જ્યારે પુષ્પાભ્યન્તરકોષ કરતાં પુંકેસરો લાંબાં હોય છે, ત્યારે તે **बहार नीकळतां**–exserted કહેવાય છે.

૧૦૭–**परागकोष**–anther.

જ્યારે પરાગકોષ તંતુપર આખો અઢેલી રહેલો હોય, ત્યારે તેને **तंतुस्थित** પરાગકોષ–adnate; અને જ્યારે પરાગકોષ તેના તળિયાંથી તંતુને મજબૂત ચોંટી રહેલો હોય, પણ તંતુથી ઉપર જૂદો દેખાતો હોય, ત્યારે તેને **पादस्थित** પરાગકોષ–innate કહે છે.

જ્યારે પરાગકોષ તંતુનાં મથાળાંની અણીપર તેનાં પૃષ્ઠથી એવી રીતે વળગેલો હોય કે તે તેનાપર સહેલાઇથી હીંચકી શકે, ત્યારે તેને **पृष्ठस्थित** અથવા **मध्य** કે **पृष्ठस्पर्शी**–versatile કહે છે.

૧૦૮–પરાગકોશને ઘણું કરી બે **પોલ**–cells હોય છે, પણ ઘણીવાર એ બે પોલ વચ્ચેનો પડદો કંઈ કારણથી સમાઈ જાય છે, તેથી એ બે પોલ એક થઈ જાય છે. અને કેટલીકવાર કારણવશાત્ એક જ પોલ હોય છે.

એક શીંગ ( ફલ )ની માફક પરાગકોષની પોલને તળિયે કે મથાળે છિદ્ર થઇને, કે ચીરાઇને, અથવા તેનાં પડ છૂટાં થઇને તે ઉઘડે છે, અને તેની અંદર તૈયાર થયેલી પરાગરજ બહાર આવે છે.

જ્યારે પરાગકોષ સ્ત્રીકેસર તરફ ઉઘડે છે, ત્યારે તેને **अंतर्मुख**–introrse, અને એથી વિરૂદ્ધ દિશા તરફ ઉઘડે છે, ત્યારે તેને **बहिर्मुख**–extrorse કહે છે.

પરાગરજ હમ્મેશાં રજ કે ભૂકી જેવી હોતી નથી, પણ કેટલીકવાર તે મીણ જેવી નરમ પણ હોય છે.

૧૦૯–**स्त्रीकेसर**–pistil.

પુંકેસરો કરતાં સ્ત્રીકેસરના **गर्भकोष**–carpels જો કે રંગ અને દેખાવમાં સાધારણ પાનને મળતા લાગે છે, તો પણ તેની રચના અને આકાર પાનથી ઘણાં જૂદાં હોય છે. ગર્ભકોષ ઘણું કરી ડીટડી રહિત હોય છે, પણ જો તેને ડીટડી હોય, તો તે **गर्भकोषनी डींटी**–podocarp કહેવાય છે.

૧૧૦–**स्त्रीकेसर**ના ત્રણ વિભાગો હોય છેઃ–

( ૧ ) **स्त्रीकेसर-गर्भाशय**–ovary એ સ્ત્રીકેસરનો વિસ્તૃત થયેલો તળિયાંનો ભાગ છે, જેમાં એક કે વધારે **खानां, गर्भकोष** કે **बीजकोष** વા **पोल** હોય છે, અને તેમાં એક કે વધારે **आदि बीज**–ovules હોય છે. આદિબીજ એ જ પાછળથી પરિપક્વ બીજ ( seeds ) થાય છે.

(૨) **स्त्रीकेसर-नलिका**–style એ સ્ત્રીકેસર ગર્ભાશયને મથાળેથી નીકળેલી ( નળી ) હોય છે.

( ૩ ) **स्त्रीकेसराग्रमुख** અથવા **नलिकाग्रमुख**–stigma એ સ્ત્રીકેસરનલિકાને મથાળે આવેલું હોય છે. તે કોઇવાર એક અણી, બિંદુ, કે સૂક્ષ્મ દડી જેવું અને કોઇવાર પીંછી જેવું એમ તરેહવાર આકારનું હોય છે.

૧૧૧–સ્ત્રીકેસરમાં સ્ત્રીકેસરનલિકા ઘણીવાર હોતી નથી, ત્યારે સ્ત્રીકેસરાગ્રમુખ સ્ત્રીકેસર ગર્ભાશયપર નલિકા રહિત આવેલું હોય છે, પણ એક પૂર્ણ સ્ત્રીકેસરમાં તેના ગર્ભાશયની અંદર ઓછામાં ઓછું એકાદ પણ આદિ બીજ હોય છે, અને તેનો કેટલોક ભાગ સ્ત્રીકેસરાગ્રમુખ જેવો થયેલો હોય છે. પણ જો આ પ્રમાણે ન હોય, તો તે સ્ત્રીકેસર **अपूर्ण**, અને તે **वंध्या**–barren છે, એમ કહેવાય છે.

૧૧૨–સ્ત્રીકેસરમાં તેનો મુખ્ય ભાગ **गर्भाशय** ovary છે, એટલે સ્ત્રીકેસરનાં ખાનાં, ગર્ભકોષ કે બીજકોષ-( carpels )ની સંખ્યા અને વ્યવસ્થા આદિનું જે કંઇ

વર્ણન કરવામાં આવે, તે તેના **ગર્ભાશયને** લગતું છે એમ સમજવું. ફૂલની અંદર તેના બીજા અવયવોના વિભાગોની સંખ્યા કરતાં ગર્ભાશયની સંખ્યા ઘણું કરી ઓછી હોય છે, તોપણ કેટલીક વનસ્પતિનાં ફૂલોમાં તેની પાંખડીઓ કરતાં ગર્ભાશયની સંખ્યા અધિક હોય છે.

જ્યારે એક ફૂલમાંની સ્ત્રીકેસરમાં એક જ ગર્ભકોષ અથવા સાદું ખાનું (carpel) હોય, ત્યારે તેવું ફૂલ **एकखानां** કે **गर्भकोषवाळुं**–monocarpellary કહેવાય છે. પણ જ્યારે ૨, ૩ કે ૩ થી ૧૦ સુધી અને પછી એથી વધારે ગર્ભકોષ હોય, ત્યારે તેની સંખ્યા દેખાડવા માટે **बे, त्रण, दश** કે **वधारे गर्भकोषवाळुं** એમ અનુક્રમે–bi, tri, deca અને polycarpellary કહેવાય છે. પછી તે ગર્ભકોષ છૂટા હો કે સંયુક્ત હો.

જ્યારે સ્ત્રીકેસરના ગર્ભકોષ (carpels) અથવા તેના ગર્ભાશયો (ovaries) થોડા ઘણા એક બીજા સાથે જોડાયલા હોય છે, ત્યારે તેને **संयुक्त गर्भकोष** અથવા **संयुक्त गर्भाशय** syncarpous કહે છે. અને જ્યારે ગર્ભકોષ અથવા ગર્ભાશયો એક બીજાથી છૂટા છૂટા હોય છે, ત્યારે તેને **छूटा–गर्भकोष** અથવા **छूटा–गर्भाशय**–apocarpous કહે છે.

૧૧૩–જ્યારે **संयुक्त गर्भाशय**–compound-ovary ની અંદર આવેલાં આદિ બીજની વચ્ચે પડદા હોતા નથી, અથવા ગર્ભાશયની અંદર એક પોલ દેખાવાને બદલે ઘણી પોલ દેખાય એવી રીતે આ પડદાઓ તેની મધ્યમાં જોડાતા ન હોય, ત્યારે એને **एक पोलवाळो**–unilocular, one–celled કહે છે. પણ જ્યારે બે અથવા વધારે પોલ ખુલ્લી રીતે દેખાય એવી રીતે એ ગર્ભાશયની પોલની વચ્ચે પડદાઓ આવેલા હોય, ત્યારે એ **बहुपोलवाळो**–plurilocular, several-celled કહેવાય છે.

૧૧૪–છૂટા ગર્ભાશયવાળી સ્ત્રીકેસરોમાં સ્ત્રીકેસરનલિકાઓ ઘણું કરી છૂટી હોય છે, અને તે દરેક નલિકાને મથાળે તેનું મુખ હોય છે. પણ કેટલીકવાર આ નલિકાઓ અથવા તેનાં મુખ માત્ર જોડાયલાં હોય છે, પણ તેની નીચેના ગર્ભાશયો છૂટા જ રહેલા હોય છે.

૧૧૫–જ્યારે સંયુક્ત ગર્ભાશયવાળી સ્ત્રીકેસરોમાં સ્ત્રીકેસર નલિકાઓ તળિયેથી છેક તેના છેડા સુધી છૂટી હોય છે, ત્યારે તે **बहु नलिकाओवाळी,** અને જ્યારે એ નલિકાઓની ઉપર આવેલાં મુખના સંયોગથી નીચે તે છૂટી હોય પણ તે તળિયે જોડાયલી હોય, ત્યારે તે **घणा फांटाओवाळी–एक नलिकावाळी** સ્ત્રીકેસર, એમ કહેવાય છે.

જ્યારે સ્ત્રીકેસરાગ્રમુખના સંયોગ નીચે સ્ત્રીકેસરનલિકાઓ જોડાયલી હોય, પણ તેથી ઉપર જ્યાંથી તેનાં મુખ શરૂ થતાં હોય ત્યાંથી છૂટી હોય, ત્યારે તે **बहु मुखवाळी एक सादी नलिकावाळी** સ્ત્રીકેસર કહેવાય છે.

જ્યારે સ્ત્રીકેસરાગ્રમુખ પણ થોડાં ઘણાં સંયુક્ત થયેલાં હોય, ત્યારે તે **દાંતા, ખૂણીઆ,** કે **ફાંટાઓ**વાળાં કહેવાય છે. સામાન્ય રીતે સ્ત્રીકેસરનલિકાઓ અથવા તેના અને સ્ત્રીકેસરાગ્રમુખના ફાંટાઓની સંખ્યા પણ સ્ત્રીકેસરના **ગર્ભકોષ** (carpels) ની સંખ્યા જેટલી જ હોય છે. પણ કેટલીક વનસ્પતિનાં ફૂલમાં સ્ત્રીકેસરાગ્રમુખની સંખ્યા બમણી હોય છે. અને કેટલીકવાર તે દ્વિભગ્ન ફાંટાઓવાળાં અથવા પીંછાની માફક વિભાગિત થયેલાં હોય છે. અને કોઈવાર **वाळनी पींछीजेवां**–penicillate વિભાગિત થયેલાં હોય છે.

૧૧૬–**गर्भाशय**ની અંદર જે ભાગને તેમાનાં આદિબીજ ચોટેલાં હોય છે, તે ભાગને **बीजस्थान**–placenta કહે છે. કોઈવાર ગર્ભાશયમાં બીજસ્થાન માત્ર એક લીટી કે બિંદુ જેવું જ હોય છે અને ઘણીવાર તે બાહાર નીકળતું અથવા જાડું થયેલું પણ હોય છે.

જ્યારે બહુ પોલવાળા ગર્ભાશયની અંદર તેની દરેક પોલમાના અંદરના ખૂણાને આદિબીજ લાગેલાં હોય, ત્યારે એવાં બીજસ્થાનને **आंसनुं**–axile, અને જ્યારે એક પોલવાળા સંયુક્ત ગર્ભાશયની પોલની અંદરની બાજુને આદિબીજ લાગેલાં હોય, ત્યારે તેને **बाजुनुं બીજ-સ્થાન** parietal કહે છે.

જ્યારે ગર્ભાશયમાં આદિબીજ ગર્ભાશયની પોલની વચ્ચે હોય છે, ત્યારે તેને **छूटुं** ને **मध्यस्थानी**–free-and central **બીજસ્થાન** કહે છે, આવા ગર્ભાશયમાં તેની વચમાંનો સ્થંભ છેક ગર્ભાશયની પોલના મથાળાં સુધી વધેલો હોતો નથી.

૧૧૭–**आदिबीज**–ovules.

દરેક આદિબીજ જ્યારે પૂર્ણ થયેલું હોય છે, ત્યારે ઘણું કરી તે કોથળી જેવાં બે પડમાં આવેલાં **अंतर्बिंदु**–nucleus ના સમુદાયથી તે બનેલું હોય છે. આ બે પડમાનાં તેનાં બહારનાં પડને **प्रथम थनारुं**–primine, અને અંદરનાંને **पछी थनारुं**–secundine કહે છે. આદિબીજની જે જગોએ અંતર્બિન્દુનું તળિયું તેનાં પડની સાથે મળી ગયેલું હોય છે, તે જગોને **दोरी जेवो मृदुपदार्थ**–chalaza કહે છે. અંતર્બિન્દુનાં મથાળાંપર ઉપર કહેલાં પડમાં જે સૂક્ષ્મછિદ્ર હોય છે, તેને **रंध्र**–foramen કહે છે.

૧૧૮–જ્યારે દોરી જેવો મૃદુ પદાર્થ આદિબીજને તળિયે હોય, અને રંધ્ર તેને સામે છેડે આવેલું હોય, અને આદિબીજની આંસ સીધી હોય, ત્યારે એવાં આદિબીજને **उभुं** અથવા **सीधुं**–orthotropous, straight કહે છે.

જ્યારે દોરી જેવો મૃદુ પદાર્થ તો આદિબીજને તળિયે જ હોય પણ આદિબીજની આંસ વળીગયેલી હોય જેથી તેના મથાળાંપરનું રંધ્ર તેનાં તળિયાં તરફ થોડું ઘણું નમી આવેલું હોય, ત્યારે તેવાં આદિબીજને **વાંકુંવળીગયેલું**–campylotropous, incurved કહે છે.

જ્યારે દોરી જેવો મૃદુપદાર્થ આદિબીજને મથાળે હોય અને રંધ્ર તેને તળિયે હોય અને તેની આંસ સીધી હોય, ત્યારે એવાં આદિબીજને **ઉલટું** અથવા **ઉંધું વળેલું**–anatropous, inverted કહે છે.

જ્યારે આદિબીજ એવી રીતે આવેલું હોય કે તે બાજુએથી ચોટેલું હોય એમ દેખાય, દોરી જેવો મૃદુ પદાર્થ અને રંધ્ર તેના સામેના છેડા પાસે હોય, અને બીજસ્થાનના તળિયાંથી તે સીધી અથવા વાંકી આંસથી રહેલું હોય, ત્યારે તેને **અડધું વળેલું**–amphitropous, half–inverted કહે છે.

૧૧૯–**પુષ્પાશય પુષ્પાસન પુષ્પાધાર**–receptacle અથવા **ફૂલની પડઘી** અને ફૂલના જૂદા જૂદા અવયવોનાં સ્થાન અને તેઓના સંબંધો.

પુષ્પબાહ્યકોષથી ઉપર ફૂલની ડીટડીનું મથાળું, કે જેનાપર ફૂલની પાંખડીઓ, નરકેસરો, અને ગર્ભાશય આવેલાં હોય છે, તે **મથાળાં** અથવા સ્થાનને **પુષ્પાશય પુષ્પાસન પુષ્પાધાર** અથવા **ફૂલની પડઘી**–Receptacle, torus કહે છે. આ પુષ્પાશય અથવા ફૂલની પડઘી કેટલીકવાર માત્ર એક સાધારણ બિંદુથી કંઇક મોહોટી અથવા એક સૂક્ષ્મ અર્ધગોળ જેવી હોય છે; પણ તે ઘણીવાર ઓછી વધતી લાંબી, જાડી, અગર બીજી રીતે ઘણી મોહોટી થયેલી પણ હોય છે.

૧૨૦–પુષ્પાશય અથવા ફૂલની પડઘી ચક્રાકાર વધેલી હોય છે, ત્યારે તેને **कर्णिका** disk, disc કહે છે. એ કર્ણિકા એક પ્યાલી, અથવા સપાટ રકાબી જેવી, અથવા બેઠી કે ઉભી ટોપી જેવા આકારની કે બીજી કેટલીક તેવા જ આકારની વસ્તુઓ જેવી બનેલી હોય છે. એ કર્ણિકા યાતો પુંકસરોની વચ્ચે ગર્ભાશયનાં તળિયાં નીચે જ હોય છે, અથવા તો ફૂલની પાંખડીઓ અને પુંકેસરોની વચ્ચે હોય છે, અથવા એ (કર્ણિકા) ની કોરપર પાંખડીઓ કે પુંકેસરો અથવા બન્ને આવેલાં હોય છે, અથવા એની આજુબાજુ કે એની નીચે ગર્ભાશયો કુંડાળાંની પેઠે આવેલાં હોય છે, અને એ (કર્ણિકા) પુષ્પાશયને એન મથાળે આવેલી હોય છે.

કર્ણિકા અખંડિત હોય છે, અથવા દાંતા કે ખૂણીઆવાળી અથવા બહુ વિભાગિત હોય છે. એના વિભાગો (એ ફૂલની અંદર આવેલાં) પુંકેસરો અથવા સ્ત્રીકેસરના ગર્ભકોષની સંખ્યા જેટલા અથવા એથી બમણા હોય છે. જ્યારે કર્ણિકાના વિભાગો તદન છૂટા અને ટુંકા હોય છે, ત્યારે તેને **कुल्पियो**–glands કહે છે.

જ્યારે કર્ણિકાની ઉપર પાંખડીઓ અને પુંકસરો આવેલાં હોય છે, ત્યારે ઘણું કરીને તે પુષ્પબાહ્યકોષની નળીને વળગેલી હોય છે, અને દેખીતી રીતે એ નળીનો તે એક ભાગ જ થઇ રહેલી હોય છે, અથવા તે ગર્ભાશયને વળગી રહેલી હોય છે, અને તેનો એક ભાગ બની રહેલી હોય છે, અથવા એવી જ રીતે તે પુષ્પબાહ્યકોષની નળી અને ગર્ભાશય એ બન્નેને વળગી રહેલી હોય છે. આ ઉપરથી ફૂલોના અવયવોનાં સ્થાનના ત્રણ જૂદા જૂદા સંબંધ નીકળે છે, તે નીચે પ્રમાણે છેઃ–

૧૨૧–જ્યારે કર્ણિકા અથવા તેનાપર આવેલાં ફૂલ અર્થાત્ તેની પાંખડીઓ પુ૦ બા૦ કોષ અને ગર્ભાશયથી તદન છૂટી હોય છે, ત્યારે તે પાંખડીઓ અથવા તે ફૂલ **गर्भाशयाधःस्थित**–hypogynous (i.e. under the ovary) કહેવાય છે. આમ હોય છે ત્યારે ગર્ભાશય **छूटो**–free અથવા **उर्ध्वगर्भाशय**–superior, પુષ્પબાહ્યકોષ **छूटो** અથવા **अधःपुष्पी**–inferior, અને પાંખડીઓ **फूलनी पडघीपर आवेली** કહેવાય છે.

જ્યારે પુષ્પધારણ કરનારી કર્ણિકા ગર્ભાશયથી તદન છૂટી હોય છે, પણ પુષ્પબાહ્યકોષની નળીનાં તળીયાંને થોડી ઘણી વળગેલી હોય છે, ત્યારે તેવાં ફૂલ અર્થાત્ પાંખડીઓ **गर्भाशयोपरिस्थित**–perigynous (i. e. round the ovary) કહેવાય છે.

જ્યારે પુષ્પધારણ કરનારી કર્ણિકા પુષ્પબાહ્યકોષની નળિનાં તેમ જ ગર્ભાશયની બહારનાં તળિયાં સાથે જોડાયલી હોય છે, ત્યારે **गर्भाशयोर्ध्वस्थित**–epigynous (i. e. upon the ovary) કહેવાય છે.

આવાં ફૂલોમાં તેનો ગર્ભાશય **अधोगर्भाशय**–inferior ovary અને પુષ્પબાહ્યકોષ **उर्ध्व-पुष्पी**–superior કહેવાય છે.

૧૨૨–જે ફૂલમાં પાંખડીઓ હોતી નથી તેમાં પુંકેસરોનાં સ્થાન ઉપરથી **गर्भाशयाधःस्थित, गर्भाशयोपरिस्थित** અને **गभाशयोर्ध्वस्थित** એનો વિચાર કરવામાં આવે છે.

૧૨૩–જ્યારે **पुष्पाशय** અર્થાત્ ફૂલની પડઘી ગર્ભાશયની નીચે સ્પષ્ટ રીતે લંબાયલી હોય છે, ત્યારે તે પડઘી **गर्भाशयनीडींटी**–gynobasis, gynophore, stalk of the ovary કહેવાય છે. ઉ૦ **કેરનો વર્ગ** જુવો capparidœ.

૧૨૪–જ્યારે ફૂલમાંના એક ભાગ અથવા અવયવના વિભાગો એક બીજા સાથે થોડા ઘણા જોડાયલા હોય, જેમ કે પુષ્પબાહ્યકોષનાં પત્રો એક બીજાંને ઓછાંવત્તાં લાગેલાં હોય, ત્યારે એવો સંબંધ દેખાડવાને **संलग्न**–

cohesion એ શબ્દ, અને જ્યારે એ પત્રો ફૂલની પાંખડીઓ સાથે જોડાયલાં હોય, ત્યારે તેવો સંબંધ દેખાડવાને **परलग्न**–adhesion એ શબ્દ વપરાય છે. સ્ત્રી અને પુંકેસરો અને તેઓના વિભાગો વિષે પણ ઉપર પ્રમાણે સમજવું.

## (૫) **फल**–THE FRIUT.

૧૨૫–**फल**માં સ્ત્રીકેસરનો ગર્ભાશય અને બીજા વિભાગો કે જે, તેની અંદરનાં બીજ પાકી ગયા સુધી તેનાપર રહે છે, તેનો સમાવેશ થાય છે. ફ્લ જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે તે બનાવટ અને આકારમાં પ્રથમ (ગર્ભાશય)ના કરતાં ઘણા ફેરફારવાળું થઇ રહેલું હોય છે. ફ્લની અંદર બીજ ઢંકાયલાં હોય છે, અને પક્વ બીજને બહાર પાડવા માટે, યા તો ફ્લ કોઈ રીતે ઉઘડે છે, અથવા તો બીસ્રાતું તે ભોંયપર પડે છે, ફ્લની નીચે ડીટું હોય તો, તે **फलनी डींटी**–carpophore કહેવાય છે.

૧૨૬–જ્યારે એકજ ફૂલમાંથી એક ફ્લ તૈયાર થયેલું હોય છે, ત્યારે તેને **सादुं**–simple ફ્લ કહે છે, પણ જ્યારે પાસે પાસે આવેલાં ઘણાં ફૂલોમાંથી એક ફ્લ થાય છે, ત્યારે તે **संयुक्त**–compound **ફ્લ** કહેવાય છે. ઉ૦ **આલનું ફ્લ** નં૦ (૨૯૧). સંયુક્ત ફ્લની સાથે પુષ્પપત્રો લાંબા વખત સુધી રહી જાય છે, પણ સાદાં ફ્લમાં તે ભાગ્યે જ રહેલાં દેખાય છે. પુષ્પાશય કોઇવાર ઘણો મ્હોટો થઇ નરમ થઇ જાય છે, અને તે ફ્લની સાથે પડી જાય છે, તેથી એ પણ ફ્લનો એક ભાગ ગણાય છે. ઉર્ધ્વપુષ્પી પુષ્પબાહ્યકોષનો કેટલોક ભાગ જે ગર્ભાશય સાથે વળગેલો હોય છે, તે ઘણું કરી ફ્લમાં રહી જાય છે, અને એ પણ ફ્લનો એક ભાગ બને છે.

પુષ્પાભ્યન્તરકોષ ઘણું કરી ફ્લની સાથે રહેતો નથી, પણ તે પાકયા પહેલાં જ ખરી જાય છે, તોપણ જો રહે છે તો તેની પાંખડીઓ બહુધા સુકાયલી હોય છે, અથવા કોઇવાર તે ફ્લની આસપાસ મોહોટી થઈ રહેલી હોય છે.

પુંકસરો પણ ફ્લ પાકયા પહેલાં જ ખરી જાય છે, પણ જો ફ્લ પાકયા પછી તે, તેપર રહે છે તો તેના તંતુઓ માત્ર કરમાયલા જેવા વખતે રહેલા હોય છે.

સ્ત્રીકેસરનલિકા પણ કેટલીકવાર કરમાઇને ખરી ગયેલી હોય છે, પણ જો ફ્લ પાકયા સુધી તેપર રહેલી હોય છે, તો તેનાપર એક અણી જેવી, અથવા ફ્લપર વિસ્તૃત થઈ, એક પાંખ કે છેડા જેવી બની રહેલી હોય છે.

૧૨૭–ગર્ભાશયમાંથી ફ્લનો જે વચલો ભાગ બને છે, તેને **गर**–flesh અથવા **मध्यभाग**–pericarp કહે છે. એ ભાગ બીજથી બહાર હોય છે. ફ્લના બહારના ભાગને **छाल** અથવા **बाह्यभाग**–epicarp અને ફ્લના છેક અંદરના ભાગને **अंदरनो भाग**–endocarp કહે છે. એ ભાગમાં ફ્લના ઠળિયાનો સમાવેશ થાય છે.

૧૨૮–ફ્લને બહારની બાજુએ ઘણીવાર નાહાના છેડા હોય છે, તેને **पांखो**–wings(alæ) કહે છે. મજબૂત અણી હોય તો, તેને **जाडी अणी**–beak. સૂક્ષ્મ છોગા હોય તો, તેને **कलंगी**–crest, પાતળી અને સોય જેવી અણી હોય તો, તેને **शूळजेवी अणी**–awn વગેરે કહે છે. જો ફ્લને મથાળે વાળ અથવા પાતળાં ફેતરાં જેવાં કડપલાંનું કુંડાળું હોય તો, તેને **पींछी, केशाळ**–pappus કહે છે.

૧૨૯–ફ્લની બે જાતો ગણવામાં આવે છે, એક **रसवाळां**–succulent; એમાં પાણી જેવા, ચીકણા કે ગળ જેવા રસવાળાં ફ્લનો સમાવેશ થાય છે. બીજી જાતનાં ફ્લ જેમાં રસ હોતો નથી, તેને **शुष्क** અથવા **सुकां**–dry ફ્લ કહે છે.

જે ફ્લ તેની અંદરનાં બીજ પાકયા પછી, બીજ બહાર પાડવા પોતાની મેળે ઉઘડે છે, તેને **विकाशी**–dehis cent, અને જે ફ્ળ પોતાની મેળે નહિ ઉઘડતાં બીની સાથે ભોંપર પડે છે, તેને **अविकाशी**–indehiscent કહે છે. રસવાળાં ફ્લ ઘણું કરી **અવિકાશી** હોય છે.

૧૩૦–રસવાળાં ફ્લની મુખ્ય જાતો નીચે મુજબ છે:–

જે ફ્લમાં તેનો સઘળો મધ્યભાગ ગળ અથવા રસ જેવો હોય અને તેથી બહાર શુષ્ક પાતળી છાલ હોય, તેવાં ફ્લને **गळवाळुं फल**–berry કહે છે. જે ફ્લમાં તેનો મધ્યભાગ જ્યારે તદન પાકી ગયો હોય, ત્યારે તેના બે વિભાગ થઈ ગયા હોય, તેમાં બહારનો ભાગ રસવાળો હોય અને અંદરનો ભાગ નાળીએરની બળી જેવો ચીવટ અથવા બોરના ઠળિયા જેવો સખ્ત થઈ ગયેલો હોય, એવાં ફ્લને **सख्त फल**–drupe કહે છે. આવાં ફ્લમાં જ્યારે બોરની માફક સખ્ત ઠળિયા હોય, ત્યારે તેને **ठळियावाळां फळ**–stone-fruits કહે છે.

જ્યારે ફ્લના છેક અંદરના ભાગમાં ઘણા ઠળિયા હોય અને એ દરેક ઠળિયામાં અક્કેકું બીજ હોય ત્યારે તે **गोटा, मींज**–kernels અથવા **बीजडां**–pyrenes કહેવાય છે.

૧૩૧–સુકાં ફ્લની મુખ્ય જાતો આ પ્રમાણે છે:–

**फळी** અથવા **शींग** *–capsule, pod એ પોતાની

* શીંગ એ શબ્દ ઘણું કરી ગુજરાતીમાં સાંકડાં, લાંબાં, ટરવે વિશેષ સાંકડાં થતાં ફ્લને, સાધારણ રીતે લગાડવામાં આવે છે. જેમકે કણેરની શીંગ, ઇંદ્રજવની શીંગ, કુંઢેરની શીંગ, ખણેરની શીંગ, રાઇની શીંગ, તલવણીની શીંગ ઇત્યાદિ; પણ ખરૂં જોતાં વાલોળ, વટાણા, મગ, ચોળા, આવળ અને ગળી આદિની શીંગો એ ખરી શીંગ છે.

મેળે ઉઘડનારૂં ફલ છે. આ ફલ જ્યારે પાકી જાય છે, ત્યારે તેનો મધ્ય ભાગ ઘણું કરી તેના પડદાપરથી ઉભો ચીરાય છે. કેટલીક જાતની શીંગોમાંથી છિદ્ર થઇને, કે ફાટ થઇને, કે અનિયમિત રીતે તે ચીરાઇને (તેમાંથી) બીજ બહાર આવે છે. જ્યારે ગંજની ડાબલીની માફક શીંગના બે આડા વિભાગ કે પડ થઇને બીજ બહાર આવે છે, ત્યારે તેને **डाबलीनी पेठे उघडनारी**–circumsciss કહે છે.

૧૩૨–આમાં ફલ અથવા તેના દરેક વિભાગનો દેખાવ એક બીજ જેવો હોય, તે **बीजडां जेवुं (फल)**–nut, અને એ ફલના વિભાગો **बीजडां** nutlets કહેવાય છે. ઉ૦ **તકમરિયાં** અને **તુલસી**નાં ફલ આવાં હોય છે. નં૦ (૪૪૬) અને (૪૪૮) જુવો.

૧૩૩–જે ફલનો મધ્યભાગ pericarp તેમાનાં બીજ કરતાં પાતળો હોય અને તે ફલનો દેખાવ એક બીજ જેવો હોય, ત્યારે તેને પણ **बीजडां जेवुं (फल)** achene કહે છે. ઉ૦ **સૂરજમુખ, કાળીજીરી, કલોંજી, ગલગોટા** અને **ભાંગરા** આદિનાં ફલ બીજ જેવાં દેખાય છે. કાળીજીરીને આપણે બીજ કહીએ છીએ, પણ વસ્તુતાએ તે ફલ છે. નં૦ (૨૯૫) જુવો.

૧૩૪–જે ફલનો મધ્યભાગ પાતળો અને ઢીલો હોય છે, તેવાં ફલને પણ **बीजडां जेवुं (फल) बीजडुं**–utricle કહે છે. ઉ૦ **કણઝા** અને **અઘેડા**નાં ફલ આવાં હોય છે. અઘેડાનાં ફલને પણ સાધારણ રીતે બીજ કહે છે, અને તે બીજને નામે બજારમાં વેંચાય છે; પણ વસ્તુતાએ તે પણ ફલ છે. નં૦ (૪૬૫), અને (૪૭૪) જુવો.

૧૩૫–જે ફલને ઉપલે છેડે પાંખ જેવા છેડા હોય છે, તેવાં ફલને **पांखवाळुं (फल)**–samara કહે છે. ઉ૦ **માધવી** અને **મોહોટા અડુસા**નાં ફલ આવાં હોય છે. નં૦ (૯૦) અને નં૦ (૯૯) જુવો.

૧૩૬–જ્યારે ગર્ભકોપ–carpels એક ગર્ભાશયમાં જૂદા જૂદા હોય છે, ત્યારે તે કોપપ્રમાણે જૂદાં જૂદાં ફલ થાય છે. જૂદા જૂદા ગર્ભકોપ ઘણું કરી ઓછાવત્તા બાજુએથી દબાયલા હોય છે, આ દબાણ તેઓની અંદરની અને બહારની મુખ્ય કીનારીથી થયેલું હોય છે. એ કીનારીને **शीवण**–sutures કહે છે, અને જ્યારે ફલ વિકાશી હોય છે, ત્યારે એ શીવણપરથી તે વિકાશ પામે છે, અર્થાત્ ઉઘડે છે.

૧૩૭–જ્યારે એક પોલવાળું ફલ અંદરની એક જ શીવણપરથી ઉઘડે છે, ત્યારે તેવાં ફલને **डोडी** ( ઘણીવાર ભૂલથી શીંગ પણ )–follicle કહે છે. કેટલાક દાખલાઓમાં એવાં ફલના કોપ ગર્ભાશયમાં એક બીજા સાથે જોડાયલા હોય છે. પણ ફલ પાકતી વખતે તે છૂટા પડી જાય છે. ઉ૦ **આકડાની ડોડી, કણેરની શીંગ, શીંગોટીનાં શીંગોટાં** અને ડોડી આદિનાં ફલ આવાં હોય છે. નં૦(૩૪૮), નં૦(૩૫૦), નં૦(૩૫૪). જુવો.

ઘાસ, રાઈ, ચીભડાં, વાલોળ આદિના વર્ગોનાં ફલને કેટલાંક ખાસ નામો પણ કોઈ કોઇવાર અપાય છે.

૧૩૮–**बीज**–The Seed.

**सपुष्प वनस्पति**માં દૃશ્ય **बीज** હોય છે. તે ફલની અંદરના મધ્યભાગ pericarp ની અંદર આવેલાં હોય છે. આવાં બીજવાળી વનસ્પતિને **आच्छादित बीजवाळी** વનસ્પતિ–angiospermous–plants કહે છે. કેટલીક વનસ્પતિમાંનાં બીજ નગ્ન હોય છે, કેમ કે તેમાં ફલનો મધ્યભાગ–pericarp હોતો નથી. એટલે બીજ ખુલ્લાં હોય છે. આવાં બીજવાળી વનસ્પતિને **नग्न बीजवाळी** વનસ્પતિ–gymnospermous–plants કહે છે.

૧૩૯–**बीज** જ્યારે પરિપકવ થયેલું હોય છે, ત્યારે તેમાં **गर्भ** અથવા **प्रत्यंकुर**–embryo હોય છે. આ પ્રત્યંકુરથી બીજની અંદરની પોલ આખી અથવા લગભગ ભરાયલી હોય છે, પણ તેની બહારની ત્વચા અથવા બીજને તે લાગેલો હોતો નથી. પ્રત્યંકુર બીજની અંદર આટા, તેલ, ગળ, અથવા નાળીએરની બળાઈ કે સામરશીંગડાં જેવા કઠ્ઠણ પદાર્થ કે જેને **मगज** અથવા **घउंना सतने मळतो पदार्थ**–albumen, perisperm કહે છે, તેમાં થોડો ઘણો ડુબેલો હોય છે. જે બીજમાં મગજ જેવો પદાર્થ–albumen હોય છે, તેવાં બીજને **मगजवाळां**–albuminous કહે છે. ઉ૦ **એરંડી** અને **ઘઉં**; અને જેમાં એ પદાર્થ હોતો નથી, તેવાં બીજ **मगज जेवा पदार्थ रहित**–exalbuminous કહેવાય છે. ઉ૦ **વાલોળ, મગ, રાઈ** અને **આંબો.** બીજમાં ઉપર કહ્યા પ્રમાણે મગજ કે ઘઉંના સત જેવો પદાર્થ છે કે નહિ, તે જાણવું ઘણું જરૂરનું છે, કેમકે કેટલાક વર્ગની વનસ્પતિના બીજમાં એ પદાર્થ હોય છે અને કેટલાકનાંમાં હોતો નથી. જ્યારે બીજ તદન પાકેલું હોય અથવા કોઈવાર તે ઉગવાની તૈયારીમાં હોય, ત્યારે તેમાંનો **પ્રત્યંકુર** અથવા **મગજ** કે **ઘઉંના સતને મળતો પદાર્થ** જણાઈ આવે છે.

૧૪૦–બીજની ઉપરની છાલ બે જૂદાં જૂદાં પડની બનેલી હોય છે. તેમાંનાં બહારનાં પડને **कवच**–testa કહે છે, એ કવચ બીજમાં મુખ્ય હોય છે, તે નરમ અથવા કઠ્ઠણ હોય છે, કોઇવાર તે તુરત બટકી જાય તેવું અથવા ચીવટ હોય છે, તે સુકું અથવા વખતે રસવાળું હોય છે, કોઇવાર તે વધીને પાંખ જેવું થયેલું હોય છે, અને કોઈવાર તેનાપર **રૂ** કે **ઉન** જેવા વાળની પીછી હોય છે, તેને **फुमकुं** કે **फुंमतुं**–coma કહે છે. અંદરનાં પડને **पातळी छाल** કે **त्वचा**–tegmen કહે છે.

૧૪૧–**બીજસ્થાન**ને જે દોરીથી બીજ વળગેલું હોય છે, તે દોરીને **નાળ**–funicle કહે છે. કેટલીકવાર આ નાળ પાતળાં પડ જેવી પોહોળી થયેલી હોય છે, તે ગળ જેવી અથવા નરમ અને ચીવટ હોય છે, તે બીજપર એક છેડા જેવી દેખાય છે. કોઇવાર તે ઘણી મોહોટી થઈ બીજને ઢાંકી દે છે. આવી રીતે વિસ્તૃત થયેલી નાળને **ચાપડો**–aril કહે છે. ઉ૦ જુઓ **એરંડા**નો વર્ગ. આવી જ રીતનો છેડો નાળની બાજુ પાસેથી કવચમાંથી નીકળે છે, તેને પણ **ચાપડો** જ–strophiole, caruncle કહે છે. ઉ૦ **ભોયસણ** નં૦ (૩૦).

૧૪૨–બીજ નાળથી છૂટું પડે છે, તે જગોએ બીજપર ડાઘ રહી જાય છે, તે ડાઘને **ચાંડલો**–hilum; અને બીજની આદિ અવસ્થામાં તેપર સૂક્ષ્મ રંધ્ર કર્યાં હતું તેનું સ્થાન બતાવનારૂં ચિન્હ બીજપર રહેલું હોય છે, તેને **છિદ્ર**–micropyle કહે છે.

૧૪૩–બીજની અંદરના પ્રત્યંકુરમાં, ભવિષ્યમાં થનારાં મૂળનું તળિયું જેને **આદિમૂળ**–radicle કહે છે તે, અને એક અથવા બે **બીજપત્રો** અર્થાત્ **દલ**–cotyledons અને એ બે દલ અથવા બીજપત્રોનાં તળિયાંની વચ્ચે ભવિષ્યમાં થનારાં પત્રો અર્થાત્ **આદિપત્રો**–pumule હોય છે.

વનસ્પતિની **પોષણ, વૃદ્ધિકરનારી** અને **પુનરુત્પત્તિ**ની ઇંદ્રિયોનું, ટુકાંમાં ઉપર વર્ણન કરવામાં આવ્યું છે, હવે તેની કેટલીક **સહાયકારી-ઇંદ્રિયો**–accessory–organs છે, તેનું વર્ણન કરવામાં આવે છે. આ ઇંદ્રિયો જો કે વનસ્પતિની **વૃદ્ધિ** અથવા **પુનરુત્પત્તિ** કરવામાં મુખ્યત્વે કરી તેને કામ લાગતી નથી, તોપણ એ તેને ઘણી રીતે સહાયકારી થાય છે.

૧૪૪–**તંતુ, તાંતણા** અથવા **પ્રતાન**–tendrils (cirrhi). એ અપૂર્ણ પાનની ડીટડીઓ, પુષ્પધારણ કરનારી સળીઓ અથવા કોઈવાર શાખાઓના છેડાઓના બનેલા હોય છે. કેમકે એવા અપૂર્ણ અવયવો પોતાનાં ખરાં સ્વરૂપમાં નહિ આવતાં, આવા **તંતુઓ** બની જાય છે. તંતુઓ સાદા અથવા ઓછાવત્તા વિભાગિત હોય છે. તેમ તે નરમ એટલે ગમે તેમ વળી શકે તેવા પણ હોય છે, અને જે વનસ્પતિમાં તે આવેલા હોય છે, તે વનસ્પતિને સહાય કરવા માટે તે જે વસ્તુને અડકી શકે છે, તેને વીંટળાઇને પકડે છે, અથવા તે સાથે ચોટડુક થઇ જાય છે, તેથી તે વનસ્પતિ બીજાં ઝાડ કે પાસેની કોઇ બીજી વસ્તુપર ચઢી શકે છે. **વીંટવાળા ખીલા જેવા કાંટા**–hooks પણ તંતુઓની પેઠે વનસ્પતિની **પકડ**–hold–fasts છે, પણ તે તંતુઓ કરતાં કઠણ અને ઓછી વીંટવાળા હોય છે, અને તે ઘણું કરી વિભાગિત હોતા નથી.

૧૪૫–**કાંટાઓ**–thorns, અને **કાંટી**–prickles છે, તે વનસ્પતિનાં હથીઆરો કહેવાય છે.

એક **કાંટો**–thorn or spine છે, તે એક શાખા, અપૂર્ણ ડીટડી કે પુષ્પ ધારણકરનારી સળીનો ઘણો મજબૂત અણીવાળો છેડો છે; અને એક **કાંટી**–prickle છે, તે વનસ્પતિની ત્વચામાંથી નીકળેલો તીક્ષ્ણ અણીવાળો ઉદ્દગમ છે, અને તે ઘણું કરી વનસ્પતિની શાખા, પાનની ડીટડી અથવા શિરાઓ, અથવા પુષ્પ ધારણ કરનારી સળી કે વખતે પુષ્પબાહ્યાન્તરકોષોપર પણ આવેલી હોય છે. જ્યારે પાન કે ઉપપાનની કોરપર આવેલા દાંતા અથવા તેઓની અણી આંગળીને ભોંકાય એવાં તીક્ષ્ણ હોય, ત્યારે તેને **કાંટા** અથવા **કાંટી જેવાં** કહે છે. એક વનસ્પતિને ઘણા કાંટા હોય, તેને **કાંટાવાળું**–spinous અને કાંટી હોય, તેને **કાંટીવાળું**–aculeate કહે છે.

૧૪૬–**વાળ** અથવા **કેશ**–hairs છે, તે વનસ્પતિનાં સામાન્ય રીતે **કપડાં** કહેવાય છે. **વાળ** એ શબ્દમાં સાધારણ રીતે વનસ્પતિની ત્વચામાંથી ઉત્પન્ન થતા સઘળી જાતના વાળનો સમાવેશ થાય છે, તોપણ જૂદી જૂદી તરાહ અને બનાવટના જે વાળ થાય છે, તેનાં જૂદાં જૂદાં નામો પણ રાખવામાં આવેલાં છે. જેવાં કે–**પીંછી જેવા વાળ**–bristles, **સખ્ત વાળ**–hairs, **નરમ વાળ**–downy, **રૂ જેવા વાળ**–cottony અને **ઉન જેવા વાળ**–wooly.

વાળ ઘણું કરીને વિભાગિત હોય છે. જ્યારે વાળ તેને તળિયેથી વિભાગિત થયેલા હોય અને તેના વિભાગો સપાટી તરફ વિરૂદ્ધ દિશાએ પસરેલા હોય, ત્યારે તેવા વાળને **મધ્યઃસ્થાપિત**–attached by the centre કહે છે. પક્ષીના પીંછાની શાખાઓ પેઠે એક વચલી સળીપર બન્ને બાજુએ સરખા વાળ આવેલા હોય, ત્યારે તે **પીંછાજેવા**–plumose કહેવાય છે. જ્યારે વાળને તળિયેથી કેટલીક શાખાઓ નીકળી તારાની કિરણો માફક ચો તરફ પ્રસરતી હોય છે, ત્યારે તેને **તારાકૃતિના**–stellate કહે છે. આવા તારાકૃતિના વાળની કિરણો અર્થાત્ શાખાઓ કેટલીકવાર એક બીજી સાથે તળિયે જોડાઇ જઈ, તળિયે એક સપાટ પડથી જેવી થઇ રહેલી હોય છે, ત્યારે એને **ભીંગડાં** અથવા **કડપલાં**–scales; અને જે સપાટીપર તે આવેલાં હોય, તે સપાટીને **ભીંગડાંવાળી** કે **કડપલાંવાળી**–scaly, lepidote કહે છે.

૧૪૭–વનસ્પતિની કોઇ પણ ઇંદ્રિયની બહારની (અર્થાત્ છેક સપાટી ઉપરની) **ત્વચા**–epidermis ઉપર કોઈ પણ **ઉદ્દગમ**–protuberance ન હોય, ત્યારે તેની સપાટી **લીસી**–smooth કહેવાય છે. જ્યારે કોઇ

જાતના વાળ તેનાપર હોતા નથી ત્યારે **चळकती**-glabrous; અને જ્યારે પ્રથમ તેની સપાટીપર વાળ આદિ કંઈ હોય, પણ પાછળથી વાળ વગેરે ખરી જતા હોય, ત્યારે તે **चळकतीथती**-glabrescent, glabrate કહેવાય છે. જ્યારે તેની સપાટીપર ચઢી-આતી ઉભી સમાન્તર અથવા રંગફેર રેષાઓ આવેલી હોય, ત્યારે તે **रेषाओवाळी**-striate કહેવાય છે. જ્યારે એવી જ સમાન્તર રેષાઓ વધારે સ્પષ્ટ રીતે બહાર નીકળતી હોય, ત્યારે તેને **हांसोवाळी**-furrowed (sulcate) or ribbed (costate) કહે છે. જ્યારે તેપર અનિયમિત રીતે બહાર નીકળેલી અથવા અંદર બેઠેલી રેષાઓ આવેલી હોય છે, ત્યારે તેને **करचली-वाळी**-rugose; જ્યારે તેનાપર ગોળ સૂક્ષ્મ ખાડાઓ પડેલા હોય છે, ત્યારે તેને **खाडाओवाळी**-umbilicate; અને જ્યારે સપાટીપર આંગળી ફેરવતાં તે ખડબચડી લાગે છે, ત્યારે તેને **खरसट**-scabrous કહે છે. જ્યારે ચીકાસવાળા રસથી સપાટી ખરડાયલી હોય, ત્યારે તેને **चीकणी, चीकट**-viscous, viscid, glutinous કહે છે. જ્યારે ઢાલ જેવા આકારના સૂક્ષ્મ ગોળ ઉદ્ગમો સપાટીપર નીકળી આવેલા હોય, ત્યારે તેને **गोळउद्गमोवाळी**-umbonate; જ્યારે સૂક્ષ્મ ને બુઠ્ઠા ઘણા ઉદ્ગમો પાસે પાસે આવેલા હોય છે, ત્યારે તેને **बुठ्ठाउद्गमोवाळी**-tuberculate, warted; જ્યારે ઉદ્ગમો અણીદાર અને વધારે બહાર નીકળેલા હોય, તેમજ તે નાહાના અને સખ્ત હોય, ત્યારે તેને **सख्तउद्गमोवाळी**-muricate; અને જ્યારે ઉદ્ગમો વધારે અણીદાર અને લગભગ કાંટી જેવા લાંબા હોય, ત્યારે તેને **कांटीजेवा उद्गमोवाळी** echinate કહે છે. જ્યારે અક્કડ, ઉભા અને સીધા વાળ સપાટીપર આવેલા હોય, ત્યારે તેવી સપાટી **सख्तवाळवाळी**-setose, bristly; જ્યારે એવા વાળને છેડે સૂક્ષ્મ ચીકણા રસની કણી અથવા બિંદુ હોય, ત્યારે **चीकणा-सख्तवाळवाळी**-glandular-setose; અને જો એવા વાળનાં મથાળાં હૂકની પેઠે વાંકાં વળેલાં હોય, તો તે **वांकी अणीवाळा चीकणा सख्तवाळवाळी**-glochidiate કહેવાય છે. જ્યારે સપાટી જરા લાંબા ને સાદા વાળની રૂંછાળથી આછી ભરાયલી હોય, ત્યારે તે **आछी रुंछाळवाळी** pilose; અને જરા અક્કડ વાળથી ગીચ ભરાયલી હોય, ત્યારે તે **गीचसख्त रुंछाळवाळी**-hispid કહેવાય છે. જ્યારે સપાટીપરના વાળ ગીચ હોય પણ ઘણા અક્કડ ન હોય, ત્યારે તેવી સપાટી **गीच रुंछाळवाळी**-hirsute કહેવાય છે. જ્યારે વાળ ટુંકા અને સુંવાળા હોય, ત્યારે **सुंवाळी रुंछाळवाळी**-downy or pubescent; અને એવી રુંછાળ આછી હોય, ત્યારે **सुंवाळीआछी रुंछाळवाळी**-puberulent કહેવાય છે. જ્યારે અક્કડ અને ટુંકા વાળ એક જ દિશાએ સઘળા વળી સપાટીને લગતા આવેલા હોય, ત્યારે તેવી સપાટીને **बेठी सख्तरुंछाळवाळी**-strigose કહે છે. જ્યારે એક સપાટીપર નરમ અને ટુંકા વાળ એક બીજા સાથે ભેળસેળ થયેલા, ઘણા ગીચોગીચ આવેલા હોય અને તે વળી ધોળા કે ધોળાસ લેતા રંગના હોય, ત્યારે તેવી સપાટી **मखमलीरुंछाळवाळी**-tomentose, cottony કહેવાય છે. જ્યારે એક સપાટીપર ઉનની પેઠે લાંબા ઢીલા અને સેળભેળ વાળ આવેલા હોય, ત્યારે તેવી સપાટી **उन जेवी रुंछाळ-वाळी**-wooly (lanate) કહેવાય છે. જ્યારે વાળ ઘણા જ ટુંકા, સેળભેળ ને સફેદ હોય, અને તે સપાટી-પરથી તુરત નીકળી આવે એવા હોય, વળી તેનો દેખાવ ધૂળ અથવા આટા જેવો હોય, ત્યારે તેને **रज** અથવા **भुरकीवाळी**-mealy (farinose) કહે છે. જ્યારે વાળ એટલા બધા ટુંકા હોય કે, તે આંખેથી સાધારણ રીતે દેખી શકાય નહિ, તોપણ જે સપાટીપર તે આવેલા હોય, તેનો રંગ ધોળાશ લેતો દેખાતો હોય, ત્યારે તેને **धोळाशलेती**-canescent or hoary કહે છે. જ્યારે સપાટીનો રંગ ફીકો આસમાની છાયા લેતો લીલો દેખાતો હોય, અને તેપર ઘણું કરી એવા જ રંગની બારીક રજ આવેલી હોય, ત્યારે તે **दरियाई रंगनी**-glaucous કહેવાય છે.

૧૪૮-**कुप्पि, छांटणां, बिंदुओ** અને **मधुकोष**-glands.

આ ઉપરનાં નામો વનસ્પતિની સપાટીપર ઘણી જૂદી જૂદી જાતના કેટલાક ઉદ્ગમો અથવા પદાર્થો નીકળે છે, તેને આપવામાં આવેલાં છે. એની મુખ્ય ચાર તરાહ નીચે મુજબ છેઃ-

(૧) **કુપ્પિને** ટુંકી ડીટડી કે પડઘી હોય છે, ને વખતે તે બુઠ્ઠા દાણા જેવી કે ઢાલ જેવી હોય છે, એ કુપ્પિમાં વખતે તેલ કે રોગાન જેવો થોડો રસ હોય છે, અથવા તે સુકી પણ હોય છે. તે કોઇવાર બટકણી, પણ વિશેષે કરીને ચીવટ હોય છે. આવી કુપ્પિયો ઘણું કરી પાનની મુખ્ય ડીટડીઓ કે મુખ્ય શિરાઓ ઉપર, પુષ્પ-રચનાની શાખાઓ ઉપર, અથવા પુષ્પપત્રો, પુ૦ બા૦ કોષનાં પત્રો અને પાંખડીઓની ડીટડીઓ કે શિરાઓ ઉપર હોય છે, એની સંખ્યા થોડી હોય છે. ઉ૦ **કાસુંદ્રી**નાં પાનપર નં૦ (૨૧૪).

(૨) તેલ કે રોગાનથી ભરેલાં કાળા, રાતા કે ઘેરારાતા રંગનાં ઉપડી આવેલાં બારીક **છાંટણાં,** જે ઘણું કરી વનસ્પતિની બહારની ત્વચામાંથી નીકળેલા રસથી ઉપર જ બનેલાં હોય છે, એ બહુધા લીલી શાખાઓ, પાન,

પુષ્પપત્રો, પુ૦ બા૦ કોષનાં પત્રો, પાંખડીઓ, પુંકેસરો અને સ્ત્રીકેસરઉપર પણ આવેલાં હોય છે. એ ઘણું કરી જ્યાં હોય છે, ત્યાં સંખ્યાબંધ હોય છે. ઘણીવાર એ છાંટણું પાતળી ડીટી કે વાળપર આવેલાં હોય છે. ઉ૦ **પીળીતલવણી** નં૦ (૧૭).

(૩) નાહાની ગોળ, લંબગોળ કે વખતે લાંબી કોથળી જે તેલથી ભરેલી હોય છે, અને તે પારદર્શક **બિંદુઓ** જેવી દેખાય છે, તે બહુધા પાન, પુષ્પપત્રો, અથવા ફૂલ ને ફૂલની ઇંદ્રિયોમાં આવેલી હોય છે. એની સંખ્યા ઘણી અથવા થોડી હોય છે. **લીંબુના** વર્ગના પાનમાં અને **ધાણાજીરાંના** વર્ગ ( Umbelliferæ ) નાં ફૂલના મધ્યભાગ ( pericarp ) માં એ વધારે સ્પષ્ટ હોય છે.

(૪) ફૂલની કર્ણિકાના વિભાગો અથવા ફૂલના કોઈ બીજા ભાગોમાંથી **રસબિંદુઓ** નીકળે છે તે.

**વનસ્પતિનું-વર્ગીકરણ**-classification of plants.

૧૪૯–**પ્રથમ** કલમ ૬ માં કહેવામાં આવેલું છે કે વનસ્પતિના વર્ગ, ઉપવર્ગ, જાત, ભેદ આદિનું વર્ણન ખુલાસાથી વનસ્પતિ વર્ણનનાં પુસ્તકમાં આવવું જોઇએ. એટલે તેના કુદરતી વિભાગો પ્રમાણે તેનું વર્ણન લખાવું જોઇએ, કે જેથી દરેક વનસ્પતિનો તેને ઘણી જ મળતી બીજી વનસ્પતિની સાથે મુકાબલો કરવાનું સહેલું સાધન મળી શકે. અને તેથી હરકોઈ વનસ્પતિ તુરત ઓળખી શકાય. આ બાબતનું વિવેચન વનસ્પતિનાં **વર્ગીકરણ** માં કરવામાં આવેલું છે. જે વિષે થોડું અત્ર લખવામાં આવે છે, તે વનસ્પતિ ઓળખવા માટે જાણવાનું ખાસ જરૂરનું છે.

૧૫૦–વનસ્પતિની એક **જાત**–species માં આવેલી તમામ વનસ્પતિયો, જે એક બીજીને એવી રીતે મળતી આવતી હોય કે, તેપરથી તે તમામ વનસ્પતિયો એક સામાન્ય માબાપથી ઉતરી આવેલી છે, એમ આપણને નિશ્ચે થઈ શકે, આ વનસ્પતિયો તેઓનાં પાનના કદમાં અને ફૂલના રંગમાં એવા સાધારણ ફેરફારોથી એક બીજીથી ઘણીવાર જૂદી જણાય, પણ આવો ફેરફાર તો આપણે અનુભવ ઉપરથી જાણીએ છીએ કે, એક જ વનસ્પતિનાં બીજમાંથી ઉછરેલાં ઝાડોમાં પણ ઘણીવાર જોવામાં આવે છે.

વર્ગીકરણમાં વનસ્પતિની **જાત**–species એટલે શું તે જાણવું પ્રથમ જરૂરનું છે. **આંબાનાં** ૫૦ થી ૧૦૦ ઝાડો આપણે જોઇએ, તો એ પચાશ કે સોએ ઝાડો એક જ જાતનાં છે, એમ આપણે ચોક્કસ સમજી શકીએ છીએ. તેમજ **પીપળાનાં** ૨૫ થી ૫૦ ઝાડો જોઇએ તો, જાણીએ કે એ પચીશ કે પચાશે ઝાડો એક જ જાતનાં છે. ત્યારે એવી રીતે જે વનસ્પતિયો એક બીજીને ઘણી જ મળતી આવતી હોય, તે એક **જાત**–species મનાય છે. આ દાખલામાં આંબાનાં સઘળાં ઝાડો મળીને એક **જાત** અને **પીપળાનાં** સઘળાં ઝાડો મળીને એક બીજી **જાત** એમ બે **જાતો** સમજાય છે.

૧૫૧–જ્યારે એક જાતની સંખ્યાબંધ વનસ્પતિયો બીજીથી ખાસ રીતે કોઇ ચોક્કસ બાબતમાં જૂદી જણાઇ આવે ત્યારે તે, તે જાતનો **ભેદ**–variety કહેવાય છે. જો આવા ભેદવાળી વનસ્પતિનાં બીજમાંથી ઉછરેલા રોપાઓનાં ઝાડ, ભેદ જેવાં જ થાય ત્યારે એ ભેદ એક **પ્રકાર**–race ગણાય છે. એક જાતની વનસ્પતિના ભેદની વનસ્પતિનો વધારો કલમ, કાંદા અથવા આંખોથી થઈ શકે છે. પણ એક પ્રકારનો વધારો તો ચોક્કસ તેનાં બીજથી થઈ શકે છે, પણ તેમાં આટલું ખરૂં કે એ બીજમાંથી ઉછરેલ રોપાનાં ઝાડોમાં, તેની બીજી જાતોથી ઓળખવાના તેના ભેદ તેમાં નહિ જેવા થઈ જાય છે. એક ખરેખરી જાત પોતાનાં બીજમાંથી પોતા જેવાં જ ઝાડો ઉત્પન કરે છે.

૧૫૨–જ્યારે હાલ સુધીમાં જણાયલી વનસ્પતિની **જાતો**–species ( આશરે ૧૦૦,૦૦૦ ) ની સંખ્યા ઘણી મ્હોટી છે, ત્યારે આટલી બધી વનસ્પતિનો તેનાં વર્ગીકરણ વગર અભ્યાસ કરવો, અથવા એ દરેકને જૂદું જૂદું નામ આપવું, એ ઘણું મુશ્કેલ છે. આ મુશ્કેલી દૂર કરવા માટે **લિનીયસ**–Linnæus નામના (વનસ્પતિશાસ્ત્રના પિતા ) પાશ્ચિમાત્ય* તત્ત્વવેત્તાયે એક વખાણવા લાયક પદ્ધતિ શોધી કાઢી છે. અને તે સર્વ માન્ય થયેલી છે, એ પદ્ધતિ નીચે પ્રમાણે છેઃ–

વનસ્પતિની સંખ્યાબંધ **જાતો** species જે એક બીજીને ઘણી મળતી હોય, અને બીજી ઘણી જાતોથી તે જુદી પડતી હોય, એવી જાતોને ( એક બીજીને મળતી આવે એવી જાતોના સમુદાયને ) એક સાધારણ **સ્થાયી**–( substantive )**નામ** આપેલું છે. આવી રીતે એક નામની અંદર જે ઘણી બધી જાતોનો સમાવેશ કરેલો છે, તે જાતોને સામટી રીતે એક **કુટુંબ**–genus કહે છે. એ એક સાધારણ નામ **કુટુંબવાચક** (generic) છે. અને એક જ **કુટુંબ**–genus માની દરેક ( ખાસ ) **જાત**–species એ જ **કુટુંબ**–genusમાંની બીજી જાતોથી જુદી ઓળખવાને માટે તે **જાત**–species ને એક વિશેષણ લગાડવામાં આવે છે, તે **જાતવાચક નામ** specific–name કહેવાય છે. ત્યારે આ પ્રમાણે દરેક **જાત**–species ને ( વનસ્પતિને ) બે શબ્દોનું એક **શાસ્ત્રીયનામ**–Botanical–name અપાય છે. દરેક

* પ્રાચીન **આર્ય** વનસ્પતિવેત્તાઓએ પણ વનસ્પતિના ઔષધીય ગુણો તેમ જ તેના આકારો ઉપરથી તેનું વર્ગીકરણ કરેલું છે. અને ટુકામાં વનસ્પતિનાં શારીરિક અંગો અને ઉપાંગોનાં ઘણાં સારાં વર્ણન આપેલાં છે, જે **સુશ્રુત, ચરક, વાગ્ભટ્ટ** અને બીજા **નિઘંટોમાં** જોવામાં આવે છે.

વનસ્પતિને આવું **શાસ્ત્રીય નામ** આપવાને માટે બહુધા **લાટિનભાષા** વાપરવામાં આવે છે. અને લાટિન ભાષામાં પહેલો શબ્દ એ **સ્થાયીનામવાચક** ને **કુટુંબ**-genus સૂચક છે; અને બીજો **વિશેષણાર્થક** શબ્દ છે, તે **જાત**-species સુચક છે. જેમકે:-**માધવલતાનું શાસ્ત્રીયનામ**-Hiptage madablota એમ બે શબ્દોથી રખાયલું છે, તેમાં પહેલું **કુટુંબ સુચક** અને બીજું **જાતસૂચક** છે. **સાદી તલવણી** અને **પીળી તલવણી** એ બે ( વનસ્પતિ) **જાત**-species એક જ **કુટુંબ**- genus ( cleome ) ની છે, માટે ૧-**સાદી તલવણીને**-cleome simplicifolia, અને ૨-**પીળી તલવણીને**-cleome viscosa એમ લખવામાં આવે છે.

૧૫૩-આવી રીતે **કુટંબો**-genera નો સમુદાય બંધાણો. તેની સંખ્યા પણ બહુ થઈ ગઈ (આસરે ૬૦૦૦ થી વધારે)- ત્યારે અભ્યાસની સગવડતા ખાતર આ **કુટંબોના** પાછા એ જ ધોરણ પ્રમાણે **વર્ગો** બાંધ્યા. જેમ કે જે જે **કુટંબો** એક બીજાં સાથે કેટલાંક **કુટંબો** કરતાં વધારે મળતાં આવતાં હતાં તેવાં **કુટંબોના** સમુદાય કરી તેના જે **વર્ગો** બાંધ્યાતે **કુદરતી વર્ગો**-Natural-Orders કહેવાયા, આવા દરેક **વર્ગને** એક સાધારણ નામ આપવામાં આવેલું છે. આ નામ લાટિન ભાષામાં વિશેષણાર્થક બહુવચન સૂચક રાખવામાં આવેલું છે, અને તે ઘણું કરીને એકાદ ખાસ, કે સારી રીતે અગર સૌથી પહેલાં માલુમ પડેલાં **કુટુંબ**-genus નાં નામ ઉપરથી લેવામાં આવેલું છે. દાખલા તરીકે **કેરના વર્ગ**-(capparideæ) માં જૂદાં જૂદાં આઠ **કુટંબોનો** સમાવેશ કરવામાં આવેલો છે. પણ તેમાંથી સારી રીતે જણાયલાં capparis એ **કુટંબનાં** નામ ઉપરથી ઉપર પ્રમાણે **વર્ગનું** નામ capparideæ રાખવામાં આવેલું છે. આવા વર્ગો વનસ્પતિશાસ્ત્ર જાણનારાઓના અભ્યાસ અને વનસ્પતિના મુકાબલા કરવા માટે કરવામાં આવેલા છે. ત્યારે એક **જાત**-species અર્થાત્ વનસ્પતિ વિષે બોલતાં અને તે વનસ્પતિ અમુક ફલાણી છે, એમ કહેવા માટે જે કંઈ જરૂરનું છે, તે એ છે કે તેને **કુટુંબીય**-generic અને **જાતીય**-specific ( ખાસનામ ) નામો આપવાં.

૧૫૪-કુદતી વર્ગો ( આસરે ૨૦૦ ) ના પણ સમુહ બાંધી તેને **મ્હોટાભાગો**-classes માં ગોઠવવા પડયા છે; અને જ્યારે કુદરતી વર્ગોમાં સંખ્યાબંધ **કુટંબોનો** સમાવશ થવા લાગ્યો ( ત્યારે સુગમતા ખાતર ) તેઓના વળી બીજા વિભાગો પાડવા પડયા છે. એક કુદરતી વર્ગમાનાં ઘણાં બધાં **કુટંબોના** નાહાના વિભાગા બાંધ્યા તેને **જથ્થાઓ**-tribes, અને એક **કુટંબમાની જાતો** ના જે નાહાના વિભાગો પાડયા તેને **વિભાગો**-section કહે છે. અને કેટલાક દાખલાઓમાં તો વળી આ જથ્થાઓ અને વિભાગોના પણ પેટા વિભાગો કરવામાં આવેલા છે. આવી રીતે વનસ્પતિનાં **વર્ગીકરણ** કરવામાં તેના જે જે વર્ગો અને વિભાગો કરવામાં આવેલા છે, અને જે ઘણું-કરી સર્વસાન્ય થયેલા છે, તે નીચે પ્રમાણે છે. આમાં તુરત જણાય એવા અને ઉપલા વર્ગોથી શરૂઆત કીધી છે-

**મ્હોટાભાગો**-classes.
**પેટાભાગો**-sub-classes.
**કુદરતી વર્ગો**-natural orders.
**ઉપવર્ગો**-sub-orders.
**જથ્થાઓ**-tribes.
**પેટાજથ્થાઓ**-sub-tribes.
**સમુદાય**-divisions.
**પેટા સમુદાય**-sub-divisions,
**કુટંબો**-genera.
**પેટા કુટંબો**-sub-genera.
**વિભાગો**-sections.
**પેટા વિભાગો**-sub-sections.
**જાતો**-species.
**ભેદો**-varieties.

૧૫૫-જે વર્ણનથી એક વનસ્પતિની **જાત** ( વનસ્પતિ ) એકજ **કુટંબમાં** આવેલી બીજી બધી **જાતોથી** ( વનસ્પતિયોથી ) ઓળખાઈ આવે તેવાં વર્ણનને વનસ્પતિનું **જાતીય-વર્ણન**-specific-character કહે છે; અને જે વર્ણનથી એક જ **વર્ગમાનાં** ઘણાં **કુટંબોમાંથી** જેનું વર્ણન કરવામાં આવે તે **કુટંબ** બીજાં બધાં કુટંબોથી ઓળખાઇ આવે તેવાં વર્ણનને **કુટુંબીય-વર્ણન**-generic-character, અને એક **વર્ગ** બીજા **વર્ગોથી** ઓળખાઈ આવે એવાં વર્ણનને **વર્ગીય-વર્ણન**-ordinal-character કહે છે. એક વનસ્પતિની **જાત** કે **કુટુંબની** તરાહ તેના કદ, શાખાઓ, પાન, રંગ અને ફૂલોની રચના આદિ ઉપરથી ઘણુંકરી એવી તો ઓળખવાળી હોય છે કે તે જોતાં જ આપણા ધ્યાનમાં ઉતરે છે.

૧૫૬-વનસ્પતિના મ્હોટા ભાગો, વર્ગો, કુટંબો અને તેઓના બીજા વિશેષ વિભાગો, જ્યારે તેઓના બંધારણ રચવામાં તેઓની યોગ્યતા અને ખરા સંબંધ તમામ ધ્યાનમાં રાખવામાં આવેલા હોય, ત્યારે તે **કુદરતી**-Natural ( બંધારણો ) કહેવાય છે; પણ જો તેઓના કુદરતી સંબંધ પૂરતી રીતે ધ્યાનમાં રાખ્યા શિવાય, થોડાક સંબંધ દર્શાવી તેઓનું વર્ગીકરણ અથવા રચના કરવામાં આવી હોય તો, તે **કૃત્રિમ**-artificial કહેવાય છે. દાખલા તરીકે એક સાધારણ જોનારને સુવા અને અજમાનો

છોડ એક વર્ગના, તેમ જ **વાલોળ** અને **ખાખરો** એક વર્ગનાં લાગશે, પણ તે કેવળ તેનાં ઉપરટપકેનાં મળતા પણાંથીજ. પણ ખાસ કુદરતી સંબંધ તો વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીનેંજ જણાશે, જેમકે **મરચાં, બટેટા** અને **ભોરીંગણી** એ ત્રણે વનસ્પતિશાસ્ત્રની નજરે અર્થાત્ તેના કુદરતી સંબંધો તપાસતાં તે એક વર્ગનાં છે. પણ તે સાધારણ જોનારને તેમ જણાશે નહિ, કેમકે વનસ્પતિના કુદરતી સંબંધો વિશેષે કરીને તેનાં ફૂલ, ફલનાં અંગ, ઉપાંગ, તેની સંખ્યા, તેનાં સ્થાન, તેનાં સંલગ્ન, પરલગ્ન અને તેનાં કેટલાંક અંગોનું **સમાઈ** જવું વગેરે ઉપર આધાર રાખે છે.

આ પુસ્તકમાં વનસ્પતિના મ્હોટા બે ભાગો **सपुष्प वनस्पति**–Phœnogamous અથવા Phanerogamous–plants અને **अपुष्प वनस्पति**–Cryptogamous–plants ગણવામાં આવેલા છે. એ બે ભાગોની અંદર **સપુષ્પ–વનસ્પતિ**ના બે વિભાગો જેમ કે **द्विदल** અથવા **वाह्यवर्धक–वनस्पति**–Dicotyledonous–plants અને **एकदल** અથવા **अंतर्वर्धक वनस्पति**–Monocotyledonous–plants લખાયલા **છે.**

જે વનસ્પતિના બીજમાં **वीजपत्रो** બે હોય છે, તે **द्विदल** જેમકે **વાલોળ, ખાખરો, ચણા,** અને જે બીજમાં એક **वीजपत्र** હોય છે, તે **एकदल** કહેવાય છે, જેમ, **ઘઉં, બાજરો, જાર, ચોખા** વગેરે. વળી **દ્વિદલ** વનસ્પતિનાં ઝાડનાં થડમાં ગાભો, રેષાઓ, લાકડું અને છાલ હોય છે, તેનાં પાનમાં મધ્યરેષા અને તેમાંથી બીજી શિરાઓ નીકળી તેની બારીક શાખાઓ થઈ (પાનમાં) જાળી બંધાય છે. અને **એકદલ** વનસ્પતિની ડાંડીમાં છાલ, લાકડું, રેષાઓ કે ગાભો છૂટાં પડી શકે તેવાં હોતાં નથી, પણ કોષમય પદાર્થની અંદર તેના અનિયમિત રીતે રેસાઓ આવેલા હોય છે. અને તેની પાતળી છાલ તેને ચોટડુક હોય છે. એનાં પાન પણ સાદાં અને અખંડિત હોય છે, એમાં ઘણુંકરીને મધ્યરેષા હોતી નથી, પણ સાદી અને સમાન્તર ઉભી શિરાઓ ઘણું કરી આવેલી હોય છે. કોઈ કોઈ **એકદલ** વનસ્પતિના પાનમાં પણ જાળીદાર શિરાઓ થાય છે.

**द्विदल** વનસ્પતિના **જે વર્ગો** આ પુસ્તકમાં આવેલા છે, તેના પાંચ વિભાગો નીચે પ્રમાણે છે.

(૧) જે વર્ગની વનસ્પતિનાં ફૂલની પાંખડીઓ **विभक्त**–polypetalous અર્થાત્ છૂટી હોય, અને તે **ગર્ભાશયની** તળે અને **पुष्पाशय**–torus ની ઉપર આવેલી હોય; **પુષ્પબાહ્યકોપ**નાં પત્રો છૂટાં અને **ગર્ભાશય**ને લાગેલાં ન હોય; **પુંકેસરો** નિશ્ચિત અથવા અનિશ્ચિત સંખ્યાવાળાં પાંખડીઓથી છૂટાં અને તેઓની પેઠે જ **गर्भाशयाधस्थित**–hypogynous હોય, અને વખતે તળિયે જરા સંલગ્ન હોય; અને ગર્ભાશય **उर्ध्वस्थायी**–superior હોય–તેવા વર્ગો:–

**વર્ગ**–નંબર ૧ થી ૧૮–**રનન્ક્યુલેસી થી ટિલિયેસી** સુધી.

(૨) જે વર્ગની વનસ્પતિનાં ફૂલની પાંખડીઓ છૂટી અને **પુ૦ બા૦ કોપ**નાં પત્રો જેટલી અથવા કોઈ કારણથી ઓછી હોય; **પુ૦ બા૦ કોપ**નાં પત્રો છૂટાં અથવા જરા જોડાયલાં હોય અને ઘણુંકરી **ગર્ભાશયથી** છૂટાં હોય; **પુષ્પાશય** ઘણું કરી વિકાશ પામી **કાણુકા** જેવો થયેલો હોય; **પુંકેસરો** ઘણુંકરી પાંખડીઓ જેટલાં, કોઈવાર તેથી બમણાં અથવા કંઈ કારણથી ઓછાં અને તે **कर्णिका**–discની ઉપર, ફરતાં, કે તેમાં આવેલાં હોય; અને **ગર્ભાશય** ઘણુંકરી **ઉર્ધ્વસ્થાયી** અથવા કર્ણિકામાં બેઠેલો હોય–તેવા વર્ગો:–

**વર્ગ**–નંબર ૧૯ થી ૩૫–**લાઇની થી મોરિંગી** સુધી.

(૩) જે વર્ગની વનસ્પતિનાં ફૂલની પાંખડીઓ ઘણુંકરી છૂટી, **પુ૦બા૦કોપ**નાં પત્રો જેટલી, અથવા કંઈ કારણથી ઓછી અને **પુ૦ બા૦ કોપ**ની નળીને મથાળે આવેલી હોય; **પુ૦ બા૦ કોપ**નાં પત્રો થોડાં ઘણાં જોડાયલાં અને **ગર્ભાશય**ને લાગેલાં હોય, કવચિત છૂટાં પણ હોય; **કર્ણિકા** ભાગ્યેજ દેખાતી હોય; **પુંકેસરો** નિશ્ચિત અથવા અનિશ્ચિત સંખ્યાવાળાં અને **પુ૦બા૦કોપ**પર આવેલાં હોય; **ગર્ભાશય** ઘણુંકરી **अधोस्थित**–inferior, અથવા **પુ૦બા૦કોપ**ની નળિમાં હોય પણ ઘણુંકરી બહાર દેખાતો હોય–તેવા વર્ગો:–

**વર્ગ**–નંબર–૩૬ થી ૪૬ **લેગ્યુમિનોસી થી કૉર્નેસી** સુધી.

(૪) જે વર્ગની વનસ્પતિનાં ફૂલની પાંખડીઓ **अविभक्त**–monopetalous એટલે સંલગ્ન અર્થાત્ જોડાયલી હોય, અને **પુ૦ બા૦ કોપ**ની અંદર હોય; **પુ૦બા૦કોપ** ઘણું કરી કાયમી, અને ૪ થી ૫ પત્રોવાળો હોય; **પુંકેસરો** ઘણુંકરી થોડાં, ને તે પાંખડીપર આવેલાં હોય–તેવા વર્ગો:–

**વર્ગ**–નંબર ૪૭ થી ૬૬–**રૂબિયેસી થી લેબિયેટી** સુધી.

(૫) જે વર્ગની વનસ્પતિનાં ફૂલમાં પાંખડીઓ હોતી નથી; અને **बाह्यान्तर युक्तकोष**–perianth ઘણુંકરી વિશેષ રંગવાળો અથવા ફીકો હોય છે; અને તેના છેડાઓ એક કે બે હારમાં આવેલા અને બહુધા સરખા હોય–તેવા વર્ગો:–

**વર્ગ**–નંબર–૬૭ થી ૭૫–**નિકટેજિની થી કેસુએરિની** સુધી. એમાં **લૉરેન્થેસી** અને **યુફોર્બિયેસી** વર્ગમાં **પુ૦બા૦કોપનાં** પત્રો તેમજ પાંખડીઓ ઘણીવાર હોય **છે.**

**एकदल** વનસ્પતિનાં ફૂલમાં **बाह्यान्तर युक्तकोष**-perianth ઘણું કરી ૩ થી ૬ વિભાગોવાળો, અને **પુંકેસરો** પણ બહુધા ૩ થી ૬ હોય છે. તે આ પુસ્તકમાં વર્ગ-નંબર ૭૬ થી ૯૧ **હાઇડ્રોકેરિડી થી ગ્રામિની** સુધી છે.

**अपुष्प वनस्पति**ના માત્ર **વર્ગ** ૪ નંબર ૯૨ થી ૯૫ **ફિલિસીસથી લિકનીસ** સુધી આમાં આપેલા છે.

૧૫૭-**वनस्पतिना नमुनाओ एकठा करवा अने तेने सुकावी संभाळी राखवानी रीत**-collection and preservation of plants.

વનસ્પતિ ઓળખવા માટે, જ્યારે તે તાજી હોય, ત્યારે લઇને તેના અવયવો વગેરે તપાસ્યા હોય તો તે સહેલાઇથી અને સંતોષકારક રીતે તપાસી શકાય છે. પણ આવો વખત ભાગ્યે જ મળે છે, અને વળી ઘણુંકરીને એમ પણ બને છે કે એક વનસ્પતિને લઇ બીજી સાથે અથવા પ્રથમ જોયેલી કે મેળવી રાખેલી વનસ્પતિ સાથે તેનો મુકાબલો કરવો હોય છે. એટલા માટે **वनस्पतिना नमुनाओ**-specimens પસંદ કરી આગળ ઉપર જોવા, તપાસવા, કે, મુકાબલો કરવા માટે ભેળા કરી રાખવા જોઇએ, કે જે ફુરસદે જ્યારે જોઇએ ત્યારે ઘરે બેઠાં કામ લાગે. આવા નમુનાઓના સંગ્રહને **वनस्पतिना सुका नमुनाओनो संग्रह**-Herbarium કહે છે.

૧૫૮-વનસ્પતિશાસ્ત્રની રીત પ્રમાણે વનસ્પતિનો દરેક નમુનો પૂર્ણ હોવો જોઇએ, અર્થાત્ તેમાં **મૂળ, डांडी, पान, फूल** ( ફૂલની કળી અને ઉઘડેલું ફૂલ ), **फल** ( ફૂલ કાચું અને પાકું ) એ હોવાં જોઇએ. હવે ઉપર કહેલા તમામ ભાગ એક નમુનામાં હોય વા ન હોય, તેમ જ એ બધા ભાગ વખતે નમુના તરીકે લઈ શકાય કે ન લઈ શકાય તેવા હોય, તોપણ નમુનાનો સંગ્રહ કરનારે આટલી વાત લક્ષમાં રાખવી જોઇએ કે, બની શકે ત્યાંસુધી નમુનો પૂર્ણ જ લેવો. નમુનો લેવામાં જો પાન લીધાં હોય પણ ફૂલ ન લીધાં હોય, અને ફૂલ લીધાં હોય પણ પાન ન લીધાં હોય, તો એવો નમુનો ઘણા થોડા કામનો અથવા નકામો ગણાય છે.

૧૫૯-વનસ્પતિ જો નાહાની હોય અર્થાત્ આસરે ૧૨ થી ૧૫ ઇંચથી મ્હોટી ન હોય તો, અથવા વાળવાથી કે વચ્ચેથી કાપવાથી તેના બે ભાગ પાછા જોડાઈ પૂર્ણ થઇ શકે એ માપની હોય તો, તેનો નમુનો મૂળ સોતો અથવા મૂળના મુખ્ય ભાગ સોતો આખો લઇ સંગ્રહ કરી રાખવો. જો વનસ્પતિ કદમાં મ્હોટી હોય અને તે આખીનો નમુનો રાખી શકાય તેમ ન હોય, તો એવી વનસ્પતિમાંથી એક સારી ફૂલફલસોતી શાખા પસંદ કરી કાપી લેવી, એ શાખા સાથે એમાં જેમ બને તેમ જેટલાં નીચલાં પાન લેવાય, તેટલાં લેવાં, અને ડાંડીપરનાં અથવા મૂળનાં પાન હોય તો તેમાંથી થોડાં પાન તોડી લઇને નમુનાની સાથે રાખવાં. આથી કરીને જેટલો બની શકે તેટલો ખરેખરો એ વનસ્પતિનો દેખાવ એ નમુનામાં રાખી શકાશે.

૧૬૦-વનસ્પતિનો નમુનો લેવો તે સારી તંદુરસ્ત સાધારણ કદની વનસ્પતિમાંથી લેવો. જો એ જ જાતની બીજી વનસ્પતિ તેની આજુ બાજુ ઉગી હોય, અને તે વનસ્પતિ બીજી કરતાં વિલક્ષણ અથવા ચોકસ કંઇ ફેરફારવાળા દેખાવની લાગે, તો તેનો નમુનો પણ તે જ જગોએથી મુકાબલો કરવા માટે લઇ રાખવો. વનસ્પતિના નમુના ઘરે લાવતાં બગડે નહિ, તેટલા માટે તે બે લાકડાનાં પુંઠાં ( પાટિયાં )માં થોડા **બ્લોટિંગપેપર** અથવા નકામાં છાપાં કે બીજા કાગળો જે બનતાં સુધી ભીનાશ જલદી ચુસી જતા હોય એવા રાખી, તેમાં તાજા નમુના દાબી લેવા, અને બન્ને પાટિયાંને ચામડાંના અગર પાટીના પટાથી બાંધી કે સીંકેડી લેવાં, જેથી નમુના કાગળોની વચ્ચે દબાઇને સારા રહેશે. આવા નમુના ઘરે લાવી તુરત જ તપાસી તે કઇ વનસ્પતિ છે એમ નક્કી કરવાનું ન હોય, તો નમુના સુકાવવા જોઇએ, અને તે નમુનાની ભીનાશ પ્રમાણે જે કાગળોમાં સુકાવવાને દાબેલા હોય, તે કાગળો વારંવાર બદલાવવા જોઇએ. બનતાં સુધી ૨૪ કલાકમાં બદલાવવા વધારે સારૂં છે. તાજા નમુના કાગળમાં દાબતી વખતે નમુનાનાં પાન, ફૂલ કે કોઇ બીજો ભાગ બેવડો વળી ગયો હોય, કે આડો અવળો થઇ ગયો હોય, તો તેને સરખો કરી બરાબર સપાટ રાખી દાબવો, કે જેથી નમુનો સુકાયા પછી પણ તેમાં તેના કુદરતી દેખાવ જેમ બને તેમ વિશેષ કાયમ રહે. ભીનાશવાળા કાગળો નમુના કાઢી સુકાવી નાખવા અને સુકા કાગળો પાછા તે જ નમુના દાબવાને વાપરવા, અગર બીજા સુકા કાગળો વાપરવા. ભીનાશવાળા નમુના ઘણા ગરમ કાગળોમાં રાખવા નહિ. કેમકે તે દબાયાથી તેપર ફૂગ ચઢે છે. નમુનાની ભીનાશવાળા કાગળો સુકાવવા જોઇએ, પણ તેવો તડકો ન હોય, અગર ચોમાસું હોય, તો તે કોલસાના અગ્નિપર બળે નહિ એવી સંભાળથી તપાવી સુકા કરવા. કાગળોમાંના નમુના પુઠાં સીંકેડીને બાંધી રાખવાથી દબાઇ રહેશે, પણ જો એથી વધારે દબાણ જોઇતું હોય, તો પુઠાંપર પથ્થર અગર બીજો બોજો રાખવાથી તે વિશેષ દબાશે.

જ્યારે નમુનો તદ્દન સુકાઇ જાય, ત્યારે તે જૂદો પાડી સુકા કાગળમાં રાખવો.

ઘરે લાવવાના તાજા નમુના પતરાંના લાંબા ડબામાં પણ વગર બગડે થોડો વખત રહી શકે છે.

ડાળનો નમુનો ઘણાં પાનવાળો હોય, અને તે બરાબર દબાવી શકાય નહિ તો તેમાંથી પાન ઓછાં કરી

નાખવાં, અથવા મ્હોટું પાન હોય તેનો આખો આકાર જણાઇ આવે એવી રીતે તેનો કેટલોક ભાગ કાઢી નાખવો, પણ પાનની ડીટડી ડાળ સાથે લાગેલી હોવી જોઇએ.

**વિશેષ રસવાળી વનસ્પતિ**–succulent–plants-ના નમુના પ્રથમ ગરમ પાણીમાં સારી પેઠે બોળી કાઢી, પછી સુકાવવા. જો તેમ નહિ કરેલ હશે તો તે કાગળમાં સુકાવ્યા હશે ત્યાં પણ વધ્યા કરશે અને બીજા નમુના અને કાગળોને બગાડશે.

નમુનાઓ સુકાયા પછી તેઓને જીવાત કે ફૂગ નહિ લાગવા માટે નરમ વાળની પીછીથી નીચેની અંગ્રેજી દવા તેઓપર લગાડવી. આ દવા ઘણી **ઝેરી** છે, માટે સંભાળથી રાખવી, અને સંભાળથી વાપરવી.

**ઝેરી દવા**–"corrosive sublimate disolved in spirits of wine, in the proportion of two drachms to the pint."

૧૬૧–જે નમુનો ઘરે લાવી તાજો જ તપાસવો ન હોય પણ આગળ ઉપર જોવા તપાસવા માટે સુકાવી રાખવાનો હોય, તો તેવો નમુનો લેતી વખતે નીચે પ્રમાણે નોંધ રાખવી જોઇએઃ–

(૧) કઇ જગોએથી નમુનો લીધો તે જગોનું નામ અને જમીનનો પ્રકાર.

(૨) નમુનો લીધાનો સમય અને તારીખ વગેરે.

(૩) જે વનસ્પતિમાંથી નમુનો લીધો હોય તે વનસ્પતિના કદ, તરાહ અને બીજી ચોક્સ ઓળખવા જેવી બાબત, વૃક્ષ, ઝાડવું, વેલ, છોડવો વગેરેની નોંધ લેવી; કેમકે નમુનો છે તે તો માત્ર તેનો એક ભાગ છે.

(૪) નમુનાવાળી વનસ્પતિનાં મૂળ, ફૂલનો રંગ, અને બીજી જે જે ચોક્સ તરાહ કે હકીકત જે નમુનામાં ન આવી શકે અથવા નમુનો સુકાય ત્યારે તેમાં ન દેખાઈ શકે તેવી વસ્તુની હકીકત.

(૫) નમુનો સીમમાંથી લેતી વખતે અથવા ઘરે આવી નમુના સુકાવ્યા આગમજ તાજા નમુનાપરથી લીધેલી હકીકતવાળી **ચીઠી** (Lable) નમુના સાથે રાખવી જોઇએ, કે જેથી જ્યારે નમુનો કંઇ કારણસર જોવામાં આવે, ત્યારે તે સાથે તેની હકીકત મળી શકે.

૧૬૨–કોઇ જાડાં મૂળ કે કંદનો નમુનો સુકવવો હોય ત્યારે તે આખોને આખો સુકાવી શકાતો નથી. માટે તેની એક બાજુ જરા પાતળી એવીરીતે કાપી લેવી કે, તે સુકાયા પછી પણ તેનાં મૂળ અગર કંદના આકારનો ખ્યાલ આવી શકે. એવી જાડી વસ્તુના આડા ને ઉભા કાપ કરી પાતળા કાપ સુકાવી લેવા. કેવી જાતના કેટલા કાગળો વચ્ચે સુકાવવા અને તેના પર કેટલું વજન રાખવું, અને અમુક જાતના નમુના અમુક મુદતે સુકાઇ રહેશે વગેરે બાબત તે નમુનાની કુદરતી બનાવટપર આધાર રાખે છે. અને આવી બાબતનું એ કામ કરનારને જેમ જેમ અનુભવ મળતો જાય છે, તેમ તેમ જ્ઞાન પણ આવતું જાય છે. તોપણ એટલું ધ્યાનમાં રાખવું કે, કોમળ નમુનાઓપર વિશેષ વજન આવવાથી તેઓ ચગદાઇ કે છુંદાઇ જાય છે. અને જોઇએ તેથી ઓછું વજન આવવાથી તેમાં કરચળી પડી જાય છે, આ બન્ને કારણોથી બગડેલ નમુના આગળ ઉપર તપાસવા કે મુકાબલો કરવાની વખતે સંશયમાં નાખનાર થઇ પડે છે.

૧૬૩–જેટલી લંબાઇ પોહોળાઇના માપના **વનસ્પતિના સુકા નમુનાઓનો સંગ્રહ**–Herbarium રાખવો હોય, તેટલા જ માપના (અથવા તેથી સહેજ વધારે માપના) કાગળો નમુના સુકવવામાં વાપર્યા હોય, તો તેથી નમુનાઓ બહુ સગવડતાવાળા થઇ શકે છે. વનસ્પતિના સુકા નમુના રાખવાના કાગળોનો માપ સાધારણ રીતે ૧૬ ઇંચ લાંબો ને ૧૦½ ઇંચ પોહોળો રખાય તો તે ઠીક એમ **હુકર** સાહેબ લખે છે. એથી નાહાનો માપ રાખ્યો હોય તો, નમુના બહુ ઓછા કદના એટલે ઘણા અધુરા રાખવા પડે, અને એથી મ્હોટો માપ રાખ્યો હોય તો તેમાં ખરચ પણ વિશેષ થાય અને વારેઘડિએ ઉપાડમેલ કરવામાં નમુના બગડે ને અગવડતા થાય.

૧૬૪–જ્યારે ભેળા કરી સુકાવેલા નમુના તદન સુકાઇ અક્કડ થઇ જાય, ત્યારે તે દરેક જાડા કાગળના તા ઉપર એકેક રાખવો, (આ નમુના કાગળ સાથે ગુંદથી ચોડીને અથવા દોરાથી સીવીને કે બે ત્રણ કાગળની પટી ચોડીને કે એમ જ રાખી શકાય છે.) એ દરેક નમુનાની વચ્ચે પડ તરીકે એકેકો ખાલી કાગળ રાખવો, બંડલ એવી ચોકસાઇથી મજબૂત બાંધવાં કે, તેમાં બહારની ભીનાસ કે જીવાત જઇ નમુનો બગડે નહિ, એક કરતાં વધારે વનસ્પતિનો નમુનો એક તાપર રાખવો નહિ, પણ એક જ જાતની વનસ્પતિના ગમે એટલા નમુના હોય તે એક જ બંડલમાં રાખવાથી ગોટાળો થતો નથી. અને નમુનાઓ સુકાવતાં, ફેરવતાં, અને તેનાં બંડલો બાંધતાં ઘણી ચોકસાઇથી સંભાળ રાખવી કે, તે નમુના સંબંધી લખેલ ચીઠી (Label) તેમાં બરાબર રહે અને ખોવાઇ જાય નહિ. કેમકે જો તે વિષેની ચીઠી ખોવાઇ જાય તો પછી ઘણા નમુનાની અંદર આં નમુનો કયો હશે? અથવા કયાંથી કયારે કયા ઝાડમાંથી લીધો હશે? તે જાણવાને સંદેહ પેદા થાય છે. અથવા ઘણીવાર એમ પણ બને છે કે, જો નમુનો તાજો લાવ્યા પછી તેનું નામ નિશાન નક્કી કર્યા વગર, વગર ચીઠીએ તે સુકાવા દાબ્યો હોય, અને કેટલાક બીજા નમુના પણ તે સાથે સુકાવા રાખ્યા હોય, તો તે સુકાણા પછી યાદ રહેતું

નથી કે આ નમુનો કયો છે, અને એવા નમુનાનું નામઠામ નક્કી કરવું પાછળથી મુસ્કેલ થઇ પડે છે. તે નમુના માટે "નમુના સંબંધી કરેલ નોંધની ચીઠી" (Label) હમ્મેશ નમુનાની સાથે રાખવી જ જોઇએ. અને જો નમુના કાગળપર ગુંદથી ચોટાડેલા અગર દોરાથી સીવી રાખ્યા હોય, તો તેનાં નામઠામ નક્કી કરી તે કાગળપર લખી રાખવાં જોઇએ. જો શો-મ્યુઝિમ માટે આવા નમુના તૈયાર કરવાના હોય, તો જાડા બ્રાઉન કાગળપર સફેદ કાગળ ગુંદથી ચોટાડી તેપર નમુના ગુંદે ચોટાડવા અને તે નમુના લાકડાંનાં મનપસંદ માપ અને આકારનાં ચોગઠામાં બેસાડી, તેપર કાચ મઢાવી લેવા. આવી રીતે રાખેલા નમુના સુશોભિત દેખાય છે.

૧૬૫-સુકાવી રાખેલા વનસ્પતિના નમુનામાંથી ફૂલ કે ફલ (તેની પરીક્ષા કરવા માટે) તપાસવાનાં હોય, ત્યારે તેને નરમ કરવાં પડે છે. જો તપાસવાનાં ફૂલ કે ફલ આદિ વસ્તુ કોમળ હોય તો તેને ટાઢાં પાણીમાં જરા ભીંજવવાથી તે નરમ થાય છે. પણ જરા કઠણ હોય, તો ગરમ પાણીમાં ભીંજવવાં, અને ઘણાં કઠણ હોય તો ઘણીવાર સારી પેઠે ઉકાળવાં પડે છે. પણ તપાસવાની આવી વસ્તુઓ ગરમ પાણીમાં બોળતાં અને તે ઉકાળતાં એટલી સંભાળ હમ્મેશ રાખવી જોઇએ કે, તે તેમ કરતાં માત્ર નરમ થાય, પણ તે બગડી ન જાય અર્થાત્ ગળી ન જાય.

૧૬૬-વનસ્પતિનાં ફૂલ, ફલ આદિ ભાગો છૂટા પાડવા, કાપવા કે તપાસવાને કાચની ટિકડી, પકડ, છરી, સોય અને સૂક્ષ્મદર્શકયંત્ર આદિ વસ્તુઓનાં સાધન હોય છે. તેથી ઝીણાં ફૂલો આદિના સૂક્ષ્મભાગો તપાસી શકાય છે, પણ સીમમાં ફકત એક કલમ ઘડવાની બે ફરવાળી તીક્ષ્ણ છરી, અને ખીસામાં રાખવાનો નાહનો વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચ (pocketlens) અથવા કપડાંના તાર જોવાનો કાચ જેમાં બે કે ત્રણ કાચ હોય અને તે ૧ થી ૨ ઇંચ મર્યાદા focus નો હોય અર્થાત્ જોવાની જે વસ્તુ હોય તે કાચથી ૧ કે ૨ ઇંચ છેટી રાખી કાચમાંથી આપણે જોઇએ તો તે વસ્તુ બરાબર સાફ આપણી આંખને બંધ બેસતી જોઇ શકાય, એ બે વસ્તુ હોય તો બસ છે. સીમમાં તપાસવાની વસ્તુનો માપ તેજ વખતે કરી લેવાનો હોય તો ખીસામાં રાખવાની ૩ ઇંચના ચાર કકડાની લાંબી **ફુટ-પટી** આવે છે, તે સાથે રાખવી.

**वनस्पति ओळखवानी रीत**-Determination of plants.

૧૬૭-એક વનસ્પતિ અગર તેનો નમુનો જોઇ તેનું **शास्त्रीय नाम**-Botanical-name નકકી કરવાનું કે જાણવાનું હોય, ત્યારે શું કરવું તે નીચેના વિવેચનથી જાણવામાં આવશેઃ-

ધારો કે એક સ્વસ્થાન, પ્રાંત, જિલ્લા, ઇલાકા કે દેશમાં એક વનસ્પતિ ઉગેલી જોવામાં આવી, અને તેનું શાસ્ત્રીય નામ જાણવાની ઇચ્છા થઇ, તો તેનું નામ તે સ્વસ્થાન, પ્રાંત કે જિલ્લા વગેરેનાં **वनस्पति वर्णननां पुस्तक**-floraમાંથી નકકી કરી તે કાઢવું જોઇએ. એટલા માટે જ એવાં પુસ્તકો (floras)માં વનસ્પતિના **વર્ગ, ઉપવર્ગ, કુટુંબ** અને **જાત** વગેરેનાં **शास्त्रीयनामो** શી રીતે જાણવાં તેની પદ્ધતિ રાખવામાં આવેલી હોય છે, તે ઉપરથી તે જાણી શકાય છે. હવે એક વનસ્પતિનું શાસ્ત્રીય નામ જાણવા માટે સૌથી પ્રથમ તેનો વર્ગ જાણવો જોઇએ, માટે તે વનસ્પતિના શારીરિક ભાગો અર્થાત્ તેનાં અંગ અથવા અવયવો તપાસવાં જોઇએ, અને તે તપાસી નકકી કરવું જોઇએ કે, તે વનસ્પતિ તે પુસ્તકમાં આપેલા વર્ગો પૈકી કયા વર્ગમાંની છે? તે વર્ગમાં આવેલી વનસ્પતિના કદ, આકાર, અને તેનાં પંચાંગોનાં એવાં વર્ણન આપેલાં હોય છે કે તે વર્ણન સાથે આપણા હાથમાની અથવા આપણે જાણવાની વનસ્પતિનાં અંગોનો મુકાબલો કરતાં જો તે, તે વર્ગની હોય તો તેની સાથે (થોડા ઘણા ફેરફારથી) તે મળતાં આવે, પણ જો તે એ વર્ગની નહિ હોય તો તેનું મળતાપણું થાય નહિ. પણ તે પુસ્તકમાંના બીજા કોઇ વર્ગને મળતું થાય, કે જે વર્ગની તે વનસ્પતિ હોય. આવી રીતે વર્ગોનાં વર્ણન સાથે તે વનસ્પતિનો મુકાબલો કરતાં જે **વર્ગ** (order) નાં વર્ણન સાથે તે મળતી થાય, ત્યારે તે વનસ્પતિનું **कुटंबीय**-(generic) નામ નકકી કરવું જોઇએ-એટલા માટે દરેક વર્ગમાં જેટલાં કુંટબો આવેલાં હોય તે દરેક કુટંબની ઓળખાણ માટે તેનું વર્ણન તે કુટંબનાં મથાળાં નીચે આપવામાં આવેલું હોય છે.* એટલે કુટંબ જાણવા માટે કુટંબના વર્ણન સાથે ફરીથી તે વનસ્પતિનાં અંગોનો મુકાબલો કરતા જવો, અને જે કુટંબના વર્ણન સાથે તે મળતાં થાય તે કુટંબની તે છે, એમ માની શકાય. પછી તેની **જાત** (species) જાણવા માટે તે વર્ગમાં આવેલાં, તે કુટંબમાં આવેલી તમામ જાતનાં જાતવાર વર્ણન આપવામાં આવેલાં હોય છે, તે સાથે તે વનસ્પતિનાં અંગોનો મુકાબલો કરતાં, જે જાત સાથે તે બીજી બધી જાતો કરતાં વિશેષ મળતી હોય અથવા તદન મળતી હોય, તે એ વનસ્પતિ છે, એમ જાણવું. અને એનું

* कुटंबीय-generic વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવેલું નથી; કેમકે વર્ગ અને જાતનું બનતાં સુધી લાંબું વર્ણન આપવામાં આવેલું છે. વળી આ પુસ્તકમાં આપેલી વનસ્પતિનું તો ગુજરાતી નામ જાણ્યું કે તેનો વર્ગ, કુટુંબ અને જાત પણ એમાંથી મળી આવશે.

જે શાસ્ત્રીય નામ તે પુસ્તકમાં રાખવામાં આવ્યું હોય તે એ જ વનસ્પતિનું નામ છે, એવી એના મુકાબલાથી તપાસનારને ખાતરી થશે. જો તપાસવાની વનસ્પતિ એ પુસ્તકની અંદર આપેલા વર્ગોમાંના કોઈ પણ વર્ગના વર્ણનને બીલકુલ મળતી ન આવે તો એ વનસ્પતિનું વર્ણન એ પુસ્તકમાં નથી એમ સમજવું. પણ જો એમાંના કોઇ વર્ગને મળતું આવે, પણ કુટંબને મળતું ન આવે તો સમજવું કે, તે વનસ્પતિ એ પુસ્તકમાં આપેલા અમુક વર્ગની તો છે, પણ તેમાં તેનાં કુટંબનું નામ દાખલ કરવામાં આવેલું નથી, અને જો કોઇ કુટંબનાં વર્ણનને પણ એ વનસ્પતિનાં અંગોનું વર્ણન મળતું આવે, પણ તે કુટંબની અંદર આવેલી જાતોમાંની કોઇ જાતનાં વર્ણન સાથે મળતું ન આવે તો, જાણવું કે અમુક વર્ગ અને અમુક કુટંબની એ વનસ્પતિ છે, પણ તેનું જાતિ-વાચક–specific નામ અને એ વનસ્પતિનું ખાસ વર્ણન એ પુસ્તકમાં આપવામાં આવેલું નથી, માટે તે નામ એમાં મળશે નહિ.

ઉપર પ્રમાણેનો નિશ્ચય કયારે કરવો કે જયારે વર્ણનોનો મુકાબલો તદ્દન મળતો ન આવે ત્યારે જ. પણ જો થોડા ફેરફાર સાથે મળતાપણું માલમ પડે, તો સમજવું કે વનસ્પતિમાં કેટલાક કારણોથી કોઇ ભાગ નાહના મ્હોટા થયા હશે, અથવા જાડા પાતળા કે રંગ ફેરફાર કે બીજા એવા ફેરફાર દેશ કે સ્થાન વિશેષથી પણ થાય છે, તેમ હશે; અથવા વખતે પુસ્તકમાં જ બરાબર વર્ણન નહિ હોય, પણ આવા ઠરાવપર આવતાં પહેલાં તે પુસ્તકમાંનાં તમામ વનસ્પતિનાં વર્ણન સાથે ઘણી જ ચોકસાઇ અને હુશીઆરીથી પોતા પાસેની વનસ્પતિનો બારીક રીતે મુકાબલો કરી લેવો જોઇએ.

સામાન્ય રીતે વનસ્પતિની એક જ જાતમાં સ્થળ કે બીજાં કેટલાંક કારણોથી દેખાવ અને અવયવોમાં ફેરફાર જોવામાં આવે છે, તે મુખ્ય નીચે પ્રમાણેઃ–

## फेरफार–ABERRATIONS.

### (અ) वनस्पतिना देखावमां थता फेरफार–के जेनुं कंइ कारण कही शकाय.

૧૬૮–જયારે એક વનસ્પતિ એક જગોએ નાહના કદની, ફીકા ફૂલવાળી, ટુંકા પાનવાળી અને ઘણી રૂંછાળવાળી થાય છે, ત્યારે તે જ બીજી જગોએ એથી વિરૂદ્ધ થએલી જોવામાં આવે છે, અને એજ વનસ્પતિના વર્ણન સાથે તેના રૂપ, રંગ, કદ આદિમેળવતાં સંદેહ ઉત્પન્ન કરે, એવો ફેરફાર તેમાં દેખાય છે, પણ જો કે વસ્તુતાએ તે એ જ વનસ્પતિ હોય છે. જેમકે સુકા પ્રદેશમાં એક વનસ્પતિ સઘળી રીતે નાહના કદની થાય છે. ત્યારે તેજ ભીના મુલકમાં ઘણી ઉંચી થાય છે. હવે એક વનસ્પતિનો નમુનો સુકા મુલકમાંથી લેવાયો હોય, અને તેપરથી એક પુસ્તકમાં એ વનસ્પતિનું વર્ણન લખાયલું હોય, તો એ વર્ણન સાથે ભીના મુલકમાંની, એ જ વનસ્પતિની સરખામણી કરતાં, તે કેટલીક બાબતોમાં જુદી જણાય, તેથી સંદેહ થાય છે, પણ એવે પ્રસંગે ખાસ જોવાનું એ છે, કે તેના અવયવોની સંખ્યા, સ્થાન આદિ જે વર્ગીકરણમાં મુખ્ય બાબતો ગણાય છે, તેમાં ફેરફાર કવચિત જ હોય છે. તો પણ સ્થલ વિશેષથી એક જ વનસ્પતિમાં કેવા ફેરફાર થાય છે, તે આ નીચે ટુંકામાં જણાવવામાં આવે છે. જેથી એવા ફેરફારો સંદેહકરતા થઇ પડે નહિ.

ચોખ્ખો તાપ પડતો હોય એવી ખુલ્લી જગો કે જે મુખ્ય કરી સમુદ્રની સપાટીથી ઘણી ઉંચી હોય અને ત્યાં સુકવણું કે ભીનાશ વિશેષ ન હોય; તેવી જગોએ ઉગતી વનસ્પતિ કદમાં ઘણી ઉંચી વધે છે, એમાં પાન પણ વનસ્પતિના કદના પ્રમાણમાં અને ફૂલોનો રંગ ઘેરો થાય છે.

પણ એથી ઉલટું, ઘણી ખાતરવાળી જમીનમાં જોઇએ તેટલી ભીનાશ રહેતી હોય, અને વળી ત્યાં છાયડો પડતો હોય, તો તેવી જમીનમાં ઉગનારી વનસ્પતિમાં તેની ડાંડી અથવા થડ ઘણું ઉચું વધશે, પાન ઘણાં મોટાં થશે, પણ ફૂલનો રંગ, કદ અને સંખ્યા ઓછાં આવશે.

સૂકા અને ગરમ પ્રદેશમાં ઉગતી વનસ્પતિમાં વાળ અને કાંટા જેવી તેની ત્વચામાંથી પેદા થનારી વસ્તુઓનો વધારો થશે, શાખાઓ ટુંકી અને અક્કડ બનશે, અને ટુંકામાં કાટાળાં ઝાખરાં ઝરડાં જેવી વનસ્પતિ થશે. ભીની ખાતરવાળી જમીનમાં એથી ઉલટું થાય છે.

સમુદ્ર કિનારા પાસેના પ્રદેશમાં અગર ખારચ જમીન અને હવા હોય ત્યાં ઉગનારી વનસ્પતિનાં* પાન અને તેના બીજા ભાગો પણ વિશેષ જાડા થઇ જાય છે, કેમકે તેમાં (ખારચ) રસ ભરાય છે, આવી વનસ્પતિમાં ફૂલ ઓછાં કદાચ થાય છે, પણ કદમાં નાનાં થતાં નથી.

ખાતર અને ભીનાશવાળી ઘણી સારી જમીનમાં વનસ્પતિ ઘણી જબ્બર સારા ભરાવવાળી ઉગે છે, અને સુકી વગરખાતરોળી જમીનમાં, તે જ ઘણી નાહાની થઇ જાય છે, એ વાત સારી રીતે જણાયલી છે. ખાતરોળી જમીનમાં ઝાડો માત્ર ઉંચાં થાય છે એટલું જ નહિ, પણ તેમાં શાખાઓ, પાન, અને સંયુક્ત પાનમાંનાં દલની સંખ્યા પણ વધે છે. અને ઝાડપરની રૂંછાળ ઓછી તથા કાંટાઓ શાખાઓ જેવા થઇ જાય છે. ફૂલમાં

---

* પોરબંદર સ્વસ્થાનમાં આવી વનસ્પતિ દરિયા કિનારે ઘણી થાય છે અને તે જાડીને ઘણી બેડોળ થઇ જાય છે. ઉ૦ ખાટખટુંબો, વસેડો, કારબારા, ગોરખગાંજો ઇત્યાદિ.

એવો ફેરફાર થાય છે કે, ઠીંગણાં ઝાડોમાં તે વધારે મ્હોટાં, રસ ભર્યાં અને જલદીથી નહિ ઉઘડનારાં બને છે, અને ઉંચાં ઝાડોમાં તેથી ઉલટું થાય છે.

જે વનસ્પતિને ગાડર, બકરાં કે બીજાં ઢોર ખાઇ ગયાં હોય, અથવા બીજી રીતે તે જમીન સુધી કપાઇ ગઇ હોય, તો તેનાં થડની બાજુએથી વળી એવી શાખાઓ જોરદાર નીકળે છે કે જેમાંનાં પાન અને પુષ્પમંડપની શાખાઓ ઘણી મોટી થયેલી હોય છે, અને એનો દેખાવ મૂળ વનસ્પતિ કરતાં એવો ફેરવાઇ ગયેલો જોવામાં આવે છે કે, તે એ વનસ્પતિ છે એમ ભાગ્યે જ ઓળખી શકાય છે.*

જે વર્ષાયુ વનસ્પતિ પોતાને સમયે ઉગી નિર્વિઘ્ને પુષ્પ ધારણ કરી ફલિત થઇ પોતાની આયુષ પુરી કરી શકે છે તેમાં, અને એ જ વનસ્પતિ ઉગી તેમાં ફૂલ આવે, તે પહેલાં ઉન્હાળાની ગરમી કે શિયાળાની ટાઢ વગેરે અથવા તેને ઢોર નુકશાન કરે તેવાં કારણથી તેને તુરત ફૂલ ન આવી શકે અને ઉન્હાળો કે શિયાળો ગયા પછી અગર તેમાં નવી ફૂટ આવ્યા પછી ફૂલ ફલ આવે તેના દેખાવમાં ઘણો ફેર પડે છે. અને આવી પાછલી વનસ્પતિ તે વખતે બહુવર્ષાયુ હશે એવો સંદેહ ઉત્પન્ન કરાવે છે. માટે આવો ફેરફાર જોવામાં આવે ત્યારે એ જ જાતની જો મળી આવે તો એક કરતાં વધારે વનસ્પતિ, અથવા તેના નમુના ખૂબ ચોકસાઇથી તપાસી, નિશ્ચય કરવો.

### (આ) **वनस्पतिना अवयवोमां थता फेरफार के जेनुं कारण कही न शकाय.**

૧૬૯–રંગીન ફૂલવાળી સઘળી વનસ્પતિની જાતોમાં એવો ફેરફાર જોવામાં આવે છે કે, કોઇવાર તેમાં કેવળ સફેદ રંગનાં ફૂલો જ થાય છે.

કોઇવાર બેવડાં ફૂલો તેમાં ઉત્પન થાય, એટલે ફૂલોની પાંખડીઓની સંખ્યા વધી જાય છે.

કોઇવાર જે જાતની વનસ્પતિનાં ફૂલોમાં પાંખડીઓ ઘણી મનોહર અને તુરત તેનાપર ધ્યાન જાય તેવી હોય છે, તે બીલકુલ તેવી દેખાતી નથી. કેમકે કાંતો વખત કવખતે ફૂલો આવવાથી અથવા તો પાંખડીઓ કદમાં નાહાની થઇ માત્ર સાંકડી પટી જેવી થઇ ગએલી હોય છે.

**નિયમાવરૂદ્ધ** વિભાગોવાળાં ફૂલો કેટલીક વનસ્પતિમાં પોતાની **નિયમવિરૂદ્ધતા** મુકી દે છે, અથવા જૂદાજ આકારનાં થઇ જાય છે. દાખલા તરીકે પાંખડીઓના **નખલા** અથવા **છેડા** જતા રહે છે, અથવા એક પાંખડીમાં થતા હોય તેની જગોએ બધી પાંખડીઓમાં થઇ ગયા હોય છે.

ઘણીવાર ફૂલના અવયવોના વિભાગો જે હમ્મેશ સમસંખ્યાંક હોય તેમાંનો કોઇ વિભાગ વધી જાય છે અને કોઇ ઘટી જાય છે, આવો ફેરફાર ઘણું કરી **નૈયમિક વિભક્ત પાંખડીઓવાળાં** ફૂલોમાં થતો જોવામાં આવે છે.

જે વનસ્પતિની જાતમાં **પું** અને **સ્ત્રી–પુષ્પો** જૂદાં જૂદાં એક જ વનસ્પતિપર આવતાં હોય, અથવા જૂદીપર આવતાં હોય, તે ફેરવાઇને એક જ વનસ્પતિપર **દ્વિજાતીય ફૂલો** ભેળાં આવે છે; અથવા **દ્વિજાતીયફૂલો** ફેરવાઇને **પું** અને **સ્ત્રી–પુષ્પો** એક જ વનસ્પતિપર અથવા જૂદીપર જૂદાં થઇ જાય છે, આવા ફેરફારમાં પું–અથવા **સ્ત્રી–કેસરે**નો એક ફૂલમાં અભાવ થાય છે.

કોઇવાર જે વનસ્પતિમાં અખંડ કોરવાળાં પાન આવતાં હોય, તેમાં ખંડિત કોરવાળાં આવે છે, અથવા ખંડિતકોર અખંડિત થઇ જાય છે. એક રંગનાં પાન જૂદા જૂદા રંગનાં થઇ જાય છે, અથવા એથી ઉલટું થાય છે. આવા ફેરફારો વનસ્પતિનું નામ નક્કી કરતી વખતે અથવા તેનો મુકાબલો કરતી વખતે ધ્યાનમાં રાખવાના છે કે જેથી, સાધારણ ફેરફારો સંદેહ ઉત્પન કરાવે નહિ.

૧૭૦–વનસ્પતિના ખરા **વ્યવહારૂ** (practical) અભ્યાસીએ જંગલ, વાડી, ખેતર આદિમાં વનસ્પતિ હમ્મેશાં જોયા અને તપાસ્યા કરવી જોઇએ. ત્યાં તેને વનસ્પતિની સારી, નબળી, અને ઘણી ફેરવાઇ ગયેલી હાલતો વારંવાર જોવામાં આવશે. જેથી તેને એવી પાકી માહિતી મળશે કે એક વનસ્પતિના ગમે તેવા ફેરવાઇ ગયેલા આકાર કે અવયવ છતાં તે તેને ઓળખી શકશે.



---

* આવો બનાવ પણ પોરબંદર સ્વસ્થાનમાં વધારે બને છે, કેમકે વાર્ષિક (કે બહુવર્ષાયુ વાર્ષિક) છોડવાઓ ફૂલ ફલ ધારણ કરે **તે** પહેલાં જ ઘણુંકરી ઘણા ખરા બકરાં, ગાડરાં કે ભેંસોથી ચરાઇ કે બંડાઇ જાય છે, જેથી તેમાંથી ફરી ફૂટ થાય છે તે વધારે જોરદાર નીકળે છે, અને આવા છોડવા ઘણીવાર **દ્વિ** કે **બહુવર્ષાયુ** થઇ જાય છે. એવાનાં મૂળ ઘણાં ઉંડાં, જાડાં અને વધારે **રસકસ** ભરેલા થાય છે. જેથી તે ઓસડના કામમાં વધારે ગુણકારી મનાય છે. માટે જ બરડા ડુંગરની **જડીબુટી** ઘણી વખણાય છે. ઉ૦ છુપટો, ખપાટ, જેઠીમધ, વસેડો, ગળી, સરપંખો, પાલેરાં ઇત્યાદિ.

# આ પુસ્તકના ઉપોદ્ઘાતમાં જે પારિભાષિક શબ્દો આવેલા છે તેની અનુક્રમણિકા.



( ઉપોદ્ઘાતમાં ૧૭૦ કલમો છે, અને આમાં આપેલી અંકસંખ્યા એ કલમોની છે. )

अंतर्विन्दु–Nucleus, ११७.
अंतरीक्षज–Epiphytes, १५.
अंतराच्छादनरहित–Apetalous, ८५.

क.

कडछाजेवुं–Spathulate, ४५.
कडपलां, कडपलांजेवां पान, भींगडां–Scales, २२.
कडपलांवाळो–Scaly, २२.
करचलीवाळी–Rugose, १४७.
करवतना दांताजेवी कोरवाळुं–Serrate, ३९.
कलंगी–Raceme, ७४.
कलंगीजेवी–Racemose, ७४.
कवच, छाल–Testa, १४०.
कर्णिका–Disk, disc, १२०.

का.

कागळजेवुं–Chartaceous, ५५.
कांगरावाळुं–Crenate, ३९.
कांगरीदार–Crenulate, ३९.
कांटाजेवी अणीवाळुं–Mucronate, ४७.
कांटावाळुं–Spinous, १४५.
कांटी–Prickles, १४५.
कांटीवाळुं–Aculeate, १४५.
कांटीजेवा उद्गमोवाळी–Echinate, १४७.
कांदो–Bulb, २२.
कानती वूट, चापवा–Auricles, ४९.
काननी वूटजेवा सरखा छेडावाळुं–Hastate, ५०.
कांसकी जेवुं–Pectinate, ४१.
कासां–Stolons, १९.

कु.

कुंजाजेवो–Urceolate, ९७.
कुप्पियो–Glands, १२०.

को.

कोथळीजेवा छेडा के नखलावाळो–Spurred, ९८.

ख.

खरपली जेवुं–Cuneate, ४५.

खा.

खांचवाळुं–Retuse, ४७.
खांचा–Sinuses, ३९.
खांभाकार–Pyramidal, ५४.

खी.

खीलामूळ–Tap-root, १६.
खीसीजेवो–Saccate, ९८.

खू.

खूंणीआ–Lobes, ३९.
खूंणीआवाळुं–Lobed, cleft, ३९.

ग.

गर्भ, प्रत्यंकुर–Embryo, १३९.
गर्भकोष, खानुं, पोल, बीजकोष–Carpel, १०९.
गर्भाशयनी डींटी–Gynobasis, Gynophore, १२३.
गळवाळुं फल–Berry, १३०.
गळणीजेवो–Infundibuliform, funnel-shaped, ९७.
गर्भाशय–Ovary, ११०.
गर्भाशयाधः स्थित–Hypogynous, १२१.
गर्भाशयोपरिस्थित–Perigynous, १२१.
गर्भाशयोर्ध्वस्थित–Epigynous, १२१.
गर्भकोषनी डींटी–Podocarp, १०९.

गा.

गाजरजेवुं–Obconical, ५४.
गांठ– Tuber, २१.
गांठोवाळां मूळ–Tuberous-roots, १६.

गी.

गीच रुंछाळवाळुं–Hirsute, १४७.

गु.

गुच्छाजेवा तोरावाळी–Thyrsoid, ७४.

गो.

गोटा, मींज–Kernels, १३०.
गोबावाळो–Gibbous, ९८.
गोळ, ढोलजेवी–Cylindric, २५.
गोळ उद्गमोवाळी–Umbonate, १४७.
गोळाकार–Globular, spherical, ५४.

ग्रं.

ग्रंथी, पत्रग्रंथी–Node, ३१.
ग्रंथीमध्यभाग– Inter-node, ३१.

घ.

घचुम, गुच्छाकार–Whorled, verticillate, ३२.

घो.

घोडाडामण–Distichous, ३३.

घं.

घंटाकार-Campanulate, ८७.

च.

चळकती थती-Glabrescent, Glabrate, १४७.
चक्राकार-Rotate, ८७.

चा.

चांडलो, डाघ-Hilum, scar, १४२.
चापडो-Aril, strophiole, caruncle, १४१.

ची.

चीकणा सख्तवाळवाळी—Glandular-setose, १४७.
चीकणी,चीकट-Viscous, viscid, glutinous१४७
चीवट-Coriaceous, ५५.

चो.

चोसार-Decussate, ३३.

छ.

छत्राकार-Umbellate, ३४.

छा.

छातळांजेवां-Rosulate, ३८.

छि.

छिद्र-Micropyle, १४२.

छू.

छूटागर्भकोष के गर्भाशय-Apocarpous,११२.
छूटुं-Free, ८८.
छूटुं-मध्यस्थानी-Free-central, ११६.

छे.

छेडे आवेलुं-Terminal, ६७.

छो.

छोडवो-Herbaceous-plant, २५.
छोतळां, छोतरां, फोतळां, फोतरां-Chaffs, pales, paleæ, glumes, ८२,८३.

ज.

जळज-Aquatic, १५.
जथ्थाओ-Tribes, १५४.

जा.

जाळीदार-Reticulate, net-veined, ४०.

जो.

जोडायली-Anastomose, ४०.

झा.

झाड, वृक्ष-Tree, २५.
झाडवुं-Shrub, २५.

झु.

झुडीनीपेठे नीकळेली-Tufted, cœspitose, २९.
झुडीनीपेठे आवेलां-Fascicled, fasciculate, ३२.

टे.

टेरवुं-Apex, ३६.

टो.

टोपजेवुं-Turbinate, ५४.

ठ.

ठळीयावाळां फल-Stone-fruits, १३०.

डा.

डांडली, नखलो-Claw (unguis), १००.
डांडलीवाळी-Unguiculate, १००.
(गोळ) डाबलीपेठे उघडनारी-Circumsciss,१३१.
डांडी, थड-Stem, १२.
डांडीने चोटडुक-Stem-clasping, amplexicaul, ३७.
डांडीनां, स्कंधोद्भव-Cauline, ३८.

डी

डींटडी-Petiole, ३५.
डींटरडी-Petiolule, ३९.
डीटडीसुधी विभागितथयेलुं-Digitate, ४१.
डींटीवाळुं-Stipitate, ६५.

डो

डोडी-Follicle, १३७.

ढा.

ढालजेवुं-Peltate, ५२.

त.

तंतु-Filament, १०२.
तंतुओ, प्रतान-Tendrils, ३०.
तंतुस्थित-Adnate, १०७.
तळियुं-Base, ३६.
त्वचा-Tegmen, १४०.

ता.

ताडनां पानजेवा आकारनुं-Flabelliform, ४५.
ताराकृतिना-Stellate, १४६.

**तो.**

तोराजेवी–Corymbose, ७४.

**त्र.**

त्रणत्रण–Ternate, ३२.
त्रणनसोवाळुं–3-nerved, ४०.

**त्रा.**

त्राकजेवुं–Fusiform, ५४.

**त्रि.**

त्रिकोणाकार–Deltoid, ४५.
त्रिधारुं–Trigonous, triquetrous, ५४.
त्रिभंगी, त्रिशाखी–Trichotomous, ३४.
त्रिभग्न–Tri-pinnate, ४३.
त्रिपत्र–Ternate, ४१.
त्रिपत्रि, त्रिपर्णि, त्रेखडो–Tri-foliolate, ४१.

**त्रे.**

त्रेवडीहारे–Tristichous, ३३.
त्रेवडी नसोवाळुं–Triplinerved, ४०.

**द.**

दल, पर्ण के पत्रो–Leaflets, ३९.
दरियाई रंगनी–Glaucous, १४७.

**दा.**

दांतावाळुं–Dentate, toothed, ३९.
दातेडानां पानांजेवुं–Falcate, ४५.
द्विवर्षायु–Biennials, १४.
द्विदलवनस्पति–Dicotyledonous-plants, १५६.
द्विभग्न–Bi-pinnate, ४३.
द्विगुच्छ, द्विगुच्छी–Diadelphous, १०६.
द्विआच्छादित–Dichlamydeous, ८५.
द्विओष्ठी–Bi-labiate, ९८.
दोरीजेवोमृदु पदार्थ–Chalaza, ११७.

**धो.**

धोळाशलेती–Canescent, १४७.

**न.**

नग्नबीजवाळी वनस्पति—Gymnospermous—plants, १३८.
नरफूल–Male, staminate-flower, ८५.
नर अने मादाफूल एकज वनस्पतिपर जूदां जूदां–Monœcious, ८६.
नर मादाफूल जूदी जूदी वनस्पतिपर जूदां जूदां–Diœcious, ८६.
नरमवाळ–Downy, १४६.
नपुंसक–Neuter, ८५.
नसो–Nerves, ४०.
नलिका–Style, ११०.
नलिकाग्रमुख, मुख–Stigma, ११०.
नळीकभूंगळीजेवो–Tubular, ९७.

**ना.**

नाळ–Funicle, १४१.
नाहानुं झाडवुं–Under-shrub, Suffruticose-plant, २५.

**नि.**

नियमित रचना–centrifugal, ७२.
नियमित व्यवस्था–Determinate, ६७.
नियमविरुद्ध–Irregular, ९१.
निश्चित संख्यावाळां–Definite in number, ८८.
नीचीउतरती कोरवाळुं–Decurrent, ३७.
नीचीनमती–Decumbent, २७.
नैयमिक–Regular.

**प.**

पकड–Hold-fasts, १४४.
पकडीने चढनारी–Climbing, ३०.
पडवाळो–Tunicated, २२.
पर्ण, पत्र के दल–Leaflet, ३९.
पत्रकोणमांथी नीकळेलुं–Axillary, ६७.
परलग्न–Adhesion, १२४.
परागकोष–Anther, १०२.
परागकोषसंयोगी–Syngenesious, १०६.
परागरज–Pollen-grains, १०२.
पछीथनारुं–Secundine, ११७.
परिवेष्टक, भुंगळीवाळुं–Sheathing, ३७.
पक्षीना पग के पंजापेठे विभागित थयेलुं–Pedate ४१
पक्षीना पगपेठे कपायलां–Pedatisect, ४२.

**पा.**

पांखडीओ–Petals, ९०.
पांखो–Alæ, wings, १२८.
पांखवाळुं, छेडावाळुं (फल)–Samara, १३५.
पादस्थित–Innate, १०७.
पातळापडजेवुं–Membranous, ५५.
पान–Leaves, १२.
पानजेवां पुष्पपत्रो–Leafy-bracts, ६१.
पानां–Blades, ३५.

वा

वांकुं वळीगयेलुं-Campylotropous, ११८.
वांकी अणीवाळा चीकणा सख्त वाळवाळी—Glochidiate, १४७.
वाळनी पीछी जेवुं-Penicillate, ११५.
वांसनां पान जेवां-Subulate, ५४.

वि

विकाशी-Dehiscent, १२९.
विकाशी ओष्टवाळो-Ringent, ९८.
विखरायलां-Scattered, ३३.
विभागित, भग्न-Divided, dissected, ३९.
विभक्त पांखडीओवाळो-Polypetalous, ९५.
विभागित पुष्परचना-Panicle, paniculate,७४.
विभागित तोराजेवी-Cymose, ७४.
विषम कोरवाळुं-Oblique, ४८.

वी

वीछीनी पुछडीजेवी-Scorpioid, ७४.
वींटळाती ( વેલા )-Twining, ३०.
वींटवाळा खीला जेवाकांटा-Hooks, १४४.

वं

वंध्या-Barren, १११.

शं

शंकुआकार-Conical, ५४.

शा

शास्त्रीय-Technical, ७.
शास्त्रीय नाम-Botanical-name, १५२.

शि

शिराओ-Veins, ४०.
शिराओनी रचना-Venation, ४०.

शी

शीवण-Sutures, १३६.
शींग-Capsule, pod, १३१.

शू

शूळ जेवी अणी-Awn, १२८.

ष

षण्ढ-Sterile, barren, ८५.

स

समसंख्यावाळां-Symmetrical, isomerous, ८८.
सपाट-Truncate, ४७.
सपाटी-Lamina, १००.
समान्तर शिराओ-Parallel-veins, ४०.
समान भग्न-Equally-pinnate, ४३.
सख्तकंद-Corm, २३.
सख्तवाळवाळी-Setose, १४७.
सख्तफल-Drupe, १३०.
सख्तउद्गमोवाळी-Muricate, १४७.
सपुष्पवनस्पति-Phænogamous-plants, १३.
स्थलज-Terrestrial, १५.
स्थायीनाम-Substantive, १५२.
स्कंधके शाखोद्भवमूळ-Adventitious-roots,१९.
स्त्रीकेसर-गर्भाशय-Ovary, ११०.
स्त्रीकेसर-Pistil. ९०
स्त्रीपुंसंयोगी-Hermaphrodite, bi sexual, ८५.

सा

सांठो-Culm, ३४.
सांकडा अनियमित खूणीआवाळुं-Laciniate,३९.
सांकडा छेडा-Segments, ३९.
सामसामां-Opposite, ३२.
सामान्य डींटडी, मुख्य डींटडी-Common petiole, ३९.
सांधावाळां-Articulate, ५४.
सादुं-Simple, ३९.

सु

सुंवाळी रुंछाळवाळी-Downy or Pubescent, १४७.

सू

सूक्ष्मशिराओ-Veinlets, ४०.

सो

सोयजेवां-Acicular, ५४.

सं

संलग्न-Cohesion, १२४.
संयुक्त-Compound, ३९.
सं-संयुक्त-Decompound, ४३.
संयुक्त-पुष्पो-Compound-flowers, ७४.
संयुक्त पुंकेसरोवाळुं-Synandrous, १०४.
संयुक्त गर्भकोष के गर्भाशयवाळुं-Syncarpous, ११२.
संयोजक-Connectivum, १०२.

ह

हथेली पेठे कपायलां-Palmatisect, ४२.

हा

हाथनां आंगळां माफक विभागित थयेलुं-Palmate, ४१.
हारबंध-Secund, ३३.

हृ

हृदयाकृतिनुं-Cordate, ४७.
हांसोवगरनुं-Terete, ५४.
हांसोवाळी-Furrowed, sulcate, १४७.

અરણ્ય અને પર્વતમાં વનસ્પતિનો શોધ કરતા ઋષિ.



# વનસ્પતિવર્ણન.



## ૧-NATURAL ORDER-RAN-UNCULACEÆ.

વર્ગ-**રેનન્કયુલેસી**-મોરવેલ અને વછનાગનો વર્ગ.

**વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-**

આ વર્ગમાં ઘણુંકરી નાહાના છોડવાઓ, વખતે ઝાડવાંઓ અને વેલાઓ થાય છે. તેમાં સામસામાં અથવા આંતરે પાન આવેલાં હોય છે. તે ઘણુંકરી વિભાગિત અને પોહોળી ડીટડીવાળાં હોય છે. ઉપપાન બહુધા હોતાં નથી, અને હોય છે તો પાનની ડીટડી સાથે વળગેલાં અથવા કોઇવાર છૂટાં પણ હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૩ થી ૬ હોય છે, તે તરત ખરી જાય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૩ કે વધારે હોય છે, અથવા હોતી નથી. પુંકેસરો ઘણાં હોય છે. સ્ત્રીકેસર ગર્ભાશયના ગર્ભકોષ પણ ઘણુંકરી ઘણા અને એક બીજાથી છૂટા છૂટા હોય છે; આ દરેક ગર્ભકોષમાં ૧ કે વધારે આદિ-બીજ હોય છે. ફલ એકેક બીજવાળાં ઘણાં બીજડાં (achenes) અથવા ઘણાંબીજવાળી ડોડીઓ (follicles) વાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં **ઝેરી,** વિદાહી, રેચક, ચિરગુણકારી પૌષ્ટિક, જ્વરઘ્ન, જન્તુનાશક તથા પિત્ત અને કુષ્ઠનાશક ગુણો રહેલા હોય છે.

બજારમાં વેંચાતી અતિવિષ અને કલોંજી પણ આ વર્ગનાં છે.

**નોંધ**-એક વર્ગનાં વર્ણનમાં જેટલા ગુણદોષ લખાયલા હોય તેટલા બધા ગુણદોષ તે વર્ગની દરેક વનસ્પતિમાં હોતા નથી. તેમ દરેક વનસ્પતિમાં ખાસ એકજ ગુણદોષ પણ ભાગ્યેજ હોય છે. એક વર્ગની એકાદી વનસ્પતિમાં એકાદ ગુણદોષ પ્રધાનપણે હોય તો બીજા ગૌણ હોય છે. તેમજ એક વનસ્પતિનાં એકાદ અંગમાં એક ગુણદોષ પ્રધાનપણે તો બીજામાં એજ ગૌણ હોય છે. માટે ખરા અનુભવ શિવાય કોઈ પણ વનસ્પતિ ઔષધ તરીકે વાપરવી નહીં.

---

## વર્ગ-(રેનન્કયુલેસી)

### નંબર ૧.

**૧-શાસ્ત્રીયનામ**-Clematis triloba.

દૃષ્ટાન્ત-Hooker. Vol. I. page 3; Nairne. page 6; Watt. Vol. II. page 370; રૂગનાથજી નિઘંટસંગ્રહ, પાનું ૫.

**૨-દેશીનામ**-ત્રેખડોવેલો (પો); મોરવેલ (ગુ); मोरवेल, रानजाइ (म); मुर्हरी, घंटीआली, चुरहार (हिं); **मूर्वा**, मोरटा (सं).

**૩-વર્ણન**-મોરવેલના વેલા ઘણા લાંબા વધે છે. તે ઝાડવાંઓ અને ઉંચાં ઝાડોપર ચઢી જાય છે. પાન સાદાં અથવા સંયુક્ત અને બહુધા ખાંચીઆવાળાં હોય છે. ફૂલ ધોળાં અને ફલ અળસીના દાણા જેવાં ઘણાં બીજડાંઓ મળીને બનેલાં હોય છે, જેનો વ્યાસ $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ જેટલો હોય છે.

આ આખા વેલાપર ઘણુંકરી સૂક્ષ્મ ધોળા વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**-લાંબાં અને ઘણા ફાંટાઓવાળાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ભૂરા રાતા કે ફીકા લીલ રંગની હોય છે, તેપર ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટી હોય છે. કોમળ શાખાઓપર રૂંવાટી એટલી બધી ગીચ હોય છે કે, તેને લીધે એ શાખાઓ ધોળાસલેતા રંગની દેખાય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે, તેની ડીટડી $\frac{3}{4}$ ઇંચથી ૩ ઇંચ કે તેથી પણ લાંબી હોય છે. પાન સાદાં, તળિયે ગોળાઇ લેતાં પોહોળાં ને મથાળે સાંકડાં થતાં હોય છે. અથવા ત્રણ ત્રણ પાનના ત્રેખડાની પેઠે ત્રણ પાન ભેળાં આવેલાં હોય છે. તેની ડીટડી પણ લાંબી હોય છે. ને તે ત્રેખડામાંનું દરેક પાન (leaflet) ૧ થી ૩ ખાંચીઆવાળું ઘણુંકરી હોય છે. ડીટડીને મથાળેથી ૩ ઉભી નસો નીકળી દરેક પાનમાં ગયેલી હોય છે. પાન ૧ થી ૨$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને $\frac{3}{4}$ થી ૧$\frac{1}{2}$ કે ૨$\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તેની નીચેની સપાટીપર રૂંછાળ વિશેષ હોય છે.

**ઉપપાન**-હોતાં નથી.

**ફૂલ**-પુષ્પ ધારણકરનારી શાખાઓ ઘણુંકરી પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તેપર ધોળી રૂંવાટી ગીચોગીચ આવેલી હોય છે. પુષ્પપત્રો ઘણુંકરી પાન જેવાં હોય છે. ફૂલ ધોળા* રંગનાં ને ૧$\frac{1}{2}$ થી ૨ ઇંચ વ્યાસનાં હોય છે.

---

* એક જરમન વિદ્વાન લખે છે કે:-"એક ૧૦૦૦ ફૂલમાં ૨૮૪ સફેદ, ૨૨૬ પીળાં, ૨૨૦ લાલ, ૧૪૪ આસમાની, ૭૨ જાંબવાઇ, ૩૬ લીલાં, ૧૨ લીંબવાઈ, ૪ ખાકી, અને ૨ કાળાં થાય છે, અને દશમાં એક જાતના ફૂલમાં સુગંધી હોય છે.'

(નેટિવ ઓપિનિયન). **ડરબન.**

**ફૂલના** ઘણુંકરી નીચે પ્રમાણે રંગો હોય છેઃ-

૧ આતશીઆ-fire flamed colour. ૨ આશમાની-blue. ૩ ઉજળો-light. ૪ કાળો-black. ૫ કીરમજી-crimson. ૬ કપીલો-buff. ૭ ગુલાબી-rose. ૮ જાંબુવો-purple. ૯ પીળો-yellow. ૧૦ રાતો-red. ૧૧ લાલ-scarlet. ૧૨ લીલો-green. ૧૩ સફેદ-white. ૧૪ ભૂરો-brown. ૧૫ આભાસી-dark-red.

પુષ્પબાહ્યકોપ-નાં પત્રો ૪ થી ૬ હોય છે. તે પાંખડીઓ જેવાં દેખાય છે.

પુષ્પાભ્યન્તરકોપ-અર્થાત્ પાંખડીઓ હોતી નથી.

પુંકેસરો-ઘણાં, અને તેના તંતુઓ ઝીણા હોય છે.

સ્ત્રીકેસર-ગર્ભાશયના ગર્ભકોપ ઘણા, અને એક બીજાથી છૂટા હોય છે.

ફુલ-માં જુદાં જુદાં બીજડાં જેવા સૂક્ષ્મ ડીટીવાળા પાકી ગયેલા ગર્ભકોપ છૂટા છૂટા દેખાતા હોય છે. આ દરેક ગર્ભકોપ (આ જગોએ આપણે એને બીજડું achene કહીએ છઈએ)માં એકેકું બીજ હોય છે, અને કોપને મથાળે લાંબી દોરા જેવી પાતળી અને નરમ ધોળી રૂંછાળવાળી સ્ત્રીકેસરનલિકા (style) આવેલી હોય છે.

બીજ-દરેક ગર્ભકોપ અર્થાત્ બીજડું (achene) એજ બીજ છે. તે ૧½ થી ૨ લાઇન લાંબું, ૧ લાઇન વચમાં પોહોળું, મથાળે સાંકડું થતું, રતાસલેતા ભૂરા રંગનું ને સફેદ રૂંવાટીવાળું હોય છે.

૪-ઉપયોગી અંગ-પાન અને ડાંડી.

૫-ગુણદોષ-વિદાહી, જન્તુઘ્ન અને જ્વરનાશક.

૬-ઉપયોગ-એનાં પાનનો રસ દાદર ઉપર ચોપડવામાં આવે છે. ગામડીઆ લોકો જે જગોએ ડાંભ દેવો હોય, તે જગોપર મોરવેલના પાનના રસનો ચાંડલો કરે છે, એટલે તેપર દીધેલો ડાંભ એ ચાંડલાથી વધીને બહાર ફેલાતો નથી, એમ કહે છે.

"મૂર્વાનો વેલો દસ્ત લાવે છે, તે ગરમ છે. કફ, વાયુ, ઉલટી, છાતીના રોગ, પ્રમેહ, કોઢ, મેદરોગ, તાવ, મોઢાનો શોષ, ભ્રમ, ખરજ, તરસ, રક્તરોગ, એ સર્વેને મટાડે છે." (વૈ. રૂગનાથજી, જુનાગઢ)

૭-સ્થાનક-ડુંગરી પ્રદેશમાં ગીચ ઝાડીવાળી જગોમાં ઉગે છે. દક્ષિણ અને કોંકણમાં તે વિશેષ થાય છે.*

૮-વિશેષ વિવેચન-એના વેલામાં ત્રણ ત્રણ પાન ત્રેખડાની પેઠે આવે છે, માટે એને અહીં (પોરબંદર)ના લોકો ત્રેખડોવેલો કહે છે.

---

૨-NATURAL-O. ANONACEÆ.

વર્ગ-એનોનેસી-ઉમ અને સીતાફળનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષ:-

આ વર્ગમાં મ્હોટાં વૃક્ષો, ઝાડવાં અને વેલા થાય છે. આ વર્ગમાંની વનસ્પતિને પાન આંતરે આવે છે, તે સાદાં અને અખંડિતકોરવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુષ્પબાહ્યકોપનાં પત્રો ઘણુંકરી ૩ હોય છે. પુષ્પાભ્યન્તરકોપની પાંખડીઓ ૬ હોય છે. જ્યારે ૬ પાંખડીઓ હોય છે, ત્યારે તે ત્રણ ત્રણ પાંખડીઓની બે હારમાં ગોઠવાયલી હોય છે. ને કોઈવાર તેમાંની અંદરની એક હાર હોતી નથી. પુંકેસરો ઘણાં, અને પાસે પાસે આવેલાં હોય છે. તેના તંતુઓ ઘણા ટુંકા હોય છે, અથવા હોતા નથી. સ્ત્રીકેસરગર્ભાશય ૧ અથવા ઘણા હોય છે, અને તેના ગર્ભકોપ (carpels) જૂદા જૂદા (apocarpous) અથવા સંયુક્ત (syncarpous) થયેલા હોય છે, પણ તેનાં મુખ (stigmas) જૂદાં હોય છે. સ્ત્રીકેસરનલિકા ઘણી સૂક્ષ્મ હોય છે, અથવા હોતી નથી. આ દરેક ગર્ભકોપમાં ૧ અથવા વધારે ગર્ભપિંડ અગર બીજા બોલમાં બોલીએ તો આદિ-બીજ (ovules) હોય છે. ફલ ૧ અથવા ઘણા ગર્ભકોપવાળું હોય છે. એમાંના ગર્ભકોપ એક બીજાથી છૂટા અથવા સંયુક્ત હોય છે. અને તેમાં ૧ અથવ વધારે બીજ હોય છે. બીજ મ્હોટાં ને કઠણ હોય છે. તેના ઉપરનું કવચ અથવા છાલ (testa) બટકણી અથવા ચીવટ હોય છે.

આ વર્ગની વનસ્પતિ ગર્ભનાશક, જન્તુઘ્ન, વિદાહી, કફકારક અને પૌષ્ટિક ગણાય છે.

રામફળ, આસુપાલવ અને લીલોચંપો જે બાગોમાં વાવવામાં આવે છે, તે પણ આ વર્ગની વનસ્પતિ છે.

## વર્ગ-(એનોનેસી.)

### નંબર ૨.

૧-શાસ્ત્રીય નામ-Polyalthia cerasoides.

દૃષ્ટાન્ત-H. I. p. 63; N. p, 8; Watt. VI. part. I. p. 313.

૨-દેશી નામ-ઉમ, ઉમડાંનું ઝાડ (પો + ગુ); हुम, हुबीन (म); कुदुमि (हिं).

૩-વર્ણન-ઉમનાં ઝાડ બરડાડુંગરમાં ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં વધે છે. પણ બીજી જગોએ તે ૩૦ થી ૫૦ ફીટ ઉંચા જોવામાં આવે છે. એનું થડ ઘણુંકરી સીધું અને ગોળ હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન લાંબાં અને અણીઆળાં હોય છે. ફૂલ ફીકાં લીલાં ને જાંબુડા રંગનાં ચૈત્ર, વૈશાખમાં આવે છે. અને ફલ શ્રાવણ, ભાદરવામાં પાકી જાય છે.

મૂળ-એનાં મૂળ ઝાડ અને જમીન પ્રમાણે લાંબા અને જાડાં થાય છે. તેમાંથી જાડા અને ઝીણા ઘણાં ફાંટાઓ ફુટી આડા અવળા ફેલાયલા હોય છે. મૂળની છાલ દાણાદાર, બટકણી અને રંગે પીળી અથવા ભૂરી હોય છે. તેપર પાતળી ભૂરા કે કાળા રંગની ફોતરી હોય છે. જે નખવતી ખરપવાથી ઉચડી જાય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેની અંદરનું લાકડું રંગે પીળું

* પોરબન્દર સ્વસ્થાનમાં મ્હોટા હડિયા અને માલેક ડુંગરપર તેમાં પણ વિશેષે કરીને મોરચોપડાંની ઝરને કાંઠે ઉગે છે.

ને સછિદ્ર દેખાય છે. વાસ આંબાની ખાકટી જેવી સુગંધિત અને સ્વાદ ખાટો, તુરો તથા પાછળથી કડવો અને ઉગ્ર લાગે છે,

**ડાંડી અને શાખાઓ**–ઉમનું થડ ૪ ઈંચથી ફુટ કે ૨ ફીટ વ્યાસનું હોય છે. તેનો રંગ ભૂરો કે ભસ્મી હોય છે. તેની છાલપર ઉભા ચીરા પડેલા હોય છે. તેની અંતરછાલ રેસાવાળી મજબૂત પણ બટકણી હોય છે. તેનો રંગ પીળો, રાતો કે ભૂરો અથવા એ ત્રણે રંગ મિશ્રિત હોય છે. શાખાઓ ફીકા કે ભૂરા ભસ્મી રંગની હોય છે. તે ઉપર ધોળા રંગનાં છાપાં અને સૂક્ષ્મ છાંટણાં હોય છે. અતિ કોમળ શાખાએ-નરમ અને પીળાસપર લીલા રંગની હોય છે. અને તો પર સૂક્ષ્મ ભૂરા તપખીરીઆ રંગના વાળની રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તેની ડીટડી જરા જાડી અને ઘણી ટુંકી હોય છે. પાન લંબગોળ ભલ્લાકૃતિનાં, ટેરવે બહુધા બુઠ્ઠી અણીવાળાં અને તળિયે ગોળાઈલિતાં જરા સાંકડાં થતાં કે જરા ખાંચવાળાં હોય છે. તે ૩ થી ૮ ઈંચ લાંબાં અને ૧½ થી ૩ ઈંચ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની અને નીચેની પીળાસપર લીલા રંગની હોય છે. ઉપરની સપાટી કરતાં નીચેની સપાટી વિશેષ ચળકાટવાળી હોય છે. ઉપરની સપાટી લીસી અને નીચેનીપર ભૂરી રૂંછાળ હોય છે. કોમળ પાન પીળાસપર લીલાં રંગના અને બન્ને સપાટીએ ખરસટ રૂંવાટીવાળાં હોય છે. પાનમાંની નસો બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. અને એ નસોવચ્ચેનું જાળીકામ **આઈગ્લાસ** (નહાની વસ્તુને મ્હોટી દેખાડનાર કાચ)માં જોવાથી પારદર્શક જેવું દેખાય છે.

**ફૂલ**–પાનની સામી બાજુએથી અથવા કોઇવાર પત્રકોણને જરા ચાતરીને નીકળેલી સૂક્ષ્મ જાડી સળીપર ઘણું કરી ૧ થી ૩ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી પીળાસપર લીલા રંગની, પાતળી, નરમ, ભૂરી રૂંવાટીવાળી, નીચી નમતી ને ૧ થી ૪ ઇંચ લાંબી હોય છે. ફૂલનો વ્યાસ ૧ થી ૧½ ઇંચ જેટલો ને તેની વાસ ખટાશલેતી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૩ હોય છે. તે પાંખડીઓ કરતાં ટુંકાં હોય છે, એ કોપનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે, એનાં ત્રણે પત્રો ફૂલ ઉઘડ્યા પછી નીચાં વળીજાય છે. એ પત્રો તળિયે પોહોળાં ને મથાળે સાંકડાંથતાં હોય છે. એનો રંગ પીળાસપર લીલો અને એ પર ભુરા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૬ હોય છે, તે બે હારમાં ગોઠવાયલી હોય છે. તેમાં ૩ પાંખડીઓ સાંકડી અને ૩ પોહોળી હોય છે. સાંકડી ૩ પાંખડીઓ પુષ્પબાહ્યકોપનાં પત્રોથી આંતરે, અને પોહોળી ૩ પાંખડીઓ એ પત્રોની સામે આવેલી હોય છે. ૩ પોહોળી પાંખડીઓ ૪ થી ૫ લાઇન* લાંબી અને ૩ લાઇન પોહોળી હોય છે. પાંખડીઓનો રંગ પ્રથમ ફીકો કે પીળાસલેતો લીલો હોય છે, પણ પાછળથી પોહોળી ૩ પાંખડીઓનો રંગ જાંબુડો થઇ જાય છે, અને એ ૩ પાંખડીઓ સાંકડી ૩ પાંખડીઓ કરતાં વિશેષ લાંબી થઇ જાય છે. આ સઘળી પાંખડીઓપર બન્ને સપાટીએ ભૂરી રૂંવાટી આવેલી હોય છે. પાંખડીઓ જરા જાડી અને ટેરવે સાંકડી હોય છે. તેમાં જાંબુડા રંગની મ્હોટી દરેક પાંખડીની વચ્ચોવચ્ચ અંદરની બાજુ ૧ ઉભી ને જાડી સળંગ નસ હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે, તે ફૂલની પાંખડીઓથી ટુંકાં અને તેઓની વચમાં કુંડાળાં પેઠે પાસે પાસે આવેલાં હોય છે, એના પરાગકોષ ફીકા ધોળા રંગના હોય છે.

**સ્ત્રીકેસરો**–પણ પુંકેસરોની પેઠે ઘણાં હોય છે, અને તે પુંકેસરોનાં કુંડાળાંની વચમાંથી તેઓથી જરા ઉંચાં દેખાતાં આવેલાં હોય છે. એના ગર્ભકોષ લીલા રંગના સૂક્ષ્મ રૂંવાટીવાળા, અને એનાં મુખ ચીકાસવાળાં ને ચળકતાં હોય છે.

**ફલ**–એકજ ફૂલમાં ઘણા ગર્ભકોષ આવવાથી અને તે વળી એક બીજાથી છૂટા છૂટા હોવાથી એ દરેક ગર્ભકોષ આગળ જતાં એક જૂદાં જૂદાં ફલનું રૂપ ધારણ કરે છે. એટલે એકજ ફૂલની ડીટડીપર એકજ ફૂલનું પરિણામ ઘણાં ફલ થાય છે. હવે એ દરેક ફલ જૂદી જૂદી ડીટીપર પાસે પાસે આવી સામટી રીતે એક દ્રાક્ષના ઝુમખા જેવાં દેખાય છે. ફૂલની ડીટડી જે ફૂલ ઉઘડતી વખતે એક દોરા કે ઝીણી સુતળી જેવી પાતળી ને નરમ હોય છે, તે હવે ફલ પાકતી વખતે સુતળીથી લગભગ સ્લેટપેન જેવી જાડી ને સખ્ત થઈ જાય છે. ને તેને મથાળે આવેલી ફલની ડીટીઓ બહુધા એથી પણ જરા જાડી દેખાય છે. આ દરેક ફલની ડીટી ½ થી ૧ઇંચ લાંબી હોય છે, ફલનો વ્યાસ ૧થી ૧½ ઇંચ જેટલો હોય છે. તે ગોળાઇ લેતાં તોપણ ડીટી પાસે સ્હેજ સાંકડાં હોય છે. તે પાકાં રાયજાંબુ જેવાં ઘેરા રાતા કે કાળા રંગનાં હોય છે. તેની સપાટી લીસી, ચળકતી અને તેપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. એ ફલની અંદર રાતો ગર હોય છે. અને એ ગરમાં ૧ થી ૩ બીજ હોય છે. ફલનો સ્વાદ ખટમધુરો હોય છે, તોપણ તે પાછળથી જરા ગળચટો લાગે છે.

**બીજ**–૪ થી ૫ લાઇન લાંબાં અને ૩ થી ૪ લાઇન પોહોળાં હોય છે. તે સ્હેજ વાંક વળતાં ને તેના બન્ને

* $\frac{1}{12}$ ઇંચ એટલે ૧ લાઈન.

છેડા ગોળાઇલેતા હોય છે. તેપરની છાલ ફીકા ધોળા કે ભૂરા રંગની હોય છે, ને તે ચીવટને પાતળી હોય છે.

**૪-ઉપયોગી અંગ**-થડ, પાન અને ફ્લ.

**૫-ગુણદોષ**-વિદાહી, જન્તુઘ્ન અને કફકારક.

**૬-ઉપયોગ**-ઉમના થડની અંતરછાલ વાટીને વાળાના સોજાપર તેમ જ ઢોરનાં નહિ રૂઝાતાં કચકચતાં ચાંદાં અને ભાઠાંઓપર બાંધવામાં આવે છે. ઉમનાં પાનપર એરંડીયું તેલ લગાડી તેને જરા ગરમ કરી વાળાના સોજા ઉપર લગાડવામાં આવે છે. એનાં પાનને વાટી તેની થેપલી ઢોરનાં ભાઠાંઓમાં જીવાત પડેલી હોય, તો રબારી લોકો તેપર બાંધે છે. ઉમની છાલમાંથી ટુંકા રેસા નીકળે છે, જેમાંથી સાધારણ દોરી દોરડાં બનાવી શકાય છે. ઉમનું લાકડું સખ્ત અને ટકાઉ હોય છે. તે ખેતીવાડીના ઓજારો બનાવવાના કામમાં વપરાય છે. તેમજ ખેડુ લોકોનાં સાધારણ ઘરમાં માલવડા અને વળીઓની જગોએ પણ એનાં લાકડાં વપરાય છે. ઉમનાં ફ્લને **ઉમડાં** કહે છે. તે પાકે છે ત્યારે રબારી અને બીજાં ગરીબ લોકો ખાય છે. તે પૌષ્ટિક ગણાય છે. પણ વિશેષ ખાધામાં આવે તો કફ અને ભ્રમ કરે છે.

**૭-સ્થાનક**-એનાં ઝાડ ઘણુંકરી ડુંગરી જમીનમાં ઉગે છે. એ બીહારથી ત્રાવણકોર સુધી સાધારણ રીતે થાય છે.*

**૮-વિશેષ વિવેચન**-ઉમનાં ફ્લને **ઉમડાં**, અને ઉમરા અથવા ઉંબરાનાં ફ્લને **ઉમરાં** અથવા **ઉંબરાં** કહે છે. **ઉમડાં** જાંબુ જેવાં કાળાં થાય છે અને ઉમરાં ( ગુલર ) અંજીર જેવાં થાય છે.

---

૩-N-O-Menispermaceæ.

**વર્ગ-મેનિસ્પરમેસી**-ગળો અને વેવડીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં વિશેષે કરીને વેલાઓ થાય છે. તેની ડાંડીનો આડો કાપ કરી જોતાં તે અંદરથી ચક્રાકાર દેખાય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે આવે છે. તે અખંડિતકોરવાળાં અથવા ખુણીઆખાંચીઆવાળાં તરેહવાર આકારનાં હોય છે. ને ઘણુંકરીને ડીટડી પાસે તેની કોર ખાંચીઆવાળી અથવા ડીટડીથી આગળ વધેલી(peltate) હોય છે. ઉપપાન હોતાં નથી. **નર** અને **માદાફૂલો** જૂદા જૂદા વેલાપર અથવા જૂદાં હોય છે. અને તે બારીક ફીકા લીલા કે પીળાસલેતા રંગનાં હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો અને પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ઘણુંકરી ૬ હોય છે. અને પુંકેસરો પણ બહુધા તેટલાં જ હોય છે. સ્ત્રીકેસર ઘણુંકરી ૩ ગર્ભાશયવાળી હોય છે. ને તે દરેકમાં બહુધા એકેકું આદિબીજ હોય છે. અને તે અડધાં અંદર વળેલાં (amphitropous or half-inverted ) હોય છે. કોઇવાર નરફૂલમાં ખોટા ગર્ભાશય હોય છે. અને ઘણીવાર માદાફૂલમાં ખોટાં પુંકેસરો પણ આવેલાં હોય છે. ફ્લ નાહાનાં હોય છે, અને તે પાકે છે ત્યારે રાતા, જાંબુડા, કે કાળા રંગનાં થઇ જાય છે. બીજ અણીઆળાં અથવા અડદના દાણાની એક ફાડ જેવા આકારનાં હોય છે, અને તે ઘણુંકરી વાંકાં વળેલાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં **ઝેરી,** માદક, ચિરગુણકારી પૌષ્ટિક, ઉપલેપક તથા જ્વર, કફ, પિત્ત અને કૃમિઘ્ન તથા મૂત્રલ અને પૌષ્ટિક ગુણો રહેલા છે.

આ વર્ગની કેટલીક વનસ્પતિમાં ગુંદર જેવો ચીકણો રસ અને ચોખાના સતને મળતો પદાર્થ ભરેલો હોય છે.

બજારમાં વેંચાતી **કાકમારી** અને **કોલંબાકાચરા** એ પણ આ વર્ગની વનસ્પતિ છે.

## વર્ગ-(મેનિસ્પરમેસી).

### નંબર. ૩

**૧-શાસ્ત્રીય નામ**-Tinospora cordifolia.

દૃષ્ટાન્ત-H. I. p. 97; N. p. 10; Watt-VI. part. IV. p. 63; રૂ. નિ. પા. ૧.

**૨-દેશીનામ**-ગળો, ગળોનોવેલો ( પોરગુ ); गुलवेल, अंबारवेल, गरुडवेल (म); गिलोय, गुरच, गुडंचा, गुलबेल (हिं); गुडूची, अमृता (सं).

**૩-વર્ણન**-ગળોના વેલા જોકે બારેમાસ જોવામાં આવે છે, તોપણ તે ચોમાસે વિશેષ ઉગી આવે છે. તે જમીનપર પથરાયલા અથવા ઝાડવાં વગેરેની ઓથ મળે તો તેપર ચઢેલા હોય છે. એમાં શાખાઓ થોડી નીકળેલી હોય છે. પણ વેલાની ડાંડી પાંસરી અથવા ગુંછળાંની માફક આડી અવળી વળી ઝાડવાંઓમાં વીંટળાયલી હોય છે. એના વેલા ઝાડવાંઓપર ઘણા ઉંચા ચઢી જઇ ડાંડીમાંથી ઝીણાં સુતળી જેવાં લાંબાં વડવાઇની પેઠે મૂળ મુકે છે. જે નીચાં જમીનમાં ઉતરી પાછા તેમાંથી સ્વતંત્ર વેલા થઈ જાય છે. ગળોનાં પાન પારસપીપળાનાં પાન જેવાં હોય છે, તે શિયાળે ખરી જાય છે. **નર** અને **માદા**-ફૂલ જુદા જુદા વેલાઓપર આવે છે. તે પીળાસપર લીલા

---

* પોરબંદર સ્વસ્થાનમાં ઉમનાં ઝાડ બરડાડુંગરમાં ઘણાં સાધારણ ઉગે છે. પણ ઘણુંકરીને ડુંગરોના ઉંચા પડઘારા, ખીણો, અને ઝરણાંઓ કાંઠે તે વિશેષ જોવામાં આવે છે. અને પોરબંદર તલપતના રાજવાડી અને બીજા બાગોમાં તે ક્વચિત વાવવામાં આવે છે.

બરડા ડુંગરના રબારી અને ખાપટગામના કોલી લોકો ઉમનાં પાકાં ફ્લ ( ઉમડાં ) ડુંગરમાંથી લાવી પોરબંદરના ખારવા આદિ ગરીબ લોકોમાં વેચે છે.

રંગનાં અને સૂક્ષ્મ હોય છે. તે ઉન્હાળો બેસતાં ને ચોમાસે આવે છે. ફલ ગોળાઈલિતાં પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે રાતા રંગનાં થઈ જાય છે. ને તે શિયાળો બેસતાં પાકી જાય છે.

**મૂળ**–સુતળીથી આંગળી કે અંગુઠા જેવું જાડું થાય છે. તેમાંથી કેટલાક પાતળા ફાંટાઓ નીકળી ઘણા લાંબા ગયેલા હોય છે. મૂળપરની છાલ સફેદ ને તેપરની ફોતરી ઘેરા ભુરા રંગની ને ઘણી પાતળી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સફેદ અને ચક્રાકાર દેખાય છે. તે નરમ અને રેસાવાળું હોય છે. તેને કાપ્યા પછી તેનો સફેદ રંગ તરત બદલાઈ રતાસલેતો ભૂરો થઈ જાય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો, ફીકો અને પાછળથી ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એના વેલા મૂળ જેવા જાડા થાય છે. તેની ઉપરની છાલ પાતળી ફોતરી જેવી ભૂરા કે ભસ્મી રંગની હોય છે. એની ડાંડી જેમ જેમ પાકીને જાડી થતી જાય છે તેમ તેમ તે ઉપરથી ખડબચડી અને અંદરથી પોચી થતી જાય છે. ઘણીવાર એની ડાંડીપરથી પાતળી ફોતરીઉતરતી જોવામાં આવે છે. એની ડાંડીપર સૂક્ષ્મ ગ્રંથિઓ અને વખતે સફેદ છાંટણાં હોય છે. એની ભૂરીફોતરીનીચેની છાલ લીલા રંગની, લીસી ને રસભરી હોય છે, ને તેપર સૂક્ષ્મ બિન્દુઓની બાનક હોય છે. ડાંડીનો આડોકાપ કરી જોતાં તેની અંદર વચોવચ એક ચક્ર દેખાય છે. એ ચક્રનો વચલો ભાગ લીલા રંગનો સછિદ્ર અને પોચો હોય છે, અને એ લીલા ભાગની બાજુએ ધોળાસલેતા રંગના સછિદ્ર રેસા ચક્રકાર આવેલા હોય છે. ગળોની કોમળ શાખાઓ ફીકા લીલા રંગની અને લીસી હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને કડવો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. ગીચ જંગલોમાં એનાં પાન ૪ થી ૬ ઈંચ લાબાં અને ૩ થી ૫ ઈંચ પોહોળાં થાય છે, ને ડીટડી ૩½ થી ૪½ ઈંચ લાંબી હોય છે. પણ સાધારણ ખુલ્લી જગોએ પાન ૨ થી ૪ ઈંચ લાબાં ને ઘણુંકરી તેટલાં જ પોહોળાં હોય છે. ગીચ જંગલોમાં એનાં પાન કુમાસવાળાં અને પાતળાં હોય છે, અને તેમાં ચીકાસ અને કડવાસ ઓછી હોય છે. જ્યારે સાધારણ ખુલ્લી જગોમાં એનાં પાન કુમાસે જાડાં ને તેમાં ચીકાસ અને કડવાસ વધારે રહેલી હોય છે. પાનનો આકાર પીપળા કે પારસપીપળાના પાનના આકાર જેવો હોય છે. તેની ઉપરની સપાટી લીલી ને નીચેની ફીકા રંગની હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**ફૂલ–નરફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ લીલા રંગની, લીસી, ચળકતી, ૨ થી ૪ પાસે પાસે આવેલી હોય છે. તે પત્રકોણમાંથી અથવા ખરીગયેલ પાનની વેલાપર રહીગયેલ ગ્રંથિયો પાસેથી નીકળેલી હોય છે. તે ઘણુંકરી પાનથી લાંબી હોય છે, અથવા પાન જેટલી કે તેથી ટુંકી પણ હોય છે. એ સળીઓપર સૂક્ષ્મ ફૂલોની નાહાની ગુમખીઓ આવેલી હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે. ફૂલ એક જ બિન્દુપરથી ઘણાં નીકળેલાં હોય છે. ફૂલની કળી તળિયે સાંકડી, ઉપર જતાં પોહોળી, ને ટેરવે બુઠ્ઠી હોય છે. એટલે એ કળીઓ સુક્ષ્મ ધુવરીના આકાર જેવી સુંદર દેખાય છે. ફૂલનો વ્યાસ ⅙ ઈંચ જેટલો હોય છે, ને તે પીળાસલેતા લીલા રંગનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૬ હોય છે. તે બે હારમાં ગોઠવાયલાં હોય છે. બહારની હારનાં ૩ પત્રો ટુકાં અને અંદરની હારનાં ૩ પત્રો તેથી લાબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પણ ૬ હોય છે. તે તળિયે સાંકડી ને મથાળે પોહોળી હોય છે, ને તે પણ બે હારમાં ગોઠવાયલી હોય છે. તેમાં બહારની હારની ૩ પાંખડીઓ અંદરની પાંખડીઓ કરતાં મ્હોટી હોય છે. આ છએ પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં અંદરનાં ૩ મ્હોટાં પત્રો કરતાં ઘણી નાહાની ને તે ત્રણ પત્રોની વચોવચ આવેલી હોય છે.

**પુંકેસરો**–૬ હોય છે. જેમાનાં ૩ બહારની પાંખડીઓ પાસેથી ને ૩ અંદરની પાંખડીઓ પાસેથી નીકળેલાં હોય છે. એ છયે પુંકેસરો જૂદાં દેખાતાં ને તે પાંખડીઓની સામાં આવેલાં હોય છે, તે પાંખડીઓથી લાબાં અને પુ૦ બા૦ કોષનાં મ્હોટાં પત્રોથી ટુકાં હોય છે. તેના તંતુઓને મથાળે બે પોલવાળા,પીળા રંગના પરાગકોષ સ્પષ્ટ દેખાતા આવેલા હોય છે,

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદાફૂલ**–માદાફૂલો ધારણ કરનારી સળીઓ પણ નરફૂલો ધારણ કરનારી સળીઓની પેઠે પત્રકોણમાંથી અથવા ખરીગએલ પાનની રહેલી ગ્રંથિપરથી નીકળે છે, તે નરફૂલ ધારણ કરનારી સળીઓ કરતાં ટુંકી હોય છે, અને તે બહુધા અફેકી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નરફૂલના જેવો.

**પુષ્પાભ્યન્તરકોષ**–નરફૂલના જેવો.

**પુંકેસરો**–૬–ખોટાં*

**સ્ત્રીકેસર**–ગર્ભાશય ૩, નલિકાગ્રમુખ ફાંટાઓવાળાં હોય છે.

* જ્યારે પુંકેસરના પરાગકોષ પૂર્ણ સ્થીતિએ આવી પરાગરજ પેદા કરી શકતા નથી ત્યારે તે પુંકેસરો ખોટાં ( staminodes ) કહેવાય છે.

ફૂલ–ની નાહની ઝુમખીઓ આવે છે. એક જ ફૂલનું પરિણામ ૩ ફલ થાય છે. અર્થાત્ એક સ્ત્રીકેસરમાં ૩ ગર્ભાશય જૂદા જૂદા હોવાથી ૩ જૂદાં ફલનું રૂપ ધારણ કરે છે. ફલની ડીટી ½ ઇંચ લાંબી હોય છે. તે પણ ત્રણ ત્રણ ફલ પાસે પાસે આવેલાં હોય છે. પણ ઘણીવાર આ ત્રણ ફલને બદલે એક જ ફલ પૂર્ણ સ્થિતીએ આવે છે. ને પાસેનાં બે કાચી અવસ્થાયેજ ખરી જાય છે. જેથી ડીટીપર આવેલ પડઘીની ઉપર ખરીગએલાં ફલના માત્ર ચાંડલા રહીગએલા જોવામાં આવે છે. કોઈવાર બે ફલ પૂર્ણ અવસ્થાયે આવે છે, ને એક કાચું જ ખરી જાય છે.

ફલ લીસાં, ચળકતાં, પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે રાતા રંગનાં થઇ જાય છે. તે ગોળાઇ લેતાં ને એક બાજુથી જરા વાંકવળેલાં હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ફલની સપાટીપર ધોળા રંગની સૂક્ષ્મ બાનક હોય છે. તે મરીના દાણાથી કંઇક મ્હોટાં હોય છે. ફલનો સ્વાદ ચીકણો ને કડવો હોય છે.

**બીજ**–સફેદ અને ધોળાં મરી જેવડાં હોય છે, તેની ઉપરની બાજુ ઢાળ ને નીચેની બાજુએ વચ્ચોવચ્ચ ખાડો હોય છે. તેને ઉપરની બાજુએ એક લાંબી નસ હોય છે, ને તેની બાકીની સપાટી ખડબચડી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, ચિરગુણકારી પૌષ્ટિક, ઉપલેપક અને જ્વર, કફ તથા પિત્તઘ્ન, વિષહર અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–ગળોનું મૂળ સર્પડંસ ઉપર ઉલટી કરાવવા માટે પાય છે. એ ગળતા કોઢ ઉપર પણ અપાય છે. એના વેલાનો કાઢો તાવ, નબળાઈ, કમળો, ચામડીનાં દરદ, સંધિવા, મૂત્રપિંડ અને મૂત્રાશયની વ્યાધિ, પ્રમેહ, પ્રદર અને અજીર્ણ ઉપર અપાય છે. એનો કાઢો અને સ્વરસ વિસ્ફોટક ઉપર ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે. ગળોના વેલાને સુકાવી તેના કકડા અડધકચરા કરી ટાઢા પાણીમાં બાર કલાક પલાળી રાખી પછી તે પાણી ગાળીને પિત્ત વિકારના તાવ ઉપર પવાય છે; તેમ બરેલ અને મુંઝારાની ગાંઠ-વાળાને પણ એ પાણી અપાય છે. એના તાજા વેલા અથવા પાનનો સ્વરસ કફ અને ક્ષયના વ્યાધીવાળાને તેમ જ ગુરદાના દરદીને પવાય છે. એકાંતરિયા અને ચોથીઆ તાવપર એનો કાઢો ઘણો ગુણકારી મનાય છે. એના તાજા વેલાને છુંદી, વાટી, તેની અંદર બીજાં વસાણાં નાંખી, મીઠા તેલમાં ઉકાળી એનું તેલ બનાવવામાં આવે છે. તે તેલ લોહી વિકારને લીધે ચામડી ફાટી જતી હોય, તેવાં ચામડીનાં દરદોપર ચોપડવામાં આવે છે. ગળોના વેલામાંથી ગળોનો **સત** કાઢવામાં આવે છે, જે પૌષ્ટિક ગણાય છે. તે દૂધ અને સાકર સાથે ઉકાળી ઘણા લોકો પીએ છે. ગળોનાં કોમળ પાન બળતરા કરતાં ગુંબડાં ઉપર બંધાય છે, તેથી તેમાંની બળતરા ઓછી થાય છે.

ગળોના વેલામાંથી વડવાઇ જેવાં જે મૂળિયાં નીકળે છે, તે દોરીની જગોએ ભારી બાંધવાના કામમાં જંગલી લોકો વાપરે છે. ગળોની જાડી ડાંડીનો ઉકાળો તાવ અને નજલાની બીમારીપર વિશેષ ફાયદો કરે છે. કમળાની માળા ગળોની ડાંડીના કકડાઓની બનાવવામાં આવે છે. તે પેહેરવાથી કમળો ઉતરી જાય છે, એમ મનાય છે.

આર્ય ઔષધમાં ગળોની બનાવટઃ–

"૧–અમૃતાષ્ટક, ૨–પંચભદ્ર, ૩–ગળોસત્વ, ૪–ગડૂચિસ્વરસ. (એમ ચાર આપેલી છે), તેનો ગુણ શમન, જ્વરઘ્ન, પિત્તશામક, શીતળ, પૌષ્ટિક, મૂત્રલ અને શોધક.

ગળો અત્યંત સરસ **શમન** દવા છે. આર્ય આયુર્વેદવેત્તાના મત પ્રમાણે દરેક રોગમાં વાત, પિત્ત અને કફ એ ત્રણેમાંથી કોઇ એકનો અગર કોઇ બેનો સંયુક્ત અગર તે ત્રણેનો સંયુક્ત પ્રકોપ થવાનાં ચિહ્ન મળી આવે છે. ગળો શમન હોવાને લીધે તે ત્રણે પ્રકૃતિને સરખી રાખે છે. જેનો પ્રકોપ થયો હોય, તેને બેસાડે છે, અને જેનું જોર દબાઈ ગયું હોય, તેને પ્રદિપ્ત કરે છે. જેથી તે ત્રણે પ્રકૃતિને સમાન રાખનાર હોવાથી, તેમાં શમન ગુણ છે, એમ માનવામાં આવ્યું છે. આવી રીતનો શમન ગુણ બીજી એકે દવામાં નથી. જેમ સાજા માણસને ખોરાક છે, તેમ માંદા માણસને ગળો ખોરાકરૂપ છે. કોઇપણ પ્રકૃતિને તે માફક ન આવે તેમ બનતું જ નથી. ગળોના ગુણ આવા સરસ હોવાને લીધે વૈદ્યોએ તેને **અમૃતા** અથવા **અમૃતવલ્લી** એવું નામ આપ્યું છે.

તમામ જાતના વિષમજ્વરમાં ગળો બહુ સરસ છે. **કવીનાઈન** ફક્ત વિષમજ્વરમાં જ ઉપયોગી છે. ગળો વિષમજ્વરમાં, પિત્તજ્વરમાં અને બીજા સંયુક્ત પ્રકૃતિના પ્રકોપવાળા જ્વરમાં પણ, ફાયદો કરે છે. ઉષ્ણપૂર્વ વિષમજ્વરની અંદર કવીનાઇનની તેવી અસર નથી. તેમાં ગળો ઘણી સરસ દવા છે.

સન્નિપાતજ્વરમાં પણ તે અપાય છે. તેથી ઉલટી વગેરે બેશી જાય છે, જીર્ણજ્વરમાં ગળો અપાય છે. ક્ષયના જ્વરમાં ગળો સારૂં કામ કરે છે. તે દરદીને કૌવત આપે છે અને અનાજનું વધારે પાચન કરે છે. ગળોનો રસ મધની સાથે પીવાથી કમળો દૂર થાય છે. તેમ જ ગળોના સ્વરસને સાકર સાથે પીવાથી ઉનવા, પ્રમેહ વગેરે હરે છે, મગજની અંદર રેહેતી ગરમી,

આંખની ગરમાઇ તેમ જ તાજેતર ફૂટી નીકળતા પિત્ત પ્રકોપવાળા ત્વક્દોષની અંદર ગળોનો સ્વરસ અપાય છે. વાતરક્તના સખ્ત દાહમાં ગળોનો સ્વરસ પીવાથી ફાયદો થાય છે. પિત્ત પ્રકોપને લીધે ઉલટી થતી હોય, તો ગળોનો સ્વરસ અપાય છે. તેમ જ તડકામાં રખડવાથી થએલા ઝાડામાં અને રક્તપિત્તમાં ગળો સારૂં કામ કરે છે, નસ્કોરી ફૂટતી હોય, ત્યારે ગળોનો સ્વરસ થોડા દિવસ પીવાથી તે બંધ થાય છે. ગળોનો સ્વરસ અમ્લપિત્તની અંદર ફાયદો કરે છે, તે પીવાથી આધાશીશી મટે છે.

માત્રા:–ગુડુચી સ્વરસ ૨ તોલા, ગળો સત્વ ૧ થી ૨ વાલ," (ડા. વી. ઝી.)

"ગળો અતિસારને હરનાર, બાળકના રોગને મટાડનાર, કૃમિ (અને મૂત્ર) કૃચ્છ્રનો નાશ કરનાર તથા વાતરક્ત, મેદ વગેરે દરદોનો નાશ કરનાર છે. તે ઘીના યોગથી વાતને, ગોળના યોગથી પિત્તને, મધના યોગથી કફને તથા તેલ સહિત સુંઠના યોગથી આમવાતને મટાડે છે. રાવણે મારેલા વાંદરાઓને જીવતા કરવા સારૂ દેવતાઓએ પ્રસન્ન થઇ, તે ઉપર અમૃતની વૃષ્ટિ કરી, તેના છાંટા નીચે પડવાથી તે તે સ્થળોમાં ગળોની પેદાશ થઇ, અને તેથી કહેવાની મતલબ એટલી જ છે કે, તેની ઉત્પત્તિ અમૃતમાંથી છે. તેની ઉત્પત્તિ વિષે હાલના જમાના પ્રમાણે શંકા લઈ શકાય છે. પરંતુ તેનો ગુણ તો અમૃતના જેવો જ છે, એમ કહેવામાં જરા પણ શંકા નથી. તે રસાયનરૂપ છે. પાંડુરોગ, શ્વાસ, હરસ તથા છાતીનાં દરદો ઉપર પણ, તેનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે, અને તેનું પરિણામ પણ ઘણું સારૂં આવે છે. ગળો દરેક વૃક્ષપર થાય છે. તોપણ આંબો વડ અને લીંબડો એ ઉપર વધેલી ગળો ઉત્તરોત્તર વધારે ગુણકારી છે. બાવળ બોરડી વગેરે વૃક્ષોપર થયેલી ગળો જરા કમતી ફાયદાકર્તા છે. અમારો મત તો એવો જ છે કે બધી ગળો એક સરખી રીતે ફાયદાકર્તા જ છે.

**ગળો સત કાઢવાની રીત**–"ગળોના બહુ ઝીણા તેમ જ બહુ જાડા પણ વેલા નહિ લેતાં વચલા વાંધાના વેલા લઇ તેનો છુંદો કરી તેને પુષ્કળ પાણીમાં પલાળવો, અને ખૂબ પાણી સાથે મસળવો. ખૂબ મસળ્યા પછી તે કુચો કાઢી નાંખવો; અને પાણીને ગાળી લેવું. પછી તે પાણીને આછરવા દેવું. પાણી આછરી રહે એટલે ઉપરનું પાણી કાઢી નાંખવું અને વાસણને તળિયે બેઠેલો સફેદ પદાર્થ લઇ લેવો. જરા પાણીવાળો હોય તો હવામાં રાખવાથી અથવા તડકે રાખવાથી તે સુકાઇ જશે. આ પદાર્થ ગળોનું **સત્વ** કહેવાય છે. તરત મસળી તરત કાઢેલું ગળોનું સત્વ ઘણું થોડું નીકળે છે. પણ તે ઘણું સાફ નીકળે છે. બીજે દિવસે કાઢેલ સત્વ ઘણું પણ કાળું નીકળે છે. સત્વ સારૂં તો ઉનાળાની ઋતુમાં જ નીકળે છે. સત્વ કાઢવાની બીજી કોઇ પણ રીત સારી નથી જ.

ગળોનું બારીક ચૂર્ણ એક સો તોલા અને ગોળ, મધ અને ઘી એ દરેક સોળ સોળ તોલા સાથે મેળવી તેમાંથી હમ્મેશ થોડું થોડું ખાવામાં આવે, તો ખાનારને કોઇ પણ જાતનો વ્યાધિ કે ઘડપણનો ભય રહેતો નથી. આ પ્રયોગના સેવનથી પુરૂષ બુદ્ધિમાન થાય છે અને સો વર્ષ જીવે છે." (વૈ. શા. મ. ગો.)

"ગળોનો વેલો કડવો, તુરો ગરમ હોય છે. દાહને, તરશને, ફેરને, પથરીને, હરસને, પતને, ખરજને, રતવાને એ સર્વે રોગને મટાડે છે. એ ગળોના વેલાનો રસ પાખાણભેદ ને મધ સાથે દે તો પ્રમેહ મટાડે છે; ઘીની સાથે વાને ટાળે, ગોળની સાથે કબજીઆતને ટાળે, સાકર સાથે ગરમીને ટાળે, મધ સાથે કફને ટાળે, એરડીયા તેલ અથવા સુંઠ સાથે આમવાતને મટાડે છે, તેના પત્રનો રસ પણ તેવો જ ગુણ કરે છે, ને તેનાં પાંદડાંનું શાક કરીને ખાય, તો તાવ વગેરે ઉપર કહ્યા એ સર્વે રોગને ટાળે છે, ગળોનું સત્વ કાઢીને ખાય તો કૌવત વધે, ખેન રોગ મટે, વા, ગરમી કફ ત્રણેને ટાળે, મૂત્રકૃચ્છ્ર, સ્ત્રી તથા પુરૂષના ધાતુના રોગને મટાડે છે." (વૈ. રૂગનાથજી.)–

૭ **સ્થાનક**–ગળોના વેલા વાડીઓની વાડમાં અને જંગલની ગીચ ઝાડીઓમાં વિશેષે કરી થાય છે. એ આખા હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં ઉગે છે.

૮–**વિશેષ વિવેચન**–આપણા દેશના કોલી, વાઘરી અને રાવળીઆ લોકોમાં **ગળો**નો વેલો પવિત્ર ગણાય છે. ને તેઓ રવિ કે મંગળવારે સૂર્યોદય પેહેલાં સ્નાન કરી ગળોનો વેલો કાપી, કોઈ ન દેખે તેમ ઘેર લઈ આવે છે. ને તેને ગુગળ કે લોબાનનો ધૂપ કરી પછી તેના અકેક ઇંચ જેટલા કકડા કરે છે. ને તે કકડાને કાળા સુતરના દોરામાં બાંધી, તેની માળા કરે છે. એ માળા છોકરાંને નજર ન લાગે, તેટલા માટે પહેરાવે છે. તેમ જ કમળાવાળાને પણ પહેરાવે છે. **કમળાની માળા** બજારમાં ગાંધીને ત્યાં વેચાતી પણ મળે છે.*

* પોરબંદર સ્વસ્થાનમાં ગળોના વેલા કંટાળા અને છત્રા બાવળનાં જાળાંઓમાં તેમ જ બરડા ડુંગરની ગીચ ઝાડીઓમાં અને વાડીઓની વાડમાં ઉગે છે. તે ઉંટ અને બકરાંઓનો મુખ્ય ચારો ગણાય છે. લીંબડાના ઝાડપર ચડેલો ગળો આ સ્વસ્થાનમાં ઘણો મળતો નથી; કેમકે લીંબડાનાં મ્હોટાં ઝાડ આ સ્વસ્થાનમાં વિશેષ જોવામાં આવતાં નથી. માટે લીંબડા અને આંબાનાં ઝાડોપર ગળોના વેલા ખાસ કરીને ચડાવવામાં આવે છે. અહિં ગુંદી અને બાવળનાં ઝાડોપર ચડેલો ગળો ઘણો મળે છે, તે ઓસડોમાં વપરાય છે. કંટાળા કે ડાંડલીઆ થોરની વાડપર ચડેલો ગળો ઓસડ તરીકે વપરાતો નથી.

અસલના જમાનાના આપણા દેશના ધનવંતરીઓએ ગળોના ઔષધીય ગુણની ઘણી જ તારીફ કરી છે. અને સારાંસારાં ચમત્કારિક પ્રસિદ્ધ ઔષધોમાં ગળોને પ્રથમ પાયરી આપી, 'ગડૂચ્યાદિનિઘંટ' નામનું એક પુસ્તક બનાવેલું છે,

ગળોના વેલાને કાપી તેનું ગુંછળું ઝાડ કે ખીલીપર અધર રાખી મુકેલ હોય, તો ત્યાં પણ તેમાંથી મૂળના તંતુઓ નીકળે છે. એનો વેલો કપાયા પછી ઘણા મહિનાઓ સુધી સુકાતો નથી. અને એનો કપાયલો લીલો કકડો જમીનમાં વાવ્યો હોય, તો તે પણ પાછો તુરત ઉગી નીકળે છે. માટે પણ એને સંસ્કૃતમાં કદાચ **અમૃતા** કહેતા હશે.

## વર્ગ-(મેનિસ્પરમેસી).

### નંબર ૪.

### ૧ શાસ્ત્રીય નામ-COCCULUS VILLOSUS.

દૃષ્ટાન્ત-H. I. P. 101; N. p. 11; Watt. II. p. 397; રૂ. નિ. પા. ૫૬૮.

**૨ દેશી નામ-વધીનો વેલો,** (પો), **વેવડી** (ગુ); तान, हुंदिर, वासनवेल, पारवेल (म); जंमटिकीवेल, जलजमनी, फरीदबुटी (हिं); पातालगुरुडी, वत्सादनी, दीर्घवल्ली (सं).

**૩ વર્ણન**-વેવડીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તેમ કેટલીક જગોએ તે બારે માસ પણ જોવામાં આવે છે. એના વેલા જમીનપર પથરાય છે, ને જો પાસે ઝાડ કે કોઈ બીજી ઓથ મળે તો તેપર ઘણે ઉંચે ચઢી જાય છે. એના આખા વેલા ઉપર સફેદ વાળની ઘણું કરી રૂંછાળ હોય છે. એનાં પાન તરેહવાર આકારનાં થાય છે. ફૂલ લીલાશલેતા પીળા રંગનાં ને ઘણાં સૂક્ષ્મ હોય છે, અને તે **નર** તથા **માદા** ફૂલો જૂદાં જૂદાં આવે છે, ને ફળ પણ સૂક્ષ્મ, પ્રથમ લીલાં ને પાકે છે, ત્યારે કાળા રંગનાં થઇ જાય છે. ફૂલ ચોમાસે આવી ફળ શિયાળે પાકે છે.

**મૂળ**-ઘણું મજબૂત અને ઉંડું બેઠેલું હોય છે. તે આંગળીથી અંગુઠા કે હાથનાં કાંડાં જેવું જાડું થાય છે. તેમાંથી ક્વચિત જ થોડા ઝીણા ફાંટાઓ નીકળે છે, મૂળનો બહારનો રંગ ભુરાશ લેતો કાળો હોય છે, ને અંદરનો રંગ સફેદ કે પીળાશપર હોય છે. મૂળપર અનિયમિત ઉભી નસો હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેમાં અનુક્રમે એક બીજાની અંદર કેટલાંક ચક્રો દેખાય છે. એ દરેક ચક્ર જૂદી જૂદી કેટલીક પાતળી પટીનાં બનેલાં હોય છે. એ દરેક પટી સછિદ્ર હોય છે. અને એની પટીવચ્ચે પોચા ગાભા જેવો પદાર્થ આવેલો હોય છે. મૂળની વાસ સુગંધિત અને સ્વાદ ઉગ્ર અને કડવો હોય છે. કોમળ મૂળમાં એક ચક્ર અને સુગંધી વધારે હોય છે.

**ડાંડી અને શાખાઓ**-એની ડાંડી અને શાખાઓ ઝીણા તારથી તે સુતળી જેવી જાડી હોય છે. પણ ઘણા વર્ષોના જુના વેલામાં કોઇ કોઇવાર એની ડાંડી કાંડાં કે હાથ જેવી જાડી અથવા ૧½ થી ૨ ફૂટ વ્યાસની પણ જોવામાં આવે છે. તે ઘેરા ભૂરા કે કાળાશલતા રંગની હોય છે. તેપર ઉભી હાંસો અને ઉભા ચીરા હોય છે. ડાંડી ઉપરની છાલ જરા પોચી ને હલકી હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. કોમળ શાખાઓ લીલા રંગની હોય છે, ને તેપર ધોળા વાળની રૂંવાટી ગીચ આવેલી હોય છે. એની વાસ અને સ્વાદ મૂળની પેઠે કડવાં હોય છે. પણ મૂળ કરતાં ડાંડીમાં કડવાશ કંઇક ઓછી હોય છે.

**પાન**-આંતરે આવે છે, તેની ટીટડીપર વાળની રૂંછાળ હોય છે. પાન લંબગોળ, વખતે નીચે પોહોળાં ને ઉપર સાંકડાં, ને વખતે ૩ કે ૫ ખુણીઆવાળાં હોય છે, તે કોઇવાર અળવીનાં પાન જેવા આકારનાં ને કોઇવાર નાગરવેલનાં લાંબાં પાન જેવાં હોય છે. એક જ વેલા ઉપર અને ખરૂં કહીએ તો વખતે એક જ શાખા ઉપર આવા જૂદા જૂદા આકારનાં પાન આવેલાં હોય છે. પાનની બન્ને સપાટીપર વાળની રૂંછાળ આવેલી હોય છે. પાનનો રંગ લીલો હોય છે. પાનને ટેરવે અંદર બેસતી ખાંચ હોય છે. અગર ટેરવું ગોળાઇલેતું હોય છે, ને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ડાંડીપરનાં મ્હોટાં પાન ઉપરની બાજુ વખતે લીસાં હોય છે ને તે ૨ થી ૩ ઇંચ લાંબાં ને ૧ થી ૧½ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. કોમળ શાખાપરનાં પાન તેથી અડધાં નાહાનાં ને સાંકડાં હોય છે. તેપર વાળની રૂંવાટી ઘણી ગીચ આવેલી હોય છે. પાનમાં ડીટડી પાસેથી નસો ઉભી નીકળેલી હોય છે, અને બે નસો આડી નીકળી તેની કોર તરફ ગએલી હોય છે. પાન ચોળવાથી ઘણાં ચીકણાં લાગે છે. તેની વાસ ભાજીનાં પાન જેવી અને સ્વાદ ચીકણો ને પાછળથી સહેજ કડવો લાગે છે.

**ફૂલ-નરફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળીઓ બહુધા શાખાપ્રતિશાખાઓવાળી હોય છે. તે પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તેપર વાળની રૂંછાળ ગીચ આવેલી હોય છે, ફૂલ લીલાશલેતા પીળા રંગનાં ૧ થી ૨ લાઇન વ્યાસનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૬ હોય છે, તેમાંથી ૩ જરા સાંકડાં અને વખતે ટુંકાં હોય છે. એ ૬ પત્રોનાં

ટેરવાં બુઠ્ઠાં હોય છે. એ પત્રોપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પણ ૬ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી ટુંકી હોય છે, ને તેનાં ટેરવાં અંદર બેસતી ખાંચવાળાં હોય છે.

**પુંકેસરો**–૬ હોય છે. તે પાંખડીની લગોલગ ને તેના જેટલાં લાંબાં હોય છે. તેના તંતુઓ પીળા રંગના હોય છે, ને તેપર ૨ પોલવાળા પરાગકોષ આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદા ફૂલ**–પત્રકોણમાંથી સૂક્ષ્મ સળી નીકળી તેપર ૧ થી ૩ કે વખતે તેથી વધારે ફૂલો આવે છે. ફૂલનો રંગ, વ્યાસ, પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોષ એ બધાં નરફૂલ જેવાં જ હોય છે. પણ પાંખડીઓનાં ટેરવાં જે બે ફાટ થયેલાં હોય છે, તેના બે ફાંટા જરા વધારે વધી ખોટા પુંકેસરો જેવા દેખાય છે. પુંકેસરો હોતાં નથી. સ્ત્રી કેસર ૩ થી ૪ ગર્ભાશયવાળી ફૂલની વચ્ચોવચ્ચ આવે છે. તે લીસી ને ચળકતી હોય છે. દરેક ગર્ભાશયપર અક્કેક નલિકા છેડે જરા વાંકવળતી આવેલી હોય છે.

**ફલ**–સૂક્ષ્મ ડીટીપર સૂક્ષ્મ ફલ ઝલાયલું હોય છે. ને તેને એક છેડે સૂક્ષ્મ અણી હોય છે. તે ફળ કાચાં હોય, ત્યારે લીલાં ને પાકે ત્યારે કાળાં થઇ જાય છે. ને તેની ઉપરની છાલમાં ઘેરો જાંબુડો રસ ભરેલો હોય છે. એ રસવાળી ઉપરની છાલ કાઢી નાખતાં તેમાંનો કઠ્ઠણ સફેદ ઠળીઓ નજરે પડે છે. જે બન્ને પાસેથી થોડો દબાયલો હોય છે, ને તેમાં વચ્ચોવચ્ચ ઘોડાની ખરી જેવો ખાડો હોય છે. અને તેની સપાટીપર બીજા સૂક્ષ્મ ખાડા ને એક ઉભી ધાર હોય છે. દરેક ફલમાં અક્કેક બીજ હોય છે.

**બીજ**–વાંકલેતું હોય છે. તેની ઉપરની છાલ પાતળી અને અંદર સફેદ મગજ હોય છે.

**૪ ઉપયોગી અંગ–સર્વાંગ.**

**૫ ગુણદોષ**—ચિરગુણકારી પૈષ્ટિક, શીતળ, ઉત્તેજક, સારક, સ્વેદલ, ઉપલેપક, કફ પિત્ત અને વાત તથા વિષ હર.

૬–**ઉપયોગ**–વેવડીનાં મૂળનો કાઢો તાવ, સંધિવા, મૂત્રાશયના રોગ અને કોઈ પણ કારણથી શરીરમાં થયેલી અશકિત ઉપર આપવામાં આવે છે. લોહી બગડવાથી ખરજવું, વિસ્ફોટક અને બીજા શરીરપર થતા ચામડીના રોગોમાં એનો કાઢો મરીની સાથે ઘણા દિવસ સુધી પીવડાવવામાં આવે છે. પિત્તના ઝાડાપર પણ તેનું મૂળ સુંઠ અને સાકર સાથે અપાય છે. એનાં મૂળને મરી સાથે વાટીને ઝેરી ડંસની અસર, અજીર્ણ, ધચરકો આવવાથી અંગ ઉપર જે ફોલ્લાં ઉપડે છે, તે વિકાર ઉપર પણ પવાય છે. એની ડાંડી પણ મૂળને અભાવે મૂળની જગોએ ઔષધ તરીકે વપરાય છે. વેવડીનાં પાન પાણીમાં નાખી ચોળ્યાં હોય, તો થોડી વારમાં પાણી જામી જાય છે. અને પછી એ જામેલો પદાર્થ દહીંના છોતાની માફક પાણીપર આવી જાય છે. અને તેની નીચે પાણી નીતરૂં રહી જાય છે, એવું જામેલું પાણી સાકર નાખી ઘણા લોકો પીએ છે, તે શીતળ મનાય છે. એનાં પાન, ફૂલ અને કાચાં ફળનો રસ પ્રમેહ, પ્રદર અને એવાં જ બીજાં ગરમીનાં દરદો ઉપર સાકરની સાથે આપવામાં આવે છે. એનાં પાન પાણીમાં ચોળી બળતરા થતી હોય તે ઉપર ટાઢક કરવા ચોપડાય છે. એનાં તાજાં મૂળનો સાત દાણા મરીની સાથે કવાથ કરી બકરીનાં દૂધ સાથે પીવાથી સંધિવા તથા ગરમીના જુના આજારથી થતો દુખાવો મટે છે. એ ઉત્તેજક, સારક અને પરસેવો લાવનાર ગણાય છે. એનાં મૂળમાં સારસાપરીલા જેવો ગુણ છે; તેથી તે સારસાપરીલાની અવેજીમાં વાપરવું યોગ્ય છે. વેવડીનું મૂળ સાકર સાથે વાટી છોકરાંને પેટપીડ ઉપર અપાય છે. એનાં મૂળને પાણીમાં મરી સાથે વાટી તેનો ઝામ કરી તાવવાળાને પવાય છે. સિંધમાં એ "ઝમીર" ને નામે ઓળખાય છે. અને તે માથાના દરદમાં વપરાય છે. એનાં પાકાં ફલમાંથી જે જાંબુડો રસ નીકળે છે, તે શાઈ તરીકે કામ આવી શકે તેવો છે. વેવડીના વેલા ઢોર ખાય છે, પણ તેમાં ઉંટ અને બકરાંનો તો એ મુખ્ય ચારો છે. વેવડીનાં પાન છપ્પનિયા–દુકાળમાં ઘણાં ગરીબ લોકો ખાતાં હતાં.

"વેવડીનાં પાનના રસથી પાણી જામી જાય છે, એમા સાકર નાંખી પીવાથી ગરમી, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, બળતર, તરશ એ સર્વેને ટાળે છે. એનાં મૂળ વાટીને પીવાથી વિષ તથા વિકારને મટાડે છે." ( વૈ. રૂગનાથજી ).

૭–**સ્થાનક**–વેવડીના વેલા ડુંગરમાં વિશેષ ઉગતા નથી. પણ મેદાનમાં રસ્તાઓની બાજુએ, પડતર ખેતરોમાં, વાડીઓની વાડોમાં, વાડી અને ખેતરોના શેઢાઓ ઉપર, તેમ જ કંટાળા અને બાવળોનાં જાળાંઓમાં તે ઘણા ઉગતા જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના ઘણાખરાં ભાગોમાં થાય છે.

૮–**વિશેષ વિવેચન**–એનાં પાન જલ અર્થાત્ પાણીમાં ચોળવાથી પાણી જામી જાય છે માટે એને **જલજમની** કહે છે. અને એને ફરીદબૂટી કહેવાનું કારણ એમ કહેવામાં આવે છે કે, **શેખ ફરીદ શકર ગંજે** એનાં પાન પાણીમાં ચોળી તે પાણી પીને પોતાની જીંદગી કેટલાક કાળસુધી રાખી હતી, માટે એને **ફરીદ બુટી** કહે છે, પણ ડૉકટર વૉટ સાહેબ લખે છે કે, કડવા ગોખરૂ–( Pedalium murex )નાં પાનથી પાણી ગાઢું કરી તે પીને એ શેખ સાહેબ પોતાની જીંદગી રાખતા હોય,

એ વધારે ખરૂં લાગે છે. જ્યારે પડતર ખેતરો અને ખરાબાઓમાં વેવડીના વેલાઓને ઉંચે ચઢવા કોઈ ઝાડવાં વગેરેની ઓથ મળતી નથી, ત્યારે તે જમીનપર આડા અવળા, પણ ઘણુંકરીને તો સીધા અને ઘણા લાંબા પથરાય છે. આ ઉપરથી એને સંસ્કૃતમાં **पातालगरुडी** અને **दीर्घवल्ली** કહેતા હશે. અને તારની પેઠે ઘણીવાર એના વેલા પાતળાને સીધા વધે છે તેપરથી મરાઠીમાં એને **तार** કહે છે.

વેવડીનું મૂળ અફીણનું વ્યસન છોડાવવા માટે અફીણની અવેજી વાપરી શકાય છે. જુઓ હેઠળ નંબર ૫.

---

## વર્ગ–( મેનિસ્પરમેસી ).

### નંબર. ૫.

**૧-શાસ્ત્રીયનામ**–C. LEÆBA.

દૃષ્ટાન્ત–H. I. p. 102; Watt. II. p. 397.

**૨-દેશીનામ**–ઓરપ ( પો + ગુ ) વલુર, ઇલિરબીલર, પર્વતી, વ્હેરી ( પંજાબી અને સિંધી. )

**૩ વર્ણન**–ઓરપના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. અને જુના વેલાઓ બારેમાસ પણ જોવામાં આવે છે. એના વેલા સાધારણ રીતે **વેવડીના** વેલા જેવા થાય છે. તે જમીનપર પથરાય છે. તેમ જ ઝાડવાં વગેરેની ઓથ મળે તો તેપર ઘણા ઉંચા ચઢી જાય છે. એની ડાંડી ધોળી કે ભૂરા રંગની હોય છે. તેમાંથી નાહાની નાહાની તાર જેવી પાતળી અને નરમ ઘણી શાખાઓ નીકળે છે. એનાં પાન ગોટકડાં અથવા તરેહવાર આકારનાં હોય છે. તેનો રંગ ફીકો લીલો હોય છે. ફૂલ પીળાશલેતા લીલા રંગનાં ઘણાં સૂક્ષ્મ હોય છે. તે ચોમાસાની આખરે આવે છે. ફલ પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે જાંબુડા રંગનાં થઈ જાય છે. તે શિયાળામાં પાકે છે. એના વેલાઓમાં પણ **નર અને માદાફૂલ** જૂદા જૂદા વેલાપર આવે છે.

**મૂળ**–વેવડીનાં મૂળ જેવાં, પણ રંગમાં તેના જેટલાં કાળાં હોતાંનથી. અને સ્વાદે તેનાથી વિશેષ કડવાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એના વેલા ઘણુંકરી વેવડી જેવા જાડા હોતા નથી. એની ડાંડીપર પણ ઉભા ચીરા પડેલા હોય છે. એની ડાંડીનો આડોકાપ કરી જોતાં તેની અંદર વેવડી જેવાં જ ચક્રો દેખાય છે. એની કોમળ શાખાઓ લીસી, ફીકા લીલા રંગની ને ઉભી હાંસોવાળી હોય છે. ને તેપર થોડાંક સફેદ છાંટણાં પણ આવેલાં હોય છે. એ શાખાઓ ઉપર ભાગ્યે જ થોડી સફેદ રૂંછાળ આવેલી હોય છે.

કોઈ કોઈવાર ઓરપના ઘણા જુના વેલાની ડાંડી ૩ થી ૪ ફીટ વ્યાસની પણ થાય છે. પણ આવો દાખલો ત્વલેજ બને છે.

**પાન**–આંતરે અવેલાં હોય છે. તેની ડીટડી ½ ઇંચથી ૩ લાઇન લાંબી હોય છે. ડીટડીના થડમાં ઘણુંકરી સફેદ વાળની ગુચ્છી હોય છે. પાન ડીટડી પાસે ગોળાઇ લેતાં કે જરા સાંકડાં હોય છે. વચમાં પોહોળાં ને ટેરવે સાકડાં થતાં બુટ્ટાં, અંદર બેસતી ખાંચવાળાં, કે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. વખતે પાનની વચમાં ૧ થી ૩ કે ૫ ખુણીઆ હોય છે. પાન ½ ઇંચથી ૨ ઇંચ લાંબા અને ½ ઇંચથી ૧ ઇંચ પોહોળાં હોય છે. પાનનો રંગ ઘણુંકરી બન્ને સપાટીએ એક સરખો ફીકો લીલો હોય છે, તોપણ નીચેની સપાટીએ વિશેષ ફીકો કે દરિયાઇ (glaucous) હોય છે. પાનમાં ડીટડીને મથાળેથી ૩ થી ૫ નસો નીકળેલી હોય છે. પાન બન્ને સપાટીએ ઘણુંકરી લીસાં હોય છે. અતિ કોમળ પાનપર વખતે સફેદ વાળની આછી રૂંછાળ હોય છે. પાનને ચોળવાથી ચીકણાં લાગે છે, તેની વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**ફૂલ–નરફૂલ**–પત્રકોણમાંથી ૧ થી ૧૦ ફૂલ સળી વગરની ગુચ્છીની પેઠે પાસે પાસે નીકળેલાં હોય છે. તે પીળાસલેતા લીલા રંગનાં હોય છે. તેનો વ્યાસ ૧ લાઇન અથવા તેથી પણ થોડો ઓછો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૬ હોય છે, તે લીસાં ને ચળકતાં હોય છે. એનાં ટેરવાં ગોળાઇ લેતાં હોય છે. એ ૬ પત્રોમાંથી ૩ પત્રો ઘણાં બારીક હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૬ હોય છે. તે પુ૰ બા૰ કોષનાં પત્રો કરતાં ટુંકી હોય છે.

**પુંકેસરો**–૬ હોય છે, તે પાંખડીઓ જેટલાં જ લાંબાં હોય છે. તેના તંતુઓને મથાળે ૨–પોલવાળા પીળા રંગના પરાગકોષ સ્પષ્ટ દેખાતા હોય છે.

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદાફૂલ**–આ ફૂલ પણ નરફૂલની પેઠે ઘણુંકરી પત્રકોણમાંથી નીકળેલાં હોય છે. તે અક્કેકું અથવા કવચિત જ ૨ ફૂલ પાસે પાસે આવેલાં હોય છે. એની ડીટડી સૂક્ષ્મ હોય છે. તેપર ઘણુંકરી સફેદ રૂંછાળ આવેલી હોય છે. ફૂલનો વ્યાસ ૧ લાઇન જેટલો અને રંગ પીળાસ લેતો લીલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૬, તેમાં ૩ ઘણાં સૂક્ષ્મ હોય છે. એની નીચેની સપાટીપર ધોળી રૂંછાળ હોય છે. એમાનાં ૩ સૂક્ષ્મ પત્રોની કોર બહાર નીકળતી અને તેપર ધોળી રૂંછાળની ઝાલર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૬ હોય છે. તે પુ૰ બા૰ કોષનાં ૩ મોહોટાં પત્રો કરતાં નાહાની હોય છે. ને તેની કોર જરા અંદર વળતી હોય છે.

**પુંકેસરો**–હોતાં નથી.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય ૩, એ દરેકને મથાળે અક્કેક વાંકવળેલી સૂક્ષ્મ નલિકા હોય છે.

**ફૂલ**–ની સપાટી લીસી અને ચળકતી હોય છે તે દરેકમાં અક્કેકું બીજ હોય છે. ફૂલ બાજુએથી જરા ચપટું, એક છેડે અણીવાળું, અને વચ્ચોવચ્ચ એક ધારવાળું હોય છે. ફૂલ લગભગ ૧ થી ૩ લાઈન લાંબુ અને ૧ થી ૧½ લાઈન પોહોળું હોય છે. તે પરની પાતળી છાલ કાઢી નાખતાં તેની અંદરનો સફેદ ઠળીઓ દેખાય છે. જેની ઉપર બન્ને બાજુ વચ્ચોવચ્ચ ઘોડાની ખરી જેવો અક્કેક ખાડો હોય છે. અને તેની આજુબાજુ સૂક્ષ્મ બીજા ખાડાઓ હોય છે. ફૂલનો આકાર સૂક્ષ્મ બદામડી જેવો હોય છે, અને એની અણીપર સ્ત્રીકેસરનલિકાનું રહી ગએલ કાળું ફોતરૂં હોય છે. ફૂલ તેનાપરના અણીવાળા છેડાથી જરા ચાતરીને સૂક્ષ્મ ડીંટીપર ઝલાયલું હોય છે.

**બીજ**–નો આકાર ફૂલ જેવો હોય છે. તે પરની છાલ પાતળી રતાસલેતી અને તેની અંદર બીજનો સફેદ તેલીઆ મગજ જેવો ભાગ ઢંકાયલો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વેવડી પ્રમાણે.

**૬–ઉપયોગ**–વેવડી પ્રમાણે.

ઓરપ તેમ જ વેવડીની જડ અફીણ મુકાવા માટે વાપરી શકાય છે. અફીણ ઉતરી ગયું હોય તો અફીણને અભાવે ઓરપ અગર વેવડીની જડ મોઢામાં રાખી અગર ચાવી રસઉતારવાથી અફીણીને ટેકો મળે છે.*

**૭–સ્થાનક**–ઓરપના વેલા વાડીઓની વાડમાં, ખેતર અને વાડીઓના શેઢાપર, રસ્તાઓની બાજુએ, કુવાના કાંઠા અને પાણીના ધોરીઆ પાસે, પડતર ખેતરો અને વાડીઓમાં, તેમજ ચુના પત્થરવાળા ખરાબાઓમાં કંટાળા અને છત્રાબાવળનાં જાળાંઓમાં ઘણા ઉગેલા જોવામાં આવે છે. પશ્ચિમ હિંદુસ્થાનના સુકા ભાગોમાં પંજાબ, સિંધ, કાઠિઆવાડ અને કરનાટકમાં એ થાય છે.

**૮–વિશેષવિવેચન**–વેવડીથી ઓરપ જલદી ઓળખાઇ આવવા એ બન્ને વેલાઓનો સામાન્ય મુકાબલો નીચે પ્રમાણે છેઃ–

| વેવડી | ઓરપ |
|---|---|
| મૂળ–રંગે કાળાસપર હોય છે. વેલાપર વાળની રૂંવાટી ગીચોગીચ હોય છે. વેલાનો રંગ કાળાસલેતો ભૂરો હોય છે | મૂળ–ફીકાં ધોળાં કે ભૂરાં હોય છે. વેલાપર વાળની રૂંવાટી ભાગ્યેજ હોય છે. વેલાનો રંગ ભૂરો કે ધોળો હોય છે. |
| પાન–લાંબાં ઘેરાલીલા રંગનાં ને તે પર બન્ને બાજુ વાળની રૂંછાળ હોય છે | પાન–ગોટકડાં, ટેરવે બુઠ્ઠાં, બન્ને બાજુ લીસાં ને ફીકા લીલા રંગનાં હોય છે. |
| નરફૂલ–પુષ્પધારણ કરનારી સળીઓપર ઘણુંકરી હોય છે. | નરફૂલ–પુષ્પધાણ કરનારી સળી વગરનાં હોય છે. |

અફીણનું વ્યસન જે બે સખ્સોનું છોડાવેલું છે તેની નોંધ (ડાયરી) નીચે પ્રમાણે છે.

તા૦ ૧૦–નવેમ્બર ૧૮૯૦ ના રોજથી ગોઢાણા જંગલના માજી ચોકીઆત રબારી **મુંજા લખમણને ઓરપની જડ અથવા મૂળ** ખવરાવવાથી માસ એની અંદર તેનું અફીણનું બંધાણ મુકાઇ ગયું છે. ઓરપની જડનો ભૂકો પ્રથમ રૂપિયા એક ભાર, પછી ½, અને ત્યારપછી ¼ ભાર એમ અનુક્રમે ઓછો ખવરાવવામાં આવતો હતો. તેપર ખોરાક દૂધ અને સાકર અને તેમાં વખતો વખત જાયફળ નાંખવામાં આવતું હતું. તા૦ ૩૦ મી નવેમ્બર ૧૮૯૦ થી જાયફળ અને ઓરપ બંધ કીધાં હતાં. અને દૂધ સાકરનો ખોરાક ચાલુ રાખેલો હતો. હવે અફીણ મુદ્દલ લેવું પડતું નથી.

તા૦ ૧ ડીસેમ્બર ૧૮૯૦ થી આદિત્યાણાં જંગલના ચોકીઆત રબારી **વીરા સુળુને ઓરપની** જડ રૂપિયા એક ભાર આપી છે. એ સખ્સને પબડી જેટલું અફીણ લેવાની એક ટંકે આદત છે. વર્ષ ૨૦ નું બંધાણ છે.

---

* પોરબંદર સ્વસ્થાનનાં **નલીઆધાર** રક્ષિત જંગલમાં આસરે આઠ વર્ષ ઉપર જંગલ ખાતાનાં નિયમ પ્રમાણે સદરહુ જંગલના અમુક ભાગમાંથી કેટલાંક ઝાડો (Acoupe,–coppice with standards) કાપી લઈ જવાનો ઇજારો આપવામાં આવેલો હતો. તેમાં ઇજારદારે જે ઝાડો કાપેલાં હતાં તેનાં થડ નિયમ પ્રમાણે જમીન બરાબર નહિ કાપતાં જમીનથી ઉંચાં રહેવા દીધાં હતાં. માટે એ ઈજારદારને ખર્ચે સદરહુ ઝાડવાનાં થડીઆં જમીન બરાબર કપાવી ગોલ કરવા **રાણાવાવ** ગામના એક હુશીઆર કરશન નામના સુતારને એ જંગલમાં કામે લગાડવામાં આવેલો હતો. આ સુતાર અફીણી હતો. તેનું અફીણ સાંજના પાંચવાગે ઉતરી ગયું. તેથી તે નિરાસ થઇને જંગલમાં પડયો. હવે અફીણ આવે તો તે રાણાવાવ જઈ શકે. આ ઉપરથી **ઓરપની** જડ એજ જંગલમાંથી લાવી તેને કશું કહ્યા શિવાય અરધી સોપારી જેટલી ચાવીરસ ઉતારી જવા તેને આપી હતી. તેનો રસ ઉતાર્યા પછી તે દશેક મિનિટમાં હુશીઆરીમાં આવી ગયો. અને હિમ્મતથી આસરે ત્રણ માઈલ ચાલી રાણાવાવ આવ્યો.

જંગલ ખાતાંના એક અફીણી રખોલીઆ રબારી **વીરામૂળુનું** અફીણ ઓરપની જડથી તદન મુકાઇ ગયું હતું. અને પછી એની જડ ખાવી પણ મુકાઇ ગઇ હતી.

ઓરપ અગર વેવડીની જડ અફીણની અવેજી થોડી થોડી દરરોજ અફીણ થોડું થોડું ઓછું કરી ખવરાવવી જોઇએ. આ પ્રયોગ ચાલતો હોય તે દરમિયાન તેણે દુધ અને સાકરનો ખોરાક સારી પેઠે રાખવો જોઇએ. વખતે આ જડી ખવરાવવાથી માથું ફરે છે, યા ઉલટી પણ થાય છે, જો આમ થાય તો તેપર પણ તેનું નિવારણ દૂધ અને સાકર છે.

ઓરપની જડ ચાવી તેનો રસ ઉતાર્યા પછી કલાક ત્રણે ઉલટી થઈ છે, પગ તુટે છે. તા૦ ૨ ડીસેમ્બર ૧૮૯૦ અડધું અફીણ અને અડધી ઓરપ આપેલી છે–આજે ઉલટી થઈ નથી તોપણ શરીર તુટે છે. તા૦ ૩ થી તા૦ ૧૦ સુધીએ જ પ્રમાણે ચાલુ. તા૦ ૧૧ અફીણ ½ ભાગ અને ઓરપ ૩ ભાગ આપેલ છે. તા૦ ૨૦ સુધી એ પ્રમાણે ચાલુ, હાથ પગ તુટે છે. તા૦ ૨૧ થી અફીણ બંધ કરેલ છે, અને એકલી ઓરપની જડ આપેલી છે, ઉલટી મુદ્દલ થતી નથી, ખોરાક સારી રીતે લેવાય છે, તોપણ અંગ તુટે છે અને માથું ચડે છે. તા૦ ૩૦ ડીસેમ્બર પછી અરધી ઓરપ અને ½ ભાગ જાયફળ આપવામાં આવેલ છે. એથી માથું હલકું છે, ને અંગ હજુ તુટે છે. તા૦ ૧૫–૧–૯૧ સુધી એ જ પ્રમાણે ચાલુ, અને જાન્યુઆરી માસ આખરે ઓરપ અને જાયફળ બંધ કરવામાં આવેલ છે. ખોરાક ચાલુ છે. તે પચી જાય છે. અફીણ જાયફળ કે ઓરપ ખાવાં પડતાં નથી. અફીણનું વ્યસન મટી ગયું છે. અંગમાં સહેજસાજ સુસ્તી રહે છે.

---

## વર્ગ–(મેનિસ્પરમેસી).

### નંબર ૬.

### ૧ શાસ્ત્રીય નામ–CISSAMPELOS PAREIRA

દૃષ્ટાન્ત–H. I. p. 103; N. p. 11; Watt. II. p. 327; રૂ. નિ. પા. ૩૨.

**૨ દેશી નામ**–કરંઢીયું, બાંગ (પો૦) વેણીવેલ (ગુ૦) पाडवेल (म०) निरविषी, पर्लिजडी (हि०) लघुपाठा (सं०)

**૩ વર્ણન**–કરંઢીયાની વેલ ચોમાસે ઘણી જોવામાં આવે છે. તેને ઝાડવાં વગેરેની ઓથ મળી હોય તો તે-પર ચઢેલી હોય છે, અને નહિતો જમીન પર પથરાયલી હોય છે. જ્યારે ઝાડોપર ચઢેલી હોય છે, ત્યારે તેની ડાંડી અને શાખાઓ આડી અવળી અને વખતે ગુંચ્છળાંની પેઠે ઝાડોની શાખાઓમાં વીંટળાયલી હોય છે, પણ જમીનપર પથરાયલી હોય છે, ત્યારે ઘણીવાર તે સીધી લંબાયલી હોય છે. અને તેનાપર ઘણાં છેટે છેટે પાન આવેલાં હોય છે. એનાં પાન પાતળાં અવે ફાંગનાં પાન જેવા આકારનાં હોય છે. વખતે એનાં પાન ગળો જેવાં પણ થાય છે. એમાં **નર** અને **માદા** ફૂલો જુદી જુદી વેલપર આવે છે. નર ફૂલની ગુચ્છીઓ ઝીણી વિભાગિત સળીઓપર આવેલી હોય છે. અને માદા ફૂલની લાંબી લટ અથવા લર હોય છે. ફૂલ પીળાસલેતા લીલા રંગનાં સૂક્ષ્મ હોય છે. ફલ નાહાના વટણાં જેવડાં અને રાતા રંગનાં હોય છે. શ્રાવણ ભાદરવે ફૂલ આવે છે, અને ચોમાસાંઉતાર ફલ પાકે છે.

આ વેલપર ભુરા કે પીળાસ લેતા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–જમીનમાં ઘણાં ઉંડાં ખેંચેલાં હોય છે. તે બહારથી ભૂરા ને અંદરથી ભૂરાસ કે પીળાસલેતા ધોળા રંગનાં હોય છે. તેનો આડોકાપ કરી જોતાં તે તેની જાત પ્રમાણે ચક્રાકાર અને સછિદ્ર દેખાય છે. વાસ સુગંધિત અને સ્વાદ તેલીયો, તુરો ને કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–કોઇવાર આવેલ એકલડાંડીએ ઝાડોપર ચઢી ગયેલી જોવામાં આવે છે, અને ઘણીવાર તેનાં મૂળને મથાળેથી અથવા ડાંડીમાંથી સૂતળી જેવી પાતળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેનો રંગ પીળાસલેતો લીલો, અને તેઉપર ઉભી હાંસો અને પીળાસલેતા વાળની રૂંવાટી હોય છે. કોમળ શાખાઓ ઉપર રૂંવાટી વિશેષ હોય છે. શાખાઓ ઘણી મજબૂત હોય છે. તેનો આડોકાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર, ચક્રાકાર અને વિશેષ પીળાસલેતા લીલા રંગની દેખાય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ વ્યાસનાં હોય છે. તેનો આકાર મથાળેથી ગોળાઇલેતો અથવા મથાળું સહેજ સાંકડું થતું બુઠું ને ટેરવે સૂક્ષ્મ અણીવાળું હોય છે. ડીટડી પાસે પાનનાં તળીયાંની કોર જરા વિભાગિત થયેલી પણ ઘણુંકરીને ડીટડીથી જરા બહાર નીકળેલી હોય છે. પાનની બન્ને સપાટી ખરસટ હોય છે. ને તેપર વાળની રૂંવાટી હોય છે. ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો અને નીચેનીનો ઘણો ફીકો હોય છે. પાનની ડીટડી ગીચ રૂંવાટીવાળી, ૨ થી ૫ ઇંચ લાંબી, થડમાં જરા મરડાયલી, અને થડમાં તેમ જ મથાળે જરા જાડી થયેલી હોય છે. તેપર ઉપરની બાજુ છીછરી નીક હોય છે. પાનને ચોળતાં તે ચીકણાં લાગે છે. વાસ સુવાને મળતી અને સ્વાદ ચમત્કારિક પણ જરા કપુરીમધુરીને મળતો લાગે છે. અને તે ચાવવાથી તેનો સ્વાદ જીભપરથી ઘણીવાર સુધી જતો નથી.

**ફૂલ–નરફૂલ**–પુષ્પધારણ કરનારી સળીઓ દોરા જેવી પાતળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તે મથાળે બબે ફાંટાથતી ઘણી વિભાગિત થયેલી હોય છે. તેપર આવેલાં સૂક્ષ્મ પીળાસલેતાં લીલા રંગનાં નરફૂલો સામટી રીતે ગુચ્છી જેવાં દેખાય છે. સળીપર ધોળા વાળની રૂંછાળ હોય છે. મુખ્ય સળીમાંથી નીકળતા ફાંટાનીચે વખતે પાન જેવું–નાહાનું પુષ્પપત્ર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો સૂક્ષ્મ ૪ હોય છે. તેપર ધોળાવાળની રૂંછાળ હોય છે. પત્રો પોહોળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે. તે જોડાઇને પુ૦ બા૦ કોષની વચ્ચે એક સૂક્ષ્મ પ્યાલી જેવી થઇ રહેલી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રથી ટુંકી હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે.

**સ્રીકેસર**–આ ફૂલમાં હોતી નથી.

**માદાફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી ૧ થી ૨ નીકળેલી હોય છે. તે પાનની ડીટડી જેવડી અથવા તેથી લાંબી હોય છે. અને તે તેના જેવી જાડી અથવા તેથી પાતળી હોય છે. તેપર પાન જેવા આકારનાં ઘણાં પાસે પાસે પુષ્પપત્રો આંતરે આવેલાં હોય છે, આ દરેક પુષ્પપત્રની અંદરની બાજુએથી કેટલાંક સૂક્ષ્મ સ્રીપુષ્પો આવેલાં હોય છે. તેપર બહુધા ધોળા વાળની રૂંછાળ હોય છે. સ્રીકેસર ગર્ભાશય લીલા રંગનો ને જરા બહાર નીકળતા પેટાળવાળો હોય છે; નલિકા સૂક્ષ્મ, મથાળે ૩ (મુખ) ફાંટાળી હોય છે.

**ફૂલ**–પ્રથમ પીળાસલેતા લીલા રંગનાં, ને પાકે છે ત્યારે રાતાં થઇ જાય છે. તે ૧ થી ૧½ લાઇન વ્યાસનાં હોય છે. તે ગોળાઇલેતાં ને તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે.

**બીજ**–વાંકલેતાં ને સૂક્ષ્મ હોય છે.

**૪ ઉપયોગી અંગ**–મૂળ, ડાંડી અને પાન.

**૫ ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, ગ્રાહિ અને મૂત્રલ.

**૬–ઉપયોગ**–એનું મૂળ ગુરદા અને પુંકણાના દરદો પર વપરાય છે. પેટના દુખાવાપર મરીની સાથે એનું મૂળ ચવરાવાય છે. અજીર્ણ અને તાવપર એનો મરીની સાથે કરેલો કાઢો આપવામાં આવે છે. ફીરંગ ઉપર એ કાકચ અને મરીની સાથે વપરાય છે. ઝાડો બંધ કરવા માટે એનો કવાથ પીવાય છે. પથરીના દરદમાં તાજાં મૂળને પાણીમાં વાટી તેનો રસ પીવરાવાય છે. ઝેરી જનાવરોના દંશપર એનું મૂળ પાણીમાં ઘસીને ચોપડાય છે, અને કવાથ પીવરાવવામાં આવે છે. ક્ષય અને છાતીનાં બીજાં દરદોપર પણ એનો કાઢો વપરાય છે. સંધિવા થયો હોય અને કમ્મર રહી ગઇ હોય તો કરંઢીયાનો પાક અને લાડુ કરીને શિયાળે ખવાય છે. અફીણની ટેવ મટાડવા ઓરપની જડને અભાવે કરંઢીયાની જડ વાપરી શકાય છે. *એની ડાંડીનો કવાથ ઉલટી બંધ કરવાને અને તાવમાંથી ઉઠેલા દરદીને શક્તિ લાવવા માટે અપાય છે. એનાં પાન પાણીમાં વાટી પેશાબની બળતરા ઉપર પીવાય છે. પાનપર ધોયેલું ઘી કે તેલ લગાડી પાન ગુંબડાંપર બાંધવામાં આવે છે. તેમ જ તેને વાટીને તેની લેપડી ચાંદા અને ગડગુંબડાંપર મેલાય છે. પાન તેલમાં કડકડાવી તેલ ગુરદાના દરદમાં કમ્મરના પાછલા ભાગપર, અને પુંકણાના દરદમાં પેડુપર લગાડવામાં આવે છે. ચિરગુણકારી કવાથના કાઢામાં અને દમ તથા ઉધરસ ઉપર એનાં પાન વપરાય છે. "બાંગનાં મૂળને કરંઢીયું કહે છે. ને તેને લઘુપાઠા કહે છે, તે સ્વાદે કડવી ને **કાળીપાટ** જેવા જ ગુણવાળી છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં અને બરડા ડુંગરપર હડીયા, માલેક, આદિત્યાણા આદિ જંગલની ગીચ ઝાડોની છાંયડાવાળી તળીમાં, તેમ જ ચોરચગાની ઝરમાં કરંઢીયાની વેલ ઘણી ઉગતી જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં ઉગે છે.

**૮–વિશેષ વિવેચન**–એના પીળા રંગપરથી એને **પીળી જડી** અને માદાફૂલોની **વેણી જેવી લર** ઉપરથી **વેણીવેલ** કહેતા હશે.

*ગુરૂવર **પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી** અફીણનું વ્યસન મેલાવા માટે **રસવંતી** વાપરતા હતા.

---

## વર્ગ–(મેનિસ્પરમેસી).

### નંબર. ૭

**૧–શાસ્રીય નામ**–CYCLEA PELTATA.

દૃષ્ટાન્ત–H. I. p. 104; N. p. 11; રૂ. નિ. પા. ૩૨.

**૨–દેશીનામ**–કારીપાટ, કાળીપાટ (પો+ગુ૦); पारवेल, पाडवेल, पाडेल (म०); पाढ, पहाडवेल (हिं०); राजपाठा (सं०).

**૩–વર્ણન**–કારીપાટના વેલા ઘણું કરીને બારેમાસ જોવામાં આવે છે, તોપણ ચોમાસે તે ઘણા ઉગે છે. તે ગીચ જંગલોમાં ઝાડોપર ઘણા ઉંચા ચઢી જાય છે. એની શાખાઓપર ઉભી હાંસો અને વાળની રૂંછાળ આવેલી હોય છે. એનાં મૂળ ઘણાં ઉંડાં અને મજબૂત બેઠેલાં હોય છે. પાન આંતરે આવેલાં, ૩ થી ૬ ઇંચ લાંબાં, અને ૨ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. તે કુમાસે જરા પાતળાં, ચીવટ, ડીટડી પાસે પોહોળાં તેની કોર ડીટડીથી બહાર નીકળતી, અને તેનાં ટરવાં સાકડાં થતાં અણીઆળાં કે બુઠ્ઠાં હોય છે. તેની ઉપરની સપાટી ફીકા કે ઘેરાલીલા રંગની ને નીચેની વિશેષ ફીકા રંગની હોય છે. ઉપરની સપાટી લીસી કે આછી રૂંછાળવાળી અને નીચેની રૂંછાળથી ભરાયલી હોય છે. પાનની ડીટડી ૧ થી ૨½ ઇંચ લાંબી હોય છે. એના વેલાઓમાં પણ **નર** અને **માદાફૂલ** જૂદાં જૂદાં હોય છે. નરફૂલમાં પુષ્પધારણ કરનારી સળીઓ ½ થી ૧ ફુટ લાંબી હોય છે, અને માદાફૂલમાં તે ટુંકી હોય છે. ફૂલનો રંગ પીળાસ લેતો લીલો હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૪–વિભાગોવાળાં અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પણ ૪–વિભાગોવાળી હોય છે. તે જોડાઇને પ્યાલી જેવાં દેખાય છે. ફૂલ અડદની ફાડ જેવા આકારનાંને રૂંછાળવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ અને પાન.

**૫–ગુણદોષ**–નંબર ૬ પ્રમાણે.

**૬–ઉપયોગ**–સદર મુજબ એ શિવાય

"કાળીપાટને પાઠા કહે છે, તેમ જ તે પહાડમૂળના નામથી પણ ઓળખાય છે.

પાઠાદિકવાથ–કાળીપાટનો કાઢો–કાળીપાટ, ઇંદ્રજવ, કરિયાતું, મોથ, ગળો, સુંઠ ને ખડસલીઓ એ સાત ચીજ મળીને બે તોલા તેને બત્રીશ તોલાં પાણીમાં નાંખી ઉકાળવું. જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું.

એનો ગુણ–કટુપૈષ્ટિક, શોધક, ગ્રાહિ, શોફઘ્ન અને મૂત્રલ.

કાળીપાટ એકલી અગર બીજી યોગ્ય દવાની સાથે જ્વરાદિકની અંદર અપાય છે. તેનો ગુણ મૂત્રલ છે, ને તેથી કરીને સંતત જ્વરમાં મૂત્રમાર્ગે તે કેટલીક જ્વરની–ગરમીને દૂર કરે છે. તે શિવાય તમામ જાતના પિત્તજ્વરની અંદર તેમ જ વિષમજ્વરમાં તે અપાય છે. સાદો અણઉતાર તાવ અને ઉનીયો તાવ જેમાં હાથ પગના તળીઆં બહુ બળે છે ને ઉલટી થાય છે ત્યાં પાઠાદિ કવાથ આપવો યોગ્ય છે. કેટલીક વખતે પિત્તને લીધે ઘણી જ સખ્ત ઉલટી થયા કરે છે, ને લીલાં પીળાં પાણી નીકળ્યા કરે છે; તેવા દરદીને પાઠાદિ કવાથ ઘણો સારો ફાયદો કરે છે. તરીઓ, એકાંતરીઓ તથા ચોથીઓ તાવ પણ તેની અસરથી દબાય છે. તેમાં કેટલેક દરજ્જે ગ્રાહિ ગુણ હોવાને લીધે તે અતિસારવાળા જ્વરની અંદર અપાય છે. તે તૃષા બેસાડે છે, ને પેશાબ સાફ લાવે છે. અને પેશાબમાં સફેદ પદાર્થ પડતો હોય તો તે પણ કાળીપાટની બનાવટ લેવાથી દૂર થાય છે.

જ્યારે જ્વરની અંદર યકૃત્‌માં લોહીનો જમાવ થયેલો હોય છે, કાળજાના ભાગમાં સખ્ત દુખાવો થાય છે તેમ જ તેથી કરીને શ્વાસ લેતાં શૂળ નીકળે છે તેવા દરદમાં પાઠાદિ કવાથ ફાયદો કરે છે; અગર કાળીપાટનાં મૂળીઆને ચોખાના ધોણમાં ઘસી અંદર થોડું મધ નાંખી પી જવાથી ફાયદો થાય છે. પેશાબની અંદર જ્યારે ક્ષાર પડે છે ત્યારે કાળીપાટના મૂળને કુંવારના રસમાં મેળવી પીવામાં આવે છે. કાળીપાટ, પ્રશ્નિપર્ણી, (પીઠવણ), રીંગણી, જેઠીમધ અને ઇંદ્રજવ એ બધાનું ચૂર્ણ કરી તેમાંથી ૨ તોલા લઈ ૩૨ તોલા પાણીમાં ઉકાળી આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારવું ને આ એક દિવસમાં પી જવાથી પેશાબની બળતરા, ઉનવા–તણખીઓ દબાય છે. અજીર્ણની અંદર પણ તે ઉપયોગી છે. તેથી અનાજનું વધારે પાચન થાય છે, તથા કૃમિનો નાશ થાય છે. કાળીપાટને વાટી તેનો રસ સોજા ઉપર ચોપડવાથી તેમ જ તેનો રસ ઉનો કરી જરા પીવાથી ઘણો સારો ફાયદો થાય છે. અને આ દેશમાં સાધારણ રીતે સોજા ઉપર કાળીપાટ ચોપડવાનો રીવાજ ચાલે છે. પારીગર્ભિક રોગની અંદર જો બાળકને શોફ થયો હોય તો કાળીપાટ ઉત્તમ દવા છે. શીતજ્વરમાં તે ફાયદો કરે છે. કફાતિસારમાં કાળીપાટ પાચક અને ગ્રાહિ દવાનો અર્થ સારે છે. તેમાં શોધક ગુણ હોવાને લીધે તે ત્વકદોષના જુદા જુદા કવાથમાં પડે છે. ખરજ, શીળસ, લુખસ, કુષ્ટ, વિચર્ચિકા વગેરે ત્વકદોષમાં તે ફાયદો કરે છે. અર્શના દરદીને પણ કાળીપાટનો કવાથ લેવો ઉચિત છે.

માત્રા–કાળીપાટના મૂળના ચૂર્ણની માત્રા ૨ થી ૪ વાલ. કવાથ ૨ થી ૪ તોલા." ( ડા. વી. ઝી. )

"કાળીપાટ હલકી તથા તીખી છે, તે કફ, ચળ, ઝેર, શ્વાસ, કૃમિનો ગોટો અને ઝેરી વ્રણને પણ મટાડનાર છે. ખરજ, શીળસ, લુખસ તથા બીજાં ચામડીનાં દરદો ઉપર તેનો કલ્ક લગાડવામાં આવે છે." ( વૈ. શા. મ. ગો. )

" પાઠાના વેલા થાય છે, તેને કાળીપાટ કહે છે; વેલાનાં પાન વેવડી જેવાં હોય છે. તેનાં મૂળ ઘણાં કડવાં હોય છે. તે કોઈ જાતનો વિકાર નીકળી આવ્યો હોય તો તે વાટીને પીવાથી મટી જાય છે. કાળીપાટ શૂળ, ઉલટી, કોઢ, વિષ, ગુલ્મ, ઉદરરોગ, ગુંબડાં, ત્રિદોષ એ સર્વેને મટાડે છે." ( વૈ. રૂગનાથજી ).

**૭–સ્થાનક**–પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં એના વેલા ફક્ત હડિયા અને ગોઢાણા જંગલમાં જ જુજ જોવામાં આવે છે. પણ કોંકણમાં તે વિશેષ ઉગે છે.

**૮–વિ૦ વિવેચન**–સંસ્કૃતમાં **કાળીપાટને રાજપાઠા** અને **કરંઢીયાને લઘુપાઠા** કહે છે. કાળીપાટનાં મૂળ ઔષધની જગોએ વાપરવા ઘણા થોડા લોકો લઈ આવે છે. પણ કાળીપાટની અવેજી **કોંકણ** તેમજ **કાઠિયાવાડમાં** **કરંઢીયાં** અને વેવડીનાં મૂળ વપરાય છે. તેમાં પણ વિશેષે કરીને તો વેવડીનાં જ મૂળ બજારમાં પણ કાળીપાટની અવેજીમાં વેચાતાં જોવામાં આવે છે.

---

## ૪–N–O–Nymphæaceæ.

**વર્ગ–નિમ્ફીએસી**–કમલનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—

આ વર્ગનાં વનસ્પતિ મીઠાં પાણીમાં ઉગે છે. આ વર્ગમાનાં વનસ્પતિનાં પાન મ્હોટાં ગોલ અથવા ડીટડી પાસે દ્વિભગ્ન થયેલાં હોય છે. ને તે પાણી ઉપર તરતાં હોય છે. ફૂલ મ્હોટાં સુશોભિત, રાતાં, ગુલાબી, સફેદ અને આસમાની એવા તરેહવાર રંગનાં, તેમ મિશ્ર રંગનાં પણ થાય છે. ફૂલ એકેકું છુટું હોય છે ને તે પાણીથી બહાર ઉઘડે છે. ફૂલની ડીટડી જાડી અને લાંબી હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૩ થી ૫–૬, અને પુ૦ અભ્યં૦ કોષની પાંખડીઓ ૩ થી ૫–૬ કે વધારે હોય છે. પું–અને સ્ત્રી–કેસરો ઝાઝાં હોય છે, ફૂલ લંબગોળ અથવા ગોળ પડઘી જેવાં ને ચપટાં મથળાંવાળાં હોય છે. તેમાં સ્ત્રીકેસરના

ગર્ભકોષ એક બીજા સાથે જોડાઈ ગયેલા અથવા છૂટા છૂટા હોય છે. અને દરેક આવા ગર્ભકોષમાં ૧ થી ૩ કે વધારે બીજ હોય છે.

આ વર્ગમાંની વનસ્પતિ ઉપલેપક, ટાઢી, મૂત્રલ, સ્વેદલ અને ચિરગુણકારી પૌષ્ટિક ગુણકરનારી હોય છે.

## વર્ગ–( નિમ્ફીએસી ).

### નંબર ૮.

**૧–શાસ્ત્રીય નામ**–NYMPHÆA LOTUS.

દૃષ્ટાન્ત–H. I. p. 114; N. p, 12; Watt. V. p. 436; રૂ. નિ. પા. ૩૭૦

**૨ દેશીનામ**–કમલ, કુમડું (પો૦ ); પોયણું ( ગુ૦ ); कमल, पोयणी ( म० ); कमल ( हि० ) कल्हार, कुमुदिनी, पद्मिनी, चंद्रविकाशिनी ( सं ).

**૩ વર્ણન**–કમલ સૌના જાણ્યામાં છે. એ મીઠા પાણીમાં ચોમાસે બહુ ઉગેલાં જોવામાં આવે છે. એનાં પાન પાણીની સપાટીપર તરતાં હોય છે. અને ફૂલ પાણીની સપાટીથી કાંઇક ઉચાં આવેલાં હોય છે. એનાં ફૂલને **કુંમડાં** અથવા **ધીતેલાં** કહે છે.

**મૂળ**–આ કમળના ગોળ કે લંબગોળ કંદ હોય છે. જેને **લોઢ** કહે છે. તે પાણી નીચે કીચડમાં ડટાયલા હોય છે. તે ઉપરથી ભુરાસલેતા કાળા રંગના ને અંદર પોચા અને સફેદ હોય છે. એ કંદની ઉપર લાંબી સૂક્ષ્મ રૂંવાટી હોય છે. એ કંદની નીચેની બાજુ લાંબાં, સફેદ, સુતળીથી પેનસીલ જેવાં જાડાં, પોકળ, પોચાં, રેશા જેવાં મૂળિયાં નીકળેલાં હોય છે. અને ઉપરની બાજુ પાન અને ફૂલોની ડીટડી આવેલી હોય છે. એ કમલકંદની વાસ ઉગ્ર અને સ્વાદ ફીકો, તુરો, અને જરા ચીકાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–કમલકંદમાંથી ફૂટ નીકળી પાછો બીજો કંદ બંધાય છે. તેને પણ નીચે મૂળ અને ઉપર પાન ને ફૂલ આવે છે. એ શિવાય એને ડાંડી કે શાખાઓ હોતી નથી.

**પાન**–કમલકંદની ઉપર આવે છે. તે પાનની ડીટડી પાણીની ઉંડાઇ પ્રમાણે ૧ થી ૫ ફીટ લાંબી કે ઓછી અદકી હોય છે. અને તે પેનસીલથી આંગળી જેવી જાડી હોય છે. તે ડીટડી અંદરથી પોકળ હોય છે. ને તેનો આડો કાપ કરી જોતાં તેમાં બે મોહોટાં છિદ્રો દેખાય છે. પાનની સપાટી ડીટડી પર અડવીનાં પાનની માફક ધરાયલી હોય છે. એટલે પાનની કોર ડીટડીથી થોડી બહાર વધીને બે ભાગ થયેલી હોય છે. પાનની કોરપર કાંગરી હોય છે. પાન ૪ થી ૧૦ કે ૧૨ ઇંચ લાંબાં ને ૩ થી ૮ કે ૧૦ ઇંચ પહોળાં હોય છે. પાનની નીચેની સપાટી જાંબુડા રંગની અને ઉપરની લીલા કે ઘેરા લીલા રંગની હોય છે. ઉપરની સપાટી લીસી અને ચળકતી હોય છે. ને નીચેની બાજુ સૂક્ષ્મ વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. પાનની ઉપરની સપાટી **આયગ્લાસ**માં જોવાથી તે ઉપર ઉપસી આવેલા સૂક્ષ્મ બિંદુઓ દેખાય છે. પાનમાંની નસો નીચેની સપાટીપર બહાર નીકળતી હોય છે. ને પાનમાં તે આડી ગએલી હોય છે. તે મુખ્ય નસ પાસેથી નીકળી થોડી ચાલી પછી બે ફાંટા થઈ તેમાંથી ઘણા ઝીણા ફાંટાઓ ફૂટી પાનની કોરમાં સમાયલા હોય છે. પાન કુંમાસે અડુનાં પાનની માફક જાડાં હોય છે.

**ફૂલ**–ધોળાં કે કોઇવાર રાતાં પણ હોય છે. ને તે રાત્રિની વખતે ઉઘડે છે. આ ફૂલની ડીટડી પેનસીલ જેવી જાડી હોય છે, અને તેની લંબાઈ પાણીની ઉંડાઈ પર આધાર રાખે છે. એટલે ફૂલની ડીટડી પાણીની ઉંડાઈ પ્રમાણે લાંબી વધેલી હોય છે. અને તે પાણીની સપાટીથી થોડી ઉંચી આવેલી હોય છે. ફૂલનો વ્યાસ ૪ થી ૬ ઇંચ કે તેથી કંઇ વિશેષ પણ હોય છે. ફૂલની વાસ મધુરી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ હોય છે, તે રંગે નીચે લીલાં ને ઉપર સફેદ હોય છે, અને તે ૨ થી ૩ ઇંચ લાંબાં ને ૧ ઇંચ પોહોળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ઘણી હોય છે. તે રંગે સફેદ અથવા રાતી હોય છે. તેનો આકાર પુ૦ બા૦ કોષનાં પત્રો જેવોજ હોય છે. પણ તે તેના જેટલી પોહોળી હોતી નથી.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પાંખડીઓની વચમાં આવેલાં હોય છે. પણ તે પાંખડીઓથી ટુકાં હોય છે. તે તળિયે ચપટાં ને પોહોળાં અને મથાળે સાંકડાંથતાં હોય છે, એનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે. એ કેસરો તળિયે ધોળાસલેતાં ને મથાળે પીળાં હોય છે. એના તંતુની અંદરની બાજુ ઉભી ને તેમાં બે ફાટવાળા પરાગકોષ આવેલા હોય છે. પરાગરજ ધોળા રંગની અને સુંવાળી હોય છે.

**સ્ત્રીકેસર**–પું-કેસરોની વચ્ચે સ્ત્રીકેસરનાં મુખ એક ઉંડા પ્યાલા જેવા ભાગમાં આવેલી ફીકા ધોળા રંગની કર્ણિકાની બાજુએ જૂદી જૂદી પટીઓ જેવાં લાબાં આવેલાં હોય છે. ને તે દરેક મુખની ઉપર લાંબા છેડા આવેલા હોય છે. એ મુખને તોડતાં એ કેસરના ગર્ભાશયના ભાગમાં ઘણાં સૂક્ષ્મ આદિબીજ જોવામાં આવે છે.

**ફલ**–સોપારીના મોહોટા ત્રોફા જેવડું કે વખતે તેથી થોડું મોહોટું હોય છે. ને તે ૧ થી ૧½ કે ૨ ઇંચ લાબું અને ૧½ ઇંચ પોહોળું હોય છે. તે અંદરથી પોચું અને નરમ હોય છે. ફલની નીચે ડીટી અને પુ૦ બા૦ કોષનાં ૪ પત્રો કાયમ રહી ગએલાં જોવામાં આવે છે. ફલની સપાટી લીસી, લીલી, કે પીળાસલેતી ચળકતી હોય છે.

ફૂલપર પુંકેસરોના તંતુઓ પાન જેવા જાડા થઈ રહેલા રહી ગએલા જોવામાં આવે છે. અને ફૂલને મથાળે ખાડો હોય છે. જેમાં વચ્ચોવચ કર્ણિકા દેખાય છે. અને એ કર્ણિકાની ચોફેર સ્ત્રીકેસરાગ્રમુખનો ચક્ર આવી રહેલો હોય છે. એ મુખની ઉપરના છેડા આ વખતે એ મુખોની ઉપર વાંકવળી બેહેલા જોવામાં આવે છે. ફૂલનો આડો કાપકરી જોતાં તેમાં સ્ત્રીકેસરાગ્રમુખો જેટલાં તેનાં પડોનું ચક્ર દેખાય છે. અને આ દરેક પડમાં ઘણાં સૂક્ષ્મ રાતાં કે કાળાં બીજ હોય છે. ફૂલની વાસ ઉગ્ર અને સ્વાદ તેલીઓ ને જરા કડવાસ લેતો લાગે છે.

**બીજ**–રંગે રાતાં અથવા કાળાં હોય છે. તે $\frac{1}{7}$ થી $\frac{1}{6}$ લાઈન જેટલાં વ્યાસનાં હોય છે. આ બીજપર ઉભી નસોની બાનક હોય છે. એ બીજને એક છેડે ધોળી કે રાતી ટોપી હોય છે. અને બીજે છેડે તેવાજ રંગનો સૂક્ષ્મ તંતુ તેને વળગેલો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ

**૫–ગુણદોષ**–ઉપલેપક, પૌષ્ટિક, શીતલ, મૂત્રલ અને ગ્રાહી.

**૬–ઉપયોગ**–કમલકંદ અથવા લોઢને બાફીને અગિયારસના ફલહારમાં શાક, શીરો, પુરી વિગેરે બનાવી ઘણા લોકો વાપરે છે. કમલકંદ અથવા લોઢનો ભૂકો દુધ અને સાકરની સાથે ઉકાળી પૌષ્ટિક તરીકે ઘણા લોકો ખાય છે. લોઢનો ભૂકો અજીર્ણ, સંગ્રહણી અને હરસ ઉપર આપવામાં આવે છે. ફૂલનો કાઢો તેમજ ફૂલને ટાઢા પાણીમાં પલાળી તે પાણી ગાળી લઈ લોહી વિકારનાં કેટલાંક દરદોપર અપાય છે. ફૂલનો કવાથ કોલેરા, અતિસાર અને પિત્તના દરદોપર વપરાય છે. તેમજ એનો ઉકાળો હૃદયના ધબકારા ઉપર પણ આપવાની કેટલાક ભલામણ કરે છે. એનાં ફૂલનો અર્ક કાઢી ઘણા યુનાની હકીમો ઘણાં દરદોપર વાપરે છે. કમલનાં ફૂલનાં પુંકેસરો ટાઢાં અને ગ્રાહિ ગણાય છે. તે શરીરની બળતરા તેમજ હરસ અને વહેતાં લોહી ઉપર ઉપયોગમાં લેવાય છે. દુઝતા હરસ ઉપર એના તંતુઓ મધ કે સાકરની સાથે આપવામાં આવે છે. એનાં ફૂલ અર્થાત્ **ધીતેલાં** બહુ ટાઢાં અને પૌષ્ટિક ગણાય છે. તે સાકર સાથે પ્રમેહવાળાને ખવરાવવામાં આવે છે. તેમજ તે પેશાબ લાવવા માટે અને પેશાબની બળતરા ઓછી કરવા માટે અને સંગ્રહણી તથા છાતીમાંથી પડતાં લોહી ઉપર પણ તે કામમાં લેવાય છે. ધીતેલાંનાં બીજ ગળતાકોઢ અને ચામડીનાં બીજાં દરદો ઉપર ટાઢક કરવા માટે વપરાય છે. એનાં બીજ ઝેરનો ઉતાર ગણવામાં આવે છે. એનાં પાન અને તેની તેમજ ફૂલની ડાંડી કે ડીટી ટાઢક કરવા માટે દાહવાળા ભાગપર લગાડવામાં કે બાધવામાં આવે છે. પાનની ડાંડી અથવા ડીટડી પણ સુકાવી તેનો ભુકો પેટ અને આંતરડામાંથી પડતાં લોહી ઉપર આપવામાં આવે છે.

"કમલ ફૂલથી આંખના રોગ મટે છે. કફ, પિત્ત, તરશ, બળતર, ગુંબડાં, તાવ, વિસ્ફોટક વિગેરે રોગને મટાડે છે. કમલના કંદ અથવા લોઢ વાયુ કરે છે, ગરમીને ટાળે છે. સ્ત્રીનાં દૂધને વધારે છે, કફ કરે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–મીઠાં પાણીનાં કીચડવાળાં તળાવ, ખાબોચિયાં, વોકળાઓના ધ્રો વગેરેમાં ઉગે છે. એ હિંદુસ્થાનના વિશેષ ગરમ ભાગોમાં સર્વત્ર ઉગે છે.*

**૮–વિ૦ વિવેચન**–જુઓ નંબર. ૧૧.

---

## વર્ગ–(નિમ્ફીએસી).

### નંબર ૯.

**૧–શાસ્ત્રીયનામ**–N. STELLATA.

દૃષ્ટાન્ત–H. I. p. 114; N. P. 12; watt. V. p. 438; રૂ. નિ, પા. ૩૭૦.

**૨–દેશી નામ**–કમલ, કાળાં કમલ, કુમડાં (પો૦); નીલકમલ (ગુ૦); पोयणी, कृष्णकमल (म०); नीलपद्म, लीलोफल, नीलकमल (हिं०); निलोत्पल, इन्दिवर (सं०)

**૩–વર્ણન**–આ કમલ પણ ચોમાસે મીઠા પાણીનાં તળાવો અને ખાબોચીઆમાં ઉગેલાં જોવામાં આવે છે. એની સાથે વખતે નંબર ૮ વાળાં કમલ પણ ઉગેલાં હોય છે.

**મૂળ**–સોપારી કે વખતે તેથી મોહોટી ગાંઠ અથવા કમલકંદ આ કમલની નીચે થાય છે. એ ગાંઠ ઉપરથી કાળી હોય છે, ને તેનાપર કાળાં છોતરાં કે ઝીણા વાળ જેવા રેસા હોય છે, ને અંદરથી તે સફેદ હોય છે. એ ગાંઠની વાસ ઉગ્ર અને સ્વાદ ફીકાસલેતો ચીકાસવાળો ને પાછળથી સહેજ મીઠાસલેતો લાગે છે. આ ગાંઠને પણ લોઢ કહે છે. એ લોઢપર નીચેની બાજુ દોરાથી તે સ્લેટપેન જેવાં જાડાં ધોળાં કે આસમાની છાયાલેતાં નરમ સછિદ્ર મૂળિયાં નીકળેલાં હોય છે. જે ૪ થી ૧૦ ઈંચ કે તેથી વધારે લાંબાં હોય છે. એ લોઢપર ઉપરની બાજુ પાન ને ફૂલ નીકળેલાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–હોતી નથી.

**પાન**–ની ડીટડીઓ લોઢના ઉપરના ભાગપરથી નીકળેલી હોય છે. તે ફૂલની ડીટડીઓ કરતાં લાંબી અને

* પોરબંદર સ્વસ્થાનમાં કમળનાં ફૂલ ઘોડાલંકી ડુંગરની પાસેનાં **રાણાસર** તળાવમાં, હડિયા ડુંગરમાં **પ્રાંસીઆ** તળાવમાં, વીશાવાડા, શ્રીનગર, રાણાવાવ વગેરે ગામોનાં તળાવોમાં તેમજ **ભારવાડા**, કીંદરખેડા, વંનાણા પાસે પ્રાંસવાળી નેસના વોકળામાં અને **છાયારીઝર્વની** પછવાડેની તલાવડીમાં ચોમાસે ઘણાં ઉગેલાં જોવામાં આવે છે.

પાતળી હોય છે. એ ડીટડી ૨ થી ૪ ફીટ કે પાણીની ઉંડાઈ અને છોડવાના મગદૂર પ્રમાણે એથી લાંબી કે ટુંકી હોય છે. ડીટડી સુતળીથી તે પેનસીલ જેવી જાડી હોય છે. તે પાનની કોરથી જરા અંદર આવેલી હોય છે. એ ડીટડી પોચી અને અંદરથી સછિદ્ર દેખાય છે. એ છિદ્રની અંદર તારાકૃતિના (આ*આકૃતિના) વાળ હોય છે. પાન પાણીની સપાટી ઉપર તરતાં હોય છે. ને તેની બન્ને સપાટી લીસી હોય છે. નીચેની સપાટી જાંબુડા અને ઉપરની લીલા રંગની હોય છે. પાનની કોર નં૦ ૮ ના કમળનાં પાનની કાંગરી કરતાં છીછરી કાંગરીવાળી હોય છે. ને આ કોર ડીટડીથી પાછળ બે ફાટ થયેલી હોય છે. પાનની અંદરની નસો નં૦ ૮ ની જ પેઠે પાનમાં આવેલી હોય છે. પાન ૨ થી ૪ કે ૧૦ ઇંચ લાંબાં અને ૧½ થી ૫ કે ૮ ઇંચ પોહોળાં હોય છે. પાન નં૦ ૮ વાળાં કમળનાં પાન જેવાં જ થાય છે. પણ કદમાં તેથી નાહાનાં હોય છે. અને પાનની નીચેની બાજુ વધારે ઘેરા જાંબુડા રંગની હોય છે.

**ફૂલ**–ની ડીટડીઓ પણ લોઢના ઉપરના ભાગપર પાનની ડીટડીઓ વચ્ચેથી નીકળેલી હોય છે. તે પેનસીલથી આંગળી જેવી જાડી હોય છે. તે પોચી અને અંદરથી સછિદ્ર હોય છે. અને એ છિદ્રની અંદર પણ તારાકૃતિના વાળ આવેલા હોય છે. ફૂલનો વ્યાસ ૩ થી ૫ ઇંચનો હોય છે, ને તેનો રંગ આસમાની છાયાલેતો ધોળો હોય છે. તેમાં મધુરી વાસ હોય છે. એનાં ફૂલ નં૦ ૮ નાં કમલનાં ફૂલ કરતાં નાહાનાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૪ હોય છે, જે નીચેની સપાટીએ લીસાં ચળકતાં અને લીલા રંગનાં હોય છે. ને તેપર દશેક ઉભી અર્ધપારદર્શક ટીશીઓ આવેલી હોય છે. તેની ઉપરની સપાટી સફેદ હોય છે. એ પત્રો પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ કરતાં સહેજ મોહોટાં હોય છે. અને તે તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં થતાં ટેરવે ઘણાં સાંકડાં થયેલાં હોય છે. તે ૨ થી ૨½ ઇંચ લાંબાં અને ½ ઇંચથી વખતે કંઇક પોહોળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૧૦ થી ૧૨ કે વખતે થોડી વધારે હોય છે. તે ત્રણ હારમાં ગોઠવાયલી હોય છે. આ ત્રણ હારમાંની પહેલી હાર જે પુ૦ બા૦ કોપનાં પત્રો પાસે આવેલી હોય છે, તેની નીચેની સપાટી થોડી ઘણી લીલા રંગની હોય છે. પાંખડીઓ પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં નાહાની અને સાંકડી હોય છે. ને તેનાં ટેરવાં અણીદાર હોય છે.

**પુંકેસરો**–૧૨ થી ૨૦ કે વખતે એથી પણ થોડાં વધારે હોય છે. તે પીળા રંગનાં ને પાંખડીઓથી ટુંકાં ને તેઓની વચ્ચે આવેલાં હોય છે. એના તંતુઓ પાંખડીઓની પેઠે તળિયે ચપટા અને મથાળે સાંકડા હોય છે. તેના સાંકડા ભાગપર અંદરની બાજુ પરાગકોપની બે ફાટો ઉભી આવેલી હોય છે ને તેના સાંકડ ભાગની બહારની બાજુથી પરાગકોષને ઉલંઘીને આસમાની છાયા લેતા (બીજા) ધોળા છેડા નીકળેલા હોય છે.

**સ્ત્રીકેસર**–પુંકેસરોની વચ્ચે સ્ત્રીકેસરો આવેલી હોય છે. તે પણ પીળા રંગની હોય છે. તેને મથાળે પ્યાલા જેવો ખાડો હોય છે. તે ખાડાની વચ્ચોવચ બહાર નીકળતી એક પડઘી અથવા કર્ણિકા હોય છે, ને તેની બાજુએથી વાંકવળીને ઉંચી પટીઓની માફક સ્ત્રીકેસરાગ્ર મુખ જૂદાં જુદાં ૬ થી ૧૨ કે તેથી થોડાં વધારે આવેલાં હોય છે. એ મુખની ઉપર નં૦ ૮ ના કમલની માફક લાંબા છેડા નહિ આવતાં ટુંકા અંદર વળતા દાંતા આવેલાં હોય છે. સ્ત્રીકેસરાગ્રમુખની સંખ્યા જેટલાં તેના ગર્ભાશયનાં ગર્ભકોપ અથવા પડ હોય છે. તે દરેક પડમાં ઘણાં સૂક્ષ્મ બીજ હોય છે.

**ફલ**–૧ થી ૧½ ઇંચ લાંબાં ને ૧ થી ૧½ પોહોળાં હોય છે. ફલ પાકતાં સુધી પુ૦ બા૦ કોપનાં ૪ પત્રો ફલની બહાર કાયમ રહેલાં જોવામાં આવે છે. ને પાંખડીઓ અને પુંકસરો તેથી પહેલાં ખરી જતાં દેખાય છે. ફલને મથાળે સ્ત્રીકેસરાગ્રમુખના દાંતા પણ કાયમ દેખાતા હોય છે. એ દાંતાઓની નીચે સ્ત્રીકેસરનાં મુખ ચક્રાકાર આ વખતે ભૂરા રંગનાં થઇ ગયેલાં હોય છે, ને તેની વચ્ચેની પડઘી ફલની અંદર સમાઇ ગએલી જોવામાં આવે છે. ફલ લીસું ને ચળકતું હોય છે. ને તેપર વખતે કોઇ કોઇ પાંખડી અને પુંકેસર સૂકાઇ ગએલાં જોવામાં આવે છે. આ ફલ નં૦ ૮ નાં કમલનાં ફલ કરતાં વધારે પોચાં ને સ્વાદિષ્ટ હોય છે. ફલનો આડો કાપ કરી જોતાં ઉપરનાં સ્ત્રીકેસરાગ્રમુખ જેટલાં તેમાં ચક્રાકાર પડ ગોઠવાયલાં જોવામાં આવે છે. એ દરેક પડમાં સૂક્ષ્મ કાળાં કે કવચિત રાતાં ઘણાં બીજ હોય છે. ને એ બીજ ધોળા સૂક્ષ્મ તંતુથી તેને વળગેલાં હોય છે. ફલની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો ઘી જેવો લાગે છે. ફલ નં૦ ૮ નાં કમલનાં ફલ જેવાં પણ તેને મથાળે લાંબા છેડાની અવેજીમાં ટુંકા દાંતા હોય છે. આ ફલને પણ કુમડાં ને **ઘીતેલાં** કહે છે.

**બીજ**–લગભગ $\frac{1}{25}$ થી $\frac{1}{8}$ લાઇન વ્યાસનાં હોય છે. તેને આગલે છેડે ધોળી બહાર નીકળતી ટોપી હોય છે ને તેની સપાટીપર ધોળી નસોની ઉભી બાનક હોય છે. બીજ બહુ સુવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**
**૬–ઉપયોગ** } —નંબર ૮–પ્રમાણે*
**૭–અને સ્થાનક**

*નં. ૮ તેમજ આ કમલનાં ફલ જે **ઘીતેલાં**ને નામે ઓળ

૮-વિ૦ **વિવેચન**-લીલોફૂલ એ હિંદી નામ સંસ્કૃત **નીલોત્પલ** ઉપરથી નીકળેલું જણાય છે. વધુ વિગત માટે જુઓ નંબર ૧૧.

## વર્ગ-(એજ.)

### નંબર ૧૦.

**૧-શા. ના.** N. pygmaea?

દૃષ્ટાન્ત H. I. p. 115;

**૨-દેશી નામ**-ઝીણકાં કમલ (પો+ગુ).

**૩-વર્ણન**-આ કમલ બીજાં સૌ કમલથી નાહાનું હોય છે, ને તે છીછરા પાણીનાં ખાબોચીઆમાં ઉગે છે. એના કંદ પાન ફૂલ વગેરે ઘણાં નાહાનાં થાય છે. ફૂલ આસમાની છાયાલેતાં ૧ થી ૨ ઇંચ વ્યાસનાં હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ઉપયોગ**
**૬-ગુણદોષ** } —નંબર ૮ પ્રમાણે.

**૭-સ્થાનક**-પોરબંદર-સ્વસ્થાનનાં છાયા રિઝર્વની પાછળની તળાવડીમાં ચોમાસે ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-આ કમલનાં ફૂલ સ્વેત, કૃષ્ણ, લીલ એમ મિશ્ર રંગનાં હોય છે. તે ઘણાં નાહાનાં હોવાથી અત્યંત સુંદર દેખાય છે.

## વર્ગ-(નિમ્ફીએસી)

### નંબર ૧૧.

**૧-શાસ્ત્રીય નામ**-NELUMBIUM speciosum.

દૃષ્ટાન્ત-H. I. p. 116; N. p. 12; Watt V. p. 343; રૂ, નિ. પા. ૩૬૮.

**૨-દેશી નામ**-મ્હોટું કમલ (પો૦); સૂર્ય કમલ (ગુ૦); मोठा कमल, तांमडा कमल, (म) कवल, पद्म (हिं०) पद्म (सं०).

**૩-વર્ણન**-મ્હોટાં કમલ પણ મીઠા પાણીનાં ઉંડી કીચડવાળાં તળાવો વગેરેમાં ઉગે છે. તે આગલ કહેલાં કમલો કરતાં ઘણાં મોહોટાં હોય છે. એનાં પાન ગોળાકાર ઢાલ જેવાં ૧ થી ૩ ફીટ વ્યાસનાં બહુધા ફીકા લીલા રંગનાં અને તળિયે વચ્ચોવચ ડીટડીવાળાં હોય છે. તે ઘણુંકરીને પાણીની સપાટીથી થોડાં ઉંચાં રહે છે. પાનની તેમજ ફૂલની ડીટડી ૩ થી ૬ ફીટ લાંબી, અંદરથી પોકળ, બહારથી લીસી અથવા સુક્ષ્મ કાંટાવાળી હોય છે. ફૂલ ૪ થી ૬ કે ૧૨ ઇંચ વ્યાસનાં સફેદ કે રાતાં હોય છે. એનાં પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ અને ૨ પુષ્પપત્રો હોય છે. પાંખડીઓ, પુંકેસરો અને સ્ત્રીકેસરો ઘણાં હોય છે. ફલ ઘણા ગર્ભકોષ અને બીજવાળું, તળિયે સાંકડું થતું, મથાળે પોહોળું, ગોળાકાર ચપટા મથાળાંવાળું, અને ૨ થી ૪ ઇંચ વ્યાસનું હોય છે. બીજ પ્રથમ ધોળાં પણ પાછળથી ભૂરાં કાળાં કે સીલેટીઆ રંગનાં થઇ જાય છે. તેને **પબડી** અથવા **કમલકાકડી** કહે છે. અને એનાં ફલને **કમલગટા** અથવા **પબડીના ભોટા** કહે છે.

**૪-ઉપયોગી અંગ**
**૫-ગુણદોષ** } —નંબર ૮ મુજબ.

**૬-ઉપયોગ**-આ કમલનો ઉપયોગ સાધારણ રીતે નં૦ ૮ મુજબ કરવામાં આવે છે. એનાં ફલ નિઃસાર હોય છે. પણ એનાં બીજ જે **પબડી** અથવા **કમલકાકડી** કહેવાય છે, તે પૌષ્ટિક તરીકે અને ફલહારમાં વપરાય છે. એનાં પાનની ડીટડીની કાચરી કરવામાં આવે છે. તેને સિંધ અને કચ્છમાં **ભેની કાચરી** કહે છે. એનાં પાન ગોલ અને ચીવટ હોય છે, તેથી તે આખાં ને આખાં પતરાવડી તરીકે ઉપયોગમાં આવે છે. એનાં ફૂલની ડીટડીમાંથી પીળાસલેતા ધોળા રેસા નીકળે છે, તે મંદિરોમાં દીવે બાળવાની વાટો કરવાના કામમાં આવે છે. વળી એમ પણ કહેવાય છે કે આ રેસાઓમાંથી બનાવેલું કપડું જ્વરઘ્ન ગણાય છે.

"ઉત્પલાદિશૃત-નીલોત્પલ, પુંડરીક ને કોકનાદ પુષ્પના તાંતણા અને જેઠીમધ દરેક અર્ધો અર્ધો તોલો લઇ તેને ૩૨ રૂપિયા ભાર પાણીમાં નાંખી ઉકાળવું, ને ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણઃ-શીતળ અને ગ્રાહિ.

કમળના તાંતણા, કમળકાકડી એ બધું શીતળ ગુણને માટે વપરાય છે. ને શરીરના કોઈ પણ ભાગમાં દાહ થતો હોય ત્યારે તે ઉપર તે વાટીને ચોપડાય છે, તેમ જ પીવાય છે. કમળકાકડી એ સ્વાદિષ્ટ મેવો છે, અને તે પાકમાં પડે છે. તેનું પાણી કરી પીવાથી પિત્તજ્વરની સખ્ત તૃષા અને ઉલટી બેસે છે. કમળકાકડીનાં લીલા મીંજ તેનાં પાંદડાં અગર કેશર, મધની સાથે લેવાથી અતિસાર બંધ પડે છે, અને ગુદભ્રંશ થતો અટકે છે. એ શિવાય પણ અર્શની અંદર થતો રક્તસ્ત્રાવ, અસાર્તવમાં તેમજ ગર્ભાશયમાંથી પડતું લોહી ઉત્પલાદિશૃત લેવાથી અટકે છે. જે સ્ત્રીને વખતોવખત કસુવાવડ થતી હોય તેવી સ્ત્રીને જો ગર્ભાશયમાંથી લોહી પડવા માંડયું હોય તો તે તથા ગર્ભ પડતો હોય તો તે ઉત્પલાદિ શૃત લેવાથી અટકે છે. રતવામાં અને બીજા બળતરાવાળા ત્વક્દોષની અંદર કમલનાં ફૂલ પાંદડાં શીખે રતાંજળી સાથે વાટી ચોપડાય છે. સખ્ત દાહની અંદર કમળનાં પાંદડાંની શય્યા ઉપર સુવાથી દરદીનો દાહ શાન્ત

ખાય છે, તે ચોમાસાં આખરે ખાપટ ગામની કોલણો પોરબંદરમાં લાવી ફેરી કરીને લોકોમાં મેવા તરીકે વેચી જાય છે. તે ઘણા લોકો ખાય છે. એમાં નં. ૮-કરતાં આનાં ફલ વધારે સ્વાદિષ્ટ હોય છે.

થાય છે. તેમજ સખ્ત જ્વરમાં જ્યારે દરદીના શરીરમાંથી અગ્નિ છૂટે છે ત્યારે પણ કમળની શય્યા વાપરવી યોગ્ય છે. મખાણા નામનો એક સફેત રંગનો તપખીર જેવો પદાર્થ કમળનાં મૂળની અંદરથી નીકળે છે. તે ઘણો હલકો ને જલદી પચે તેવો છે. દુકાળની અંદર ગરીબ લોકો તેનો ઉપયોગ કરે છે. મખાણા* એ દરદીને માટે બહુ સારો ખોરાક છે.

કમળ અને સુખડનો લેપ કપાળે લગાડવાથી આંખને ઠંડક થાય છે.

માત્રા–કમળ કાકડીનાં બીજ ૦ાા તોલો, ઉત્પલાદિ-ઘૃત ૫–તોલા"–(ડા. વી. ઝી.)

"ધોળું કમલ રાતા તથા શ્યામ કમલ કરતાં વધારે ગુણકારી છે. કમલનાં કુંણાં પાંદડાં સાકર નાખીને ખાવાથી ગુદભ્રંશ મટી જાય છે. તેનાં પાંદડાંનું ચૂર્ણ ૦ાા તોલો ગાયના ઘી સાથે સાકર નાખી ખાવામાં આવે તો પ્રમેહનો નાશ થાય છે." (વૈ. શા. મ. ગો૦).

કમલકાકડી અથવા પબડીની માલા બનાવવામાં આવે છે. તે માલા મહાલક્ષ્મીના ભકતો ફેરવે છે.

**૭–સ્થાનક**–પોરબંદર સ્વથાનમાં તે રાણાસર અને **વીસાવાડા** (મૂળ દ્વારકાં) નાં તળાવમાં ઉગે છે. તેમ જ બગીચાઓમાં તે વાવવામાં આવે છે. એ આખા હિંદુસ્થાનમાં ઘણુંકરી થાય છે.

**૮–૧૫૦ વિવેચન**–આનાં ફૂલને **પબડીના ભોટા** અને નં૦ ૮ અને ૯ નાં ફૂલને **ઘીતેલાં** કહે છે. ઘીતેલાં કહેવાનું કારણ તેમાંનો ગળ અને બીજ **ઘી** તથા **તેલ** જેવાં સુંવાળાં અને ચીકણાં હોય છે તેમ જ તેનો સ્વાદ પણ તેવો જ હોય છે, તે છે.

સંસ્કૃતમાં સફેદ કમલને **पुन्डरीक**, રાતાંને **कोकनद** અને આસમાનીને **इंदीवर** કહે છે. એમાં આ નં૦ ૧૧ વાળું મ્હોટું કમલ જેને સંસ્કૃતમાં **पद्मकमल** અથવા **अरविन्द** કહે છે, તે સૌથી મ્હોટું અને મુખ્ય કમલ છે. એ કમલનાં ફૂલ **સૂર્યોદય** સમે ઉઘડે છે અને સૂર્યાસ્ત થતાં મીંચાઈ જાય છે. માટે એ કમલને **સૂર્યવિકાશી** અથવા **સૂર્યકમલ**† કહે છે. અને બીજાં કમલ નં૦ ૮, ૯ અને ૧૦ આદિ જેનાં ફૂલ સૂર્યાસ્ત વખતે ઉઘડી સૂર્યોદય ટાંણે બંધ થઈ જાય છે, તેને **ચંદ્રવિકાશી** કહે છે. **ચંદ્રવિકાશી** કમલનાં ફૂલ **સૂર્યવિકાશી** કમલનાં ફૂલ કરતાં નાહાનાં અને તરેહવાર રંગનાં થાય છે તેથી તેને **पद्मिनी, कुमुदिनी** અને **कमलिनी** કહે છે.

આપણા દેશમાં કમલનું ફૂલ પ્રથમથી જ પવિત્ર મનાયલું છે. કેમ કે સૃષ્ટિની ઉત્પત્તિમાં જ શ્રી વિષ્ણુની નાભીમાંથી કમલ અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયેલાં છે. **કમલા, કમલાક્ષી** અને **કમલનયની** એવાં લક્ષ્મીનાં નામો છે. શ્રીલક્ષ્મીનું આસન કમલફૂલ ઉપર ચીતારવામાં આવે છે. શ્રીવિષ્ણુનું એક આયુધ **પદ્મ** અર્થાત્ કમલફૂલ છે. શ્રીનાથજીના તમામ શૃંગારપર છેલ્લી કમલની માલા ધરાવવામાં આવે છે. બુદ્ધ ગુફાઓમાં બુદ્ધની મૂર્તિઓ કેટલીક જગોએ કમલફૂલ ઉપર બેસાડેલી કોતરવામાં આવેલી છે. અને બુદ્ધના પાર્ષદોના હાથમાં ઘણી જગોએ કમલફૂલની નાલસોતી કળી દેખાડવામાં આવેલી છે અને આવા પાર્ષદો **પદ્મપાણી લોકેશ્વર** કહેવાય છે. એટલે બૌધોએ પણ કમલફૂલને પવિત્ર સ્થાન આપેલું છે.

વિષ્ણુપુરાણમાં લખ્યું છે કે:–ક્ષીરસાગર માણસનું રૂપ ધારણ કરીને કમલની એવી એક માલા લક્ષ્મીજી સારૂ લૈ આવ્યા કે જેનાં ફૂલ કદી કરમાય જ નહિ.

કમલનું ફૂલ શ્રી મહાદેવજીની પૂજામાં મુખ્ય ગણાય છે. તેમાં પણ વિશેષે કરીને શ્રાવણમાસમાં અને શ્રાવણમાસના ચાર સોમવારને દિવસે કમલફૂલ શ્રીમહાદેવજીને ખાસ કરીને ચડાવવામાં આવે છે. શ્રીમહાદેવજીની મહાપૂજા શિવરાત્રી અને શ્રાવણની અમાસને દહાડે કરવામાં આવે છે. આ મહાપૂજામાં જો કમલનું ફૂલ ચડાવવામાં ન આવે તો એ પૂજા અપૂર્ણ ગણાય છે. માટે અસલના જમાનામાં આવી પૂજા પૂર્ણ કરવાને જો પ્રયાસ કર્યાં છતાં કમલફૂલ ન મળે તો શ્રીમહાદેવજીના અનન્ય ભકતો મોહોટા રાજા વગેરે કમલના ફૂલની જગોએ પોતાનાં મસ્તક છેદી તે ચડાવી પૂજા પૂર્ણ કર્યાની વાર્તાઓ આપણા સાંભળવામાં આવે છે. અને આવી રીતે કમલનાં ફૂલની અવેજી માથું આપવાથી મહાદેવજીની પૂજા પુરી થાય છે અને શ્રીમહાદેવજી પ્રસન્ન થાય છે. ને તેથી તે મનની વાંચ્છના પુરી કરે છે. આવા વિચારો શ્રીમહાદેવજીના ભકતોના મનમાં ઠસી બેસવાથી આપણે સાંભળીએ છીએ કે કેટલાક રાજાઓ, રાજકુમારો, પ્રધાનો ને કેટલીક રાજકુમારીકાઓએ પણ પોતાની મનકામના સિદ્ધ કરવા અથવા ધાર્મિક ક્રિયા કે એક સત્ય વચન પાળવા માટે પણ પોતાનાં મસ્તક શ્રીમહાદેવજીને ચડાવેલાં છે. અને આવી રીતે ચડાવેલાં મસ્તક તે **કમલપૂજા કીધી** અથવા **કમલપૂજા ખાધી** કહેવાય છે.

હાલના જમાનામાં પણ કેટલીક વખત કમલફૂલની અવેજી **ઘીને** ઠારી ઘીમાંથી કમલફૂલ કોરી શ્રીમહાદેવજીને ચડાવવામાં આવે છે. તેને **ઘીની કમલપૂજા** ચડાવી કહેવાય છે.

આ વાર્તા ઘણી પ્રસિદ્ધ છે કે વિષ્ણુ ભગવાને એક વખત શ્રાવણ માસની અમાસને દિવસે એક સહસ્ત્ર

---

* કમલની જાતની એક વનસ્પતિનાં બીજની ધાણીને **મખાણા** કહે છે.

† "कमलनके मुखउघरन चाहतहै । कुमुदिनी फूल मुरझान लगे" ॥–(પ્રાત:સમય)

કમલફૂલ શ્રીમહાદેવજીને ચડાવતાં નવસો નવાણું ફૂલ ચડાવ્યાં, ને એક ફૂલ ઘટયું, ત્યારે પૂજા પૂર્ણ કરવા માટે શ્રીવિષ્ણુએ પોતાનાં *નેત્રને કમલનું ફૂલ ગણી ચડાવવા લાગ્યા. ત્યારે શ્રીમહાદેવજીએ વિષ્ણુના આવા આગ્રહ ઉપર પ્રસન્ન થઇ શ્રીવિષ્ણુનો હાથ ઝાલ્યો, અને એક કમલફૂલ પોતે ચડાવવા આપ્યું.

આ કમલપૂજાઓનો સાર ઉપરની હકીકતથી એમ જણાય છે કે દેવની પૂજામાં આગ્રહ અને આત્માર્પણ એજ મુખ્ય ચીજ છે. એક ફૂલ નથી, તો ચલાવી લ્યો, મારા ભાઇ કાંઇ હરકત નહિ, એમ ચલાવી ન લેતાં, એક ઓછું રહેલું કમલફૂલ પણ ચડાવવું જ જોઇએ. એવો આગ્રહ કરી અસલના લોકો જે કામનાથી પૂજા કરતા હતા તે "અર્થં સાધયામિ કે દેહ પાતયામિ" એવા નિશ્ચયથી કરતા હતા. અને એવી રીતે આત્માર્પણથીજ પ્રભુ પ્રસન્ન થઇ દર્શન આપતા હતા. અને મન કામના સિદ્ધ કરતા હતા.

આપણા દેશની આવી જુની પુરાણી વર્તાઓમાં ઘણો સાર અને ખૂબીઓ સમાયલી છે. જેને આજ કાલના લોકો ગપગપાષ્ટક તરીકે હસી કાઢે છે. પણ યાદ રાખવું જોઇએ કે કોઇ પણ વહેવારૂ, રાજકીય કે ધાર્મિક કામ ખરેખરૂં અને યશફલદાઇ ત્યારેજ થાય છે કે જ્યારે તે કાર્ય કરવાની સત્ય તીવ્ર લાગણી અને તેમાં આત્માર્પણ થાય છે.

કમલનાં ફૂલની કળી પાણીમાં બંધાયા પછી પાણીની સપાટીથી ૨ થી ૬ ઇંચ ઉંચી આવી તે કળી રાત્રિની વખતે ઉઘડે છે. (નંબર ૮–૯) એ ફૂલ ગર્ભિત થયા પછી પાછું બીડાઇ જઇને પાણીમાં ઉતરી જાય છે. ને ત્યાં પાણીમાં ફૂલ પાકે છે. આ ફૂલની લાંબી ટીટડી ઉપર પ્રમાણે ફૂલને પાણીમાંથી બહાર લાવવા અને પાછું પાણીમાં લઇ જવા એક વાળાની કમાન જેવું કામ કરે છે. આ ક્રિયાથી એમ જણાય છે કે આ ફૂલને તેની કળીની સ્થીતિએ પાણીથી બહારની કોઇ વસ્તુની જરૂર નહિ હતી. પણ ફૂલ ઉઘડતી વખતે તેને બહાર આવવાનું જરૂર પડેલ છે, તે પણ વળી રાત્રિની વખતે અને પાણીની સપાટીથી થોડે ઉંચે રહેવાની, તો ફૂલ રાત્રિની વખતે ઉઘડવાનું કારણ રાત્રિમાં વિચરનારાં પતંગીઆંઓ આદિ જન્તુઓ આ ફૂલની મુલાકાત સહેલાઇથી લઇ તેને બીજાં ફૂલના પરાગથી ગર્ભિત કરી શકે. ફૂલ આવી રીતે રાત્રિનું ફલિત થઇ ગયા પછી કોઇ જંતુ કે પક્ષી તેને નુકશાન ન કરે તે માટે તે પાછું પાણીમાં ઉતરી જાય છે. અને ત્યાં તે પાછાં પોતાનાં બી નાંખી બીજા રોપાઓ પેદા કરે છે. શું ઇશ્વરની ખૂબી અને ડહાપણ છે!

વળી સૂર્યવિકાશી કમલનાં ફૂલ રાત્રિમાં નહિ ઉઘડતાં દિવસનાં ઉઘડે છે. કેમકે તેનાપર ભ્રમર અર્થાત્ ભમરા આદિ જન્તુઓ દિવસના પરાગ લઇ ગુંજારવ કરતા જોવામાં આવે છે. જો એ ફૂલ રાત્રિમાં ઉઘડે તો એને ભ્રમરની મુલાકાત થવી અસંભવિત થઇ પડે. કેમકે ભ્રમર રાત્રિમાં ભાગ્યેજ ભ્રમણ કરે છે.

મકરંદના લોભી ભમરાઓ વારંવાર સંધ્યાકાળે સૂર્યકમલમાં ફસાઇ રહેતા જોવામાં આવેલા છે. અને તેપરથી કવિયોએ કેટલાંક રસિક વર્ણન કરેલાં છે. **ભ્રમરાષ્ટકમાં** કહેલ છે કેઃ–

> "रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं
> भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ॥
> इत्थं विचिन्तयति कोषगते द्विरेफे
> हा हन्त हन्त नलिनीं गज उज्जहार ॥

સંધ્યાટાણે કમલફૂલ મીંચાતાં એક ભમરો તેમાં ફસાઇ રહ્યો. મનમાં તે વિચાર કરવા લાગ્યો કે રાત્રી જતી રહેશે, અને પાછું પ્રભાત થશે, સૂર્ય પાછો ઉદય થશે, ત્યારે આ સુંદર ફૂલ પાછું ઉઘડશે. આ પ્રમાણે તે વિચાર કરતો હતો એટલામાં–અફસોસ, કે એક હાથીએ આવી તે ફૂલ તોડી લીધું.

A bee inclosed in a lotus, thought within herself, the night will pass, the morn will reappear, the sun will arise; the beauteous lotus will smie again.—While she was thus thinking, alas an elephant came and bore off the lotus."

ખુશામતીઆ સ્વાર્થી લોકોએ મોહોડાપર કહેલાં વખાણોથી રાજી થતા કોઇ રાજાને ખરી રીતે કીર્તિનો પ્રસાર કરનારની ઓળખાણ કરાવવા વાસ્તે કવિ રાજાના ઉદ્દેશથી કમલને કહે છે કેઃ–

**कवित्त.**

> विकसन पावतेसु सुभग सरोज सुनु,
> मुदित करन तेरे सुंदर सुमनहे ॥
> *स्याम कवि कहे ताको मंजु मकरंदरस,
> मधुर अपार त्यों अनंदको भवनहे ॥
> लिजत सलोंनी ताकी लहते मलिंद वाकी,
> गुंजारव परत तिहारेहीं श्रवणहे ॥
> सकल दिसांनमें प्रसारक सुवासतेरी,
> मित्र राउरेको विन कारण पवनहे ॥

* વિષ્ણુનાં નેત્રને કમલના ફૂલની કળી અથવા પાંખડી જેના બન્ને છેડા રતાશ લેતા હોય છે, તેની ઉપમા આપવામાં આવે છે. સ્ત્રીનાં સુંદર નેત્રને પણ એની ઉપમા અપાય છે.

*કવિ શ્યામજી જયસિંહ બ્રહ્મભાટ કૃત अन्योक्तिविलास જામનગર. સંવત ૧૯૫૧. ઈસ્વી ૧૮૯૪. જસવત પ્રીટીંગ પ્રેસ. કિમ્મત, રૂ. ૧–૪–૦.

હે પ્રફુલ્લિત થતાં સુંદર કમલ ! ભ્રમરો કે જેઓ મનને પ્રસન્ન કરનારા તારાં રમણીય પુષ્પોના અપાર આનંદના ભવનરૂપ મધુર મકરંદ નામના રસની સલૂણી લિજત લીએ છે, તેઓનાં ગુંજારો તારે કાને પડે છે, પરંતુ એ ઉપરથી એ *ભ્રમરોને ખરી રીતે કીર્તિનો ફેલાવ કરનારા મિત્ર નહીં સમજવા જોઇએ, કેમકે એ સ્વાર્થી લોકો છે, અને વળી મોહોડા આગળ સ્તુતિ કરે છે. ખરો મિત્ર તો એક પવન જ છે કે કશા સ્વાર્થ વગર તારી સુગંધને સઘળી દિશાઓમાં ફેલાવે છે."

---

## ૫-N. O. PAPAVERACEÆ.

### વર્ગ-**પાપાવરેસી**-દારૂડી અને અફીણનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં એક અથવા બહુવર્ષાયુ છોડવાઓ થાય છે. તેમાં ઘણુંકરીને ધોળા અથવા પીળા રંગનો રસ હોય છે. વખતે કેટલાક છોડવાઓપર કાંટા પણ હોય છે. પાન મૂળપરથી અથવા ડાંડી અને શાખાઓ ઉપર આંતરે આવેલાં હોય છે. ઉપપાન હોતાં નથી. ફૂલ ઘણું કરી મોહોટાં સુશોભિત પીળાં, રાતાં, કીરમજી, ગુલાબી કે ધોળા રંગનાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૨-૩ હોય છે. તે બહુધા તરત ખરી જાય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪ થી ૮ હોય છે. પુંકસરો ઘણાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેનો ગર્ભાશય ૧ અથવા ૧ થી ૪ પોલવાળો હોય છે. ફલ લંબગોળ અને તેનાં મથાળાંપર સ્ત્રીકેસરાગ્રમુખ ચક્રાકાર આવેલાં હોય છે. ફલમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ **ઝેરી,** માદક, ક્ષોભક, ગ્રાહી વમન કરાવનાર તેમ જ રેચક ગુણવાળી ગણાય છે.

આ વર્ગમાંના અફીણ (Papaver somniferum) ના છોડવામાંથી નીકળતો રસ જે પણ **અફીણ** (opium) કહેવાય છે, તે **જગઝાહેર** વસ્તુ છે. અફીણનો નીશો કરનારા લોકો ઘણે ભાગે કાઠીઆવાડમાં **બંધાણી** કહેવાય છે. બંધાણી લોકો ઘણુંકરીને નબળા અને પરવશ થઇ જાય છે. તેઓને કોઇપણ કામ કે નવા હુન્નર સુજતા નથી, એમ કહેવાય છે.

રજપૂત અને કાઠીઓની નબળી સ્થિતિ અફીણથી થએલી છે, એમ ઘણા લોકોનું કહેવું છે. ઘણા ગરીબ લોકો અફીણનાં બંધાણી હોવાથી પાયમાલ થઇ જતા જોવામાં આવે છે. તેમાં પણ મરકી અને દુકાળની વખતે જ્યારે લોકોની નાસભાગ અને નિરાધારી હોય છે, ત્યારે તો ગરીબ બંધાણીઓનો ઘાણ જ નીકળી જાય છે. સપ્ત મરકીમાં મ્યુનિસિપલ ચેરમેન અને પ્લેગવૉર્ડ સુપ્રિન્ટેન્ડેન્ટ, અને છપ્પનિયા દુકાળમાં આસિસ્ટન્ટ ફેમિન કમિશ્નર અને પુવર હાઉસ સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે આ (પોરબંદર) સ્વસ્થાનમાં કામ કરતાં આ લખનારને જે અત્યંત દયા અને કમકમાટ ઉપજાવનારા કેસો જોવામાં આવેલા હોય તો તે ખરેખર **અફીણ**ના ઘણા મીસ્કીન બંધાણીઓના છે. ખરેખર આવે વખતે નિરાધાર અફીણના બંધાણીઓની યતકિંચિત પણ સંભાળ જો કોઇએ આ સ્વસ્થાનમાં રાખી હોય તો તે પરમેશ્વર અને સ્વસ્થાને જ રાખી છે. અફીણના ગરીબ બંધાણીઓ એક જગોએથી બીજી જગોએ પોતાની મેળે જઇ શકતા નથી, તેમ તે ઘણુંકરીને દુકાળ વખતે રીલીફ કામપર કામ પણ કરી શકતા નથી. તેથી તેઓના સાથીઓ જેઓની પાસે પણ પૈસો ઝેર ખાવાને હોતો નથી, તો બંધાણીને અફીણ ક્યાંથી અપાવી શકે? આવી સ્થિતિ હોતાં ગરીબ બંધાણીઓ રસ્તા, ઓટલા, કે ખુંણે ખાંચડે પડી અફીણનાં નામને ઝંખી પ્રાણમુક્ત થાય છે. અફીણના નિરાધાર બંધાણીઓની આવી અવસ્થા જોઇ સ્વસ્થાન તરફથી આવા મીસ્કીન બંધાણીઓ માટે છપ્પનિયા દુકાળમાં એક જુદું જ છાપરૂં બંધાવવામાં આવ્યું હતું. અને તેમાં તેઓને રાખી ખેરાત તરીકે ખોરાક અને અફીણ તેઓને આપવામાં આવતાં હતાં. આથી કહેવાની મતલબ એ છે કે, મરકી અગર કાળે દુકાળે બીજાં ગરીબ માણસોને જે હાડમારી ભોગવવી પડે છે તેના કરતાં **અફીણ**ના ગરીબ બંધાણીઓને વધારે ભોગવવી પડે છે. માટે આવા લોકોએ અફીણનું બંધાણ બીલકુલ કરવું જ ન જોઇએ. અને થયું હોય તો તે છોડી દેવું જોઇએ. દુકાળ વખતે ઘણા લોકોને નવું બંધાણ થાય છે. પણ તે ઘણી ખરાબી કરે છે. અફીણ ખાવાથી શરીરપર થતી માઠી અસર, અને અફીણનું વ્યસન મુકાવાના ઉપાય બાબતની **આર્યઔષધમાં** લંબાણ હકીકત આપેલી છે. તે અફીણના બંધાણીઓના ભલાંની ખાતર આ નીચે ઉતારી લેવામાં આવે છેઃ-

દેશી દવાઓમાં અફીણ એ અત્યંત ઉપયોગી દવા છે. પણ તે **નીશો** કરવાના હેતુથી લેવામાં આવે છે ત્યારે તે ઘણી પાયમાલી કરનારી ચીજ થઇ પડે છે.

"**અફીણની અસરઃ**-થોડી માત્રા લેવાથી પ્રથમ શરીરમાં કાંટો આવે છે, ચહેરો પ્રફુલિત થાય છે, આંખો સતેજ રહે છે, ને મગજ ખુશનુમા વિચારથી ભરપૂર બને છે. પાછળથી જ્યારે અફીણની અસર જતી રહે છે ત્યારે માથું ભારે થઇ રહે છે, આદમી ઉઠવા માંડે કે ચકરી આવે છે, ભૂખ લાગતી નથી, તથા

---

* કોઇકે ભમરાઓ અને કવિયોને ચોર અને જાુઠું બોલનારા ગણ્યા છે-તેનો એક કવિ જવાપ આપે છે કેઃ-

चौरोंका जुठ मारखडी बजार खात है। (और)
कवियोंका जुठ मोल मोंघेही विकात है॥
(शास्त्री. परमानंद इंद्रजी.)

ઝાડો કબ્જ થઇ ગએલ હોય છે. જો માત્રા જરા વધારે લેવાય તો શરીર વધારે પ્રફુલ્લિત થાય છે. પણ તેવી સ્થિતિમાં માણસ થોડીવાર રહે છે ને એકદમ ઝોલાં ખાવા માંડે છે, તેને કાંઈ ભાન રહેતું નથી તેમ જ બેસવાની શક્તિ તેનામાં હોતી નથી. અને તે લાંબો થઇ પડવા માંડે છે- જો અફીણની માત્રા આથી જરા વધારે થઇ હોય તો દરદી એવો બેભાન થઇ જાય છે કે તેને રાડો પાડી પુકારવાથી અગર તેને અત્યંત હલાવવાથી અગર નાક ઉપર કાંઈ ગરમ પદાર્થ ઘસવાથી, તેમ જ ભીનો રૂમાલ મોઢા ઉપર મારવાથી પણ તે બોલતો નથી. આંખની કીકી સાંકડી થઇ જાય છે. તથા તેને અંજવાળું અંધારૂં સુઝતું નથી. કોઇ માણસને ઝાઝું અને કોઇને થોડું ખાવાથી આવાં સખ્ત ચિહ્ન થઈ આવે છે. બાળકને અફીણ સહન કરવાની શક્તિ ઘણી થોડી હોય છે.

**અફીણ ખાવાની ટેવથી શરીરપર થતી અસર:**–અફીણના બંધાણીનું શરીર નબળું થતું જાય છે, તેનો ચહેરો નિસ્તેજ બને છે અને આંખો ઉંડી ઉતરી ગયેલી હોય છે. અફીણના બંધાણીનો ચહેરો એક જૂદી જાતનો ખાસ દેખાવ આપે છે, જે જોઇને માણસ તરત જ તેને ઓળખી કાઢે છે. તેના શરીરના દરેક અવયવો કમકૌવત થઇ જાય છે, દસ્ત સાફ ઉતરતો નથી, જઠરાગ્નિ મંદ થાય છે, અનાજનું સારી પેઠે પાચન થતું નથી, હાથ પગ ગળી ગયેલ જેવા દેખાય છે અને શરીરના સ્નાયુ પોચા અને ઢીલા પડી જાય છે. જ્યારે અફીણ લેવાય છે ત્યારે કાંઇક સુખ જણાય છે પણ તેનામાં કામ કરવાની ઝાઝી તાકાત રહેતી નથી અને તેનું માનસિક બળપણ ઘણું હઠી ગએલું હોય છે. તેમને જરાવસ્થા વહેલી જણાય છે ને મૃત્યુ વહેલું આવે છે. જે બાળકોને બાલ્યાવસ્થામાં અફીણ ખવરાવવાની ટેવ પાડવામાં આવે છે તે બીજા બાળકોની પેઠે રૂષ્ટ પુષ્ટ થતાં નથી.

**અફીણને મુકવાથી શરીરપર થતી અસર ને તેની ચિકિત્સા:**–અફીણનું બંધાણ બે રીતે મુકાય છે ને તે બાબતમાં બંધાણીને ખાસ ઇચ્છા હોવી જોઇએ. બંધાણીએ કોઇ પણ રીતે છાનું અફીણ ખાવું નહિં. અફીણ મૂકનાર માણસો કેટલીક વખતે વૈદ્યો પાસે હા કહે છે, ને પાછળથી છાનામાના અફીણ ખાય છે; માટે આ બાબતમાં વૈદ્યે સાવચેત રહેવું જોઇએ અને તેમ કરતાં બંધાણીને અટકાવવો જોઇએ. જો બંધાણી છાનું અફીણ ખાતો હોય તો તેવા બંધાણીને અફીણ મુકાવવાનો પ્રયત્ન કરવો જ નહિ.

**અફીણ મૂકાવવાની રીત***–અફીણ હમ્મેશાં બરાબર વજનથી અને નિયમિત વખતે લેવું. જોખ્યા વગર અફીણ લેવાથી હમ્મેશાં વધારે લેવાનો સંભવ છે. કારણ કે તેમને માહવરાના કરતાં ઓછું અફીણ લાગે તો તેમને અફીણ ચડતું નથી ને ફરીથી તેટલું જ અફીણ લેવું પડે છે; માટે હમ્મેશાં અફીણ જોખીને જ લેવું ને પછી ધીરે ધીરે ઓછું કરવું દરરોજ ભીંત ઉપર અગર લાકડા ઉપર એક એક ઘસારો વધારે દેવો; અગર હમ્મેશાં અર્ધ રતી ભાર જોખીને ઓછું લેવું. આથી થોડા અફીણ ખાવાવાળા બંધાણીમાંના કેટલાકનું બંધાણ જાય છે, ને કેટલાકનું ઓછું થાય છે- આવી રીતે અફીણ મુકવું એ ઘણું કુટ ભરેલું છે. ને ઘણા મોટા બંધાણી તો આવી રીતે બંધાણ મૂકી શકતા જ નથી. માટે એકદમ અફીણ મુકાવી દેવું એ જ ઉત્તમ રસ્તો છે. પાવલા પાવલા ભાર અફીણ એક ટંકે ખાનાર બંધાણી પણ એકદમ મૂકવાની રીતથી એક પખવાડીઆની અંદર અફીણ મુક્ત થાય છે; પણ આમ કરવામાં વૈદ્યે અને બંધાણીએ ઘણી હિમત રાખવાની છે. જે બંધાણીનું અફીણ મૂકાવવું હોય તે બંધાણીને વૈદ્યે દિવસમાં ચાર પાંચ અગર છ વખત જોવો, અને દિલાસો તથા હિમ્મત આપવાં. જ્યારે અફીણ એકદમ બંધ કરવામાં આવે ત્યારે તેને બેહદ શરીરમાં પીડા થાય છે, તેનું શરીર શિથિળ થઇ જાય છે ને તે હાથપગ ઘસવા માંડે છે. તે મનમાં અત્યંત બીએ છે, ને જેને દેખે તેની પાસેથી અફીણ માગે છે. આખો દિવસ અફીણ માટે ઝંખ્યા કરે છે. જીભ માથે ઘોળી છારી વળે છે, હાથ પગમાં સખ્ત કળતર થાય છે, કમર દુખે છે, વાંસો ફાટે છે, પેટમાં ચુંથાય છે ને ઝાડો જે આટલા દિવસ સુધી કબજ રહેતો હતો તે એકદમ વધી પડે છે, ને પેટ છુટી પડે છે. દિવસમાં ૪૦ કે ૫૦ વખત ઝાડા થાય છે ને આખા શરીર ઉપર પરસેવાના સેદ સેદ વળે છે. બંધાણીને રાત્રી કે દિવસ બીલકુલ નિદ્રા આવતી નથી, મોઢામાંથી લાર ઝરે છે, ને આંખમાંથી તથા નાકમાંથી પાણી ટપકયા કરે છે; તૃષા સખ્ત લાગે છે, જઠરાગ્નિ મંદ થાય છે, ને કેટલીક વખતે પુષ્કળ પેશાબ છુટી પડે છે; દરદી આ વખતે મુંઝાઇ જાય છે ને અફીણ વગર હું મરી જઇશ એવી રીતનો પૂકાર કર્યાં કરે છે. તોપણ આ બધી ભિતી ખોટી માનસિક છે; માટે તે બાબત વૈદ્યે હિમ્મત રાખતાં અને તેને યોગ્ય દિલાસો આપતાં ઝાડો પેશાબ તથા શરીરના જૂદા જૂદા ભાગ ઉપર જે પીડા વિગેરે થાય તેના યોગ્ય ઇલાજ કરવા જોઇએ. આ બધાં ચિન્હો ઘણામાં ઘણાં તો એક અઠવાડીઆ પર્યંત રહે છે. સાધારણ રીતે ચોથે દિવસે આ ચિહ્ન હલકાં પડે છે.

* જુવો વનસ્પતિ નં. ૫ ઓરપ. લખનારની ડાયરી.

તોપણ એક અઠવાડીઆ સુધી વૈદ્યે હિમ્મત રાખી બંધાણીની માવજત કરવાની અવસ્ય જરૂર છે.

ઉપાયઃ-અફીણ મૂકનાર બંધાણીને યોગ્ય દિલાસો આપતાં તેને કટુપૌષ્ટિક પદાર્થો હમ્મેશાં આપવા. કાળીપાટ,* પટોળ લીંબડો ને ગળો એ ચારે ચીજનો કાડો દિવસમાં ચાર પાંચ વખત આપવો. આથી કરીને બંધાણીના શરીરમાં કૌવત આવે છે, ને તેને બંધાણ મૂકવું વસમું લાગતું નથી. આ કાડો અફીણ મૂકાવવું ત્યારથી તે અઠવાડીઆ સુધી જારી રાખવો. નિદ્રા ન આવે તો દિવસમાં એક બે વખત વિજયાચૂર્ણ શેકીને આપવું. ખૂબ કઢેલું દૂધ દિવસમાં પાંચ સાત વખત પાવું. ને ઓછામાં ઓછું આખા દિવસમાં બેક રતલ દૂધ આપવું. કદાપિ તેથી ઓછું દૂધ પીવાય તોપણ હરકત જેવું નથી. દરદીને જે સખ્ત ઝાડો થાય છે તે બંધ કરવા માટે અફીણ કે બીજી સ્તંભન દવા આપવી નહીં. અફીણ આપવાથી જો કે સારૂં થશે તોપણ તે આપવાથી તેને અફીણની ટેવ જશે નહિ અને બીજી સ્તંભન દવા આપવાથી પેટ ચડી આવશે. આ ઝાડો બે ત્રણ દિવસ રહી પોતાની મેળે હલકો પડવા માંડશે, માટે સ્તંભન દવાનો ઉપયોગ ન કરવો. બંધાણી માગે તો વખતે ગાંજાની કે તમાકુની ચલમ દિવસમાં બે ત્રણ વખત આપવી; વખતે બીડી માગે તો તેપણ આપવામાં કોઇ જાતની અડચણ નથી. આમ કરવાથી પાંચ છ દિવસમાં બધાં ચિન્હો દૂર થશે. અવલથી તે આખર સુધી કઢેલ દૂધ શીરો વિગેરે સારો પૌષ્ટિક ખોરાક આપવો. એટલું તો અવસ્ય ધ્યાનમાં રાખવાનું છે, કે અફીણ મૂકનારા બંધાણી માણસને પુષ્કળ દૂધ ઘીવાળા ખોરાકમાં કોઇપણ જાતની કસુર થવી નહિ જોઇએ. અફીણનું બંધાણ મૂકવાથી જે વસમું લાગે છે તે કાંઈ પણ ઔષધની મદદ શિવાય ફક્ત સારા ખોરાકથી જ બંધાણી સહન કરી શકે છે, અને તે ગાંજતો નથી. પાછળથી તેના શરીરના જૂદા જૂદા ભાગ ઉપર પીડા તથા ત્રુટ થાય છે. જેને માટે શીંગડીઆ વછનાગનો તાજા ઘીની અંદર એક ઘસારો આપવો બસ છે. એક મહિના સુધી કટુપૌષ્ટિક દવા અને સારો પૌષ્ટિક ખોરાક આપવાથી બંધાણી અફીણમુક્ત થાય છે. પાંચ છ દિવસ પછી સખ્ત ચિન્હો શાંત થવા માંડે છે અને ધીરે ધીરે તેના મનમાં નવું કૌવત આવતું હોય એમ લાગે છે; તેનું મન શાંત થાય છે ને અફીણનું બંધાણ કર્યા પછી કદી નહિ અનુભવેલો એવો સંપૂર્ણ આનંદ તેને આવે છે." (ડા. વી. ઝી.)

"અફીણ નીશાને લાવે છે, ધાતુને શોષણ કરે છે, મોહ કરે છે, આંખમાં મદ આવે છે, વિષયને અંતે પ્રમેહાદિ રોગ કરે છે." (વૈ. રૂગનાથજી).

* જુઓ નં૦ ૪, ૫, ૬ અને ૭ની વનસ્પતિ.

## વર્ગ-(પાપાવરેસી).

### નંબર ૧૨.

**૧-શાસ્ત્રીય નામ**-Argemone Mexicana.

દૃષ્ટાન્ત-H. I. P. 117; N. P. 13; watt. 1. p. 306; રૂ. નિ. પા. ૧૧૫

**૨-દેશી નામ**-દારૂડી (પો+ગુ.); पीवळा धोत्रा, कांटे धोत्रा, फिरंगी धोत्रा (म.); सत्यानाशी, उजरकांटा, शीयाल कांटा, भरभन्ड (हिं.); कंटकी, स्वर्णक्षीरी, हेमदुग्धा, हेम पुष्पा. (सं.).

**૩-વર્ણન**-દારૂડીના છોડવા શિયાળાની શરૂવાતે ઘણા ઉગે છે. તે ભસ્મીવર્ણો અને ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેમાં કેટલીક શાખાઓ નીકળે છે. તે ઘણુંકરી સીધી ને ઉંચી વધે છે. આ આખા છોડવાપર ઘણુંકરી તીક્ષ્ણ ઝીણા કાંટા આવેલા હોય છે. એ છોડવાનો કોઇપણ ભાગ તોડતાં તેમાંથી હરતાળના રંગ જેવા પીળા રંગનો રસ નીકળે છે. એના કોમળ ભાગમાંથી રસ વિશેષ નીકળે છે. એ રસમાં એક જાતની સુગંધિત વાસ હોય છે. એના છોડપર ભસ્મી રંગની અત્યંત બારીક છારી હોય છે. તે આંગળીથી ઘસતાં ઉતરી જાય છે ને એ છારી નીચે છોડવાનો રંગ ફીકો લીલો, ને ચળકતો હોય છે. પાન ઉટકટાનાં પાન જેવાં લાંબાં ને કોરે કપાયલાં હોય છે. ફૂલ પીળાં અને ફલ લંબગોળ અને કાંટાવાળાં હોય છે.

**મૂળ**-સ્લેટ પેનથી આંગળી જેવું જાડું હોય છે. તેની છાલપરની ઉપરની ફોતરી પાતળી અને ભુરા રંગની હોય છે. ને તે સેહેજ નખથી ખરપવાથી ઉતરી જાય છે. છાલ નરમ રસભરી ને પીળારંગની હોય છે. છાલમાંથી પીળો રસ ઝરે છે, જે ધીમે ધીમે ઘાટો થતો જાય છે. ને તે પાછળથી ભુરા રંગનો થઇ કાળાસ પકડે છે, ને કઠણ થઇ જાય છે. મૂળનું લાકડું ભુરા કે ફીકા ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્રને ચક્રાકાર દેખાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ઘણુંકરી મૂળ જેવી જાડી હોય છે. તેપર થોડા છેટે છેટે કાંટા આવેલા હોય છે. અને ડાંડી ઉપરનાં જુનાં પાન સુકાઈ ખરી ગએલાં હોય છે, તેની કોરના રહી ગએલા ડાંડીપર ભુરા કે કાળા ડાઘ દેખાતા હોય છે. ડાંડી ગોળ હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી પોચી દેખાય છે. એ કાપની કોરપરથી એટલે છાલમાંથી પણ પીળો રસ ઝરે છે. શાખાઓ ડાંડી જેવી અથવા તેથી પાતળી પણ હોય છે. શાખાઓ એકમાંથી બબે અનુક્રમે ઘણું કરી નીકળેલી હોય છે, ને તે જોરદાર હોય છે. એટલે ડાંડી

ઉપર જતાં શાખાઓમાં ઘણીવાર સમાઇ ગયેલી જોવામાં આવે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, ને તેને ડીટડી હોતી નથી. એટલે પાન ડાંડી અથવા શાખાને ચોટડુક થઈ નીકળેલાં હોય છે. પાનની વચલી નસ ડાંડી અથવા શાખાપર થોડી ઉતરેલી દેખાય છે. અને પાનની કોરના વચલી નસનાં થડ પાસેના બે છેડા પણ ડાંડી કે શાખાપર ઉતરી આવેલા હોય છે. પાનની કોર ઘણુંકરી અરધ કપાયલી હોય છે, ને તેના કાપ ખુણીઆવાળા હોય છે. એ દરેક ખુણે એકેક લાંબો તીક્ષ્ણ અણીવાળો કાંટો હોય છે. પાનની બન્ને સપાટી લીસી અને ભસ્મી છારીવાળી હોય છે. નીચેની સપાટીપર પાનની નસો બહાર નીકળતી હોય છે. ને તેપર કાંટા આવેલા હોય છે. ઉપરની સપાટીપર કાંટા કવચિત જ હોય છે. ને નસો ખડી જેવી ધોળી થયેલી હોય છે. જેથી પાન ચિત્રિત દેખાય છે. પાન ૨ થી ૮ ઈંચ લાંબાં ને ૧ થી ૩½ ઈંચ પોહોળાં હોય છે. પાન જરા જાડાં હોય છે. પાન પરની ભસ્મી છારી લુછી નાંખી પાન આઇગ્લાસમાં જોયાં હોય તો તેનાપર અત્યંત સૂક્ષ્મ સફેદ છાંટણાં જેવા બિંદુઓ દેખાય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો તુરો લાગે છે.

**ફુલ**–ઘણુંકરી શાખાઓને છેડે સૂક્ષ્મ ગોળ પડધીપર એક્કેક આવેલું હોય છે. તે ચળકતા પીળા રંગનું હોય છે. તેની વાસ સેહેજ પારસપીપળાનાં ફૂલની વાસને મળતી અને તેની સાથે જરા બીજી સુગંધિત વાસની ભેળ હોય છે. ફૂલનો વ્યાસ ૧½ થી ૨ કે ૩ ઇંચ જેટલો હોય છે.

**પુ૦ બા૦ કોષ**–નાં પત્રો ૨ થી ૩ હોય છે, તે ખરી ગયા પછી ફૂલની પાંખડીઓ ઉઘડે છે. એ પત્રો ફીકા ભસ્મી રંગનાં હોય છે. તે તળિયે સાંકડાં ને ટેરવાં તરફ પોહોળાં હોય છે. તેની બહારની બાજુ કાંટા હોય છે. ને તેનાં ટેરવાથી જરા નીચો એક કાંટો બીજા કાંટાઓ કરતાં ઘણો જાડો અને લાંબો હોય છે. એ પત્રો અંદરની બાજુ લીસાં અને ચળકતાં હોય છે. ને તે એકબીજાંથી છુટાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ આ પત્રોની અંદર ઢંકાયલી હોય છે. તે જ્યારે ઉઘડવાની હોય છે ત્યારે આ પત્રો નીચેથી ખરી એક પછી એક નીકળી જાય છે. એ પત્રો પાંચેક લાઈન લાંબાં ને ત્રણેક લાઈન પોહોળાં હોય છે. તેની અંદરની બાજુ ટેરવે ખોલ હોય છે, અને એ ખોલની અંદર ટેરવાં પાસેના મોહોટા કાંટાની એક ભુંગળી જેવી પોલ હોય છે. એ પત્રની ખોલમાં ફૂલની પાંખડીઓ મથાળે ઢંકાયલી હોય છે. અને એ પત્રોની અંદરની બાજુ ઉભી નસો દેખાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૬ હોય છે. તે એક બીજીથી છુટી હોય છે. પાંખડી તળિયે સાંકડી ને ટેરવાં તરફ પોહોળી થતી હોય છે. ટેરવું ગોળાઇલેતું હોય છે. પાંખડી ઘણી પાતળી, લીસી અને ચળકતી હોય છે. તેની પાછળની બાજુ ઉભી નસો સ્પષ્ટ દેખાતી હોય છે. પાંખડીઓ પુંકેસરોથી લાંબી હોય છે.

**પુંકેસરો**–ઝાંઝાં હોય છે, તે સ્ત્રીકેસરથી કંઇક ટુકાં હોય છે. તેના તંતુઓ પીળા, લીસા અને ચળકતા હોય છે. તેનાં ટેરવાંપર પરાગકોષ સીધા આવેલા હોય છે. જે ઘેરા પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–એક હોય છે. તેનો ગર્ભાશય સીધો જાડો અને લંબગોળ હોય છે. તેનો રંગ ફીકો ભસ્મી હોય છે. તેપર ઉભા ધોળા કાંટા આવેલા હોય છે. એ સ્ત્રીકેસરને મથાળે રાતા રંગનાં, ચપટાં, નીચાં ઢળતાં ૪ થી ૫ સુશોભિત મુખ આવેલાં હોય છે. જે ખરેખર ઉપલા કાનમાં પહેરવાની ઝીણાં માણેકજડિત ભુગળી જેવાં દેખાય છે.

**ફલ**–૧ થી ૧½ ઇંચ લાંબાં ને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. તે પ્રથમ ફીકા લીલા રંગનાં હોય છે, ને સુકાય છે ત્યારે ફીકા ભુરા રંગનાં થઈ જાય છે. ફલપર કાંટા હોય છે. અને ૪ થી ૫ ઉભી નીક હોય છે. જેપર ભસ્મીવર્ણી ટીશી આવેલી હોય છે. ફલ ટેરવે જરા સાંકડાં હોય છે. ને તેનાં ટેરવાંપર સ્ત્રીકેસરાગ્રમુખ ભુરા રંગનાં રહેલાં હોય છે. ફલ સારી રીતે પાકીને સુકાય છે ત્યારે તે મથાળે ટેરવાં નીચે તેપર આવેલી ઉભી નીકપરથી ચીરાઇને ઉઘડે છે. તેથી તે ઉપર ખુલ્લું થઈ જાય છે. ફલપરની નસો સ્ત્રીકેસરાગ્રમુખની સાથે જોડાઇ રહેલી હોય છે. તેથી આ વખતે ફલને મથાળે ઉઘડેલાં મુખપર ઘુંમટ જેવું દેખાય છે. ફલમાં નાહાનાં બીજ ઘણાં હોય છે.

**બીજ**–કાળા રંગનાં ½ લાઇન કરતાં કાંઇક ટુકાં હોય છે. તેપર સૂક્ષ્મ ખાડાઓની બહુ સુંદર બાનક હોય છે. બીજને એક પડખે જરા અણીવાળી ટુંકી ધાર હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ–ઝેરી,** માદક, ઉલટી કરાવનાર, રેચક, વિદાહી, મૂત્રલ, કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–દારૂડીનો રસ થોડીવાર સુકાવ્યાથી અફીણને મળતો થઇ જાય છે. તે સાંધાના દુખાવાપર ચોપડવામાં આવે છે. દારૂડીના બીમાંથી ફીકા પીળા રંગનું તેલ નીકળે છે. તે દીવે બાળવાના અને ચાંદાઓ તથા ચામડીનાં બીજાં દરદોપર લગાડવામાં કામ આવે છે. દારૂડીનો રસ જળોદર અને કમળા ઉપર વાપરવામાં આવે છે. દારૂડીનાં પાનપરથી કાંટા કાઢી પાનને વાટી તેની લેપડી કરી તે પાઠાં અને મરકીની ગાંઠપર બાંધવામાં આવે છે. દારૂડીનાં પાનનો રસ ચાંદાંપર ચોપડવાથી ચાંદાં રૂઝાઇ જાય છે. આંખના દુખાવામાં દારૂડીનો રસ આંખની કોરે ઘણાં લોકો આંજે છે. "તેથી આંખનો

સોજો ઘણો વધી ગેરફાયદો થાય છે, એમ કેટલાક ડાકટરોનો મત છે." (Watt). દારૂડીનાં **બી અફીણ** કરતાં પણ ઘણાં **ઝેરી** માનવામાં આવે છે. દારૂડીના રસને ઘી તથા દૂધ સાથે મેળવીને આંખના દુખાવા ઉપર લગાડવામાં આવે છે. દારૂડીનાં મૂળ તેમ જ આખા છોડવાને બાળી તેની રાખ મીઠાં તેલમાં મેળવી ખસ, દાદર, ખરજવાં, ચાંદાં અને દોરનાં ભાઠાંઓ ઉપર ચોપડવામાં આવે છે. એનું તેલ ખસ અને દાદર ઉપર લગાડવામાં આવે છે.

"દારૂડી શરીરમાં ગ્લાનિ ઉપજાવનાર, નિશો લાવનાર, રેચક, ઉલટી લાવનાર, કડવી તથા કૃમિદોષ, ખરજ, આફરો અને કોઢનો નાશ કરનાર છે. રૂધિરનાં દરદોને પણ મટાડે છે. દારૂડીનો દૂધ જેવો રસ મસ ઉપર લગાડવામાં આવે છે. તેના રેચક ગુણને લીધે તે જલોદરમાં પણ કામ આવે છે. તેનાં બીમાં જરા અફીણનો ગુણ રહ્યો છે. તેમ જ અંગ્રેજી દવા **એપીકાકયુઆનાનો** ગુણ પણ રહ્યો છે. દારૂડીનાં બીને ગોમૂત્રમાં પલાળી રાખી પછી તેને વાટી શરીરના કોઇ પણ ભાગપર વાંકી ચુંકી ગાંઠો બંધાઇ ગઇ હોય તેપર તેનો લેપ કરવાથી સારો ફાયદો થાય છે. ચામડીનાં દરેક દરદપર આ લેપ ફાયદા કર્તા છે." (વૈ. શા. મ. ગો.)

"એના મૂળથી તાવ, પરમો અને મૂત્રકૃચ્છ્ર મટે છે. એનું દૂધ ઘીની સાથે આંખમાં ટીપું પાડવાથી આંખ દુખતી હોય તેને તથા ફુલું વગેરેને મટાડે છે. દારૂડીથી રેચ લાગે છે, એમાં કેફ છે, હીબકો કરે છે. કૃમિ, ખરજ, વિષ, આફરો, કફ, પિત્ત, કોઢ, તાવ, સોજા વગેરેને મટાડે છે." (વૈ. રૂ. ઇં.)

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, ખેતરો અને વાડીઓના શેઢાઓપર, પાણીના ધોરીઆઓ કાંઠે અને વિશેષે કરીને ચોમાસે પાણી ભરાઇ રહેતું હોય અને શિયાળે સુકાઇ જતું હોય એવાં તળાવ અને ખાડા ખાબોચીઆમાં દારૂડીના છોડવા ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં આડે વગડે થાય છે.

**૮-વિ. વિવેચન**-આનું નામ **દારૂડી** પડવાનું કારણ એ છે કે, એનાં બીજ બંદુક ફોડવાના દારૂને મળતાં દેખાય છે. એનું હિંદીનામ **સત્યાનાશી** પડયું છે તેનું કારણ એવું કહેવાય છે કે, દારૂડીના છોડવા જ્યાં ઉગે છે ત્યાં એકદમ જથ્થાબંધ ઉગી બહુ ઝડપથી વધી જાય છે. અને આજુબાજુની તમામ જમીનને ઘેરી લઇ બીજા વિશેષ ઉપયોગી મોલ અને છોડવાઓને મારી નાંખે છે.

દારૂડી મૂળ હિંદુસ્થાનની વતની નથી, પણ અમેરિકાની છે. છતાં આ દેશમાં આવી પોતાનો વિસ્તાર આખા હિંદુસ્થાનમાં ફેલાવી ઘર કરી બેઠી છે. એનાં સંસ્કૃત નામો **સ્વર્ણક્ષીરી** પીળા રસ ઉપરથી, **હેમપુષ્પા** તેનાં પીળાં ફૂલ ઉપરથી, અને **કંટકી** તેના કાંટાપરથી પડેલાં છે.

દારૂડીનાં બીજ આ સ્વસ્થાનમાં રાવળીઆ અને ધુડધોયા લોકો એકઠાં કરી બજારમાં ગાંધીને ત્યાં વેચે છે. એનાં બીજ એકઠાં કરવાની રીત એવી છે કે, બીજ એકઠાં કરનાર પોતાના ડાબા હાથમાં એક સુપડું રાખે છે, અને જમણા હાથમાં વાંસનો બનાવેલો ચીમટો અથવા સાણસી પકડે છે, આ ચીમટા અથવા સાણસીથી દારૂડીની શાખાઓ પકડી સુપડાંપર નમાવે છે, જેથી તેનાં ફલમાંથી બીજ નીકળી સુપડામાં આવીપડે છે.

દીવે બાળવાનું કરાંચીથી જે તેલ આવે છે તેમાં દારૂડીના તેલનો ભેગ હોય છે. વળી રાઇના તેલ સાથે પણ દારૂડીનાં તેલના ઘણીવાર ભગ કરવામાં આવે છે, એમ કહેવાય છે.

---

## ૬-N. O. FUMARIACEÆ.

**વર્ગ-ફ્યુમેરિયેસી**-શાહતરા પિત્તપાપડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—

આ વર્ગમાં મ્હોટાં ઝાડો થતાં નથી, પરંતુ નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિનાં પાન ઘણુંકરી બહુ વિભાગિત થયેલાં હોય છે. ફૂલ નાહાનાં અને નિયમવિરૂદ્ધાકારનાં હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૨; પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૪; પુંકેસરો ૬; અને સ્ત્રીકેસર ૧ હોય છે.

આ વર્ગની વનસ્પતિ ગ્રાહી, વિદાહી, સારક, સ્વેદલ, મૂત્રલ, ચિરગુણકારી પૌષ્ટિક અને શોધક ગુણવાળી ગણાય છે.

---

## વર્ગ-(ફ્યુમેરિયેસી.)
### નંબર ૧૩.

**૧-શાસ્ત્રીય નામ**-Fumaria parviflora.

દૃષ્ટાન્ત-H. I. P. 128; N. p. 14; watt. III. P. 454; રૂ. નિ. પા. ૨૧.

**૨-દેશીનામ**-પિત્તપાપડો * (પો+ગુ૦); पित्तपापडा (મ૦); पित्तपापडा, शाहतरा, (હિં૦); पर्पटः, क्षेत्रपर्पटी सं०

**૩-વર્ણન**-શાહતરા પિત્તપાપડાના છોડવા ½ થી ૧ ફુટ લાંબા થાય છે. તે કોઇવાર ઉભા, પણ વિશેષે કરીને જમીનપર પથરાતા હોય છે. જ્યારે ઉભા હોય છે ત્યારે તેમાં થોડી શાખાઓ હોય છે, પણ જમીનપર પથરાય છે ત્યારે તેમાંથી ઘણી શાખાઓ નીકળેલી જોવામાં આવે છે. પાન ગાજરનાં પાન જેવાં વિભાગિત હોય છે. ફૂલ ધોળાં કે ગુલાબી રંગનાં, અને તેનાં ટેરવાં જાંબુડા

* પિત્તપાપડો એ નામ ખાખરાનાં બીજ અને બે ત્રણ બીજી વનસ્પતિઓને પણ લગાડવામાં આવે છે.

રંગનાં હોય છે. ફૂલનો આકાર લાંબો અને કંઇક વિલક્ષણ હોય છે. ફલ ગરીઆ જેવા આકારનાં નાહાનાં હોય છે. એને મહા ફાગણમાં ફૂલ ફલ આવે છે. ફૂલ શિવાય આખા છોડવાનો દેખાવ ફીકા લીલા રંગનો હોય છે.

**મૂળ**–ખીલામૂળ સુતળીથી તે પેનસીલ જેવું જાડું થાય છે. તે ૨ થી ૪ ઇંચ લાંબું હોય છે, તેમાંથી થોડા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે રસભર્યું અને ઉપરથી ભૂરા ને અંદરથી પીળાસલેતા ધોળા રંગનું હોય છે; તેનો આડો કાપ કરી જોતાં તે અનિયમિત મ્હોટાં છિદ્રોવાળું દેખાય છે. વાસ અણગમતી અને સ્વાદ ગળચટો ને પાછળથી કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી તે સ્લેટપેન જેવી જાડી હોય છે, પણ તે કવચિત જ હોય છે. વિશેષે કરીને મૂળનાં મથાળાંપરથી જાડી સુતળી જેવી ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે લીસી, ચળકતી ને જરા મરડલેતી હોય છે. તેનાપર ઉભી નસો હોય છે, તે બટકણી ને રસભરી હોય છે. કોમળ શાખાઓ ટુંકી ને વધારે મરડલેતી હોય છે. શાખાઓ મૂળ કરતાં વધારે કડવી હોય છે.

**પાન**–આંતરે આવેલાં ને બહુવિભાગિત હોય છે. તેના વિભાગો સાંકડા, ચપટા ને ટેરવે અણિયાળા હોય છે. પાન શાખાઓ કરતાં વધારે કડવાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અથવા પત્રની સામી બાજુએથી પુષ્પ ધારણકરનારી સળી ૧ થી ૨ ઇંચ લાંબી, સુતળી જેવી જાડી, લીસી, અત્યંત ચળકતી, ધોળાસલેતા લીલા રંગની નીકળે છે; તેપર ૧૦ થી ૨૦ નાહાનાં ધોળાં ફૂલ ગુલાબી કે ગુલાબી રંગનાં અજાયબ જેવાં, ઘણુંકરી સુગંધી વગરનાં એક પછી એક એમ ફૂલો આવેલાં હોય છે. ફૂલ ⅓ ઇંચથી કંઇક લાંબાં ને ⅓ લાઇન પોહોળાં હોય છે. દરેક ફૂલની ડીટડીનીચે તળિયે લીલું, વચમાં ધોળું અને ટેરવે ગુલાબી અણીવાળું એક સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે; ડીટડી ફૂલથી કંઇક ટુંકી, પણ જાડી ને લીલા રંગની હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૨ હોય છે, તે પુષ્પપત્ર કરતાં નાહાનાં, પોહોળાં ને પાંખડી જેવા રંગનાં હોય છે. તેને મથાળે ફીકા જાંબુડા રંગની સૂક્ષ્મ અણી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે, તે ઉભી અથવા જરા આડી ઝુકતી હોય છે; બહારની બે પાંખડીઓમાંથી નીચલી પાંખડી તળિયે જરા પોહોળી, વચમાં સાંકડી અને મથાળે કડછી ચમચાનાં ચાપટાં કે ચડેલી નાગફણને મળતા આકારની હોય છે. તેને મથાળે પાછળની બાજુ તે વચમાં લીલા રંગની હોય છે. અને બહારની બીજી ઉપરની પાંખડી પેહેલી કરતાં જરા પહોળી ને મ્હોટી હોય છે, તે મથાળે તેવાજ આકારની, પણ તળિયે નાહાની થેલી કે બટુવા જેવી થયેલી હોય છે. એનો એ બટુવો ( spur ) એક બાજુથી ગોળાઈ લેતો ને બીજી બાજુ સહેજ વાંકવળતો હોય છે. તે ફૂલની ડીટડી તરફ નીચો ઉતરેલો હોય છે. અંદરની બે પાંખડીઓ બહારની પાંખડીઓથી નાહાની હોય છે, તેને તળિયે સૂક્ષ્મ પાતળી ડાંડલી હોય છે. આ પાંખડીઓનાં મથાળાં ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં ને એક બીજાં સાથે જોડાયલાં હોય છે. તેમાં પું-અને સ્ત્રી-કેસરોનાં મથાળાં ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**–૬ હોય છે. તેમાં ત્રણ ત્રણના તંતુઓ જોડાઇ તેના બે ગુચ્છ થયેલા હોય છે. તેમાં નીચેના ગુચ્છની પટી અંદરની પાંખડીઓથી બહાર આવેલી હોય છે, અને ઉપરના ગુચ્છના તંતુ બહારની મ્હોટી પાંખડીના બટુવાની અંદર જઇ તળિયે લીલા રંગની થેલી જેવા થઈ રહેલા હોય છે. તંતુઓ બહુધા ધોળા રંગના, લીસા, ચળકતા અને પરાગકોષ તથા રજ પીળાસ લેતા ધોળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, ગર્ભાશય લીલા રંગનો, ઉભો, લીસો ને ચળકતો ફૂલની ડીટડી કરતાં જરા જાડો ને તેપર સાંધાથી બેઠેલો હોય છે; નલિકા ધોળા રંગની, લીસી, ચળકતી તળિયે ગર્ભાશયપર સાંધાથી બેઠેલી અને મથાળે જરા વાંકવળેલી હોય છે; નલિકાગ્રમુખ ગોળાઇ લેતું ને વિભાગિત હોય છે. ફૂલ પાન કરતાં કડવાં હોય છે.

**ફલ**–લગભગ ૧ લાઇન વ્યાસનું વચમાં પોહોળું, મથાળે પોહોળી અણી અને તળિયે જાડી ડીટીવાળું, લીસું ને ચળકતું હોય છે. તે પ્રથમ લીલું ને સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. ફલમાં ૧ બીજ હોય છે. ફલ ફૂલ કરતાં કડવાં હોય છે.

**બીજ**–ભૂરા કે ઘેરા ભૂરા રંગનું, ગોળાઇલેતું ને 1/24 ઇંચ લાંબું હોય છે. તે ફલ કરતાં કડવું હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–કટુપૌષ્ટિક, સારક. લોહી સુધારનાર, સ્વેદલ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–શાહતરાપિત્તપાપડાનો કાઢો તાવ, અરૂચી, ઝાડા અને લોહીવિકારથી થતાં ચામડીનાં દરદો, તેમજ નબળાઈ ઉપર અપાય છે. કેટલાક ખેડુતો એની કડવાસને લીધે એને નરવો એટલે નિરોગી સમજી સવારમાં થોડો ખાય છે.

**૭–સ્થાનક**–એ હિંદુસ્થાનના કેટલાક ભાગોમાં ઉગે છે. પણ તે ખેડવાંણ ખેતરોમાં વિશેષ જોવામાં આવે છે.*

* આ સ્વસ્થાનનાં ગામ **વરવાળા** અને **કંડોરણાં** તેમજ વરતુ કાંઠાનાં કરાર જમીનનાં ખેતરોમાં એ નેદ તરીકે ઉગે છે. પોરબંદર તલપતના જેલ બાગપર વાવેલી ગદબના મોલ ભેળા એના છોડવા ઘણીવાર જોવામાં આવેલા છે.

૮–**વિશેષ વિવેચન**–એ વિશેષે કરી ખેતરોમાં ઉગે છે માટે એનું હિંદીનામ **શાહુતરાપિત્તપાપડા** છે. તે સંસ્કૃત **ક્ષેત્રપર્પટ** ઉપરથી અપભ્રંશ થયેલું જણાય છે. ક્ષેત્રનું **શાહતર** થયું હશે.

એનાં ફૂલની બહુ જ વિચિત્ર રચના વિશેષ સ્પષ્ટપણે આઇગ્લાસથી પણ મુશ્કેલાઇથી દેખી શકાય છે. આ વિષે **સર જૉનલબક** કહે છે કે, એનાં ફૂલો જંતુઓથી ફલિત નહિ થતાં પોતાની મેળે જ ફલિત થતાં લાગે છે. પણ એવાં જ ફૂલવાળી એજ વર્ગની એક વનસ્પતિ (corydalis) વિલાયતમાં થાય છે, તે જંતુથી ફલિત થાય છે. તેમાનાં ફૂલની રચના પણ શાહતરાનાં ફૂલની રચના જેવી જ છે. એમાં ફૂલની ઉપરની (બહારની મ્હોટી પાંખડી) પાંખડીને નીચલે છેડે એક બટુવા જેવી કોથળી હોય છે. અંદરની બે પાંખડીઓ જોડાઇને એક ભૂંગળી જેવી થયેલી હોય છે. જેની વચ્ચે પું–અને સ્ત્રી-કેસરો ઢંકાયલાં હોય છે. આ પાંખડીઓની બાજુની તેનાં મથાળાંની નીચે એવી અજાયબ જેવી બનાવટ હોય છે, કે તેથી તે એક મીજાગરાનું કામ કરે છે. આ ભૂંગળી પરાગકોષ અને નલિકાગ્રમુખની ઉપર એક ટોપી જેવી થઇ રહેલી હોય છે. તે ઉપર કહેલી અજાયબ જેવી બનાવટને લીધે જરા નીચી ઉંચી થઇ શકે છે. પુંકેસરોના સમુદાય બે હોય છે, તેમાં એક સમુદાય નીચલી બાજુ ને બીજો ઉપલી બાજુ આવેલો હોય છે. ઉપલી બાજુના સમુદાયના તંતુનાં તળિયાંની ઉપલી બાજુ એક કોથળી પેઠે લાંબી થઇને ઉપરની મ્હોટી પાંખડીના કોથળી જેવા છેડાની અંદર ગયેલી હોય છે, અને તેમાં મધ હોય છે. હવે જ્યારે એક મધમાંખ આ ફૂલ પાસે આવે છે, ત્યારે તે પરાગકોષ ઉપરની ટોપીને દબાવે છે. તેથી પરાગકોષ અને સ્ત્રીકેસર ખુલ્લાં થઇ મધમાખીની છાતીને લાગે છે. (આથી પરાગરજ મધમાખી પાસેથી લેવાનું, અગર તેને દેવાનું, કે એ બન્ને કાર્ય થાય છે.) જ્યારે મધમાખી (આવી રીતે પરાગરજથી ખરડાઈ અથવા લુંછાઇ) ઉડી જાય છે, ત્યારે તેનું ટોપી પરથી દબાણ નીકળી જાય છે, જેથી તેમાં પાછાં પું–અને સ્ત્રી-કેસરો ઢંકાઇ જાય છે, શું પરમેશ્વરની લીલા!! એક નાહાનાં ફૂલમાં કેટલી બધી યુક્તિ રાખેલી છે. તે જેણે વિશેષ જાણવું હોય તેણે–**સર જૉન લબક***ની નેચર સીરીઝ વાંચવી. અને જૂદાં જૂદાં ફૂલોની બનાવટ તપાસવી. આ માત્ર મનને રમાડવા માટે જ છે એમ નથી, પણ એમાંથી જૂદાં જૂદાં યંત્રો બનાવવાની યુક્તિ, અને સાંસારિક બીજાં કાર્યો કરવાની ગોઠવણ અને કરકસર વગેરે બીજી ઘણી બાબતો શીખાય છે. અને ઇશ્વિરી સૃષ્ટીમાં કેવી કેવી રચના તે પ્રભુએ કરેલી છે તે જાણી તેના ગુણનું ગાન થાય તે નફામાં છે.

* Nature series on British Wild Flowers considered in relation to Insects. by Sir John Lubbock, Bart., M. P., F. R. S., &c. &c. London. 1890,

---

### ૭–N. O. CRUCIFERÆ.

**વર્ગ–ક્રુસિફ્રી**–મુળાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિમાં પાણી જેવો રસ હોય છે. પાન મૂળનાં મથાળાં ઉપરથી ઘણુંકરી નીકળેલાં અને આંતરે આવેલાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૪; પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૪; પુંકેસરો ૬ જેમાનાં ૪ લાંબાં અને ૨ ટુકાં હોય છે. એનાં ફૂલ પીળાં, ધોળાં, કે ગુલાબી રંગનાં જાંબુડી છાયાલેતાં અથવા ઉપર કહેલા તમામ મિશ્ર રંગનાં હોય છે. ફલ શીંગ જેવાં અથવા બદકડી જેવાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ તીખી, કડવી અને વિદાહી હોય છે. એનાં બીજમાં ઘણુંકરી તેલ હોય છે. એ વનસ્પતિ પૌષ્ટિક, ચિરગુણકારી પૌષ્ટિક, ગ્રાહી, સારક અને ઉત્તેજક હોય છે.

હાલ વિલાયતી બકાલાં તરીકે વાવવામાં આવતી ફૂલકોબી, ગોટાકોબી અને આલફૂલ એ બધી આ વર્ગની વનસ્પતિ છે.

---

## વર્ગ–ક્રુસિફ્રરી.

### નંબર ૧૪.

૧–**શાસ્ત્રીયનામ**–Cardamine hirsuta.

દષ્ટાંત–H. I. p. 138; N. p. 14; Watt. II. p. 155.

૨–**દેશીનામ**–અડબાઉ રાઇ (પો–ગુ૦) **રાનરાઇ** (મ૦)

૩–**વર્ણન**–એના છોડવા ઘણુંકરીને ચોમાસાં ઉતાર લગભગ શિયાળે જોવામાં આવે છે. તે ૪ ઇંચથી ફુટેક લાંબા હોય છે. તે જમીનપર પથરાયલા અથવા ઉભા હોય છે. તેનાં મૂળ પાતળાં, સફેદ રંગનાં અને રાઇ જેવી તીખી વાસ અને સ્વાદવાળાં હોય છે. શાખાઓ દોરાથી સુતળી જેવી જાડી હોય છે, અને તેપર થોડી રૂંછાળ હોય છે. પાન નાહાનાં રાઇનાં પાન જેવા આકારનાં હોય છે, તે શાખાઓના છેડા પાસેનાં વિશેષ સાંકડાં હોય છે. ફૂલ પીળાસલેતાં ધોળા રંગનાં અને શીંગ (ફલ) લીસી, ઉભી, છેડે સાંકડી થતી રાઇની શીંગ જેવી આવે છે.

૪–**ઉપયોગીઅંગ**–સર્વાંગ.

૫–**ગુણદોષ**–પાચક.

૬–ઉપયોગ–ગામડીઆ લોકો એનું શાક ખાય છે. તે પાચક ગણાય છે.

૭–સ્થાનક–એ હિંદુસ્થાનમાં ઘણી જગોએ ઉગે છે. વિશેષે કરીને વર્ષાદનું પાણી શિયાળે સુકાતું હોય તેવી જગોમાં એ થાય છે.

૮–વિશેષ વિવેચન–એના છોડવા રાઇ જેવા થાય છે, અને વગર વાવે ઉગે છે માટે એને **અડબાઉ રાઇ** કહે છે.

---

## વર્ગ–(ક્રુસિફરી).
## નંબર ૧૫.

**૧ શાસ્ત્રીય નામ**–LEPIDIUM SATIVUM

દૃષ્ટાન્ત–H. I. p. 159; N. p. 15; Watt IV. p. 627; ૨. નિ. પા. ૫૫૩.

**૨ દેશીનામ**-અશેળીઓ (પો+ગુ૦). अहेलीम (म०); चंदसुर, चंद्रसूर, हालीम (हिं०); चंद्रसूर, अहालीम, दरकृष्ण, रक्तराजी (सं०).

**૩–વર્ણન**–અશેળીઆનાં છોડવા ૧ થી ૧½ ફૂટ ઉંચા થાય છે, તે શિયાળે નેદ તરીકે ઉગે છે. એનાં મૂળ નાહાના હોઈ એના છોડવા લીસા હોય છે. ડાંડી અને શાખાઓ સુતળી જેવી જાડી હોય છે. ને તેપર ઝીણી ઉભી ટીશીઓ હોય છે, પાન મૂળ પાસેનાં લાંબી ડીટડીવાળાં અને વિભાગિત હોય છે. અને ડાંડીપરનાં ડીટડી વગરનાં અને સાંકડાં હોય છે. અને તેપર સફેદ રૂંછાળ આવેલી હોય છે. એ છોડવાના પ્રમાણમાં એમાં ફૂલ ઘણાં આવે છે. તે ધોળાં કે ગુલાબી રંગનાં ને ઘણાં બારીક હોય છે, તે શાખાઓને છેડે લાંબી સળીઓપર બહુધા આંતરે આવેલાં હોય છે. ફૂલની ડીટડી ⅟₁₂ ઈંચ જેટલી હોય છે. શીંગ બદકડી જેવી હોય છે. તે ચપટી, બન્ને પાસે પાતળી ધારવાળી, વચમાં પોહોળી, બન્ને છેડે સાંકડી, અને ટેરવે ખાંચવાળી હોય છે. એ ખાંચની અંદર સ્ત્રીકેસરાગ્રમુખ રહેલું જોવામાં આવે છે. શીંગમાં બે ખાનાં હોય છે, તે દરેક ખાનાં કે પોલમાં એકેકું બીજ હોય છે. શીંગ લગભગ ૨ લાઇન લાંબી અને ૧½ લાઇન પોહોળી હોય છે. તે સુકાય છે ત્યારે ફીકા ધોળા કે ભૂરા રંગની થઇ જાય છે. શીંગ સુકાણા પછી તે ઉભી ઉઘડે છે, અને તેની વચેનો ઘણીજ પાતળી ધોળી ત્વચાવાળો પડદો ડીટડીપર રહી જાય છે. તેની બનાવટ જોવા લાયક છે. બીજ રતાસલેતા રંગનાં હોય છે, તે લંબગોળ અને સાંકડે છેડે જરા વાંકવળતાં અને ⅛ લાઇન લાંબાં હોય છે. તેપર ભૂરી કે સફેદ ટપકી હોય છે.

૪–ઉપયોગીઅંગઃ–સર્વાંગ.

૫–ગુણદોષ–ચિરગુણકારી પૌષ્ટિક, પૌષ્ટિક, ઉત્તેજક, સારક અને વાયુહરતા.

૬–ઉપયોગઃ–અશેળીઆનાં બીજમાંથી રાઇના તેલ જેવું તેલ નીકળે છે. અશેળીઆનાં છોડવાને છુંદી વા થયો હોય તેપર લગાડે છે. અશેળીઆનાં બીજને પાણીમાં નાંખી પલાળી ચોળવાથી મોગલાઈ એદાણાની પેઠે પાણીમાં લુવાબ થાય છે, તે હેડકી, ઝાડા, અને લોહી વિકારથી થતાં ચામડીનાં દરદો ઉપર ઘણો ગુણકારી ગણવામાં આવે છે. બરેલની ગાંઠ ઉપર તેમજ શરદીપર અશેળીઆનાં બી ખવરાવવામાં આવે છે. અશેળીઆનાં બીને પાણીમાં વાટીને વા અને બીજા દુખાવા ઉપર લગાડવામાં આવે છે. સંધિવા. નબળાઈ, કમરનું રહી જવું એ ઉપર અશેળીઆનાં બીની રાબ દૂધમાં નાંખી પીવામાં આવે છે. પૌષ્ટિક તરીકે પણ અશેળીઆની રાબ અને લાડુ ખાવામાં આવે છે. અશેળીઆની રાબ સ્ત્રીનું દૂધ વધારવા માટે પવાય છે.

"ચંદ્રસૂરરસઃ–અશેળીઆના દાણા લઇ આઠ ગણા પાણીમાં નાંખી સારી પેઠે ચોળવાથી તેનો ચીકણો લુવાબ થશે તે ગાળી લેવો; તેનું નામ **ચંદ્રસૂરરસ,** એનો ગુણ પૌષ્ટિક અને વાત હર છે.

અશેળીઓ ઘણો પૌષ્ટિક છે ને ધાતુપુષ્ટિને માટે બીજી વાજીકર દવા સાથે અપાય છે. તેથી વીર્યની વૃદ્ધિ થાય છે તથા પેશાબ સાફ ઉતરે છે. અશેળીઆનો લુવાબ હેડકી ઉપર ઘણો સારો વખણાય છે. ચંદ્રસૂરરસ હેડકી ઉપર ઘણો સારો છે. અશેળીઆને દૂધમાં પળાળી તેમાં રુ બોળી તે રુનાં પોલ આંખો સુઝી આવી હોય ત્યારે મુકવામાં આવે છે તેથી પાપણનો શોફ ઉતરી જાય છે. પ્લીહોદર તથા યકૃતોદરની અંદર થયેલા લોહીના જમાવને તે તોડે છે તથા તે અવયવોની વૃદ્ધિને સંકુચિત કરે છે. અશેળીઓ, હળદર, સાજીખાર અને મેદાલકડીને સાથે વાટી કચર તથા ધુમધા ઉપર ચોપડાય છે.

માત્રા–ચંદ્રસૂરરસ ૨ તોલા, અશેળીઓ ૨ આનીથી ૦। ભાર." (ડા. વી. ઝી.).

"અશેળીઆનો મુરબ્બો નબળાઈ, શ્વેતપ્રદર, પ્રમેહ વગેરે દરદો ઉપર ફતેહમંદીથી વાપરી શકાય છે. અશેળીઆની દસ્ત સાફ લાવનાર માત્રા ૪ થી ૫ વાલ સુધી છે. લોહી શુદ્ધ કરવા માટે તે ૧ થી ½ વાલ સુધી વપરાય છે, અને પ્રમેહ, પ્રદર વગેરે દરદોને મટાડવામાં તેની માત્રા ૨ થી ૩ વાલ સુધી છે." (વૈ. શા. મ. ગો.)

૭–સ્થાનક–અશેળીઓ ખેતર અને વાડીઓને શેઢે, રસ્તાઓની બાજુએ અને શિયાળે બકાલાં સાથે વાડી-

ઓમાં નેદ તરીકે ઉગે છે. તે આખા હિંદુસ્થાનમાં ઘણું કરી ઘણીખરી જગોએ વાવવામાં આવે છે.

---

## ૮–N. O. CAPPARIDEÆ.

વર્ગ–કેપેરિડી–કેરડા અને તલવણીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં છોડવાઓ, ઝાડવાં અથવા ઝાડ થાય છે. એમાં કેટલાંક ઝાડવાં વેલા જેવાં પણ હોય છે. એ વર્ગની વનસ્પતિનાં પાન સાદાં અથવા સંયુક્ત હોય છે. સંયુક્ત પાન હાથનાં આંગળાંની પેઠે વિભાગિત થયેલાં હોય છે, અને તેના વિભાગો **(પર્ણ)** ૩ થી ૯ હોય છે. ઉપપાન હોતાં નથી અને હોય છે ત્યારે તે ઘણીવાર કાંટા જેવાં હોય છે. ફૂલ જાંબુડાં, ગુલાબી, ધોળા કે પીળા અથવા એ મિશ્ર રંગનાં થાય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૪; પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪; અને પુંકેસરો ઘણુંકરી ઘણાં હોય છે અને તે સ્ત્રીકેસર ગર્ભાશયની **ડીટી** (stalk or gynophore)ને તળિએ અથવા તેપર આવેલાં હોય છે. સ્ત્રીકેસર ગર્ભાશય ૧ થી ૪ પોલ અને ઘણાં આદિબીજવાળો હોય છે, નલિકા ટુંકી હોય છે, અથવા હોતી નથી, અને નલિકાગ્રમુખ ચપટું અથવા ટોપી જેવું હોય છે. ફલ બોર કે શીંગ જેવા આકારનાં હોય છે. બીજ ઘણુંકરી ગુજરાતી (૭) સાતડા જેવાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી (વર્ગ નં૦ ૭) મુળાના વર્ગની વનસ્પતિના ગુણને મળતા ગુણવાળી હોય છે. તે વાયુહર્તા, ઉત્તેજક, અને કૃમિઘ્ન ગણાય છે.

---

## વર્ગ–(કેપેરિડી.)

### નંબર. ૧૬

**૧–શાસ્ત્રીયનામ**–Cleome simplicifolia.

દૃષ્ટાન્ત–H. I. p. 169; N. P. 16;

**૨–દેશી નામ**–બેઠી તલવણી, સાદી તલવણી (પો+ગુ૦

**૩–વર્ણન**–બેઠી તલવણીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. એ ઘણુંકરીને જમીન ઉપર છાતળાંની માફક પથરાયલા હોય છે ને કોઇવાર ઉભા પણ હોય છે. એ ૬ ઇંચથી ૧ કે ૨ ફીટ જેટલા લાંબા હોય છે. એ છોડવાને તળિયેથી કેટલીક શાખાઓ નીકળી ચોતરફ લંબાયલી હોય છે. પાન લંબગોળ, પોહોળાં કે સાંકડાં હોય છે. ફૂલ જાંબુડા રંગનાં અને ફલ નાહાની શીંગ જેવાં અણીઆળાં હોય છે.

**મૂળ**–એનું મૂળ લાંબું, ઉંડું બેઠેલું અને ફીકા ધોળા રંગનું હોય છે; તેમાંથી કડવાસલેતી તીખી વાસ નીકળે છે.

**ડાંડી અને શાખાઓઃ**–એની ડાંડી તળિયે ગોળ અને જરા રાતા કે જાંબુડા રંગની હોય છે. મથાળે ડાંડી અને તેની શાખાઓ પાતળાં હોય છે. અને તેનાપર ઘણુંકરી જાંબુડા રંગની ૪ થી ૫ હાંસો આવેલી હોય છે. એ હાંસોપર તીક્ષ્ણ કાંટા જેવા ધોળા વાળ આવેલા હોય છે.

**પાન**–આંતરે આવેલાં, ૧½ થી ૨½ કે વખતે ૩ ઇંચ લાંબાં ને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે લાંબાં અને જરા અણીદાર હોય છે. એની બન્ને સપાટીપર સફેદ પોહોળી પડઘીવાળા સખ્ત વાળ હોય છે. તેથી પાનપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. એ જાડાં હોય છે, તેથી તેપરની નસો ઘણુંકરી દેખાતી નથી. પાનનો આકાર લંબગોળ, અથવા ટેરવાં પાસે તે વિશેષ સાંકડાં થતાં અને તળિયે સાંકડાં અને ટેરવાં તરફ પહોળાં એવાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ઝીણી લાંબી સળીપર ફૂલ નીકળે છે. ફૂલનો રંગ ફીકો કે ઘેરો જાંબુડો હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચ અથવા તેથી થોડો વધારે હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ લાંબી હોય છે. એ પાંખડીઓની બહારની બાજુ રૂંછાળ આવેલી હોય છે. પુંકેસરો ૧૦ થી ૧૨ હોય છે. તેના તંતુઓ ઘણા પાતળા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે.

**શીંગ**–(ફલ) ½ થી ૧½ ઇંચ લાંબી ને કોરપર જરા ચપટી હોય છે. એ લીસી અને લીલા રંગની હોય છે. એમાં ૮ થી ૧૦ બીજ હોય છે.

**બીજ**–ભૂરાં, જરા ચપટાં, અને લીસાં હોય છે. અને તેનો સ્વાદ કડવો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગરમ અને વાયુહર્તા.

**૬–ઉપયોગ**–એના આખા છોડવાને બાળી તેની ભસ્મ મીઠા તેલમાં નાંખી તે ઢોરની કાંધપર જીવાત પડી હોય તેનાપર ખેડુ લોકો લગાડે છે. એનાં બીજ પાણીમાં વાટીને સાંધા દુખતા હોય તેપર લેપ કરે છે. એનાં બીજ છાસમાં વાટી દાદરપર ચોપડવામાં આવે છે. એનાં બીજ મીઠાં સાથે પેટપીડ ઉપર કેટલાક રબારી લોકો ખાય છે. એના છોડવા ઢોર ખાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, ચોબારીના ખડા ઉપર અને ડુંગરપર ઘાસની સાથે ઘણી જગોએ ચોમાસે જોવામાં આવે છે. એ ઉત્તર હિંદુસ્થાન, દક્ષિણ, કોંકણ ને કાઠિયાવાડમાં ઉગે છે.

**૮–વિ૦ વિવેચન**–એના છોડવા ઘણુંકરી જમીનપર પથરાયલા અને સાદાં પાનવાળા હોય છે. માટે એને **બેઠી** અને **સાદી તલવણી** કહે છે. એનાં જાંબુડાં ફૂલ પાછળથી આસમાની થઈ જાય છે. તેથી છોડવા ઘણા સુંદર દેખાય છે.

---

## વર્ગ—( કેપેરિડી )
### નંબર ૧૭.

**૧-શાસ્ત્રીયનામ**-C. VISCOSA.

દૃષ્ટાન્ત–H. I. p. 170; N- p. 16; Watt II. p. 370; ફ. નિ. પા. ૨૦૪.

**૨-દેશીનામ**-પીળી તલવણી (પો૦); તલવણી (ગુ૦); कानफटी, कानफोडी, पीवलीतलिवन (म०), हुल्हुल, हुरहुर, कनफटिया (हिं०); कर्णस्फोटा, तिलपर्णी, वर्वरा (सं०).

**૩-વર્ણન**-પીળી તલવણીના છોડવા ચોમાસે ઉગે છે. તે ½ થી ૩ કે ૫ ફીટ ઉંચા થાય છે. એના છોડવા એક તરસાની પેઠે લાંબાને લાંબા એકલ ડાંડીએ ઉંચા વધી ગએલા હોય છે. અથવા તો તે ઉંચી ચઢતી ઘણી શાખાઓવાળા એક ઝુમરની માફક ભરાયલા હોય છે. તેપર સાદા અથવા ગોળ મથાળાંવાળા ચીકણા વાળ આવેલા હોય છે. તેમાંથી અણગમતી વાસ નીકળતી હોય છે. એના છોડવાના નીચલા ભાગમાં ઘણુંકરીને **પંચપર્ણી** ( 5-foliolate ) અને ઉપરના ભાગમાં **ત્રિપર્ણી** ( 3-foliolate ) પાન આવેલાં હોય છે. ફૂલ પીળાં અને ફલ શીંગ જેવાં લાંબાં હોય છે.

**મૂળ**-ફીકા ધોળા રંગનું હોય છે. તેમાં ઝીણા રેસા જેવા કેટલાક ફાંટાઓ હોય છે. મૂળ બટકણું સુતળીથી આંગળી જેવું જાડું હોય છે. વાસ રાઈ જેવી તીખી અને સ્વાદ કડવાસ લેતો ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી મૂળ જેવી જાડી હોય છે. તે લીલા રંગની ને ચળકતી હોય છે. ડાંડી તેમજ શાખાઓ ઉપર ઉભી હાંસો આવેલી હોય છે. તે બટકણી, અને તેપરની છાલ ટુંકા રેસાવાળી હોય છે. કોમળ શાખાઓપર ચીકાસ અને વાળ વધારે હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે સંયુક્ત હોય છે. તેની મુખ્ય ડીટડી ½ થી ૨ કે ૩ ઇંચ લાંબી ઉપરની બાજુ નીક અને હેઠળની બાજુ ઉભી હાંસોવાળી હોય છે. તેપર ચીકાસ વધારે હોય છે. એ મુખ્ય ડીટડીને મથાળે ૩ થી ૫ પર્ણ આવેલાં હોય છે. તે દરેક પર્ણને પણ પીળાસલેતા રંગની સૂક્ષ્મ ડીટરડી હોય છે. એ પર્ણ વખતે બન્ને છેડે સાંકડાં અને વખતે ટેરવાં તરફ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટીપર રૂંછાળ હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પર્ણ ½ થી ૨½ ઇંચ લાંબાં અને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં સાંકડાં ને અણીદાર અથવા પોહોળાં ને બુઠ્ઠાં કે ગોળાઈ લેતાં હોય છે. આ ત્રણ કે પાંચ પર્ણોમાંથી જે વચલું પર્ણ હોય છે તેની બન્ને કોર સરખી હોય છે. અને તેનીબાજુઓનાં પર્ણોની કોર ઘણું કરીને વિષમ (oblique) અર્થાત્ એક સાંકડી અને બીજી પોહોળી હોય છે. પર્ણમાંની નસો ઉપરની સપાટીએ અંદર બેસતી અને હેઠળની સપાટીએ બહાર નીકળતી હોય છે. પર્ણને રોશની તરફ રાખી જોવાથી તે અર્ધપારદર્શક દેખાય છે. તેની કોરપર સફેદવાળની હાર હોય છે. પાનને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે. વાસ વાટેલી રાઈ જેવી તીખી અને સ્વાદ કડવાસ લેતો ચીરપરો હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી અકેકું અને શાખાઓના છેડા તરફ તે ઘણાં પાસે પાસે નીકલેલાં હોય છે. ફૂલની ડીટડી જરા જાડી, લાંબી અને લીલા રંગની હોય છે. તેપર રૂંછાળ ગીચ આવેલી હોય છે. ડીટડી ટેરવાં પાસે જરા જાડી થયેલી અને જાંબુડી છાયાલેતી હોય છે. ફૂલની વાસ ઉગ્ર હોય છે,

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૪ હોય છે, એ ચારે પત્રો એક બીજાંથી છૂટાં હોય છે. તે લીલા રંગનાં ½ ઇંચ લાંબાં અને ઉભાં હોય છે. એ પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓથી ટુકાં અને ચીકણા ગીચોગીચ વાળથી ભરાયલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૪ પીળા રંગની હોય છે. તે પણ પુ૦ બા૦ કોષનાં પત્રોની પેઠે એક બીજીથી છૂટી ને ઉભી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં ઉંચી હોય છે, એ ટેરવાં તરફ પોહોળી ને તળિયાં તરફ સાંકડી હોય છે. તે ૩ લાઇનથી ½ ઇંચ લાંબી હોય છે. તે કુમાસે પાતળી અને લીસી હોય છે.

**પુંકેસરો**-આસરે ૨૦ હોય છે. તે પાંખડીઓથી ટુકાં હોય છે. તેના તંતુઓ લીસા ને ફીકાસલેતા લીલા રંગના હોય છે. ને પરાગકોષ ભૂરાસલેતા કાળા ને લીલા એમ મિશ્ર રંગના હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે, તે પુંકેસરોની વચ્ચોવચ્ચ આવેલી હોય છે, ને તે તેઓથી કંઈક ટુંકી, જાડી, ઉભી અને લીલા રંગની હોય છે. તેપર ગોળ ટોપકાંવાળા ચીકણા વાળ ગીચોગીચ આવેલા હોય છે. સ્ત્રીકેસર ગર્ભાશયને મથાળે ગોળ મુખવાળી ટુંકી નલિકા આવેલી હોય છે. તેપર વિશેષ રૂંછાળ હોતી નથી.

**શીંગ (ફલ)**-½ થી ૩½ ઇંચ લાંબી અને ½ લાઇન નથી ૨ લાઇન જાડી હોય છે. તેની નીચેની ડીટી ½ થી ૨ ઇંચ લાંબી હોય છે. શીંગને ટેરવે બુઠ્ઠી, જાડી ગોળ ટોપકાવાળી અણી હોય છે. શીંગની સપાટીપર ઉભી હાંસો અને એ હાંસો ઉપર ગોળ ટોપકાંવાળા ચીકણા ધોળા વાળ આવેલા હોય છે. શીંગ પ્રથમ લીલા રંગની હોય છે, પણ પાકીને સુકાય છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે. તેની અંદરનાં બીજ સારી પેઠે પાકી ગયા પછી તે ટેરવાં પાસેથી ઉઘડે છે. ને

તેનાં છોતરાં જેવાં બે પડ ટેરવેથી છૂટાં પડતાં તળિયાં તરફ ચીરાતાં જાય છે, ને વચ્ચોવચ્ચ બે ઝીણી સળી શીંગને ટેરવે બંધાયલી પણ વચમાં ખુલ્લી રહી ગએલી જોવામાં આવે છે. જેમ જેમ શીંગ ઉઘડતી જાય છે તેમ તેમાંથી બીજ બહાર નીચે ખરતાં જાય છે, ને આવી રીતે આખી શીંગ ઉઘડી જાય છે. ને તમામ બીજ નીચે ખરી ગયા પછી શીંગનું ટેરવું અને બાજુની બે સળી છોડવાપર ઘણા લાંબા વખત સૂધી રહી ગએલાં જોવામાં આવે છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે ને પાકે છે ત્યારે રતાસ કે ભૂરાસલેતા કાળા રંગનાં થઇ જાય છે. તે બાજુએથી જરા ચપટાં ને ગોળાઇલેતાં હોય છે. તેનો એક છેડો જરા અણીથતો બહાર નીકળતો હોય છે, તેનો આકાર ટુંકા ગુજરાતી સાતડા જેવો હોય છે. બીજની સપાટી ખડબચડી કાંકણાં જેવી સુંદર બાનકવાળી હોય છે. બીજનો વ્યાસ ૧/૨ લાઇન જેટલો અથવા તેથી કંઇક ઓછો હોય છે. તેનો સ્વાદ તેલીઓ અને કડવો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વાતહર, કૃમિઘ્ન, વિદાહી તથા શોથ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–પીળી તલવણીનાં પાનની ભાજી ગરીબ લોકો ખાય છે. કાનના દુઃખાવામાં એનાં પાનનો રસ જરા ગરમ કરી તેલમાં મેળવી તેનું ટીપું કાનમાં નાંખવાથી ફાયદો થાય છે. તલવણીનાં પાનને વાટી તેની લુગદી મીઠાં તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ કાનમાંથી પરુ વહેતું હોય તો કાનમાં તેનું ટીપું નાખે છે. અને એ તેલ ચાંદા અને જખમપર પણ લગાડવામાં આવે છે. એના છોડવાને વાટીને વાથી ઝલાયલા સાંધા ઉપર ઘણા લોકો બાંધે છે, તેથી ઘણુંકરીને ચામડી લાલ થઇ આવે છે, ને દરદ હલકું પડે છે. તલવણીનાં પાનને બાફી તેની પોટીસ લુગડામાં રાખી આંખના દુઃખાવા તથા સોજાપર બાંધવામાં આવે છે· તલવણીનાં બીજ રાઇની પેઠે શાક અને કઢીના વઘારમાં વપરાય છે. કૃમિ ઉપર તલવણીનાં બીજની ફાકી સાકર સાથે અપાય છે. તાવ અને ઝાડા ઉપર પણ એનાં બીજ કાકચની સાથે અપાય છે. અજીર્ણ અને પેટના વાયુ ઉપર એનાં બીજ મીઠાંની સાથે ખવાય છે. બરેલ અને મુંઝારાની ગાંઠ ઉપર પણ એનાં બીજ કાકચનાં પાનના રસ સાથે વપરાય છે. એનાં બીજની ચટણી કરવામાં આવે છે. તે પાચક અને વાયુહરતા ગણાય છે. રાઇની જગોએ તલવણીનાં બીજ બાહ્યોપચારમાં વપરાય છે.

તલવણીનાં બીજમાંથી તેલ નીકળે છે. કાનમાં બહેરાપણું આવી ગયું હોય તો તેપર પીળી તલવણીનાં પાનનો રસ ઘણો ઉપયોગી છે. તલવણીનાં પાનનું શાક ખાવાથી બગડેલું લોહી સુધરે છે. જે જે જગોએ બાહ્યોપચારમાં રાઈ વાપરવામાં આવે છે તે તે જગોએ આ તલવણીનાં બીજ વાપરી શકાય છે, એમ મદ્રાસવાળા ડા. **મૂદીન શેરીફ** ખાન બહાદુર કહે છે. વળી તેઓ કહે છે કે બાહ્યોપચારમાં રાઈ કરતાં પણ આ તલવણીનાં બીજ વધારે ગુણવાળાં છે. અને તે વિલાયતથી આવતી રાઈની બરાબરી કરે તેવાં છે. વિલાયતથી રાઇનો જેવો બારીક આટો દળાઈ આવે છે તેવો જ જો આ તલવણીનાં બીજમાંથી આટો દળવામાં આવે તો તેના કરતાં આ ઔષધીય ગુણમાં ચઢીઆતો થાય તેમ છે.

"તલવણી ગરમ છે, જઠરાગ્નિને દીપાવે છે, પેટના રોગને ટાળે છે, સ્વાદે કડવી છે, વા, ગુલ્મ, બરલ, કફ, પિત્ત, તાવ, આફરો, શૂળ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ. ઇ.)

**૭–સ્થાનક**–પીળી તલવણીના છોડવાઓ ઘણુંકરીને આખા હિંદુસ્થાનમાં ચોમાસે આડે વગડે ઉગે છે.

**૮–વિ૦ વિવેચન**–એમાં પીળાં ફૂલ થાય છે માટે એને **પીળી તલવણી** કહે છે. જ્યારે આપણા દેશમાં આ તલવણીના છોડવાઓ આડે વગડે ઉગે છે, અને તેનાં બીજ રાઇની જગોએ કામ આવી શકે છે, તો પછી આપણા ડાકટર સાહેબો અને વૈદ્યોએ એનો ઉપયોગ કરવા વિષે પોતાનું મુબારક ધ્યાન આપવું જોઈએ એવી વિનંતિ છે. કેમકે દળેલી રાઇની ખપતી આપણા દેશમાં આજકાલ લાખો રૂપિયાની છે.

---

## વર્ગ–(કેપેરિડી.)

### નંબર. ૧૮

**૧–શાસ્ત્રીયનામ**–C. Chelidonii.

દ્દષ્ટાન્ત–H. I. p. 170; N. p. 16;

**૨–દેશીનામ**–ઉભી તલવણી (પો + ગુ૦).

**૩–વર્ણન**–ઉભી તલવણીના છોડવા ૧ થી ૧૧/૨ કે ૩ ફૂટ ઉંચા વધે છે. એમાં ચોફેરથી ઘણી શાખાઓ નીકળી એના છોડવા ઝુમર જેવા દેખાતા હોય છે. એની શાખાઓ લીસી અથવા તેપર ખરસટ વાળની રૂંછાળ હોય છે. એમાં પાન આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે. તેની મુખ્ય ડીટડી લાંબી હોય છે. ને તે ડીટડીને મથાળે ૫ થી ૯ નાહાનાં પર્ણો આવેલાં હોય છે. તેની બન્ને સપાટીપર ખરસટ વાળ હોય છે. ફૂલ ગુલાબી રંગનાં હોય છે. તેનો વ્યાસ ૩/૪ ઇંચ જેટલો હોય છે. તેની નીચે સાદાં કે સંયુક્ત નાહાનાં પુષ્પપત્રો હોય છે. શીંગ (ફલ) લીસી અને બન્ને છેડે સાંકડી થતી હોય છે. ને તેપર ઉભી હાંસો આવેલી હોય છે. તે ૨ થી

૪ ઈંચ લાંબી ને તેમાં ઘણાં બીજ હોય છે. બીજ ફીકા ભુરા રંગનાં અને સુંદર બાનકવાળાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ. }
૬-ઉપયોગ. } —નંબર ૧૭ પ્રમાણે.

**૭-સ્થાનક**-એના છોડવા વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવી ભીનાસવાળી જગોએ છુટા છવાયા ઉગે છે. તે ઉત્તરસરકાર, દક્ષણ કોકણ, અને કાઠીઆડના ઘેડીઆ પ્રદેશમાં ઉગે છે.

---

## વર્ગ-(કેપેરિડી).

### નંબર. ૧૯

**૧—શાસ્ત્રીયનામ**—Gynandropsis pentaphylla.

દૃષ્ટાન્ત-H. I. p. 171; N. p. 16; Watt IV. p. 190; રૂ. નિ. પા. ૨૦૪.

**૨-દેશી નામ**-ઘોળીતલવણી, રાતીતલવણી, ગંધારીતલવણી (પો૦); તનમની, રાતીતલવણી, આડીયાકરહણ (ગુ૦); पांढरी तीलवन, मोठी तीलवन, मार्न्ली (म०), सफेद हुलहुल, लाल हुलहुल (हिं०); बस्तगंधा, श्वेततिलपर्णी, करपत्रा (सं०).

**૩-વર્ણન**-રાતી તલવણીના છોડવાઓ ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા થાય છે. એના આખા છોડવામાંથી ઘણી જ અણગમતી ઉગ્ર વાસ નીકળે છે. એના છોડવા લીસા અથવા તેપર ચીકાસ વાળા વાળની આછી રૂંછાળ આવેલી હોય છે. પાન **પંચપર્ણી** (5–Foliolate) હોય છે. ફૂલ ધોળાં, ગુલાબી કે જાંબુડી છાયાલેતાં હોય છે. શીંગ (ફલ) લાંબી અને બહુધા લીસી હોય છે.

**મૂળ**-ધોળા રંગનું, સ્લેટપેનથી આંગળી જેવું જાડું થાય છે. તે જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. એમાંથી કેટલાક ફાંટાઓ ફુટી બાજુઓએ ફેલાયલા હોય છે. સખ્ત પથ્થરવાળી જમીનમાં ખીલામૂળ ટુંકું અને તેની બાજુઓના ફાંટાઓ જમીનમાં લાંબા પસરાયલા હોય છે. મૂળની વાસ મુળા જેવી તીખી અને સ્વાદ પણ તેવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી મૂળ જેવી જાડી, ફીકા લીલા કે જાંબુડા રંગની, ગોળાઈ લેતી અને ચળકતી હોય છે. તેપર ધોળા વાળની આછી રૂંછાળ હોય છે. એની કોમળ શાખાઓપર આવેલા વાળનાં ટેરવાંપર પીળાસ લેતા ચીકણા રસના બિંદુઓ વિશેષ હોય છે.

**પાન**-આંતરે આવેલાં અને સંયુકત હોય છે. તેની મુખ્ય ડીટડી જાડી અને ૨ થી ૫½ ઈંચ લાંબી હોયક છે. તેપર રૂંછાળ હોય છે. એ મુખ્ય ડીટડીને ટેરવે સૂક્ષ્મ ડીટરડીવાળાં ૫ નાહાનાં પાન અર્થાત્ પર્ણો આવેલાં હોય છે. જેમાનું વચલું પર્ણ સૌથી મોહોટું હોય છે. અને તેની પાસેનાં બાજુનાં બે પર્ણ તેથી નાહાનાં હોય છે. એ બે નાહાનાં પર્ણથી નીચેનાં બે પર્ણ વળી એથી નાહાનાં હોય છે. એ પાંચે પર્ણો અથવા નાહાનાં પાન ડીટડી પાસે સાંકડાં અને ટેરવાં તરફ પોહોળાં હોય છે. અથવા બન્ને છેડે સાંકડાં અને લાંબાં હોય છે. એનાં ટેરવાં સાંકડાં અને અણી થતાં હોય છે. ને વખતે ટેરવાં બુઠ્ઠાં પણ હોય છે. એની કોર સહેજ અથવા વધારે સૂક્ષ્મ દાંતાલાળી હોય છે. ને તેપર ફીકા ધોળા વાળની વખતે હાર હોય છે. એની ઉપરની સપાટીનો રંગ લીલો અથવા ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. કોમળ પર્ણની બન્ને સપાટીપર બહુધા થોડી ધોળી રૂંછાળ હોય છે. અને ઘરડાં પર્ણપર ફક્ત નીચેની સપાટીએ જ આછી રૂંછાળ હોય છે. પર્ણો ૧ થી ૩½ ઈંચ લાંબા અને ½ થી ૩ ઈંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી તેમાંથી મુળાનાં પાનની વાસને મળતી વાસ નીકળે છે અને સ્વાદ ખારાસ લેતો ચીરપરો હોય છે.

**ફૂલ**-શાખાઓને છેડે લાંબી સળીપર એક પછી એક પાસે પાસે પુષ્પપત્રો ગોઠવાયલાં હોય છે. તેનાપર ગોળ ટોપકાંવાળા વાળ આવેલા હોય છે. અને આ પત્રોની કોરપર વાળની હાર હોય છે. આ પુષ્પપત્રો પાન જેવા આકારનાં પણ તેથી નાહાનાં અને ત્રિપર્ણની પેઠે ત્રણ ત્રણ ભેળાં આવેલાં હોય છે. આ પુષ્પપત્રોની ડીટડી સૂક્ષ્મ હોય છે. પુષ્પપત્રો ½ ઈંચથી ૧ કે તેથાં વધારે લાંબાં અને ½ ઇંચથી ૧ ઈંચ વખતે પહોળી હોય છે. આ પુષ્પપત્રોના ખુણામાંથી અક્કેકું ફૂલ નીકળેલું હોય છે. એ ફૂલની ડીટડી પાતળી અને આસરે ૧ ઈંચ લાંબી હોય છે. તે ભૂરા અથવા લીલા કે ફીકા જાંબુડા રંગની છાયાવાળી હોય છે, ને તેપર ગોળ ટોપકાંવાળ સૂક્ષ્મ વાળ બહુ પાસે પાસે આવેલા હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૪ હોય છે. તે ૧½ થી ૨ લાઇન લાંબાં, અણીદાર, લીલા રંગનાં ને એક બીજાંથી છૂટાં હોય છે. તેપર ગોળ ટોપકાંવાળા વાળ અને ઉભી નસો આવેલાં હોય છે. એ પત્રોની કોર ધોળી ને તેપર વાળની હાર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૪ હોય છે. તે છૂટી, ધોળા, ફૂલગુલાબી અથવા જાંબુડી છાયાલેતા રંગની હોય છે. તે તળિયે ડીટડી જેવી સાંકડી અને ટેરવાં તરફ પોહોળી હોય છે. તે ½ ઈંચ લાંબી અને ½ ઈંચ અથવા કાંઇક ઓછી પોહોળી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં બે પત્રોના વચલા ગાળા પાસે આવેલી હોય છે. પાંખડીઓ રમાય છે ત્યારે ઘણુંકરી પીળા રંગની થઇ જાય છે.

**પુંકેસરો**-૬ હોય છે. તેના તંતુઓ ઘણા ઝીણા, લીસા, ચળકતા અને લાંબા હોય છે. તે જાંબુડા રંગના હોય છે. અને એ કેસરો તળિયે સ્ત્રીકેસરગર્ભાશયની ઝીણી ડીટી (gynophore)ને લાગેલાં અને મથાળે છૂટાં હોય છે. એના તંતુઓને મથાળે લાંબા, બે પોલવાળા, બુટ્ટી અણીવાળા, પાછળ લીલા, આગળ પીળા, અને કોરપર જાંબુડા રંગના, એવા પરાગકોષ આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેપર ગોળ ટોપકાંવાળા સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે. ગર્ભાશય ભુંગળી જેવો લાંબો ને લીલા રંગનો હોય છે. તેને મથાળે સ્ત્રીકેસરાગ્રમુખ ગોળ આવેલું હોય છે.

**શીંગ-(ફલ)**-એની શીંગ ઉભી, ૨ થી ૪ ઇંચ લાંબી અને મગ કે ચોળાફળી જેવી જાડી હોય છે. એ ઘણુંકરી લીસી અને ચળકતી હોય છે. પણ વખતે એનાપર ગોળ ટોપકાંવાળા વાળની રૂંછાળ પણ હોય છે. તે રંગે લીલી કે ભૂરી ને તેપર ઉભી હાંસો આવેલી હોય છે. શીંગની ડીટી આસરે ½ થી ૧½ ઇંચ લાંબી હોય છે. તે લીસી અને ચળકતી હોય છે. પણ એ ડીટી નીચેની ફૂલની ડીટડી (જે હવે ફલની ડીટી સાથે મળીને એક જ ગણી શકાય, પણ શીંગની ડીટી અને આ ફૂલની ડીટડીના સંબંધથી ત્યાં એક જાડો સાંધો થાય છે, જેને આપણે વેંઢો કહીએ તોપણ ચાલે.) ગોળ ટોપકાંવાળા વાળથી ભરાયલી અને ડીટી કરતાં જાડી હોય છે. શીંગમાં ઘણાં બીજ આવેલાં હોય છે. તે જ્યારે તદ્દન પાકી જાય છે ત્યારે શીંગનાં બે છોતરાં જેવાં પડ ડીટી પાસેથી ઉઘડે છે. તે તળિયેથી મથાળાં તરફ ચીરાતાં જાય છે. *ને તેમાંથી બીજ બહાર ખરતાં જાય છે. તમામ બીજ નીકળી જાય છે ત્યારે શીંગની બે બાજુની નસો પડ વગરની ખુલ્લી ટેરવે ઝલાયલી રહી જાય છે.

**બીજ**-ભૂરા કે કાળા રંગનાં હોય છે. તે લગભગ ½ લાઇન વ્યાસનાં હોય છે. બીજનો આકાર ટુંકા છેડાવાળા ગુજરાતી ૭ જેવો હોય છે. એટલે તેને એક છેડે મીંડું અને બીજે જરા વાંકીવળેલી અણી હોય છે. બીજની સપાટી ખડબચડી હોય છે. ને તેને આઇગ્લાસમાં જોવાથી તેનાપર અત્યંત સુંદર જોવા લાયક બાનક દેખાય છે. બીજની વાસ જરા તીખી, કડવી અને સ્વાદ તેલીઓ ને કડવો લાગે છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**
**૬-ઉપયોગ** }—નંબર ૧૭ પ્રમાણે.

**૭-સ્થાનક**-પીળી તળવણીની પેઠે આ તલવણીના છોડવાઓ પણ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં ચોમાસે આડેવગડે ઉગે છે.

* જ્યારે **પીળી તળવણી**માં એથી ઉલટું તે ઉપરથી તળિયાં તરફ ચીરાય છે.



**૮-વિ૦ વિવેચન**-એનાં ફૂલ ધોળાં, ગુલાબી કે જાંબુડી છાયાલેતાં હોય છે માટે એને **ધોળી અને રાતી તલવણી** કહે છે. વળી એના છોડવામાંથી અત્યંત દુર્ગંધિત વાસ નીકળે છે તેથી એને **ગંધારી તલવણી** પણ કહે છે. એને કચ્છમાં **બિધરો** કહે છે.

એના છોડવાની ગંધ વધારે વાર લેવામાં આવે તો તેથી ટાઢીઓ તાવ આવે છે. એહુતો એના તાજા છોડવા ઉપાડી ઢોર પાસે ધૂણી કરી તેમાં બાળી નાંખે છે. પણ એનાં બીજ રાઇ જેવાં ઉપયોગી છે એટલા માટે એના છોડવામાં બી પાકે ત્યારે એની શીંગો ઉતારી લઈ પછી છોડવાઓ બાળી નાંખવા જોઇએ. એનાં બીજ ટાઢીઆ તાવ ઉપર અકસીર દવા છે.

---

## વર્ગ-(કેપેરિડી.)
## નંબર ૨૦.

**૧-શાસ્ત્રીય નામ**-Mœrua arenaria.

દૃષ્ટાન્ત H. I. p. 171; N. p. 16;

**૨-દેશી નામ**-ધોળો કટકીયો, હેમકંદ, દૂધીયો હેમકંદ (પો+ગુ૦); કટકીઆલ, ધીરો પીંજોરો (કચ્છી).

**૩-વર્ણન**-ધોળા કટકીયા અથવા હેમકંદના વેલા જરા કઠણ થાય છે. તે ઝાડ અને વાડોપર ઘણે ઉંચે ચઢી જાય છે. તેની ડાંડી ધોળાસલેતી ને બટકણી હોય છે. પાન લંબગોળ, ગોટકડાં કે તરેહવાર આકારનાં હોય છે. ફૂલ લીલાસલેતા ધોળા રંગનાં હોય છે. તે ચોમાસાં ઉતાર ને શિયાળે કે ક્વચિત ઉહ્નાળો બેસતાં પણ આવે છે. શીંગ (ફલ) લાંબી મરીની લર જેવી હોય છે.

**મૂળ**-હેમકંદનાં ખીલામૂળમાંથી રતાળુ જેવા આકારના ધોળા રંગના કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. તે ટચલી આંગળીથી હાથનાં કાડાં જેવા જાડા થાય છે. જો મૂળ માટીવાળી ઉંડી જમીનમાં હોય તો તે પાતળાં અને ૧ થી ૩ ફીટ લાંબાં થાય છે. પણ કઠણ કાંદી કે પથ્થરવાળી કે છીછરી જમીનમાં હોય તો તે અગડગઠ્ઠાં અથવા ચાકી જેવાં ગોળાઈલેતાં જાડા ગાંઠાગડબાવાળાં થઇ જાય છે. તેની ઉપરની છાલ ઘણી જ પાતળી પીળાસલેતા ભૂરા રંગની હોય છે. અને મૂળની વચ્ચોવચ્ચ એક સછિદ્ર બટકણી ધોળા રંગની પાતળી સળી હોય છે. અને તેની ઉપર છાલનો ભાગ જાડો ચોખાના સતને મળતો ધોળો રસભર્યો આવેલો હોય છે. તેની વાસ વાટેલી રાઈ જેવી તીખી અને સ્વાદ પ્રથમ જરા ગળચટો ને પાછળથી તીખો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-હેમકંદની ડાંડી ભૂરાસલેતા ધોળા રંગની હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. પણ ઘણા જુના ને ઉંચા વેલામાં તે અંગુઠાથી

પગનાં સાથળ જેવી જાડી થાય છે. તેની ઉપરની છાલ ખડબચડી થઈ તેપર ઉંડા ચીરા પડી જાય છે. કોમળ શાખાઓ લીસી અને ધોળાસલેતા રંગની હોય છે. પણ નવી ફુટેલી અત્યંત કોમળ શાખાઓનો રંગ લીલો હોય છે. ડાંડી અને શાખાઓ કટકણી અર્થાત્ બટકણી હોય છે. તે તોડતાં તેનો **કટક** અથવા **બટક** એવો અવાજ થાય છે. શાખાઓ ઉપર ઘણીવાર સરપોલીયાં જેવી ધોળી ટીસીઓ દેખાય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ½ ઇંચથી ૩ કે ૩½ ઇંચ લાંબાં ને તે ½ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. તે સાદાં ને અખંડકોરવાળાં હોય છે. તે ફીકા લીલા રંગનાં અને જાડાં હોય છે. તેનો આકાર ઘણીવાર એક જ વેલા કે શાખાપર લંબગોળ, અંડાકૃતિ અથવા ભલ્લાકૃતિનો હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલિતાં કે અંદર બેસતી ખાંચવાળાં અથવા સાકડાં અને અણીયાળાં હોય છે. પાનની ડીટડી ટુંકી ને જાડી હોય છે. પાનમાંની નસો ઝાંખી હોય છે. તે પાનની ઉપરની સપાટીપર સહેજ બહાર નીકળતી દેખાય છે. કોમળ પાનની નીચેની બાજુપર વખતે દાણાદાર બાનક હોય છે. પાનની મધ્યરેષા પાનની હેઠળની બાજુ વધારે સ્પષ્ટ હોય છે. પાનની બન્ને સપાટી લીસી અને એક સરખા ફીકા લીલા રંગની હોય છે. પાનની સપાટી ઉપર પણ શાખાઓની પેઠે સરપોલીયાં જેવી ધોળી ટીસીઓ જોવામાં આવે છે. પાનને ચોળતાં તેમાંથી લીલા રંગનો રસ નીકળે છે. તેની વાસ મુળાના પાનના રસની વાસને મળતી હોય છે. તે રસ થોડી વારમાં ચીકણો થઈ જાય છે. તેનો સ્વાદ ખારાસલેતો જરા ચીરપરો હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે અથવા પત્રકોણમાંથી ફૂલ નીકળેલાં હોય છે. તે પાસે પાસે આવવાથી ગુચ્છા કે તોરા જેવાં દેખાય છે. ફૂલ લીલાસલેતા ધોળા રંગનાં હોય છે. તેની વાસ પ્રથમ મધુરી પણ પાછળથી કડવી લાગે છે. ફૂલની ડીટડી ½થી ૧½ઇંચ લાંબી હોય છે. તે ઉપરજતાં જરા જાડી થતી અને લીલા રંગની હોય છે. ફૂલનો વ્યાસ **૧**થી ૧½ઇંચ જેટલો હોય છે;

**પુષ્પબાહ્યકોષ**–બહારથી લીલા અને અંદરથી પીળાસલેતા લીલા રંગનો હોય છે. તેનાં પત્રો ૪ હોય છે. તે ½ઇંચ લાંબાં અને ½ ઇંચ પોહોળાં હોય છે. તે તળીએ જોડાઇને નળી જેવાં થએલાં, ને મથાળે છૂટાં હોય છે. તે ફૂલ ઉઘડયા પછી નીચાં નમી પાછળ વળી જાય છે. આ પત્રોની કોરપર ધોળી રૂંવાટી આવેલી હોય છે. તેપર ઉભી ત્રણ બારીક નસો અને તેના અંદરના ભાગમાં વચલી નસ ઘણી જ સ્પષ્ટ દેખાતી હોય છે. તેનાં ટેરવાં સાંકડાં અને અણીદાર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે, તેનો રંગ લીલાસલેતો ધોળો કે પીળો હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી નાહાની અને તેઓથી આંતરે આવેલી હોય છે. પાંખડી વચમાં પોહોળી ને ટેરવે અણીદાર હોય છે. તેની કોર સહેજ લહેરીયાંવાળી હોય છે. પાંખડીને તળિએ સૂક્ષ્મ ડાંડલી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોની નળીની અંદર અસ્તર થયેલી લીલા રંગની કર્ણિકાની કોરપર આવેલી હોય છે.

**પુંકેસરો**–ઘણુંકરી ૧૨ અથવા તેથી વધારે હોય છે, તે સ્ત્રીકેસરની ડીટી અર્થાત્ વેઢા ઉપર આવેલાં હોય છે. તેના તંતુઓ લીસા, ધોળા, ચળકતા, પાતળા અને ½થી ૧ ઇંચ લાંબા હોય છે. પરાગકોષ લંબગોળ, ટેરવે અણીદાર અને તળિયે વિભાગિત હોય છે. તે ૧ લાઇન કરતાં કંઇક લાંબા અને ½ લાઇન પોહોળા હોય છે. તેનો રંગ ફીકો જાંબુડો અથવા લીલો હોય છે. તે તંતુની ટોચ ઉપર પછવાડેથી ચોટેલા હોય છે. પરાગરજ ધોળાસલેતા પીળા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેની ડીટી ધોળી ને લાંબી હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અને તેનાં મુખનો રંગ લીલો હોય છે. મુખ ગોળાઇલિતું હોય છે.

**શીંગ**–( ફલ )–મરીની લર જેવી દેખાતી હોય છે. તે ૨ થી ૫ ઇંચ લાંબી અને પોહોળાઇ અનિયમિત તોપણ ½ થી ½ ઇંચની હોય છે. તેની સપાટી લીસી અને જરા દાણાદાર હોય છે. તેની કોરપર મરી જેવડાં ચારે તરફ બીજ આવેલાં હોય છે. આ દરેક બીની વચેનો ભાગ સંકડાઇને નીચો થઈ રહેલો હોય છે. તેથી શીંગ ચાર સરથી ગુંથાયલી માળા જેવી દેખાય છે. તે પ્રથમ લીલા રંગની હોય છે. પણ પાકીને સુકાય છે ત્યારે ઘણુંકરી તપખીરીઆ રંગની થઈ જાય છે. તે સીધી અથવા અનિયમિત રીતે વાંકીવળેલી હોય છે. બીની સર અથવા હારની વચમાં એક સળંગ ઉભી છુટ્ટી નસ હોય છે. શીંગને તળીએ લીંબડાની સળી જેવી પાતળી ૧ થી ૧½ ઇંચ લાંબી વચમાં વેઢાવાળી ડીટી હોય છે. જે ફૂલની ડીટડી અને સ્ત્રીકેસરગર્ભાશયની ડીટી મળીને બનેલી હોય છે.

**બીજ**–તપખીરીઆ કે ભૂરા રંગનાં હોય છે. તે પરની છાલ અથવા ફોતરી પાતળી દાણાદાર અને ચળકતી બાનકવાળી હોય છે. બીજ ૧ લાઇનથી કંઇક લાંબું હોય છે. તેની સપાટી તેનાપર દાણાદાર બાનક આવવાને લીધે ખડબચડી લાગે છે. બીનો આકાર લંબગોળ તોપણ ત્રણ બાજુથી ગોળાઇલિતો અને એક બાજુથી બેસતો હોય છે. બીજ સહેજ કઠ્ઠણ હોય છે. તેને તોડતાં તેમાંથી પીળાસ લેતા રંગનું તેલીયું દળ નીકળે છે. તેની વાસ વાટેલી રાઈ જેવી તીખી હોય છે

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પાચક, કૃમિઘ્ન, ક્ષોભક.

**૬–ઉપયોગ**–હેમકંદ આખા કાઠીયાવાડમાં ઔસડ તરીકે પ્રખ્યાત છે. હેમકંદનું મૂળ રતવા ઉપર દૂધમાં વાટીને ચોપડે છે, અને પાય છે. છોકરૂં ભરાઈ આવ્યું હોય તો એનું મૂળ દૂધમાં ઘસીને છાતીપર ચોપડે છે. છોકરાંને દૂધ ન પચતું હોય ને સફેદ ઝાડા ઉલટી થતાં હોય તો તેપર હેમકંદની શીંગ દૂધમાં વાટીને પાય છે. હેમકંદની શીંગ બીજસોતી બાળીને તેની રાખ પણ છોકરાંને ધાવણમાં અપચા ઉપર આપે છે. મૂળ અને શીંગને અભાવે હેમકંદની ડાંડી, પાન અગર ફૂલ પણ વપરાય છે. હાલ હેમકંદનું મૂળ પાણી અગર દૂધમાં વાટીને મરકીની ગાંઠપર ઘણા લોકો ચોપડે છે. હેમકંદના વેલા ઉંટ અને બકરાં ખાય છે.

**૭–સ્થાનક**–કંટાળા અને છત્રા બાવળનાં જાળાંઓમાં, વાડીઓની વાડમાં, અને વિશેષે કરીને કાદીવાળી જમીનમાં હેમકંદ ઉગે છે. તે પશ્ચિમ હિમાલય, મધ્ય હિંદુસ્થાન, કચ્છ અને કાઠિયાવાડમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એને દૂધીયો હેમકંદ કહેવાનું કારણ એનાં મૂળ દૂધ જેવાં સફેદ હોય છે તે હશે. પોરબંદરમાં કેટલાક લોકો દૂધીયા હેમકંદની જગોએ ઉપલસળીનાં મૂળ વાપરે છે, કેમકે તેનાં મૂળમાંથી દૂધ નીકળે છે તેપરથી આ ભૂલ કરતા હશે.

મુંબઇવાળા મરહુમ ડા. (W. Dymock) **ડબ્લ્યુ ડિમક સાહેબની** ઇંગ્રેજી મેટરીયા મેડિકા ભાગ પાંચમામાં પાને ૭૧૮ મે અનિશ્ચિત ઔષધોમાં દૂધીયો હેમકંદ લખેલો છે, તેનું શાસ્ત્રીયનામ અથવા તેના વેલા તેઓ સાહેબના જાણવામાં આવેલા નહિ હતા. તેમ આજ સુધી કોઇએ પણ હેમકંદનું **બૉટેનિકલ** નામ નિશ્ચિત કરેલું જણાતું નથી.

હેમકંદ કાઠિયાવાડથી મુંબઈ વેંચાવા આવે છે. અને ત્યાં પણ તે ઘણુંકરીને કાઠિયાવાડી ગાંધીઓને ત્યાં મળે છે.

---

## વર્ગ–(કેપેરિડી).

### નંબર ૨૧.

**૧–શાસ્ત્રીય નામ**–Cratæva religiosa.

દૃષ્ટાન્ત–H. I. P. 172; N. P. 17; watt. 11. p. 583; રૂ. નિ. પા. ૪૩૯.

**૨–દેશી નામ**–વર્ણો, વાયવર્ણો (પો+ગુ૦); **હાડવર્ણા** (મ૦); **बरना, बरुन, बिदासी** (हिं०); **वरुण, तिक्तशाक, अश्मरीघ्न** (सं०).

**વર્ણન**–વર્ણાનાં ઝાડ મધ્યમ કદનાં થાય છે. તે ઘણુંકરી બરડા ડુંગરમાં ૧૫ થી ૨૫ ફીટ ઉચાં જોવામાં આવે છે. તેમાં નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળે છે, તે ચોતરફ ફેલાઈ રહેવાથી વર્ણાનાં ઝાડનો દેખાવ મનોહર લાગે છે. એનાં પાન બીલપત્રની માફક **ત્રિપર્ણી** (3-foliolate) હોય છે. તેપરથી વર્ણાનું ઝાડ તરત ઓળખાઈ આવે છે. એમાં ઘણુંકરીને ચૈત્રમાસમાં ધોળાં ફૂલો આવે છે. તે ભૂરી ને જાંબુડી છાયાલેતાં હોય છે. અને ફલ કાગદી લીંબુ જેવા આકારનાં હોય છે. તે અશાડ શ્રાવણમાં પાકે છે ત્યારે રાતાં થઈ જાય છે, તે ઘણાં સુંદર દેખાય છે.

**મૂળ**–ઝાડ અને જમીન પ્રમાણે જાડાં અને લાંબાં હોય છે. સારી ઉંડી માટીવાળી જમીનમાં તે ઘણાં ઉંડાં ગયેલાં હોય છે. પણ પથ્થર કાદીવાળી જમીનમાં એનું ખીલામૂળ ઉપર જ પલાંઠીવાળી રહેલું હોય છે. અને તેમાંથી નીકળેલા કેટલાક ફાંટાઓ જમીનમાં ઉપર જ થોડા લાંબા ગએલા હોય છે. એનાં મૂળની છાલ પોચી, જાડી, બટકણી અને ધોળા રંગની હોય છે. તેની વાસ અણગમતી અને તીખી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–વર્ણાનાં ઝાડનું થડ ૬ ઇંચથી તે ફુટ કે ૧½ ફુટ વ્યાસનું હોય છે. તેની ઉપર ધોળા કે ભૂરા રંગના ઉભા ચીરા પડેલા હોય છે. અને તેના ઉપર ઘણીવાર ધોળાં છાપાં પણ આવેલાં હોય છે. થડની છાલ બહારથી ભસ્મી રંગની ને અંદરથી લીલી હોય છે. એ પોચી અને બટકણી હોય છે. ને એની વાસ જરા ઉગ્ર અને તીખી હોય છે. કોમળ શાખાઓ બહુધા લીલા કે ઘેરા ભૂરા રંગની હોય છે. ને તેની ઉપર સફેદ કે ભૂરાં છાંટણાં અને કોઇવાર રજ આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે શિયાળે ખરી જાય છે. તે ત્રિપર્ણ હોય છે. (અર્થાત્ બીલીપત્રની માફક ત્રણ પાનનો ત્રેખડો આવેલો હોય છે.) આ પાનની ડીટડી ૪ થી ૬ ઇંચ લાંબી, ગોળાઇલેતી, લીસી અને સહેજ ચળકતી હોય છે. આ ડીટડીને મથાળેથી ત્રણ જૂદાં જૂદાં ડીટરડીવાળાં પર્ણ નીકળેલાં હોય છે. ને તે ત્રણેની ડીટડી ½ ઇંચ લાંબી હોય છે. આ ત્રણ પર્ણમાંનાં બન્ને બાજુનાં બે પર્ણની અંદરની કોર અધવચથી સાંકડી થતી ડીટડી તરફ વળી જવાથી ઓછી હોય છે. અને બાહારની કોર પુરેપુરી વધેલી હોય છે. વચલું પર્ણ અધવચથી ડીટડી તરફ સાંકડું થતું હોય છે, ને વચમાં પોહોળું હોય છે. આ ત્રણે પર્ણ અધવચ ઉપરથી સેહેજ સાંકડાં થતાં ને ટેરવે સુંદર લાંબી અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી અને લીલા રંગની હોય છે. અને નીચેની ફીકી હોય છે. પર્ણ ૩ થી ૭ ઇંચ લાંબાં ને ૧½ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. તેમાંની નસો બન્ને બાજુ ઘણુંકરી સ્પષ્ટ દેખાતી હોય છે. પાનને ચોળવાથી

તેમાંથી તીખાસલેતી ઉગ્ર વાસ નીકળે છે. અને સ્વાદ કડવાસલેતો ચીરપરો હોય છે.

**ફૂલ**–ઘણુંકરી શાખાઓને છેડે પાસે પાસે ફૂલો આવે છે. તે પ્રથમ સફેદ રંગનાં ને પાછળથી પીળાસલેતા ભૂરા રંગનાં થઈજાય છે. ફૂલ ૨ થી ૩ ઇંચ વ્યાસનાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૪ હોય છે. તે તળિયેથી જોડાયલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૪ હોય છે. તે લંબગોળ ને ટેરવે બુટ્ટી અથવા અણીદાર હોય છે. અને તેને તળિયે લાંબો નખલો (claw) હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તેના તંતુઓ લાંબા અને જાંબુડા રંગના હોય છે, તે સ્ત્રીકેસરગર્ભાશયની **ડીટી** (gynophore) ને લાગેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે ૧ પોલવાળી હોય છે. નલિકા હોતી નથી, અને સ્ત્રીકેસરાગ્રમુખ બેઠેલું હોય છે. એમાં આદિબીજ ઘણાં હોય છે.

**ફૂલ**–કાચું હોય છે ત્યારે ઘેરા લીલા રંગનું ને સખ્ત હોય છે. પણ પાકે છે ત્યારે રંગે રાતું ને નરમ થઈ જાય છે. તે ચળકતું ને તે ઉપરની રાતી છાલ બહુ પાતળી હોય છે. અને તેની અંદર છાલ અને ગર (pulp) કેસરિયા રંગનાં હોય છે. ફ્લનો આકાર કાગદી લીંબુ જેવો ગોળ અથવા ગોળાઈલેતો હોય છે. અને તે ૧½ થી ૨ ઇંચ વ્યાસનું હોય છે. ફ્લની ડીટી લગભગ સ્લેટપેન જેવી જાડી હોય છે. ફ્લમાંનો ગર જરા ચીકણો હોય છે. તેની વાસ પીળાં કોળાં જેવી અને સ્વાદ તીખાસલેતો ચીરપરો હોય છે. ફ્લમાંના ગરની અંદર ઘણાં બીજ હોય છે.

**બીજ**–નો આકાર ગુજરાતી ૭ સાતડા જેવો હોય છે. તે રંગે ભૂરૂં, કાળું અને તેની સપાટી ખડબચડી હોય છે. બીની લંબાઈ ³⁄₁₀ ઇંચથી વખતે કંઇક વધારે અને પોહોળાઈ તેથી કંઇક ઓછી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, સારક, પાચક અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલ અને તાજાં પાન વાટીને વાથી ઝલાયલા સાંધા ઉપર લગાડવામાં આવે છે. તેથી ચામડી લાલ થાય છે, અને વધારે વખત રહે તો રાઇની માફક ફુનસી કે ફોલ્લા ઉઠી આવે છે. એનાં મૂળ અને ડાંડીનો કાઢો પથરી અને રેતીનાં દરદોપર અપાય છે. એનાં પાનનો કાઢો અજીર્ણ અને અજીર્ણના ઝાડાપર આપવામાં આવે છે. એનાં પાન પેટના ચુંકા ઉપર, ભૂખ વધારવા માટે અને તાવની અશક્તિમાં પણ વપરાય છે. બરેલની ગાંઠ ઉપર એનાં પાનનાં વરાળીઆં બાંધવામાં આવે છે. તેમ જ એનો ક્વાથ પવાય છે. હાથની હથેળી અને પગનાં તળિયાંપર એનાં પાન થોડીવાર બાંધવામાં અથવા ઘસવામાં આવે છે તેથી હાથ પગનો દાહ ઓછો થાય છે. એનાં પાન રતેલિયાનાં પાનની સાથે વાટીને મરકીની ગાંઠ ઉપર ચોપડવામાં આવે છે. એનાં સુકાં ફૂલનો ઉકાળો મધની સાથે લોહીવિકારથી થયેલાં દરદોપર અપાય છે. એનાં કાચાં ફ્લને ઓઢવી અથવા છુંદીને ઘણાં લોકો ગડગુંબડાંપર બાંધે છે. એનું લાકડું હલકું ને પીળાસપર ધોળા રંગનું હોય છે. તેનાં રમકડાં બનાવવામાં આવે છે.

આર્યઔષધમાં વરણાની ચાર બનાવટો લખેલી છે. "૧–વરૂણાદિ ક્વાથ, ૨–વરૂણાદિ ચૂર્ણ. ૩–વરૂણાદ્યધૃત. ૪–વરૂણાદિ તૈલ.

એનો ગુણ–અનુલોમન અને મૂત્રલ. વરણાનાં પાન બહુ ગરમ છે અને તેટલા માટે ઉદરરોગની અંદર ઉપયોગી છે. વરણો જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર છે અને ઝાડો સાફ લાવનાર છે. મૂત્રમાર્ગના દરદમાં તે અત્યુત્તમ ઉપાય છે. વરણાની છાલ ઉકાળી ગોળ મેળવી પીવામાં આવે છે. વરણાનાં પાનનો સ્વરસ ૧ તોલા ઘીની સાથે લેવાથી સંધિવામાં સારો ફાયદો થાય છે. જ્યારે નાકનું હાડકું સડી જાય છે ત્યારે વરણાનાં પાનની બીડી કરી તેનો ધુમાડો નાકમાં કાઢવાથી નાક સ્વચ્છ થાય છે. વરણાનાં પાનનો સ્વાદ ઘણો કડવો છે, તે શોધક છે. તેનો કાઢો મધ સાથે લેવાથી ગંડમાળ બેસે છે અને રૂઝાય છે. તેનાં પાદડાંનો ભૂકો, આકડાનું છીર અને કરંજનાં બીજ બોકડાના મૂત્રમાં વાટી ચોપડવાથી ગળગંડ પોચી પડે છે." (ડા. વી. ઝી.)

વરણો વા, કફ, પાણવી, મૂત્રકૃચ્છ્ર, વાતરક્ત, ગુલ્મ, લોહીવિકાર, કૃમિ, માથાના રોગ, મૂત્રાઘાત, છાતીના રોગ, યોનિશૂળ એ સર્વે રોગને મટાડે છે. વરણાનાં ફૂલ તૂરાં અને ગ્રાહિ છે, રક્તવિકારને ટાળે છે. વરણાનાં ફ્લ દસ્ત લાવે છે, ભારે છે, પાકે ત્યારે રાતું ને મધુરૂં થાય છે. ગરમ છે, વાને ટાળે છે, કફને મટાડે છે." (વૈ. રૂ. ઈ.)

**૭–સ્થાનક**–વર્ણાનાં ઝાડ હિંદુસ્થાનમાં ઘણી જગોએ વાવવામાં આવે છે. મલબાર અને કાનરામાં તે વોકળાઓ કાંઠે ઉગે છે. પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં વર્ણાનાં ઝાડ ઘણાં ઉગે છે. અને કોઇ કોઇ જગોએ તો તેના ઘેરાને ઘેરા ઉગેલા જોવામાં આવે છે. તોપણ વિશેષ કરીને વોકળાઓ કાંઠે તે વધારે ઉગે છે.

**૮–વિ૦વિવેચન**–સંસ્કૃત **વરૂણ** એ નામ ઉપરથી હિંદુસ્થાની, મરાઠી અને ગુજરાતી નામો **વર્ણો** વગેરે નીકળેલાં જણાય છે. વર્ણાનાં ઝાડમાં ત્રણ ત્રણ પાનનો

ત્રેખડો હોય છે. તે સાધારણ માણસના જોવામાં બીલીપત્ર જેવો લાગે છે, કેમકે બીલપત્રનો પણ ત્રેખડો હોય છે. આથી ઘણીવાર વર્ણાનાં પાન બીલપત્રની જગોએ શ્રી મહાદેવજીને ઘણા લોકો ચડાવે છે.

મદ્રાસવાળા ડા૦ **મૂદીન શેરીફ** ખાનબહાદુર એવી ભલામણ કરે છે કે "દવામાં જે જે જગોએ બાહ્યોપચાર તરીકે વિલાયતથી આવતી વાટેલી રાઈ વપરાય છે તે જગોએ વર્ણાનાં મૂળની તાજી છાલ અને તેનાં પાન વાપરી શકાય તેમ છે, માટે દરેક ઑસ્પિટલ–(દવાખાનાં)માં જો એક કે બે વર્ણાનાં ઝાડ વાવવામાં આવે તો વિલાયતથી આવતી રાઇનું જે ખર્ચ કરવું પડે છે તે ન થતાં તેની ખોટ વર્ણાનાં એક બે ઝાડ પુરી પાડી શકે તેમ છે. વર્ણાનું ઝાડ સાધારણ સંભાળથી પણ સારૂં ઉગી શકે છે."

વર્ણાનાં પાન, ફૂલ અને પાકાં ફલની સુંદરતા માટે કાઠિયાવાડમાં કેટલીક જગોએ તેનાં ઝાડ બાગોમાં વાવવામાં આવે છે.*

---

## વર્ગ–(કેપેરિડી).

### નંબર ૨૨.

**૧–શાસ્ત્રીય નામ**–Cadaba indica

દૃષ્ટાન્ત–H. I. p. 172; N. p. 17.

**૨–દેશી નામ**–કાળોકટકીયો, થાનીયું, કિમીયાનું ઝાડવું (પો૦) ખોરડુ (ગુ૦). ભટકીઆલ, જંગલી મીરચી, કારો પીંજોરો (કચ્છી).

**૩–વર્ણન**–કાળા કટકીયાનાં ઝાડવાં ઘણુંકરી કઠ્ઠણ વેલા જેવાં આડી અવળી ઘણી શાખાઓવાળાં થાય છે. તે ૩ થી ૭ ફીટ ઉંચાં વધે છે. પણ કોઇવાર કંટાળા અથવા બીજાં ઝાડો કે વાડોની ઓથે તેની શાખાઓ ૨૦ થી ૪૦ શેક ફીટ કે તેથી પણ વિશેષ ઉંચી ચઢી જાય છે. અને થડ ૧ થી ૧½ ફુટ વ્યાસનું થાય છે. પાન સાકડાં, લાબાં ને લંબગોળ હોય છે, અને શાખાઓના છેડા તરફનાં પાન મીઠી જારનાં પાન જેવાં હોય છે. ફૂલ લીલાસ કે ભૂરાસલેતા પીળા ધોળા રંગનાં હોય છે. તે ચોમાસાંઉતાર કારતક માગસરમાં આવે છે. શીંગ (ફલ) મગફળી જેવી લાંબી હોય છે.

**મૂળ**–ભૂરાસલેતા કાળા રંગનાં હોય છે. તે સુતળીથી અંગુઠા જેવાં જાડાં હોય છે. પણ વખતે જુના કે મ્હોટા વેલામાં તે હાથનાં કાડાં જેવાં પણ જાડાં થાય છે. તેપરની ફોતરી ભૂરા કે કાળા રંગની અને પાતળી હોય છે. પણ તેની અંદરની છાલ જાડી, બટકણી અને પીળાસલેતા ભૂરા કે ધોળા રંગની હોય છે. મૂળનું લાકડું કઠ્ઠણ હોય છે, તેનો આડોકાપ કરી જોતાં તે સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. તેને તોડતાં તેમાંથી તેલ જેવો રસ નીકળે છે. વાસ વાટેલી રાઈ જેવી તીખી અને સ્વાદ કડવાસલેતો ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ભૂરા કે કાળા રંગની હોય છે. તે ઘણી બટકણી હોય છે. ડાંડી ઉપરની છાલપર ધોળાં છાટણાં અને ઉભા ચીરા પડેલા હોય છે. સામાન્ય રીતે ડાંડી વિશેષ જાડી હોતી નથી, પણ મૂળિયાંપરથી ડાંડી જેવી લાંબી શાખાઓ ઘણી નીકળેલી હોય છે. કોમળ શાખાઓ ઘણુંકરી પાંસરી તરસા જેવી હોય છે. તેને તોડતાં **કટ** એવા અવાજથી તે તરત તુટી જાય છે. એનો સ્વાદ ચીરપરો અને કડવાસ લેતો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. અને વખતે પડી ગયેલાં પાનના ખુંણામાંથી સૂક્ષ્મ પત્રગ્રંથી જેવી નાહાની શાખા નીકળી તે ઉપર ૨ થી ૩ કે વધારે પાન પાસે પાસે નીકળેલાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો વા ઘેરોલીલો કે વખતે જાંબુડી છાયાલેતો ને નીચેનીનો ફીકો કે ઉપરની જેવોજ હોય છે. અતી કોમળ પાન ઘણુંકરી જાંબુડા રંગનાં હોય છે. તે બન્ને સપાટીએ લીસાં અથવા તેપર ધોળી ભુરકી (રજ) હોય છે. પાનની ડીટડી ઝીણી અને ૧ થી ૩ લાઇન લાંબી હોય છે. પાન ૧ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ¾ કે વખતે ૧ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં, અણીવાળાં કે વખતે ખાંચવાળાં હોય છે. પાનની નસો ઘણુંકરી દેખાતી હોતી નથી. પણ વખતે પાનની નીચેની સપાટીએ તે ઝાંખી દેખાતી હોય છે. અને તે ડીટડીને મથાળેથી નીકળી પાનમાં ઉભી ગયેલી હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. વાસ તીખી અને સ્વાદ કડવાસલેતો હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે નાહાના ગુચ્છાની પેઠે ફૂલો આવેલાં હોય છે. તેની વાસ જરા કડવી અને તીખી હોય છે. ફૂલનો વ્યાસ ૧ થી ૧½ ઇંચનો હોય છે. તેની ડીટડી પાતળી ૧ થી ૧¼ ઇંચ લાંબી અને તે લીલા ભૂરા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેપર ધોળા વાળની ભુરકી જેવી રૂંછાળ હોય છે. પુષ્પપત્રો બારીક હોય છે. તે ફૂલની ડીટડીને તળિયે આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ફૂલની ડીટડીને મથાળે ૪ આવેલાં હોય છે. તે ચારે પત્રો વિભક્ત અર્થાત્ એક બીજાંથી છૂટાં હોય છે, તે લીલાસલેતા ભૂરા કે જાંબુડી છાયાલેતાં હોય છે. ને તેપર ધોળા ભુરા વાળની રૂંવાટી હોય છે. તે ¾ ઇંચ લાંબાં અને ¼ પોહોળાં ને ટેરવે સાંકડાંથતાં હોય છે. આ ચાર પત્રોમાંથી બે

* પોરબંદર તલપતમાં **ત્રીવડાબાગની** અંદર તેમજ બરેજ ગામની પાસે **ભાણસરાનાં** દેહરાં પાસે વર્ણાનાં ઝાડ ઘણાં સુંદર જોવામાં આવે છે.

અંદરનાં ટુંકાં ને જરા સાંકડાં હોય છે, તે કોંકણી હોડી પેઠે અંદર લાંબી પોલવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—ની પાંખડીઓ ૪ વિભક્ત હોય છે. તે પીળાસલેતા ધોળા રંગની અને પુ૦ બા૦ કોષનાં પત્રોથી આંતરે આવેલી હોય છે. તે તળિયાં તરફ ડાંડલી અથવા નખલા જેવી સાંકડી થયેલી હોય છે. અને તેનો આ સાંકડો ભાગ અર્થાત્ ડાંડલી પીળાસલેતા લીલા રંગની હોય છે. પાંખડી લીસી ને ઘણી પાતળી હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબી અને ½ ઇંચ પોહોળી હોય છે.

કર્ણિકા પોહોળી નળી જેવી થએલી હોય છે, તેનું મુખ કલમત્રાસ અને તેપર અનિયમિત સૂક્ષ્મ દાંતા હોય છે. એ કર્ણિકાપરથી સ્ત્રીકેસરની ડીટી (gynophore) નીકળેલી હોય છે.

**પુંકસરો**—૪ હોય છે. તે સ્ત્રીકેસરની **ડીટી**પર આવેલાં હોય છે. તેના તંતુઓ લીસા, ચળકતા, પીળાસલેતા લીલા કે વખતે જાંબુડા રંગની છાયાલેતા હોય છે. તંતુઓ ¾ થી ૧ ઇંચ લાંબા ને તેનાપર લીલા કે જાંબુડા રંગના તળિયેથી વિભાગિત અને ટેરવે અણીવાળા, એવા પરાગકોષ આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**—૧ હોય છે. તે ચાર પુંકેસરોની વચ્ચે તેથી લાંબી આવેલી હોય છે. તેના ગર્ભાશયને તળિયે ડીંટી હોય છે. ગર્ભાશય લીલો કે જાંબુડા રંગનો એક પોલવાળો હોય છે. તેપર વખતે ધોળા વાળની રૂંછાળ હોય છે. તેનું નલિકા વગરનું મુખ ગોળાઇલેતું દ્વિવિભાગિત થયેલું હોય છે.

**શીંગ**—( ફૂલ ) મગફળી જેવી લાંબી અને તેવી જ જાડી હોય છે. તેનાં બે પાસાં જરા ચપટાં હોય છે. આ ચપટાં પાસાની વચ્ચોવચ એક ઉભી નસ હોય છે, જે શીંગ પાકતી વખતે અંદર બેસી તે જગાએ પાછળથી નીક થઈ જાય છે. શીંગ લીલા કે ભૂરા કાળા રંગની હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબી અને ૧ થી ૧½ લાઇન પોહોળી હોય છે. તેમાં ઘણાં બીજ હોય છે. તે સિંદૂરિયા રંગના રાતા માવાની અંદર રહેલાં હોય છે. શીંગ સુકાઇને પોતાની મેળે ચીરાય છે ત્યારે તેની અંદરનો એ રાતો માવો બહારથી ઘણો સુંદર દેખાતો હોય છે.

**બીજ**—સૂક્ષ્મ કાળા રાઈના દાણા જેવાં હોય છે. તે જરા ચપટાં ને એક બાજુ જરા સૂક્ષ્મ અણીવાળાં હોય છે. આ બીજપર જોવા લાયક સૂક્ષ્મ ખાનક હોય છે. બીજ સ્વાદે કડવાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**—સર્વાંગ.

**૫–ગુણદોષ**—હેમકંદ જેવા નં૦ ૨૦.

**૬–ઉપયોગ**—છોકરાંને સફેદ ઝાડા ને ઉલટી થતાં હોય તો એનાં અઢી પાન અને અઢી મરીના દાણા સાથે વાટીને દૂધમાં પાય છે. તાજાં પાન ન મળી શકે તો ગાંધીને ત્યાંથી સુકી શીંગ અથવા ડાંડીના કડકા મરીના અઢી દાણા જેટલા લઈ તે પણ ઉપર પ્રમાણે પાય છે. એની ડાંડી અને પાન બાળી તેની ભસ્મ ભરાઇ આવેલાં છોકરાંને દૂધમાં પાય છે. એનાં મૂળની છાલ કલઈ મારવાના કામમાં વપરાય છે.

**૭–સ્થાનક**—કાદી અને પથ્થરવાળી જમીનપર, રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, કુવાઓના કાંઠા આગળ, કંટાળા અને છત્રા બાવળનાં જાળાંઓમાં એ ઉગે છે. એ દક્ષણ, કોંકણ, ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં પણ થાય છે.

**૮–વિશેષ વિવેચન**—હેમકંદની અને આની ડાંડી અને શાખાઓ **કટ** અવાજ કરીને ટુટે છે, તેપરથી આ બન્ને ઝાડવાંને કેટલાક લોકો **કટકીઓ** કહે છે. પણ હેમકંદની ડાંડી ધોળી અને આની કાળી થાય છે, માટે પેહેલાને **ધોળો** અને આને **કાળો કટકીઓ** કહે છે. જુઓ નં૦ ૨૦. આ કલઈ મારવાના કામમાં આવે છે માટે એને કીમીઆનું ઝાડવું કહેતા હશે. છોકરૂં ભરાઈ આવે તેને પોરબંદરમાં **થાનીયું** કહે છે, અને થાનીયાં ઉપર એનાં પાન વગેરેનો ઉપયોગ થતો હોવાથી એનું નામ પણ **થાનીયું** પડી ગયેલું છે. ગાંધી લોકો થાનીયાંની જગોએ વખતે હેમકંદની શીંગો પણ વેચે છે. તે થાનીયાં જેટલી ફાયદો કરતી નથી, એમ કેટલાક દાખલાઓપરથી જોવામાં આવેલું છે.

અહિં ( પોરબંદર )ના લોકોને થાનીયાનાં દરદ માટે થાનીયાનાં ઝાડવાંમાંથી પાન ઉતારવાં હોય તો દિવસ અસ્ત પામતી વખતે ( સંધ્યાટાણે ) થોડા ચોખા અને સોપારી લઇ એ ઝાડવાંનાં થડ પાસે મુકી એની સાતવાર પ્રદક્ષણા કરે છે, જો પ્રદક્ષણા કરવાની જગો એ ઝાડવાં પાસે ન હોય તો હાથ જોડી નમસ્કાર કરી પછી એનાં પાન ઉતારે છે. એવા એ લોકો ભોળા અને ભાવિક છે.

કાળા કટકીયાનું ઝાડવું કંઈ સુંદર દેખાતું નથી, તેમ તેની ઉગવાની જગોપણ વાડ કે જાળાંઓમાં હોય છે, તેથી તે કોઈના જોવાજાણવામાં તરત આવતું નથી, પણ તે તેના ઉપયોગને લીધે પ્રસિદ્ધ છે. એનાં ફૂલ ઘણાં અજાયબ જેવાં છે, તેમાં મુકાયલી કલમત્રાસમુખવાળી **નળી** ( કર્ણિકા ) કોઈ ખાસ કારણ માટે અથવા કોઈ જંતુનો તેમાં પ્રવેશ થવા માટે હશે. એની શીંગમાંનો સિંદૂરિયા રંગનો માવો પણ કોઈ પક્ષી કે જંતુના ખાસ આકર્ષણ માટે ઈશ્વર ( કુદરત ) તરફથી રખાએલ જણાય છે. આ બહુ જોવા લાયક છે.

અને કેટલાક લોકો **તેલીઆ હેમકંદ** પણ કહે છે. એ ઝાડવાંનો ઉપયોગ આજ સુધી કોઈ વૈદ્યક ગ્રંથમાં લખાયલો જોવામાં આવતો નથી. પણ હેમકંદની પેઠે જ કાઠિયાવાડ અને ગુજરાતમાં **ધરવૈદાંની** દવામાં એનો ઉપયોગ **ડોશીઓ** બહુ કરે છે.

---

## વર્ગ-( કેપેરિડી ).

### નંબર ૨૩.

**૧-શાસ્ત્રીયનામ**-Capparis aphylla.

દષ્ટાન્ત-H. I. p. 174; N. p. 17; Watt. 11. p. 130; રૂ. નિ. પા. ૪૨૫.

**૨-દેશીનામ**-કેરડો (પો૦); કેર, કેરાં, કેરડાં (ગુ૦); **केरा, करील, नेबती (म०); करील, करीर, लेंटी, टेंटी (हिं०); करीर, गूढपत्र. (सं०).**

**૩-વર્ણન**-કેરડાનાં ઝાડવાં ૪ થી ૮ ફીટ કે કોઈવાર તેથી થોડાં ઉચાં વધે છે. એની ડાંડી ફીકા ધોળા રંગની ને તેપર ચીરા પડેલા હોય છે. આ ઝાડવાંને આડીઅવળી, નરમ તાર જેવી, ઘેરા લીલા રંગની ઘણીક શાખાઓ આવે છે. એ શાખાઓમાંની કેટલીક શાખાઓ ઉપર વધી અને પાછી નીચી વળી એકબીજામાં ફસાયલી હોય છે. જેથી એ ઝાડવાંનો દેખાવ એક સુંદર લીલા ઘૂમટ જેવો થઈ રહે છે. એ શાખાઓ ઉપર નાહાના કાંટા આવે છે. એમાં સામાન્ય રીતે પાન દેખાતાં નથી. ફૂલો સુંદર ગુલાબી રંગનાં મહા કે ફાગણ માસમાં આવે છે. ને ચૈત્ર વૈશાકમાં એનાં ગોળાઈલિતાં ફલ પાકે છે, ત્યારે તે રાતા રંગનાં થઈ જાય છે.

**મૂળ**-એનું મૂળ પોચી જમીનમાં ઘણું ઉંડું અને લાણું ગએલું હોય છે. તેમાંથી બીજા ફાંટાઓ ભાગ્યે જ નીકળેલા હોય છે. તે બહારથી સફેદ કે ભૂરા રંગનું ને અંદરથી પીળાસલેતા ભૂરા કે સફેદ રંગનું હોય છે. એની છાલ પોચી અને બટકણી હોય છે. તેપર ઉભા અને આડા ચીરા પડેલા હોય છે. એ છાલ અંદરથી પીળાસ લેતા ભૂરા રંગની હોય છે. મૂળનો આડોકાપ કરી જોતાં તે વચ્ચોવચ્ચ સછિદ્ર દેખાય છે. વાસ તીખી ને સ્વાદ કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી (થડ) ઘણુંકરી ધોળા રંગની ખડબચડી ને ૨ થી ૬ ઈંચ જાડી હોય છે. ડાંડીપરની છાલ પોચી હોય છે. શાખાઓ બહુધા ધોળા ભૂરા કે ઘેરા લીલા રંગની ને બટકણી હોય છે. તેપર ધોળાસલેતા રંગની સૂક્ષ્મ છાંટણી અને કોઈવાર તેપર ભૂરી ભુરકી અથવા રજ પણ આવેલી હોય છે. શાખાઓ સુતળીથી પેનસીલ જેવી જાડી, લીસી ચળકતી અને એકબીજાંમાં આડી અવળી વળેલી ને અંટવાયલી હોય છે.

**પાન**-એ ઝાડવાંની અત્યંત કોમળ શાખાઓપર ઘણી વાર ઘણાંજ સૂક્ષ્મ પાન આવેલાં દેખાય છે. પણ તે તરત ખરી જાય છે.

એની શાખાઓ ઉપર પીળાસલેતા ભૂરા રંગના સૂક્ષ્મ અણીવાળા બબ્બે કાંટાઓની જોડી આંતરે આવેલી હોય છે. એ કાંટા ઉપપાનની જગોએ આવેલા હોય છે.

**ફૂલ**-એની શાખાઓની ઉપર આવેલા કાંટાની જોડીની સહેજ ઉપરથી પુષ્પ ધારણ કરનારી સૂક્ષ્મ સળી નીકળે છે. તેનાપર ૪ થી ૮ કે વખતે તેથી થોડાં ઓછાંઅધકાં ફૂલો આવે છે. એ ફૂલો અનુક્રમે એક પછી એક પાસે પાસે આવી જવાથી તે સળીપર ફૂલની ગુચ્છી દેખાય છે. સળી તળિયેથી જાડી ને મથાળે પાતળી થતી હોય છે. તે લીલા રંગની ને તેપર સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી ઘણી ઝીણી રાતી ને ½ ઈંચ લાંબી હોય છે. તે તળિયે પાતળી ને મથાળે ફૂલની પાસે જાડી હોય છે. એનાપર પણ સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. ફૂલનો રંગ ગુલાબી હોય છે, ને તેનો વ્યાસ ¾ ઈંચથી ૧ ઈંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૪ હોય છે. તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. એનો રંગ ગુલાબી, અને એ પત્રો ૨ થી ૩ લાઈન લાંબાં હોય છે. એ ૪ પત્રોમાંનાં ૩ પત્રોની કોરપર પણ સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. અને એ ત્રણેપત્રો ફૂલ ઉઘડયાથી પહેલાં જ ફૂલની પાછળ વળી જાય છે. અને ચોથું પત્ર એક કોષ અથવા કોથળી જેવું થઈ પુ૦ અભ્ય૦ કોષની કોમળ પાંખડીઓને પોતાનાં પેટાળમાં રાખી તેનો બચાવ કરી રહેલું હોય, એમ જોવામાં આવે છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૪ હોય છે, તે ૩ લાઈનથી ½ ઈંચ લાંબી હોય છે. એનો રંગ પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં કંઈક ફીકો હોય છે. એ પાંખડીઓપર પણ સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. પણ એ પાંખડીઓનો જેટલો ભાગ પુ૦ બા૦ કોષનાં કોષ અથવા કોથળી જેવાં થયેલાં એક પત્રની અંદર પ્રથમ ઢંકાયલો હોય છે તેટલો ભાગ ઉપરની બાજુએ ઘણો ચળકતો અને લીસો હોય છે.

**પુંકેસરો**-૭ થી ૧૦ કે વખતે તેથી બમણાં પણ હોય છે. એના તંતુઓ પ્રથમ ગુલાબી રંગના હોય છે, પણ પાછળથી વખતે તે ફીકા જાંબુડા રંગના થઈ જાય છે. એ તંતુઓ ઘણુંકરી ઉભા, કડક અને દોરા જેવા પાતળા હોય છે. ને તે ½ ઈંચથી ¾ ઈંચ લાંબા હોય છે. એ તંતુઓને મથાળે આવેલા પરાગકોષ સૂક્ષ્મ અને પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે, તેનો ગર્ભાશય લીલાસલેતા રંગનો ને તેની ઉપર ગુલાબી રંગની સૂક્ષ્મ અણી જેવી.

નલિકા હોય છે. એ નલિકાને મથાળે સૂક્ષ્મ બિંદુ જેવું મુખ હોય છે. એના ગર્ભાશયની નીચેની ડીટી પુંકેસરો જેટલી લાંબી હોય છે, ને તેનો રંગ પણ તેવો જ હોય છે. તોપણ તેના નીચેના ભાગમાં લીલાસલેતી છાયા હોય છે.

**ફૂલ**–½ થી ¾ ઇંચ વ્યાસનું, લીસું, ચળકતું અને ગોળાઇલેતું હોય છે. તેને મથાળે અણી હોય છે. તે કાચું હોય છે ત્યારે તેનો રંગ ફીકા લીલા અથવા ભસ્મી કે ફીકા જાંબુડા રંગની છાયાલેતો હોય છે. પણ તદન પાકે છે ત્યારે તે રાતું થઈ જાય છે. ફલ તદન પાકી ગયા સુધી તેની નીચેની **ડીટી** (stalk or gynophore) અને ફૂલની ડીટડી તેની નીચે કાયમ રહેલાં હોય છે. તે પણ આ વખતે બહુધા રાતા રંગનાં થઈ ગયેલાં હોય છે. ફલની અંદર ચીકાસવાળો **ગર** હોય છે, જેમાં બીજ રહેલાં હોય છે. ફલની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**બીજ**–કાળા રંગનાં, ગુજરાતી ૭ સાતડાના આકારનાં ને ૧ લાઇન વ્યાસનાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પાચક, વાતહર, દાહક, સારક, વિષહર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–કેરડાનું મૂળ પાણીમાં ઘસીને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. કેરડાનાં લાકડાને ઘણુંકરી ઉધી અથવા ઉધાઈ લાગતી નથી તેથી એનાં લાકડાંમાંથી રબારીલોકો છાસવલોવાની રવાઇનાં ફૂલ ઘડાવે છે. એનું લાકડું બળતણ તરીકે વપરાય છે. અને એનું લાકડું બળતાં તેને છેડેથી લાખ જેવો જે રસ નીકળે છે તે દાદર ઉપર ચોપડવામાં આવે છે. એની કોમળ શાખાઓ વાટી વાના દરદ ઉપર લગાડે છે. તેથી ચાંમડી લાલ થાય છે ને ફોડા ઉઠે છે. એનાં ફલનું અથાણું અને શાક કરવામાં આવે છે. તે વાયુહરતા ગણાય છે. એનાં ફૂલ વખતે કઢીમાં નાખવામાં આવે છે. એનાં કાચાં ફલને **કેર** અથવા **કેરડાં** કહે છે. તે કાચાં હોય ત્યારે તેનું અથાણું કરવામાં આવે છે, તે અથાણું પણ વાયુહરતા ગણાય છે. પણ તે વિશેષ ખાવાથી કબજીયત થાય છે અને વાયુ તથા આફરો કરે છે. એનાં લાકડાંને એક મરીના દાણા સાથે માના ધાવણમાં ઘસીને છોકરાંઓને અપચાપર કેટલીક ડોશીઓ આપે છે. તેમ જ એનાં લાકડાંની રાખ સુંઠની સાથે મધમાં મેળવી કૃમિ અને અતિસાર ઉપર પણ વપરાય છે. કેરડાની છાલ પાણીમાં ઘસી તે મધની સાથે તાવ અને કબજીયત ઉપર અપાય છે.

"ઔષધમાં કેરડાનાં મૂળની છાલ કામ આવે છે. તે ગરમ છે ને ખાવાથી શરીરની સુસ્તી ઉડી જાય છે. તમામ જાતના વાતવ્યાધી ઉપર કામની છે. સંધિવા, નજલો, ને જળોદરના કવાથમાં તે પડે છે. તેના તાજા રસનું ટીપું કાનમાં નાંખવાથી જન્તુનો નાશ થાય છે. તેમજ બહાર લગાડવાથી શોફ હટે છે. વાળાની અંદર તેની પાડ વાટીને ચોપડાય છે અને તે ચોપડવાથી અસહ્ય વેદના ને બળતરા થાય છે.

માત્રા–૦ા તોલો." (ડા. વી. ઝી.)

"કેરડો રૂચી કરનાર ઝાડો ઉતારનાર તથા અર્શ આમ, વિષદોષ અને વ્રણનો નાશ કરનાર છે. તે પસીનો લાવે છે." (વૈ. શા. મ. ગો.)

"કેરડાનું લાકડું ગરમ છે, તેના કોયલા અથવા ખાર ખાવાથી કફ તથા વાને મટાડે છે. ફૂલ વાયડાં છે, ઝાડો પેશાબ સાફ લાવે છે, પથ્યકારી છે, અનમ રૂચી આપે છે. ફલ ગરમ છે, રૂક્ષ છે, હૃદ્ય છે, મોને સાફ કરે છે, કફ, મેદ, હરસને મટાડે છે. કેરનું લાકડું ઘસીને પીવાથી વ્રણ, શોફ, અર્શ, કફ, વા, આમ, વિષ, અરૂચી, દમ, શળ, કૃમિ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ. ઇં.)

**૭–સ્થાનક**–કેરડાનાં ઝાડવાં સુકા પ્રદેશમાં તેમ જ ખારચ અને ધોળા કંકર પથ્થરવાળી જમીનમાં ઉગે છે. *તે પંજાબ, ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, રજપુતસ્થાન અને દક્ષણ તેમ જ દક્ષણ કર્ણાટકમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–સંસ્કૃત **करीर** ઉપરથી પ્રાકૃત ભાષાનાં નામો **કેર** વિગેરે નીકળેલાં લાગે છે. અને સંસ્કૃત બીજું નામ **गूढपत्र** છે, એ બરાબર છે, કેમકે એનાં પત્ર એટલે પાન હમેશ દેખાય તેવાં કે રહેનારાં હોતાં નથી. એનું અંગ્રેજી શાસ્ત્રીય ખાસ નામ **ઍફીલા** (aphylla) છે, તેનો અર્થ પાન વગરનું એવો થાય છે.

કેરડાનાં ઝાડવાંમાં જ્યારે ગુલાબી ફૂલોનો બાહાર આવેલો હોય છે ત્યારે તેની શાખાઓ ફૂલોના ભારથી નીચી ઝુકી ચોફેર ફેલાઇ રહેલી હોય છે. આ વખતે થોડે દૂરથી જોનારને એનું ઝાડવું એક ગુલાબી ઘૂમટ જેવું લાગે છે. અને એ વખતે એની શોભા ખરેખર એક અલૌકીક થઇ રહે છે. આ અલૌકીકતા જોવા માટે એ વખતે સેંકડો નાહાની મધમાખીઓ, કેટલીક જાત અને તરેહવાર રંગનાં પતંગીયાંઓ, નાહાના મોહોટા મંકોડાઓ અને બે ચાર જાતની કીડીઓ પણ આ ઝાડવાંપર આવી રહેલાં હોય છે. આટલું છતાં પણ

* પોરબંદર સ્વસ્થાનમાં **મોકળ ગામની** પાસે ખારચ તેમ જ ગોરમટીવાળી જમીનમાં કેરડાનાં ઝાડવાં ઘણાં ઉગે છે. તેનાં કાચાં ફલ ઉતારી લઇ જવાનો સ્વસ્થાન તરફથી હર સાલ ઇજારો આપવામાં આવે છે.

તેમાં પાન હોતાં નથી માટે એક કવિ તો તેને કંઈ વખાણતો નથી અને કહે છે કેઃ-

"**दोहा-कहा दुरातम करिरके, फल अरु फूल अनेक। वृद्धिसमय जिन पात्रको, संग्रह कियो न नेक॥ १॥** સાર-કોઈ નીચ પુરૂષને સંપત્તિ પ્રાપ્ત થયા છતાં પણ સુપાત્ર લોકોનો સંગ્રહ નહી કરતો જોઈ કવિ એનાં વખાણ કરતા એક મિત્રને કહે છે કે-દુરાત્મા કેરડાને અનેક ફૂલો પ્રાપ્ત થયાં છે, પણ તેથી શું! જેણે પોતાની વૃદ્ધિના સમયમાં પણ પાત્રોનો (પાનડાંઓનો અને સુપાત્ર લોકોનો) સંગ્રહ કર્યો નથી." (ક. સ્યા. જ.)

બ્રજમાં કેરને **टेंटी** કહે છે. અને તે વિષે બોલાય છે કે-શ્રીકૃષ્ણ ગોવાલણોને કહે છેઃ-

**"बहुत दिनां तुम गइहों छूटी,आज अचानक भेटी। हमरो दान देउ गुजरेटी,व्रजमें बडो मेवा एकटेंटी ॥"**

સિંધી અને કચ્છી ભાષામાં એને **કેર** અને **ડેરા** અથવા **ડવરા** કહે છે. તે કચ્છમાં ઘણાં થાય છે. એનાં ફૂલ અર્થાત્ કેરનું અથાણું કચ્છથી મુંબૈ જાય છે. એટલું જ નહીં પણ ઠેઠ જંગબાર સુધી જાય છે.

એ કેરની જ જાતની એક વનસ્પતિ **કચ્છ લખપત*** બંદર અને તેની પાસેનાં પ્રસિદ્ધ તીર્થસ્થાન **નારાયણ સરોવર** અને **કોટેશ્વર**માં થાય છે. તેને **કવરી†** ( capparis spinosa ) કહે છે. તે ત્યાં વિશેષ કરીને જુની દીવાલોમાં કે ગઢ અગર કોઠાઓ ઉપર ઉગે છે. ને તેની શાખાઓ વેલાની પેઠે દીવાલોપર નીચી ઝુકતી હોય છે. તે પેનસીલથી અંગોઠા જેવી જાડી હોય છે. પાન આંતરે આવે છે, તે લીસાં, ચળકતાં ગોળાઈ લેતાં કે લંબગોળ અથવા અંડાકૃતિનાં પણ હોય છે. તે ૨ ઈંચ વ્યાસનાં હોય છે. તે ઘણાં જાડાં ને તેને ટેરવે સૂક્ષ્મ કાંટો હોય છે, તે પાછળ વળેલો હોય છે. પાનની વાસ વાટેલી રાઈ જેવી અને સ્વાદ પ્રથમ ખારો ને પાછળથી રાઇ જેવો તીખો લાગે છે. પાનની ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી અને તેના થડમાં બે સીધા કાંટા હોય છે. એનાં ફૂલ ધોળા રંગનાં ૨ થી ૪ ઈંચ વ્યાસનાં હોય છે. તે કરમાય છે ત્યારે જાંબુડા રંગનાં થઇ જાય છે.

પુ૦ બા૦ કોષનાં પત્રો ૪; પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪; પુંકેસરો ઘણાં; સ્ત્રીકેસર ૧; ફૂલ જાડી ડીટીવાળું, લીલા રંગનું, ખડબચડી સપાટીવાળું અને બહુધા લંબગોળ હોય છે. તે ૨ થી ૪ ઈંચ લાંબું અને તેનાપર ૧૦ થી ૧૨ ઉભી હાંસો આવેલી હોય છે.

એ **કવરીનાં** પાન અને ફૂલનું અથાણું કરવામાં આવે છે. તે સુવાવડી સ્ત્રી અને તાવની અશક્તિવાળાને ખવરાવવામાં આવે છે. સંધિવા ઉપર એ અકસીર દવા ગણાય છે. એનું અથાણું પણ કચ્છથી સોગાત તરીકે દેસાવર જાય છે.

* લખનારની જન્મ ભૂમિ. † કદાચ **કેપેરિસ** ઉપરથી હો.

---

## વર્ગ-( કેપેરિડી ).

### નંબર. ૨૪

**૧-શાસ્ત્રીયનામ**—C. Grandis.

દૃષ્ટાન્ત—H. I. p. 176; **N.** p. 18; Watt. II. p. 131.

**૨-દેશીનામ**-ધુટી ( પો+ગુ૦ ); पचौंडा, रगोट, कांटेल ( म० ).

**૩-વર્ણન**-ધુટીનાં ઝાડવાં ૫ થી ૧૦ ફીટ ઉચાં વધે છે. તેમાં ઘણી શાખાઓ થાય છે. તે ઘણીવાર વેલાની પેઠે લંબાઇને બીજાં ઝાડવાં અગર વાડ વગેરેપર આશરે લેતી જોવામાં આવે છે. એનાં પાનને ડીટડીના થડમાં બે તીક્ષ્ણ અણીવાળા વાંકા વળેલા કાંટા હોય છે. કોઇવાર એકજ ઝાડપર એકજ શાખામાં કેટલાંક પાન પાસે કાંટા હોય છે, અને કેટલાંક પાસે હોતા નથી. એનાં પાન મખમલ જેવાં સુવાળાં, ઘણુંકરીને એકજ આકારનાં ( uniform ) હોય છે. તેથી એ ઝાડવાંનો દેખાવ ઘણો સુંદર લાગે છે. એને સફેદ રંગનાં ફૂલ ઉન્હાળે આવે છે. ને ફૂલ ગોળાઇ લેતાં હોય છે, તે ચોમાસે પાકે છે.

**મૂળઃ**-એનું ખીલામૂળ જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ ફૂટેલા હોય છે. મૂળપરની છાલ જાડી, બટકણી ને પોચી હોય છે. તે પીળાસલેતા ભૂરા રંગની હોય છે. તેપરની ફોતરી કાળાસલેતા ભૂરા રંગની ને ખડબચડી હોય છે. મૂળનું લાકડું સફેદ અને કઠ્ઠણ હોય છે. વાસ તીખી ને સ્વાદ તૂરાસલેતો આવે છે.

**ડાંડી અને શાખાઓ**-એની ડાંડી ( થડ ) હાથથી તે પગનાં સાથળ જેવી જાડી થાય છે. તેપરની છાલ પીળાસ કે ભૂરાસલેતા રંગની વા કાળાસપર હોય છે. તે પોચી, ખડબચડી અને જાડી હોય છે. તેઉપર ઉભા ચીરા, પોહોળી પડધીવાળા કાંટા, અને વખતે જંગાલી છાયાલેતા ધોળા રંગનાં છાપાં હોય છે. શાખાઓ લાંબા તરસા જેવી નીકળી થોડી વધી વાંકવળતી થઇ રહેલી હોય છે. કોમળ શાખાઓ પીળા કે તપખીરીઆ રંગના બારીક વાળની રૂંવાટીથી ગીચ અસ્તર થયેલી હોય છે. એ અસ્તર નખંવતી ખરપતાં નીકળી જાય છે.

**પાન**-આંતરે આવે છે. પાનની ડીટડીના થડ પાસે ઉપપાનની જગોએ ઘણુંકરી બે તીક્ષ્ણ વાંકા કાંટા હોય છે. તે પીળા કે તપખીરીઆ રંગના વાળ અને રૂંવાટીથી અસ્તર થયેલા હોય છે. પાનની ડીટડી જાડી અને ૩ લાઇનથી ½ ઇંચ લાંબી હોય છે. તેપર વાળની

રૂંવાટી હોય છે. પાનનો આકાર ઘણુંકરી એક સરખો છોકરાઓને રમવાના ગરીઆ જેવો હોય છે. એટલે તે તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં, અથવા તળિયે પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાંથતાં અણીઆળાં કે બુઠ્ઠાં વા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાન ૧½ થી ૩ ઇંચ લાબાં અને ૧ થી ૧½ કે બે ઇંચ પોહોળાં હોયછે. તેની ઊપરની સપાટી લીલા અને નીચેની ફીકા રંગની હોય છે. અતિકોમળ પાનપર બન્ને સપાટીએ મખમલ જેવી સુંવાળી ધોળાસપર ચળકતી રૂંવાટી હોય છે. પાન જાડાં હોયછે. તે કોમળ હોય છે ત્યારસુધી ઘણાં નરમ હોય છે, ને પાછળથી તે ઘણાં સખ્ત થઇ જાય છે. પાનમાંની નસો બન્ને સપાટીએ ઝાંખી હોય છે. તે સામસામી અથવા સેહુજ આંતરે આવેલી હોય છે. અને પાનની વચલી નસ પાનની નીચેની સપાટીએ વિશેષ બહાર નીકળતી હોય છે. પાનને ચોળતાં મુળાનાં પાનને મળતી તીખી વાસ અને ચાવવાથી કડવાસ લેતો ચીરપરો સ્વાદ લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે પત્રકોણમાંથી અક્કેકું અથવા શાખાઓના છેડાપર ૧ થી વધારે ફૂલો ગુચ્છાની પેઠે પાસે પાસે આવે છે. તે ધોળા રંગનાં હોય છે. તેનો વ્યાસ ૧ ઇંચ જેટલો અને વાસ પ્રથમ કડવાસલેતી, પણ તે કરમાય છે ત્યારે તેની વાસ સેહેજ મધુરી થઈ જાય છે. ફૂલની ડીટડી પાનની ટીટડી કરતાં પાતળી ને લાંબી હોય છે. તેપર રૂંવાટી હોય છે. એ ટીટડી ¾ ઇંચથી ૧ ઇંચ લાંબી હોય છે. તે ફલની સાથે લાંબી થતી નથી પણ તેની ડીટી જેટલી ઘણુંકરી જાડી થાય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ હોય છે. તે પીળાસલેતા લીલા રંગનાં એક બીજાંથી છૂટાં ને પાંખડીઓથી ટુંકાં હોય છે. તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે. તે રંગે ધોળી, ધોળી રૂંછાંળવાળી અને છૂટી હોય છે. તે તળિયેથી જરા વાંકવળેલી હોય છે. એ ચાર પાંખડીઓમાંથી ૨ પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં એક પત્રની અક્કેક બાજુએ આવેલી અને બીજી બે એક પત્રપર અઢેલી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પાંખડીઓથી લાંબાં હોય છે, તેના તંતુઓ, પરાગકોષ અને પરાગરજ એ બધાં ધોળા રંગનાં હોય છે, તો પણ પરાગકોષનો રંગ વખતે ભૂરો પણ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય મથાળે અણીથતો હોય છે. તે લીલા રંગનો, લીસો, ને ચળકતો હોય છે. તેની નીચેની ડીટી પુંકેસરતંતુથી જાડી ને ફૂલની ટીટડીથી પાતળી ને ધોળા રંગની હોય છે. તે, ફલ પાકતી વખતે ફૂલની ટીટડી સાથે તેના જેવી જ જાડી થઇ જાય છે.

**ફલ**–કાચું હોય છે ત્યારે લીલા રંગનું, લીસું ને ચળકતું હોય છે, પણ પાકે છે ત્યારે ઘણુંકરી જાંબુડા રંગનું થઇ આખરે પીળાસલેતું ભૂરૂં થઈ જાય છે. તે ગોળાઇલેતું ૧ થી ૧½ ઇંચ વ્યાસનું હોય છે. ફલની નીચે વેઢાસોતી ડીટી હોય છે. ફલમાં નરમ ચીકાસ લેતો ગર હોય છે, જેમાં કાળા રંગનાં છએક બીજ આવેલાં હોય છે.

ફલ પાકયા પછી તે ઝાડવાંપર ઘણો થોડો વખત સાબીત રહી શકે છે. કેમકે એમાંનો ગર પક્ષીઓ ફલ કાતરી ખાઇ જાય છે ને તેમાંથી બીજ નીચે પાડી દે છે. ફલની છાલ અડધી ખવાયલી ઘણીવાર તેની ડીટીપર રહી ગએલી એનાં ઝાંડવાંપર જોવામાં આવે છે, ને ઘણીવાર તેમાં બીજ પણ રહી ગએલાં હોય છે.

**બીજ**–½ ઇંચથી ૫ લાઇન લાંબાં અને ૩ લાઇનથી ¼ ઇંચ પોહોળાં હોય છે. તે લીસાં, ચળકતાં ને રંગે કાળાં હોય છે. તે જરા ચપટાં ગુજરાતી ૭ સાતડાના આકારનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, પાન અને લાકડું.

**૫–ગુણદોષ**–પાચક, ક્ષોભક તથા ચિરગુણકારી પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને છાલને બાળી તેની ભસ્મ દૂધમાં વાટી કોલેરા અને અજીર્ણ ઉપર મધમાં ચટાડે છે. એનાં પાન વાટીને વાથી ઝલાયલા સાંધાપર બાંધે છે. તેથી રાઈ જેવો ગુણ કરે છે. એનાં પાનનો કાઢો લોહી વિકારમાં ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે. એનાં લાકડાંને ઉધી લાગતી નથી તેથી રબારીલોકો એનાં લાકડાંમાંથી છાસ વલોવવાની રવાઇ બનાવે છે. ખેડુલોકો કોદાળી વગેરેના હાથા એનાં લાકડાંના કરાવે છે. એનાં બીજમાંથી એકજાતનું તેલ નીકળે છે. તે દવા અને દીવે બાળવાના કામમાં આવે છે, એમ કહેવાય છે.

**૭–સ્થાનક**–એ વાડીઓની વાડમાં, કંટાળા અને છત્રા બાવળોનાં જાળાંઓમાં ઘણુંકરી જોવામાં આવે છે. કરનાટક અને દક્ષણનાં ડુંગરી જંગલોમાં પણ ઉગે છે

**૮–વિ૦ વિવેચનઃ**–ધુટીને ગુટબોરડી સાથે ભેળવી નાખવી ન જોઇએ. કેમકે ધુટી એ કેરડાની અને ગુટબોરડી એ બોરડીની જાતની વનસ્પતિ છે. પણ બન્નેનો દેખાવ સેહેજસાજ સરખો અને બન્નેમાં કાંટા હોવાથી ઘણા લોકો એ બન્નેને જૂદી ન સમજવામાં ભૂલ કરે છે. માટે જુઓ નંબર. ૧૧૦.

---

## વર્ગ–(કેપોરડી).

### નંબર. ૨૫.

**૧–શાસ્ત્રીયનામ**–C. sepiaria.

દૃષ્ટાન્ત–H. I. p. 177; N. p. 18; watt ll. p. 132; રૂ. નિ. પા. ૫૨૮.

**દેશીનામ**–કંથારો, કાળો કંથારો (પો + ગુ૦); कंथार, कंथारयेल (म०); हीयुन, कंथारी (हिं०); कंथारी, अहिंस्रा, काकादनी, गृध्रनखी, सं०).

**૩–વર્ણન**–કંથારાના વેલા બીજાં ઝાડવાંઓને આધારે ઘણા ઉંચા ચઢી જાય છે. ને ત્યાં તેની શાખાઓ ફેલાય છે. એની ડાંડી થડમાં કોઈકોઈવાર ૧ થી ૨ ફીટ જાડી થએલી હોય છે. ને તે બીજાં ઝાડોપર ૫૦ થી ૬૦ ફીટ ઉંચે ચઢી ગએલી કોઈવાર જોવામાં આવે છે. એમાંથી આડી અવળી ઘણી શાખાઓ નીકળી એક બીજામાં ફસાઈ એનો એક ઝાડવાં જેવો પણ દેખાવ ઘણીવાર થઈ રહેલો હોય છે. એનાં પાન લંબગોળ અને બહુધા સાંકડાં થતાં હોય છે. એમાં ધોળા રંગનાં ફૂલોની છત્રાકાર ગુચ્છીઓ ચૈત્ર વૈશાકમાં આવે છે. અને એનાં ગોળાઈલેતાં કરમદાં જેવાં કાળાં ફલ જેઠ અને અસાઢમાં પાકે છે. તે ૩ લાઇનથી ½ ઈંચ વ્યાસનાં હોય છે.

કંથારાને નાહાના પણ અત્યંત તીક્ષ્ણ અણીવાળા વાંકા કાંટા હોય છે.

**મૂળ**–ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી કટલાક જાડા અને પાતળા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ વેલા અને જમીનના પ્રમાણમાં આંગળીથી હાથની બાજુ જેવું અથવા જુના વેલાઓમાં તેથી પણ જાડું થાય છે. મૂળની છાલ જાડી, ફીકા સિંદૂરિયા રંગની, પોચી અને બટકણી હોય છે. મૂળનું લાકડું સફેદ અને ઘણું સખ્ત હોય છે. વાસ તીખી અને સ્વાદ કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ફીકા લીલા, ભૂરા કે કાળાસલેતા રંગની હોય છે. તેપર પોહોળી પડધીવાળા છૂટા છૂટા કાંટાઓ હોય છે. કોમળ શાખાઓ સુતળી જેવી જાડી, પાંસરી, બહુધા લીલા રંગની અને ભૂરી રૂંછાળવાળી હોય છે. એ શાખાઓ ટુંકી અને બટકણી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ¾ થી ૨¾ ઈંચ લાંબાં અને ½ થી ૧½ ઈંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ટુંકી હોય છે. પાન લંબગોળ અથવા લાંબાં કે તળિયે પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાં થતાં હોય છે. પાનને ટેરવે ઘણુંકરી ખાંચ હોય છે. પણ કેટલાંકમાં તે ખાંચની અંદર સૂક્ષ્મ અણી આવેલી હોય છે. પાનની બન્ને સપાટીપર રજ અને ભૂરા વાળની રૂંછાળ હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો, ઘેરો લીલો કે કાળાસલેતો લીલો હોય છે. અને નીચેનીનો તેથી જરા ફીકો હોય છે. પાનને ચોળવાથી મુળાનાં પાનને મળતી વાસ અને ચાવવાથી ચીરપરો સ્વાદ લાગે છે.

પાનની ડીટડીના થડમાં ઉપપાનની જગોએ બન્ને બાજુએ અકેકેક વાંકો તીક્ષ્ણ અણીવાળો કાળાસપર રાતા રંગનો કાંટો આવેલો હોય છે.

**ફૂલ**–કોમળ શાખાઓને છેડે પત્રકોણમાંથી અકેકેક અથવા શાખાઓને છેડે પાસે પાસે ઘણુંકરી ૮ થી ૧૦ કે ૧૫ ફૂલ છત્રાકાર આવેલાં હોય છે. તે ધોળા રંગનાં અને ¼ ઇંચ વ્યાસનાં હોય છે. ફૂલની ડીટડી ઘણીજ ઝીણી અને ⅙ થી ⅔ ઇંચ લાંબી ને અક્કડ હોય છે. તેનો રંગ લીલાસલેતો પીળો ને તેપર ભૂરા વાળની રૂંછાળ હોય છે. ફૂલની વાસ શીરસનાં ફૂલ જેવી મધુરી હોય છે. ને તે ઉપર નાહાની જાતની મધુમક્ષિકા ગુંજારવ કરતી (આ ફૂલોમાંથી મધુ લેતી અને એમાંનાં સ્ત્રીકેસરોને પોતાનાં શરીરપર લાવેલી પરાગરજ આપતી) જોવામાં આવે છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૪ હોય છે. તે લીલાસલેતા પીળા રંગનાં ને રૂંછાળવાળાં હોય છે. એમાંથી ૨ બહારનાં પત્રો અંદરનાં ૨ પત્રો કરતાં જરા મોહોટાં હોય છે. એ ચાર પત્રોમાંથી ૨ પત્રો સામસામાં નીચાં વળી ગયેલાં હોય છે અને બે સામસામાં **કોકણી હોડી** જેવાં અથવા **અલેકીઆબાવાનાં** માગી ખાવાનાં **ખપ્પર** જેવા આકારનાં આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ સફેદ રંગની ૪ હોય છે. ને તેની કોરપર સફેદ વાળની ટુંકી ઝાલર હોય છે. એ પાંખડીઓ તળિયે સાંકડી ને ટેરવાં તરફ સહેજ પોહોળી થતી હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રોથી લાંબી હોય છે. એ ૪ પાંખડીઓમાંથી ૨ પાંખડીઓ એક આડાં આવેલાં પુ૦ બા૦ કોપનાં પત્રની ઉપરની કોર પાસે બે જૂદી જૂદી દિશાએ પસરેલી હોય છે. અને બીજી ૨ પાંખડીઓ બીજાં આડાં આવેલાં (પુ૦ બા૦ કોપનાં) પત્રની ઉપર પાસે પાસે આવી તે પત્રની વચ્ચે ગાળાને ઢાંકતી હોય તેમ તેનાપર ઢળેલી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તેના તંતુઓ ધોળા રંગના ઘણા જ બારીક આડા અવળા વધેલા હોય છે. તે પાંખડીઓથી લાંબા હોય છે. એ તંતુઓપર આવેલા પરાગકોષ અત્યંત સુંદર દેખાતા ઘણા સૂક્ષ્મ ફીકા જંગાલી રંગના હોય છે. ને તેમાં ધોળા રંગની પરાગરજ રહેલી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લાંબી ડીટીને મથાળે લીસો, ચળકતો, લીલાસલેતા પીળા રંગનો આવેલો હોય છે. તેને મથાળે ટુંકી અણી હોય છે. એ ગર્ભાશયની લાંબી ડીટી ગુલાબી રંગની પુંકેસરતંતુથી ટુંકી હોય છે. ને તેપર રૂંછાળ હોય છે.

**ફલ**–ની ઝુમખીઓ ખરેખર ઘણી સુંદર દેખાય છે. ફલ કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે, પછી પીળાં ને રાતાં, અને પાકે છે ત્યારે કાળાં અને ઘણાં નરમ થઇ જાય છે. તે કરમદીનાં ફલ જેવાં દેખાય છે. તે કદમાં બહુધા તેવડાં જ હોય છે. ફલનો આકાર ગોળ હોય છે. ફલને ટેરવે કાળાસલેતા રંગની બુઠ્ઠી અણી

હોય છે. ફૂલની નીચેની ડીટી ફૂલની ડીટડી કરતાં જાડી અને ½ થી ½ ઈંચ લાંબી હોય છે. ફલમાં પીળો ગર અર્થાત્ માવો હોય છે. જેમાં ૧ થી ૩ બીજ ડુબેલાં હોય છે. એની વાસ અને સ્વાદ કેરડાનાં ફૂલને મળતાં કડવાં હોય છે. ગળનો સ્વાદ વખતે કેવળ ગળચટો પણ હોય છે.

**બીજ**–ગોળાઈલેતું સેહેજ ચપટું અને તલવણીનાં બીજના આકાર જેવું અર્થાત્ ગુજરાતી ૭ સાતડા જેવું હોય છે. બીની ઉપર પાતળું પડ હોય છે. તે કાઢી નાખતાં તેની અંદર બીનાં દલ ગોકળગાયની માફક વીંટળાયલાં લીલા રંગનાં દેખાય છે. બીજ ½ ઈંચ પોહોળાં ને ૩ લાઈન લાંબાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ, પાન અને ફલ.

**૫–ગુણદોષ**–પાચક, ચિરગુણકારી પૌષ્ટિક અને ક્ષોભક.

**૬–ઉપયોગ**–કાળા કંથારાનું મૂળ અફીણની સાથે વાટી આંખના સોજાપર આંખની આજુબાજુ અહીંના ઘણા લોકો ચોપડે છે. તેથી આંખનો સોજો તરત નરમ પડે છે. પેટના દુખાવાપર પણ એનું મૂળ મરી સાથે વાટી પાય છે. તેથી તરત ફાયદો થાય છે. એનાં મૂળની અંતર છાલનો છુંદો કરી તે તરત નહિ ફૂટતાં સખ્ત ગડગુંબડાં ઉપર મુકવામાં આવે છે તેથી ગડ કે ગુંબડું તરત ફૂટી જાય છે. એનાં પાન રતવેલીઆનાં પાનની સાથે વાટીને તેની લેપડી મરકીની ગાંઠપર બાંધવામાં આવે છે. તેથી જરા ગાંઠમાં બળતરા વિશેષ થાય છે. પણ ગાંઠ તરત પાકપર આવી જાય છે. વિસ્ફોટક અને ખરજવાં જેવાં લોહિવિકારનાં ચામડીનાં દરદોપર એનાં પાનનો કાઢો મધ અને દૂધની સાથે ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે. એનાં પાકાં ફલનો ગર પણ દુખતા સાંધા અને ગુમડાંઓ ઉપર લગાડવામાં આવે છે. કંથારાનું લાકડું ઘણું મજબુત થાય છે, તેના ખેડુલોકો કોદાળી વગેરે ઓજારોના હાથા બનાવે છે. કંથારાનાં લાકડાંની રાખ તેલમાં મેળવી તે તેલ ઢોરનાં ભાઠાં અને ચાંદાંઓ ઉપર રબારી લોકો ચોપડે છે. તેથી તેપર તરત અંગૂર આવે છે.

"કંથાર, કફ, ગ્રંથીરાગ, રક્તવિકાર એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ. ઈં).

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં કંટાળા અને બાવળોનાં જાળાંઓમાં એના વેલા ઘણા ઉગે છે. એ પંજાબ, સિંધ, કર્ણાટક આદિ સુકા પ્રદેશોમાં વિશેષ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફલ પાકે છે ત્યારે કાગડા અને બીજાં પક્ષીઓ ઘણાં ખાય છે, તેપરથી એને **કાકાદની**, અને એમાં વાંકા તીક્ષ્ણ અણીવાળા કાંટા હોવાને લીધે એને **ગૃધ્રનખી** કહે છે.

રૂ. નિ. પા. ૫૨૯મે લખેલ છે કે–"(કંથાર) બીજી બોરડી જેવી થાય છે." એ **ત્રુટી** છે. નં. ૨૪

---

## ૯–N. O. VIOLACEÆ.

**વર્ગ–વાયોલેસી.** બનફશાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહાનાં ઝાડવાં અને છોડવાઓ થાય છે. પાન આંતરે આવે છે; તે અખંડ કોરવાળાં અથવા કપાયલાં હોય છે. ઉપપાન હોય છે. ફૂલ નૈયમિક અથવા નિયમવિરૂદ્ધ હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫; પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫; પુંકેસરો ૫; સ્ત્રીકેસર ૧, ૧–પોલવાળી; ફલ ઘણુંકરી ૩–ફાંકોવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં રેચક, વાન્તિકારક, મૂત્રલ, સ્વેદલ, તથા કફ, જ્વર અને શોથઘ્ન ગુણો રહેલાછે.

---

## વર્ગ–(વાયોલેસી.)

### નંબર. ૨૬

**૧–શાસ્ત્રીયનામ**–Viola Cinerea.

દૃષ્ટાન્ત–H. I. p. 185; Watt. VI.-part. IV. p. 244.

**૨–દેશીનામ**–ઝીણકો બનફશા (પો+ગુ૦) બનફશા (પંજાબી+સિંધી૦)

**૩–વર્ણન**–એના છોડવા ૨ થી ૬ ઈંચ ઉંચા થાય છે. તે ચોમાસાં આખર ને શિયાળો શરૂ થતાં ઉગે છે. એમાં માગસરથી મા મહિના સુધી ફૂલો આવે છે. ફૂલ ફીકાં ગુલાબી કે જાંબુડાં હોય છે.

**મૂળ**– ૨ થી ૩ ઈંચ લાંબું, રંગે ધોળું અને દોરા જેવું પાતળું થાય છે.

**ડાંડી અને શાખાઓ**–ઝીણી સુતળી જેવી પાતળી, ખડબચડી અને કડપલાં જેવાં પાનથી ભરાયલી ફીકા જાંબુડા રંગની હોય છે.

**પાન**–½ ઈંચ લાંબાં ને ૧ થી ૨ લાઈન પોહોળાં હોય છે. તે ડીટડી તરફ સાંકડાં, વચમાં પોહોળાં અને ટેરવાં તરફ પાછાં સાંકડાં થતાં અણીદાર હોય છે. તે બન્ને સપાટીએ એક સરખા લીલા રંગનાં, સૂક્ષ્મ રૂંવાટી અને જરા કરચલીવાળાં હોય છે. તેની વચલી નસ નીચેની સપાટીએ ધોળાસલેતા રંગની દેખાય છે. વાસ ઉગ્ર સુગંધિત અને સ્વાદ ચીકાસલેતો ગળચટો લાગે છે.

**ઉપપાન**–ઝીણાં ઝીણી અણીવાળાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી નીકળેલી અકેકી, ઉભી, ½ થી ૧½ ઈંચ લાંબી, દોરા જેવી પાતળી સળીપર અકેકું ફૂલ આવેલું હોય છે. ફૂલથી જરા નીચે એ સળીપર ફીકા લીલા રંગનાં લાંબી અણીવાળાં બે પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલનો વ્યાસ ½ ઈંચ જેટલો હોય છે.

**પુ૦ બા૦ કોપનાં**–પત્રો ૫ હોય છે, તે લાંબી અણીવાળાં ને લીલા રંગનાં હોય છે. તેની કોર પાતળી ને ધોળી હોય છે. પત્રો પાંખડીઓથી વખતે જરા ટુકાં હોય છે.

**પુ૦ અભ્ય૦ કોપની**–પાંખડીઓ ૫ હોય છે, તેમાંની એક પાંખડીનો નીચલો છેડો સાંકડો થઇ વાંકલેતો, બહાર નીકળતો હોય છે. પાંખડીઓ બહારથી ફીકા ગુલાબી કે જાંબુડા રંગની પણ અંદર તળિયે પીળાસલેતા લીલા રંગની હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે, તેના પીળા રંગના પરાગકોષ એક બીજાને વળગેલા હોય છે.

**સ્રીકેસર**–૧ સૂક્ષ્મ હોય છે.

**ફલ**–૧ થી ૨ લાઇન લાંબું મથાળે સાંકડું અણીદાર અને તે વણનાં કાલાંની પેઠે ૩–ફાંકવાળું હોય છે. આ દરેક ફાંકમાં કેટલાંક સૂક્ષ્મ બીજ હોય છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે ધોળાં પણ પાછળથી ઘેરા ભૂરા કે કાળા રંગનાં થઈ જાય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તે ૧/૨ લાઇન લાંબાં, લંબગોળ ને એક છેડે બુઠ્ઠી અણીવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સ્વેદલ અને સારક.

**૬–ઉપયોગ**–એનાં ફૂલ બજારમાં વેચાતાં બનફ્શાનાં ફૂલની જગોએ ઓસડ તરીકે વપરાય છે. એ તાવમાં પરસેવો અને પેશાબ લાવવા, તેમ દસ્ત લાવવા પણ બીજી એવી દવાઓની સાથે વપરાય છે. એનાં ફૂલનું શરબત તાવવાળાને અપાય છે. એના છોડવા પાણીમાં ગરમ કરી સોજા અને ગાંઠપર બંધાય છે

**૭–સ્થાનક**–પંજાબ, સિંધ અને કાઠિયાવાડની સુકી ડુંગરાળી જમીનમાં ઉગે છે.

**૮–વિશેષ વિવેચન**–એના છોડવા કાઠિયાવાડમાં સૌથી પેહેલા રાજકોટ રાજકુમાર કૉલેજના મરહુમ પ્રિન્સિપાલ મીસ્ટર **મૅકનૉટન** સાહેબે શોધી કાઢેલા છે. તે રાજકોટમાં મી૦ બૂથનાં તળાવ પાસેની ટેકરીઓપર ઉગે છે.*

---

૧૦–N. O. BIXINEÆ–

વર્ગ—**બિકિસની**–લોદ્રીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહાનાં ઝાડવાં અને ઝાડો થાય છે. આ વર્ગમાંની વનસ્પતિને પાન આંતરે આવે છે. ઉપપાન હોતાં નથી, અને હોય છે તો ઘણાં સૂક્ષ્મ હોય છે. **નર** અને **માદા** ફૂલો ભેળાં અથવા જૂદાં જૂદાં હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫ અથવા હોતી નથી. પુંકેસરો ઘણુંકરી ૫; અથવા ઘણાં હોય છે. સ્રીકેસર **૧** હોય છે. ફલ ગોળાઇલેતાં અથવા શીંગ જેવાં ૨થી ૫ પડવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, ઉપલેપક અને ચિરગુણકારી પૌષ્ટિક ગુણ રહેલા હોય છે.

---

## વર્ગ–(બિકિસની).

### નંબર ૨૭.

**૧–શાસ્ત્રીયનામ**–Flacourtia sepiaria.

દૃષ્ટાંત–H. I. p. 194; N. p. 20; Watt. III. p. 399.

**૨–દેશીનામ**–લોદ્રી (પો+ગુ૦); अतरन (म०); कौनडई (हिं०);

**૩–વર્ણન**–લોદ્રીનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તેમાં નાહાની નાહાની ઠરડાયલી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એમાં તીક્ષ્ણ અણીવાળા સીધા લાંબા કાંટા આવેલા હોય છે. તેપર ઘણીવાર ફૂલ અને ફલ આવેલાં જોવામાં આવે છે. એમાં **નર** અને **માદા** ફૂલ બહુધા જૂદાં જૂદાં ઝાડોપર હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે લીસાં ચળકતાં અને કોરપર કાંગરી કે દાંતાવાળાં હોય છે. તે ડીટડી તરફ સાંકડાં થતાં ને ટેરવાં તરફ પોહોળાં અથવા એથી વિરૂદ્ધ, અથવા ગોળાઇલેતાં કે ઘણાં પોહોળાં અને તેનું ટેરવું સેહેજ સાંકડું થતું હોય છે. ટેરવાં ગોળાઇલેતાં, અંદરબેસતી ખાંચવાળાં કે અણીઆળાં હોય છે. પાન જાડાં અને ચીવટ હોય છે. તે ૧/૨ થી ૩ ઈંચ લાંબાં અને ૧/૨ થી ૧૧/૨ કે ૨ ઈંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ટુંકી અને ઘણુંકરી રતાસલેતા રંગની હોય છે. તેપર ઘણીવાર ભૂરી રૂંવાટી આવેલી હોય છે.

**ફૂલ**–શિયાળે ફૂલો આવી હોળીપર ફલ પાકે છે.

**નરફૂલ**–એના પુ૦ બા૦ કોપનાં પત્રો લીલા રંગનાં ૪ થી ૫ હોય છે. તે પોહોળાં ને બુઠ્ઠાં હોય છે, તેની અંદર ઘણાં પુંકેસરોની ગુચ્છી આવેલી હોય છે, તે ધોળા રંગની હોય છે.

**માદાફૂલ**–ના પુ૦ બા૦ કોપનાં પત્રો ગોળાઇલેતાં હોય છે, તેમાં સ્રીકેસરનલિકાઓ ટુંકી અને તેનાં મુખના ૪ થી ૬ ફાંટાઓ ઉભા દેખાતા હોય છે.

**ફલ**–પ્રથમ લીલાં હોય છે. પણ પાકે છે ત્યારે જાંબુડા રંગનાં થઇ જાય છે. તે ૩ લાઇન વ્યાસનાં હોય છે. એનો આકાર ગોળ નાહાનાં ચણીઆં બોર જેવો લાગે છે. એ ફલને ટેરવે ૪ થી ૬ લાંબી સળી જેવા સ્રીકેસરાગ્રમુખના રહી ગએલા છેડા દેખાતા

---

* તા૦ ૧૦ ફેબ્રુઆરી ૧૮૦૫ ને રોજ એના છોડવા **મૅકનૉટન** સાહેબે લખનારને સદરહુ તળાવપર બતાવેલા હતા. પોરબંદર સ્વસ્થાનમાં વરતુનદીકાંઠાનાં ગામ સોઢાણાં, અડવાણાં અને ભોમીઆવદરની સીમમાં પણ એ ઉગે છે.

હોય છે. ફૂલની ડીંટડી ૨ લાઇન લાંબી ને તેપર ભૂરા રંગના વાળની રૂંવાટી હોય છે. ફૂલની ઉપર ૬ બુઠ્ઠી ધાર દેખાતી હોય છે. ફૂલમાં ૪ થી ૬ પડ હોય છે, અને એ દરેક પડમાં ઉપર નીચે મળી ઘણુંકરી બબે બીજ હોય છે. ફૂલમાં પીળાસલેતા રંગનો ગર હોય છે. તેનો સ્વાદ ખજુર જેવો ગળ્યો હોય છે.

**બીજ**–ધોળા રંગનાં, ૨ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. એની સપાટી ખડબચડી હોય છે. ને તેપર ઉભી નસ હોય છે. બીને એક છેડે એક અને બીજે છેડે ચાર અણી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–પાન અને મૂળ.

**૫–ગુણદોષ**–વિષહર અને ગ્રાહી.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને પાનનો ઉકાળો સર્પદંશ ઉપર વાપરવાથી ઝેરનું નિવારણ કરે છે એમ મનાય છે. એનાં પાન અને છાલને વાટી તેની લુગદી મીઠાં તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ સંધિવા અને બીજાં ચામડીનાં દરદો ઉપર ચોપડવામાં આવે છે. લોદ્રીનાં પાન બરડા ડુંગરના રબારી લોકો ભેંસોને ચારા તરીકે ખવરાવે છે. લોદ્રીનું લાકડું મજબૂત હોય છે. તેમાંથી ખેડુ લોકો ખેતીનાં ઓજારો બનાવે છે. લોદ્રીની તાજી છાલ પાણીમાં વાટીને ઝેરી જનાવરના ડંખપર તેમજ ગડગુંમડાંઓ ઉપર પણ ચોપડવામાં આવે છે.

**૭–સ્થાનક**–એનાં ઝાડ બંગાલાનાં સુકાં જંગલોમાં તેમજ દક્ષણમાં ઉગે છે. બરડા ડુંગરપર એનાં ઝાડ ઘણાં સાધારણ છે.

**૮–વિ૦ વિવેચન**–આ ઝાડનું નામ **લોદ્રી** શા માટે પડેલું હશે તે સમજી શકાતું નથી.

એ લોદ્રીની છાલ જાડી, પોચી, બટકણી અને લોદરની છાલ જેવી દેખાય છે. તે રંગે રતાસલેતી ભૂરી, દાણાદાર અને તેનો સ્વાદ ખટાસલેતો તૂરો હોય છે. ખરા **લોદરની** છાલ જોકે ગ્રાહિ તરીકે ઘણી પ્રસિદ્ધ છે. ને તે બજારમાં ગાંધીઓને ત્યાં વેચાતી મળે છે. એ (symplocos racemosa) લોબાનના વર્ગ (styraceæ) ની વનસ્પતિ છે. તેથી એ **લોદ્રીથી** જૂદી છે. તોપણ **લોદ્રીની** છાલમાં **ગ્રાહી** ગુણ કેટલો રહેલો છે તેની તપાસ થવાનું પણ ઘણું જરૂરનું છે. કેમ કે **લોદ્રીની** છાલ કેટલાક લોકો **લોદરની** છાલની જગોએ રંગમાં વાપરે છે.

---

## ૧૧–N. O. POLYGALEÆ.

વર્ગ–**પોલીગેલી**–ભોંયસણનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં જો કેવૃક્ષો, ઝાડવાં અને વેલા થાય છે. તોપણ વિશેષ ભાગે તો એમાં નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે આવે છે. ઉપપાન હોતાં નથી. ફૂલ ઘણાં અજાયબ જેવાં હોય છે. તે ઘણુંકરીને વાલોળનાં ફૂલ જેવાં દેખાય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે, તેમાં અંદરનાં ૨ પત્રો ( પાંખ ) પાંખડીઓ જેવાં હોય છે; પુ૦ અભ્યં૦ કોષની પાંખડીઓ (પાંખ) ૩ હોય છે, તેમાંની સૌથી મોહોટી પાંખડીનો આકાર **હોડી** જેવો હોય છે. પુંકેસરો ૪ થી ૮ હોય છે. તે એક બીજાં સાથે જોડાઇને એક નાહાની ભૂંગળી જેવાં દેખાતાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. ફૂલ ઘણુંકરી ને ૨ પોલ અને ૨ બીજવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી જ્વર અને શોથઘ્ન ગણાય છે.

---

## વર્ગ—(પોલીગેલી.)

### નંબર ૨૮.

**૧–શાસ્ત્રીયનામ**–Polygala persicariæfolia.

દૃષ્ટાન્ત–H. I. p. 202; N. p. 21.

**દેશીનામ**–રાતી ભોંયસણ ( પો + ગુ૦ );

**૩–વર્ણન**–રાતી ભોંયસણના છોડવા ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે, તે ½ થી૧½ ફુટ લાંબા હોય છે. તેના આખા છોડવાપર ઘણુંકરી બારીક ધોળા ઉંચા ચઢતા વાળની રૂંછાળ હોય છે. એનાં પાન ઝીણાં અને કુમાસે જાડાં હોય છે. એને ઘણુંકરીને શ્રાવણમાસમાં ગુલાબી રંગનાં બારીક ફૂલો આવે છે. અને ફૂલ ચપટાંને ઘણુંકરી ટેરવે ખાંચવાળાં હોય છે.

**મૂળ**–સુતળી જેવું જાડું ને ધોળા રંગનું હોય છે. તે જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. એમાંથી વખતે બારીક વાળ જેવા રેસા અર્થાત્ ફાંટા નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી મૂળ જેવી જાડી અને શાખાઓ તેથી પાતળી હોય છે. તે ડાંડીના નીચલા ભાગમાંથી નીકળી ઘણીવાર ડાંડી કરતાં લાંબી વધી ગએલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ૨ થી ૩ લાઇનિ કે ¼ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં અને તેને તળિયે સૂક્ષ્મ ડીંટડી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. એ બન્ને સપાટીપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પાનની કોર અખંડ ને તેપર સૂક્ષ્મ રૂંછાળ હોય છે. પાનની કોર જરા જાડી થયેલી હોય છે. પાનમાં તેની મધ્યરેષા શિવાય બીજી નસો ખુડ હોય છે. પાન સાંકડાં ને અંડ કે ભલ્લાકૃતિનાં હોય છે.

**ફૂલ**–પત્રકોણની સામે તેથી જરા ઉપરથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે પાનની ડીંટડી કરતાં ઘણુંકરી પાતળી હોય છે. અને તેપર ૩ થી **૧૨** રેક

ફૂલ આવેલાં હોય છે. પત્રકોણને જરા ચાતરીને અથવા એકેક છૂટાં ફૂલો શાખાઓપર નીકળેલાં હોય છે. ફૂલ ½ ઇંચ લાંબાં ને ગુલાબી રંગનાં હોય છે. તે નાહાનાં પતંગીઆ અથવા ઉડતી મધમાખી જેવાં દેખાય છે. ફૂલની ડીટડી બારીક હોય છે. તે ફૂલ ઉઘડ્યાં પછી નીચી વળી જાય છે. ફૂલની ડીટડીના થડ પાસે ઘણું-કરી ત્રણ સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે; તેમાં ૩ લીલા રંગનાં ઘણાં નાહાનાં હોય છે. ને ૨ મોહોટાં પત્રો પાંખ કે પાંખડી જેવાં હોય છે. તે ફીકા ગુલાબી રંગનાં હોય છે. તેની કોરપર ધોળા વાળની હાર હોય છે, ને તેમાં વચ્ચોવચ લીલા રંગની ઉભી પટી હોય છે. આ બે પત્રોનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે, અને એ પત્રો તળિયે એક બાજુથી જરા વાંકવળેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૩ હોય છે. તેમાંની ૨ પાંખડીઓ માખી અગર પતંગીઆંની પાંખ જેવા આકારની હોય છે, તેનો રંગ ગુલાબી ને તેપર ઘેરા ગુલાબી કે કીરમજી રંગનાં છાંટણાં હોય છે. અને ૧ પાંખડી કોંકણી હોડી જેવી વાંકવળેલી હોય છે. જેમાં પું૦ અને સ્ત્રીકેસરો ઢંકાયલાં હોય છે. આ પાંખડી-ની કોર ગુલાબી રંગની ને પીઠ લીલાસલેતા રંગની હોય છે. એને મથાળે ૩ થી ૪ છોગાવાળી સૂક્ષ્મ ગુલાબી રંગની કલંગી હોય છે.

**પુંકેસરો**–૮ હોય છે. તેના તંતુઓ ધોળા રંગના ને તળિયેથી એક બીજા સાથે જોડાયલા હોય છે. પરાગકોપ અને પરાગરજ પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. એની નલિકા પુંકેસરોથી લાંબી, નાગફણની પેઠે મથાળેથી વાંકવળેલી, ધોળા રંગની, ને પુંકેસરતંતુથી જાડી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–જરા લંબગોળ, ચપટું ને ટેરવે અંદર બેસતી ખાંચવાળું હોય છે. એની કોરપર ધોળા વાળની હાર હોય છે. ફલની વચ્ચોવચ એક ઉભી પોહોળી નીક હોય છે. ફલમાં ૨ પોલ હોય છે. ને એ દરેક પોલમાં અકેકેક બીજ હોય છે. ફલ પાકી જાય છે ત્યારે તેનાં બન્ને પડખાં ઉભાં ઉઘડી તેમાંથી બીજ બહાર આવે છે.

**બીજ**–નો આકાર એરંડીનાં બીજ જેવો હોય છે. તેની સપાટીપર લાંબા ધોળા વાળની રૂંછાળ હોય છે. અને બીજને છેડે ત્રણ ધોળી, લીસી, અને ચળકતી પટીવાળો સૂક્ષ્મ ચાપડો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ આમલી સાથે વાટીને સર્પ તેમજ વીંછીના ડંખ ઉપર ગામડીઆ લોકો લગાડે છે. એના આખા છોડવાને પાણીમાં ઉકાળી તે પાણીની તાવવાળાને બાફ લેવરાવે છે. એનાં કોમળ પાનની ચટણી બનાવવામાં આવે છે, એમ કહેવાય છે. એનાં પાનને વાટીને તેની લેપડી વાળાના સોજાપર બાંધવામાં આવે છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, ખેતરોના શેઢાઓ ઉપર અને ડુંગરમાં ચરીઆણ ઘાસ સાથે ઉગે છે. એ કાઠિયાવાડ તેમજ દક્ષણમાં પણ થાય છે.

**૯–વિ૦ વિવેચન**–એનાં પાન અને ફૂલનો દેખાવ સણનાં પાન ફૂલને વિશેષ મળતો હોય છે. અને એની જાતના કેટલાક છોડવાઓ વિશેષ કરી જમીનપર પથ-રાયલા હોય છે. માટે એને ભોંયસણ કહેતા હશે. આમાં ફૂલ રાતાં હોવાને લીધે આને **રાતીભોંયસણ** કહે છે.

---

## વર્ગ–( એજ. )

### નંબર. ૨૯

**૧–શાસ્ત્રીયનામ**–P. Chinensis.

દૃષ્ટાન્ત–H. I. 204; N. p. 21; Watt. VI part. I. p. 315.

**૨–દેશીનામ**–પીળીભોંયસણ ( પો+ગુ૦ ); नेगली (म० ) मीरागु, मीरादु ( हिं० )

**૩–વર્ણન**–પીળી ભોંયસણના છોડવા ચોમાસે ઉગે છે. તે ઉભા કે જમીનપર ફેલાતા હોય છે. પાન ગોળાઇ લેતાં કે સાંકડાં અને લાંબાં હોય છે. ફૂલ નાહાની સળી-પર પીળા રંગનાં આવેલાં હોય છે, અને ફલ ગોળાઇ લેતાં ચપટાં ને ટેરવે ખાંચવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**
**૬–ઉપયોગ** } —નંબર ૨૮ પ્રમાણે.

**૭–સ્થાનક**–નંબર ૨૮ મુજબ પણ એના છોડવા આખા હિંદુસ્થાનમાં ઉગે છે.

---

## વર્ગ–( એજ. )

### નંબર. ૩૦

**૧–શાસ્ત્રીયનામ**–P.erioptera.

દૃષ્ટાન્ત–H. I. P. 203; N. P. 21;

**૨–દેશીનામ**–ભોંયસણ ( પો+ગુ૦ )

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસે ઉગે છે. તે ઉભા કે જમીનપર પથરાતા હોય છે. પાન સાંકડાં, લાંબાં, લંબગોળ કે તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. ફૂલ પીળાં અને ફલ મથાળે ખાંચવાળાં હોય છે. તે-પર વાળની ગીચ રૂંછાળ હોય છે.

ઉપયોગ–નંબર ૨૮ મુજબ.

સ્થાનક–નંબર ૨૮ મુજબ, પણ એ પંજાબ, સિંધ અને દક્ષણમાં પણ ઉગે છે.

---

૧૨—N. O. CARYOPHAJLLEÆ.

વર્ગ–**કેરીઓફાઇલી**–વજ્રદંતીનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં ઘણુંકરી નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગમાંની વનસ્પતિને શાખાઓ અને પાન સામસામાં આવે છે. શાખાઓ ઉપસેલા સાંધાઓવાળી હોય છે. ઉપપાન ફોતરાં જેવાં અથવા હોતાં નથી. પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪ થી ૫; પુંકેસરો ૫–૮ થી ૧૦; સ્ત્રીકેસર, ૧ કે ૩ થી ૫ પોલવાળી, નલિકાએ ૨ થી ૫; ફૂલ પાતળી કે બટકણી છાલવાળાં, થોડાં અથવા વિશેષ બારીક બીજવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, ચિરગુણ કારીપૌષ્ટિક તથા શોથ, વિષ અને પિત્તઘ્ન ગુણો રહેલા કહેવાય છે

---

## વર્ગ–કેરીઓફાઇલી.

### નંબર ૩૧.

**૧–શા. ના.**–Polycarpæa corymbosa.

દ્દષ્ટાન્ત–H. I. p. 245; N. p. 22.

**૨–દેશીનામ**–ઝીણાં પાનનો ઓખરાડ (પો+ગુ.).

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસાં આખર ઘણા જોવામાં આવે છે. તે ½ થી ૧ કે ૧½ ફુટ લાંબા હોય છે. તે કોઇવાર જમીનપર પથરાએલા ને ઘણીવાર ઉભા પણ હોય છે. એની શાખાઓ સુતળી જેવી પાતળી, બબે ફાંટા થતી, બારીક ધોળા વાળની રૂંવાટીવાળી અથવા કોઇવાર લીસી પણ હોય છે. પાન સામસામાં, કોઇવાર ચક્રાકાર આવેલાં દેખાય છે. તે ½ થી ૧ ઇંચ લાંબાં, ઘણાં સાંકડાં ને ટેરવે અણીદાર કે વખતે બુઠ્ઠાં હોય છે. ઉપપાન ધોળા રંગનાં ઘણાં પાતળાં ફોતરાં જેવાં હોય છે. ફૂલ શાખાઓને છેડે ગુચ્છાકાર આવેલાં હોય છે, તે ચંદ્રકળાની પેઠે નાહાની નાહાની સળીઓપર એક જ બાજુ બહુધા વળેલાં ઘણાં સુંદર રૂપેરી રંગનાં ધોળાં ચળકતાં દેખાય છે. પુષ્પધારણ કરનારી સળીઓના ગાળામાં ઘણુંકરી અકેકું ફૂલ હોય છે. ફૂલનો વ્યાસ ⅙ ઇંચ જેટલો હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે, તે સફેદ, પાતળાં, ચળકતાં, ભલ્લાકૃતિનાં, અણીઆળાં અને પાંખડીઓ તેમ જ ફૂલ કરતાં લાંબાં હોય છે. તે ફૂલ પાકી ગયા પછી પણ કાયમ રહે છે. ફૂલ ૩–પડવાળાં અને ઘણાં બીજવાળાં હોય છે. બીજ સૂક્ષ્મ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર અને પિત્તશામક.

**૬–ઉપયોગ**–એનાં પાનની ગોળમાં ગોળી કરી બરડા ડુંગરના રબારી લોકો કમળાપર ખવરાવે છે. એના તાજા છોડવાને પાણીમાં વાટી તેની થેપલી નહીં રૂઝાતાં ચાંદાં ગુમડાં કે ભાઠાંઓ ઉપર લગાડવામાં આવે છે. એનાં પાનને અધકચરાં કરી તેના ઉકાળાથી જખમ અને ચાંદાંઓ ધોવામાં આવે છે, તેમ જ એના ઉકાળાની બાફ જેને ઝેરી જનાવર કરડયું હોય તેને આપે છે. એનો છોડવો વાટીને ઝેરી જનાવરોના ડંખપર લગાડવામાં આવે છે.

**૭–સ્થાનક**–મીઠું પાણી ભરાઈ રેહેતું હોય તેવી જગોએ, તેમ જ રેચાં ખેતરોને શેઢે, અને જુવાર આદિ મોલમાં નેદ તરીકે ઉગે છે.

**૮–વિશેષ વિવેચન**–વરસાદનું પાણી ચોમાસે ભરાઇ રેહેતું હોય, અને તે સુકાય ત્યારે તેવી જમીનમાં ઉગનારી ઘણી જાતની વનસ્પતિને ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને સિંધમાં **ઓખરાડ** કે **ઓક** કહે છે. આ સ્વસ્થાનમાં પણ **ઓખરાડ** એ સામાન્ય નામ ઘણી વનસ્પતિને લગાડવામાં આવે છે. પણ આવી વનસ્પતિ જૂદી જૂદી ઓળખવાને માટે **ઓખરાડ** એ શબ્દની આગળ વિશેષણ મુકવામાં આવે છે. જેમકે ઝીણાં પાનનો ઓખરાડ, ધોળો ઓખરાડ, કાળો ઓખરાડ વગેરે.

---

## વર્ગ–( કેરીઓફાઇલી. )

### નંબર ૩૨.

**૧–શાસ્ત્રીયનામ**—P. spicata.

દ્દષ્ટાન્ત—H. I. p. 246.

**૨–દેશીનામ**–વજ્રદંતી ( પો૦ ); ઓખરાડ ( ગુ૦ )

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસાં ઉતાર શિયાળે જોવામાં આવે છે. તે વિશેષકરી દરિયા કીનારાની રેતાલ અને ભીનાસવાળી જમીનમાં ઉગે છે. તેમાં ૪ થી ૧૦ ઇંચ લાંબી દોરા જેવી પાતળી લીસી કે રૂંછાળવાળી શાખાઓ નીકળી ચોતરફ જમીનપર પથરાયલી હોય છે. પાન સામસામાં, લીસાં, ½ થી ૧ ઇંચ લાંબાં, અને ½ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તે તળિયેથી ઘણાં સાંકડાં અને મથાળે પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં કે સાંકડાં થતાં અણીઆળાં હોય છે. સામસામી પાનની જોડી વચમાં વળી નાહાનાં પાન આવેલાં હોય છે. તેથી પાન ચક્રાકાર ગચુંમની પેઠે આવેલાં હોય એમ દેખાય છે. ઉપપાન સૂક્ષ્મ, ધોળાં, પાતળાં, ચળકતાં, તળિયે પોહોળાં, મથાળે સાંકડાં થતાં ને લાંબી અણીવાળાં હોય છે. તેપર વચ્ચોવચ્ચ વખતે રાતી એક

ઉભી લીટી હોય છે. ફૂલ શાખાઓને છેડે અને પત્ર-કોણમાં કલંગીવાળા ગુચ્છાની પેઠે આવેલાં હોય છે. તેનાં પુષ્પપત્રો ધોળાં, ચળકતાં, પાતળાં અને બહારની બાજુ વચ્ચોવચ લીલી ઉભી પટી અગર રાતી નસવાળાં હોય છે.

એનું મૂળ ધોળા રંગનું ૧ થી ૩ ઇંચ લાંબું અને સુતળી જેવું જાડું હોય છે.

"દાંત દુખતા હોય તો એનાં પાન વાટી મોઢામાં રાખવાથી દાંત જડાઇ જાય છે. માટે એને **વજ્રદંતી** કહે છે." (વૈ૦ કાનજી.) પોરબંદર.

---

૧૩–N. O. Portulaceæ.

વર્ગ–**પોર્ચ્યુલેસી**–લુંણીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં ઘણુંકરી નાહાના છોડવાઓ થાય છે. તેને પાન સામસામાં અથવા આંતરે આવે છે, તે ઘણુંકરી અખંડિત કોરવાળાં હોય છે. તેના થડમાં રૂંછાળ કે ફોતરાં આવેલાં હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૨; પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૪ થી ૫; પુંકસરો ૪ કે ઘણાં; સ્ત્રીકેસર ૧; નલિકા વિભાગિત થયેલી અને તેના વિભાગો નલિકાગ્રમુખ પ્રદેશવાળા હોય છે. ફ્લ નાહાની શીંગ જેવાં અને તેમાં થોડાં અથવા ઘણાં બીજ હોય છે.

આ વર્ગમાંની કેટલીક વનસ્પતિ ખારી અને ખાટી હોય છે. તે પૌષ્ટિક, મૂત્રલ, ઉપલેપક અને શામક ગુણ કરનારી હોય છે.

---

## વર્ગ–(પોર્ચ્યુલેસી.)

### નંબર. ૩૩

**૧–શાસ્ત્રીયનામ**–Potulaca olcracla.

દૃષ્ટાન્ત–H. I. P. 246; N. P. 23; Watt. VI–part– I. p. 329; ફ. નિ. પા.૬૦૩

**૨–દેશીનામ**–મ્હોટી લુંણી (પો+ગુ૦) म्होठीघोल (म०) बडालुनिया, कुर्फा (हिं०) वृहल्लोणी, घोलिका (सं०)

**૩–વર્ણન**–લુંણીના છોડવાઓ ઘણુંકરી બારેમાસ જોવામાં આવે છે, તોપણ શિયાળામાં તે વિશેષ ઉગે છે. એના છોડવા ઉભા અથવા જમીનપર પથરાયલા હોય છે. તે ૬ ઇંચથી ફુટ કે વખતે બબ્બે ફીટ જેટલા લાંબા હોય છે. તેનો રંગ ફીકો લીલો કે રતાસલેતો હોય છે. પાન જાડાં અને મથાળે પોહોળાં હોય છે, ફૂલ અને ફલ ઘણુંકરી એમાં બારેમાસ આવ્યા કરે છે.

**મૂળ**–૪ ઇંચથી ૧ ફુટ લાંબું હોય છે. તેમાંથી કેટલાક પાતળા રેશા જેવા ફાંટાઓ નીકળેલાં હોય છે. મૂળ સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે, તેપરની છાલ જાડી અને ભૂરા રંગની હોય છે. મૂળ અંદરથી સફેદ હોય છે. તેને તોડતાં તે થોડીવારમાં રાતું થઈ જાય છે. એની વાસ અને સ્વાદ અણગમતાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એના છોડવામાં ડાંડી કવચિત જ હોય છે. પણ ઘણુંકરી એનાં મૂળને મથાળેથી કેટલીક શાખાઓ નીકળી ચોતરફ જમીનપર પથરાયલી હોય છે. તે મૂળ જેવી જાડી હોય છે, ને તે ગોળ, લીસી, ચળકતી, બટકણી અને અંદરથી પોચી, રસભરી અને સછિદ્ર હોય છે. એનો રંગ ફીકો લીલો અથવા રતાસપર હોય છે. ને એના પર ચળકતા બિંદુઓની બાનક હોય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને ખટાશલેતો લાગે છે.

**પાન**–આંતરે (કોઈવાર સામસામાં) આવે છે. તેની ડીટડી ટુંકી, ચપટી ને શાખા સાથે સાંધાથી બેઠેલી હોય છે. ડીટડીની અંદરની બાજુ પત્રકોણમાં ઝીણા વાળજેવા તંતુઓ આવેલા હોય છે. પાન ½ ઇંચથી ૧½ ઇંચ લાંબાં અને ¼ થી ½ ઇંચ પોહોળાં હોય છે. પાનનો આકાર ઘણુંકરી ખરપલીનાં પાનાં જેવો તળિયે સાંકડો ને મથાળે પોહોળો હોય છે. એનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે. એની કોર રાતી ને તેપર સૂક્ષ્મ દાંતા જેવી બાનક હોય છે. એની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. એની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેતીનો રાતો અથવા ફીકો લીલો કે જાંબુડો હોય છે. આ બન્ને સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે, એટલું જ નહિ પણ તેનાપર વળી સૂક્ષ્મ સફેદ રૂપાકણી જેવી કણીઓ દેખાય છે. અને પાનને અંજવાળાં તરફ રાખીને જોવાથી તેમાં અર્ધપારદર્શક મજેનું જાળીકામ જોવામાં આવે છે. પાનની વાસ અણગમતી અને સ્વાદ ખારાશલેતો ખાટો લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે પત્રકોણમાં ૫ થી ૨૦ શેક ફૂલ પાસે પાસે પાનના ગુચ્છમાં નીકળેલાં હોય છે. અથવા પત્રકોણમાં ૧ થી ૫ ફૂલ આવે છે. તે પીળા રંગનાં અને પાનથી નાહનાં હોય છે. તેને ડીટડી હોતી નથી. તેનો વ્યાસ ૨ થી ૩ લાઇન જેટલો હોય છે. પુષ્પપત્રો ફીકા રંગનાં ફોતરાં જેવાં લાંબી અણીવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો લીલાં કે રાતા રંગનાં ૨ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ થી ૫ પીળ રંગની હોય છે, તે પાતળી ને મથાળે ખાંચવાળી હોય છે.

**પુંકેસરો**–પીળા રંગનાં ૮ થી ૧૨ કે વીશેક હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે. એના તંતુઓને તળિયે ચળકતા વાળ જેવી સૂક્ષ્મ રૂંવાટી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા કે રાતા રંગનો લીસો ને ચળકતો હોય છે. તેપર આવેલી નલિકાને મથાળે તેના ૩ થી ૮ વિભાગો થયેલા હોય છે.

**ફલ**–લીસું, ચળતું, પ્રથમ લીલા ને પાછળથી જાંબુડા કે ભૂરા રંગનું થઈ જાય છે. એનો આકાર ઉભી કુંકાવટી

કે ડાબલી જેવો હોય છે. અને એને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ફલ ૨ લાઈન લાંબું અને ૧ લાઈન પોહોળું હોય છે. એ ડાબલીની માફક અધવચથી ઉઘડે છે ત્યારે એનું ઉપરનું પડ જૂદું થઈ જાય છે, ને નીચેનું પ્યાલી જેવું પડ શાખાપર રહી જાય છે. તેમાં ઘણાં બીજ ભરાયલાં હોય છે.

**બીજ**-ઘણાં બારીક હોય છે. તે રંગે કાળાં ને ઘાટે ગુજરાતી ૭ સાતડા જેવાં હોય છે. એને એક છેડે સૂક્ષ્મ અણી હોય છે. એ અણીની અંદરની બાજુ સફેદ રંગના બારીક ટપકી હોય છે. બીજની સપાટીપર સૂક્ષ્મ બાનક હોય છે. બીજ $\frac{1}{7}$ લાઈન જેટલાં નાહાનાં હોય છે. એ સ્વાદે ચીકણાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ઉપલેપક, મૂત્રલ, ગ્રાહી અને સારક.

**૬-ઉપયોગ**-ભાજી સાથે લુણીનાં પાન ભેળવી તેનું શાક કરવામાં આવે છે. તે ખાધાથી લોહી વિકાર મટે છે, ઝાડો અને પેશાબ સાફ આવે છે, અને અંગની દાહ ઓછી થાય છે. લુણીનાં પાન વાટી રતવા ઉપર ચોપડવામાં આવે છે, તેથી ટાઢક થાય છે. પેશાબ થોડો થોડો આવતો હોય, અથવા બંધ થયો હોય, તો લુણીનાં પાનનો ઉકાળો અર્ધા ચમચાભાર દિવસમાં બે વાર પીવાથી ફાયદો થાય છે. લુણીનાં પાન વાટી તેનો માથાના સખ્ત દુખાવાની અંદર લમણાઓપર લેપ કરવામાં આવે છે. થૂંકની સાથે મોઢાંમાંથી લોહી આવતું હોય તો એનો રસ પાણીમાં મેળવી તેથી કોગળા કરાવવામાં આવે છે. લુણીનાં પાન તેમજ બીજ ગુરદાં, ફૂકણાં અને બીજાં પેશાબનાં દરદોમાં વપરાય છે. એનાં બીજનો ઉકાળો તેમજ સાકરની સાથે કોરાં બીજ પ્રમેહ ઉપર અપાય છે. સખ્ત ગડગુંબડાં જેમાં દાહ થતી હોય તેપર લુણી વાટીને પોટીશ તરીકે લગાડવામાં આવે છે. એનાં બીજ સંગ્રહણી અને ઝાડાપર પણ વપરાય છે. એનાં બીજ કૃમીનો નાશ કરે છે, એમ મનાય છે. જળોદરવાળાને લુણીનું શાક ખવરાવાય છે. આમવાત ઉપર લુણીનાં બીજનો ઉકાળો જરા સુંઠની સાથે અપાય છે. પ્રદરપર એનાં બીજનો સાકર સાથે સ્ત્રીઓ ફાકડો ભરે છે. હાથની હથેલી અને પગનાં તળિયાંમાં દાહ થતી હોય તો લુણીનાં પાનનો રસ તેપર ચોપડે છે. અગર લુણીનાં પાન ટાઢક માટે એમજ બાંધી રાખે છે. લુણી અને આંબલીનાં પાન ભેળાં વાટી વીંછીના ડંખપર ચોપડે છે.

આ મ્હોટી લુણીનું શાક કેટલાક ગરીબ લોકો ન ચાલતે ખાય છે, પણ તે શાક તરીકે હમ્મેશ વપરાતી નથી.

"દાંત દુખતા હોય ત્યારે રૂનું પુંમડું લુણીના રસમાં બોળી દાંતમાં મુકવાથી ફાયદો થાય છે. કેટલીક ઔષધીને તેના રસની ભાવના દેવામાં આવે છે. તે અમ્લ છે અને પિત્તનું શમન કરે છે." ( ડા. વી. ઝી. ).

"લુણી જઠરાગ્નિ દીપાવે છે, અર્શ, ગુંમડાં, ગુલ્મ, શ્વાસ, ઉધરસ, નેત્રરોગ, વિષ, શુક્ર, ચામડીના રોગ, એ સર્વેને મટાડે છે. વાણીને ચોખી કરે છે." વૈ. રૂ. ઇં. ).

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆઓ કાંઠે અને બકાલાં સાથે નેદ તરીકે ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-ખારી હોય છે માટે લોણિકા નામ પડયું હશે. એનાં બીજ બજારમાં વેંચાય છે. તે ફુર્ફા અથવા કુલ્ફાનાં બીજને નામે ઘણીવાર ઓળખાય છે. કચ્છમાં એનાં બીજને **"કુતબેજા બિજ"** કહે છે.

---

## વર્ગ-(પોચ્લેર્યુસી).

### નંબર ૩૪.

**૧-શાસ્ત્રીયનામ**-P. quadrifida.

દૃષ્ટાન્ત-H. I. p. 247; N. p. 23; Watt. VI. part. I. p. 330; રૂ. નિ. પા. ૬૦૩.

**૨-દેશીનામ**-ઝીણકી લુંણી, બધી (પો૦); ઝીણી લુંણી (ગુ૦); रान घोल, खटेचांवल ( म० ); छोटा लुनिया ( हिं० ); लघु-लोणिका ( सं० ).

**૩-વર્ણન**-ઝીણી લુંણીનાં છાતળાં જમીન બરોબર પથરાયલાં હોય છે. એની શાખાઓ દોરા જેવી પાતળી હોય છે, અને તે જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તેના સાંધાઓ પાસેથી મૂળિયાં મુકતી જાય છે. ઘણીવાર આ લુંણીનાં છાતળાં રાતા રંગનાં પણ થાય છે.

**મૂળ**-ઘણાં ઝીણાં દોરા જેવાં અને ધોળા ભૂરા રંગનાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી હોતી નથી, પણ શાખાઓ ચોમેર ઘણી પથરાયલી હોય છે. તે ફીકા રાતા રંગની, લીસી ને ચળકતી હોય છે. તેના સાંધાઓના ઉપરના છેડાઓ જરા વધારે રતાસલેતા અને જાડા થયેલા હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે, તે ટેરવાં પાસે જરા સાંકડાં થતાં હોય છે. ડીટડી ઘણી સૂક્ષ્મ અને ફીકા લીલા રંગની હોય છે. પાન લીલા રંગનાં, જાડાં, લીસાં ને ચળકતાં હોય છે. પાનપર **આઇગ્લાસથી** જોતાં સૂક્ષ્મ લીલા બિંદુઓ બન્ને બાજુ દેખાય છે. અને રોશની તરફ પાન આડું રાખી જોતાં તેમાં મ્હોટી લુંણીનાં પાનમાં હોય છે તેવી અર્ધપારદર્શક બાનક દેખાય છે. પાન ૨ થી ૨$\frac{1}{2}$ લાઈન લાંબાં અને ૧ લાઇન પહોળાં હોય છે. પાનને ચોળવાથી ચીકાસવાળો રસ નીકળે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ખારાશલેતો ખાટો લાગે છે.

પાનની જોડી વચ્ચે ધોળી રૂંવાટી જેવા તંતુઓ (ઉપપાનની જગ્યેએ) આવેલા હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે એક્રેક પીળા રંગનું સૂક્ષ્મ ફૂલ આવે છે. ફૂલનો વ્યાસ ૨ થી ૨½ લાઇન જેટલો હોય છે. ફૂલ બપોરનાં બાર વાગા પછી બંધ થઈ જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૨ હોય છે. તે ધોળા કે પીળા રંગનાં ને પાંખડીઓ કરતાં નહાનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે. તે ટેરવે સહેજ ગોળાઇલેતી પણ સૂક્ષ્મ અણીવાળી હોય છે. તે લીસી, ચળકતી અને બહારની બાજુ ટેરવાં પાસે રતાસલેતી હોય છે.

**પુંકેસરો**–૪ થી ૬ હોયછે. તેના તંતુઓ પીળા અને પરાગકોષ ઘેરા કેસરી રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–નલિકા વચ્ચોવચ ૧ હોય છે. જે ફીકા પીળા રંગની હોય છે. તે પુંકેસર તંતુઓ કરતાં જરા જાડી અને ઉંચી નીકળતી હોય છે. તે મુખ પાસે જરા વિશેષ જાડી હોય છે. તેના મુખના ચારે છેડા જૂદા દેખાતા ને જરા પાછળ વળતા હોય છે. આ છેડાઓ ઉપર વાળની સૂક્ષ્મ પીછી હોય છે.

**ફલ**–રતાસલેતું, ભૂરા રંગનું, ટેરવે અણીથતું હોય છે. તે ૧ લાઇન લાંબું અને ⅓ લાઇન પોહોળું હોય છે. તેમાં ઘણાં બારીક બીજ હોય છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે ધોળાં અને પાકે છે ત્યારે ઘેરા ભૂરા કે કાળા રંગનાં થઇ જાય છે. તેનો આકાર મ્હોટી લુંણીનાં બીજ જેવો હોય છે. એને આઇગ્લાસમાં જોતાં તેવી તેના ઉપર સૂક્ષ્મ બાનક પણ દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ અને**
**૬–ઉપયોગ**— } મ્હોટી લુંણી પ્રમાણે.

**૭–સ્થાનક**–નેદ તરીકે વાડીઓમાં ઘણી ઉગે છે. એ આખા હિંદુસ્થાનના વધારે ગરમ પ્રદેશોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના છોડવા ઘણા ઝીણા હોય છે માટે એને **ઝીણી લુંણી** કહે છે. આ લુંણીનું શાક તમામ લોકો ઘણુંકરી ખાય છે. એનું રાયતું પણ કરે છે. આ લુંણી બજારમાં વેંચાવા આવે છે, એને અહિનાં લોકો **બધી** પણ કહે છે.

---

૧૪–N. O. Tamariscineæ

**વર્ગ–ટેમેરિસિની**–પ્રાંસનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં નાહાનાં ઝાડવાં થાય છે. આ વર્ગમાંની વનસ્પતિને પાન આંતરે આવે છે, ને તે ઘણાં બારીક હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪, ૫ કે ૧૦ (Nairne) હોય છે. પુંકસરો ૪–૫–૧૦ કે ઘણાં; સ્ત્રીકેસર ૧, પણ તેની નલિકા અથવા નાલિકાગ્રમુખ ૨ થી ૫ હોય છે. ફલ અણીઆળું, ઘણુંકરી ૩ પડવાળું, અને તેમાં ૨–૩ કે ઘણાં બીજ હોય છે. બીજને સૂક્ષ્મ વાળની પીછી અથવા પાંખ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં પૌષ્ટિક, ચિરગુણકારી–પૌષ્ટિક, પણ મુખ્યત્વેકરી ગ્રાહી ગુણ હોય છે.

---

## (વર્ગ–ટેમેરિસિની).

### નંબર ૩૫.

**૧–શાસ્ત્રીય નામ**–Tamariæ galli.ca

દષ્ટાન્ત H. I. p. 248; N. p. 23; Watt. VI. part. III p. 411.

**૨–દેશી નામ**–પ્રાંસ, ઝાવ (પો૦); **લઈ (સિંધી)**; लइ, झाउ (गु+म०); झाउ (हिं०); झावुकः, शावकः (सं०).

**૩–વર્ણન**–પ્રાંસનાં ઝાડવાં ૪ થી ૬ કે ૧૨ ફીટ ઉંચાં થાય છે. તેની કોમળ શાખાઓ અને પાન હમ્મેશાં લીલાં હોય છે. અને તેની ઉપર પવન લાગવાથી તેમાંથી સુંસું કરતો અવાજ નીકળે છે. આ ઝાડવાંનો દેખાવ દૂરથી સુંદર લાગે છે. એને સહેજ પવન લાગવાથી એની શાખાઓ હમ્મેશાં હાલ્યા કરે છે. પ્રાંસને પોસ મહિને ફૂલ આવી મહા મહિના પછી તેમાં ફલ પાકી જાય છે.

**મૂળ**–પ્રાંસનું ખીલામૂળ ઉંડું બેઠેલું હોય છે. એમાંથી બીજી કેટલીક જડો કે પાડ નીકળેલી હોય છે. તે ખીલામૂળની ચોતરફ લાંબી ફેલાયલી હોય છે. મૂળની ઉપરની છાલપર પાતળી ફોતરી હોય છે, તે એટલી તો પાતળી હોય છે કે જરા નખવતી ખરપતાં ઉચડી જાય છે. એના ઉપર લહેરીઆં જેવી ઉભી ચીરો પડેલી હોય છે. આ ફોતરી નીચેની છાલ ઘણી મજબૂત અને લીસી હોય છે. એનો અંદરનો રંગ જરા લીલી ટીશલેતો પીળો હોય છે. એની વાસ ટીંબરવાનાં ફલમાના ગર અર્થાત્ માવાને મળતી હોય છે. અને સ્વાદ ઘણો તૂરો હોય છે. મૂળનું લાકડું ઘણું મજબૂત અને લીસું હોય છે. એનો આડોકાપ કરી જોતાં એ સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. એની વાસ છાલને મળતી અને સ્વાદ સહેજ ખારાસલેતો ચીરપરો અને તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી ૪ થી ૬ ઇંચ વ્યાસની હોય છે, ને કોઈવાર એથી જાડી પણ હોય છે. તેની ઉપરની છાલ ફીકા ધોળા રંગની હોય છે. ને તેની ઉપર ધોળા ચીરા પડેલા હોય છે. ડાંડીની છાલપર શાખાઓ પડી ગયાના ડાઘ રહી ગએલા જોવામાં આવે

છે. કોમળ શાખાઓનો રંગ લીલાસલેતો રાતો હોય છે. ને તેનાપર સહેજ નખથી ખરપવાથી રાતું પડ નીકળી જાય છે. ડાંડીની છાલનો અંદરનો રંગ પીળાસ લેતો લીલો હોય છે. એની વાસ સહેજ ઉગ્ર ને પાછળથી મધુરી લાગે છે. ને સ્વાદ ખારાસલેતો ઘણો તૂરો હોય છે.

**પાન**–ઘણાં સૂક્ષ્મ હોય છે. તે કોમળ શાખાઓ ઉપર એટલાંતો પાસે પાસે આવેલાં હોય છે કે જાણે આ શાખાઓ પાનથી ગુંથાયલી હોય અથવા પાનની ગુંથણીની ભૂંગળીવાળી હોય એમ દેખાય છે. પાન નીચેથી પોહોળાં થઈ શાખાને આંટોમારી અર્થાત્ પરિવેષ્ટિત થઈ ઉપર એક બાજુથી અણીથતાં હોય છે. પાનનો આંટો શાખાની બીજી બાજુ સેહેજ છૂટો હોય છે. પાનપર ચળકતાં સુંદર છાંટણાં હોય છે. પાનનો સ્વાદ પ્રથમ ખારો ને પાછળથી તૂરો લાગે છે.

**ફૂલ**–કોમળ શાખાઓને છેડે પુષ્પધારણ કરનારી સળીઓ આવેલી હોય છે. જે ૨ થી ૩ ઈંચ લાંબી હોય છે. ફૂલનો રંગ ફીકો જાંબુડો હોય છે. પુષ્પધારણ કરનારી સળીપર નીચેથી પોહોળું, ટેરવે સાંકડું એવું અક્કેક પુષ્પપત્ર આંતરે આવેલું હોય છે. આ પત્રની પાસેથી ફૂલની સૂક્ષ્મ ડીટડી નીકળેલી હોય છે.

**પુષ્પાબહ્યકોષ**–નાં પત્રો ફીકા રાતા રંગનાં, ચળકતાં ને પાંખડીથી ટુકાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોયછે. જેમાં-ની ૪ લાંબી અને ૧ ટુંકી અને ધોળાસલેતા રંગની હોય છે.

**પુંકસરો**–૫ હોય છે. તે સ્ત્રીકેસરથી લાંબાં હોય છે. પુંકેસરતંતુ ફીકા અને તેપરના પરાગકોષ ઘેરા જાંબુડા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧, તેનો ગર્ભાશય ધોળા રંગનો હોય છે. તેનાપર ૩ નલિકાઓ અને ચાટવા જેવાં ત્રણ મુખ હોય છે. આ મુખ પાછળથી જાંબુડા રંગનાં થઈ જાય છે.

**ફૂલ**–૩–ધારવાળાં, રાતાં, ચળકતાં, નીચેથી પોહોળાં, ઉપર સાંકડી અણીથતાં હોય છે. એ ત્રણ પડ અથવા ફાંકવાળાં હોય છે.

**બીજ**–સૂક્ષ્મ, ભૂરા રંગનાં હોય છે. અને તેપર બહુ ચળકતી રૂપેરી મૃદુ વાળની પીછી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–એમાં મુખ્યત્વે કરી ગ્રાહી ગુણ રહેલો છે.

**૬–ઉપયોગ**–પ્રાંસનાં મૂળમાં અગડગઠ્ઠી ગાંઠો બંધાય છે, તેને અહીંના ખેડુ અને રબારીઓ ઘણું અમૂલ્ય ઓસડ સમજે છે. એ ગાંઠોનો તેઓ પોતાનાં ઘરમાં સંગ્રહ રાખે છે. એને પાણીમાં વાટી સંગ્રહણી, ઝાડા અને ગચરકા તથા સોજા ઉપર પીએ છે. એનાં લાકડાંની રાખ મીઠાં તેલમાં મેળવી તે ચાંદાં, ભાઠાં, ખરજવાં વિગેરે ઉપર ચોપડે છે. પ્રાંસની કોમળ શાખાઓ, ફૂલ અને કાચાં ફલ પાણીમાં ઉકાળી તે પાણીથી માથાંનો ખોડો અને ચાંદાંઓ ધોય છે. ભેંસને શીળી નીકળી હોય તો બરડા ડુંગરના રબારી લોકો પ્રાંસની ગાંઠ અથવા છાલને પાણીમાં ઉકાળી તે ઉકાળો ટાઢો પાડી છાસમાં ભેંસને પાય છે–અગર તે પોતાની મેળે પી ન શકે તો વાંસની નાળવતી ભેંસનું મોઢું ઉઘાડી પાય છે. પ્રાંસની શાખાઓપર પણ ગાંઠાગડમ્બા (એક જાતનો રોગ) થાય છે. તે પણ ગ્રાહી તરીકે વપરાય છે. પ્રાંસમાંની ગાંઠો ચામડાં અને કપડાં રંગ-વાના કામમાં આવે છે. એની છાલ અને કોમળ શાખા-ઓને કુટેડીને તે પણ રંગના કામમાં લે છે. પ્રાંસની ઝાંમો (શાખાઓ)માંથી ખાતરણી, કોસનાં થાળાંમાં પાથરવાનો સાથરો, અને સુંડલીઓ ઘણા ખેડુતો બનાવે છે. પ્રાંસનું લાકડું વિશેષે કરીને બલતણના કામમાં આવે છે. એની પાંસરી શાખાઓમાંથી હાથમાં રાખ-વાની લાકડીઓ બનાવવામાં આવે છે. એનું લાકડું ઘણું જાડું થતું નથી તેથી સંઘાડીઆ લોકો એનાં લાકડાં-માંથી ફૂલ, ખીલીઓ, ઢીચણીઆં, વેલણાં જેવી નાહાની ચીજો બનાવી તેપર રંગ ચડાવી વેચે છે. એનું લાકડું સારૂં પાલિશ થાય છે. ને તેપર લાખનો રંગ પણ સારો ચડે છે. એની કોમળ ઝામો જાવળી તરીકે છપરાંઓ ઢાંકવા માટે વપરાય છે.

**૭–સ્થાનક**–નદી, નાળાં અને ઘેડની ભીનાશવાળી અને ખારચ જમીનમાં ઉગે છે, એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એની શાખાઓ સીધી સોટી જેવી પાંસરી નીકળે છે તેપરથી કદાચ એને **પ્રાંસ** કેહેતા હશે. સિંધ અને કચ્છમાં એને **લઈ** કહે છે. અને એની અતિ કોમળ શાખાઓ એટલી તો પાસે પાસે આવેલી હોય છે કે તે એક લીલા રંગની સળીઓની ઝુડી જેવી દેખાય છે–તેપરથી હિંદીમાં એને **ઝાઉ** કેહેતા હશે.*

* પોરબંદર સ્વસ્થાનની નદી અને વોકળાઓમાં પ્રાંસનાં ઝાડવાં જુજ ઉગે છે. પણ **એરડા અને પાદરડી** ગામોનાં ઘેડમાં એનાં ઝાડ જથાબંધ ઉગે છે. એ ઉંટનો મુખ્ય ચારો છે. અને કાળે દુકાળે બીજાં ઢોર પણ એનો ચારો ખાય છે. નવી મહાલના ખેડુતોને ખેતીવાડીનાં નાહાના ઓજારો બના-વવામાં અને બલતણ તરીકે એનાંજ લાકડાં ઉપયોગમાં આવે છે–કેમ કે ત્યાંની ખારચ જમીનવાળાં ઘેડમાં બીજાં ઝાડો ઉગતાં નથી. છપ્પનિયા દુકાળની વખતે એ મહાલના ખેડુ લોકો પ્રાંસનાં લાકડાં વેચીને આખું વર્ષ નિભ્યા હતા. પ્રાંસનાં ઝાડો વગર વાવે પોતાની મેળે ઘેડમાં ઉગે છે, તેને પાણી કુદરત આપે છે. એટલે વગર મેહેનત કે ખરચે સ્વસ્થાનને એની સારી આવક છે. માટે જ સ્વસ્થાન તરફથી એનાં ઝાડવાંનો બંદોબસ્ત રાખવામાં આવે છે.

હડિયા જંગલ પાસે નરઝર અને કીલેશ્વરીમાં પ્રાંસનાં ઝાડવાં ઉગે છે. તેમ હડિયા ડુંગરમાંનાં **પ્રાંસીઆ તળાવમાં** પણ

આ સ્વસ્થાનમાં હાલ **જૂરી** (casuarina equisetifolia)નાં ઝાડો વાવવામાં આવેલાં છે. તે છેટેથી **પ્રાંસનાં** ઝાડો જેવાં દેખાય છે. માટે એને પણ કેટલાક લોકો **પ્રાંસનાં** ઝાડ સમજે છે. પણ એ **પ્રાંસથી** જૂદી વનસ્પતિ છે, જુવો નંબર ૫૧૭.

---

૧૫–N. O. Elatineæ

**વર્ગ–ઇલેટિની**–લવાડીયાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં નાહાના છોડવાઓ થાય છે. તે ઘણુંકરી પાણીકાંઠે અથવા ભેજ કે ભીનાસવાળી જગોએ ઉગે છે. આ વર્ગમાંની વનસ્પતિને પાન ડાંડીપર સામસામાં અથવા ચોગર્દ આવે છે. પાનની કોર અખંડિત અથવા સૂક્ષ્મ દાંતાવાળી હોય છે. ઉપપાન ફોતરાં કે બારીક પાન જેવાં હોય છે. પુ૰ બા૰ કોપનાં પત્રો અને પુ૰ અભ્ય૰ કોપની પાંખડીઓ ૨ થી ૫ હોય છે. પુંકેસરો પણ પુ૰ બા૰ કોપનાં પત્રો કે પુ૰ અભ્ય૰ કોપની પાંખડીઓ જેટલાં અથવા તેથી બમણાં હોય છે. સ્ત્રીકેસર ૧, પણ તેના ગર્ભાશયપર ૨ થી ૫ નલિકાઓ હોય છે. ફલ ૨, ૩ કે ૫ પોલવાળું હોય છે, અને તેમાં ઘણાં બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં વિદાહી, તથા શોથ અને જન્તુઘ્ન ગુણ રહેલા ગણવામાં આવે છે.

---

## વર્ગ–( ઇલેટિની ).

### નંબર ૩૬.

**૧–શાસ્ત્રીય નામ**–Bergia odorata.

દૃષ્ટાન્ત–H. I. p. 251; N. p. 24.

**૨–દેશી નામ**–લવાડીયું, ઓખરાડ, ગંધારૂ (પો૰+ગુ૰)

**૩–વર્ણન**–લવાડીયાંનાં છાતળાં જમીનપર પથરાય છે. તે ઘણુંકરી બારે માસ ઉગેલાં જોવામાં આવે છે. તો પણ ચોમાસાં આખરે તે ઘણાં ઉગી આવે છે. લવાડીયાંનાં છાતળાંપર ધોળા રંગની રૂંછાળ ને તેની સાથે ચીકાસલેતા સૂક્ષ્મ બિંદુઓ પણ હોય છે. અને એ છાતળાંમાંથી એક જાતની જરા સુગંધિત વાસ નીકળતી હોય છે.

કોઈ કોઇ ઝાડવું હાલ પ્રાંસનું ઉગતું જોવામાં આવે છે. પણ ઘરડા રબારીઓ કહે છે કે “એ તળાવપર પ્રાંસનાં મોહોટાં ઝાડોની ઝાડી હતી. અને તેમાં દીપડા પડયા રેહેતા. તેથી રાત્રિની વખતે ત્યાં ભેંસો ચારવા જઇ શકાતું નહીં. એમાં પ્રાંસનાં એવાં ઝાડવાં હતાં તેથી એ તળાવનું નામ **પ્રાંસીઆ તળાવ** પડેલું છે. પ્રાંસનાં આવાં મોટાં ઝાડો ભેંસના ચારા માટે અને તેનાં લાકડાંમાંથી કોલસા કરવા માટે આસરે ૩૫ શેક વર્ષપર કાપી નાંખવામાં આવેલાં છે.” હાલ આ તળાવની પાળપર વિશેષ કીમતી ઝાડોનાં બીજ વાવી એ તળાવ **રક્ષિત હડિયા જંગલ**ની અંદર દાખલ કરવામાં આવેલું છે.

**મૂળ**–એનાં મૂળ પીપળીમૂળ જેવાં અગડગઠ્ઠાં, ભૂરા રંગનાં સુતળીથી ટચલી આંગળી જેવાં જાડાં હોય છે. તે જમીનમાં ઉંડાં અને લાંબાં ગયેલાં હોય છે. મૂળમાંથી ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ નરમ અને જાડી હોય છે. તે ઉપરની ફોતરી રતાસલેતા ભૂરા રંગની ને પાતળી હોય છે. જે નખવતી ખરપતાં નીકળી જાય છે. મૂળનો આડોકાપ કરી જોતાં તે અંદરથી સફેદ અને ચક્રાકાર દેખાય છે. એની વાસ સુગંધિત અને સ્વાદ ઘણો તૂરો હોય છે. તે એટલે સુધી કે એનાં મૂળની છાલ થોડીવાર મોઢામાં રાખવાથી જીભ સુકાવા માંડે છે.

**ડાંડી અને શાખાઓ**–ઘણુંકરી સામસામી નીકળેલી હોય છે. અને ડાંડીના સાંધાઓ જાડા થયેલા હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. એની ડાંડી નીચેની બાજુએ જમીનમાં મૂળ અને ઉપરની બાજુ શાખાઓ મેલતી જાય છે. ડાંડી અને શાખાઓ ઘણુંકરી રતાસલેતા ભૂરા રંગની હોય છે. એની છાલ ઉપરની ફોતરી એટલી તો પાતળી હોય છે કે તે જરા સુકાયાથી પોતાની મેળે ઉતરી જતી જોવામાં આવે છે. અતિકોમળ શાખાઓ લીલા રંગની ને ઘણી ઝીણી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે, તે લીલા રંગનાં ને તેપર બન્ને સપાટીએ સફેદ સખ્ત વાળની રૂંછાળ હોય છે. પાનને ઘણુંકરી ડીટડી હોતી નથી. પાનનાં થડ પાસે બન્ને બાજુએ એક સૂક્ષ્મ પાન જેવું ઘણુંકરી ઉપપાન હોય છે. પાન તળિયે સાંકડાં અને ટેરવાં તરફ બહુધા પહોળાં હોય છે. તે ½ થી ½ ઇંચ લાંબાં અને ½ ઇંચ કે તેથી કંઇક ઓછાં પહોળાં હોય છે. પાનની કોર કાંગરી કે દાંતાવાળી હોય છે. ને તે ઘણુંકરી પાનની પછવાડે વળેલી હોય છે. પાનની વાસ સુગંધિત અને સ્વાદ ચીકાસલેતો તૂરો હોય છે.

**ફૂલ**–એકજ પત્રકોણમાંથી ૧ થી ૨ કે વધારે ફૂલો નીકળેલાં હોય છે. તે સુવાસિત હોય છે. તેની ડીટડી પાનથી ટુંકી અને લીલા રંગની હોય છે. ફૂલ ½ ઇંચ જેટલાં નાહાનાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે. તે છૂટાં, લીલા રંગનાં અને તળિયે સાંકડાં હોય છે. તેની કોર ઘણુંકરી ધોળી અને પાતળી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૰ બા૰ કોપનાં પત્રોથી લાંબી, પહોળી અને આંતરે આવેલી હોય છે. તેનો રંગ ધોળો કે ફૂલગુલાબી હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલેતાં હોય છે.

**પુંકેસરો**–૮ થી ૧૦ હોય છે. તે પાંખડીથી સહેજ ટુંકાં હોય છે. એના તંતુઓ ફીકા ગુલાબી રંગના ને તેપર આવેલા પરાગકોપ ધોળા રંગના હોય છે.

સ્ત્રીકેસર–૧ ગુલાબી રંગની હોય છે. તેનાપર ઘણુંકરી પાંચ ફીકા જાંબુડા કે ઘેરા ગુલાબી રંગની નલિકાઓ આવેલી હોય છે. જેનાપર સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–ફીકા ભૂરારંગનું, પાતળું અને પાંચ પોલવાળું હોય છે. તેને મથાળે ઘણુંકરી પાંચ અણી હોય છે. (આ અણી એ સ્ત્રીકેસર ગર્ભાશયને મથાળે રહી ગએલી નલિકાઓ છે.) ફલ જ્યારે તદન સુકાઇને પાકી જાય છે ત્યારે તેની પાંચે પોલ પોતાની મેળે ઉભી ચીરાઇ જાય છે. ને તેમાંથી બીજ બહાર નીકળે છે. ફલ લીસું ને ચળકતું હોય છે. ફલ પરિપક્વ થઈ તેમાંનાં બીજ નીકળી ગયા સુધી પણ એનાં ફૂલનાં બીજા અવયવો ટકી રહેલા હોય છે.

**બીજ**–અત્યંત બારીક હોય છે. તે લીસાં, ચળકતાં, જરા વાંકવળતાં, લાંબસેરાં અને કાળાસલેતા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઢોરમાં દૂધ વધારનાર અને જંતુ તથા શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનો ઉપયોગ કોઇ પુસ્તકમાં લખાયલો જોવામાં આવતો નથી. પણ આ સ્વસ્થાનમાં એનાં પાન વાટીને ઢોરનાં ભાઠાંપર બાંધે છે. તેમજ બળદની કાંધમાં જીવાત પડી હોય અને કાંધ સુજીઆવી હોય તો એનાં પાન ગેરૂની સાથે વાટી કાંધપર લગાડે છે. તેથી જીવાત ખરી જાય છે. અને કાંધ મટી જાય છે. લવાડીયું ભેંસને ખવરાવવામાં આવે છે તેથી તેનું દૂધ વધે છે, એમ રબારી લોકો કહે છે. એના છોડવા ચારાની તંગી વખતે બીજાં ઢોર પણ ખાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પડતર ખેતરોમાં, સખ્ત થએલા ઉડતી રેતીના ઢસાઓપર, અને વરસાદનું પાણી ભરાઈ રહેતું હોય એવી દળદાર જગોમાં જ્યાં બીજા ઓખરાડ ઉગે છે ત્યાં લવાડીયું પણ ઉગે છે. એ કચ્છ, સિંધ, કાઠિયાવાડ અને પંજાબમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–લવાડીયાંના છોડવાઓ સુકાવી (પોરબંદરમાં) ગરીબ લોકો બળતણ તરીકે બાળે છે. એનો કંઇ વિશેષ વૈદ્યકી ઉપયોગ આપણા દેશી ડૉકટરો અને વૈદ્યોએ શોધી કાઢવો જોઇએ. કેમકે એ જ્યાં ઉગે છે ત્યાં કોઇ કોઇવાર જથ્થાબંધ ઉગે છે. એટલુંજ નહિ પણ એને ઉપરથી વાઢી લેવામાં આવે તો પાછી એની નવી શાખાઓ ઘણી જોરથી નીકળે છે. ને તેમાં પાન મ્હોટાં અને વધારે સુગંધિવાળાં થાય છે. એનાં પાન **કોલેરા**પર કામ આવે છે, એમ એક **જત**નું કેહેવું છે. દરિયા કિનારાની ઉડતી રેતી દબાવવા માટે એનાં છાતળાં ઘણાં ઉપયોગી છે. કાળે દુકાળે એ ઢોરનો ઘણો કીમતી ચારો છે. કેટલાક ખેડુતો એનાં છાતળાંની ચોમાસાં ઉતાર લીલવણી કરી રાખે તે ઉન્હાળે ચારાની તંગી વખતે ઢોરોને ખવરાવે છે. એના છોડવા જે જમીનમાં ઉગે છે, તે જમીન વાવેતર માટે સુધરે છે.

---

## વર્ગ—(ઇલેટિની).

### નબર. ૩૭.

**૧–શાસ્ત્રીય નામ**–B. ammannioides.

દૃષ્ટાનન્ત–H. I. p. 251; N. p. 24.

**૨–દેશી નામ**–જલ ઓખરાડ (પો૦+ગુ૦),

**૩–વર્ણન**–જલ ઓખરાડના છોડવા ૩ ઇંચથી ફુટેક ઉંચા હોય છે. તેની નીચેની શાખાઓ નીચી ઢળતી હોય છે. એના છોડવાપર ઘણુંકરી સખ્ત વાળની રૂંછાળ હોય છે. ને તેપર ગોળાઇલેતા ચીકાસવાળા બિંદુઓ હોય છે. પાન લંબગોળ, ઘણુંકરી ડીટડી વગરનાં, તળિયે સાંકડાં થતાં, દાંતાળી કોરવાળાં ને ½ થી ૧ ઇંચ લાંબાં હોય છે. ફૂલ ગુચ્છીની માફક કેટલાંક પાસે પાસે આવેલાં હોય છે. તે રતાસલેતા રંગનાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો, પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ અને પુંકેસરો ૫ હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે, તેનો ગર્ભાશય ૩ થી ૬ પોલવાળો હોય છે. ફલમાં ઘણાં સૂક્ષ્મ બીજ હોય છે.

**ઉપયોગ**–એના છોડવાઓની રાખ તેલમાં મેળવી નહિ રૂઝાતાં ચાંદાંઓ ઉપર ચોપડવામાં આવે છે. તેથી ચાંદાં વગેરે તરત રૂઝાઇ જાય છે.

**સ્થાનક**–તળાવ કે વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવાં ખાબોચિયાં અને વોકળાઓમાં પાણી કાંઠે ઉગે છે. એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**વિ૦ વિવેચન**–પાણી કાંઠે ઉગે છે માટે એને **જલ ઓખરાડ** કહે છે. એના છોડવા ઢોર ભાગ્યે જ ખાય છે.

---

## વર્ગ—(ઈલેટિની).

### નંબર. ૩૮

**૧–શાસ્ત્રીયનામ**–B. verticillata.

દૃષ્ટાન્ત–H. I. p. 252; N. p. 24; રૂ. નિ. પા. ૫૮૨.

**૪–દેશીનામ**–જલજાંબવો (પો૦+ગુ૦).

**૩–વર્ણન**–એના છોડવાઓ ½ થી ૧ ફુટ જેટલા લાંબા થાય છે. પાન ૧ થી ૧½ ઇંચ લાંબાં, બીજે છેડે સાંકડાં થતાં ને છીછરી કાંગરીવાળાં હોય છે. એનાં ફૂલ ધોળા રંગનાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે. પુંકેસરો ૧૦ અને સ્ત્રીકેસર ૧ હોય છે. ફલ ગોળાઇ લેતું કે મથાળે જરા સાંકડું થતું હોય છે. તેમાં બારીક

બીજ ઘણાં હોય છે. બીજ જરા વાંકવળેલાં, ખડબચડાં અને સુંદર બાનકવાળાં હોય છે.

**ઉપયોગ**–નંબર ૩૭ પ્રમાણે.

**સ્થાનક**–નંબર ૩૭ ની સાથે, એ દક્ષણ કોંકણમાં વિશેષ કરી થાય છે.

**વિશેષ વિવેચન**–જલજાંબવો જુવો નંબર. ૪૭૫.

---

૧૬–N. O. Malvaceæ.

વર્ગ–**માલ્વેસી**–વોણ અને ભીંડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગ મ્હોટો અને ઘણો ઉપયોગી છે. આ વર્ગમાં મ્હોટાં વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગમાંની વનસ્પતિનું લાકડું ઘણુંકરી પોચું હોય છે. આ વર્ગની વનસ્પતિમાં કવચિત ખાટો પણ વિશેષે કરીને ગુંદર જેવો ચીકણો રસ હોય છે. આ વર્ગમાંની વનસ્પતિની અંતરછાલ ચીવટ હોય છે. તેમાંથી રેસા નીકળે છે. આ વર્ગની વનસ્પતિની ઉપરની છાલ ઘણુંકરી જાડી, કડપલાંવાળી અથવા જાડા પોચા પડઘીવાળા કાંટાવાળી કે ખડબચડી હોય છે. અને આ વર્ગની ઘણી ખરી વનસ્પતિની કોમળ શાખાઓ, પાન, ફૂલ, ફલ અને બીજ ઉપર ઘણુંકરી સખ્ત કે મૃદુ વાળની રૂંછાળ આવેલી હોય છે. તેમાં વિશેષ કરીને આવા* તારાકૃતિના વાળ હોય છે.

આ વર્ગમાંની વનસ્પતિને પાન ઘણુંકરી આંતરે આવે છે. તે અખંડિત અથવા કાંગરીવાળી કોરવાળાં, સાદાં અથવા ભાગકોરવાળાં એટલે ૩ થી ૫, ૭ કે ૯ ખૂણીઆવાળાં હોય છે, ( જુઓ ભીંડા અને વોંણનો છોડવો ) અથવા ૩ થી ૫ કે ૭ જૂદાં જૂદાં પાન ( પર્ણ ) એક મુખ્ય ડીટડીને મથાળે આવી પાન સંયુક્ત થયેલાં હોય છે, ( જુઓ શેમળો, રૂખ, અને ડુંગરી ભીંડો નં૦ ૫૬ ) ઉપપાન પણ તરેહવાર આકારનાં હોય છે. તે કેટલીક વનસ્પતિમાં જલદીથી ખરી જાય છે. આ વર્ગની વનસ્પતિમાં સફેદ, પીળાં, ગુલાબી, આસમાની, રાતાં એવા જૂદા જૂદા રંગનાં સુંદર ફૂલો આવે છે. એટલું જ નહિ પણ, એકજ ફૂલ ઘણા રંગ બદલાવે છે. જેમકે ભીંડાની એક જાતમાં ફૂલની કળી પ્રથમ પીળાસલેતા રંગની હોય છે, તે ઉઘડે છે ત્યારે સફેદ રંગ ગ્રહણ કરે છે, થોડા વખત પછી તે ફૂલ ગુલાબી અને પાછળથી ઘેરા ગુલાબી રંગનું થઈ જાય છે; અને કરમાવા માંડે છે ત્યારે રાતું, પછી કીરમજી, અને છેવટે ઘેરા ભૂરા કે કાળા રંગનું થઈ જાય છે. એવી રીતે આ વર્ગમાંનાં વનસ્પતિનાં ફૂલો પોતાની જૂદી જૂદી અવસ્થાયે જૂદા જૂદા રંગો ધારણ કરે છે.*

* નેવરીના વર્ગ **રૂબિયેસી** ( Rubiaceæ ) માં પણ એવી રીતે ફૂલોના રંગ બદલાય છે.

આ વર્ગમાંની કેટલીક વનસ્પતિને પુ૦ બા૦ કોષથી બહાર વળી એક **ઉપકોષ** ( involucre ) હોય છે. તેનાં પત્રોને **ઉપ–પુષ્પપત્રો** ( bracteoles ) કહે છે. એ ઉપકોષનાં પત્રો ૩, ૫, ૮ કે વધારે હોય છે.

પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પણ ૫ હોય છે, તે ઉપરાઉપર અમળાયલી હોય છે. પુંકેસરો ઘણાં હોય છે, તે ઘણુંકરી પાંખડીઓને તળિયે વળગેલાં હોય છે. અને તે એક બીજાં સાથે જોડાઇને અર્થાત્ એક ગુચ્છ થઇને એક ભુંગળી અથવા નળી જેવાં કે કોઈવાર દાંડી કે સ્તંભ જેવાં થઈ રહેલાં હોય છે. એ ભુંગળી અથવા દાંડીની બાજુએથી ઘણુંકરી પુંકસરોના અવશેષ તંતુઓ નીકળેલા હોય છે. જેની ઉપર મણી અથવા પરાગકોષ આવેલા હોય છે, એ પરાગકોષ એક પોલવાળા હોય છે. તેમાંથી પરાગરજ બહાર નીકળતી વખતે એ પોલ ઉભી ઉઘડે છે. પરાગરજના દાણા ગોળાઈ લેતા રવાદાર અને જરા ખડબચડા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. પણ તેના ગર્ભાશયમાં ઘણાં ખાનાં ગર્ભકોષ કે ફાંકો હોય છે. એ ખાનાનાં પડ અથવા પડદાઓ ફૂલની વચ્ચોવચ આવેલી એક સાધારણ ધરીની બાજુએ ચક્રાકાર ગોઠવાઈ તે સાથે જોડાયલા હોય છે, ( જુઓ **ખપાટ** નં૦ ૪૫ ). સ્ત્રીકેસરનલિકાઓ ઘણુંકરી ગર્ભાશયમાં જેટલાં ખાનાં હોય છે, તેટલી હોય છે. અને તે દરેક ખાનાનાં મુખપર આવેલી હોય છે. એ નલિકાઓ એક બીજી સાથે ઘણુંકરી થોડી ઘણી જોડાયલી હોય છે. આ વર્ગની કેટલીક વનસ્પતિમાં સ્ત્રીકસરનલિકાઓ ગર્ભાશયમાંનાં ખાનાંની સંખ્યાથી બમણી પણ હોય છે, ( જુઓ **વગડાઉભીંડી** નં૦ ૫૧ )

ફલ શીંગ જેવાં લાંબાં ( ભીંડા ) કે દોરાના બટન અથવા ડાબલી જેવાં ( ખપાટ ) અથવા મૃદંગાકૃતિનાં અને લંબગોળ ( શેમળો અને રૂખ ) એમ તરેહવાર આકારનાં થાય છે. ફલનાં દરેક ખાનાં કે ફાંકમાં એક અથવા વધારે બીજ હોય છે. બીજ ઘણુંકરી જરા ચપટાં, કઠ્ઠણ અને બહુધા રૂંછાળવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ મનુષ્ય, પશુ, પક્ષિ અને કીટ આદિને ખોરાક તરીકે ઘણી કામ આવે છે. આ આખા વર્ગમાં કોઈ પણ વનસ્પતિ **ઝેરી** કે બીજી રીતે **નુકશાનકારક** આજસૂધી જાણવામાં આવેલી નથી.

આ વર્ગની વનસ્પતિમાં સૌથી ઉપયોગી વસ્તુ આખી દુનિયાંમાં વોંણનાં બીજ અર્થાત્ કપાસિયાની આજુ બાજુ વીંટળાયલા બારીક, લાંબા, સફેદ, સુંવાળા અને ચળકતા **વાળની રૂંછાળ** છે. જેને **કપાસ** અથવા પાછળથી રૂત અથવા **રૂ** કહે છે. એ **વાળની** રૂંછાળમાંથી તરેહ તરેહનાં કાપડ બનાવવામાં આવે છે. જેનો ઉપયોગ શરીર

ઢાંકવામાં આખું જગત કરે છે માટે એને હિંદુસ્થાની ભાષામાં **જગઢંકન** કહે છે.

ઔષધીયગુણ પણ આ વર્ગની વનસ્પતિમાં ઘણા રહેલા છે. જેવા કેઃ–પૈષ્ટિક, ચિરગુણકારી પૈષ્ટિક, ઉપલેપક, ગ્રાહી, મૂત્રલ, સ્વેદક, શૈત્ય, પિત્તશામક, રોપક, ઉત્તેજક, વિષહર તથા કફ, વાત અને શોથઘ્ન.

છપ્પનિયા જેવા ભયંકર દુકાળની વખતે જ્યારે બીજી વનસ્પતિ વરસાદ વગર સુકાઈ લાસ ગયેલી હતી ત્યારે પણ આ વર્ગની વનસ્પતિ વિશેષ ભાગે આબાદ રહી હતી. જેથી હજારો ઢોરોનો નિભાવ થયો હતો. આ વર્ગની વનસ્પતિ **પારસપીપળો** અને **શેમળો** ખાધાથી ઢોરો દુકાળની વખતે તાજાં થયાં હતા, એટલું જ નહિ પણ દૂઝણાં ઢોરમાં દૂધ પણ વધ્યું હતું.

ટુકામાં આ ( **માલ્વેસી**–Malvaceæ ) વર્ગની વનસ્પતિ જેમ વધારે ઉગે છે તેમજ તે વધારે ઉપયોગી છે. માટે જ જ્યાં આ વર્ગની વનસ્પતિ ઉગતી હોય ત્યાં તેનો ઘણો બચાવ અને વધારો કરવો જોઇએ, કેમકે સખ્ત દુકાળમાં પણ એ ટકી શકે છે, અને હજારો મનુષ્ય તથા ઢોરોને નિભાવી શકે છે.

## વર્ગ–(માલ્વેસી).

### નંબર ૩૯.

**૧–શાસ્ત્રીયનામ**–Sida humilis.

દૃષ્ટાન્ત–H. I. P. 322; N. P. 28; Watt. VI. part. II. p. 681; રૂ. નિ. પા. ૫૯૦.

**૨–દેશીનામ**–ભોંયબલ, ભોંયબલા ( પો૦+ગુ૦ ); भुंइचिकणा ( म० ); वनबनियार ( हिं० ); भूमिबला. ( सं० ).

**૩–વર્ણન**–એના છોડવા ૨ થી ૩ ફીટ લાંબા થાય છે. એની શાખાઓ લાંબી થઈ વેલાની માફક આડી અવળી ઢળેલી હોય છે. એના આખા છોડવા પર સફેદ ચળકતા, લાંબા, આડા ઉભા વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–છોડવાના પ્રમાણમાં વખતે ટુંકાં હોય છે. તેમાંથી કેટલાક બારીક રેસા જેવા ફાંટા નીકળેલા હોય છે. એનો રંગ ધોળો હોય છે. મૂળની છાલ પાતળી ને તેની વચ્ચેની સળી કઠ્ઠણ અને ચીવટ હોય છે. મૂળનો સ્વાદ ગળચટો અને ચીકણો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી સુતળીથી સ્લેટ-પેન જેવી જાડી હોય છે. એનો રંગ લીલો હોય છે. ડાંડીના નીચલા ભાગમાં ઘણીવાર ઝીણી તાર જેવી ઘણી શાખાઓ નીકળેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. અને તેની ઉપરની સપાટીનો રંગ ખુલ્લો કે ઘેરો લીલો અને નીચેનીનો સહેજ ફીકો હોય છે. પાનની ડીટડી ફૂલની ડીટડી કરતાં જાડી હોય છે. ડીટડીને મથાળેથી ઘણુંકરી પાંચથી નવ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. પાનની કોર ડીટડી પાસે વિભાગિત હોય છે. એટલે પાન પોહોળાં, ગોળાઈલેતાં હૃદયાકૃતિનાં થયેલાં હોય છે. પાનની કોરપર કાંગરી હોય છે. પાનનાં ટેરવાં સાંકડાં થતાં અણીઆળાં હોય છે. પાન કુમાસે પાતળાં હોય છે. એની બન્ને સપાટીપર સહેજ ધોળા વાળની રૂંછાળ હોય છે. પાનને અંજવાળાં તરફ રાખી જોવાથી તે અર્ધપારદર્શક જેવાં દેખાય છે. છોડવાના નીચલા ભાગનાં પાન ઘણાં પોહોળાં અને ઉપરના ભાગનાં થોડાં સાંકડાં હોય છે. અને કોમળપાન પર વાળની રૂંવાટી ગીચ હોય છે, અને તે વાળ ઘણુંકરી અર્ધતારાકૃતિના હોય છે.

પાનની ડીટડીના થડમાં સૂક્ષ્મ લાંબાં ઉપપાન આવેલાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેકું ફૂલ નીકળેલું હોય છે. અથવા પત્રકોણમાંથી ઝીણી સળી નીકળી તેપર એક પછી એક પાસે પાસે થોડાં ફૂલ અક્કેક નાહાનાં પત્રના કોણમાંથી નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી દોરા જેવી પાતળી ૧ થી ૨ ઇંચ લાંબી અને અધવચ ઉપરથી સાંધાવાળી હોય છે. અને સાંધા ઉપરથી તે સહેજ જાડી થતી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે. તે નીચલા ભાગમાં અધવચ સૂધી એક બીજાં સાથે જોડાયલાં અને ઉપર છૂટાં હોય છે. તે ટેરવાં તરફ સાંકડાં થતાં અણીઆળાં હોય છે. પત્રનો આકાર ત્રિકોણ હોય છે, તે પર વચ્ચોવચ ઉભી લીલા રંગની ત્રણ નસો હોય છે. આ નસોની વચેનું બારીક જાળીકામ સુંદર દેખાતું હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રોથી ભાગ્યે જ લાંબી હોય છે. ને તે પીળા કેસરીઆ રંગની હોય છે. તે ઉપરથી છૂટી અને તળીએ થોડી જોડાયલી હોય છે. ને તે પુંકેસરોની નળીને વળગેલી હોય છે.

**પુંકેસરો**–પીળા રંગનાં અને ઘણાં હોય છે. તેના તંતુઓ નીચેથી જોડાઇને નળી થયેલી હોય છે. ને તેની ઉપર પરાગકોપ છૂટા દેખાતા આવેલા હોય છે. પરાગકોપ અને રજ પણ પીળાં હોય છે.

**સ્ત્રીકેસર**–એક હોય છે. તે પાંચ પોલ કે ખંડવાળી હોય છે. તેનાં દરેક ખંડપર અક્કેક સૂક્ષ્મ મુખવાળી નલિકા આવેલી હોય છે.

**ફલ**–ભૂરા રંગનું પાંચ ખંડવાળું હોય છે, તે પાકીને સુકાયા પછી તેનું દરેક ખંડ જૂદું પડે છે. આ દરેક ખંડમાં ઘણુંકરી એક બીજ હોય છે. એ ખંડને મથાળે વખતે અણી પણ હોય છે.

**બીજ**–⅛ લાઈન લાંબું ને તેથી અડધું પોહોળું હોય છે. તે બન્ને પાસેથી અંદર દબાતું હોય છે. તેનો એક છેડો બુટ્ટી અણી થતો અને બીજો જરા અંદર બેસતો ધોળી આડવાળો હોય છે. તે ઘેરા ભૂરા કે કાળાસલેતા રંગનું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક અને ગ્રાહી.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલનો કાઢો સાકરની સાથે પરમાવાળાને પવાય છે. એનાં પાન છુંદીને તે ગડગુંબડાં ઉપર બંધાય છે. ઢોરને છેરામણ થાય છે તે ઉપર એનાં પાન, જીરૂં અને ડુંગળી કુંવારના રસ સાથે મેળવી છાસમાં પાય છે. બેજીવવાળી સ્ત્રીને ઝાડો થયો હોય તે બંધ કરવા એનાં પાનનો ઉકાળો આપે છે, એમ કહે છે. ફૂલ અને કાચાં ફલ સાકરની સાથે પેશાબની બળતરા ઉપર ખવરાવે છે. એનાં બીજનો ઉકાળો ગુરદા અને ફૂકણાંનાં દરદોમાં અપાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે, ભેજવાળી જમીનમાં અને બરડા ડુંગરપર ચરીઆણ ઘાસની તળીઓમાં ઉગે છે. એ આખા હિંદુસ્થાનના ગરમ ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એની શાખાઓ જમીન અર્થાત ભોંયપર પથરાય છે, માટે એને **ભોંયબલા** કહે છે.

નિઘંટ સંગ્રહમાં એને जयंति લખી છે.

---

## વર્ગ–(માલ્વેસી).

### નંબર. ૪૦.

**૧–શાસ્ત્રીયનામ**–S. spinosa.

દૃષ્ટાન્ત–H. I. p. 323; N. p. 28; Watt. VI. part. II. p. 686. રૂ. નિ. પા. ૧૩૮.

**૨–દેશીનામ**–કાંટાળોબલ, બલનાં સાવેણાં (પો○+ગુ○) कांटेरीतुकटि (म○); खरेटी, गुलसकरी (हिं○) खरयष्टिका (सं○).

**૩–વર્ણન**–કાંટાળાબલના છોડવા ૧½ થી ૩ ફીટ ઉંચા થાય છે, તેમાં કોઈવાર થોડી પણ ઘણીવાર નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે, કોઈવાર તેની નીચેની શાખાઓ જમીનપર પડેલી હોય છે. શાખાઓપર કાંટા જેવી ગ્રંથીઓ આવેલી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે, તે ½ થી ૧ ઈંચ લાંબાં અને ⅓ થી ⅔ ઈંચ પોહોળાં હોય છે, તે કોઈવાર ઘણાં સાંકડાં ને લાંબાં, અને કોઈવાર પોહોળાં ને ટુંકાં હોય છે, તેપર વાળની રૂંછાળ હોય છે, તેની કોરપર બુઠ્ઠા દાંતા હોય છે, ડીટડી પાસે તેની કોર જરા વિભાગિત અથવા સાંકડી થતી હોય છે. પાનની ડીટડી ½ ઈંચ લાંબી હોય છે. પત્રકોણમાંથી અક્કેક અથવા એકથી વધારે ફૂલો પીળા કે ફીકા પીળા રંગનાં ચોમાસાંઉતાર નીકળેલાં હોય છે, તેની ડીટડી પાતળી અને પાનની ડીટડી જેટલી કે તેથી જરા લાંબી અને ફૂલથી જરા નીચે સાંધાવાળી હોય છે. પુ○ બા○ કોપનાં પત્રો ૫ તળિયે જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. પુ○ અભ્ય○કોપની પાંખડીઓ ૫ તળિયે જોડાયલી ને મથાળે છૂટી હોય છે. પુંકેસરો–૧૨ થી ૧૫, તેની નલિકા મથાળે વિભાગિત હોય છે. સ્ત્રીકેસર–૧, તેનો ગર્ભાશય ૫ ખાનાં કે (કોઈવાર ૭) ખંડવાળો, દરેક ખંડપર સૂક્ષ્મ મુખવાળી અક્કેકી નલિકા હોય છે. ફલ ૫ થી ૭ ખંડવાળાં, દરેક ખંડપર ઉભી ૧ થી ૨ અણી હોય છે, ફલ પુ○ બા○ કોપથી ભાગ્યે જ લાંબાં હોય છે. બીજ બલદાણાને મળતાં ભૂરા કે ઘેરા ભૂરા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેક અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–પરમા અને પેશાબની બળતરા ઉપર એનાં મૂળની છાલ, છાલનો ઉકાળો, અને પાનનો સ્વરસ સાકર સાથે વપરાય છે. પાનને વાટી તેની લેપડી ગડગુંબડાં ઉપર મુકાય છે. એની છાલમાંથી રેસા નીકળે છે તે દોરી બનાવવાના કામમાં આવે છે. ફૂલ અને કાચાં ફલ સાકર સાથે પરમાવાળાને ખવરાવાય છે. એના છોડવાને સુકાવી તેનાં સાવેણાં બનાવવામાં આવે છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડ અને પાણીના ધોરીઆ પાસે, તેમજ પથ્થર ખડાવાળી જમીનમાં, અને ઘાસની સાથે ઉગે છે. એ હિંદુસ્થાનના ગરમ ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–છોડવામાં કાંટા માટે **કાંટાળોબલ** કહે છે. અને એનાં સાવેણાં બનાવે છે માટે એના છોડવાને પણ ઘણાં લોકો **બલનાં સાવેણાં** કહે છે.

---

## વર્ગ–(માલ્વેસી.)

### નંબર ૪૧.

**૧–શાસ્ત્રીયનામ**–S. Carpinifolia.

દૃષ્ટાંત–H. I. p. 323; N. p. 28; Watt VI. part. II. p. 679; રૂ. નિ. પા. ૧૩૮.

**૨–દેશીનામ**–ડુંગરાઉબલ, બલા (પો○+ગુ○;) तुपकुरिया (म○) पहाडी बरियार (हिं○) बला, फणिजिह्विका (सं○.)

**૩–વર્ણન**–ડુંગરાઉબલના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે, તેમાં કેટલીક શાખાઓ નીકળેલી હોય છે, તે ચોતરફ બહુધા ફેલાયલી હોય છે, તેના છેડા ઘણુંકરી નીચા ઢળતા હોય છે. પાન આંતરે આવેલાં હોય છે, તે પીળાસલેતા લીલારંગનાં અને ઘણુંકરી

લીસાં ને ચળકતાં હોય છે, તે ૧ થી ૩ કે ૩½ ઈંચ લાંબાં ને ½ ઈંચથી ⅔ ઇંચ પોહોળાં હોય છે, તે લાંબાં ને સાંકડાં, લાંબી અણીવાળાં હોય છે, તેની કોરપર સૂક્ષ્મ દાંતા હોય છે; તેની ડીટડી ઘણી ટુંકી હોય છે; ડીટડીના થડમાં તેથી લાંબાં સાંકડાં ઉપપાન હોય છે. ફૂલ પત્રકોણમાંથી પીળા રંગનાં નીકળેલાં હોય છે, તેની ડીટડી બહુધા અધવચથી સાંધાવાળી હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૫ ત્રિકોણાકાર, તળિયે જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીએ ૫ તળિયે જોડાયલી ને મથાળે છૂટી, અને પુ૦ બા૦ કોપથી લાંબી હોય છે. પું–અને સ્ત્રી–કેસરો બલા ( sida ) ની જાત પ્રમાણે; ફૂલ ૫ થી ૯ ખંડ અને અણીવાળાં હોય છે. બીજ રતાસ કે કાળાસલેતાં ભૂરાં કે ફીકા ભૂરા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પૌષ્ટિક, સ્વેદલ અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–આગલી બલા નં૦ ૩૯+૪૦ પ્રમાણે. એની છાલમાંથી નરમ રેસા નીકળે છે. એનું મૂળ સ્વેદલ, તાવ ઉતારનાર, પાચક, ચિરગુણકારી પૌષ્ટિક અને કૃમિઘ્ન ગણાય છે. પાન પોટીશની જગોએ વપરાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરપર માલેક અને હડિયા ડુંગરનાં ગીચ જંગલમાં, માધુપરના મધુવનમાં, કંડોરણા ઢાંસામાં, અને બીજી જગોએ ઘાસની સાથે એના છોડવા જુજ ઉગતા જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના સઘળા ગરમ ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એ વિશેષ કરી ડુંગરમાં ઉગે છે માટે **ડુંગરાઉબલ** કહેવાય છે. આર્યવૈદ્યકમાં નીચે પ્રમાણે ચાર પ્રકારની **બલા**ની વનસ્પતિ લખેલી છે. જેવી કેઃ–

**१–बला**–Sida carpinifolia.

**२–महाबला**–Sida rhombifolia.

**३–अतिबला**–Abutilon indicum.

**४–नागबला**–Grewia populifolia.

એ ચાર બલામાંની આ પેહેલી **બલા** છે.

ડા. **વૉટ** સાહેબ બંગાલાવાળા મરહુમ ડા. **ઉદયચંદ દત્તના** આધાર ઉપરથી નીચે પ્રમાણે ચાર જાતની **બલા** ( sida ) માને છે.

૧–બલા–sida cordifolia.

૨–મહાબલા–sida rhomboidea.

૩–અતિબલા–sida rhombifolia.

૪–નાગબલા–sida alba.

તો પ્રથમ લખેલી ૪ **બલામાં અતિબલા** ખપાટને અને **નાગબલા ગંગેટી**ને માનેલી છે. આવી જાતના ફેરફારથી પણ એ વનસ્પતિઓના ગુણમાં ફેરફાર થતો નથી. કેમકે **બલા**, ( sida ) **ખપાટ** ( abutilon ) અને **ગંગેટી** ( Grewia ) એ ત્રણે જાતની વનસ્પતિઓમાં ઘણુંકરી એક સરખા ગુણે રહેલા છે. બંગાલા તરફ **બલા** ( sida ) ની ઘણી જાતો ઉગે છે, અને કાઠિયાવાડ ગુજરાત તરફ **ખપાટ** ( abutilon ) અને **ગંગેટી** ( Grewia ) ની જાતની વનસ્પતિ વિશેષ ઉગે છે. માટે જ્યાં જેને જેમ સવલ લાગ્યું તેમ ચાર **બલા** માટે ચાર વનસ્પતિ લીધેલી જણાય છે. ત્યારે ઉપર કહેલી ત્રણ જાતની વનસ્પતિ એક બીજાની જગોએ વાપરવામાં આવે તો તેમાં કોઇ જાતની હરકત જણાતી નથી. કેમકે એ ત્રણે વનસ્પતિ સહેજ ફેરફારથી સમાન ગુણવાળી છે.

પણ વનસ્પતિશાસ્ત્રના નિયમ પ્રમાણે તો એ દરેક વનસ્પતિની તરાહ નિરનિરાળી છે. એ દરેક જાતની વનસ્પતિમાંથી જુદી જુદી જાતના રેસાએ નીકળે છે, એ દરેક વનસ્પતિમાં ચીકાશનો ભાગ ઓછોવત્તો હોય છે; બલા અને ખપાટની જાતની વનસ્પતિમાંથી ટકાઉ, લાંબા અને સુંવાળા રેસા નીકળે છે, જ્યારે ગંગેટીની જાતની વનસ્પતિમાંથી બરડ, ટુંકા અને ખડબચડા ( રેસા ) નીકળે છે.

આ તરફ ( કાઠિયાવાડ ) **બલા** અને **મહાબલા**નાં બીજને બલદાણા, અને **અતિબલા** ( ખપાટ ) નાં બીજને મ્હોટા બલદાણા કહે છે. પણ **નાગબલા** ( ગંગેટી ) નાં બીજ ઘણુંકરી બજારમાં મળતાં નથી. તેમ તેનાં બીજ ઓસડ તરીકે વપરાતાં પણ જોવામાં આવતાં નથી, કેમકે નાગબલા જ્યારે **ગંગેટી** છે, તો તેનાં ઝાડવાંમાં જુજ ફૂલ થાય છે, ને તેને વિશેષ કરીને જીવાત લાગે છે તેથી તેનાં બીજ ભાગ્યે જ હાથ લાગે છે. પણ એક સંન્યાસી પાસેથી સાંભળ્યું છે કે "**નાગબલા**નાં બીજ બે આની ભાર દરરોજ સાકર સાથે રાત્રિનાં સુતી વખતે ખાઇ માથે ટાઢું પાણી પીવાથી ફેફરૂં મટે છે." જુવો નંબર ૭૫.

---

## વર્ગ–(માલ્વેસી.)

### નંબર. ૪૨

**૧–શાસ્ત્રીયનામ**–S. rhombifolia.

દૃષ્ટાન્ત.–H. I. p. 323; N. p. 28; Watt. VI. part. II. p. 681; રૂ. નિ. પા. ૧૩૯.

**૨–દેશીનામ**.–ખેતરાઉબલ, ખેતરાઉબલદાણા (પો+ગુ૦); चिकना, सदेवा ( म० ) सहदेवा, पीतबला ( हिं० ) महाबला, सहदेवा, पीतपुष्पा (सं०).

**૩–વર્ણન**–ખેતરાઉબલદાણા અથવા મહાબલાના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા વધે છે. તેના ઉપરના ભાગમાં કેટલીક લાંબી શાખાએ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં, કાંગરીદાર, બન્ને છેડે સાંકડાં,

બુઠ્ઠાં ને વચમાં પોહોળાં અથવા તરેહવાર આકારનાં હોય છે. તેની નીચેની સપાટીપર રૂંછાળ વિશેષ હોય છે. ઉપપાન ઝીણાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ઘણુંકરી પાનની ડીટડીથી લાંબી હોય છે, તે પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે પાસે પાસે આવેલી હોય છે. ફૂલ પીળાં પણ ઘણીવાર ધોળાં પણ હોય છે. ફલમાં ગર્ભકોષ અથવા ખાનાં ૭ થી ૧૦ હોય છે. તેપર ઝીણી અણી હોય છે, કે હોતી નથી. બીજ બલાનાં બીજને મળતાં હોય છે. એના છોડવા ખેતરોને શેઢે અને વાડીઓની વાડ પાસે વિશેષ ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે. -

**ઉપયોગ**–સંસ્કૃતમાં લખાએલી ૪ **બલા** પૈકી આ બીજી બલા અર્થાત્ **મહાબલા** કહેવાય છે. "મહાબલાને સહદેવા* કહે છે, એ મૂત્રકૃચ્છ, વા, ઉનવા, બલતર, વિષમજ્વર, છાતીના રોગ, અર્શ, સોજા, તાવ, પરમો, બહુમૂત્રતા એ સર્વેને ટાળે છે; ધાતુપુષ્ટિ કરે છે, બળ વધારે છે." (વૈ. રૂ. ઈ).

એનાં મૂળનો કાઢો સંધિવાપર, અને પાન પેશાબની ગરમીપર અને પોટીશની જગોએ વપરાય છે. **બલા** અને **મહાબલાની** જાતની વનસ્પતિમાંથી ઘણા સુંદર રેસા નીકળે છે તે વિષેનો લંબાણ હેવાલ ડા. **વૉટ**ની ડિક્શનરીમાં ( Sida Fibre )નાં મથાળાં નીચે આપેલો છે, તે જીજ્ઞાસુએ વાંચવા લાયક છે.

---

## વર્ગ–(માલ્વેસી.)

### નંબર ૪૩.

**૧–શાસ્ત્રીયનામ**–S. cordifolia.

દૃષ્ટાંત–H. I. p. 324; N. p. 28; Watt VI. part. II. p. 680. રૂ. નિ. પા. ૧૩૮.

**૨–દેશીનામ**–બલ, બલનો છોડવો, બલા, બલદાણા (પો+ગુ૦) चिकना, लोविरसिर भाजी (મ૦) बरियाल (हिं०) बला (सं०)

**૩–વર્ણન**–બલાના છોડવા ૧½ થી ૩ ફીટ ઉંચા થાય છે, તે ચોમાસે ઘણા ઉગી આવે છે, અને કેટલીક જગોએ તે બારે માસ પણ જોવામાં આવે છે.

**મૂળ**–ઘણાં ઉંડા બેઠેલાં હોય છે, તે સુતળીથી પેનસીલ જેવાં જાડાં, ફીકા ધોળા રંગનાં, ચીકણાં ને મજબૂત હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી, પીળાસલેતા લીલા રંગની કે વખતે એક બાજુ જાંબુડા રંગની છાયાલેતી હોય છે. શાખાઓ ડાંડી કરતાં પાતળી પણ બીજી રીતે તેવી જ હોય છે. તેપર તારાકૃતિના વાળ છૂટક છૂટક આવેલા હોય છે, તેથી તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. કોમળ શાખાઓપર તારાકૃતિના વાળની સાથે બારીક ચળકતા ધોળા કે ભૂરા વાળની રૂંવાટી પણ આવેલી હોય છે. ડાંડી અને શાખાઓની છાલ પાતળી અને મજબૂત રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ૧ થી ૨ ઈંચ લાંબાં અને ¾ ઈંચથી ૧½ ઈંચ પોહોળાં હોય છે. તે હૃદયાકૃતિનાં, લંબગોલ, કાંગરીદાર અને ટેરવે જરા સાંકડાં થતાં બુઠ્ઠાં હોય છે. તેની બન્ને સપાટીપર મખમલ જેવી સુંવાળી રૂંવાટી હોય છે. ઉપરની સપાટીનો રંગ ફીકો લીલો અને નીચેનીનો વિશેષ ફીકો હોય છે. પાનની ડીટડી પાન કરતાં ટુંકી અથવા તેટલી લાંબી હોય છે, તે ઝીણી સુતળી જેવી પાતળી અને તેની ઉપરની બાજુ સલંગ છીછરી નીક હોય છે, ડીટડી પાનની કોરના સંગમ પાસે ઉપરની બાજુ બહુધા ગુલાબી રંગની હોય છે. ડીટડીપર જરા લાંબી રૂંછાળ હોય છે. ડીટડીને મથાળેથી મુખ્ય ૫ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે, તેમાંથી બીજી નસો નીકળેલી હોય છે, પાનના વચલા ભાગની નસો સામસામી, ઉંચી ચઢતી અને બહુધા સમાન્તર આવેલી હોય છે, તે પાનની કોરપરની કાંગરી પાસે વિભાગિત થઈ અથવા સીધી જ સમાઇ ગએલી હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે, વાસ મુળાનાં પાનને મળતી અને સ્વાદ તૂરો અને ચીકણો હોય છે.

પાનની ડીટડીના થડમાં ઝીણાં ઉપપાન અને ૧ થી ૩ સૂક્ષ્મ રસકુપ્પી હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ફૂલની ડીટડી નીકળેલી હોય છે, તે દોરા જેવી પાતળી, વાળની રૂંછાળથી ભરાયલી, ફૂલથી જરા નીચે સાંધાવાળી અને સાંધાથી ઉપર જરા જાડી થયેલી હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબી હોય છે. ફૂલ પીળા રંગનાં હોય છે, તેમાં પારસપીપળાનાં ફૂલને મળતી જરા વાસ હોય છે. ફૂલનો વ્યાસ ½ થી ¾ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી બાજુએ જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા છૂટા દેખાતા હોય છે, પત્રો પોહોળાં, અણીઆળાં, અને વાળની રૂંવાટીથી ભરાયલાં હોય છે. તે ¼ ઈંચ લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. દરેક પત્રપર એક ઉભી નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયે જોડાયલી ને મથાળે છૂટી હોય છે. તે તળિયે પુંકેસરનલિકા સાથે જરા વળગેલી હોય છે.

* સહદેવી–સદેડી એ Vernonia cinerea નું પ્રસિદ્ધ નામ છે. જુઓ નં૦ ૨૯૪.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તેની નલિકાના મથાળે ઘણા વિભાગો થયેલા હોય છે, જેપર પરાગ કોષવાળા સૂક્ષ્મ તંતુઓ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેના ગર્ભાશયમાં પાંચ ખંડ હોય છે. એ દરેક ખંડપર એકેકી નલિકા સૂક્ષ્મ મુખવાળી આવેલી હોય છે.

**ફલ**—૧½થી ૨ લાઇન લાંબું, અને પુ૦ બા૦ કોષની વચ્ચે આવેલું હોય છે. તે તેનાથી ભાગ્યે જ અથવા સહેજ બહાર નીકળતું હોય છે. ફલમાં પાંચ ખાનાં, અને દરેક ખાનાંમાં એકેકું બીજ હોય છે. ફલની છાલ પાતળી, ભૂરા રંગની અને વાળની સૂક્ષ્મ રૂંવાટીવાળી અથવા લીસી હોય છે, તેપર સૂક્ષ્મ જાળી કામ હોય છે. ફલનાં દરેક ખાનાંને મથાળે બે ઝીણી લાંબી અણી હોય છે, અને તે અણીપર જરા લાંબા વાળની રૂંછાળ હોય છે. આ અણી પુ૦ બા૦ કોષથી જરા બહાર દેખાતી હોય છે.

**બીજ**–ઘેરા ભૂરા કે કાળા રંગનાં, ½ લાઇન લાંબાં, લીસાં અને ભીંડાનાં બીજને મળતા આકારનાં પણ એક છેડે જરા લાંબી અણીવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**– } ઉપરનાં નંબર ૪૨ પ્રમાણે.
**૬–ઉપયોગ**– }

**૭–સ્થાનક**–એજન.

**૮–વિશેષવિવેચન**–ઉપરની બીજી **બલા** કરતાં આ **બલા** આ સ્વસ્થાનમાં વિશેષ ઉગતી જોવામાં આવે છે. અને **મહાબલા** અને આ **બલા**ની છાલમાંથી રેસા ઘણા સારા નીકળે છે. અને બજારમાં પણ આ **બલા**નાં બીજ વિશેષ કરી ગાંધીને ત્યાંથી મળે છે, અને તે પૌષ્ટિક પાકોમાં અને ઉપલેપક કાઢાઓમાં વધારે વપરાય છે. "એનાં મૂળની છાલ સુકવી ખાંડી દૂધ તથા સાકર સાથે પીએ તો પેશાબ ઘણીવાર જાવું પડતું હોય તે મટે છે. બલદાણા ( એનાં બીજ ) ગરમીના ઝાડાને મટાડે છે, ધાતુપુષ્ટી કરે છે, બળને વધારે છે." ( વૈ૦ ૩૦ ઈ)

---

## વર્ગ– ( માલ્વેસી. )

### નંબર. ૪૪

**૧–શાસ્ત્રીયનામ**–Abutilon polyandrum.

દૃષ્ટાન્ત–H. I. p. 325; N. p. 28; Watt. I. p. 17.

**૨–દેશીનામ**–ખાજવણીખપાટ ( પો+ગુ૦ ); મુદામ (મ૦).

**૩–વર્ણન**–ખાજવણીખપાટના છોડવાઓ ચોમાસે ઘણા ઉગી નીકળે છે. એ જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથાબંધ ઉગે છે. એના છોડવાઓ ૨ થી ૫ ફીટ ઉંચા વધે છે. એની શાખાઓ લાંબી ઉંચી ઘણુંકરી તરસાની પેઠે સીધી વધેલી હોય છે. એના આખા છોડવાપર વાળની રૂંવાટી હોય છે. અને એ રૂંવાટી શિવાય બીજા ઘણુંકરી ગોળ મથાળાંવાળા લાંબા વાળ પણ આવેલા હોય છે. આ વાળની વચ્ચે ચીકાસલેતા રસનાં બિંદુઓ હોય છે. આ વાળ અને રસ હાથને લાગતાં હાથમાં ચેળ અથવા ખાજ ચાલે છે. પાન ગોળાઈલેતાં અથવા ૩ ખૂણીઆં, લાંબી અણીવાળાં, અને લાંબી ડીટડીપર હોય છે. ફૂલ પીળા રંગનાં હોય છે. તે ઘણુંકરી બપોર પછી ઉઘડે છે. ફલ નીચેથી ગોળાઇલેતાં ને મથાળે ખાડાવાળાં ફીકા ભૂરા રંગનાં હોય છે.

આ આખા છોડવાનો રંગ જરા પીળાસપર હોય છે.

**મૂળ**–૪ થી ૬ ઇંચ કે વખતેં ફુટેક લાંબું હોય છે. તેમાંથી થોડાક આડા અવળા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ સૂતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. પણ મ્હોટા અને બીજા વરસના છોડવામાં તે વખતેં આંગળી કે અંગુઠા જેવું જાડું થયેલું હોય છે. એ બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગનું ને કઠ્ઠણ હોય છે. મૂળની અંતરછાલ ઘણી સફેદ, લીસી, જાડી, રેસાવાળી અને ચીવટ હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસ લેતો તીખો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સ્લેટપેનથી પેનસીલ કે આંગળી જેવી જાડી હોય છે. ડાંડીપરની છાલ ફીકા ધોળા રંગની અને ખડબચડી હોય છે. કોમળ શાખાઓ ઉપર ભૂરાવાળની રૂંવાટી આવેલી હોય છે. શાખાઓનો રંગ ફીકો લીલો હોય છે. શાખાઓ ગોળ હોય છે. ને તેપરની છાલ રેસાની પેઠે સળંગ ઉતરી આવે એવી ચીવટ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. ડીટડી ૨ થી ૩ કે વખતે મ્હોટાં પાનમાં ૪ થી ૬ ઇંચ લાંબી અને ઘણુંકરી લીંબડાની સળી જેવી જાડી હોય છે. તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે. ડીટડીને પાનથી જરા નીચે સાંધો હોય છે, તેની ઉપરની બાજુ ચપટી અને તેની નીચેની બાજુએ ઉભી હાંસો આવેલી હોય છે. પાન કાંગરીદાર હોય છે, અને તેની કોર ડીટડી પાસે વિભાગિત હોય છે. ડીટડીને મથાળેથી ૫ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. પાન ગોળાઇલેતાં, ને વખતે અધવચ ઉપરથી ત્રણ ખૂણીઆ થયેલાં હોય છે, તેમાં વચલો ખૂણો વિશેષ લાંબો હોય છે. પાનનાં ટેરવાં લાંબાં અને અણી થતાં હોય છે. પાન પાતળાં ને ખરસટ હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો અને નીચેનીનો જરા ફીકો હોય છે. પાનની નીચેની સપાટીપર તારાકૃતિના અને બીજા લાંબા ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે. ઘણીવાર પાન લીલી, પીળી છાટણીથી ચિત્રિત થયેલાં હોય છે. પાન ૩ થી ૪ ઇંચ અથવા ૫ થી ૮ ઇંચ લાંબાં અને પોહોળાં હોય છે. ઘણીવાર આ મ્હોટાં

પાનની વચ્ચે નાહાનાં નાહાનાં પાન પણ આવેલાં હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે, તેની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો અને ખરસટ હોય છે.

**ફૂલ**–ડાંડી અને શાખાઓના છેડાપર પત્રકોણમાંથી ફૂલો નીકળેલાં હોય છે. ફૂલની ડીટડીઓ પાન કરતાં લાંબી હોય છે. ફૂલો બબ્બે ચચ્ચાર પાસે પાસે નીકળેલાં હોય છે. ઘણીવાર ફૂલની એક મુખ્ય ડીટડીપર ડીટડીના સાંધા નીચેથી બે ફૂલો આવેલાં હોય છે. ફૂલ પીળા રંગનાં ને સહેજ સુગંધિત હોય છે. ફૂલનો વ્યાસ $\frac{3}{4}$ થી ૧$\frac{1}{4}$ ઇંચ જેટલો હોય છે. ફૂલની ડીટડી લીંબડાની સળીથી કંઇક પાતળી હોય છે, ને તેપર વાળની રૂંવાટી અને ગોળ મથાળાંવાળા વાળ આવેલા હોય છે જેપર સહેજ ચીકણા રસનાં બિંદુઓ હોય છે. આ ડીટડી $\frac{3}{4}$ ઇંચ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબી હોય છે. અને તે પુ૦ બા૦ કોષથી થોડે નીચે સાંધાવાળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે રંગે લીલાં ને ૨ લાઇન લાંબાં હોય છે. તે નીચેથી જોડાયલાં અને અધવચ ઉપરથી છૂટા દાંતા જેવાં દેખાતાં હોય છે. દાંતા નીચેથી પોહોળા ને ટેરવે અણીથતા હોય છે. દરેક દાંતાપર વચ્ચોવચ એક ઉભી નસ હોય છે. આ પત્રોપર પણ વાળની રૂંવાટી અને ગોળ મથાળાંવાળા જરા લાંબા વાળ હોય છે. જેનાપર ચીકણા રસનાં બિંદુઓ આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે, તે નીચેથી પુંકેસરનલિકા સાથે જોડાયલી, ને ઉપર પાંચે જૂદી દેખાતી હોય છે. પાંખડી લીસી, ચળકતી ને પીળી હોય છે. તે તળિએ સાંકડી ને મથાળે પોહોળી હોય છે, તેની અંદરની બાજુ તળિયે વાળની રૂંછાળ હોય છે. પાંખડીપર ઉભી નસો આવેલી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે. ને તે કેસરીઆ રંગનાં હોય છે. તેનાપર આવેલા પરાગકોષ અને પરાગકોષની અંદર આવેલી પરાગરજ ફીકા પીળા રંગનાં હોય છે ને તેને મથાળે વાળની રૂંછાળ આવેલી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પાંખડીથી ટુંકી હોય છે, તેનો ગર્ભાશય ૫ થી ૬ ગર્ભકોષવાળો, પીળાસલેતા લીલા રંગનો ને પુ૦ બા૦ કોષને તળિયે ઉભો આવેલો હોય છે. તેનાં મથાળાંપર વાળની રૂંછાળ હોય છે. સ્ત્રીકેસરનલિકાઓ ૫ થી ૬ જૂદી જૂદી પુંકેસરો જેટલી લાંબી તેઓની વચ્ચે આવેલી હોય છે, પણ તે તેઓનાથી જરા જાડી હોય છે. તે લીલાસલેતા પીળા રંગની ને તેને મથાળે ગોળાઈ લેતું સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–૩ લાઇન લાંબું અને તેટલુંજ પોહોળું હોય છે. ફલની નીચે પુ૦ બા૦ કોષ ઘણા લાંબા વખત સુધી રહે છે. ફલ પાંચ ઉભી ફાંકો કે કોષવાળું હોય છે. તે દરેક ફાંકની બહાર ગીચ રૂંવાટી હોય છે, અને તેની અંદરની બાજુ લીસી ને ચળકતી હોય છે. તે દરેક ફાંકને મથાળે ઝીણી કાંટા જેવી અણી હોય છે. ફલ કાચું હોય છે ત્યારે લીલા ને પાકીને સુકાય છે ત્યારે ફીકા ભૂરા રંગનું થઇ જાય છે. ને તેની પાંચે ફાંકો એક બીજાંની બાજુએથી છૂટી પડી જઇ તેનાં પડ ઉભાં ઉઘડી જાય છે; ત્યારે તે આખા ફલમાં એનાં ૧૦ પડ દેખાય છે. અને તે દશે પડની ઉપર અક્કેક અણી દેખાય છે, એટલે કાચા ફલમાં જે ૫ અણી દેખાતી હતી તે ફલ પાકીને તેનાં પડ ઉઘડી જવાથી ૧૦ દેખાય છે. વખતે ફલમાં ૬ ફાંકો હોય છે, ત્યારે તે ઉઘડવાથી તેનાં ૧૨ પડ અને મથાળે ૧૨ અણી દેખાય છે. ફલની દરેક ફાંકમાં ૨ થી ૩ બીજ હોય છે.

**બીજ**–ભૂરાસલેતા કાળા રંગનાં હોય છે, તે ભીંડાનાં બીજ જેવાં હોય છે. બીજને એક છેડે જરા અણી હોય છે. બીજની સપાટીપર રતાસલેતા સૂક્ષ્મ ખરસટ વાળની બાનક હોય છે. તે $\frac{3}{4}$ લાઇન લાંબાં અને $\frac{1}{2}$ લાઇન પોહોળાં હોય છે. બીજની કઠ્ઠણ છાલ કાઢી નાંખતાં તેમાંથી તેલીઓ ફીકો ધોળો મગજ નીકળે છે. એની વાસ ઉગ્ર ને સ્વાદ ચીકણો ને તેલીઓ લાગે છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલ અને બીજનો ઉકાળો ગાળીને તેમાં મધ કે સાકર મેળવીને પેશાબની ગરમીવાળાને અપાય છે. એના આખા છોડવાને બાળી તેની રાખ રંગના કામમાં વપરાય છે. એનાં ફૂલ સાકરની સાથે વાટી પ્રમેહવાળાને પીવરાવે છે. એની છાલમાંથી બારીક, ચળકતા, ધોળા રેસા નીકળે છે, તેની સુતળી, દોરી, અને બ્રશ સારાં થઇ શકે છે.

**૭–સ્થાનક**–હડિયા જંગલમાં પ્રાંસીઆ તળાવકાંઠે બાવળો નીચે, ગોઢાણાં જંગલમાં ગીચ ઝાડીવાળી તળીઓમાં, અને રાણાવાવ તથા રાજવાડી બાગમાં વડ અને આંબલીની છાયામાં એના છોડવા ઉગે છે. એ હિંદુસ્થાનના પશ્ચિમોત્તર ભાગમાં અને દક્ષણમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–આ ખપાટના છોડવાપરના ગોળ મથાળાંવાળા વાળ અને તેપરના ચીકણા રસને અડકતાં ચેળ અથવા ખાજ ચાલે છે, માટે એને **ખાજવણી ખપાટ** કહે છે.

---

## વર્ગ–( માલ્વેસી ).

### નંબર ૪૫.

**૧–શાસ્ત્રીયનામ**—A. Indicum.

દૃષ્ટાન્ત–H. I. p. 326; N. p. 28; Watt.

I. p. 16; રૂ. નિ. પા. ૧૪૦.

**દેશીનામ**–ખપાટ (પો૦) ડાબલી, કાંસકી (ગુ૦) मुद्रा, पीटारी, मदमी, करनडी, (म) कंघी, पोटारी (हिं०) अतिवला, कंकतिका (सं०).

**૩–વર્ણન**–ખપાટના છોડવા બારે માસ જોવામાં આવે છે. તો પણ ચોમાસે તે ઘણા ઉગી આવે છે. તે ૪ થી ૮ ફીટ ઉંચા વધે છે. તેમાંથી થોડીક લાંબી શાખાઓ નીકળેલી હોય છે. વખતે એની ડાંડી અને શાખાપર જાંબુડા રંગની છાયા હોય છે. પાન ગોળાઇ લેતાં અથવા ખૂણીઆવાળાં હોય છે. ફૂલ પીળા રંગનાં હોય છે. તે બપોર પછી ઉઘડે છે. ફલ ડાબલીનાં નીચલાં પડ જેવાં ને કાંસકી કે દંતીઆના દાંતા જેવી ઘણી ફાંકોવાળાં હોય છે.

એના આખા છોડવાપર લીલાસલેતા ફીકા મખમલી સુંવાળા સૂક્ષ્મ વાળની રૂંવાટીનું અસ્તર હોય છે.

**મૂળ**–સુતળીથી અંગુઠા કે વખતે હાથનાં કાંડાં જેવું જાડું હોય છે. તે ઉપરથી ભૂરા અને અંદરથી ધોળા રંગનું હોય છે. તેમાંથી થોડાક ફાંટાઓ અને ઝીણા રેસાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ ચીવટ રેસાવાળી અને પાતળી હોય છે. મૂળનું લાકડું કઠ્ઠણ, વાસ ઉગ્ર અને સ્વાદ ફીકો ચીકણો અને ગળચટો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી પેનસીલથી આંગળી જેવી જાડી ને ગોળ હોય છે. તે ફીકા લીલા રંગની ને તેપર આંગળી ફેરવતાં તે સુંવાળી લાગે છે. શાખાઓ ડાંડીથી પાતળી હોય છે. ને તેપર સુંવાળા વાળની રૂંવાટી વધારે હોય છે. તેથી તે વધારે સુંવાળી લાગે છે. ડાંડી અને શાખાઓ ઉપરની છાલ પાતળી, મજબૂત ને લાંબા રેસાવાળી હોય છે. આ છાલ ડાંડીપરથી ઉતારી હોય તો સળંગ ઉતરી આવે છે. ડાંડી અને શાખાઓ વચમાંથી પોચાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેપર બન્ને બાજુએ સુંવાળી લીલાસલેતા રંગની રૂંવાટીનું અસ્તર હોય છે. તેથી પાનપર બન્ને બાજુએ આંગળી ફેરવતાં તે મખમલ જેવાં ઘણાં સુવાળાં લાગે છે. પાનની ડીટડી ૧ થી ૭ ઇંચ લાંબી હોય છે. તેને મથાળેથી ૭ થી ૯ નસો અથવા રેષા નીકળી પાનમાં ગયેલી હોય છે. પાન ૧$\frac{1}{2}$ થી ૫ કે ૬ ઇંચ વ્યાસનાં હોય છે. પાન ગોળાઇ લેતાં અને ટેરવે અણીથતાં હોય છે. પાનની કોરપર ઘણુંકરી સૂક્ષ્મ દાંતા હોય છે. ને ડીટડી પાસે તેની કોર વિભાગિત થયેલી હોય છે. વખતે પાનની કોરપર એ ત્રણ ખૂણા નીકળેલા હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની જરા ફીકી હોય છે.

પાનની ડીટડીના થડમાં બન્ને બાજુએ અક્કેક સૂક્ષ્મ નીચું ઢળતું ઉપપાન હોય છે.

**ફૂલ**–શાખા અને ડાંડીના છેડા પાસે ઘણુંકરીપત્રકોણમાંથી અક્કેક ફૂલ નીકળેલું હોય છે. ફૂલ પીળા રંગનું હોય છે. તે ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચ વ્યાસનું હોય છે. એની વાસ પારસપીપળાનાં ફૂલની વાસને મળતી હોય છે. ફૂલની ડીટડી જે પાન પાસેથી નીકળેલી હોય તે પાનની ડીટડી કરતાં લાંબી અને વખતે સહેજ તેથી પાતળી હોય છે. આ ડીટડી ફૂલથી થોડે નીચે સાંધાવાળી હોય છે. એનો સાંધો સ્પષ્ટ દેખાતો જરા ચઢી આવેલો હોય છે. ને સાંધાપરથી ડીટડી જરા જાડી થયેલી હોય છે. ડીટડીપર સુંવાળા વાળની રૂંવાટીનું અસ્તર હોય છે. અને તેનાપર થોડા લાંબા ધોળા બીજા વાળ પણ આવેલા હોય છે. ડીટડી ૨$\frac{1}{2}$ થી ૩ ઇંચ લાંબી હોય છે. એનો રંગ ફીકો લીલો અથવા એક બાજુ જાંબુડી છાયાલેતો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ હોય છે. અર્થાત્ પાંચ પત્રોથી પુ૦ બા૦ કોષ બનેલો હોય છે. આ કોષ ફીકા લીલા રંગનો નીચેથી જોડાયલો એક પોહોળી નાહાની વાટકી જેવો થઇ રહેલો હોય છે. અને ઉપર તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. એ કોષ પુ૦ અભ્ય૦ કોષથી નાહાનો હોય છે. એનાપર સુંવાળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ કોષની અંદરની બાજુના વાળ વધારે લાંબા અને ધોળા હોય છે. એ કોષની પ્યાલીપરના પાંચે દાંતા નીચે પોહોળા ને ઉપર સાંકડાથતા ટેરવે અણીદાર હોય છે. એ દરેક દાંતાપર વચ્ચોવચ એક ઉભી સ્પષ્ટ દેખાતી નસ હોય છે. અને એ નસની બન્ને બાજુએ દાંતાની કોરપર અક્કેક જરા ઝાંખી નસ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે, અર્થાત્ પાંચ પાંખડીઓ મળીને પુ૦ અભ્ય૦ કોષ બનેલો હોય છે. આ પાંચે પાંખડીઓ નીચેથી જોડાયલી, ને ઉપરથી છૂટી હોય છે. દરેક પાંખડી નીચે સાંકડી થતી ને ટેરવે પોહોળી હોય છે. ટેરવાં પાસે એનો એક છેડો જરા બહાર નીકળતો હોય છે. આ દરેક પાંખડીની કોર એક બીજીપર થોડી ચઢેલી અર્થાત્ ઉપરા ઉપર આવેલી હોય છે. પાંખડીઓ લીસી અને ચળકતી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી આંતરે આવેલી હોય છે. પાંખડીપર તાડનાં પાનપર હોય છે તેવી ઉભી નસો હોય છે. પાંખડીઓ નીચેના ભાગમાં પુંકસરનળિકા સાથે જોડાયલી હોય છે.

**પુંકેસરો**–ઝાઝાં હોય છે, તે પીળા રંગનાં અને પાંખડીઓથી ટુકાં હોય છે. તેપરના પરાગકોષ અને પરાગકોષમાંની પરાગરજ પણ પીળા રંગનાં હોય છે. પરાગરજના દાણા આઇગ્લાસ (સૂક્ષ્મ વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચ) થી જોતાં ગોલ અને અર્ધ પારદર્શક દેખાય છે. પુંકેસરનલિકાપર તારાકૃતિના કે

આડા અવળા જરા લાંબા વાળની રૂંછાળ આવેલી હોય છે. અને એ નલિકાના ઉપરના ભાગમાં પુંકેસરના તંતુઓ લીસા અને ચળકતા ચોતરફ આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. પણ તેના ગર્ભાશયની ૧૫ થી ૨૦ ફાંકો હોય છે. એ દરેક ફાંક બે પડથી બનેલી હોય છે. એ દરેક ફાંકનાં મુખપર એકેકી સ્ત્રીકેસર-નલિકા આવેલી હોય છે. એ નલિકાઓ લીસી, ચળકતીને લીલા રંગની હોય છે. તે પુંકેસરો જેટલી લાંબી, અને તેથી કંઇક જાડી, અને તેઓની વચ્ચે આવેલી હોય છે. એ નલિકાઓને મથાળે ગોળાઇ લેતાં સૂક્ષ્મ મુખ હોય છે. જેટલી સ્ત્રીકેસરનલિકાઓ હોય છે તેટલી સ્ત્રીકેસર ગર્ભાશયની ફાંકો *હોય છે, અને એ સઘળી ફાંકો પાસે પાસે આવી એક ગર્ભાશય (આદિફલ) બનેલો હોય છે. આ ગર્ભાશય પાંચ પાંખડીઓની નીચે પાંચ ખૂણીઓ, લીલા રંગનો મથાળે નાહાની ખાડવાળો આવેલો હોય છે. ને તેનાપર સફેદ, લાંબા, ખરસટ ગીચોગીચ વાળની રૂંછાળ હોય છે.

**ફલ**–કાચાં હોય છે ત્યારે પીળી છાયાલેતાં ફીકા લીલા રંગનાં હોય છે પણ જ્યારે પાકીને સુકાય છે ત્યારે કાળસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. એ ફલ ½ થી ¾ ઇંચ લાંબાં ને તેટલાંજ પોહોળાં હોય છે. તેપર ધોળા, ચળકતા, આડા અવળા વાળની રૂંછાળ હોય છે. તેમાં ૧૫ થી ૨૦ જૂદી જૂદી ફાંક દેખાતી હોય છે, એ દરેક ફાંક (ગર્ભકોષ) બન્ને પાસે દબાયલી હોય છે, ને તેને મથાળે અને વચ્ચોવચ્ચ એકેક અણી હોય છે, એ દરેક ફાંકમાં ત્રણ ત્રણ બીજ હોય છે. સારી પેઠે સુકાયલાં ફલને ઘુઘરાની પેઠે વગાડયું હોય તો તેની ફાંકમાંનાં બીજ તેમાં ઘુઘરા પેઠે વાગે છે. ફલ તદ્દન સુકાણા પછી તેપરના વાળ ભૂરા રંગના થઇ જાય છે, અને તેની ફાંકો ખપાટિયાંની પેઠે એક બીજીથી જૂદી પડે છે. ફલનો આકાર ચક્રાકાર, અથવા ગોળ છાપ કે ડાબલી જેવો હોય છે· ફલનું મથાળું બાજુએથી ભરાયલું હોય છે, અને તેની વચ્ચોવચ્ચ સાંકડો ખાડો હોય છે. પુ૦ બા૦ કોષ એ ફલની નીચે ઘણા લાંબા વખત સુધી ટકી રહેલો હોય છે. ફલ પુ૦ બા૦ કોષ કરતાં ઘણું લાંબું હોય છે.

**બીજ**–⅛ લાઇન લાંબાં, અને ⅛ લાઇનથી કંઇક પોહોળાં હોય છે. તે એક છેડે અણીદાર અને બીજે ગોળાઇલેતાં હોય છે. એનાં બન્ને પાસાં જરા દબાયલાં હોય છે. બીજનો રંગ કાળાસલેતો ભૂરો હોય છે, બીજ કઠ્ઠણ અને તેની સપાટીપર સૂક્ષ્મ વાળ જેવી બાનક હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ,

**૫–ગુણદોષ**–પૌષ્ટિક, ઉપલેપક, રોપક અને મૂત્રલ.

**૬–ઉપયોગ**–ખપાટની જડ પાણીમાં ઘસી અફીણના ઉતાર માટે પીવરાવાય છે. મૂળની છાલનો ઉકાળો અથવા સ્વરસ ગુદાના દરદમાં અપાય છે. એનાં મૂળનો ઉકાળો ગરમ તાવમાં ઠંડાઇ તરીકે આપવામાં આવે છે. અને તે ગળતા કોઢમાં પણ ઉપયોગી છે, એમ કહેવાય છે. એની છાલ કે પાનના કાઢાના મોઢું પાકયું હોય તો તેનાપર કોગળા કરાવે છે. પાન ચાવીને મોઢામાં રાખવાથી મોઢાંની ગરમી ઓછી થાય છે. એનાં પાનને વાટીને તેનો રસ સાકર સાથે મેળવી પેશાબની ગરમીવાળાને અપાય છે. છાતી કે મોઢાંમાંથી લોહી પડતું હોય તો એનાં કોમળ પાનનો રસ દુધ સાથે મેળવીને પીવરાવવામાં આવે છે. પાનનો કાઢો પરમા, હરસ અને ફુકણાના સોજા ઉપર અપાય છે. ખપાટનાં પાન વાટીને ટાઢી પોટીસ તરીકે બંધાય છે, જેથી ચાંદાં જલદી રૂઝાઇ જાય છે. ખરજવાં અને વાળાંની બળતરા ઉપર ખપાટનાં પાન વાટીને મુકે છે, તેથી બળતરા અને રસી ઓછાં થાય છે. એનાં બીજને બજારમાં **મ્હોટાં બલબીજ** કહે છે, અને તે ઘણા પૌષ્ટિક પાકોમાં નાખવામાં આવે છે. બીજનો ઉકાળો ચિરગુણકારી પૌષ્ટિક અને ઉપલેપક તરીકે અપાય છે. એનાં બીજની ઊપરની છાલ કાઢી અંદરનાં મીંજની ગોળ સાથે ગોળી કરી કફ તથા છાતીના દરદવાળાને અપાય છે. છોકરાંના પેટમાં ઝીણાં કીરમ પડવાથી તેની આમણ નીકળતી હોય કે બગડેલી હોય, તો બલબીજની ધુણી આપે છે. અને એનાં ફૂલ અને કાચાં ફલ પરમાવાળાને સાકરની સાથે ખવરાવે છે. ખપાટની છાલમાંથી રેસા નીકળે છે જે ઘણા લાંબા, સફેદ, ચળકતા અને મજબૂત હોય છે, તેની દોરી, દોરડાં, નોતર, રાસ વગેરે બનાવવામાં આવે છે. યુરોપમાં જેમ Marsh–Mallow વપરાય છે તેમ આપણા દેશમાં **ખપાટ** વપરાય છેઃ–

"ચીકણાં એ ચાર જૂદી જૂદી જાતના ઝાડની પેદાશ છે, સંસ્કૃતમાં તેને બલા કહે છે, બલાએ અહીં કાંસકી અને ખાપટ (ખપાટ) નામથી પ્રસિદ્ધ છે. તેનાં પાન હથેળીનાં જેવાં થાય છે. તે બલદાણાની જાતનું ઝાડ છે. પણ તે બલદાણાથી મ્હોટાં થાય છે. બીજમાં એક જાતનો તેલનો ભાગ રહેલો છે. તેને ખાંડતાં બહુ મહેનત પડે છે, માટે ખાંડતાં પેહેલાં તડકાની અંદર સુકાવવાં જોઇએ.

બનાવટ–૧ માષબલાદિ કવાથ, ૨ બલા તૈલ.

૧–માષ બલાદિકવાથ–અડદની દાળ, ખપાટનાં મૂળ, એરંડમૂળ, કૌચાં, એખરો, રાશના, આસગંધ એ બધાં મળી ૨ તોલાં અને પાણી ૩૨ તોલાં તેનો રીતસર કવાથ કરવો.

* ફાંક–ગર્ભકોષ–carpel.

૨–બલાતેલ–બલાનાં મૂળ ૪ શેર લઇ તેને ૩૨ શેર પાણીમાં ઉકાળવાં, આઠ શેર પાણી બાકી રહે ત્યારે તેની અંદર ૮ શેર દુધ, ચાર શેર તેલ અને એક શેર ખપાટનાં મૂળ નાખવાં અને તેનું રીતસર તૈલ સિદ્ધ કરવું.

ગુણઃ–શીતળ, પૈષ્ટિક, મગજને પુષ્ટિ આપનાર. વિષમજ્વરની અંદર સુંઠની સાથે ખપાટનો કવાથ આપવામાં આવે તો તે હઠે છે. તે પૈષ્ટિક છે અને કૌવતને માટે બીજી યોગ્ય દવાઓ સાથે તે લેવાય છે. ખપાટની પૈષ્ટિક અસર મગજને અસરકારક હોવાથી તે જીર્ણ વાતવ્યાધિ ઉપર વપરાય છે. અર્ધાંગ વાયુ, અર્દિત, કર્ણનાદ, માથાનો દુખાવો અને ગલગ્રહ વગેરે દરદોમાં માષબલાદિ કવાથ હીંગ અને સિંધાલૂણ સાથે લેવાથી ઘણો સારો ફાયદો થાય છે; તેમજ વાતવ્યાધિમાં તેનું મર્દન કરવું પણ ફાયદાભરેલું છે. ખપાટનો કાઢો દુધ સાથે પીવાથી અર્દિત શાન્ત થાય છે. તેની પાડનું ચૂર્ણ સાકર અને દુધમાં મેળવી લેવાથી પ્રદર, બહુમૂત્રતા, કળતર, ત્રૂટ, તથા કમરનો દુખાવો પણ દૂર થાય છે. તે કૌવત આપનારી દવા છે.

માત્રા–ખપાટના દાણા ૦। તોલો. માષબલાદિકવાથ ૪ થી ૮ તોલા." (ડા. વીરજી ઝીણા રાવલ. એલ, એમ, એસ. જામનગર).

"કૃમિ, બળતર, તરશ, વિષ, ઉલટી એ સરવેને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી. જુનાગઢ.)

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં, રસ્તાઓની બાજુએ, વાડી અને ખેતરોને શેઢે, અને પાણીના ધોરીઆ કાંઠે તેમ જ કાદીવાળી જમીનપર, ને પડતર જમીનપર ખપાટ ઉગેલી જોવામાં આવે છે. એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–ખપાટ એ નામ આપણા દેશીલોકો સાધારણ રીતે અંગ્રેજી (Generic) નામ Abutilon ની પેઠે બધી જાતના ખપાટના છોડવાને લગાડે છે.

બધી જાતના ખપાટના છોડવા સાધારણ રીતે એક બીજાને મળતા હોય છે, તોપણ છોડવાની ઉંચાઈ, પાન, ફૂલ, ફળ અને તેના છોડવા ઉપરના વાળ વગેરેમાં જે જે તફાવત હોય છે, તે પરથી તેનાં ખાસ (Specific) નામો આપણા લોકોએ પણ જૂદાં જ આપેલાં છે જેમકેઃ–

૧–ખાજવણી ખપાટ-Abutilon Polyandrum.
૨–ખપાટ–A. Indicum.
૩–મખમલી ખપાટ–A. Muticum.
૪–નાહાની ખપાટ– A. Avicennuæ.
૫–ધોળી ખપાટ–A. Ramosum.
૬–ઝીણકી ખપાટ–A. Fruticosum.

દેશી પ્રાચીન ઔષધોમાં જે ચાર **બલા** ગણવામાં આવેલી છે, તેમાની ત્રીજી બલા **अतिबला** છે, અને તેનું પ્રાકૃત નામ **ખપાટ** આ તરફ અપાયલું છે. **ખપાટ** એ નામ, એનાં ફલમાંની ફાંકો **ખપાટિયાંની** પેઠે બન્ને પાસેથી ચપટી અને એક બીજીથી (કરવતથી વેરાતાં લાકડાંનાં પાતળાં પાટીઆંની માફક) જૂદી પડે છે તે ઉપરથી પડયું લાગે છે. એનું ગુજરાતી નામ **કાંસકી** અને હિંદીનામ **કંધી**, એ સંસ્કૃત **कंकतिका** પરથી નીકળ્યાં હોય, અથવા એ પ્રાકૃત નામોનું **संस्कृत** બનાવેલું હોય, તો તે પણ બનવા જોગ છે. કાંસકી, કંધી અને કંકતિકાએ નામો, એનાં ફલમાંની ફાંકો જૂદી પડતી વખતે તેનો દેખાવ કાંસકીના હારબંધ દાંતા જેવો દેખાય છે તે પરથી નીકળ્યાં હશે. એનાં ફલના ગોળ છાપ જેવા આકાર પરથી **મુદ્રા** અને મથાળે ખાડ હોવાથી **ડાબલી** એ નામો પડેલાં લાગે છે

ખપાટની ડાંડી અને શાખાઓને ૨૦ થી ૨૫ દિવસ પાણીમાં પલાળી રાખે છે ત્યારે તેની છાલ તે પરથી છૂટી પડે છે. પછી તે છાલને ચોળવાથી તેનો સડેલો માવો નીકળી જાય છે, અને રેસા ચોખા થાય છે. આ રેસા છોડ પ્રમાણે લાંબા, લીસા, ચળકતા અને સફેદ હોય છે.*

* ખપાટના રેસા રાજકોટ અને ગોંડલનાં છેલાં પ્રદર્શનમાં આ સ્ટેટ (પોરબંદર) તરફથી મુકવામાં આવેલા હતા. ત્યાં તેની તપાસ થતાં ઝીણીદોરી બનાવવાના કામમાં સારી રીતે આવી શકે એમ પરીક્ષકોના ધ્યાનમાં આવ્યું હતું. ત્યાર બાદ અમદાવાદમાં ભરાયલાં ૧૮ મી **ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ**ના સંબંધના પ્રદર્શનમાં ખપાટના રેસા, તેમાંથી બનાવેલ સુતળી, દોરી, અને ખપાટનો તાંણો અને કેતકીનો વાંણો એમ ભેળ કરી તેનાં બનાવેલ કપડાંના નમુના મુકવામાં આવ્યા હતા. ત્યાં પણ ઘણા વેપારીઓનું ધ્યાન એના તરફ ખેચાણું હતું અને ખપાટના રેસાવિષે–"(Khapat fibre if it can be sold at say 27 lbs of a rupee it will command a good market)"—વડોદરાના ના૦ મહારાજા સા૦ બા૦ નાં ફરમાનથી રિમાર્ક થએલ હતો કે "ખપાટના રેસા રૂપીઆના ૨૭ રતલ વેંચી શકાય તો તેની સારી બજાર ચાલી શકે.":

**વૉટ** સાહેબ લખે છે કે-યુનાઈટેડસ્ટેટમાં ખપાટના રેસા વિષે ઘણું ધ્યાન આપવામાં આવેલું છે. અને તે **મેનીલાહેમ્પ** અને **ઇન્ડિયન જ્યુટ** અર્થાત્ સણ અને ગુણપાટના રેસા કરતાં વધારે દેખાવડા હોય છે. એમ કહેવામાં આવે છે કે ખપાટના રેસાપર કોઈ પણ રંગ જલદીથી ચડી શકે છે. અને તેનો ચળકાટ જેવોને તેવો રહે છે. એક એકર જમીનમાં ખપાટ વાવી હોય તો તેમાંથી રેસા કાઢવા લાયક ખપાટની ડાંડી અને શાખાઓ આશરે પાંચ ટન નીકળી શકશે અને આશરે સેંકડે ૨૦ ટકા તેમાંથી ચોખા રેસા તૈયાર થઈ શકશે. ગુણપાટના રેસા કરતાં ખપાટના રેસા વધારે સારા ગણાવાને લીધે **ફિલાડેલફિયા**માંનાં દોરડાં બનાવવાનાં કારખાનાંવાળાઓ સણના રેસાની વધારેમાં વધારે જે કીમત લાગે છે, તે કીમતે ખપાટના રેસા ખરીદ કરવાની માગણી કરે છે. માટે આ ખપાટ અને તેની બીજી જાતોમાંથી નીકળતા રેસાની ઘણી સારી રીતે તપાસ થાવી, એ બહુ જરૂરનું છે. ખપાટનાંબીજ છાંટીને વાવવાની ભલામણ કરવામાં આવે છે. ખપાટ આ સ્ટેટ (પોર-

## વર્ગ—( માલ્વેસી.)

### નંબર. ૪૬

૧–શાસ્ત્રીયનામ–A. Muticum.

દૃષ્ટાન્ત–H. I. P. 327; N. p. 29; Watt. I. P. 17.

૨–દેશીનામ–મખમલીખપાટ, ખપાટ ( પો૦) ડાબલી ( ગુ૦ ) कासिलि, चक्रमेन्ड ( મ૦ )

૩–વર્ણન–મખમલી ખપાટના છોડવા પણ ચોમાસે વધારે ઉગતા જોવામાં આવે છે. એના છોડવા ૨ થી ૪ ફીટ સુધી ઉંચા વધે છે. પણ ખપાટના છોડવામાં હોય છે તેના કરતાં આ છોડવામાં ઝાઝી શાખાઓ નીકળેલી હોય છે. ને તેને લીધે ઘણીવાર આ ખપાટના છોડવા ઝુમર જેવા દેખાય છે. એ આખા છોડવાપર ઘણુંકરી ધોળાસલેતા લીલા અને ફીકા તપખીરીઆ રંગના વાળનું ઘણું ગીચ અસ્તર હોય છે, એટલું જ નહિ, પણ તેની સાથે એના પર ઘણુંકરી તારાકૃતિના *અથવા બીજા આડા અવળા લાંબા વાળની રૂંછાળ આવેલી હોય છે. પાન ગોળાઇલેતાં, ટુંકી અણીવાળાં, હૃદયાકૃતિનાં અને વાળની રૂંવાટીથી ગીચ ભરાયલાં હોય છે. આ ખપાટનાં ફૂલપણ આગલી ખપાટની પેઠે પીળા રંગનાં હોય છે અને તે મધ્યાન પછી ઉઘડે છે. ફૂલ ગોળાઇલેતાં, મથાળે ખાડવાળાં ને દોરાનાં મોહોટાં બટન જેવાં હોય છે.

**મૂળ**–ઘણુંકરી આગલી ખપાટનાં મૂળ જેવું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–પેનસીલથી આંગળી કે અંગુઠા જેવી જાડી હોય છે. ને તેમાંથી ઉતરોત્તર નહાની થતી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી અને શાખાઓપર મખમલી સુંવાળા વાળની રૂંવાટીનું ઘણું જ મજબૂત અસ્તર હોય છે. ડાંડી અગર શાખા તોડતાં જલદી તુટતી નથી કેમકે તેની ઉપરની છાલ ઘણીજ મજબૂત રેસાવાળી ને ચીવટ હોય છે. પણ તેઓની અંદરનું લાકડું પોચું અને સફેદ ગાભાવાળું હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેનો આકાર ગોળાઇ લેતો, હૃદયાકૃતિનો, અને ટેરવે અણી થતો હોય છે. કોઇવાર એના છોડવાના નીચેના ભાગઉપરનાં પાન ટેરવાં તરફ વિશેષ સાંકડાં થતાં, અને છોડવાના ઉપરના ભાગનાં તે ગોળાઇલેતાં હોય છે. પાનની કોરપર દાંતા હોય છે. ડીટડીના સંબંધ પાસેથી પાનની કોર વિભાગિત થઇ તેના બે છેડા સુંદર વાંકલેતા ડીટડીથી બહાર નીકળતા હોય છે. પાનની ડીટડીને મથાળેથી ૭ થી ૯ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. એ નસો પાનની નીચેની સપાટીપર વિશેષ કરી બહાર નીકળતી હોય છે. પાનની બન્ને સપાટી ઘણુંકરી એક સરખા રંગની હોય છે. તોપણ ઉપરની સપાટી સહેજ લીલાસલેતા રંગની છાયાલેતી હોય છે. પાનની બન્ને સપાટી ગીચ વાળથી ભરાયલી હોય છે. તેનાપર આંગળી ફેરવતાં તે બન્ને બાજુ મખમલ જેવી સુંવાળી લાગે છે. પાનની લંબાઈ અને પોહોળાઈ ઘણુંકરી સરખી હોય છે. તોપણ ઘણીવાર લંબાઈ કરતાં પોહોળાઈ કંઈક વિશેષ હોય છે. પાન સામાન્ય રીતે ૧½ કે ૨ ઇંચથી ૪ થી ૫ ઇંચ વ્યાસનાં હોય છે. પણ છોડવાના નીચલા ભાગનાં મોહોટાં પાન વખતે ૬ થી ૭ ઇંચ લંબાઈનાં હોય છે. પાનની ડીટડી પણ પાનના પ્રમાણમાં લાંબી કે ટુંકી અને જાડી હોય છે. તે ૧½ થી ૨ કે ૫ થી ૭ ઇંચ લાંબી હોય છે. પાનને ચોળવાથી મુળાનાં પાનના જેવી તેમાંથી વાસ નીકળે છે, અને ચાવવાથી તેનો સ્વાદ ચીકણો ને ખરસટ લાગે છે.

પાનની ડીટડીના થડમાં બન્ને બાજુ આસરે ૩ લાઈનથી ૧½ ઇંચ લંબાઈનું એક ઉપપાન અર્થાત્ મદદનિશ પાન નીચું ઢળતું હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી નીકળેલાં હોય છે, તેનો વ્યાસ ૧ થી ૧½ ઇંચનો હોય છે. એની વાસ વિશેષ મધુરી હોતી નથી. ફૂલની ડીટડી પાનની ડીટડી જેવી જાડી અથવા તેથી સહેજ પાતળી હોય છે. તે પુ૦ બા૦ કોષથી થોડે નીચે

બંદર ) માં એક અડબાઉ છોડવો ગણાય છે. અને તે ખેતરો કે વાડીઓના શેઢાપર અથવા ખેડેલ પડતર જમીનમાં અથવા ખંડેર કે ઉજડવાડા વગેરેમાં ઉગે છે. જ્યારે ખેતર કે વાડીના મોલમાં નેદ તરીકે અથવા શેઢાપર ઉગે છે ત્યારે તે કાપી કે ખોદી કાઢવામાં આવે છે, અને તે સુકાયા પછી તે બળતણ તરીકે અથવા ચોમાસે ઢોર પાસે માખીઓ ઉડાડવા ધૂણી કરવામાં આવે છે તેમાં તે બાળી નાંખવામાં આવે છે. આવી રીતે **ખપાટ** એક ઘણું અગત્યનું ઝાડવું ચોમાસે પોતાની મેળે ઉગી બરબાદ જાય છે.

પણ અહિંના સ્ટેટ બગીચાઓમાં ઉગતી ખપાટમાંથી રેસા કઢાવી તેમાંથી ખાટલા ભરવાનું વણ, બળદનાં નેતર, અને રાસ વગેરે બનાવવામાં આવે છે. પણ એના રેસાનો જોઇએ તેવો ઉપયોગ કરવામાં આવતો નથી. તે પણ જો વ્યાપારી ધોરણ પ્રમાણે તેપર ધ્યાન આપવામાં આવે તો એમાંથી સ્ટેટને આગળ ઉપર ફાયદો થાય એમ જણાય છે. ખપાટ ( પોરબંદરના ) નવા બાગની મોરમવાળી, તેમ જ ચુના પથ્થર ખાડાવાળી જમીનમાં સારી રીતે ઉગે છે. અને તેના છોડવા ખાડાવાળી જમીનમાં ૪ થી ૫ ફીટ, અને મોરમવાળી જમીનમાં ૬ થી ૮ કે ૧૦ ફીટ ઉંચા વધે છે. પણ રાજવાડી અને રાણાવાવની બાગની કોબીકરાર જમીનમાં તો એના છોડવા એથીએ ઉંચા અને જાડી શાખાઓવાળા જોવામાં આવે છે. માટે ખપાટના રેસા કાઢવા સારૂ સારી જમીનમાં વાવણી કરવાનો પ્રયોગ કરવો જોઇએ. કેમકે ખપાટના રેસા દોરડાં બનાવવાને ઉપયોગી છે. તે શિવાય તેનો છોડવો ઓસડ તરીકે કેટલો ઉપયોગી છે તે ઉપર લખેલા એના ઉપયોગથી સહેજ જણાય છે.

સાંધાવાળી હોય છે. અને એ સાંધેથી ધણુંકરી ફૂલ જરા વાંકુંવળતું હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો પાંચ હોય છે. અર્થાત્ પાંચ પત્રોથી પુ૦ બા૦ કોપ બનેલો હોય છે. એનાં પત્રો નીચેથી જોડાઇ ઉપર છૂટાં દેખાતાં હોય છે. એ દરેક પત્ર નીચેથી પોહોળું ને ટેરવે અણીદાર હોય છે. ને તે દરેકપર ત્રણ ઉભી નસો હોય છે. જેમાંની વચલી નસ સ્પષ્ટ દેખાતી હોય છે. એ કોપપર ધણા ગીચોગીચ વાળનું જાડું અસ્તર આવેલું હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ કેસરીઆ રંગની હોય છે, તે મથાળે ધણુંકરી ખાંચવાળી હોય છે.

**પુંકેસરો**–ધણાં હોય છે. તેના તંતુઓ, પરાગકોપ અને પરાગરજ એ બધાં પીળા રંગનાં હોય છે. પુંકેસરતંતુઓથી બનેલી પુંકેસરનલિકાની ઉપર સૂક્ષ્મ, સફેદ, ચળકતા, અણીદાર વાળની રૂંછાળ આવેલી હોય છે.

**સ્ત્રીકેસર**–એક હોય છે. પણ તેનો ગર્ભાશય આસરે ૨૦ શેક ફાંકનો બનેલો હોય છે. અને એ ફાંકો જેટલી સ્ત્રીકેસરનલિકાઓ પણ હોય છે. ને તેનાપર સૂક્ષ્મ મુખ હોય છે. સ્ત્રીકેસરનલિકાઓ પુંકેસરતંતુઓ કરતાં સહેજ જાડી, લાંબી, અને રંગે લીલાસલેતા પીળા રંગની હોય છે.

આ ફૂલમાંથી પુંકેસરનલિકા સંભાળથી કાઢી લીધી હોય, તો તેઉપરનાં પુંકેસરો તે નલિકા સાથે નીકળી આવે છે. અને ફૂલમાં પછી વચ્ચોવચ આવેલી સ્ત્રીકેસર તેની નલિકાઓ સહિત રહી જાય છે. આ સ્ત્રીકેસરનો ગર્ભાશય ગોળાઇલેતો મખમલી ચળકતા વાળથી ભરાયલો વચ્ચોવચ એક દડી માફક થયેલો જોવામાં આવે છે. તેની વચ્ચોવચથી લીલાસલેતા પીળા રંગની એક સૂક્ષ્મ નળી નીકળેલી હોય છે, જે ઉપર જતાં ધણુંકરી છૂટી ૨૦ તંતુઓ (નલિકાઓ)માં વેંચાઈ ગયેલી હોય છે.

**ફૂલ**–ની ઉપર ભૂરાસલેતા ધોળા, ખરસટ લાંબા વાળની રૂંછાળ આવેલી હોય છે. ફલ જરા કાચેરૂં હોય છે ત્યારે તે નીચેથી ગોળ ને મથાળે ખાડાવાળું હોય છે, ને તેની કોરપર એની ફાંકો દાંતા જેવી દેખાય છે, પણ તે પાકે છે ત્યારે આ દાંતાઓ (ફાંકો) ઉઘડી જાય છે. તેથી ફલ જરા પોહોળું અને ઉપરથી ચક્રાકાર થઇ રહે છે. ફલમાં આસરે ૨૦ શેક ફાંક હોય છે, તે દરેક ફાંકમાં ધણુંકરી ત્રણ ત્રણ બીજ હોય છે. એ ફલની નીચે પુ૦ બા૦ કોપ ફલ પાકી ગયા પછી પણ રહેલો હોય છે, તેમાં ફલ ધણુંખરૂં ઢંકાયલું હોય છે.

**બીજ**–બાજુપર ચપટાં, એક છેડે અણીથતાં અને બીજે છેડે ગોળ હોય છે. બીજ ભૂરા કે ભસ્મી રંગનાં હોય છે. તેની સપાટી ખડબચડી હોય છે. તેને **આઇગ્લાસ**(બૃહદ્દર્શક કાચ)માં જોવાથી તેનાપર સહેજ વાળ અને રૂંવાટી દેખાય છે. બીજ કઠ્ઠણ હોય છે. તે $\frac{1}{6}$ થી $\frac{1}{8}$ લાઇન લાંબાં હોય છે. તેને ચાવતાં તે ચીકણાં લાગે છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫+૬ આ** ખપાટના **ગુણ દોષ** અને **ઉપયોગ** ઉપરની ખપાટ પ્રમાણેજ છે. પણ આ ખપાટના મૂળની છાલ અને બીજ શિવાય બાકીનો ભાગ ઓસડ તરીકે થોડો ઉપયોગમાં આવતો જણાય છે. આની છાલમાંથી પણ સુંદર રેસા કાઢવામાં આવે છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડ અને પાણીના ધોરીઆ કાંઠે તથા પડતર જમીન જે કાદીવાળી હોય તેપર મખમલી ખપાટ વધારે ઉગે છે. એ હિંદુસ્થાનના દક્ષિણ અને પશ્ચિમોત્તર ભાગમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–આ ખપાટના છોડવાપર **ખપાટ** કરતાં વધારે ગીચ સુંવાળી રૂંછાળનું અસ્તર હોય છે, માટે **આ મખમલી ખપાટ** કહેવાતી હશે. એનાં ફલ ગોળ ચક્ર જેવાં હોય છે તેથી એને મરાઠીમાં **ચક્રભેંડ** કહે છે.

ખપાટ અને મખમલીખપાટનો મુકાબલો નીચે પ્રમાણે છે.

### ખપાટ

૧–ધણુંકરી આખા છોડવાપર સુંવાળા વાળનું અસ્તર હોય છે.

૨–શાખાઓ લાંબી તરસાની પેઠે નીકળેલી હોય છે.

૩–પાન લાંબસેરાં વખતે ત્રિકોણીઆં હોય છે.

૪–ફૂલ પીળા રંગનાં જરા ભૂરા રંગની છાયાલેતાં હોય છે.

૫–ફલ વચમાંથી ઉપસી આવેલું ને તેનાપર ભૂરા વાળની રૂંછાળ હોય છે.

ફલ પુષ્પબાહ્યકોપમાં ઢંકાયલું હોતું નથી. ફલની ફાંકપર લાંબી અણી હોય છે. અને ફલનું પેટાળ ધણુંકરી સરખું હોય છે.

૬–બીજને એક છેડે જરા લાંબી અણી હોય છે. બીનો રંગ કાળો ને તેપર થોડી રૂંછાળ હોય છે.

### મખમલી ખપાટ.

૧–છોડવાપર સુંવાળા વાળનાં જાડાં અસ્તરની સાથે બીજા લાંબા આડા અવળા વાળની રૂંછાળ હોય છે.

૨–શાખાઓ અનુક્રમે નાહાની થતી ઝુમરની સેડો માફક નીકળેલી હોય છે.

૩–પાન ગોળાઇલેતાં હોય છે.

૪–ફૂલ પીળાં કેસરીઆ રંગનાં હોય છે.

૫–ફલ વચમાં દોરાનાં બટનની માફક ખાડવાળું, ને તેનાપર તપખીરીઆ રંગની રૂંછાળ હોય છે. ફલ પુષ્પબાહ્યકોપની અંદર ધણુંખરૂં ઢંકાયલું હોય છે. ફલની ફાંક

ઉપર ભાગ્યે જ અથવા ઘણી ટુંકી અણી હોય છે. ફ્લનું પેટાળ ચોતરફથી બહાર નીકળતું હોય છે.

૬–બીજને એક છેડે જરા ટુંકી અણી હોય છે. બીનો રંગ રતાસપર અને તેપર વિશેષ રૂંછાળ હોય છે.

## વર્ગ–( માલ્વેસી ).

### નંબર. ૪૭

**૧–શાસ્ત્રીયનામ**–A. Avicennæ.

**દૃષ્ટાન્ત**–H. I. p. 327; Watt. I. p. 15.

**૨–દેશીનામ**–નાહાની ખપાટ, ભોંયકાંસકી, ભોંયખપાટ (પો૦+ગુ૦). जया, जयंति (સં૦)

**૩–વર્ણન**–આ ખપાટના છોડવા ભોંયબલા જેવા દેખાય છે, પણ એમાં ફ્લ હોય છે ત્યારે તે તરત ઓળખાઈ આવે છે. તે ચોમાસે વિશેષ હોય છે, તોપણ ઘણીવાર તે બારેમાસ પણ જોવામાં આવે છે. તેના છોડવા ૨ થી ૩ ફીટ ઉંચા વધે છે. પણ ઘણીવાર તેની શાખાઓ ઘણુંકરી ભોંયબલાની પેઠે જમીનપર પસરાયલી, અથવા વાડ કે ઝાડની ઓથપર લંબાયલી જોવામાં આવે છે. પાન, ફૂલ અને ફ્લ ખપાટ જેવાં તોપણ તેથી નાહાનાં હોય છે.

**મૂળ**–ઘણું ઉંડું બેઠેલું હોય છે, તેમાંથી ભાગ્યે જ થોડા ફાંટા નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી પેનસીલથી ટચલી આંગળી જેવી જાડી, અને તેમાંથી સીધી, પાતળી ને લાંબી શાખાઓ નીકળેલી હોય છે, તે ફીકાસલેતા લીલા રંગની હોય છે, તેપર ખપાટની પેઠે રતાસલેતી છાયા ભાગ્યેજ હોય છે. અને તેનાપર લાંબા વાળ નહિ હોતાં માત્ર સુવાળા ભૂરા વાળની ચોટડુક રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં, ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં જરા લાંબાં હોય છે, તેની બન્ને સપાટી મખમલ જેવી સુંવાળી હોય છે; પાનની ડીટડી ૨ થી ૩½ ઇંચ લાંબી હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી એકેકું ફૂલ નીકળેલું હોય છે, તેની સળી રૂંવાટીવાળી અને ફૂલનીચે બટકણા સાંધાવાળી હોય છે. સાંધેથી ફૂલ તરત ખરી જાય છે. પણ એજ સાંધો જો ફૂલમાંથી ફ્લ થતાં સુધી રહે છે તો તે ફ્લમાં મજબૂત થઈ જાય છે. સળી ઉભી હોય છે, પણ ફ્લ પાકવા માંડે છે ત્યારે તે સાંધાપરથી નીચી નમી જાય છે. ફૂલનો વ્યાસ ¾ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ ભૂરી રૂંવાટીથી ભરાયલાં હોય છે, તે તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા ખુલ્લા દેખાતા હોય છે, દાંતા તળિયે પોહોળા ને ટેરવે અણીયતા હોય છે, તેપર વચમાં ૧ નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ પીળા રંગની ને પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે, તે પીળા રંગનાં ને તેની નલિકા પાંખડીઓથી ટુંકી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય ( આદિફ્લ ) ગોળ, મથાળે ઉંડી ખાડવાળો, અને લાંબા ચળકતા ધોળા વાળની રૂંછાળથી ભરાયલો હોય છે, તેમાં ૧૨ થી ૧૫ ફાંકો હોય છે, એ દરેક ફાંકપર ટુંકી ૨ અણી હોય છે, અને એ અણીપર ટુંકી રૂંવાટી શિવાય લાંબા વાળની રૂંછાળ પણ હોય છે.

**ફ્લ**–½ ઇંચ લાંબું અને ½ ઇંચથી પાંચેક લાઇન પોહોળું હોય છે, તેને મથાળે દોરાનાં બટનની માફક ખાડ હોય છે. તેની દરેક ફાંકમાં ૩ બીજ હોય છે.

**બીજ**–½ લાઇન વ્યાસનાં ને ભૂરા રંગનાં હોય છે, તેપર ટુંકા ભમરીઆળા વાળની બાનક હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**
**૬–ઉપયોગ** }—ખપાટ પ્રમાણે છે.

**૭–સ્થાનક**–પોરબન્દર સ્વસ્થાનનાં ગામ જુનું બોખીરૂં, ફીદર ખેડાનાં જુનાં ખંડેર, અને એવીજ વાડી વાડાઓની નકામી પડતર જમીનમાં ઉગે છે. એ હિંદુસ્થાનના પશ્ચિમોત્તર ભાગમાં તેમજ કચ્છ, સિંધ, કાઠિયાવાડ, કાશ્મીર અને બંગાલામાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–આ ખપાટના છોડવા પ્રથમ આવેલી ત્રણે ખપાટો કરતાં નાહાના હોય છે, માટે એ **નાહાની ખપાટ** કહેવાય છે. આની શાખાઓ વિશેષ કરી ભોંયપર લંબાય છે માટે એને ભોંયખપાટ ને ભોંયકાંસકી કહે છે. એમાંથી નીકળતા રેસાઓ હીર જેવા સુંવાળા અને ચળકાટવાળા હોય છે. તેનાપર ગમે તેવો ઘેરો રંગ ચડાવતાં પણ તેનો ચળકાટ ઝાંખો પડતો નથી.

એનાં મૂળ અને બીજ ઘણાં પૈષ્ટિક ગણાય છે. અને સર્પડંસપર એનાં મૂળની છાલનો કવાથ મરી સાથે ઘણા ગામડીઆ લોકો પાય છે. એ ખપાટ જ્યાં ઉગી હોય ત્યાં અથવા તેની આજુબાજુ સર્પનું રેહેઠાણ હોય છે–એમ તે લોકો માને છે. માટે શ્રાવણ ભાદરવામાં એના છોડવાઓ કેટલાક લોકો વાઢતા નથી.

વૉટ.

## વર્ગ–(માલ્વેસી).

### નંબર ૪૮.

**૧–શાસ્ત્રીયનામ**–A. ramosum.

**દૃષ્ટાન્ત**–H. I. p. 328; N. p. 29.

**૨–દેશીનામ**–ધોળીખપાટ, ખપાટ (પો૦+ગુ૦).

**૩–વર્ણન**–આ ખપાટના છોડવા એક ફુટ જેટલા અથવા ૪ થી ૫ ફીટ લાંબા થાય છે. એના છોડવા

વખતે ઉભા ને વખતે આડા અવળા પત્થર અને વાડો-પર પડેલા હોય છે. એના છોડવા બીજી ખપાટોના છોડવા જેવા સુંદર દેખાતા નથી. એની શાખાઓ ને પાનપર ભૂરા વાળની મખમલ જેવી રૂંવાટી અને લાંબા ચળકતા ઘણા ઝીણા આડા વાળ આવેલા હોય છે. પાન ગોળાઇલેતાં લાંબાં અથવા ત્રિખૂણીઆં હોય છે. ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં અને ફૂલ ખપાટ જેવાં પણ ૧૦ ફાંકવાળાં હોય છે.

**મૂળ**–ધોળા રંગનાં, ઘણાં કઠણ અને ચીવટ હોય છે. તેમાંથી કેટલાક ફાંટા નીકળેલા હોય છે, જે ઘણીવાર તેનાં ખીલામૂળ કરતાં લાંબા હોય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો ચીકણો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી તે પેનસીલ કે આંગળી જેવી જાડી હોય છે. તે પ્રથમ લીલા રંગની હોય છે. પણ જાતે દહાડે ડાંડી અને જાડી શાખાઓની છાલ ધોળી થઇ જાય છે. ડાંડી અને શાખાઓપર ભૂરા મખમલ જેવા સુંવાળા વાળની રૂંવાટીનું અસ્તર અને બીજા લાંબા, ચળકતા, આડા અવળા વાળ આવેલા હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, પાનની ડીટડી લાંબી હોય છે, તેપર પણ વાળની રૂંવાટી અને લાંબા ચળકતા વાળની રૂંછાળ આવેલી હોય છે. પાન ૧ થી ૫ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૪ ઇંચ પોહોળાં હોય છે. પાન લાંબસેરાં, અગર ગોળાઇલેતાં હોય છે. અને વખતે એક જ છોડવામાં કેટલાંક પાન ગોળાઇલેતાં, કેટલાંક લાંબ-સેરાં, અને ત્રિખૂણીઆં પણ હોય છે. છેટેથી પાન જોતાં એના છોડવાનો દેખાવ મખમલી ખપાટ જેવો દેખાય છે. પણ મખમલી ખપાટમાં વિશેષ કરી પાન ગોળ હોય છે, ને આમાં લાંબાં હોય છે. પાનની કોર કાંગરી-દાર હોય છે. પાનની કોર ટેરવાં તરફ ઘણુંકરી સાંકડી થતી ને ડીટડી પાસે થોડી વિભાગિત થયેલી હોય છે. પાનની નીચેની સપાટી ઉપરના કરતાં વધારે સુંવાળી હોય છે. એ બન્ને સપાટી લીલા રંગની, તોપણ નીચેની ધોળાસલેતા રંગની દેખાય છે. પાનની ઉપરની સપાટી-પર કેવળ ગીચ બેઠેલી ભૂરા વાળની રૂંવાટી હોય છે. ને નીચેની સપાટીપર એવી રૂંવાટી ને તેની સાથે લાંબા વાળની રૂંછાળ પણ હોય છે. પાન જરા જાડાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અને શાખાઓને છેડે આવેલાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીઓપર વાળની રૂંવાટી ઘણી ગીચ ભરાયલી હોય છે. ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં હોય છે. તેનો વ્યાસ ⅜ ઇંચથી ½ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫, એ પાંચે પત્રો નીચેથી એક બીજાં સાથે જોડાઇને એક નાહાની પ્યાલી અગર ટોપી જેવાં થઇ રહેલાં હોય છે. અને અધવચ ઉપરથી તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. એ દાંતા નીચેથી પોહોળા ને ટેરવે સાંકડા થતા અણીદાર હોય છે. એ પત્રો વાળથી ગીચોગીચ ભરાયલાં, પાંખડીથી ટુકાં, અને લીલા રંગનાં હોય છે. એ દરેક પત્રપર એક ઉભી નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ પીળાસલેતા ધોળા રંગની ને ટેરવે પોહોળી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પીળા રંગનાં ને પાંખ-ડીઓથી ટુકાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેની નલિકાઓ પીળી ને પાંખડીઓથી ટુંકી હોય છે.

**ફલ**–સહેજ ગોળાઇલેતું હોય છે, તે ½ ઇંચથી લાંબું હોય છે. ફલમાં દશ (૧૦) ફાંકો હોય છે, તે ધોળી, લીસી, અને ધોળી નસોની જાળીવાળી હોય છે. તે દરેક ફાંકની ઉપર બબ્બે લાંબી અણી હોય છે, તે અણીપર પીળાસલેતા ભૂરા, ચળકતા, લાંબા, નીચા નમતા પીછી જેવા વાળની રૂંછાળ હોય છે. આ દરેક ફાંકમાં ૧ થી ૩ બીજ હોય છે. ફલની નીચેનો પુ૦ બા૦ કોષ ફલ પાકી જતાં સુધી રહેલો હોય છે. તે આ વખતે વિશેષ લાંબો તેમજ તારાકૃતિના વાળથી ભરાયલો હોય છે. તેનાં પત્રો આ વખતે વધારે પોહોળાં અને ટેરવે અણીદાર થયેલાં હોય છે. તે ફલથી લાંબાં અને તેનાપરની અણીથી ટુકાં હોય છે.

**બીજ**–½ લાઇન લાંબાં, રંગે ભૂરાં, લીસાં અને તેનાં બન્ને પાસાં દબાયલાં હોય છે. બીને એક છેડે સૂક્ષ્મ ખાંચ અને એ ખાંચ પાસે સૂક્ષ્મ અણી હોય છે. બીજ કઠણ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**, **૬–ઉપયોગ** }—નંબર ૪૬ પ્રમાણે.

**૭–સ્થાનક**–પોરબન્દર સ્વસ્થાનમાં એ ધોળી ખપાટ માધુપરમાં મધુવન જતાં હાલની ખડાવાડ પાસેના રેતીના ઢસા અને ખડાપર તેમજ મધુવનની વાડમાં જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના પશ્ચિમોત્તર ભાગ અને કોંક-ણમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એ ખપાટની છાલ, મ્હોટાં પાન અને ફૂલ ધોળાસલેતાં હોય છે માટે એને **ધોળી ખપાટ** કહે છે. આ ખપાટપર ગીચ વાળની રૂંછાળ હોવાને લીધે એનાં મૂળ અને બીજ શિવાયનાં એનાં અંગોનો ઔષધ તરીકે થોડો ઉપયોગ થતો લાગે છે.

---

## વર્ગ–(માલ્વેસી).

### નંબર. ૪૯

**૧–શાસ્ત્રીયનામ**–A. fruticosum.

દૃષ્ટાન્ત–H. I. p. 328;

**૨–દેશીનામ**–ઝીણફીખપાટ (પો૦+ચુ૦).

**૩–વર્ણન**–ઝીણકી ખપાટના છોડવા ૧½ થી ૨ કે ૪ ફીટ ઉંચા વધે છે. એની શાખાઓ બીજી ખપાટની શાખાઓની પેઠે ઉંચી ચઢતી લાંબી તરસાની પેઠે નીકળેલી હોય છે. તોપણ ઘણીવાર તે જમીનપર પસરાયલી પણ જોવામાં આવે છે. એના આખા છોડવાપર લીલાસલેતા ધોળા બારીક સુંવાળા વાળનું અસ્તર હોય છે. આ અસ્તર શિવાય બીજા કોઈ જાતના વાળ એનાપર જોવામાં આવતા નથી. એના આખા છોડવાનો દેખાવ લીલાસલેતો ધોળો અથવા ભસ્મીવર્ણો હોય છે. પાન લાંબસેરાં હોય છે, અને બીજી ખપાટોનાં પાન કરતાં તે જૂદાં જ દેખાય છે, તેનો આકાર કીડામારીનાં પાનને મળતો હોય છે. એને શ્રાવણ ભાદરવામાં ફીકા પીળા રંગનાં ફૂલો આવે છે. જે બપોરની વખતે ઉઘડે છે. ફલ ખપાટ જેવાં પણ ઘણાં નાહાનાં ને ૧૦ ફાંકોવાળાં હોય છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું થાય છે. તે જમીનમાં ઘણું ઉંડું એઠેલું હોય છે. એમાંથી વખતે ૨ કે ૪ ફાંટા નીકળેલા હોય છે. મૂળ ધોળા રંગનું, ચીવટ અને સ્વાદે તૂરૂં ને ચીકણું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–લીલાસલેતા ધોળા રંગની સુતળીથી સ્લેટપેન જેવી જાડી થાય છે. એની છાલ મજબૂત રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. એ તળિયે પોહોળાં અને ટેરવાં તરફ લાંબસેરાં હોય છે. ટેરવાં ઘણુંકરી બુઠ્ઠાં હોય છે. કોરપર ઝીણી કાંગરી હોય છે. અને ડીટડી પાસે એની કોર વિભાગિત હોય છે. ડીટડીને મથાળેથી ૫ થી ૭ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. પાન ૧ થી ૨ ઇંચ લાંબાં અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટીનો રંગ ઘણુંકરી એક સરખો લીલાસલેતો ફીકો ધોળો હોય છે. તેની બન્ને સપાટી પણ એક સરખી સુંવાળી હોય છે. પાનની ડીટડી ½ ઇંચથી ૧½ કે ૨ ઇંચ લાંબી હોય છે. ડીટડીના થડમાં ઝીણાં બે ઉપપાન હોય છે.

ભીનાસવાળી જગોએ અને ઓથમાં આવેલા કોઇ મ્હોટા છોડવામાં એનાં પાન ઉપરના માપ કરતાં વખતે દોઢાં કે બમણાં મ્હોટાં પણ હોય છે.

એ ખપાટનાં પાન બીજી ખપાટો જેટલાં ચીકણાં હોતાં નથી.

**ફૂલ**–પત્રકોણમાંથી પાતળી દોરા જેવી અક્કેકી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. આ સળી પાનની ડીટડી કરતાં વખતે ટુંકી પણ ઘણુંકરી લાંબી જ હોય છે. તેને મથાળે અક્કેક ફૂલ આવેલું હોય છે. (હુકર સાહેબ ૧ થી ૩ ફૂલ લખે છે). ફૂલ ફીકાસલેતા પીળા રંગનું ½ ઇંચ વ્યાસનું હોય છે. એમાંથી સહેજ પારસપીપળાનાં ફૂલને મળતી વાસ આવે છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ અને પુષ્પ ધારણ કરનારી સળીથી જાડી હોય છે. અને તેના સંગમપર સાંધો હોય છે, જ્યાંથી ફૂલ ઘણુંકરી જરા વાંકવળતું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ હોય છે. તે તળિયે અધવચ સૂધી જોડાયલાં અને ઉપર તેના પાંચે દાંતા છૂટા દેખાતા હોય છે. એ દાંતા નીચે પોહોળા અને ટેરવે સાંકડા થતા અણીઆળા હોય છે. એ દરેક દાંતાપર વચ્ચોવચ એક જાડી ઉભી નસ અને સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. અને દાંતા ફૂલની પાંખડીની ઉપર ચપ્પટ બેઠેલા હોય છે. પુ૦ બા૦ કોષનો વ્યાસ લગભગ ૩ લાઇન જેટલો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે. તે તળિયે જોડાયલી ને ઉપર છૂટી હોય છે. પાંખડીપર તાડનાં પાનમાં હોય છે એવી ઉભી નસો હોય છે.

**પું કેસરો**–ઘણાં હોય છે, તેના તંતુઓ નીચેથી જોડાઈ સૂક્ષ્મ નલિકા બનેલી હોય છે. અને મથાળે તેના તંતુઓ છૂટા હોય છે. તંતુઓ, પરાગકોષ, અને પરાગરજ એ બધાં પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–એક હોય છે. તે ૧૦ (દશ) ફાંકોવાળી હોય છે, તેની ૧૦ નલિકાઓ પીળાસલેતા ધોળા રંગની પુંકેસરોની વચ્ચે આવેલી હોય છે. તે તેઓથી જરા લાંબી હોય છે, ને તેઓને મથાળે ગોળાઈ લેતાં સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–૩–લાઇન અથવા તેથી કંઈક લાંબું, અને મથાળે ૨½ લાઇન થી ૩ લાઇન પોહોળું હોય છે. તે દશ ફાંકનું બનેલું હોય છે. તે લગભગ અડધું પુ૦ બા૦ કોષમાં ઢંકાયલું હોય છે. ફલપર તારાકૃતિના * ધોળા ચળકતા વાળની રૂંછાળ આવેલી હોય છે. ફલને મથાળે દશ ફાંકની દશ સૂક્ષ્મ અણી દાંતા જેવી દેખાતી હોય છે. અને એ દાંતાઓના ચક્રની વચમાં નાહાની ખાડ હોય છે. આ દરેક ફાંકમાં ઘણુંકરી ૩ બીજ હોય છે. ફલનો સ્વાદ ચીકણો જરા ફરસો અને મીઠાસલેતો હોય છે.

**બીજ**–બીજી ખપાટોનાં બીજ કરતાં નાહાનાં હોય છે. અને તેનાપર સૂક્ષ્મ વાળની બાનક હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**– } –નંબર ૪૫ પ્રમાણે.
**૬–ઉપયોગ** }

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, ચુના પથ્થર ખડાવાળી જમીનમાં, અને કંટાળા તથા છત્રા બાવળનાં જાળાઓમાં **ઝીણકીખપાટ** ઉગે છે. એ કાઠિયાવાડ અને સિંધમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–બીજી ખપાટો કરતાં આ ખપાટના છોડવાં સઘળી રીતે નાહાનાં હોય છે, માટે એને (અહિનાં લોકો) **ઝીણકી ખપાટ** કહે છે.

---

## વર્ગ-( માલ્વેસી ).

### નંબર ૫૦.

**૧-શાસ્ત્રીય નામ**-Malachra capitata.

દૃષ્ટાન્ત-H. I. p. 329; N. p. 29. Watt. V. p. 109.

**૨-દેશી નામ**-પરદેશી ભીંડો (પો૦+ગુ૦); विलाती भेंड, रानभेंडी (म०).

**૩-વર્ણન**-પરદેશી ભીંડાના છોડવા ૨ થી ૩ કે ૪ થી ૫ ફીટ ઉંચા વધે છે. તેમાં કેટલીક ઉંચી ચઢતી શાખાઓ નીકળેલી હોય છે. **પાન** ગોળાઇ લેતાં ત્રિકોણાકાર કે ખૂણીઆવાળાં હોય છે, તે ૧½ થી ૩ કે ૬ ઇંચ વ્યાસનાં હોય છે. તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ વાળની ખરસટ રૂંવાટી હોય છે. તેની ડીટડી ૧ થી ૪ ઇંચ લાંબી અને સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તે મથાળે સાંધાવાળી અને સાંધાથી ઉપર જરા વિશેષ જાડી થયેલી અને વાંકી વળેલી હોય છે. તેને મથાળેથી ૩ થી ૫ નસો નીકળી પાનમાં ગએલી હોય છે. પાનની કોર દાંતાવાળી હોય છે. ઉપપાન ઘણાં ઝીણાં ને ટુકાં હોય છે.

**ફૂલ**-ફીકા કે ઘેરા પીળા રંગનાં હોય છે. તે પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે ગુચ્છીની પેઠે પાસે પાસે આવેલાં હોય છે. પુષ્પપત્રો પોહોળાં પાન જેવાં અને તળિયે ધોળા ચાંડલાવાળાં હોય છે. ઉપપુષ્પપત્રો ઝીણાં હોય છે. એ બન્નેપર ધોળા સખ્ત લાંબા વાળ આવેલા હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે, તે તળિયેથી અધવચ સુધી જોડાઇને એક પ્યાલી જેવાં થઇ રહેલાં હોય છે, ને મથાળે તેના પાંચે છેડા છૂટા દેખાતા હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયે જોડાઇને નળી જેવી થયેલી અને તે પુંકેસરતંતુનલિકાની સાથે વળગેલી હોય છે. પુંકેસરો ઘણાં હોય છે. સ્ત્રીકેસર ૧ પાંચ ગર્ભકોષવાળી હોય છે. તેના દરેક ગર્ભકોષમાં અક્કેકું આદિ બીજ હોય છે. નલિકાઓ ૧૦ હોય છે.

**ફલ**-પાંચ ખાનાંવાળું હોય છે. તેનાં દરેક ખાનાં જૂદાં જૂદાં હોય છે, તે બાજુએથી છૂટાં પડે છે. દરેક ખાનાંમાં અક્કેકું બીજ હોય છે.

**બીજ**-ફીકા કે ઘેરા ભૂરા રંગનાં એક છેડે સાંકડાં થતાં અણીઆળાં ને બીજે બુઠ્ઠાં ને પોહોળાં હોય છે.

આ ભીંડાના આખા છોડવાપર ઘણુંકરી સૂક્ષ્મ રૂંવાટી અને તેની સાથે સોય જેવી અણીવાળા, ધોળા, બહુધા તારાકૃતિના અને સાદા સખ્ત કાંટા જેવા વાળ હોય છે. તેથી એના છોડવા ખરસટ લાગે છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ અને બીજ.

**૫-ગુણદોષ**-ઉપલેપક અને ચિરગુણકારી પૈષ્ટિક.

**૬-ઉપયોગ**-એનાં મૂળ અને બીજ બલદાણાનાં મૂળ અને બીજની જગોએ કામ આવી શકે છે.

એની ડાંડીમાંથી ગુણપાટના રેસા જેવા રેસા નીકળે છે-અને તે માટે એના છોડવા ઘણા ઉપયોગી છે. એ સાધારણ જમીનમાં ઉગે છે. વર્ષાદ સારો થયો હોય તો એના છોડવા ભીંડાની પેઠે ચોમાસાની શરૂવાતે ઉગી ભાદરવા આસુમાં રેસા કાઢવાને લાયક થઇ જાય છે. એની ડાંડી તાજી હોય ત્યારે જ પાણીમાં ૫ થી ૮ દિવસ પલાળી રાખવી. પછી તેને ચોળી સાફ કરવાથી સડેલો માવો અને કચરો નીકળી જશે અને રેસા ચોખ્ખાં પાણીમાં ધોઇ લેવાથી નરમ અને રૂપેરી ચળકાટવાળા તૈયાર થશે. ડા. વૉટની ડિકશનરીમાં એના રેસા વિષેની વિશેષ માહીતી આપેલી છે. તે જીજ્ઞાસુએ વાંચવા લાયક છે.

**૭-સ્થાનક**-એના છોડવા ચોમાસે કાદી તેમ જ કોબીકરાર અને મોરમવાળી જમીનમાં ઉગે છે.

એ હિંદુસ્થાનના વિશેષ ગરમ ભાગોમાં હવે થાય છે.

**૮-વિશેષવિવેચન**-એના છોડવા અસલ હિંદુસ્થાનના વતની નથી, પણ દક્ષિણ અમેરિકાના છે-પણ હાલ એ ઘણી જગ્યાએ પોતાની મેળે ઉગે છે. તેમાં પણ વિશેષ કરીને મુંબૈની આજુબાજુ તો જથ્થાબંધ ઉગે છે. એ ભીંડાની જાત હોતાં, પાન ફૂલનો દેખાવ તેવો હોય છે. પણ પરદેશી છે. માટે એને **પરદેશી ભીંડો** કહે છે.*

---

## (વર્ગ-માલ્વેસી).

### નંબર ૫૧.

**૧-શાસ્ત્રીય નામ**-Urena lobata.

દૃષ્ટાન્ત H. I. p. 329; N. p. 29; Watt. VI-part IV. p. 212.

**૨-દેશીનામ**-વગડાઉ ભીંડી (પો૦×ગુ૦); रानतुपकुडा (म०) बचिट, वचिटा, वचटा (हिं०).

**૩-વર્ણન**-એના છોડવા માખણીઆ ભીંડાના નાહાના છોડવા જેવા દેખાય છે. પાન ૧થી ૨ ઇંચ લાંબાં અને ૨થી ૩ પોહોળાં હોય છે, તે ૩ થી ૫ કે ૭ ખાંચીઆ કે ખુણીઆવાળાં હોય છે. ફૂલ ફીકા ગુલાબી રંગનાં ૨થી ૩ પાસે પાસે હોય છે. ફલ પાંચ ખાનાં અને

* પોરબંદર સ્વસ્થાનમાં એનાં બીજ અંગ્રેજી બકાલાંનાં બીજ ભેળાં આવ્યાં જણાય છે-કેમકે નવો બાગ, ત્રિવડા અને રાજવાડીમાં અંગ્રેજી બકાલું વાવવામાં આવ્યું ત્યારપછી એના છોડવા બકાલાં સાથે અને હવે પડતર જમીનમાં ચોમાસે પોતાની મેળે ઘણા ઉગી આવે છે. એના કુણા છોડવા ભેંસો બહુ ખાય છે. ઘેડની પડતર જમીનમાં ચોમાસે એનાં બીજ છેલ આવી ગયા પછી વાવી દીધાં હોય તો વગર ખરચે ને મેહેનતે એના હજારો છોડવા ઉગી જાય તેમ છે.

૧૦ અણીવાળું, ગોળાઇલિંતું અને વાંકી અણીવાળા કાંટાઓથી આચ્છાદિત થએલું હોય છે.

એના આખા છોડવાપર ખરસટ રૂંવાટી હોય છે. એના છોડવા ચોમાસે ઘાસની સાથે વગડામાં તેમ જ ખેતર અને વાડીઓને શેઢે ઉગે છે. એ હિંદુસ્થાનના વિશેષ ગરમ ભાગોમાં થાય છે.

એની છાલમાંથી પણ ઘણા સુંદર સુંવાળા રેસા નીકળે છે. જે સણના રેસાની જગોએ કામ આવી શકે એવા હોય છે. એનાં મૂળ અને બીજ પરદેશી ભીંડાનાં મૂળ અને બીની પેઠે ઔષધોપયોગી છે. એનાં મૂળને વાટી સંધિવાના દરદપર લગાડે છે.

---

## વર્ગ—(માલ્વેસી).

### નંબર. ૫૨.

**૧–શાસ્ત્રીય નામ**–U. sinuata.

દૃષ્ટાન્ત–H. I. p. 329; N. p. 29; watt. IV. part. IV. p. 213.

**૨–દેશીનામ**–વગડાઉભીંડો (પો+ગુ૦); लिचि, राम–कापासि (म०) कुंजिया, लेटलोटी (हिं०).

**૩–વર્ણન**–એના છોડવા વગડાઉભીંડી કરતાં ઉંચા ને વિશેષ ભરાયલા હોય છે. પાનની વચમાંથી બહુધા પાંચ ખુણીઆ નીકળેલા હોય છે. ને તેમાંથી વળી ઝીણા છેડાઓ થએલા હોય છે. ફૂલ ફલ મ્હોટાં હોય છે. ઉપયોગ ઉપર પ્રમાણે. ઘાસની સાથે ચોમાસે ઉગે છે. હિંદુસ્થાનના વિશેષ ગરમ ભાગોમાં થાય છે.

---

## વર્ગ–( માલ્વેસી ).

### નંબર ૫૩.

**૧–શાસ્ત્રીયનામ**–Pavonia glechomifolia.

દૃષ્ટાન્ત–H. I. p. 330; N. p. 29;

**૨–દેશીનામ**–ફુલડું, અડારીયાં, અડાળીયાં (પો+ગુ૦).

**૩–વર્ણન**–ફુલડાંના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઘણુંકરી જમીનપર પસરાતા હોય છે; તે ૨ થી ૩ ફીટ લાંબા હોય છે. પણ ઘણીવાર તેને ઝાડવાં વગેરેની ઓથ મળવાથી તેની શાખાઓ ૪ થી ૫ ફીટ વધી ઝાડવાં ઉપર ચઢી ગયેલી હોય છે. પાન ભોંયકાંસકીનાં પાન જેવાં હોય છે. ફૂલ અસાડ શ્રાવણમાં સુંદર કેસરીઆ રંગનાં અથવા પીળાં કે કોઈવાર ધોળા રંગનાં આવે છે, તે સવારનાં ૯ થી ૧૦ વાગ્યા સુધીમાં બરાબર ઉઘડી રહે છે, અને બપોર પછી બંધ થઈ જાય છે. ફલ પણ સુંદર અને અજાયબ જેવાં હોય છે, તે પાંચ દાંણીઆ જેવાં હોય છે, તેપર ગોખરૂ જેવા કાંટા હોય છે.

એના આખા છોડવાપર ભૂરાસલેતા વાળની રૂંવાટી અને ખરસટ વાળની રૂંછાળ હોય છે. તેમાં ચીકણા રસના સૂક્ષ્મ સુંદર બિંદુઓ હોય છે, તેમાંથી મરવાને મળતી સુગન્ધી નીકળે છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ કે કોઇવાર આંગળી જેવું જાડું ને ૪ ઇંચથી ૧ ફુટ જેટલું લાંબું હોય છે. તેમાંથી કેટલાક બારીક રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. છાલ ઉપરથી ભૂરી, અંદર પીળી, ને અંતરછાલ ધોળી જાડી અને મજબૂત રેસાવાળી હોય છે. મૂળની વાસ તીખી રાઈ જેવી, અને સ્વાદ ચીકણો, ફીકો ને પાછળથી જરા ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી પણ ઘણુંકરી મૂળ જેવી જાડી હોય છે. તે ફીકા ભૂરા રંગની ને તેપર ઘણુંકરી સૂક્ષ્મ ઉભા ચીરા, અને ખડબચડા દાણા આવેલા હોય છે. શાખાઓ સુતળી જેવી જાડી ને ફીકા લીલા કે રતાસલેતા ભૂરા રંગની હોય છે. તે તરસાની પેઠે ઘણુંકરી સીધી ને લાંબી વધેલી હોય છે. તેનાપર સૂક્ષ્મ ઉભા ચીરા, દાણા, અને ભૂરા ધોળા વાળની રૂંવાટી હોય છે. તેની છાલ ઘણી મજબૂત અને ચીવટ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૧½ કે વખતે ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલી ને નીચેની ફીકા રંગની હોય છે. તેની બન્ને સપાટીપર ઘણુંકરી ભૂરા વાળની રૂંવાટી અને ધોળા, ચળકતા ખરસટવાળની રૂંછાળ હોય છે. ને તેમાં ઘણે ભાગે તારાકૃતિના * વાળ હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠી અણીવાળાં, અને ડીટડી પાસે પાનની કોર વિભાગિત હોય છે. પાનની કોરપર કાંગરી હોય છે. પાનમાં વખતે ૨ થી ૩ ખૂણીઆ પણ હોય છે. તેમાં લીંબુનાં પાનમાં હોય છે તેવા સૂક્ષ્મ પારદર્શક બિંદુઓ હોય છે, તે **આઇગ્લાસ** ( નાહાની ચીજને મ્હોટી કરી દેખાડનાર કાચ ) માં જોવાથી ઘણા સ્પષ્ટ દેખાય છે. પાનની ડીટડી ઘણી પાતળી ૨ થી ૩ ઇંચ લાંબી હોય છે. તેને મથાળેથી ૩ થી ૫ (વખતે ૭) નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. તે પાનની નીચેની સપાટીએ સ્પષ્ટ દેખાય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. વાસ જરા મરવાની વાસને મળતી, અને સ્વાદ ચીકણો, ફીકો અને તૂરો લાગે છે.

પાનની ડીટડીના થડમાં સૂક્ષ્મ સાંકડાં બે ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેકું નીકળેલું હોય છે. તે પીળા કેસરીઆ કે ધોળા રંગનું હોય છે. તેનો વ્યાસ ૧ થી ૧½ ઇંચ જેટલો હોય છે. ફૂલની ડીટડી પાતળી અને અક્કડ હોય છે. તે ફીકા લીલા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેનાપર ધોળા વાળની રૂંછાળ હોય છે ડીટડી ½ થી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. અને તે તેની ઉપરના ફૂલના ઉપકોષથી જરા નીચે સાંધાવાળી હોય છે, અને સાંધાથી ઉપર તે જરા જાડી થયેલી હોય છે.

ફૂલની ડીટડીને મથાળે પુ૦ બા૦ કોષથી નીચે પાંચ લીલા રંગનાં ઉપકોષનાં પત્રો આવેલાં હોય છે. તે તળિયે થોડાં જોડાયલાં અને મથાળે છૂટાં હોય છે. તે તળિયે પોહોળાં અને મથાળે સાંકડાંથતાં હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબાં અને ½ ઇંચ કે તેથી કંઇક પોહોળાં હોય છે. તેનાપર બહારના ભાગમાં તારાકૃતિના * વાળ, અને તેની કોરપર લાંબા ધોળા વાળની હાર આવેલી હોય છે. આ દરેક પત્રની ઉપર સ્પષ્ટ દેખાતી ૭ થી ૮ ઉભી નસો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–ઉપર કહેલા ઉપકોષની વચ્ચે પાંચ પત્રોવાળો પુ૦ બા૦ કોષ આવેલો હોય છે. તે ઉપકોષથી ટુંકો, ફીકા પીળા–લીલા રંગનો, રૂંછાળવાળો અને ½ ઇંચ લાંબો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં અને મથાળે તેના પાંચે દાંતા પોહોળા સ્પષ્ટ દેખાતા છૂટા હોય છે. આ દાંતા ઉપકોષનાં પત્રોથી આંતરે આવેલા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ઉપર કહેલા પુ૦ બા૦ કોષની અંદર પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પાંચ આવેલી હોય છે. તે પુ૦ બા૦ કોષના દાંતાથી આંતરે હોય છે. આ પાંચે પાંખડીઓ તળિયે સાંકડી ને મથાળે પોહોળી હોય છે. તેપર તાડનાં પાનપર હોય છે તેવી ઉભી નસો હોય છે. પાંખડીઓની અંદરનો તળિયાંનો થોડો ભાગ ચળકતા ઘેરા જાંબુડા રંગનો હોય છે. પાંખડી ½ થી ¾ ઇંચ લાંબી અને ૩ લાઇનથી ½ ઇંચ પોહોળી હોયછે. તેપર ચળકતા ધોળા બારીક વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પુંકેસરો**–ઉપર કહેલા પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓની અંદર પુંકેસરો આવેલાં હોય છે. તેની નલિકા ચળકતા ઘેરા જાંબુડા રંગની હોય છે, તે પાંખડીઓ સાથે તળિયે જોડાયલી હોય છે. આ નલિકાનું મુખ પાંચ દાંતાવાળું હોય છે. નલિકા તેની ઉપરના અવશેષ **પુંકેસર** તંતુઓ સહિત એક પાંખડી તરફ ઢળેલી હોય છે. નલિકાની અધવચ ઉપરથી ઘણુંકરી ઘણા ઝીણા અવશેષ તંતુઓ નીકળેલા હોય છે. તે ઘણા ઘેરા જાંબુડા રંગના અને અનિયમિત લંબાઇના હોય છે. પરાગકોષ સૂક્ષ્મ ફીકા કે તેવાજ જાંબુડા રંગના હોય છે. પરાગરજ પીળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ધોળાસલેતા રંગનો પાંચ ખાનાંવાળો, ખડબચડો અને ગોળાઇલેતો હોય છે. સ્ત્રીકેસરનલિકા ધોળા રંગની પુંકેસરનલિકાની અંદરથી જરા બહાર નીકળી ૧૦ (દશ) સૂક્ષ્મ પીળા રંગની નલિકાઓમાં વેહેચાયલી હોય છે. એ દરેક સૂક્ષ્મ ઝીણી નલિકાને મથાળે સૂક્ષ્મ મુખ હોય છે. અને તેપર સફેદ સૂક્ષ્મ વાળની પીછી હોય છે. એ પીછી કાચની શીશી અંદરથી સાફ કરવાના બ્રશ જેવી હોય છે.

**ફૂલ**–પાકે છે ત્યારે ફૂલની પાંખડીઓ, પું–અને સ્ત્રી–કેસર નલિકાઓ ખરી જાય છે અને ગર્ભાશય અર્થાત્ હવે ફલપર પુ૦ બા૦ કોષનાં પત્રો કુબા કે પોહોળા શંકુ આકાર ડાબલાની પેઠે થઈ રહે છે. અને ફલ તેની અંદર ઢંકાયલું રહે છે. ઉપકોષ પુ૦ બા૦ કોષની નીચે એક રકાબી કે અડાળીની પેઠે સપાટ પસરી રહે છે. (આ વખતે એક સુંદર પંચકોણ રકાબી કે અડાળીની વચ્ચે એક પંચકોણ શંકુ આકાર ઢાંકણાંવાળી કુંકાવટી કે ડાબલી રાખી હોય એવોજ ઉપકોષ અને પુ૦ બા૦ કોષનો દેખાવ થઈ રહેલો હોય છે. આ એક સારા કારીગર કે જડીઆએ ખરેખર જોવા લાયક છે.) ફલ કાચું હોય છે ત્યારે ધોળા રંગનું, અને પાકે છે ત્યારે ભૂરા કે ઘેરા ભૂરા રંગનું ને ચળકતું થઇ જાય છે. તે પાંચ ખાનાંવાળું હોય છે, પણ કોઇવાર તેમાં એકાદ બે ખાનાં અપૂર્ણ રહી જાય છે, ત્યારે તે ૩ કે ૪ ખાનાંવાળું દેખાય છે. ફલની અંદર તેનાં ખાનાં પાસે પાસે ગોળાકાર ગોઠવાઇ એક કુંડાળાં જેવો તેનો દેખાવ થઇ રહેલો હોય છે. તેનો વ્યાસ ½ ઇંચનો હોય છે. ફલ સુકાય છે ત્યારે તેનાં ખાનાં એક બીજાંથી છૂટાં પડી જાયછે. તે દરેક ખાનું તળિયે સાંકડું ને મથાળે પોહોળું થતું હોય છે. તે અંદરની બાજુ જરા વાંકવળેલું હોય છે અને તેની બહારની બાજુ તેનાપર એક ઉભી નસ હોય છે. જેની બાજુએ ગોખરૂ જેવા સૂક્ષ્મ કાંટા હોય છે. એનાં ખાનાં ઘણાં કઠ્ઠણ હોય છે. તેની લંબાઈ ૧½ લાઇન જેટલી હોય છે. એ દરેક ખાનાંમાં અક્કેકું ભીંડાનાં બીજ જેવું બીજ હોય છે.

**બીજ**–કાચું હોય છે ત્યારે ફીકા ધોળા રંગનું ને પાકે છે ત્યારે ભૂરા રાતા રંગનું થઇ જાય છે. તેને એક છેડે અણી હોય છે, ને તે અણીની અંદરની બાજુ કાળા ભૂરા રંગનો સૂક્ષ્મ ચાંડલો હોય છે. બીજ ૧ લાઇન લાંબું અને ½ લાઇન કે તેથી કંઇક પોહોળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહિ, ઉપલેપક અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનું મૂળ પાણીમાં વાટીને ઝેરી જનાવરોના ડંખપર રબારી લોકો ચોપડે છે. એનાં પાનને વાટી તેની લેપડીનો ગડગુંમડાં ઉપર પોટીસને ઠેકાણે ઉપયોગ કરે છે. એનાં પાન અથવા આખો છોડવો પાણીમાં ઉકાળી તે પાણીની તાવવાળાને બાફ અપાય છે. એનાં ફૂલ સાકરની સાથે પેશાબની બળતરા ઉપર ખવરાવાય છે. એની છાલમાંથી રેસા નીકળે છે, તે કાગળ અને દોરી બનાવવાના કામમાં આવે છે. એના છોડવા બકરાં અને ગાડરાં (ઘેટાં) બહુ ખાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, કંટાળા, બાવળ અને ગુગળ વગેરેનાં ઝાડવાંઓનાં

જાળાંઓમાં પણ વિશેષ કરી કાદીવાળી જમીનપર એના છોડવા ઉગતા જોવામાં આવે છે.

એ સિંધ, કચ્છ, કાઠિયાવાડ, દક્ષિણ અને વાયવ્ય પ્રાંતમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં સુંદર ગોળ ફલ ઉપરથી એને **ફુલડું** અને એના અડાળી જેવા આકારના ઉપકોપપરથી એને **અડાળીયાં** કહેતા હશે. એનાં ફૂલ એટલાં તો સુશોભિત હોય છે કે એ બાગોની અંદર ફૂલઝાડ તરીકે દાખલ કરવા યોગ્ય છે.

---

## વર્ગ–( માલ્વેસી ).

### નંબર ૫૪.

**૧–શાસ્ત્રીયનામ**—P. ceratocarpa.

દૃષ્ટાન્ત–H. I. p. 331.

**૨–દેશીનામ**–કરંડીયાં, ખાટીછાસ (પો+ગુ૦).

**૩–વર્ણન**–કરંડીયાંના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, તે ૧½ થી ૩ એક ફીટ ઉંચા થાય છે. વાડ કે બીજાં ઝાડવાંનો કોઇ ઓથવાળી જગોએ એને આસરો મળે તો ત્યાં એની શાખાઓ અડારીયાંની પેઠે લાંબી વધી જઇ આશરે ૪ કે ૫ ફીટ ઉંચી ચઢી જાય છે. એનાં પાન બલદાણાનાં પાન જેવાં લંબગોળ હોય છે. એને ગંધકી રંગનાં પીળાં ફૂલો આવે છે. તે દિવસ ઉગતે ઉઘડવા માંડે છે તે નવ દશ વાગ્યામાં ઉઘડી રહે છે, અને બપોર પછી બંધ થઇ જાય છે. ફલ ભૂરા રંગનાં ને કાંટાવાળાં હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ ૪ થી ૬ ઇંચ કે વખતે ફુટેક લાંબું હોય છે. તેમાંથી બીજા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. ખીલામૂળ સુતળીથી ટચલી આંગળી જેવું જાડું થાય છે. મૂળ બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગનું હોય છે. મૂળની છાલ ચીકણી, ચીવટ રેસાવાળી હોય છે. વાસ કડવાસલેતી પણ જરા સુગંધિત, અને સ્વાદ ચીકાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી મૂળ જેવી જાડી હોય છે. તે ભૂરા કે જરા જાંબુડી છાયાલેતા રંગની હોય છે. તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેની છાલ લીલા રંગની મજબૂત રેસાવાળી હોય છે. તેપરની પાતળી ફોતરી સહેજ નખથી ઉચેડતાં ઉચડી જાય છે. શાખાઓ ફીકા લીલા કે રાતા અથવા જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેનાપર બે જાતના ધોળા વાળની રૂંછાળ હોય છે, એટલે એક બબ્બે સોય જેવા અને બીજા સૂક્ષ્મ પડઘીપર તારાકૃતિના * એવા વાળ આવેલા હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેનો આકાર બલદાણા અથવા તુલસીનાં પાન જેવો હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો જરા ફીકો હોય છે. તે બન્ને સપાટીપર તારાકૃતિના* અને ૨ થી ૩ સોય જેવા ધોળા, ચળકતા વાળ આવેલા હોય છે, જેથી તેની સપાટી આંગળી ફેરવતાં ખરસટ લાગે છે. પાનનાં ટેરવાં સહેજ અણીથતાં અથવા બુઠ્ઠાં હોય છે. પાનની કોરપર સૂક્ષ્મ દાંતા હોય છે, અને ડીટડી પાસે એની કોર જરા વિભાગિત થયેલી હોય છે. ડીટડીને મથાળેથી ૩ થી ૫ કે કોઇવાર ૭ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. તે પાનની પછવાડેની બાજુ બહાર નીકળતી હોય છે. પાનની ડીટડી ફૂલની ડીટડી કરતાં જાડી ને જરા પીળાસલેતા લીલા રંગની હોય છે, તે ½ થી ૧½ ઇંચ લાંબી હોય છે. પાનને ચોળવાથી તેની વાસ મુળાનાં પાનને મળતી અને ચાવવાથી તેનો સ્વાદ ચીકણો અને દાંત અંબાઈ જાય તેવો ખાટો લાગે છે.

ડીટડીના થડમાં બે સૂક્ષ્મ ઝીણાં ઉપપાન આવેલાં હોય છે. જેની કોરપર ધોળા લાંબા વાળની હાર હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેકું નીકળેલું હોય છે, અને શાખાઓને છેડે તે ઘણાં ગીચ આવેલાં હોય છે. ફૂલ પીળા રંગનાં સહેજ અડારીયાંનાં ફૂલની વાસને મળતી સુવાસવાળાં, અને ૧ થી ૧½ ઇંચ વ્યાસનાં હોય છે. ફૂલની ડીટડી ½ ઇંચથી ૧ ઇંચ લાંબી, અને તેપર બારીક અને જાડા એમ બે જાતના વાળની રૂંછાળ આવેલી હોય છે. ડીટડી મથાળે ઉપકોપથી નીચે લીલા સાંધાવાળી, અને સાંધાથી ઉપર જરા જાડી હોય છે. ત્યાં તેપર લાંબા ધોળાવાળની ગીચ રૂંછાળ હોય છે.

**ઉપકોપ**–નાં પત્રો ૧૦ (દશ) હોય છે, તે તળિયેથી થોડાં જોડાયલાં અને મથાળે છૂટાં હોય છે. એ પત્રો ½ લાઇન જેટલાં ઝીણાં અને ½ થી વખતે ¾ ઇંચ લાંબાં હોય છે. તેની કોરપર સોય જેવા લાંબા ધોળા વાળની હાર હોય છે. તે વાળના થડમાં સૂક્ષ્મ પડઘી હોય છે. એ પત્રોની પાછળની સપાટીપર તારાકૃતિના વાળ, અને ઉપરની સપાટી લીસી અને તેપર ચકચકીત બિંદુઓની બાનક હોય છે. આ પત્રો ફૂલનાં પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં લાંબાં અને પાંખડીઓથી બહુધા ટુંકાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–અર્થાત્ ફૂલની ટોપીનાં પત્રો ૫ હોય છે. અને બીજા બોલોમાં બોલીએ તો પુ૦ બા૦ કોપ અથવા ફૂલની ટોપી પાંચ પત્રોની બનેલી હોય છે. એ પાંચે પત્રો તળિયેથી એક બીજાં સાથે જોડાયલાં અને મથાળે છૂટાં હોય છે. તે ઘણા પોહોળા દાંતા જેવાં દેખાય છે. તેના દર બે દાંતાની વચમાં તેની કોરનો ખૂણો બહાર નીકળતો દેખાતો હોય છે. એ પત્રો લીલા–સલેતા ધોળા રંગનાં હોય છે. અને તેનાપર ૩ થી ૫

સ્પષ્ટ દેખાતી, ઉભી, લીલી નસો હોય છે. તેપર તારાકૃતિના સફેદ ચળકતા વાળની રૂંછાળ અને તેની કોરપર ધોળા લાંબા વાળની હાર હોય છે. એ પત્રો ૩ લાઇનથી ½ ઇંચ લાંબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબી અને ૩ લાઇનથી ½ ઇંચ પોહોળી હોય છે. તે તળિયે એક બીજી સાથે જોડાયલી અને મથાળે છૂટી હોય છે. પણ તેની કોર જરા એક બીજી પર આવેલી હોય છે. તે તળિએથી સાંકડી, મથાળે પોહોળી અને તેની કોરપર એક કે બે ખાંચ હોય છે. પાંખડીપર તાડનાં પાનપર હોય છે તેવી ઉભી નસો, અને તેની કોર પાસે સફેદ વાળની રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–પુંકેસરનલિકા સ્ત્રીકેસરનલિકાપર આવેલી હોય છે. પુંકેસરો ઝાઝાં હોય છે, તેમાંથી ઘણુંકરી ૧૦ કેસરો તેની નલિકાને તળિયેથી નીકળી પાંખડીઓ તરફ ચોમેર ઢળી ગયેલાં હોય છે, અને બાકીનાં (કેસરો) નલિકાનાં મુખ આગળ આવેલાં હોય છે, તે ટુંકાં હોય છે. પુંકેસરો, પરાગકોષ, અને પરાગરજ એ સઘળાં ધોળાસલેતા પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોપની અંદર તેની વચ્ચોવચ એક સુંદર સફેદ, ચળકતી, લીસી, પાંચ ખાંચાવાળી, મજેની બાનકદાર પડઘી અથવા કુંડીમાં બેઠેલો હોય છે. તે પાંચ ખાનાંવાળો હોય છે. તેનાં પાંચે ખાનાં લીલાં, ચળકતાં, બાનકદાર અને પડઘીથી ઘણાં બહાર નીકળતાં હોય છે. તેથી સામટી રીતે તેનો દેખાવ સ્ત્રીઓને નાકમાં પહેરવાનાં ફૂલ જેવો દેખાતો હોય છે. (ખરેખર એ બનાવટ જોવાલાયક છે. તે તળિયે સફેદ મોતીની ગુંથણીપર લીલાં પાંચ ઉભાં નંગ જડેલાં હોય એવાં દેખાય છે.) (સ્ત્રીકેસર) નલિકા પુંકેસર નલિકાની અંદર આવેલી હોય છે. તે ધોળા રંગની લીસી ને ચળકતી હોય છે. તેના દશ (૧૦) ઝીણા છેડા પુંકેસરનલિકાનાં મુખથી બહાર દેખાતા હોય છે. એ દરેક છેડાને મથાળે સૂક્ષ્મ મુખ અને તેનાપર વાળની પીછી આવેલી હોય છે.

**ફલ**–ફૂલની પાંખડીઓ, પું–અને સ્ત્રીકેસર નલિકાઓ એ સઘળાં ખરી ગયા પછી ગર્ભાશય (ફલ) જેમ જેમ મ્હોટો થતો જાય છે તેમ તેમ પુ૦ બા૦ કોપનાં પત્રોના દાંતા તેનાપર ઢંકાતા જાય છે, જેથી ગર્ભાશય અર્થાત્ હવે ફલ તેની ટોપીની અંદર ઢંકાઈ જાય છે. એનો દેખાવ આ વખતે એક શંકુઆકાર ઢાંકણાંવાળા કરંડીયા (કંડીયા) જેવો થઇ રહે છે. આવી રીતે ટોપીમાં ઢંકાયલાં ફલની ઉપર વળી ઉપકોપનાં ઝીણી પટી જેવાં દશ પત્રો પણ ટોપી ઉપર વાંકાં વળી એક કરંડીયાપર લોઢાં કે ચાંમડાની પટી વાળેલી હોય, તેમ વળી, તેપર બેસી જાય છે. આથી જાણે ફલ ખરેખર એક કરંડીયામાં બંધ કરી તેપર વધારે મજબૂતી કરવા માટે ચાંમડાં કે બીજાં કસાની પટીઓ બાંધી હોય તેવુંજ દેખાય છે. (આ બનાવટ પણ એક બહુ જોવા લાયક છે).

ફલનો વ્યાસ ૩ લાઇનથી ½ ઇંચનો હોય છે, તેનો રંગ પ્રથમ લીલો ને સુકાય છે ત્યારે ભૂરો કે ઘેરો ભૂરો થઇ જાય છે, ફલ પાકયા પછી તેનાં પાંચે ખાંનાં એક બીજાંને પડખેથી જૂદાં પડે છે. એ દરેક ખાનાંને મથાળે ગોખરૂ જેવા ત્રણ કાંટા અને તેને તળીએ બે નહાના અને બે મોટા એમ ચાર સફેદ ચળકતા, નરમ કાંટા આવેલા હોય છે. એ દરેક ખાનાંમાં ઘણુંકરી અક્કેક બીજ હોય છે. ફલનો સ્વાદ જરા તૂરો ને ખટુંબડો હોય છે.

**બીજ**–અણીદાર, ૧½ લાઇન લાંબું અને ૧ લાઇન મથાળે પોહોળું હોય છે. તેની અંદર ચીકાસવાળો મગજ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષ અને પિત્તહર.

**૬–ઉપયોગ**–કાંડર કે બીજી મધમાખી કરડી હોય તો એનાં મૂળને દૂધમાં વાટી તેનો કરડપર લેપ કરવામાં આવે છે. પાન ચાવીને વીંછીના ડંખપર મેલવાથી વેદના ઓછી થાય છે. એનાં પાન કમળાવાળાને સાકર સાથે ખવરાવે છે, એમ કહે છે. ભેંસોને શીળી નીકળી હોય, તો રબારી લોકો એના આખા છોડવાને કુટેડી છાસમાં ડોઈ તે છાસ ભેંસને પાય છે.

**૭–સ્થાનક**–અડારીયાં ઉગે છે ત્યાં આ કરંડીયાં પણ ઉગે છે, પણ અડારીયાં કરતાં ડુંગરમાં કરંડીયાં વિશેષ જોવામાં આવે છે.

એ સિંધ, કચ્છ અને કાઠિયાવાડમાં વિશેષ કરીને થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફલપરના કરંડીયા જેવા દેખાવને લીધે એને **કરંડીયાં**, અને એનાં પાન ખાટાં હોય છે તેથી રબારી લોકો એને **ખાટીછાસ** કહે છે. રબારી લોકો કોઇવાર રોટલાની સાથે એનાં પાન ખાય છે. પણ તેથી ઘણીવાર દાંત અને જડબાં અંબાઈ જાય છે.

એનાં પાનથી વીંછીની વેદના ઓછી થાય છે, તેપરથી મેર, રબારી વગેરેનાં ગામડીઆં છોકરાં રમતે રમતે કહે છે કે "ખાટીછાસ ખાઉ છું ને વીંછીડો ઉતારૂં છું."

કરંડીયાંની એક ધોળા ફૂલની જાત થાય છે. તેના છોડવા કરંડીયાંના છોડવાથી સર્વાંગે નહાના હોય છે. તેનાં પાન પણ ખાટાં હોય છે. તેના પરાગકોષ જરા ભુરા રંગના ને પરાગરજ પીળી હોય છે.

**અડારીયાં** તેમજ **કરંડીયાંનો** ઉપયોગ લખાયલો આજ સુધી જાણવામાં આવેલો નથી. પણ એની જાતની વનસ્પતિ ( Pavonia odorata ) **કાળોવાળો** ઔષધી તરીકે ઘણા લાંબા વખતથી વપરાય છે.

## વર્ગ–( માલ્વેસી. )

### નંબર. ૫૫

**૧–શાસ્ત્રીયનામ**–senra incana.

દૃષ્ટાન્ત–H. I. p. 334.

**૨–દેશીનામ**–અડબાઉવેણ (પો + ગુ૦)

**૩–વર્ણન**–અડબાઉવેણના છોડવા ½ થી ૧ ફુટ અથવા ૨ ફીટ ઉંચા વધે છે. કોઇવાર તે જમીનપર પથરાયલા હોય છે, અને કોઇવાર ઉભા હોય છે. એના છોડવા વર્ષાયુ તેમ જ બહુવર્ષાયુ પણ થાય છે. બહુવર્ષાયુ છોડવામાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે પાનથી ગીચ ભરાયલી હોય છે, એવા છોડવાનો ઘેરાવો ૨ થી ૩ ફીટનો હોય છે. પાનનો આકાર સાધારણ બુઠ્ઠાં પાનનાં વેણ જેવો હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી ભૂરા મખમલી વાળની રૂંવાટી આવેલી હોય છે. એમાં કારતક માસમાં સુંદર પીળા કે રાતા રંગનાં વેણનાં ફૂલ જેવાં મધ્યમ કદનાં ફૂલો આવે છે. ફલ કાલાં જેવાં પણ ઘણાં નાહાનાં હોય છે.

**મૂળ**–બહુવર્ષાયુ છોડવામાં ૧ થી ૧½ કે ૨ ઇંચ જાડું થાય છે, તેમાંથી ઘણા થોડા બીજા પેનસીલ જેવા જાડા ફાંટા નીકળેલા હોય છે. મૂળ ધોળા રંગનું ને કઠણ હોય છે. છાલ ચીવટ અને ચીકણી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–વર્ષાયુમાં શાખાઓ ક્વચિત જ હોય છે. પણ બહુવર્ષાયુમાં મૂળને મથાળેથી ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે પેનસીલ જેવી જાડી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ૩ થી ૫ ખૂણીઆં હોય છે. તેની બન્ને સપાટી એક સરખા ફીકા લીલા રંગની હોય છે, અને તેની કોરપર જરા છેટે છેટે છીછરા દાંતા હોય છે. પાનની ડીટડી ½ થી ૧ કે ૨ ઇંચ લાંબી હોય છે, અને તેને મથાળે પાનની કોર વિભાગિત થયેલી હોય છે. પાન ½ થી ૧ કે ૧½ ઇંચ લાંબાં અને ½ થી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. એટલે તેની લંબાઈ કરતાં પોહોળાઈ વખતે વિશેષ હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ઘણુંકરી અક્કેકું ફૂલ આવેલું હોય છે, તે ૧ થી ૧½ ઇંચ વ્યાસનું હોય છે, તેની વાસ વેણનાં ફૂલ જેવી હોય છે. ફૂલની ડીટડી ૩ થી ૪ લાઇન લાંબી, ને તે અધવચથી જરા ઉપર સાંધાવાળી હોય છે. તેપર ભૂરાવાળની રૂંવાટી અને ઘેરા તપખીરીઆ રંગનાં છાંટણાં હોય છે. ડીટડી ફૂલ ઉઘડી ફલિત થઈ ગયા પછી નીચી નમી જાય છે. પુષ્પપત્રો ૩ હોય છે, તે ઘણુંકરી અખંડ કોરવાળાં હોય છે ( વેણમાં ખંડીત કોરવાળાં હોય છે, ). તેનાં ટેરવાં ગોળાઈ લેતાં, અને તેપર મખમલી વાળની રૂંવાટી અને ઘેરા તપખીરીઆ રંગનાં છાંટણાં હોય છે. તે ¾ થી ૧ ઇંચ લાંબાં અને ½ થી ¾ ઇંચ પોહોળાં હોય છે. ફૂલ ફલિત થઈ ગયા પછી પુ૦ અભ્ય૦ કોષ કરમાઇને ખરી જાય છે, અને પુ૦ બા૦ કોષનાં પત્રો ગર્ભાશય (અર્થાત્ હવે ફલ) પર વળી તેને ઢાંકી લે છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫' હોય છે, તે પાંખડી અને પુષ્પપત્રો કરતાં ટુંકાં હોય છે. તેનો રંગ પીળાસલેતો લીલો હોય છે. તે નીચેથી જોડાયલાં અને અધવચ ઉપરથી છૂટાં હોય છે. તેનાં ટેરવાં અણીદાર અને તેપર ત્રણ ઉભી નસો અને સફેદ વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેનો રંગ પીળો અથવા જાંબુડો હોય છે. પાંખડી લગભગ ૧ ઇંચ લાંબી ને ½ ઇંચ પોહોળી હોય છે. તેપર તાડના પંખાની માફક અધવચ ઉપરથી ઉભી નસો આવેલી હોય છે અને અધવચ નીચે અંદરની બાજુ તે ચકચકીત ઘેરા જાંબુડા રંગની હોય છે. નસો પાંખડીની પાછળની બાજુ સ્પષ્ટ દેખાતી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે, તેના તંતુઓ જોડાઇને એક નળી બનેલી હોય છે, તેને મથાળે પાંચ સૂક્ષ્મ દાંતા હોય છે. એ તંતુનલિકાની ઉપર પુંકેસર તંતુના પીળા કે ઘેરા જાંબુડા રંગના અર્ધચંદ્રાકાર ફીકા જાંબુડા રંગના પરાગકોષવાળા અવશેષ તંતુઓ આવેલા હોય છે. પરાગરજ પીળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય બહાર નીકળતા પેટાળવાળો ધોળા રંગનો હોય છે; નલિકા પુંકેસરતંતુનલિકાથી ઉપર પાંચ સૂક્ષ્મ સળી જેવી પીળા કે જાંબુડા રંગની અત્યન્ત ચળકતી દેખાતી હોય છે, ને તે દરેકને મથાળે સૂક્ષ્મ વાળની પીછીવાળું કાળાસલેતું મુખ હોય છે.

**ફલ**–પાંચ ખૂણીયું ને તેનાપર પાંચ લીલી નસો આવેલી હોય છે. તે પીળાસલેતા લીલા રંગનું, ચળકતું, નીચે સાંકડુંથતું અને મથાળે પોહોળું હોય છે. તે પાંચ ખાનાંવાળું હોય છે, તેનાં દરેક ખાનાંમાં ઘણુંકરી અક્કેકું બીજ હોય છે. ફલ ૨ થી ૨½ લાઇન લાંબું અને તેટલા જ વ્યાસનું હોય છે. ફલની ઉપર પુ૦ બા૦ કોષ ઢંકાયલો હોય છે.

**બીજ**–કપાસીઆ જેવું હોય છે. તે આસરે ૧ થી ૧½ લાઇન લાંબું અને ¾ થી ¾ લાઇન પોહોળું હોય છે. તેપર ટુંકા, ચળકતા, સુંવાળા, ભૂરાસલેતા ધોળા વાળની રૂંવાટી હોય છે, એનાં બીપરથી વાળની રૂંવાટી ઉતરી શકતી નથી. (કપાસીઆપરથી તે ઉતરી શકે છે).

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

૫-ગુણદોષ-ઉપલેપક, ચિરગુણકારી પૌષ્ટિક અને ગરમ.

૬-ઉપયોગ-એનાં મૂળની છાલ સંધિવાના કવાથમાં વાપરવામાં આવે છે. એનાં ફૂલનો ઉકાળો સાકર સાથે પ્રમેહ ઉપર અપાય છે. એના આખા કોમળ રોપાને કુટેડી તેની લેપડી જલદી નહિ ફુટતાં ગડગુંબડાંપર મુકાય છે. તેથી તે તરત પાકી જાય છે.

૭-સ્થાનક-પોરબંદરના બારા ઉતાર ખાડી કાંઠે અને ઝાવરની સીમમાં એ અડબાઉવોંણના છોડવા ઉગતા જોવામાં આવે છે. એ સિંધ અને કચ્છમાં ઉગે છે.

૮-વિશેષ વિવેચન-કચ્છમાં કોઠારેથી નારણસર જતાં રસ્તામાં ખેતરોને શેઢે એના છોડવા ૩ થી ૪ ફીટ ઉંચા અને તેટલા જ ઘેરાવાના જોવામાં આવેલ છે,

કેટલાક લોકોનું માનવું એવું છે કે હાલ ખેતરોમાં વવાતાં વોંણ એ **અડબાઉવોંણનાં** વંશજો છે.

---

## વર્ગ-(માલ્વેસી.)

### નંબર ૫૬.

**૧-શાસ્ત્રીયનામ**-Hibiscus radiatus.

દૃષ્ટાંત-H. I. p. 335; N. p. 31.

**૨-દેશીનામ**-ડુંગરીભીંડો (પો૦+ગુ૦).

**૩-વર્ણન**-ડુંગરીભીંડાના છોડવા ચોમાસે ડુંગરમાં છૂટા છવાયા ઉગે છે.* તે ૩ થી ૫ ફીટ ઉંચા થાય છે. તેમાંથી બીજી શાખાઓ ભાગ્યેજ ફૂટે છે-પણ કેટલીક વાર તેના ઉપરના ભાગમાંથી થોડી ઉંચી ચઢતી લાંબી સીધી શાખાઓ નીકળેલી હોય છે. તેપર સૂક્ષ્મ સખ્ત વાળની રૂંછાળ હોય છે. પાન આંતરે આવેલાં હોય છે, તે છેટાં છેટાં હોય છે. તેમાં ૫ થી ૭ ખાંચીઆ કે વિભાગો હોય છે. તેના ખાંચીઆ અથવા વિભાગો ભલ્લાકૃતિના, દાંતાવાળા અને બન્ને છેડે સાંકડા થતા હોય છે. પાન ૨ થી ૫ ઇંચ લાંબાં હોય છે. તેની ડીટડી પણ તેટલીજ ઘણુંકરી લાંબી હોય છે. ફૂલ પત્રકોણમાંથી અક્કેકું નીકળેલું હોય છે. તેની ડીટડી લાંબી ને નરમ હોય છે. ઉપ-પુષ્પપત્રો આસરે ૯ હોય છે, તે ઘણાં ઝીણાં, ટેરવે અણીદાર, પસરાતાં અને ખરસટ હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં ઘણુંકરી જરા લાંબાં હોય છે. ફૂલ પીળા રંગનાં, ૩ થી ૫ ઇંચ વ્યાસનાં અંદરની બાજુ તળિયે ઘેરા જાંબુડા મ્હોટા ચાંડલાવાળાં હોય છે. તે ઘણાં સુંદર લાગે છે. ફૂલ મથાળે સાંકડુંથતું અણીદાર ને ખરસટ હોય છે.

* પોરબન્દર સ્વસ્થાનમાં એ માલેક અને હડિયા ડુંગરની ખીણોમાં, આદિત્યાણાં અને મેવાસા જંગલની પાઉમાં ઘાસની સાથે, પણ વિશેષ કરીને કંટાળા અગર પાલેરાંનાં ઝુમડાં પાસે ઉગે છે.

ઉપયોગ-એની છાલમાંથી રેસા નીકળે છે, તે ઝીણી દોરી બનાવવાના કામમાં આવે છે. એનાં મૂળ અને બીજનો ઉકાળો સાકર સાથે પ્રમેહ ઉપર અને પાન ગડગુંમડાં ઉપર પોટીશ તરીકે વપરાય છે. એનાં કાચાં ફૂલ, ફલ અને બીજ છોકરાંઓ ઘણાં ખાય છે, તે ચીકાશવાળાં, સહેજ તૂરાં ને ફરસાં લાગે છે.

વિ૦ વિ૦ ફૂલ એટલાં તો સુંદર હોય છે કે એનો છોડવો બાગોમાં વાવવા લાયક છે.

---

## વર્ગ-(માલ્વેસી.)

### નંબર ૫૭.

**૧-શાસ્ત્રીયનામ**-H. micranthus.

દૃષ્ટાન્ત-H. I. p. 335; N. p. 30.

**૨-દેશીનામ**- અડબાઉ બપોરીઆ, દારિયાનુંઝાડ (પો૦), કુરડવેલ (કચ્છી), ચણકભીંડો (ગુ૦).

**૩-વર્ણન**-અડબાઉ બપોરીઆના છોડવા કેટલીક જગોએ બારે માસ જોવામાં આવે છે. તોપણ ચોમાસે તે ઘણા ઉગી આવે છે. તે ૨ થી ૬ કે કોઇવાર ૧૦ ફીટ ઉંચા વધી ગયેલા હોય છે. તેની શાખાઓ લાંબા તરસા કે સોટીની પેઠે ઉભી અને પાતળી નીકળેલી હોય છે. તે ઝાડવાં વગેરેના આધારે ઘણી લાંબી વધી જાય છે. એ છોડવાનો દેખાવ જરા છેટેથી ગંગેટીનાં ઝાડવાં જેવો લાગે છે. કેમ કે એનાં પાનનો આકાર ઘણુંકરી તેવો હોય છે. તે નાહાનાં ને ખરસટહોય છે. એમાં સફેદ કે ગુલાબી છાયાલેતા રંગનાં ફૂલો આવે છે, તે બપોરે ઉઘડી સાંજે બંધ થઇ જાય છે. ફલ ગોળાઇલેતાં મ્હોટા વટાણા જેવડાં હોય છે.

એ છોડવો બહુધા ખરસટ વાળની રૂંછાળથી ભરાયલો હોય છે. એમાંથી જરા સુગંધિત વાસ નીકળતી હોય છે.

**મૂળ**-એનું ખીલામૂળ સુતળીથી ટચલી આંગળી જેવું જાડું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. તેનો રંગ બહારથી ભૂરો ને અંદરથી સફેદ હોય છે. મૂળનું લાકડું કઠણ હોય છે. છાલ જરા જાડી હોય છે. તે અંદરથી સફેદ અને ચીવટ રેસાવાળી હોય છે. સ્વાદ જરા ચીકણો ને તીખો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ઘણુંકરી મૂળ જેવી જાડી અથવા તેથી સહેજ પાતળી હોય છે, તે લીલા કે ભૂરા રંગની અને ખડબચડી હોય છે. તેનાપર વાળની રૂંવાટી આવેલી હોય છે. ડાંડી ગોળ અને ઘણુંકરી સીધી હોય છે. તેની છાલ રેસાવાળી અને ઘણી મજબૂત હોય છે. શાખાઓ જૂજ હોય છે. તે લાંબી, સીધી, ખડબચડી, લીલા રંગની અને સુતળી જેવી પાતળી હોય છે. તેનાપર તારાકૃતિના વાળ આવેલા હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તોપણ ઘણી વખતે એકુજ બિંદુપરથી ૨ થી ૪ પાન પણ નીકળેલાં જોવામાં આવે છે. તે ૧/૨ થી ૧ ઇંચ લાંબાં અને ૧/૪ થી ૩/૪ ઇંચ પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ એક સરખા લીલા રંગનાં અને ખરસટ હોય છે. તેપર આછી રૂંવાટી હોય છે. તે ડીટડી પાસે ઘણુંકરી જરા સાંકડાં અને મથાળે પોહોળાં હોય છે. અથવા એકુજ છોડવામાં કેટલાંક પાન ડીટડી પાસે પોહોળાં ને મથાળે સાંકડાં-થતાં હોય છે. પાનની ડીટડી ઘણી ટુંકી હોય છે. તેને મથાળેથી અર્ધપારદર્શક ૩ થી ૫ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. તે તેની નીચેની સપાટીપર વધારે બહાર નીકળતી હોય છે. પાનની કોરપર સૂક્ષ્મ દાંતા હોય છે. ટેરવાં ભાગ્યેજ અણીદાર પણ વખતે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનને **આઇગ્લાસમાં** (નાહાની વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચમાં) જોવાથી તેમાં અર્ધપારદર્શક સૂક્ષ્મ છાટણાં દેખાય છે. (કાળાં છાંટણાં પાનની સપાટીપર ઉપડી આવેલાં દેખાતાં નથી) પાનની પછવાડે વચલી નસ ઉપર પાનની ડીટડી પાસે લાંબી **રસકુપ્પી** (gland) હોય છે. ને કેટલાંક પાનમાં તે હોતી નથી. પાનને ચોળવાથી તેની વાસ મેંદીના પાનની વાસને મળતી અને સ્વાદ ચીકણો ને ખટાસલેતો તૂરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ફૂલ નીકળે છે. તેનો વ્યાસ ૧/૨ થી ૩/૪ ઇંચનો હોય છે. તેની ડીટડી પાન જેટલી અથવા તેથી જરા લાંબી હોય છે. તે લીલા રંગની ને વચમાંથી સાંધાવાળી હોય છે. એ ડીટડીપર પુ૦ બા૦ કોષથી નીચે ૫ થી ૯ ઝીણી સળી જેવાં પુ૦ બા૦ કોષથી નાહાનાં લીલા રંગનાં ઉપકોષપત્રો Bracteoles આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ લીલા રંગનાં અને રૂંવાટીવાળાં હોય છે. એ પાંચે પત્રો તળિયેથી જોડા-યલાં ને મથાળે છૂટાં હોય છે. એ દરેક પત્રપર બહારની બાજુ વખતે ત્રણ ફીકા લીલા રંગની ઉભી નસો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં લાંબી હોય છે. તે જ્યારે ફૂલની કલીમાં બંધ હોય છે ત્યારે તેનાપર સફેદ તારાકૃતિના* વાળ હોય છે. તે પ્રથમ સફેદ, પછી ફૂલગુલાબી, અને જરા કરમાય છે ત્યારે રાતી ને છેવટે ઘણુંકરી જાંબુડા રંગની થઇ જાય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તેના તંતુઓ સફેદ અને તેપર આવેલા પરાગકોષ પીળાસલેતા લીલા રંગના હોય છે. તંતુઓ તળિયે એક બીજા સાથે જોડાઇ જઇ એક નળી બનેલી હોય છે. તેનું મુખ પાંચ દાંતાવાળું હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેની નલિકા સફેદ હોય છે. તે પુંકેસરનલિકાની વચ્ચોવચ આવેલી હોય છે. તે પુંકે-સરનલિકાનાં મુખ પાસેથી પંચવિભાગિત થએલી હોય છે, ને તે દરેક વિભાગને મથાળે એક સફેદ વાળની રૂંવાટીવાળું સૂક્ષ્મ મુખ હોય છે. એ પાંચે મુખ પુંકસર-નલિકાથી ઉંચાં હોય છે.

**ફ્લ**–લીલા રંગનાં હોય છે. તેને મથાળે કોઠીંબણાં કે ચીભડાનાં ફ્લપર હોય તેવી ધોળી પટીઓની બાનક આવેલી હોય છે. તેનાપર સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. ફ્લ ૧/૪ ઇંચ વ્યાસનાં હોય છે. તેનો આડો-કાપ કરતાં તેમાં પાંચ ખંડ દેખાય છે. અને તે દરેક ખંડમાં ૨ થી ૫ બીજ હોય છે. ફ્લ સુકાય છે ત્યારે તેના પાંચે ખંડ ઉઘડી પોતાની મેળે જૂદા પડે છે. ફ્લનો સ્વાદ ખટમધુરો, ચીકાસલેતો દાળિયા જેવો ફરસો લાગે છે.

**બીજ**–ભીંડાનાં બીજ જેવા આકારનાં ૧/૮ ઇંચ લાંબાં, એક છેડે જરા ચપટાં, ને બીજે અણીઆળાં હોય છે. તે પાકીને સુકાય છે ત્યારે ભૂરા કે કાળા રંગનાં થઇ જાય છે. તેપર લાંબા સફેદ કે ભૂરા સુંવાળા વાળની રૂંછાળ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ચિરગુણકારી પૌષ્ટિક, અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને પાનનો કાઢો ધોરીના રોગપર અપાય છે. એનું મૂળ ચિરગુણકારી પૌષ્ટિક તરીકે અપાતા કવાથમાં વપરાય છે. એનો કાઢો પેશાબની ગરમીપર સારો ફાયદો કરે છે. એનાં ફૂલ અને ફ્લ સાકરની સાથે પ્રમેહવાળાને ખવરાવવામાં આવે છે. એનાં પાનની ભૂકી દૂધમાં ઉકાળી પૌષ્ટિક તરીકે કેટલાક લોકો પીએ છે. એનાં ફ્લ ફરસાં હોવાને લીધે છોકરાંઓ બહુ ખાય છે.

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં, રસ્તાઓની બાજુએ, કંટાળાઓનાં જાળાંમાં અને ખડાઓ ઉપર ઉગે છે. એ હિંદુસ્થાનના વધારે ગરમ પ્રદેશમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફ્લના દારિયા જેવા ફરસા સ્વાદ ઉપરથી એને **દારિયાનું ઝાડ** કહે છે. બપોરીઆના છોડવા વિશેષ કરી બાગોમાં વાવવામાં આવે છે. તેના છોડવાને મળતો એનો છોડવો હોવાથી એને **અડબાઉ બપોરીઓ** કહેતા હશે.

---

## વર્ગ–( માલ્વેસી. )

### નંબર. ૫૮

**૧–શાસ્ત્રીયનામ**–H. hirtus.

દૃષ્ટાન્ત–H. I. p. 335; N. p. 30.

૨-દેશીનામ-બપોરીઓ (પો૦ગુ૦) गुल-दुपेरिया (हिं०) वंधुकः (सं०).

૩-વર્ણન-એના છોડવા સાધારણ રીતે જાસુસના ઝાડવા જેવા દેખાય છે. તે ૩ થી ૫ એક ફીટ ઉંચા હોય છે. એમાં સિંદૂરિયા રંગનાં આસરે ૧ ઇંચ વ્યાસનાં અત્યંત સુંદર ફૂલો આવે છે. તે બપોરે ઉઘડે છે. માટે એને બપોરીઓ કહે છે. એ જુનાગઢ, રાજકોટ અને કાઠિયાવાડમાં બીજી ઘણી જગોએ બગીચાઓમાં વાવવામાં આવે છે. કેટલીક પડતર જમીનમાં એ પોતાની મેળે પણ ઉગે છે.

એનાં પાન અને ફૂલનો ઉપયોગ અડબાઉ બપોરીઆનાં પાન અને ફૂલની પેઠે કરવામાં આવે છે.

એ વાયવ્ય પ્રાંત, દક્ષણ અને કોકણમાં થાય છે. પણ ઘણીવાર તે વાવવામાં આવે છે.

---

## વર્ગ-(માલ્વેસી.)

### નંબર. ૫૯

૧-શાસ્ત્રીયનામ-H. Solandra?

દૃષ્ટાન્ત.-H. I. p. 336; N. p. 31.

૨-દેશીનામ.-તલી (પો, ગુ૦).

૩-વર્ણન-તલીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે કેટલીક જગોએ માત્ર ૪ થી ૬ ઇંચ જેવડા નાહાના જ રહી તેમાં ફ્લ આવી જાય છે. અને કેટલીક જગ્યોએ તે ૨ થી ૩ ફીટ ઉંચા વધે છે. કોઇવાર તરસાની પેઠે તેની ડાંડી એકલીજ વધી જાય છે. અને કોઇવાર તેમાં ઘણીક શાખાઓ નીકળી, એનો છોડવો એક ગુમર જેવો દેખાય છે. પાન હૃદયાકૃતિનાં ને ૫ કે ૩ ખૂણીઆં હોય છે. ચોમાસાં આખર તેમાં ફૂલ આવે છે, જે ફીકા ધોળા રંગનાં હોય છે. છોડવાનો દેખાવ સાધારણ રીતે ભીંડા જેવો હોય છે. અને તેનાજ જેવી તેનાપર ધોળી રૂંછાળ આવેલી હોય છે.

મૂળ-ખીલામૂળ સુતળીથી આંગળી જેવું જાડું હોય છે. તે ૪ થી ૬ ઇંચ કે કુટેક લાંબું હોય છે. તે ધોળા રંગનું અને કઠ્ઠણ હોય છે. તેમાંથી કેટલાક ફાંટા નીકળેલા હોય છે.

ડાંડી અને શાખાઓ-ઘણુંકરી મૂળ જેવી જાડી હોય છે. તે ફીકા પીળા રંગની, અને તેનાપર તારાકૃતિના * વાળ આવેલા હોય છે. ડાંડી અંદરથી પોચી ને તેપરની છાલ રેસાવાળી અને ઘણી મજબૂત હોય છે.

પાન-આંતરે આવેલાં હોય છે. તે છોડવાના નીચલા ભાગમાં હૃદયાકૃતિનાં, કાંગરીદાર, તેથી ઉપરનાં પાંચેક છીછરા ખૂણીઆવાળાં, અને છેક ઉપરનાં ત્રણ ખૂણીઆવાળાં હોય છે. તેમાં વચલો ખૂણો લાંબેરો હોય છે. પાનની બન્ને સપાટીપર વાળની રૂંવાટી અને સૂક્ષ્મ છાંટણાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો, ને નીચેનીનો ફીકો હોય છે. પાન ૧ થી ૩ કે ૩½ ઇંચ લાંબાં અને ¾ ઇંચ થી ૧½ કે ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ½ ઇંચ થી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. ડીટડીને મથાળેથી ૩ થી ૫ કે ૭ નસો નીકળી પાનની કોરમાં ગયેલી હોય છે. પાન ચોળવાથી ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો ગળચટો હોય છે.

ફૂલ-પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી ૧થી ૨½ ઇંચ લાંબી નીકળેલી હોય છે. તેનાપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ સળી ફૂલના ઉપકોષની નીચે સાંધાવાળી અને જાડી હોય છે. ફૂલનો રંગ પીળાસલેતો ધોળો, અને વ્યાસ ¾ ઇંચ જેટલો હોય છે. ઉપકોષનાં પત્રો ૬ થી ૮ કે ૧૦ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી ઝીણાં ને ટુકાં હોય છે. ને રંગે તેના કરતાં વધારે લીલાં હોય છે. તેનાપર પણ વાળની રૂંવાટી આવેલી હોય છે. આ દરેક પત્ર ઉપર ઉભી ત્રણ નસો હોય છે.

પુષ્પબાહ્યકોષ-પાંચ પત્રોનો બનેલો હોય છે. તે નીચેથી જોડાયલો ને ઉપર તેના પાંચે દાંતા ખુલ્લા દેખાતા હોય છે. આ દરેક દાંતો નીચે પોહોળો ને ટેરવાં તરફ સાંકડોથતો લાંબો અણીવાળો હોય છે. આ કોષનો રંગ જરા પીળાસલેતો લીલો હોય છે. ને તેપર વાળની રૂંવાટી વિશેષ હોય છે. તેના દરેક દાંતાપર પણ ઉભી ત્રણ નસો જોવામાં આવે છે. તે ૩ લાઇન જેટલો લાંબો હોય છે.

પુષ્પાભ્યન્તરકોષ-ની પાંખડીઓ ૫, તે ૩ લાઇન લાંબી અને ૨ પોહોળી હોય છે.

પુંકેસરો-પુંકેસરનલિકા પાંખડીઓની વચ્ચોવચ સ્ત્રીકેસરનલિકાને વચમાં લઇને નીકળેલી હોય છે. પુંકેસરનલિકાપર પુંકસરતંતુઓ ઘણા આવેલા હોય છે. આ તંતુઓનો રંગ પાંખડી જેવો પીળાસલેતો ધોળો હોય છે. પણ તંતુઓ ઉપરના પરાગકોષ અને પરાગકોષમાંની પરાગરજ કેસરીઆ રંગનાં હોય છે.

સ્ત્રીકેસર-૧ હોય છે. તેનો ગર્ભાશય અંડાકૃતિ અથવા નાળીએરના ઉલકા કે ગોટા જેવો અને લીલા રંગનો હોય છે. તેનાપર ઘણા જ ચળકતા વાળની રૂંછાળ આવેલી હોય છે. ગર્ભાશયનો આડો કાપ કરી જોતાં તેમાં પાંચ ખંડ સ્પષ્ટ દેખાતા હોય છે. (ગર્ભાશય) નલિકા પાંચ, સફેદ રંગની હોય છે. તે તળિયે એક બીજા સાથે જોડાયલી, ને ઉપર જતાં તેના પાંચ ફાંટાઓ છૂટા દેખાતા હોય છે. એ દરેક ફાંટાપર સ્ત્રીકેસરાગ્ર-

મુખ છત્રાકાર બની એક બીજાં પાસે આવી એ પાંચેનું પાછું એક છત્ર કે ચક્ર બની રહેલું હોય છે.

**ફલ**–નાલીયેરના ઉલકા કે ગોટા (ચોટલી કાઢી નાખેલા નાળીએર) અથવા ભીંડાના ઘાટનું હોય છે. તે પ્રથમ લીલા રંગનું હોય છે ને સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. તે ૨ થી ૩ લાઇન લાંબું અને ૨ થી ૨½ લાઇન વ્યાસનું હોય છે અને તેનાપર સફેદ વાળની રૂંવાટી હોય છે. તે પુ૦ બા૦ કોષથી કંઇક ટુકું અથવા લાંબું હોય છે. એ પાકે છે ત્યારે ઉભું ચીરાઇ એનાં પાંચે ખાનાં એક બીજાંથી છૂટાં પડે છે. એ દરેક ખાનામાં ૫ થી ૭ બીજ હોય છે.

**બીજ**–કાળા રંગનાં ભીંડાનાં બીને મળતાં હોય છે. તેની સપાટી ખડબચડી અને તેને એક છેડે સૂક્ષ્મ ચાંડલો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–નંબર ૫૭ પ્રમાણે.

**૬–ઉપયોગ**–એના આખા છોડવા બાળીને તેની રાખ તેલમાં નાંખી ઢોરનાં ભાઠાંપર ચોપડે છે. એનાં પાન વાટીને પોટીસની જગોએ લગાડે છે. ફલ ઢોરને ખવડાવે છે, તેથી દૂધ વધે છે, એમ કહે છે. તલીની ડાંડીપરની છાલમાંથી રેસા નીકળે છે. તેની દોરી નરમ અને ચળકાટવાળી થાય છે.

**૭–સ્થાનક**–પોરબંદરના મોઢવાડા અને મોકળની ઘેડની કાંધીએ તલી ઘણી ઉગે છે. એ હિંદુસ્થાનના ગરમ પ્રદેશોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં બી જરા કાળા તલ જેવાં દેખાય છે, માટે એને **તલી** કહે છે.

---

## વર્ગ–(માલ્વેસી).

### નંબર ૬૦.

**૧–શાસ્ત્રીયનામ**–H. vitifolius.

દૃષ્ટાન્ત–H. I. p. 338; N. p. 31.

**૨–દેશીનામ**–જંગલીભીંડો,ડાબલીઓભીંડો (પો+ગુ૦);

**૩–વર્ણન**–આ ભીંડાના છોડવા ચોમાસે જોવામાં આવે છે. એમાં તરસાની પેઠે લાંબી વધેલી થોડી શાખાઓ નીકળેલી હોય છે, તે ૩ થી ૪ કે કોઇવાર ૫ ફીટ ઉંચી હોય છે. છોડવાના નીચેના ભાગપર પાન મ્હોટાં અને ઉપર જતાં નાહાનાં થતાં હોય છે. પાનનો આકાર થોડો દ્રાક્ષનાં પાનને મળતો હોય છે. ફૂલ મ્હોટાં, પીળાં, ઘંટાકાર અને તળિયે ઘેરા જાંબુડા ચાંડલાવાળાં હોય છે. ફલ ગોળાઇલેતાં, બાજુએ પાંચ ખૂણીઆં, અને મથાળે અણીવાળાં એક બેઠી ડાબલી જેવાં દેખાતાં હોય છે.

**મૂળ**–પેનસીલથી અંગુઠા જેવું જાડું ને ફીકા ધોળા રંગનું હોય છે. તેમાંથી થોડા જાડા અને ઝીણા રેસાઓ જેવા બીજા ફાંટાઓ નીકળેલા હોય છે.

**શાખાઓ**પરની છાલ વાળની રૂંવાટીવાળી અને મજબૂત ચીવટ રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૫ ખૂણીઆં, બન્ને સપાટીએ વાળની રૂંવાટીવાળાં અને કોરપર દાંતાવાળાં હોય છે. ડીટડી ૧½ થી ૩ ઇંચ લાંબી હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેકું ફૂલ નીકળેલું હોય છે. તેની ડીટડી ભૂરા રંગની, ભૂરા વાળની સૂક્ષ્મ રૂંવાટીવાળી, અને ઘણુંકરી અધવચથી અથવા જરા નીચે કે ઉપરથી સાંધાવાળી હોય છે. તે ½ થી ૧½ ઇંચ લાંબી હોય છે. શાખાઓને છેડે ઘણુંકરી ફૂલ ઘણાં પાસે પાસે આવી ગએલાં હોય છે.

**ઉપકોષનાં**–પત્રો ૮ થી ૧૨ હોય છે, તે ઝીણાં, લાંબાં, પુ૦ બા૦ કોષથી ટુકાં, એક બીજાંથી છૂટાં, રંગે લીલાં અને ચળકતા મખમલી રંગના સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેના પાંચે પત્રો તળિયેથી અધવચ સુધી જોડાયલાં, અને ઉપર તેના પાંચે દાંતા પોહોળા ખુલ્લા દેખાતા હોય છે. પુ૦ બા૦ કોષ ૩ લાઇનથી ½ ઇંચ લાંબો, લીલા રંગનો અને ચળકતા મખમલી વાળની રૂંવાટીવાળો હોય છે. તેનાં દરેક પત્રપર ૩ થી ૫ ઉભી નસો આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૫ પાંખડીઓનો બનેલો હોય છે; તે ખુલ્લા પીળા રંગનો, અને તેની દરેક પાંખડીપર અંદરની બાજુ તળિયે ઘેરો જાંબુડો ચાંડલો હોય છે. પાંખડી ૧½ ઇંચ લાંબી અને **પારસ પીપળાનાં** ફૂલની વાસને મળતી વાસવાળી હોય છે.

**પુંકેસરો**–નો સ્થંભ (column) પાંખડીઓથી ટુંકો, તેની વચ્ચોવચ જાંબુડા રંગનો સળંગ પરાગકોષથી ભરાયલો હોય છે. પરાગરજ ગોળ ભૂરા રાતા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય ઉભો, બુટ્ટા પાંચ ખૂણીઆવાળો, લીલા રંગનો, અને સફેદ ચળકતા વાળની રૂંછાળવાળો હોય છે. નલિકા ૫ તળિયે જોડાઇ નલિ જેવી થયેલી હોય છે. તે પુંકસરોના સ્થંભ વચેથી નીકળી મથાળે તેના પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. આ દરેક છેડાપર સૂક્ષ્મ ગોળ સ્પષ્ટ દેખાતું મુખ હોય છે. નલિકા અને મુખ પણ જાંબુડા રંગનાં હોય છે.

**ફલ**–પ્રથમ લીલા અને સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઈ જાય છે. ફલનો વ્યાસ ૩ થી ૪ લાઇન જેટલો

હોય છે. ફલ પાંચ ખૂણીયું હોય છે. તેના પાંચે ખુણા પાતળા થઈ છાસ વલોવાની રવાઈનાં ફૂલનાં પાંખાની માફક બહાર નીકળતા હોય છે. ફલને મથાળે લાંબી મજબૂત અણી હોય છે. ફલની સપાટીપર ભૂરા વાળની રૂંવાટી અને આડી નસો હોય છે. ફલ તદન પાકી જાય છે ત્યારે તેના ખૂંણીઆ વીંણનાં કોશીઆંની માફક ફાટીને જૂદા પડે છે. આ દરેક ખુંણીઆમાં વચ્ચોવચ એક પડદો હોય છે. તે પડદાની દરેક બાજુએ બબ્બે બીજ લાગેલાં હોય છે.

**બીજ**–ભીંડાના બીજ જેવાં હોય છે. તે ઘેરા ભૂરા કે કાળાસલેતા રંગનાં હોય છે. તે એક બાજુ જરા ચપટાં ને એક છેડે જરા વાંક વળતી અણીવાળાં હોય છે. એ અણીના વાંકની અંદર ફીકી ધોળી ટપકી હોય છે. બીજ લગભગ ૧ લાઇન લાંબું અને સૂક્ષ્મ બિંદુઓની બાનકવાળું ને જરા ખડબચડું હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**
**૬–ઉપયોગ** } નંબર ૫૭ પ્રમાણે.

**૭–સ્થાનક**–જંગલની અંધારી ખાણો અને ઘાસની તળિયોમાં ઉગે છે. એ હિંદુસ્થાનના વધારે ગરમ પ્રદેશોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનું ફલ જરા બેઠી ડાબલીના આકારનું હોય છે માટે એને **ડાબલીઆ ભીંડા** કહે છે.

---

## વર્ગ–(માલ્વેસી).

### નંબર. ૬૧.

**૧–શાસ્ત્રીયનામ**–H. Cannabinus.

દષ્ટાંત–H. I. p. 339; N. p. 30; Watt. IV. p. 231; રૂ. નિ. પા. ૬૧૦.

**૨–દેશીનામ**–ભીંડી, આંબાડ (પો૦+ગુ૦); अंबाडी (મ૦); पातसन, अम्बारि (હિં૦); माचिका, फलाम्ला, रज्जुदात्री, अम्बष्ठा, अम्बालिका (સં૦).

**૩–વર્ણન**–ભીંડીના છોડવા ૩ થી ૫, કે ખાસ કરી ડુંગરાળી કાંપવાળી જમીનમાં વાવ્યા હોય તો ૧૦ થી ૧૭ ફીટ ઉંચા થાય છે. એની ડાંડી જાડી ને કાંટાવાળી હોય છે. પાન છોડવાના નીચલા ભાગમાં હ્રદયાકૃતિનાં અને ઉપલા ભાગમાં ખાંચીઆવાળાં હોય છે. ફૂલ ફીકા પીળા કે ગંધકી રંગનાં અંદરની બાજુ તળિયે ઘેરા જાંબુડા ચાંડલાવાળાં હોય છે. ફલ ગોળાઇલેતાં અણીઆળાં અને વાળ જેવા ઝીણા કાંટાવાળાં હોય છે. બીજ લીસાં હોય છે.

**ઉપયોગ**–ભીંડીના છોડવા ખાટા હોય છે. એનાં કોમળ પાનનું શાક કરવામાં આવે છે, તે પિત્તવિકારવાળા અને સંગ્રહણીના દરદીને ફાયદો કરે છે. એનાં ફૂલનો રસ સાકર અને મરીની સાથે પિત્તવિકારપર અપાય છે. પાનમાં ઝાડો સાફ લાવવાનો ગુણ છે. એનાં બીજ પૌષ્ટિક ગણાય છે. બીજ વાટી પોટીશની જગોએ બાંધવામાં આવે છે. પાન ઢોરને ચારા તરીકે ઉપયોગમાં આવે છે. તેમ જ બીજ પણ ઢોરને ખવરાવવામાં આવે છે. એની છાલમાંથી લાંબા સુંદર રેસા નીકળે છે. તે દોરી દોરડાં બનાવવાના કામમાં આવે છે. છાલ કાઢી લીધા પછી તેની રહેલ સુકી ડાંડીઓ દેશી દીવાસળી બનાવવાના ઉપયોગમાં આવે છે.

રેસા સંબંધીની વિશેષ હકીકત ડા. વૉટની ડીક્ષનરીમાં છે.

**સ્થાનક**–એના છોડવા ડુંગરમાં ઘાસની સાથે પોતાની મેળે કોઇ કોઇ ઉગેલા ચોમાસે જોવામાં આવે છે.* એ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં વવાય છે.

---

## ( વર્ગ–માલ્વેસી ).

### નંબર ૬૨.

**૧–શાસ્ત્રીયનામ**–H. tetraphyllus.

દૃષ્ટાન્ત–H. I. p. 341; N- p. 31. Watt. IV. p. 246.

**૨–દેશીનામ**–કાંટાળોભીંડો (પો+ ગુ૦) काटेरी-भेंडी (મ૦)

**૩–વર્ણન**–કાંટાળા ભીંડાના છોડવા ચોમાસે ઉગે છે. તે ઘણુંકરી એક તરસાની પેઠે એકલ ડાંડીએ ૪ થી ૬ ફીટ ઊંચા વધે છે. તેમાં બીજી શાખાઓ કવચિત જ હોય છે, અને હોય છે, તો છોડવાને તળિયે થોડી (શાખાઓ) હોય છે. કોઈ કોઈવાર તેનો છોડવો તેની લંબાઈ અને એક બાજુ આવેલાં ફૂલના ભારને લીધે તે એક બાજુ અર્ધ કમાનની પેઠે વળી રહેલો હોય છે. એના આખા છોડવાપર બહુધા ખરસટ વાળ આવેલા હોય છે. એમાં ભીંડા જેવાં જ પાન આવે છે. તે ૩ થી ૭ લાંબા છેડા કે ખૂંણીઆવાળાં અને બન્ને સપાટીએ ખરસટ હોય છે. ડીટડી ઘણી લાંબી ને જાડી હોય છે. ડીટડીના થડમાં બે ઉપપાન હોય છે. ફૂલ ૧ થી ૧½ ઇંચ લાંબી ડીટડીપર પત્રકોણમાંથી અને ડાંડી કે શાખાઓને છેડે આવેલાં હોય છે. તે કોઇવાર એક જ હારમાં એક પછી એક ઘણાં હોય છે. તે પીળા રંગનાં ૧ થી ૨ ઇંચ વ્યાસનાં હોય છે. પુષ્પપત્રો ૪ થી ૬ હોય છે. પુ૦ બા૦ કોપનાં

---

* પોરબંદર સ્વસ્થાનમાં ભીંડીનું રીતસર વાવેતર કરવામાં આવતું નથી, પણ બીજા મોલનો બચાવ કરવા માટે ખેતરોના આગળના ભાગમાં ઘણુંકરી ભીંડી વાવવામાં આવે છે. તેના રેસા ખેડુતો પોતાનાં ઘરકામ માટે ઉપયોગમાં લે છે.

પત્રો જોડાઇ તળિયે ભુંગળી જેવાં થએલાં અને મથાળે કલમ ત્રાસ ચીરાઈ એક અણીઆળા છેડા જેવાં એક બાજુ વળી ગયેલાં હોય છે. પાંખડીઓ પું-અને સ્ત્રીકેસર ભીંડાની જાત પ્રમાણે હોય છે.

ફલ-૧ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ⅔ ઇંચ વ્યાસનાં હોય છે. તે પ્રથમ લીલાસલેતા રંગનાં હોય છે, ને સુકાય છે ત્યારે ભૂરાં થઇ જાય છે. તેને ટેરવે જાડી અણી હોય છે. ફલપર પાંચ ઉભી ધાર હોય છે. સપાટી ખરસટ ને તેપર તીક્ષ્ણ અણીવાળા જરા લાંબા કાંટા આવેલા હોય છે. ફલ ઘણાં કઠ્ઠણ હોય છે.

બીજ-પ્રથમ ધોળાં ને પાછળથી કાળાસલેતાં ભૂરાં થઈ જાય છે, તે ભીંડાનાં બીજ જેવાં હોય છે.

૪-ઉપયોગી અંગ-મૂળ, છાલ અને બીજ.

૫-ગુણદોષ-ઉપલેપક અને પૈષ્ટિક.

૬-ઉપયોગ-બીજા ભીંડાઓની પેઠે આ ભીંડાનાં મૂળની છાલનો લુવાબ પણ પ્રમેહ અને પશાબની બળતરાપર વાપરવામાં આવે છે. ડાંડીની છાલમાંથી રેસા નીકળે છે. કાચાં ફલનું ઘણાં ગરીબ લોકો કોઇવાર શાક કરે છે. કાચાં બીજ સાકરની સાથે પ્રમેહ ઉપર ખવરાવે છે. અને પાકાં બીજ પૈષ્ટિક પાકોમાં વપરાય છે.

૭-સ્થાનક-પડતર ખેતરો, વાડીઓની વાડ, અને ડુંગરપર ઘાસની સાથે એ ભીંડાના છોડવા ઉગતા જોવામાં આવે છે. એ બંગાલ, કોકણ અને કાનડામાં થાય છે.

૮-વિશેષ વિવેચન-એનાં ફલ (ભીંડા) પર ઘણા સખ્ત તીક્ષ્ણ અણીવાળા કાંટા હોવાને લીધે એને **કાંટાળો ભીંડો** કહે છે. એનાં ફલને **ભીંડારીઆં** પણ કહે છે.

---

## વર્ગ—(માલ્વેસી).

### નંબર. ૬૩.

૧-શાસ્ત્રીય નામ-H. angulosus ?

દૃષ્ટાન્ત-H. I. p. 341.

૨-દેશીનામ-માંખણીયોભીંડો (પો+ગુ૦); रानमेंड (મ૦).

૩-વર્ણન-માંખણીયા ભીંડાના છોડવા ચોમાસે ઉગેલા જોવામાં આવે છે. તે ૨ થી ૩ કે વખતે ૫ થી ૬ ફીટ ઉંચા વધેલા હોય છે. ઘણીવાર તેની શાખાઓ ઝાડવાં વગેરેની ઓથ અથવા જમીનપર ઢળી ગયેલી હોય છે. એના છોડવામાં ૨ થી ૩ લાંબી તરસા જેવી શાખાઓ નીકળેલી હોય છે. પણ ઘણીવાર નાહાની નાહાની ઘણી શાખાઓ તેમાં નીકળી તેનો છોડવો ઘણુંકરી શાખાઓના ભારથી એક-બાજુ ઢળી ગયેલો હોય છે. પાન છોડવાના નીચલા ભાગમાં ભીંડા જેવાં પોહેળાં, હૃદયાકૃતિનાં અને ૩ થી ૫ કે ૭ ખૂંણીઆં હોય છે, અને ઉપરના ભાગમાં ૩ થી ૫ ખૂંણીઆં અને સાંકડાં થતાં હોય છે. ફૂલ પીળા ગંધકીઆ રંગનાં અથવા કોઈવાર જાંબુડી છાયાલેતાં હોય છે. અને તેની અંદર તેને તળિયે ઘેરા જાંબુડા રંગનો ચાંડલો હોય છે. એને શ્રાવણ ભાદરવામાં ફૂલ અને ફલ આવે છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ચીકાસલેતા વાળની રૂંછાળ હોય છે.

મૂળ-છોડવાના પ્રમાણમાં ૪ ઇંચથી ફુટ કે ૧½ ફુટ લાંબું અને પેનસીલથી અંગુઠા જેવું જાડું હોય છે. એના નીચેના ભાગમાં ઝીણા ફાંટા નીકળેલા હોય છે. એનું લાકડું ધોળું ને નરમ હોય છે. તેની ઉપરની છાલ બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગની મજબૂત રેસાવાળી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો હોય છે.

ડાંડી અને શાખાઓ-ડાંડી સ્લેટ પેનથી આંગળી જેવી જાડી હોય છે. તે રંગે લીલી અથવા જાંબુડી છાયાલેતી હોય છે. તેનાપર થોડા ઘણા સફેદ ખરસટ-વાળ અને સૂક્ષ્મ ગ્રંથીઓ આવેલી હોય છે. છાલ ચીવટ, રેસાવાળી અને પાતળી હોય છે. ડાંડી અને શાખાઓ અંદરથી પોચી અને વચમાં નરમ ગાભાવાળી હોય છે.

પાન-આંતરે આવેલાં હોય છે. તે ડાંડીના નીચલા ભાગમાં ઘણાં મ્હોટાં અને ઉત્તરોત્તર ઉપર જતાં નહાનાં થતાં હોય છે. મ્હોટામાં મ્હોટાં પાનની ડીટડી ૧ થી ૧½ ફુટ અને નાહાનાંમાં નાહાનાંની ૪ થી ૫ કે ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે. તે ઘણુંકરી એક બાજુ રતાસલેતા રંગની હોય છે. તે જરા ખરસટ અને સુતળીથી સીસાપેન જેવી જાડી હોય છે. મ્હોટામાં મ્હોટાં પાન ૧ થી ૧½ ફુટ વ્યાસનાં અને નાહાનાંમાં નાહાનાં ફકત ૧ થી ૧½ ઇંચનાં હોય છે. પાનની કોરે કાંગરી હોય છે. મ્હોટાં પાન ૭ ખૂણીઆં અને નાહાનાં ૩ થી ૫ ખૂંણીઆં હોય છે. તેની બન્ને સપાટી ખરસટ હોય છે. ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો (લીલો) હોય છે. ડીટડીને મથાળેથી પાંનના ખૂણીઆ જેટલી અર્થાત્ ૩ થી ૭ નસો નીકળી પાનના દરેક ખૂણીઆમાં એક્કેકી ગયેલી હોય છે. તે બહુધા પાનની બન્ને સપાટીપર સ્પષ્ટ દેખાતી બહાર નીકળતી અને ઘણુંકરી રાતા રંગની હોય છે. પાનને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ભીંડાનાં પાનને મળતો હોય છે.

પાનની ડીટડીના થડમાં ઝીણાં બે ઉપપાન હોય છે.

ફૂલ-ની ડીટડી પત્રકોણમાંથી અને શાખાઓને છેડે નીકળેલી હોય છે. તેપર સફેદ વાળની રૂંછાળ હોય

છે. તે ૧/૨ થી ૧ ઇંચ લાંબી અને મથાળે જાડી થયેલી હોય છે. તે લીલા અથવા જાંબુડા રંગની છાયાલેતી ને સુતળી જેવી જાડી હોય છે. પુષ્પપત્રો ૪ થી ૫ હોય છે. તે ૧/૨ થી ૩/૪ ઇંચ લાબાં અને ૨૧/૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તેનો આકાર લંબગોળ અને બહુધા બન્ને છેડે જરા સાંકડોથતો હોય છે. ટેરવાં બુઠ્ઠાં અથવા સૂક્ષ્મ અણીવાળાં હોય છે. તેનાપર ૩ થી ૫ ઉભી નસો આવેલી હોય છે. અને તેની કોરપર સફેદ સખ્ત વાળની હાર હોય છે. તેનો રંગ ઘણુંકરી જાંબુડી છાયાલેતો હોય છે. ફૂલની વાસ પારસ પીપળાનાં ફૂલની વાસને મળતી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–૧/૨ થી ૩/૪ ઇંચ લાંબો અને ૩ લાઇન પોહોળો હોય છે. તેનાં પત્રો ૫ હોય છે. પણ તે પાંચે તળિયેથી જોડાઈ એક પોહોળી ભુંગળી જેવાં થયેલાં હોય છે, અને મથાળે તે ફુલમત્રાસ ચીરાઈ તેનાં પાંચે દાંતા એક બીજા સાથે મળી જઇ એક અણીઆળા પોહોળા છેડા જેવાં થયેલાં હોય છે. તેને છેડે ધોળી રૂંછાળવાળી ૫ નસો દેખાતી હોય છે. તેની સપાટીપર ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેની કોર ઉપરાઉપર આવેલી હોય છે.

**પુંકેસરો**–ઝાઝાં હોય છે. પુંકેસરનલિકા પાંખડીઓને તળિયેથી આવેલી હોય છે. તે તળિયે જાંબુડા રંગની અને મથાળે ફીકા પીળા રંગની હોય છે. તેના પર ફીકા પીળા રંગના સૂક્ષ્મ તંતુઓપર પોહોળા પરાગકોપ આવેલા હોય છે. તે અને તેમાંની પરાગરજ પણ ફીકા પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો ચીકાસલેતા સફેદવાળની રૂંછાળથી ઢંકાયલો હોય છે. તેનો આકાર સોગઠી જેવો હોય છે. ને તેનાપર તેના પાંચ પડની પાંચ નસો દેખાતી હોય છે. નલિકા તળિયે ધોળા રંગની અને પુંકેસરનલિકાથી બહાર તેના પાંચ છેડા ઘેરા જાંબુડા રંગના મથાળે રાતા વાળની પીંછીવાળા હોય છે.

ફૂલ ફલિત થઇ ગયા પછી પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોપ આદિ સઘળાં ખરી જાય છે, પણ પુષ્પપત્રો ફલ પાકયા સુધી તેની સાથે રહે છે, તે ઉભાં હોય છે, તેથી ફલ તેની અંદર ઢંકાયલું લાગે છે.

**ફલ**–આકારે ભીંડા જેવાં હોય છે. તે ૧/૨ થી ૧ કે કોઇવાર ૨ ઇંચ લાંબાં અને ૧/૨ થી ૩/૪ ઇંચ વ્યાસનાં હોય છે. તેનાપર પાંચ નસો સ્પષ્ટ દેખાતી હોય છે. તે પર ધોળા ખરસટ ચીકાસલેતા વાળ આવેલા હોય છે. તે કાચાં હોય છે ત્યારે ઘણાં જ કોમળ હોય છે. ને પાકે છે ત્યારે ચીવટ થઇ જાય છે. ફલનો આડો કાપ કરી જોતાં તેમાં પાંચ પડ દેખાય છે. એ દરેક પડમાં ઘણાં બીજ હોય છે. ફલની ડીટી આસરે ૧ ઇંચ લાંબી હોય છે. ફલને ટેરવે સૂક્ષ્મ જાડી અણી હોય છે.

**બીજ**–આકારે ભીંડાનાં બીજ જેવાં હોય છે. તે એક છેડે જરા અણીથતાં અને બીજે ગોળાઇલેતાં હોય છે. તેનાં બન્ને પાસાં જરા દબાયલાં હોય છે. બીજ પ્રથમ ધોળાં ને પાકે છે ત્યારે તે કાળાસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. તે ૧ થી ૧૧/૨ લાઇન વ્યાસનાં હોય છે. તેની સપાટીપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે.

૪–**ઉપયોગી અંગ**–સર્વાંગ.

૫–**ગુણદોપ**–નંબર ૬૨ પ્રમાણે.

૬–**ઉપયોગ**–એનાં મૂળની છાલ પાણીમાં પલાળવાથી તેમાંથી ચીકણો લુવાબ નીકળે છે. તે સાકરની સાથે પ્રમેહવાળાને પીવરાવે છે. ડાંડીપરની છાલમાંથી ઝીણા રેસા નીકળે છે. તે દોરી બનાવવાના કામમાં આવે છે. પાન વાટીને પોટીસ ઠેકાણે વાપરે છે. ફૂલ સાકરની સાથે પરમાવાળાને ખવરાવે છે. અને કાચાં ફલનું શાક કરી ઘણાં ગરીબ લોકો ખાય છે.

૭–**સ્થાનક**–પોરબંદરમાં રસ્તાઓની બાજુએ, અને બરડા ડુંગરમાં તે ઘણી જગોએ ઉગે છે. તોપણ વિશેષ કરીને મેવાસા જંગલમાં થોરીઆવોકળા પાસે અને ગોઢાણું જંગલ પાસે સરમણીવાવની તળીમાં વિશેષ જોવામાં આવે છે. એ દક્ષણ અને કોકણમાં થાય છે.

૮–**વિશેષ વિવેચન**–આ ભીંડાની શીંગોપર સખ્ત કાંટાં હોતા નથી, પણ ચીકણા નરમવાળની રૂંછાળ હોય છે. અને તે ઘણી જ કોમળ હોય છે, તેપરથી એને માંખણીઓ ભીંડો કહે છે.

---

## વર્ગ–( માલ્વેસી ).

### નંબર ૬૪.

૧–**શાસ્ત્રીય નામ**–Thespesia lampas.

દૃષ્ટાન્ત H. I. p. 345; N. p. 32; Watt. VI-part IV. p. 45.

૨–**દેશીનામ**–અડબાઉ પારસપીપળો, જંગલી–પારસ પીપળો (પો+ગુ૦), जंगलीभेंड (મ૦), बन कपास (હિં૦).

૩–**વર્ણન**–એના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેમાં ૩ થી ૫ ખૂણીઆં પાન આવે છે, ફૂલ પારસપીપળા જેવાં પીળાં મ્હોટાં ચોમાસે આવે છે. ફલ ચોમાસાં ઉતાર પાકે છે.

**મૂળ**–આંગળી જેવું જાડું થાય છે. તે ૧/૨ થી ૧ ફુટ જેટલું જમીનમાં ઉતરેલું હોય છે. એમાંથી બીજા ફાંટા

ભાગ્યેજ નીકળેલા હોય છે. મૂળ પોચું અને ચીવટ હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. ને તેમાંથી પીળો રસ ઝરે છે. વાસ કડવાસલેતી અને સ્વાદ પ્રથમ સ્હેજ ચીકણો ને પાછળથી કડવો જણાય છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી મૂળ કરતાં પાતળી હોય છે, એમાંથી કવચિતજ બીજી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી ઘણુંકરી એકજ તરસાની પેઠે ઉંચી વધી પછી એક બાજુ નમી જાય છે. તે લીસી ને ચળકતી હોય છે. એના કોમળ ભાગપર ભૂરા રંગના તારાકૃતિના* વાળ આવેલા હોય છે. ડાંડીની છાલ ચીવટ રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. ડીટડી ૪ થી ૮ ઇંચ લાંબી લીલાસલેતા પીળા રંગની સુતળી જેવી જાડી હોય છે. પાન ૩ થી ૫ ખૂણીઆળાં હોય છે. અને એ ખૂણીઆના છેડા લાંબા અણીઆળા હોય છે. ડીટડીને મથાળેથી પાનમાં ૩ થી ૫ નસો ગયેલી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો અથવા ઘેરો લીલો અને નીચેનીનો ઘણો ફીકો હોય છે. બન્ને સપાટી ચળકતી અને લીસી તોપણ ઉપરની સપાટી જરા ખરસટ હોય છે. પાનને **આઈગ્લાસથી** જોતાં તેમાં સૂક્ષ્મ જરા ઘેરા રંગના બિંદુઓ દેખાય છે. પાન ૬ થી ૭ ઇંચ લાંબાં અને ૮ થી ૯ પોહોળાં હોય છે. છોડવાના ઉપરના ભાગમાં પાન નાહનાં થતાં હોય છે. પાનને ચોળવાથી મુળાનાં પાન જેવી તેમાંથી વાસ આવે છે. અને સ્વાદ ચીકણો, ખટુંબડો અને તૂરો લાગે છે.

પાનની ડીટડીના થડમાં લાંબાં ને ઝીણાં ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અથવા શાખાને છેડે ફૂલ આવેલાં હોય છે. તેની પુષ્પ ધારણ કરનારી સળી ૧ થી ૨ ઇંચ લાંબી ને તેની ઉપર ઘણુંકરી બે ફૂલ આવેલાં હોય છે. આ ફૂલની ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. ફૂલ પીળા રંગનાં, ઘંટાકાર ને તેની વચમાં અંદરની બાજુ ઘેરા કીરમજી રંગનો ચાંડલો હોય છે. ફૂલના ઉપકોષનાં પત્રો ૪ થી ૮ હોય છે. તે સાંકડાં ને અણીથતાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી જોડાયલાં અને મથાળે તેના દાંતા છૂટા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ પીળી હોય છે. પાંખડીઓ પાંચ મળીને ઘંટાકાર ફૂલ બનેલું હોય છે. તેને તળિયે કીરમજી રંગનો ચાંડલો હોય છે.

**પુંકેસરો**–ની નલિકા મથાળે પાંચ સૂક્ષ્મ દાંતાવાળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૪ થી ૫ ખાનાંવાળો હોય છે.

**ફલ**–ભીંડા જેવાં ઉભાં ½ થી ૧ ઇંચ લાંબાં ને ½ થી ½ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે પુ૦ બા૦ કોષના ચક્રમાં બેઠેલાં હોય છે. અને તેને મથાળે ભીંડાની પેઠે જાડી અણી હોય છે. ફલ પ્રથમ લીલાં ને સુકાય છે ત્યારે ઘેરા ભૂરા રંગનાં થઈ જાય છે. અને તે ભીંડાની પેઠે બાજુએથી ૩ થી ૫ ફાંકથી ઉભાં ઉઘડે છે. તેની સપાટીપર આંગળી ફેરવતાં તે સહેજ લીસાં લાગે છે, પણ નાહાની વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચમાંથી જોવાથી તેનાપર સફેદ વાળની બારીક રૂંવાટી અને સૂક્ષ્મ ઉદ્‌ગમો દેખાય છે. ફલની દરેક ફાંકમાં ઘણુંકરી ૬ થી ૧૦ બીજ હોય છે.

**બીજ**–ભીંડાના બીજને મળતાં ૧½ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. તે કાળા રંગનાં ને તેને મથાળે ભૂરા રંગની લાંબી રૂંછાળ હોય છે. આ રૂંછાળ ચપટીએ લુંછવાથી નીકળી જાય છે. ને તેની નીચે બીજની સપાટી ચળકતી કાળા રંગની, ને તેપર ઝીણી નસો દેખાય છે. બી એક છેડે જરા અણી થતાં ને બીજે સૂક્ષ્મ ચાંડલાવાળાં હોય છે. તે એક પડખે અંદર બેસતાં ને બીજે ગોળાઇલેતાં હોય છે. બીજ કઠણ હોય છે. તેને તોડતાં તેમાંથી તેલીયું ફીકા ગુલાબી રંગનું માવાદાર રાતા બિંદુઓવાળું દલ નીકળે છે, તેને ભીનાસ લગાડવાથી તે પીળું થઇ જાય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, પૌષ્ટિક અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–એનાં મૂળનો કાઢો વિસ્ફોટક અને પ્રમેહનાં દરદોમાં વપરાય છે. એની છાલમાંથી રેસા નીકળે છે, તે દોરી વગેરે બનાવવાના કામમાં આવે છે. એનાં પાનને એડીયુંતેલ લગાડી પેટના દુખાવાપર, વાળાના સોજાપર અને કઠણ ગુમડાંપર બાંધી તેનાપર શેક કરે છે તેથી દરદ નરમ પડે છે. એનાં કાચાં ફલને વાટીને સાધારણ દુખાવાપર લેપ કરે છે. તેમ જ એનાં ફૂલ અને ફલ રંગના કામમાં વપરાય છે. કાચાં ફલ છોકરાંઓ ખાય છે. અને પ્રમેહવાળાને સાકર સાથે ખવરાવવામાં આવે છે.

**૭–સ્થાનક**–બરડાડુંગરમાં એના છોડવા છૂટા છવાયા ઘણી જગોએ ઉગે છે. તો પણ મેવાસા જંગલની તળી અને ઝાવરમાં કરમદીના છાયડા નીચે તે વિશેષ ઉગતા જોવામાં આવે છે.

એ હિમાલય, બંગાલા અને દક્ષણમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફૂલ પારસપીપળા કે ભીંડા જેવાં હોય છે, માટે બરડાના રબારી લોકો એને ભીંડો પણ કહે છે. પણ એનાં પાનનો દેખાવ પારસપીપળાનાં પાનને મળતો હોવાને લીધે એને **જંગલી** કે **અડબાઉ પારસપીપળો** કહે છે.

## વર્ગ-(માલ્વેસી).

### નંબર. ૬૫

૧-શાસ્ત્રીયનામ-T. populnea.

દૃષ્ટાન્ત-H. I. p. 345; N. p. 32; Watt. VI.-part. IV. p. 45; રૂ. નિ. પા. ૫૧૯.

૨-દેશીનામ-પારસપીપળો (પો૦+ગુ૦); भेंड, भेंडी, पारसपीपर (म०); पारस पिपल, गजदन्ड, गजहन्ड (हिं०); पारिश, गर्दमान्ड, सुपार्श्वक (सं०).

૩-વર્ણન-પારસપીપળાનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ સાધારણ રીતે ઉંચાં થાય છે, પણ કોઇ કોઇ જગોએ તે ૪૦ થી ૫૦ ફીટ ઉંચાં પણ જોવામાં આવે છે. સાધારણ રીતે તેનું થડ ½ થી ૧ કે ૧½ ફુટ વ્યાસનું હોય છે. પણ કોઇવાર તે એક માણસની બાથમાં ન આવી શકે તેવું જાડું પણ થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે, અને તે ચોતરફ ફેલાઈ સારી ઘટા થએલી હોય છે. કોમળ શાખાઓ ઘણીવાર ઉંચી ચઢતી કે નીચી ઝુકતી પણ હોય છે. પાન લાંબી અને નરમ ડીટડીપર આંતરે આવેલાં હોય છે. તે ગોળાઈ લેતાં, તળિયે હૃદયાકૃતિનાં અને મથાળે સાંકડાં થતાં લાંબી અણીવાળાં હોય છે. તે ૩ થી ૫ ઇંચ વ્યાસનાં હોય છે. ફૂલ પીળા રંગનાં, અંદરની બાજુ તળિયે ઘેરા જાંબુડા ચાંડલાવાળાં, ૨ થી ૩ ઇંચ વ્યાસનાં હોય છે. ફલ લંબગોળ ગોળાઈલિતાં ૧ થી ૧½ ઇંચ વ્યાસનાં, તળિયે પુ૦ બા૦ કોષની ચોટડુક પ્યાલી અને મથાળે ટુંકી અણીવાળાં હોય છે. ફલ સુકાય છે ત્યારે ઘણુંકરી કાળા રંગનાં થઇ જાય છે, તેપર ચાર નીક દેખાતી હોય છે. ફલ કઠણ હોય છે. બીજ બહુધા બદામી રંગનાં, ખૂણીઆવાળાં, ૩ લાઇન લાંબાં, એક છેડે સાંકડાંથતાં અણીઆળાં ને બીજે પોહોળાં ને બુઠ્ઠાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-ઉપલેક, ગ્રાહી, ચિરગુણકારી પૈષ્ટિક અને શોથઘ્ન.

૬-ઉપયોગ-પારસ પીપલાનાં મૂળની છાલ ચિરગુણકારી પૈષ્ટિક તરીકે સંધિવા અને બગડેલાં લોહી વિકારમાં કવાથના રૂપમાં અપાય છે. ખરજવાં, સાદાં અને ગરમીનાં ચાદાં તથા ગડગુંમડાં એના ઉકાળાથી ધોવામાં આવે છે. પારસ પીપળાની છાલમાંથી રેસા નીકળે છે તેની દોરી વણવામાં આવે છે. એની છાલ રંગનાં કામમાં વપરાય છે. એનાં પાનને તેલ લગાડી જરા ગરમ કરી વાળાના સોજાપર બાંધવામાં આવે છે. પેટના દુખાવાપર એનાં પાનનું બંધાણ કરવામાં આવે છે. એનાં પાન વાટી તેની લેપડી પોટીશ તરીકે વપરાય છે. એનાં ફૂલમાંની વચલી ડાંડલી (પુંકેસરતંતુનળી) સાકરની સાથે પ્રમેહવાળાને ખવરાવાય છે. તેમ છોકરાંઓયે બહુ ખાય છે. એનાં ફૂલ રંગના કામમાં પણ આવે છે. ફૂલ અને ફલનો રસ દાદર અને ખસ ઉપર લગાડવામાં આવે છે. એનાં કાચાં ફલમાંથી પીળાસલેતો લીલો રસ નીકળે છે, તે બીજા રંગની સાથે મેળવી કામમાં લેવાય છે. પારસપીપળાનાં ઝાડમાં જખમ કરવાથી શિયાળે તેમાં ગુંદર બંધાય છે, તે રતાસલેતા ઘેરા ભૂરા રંગનો હોય છે, તે મુખપાકપર મોઢાંમાં રખાય છે. પારસપીપળાનાં કાચાં ફલનો રસ સાકર કે ગોળમાં ગોળી કરી ખવરાવવાથી આમ, સંગ્રહણી અને હરસ મટે છે. એનાં બીજમાંથી તેલ નીકળે છે, તે ચામડીનાં દરદોપર કામ આવી શકે છે. એનાં બીજ કપાસીઆંની જગોએ ઢોરને ખવરાવવામાં આવે છે. એનાં લાકડાંમાંનો કાળો સાર પિત્તવિકાર ઉપર વપરાય છે. એનું સાર વગરનું લાકડું પોચું, બટકણું, અને તરત સડી જાય તેવું હોય છે, તેથી તે બલતણ શિવાય બીજા કામમાં વપરાતું નથી. પણ એનો સાર ઘણો મજબૂત, શીશમ જેવો કાળો અને ટકાઉ હોય છે. તેને પાણી કે હવાની અસર તરત લાગતી નથી. માટે તેમાંથી ખેતીના ઓજારો બનાવવામાં આવે છે. એનાં ઝાડ રસ્તાઓની બાજુએ છાયડા માટે વાવવામાં આવે છે. પારસપીપળાની ડાળો, પાન, ફૂલ અને ફલ છપ્પનિયા દુકાળ વખતે ઢોરોને પુષ્કળ ખવરાવવામાં આવતાં હતાં, તેથી ઢોર જીવતાં રહ્યાં હતાં, એટલું જ નહીં પણ એના ચારાથી માતાં થયાં હતાં. એનાં ઝાડ ઢોરોના ચારા તરીકે ઘણાં ઉપયોગી છે.

"ફલ કફ કરે છે, પુષ્ટી કારક છે, કૃમીને કરે છે, વા, પિત્ત, ગળાંના રોગ, છાતીના રોગ, એ સર્વેને મટાડે છે." (વૈ-રૂ.)

૭-સ્થાનક-રસ્તાઓની બાજુએ, બાગો અને વાડીઓમાં વાવેલાં જોવામાં આવે છે, તેમ કેટલીક જગોએ પોતાની મેળે પણ ઉગે છે. એ બંગાલા અને દક્ષણમાં થાય છે.

૮-વિશેષ વિવેચન-પારસપીપળાનાં ઝાડને સમુદ્રનો ખારો પવન (ઓડા) ઘણી અસર કરી શકતો નથી. એને મોરમમટીવાળી તેમ જ રેતાળ મિશ્રકાંપવાળી જમીન માફક આવે છે. એક વખત ઉછરી ગયા પછી તેને પાણીની દરકાર રેહેતી નથી. એ જલદી વધનારૂં ઝાડ છે. કચ્છ અને કાઠિયાવાડ જેવા ઝાડ વગરના પ્રદેશમાં એનાં ઝાડો કાળે દુકાળે ઘણાં ઉપયોગી થઈ પડે છે, માટે એનો વધારો કરવો જોઇએ. એનાં નવાં ઝાડો બીજથી તેમ જ એની ડાળો ફાંસી વાવવાથી પણ થાય છે. ઉત્તર કોંકણમાં એની ડાળો વાવી જંગલ

ખાતાં તરફથી એનાં ઝાડોનો ઘણો વધારો કરવામાં આવેલો છે. તે એટલાજ કારણથી કે એનાં ઝાડ ખેડુ અને ઢોરવાળા લોકોને ઘણાં ઉપયોગી છે.*

---

## વર્ગ-( માલ્વેસી ).

### નંબર ૬૬.

**૧-શાસ્ત્રીયનામ**-Gossypium herbaceum.

દૃષ્ટાન્ત-H. I. p. 346; N. p. 32; Watt. IV. p. 25; રૂ. નિ. પા. ૫૬૧.

**૨-દેશીનામ**-અડબાઉહીરવણી, લારીયું, અને જંગલીવોણ ( પો+ગુ૦ )

**૩-વર્ણન**-અડબાઉહીરવણીના છોડવા બારે માસ જોવામાં આવે છે, તો પણ ચોમાસે વિશેષ ઉગી આવે છે. એની શાખાઓ લાંબી, સીધી તરસા કે વેલાની પેઠે વધી ગયેલી હોય છે. તે કોઇવાર ૬ થી ૧૦ કે ૧૫ ફીટ ઉંચે ઝાડોપર ચડી ગયેલી જોવામાં આવે છે. જ્યારે એની શાખાઓને ઝાડવાંની ઓથ કે આસરો મળતો નથી ત્યારે તે જમીનપર ઢળી જાય છે, અથવા ૩ થી ૪ રેક ફીટ ઉંચી વધે છે. એનાં પાન બુઠ્ઠાં પાનનાં વોણ જેવાં હોય છે. અને ફૂલ પણ તેવાં જ પીળા રંગનાં શિયાળે આવે છે. ફલ કાલાં જેવાં પણ નાહાનાં હોય છે.

**મૂળ**-જમીનમાં ઊંડુ બેઠેલું હોય છે, તે બહારથી કાળું ને અંદર સફેદ હોય છે. છાલ મજબૂત રેસાવાળી, વાસ સુગંધિત, અને સ્વાદ તૂરો, ચીકણો ને ખટાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળીથી તે પેનસીલ જેવી જાડી, અને ભૂરા રંગની હોય છે, તેપર સૂક્ષ્મદાણા જેવી બાનક હોય છે, કોમળ શાખાઓ ભૂરાસલેતા લીલા રંગની ને તેપર ભૂરા વાળની રૂંવાટી અને કાળા રંગનાં છાંટણાં હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે, તે ½ થી ૨½ ઇંચ લાંબાં અને ¾ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાન ૩ થી ૫ ખૂણીઆં હોય છે, તેમાં વચલો ખૂણીઓ સૌથી લાંબો, અને નીચેના બે ખૂણીઆ સૌથી ટુંકા હોય છે, આ પાંચે ખૂણીઆનાં ટેરવાં ઘણુંકરી ગોળાઇલેતાં બુઠ્ઠાં કે અણીઆળાં હોય છે, પાન જરા જાડાં, અને બન્ને સપાટીએ ફીકા લીલા રંગનાં હોય છે. આ બન્ને સપાટીપર સૂક્ષ્મ ભુરા વાળની રૂવાંટી અને કાળાં છાંટણાં આવેલાં હોય છે. પાનની ટીટડી ½ થી ૧ ઇંચ લાંબી હોય છે, તેને મથાળેથી ૩ થી ૫ નસો નીકળી પાનના ખૂણીઆઓમાં ગયેલી હોય છે, તેમાં વચલી નસપર વચ્ચોવચ લીલા કે કાળા રંગની એક ચપટી રસકુપ્પી ( ગ્લેન્ડ ) હોય છે. પાનને ચોળવાથી તેની વાસ કાચી કેરી જેવી, અને ચાવવાથી સ્વાદ ખટાસલેતો તૂરો, ચીકણો ને પાછળથી જરા ચીરપરો લાગે છે.

**ફૂલ**-પત્રકોણમાંથી એકેકું નીકળેલું હોય છે, તે પીળો ગંધકી રંગનું, અને તેની અંદર તેને તળિયે પાંચ જાંબુડા રંગના સુંદર ચળકતા ચાંડલા હોય છે, તે ૧ થી ૧½ ઇંચ લાંબું અને ૨ થી ૩ ઇંચ વ્યાસનું હોય છે. ફૂલની વાસ પારસપીપળાનાં ફૂલની વાસને મળતી હોય છે. તેની ટીટડી ½ થી ૧ ઇંચ લાંબી અને પાનની ટીટડી કરતાં બહુધા જાડી હોય છે. તેને મથાળે પુ૦ બા૦ કોષથી બહાર એક ત્રણ ઉપપુષ્પપત્રોવાળો **ઉપકોષ** હોય છે, તેનાં ત્રણે પત્રો તળિયે જોડાયલાં અને બાજુએ છુટાં હોય છે, તેને ટેરવે વખતે ૨ થી ૩ છીછરા દાંતા હોય છે. આ ઉપ-પુષ્પપત્રો ½ થી ૧½ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે, તેપર ઉભી નસો, તેની સપાટી ખરસટ, તેપર છુટાં છવાયાં કાળાં છાંટણાં અને વખતે ભૂરા રંગના તારાકૃતિના* વાળ આવેલા હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-પાંચ પત્રોનો બનેલો હોય છે, તેનાં પાંચે પત્રો જોડાઇને તે એક પ્યાલી જેવો બનેલો હોય છે, તે ઉપકોષ કરતાં ટુંકો હોય છે, તે લીલા રંગનો, પાંચ પોહોળા છીછરા દાંતાવાળો, અને ૨ થી ૩ લાઇન વ્યાસનો હોય છે, તેપર કાળાં છાંટણાં આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. તે દરેક પાંખડી છૂટી તોપણ તેની કોર એક બીજીપર વળેલી હોય છે.

**પુંકેસરો**-ઘણાં હોય છે. તેના તંતુઓથી બનેલી નલિકા સફેદ રંગની હોય છે. તેપર અવશેષ તંતુઓ ગુલાબી, ફીકા પીળા કે સફેદ રંગના આવેલા હોય છે, તે પાંખડીથી ટુકા હોય છે. પરાગકોષ અને પરાગરજ પીળાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે, તેનો ગર્ભાશય તળિયે પોહોળા પેટાળવાળો, મથાળે સાંકડો થતો, લીસો, ચળકતો, લીલા રંગનો અને કાળાં છાંટણાંવાળો હોય છે; નલિકા પાંચ નીકવાળી, ધોળી, લીસી, ચળકતી, એક સળી જેવી ગર્ભાશયપર આવેલી હોય છે, તેને મથાળે પાંચ લાંબાં નલિકાગ્રમુખ પાંચ હાંસો જેવાં દેખાતાં હોય છે, તે પુંકેસરનલિકાથી ઉંચાં હોય છે. અને તેપર પરાગરજ પડેલી હોવાથી તે ઘણુંકરી પીળાં દેખાય છે.

**ફલ**-સ્ત્રીકેસરગર્ભાશયમાં જો કે પાંચ ખાનાં હોય છે, તોપણ તેમાંથી ૩ કે ૪ ખાનાં ઘણુંકરી પૂર્ણ સ્થિતીએ

---

* પોરબંદર સ્વસ્થાનમાં રસ્તાઓની બાજુએ અને બાગો વગેરેમાં વાવી એનાં ઝાડોનો વધારો કરવામાં આવેલો છે. એનાં ઝાડની કીમત છપ્પનિયા દુકાળમાં લોકોના સમજવામાં આવેલી છે, કેમકે એનાં પાન અને ફલ ખાઈ ઘણાં ઢોર બચ્યાં છે.

આવે છે. અને બાકીનાં વખતે અપૂર્ણ રહી ફલમાં સમાઈ જાય છે. તેથી ફલ ૩ થી ૪ ખાનાંવાળું દેખાય છે. તેનાં ખાનાં ભીંડાની પેઠે ઉભાં ઉઘડે છે. તે દરેક ખાનાંમાં કપાસીઆ જેવાં બીજ હોય છે. એ બીજ તેનાપરના સફેદ લાંબા વાળની રૂંછાળને લીધે તે ફલમાં ઘણા લાંબા વખત સુધી લટકતાં રહે છે, એ બીજપરની લાંબી ધોળા વાળની રૂંછાળ (કપાસ) જાડી, ટુંકી, અને ફીકા ધોળા કે ભૂરા રંગની હોય છે. ફલ પ્રથમ લીલા ને સુકાય છે ત્યારે રતાસલેતા ભૂરા રંગનું થઇ જાય છે. તે $\frac{3}{4}$ થી ૧ ઇંચ લાંબું હોય છે. તેમાં ૧૨ થી ૨૦ શેક બીજ હોય છે.

**બીજ**–કાળા રંગનાં ને કઠ્ઠણ હોય છે. તે $\frac{1}{4}$ ઇંચ લાંબાં હોય છે. તે એક છેડે અણીવાળાં હોય છે. તેનો આકાર કપાસીઆ જેવો હોય છે. તેનાપર ભૂરા રંગની કપાસીઆપર હોય છે તેવી ચોટડુક રૂંવાટી આવેલી હોય છે. ને તેથી બહાર ફીકા ધોળા રંગનું ઝીણા પણ ટુંકા તારનું રૂ હોય છે, તે તેનાપરથી સહેલાઇથી ઉતરી શકતું નથી.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહિ, ઉપલેપક, પૈષ્ટિક અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનું મૂળ તાવના કાઢામાં વપરાય છે, તેમ પાણીમાં ઘસીને ગડગુંમડાં ઉપર ચોપડાય છે. એનાં પાન વાટીને સાકર અને દૂધની સાથે પેશાબની ગરમીપર અપાય છે. એનાં પાનનો રસ ગરમ કરી કાનના દુખાવા પર કાનમાં તેનું ટીપું નંખાય છે. એનાં પાનની લેપડી મીઠાં તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઈ ચામડીનાં દરદોમાં ચોપડવામાં આવે છે. સંધિવા અને વાગ્યાના દુખાવાપર એનાં પાન બાંધવામાં આવે છે. એનાં પાનનાં વરાળીઆં પણ બાંધે છે. એનાં ફૂલ અને કાચાં ફલ પ્રમેહવાળાને સાકર સાથે ખવરાવાય છે. એનાં બીજને કુટી તેને જરા બાફી નહિ પાકતાં ગુંમડાં અને ગડપર બાંધવાથી તે તરત પાકી જાય છે. એના છોડને બાળી તેની રાખ તેલમાં મેળવી ને ચાંદાં અને ભાઠાં ઉપર ચોપડાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં અને બરડા ડુંગરમાં ડુંગરપર જવાની કેડીઓની આજુ બાજુ તેમજ ચરીઆણ જંગલોમાં છૂટા છવાયા એના છોડવા ઉગેલા જોવામાં આવે છે. એ ઘણી જગોએ વવાય છે.

**૮–વિશેષ વિવેચન**–હીરવણીની પેઠે આ છોડવાની શાખાઓ તરસાની માફક ઘણી લાંબી વધી ઝાડવાંપર ચઢી જાય છે, અને તે વગરવાવે જંગલોમાં ઉગે છે, માટે એને **અડબાઉ-હીરવણી** કહે છે. પણ ખરી હીરવણી બાગો કે બીજી જગોએ વાવવામાં આવે છે, તેના છોડવા અને ફૂલ જાંબુડા રંગનાં હોય છે. અડબાઉ હીરવણીનાં ફલમાંથી કપાસીઆ તરત નીકળી નહિ જતાં ઘણો વખત સુધી તેમાં રૂની સાથે લટકતા રહે છે. માટે એને **લારીયું** કહે છે. આ અડબાઉ હીરવણી અથવા લારીયું બરડા ડુંગરના રબારી લોકો પોરબંદરથી પોતાનાં ઢોરો માટે કપાસીઆ લઇ જાય છે, તેમાંથી બી પડી ડુંગરમાં ઉગતું હશે એમ લાગે છે.

---

## વર્ગ–( માલ્વેસી ).

### નંબર ૯૭.

**૧–શાસ્ત્રીયનામ**–Kydia calycina.

દૃષ્ટાન્ત–H. I. p. 348; N. p. 33; Watt. IV. p. 568.

**૨–દેશી નામ**–મ્હોટીહીરવણી (પો૦+ગુ૦); वारंग, मोटी, पोटारी ( म० ); पोला, पुला ( हिं० ).

**૩–વર્ણન**–એનાં ઝાડવાં બરડા ડુંગરમાં ૬ થી ૧૨ ફીટ ઉંચાં થાય છે. પણ બીજી જગોએ તે એથી વિશેષ ઉંચાં થાય છે. એમાં ઉંચી ચઢતી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન ૪ થી ૬ ઇંચ લાંબાં અને ૩ થી ૫ ઇંચ પોહોળાં હોય છે. તે ગોળાઇલેતાં તળિયે હૃદયાકૃતિનાં, કોરપર ખૂણીઆવાળાં, ૫ થી ૭ મુખ્ય નસોવાળાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી અથવા આછી રૂંવાટીવાળી હોય છે, અને નીચેની રૂંછાળથી ગીચ ભરાયલી હોય છે. પુષ્પમંડપ ઘણુંકરી શાખાઓને છેડે આવેલા હોય છે. તેમાં ધોળાં, ગુલાબી, કે ફીકા પીળા રંગનાં નાહાનાં ફૂલો બહુધા ચોમાસાં ઉતાર આવે છે. ફલ પુ૦ બા૦ કોપની અંદર ઢંકાયલાં હોય છે. તે ચણા જેવડાં હોય છે.

**ઉપયોગ**–એનાં મૂળની છાલનો કાઢો પેશાબની બળતરા ઉપર અપાય છે. પાન પોટીસ ઠેકાણે વપરાય છે. ફૂલ અને કાચાં ફલ પ્રમેહવાળાને અપાય છે. એની છાલમાંથી ઘણા લાંબા ને નરમ રેસા નીકળે છે, તેમાંથી દોરી દોરડાં બનાવવામાં આવે છે.

**સ્થાનક**–ડુંગરી પ્રદેશમાં ઉગે છે.

**વિ૦ વિવેચન**–એનાં પાન હીરવણી કરતાં ઘણાં મ્હોટાં હોય છે. તોપણ હીરવણીનાં પાનને મળતાં હોવાથી અહિં ( પોરબંદર ) ના લોકો એને **મ્હોટી હીરવણી** કહે છે.*

---

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં હડિયા રક્ષિતજંગલની પાસે **નરઝર** કાંઠે એક મ્હોટા હડિયાની ઉપરની ધાર પાસે જ્યાં **હડિયા** અને **ડુમણની** સર્વેના ચીગા આવે છે તે જગોએ ઉગે છે. આ શિવાય બરડામાં બીજી કોઇ જગોએ આ સ્વસ્થાનમાં એનાં ઝાડ ઉગેલાં જોવામાં આવેલાં નથી.

## વર્ગ-( માલ્વેસી ).
### નંબર. ૯૮

**૧-શાસ્ત્રીયનામ**-Adansonia digitata.

દૃષ્ટાન્ત-H. I. p. 348; N. p. 33; Watt. I. p 105; રૂ. નિ. પા. ૫૩૩.

**૨-દેશીનામ**-ગોરખ આંબલી ( પો ); રૂખડો, ચોર આંબલી (ગુ૦); गोरखचिंच (મ૦); गोरख इमली (હિં૦); महावृक्ष, पंचपर्णी, कल्पवृक्ष (સં૦).

**૩-વર્ણન**-ગોરખ આંબલીનાં વૃક્ષનું થડ શંકુ આકારનું થાય છે. એ ઝાડ એના થડની જાડાઇના પ્રમાણમાં ઉંચું થતું નથી, તોપણ તે ૩૦ થી ૪૦ ફીટ ઉંચું જોવામાં આવે છે. એનું થડ ૫ થી ૧૦ કે વખતે ૨૦ થી ૩૦ ફીટ વ્યાસનું હોય છે. એ ઝાડ સૌથી જાડાં થડવાળું અને વધારે વર્ષ જીવનારૂં ગણાય છે. એની શાખાએ ચોતરફ ફેલાયલી હોય છે તેથી તે સારા ઘેરાવાવાળું દેખાય છે. એને એક મુખ્ય ડીંટડીપર પાંચપાંચ પાન ભેળાં આવે છે, તે શિયાળે ખરી જાય છે. એમાં વસંતઋતુમાં ધોળા રંગનાં મ્હોટાં ફૂલો આવે છે, તેની પુષ્પધારણ કરનારી સળી લાંબી અને જાડી હોય છે, તે પત્રકોણમાંથી અક્કેકી નીકળેલી હોય છે, પુ૦ બા૦ કોષ એક નાહાની વ્યાલી જેવો અને મજબૂત હોય છે, તે પાંચ પત્રોનો બનેલો હોય છે, તેનાં પાંચે પત્રોના છેડા મથાળે થોડા ઘણા દેખાતા હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીએ પાંચ હોય છે. તે પુ૦ બા૦ કોષથી લાંબી અને તળિયે પુંકેસરોને વળગેલી હોય છે. પુંકેસરો ઘણાં હોય છે, તે તળિયે જોડાઇને એક નળી બનેલી હોય છે અને મથાળે તેના અવશેષ તંતુએ ઘણા નીકળેલા હોય છે, આ તંતુઓપર એક પોલવાળા અર્ધગોળ પરાગકોષ આવેલા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેનો ગર્ભાશય ૫ થી ૧૦ પોલવાળો હોય છે; નલિકા ઘણી લાંબી, બહાર નીકળતી, અને તેને મથાળે-ગર્ભાશયમાં જેટલી પોલ હોય છે તેટલા પાતળા ( નલિકાગ્ર મુખ ) છેડા પસરાતા આવેલા હોય છે.

**ફૂલ**-એનાં ફૂલને **સંપુડી** કહે છે. તે ½ થી ૧ ફુટ લાંબું અને ૩ થી ૬ ઇંચ વ્યાસનું હોય છે. તેનો આકાર દુધલાં કે ઘીયાં જેવો લંબગોળ હોય છે. તેની સપાટીપર ભૂરાવાળની રૂંવાટી હોય છે. એ ફૂલમાં ખટાસલેતો તૂરો ગળ હોય છે. તેમાં ઘણાં બીજ આવેલાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ, છાલ અને ફૂલ.

**૫-ગુણદોષ**-ઉપલેપક, ગ્રાહી અને પિત્તહર.

**૬-ઉપયોગ**-મૂળ અને છાલનો કાઢો ગરમીનાં દરદોમાં ઉપલેપક તરીકે અપાય છે. એ ઝાડની છાલમાંથી સફેદ સુંદર રેસા નીકળે છે. જે દોરી અને કાગળ બનાવવાના કામમાં આવી શકે છે. એ ઝાડની છાલમાં જખમ કરવાથી ધોળો ગુંદર નીકળે છે, તેને મોઢું પાક્યું હોય તો મોઢાંમાં રાખવા આપે છે, તેથી આરામ થાય છે. એની છાલનું ચૂર્ણ તાવવાળાને અપાય છે. છાલની પોટીસ ગડગુંમડાંપર બાંધવામાં આવે છે. એનાં ફૂલનો ગળ સંગ્રહણી અને ઝાડાના દરદોમાં તેમ જ પિત્ત વિકારના તાવમાં ફુલાવેલા ખારાની સાથે ગોળી કરી અપાય છે. ઉન્હાળે એ ગળનો શરબત પીધો હોય તો લુની મુદ્દલ અસર લાગતી નથી. છોકરાંઓને મરડા અને ઝાડા ઉપર દાડમની છાલ ઘસીને તેની સાથે એનો ગળ પવાય છે. એની કોમળ શાખાએ અને પાન ઢોરોના ચારા તરીકે ઘણાં ઉપયોગમાં આવે છે.

**૭-સ્થાનક**-એ ઝાડ આફ્રિકાનું વતની છે. પણ હાલ આ દેશમાં વાવવામાં આવે છે, તેથી તે ઘણી જગોએ જોવામાં આવે છે.*

**૮-વિશેષ વિવેચન**-એમ કહેવાય છે કે **ગોરખનાથજીએ** પોતાના શિષ્યોને આ વૃક્ષની નીચે બેસી બોધ કરેલો છે, તે ઉપરથી એને ગોરખ આંબલી કહે છે. બેટ શંખોધારમાં એક ગોરખ આંબલીનું ઘણા વર્ષોનું ઝાડ છે તેને **કલ્પવૃક્ષ** કહે છે.

આફ્રિકામાં એના એક ઝાડનું થડ જે ૩૦ ફીટ વ્યાસનું હતું. તેની ગણત્રી **ડૉકટર એડન્સને** કરી તો તે પાંચ હજાર વર્ષનું છે, એમ ઠરાવવામાં આવ્યું હતું.

---

## વર્ગ-(માલ્વેસી).
### નંબર ૯૯.

**૧-શાસ્ત્રીયનામ**-Bombax malabaricum.

દૃષ્ટાન્ત-H. I. p. 349; N. p. 33; Watt. I. p. 487; રૂ. નિ. પા. ૪૪૫.

**૨-દેશીનામ**-શેમળો, શીમળો, સીમળો ( પો૦+ગુ૦ ); सामरी, कांटेसामर (મ); शेमुल, सेमर, रक्तशेमल (હિં); शाल्मली, रक्तशाल्मली, मोचा. (સં૦)

**૩-વર્ણન**-શેમળાનાં ઝાડો બરડા ડુંગરમાં ઘણાં ઉંચાં અને વિસ્તારવાળાં થતાં નથી, પણ ૧૫ થી ૨૦ કે વખતે ૩૦ ફીટ ઊંચાં થાય છે. પરંતુ હિંદુસ્થાનના બીજા ભાગોમાં તેમાં પણ વિશેષ કરીને માલવામાં તે

* આ સ્વસ્થાનના ત્રવડા બાગમાં એનું એક ઝાડ ૨૦ ફીટ ઉંચું અને ૧૨ ફીટ જાડું હતું. તે ૧૮૮૯ ના તોફાનમાં પડી ગયું. ત્યાર બાદ ચોબારી પાસે દરિયા કાંઠે એક ફલ મળ્યું હતું તેનાં બીઆં દરિયામહેલ બાગમાં વાવેલાં તેમાંથી ઘણાં ઝાડો ત્યાં ઉગેલાં છે. શ્રીદ્વારકાનાથજી મહારાજના બાગમાં એનું એક મ્હોટું ઝાડ હાલ જોવામાં આવે છે. ગોઢાણા ગામેથી રાણપર જતાં શાહમુરાદપીરની જગા આવે છે. ત્યાં પણ એનું એક મ્હોટું ઝાડ છે.

ઘણાં ઉંચાં અને બેહોળા વિસ્તારવાળાં થાય છે. ત્યાં એ ઝાડો મુસાફરોને વિશ્રાન્તી આપનાર છાયડાનાં ઝાડો તરીકે ઘણાં ઉપયોગી ગણાય છે. એનાં થડ પ્રથમ સીધાંને સીધાં કેટલાક ફીટ ઉંચાં વધી પછી તેમાંથી થાકની માફક સામસામી કે જરા આંતરે લાંબી શાખાઓ નીકળે છે. એનાં ઝાડપર મજબૂત પોહોળી પડઘીવાળા શંકુઆકારના મ્હોટા કાંટા હોય છે. પાનના ઝુમખા ઘણુંકરી શાખાઓના છેડા પાસે આવે છે, તે દરેક ઝુમખામાં ૫ થી ૭ પાન (પર્ણ) હોય છે. શિયાળે પાન તમામ પાકીને ખરી જાય છે, ત્યારે એનાં ઝાડો કેવળ ઠુંઠ જેવાં દેખાય છે. પણ થોડાજ વખતમાં એને **વસંત** બેસતાં રાતા રંગનાં મ્હોટાં ફૂલો આવે છે. તેથી એનું આખું ઝાડ ફૂલથી ભરાઇ રહે છે. અને એ રાતાં મ્હોટાં ફૂલોને લીધે એનાં ઝાડો ઘણે દૂરથી રાતા ઢગલાની માફક દેખાઇ રહે છે. અને ઋતુરાજ વસંતની શોભામાં એ લાલ ફૂલના ઢગલા જાણે ગલાલનાજ ઢગલા વસંતને રમવા માટે રાખેલા હોય કે નહિ! એમ જ્યાં ત્યાં જંગલોમાં એ ઝાડો બીજાં ઝાડોની ઘટામાં પ્રસિદ્ધ દેખાઇ રહે છે. આ વખતે એ ઝાડો બહુ અવનવાં લાગે છે. એ ઝાડોમાં ફલ પણ સુઘાટેલાં મ્હોટાં આવે છે, જેમાં ઘણું સુંદર કોમળ રેશમ જેવું કપાસ કે રૂ ભરેલું હોય છે. એ ફલ પાકી તેમાંથી એનું મૃદુ કપાસ હોળી પછી પોતાની મેળે નીકળી ઘણે ઉંચે ઉડવા માંડે છે, તે જાણે **વસંત** હોળીના ફાગ ખેલી થાકી રહેલી હોય, ને તેને આરામ લેવા માટે આવાં મૃદુ કપાસ કે રૂના તકીઆને અઢેલી બેસવાની જરૂર હોય, તેવો ભાસ કરાવે છે.*

* ઇશ્વરી કુદરતમાં એક આ વસ્તુ પણ જાણવા અને જોવા જેવી છે. તે એ કે શેમળાનાં ફલ જ્યારે તદન પાકી જાય છે, ત્યારે તે તરત નીચાં પડતાં નથી, પણ પોતાની મેળે ઝાડપરજ ફાટી તેમાનું મૃદુ કપાસ તેમાં રહેલાં બીજ સોતું ઝાડની શાખાઓ પવન અગર બીજાં કશાથી જરા હાલવાથી, ફલમાંથી નીકળી ઘણું ઉંચું ઉડે છે; અને તે પછી પવન મારફત ડુંગરોપર જઇ પડે છે, અને ત્યાં ઉગેલાં ઝાડવાંઓ વગેરેમાં ભરાઇ રહે છે,—જ્યાં તેમાંનાં બીજ પડી વરસાદે ઉગે છે. ને આવી રીતે શેમળાનાં બીજ તેની સાથે રહેલાં મૃદુ કપાસરૂપી **વિમાન**દ્વારા ઘણા ઉંચા ડુંગરોપર નહિ જતે, તો એ ઝાડનો વિસ્તાર ઉંચા ડુંગરોપર કેવી રીતે થઇ શકતે? શેમળાનાં ઝાડનાં થડમાં જે મ્હોટા જાડા કાંટાઓ હોય છે, તે પણ બે કાર્યો કરતા જણાય છે.—એક એ કે શેમળાની નરમ અને પોચી છાલ એ કાંટાઓને લીધે સાંમર, હરણ આદિ બીજાં જનાવરોના ઘશારાથી બચી શકે છે; અને બીજું એકે તેનાં ફલ પાકે છે, ત્યારે આવાં જાનવરોના ઘસારાથી ઝાડની શાખાઓ હાલે છે, તેથી ફલમાંનું કપાસ બીજ સોતું તેમાંથી બહાર નીકળી ઉંચું ઉડવા માંડે છે. જંગલોમાં ફરતાં જ્યારે આ દેખાવ નજરે જોવામાં આવે છે, ત્યારે બહુ મજા પડે છે, અને ઇશ્વરની લીલા જોવાય છે.

**મૂળ**—ઘણાં જાડાં અને ઉંડાં બેઠેલાં હોય છે. તેના ફાંટાઓ ઘણા લાંબા ગએલા હોય છે. તે અંદરથી રતાસલેતું ધોળું ને ઉપરથી ભૂરા રંગનું હોય છે. મૂળપરની છાલ જાડી, રાતી, પોચી ને બટકણી હોય છે, તેપરની ફોતરી ભૂરી, પાતળી, લીસી ને ચળકતી હોય છે, તે ઘરડી થાય છે ત્યારે ખડબચડી થઇ જાય છે, અંતરછાલ રેસાવાળી ધોળી ને મજબૂત હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી રેસાવાળું અને સછિદ્ર દેખાય છે. મૂળ કપાણા પછી તેનું લાકડું અને અંતરછાલ પણ રાતા રંગનાં થઇ જાય છે. મૂળનાં લાકડાં અને અંતરછાલની વચ્ચે રાતા રંગનો ચીકણો ગુંદર જેવો રસ નીકળતો જોવામાં આવે છે, તેમજ તેની ઉપરની છાલ અને લાકડામાં પણ ચીકાસલેતો ભૂરો રાતો રસ હોય છે. મૂળ ઉપરની છાલ તેમજ તેની પાતળી ફોતરી ઉપર સૂક્ષ્મ બિંદુઓવાળી બાનક હોય છે, જે **આઇ-ગ્લાસ**માં જોતાં સ્પષ્ટ દેખાય છે. મૂળની વાસ જરા ખટાસલેતી અને સ્વાદ ચીકણો, તૂરો ને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**—એની ડાંડી અર્થાત્ થડ સીધું હોય છે. તે ૧ થી ૨ ફુટ કે ઘણાં મ્હોટાં ઝાડોમાં તે ઘણું જાડુ હોય છે. તે ઘણુંકરી ભસ્મી રંગનું અને તેપર પોહોળી પડઘીવાળા મ્હોટા કાંટા આવેલા હોય છે. ઉપરની છાલ પોચી, બટકણી, ને અંતરછાલ રેસાવાળી અને ચીકણી હોય છે. શાખાઓ ઘણુંકરી છત્રાકાર ઉત્તરોત્તર ચઢતા ઉતરતા થાકની પેઠે આવેલી હોય છે. ઝીણી અને છેડાની શાખાઓપર વખતે કાંટા હોતા નથી. પણ તે ભુરા રંગની, અને ખડબચડી હોય છે. અતિ કોમળ નવીન શાખાઓ લીલા રંગની, લીસી, ચળકતી ને તેપર ધોળાં સૂક્ષ્મ છાંટણાં હોય છે.

**પાન**—સંયુક્ત અને આંતરે આવેલાં હોય છે. તે ૫ થી ૭ પાન પાસે પાસે ભેળાં આવી એક ઝુમખા જેવાં દેખાતાં હોય છે, પણ વસ્તુતાએ ૫ થી ૭ પાનનો ઝુમખો અથવા સમુદાય, એ એકજ (સંયુક્ત) પાન છે. પાનની મુખ્ય ડીટડી ગોલ, લીસી અને લીલાસલેતા પીળા કે રાતા રંગની હોય છે. તેનાપર ઉભી છીછરી નીકો હોય છે. તે થડમાં જાડી હોય છે, તેને ટેરવે ૫–૭ (જેટલાં પાન આવેલાં હોય છે તેટલા) સાંધા હોય છે. એ દરેક સાંધે ઝુમખામાંનાં દરેક પાનની ખાસ ડીટડી જોડાયલી હોય છે. એ સાંધાઓપર નીચે તેમજ ઉપર બન્ને બાજુએ મુખ્ય ડીટડીનાં ટેરવાંની કોર એક **થીગડી**ની માફક જરા કીનારવાળી થઇ રહેલી હોય છે. એ મુખ્ય ડીટડીને ટેરવે જે ૫ થી ૭ પાન આવેલાં હોય છે તેમાંનું ઘણુંકરી વચલું પાન સૌથી મ્હોટું અને તેની બાજુનાં બે પાન તેથી નાહાનાં અને બીજાં

પાન ઉત્તરોત્તર તેથી નાહાનાં થતાં હોય છે. આ પાન ૪ થી ૧૨ ઈંચ લાંબાં, અને ૧/૨ થી ૪ ઈંચ પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ લીસાં, ચળકતાં, ફીકા કે ઘેરા લીલા રંગનાં, ડીટડી તરફ ઘણુંકરી સાંકડાંથતાં, અને મથાળે જરા પોહોળાં થઈ ગોળાઈ લેતાં પણ ટેરવે એકાએક લાંબી ને પોહોળી અણીવાળાં હોય છે. સામાન્ય રીતે એ દરેક પાનનો આકાર **રાયજાંબુ**, અથવા **પીપળી** પણ વિશેષ કરી **વર્ણાનાં** વચલાં પાનને મળતો હોય છે. એ દરેક પાનની ખાસ ડીટડી ૧ થી ૧૧/૨ ઈંચ લાંબી અને ઉપર બે નીકવાળી હોય છે, પાનમાંની નસો ઘણુંકરી સામસામી, બન્ને સપાટીએ બહાર નીકળતી, અને પાન કરતાં વિશેષ ચળકાટવાળી હોય છે. એ નસો વચ્ચેનું જાળીકામ પાનને રોશની તરફ રાખી **આઈગ્લાસથી** જોતાં પારદર્શક જેવું ઘણું મજેનું દેખાય છે. પાનને ચોળતાં વાસ ઉગ્ર, અને ચાવતાં સ્વાદ તૂરાસલેતો ચીકણો ને પાછળથી ફીકો લાગે છે. ઉન્હાળાની આખરે અને ચોમાસાંની શરૂઆતમાં નવાં પાન પાછાં આવે છે. ઉપ-પાન નાહાનાં હોય છે, તે તરત ખરી જાય છે.

**ફૂલ**–ઘણુંકરી શાખાઓના છેડા પાસે ને તેપર પાસે પાસે આવેલાં હોય છે. તેનો રંગ લાલચોળ હોય છે. તે ચળકતાં હોય છે. તેનો ઘાટ એક નાહાના પ્યાલા કે વાટકા જેવો હોય છે. તેનો વ્યાસ ૪ થી ૬ ઈંચનો હોય છે. તેમાં પારસપીપળાનાં ફૂલની વાસને મળતી વાસ હોય છે. અને એ ફૂલના પ્યાલામાં મીઠો રસ હોય છે. તે પક્ષીઓ પીતાં ઘણીવાર જોવામાં આવે છે. ફૂલની ડીટડી ૧ થી ૧૧/૨ ઈંચ લાંબી, ૧/૪ ઈંચ જાડી, લીસી અને જરા ચળકતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–એક નાહાની પ્યાલી જેવો હોય છે. તે ૧ ઈંચ લાંબો, ૧૧/૨ થી ૨ ઈંચ વ્યાસનો, મથાળે ૩ થી ૫ કે વખતે ૭ અનિયમિત પોહોળા કાંગરા કે દાંતાવાળો હોય છે. તે બહારથી પીળાસલેતા લીલા રંગનો, લીસો, ચળકતો અને અંદરથી સુંવાળા, સફેદ અત્યંત ચળકતા મખમલી વાળની રૂંછાળથી અસ્તર થયેલો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ૩ ઈંચ લાંબી, ૧ થી ૧૧/૨ ઈંચ પોહોળી, એક બીજાંથી છૂટી તોપણ તેની કોર એક બીજાંપર થોડી ચઢેલી, અંદરથી રાતી, ચળકતી, લીસી અને બહારથી ફીકા રાતા રંગની, ને સૂક્ષ્મ સફેદ ખરસટ તારાકૃતિના વાળની રૂંછાળ-વાળી હોય છે. તે પ્રથમ સીધી હોય છે, પણ ફૂલ ઉઘડયા પછી તે પછવાડે વળી જાય છે. જે વખતે એનો દેખાવ એક પાછળ વળેલી કોરવાળા પ્યાલા જેવો દેખાય છે.

**પુંકેસરો**–૫૦ થી ૮૦ કે વખતે ૧૦૦ હોય છે, તે પાંખડીઓ જેવાં રાતાં, તોપણ તેના તંતુઓ નીચેના ભાગમાં અથવા આખા ધોળી છાયાલેતા હોય છે. તે લીસા, ચળકતા અને આસરે ૧૧/૨ ઈંચ લાંબા હોય છે. એના તંતુઓની પાંચ જૂદી જૂદી ગુડીઓ બંધાયલી (pentadelphous) દેખાય છે. એ દરેક ગુડીમાં ૧૦ થી ૨૦ પુંકેસરો હોય છે. તેમાંથી ૪ થી ૮ કેસ-રોના તંતુઓ ઉભા અને સ્ત્રીકેસરનલિકાની પાસે આવેલા હોય છે, અને બાકીના પાંખડી તરફ વાંકવળેલા હોય છે. એ પુંકેસરોના તંતુઓ દરેક ગુડીમાં તળિયે જોડાયલા અને મથાળે છૂટા હોય છે. પરાગકોષ ૧–પોલ-વાળા, રાતા રંગના, ને તંતુઓનાં ટેરવાંપર વચ્ચોવચથી મુકાયલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો, ઉભો, પાંચ નીકવાળો, તળિયે જરા પોહોળો, મથાળે સાંકડોથતો ને સૂક્ષ્મ સફેદ વાળની રૂંછાળવાળો હોય છે. નલિકા તળિયે જાડી, મથાળે સાંકડીથતી, પુંકસરોથી લાંબી, જરા જાડી, પુંકસરતંતુ જેવા રંગની અને ૨૧/૨ ઈંચ લાંબી હોય છે. આ નલિકાને મથાળે ૫ ઝીણા છેડા જેવાં ૧/૪ ઈંચ લાંબાં ૫ નલિકાગ્રમુખ હોય છે. સ્ત્રીકેસર ફલિત થઇ ગયા પછી પુ૦ બા૦ કોષ, પુ૦ અભ્ય૦ કોષ અને પુંકેસરો ખરી જાય છે.

**ફૂલ**–એનાં ફલ નાહાનાં હોય છે ત્યારે શાખાઓને છેડે અને છેડા પાસે લીલા રંગનાં ઉભાં સોગઠાં રાખ્યાં હોય એવાં દેખાય છે. (આ વખતે પણ એ ઝાડનો દેખાવ એક વિચિત્ર થઈ રહે છે.) ફલ તદન પાકીને સુકાય છે ત્યારે ભૂરા કાળા રંગનાં થઇ જાય છે. તેનો સાધારણ આકાર **ધીયાં** જેવો હોય છે, પણ **ધીયું** ડીટડી તરફ સાંકડું થતું હોય છે, અને આનું ફલ વિશેષ કરી લંબ-ગોળ થતાં બન્ને છેડે સાંકડુંથતું ને બુઠું હોય છે. તે ૫ થી ૭ ઈંચ લાંબું ને ૧૧/૨ થી ૨૧/૨ ઈંચ વચમાં પોહોળું હોય છે. ફલ ઘણું કઠણ હોય છે, તેથી તે સહેલાઈથી આડું કાપી શકાતું નથી. પણ તેનાપર ૫ ઉભી નીક હોય છે, તે નીક ઉપરથી તેને ઉભું ચીર્યું હોય તો તે સહેલાઈથી ચીરાઇ જાય છે. ફલમાં પાંચ પોલ અને પાંચ પડદા હોય છે. તે અંદરથી રૂપાનાં પતરાં જેવાં સફેદ અસ્તરવાળાં હોય છે. ફલ કાચું હોય છે ત્યારે તેની પાકાં પોપીઆં કે ખડબુજાને મળતી સુગંધ હોય છે. તે પાકે છે ત્યારે તેમાંથી કપાસીઆ જેવાં બીજ ને તેને લગતું અત્યંત મૃદુ, ચકળતું, ફીકા ધોળા રંગનું રૂ નીકળે છે.

**બીજ**–પ્રથમ ધોળાં ને પાકી જાય છે ત્યારે કાળાં થઇ જાય છે. તેને એક છેડે અણી અને અણીથી જરા ઉપર છીછરી ખાંચ અને ટુંકી ધાર હોય છે. બીની સપાટીપર ધોળાં સૂક્ષ્મ છાંટણાંની બાનક હોય છે. તે

૧½ થી ૨ લાઇન લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તે રૂમાંથી તરત છૂટાં પડી શકે છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ઉપલેપક, પૈષ્ટિક, ચિરગુણકારી પૈષ્ટિક, ગ્રાહિ, શીતળ, પિત્તશામક, કફ અને શોથઘ્ન.

૬–ઉપયોગ–એનાં મૂળને **શેમલમુસલી** અથવા **મુસલીકંદ** કહે છે. અને એનાં ઝાડની અંદર તેની છાલની નીચે કંઇ રોગ થવાથી છાલમાંથી જે ગુંદર જેવો રસ બહાર આવે છે, તેને **મોચરસ** કહે છે. આ મોચરસને કોઇવાર બજારમાં **સોપારીનાં ફૂલ** પણ કહે છે. એનાં મૂળનો કાઢો ચિરગુણકારી પૈષ્ટિક તરીકે પવાય છે. તેમજ એનાં તાજાં મૂળ ગુરદા અને ફુકણાંનાં દરદોમાં તેમજ પેશાબની ગરમીમાં સાકરની સાથે ઠંડાઇ માટે અપાય છે. એનાં મૂળની ફાકી સંગ્રહણી અને ઝાડામાં સાકર સાથે ગ્રાહિ તરીકે દેવાય છે. **મુસલીકંદ** અને **મોચરસ** ઘણા પૌષ્ટિક ક્વાથ અને પાકોમાં વપરાય છે. મોચરસની ભૂકી દૂધ અને સાકર સાથે પૈષ્ટિક તરીકે ઘણાં લોકો પીએ છે. મોચરસ પણ સંગ્રહણી, ઝાડા અને સ્ત્રીઓના રક્તસ્રાવ ઉપર વપરાય છે. શેમળાનાં પાનપર જરા તેલ લગાડી તેને ગરમ કરી વાળાના અને બીજા સોજાઓ ઉપર બાંધે છે. પાનને વાટીને તેની લેપડી ગડગુમડાંની બળતરાપર મુકવામાં આવે છે. શેમળાનાં પાન ઢોરોને ચારા તરીકે ઘણાં ખવરાવવામાં આવે છે. શેમળાની અંતરછાલમાંથી રેસા નીકળે છે, જે દોરી બનાવવાના કામમાં વપરાય છે. એના રેસા પ્રથમ સફેદ હોય છે પણ પાછળથી તરત રતાસલેતા રંગના થઇ જાય છે. એ રેસા નરમ અને લાંબા હોય છે. એનાં ફૂલનો કાઢો રક્તસ્રાવ બંધ કરવાને અપાય છે. શેમળાનાં ફૂલને **શેમળાં** કહે છે, તે પાકે છે ત્યારે તેમાંથી સુંદર ચળકતું સફેદ અત્યંત સુંવાળું આકડાનાં **રૂ** જેવું રૂ નીકળેછે, જે તકીઆભરવાના કામમાં આવે છે. એ રૂવાળા તકીઆપર સુનારને વા થયો હોય તો તે મટી જાય છે. તેમજ કેટલીક રસિક સ્ત્રીઓ પોતાનાં ઘરેણાં રાખવાના ડાબલામાં એ **રૂ** ભરી તેમાં ઘરેણાં રાખે છે. કાચાં શેમળાં સાકરની સાથે પ્રમેહ ઉપર ખવરાવે છે. મોચરસ બહુમૂત્રતાપર અપાય છે. શેમળાનાં કાચાં ફૂલ ઢોરને ખવરાવવામાં આવે છે. તેમાં પણ વિશેષકરી દુઝણી ભેંસો અને ગાયોને ઘીમાં વધારે કીપ લાવવા માટે ખવરાવે છે. છપ્પનિયા દુકાળમાં શેમળાની ડાળો, પાન અને ફૂલ ઉપર ઘણાં ઢોર જીવતાં રહ્યાં હતાં. શેમળાનું લાકડું નરમ અને પોચું થાય છે. તે સાધારણ બળતણ તરીકે અને હલકાં રમકડાં બનાવવાના કામમાં આવે છે. શેમળાનાં થડનાં લાકડાંને ટોચી તેની ઢોરને પાણી કે છાસ પાવાની કુંડીઓ બનાવે છે

"શેમળાનાં મૂળીયાં અત્યાર્તવમાં સારી પેઠે વપરાય છે. તેનો ચીકણો લુવાબ સાકર મેળવી પ્રમેહ, ઉનવા તથા ધાતુપુષ્ટિને માટે અપાય છે. શેમળાનાં તાજાં ફૂલનો રસ નવસેકા પાણીમાં નાંખી અગર દૂધમાં નાંખી પીવાથી પણ ઝાડો બંધ થાય છે. શેમળાની છાલનો રસ હળદરના ચૂર્ણમાં મધની સાથે ખાવાથી પ્રમેહ મટે છે, અને દાહ શાન્ત થાય છે. શેમળાનાં ફૂલ બાફી તેનું પાણી કાઢી લઇ રાત્રીભર રાખી મહુડાનું ચૂર્ણ માંહે નાંખી પીવાથી પ્લીહોદર પોચું પડે છે.

માત્રા—૦। થી ૦॥ તોલો.

મોચરસની બનાવટ;–વૃદ્ધગંગાધરચૂર્ણઃ–નાગરમોથ, ઇંદ્રજવ, ટેટુ, સુંઠ, ધાવડીનાં ફૂલ, લોદર, વાળો, બીલું, મોચરસ, કાળીપાટ, કડાછાલ, આંબાની ગોટલી, અતિવિષની કલી અને રીસામણી એ સમભાગે લઇ તેનું ચૂર્ણ કરવું.

ઝાડો, પ્રવાહિકા તથા રક્તાતિસાર અને મરડામાં તે અપાય છે. ઘણો સખ્ત ઝાડો આ ચૂર્ણ લેવાથી બેસે છે. પ્રદર, વીર્યસ્રાવ અને અત્યાર્તવમાં એનું ચૂર્ણ ઉપયોગી છે. વૃદ્ધગંગાધરચૂર્ણ ચોખાના ધોણમાં મધ મેળવી પીવામાં આવે છે, તેથી ઘણો સખ્ત અતિસાર દબાય છે. કેટલીક વખતે વૃદ્ધગંગાધરચૂર્ણ સાથે વાતહર અને ક્ષાર દવાઓ અપાય છે. તેથી પેટ ચડવાની ધાસ્તી રહેતી નથી અને અન્નનું પાચન થાય છે.

માત્રા—૨ આનીથી ૦। ભાર." (ડાo વીo ઝીo).

"શેમળો રક્તપિત્તને મટાડે છે, રસાયન છે, કફ કરે છે, પિત્તને મટાડે છે. મોચરસ ટાઢો છે, ભારે છે, રસાયન છે, કફ કરે છે, ગર્ભને સ્થાપન કરે છે. મોચરસ એક માસ સુધી સેવે તો પારાનો વિકાર શરીરમાં થયો હોય તો મટાડે છે." (વૈo રૂગનાથજી).

શેમળાનાં રૂના વેપાર અને મોચરસની બાબત **વોટસાહેબ**ની ડીકશનરીમાં લંબાણ હેવાલ આપેલો છે.

૭–સ્થાનક–શેમળાનાં ઝાડ ડુંગરોના પડધારા, ઝરણાંને કાંઠે અને પાઉમાં ઉગે છે. *એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮–વિશેષવિવેચન–શેમળામાં રાતાં ફૂલ થાય છે માટે એને સંસ્કૃતમાં **રક્તશાલ્મલી** કહે છે, બીજી **સ્વેતશાલ્મલી** પણ કોંકણમાં ઉગે છે. શેમળાનું બીજું સંસ્કૃત નામ **મોચા** છે, અને તેનો રસ, માટે તે **મોચરસ** કહેવાતો હશે. છપ્પનિયા દુકાળની વખતે શેમળાનાં ડાળાં, પાન અને કાચાં ફૂલપર ઘણાં ઢોરો-

*આ સ્વસ્થાનમાં આદિત્યાણાં રીઝર્વ જંગલની અંદર રાતીયાવાળી તળીની પાસે એક ઝરણને કાંઠે શેમળાનાં ઝાડો ઘણાં ઉગે છે. તે ઝરણને **શેમળાવાળીઝર** કહે છે.

નો નીભાવ થયો હતો. પણ આ સ્વસ્થાનમાં શેમળાનાં ઝાડો વિશેષ નહિ હોવાથી તેનો તુરત નાશ થયો હતો. તે પછી **કડાયા** અને **મવેડાનાં** ઝાડો ઢોરોને ખવરાવવામાં આવતાં હતાં. જે વિષે તે તે ઝાડનાં વિશેષ વિવેચનમાં લખાયલું છે.

મુંબઈવાળા મરહુમ ડા૦ **ડિમકની**–"મેટેરિયા મેડિકા ઓફ્ વૅસ્ટર્ન ઇંડીઆ." ના ૫ મા ભાગમાં પાને ૭૨૫ મે અનિશ્ચિત ઓસડોની યાદીમાં–"**તેજબલ**" એ નામની દવા એક પોચી છાલ જેવી ચળકતી હોય છે, વગેરે, પણ એ કયા ઝાડની છાલ છે તે નક્કી થઈ શક્યું નથી ઈ૦ ઈ૦ લખેલું છે. તો તેજબલને મળતી શેમળાના કાંટાઓ નીચેની પડથીવાળી છાલ જોવામાં આવે છે. બજારમાંથી તેજબલ મંગાવી તેની સાથે એનો મુકાબલો કરતાં સહેજ સાજ ફેર જણાય છે. પણ તેજબલની જગોએ એ શેમળાના કાંટાઓની પડથી છોલી છાલી બજારમાં ચલાવી હોય તો ચાલી જાય એટલી તે તેની સાથે મળતી આવે છે. અને કદાચ **તેજબલ** એજ હોય એમ પણ અનુમાન થઈ શકે એવું છે.

શેમળાનાં ઝાડમાં **યમનો** નિવાસ માની તેને–यमद्रुमः કહે છે. પુરાણ અને સાહિત્યોમાં જ્યાં જ્યાં મ્હોટાં જંગલોનાં રસિક વર્ણન આવે છે ત્યાં ઘણુંકરી **શાલ્મલીના** વૃક્ષોનું પણ વર્ણન જોવામાં આવે છે. આ વૃક્ષ હિંદુસ્થાનમાનાં ઘણા જુના કાળથી જણાયલાં મ્હોટાં અને જાણીતાં વૃક્ષોમાનું એક છે, પણ તે કાંટાવાળું, છિન્નભિન્ન પાનવાળું, સુગંધ વગરનાં ફૂલવાળું, અને અસાર ફલવાળું હોવાને લીધે તે વારંવાર કવિયોની ટીકાનું પાત્ર થઈ પડેલું છે. એક આધુનિક કવિ કોઈ સદ્‌ગુણ વગરના અને દુર્ગુણોથી ભરેલા દુર્જનને મ્હોટા અધિકારપર બેઠેલો જોઈ શેમળાને ઉદ્દેશીને કહે છે કેઃ–

## कवित.

"कंटक अनेकनसों भूषित भई हैं देह,
सुभग सघन नांहि छांया करिके छयो ॥
त्योंजु दलश्रेनी मंजु मनकों हरत नांहिं,
सुमन सुगंध सोंन जस कबहुं लयो ॥
स्याम कवि फल परिपाकको कहों मेंकहा,
लागत सरम जातें जात न कछू कयो ॥
जाहिर जगतमांहिं अरे सठसेंमरद्रु,
कोंन गुन गोरव तें सेंम तरु तूं भयो ॥"

( ક૦ શા૦ જા૦ )

---

## ૧૭–N. O.–STERCULIACEÆ.

**વર્ગ–સ્ટર્ક્યુલિયેસી**–કડાયા અને મરડાશીંગનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને નહાંના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિના કોમળ ભાગોપર ઘણુંકરી વાળની રૂંછાળ હોય છે. આ વર્ગની વનસ્પતિની છાલમાં પણ વિશેષ કરી ગુંદર જેવો ચીકણો પદાર્થ રહેલો હોય છે, અને અંતરછાલમાંથી સુંદર સફેદ મજબૂત રેશમ જેવા સુંવાળા ચળકતા રેસા નીકળે છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે આવે છે, તે સાદાં, ખૂણીઆવાળાં અથવા સંયુક્ત હોયછે. ઉપપાન નહાનાં હોય છે. ફૂલ બહુજાતીય અથવા એક કે દ્વિજાતીય હોય છે. પુષ્પબાહ્યકોપનાં પત્રો ૫ હોય છે. તે એક બીજાં સાથે થોડાં ઘણાં જોડાયલાં હોય છે. એ કોપથી બહાર વખતે એક ઉપકોપ પણ હોય છે. પુષ્પાભ્યન્તરકોપની પાંખડીઓ ૫ હોય છે–અથવા મુદ્દલ હોતી નથી. પુંકેસરો ૫–૧૦–૧૫ કે વધારે હોય છે. તે ઘણુંકરી એક બીજાં સાથે જોડાઇને ભુંગળી અથવા દાંડી જેવાં થઇ રહેલાં હોય છે. એના પરાગકોષ બે પોલવાળા હોય છે. એ પુંકેસરોની વચ્ચે વખતે ખોટાં પુંકેસરો પણ હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેમાં ઘણુંકરી ૧ થી ૫ પોલ હોય છે. ફલ શુષ્ક * અથવા **રસભર્યાં** † અને તે તરેહવાર આકારનાં હોય છે, અને તે ૧ થી ૫ ખાનાં કે વિભાગોવાળાં હોય છે. એ દરેક ખાનાં કે વિભાગમાં ૧–૨ કે વધારે બીજ હોય છે. બીજ ભૂરા કે કાળા રંગનાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં પણ નં૦ ૧૬ વાળા વર્ગમાંની વનસ્પતિમાં રહેલાં ઔષધીય ગુણો જેવા ગુણો રહેલા છે, તે ઉપલેપક, ગ્રાહી, પૌષ્ટિક અને મૂત્રલ આદિ ગણાય છે.

છપ્પનિયા દુકાળ વખતે આ વર્ગનાં ઝાડ **કોદારો, કડાયો,** અને **આંટેડી** ખાઇ હજારો ઢોરો જીવતાં રહ્યાં હતાં.

---

## વર્ગ–(સ્ટર્ક્યુલિયેસી.)

### નંબર ૭૦.

**૧–શાસ્ત્રીયનામ**–sterculia urens.

દૃષ્ટાંત–H. I. p. 355; N. p. 34; Watt. VI. part. III p. 364; રૂ. નિ. પા. ૪૩૫.

**૨–દેશીનામ**–કડાયો, કડાઇ (પો૦+ગુ૦); काउली, कराइ, सालधोल, सारडोल, पान्ढ्रूक (म०); कराई (हिं०); कुटज, धवल ? (सं०).

---

* શુષ્ક–Dry. † **રસભર્યું**–Fleshy.

૩–વર્ણન–કડાયાનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. એની શાખા પ્રતિશાખાઓ આડી અવળી પસરાતી હોય છે. તેનો રંગ ભૂરો કે ધોળો હોય છે. પાન શાખાઓને છેડે વિશેષે કરી આવેલાં હોય છે. તે શિયાળે ખરી જાય છે. તેપર મખમલી રૂંવાટીનું અસ્તર હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળાસલેતા રંગનાં વસંત ઋતુ બેસતાં આવે છે, અને ફલ હોળીપર પાકી જાય છે. તેનાં ફલ કાકચનાં ફલ જેવા આકારનાં હોય છે. તેપર રાતા વાળની રૂંછાળ હોય છે. તેને અડકતાં ચેળ થાય છે.

મૂળ–જમીન અને ઝાડના પ્રમાણમાં લાંબું, જાડું, અને ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ ફુટેલા હોય છે. છાલ ઉપરથી ભૂરા રંગની અને પાતળી હોય છે. તે તરત નીકળી જાય છે. અંદરની છાલ રાતા રંગની મજબૂત અને રેસાવાળી હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાશલેતો તૂરો હોય છે.

ડાંડી અને શાખાઓ–એની ડાંડી અથવા થડ સીધું હોય છે. તે ½ થી ૧ કે ૧½ ફુટ વ્યાસનું હોય છે. તેપરની છાલ પોચી અને જાડી હોય છે. છાલપરની ફોતરી પાતળી હોય છે. તે તરત પોતાની મેળે ભોજપત્રની પેઠે ઉતરી જાય છે. એ છાલની વાસ મૂળની છાલની વાસ જેટલી ઉગ્ર હોતી નથી અને સ્વાદ પણ તેના જેટલો તૂરો લાગતો નથી.

પાન–આંતરે આવેલાં હોય છે. તે ½ થી ૧ ફુટ વ્યાસનાં હોય છે. ડીટડી પાસે પાનની કોર દ્વિવિભાગિત થયેલી હોય છે. અને પાનની કોરપર ૫ થી ૭ ખૂણા નીકળેલા હોય છે. એ દરેક ખૂણામાં ડીટડી પાસેથી ૫ થી ૭ નસો નીકળી અક્કેકી નસ ગએલી હોય છે. પાનની ડીટડી ૬ થી ૧૦ ઇંચ લાંબી હોય છે. તેનાપર સૂક્ષ્મ ભૂરા વાળની રૂંવાટી હોય છે. પાનની ઉપરની સપાટી ઘણુંકરી ખડબચડી અને નીચેની સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળી હોય છે.

ફૂલ–શાખાઓને છેડે પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળીઓ નીકળેલી હોય છે. તે લીલાસલેતા પીળા રંગની હોય છે. તેનાપર સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે; ને તેપર સૂક્ષ્મ પીળા રંગના ચીકાસવાળા ગોળ બિંદુઓ હોય છે. ફૂલની ડીટડી પાસે અક્કેકું ઘોડાના કાનના આકારનું પુષ્પપત્ર હોય છે. ફૂલની ડીટડી ૨ થી ૩ લાઇન લાંબી હોય છે. ફૂલ લગભગ ૩ લાઇન વ્યાસનું હોય છે. એમાં પાંખડીઓ હોતી નથી.

પુષ્પબાહ્યકોષ–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાપર સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. તે બહારથી રતાસલેતા અને અંદરથી લીલા રંગનો હોય છે. તેની નળીનાં મુખ પાસે વાળની વિશેષ રૂંવાટી આવેલી હોય છે. એ નળી અંદરની બાજુ રાતા રંગની હોય છે. તેની અંદર વચ્ચોવચ પીળા રંગના પુંકેસરોના પરાગકોષ આવેલા હોય છે. સ્ત્રીકેસરાગ્રમુખ પીળા રંગનું ને ગર્ભાશય લીલા રંગનો પાંચ વિભાગવાળો હોય છે.

ફલ–(ગર્ભાશય)–જેમ જેમ મ્હોટું થતું જાય છે તેમ તેમ તેનાપર રાતા મખમલી વાળ આવતા જાય છે. અને ફલના પાંચ વિભાગો ઉપરની બાજુએ એક બીજાથી છૂટા થતા જાય છે. ફલના દરેક વિભાગનો આકાર બદામને મળતો હોય છે. તે પાકવા માંડે છે ત્યારે તેનાપરના વાળની રૂંછાળ ભૂરા રંગની થઇ જાય છે. એ દરેક વિભાગની લંબાઈ ૧ થી ૧½ ઇંચ અને પહોળાઈ ½ થી ¾ ઇંચની હોય છે. એ વિભાગો સુકાય છે ત્યારે વચ્ચોવચથી ચીરાઇ જાય છે. અને તેની બન્ને કોરપર તેમાંનાં બીજ વળગેલાં જોવામાં આવે છે. તેની દરેક કોરપર ઘણુંકરી ત્રણ ત્રણ બીજ હોય છે. એનાં ફલપરની વાળની રૂંછાળ હાથને લાગતાં ભેરવની શીંગપરના વાળની માફક ખાજવે છે.

બીજ–ફલની અંદર કેટલાંક બીજ કાચાં રહી જાય છે અને કેટલાંક પરિપકવ થાય છે. જે કાચાં રહી જાય છે તે કાળા રંગનાં અને નાહાનાં હોય છે. અને તે કરચલી વળેલાં હોય છે. તેને તોડતાં તેમાંથી કોઇ જાતનો મગજ નીકળતો નથી. પરિપકવ બીજ એના કરતાં વધારે મ્હોટાં હોય છે, અને તેનો રંગ કમળકાકડીના જેવો હોય છે. તેને એક છેડે પીળાસલેતા રંગની એરંડીના બીજને હોય છે તેવી ટોપી હોય છે. એ બીની અંદરથી એરંડી જેવો મગજ નીકળે છે. તેની વાસ અને સ્વાદ એરંડી જેવાં જ હોય છે. એ બીની લંબાઈ ૨ થી ૩ લાઇન અને પોહોળાઈ ૧½ થી ૨ લાઇન હોય છે. એનો આકાર લંબગોળ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

ગુણદોષ–ગ્રાહિ, ઉપલેપક, પૈષ્ટિક અને ચિરગુણકારી પૈષ્ટિક.

૬–ઉપયોગ–કડાયાનાં મૂળનો ક્વાથ ચિરગુણકારી પૈષ્ટિક તરીકે સાકર અને પીપરની સાથે આપવામાં આવે છે. કડાયાની છાલનો સ્વરસ છાતીના મુંઝારા ઉપર પીપર અને મધની સાથે અપાય છે. એની છાલમાંથી રેસા નીકળે છે. જે દોરી બનાવવાનાં કામમાં આવે છે. કડાયાનાં પાન અને કોમળ શાખાઓ પાણીમાં પલાળવાથી પાણીમાં તેની ચીકાસ ઉતરે છે. તે પાણી ઢોરનાં છાતીનાં દરદમાં આપવામાં આવે છે. કડાયાનાં શેકેલાં બીજ કાફીની જગોએ વપરાય છે. શિયાળાની ઋતુમાં કડાયાનાં થડની છાલમાં જખમ કરવાથી સફેદ ગુંદર બંધાય છે. એ ગુંદરને કડાયાનોગુંદ અથવા ગુંદર કહે છે. એ ગુંદર ઘણા પૈષ્ટિક પાકોમાં વપરાય છે. શિયાળે

એ ગુંદર ઘીમાં તળીને સાકર સાથે સ્ત્રીઓ ખાય છે. કડાયાના ગુંદરને રાત વખતે પાણીમાં પલાળી સવારે તેના રસને ગાળી લઇ તે રસ બરોળની ગાંઠવાળાને પીવા આપે છે. કડાયાનો ગુંદર વંસલોચન અને પીપરની સાથે ઉધરસ, ક્ષય અને એવાં છાતીનાં દરદોમાં વપરાય છે. કડાયાનું લાકડું, છાલ ડાળાં અને પાન એ દુકાળની વખતે તમામ ઢોરોને ખવરાવવામાં આવે છે. કડાયાનું લાકડું પોચું ને નરમ થાય છે, તેથી તે સાધારણ બલતણ તરીકે કામે આવે છે, એ શિવાય બીજા કશા કામમાં અહીં તે આવતું નથી. "કડાયાની છાલનો ભૂકો તોલો ૦ાા દૂધ સાથે ખાવાથી કાંતિ વધારે છે, બલકારી છે, ભસ્મક રોગને ટાળે છે, ઘણો ખવાય તો વાયુનો કોપ કરે છે. (વૈ૦ ર૦ ઇં૦).

**૭–સ્થાનક**–ડુંગરમાં કડાયાનાં ઝાડો ઘણાં થાય છે. આ સ્વસ્થાનમાં હડિયો, માલેક, કાળો અને રાણાવાવ જંગલના ડુંગરના પડધારાપર તે ઘણાં ઉગે છે. રાણાવાવ જંગલમાંના ભતવારી નામના પશ્ચિમોત્તર અને આદિત્યાણા જંગલના પૂર્વોત્તર પડધારા ઉપર વિશેષ કરી કડાયાનાં જ ઝાડો થાય છે. તેપરથી તે ડુંગરમાં જવાની કેડી (પગવાટ) **કડાયાકેડીને** નામે ઓળખાય છે.

એ હિંદુસ્થાનના પશ્ચિમોત્તર અને દક્ષિણ ભાગમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આ ઝાડનાં **સાલધોલ, સારડોલ** અને **પાન્ઢ્રક** એ મરાઠી નામો એની ધોળી છાલ પરથી પડેલાં જણાય છે.*

---

* કડાયાનાં ઝાડો બરડા ડુંગરપર નહીં થતાં હતે તો છપ્પનિયા દુકાળની વખતે બરડા ડુંગરમાંના રબારીઓ અને પાઉનાં ગામોના ખેડુતોનાં ઢોર જીવતાં રહેત નહિ, એમ ખાત્રીથી કહી શકાય છે. એટલું જ નહિ પણ પોરબંદર તલપતમાંનાં ઢોરો તેમ જ અડવાણા અને રાણાવાવ મહાલનાં તમામ ગામોની ભેંસો, ગાયો અને બળદો કડાયાનાં ઝાડની છાલ અને લાકડાં ખાઇને એ ભયંકર દુકાળમાં જીવતાં રહ્યાં હતાં. કડાયાની છાલ ખાધાથી ગાયો ભેંસોમાં દૂધ વધેલું હતું, ઘી વધારે ઉતરતું હતું, અને કેટલીક ભેંસો ચોમાસામાં માતી થાય તેવી માતી થઇ જઇ ગાભણી થઇ ગઈ હતી.

એ દુકાળની વખતે દેશી **ગદબ** (lucerne)નું બીજ નહીં મળતાં **ઈરાનમાં** થતી ગદબનું બીજ આ સ્વસ્થાનમાં વેંચાવા આવતાં ઘણા ખેડુતોએ તે ખરીદ કરી વાવેલું હતું. પણ તેના છોડવાને છ માસ સુધી પાણી પાયા છતાં તે ૪ ઇંચથી ઉંચા વધ્યા નહીં હતા. આવી નિષ્ફળતાને લીધે ઘણા ખેડુતોના બળદો લાસ ગયા હતા. પણ જે બળદોને કડાયાની છાલ ખાવા માટે મળી શક્તી હતી તેઓ જીવતા રહ્યા હતા. આવી રીતે પોરબંદર સ્વસ્થાનનાં ઢોરોનું **જીવન** એ દુકાળની વખતે બરડા ડુંગરમાંનાં તમામ ઝાડોમાંથી **કડાયાના ઝાડોએ** રાખ્યું હતું.

## વર્ગ–(સ્ટકર્યુલિયેસી).

### નંબર ૭૧.

**૧–શાસ્ત્રીયનામ**–S. colorata.

દૃષ્ટાન્ત–H. I. p. 359; N. p. 35. Watt VI. part III. p. 361.

**૨–દેશીનામ**–કોદારો (પો+ગુ૦) खाओसी, भाइकोइ (म०) वोड्ल (हिं०).

**વર્ણન**–કોદારાનાં ઝાડપણ કડાયા જેટલાં કે તેથી થોડાં વધારે ઉંચાં થાય છે, તેની શાખા પ્રતિશાખાઓ ઉંચી ચઢતી તેમ જ આડી અવળી પસરાતી હોય છે. તેની છાલ ભસ્મી રંગની હોય છે. તેની અંતરછાલ ધોળા

---

કડાયાની છાલ, ડાળાં, પાન વગેરે તમામ જ્યારે કપાઇને ઢોરોના ઉપયોગમાં આવી ગયાં ત્યારે ઝાડોનાં છાલ વગરનાં ઉભાં રહેલાં ઠુંઠાં સુકાવા લાગ્યાં હતાં. પણ એ ઝાડોની પુનરૂત્પત્તિ એનાં બીજને અભાવે કાયમ રાખવા માટે એનાં તમામ છાલ વગરનાં ઝાડોનાં ઠુંઠાં જમીન બરાબર કપાવી નાખવાનો (Coppice) જંગલ ખાતાનાં શાસ્ત્ર પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

ઉપર પ્રમાણે જેટલાં ઝાડો જમીન બરાબર કપાઇ ગયાં, તેમાંથી સતાવનની સાલના વરસાદથી તેનાં જમીનમાં રહેલાં થડના અવશેષમાંથી સારા ગરના (Coppice-shoots) ફુટી નીકળ્યા હતા. પણ જે ઝાડોનાં છાલ વગરનાં ઠુંઠાં જમીન બરાબર કપાયા (Coppice) શિવાય ઉભાં રહી ગએલાં હતાં, તે ઝાડો તેનાં મૂળિયાં સહિત ઉભાં જ સુકાઇ ગયાં હતાં, તેમાંથી નવી ફુટ નીકળી નહિં હતી.

કડાયાનાં ઝાડોનાં જે ઠુંઠાં જમીન બરાબર કપાવી (Coppice) નાંખવામાં આવ્યાં હતાં તેનાં સુકાઇ ગયેલાં લાકડાં પણ ઢોરોને ખવરાવવા માટે કામમાં આવ્યાં હતાં. તે એવી રીતે કે સુકું લાકડું આખી રાત પાણીમાં પલાળી સવારે તેના કકડા કરી તે ઢોરોને ખવરાવવામાં આવતા હતા. આ શિવાય કડાયાનાં ઝાડનાં સુકાં લાકડાં ગરીબ લોકો બળતણ તરીકે કાપી લઈ ગયા હતા.

કડાયાનાં ઝાડોનો ઉપર પ્રમાણેનો ઉપયોગ, કડાયાનાં ઝાડોનો બરડા ડુંગરમાં (અથવા બીજે ગમે ત્યાં પણ) વધારો કરવાની અગત્યતા ખુલ્લી રીતે બતાવી આપે છે. કે બરડા ડુંગરમાં કડાયાનાં ઝાડોનો જેમ બને તેમ બચાવ અને ઘણો વધારો કરવો જોઇએ, કે જેથી ઈશ્વર ન કરે ને કોઇવાર દુકાળ પડે, તોપણ આ સ્વસ્થાનમાંનાં ઢોરોને કડાયાનાં ઝાડો એક વખત સારી રીતે બચાવી શકે.

કડાયાનાં ઝાડો શિવાય **કોદરા, શેમલા,** અને **ભવેડાનાં** ઝાડો પણ કડાયાની પેઠે એ દુકાળમાં ઢોરોને ઘણાં ઉપયોગી થયેલાં છે. જેનું વિવેચન તે તે ઝાડનાં વિશેષ વિવેચનમાં કરવામાં આવેલું છે. કડાયાનાં ઝાડનો દુકાળ વખતે ઢોરના ચારા તરીકેનો ઉપયોગ કોઇએ લખેલો જોવામાં આવેલો નથી. માટે આ લખનારે તેના એ ઉપયોગ વિષે "ઇન્ડિયન ફોરેસ્ટર" માહે–મે સને ૧૯૦૦ માં હેવાલ છપાવેલો છે.

Indian Forester. May. 1900.

રેસાવાળી હોય છે. પાન ૩ થી ૫ ખૂણીઆં, તળિયે હ્રદયાકૃતિનાં, ૫ થી ૧૦ ઇંચ લાંબાં અને ૬ થી ૧૨ ઇંચ પોહોળાં શાખાઓને છેડે આંતરે આવેલાં હોય છે. ઘણુંકરી પાનની ડીટડી કડાયાનાં પાનની પેઠે લાંબી હોય છે. ઉપપાન સાંકડાં, ભલ્લાકૃતિનાં અને ઉભાં હોય છે.

**ફૂલ**–ની પુષ્પ ધારણ કરનારી સળીઓ શાખાઓને છેડે નીકળેલી હોય છે, તે વિભાગિત અને રાતી હોય છે. ફૂલની ડીટડી અને ફૂલ પણ નારંગીઆ રંગની ભૂરકીથી આચ્છાદિત હોય છે. પુ૦ બા૦ કોષ ½ થી ૧ ઇંચ લાંબો ને નળી જેવો હોય છે; તે અંદરની બાજુ રાતો, લીસો અથવા વાળની રૂંવાટીવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોષ હોતો નથી. પુંકેસરોના પરાગકોષ એક બીજાને વળગી એક કુંડાળાંની પેઠે થઇ રહેલા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશયના પાંચ વિભાગની પાંચ નલિકાઓ ઝીણી હોય છે.

**ફલ**–શીંગ જેવાં દેખાય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં, લીસાં અને પાતળાં હોય છે. ફલના વિભાગો ઘણુંકરી બીજ કાચાં હોય છે ત્યારે જ ચીરાઇ જાય છે, તેથી બીજ ફલના વિભાગોની કોરપર ચોટેલાં દેખાય છે.

**બીજ**–કાળાસલેતા ભૂરા કે ભસ્મી રંગનાં હોય છે, તે લીસાં અથવા કરચલીવાળાં હોય છે. તે ચણા જેવડાં અથવા તેથી કંઇક નાહાનાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ, ડાંડી, છાલ અને પાન.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ગ્રાહી, પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–કોદારાનાં મૂળની છાલનો કાઢો પ્રમેહ અને જીર્ણ તાવ ઉપર અપાય છે. કોદારાની છાલમાંથી સુંદર, સુંવાળા, સફેદ રેસા નીકળે છે. તે દોરી બનાવવાના કામમાં વપરાય છે. કોદારાની છાલની છપ્પનિયા દુકાળ વખતે ગરીબ દુકાળિયાં લોકો કાંજી કરીને પીતા હતા. કોદારાનું લાકડું, છાલ અને પાન દુકાળ વખતે ઢોરોને ખવરાવવામાં આવતાં હતાં.

**૭–સ્થાનક**–કડાયાનાં ઝાડોની પેઠે કોદારાનાં ઝાડો પણ ડુંગરોના પડથારા ઉપર ઉગે છે, પણ તે કડાયા જેટલાં આ સ્વસ્થાનમાં ઉગતાં નથી. એ પૂર્વબંગાલા અને દક્ષિણમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–છપ્પનિયા દુકાળ વખતે બરડા ડુંગરના રબારી લોકો **કોદારાની** છાલ અને ડાળાં ઢોરોને પ્રથમ ખવરાવતા હતા. અને ત્યાર પછી શેમળો કડાયો અને મવેડો ખવરાવ્યો હતો. આનું કારણ એ છે કે, કોદારાનાં ઝાડ કડાયા કરતાં પણ નરમ થાય છે. તે ઢોરની ખોરાકી તરીકે અત્યંત ઉપયોગી છે. એનો પણ વધારો અને બચાવ કરવો જોઇએ.

---

## વર્ગ–( સ્ટર્ક્યુલિચેસી. )

### નંબર. ૭૨

**૧–શાસ્ત્રીયનામ**–Helicteres isora.

દૃષ્ટાન્ત–H. I. p. 365; N. p. 35; Watt. IV. p. 212; રૂ. નિ. પા. ૯૪.

**૨–દેશીનામ**–આંટેડી, આંટેડ (પો૦); મરડાશીંગી (ગુ૦); मुरडशेंग, कीवन (म०); मरोरफली (हिं०); मृगशृंगी, आवर्तकी, आवर्तनी, सिद्धिः (सं०).

**૩–વર્ણન**–આંટેડી અથવા મરડાશીંગનાં ઝાડવાં ૩ થી ૫ કે કોઇવાર ૬ થી ૮ ફીટ ઉંચાં થાય છે. એનાં ઝાડવાંમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. શાખાઓ અને પાનપર ઘણુંકરી તારાકૃતિના* ભૂરા વાળ આવેલા હોય છે. એને શ્રાવણ ભાદરવે રાતા રંગનાં ફૂલ આવે છે. જે પાછળથી ફીકા આસમાની રંગનાં થઈ જાય છે. એનાં ફલ શિયાળે પાકે છે, ને તે **સ્ક્રુ**ની પેઠે આંટી વળેલાં હોય છે, જેથી એનાં ઝાડવાંમાં જ્યારે ફલ હોય છે ત્યારે તે જલદીથી ઓળખાઈ આવે છે.

**મૂળ**–ઘણું ઉંડું બેઠેલું હોય છે. એનાં મૂળના ઘણા ફાંટા નીકળેલા હોય છે. તે બહારથી ભૂરા અને અંદરથી રતાસલેતા ધોળા રંગના હોય છે. મૂળ પરની છાલ મજબૂત રેસાવાળી હોય છે. વાસ જરા સુગંધિત અને સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી આંગળી કે વખતે હાથનાં કાડાં જેવી જાડી હોય છે. અને તેમાંથી સીધી તરસા જેવી ઘણી શાખાઓ પાસે પાસે નીકળેલી હોય છે. એની છાલનો રંગ ભૂરો કે ભસ્મી અથવા લોઢાંના કાટ જેવો હોય છે. છાલપર ઉભા ચીરા અને ભૂરા રંગનાં દાણા જેવાં છાંટણાં આવેલાં હોય છે. છાલ ઘણીજ ચીવટ મજબૂત રેસાવાળી હોય છે. કોમળ શાખાઓપર તપખીરીઆ રંગના વાળની ગીચોગીચ રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૬ ઇંચ અથવા ૬ થી ૧૦ ઇંચ લાંબાં, અને ૨½ થી ૬ કે ૮ ઇંચ પોહોળાં હોય છે. પાનનાં ટેરવાં અણીઆળાં અથવા બુઠ્ઠાં હોય છે. પાનની કોરપર કાંગરી આવેલી હોય છે. ડીટડી પાસે પાનની કોર જરા વાંકલેતી દ્વિવિભાગિત થયેલી હોય છે. પાન લંબગોળ અથવા ડીટડી પાસે સહેજ સાંકડાં અને ઉપર જતાં પહોળાં ને કોઇવાર ૨ કે ૩ ખૂણાવાળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તેની ઉપરની સપાટીપર તારાકૃતિના* વાળ આવેલા હોય છે. અને નીચેની સપાટીપર તારાકૃતિના

વાળની સાથે ભૂરા લીલા રંગના વાળની સુંવાળી રૂંવાટી ચોટડુક બેઠેલી હોય છે. જેથી પાનપર આંગળી ફેરવતાં નીચેની સપાટી ઉપરની સપાટી કરતાં ઓછી ખરસટ લાગે છે. પાનની ડીટડી $\frac{1}{8}$ ઇંચથી $\frac{1}{2}$ ઇંચ કે વખતે ૧ ઇંચ લાંબી હોય છે. ને તેનાપર રૂંવાટી ગીચ હોય છે. ડીટડીને મથાળેથી ૩ થી ૫ નસો નીકળી પાનની અંદર ગયેલી હોય છે. એ નસોમાંથી પાછા બીજા ફાંટાઓ નીકળેલા હોય છે. પાનને રોશની તરફ રાખી આઇગ્લાસમાં (નાહાની ચીજને મ્હોટી દેખાડનાર કાચમાં) જોવાથી એ નસોની વચ્ચેનું જાળી કામ અર્ધ-પારદર્શક અને બહુ સુંદર દેખાય છે. પાનને ચોળવાથી વાટેલી રાઈ જેવી તીખી વાસ આવે છે. અને તે ચાવવાથી તેનો સ્વાદ તૂરો અને ચીકણો લાગે છે.

ઉપપાન દોરા જેવાં ઝીણાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી ટુંકી સળી નીકળેલી હોય છે. અને એ દરેક સળીપર ઘણું-કરી ૧ થી ૪ ફૂલો પાસે પાસે આવેલાં હોય છે. ફૂલોની ડીટડી પાતળી હોય છે. અને તેનાપર ઝીણાં ઉપકોપનાં પત્રો આવેલાં હોય છે. એ તમામપર ઘણા ગીચ વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલ ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને પારસપીપળાનાં ફૂલની વાસને મળતી વાસવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે જોડાઇને આ કોષ એક નળી જેવો બનેલો હોય છે. તે તળિયે સાંકડો, બન્ને પાસે દબાયલો, મથાળે પોહોળો ને જરા વાંક વળતો હોય છે. તેનાપર ટુંકા તારાકૃતિના* વાળ આવેલા હોય છે. એ કોપને મથાળે એના બે ઓષ્ટ (હોઠ) નીકળેલા હોય છે. તેમાં ઉપરના ઓષ્ટમાં બે અને નીચેના ઓષ્ટમાં ત્રણ દાંતા દેખાતા હોય છે. એ ત્રણે દાંતા ફૂલ ઉઘડયા પછી નીચા વળી જાય છે. એ કોપની અંદરની બાજુ ધોળા રંગના લાંબા વાળનું અસ્તર હોય છે. અને તેને તળિયે રાતાં છાંટણાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં બે પોહોળી ને ત્રણ સાંકડી હોય છે. પાંખડી નીચે લાંબા છેડા હોય છે. પાંખડીમાં રાતા બિંદુઓ હોય છે. પાંખડીઓ પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં લાંબી હોય છે. ફૂલ ઉઘડયા પછી પાંખડીઓના છેડા બહારની બાજુ નીચા ઢળી જાય છે. પાંખડીની અંદર અધવચ સુધી કાળા સૂક્ષ્મ બિંદુઓ હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે–ને તેની સાથે ૫ ખોટાં પુંકેસરો પણ હોય છે. પુંકેસરનલિકા બહારથી પીળાસ-લેતા રંગની, મથાળે વાંકવળતી અને પાંખડીઓથી ઉંચી હોય છે. તેના ઉપરના ભાગપર કાળા બિંદુઓ અને તેનાં મુખપર પરાગકોપ આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. એનો ગર્ભાશય પાંચ પોલ અને વિભાગોવાળો હોય છે. તેપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એની પાંચ નલિકાઓ થોડી ઘણી જોડાયલી અને ટેરવે જાડી થયેલી હોય છે.

**ફૂલ**–( શીંગો )-પ્રથમ લીલા રંગનાં અને પાકે છે ત્યારે ઘેરા ભૂરા રંગનાં થઇ જાય છે. તેપર ચળકતા વાળની રૂંવાટી હોય છે. તે ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને ૨ થી ૩ લાઇન જાડાં હોય છે. તેની નીચે પાતળી સળી જેવી ડીટી અને તેને ટેરવે અણી હોય છે. ફલના પાંચે વિભાગ લાંબા, સાંકડા અને વળદાર હોય છે, તે અમળાઇને એક બીજા ઉપર ચડેલા હોય છે, તેથી એ આખું ફલ એક આંટાવાળા ખીલા (સ્ક્રુ–screw)ની પેઠે અમળાયલું દેખાય છે. ફલ જ્યારે તદન સુકાઇ જાય છે ત્યારે એના પાંચે વિભાગો એક બીજાપરથી ઢીલા થઇ છૂટા પડી જાય છે, અને એ દરેક ભાગ ઉભો ચીરાઇ તેમાંથી બીજ બહાર આવે છે, એ દરેક ભાગમાં સૂક્ષ્મ ઘણાં બીજ હોય છે. એ ફલને ઘણુંકરી તરત જીવાત લાગે છે, તેથી તેમાંનાં બીજ ખવાઇ જાય છે. જ્યારે આમ થયેલું હોય છે ત્યારે એમાં બીની તપાસ કરતાં એમાથી કાળા રંગનો ભૂકો નીકળે છે.

**બીજ**–$\frac{1}{2}$ લાઇન લાંબાં હોય છે. તેનો આકાર અને રંગ કાળા તલ જેવો હોય છે. એને એક છેડે સૂક્ષ્મ અણી હોય છે. એની એક બાજુ ઉંડી અને બીજી બાજુ છીછરી ખાડ હોય છે. બીની સપાટી ખરસટ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, પૌષ્ટિક, ઉપલેપક, અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાળનો કાઢો સાકરની સાથે પ્રમેહવાળાને પવાય છે. પ્રમેહ અને ગરમીના આજારથી તાવ આવતો હોય તેને એનાં મૂળની છાલનો કાઢો તેમાં થોડો ફૂલાવેલો ખારો નાંખી આપવામાં આવે છે, તેથી ફાયદો થાય છે.

એનાં ફલને **મરડાશીંગી** કહે છે. તે મરડાશીંગની ભૂકી સાકરની સાથે ઝાડા અને સંગ્રહણીમાં અપાય છે. મરડાશીંગી અફીણ સાથે ઘસીને સર્પ અને વીંછીના ડંખપર લગાડવામાં આવે છે. પેટમાં મરડો થતો હોય તો મરડાશીંગીની ભૂકી મીઠું અને સુંઠની સાથે ફાકે છે. છોકરાંના ઝાડાપર મરડાશીંગીને દહીમાં ઘસીને પાય છે. મરડાશીંગીની ભૂકી ઘણા પૌષ્ટિક પાકોમાં વપરાય છે. મરડાશીંગીની ભૂકી તેલમાં ઉકાળી તે તેલને ગાળી લઇ કાનના દરદમાં તેનું કાનમાં ટીપું નંખાય છે. એનાં પાન આવળનાં પાન સાથે વાટીને ઢોરોનાં ભાઠાં અને ચાંદાંઓપર રબારી લોકો મેલે છે. મરડાશીંગીની છાલમાંથી ઘણાં મજબૂત ઘેરા ભૂરા રંગના રેસા નીકળે છે. તે દોરી, બળદોની રાશ, અને ખાટલા ભરવાનું વણ બના-

વવાનાં કામમાં આવે છે. મરડાશીંગી મીંઢોળની સાથે વર કન્યાને લગ્ન વખતે અને બીજી કેટલીક ધાર્મિક ક્રિયાઓ કરતી વખતે હાથે બાંધવામાં આવે છે. મરડાશીંગીનાં ઝાડવાંની ડાળો અને પાનનો છપ્પનિયા દુકાળમાં ઢોરોના ચારા તરીકે બહુ ઉપયોગ કરવામાં આવ્યો હતો. એનાં પાન ખવરાવવાથી દુઝણાં ઢોરના દૂધમાં ઘીનો વધારો થાય છે, એમ બરડા ડુંગરના રબારીઓનું માનવું છે. મરડાશીંગી મધુપ્રમેહ ઉપર વપરાય છે, એમ કહેવાય છે.

"મરડાશીંગી-વાયુને કોપાવનાર, કાસ, શ્વાસ, નેત્રશૂળ, વ્રણ, કોઢ, પ્રમેહ, કૃમિ અને ઝેરનો નાશ કરનાર છે." માત્રા-૧ વાલથી પાવલા ભાર, ( વૈ. શા. મ. ગો. )

**૭-સ્થાનક**-ડુંગરમાં એનાં ઝાડવાં ઘણાં ઉગે છે. આ સ્વસ્થાનમાં આદિત્યાણા, મેવાસા, ગોઢાણાં અને હડિયા જંગલની પાઉમાં એ વધારે જોવામાં આવે છે.

એ હિંદુસ્થાનના મધ્ય અને પશ્ચિમ ભાગોનાં સુકાં જંગલોમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન-આંટેડી** અને **મરડાશીંગી** એ નામો એની શીંગમાં **સ્ક્રુની** પેઠે આંટા હોય છે માટે પડેલાં છે. એનાં સંસ્કૃત નામો आवर्तकी, आवर्तनी અને मृगशृंगी એ પણ શીંગના આંટાપરથી પડેલાં હશે. મરડાશીંગી ગરીબ લોકો બરડા ડુંગરમાંથી ઉતારી લાવી પોરબંદરમાં ગાંધીને ત્યાં વેચે છે. भारतवर्षीय वनौषधिसंग्रह ( नेत्रवैद्य-पांडुरंग गोपाल)માં મરડાશીંગીને ऋषभक અને निघंटरत्नाकरમાં ऋद्धि લખેલ છે.

---

## વર્ગ-(સ્ટર્ક્યુલિયેસી).

### નંબર ૭૩.

**૧-શાસ્ત્રીયનામ**-Melhania tomentosa.

દૃષ્ટાન્ત-H. I. p. 373.

**૨-દેશીનામ**-અડબાઉખપાટ (પો૦+ગુ૦).

**૩-વર્ણન**-અડબાઉખપાટના છોડવા ૧ થી ૨½ ફીટ ઉંચા થાય છે. એમાં થોડીક લાંબી શાખાઓ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં, સાદાં પણ કોઇવાર તેમાં ૨ થી ૩ ખૂણીઓ પણ નીકળેલા હોય છે. તે ૧½ થી ૨½ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તેની કોરપર કાંગરી અને દાંતા હોય છે. તે બન્ને સપાટીએ ભૂરા વાળની રૂંવાટીથી ભરાયલાં હોય છે. તેથી તે ફીકા લીલા અને નીચે ધોળાસલેતા રંગનાં દેખાય છે. પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તેને મથાળે ખપાટ જેવાં પીળાં ફૂલ ૧ થી ૨ અને કોઇવાર ૩ આવે છે. તે સાંજનાં ઉઘડે છે. ફૂલની ડીટડીને મથાળે ઉપ-પુષ્પપત્રો આવેલાં હોય છે. તે પોહોળાં અને લાંબી અણીવાળાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ એથી લાંબાં ને લાંબી અણીવાળાં હોય છે. પાંખડીઓ પુ૦ બા૦ કોષથી લાંબી હોય છે. ફૂલ ૧ થી ૧½ ઇંચ વ્યાસનું થાય છે. ફલ ભૂરા અને બીજ ભૂરાસલેતા કાળા રંગનાં હોય છે.

એના આખા છોડવાપર ભૂરા ને ધોળા વાળની ગીચ રૂંવાટી હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**- } ખપાટના જેવા છે.
**૬-ઉપયોગ**- }

**૭-સ્થાનક**-ખેતરોને શેઢે, પાણીનાં કુવા પાસે, અને કાદીવાળી જમીનમાં ચોમાસે ઘાસની સાથે ઉગે છે. એ પંજાબ અને સિંધમાં થાય છે.

**૮-વિ. વિવેચન**-છોડવા **ખપાટ** જેવા દેખાય છે માટે એને-**અડબાઉખપાટ** કહે છે.

---

## વર્ગ-( સ્ટર્ક્યુલિયેસી ).

### નંબર ૭૪.

**૧-શાસ્ત્રીયનામ**-Buettneria herbacea.

દૃષ્ટાન્ત.-H. I. p. 376; N. p. 36.

**૨-દેશીનામ**-અડબાઉબલ, વગડાઉબલ (પો૦×ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૨ થી ૩ ફીટ ઉંચા હોય છે. તેમાં થોડી પણ સુતળી જેવી જાડી લાંબી શાખાઓ નીકળે છે. પાન આંતરે આવેલાં, તળિયે પોહોળાં, મથાળે સાંકડાં થતાં અથવા બન્ને છેડે સાંકડાં થતાં, તો પણ વચમાં પોહોળાં કોરપર કાંગરી અને દાંતાવાળાં; જરા જાડાં, ઉપર લીલા, નીચે ધોળાસલેતા રંગનાં, ભુરા અને ફીકા ધોળાવાળની રૂંવાટીવાળાં, ૧ થી ૨½ ઇંચ લાબાં અને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. ડીટડીને મથાળેથી પાનમાં ૩ થી ૫ નસો નીકળેલી હોય છે. બાકીની પાનમાંની નસો પણ સામસામી અને ઉંચી ચઢતી પાનની નીચેની સપાટીએ બહાર નીકળતી હોય છે. પાનની ઉપરની સપાટી સળ કે કરચળી પડેલી હોય એવી દેખાય છે. ફૂલ પત્રકોણમાંથી ઘણાં નીકળેલાં હોય છે તે પીળાં કે રાતાં હોય છે. એ છોડવાનો સાધારણ દેખાવ બલ-**બલદાણાના** છોડવા જેવો હોય છે માટે એને **અડબાઉબલ** કહે છે.

**૪-ઉપયોગી અંગ**-મૂળ અને પાન.

**૫-ગુણદોષ**-ચિરંગુણકારી પૌષ્ટિક, ગ્રાહી.

**૬-ઉપયોગ**-એનાં મૂળની છાલનો કવાથ સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે, એમ કહે છે. એના

આખા છોડવાને બાળી તેની રાખ તેલમાં મેળવી ચાંદાંઓ ઉપર ચોપડવામાં આવે છે. એનાં સુકાં પાન તમાકુની માફક ચલમમાં દમ ઉપર પીવામાં આવે છે. એના છોડવાનાં ગરીબ લોકો સાવેણાં બનાવે છે. એની છાલમાંથી નરમ રેસા નીકળે છે.

**૭–સ્થાનક**–ડુંગર અને તેના પાઉમાં ચોમાસે ઘાસની સાથે ઉગે છે.

એ દક્ષિણ, કોંકણ, કરનાટક અને ઓરીસામાં થાય છે.

---

**૧૮–N. O. Tiliaceæ.**

**વર્ગ–ટિલિચેસી**–ગંગેટી, સીસોટી અને છૂંછનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ:—

આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિમાં પણ ચીકણો રસ હોય છે. એની અંતરછાલ ચીવટ રેસાવાળી તેમજ ઘણાં પડવાળી પણ હોય છે. એ વર્ગમાંની વનસ્પતિને પાન આંતરે અથવા સામસામાં આવે છે. અને તે સાદાં અથવા ખૂણીઆઓવાળાં હોય છે. ઉપપાન નાહાનાં હોય છે, તે બહુધા તરત ખરી જાય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૩ થી ૫ હોય છે, તે એક બીજાં સાથે જોડાયલાં કે છૂટાં હોય છે. તેની કોર અડોઅડ અર્થાત્ **જોડાજોડ** (valvate–હાથની મૂઠી વાળી હોય ત્યારે ચારે આંગળી જોડાજોડ થઈ રહે છે તેમ) હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૩ થી ૫ હોય છે, અથવા મુદ્દલ હોતી નથી. તે **ઉપરાઉપર** (imbricate–ઘરનાં છપરાંપર નળીઆં થોડાં ઘણાં ઉપરાઉપર આવેલાં હોય છે તેમ) અથવા જોડાજોડ હોય છે. તે ઘણુંકરી પીળા રંગની અને મથાળે ખાંચવાળી હોય છે. પુંકેસરો ઘણાં હોય છે, તે એક સપાટ અથવા બહાર નીકળતી **કર્ણિકા** (Torus)પરથી નીકળેલાં હોય છે. તે **છૂટાં** (free) અથવા **પંચગુચ્છી** (pentadelphous) હોય છે. એના તંતુઓ ઘણુંકરી બારીક દોરા જેવા હોય છે. અને તેનાપર ૨–પોલવાળા પરાગકોષ આવેલા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે, તેમાં ૨ થી ૧૦ પોલ હોય છે. ફલ શુષ્ક અથવા રસભર્યું હોય છે. તે **સ્વવિકાશી** (dehiscent–પોતાની મેળે ઉઘડનારૂં) અથવા **અવિકાશી** (indehiscent–પોતાની મેળે નહીં ઉઘડનારૂં) હોય છે. તેમાં ૧ થી ૧૦ ખંડ હોય છે, અને એ દરેક ખંડમાં ઘણુંકરી એક કે વધારે બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં પણ ઔષધીય ગુણ લગભગ નં૦ ૧૬ ના વર્ગમાંની વનસ્પતિના ગુણ જેવા છે. અર્થાત્ પૈષ્ટિક, ઉપલેપક, ચિરગુણકારી પૈષ્ટિક, જ્વરઘ્ન, રોપક, વાતહર, મૂત્રલ અને પ્રમેહનાશક વિગેરે.

---

## વર્ગ (ટિલિચેસી).

### નંબર ૭૫.

**૧–શાસ્ત્રીય નામ**–Grewia populifolia.

દૃષ્ટાન્ત–H. I. p. 385; N. p. 38; Watt. IV. p. 182; રૂ. નિ. પા. ૧૪૧.

**૨–દેશીનામ**–ગંગેટી (પો૦) બાન્જોઠીયું, ગંજેટી (ગુ૦) गांगी, गांगेटी (म०) गांगन, गुलसकरी, गांगेरुआ (हिं०) गांगेरुकी, नागबला, चतुःफला (सं०).

**૩–વર્ણન**–ગંગેટીનાં ઝાડવાં ૩ થી ૬ કે ૫ થી ૧૦ ફીટ ઉંચાં થાય છે. તેની શાખાઓ પાતળી સીધી તરસા જેવી નીકળે છે. પણ ઘણીવાર તેમાં અગડગઠી આડી અવળી શાખાઓ પણ હોય છે. તેથી એ ઝાડવું ઘણું સુંદર લાગતું નથી. પાન પોહળાં ને નાહાનાં હોય છે. ફૂલ ધોળા રંગનાં જરા સુવાસિત જેઠ અને અશાડ મહિનામાં આવે છે. અને શિયાળો બેસતાં ફલ પાકી જાય છે.

એ ઝાડવાંના કોમળ ભાગપર વિશેષ કરી તારાકૃતિના* વાળ આવેલા હોય છે.

**મૂળ**–જમીન અને ઝાડવાંના પ્રમાણમાં જાડાં થાય છે. તે કોઈ કોઈવાર આંગળી કે હાથ જેવાં જાડાં હોય છે. તે ઘણાં લાંબાં ગયેલાં હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની ઉપરની છાલ ખડબચડી અને ભૂરા રંગની હોય છે. ને તેથી અંદર તે રતાસલેતા રંગની, ચળકતી, રસભરી હોય છે. અંતરછાલ ફીકાસલેતા ધોળા રંગની, રેસાવાળી ને ઘણી મજબૂત હોય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો તૂરો હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેનું લાકડું સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. તે ઘણું કઠ્ઠણ હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે. પણ વિશેષ કરી તેનાં મૂળને મથાળેથી આડી અવળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એ શાખાઓમાંથી કોઇ શાખા હાથનાં કાંડાં કે હાથ જેવી જાડી થઇ ડાંડીનું રૂપ પકડે છે. અને તેમાંથી પણ આડી અવળી કેટલીક શાખાઓ નીકળે છે. તે ભૂરા રંગની હોય છે. કોમળ શાખાઓનો રંગ લીલો હોય છે. ને તેનાપર તારાકૃતિના* વાળ આવેલા હોય છે. શાખાની છાલ ઘણી મજબૂત ને રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ½ થી ૧ કે ૧½ઈંચ લાંબાં અને બહુધા તેટલાંજ પોહોળાં હોય છે. ગંગેટીનાં ઝાડવાંને હમેશાં પાણી મળ્યા કરતું હોય તેવી જગોએ કોઈવાર તેનાં પાન ૧½થી ૩ ઈંચ લાંબાં અને લગભગ તેટલાંજ પોહોળાં હોય છે. ને તે સાધારણ પાન કરતાં પાતળાં થઈ ગયેલાં હોય છે.' સામાન્ય રીતે એકજ ઝાડવાં અથવા શાખાપર પાન તરેહવાર આકારનાં

આવે છે. કેટલાંક પાન ડીટડી પાસે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. ને કેટલાંક બન્ને છેડે સાંકડાંથતાં હોય છે. ને કેટલાંક તળીયે પોહોળાં ને મથાળે સાંકડાં થાય છે. કેટલાંક પાન જે જુની શાખાઓની રહેલી ગાંઠોપરથી નીકળેલાં હોય છે, તે બે ચાર એકજ બિંદુ-પરથી નીકળેલાં હોય, એમ દેખાય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો સહેજ ફીકો હોય છે. પાન જરા જાડાં ને ખરસટ હોય છે. તેની કોરપર દાંતા હોય છે, અને તેનાં ટેરવાં જરા અણીથતાં હોય છે. ડીટડી પાસે પાનની કોર બહુધા વિષમ હોય છે. અને પાનની ડીટડીને મથાળેથી પાનમાં ૩ થી ૫ નસો ગયેલી હોય છે. પાનની ડીટડી ½ ઇંચ લાંબી હોય છે. ને તેનાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. કોમળ પાનની બન્ને સપાટીપર ઘણુંકરી તારાકૃતિના* વાળ આવેલા હોય છે. પાન ચોળવાથી ચીકણાં લાગે છે. તેનો સ્વાદ ચીકણો, તૂરો ને ખરસટ લાગે છે.

**ફૂલ**–ચોમાસે જુની શાખાઓની ગાંઠોમાંથી નવી શાખાઓ ને પાન નીકળે છે. ને ત્યાંથી જ પુષ્પ ધારણ કરનારી સળી પણ નીકળે છે. અથવા પાનની સામેથી નીકળે છે. તે પાનની ડીટડી કરતાં વખતે જરા જાડી હોય છે. પણ લંબાઇમાં ઘણુંકરી તેના જેવડીજ હોય છે. એ સળીને વચ્ચોવચ્ચ સાંધો હોય છે, ત્યાં પુષ્પ-પત્ર અને ફૂલની ડીટડી હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં જાડી, પણ તેટલીજ લાંબી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબાં અને સાંકડાંથતાં લંબગોળ હોય છે. તે બહારની બાજુ લીલા રંગનાં અને અંદર સફેદ હોય છે. તેનાં ટેરવાં એક બીજાંને વળગી રહેલાં હોય છે. પણ તેની બાજુઓ પ્રથમ ખુલ્લી થાય છે. તેમાંથી એક પછી બીજી એમ અનુક્રમે જેમ જેમ આ પત્રોની બાજુઓ ખુલ્લી થતી જાય છે તેમ તેમ પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ તેના ગાળામાંથી બહાર નીકળતી આવે છે. અને છેવટે તમામ પત્રોની બાજુ અને ટેરવાં એક બીજાંથી છૂટાં પડી જાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં ટુંકી હોય છે. અને તે બે પત્રોના ગાળામાં આવેલી હોય છે. આ પાંખડી-ઓનાં ટેરવાં કલમત્રાસ બે ફાટવાળાં હોય છે.

**પુંકેસરો**–ઝાઝાં હોય છે. તેના તંતુઓ ધોળા રંગના હોય છે. ને તેપર પીળા રંગના બારીક પરાગકોષ આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો ને તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે. જે પાછળથી ખરી જાય છે. નલિકા પુંકેસરતંતુઓ કરતાં જરા લાંબી ને જાડી હોય છે. તેનું મુખ ટોપકાં જેવું અને લીલા રંગનું હોય છે.

**ફ્લ**–કાચાં હોય છે ત્યારે ચળકતાં, લીસાં ને લીલા રંગનાં હોય છે. અને પાકે છે ત્યારે કેસરીયા રંગનાં પીળાં થઈ જાય છે. તે સુકાય છે ત્યારે ભૂરા રંગનાં, ને તે ઉપર કરચલી પડી જાય છે. છતાં પણ તે તેવાંજ ચળકતાં રહે છે. ફ્લ ૨ થી ૪ વિભાગવાળાં, ને ૩ લાઈન વ્યાસનાં હોય છે. તેની ઉપરની છાલ કાઢી નાખતાં તેના દરેક વિભાગમાંથી એકેક કઠ્ઠણ ઠળીઓ નીકળે છે. તે એક છેડે અણીથતો હોય છે. એ ઠળીઆને તોડતાં તેમાં બે જુદા ખંડ દેખાય છે. એ દરેક ખંડમાંથી એકેક બીજ નીકળે છે. કાચાં ફ્લ ઘણાં ચીકણાં ને તૂરાં હોય છે. પણ પાકે છે ત્યારે જરા તૂરાં ને ખટમધુરાં લાગે છે. તે સુકાયા પછી તેને તરત જીવાત લાગે છે.

**બીજ**–ધોળા રંગનાં હોય છે. તે ૧ થી ૧½ લાઇન લાંબાં ને ½ થી ૧ લાઇન પોહોળાં હોય છે. તે સહેજ ચપટાં ને તેને એક છેડે અણી હોય છે. તેનો આકાર અલસીના દાણા જેવો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહિ, ઉપલેપક, ચિરગુણકારી પૌષ્ટિક અને વિષહર.

**૬–ઉપયોગ**–ગંગેટીનાં મૂળની છાલનો કવાથ ચિર-ગુણકારી પૌષ્ટિક તરીકે બીજાં વસાણાં સાથે અપાય છે. ગંગેટીનું મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોના દંસપર ચોપડાય છે. ગંગેટીનાં પાન પાણીમાં વાટીને પોટીસ ઠેકાણે વપરાય છે. પાનનો રસ સાકર સાથે પેશાબ અને પ્રમેહની બળતરાપર અપાય છે. એનાં ફૂલ અને કાચાં ફ્લ પણ પ્રમેહવાળાને સાકર સાથે ખવરાવે છે. ગંગેટીનાં ફ્લને **ગંગેટાં** કહે છે. તે પાકે છે ત્યારે ગરીબ લોકો મેવા તરીકે ખાય છે. એનાં ફ્લ ખાધાથી લુની અસર ઓછી લાગે છે. કાચાં ફ્લ ચીકણાં પણ ફરસાં લાગે છે તેથી છોકરાં બહુ ખાય છે. ગંગેટીની છાલની ભૂકી દૂધ અને સાકર સાથે પૌષ્ટિક તરીકે અપાય છે. તેની અંતરછાલમાંથી રેસા નીકળે છે. તે ઘણુંકરી ભૂરા રાતા રંગના ને બટકણા હોય છે. તે સાધારણ દોરી બનાવવાનાં કામમાં આવે છે. ગંગેટીનું લાકડું પીળાસલેતું ધોળું હોય છે. તેની હાથમાં રાખવાની લાકડી બનાવે છે. છપ્પનિયા દુકાળમાં ગંગેટીનાં ઝાડવાં ઢોરોને ખવડાવવામાં આવતાં હતાં

"ગંગેટીનાં ફ્લ ટાઢાં છે, ઝાડાને કબજ કરે છે, કફ, વા, ગુંબડાં બળતરા તથા તાવને મટાડે છે."

( વૈદ્ય–રૂગનાથજી

**૭–સ્થાનક**–પોરબંદરની આસપાસ રાજવાડી, ત્રિવડા, ભોજેશ્વર, નવાબાગ, દરીયામહેલ વગેરે જગ્યાઓના ખડામાં તેમ જ રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં,કંટાળા ને છતરા બાવળનાં જાળાંઓમાં અને બરડા ડુંગરમાં ગંગેટીનાં ઝાડવાં છૂટાં છવાયાં ઘણાં ઉગે છે.

એ નીલગીરિ, દક્ષિણ પશ્ચિમ ભાગ, કોકણ, પંજાબ અને સિંધમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–ગંગેટીને સંસ્કૃતમાં–**नागबला** લખેલ છે. આ **नागबला** એ **ચારબલા**માંની ચોથી **બલા** છે. એ ચારે બલાના ગુણ એક સરખા માનેલા છે. જુવો નંબર ૪૧.

જુનાગઢ તરફ ગંગેટીને **બાજોઠીયું** પણ કહે છે. કારણ કે એનું ફલ ૨ થી ૪ ડળીઆવાળું હોય છે, તેથી એના ચાર વિભાગ બાજોઠના ચાર પાયાની માફક બહાર નીકળતા દેખાય છે. તેનો બાજોઠ સાથે મુકાબલો કરી એને **બાજોઠીયું** કહેતા હશે. અને સંસ્કૃતમાં પણ એને **चतुःफला** લખેલ છે તેનું પણ એજ કારણ જણાય છે.

ગંગેટીનાં ફલને ઘણાં લોકો **શીકારીમેવો** કહે છે. કેમકે ગંગેટી ઘણુંકરી ગીચ જંગલોમાં હોતી નથી, પણ ઉજડ જગાઓમાં હોય છે. તેથી શીકારે ગયેલા લોકોને ગંગેટાં મેવાનો અર્થ સારે છે. ગંગેટાંનો સ્વાદ ખટમધુરો છે. તેથી તે પાણીની તૃષા મટાડે છે. ગંગેટાં મોઢામાં રાખી થોડો થોડો રસ ઉતારવાથી મોઢામાં અમી આવ્યા કરે છે. બપોરની વખતે જંગલમાં લાંબો વખત ફરવાનું હોય અને પાણી નજીકમાં ન હોય તો ગંગેટીનાં પાન અગર ફલ મોઢામાં રાખવાથી ઘણો વખત પાણીની તૃષા લાગતી નથી. गुलसकरी નં૰ ૪૦ જુવો.

---

## વર્ગ ( ટિલિયેસી ).

### નંબર ૭૬.

**૧–શાસ્ત્રીયનામ**–G. salvifolia ?

દૃષ્ટાન્ત–H. I. p. 386; Watt. IV. p. 182.

**૨–દેશીનામ**–સીસોટી ( પો૰+ગુ૰ ); पांढ्री (મ૰) सें (કચ્છી).

**૩–વર્ણન**–સીસોટીનાં ઝાંડવાં બરડા ડુંગરમાં ૫ થી ૬ અથવા ૮ થી ૧૨ ફીટ ઉંચાં થાય છે. તેની શાખાઓ આડી પસરાતી પણ સીધી હોય છે. તેમાં નાહાની નાહાની ઘણી શાખાઓ એશાખી હોય છે. આથી એ ઝાડવાનું મથાળું બહુધા સપાટ દેખાય છે. પાન લાંબાં, ફૂલ પીળાં, અને ફલ પ્રથમ પીળાં ને પાછળથી કાળાં થાય છે.

ચોમાસે જ્યારે આ ઝાડવું પાન અને ફૂલથી ભરાયલું હોય છે, ત્યારે એ ઘણું જોવા લાયક થઈ રહે છે. ફૂલ વૈશાક જેઠમાં અથવા ભર વરસાદે આવે છે. અને ફલ ચોમાસાં આખરે પાકે છે.

**મૂળ**–ઝાડ અને જમીનના પ્રમાણમાં જાડું અને લાંબું હોય છે. એમાંથી લાંબા ફાંટાઓ નીકળેલા હોય છે. ને તે ફાંટાઓમાંહેથી બારીક રેસા જેવા ઝીણા ફાંટાઓ પણ નીકળેલા હોય છે. મૂળની ઉપરની છાલ ખડબચડી, ભુરા કે કાળા રંગની ને અંતરછાલ સફેદ હોય છે. તે મજબૂત રેસાવાળી હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કાળાસલેતા ભૂરા રંગની હોય છે. અને શાખાઓ પણ ઘણુંકરી તેવી જ હોય છે. કોમળ શાખાઓપર ધોળા કે તપખીરીઆ રંગના વાળની રૂંવાટી આવેલી હોય છે. ડાંડી અને શાખાઓપરની છાલ ખડબચડી હોય છે. તે સુકાય છે ત્યારે કાળી થઈ જાય છે. તેની અંતરછાલ ધોળા, પીળા કે ભસ્મી રંગની હોય છે. તે ઉચેડતાં ઉત્તરોત્તર એક બીજી ઉપર પડ આવેલાં હોય એમ પટીની પેઠે ઉચડે છે. અર્થાત્ એ છાલમાં ઝાઝાં પડ હોય છે. તે મજબૂત રેસાવાળી ને સુંવાળી હોય છે. લાકડું મજબૂત, ભારી અને ધોળું કે પીળાસલેતા રંગનું હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૩ કે ૫ ઈંચ લાંબાં ને ૧ થી ૨½ ઈંચ પોહોળાં હોય છે. તેની કોર કાંગરીદાર અને ટેરવાં અણીયાળાં કે બુઠ્ઠાં હોય છે. ડીટડી પાસે પાનની કોર બહુધા વિષમ હોય છે. પાનની ડીટડી અને નીચેની સપાટીપર ધોળા વાળની રૂંવાટી ચોટકુક બેઠેલી હોય છે. અને ડીટડીને મથાળેથી ત્રણ ઉભી નસો પાનમાં ગયેલી હોય છે. તે પાનની નીચેની સપાટીપર સ્પષ્ટ રીતે બહાર નીકળતી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો ધોળો હોય છે. પાન સુકાય છે ત્યારે ઉપર કાળાં થઈ જાય છે. તેની બન્ને સપાટી ખરસટ હોય છે. પણ ઉપરની સપાટી નીચેની કરતાં વધારે ખરસટ હોય છે.

પાનની ડીટડીના થડમાં સૂક્ષ્મ ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે. તે દરેક સળીપર ત્રણ ફૂલો આવે છે. ફૂલની ડીટડી સળીથી પાતળી હોય છે. સળી અને ફૂલની ડીટડીપર ભૂરી ભુરકી હોય છે. ફૂલ અત્યન્ત સુંદર સુવર્ણ અર્થાત્ સોનાંના રંગ જેવાં પીળાં હોય છે. તેનો વ્યાસ ¾ થી ⅞ ઈંચ જેટલો અને તેની વાસ પારસપીપળાનાં ફૂલની વાસને મળતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ હોય છે. તે વિભક્ત અર્થાત્ એક બીજાંથી છૂટાં હોય છે. તે નીચેની સપાટીએ ભૂરાસલેતા લીલા રંગનાં, ને ઉપરનીએ પીળા રંગનાં હોય છે. તે પાંખડીઓથી લાંબાં અને આંતરે આવેલાં હોય છે. એ દરેક પત્રપર નીચેની સપાટીએ ભૂરી ભુરકી અને ત્રણ ઉભી નસો આવેલી હોય છે, જેમાંની વચલી નસ વિશેષ

સ્પષ્ટ દેખાતી હોય છે. પત્રનાં ટેરવાંની કોર થોડી અંદર વળી ત્યાં સૂક્ષ્મ પોલ થયેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે. તે વિભક્ત અર્થાત્ એક બીજાંથી છૂટી હોય છે. તેનાં ટેરવાં અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાંખડી તળિયે જાડી હોય છે. તે લીલા અને સફેદ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે.

**પુંકેસરો**–ઝાઝાં હોય છે. તેનાં તંતુઓ લીસા ને ચળકતા હોય છે. તંતુ, પરાગકોષ, અને રજ એ બધાં પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો, બે વિભાગવાળો અને સફેદ વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા પીળી, પુંકેસરતંતુથી જાડી ને જરા લાંબી હોય છે. તેને મથાળે લીલાસલેતા પીળા રંગનું પાંચ છેડાવાળું મુખ હોય છે.

**ફલ**–પ્રથમ લીલાં, પાકે ત્યારે પીળાં ને સુકાય ત્યારે કાળાં થઈ જાય છે. તે બે વિભાગવાળાં હોય છે. તેપર ભૂરી ભુરકી અથવા *તારાકૃતિના સુંદર વાળ હોય છે. તે વાળ પાછળથી ખરી જાય છે. સુકાં કાળાં ફલમાં સૂક્ષ્મ બાનક દેખાય છે. ફલ ૨ થી ૩ લાઈન લાંબાં ને ૨ પોહોળાં હોય છે. તે ઘણાં કઠ્ઠણ હોય છે. ફલની ઉપરની છાલ કાઢી નાખતાં અંદરથી બોરના ઠળીઆ જેવા એક કે બે ઠળીઆ નીકળે છે. તેને તોડતાં તેમાંથી એક કે બે બીજ નીકળે છે. ઠળીઆમાં ૧ થી ૨ ખંડ હોય છે. ફલની છાલ અને ઠળીઆવચ્ચે રેસા હોય છે. ફલનો સ્વાદ ખટમધુરો ચીકણો ને તૂરો હોય છે.

**બીજ**–ભૂરા રંગનું, ૧ લાઇન લાંબું, ને $\frac{1}{2}$ લાઇન પોહોળું હોય છે. તેને એક છેડે અણી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ગ્રાહી, શોથઘ્ન અને વિષહર.

**૬–ઉપયોગ**–સીસોટીનું મૂળ પાણીમાં ઘસીને સર્પ અને બીજાં ઝેરી જનાવરોના દંસ ઉપર ચોપડાય છે. તેમ તે સુંઠની સાથે ઘસીને રસવિકારના સોજા ઉપર પણ ચોપડવામાં આવે છે. સીસોટીનાં ફલને **સીસોટાં** કહે છે. તે ગંગેટાંની પેઠે લોકો ખાય છે. બાકીનો ઉપયોગ ગંગેટી જેવો છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં ઝરણોને કાંઠે સીસોટી ઉગે છે. તો પણ આદિત્સાણાં જંગલમાંની મીયાંઝરને કાંઠે અને દીપડઝરના ધોકમાં, તેમજ તારણીયા જંગલ પાસે નેતર અને બીલેશ્વરીના સંગમ પાસે, અંધારીઝરને કાંઠે, તેમજ કાળા, બધાડી અને ગેલનસર ડુંગરની ખીણો અને પડધારાપર વિશેષ કરી સીસોટીનાં ઝાડવાં ઉગેલાં જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના વાયવ્ય અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આ ઝાડવાનું લાકડું **સીસમ** જેવું લીસું થાય છે, માટે એને **સીસોટી** કહેતા હશે.

બરડો ડુંગર સીસોટીની લાકડી માટે પ્રસિદ્ધ છે. બરડા ડુંગરમાંથી કાઠીયાવાડ અને ગુજરાતના ઘણાખરા ભાગોમાં સીસોટીની લાકડીઓ જાય છે. એટલુંજ નહિ પણ યુરોપીયન લોકો પણ સીસોટીની લાકડી ઘણી પસંદ કરી તે વિલાયત મોકલે છે. સીસોટીનાં લાકડાંને પાલીસ કે ઓપ કરવાથી તે હાથી દાંત જેવું લીસું ને ચળકતું થાય છે. તે માટે તેની પસંદગી છે.

સીસોટીની લાકડી એવી તો સુંદર અને ઓપવાળી થાય છે. કે તેને માટે મુંબઇ પ્રદર્શન (સને ૧૯૦૪)માં પોરબંદર *સ્વસ્થાનને એક ફર્સ્ટક્લાસ સર્ટિફિકેટ મળેલી છે.

સીસોટીનાં ઝાડવાં કરતાં ગંગેટીનાં ઝાડવાં આ સ્વસ્થાનમાં વધારે ઉગે છે, અને અજાણ્યા લોકોને સીસોટીની લાકડીને બદલે ગંગેટીની લાકડી આપી કેટલાક લોકો છેતરે છે. ગંગેટીની લાકડીની કીમત ૧ આનાથી ૪ આના સુધી થાય છે. જ્યારે સીસોટીની લાકડી ૦ાા થી ૧ રૂપીએ કે તેથી વધીને તે ૫ થી ૧૦ રૂપીએ વેચાય છે.

સીસોટીની લાકડીને કચ્છમાં સેંની, અને મરાઠીમાં પાન્ઢ્રીની લાકડી કહે છે. અને માને છે કે એની લાકડી જ્યાં હોય ત્યાં સર્પ આવી શકતો નથી.

---

## વર્ગ (ટિલિયેસી)

### નંબર ૭૭.

**૧–શાસ્ત્રીયનામ**–G. tiliæfolia.

દૃષ્ટાન્ત–H. I. p. 386; N. p. 37; Watt IV. p. 183.

---

* છપ્પનિયા દુકાળમાં જ્યારે આ સ્વસ્થાનનાં તમામ રક્ષિત જંગલો ખુલ્લાં મુકી દેવામાં આવ્યાં હતાં, ત્યારે બીજાં ઝાડોની સાથે સીસોટીનાં ઝાડવાંઓનો પણ ઘણો નાશ થઇ ગએલો છે. માટે હવે એ ઝાડોનો જેમ બને તેમ બચાવ અને વધારો કરવો જોઇએ. કારણ કે સીસોટીની લાકડી તે બરડા ડુંગરની એક વખણાયલી **તાજી**ચીજ ગણાય છે.

સીસોટીનાં ઝાડવાંઓનો વિશેષ નાશ થવાનું કારણ વળી એક એ પણ છે કે સીસોટીની લાકડીને મથાળે ગોળ દડો; અગર વાંકી મૂઠ રાખવાનું લોકો પસંદ કરે છે. અને તેને માટે સીસોટીની લાકડી કાપવામાં તેની પાતળી શાખાઓની સાથે જાડી શાખાઓ પણ મૂઠ કરવા માટે ભેગી કાપવામાં આવે છે. અગર જે ઝાડવામાં શાખા પાતળી હોય તો ઘણી વાર તેની ડાંડી મૂળ સોતી જમીનમાંથી કાઢી લેવામાં આવે છે. પણ આ બન્ને રીતથી સીસોટીની લાકડી કાપવામાં તેનાં ઝાડવાંનો ઘણો નાશ થાય છે. માટે એની લાકડી કાપતાં એની ઘણી જાડી શાખા ન કાપવી, તેમજ એનાં ઝાડવાંને મૂળમાંથી કાઢી લેવું ન જોઇએ.

૨–દેશીનામ–ધામણ, ધ્રામણ (પો.) दामन, करकरनी (म०); धामनी (हिं०); धनुर्वृक्ष, धन्वन (सं०).

૩–વર્ણન–ખરડા ડુંગરમાં ધ્રામણનાં ઝાડો ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. તેમાં સીધી તરસા જેવી શાખાઓ નીકળેલી હોય છે. પણ તે બહુધા ટુંકી હોય છે. પાન લાંબાં ને પોહોળાં હોય છે. ફૂલ પીળા રંગનાં ચૈત્ર, વૈશાકે આવે છે, તેનાપર મધમાખો અને ભમરાઓ ગુંજારવ કરતાં જોવામાં આવે છે. ફ્લ ચોમાસું ઉતરતાં પાકે છે.

મૂળ–ઘણું મજબૂત અને ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક જાડા ફાંટા નીકળી મુખ્ય મૂળ કરતાં પણ વખતે લાંબા ગયેલા હોય છે. મૂળની છાલ ઘણી મજબૂત અને ચીવટ રેસાવાળી હોય છે. લાકડું ઘણું કઠ્ઠણ હોય છે.

ડાંડી અને શાખાઓ–ડાંડી ૪ થી ૬ ઇંચ જાડી હોય છે. તે સીધી ને ભૂરાસલેતા ધોળા રંગની હોય છે. તેનાપર ભસ્મી વર્ણાં છાપાં વખતે આવેલાં હોય છે. કોમળ શાખાઓ લીલાસલેતા ભૂરા રંગની હોય છે. ને તેનાપર લીલાસલેતા ભૂરા કે તપખીરીઆ રંગના ચળકતા ગીચોગીચ વાળની રૂંવાટી હોય છે. ડાંડી અને શાખાઓની છાલ જાડી, ચીકણી અને ઘણી મજબૂત રેસાવાળી હોય છે.

પાન–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૫ ઇંચ લાંબાં અને ૧½થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની ફીકા ધોળા રંગની હોય છે. ને તેપર વખતે ગીચોગીચ વાળની રૂંવાટી આવેલી હોય છે. ને ઉપરની સપાટીપર છુટક છુટક તારાકૃતિના સૂક્ષ્મ વાળ આવેલા હોય છે. તેની ડીટડી ½થી ૧ ઇંચ લાંબી અને વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. પાનની નીચેની સપાટીએ સ્પષ્ટ દેખાતી ૩–૫ થી ૭ નસો હોય છે. એ મુખ્ય નસોમાંની બીજી ઝીણી નસો સામસામી ઘણુંકરી એક બીજી નસો સાથે જોડાયલી હોય છે. પાનની કોરપર કરવત જેવા દાંતા હોય છે. ને ડીટડી પાસે તેની કોર વિષમ હોય છે, ને તે જગોએ કોરપર દાંતા હોતા નથી. પાનનાં ટેરવાં સાંકડાં થતાં, ને છેવટ દાંતાની અણી આવેલી હોય છે. પાનને ચોળતાં તે ચીકણાં લાગે છે, તેનો સ્વાદ ચીકણો ને તૂરો હોય છે.

પાનની ડીટડીના થડમાં બે પોહોળાં, જરા વાંકલેતાં અણીયાળાં ઉપપાન હોય છે.

ફૂલ–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળે છે. તે કોઈવાર ૨ થી ૩ અથવા તેથી વધારે એકજ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ½ ઇંચથી ૧ ઇંચ લાંબી હોય છે. તેનાપર ગીચ વાળની રૂંવાટી આવેલી હોય છે. અને તેપર ઝીણી નસો દેખાતી હોય છે. દરેક આવી સળીને મથાળે ૩ કે વધારે પુષ્પપત્રો આવેલાં હોય છે. અને તેની વચ્ચેથી બહુધા ૩ ફૂલો નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં ટુંકી અને પાતળી હોય છે. ફૂલની કળીપર પણ બહારથી ઉભી નસો દેખાય છે. ફૂલ ખુલ્લા પીળા રંગનાં હોય છે. તેમાંથી સહેજ મધુરી વાસ નીકળે છે.

પુષ્પબાહ્યકોષ–પાંચ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રોને બહારની બાજુ ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે તે અંદરની બાજુ લીસાં ને પીળાં હોય છે. તે સાંકડાં અને ¼ થી ½ ઇંચ લાંબાં હોય છે. તેને છેડે સૂક્ષ્મ અણી હોય છે. એની કોર સહેજ અંદર વળેલી હોય છે.

પુષ્પાભ્યન્તરકોષ–પાંચ પાંખડીનો બનેલો હોય છે. તેની પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં ટુંકી હોય છે. તેનાં ટેરવાં કોઈ પાંખડીમાં જરા ખંડિત થયેલાં હોય છે.

પુંકેસરો–ઝાઝાં અને પીળા રંગનાં હોય છે.

સ્ત્રીકેસર–૧ હોય છે. તેનો ગર્ભાશય વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા જરા જાડી ને પુંકેસરો જેટલી લાંબી હોય છે. તે એક બાજુ જરા વાંકવળતી હોય છે. તેને મથાળે ચપટું, ગોળાકાર, લીલાસલેતા રંગનું મુખ આવેલું હોય છે.

ફૂલ–પ્રથમ લીલા રંગનાં ને પાકે છે ત્યારે કાળાસલેતા રંગનાં થઈ જાય છે. તે ગોળાઈ લેતાં, મરીના દાણાથી મ્હોટાં, અખંડ અથવા બે વિભાગવાળાં હોય છે. ફ્લ સુકાયા પછી તેમાંના ઠળીઆ ઘણા સખ્ત થઈ જાય છે. તેને તોડતાં તેમાં નાહના ખંડો દેખાય છે.

બીજ–સૂક્ષ્મ રતાસલેતા ભૂરા રંગનાં હોય છે.

૪–ઉપયોગી અંગ–સર્વાંગ,

૫–ગુણદોષ–ઉપલેપક, ગ્રાહી, શોથઘ્ન ને પૌષ્ટિક.

૬–ઉપયોગ–ધ્રામણની છાલ પાણીમાં ચોળી તેનો ચીકણો રસ બાજરાના લોટમાં નાંખી તે સંગ્રહણીપર અપાય છે. ધ્રામણની છાલને વાટીને બળતરા થતી હોય એવા સોજાપર બાંધે છે. ધ્રામણની છાલમાંથી રેસા નીકળે છે, તે ઘણા મજબૂત, નરમ, લાંબા અને ભૂરા રંગના હોય છે. તેમાંથી દોરી અને ખાટલાનું વણ બનાવે છે. કબાડી લોકો એની અંતરછાલ લાકડાંના ભારા બાંધવામાં દોરીની જગાએ વાપરે છે. એના રેસામાં તાંતણા ઘણા હોય છે. તેથી તે કાગળ બનાવવાના કામમાં ભાગ્યે જ આવી શકે છે. પરંતુ તેની દોરી ઘણી મજબૂત ને નરમ બને છે. ધ્રામણનાં લાકડાંની ભૂકી અફીણના ઝેરપર ઉલટી કરાવવા વાપરે છે. ધ્રામણનું લાકડું મજબૂત, ભારી ને સફેદ હોય છે, તેના કોદાળી વિગેરેના હાથા બનાવે છે. રબારી લોકો પોતાના કુબા બનાવવા માટે ધ્રામણનાં લાકડાં વળી ને થાંભલાની જગોએ વાપરે છે. ધ્રામણનાં લાકડાંમાંથી ખાટલાની

ઈસી ને ઉપરાં બનાવવામાં આવે છે. તેમજ રૂ પીલવાનાં **લાઠીયાં** પણ તેનાં લાકડાંમાંથી કરવામાં આવે છે. ધ્રામણનાં પાનપર તેલ લગાડી તે પાનને જરા ગરમ કરી સંધીવાપર મુકે છે. ધ્રામણનાં ફૂલ અને કાચાં ફલ સાકરની સાથે પરમાવાળાને ખવરાવે છે. તેનાં પાકાં ફલનો સ્વાદ ખટમધુરો હોય છે, તે છોકરાં મેવા તરીકે ખાય છે. ધ્રામણનું લાકડું, છાલ અને પાન વગેરે ભેંસોને ખવરાવવામાં આવે છે, તેથી ભેંસોમાં દૂધ વધે છે, એમ કહે છે. છપ્પનિયા દુકાળમાં ધ્રામણની શાખાઓ અને પાન ભેંસો વિગેરે ઢોરોને પુષ્કળ ખવરાવવામાં આવતાં હતાં.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં ધ્રામણનાં ઝાડો બીલેશ્વરી, કીલેશ્વરી, ચામુંદ્રા, કૃષ્ણા, નેતર અને તોરણીઓ એ નદી અને ઝરણોને કાંઠે વિશેષ ઉગે છે. તેમજ ગેલનસર, હડીયા, માલક, કાળા અને બધાડી ડુંગરપરના પડધારાપર અને રાણાવાવ તથા નળીયાધાર જંગલમાં ભાણવાવ અને ધ્રબકીયા વોકળા કાંઠે, અને મ્હોટી છેલમાં ધ્રામણનાં ઝાડો છુટાં છવાયાં ઘણાં ઉગેલાં જોવામાં આવે છે.

એ પશ્ચિમ હિંદુસ્થાનનાં ગરમ ને સુકાં જંગલોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–સ્વર્ગવાસી ગુરુવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું માનવું એમ હતું કે–ધ્રામણનું જુનું નામ **ધનુર્વૃક્ષ** છે. તેનું કારણ એ છે કે, એની છાલના રેસામાંથી અસલના લોકો ધનુષની દોરી બનાવતા હતા. ધ્રામણ, ધ્રામણી વગેરે દેશી નામો **ધનુર્વૃક્ષ** ઉપરથી નીકળ્યાં હશે.

---

## વર્ગ–( ટિલિયેસી ).

### નંબર. ૭૮.

**૧–શાસ્ત્રીયનામ**–G. villosa.

દૃષ્ટાન્ત H. I. p. 388; N. p. 38; Watt. IV. p. 184.

**૨–દેશીનામ**–પાડેખડો, પારેખડો. ( પો૦+ગુ૦ ) લુસકાનાં ઝાડ ( કચ્છી ).

**૩–વર્ણન**–પાડેખડાનાં ઝાડવાં ૪ થી ૮ ફીટ ઉંચાં વધે છે. તેમાં લાંબી તરસા જેવી જુજ શાખાઓ નીકળે છે, અથવા કોઇવાર ઘણી શાખાઓ નીકળી ચોતરફ ફેલાય છે. તેની તરસા જેવી શાખાઓ કોઇવાર કંટાળા કે બાવળનાં ઝાડની ઓથે દશ, બાર ફીટ સુધી પણ વધી ગયેલી જોવામાં આવે છે. પાન ગોળાઇ લેતાં, ઉપરની સપાટીએ કરચલીવાળાં, એક સરખા આકારનાં સુંદર સુધારેલાં હોય છે. ફૂલ જેઠ આશાઢે રતાસલેતી ટપકીવાળાં પીળા રંગનાં આવે છે, અને ફલ લુગડાં કે દોરાનાં બટન જેવાં થાય છે. તે ચોમાસાં આખરે ને શિયાળાની શરૂવાતે પાકે છે.

એનાં ઝાડવાંપર બહુધા લાંબા સુંવાળા વાળની રૂંછાળ આવેલી હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ ½ થી ૧ કે ૧½ ફુટ જેટલું જમીનમાં ઉતરેલું હોય છે. તેમાંથી બીજા થોડાક જાડા અને ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે ઘણા લાંબા ગયેલા હોય છે. મૂળ પેનસીલથી આંગળી કે વખતે હાથનાં કાંડાં જેવું જાડું હોય છે. તેની છાલ બહારથી ભૂરા રંગની ફોતરીવાળી હોય છે. તે ફોતરી અંદરથી પીળા રંગની હોય છે. અંતરછાલ ધોળા રંગની, જરા જાડી, ઘણી ચીકણી ને મજબૂત રેસાવાળી હોય છે. મૂળનું લાકડું ધોળું ને કઠ્ઠણ હોય છે. તેને જખમી કરતાં તેના જખમવાળો ભાગ થોડીવારમાં રાતો થઇ જાય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી બહુધા મૂળ જેવી જાડી અને ભૂરા રંગની હોય છે. શાખાઓ પેનસીલથી ટચલી આંગળી જેવી જાડી અને રતાસલેતા ભૂરા રંગની હોય છે. તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. તે ઉપર જતાં ચપટી થયેલી હોય છે. કોમળ શાખાઓ ધોળાસલેતા લીલા રંગની હોય છે. તેપર લાંબા નરમ વાળની રૂંછાળ આવેલી હોય છે. ડાંડી કે શાખાના ગોળ ભાગનો આડો કાપ કરી જોવાથી છાલનો બહારનો ચક્ર ભુરા રંગનો, અંદરનો લીલો, લાકડાંનો ધોળો અને લાકડાં વચ્ચેના ગાભાનો ચક્ર લીલો દેખાય છે. તે બૃહદ્દર્શક કાચથી જોતાં લાકડાંનો ચક્ર ઘણાંક બારીક છિદ્રોવાળો અને ગાભાનો મોટાં છિદ્રોવાળો દેખાય છે. ડાંડી અને શાખા ઉપરની છાલ ઘણી મજબૂત રેસાવાળી, ચીકણી ને ચીવટ હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને તૂરો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ કે વખતે ૪ થી ૬ ઇંચ પોહોળાં ને લાંબાં હોય છે. પાનની કોરપર સુંદર કાંગરી હોય છે. ને દરેક કાંગરીની ટોચપર બે કે વધારે લાંબા વાળ આવેલા હોય છે. પાનનો આકાર ગોળાઇલેતો હોય છે. તેનાં ટેરવાં અણીવાળાં અથવા ગોળાઇલેતાં હોય છે. અને તેની કોર ડીટડી પાસે વિભાગિત અને **વિષમ** (oblique) હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો ધોળો હોય છે. તેની બન્ને સપાટી ખરસટ હોય છે. તોપણ ઉપરની વધારે ખરસટ હોય છે. પાનની મુખ્ય પાંચ નસો નીચેની સપાટીએ બહાર નીકળતી અને ઉપરનીએ અંદર બેસતી હોય છે. એ નસોપર નીચેની સપાટીએ લાંબા વાળની રૂંછાળ હોય છે. એ મુખ્ય નસોના વચલા ગાળાઓમાંની ઝીણી નસો સાદી અને આડી હોય છે, તે એક મુખ્ય નસમાંથી નીકળી બીજીને મળે છે. આ નસોના ગાળાઓની સપાટીપર સૂક્ષ્મ ઝીણા વાળનું અસ્તર હોય છે. પાનઉપરની સપાટીપર ઝીણી નસોના ગાળાઓની સપાટીપર સૂક્ષ્મ ઉપડી આવેલી

ચુની જેવી હાર હોય છે. અને તે દરેક ચુનીના દાણાપર ધોળા બે કે વધારે વાળ આવેલા હોય છે. પાનની ડીટડી ૧ થી ૧½ ઇંચ લાંબી ને લાંબી રૂંછાળથી ભરાયલી હોય છે. પાનને ચોળવાથી મુળાનાં પાનને મળતી વાસ નીકળે છે. અને સ્વાદ તૂરો ને ખરસટ લાગે છે.

પાનની ડીટડીના થડમાં પોહોળાં ઉપપાન હોય છે. તે તુરત ખરી જાય છે.

**ફૂલ**–ની ગુચ્છી ધારણ કરનારી સળી ૧ થી ૨ લાઇન લાંબી હોય છે. તે બે પાનના ગાળાની વચ્ચેથી અથવા પાનની સામી બાજુથી નીકળેલી હોય છે. તેનાપર લાંબા ધોળા વાળની રૂંછાળ અને તપખીરીઆ રંગની ભુરકી હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં પાતળી અને ઘણું-કરી તેટલીજ લાંબી હોય છે. અને તેનાપર તેવાજ વાળની રૂંછાળ આવેલી હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચનો હોય છે. ફૂલની વાસ જરા મધુરી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ હોય છે. તે હેઠળની બાજુ ભૂરા કે ફીકા રંગના વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે. ને ઉપરની બાજુ તે રતાસલેતા પીળા રંગનાં હોય છે. તે લંબગોળ ને તેનાં ટેરવાં સાંકડાં અણીદાર હોય છે. તે ૩ થી ૪ લાઇન લાંબાં અને ૧ લાઇન પોહોળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી ઘણી ટુંકી ને તેથી આંતરે આવેલી હોય છે. તે પીળા રંગની ને તેમાં રાતાં છાંટણાં હોય છે. તે મથાળે બે વિભાગવાળી હોય છે.

**પુંકેસરો**–ઝાઝાં હોય છે, તે પીળા રંગનાં હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી ટુકાં ને પાંખડીથી લાંબાં હોય છે. તેના તંતુ ઝીણા ને ઉભા હોય છે. પરાગકોષ સૂક્ષ્મ અને તંતુપર વચ્ચે ધરાયલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય સફેદ, ચળકતા, લાંબા વાળની રૂંછાળથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા એક બાજુ જરા વાંકવળતી અને ફીકાસલેતા લીલા પીળા રંગની હોય છે. તે પુંકેસરતંતુથી જાડી હોય છે. અને તેને મથાળે લાલ રંગનું મુખ આવેલું હોય છે.

**ફલ**–પ્રથમ લીલા રંગનાં ને તેપર લાંબા વાળની રૂંછાળ હોય છે. પણ પાકે છે ત્યારે તે રાતા રંગનાં થઇ જાય છે. ને તે વખતે એપરથી લાંબી રૂંછાળ ખરવા માંડે છે. અને ફલની છાલપર એ વાળ નીચેની અણી જેવી ઉભી પડથી રહી જાય છે. તેથી આ વખતે ફલપર આંગળી ફેરવતાં તેની સપાટી ખરસટ લાગે છે. ફલનો આકાર ગોળાઇલેતો ને ઉપરથી જરા ચપટો હોય છે. તેનો વ્યાસ ½ ઇંચનો હોય છે. ફલની ઉપરની છાલ જરાક દાબતાં તે બટકીને ફાટી જાય છે. તેની અંદર કેસરીયા રંગનો ગળ હોય છે. તે ગળની અંદર ચાર ઠળીઆ અને તે વચ્ચે લાંબા રેસા હોય છે. એ રેસા અને ગળ કાઢી નાખતાં એમાંના ચારે ઠળીઆ છૂટા પડે છે. એ દરેક ઠળીઓ ½ ઇંચ લાંબો અને ૧½ લાઇન પોહોળો હોય છે. તે ઘણો કઠ્ણ ને પીળા રંગનો હોય છે. તે એક તરફથી સહેજ વાંક-વળતો હોય છે. એની સપાટી ગોબાયલી હોય છે. એની વચ્ચોવચ એક ઉભી નીક હોય છે, જે પણ એવી જ રીતે ગોબાઇને ખંડિત થયેલી હોય છે. ફલમાંના ગળની વાસ અને સ્વાદ ખટમધુરાં હોય છે.

**બીજ**–ઠળીઆને ભાંગતાં તેમાંથી ૧ કે ૨ બીજ નીકળે છે. તે જરા કઠ્ણ હોય છે. તે ફીકા ધોળા રંગનાં, ૧½ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. તે બન્ને પાસે સહેજ ચપટાં હોય છે. તેને એક છેડે અણી ને બીજે કાળાસલેતો ભૂરો ચાંડલો હોય છે. એ ચાંડલાથી તે અણી સુધી તેની પાતળી કોરે એક ભૂરા રંગની લહેરીયાં પડતી ધાર હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલનો લુવાબ અને કાઢો ઝાડા ને સંગ્રહણી ઉપર આપવામાં આવે છે, ને પીપરની સાથે ઉધરસ અને છાતીનાં દરદોપર પણ વપરાય છે. તેની તાજી છાલને પાણીમાં ચોળી તેનો રસ સાકરની સાથે પરમા અને પેશાબની ગરમીવાળાને પવાય છે. એની ડાંડી અને છાલમાંથી રેસા નીકળે છે, જે ભૂરાસ-લેતા ધોળા, ટુંકા પણ મજબુત હોય છે, તે દોરી બનાવવાનાં કામમાં આવે છે. તેનાં પાન ને કોમળ શાખાઓ ઢોર બહુ ખાય છે. એનાં ખટમધુરાં ફલને આ સ્વસ્થાનનાં લોકો **પાડેખડાં** કહે છે, તે મેવા તરીકે ગરીબ લોકો બહુ ખાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, કંટાળા ને છતરા બાવળનાં જાળાંઓમાં, અને કાદી-વાળી જમીનપર પાડેખડાનાં ઝાડવાં ઉગતાં જોવામાં આવે છે. એ દક્ષિણ અને પશ્ચિમ હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–પાડેખડાનાં ફલને કચ્છમાં **લુ-સકાં** કહે છે. તે ભુજ તરફ બહુ થાય છે. ને ત્યાંથી માંડવી ને મુંદ્રા તરફ એક મેવા તરીકે જાય છે. એટલુંજ નહિ પણ, કોઇ કોઇ વાર તે મુંબઇ સૂધી પણ એક નવાઇ ને મેવા તરીકે કચ્છી ગૃહસ્થો લાવે છે. એ **લુસકાં** કે **પાડેખડાં**નાં ઝાડવાં ઘણુંકરી વેરાન જગ્યા કે જ્યાં બીજી વનસ્પતિ થોડી ઉગે છે તેમજ નજીકમાં પાણી હોતું નથી તેવી જગોએ વિશેષ કરી ઉગે છે. પણ એનાં ફલમાં એવો ગુણ રહેલો છે કે, તે ખાવાથી તડકાની અગર લુની અસર જણાતી નથી. અને એનાં ફલ ખાઇને ઠળીઆ મોઢામાં કેટલીકવાર રાખી મુકવાથી મોઢામાં અમી આવ્યા કરે છે. અને પાણીની તરસ સમાય છે. એથી એમ જણાય છે કે, વેરાન જગોમાં મુસાફરી

કરતા લોકોને પાણીની તરસ ને લુથી બચાવવા આ વનસ્પતિ પરમ કૃપાલુ ઇશ્વરે તેવી જગોએ નિરમાણ કરેલી હશે.

## વર્ગ-(ટિલિયેસી).

**નંબર. ૭૯.**

**૧-શાસ્ત્રીયનામ**-G. hirsuta.

દૃષ્ટાન્ત-H. I. p. 391; N. p. 38.

**૨-દેશીનામ**-ખડધ્રામણી (પો+ગુ૦).

**૩-વર્ણન**-ખડધ્રામણીનાં ઝાડવાં ૨ થી ૩ ફીટ ઉંચાં થાય છે. પણ ઓથવાળી જગામાં વખતે ૪ થી ૫ ફીટ ઉંચાં પણ જોવામાં આવે છે. એનાં ઝાડવાં બારેમાસ તોપણ ચોમાસે વિશેષ હોય છે. તેની ડાંડી અને શાખાઓ લાંબા તરસાની માફક સીધી નીકળેલી હોય છે. પણ ડાંડી બહુધા ટુંકી રહી શાખા ચોતરફ લંબાઇ જાય છે. અને તેથી આ ઝાડવાં એક ઝુંડ જેવાં દેખાય છે. તેનાં પાન સાંકડાં ને લાંબાં હોય છે. ફૂલ શ્રાવણ ભાદરવે આવે છે. તે પ્રથમ ધોળાં હોય છે, ને પાછળથી પીળાં થઇ જાય છે. ફલ ચોમાસાં પછી પાકે છે.

એની કોમળ શાખાઓ ઉપર ઘણુંકરી તારાકૃતિના વાળ આવેલા હોય છે.

**મૂળ**-એનું મૂળ જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી થોડા બીજા ફાંટા પણ નીકળેલા હોય છે. મૂળની છાલ જાડી, ચીવટ, રેસાવાળી અને ચીકાસલેતા તૂરા સ્વાદવાળી હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી પેનસીલથી તે વખતે અંગુઠા જેવી અને શાખાઓ સુતળીથી સ્લેટપેન જેવી જાડી થાય છે. તેનાપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. જેમાં તારાકૃતિના વાળ પણ હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૪ ઇંચ લાંબાં ને ¾ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. ઓથવાળી જગ્યોમાં જ્યાં એનાં ઝાડવાં જરા મ્હોટાં હોય છે તેમાંનાં પાન ૫ થી ૬ ઇંચ લાંબાં ને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ધોળાસલેતો હોય છે. પાનની ઉપરની સપાટીપર ખરસટ વાળની બાનક હોય છે. અને નીચેનીપર ચોટડુક સુંવાળી રૂંવાટી અને લાંબા વાળ આવેલા હોય છે. પાનની કોરપર બારીક કાંગરી હોય છે. ને ડીટડી પાસે પાનની કોર વિષમ હોય છે. પાનનાં ટેરવાં સાંકડાં ને અણીદાર હોય છે. ડીટડી ૧½ લાઇનથી ૨ કે ૪ લાઇન લાંબી હોય છે. તેને મથાળેથી ૩ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. પાનને ચોળવાથી તેની વાસ ઉગ્ર અને સ્વાદ ખરસટ, તુરો ને ચીકણો લાગે છે. પાનની ડીટડીના થડમાં બે ઝીણાં ઉપપાન હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી ૧ થી ૩ નીકળેલી હોય છે. એ દરેક સળીપર ૩ થી ૪ રેક ફૂલ આવેલાં હોય છે. ફૂલની ડીટડી પુષ્પ ધારણ કરનારી સળી જેવી ઘણુંકરી જાડી હોય છે, પણ તેનાથી ટુંકી હોય છે. અને તેનાપર સળી કરતાં વિશેષ ચળકતા વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલની કળી લંબગોળ, મથાળે બુટ્ટી અને ભૂરાસલેતા ધોળા વાળની રૂંવાટીથી એટલી બધી ભરાયલી હોય છે કે તે રંગે ધોળી દેખાય છે. એ કળીની ઉપર લીલાસલેતી ઉભી નસો દેખાય છે. ફૂલનો વ્યાસ ¾ ઇંચ જેટલો હોય છે. ને તેમાં જરા સુગંધી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-પાંચ પત્રોનો બનેલો હોય છે. તે પત્રો ભલ્લાકૃતિનાં ને વિભક્ત હોય છે. એ પત્રો ફૂલની પાંખડીથી લાંબાં હોય છે. તેની અંદરની બાજુ પીળાસલેતા રંગનું અને બહારની બાજુ ધોળાસલેતી લાંબી રૂંછાળનું અસ્તર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. પાંખડી લંબગોળ અને તેનાં ટેરવાં બુટ્ટાં હોય છે. પાંખડી તળીઆં તરફ સફેદ ચળકતા વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે.

**પુંકેસરો**-ઝાઝાં હોય છે. તેના તંતુ, પરાગકોષ ને પરાગરજ પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય વાળની રૂંવાટીથી ભરાયલો હોય છે. નલિકા પુંકસરો કરતાં જરા લાંબી હોય છે. ને તેને મથાળે ૨ થી ૩ છેડાવાળું મુખ હોય છે.

**ફલ**-ગોળાઇલેતાં તોપણ મથાળે બેઠેલાં હોય છે. તે છીછરા ચાર ખાંચીઆવાળાં હોય છે. તે સુકાય છે ત્યારે રતાસલેતા રંગનાં થઇ જાય છે. તેનાપર પ્રથમ વાળની આછી રૂંવાટી હોય છે. પણ પાછળથી ઘણુંકરી તે ખરી જાય છે. ફલની નીચે ટુંકી પણ જાડી ડીટી હોય છે. ફલ ૩ થી ૪ લાઇન વ્યાસનું હોય છે. ફલમાં ચાર નાહાના ઠળીઆ બબે પોલવાળા હોય છે.

**બીજ**-જાત પ્રમાણે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ગ્રાહી અને ઉપલેપક.

**૬-ઉપયોગ**-ગંગેટી (નંબર ૭૫) જેવો છે.

**૭-સ્થાનક**-બરડા ડુંગર ઉપર અને તેની પાઉમાં ચરીયાણ ઘાસની તળીઓમાં ખડધ્રામણીનાં ઝાડવાં ઉગતાં જોવામાં આવે છે. એ દક્ષિણમાં વિશેષ કરી થાય છે.

**૮-વિશેષ વિવેચન**-ખડધ્રામણીનું ઝાડવું તેની જાતનાં બીજાં ઝાડવાં (Grewias) કરતાં સૌથી નાહાનું છે. અને તે વિશેષ કરી ખડની સાથે ઉગતું જોવામાં આવે છે. માટે અહિના લોકો તેને **ખડધ્રામણી** કહે છે. એનાં ફલને **ધ્રામણાં** કહે છે. તે પાકે છે ત્યારે ગરીબ લોકો મેવા તરીકે ખાય છે.

## વર્ગ-( ટિલિયેસી. )

### નંબર. ૮૦

**૧-શાસ્ત્રીય નામ**-Triumfetta rhomboidea.

દૃષ્ટાન્ત-H. I. p. 395; N. p. 38; Watt. VI. part. IV. p. 202; રૂ. નિ. પા. ૫૮.

**૨-દેશીનામ**—ઝીપટી, જીપટી (પો૦)+(ગુ૦); नीचरडी, झिंजुडी (म०); चिकटी, बिरीयारी, (हिं०); झिञ्झरीटा (सं०).

**૩-વર્ણન**-ઝીપટીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જત્થાબંધ ઉગે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. તે કોઇવાર એકલ ડાંડીએ શાખા વગરના હોય છે. અને કોઇવાર તેમાં થોડી શાખાએ નીકળેલી હોય છે, તે છેટી છેટી ને લાંબી હોય છે. પાન છોડવાને તળીએ બહુધા પોહોળાં ને મ્હોટાં અને મથાળે સાંકડાં ને નાહાનાં હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળા રંગનાં ને ફલ ચણાના દાણાથી કંઇક નાહાનાં હોય છે, તે ઉપર વાંકી અણીવાળા કાંટા (hooked spines) હોય છે. ફૂલ મધ્યાહ્ન પછી ઉઘડે છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ધોળા ભુરા કે તપખીરીઆવાળની રૂંવાટી અને અંદર તારાકૃતિના વાળ પણ છૂટક છૂટક આવેલા હોય છે.

**મૂળ**-૨ થી ૬ ઇંચ લાંબું, અને સુતળીથી સ્લેટ-પેન જેવું જાડું હોય છે. તેનાં મથાળાં પાસેથી વખતે થોડાક બીજા ફાંટાએ નીકળેલા હોય છે. મૂળની છાલ પાતળી, બહારથી ભૂરા અથવા નારંગીયા રંગની ને અંદરથી સફેદ હોય છે. તે ચીકણી ને ચીવટ હોય છે. મૂળનું લાકડું ચળકતું, સફેદ રેસાવાળું ને નરમ હોય છે. તેની વાસ વજને મળતી અને સ્વાદ ચીકણો ને જરા ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાએ**-મૂળ જેવી જાડી હોય છે. તે ચળકતી અને લીલા રંગની અથવા જાંબુડી છાયાલેતી હોય છે. તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. ડાંડીપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. અને કોમળ શાખાઓપર સૂક્ષ્મ વાળની રૂંવાટી તેમજ તારાકૃતિના વાળ આવેલા હોય છે. ડાંડી પોચી હોય છે. તેને તોડતાં તેમાંથી વજ જેવી વાસ નીકળે છે. ડાંડીપરની છાલ ચીકણી ને મજબૂત હોય છે. તેને ડાંડીપરથી ઉચેડતાં તે સળંગ ઉચડી આવે છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૧/૨ ઇંચથી ૨ કે ૪ ઇંચ લાંબાં અને ૧/૪ ઇંચથી ૩ કે ૩ ૧/૨ ઇંચ પોહોળાં હોય છે. તે તરેહવાર આકારનાં હોય છે. ડાંડીપરનાં ઘણુંકરી પોહોળાં અને ૩ ખુણીયાવાળાં અને શાખાએ ઉપરનાં બન્ને છેડે સાંકડાં થતાં અથવા ફક્ત ટેરવે અણીથતાં હોય છે. ઉપરની સપાટી લીલા રંગની અને નીચેની ઘણા ફીકા લીલા રંગની હોય છે. એ બન્ને સપાટીપર વાળની આછી રૂંવાટી તેમજ તારાકૃતિના વાળ આવેલા હોય છે. પાનની ડીંટડી ૧ લાઇનથી ૧ કે ૧ ૧/૨ ઇંચ લાંબી હોય છે. તે વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેને મથાળેથી ૩થી ૫ કે ક્વચિતજ ૭ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. તે તેની બન્ને સપાટીપર બહાર નીકળતી દેખાતી હોય છે, તોપણ તે નીચેની સપાટીએ જરા વધારે બહાર નીકળતી હોય છે. પાનની કોર કાંગરીવાળી હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ઘણો ચીકણો, તુરો અને ગળચટો લાગે છે.

પાનની ડીંટડી પાસે તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં ઉપપાન હોય છે. તેનાપર સફેદ લાંબા વાળની રૂંવાટી હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી અથવા તેને ચાતરીને કે તેની સામેથી નીકળે છે. તે ૧થી ૩ણેક પાસે પાસે હોય છે. તેપર ફૂલોની સૂક્ષ્મ ગુચ્છીએ આવે છે. એ સળીએ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. ડીંટડી સૂક્ષ્મ હોય છે. ફૂલની કળી લંબગોળ, ઉભી અને લવીંગના આકારની હોય છે. ફૂલનો વ્યાસ ૧/૪ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-પાંચ પત્રોનો બનેલો હોય છે. તે પત્રો રતાસલેતા લીલા રંગનાં ને અણીયાળાં હોય છે. તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલની પાંખડી, પું-અને સ્ત્રી-કેસરો પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલાં હોય છે. પત્રો છૂટાં ને ટેરવે સંગીનની ખોળી જેવી ખોળીવાળાં હોય છે. પત્રો અંદરથી લીલાસલેતા પીળા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. તે પાંખડીઓ ટેરવે બુઠ્ઠી, તળિયે સાંકડી, પીળા રંગની અને હેઠળ સફેદ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તે છૂટી, પાતળી અને પુ૦ બા૦ કોષનાં પત્રોથી કંઇક ટુંકી હોય છે.

**પુંકેસરો**-૮ થી ૧૦ કે ૧૫ હોય છે, તે પીળા રંગનાં હોય છે. પરાગકોષ અને રજ ઘેરા પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો ને ખડબચડો, નલિકા પીળા રંગની અને તેનાં મુખના છેડા છૂટા હોય છે.

**ફલ**-પ્રથમ લીલા રંગનાં ને પાકે છે ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે. તે ચણાના દાણા કરતાં કંઇક નાહાનાં હોય છે. તેનો આકાર ગોળ તોપણ જરા લંબાઇલેતો હોય છે. તેનાપર સફેદ વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. ફલ કઠણ હોય છે. ફલપર વાંકી અણીવાળા કાંટા

આવેલા હોય છે. એ કાંટાઓપર આડા, સૂક્ષ્મ, ધોળા, ચળકતા વાળની હાર હોય છે. ફલનો વ્યાસ ૧½ થી ૨ લાઇન જેટલો હોય છે. ફલમાં ત્રણથી ચારેક બીજ હોય છે.

**બીજ**–રતાસલેતા ભુરા રંગનાં હોય છે. તે ૧ લાઇન લાંબાં ને ½ લાઇન પોહોળાં હોય છે. તેની સપાટીપર ધોળી છારી હોય છે. બીજ એક છેડે અણીથતું ને બીજે પોહોળું હોય છે. તેની એક બાજુએ વચમાં બુઠ્ઠી ધાર અને તેનાં બે પાસાં દબાયલાં હોય છે. ને બીજી બાજુ ત્રણ ખડબચડી ઉભી નસો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, ઉપલેપક અને પૈષ્ટિક.

**૬–ઉપયોગ**–ઝીપટીનાં મૂળ અથવા તેના આખા છોડવાને છુંદીને તેનો પાણીમાં રસ કરીને ઢોરને આડું આવ્યું હોય તો રબારી લોકો ઢોરને પાય છે. બીજી દવાઓની સાથે ઝીપટીનું મૂળ ચિરગુણકારી પૈષ્ટિક તરીકે વપરાય છે. એનું મૂળ વાટી સાકર સાથે સંગ્રહણી અને ઝાડા ઉપર આપવામાં આવે છે. એનાં પાનને વાટી તેની લેપડી ગડ કે ગુંબડાં ઉપર મુકાય છે. એનાં પાનને ચાવીને રબારી લોકો તાજા જખમ ઉપર મુકે છે. તેથી જખમ રૂઝાઇ જાય છે. એનાં કોમળ પાનની ભાજી કરે છે. ઢોરનાં સડતાં ભાઠાંપર ઝીપટીનાં પાન વાટીને લગાડે છે. તેમજ તેના સુકા છોડવાની રાખ તેલમાં મેળવી ચાંદાં અને ભાઠાં ઉપર ચોપડે છે. ઝીપટીનાં ફૂલ અને કાચાં ફલ સાકર સાથે પ્રમેહવાળાને પેશાબની બળતરા ઉપર ખવરાવે છે. ઝીપટીની છાલમાંથી ટુંકા રેસા નીકળે છે, તે ઝીણી દોરી બનાવવાના કામમાં આવે છે. ઝીપટીના છોડવા ભેંસ તથા બીજાં ઢોર ખાય છે. તેથી દૂધમાં ફીપ વધે છે, એમ રબારી લોકો કહે છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડ પાસે, ખેતરોના શેઢા અને પાણીના ધોરીયાપર, ઘાસની તળીઓમાં ઘાસ ભેગા અને બરડા ડુંગરપર રક્ષિત જંગલોની વંડીની આસપાસ અને ઢોર બેસતાં હોય એવી ગોરાણવાળી જગોમાં ઝીપટીના છોડવા ઘણા ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં ફલને ઝાપટ કે ઝપાટ લાગવાથી તે લુગડાંને ચોટી જાય છે, તેપરથી એનું નામ **ઝીપટી** પડયું હશે.

ઝીપટીનાં ફલ કાચાં હોય છે ત્યારે તેપરના કાંટા બુઠ્ઠા અને સીધા હોય છે. પણ તે પાકી જાય છે, ત્યારે કાંટાઓની અણી વાંકી વળી તીક્ષ્ણ થઈ જાય છે. આવા વાંકી અણીવાળા કાંટા એનાં ફલપર હોવાથી કોઈ પશુ કે માણસ એના છોડવા પાસેથી નીકળે છે, ત્યારે તે છોડવાને તે પશુનાં અંગ કે પુંછડાની, અને માણસના લુગડાની ઝાપટ લાગે એ સંભવિત છે. આવીરીતે ફલને ઝાપટ લાગવાથી તે તરત વાંકી અણીવાળા કાંટા વડીએ પશુને અંગે કે પુંછડે, કે માણસને લુગડે ચોટી જાય છે, અને પછી તે ફલ જ્યાં ખરે છે ત્યાં પાછું ઉગે છે. આવી રીતે આ છોડવાનો વિશેષ પસારો થવા ઇશ્વરી નિયમ રહેલો હશે, એમ ઘણા વિદ્વાનોનું માનવું છે.

---

## વર્ગ–(ટિલિયેસી).

### નંબર ૮૧.

**૧–શાસ્ત્રીય નામ**–T. rotundifolia.

દૃષ્ટાન્ત–H. I. p. 395. N. p. 38; રૂ. નિ. પા. ૫૮૦.

**૨–દેશીનામ**–ઝીપટો (પો૦); છીપટો (ગુ૦); झिंझिरा, झिझुर्डा, कुतरेबांदरे (म०); विरीयारा (हिं०); झिंझिरीटा (सं०).

**૩–વર્ણન**–ઝીપટાના છોડવા કેટલેક ઠેકાણે બારે માસ જોવામાં આવે છે. તોપણ એ ચોમાસે વધારે ઉગી આવે છે. તે ૧½ થી ૩ કે ૩½ ફીટ ઉંચા હોય છે. એમાં પણ ઝીપટીની પેઠે થોડી શાખાઓ છેટે છેટે જરા લાંબી નીકળે છે. એનાં પાન ગોળાઈ લેતાં અને ફૂલ પીળાં હોય છે, તે બપોર પછી ઉઘડે છે. ફલ ઝીપટી જેવાં કાંટાળાં, પણ તેથી જરા મ્હોટાં હોય છે.

એના આખા છોડવાપર ધોળા કે ભૂરાસલેતા વાળની રૂંવાટી અને તેમાં છૂટક છૂટક તારાકૃતિના* વાળ આવેલા હોય છે.

**મૂળ**–પેનસીલથી ટચલી આંગળી કે અંગોઠા જેવું જાડું થાય છે. તે લાંબું ને છેડે અણીથતું હોય છે. તેની અંદરની છાલ અને લાકડું સફેદ, ચીવટ, અને મજબૂત હોય છે. એમાંથી ગળીનાં પાનને મળતી વાસ નીકળે છે. એનો સ્વાદ ચીકણો, તૂરો અને જરા મીઠાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તેનો રંગ ઉપરથી ઘણુંકરી લીલાસ કે રતાસલેતો હોય છે. તેનાપર તારાકૃતિના* છત્રાકાર બેઠેલા વાળ આવેલા હોય છે. તેથી તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. ડાંડીની અંતરછાલ ઘણી ચીવટ હોય છે. કોમળ શાખાપર ભૂરા વાળની રૂંવાટી વિશેષ આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ¾ થી ૧ કે ૧½ ઇંચ લાંબાં ને તેટલાં જ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો જરા ધોળાસલેતો હોય છે. તેની બન્ને સપાટીપર તારાકૃતિના* કાંટા જેવા વાળ આવેલા હોય છે. તેથી પાનપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. પાન જરા જાડાં હોય છે. તેની ઉપરની સપાટીપર વિશેષ વાળ અને સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. પાનનો આકાર ઘણુંકરી ગોળાઈલેતો હોય છે. તો પણ કેટલાંક પાન ડીટડી પાસે સાંકડાં હોય છે. ને મથાળે કેટલાંકને બે ચાર સૂક્ષ્મ

ખૂણીઆ નીકળેલા હોય છે. પાનની કોરપર છીછરા અનિયમિત દાંતા હોય છે. પાનની ડીટડી ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. તે પાનની કોર પાસે જરા વાંકવળેલી અને જાડી થયેલી હોય છે. તેનાપર ગીચોગીચ ભૂરાસલેતા વાળની રૂંવાટી ભરાયલી હોય છે. પાનની વાસ વરીયાળીની વાસને મળતી અને સ્વાદ તૂરો ચીકણો ને ખરસટ લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી, અથવા શાખાઓને છેડે લાંબી શેડ નીકળી તેપર ફૂલોની જરા છેટે છેટે નાહાની ઝુમખીઓ આંતરે આવે છે. તે અક્કેક ઝુમખીમાં ઘણુંકરી ૨ થી ૮ ફૂલ હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી અને ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે. તેપર વાળની રૂંવાટી ઘણી ગીચ હોય છે. ફૂલનો વ્યાસ ૩ લાઈનથી ½ ઇંચ જેટલો હોય છે. ફૂલ સુવાસિત હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પાંચ પત્રોનો બનેલો હોય છે. તે ધોળા કે ભૂરા વાળની ગીચ રૂંવાટીથી ભરાયલો હોય છે. તેનો રંગ રતાસલેતો લીલો હોય છે. તેનાં પત્રો સાંકડાં અને તેઓનાં ટેરવાં નીચે સૂક્ષ્મ અણી હોય છે. એ પત્રો પાંખડીથી આંતરે આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. તેની પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં પત્રોથી જરા ટુંકી હોય છે. તે તળિયે સાંકડી ને વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તે મથાળે પોહોળી હોય છે.

**પુંકેસરો**–ઝાઝાં ને પીળા રંગનાં હોય છે. તેના તંતુઓ ચળકતા ને તેપર દાણાદાર બાનક હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પીળાસલેતા ચળકતા લીલા રંગનો, કાંટાળો અને જાડો હોય છે. નલિકા પીળા રંગની, પુંકેસરતંતુથી સહેજ જાડી અને ઉંચી આવેલી હોય છે. તેનાપર લીલાસલેતા રંગનું સૂક્ષ્મ મુખ હોય છે.

**ફૂલ**–ચણાના દાણા જેવડાં, અથવા તેથી નાહાનાં હોય છે. તેનાપર પોહોળાં તળિયાં અને વાંકી તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોય છે. ફળ પ્રથમ લીલાં ને પાકી ને સુકાય છે ત્યારે ફીકા તપખીરીઆ રંગનાં થઈ જાય છે. ફળની સપાટીપર ઉપર કહેલા કાંટા શિવાય સૂક્ષ્મ ઝીણા ધોળા વાળની રૂંવાટી હોય છે. તેપરના કાંટા પ્રથમ પીળાસલેતા લીલા રંગના હોય છે. ને ફળ સુકાતાં તે સુકાઇને ઘેરા તપખીરીઆ રંગના થઈ જાય છે. એ કાંટાઓ ઉપર પણ સૂક્ષ્મવાળની રૂંવાટી વખતે આવેલી હોય છે. ફળનો આકાર લંબગોળ હોય છે. તેની ડીટી સૂક્ષ્મ હોય છે. ફળ ½ ઇંચ કરતાં વખતે કઇક લાંબું ને તેટલું જ તળિયે પોહોળું હોય છે. ફળની અંદર એક કરતાં વધારે બીજ ભાગ્યે જ પાકે છે. કેમકે તે પાકતી વખતે તેમાં સડો લાગી જીવાત પડે છે, તે બીજને ખાઇ જાય છે.

**બીજ**–રતાસલેતા રંગનું હોય છે. તે એક છેડે અણીદાર અને બીજે પોહોળું હોય છે. તેની એક બાજુ ચઢી આવેલી ને બીજી બેઠેલી હોય છે. બીજ ⅙ ઇંચ જેટલું લાંબું અથવા તેથી જરા ટુંકું હોય છે. ને તેની સપાટી લીસી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**– } ઝીપટી પ્રમાણે છે,
**૬–ઉપયોગ**– }

તોપણ ઝીપટી કરતાં આ ઝીપટાનાં પાનમાં વિશેષ ગુણ રહેલો જણાય છે. કેમકે ઝીપટાનાં પાન મળી શકે ત્યારે તેને મુકી લોકો ઝીપટીનાં પાન વાપરતા નથી. કબાડી અને બીજા જંગલી લોકો જે ડુંગરમાં ઘાસ કે બળતણ વગેરે વાઢે છે, અથવા વાડી કે ખેતરોમાં માલી અને ખેડુ લોકો જે ઝાડપાન કે મોલ વાઢવાનું કામ કરે છે, તેઓને તે વાઢતાં જખમ થાય, તો તરત ઝીપટાનાં પાન ચાવીને જખમ ઉપર મુકે છે, તેથી લોહી વહેતું બંધ થઈ જાય છે અને જખમ પાકયા શિવાય રૂઝાઈ જાય છે. ઢોર પણ ઝીપટી કરતાં ઝીપટાના છોડવાને વધારે ખાવાનું કરે છે.

“એનાં મૂળ પાણીમાં વાટી સાકર સાથે પીવાથી લોહીનો ઝાડો તરત મટી જાય છે. ધાતુપુષ્ટી કરે છે, ટાઢાં છે, ભેંસ ખાય તો દૂધ વધારે કરે છે.” (વૈદ્ય–રૂઘનાથજી).

**૭–સ્થાનક**–ઝીપટીની સાથે ઘણીવાર ઝીપટો પણ ઉગેલો જોવામાં આવે છે. એ પશ્ચિમ, દક્ષિણ અને મધ્ય હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–ઝીપટાનો છોડવો ઝીપટીના છોડવા કરતાં ઘણીવાર વધારે મ્હોટો અને કઠણ જોવામાં આવે છે. અને ઝીપટીની છાલ કરતાં એની છાલમાંથી વધારે મજબૂત રેસા નીકળે છે. માટે એને **ઝીપટો** કહે છે. ઝીપટાનાં ફલમાં કાંટા હોવાથી તેપણ ઝાપટ લાગતાં ચોટી જાય છે.

તાજો જખમ રૂઝાવવામાં એ ઝીપટાનાં પાન એટલાં બધાં પ્રખ્યાત છે કે, આપણા લોકોમાં એક વાત ચાલે છે જે–“એક ઘસીઆરાને જંગલમાં ઘાસ વાઢતાં દાભડાનાં ( દર્ભઘાસનાં ) પાનથી તેની આંગળી ચીરાઇ ગઈ, અને ઘણું લોહી નીકળવા લાગ્યું, ત્યારે તેણે દાભડાની પડખે ઉગેલા એક છોડવાનાં પાન લઈ, તેથી જખમ લુંછી નાંખ્યો કે તરત જખમ બંધ થઈ ગયો.”

જો આ વાત ખરી હોય, તો જખમ રૂઝાવવાનો આ ગુણ ઝીપટાના પાનમાં ગણાય છે. ખેડુ, રબારી, અને બીજા ઘાસ વાઢનારા લોકોને ઘાસ વગેરે વાઢતાં ઘાસની ધારથી, અગર દાતરડાંથી જખમ થાય તો તરત તેઓ ઝીપટાને શોધી કાઢી તેનાં પાન ચાવી જખમ ઉપર મેલે છે, તેથી તેમાંથી નીકળતું લોહી તરત બંધ થઈ જાય છે. તેથી ઝીપટાને ઉપર કહેલા સૌ લોકો ઓળખે છે.

ઝીપટાના ચમત્કારિક ગુણનો લખનારે નજરે જોએલા દાખલાનો હેવાલ "વૈદ્યકલ્પતરૂ" નવેમ્બર ૧૯૦૫ માં આપેલો છે, તે તેમાં પાને ૨૫૯ મે છપાએલો છે.

---

## વર્ગ–(ટિલિયેસી).

### નંબર. ૮૨.

**૧–શાસ્ત્રીયનામ**–Corchorus olitorius.

દૃષ્ટાંત–H. I. p. 397; N. p. 39; Watt. II. p. 540; રૂ. નિ. પા. ૬૦૮.

**૨–દેશીનામ**–ઝૂંછડો, મોટી ઝૂંછ (પો+ ગુ૦); चुंच, मोटी चुंच (म०); कोस्ट, पात (हिं०); महाचंचु (सं०)

**૩–વર્ણન**–ઝૂંછડાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, ને ઘણુંકરી શિયાળે સુકાઇ જાય છે. તે આસરે ૨ થી ૪ ફીટ ઊંચા વધે છે. તેમાં શાખાઓ થોડી નીકળે છે, ને તે બહુધા એક બાજુ નમતી હોય છે. પાન લાંબાં ચળકતાં દાંતાવાળી કોરવાળાં સુંદર ઘાટનાં હોય છે. ફૂલ પીળાં હોય છે. અને શીંગો (ફલ) લાંબી, જાડી અને બહુફલીની શીંગો જેવી હાંસોવાળી હોય છે.

**મૂળ**–આંગળીથી અંગુઠા જેવું જાડું, ½ થી ૧ કે ૧½ ફુટ લાંબું અને ફીકા ધોળા રંગનું હોય છે. તેમાંથી ઘણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ પાતળી, ચીવટ અને ઘણી મજબૂત હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર દેખાય છે. વાસ જરા સુગંધિત અને સ્વાદ ફીકાસલેતો મીઠો ને તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી પેનસીલ કે આંગળી જેવી જાડી હોય છે. તે અંદરથી પોકળ અને પોચી હોય છે. તેપરની છાલ ચીવટ અને મજબૂત રેસાવાળી હોય છે. ડાંડી અને શાખાઓનો રંગ ઘણુંકરી લીલો પણ રાતી કે જાંબુડી છાયાલેતો હોય છે. તે ચળકતી અને તેનાપર થોડા ચીરા અને છાપાં પડેલાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૩ ઇંચ પહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તે નીચેની સપાટીપર વધારે ચળકાટવાળાં હોય છે. તેની બન્ને સપાટી લીસી, કરચલીવાળી અને તેની કોરપર દાંતા હોય છે. પાનની ડીટડી ½ થી ૨ ઇંચ લાંબી હોય છે. તેની ઉપર એક નીક, અને વાળની રૂંવાટી હોય છે. ડીટડીને મથાળેથી ૩ થી ૫ નસો પાનમાં ગએલી હોય છે. તે ઉપરની સપાટીપર અંદર બેસતી ને નીચેનીપર બહાર નીકળતી હોય છે. ડીટડી પાસે પાનની કોરના દાંતા જેવા નાહાના બે છેડા નીકળેલા હોય છે. તેને ટેરવે લાંબી ઝીણી અણી હોય છે. પાનનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર હોય છે.

પાનની ડીટડી પાસે ઉપપાન હોય છે. તે ડીટડીથી નાહાનાં, તળિયે પોહોળાં અને મથાળે અણીદાર હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી ઘણુંકરી પત્રકોણમાંથી અથવા પત્રકોણ ચાતરીને કે પાનની સામેથી નીકળે છે. તે પાનની ડીટડી કરતાં ટુંકી હોય છે. તેનાપર ૧ થી ૩ ફૂલો આવે છે. ફૂલનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે. અને તે બપોરે ઉઘડે છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ, અને તેને તળિયે બે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે પાંચે પત્રો એક બીજાંથી છુટાં અને પાંખડીથી આંતરે હોય છે. ને તે તેથી ટુંકાં હોય છે. તેનો આકાર કાંકણી એકલ લકડી હોડી જેવો હોય છે. તેને ટેરવે લાંબી ને ઝીણી અણી હોય છે. તેની સપાટી ખડબચડી ને તે ચળકતાં ને લીલા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે એક બીજાંથી છૂટી હોય છે. તે તળિયે સૂક્ષ્મ અણી, વાળી ને મથાળે પોહોળીથતી હોય છે. તે પાતળી ½ ઇંચ લાંબી અને ⅙ ઇંચ પોહોળી હોય છે. અને તેનાપર પારદર્શક સૂક્ષ્મ ચળકતાં છાંટણાં હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે છૂટાં ને પાંખડીથી સહેજ ટુંકાં હોય છે. તેના તંતુઓ, પરાગકોષ અને પરાગરજ એ બધાં પાંખડી જેવા પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પુંકેસરોથી કંઇક ટુંકી પણ તેથી ઘણી જાડી હોય છે. તેનો ગર્ભાશય ઉભો, લીલો ને ઉભી હાંસોવાળો હોય છે. નલિકા જાડી, ટુંકી અને તેની ઉપર ગોળાઈ લેતું પીળા રંગનું મુખ હોય છે.

**શીંગ**–(ફલ) ૨ થી ૩ ઇંચ લાંબી અને ⅙ ઇંચ પોહોળી હોય છે. તે ૧ થી ૩ વખતે પાસે પાસે ભેગી હોય છે. તે ગોળ, લીસી, ચળકતી અને લીલા રંગની હોય છે. (સુકાય છે ત્યારે ભૂરી થાય છે) તેપર ઉભી દશ હાંસો હોય છે. એ દશ હાંસોવચ્ચેની ઉભી નીકમાં રાતી ટીસી હોય છે. જેથી એ શીંગો ઘણી સુંદર દેખાય છે. શીંગનું ટેરવું સાંકડુંથતું ને તેપર પાંચ સૂક્ષ્મ અણી હોય છે. શીંગનો આડો કાપ કરી જોતાં તેમાં પાંચ ખંડ કે પોલ દેખાય છે. એ દરેક પોલમાં બીજ ઘણાં હોય છે.

**બીજ**–એલચીદાણા જેવાં દેખાય છે. તે કઠણ ને ખડબચડાં હોય છે. તે ભૂરાસલેતા કાળા રંગનાં અને ½ લાઇન લાંબાં હોય છે. તેનો આકાર ત્રિકોણ કે ચોખૂણીએ હોય છે. એ ખૂણીઆપૈકી તેનો એક ખૂણો બીજા ત્રણ કરતાં જરા વધારે બહાર નીકળતો અને સાંકડો હોય છે. બીજનો સ્વાદ સહેજ ચીકાસલેતો કડવો હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ઉપલેપક, ગ્રાહી, પૌષ્ટિક અને જ્વરઘ્નઃ

૬–ઉપયોગ–છૂંછડાના છોડવાની ભસ્મ જખમ રૂઝાવા માટે જખમ ઉપર ભભરાવવામાં આવે છે. તે મધ અને સાકરની સાથે પેટના દુખાવાપર અપાય છે. એનાં કોમળ પાનની ભાજી કરી તાવવાળાને ખવરાવવામાં આવે છે. એનાં પાનને વાટીને તે પોટીસ તરીકે ગડગુંમડાંઓ ઉપર બાંધવામાં આવે છે. એનાં તાજાં પાનને પાણીમાં વાટી તેનો રસ અને સુકાં પાનનો ઉકાળો પેશાબની ગરમીવાળાને પવાય છે. સખ્ત સંગ્રહણીમાંથી સાજા થતા દરદીને એનાં પાનની ભૂકી ૫ થી ૬ ઘઉંભાર હળદરની ભૂકી સાથે અપાય છે. એનાં પાન વાળાના સોજા અને બળતરા ઉપર ટાઢક માટે બાંધવામાં આવે છે. એનાં ફૂલ અને કાચી શીંગ છોકરાંઓ ખાય છે. તેમજ તે પ્રમેહવાળાને પણ સાકરની સાથે ખવરાવવામાં આવે છે. એનાં બીજનો ઉકાળો તાવ અને સંધિવાના દરદમાં અપાય છે. સુંઠ અને મધની સાથે એનાં બીજને વાટી તે પેટના દુખાવા અને સંગ્રહણી ઉપર ખવરાવવામાં આવે છે.

છૂંછડાના છોડવા ભેંસો આદિ ઢોરને ચારા તરીકે ખવરાવવામાં આવે છે. તેથી તે માતાં થાય છે.

છૂંછડાની છાલમાંથી ગુણપાટ અને દોરડાં બનાવવાના રેસા કાઢવામાં આવે છે.

"છૂંછ આડાને ટાળે છે; શૂળ, ઉદરરોગ, ગુલ્મ, હરસ, સંગ્રહણી, વિષ, મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ એ સર્વેને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

૭–સ્થાનક–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, તેમ જ ખેતરો અને વાડીઓમાં ચોમાસાંના મોલ સાથે એના છોડવાઓ નેદ તરીકે ઉગે છે. ડુંગરમાં ઘાસભેળા પણ એના છોડવા છૂટા છવાયા ઉગતા જોવામાં આવે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮–વિશેષવિવેચન–છૂંછની જાતની વનસ્પતિમાં આનો છોડવો સૌથી ઉંચો થાય છે. એનાં પાન લાંબાં, પોહોળાં અને શીંગ ઘણી જાડી થાય છે, માટે એને **છૂંછડો** કહે છે. **છૂંછ** એ નામ સંસ્કૃત **ચંચુ** ઉપરથી નીકળેલું લાગે છે. કેમકે **બોરછૂંછ** (C. capsularis) નં૦ ૮૩ શિવાય બાકીની તમામ છૂંછની શીંગો પક્ષિની ચાંચ જેવી લાંબી થાય છે. માટે **ચંચુનું ચુંચ,** અને **ચૂંચનું છૂંછ** થયું હશે.

છૂંછડાનું ચોમાસે બંગાલામાં વાવેતર કરવામાં આવે છે. એમાંથી ગુણપાટ બનાવવાના રેશા (Jute-fibre) ત્યાં કાઢવામાં આવે છે. એ ગુણપાટની લાખો ગુણો શીવાય છે, જેમાં મુખ્યત્વે કરી ત્યાં ચોખા ભરવામાં આવે છે.

ગુણપાટના રેસા વિષે ઘણી લંબાણ હકીકત ડા૦ **વૉટની** ડિકશનરીમાં આપેલી છે. તે જીજ્ઞાસુએ વાંચવા લાયક છે.

રા. નીલકંઠરાય ડાહ્યાભાઇ કૃત "હિંદની કાચી દોલત" (સને ૧૯૦૨) માં વાર્તા ૭૯, ૮૦ અને ૮૧ પણ આ વિષયમાં વાંચવા જેવી છે.

---

## વર્ગ–(ટિલિયેસી.)
### નંબર ૮૩.

૧–શાસ્ત્રીયનામ–C. capsularis.

દૃષ્ટાંત–H. I. p. 397; N. p. 39; Watt. II. p. 535.

૨–દેશી નામ–છૂંછ, બોરછૂંછ (પો૦); चौंचन (म०); नरचा (हिं०); कालशाक, (सं०).

૩–વર્ણન–બોરછૂંછના છોડવા ચોમાસે ઉગે છે અને શિયાળે સુકાઈ જાય છે. તે ૧ થી ૨ ફીટ લાંબા થાય છે. તે આસરે ૨ થી ૩ ઇંચ કે અડધો ફુટ વધી પછી તેમાંથી કેટલીક આડી અવળી શાખાઓ નીકળે છે. તેથી તેના છોડવાનો સારો ભરાવ થાય છે. કોઈવાર તેમાં એકાદ બે શાખાઓ નીકળી તે જમીનપર પડેલી હોય છે, અથવા જમીનપર પડી પાછી ઉંચી ચઢતી હોય છે. પાન છૂંછડા જેવાં પણ તેથી જરા નાહાનાં અને સાંકડાં હોય છે. ફૂલ પીળાં, અને ફલ ગોળાઇલેતાં બોર કે સોગઠી જેવાં થાય છે.

મૂળ–½ થી ૧ ફુટ જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તે ભૂરાસલેતા ધોળા રંગનું ને ઘણું કઠ્ઠણ હોય છે. તેમાંથી થોડા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે વખતે ખીલામૂળ કરતાં પણ લાંબા હોય છે. મૂળની છાલ ચીવટ અને મજબૂત હોય છે.

ડાંડી અને શાખાઓ–ડાંડી કવચિત જ હોય છે. પણ હોય છે ત્યારે તે પેનસીલથી આંગળી જેવી જાડી હોય છે. શાખાઓ નીચેની બાજુ ફીકા લીલા રંગની અને ઉપરની બાજુ જાંબુડી છાયાલેતી હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તેપર વાળની આછી રૂંવાટી હોય છે. ડાંડી અને શાખાઓપરની છાલ ઘણી ચીવટ રેસાવાળી અને તેને ઉચેડી હોય તો સળંગ ઉચડી આવે તેવી હોય છે.

પાન–આંતરે આવે છે. તે ૨ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે લંબગોળ, અને તળિયે તેની કોરના બે છેડા લંબાયલા હોય છે. પાનનાં ટેરવાં સાંકડાં તથા અણીદાર અને તેની કોરપર દાંતા હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો લીલો હોય છે. નીચેની સપાટી વિશેષ ચળકતી તોપણ ખરસટ હોય છે. પાનની વચલી નસપર વાળની આછી રૂંવાટી હોય છે. ડીટડી ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે. પાનને ચોળવાથી તેમાંથી ચીકણો રસ નીકળે છે. તે તરત સુકાઇ જાય છે. તેની વાસ તાંદળજાની ભાજી જેવી હોય છે.

પાનની ડીટડી પાસે સૂક્ષ્મ ઉપપાન હોય છે.

**ફૂલ**–ઝૂંછડાનાં ફૂલ જેવાં પીળા રંગનાં હોય છે. તે બપોરના આસરે એક વાગે ઉઘડે છે, ને ૭ વાગ્યા પછી બંધ થઇ જાય છે. (તે ઉપરથી જણાય છે કે જે પતંગીઆં વગેરે જંતુઓ બપોરથી સાંજ સૂધી ફરનારાં હશે તે આ ફૂલોની મુલાકાત લેતાં હશે.) ફૂલનો પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો, અને પુ૦ અભ્ય૦ કોષ ૫ પાંખડીઓનો બનેલો હોય છે. પુંકસરો ઝાઝાં ને સ્ત્રીકેસર ૧ હોય છે.

**ફૂલ**–બોર જેવાં કે અર્ધગોળ સોગટી જેવાં હોય છે. તેની સપાટી ખડબચડી ને કરચલીવાળી હોય છે. ફલ પાંચ પોલ અથવા ખંડવાળાં હોય છે. તે દરેક પોલ કે ખંડમાં કેટલાંક બીજ હોય છે. ફલ કાચાં હોય છે ત્યારે તેમાં નખ ભરાવવાથી તેમાંથી ચીકણી લાળ જેવો રસ નીકળે છે, ને પાકે છે ત્યારે કઠ્ઠણ થઇ જાય છે.

**બીજ**–નાહાના એલચીદાણા જેવાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ગ્રાહી અને પૈષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં સુકાં મૂળ, પાન અને કાચાં ફલનો ઉકાળો સંગ્રહણી અને ક્ષય ઉપર અપાય છે. ઓસડમાં એ છોડવો પણ ઝૂંછડાની પેઠે વપરાય છે. એ ઝૂંછનાં પાનની ભાજી કરે છે. બીજનો ઉકાળો પેટના દુખાવા ઉપર આપે છે. એનો આખો છોડવો ટાઢો અને પૈષ્ટિક ગણાય છે. તેથી તેનો રસ પેસાબની ગરમીવાળાને સુરાખાર સાથે અને પ્રમેહવાળાને સાકર સાથે અપાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, અને ખેતરો તેમજ વાડીઓમાં નેદ તરીકે ઉગે છે.*

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં ઉગે છે, અને ઘણીખરી જગોએ તે વાવવામાં આવે છે.

**૮–વિ૦ વિવેચન**–કલકતા તરફ ગુણપાટ બનાવવાના રેસા મેળવવા માટે નં૦ ૮૨ વાળો ઝૂંછડો, અને નં૦ ૮૩ વાળી આ બોરઝૂંછ, એ બે વનસ્પતિનું રીતસર વાવેતર કરવામાં આવે છે. એ બે શિવાય બાકીની ઝૂંછોમાંથી જો કે રેસા કાઢવામાં આવે છે, તોપણ તેનું રીતસર વાવેતર ભાગ્યેજ કરવામાં આવે છે.

## વર્ગ–(ટિલિએસી).

### નંબર. ૮૪

**૧–શાસ્ત્રીયનામ**–C. trilocularis.

દૃષ્ટાન્ત.–H. I. p. 397; N. p. 39. Watt. II. p. 544; રૂ. નિ. પા. ૬૦૮.

**૨–દેશીનામ**–લાંબીઝૂંછ (પો૦); કડવી ઝૂંછડી (ગુ૦); कडुचुंच (म०), कटुकोस्टा, कडवापात (हिं०), दीर्घचंचु, सुशाक (सं०).

**૩–વર્ણન**–લાંબી ઝૂંછના છોડવા ચોમાસે ઉગે છે ને શિયાળે સુકાઇ જાય છે. તે ૧ થી ૨ કે ૨½ ફીટ ઉંચા થાય છે. તેમાં શાખાઓ છેટે છેટે થોડી આવેલી હોય છે. તે ઉંચી વધી પછી જરા નીચી ઝુકી જાય છે. પાન લાંબાં, ફૂલ પીળાં, અને શીંગો (ફલ) સહેજ ત્રિધારી થતી ઉભી આવેલી હોય છે. તે ૧ થી ૪ પાસે પાસે હોય છે.

એના છોડવાના કોમળ ભાગપર ધોળા રંગના ચળકતા સૂક્ષ્મ વાળની વિશેષ રૂંવાટી હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે, તેમાંથી કેટલાક સુતળી જેવા અને ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગનું હોય છે. તેની વાસ સુગંધિત અને સ્વાદ ચીકાસલેતો તૂરો ને ગળચટો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ગોળાઇલેતી સુતળીથી પેનસીલ જેવી જાડી, ચળકતી, ખડબચડી, ફીકા લીલા રંગની કે વખતે એકાદ બાજુ જાંબુડા રંગની છાયાલેતી હોય છે. શાખાઓ પણ ડાંડી જેવીજ હોય છે. પણ તેથી પાતળી અને નરમ હોય છે. કોમળ શાખાઓપર ઉભી હાંસો હોય છે. ડાંડી અને શાખાઓની છાલ ઘણી ચીવટ રેસાવાળી હોય છે, તે ઉચેડી હોય તો સલંગ ઉચડી આવે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ડાંડીપરનાં પહોળાં ને શાખાઓપરનાં સાંકડાં હોય છે. તે ૧½ થી ૩ કે ૪ ઇંચ લાંબા અને ¾ ઇંચથી ૧, ૧½ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. તે ડીટડી તરફ પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાં થતાં હોય છે. ડીટડી પાસે તેની કોરના છેવટના બે દાંતા ઝીણી અણીવાળા હોય છે. ને વખતે તે જરા લંબાયલા પણ હોય છે, અને ડીટડી પાસે તેની કોર જરા વિષમ

---

* પોરબંદર સ્વસ્થાનના નવાબાગ, કંડોરણાઠાંસા અને મધુવનમાં બોરઝૂંછનો કોઇ કોઇ છોડવો જોવામાં આવેલો છે. એ ઝૂંછ આ સ્વસ્થાનમાં બીજી ઝૂંછોની પેઠે વધારે ઉગતી નથી. નવાબાગના ખડામાં સને ૧૯૦૦ની સાલમાં એના થોડા છોડવાઓ પરદેશી બકાલાં સાથે ઉગેલા હતા. તેથી જણાય છે કે તે બકાલાંનાં બી સાથે એ ઝૂંછનું બી અહીં આવીગયું હશે.

આ સ્વસ્થાનમાં નં૦ ૮૨વાળો ઝૂંછડો વિશેષ ઉગે છે, તેથી વધારે નં૦ ૮૪ વાળી લાંબી ઝૂંછ, એથી વિશેષ નં૦ ૮૫ વાળી ઝૂંછડી, તેથી વધારે નં૦ ૮૬ વાળી છધારી ઝૂંછ, અને એ સૌથી વધારે નં૦ ૮૭ વાળી ઝીણકી ઝૂંછ અથવા બહુફલી તો એટલી બધી ઉગે છે કે ગરીબ લોકો તેને બળતણ તરીકે ઉપયોગમાં લે છે.

આ સ્વસ્થાનમાં ભાદર **ઇરિગેશન** વર્કસ્ શરૂ થયા પછી ભાદર નદીને કાંઠે **બોરઝૂંછ** અને ઝૂંછડાનું બીજ કાનપુરથી મગાવી પ્રયોગ કરી જોવા માટે વાવવામાં આવેલું હતું. એ બીજ સારાં ઉગી છોડવા પણ સારા ઉછર્યા હતા.

અને ગોળાઈલેતી હોય છે. પાનને ટેરવે છેવટનો પોહોળો દાંતો આવેલો હોય છે. પાનની કોરપર કરચલી અને બહુ સુંદર કાંગરી આવેલી હોય છે. પાન લીલાં, લીસાં ને ચળકતાં હોય છે. તેની ડીટડીને મથાળેથી ૩ થી ૫ નસો નીકળી પાનમાં ગએલી હોય છે. ડીટડી ½ ઇંચથી ૧½ ઇંચ લાંબી હોય છે. તેની ઉપરની બાજુ નીક હોય છે, તેપર ભૂરા કે ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાનનો સ્વાદ ચીકણો ને તૂરો હોય છે.

પાનની ડીટડીના થડપાસે ઉપપાન આવેલાં હોય છે, તે સાંકડાં ને લાંબી ઝીણી અણીવાળાં હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પાનની સામેથી નીકળેલી હોય છે. તેને તળિયે બે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે. તેનાપર ૧ થી ૪ ફૂલો પાસે પાસે આવેલાં હોય છે. તે બપોરે ઉઘડે છે. ફૂલ ચક્રાકાર અને ૩ લાઇન વ્યાસનાં હોય છે. તેની વાસ ખપાટનાં ફૂલની વાસને મળતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો ફીકા પીળા રંગનાં હોય છે. તેનાં ટેરવાં અણીદાર અને રતાસલેતાં હોય છે. આ પાંચે પત્રો એક બીજાંથી છૂટાં અર્થાત્ વિભક્ત હોય છે. તે ફૂલ ઉઘડયા પછી પાછળ વળી જાય છે. તે પાંખડીથી આંતરે આવેલાં અને લગભગ તેના જેટલાં લાંબાં હોય છે. તેની પાછળની બાજુ અને કોરપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૫ પાંખડીઓનો બનેલો હોય છે. તે પાંચે પાંખડીઓ વિભક્ત અર્થાત્ એક બીજાંથી છૂટી હોય છે. તે પીળા રંગની ને તળિયાં તરફ સાંકડીથતી હોય છે. તેને તળિયે સૂક્ષ્મ ફીકા પીળા રંગની ડાંડલી હોય છે, તેપર વાળની આછી રૂંવાટી હોય છે. પાંખડીનાં ટેરવાં ગોળાઇલેતાં, પહોળાં અથવા અણીઆળાં કે અંદરબેસતી ખાંચવાળાં હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે વાળની પીંછીની માફક પાસે પાસે ઉભાં આવેલાં હોય છે. તે સ્ત્રીકેસરથી જરા લાંબાં હોય છે. તેના તંતુઓ પરાગકોષ ને પરાગરજ એ સઘળાં પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૩–નીકવાળો, ખડબચડો, પુંકસરોથી જાડો, ને ઉભો હોય છે. નલિકા લીસી, અને તેને મથાળે ગોળાઇલેતું તેનું મુખ હોય છે.

**શીંગ**–( ફલ )–શીંગો ૧ થી ૩½ ઇંચ લાંબી અને ⅛ ઇંચ પહોળી હોય છે. તે રંગે લીલી અથવા જાંબુડા રંગની છાયા લેતી હોય છે. તે પાકે છે ત્યારે ભૂરી થઈ જાય છે. તે પાસે પાસે એકજ જગોએ ૧ થી ૪ ઉભી આવેલી હોય છે. વિશેષ ભાગે બબે હોય છે. તેને નીચે ટુંકી, જાડી ડીટી હોય છે. તેનાપર ૩ થી ૪ હાંસો અને નીક હોય છે, અને તેને મથાળે બુઠ્ઠી અણી હોય છે. શીંગની સપાટી ખરસટ હોય છે, પણ છેવટે થોડી લીસી થઈ જાય છે. તે ૩ થી ૪ પડવાળી હોય છે. તે પાકે છે ત્યારે તેને મથાળેથી એ પડ ઉભાં ઉઘડે છે. એ દરેક પડમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–છૂંછડાનાં બીજ જેવાં પણ તેથી નાહાનાં હોય છે. તે ½ લાઇન વ્યાસનાં હોય છે. તે ભસ્મી વરણા કાળા રંગનાં ને બહુધા બન્ને પાસે દબાયલાં હોય છે. તેનાં પાસાની બન્ને કોરપર કીનાર હોય છે. તેની વચ્ચોવચ એક ઉભી નસ હોય છે. બીજનો સ્વાદ છૂંછડાનાં બીજને મળતો જરા ચીકાસલેતો કડવો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**– } છૂંછડા જેવા.
**૬–ઉપયોગ**– }

**૭–સ્થાનક**–છૂંછડા જે જગોએ ઉગે છે તેવી જગોએ આ લાંબીછૂંછ પણ ઉગે છે. પણ કોઇ કોઇ જગોએ તે છૂંછડા કરતાં વધારે ઉગેલી જોવામાં આવે છે. એ નીલગીરી, પંજાબ, સિંધ અને કાઠિયાવાડમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એની શીંગ બીજી છૂંછ કરતાં લાંબી થાય છે, માટે એને **લાંબીછૂંછ** કહે છે. એ છૂંછડીનાં પાન પાતળાં અને કોમળ હોય છે માટે બીજી છૂંછો કરતાં એનાં પાનનું શાક લોકો વિશેષ પસંદ કરે છે. એનાં બીજ પણ વધારે કડવાં હોવાથી તેને બજારમાં **ઇસબંદ** અથવા **કડવું** કે **રાજજીરૂં** કહે છે.* ( જુવો નં૦ ૯૫.)

---

## વર્ગ–( ટિલિયેસી )
### નંબર ૮૫.

**૧–શાસ્ત્રીયનામ**–C. fascicularis.

દૃષ્ટાન્ત–H. I. p. 398; N. p. 39; Watt. II. p. 539; રૂ. નિ. પા. ૬૦૮.

**૨–દેશીનામ**–છૂંછડી, ઉભી બહુફલી ( પો+ગુ૦ ); हीरनखुरी, मोठीबहुफली ( म० ); खेतपात, बनकोस्टा (हिं०) चंचु, क्षेत्रचंचु, (सं०).

**૩–વર્ણન**–છૂંછડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, તે શિયાળે સુકાઇ જાય છે. તે ફૂથી ૧ કે કોઇવાર ૨ ફીટ ઉંચા વધે છે. એમાં છેટે છેટે થોડી શાખાઓ નીકળી હોય છે. પાન છૂંછડા જેવાં પણ તેથી નાહાનાં હોય છે. ફૂલ પીળાં, ને શીંગો (ફલ) ટુંકી ને ૨ થી ૫ કે વખતે ૭ તેક પાસે પાસે આવેલી હોય છે.

**મૂળ**–લાંબીછૂંછ જેવાં.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી પેનસીલ જેવી જાડી, લીલા કે જાંબુડા રંગની હોય છે. શાખાઓ લાંબી, ઉંચી ચઢતી ને પાતળી હોય છે. ને તેનાપર ઉભી હાંસો હોય છે.

* આ સ્વસ્થાનમાં એનાં બીજ શિયાળે ભેગાં કરી ગાંધીને ત્યાં **ધુળધોયા** લોકો વેચે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં ને ½ થી ૧ ઇંચ પહોળાં હોય છે. તેની બન્ને સપાટી લીસી હોય છે. ડીટડી ઘણી ટુંકી ને તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે. પાન બન્ને છેડે સાંકડાં થતાં, અથવા ડીટડી તરફ પહોળાં હોય છે. તેને કોર દાંતાવાળી હોય છે. પાનની ડીટડીને મથાળેથી ૩ થી ૫ નસો નીકળી પાનમાં ગએલી હોય છે. એ નસોવચ્ચેનું જાળીકામ અર્ધપારદર્શક હોય છે. પાનનો સ્વાદ ચીકણો ને તૂરો હોય છે.

પાનની ડીટડીના થડમાં લાંબી અણીવાળાં ઉપપાન હોયછે.

**ફૂલ**–પાનથી વિરૂદ્ધ દિશાએ અર્થાત્ તેની સામાં જરા જાડી સુક્ષ્મ સળીપર ૨ થી ૫ કે વખતે છતેક ફૂલો પાસે પાસે આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે ઘણાં સૂક્ષ્મ અને વિભક્ત હોય છે. તે રંગે લીલાં કે જાંબુડી છાયાલેતાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ વિભક્ત હોય છે. તે પીળા રંગની ને ટુંકી હોય છે.

**પુંકેસરો**–૫ થી ૧૦ હોય છે. તેના તંતુઓ પરાગકોષ અને પરાગરજ એ સઘળાં પીળાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પુંકેસરોથી ટુંકો હોય છે. તેનો ગર્ભાશય ઉભો, અને વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકાગ્રમુખ પીળાસલેતા રંગનું હોય છે.

**શીંગ**–( ફૂલ )–શીંગો ½ ઇંચથી ⅔ ઇંચ લાંબી અને ⅙ લાઇન કે તેથી સહેજ પોહોળી હોય છે. શીંગ પ્રથમ પીળાસલેતા લીલા રંગની ને સુકાય છે ત્યારે ઘેરા તપખીરીઆ રંગની થઇ જાય છે. તે ગોળ પણ તેનાપર ઉભી ત્રણ નસો કે ખૂણા હોય છે. તેને ટેરવે ટુંકી જાડી અણી હોય છે. તે શીંગ સુકાવા માંડે છે ત્યારે એ અણી મથાળેથી ચીરાઈ ત્રણ સળી જેવી જુદી દેખાય છે. શીંગમાં ત્રણ ખંડ હોય છે, ને તે દરેક ખંડમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે. શીંગપર ધોળી રૂંછાળ હોય છે.

**બીજ**–નો આકાર છૂંછડાનાં બીજ જેવો હોય છે. પણ તે તેથી નાહાનાં હોય છે. તે ⅓ લાઇન લાંબાં અને સ્વાદે ચીકણાં ને કવડાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**
**૬–ઉપયોગ** } –છૂંછડા જેવા.

**૭–સ્થાનક**–આ છૂંછડી પણ બીજી છૂંછો ભેગી ઉગે છે. તોપણ વિશેષ કરીને એ ખેતરોના મોલ ભેગી વધારે ઉગે છે.* એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

* પોરબંદર સ્વસ્થાનનાં માધુપુરનાં ઘેડમાં એ છૂંછડી જત્થાબંધ ઉગે છે. એ ઢોરોનો મુખ્ય ચારો છે. એના છોડવાની ખેડુ લોકો ચોમાસાં આખરે લીલવણી કરી રાખે છે, તે શિયાળે બીજા ચારાની સાથે ભેંસો આદિ દૂઝણાં ઢોરોને ખાસ કરીને ખવરાવે છે. એનાં બીજ ગરીબ લોકો એકઠાં કરી ગાંધીને ત્યાં વેચે છે.

**૮–વિ. વિવેચન**–આ છૂંછડીની શીંગો બહુફલી જેવી થાય છે. (જુઓ નીચે નં૰ ૮૭) પણ બહુફલીની શીંગોથી એ જરા જાડી હોય છે. બહુફલીનાં છાતળાં થાય છે. અને આનો છોડવો ઉભો હોય છે, માટે એને **ઉભી બહુફલી** કહે છે. બહુફલીને અભાવે એના છોડવા વાપરવામાં આવે છે. એની શીંગનું ટેરવું હરણની ખુરી જેવું દેખાય છે, માટે, અથવા એનાં બીજનો આકાર પણ હરણની ખુરીને મળતો હોય છે, એ ઉપરથી એને **હરણખુરી** કહેતા હશે.

---

## વર્ગ–( ટિલિયેસી ).

### નંબર. ૮૬.

**૧–શાસ્ત્રીયનામ**–C. acutangulus.

દષ્ટાન્ત H. I. p. 398; N. p. 39; Watt. II. p. 534; રૂ. નિ. પા. ૬૦૮.

**૨–દેશીનામ**–છૂંછ, છધારીછૂંછ (પો૰); છતેલી (ગુ૰); चुंच (म०); कोस्टा (हिं०); चंचु (सं०).

**૩–વર્ણન**–છધારીછૂંછના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે ને શિયાળે સુકાઈ જાય છે. એ ૧ થી ૨ ફીટ લાંબા હોય છે. એમાંથી કેટલીએક શાખાઓ નીકળી ઘાસ કે જમીનપર પસરાયલી હોય છે. પાન પોહોળાં ને લાંબાં હોય છે. પાન બીજી છૂંછોની પેઠે કાંગરીદાર હોય છે. ફૂલ પીળાં, અને શીંગ (ફલ) છધારવાળી, અને તેને મથાળે બે વિભાગવાળી ત્રણ અણી હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું અને ભૂરા રંગનું હોય છે. એમાંથી થોડાક ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ કઠ્ઠણ અને છાલ ઘણી ચીવટ હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ મીઠાસલેતો ચીકણો ને તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી સલેટપેન કે પેનસીલ જેવી જાડી થાય છે. તે લીલા કે ફીકા જાંબુડા રંગની હોય છે. તેપર ધોળા વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. શાખાઓ પણ એવા જ રંગની પણ તેપર રૂંવાટી વિશેષ હોય છે. અને અતિ કોમળ શાખાઓપર લાંબા, ચળકતા વાળની ગીચ રૂંછાળ હોય છે. ડાંડી તેમ જ શાખાપરની છાલ મજબૂત રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી ½ થી ૧½ ઇંચ લાંબી અને તેપર લાંબા વાળની રૂંછાળ હોય છે. પાનની બન્ને સપાટીપર પણ આછી રૂંછાળ આવેલી હોય છે. ડીટડીને મથાળેથી ૩ થી ૫ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. તેમાં વચલી ૩

જરા જાડી અને બાજુની બે ઝીણી હોય છે. પાનની નસોવચ્ચેનું જાળીકામ અર્ધપારદર્શક હોય છે. પાનનો આકાર લંબગોળ, અધવચથી ડીટડી તરફ પોહોળાં, અને અધવચ ઉપર સાંકડાં થતાં અણીદાર હોય છે. ડીટડી પાસે તેના બે દાંતા વખતે અણીઆળા હોય છે, ને વખતે હોતા નથી. પાનની કોરપર દાંતા જેવી કાંગરી હોય છે. પાનની ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની ઘેરા કે ફીકા લીલા રંગની હોય છે. પાનનો સ્વાદ ચીકણો ને જરા કડવાસલેતો હોય છે.

પાનની ડીટડીના થડમાં બે ઝીણાં ઉપપાન હોય છે. તે પાનની ડીટડીથી નાહાનાં, તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં થતાં લાંબી અણીવાળાં હોય છે.

**ફૂલ**–પાનની વિરૂદ્ધ દિશાએ અર્થાત્ તેની સામેથી ફૂલની સળી નીકળે છે. તે ઘણી ટુંકી હોય છે. તેને તળિયે બે ઝીણાં ઉપપત્રો હોય છે. એ સળીપર ૧ થી ૩ ફૂલો આવે છે. સળી અને પુષ્પપત્રોપર લાંબા વાળની રૂંછાળ હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે. તે બપોરે ઉઘડે છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ વિભક્ત હોય છે. તે પાંખડીથી આંતરે આવેલાં હોય છે. તે લીલા રંગનાં ને તેનાં ટેરવાં અણીદાર રાતા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ વિભક્ત હોય છે. તે પીળા રંગની, તળિયે સૂક્ષ્મ ડાંડલીવાળી ને મથાળે ગોળાઈલેતી પોહોળી હોય છે.

**પુંકેસરો**–૧૦ થી ૧૫ હોય છે. તે પાંખડીથી કંઇક ટુકાં ને સ્ત્રીકેસરથી કંઈક લાંબાં હોય છે. તેના તંતુ, પરાગકોષ અને પરાગરજ એ બધાં પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો, ઉભો ૩ થી ૬ ધારવાળો હોય છે. તેનાપર વાળની રૂંવાટી આવેલી હોય છે. નલિકા સૂક્ષ્મ ફીકા લીલા રંગની, ને નલિકાગ્રમુખ પીળું હોય છે.

**શીંગ**–( ફલ )–૧ થી ૧½ ઇંચ લાંબી ને ૧ થી ૨ લાઈન પોહોળી હોય છે. તેપર ઉભી છ ધાર હોય છે. શીંગને ટેરવે ત્રણ અણી જૂદી જૂદી આવેલી હોય છે. એ ત્રણે અણી મથાળે જરા બે ભાગ થયેલી હોય છે. કેટલાક નમુનામાં શીંગ આઠ ધારવાળી અને તેને મથાળે ચાર અણી દેખાય છે, જે બે વિભાગવાળી થએલી હોય છે. શીંગ પ્રથમ લીલા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. ને સુકાય છે ત્યારે લીલાસલેતા ભૂરા રંગની થઈ જાય છે. તેનો આડો કાપ કરી જોતાં તેમાં ત્રણ પડ અથવા ખંડ દેખાય છે. એ દરેક પડમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–રતાસલેતા કાળા રંગનાં હોય છે. તેની સપાટી સૂક્ષ્મ બિંદુઓવાળી હોય છે. બીજનાં પાસાં દબાયલાં અથવા અંદરબેસતાં ને વખતે એમાં કેટલાક ખૂણા નીકળેલા દેખાય છે. તે ½ લાઇન જેટલાં લાંબાં હોય છે. તેનો સ્વાદ કડવો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ અને ૬–ઉપયોગ**– } છૂંછડા અને બીજી છૂંછોના જેવા જ છે.

**૭–સ્થાનક**–કાદીવાળી જમીનમાં, રસ્તાની બાજુએ, ઢોરનાં ચરીઆણવાળી જગોએ, રણ અને ઘેડની કાંધીએ, વાડીઓની વાડ પાસે, પાણીના ઘેરીઆ કાંઠે અને બરડા ડુંગરપર ઘાસની તળીઓમાં ઘાસ સાથે એ છધારીછૂંછ ઘણી ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એની શીંગપર વિશેષે કરીને છ ધાર હોય છે માટે એને છધારીછૂંછ કહે છે.

---

## વર્ગ–(ટિલિયેસી).

### નંબર. ૮૭.

**૧–શાસ્ત્રીયનામ**–C. antichorus.

દૃષ્ટાન્ત–H. I. p. 398; N- p. 39. Watt. II. p. 535.

**૨–દેશીનામ**–ઝીણકી છૂંછ, બેઠી બહુફલી, **બહુફલી** (પો૦)+ (ગુ૦)+ (મ૦)+ (હિ૦).

**૩–વર્ણન**–બહુફલી ચોમાસે ઘણી ઉગી આવે છે. તેમ કેટલીક જગોએ તે બારે માસ પણ જોવામાં આવે છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે જમીનપર છાતળાંની માફક પથરાયલી હોય છે. તેનાં છાતળાં ½ થી ૧ ફુટ લાંબાં હોય છે. પણ કોઈ કોઇવાર તેનાં ૨ થી ૩ ફીટના ઘેરાવાનાં છાતળાં પણ મળી આવે છે. તેનાં પાન નાહાનાં, કરચલી અને કાંગરીવાળાં હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળા રંગનાં, અને શીંગો ( ફલ ) રાઇની શીંગો જેવી લાંબી હોય છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું હોય છે. તે જમીનમાં ઘણું મજબૂત ઉંડું બેઠેલું હોય છે. તેની છાલ બહારથી ખડબચડી, ભૂરા રંગની ને અંદરથી લીલાસલેતા રંગની હોય છે. મૂળનું લાકડું કઠ્ઠણ હોય છે. વાસ મીઠાસલેતી અને સ્વાદ પ્રથમ મીઠાસલેતો ચીકણો ને પાછળથી જરા કડવાસલેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિત જ હોય છે. પણ ઘણુંકરી મૂળને મથાળેથી થોડીક શાખાઓ નીકળી સુતળીથી સ્લેટપેન જેવી જાડી થઈ તેમાં ઘણી ઝીણી શાખાઓ નીકળે છે. કોઇ વખતે આ મુખ્ય શાખાઓ આંગળી જેવી પણ જાડી થાય છે. તે પ્રથમ લીલાસલેતા પીળા રંગની પણ પાછળથી ભૂરા રંગની થઇ જાય છે. તેની છાલપર ચીરા પડી તેપરથી ફોતરી ઉતરતી દેખાય છે. શાખાઓ બટકણી હોય છે. તે ઉપરા ઉપર પસરાય

છે. તે લીસી, ચળકતી, લીલાસલેતા પીળા રંગની હોય છે. તેપર ઘણુંકરી અનિયમિત નાહાની નાહાની નીકો વખતે આવેલી હોય છે. અને નાહાની શાખાઓ ઘણીવાર મરડાયલી હોય છે. કોમળ શાખાઓ ઉપર ધોળા સૂક્ષ્મ વાળની આછી રૂંવાટી હોય છે. વાસ અને સ્વાદ મૂળને મળતાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ગોળાઇલેતાં અથવા લંબગોળ હોય છે. તે ટેરવે સાંકડાં અથવા પોહોળાં હોય છે. તે ૧/૨ ઇંચથી ૩/૪ ઇંચ લાંબાં અને ૧/૪ ઇંચથી ૧/૨ ઇંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટીનો રંગ પીળાસલેતો લીલો હોય છે. તોપણ નીચેની સપાટી સહેજ ઝાંખી હોય છે. બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. પાનની કોર કાંગરીવાળી અને પાનપર કરચલી અથવા સળ પડેલા હોય છે. પાનની ડીટડી ૧/૮ ઇંચથી ૧/૫ ઇંચ લાંબી હોય છે. તે દોરા જેવી પાતળી ને તેનાપર ધોળાવાળની રૂંવાટી હોય છે. ડીટડીને મથાળેથી ૩ નસો નીકળી પાનની અંદર ગયેલી હોય છે. જેનાપર છેટે છેટે વાળ આવેલા હોય છે. પાનમાંની નસો ઉપરની સપાટીએ અંદર બેસતી અને નીચેનીએ બહાર નીકળતી હોય છે. એ નસો અને તેની વચ્ચેનું જાળીકામ અર્ધપારદર્શક હોય છે. પાનને ચોળવાથી ચીકણું લાગે છે. ને તેમાંથી તાંદળજાની ભાજીની વાસને મળતી વાસ નીકળે છે. અને સ્વાદ ચીકણો, તૂરો ને ગળચટો લાગે છે.

**ફૂલ**–પાનની સામી બાજુથી સૂક્ષ્મ ટુંકી સળીપર ફૂલ આવે છે. તે બપોર પછી ઉઘડે છે. તેમાં કોઈ જાતની ખાસ વાસ હોતી નથી.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો પાંચ વિભક્ત હોય છે. તે લીલા કે ભૂરા રાતા રંગનાં હોય છે. અને તે પાંખડીઓ કરતાં વખતે નાહાનાં હોય છે. તેનાં ટેરવાં અણીઆળાં ને તેની નીચે અંદરની બાજુ ગોબાયલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડી પાંચ વિભક્ત હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં પાતળી ને પીળા રંગની હોય છે.

**પુંકેસરો**–૫ થી ૧૦ હોય છે. તેના તંતુઓ પીળા, લીસા ને ચળકતા હોય છે. ને તેને મથાળે પરાગકોપ ફીકા પીળા રંગના ને પીળી રજવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય જાડો, ઉભો, પીળાસલેતા રંગનો ને તેપર રાતી ટીસીઓ આવેલી હોય છે. નલિકા ફીકા પીળા રંગની પુંકેસરતંતુ કરતાં જરા જાડી હોય છે. તેને મથાળે પીળા રંગનું ૩ થી ૫ કે ૬ છેડાવાળું અથવા પ્યાલા જેવું મુખ હોય છે.

**શીંગ**–(ફલ)–ઘણુંકરી ૧/૨ થી ૩/૪ ઇંચ લાંબી ને કોઇવાર ૧ થી ૧ ૧/૨ ઇંચ લાંબી પણ હોય છે. તે ૧/૨ લાઇન પોહોળી હોય છે. તે સીધી અથવા થોડી વાંકવળતી હોય છે. તે ગોળ અને ચાર ઉભાં પડવાળી હોય છે. તે પ્રથમ પીળાસલેતા લીલા રંગની હોય છે, પણ સુકાય છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે. ને ટેરવેથી તેનાં ચાર પડ ઉભાં ચીરાઇ દરેક પડમાંથી કેટલાંક સૂક્ષ્મ બીજ બહાર આવે છે. તેની સપાટી જરા ખરસટ હોય છે. ને તેપર ઉભી બહુધા ચાર રાતી ટીસીઓ આવેલી હોય છે. શીંગનું ટેરવું બુઠ્ઠું અણીવાળું હોય છે.

**બીજ**–સૂક્ષ્મ સહેજ જાંબુડી છાયાલેતા ભૂરા કે કાળા રંગનાં હોય છે. તે બન્ને છેડે બુઠ્ઠાં અને તેની સપાટીપર હાંસ કે ધાર હોય છે. તે ૧/૪ થી ૧/૨ લાઇન લાંબાં અને તેથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. તે સ્વાદે ગળચટાં અને જરા ચીકાસલેતાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ધાતુપૌષ્ટિક, ઉપલેપક, ચિરગણકારી પૌષ્ટિક, ગ્રાહી અને મૂત્રલ.

**૬–ઉપયોગ**–બહુફલી ધાતુપુષ્ટમાટે પ્રસિદ્ધ ઔષધ છે, તેથી ઘણા લોકો તેને ઓળખે છે. બહુફલીનો આખો છોડવો વાટી તેનો રસ સાકર કે કારબોનેટ ઓફ્ સોડાની સાથે ગુરદા, ફુકણા કે પ્રમેહના દરદને લીધે થતી પેશાબની બળતરા ઉપર વાપરવામાં આવે છે. બહુફલી ઘણા પૌષ્ટિક પાકોમાં વપરાય છે. તાવ અને સંગ્રહણીમાંથી સાજા થતા દરદીને બહુફલીનો ઉકાળો પીપરની સાથે અપાય છે. તાજી બહુફલીને વાટી તેનો રસ, અથવા સુકી બહુફલી પાણીમાં પલાળી તેનો કાઢેલો લુવાબ, અથવા બહુફલીનો ઉકાળો સાકરની સાથે સ્ત્રીઓના પ્રદર ઉપર એક અકસીર દવા તરીકે વપરાય છે. જુના પરમામાં બહુફલીનાં પાન ઘણો ફાયદો કરે છે. બહુફલીનો લુવાબ દૂધ અને સાકરની સાથે ક્ષય અને છાતીના બીજા વ્યાધી ઉપર આપવામાં આવે છે. સંગ્રહણી, ઝાડા અને હરસની બળતરા ઉપર બહુફલીનો કાઢો ટાઢક માટે અપાય છે. ધાતુપૌષ્ટિક તરીકે બહુફલીની ફાકી સાકર કે દૂધની સાથે ઘણાલોકો રાત્રે સુતી વખતે લે છે. ધાતુક્ષીણતાને લીધે નબળાઇ થઇ કળતર, માથામાં ચક્કર, આંખની ઝાંખાશ, હાથ પગનાં તળિયાંની બળતરા, ચામડીનું લાસું થવું અને ફાટવું, કમરનો દુખાવો, મોઢાંનો શોષ, છાતીનો ધબકારો, સ્વપ્નાવસ્થા આદિ રોગ થાય છે, તે ઉપર તાજી બહુફલીને પાણીમાં વાટી તેનો રસ અને સુકી હોય તો તેને પાણીમાં પલાળી તેનો કાઢેલો લુવાબ, અગર તેનો ઉકાળો તેમાં સાકર અને પીપર નાંખી લાંબા દિવસ સુધી તેનું સેવન કરવાથી ઉપર કહેલા સર્વે રોગ મટે છે. બહુફલીમાં ગ્રાહી ગુણ હોવાને લીધે તે વખતે કબજીયત કરે છે, માટે બહુફલીનો પ્રયોગ ચાલતો હોય તે વેળા કબજીયત જણાય તો હીમજ આદિ હલકી જુલાબની દવા

આપી દસ્ત સાફ લાવતા રહેવું. બહુફલીનાં છાતળાં તમામ જાતનાં ઢોર ખાય છે. અને કાળે દુકાળે તે ઢોર તેમજ માણસને બહુ ઉપયોગી થઇ પડે છે. ઉંટ અને બકરાંનો તે મુખ્ય ચારો છે. અને ભેસોમાં દૂધ અને તેનાં ઘીમાં દાણો વધારવા બહુફલીને કુટી કપાસીઆ સાથે તેને ખવરાવે છે.

ઓસડ તરીકે બહુફલીની માત્રા ૦॥ થી ૧ તોલાભારની છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, પાણીના ધોરીઆ કાંઠે, ચુના પથ્થર ખડા અને કાદીવાળી જમીનમાં, ધેડની કાંધીએ તેમજ દરિયા કીનારે કાદીવાળી જમીનપર અને રેતીના બંધાયલા ઢસાપર બહુફલી આ સ્વસ્થાનમાં ઘણીજ ઉગે છે, એ સિંધ, પંજાબ, વાયવ્યપ્રાંત, દક્ષિણ, ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આ છોડવામાં શીંગો અર્થાત્ ફલી ઘણી થાય છે, માટે એનું નામ **બહુફલી** છે. એ જમીનમાં છાતળાંની માફક ઉગે છે માટે એને **બેઠીબહુફલી** કહે છે. અને નંબર. ૮૫ વાળો છોડવો જમીનપર પથરાતો નથી પણ ઉભો હોય છે માટે તેને **ઉભીબહુફલી** કહે છે. છૂંછની જાતમાં સૌથી નાહાનો છોડવો આ છે. માટે એને **ઝીણકીછૂંછ** કહે છે. એ બહુફલીનાં છાતળાં ગરીબ લોકો એકઠાં કરી પોરબંદરની બજારમાં ગાંધીને ત્યાં વેચે છે. તેની કીમત એક ભારીએ ૧ થી ૨ આનાં ગાંધી લોકો આપે છે. ગાંધી લોકો તેને અહીં જેટલી રાખી બાકીની મુંબઈ ચડાવે છે. ગામના બીજા ગૃહસ્થ લોકો પણ ગરીબ લોકોને દાણા આપી તેની અવેજીએ બહુફલી લઇ તે ઓસડમાં કામ આવે માટે એનો સંગ્રહ ઘરમાં રાખે છે.

આ સ્વસ્થાનમાં બહુફલી દરસાલ એટલી બધી ઉગે છે કે ગરીબ લોકો તેનાં છાતળાંનો બળતણ તરીકે ઉપયોગ કરે છે. વેરાન ને ઉજડ જગ્યાઓ જ્યાં બીજી વનસ્પતિ ભાગ્યેજ ઉગે છે ત્યાં એ ઘણી ઉપયોગી વનસ્પતિ ઉગે છે.

---

## વર્ગ (ટિલિયેસી).

### નંબર ૮૮.

**૧–શાસ્ત્રીયનામ**–C. urticæfolius ?

દૃષ્ટાન્ત–H. I. p. 397; Watt. II. p. 544.

**૨–દેશીનામ**–અડબાઉછૂંછડી (પો૦+ગુ૦).

**૩–વર્ણન**–અડબાઉછૂંછડીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે, તે ઘણા પાતળા અને નરમ હોય છે. એની શાંખાઓ ઝીણી સુતળી જેવી પાતળી હોય છે. પાન લાંબાં, સાંકડાં, તળિયે બહુધા વિષમ કોરવાળાં, ટેરવે ઘણાં સાંકડાં થતાં અણીઆળાં હોય છે. તેની કોરપર સુંદર નિયમિત દાંતા હોય છે. પાન કુમાસે ઘણાં પાતળાં અને બહુધા ઘેરા લીલા રંગનાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. ફૂલ પીળાં, અને શીંગ (ફલ) છૂંછડાની શીંગો જેવી તોપણ તેથી ટુંકી, પાતળી અને ઘણુંકરી ૩–હાંસોવાળી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે. એમાં ૩–ખંડ, અને દરેક ખંડમાં સૂક્ષ્મ કાળા રંગનાં બીજ ઘણાં હોયછે. તે છૂંછડા કે નં૦ ૮૫ વાળી છૂંછડીનાં બીજ જેવાં લાંબી અણીવાળાં હોતાં નથી, પણ તે ઉપરનીચે દબાયલાં અને ખૂણીઆઓવાળાં હોય છે. તે સેહેજ ચીકાસ ને કડવાસલેતાં હોય છે.

એ છૂંછડી પડતર ખેતરો અને ડુંગરમાં ઘાસની સાથે ઘણી ઉગે છે. એ દક્ષિણમાં વિશેષ કરી થાય છે.

એનો ઉપયોગ છૂંછડા અને નં૦ ૮૫ વાળી છૂંછડી જેવો છે.

---

## ૧૯–N. O. LINEÆ.

## વર્ગ--લાઈની.—અલસીનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ—

આ વર્ગમાં ઘણુંકરી ફકત નાહાના છોડવાઓ થાય છે. એ વર્ગ નાહાનો છે, તોપણ **અલસી** આ વર્ગની વનસ્પતિ હોતાં એણે એ વર્ગનું મહાત્મ્ય વધારેલું છે. એ વર્ગમાંની વનસ્પતિને પાન આંતરે આવે છે. તે સાદાં, અખંડિત કોરવાળાં, કે વખતે કાંગરીવાળાં હોય છે. ઉપપાન હોય છે, વા હોતાં નથી. પુ૦ બા૦ કોષનાં પત્રો ૪ થી ૫ વિભક્ત કે અવિભક્ત અને ઉપરાઉપર હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪ થી ૫ હોય છે, તે તરત ખરી જાય તેવી હોય છે. પાંખડીઓની પાસે વળી રસકુપ્પીઓ (glands) હોય છે, તે પુંકેસરતંતુઓની ભૂંગળીને ઘણુંકરી લાગેલી હોય છે. પુંકેસરો ૪ થી ૫ હોય છે, ને તેની સાથે ઘણુંકરીને તેટલાંજ અપૂર્ણ પુંકેસરો પણ હોય છે. તંતુઓ તળિયે જોડાઇને એક ભૂંગળી જેવા થઇ રહેલા હોય છે, અને એ તંતુઓપરના પરાગકોષ ૨–પોલવાળા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે, તેનો ગર્ભાશય ૪ થી ૫ ખંડ કે પોલવાળો હોય છે; નલિકાઓ ૩ થી ૫, તે છૂટી કે થોડી ઘણી જોડાયલી હોય છે. ફલ ૫ પોલવાળું હોય છે, અને તે દરેક પોલમાં ૧ કે ૨ બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ઉપલેપક, ગ્રાહી, મૂત્રલ, સારક તથા શોથઘ્ન ગુણો રહેલા છે.

---

## ( વર્ગ–લાઇની. )

### નંબર ૮૯.

**૧–શાસ્ત્રીયનામ**–Linum-usitatissimum.

દૃષ્ટાન્ત—H. I. p. 410; N. p. 40; Watt. V. p. 2; રૂ. નિ. પા. ૬૭૮.

**૨–દેશીનામ**–અલસી (પો૦)+(ગુ૦); अळसी, जवस (મ૦); अलसी, तीसी (હિં૦); मसृणा, अतसी (સં૦)

**૩–વર્ણન**–અલસીના છોડવા ૧ થી ૨ કે ઘણી સારી જમીનમાં ૩ થી ૪ ફીટ ઉંચા વધે છે.

**મૂળ**–ધોળા રંગનું સ્લેટપેનથી ટચલી આંગળી જેવું જાડું અને ચારથી ૧૦ ઇંચ લાંબું થાય છે. તેમાંથી ભાગ્યે જ બીજા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળી કે સ્લેટપેન જેવી જાડી, શાખાઓ ઉભી, સુતળી જેવી પાતળી, ગોળ અને લાંબી હોય છે. ડાંડી અને શાખાઓ લીસી અને ચીવટ હોય છે, તે તોડતાં તેમાંથી ઘણા જ બારીક સફેદ રસા દેખાય છે.

**પાન**–આંતરે આવેલાં, સાંકડાં, ભલ્લાકૃતિનાં ને ઘાસનાં પાન જેવાં દેખાતાં, બન્ને છેડે સાંકડાં, અને અખંડ કોરવાળાં હોય છે; પાનની પાછળની બાજુ ત્રણ ઉભી નસો આવેલી હોય છે, પાન જરા જાડાં અને બન્ને સપાટીએ ફીકા લીલા રંગનાં હોય છે; તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ૧½ લાઇનથી ½ ઇંચ પોહોળાં હોય છે.

**ઉપપાન**–હોતાં નથી.

**ફૂલ**–પાનની સામી બાજુએથી બહુધા નીકળેલાં હોય છે, તે અત્યંત રૂપાળાં આસમાની રંગનાં ચક્રાકાર હોય છે, તે ½ થી ¾ ઇંચ વ્યાસનાં હોય છે; પાંખડીઓ જલદીથી ઉડીને ખરી પડે એવી હોય છે. ફૂલની ડીટડી દોરા જેવી પાતળી હોય છે, તે ½ થી ૧½ ઇંચ લાંબી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ વિભક્ત હોય છે, એ પાંચ પત્રોમાંથી બે બીજાં ત્રણ કરતાં જરા નાહાનાં હોય છે, તે લીલા રંગનાં, ટેરવાં તરફ સાંકડાંથતાં ને અણીયાળાં હોય છે. તેની સપાટીપર ઉભી ૧ થી ૩ નસો, અને તેની કોરપર આંખની પાંપડ જેવા સૂક્ષ્મ ધોળા વાળની હાર હોય છે, એ પત્રોની કોર બહુધા ધોળી હોય છે. પત્રો ૨ થી ત્રણ લાઇન લાંબાં અને ૧ થી ૨ લાઇન પોહોળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ વિભક્ત હોય છે, તે ૨ થી ૨½ લાઇન પોહોળી અને તેટલી જ લાંબી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોને જરા તાંણતાં જ (પાંચે પાંખડીઓ) ફૂલમાંથી બહાર કુદી પડે છે. તે કરોળીયાનાં પડ કરતાં પણ પાતળી હોય છે, પણ તે ઘણી જ ખૂબસુરત અને જોવાલાયક હોય છે, એ પુ૦ બા૦ કોષનાં પત્રોથી ઉંચી હોય છે, તે તળીયે જરા સાંકડી સૂક્ષ્મ ધોળી અણીવાળી, અને મથાળે પોહોળી હોય છે. તેને મથાળે સૂક્ષ્મ અનિયમિત બુઠ્ઠી કાંગરી હોય છે, પાંખડીમાં તાડનાં પાનમાં હોય છે તેવી ઘેરા આસમાની રંગની ઉભી નસો હોય છે, તે ઘણીજ સુંદર દેખાય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે; તેના તંતુઓ તળીયે ધોળા અને પોહોળા અક્કેકી રસકુપ્પી (Gland) વાળા હોય છે, તે મથાળે ફીકા આસમાની રંગના હોય છે; પરાગકોષ વચમાં ધોળા ને કોરે આસમાની હોય છે. દરેક પુંકેસરની વચમાં અક્કેક બારીક ખોટું પુંકેસર પણ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, ગર્ભાશય પાંચ પોલવાળો, ને દરેક પોલના ઉભા બે વિભાગ થયેલા હોય છે, ને તે દરેક વિભાગમાં અક્કેકું આદિબીજ હોય છે; ગર્ભાશય લીસો, ચળકતો પીળાસલેતા લીલા રંગનો હોય છે; તેની ઉપર ૫ નલિકાઓ ફીકા આસમાની રંગની આવેલી હોય છે.

**ફલ**–પોહોળા પેટાળવાળા કળશના આકારનું ૨ થી ૩ લાઇન લાંબું હોય છે, તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે, તેનાપર ઉભી લીલા રંગની ૧૦ પટી આવેલી હોય છે, અને ફલમાં ૧૦ બીજ હોય છે.

**બીજ**–લીસું, ચપટું અને એક છેડે અણીઆળું રતાસલેતા રંગનું ૧ થી ૧½ લાઇન લાંબું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ગ્રાહી, પૌષ્ટિક તથા શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–અલસીના છોડવા ઢોર ખાય છે. આખા છોડવાને બાળી તેની ભસ્મ તેલમાં મેળવી ચામડીના દરદોપર લગાડે છે. અલસીનાં બીની પોટીસનો ઉપયોગ પ્રસિદ્ધ છે. એનાં બીનો ઉકાળો ઉધરસ ઉપર સાકર સાથે અપાય છે. અલસીનાં બીનો પાક પૌષ્ટિક તરીકે ખવાય છે. તેમ જ બીજા પૌષ્ટિક પાકોમાં તેનાં બી વપરાય છે. અલસીના છોડવાને પાણીમાં ગરમ કરી તેની બાફ કફવાળાને તાવમાં આપે છે. એનો ઉકાળો પેશાબની ગરમીમાં પણ અપાય છે. અલસીના છોડવામાંથી રેસા અને બીમાંથી તેલ નીકળે છે તેનો ઉપયોગ પ્રસિદ્ધ છે.

"કફને ટાળે છે, ધાતુને કમતી કરે છે, આંખના તેજને ઘટાડે છે, અલસીનાં પાંદડાં વાયુ ને કફને ટાળે છે." (વૈ. રૂગનાથજી. જુનાગઢ)

**૭–સ્થાનક**–વાડીઓ અને ખેતરોમાં ઘઉં, રાઇ, મુળા વગેરે શીયાળુ મોલની સાથે નેદ તરીકે ઉગે છે.

કોઇ કોઇવાર બરડા ડુંગરમાં ઢોરનાં ચરીયાણ ઘાસમાં તેના છોડવા ઉગતા જોવામાં આવે છે. તેલ અને રેસાઓ માટે અલસીનું વાવેતર હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં કરવામાં આવે છે.

**૮–વિશેષવિવેચન**–અલસી આ સ્વસ્થાન (પોરબંદર) માં વાવવામાં આવતી નથી, વાડી અને ખેતરમાં અને ઘાસની તળીઓમાં તેના કોઇ કોઈ છોડવા ઉગેલા જોવામાં આવે છે; તે તેનાં બીજ ઘઉં, ગદમ કે બીજાં બીની સાથે ભેળાઇ આવવાથી તેની સાથે ઉગી આવતાં હશે.

પણ **વૉટ** સાહેબે અલસી વિષે પોતાનાં વોલ્યુમ પાંચને પાને ૨ થી ૭૭ સુધી તેના ઇતિહાસ, ઔષધીય ગુણ, રેસા, અને અલસી વાવવાની રીત વગેરે બાબતોની લંબાણ હકીકત આપેલી છે તે જિજ્ઞાસુએ વાંચવા જેવી છે.

---

૨૦–N. O. Malpighiaceæ–

## વર્ગ–માલ્પિઘિયેસી—માધવીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ—

આ વર્ગમાં વૃક્ષો અને ઘણુંકરી વેલા જેવાં ઝાડવાં થાય છે. પાન સામસામાં અને અખંડિત કોરવાળાં સાદાં હોય છે. ઉપપાન ઘણુંકરી હોતાં નથી અને હોય છે તો ઘણાં બારીક હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો પાંચ હોય છે, તેમાનાં કોઈ કોઈ પત્રપર મધુકુપ્પી* હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે. તે ઘણુંકરી ઉપરા ઉપર હોય છે, અને તેની કોરપર ઝાલર હોય છે. પુંકેસરો ૧૦ હોય છે, તેમાં એક કે એકથી વધારે સૌથી મ્હોટાં હોય છે, તેના તંતુઓ છૂટા અથવા તળિયે જોડાયલા હોય છે, તેને મથાળે પરાગકોષ ૨ વિભાગવાળા આવેલા હોય છે. સ્ત્રીકેસર ૩–પોલવાળી ૧ હોય છે. ફલ શુષ્ક અથવા રસભર્યાં હોય છે. તે ૧ થી ૩ પોલ અને પાંખવાળાં હોય છે. દરેક પોલમાં અક્કેક બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિના ગુણ ગ્રાહી, વિદાહી તથા પિત્ત અને કફઘ્ન ગણાય છે.

---

## વર્ગ—(માલ્પિઘિયેસી).

### નંબર. ૯૦

**૧–શાસ્ત્રીયનામ**–Hiptage madablota.

દૃષ્ટાન્ત–H. I. p. 418; N. p. 41; Watt. IV. p 252; રૂ. નિ. પા. ૪૫૬.

**૨–દેશીનામ**–રક્તપીતી, રગતપીપી, માધવી (પો૦)+ (ગુ૦); माधवगीरी, पीळयेल, हळद्वेल (म०); माधवलत्ता, माधवी (हिं०); माधवी, अतिमुक्ता (सं०)

**૩–વર્ણન**–માધવીના વેલા ઘણા લાંબા હોય છે. પણ તેની લાંબી શાખાઓને કંઇ આધાર ન મળે તો તે આડી અવળી વીંટળાઇને એક નાહાનાં ઝાડવાં જેવી થઈ રહે છે. એના વેલા કુદરતી રીતેજ એક મંડપની પેઠે આમ તેમ અધર પસરાતા હોય છે, તેથી એના વેલાને કેટલાક રસિક ગૃહસ્થો માંડવાપર ચઢાવે છે, તેને **માધવીમંડપ** કહે છે.

શકુન્તલા અને સાવિત્રી નાટકોમાં, અને બીજા સાહિત્યના ગ્રંથોમાં માધવીમંડપનું વારંવાર વર્ણન જોવામાં આવે છે. એના વેલાની ડાંડી કોઇવાર હાથનાં કાડાંથી તે પગનાં સાથળ જેવી જાડી થાય છે. તેમાંથી આડી અવળી કેટલીક શાખાઓ નીકળી એક બીજામાં ગુંથાયલી હોય છે, અથવા પાસે ઓથ મળે તો તેપર લંબાયલી હોય છે. એ શાખાઓમાંથી કેટલીક પાંસરી તરસા જેવી કોમળ શાખાઓ નીકળેલી હોય છે, તેનાપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે.

એનાં પાન લાંબાં અને ચળકતાં હોય છે, તે સામસામાં આવેલાં હોય છે. તે અખંડ કોરવાળાં, ચીવટ, લીસાં અને ૩ થી ૬ ઈંચ લાંબાં અને ૨ થી ૩½ ઈંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં અણીથતાં અને ડીટડી પાસે તેની કોર ગોળાઇલિતી, ખાંચવાળી કે સાંકડીથતી હોય છે. ડીટડી ટુંકી હોય છે.

એનાં ફૂલ ઘણાં સુંદર હોય છે. તે વસંત ઋતુમાં આવે છે. તે ફીકા ગુલાબી કે ધોળા રંગનાં વિચિત્ર રચનાવાળાં અને અત્યન્ત મધુરી વાસવાળાં હોય છે. એનાં ફૂલ ઉઘડે છે ત્યારે એ માધવી મંડપપર ભમરાઓનો મેળો ભરાય છે. તે વિષે રાજનિઘંટમાં લખ્યું છે કેઃ—

> "माधवी चंद्रवल्ली च सुगंधा भ्रमरोत्सवा।
> भृंगप्रिया भद्रलता भूमिमंडपभूषणा" ॥ १ ॥

એનાં ફૂલને ધારણ કરનારી સળી શાખાઓને છેડે અથવા પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે, તે ૩ થી ૬ ઈંચ લાંબી હોય છે. ફૂલ ½ થી ¾ ઈંચ વ્યાસનું હોય છે. તેનાં પુ૦ બા૦ કોષનાં પત્રો છુટાં અને તેની પાંચે પાંખડીઓની કોરપર સુંદર ઝાલર આવેલી હોય છે. એ પાંચ પાંખડીઓમાંની એક પાંખડીને તળિયે સુંદર પીળા રંગનો ચાંડલો હોય છે. એનાં ફલ ૩ થી ૪ પાંખોવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–પાન, ફૂલ અને વેલા.

**૫–ગુણદોષ**–વિદાહી તથા પિત્ત અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં પાનને વાટી તેની લુગદી મીઠાં તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઇ ચામડીના રોગમાં ચામડીપર ચોપડવામાં આવે છે. એનાં પાન વાટીને ખસ ઉપર લગાડે છે. એનાં પાન વાટીને ઢોરને જીવાત પડી હોય તો તેનાપર બાંધવામાં આવે છે, તેથી સોજો

---

* मधुकुप्पी–Nectareal-gland.

મટી જાય છે, અને જીવાત દૂર થાય છે. એનાં પાન છપ્પનિયા દુકાળમાં ઢોરોને ખવરાવવામાં આવતાં હતાં. એનાં ફૂલ પિત્ત અને ગરમીના આજારવાળાને સુંઘાડવાથી તેને ઘણો આરામ થાય છે. માથે શરદી ચડી ગઇ હોય તો એનાં ફૂલ સુંઘવાથી આરામ થાય છે. એનાં ફૂલની સુગંધી મગજને તર કરે છે એમ કહેવાય છે. એના વેલાનું લાકડું પાણીમાં ઘસીને રસવિકારના સોજાપર ચોપડવામાં આવે છે. એનાં લાકડાંમાંથી ખેડુ લોકો બળદની સમેલ અને કોદાળી વગેરેના હાથા બનાવે છે.

"માધવી પિત્ત, ઉધરસ, દાહ, શોષ, ગુંમડાં, એ સર્વે રોગને મટાડે છે, હલકી છે, ત્રિદોષને ટાળે છે, મધુરી છે, ટાઢી છે." ( વૈ. રૂગનાથજી ).

**૭–સ્થાનક**–ડુંગરમાં છૂટા છવાયા માધવીના વેલા જોવામાં આવે છે. પોરબંદર તલપતમાં તે શ્રી દ્વારકાનાથજીના બાગમાં અને સ્ટેટના રાજવાડી બાગમાં વાવવામાં આવેલા છે.

**૮–વિશેષ વિવેચન**–ઇંગ્રેજી સ્પેસિફિક્ નામ (madablota) એ દેશી **માધવલત્તા** ઉપરથી રાખેલું જણાય છે. એનું લાકડું પીળાસલેતા રંગનું હોય છે, માટે એને **પીળયેલ** કહે છે.

માધવીનાં ફૂલની રચના, સુગંધ, સુંદરતા અને રંગ એ ખરેખર જોવા લાયક છે. માટે જ સાવિત્રી એ કહ્યું છે કેઃ–

"માધવી માલતિની રહી, સંભાળ લેવી હવે" (શંકરલાલ).

"The beauty of the whole plant is very striking, and the want of symmetry in the flowers and fruit not less so."

( A. K. Nairne )

માધવીને વસંત સમયે ફૂલો આવે છે, માટે એને **વસન્તની શોભા** કહે છે. "Hiptge madablota is called delight of the Woods or delight of the Spring."

(As. Res. 4. p. 282.).

રત્નાવલી નાટકમાં વસંતનાં વર્ણનમાં રાજાની રાણી રાજાને કહે છે કેઃ–"આજે મને માલીદ્વારા ખબર મળી છે કે, મારી **માધવી** વેલમાં ફૂલ આવ્યાં છે, માટે તે જોવાને આજે મારી સાથે તમારે જરૂર ચાલવું જોશે, તમારે આજે પ્રધાન સાથે મળવાનું અને વાત કરવાનું છે તે કોઈ બીજા પ્રસંગપર રાખો."

વસન્ત સમયમાં **માધવીને** તો ફૂલ આવે છે, પણ બીજા શું શું ચમત્કારો થાય છે તે વિષે એક રસિક વિદ્વાન પુછે છે કેઃ–

**શ્લોક–**

**"प्राप्ते वसन्तसमये वद किं तरूणां**
**किं क्षीयते विरहीणामुरगः क्किमेति ॥**
**किं कुर्वते मधुकरा मधुपानमत्ता**
**किं दिग्वनं मृगगणा त्वरितं त्यजेयुः॥**

ઉપરનાં પાંચે પ્રશ્નોના ઉત્તર નીચેના પાંચ અક્ષરોમાંથી મળે છે. **"दवविकलं"**

**प्रश्न १**–વસંત સમયે તરૂ (ઝાડો)ને શું થાય છે?
**उत्तर**–"**दलं**" પાન થાય છે.
**प्रश्न २**–વિરહી લોકોનું શું ક્ષીણ થાય છે?
**उत्तर**–"**बलं**" બળક્ષીણ થાય છે.
**प्रश्न ३**–સર્પ ક્યાં આવે છે?
**उत्तर**–"**विलं**" રાફડે.
**प्रश्न ४**–ભમરાઓ શું કરે છે?
**उत्तर**–"**कलं**" શબ્દ કરે છે.
**प्रश्न ५**–હરણનાં ટોળાં શું જલદી મુકે છે?
**उत्तर**–"**दवविकलं**" દાવાનલની અગ્નિ.

માધવીનાં ફૂલમાંના મકરંદથી મસ્ત થએલા ભમરાઓ માધવી મંડપપર આમ તેમ ફરતા, તેપર ઢળીપડતા અને કિલકિલાટ ( ગુંજારવ ) કરતા જોઈ તે વિષે કોઇ કહે છે કે;–

**विकल होत मदिरा पियै अमृत पियै नहोत ॥**
**पैं माधवि मकरंदसों भ्रमर प्रेममत (मत्त) होत ॥**

---

૨૧–N. O. ZYGOPHYLLEÆ–

વર્ગ–**ઝાયગોફાયલી**–મીઠા અથવા બેઠા ગોખરૂ અને ધમાસાનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં વૃક્ષો કવચિતજ હોય છે. પણ ઘણુંકરી ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગમાંની વનસ્પતિની શાખાઓ ઘણુંકરી સાંધાઓવાળી હોય છે. પાન સામસામાં અથવા આંતરે આવે છે, તે બેખડા કે ૩ પાનના ત્રેખડા જેવાં અથવા પીછાં *જેવાં હોય છે. ઉપપાન ૨ ટકાઉ હોય છે, ને તે વખતે કાંટા જેવાં હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫; પુંકેસરો પાંખડીઓ જેટલાં, અથવા તેથી બે કે ત્રણ ગણાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેમાં ૪ થી ૫ કે ૧૨ પોલ હોય છે. ફલ શુષ્ક, કાંટાળાં અથવા પાંખાં કે ધારવાળાં હોય છે, ફલની દરેક પોલમાં ૧ થી ૨ કે વધારે બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં મીઠા ગોખરૂ અને ધમાસો એ પ્રસિદ્ધ દવાઓના છોડવાઓ છે.

* પીછાં જેવાં–pinnate.–મીઠા ગોખરૂ અને આંબલીનાં પાન એવાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં મૂત્રલ, સ્વેદલ, ઉત્તેજક, અને ચિરગુણકારી પૌષ્ટિક ગુણ રહેલા છે.

---

## વર્ગ-(ઝાઇગોફાઇલી).
### નંબર ૯૧

**૧-શાસ્ત્રીયનામ**–Tribulus terrestris.

દષ્ટાન્ત–H. I. p. 423; N. p. 42; Watt. VI. part. IV. p. 78; ફ. નિ. પા. ૪૩.

**૨-દેશીનામ**–મીઠા ગોખરૂ, બેઠા ગોખરૂ, ગોખરૂ, નાહાના ગોખરૂ (પો+ગુ૦); गोखरु, सराटे, लहान गोखुर (મ૦); गोखरु, छोटा गोखरु (હિં૦); गोकंटक, गोक्षुर, लघुगोक्षुर (સં૦)

**૩-વર્ણન:**–મીઠા ગોખરૂના છોડવાઓ ચોમાસે ઘણા ઉગી આવે છે. તે જમીન ઉપર પથરાય છે. એના છોડવા આસરે ૧ થી ૩ ફીટ લાંબા વધે છે અને કોઈ કોઇવાર તો એનાં ૪ થી ૬ ફીટ વ્યાસનાં છાતળાં થઈ રહેલાં હોય છે. એમાં પાન ચણા કે આંબલી જેવાં ઝીણાં હોય છે. ફૂલ પીળાં અને ફલ બેઠા કાંટાવાળાં હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ઝીણા અને જાડા એમ બે જાતના વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. એનું મૂળ ૪ થી ૬ કે ૧૦ ઇંચ ઉંડું ગયેલું હોય છે, તે ધોળા રંગનું હોય છે. તેની છાલ જાડી મજબૂત અને રેસાવાળી, પણ મૂળનું લાકડું પોચું ને બટકણું હોય છે. મૂળની વાસ સમારેલી કાકડીમાંથી નીકળતી વાસને મળતી, ને સ્વાદ ચીકાસલેતો, તેલીઓ, જરા તૂરો ને મીઠો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે. એટલે મૂળને મથાળેથી લાંબી શાખાઓ નીકળી ચોતરફ ફેલાયલી હોય છે. તે સુતળી જેવી જાડી ફીકા લીલા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેપર સૂક્ષ્મ અને લાંબા એવા બન્ને જાતના ધોળા વાળની રૂંછાળ હોય છે. શાખાઓ ગાંઠે ગાંઠે સાંધાવાળી હોય છે.

**પાન**–ઘણુંકરી સામસામાં પણ વખતે આંતરે પણ હોય છે. તેમ એક પાન ટુકું ને એક જરા તેથી લાંબું હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં ને $\frac{3}{4}$ થી ૧$\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તે સંયુક્ત અને એકભગ્ન હોય છે. પાનની મુખ્ય ડીટડી ટેરવે અણીદાર હોય છે. એ મુખ્ય ડીટડીપર સૂક્ષ્મ પાન (leaflets)ની સામસામી હાર કે જોડીઓ આવેલી હોય છે, એ દરેક પાનમાં ૫ થી ૭ હાર કે જોડીઓ હોય છે. એ હારમાંનાં પાન $\frac{1}{4}$ ઇંચ લાંબાં ને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તેનું ટેરવું અણીયતું ને કોર વિષમ હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. ઉપરની સપાટીપર રૂંવાટી આછી અને નીચેનીપર લાંબી, ચળકતી, સુંવાળી ને પાનપર ઢળતી રૂંછાળ ગીચ હોય છે. પાનને રોશની તરફ રાખી આઇગ્લાસમાં જોતાં તેમાં અર્ધપારદર્શક છાંટણાં દેખાય છે. પાનમાંથી મૂળાનાં પાનને મળતી વાસ અને જરા ખટાસલેતો ગળચટો તૂરો સ્વાદ આવે છે.

**ઉપપાન**–જોડી વચમાં શાખાપર લાંબી રૂંછાળથી ભરાયલાં ૨ ઉપપાન હોય છે.

**ફૂલ**–ની ડીટડી પત્રકોણમાંથી અક્કેકી નીકળેલી હોય છે. તે $\frac{1}{4}$ ઇંચથી $\frac{1}{2}$ ઇંચ લાંબી હોય છે. ફૂલ પીળા રંગનાં $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઇંચ વ્યાસનાં, ચક્રાકાર અને કોઈ જાતની ખાસ ગંધ વગરનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે. એનાં પાંચે પત્રો એક બીજાંથી છૂટાં, ૨ થી ૩ લાઇન લાંબાં, ભાગ્યેજ ૧ લાઇન પોહોળાં, ટેરવે અણીદાર, અંદરની બાજુ લીસાં, ચળકતાં, લીલા રંગનાં અને હોડીની પેઠે પોલવાળાં હોય છે; અને બહારની બાજુ બહાર નીકળતાં અને લાંબી રૂંછાળથી ભરાયલાં હોય છે. એ પાંખડીઓ કરતાં જરા લાંબાં કે વખતે ટુંકાં ને કોરપર જરા ધોળાં ને પાતળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પણ છૂટી હોય છે. તે તળિયે સાંકડી, મથાળે પોહોળી અને ટેરવે સૂક્ષ્મ અનિયમિત દાંતાવાળી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં પોહોળી, બહુધા ટુંકી અને આંતરે આવેલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે, તેમાંથી ૫ પુ૦ બા૦ કોષનાં પત્રો સામાં અને ૫ પાંખડીઓની સામાં આવેલાં હોય છે. તેના તંતુઓ પાંખડીઓથી વિશેષ પીળા હોય છે. અને પરાગકોષ તેમજ રજ પણ પીળાં હોય છે. તે સ્ત્રીકેસરથી જરા ટુકાં હોય છે.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય લીલા રંગનો સફેદ લાંબી ચળકતી રૂંછાળથી આચ્છાદિત થયેલો હોય છે. તેને મથાળે અફીણના ડોડવાપર હોય છે તેવું પાંચ લીટાવાળું ગોળ મુખ હોય છે. નલિકા ટુંકી ને જાડી હોય છે.

**ફલ**–છાસ વલોવવાની રવાઇનાં ફૂલ જેવું પાંચ પાખાંવાળું હોય છે. એ પાંચે પાખાં સ્પષ્ટ દેખાતાં હોય છે. એ દરેક પાખાંને બહારની બાજુ નીચલા ભાગમાં બે ટુંકા અને વચ્ચોવચ બે લાંબા કાંટા હોય છે. ફલની નીચે ઘણુંકરી ૨ થી ૪ લાઇન લાંબી ને જરા જાડી ડીટી હોય છે. ફલને ટેરવે સૂક્ષ્મ નલિકા અને તેનાપર પાંચ મુખ આવેલાં હોય છે, તેથી એ પણ એક સૂક્ષ્મ રવાઇનાં ફૂલ જેવાં દેખાતાં હોય છે. ફલનો રંગ પ્રથમ ફીકો લીલો ને સુકાય છે ત્યારે ફીકા ભૂરો થઇ જાય છે.

તેની સપાટીપર સૂક્ષ્મ અને લાંબી બન્ને જાતની ધોળી રૂંછાળ હોય છે. તેની સપાટીપર બુઠ્ઠી અણીવાળી કાંટી આવેલી હોય છે, તેથી તે ખરસટ લાગે છે. ફલ ½ ઇંચિ વ્યાસનું હોય છે. એનાં દરેક પાખાંની અંદર ૧થી ૨ કે વધારે બીજ હોય છે. ફલનો ઉભો કાપ કરી જોતાં તેમાના ખંડ સ્પષ્ટ દેખાય છે. ફલની વાસ કાચાં નાળીએર જેવી અને સ્વાદ ખટાશલેતો તૂરો ને તેલીઓ લાગે છે. ફલ સુકાય છે ત્યારે ઘણાં કઠ્ઠણ થઇ જાય છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે ઉપરથી ધોળાં ને અંદર લીલાં દળવાળાં દેખાય છે. પણ પાકે છે ત્યારે ફીકા ભૂરા રંગનાં થઈ જાય છે. તેપરની ફોતરી પાતળી હોય છે, તે કાઢી નાખતાં તેની અંદરનો મગજ પીળાસ-લેતા રંગનો દેખાય છે. બી પોહોળાં ને મથાળે સાંકડાં-થતાં હોય છે. તે ૧ લાઇન લાંબાં ને ½ લાઇન પોહોળાં હોય છે. તેને એક છેડે સૂક્ષ્મ અણી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, ચિરગુણકારી પૌષ્ટિક, ગ્રાહી, અને સ્વેદલ.

**૬–ઉપયોગ**–સંસ્કૃત **દશમૂળાદિ** કવાથમાં આ ગોખરૂનાં મૂળ વપરાય છે. એનાં મૂળ ચિરગુણકારી પૌષ્ટિક તરીકે નબળાઈ અને સંધિવા ઉપર, અને ગ્રાહી તરીકે સંગ્રહણી ઉપર વપરાય છે. એના આખા છોડવાને પાણીમાં ગરમ કરી તે પાણીની પિત્તજ્વરવાળાને બાફ લેવરાવવામાં આવે છે. એનો ઉકાળો પેશાબ સાફ લાવ-વાને અને પરસેવો આણવા વપરાય છે. ગુરદાં અને ફૂંકણાં માની રેતી પથરી વગેરે રોગમાં એનો કવાથ પીવરાવવામાં આવે છે. ગોખરૂનાં ફલ પણ ગોખરૂ કહેવાય છે. તે કેટલાક પૌષ્ટિક અને ચિરગુણકારી પૌષ્ટિક પાકો અને કવાથમાં વપરાય છે. ગોખરૂનો પાક સ્ત્રી તેમજ પુરૂષને પૌષ્ટિક માટે અપાય છે. પ્રમેહ પ્રદર અને ગર્ભસ્થાનના વ્યાધિઓપર ગોખરૂ વપરાય છે. ગોખરૂની કરેલી બારીક કપડછાણ ભૂકી સાકર સાથે સંગ્રહણી અને ઝાડાપર અપાય છે.

ગરીબ લોકો દુકાળ વખતે ગોખરૂનાં પાનની ભાજી કરી ખાય છે. અને એનાં ફલનો ભૂકો બીજા આટા સાથે મેળવી તેના રોટલા કરે છે. છપ્પનિયા દુકાળની વખતે ઘણા ગરીબ લોકો ગોખરૂનાં ફલનો ભૂકો ખાતા હતા. એના છોડવાઓમાં જ્યારે કાંટાવાળાં ફલ પાકેલાં હોતાં નથી ત્યારે તેના કાંટા નરમ હોવાને લીધે ઢોર પોતાની મેળે તે ખાય છે. પણ જ્યારે ફલ પાકી કાંટા સખ્ત થઇ જાય છે ત્યારે ખેડુ અને રબારી લોકો એનાં કાંટાસોતાં ફલ કુટેડી ભેંસોને ખવરાવે છે.

સુવાવડનાં કાટલામાં મુખ્યત્વે કરી આ મીઠા ગોખરૂ વપરાય છે. આ મીઠા બેઠા અથવા નાહના ગોખરૂનો ગુણ ખાસ કરીને મૂત્રલ છે.

**૭–સ્થાનક**–મીઠા ગોખરૂના છોડવાઓ રેતાલ અને કાદીવાળી જમીનપર, તેમજ રસ્તાઓની બાજુએ, વાડી-ઓની વાડ પાસે, પાણીના ધોરીઆ કાંઠે, અને વરસાદનું પાણી થોડો વખત ભરાઇ રહેતું હોય એવી દરિયાકાંઠાની અને ઘેડની જમીનમાં ઉગે છે. ગાયના ગોંદરા અને ડુંગરમાં નદી અને વોકળાઓ કાંઠે પણ આ ગોખરૂ ઘણા ઉગે છે. એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–ગોખરૂ એ નામ **સંસ્કૃત** ગોક્ષુર ઉપરથી નીકળ્યું લાગે છે. સંસ્કૃત ગોક્ષુર એ ગો=ગાય અને ક્ષુર=ખરી, એ ઉપરથી થયેલું છે. એ શબ્દનો મુકાબલો આ ગોખરૂનાં ફલ સાથે કરવામાં આવે છે. આ ગોખરૂનાં ફલ જ્યારે પાકીને ઉઘડે છે ત્યારે તેનાં પાખાં અથવા પડ પોતાની મેળે એક બીજાંથી જૂદાં પડે છે. પણ તેના વચલા ભાગનાં બે મ્હોટાં પડ નીચેની બાજુથી જોડાયલાં રહી જાય છે, અને ઉપરની બાજુથી છૂટાં પડે છે. ત્યારે એનો દેખાવ બરાબર બે ફાટવાલી **ગાયનીખરી** જેવો દેખાય છે. માટે એને **ગોક્ષુર** કહેતા હશે. બીજું જ્યાં ગાયોને બેસવાની જગો હોય છે ત્યાં આ ગોખરૂ વિશેષ ઉગે છે. માટે એને **ગોકંટક** કહેલો હશે. અને કદાચ ગાયની ખરી તીક્ષ્ણ અણી-વાળી હોય છે, તેમ ગોખરૂના કાંટા પણ તીક્ષ્ણ અણી-વાળા હોતાં તેને **ગોક્ષુર** અથવા **ગોકંટક** કહેલો હશે* આ ગોખરૂના છોડવા અને ફલ બેઠા અને મીઠાસપર હોય છે માટે એ **બેઠા** અને **મીઠા** ગોખરૂ કહેવાય છે. અને ઉભાગોખરૂ (Pedalium murex)ના છોડવાઓ ઉભા અને ફલ પણ ઉભે ધાટે ને કડવાં હોય છે, માટે તે **ઉભા** ને **કડવા** ગોખરૂ કહેવાય છે. નં૦ ૪૧૫ જુવો.

---

## વર્ગ—(ઝાઇગોફાઇલી)

### નંબર ૯૨.

**૧–શાસ્ત્રીય નામ**–Fagonia arabica.

દૃષ્ટાન્ત–H. I. p. 425; N. p. 42; Watt. III. p. 308; રૂ. નિ. પા. ૮.

**૨–દેશીનામ**–ધમાસો (પો૦ગુ૦); धमासा (म०); उस्तरगर, उस्तरखार, (हिं०); ग्रामाउ (कच्छी); धन्वयास (सं०)

**૩–વર્ણન:**–ધમાસાના છોડવાઓ ચોમાસાંની આખરે વિશેષ તાજા થયેલા જોવામાં આવે છે, તે ½ ફુટથી

* પોરબંદર સ્વસ્થાનમાં મીઠા ગોખરૂના છોડવાઓ ચોમાસે આડે વગડે ઉગે છે. તેનાં ફલ (ગોખરૂ) શિયાળે ગરીબ લોકો વીણી એકઠાં કરી પોરબંદરની બજારમાં ગાંધીને ત્યાં ૨ થી ૩ આને મોટલી વેંચે છે. અને તે ગાંધી લોકો ઘણીવાર બહાર બંદર ચડાવે છે.

૩ ફીટ લાંબા કોઇ કોઇવાર વધેલા હોય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે થોડી ઉંચી વધી પછી છાતળાંની પેઠે આડી ને નીચી નમતી ફેલાતી જાય છે. તેથી એના છોડવાઓ જરા છેટેથી જમીનપર પથરાયલા હોય એવા દેખાય છે. ડાંડી અને પાન ફીકા લીલા રંગનાં હોય છે. પાન ઝીણાં ને દરેક પાનની પાસે તીક્ષ્ણ અણીવાળા લાંબા બે કાંટા હોય છે. એમાં આસો કારતકમાં ગુલાબી રંગનાં પાંચ પાંખડીઆં સુંદર ફૂલો આવે છે. ફ્લ પણ પાંચ પાખાંવાળાં ને તેને મથાળે તીક્ષ્ણ લાંબા કાટાવાળી અણી હોય છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું, બહારથી ફીકા ને અંદરથી ધોળા રંગનું હોય છે. એમાંથી થોડા ફાંટાઓ નીકળેલા હોય છે. વાસ અને સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભૂરા રંગની, બહુધા મૂળ જેવી જાડી અને શાખાઓ લીલા રંગની હોય છે. તેપર ઉભી નસો હોય છે. કોમળ શાખાઓપર સફેદ સૂક્ષ્મ વાળ જેવી બિંદુઓની બાનક કે રૂંવાટી હોય છે. એની શાખાઓ સાંધાવાળી હોય છે. એ દરેક સાંધા પાસે શાખા જરા જાડી અને લીલાસલેતા ધોળા રંગની હોય છે. પણ તે જરા ઘરડી થાય છે એટલે સાંધા પાસેનો તેનો જાડો ભાગ ભૂરાસલેતા પીળા રંગનો થઇ જાય છે. એ શાખાઓના સાંધા નીચેથી પાન અને કાંટાઓ નીકળેલાં હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે, તે ઘણાં ઝીણાં હોય છે. તેમાં કેટલાંક પાન એકેક અને કેટલાંક ત્રણ ત્રણ ભેળાં હોય છે. પાનનો આકાર મીઠી જારનાં પાન જેવો, પણ એ તેનાથી ઘણાં ટુકાં હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે જાડાં, ને તેની બન્ને સપાટી ઘણુંકરી એક સરખા ફીકા લીલા રંગની હોય છે. પાનની ડીટડી સૂક્ષ્મ ફીકા ધોળા રંગની હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ખારાસલેતો કડવો લાગે છે.

**ઉપપાન**–દરેક પાનની બન્ને બાજુએ એકેક તીક્ષ્ણ અણીવાળો કાંટો હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ ઇંચ લાંબો હોય છે. તેની અણી પાસે ઘણુંકરી સૂક્ષ્મ ગ્રંથી હોય છે. અને તેની સપાટીપર સૂક્ષ્મ બિંદુઓ જેવી આછી રૂંછાળ હોય છે.

**ફૂલ**–એ કાંટાની વચ્ચેથી એકેકું ગુલાબી રંગનું ફૂલ નીકળેલું હોય છે. તેની ડીટડી ઘણી પાતળી ને ટુકી હોય છે. તે ફૂલ ઉઘડી ગયા પછી ફ્લ પાકવા માંડે છે ત્યારે નીચી વળી જાય છે. એનાં પુષ્પપત્રો તરત ખરી જાય છે. એનાં ફૂલ સવારમાં ઉઘડે છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો લીલા રંગનાં, તળિયે પોહોળાં અને ટેરવાં તરફ સાંકડાં થતાં અણીદાર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ગુલાબી રંગની પોહોળી ને ટેરવે અણીદાર હોય છે.

**પુંકેસરો**–૧૦–હોય છે. તેના તંતુઓ, પરાગકોષ અને પરાગરજ એ પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧–હોય છે. તેનો ગર્ભાશય પંચકોણ, પાંચ પોલવાળો, લીલા રંગનો ને રૂંછાળવાળો હોય છે. નલિકા અને તેપરનું મુખ પીળાસલેતાં લીલા રંગનાં હોય છે.

**ફ્લ**–પાંચ પાખાંવાળું, નીચું નમેલું, મથાળે લાંબી તીક્ષ્ણ અણીવાળું, ધોળા સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળું અને $1\frac{2}{3}$ થી $1\frac{3}{4}$ લાઇન વ્યાસનું હોય છે. તેનાં દરેક પાખાંમાં એકેક બીજ હોય છે. એનું દરેક પાખું ૧ લાઇન કરતાં સેહેજ લાંબું અને $\frac{2}{3}$ લાઇન પોહોળું હોય છે. ફ્લ પાકીને સુકાઇ જાય છે ત્યારે ભૂરાસલેતા પીળા રંગનું થઇ જાય છે, અને તેનું દરેક પાખું તળિયેથી ઉઘડી તેમાંથી બીજ બહાર નીકળી જાય છે. બીજ નીકળી ગયા પછી પણ ખાલી ફ્લ એના છોડવાપર ઘણા લાંબા વખત સુધી રહી ગયેલાં જોવામાં આવે છે.

**બીજ**–લીલાસલેતા ભૂરા ને પાછળથી ઘેરાભૂરા રંગનાં થઇ જાય છે. તે ચપટાં, એક છેડે ગોળાઇ લેતાં ને બીજે છેડે જરા અણીદાર હોય છે. તેની સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. બીજ $\frac{2}{3}$ લાઇન લાંબાં ને $\frac{1}{2}$ લાઇન પોહોળાં હોય છે. તેની કોર ધોળાસલેતી પાતળી હોય છે. તે સ્વાદે ચીકણાં, જરા તૂરાં ને ઉગ્ર લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક, મૂત્રલ, ગ્રાહી તથા કફ, જ્વર અને પિત્તઘ્ન.

**૬–ઉપયોગ**–ધમાસાના મૂળનો કાઢો તેમજ તેના છોડવાનો સ્વરસ પેશાબ સાફ લાવવા માટે વપરાય છે. ધમાસાના છોડવાને સારીપેઠે કુટેડી એક લુગડામાં તેની પોટલી બાંધી તે પોટલી પાણીમાં નાંખી પાણી ગરમ કરી એ પાણીથી ખસ, દાદર અને એવાંજ બીજાં ચામડીનાં દરદવાળાને નહવરાવવામાં આવે છે. ધમાસો અને મરીના બે દાણા ભાંગની માફક વાટી તેને પાણીમાં નાંખી છાણીને એ પાણી ઉન્હાળાની સખ્ત ગરમીમાં ટાઢક થવા માટે ઘણા લોકો પીએ છે. ધમાસાને વાટી તેને બળતરાવાળાં ભાઠાં કે ગુંબડાંઓપર પોટીસ તરીકે બાંધે છે. કાંટો વાગવાથી પગમાં થયેલ કપાસીઓ, સાતપડો, ઝામરો કે હાથ પાકયો હોય તો તેઉપર ધમાસો વાટી તેની થેપલી બાંધવામાં આવે છે, ને તેથી ઘણો ગુણ થાય છે. મોઢું પાકયું હોય તો ધમાસાનાં ઉકાળાના કોગળા કરે છે. ધમાસાના છોડવાને પાણીમાં ઉકાળી તે પાણીની સખ્ત તાવવાળાને બાફ આપે છે. ગરમીના આજારથી બગડેલાં લોહીવિકારવાળાને ધમાસાના

મૂળીયાંનો ક્વાથ લીંબડાને ગળોની સાથે અપાય છે. ધમાસો ઉંટ અને બકરાંનો મુખ્ય ચારો છે. તેમ છપ્પનિયા દુકાળ વખતે ધમાસાના છોડવાને કુટેડીને ગાય, ભેંસ, અને બળદોને ઘણા ખેડુ લોકો ખવરાવતા હતા. ધમાસાના છોડવાને બાળી તેની રાખ ગંધક અને મોરથુથુની સાથે મેળવી તેલમાં નાખી ઉંટની પામ (ખસ) પર રબારી લોકો લગાડે છે, તેથી પામ હલકી પડે છે. સખ્ત તાવની ગરમીમાં ધમાસાના કવાથને મરીની સાથે પાય છે. તાવ પછીની નબળાઇમાં ધમાસો, સદેડી, ખડસેલીઓ અને મરીનો કવાથ શક્તિ લાવવા માટે કેટલાક દિવસો સુધી અહિં (પોરબંદર)ના ગાંમડીઆ લોકો પાય છે.

"ધમાસાનું હીમ-ધમાસાને અધકચરો ખાંડી તેમાં તેથી ૧૬ ગણું પાણી નાખી બાર કલાક પછી તે (છાણી) ઉપયોગમાં લેવું. એનો ગુણ શીતળ છે. ધમાસાનો રસ તથા શેરડીનો રસ સાથે ઉકાળતાં તે ઘટ થાય ત્યારે તેનો લોંદો લઇ લેવો ને તે ગોળ થોડો થોડો વખતો વખત મોઢામાં રાખવાથી મોઢાની અંદરના ફોડલા, ધારાં વગેરે સાફ થાય છે. તેનો રસ જખમ ઉપર લગાડવાથી તેમાં પરૂ થતું અટકે છે. તેમજ કુષ્ટના વ્રણ, ક્ષત તેમજ ધારાં ધોવાને માટે તેનો ઉકાળો કામ લાગે છે. તેનું હીમ પીવાથી પિત્તજ્વરની તૃષા તથા ઉલટી બેસે છે. તેથી ઉધરસ બેસી જાય છે ને પેશાબ સાફ ઉતરે છે.

માત્રા-હીમ ૫ થી ૧૦ તોલાં" (ડા. વી. ઝી.)

"ધમાસો ભ્રમ, મેદ, મદ, કફ, રતવા, લોહીનું વમન, વગેરે દરદોને મટાડે છે. (વૈ. શા. મ. ગો)

**૭-સ્થાનક**-ધમાસાના છોડવાઓ જરા ખારચ જમીનમાં, કંકર પથરવાળી જમીનમાં, નદી અને વોકળાઓની ભેખડમાં, તેમજ રેતાલ અને કાંપવાળી જમીનમાં ઉગે છે.*

**૮-વિ૦ વિવેચન-ધમાસો** એ નામ धन्वयास સંસ્કૃત નામ ઉપરથી નીકળેલું લાગે છે. ઘણા લોકો **ધમાસાની જવાસા** સાથે ભૂલ કરે છે. પણ ધમાસો અને જવાસો એ બન્ને જૂદી જૂદી જાતની વનસ્પતિ છે. નં૦ ૧૬૦ જુવો.

---

## ૨૨-N. O. OXALIDEÆ.

## વર્ગ-ઓકસેલિડી-ઝરેરનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં ઘણુંકરી ખાટા રસવાળા નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે આવે છે. તે સંયુક્ત અથવા પીછાં જેવાં હોય છે. ઉપપાન વખતે હોય છે કે હોતાં નથી. પુ૦ બાહ્ય કોપનાં પત્રો ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૫; પુંકેસરો ૧૦; અને સ્ત્રી કેસર ૧ પાંચ ખાનાંવાળી હોય છે. ફલ ઉભાં, પાંચ ખાનાંવાળાં અને સ્વવિકાશી હોય છે. એનાં દરેક ખાનાંમાં ઘણાં બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિ ગ્રાહી, ચિરગુણકારી પૈષ્ટિક, રક્તસ્તંભન કરનારી અને પિત્તઘ્ન ગણાય છે.

---

## વર્ગ-(ઓકસેલિડી).

### નંબર. ૯૩.

**૧-શાસ્ત્રીયનામ**-Biophytum Sensitivum.

દૃષ્ટાન્ત-H. i. p. 436; N. p. 43; રૂ. નિ. પા. ૫૮૬.

**૨-દેશીનામ**-ઝરેર (પો+ગુ૦); लाजरी, लहान आमुलती (મ૦); झरेर (હિં૦); क्षुल्लपुष्प (સં૦).

**૩-વર્ણન**-ઝરેરના છોડવા ઘણા ઝીણા અને નાહાના થાય છે. એની ડાંડી દોરા કે ઝીણી સુતળી જેવી પાતળી હોય છે. તેપર જરા ખરસટ રૂંછાળ આવેલી હોય છે. પાન સંયુક્ત ૧½થી ૫ ઈંચ લાંબાં, ને તેની મુખ્ય ડીટડીપર ઘણુંકરી ખરસટવાળની હાર હોય છે. એ ડીટડીપરનાં નાહાનાં પાન (Leaflets)ની **૧૦** થી ૧૪ જોડી હોય છે. તેમાંનાં પાન ⅛ થી ⅛ ઈંચ લાંબાં હોય છે. ફૂલ પીળાં; ફલ સૂક્ષ્મ ગોળાઇલેતાં; ને બીજ ખડબચડાં હોય છે. પાન અને ફૂલ ઘણુંકરી એના છોડવાને મથાળે છત્રાકાર આવેલાં હોય છે. ઘણીવાર એના છોડવાપર જાંબુડી છાયા હોય છે. અને એના છોડવાને આંગળી લગાડતાં એનાં પાન થોડાં **રીસામણીની** પેઠે રીસાઇ અર્થાત્ મીંચાઇ જાય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ગ્રાહી, મૂત્રલ, સારક અને ચિરગુણકારી પૈષ્ટિક.

**૬-ઉપયોગ**-ઝરેરના છોડવાનો કવાથ કલેજાનાં, પેશાબનાં અને તાવનાં દરદોમાં આપવામાં આવે છે. ચિરગુણકારી પૈષ્ટિક તરીકે અપાતા કેટલાક કવાથ અને પાકોમાં ઝરેર વાપરવામાં આવે છે. **રૂગનાથજીભાઇ** લખે છે કેઃ-"એનાં પાન વાટીને પીવાથી પેશાબ બંધ હોય તે છુટે છે. ઇશેશ તથા કાકચીઆની સાથે પીવાથી વધરાવળની પીડ મટે છે."

"ઝરેર પિત્તજ્વરની તૃષા શાન્ત કરે છે. યકૃતના તીક્ષ્ણ તેમજ જીર્ણ વરમના કવાથમાં તે વખતો વખત પડે છે.

માત્રા-૦। થી ૦॥ ભાર" (ડા. વી. ઝી.)

**૭-સ્થાનક**-તળાવ કાંઠે તેમજ વરસાદનાં પાણી ભરાઇ રહેતાં હોય તેવા ખાડાખાબોચીઆમાં તેમજ

---

* પોરબંદર સ્વસ્થાનમાં તો માધુપુર અને મોઢવાડાના ધેડમાં, તેમજ વીસાવાડાના તળાવની આસપાસ ધમાસો ઘણો ઉગે છે.

જંગલોમાં મ્હોટાં ઝાડવાંઓને છાંયડે ઝેરના છોડવા ઉગે છે. કોઇ કોઇવાર એ જ્યાં ઉગે છે ત્યાં જથ્થાબંધ ઉગે છે. એ ઘણુંકરી હિન્દુસ્થાનના વધારે ગરમ પ્રદેશોમાં થાય છે.

---

## ૨૩–N. O. BALSAMINEÆ.

## વર્ગ–બાલસેમિની–ગલમેંદીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં ઘણુંકરી નાહાના છોડવાઓ થાય છે. તેમાં પાન સામસામાં કે આંતરે આવેલાં હોય છે. તે ઘણુંકરી સાદાં અને દાંતાવાળી કોરવાળાં હોય છે. તેની ડીટડીને તળિયે બહુધા રસકુપ્પિયો (glands) હોય છે. ફૂલ ઘણાં નિયમ વિરૂદ્ધ (very irregular) હોય છે. તેના પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૩ થી ૫ હોય છે. તેમાં પુ૦ બા૦ કોષનાં ૨ પત્રો ઘણુંકરી લીલા રંગનાં અને સૂક્ષ્મ હોય છે, અને ૧ પત્ર પાંખડી જેવું, મ્હોટું, અને તેને છેડે લાંબી કોથળી જેવો છેડો હોય છે, પુંકેસરો ૫ હોય છે. સ્ત્રીકેસર ૧ પાંચ પોલવાળી હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઉલટી કરાવનાર, રેચક અને મૂત્રલ ગણાય છે.

---

## વર્ગ–(બાલસેમિની).

### નંબર. ૯૪.

**૧–શાસ્ત્રીયનામ**–Impatiens balsamina.

દૃષ્ટાંત–H. I. p. 453; N. p. 44; Watt. IV. p. 334.

**૨–દેશીનામ**–ગલમેંદી (પો૦) પાનતંબોલ (ગુ૦); તિરડા (મ૦); गुलमेंदी (हिं०).

**૩–વર્ણન**–ગલમેંદીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૧ થી ૩ ફીટ કે કોઇવાર તેથી ઉંચા પણ થાય છે. એની ડાંડી અને શાખાઓ કોમળ હોય છે. કોઇવાર એના છોડવામાં ભાગ્યેજ શાખા હોય છે. પણ ઘણીવાર એમાં ઘણી શાખાઓ ચો તરફ નીકળી એનો છોડવો એક ઘુમર જેવો દેખાતો હોય છે. પાન લાંબાં, દાંતાવાળાં; ફૂલ ગુલાબી રંગનાં; ને ફલ નાહાનાં કંટોલાં જેવાં થાય છે. એના છોડવા ચોમાસે ઉગી શિયાળે સુકાઇ જાય છે.

**મૂળ**–નરમ ફીકા ધોળા રેસા જેવાં હોય છે. તે ૨ થી ૪ કે ૬ ઇંચ લાંબાં પણ છોડવાના પ્રમાણમાં ઘણાં નાહાનાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી રતાસલેતા રંગની સુતળીથી ટચલી આંગળી જેવી જાડી હોય છે. શાખાઓ લીસી, ચળકતી, લીલાસલેતા પીળા રંગની ને સાંધાઓ પાસે જાડી થયેલી હોય છે. કોમળ શાખાઓપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. ડાંડી અને શાખાઓ અંદરથી પોકળ, બટકણી અને પોચી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે બન્ને છેડે સાંકડાં, ૨ થી ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનની કોરપર કરવત જેવા દાંતા હોય છે. પાનની ડીટડી જરા ચપટી હોય છે. તે ડીટડીની બન્ને કોરપર તેમજ પાનની કોરના ડીટડી પાસેના ભાગપર રાતા રંગની સૂક્ષ્મ રસકુપ્પિયો (glands) હોય છે. પાનની ઉપરની સપાટી લીલા કે ઘેરા લીલા રંગની ને તેપર સૂક્ષ્મ બિંદુઓ હોય છે. તે પાનને રોશની તરફ રાખી **આઇગ્લાસથી** જોતાં સ્પષ્ટ રીતે અર્ધપારદર્શક દેખાય છે. પાનની હેઠળની સપાટી ફીકી અને તેપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે. જે થોડા વખત પછી ચીકણો થઇ જાય છે અને આંગળાંને રાતો રંગ બેસી જાય છે. વાસ ઉગ્ર હોય છે.

**ફૂલ**–ફીકા કે ઘેરા ગુલાબી રંગનાં, પત્રકોણમાંથી નીકળેલાં હોય છે, તે જ્યારે ૨ થી વધારે એકજ પત્રકોણમાંથી નીકળેલાં હોય છે ત્યારે ટુકી પુષ્પ ધારણ કરનારી સળીપર આવેલાં હોય છે. અને ૧ અથવા ૨ નીકળેલાં હોય છે ત્યારે ઘણીજ પાતળી ડીટડીપર તે હોય છે. ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી, રૂંછાળવાળી અને વખતે રતાસલેતા રંગની હોય છે. ફૂલની લંબાઇ ૧–ઇંચની હોય છે. ફૂલમાં નીકળેલો લાંબી કોથળી જેવો છેડો (spur) વાંક વળતો હોય છે, ને તેપર ધોળી રૂંવાટી હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો પોહોળાં ને સૂક્ષ્મ હોય છે. અને પાંખડીઓમાં મુખ્ય પાંખડી ગોળાઇલેતી પોહોળી ને વખતે અંદર બેસતી ખાંચવાળી હોય છે. પુંકેસરો ૫ અને સ્ત્રીકેસર ૧ હોય છે.

**ફલ**–પ્રથમ લીલા રંગનાં ને પાકે છે ત્યારે રતાસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. તેપર ધોળા લાંબા ચળકતા વાળની રૂંછાળ હોય છે. ફલ તળિયે તેમજ મથાળે સાંકડાંથતાં ને વચમાં જરા વિશેષ પોહોળાં હોય છે. તે નાહાનાં કંટોલાં જેવાં દેખાય છે. ફલ લાંબી ને નરમ ડીટડીપર આવવાને લીધે તે નીચાં નમી રહેલાં હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબાં ને ૩ લાઇન વચમાં પોહોળાં હોય છે. તેમાં ૬ થી ૧૦ શેક બીજ હોય છે. ફલ ચાપની પેઠે ઘણા જોરથી ઉઘડે છે.

**બીજ**–½ લાઇન વ્યાસનાં, લંબગોળ, કાળાસલેતા

રંગનાં, એક છેડે ફીકા ધોળા ચાંડલાવાળાં અને ખડબચડી સપાટીવાળાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-પાન અને ફૂલ.

૫-ગુણદોષ-ઉલટી કરાવનાર, રેચક અને મૂત્રલ.

૬-ઉપયોગ-એનાં પાન અને ફૂલના રસથી છોકરાંઓ હાથ અને નખ રંગે છે. એનાં પાન અને ફૂલ કેટલાક દેશોમાં રંગના કામમાં આવે છે. કહેવાય છે કે એનાં બીમાંથી તેલ નીકળે છે. તે દીવો બાળવાના અને ખાધાના કામમાં આવે છે. એનાં પાન વાટીને ગડગુંબડાં ઉપર ચોપડવામાં આવે છે.

૭-સ્થાનક-ડુંગરાળી જમીનમાં ચોમાસે ઉગે છે.

૮-વિ૦ વિવેચન-એનાં પાન અને ફૂલથી હાથને રાતો રંગ ચડે છે માટે એને **ગલમેંદી** કહેતા હશે.* પાનતંબોલ જુવો નં૦ ૪૨૨.

---

## ૨૪-N. O. RUTACEÆ.

## વર્ગ-રૂટેસી-હરમર અને સતાબનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં ઘણુંકરી છોડવાઓ થાય છે. તેને પાન આંતરે આવે છે. તે સાદાં અથવા ભગ્ન થયેલાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૪ થી ૫ હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪ થી ૫ હોય છે. પુંકેસરો ૨ થી ૧૫ હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે તે ૩ થી ૫ વિભાગોવાળી હોય છે.

આ વર્ગની વનસ્પતિ-ચિરગુણકારી, પૌષ્ટિક, **માદક**, તથા કફ અને શોથઘ્ન ગુણ ધરાવનારી ગણાય છે.

---

### વર્ગ-(રૂટેસી).

### નંબર ૯૫.

૧-શાસ્ત્રીયનામ-Peganun Harmala.

દૃષ્ટાન્ત-H. I. p. 486. N. p. 45; watt VI. part. I. p. 124.

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં **ગલમેંદી**ના છોડવાઓ આડે વગડે ઉગે છે. તેમાં પણ ગોઢાણું, હડીઆ, રાણાવાવ અને નલીઆધાર જંગલની પથ્થરની વંડીની બહાર અને અંદર ગલમેંદીના છોડવાઓ સળંગ હારબંધ ઉગે છે. તેથી ચોમાસે એ જંગલોને ગુલાબી ફૂલની વાડ કરેલી હોય એવું દેખાય છે. આદિત્યાણાંની પથ્થરની ખાણોવાળી ધારડીઓ **ગલમેંદી**ના ગુલાબી છોડવાઓથી ચોમાસે ગુલાબી થઇ રહે છે, તેમ જ ગોઢાણાં જંગલની અંદરનો ખીલોડો કાદો પણ ગલમેંદીથી ગુલાબી થઇ રહે છે. આ દેખાવ શ્રાવણ ભાદરવામાં બહુ જેવા લાયક થાય છે.

આદિત્યાણાંની પથ્થરની ખાણો પાસેની એ શોભા જેવાને રાણાવાવ સ્ટેશનથી **લારી**માં બેસી ઘણા લોકો ત્યાં જાય છે.

૨-દેશીનામ-હરમર, હરમરો (પો); ઇસપન્દ, ઇસિપન (ગુ૦); हरमार (म०); हरमर, इसबंदलाहोरी (हिं०)

૪-વર્ણન-હરમરના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં લીલા રંગનાં અને ઝીણા છેડાઓવાળાં હોય છે. એના છેડા લાંબાં, સાંકડા અને અણીથતા હોય છે. ફૂલ પત્રકોણમાંથી અક્કેકું આવેલું હોય છે. તે લીલી નસોવાળું ધોળા રંગનું ને ½ થી ¾ ઇંચ વ્યાસનું હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ઘણાં સાંકડાં અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીથી લાંબાં ને કાયમી હોય છે. ફલ ગોળાઇલેતાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-ચિરગુણકારી પૌષ્ટિક, દૂધ વધારનાર **માદક** અને પૌષ્ટિક.

૬-ઉપયોગ-હરમરના આખા છોડવા અગર તેનાં બીજની હવા સ્વચ્છ કરવા માટે ધુંણી કરવામાં આવે છે. ઘણા દિવસના દરદીની આજુબાજુની હવા ખરાબ થયેલી હોય તો તેવી જગોએ બીજા ધૂપની સાથે હરમરાની શાખાઓના કકડા અગર એનાં ફલ બાળવામાં આવે છે. હરમર અર્થાત્ ઇસિપનનાં બીજ ઘણા ચિરગુણકારી પૌષ્ટિક, કવાથ અને પાકોમાં વાપરવામાં આવે છે. હરમરનાં બીજ અગર તેના છોડવાની રાખ તેલમ મેળવી સડતાં ચાંદાં અને જખમો ઉપર લગાડવામાં આવે છે. એનાં બીજ **માદક** અને ઉંઘ લાવનાર ગણાય છે. તે તાવ અને પેટના ચુંકાપર અપાય છે. એના પાનનો ઉકાળો સંધિવાપર આપવામાં આવે છે. એનાં મૂળની ભૂકી સરસીઆં તેલની સાથે વાળમાં જીવાત પડી હોય તો વાળને લગાડવામાં આવે છે. એની ધુંણી સડતા જખમ અને ચાંદાંઓને આપવામાં આવે છે. ઇસિપનનાં બીમાં ભાંગ જેવો **નીશો** રહેલો ગણાય છે. ને તે સંભાળીને વાપરવાની ઘણા વૈદ્યો ભલામણ કરે છે.

૭-સ્થાનક-જુનાં ખંડેરો અને કંકર મટીવાળી ભૂખરી જમીનમાં ઉગે છે.*

વિશેષકરી એ વાયવ્ય પ્રાંત, પંજાબ, સિંધ અને કચ્છમાં ઉગે છે.

૮-વિશેષ વિવેચન-હરમર કચ્છમાં ઘણો ઉગે છે, ને ત્યાં તેને **ઇસિપન** કહે છે. એનાં બીજ ત્યાં પણ ઘણાં પૌષ્ટિક ને નીશાવાળાં ગણાય છે.

નં૦ ૮૪-લાંબીછૂછનાં બીજને પણ કેટલાક **ઇસપન** કહે છે.

* પોરબંદર સ્વસ્થાનમાં એ માધુપુર અને મોઢવાડા ઘેરની કાંધીએ, સીસલી, કીંદરખેડા, બોખીરા અને બોરીચા ગામનાં ખંડેરોમાં ઉગે છે.

## ૨૫-N. O. AURANTIACEÆ.

## વર્ગ-ઓરેન્શિએસી-બીલીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં ઝાડવાં અને મ્હોટાં વૃક્ષો થાય છે. આ વર્ગની વનસ્પતિનાં પાનમાં ઘણું કરી સુગંધિત તેલવાળાં છાંટણાં (oil glands or pellucia dots) હોય છે. પાન ઘણુંકરી આંતરે આવેલાં હોય છે. તે સાદાં, સંયુક્ત કે પીછાં જેવાં હોય છે. તેની ડીટડી પહોળી થઇ નાહાનાં પાન જેવી દેખાતી હોય છે. અને તે પાનની સાથે સાંધાથી જોડાયલી હોય છે. પુ૦ બા૦ કોશનાં પત્રો ૪ થી ૫; પુ૦ અભ્ય. કોષની પાંખડીઓ ૪ થી ૫; પુંકેસરો ૪-૫ અથવા ૮ થી ૧૦ કે ઘણાં હોય છે. સ્ત્રીકેસર ૧, ૪ થી ૫ કે વધારે ખાનાંવાળી હોય છે. ફલ રસ ભરેલું અને ૪ થી ૫ કે વધારે ખાનાંવાળું હોય છે. એનાં દરેક ખાનાંમાં ઘણુંકરી ૧ થી ૨ કે વધારે બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, ઉત્તેજક, પાચક, સારક, વાયુહરતા, રક્તશોધક અને વર્ધક તથા મૂત્રલ, સ્વેદલ અને જ્વરઘ્ન ગુણો ગણવામાં આવે છે.

પપનસ, નારંગી, બીજોરાં, મીઠાં અને ખાટાં લીંબુ, એ પણ આ વર્ગની વનસ્પતિઓ છે.

આ વર્ગની એક **પાંદરી** (Murraya paniculata) નામની વનસ્પતિ માથેરાન તરફ ઉગે છે. "એનાં મૂળ કષ્ટાતી સ્ત્રીની કમરે બાંધવાથી તુરત પ્રસવ થાય છે."-(વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી વૈદ્ય કલ્પતરૂના તંત્રી)

---

## વર્ગ-(ઓરેન્શિએસી)

### નંબર. ૯૬.

**૧-શાસ્ત્રીયનામ**-Murraya koenigii

દૃષ્ટાન્ત-H. I. p. 503; N. p. 47; Watt. V. p. 288; રૂ. નિ. પા. ૧૬.

**૨-દેશીનામ**-મીઠોલીંબડો (પો૦) કઢીલીંબડો (ગુ૦); करेपात, करीनींव (म०); कटनींव (हिं०); मिष्टनिम्ब (सं०).

**૩-વર્ણન**-મીઠા લીંબડાનાં ઝાડવાં બાગ અને વાડીઓમાં વાવવામાં આવે છે. પણ તેનાં બી ખરીને વાડીઓની વાડમાં અને આજુબાજુ પોતાની મેળે તેનાં ઘણાં ઝાડવાં ઉગી જાય છે. એનાં પાન લીંબડાની પેઠે લાંબી સળીપર આવે છે. ફૂલ સૂક્ષ્મ સફેદ રંગનાં હોય છે. તે ગુચ્છાની પેઠે આવેલાં હોય છે, અને ફલ આશરે ૧ ઈંચ લંબાઇનાં રાતાં કે કાળાસલેતાં રાતાં હોય છે. તેના ઝુમખા બહુ સુંદર દેખાય છે. એનાં પાનમાં ઘણી ઉત્તેજક સુગંધિત વાસ હોય છે, ને તેથી તેને ચટણી બનાવવામાં અને કઢીમાં વાપરે છે. પાન કડવાં હોતાં નથી અને તે કઢીમાં વપરાય છે માટે એને **મીઠો** અને **કઢીલીંબડો** કહે છે.

એનાં મૂળ, છાલ અને પાન ઉત્તેજક ગણાય છે, તે શરદી ઉપર વપરાય છે. એનાં મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરના ડંખ ઉપર ચોપડવામાં આવે છે. એનાં પાન પાણીમાં ધોઇ તે પાણી ગાળી લઇ અને પાવામાં આવે તો તેથી ઉલટી બંધ થાય છે, એમ કહેવાય છે. એનાં પાનની ચટણી પાચક ગણાય છે. અજીર્ણ અને પેટના ચુંકા ઉપર એનાં સુકાં પાનની ગોળમાં ચણા જેવડી ગોળી કરી ખવરાવવામાં આવે છે.

એનાં સુકાં પાનનો ઉકાળો પણ ઘણી શરદી લાગેલી હોય અગર ઉલટી અને અપચો થયેલો હોય તો તેપર અપાય છે.

---

## વર્ગ-(ઓરેન્શિએસી).

### નંબર ૯૭.

**૧-શાસ્ત્રીયનામ**-Feronia Elephantum.

દૃષ્ટાન્ત-H. I. p. 516; N. p. 48; Watt. III. p. 324; રૂ. નિ. પા. ૨૦૬.

**૨-દેશીનામ**-કઠ, કોઠ (પો૦); કોઠું, કોઠી (ગુ૦); कौट, कवित (म०); कैथ, कठबेल, कविथ (हिं०) कपित्थः कपिप्रिय (सं०).

**૩-વર્ણન**-કોઠીનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે, તેનું થડ ગોળ અને બહુધા ઘણું સીધું વધેલું હોય છે. પાન સંયુક્ત અને આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડીપર સૂક્ષ્મ પાન (Leaflets) સામસામાં આવેલાં હોય છે. ડીટડી બહુધા પાનની કોર જેવી છેડાવાળી હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની હોય છે. અને પાનને ચોળતાં તેમાંથી વરીઆળી જેવી સુગંધી નીકળે છે. શાખાઓમાં બીલીનાં ઝાડની પેઠે સીધા મજબૂત કાંટા આવેલા હોય છે. ફૂલ ઘણુંકરી ઉહાળાની શરૂવાતે આવે છે અને ફલ ચોમાસા આખરે પાકી જાય છે. તે ઘણો લાંબો વખત સુધી ઝાડપર રહે છે. ફૂલ ⅕ ઈંચ વ્યાસનાં ફીકા રાતા રંગનાં બહુધા બહુજાતીય હોય છે. તેમાં નર અને માદા ઘણુંકરી એક જ પુષ્પમંડપની ઉપર આવેલાં હોય છે. પુષ્પ ધારણ કરનારી શાખાઓ અને ફૂલની ડીટડીઓ ઉપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. ફલ ગોળ દડા જેવાં, ૨ થી ૨½ ઈંચ વ્યાસનાં, ભૂરા રંગનાં, ને કઠણ છાલવાળાં હોય છે. તેમાં ખટમધુરો ગર અને ઘણાં બીજ હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

૫-ગુણદોષ-ગ્રાહી, પિત્તશામક, શીતળ, વાતહર, અને પાચક.

૬-ઉપયોગ-એનો ઔષધીય ઉપયોગ ઘણો ખરો બીલી (નં. ૯૮) ને મળતો છે. એનાં ફલ વિશેષ ખાટાં હોય છે. તેનો ગર વિશેષ કરી ચટણી અને ઠંડક માટે શરબત બનાવવાના કામમાં આવે છે. કોઠના ઝાડમાંથી પણ ગુંદર નીકળે છે તે બાવળીઆ ગુંદરની પેઠે વપરાય છે. એનાં પાન મીઠાંની સાથે અજીર્ણ અને ઝાડા ઉપર અપાય છે. દાંતના પારા અને ગળું સુજી આવ્યું હોય તો એનાં પાનના ઉકાળાના કોગળા કરાવવામાં આવે છે. એનાં ફલની છાલ દહીંમાં ઘસીને સંગ્રહણી ઉપર અપાય છે. કોઠીનાં મૂળની છાલ ઘસીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. એનાં ફલને ખાલી કરી તે તમાકુ વગેરે ભરવાની ડાબલી તરીકે વપરાય છે. કોઠનું લાકડું ઘણું મજબૂત થાય છે. તે પીળાસલેતા ધોળા રંગનું હોય છે. તે ખેતીવાડીનાં ઓજારો અને ઇમારતી કામમાં વપરાય છે.

"એનાં પાકાં ફલનો ગર વા, કફ, ઉલટી, શ્રમ, ખેદ, હેડકી ઇત્યાદિ રોગને મટાડે છે. એનાં બી વિષને ટાળે છે. છાલ રતવાને મટાડે છે. પાદડાં હેડકી તથા અતિસારને મટાડે છે. એનાં ફૂલ ઉંદરનાં વિષને ટાળે છે. કોઠનું તેલ વિષ, કફ, પિત્ત, ઉલટી, હેડકી વગેરેને મટાડે છે." (વૈ. રૂગનાથજી).

"કોઠનાં પાંદડાંના રસને ગાયના દૂધમાં નાંખી ઉકાળી પીવાથી કમળો મટે છે." (વૈ. શા. મ. ગો).

"કફજ્વરની અંદર ઝાડો અગર મરડો હોય ત્યારે કોઠ આપવું નહિ. કારણ કે તેનો અભિષ્યંદી ગુણ મગજની અંદર લોહીનો જમાવ કરે છે, અગર જડબાં દુખે છે ને સાંધા ઝલાઈ જાય છે. ને કેટલી વખતે આંચકી પણ ઉપડી આવે છે. જ્યારે લોહી તપેલું હોય ને શરીરમાં ખોટી ગરમી જણાતી હોય ત્યારે કોઠું ફાયદાકારક છે." (ડા. વી. ઝી.)

૭-સ્થાનક-અહિં* બાગ અને વાડીઓમાં ઉગે છે, અને વાવવામાં પણ આવે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮-વિ૦ વિવેચન-कपित्थ એ સંસ્કૃત શબ્દ ઉપરથી કવિત, કોઠી વગેરે પ્રાકૃત નામો નીકળેલાં લાગે છે. કોઠીનાં ફલ અમદાવાદ તરફ ઘણાં થાય છે. ને ત્યાં લંગુર વાંદરાં એને ઘણાં ખાય છે. સંસ્કૃતમાં તેનું બીજું નામ એટલાજ માટે कपिप्रिय રાખેલું હશે.

કોઠીનાં ઝાડો જો સારી જગોએ થોડાં વાવવામાં આવેલાં હોય તો પછી તેનાં બીમાંથી આપોઆપ ઘણાં ઝાડો ઉગી જાય છે.

* આ સ્વસ્થાનના રાણાવાવ બાગમાં તેનું એકજ ઝાડ હતું, પણ તેમાંથી હાલ થોડાં નવાં ઝાડો થયેલાં છે. કોઠીનાં ઝાડને પાણીના ભેજ વગરની પણ ઘણી ઉંડી જમીન ભાવે છે, અને તે જલદીથી વધી જાય છે. આ સ્વસ્થાનના રાણાવાવ અને રાજવાડી બાગમાં, તેમજ સાતવીરડા અને આસીઆપાટની ઉંડી તળીવાળી જગોમાં અને હડિયા ડુંગરમાંનાં પ્રાંસીઆ તળાવ કાંઠે કોઠનાં ઝાડ વાવવામાં આવે તો સારાં થઇ શકે એમ જણાય છે.

---

## વર્ગ-( ઓરેન્શિએસી ).

### નંબર. ૯૮.

૧-શાસ્ત્રીયનામ-Egle Marmelos.

દૃષ્ટાન્ત.-H. I. p. 516; N. p. 48. Watt I. p. 117; રૂ. નિ. પા. ૪૫.

૨-દેશીનામ-બીલી ( પો૦ )+(ગુ૦); बीली, वेल (મ૦); वेल, सीलीफल, सीरीफल (હિં૦); बिल्व, श्रीफल (સં૦)

૩-વર્ણન-બીલીનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં અહીં જોવામાં આવે છે. એની શાખાઓ ગાંઠા ગડબાવાળી અને આડી અવળી નીકળેલી હોય છે. એનું થડ ભૂરા રંગનું હોય છે. શાખાઓપર મજબૂત સીધા કાંટા હોય છે. પાન ત્રણ ત્રણ ભેળાં ત્રેખડાની પેઠે આવેલાં હોય છે. તે શિયાળે ખરી જાય છે, ને ચૈત્ર વૈશાકમાં પાછાં આવે છે. એમાં ચોમાસાંની શરૂવાતે લીલાસલેતા ધોળા રંગનાં ફૂલો આવે છે. તે મધુરી વાસવાળાં હોય છે. ફલ કઠણ, લંબગોળ કે ગોળાઇલેતાં હોય છે. ત્રણ પાનના ત્રેખડા અને કાંટાઓ ઉપરથી એનાં ઝાડ તરત ઓળખાઇ આવે છે.

મૂળ-ખીલામૂળ ઘણું ઉંડું જમીનમાં મજબૂત બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળી લાંબા ગએલા હોય છે ને તેમાંથી જમીનમાં ઝીણાં મૂળ અને જમીનપર રોપાઓ જેવી શાખાઓ (suckers) નીકળે છે. જે જાતે દહાડે સ્વતંત્ર ઝાડો થઇ જાય છે. મૂળની ઉપરની છાલનો રંગ પીળાસલેતો ભૂરો ને અંદરથી સફેદ હોય છે. છાલ જાડી, પોચી અને બટકણી હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો તૂરો, ગળચટો અને પાછળથી જરા મીઠો લાગે છે.

મૂળનું લાકડું ઘણું કઠણ ને પીળાસલેતા ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરતાં તેમાંથી પાતળો રસ ઝરે છે, તે થોડીવારે વિશેષ પીળો ને ઘટ્ટ થઇ જાય છે.

ડાંડી અને શાખાઓ-એનું થડ $\frac{1}{2}$ થી ૧ કે ૧$\frac{1}{2}$ ફુટ વ્યાસનું હોય છે. તે ભૂરા કે ઘેરા ભસ્મી રંગનું ને તેપર ફીકા ધોળા રંગનાં છાપાં અને ધોળા કે કાળા ઉભા ચીરા પડેલા હોય છે. થડની છાલ પોચી, બટકણી અને દાણાદાર હોય છે. તે બહારથી ભૂરી ને અંદરથી પીળાસલેતા ધોળા રંગની હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે.

કોમળ શાખાઓ લીલા રંગની હોય છે. તેપર તીક્ષ્ણ અણીવાળા ૧ થી ૨ ઇંચ લાંબા કાંટાની જોડીઓ આંતરે આવેલી હોય છે. અતિ કોમળ શાખાઓપર ધોળા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે કાંટાની જોડી ઉપર વચ્ચોવચ્ચથી નીકળેલાં હોય છે. તે ઘણીવાર એકજ બિંદુપરથી ૨ થી ૪ કે ૬ પાન પાસે પાસે નીકળેલાં હોય છે. પાનની મુખ્ય ડીટડી લીંબડાની સળી જેવી પાતળી, લીલા રંગની ને તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. તેને મથાળે ત્રણ પાન (leafiets) આવેલાં હોય છે, તેમાં વચલું પાન સૌથી મોહોટું હોય છે. બાજુનાં બે પાનની ડીટડી ટુંકી અને વચલાં પાનની તેથી વિશેષ લાંબી હોય છે. તેપર છીછરી નીક અને ધોળા વાળની રૂંવાટી હોય છે. (કોઇવાર પાંચ પાન પણ ભેળાં હોય છે.) ત્રેખડામાંનાં પાન બન્ને છેડે સાંકડાંથતાં ને વચમાં પોહોળાં હોય છે, તોપણ ટેરવાં તરફ તે વિશેષ સાંકડાંથતાં હોય છે. ટેરવું બુઠ્ઠું ને છેડે ખાંચ હોય છે. એ પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને $\frac{3}{4}$ થી ૨$\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટી ઘણુંકરી એક સરખા રંગની લીલી ને લીસી હોય છે. પાનની કોરપર કાંગરી, નીચેની સપાટીએ નસો સ્પષ્ટ દેખાતી, અને પાનમાં લીંબુનાં પાનમાં હોય છે તેવા પારદર્શક સૂક્ષ્મ બિંદુઓ (pellucid glands) હોય છે. તેમાં સુગંધી તેલ ભરેલું હોય છે. એ આઇ-ગ્લાસમાં સ્પષ્ટ દેખાય છે. પાનની વાસ જરા તીખી અને સ્વાદ તેલીઓ અને ચીરપરો લાગે છે.

**ફુલ**–કોમળ શાખાઓપર ઘણુંકરી પત્રકોણમાંથી પુષ્પ ધારણે કરનારી સળીઓ નીકળેલી હોય છે. તે શાખા પ્રતિશાખાઓવાળી હોય છે. ફૂલની ડીટડી ૪ થી ૫ લાઇન લાંબી, મથાળે જાડીથતી અને સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળી હોય છે. તેપર સૂક્ષ્મ લીલા રંગના બિંદુઓ હોય છે. ફૂલ ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચ વ્યાસનાં અને પીળા ચંપા જેવી મધુરી વાસવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૪ થી ૫ પત્રોનો બનેલો હોય છે. તે સૂક્ષ્મ વાળની રૂંવાટીથી ભરાયલો હોય છે. તેનાં પત્રો તળિયે જોડાઇને એક સૂક્ષ્મ પ્યાલી જેવાં અને મથાળે તેના પોહોળા દાંતા જૂદા દેખાતા હોય છે. આ દરેક પત્ર ૧ થી ૧$\frac{1}{2}$ લાઇન લાંબું ને તેની કોરપર સૂક્ષ્મ રૂંવાટીની ઝાલર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ થી ૫ હોય છે. તેની બહારની બાજુ વિશેષ લીલી હોય છે. ફૂલની કળીમાં તે એક બીજીપર આવેલી હોય છે, તેથી તેની કળી એક નાહાનાં લીલાં લંબગોળ ફલ જેવી દેખાય છે. દરેક પાંખડી $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબી અને ૨ થી ૨$\frac{1}{2}$ લાઇન પોહોળી હોય છે. તે જાડી ને તેનું ટેરવું બુઠ્ઠું અથવા ખાંચવાળું હોય છે. પાંખડીની બન્ને સપાટીપર સૂક્ષ્મ લીલા બિંદુઓ હોય છે. ફૂલ ઉઘડે છે ત્યારે પાંખડીમાં હોડી જેવી પોલ દેખાય છે. પાંખડી કરમાય છે ત્યારે નીચી નમી જાય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તેના તંતુઓ જરા લીલાસલેતા, ધોળા અને પરાગકોષ ભૂરા રંગના હોય છે. એ પાંખડીઓ કરતાં ટુકાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે જાડી, જાડાં મુખવાળી લીલાસલેતા ધોળા કે પીળા રંગની હોય છે.

**ફલ**–પ્રથમ લીલા રંગનાં હોય છે, અને પાકે છે ત્યારે પીળાસલેતાં ભૂરા રંગનાં થઇ જાય છે. તેની સપાટી ચળકતી અને સૂક્ષ્મ દાણાદાર બાનકવાળી હોય છે. ફલનો આકાર ગોળાઇલેતો, બેઠો, ગોટકડો, લંબગોળ કે પેર જેવો હોય છે. ફલની ડીટી તરત નીકળી જાય છે. તેથી ફલની નીચે ઉંડી પોલ દેખાય છે. ફલને મથાળે પણ ઘણુંકરી કાળા ભૂરા ચાંડલાની અંદર છીછરી પોલ હોય છે. ફલ ૧$\frac{1}{2}$ થી ૫ ઇંચ લાંબાં અને બહુધા તેટલાં જ પોહોળાં હોય છે. કોઇવાર તેની પોહોળાઇ કરતાં લંબાઇ વધારે હોય છે. ફલની છાલ ઘણી કઠ્ઠણ હોય છે. ફલમાં ૮ થી ૧૫ રેક ખંડ હોય છે. અને એ દરેક ખંડમાં સુગંધિત નારંગીઆ રંગનો મીઠો ગર હોય છે. ને તેમાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–લંબગોળ, જરા બાજુએથી બેઠેલાં અને રૂંવાટીવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સારક, ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક તથા પિત્ત અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–બીલીનું મૂળ **દશમૂળાદિ** કવાથમાં વપરાય છે. એનાં મૂળની છાલનો કવાથ તરીઆ તાવમાં અપાય છે. તેમ જ તે હૃદયના ધબકારાપર પણ આપે છે. બીલીનું મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોનાં દંશ ઉપર ચોપડવામાં આવે છે. બીલીનાં પાનની પોટીસ આંખના દુખાવાપર મુકાય છે. પાન અને પાનનો રસ સંધિવાના સોજા ઉપર લગાડવામાં આવે છે. કોમળ પાનની ચટણી બનાવવામાં આવે છે, તે પિત્તશામક અને પાચક ગણાય છે. એનાં પાનનું અથાણું કરવામાં આવે છે, તે વાયુહર્તા મનાય છે. બીલીનાં ફૂલની શરદીવાળાને વાસ લેવાડવામાં આવે છે. તેથી તેના અંગમાં ગરમી ને હુશિયારી આવે છે. બીલીનાં કાચાં સુકાં ફલની ભૂકી સાકર સાથે ઝાડા અને સંગ્રહણી ઉપર તેમજ સુંઠની સાથે અજીર્ણ અને ભૂખ ન લાગતી હોય તેપર અપાય છે. બીલીનાં પાકાં

ફલના ગરમાંથી શરબત બનાવે છે તે ઝાડા, ઉલટી, સંગ્રહણી, મોળ અને પિત્તવિકાર ઉપર તેમજ લુ લાગી હોય તો તેપર હકીમો આપે છે. ફલનો સુકો ગર પણ સંગ્રહણી ઉપર વપરાય છે. બીલીનાં ફલને **બેલ, બેલફલ** અથવા **બીલું** કહે છે. તેનો મુરબ્બો કરવામાં આવે છે. તે પણ ઝાડા અને ઘણા દિવસની સંગ્રહણી ઉપર તથા લોહીવિકારપર અપાય છે. બીલીનાં પાકાં ફલની છાલ રંગના કામમાં વપરાય છે. એનો કવાથ અને ચૂર્ણ પણ ગ્રાહી અને ઉપલેપક તરીકે વપરાય છે. એનાં કાચાં ફલનું અથાણું રૂચી વધારનાર ગણાય છે. એનાં પાકાં ફલમાંથી ગર અને બીજ કાઢી લઇ એને તમાકુ ભરવાની ડાબલી તરીકે ઘણા લોકો વાપરે છે.

બીલીનાં ઝાડમાંથી બાવળના ગુંદર જેવો ગુંદર નીકળે છે. તે પણ ઐાષધ તરીકે વપરાય છે. બીલીનું લાકડું ઘણું મજબૂત હોય છે. તે પીળાસલેતા ધોળા રંગનું અને સુગંધિત હોય છે. એને તરત જીવાત લાગી જાય છે. એ ખેતીનાં ઓજારો બનાવવાના કામમાં આવી શકે છે. પણ તે વિશેષ કરીને તેવી રીતે વપરાતું નથી. એનું લાકડું આર્યલોકો બીજા કશા કામમાં નહિ વાપરતાં એને ચંદનની જગોએ વાપરે છે. ચંદનની પેઠે બીલીનાં લાકડાંને પાણીમાં ઘસીને શ્રી મહાદેવજીને ચડાવવામાં આવે છે. બીલીનાં પાન પણ મુખ્યત્વે કરીને શ્રી મહાદેવજીને ચડે છે. બીલીના ફલના ગરને શેકીને વાપરવાથી વિશેષ ફાયદો થાય છે.

"બીલીનાં ફલ કુણાં હોય તો તે જઠરાગ્નિને દીપાવે છે, પાચન કરે છે, ઝાડાને બંધ કરે છે. શુળ, આમવાત, કફ, અતિસાર એ સર્વેને મટાડે છે. ને પાકલ બીલું દાહ કરે છે, ભારે છે, ત્રિદોષ કરે છે. જઠરાગ્નિને મંદ કરે છે તેથી કુંણાં બીલાનો વધુ સારો ગુણ છે. કેટલાક વૈદ્યોનો તો એવો મત છે કે દ્રાક્ષ, બીલી, હરડે, એનાં તો સુકાં ફલમાં ગુણ છે. બીલીનાં મૂળ ઉલટી મૂત્રકૃચ્છ્ર ને શુળને મટાડે છે. બીલીનાં પાંદડાં કફ, વા, આમ, શુળ, સોજા વગેરેને મટાડે છે. બીલીનાં બીનું તેલ ગરમ છે. વાને ટાળે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–બીલીનાં ઝાડ આખા બરડા ડુંગરમાં છૂટાં છવાયાં ઉગે છે. એ આખાં હિંદુસ્થાનમાં ઘણીખરી જગોએ થાય છે.

**૮–વિ૦ વિવેચન**–બીલીનાં પાન આખા શ્રાવણ માસમાં શિવને ચડાવવામાં આવે છે. તેમાં પણ શ્રાવણ માસના સોમવારને દિવસે તો તે ખાસ કરીને ચડાવવામાં આવે છે. કેટલાક શ્રાવણ માસમાં સવાલક્ષ બીલીપત્ર શ્રી મહાદેવજીને ચડાવે છે. તેમાં વિશેષ કરી એવો નિયમ હોય છે કે, બીલીનો ત્રેખડો અર્થાત ત્રણ પાન મળીને એક પૂર્ણ પાન કહેવાય છે. આ ત્રણ પાનમાંથી એકાદ પાન ખરી ગયું હોય તો તે પાન ખંડિત ગણાય છે. અને તેવું ખંડિત પાન સવાલક્ષ બીલીની અંદર શ્રી મહાદેવજીને ચડાવવામાં આવતું નથી.

બીલીનાં પાનને **બીલીપત્ર** કહે છે. તે બીલીપત્ર શિવને ચડાવવાનું મહાત્મ્ય ઘણું મ્હોટું છે. પણ નીચે પ્રમાણે બીજાં ઝાડોનાં પાન પણ શ્રી મહાદેવજીને ચડે છે. અને બીલીસોતાં તે બધાં મળી **અષ્ટબિલ્વ** કહેવાય છે. તે વિષે શ્લોક છે કેઃ–

**"तुलसी, बिल्व, निर्गुन्डी, अपामार्गः, कपित्थच,**
**शमी, आमलकी, दुर्वा, अष्ट बिल्वाप्रकीर्त्तिता" ॥**
(लिंगार्चनचंद्रिका).

ઉપર પ્રમાણે આઠ બિલ્વ કહ્યાં છે. તે દરેકમાં જૂદી જૂદી ભાવના રહેલી છે તે વિષે શ્લોકો છે કેઃ–

**"तुलसी श्रेयमाप्नोति बिल्वं च मोक्षसाधनं ॥**
**निर्गुन्डी रोगनाशार्थं अपामार्गश्च पुत्रदः ॥ १ ॥**
**कपित्थेन भवेद्राज्यं शमी शत्रुविनाशिनि ॥**
**आमलकी पापनाशार्थं दुर्वा वंशविवर्द्धनि"* ॥२॥**

———

૨૬–N. O. SIMARUBEÆ—વર્ગ–**સિમેરૂબી**–ઇંગોરીઆં અને અડુસાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં મ્હોટાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. પાન આંતરે આવે છે. તે ઘણુંકરી ઘણાં મ્હોટાં હોય છે. તે પીછાં જેવાં, સંયુક્ત અથવા સાદાં હોય છે. ઉપપાન હોતાં નથી, ને હોય છે તો તરત ખરી જાય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૩ થી ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૩ થી ૫; પુંકસરો ૫ અથવા પાંખડીઓથી બેગણાં હોય છે. અને તે કર્ણિકાને તળિયે વળગેલાં હોય છે. તેના તંતુઓ બહુધા છૂટા હોય છે. પરાગકોષ ૨ પોલવાળા અને બહુધા અંતર્મુખ હોય છે. સ્ત્રીકેસર ઘણુંકરી ૧ થી ૫ પોલવાળી ૧ હોય છે. અને તેને મથાળે ૨ થી ૫ નલિકાઓ હોય છે. ફલ લાંબાં પાતળી શીંગ જેવાં, અથવા સપ્ત ગોટલાંવાળાં ને ૨ થી ૫ ખાનાંવાળાં હોય છે. એ દરેક ખાનામાં ઘણુંકરી એકેક બીજ હોય છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં બીલીનાં ઝાડ જો કે આખા બરડા ડુંગરમાં છૂટાં છવાયાં ઉગે છે. તોપણ તે ગોઢાણાં, હડિયા અને તોરણીઆ જંગલમાં તેમજ કાળા અને ગેલનસર ડુંગરના પડધારાપર વિશેષ જોવામાં આવે છે. પોરબંદર તલપતમાં તે સ્વસ્થાનના બગીચાઓમાં વાવવામાં આવેલાં છે.

શ્રાવણ માસમાં બરડા ડુંગરમાંથી ખાપટ ગામના ગરીબ કોલી લોકો બીલીનાં પાન તોડી લાવી બીલીપત્ર તરીકે વાપરવા બજારમાં વેંચી પોતાનું ગુજરાન ચલાવે છે.

આ વર્ગની વનસ્પતિમાંથી અરડુસાનાં ઉંચાં વૃક્ષો અને ઇંગોરીઆંનાં કાંટાવાળાં ઝાડવાં એ ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રસિદ્ધ છે.

આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી કડવી હોય છે. તેમાં ચિરગુણકારી પૌષ્ટિક, ગ્રાહિ, સારક, વાન્તિકારક તથા ક્રમિ શોથ અને જ્વરઘ્ન ગુણો રહેલા મનાય છે.

---

## વર્ગ–(સિમેરૂબી).

### નંબર. ૯૯.

**૧–શાસ્ત્રીયનામ**–Ailantus excelsa.

દૃષ્ટાન્ત H. I. p. 518; N. p. 50; Watt. I. p. 148; ૩૦ નિ૦ પા૦ ૪૮.

**૨–દેશીનામ**–અરડુસો, અડુસો, મ્હોટોઅરડુસો (પો+ગુ૦); महारुख, मारुख, अडुसा, अडुलसा (મ૦); महारुख, महानिंब, अरुआ (હિં૦) अरलु, अटरुष (સં૦)

**૩–વર્ણન**–અરડુસાનાં વૃક્ષો લીંબડા જેટલાં ઉંચાં થાય છે. તે બહુધા સીધાં વધેલાં અને થોડી શાખાઓવાળાં હોય છે. પણ કોઇ કારણથી તેના મુકટને ઉંચો વધવામાં કંઇ હરકત થઇ હોય તેવે પ્રસંગે તેમાં ઘણી શાખાઓ નીકળી ચોતરફ પસરાયલી હોય છે. એનાં થડ અને શાખાઓનો રંગ ભસ્મી હોય છે. અને તેપર ખરી ગએલાં પાનના તળિયે હૃદયાકૃતિના અને મથાળે સાંકડા અણીથતા દાગ રહી ગએલા દેખાતા હોય છે. પાન ૪ થી ૫ ફીટ લાંબાં ઘણુંકરી શાખાઓના છેડા પાસે લીંબડાની પેઠે આવેલાં હોય છે. ફૂલ પીળાસલેતા લીલા રંગનાં શિયાળે આવે છે. અને ફલ પાંખ (છેડાઓ) વાળાં હોય છે. તે લગભગ ઉન્હાળા આખર કે ચોમાસે પાકે છે.

એ વૃક્ષમાંથી તુરીઆંનાં પાનની વાસને મળતી અણગમતી વાસ નીકળે છે. અને એનાં પાન તેમજ કોમળ ભાગપર સૂક્ષ્મ મખમલી વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–પીળાસલેતા ભૂરા ધોળા રંગનાં હોય છે. તે કેટલાક ફાંટાઓવાળાં અને અંદરથી પોચાં, ધોળાં ને સછિદ્ર દેખાય છે. તેપરની છાલ પીળા રંગની, જરા જાડી, મજબૂત રેસાવાળી ને રસભરી હોય છે. તેપરની ભૂરી ફોતરીપર ઉભા ચીરા પડેલા હોય છે. વાસ કડવાસલેતી ઉગ્ર અને સ્વાદ કડવો, તૂરો ને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–પોચી અને બહુધા બટકણી હોય છે. તેનું લાકડું સફેદ હોય છે. કોમળ શાખાઓ ફીકા લીલા કે ભૂરા રંગની ને તેપર મખમલી રૂંવાટી હોય છે. એની છાલપર ભૂરા ધોળા ઉભા ચીરા અને સૂક્ષ્મ છાટણાં હોય છે. તેથી અંદરની છાલ લીલી, પોચી ને બટકણી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો ને કડવાસલેતો તૂરો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી તળિયે ૧ ઇંચ જાડી ને ઉપર જતાં ગોળ અને પાતળી થતી હોય છે. તે પીળાસલેતા લીલા રંગની ને મખમલી રૂંવાટીથી ભરાયલી હોય છે. તે તળિયે ખાંચવાળી અને ઉપર જતાં તેનાપર એક બાજુ બેમાલમ છીછરી નીક હોય છે. તેપર લીંબડાનાં પાનની પેઠે બહુધા તેવાજ આકારનાં પણ તેથી મ્હોટાં ૨૪ થી ૩૦ દલ કે પાન (leaflets) સામસામાં આવેલાં હોય છે. એ પાનની નીચેની કેટલીક જોડીઓનાં પાન જરા આંતરે હોય છે. પાનની જોડી જરા છેટે છેટે હોય છે. એ જોડીમાંનાં પાનની ડીટડી સુતળી જેવી પાતળી, $\frac{1}{2}$ ઇંચથી ૧ ઇંચ લાંબી ને નરમ હોય છે. તેપર મખમલી રૂંવાટી હોય છે. એ પાન ૪ થી ૮ ઇંચ લાંબાં ને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની કોર ડીટડી પાસે વિષમ અને ઉપર દાંતાવાળી હોય છે. તેનાં ટેરવાં સાંકડાં થતાં અણીઆળાં હોય છે. એની બન્ને સપાટીપર મખમલી રૂંવાટી હોવાથી તે સુંવાળાં લાગે છે. એની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો પીળાસલેતો ફીકો લીલો હોય છે. એમાં લીંબડાનાં પાનની નસો પેઠે નસો આવેલી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો, તૂરો ને પાછળથી ઘણો મોળો જણાય છે.

**ફૂલ**–પુષ્પ મંડપો ઘણુંકરી પત્રકોણમાંથી શાખા પ્રતિશાખાઓવાળા લાંબા નીકળેલા હોય છે. તેપર બહુજાતીય–(polygamous)–ફૂલો આવેલાં હોય છે. **નર** ફૂલનાં પુ૦ બા૦ કોપનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ પાંચ પાંચ હોય છે. અને **સ્ત્રી-પુંસંયોગી** ફૂલોમાં પણ તે તેટલાંજ હોય છે. પાંખડીઓ પોહોળી, ભલ્લાકૃતિની, અને બહુધા પાછળ વળેલી હોય છે. પુંકેસરો ૧૦–(સ્ત્રીપુંસંયોગી ફૂલોમાં ૨ થી ૩ તંતુઓ ઘણા પાતળા અને લાંબા હોય છે) સ્ત્રીકેસર ૧ હોય છે.

**ફલ**–૨ થી ૩ પાતળાં લાંબાં લંબગોળ ૧ થી ૨ ઇંચ લાંબાં પડવાળાં હોય છે. ને $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તેનાં પડ જૂદાં પડી ગએલાં હોય છે. તે પાતળી શીંગો જેવાં દેખાય છે.

**બીજ**–ફલનાં પડની અંદર વચ્ચોવચ્ચ આસરે $\frac{1}{2}$ ઇંચ લંબાઇનું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જ્વરઘ્ન, ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક તથા કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–મ્હોટાઅરડુસાની છાલનો ઉકાળો તાવ અને હમેશાની બદહજમી ઉપર અપાય છે. તેમ તે પીપરની સાથે શરીરની અશક્તિ ઉપર પીવાય છે. એની છાલ મરીની સાથે વાટી તેના રસમાં ગરમ કરેલ

લોઢાનો ખીલો નાંખી તેને ઝામે છે. એ ઝામ કફ્-જ્વર ઉપર અપાય છે. એની છાલની ભૂકી દહીમાં વાટીને સંગ્રહણી અને ઝાડા ઉપર વાપરવામાં આવે છે. એની છાલ વધારે વજનમાં લેવાય તો તેથી ઉલટી થાય છે, માટે તાવપર એની ભૂકી ૫ ઘઉંભાર આપવામાં આવે છે. એની છાલ ઉધરસ અને દમ ઉપર પણ અપાય છે. સ્ત્રીઓને પ્રસવ પછીની નબળાઇમાં શક્તિ આપવા માટે એની છાલ આપવામાં આવે છે. અરડુસાનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે તે ડાઢ પાકી હોય તો મોઢામાં રાખવામાં આવે છે. અરડુસાનું લાકડું પોચું હલકું અને કડવું હોય છે. એનાં લાકડાંનાં છોડીઓ અંગ્રેજી **કુવાસીઆનાં** છોડીઆંની જગોએ વાપરી શકાય તેમ છે. એનાં લાકડાંમાંથી નાહાના પ્યાલા બનાવી તેમાં રાતની વખતે પાણી ભરી રાખી તે પાણી સવારમાં ચિરગુણકારી પૈષ્ટિક તરીકે ઉપયોગમાં લાવી શકાય તેમ છે. એનાં પાનનાં વરાળીઆં સંધિવા, ગડગુંમડાં અને બીજી રીતે દુખતા સાંધાઓ ઉપર બાંધવામાં આવે છે. અરડુસાનાં પાનમાં મીઠું અને અજમા વાટી તેની થેપલી મરકીની ગાંઠપર પણ કેટલાક લોકો મુકે છે. અરડુસાનાં લાકડાંમાંથી તલવારનાં મીઆન, ઢાલ અને ઢોલકી તેમજ કેટલીક જાતનાં રમકડાં જેવી હલકી વસ્તુઓ બનાવવામાં આવે છે. અરડુસાનાં સુકાં ફૂલ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. તે તાવ અને પ્રમેહ ઉપર પણ અપાય છે. અરડુસાનાં કાચાં ફૂલને વાટી તેને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ત્વચાના રોગમાં તે ચોપડવામાં આવે છે.

"જ્યારે ટેટુ નથી મળતું ત્યારે તેને બદલે અહિના (કાઠિયાવાડ)ના લોકો અરડુસો વાપરે છે. સુંઠ અને ગોળની સાથે તેની તાજી છાલ લેવાથી જણ્યા પછીની સખ્ત વ્યાધિ દબાય છે.

માત્રા-૧ વાલ." (ડા. વી. ગ્રી).

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વોકળાઓ કાંઠે અને વાડીઓની વાડો અને ધોરીઆ કાંઠે ઉગે છે, તેમ તે વાવવામાં પણ આવે છે. એ હિંદુસ્થાનના દક્ષિણ, પશ્ચિમ, અને વાયવ્ય ભાગમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એનું અરડુસો એ નામ સંસ્કૃત अरलु અથવા अटरूष ઉપરથી નીકળેલું લાગે છે. એનાં ઝાડ જો કે ઘણાં ઉંચાં, મ્હોટાં પાનવાળાં અને ભસ્મી રંગનાં હોય છે, તોપણ તેનાં પાનની તરાહ લીંબડાનાં પાન જેવી હોવાથી એને **મહાનિંબ** પણ કહે છે. બકાનને પણ મહાનિંબ લખેલો છે. પણ ખરૂં જોતાં અરડુસાને એ નામ વિશેષ લાયક જણાય છે. **અરડુસીને** પણ ઘણીવાર અરડુસો કહે છે. અને તેની સાથે આ અરડુસાની ભૂલ ન થાય તે માટે આને મ્હોટોઅરડુસો કહેતા હશે.*

અરડુસાની છાલનું પ્રથક્કરણ અને વિશેષ ઉપયોગ વિષે મરહુમ ડા. નારાયણ દાજીએ એક અંગ્રેજીમાં **પેપર** લખેલો છે. તે હાલ ભાગ્યેજ મળી શકે તેમ છે. પણ તે ઘણો ઉપયોગી હોતાં મળે તો વાંચવા લાયક છે.

---

## વર્ગ-(સિમેરૂબી).

### નંબર. ૧૦૦.

**૧-શાસ્ત્રીયનામ**-Balanites Roxburghii.

દૃષ્ટાંત-H. I. p. 522; N. p. 50; Watt. I. p. 363; રૂ. નિ. પા. ૫૧૩.

**૨-દેશીનામ**-ઇંગોરિયાં, ઇંગોરિયું (પો૦); ઇંગોરિયો (ગુ૦); हिंगणबेट, हिंगन (મ૦); इंगुवा, हिंगोट (હિં૦); इंगुदी (સં૦).

**૩-વર્ણન**-ઇંગોરિયાંનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તેમાં નાહાની નાહાની કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તેના છેડા બહુધા લાંબા તીક્ષ્ણ કાંટાવાળા હોય છે. એક મુખ્ય ડીટડીપર ઘણુંકરી બે નાહાનાં પાન (leaflets) સામસામાં આવેલાં હોય છે. ફૂલ ઉન્હાળે આવે છે. તે પીળાસલેતા લીલા રંગનાં હોય છે. ફૂલ લંબગોળ ને ઘણાં કઠણ હોય છે. તે ભાદરવામાં પાકવા માંડે છે.

**મૂળ**-કેટલાક ફાંટાઓવાળાં, ભૂરા ધોળા રંગનાં, નરમ અને સછિદ્ર હોય છે. છાલ જાડી, પોચી, હલકી, બટકણી અને અંદરથી પીળાસલેતા ધોળા રંગની હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવો અને તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ફીકા પીળા કે ભૂરા રંગની ને ખડબચડી હોય છે. શાખાઓ પીળાસલેતા લીલા રંગની ને તેપર ભાગ્યેજ સૂક્ષ્મ આછી રૂંવાટી હોય છે. કોમળ શાખાઓ લીલાસલેતા રંગની ને તેપર **ઉન** જેવા વાળની સૂક્ષ્મ રૂંછાળ હોય છે. અંતરછાલ ભૂરા ધોળા કે લીલાસલેતા રંગની મજબૂત રેસાવાળી હોય છે. ઉપરની છાલ બહુધા ધોળાસલેતા રંગની ને પોચી હોય છે.

* પોરબંદર સ્વસ્થાનમાં અરડુસી અર્થાત્ નાહાનો અરડુસો તેમજ આ મ્હોટો અરડુસો વિશેષ કરી ઉગતા નથી. તોપણ એ બન્ને બાગો અને વાડીઓમાં વાવવામાં આવે છે. **કાટવાણાં** અને **વીંજરાણાં** ગામની વાડીઓમાં મ્હોટા અરડુસાનાં ઝાડ વાં પ્રથમ વાવવામાં આવેલાં હતાં. પણ હાલ તે પોતાની મેળે પણ ઉગે છે. રાજકોટ તરફ મ્હોટા અરડુસાનાં ઝાડ ઘણુંકરી આડે વગડે ઉગે છે. પણ તેનો ઉપયોગ જોઇએ તેટલો થતો જણાતો નથી. આ સ્વસ્થાનના બાગોમાં બન્ને જાતના અરડુસા વાવવામાં આવેલા છે. અને તેમાંથી ગરીબ લોકોને જોતાં છાલ કે પાન ખેરાત તરીકે દવા માટે સ્વસ્થાન તરફથી મુફત આપવામાં આવે છે.

શાખાઓ ટેરવે બહુધા લાંબા અણીવાળા કાંટાઓ જેવી હોય છે. તેપર પાન અને ફૂલો આવે છે. (જ્યારે શાખાઓ કાંટાઓનું રૂપ ધારણ કરે છે, ત્યારે ઘણુંકરી તેપર પાન કે ફૂલ અથવા બન્ને આવે છે. અને ત્યારે એવી શાખાઓ કાંટા અને શાખાઓ એ બન્નેનું કામ કરે છે).

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે સંયુક્ત બે પાન હોય છે. તેમાનું દરેક પાન (leaflet) ૧ થી ૨ ઇંચ લાંબું અને ½ થી ૧ ઇંચ પોહોળું હોય છે. તે અંડાકૃતિનું કે તળિયે જરા સાંકડું અને મથાળે પોહોળું થતું હોય છે. ઘરડાં પાન જાડાં, લીસાં ને ચળકતાં હોય છે. પણ કોમળ પાનપર ગીચ રૂંછાળ હોય છે. પાનની ડીટડી સૂક્ષ્મ અને સાંધાવાળી હોય છે.

**ફૂલ**–૪ થી ૧૦ શેક ફૂલની ગુચ્છીઓ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચનો, અને તેની વાસ જરા આંબટ પણ મધુરી હોય છે. તેની ડીટડી ½ ઇંચ લાંબી, પાતળી અને રૂંછાળથી ભરાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે એક બીજાંથી છૂટાં હોય છે. તેની કોર થોડી અંદર વળતી હોય છે. તે ફીકા લીલા રંગનાં ને બન્ને બાજુ રૂંછાળવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પણ છૂટી અને પુ૦ બા૦ કોષનાં પત્રોથી આંતરે આવેલી હોય છે. તે તેઓથી જરા સાંકડી ને લાંબી હોય છે. તેપર ઉપરની બાજુ ચળકતી લાંબી રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે (કોઇવાર અપૂર્ણતા (by-arrest)ને લીધે ૮ થી ૯ જોવામાં આવે છે). તેના તંતુઓ લીલા ને પરાગકોષ પીળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ધોળી રૂંછાળવાળો એક અષ્ટ કે દશકોણ ચપટી પડઘીપર આવેલો હોય છે. નલિકા સૂક્ષ્મમુખવાળી, ટુંકી, અણીથતી, લીસી ને લીલા રંગની હોય છે.

**ફલ**–કાગદી લીંબુ જેવાં પણ જરા વિશેષ લંબગોળ હોય છે. તે કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં ને પાકે છે ત્યારે લીંબુની પેઠેજ પીળા રંગનાં થઇ જાય છે. તેનાપર ૫ સ્પષ્ટ અને ૫ સહેજ દેખાતી ઉભી નસો હોય છે. ફલની ડીટી ૧½ થી ૨ લાઇન લાંબી અને ૧ કે તેટલીજ જાડી હોય છે. ફલપરની છાલ નરમ અને જરા જાડી હોય છે, તે અંદર પણ પીળી હોય છે. તે સહેલાઇથી કાઢી શકાય છે. તેની અંદર ૧ સખ્ત ગોટલું હોય છે. ને તેની ઉપર ચળકતા ભૂરા રંગનો જરા ચીકણો નરમ ગળ હોય છે. જેની વાસ ખટાસલેતી ઉગ્ર અને સ્વાદ પણ તેવોજ હોય છે. એની વાસ જરા વિશેષ વાર લીધી હોય તો માથું ચડી આવે છે. ફલ ૧ થી ૨ કે ૨½ ઇંચ લાંબું અને ૧ થી ૧½ ઇંચ પોહોળું હોય છે. તેની અંદરનું ગોટલું એવું તો કઠ્ણ હોય છે કે તે છીણી વતી પણ મુશ્કેલાઇથી ભાંગે છે. ગોટલું ફલના પ્રમાણમાં ૧ થી ૨ ઇંચ લાંબું અને ૧ કે તેથી વિશેષ પોહોળું હોય છે. તેનો રંગ ભૂરો ને તેપર રેસાઓ ને ઉભી નીક હોય છે. એ ગોટલાંને ભાંગતાં તેમાંથી એક બીજ નીકળે છે.

**બીજ**–કઠ્ણ, ફીકા પીળા રંગના મીંજ જેવું હોય છે. તે દાણાદાર બંધાયલાં તેલ જેવું દેખાય છે. તેની વાસ ઘી જેવી ને સ્વાદ જરા કડવાસલેતો તેલીઓ લાગે છે. એને થોડીવાર ખુલ્લું રહેવા દેવાથી તેપર સેંકડો કીડીઓ ચડી જાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉલટી કરાવનાર, રેચક તથા કૃમિ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–"ફલપરનો ગોળ જેવો રસ ચોપડવાથી મ્હોંપર દાઝ હોય તે મટે છે. ફલની અંદરનાં બીજમાંથી તેલ નીકળે છે. ઇંગોરિયાં કફ, લોહીવિકાર, આમ, ગાંઠ, ગુંબડાં, કૃમિ, વાત, વિષ, શૂલ, કુષ્ટ એ સર્વે મટાડે છે. એનાં ફૂલ મધુરાં ને ગરમ છે, વાત કફને મટાડે છે." (વૈ. રૂગનાથજી).

ઇંગોરિયાનાં ફલને ઇંગોરિયાં કહે છે. ઇંગોરિયાંનું તેલ* દાઝીઆં અને ચાંમડીના દરદો ઉપર ચોપડવામાં આવે છે. બીજ કફમાં ૨ થી ૩૦ ઘઉં ભાર અપાય છે. છાલ, કાચું ફલ અને પાન કૃમિઘ્ન અને રેચક ગણાય છે. ઢોરને આફરો થયો હોય તો તેપર બરડા ડુંગરના રબારી લોકો ઇંગોરિયાંનાં ફલ અને ફૂલનો ઉકાળો કરી તે ઢોરને પાય છે. તેથી તેનું પેટ છૂટે છે. ઇંગોરિયાંનાં પાકાં ગોટલાંમાં બંદુકનો દારૂ ભરી ફોડવામાં આવે તો તેનો ઘણો મ્હોટો તોપ જેવો અવાજ થાય છે. એનાં ગોટલાંને કોરી તેની તમાકુ રાખવાની ગોળ કે ડાબલી બનાવવામાં આવે છે. ઇંગોરિયાંનાં પાન ઢોર, ચારા તરીકે ખાય છે. "એનાં ફલ પશ્ચિમ હિંદુસ્થાનમાં તેમજ **મિસર** દેશમાં મેવા તરીકે ખવાય છે. અને તેમાંથી એક જાતનો દારૂ બનાવવામાં આવે છે. જે **સીદી** લોકો વાપરે છે. એનાં કાચાં ફલ **મિસર દેશની હરડે** અને પાકાં **જંગલી ખારક** કહેવાય છે." એનું લાકડું સામાન્ય રીતે કઠ્ણ હોય છે. તે કોદાળી વગેરેના હાથા બનાવવાના કામમાં આવે છે. એનાં થડ અને ફલની છાલ **ઉન** ધોવાના કામમાં વપરાય છે. એનાં ફલમાનો ગર રેશમ ધોવાના કામમાં વપરાય છે. એની છાલમાંથી જે રસ નીકળે

* કવિરાજ કાલીદાસે શકુન્તલા નાટકમાં એ તેલનું વર્ણન કરેલું છે.

છે તે ઝેરી ગણાય છે. ફલનો ગર ઝાડાપર દહીંમાં અપાય છે, એમ કહેવાય છે. પાકાં ગોટલાંની દરજીની આંગળીએ પેરવાની ટોબી બનાવે છે. તેમ જ અત્તરશું-ઘણી પણ બનાવવામાં આવે છે.

૭-**સ્થાનક**-ડુંગરાળી જમીનમાં વિશેષ કરી ઉગે છે* એ હિંદુસ્થાનના સુકા પ્રદેશોમાં થાય છે.

૮-**વિશેષવિવેચન**-સંસ્કૃત **इंगुदी** ઉપરથી ઇંગો-રિયાં આદિ પ્રાકૃત નામો નીકળેલાં જણાય છે.

---

## ૨૭-N. O. BURSERACEÆ.
## વર્ગ-બર્સિરેસી--ગુગળનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. તેમાંથી સુગંધિત નિર્યાસ નીકળે છે. જે ધૂપ તરીકે વપરાય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે આવે છે, તે સંયુક્ત અથવા ત્રણ પાનના ત્રેખડા જેવાં ત્રિપર્ણી હોય છે. ઉપપાન ક્વચિત જ હોય છે. **નર** અને **માદા** ફૂલો એક જ વનસ્પતિપર, અથવા જૂદી જૂદી વનસ્પતિપર, જૂદાં જૂદાં અથવા ભેળાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૩ થી ૬ હોય છે. પુંકેસરો પાંખડીઓ જેટલાં અથવા તેથી બમણાં હોય છે. તે બધાં એક સરખી લંબાઇનાં અથવા લાંબાં ટુકાં હોય છે. અને તે પડઘીની કોર અથવા તળિયે આવેલાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તે ૧ કે ૨ થી ૫ પોલવાળી હોય છે. ફલ ઘણું-કરી અવિકાશી અથવા સ્વવિકાશી હોય છે. તેમાં ૧ અથવા ૨ થી ૫ ઠળીઆ હોય છે. તેમાં બીજ ૧ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં પાચક, વાતહર, ઉપલેપક, સારક, રક્તશોધક, રોપક, ઉત્તેજક, ચિરગુણકારી પૌષ્ટિક, અને કફ તથા શોથઘ્ન ગુણ રહેલા હોય છે.

---

## વર્ગ-( બર્સિરેસી ).
### નંબર ૧૦૧.

૧-**શાસ્ત્રીયનામ**-Balsamodendron Mukul.

દષ્ટાન્ત-H. I. p. 529; N. p. 51; Watt. I. p. 366; રૂ. નિ. પા. ૨૭૬.

૨-**દેશીનામ**-ગુગર, ગુગલ, ગુગળ (પો૦)+(ગુ૦); मुकुल, गुगल (મ૦); गुगल (હિં૦); गुगुल (સં૦)

૩-**વર્ણન**-ગુગળનાં ઝાડવાં ૪ થી ૧૨ ફીટ ઉંચાં થાય છે. એમાં આડી અવળી, લાંબી ટુંકી, કાંટા જેવી અણીવાળી ઘણી શાખાઓ થાય છે. એની છાલપરથી પાતળી ફોતરી ભૂરા રંગની ઉતરી જતી દેખાય છે. અને એ ફોતરી નીચે છાલનો રંગ લીલો હોય છે. પાન જાડાં અને ટુકાં હોય છે, તે શિયાળે ખરી જાય છે. અને ચોમાસે વરસાદ થયાની સાથે પાછાં નવાં આવે છે. ફૂલ રાતા રંગનાં સૂક્ષ્મ હોય છે. તે ઉન્હાળે આવે છે. ફલ ઘઉંલા જેવાં નાહાનાં હોય છે. તે ચામાસાની શરૂ-વાતમાં પાકી જાય છે.

ગુગળનું ઝાડવું તેના ખાખી કે ભસ્મીરંગ અને કાંટાવાળી આડી અવળી શાખાઓને લીધે તે એક ઝરડાં જેવું દેખાય છે. ગુગળનાં ઝાડવાંને જખમી કરવાથી પીળાસલેતો ચીક તેમાંથી નીકળે છે. તે શિયાળે ગુંદર જેવો બંધાય છે. તેને **ગુગળ** કહે છે.

**મૂળ**-જાડાં, લાંબાં અને ઝીણા કાંટાઓવાળાં હોય છે. તેનું લાકડું રસભર્યું, ભૂરા રંગનું ને કઠણ હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. છાલ રાતા રંગની, રસભરી, રેસાવાળી ને મજબૂત હોય છે. તેમાંથી પીળાસલેતા રંગનો ચીક નીકળે છે. છાલ ઉપરની પાતળી ફોતરી અંદરથી કાળા ને ઉપરથી ભૂરા રંગની હોય છે. તે ચળકતી ને લીસી હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ તૂરાસલેતો કડવો ને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-એની ડાંડી અથવા થડ ૨ થી ૬ ઇંચ કે ૧ ફુટ વ્યાસનું હોય છે, પણ તે વિશેષ ઉંચું હોતું નથી. પણ તેનાપરથી આડી અવળી ઘણી શાખાઓ નીકળે છે. કોમળ શાખાઓને છેડે રતાસલેતા ભૂરા વાળની રૂંવાટી હોય છે. ડાંડીનું લાકડું ધોળા રંગનું ચીવટ અને હલકું હોય છે. છાલ લીલા રંગની જાડી ને પીળાસલેતા રંગના ચીકથી ભરાયલી હોય છે. છાલપર ભસ્મી રંગની પાતળી ફોતરી હોય છે. એનો વાસ સહેજ કડવાસલેતો સુગંધિત અને સ્વાદ કડવો ને ગળચટો લાગે છે.

**પાન**-શાખાઓને છેડે, અથવા કાંટાજેવી શાખાઓને પડખે, નાહાની નવી શાખાઓ નીકળી તેનાપર પાન આવેલાં હોય છે. તે વખતે એકેક, અથવા બે, કે ત્રણ પાસે પાસે આવેલાં હોય છે. અને કોઇવાર ત્રણ પાન ત્રેખડાની પેઠે પણ આવે છે. પાનની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે અથવા હોતી નથી. ત્રણ પાન ભેળાં આવેલાં હોય છે ત્યારે વચલું પાન તેની બાજુનાં પાન કરતાં વધારે લાંબું ને પોહોળું હોય છે. પાન લીસાં, ચળકતાં, લીલા રંગનાં, ડીટડી તરફ સાંકડાં અને ટેરવાં તરફ પોહોળાં હોય છે. તેની કોર કાંગરીવાળી હોય છે. તે

---

* પોરબંદર સ્વસ્થાનમાં ઇંગોરિયાંનાં ઝાડવાં બરડા ડુંગરની તળીવાળી જગાઓમાં વિશેષે કરીને ગોઢાણાં અને આદિત્યાણાં જંગલી પાઉમાં ઉગે છે. તેમ પોરબંદર તલપતની આસપાસ પણ કાદીવાળી જમીનમાં કંટાળાઓ સાથે બહુધા ઉગેલાં જોવામાં આવે છે.

$\frac{3}{4}$ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને ૨ લાઇનથી ૧ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળતાં તેમાંથી સહેજ સુગંધિત ઉગ્રવાસ, અને સ્વાદ ખટાસલેતો ચીકણો લાગે છે.

**ફૂલ**–એક જ ઝાડપર **માદા** અને **નર** ફૂલો જૂદાં જૂદાં આવે છે, અથવા એક ઝાડપર બધાં **નર** ફૂલો અને બીજાં ઝાડપર બધાં **માદા** ફૂલો એમ પણ આવે છે, માદા ફૂલોમાં પુંકેસર અપૂર્ણ હોય છે. અને નર ફૂલોમાં **સ્ત્રીકેસર** પણ તેમજ પૂર્ણ સ્થિતિએ પહોંચેલી હોતી નથી.

ખરી ગયેલાં પાનવાળી શાખાઓને છેડેથી અક્રેક, કે બે અથવા–ચાર, એકજ જગાએથી રાતા રંગનાં સાંકડાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–ચાર પત્રોવાળો, ઉભી પ્યાલી જેવો પાંખડીઓપર ચપટ બેઠેલો હોય છે. તેનાં મુખ પાસે તેના ચારે દાંતા ખુલ્લા દેખાતા હોય છે. તે પાંખડીઓથી આંતરે આવેલા હોય છે. તેની લંબાઇ $\frac{3}{4}$ થી ૧ લાઇન જેટલી હોય છે. તેપર પીળાસલેતી ટુંકી રૂંછાળ આવેલી હોય છે, ને તેપર ચીકણો રસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે, તે ઘણી પાસે પાસે પણ છૂટી અને ઉભી હોય છે. તેનાં મુખ પાસે તે બહારની બાજુ વળેલી હોય છે. તેનાં ટેરવાં સૂક્ષ્મ અણીવાળાં હોય છે. પાંખડી ચળકતી અને લીસી હોય છે, તેની લંબાઈ ૧$\frac{1}{2}$ થી ૨ લાઇન જેટલી હોય છે, તે તળિયે જરા સાંકડીથતી હોય છે.

**પુંકેસરો**–૮ હોય છે. તેમાં ચાર ટુંકાં અને ચાર લાંબાં હોય છે. લાંબાં ચાર પુંકેસરોના પરાગકોષ પીળા રંગના હોય છે. તે પાંખડીની નળીનાં મુખ આડા આવેલા હોય છે. પુંકેસરતંતુઓ લીલાસ કે રતાસલેતા ધોળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ઉર્ધ્વસ્થાયી અને ચાર પોલવાળો હોય છે. એની દરેક પોલમાં (૩ થી ૪ ?) પણ બહુધા ૨ આદિબીજ હોય છે. ગર્ભાશયને ફરતી ૮ થી ૧૦ દાંતાવાળી પડઘી આવેલી હોય છે. નલિકા ટુંકી અને નલિકાગ્રમુખ બેથી ચાર વિભાગોવાળું હોય છે.

**ફ્લ**–લીસાં ને ચળકતાં હોય છે, તેનો આકાર ન્હાની બદામડી અથવા ધઉંલા જેવો હોય છે, તે રંગે રતાસપર હોય છે. એને એક છેડે સૂક્ષ્મ અણી હોય છે, ને તે અણી પાસેથી બન્ને બાજુએ અક્રેક નીક નીકળી ફ્લની ડીટડી તરફ ગયેલી હોય છે. ફ્લની છાલનો વાસ કાચીકેરી જેવો હોય છે, ને સ્વાદ કડવો ને જરા ખટાસલેતો હોય છે. ફ્લ પાકે છે ત્યારે તેની ઉપરથી છાલ નીકળી જાય છે, ને અંદર પીળા રંગનો રસભર્યો ચળકતો કેરી જેવો ગળ દેખાય છે. તેમાં ઠળિયા ને બીજ સૂક્ષ્મ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ચિરગુણકારી પૈષ્ટિક, સારક, ઉત્તેજક, રોપક અને લોહી સાફ કરનાર.

૬–ઉપયોગ–ગુગળનાં ઝાડવાં ઉંટ અને બકરાંનો મુખ્ય ચારો છે. ગુગળનું લાકડું સફેદ પોચું અને હલકું થાય છે, તે દાંતરડી અને ધારીયાંના હાથા કરવામાં કામે લાગે છે. અને મછીઆરા લોકો જાળ પાણીપર તરતી દેખાય, માટે એના કકડા જાળને બાંધે છે. એનું લાકડું બળતણ તરીકે ગરીબ લોકો ઉપયોગમાં લે છે. શરીર અને વીર્યની નબળાઇને લીધે પગની તળી અને હાથની હથેળીમાં દુખાવો હોય તો તેપર સ્વચ્છ ગુગળ ઘી અને સાકર સાથે ખવરાવે છે. ગુગળ પરમા, ભગંદર, હરસ, વિસ્ફોટક, ક્ષય, કોઢ, સંગ્રહણી, ચાંમડીનાં દરદો, લોહી વિકારનાં દરદો, કંઠમાલ અને જળોદરપર વપરાય છે. સડતાં ચાંદાં અને ગડગુંબડાં ઉપર ગુગળનો મલમ વાપરવામાં આવે છે. ગુગળ બીજી દવાઓ સાથે મેળવીને પણ ખવરાવવામાં આવે છે.

"આર્ય ઔષધ"માં ગુગળની ૫–બનાવટ આપી છે. જેવી કેઃ–૧–યોગરાજગુગળ, ૨–કૈશોરગુગળ, ૩–ષડંગગુગળ, ૪–સિંહનાદગુગળ, અને ૫–અમૃતાગુગળ. એ પાંચે બનાવટ જૂદાં જૂદાં દર્દોમાં અપાય છે. એ બનાવવાની રીત, ઉપયોગ તથા બીજી ઘણી ઉપયોગી ગુગળ વિષેની હકીકત (ડા. વીરજી ઝીણા રાવલ એલ, એમ, એસ–એઓએ) વિસ્તારથી પાને ૨૨૬ થી ૨૩૧ સુધી આપેલી છે, તે જીજ્ઞાસુએ વાચવા લાયક છે.

પડી જવાથી અથવા કંઇ લાગવાથી અંગમાં દુખાવો થાય, અથવા સાંધો દુખે, તો તેનાપર ગુગળનો લેપ કરવામાં આવે છે. શરીરમાં કોઇ જગ્યોમાં શૂલ કે ચસકા નીકળતા હોય, ત્યારે પણ ગુગળનો લેપ કરવામાં આવે છે. એક બાજુની કમર રહી જાય છે, તેનાપર ગુગળની પટી મારે છે, અથવા લેપ કરે છે. મરકીની ગાંઠ ઉપર પણ ગુગળનો લેપ કરે છે. હવા સ્વચ્છ કરવા માટે ગુગળનો ધૂપ કરવામાં આવે છે. વાળાના સોજાપર ગુગળનો લેપ કરવામાં આવે છે, પણ તેથી બહુ તાણ થાય છે, તોપણ વાળાને એ તાણથી વખતે બહાર કાઢી નાખે છે. ચુનામાં ચીકાસ આવવા માટે કડીઆ લોકો ચુના સાથે ગુગળનો રસ વાપરે છે. બરોલ અને કલેજાની ગાંઠપર ચુનો અને ગુગળ ભેળાં કસણીને ચોપડવામાં આવે છે.

ગુગળનાં ફ્લને **ગુગળીઆં** અથવા **ગુગળિયાં** કહે છે. તે અજીર્ણ, વાળા લૂસ અને ખાટા ઓડકાર આવવાથી શરીરમાં ધ્રામઠાં ફૂટી નીકળે તેપર મીઠાં સાથે ખવરાવવામાં આવે છે. અરૂચી અને ઉબકામાં ગુગળિયાં ?

મીઠાં સાથે ખવરાવાય છે. અને ગુગળની લીલી છાલ સુંઘવા આપે છે. તેથી ઉબકા બેસી જાય છે. ગુગળિયાંને સુકાવી તેને ખાંડીને સંધિવા ઉપર પીપર સાથે મધમાં ખવરાવાય છે. ઝેરી જનાવર કરડયું હોય, તો તેના પર ગુગળીઆં મરી અને મીઠાં સાથે ગામડાંનાં લોકો ખવરાવે છે. ગુગળીઆં અર્થાત્ ગુગળનાં ફલ ન મળે તો તેને અભાવે ગુગળનાં પાન ઉપર પ્રમાણે ખવરાવે છે. ગુગળનાં પાન મીઠાં સાથે ઘણાં ગરીબ લોકો પૈષ્ટિક તરીકે ખાય છે. કેટલાંક લોકો ગુગળનાં દાતણ કરે છે, જેથી મોઢું આવી ગયું હોય કે ડાઢ કળતી હોય તો મટી જાય છે.

**૭-સ્થાનક**-ગુગળનાં ઝાડવાં પત્થર અને કાદીવાળી જમીનમાં જ્યાં કંટાળા અને બાવળ વિગેરેનાં જાળાં હોય છે, તેવી જગોએ ઉગે છે.* એ સિંધ, કચ્છ, કાઠિયાવાડ, પંજાબ, ખાનદેશ, બીરાર, રજપુતસ્થાન અને બેદનોરમાં થાય છે.

---

## ૨૮-N. O. MELIACEÆ.

## વર્ગ-મેલિયેસી-રેણુ અને લીંબડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગમાં મ્હોટાં વૃક્ષો અને ઝાડવાંઓ થાય છે. પાન આંતરે આવે છે. તે ઘણુંકરી સંયુક્ત અને ભાગ્યે જ સાદાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૩ થી ૬ હોય છે. પુંકસરો ૪ થી ૧૨ કે વખતે તેથી વધારે હોય છે. અને તે કર્ણિકાનાં તળિયાંથી બહાર આવેલાં હોય છે. તેના તંતુઓ બહુધા જોડાઇને એક **નળી** (tube) જેવા થઇ રહેલા હોય છે. અને તેને મથાળે પરાગકોષ બહુધા બે પોલવાળા, ઉભા ઉઘડનારા, અને ઉભા આવેલા હોય છે. સ્ત્રીકેસર ૧ કે ૨ થી ૫ ખાનાંવાળી; નલિકા ૧ અને તેનું મુખ પોહોળું અથવા દડી જેવું હોય છે. ફલ ૧ થી ૫ ખાનાંવાળુ અને તેમાં ૧ થી ૫ કે વધારે બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી કડવી હોય છે. અને તેથી તેમાં ચિરગુણકારીપૈષ્ટિક, ગ્રાહી, વાન્તિકર, કૃમિઘ્ન, સારક, માદક, સ્વેદલ, શોથઘ્ન અને ઉત્તેજક ગુણો રહેલા છે.

આ વર્ગમાં આવેલું લીંબડાનું વૃક્ષ અત્યંત ઉપયોગી અને પ્રસિદ્ધ છે.

* પોરબંદર તલપતના બારા ઉતાર મઢકુવા અને ખાડીની વચમાં ગુગળનું એક મ્હોટું વિસ્તારવાળું જાળું છે. તેમાંથી આ સ્વસ્થાનનાં ગરીબ લોકો શિયાળે ગુગળ ભેળો કરી પોતાના ઉપયોગ માટે રાખે છે, અને કેટલાક બજારમાં ગાંધીને ત્યાં વેચે છે. એ ઘણો કડવો હોય છે. તે લેપ આદિમાં કામ આવે છે. ખાવાનો ગુગળ સિંધમાંથી આવે છે, તે પણ કડવાસલેતો હોય છે. તો પણ તે **મીઠોગુગળ** કહેવાય છે.

## વર્ગ-(મેલિયેસી).

### નંબર ૧૦૨.

**૧-શાસ્ત્રીયનામ**-Melia Azadirachta.

દ્દષ્ટાંત-H. I. p. 544; N. p. 53; Watt. V. p. 211; ૨. નિ. પા. ૧૩.

**૨-દેશીનામ**-લીંબડો (પો૦×ગુ૦); निंव,कडुनिंव (म०) नीम, नीब (हिं०); निंव, पिचुमर्द, पिचुमंद, पारिभद्र (सं०)

**૩-વર્ણન**-હિંદુસ્થાનમાં ઉપયોગી, પરોપકારી છાંયડાનાં ઝાડ ઘણાં છે. જેમાનું લીંબડાનું ઝાડ પણ એક છે. લીંબડાનું ઝાડ ૪૦ થી ૬૦ ફીટ ઉંચું અને ઘણા વિસ્તારવાળું થાય છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં ઉગે છે. એ ઝાડ જ્યાં બીજાં ઘણાં ઝાડો ન થાય ત્યાં સેહેલાઇથી થઇ શકે છે, અને તે સારી હાલતમાં હોય છે. એ ઝાડો સારી હાલતમાં અમદાવાદ જીલ્લો, ઉત્તર કાઠીઆવાડ, કચ્છ, સિંધ અને વાયવ્ય પ્રાંતના થોડા ભાગોમાં હોય છે. ત્યાં તે વિશ્રાંતિની જગોએ કામ આવે છે. એનાં ઝાડ નડિયાદ, અમદાવાદ પાસે જેટલાં ઉંચાં થાય છે તેટલાં ઉંચાં બીજે કોઇ સ્થળે ભાગ્યે જ થતાં હશે. કેમકે નડિયાદ પાસે તેનાં વૃક્ષો ખરેખર ગગનસ્પર્શી (જેવાં માથેરાંનના રામબાગમાં આંબાનાં ઝાડ થાય છે) જોવામાં આવે છે.

આ સ્વથાન (પોરબંદર) ના બરડા ડુંગરમાં એનાં ઝાડ માત્ર ૧૦ થી ૧૫ કે ૨૫ ફીટ ઉંચાં થાય છે. અને તે ઘણાં વિસ્તીર્ણ હોતાં નથી. તોપણ સ્વસ્થાનનાં કેટલાંક નદી કાઠાનાં ગામોમાં તે સારાં ઉંચાં અને વિસ્તારવાળાં થાય છે.

લીંબડાનાં ઝાડમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેમાં નાહાની શાખાઓ તો ઘણીવાર નીચી ઝુકી, પવનની લહેરીથી આમ તેમ જેમ પવન ડોલાવે તેમ ડોલતી હોય છે, તે જોનારનાં મનને પણ ડોલાવી નાખે એવી ખુશનુમાં દેખાતી હોય છે. એનાં ઝાડ શિયાળામાં બહુધા પાત્રાં વગરનાં હોય છે. તોપણ જ્યારે ભર ઉન્હાળામાં મુસાફરોને છાયાની જરૂરત હોય છે ત્યારે એ સુંદર નવપલ્લવ પાત્રાંથી ભરપૂર થઈ રહે છે. એની છાયા એવી તો શીતળ હોય છે કે, તે ભજનોમાં ગવાઇ ગઇ છે. "કડવી તે હોજો લીંબડી એની શીતળ હોજો છાંય; જાગો લખમણા." (લખમણમૂર્ચ્છા).

પાન સંયુક્ત અને એકભગ્ન અર્થાત્ તેની મુખ્ય ડીટડી કે સળીપર નાહાનાં પાન (leaflets) આવેલાં હોય છે. તે જરા અર્ધચંદ્રાકાર, દાંતાદાર અને છેટે છેટે હારબંધ હોવાથી ઘણાં મનોહર લાગે છે. તેમાં પણ એનાં નવીન મૃદુ પાન તો રતાસલેતા સોનેરી રંગનાં અત્યંત ચળકતાં હોય છે. તે એ ઝાડની ઘણી શોભા

વધારે છે. પણ વળી એનાપર આવેલાં ચકચકીત સૂક્ષ્મ છાંટણાં તો ઓરજ મઝા આપે છે.

એમાં ઝીણાં સફેદ ફૂલોની લંગરો પણ ઘણુંકરી નવપલ્લવોની સાથેજ લટકી રહે છે. જેમાંથી રાત્રની વખતે અત્યંત મધુરી પરિમળ એનાં ઝાડથી પણ ઘણે દૂર સુધી પસરી રહે છે. તે ત્યાંથી જતા આવતા મુસાફરોને છક્ક કરી નાંખે છે. એની કોમળ ડાળો જેમ પવનને વશ ડોલે છે, તેમ એનાં ફૂલોની લપટ પણ પવનની ઝપટને વશ હોય છે. પવન તેને જે બાજુ લઇ જાય તે બાજુ તે તેની સાથે ચાલી જાય છે.

લીંબડાનાં ફલ **લીંબોડી** અથવા **લીંબોળી** કહેવાય છે. તે કડવી હોય છે, તોપણ તે ચળકાટવાળી, પીળા રંગની ને સુધારેલી હોય છે. તે વૈશાક જેઠમાં પાકે છે, ત્યારે તે ઘણાં પક્ષીઓને ખાવા લલચાવે છે. એ રાણનાં ફલને ઘણી મળતી હોય છે. પણ **રાણ** રાજાઓનો અને **લીંબોડી** કાગડાઓનો મેવો છે.

**મૂળ**–જમીન અને ઝાડ પ્રમાણે જાડાં અને લાંબાં હોય છે. એમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. તેની છાલ સફેદ કે રતાસલેતા રંગની ને લીસી હોય છે. તેપરની ફોતરી ભૂરા રંગની પાતળી ને તરત ઉતરી જાય તેવી હોય છે. તેપર ચીરા પડેલા હોય છે. મૂળનું લાકડું ઘણું કઠ્ઠણ હોય છે. વાસ અણગમતી અને સ્વાદ કડવો અને તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ સીધું ને જાડું હોય છે, ને તે કોઇવાર બે માણસની બાથમાં પણ મુસ્કેલાઇથી આવી શકે એટલા ઘેરાવાનું હોય છે. એની ઉપરની છાલ ખડબચડી ઘેરા ભૂરા રંગની ને તેપર ઉભા ને આડા ચીરા પડેલા હોય છે. અંદરની છાલ ધોળા, રાતા અને લીલા એમ મિશ્ર રંગની હોય છે. એની કોમળ શાખાઓ લીલા કે રતાસલેતા રંગની ને બટકણી હોય છે. તેપર સૂક્ષ્મ દાણા જેવા બિંદુઓ આવેલા અને ઝીણા ચીરા પડેલા હોય છે. અતિ કોમળ શાખાઓપર ચીકાસલેતા બિંદુઓ હોય છે. જેમાંથી રાળ જેવી ઉગ્ર સુગંધિત વાસ નીકળે છે. એપર કોઇવાર સફેદ વાળની આછી રૂંવાટી પણ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ૮ થી ૧૬ ઇંચ લાંબાં હોય છે. તે શાખાઓના છેડા પાસે બહુધા ગચ્ચુમ કે ગુચ્છાની પેઠે પાસે પાસે આવેલાં હોય છે. પાનની મુખ્ય ડીટડી થડમાં જાડી હોય છે. તે ગોળ અને સુતળીથી કંઇક પાતળી હોય છે. તેપર નાહાનાં પાન (leaflets) સામસામાં અથવા જરા આંતરે આવેલાં હોય છે. તે ૯ થી ૧૫, કે વખતે ૧–૨ ઓછાંવત્તાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. એની ડીટડી સૂક્ષ્મ, તળિયે જરા ઉપરની બાજુ ચપટી ને ભૂરા રાતા રંગની હોય છે. એની કોર ડીટડી પાસે વિષમ હોય છે, ને આગળ તેપર દાંતા હોય છે. એનું ટેરવું લાંબું ને અણીથતું હોય છે. એની ઉપરની સપાટી પીળાસલેતી લીલી કે ઘેરા લીલા રંગની ને નીચેની ફીકી હોય છે. અને તેપર અનિયમિત ચળકાટવાળાં ગોળ ચપટાં સૂક્ષ્મ છાંટણાં હોય છે. તે કોમળ પાનમાં વિશેષ સ્પષ્ટ દેખાય છે. કોમળ પાનની સપાટી રતાસલેતા રંગની અને નસો, ટેરવાં, અને દાંતાની અણી પીળાસલેતા લીલા રંગનાં હોય છે. પાનની વચલી નસ સ્પષ્ટ દેખાતી બન્ને સપાટીએ બહાર નીકળતી હોય છે. અને તેની બાજુની નસો ઝીણી અને બહુધા સામસામી હોય છે. પાનની ડીટડીઓપર કોઇવાર સેહેજ ભૂરી ભૂરકી કે સૂક્ષ્મ રૂંવાટી હોય છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસે પત્રકોણમાંથી પુષ્પમંડપ નીકળેલા હોય છે. તે શાખા પ્રતિશાખાઓવાળા હોય છે. તેની સળી પાનની સળી જેવી જાડી અને બહુધા તેના જેટલીજ લાંબી કે વખતે તેથી જરા ટુંકી હોય છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ, લીલા રંગની ને ભૂરા વાળની રૂંવાટીવાળી હોય છે. ફૂલનો વ્યાસ ⅓ ઇંચનો ને વાસ મધુરી હોય છે, તોપણ લાંબો વખત લીધાથી તે જરા કડવી જણાય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી જરા જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. તે લીલાસલેતા ધોળા રંગનાં, પોહોળાં, ટેરવે બુટ્ટાં કે ગોળાઇલેતાં, ભૂરા વાળની રૂંવાટીવાળાં, પાંખડીથી ઘણાં ટુકાં અને જરા ઉપરાઉપર કોરવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે છૂટી અને પુ૦ બા૦ કોષનાં પત્રોથી આંતરે આવેલી હોય છે. તે ૨ લાઇન લાંબી, ૧ લાઇન પોહોળી, ટેરવે ગોળાઇલેતી, તળિયે જરા સાંકડી ને સફેદ રૂંવાટીવાળી હોય છે.

**પુંકેસરો**–૧૦ થી ૧૨ હોય છે. તે પાસે પાસે આવી ફૂલની વચમાં એક નળી જેવાં થઇ રહેલાં હોય છે. તે ધોળાં ને ધોળી રૂંછાળવાળાં હોય છે. પરાગકોષ પીળા હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે. તે પુંકેસરોથી ટુંકી હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગની પડઘીપર આવેલો હોય છે. તે ગોળાઇલેતો, ચળકતો, લીલો ને લીસો હોય છે. નલિકા ધોળી કે લીલી, ને મથાળે ધોળાં કે લીલાં સૂક્ષ્મમુખવાળી હોય છે.

**ફલ**–પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે પીળાં થઇ જાય છે. તે સુકાય છે ત્યારે ઘેરા તપખીરીઆ રંગનાં થઇ જાય છે. તે ⅔ ઇંચ લાંબાં ને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તે લંબગોળ, લીસાં, ચળકતાં ને આંબાની કેરી

પેઠે જરા વાંકલેતાં હોય છે. તેની નીચે જાડી પડથી ને ઠીટી રહી ગએલાં હોય છે. અને તેને મથાળે સૂક્ષ્મ ખાડાવાળો ભૂરો ચાંડલો હોય છે. ફલને દાબતાં તેમાંથી દૂધ કે ચીકણો ગળ નીકળે છે, જેમાં ૧ બીજ હોય છે.

**બીજ**–લાંબું ને ટેરવાં તરફ જરા સાંકડું થતું હોય છે. તેની ઉપરનું ધોળા રંગનું પડ સેહેલાઇથી નીકળી શકે છે. તેની અંદર લીલા રંગનાં ચળકતાં ૨ દલ દેખાય છે. જેને મથાળે અણી (અંકુર) હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારીપૌષ્ટિક, ગ્રાહી, તથા શોથ, કૃમિ, કફ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–લીંબડો સર્વાંગે કડવો થાય છે. અને તેની કડવાસમાં ગુણ રહેલો છે, ને તેને લીધે તેના કોઇ પણ અંગનો ઉપયોગ તાવમાં કરી શકાય છે. લીંબડાનાં ઝાડ ઘણુંકરી સર્વ જગોએ મળી શકે છે. તેને સૌ કોઇ ઓળખે છે. ને તેનો સામાન્ય ઉપયોગ પણ સૌ કોઇ કરે છે. તોપણ તેનો અંગવાર વિશેષ ઉપયોગ આ નીચે આપવામાં આવેલો છે.

મૂળ–લીંબડાનાં મૂળ અને મૂળની છાલનો કવાથ ચિરગુણકારી પૌષ્ટિક તરીકે ટાઢીઆ તાવ પછીની નબળાઈમાં આપવામાં આવે છે. લીંબડાનાં મૂળમાં ઉંડો કાપ મુકી તેની નીચે વાસણ રાખવાથી તેમાં રસ પડે છે. તે પણ દવા તરીકે ઘણો અકસીર ગણાય છે. ટાઢીઆ તાવમાં જ્યારે બીજી કોઇ પણ દવા ગુણ કરી શકતી નથી ત્યારે લીંબડાનાં મૂળની છાલનો કાઢો ઘણી સારી અસર કરે છે. જેને લાંબો વખત તાવ ચાલુ રહે, અને **ક્વીનાઇન** માફક ન આવે, ત્યારે પણ લીંબડાનાં મૂળની છાલ આપવાથી સારો ફાયદો થાય છે. ઝાડાની સાથે લાંબો વખત તાવ રહે એવાં દરદોમાં લીંબડાનાં મૂળની છાલનો કવાથ આપવામાં આવે છે. લીંબડાનું મૂળ પાણીમાં ઘસીને વીંછી અને બીજાં ઝેરી જનાવરોના ડંખપર ઘણાઓ ચોપડે છે.

લીંબડાની અંતરછાલમાંથી રેસા નીકળે છે. પરંતુ તેમાંથી અત્યંત દુર્ગંધિ નીકળે છે. જેથી ઘણાં લોકો એને વાપરતાં નથી. એના રેસાઓમાંથી દોરી દોરડાં અને કાગળો બની શકે પણ તેના રેસા વેપાર જોગા નીકળી શકે તેમ નથી. લીંબડાની છાલ પાણીમાં વાટીને ગાંઠ કે ગુંબડાંપર ચોપડવામાં આવે છે. લીંબડાની અંતરછાલનો કાઢો સુંઠ, પીપર અને મરીની સાથે તાવમાં અપાય છે. લીંબડાની અંતરછાલ રાત્રે ટાઢા પાણીમાં પલાળી સવારે તે પાણી ગાળી લઈ ચિરગુણકારી પૌષ્ટિક તરીકે તે પીવાય છે. તાવની ગરમીમાં પાણીની તૃષા ઘણી લાગતી હોય, ત્યારે લીંબડાની અંતરછાલ પાણીમાં વાટી, તે વધારે પાણીમાં મેળવી, તે પાણીને ઝામીને તે પવાય છે. તેથી તૃષા મટે છે. લીંબડાની અંતરછાલ સંધિવાનાં દરદોમાં એકલી અથવા બીજી દવાઓની સાથે વાપરવામાં આવે છે. તાવમાંથી સારા થતા દરદીને લીંબડાની છાલનો ઉકાળો મરીની સાથે પવાય છે. ગળતકોઢીઆને લીંબડાની અંતરછાલનો કવાથ પીવરાવવામાં આવે છે. મોઢું પાકયું હોય તો લીંબડાની અંતરછાલ મોંમાં રાખવાથી પાક ઉતરી જાય છે. લીંબડાની છાલ બાળીને તેની રાખ કપડાંથી છાંણી તે ખરજવાં અને બીજા ચાંદાંઓ ઉપર છાંટવામાં આવે છે. એની છાલ રાતો રંગ બનાવવાના કામમાં વપરાતી કહેવાય છે.

"માત્રા–લીંબડાની અંતરછાલ ૦། થી ૦॥ તોલો કવાથ અગર ચૂર્ણરૂપે આપવી." (ડા. વી.)

પાન–માથામાં જૂ પડી હોય ત્યારે કેટલાક લોકો લીંબડાનાં પાનને વાટીને માથામાં નાંખી માથું ધોઇ નાંખે છે, તેથી જૂ નીકળી જાય છે, એમ કહે છે. લીંબડાનાં કોમળ પાન મીઠાંની સાથે અજીર્ણ અને ઝાડા પર ખવાય છે. લીંબડાનાં પાન વાટીને તેની લેપડી ગાંઠ અને ગુંબડાંપર બાંધવામાં આવે છે. મરકીની ગાંઠ ઉપર પણ લીંબડાનાં પાનની પોટીસ બંધાય છે. લીંબડાનાં પાનની ધૂણી મરકીવાળી હવા સ્વચ્છ કરવાને મરકીવાળા ઘરમાં કરવામાં આવે છે. (આ ધૂણી માણસોએ લેવી જોઇએ નહિ). મરકીવાળા દરદીને લીંબડાનાં પાનનો રસ મરી કે પીપરની સાથે પીવરાવવામાં આવે છે. લીંબડાના પાનની સળીના સાત કકડા કરી, તેની સાથે મરીના સાત દાણા નાખી, સારી રીતે વાટી, તે પાણીમાં છાંણીને ટાઢીઆ, એકાંતરીઆ અને ચોથીઆ તાવપર ઘણાં લોકો પીએ છે. લીંબડાનાં પાનને વાટી, તેની થેપલી મીઠાં તેલમાં કડકડાવી, તે તેલ ગાળી લઇ, તેનું કાનના દુખાવાપર કાનમાં ટીપું નંખાય છે. કાનમાં મ્હોટાં ઠોળીઆં કે અકોટા પહેરવા માટે કેટલીક સ્ત્રીઓ કાન વધારે છે, પણ તે પાકે નહિં એટલા માટે લીંબડાનાં પાનની સળી કાન વધારવાને પહેરે છે. સાંધા દુખતા હોય અથવા શરીરે કંઇ લાગ્યું હોય તો તેપર ઉપર કહેલું તેલ ચોપડવામાં આવે છે. લીંબડાનાં પાનને પાણીમાં ગરમ કરી તે પાણીની તાવવાળા દરદીને બાફ લેવરાવવામાં આવે છે. લીંબડાનાં તાજાં પાનનો કવાથ ટાઢો કરી તેથી સડતાં ચાંદાં અને ગુંબડાંઓ ધોવામાં આવે છે. લીંબડાનાં પાન છપ્પનિયા દુકાળમાં તમામ જાતનાં ઢોરોને લોકો ચારા તરીકે ખવરાવતા હતા. ઉંટ અને બકરાંઓનો તો તે આડે દિવસે પણ મુખ્ય ચારો છે. લીંબડાનાં પાન સુકાવીને જીવાત ન પડે એટલા માટે ચોખા, ગઉં, મગ વગેરે અનાજમાં વેપારી લોકો રાખે છે. તેમજ ઉનની શાલ, શેતંજીઓ, અને

ચોપડીઓ કે પુસ્તકોમાં પણ તેને ઉધો ન લાગવા માટે તેમાં એનાં સુકાં પાન રાખવામાં આવે છે. કોઈ માણસ ધાયલ થયું હોય, તો તેને આ સ્વસ્થાન (પોરબંદર)ના રબારી લોકો લીંબડાનાં પાનની પથારીમાં સુવરાવવાની ભલામણ કરે છે. ધુમ ધા વાગ્યો હોય, તો એનાં પાન વાટી તેપર બાંધે છે. સ્ત્રીઓ ત્રાજવાં ત્રોફાવે છે તે પાકે નહિ એટલા માટે તેનાપર લીંબડાનાં પાનવાળું તેલ મુકે છે. હમ્મેશાની બદહજમીમાં લીંબડાનાં પાનનો રસ પાણી સાથે મેળવી તે પાણી સવારમાં આજારીને પવાય છે. લીંબડાનાં કોમળ પાનની ચટણી પાચક ગણાય છે. લીંબડાનાં કોમળ પાન અને સાકર ચૈત્રી ચંદરને દિવસે કેટલાક લોકો દર વર્ષે ખાય છે. તે એમ માનીને કે, નવું વર્ષ બેસતાં લીંબડાનાં પાન ખાવાથી આખું વર્ષ સારી તંદુરસ્તીમાં પસાર થશે. કેટલાક ખેડુ ને બીજા ગામડીઆ લોકો ૩ થી ૭ દિવસ કે આખો ચૈત્ર મહિનો લીંબડાનાં કુંપળ (કોમળ પાન) મીઠાંની સાથે ઘણું-કરી ખાય છે. આંખ દુખવા ઉઠી હોય તો લીંબડાનાં પાન આંખ આડાં બાંધે છે. પોરબંદરમાં ખારવા, ભોઇ અને બીજા કેટલાક લોકો મરકીની વખતે પોતાનાં ઘરને બારણે લીંબડાનાં પાનનાં તોરણ બાંધે છે. શીતળા, ઓરી અને અછબડા જેવાં ચેપી દરદો છોકરાંઓને નીકળે છે ત્યારે આપણા લોકો છોકરાંને ઘોડીએ અથવા પથારી પાસે લીંબડાનાં પાન બાંધે છે.* લીંબડાનાં પાનની સાથે હળદર વાટી શીતળા અને ઓળી નીકળ્યાં હોય તેને ખરડ કરવામાં આવે છે. તેથી તેનાં ભીંગણાં સુકાઇ તરત છુટાં પડે છે. ભેંસ અગર ગાય કે બળદને કંઇ મ્હોટો જખ્મ થયો હોય ત્યારે અહિંના ખેડુ ને રબારી લોકો તે ઢોરને શીંગડે લીંબડાનાં પાન બાંધી રાખે છે. ઢોરનાં સડતાં ચાંદાં ઉપર ખેડુ અને રબારી લોકો લીંબડાનાં પાન વાટીને મુકે છે, અને તેના ઉકાળાથી જખ્મ વગેરે ધુવે છે. આથી ચાંદાં અને જખ્મ જલદી રૂઝપર આવે છે. ભેંસને શીળી નીકળે છે ત્યારે બરડા ડુંગરના રબારી લોકો લીંબડાનાં પાનનો ઉકાળો છાસમાં નાંખી ભેંસને પાય છે. લીંબડાનાં પાનની રાખ ઘીમાં મેળવી ચામડીનાં દરદોપર ચોપડવામાં આવે છે. લીંબડાનાં પાનને મીઠાં તેલમાં બાળી તેમાં સિંદૂર અને મીણ નાંખી મલમ બનાવવામાં આવે છે, તેને **લીંબડાનો મલમ** કહે છે. તેની આગળી ઘણાં ગડગુંબડાંપર લગાડવામાં આવે છે. આવો મલમ કેટલાક ગૃહસ્થો ઘરમાંજ બનાવી ખેરાત તરીકે લોકોને આપે છે. *લીંબડાનાં પાનને વાટી તેનો લેપ સ્તનપર લગાડવામાં આવે છે, જેથી દૂધ ઘટે છે. લીંબડાનાં તાજાં પાન પિત્તહર હોતાં તે કેટલીકવાર કઢીમાં નાખવામાં આવે છે. ગળતા કોઢવાળાને લીંબડાનાં બે પાન અને બે દાણા મરીના દરરોજ સવારમાં ટાઢા પાણીમાં આપવાથી લાંબે વખતે એથી ઘણો ગુણ જણાય છે. માથાંના ખોડાપર લીંબડાનાં પાનનો લેપ લગાડી ગરમ પાણીથી માથું ધોવાથી ખોડો મટે છે. ઘોડાની પીઠપરનાં ભાઠાંપર ગળી અગર સરપંખાનાં પાનની સાથે લીંબડાનાં પાન પણ વાટીને લગાડવામાં આવે છે. પેટમાં કૃમિ થયાં હોય તો લીંબડાનાં પાન રીંગણાનાં શાક સાથે ખવરાવવામાં આવે છે. લીંબડાનાં પાન અને કોમળ શાખાઓ ઉધીવાળી જમીનમાં ખાતર તરીકે વપરાય છે. ધર્મની કેટલીક શુભાશુભ ક્રિયાઓમાં લીંબડાનાં પાન વપરાય છે. "લીંબડાનાં પાન અને મસૂરની દાળ ચૈત્ર માસમાં જે ખાય તેને સર્પનું ઝેર ચઢે નહિ." (વૈ૰ ૩૦). લીંબડાનાં પાનનો ભીનો તેમજ સુકો શેક કરવામાં આવે છે. "લીંબડાનાં પાનને પાણીમાં ઉકાળી તે પાણીવડે નહવરાવવાથી ખસ, ખરજવું, દદ્રુ તથા કૃમિની ચેળ કમતી થાય છે. ચામડી ગમે તેવી લુખી અને ખડબચડી થઇ ગઈ હોય ને તેઉપરથી ફોતરાં ઉખડયાજ કરતાં હોય તથા બેહદ ચેળ આવતી હોય તેવા દરદીને લીંબડાનાં પાણીએ દિવસમાં ત્રણ વખત નહવરાવવાથી શરીર લીસું ને સાફ થાય છે. જ્યારે શરીરે ખોટી ગરમી ફૂટી નીકળે છે ત્યારે લીંબડાનાં પાનના ઉકાળાવડે સ્નાન કરવાથી ઘણો ફાયદો થાય છે. લીંબડાનાં પાણીવડે વ્રણનું શોધન થાય છે અને જન્તુ મરી જાય છે. લીંબડાનાં પાનને પાણીમાં ચોળી તેનાં ફીણ શરીરે લગાડવાથી દાહ હલકો પડે છે. લીંબડાનાં પાન તેમજ તેના મૂળમાંનો રસ મધ સાથે

* એથી છોકરાંને નજર ન લાગે એમ માને છે. એ વાત ખરી જણાય છે. કેમકે એવા ચેપી રોગમાં લીંબડાનાં પાન ચેપી ને ઝેરી હવા સ્વચ્છ કરે છે. પણ જો તે ન રાખે તો હવા વધારે ઝેરી થતાં તેની નજર એટલે ઝેરી અસર છોકરાંને લાગી જાય તો તે વધારે બીમાર થઇ જાય, એવી એ ઝેરી હવાની (માણસની નહિ) નજર–અસર ખરાબ હોય છે. માટે **ડિસઇન્ફેક્ટન્ટ** માનીને કે **નજર ન લાગવી** માનીને રાખેલાં લીંબડાનાં પાન એકજ (હવા સ્વચ્છ કરવાનું) કામ કરે છે.

નવું વર્ષ બેસે ત્યારે રોગનિવારણાર્થે લીંબડાનાં કોમળ પાન ખાવાં એવી મર્યાદા ઘણા લાંબા કાળથી આર્યાવર્તમાં ચાલી આવેલી છે. તેપરથી દર વર્ષે છપાતાં ચૈત્રી પંચાંગોમાં નીચેના શ્લોકો લખવામાં આવે છેઃ—

"पारिभद्रस्य पत्राणि कोमलानि विशेषतः ॥
सपुष्पाणि समानीय चूर्णं कृत्वा विधानतः ॥ १ ॥
मरीचाहिंगुलवणजीरकेण च संयुतं ॥
अजमोदायुतं कृत्वा भक्षयेद्रोगशांतये ॥ २ ॥"

* આવો મલમ લખનારનાં માતુશ્રી બનાવતાં, અને તેની આગળી ઘણાં લોકોને મફત આપતાં. આ જોઇ નાહાનપણમાં પણ લખનારને ઘણો આનંદ થતો હતો.

પીવાથી કમળો દૂર થાય છે, ઉલટી બંધ થાય છે, અને અમ્લપિત્તમાં ફાયદો થાય છે. જે જે વાતવ્યાધિમાં સોજો થઈ આવે છે અને તે સોજો શરીરના જૂદા જૂદા ભાગોમાં ફર્યા કરે છે તે દરદમાં લીંબડાનાં પાન બાફીને બાંધવાથી ફાયદો થાય છે. લીંબડાનાં પાન ૧ કે ૨ દિવસ બાફીને બાંધવાથી અને તેઉપર કોરો શેક કરવાથી અચુક સોજો ઉતરે છે. વાળાને લીધે શરીરના કોઇ પણ ભાગમાં ઢેફ થઈ આવે છે ત્યારે પણ લીંબડાનાં પાન બાફીને બંધાય છે. લીંબડાનાં પાન ગોળ સાથે વાટી ચોપડવામાં આવે છે પણ ગોળ નાખવાથી તેની ચુસી લેવાની અસર કમી થાય છે. માટે જ્યારે ગડમાં લગભગ પાક થવા આવ્યો હોય ત્યારે લીંબડાનાં પાનને ખૂબ બાફી વાટી એકલાંજ ચોપડવાં યોગ્ય છે." (ડા. વી. ઝી).

લીંબડાનાં પાન અને તલ સમ ભાગે લઈ તેની પોટીસ સડતાં ચાંદાંઓ ઉપર લગાડવાનું **ચક્રદત્ત** કહે છે.

"લીંબડાનાં પાંદડાં, ઘઉંનો લોટ અને તેલ સાથે વાટી નાશુરપર બાંધવામાં આવે છે. સરજ્યનો કંઈ પણ કાપકુપ કર્યા પછી થયેલ જખ્મને લીંબડાનાં પાનના ઉકાળાથી ધોવરાવે છે. જળોના ડંખ ઉપર પણ લીંબડાનાં પાનની પોટીસ મારવી જોઇએ. દરેક જાતનાં વિષ ઉપર લીંબડાનાં પાનને વાટી તેનો રસ કાઢી પાવાથી ફાયદો થાય છે. લીંબડાનાં પાંદડાં, દારૂહળદર અને જેઠીમધ એઓનું ચૂર્ણ કરી મધ મેળવી મલમ કરવો અને તે મલમ સઘળી જાતનાં વ્રણ ઉપર લગાડવાથી તરત આરામ થાય છે. લીંબડાનાં પાંદડાંનો કલ્ક બાંધવાથી વ્રણ રૂઝાય છે. અને તે કલ્ક ખાવાથી ઓકારી અને પિત્ત તથા કફથી થયેલા ગુંવડાનો નાશ થાય છે." (વૈ૦ શા૦ મ૦ ગો.)

**ફૂલ**–લીંબડાનાં ફૂલ મીઠાંની સાથે અજીર્ણ અને ઝાડાપર અપાય છે.

"તેનો મોહોર, આંબલી અને મીઠાં સાથે ખાવાથી પિત્તનું શમન થાય છે તથા ઉન્હાળાની ગરમ હવાની અસર જણાતી નથી." (ડા. વી. ઝી.)

**ફલ**–લીંબડાનાં કોમળ ફલ પ્રમેહ અને જ્વર ઉપર વપરાય છે. "લીંબડાનાં ફલને તેલમાં બાળી ખરળ કરી તેમાં મોરથુથુ મેળવી તેનો મલમ અર્શ ઉપર લગાડવામાં આવે તો અર્શ ખરી પડે છે." (વૈ. શા. મ. ગો.)

**લીંબડાનાં બીજ અને તેલ**–લીંબડાનાં બીને વાટી કેટલીક સ્ત્રીઓ તેથી માથું ધુવે છે. તેથી માથાનો ખોડો, જૂ વગેરેનો નાશ થાય છે. ઘણીવાર એનાં બીને તેલમાં કડકડાવી તે તેલ માથામાં નાખી માથું ધુવે છે. તેથી પણ જૂ વગેરેનો નાશ થાય છે. પણ આ બન્ને રીતે માથું ધોવાથી મોળ ચડે છે, માથું ફરે છે, બેચેની ઉત્પન્ન થાય છે, અને કેટલીક વાર ઉલટી પણ થાય છે. ગર્ભીણી સ્ત્રીને લીંબડાનું તેલ માથામાં નાંખી માથું ધોવું, તે ઘણા વૈદ્યો નિષેધ કરે છે. લીંબડાનાં સુકાં બીમાં તેલ જેવો જ ગુણ છે. એનાં બીજ જ્વર, કફ અને જન્તુઘ્ન ગણાય છે. એનાં બીજમાંથી ૪૦ થી ૪૫ ટકા જેટલું તેલ નીકળે છે. રેશમી કાપડ રંગવાના કામમાં એનું તેલ આવતું કહેવાય છે. ને તેથી કહે છે કે, તેને ઘેરો પીળો રંગ ચડે છે. એનાં બીજમાંથી, બી પીલીને અથવા ઉકાળીને તેલ કાઢવામાં આવે છે. તે મદ્રાસથી સીલોન ચડે છે. તે ત્યાં ઓસડ તરીકે અને દીવો બાળવાના કામમાં લાગે છે. એ તેલ ઘણું ગંધાય છે. એ તેલનાં રાસાયણિક મિશ્રણ અને પૃથક્કરણ વિષે વૉટ સાહેબે પોતાની ડીકશનરીમાં ઘણો લંબાણ હેવાલ આપેલો છે. **બી. હેમિલટન** લખે છે કે–મદ્રાસમાં સ્ત્રીને પ્રસવ થયા પછી તરત જ આસરે એક ઔંસ લીંબડાનું તેલ પીવરાવવામાં આવે છે. ઢોરવૈદાંમાં એનું તેલ સડતાં ચાંદાં ઉપર વપરાય છે. એ તેલ આંચકી બેસાડવા માટે ખાવાને અને વેદના મટાડવા માટે **ટરપીટન**ની જગોએ ચોપડવાને અપાય છે. લીંબડાનાં બીજને પીલી તેનું કાઢેલું તેલ ગળતા કોઢ (leprosy)નાં બન્ને પ્રકારનાં દરદોમાં ચોપડવાથી ઘણો ફાયદો થયાનું (સરજન આર. એલ. દત્ત, એમ. ડી.) લખે છે. ગળતા કોઢપર લીંબડાનું તેલ ચોલમોગરા (gynocardia odorata)નાં તેલની સાથે મેળવી ચોપડવામાં આવે છે. એકલું લીંબડાનું તેલ પણ ગળતા ભાગપર ચોપડવાથી ફાયદો થાય છે. લીંબડાનું તેલ માથે નાંખવાથી જૂનો નાશ થાય છે. લીંબડાનું તેલ સંધિવા અને એવાંજ સાંધાઓ અને અંગ દુખાવાનાં દરદોપર લગાડવામાં આવે છે. મદ્રાસવાળા પ્રખ્યાત ડૉકટર **મૂદીન શેરીફ** ખાનબાહાદુર જણાવે છે કેઃ—

લીંબડાનાં તેલમાંથી સાબુ બનાવવો જોઇએ. જે સાબુ **કારબૉલીક** સાબુ જેવી રીતે હાલ ચામડી ઉપરનાં ગડગુંબડાં અને સડતાં ચાંદાં ધોવામાં વપરાય છે, એવી રીતે એ આ કામમાં આવી શકે. ખરજવાં ઉપર લીંબડાનું તેલ લગાડવામાં આવે છે. લીંબડાનું તેલ કોલેરા, તાવથી થતી બેશુદ્ધિ અને આંચકીમાં જાગૃત કરવા માટે અંગપર લગાડવામાં આવે છે. જે છોકરાંનાં શરીરપર શીતળાના દાણા ગીચોગીચ નીકળેલા હોય, અને તેથી રસી વહી ઘણો ભાગ ખરાબ થતો હોય, તેનાપર લીંબડાનાં તેલનું મર્દન કરવાથી ઘણો ફાયદો થાય છે. કુતરાંને ચાંચડ પડેલા હોય, અથવા ખસ (mange) થઇ હોય તેનાપર કારબૉલિક ઍસિડ, કોપરાનું તેલ અને મીઠું તેલ ચોપડાય છે તેના કરતાં લીંબડાનું તેલ તેપર

ઘણું સારૂં કામ કરે છે. લીંબડાનું તેલ સંધિવા વગેરે દરદોથી ઝલાઈ ગયેલા સાંધાપર લગાડી શેક કરવામાં આવે તો ઘણો ફાયદો કરે છે. લીંબડાનું તેલ માથાંના ખોડાપર ઘણું ગુણકારી છે.

"લીંબડાનું તેલ ખાજી, ખરજવાં ઉપર ચોપડાય છે. તે ભગંદર વગેરેમાં ઉપયોગી છે. ગલગંડ જે ફૂટે છે અને બહુ છિદ્રો પડે છે તેમાં આ તેલ સારૂં છે. તેમજ ગમે તેવાં છિદ્રો પડ્યાં હોય અને ગમે તેટલું અંદરથી પરૂ નીકળતું હોય તેવી રાફીને તે રૂઝપર લાવે છે." (ડા. વી. ઝી.).

લીંબડાનો ખોળ ખાતર તરીકે વપરાય છે અને જ્યાં તે ખાતર વપરાય છે ત્યાં ઉધી લાગતી નથી.

**લીંબડાનોરસ**–લીંબડાનાં ઝાડમાંથી આપોઆપ ચોખ્ખાં પાણી જેવો તેના કોઈ પણ ભાગમાંથી કોઈ કોઈ વખતે રસ વહે છે. આવો રસ પાણી કાંઠે જે ઝાડ હોય તેમાંથી વિશેષ કરી નીકળે છે. અને બીજી રીતે મૂળના ઉગયોગમાં કહ્યા પ્રમાણે રસ નીકળે છે. એ રસ ઘણો ગુણકારી મનાય છે. તે **સારસાપરીલા, ચોલમોગરાનું તેલ** અને **કોડલિવર ઑઈલ**ની બરોબરી કરનારો ગણાય છે. લીંબડામાંથી ઝરતો રસ મરી સાથે આપવાથી ઘણા દિવસનો ટાઢીઓ તાવ જાય છે. પેટનાં કૃમિ ઉપર તે મીઠાંની સાથે અને પિત્ત કે કમળાપર તે મધની સાથે અપાય છે. લીંબડાનાં કેટલાંક મ્હોટાં ઝાડોમાંથી સફેદ રસ વહે છે. તે ચિરગુણકારી પૌષ્ટિક તરીકે ટાઢીઆ તાવપર અપાય છે.

**લીંબડાનું લાકડું**–ઘણું મજબૂત થાય છે, અને તેનો સાર રાતા કે ભૂરા રંગનો હોય છે. તેને તરત જીવાત લાગતી નથી. એનાં લાકડાંમાંથી ખેતીવાડીનાં ઓજારો, નાહાની પેટીઓ, અને બીજો ઘરશૃંગારનો સામાન બનાવવામાં આવે છે. લીંબડાનું લાકડું ટકાઉ અને તરત નહિ સડનારૂં હોવાથી તેમાંથી દેવદેવીઓની મૂર્તિઓ બનાવવામાં આવે છે. લીંબડાનાં પાકાં લાકડાંની પેટીને તરત જીવાત લાગતી નથી એટલું જ નહિ પણ તેની અંદર રાખેલ ચોપડીઓ કે લુગડાં વગેરેને પણ ઉધો લાગતો નથી.

**શાખાઓ**–લીંબડાનાં દાતણ હમ્મેશાં કરવાથી મોઢું અને મોઢાની વાસ સારી રહે છે.

**ગુંદર**–લીંબડામાંથી ગુંદર નીકળે છે. તે કેટલાક પૌષ્ટિક પાકોમાં વપરાય છે. મોઢું પાકયું હોય તો એ ગુંદર મોઢામાં રાખવાથી ફાયદો થાય છે. લીંબડાનો ગુંદર રેશમને ઓપ અને રંગ ચડાવવાના કામમાં વપરાતો કહેવાય છે.

**લીંબડાનાં ઝાડની હવા**–લીંબડાની હવા ઘણી ગુણકારી ગણાય છે. માટે તાવવાળા દરદીને જો બની શકે તો દરદ હોય ત્યાંલગી લીંબડાની હવા આવે ત્યાં તેને રાખવાથી તે સાજો થાય છે. લીંબડાનું ઝાડ કોલેરા, મરકી અને માલેરિયા તાવવાળી હવા સાફ કરે છે, માટે તંદુરસ્તી ખાતાંવાળાઓએ લીંબડાનાં ઝાડ આવી જગોમાં વાવવાં જોઈએ. વિસ્ફોટકવાળા દરદીની ઉપર લીંબડાની ડાળોથી પવન આવે એવી રીતે તેને બેસાડે છે, ને તેથી એ રોગ સારો થાય છે, એમ માને છે. સુધરેલા યુરેપિયન ડૉક્ટરો પણ એમ માને છે કે, લીંબડાનાં ઝાડ જે જગોએ હોય તે જગોની હવા તંદુરસ્ત રહે છે, ને તેટલા માટે લશ્કરની છાવણી અને થાણાંની આજુબાજુ લીંબડાનાં ઝાડ વવરાવે છે. લોકો એવું માને છે કે, બાર વર્ષ લીંબડાનાં ઝાડ નીચે ગળત કોઢીઓ રહે તો તે પોતાની મેળે સાજો થઈ જાય છે. કેટલાક દેશોમાં લીંબડાનાં ઝાડ નીચે દરદીઓને રહેવા માટે ઝુંપડાંઓ બાંધે છે, અને તેમાં વગર દવાએ સારાં થતાં સુધી દરદી રહે છે. પછી તે ઝુંપડું બીજા દરદીને કામ આવે છે, એટલે લીંબડાનાં ઝાડ ત્યાં એક નિયમિત દવાખાનાં તરીકેજ કામમાં આવી શકે છે, એમ ગણી શકાય. પોરબંદર સ્વસ્થાનનાં કેટારણાં ગામમાં **લીરબાઈ સતી**ના લીંબડાનાં ઝાડ નીચે ગળત કોઢીઆને રાખવામાં આવે છે. ત્યાં તે સારા થતાં સુધી રહે છે. સારા થયાના દાખલા જોવામાં આવેલા છે. સ્વસ્થાન તરફથી એ ખાતાંને મદદ મળે છે.

**૭–સ્થાનક**–લીંબડાનાં ઝાડ ડુંગર તેમજ મેદાનમાં, વાડી અને બગીચાઓમાં આપોઆપ ઉગે છે, તેમ રસ્તાની બાજુએ, ઘરને આંગણે, તળાવની પાળપર, અને ધર્મશાળા આદિ વિશ્રાન્તની જગોએ તે વાવવામાં આવે છે.

**૮–વિશેષ વિવેચન**–નિંબ એ સંસ્કૃત નામ ઉપરથી પ્રાકૃત નામો નીકળેલાં જણાય છે.

લીંબડાનાં ઝાડમાં દેવનો વાસો મનાય છે. અને કેટલાક લોકો તેમાં જીન કે રાક્ષસનો વાસો પણ માને છે. આમ માનીને બનતાં સુધી એનાં ઝાડને કોઇ વાઢતું નથી. કેટલાક લોકો એનાં ઝાડને પવિત્ર માનીને એની પીપળાની માફક પૂજા કરે છે. અને વંધ્યા સ્ત્રીઓ એની પૂજા કરી એને એકસો આઠ પરિક્રમા કરે છે.*

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં તેમાં પણ વિશેષે કરીને ગોઢાણાં, આદિત્યાણાં, રાણાવાવ અને નલીઆધાર જંગલની દક્ષિણ તરફની તળિયોમાં તે વિશેષ ઉગે છે. રાણાવાવ જંગલમાંના ભતવારી અને હાંડીફોડ ડુંગરના પૂર્વ તરફના પડધારા લીંબડાનાં ઝાડોથી ગીચ ભરાયલા છે. પણ બરડામાં એનાં ઝાડ ઘણાં નાહાનાં થાય છે. અને આસીઆપાટ, રાણાવાવ, આદિત્યાણાં, વીંજરાણાં, સોઢાણાં અને અડવાણાં ગામોમાં એનાં ઝાડ ઘણાં ઉંચાં અને બહુ વિસ્તારવાળાં થાય છે. લીંબડાનાં ઝાડ કેટલાં ઉપયોગી છે તે તેના ઉપર કહેલા ઉપ-

લીંબડાનાં ઝાડમાં આટલા બધા ગુણ છતાં પણ તેની કાયમી કડવાસને લીધે કવિયોએ તેને હલકું ગણેલું છે. અને કહ્યું છે કેઃ–ગમે તો એને ચંદનની વાડ કરો, મધ કે ઘી પાઓ, અગર તેને તીક્ષ્ણ કુવાડાથી કાપી નાખો. પણ એ એના પાલનારાને તેમજ કાપનારાને એક સરખું કડવું જ છે. તે વિષેઃ—

**કવિત્ત—**

**कोउ करि वार चारु चंदनकी पालो इन्हें ।**
**कोउ आलवाल करो प्यार करि मनको ॥**
**कोउ घृत मधके कलस भरि प्यावो भूरि ।**
**कोउ गंधमाल्ययुत सींचो गंगपनको ॥**
**सुकवि कहत श्याम क्रोध करि कोउ जन ।**
**लहिके कुठार क्रूर काटो इन तनको ॥**
**जगत प्रसिद्ध पटु जानतहे नींबतरु ।**
**काकको सनेही यह कटुहे सबनको ॥ १ ॥**

---

યોગથી જણાય છે. માટે એ ઝાડોનો જેટલો બને તેટલો આ સ્વસ્થાનમાં વધારો અને બચાવ કરવો જોઇએ. લીંબડાનાં ઝાડ પોરબંદર આસપાસની સડકોની બાજુએ વાવી તેનો અનુભવ લેવામાં આવેલો છે. તે ઉપરથી એમ જણાય છે કે, પોરબંદર સ્વસ્થાનની જમીન લીંબડાનાં ઝાડને માફક આવે તેવી છે. કાદીવાળી જમીનપર એનાં ઝાડ વિશેષ મ્હોટાં થઇ શકતાં નથી. તોપણ તે સામાન્યરીતે તેને પાણી મળ્યા કરે તો સાધારણ કદનાં થાય છે. મોરમ, કોબીકરાર અને કાંપવાળી ઉંડી જમીનમાં એનાં ઝાડ ઘણાં સારાં થાય છે. પણ આ સ્વસ્થાનમાં એનો રિપુ ચોમાસાનો દરિયાનો ખારો પવન ( ઓડા ) છે. એ ખારા પવનથી વડ પીપળ, પીપળા વગેરે સખ્ત ડાળો અને મ્હોટાં પાનવાળાં ઝાડોને જેટલી ખરાબ અસર થાય છે તેના કરતાં લીંબડાનાં કોમળ અને નાહાનાં પાતળાં પાનવાળાં ઝાડોને વિશેષ અસર જણાય છે. લીંબડાનાં પાન માત્ર ઓડાથી બળી જાય છે એટલુંજ નહિ પણ તેની ૨ થી ૧૦ ફીટ સુધી કોમળ ડાળો પણ બળી સુકાં ઝરડાં થઇ જાય છે. આથી એનાં ઝાડોને ઘણું નુકશાન લાગે છે. માટે એનાં ઝાડ જ્યાં દરિયાનો ચોમાસે ખારો પવન એનાપર ન વાય એવી ઓથવાળી જગોમાં વાવવાં જોઇએ. ચોમાસે જ્યારે ઝાડોની વૃદ્ધિ થવી જોઇએ ત્યારે પોરબંદરમાં તેનો નાશ થાય છે, એ ખરેખર શોચનીય છે. મરકી અને ભાદરવા આસુના તાવમાં ગરીબ લોકો લીંબડાનાં પાન અને છાલનો ઘણો ઉપયોગ કરે છે. છપ્પનિયા દુકાળમાં લીંબડાનાં ઝાડ બરડા ડુંગરમાંથી ઢોરોના ચારા માટે ઘણાંખરાં કપાઇ ગયાં હતાં. પણ સત્તાવનની સાલમાં જ્યારે એક સામટો ૫૦ ઇંચ વરસાદ થયેલો હતો તે ભીનાસનો લાભ લઇને લીંબડાનાં લાખો બીજ બરડા ડુંગરનાં રક્ષિત જંગલોમાં વાવવામાં આવેલાં છે. અને તેથી ઘણા છોડવાઓ બરડામાં ઉગી નીકળેલા છે. તેની સંભાળ રહે તો બરડા ડુંગરમાં તેનાં વગર ખરચે ઘણાં ઝાડો થઇ જશે. અને સ્વસ્થાનને તેમ જ વસ્તીને તેથી ઘણો ફાયદો થશે. પણ રબારી લોકો સાંઢીઆના ચારા માટે એના નાહાના છોડવા ન વાઢે એટલીજ તેની સંભાળ થવાની જરૂરત છે.

**સારઃ**—અવિવેકી મનુષ્ય ભલાને પણ ભુંડા ને ભુંડાને પણ ભુંડોજ ગણે છે.

કોઇ ભલા અમલદારની જગોએ ક્ષુદ્ર અમલદારની નીમણૂક થતાં તે વિષે આંબા અને લીંબડાની તુલના કરી કવિ કહે છે કેઃ—

**કવિત્ત–**

**जाकी मंजु मंजरीकी सुभग सुवास लहि ।**
**दिन दिन मोदमें अधिक मन पोयोहे ॥**
**एसे अलि कलकंठ सुरद समेत स्याम ।**
**मधुफल भोगिके सकल दुख खोयोहे ॥**
**विदित विवेकहीन विधिने समूल यह ।**
**आंवको उखारिके विचारको विगोयोहे ॥**
**ताहि थलमांहिं काक लोकको निवास महा ।**
**ओगुनकी सीम कटु नींबतरु बोयोहे ॥ २ ॥**

---

## વર્ગ—( મેલિયેસી )

### નંબર ૧૦૩.

**૧–શાસ્ત્રીયનામ**–M. Azedarach.

દૃષ્ટાન્ત–H. I. p. 544; N. p. 53; Watt. V. p. 221; રૂ. નિ. પા. ૧૫.

**૨–દેશીનામ**–બકાન, બકાનલીંબડો, બકામલીમડો ( પો+ગુ૦ ); बकाइन (म०); बकायन (हिं०); महानिंब; हिमद्रुम (सं०).

**૩-વર્ણન**–બકાન લીંબડાનાં ઝાડ લીંબડાનાં ઝાડથી નાહાનાં થાય છે. એનાં પાન લીંબડાનાં પાનને મળતાં પણ તેના કરતાં મોહોટાં અને ૨ થી ૩ ભગ્ન હોય છે. જ્યારે લીંબડાનાં માત્ર ૧ ભગ્ન હોય છે. ફૂલ શિયાળે આવે છે. તે ફીકા જાંબુડા રંગનાં હોય છે. તેની કળી ½ ઇંચ લાંબી હોય છે. ફૂલની વાસ પ્રથમ સહેજ મધુરી પણ પાછળથી કડવી લાગે છે. ફૂલ ગોળાઇ લેતાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે ફીકા લીલા કે જાંબુડી છાયાલેતા રંગનો હોય છે. તેનાં પત્રો પાંખડીથી આંતરે આવેલાં ને સફેદ રૂંછાળવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–૫ પાંખડીઓનો બનેલો હોય છે. તે અંદર લીસો ને બહારથી રૂંછાળવાળો હોય છે. પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં પત્રોથી ચારગણી લાંબી અને એક બીજાથી છૂટી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેના તંતુઓ જોડાઇને એક નળી થએલી હોય છે. તે ઘેરા જાંબુડા રંગની, લીસી ને ચળકતી હોય છે. તેનાપર ઉભી ટીશીઓ આવેલી હોય છે. એ નળીની અંદર ધોળી રૂંછાળ હોય છે. પરાગકોષ

પીળા રંગના સૂક્ષ્મ હોય છે. તે તંતુનળીનાં મુખ પાસે આવેલા હોય છે. અને તેની ઉપર તંતુનળીના સૂક્ષ્મ બબ્બે દાંતા દેખાતા હોય છે.

**સ્રીકેસર**-૧ હોય છે. તે પુંકેસરતંતુનળીની વચ્ચોવચ્ચ તેનાં મુખથી જરા નીચે રહેલી હોય છે. તેનો ગર્ભાશય ૫ પોલવાળો, પીળાસલેતા લીલા રંગનો, લીસો, ચળકતો અને તે એક ઘેરા લીલા રંગની, ચળકતી, ગોળ પડઘીપર ઉભો હોય છે; નલિકા જાડી; નલિકાગ્રમુખ ગોળ, મથાળે ૫ ગોળાઇલેતા વિભાગોવાળું હોય છે. તેની વચ્ચે પોલ દેખાતી હોય છે. નલિકા અને તેનાં મુખનાં સંગમ પાસે ઘેરા જાંબુડા રંગનો એક કાંઠલો હોય છે.

બકાનનાં ફૂલની રચના ખરેખર ઘણી સુંદર અને જોવા લાયક છે.

**ફલ**-સખ્ત હોય છે. તે ½ ઈંચ લાંબું, ઉભું અને પંચકોણ દેખાય છે. તેની ઉપરની છાલ ભૂરા રંગની, પોચી ને કરચળીવાળી હોય છે. તેમાં પોચો ગર હોય છે. તેની અંદર સખ્ત ઠળિયો હોય છે. તે ભાંગતાં તેમાં ૫ ખાનાં દેખાય છે. પણ તેમાંથી માત્ર ૨ કે ૩ ખાનાં જ પૂર્ણ સ્થિતિએ આવેલાં હોય છે. ને બાકીનાં અપૂર્ણ રહી ગએલાં હોય છે, તેમાં ભાગ્યે જ બીજ હોય છે. પૂર્ણ ખાનાંમાં ઘણુંકરી અક્કેક બીજ હોય છે.

**બીજ**-⅓ ઈંચ લાંબાં, બન્ને છેડે અણીવાળાં અને કાળા રંગનાં હોય છે.

૪-**ઉપયોગીઅંગ**-સર્વાંગ.

૫-**ગુણદોષ**-સારક, કૃમિઘ્ન, માદક અને મૂત્રલ.

**ઉપયોગ**-એનાં મૂળની છાલનો ઉકાળો કૃમિપર અપાય છે. પણ વધારે વજનમાં આપવામાં આવે તો **ઝેરની અસર** કરે છે. એનાં પાનનો રસ પણ કૃમિઘ્ન તરીકે વપરાય છે. તેમજ ગુરદાનાં દરદોમાં પેશાબ લાવવા માટે પણ અપાય છે. ખરજવાં અને ગળતા કોઢમાં એનાં પાનનો ઉકાળો અને સ્વરસ દેવાય છે. એનાં પાનને વાટીને તેની લુગદી ગડગુંમડાંપર બાંધવામાં આવે છે. માથાંના સખ્ત દુખાવાપર બકાનનાં પાન બાંધવાથી ફાયદો થાય છે. એનાં પાન સિંદૂરની સાથે વાટી મરકીની ગાંઠપર કેટલાક લોકો લગાડે છે. બકાનનાં પાન અને કાળીજીરી વાટી બાજરાના લોટમાં તેનાં પીંડીઆં કરી ઘોડાંઓને ખવરાવે છે, તેથી તેનાં પેટમાંથી જીવાત નીકળી જાય છે. અને પેટમાં ખટાણ થતું હોય તો તેપર બકાનનાં પાનનો કાઢો મરીની સાથે અપાય છે. ઉનનાં કપડાં અને પુસ્તકોને ઉધો ન લાગે તેટલા માટે લીંબડાનાં પાનની પેઠે બકાનનાં પાન પણ તેમાં રાખવામાં આવે છે. બકાનનાં ફૂલ માથાંના ખોડાપર વાટી લગાડવામાં આવે છે. બકાનનો ગુંદર પણ લીંબડાના ગુંદરની પેઠે વપરાય છે. બકાનનું તેલ કોઢ અને ચામડીનાં બીજાં દરદોપર લગાડવામાં આવે છે.

બકાનનાં ફલ **ઝેરી છે**. તેમજ તેની છાલ, પાન, વિગેરે પણ વધારે વજનમાં ઝેરનીજ અસર કરે છે. બકાનનાં ફલની માલા બનાવે છે તે પેહેરવાથી ભૂતબાધા મટે છે એમ મનાય છે. બકાનનાં પાન રંગના કામમાં આવી શકે તેવાં છે. એનાં પાનનો કાઢો **અમેરિકામાં** હિસ્ટિરીઆ ઉપર વપરાય છે, અને એ ગ્રાહી તથા શૈત્ય ગણાય છે. બકાનનાં **ફૂલ** ખાધામાં આવે તો મૃત્યુ થાય છે, એવાં તે **ઝેરી** છે.

"બકાનનાં પાન રૂક્ષ અને ઠંડાં હોય છે. ગ્રાહિ અને તૂરાં હોય છે, કફ, પિત્ત, ઉલટી, કોઢ, હિબકો, દાહ, ગુંમડાં, રક્તરોગ, વિષમજ્વર, હૃદયવ્યથા, સર્વે જાતના કોઢ, પરમો, વિસૂચિકા, ઉંદરનું વિષ, ગુલ્મ, શીલસ, ગળાંના રોગ, અર્શ, સ્વાસ એ સર્વેને ટાળે છે. મૂળના કટકા કરી પીએ તો ગૃધ્રસીવાત મટે."

(વૈ૦ રૂગનાથજી.)

૭-**સ્થાનક**-બાગ, વાડીઓ અને વાડા કે કેટલાક લોકોનાં ઘર આંગણે બકાનનાં ઝાડો વાવેલાં **જોવામાં** આવે છે. રસ્તાઓની બાજુએ પણ તે ઘણી જગોએ વાવેલાં જોવામાં આવે છે.

૮-**વિશેષવિવેચન**-બકાન લીંબડાનાં ઝાડ ઘણું તો ૪૦ ફીટ ઉંચાં વધે છે, જ્યારે લીંબડાનાં ઝાડ તેથી ઘણાં ઉંચાં થાય છે. તો **બકાનને મહાનિંબ** શા માટે કહ્યો હશે તે સમજાતું નથી. અલબત બકાનનાં પાન જરા લીંબડાનાં પાન કરતાં લાંબાં ને પોહોળાં હોય છે, તોપણ તેનાં પર્ણ કે દલ (leaflets) તો લીંબડાનાં પર્ણથી ટુકાંજ હોય છે.

બકાનનું ઝાડ લીંબડાની પેઠેજ ઓથવાળી જગોમાં સારૂં થાય છે. એનાં પાન અને ફૂલ ઘણાં સુંદર હોવાને લીધે એ બાગોમાં વવાય છે. જુઓ **મહાનિંબ** નંબર ૯૯.

---

## વર્ગ-(મેલિયેસી).

### નંબર ૧૦૪

૧-**શાસ્ત્રીયનામ**-Soymida febrifuga.

દ્રષ્ટાન્ત-H. I. p. 567; N. p. 54; Watt. VI. part. III. p. 318; રૂ૦ નિ૦ પા૦ ૩૪૩.

૨-**દેશીનામ**-રોણ (પો૦); રોહણી (ગુ૦); रुहिण, पोटार (म०); रोहन (हिं०); रोहणी (सं०).

૩-**વર્ણન**-રોણનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. પણ બરડા ડુંગરમાં તે ૨૦ થી ૩૦ ફીટ ઉંચાં જોવામાં આવે છે. એનું થડ ½ થી ૧ કે ૨ ફીટ વ્યાસનું હોય છે. તે લાંબું સીધું તરસા જેવું અને ગોળ હોય છે. એમાં

શાખાઓ ટુંકી ટુંકી કેટલીક નીકળેલી હોય છે. પાન ઘણાં લાંબાં, લીંબડાની પેઠે લાંબી સળીપર આવેલાં હોય છે. ફૂલ સૂક્ષ્મ આંબામોરની પેઠે હોળીપર આવે છે. અને ફલ મૃદંગાકૃતિનાં શેમળાંથી કંઇક નાહાનાં ભૂરા રાતા રંગનાં હોય છે. તે ચોમાસાં આખરે પાકે છે.

**મૂળ**–ઝાડ અને જમીનનાં પ્રમાણમાં જાડાં, ઉંડાં અને લાંબાં હોય છે. એમાં ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળનું લાકડું ધોળા કે રતાસલેતા રંગનું હોય છે. છાલ જાડી, રાતા રંગની, અને તેના પરની ફોતરી ભૂરાસલેતા રંગની ને જરા ખડબચડી હોય છે. વાસ કડવાસલેતી અને સ્વાદ તૂરો ને કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડીનું લાકડું રતાસલેતા રંગનું હોય છે. અને તેપરની છાલ ભસ્મી રંગની હોય છે. તે દલદાર, જરા પોચી, ને અંદરથી રાતી હોય છે. તેની વાસ કડવી અને સ્વાદ તૂરો ને કડવો હોય છે. શાખાઓની છાલ ભૂરા ધોળા રંગની ને તેપર અનિયમિત છાપાં અને સૂક્ષ્મ છાંટણાં આવેલાં હોય છે. અતિ કોમળ શાખાઓ ભૂરા રંગની હોય છે; તેપર ઉભા ચીરા અને સૂક્ષ્મ ભૂરાં છાંટણાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ઘણુંકરી શાખાઓના છેડા પાસે ઘણાં ગીચ હોય છે. તે લીંબડાનાં પાનની પેઠે સળી અર્થાત્ મુખ્ય ડીટડીપર આવેલાં હોય છે. એ ડીટડી થડમાં જાડી અને આગળ જતાં પાતળી થતી હોય છે. તે ૮ થી ૨૦ ઇંચ લાંબી હોય છે, તે લીંબડાની સળીથી ઘણી જાડી હોય છે. તેનાપર ૬ થી ૨૦ પાન કે પર્ણ (leaflets) સામસામાં જોડીએ આવેલાં હોય છે. તેમાં સૌથી નીચેની એક કે બે જોડીનાં પાન થોડાં આંતરે હોય છે. એ પાન (leaflets) ની ડીટડી ઘણી ટુંકી અને રાતા રંગની હોય છે. તેમ તેમાંની વચલી નસ પણ ઉપરની બાજુ રાતા રંગની હોય છે. પાનની ઉપરની સપાટી પીળાસલેતા લીલા અથવા ઘેરા લીલા રંગની હોય છે, ને નીચેની ફીકી ધોળી હોય છે. કોમળ પાંદડાં રાતા રંગનાં હોય છે. તે ઘણાં સુંદર દેખાય છે. તેની કોર ડીટડી પાસે બહુધા વિષમ હોય છે. અને તેનાં ટેરવાં ગોળાઇલેતાં ઘણુંકરી બુઠ્ઠાં અથવા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાન આકારે લંબગોળ હોય છે. તેની બન્ને સપાટીપર ધોળાં, ચપટાં, ગોળ સૂક્ષ્મ છાંટણાં આવેલાં હોય છે. તે નીચેની સપાટીએ વિશેષ હોય છે, પણ જેમ જેમ પાંદડાં મ્હોટાં ને ઘરડાં થતાં જાય છે તેમ તેમ એ છાંટણાં અદૃશ્ય થતાં જાય છે. પાંદડાં ૧½ થી ૬ ઇંચ લાંબાં અને ½ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. પાનની વાસ અને સ્વાદ લીંબડા જેવાં કડવાં હોય છે.

**ફૂલ**–પુષ્પમંડપ પત્રકોણમાંથી અને શાખાઓને છેડે આવેલા હોય છે. તે પાન જેટલા અથવા તેથી પણ કોઇવાર લાંબા હોય છે. પુષ્પમંડપની મુખ્યસળી સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તેપર ઝીણી ઝીણી શાખા, પ્રતિશાખાઓ આંતરે આવેલી અને સાંધાઓવાળી હોય છે, તે (ફીકા) લીલા રંગની ને લીસી હોય છે, ફૂલ લીલાસલેતા ધોળા રંગનાં ½ ઇંચથી ૩ લાઇન વ્યાસનાં અને લીંબડાનાં ફૂલની વાસને મળતી મધુરી વાસવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–લીલાસલેતાં ધોળાં પાંચ સૂક્ષ્મ પત્રોનો બનેલો હોય છે. તે પાંખડીઓ કરતાં ઘણો ટુંકો હોય છે. તેનાં પત્રો પાંખડીઓથી આંતરે આવેલાં અને વખતે જરા છિન્નભિન્ન કોરવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે છૂટી, તળિયે સાંકડી અને મથાળે પોહોળી હોય છે. તેની કોર બહુધા ત્રણે બાજુથી અંદર વળેલી હોય છે. તે દાંતાવાળી અથવા છિન્નભિન્ન હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તે ચક્રાકાર આવેલાં હોય છે, તેના તંતુઓ પાંખડીઓની પેઠે સફેદ રંગના ને મથાળે બે ફાંટાવાળા હોય છે, એ બે ફાંટાની વચ્ચે સૂક્ષ્મ પરાગકોષ પીળાસલેતા ભૂરા રંગના આવેલા હોય છે. પછી કેસરીઆ રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૫ પોલવાળો ને લીલા રંગનો હોય છે. નલિકા ટુંકી અને મથાળે પોહોળાં ને રસભર્યાં મુખવાળી હોય છે.

**ફલ**–વચમાંથી પોહોળાં અને બન્ને છેડે જરા સાંકડાં થતાં હોય છે. તે લીસાં, ચળકતાં અને પીળાસલેતા લીલા રંગનાં હોય છે. તે પાકે છે ત્યારે ભૂરા રાતા રંગનાં અને સુકાય છે ત્યારે કાળાં થઇ જાય છે. ફલની ડીટી તેનાં પ્રમાણમાં જાડી અને ભૂરા રાતા રંગની હોય છે. ફલની વચ્ચોવચ પોચો ગાભો હોય છે, ને તેની બાજુએ પાંચ પડ આવેલાં હોય છે. એ દરેક પડમાં ઉપરાઉપર ઘણાં બીજ આવેલાં હોય છે. ફલની બહારની બાજુ પાંચ ઉભી નીક હોય છે. તે ફલ પાકે છે ત્યારે એ નીકપરથી તેનાં પડ જૂદાં પડે છે અને બીજને નીકળી જવા રસ્તો મળે છે. ફલને આડું કાપવાથી તેમાંનાં પાંચ પડ અને વચલો ગાભો સ્પષ્ટ દેખાય છે. અને એમાં એનાં પડ અને તેમાં બીજ કેવી સુંદર કારીગરીથી ગોઠવાયલાં હોય છે તેનો એ જોવાથી સારો ખ્યાલ આવે છે. એના વચલા ગાભામાં વળી વચ્ચોવચ પાંચ ભૂરા રંગનાં બિંદુઓનું ચક્ર આવેલું હોય છે. અને તેની વચમાં વળી એક બિંદુ છૂટું મુકાયલું હોય છે. ને એ ગાભાના પાંચ ખૂણા બહાર નીકળતા હોય છે. તે દરેક ખૂણાપર પણ ઉપર પ્રમાણે કારીગરી હોય છે. (ખરેખર આ ફલ વચમાંથી આડું કાપી જોવા લાયક છે). એ ફલની અંદરનાં પડ અને બહારની ફાંકાનો

અંદરનો ભાગ ધોળો હોય છે ને વચલો ગાભો જરા ભૂરો હોય છે, પણ પાછળથી તે પણ ધોળાસલેતા રંગનો થઇ જાય છે. ફલની અંદરની વાસ **સફરજલ** જેવી પણ સ્વાદ કડવો હોય છે.

**બીજ**–ની ઉપર કરોળીઆનાં પડ જેવું ધોળું પડ હોય છે. બીજ ચપટાં, ½ ઇંચ લાંબાં અને તેથી સહેજ ઓછાં પોહોળાં હોય છે. એ બીજને બન્ને છેડે તેપર આવેલાં ધોળાં પડના છેડા વધી આવેલા હોય છે. તે આસરે ½ થા ½ ઇંચ લાંબા હોય છે. (આવા છેડાવાળાં બીજને અંગ્રેજ વનસ્પતિશાસ્ત્રવેત્તાઓએ **પાંખવાળાં બીજ** winged–seeds એ નામ આપેલું છે) બીજ પાતળાં, ચળકતાં અને કડવાં હોય છે. પણ તેની કડવાસ જીભમાં લાંબો વખત રહેતી નથી.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક, ગ્રાહી અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–રોણનાં ઝાડમાં લીંબડા જેવો ગુણ રહેલો છે, તેથી તેનાં સર્વાંગ તાવની બીમારીમાં વપરાય છે, તે કડવાં હોય છે. એની છાલ સંગ્રહણી, ઝાડા અને તાવપર કામ આવે છે. મોઢું પાકયું હોય તો રોણની છાલના ઉકાળાના કોગળા કરવાથી મટી જાય છે. સ્ત્રી-પ્રદરમાં અને સંગ્રહણીમાં એની છાલના ઉકાળાની પીચકારી આપવામાં આવે છે. સંધિવા અને નબળાઇમાં એની છાલનો કાઢો અથવા ભૂકી ૪ થી ૫ ડ્રામ સુધી આપવાનું લખાયલું છે. એથી વધારે વજનમાં આપવાથી અવગુણ કરે છે. રોણની છાલ રંગના કામમાં વપરાય છે. ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં તેમજ માછી લોકો જાળ રંગવાના કામમાં રોણની છાલ વાપરે છે. રોણની અંતરછાલમાંથી ભૂરા–રાતા અને મજબૂત રેસા નીકળે છે. તેની દોરી અને ખાટલા ભરવાનું વણ બનાવવામાં આવે છે. રોણનાં પાનને ગરમ કરી સંધિવાના સોજાપર બાંધવામાં આવે છે. રોણનાં પાન તમામ જાતનાં ઢોર ખાય છે. રોણનાં ફૂલનો ગુલકંદ બનાવવામાં આવે છે. તે સંગ્રહણી અને લોહીયાળ દુજતા મસાપર ખવરાવવામાં આવે છે. રોણનાં ફૂલ મરી અને મીઠાં સાથે અજીર્ણ અને તાવ ઉપર ખવાય છે. રોણનાં ફૂલને **રોણીઆં** કહે છે. કાચાં રોણીઆં અર્થાત્ ફૂલ છુંદીને મ્હોટાં ગડ અને ગુંબડાં જે જલદી પાકતાં ન હોય તેનાપર પોટીસ ઠેકાણે મુકવામાં આવે છે. રોણનું લાકડું બહુ ટકાઉ અને મજબૂત હોય છે, તેને જલદીથી ઉધી લાગી શકતી નથી; માટે નાહાનાં ઓજારો, ખાટલાના પાયા, વરોણના વળા, કુબાના થાંભલા અને બીજો પરચુરણ સામાન બનાવવા માટે એનું લાકડું વાપરવામાં આવે છે. રોણના લાકડાંનો સાર રતાસલેતા કાળા રંગનો હોય છે. તેમાંથી નાહાના ડબા, પેટીઓ વગેરે બહુ સુંદર બની શકે છે.

રોણનાં ઝાડમાંથી રતાસલેતા રંગનો ગુંદર નીકળે છે. તે લીંબડાના ગુંદરની જગોએ વપરાય છે. રોણની છાલના ઉકાળામાં શીકારી લોકો પોતાનાં કપડાં રંગે છે.

"રોણ ટાઢી છે, કૃમિ, વાત, ઉધરસ, દમ એ સર્વે રોગને મટાડે છે, પુષ્ટિ કરે છે, કંઠને સાફ કરે છે, રુચિ કરે છે."

(વૈ. રૂગનાથજી.)

**૭–સ્થાનક**–ડુંગરાઉ જમીનમાં રોણનાં ઝાડ ઉગે છે.*

એ હિંદુસ્થાનના દક્ષિણ, પશ્ચિમ, મધ્ય અને ઉત્તર ભાગોમાં થાય છે.

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં રોણનાં ઝાડો છૂટાં છવાયાં ઉગે છે. તોપણ આદિત્યાણાં જંગલની પાઉમાં ચોરચીગા, ભીલકેડી અને સાતપડાની કાઢીમાં તે જથ્થાબંધ થાય છે.

રોણની છાલ ચામડાં રંગવામાં ઘણી ઉપયોગી થતાં અહીંના ચમાર લોકો તેનો ઘણો ઉપયોગ કરે છે. આ સ્વસ્થાનમાં ચામડાં રંગવા માટે **રોણ** અને **આવળ**ની છાલ મુખ્યત્વે કરીને વપરાય છે. તેમાં આવળની છાલમાં રંગાયલું ચામડું ચીંથરાં જેવું અને ભૂરા રંગનું થઇ જાય છે. અને તેનો કસ પાણીમાં લાંબો વખત ટકી શકતો નથી. પણ રોણની છાલમાં રંગાયલું ચામડું રતાસલેતા રંગનું, ફુમાસદાર, અક્કડ અને પાણીમાં પડયા પછી તે બહુધા જલદી નિરમાલ થતું નથી તેથી તેની કીમ્મત પણ વધારે ઉપજે છે, એટલા માટે રોણની છાલ ઘણી ઉપયોગી ને કીમતી ગણાય છે. રોણનાં પાન બરડા ડુંગરના સાંઢીઆ (ઉંટો) અને ભેંસોનો મુખ્ય ચારો હોવાથી તેનાં પાન તે ઢોરોના ઉપયોગમાં આવે છે. એટલા માટે રોણનાં ઝાડોની કોમળ ડાળો પાન સોતી રબારી લોકો સાંઢીઆ અને ભેંસો માટે વાઢી જાય છે. એટલું જ નહિ પણ રક્ષિત જંગલોની બહાર અથવા ચોરીથી રક્ષિત જંગલોની અંદર પણ જ્યારે રોણનાં ઝાડ એટલાં ઉંચાં થઇ ગયાં હોય કે તેનાં પાન ઢોરના મોઢામાં ન આવી શકે ત્યારે બહુધા ભેંસો એવાં ઝાડોને ઘસીને તેની ડાળો ભાંગી નાખે છે. અથવા તેના ગોવાળો કુવાડીવતી પાન સોતી ડાળો અડધી વાઢી નીચી નમાવી દે છે. તેથી તે ઢોરો તેનાં પાન સહેલાઇથી ખાઇ શકે છે. આથી કરીને રોણનાં ઝાડોનો જોઇએ તેવો વધારો થતો નથી. જો કે આદિત્યાણાં, મેવાસા અને ગોઢાણાં જંગલની સફેદ ચુના પત્થરવાળી કાઢીવાળી જમીન રોણનાં ઝાડોને બહુ ભાવે છે. પણ તે ઢોરના ચારાની વસ્તુ હોતાં ત્યાં તેનાં ઝાડ વિશેષ ઉંચાં થયેલાં જોવામાં આવતાં નથી. નાહાનાં નાહાનાં હજારો રોણનાં ઝાડો કેવળ આદિત્યાણાં જંગલમાં છે. અને દર વર્ષે હજારો છોડવાઓ તેના નવા ઉગે છે. જો આ ઝાડોનો સારી રીતે બચાવ અને વધારો કરવામાં આવે તો તેની છાલ અને લાકડું જે ઘણાં કીમતી છે તેમાંથી સ્વસ્થાનને એક સારી રકમની દરવર્ષે પેદાશ થઇ શકે તેમ છે, કેમકે બીજા દેશોનાં જંગલોમાંથી રોણની છાલ ચામડાં રંગવાના કામ માટે મુંબઇ અને મુંબઇથી વિલાયત સુધી જાય છે. આ ઝાડોનો નાશ કરનારાઓ મુખ્યત્વે કરીને ઢોર ચારનારાઓ છે.

## ૨૯–N. O. Olacineæ.
## વર્ગ–ઓલેસિની–સુડીઆનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અથવા નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે અથવા સામસામાં આવે છે. તે સાદાં અથવા ખૂણીયાઓવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોપ ૪ થી ૫ વિભાગોવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૩ થી ૬ હોય છે. પુંકેસરો ૩ થી ૧૫ હોય છે. તે પાંખડીઓ સાથે કર્ણિકાની બાજુ કે ઉપર આવેલાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેનો ગર્ભાશય ૧ પોલવાળો અથવા અપૂર્ણ રીતે ૨ થી ૫ ખાનાંવાળો હોય છે. ફલ ઘણુંકરી એક પોલ અને એક બીજવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં મૂત્રલ અને જ્વરઘ્ન ગુણ મનાય છે.

---

## વર્ગ—( ઓલેસિની ).
### નંબર. ૧૦૫.

**૧–શાસ્ત્રીયનામ**–Olax nana.

દૃષ્ટાન્ત–H. I. p. 576; Watt. V. p. 479.

**૨–દેશીનામ**–સુડીઓ, હીમી, ટાઢોળી (પો૦)+(ગુ૦).

**૩–વર્ણન**–સુડીઆના છોડવા ચોમાસે ઘણા ફૂટી આવે છે, તે ૪ થી ૬ ઇંચ કે ફુટ થી ૧½ ફુટ ઉંચા હોય છે. એની શાખાઓ ઘણુંકરી અગડગઠાં ભૂરાં કે ધોળા રંગનાં મૂળિયાંપરથી નીકળેલી હોય છે. તે ફીકા લીલા રંગની ને સુતળી જેવી જાડી હોય છે. તેપર ઉભી હાંસો અને હાંસોવચ્ચે કરચલી હોય છે. એનો આખો છોડવો ફીકા લીલા રંગનો અને લીસો હોય છે. શાખાઓ ઉભી અથવા ઉંચી ચઢતી અને ભાગ્યેજ તેમાંથી પ્રતિશાખાઓ નીકળેલી હોય છે. જૂના છોડવામાં ડાંડી સ્લેટપેન કે પેનસીલ જેવી જાડી હોય છે. એ કેટલીક જગોએ બારેમાસ પણ જોવામાં આવે છે. પાન આંતરે આવેલાં, લીસાં, ચળકતાં ½ ઇંચ થી ૧ કે ૧½ ઇંચ લાંબાં અને ૧½ લાઇનથી ૨½ લાઇન કે ½ ઇંચ પોહોળાં હોય છે. પાનનાં ટેરવાં જરા સાંકડાં થતાં તોપણ બુઠ્ઠાં હોય છે. પાન તળિયે જરા પોહોળાં હોય છે. પાનની કોર ઘણુંકરી પાછળ વળેલી હોય છે, પણ તે સુકાયા પછી વિશેષ વળી જાય છે. પાન જાડાં હોય છે, તેથી તેની વચલી નસ શિવાય બાકીની ભાગ્યેજ દેખાય છે. વચલી નસ ઉપરની સપાટીએ અંદર બેસતી અને નીચેનીએ બહાર નીકળતી હોય છે. પાન બટકણાં હોય છે. તે ચોળવાથી તેમાંથી ઘણી અણગમતી વાસ નીકળે છે. અને ચાવવાથી તેનો સ્વાદ સહેજ ખારાસલેતો ગળચટો લાગે છે. પાનની ડીટડી ઘણીજ સૂક્ષ્મ હોય છે, તે શાખાપર સાંધાથી બેઠેલી હોય છે. એ સાંધો તરત ખરી જાય છે. પાન સુકાયા પછી કાળા રંગનાં થઇ જાય છે. પત્રકોણમાંથી અક્કેકું ધોળા રંગનું ફૂલ નીકળેલું હોય છે. તે પાનથી ટુકું હોય છે. ફૂલની ડીટડી ૨½ થી ૩ લાઇન લાંબી, લીસી, ચળકતી, ફીકા લીલા રંગની, ઝીણી સુતળી જેવી પાતળી, અને પાનની માફકજ ઉભી અથવા ઉંચી ચઢતી હોય છે. તે મથાળે જાડી થયેલી હોય છે. ફૂલની પાંખડી ૩ હોય છે, તે અંદર ધોળા રંગની અને બહાર પીળાસલેતા લીલા રંગની હોય છે. ફૂલનો વ્યાસ ૩ થી ૩½ લાઇન જેટલો હોય છે. ફૂલ ઉઘડયા પછી પાંખડી પાછળની બાજુ વળી જાય છે. પાંખડીનાં ટેરવાં બુઠ્ઠાં અને સૂક્ષ્મ રીતે બે પાંખડીઓ જોડાયલી હોય એવા ટેરવે બે સૂક્ષ્મ દાંતા દેખાય છે, અને એ ત્રણે પાંખડીઓ એક બીજાંથી છૂટી પડી તરત ખરી જાય છે. એ દરેક પાંખડીપર વચ્ચોવચ એક ખરૂં પુંકેસર અને તેની બાજુએ બે ખોટાં પુંકેસરો આવેલાં હોય છે. ખરૂં પુંકેસર ટુકું અને તેપર પીળાસલેતા રંગનો પરાગકોષ હોય છે. અને ખોટાં પુંકેસરો તેથી લાંબાં અને તે દરેકને મથાળે બબ્બે લાંબા છેડા નીકળેલા હોય છે. પાંખડીની પાછળની બાજુ બે સૂક્ષ્મ ઉભી લીટીઓ હોય છે. તે આઇગ્લાસથી સ્પષ્ટ દેખાય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેનો ગર્ભાશય શંકુઆકાર, લીસો, ચળકતો, લીલા રંગનો ને ૧ પોલવાળો હોય છે. નલિકા ધોળા રંગની, લીસી ને ચળકતી હોય છે. નલિકાગ્રમુખ ત્રણ દડી જેવું, ધોળું, ચળકતું અને તેપર સૂક્ષ્મ દાંતા જેવી બાનક હોય છે. ફલ ગોળાઇલેતું ૧ સૂક્ષ્મ બીજવાળું હોય છે.

---

છપ્પનીયા દુકાળની વખતે રિઝર્વડ જંગલોમાંથી પણ રોણનાં પાન ઢોરોના ચારા માટે તમામ આપી દેવામાં આવેલાં હતાં. પણ આ ઉપયોગી ઝાડનું ખરેખર રક્ષણ કરવું એ જરૂરનું છે, કેમ કે તે કાળે દુકાળે ઢોરના ચારા માટે પણ અત્યંત ઉપયોગી છે, અરક્ષિત જગાઓમાં ઢોરોના અતિક્રમણથી, અને ઝાડોનાં પાંદડાંઓ વારંવાર ચરાયાથી, અને કપાયાથી, તેમજ તેની શાખાઓ પણ ગમે તેમ વારંવાર વઢાઇ જવાથી, અને તેવી વઢાયલી શાખાઓમાં ઢોરોના વારંવાર થતા ઘસારાથી, ઝાડોનું કેટલું નુકશાન અને તેનું શું પરિણામ આવે છે, તેનો ખ્યાલ કોઇ પણ વિચિક્ષણ જોનારને આદિત્યાણાં વીડીમાંનાં રોણનાં ઝાડોની સ્થિતિ જોવાથી પુરે પુરો આવી શકશે.

રોંણનાં ઝાડ જમીન બરોબર વાઢી નાખવાથી (coppice) તેના થડમાંથી નીકળતી નવી શાખાઓ ઘણી જોરમાં નીકળે છે. અને તે ઘણી જલદીથી વધી જાય છે. માટે એ એક કીમતી ઝાડ ખરેખર જંગલમાં બચાવવા લાયક છે. વળી જ્યાં તે ઉગે છે ત્યાં આપોઆપ તેનાં બીમાંથી તેનો વધારો થઇ તેનું વનનું વન થઇ જાય છે. જે કાળે દુકાળે ગરીબ લોકો અને ઢોરોને બચાવવાનું મ્હોટું સાધન થઇ પડે છે.

સુડીઆનાં પાનના ગામડાનાં લોકો સુડીથી કકડા કરી સોપારી સાથે ચાવે છે, માટે એને **સુડીઓ** કહે છે. અને કેટલાક લોકો એને **હીમી** કહે છે. પણ પોરબંદરના કેટલાક વૈદ્યરાજો એને **ખોટીહીમી** કહે છે, અને **ખરીહીમી** કાળી ડાંડી અને કાંગરીવાળાં પાનવાળી થાય છે, એમ બતાવે છે.

**સ્થાનક**–આ સ્વસ્થાનમાં **સુડીઓ** અથવા આ **હીમી** ચોમાસે ધરમપુર રીઝર્વમાં, કંડોરણા ઠાંસામાં અને રાણાવાવ, ભોદ અને અણીઆરી ગામની સીમમાં ઘણી જોવામાં આવે છે.

એ પશ્ચિમ હિમાલય, નેપાલ અને પંજાબમાં થાય છે.

**વિશેષવિવેચન**–શેખહુસેન ખુદાબક્ષ એજન્સી પેનસ્નર–ચાણુદારે એક **વનસ્પતિકોષ** રાજકોટમાં સને ૧૯૦૨ માં છપાવેલો છે–તેમાં પાને ૧૨૮ મે લખેલું છે કેઃ–

"હંસરાજ, લાલ લાજાલુ, હંસપગી, કાલી ઝાપ, **હીમી** કાલીડાંડલીનો."

આ ઉપરથી જણાય છે કે–સુડીઆને **હીમી** અથવા **ખોટીહીમી**; અને કાલીડાંડલીના **હંસરાજ** ને **કાલીડાંડલીની હીમી** અથવા **ખરીહીમી** કે ટાઢોળી કેહેતા હશે. જુવો નંબર. ૬૧૧. જુનાગઢ તરફ **શીંગ્રોટીને** પણ કેટલાક લોકો **સુડીઓ** કહે છે. નં. ૩૫૦.

---

## ૩૦–N. O. CELASTRINEÆ.

## વર્ગ–સીલેસ્ટ્રિની–વીકુળા અને માલકાંગણીનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં વૃક્ષો અથવા ઝાડવાં થાય છે. તેમાં કેટલાંક ઝાડવાં વખતે વેલા જેવાં હોય છે. કેટલાંક ઝાડવાંઓની શાખાઓ કાંટા જેવી હોય છે. આ વર્ગમાંની વનસ્પતિને પાન સામસામાં અથવા આંતરે આવે છે. તે ઘણુંકરી સાદાં હોય છે. ઉપપાન હોતાં નથી, અને હોય છે તો જલદીથી ખરી જાય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫; અને કોઈવાર હોતી નથી. પાંખડીઓ ઘણુંકરી કર્ણિકાને તળિયે આવેલી હોય છે. અને કર્ણિકા સ્પષ્ટ દેખાતી હોય છે. પુંકેસરો ૩ થી ૫; અને પરાગકોષ ૨–પોલવાળા હોય છે. સ્ત્રીકેસર ૧ કે ૩ થી ૫ પોલવાળી હોય છે. એ દરેક પોલમાં ઘણુંકરી ૧ થી ૨ કે વધારે આદિબીજ હોય છે. ફ્લ લંબગોળ કે ગોળાઇલેતાં હોય છે. બીજના છેડાપર બહુધા પટી કે ચાપડો (aril) હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ઉત્તેજક, પિત્તશામક અને વાતહર ગુણ હોય છે.



## વર્ગ–(સિલેસ્ટ્રિની).

### નંબર ૧૦૬.

**૧–શાસ્ત્રીયનામ**–Celastrus paniculata.

દૃષ્ટાન્ત–H. I. p. 617; N. p; 57; Watt. II. p. 237; રૂ. નિ. પા. ૧૩૦.

**૨–દેશી નામ**–માલકાંકણું, માલકાંગણી, માલકાંકણી, માલકાંકણીનો વેલો (પો૦); માલકાંગણું (ગુ૦); पेंगी, मालकांगोनी, कांगोनी (म०); मालकंगनी, मालकंगी (हिं०); कंगुनी, ज्योतिष्मती * (सं०).

**૩–વર્ણન**–માલકાંકણીના વેલા ઘણા લાંબા વધે છે' ને તે ઉંચાં ઝાડોપર ચઢી જાય છે. કોઇ કોઇવાર એની શાખાઓ એક બીજી સાથે દોરડાંની સર પેઠે વીંટળાઇ જાય છે. એની કોમળ શાખાઓ પાતળી સોંટી જેવી લાંબી નીકળે છે. તે ઘણીવાર ઉંચી ચઢી પાછી નીચી ઝુકતી હોય છે. અને તેના છેડા ઉપર ફૂલ અને ફ્લનો ભાર આવે છે ત્યારે તો તે વધારે નીચી ઝુકી સહેજ પણ પવન લાગવાથી આમ તેમ ઝુલ્યા કરે છે. એ દેખાવ બહુ મનોહર લાગે છે. પાન સહેજ લાંબાં ને ચળકતાં હોય છે. ફૂલ નાહાનાં, પીળાસલેતા લીલા રંગનાં, સહેજ મધુરી વાસવાળાં હોય છે, તે વૈશાક જેઠમાં આવે છે. અને અશાડ શ્રાવણમાં ફ્લ પાકે છે. એ ફ્લ ઉઘડી તેમાંનાં કેસરીઆ રંગનાં રાતાં બીજ જ્યારે પોતાની મેળે બહાર દેખાય છે તે વખતે તે ઘણાં જ સુંદર લાગે છે. તેની રાતી ઝુમખીઓ એ વેલાની નીચી ઝુલતી શાખાઓની શોભામાં ઘણો વધારો કરે છે.

**મૂળ**–વેલા પ્રમાણે ઝીણાં કે જાડાં હોય છે. તે ઘણાં ઉંડાં અને લાંબાં ગયેલાં હોય છે. તે પેનસીલથી આંગળી કે હાથનાં કાંડાથી બાજુ જેવાં, અથવા સારી ઉંડી જમીનમાં મ્હોટા વેલાનાં મૂળ એથીએ વધારે જાડાં થાય છે. મૂળની છાલ ઉપરથી ભૂરા રંગની, ખડબચડી ને અંદરથી પીળા રંગની હોય છે. એથી અંદર તે રાતા રંગની હોય છે. છાલ જાડી, પોચી અને બટકણી હોય છે. તેની વાસ જરા સુગંધિત, તીખી અને સ્વાદ તૂરાસલેતો ઉગ્ર અને દાહક લાગે છે. મૂળનું લાકડું કઠ્ઠણ અને તેનો સાર વચમાં રાતા રંગનો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–જાડી શાખાઓ ભૂરા કે ધોળા રંગની હોય છે. તે મૂળ જેવી જાડી હોય છે. તેની ઉપરની છાલ ખડબચડી, ભૂરા રંગની ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. અંદરની છાલ રાતા રંગની હોય છે. કોમળ શાખાઓ સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તે ભૂરા રાતા રંગની ને તેપર ભૂરાસલેતા

* જુઓ નંબર ૧૧૬.

રાતા રંગનાં ટપકાં હોય છે. અતિકોમળ શાખાઓ લીલા રંગની ને તેપર સફેદ ટપકાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૪ કે વખતે ૫ ઈંચ લાંબાં અને ૧ થી ૩ ઈંચ પોહોળાં હોય છે. તે લંબગોળ, કે તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. ને વખતે મથાળે સાંકડાં ને તળિયે પોહોળાં એમ તરેહવાર આકારનાં હોય છે. ડીટડી પાસે પાનની કોર ગોળાઇલેતી હોય છે. કોર છીછરા દાંતાવાળી ને ટેરવાં અણીદાર હોય છે. તેની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાન જરા નરમ હોય છે. તેની ડીટડી પણ નરમ ને જરા મરડાયલી ને તેની ઉપરની બાજુ નીક હોય છે. પાનને ચોળતાં તેમાંથી જરા તીખી વાસ આવે છે. અને સ્વાદ દાહક જણાય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ફૂલની લાંબી શેડો આવે છે. તે નીચી નમતી હોય છે. તે શેડોમાં નાહાની નાહાની ઘણી વિભાગિત ઝીણી સળીઓ બહુધા આંતરે આવેલી હોય છે. તેપર ૧ થી ૬ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલનો વ્યાસ $\frac{1}{6}$ ઈંચથી $\frac{1}{4}$ ઈંચ જેટલો હોય છે. ફૂલની ડીટડી લીલા રંગની, ઘણી ઝીણી ને સાંધાવાળી હોય છે. તેનાપર વાળની રૂંવાટી આવેલી હોય છે. ને તેના થડમાં સૂક્ષ્મ જલદી ખરી જાય તેવાં એક, કે બે પુષ્પપત્ર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૪ થી ૫ પત્રોનો બનેલો હોય છે. તે સૂક્ષ્મ લીલા રંગનો, નીચેથી જોડાયલો ને ઉપર જતાં તેનાં પાંચે પોહોળાં પત્રો જૂદાં દેખાતાં હોય છે. તેપર બહારની બાજુ સૂક્ષ્મ રૂંવાટી હોય છે. તે પુ૦ અભ્યં૦ કોષથી ટુંકો હોય છે. તેની કોર ધોળી, પાતળી ને તેપર સફેદ દાંતા જેવા વાળ હોય છે. (જો ફૂલ નીચે સ્પષ્ટ દેખાય છે).

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ થી ૫ હોય છે. તે લંબગોળ, પીળાસલેતા લીલા રંગની હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલેતાં ને કોર જરા પાછળ વળતી હોય છે. પાંખડી $\frac{3}{4}$ થી ૧ લાઇન લાંબી ને તેની વચમાં એક સ્પષ્ટ દેખાતી નસ હોય છે. પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં પત્રોના ગાળાની વચ્ચે આવેલી હોય છે.

**પુંકસરો**–૫ હોય છે. તેના તંતુઓ ધોળા અને પરાગકોષ પીળાસલેતા ભૂરા રંગના હોય છે. એ કેસરો પાંખડીઓની વચ્ચોવચ આવેલી એક પંચકોણ કર્ણિકાના ખૂણાઓપર આવેલાં હોય છે. તે પાંખડીઓથી ટુંકાં અને તેના ગાળાઓની સામે હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે કર્ણિકાની વચ્ચે આવેલી હોય છે. તેનો ગર્ભાશય ઉભા કળશના ઘાટનો લીલો, ચળકતો ને ત્રણ હાંસોવાળો હોય છે. નલિકા ઝીણી, ધોળા રંગની ને ત્રણ મુખવાળી હોય છે.

**ફલ**–લીયારગુંદીનાં ફલ જેવડાં થાય છે. તે પ્રથમ લીલા રંગનાં હોય છે. પણ પાકે છે ત્યારે પીળાં થઇ જાય છે. અને તેની વોંણનાં કાલાંની પેઠે ત્રણ ફાંક ઉઘડી જાય છે. અને તેમાં ૩ થી ૬ બીજ કેસરીઆ રંગનાં પડ કે ચાપડામાં વીંટળાયલાં દેખાય છે. તેની વાસ ઉગ્ર વિદારીકંદની વાસને મળતી અને સ્વાદ પાકાં પોપિયાં જેવો પણ પાછળથી કડવો લાગે છે.

**બીજ**–૧$\frac{1}{2}$ થી ૨ લાઇન લાંબાં ને $\frac{3}{4}$ થી ૧ લાઇન પોહોળાં હોય છે. તે રંગે અને આકારે ઘઉંના દાણાને મળતાં હોય છે. તેમાંથી ફીકા ભૂરા રંગનું તેલીયું મગજ અને પીળા રંગનો પ્રત્યંકુર નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.**

**૫–ગુણદોષ**–ઉત્તેજક, દાહક, સ્વેદલ, મૂત્રલ અને જ્ઞાનતંતુઓને શક્તિ આપનાર.

**૬–ઉપયોગ**–માલકાંકણીનાં મૂળને પાણીમાં ઘસી સર્પ અને બીજાં ઝેરી જનાવરોના દંસ ઉપર ચોપડવામાં આવે છે. માલકાંકણીની કોમળ શાખાઓ અને પાનને વાટી વાળાના સોજાપર ઘણા લોકો બાંધે છે. માલકાંકણીનાં પાન તેલ લગાડી ગરમ કરી સંધિવાના સોજાપર લગાડે છે. મગજના જ્ઞાનતંતુને શક્તિ આપવા એનાં પાનનો રસ બ્રાહ્મીના રસની સાથે તેમાં જટામાસીની ભૂકી મેળવી ચોપડાય છે. એ મગજના દરદને ઘણો ફાયદો કરે છે. માલકાંકણીનાં ફૂલ અને ફલનું અથાણું કરવામાં આવે છે. તે વાયે ઝલાયલા માણસને ખાસ કરી ખવરાવાય છે. માલકાંકણીનાં ફલ અને બીજને **માલકાંકણાં** કહે છે. અને બજારમાં માલકાંકણાંને નામે એનાં ફલ અને બીજ વેચાય છે. માલકાંકણીનાં બીને પીલવાથી તેમાંથી તેલ નીકળે છે. અને માલકાંકણીનાં બીજ તેલમાં કકડાવીને પણ ઔષધીય તેલ તૈયાર કરવામાં આવે છે. તે તેલ સંધિવા ઉપર ચોપડાય છે. માલકાંકણીનાં બીજ, અજમા, કીનીકાઠી અને જટામાસીને વાટી મીઠાં તેલમાં નાખી તેને કકડાવી તે તેલ ગાળીને સંધિવાના સોજા, પક્ષઘાત અને બીજાં જ્ઞાનતંતુની નબળાઇથી થતાં દરદો ઉપર લગાડવામાં આવે છે. અને એવાં દરદોપર માલકાંકણાંનું અકેક બીજ દરદ મટતાં સુધી દરરોજ અકેક વધારી ૫૦ સુધી ખવાય છે. માલકાંકણીનાં બીજ પૌષ્ટિક પાકોમાં વપરાય છે. શરદી અને નબળાઇનાં માથાનાં દરદમાં પણ માલકાંકણાંને વાટી તેલમાં કકડાવી તે તેલ માથે ચોળે છે. માલકાંકણાં અને સમુદરફલને પાણીમાં વાટી તેને તેલમાં કકડાવી તે તેલ માથાના દુખાવામાં માથે ઘસાય છે, અને અંગના દુખાવામાં અંગે ચોળાય છે. માલકાંકણાંનું તેલ ૫ થી

૧૦ ટીપાં આપવાથી પરસેવો છૂટે છે. એનું તેલ પેશાબ વધારે લાવે છે. તેથી તે જળોદર ઉપર વપરાય છે. એનો ખોરાક ૧૦ થી ૩૦ ટીપાં પેશાબ વધારવા અપાય છે. ટાઢીઆ તાવમાં પરસેવો અને અંગમાં હુશીઆરી લાવવા માલકાંકણાં, અજમોદ અને સમુદર-ફલ વાટી તેને ગરમ કરી એની શરીરે લુંણુ કરે છે. અપસ્માર અર્થાત્ ફેફરાંનાં દરદમાં માલકાંકણાં વપરાય છે. કોલેરા અગર બીજી રીતે આંચકી આવી જડબાં રહી ગયાં હોય તો તેપર માલકાંકણાંનું તેલ ચોપડાય છે.

"માલકાંકણાં અને મરીનું ચૂર્ણ હમ્મેશાં ખાવામાં આવે તો અપસ્માર મટી જાય છે. અફીણનું ઝેર ઉતારવા માટે માલકાંકણાંનાં પાંદડાંનો રસ પીવરાવવામાં આવે છે. માલકાંકણાંનાં બીજ ગોમૂત્રમાં વાટી ખસ ઉપર લગાડવામાં આવે છે. માલકાંકણાં ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, બુદ્ધિને વધારનાર તથા કફ અને વાતહર છે. તે દસ્તને ગતી આપે છે." (વૈ૦ શા૦ મ૦ ગો૦)

"માલકાંકણાંની ગોળી–માલકાંકણાં આઠ તોલા, સુંઠ આઠ તોલા, અજમાનાં ફોતરાં બે તોલા, અને ગોળ જોઈએ તેટલો. એ સર્વે લઈ તોલા તોલા ભારની ગોળી કરવી. તે અગ્નિમાંદ્ય, અજીર્ણ અને સંધિવામાં ખવાય છે. માલકાંકણાંની ગોળી તોલા ભાર માત્રાથી ઘી સાથે ખાવામાં આવે અને યોગ્ય પથ્ય રાખવામાં આવે તો અપસ્માર જેવા વાતવ્યાધિમાં તે બહુ સારો ફાયદો કરે છે. કેટલીક વખતે અપસ્માર સ્પષ્ટપણે જણાય તેટલા જોસનો વ્યાધિ હોતો નથી, પણ ફક્ત ભ્રમ થાય છે. ને દરદી એક મિનિટને માટે બેશુદ્ધ થઈ જાય છે. પછી તે શુદ્ધિમાં આવે છે. ને મોઢે ફીણ વગેરે આવતા નથી. માલકાંકણાંનું તેલ ચોળવાથી આંચકી અને કોલેરાની ચડેલી ગોટલી બંધ થાય છે.

માત્રાઃ–માલકાંકણાંનું તેલ ૨ આનીથી પાવલા ભાર; તથા તેની ગોળી ½ થી ૧ તોલો." (ડા૦ વી૦ ઝી૦)

માલકાંકણાંનાં બીજ અને તેનાં તેલના ઉપયોગ વિષે વોટ સાહેબની ડીકશનરીમાં લંબાણ હકીકત આપેલી છે તે વાંચવા લાયક છે.

**૭–સ્થાનક**–માલકાંકણીના વેલા કંટાળાઓનાં જાળાં, અને વાડીઓની વાડમાં ઉગે છે.*

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–તાજાં ને કાચાં માલકાંકણાં પોરબન્દરની બજારમાં કોલી લોકો વેચવા લાવે છે, તે ઘણુંકરી વાણીઆ ગૃહસ્થોની સ્ત્રીઓ દાણા આપી તેની અવેજીમાં રાખે છે.

---

## વર્ગ–(સીલેસ્ટ્રિની).

### નંબર. ૧૦૭.

**૧–શાસ્ત્રીયનામ**–Gymnosporia montana.

દૃષ્ટાંત–H. I. p. 621; N. p. 57; Watt. II. p. 239; રૂ. નિ. પા. ૩૯૨.

**૨–દેશીનામ**–વીકરો (પો૦); વીકળો, વીકલો (ગુ૦); યેકર, યેકળ (મ૦); कंगना (हिं०) वैकंकत, विकंकत (सं०).

**૩–વર્ણન**–સારી માટીઆળ ડુંગરાળી જમીનમાં વીકળાનાં ઝાડવાં ૬ થી ૧૦ ફીટ ઉંચાં વધે છે. પણ વિશેષ કરીને તે અહિં તો પથ્થરવાળી જમીનમાંજ ઉગતાં જોવામાં આવે છે. ને અહિં એ ૨ થી ૪ ફીટ ઉંચાં ઠરડાયલાં ઝાડવાં જેવાં થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે પીળાસલેતા લીલા, પીળા અથવા જાંબુડા રંગની હોય છે. તે ગમે તેવી રીતે નીચી ઉંચી આડી અવળી વળેલી હોય છે. તેપર લાંબા તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોય છે. ને તે કાંટાપર વિશેષ કરી પાન અને ફૂલો આવે છે. પાન જાડાં ફીકા લીલા રંગનાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ધોળાસલેતા રંગનાં, ગાજરનાં પાનને મળતી ઉગ્રવાસવાળાં શિયાળે આવી ફૂલ હોળીપર પાકી જાય છે.

**મૂળ**–ઝાડવાં અને જમીન પ્રમાણે જાડું અને ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી થોડાક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ ઉપરથી ખડબચડી ભૂરા પીળા રંગની ને અંદરથી ભૂરા રાતા રંગની હોય છે. તે બહુધા પોચી અને બટકણી હોય છે. તેની વાસ કૂઠની વાસને મળતી જરા સુગંધિત અને સ્વાદ કડવો હોય છે. મૂળનું લાકડું ધોળું ને મજબૂત હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભૂરા રંગની, ને તેની છાલપર ઉભા અને આડા ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ સુતળીથી સ્લેટપેન કે પેનસીલ જેવી જાડી હોય છે. તેપરના કાંટા કોમળ હોય છે, ત્યાં સુધી તેનો રંગ પીળાસલેતો લીલો અથવા જાંબુડો હોય છે, પણ પછી ભૂરો થઈ જાય છે.

**પાન**–આંતરે આવે છે. પણ કોઈ કોઈવાર કાંટા અને ડાળોપર એકજ જગોએથી ઘણાં પાન ઘચૂંબની પેઠે પાસેપાસે નીકળેલાં હોય છે. તેની ડીંટડી ટુંકી હોય છે. તે જાંબુડી શાખાપર જાંબુડા રંગની હોય છે. પાન મથાળે પોહોળાં અને ડીંટડી તરફ સાંકડાં થતાં, અથવા કોઈવાર બન્ને છેડે સાંકડાં થતાં અથવા ટેરવાં પાસે ઘણાં પોહોળાં અને ટેરવે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનની કોર થોડી ઘણી કાંગરીદાર હોય છે. તે

---

* આ સ્વસ્થાનના રાજવાડી બાગમાં **મામાના** કહેવાતા મ્હોટા પીપળાપર માલકાંકણીનો એક વેલો ચડેલો છે. તે ઘણો જુનો અને ઘણા મ્હોટા વિસ્તારવાળો થયેલો છે. તેને **મામાદેવની** ધાસ્તીથી કોઇ વાઢતું નથી. જુવો નં૦ ૨૨૬.

दोहा.

"तितवदरी कंटककीवारी ।
देखि श्रवनमनवात विचारी ॥
यह कंटक वदरीसुत हैसो ।
रक्षन करत जननिको कैसो ॥

कवित.

वदरीकी वाटिकाकों कंटककी वारी देखी
कलपना किन्हीं श्रौन सुमति संजूतकी ॥
प्रसूपिंड रक्षनकी कंटककी देखों कृति
वनी रही कैसी यह वारी मजवूतकी ॥
कोटिककुपूत पिता मातकी न करै
रक्षा धरत प्रतितिउर और धनधूतकी ॥
दुनियामें देखो भैया कहै दलपतिराम
कंटक जेती हु नहि किमत कुपूतकी ॥"

(શ્રવણાખ્યાન).

---

## વર્ગ-(રહેમ્ની).

### નંબર. ૧૦૯.

**૧-શાસ્ત્રીયનામ**-Z. nummularia.

દૃષ્ટાન્ત-H. I. p. 633; N. p. 59; Watt. VI. part. IV p. 370; રૂ. નિ. પા. ૪૨૪.

**૨-દેશીનામ**—પાલેરાં (પો૦); અડબાઉ બોરડી, ખેતરાઉ બોરડી, ઝરડાંબોર, ચણીઆંબોર, (ગુ૦); गंगर, जंगर, जंगलीव्हेर (म०); झरवेरी, झरबेर, झडियाबेर, कांटेबेर (हिं०), भूवदरि, बालकप्रिया, अजप्रिया, वहुकंटका, सूक्ष्मफला (सं०).

**૩-વર્ણન**—ખેતરાઉ બોરડી, પાલેરાં અથવા ચણીઆંબોરનાં ઝાડવાં કે છોડવા ઘણા ઉગે છે. તે ૨ થી ૩ ફીટ કે કોઇવાર ૪ થી ૫ ફીટ જેટલા ઉંચા જોવામાં આવે છે. તેમાં ડાંડી કવચિત જ હોય છે. અને હોય છે તો તે ટુંકી હોય છે. પણ ઘણુંકરી એના છોડવામાં ઘણા કાંટા અને આડી અવળી અસંખ્ય શાખાએ નીકળેલી હોય છે. તે ઘણીવાર જમીનપર છાતળાંની માફક ફેલાયલી હોય છે, ને અદ્ધી ઉંચી પણ હોય છે. એમાં લંબગોળ કે પોહોળાંને ગોળાઇ લેતાં નાહાના પાન આવેલાં હોય છે. ફૂલ સૂક્ષ્મ લીલાસલેતા ફીકાં ધોળા રંગનાં ઘણુંકરી ચોમાસે આવે છે. અને શિયાળે તેમાં રાતા રંગનાં નાહાનાં ગોળ ફળ પાકે છે, જે પાછળથી જરા કાળાસલેતા રંગનાં થઇ જાય છે. તેને **ચણીઆંબોર** કહે છે.

ચણીઆંબોરના છોડવા ઘણા અસાધારણ ઉગવાને લીધે તે ઘણા સાધારણ ગણાય છે, અને તેને ઘણા લોકો ઓળખે છે. એના છોડવાઓ ખેડુ લોકોના ખરેખરા મિત્રો છે. જે તેઓને આપત્તિની વખતે કામ લાગે છે. જોકે ખેડુ લોકો તો તેને પોતાનાં ખેતરોમાંથી જેમ અને તેમ કાઢી નાખવા ચાહે છે, અને કાઢે છે. તોપણ એના છોડવા ઘણા ઢીઠ થઇને સારે વર્ષે તો નહિ, પણ કાળે દુકાળે તે ખેતરોને મુકતા નથી. પણ તેમાં તે વિશેષ જોરથી ઉગે છે. તે ખેડુ લોકોને અત્યંત ઉપયોગી થઇ પડે છે, તે આપણે આગળ જોઇશું.

**મૂળ**—જમીનમાં ઘણું ઉંડું ગએલું હોય છે. તેમાંથી વખતે થોડા ફાંટાઓ પણ નીકળેલા હોય છે. તેનું લાકડું ઘણું સખ્ત ને સફેદ હોય છે. તેની છાલ જાડી મજબૂત રેસાવાળી અંદરથી ધોળાસલેતા રાતા અને બહારથી રાતા રંગની હોય છે. તેપરની ફોતરી પાતળી ને ભૂરા રંગની હોય છે. મૂળની વાસ કડવી અને સ્વાદ કડવાસલેતો ઘણો તૂરો અને થોડો ચીકાસલેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી હોય છે ત્યારે તે લીસી ચળકતી ને રતાસલેતા રંગની હોય છે. તેપર ભસ્મી રંગની છારી અને ભૂરા રંગના સૂક્ષ્મ દાણા જેવાં છાંટણાં હોય છે. ડાંડીના નીચલા ભાગમાં છાલ ઉપરથી ભૂરા રંગની ખડબચડી, ને તેપર ચીરા પડેલા હોય છે. શાખાઓ સુતળીથી તે પેનસીલ કે આંગળી જેવી જાડી હોય છે. તે રતાસલેતા રંગની લીસી, ચળકતી છારી ને છાંટણાંવાળી હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને સફેદ દેખાય છે, ને તેની વચ્ચોવચ પોચો ગાભો હોય છે. એની ડાંડી અને જાડી શાખાઓપરના કાંટા કોમળ શાખાઓપરના કાંટા કરતાં ટુંકા ને વખતે બન્ને વાંકા વળેલા હોય છે. કોમળ શાખાઓ સુતળી જેવી કે તેથી પણ પાતળી હોય છે, તે ચળકતી ને ફીકા ભૂરા કે ધોળા રંગની હોય છે. તેપર ઉભી હાંસો અને ભૂરાવાળની રૂંવાટી હોય છે. એ શાખાઓ તેપરનાં પાનની ગાંઠે ગાંઠે વાંકવાળી હોય છે. તેથી તે લહેરીઆં જેવી વાંકવળતી દેખાય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ½ ઇંચથી ¾ ઇંચ વ્યાસનાં હોય છે. પણ કોઇવાર જરા ભીનાસવાળી જગોના સારા વધેલા છોડમાં તે ¾ થી ૧ ઇંચ વ્યાસનાં પણ હોય છે. તેની ડીટડી ઘણી સૂક્ષ્મ ને તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. પાનની ઉપરની સપાટી લીલા ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. ઉપરની સપાટીપર જૂજ ને નીચેનીપર ભૂરા વાળની વિશેષ રૂંવાટી હોય છે. પાન ગોળાઇલેતા આકારનાં ને વખતે ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. પાનની પાછળની બાજુ ડીટડી પાસેથી મુખ્ય ૩ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. પાન જાડાં ને કોરપર દાંતાવાળાં હોય છે. પાનની ડીટડી પાસે શાખાઓપર તીક્ષ્ણ અણીવાળા

ઉપપાનની જગાએ બે કાંટા હોય છે, જેમાનો એક સીધો ને લાંબો હોય છે, ને બીજો ટુંકો ને વાંકો હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે, અને તેમાંથી વરીયાળીને મળતી વાસ આવે છે. સ્વાદ ચીકણો, તૂરો ને જરા ખટાસલેતો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી સૂક્ષ્મ સળીપર ૪ થી ૮ કે ૧૦ ફૂલોની નાહાની ગુચ્છી નીકળે છે. ફૂલ ચપટાં ને લીલાસલેતા ફીકા ધોળા રંગનાં હોય છે. તેની વાસ જરા દુર્ગંધિત હોય છે. ફૂલનો વ્યાસ ૧⅔ લાઇન જેટલો હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ અને તેનાપર ભૂરા રંગના ચળકતા લાંબાં વાળની રૂંછાળ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–લીલા રંગનાં, જરા જાડાં ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં ને આગળ જતાં તેના પાંચે દાંતા જૂદા પસરાતા દેખાતા હોય છે. તે નીચેની બાજુ રૂંવાટીવાળા ને ઉપરની બાજુ લીસા હોય છે. તેની વચ્ચોવચ એક ઉભી નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૫ ધોળાસલેતા રંગની પાંખડીઓનો બનેલો હોય છે. એની પાંચે પાંખડીઓ તળિયે અણીથતી અને ટેરવાં તરફ પોહોળી થતી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોના દાંતાના દરેક ગાળાની વચ્ચે એકેકેક આવેલી હોય છે, તે પાછળ વળેલી હોય છે.

**પુંકેસરો**–૫ ધોળા રંગનાં હોય છે. તે પણ પુ૦ બા૦ કોષનાં પત્રોના દાંતાના ગાળાની વચ્ચે ઉપરની બાજુ આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૨ પોલવાળો નલિકા ૨, પણ તે અધવચ સુધી અથવા અધવચથી થોડે ઉપર સુધી જોડાયલી હોય છે, ને તેથી ઉપર તેના ૨ છેડા વિરૂદ્ધ દિશાએ વળેલા દેખાતા હોય છે. પુ૦ બા૦ કોષની ઉપર વચ્ચોવચ લીલાસલેતા રંગની ગોળ ચપટી ૧૦ ભુટ્ટા ખૂણીઆવાળી પડધી આવેલી હોય છે, જેની વચ્ચેથી નલિકા નીકળેલી હોય એવી દેખાય છે.

**ફૂલ**–ગોળાઇલેતાં હોય છે. તે પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે પીળાં, રાતાં ને છેક આખરે કાળાસલેતા રાતા રંગનાં પણ થઇ જાય છે. તે ૩ લાઇનથી ½ ઇંચ વ્યાસનાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. વિશેષ પાકી જાય છે ત્યારે તેની ઉપરની છાલ પોચી પડી જાય છે, ને તેપર કરચલી પડે છે. ફૂલને મથાળે સૂક્ષ્મ ખાડો હોય છે. જેમાં ભૂરા રંગનું ફોતરૂં (remains of the styles) રહી ગયેલું દેખાય છે. તે સ્ત્રીકેસર નલિકાનો અવશેષ હોય છે. ફૂલને તળિયે ભૂરા રંગનું ચક્ર અને તેની વચ્ચોવચ સૂક્ષ્મ વાંકી વળેલી ડીટી હોય છે. જેપર ભૂરી રૂંવાટી હોય છે. ફૂલની ઉપરની છાલ કાઢતાં તેમાં ઘણો સખ્ત એક ઠળીઓ દેખાય છે. જેની ઉપર પીળાસલેતા રંગનો માવા જેવો ગળ કે રસ આવેલો હોય છે. એની વાસ અને સ્વાદ ખટમધુરાં હોય છે. એ ઠળીઓ ભૂરા રંગનો ને ખડબચડી સપાટીવાળો હોય છે. તેને ભાંગતાં તેમાં ૨ ખંડ દેખાય છે, એ દરેક ખંડમાં અક્કેકું બીજ હોય છે.

**બીજ**—ની ઉપરની ફોતરી ધંઉવરણી બાનકદાર હોય છે. બીજ ૧ થી ૧½ લાઇન લાંબું હોય છે. તેપરની ફોતરી કાઢી નાખતાં તેની અંદરથી સફેદ મીંજ (દલ) નીકળે છે. બીજની એક બાજુ જરા અંદર બેસતી અને બીજી જરા ચઢીઆતી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**—સર્વાંગ.

**૫–ગુણદોષ**—એના ગુણદોષ બોરડી જેવા છે.

**૬–ઉપયોગ**—એનાં મુળનાં ઘણા લોકો દાતણ કરે છે. તેથી મુખનો સ્વાદ સારો થાય છે, મુખ પાક્યું હોય તો મટી જાય છે, મુખમાં વિશેષ પાક હોય તો એના મૂળના કાઢાના કોગળા કરવાથી તે મટી જાય છે. એનાં સુકાં પાનનો કાઢો અથવા ભાંગની પેઠે એનાં પાન વાટીને પરમાવાળાને અને પેશાબની બળતરાવાળાને અપાય છે. એના છોડવા વાઢી ખેડુલોકો વાડી ખેતરો અને વાડાઓની વાડ કરે છે. તે ઘણી મજબૂત થાય છે. એનાં સુકાં પાન ઢોરને ખવરાવે છે એથી ઢોર માતું થાય છે એટલુંજ નહિ પણ દુઝણાં ઢોરમાં ઘીનો કસ વધે છે. ને ઘી દાણાદાર થાય છે. એનાં ફ્લ અર્થાત્ બોર શિયાળે તમાંમ લોકો મેવા તરીકે ખાય છે. તેમાં પણ મુસાફર લોકોનો તો એ ખાસ મેવો છે. એના ઠળીઆમાંથી જે બીજ નીકળે છે તેને અહિ (પોરબંદર) છોકરાંઓ **બોરની બદામ** કહે છે. ને તે મેવા તરીકે ખાય છે. અને કચ્છમાં એ મીંજને **ચીનીમીની** કહે છે. એ મીંજ કેટલાક પૌષ્ટિક પાકોમાં વપરાય છે. છપ્પનિયા દુકાળ વખતે ઘણા ગરીબ લોકો એ બોર ખાઇ, વેચી પોતાનું ગુજરાન ચલાવતા હતા. એ બોરના ઠળીઆની બારીક ભૂકી કરી તે ખોરાક તરીકે વાપરતા હતા. એનાં પાનની કાંજી કરી પીતા હતા. સારે વર્ષે પણ આ સ્વસ્થાનના રબારી, કોલી અને ગરીબ ખેડુ લોકો ચણીઆંબોર વેંચી ઘણા દિવસો સુધી પોતાનું ગુજરાન ચલાવે છે. બકરાં અને ગાડરાં (ઘેટાં)નો પણ એ બોરના છોડવા ખાસ ચારો છે. છપ્પનિયા દુકાળ વખતે એના છોડવાપર હજારો ગાડરાં બકરાં જીવતાં રહ્યાં હતાં. ગરીબ દુકાળીઆં ખેડુત લોકો એના છોડવાની કાંટાસોતી ડાળોને કુટેડી કાંટા જૂદા પાડી એનો ભૂકો પીળી જારના આટા સાથે મેળવી તેનાં થેપલાં કરી ખાતા હતા. એ છોડવાના જુના કાંટા અથવા ડાળોના ઉકાળામાં ગોળ નાંખી કસુવાવડમાં સ્ત્રીને પીવરાવવામાં આવે છે.

ચણીઆંબોર અથવા પાલેરાંના છોડવાની છાલ ચાંમડું રંગવાના કામમાં વપરાય છે. એનાં ફલ ટાઢાં, ગ્રાહી અને પિત્ત ઉપર સારી અસર કરનારાં ગણાય છે. એની છાલને વાટી તેની પોટીસ સડેલાં ચાંદાંઓ ઉપર લગાડવામાં આવે છે. અને તેના ઉકાળાથી ગડગુંબડાં વગેરે ધોવામાં આવે છે.

"ચણીઆંબોર ચીકણાં, રૂચી કરનારાં અને વા તથા ગરમીને મટાડનારાં છે. વિશેષ ખવાય તો રક્તવિકારને કરે છે." (વૈ૦ ૩૦).

**૭–સ્થાનક**–ખેડાયલાં પડતર ખેતરોમાં, રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, ખેતર અને વાડીઓના શેઢાઓ ઉપર, અને વગર ખેડાયલી પડતર સીમમાં પાલેરાં અથવા ચણીઆંબોરના છોડવાઓ કોઇ કોઇ જગોએ તે અસંખ્ય ઉગેલા જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના કેટલાક ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આ બોરડીનું નામ કાઠીઆવાડમાં **પાલેરાં,** કચ્છમાં **પલી** અને સિંધ પંજાબ તરફ **પલે** એ નામો પાલા (પાન) ઉપરથી પડયાં હશે. કેમકે એનો પાલો અર્થાત્ પાન ઢોરના ચારા તરીકે ખાસ કરી આ દેશોમાં વપરાય છે. એનાં ફલ નાહાનાં હોવાથી અથવા **ઝરડાંબોર** પરથી એને **ચણીઆંબોર** કેહેતા હશે. અને તે છોકરાંઓને બહુ પ્રિય હોય છે માટે **बालकप्रिया** એ નામ રખાયલું હશે.

પાલેરાં અથવા ચણીઆંબોરના છોડવા ખેડુ લોકોના મિત્ર એટલા માટે છે કે, તે ખેડુ લોકોની આપત્તિ અર્થાત્ દુકાળ વખતે હમ્મેશ કરતાં વધારે પાલવે છે, ને ફાલે પણ છે, એટલુંજ નહીં પણ તેવે વખતે તેમાં ફાલ વેહેલો આવે છે, અને વખતે તે એકજ મોસમમાં બેવાર આવી જાય છે. અને કદાચ તેમ નહીં તો તે, તે મોસમમાં લાંબા વખત સુધી આવ્યા કરે છે. એનાં ફલ ખાવા કે વેચવા માટે ઉતારી લીધા પછી ખેડુલોકો એના છોડવાઓને સુડી તેના ખેતરોમાં ઢગલા કરી રાખે છે. તે થોડા સુકાય એટલે તેને ધોકેથી ધોકેડી તેમાંથી પાન અને ડાળો કાંટા જૂદાં પાડે છે. પછી પાન ભેગાં કરી લઇ તેનો ચારા તરીકે પોતાનાં ઘરમાં સંગ્રહ કરી રાખે છે, અથવા તે બીજાં ઢોરવાળાઓને વેચી તેના પૈસા કરે છે. ડાળાં કાંટા જે બાકી રહે છે તેની સારે વર્ષે ખેતરની વાડ કરે છે, પણ કાળે દુકાળે તો તે ડાળો કાંટા પણ ચુનારીઆ લોકોને ચુનાની ભઠ્ઠીમાં બાળવા બલતણ તરીકે વેચી આપે છે. અને જો ચારા ને ખોરાકની ઘણીજ તંગી હોય તો એના છોડવા સુડી તેને તાજાને તાજા કુટેડી ઢોરને ખવરાવે છે. અને એથી બારીક વખત આવે ત્યારે તો ખેતરોની સુકી વાડમાંનાં પાલેરાંનાં ડાળાંકાંટા પાણીમાં પલાળી, પછી તેને કુટેડી ઢોરને ખવરાવે છે, એટલું જ નહીં પણ તે પોતે પણ ખાય છે.

કચ્છમાં બીજા ચારાની સાથે **પલીનો** ચારો કપાસીઆ તરીકે ભેંસ, ગાય, બળદ આદિને અપાય છે. ઉંટ, બકરાં અને ગાડરાંનો તો એ ખોરાકજ કેહેવાય છે. **પલીનો** સંગ્રહ કચ્છમાં ઘણો કરી રાખે છે, ને કાળે દુકાળે જ્યારે બીજો ચારો તદન મળતો નથી, ત્યારે ઢોરોને કેવળ આ **પલીનો** ચારોજ આપવામાં આવે છે. અને તેથી ઢોર ઘણાં સારાં તંદુરસ્ત રહે છે.

WATT.—"Food and Fodder.—The fruit is appreciated by the poorer classes, especially in times of scarcity. It is sweet, acidulous, has a not unpleasant flavour, and when boiled in milk is said to make a fairly good tart. *Brandis* states that during the famine of 1869, which drove large numbers of the inhabitants of Márwár and other parts of Western Rájaputána from their homes, it served as food for thousands. "In the winter 1869–70," he writes–"the crop of these berries had been plentiful; and when I marched through Rájaputána, From Agra to Guzerát, in December 1869 and January 1870, I found the shrubs completely stripped of their fruit wherever the flocks of hungry emigrants from Márwár had passed through."

The leaves form a most valuable fodder for camels, goats, buffaloes, and cows, and are highly esteemed in the sandy districts of Sind, the Punjáb, and Balúchistán. They are stored for winter use. They are supposed to be heating, and to promote the secretion of milk. In the Delhi District it is stated that camels and goats prefer this fodder to almost any other. It is said to be cut in that district twice a year in April and November, and that it sells at from 3 to 5 maunds per rupee. It is so valuable as a camel and cattle fodder

that villagers often pay their nenuce off the produce." *

---

## વર્ગ-( રહેમ્ની. )
### નંબર ૧૧૦.

**૧-શાસ્ત્રીયનામ**-Z. Xylopyrus.

દ્રષ્ટાન્ત-H. I. p. 634; N. p. 60; Watt. VI. part. IV. p. 374.

**૨-દેશીનામ.**-ગુટવેલ, ગુટબોરડી (પો+ચું૦); गुटी, भुरगुटी, कांटेगुटी ( म० ); घौंट, घोटी, कटबेर, सीताबेर ( हिं० ); घोटा ( सं० ).

**૩-વર્ણન.**-ગુટબોરડીનાં ઝાડવાંમાં ઘણુંકરીને વેલાની પેઠે તેની શાખાઓ બીજાં ઝાડવાંઓ ઉપર લંબાય છે. એનાં ઝાડવાં ૬ થી ૧૫ ફીટ વખતે ઉંચાં વધેલાં હોય છે. એમાં ઉપર જતાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. કોઇવાર શાખાઓ ઉત્તરોત્તર ઉપર જતાં ટુંકી થતી હોય છે. પાન ગોળાઇલેતાં અથવા પોહોળાં ને લાંબાં હોય છે. ફૂલની ગુચ્છીઓ લીલાસલેતા ધોળા પીળા રંગની હોય છે. ફલ બોર જેવાં ગોળાઇલેતાં હોય છે. એનાં ઝાડવાંમાં કોઇવાર કાંટા થોડા હોય છે. ને વખતે ભાગ્યે જ દેખાય છે, પણ એ કાંટા હોય છે ત્યારે તો એક જરા સીધો અને બીજો વાંકો હોય છે. એના કોમળ ભાગપર ભૂરા કે તપખીરીઆ રંગની રૂંવાટી હોય છે. એનાં પાન શિયાળે ખરી જાય છે.

**મૂળ.**-બોરડી જેવાં ને ઘણાં ઉંડાં બેઠેલાં હોય છે.

**ડાંડી અને શાખાઓ.**-ડાંડી હાથની બાજુથી સાથળ જેવી જાડી થાય છે, તે ભૂરા રંગની ને તેપર ઉભા ચીરા અને ભસ્મી રંગનાં વખતે છાપાં આવેલાં હોય છે. તેપર ઘણુંકરીને પોહોળી પડધીવાળા છૂટ વછૂટ કાંટાઓ પણ હોય છે. શાખાઓપર પાનની ડીટડી પાસે અક્કેક વાંકો કાંટો અથવા બે કાંટા હોય છે. છાલ પોચી, બટકણી ને દાણાદાર હોય છે. તેનો રંગ રતાસલેતો ભૂરો હોય છે. અંતરછાલ રેશાવાળી જરા મજબૂત ને રતાસલેતા ધોળા રંગની હોય છે. વાસ તીખી ને સ્વાદ તૂરો હોય છે.

**પાન.**-આંતરે આવેલાં હોય છે, તે ૨ થી ૪ ઇંચ લાંબાં અને ૧½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને તેપર આછી રૂંવાટી હોયછે. નીચેની ફીકી ને તેપર રૂંવાટી ઘણી ગીચ હોય છે. નીચેની સપાટીપર ૩ ઉભી નસો બહાર નીકળતી સ્પષ્ટ ને ઉપરનીપર પીલાસલેતા રંગની નસો દેખાતી હોય છે. પાનની કોર દાંતાવાળી ને ડીટડીપાસે વિષમ હોય છે. ટેરવું જરા અણીદાર અથવા બુઠું હોય છે. પાનની ડીટડી ⅓ ઇંચ લાંબી ને ગીચ રૂંવાટીવાળી હોય છે. પાન ચોળવાથી ચીકણાં લાગે છે, વાસ તીખી અને સ્વાદ ચીકણો, ફીકો ને પાછળથી તૂરો લાગેછે.

**ફૂલ.**—ની ગુચ્છીઓ ઘણી ગીચ હોય છે, ને તેપર બહુધા તપખીરીઆ રંગની વિશેષ રૂંવાટી હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો તળિયે જોડાયલાં, પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ પાછળ વળેલી; પડધી ૫ ખૂણીઆવાળી, સ્ત્રીકેસરગર્ભાશય ૩ પોલવાળો, વખતે તેમાં ૨ કે ૪ પોલ પણ હોય છે; નલિકા ૩ કે ૨ વા ૪ પણ હોય છે.

**ફલ.**—કારતક માગસરે પાકી ગએલાં જોવામાં આવેલ છે. તે પાકે છે ત્યારે રતાસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. તે ¾ થી ૧ ઇંચ વ્યાસનાં હોય છે. તે કાચાં હોય છે ત્યારે ચળકતાં અને જરા નરમ હોય છે. પણ પાકીને સુકાએ છે ત્યારે ઘણાં સખ્ત થઈ જાય છે. તેની ઉપરની છાલ પાતળી હોય છે. તેની અંદર પોચો, જરા મીઠાશલેતો, તૂરો, સ્વાદાર ગળ હોય છે, ફલ સુકાઈ ગયા પછી પણ એ ગળ અડધા સુકા જેવો તેમાં રહે છે, ને ત્યારે એનો સ્વાદ જરા ખાટો ને બખાઇબોર જેવો લાગે છે. એ ગળનો રંગ ભૂરો રાતો હોય છે. ફલની ડીટી તેને તળિએ એક સૂક્ષ્મ કુંડાળાંની વચ્ચે આવેલી હોય છે, ને ફલને મથાળે બુઠ્ઠી સૂક્ષ્મ અણી ( નલિકાવશેષ ) હોય છે. ફલની સપાટીપર રૂંવાટી અથવા સફેદ છારી હોય છે. ફલમાં એક ઘણો સખ્ત ઠળિઓ હોય છે. તેની અંદર ૩; પણ વખતે ૨ કે ૪ ખંડ હોય છે, અને એ દરેક ખંડમાં અક્કેકું બીજ હોય છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં **પાલેરાં**ના છોડવા જો કે આડે વગડે ઉગે છે, તોપણ આશિયાપાટ, બીલેશ્વર, ખંભાળા, બોરડી, અને મીણસાર નદીકાંઠાનાં ગામોની સીમમાં તે ઘણા ઉગે છે, તેમાં પણ આશિયાપાટ અને બોએડી ગામની સીમમાં તો એનાં જાળાં ને જાળાં જોવામાં આવે છે, અને તે ઉપરથી એક ગામનું નામ પણ **બોએડી** પડેલું છે. પોરબંદર સ્વસ્થાન જેવા એક થોડા વરસાદ અને પુષ્કળ ઢોરવાળા, તેમજ આછી જમીનવાળા મુલકમાં પાલેરાં અગર ચણીયાંબોરના છોડવાઓ પણ એક ઈશ્વરી બક્ષીસ છે. ખેડુ અને રબારી લોકોનો એના છોડવાપર ઘણો આધાર છે. એનાં ફલ ખાઈ અને વેચીને ખાપટ ગામના કોલી લોકોનો તેમજ બરડાના રબારી લોકોનો કેટલાક મહિનાઓ સુધી નિભાવ ચાલ્યો જાય છે. પોરબંદરના ચુનારીઆ લોકો બીજા છોડવાઓની સાથે **પાલેરાં**ના છોડવાઓ પણ ચુનો પકવવાની ભઠ્ઠીમાં બાળવા કાપી જતા હતા. પણ ચારા અને ફલને માટે એના છોડવા ઘણાજ ઉપયોગી હોતાં તે નહીં કાપવાનો સ્વસ્થાન તરફથી હુકમ નીકળેલો છે.

પાલેરાંના છોડવાઓ જો બે કે ત્રણ વર્ષ કપાએ નહીં, તો તેમાં સારો ફાલ આવતો અટકી જાય છે. માટે એના છોડવાઓ દર બીજે કે ત્રીજે વર્ષે જમીન બરાબર કાપી નાખવા જોઇએ. તેનાં મૂળ ગોડવાં અર્થાત્ ખોદી કાઢવાં નહીં.

**બીજ.**— ૩ લાઇન લાંબાં ને ૨ પોહળાં હોય છે. તે જરા સખ્ત હોય છે. તે ચળકતાં ભૂરા કાળા રંગનાં હોય છે. તે એક છેડે જરા અણીદાર હોય છે. તેની એક સપાટી બહાર નીકળી આવેલી ને તેપર ઉભી ધાર હોય છે, ને તેની બીજી સપાટી અંદર બેસતી હોય છે. બીનો મગજ ધોળા રંગનો, તેલીઓ ને સ્વાદે બદામને મળતો હોય છે.

**૪—ઉપયોગીઅંગ.**—છાલ, લાકડું, પાન અને ફલ.

**૫—ગુણદોષ.**—ગ્રાહી.

**૬—ઉપયોગ**—એનાં મૂળની છાલનો કાઢો પણ બોરડી અગર પાલેરાંની છાલની પેઠે ચાંદાં અને ગુંબડાંઓ ધોવામાં વપરાય છે. એની છાલ ધાવડીનાં પાનની સાથે ચામડાં અને શીકારી લોકોનાં કપડાં રંગવાના કામમાં આવે છે. એનાં ફલની છાલ બહેડાંની પેઠે રંગના કામમાં વપરાય છે. એની છાલથી ચાંમડાંને કાળો રંગ બેસે છે, એનાં કાચાં ફલ, પાન અને કોમળ શાખાઓ ઢોર ચારા તરીકે ખાય છે. બકરાંઓ એનાં પાકાં ફલ ચાવી તેમાંથી ઠળીઆ કાઢી નાખે છે. તે ઠળીઆ ભાંગી તેમાનાં બીજ રબારીઓનાં છોકરાંઓ ખાઈ જાય છે. ગુટબોરડીનું લાકડું ઘણું મજબૂત થાય છે. તેમાંથી ખાટલાની ઇશ, ઉપરાં, અને કોદાળી પાવડાઓના હાથાઓ બનાવવામાં આવે છે.

**૭—સ્થાનક**—એનાં વેલાઓ જેવાં ઝાડવાં ડુંગરના પડધારા અને ઝરણાંઓને કાંઠે ઉગે છે. એ હિંદુસ્થાનના કેટલાક ભાગોમાં થાય છે.

**૮—વિ૦ વિવેચન—ગુટબોરડીને ધુટીની** સાથે ભેળવી નાંખવી નહીં. કેમ કે અહીં (પોરબંદર)નાં લોકો ગુટબોરડી અને ધુટીને જ્યાં સુધી ફૂલ કે ફલ હોતાં નથી ત્યાં સુધી તે એક જ સમજે છે. પણ ગુટબોરડી એ બોરડીની જાત છે. એમાં ફૂલ સૂક્ષ્મ અને ફલ બોર જેવાં આવે છે. અને ધુટી નં૦ ૨૪ (capparis grandis) એ **કેરડાંની** જાત છે, એમાં મ્હોટાં ધોળાં ફૂલ અને લીંબુ જેવડાં મોટાં રાતાં નરમ ફલ થાય છે.

---

## ૩૨—N. O. AMPELIDEÆ.

**વર્ગ—એમ્પેલિડી.**—ખાટખટુંબા અને દ્રાક્ષનો વર્ગ.

**વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ:**—આ વર્ગમાં કોઇવાર છોડવા પણ વિશેષે કરીને વેલા જેવાં ઝાડવાં થાય છે. તે તંતુઓના સાધનથી માંડવા, ઝાડવાં, દીવાલ અને ઉંચી ખડકોપર ચઢી જાય છે. આ વર્ગની વનસ્પતિનાં પાન ઘણુંકરી આંતરે આવેલાં હોય છે. તે સાદાં, ખુણીઆવાળાં અથવા સંયુક્ત હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫ હોય છે. પણ ઘણુંકરી તે જોડાઇને સૂક્ષ્મ પ્યાલી જેવાં થઇ રહેલાં હોય છે અથવા વિભાગિત હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫ બહુધા મથાળે જોડાયલી હોય છે. પુંકેસરો ૪ થી ૫ હોય છે. તે પાંખડીઓની સામે અને કર્ણિકાને તળીયે ઘણુંકરી આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૨ થી ૬ પોલવાળો, દરેક પોલમાં ૧ થી ૨ આદિ બીજવાળો, અને ૧ નલિકાવાળો હોય છે; પણ કોઇવાર નલિકા હોતી નથી. મુખ સૂક્ષ્મ અથવા પોહોળું અને ચપટું હોય છે. ફલ રસભર્યાં, ૧ થી ૬ પોલવાળાં, અને એ દરેક પોલમાં ૧ થી ૨ બીજ હોય છે. બીજ ઉભું, અને ઘણુંકરી નસો કે ધારવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ઘણુંકરી પાણી જેવો રસ ઘણો હોય છે. તે ઘણીવાર ઘણો વિદાહી કે દાહક (acrid) હોય છે. આ વર્ગની વનસ્પતિમાં **દ્રાક્ષ** તેનાં સ્વાદીષ્ટ ફલને લીધે ઘણી પ્રસિદ્ધ છે. આ વર્ગની કેટલીક વનસ્પતિ ગ્રહી, વિદાહી, શોથઘ્ન, અને પોટીસને ઠેકાણે કામ આવનારી હોય છે.

---

## વર્ગ—( એમ્પેલિડી ).

### નંબર. ૧૧૧.

**૧—શાસ્ત્રીયનામ:**—Vitis quadrangularis.

દ્દષ્ટાન્તઃ—H. I. p. 645; N. p. 61; Watt. VI. part. IV. p. 256; રૂ. નિ. પા. ૧૧૨.

**૨—દેશીનામ:**—હાડસાંકળ, હાડસાંકર (પો૦+ગુ૦) हाडसांकल, म्हाईशवेल, कांडवेल (म०), हडसंकरी, हारजोर (हिं०), वज्रवल्ली, अस्थिसंहारी (सं०).

**૩—વર્ણન**—હાડસાંકળના ઘણા લાંબા વેલા થાય છે, તે ઘણુંકરી બારે માસ જોવામાં આવે છે. તે આંગળીથી અંગોઠા જેવા જાડા, લીસા, ચળકતા અને સાંધાવાળા હોય છે. તેનો રંગ પોપટીઆલીલો અને ઘણીવાર એક કે બે બાજુ જાંબુડી છાયાલેતો હોય છે. ભીનાસવાળી સારી જમીનમાં તેના સાંધા ૬ થી ૧૦ ઈંચ લાંબા અને ૪ બહાર નીકળતી ધારવાળા હોય છે; પણ સુકી કઠ્ઠણ જમીનમાં તે ½ ઈંચથી ૪ કે ૬ ઈંચ લાંબા અને બુઠ્ઠી ૪ ધારાવાળા થાય છે. એનો દરેક સાંધો તેની ગાંઠ પાસે સંકડાયલો હોય છે. એ સંકડાએલી ગાંઠની બાજુએથી શાખાઓ નીકળે છે. તે બટકણી, ચીકણી, અણગમતી વાસ અને ખાટા સ્વાદવાળી હોય છે. ને જીભપર રાખવાથી જીભ તુરત જાડી ને ખરસટ થવા લાગે છે.

પાન આંતરે આવેલાં હોય છે. તે પણ એના સાંધાની સંકડાએલી ગાંઠની બાજુએથી નીકળેલાં હોય છે. તે દોકળાં જેવાં જાડાં, કોરે દાંતાઓવાળાં, લીસાં

$\frac{3}{4}$ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં, $\frac{1}{2}$ થી ૧$\frac{1}{4}$ ઇંચ પોહોળાં, ત્રણ વિભાગવાળાં, કે મથાળે ગોલાઇલેતાં, લીલા કે આસમાની રંગની અનિયમિત છાયાલેતાં હોય છે. તેની નીચેની સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. ડીટડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી, $\frac{1}{4}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબી, ઉપરની બાજુ છીછરી નીક અને નીકમાં ઉભી નસવાળી, અને ઘણુંકરી બુઠ્ઠી ચાર ધારવાળી હોય છે. પાન બટકણાં, જરા ચીકણાં રસવાળાં, અણુગમતી વાસ અને ખટાસલેતા સ્વાદવાળાં હોય છે.

પાનની ડીટડીના થડમાં બન્ને બાજુ અક્કેક નાહાનું પોહોળું ઉપપાન હોય છે.

પાનની સામી બાજુએથી શાખાઓના સાંધાઓની ગાંઠપર અક્કેક સુતળી જેવો પાતળો **તંતુ** (tendril) આવેછે. જે અધવચથી નીચે સાંધાવાળો હોય છે, અને એ સાંધાપર પુષ્પપત્ર જેવું એક સૂક્ષ્મ પત્ર હોય છે. ફૂલ આવવાનાં હોય છે, ત્યારે પાનની સામી બાજુથી તંતુ નહી નીકળતાં પુષ્પધારણ કરનારી એક સળી નીકળેછે. તેપર નાહાની નાહાની છત્રાકાર પાતળી સળીઓ આવી સૂક્ષ્મ ફૂલો આવે છે.

**પુષ્પબાહ્યકોપ**–૪ સૂક્ષ્મ પત્રો જોડાઇને એક પ્યાલી જેવો બનેલો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–૪ સૂક્ષ્મ વિભકત પાંખડીઓવાળો હોય છે.

**પુંકેસરો**–૪ સ્ત્રીકેસરગર્ભાશયને તળિયે આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧, તે બે ખાનાંવાળી, નલિકાગ્રમુખ સૂક્ષ્મ.

**ફૂલ**– ગોલાઇલેતાં, રાતા રંગનાં, રસભર્યાં અને વટાણા જેવડાં હોય છે.

**બીજ**–તળિયે જરા સાંકડુંથતું અને મથાળે પહોળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–ડાંડી, પાન અને ફૂલ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, પાચક, રક્તશોધક.

**૬–ઉપયોગ**–હાડસાંકળીના વેલા કુટીને ઘુમધા વાગ્યો હોય અથવા કંઇ લાગવાથી અગર પડી જવાથી હાડકચર થઇ હોય તો તેપર બાંધવામાં આવેછે, એનાં પાન સંગ્રહણી ઉપર અપાય છે. એનાં કોમળ પાન પાણીમાં બાફી તેને ચોલી પાણી કાઢી નાંખી પાનને મીઠું લગાડીને કચુંબર તરીકે ખવાય છે, તેથી પાચનશકિતનો વધારો થાય છે. પડી જવાથી અગર બીજી રીતે પીઠના બરડામાં દુખાવો થતો હોય તો હાડસાંકળની પથારીમાં દરદીને સુવરાવે છે. કાન વહેતો હોય તો કાનમાં હાડસાંકળના રસનું ટીપું નાખવામાં આવે છે. તેમજ તે નાસાવિરેચન માટે પણ ઉપયોગમાં આવે છે. દાંતમાંથી લોહી વહેતું હોય તેપર હાડસાંકળનો ઉપયોગ કરવામાં આવે છે. સ્ત્રીઓના અનિયમિત માસિક સ્રાવમાં એનો ઉપયોગ નીચે પ્રમાણે કરવામાં આવે છેઃ—

હાડસાંકળ ગરમ કરી તેનો રસ તોલાં ૨, ઘી તોલાં ૨, ગોપીચંદન તોલો ૧ અને સાકર તોલો ૧, એ સઘળાંને એકત્ર કરી દરરોજ સવારમાં લેવું. હાડસાંકળની કોમળ ડાંડીઓ પાણીમાં બાફી તે પાણી કાઢી નાંખી ડાંડી કઢીમાં નાંખી ખાય છે, તેથી વા અને પિત્ત મટે છે, એમ કહેવાય છે. હાડસાંકળની ડાંડી અને પાન વાટવાથી હાથે ખાજ ચાલે છે. તે મીઠાનાં પાણીથી ધોતાં નરમ પડે છે. એની ડાંડી અને પાનને છુંદી, તે તાવડીપર કે હાંડલીમાં બાળી, તેની રાખ મધ સાથે હમેશની બદહજમીમાં વપરાય છે.

"હાડસાંકળ ગરમ છે, વા ઉપર ગુણ કરે છે, તેથી રેચ લાગે છે. કૃમિ, હરસ, કફ, ગુલ્મ, ખરજ, ગુંબડાં, બરલ, ભાગેલું હાડ એ સર્વે રોગને મટાડે છે, એ હાડસાંકળના કટકા લઇ તેની છાલ છોલી નાંખીને અડદની દાળ પલાળી તેનાં ફોતરાં ઉતારીને હાડસાંકળ છોલેલ સાથે વાટી તેનાં વડાં કરી તેલમાં તળીને રોજ એક એક વડું ખાવાથી વાના રોગ સર્વે મટી જાય છે, વાય (વાઇ) પણ મટે છે, વડાંમાં હાડસાંકળથી અડધ દાળ નાંખવી." (વૈ૦ રૂગનાથજી).

એનાં ફૂલ ઘણાંજ ખાટાં હોય છે, તેનો રસ રંગના કામમાં વપરાય છે.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં હાડસાંકળ છાયા, અડોદર, વરવાળા, વીસાવાડા, મીયાણી અને કોરીખડા ગામના જુનાં ખંડેરોમાં અને મંદીરોની દીવાલપર ઉગતી જોવામાં આવે છે. એ આખા હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એના વેલાના સાંધા હાડકાંના સાંધા જેવા દેખાય છે, અને તે લાંબા હોય છે, જેથી તેનો દેખાવ લાંબી સાંકળ જેવો લાગે છે, માટે એને **હાડસાંકળ** કહેતા હશે.

---

## વર્ગ-(એમ્પેલિડા).

### નંબર ૧૧૨.

**૧–શાસ્ત્રીયનામ.** V. repanda.

દૃષ્ટાંત. H. I. p. 648; N. p. 62; Watt. VI. part. IV. p. 255.

**૨–દેશીનામ**–ગાંડોવેલો. (પો+ગુ૦); गेंडल (म०).

**૩–વર્ણન**–એના વેલા ઘણા લાંબા અને જાડા થાય છે. તે ઝાડો અને ડુંગરોનાં ખડકો ઉપર ઘણે ઉંચે ચઢી જાય છે. તે એટલા તો જોરદાર હોય છે કે,

સાધારણ ઝાડોને તે દબાવી દે છે. એ જેમ જેમ વધતા જાય છે, તેમ તેમ એની જુની ડાંડી અને શાખાઓ-પરની છાલ ભૂરા રંગની અને પોચી થતી જાય છે, ને તેપર કરચળી અને ચીરા પડી જાય છે. એની શાખાઓ અને પાન ગીચોગીચ વાળની રૂંવાટીથી ભરાયલાં હોય છે. પાન આંતરે આવેલાં, પોહોળાં, તળિયે હૃદયાકૃતિનાં, ગોળાઇલેતાં, મથાળે સાંકડાંથતાં ટેરવાંવાળાં, કે એક, બે, વા ત્રણ ખુણિયાવાળાં, કોરપર દાંતાવાળાં, ૩ થી ૮ ઇંચ લાંબાં અને ૨½ થી ૬ ઇંચ પોહોળાં હોય છે. કોમળ પાનપર ગીચોગીચ ભૂરા વાળની રૂંવાટી હોય છે. જે પાછળ જતાં ઉપરની સપાટીપરથી બહુધા ખરી જાય છે. એનાં પાનનો દેખાવ દ્રાક્ષનાં પાન જેવો હોતો નથી. પણ સામાન્ય રીતે હળદરવાનાં પાન જેવો હોય છે. પાનની સામી બાજુએથી તંતુઓ નીકળે છે, જેના છેડાપરની રસકુપ્પિ (gland) ઉંદના પગની તળી કે રબરના થાપાની માફક પોહોળી અને ચપટી થઇ ઝાડ કે પથ્થરપર ચોટડુક બેસી જાય છે, તે કોઇવાર ⅟₂ ઇંચ વ્યાસની હોય છે, કોઇવાર તંતુઓ હોતા નથી, ત્યારે તેની લાંબી નવી નીકળેલી શાખાઓ જરા અક્કડ થઈ ઝાડવાં વગેરે પર ચઢી જાય છે. ફૂલના ગુચ્છા સંયુક્ત છત્રાકાર આવે છે. ફ્લ પાકે છે ત્યારે કાળાં થઈ જાય છે.

દ્રાક્ષની જાતમાં સૌથી મજબૂત અને જાડો વેલો આ થાય છે, એ ઘણા બોહોળા વિસ્તારમાં ફેલાય છે, અને શાખાઓ વધતી જ જાય છે, જે ઝાડપર એ ચડેલો હોય છે તેને કોઇવાર એ ઢાંકી દે છે. માટે એને આ સ્વસ્થાનના લોકો **ગાંડોવેલો** કહે છે.

**ઉપયોગ.**—ગાંડાવેલાનાં થડમાં વીંધું પાડવાથી સ્વચ્છ પણીની શેડ ફૂટે છે, તે મુસાફર લોકો પાણીની જગોએ પીએ છે, એમ કહેવાય છે. એનાં પાન અને કોમળ શાખાઓ વાટી વાળાપર રબારી લોકો બાંધે છે. એનાં પાન ગરમ કરીને પણ વાળાના સોજાપર રાખે છે. એનું મૂળ વાટીને ઝેરી જનાવરોના ડંખપર લગાડ-વામાં આવે છે, ઢોરનાં ભાઠાં કે ચાદાંમાં જીવાત પડી હોય તો ખેડુ અને રબારી લોકો ગાંડાવેલાનાં પાન વાટી તેપર બાંધે છે. એનાં ફ્લ પક્ષીઓ ખાય છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

---

## વર્ગ—( એમ્પેલિડી )

### નંબર. ૧૧૩.

**૧-શાસ્ત્રીયનામ.** V. latifolia.

દૃષ્ટાંત–H. I. p. 652; N. p. 63; Watt. VI part IV p 255.

**૨-દેશીનામ**–જંગલીદ્રાખ (પો+ગુ૦); गोलींदा (મ૦); गाबेलि ( बंगाली ).

**૩-વર્ણન**–જંગલીદ્રાખના વેલા ચોમાસાં પહેલાં ઘણા ફુટી નીકળતા જોવામાં આવે છે. એના વેલા ઘણા લાંબા થાય છે. તે કંઇ આશરો ન મળે તો જમીનપર લાંબા પથરાય છે. પણ ઘણુંકરીને તે ઝાડવાં કે ખડકો-પર ઘણા ઉંચા ચઢી ગએલા હોય છે. તેની ડાંડી કઠણ, લીસી, ચળકતી, લાંબા સાંધાવાલી અને સ્લેટપે-નથી પેનસીલ કે આંગલી જેવી જાડી થએલી હોય છે. તેપર ઘણુંકરી ભસ્મી રંગની છારી હોય છે, તે આંગ-લીથી ઘસતાં ઉતરી જાય છે, પાન દ્રાખ જેવાં પણ તળિયે ઘણાં પોહોળાં અને મથાળે ખુણીયાવાળાં હોય છે. પાનની સામી બાજુ તંતુ આવેલા હોય છે. ફૂલના ઝુમખા અત્યન્ત સુંદર રાતા રંગના જોવા લાયક હોય છે. અને ફ્લ પ્રથમ લીલાં, પછી રાતાં, ને છેવટ કાળા રંગનાં ગોલ કરમદાં જેવાં થાય છે-

**મૂળ**–ગાંઠાગડબાવાળું લાંબું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડીનો દરેક સાંધો ગાંઠ પાસે જાડો થએલો હોય છે. ડાંડીપર ઉભી લીટીઓ અને જાંબુડી છાયા હોય છે. ને સાંધાની ગાંઠો ખસુસ કરી ઘેરા જાંબુડા રંગની હોય છે. કોમળ શાખાઓ પણ લીસી, ચળકતી જાંબુડા રંગની હોય છે. પણ અત્યન્ત કોમળ નવી ફુટતી શાખાઓપર ઘણુંકરી ધોળી રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૬ કે ૮ ઇંચ લાંબાં અને ૪ થી ૬ પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ લીસાં, અથવા તેની નીચેની સપાટી-પરની નસોપર વખતે ભૂરા વાળની રૂંવાટી હોય છે. પાન ૩ થી ૫ કે ૮ ખુણીયાવાળાં હોય છે. તેમાં ૩ કે ૪ ખુણા વખતે ઘણા ઉંડા હોય છે. કોમળ પાન બહુધા ૩ ખુણીયાં અને તેપર ભૂરા કે ધોળા વાળની રૂંછાળ કે રૂંવાટી હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની ફીકી અથવા જાંબુડી છાયાલેતી હોય છે. તેની નીચેની સપાટીપર નસો વધારે બહાર નીકળેલી, અને પાનના દરેક ખુણાની વચ્ચે લાંબી ગએલી હોય છે. તે પાનની ડીટડીને મથાળેથી નીકળેલી અને બન્ને સપાટીએ જાંબુડા રંગની દેખાતી હોય છે. પાનની કોર દાંતાવાલી અને ડીટડીનાં મથાળાં પાસે તે ગોલાઈલેતી વિભાગિત થયેલી હોય છે. પાનની ડીટડી ૨થી ૬ ઇંચ લાંબી, જરા જાડી, ઉપરની બાજુ નીકવાળી, થડમાં જરા મરડાયલી અને વિશેષ જાડી થએલી હોય છે, તે પાનની કોર સાથે સાંધાથી બેઠેલી હોવાને લીધે પાન તોડતાં તે ડીટડીને ટેરવેથી તરત ખરી જાય છે.

**ફૂલ**–પાનની સામી બાજુથી પુષ્પધારણ કરનારી સળી સુતળી જેવી જાડી, લીસી, ચળકતી લીલી કે જાંબુડી છાયાલેતી ૬ ઇંચથી ૧ ફુટ લાંબી નીકળેલી હોય છે.

તેપર ઘણુંકરી વચ્ચોવચ ફૂલનો ઝુમખો નાહાની નાહાની શાખા પ્રતિશાખાવાળો નીકળે છે. અને તેટલેજ છેડે તેપર ઘણુંકરી એ સળીને ટેરવેથી ૨ જાડાવાળાનાં ગુચ્છાંવાળા તંતુઓ નીકળેલા હોય છે. ફૂલના ઝુમખાની શાખા પ્રતિશાખાઓ ઉપર ધોળા વાળની રૂંવાટી હોયછે. ફૂલ સૂક્ષ્મ રાતા રંગનાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–સૂક્ષ્મ લીલા રંગનો ગોલ પ્યાલી જેવો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ રાતા રંગની ખુલ્લી અને સીધી હોય છે. પણ તે ફૂલ ઉઘડયા પછી પાછળ વળી જાય છે.

**પુંકેસરો**–૫ હોય છે, તેના તંતુઓ રાતા રંગના અને પરાગકોપ કેસરીઆ રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેની નલિકા દેખાતી નથી. પણ ગર્ભાશય રાતા રંગનો મથાળે દબાયલો પુ૦ બા૦ કોપની અંદર આવેલી કર્ણિકાની વચમાં સૂક્ષ્મ દેખાય છે.

**ફૂલ**–ગોળ, કાળા રંગનાં, લીસાં ને ચળકતાં હોય છે. તેને મથાળે ગોળાઇલેતો ભૂરા રંગનો ચાંડલો હોય છે. ફૂલમાં રાતા રંગનો ચીકાસલેતો ગળ અને રસ હોય છે. એ ગળની અંદર બીજ ઢંકાયલાં હોય છે. ફૂલનો વ્યાસ ૩ લાઈન જેટલો, અને તેમાં ૧ થી ૩ બીજ જોવામાં આવે છે.

**બીજ**–પર પીળા રંગનું પાતળું પડ હોય છે, તે કાઢી નાખતાં બીજ કાળાસલેતા ભૂરા રંગનું દેખાય છે. તે ⅛ ઇંચ લાંબું, ખડબચડી સપાટીવાળું, અને ચળકતું હોય છે. બીજની ઉપરની સપાટીપર વચ્ચોવચ એક ઉભી નસ હોય છે. અને બાજુપર સૂક્ષ્મ આડી નસો આવેલી હોય છે. બીજની હેઠળની બાજુએ વચ્ચોવચ એક ઉભી નસ અને તેની બાજુએ લાંબા ખાડા હોય છે. ને કોર દાણાદાર હોય છે. બીજ એક છેડે બુઠ્ઠી અણી ને બીજે જરા ખાડાવાળું હોય છે. બીજ કઠ્ઠણ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–પાન અને ફૂલ.

**૫–ગુણદોષ**–શોથ અને જન્તુઘ્ન.

**૬–ઉપયોગ**–આ વેલાનાં પાન વાટીને વાળાના સોજાપર પોટીસ તરીકે લગાડવામાં આવે છે. એનાં પાન સાંઢીઆ અને ફૂલ પક્ષિઓ ખાય છે.

**૭–સ્થાનક**–ડુંગરમાં વિશેષ કરી ગીચ ઝાડીમાં ઝરણાંને કાંઠે ઉગે છે, એ હિંદુસ્થાનના વાયવ્ય પ્રાંત, અને દક્ષિણ પશ્ચિમ ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–આ વેલાનાં પાન અને ફૂલ દ્રાખના વેલા જેવાં લાગે છે, પણ એ જંગલમાં ઉગે છે માટે એને જંગલીદ્રાખ કહે છે. એનાં ફૂલ જો કે દ્રાખ જેવાં ઘણાં સુંદર દેખાય છે, તોપણ તે ખાવાના કામમાં આવતાં નથી. તોપણ તે રંગ બનાવવાના કામમાં આવી શકે એમ લાગે છે. એ દ્રાખના વેલા ચોમાસાની શરૂવાતમાં વરસાદ થયાથી પહેલાંજ ઉગી જાય છે, તેથી તે તરત ઓળખાઈ આવે છે.

---

## વર્ગ—( એમ્પેલિડી. )

### નંબર. ૧૧૪.

**૧–શાસ્ત્રીયનામ.** V. carnosa.

દૃષ્ટાન્ત–H. I. p. 654; N. p, 62; Watt. VI. part IV, p. 252; રૂ. નિ. પા. ૫૯૯.

**૨–દેશીનામ**–ખાટખટુંબો ( પો+ગુ૦ ); ओडी, आंवटवेल, तामानीआ ( म० ) अमलवेल, गीदड्द्राख ( हिं० ) अम्लपर्णा ( सं० )

**૩–વર્ણન**–ખાટખટુંબાના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. એ લાંબા અને પાતળા હોય છે, એમાં ત્રણ પાનના ત્રેખડાની માફક ત્રણ ત્રણ પાન ભેળાં આવેલાં હોય છે. એને તંતુ આવેલા હોય છે, જેની મારફતે એના વેલા ભીંત કે ઝાડોપર ચઢી ગએલા હોય છે. એનાં ફૂલના ગુચ્છા ફીકા લીલા રંગના, અને ફૂલ દ્રાખને મળતાં પણ કાળા રંગનાં આવે છે.

**મૂળ**—વિશેષ કરી ટુંકું હોય છે. તેમાંથી કેટલાએક લાંબા ફાંટાઓ નીકળેલા હોય છે. એ ફાંટાઓને છેડે કંદ કે ગાંઠ (tuber) હોય છે. અથવા ફગીઆના ની પેઠે ફાંટાને છેડે કંદ આવી, પાછો તે કંદનેળી કંદનીચલે છેડે ફાંટો આગળ વધે છે, અને તેપર વ એવીજ રીતે કંદ આવે છે. મૂલ અને ફાંટાઓનો રંગ ભૂરો ને તેપરની છાલ પાતળી હોય છે. કંદ અંદરથી ધોળો અને રસથી ભરેલો હોય છે. તેને કાપવાથી તેમાંથી રસ વહેવા માંડે છે, જે ઘણો વખત સુધી વહ્યા કરે છે. કંદનો દેખાવ સફેદ રતાળુ કે ફગીઆના કંદના જેવો હોય છે. તે કોઈ કોઈવાર બબે ચચાર શેરના જોવામાં આવે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ પ્રથમ ફીકો અને પાછળથી જરા ચીરપરો લાગે છે. અને થોડીવાર પછી જીભ ખરસટ અને જાડી થઇ જાય છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી રાતા કે લીલા રંગની હોય છે. તે સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી નીચેના ભાગમાં લીસી કે આછી રૂંવાટીવાળી, અને મથાળે ગીચોગીચ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેપર ઉભી નસો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની ડીટડી લીલા કે રતાસલેતા રંગની, સુતળી કે સ્લેટપેન જેવી જાડી, ૨ થી ૩ ઇંચ લાંબી, અને તળિયે જરા વધારે જાડી

થયેલી હોય છે. ડીટડીપર ઉભી નસો અને વાળની રૂંવાટી હોય છે. તેની ઉપરની બાજુ સળંગ નીક હોય છે. પાનની આ મુખ્ય ડીટડીના ટેરવાં પાસેથી એક વચમાં અને એકેક તેની બન્ને બાજુએ એમ ત્રણ પાન ( પર્ણ ) આવેલાં હોય છે. તેમાં વચલું પાન મ્હોટું હોય છે. એ ત્રણે પાનને નાહાની ડીટડી હોય છે. જેમાં વચલાં પાનની ડીટડી $\frac{1}{2}$ થી ૧ ઈંચ લાંબી અને બાજુનાં બે પાનની ડીટડી એથી અડધી લંબાઇની હોય છે. એ ડીટડીઓ પણ ઉભી નસો, વાળની રૂંવાટી, અને નીકવાળી હોય છે. વચલું પાન બન્ને છેડે જરા સાંકડું થતું, ને વચમાં પોહોળું હોય છે, અને બાજુનાં બે પાનની ડીટડી પાસેની નીચલી કોર ઉપલી કોર કરતાં વધારે પોહોળી હોય છે. એ ત્રણે પાનનાં ટેરવાં કોઈવાર અણીથતાં, બુઠ્ઠાં કે અંદર દબાતાં હોય છે. પાનની કોરપર કાંગરી કે દાંતા ને ખાંચીઆ હોય છે. પાન જાડાં, રસભર્યાં, ફીકા કે ઘેરા લીલા રંગનાં, બન્ને સપાટીયે વાળની મખમલ જેવી રૂંછાળવાળાં હોય છે. પાનની અંદર લીંબુનાં પાનની પેઠે સૂક્ષ્મ છાંટણાં દેખાય છે. પાન ૨ થી ૪ ઈંચ લાંબાં અને ૧$\frac{1}{2}$ થી ૩ પોહોળાં હોય છે. તે ચોળવાથી ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ખટુંબરો હોય છે.

**ઉપપાન**–પાનની ડીટડીના થડમાં બન્ને બાજુ એક્કેકું તળિયે પોહોળું, મથાળે સાંકડુંથતું, બુઠ્ઠું ઉપપાન હોય છે.

**તંતુઓ**–પાનની સામી બાજુ શાખાઓપર તંતુઓ (tendrils) નીકળેલા હોય છે. જે ૩ થી ૫ ફાંટાઓવાળા હોય છે. એ દરેક ફાંટાના થડમાં સૂક્ષ્મ પુષ્પપત્ર જેવું પત્ર હોય છે. એ ફાંટાને ટેરવે ગોળ સૂક્ષ્મ રસકુપ્પિ (gland) હોય છે. જેમાંથી ચીકણો ચીક વહેતો હોય છે. એ કુપ્પિ ભીંત કે ઝાડપર ચોટતાં ચપટ બેસી ત્યાં ચોટી જાય છે. જેથી વેલો તેથી ઝલાઇ ઉંચો ચઢી જાય છે.

—પુષ્પ ધારણ કરનારી સળી પાનની ડીટડી જેવી અથવા તેથી જરા જાડી અને તેટલીજ અથવા તેથી જરા લાંબી હોય છે. તેપર ઉભી નસો અને વાળની રૂંવાટી આવેલી હોય છે. એ પુષ્પ ધારણ કરનારી સળી આગળ વધતાં ત્રણ ભાગમાં વેંચાઈ જાય છે. અને એના ત્રણ ભાગોમાંથી તે દરેકમાં વળી ત્રણ ત્રણ ઝીણા ફાંટાઓ નીકળે છે. એ ફાંટાઓની ઉપર સૂક્ષ્મ ડીટડીવાળાં ફૂલો આવે છે. આમાં એવો નીયમ રહેલો હોય છે કે, દર બે ફાંટાની વચ્ચેના ગાળામાં એકેક ફૂલ અને તેની બાજુની બે શાખાઓપર ત્રણ ત્રણ ફૂલ પાસે પાસે આવે છે.

પુષ્પ ધારણ કરનારી સળી ફૂલની ડીટડી, પુ૦ બા૦ કોપ, અને પાંખડીઓ એ સઘળાં લીલા રંગનાં અને સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળાં હોય છે. ફૂલનો વ્યાસ ભાગ્યેજ ૧ લાઇન જેટલો હોય છે. ફૂલની ડીટડી તળિયે પાતળી અને મથાળે જાડી થતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–એક સૂક્ષ્મ પ્યાલી જેવો હોય છે. તેનાં ચાર પત્રોના છેડા સહેજ દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૪ હોય છે. તે પ્રથમ મથાળે જોડાયેલી એક ટોપી જેવી દેખાતી હોયછે. તેની અંદર પું–અને સ્ત્રી–કેસરો તથા સ્ત્રીકેસરગર્ભાશયની પડઘી, એ સઘળાં ઢંકાયલાં હોય છે. ફૂલ કંઇ કારણથી કાચું ઉઘડે છે, તો તે ઉઘડતી વખતે પાંખડીઓ નીચેથી છૂટી પડી મથાળે એમજ જોડાયલી રહી એક ટોપીની માફક ખરી પડે છે. પણ જો ફૂલ પૂર્ણ સ્થિતીમાં આવી ઉઘડે છે, તો, તેની એ ચારે પાંખડીઓ મથાળેથી છૂટી પડી નીચે વળી જાય છે.

**પુંકેસરો**–૪ ધોળા રંગનાં, છૂટાં, પાંખડીની સામાં આવેલાં હોય છે. પરાગકોશ પણ ૨ પોળવાળા પરાગરજ સોતા ધોળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–ગર્ભાશયની પડઘી ધોળા રંગની, કોરપર ખાંચાવાળી; સ્ત્રીકેસરનલિકા જાડી થયેલી, ઉભી, અને મથાળે ગોળ મુખવાળી રાતા રંગની હોય છે.

**ફૂલ**–પ્રથમ લીલાં, ને પાકે છે ત્યારે કાળા રંગનાં થઈ જાય છે. તે ઘણાં જ ચળકતાં હોય છે. તેની અંદર કાળો કે જાંબુડો રસ હોય છે. ફલનો વ્યાસ ૩ લાઇન જેટલો હોય છે. ફલ ગોળાઈ લેતાં, મથાળે દબાતાં, અને એક સૂક્ષ્મ અણીવાળાં હોય છે. ફલમાં ૨ થી ૪ બીજ હોય છે. ફલની નીચે તેની પડઘી પણ કાળા રંગની થઈ ગયેલી હોય છે. અને પુ૦ બા૦ કોપ તથા ફલની ડીટડી લીલા રંગનાં તેની નીચે દેખાતાં હોય છે. ફલની વાસ ઉગ્ર અને સ્વાદ ઘણોજ ઉગ્ર અને ખાટો હોય છે.

**બીજ**–૧ થી ૨ લાઈન લાંબું, પીળાસ કે લીલાસલેતા ભૂરા રંગનું, એક છેડે અણીથતું, એક બાજુ ઉભી ધારવાળું, અને બીજી બાજુ નીકવાળું હોય છે. ધારવાળી બાજુનાં બન્ને પાસાં જરા અંદર દબાયલાં હોય છે. બીજ કઠણ હોય છે. તેને તોડતાં તેમાંથી સુકાં ટોપરાં જેવું મગજ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિદાહી (acrid)

**૬–ઉપયોગ**–ખાટખટુંબાનાં મૂળ ( કંદ કે પાડ ) ને છુંદીને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. પડકું ( વેતીઓ સાપ ) કરડયું હોય તો તેનું ઝેર ઉતારવા તેના સોજાપર પણ ખાટખટુંબાનાં મૂળ વાટીને બાંધવામાં આવે છે. ખાટખટુંબાનાં પાન વાટીને ઢોરનાં

ચાંદાં કે ભાઠાંમાં જીવાત પડી હોય તો તેપર પણ બાંધવામાં આવે છે. એનાં પાન મરકીની ગાંઠપર પણ પોટીસ ઠેકાણે લગાડે છે. એનાં પાકાં ફલમાંથી કાળો રસ નીકળે છે. તે છોકરાઓ શાઇ તરીકે રમતમાં વાપરે છે. અને છોકરીઓ રમત કરતાં એનાં રંગનાં ત્રાજવાં ત્રોફ્યાં હોય એવાં ચીત્રો કાઢે છે. એનો રંગ શાઇ અને બીજો રંગ બનાવવાના કામમાં આવી શકે તેવો છે. બળદની કાંધ આવી ગઇ હોય તો તેનાપર ખાટખટુંબાનાં પાન વાટીને અહીંના ખેડુતો ચોપડે છે.

ગુરૂવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજી કેહેતા કે ખાટખટુંબો ખાવામાં આવે તો ગળું બેસી જાય છે, અને દાહ થાય છે.

**૭-સ્થાનક**-રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, બાવળ અને કંટાળાઓનાં જાળાંઓમાં તેમજ ડુંગરપર અને દરીઆકીનારાની રેતાલ અને કાદીવાળી જમીનમાં ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એના વેલા ખાટા થાય છે માટે એને ખાટખટુંબો કહે છે. પણ હાલ જે ખાટખટુંબાનાં પાન (અહિ પોરબંદરમાં) કાઠીયાવાડમાં લોકો ભજીયાં કરવામાં વાપરે છે તે **જખમેહુયાત** (Bryophyllum calycinum) નાં પાન છે. એટલે એનાં પાનની સાથે આ(Vitis carnosa) ઉપર કહેલા **ખાટખટુંબાનાં** પાન વાપરવાની ભૂલ થવી ન જોઇએ. આ ખાટખટુંબાના દ્રાખના જેવા વેલા થાય છે. અને **જખમેહુયાત** કે જેને પણ આપણા લોકો હાલ ખાટખટુંબાને નામે ઓળખે છે, તેના ૨ થી ૪ ફીટ ઉંચા બાગોમાં છોડવા થાય છે. જુઓ નંબર. ૨૪૭. ૩૦ નિ૦ પા૦ ૫૯૯ વાળો ખાટખટુંબો જૂદો છે.

---

## વર્ગ-( એમ્પેલિડિ ).
### નંબર ૧૧૫.

**૧-શાસ્ત્રીયનામ**-V. carnosa-(Variety red)

દષ્ટાન્ત-H. I. p. 654;

**૨-દેશીનામ**-ઘોગંધારી, રાતો ખાટખટુંબો (પો×ગુ૦)

**૩-વર્ણન**-એના વેલા રાતા રંગના પેનસીલ જેવા જાડા ૬ થી ૧૨ ફીટ લાંબા થાય છે. ડાંડી ભૂરા રંગની લીસી અને તેપરથી પાતળી ફોતરી ઉતરતી દેખાય છે. ડાંડી અને શાખાઓ સાંધાવાળી, રસભરી, ઉભા હાંસોવાળી, રાતા રંગની અને સફેદ ચળકતા મખમલી વાળની રૂંછાળથી ભરાયલી હોય છે.

પાન ખાટખટુંબાની પેઠે એક મુખ્ય ડીટડીપર ત્રણ ત્રણ આવેલાં હોય છે. ડીટડી ૧ ઇંચ લાંબી અને પાન ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટી રાતી અને તેનાપર મખમલી વાળની રૂંવાટી હોય છે. અને તેની નસોપર લાંબા ધોળા ચળકતા વાળની રૂંછાળ હોય છે.

**ઉપપાન**-શાખાને ચોટડુક રાતા રંગનાં ધોળી ચળકતી રૂંછાળવાલાં બારીક હોય છે.

**તંતુઓ**-પાનની સામી બાજુથી નીકળેલા રાતા રંગના લાંબી રૂંછાળ અને ૩ થી ૪ ફાંટાવાળા હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબા અને ઝીણી તારકે વાળાનાં ગુંછળાંની પેઠે વળેલા હોય છે. તેને છેડે લીલા રંગની ચપટી સૂક્ષ્મ રસકુપ્પિ (gland) હોય છે. તે ખડક અગર ઝાડપર ચોટી જાય છે.

એ વેલાનો બાકીનો દેખાવ ખાટખટુંબા જેવો થાયછે. એ વેલાના તંતુઓ ઘોના પગની પેઠે ખડકપર ચોટે છે. જેથી વેલો આગળ વધીને ખડકપર ઘોની પેઠે ઉંચો ચઢી જાય છે. માટે એને ઘોગંધારી કહે છે.

એનાં મૂળ વાટીને વાળાના સોજાપર ગામડીઆ લોકો બાંધે છે.

---

### ૩૩-N. O. SAPINDACEÆ.

## વર્ગ-સેપિન્ડેસી-કાગડોળીઆ અને અરીઠાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન **અને ગુણદોષ**:-

આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાંઓ અને થોડાક ઝીણા વેલા થાય છે. આ વર્ગની વનસ્પતિને પાન વિશેષ કરીને આંતરે આવે છે, અને કોઇવાર સામસામાં પણ હોય છે. તે સાદાં અથવા સંયુક્ત ને પીછાં જેવાં હોય છે. ઉપપાન કવચિત જ હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫, અથવા હોતી નથી. પુંકેસરો ૫ થી ૧૦ હોય છે. તે બહુધા કર્ણિકાની અંદર આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ થી ૪ પોળવાળો હોય છે. એની દરેક પોલમાં ૧ થી ૨ કે વખતે વધારે આદિબીજ હોય છે. ફલ ઘણુંકરી ખુણીયા અથવા પાંખવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, જન્તુઘ્ન. પૌષ્ટિક, વાન્તિકારક, ઉત્તેજક, વિષહર અને શોથઘ્ન ગુણો રહેલા હોય છે.

---

## વર્ગ-( સેપિન્ડેસી )
### નંબર. ૧૧૬

**૧-શાસ્ત્રીયનામ**-Cardiospermum Halicacabum.

દષ્ટાન્ત-H. I. p. 670. N. p. 65; watt II. p. 155

**૨-દેશીનામ**-કાગડોળીઓ (પો૦); કરોળીઓ (ગુ૦); नफटकी, वोधा, सिबजल, (म०); लटफटकरी, लटाफटकी, नयफटकी (हिं०); ज्योतिष्मति, कारवी (सं०).

**૩-વર્ણન**-કાગડોળીઆના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૨ થી ૬ કે ૧૦ ફીટ લાંબા હોય છે. પાન બકાન લીંબડાનાં પાન જેવાં કતરાયલાં ને રૂપ રેષામાં (in outlines)-ત્રિકોણાકાર હોય છે. ફૂલ બારીક, સફેદ, અને ફલ ત્રિકોણ કોથળી જેવાં હોય છે. તે ભાદરવા આશુમાં પાકી જાય છે.

એ આખા વેલાપર ઘણુંકરી ધોળી સૂક્ષ્મ રૂંછાળ હોય છે. એના વેલા ઘણા કોમળ અને સુશોભિત હોયછે.

**મૂળ**-સુતળીથી સ્લેટપેન જેવું જાડું, કેટલાક બારીક ફાંટાઓવાળું, બહારથી ભૂરા ને અંદરથી તેલીઆ સફેદ રંગનું ને તેમાં વચ્ચોવચ છિદ્ર દેખાતું હોય છે. મૂળની છાલ ઘણી પાતળી હોય છે. વાસ ભોયશીંગનાં મીંજ જેવી ને સ્વાદ કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળી જેવી જાડી પણ તેથી કોઇવાર પાતળી હોય છે. તેમાંથી કોઇવાર મુદ્દલ શાખા નીકળેલી હોતી નથી, અને વખતે કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી પીલાસલેતા લીલા રંગની ને તેપર ઉભી હાંસો અને સૂક્ષ્મ સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. તે નરમ, અંદરથી પોચી અને સછિદ્ર હોય છે. કોમળ શાખાઓપર વાળની રૂંવાટી વિશેષ હોય છે. એનો સ્વાદ જરા કડવાસલેતો ચીકણો ને ઉગ્ર લાગે છે.

**પાન**-આંતરે આવેલાં હોયછે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં અને લગભગ તેટલાંજ પેહોળાં હોય છે. ડીટડી થડમાં જરા મરડાયલી હોય છે. તેની ઉપરની બાજુ નીક હોય છે. પાનપર બન્ને સપાટીએ સૂક્ષ્મ વાળની આછી રૂંવાટી હોય છે. પાનની મુખ્ય ડીટડીપર સામસામાં બે નાહનાં પાન આવી થોડે આગળ વળી બીજાં બે પાન આવેછે. ને એક પાન વચમાં છેવટનું આવે છે. એ દરેક પાન પાછાં ત્રણ ત્રણ વિભાગિત થએલાં હોય છે. તેમાં વચલા પાનનો છેડો જરા વધારે સાંકડો ને લંબાયલો હોય છે. પાન કુમાસે ઘણાં પાતળાં હોય છે. ને રંગે પીળાસલેતાં લીલાં કે ઘેરાં લીલાં હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી ૩ થી ૪ ઇંચ લાંબી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે પાનની ડીટડીથી લાંબી ને જરા જાડી અને ઉભી હાંસોવાળી હોય છે. તેપર ધોળાવાળની સૂક્ષ્મ રૂંવાટી હોય છે. એનાં ટેરવાંથી નીચે બે ગુંછળાંની પેઠે વાંકવળેલા ઝીણા છેડા કે આંકડા નીકળેલા હોય છે. જેથી એનો વેલો પાસેનાં ઝાડ, વાડ કે ઘાસપર ચઢી જાય છે. એ આંકડા લીલા રંગના હોય છે. એ બન્ને આંકડાના થડમાં સૂક્ષ્મ પત્ર હોયછે. એ બે આંકડાઓથી થોડે ઉપર એ સળીના ત્રણ ગભાવિ થએલા હોય છે. તે દરેક વિભાગની નીચે એક્કેકું પુષ્પપત્ર હોય છે. એ દરેક વિભાગને ટેરવે સૂક્ષ્મ ધોળા રંગનાં ફૂલો આવેલાં હોય છે ફૂલનો વ્યાસ ૧½ લાઇન જેટલો હોય છે. ફૂલની ડીટડી ધોળાસલેતા રંગની ચળકતી ને લીસી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૪ પત્રોનો બનેલો હોય છે. તેમાં ૨ પત્રો સામસામાં ટુંકાં અને ૨ તેથી લાંબાં હોય છે. તે અંદર વળતાં હોય છે. તેનો રંગ લીલો હોય છે. એ પત્રો ફલ પાકયા સુધી ડીટડીને મથાળે રહેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૪ હોય છે. તે ધોળી, ચળકતી, તળિયે સાંકડી ને મથાળે પોહોળી હોય છે. એ ચાર પાંખડીઓમાંની ૨ પાંખડીઓ પુ૦ બા૦ કોષનાં પત્રોની સાથે વળગેલી હોય છે. એ દરેકનાં થડથી જરા ઉપર ટુંકી પાંખડી જેવું ફોતરૂં આવેલું હોય છે, અને બીજી ૨ નાહાની પાંખડીઓ પુંકેસરોથી જરા છેટી હોય છે. તેપર પણ પાંખડી જેવું ફોતરૂં હોય છે.

**પુંકેસરો**-૮-હોય છે. તે ધોળાં ને તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પરાગકોષ ફીકા ધોળા રંગના હોય છે. રસકુપ્પિની પાસેનાં ૪ પુંકેસરો બીજાં ૪ કરતાં નાહાનાં હોય છે.

**સ્ત્રીકેસર**-ગર્ભાશય ૩ પોલવાળો ને નલિકા ૩ વિભાગવાળી હોય છે.

**ફલ**-૩ ખાંચીઆ કે ખુણાવાળું હોય છે. તે બહારથી પ્રથમ પીળાસલેતા લીલા રંગનું હોય છે, ને પાછળથી ભૂરા રંગનું થઇ જાય છે. તેનો વ્યાસ ⅞ ઇંચ જેટલો હોય છે. તેની બહારનું પડ પાતળું હોય છે. તેપર જાળીદાર નસો અને બારીક સફેદ વાળની રૂંછાળ હોય છે. ફલના દરેક ખુણાપર અને ખુણાની વચ્ચોવચ એક્કેકી ઉભી નસ હોય છે. ફલનું ટેરવું બેઠેલું હોય છે, ને તેને મથાળે રાતા રંગની ૩ નલિકાઓ રહી ગએલી દેખાતી હોય છે. ફલનું એ ઉપરનું કોથળી જેવું પાતળું પડ કાઢી નાંખતાં તેથી અંદર વચ્ચોવચ કરોળીઆનાં પડ જેવાં ધોળાં, પાતળાં ને ઉભાં ૩ પડ દેખાય છે. એ દરેક પડમાં વચ્ચોવચ એક્કેકું ગોળ સૂક્ષ્મ વટાણા જેવું બીજ આવેલું હોય છે. ફલ સુકાય છે ત્યારે ઉપરનું પડ પોતાની મેળે ફાટી ખરી જાય છે, ને અંદરનાં ૩ ધોળાં પડ ૩ બીજ સોતાં એના વેલાપર લાંબો વખત સુધી ઝુલ્યા કરે છે.

**બીજ**-પ્રથમ લીલાં હોય છે, ને સુકાય છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે. બીજ ગોળ હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તેનીપર ફાગનાં પાનના આકારનો હૃદયાકૃતિનો ૧ ધોળો સુંદર ચાંડલો હોય છે. બીજનો વ્યાસ ૧ થી ૧½ લાઇન જેટલો હોય છે. તે ઘણાં સખ્ત હોય છે. તે તોડતાં તેમાંથી તેલીઓ ધોળો મગજ

નીકળે છે. એ બીજ અને બીજપરનો ચાંડલો ઘણાં સુધારેલાં ને ઘણાં જોવા લાયક હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–સ્વેદલ, સારક, વાન્તિકારક અને મૂત્રલ.

૬–ઉપયોગ–એનું મૂળ ઘસીને પીવાથી ઉલટી થાય છે. કહે છે કે, તે સારક, પાચક અને ચામડી લાલ કરનાર છે. તે શક્તિ આપનાર પણ છે. સંધિવા, જ્ઞાનતંતુઓના વ્યાધિ અને અર્શ ઉપર ઉપયોગી છે. એનાં બીજને પંજાબમાં (હબુલ કિલકિલ) કહે છે, એમ વૉટ સાહેબ લખે છે, અને કહે છે કે, તે તાવપર શક્તિ માટે અને સંધિવાપર પરસેવો લાવવા માટે ત્યાં વપરાય છે. કાગડોળીઆનો આખો વેલો વાટી મીઠા તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઇ સંધિવા, તાવ અને કમળાપર તેનું મર્દન કરવામાં આવે છે, એનાં પાનની લેપડી કઠ્ણ ગડ ઉપર બાંધ્યાથી તે તરત નરમ પડે છે, કાગડોળીઆનાં બીજની માળા કરે છે તે ગણપતિના ભકતો પેહેરે છે. એની માળા પેહેરવાથી ચેપી રોગ લાગુ પડતો નથી એમ માને છે. એનો વેલો દૂધમાં ઉકાળી તેને વાટી રસવીકારના સોજાઓ અને સખ્ત ગડગુમડાંપર બાંધવાથી સારો ફાયદો થાય છે, એમ કેહેવાય છે. એનાં પાન સેકી નષ્ટાર્તવમાં પેડુ ઉપર બાંધવાથી દસ્તાન લાવે છે. એ રોગપર એનાં પાનનો રસ પીવા પણ બીજી દવાઓ સાથે અપાય છે.

૭–સ્થાનક–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં અને ડુંગરમાં ચરીઆણ ઘાસની સાથે એના વેલા ઉગેલા જોવામાં આવે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮–વિ૦ વિવેચન–એનાં કાળાં બીમાં સફેદ ચાંડલા હોય છે માટે એને કાગડોળીઓ (કાગડાનો ડોળો) કેહેતા હશે. કેટલાકો માલકાંગણીના વેલાને જ્યોતિષ્મતિ કહે છે. જુવો નં० ૧૦૬. કહેવાય છે કે–એનાં બીજ ખાવાથી બુદ્ધિ કુશાગ્ર અને યાદદાસ્ત તીવ્ર થાય છે.

આ સ્વસ્થાનમાં કાગડોળીઆની એક નાહાની જાત થાય છે, તેના વેલા, પાન, ફૂલ, ફલ વિગેરે તમામ ઘણાં નાહાનાં હોય છે, માટે એને ઝીણકાકાગડોળીઆ (C. microcarpum) કહે છે.

---

## વર્ગ–(સેપિન્ડેસી).

### નંબર. ૧૧૭.

૧–શાસ્ત્રીયનામ–Sapindus trifoliatus.

દૃષ્ટાન્ત–H. I. p. 682; N. p. 66; Watt. VI. part. II. p. 468; રૂ. નિ. પા. ૫૧૨.

૨–દેશીનામ–અરીઠી (પો०); અરીઠા (ગુ०); रींठा (म०); रीठा (हिं०); अरिष्ट, फेनील, गुच्छफल गर्भपातन (सं०).

૩–વર્ણન–અરીઠાનાં ઝાડ ૧૫થી ૨૫ ફીટ ઉંચા બરડા ડુંગરમાં જોવામાં આવે છે. તેમાં ઘણી શાખાઓ નીકળી ચોતરફ ફેલાયલી હોય છે. તેમાં પાનની ઘટા ઘણી સારી હોય છે. પાન સંયુક્ત અને એકભગ્ન હોય છે, તેને છેડે ઘણુંકરી પાન હોતું નથી, પણ તેની જગોએ જરા જાડી ટુંકી અણી હોય છે. ફૂલ ફીકા ધોળા રંગનાં આશુ કારતકે આવે છે, અને ફલ પોશ મહા સુધીમાં તૈયાર થાય છે. તે ૩ ખાંચીઆવાળાં હોય છે. તેથી ૩ ફલ ભેળાં હોય એમ દેખાય છે.

એ ઝાડના કોમળ ભાગપર ઘણુંકરી ભૂરા કે તપખીરીઆ રંગની રૂંછાળ હોય છે.

મૂળ–ઘણા ફાંટાઓવાળાં, જાડાં અને ઘણાં ઉંડાં બેઠેલાં હોય છે. તેની ઉપરની છાલ ભૂરા રંગની, ખડબચડી, ચીરાઓવાળી, પોચી ને બટકણી હોય છે. તેની અંદરની છાલ લીલા અને ભૂરા રંગની, લીસી, ચળકતી ને બટકણી હોય છે. મૂળનું લાકડું ફીકા ભૂરા પીળા રંગનું ને રસભર્યું હોય છે, પણ કાપ્યા પછી થોડીવારમાં તે તેમ જ તેપરની છાલ પીળા રંગનાં થઇ જાય છે. તેનો આડોકાપ કરી જોતાં તે વચમાં સછિદ્ર અને લહેરીઆંદાર, ચક્રાકાર દેખાય છે. વાસ જરા તીખાસલેતી સુગંધિત અને સ્વાદ કડવાસલેતો ગળચટો ને ચીરપરો લાગે છે.

ડાંડી અને શાખાઓ–ભૂરા કે ઘેરા ભૂરા રંગની હોય છે. તેપર કોઇવાર ભસ્મી રંગનાં અનિયમિત છાપાં અને છાંટણાં આવેલાં હોય છે. એની છાલ બહારથી ખડબચડી ને તેપર ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ ભૂરા કે ફીકા તપખીરીઆ રંગની ને તેપર પણ ઉભા ઝીણા ચીરા પડેલા હોય છે. અતિ કોમળ શાખાઓપર તપખીરીઆ રંગના વાળની બહુધા ચોટડુક રૂંવાટી હોય છે. શાખાઓ ઘણી જ બટકણી હોય છે.

પાન–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી, તળિયે પોહોળી ને ખાંચવાળી, અને આગળ ઉપરની બાજુ જરા ચપટી ને વચ્ચોવચ ઉભી નસવાળી હોય છે. તે ૩ થી ૧૨ ઇંચ લાંબી અને ભૂરી રૂંવાટીવાળી હોય છે. તેપર પાન કે પર્ણ (leaflets) ની ૧ થી ૩ જોડી આવેલી હોય છે. તે જરા છેટી છેટી અને નીચેથી ઉપર તરફ અનુક્રમે મ્હોટી હોય છે. કોઇવાર એ જોડીમાંનાં પાન જરા નીચાં ઉંચાં હોય છે. અને વખતે વચલી જોડી સૌથી મ્હોટી હોય છે. તેની ડીટડી ઘણી ટુંકી અને પોહોળી નીકવાળી હોય છે. ડીટડી પાસે એ કેટલાંક પાનની કોર જરા વિષમ હોય છે. એ પાન ૧$\frac{1}{2}$ થી ૮ ઇંચ લાંબાં અને

૧ થી ૩ કે ૪ ઇંચ પોહોળાં હોય છે. તે બન્ને છેડે સાંકડાંથતાં અથવા તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં કે લંબગોળ હોય છે. તેનાં ટેરવાં અણીયાળાં, ગોળાઇ-લેતાં કે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. એની ઉપ-રની સપાટીનો રંગ પીળાસલેતો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. એની ઉપરની સપાટીપર આછી અને નીચોગીચ રૂંવાટી હોય છે. પાન જરા ચીવટ ને ખર-સટ હોય છે. તેમાંની નસો જરા આંતરેલેતી સામ-સામી, ઉંચી ચઢતી અને બન્ને સપાટીએ ઘણુંકરી બહાર નીકળતી, તોપણ નીચેની સપાટીએ વિશેષ બહાર પડતી હોય છે. પાન રોશની તરફ રાખી જોતાં આ નસોવચ્ચેનું સુંદર જાળી કામ અર્ધપારદર્શક દેખાય છે. પાનની વાસ અને સ્વાદ દાહક અને ઉગ્ર લાગે છે.

ફૂલ—શાખાઓને છેડે અને છેડા પાસે પત્રકોણમાંથી પુષ્પમંડપ આંબાના મોરની પેઠે નીકળેલા હોય છે. તે શાખા પ્રતિશાખાઓવાળા હોય છે. તે ½ થી ૧ ફુટ લાંબા, સુતળીથી પેનસીલ જેવા જાડા અને કાળાસલેતા ભૂરા રંગના વાળની રૂંવાટીથી ભરાયલા હોય છે. ફૂલની ડીટડી ઘણી ટુંકી હોય છે. તેને તળિયે સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. એ બન્ને પણ ભૂરા વાળથી આચ્છાદિત હોય છે. ફૂલ ⅛ થી ¹⁄₁₆ ઇંચ લાંબાં, ફીકા ધોળા રંગનાં અને રૂંછાળ-વાળાં હોય છે. તે કવચિતજ આખાં ઉઘડે છે.

**પુષ્પબાહ્યકોષ**—નાં પત્રો ૫ હોય છે. તેપર પણ ભૂરા વાળની રૂંવાટી હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં ને ધોળી રૂંછાળવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—ની પાંખડીઓ ૪, પણ ઘણુંકરી ૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી જરા સાંકડી ને લાંબી હોય છે. તેનાપર કડપલાં જેવા છોતા ગીચો-ગીચ સફેદ લાંબા વાળની ઝાલરથી ભરાયલા હોય છે.

**પું કેસરો**—ઘણુંકરી ૮ હોય છે. તેના તંતુઓપર લાંબા ધોળા વાળની રૂંછાળ હોય છે. તેપરના પરાગકોષ ધોળા હોય છે. પડધી વચ્ચે ખાડાવાળી અને કોરપર રૂંછાળ-વાળી હોય છે.

**સ્રીકેસર**—૧ હોય છે. તેનો ગર્ભાશય ભૂરા તપખી-રીઆ વાળથી ભરાયલો, ૩ ખાંચીઆ ને ૩ પોલવાળો હોય છે. તેપર ૩ છિદ્રવાળી નલિકાઓ હોય છે.

**ફલ**—કાચાં હોય છે ત્યારે પીળાસલેતા લીલા રંગનાં અને ગીચ રૂંછાળવાળાં હોય છે. પણ પાકીને સુકાય છે ત્યારે તેપરની રૂંછાળ ધીમે ધીમે ખરી જાય છે. ત્યારે ફલની સપાટી ખડબચડી, કરચલીવાળી, અને રતાસલેતા ભૂરા રંગની થઇ જાય છે. ફલની નીચે ટુંકી ડીટી હોય છે અને ડીટીની ચોફેર ધોળી રૂંછાળનો ચક્ર દેખાય છે. ફલ ¾ થી ⅞ ઇંચ લાંબું અને મથાળે ૧ થી ૧⅛ ઇંચ પોહોળું હોય છે. તે સુકાયા પછી તેના ત્રણે ખાંચીઆ તરત જુદા પડે છે. એ દરેક ખાંચીઆમાં અક્કેકું બીજ હોય છે. ફલની છાલ જરા નરમ અને ખજુર જેવા ગળવાળી હોય છે. તેની વાસ જરા ઉગ્ર—સુગંધિત અને સ્વાદ પ્રથમ જરા મીઠો પણ પાછળથી ઘણો કડવો, ચીરપરો અને ઉગ્ર લાગે છે.

**બીજ**—કાળા રંગનું, લીસું, ચળકતું એક ઉભી નસ અને ૩ ટુંકી નીકવાળું હોય છે. તે એક છેડે સૂક્ષ્મ બે અણીવાળું હોય છે. તે ½ ઇંચ વ્યાસનું હોય છે. તે ઘણું કડૂણુ હોય છે. તેને તોડતાં તેમાંથી પીળાસલેતા રંગનાં ઉપરાઉપર બે દલ નીકળે છે, જે રવાદાર અને તેલીઆં જણાય છે.

**૪—ઉપયોગીઅંગ**—સર્વાંગ.

**૫—ગુણદોષ**—જન્તુનાશક, વાન્તિકારક, ગ્રાહિ, કફઘ્ન અને મેલ સાફ કરનાર તથા ઉત્તેજક.

**૬—ઉપયોગ**—અરીઠાનું મૂળ પાણીમાં ઘસીને વીંછી અને બીજા ઝેરી જનાવરના ડંખપર ચોપડવામાં આવેછે. અરીઠાનાં પાન ઢોરને ચારા તરીકે ખવરાવે છે. ઢોરને જુ પડી હોય તો અરીઠાનાં પાન અને છાલનો ઉકાળો કરી તે પાણીથી તે ઢોરને બરડા ડુંગરના રબારી લોકો નહવરાવે છે, તેમજ અરીઠાનાં બીમાંથી દલ કાઢી તેને વાટી જુ પડી હોય એવા ઢોરને તેનો લેપ કરે છે. તેથી જુ ખરી જાય છે. અરીઠાનું લાકડું ઘણું બટકણું હોય છે. તેથી તે વિશેષ કામમાં આવતું નથી. તોપણ તે કુવા બાંધવાની વળી, થાંભલા, કોદાળી વગે-રેના હાથાઓ, દંતીઆ, કાંસકી વગેરે બનાવવાના કામમાં આવે છે. ગડ કે કડૂણુ ગુંબડાં ન પાકતાં હોય તેનાપર અરીઠાનું પાન અને ફૂલને વાટી તેની થેપલી મુકવાથી તે તરત ગળી જાય છે. અરીઠાનાં ફૂલને પણ અરીઠા કહે છે. તે સાબુની જગોએ લુગડાં ધોવામાં અને નાહ-વામાં કામ આવે છે. અરીઠાનાં ફીણનાં પોતાંથી આધા-શીશી અને જ્ઞાનતંતુના માથાંના દુખાવામાં નાસાવિરેચન તરીકે નાકમાં ટીપું નાખે છે, તેથી નાકમાંથી પુષ્કળ પ્રવાહી વહે છે, ને માથાંનો દુખાવો મટી જાય છે. ઝેરી જનાવરના કરડવાથી અથવા અફીણ વગેરે ખાવાથી ઝેર ચડેલું હોય તો અરીઠાનાં ફીણવાળું પાણી ઉલટી કરાવવા માટે પવાય છે. અરીઠાનાં બીમાંથી તેલ નીકળે છે, તે ઓસડ તરીકે કામ આવે છે, પણ તે ઘણું મોંઘુ પડે છે. અરીઠાના ઠળીઆની માળા અને બેરખા બનાવવામાં આવે છે. તે બરડા ડુંગરના રબારીઓ પહેરે છે. એના બેરખા બાજુબંધની જગોએ બાંધે છે. ને માને છે કે, એની પાસે સર્પ આવી શકતો નથી.

અરીઠાનાં ફલની છાલમાનો ગળ ૩ કે ૪ ઘઉં ભાર શરબત અને આસવમાં આપવાથી પેટનો ચુંકો મટે છે. અરીઠાનું મૂળ કફઘ્ન ગણાય છે.

"ઝેરી જનાવર કરડેલ હોય અથવા ઝાડા કે કોલેરા થયેલ હોય તેની સુસ્તી ઉડાડવા માટે અરીઠાનું પાણી આપવામાં આવે છે. હિસ્ટિરિયા જેવાં દરદમાં તેની ધુંવાડી આપવાથી સારો ફાયદો થાય છે. તેનાં ફલની ઉપલી છાલને ખાંડી તેની સોગઠીઓ બનાવી સ્ત્રીઓ નષ્ટાર્તવમાં પહેરે છે. દમમાં અરીઠા ઘણા ઉપયોગી છે. અરીઠાનાં ફલનું અંજન કરવાથી સર્પના ઝેરનો નાશ થાય છે.

માત્રા--ઉલટી કરાવા સારૂ અરીઠાનું પાણી રૂપિયા દશ ભાર. ( ડા. વી. ઝી. )

"અરીઠા ત્રિદોષને મટાડનાર તથા ગર્ભને પાડનાર છે. અરીઠાની અંદરનો ગર્ભ પાચનશક્તિ વધારનાર છે. વાઇ તથા એવાં બીજાં દરદોમાં અરીઠાનો ભૂકો સુંઘાડવામાં આવે છે. શરીરના કોઇ પણ ભાગમાં કળતર થતી હોય તો તેપર અરીઠાનું પાણી ચોપડવાથી મટી જાય છે. ઉલટી કરાવવા માટે અરીઠાનું પાણી વાપરવાનું લખવામાં આવેલ છે. તે તેનું આછરેલ પાણી જ આપવું, અને તેની માત્રા ૧ થી ૧½ રૂપિયા ભારની જ સમજવી. અરીઠાનાં બી ઝેરી છે. બીના ગર્ભની માત્રા ૨ થી ૪ ગ્રેન ( ઘઉં ) સુધી છે. અરીઠાની છાલને પાણીમાં વાટી સોગઠી કરી સ્ત્રીઓ પ્રસવ થયા પછી પહેરે છે. અરીઠાનું ફલ સાબુ કરતાં રેશમી કપડાં ધોવામાં પચાસગણું વધારે સરસ છે. આ દેશની સ્ત્રીઓ માથાના વાળ, કપડાં તથા દાગીના સાફ કરવામાં તેનો ઉપયોગ કરે છે." (વૈ. શા. મ. ગો.)

"અરીઠાનાં ફીણમાં રૂનાં પોતાં બોળી યોની ઉપર મુકવાથી સ્ત્રીને પ્રસવ ન થતો હોય તો જલદી થાય છે." (વૈ. રૂ.)

અરીઠાની અસર ગર્ભ સ્થાન ઉપર છે અને તેથી ગર્ભપાત કરવામાં તે વપરાય છે, એમ કહેવાય છે. માથે લોહી ચડી જવાના રોગમાં, મૂર્છા અને બેશુદ્ધિમાં પણ તે વપરાય છે.

**૭–સ્થાનક**–ડુંગર અને ડુંગરાળી જમીનમાં અરીઠાનાં ઝાડ ઉગે છે*

* પોરબંદર સ્વસ્થાનના બરડાડુંગરમાં અરીઠાનાં ઝાડ છુટાં છવાયાં ઘણી જગોએ ઉગે છે. તોપણ ગોઢાણાં રક્ષિત જંગલમાંની લાંડર અને વાંદરા ઝરને કાંઠે; તેમજ માલક ડુંગરના પડધારાપર; આદિત્યાણા જંગલમાં બધાડીના અને રાણાવાવ જંગલમાં ભતવારી ડુંગરના પૂર્વ પડધારાપર; કાળા અને હડીઆ ડુંગરમાં પણ અરીઠાનાં ઝાડ તેના પૂર્વ પડધારાપર વિશેષ ઉગેલાં જોવામાં આવે છે. બરડા ડુંગર કરતાં ત્રવડા અને સુલતાન બાગની કાદીવાળી જમીનપર અરીઠાનાં ઝાડ ઉંચાં અને વિસ્તારવાળાં જોવામાં આવે છે. પણ તેનું કારણ એ ઝાડને અવારનવાર પાણી મળ્યા કરે છે, તે છે. બરડા ડુંગરમાંથી અરીઠાનાં ફલ રબારી અને બીજા ગરીબ લોકો લાવી પોરબંદરમાં ગાંધીને ત્યાં વેચે છે. જેથી એકાદમાસ એવા ગરીબ લોકો પોતાનું ગુજરાન ચલાવે છે.

અરીઠાનાં ઝાડને સમુદ્રના ખારા પવન (ઓડા–brine-laden–wind) થી ઘણું નુકસાન થાય છે, માટે તે ઓથવાળી જગાઓમાં વાવવાં જોઇએ.

---

## ૩૪–N. O. ANACARDIACEÆ.

## વર્ગ–એનૅકાર્ડિએસી–આંબાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ વર્ગમાં મોહોટાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. પાન આંતરે અથવા સામસામાં આવેલાં હોય છે. તે સાદાં અથવા સંયુક્ત હોય છે. ઉપપાન હોતાં નથી. **નર** અને **સ્ત્રીફૂલ** વખતે જૂદાં જૂદાં હોય છે. અથવા **નર–સ્ત્રી–અને** સ્ત્રીપું-સંયોગી ફૂલ પણ હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૩ થી ૫ હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૩ થી ૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી આંતરે આવેલી હોય છે. કોઇવાર પાંખડીઓ હોતી નથી. પુંકેસરો ૫ અથવા વધારે હોય છે. તે કર્ણિકાની ઉપર અથવા તળિયે આવેલાં હોય છે. પુંકેસરપર આવેલા પરાગકોષ ૨ પોલવાળા હોય છે. સ્ત્રીકેસર ૧ ઉર્ધ્વસ્થાયી અર્થાત્ પુ૦ બા૦ કોષની ઉપર આવેલી હોય છે. તે ૧ અથવા ૨ થી ૬ ખાનાંવાળી હોય છે. ફલ ૧ થી ૫ ખાનાંવાળું અને તે દરેક ખાનાંમાં ઘણુંકરી ૧ બીજ હોય છે.

આ વર્ગમાંની ઘણીખરી વનસ્પતિમાંનો રસ **વિદાહી** (acrid) હોય છે. એ શિવાય ઔષધીયગુણ ગ્રાહી, મૂત્રલ, રક્તશોધક, પૌષ્ટિક, સારક, ઉત્તેજક, ઉપલેપક, વાતહર આદિ હોય છે.

આ વર્ગમાં સૌથી મિષ્ટ ફલ ધારણ કરનાર આંબાનું વૃક્ષ આવેલું છે. જેનો ઉપયોગ અને પ્રસિદ્ધિ સૌના જાણ્યામાં છે. કાજુ, ભીલામા અને અંબાડાનાં ઝાડ પણ આ વર્ગનાં છે.

---

## વર્ગ–( એનૅકાર્ડિએસી ).

### નંબર. ૧૧૮.

**૧–શાસ્ત્રીયનામ**–Odina Wodier.

દૃષ્ટાન્ત–H. II. p. 29; N. p. 68; Watt. V. p. 445; ૩૦ નિ૦ પા૦ ૫૧૬.

**૨–દેશી નામ**–મવેડો (પો૦); મવેડી (ગુ૦); शींमटी, मोवा, मोइनी (म०); जीनगन, माइनी (हिं०); झिंगिनी (सं०).

**૩–વર્ણન**–બરડા ડુંગરમાં મવેડાનાં ઝાડ ઘણાં ઉગે છે. તે ૧૦ થી ૨૦ શેક ફીટ ઉંચાં થાય છે, પણ હિંદુસ્થાનના બીજા ભાગોમાં તે ૪૦ થી ૫૦ ફીટ ઉંચાં વધે છે. તેમાં જાડી શાખાઓ થોડી હોય છે, પણ નાહાની નાહાની આડી અવળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે.

પાન લાંબી સળીપર સંયુક્ત આવેલાં હોય છે, તે ઘણાં ચળકતાં ને સુંદર હોય છે, તે બહુધા શાખાઓને છેડે પાસે પાસે આવી ઘચુંબની પેઠે દેખાતાં હોય છે. તે શિયાળે ખરી જાય છે ત્યારે એ ઝાડ એક ભસ્મી રંગનાં ઠુંઠ જેવું કદરૂપું દેખાય છે. એમાં વસંતઋતુએ ઝીણાં પીળાસલેતાં રાતાં આંબાના મોરની પેઠે સૂક્ષ્મ ફૂલો આવે છે, ફલ રતાસલેતા રંગનાં વાલ જેવડાં ઉન્હાળે પાકે છે.

**મૂળ**–ભૂરા કે કાળાસલેતા રંગનાં હોય છે, તે જમીન પ્રમાણે ઉંડાં બેઠેલાં હોય છે. તેની છાલ જાડી, પોચી, બટકણી અને રાતા રંગની હોય છે, તેપરની ફોતરી ખડબચડી હોય છે, અંતરછાલ રેસાવાળી અને મજબૂત હોય છે. છાલને જખમી કરતાં તેમાંથી રાતો રસ ઝરપે છે. વાસ સહેજ સુગંધિત અને સ્વાદ કડવાસલેતો ખાટો, ચીકણો ને તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ½ થી ૧ કે ૧½ ફૂટ જાડી હોય છે, તેપરની છાલ ભસ્મી રંગની કડપલાં અને ગાંઠા ગડબાવાળી અથવા લીસી હોય છે. શાખાપરની છાલ રતાસ કે ભૂરાસલેતા કાળા રંગની હોય છે. છાલ પોચી, બટકણી અને ચીકાસલેતા ગાભાવાળી હોય છે. તેનો સ્વાદ ઘણો તૂરો ને પાછળથી જરા કડવો લાગે છે. શાખાઓપર ઘણુંકરી ઘોળાં છાપાં અને ભૂરા રંગનાં દાણાદાર સૂક્ષ્મ છાંટણાં હોય છે. અતી કોમળ શાખાઓ લીલા રંગની અને તેપર ભૂરા રંગની ભુરકી અથવા તારાકૃતિના*વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પાન**–આંતરે આવલાં હોય છે, તેની મુખ્ય ડીટડી અથવા સળી ૧૦ થી ૧૫ ઇંચ લાંબી અને લીંબડાની સળીથી કંઇક જાડી હોય છે, તે પીળાસલેતા લીલા અથવા એક બાજુ જાંબુડા રંગની છાયાલેતી, લીસી ને ચળકતી હોય છે; તેપર ભૂરી ભુરકી હોય છે. એ સળીપર પાનની ૩ થી ૪ જોડી અને એક પાન સળીને છેડે વચમાં આવેલું હોય છે, જોડીનાં પાન (leaflets) ઘણુંકરી સામસામાં હોય છે. છેડાનાં વચલાં પાનની ડીટડી ૧ થી ૧½ ઇંચ લાંબી અને જોડીનાં પાનની ઘણી ટુંકી હોય છે. પેહેલી જોડીનાં પાન ડીટડી તરફ બહુધા પોહોળાં ને ટેરવે સાંકડાં ને અણીઆળાં હોય છે, બીજી જોડીનાં પાન પેહેલીના કરતાં જરા સાંકડાં ને લાંબાં હોય છે, અને ત્રીજીનાં એથી જરા સાંકડા ને ટુકાં હોય છે. જોડીઓનાં તમાંમ પાનની કોર ડીટડી પાસે જરા ઘણુંકરી સાંકડી અને વિષમ હોય છે. સળીના છેડાપરનું વચલું પાન બન્ને છેડે સાંકડુંથતું ને ટેરવે અણીઆળું હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા ને નીચેની પીળાસલેતા લીલા રંગની હોય છે. બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. પાનમાંની નસો સામસામી અને બન્ને સપાટીએ બહુધા બહાર નીકળતી હોય છે. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. અતી કોમળ પાનપર સફેદ ભુરકી આવેલી હોય છે. પાનને ચોળવાથી વાસ તીખાસલેતી અને ચાવવાથી સ્વાદ ખટાસલેતો તૂરો લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી માદા ફૂલની સાદી અને નર ફૂલની સંયુક્ત ૫ થી ૭ તેક સળીઓ નીકળેલી હોય છે, તે ૪ થી ૮ ઇંચ લાંબી, સુતળી જેવી પાતળી, અને રતાસલેતા પીળા રંગની હોય છે. તેપર ભૂરા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ અને કળી બહુધા રતાસલેતા રંગની હોય છે. તેપર નાહાની મધમાંખો ગુંજારવ કરતી જોવામાં આવે છે. પુષ્પપત્રોની કોરપર વાળની હાર હોય છે. ફૂલ ૧½ થી ૨ લાઇન વ્યાસનાં આંબાના મોરની વાસને જરા મળતી ખટાસલેતી સુગંધિત વાસવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ થી ૫ ફીકા રાતા રંગનાં, છુટાં ને પાંખડીઓથી ટુકાં હોય છે. તેની કોરપર વાળની હાર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ થી ૫, (પણ વિશેષ કરી ચાર જ હોય છે) તે પીળાસલેતા લીલા ને રાતા રંગની ટેરવે અણીઆળી હોય છે. ફૂલ ઉઘડયા પછી તે તરત બહારની તરફ નીચી નમી જાય છે.

**પુંકેસરો**–નર ફૂલમાં ઘણુંકરી ૮ હોય છે. તેમાં ૪ પાંખડીઓથી આંતરે અને ૪ તેની સામાં હોય છે. તંતુ ફીકા પીળા રંગના અને પરાગકોષ પીળી કોર અને ભૂરી બાજુવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–માદા ફૂલમાં ૩ થી ૪ નલિકા સૂક્ષ્મ મુખવાળી પીળાસલેતા રંગની હોય છે.

**ફલ**–પાકાં ફલ અરધાં લીલાં ને અરધાં રાતાં હોય છે, તે ચળકતાં, લીસાં અને આંબાની ગોઠલી જેવા આકારનાં હોય છે. તે ૩ થી ૩½ લાઇન લાંબાં ને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે, એની છાલમાંથી કેરી કે બાવળીઆના ગળ જેવી વાસ નીકળે છે. સ્વાદ ગળચટો ને ખટાસલેતો હોય છે. ફલની અંદર આંબાની ગોઠલી જેવી કઠણ ઘોળા રંગની નાહાની ગોઠલી હોય છે. ફલને તળિયે પુ૦ બા૦ કોષ લાંબા વખત સુધી રહેલો હોય છે, અને તેનાં મથાળાંને જરા ચાતરી તેપર ભૂરો હૃદયાકૃતિનો સૂક્ષ્મ ચાંડલો હોય છે.

**બીજ**—ફલના આકારનું, ૨ લાઇન લાંબું, અને ૧ પોહોળું હોય છે, તેપરની છાલ પાતળી બદામીઆ રંગની હોય છે, ને તેમાં બદામના મગજ જેવો દળ હોય છે.

૪–**ઉપયોગીઅંગ**–સર્વાંગ.

૫–**ગુણદોષ**–ગ્રાહી, પાચક.

૬–ઉપયોગ–મવેડાના મૂળની છાલના ઉકાળાથી ઢોરનાં ચાંદાં અને ભાઠાં રબારીઓ ધોએ છે. મવેડાની છાલનો કાઢો મોઢું પાક્યું હોય તો કોગળા કરવામાં વપરાય છે. મવેડાની છાલનો ભૂકો સંગ્રહણી ને ઝાડા ઉપર અપાય છે. મવેડાની છાલમાંથી રેસા નીકળે છે, તે નરમ, ભૂરાસલેતા સફેદ અને ટુંકા હોય છે, તેમાંથી દોરી અને ખાટલા ભરવાનું વણુ બનાવવામાં આવે છે. મવેડાની છાલ શીકારી લોકો લુગડાં, અને ચમાર લોકો ચામડું રંગવાના કામમાં વાપરે છે. મવેડાનાં પાન ગરમ કરી સંધીવાના સોજાપર બંધાય છે. મવેડાનાં પાનને વાટી તેની થેપલી કરી મીઠા તેલમાં બાળી તે તેલ ગાળી લઇ ચાંદાં ભાઠાં અને જખમ ઉપર ચોપડાય છે. મવેડાનાં ઝાડની છાલમાં જખમ કરવાથી રસ વહે છે, જે પાછળથી ગુંદર જેવો થઈ જાય છે, તે પ્રથમ સરગવાના ગુંદર જેવો પીળો, રાતો કે ધોળો એવા મિશ્ર રંગનો હોય છે, પણ તે સુકાવા માંડે છે ત્યારે રાતા કે કાળા રંગનો થઇ જાય છે. તે હીરાબોળ કે હીરાદખણ જેવો દેખાય છે, એ ઘણા લેપમાં વપરાય છે. મવેડાનાં ફૂલ સંગ્રહણી અને હમેશની બદહજમી ઉપર વપરાય છે. મવેડાનાં ફૂલને **મવેડાં** કહે છે. **એ મવેડાંનું અથાણું** થાય છે, તે વાવાળાને ખવરાવે છે. મવેડાં મીઠાં સાથે અજીર્ણ ઉપર ખવાય છે. મવેડાનાં લાંકડાંની વળી, કુબાના થાંભલા, બળદની ધોંસરી, ખાટલાના પાયા, અને ધંશી બનાવવામાં આવે છે. મવેડાની ડાળો, છાલ અને પાન દુકાળ વખતે ઢોરને ખવરાવે છે.

**૭–સ્થાનક**–મવેડાનાં ઝાડ બરડા ડુંગરમાં કડાયાની પેઠે ડુંગરના પડધારાપર, અને ઝરણો, તથા ખીણોને કાંઠે ઘણાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–મવેડાનાં ઝાડ ઘણાં ઉપયોગી છે. કેમકે છપ્પનિયા દુકાળમાં જ્યારે કોદારા, શેમળા અને કડાયાનાં ઝાડો અનુક્રમે ઢોરોના ચારા માટે કપાઇ ગયાં, ત્યારે છેવટે ઉહ્નાળાથી તે ચોમાસાં સુધી બરડા ડુંગરપરના રબારી લોકોનાં તેમજ આસપાસના ગામડાંના ખેડુ લોકોનાં ઢોરો કેવળ મવેડાનાં લાંકડાં અને ડાળાંપર જીવતાં રહ્યાં હતાં. માટે દુકાળની વખતે ઢોરોના ચારા માટે આ સ્વસ્થાન(પોરબંદર)માં જેમ બરડા ડુંગરમાં થતા કડાયાનાં ઝાડો જેટલાં ઉપયોગી છે તેટલાં જ મવેડાનાં પણ છે. તેથી કડાયાની પેઠે જ મવેડાનાં ઝાડોનો પણ જેમ બને તેમ બચાવ અને વધારો કરવો જોઇએ. મવેડાનાં ઝાડના રોપાઓ બરડા ડુંગરમાં ચોમાસે આપોઆપ હજારો ઉગી આવે છે, તેમ મવેડાની ડાળ કાપીને વાવી હોય, તોપણ જેમ વડ અને પીપળીની ડાળોમાંથી ઝાડ થાય છે, તેમ મવેડામાંથી પણ થાય છે.

સર જે. ડી. **હૂકર** લખે છે કે–મવેડાનાં ઝાડમાં સ્ટાર્ચ (ચોખાના **સતને** મળતો તત્વ) ઘણો હોય છે, તેથી તેની ડાળ વાવવાથી તેનો સેહેલાઇથી વધારો થઇ શકે છે.*

---

## ૩૫–N. O. MORINGEÆ.

## વર્ગ–મોરિંગી–સરગવાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણ દોષઃ–

આ વર્ગ ઘણો નાહાનો છે. એમાં માત્ર બે કે ત્રણ જાતનાં ઝાડ થાય છે. તે સાધારણ કદનાં હોય છે. તેનું લાકડું પોચું હોય છે, ને તેમાંથી બહુધા ગુંદર નીકળે છે. આ વર્ગમાંનાં ઝાડોને પાન આંતરે આવે છે; તે શિયાળે ખરી જાય છે. પાન મ્હોટાં ને સંયુક્ત હોય છે. તે એક–દ્વિ–કે ત્રિભગ્ન હોય છે. એ પાનમાંના વિભાગો સામસામા હોય છે અને તેપર આવેલાં સૂક્ષ્મ પાન કે દલ (leaflets) પણ ઘણુંકરી સામસામાં અને અખંડિત કોરવાળાં હોય છે. પાનના વિભાગોપર ઘણુંકરી રસકુપ્પિયો (glands) હોય છે. પુ૦ બા૦ કોષ પ્યાલી જેવો પણ ૫ પત્રો કે છેડાવાળો હોય છે. એનાં પત્રો એક બીજાંથી નાહાનાં મ્હોટાં હોય છે, અને તે પાંખડીઓ જેવાં દેખાય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે, ને તે પણ નાહાની મ્હોટી હોય છે. પુંકેસરો ૮–૧૦ થી ૧૨ હોય છે. તે કુર્ણિકાની કોર ઉપર આવેલાં હોય છે, તેમાનાં પુંકેસરો

---

* નોંધ–તા૦ ૯ મે. ૧૮૯૦ ને રોજ **હડિયા રક્ષિત જંગલ**ની વંડી બહાર મુંજીયા વિરડાની ઝરણને કાંઠે એક મવેડાના ઝાડમાં એક માસના થયેલા જખમમાં તેના ઉપરના ભાગમાં સફેદ ગુંદર નીકળેલો જેવામાં આવતો હતો, પણ તેના નીચેના ભાગમાં કેટલોક ગુંદર સુકાઇ રતાસલેતા કાળા રંગનો થઇ ગયેલો હતો, તે હીરાબોળ કે હીરાદખણ જેવો દેખાતો હતો. એમાં અમુક જાતના જંતુઓ અને તેનાં ઇંડાં જેવામ આવતાં હતાં. જંતુઓ એ ગુંદરમાંથી રસીવાળો પદાર્થ ચુશીલેતા હોય એમ જણાતું હતું, અને આવી રીતે રસ ચુશાઇ જઇ બાકી રહેલ તે ગુંદરનો સુકો ભૂકો જખમપરથી જમીનપર ખરતો હતો, અને આશરે આવો ભુકો પાશેરેક એકઠો થઇ રહેલો હતો.

મવેડાના ગુંદરના એવા સુકા ભૂકાને પાણીમાં વાટી બરડાના રબારી લોકો વાગાંપર લેપ કરે છે.

નિઘંટસંગ્રહમાં પાને (૫૧૬) મે લખેલું છે કે "મવેડીની છાલ અતીસાર, ગુંબડાં, છાતીના રોગ, મુખની દુર્ગંધી, વા, કફ, એ સર્વે રોગને મટાડે છે. મવેડીના ગુંદને હીરાબોલ (ગુગળની જાતની વનસ્પતિ Balsamodendron Myrrha નો ગુંદ, તે બજારમાં વેચાતી **હીરાબોલ** છે:) કહે છે, એ એક ઝાડમાંથી ઘણો થાય છે, એનું નસ્ય લેવાથી ખભો, હાથ, વાથી ઝલાણો હોય તે મટે છે. એ હીરાબોલના સેવનથી વાના ઘણા રોગ મટે છે, એની છાલનો ભુકો તેલમાં લગાડવાથી માથાનાં ગુંબડાં મટે છે."

જે પાંખડીઓની સામાં આવેલાં હોય છે, તે પૂર્ણ હોય છે, અને બીજાં ૫-૭ કેસરો ઘણુંકરી અપૂર્ણ એટલે ખોટાં હોય છે, તે પૂર્ણ કે ખરાં કેસરોથી આંતરે આવેલાં હોય છે. પૂર્ણ પુંકેસરોમાં ૧ પોલવાળા પરાગકોષ હોય છે; અને અપૂર્ણમાં તે હોતા નથી. સ્ત્રીકેસર ૧ હોય છે, તેનો ગર્ભાશય ૧ પોલ અને ૩ પડવાળો હોય છે. ફલ લાંબી શીંગ જેવું, ૧ પોલ અને ૩ ઉભાં પડવાળું હોય છે. એ દરેક પડમાં ૩ ખુણા કે છેડા વા પાંખવાળાં ઘણાં બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ઝેરી, વિદાહી, ઉત્તેજક, મૂત્રલ, સ્વેદલ, પાચક, વાતહર, પિત્તવર્ધક, જન્તુનાશક તથા શોથ અને કફઘ્ન ગુણો રહેલા છે.

---

## વર્ગ-( મોરિંગી ).

### નંબર ૧૧૯.

**૧-શાસ્ત્રીયનામ**-Moringa pterygosperma.

દૃષ્ટાન્ત-H. II. p. 45; N. p. 70; Watt. V. p. 276; રૂ. નિ. પા. ૩૧૯.

**૨-દેશી નામ**—સરગવો, મીઠોસરગવો (પો+ગુ૦); शेवगा, शीक्टा, सोजना, शेगट ( म० ); सजना, शेगवा, सुजनां (हिं०) शिग्रु, शोभांजन, मधुशिग्रु, रक्तशिग्रु ( सं०).

**૩-વર્ણન**-મીઠા સરગવાનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. કેટલીક જગોએ તે એથી ઉંચાં પણ હોય છે. તેમાં જાડી શાખાઓ થોડી પણ નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનાં પાન ઘણાં લાંબાં ને ત્રિભગ્ન હોય છે. તે ઘણુંકરી શિયાળે ખરી જાય છે. ત્યારે એવું ઝાડ ભૂરા રંગનું કેવળ ઝરડાં કે ઠુંઠ જેવું દેખાય છે. પણ થોડા જ વખતમાં તેમાં ધોળાં ફૂલોનો બહાર આવે છે. તેથી તે લટૂમ ભરાઇ રહે છે. તેપર સેંકડો મધમાખીઓ અને પતંગીઆંઓ, તેમ જ કીડી અને મંકોડાઓ આ વખતે આમ તેમ ઉડતાં, ફરતાં, ને ડોલતાં જોવામાં આવે છે, ત્યારે એનો દેખાવ ઘણો સુંદર થઇ રહે છે. ફૂલ પછી તેમાં લીલા રંગની લાંબી ને જરા મરડાયલી શીંગોના ઝુમખા ઝુકી રહેલા જોવામાં આવે છે ત્યારે એ ઝાડ એક અજાયબ જેવું લાગે છે.

**મૂળ**-કેટલાક ફાંટાઓવાળું, બહારથી ભૂરાસલેતા રંગનું ને અંદરથી રતાસ કે પીળાસલેતા ધોળા રંગનું હોય છે. તેની છાલ જાડી, બટકણી, રસભરી અને હલકી હોય છે. તેનું લાકડું પણ પોચું અને હલકું હોય છે. એમાંથી વાટેલી રાઇ જેવી તીખી વાસ નીકળતી હોય છે.

**ડાંડી અને શાખાઓ**-એની ડાંડી અથવા થડ ભૂરા કે ભસ્મી રંગનું હોય છે. તેપરની છાલ જાડી, પોચી, અને તેપર ઉંડા ચીરા પડેલા હોય છે. તેની કોમળ શાખાઓનો રંગ રતાસ કે પીળાસલેતો લીલો હોય છે, ને તેપર વખતે રજ, રૂંવાટી, કે સૂક્ષ્મ દાણા જેવાં બિંદુઓ હોય છે. એનું લાકડું પોચું, હલકું, ધોળા કે ફીકા ભૂરા રંગનું અને ઘણુંકરી બટકણું હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે, તે ૧ થી ૨ ફીટ લાંબાં અને ઘણુંકરી **ત્રિભગ્ન** (tri-pinnate) હોય છે. તેની મુખ્ય ડીટડી તળિયે સ્લેટપેન જેવી જાડી ને અક્કડ હોય છે, ઉપર જતાં તે પાતળી ને નરમ થતી છેક છેડા પાસે તો દોરા જેવી પાતળી ને નરમ થઇ રહેલી હોય છે. એ ડીટડીપર ૩ થી ૬ જોડી (એથી નાહનાં પાનની) છેટી છેટી અને સામસામી આવેલી હોય છે. એ દરેક જોડીનાં સંગમ પાસે અક્કેકો જાડો સાંધો હોય છે. ને એ દરેક સાંધાની ઉપર બહુધા તેની મધ્યમાં અક્કેકી ઉભી, રૂંછાળવાળી સૂક્ષ્મ **રસકુપ્પિ** (gland) હોય છે. પાનની એ દરેક જોડીમાં ૬ થી ૯ એથી પણ નાહનાં પાનની જોડીઓ આવેલી હોય છે. અને તેમાં પણ પાછી એથી નાહાની નીચેનાં પાનમાં જોડીઓ હોય છે. પાનની દરેક જોડીને છેડે અક્કેકું પાન હોય છે. તે ઘણુંકરીને જોડીનાં પાનથી જરા મ્હોટું હોયછે. જોડીનાં પાનની મુખ્ય ડીટડીઓ પણ સાંધા અને બહુધા ઉભી રસકુપ્પિવાળી હોય છે. અને પાન (leaflets) ની સૂક્ષ્મ ડીટડીઓ પણ સાંધાથીજ બેઠેલી હોય છે. જોડીમાંનાં પાન (leaflets) $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તે અખંડ કોરવાળાં, લીસાં, ચળકતાં ઉપર ઘેરા કે ફીકા લીલા રંગનાં ને નીચે વિશેષ ફીકા લીલા રંગનાં હોય છે. તે કોમળ હોય છે ત્યારે બહુધા પીળાસલેતા રંગનાં હોય છે. તે લંબગોળ કે અંડાકૃતિનાં અથવા એથી પોહોળાં હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલેતાં, અથવા ટેરવે અંદર બેસતી ખાંચ કે ભાગ્યેજ સૂક્ષ્મ અણી હોય છે. પાનની ઉપરની સપાટીપર ઘણી જ સૂક્ષ્મ સફેદ રૂંવાટી હોય છે, તે આઇગ્લાસથી દેખાય છે. એની ડીટડી ટુંકી હોય છે, પણ જોડીને છેડે આવેલાં પાનની ડીટડી એથી જરા લાંબી હોય છે. એ સૂક્ષ્મ ડીટડીઓનો રંગ જરા પીળાસલેતો હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. એની વાસ તીખી, ગરમ, અને સ્વાદ ખટાસલેતો ચીકણો ને પાછળથી મુળા જેવો જરા તીખો લાગે છે.

**ઉપપાન**-હોતાં નથી. પણ તેની જગોએ ઘણીવાર રસકુપ્પિયો હોય છે.

**ફૂલ**-ઘણે છેટેથી ધોળાં લાગે છે, પણ પાસેથી રતાસલેતાં ધોળાં ને છેક પાસેથી રતાસ ને પીળાસલેતાં ધોળાં દેખાય છે. ફૂલની કળી રતાસલેતા ધોળા રંગની, ને તેપર લીલા રંગની છાયા અને સૂક્ષ્મ ધોળી રૂંવાટી

લગાડવામાં આવે છે. સરગવાનાં મૂળની છાલ પાણીમાં વાટીને અંગ્રેજી દવા **કૅન્થારીડીસ**ની જગ્યાએ વપરાય છે. એની શીંગનું અથાણું કરે છે અને તે ઉત્તર હિંદુસ્થાનમાં ઘણું વખણાય છે. એમ ત્રણસો વર્ષ ઉપર **આઇને અકબરી**માં લખાયલું છે. સરગવાનાં પાન સાંઢીઆ, બકરાં અને બીજાં પશુઓ પણ ચારા તરીકે ખાય છે.

**૭–સ્થાનક**–મીઠા સરગવાનાં ઝાડ વિશેષ કરીને વાડી, વાડાઓ અને બાગોમાં વાવવામાં આવે છે. એ પશ્ચિમ હિમાલય અને અવધપ્રાંતમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આ સરગવાની શીંગો મીઠી થાય છે માટે એને **મીઠો સરગવો** કહે છે.

સરગવાનાં ઝાડ બીજથી થાય છે, તેના કરતાં તેની ડાળો કાપીને વાવવાથી તે જલદી થાય છે. એનાં ઝાડ જલદીથી ઉગનારાં છે, તેમ તેને સાધારણ રીતે કાદીવાળી અને આછી જમીન વિશેષ માફક આવે છે. તેને ઘણું-કરીને એક વર્ષમાંજ ફૂલ આવી જાય છે. પણ એનાં ઝાડને સમુદ્રનો ખારો પવન ઘણું નુકશાન કરે છે. માટે એનાં ઝાડો સમુદ્રનો ખારો પવન ન વાય, એવી ઓથ-વાળી જગ્યાએ વાવવાં જોઇએ.

સરગવાનાં બીમાંથી તેલ કાઢવાની તજવીજ જુનાગઢ સ્વસ્થાનના ચોરવાડમાં કૈલાસવાસી મી૦ છોટાલાલ વહી-વટદારના વખતમાં કરવામાં આવેલી હતી. તેઓએ ત્યાં સરગવાનું એક પ્લાન્ટેશન કરેલું હતું. અને ત્યાં સરગવાનાં બીજમાંથી તેને પીલીને તેનું તેલ કાઢવામાં આવતું હતું.

સરગવાનું મૂળ અને છાલ ઘણાં દંભક છે. ને તેથી તે ગર્ભસ્થાન ઉપર બાહ્યોપચારથી પણ ઘણી ઝેરી અસર કરે છે. ને તેથી ગર્ભનો પાત થાય છે, તે વિષે લંબાણ હેવાલ કર્નલ કે. આર. **કિર્તિકરે** પોતાનાં "પૉઇઝનસ પ્લેન્ટસ ઓફ બૉમ્બે"* વૉ. ૧ માં આપેલો છે. તે જાણવા જેવો છે.

તેઓ સાહેબે એ પેહેલા વોલ્યુમમાં સરગવાનું ચિત્ર અને તેનાં અંગોનાં વર્ણન અને તેની જાતનાં વર્ગીકરણ વિષે ઘણું મનોરંજક વિવેચન આપેલું છે. તે વનસ્પતિ-શાસ્ત્રના અભ્યાસીને ઘણુંજ ઉપયોગી છે.

સરગવા વિષે કોઇ એમ કહેશે કે તેનાં પાન, ફૂલ અને શીંગોનું શાક આપણા લોકો હમેશાં વાપરે છે. છતાં સરગવાને ઝેરી વનસ્પતિની ગણનામાં કેમ ગણેલો હશે? તે વિષે તેઓ સાહેબ ઘણો મજેનો ખુલાસો લખે છે. જેનો થોડો સાર નીચે પ્રમાણે છેઃ—

એમ નહિ સમજવું જોઇએ કે, અમુક એક વનસ્પતિનો એક ભાગ ખોરાક તરીકે વપરાતો હોય તો તેનો બીજો ભાગ ઝેરી ન હોય. ઝેર શબ્દથી લાંબો વિચાર કરી જોતાં માણસના શરીરને જે વસ્તુ હરકત કરતા હોય તે સમજવું. એવા દાખલાઓ બનેલા છે કે, કેટલીક વનસ્પતિનો જ્યારે એક ભાગ સલામતી ભરેલી રીતે શાક વગેરે કરવામાં વપરાય છે ત્યારે તેનોજ બીજો ભાગ ઝેરી પુરવાર થયેલો છે. મુંબઇમાં ફણસી (French beans) ની શીંગો ઘણી જાણીતી છે, ને તેથી તેનું શાક ઘણાઓ ખાય છે. એ શાક પૌષ્ટિક, સ્વેદલ તથા રૌચ્ય મનાય છે. પણ તેનું મૂળ ખાવામાં આવે તો ઝેરી છે. રતાળુ (Batatas edulis) નાં મૂળનું શાક તમામ લોકો ખાય છે. તેમ તેને બાફીને અગર તળીને કે કાચાં પણ અગીઆરસના ફળાહારમાં આપણે ખાઇએ છઇએ. પણ એના વેલાની કોમળ શાખાઓ સોતાં પાનનું શાક થાણાના તુરંગમાં કેદીઓએ ખાધું હતું તેથી તેઓને તેની ઝેરી અસર થતાં ઉલટી ને ઝાડા થયા હતા, એવા બીજા પણ કેટલાક દાખલા છે. ચણોઠીનું મૂળીયું ઝેરી ગણાતું નથી, પણ બીજ ઝેરી ગણાય છે. બાદીઆન ખટાઇના ફૂલ ખોરાકમાં ખટાઇ તરીકે વપરાય છે, પણ બીજ ખાધામાં આવે તો ઝેરની અસર કરે છે. બકુલીનું ફૂલ કેટલાકો ખાય છે, પણ એક દાખલામાં તેની **છાલ** ચાવવામાં આવી હતી તેથી આખું મોઢું પાકી આવ્યું હતું. ઉપરના દાખલા પ્રમાણેજ સરગવો જો કે શાક અને કઢીમાં ઘણો વપરાય છે, તોપણ તેને ઝેરી વનસ્પતિની ગણનામાં લીધો છે, કેમકે તેનું મૂળ અને છાલ ઘણાં વિદાહી હોતાં તેના ઉપયોગથી **ગર્ભપાત** થયાના દાખલા મળેલા છે.

* "Poisonous Plants of Bombay" Vol. I. by Colonel K. R. Kirtikor, I. M. S. F. L. S. (1896)

---

## વર્ગ–(મોરિંગી).
### નંબર ૧૨૦.

**૧–શાસ્ત્રીયનામ**–M. concanensis.

દૃષ્ટાન્ત–H. II. p. 45; N. p. 70; Watt. V. P. 275; રૂ. નિ. પા. ૩૧૮.

**૨–દેશીનામ**–કડવો સરગવો, ડુંગરાઉસરગવો (પો+ ગુ૦) सजना, मुवा (म०); सजना (हिं०); तिक्तशिग्रु, स्वेतशिग्रु (सं०).

**૩–વર્ણન**–કડવા સરગવાનાં ઝાડ ઘણુંકરી મીઠા સરગવાનાં ઝાડ જેટલાં ઉંચા અહિં જોવામાં આવતાં નથી. એમાં કેટલીક આડીઅવળી કે વખતે સીધી શા-ખાઓ નીકળેલી હોય છે. એનું થડ ૬ ઇંચથી ૨ ફૂટ વ્યાસનું હોય છે. પાન મીઠાસરગવાની પેઠે આવેલાં પણ ઘણીવાર તેથી લાંબાં હોય છે. ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં અને શીંગો (ફલ) મીઠાસરગવાની શીંગ જેવી તોપણ તેથી જરા જાડી હોય છે. એમાં ચોમાસાં આખરે ફૂલ આવી શિયાળા આખરે શીંગો પાકી જાય છે.

એના કોમળ ભાગપર સૂક્ષ્મ ભૂરાવાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–બહારથી ફીકા ભૂરા ને અંદરથી પીળાસલેતા ધોળા રંગનું હોય છે. તેપરની છાલ જાડી; પોચી, રસભરી, બટકણી અને હલકી હોય છે. છેક અંદરના ભાગની છાલ ધોળા રંગની, તેથી બહારની પીળાસ કે રતાસલેતા રંગની, ને સૌથી બહાર તેપર ભૂરા રંગની ફોતરી હોય છે. આ ફોતરીપર ઉભા ચીરા અને સૂક્ષ્મ ગ્રંથીઓ આવેલાં હોય છે. મૂળનો આડો કાપ કરતાં તેની છાલમાંથી રસ ટપકે છે. મૂળની વચ્ચેનો ભાગ સચ્છિદ્ર અને તેની બાજુનો છાલનો ભાગ પોચા ગાભા જેવો દેખાય છે. તેનીવાસ વાટેલી રાઇ જેવી તીખી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી બહારથી ભૂરા કે કાળાસલેતા રંગની ને અંદરથી ભૂરા કે પીળાસલેતા ધોળા રંગની હોય છે. ડાંડીપરની અંતરછાલ પીળાસલેતા રંગની ચીવટ રેસાવાળી ને રસભરી હોય છે, ને તે ઉપરની છાલ પોચી, જાડી, હલકી, બટકણી અને લીલા, પીળા, રાતા અને ધોળા એમ તરેહવાર મિશ્ર રંગની હોય છે. એ છાલ ઉપરની બહારની ફોતરી અથવા છાલ ઘણી જાડી ને પોચી હોય છે, ને તેપર ઉભા ઉંડા ચીરા પડેલા હોય છે. એની ડાંડીમાં જખમ થવાથી તેમાં ફીકા ધોળા કે રતાસલેતા રંગનો ગુંદર નીકળે છે. કોમળ શાખાઓ ફીકા રાતા કે પીળા અથવા ભૂરા ભસ્મી રંગની હોય છે. તેપર સૂક્ષ્મ ફીકાં ધોળાં કે ભૂરાં ટપકાં આવેલાં હોય છે, ને ઉભા સૂક્ષ્મ ચીરા પડેલા હોય છે. એ શાખાઓપરની છાલ અંદરથી લીલા રંગની હોય છે. શાખાઓ બટકણી હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે વચમાં પોચા ગાભા જેવી અને બાજુએ સછિદ્ર દેખાય છે. અતિ કોમળ શાખાઓપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. વાસ વાટેલી રાઇ જેવી તીખી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૨½ ફીટ કે કોઇવાર તેથી પણ થોડાં લાંબાં હોય છે. પાનની મુખ્ય ડીટડી તળિયે વખતે સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી ને આગળ જતાં પાતળી થતી હોય છે. એ ડીટડીપર છેટે છેટે પાનની સામસામી જોડીઓ આવેલી હોય છે, અને ઘણીવાર એ ડીટડીને ટેરવે પણ એ જોડીમાંનાં એક પાન જેવું પાન આવેલું હોય છે. મુખ્ય ડીટડીપર આવેલી પાનની તમામ ડીટડીઓ સાંધાવાળી હોય છે. પાનની મુખ્ય ડીટડીપર બીજી સામસામી એથી નાહાની બાર ડીટડીઓ આવેલી હોય છે. તે લીંબડાની સળી જેવી પાતળી હોય છે. એ દરેક ડીટડીપર પાછી સામસામી ૪ થી ૮ ડીટડીઓ એથી નાહાની આવેલી હોય છે. અને એ ડીટડીઓપરની પાનની ૧ થી ૩ જોડીપર વળી નાહાની ડીટડીઓ પણ આવેલી હોય છે. ને તેપર સામસામાં અક્કેક નાહાનાં પાન (leaflets) આવેલાં હોય છે. પાનની ડીટડીઓને છેડે ઘણુંકરી અક્કેકું નાહાનું પાન (leaflet) આવેલું હોય છે. એ નાહાનાં પાન (leaflets)ની ડીટડીઓ ટુંકી હોય છે. એ પાન ½ થી ૨ ઈંચ લાંબાં ને ૩ લાઇનથી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે લંબગોળ કે ગોળાઇલેતાં અથવા બન્ને છેડે જરા સાંકડાંથતાં હોય છે. તે જાડાં, ટેરવે ગોળાઈ લેતાં, ખાંચવાળાં બુઠ્ઠાં હોય છે. ડીટડી પાસે પાનની કોર ઘણુંકરી જરા વિષમ હોય છે. અને ટેરવાંપરનાં છેવટનાં પાનની કોર ડીટડી પાસે ઘણુંકરી સાંકડીથતી હોય છે. પાનની બન્ને સપાટીએ વખતે સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. તેની ઉપરની સપાટી ફીકા લીલા રંગની અને નીચેની વિશેષ ફીકી હોય છે.

**ઉપપાન**–ની જગોએ ઘણુંકરી નાહાનાં સંયુક્ત પાન અને એ નાહાનાં પાનની ડીટડીવચ્ચે સૂક્ષ્મ રસકુપ્પિ હોય છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસે પત્રકોણમાંથી ઘણુંકરી સ્લેટપેન કે પેનસીલ જેવા જાડા પુષ્પમંડપ નીકળેલા હોય છે. તે શાખા પ્રતિશાખાઓવાળા હોય છે. તે લીલા રંગના પણ વખતે તેપર જરા રાતી છાયા પણ હોય છે. તે ૩ ઇંચથી ૧ ફુટ લાંબા ને પાનની મુખ્ય ડીટડીની પેઠે થડમાં જાડા થયેલા હોય છે. તેપર ભૂરા વાળની ગીચ રૂંવાટી આવવાથી તે ભૂરા દેખાતા હોય છે. તેપર આવેલી શાખા પ્રતિશાખાઓ તેમજ ફૂલોની ડીટડી નીચે અક્કેક સૂક્ષ્મ બુઠ્ઠાં ટેરવાંવાળું પુષ્પપત્ર આવેલું હોય છે. જે પણ ભૂરા વાળની રૂંવાટીથી ભરાયલું હોય છે. ફૂલની ડીટડી નાહાની, રૂંવાટીવાળી, અને જરા વાંકવળતી હોય છે, તે ફૂલ ઉઘડી ગયા પછી જેવી શીંગ મ્હોટી થવા માંડે છે કે તે શીંગની સાથે નીચી નમી જાય છે.

ફૂલ ધોળાં, પણ ઘણુંકરી પીળાસલેતાં ધોળાં હોય છે. ને તેમાં વખતે જરા રાતી ટીશીઓ કે છાયા હોય છે. તેની વાસ જરા મધુરી પણ પાછળથી તીખી જણાય છે. ફૂલનો વ્યાસ ½ થી ૧ ઇંચ જેટલો હોય છે. ફૂલ ઉઘડે છે ત્યારે તેની પાંખડીઓ અનિયમિત રીતે ઉભી અને આડી થઈ રહેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં ને ઉપર છૂટાં હોય છે. તેનો જોડાયલો ભાગ એક સૂક્ષ્મ પ્યાલી જેવો બનેલો હોય છે, તે લીલા રંગનાં હોય છે. ને તેથી ઉપરના તેના પાંચે છૂટા છેડા પ્યાલીપરથી સાંધાવાળા હોય છે. તે રંગે ધોળા ને પાંખડીઓ જેવા દેખાતા હોય છે. તે ફૂલ ઉઘડ્યા પછી નીચા ઢળી જાય છે. એ પાંચ છેડામાંથી

૩ એક બાજુ, અને ૨ બીજી બાજુ, એમ બે બાજુએ ઢળેલા હોય છે. તેપર સફેદ કે ભૂરાવાળની રૂંવાટી હોય છે. તે પાંખડીઓથી નીચા ને તેથી આંતરે આવેલા હોય છે. તે લંબાઇપોહોળાઇમાં જરા એક બીજાથી વત્તાઓછા અને પાંખડીઓ કરતાં જરા સાંકડા હોય છે. તે ½ ઇંચ લાંબા અને ૧ થી ૧½ લાઇન પોહોળા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે એક બીજાંથી જરા નાહાની મ્હોટી ને છૂટી હોય છે, તે ધોળી, વા પીળાસલેતી ધોળી ને વખતે તેના નીચેના ભાગમાંથી રાતી ટીશીઓ કે છાયા આવેલી હોય છે. તે તળીએ સાંકડીથતી ને ઉપર પોહોળી હોય છે, તેનાં ટેરવાં ગોળાઈ લેતાં, બુઠ્ઠાં ને વખતે જરા સાંકડાંથતાં હોય છે. તે ૩ થી ૫ લાઇન લાંબી અને ૧½ થી ૨ લાઇન પોહોળી હોય છે. એક સૌથી મ્હોટી પાંખડી પુંકેસરોની પાછળ આવેલી હોય છે, અને એથી બે નાહાની પાંખડીઓ પુંકેસરોની બે બાજુએ અક્કેકી આવેલી હોય છે, અને તેથી બે નાહાની પાંખડીઓ પુંકેસરોની સામે આવેલી હોય છે. એ પાંચે પાંખડીઓ પું–અને સ્ત્રી–કેસરો કરતાં લાંબી હોય છે.

**પુંકેસરો**–૧૦ થી ૧૨ હોય છે. પણ ઘણે ભાગે ૧૦, વખતે ૧૧ અને કવચિતજ ૧૨ હોય છે, જ્યારે ૧૦ હોય છે ત્યારે ૫ પૂર્ણ અને ૫ અપૂર્ણ હોય છે. એ એક બીજાંથી આંતરે આવેલાં હોય છે. પણ જ્યારે પુંકેસરો ૧૧ કે ૧૨ હોય છે, ત્યારે પણ પૂર્ણ તો ૫ જ જોવામાં આવે છે, પણ અપૂર્ણ ૬ કે ૭ હોય છે. આમ હોય છે, ત્યારે સૌથી નાહાનાં પૂર્ણ પુંકેસરોની બાજુએ અક્કેક વધારાનું અપૂર્ણ પુંકેસર આવેલું હોય છે, અને ઘણીવાર એવું જોવામાં આવે છે કે સૌથી નાહાનાં ૧ પૂર્ણ પુંકેસરની જમણી બાજુ ૨ અપૂર્ણ પુંકસરો આવેલાં હોય છે, અને સૌથી નાહાનાં પૂર્ણ પુંકેસર તંતુની વચ્ચે અપૂર્ણ પુંકેસર હોતું નથી. પણ એમ પણ જોવામાં આવેલું છે કે એ ૨ પૂર્ણ પુંકેસરો વચ્ચે ૧ અને તેની બાજુએ બબ્બે અપૂર્ણ પુંકેસરો હોય છે. એટલે એવી રીતે બધાં કેસરો ૧૧ થી ૧૨ હોય છે.

પૂર્ણ પુંકેસરો જે ૫ હોય છે, તે પાંચે એક કોર થોડાં ઘણાં વાંકાં વળેલાં હોય છે, અને તેઓની વચ્ચે સ્ત્રીકેસર આવેલી હોય છે. આ પાંચ પુંકેસરો પૈકીનું ૧ સૌથી લાંબું કેસર સ્ત્રીકેસરની પાછળ આવેલું હોય છે, અને એથી ૨ જરા નાહાનાં કેસરો સ્ત્રીકેસરની બાજુએ અક્કેક આવેલું હોય છે, અને ૨ સૌથી નાહાનાં કેસરો સ્ત્રીકેસરની આગળ આવેલાં હોય છે. પુંકેસરતંતુઓ પીળા રંગના હોય છે. તે તળિયે જરા જાડા, રાતી છાયાલેતા ને ધોળી રૂંવાટીવાળા હોય છે. એ પાંચે પૂર્ણ પુંકેસરોના તંતુઓને મથાળે પીળા રંગના પરાગકોષ હોય છે. તેમાં પરાગરજ પણ પીળી હોય છે. પરાગકોષ ફૂલની કળીમાં લંબગોળ હોય છે. પણ ફૂલ ઉઘડયા પછી જ્યારે એની પોલ ઉઘડે છે ત્યારે એનો આકાર ગોળાઇલેતો થઇ જાય છે. એ બંને સ્થિતિએ પરાગકોષ પુંકેસરતંતુઓની અણીપર વચમાંથી જરા ચાતરીને ધરાયલા હોય છે. એટલે તે એરડા કે કમળનાં પાનની પેઠે **ઢાલ જેવા** (peltate) કહી શકાય છે.

અપૂર્ણ પુંકેસરો પૂર્ણકેસરો કરતાં ઝીણાં ને ટુંકાં હોયછે. તે ઉપર ધોળાસ લેતા રંગનાં ને મથાળે પરાગકોષ વગરનાં હોય છે. વખતે તેઓને મથાળે જરા સૂક્ષ્મ બિંદુ જેવું ચિહ્ન હોય છે, અને ઘણીવાર સૌથી નાહાનાં ૨ પૂર્ણ પુંકેસરોની વચ્ચે જે ૧ અપૂર્ણ પુંકેસર આવેલું હોય છે તેને મથાળે ધોળા રંગની, જરા જાડી, લાંબી અને સાદી અણી હોય છે.

**સ્ત્રીકેસર**–૧–હોય છે. તે પુંકેસરો કરતાં જરા લાંબી ને તેઓની પેઠે વાંકલેતી હોય છે. તેનો ગર્ભાશય ચઢેલો, ઉભો, રતાસલેતા રંગનો ને સફેદ રૂંછાળવાળો હોય છે. નલિકા ધોળા રંગની, વાંકવળેલી ને રૂંછાળવાળી હોય છે. તેને મથાળે સૂક્ષ્મ છિદ્ર જેવું મુખ હોય છે.

શીંગ–(ફલ)-૮ થી ૧૦ ઇંચ અથવા ૧ થી ૧¼ ફુટ લાંબી અને ½ થી ૧ ઇંચ જાડી હોય છે. તેને તળિયે ભૂરા રંગની સ્લેટપેન જેવી જાડી ડીટી હોય છે. શીંગ ડીટી પાસે જરા સાંકડી અને ટેરવે પણ સાંકડી થતી હોય છે. તે લીસી, ફીકાલીલા રંગની ને વખતે જરા જાંબુડી છાયાલેતી પણ હોય છે. તેપર ઉભી ૯ નસો અને ૩ થી ૬ ખુણા હોય છે. તે ૩–પડવાળી અને મીઠાસરગવાની શીંગ કરતાં ઘણી ઓછી મરડાયલી અથવા સીધી હોય છે. તે પાકીને ૩ ખુણેથી ઘણુંકરી ઉભી ચીરાય છે. અને તેમાંથી બીજ બહાર આવે છે. શીંગ અંદરથી પીળાસલેતી લીલી હોય છે. અને તેમાં ૩ પડની વચ્ચોવચ્ચ એક ઉભી ધોળી નસ હોય છે. શીંગ અંદરથી જરા ચીકણી હોય છે; તેમાં બીજ ઘણાં હોય છે. તે એવી રીતે એક બીજાંની પાસે પાસે ગોઠવાયલાં હોય છે કે, તે બીજના ત્રણે છેડાની ત્રણ સીધી લીટીઓ થઈ રહેલી હોય છે. શીંગને તોડતાં તેની વાસ તીખી અને સ્વાદ કડવો ને રાઈ જેવો તીખો લાગે છે.

**બીજ**–લીલાસલેતા પીળા રંગનાં હોય છે. તેનાપર ત્રણ પાતળા છેડા (wings) હોય છે. બીજ ½ થી ⅔ ઇંચ લાંબાં અને ૨½ થી ૪ લાઇન પોહોળાં હોય છે. તેના છેડા લાંબા ટુંકા હોય છે, કેમકે તેના

છેડાઓ શીંગમાં એક બીજાં બીજના છેડા ઉપર તળે આવી થોડા ઘણા દબાયલા હોય છે. બીજ નરમ અને પોચાં હોય છે. તેની વાસ અને સ્વાદ શીંગને મળતાં હોય છે. બીજની ઉપરના છેડા ને પડ કાઢી નાખતાં અંદરથી તે લીલું લીસું ને ચળકતું નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ અને**
**૬–ઉપયોગ** } –મીઠા સરગવા જેવા છે.

**૭–સ્થાનક**–ડુંગર અને કાદીવાળી જમીનમાં એનાં ઝાડ ઉગે છે. એ કોંકણુ, સિંધ અને રજપુતસ્થાનમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–આ સરગવાની શીંગો ઘણી કડવી હોય છે, માટે એને **કડવો સરગવો** કહે છે. એની શીંગો કડવી હોય છે, તોપણ તે મીઠા સરગવાની શીંગો સાથે ભેળવીને લોકો બજારમાં વેચવા લાવે છે, ને તે વપરાય પણ છે. ધોળા સરગવાનું મૂળીયું જે ભાવપ્રકાશમાં વધારે દંભક લખેલું છે તે ઘણુંકરી આ સરગવાનું મૂળીયું હશે.*

## મીઠા અને કડવા સરગવાનો મુકાબલો.

### મીઠો સરગવો.

૧–પાન નાહાનાં હોય છે.
૨–ફૂલની વાસ વિશેષ મધુરી હોય છે.
૩–ફૂલમાં રાતી છાયા વિશેષ ને થોડી પીળી હોય છે.
૪–ફૂલ જરા મ્હોટાં હોય છે.
૫–શીંગો લાંબી, પાતળી, નરમ અને વિશેષ મરડાયલી હોય છે, તે ટેરવે વિશેષ સાંકડીથતી અણીદાર હોય છે.
૬–પુષ્પમંડપ, ફૂલની ડીટડી અને પુ૦ બા૦ કોષપર વાળની આછી રૂંવાટી હોય છે.
૭–શીંગો મીઠી થાય છે, કવચિત કડવી હોય છે.
૮–બાગો અને વાડીઓમાં વાવવામાં આવે છે.

### કડવો સરગવો.

૧–પાન મ્હોટાં હોય છે.
૨–ફૂલની વાસ વિશેષ મધુરી હોતી નથી.
૩–ફૂલમાં વિશેષ પીળી છાયા ને થોડી રાતી હોય છે.
૪–ફૂલ જરા નાહાનાં હોય છે.
૫–શીંગો ટુંકી, જાડી, અને સખ્ત હોય છે. તે કવચિતજ મરાડાયલી અને ટેરવે સેહેજ સાંકડી થતી ને સૂક્ષ્મ ટુંકી અણીવાળી હોય છે.
૬–પુષ્પમંડપ, ફૂલની ડીટડી અને પુ૦ બા૦ કોષપર વાળની રૂંવાટી વિશેષ હોય છે.
૭–શીંગો કડવી થાય છે, કવચિતજ ઓછી કડવી હોય છે.
૮–પોતાની મેળે જંગલોમાં ઉગે છે.

* પોરબંદર સ્વસ્થાનમાં કડવા સરગવાનાં ઝાડો બરડા ડુંગરમાં છુટાંછવાયાં ઉગે છે. તોપણ તે આદિત્યાણા અને રાણાવાવ જંગલની પાઉની કાદી અને ખડાવાળી જમીનમાં વિશેષ ઉગતાં જેવામાં આવે છે. પોરબંદર તલપતની આસપાસ ખાપટ અને કોલીખડા ગામની કાદીવાળી જમીનના વાડાઓમાં તેમજ ઓડદર ગામથી ઉગમણી દિશાએ ધેડમાં **શીરોડોટોબરો** એ નામની કાદીવાળી ટેકરીપર તેની પૂર્વ બાજુએ **કડવા સરગવાનાં** ઝાડો ઘણાં ઉગે છે.

---

## ૩૬–N. O. LEGUMINOSÆ.

## વર્ગ–લેગ્યુમિનોસી.

આંબલી, આવળ, અગથીઆ, બીયાં, બાવળ, ખેર અને ગોરડ વગેરે બહુધા **શીંગોવાળાં** વનસ્પતિનો વર્ગ. એને **શિંબીવર્ગ** કહિયે તો ચાલે.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—આ વર્ગ નં૦ ૧૬ વાળા **માહ્વેસી** અર્થાત્ ભીંડાના વર્ગ કરતાં ઘણો મ્હોટો અને ઉપયોગી છે. ભીંડાના વર્ગમાં આજ સુધી ૭૦૦ જાતની જૂદી જૂદી વનસ્પતિ નોંધાએલી છે, જ્યારે આ **લેગ્યુમિનોસી** અર્થાત્ બાવળના વર્ગમાં આજ સુધી ૭,૦૦૦ જાતની જૂદી જૂદી વનસ્પતિ વનસ્પતિશાસ્ત્રવેત્તાઓના જાણ્યા ને જેવામાં આવેલી છે. આ વર્ગ બીજા વર્ગો કરતાં ઘણો પસરાયલો છે. એટલે આ વર્ગની વનસ્પતિ ઘણી જગોએ મળી આવે છે. તેમાં પણ **પતંગીઆં જેવાં** ફૂલવાળી વનસ્પતિ ઘણુંકરી સર્વ જગોએ થાય છે. આ સ્વસ્થાનમાં પણ બીજી તમામ જાતની વનસ્પતિ કરતાં આ વર્ગની વનસ્પતિની ઘણી જાતો ઉગે છે.

આ વર્ગમાં ૨ થી ૪ ઇંચ જેટલા નાહાના છોડવાઓથી લઇ ૫૦ થી ૧૦૦ ફીટ ઉંચાં વૃક્ષો થાય છે. આ વર્ગમાં ૨ થી ૪ ઇંચથી લઈ ૫૦ થી ૧૦૦ ફીટ લાંબા વેલાઓ પણ જેવામાં આવે છે. આ વર્ગમ આવેલી વનસ્પતિ ૨ થી ૪ માસથી લઈ ૫૦ થી ૧૦૦ કે તેથી વધી ૫૦૦ થી ૧,૦૦૦ વર્ષ સુધી જીવનારી પણ હોય છે. આ વર્ગની વનસ્પતિમાં તરેહવાર બનાવટ અને આકારનાં પાન આવે છે. આ વર્ગની કોઈ વનસ્પતિનાં પાન અર્ધપારદર્શક, તો કોઇમાંનાં પાનની માત્ર નસો જ તેવી હોય છે. કોઇનાં પાનમાં અર્ધપારદર્શક છાટણાં હોય છે. આ વર્ગની ઘણીક વનસ્પતિનાં પાન દિવસે જાગૃત થઈ રાત્રે બીડાઈ જાય છે, અર્થાત્ નિદ્રાવશ થાય છે. આ વર્ગની કેટલીક વનસ્પતિનાં પાનને અડકવાથી અથવા સહેજ ફુક મારવાથી તે મીંચાઈ જાય છે, અર્થાત્ કોઈ રીસાઇ જવું હોય તેમ પાન સંકોચાઈ જાય છે. તેપરથી આ વર્ગમાંની

કેટલીક વનસ્પતિને **રીસામણી** કહે છે. આ વર્ગની કોઇ વનસ્પતિનાં પાન સાદાં તો કોઇનાં સંયુક્ત, કોઇનાં ત્રણ પાનના ત્રેખડા જેવાં તો કોઇનાં પક્ષીઓનાં પીછાં જેવાં થાય છે. કોઇના ત્રણ પાનના ત્રેખડામાંનું વચલું પાન પોતાનું રૂપાન્તર બદલાવી **તંતુ** કે **પકડ** (tendril) જેવું થઇ જાય છે, જે ઝાડવાં વગેરેને પકડી વેલાને તેપર ચઢાવે છે.

આ વર્ગમાં ફૂલોની રચના અને રંગરૂપ પણ વિવિધ અને સાનંદાશ્ચર્ય કરે તેવાં હોય છે. આ વર્ગની કોઇ વનસ્પતિમાં ડીટડી વગરનાં નાહાનાં ફૂલો તો કોઇમાં લાંબી ડીટડીપર આવેલાં, કોઇમાં સાદી ડીટડીપર તો કોઇમાં સંયુક્ત ડીટડીપર તે નીકળેલાં હોય છે. આ વર્ગમાં કેટલીક વનસ્પતિનાં ફૂલોનો આકાર પતંગીઆં જેવો, કેટલીકમાંનાં ફૂલોનો ઉડતી મધમાંખ કે ભ્રમર જેવો, તો કેટલીકમાંનાં ફૂલોની રચના દડી કે ગેંદ જેવી, અને કેટલીક વનસ્પતિનાં ફૂલોની તે વાળની સાદી પીછી કે કલંગી જેવી હોય છે. પતંગીઆં જેવા આકારનાં ફૂલોની કળીનો આકાર વળી ઘણુંકરી શુડાની વાંકી ચાંચ જેવો હોય છે. ફૂલના રંગ પણ આ વર્ગમાં ઘણું કરી સઘળા મળી આવે છે. કેટલાંક ફૂલોનો રંગ ધોળો, તો કેટલાંકનો આસમાની, કીરમજી, સિંદૂરિયા, ગુલાબી, પીળો, ફૂલગુલાબી, અને કેસરીઆ વગેરે હોય છે. એટલું જ નહિ પણ ઘણા મિશ્ર રંગોપણ એક જ વનસ્પતિનાં ફૂલોમાં ઘણીવાર જોવામાં આવે છે. વળી ½ ઇંચથી ૨ થી ૬ ઇંચ લાંબાં ફૂલ પણ આ વર્ગમાં દૃષ્ટિયે પડે છે.

આ વર્ગમાં ફલ પણ તરેહવાર કદ અને આકારનાં હોય છે. તેમાં ઘણે ભાગે જાડી કે પાતળી શીંગો થાય છે, તે ½ ઇંચથી ૨કે ૪ ફીટ લાંબી અને 1/16 ઇંચથી ૪ ઇંચ પોહોળી હોય છે. વળી અજાયબ જેવું એ છે કે 1/12 ઇંચ જેટલાં બારીક ફૂલમાંથી ૪ ફીટ લાંબી શીંગ પણ થાય છે.

## વર્ગનું ખાસ વર્ણન.

આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં, વેલા અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિને પાન ઘણુંકરી આંતરે આવે છે. તે સાદાં અથવા ત્રણ પાનનો ત્રેખડો અથવા પક્ષીની પાંખની પેઠે એકવાર વિભાગિત થયેલાં કે એકથી વધારે વાર વિભાગિત થયેલાં અર્થાત્ સંયુક્ત હોય છે. પાનની ડીટડી પાસે ઉપપાન ઘણુંકરી હોય છે એટલું જ નહિ પણ પાનનાં દલ (leaflets) પાસે પણ બહુધા સૂક્ષ્મ **ઉપ-ઉપપાન** (stipellæ) હોય છે. કોઇવાર પાનના ત્રેખડામાંનું વચલું પાન બાજુનાં બે પાન કરતાં વિલક્ષણ આકારનું અને ઘણું જ લાંબું હોય છે. અથવા તે એક તંતુ જેવું થઇ ગયેલું હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી કે ફૂલ પત્રકોણમાંથી અથવા પાનની સામી બાજુથી અથવા શાખાઓને છેડે આવે છે. પણ વિશેષ કરીને સાદી સળીપર અક્કેક ફૂલ આવેલું હોય છે. અથવા પુષ્પ ધારણ કરનારી સળી શાખા પ્રતિશાખાઓવાળી થઇ મથાળે પુષ્પ ધારણ કરે છે. **પુષ્પપત્રો** (bracts) અને **ઉપ-પુષ્પપત્રો** (bracteoles) એ બન્ને ઘણુંકરી આવે છે. ફૂલ બહુધા **નિયમવિરૂદ્ધ** (irregular), (અર્થાત્ અસમાન એટલે એક જ ફૂલમાં નાહાની મ્હોટી પાંખડીઓ હોય તેવાં) **સ્ત્રીપુંસંયોગી** (hermaphrodite) એટલે નરમાદા ભેળાં, અને ભાગ્યેજ **નૈયમિક** (regular), (અર્થાત્ સમાન એટલે એક ફૂલમાંની બધી પાંખડીઓ એકસરખા કદ અને આકારની, એટલે નાહાની મ્હોટી નહિ એવાં) અથવા **બહુજાતીય** (polygamous) (અર્થાત્ નર, માદા, અને સ્ત્રીપુંસંયોગી ફૂલો એકજ વનસ્પતિપર કે જૂદી જૂદીપર હોય તેવાં) હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે **અવિભક્ત** એટલે એક બીજાં સાથે જોડાયલાં, અથવા **વિભક્ત** એટલે છૂટાં હોય છે. તે બહુધા **અસમાન** એટલે નાહાનાં મ્હોટાં હોય છે, અને કોઇવાર તે જોડાઇને તેના માત્ર બેજ ઓષ્ટ દેખાતા હોય છે. (જુઓ અગથીયાનાં ફૂલ-Sesbania Grandiflora નં૦ ૧૫૮)

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, (ભાગ્યેજ તેથી ઓછી હોય છે.) તે ઘણુંકરીને એકબીજાંથી છૂટી અને **અસમાન** એટલે નાહાની મ્હોટી હોય છે.

**પુંકેસરો**-બહુધા ૧૦ હોય છે, (ભાગ્યેજ ૧૦ થી ઓછાં કે વધારે હોય છે.) તે સ્ત્રીકેસરની આજુબાજુ અથવા તેને તળિયે આવેલાં હોય છે. પુંકેસરના તંતુઓ છૂટા અથવા કેટલીક રીતે એકબીજા સાથે જોડાયલા હોય છે; પરાગકોષ એ પોલવાળા અને બહુધા હમેશ ઉભા ઉઘડનારા હોય છે.

**સ્ત્રીકેસર**-ગર્ભાશય છૂટો; નલિકા સાદી નળી જેવી, ગોળ ને ઘણુંકરી નીચી નમતી; સ્ત્રીકેસરાગ્રમુખ નલિકાને મથાળે ગોળ અથવા કલમત્રાસ આવેલું હોય છે; ગર્ભાશયમાં ૧ અથવા વધારે આદિબીજ આગલી શીવણ (ventral suture) પર આવેલાં હોય છે.

**ફલ**-ઘણુંકરી શુષ્ક શીંગ હોય છે, તે આગલી પાછલી બન્ને શીવણ (ventral and dorsal sutures) ઉપરથી ચીરાઇને ઉઘડે છે; અથવા કેટલીક શીંગો પોતાની મેળે ઉઘડતી નથી અને કેટલીક શીંગો

એક બીજવાળા સાંધાઓવાળી હોય છે, તે દરેક સાંધેથી ટુટીને છૂટી પડે છે. જુવો સાલવણુ નંબર ૧૭૩.

**બીજ**–ઘણુંકરી લીસાં, ચળકતાં અને કઠણુ કવચવાળાં હોય છે. તેમાનાં ઘણાં ખરાં કવચની ઉપર રાતું, ધોળું, કાળું કે તરેહવાર સુંદર રંગની બાનકવાળું અસ્તર કે પડ હોય છે. ( રાતાવાલ અને ચણોઠી, એ બીજ આવા કવચ અને પડવાળાં હોય છે, તે સૌના જાણ્યામાં છે).

આ વર્ગમાં મુખ્યત્વે કરીને ત્રણ જાતનાં ફૂલો આવે છે. ને તેપરથી આ વર્ગના ત્રણ **ઉપવર્ગો** કરવામાં આવેલા છે.

ઉપવર્ગ–૧ લો—Papilionaceæ.–આ ઉપવર્ગમાં ફૂલ **પતંગીઆં** જેવા આકારનાં હોય છે. તેમાં પાંખડીઓ **નિયમવિરૂદ્ધ અર્થાત્** નાહાની મ્હોટી, ઉપરા ઉપર આવેલી, મુખ્ય પાંખડી (standard) સૌથી ઉપર અને સૌથી બહાર (ઘણુંકરી સૌથી મ્હોટી) આવેલી; અને બીજી ચાર પાંખડીઓ સામસામી બે જોડીએ આવેલી હોય છે. પુંકેસરો **નિશ્ચિત** (Definite) (અર્થાત્ સમસંખ્યાવાળાં એટલે એક જાતની વનસ્પતિનાં તમામ ઝાડોનાં બધાં ફૂલોમાં એક સરખી સંખ્યાવાળાં) હોય છે.

આ ઉપવર્ગમાં—અડદીઓ, અડબાઉસણુ, અડબાઉમેથી, કૌચા, ખાખરો, ખેતરાઉગદબ, ગળી, ગુવાર, ગરણી, ગુંજા, ચણા, જયતિ, જવાસો, જેઠીમધ, તરવારડી, તુવર, દારીઆવેલ, પનરવો, પીઠવણુ, ફગીઓ અથવા વિદારીકંદ, મખમલીફગીઓ, બાબચી, ભાખો, મગી, મગામડી, મેથી, વાલીઓવેલો, વાલોળ, સરપંખો, સમેરવો, શણુ, શાલવણુ, શીસમડી, અને એ વગેરે ઘણી વનસ્પતિ આવેલી છે.

આ પતંગીઆં જેવાં ફૂલોમાં પાંખડીઓની ગોઠવણુ નીચે પ્રમાણે હોય છે. અને તેપરથી તેઓને જૂદાં જૂદાં નામો આપવામાં આવેલાં છે. આવાં ફૂલોમાં ( દાખલા તરીકે અગથીયા અથવા ખાખરાનું ફૂલ—જુઓ, અગર તે ન હોય તો વાલોળ કે વટાણાનું ફૂલ ચાલશે.) પાંચ પાંખડીઓ હોય છે તેમાં સૌથી ઉપરની અને બહારની મ્હોટી પાંખડીને **મુખ્યપાંખડી** અથવા **પતાકા** (standard); તેની અંદરની બાજુઓની બે પાંખડીઓને **પાંખ** (wings); અને સૌથી અંદરની નીચલી બે પાંખડીઓ જે થોડી ઘણી નીચેની કોરથી જોડાઇને નાવનાં તળિયાં કે કોંકણી હોડી જેવી દેખાતી હોય છે તેને **હોડી** (keel) કહે છે.

ઉપવર્ગ–**બીજો**–Cæsalpinieæ. આ ઉપવર્ગમાં ફૂલ **ઉડતી મધમાંખ** અથવા **ભ્રમર** જેવા આકારનાં હોય છે. તેમાં પાંખડીઓ ઉપરાઉપર, જરા નાહાની મ્હોટી, અને સૌથી ઉપરની પાંખડી ફૂલની કળીમાં છેક અંદર આવેલી હોય છે. પુંકેસરો **નિશ્ચિત** હોય છે.

આ ઉપવર્ગમાં અશોક, આવળ, આંબલી, આસુંદ્રો કાકચ, કુવાડીઓ, કાસુંદ્રી, ગરમાળો, ગુલમોર, ગુલતુરી, રામબાવળ, અને સીધસરો વગેરે વનસ્પતિ આવેલી છે.

ઉપવર્ગ–૩ જો–Mimoseæ આ ઉપવર્ગમાં એક દંડી કે ગેંડ અથવા **પીંછી** કે કલંગી જેવી પુષ્પ રચનાની અંદર ઘણાં પાસે પાસે સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. તેમાં પાંખડીઓ સમાન અર્થાત્ સરખી ( નાહાની મ્હોટી નહિં ) હોય છે. તેની કોર પાસે પાસે આવેલી, અને તે તળિયાં ઉપરથી જોડાયલી હોય છે. પુંકેસરોની સંખ્યા **નિશ્ચિત** અથવા **અનિશ્ચિત** હોય છે.

આ ઉપવર્ગમાં એકાદશી (Inga dulcis), ખીજડો, ખેર, ગોરડ, બાવળ, મોર ઢુંઢીયું, રીસામણી, રાતાવાલ, શીરસ આદિ વનસ્પતિ આવેલી છે.

આ વર્ગની વનસ્પતિ મનુષ્ય, પશુ, પક્ષી અને બીજા કીડી મંકોડી જેવા જીવ જંતુઓ આદિને ખોરાક તરીકે ઘણી કામ આવે છે.

ગળીનો રંગ જે જગ ઝાહેર છે તે પણ આ વર્ગની વનસ્પતિ (ગળીના છોડ–Indigofera tinctoria) માંથી નીકળે છે. તેમ જ રંગનાં કામમાં આવતાં ખાખરો, પતંગ અને રતાંજલીનાં ઘણાં ઉપયોગી ઝાડો પણ આ વર્ગનાં છે.

મજબૂતી માટે વખણાયલો **ખેર,** બળતણ માટે પ્રખ્યાત થયેલો **બાવળ,** તેમ જ ઘર શૃંગારની ચીજો અને કોતર કામ માટે પ્રસિદ્ધિ પામેલો **શીસમ** પણ આ વર્ગમાં દાખલ છે. અત્યંત ઉપયોગી **આંબલીનું વૃક્ષ** અને દોરડાં બનાવવાનું **શણુ** પણ આ વર્ગમાં આવેલાં છે. દવા તરીકે કામ આવતી પણ ઘણી ખરી વનસ્પતિ આ વર્ગમાં મળી આવે છે. ટુંકામાં ઘણી જ ઉપયોગી અને ચાલુ વપરાસની વસ્તુઓ આ વર્ગની વનસ્પતિ પુરી પાડે છે.

સાધારણુ રીતે આ વર્ગની વનસ્પતિ **ઝેરી** ગણાય છે. તોપણ ઘણીમાં ગ્રાહિ, પૌષ્ટિક, ઉપલેપક, શીતલ, રેચક, પાચક, ચિરગુણકારીપૌષ્ટિક, લોહી સુધારનાર, મૂત્રલ, સારક, અને વાત, કફ, પિત્ત, કુષ્ટ તથા જ્વરઘ્ન ગુણો રહેલા ગણવામાં આવે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી )–ઉપવર્ગ ૧ લો પતંગીઆં જેવાં ફૂલ.

### નંબર. ૧૨૧.

**૧–શાસ્ત્રીયનામ**–Heylandia latebrosa.

દૃષ્ટાન્ત–H. II. p. 65; N. p. 75.

**૨–દેશીનામ**–અડદીઓ (પો+ગુ૦).

**૩–વર્ણન**–અડદીઆના છોડવા ચોમાસે ઘણા ઉગેછે. તે જમીનપર છાતળાંની માફક પથરાયલાં હોય છે.

તેની શાખાઓ જાડા દોરા કે ઝીણી સુતળી જેવી પાતળી, લાંબી અને બબે ફાંટાયતી નીકળેલી હોયછે. તેનાં છાતળાં ૬ ઇંચથી ૧ ફુટ કે વખતે બે-અઢી ફીટ જેટલાં પણ લાંબાં હોય છે. એની ડાંડી ઘણીવાર હોતી નથી અને હોય છે ત્યારે સુતળી જેવી જાડી હોય છે. ડાંડી અને શાખાઓ ઉપર લાંબા, નરમ ને ધોળા વાળની રૂંછાળ હોય છે. શાખાઓ ફીકા લીલા કે રતાસલેતા રંગની, અને કોમળ શાખાઓ ઘણુંકરી રાતા રંગની હોય છે. તેનાપર ભૂરા લાંબા વાળની વિશેષ રૂંછાળ હોય છે. એના છોડવાઓ શ્રાવણ ભાદરવે સુંદર સુધારેલાં બારીક ઘેરા લીલા રંગનાં પાન અને પીળાં ફૂલોથી ગરકાવ થઇ વિસ્તૃત મેદાનોપર છવાયલા હોય છે, ત્યારે તેનો દેખાવ ઘણોજ મનોહર લાગે છે. એનાં ફૂલ સાંજની વખતે ઉઘડે છે.

**મૂળ**–એનું મૂળ ડાંડી જેવું જાડું અને કેટલાક રેસા જેવા બારીક ફાંટાઓવાળું હોય છે.

**પાન**–આખા છોડવાપર એકસરખી અંતરાઇએ આંતરે આવેલાં હોય છે. તે એક સરખા આકારનાં અને પાસે પાસે આવવાથી બહુ સુંદર લાગે છે. પાનનો સાધારણ આકાર વડનાં પોહોળાં પાન જેવો લાગે છે. પણ ડીટડી પાસે તેની અંદરની કોર ટુંકી અને બહારની લાંબી હોય છે. તેની ડીટડી બહુ સૂક્ષ્મ હોય છે. પાન ½ થી ¾ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૩ લાઇન પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટીપર વખતે વાળની રૂંછાળ હોય છે. પણ વિશેષ કરીને તેની કોરપર ધોળા લાંબા જરા સખ્ત વાળની હાર આવેલી હોય છે. કોમળ પાનપર ભૂરાસલેતા વાળની ગીચ રૂંછાળ હોય છે. પાનને આ-ઇગ્લાસમાં જોતાં તે અર્ધપારદર્શક જેવાં દેખાય છે. અને તેની બન્ને સપાટીપર અત્યંત સૂક્ષ્મ બિંદુઓ જોવામાં આવે છે.

**ફૂલ**–ઘણુંકરીને દરેક પત્રકોણમાંથી એકેકું પીળા રંગનું ફૂલ નીકળેલું હોય છે. તે ½ ઇંચ લાંબું હોય છે, તેની ડીટડી ઘણી સૂક્ષ્મ પાનની ડીટડી કરતાં પાતળી અને વાળની ગીચ રૂંછાળથી ભરાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. એ પાંચે પત્રો જોડાઇને તેના ત્રણ દાંતા એક બાજુ અને બે બીજી બાજુ દેખાતા હોય છે. તે લાંબા અને ટેરવે અણીયતા હોય છે. તે દરેકપર પાછળની બાજુ ત્રણ ઉભી નસો અને લાંબા ભૂરા વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં લાંબી હોય છે. તેની મુખ્ય પાંખડી વચમાં ઘણી પોહોળી અને બન્ને છેડે જરા સાંકડી થતી હોય છે. તેનાપર બહુ સુંદર ઉભી લીટીઓ આવેલી હોય છે. બાજુની બે પાંખ પાંખડીઓ તેનાથી ટુંકી અને છેક અંદરની બે હોડી પાંખડીઓ ઘણી સાંકડી અને જોડાયલી હોય છે, ને તેને મથાળે લાંબી અણી હોય છે.

**પુંકેસરો**–૧૦, તે એક ગુચ્છ થયેલાં હોય છે. તેની નળી મથાળે વિભાગિત હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૧ પોલવાળો, નલિકા દોરા જેવી પાતળી, લાંબી, ને મથાળે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–(ફલ)–૧½ થી ૨ લાઇન લાંબી, અને ૧ થી ૧½ લાઇન પોહોળી હોય છે. તે જરા ચપટી અને તેને મથાળે સૂક્ષ્મ વાંકી અણી હોય છે. શીંગ સુકાય છે ત્યારે પીળાસલેતા ભૂરા રંગની થઇ જાય છે. તેની સપાટીપર ભૂરા સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે. શીંગ સહેજ વાંક વળતી, અને તેમાં બે સૂક્ષ્મ બીજ હોય છે

**બીજ**–ચપટાં અને ભૂરા રંગનાં હોય છે. તે ઘણાં ચળકતાં અને પીળા ભૂરા રંગની બાનકવાળાં હોય છે. તેની કોરપર એક બાજુ ખાંચ હોય છે, અને તે ઘણાં કઠણ હોય છે.

**૪,૫×૬–ઉપયોગ**–એના છોડવાને વાટીને તેની લેપડી કઠણ ગડગુંબડાં ઉપર બાંધવામાં આવે છે. તેથી તે તરત પાકી જાય છે. અને નહિ રૂઝાતાં ચાંદાં અને ગડગુંબડાંપર બાંધવાથી તે તરત રૂઝાઇ જાય છે. અડદીઓ તમામ જાતનાં ઢોર ખાય છે. અને તે ખાધાથી દુઝણાં ઢોરમાં દૂધનો વધારો થાય છે. એમ રબારી લોકનું માનવું છે.

**૭–સ્થાનક**–કાદીવાળી જમીનમાં અને દરિયા કાંઠાના રેતાલ ઢસાઓ ઉપર એના છોડવાઓ જથ્થાબંધ ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં થાય છે.

**૮–વિ. વિવેચન**–અડદીઆના છોડવા ચોળવા અને ચાવવાથી તે ઘણા ચીકણા લાગે છે, અને એની શીંગનો આકાર અડદની ફાડ જેવો દેખાય છે, તેપરથી એને અડદીઓ કહેતા હશે. ચોમાસે પહેલો વરસાદ થતાં જ એના છોડવા ઉગી આવે છે, અને તે તરત વધી જાય છે, એટલે ઢોરોને ચોમાસે ઘાસ કરતાં આ ચરીઆણ વેહેલું મળી શકે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર. ૧૨૨.

**૧–શાસ્ત્રીયનામ**–Crotalaria juncea.

દૃષ્ટાંત–H. II. p. 79; N. p. 76; Watt. II. p. 595; રૂ. નિ. પા. ૯૫.

**૨–દેશીનામ**–શણ (પો+ગુ૦); ताग, सन (म०); सन, सनी (हिं०); घंटारवा, शणः (सं०).

૩ વર્ણન–શણના છોડવા આ તરફ ઘણુંકરી વાવવામાં આવતા નથી, તોપણ ચોમાસે બાગ અને વાડીઓમાં નેદ તરીકે તે પોતાની મેળે ઉગી આવેલા ઘણીવાર જોવામાં આવે છે, એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે. તે ૧ થી ૪ ફીટ ઉંચા હોય છે. તેમાંથી લાંબી, પાતળી કેટલીક શાખાઓ ઉંચી ચઢતી નીકળેલી હોય છે. ડાંડી સુતળીથી આંગળી જેવી જાડી, ઉભી હાંસો અને ભૂરા વાળની રૂંવાટીવાળી હોય છે. શાખાઓ પણ તેવી જ પણ તે સુતળી જેવી પાતળી હોય છે. પાન આંતરે આવેલાં, ઘણી જ ટુંકી ડીટડીવાળાં, બન્ને સપાટીએ ભૂરા ચળકતા વાળની રૂંવાટીવાળાં, લંબગોળ કે લાંબાં, અને સાંકડાંથતાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં કે અણીથતાં હોય છે. અને પાન પણ બહુધા બન્ને છેડે સાંકડાંથતાં હોય છે. પાન ૧½ થી ૩ કે ૪ ઇંચ લાંબાં અને ¼ થી ¾ કે ૧¼ ઇંચ પોહોળાં હોય છે.

ફૂલ–પુષ્પ ધારણ કરનારી શાખાઓ શાખાઓને છેડે ½ થી ૧ ફુટ લાંબી ઝીણી સુતળી જેવી પાતળી ભૂરા વાળની ગીચ રૂંછાળથી ભરાયલી આવેલી હોય છે. તેપર જરા છેટે છેટે પીળા રંગનાં પતંગીઆં જેવા આકારનાં ફૂલો ઘણુંકરી આંતરે આવેલાં હોય છે. એ દરેક ફૂલની ડીટડી નીચે સૂક્ષ્મ પુષ્પપત્રો અને પુ૦ બા૦ કોષની નીચે બે ઉપ–પુષ્પપત્રો આવેલાં હોય છે. તેપર પણ ગીચોગીચ લાંબી ભૂરી રૂંછાળ હોય છે.

પુષ્પબાહ્યકોષ–½ થી ¾ ઇંચ લાંબો તપખીરીઆ વાળની રૂંવાટી અને રૂંછાળથી ગીચોગીચ ભરાયલો ને પાંચ પત્રોનો બનેલો હોય છે. એનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં અને થોડે ઉપર તેના બે વિભાગ થયેલા હોય છે. એ બે વિભાગોમાંનો એક વિભાગ બે છેડાવાળો, અને ત્રીજો ત્રણ છેડાવાળો હોય છે. ત્રણ છેડાવાળાના ત્રણ વિભાગ મથાળે અને તળિયે જોડાયલા હોય છે, અને બે છેડાવાળા વિભાગના બન્ને છેડા જૂદા હોય છે. તે તળિયે પોહોળા, મથાળે સાંકડાથતા ને અણીદાર હોય છે.

પુષ્પાભ્યન્તરકોષ–ની પાંખડીઓ ૫, તે ચળકતી પીળા રંગની અને પુ૦ બા૦ કોષથી લાંબી હોય છે. તેની સૌથી ઉપરની પાંખડી તળિયે સૂક્ષ્મ ડાંડલી–(claw) વાળી અને મથાળે સહેજ સાંકડીથતી અને વચમાં ઘણી પોહોળી હોય છે, તે ઘણી પાતળી અને તેની અંદર સૂક્ષ્મ ઉભી નસોનું જાળીકામ બહુ સુંદર દેખાતું હોય છે. બાજુની બે પાંખડીઓ એથી નાહાની અને સાંકડી હોય છે. અને તેથી અંદરની બે પાંખડીઓ જોડાયલી અને મથાળે સૂક્ષ્મ અણી જેવી થયેલી હોય છે.

પુંકેસરો–એક ગુચ્છી હોય છે.



સ્ત્રીકેસર–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે ચળકતા ભૂરા વાળની રૂંવાટીવાળો આવેલો હોય છે. નલિકા તેને મથાળે વાંકવળેલી, એક બાજુ વાળની રૂંછાળવાળી અને મથાળે જરા કલમત્રાસ સૂક્ષ્મ મુખવાળી હોય છે.

શીંગ–(ફલ) ¾ થી ૧ કે ૧¼ ઇંચ લાંબી અને ૩ લાઇનથી ½ ઇંચ વ્યાસની હોય છે, તે ઉપસેલી અને મથાળે પોહોળી હોય છે, તેનાપર પીળાસલેતા તપખીરીઆ રંગના ચળકતા વાળની રૂંવાટી હોય છે. તે લંબગોળ ને તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે. શીંગમાં ૧૦ થી ૧૫ ચપટાં અને લીસાં બીજ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–વાન્તિકારક, ચિરગુણકારીપૌષ્ટિક અને પૌષ્ટિક.

૬–ઉપયોગ–શણનું મૂળીયું ઉલટી કરાવવામાં વપરાય છે. શણનાં પાનનો રસ તેલ સાથે મેળવી ચામડીનાં દરદોમાં ચામડીપર ચોપડવામાં આવે છે. શણનાં બીજ કેટલાક પૌષ્ટિક પાકોમાં વપરાય છે, તેમજ શણનાં બીનો કવાથ તાવ અને નબળાઇમાં અપાય છે. શણના છોડવામાંથી રેસા નીકળે છે. જે દોરડાં દોરી અને સુતળી તથા સણીઆંકપડાં બનાવવાના કામમાં વપરાય છે.

"શણથી ઉલટી થાય છે. મળ, ગર્ભ, રક્ત એનો પાત કરે છે, શરીરમાં આળસને મટાડે છે. એનાં ફૂલ પ્રદર, રક્તરોગને મટાડે છે. પત્રનો રસ કફ, વાત, તાવ, ગળાં તથા છાતીના રોગ એ સર્વેને મટાડે છે. શણનાં બીજ ઠંડાં છે, ગ્રાહિ છે, ભારે છે; ચરકસંહિતામાં શણનાં મૂળ ઉલટીમાં ગણ્યાં છે. તે મૂળથી ઉલટી થઇ ઘણા રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

૭–સ્થાનક–વર્ણનમાં આવી ગયું છે.

૮–વિ૦ વિવેચન–એની શીંગ તદન પાકી જાય છે ત્યારે તેની અંદરનાં બીજ તેમાં છૂટાં થઇજાય છે, તેથી શીંગને હલાવતાં છૂટાં બીજનો અવાજ ઘુઘરા જેવો આવે છે તે ઉપરથી એને ઘંટારવા કહે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૨૩.

૧–શાસ્ત્રીયનામ–C. Burhia.

દૃષ્ટાન્ત–H. II. P. 66; N. P. 76; Watt. II. P. 595.

૨–દેશીનામ–ખરસણ, વગડાઉસણ (પો૦+ગુ૦+કચ્છી); શીસ (હિં૦); રાનતાગ (મ૦); ક્ષુદ્રશણા (સં૦).

૩–વર્ણન–એના છોડવા એક ઝરડાં જેવા ઘણી શાખાઓવાળા ૧ થી ૨ ફીટ ઉંચા કે કોઇવાર વિશેષ મ્હોટા થાય છે. તેમાં ડાંડી ભાગ્યેજ હોય છે. પણ

ઘણુંકરી તેનાં મૂળને મથાળેથી ઉભી પાંસરી તરસા જેવી પાછળથી એકબીજાંમાં ગુંથાએલી, સુતળી જેવી જાડી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેપર પીળાસલેતા ભૂરા કે ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. પાન છેટેછેટે આંતરે આવેલાં હોય છે. તે લંબગોળ કે ભલ્લાકૃતિનાં, ફીકા લીલા રંગનાં, વાળની રૂંવાટીવાળાં, $\frac{1}{2}$ થી $1\frac{1}{2}$ ઇંચ લાંબાં હોય છે. પાન તરત ખરી જાય છે તેથી એના છોડવાપર ઘણીવાર પાન મુદ્દલ દેખાતાં નથી, અને ફૂલ-શાખાઓને છેડે પીળા રંગનાં; અને શીંગ-(ફ્લ)-શણની શીંગો જેવી આવે છે.

એના છોડવા ઉજડ કંકરેટ કે રેતાલ જમીનમાં ઉગે છે. ઘણીવાર ખેતરોને શેઢે, વાડીઓની વાડ પાસે, અને રસ્તાઓની બાજુએ એના છોડવા ઉગેલા જોવામાં આવે છે. એનું ખીલામૂળ ઘણું લાંબું અને જમીનમાં ઉંડું ઉતરેલું હોય છે. તે ઉલટી, ઉધરસ અને દમ ઉપર વપરાય છે. સોજા અને સંધિવા ઉપર તેનો લેપ કરવામાં આવે છે. "શાખાઓ અને પાન ઠંડાઇ માટે વપરાય છે." (વૅાટ). એની શાખાઓ ઢોર ખાય છે, અને એનાં સાવેણાં બનાવવામાં આવે છે.

એ કચ્છ, સિંધ, કાઠિયાવાડ અને પંજાબ તથા ખંભાત તરફ થાય છે.

કચ્છની રેતાલ જમીનમાં એના છોડવા ઘણા ઉગે છે. ત્યાં કેટલાક લોકો એને ભૂલથી **ખિપ** કહે છે. પણ **ખિપ** એ નામ (Leptadenia-spartium)નું છે. તે કચ્છમાં રેતીના ઢસાઓ ઉપર ઘણી ઉગે છે. તેમાંથી પણ ખરસણની પેઠે રેસાઓ કાઢવામાં આવે છે. જુઓ નંબર. **૩૫૫** ફુટનોટ.

---

## વર્ગ-( લેગ્યુમીનોસી ).

### નંબર ૧૨૪.

**૧-શાસ્ત્રીયનામ**-C. filipes.

દૃષ્ટાન્ત-H. II. p. 66; N. p. 75.'

**૨-દેશી નામ**—મખમલીઅડદીઓ (પો+ગુ૦).

**૩-વર્ણન-**મખમલીઅડદીઆના છોડવા વણ અડદીઆના છોડવા સાથે ચોમાસે ઘણા ઉગે છે, તે $\frac{1}{2}$ થી ૧ ફુટ લાંબા હોય છે. તે મખમલ જેવા સુંવાળા, લાંબા ગીચોગીચ વાળની રૂંછાળવાળા હોય છે. અને એનો દેખાવ સાધારણ રીતે અડદીઆના છોડવા જેવો હોવાથી એને **મખમલીઅડદીઓ** કહે છે. તે અડદીઆની સાથે ઢોરના ચારા તરીકે ઉપયોગમાં આવે છે. એની શીંગ લંબગોળ, અને ઉપસેલી હોય છે, અને તેમાં ૮ થી ૧૦ બીજ હોય છે. એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

## વર્ગ-( લેગ્યુમીનોસી ).

### નંબર ૧૨૫.

**૧-શાસ્ત્રીયનામ**-C. prostrata.

દૃષ્ટાન્ત-H. II. p. 67; Watt. II. p. 613.

**૨-દેશીનામ**-બેઠા ફટાકીઆ (પો+ગુ૦); છોટા ઝુનઝુન (હિં૦)

**૩-વર્ણન-**એના છોડવા ચોમાસે ઘાસની સાથે જમીનપર પથરાયલા હોય છે. તેમાં પીળા રંગનાં ફૂલ ને ૪ થી ૫ લાઇન લાંબી ૧૨ થી ૧૫ બીજવાળી શણની શીંગો જેવી ફુલેલી શીંગ હોય છે, તે ઘાસમાં ચાલતાં પગ નીચે દબાવાથી શીંગો ફાટતાં તેનો અવાજ ફટાકીઆ જેવો થાય છે, માટે એને **ફટાકીઆ** કહે છે.

એ ચરીઆણ ઘાસ સાથે વિશેષ ઉગવાથી ઢોરના ચારા તરીકે એનો ઉપયોગ કરવામાં આવે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૨૬.

**૧-શાસ્ત્રીયનામ**-C. evolvuloides.

દૃષ્ટાન્ત-H. II. p. 68.

**૨-દેશીનામ**-વેલારા ફટાકીઆ ( પો+ગુ૦ ).

**૩-વર્ણન-**એના છોડવામાં ૧ થી ૨ ફીટ લાંબી તાર જેવી પાતળી શાખાઓ નીકળે છે, તે લાંબી વધી ઘાસ વગેરેપર વેલાની માફક ચઢે છે. એનાં પાન અને તેપરની રૂંછાળનો દેખાવ **કાળીશંખાવલી**ના છોડવા જેવો હોય છે. ફૂલ પીળાં, ને શીંગ-( ફલ ) ૮ થી ૧૦ બીજવાળી હોય છે.

એના છોડવા ચોમાસે ઉંચા ડુંગરપરની ચરીઆણ તળીઓમાં ઘાસ ભેગા ઉગે છે. એની શીંગો પણ દબાણ નીચે ફટાકીઆની માફક અવાજ કરી ફાટે છે. એનાં બીજ ઘણાં પૌષ્ટિક ગણાય છે. એ નીલગિરી અને ગરમ પ્રદેશમાં થાય છે.

---

## વર્ગ—( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૨૭.

**૧-શાસ્ત્રીયનામ**-C. hirsuta.

દૃષ્ટાન્ત-H. II. p. 68.

**૨-દેશીનામ**-ફટાકીઆ ( પો+ગુ૦ ).

**૩-વર્ણન-**એના છોડવા ૧ થી $1\frac{1}{2}$ કે ૨ ફીટ લાંબા થાય છે. એના આખા છોડવાપર ભૂરા અને તપખીરીઆ રંગના વાળની રૂંછાળ આવેલી હોય છે. ડાંડી સુતળી જેવી પાતળી અને શાખાઓ જાડાદોરા જેવી ઘણુંકરી હોય છે, તે બહુધા મથાળે બબ્બે ફાંટા-

થતી નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં ½ થી ૧½ કે ૨ ઇંચ લાંબાં અને ¼ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે, તેની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. પાન લંબગોળ કે અંડાકૃતિનાં બુઠ્ઠાં ટેરવાંવાળાં અને વાળની આછી રૂંવાટીવાળાં હોય છે. તે પાતળાં અને તેને આઇગ્લાસમાં જોવાથી તેમાં સૂક્ષ્મ બિંદુઓની બાનક દેખાય છે. પુષ્પ ધારણ કરનારી શાખાઓ પત્રકોણમાંથી અથવા પત્રની સામી બાજુથી દોરા જેવી પાતળી નીકળેલી હોય છે, તેપર લાંબા તપખીરીઆ રંગની રૂંછાળ હોય છે. પુષ્પપત્રો તળિયે પોહોળાં, મથાળે અણીથતાં અને લાંબી રૂંછાળવાળાં ફૂલની ડીટડીથી જુદા ટુંકાં હોય છે. પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો, તળિયે જોડાયલો, મથાળે તેના પાંચે છેડા જૂદા દેખાતા કોરપર લાંબી વાળની હારવાળા ડીટડીથી લાંબા આવેલા હોય છે. શીંગ (ફલ) શણની શીંગ જેવી ફૂલેલી મથાળે અણીવાળી ૪ થી ૫ લાઇન લાંબી અને ૨ લાઇન પોહોળી તપખીરીઆ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેમાં ૮ થી ૧૦ બીજ હોય છે.

એના છોડવા ચોમાસે ચરીઆણ ઘાસની તળિઓમાં ઉગે છે. તેથી એનો ઉપયોગ ઢોરના ચારા તરીકે થાય છે. એનાં બીજનો ગુણ શણનાં બીજ જેવો છે. એ હિંદુસ્થાનના ગરમ પ્રદેશમાં થાય છે.

---

## વર્ગ—( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૨૮.

**૧–શાસ્ત્રીયનામ**–C. linifolia.

દૃષ્ટાન્ત–H. II. p. 72; N. p. 75.

**૨–દેશીનામ**–અડબાઉશણ ( પો+ગુ૦); डोंगरी ताग ( म०), वनकुटा (हिं०), शणपुष्पी ( सं०).

**૩–વર્ણન**–એના છોડવા ½ થી ૨ ફીટ ઉંચા વધે છે. તેમાં થોડીક શાખાઓ નીકળે છે. તેપર વાળની રૂંવાટી હોય છે. પાન આંતરે આવેલાં, ટુંકી ડીટડીવાળાં, વાળની રૂંછાળવાળાં, તળિયે જરા સાંકડાંથતાં, મથાળે થોડાં પોહોળાં તોપણ સાંકડાં હોય છે. શાખાઓને છેડે લાંબી સળીપર પીળા રંગનાં શણ જેવાં ફૂલો આવે છે. શીંગ ૮ થી ૧૦ બીજવાળી, પાછળથી કાળી થઇ જાય છે.

ડુંગરમાં ચોમાસે ઘાસની સાથે એના છોડવા છૂટા છવાયા ઉગે છે. એ હિં૦ ના ગરમ પ્રદેશોમાં થાય છે.

એનો ઉપયોગ શણના જેવો છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૨૯.

**૧–શાસ્ત્રીયનામ**–C. retusa.

દૃષ્ટાન્ત–H. II. p. 75; N. p. 75; Watt. II. p. 613.

**૨–દેશીનામ**–ઘુઘરા ( પો+ગુ૦); घाघरी (म०); झुनझुनीआं (हिं०); शणघण्टिका (सं०).

**૩–વર્ણન**–ઘુઘરાના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેની ડાંડી અને શાખાઓ ઉભી હાંસોવાળી અને ભૂરાવાળની રૂંવાટીવાળી હોય છે. પાન ટુંકી ડીટડીપર આંતરે આવેલાં, તળિયે સાંકડાં અને મથાળે પોહોળાં હોય છે. તેનાં ટેરવાં ઘણુંકરી અંદર બેસતી ખાંચવાળાં હોય છે. તેની ઉપરની સપાટી ઘણુંકરી લીસી અને નીચેની ધોળા સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળી હોય છે. પાન ૧ થી ૩ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. શાખાઓને છેડે ઘણુંકરી ½ થી ૧ ફુટ લાંબી પુષ્પ ધારણ કરનારી શાખા નીકળેલી હોય છે. તે શાખાઓ જેવીજ હોય છે. તેનાપર જરા છેટે છેટે પીળાસલેતાં જાંબુડા રંગનાં ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડીના થડમાં સૂક્ષ્મ નીચું નમતું એક પુષ્પપત્ર હોય છે. ફૂલની ડીટડી ઘણુંકરી ૩ લાઇન લાંબી હોય છે. તેપર સૂક્ષ્મ ધોળાસલેતા ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે તળિયેથી જોડાયલો અને ઉપર તેના બે છેડા નીકળેલા હોય છે. તેમાંનો એક છેડો ૨ અને બીજો ૩ પોહોળા દાંતાવાળો હોય છે. પુ૦ બા૦ કોષ અંદરથી લીસો, અને બહારથી તેનાપર આછી રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં સૌથી બહારની પાંખડી ગોળાઇલેતી તળિયે સૂક્ષ્મ ડાંડલી અને સફેદ વાળની રૂંછાળવાળી હોય છે; તેનાપર ઉભી નસોનું જાળીકામ અત્યંત સુંદર જોવા લાયક હોય છે. બાજુની બે પાંખડીઓ તેથી નાહાની અને સાંકડી હોય છે, તેને તળિયે પણ સૂક્ષ્મ ડાંડલી અને સફેદ વાળની રૂંછાળ હોય છે. છેક અંદરની બે હોડી–પાંખડીઓ સાથે જોડાઇ મથાળે એક લાંબી ચંચુ કે અણી જેવી થયેલી હોય છે. એ પાંખડીઓને તળિયે પણ સૂક્ષ્મ ડાંડલી અને સફેદ વાળની રૂંછાળ હોય છે, એ પાંખડીઓ વચમાં વાંકવળતી અને પોહોળી થયેલી હોય છે.

**પુંકેસરો**–એક ગુચ્છ અને નળી જેવાં થઇ એક બાજુથી ચીરાયલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે લીસો ચળકતો આવેલો હોય છે. નલિકા તેને

મથાળેથી વાંકવળેલી, લાંબી, ધોળાસલેતા રંગની, ધોળા વાળની રૂંછાળવાળી અને મથાળે સૂક્ષ્મ જરા જાડાં થયેલાં મુખવાળી હોય છે.

**શીંગ**-( ફલ )-લીસી ને ચળકતી હોય છે; તે ⅞ થી ૧⅞ ઇંચ લાંબી અને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે. તેમાં ૧૫ થી ૨૦ બીજ હોય છે.

એ છોડવાનો ઉપયોગ શણની માફક કરવામાં આવે છે. એની શીંગો પાકે છે ત્યારે ધુઘરાની પેઠે તેને વગાડવાથી તેમાં બીનો અવાજ થાય છે, માટે એને ધુઘરા કહે છે.

એના છોડવા ઘાસની ચરીઆણ જમીનમાં અને વાડી કે ખેતરોને શેઢે તેમજ બીજા મોલ ભેગા ચોમાસે ઉગે છે. એ હિંદુસ્થાનના ગરમ પ્રદેશમાં થાય છે, પણ ઘણીવાર એના છોડવા શણની પેઠે વાવવામાં આવે છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૩૦

**૧-શાસ્ત્રીયનામ**-C. orixensis.

દૃષ્ટાન્ત-H. II. p. 83; N. p. 76.

**૨-દેશીનામ**-ત્રિપાની ફટાકીઆ ( પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા છાતળાંની માફક ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. અથવા વખતે એની શાખાઓ જરા આડી કે ઉંચી ચઢતી હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી સફેદ લાંબા વાળની આછી રૂંછાળ હોય છે. પાન આંતરે આવેલાં, અને ત્રેખડાની પેઠે ત્રણ ત્રણ પાન ભેળાં હોય છે. તે તળિયે સાંકડાં અને મથાળે ગોળાઇલેતાં બુટ્ઠાં હોય છે. પુષ્પ ધારણ કરનારી શાખાઓ ઘણુંકરી પાનની સામી બાજુથી નીકળેલી હોય છે. ફૂલની ડીટડી દોરા જેવી પાતળી હોય છે. તેને તળિયે નીચું ઢળતું, તળિયે પોહોળું, મથાળે અણીથતું અક્કેક સૂક્ષ્મ પાન જેવું પુષ્પપત્ર આવેલું હોય છે. ફૂલ પીળા રંગનાં, અને શીંગ શણની શીંગ જેવા આકારની ઉપસેલી, લીસી, ચળકતી ૪ થી ૫ લાઇન લાંબી અને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે. તેને તળિયે સૂક્ષ્મ અણી જેવી ડીટી હોય છે. એમાં ૮ થી ૧૦ બીજ હોય છે.

એના છોડવા ઘાસની તળીઓમાં, ડુંગરોના પાઉમાં, અને ઝરણાંઓ કાંઠે કે ખેતરોને શેઢે ઉગે છે. એનાં મૂળ અને પાનને વાટી તેનો સોજા ઉપર લેપ કરવામાં આવે છે, તેથી સોજો ઉતરી જાય છે. એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

એમાં ત્રણ ત્રણ પાન ભેળાં હોય છે માટે એને **ત્રિપાની ફટાકીઆ** કહે છે.

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૩૧

**૧-શાસ્ત્રીયનામ**-C. sp?

દૃષ્ટાન્ત-H. II. P.

**૨-દેશીનામ**-ડુંગરાઉશણ. ( પો+ગુ૦ ).

**૩-વર્ણન**-એના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા વધે છે, તેમાં તળિયેથી થોડી સુતળી જેવી પાતળી શાખાઓ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં, ૧ થી ૨ ઇંચ લાંબાં, અને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. ડીટડી ઘણી જ સૂક્ષ્મ અને ટેરવાં સાંકડાંથતાં ને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. પાનની ઉપરની સપાટી લીસી અને નીચેની સફેદ લાંબા વાળની રૂંછાળવાળી હોય છે. ડાંડી અને શાખાઓપર ભૂરા ચળકતા ગીચવાળની રૂંવાટી હોય છે. શાખાઓને છેડે સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. તે શણનાં ફૂલની પેઠે લાંબી સળીપર એક પછી એક જરા છેટે છેટે આવેલાં હોય છે. પુષ્પપત્ર બારીક અને લાંબા વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે. પુ૦ બા૦ કોષ પાંચ પત્રોનો બનેલો હોય છે, તનાં ત્રણ પત્રો સાંકડા છેડા જેવાં મથાળે છૂટાં દેખાતાં, અને બે જોડાઇને પોહોળાં થયલાં, અને છેક મથાળે તેની બે ફાટ દેખાય છે. શીંગ-(ફલ) ગોળાઇલેતી એક વટાણાના દાણા જેવી, લીસી પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલી હોય છે. આ છોડવાનાં પાન અને શીંગ સુકાય છે ત્યારે કાળાં થઇ જાય છે.

એનો ઉપયોગ શણના જેવો છે.

એના છોડવા ઉંચા ડુંગરોપર કઠણ જમીનમાં કોઇ કોઇ ઉગે છે, અને તે શણ જેવા દેખાય છે, માટે એને **ડુંગરાઉ શણ** કહે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર. ૧૩૨.

**૧-શાસ્ત્રીયનામ**:-C. Medicaginea.

દૃષ્ટાન્તઃ-H. II. P. 81; Watt. II. P. 613;

**૨-દેશીનામ**-અડબાઉમેથી (પો૦); રણમેથી (ગુ૦); जेंजरु ( म० ); गुलाबी ( हिं० ).

**૩-વર્ણન**-એના છોડવા ½ થી ૧ કે કોઇવાર ૧½ ફીટ લાંબા થાય છે, તેની શાખાઓ ઉંચી ચઢતી, અથવા જમીનપર ઢળતી હોય છે. તે સાધારણ સુતળી જેવી પાતળી, અને ધોળા ભૂરા વાળની રૂંવાટીવાળી હોય છે. એ છોડવાના કોમળ ભાગપર ફીકા તપખીરીઆ રંગના સુંવાળા લાંબા વાળની ગીચ રૂંવાટી હોય છે. પાન આંતરે આવેલાં, મેથીનાં પાનની પેઠે ત્રણ

ત્રણ ભેળાં; તે તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં, ટેરવે ધણુંકરી જરા અંદર બેસતી ખાંચવાળાં, ઉપરની સપાટીએ ધણુંકરી લીસાં, અને નીચેનીએ સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળાં, ½ થી ¾ ઇંચિ લાંબાં અને ૨ થી ૨½ લાઇન પોહોળાં હોય છે. ઉપપાન ધણાં સૂક્ષ્મ અને ઝીણાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ધણુંકરી પાનની સામી બાજુથી નીકળેલી હોય છે. તે દોરા જેવી પાતળી, ધોળાસલેતા ભૂરા વાળથી ભરાયલી ને ૧ થી ૧½ ઇંચિ લાંબી હોય છે. તેપર ૧ થી ૬ ફૂલ આવેલાં હોય છે. ફૂલ પીળા રંગનાં, પતંગીઆના આકારનાં હોય છે. દરેક ફૂલ નીચે એક ઝીણું સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫, જે તળિયે જોડાયલાં ને મથાળે તેના પાંચે લાંબા દાંતા દેખાતા હોય છે. તેપર બારીક ધોળા ભૂરા વાળની રૂંવાટી હોય છે. શીંગ (ફલ) ½ ઇંચ લાંબી, તેટલીજ પોહોળી, ગોળાઇલેતી, મથાળે સૂક્ષ્મ વાંકી અણીવાળી, ધોળાસલેતા ભૂરા કે તપખીરીઆ વાળની રૂંવાટીવાળી (આ રૂંવાટી પાછળથી ખરી જતી જોવામાં આવે છે) હોય છે. શીંગમાં બે બીજ હોય છે.

આના છોડવા ચોમાસે ડુંગરમાં ધાસની સાથે ઉગે છે. તેથી તે ઢોરના ચારા તરીકે ઉપયોગમાં આવે છે. એનાં બીનો કાઢો લોહી સુધારવા માટે ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વાપરવામાં આવે છે.

એનાં પાન મેથી જેવાં દેખાય છે, માટે એને **અડબાઉમેથી** કહે છે. એ હિંદુસ્થાનના ધણાખરા ભાગોમાં થાય છે.

---

## વર્ગ-(લેગ્યુમીનોસી).

### નંબર. ૧૩૩.

**૧-શાસ્ત્રીયનામ**-Melilotus parviflora.

દૃષ્ટાન્ત-H. II. p. 89; N. p. 77; Watt. V. p. 225.

**૨-દેશીનામ**-પીળી અડબાઉ ગદબ (પો+ગુ૦); श्वेतचीमेती (म०); वनमेथी (हिं०).

**૩-વર્ણન**-એના છોડવા ફુટથી ૧½ ફુટ ઉંચા થાય છે. તે ધણા ઝીણા હોય છે. તેને મેથીની માફક ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. ત્રેખડામાંનાં પાન (દલ) (leaflets) ગદબનાં પાન જેવાં તોપણ તેથી સાંકડાં હોય છે. ફૂલ ધણાં બારીક, પીળા રંગનાં; અને શીંગો ગોળાઇલેતી બારીક અને કરચલી પડેલી હોય છે. તેમાં ધણુંકરી એક બીજ હોય છે.

આ અડબાઉ ગદબના છોડવા શિયાળે ગદબ, મેથી અગર બીજાં બકાલાં સાથે વાડીઓમાં ઉગે છે. એના છોડવા નેદ તરીકે કાઢી ઢોરોને ખવરાવે છે. એનાં બીજ છોકરાંઓના ઝાડાપર ધણુંકરી કામમાં આવે છે, એમ કહેવાય છે.

એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ, વાયવ્ય ભાગ અને બંગાલમાં થાય છે.

એના છોડવા ગદબ જેવા દેખાય છે, વળી ધણીવાર તે તેની સાથે ઉગે છે, અને એમાં પીળાં ફૂલ હોય છે, માટે એને **પીળો અડબાઉ ગદબ** કહે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૩૪.

**૧-શાસ્ત્રીયનામ**-M. alba.

દૃષ્ટાન્ત-H. II. p. 89; N. p. 77.

**૨-દેશીનામ**-ધોળી અડબાઉ ગદબ (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા પીળી અડબાઉ ગદબ કરતાં જરા મ્હોટા અને વધારે ભરાવવાળા હોય છે. એમાં ધોળાં ફૂલો આવે છે. એના છોડવા પણ પીળી અડબાઉ ગદબની માફક શિયાળે બીજા મોલની સાથે નેદ તરીકે ઉગે છે.

એનો ઉપયોગ ઢોરના ચારા તરીકે કરવામાં આવે છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૩૫.

**૧-શાસ્ત્રીયનામ**-Medicago sativa,

દૃષ્ટાન્ત-H. II. p. 90; N. p. 77; Watt. V. p. 199.

**૨-દેશીનામ**-ગદબ (પો૦); વિલાયતી મેથી, વિલાયતી ધાસ (ગુ૦); घोडाचाघास. विलायतीघास, विलायतीमेती (म०); विलायतीगवथ (हिं०); રીંજકો ( કચ્છી ); લ્યુસર્ન (ઇં૦).

**૩-વર્ણન**-એના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા થાય છે. તેમાં મેથી જેવાં પણ તેથી લાંબાં ત્રણ ત્રણ પાન ભેળાં આવેલાં હોય છે. એ પાનનાં ટેરવાં ધણુંકરી દાંતાવાળાં હોય છે. ફૂલ ફીકા કે ધેરા આસમાની રંગનાં પતંગીઆનાં આકારનાં ધણી અજાયબ જેવી બનાવટનાં હોય છે. શીંગ (ફલ)વાળાની પેઠે ધણુંકરી અમળાયલી હોય છે.

ગદબનો મોલ ધોડાં અને ઢોરના ચારા માટે શિયાળાની શરૂઆતમાં વવાય છે. કોઇ કોઇ જગોએ એના છોડવા અડબાઉ ઉગેલા જોવામાં આવે છે. એ કશ્મીર, લકડ અને કુનાવર તરફ થાય છે.

ગદબના છોડવા આ દેશ (હિંદુસ્થાન)ના નથી પણ આસરે ૧૦૦ વર્ષથી હિંદુસ્થાનમાં એ વાવવાનું શરૂ થયું કહેવાય છે. ગદબ વિશે એક **સ્પેન** દેશનો લખનારો

લખે છે કે–" ગદબ એકવાર વાવી હોય તો તે ૧૦ વર્ષ સુધી રહે છે અને ૪ થી ૬ વાર એક વર્ષમાં કપાય છે; જે જમીનમાં તે વાવવામાં આવે છે તે જમીન નિરસ થઇ જતી નથી, પરંતુ ઉલટી સુધરે છે. ગદબ નબળાં ઢોરને માતું કરે છે. આજારીને સાજું કરે છે. એક એકર જમીનમાં ગદબ હોય તો તેથી ત્રણ ઘોડાં આખું વર્ષ નિભે છે.,,* " ગદબનાં બીજ ૧૫૦૦ વર્ષનાં જુનાં વાવ્યા પછી તેમાંથી રોપાઓ ઉગ્યાનો દાખલો નોંધાયલો છે."–K. R. K.

* ગદબ આ સ્વસ્થાન (પોરબંદર)માં બ્રિટિશ એડમિનિસ્ટ્રેશન થયા પહેલાં કોઇ જાણતું કે વાવતું નહિ હતું. પણ સને ૧૮૮૬ ની સાલમાં મુંબઇથી પેહેલ વહેલાં સ્વસ્થાન તરફથી ગદબનાં બીજ મેસેરસ પાલેકર અને કું૦ તરફથી મંગાવી અહીંના રાજવાડી બાગમાં વાવવામાં આવ્યાં હતાં. પણ એ ગદબનાં બીજ વિલાયતિ હોવાને લીધે તેના છોડવા જોઇએ તેવા જોરવાળા થયા નહિ હતા. ત્યારબાદ બીજે વર્ષે અર્થાત્ ૧૮૮૭ માં **કચ્છમુંદ્રેથી** ગદબનાં દેશીબીજ મંગાવવામાં આવ્યાં હતાં, જે **ત્રિવડા** અને **રાજવાડી** બાગમાં વાવવામાં આવ્યાં હતાં, એટલુંજ નહિ પણ, પોરબંદરના વાડીવાળા ખોજાઓને, અને છાયા તથા બોખીરા ગામના ખેડુતોને પણ સ્વસ્થાન તરફથી એનાં બીજ મફત વાવવા માટે આપવામાં આવ્યાં હતાં. આ બીજ ઘણું સારું ઉગવાથી અને ગદબનો મોલ સારો થવાથી ચારા તરીકે એની ઉપયોગિતા ખેડુલોકોના ધ્યાનમાં તરત આવી હતી. તેથી વળતે વર્ષે અર્થાત્ ૧૮૮૮ માં જામ–ખંભાળીએથી ગદબનું બી મંગાવી લેવા માટે ખેડુતોએ પોતે પૈસા આપેલા હતા. અને એવી રીતે ગદબના ચારાનો પસારો આ આખા સ્વસ્થાનમાં થઇ ગયો હતો. હવે ગદબનો ચારો આ સંસ્થાનમાં એટલો બધો સાધારણ થઇ ગયો છે કે, કોઇકજ વાડીવાળો ખેડુત એવો ભાગ્યેજ નીકળશે કે, જે શિયાળે ગદબ નહિ વાવતો હોય. ગદબનો ઉઠાવ ચારા તરીકે પોરબંદર તલપતમાં ઘણો હોવાથી બોખીરા, ખાપટ, છાયા અને અડોદર ગામોની વાડીઓવાળા લોકો ગદબનો ચારો પોરબંદરમાં વેંચવા માટે વાવે છે. તેમજ ગદબનાં બીજ પણ ખેડુતો પોતે પોતાની વાડીઓમાં પકાવી તૈયાર કરી લે છે. જે પોતાના વાવ્યા જોગું રાખી બાકીનું વેચે છે.

છપ્પનિયા દુકાળની વખતે ગદબનું દેશીબીજ ખેડુતો તેમજ સ્વસ્થાનને જોઇએ તેટલું નહિ મળવાથી ઇરાની ગદબ (ગદબડી)નું બીજ અહીં જે વેચાવા આવ્યું હતું તે ઘણા ખેડુતોએ ખરીદ કર્યું હતું. પણ એ બીજ અહીંની જમીનને માફક નહિ આવવાથી ઘણી મહેનતે પણ તેના છોડવા બેથી ત્રણ મહિના સુધી પણ વાઢવા લાયક થયા નહિ હતાં. તેને પરિણામે ઘણા ખેડુતો અને બળદો લાશ ગયા હતા. માટે ગદબનું **દેશીબીજ** જેમ બને તેમ સ્વસ્થાને અને સારા ખેડુતોએ પણ આગળ પાછળ ભેગું કરી રાખવું જોઇએ. અને એ બીજ પોતાનાં વાવ્યા ઉપરાંત વધે તે દરવરસે સોઘું કે મોઘું વેંચી નાખવું જોઇએ, કેમકે ગદબનું બીજ બાર મહિનાથી વધારે મુદ્દત રહે તો અહીં નકામું થઇ જાય છે. છપ્પનિયા દુકાળમાં આ સ્વસ્થાને ખેડુતોને દેશી ગદબનાં બીજની મદદ આપવા માટે રૂપીઆ ૪૦ થી ૪૫ ના (એક) મણના ભાવે ખરીદ કરેલું હતું. પણ સાધારણ મોસમમાં એ ગદબનાં બીજની કીમત દરમણે રૂપીઆ ૧૦ થી ૧૫ ની હોય છે.

આ સ્વસ્થાનના દરિયા કિનારાની વાડીઓમાં ગદબનો મોલ એક કે બે વર્ષ સુધી ભાગ્યેજ રહી શકે છે. પણ સ્વસ્થાનના અન્દરના ભાગમાં જ્યાં કરાર જમીન હોય છે, અને સમુદ્રના ખારા પવનની વિશેષ અસર જણાતી નથી તેવી જગોએ એનો મોલ ૨ થી ૪ વર્ષ સુધી સારી ચાકરી હોય તો સારો રહે છે. એનો સારો મોલ શિયાળામાં ૨૦ થી ૨૫ દિવસે અને ઉન્હાળે ચોમાસે ૩૦ થી ૪૫ દિવસે કાપપર આવે છે. ગદબના મોલને જો કે પુષ્કળ પાણી જોઇએ છીએ તોપણ ભેજવાળી જમીન તેને માફક આવતી નથી. છાણનો રેડ અને રાખ એ ગદબના મોલ માટે ઉત્તમ ખાતર છે એમ અનુભવ ઉપરથી જાણવામાં આવેલું છે.

ગદબ ઢોરના ખાધામાં વિશેષ આવે તો તેથી તે આફરે છે, અને વખતે તેનું મૃત્યુ પણ થાય છે. ગાય, ભેંસ, બળદ આદિ ઢોરો કરતાં ઘોડાંઓને ગદબ વધારે માફક આવે છે. દુઝણાં ઢોરોને ગદબ વિશેષ કરી ખવરાવવામાં આવતી નથી.

ગદબનાં પાન વાટીને ગડગુમડાં અને વાગાપર બાંધવામાં આવે છે. ગદબનાં કુણાં પાનની ગરીબ લોકો કેટલીકવાર ભાજી કરી ખાય છે. તે વાયુહર્તા અને પૌષ્ટિક ગણાય છે. પણ વિશેષ ખાધામાં આવે તો તેથી **શૂંકો** (colic) થાય છે.

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૩૬

**૧–શાસ્ત્રીયનામ**–Lotus Garcini.

દૃષ્ટાન્ત–H. II. p. 91.

**૨–દેશીનામ**–મ્હોટો ભાખો, વડો ભાખો, શિયાળુ ભાખો ( પો×ગુ૦ ).

**૩–વર્ણન**–આ ભાખાના છોડવા શિયાળે ઘણા જોવામાં આવે છે. તે ૬ ઇંચથી ૧ કે ૧½ ફુટ લાંબા વધે છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એના છોડવાપર સફેદ અથવા રતાસલેતા ભૂરા વાળ ઉંચા ચઢતા હોય છે. એની કેટલીક શાખાઓ ઉભી વધેલી ને બાકીની જમીનપર પથરાયલી હોય છે. પાન નાહાનાં મેથી જેવાં; ફૂલ સૂક્ષ્મ સફેદ કે જાંબુડી છાયાલેતાં; શીંગો ( ફલ ) શણની શીંગોના આકારની હોય છે.

**મૂળ**–ધોળા રંગનું, સુતળીથી તે સ્લેટપેન કે પેનસીલ જેવું જાડું ને ૪ થી ૬ ઇંચ કે વખતે ફુટેક લાંબું હોય છે. મૂળના નીચલા ભાગમાંથી વખતે થોડા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ કે ફાંટાઓને છેડે અથવા વચમાં અગડગઠ્ઠી જરા લાંબી ગાંઠો હોય છે. મૂળ નરમ પણ ઘણું જ મજબૂત, તેની વાસ ને સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાળી અને શાખાઓ**–ડાંડી કવચિત જ હોય છે. પણ ઘણુંકરી મૂળને મથાળેથી સુતળી જેવી પાતળી ફીકા લીલા રંગની ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે જરા બટકણી અને પોચી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે એકજ બિંદુ પાસેથી ૩ કે ૫ નીકળેલાં જેવાં દેખાય છે, પણ વસ્તુતાએ સૂક્ષ્મ ડીટડીપર પાન આવી વખતે તે સળીની બન્ને બાજુએથી એક એક બીજું પાન નીકળેલું હોય છે. એ રીતે એનાં પાનમાં ૩ થી ૫ દલ (leaflets) હોય છે. બધાં દલને પીળાસલેતા રંગની સૂક્ષ્મ ડીટડી હોય છે. પાન (દલ) ડીટડી પાસે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. તેનાં ટેરવાં જરા અંદર બેસતી ખાંચવાળાં કે બુટ્ટાં હોય છે. પાન ½ ઇંચથી ¾ ઇંચ લાંબાં ને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા કે ફીકા લીલા રંગની લીસી કે તેપર સફેદવાળની રૂંવાટી અને સૂક્ષ્મ બિંદુઓ હોય છે. નીચેની સપાટી તેવી જ પણ તેપર બિંદુઓ ભાગ્યે જ હોય છે. પાન જાડાં, ચીકણાં, તથા ઉગ્ર વાસ અને સ્વાદવાળાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ધોળા રંગનું ભાગ્યેજ ઘણું સ્પષ્ટ દેખાતું, અક્કેકું ફૂલ નીકળેલું હોય છે. તેમાં રાતા રંગની ઉભી ટીશીઓ હોય છે. ફૂલની ડીટડી પાનની ડીટડી જેવી જ ઘણી સૂક્ષ્મ હોય છે. ને તેપર સફેદ લાંબાં વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે, તેનાં પાંચે પત્રો નીચેથી થોડાં એક બીજાં સાથે જોડાએલાં ને ઉપર ખુલ્લાં હોય છે. તે ફીકા લીલા રંગનાં ને તેપર વખતે રાતી છાયા હોય છે. પત્રો ૨ થી ૩ લાઇન લાંબાં, ને ½ થી ¾ લાઇન પોહોળાં, ને તેનાપર લાંબા ધોળા વાળની ગીચોગીચ રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી કંઈક ટુંકી હોય છે. મુખ્ય પાંખડી અથવા **પતાકા** (standard) સફેદ, ૨ થી ૨½ લાઇન લાંબી ને ૧ થી ૧½ પોહોળી હોય છે, એ તળિયે સાંકડી ને મથાળે પોહોળી હોય છે, એનાપર રાતા રંગની ઉભી નસો હોય છે. બે **પાંખ** પાંખડીઓ (Wings) કાયથાના આકારની, તેની અંદર ૩ રાતી સેહેજ ઝાંખી નસો દેખાતી હોય છે. **હોડી** અથવા છેક અંદરની નીચેની બન્ને પાંખડીઓ (Keel) તેની કોરથી જોડાયલી હોય છે, તેનાં ટેરવાં ઘેરા જાંબુડા રંગનાં હોય છે, તેની અંદર પું. અને સ્ત્રી. કેસરો ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**–૧૦, તેમાં ૧ છૂટું અને ૯ ના તંતુઓ નીચેથી જોડાયલા હોય છે. છૂટું પુંકેસર બીજાં ૯ થી જરા ટુંકું હોય છે. પરાગકોષ પીળા રંગનાં સૂક્ષ્મ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લાંબો, લીલો, ચળકતો, પુ૦ બા૦ કોષને તળિયે આવેલો હોય છે. નલિકા વાંકવળેલી ને પુંકેસરોથી લાંબી હોય છે. ને તેને મથાળે સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**–(ફલ)–૩ લાઇનથી ½ ઇંચ લાંબી, ૧ લાઇન પોહોળી, લીસી, ચળકતી, સીધી કે વખતે જરા વાંકવળેલી ભૂરા રંગની ને વખતે જાંબુડી છાયાલેતી હોય છે. તેને ટેરવે વાંકી લાંબી અણી હોય છે. (જે સ્ત્રીકેસરનલિકા સુકાઈને તેનો અવશેષ રહી ગએલો હોય છે, તે છે.) શીંગપર બન્ને બાજુ અક્કેક સળંગ વચ્ચોવચ ઉભી નીક કે નસ હોય છે. (જે તેની આગલી અને પાછલી સીવણ–Ventral and dorsal sutures છે.) શીંગને તળિયે સૂક્ષ્મ ડીટી, અને શીંગમાં ૬ થી ૯ બીજ હોય છે.

**બીજ**–ગોળાઈલેતાં, સેહેજ ચપટાં, લીસાં, ચળકતાં, ને ભૂરી કાળી બાનકવાળાં હોય છે. તે લગભગ ½ લાઇન વ્યાસનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–૬–ઉપયોગ**–એનાં મૂળ અને પાનને વાટી તેની લેપડી લોકો ગડગુંબડાંપર બાંધે છે, તેથી ફાયદો થાય છે. એનો આખો છોડવો બાળી તેની ભસ્મ મીઠાં તેલમાં મેળવી ઢોરનાં ભાઠાં અને ઉંટની પામ (ખસ) ઉપર રબારીઓ ચોપડે છે. એ ભાખો ગાડરાં, બકરાં અને ભેંસો વિશેષ ખાય છે.

**૭–સ્થાનક**–દરિયાકીનારાના ઢસા અને કાદીપર એ ભાખો ઘણો ઉગે છે.

એ સિંધ, કચ્છ અને કાઠિયાવાડમાં દરિયાકિનારા પાસે રેતીવાળી જમીનમાં થાય છે.

**૮–વિ. વિવેચન**–એના છોડવાનો રંગ **ભાખા** (Indigofera cordifolia) નં० ૧૩૯ ના છોડવા જેવો ફીકો લીલો હોય છે. પણ આ છોડવો ભાખા કરતાં મ્હોટો હોય છે, માટે એને **મોટોભાખો** કહે છે. અને શિયાળે વિશેષ કરી ઉગે છે તેથી એનું શિયાળુ ભાખો એ નામ પડેલું છે. આ ભાખો પણ ઢોરના ખાધામાં વિશેષ આવે તો આફરો કરે છે. એ દરિયા કિનારાની ઉડતી રેતીનો ઠીક અટકાવ કરે છે.

---

## વર્ગ–[લેગ્યુમિનોસી].
### નંબર ૧૩૭.

**૧–શાસ્ત્રીયનામ**–Cyamopsis psoralioides. દૃષ્ટાન્ત–H. II. p. 93; N. p. 78; Watt. II. p. 673; રૂ.-નિ. પા. ૬૩૪.

**૨–દેશીનામ**–ગુવાર (પો+ગુ૦); गुवारी, ग्वार, मटकी (म०); ग्वार, खुरटी (हिं०); गोराणी (सं०).

**૩–વર્ણન**–ગુવારના છોડવા ૨ થી ૩ ફીટ ઉંચા થાય છે. કોઇવાર ચોમાસે તેમાં શીંગો વિશેષ નહિ થતાં શાખાઓ અને પાનનો ભરાવ વિશેષ થઇ જાય છે, અને એવા છોડવા ૪ થી ૫ ફીટ ઉંચા વધી જાય છે. આવા ગુવારના છોડવાને **ગુવાર બાલીગયો** એટલે માતો થઇ ગયેલો કહે છે. આવો ગુવાર ઢોરોના ખાધામાં જરા વિશેષ આવે તો ઢોર આફરે છે. ગુવાર ચોમાસાં અને ઉન્હાળાની શરૂવાતમાં એમ વરસમાં બેવાર વવાય છે. ઉન્હાળાનો **છોંટીઓ** અને ચોમાસાનો **વાંકડીઓ** ગુવાર કહેવાય છે. વાંકડીઓ ગુવાર મીઠો અને કુણો હોય છે. ગુવારના છોડવા, શીંગો અને દાણા એ ત્રણે **ગુવાર**ને નામે ઓળખાય છે.

ગુવારની ડાંડી અને શાખાઓપર ઉભી હાંસો, નીકો અને સખ્ત વાળની રૂંછાળ હોય છે. પાન આંતરે આવેલાં, દાંતાવાળી કોરવાળાં, ત્રણ પાનના ત્રેખડા હોય છે. કોઇવાર **બાબચી**નાં પાનની પેઠે એનાં પાનપર કરચળી કે સળ પડેલાં હોય છે. ઉપપાન ઝીણી અણીવાળાં લાંબાં હોય છે. ફૂલ જાંબુડી છાયાલેતા રંગનાં, પતંગીઆના આકારનાં, પત્રકોણમાંથી નીકળેલી પુષ્પ ધારણ કરનારી સળીપર આવેલાં હોય છે. શીંગો (ફલ) ૨ થી ૩ ઇંચ લાંબી ૬ થી ૮ કે ૧૦ બીજવાળી **ગુવાર** કે **ગુવારની શીંગો**ને નામે સારી પેઠે જણાયલી છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ભૂરાસલેતા ધોળા બન્ને છેડે અણીવાળા ઘણા સખ્ત વાળની રૂંછાળ હોય છે. આ વાળ (છોડવાપર) અધવચથી બેઠેલા હોય છે. એની બેસણી અને ગોઠવણ પાનની બન્ને સપાટીપર **આઇગ્લાસ**માં જેવા લાયક છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ગ્રાહિ, પૌષ્ટિક અને વાયુકરતા.

**૬–ઉપયોગ**–ગુવારના છોડવા જે જમીન વિશેષ રેતાલ થઇ ઉતરી ગઇ હોય તે જમીનને પાછી ફલદ્રુપ કરવા માટે વાવવામાં આવે છે. ગુવારના છોડવાઓમાં ઘણીવાર શીંગો ન આવી હોય તેથી પેહેલાં તેને ઉભા ને ઉભા વાઢી તે સોતી જમીન ખેડી નાખવામાં આવે છે, તેથી એનું લીલું ખાતર જમીનને ઘણો ફાયદો કરે છે. ગુવારના છોડવાને સુકાવી બાળી તેની ભસ્મ એડીઆં કે મીઠાં તેલ સાથે મેળવી બળદની કાંધ પાકી હોય તો તેપર એડુ લોકો તે ચોપડે છે, તેથી તે તરત રૂઝાઇ જાય છે. ગુવારનાં પાનનું શાક ખાવાથી રાતઆંધળાપણું મટે છે. ગુવારની શીંગોનું શાક પૌષ્ટિક અને તેના શાકનો વધાર પાચક ગણાય છે. તેની પાકી શીંગોનું શાક વિશેષ ખાવામાં આવે તો તેથી પેટપીડ થાય છે, અને માથે ચક્કર આવે છે. તે ફુલાવેલો ખારો અને મરી ખાધાથી મટે છે. ગુવારની સુકી શીંગોને ગુવારની **સુકવણી** કહે છે, તેનું શાક તેમજ કાચરી કરવામાં આવે છે. ગુવારના દાણાને બાફી અગર તેને ભરડી તેની દાળ પાણીમાં પલાળી તેમાં મીઠું ભેળવી, તે વિશેષ કરીને દુઝણાં ઢોરને ખવરાવવામાં આવે છે, તેથી ઢોર માતાં થાય છે, એટલુંજ નહિ પણ તેનું દૂધ ઘાટું, મીઠું અને તેમાં ઘીનો વધારો થાય છે. ગુવારના છોડવા અંગે લાગવાથી ચેળ થાય છે. ગુવારના સુકા દાણાને બાફીને તેની પોટીસ મરકી, બદ અને બરલની ગાંઠ ઉપર તેમજ વાળાના સોજાપર બાંધવામાં આવે છે. વાગવા કે પડી જવાથી ધુમવા કે હાડકચર થઇ હોય તો તેપર ગુવારના દાણા બાફી તેને તેલની સાથે મેળવી તેનો પાટો બાંધવામાં આવે છે. કચ્છમાં ગુવારના સુકા દાણાની કોથળી ભરી તે નાહાના બાળકનાં માથાં નીચે (માથું સરખું રહેવા અથવા સરખી રીતે દબાવવા) ઓસીસાં તરીકે રાખે છે.

ગુવારના છોડવા ઢોરોને ચારા તરીકે આપવામાં આવે છે. ગુવારની સુકેલી શીંગોની ફોતરીને કચ્છમાં **ગુવાત્રી** કહે છે. તે પણ ઢોરોને ખવરાવવામાં આવે છે. ગુવારનો ઉભો મોલ ઢોરોના ખાધામાં વિશેષ આવે તો તેથી તે આફરે છે એટલુંજ નહિ પણ કોઇવાર તેનું મરણ પણ થાય છે.

**૭–સ્થાનક**–રેતાલ જમીનમાં ગુવારનો મોલ સારો થાય છે. આ સ્વસ્થાન (પોરબંદર)માં છાયા, અડોદર, અને કુછડી ગામોની કહેવાતી **બાસર** અને **માધલી** નામની જમીનમાં ગુવાર ઘણો વાવવામાં આવે છે ને તે ત્યાં ઘણો સારો થાય છે.

રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, અને પાણીના ધોરીઆ કાંઠે ગુવારના છોડવા અડબાઉ પણ ચોમાસે ઉગેલા જેવામાં આવે છે.

એ હિમાલયથી દક્ષિણ પશ્ચિમ ભાગ સુધી થાય છે પણ વિશેષ કરીને તો વવાય છે.

**૮–વિ૦ વિવેચન**–જે દેશમાં ઢોરોને ખાણમાં કપાસીઆ ખવરાવવાનો રીવાજ ચાલે છે ત્યાં ગુવારન. વાવેતરપર જેઇએ તેટલું ધ્યાન આપવામાં આવતું નથી. કચ્છમાં ઢોરોને કપાસીઆની જગોએ ગુવારનું ખાણુ

આપવાનો રીવાજ છે, તેથી ત્યાં ગુવારનું વાવેતર વિશેષ કરવામાં આવે છે.*

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૩૮.

**૧–શાસ્ત્રીયનામ**–Indigofera linifolia.

દૃષ્ટાન્ત–H. II. p. 92; N. p. 78; Watt. IV. p. 386.

**૨–દેશીનામ**–ઝીણુકીગળી, નાહાની ગળી (પો+ગુ૦); बुरबुर, भांगरा, टोरकी (म०); टोरकी; (हिं०).

**૩–વર્ણન**–ઝીણુકી ગળીના છોડવા ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે. તે ઘણુંકરી $\frac{1}{2}$ થી ૧ ફુટ લાંબા જમીનપર પસરાયલા હોય છે. એના આખા છોડવાપર સફેદ રૂપાં જેવા ચળકતા સૂક્ષ્મ વાળની ચોટડુક રૂંછાળ હોય છે. એ વાળ ગુવારના છોડપર હોય છે, એવી રીતે બન્ને બાજુ અણીવાળા અને વચ્ચોવચ્ચથી છોડવાપર ચોંટેલા હોય છે. એ ધોળી રૂંછાળને લીધે તેની શાખાઓ અને પાનની નીચેનો રંગ ધોળો લાગે છે. ડાંડી ક્વચિતજ હોય છે, પણ એનું મૂળ ૨ થી ૬ ઇંચ લાંબું અને સુતળીથી સ્લેટપેન જેવું જાડું હોય છે. તેને મથાળેથી ઝીણી સુતળી જેવી જાડી નરમ ઉભી હાંસોવાળી શાખાઓ ઘણી નીકળેલી હોય છે. પાન સાદાં અર્થાત્ એકાકી અથવા અક્કેક આંતરે આવેલાં હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ ઇંચ લાંબાં અને ૧ થી ૨ લાઇન પોહોળાં હોય છે. તે ઘણીજ સૂક્ષ્મ ડીટડીવાળાં, બન્ને છેડે જરા સાંકડાંથતાં અથવા મથાળે જરા પોહોળાં અને ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. ઉપપાન ઘણાંજ સૂક્ષ્મ લાંબી અણીવાળાં ઝીણાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીઓ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે શાખાઓથી પાતળી અને બહુધા પાનથી ટુંકી હોય છે. તેપર ૮ થી ૧૨ ફૂલ જરા છેટે છેટે સ્પષ્ટ રીતે આંતરે આવેલાં હોય છે. ફૂલ રાતા રંગનાં અત્યંત સુંદર હોય છે. પુ૦ બા૦ કોપ ૫ પત્રોનો બનેલો, ગીચોગીચ રૂંછાળથી ભરાયલો, તળિયેથી જોડાયલો, અને મથાળે તેના પાંચ અણી જેવા દાંતા એક બીજાથી જરા લાંબા ટુંકા દેખાતા હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૫ હોય છે. મુખ્ય પાંખડી અથવા પતાકા તળિયે સાંકડીથતી, મથાળે પોહોળી, અને બાજુની બે પાંખ પાંખડીઓ સાંકડી, અને અંદરની હોડી પાંખડીઓ સીધી અને તળિયે લાંબા છેડાવાળી હોય છે. પુંકેસરો ૧૦, દ્વિગુચ્છી; સ્ત્રીકેસર ૧, તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોપને તળિયે એક પોલ અને એક આદિબીજવાળો આવેલો હોય છે. નલિકા અંદરની બાજુ વાંકવળતી, અને તેને મથાળે સૂક્ષ્મ વાળની પીછીવાળું મુખ હોય છે. શીંગ (ફલ)–ગોળાઇલેતી, મથાળે જરા સાંકડીથતી, ગીચોગીચ રૂંછાળથી ભરાયલી, એક બીજવાળી, $\frac{1}{8}$ ઇંચથી પણ નાહાની, પુ૦ બા૦ કોપને તળિયે વિશેષ કરી તેમાં ઢંકાયલી હોય છે. તેને મથાળે સ્ત્રીકેસરનલિકાનો અવશેષ ભાગ સુકાયલો અણી જેવો રહી ગએલો હોય છે. શીંગ ઘણી કઠ્ઠણ હોય છે. બીજ બહુ સૂક્ષ્મ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–એનો આખો છોડવો વાટીને નહિ રૂઝાતાં ચાંદાંઓ ઉપર પોટીસની જગાએ લગાડવામાં આવે છે. તેથી ચાંદાં તરત રૂઝાઇ જાય છે. એનાં બીજ ઘણાં પૌષ્ટિક ગણાય છે. તે છપ્પનિયા દુકાળની વખતે ગરીબ લોકો પીળી જારની સાથે દળી તેના રોટલા કરી ખાતાં હતાં. એના પાનમાંથી ગળી જેવો રંગ નીકળે છે.

**૭–સ્થાનક**–ચોમાસે ડુંગરમાં ઘાસની સાથે અને મેદાનમાં કાદીવાળી જમીનપર એ ઉગે છે. એ હિમાલયથી સીલોન (લંકા) સુધી સઘળી જગોએ થાય છે.

**૮–વિ૦ વિવેચન**–ઘણુંકરીને આના છોડવા ગળીની જાતની વનસ્પતિમાં સૌથી નાહના અને પાતળા થાય છે, માટે એને **ઝીણુકીગળી** કહે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૩૯.

**૧–શાસ્ત્રીયનામ**–I. cordifolia,

દૃષ્ટાન્ત–H. II. p. 93; N. p. 78; Watt. IV. p. 385; રૂ. નિ. પા. ૧૦૯.

---

*આ સ્વસ્થાનમાં સને ૧૮૯૬–૯૭ની સાલમાં છાયા ગામની માધલી જમીનમાં ગુવારનો પાક એટલો બધો ઉતર્યો હતો કે ગુવારની શીંગો અહિંથી મુંબઈ ચડાવવામાં આવી હતી, અને તેના છોડવા તે ગામનાં ઢોરોના ખાધા ઉપરાંત વધેલા તેની ચારા તરીકે **લીલવણી** (ensilage) કરી રાખવામાં આવી હતી. એ લીલવણી ચારો આખો ઉન્હાળો છાયા ગામનાં ઢોરોએ ખાધો હતો. આ ઉપરથી સહેજ ધ્યાનમાં આવે છે કે, આ સ્વસ્થાન (અગર બીજાં)ની રેતાલ જમીન ગુવારના વાવેતર માટે વિશેષ કામમાં લીધી હોય તો તેના છોડવાની **લીલવણી** ઢોરોના ચારા તરીકે, તેના દાણા ઢોરોને કપાસીઆ તરીકે, અને તેની શીંગોનાં સુંકાં છોતરાં (ગુવાત્રી) પણ બળદ, ઉંટ, બકરાં વગેરે ઢોરોને ખવરાવવામાં કામ લાગે એમ છે. ગુવારના છોડવાઓને વિશેષ વરસાદની જરૂર રહેતી નથી. જ્યાં ઢોરોની ઓલાદ સુધારવાની હોય ત્યાં ગુવારનો ચારો વિશેષ ઉપયોગી થઈ પડે છે, કેમ કે તે ઢોરોના બાંધાને ઘણો મજબૂત કરે છે. ગુજરાત અને કાઠીયાવાડમાંથી હવે **કપાસીઆ** તેલ કાઢવાના ઉપયોગ માટે પરદેશ ઘસડાઇ જાય છે, તેથી ઢોરોના ચારા તરીકે **ગુવાર**ની વાવણી કરવાની ખાસ જરૂર છે.

**૨-દેશીનામ**-ભાખો, દાળીઓ (પો+ગુ૦); गोराडी, बंचक, गोडी, बोडग (म०); भटलील (हिं०); लघुनीली (सं०).

**૩-વર્ણન**-ભાખાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. એ નાહાના હોય ત્યારે ઉભા વધે છે. પણ જરા મ્હોટા થાય ત્યારે જમીનપર પથરાય છે. અથવા ઘાસ વગેરેની ઓથ મળે તો તેને અઢેલીને તે વૃદ્ધિ પામતા જોવામાં આવે છે. તે ઘણુંકરી જ્યાં ઉગે છે ત્યાં જથ્થાબંધ ઉગે છે. તે $\frac{1}{2}$ ફુટથી ૩ એક ફીટ લાંબા વધે છે. એના છોડવામાં નાહાનાં પોહોળાં પાન અને સૂક્ષ્મ રાતાં ફૂલો આવે છે. ફૂલ પણ બારીક હોય છે. એના આખા છોડવાઉપર ધોળી રૂંછાળ હોય છે. તેથી એના છોડવા જરા છેટેથી ધોળા દેખાય છે.

**મૂળ**-૩ થી ૮ ઇંચ લાંબું, સુતળી જેવું જાડું અને ફીકા ભૂરા રંગનું હોય છે. મૂળમાંથી થોડા બારીક ફાંટાઓ નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરીને મૂળને મથાળેથી લાંબી પાતળી શાખાઓ અડદીઆની પેઠે નીકળેલી હોય છે. તે ઉપર જતાં બન્ને ફાંટાળી અથવા એકજ બાજુએ હારબંધ નીકળેલી હોય છે. એ શાખાઓમાંથી ઘણી નાહાની નાહાની પ્રતિશાખાઓ નીકળેલી હોય છે, તે ઉપર જરા લાંબી ધોળી અને નરમ રૂંછાળ હોય છે.

**પાન**-સાદાં અને આંતરે આવેલાં હોય છે, તે જરા જાડસેરાં, સૂક્ષ્મ ડીટડીવાળાં, ડીટડી પાસે જરા ખાંચવાળાં, પોહોળાં અને ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે, તે $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબાં અને $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. સામાન્ય રીતે પાનનો આકાર વડનાં પાનને મળતો હોય છે. પાનની બન્ને સપાટીપર વાળની રૂંછાળ હોય છે. પણ નીચેનીપર વિશેષ હોય છે. પાનનો સ્વાદ ચીકાસલેતો ગળચરો હોય છે.

ઉપપાન બારીક હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી ૪ થી ૮ ફૂલોની ગુચ્છી નીકળેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૧ લાઇન લાંબો, પાંચ પત્રોનો ગીચ રૂંછાળવાળો હોય છે. તેનાં પત્રો પાંખડીઓથી લાંબાં, તળિયે જોડાયલાં અને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પતંગીઆના આકાર જેવો, પાંચ રાતી ચળકતી પાંખડીઓવાળો હોય છે. એમાં મુખ્ય પાંખડી (standard) સૌથી લાંબી અને પોહોળી હોય છે.

**પુંકેસરો**-૧૦ હોય છે. તેમાં એક છૂટું અને નવના તંતુઓ તળિયે જોડાયલા હોય છે. પરાગકોષ એક સરખા અને મથાળે સૂક્ષ્મ અણીવાળા હોય છે.

**સ્ત્રીકેસર**-એક, તેમાં એકથી બે આદિબીજ હોય છે.

**શીંગ**-(ફલ) લંબગોળ, $\frac{1}{4}$ ઇંચ લાંબી, છેડે સૂક્ષ્મ અણીવાળી અને તેનાપર ધોળી રૂંછાળ હોય છે. તેમાં ૧ થી ૨ બીજ હોય છે. શીંગને તોડતાં તેનાં પડની અંદર ભૂરાસલેતા રાતા રંગનાં છાંટણાં દેખાય છે.

**બીજ**-બારીક, પોહોળાં, ભૂરાસલેતા રાતા રંગનાં, ને તેનાપર સૂક્ષ્મ બાનક હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-રેચક, પૌષ્ટિક અને ગ્રાહી.

**૬-ઉપયોગ**-મૂળ આધાશીશીપર ચોપડવામાં અને બીજ પૌષ્ટિક પાકોમાં વપરાય છે. છપ્પનિયા દુકાળ વખતે એનાં બીજ ગરીબ લોકો દળીને બીજા આટા સાથે મેળવી ખાતા હતા. પાનને વાટી સડતાં ચાંદાં અને ગડગુંબડાં ઉપર ઘણા લોકો બાંધે છે. હરસ ઉપર પાનની લેપડી લગાડવાથી તે દુઝતા બંધ થાય છે. આખા છોડવાને બાળી તેની ભસ્મ મીઠાં તેલમાં મેળવી તે ઘોડાનાં ચાંદાંપર ચોપડાય છે. તેથી ચાંદાં રૂઝાઇ જાય છે. છોડવાને પાણીમાં ઉકાળી, પાણી ગાળી તેથી ખસવાળાને અહીંના લોકો નહવરાવે છે. ભાખો ગાડરાં, બકરાં, ગાય, ભેંસ આદિ ઢોરોનો મુખ્ય ચારો છે, તે વિશેષ ખાધામાં આવે તો ઢોરને આફરો ને છેરામણ થાય છે. કોઇ કોઇવાર સંખ્યાબંધ ગાડરાં (ઘેટાં) એનો ભોગ થઇ પડે છે.

**૭-સ્થાનક**-દરિયાકાંઠાની રેતાળ અને કાદીવાળ જમીનમાં બહુ ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-ભાખાના દાણા સૂક્ષ્મ પણ ઘાટે દાળીઆ જેવા દેખાય છે. માટે એને **દાળીઓ પણ** કહે છે.

ભાખાની ઢોરપર થતી સારી અને માઠી અસર બાબતની વિશેષ હકીકત "**બૉમ્બે* નેચરલ હિસ્ટરી સોસાઇટીનાં** જરનલ પુસ્તક ૮ નં૦ ૩ ને પાને ૪૪૪ મે" આ લખનારની નોંધ ઉપરથી અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલી છે.

---

## વર્ગ-(લેગ્યુમીનોસી).
### નંબર ૧૪૦.

**૧-શાસ્ત્રીયનામ**-I. glandulosa.

દૃષ્ટાન્ત-H. II. p. 94; N. p. 78; Watt. IV. p. 386.

**૨-દેશીનામ**-વેકરીઓ (પો+ગુ૦); वरगदन (म०).

**૩-વર્ણન**-વેકરીઆના છોડવા ચોમાસે ઘણા ઉગે છે, તે $\frac{1}{2}$ થી ૧ કે ૨ ફીટ ઉંચા વધે છે. તેમાં કોઇવાર

* Bombay Natural History society's Journal. Vol. VIII. No, 3. page. 444.

નાહાની નાહાની ઘણી શાખાઓ હોય છે, પણ બહુધા શાખાઓ થોડી અને લાંબી હોય છે. પાન મેથીની પેઠે ત્રણ ત્રણ ભેળાં, અને તેમાં સૂક્ષ્મ કાળા રંગનાં છાંટણાં હોય છે. ફૂલની ગુચ્છીઓ રાતા રંગની અને શીંગો (ફલ) નાહાની ચોધારી હોય છે.

આ આખા છોડવાપર સફેદ સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું, ૪ થી ૮ ઈંચ લાંબું, ફીકા ધોળા રંગનું અને મજબૂત હોય છે.

**ડાંડી અને શાખાઓ**–કોઈવાર ડાંડીપર નાહાની શાખાઓ આવેલી હોય છે, પણ ઘણુંકરી થોડીક લાંબી શાખાઓ તેપર નીકળી ડાંડીથી ઉંચી વધી ગએલી હોય છે, અને ડાંડી તેમાં સમાઈ ગએલી હોય છે. તે સુતળી જેવી જાડી, પીળાસલેતી લીલી કે વખતે એક બાજુ જાંબુડી કે રાતી છાયા લેતા રંગની અને સફેદ વાળની રૂંછાળથી ભરાયલી હોય છે. કોઈવાર ડાંડીના નીચલા ભાગની શાખાઓ લાંબી વધી જમીનપર પથરાય છે, ને ત્યાં તેમાંથી નીચેની બાજુ ઝીણાં મૂળીયાં નીકળી જમીનમાં ઉતરે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તેની મુખ્ય ડીટડીપર ૨ બાજુએ અને વચમાં ૧ એમ ૩ પાન આવેલાં હોય છે. તે ડીટડી પાસે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. એ ત્રણે પાન ઘણુંકરી ½ થી ૧ ઈંચ લાંબાં અને ¼ થી ½ ઈંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. નીચેની સપાટીપર વિશેષ રૂંછાળ અને ભૂરાં કે કાળાં છાંટણાં હોય છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં સૂક્ષ્મ ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી રાતા રંગનાં સૂક્ષ્મ ફૂલોની નાહાની ગુચ્છીઓ નીકળે છે, ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે, અને તેને તળિયે સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૫ તળિયેથી જોડાયલાં, ને મથાળે તેના ઝીણા ને લાંબી અણીવાળા દાંતા પાંખડીઓથી ટુંકા અને રૂંછાળથી ભરાયલા હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ અનિયમિત લંબાઈની હોય છે, તેમાં મુખ્ય પાંખડી તળિયે સાંકડી ને મથાળે પોહોળી હોય છે. પુંકેસરો ૧૦ દ્વિગુચ્છ હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે, તેનો ગર્ભાશય રૂંછાળવાળો, નલિકા ટુંકી સેહેજ વાંકલેતી, ને મથાળે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**-(ફલ)–કાચી હોય છે ત્યારે પીળાસલેતા લીલા કે જાંબુડી છાયાલેતા રંગની અને પાકે છે ત્યારે ભૂરા કે ભૂરાસલેતા રાતા રંગની થઇ જાય છે. તેની સપાટીપર ધોળા વાળની રૂંછાળ અને પાતળા દાંતાવાળી ૪ ઉભી ધાર હોય છે. શીંગ લંબગોળ, ૧½ થી ૨ લાઈન લાંબી અને ૧ લાઈન પોહોળી હોય છે, તે પાકયા પછી નીચી નમી જાય છે, તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે. શીંગ કઠણ હોય છે. તેમાં ૧ થી ૨ બીજ હોય છે. એ બે બીજવચ્ચે શીંગમાં એક પડદો હોય છે.

**બીજ**–ગોળ હોય છે, તે ભૂરા કે લીલાસલેતા ભૂરા રંગનાં કાળાં કે ભૂરાં ચિત્રવાળાં, લીસાં ને ચળકતાં હોય છે. તે ⅓ થી ½ લાઇન વ્યાસનાં હોય છે, તેને એક સૂક્ષ્મ જરા પોહોળી અણી હોય છે.

૪–ઉપયોગીઅંગ–પાન અને બીજ.

૫–ગુણદોષ–ચિરગુણકારીપૌષ્ટિક અને પૌષ્ટિક.

૬–ઉપયોગ–વેકરીઆનાં પાન વાટી તેની થેપલી ગડગુંબડાંપર મેલાય છે, કોઢ જેવા ચાંમડીનાં દરદોમાં તે વિશેષ ફાયદો કરે છે. વેકરીઆનાં બીજના લાડુ અને પાક કરવામાં આવે છે. તે શિયાળે સંધિવા, અને નબળાઈવાળા દરદીઓને પૌષ્ટિક તરીકે ખવરાવવામાં આવે છે. કાટલાંમાં પણ વેકરીઆનાં બીજ વાપરવામાં આવે છે. છપ્પનિયા દુકાળ વખતે વેકરીઆનાં બીજ પીળી જુવાર સાથે દળી તેના રોટલા કરી ઘણાં ગરીબ દુકાળિયાં ખાતાં હતાં. વેકરીઆના છોડવા ભેંસો બહુ ખાય છે. વેકરીઆનાં બીજમાં ઘણું પૌષ્ટિક તત્ત્વ (નાઇટ્રોજન) છે એમ કહેવાય છે.

**૭–સ્થાનક**–પોરબંદર તલપતમાં છાયારણની કાંધીયે, કાંટેલા રિઝર્વમાં, ગાયોના ગોંદરાઓમાં, અને વિશેષ કરી રેચી જગાઓમાં વેકરીઓ ચોમાસે ઉગે છે. એ બુંદેલખંડ અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–વેકરીઆનાં બીજ **વેકર** અર્થાત્ રેતીના દાણા જેવાં દેખાય છે, તે પરથી એને **વેકરીઓ** કહેતા હશે. ઘણીવાર વેકરીઆનાં બીજની અવેજી બરંઢીઆ (crotalaria)નાં બીજ બજારમાં વેચાય છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૪૧.

**૧–શાસ્ત્રીયનામ**–I. enneaphylla.

દૃષ્ટાંત–H. II. p. 94; N. p. 78; Watt. IV. p. 385.

**૨–દેશીનામ**–ભોંયગળી (પો+ગું૦); ઢુંઈંગુલી (મ૦).

**વર્ણન**–ભોંયગળીના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઘણુંકરી ½ થી ૧ કે ૧½ ફીટ લાંબા હોય છે. તે જમીનપર ચોતરફ ફેલાઈ ઘણુંકરી છાતળાં જેવા થઇ રહેલા હોય છે. એના આખા છોડવાપર ઝીણકી ગળીની પેઠે સફેદ રૂપાં જેવા ચળકતા સખ્ત વાળની રૂંછાળ આવેલી હોય છે. ડાંડી કવચિત જ હોય છે. પણ એનું મૂળ ધોળા રંગનું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું, તળિયે થોડા ઝીણા ફાંટાઓવાળું અને કઠણ

હોય છે. તેને મથાળેથી સુતળી જેવી પાતળી શાખા પ્રતિશાખાઓ નીકળેલી હોય છે. પાન સંયુક્ત હોય છે, તે આંતરે આવેલાં, ને તેમાં ૫ થી ૧૧ નાહાનાં **દલ** (leaflets) હોય છે. મુખ્ય ડીટડી ½ થી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. તેપર સૂક્ષ્મ પાન (દલ) આંતરે આવેલાં હોય છે. એ તમામ સૂક્ષ્મ પાન તળિયે સાંકડાં, મથાળે પોહોળાં, ટેરવે સૂક્ષ્મ અણીવાળાં ને સૂક્ષ્મ ડીટરડીઓ (petiolets) પર આવેલાં હોય છે. ઉપપાન તળિયે પોહોળાં અને મથાળે લાંબી અણીવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી શાખાઓ અથવા સળીઓ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે શાખાઓથી પાતળી અને પાનથી બહુધા ટુંકી હોય છે, તેનાપર ૧૨ થી ૨૦ શેક ફૂલ રાતા રંગનાં પતંગીઆંના આકારનાં અત્યંત સુંદર આવેલાં હોય છે. પુ૦ બા૦ કોપ ૫ પત્રોનો, તળિયે જોડાયલો અને મથાળે તેના પાંચે ઝીણા દાંતાઓ લાંબા દેખાતા હોય છે.

**શીંગ**-(ફલ)-⅔ થી ⅚ ઇંચ લાંબી, અને ⅙ થી ⅛ લાઇન પોહોળી હોય છે. તેનાપર ધોળા વાળની ગીચ રૂંછાળ હોય છે. તે મથાળે અણીવાળી અને વચમાં જરા સંકડાયલી હોય છે. તેમાં ૨ બીજ હોય છે.

**બીજ**-અત્યંત ચળકતું, લીસું, ⅔ લાઇન લાંબું, ભૂરા રંગનું અને ખાડાખડબાવાળું હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-પૈષ્ટિક, ચિરગુણકારીપૈષ્ટિક અને મૂત્રલ.

**૬-ઉપયોગ**-એનું મૂળિયું વાટીને સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. એના છોડવાનો રસ ચિરગુણકારી પૈષ્ટિક તરીકે ગરમીના લાંબા વખતના રોગમાં આપવામાં આવે છે. એના છોડવાનાં પાન ગળીનાં પાનની સાથે ભેળવી ગળીનો રંગ બનાવવાના કામમાં વાપરે છે. એના છોડવા ઢોર ખાય છે. એનાં બીજ પૈષ્ટિક ગણાય છે. ગરીબ લોકો દુકાળની વખતે તેના રોટલા કરી ખાય છે.

**૭-સ્થાનક**-ઢોરની ચરીઆણવાળી જગોમાં ચોમાસે ભોંયગળીના છોડવાઓ ઘણા ઉગે છે.

એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એનાં પાન ગળીનાં પાન જેવાં દેખાય છે, અને છોડવો ભોંયપર પથરાય છે, માટે એને **ભોંયગળી** કહે છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૬૪૨.

**૧-શાસ્ત્રીયનામ**-I. trifoliata.

દૃષ્ટાન્ત-H. II. p. 96; N. p. 79; Watt. IV. p. 386.

**૨-દેશીનામ**-રાતીમેથી (પો+ગુ૦); લાલ મેતી (મ૦); જંગલી મેથી (હિં૦).

**૩-વર્ણન**-રાતી મેથીના છોડવા ૬ ઇંચથી ૧ કે ૨ ફુટ ઉંચા વધે છે. એ ઘણુંકરી જ્યાં ઉગે છે ત્યાં જત્થાબંધ ઉગે છે. વખતે એની શાખાઓ જમીનપર ઢળી પછી તેના છેડા ઉંચા ચઢતા હોય છે. એની ડાંડી રાતી હોય છે, પાન મેથીની પેઠે ત્રણ ત્રણ ભેળાં આવેલાં હોય છે. ફૂલ અત્યંત સુંદર રાતા રંગનાં; ને શીંગ (ફલ) ઝીણી, લાંબી ને ચોધારી હોય છે. એનો ઘેરો જ્યારે એમાં રાતાંચોળ ફૂલ આવી રહ્યાં હોય છે ત્યારે બહુ સુંદર દેખાય છે. એને ભાદરવામાં ફૂલ અને શીંગો આવે છે. એના છોડવાપર ધોળા કે કાળાસલેતા ભૂરાવાળની રૂંવાટી હોય છે.

**મૂળ**-ફીકા ધોળા રંગનું, ઝીણા ફાંટાઓવાળું, દોરાથી સુતળી કે સ્લેટપેન જેવું જાડું, ને ૨ થી ૪ કે ૮ થી ૧૦ ઇંચ લાંબું હોય છે. એના ફાંટાઓપર સૂક્ષ્મ બટેટા જેવી જરા પોચી ગાંઠો (tubers or nodules) આવેલી હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી અને શાખાઓ ઘણુંકરી રાતા રંગની અને સુતળી જેવી જાડી હોય છે. તેપર ઉભી હાંસો, ને ધોળા સૂક્ષ્મ ચોટડુક વાળની રૂંવાટી આવેલી હોય છે. ડાંડીના નીચલા ભાગમાંથી ઘણુંકરી કેટલીક શાખાઓ ઉભી કે ઉંચી ચઢતી નીકળેલી હોય છે, તે વખતે ડાંડી જેટલીજ ઉંચી વધેલી હોય છે.

**પાન**-આંતરે, મેથીની પેઠે ત્રણ ત્રણ ભેળાં; મુખ્ય ડીટડી ½ ઇંચ લાંબી ને પાતળી હોય છે. પાનનો આકાર મેથી કે ગદબનાં પાનને મળતો એટલે ડીટડી પાસે જરા સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. ડીટડી ઉપર નીક અને ધોળા વાળની રૂંવાટી હોય છે. એ ત્રણે પાનને (દલ) પોતાની સૂક્ષ્મ ડીટરડી હોય છે. ટેરવાં ગોળાઇલિતાં, ને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ઉપરની સપાટી લીલી, લીસી ને તેપર વખતે સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. નીચેની સપાટી ફીકી ને તેપર સૂક્ષ્મ ગોળ પીળાસલેતા કે કાળા રંગનાં બિંદુઓ અને ધોળા વાળની રૂંવાટી હોય છે. એ દરેક પાન (દલ) ૧ ઇંચ લાંબું અને ½ ઇંચથી કંઇક પોહોળું હોય છે. તે ચોળવાથી વાસ ઉગ્ર, અને ચાવવાથી સ્વાદ ચીરપરો લાગે છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં સૂક્ષ્મ ઝીણાં ૨ ઉપપાન હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી ઘણી ટુંકી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. જેનાપર ૬ થી ૧૨ રેક રાતા રંગનાં પતંગીઆં જેવાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-પાંચ પત્રોનો હોય છે. તે નીચેથી થોડો જોડાયલો, ને મથાળે તેના પાંચે દાંતા ઝીણા લાંબી અણી જેવા પાતળા દેખાતા હોય છે. એ કોષ પાંખડીઓ કરતાં ટુંકો, લીલા રંગનો, અને વાળની રૂંવાટીવાળો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પાંચ પાંખડીઓવાળો ને રાતા રંગનો હોય છે. તેમાં સૌથી ઉપરની **મુખ્ય પાંખડી** પછવાડે વળેલી અને તેની પાછળની બાજુ કાળાસલેતા વાળની રૂંવાટી, ને ટેરવે નાહાની અણી હોય છે. એ **પાંખ** પાંખડીઓ સાંકડી, લીસી, અને ચળકતી હોય છે, તેને તળિયે સફેદ ડાંડલી હોય છે. છેક અંદર કે નીચેની બે **હોડી** પાંખડીઓ બહારથી ભૂરાસલેતા કાળા વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે.

**પુંકેસરો**-દ્વિગુચ્છી ૧૦ હોય છે, તેમાં ૧ છૂટું અને ૯ ના તંતુઓ સાથે જોડાઇ એક ચળકતી લીલાસલેતા પીળા રંગની નળી થયેલી હોય છે. પરાગકોષ કાળાસલેતા ભૂરા રંગના ને મથાળે સૂક્ષ્મ અણીવાળા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે, તે પુંકસરોના તંતુઓથી બનેલી નળીની અંદર આવેલી હોય છે, તોપણ નલિકાનો ઉપરનો ભાગ વાંકવળી સદરહુ નળીથી થોડો બહાર નીકળેલો હોય છે, ને તેને ટેરવે સૂક્ષ્મ સફેદ પીછી જેવું જરા ગોળાઇલેતું મુખ હોય છે.

**શીંગ**-(ફ્લ)-ચોધારી હોય છે, તે ૪ થી ૫ લાઇન લાંબી અને લગભગ ૧ લાઇન પોહોળી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ ઝીણી અણી હોય છે. શીંગની સપાટી ચળકતી હોય છે. ને તેપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. શીંગને ચાર ધાર અને સપાટીપર રાતા રંગની છાયા હોય છે. શીંગમાં ૬ થી ૮ બીજ હોય છે. શીંગો એક નાહાની ઝુમખીની પેઠે નીચી નમી રહેલી હોય છે.

**બીજ**-લીસાં, ચળકતાં, ઘેરા ભૂરા કે રતાસલેતા કાળા રંગનાં હોય છે. બીજની એક કોરે સૂક્ષ્મ ધોળી ટપકી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**- } એના ગુણદોષ **વેકરીઆ** જેવા છે.
**૬-ઉપયોગ**- } અને વેકરીઆની જગોએ આના છોડવા અને બીજ વપરાય છે. એના છોડવા ભેંસો ખાય છે.

**૭-સ્થાનક**-રણ અને ઘેડની કાંધીએ, તેમજ રેચી અને રેતાલ જમીનમાં ચોમાસે ઉગે છે. એ લગભગ આખાં હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એ છોડવાનાં પાન **મેથી** જેવાં દેખાય છે અને એમાં સુંદર રાતાં ફૂલ આવે છે, માટે એને **રાતીમેથી** કહે છે.

## વર્ગ-(લેગ્યુમિનોસી.)

### નંબર. ૧૪૩.

**૧-શાસ્ત્રીયનામ**-I. trita.

દૃષ્ટાન્ત-H. II. p. 96; N. p. 78.

**૨-દેશીનામ**-અડબાઉગળી (પો+ગુ૦).

**૩-વર્ણન**-અડબાઉગળીના છોડવા ૨ થી ૩ ફીટ ઉંચા વધે છે. તેમાંથી થોડીક લાંબી શાખાઓ નીકળેલી હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી ધોળા ચળકતા વાળની આછી રૂંછાળ આવેલી હોય છે. શાખાઓ સુતળી જેવી પાતળી અને ઉભી હાંસોવાળી હોય છે. પાન આંતરે, અને ત્રણ પાનના ત્રેખડાની પેઠે ત્રણ ત્રણ ભેળાં આવેલાં હોય છે. તેમાં વચલું પાન બાજુનાં બે પાન કરતાં વિશેષ મ્હોટું હોય છે. એ ત્રણે પાન (દલ) તળિયે જરા સાંકડાંથતાં, વચમાં પોહોળાં, અને ટેરવે જરા સાંકડાંથતાં ને અંદર બેસતી ખાંચ અને સૂક્ષ્મ અણીવાળાં હોય છે. ત્રેખડામાંનાં બાજુનાં બે પાન ઘણુંકરી ½ થી ૧½ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે, અને વચલું પાન ૧ થી ૨½ ઇંચ લાંબું, અને ½ થી ૧½ ઇંચ પોહોળું હોય છે. બાજુનાં બે પાન કરતાં વચલું પાન છેટું હોય છે. ઉપપાન સૂક્ષ્મ ઝીણાં સળી જેવાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી શાખાઓથી પાતળી અને પાનથી ટુંકી હોય છે. તેપર ૮ થી ૧૬ ફૂલ આવેલાં હોય છે. તે જાંબુડી છાયાલેતા રાતા રંગનાં પતંગીઆંના આકારનાં હોય છે. શીંગ (ફ્લ)-નીચી નમતી હોય છે, તેપર ધોળા રંગના વાળની રૂંવાટી આવેલી હોય છે. શીંગ ½ થી ૧½ ઇંચ લાંબી, અને ½ થી ½ લાઇન પોહોળી હોય છે. તે વિશેષે કરી સીધી, ટેરવે સહેજ વાંકવળતી, ને સૂક્ષ્મ અણીવાળી હોય છે. તેપર ઉભી પાંચ ધારો અને તેની અંદર ૮ થી ૧૨ બીજ હોય છે.

**બીજ**-½ લાઇન લાંબાં, પીળા રંગનાં, લીસાં, ચળકતાં, અને નાહાની મગીના દાણાના આકારનાં હોય છે. તે ઘણાં કઠણ હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ, પાન અને બીજ.

**૫-ગુણદોષ**-વિષહર અને ગ્રાહી.

**૬-ઉપયોગ**-એનું મૂળીયું પાણીમાં ઘસીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. ઘોડાની પીઠપર ભાઠું પડયું હોય તો તેપર એનાં પાન વાટીને બાંધવામાં આવે છે, તેથી તે તરત રૂઝાઇ જાય છે. એનાં પાન પણ ભોંયગળીની પેઠે ગળીનો રંગ બનાવવાનાં કામમાં વપરાય છે. બીજ પૈષ્ટિક ગણાય છે.

**૭-સ્થાનક**-બાગ બગીચાઓની વાડોમાં, અને ભાગ્યે જ ઘાસ ભેળા એના છૂટા છવાયા કોઇ કોઇ છોડવા ઉગેલા જોવામાં આવે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮–વિ૦ **વિવેચન**–એ ગળીના છોડવા આ સ્વસ્થાનમાં જૂજ ઉગે છે, અને તે એનાં ફૂલ શિવાય સુંદર દેખાતા નથી માટે એને **અડબાઉગળી** કહે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૪૪.

**૧–શાસ્ત્રીયનામ**–I. paucifolia.

દૃષ્ટાન્ત–H. II. p. 97; N. p. 79; Watt. IV. p. 386; ૩૦ નિ૦ પા૦ ૫૮૬.

**૨–દેશીનામ**–ઝીલ (પો૦); ઝીલડી (ગુ૦); मुरकुट, झिल्ल (म०); झिल (हिं०); झिल्लः (सं०).

**૩–વર્ણન**–ઝીલના છોડવા ૩ થી ૬ ફીટ ઉંચા થાય છે. પણ ઘણીવાર કઠ્ઠણ જમીનમાં તે છાતળાંની પેઠે ભોંયપર પથરાયલા હોય છે. એના છોડવામાં ઘણી શાખાઓ નીકળે છે. તેમાં નીચેથી ઉપર તરફ શાખાઓ વખતે અનુક્રમે નાહાની નાહાની થતી હોય છે. જેથી તેવી શાખાઓ હંસરાજ (a Fern) જેવી નીચેથી પોહોળી ને ઉપર જતાં સાંકડીથતી સુંદર દેખાય છે. શાખાઓ ઘણુંકરી રાતા રંગની હોય છે. પાન સાંકડાં ને લાબાં; ફૂલ રાતાં કે ગુલાબી રંગનાં; અને શીંગો (ફલ) ફીકા ભસ્મી કે ભૂરા ધોળા વા રતાસલેતા રંગની હોય છે.

ઝીલના આખા છોડવાપર ધોળા રૂપાં જેવા ચળકતા સૂક્ષ્મ ચોટડુક વાળની રૂંવાટી હોય છે. જેથી એના છોડવાનો રંગ ફીકો ધોળો કે ભસ્મી દેખાય છે. એના છોડવા જ્યાં ઉગે છે ત્યાં જત્થાબંધ ઉગે છે.

**મૂળ**–એનાં મૂળ ઉંડાં બેઠેલાં હોય છે. તે સુતળીથી પેનસીલ જેવાં કે મ્હોટા ને ઘણા ઘરડા છોડવામાં આંગળીથી અંગુઠા કે હાથનાં કાંડાં જેવાં જાડાં હોય છે. તે ઉપરથી ભૂરા અને અંદરથી લીલાસલેતા ધોળા રંગનાં ને જાડી ચીવટ રેસાવાળી છાલવાળાં હોય છે. મૂળ ૪ થી ૬ ઇંચ કે વખતે ૧ થી ૨ ફીટ લાંબાં હોય છે. એ માંથી કેટલાક લાંબા ફાંટાઓ નીકળેલા હોય છે, તે પોચી જમીનમાં ૩ થી ૪ ફીટ લાંબા ગયેલા હોય છે. મૂળનો વાસ ઉગ્ર અને સ્વાદ સહેજ કડવાસલેતો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ધોળાસલેતા ભૂરા કે રાતા રંગની, સ્લેટપેનથી આંગળી કે અંગુઠા જેવી જાડી હોય છે. તેની છાલપર ઉભા ચીરા અને ચોટડુક સફેદ વાળની રૂંવાટી આવેલાં હોય છે. કોમળ શાખાઓ વિશેષકરી લીલા કે રાતા રંગની અને તેપર ધોળાવાળની ગીચોગીચ રૂંવાટી હોય છે. અત્યંત કોમળ શાખાઓપર રૂંવાટી એટલી બધી હોય છે કે, તેને લીધે તેવી શાખાઓ ધોળી દેખાય છે. શાખાઓપરની છાલ ચીવટ રેસાવાળી હોય છે. તે ઉતારી હોય તો શાખાપરથી સળંગ રેસાની પેઠે ઉતરી આવે છે. તે અંદરની બાજુ પીળાસલેતા લીલા રંગની હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની એક મુખ્ય ડીટડીપર ૩ થી ૫ દલો હોય છે. તે એક બીજાંથી આંતરે આવી છેવટનું એક પાન (દલ) મુખ્ય ડીટડીને છેડે આવે છે. અથવા કોઇવાર સાદાં પાનની પેઠે શાખાપર અક્કેક પાન પણ આવે છે. તે અક્કડ, બન્ને છેડે બહુધા સાંકડાંથતાં, કે મથાળે જરા પોહોળાં ને ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ લાંબાં અને ½ લાઇનથી ૧ કે ૩ લાઇન પોહોળાં હોય છે. એ સૂક્ષ્મ પાન (દલ) ની ડીટરડી ઘણીજ ટુંકી પણ જરા જાડી ને સ્પષ્ટ દેખાતી હોય છે.પાન (દલ) જરા જાડાં હોય છે. તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ ધોળા ચોટડુકવાળની રૂંવાટી હોય છે; તેથી તે ધોળાસલેતા રંગનાં ને ખરસટ લાગે છે. તેપરની વચલી નસ પાછળની બાજુ બહાર નીકળતી હોય છે અને તેમાં બીજી નસો દેખાતી હોતી નથી. પાન ચોળવાથી ચીકણાં અને ઉગ્ર વાસવાળાં જણાય છે, અને ચાવવાથી ગળચટાં ને તૂરા સ્વાદવાળાં લાગે છે, પણ પાછળથી જીભને ખરસટ જણાય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ૧ થી ૬ ઇંચ લાંબી અને ધોળા કે ભૂરા ચોટડુક ગીચ વાળથી ભરાયલી હોય છે. તે પાનની મુખ્ય ડીટડી કરતાં જાડી ને લાંબી હોય છે. તેપર એક પછી એક એમ ૨૦ થી ૫૦ સેક સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે, તે રાતા, ગુલાબી કે સિંદુરી રંગનાં, ⅛ ઇંચ લાંબાં, ને પતંગીઆં જેવા આકારનાં હોય છે. એ દરેક ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે. તે ફૂલ ઉઘડયા પછી નીચી વળી જાય છે. તેના થડમાં સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. તે તરત ખરી જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. એ પાંચ દાંતા પૈકીના ત્રણ દાંતા સાંકડા ને બે જરા પોહોળા હોય છે. પુ૦ બા૦ કોષ અંદરથી ગુલાબી છાયાલેતો ને બહારથી ધોળી રૂંવાટીને લીધે ધોળો દેખાય છે. તે ½ લાઇન લાંબો અને પુ૦ અભ્ય૦ કોષથી ઘણો ટુંકો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં સૌથી ઉપરની બહારની મુખ્ય પાંખડી ૨ લાઇન પોહોળી અને બીજી ચારે પાંખડીઓ એના કરતાં સાંકડી હોય છે. એ મુખ્ય પાંખડીની બહારની બાજુપર ધોળા વાળની રૂછાળ હોય છે, ને તેને ટેરવે સૂક્ષ્મ અણી, તળિયે અંદરની બાજુ પીળાસલેતા રંગનો સૂક્ષ્મ

ચાંડલો, અને તેની વચમાં રાતા રંગની ઝીણી ઉભી નસો હોય છે. મુખ્ય પાંખડીથી અંદરની બાજુની બે પાંખ–પાંખડીઓ રાતા કે ગુલાબી રંગની હોય છે. છેક અંદર અથવા નીચેની બે હોડી–પાંખડીઓ જોડાયલી, પીળાસલેતા રંગની, ગુલાબી કોર ને કોરપર સફેદ વાળની આછી રૂંછાળવાળી હોય છે. એ બન્ને પાંખડીઓને પડખે સૂક્ષ્મ છેડા હોય છે.

**પુંકેસરો**–૧૦ દ્વિગુચ્છી (diadelphous) હોય છે. તેમાં ૯ સાથે બંધાયલાં ને એક છૂટું હોય છે. જે નવ સાથે બંધાયલાં હોય છે તે પણ મથાળે પરાગકોષથી જરા નીચે છૂટાં હોય છે. જે એક પુંકેસર તદ્દન છૂટું હોય છે તે ગુલાબી છાયાલેતા રંગનું ને બાકીનાં નવ પીળાસલેતા લીલા રંગનાં હોય છે. પરાગકોષ ભુરાસલેતા લીલા રંગના ને તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો, લીસો, ચળકતો, ઉભો, જરા જાડો, અને તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. નલિકા પીળાસલેતા લીલા રંગની, ઉપરથી અંદરની બાજુ વાંકવળતી, અને તેને ટેરવે સૂક્ષ્મ ગોળાઇલેતું બારીક વાળની પીછી જેવું મુખ હોય છે.

**શીંગ**–(ફલ)–પુષ્પ ધારણ કરનારી સળીપર નીચી ઢળતી, જરા વાંકવળતી, ૪ થી ૬ લાઇન લાંબી ને લગભગ ½ લાઇન પોહોળી હોય છે. તે વીંછીનાં પુંછડાંની પેઠે વચમાં આંકાઓવાળી અને ટેરવે એક તીક્ષ્ણ કાંટા જેવી સૂક્ષ્મ અણીવાળી હોય છે. તેપર સૂક્ષ્મ ધોળા ચોટડુક વાળની રૂંવાટી હોય છે. શીંગો ભૂરા કે રાતા ને ભસ્મી રંગની હોય છે. તેપર વખતે બે ઉભી નસો હોય છે. એ દરેક શીંગમાં ૬ થી ૮ કે ૧૦ બીજ હોય છે. બે બીજ વચ્ચે શીંગની સપાટી જરા સંકડાઇને એક આંકા જેવી થયેલી હોય છે. તે પરથી શીંગમાં કેટલાં બીજ છે તે શીંગને ચીર્યા શિવાય તેની બહારના આંકા ગણીને કહી શકાય છે.

**બીજ**–ભૂરાસ કે લીલાસલેતા પીળા રંગનાં, ઘણાં લીસાં ને ચળકતાં મઠના દાણાને મળતા આકારનાં અને ઘણાં કઠણ હોય છે. અને તે ⅛ લાઇન પોહોળાં અને ⅙ લાઇન લાંબાં હોય છે. તે બન્ને છેડે બુઠ્ઠાં અને તેની એક બાજુ વચ્ચોવચ એક ઘેરા પીળા રંગની ટપકી (hilum) હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, રેચક, વિષહર, ચિરગુણકારી–પૌષ્ટિક અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–ઝીલનું મૂળ પાણીમાં ઘસીને વીંછીના તેમજ બીજા ઝેરી જનાવરોના ડંખપર ઝેર ઉતારવા માટે ચોપડવામાં આવે છે. ઝીલનું મૂળ દૂધમાં ઉકાળી રેચ માટે વપરાય છે. એમ વૉટ સાહેબ લખે છે. ઝીલનું મૂળ સામરશીંગડાં અને સુંઠની સાથે રસવિકાર અને બીજા કરડના તમામ સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. ઝીલના છોડવાના કાઢાના, પારાની દવા ખાવાથી મોઢાંમાંથી લાળ વહેતી હોય તે વાળવા માટે કોગળા કરાવવામાં આવે છે. તેથી મોઢાંની ગરમી દૂર થાય છે. ઝીલની છડીનાં દાતણ કરવામાં આવે છે, તેથી મોઢાની ગરમી દૂર થાય છે. ઝીલની છડીની ખાતરણી, સુંડલા અને સાવેણાં બનાવવામાં આવે છે.

ઝીલનાં પાન ગળીનાં પાનની સાથે ભેળવી તેમાંથી ગળીનો રંગ બનાવવામાં આવે છે. ઝીલનાં પાન મોઢું પાકયું હોય તો ચાવીને મોઢામાં રખાય છે. ઝીલનાં પાન જખમ રૂઝાવા માટે ચાવીને જખમપર મુકવામાં આવે છે. ઝીલનાં પાન વાટીને ઢોર અને ઘોડાઓનાં ભાઠાંપર રૂઝ લાવવા માટે બાંધવામાં આવે છે. ઝીલનાં પાનને વાટી ભેંસના છાણ સાથે મેળવી તે ગરમ કરી વાળાના સોજા ઉપર ગરીબ લોકો બાંધે છે. ઝીલનાં પાન ઢોર આફરી આવ્યું હોય તો આવળનાં પાનની સાથે ભેળવી તેનો ઉકાળો કરી તેમાં મીઠું નાંખી રબારી અને ખેડુ લોકો તે ઢોરને પાય છે. ઝીલનાં પાન આવળનાં પાનની સાથે વાટી તેને ગરમ કરી તેનો મરડ કે પડી જવાથી પછાડ લાગી હોય તો તેપર લેપ કરવામાં આવે છે. ઝીલનાં પાન છપ્પનિઆ દુકાળમાં કેટલાક ગરીબ લોકો ખાતા હતા. ઝીલનાં પાન અને મેંદીનાં પાનને સુકાવી તેની બારીક ભૂકી કરી તે ધોળા વાળને કલપ ચઢાવવા માટે તેને ઘણા લોકો વાપરે છે. ઝીલનાં પાનનો રસ સાકરની સાથે સંગ્રહણી ઉપર અપાય છે. ઝીલના છોડવાને બાળી તેની રાખ સરશીઆં તેલમાં મેળવી ઉંટને પામ (ખસ) થઇ હોય તો તેપર લગાડવામાં આવે છે. ઝીલનાં પાનનો રસ મધ અને દૂધની સાથે માથાંની ચકરીપર અપાય છે. ઝીલનાં પાનના રસને જરા ગરમ કરી તેલ સાથે મેળવી કાન પાકયો હોય તો તેમાં તેનું ટીપું નંખાય છે. ઝીલના છોડવાની રાખ મધની સાથે ઉલટી, અજીર્ણ, અને પિત્તના રોગમાં અપાય છે. ઝીલની કાચી શીંગો પેટના દુખાવાપર મીઠાંની સાથે ખાવામાં આવે છે. ઝીલનાં પાન પાણીમાં ઉકાળી પેડુપર બાંધવાથી પેશાબ ન છૂટતો હોય તો છૂટે છે. ઝીલનાં સુકાં પાનની ભૂકી ગોળમાં ગોળી કરી ઉધરસ અને દમ ઉપર અપાય છે. ઝીલનાં બીજ ગળીનાં બીજની માફક (તેમાં ઘણું નાઇટ્રોજન આવવાથી) ઘણાં પૌષ્ટિક ગણાય છે, તે છપ્પનિયા દુકાળમાં ગરીબ લોકો ખાતા હતા. ઝીલના છોડવા ખેડુતોને ગોળ પકાવાની અને ચુનારીઆ લોકોને

ચુનો પકાવાની ભઠ્ઠીમાં વારી (બળતણ) તરીકે બાળવાના કામમાં આવે છે. ઘણાં ગરીબ લોકો ઝીલનું બળતણ બાળે છે.

ઝીલના છોડવાપર ગાડરાં, બકરાં, ઉંટ, ગાય અને ભેંસ ઉન્હાળાની વખતે પોતાનું ગુજરાન કરે છે, છપ્પનિયા દુકાળની વખતે ખેડુલોકો ઝીલના છોડવા કાપી ાવી તેને ધોકાવતી છુંદી, કુવાડીથી તેના નાહના કકડા કરી પોતાનાં ઢોરોને ખવરાવતા હતા. ઉન્હાળે બીજો ચારો સુકાઇ જાય છે, ત્યારે ઝીલમાં ઘણુંકરી નવી ફૂટ થાય છે જે ઢોરોને ખરે ટાણે કામ આવે છે. રેચી જમીનને વધારે ફલદ્રુપ કરવા માટે ઝીલના પાનનું ખાતર દેવામાં આવે છે. જે જમીનમાં ઝીલના છોડવા ઉગે છે તે જમીનને ઘણી સુધારે છે. કાંપવાળી જમીન સૂર્યના તાપથી સુકાઇ તેમાં ઉંડા ચીરાઓ પડે છે. તે ઝીલના છોડવાઓ એવી જમીનમાં ઉગવાથી જમીનપર છાંયડો રાખી ફાટી જતી જમીનનો બચાવ કરે છે. કાદી કે ખડકવાળી જમીનમાં ઝીલનાં મૂળિયાં ઉંડાં પ્રવેશ કરી કાદી અને ખડકને તોડી જમીન બનાવે છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ કાંઠે, ખેતરોને શેઢે, પડતર ખેતરો અને વાડીઓમાં રેચી તેમજ કાદીવાળી જમીનમાં, ડુંગરના પાઉની તળીવાળી કરાર જમીનમાં, અને વિશેષે કરીને નદી અને ઘેડના કાંઠાઓપરની કાંપવાળી જમીનમાં ઝીલના છોડવા ઘણા ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–'**झिल्ल**' એ સંસ્કૃત શબ્દ દેશી **ઝીલ** શબ્દ ઉપરથી વૈદ્યરાજ **શોઢલે** લીધો હોય એમ લાગે છે. કેમ કે **ગદ્દુચ્યાદિનિઘંટમાં** એનું નામ જોવામાં આવતું નથી. વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય તેવી જગાઓને હિંદુસ્થાનીમાં **ઝીલ** કહે છે, તો આ વનસ્પતિના છોડવા એવી જગાઓમાં વિશેષકરી ઉગતા હોવાથી એનું નામ **ઝીલ** પડયું હશે.

ઝીલ **કચ્છમાં** ઘણી ઉગે છે. તેમાં પણ વિશેષ કરીને **લખપત–બંદર** જે આ લખનારની જન્મભૂમી છે, ત્યાં મ્હોટાં તળાવોની કાંપવાળી જમીનમાં ઝીલના છોડવા બહુ મ્હોટા વિસ્તારવાળા થાય છે. ત્યાંના ઘણા ભાટીઆ ગૃહસ્થો જે વિશેષ કરીને વલ્લભીય સંપ્રદાયના મરજાદી હોય છે તેઓ બાવળનાં દાતણ કરતા નથી પણ ઝીલનાં દાતણ કરે છે. અને એટલા માટે ઝીલનાં સુકાં દાતણ લખપતથી તેઓ **કચ્છમાંડવી** વિગેરે કચ્છમાનાં બીજાં મ્હોટાં શહેરોમાં તેમજ મુંબઇ સુધી પણ એક **સોગાત** તરીકે મોકલે છે. ઝીલનાં દાતણ પવિત્ર ગણાય છે. કેમકે કહેવત છે કેઃ–

"દાતણ કરીએ ઝીલનું, તો પાપ જાય ડીલનું."*

**ભાણસાર** અને **વરતુ નદી** તેમજ તેમાં ભળતા બીજા વોકળાઓના કાંઠા વરસાદનાં પાણીની ભારી છેલથી ધોવાઈ જાય છે તેનો બચાવ ઝીલના છોડવાઓથી જેટલો થાય છે તેટલો તેઓને કાંઠે ઉગેલાં આંબા, આંબલી, વડ કે બાવળનાં ઝાડોથી બિલકુલ થતો નથી. એટલુંજ નહિ પણ કોઇવાર છેલનાં પાણીના વેગથી આવું મોટું ઝાડ નદીઓના ભીંજાયલા કીનારાપરથી પવનને ઝપાટે પડી જાય છે અને તેથી ત્યાં પાણીને વહી જતાં અટકાવ થવાથી તેની આજુબાજુથી પાણી જોરથી વહે છે અને તેને પરિણામે ત્યાં માટીનું ધસાણ થઇ કીનારો ધોવાઇ જાય છે. અને ત્યાં મ્હોટો ખાડો પડે છે. અને પાછળથી તે એક નવું **વેન** (વોકળી) થાય છે. એથી ઉલટું ઝીલના છોડવાઓ નદીઓના કાંઠાપર ઉગેલા હોય છે તોપણ તે પાણીની છેલથી ઉખડી જતા નથી. અને તેની આસપાસની માટી પણ છેલથી ધોવાતી નથી. એટલુંજ નહિ પણ તેની આજુબાજુ પાણીની છેલમાં આવતા માટીના કાંપનો જમાવ થાય છે. તેથી છેલથી ધોવાઇ ગએલી જમીનમાં પણ ઝીલના છોડવા ઉગેલા હોય તો તે જમીન પાછી કાંપથી ભરાય છે. દાખલા તરીકે **વરતુ** નદીની છેલથી **પારાવાડા** ગામ પાસેની **કોબી** નામની જમીન જેનાપર ખેડવાણ ખેતરો હતાં તે ખેતરોની માટી ધોવાઈ જઈ ખેતરો તદ્દન નકામાં થઇ ગયાં હતાં. જેથી તે ખેતરોનાં રાજીનામાં અપાઇ ગયાં હતાં. અને પારાવાડા ગામ અને વરતુ કાંઠાની કોબીવાળી જમીનવચ્ચે પણ વરતુ નદીની છેલથી તમામ માટી ધોવાઇ જઇ ખડક અને પથર ખુલ્લા થઇ ગયા હતા. અને એ જગોએ એક નવું મ્હોટું **વેન** (વોકળો) પડી જાય એવી ધાસ્તી રાખવામાં આવતી હતી. આવી રીતે પારાવાડા ગામની આસપાસની વરતુ નદીના કાંઠાની જમીન છેલનાં પાણીથી ધોવાઇ જતી અટકાવવા માટે આ સ્વસ્થાનના તે વખતના એડમિનિસ્ટ્રેટર (હાલ સિંધના કમિશનર Mr. W. T. Morison. C. S. I. C. S.) ડબલ્યુ. ટી. મોરીસન સાહેબે **ભોમીયાવદર** અને **પારાવાડા** ગામની સીમ અંદરના વરતુ નદીના બન્ને કાંઠાઓ અને એ નદીમાં ભળતા **સુકાવો, રૂપાવો,** અને **ખારી વેકરી** નામના ત્રણે વોકળાઓના કાંઠાઓ તેમજ **કોબી** નામની જમીન એ સઘળાં **રીઝર્વ** અર્થાત્ **રક્ષિત** એટલે રખત રખાવ્યાં હતાં. (પોરબંદર સ્ટેટ–ગેઝેટ–પુસ્તક–૯–અંક ૧૭–નંબર. ૮૭. તા. ૨૪–૩–૯૬). ઉપર પ્રમાણે એ સઘળી જમીન **રખત** રાખ્યા પછી બે વર્ષની અંદર એ રખત જમીનમાં પોતાની મેળે ઝીલના હજારો છોડવા ઉગી ગયા હતા. અને ત્યાર પછી ત્રીજે વર્ષે પાણીની જે છેલ આવી હતી તે છેલથી એ રક્ષિત જમીનમાંથી માટી નહિ ધોવાતાં તેમાં ઉલટો વિશેષ કાંપ ભરાયો હતો. અને એ જગાપર આવળ, બાવળ અને ઝીલડાં આદિ બીજા ઘણા નાહાના નાહાના છોડવાઓ પોતાની મેળે ઉગી ગયા હતા. આવી રીતે એ રક્ષિત જમીન આસરે દશ વર્ષ સુધી બંધ રાખવામાં આવી હતી. દરમિયાન દર વરસે તેમાંથી ઘાસ અને બીજાં ઝાડવાંઓનો લાભ સ્વસ્થાન

* ઝીલના છોડવા પોરબંદર સ્વસ્થાનમાં પણ જથ્થાબંધ ઉગે છે. જોકે તે નજીવા અને એક નેદ તરીકે ગણાય છે તોપણ તે સ્વસ્થાન તેમજ તેની રૈયતને અત્યન્ત ઉપયોગી છે.

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૪૫.

**૧-શાસ્ત્રીયનામ**-I. hirsuta.

દૃષ્ટાન્ત-H. II. p. 98; N. p. 79.

**૨ દેશીનામ**-રૂંછાળીગળી (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ૩ થી ૪ ફીટ ઉંચા થાય છે. તે ચોમાસે ઘણા જોવામાં આવે છે. એના આખા છોડવાપર ભૂરા ધોળા કે તપખીરીઆ રંગના લાંબા વાળની રૂંછાળ હોય છે, એનાં ફૂલ, કોમળ પાન, અને શીંગોપર તે ઘણી ગીચોગીચ આવેલી હોય છે. ડાંડી અને શાખાઓ સ્લેટપેનથી સુતળી જેવી પાતળી, ઉપરના ભાગમાં ઉભી હાંસોવાળી, અને વખતે રતાસલેતા રંગની હોય છે. પાન સંયુક્ત, આંતરે આવેલાં, એક મુખ્ય ડીટડીપર ૫ થી ૧૧

---

તેમજ ખેડુતોને મળ્યો હતો. એ દશ વર્ષ દરમિયાન વરતુ નદી કાંઠાની **કોબી** નામની જમીનમાં એટલો બધો કાંપ ભરાયો હતો કે, તે જમીનમાંનાં તમામ ખેતરો ખેડુતોએ ઘણી સારી રકમનો સ્વસ્થાનને કસુંબો આપી પાછાં ખેડવા માટે માગણી કરી લઇ લીધાં હતાં.

અને **પારાવાડા** ગામ અને ઉપર કહેલી **કોબી** નામની જમીનની વચમાંની તમામ જમીનપરની માટી ધોવાઇ જઇ ખડક બહાર નીકળી આવ્યા હતા અને જ્યાં પાણીનું નવું **વેન** થઇ જવાની ધાસ્તી હતી તે ખડકવાળી જમીન ઉપર પણ ખડકોની ફાટો વચમાં ઝીલના છોડવાઓ ઉગી જવાથી એ જમીનઉપર પણ પાણીની છેલમાંનો કાંપ જામી ખડકો હાલ ઢંકાઇ ગએલા છે. અને જમીનનો ઘણો ભાગ પુરાઇ એક સપાટીપર આવી ગએલો છે, જેથી હાલ ત્યાં નવું વેન પડવાની ધાસ્તી દૂર થઇ છે.

ભાદર નદીને કાંઠે (ઇરિગેશન વર્કસ) મીઠું પાણી રોકવાનું બાંધકામ કરવા માટે ભાદર કાંઠાની **સિંબેટને** નામે ઓળખાતી જમીન ભાદર નદીની પાણીની છેલથી ધોવાઇ ન જાય તેને માટે પ્રથમ તે જમીનનો બચાવ કરવામાં આવેલો હતો. તેના બચાવ ખાતર પણ તે જમીનમાં ખારીઆ ઘાસ, ખારી જાળ, અને **ઝીલ**નાં બીજ વાવવામાં આવ્યાં હતાં. અને જે થોડા ઝીલના છોડવાઓ કુદરતી રીતે ત્યાં ઉગેલા હતા તે રિઝર્વ એટલે રખત રાખવામાં આવ્યા હતા. એ **સિંબેટની** જમીન પણ બે વર્ષની અંદર ખારી જાર અને ઝીલના છોડવાઓથી સારીરીતે ભરાઇ ગયેલી હતી. અને છપ્પનિયા દુકાળ પછી વળતે વર્ષે જ્યારે આ સ્વસ્થાનમાં એકદમ ૫૦ ઇંચ વરસાદ થયો હતો, અને જેને પરિણામે આગળ કોઇ દિવસ ન આવેલી એવી છેલ ભાદર નદીમાં આવી હતી તે છેલથી પણ સદરહુ બેટની ધોવાઇ જતી જમીનનો બચાવ ખારી જાળનાં ઝુંબડાં અને **ઝીલ**ના છોડવાઓથી થયો હતો. જ્યારે એ નદિના કાંઠાપરનાં સેંકડો મ્હોટાં ઝાડો પાણીના જોરથી ઉખડી પાણીમાં વહી ગયાં હતાં.

ઝીલના છોડવાઓ નદી, વોકળા, તળાવની પાળ અને બીજી એવી જગાઓપર પોતાની મેળે ઉગી આવે છે. તેનાં મૂળ પથ્થર અગર માટીવાળી જમીનમાં એવાં તો મજબૂત બેસે છે કે, તેને નદીઓનાં પાણીની છેલ પણ કાઢી શકતી નથી. ઝીલના છોડવાઓ એક વાર થોડા જામ્યા પછી તેનાં બીજ આજુબાજુ પડી તેના જથ્થાબંધ છોડવાઓ થઇ જાય છે. તે એટલે સુધી કે જ્યાં તે ઉગે છે ત્યાં બીજા કોઈ જાતના છોડવાને જગો નહિ આપતાં તે આજુબાજુની તમામ જમીન ઘેરી લઈ પોતાનો વિસ્તાર વધારે છે. આવાં જાળાંની અંદર જ્યારે નદીઓનાં છેલનાં પાણી વહેતાં આવે છે તે ત્યાં ધીરાં પડે છે. અને તેથી તેમાંનો માટીનો કાંપ જાળાંમાં ભરાઇ તળિયે બેસે છે. ઝીલના છોડવાઓ થોડા દિવસ પાણીમાં બુડેલા રહે તો તેથી તેને વિશેષ હરકત થતી નથી. અને છોડવા પાણીથી બહાર દેખાતા રહે પણ તેનાં મૂળમાં પાણી ઘણા દિવસ રહે તોપણ એને નુકશાન પોંચતું નથી.

મ્હોટી નદીઓનાં પાણીની ભારી છેલને ધીમી પાડવા, અને તેની નીચેની જમીનને બચાવવા, **ઝીલના** છોડવાઓ કેટલા ઉપયોગી છે તે ઉપરની હકીકતથી જણાતાં હવે ઢોરોના ચારા તરીકે તેની ઉપયોગતા વિષે માત્ર એટલુંજ કહેવું બસ થશે કે, છપ્પનિયા દુકાળની વખતે **પારાવાડા** રિઝર્વની અંદરના કેવળ ઝીલના છોડવાઓએ **પારાવાડા** અને **ભોમીઆવદર** ગામની તમામ ભેંસોને બીજા કશા ચારા શિવાય જીવતી રાખી હતી. અને સેંકડો ગાડરાં (ઘેટાં) ને નિભાવ્યાં હતાં.

આવા અસાધારણ ઉપયોગી **ઝીલના** છોડવાઓનો નાશ કરનારા આ સ્વસ્થાનમાંના **ચુનારીઆ** લોકો છે. કે જેઓ ઝીલના છોડવાઓ કાપી કે જમીનમાંથી ખોદી કાઢી લાવી ચુનાની ભઠ્ઠી કરવામાં બાળી નાંખે છે. જેથી નદી વોકળા વગેરેના કાંઠાઉપરના ઝીલના છોડવાઓ ખોદાઇ જવાથી વરસાદનાં પાણીથી ધોવાઇ જાય છે. અને તેને પરિણામે નદી કે વોકળા કાંઠા પાસેનાં ખેતરો નકામાં થઇ પડે છે.

ઝીલના છોડવાઓ પણ **પાલેરાં** (નં ૧૦૯) ના છોડવાઓની પેઠે દર ત્રીજે કે ચોથે વર્ષે જંગલ ખાતાની રીત પ્રમાણે (coppice) જમીન બરાબર કપાય તો તે નવેસરથી નવી ફૂટ કરી વધારે જોરવાળા થાય છે. તેથી આ સ્વસ્થાનના ખેડુ લોકોને **વારી** તરીકે ઉપયોગમાં લેવા ઝીલના છોડવાઓ જમીન ઉપરથી દર ત્રીજે વર્ષે કાપી લઇ જવા દેવામાં આવે તો કંઇ હરકત જેવું નથી. પરંતુ બીજા ચારાની તંગી વખતે ગાડરાં અને બીજાં ઢોરોને ભોગે ચુનારીઆ લોકોને તે કાપી લઈ જવાની પરવાનગી આપવી જોઇએ નહિ.

ઝીલના છોડવાને જોકે એક નકામા જેવો ગણવામાં આવે છે તોપણ ઇશ્વરી વનસ્પતિસૃષ્ટિમાં એ છોડવો અતિ ઘણું મ્હોટું કામ બજાવે છે, તે ઉપરનાં એનાં કાર્યથી સહેજ જણાઇ આવે છે. માટે એનો આ સ્વસ્થાનમાં જેમ બને તેમ વધારો અને બચાવ કરવો જોઇએ. કેમકે કાળે દુકાળે ઢોરોના ચારા તરીકે અને ગરીબ ખેડુતો તથા રબારીઓને ખોરાક માટે કામ આવે એવાં વિશેષ સારાં ઝાડો અહીં થોડા વરસાદને લીધે થઇ શકતાં નથી.

ઝીલના છોડવા છેલના પાણી સામે કમાન્ડર ઇન ચીફની પેઠે અચ્છી ટક્કર ઝીલે છે, માટેજ કદાચ સર્વ શક્તિવાન ઇશ્વરે તેને સખ્ત વાળની રૂંછાળનું રૂપેરી બખતર પહેરાવેલું હશે.

(દલ) સૂક્ષ્મ ડીટરડીપર, એક છેડે અને બાકીનાં સામસામાં જોડીએ આવેલાં હોય છે. પાનની મુખ્ય ડીટડી ૨ થી ૫ ઇંચ લાંબી, અને લીંબડાની સળીથી કંઇક પાતળી હોયછે. તેની ઉપર આવેલાં પાન (દલ) ½થી ૨ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ¾ કે લગભગ ૧ ઇંચ પોહોળાં હોય છે. તે બન્ને છેડે ઘણુંકરી સાંકડાંથતાં, તોપણ વખતે મથાળે કંઇક પોહોળા હોય છે. ઉપપાન સાંકડાં, મથાળે લાંબાં દોરા જેવાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પાનની મુખ્ય ડીટડી જેવી અથવા તેથી સહેજ જાડી ને લાંબી હોય છે. તેનાપર ગીચોગીચ લાંબી ચળકતી રૂંછાળ અને પાસે પાસે ઘણાં ફૂલો આવેલાં હોય છે. તે રાતા રંગનાં અને ઘણાં સૂક્ષ્મ હોય છે. તેના પુ૦ બા૦ કોષપર રૂંછાળ ઘણી લાંબી અને ચળકતી અત્યન્ત ગીચ બેઠેલી હોય છે. શીંગ (ફલ)–½ થી ¾ ઇંચ લાંબી, સીધી, ટેરવે સૂક્ષ્મ અણીવાળી ¾ લાઇન પોહોળી, ૩ થી ૪ બુઠ્ઠી ઉભી ધારવાળી, અને લાંબા ચળકતા ધોળા કે ભૂરા વાળની રૂંછાળથી ભરાયલી હોય છે. તેમાં ૬ થી ૮ બીજ હોય છે.

એનું મૂળ પાણીમાં ઘસીને વાળાના સોજાપર ચોપડવામાં આવે છે. એના છોડવા ચોમાસે ડુંગરની ગીચ ઝાડીવાળી તળીઓમાં અને ચરીઆણ ઘાસ ભેળા ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

ગળીની જાતની વનસ્પતિમાં આના છોડવાપર સૌથી ઘણી લાંબી ને ગીચ રૂંછાળ હોય છે, માટે એને **રૂંછાળી ગળી** કહે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર–૧૪૬.

**૧–શાસ્ત્રીયનામ**–I. argentea (Var) cærulea.

દૃષ્ટાન્ત–H. II. p. 99; N. p. 79; Watt. IV. p. 383.

**૨–દેશીનામ**–ગડો, ગુડો, અડબાઉગળી (પો૦); જંગલી ગળી (ગુ૦); जंगली गुडी (મ૦); सुरमेनील (હિં૦); कालक्लितक (સં૦).

**૩–વર્ણન**–ગડા અથવા ગુડાના છોડવા ચોમાસે ઘણા ફૂટી નીકળે છે. તે ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેમાં કોઇવાર મથાળે બે ત્રણ ઝીણી શાખાઓ નીકળેલી, પાન મથાળે વધારે પોહોળાં, બુઠ્ઠાં ને અંદર બેસતી ખાંચવાળાં; ફૂલની કલંગી ટુંકી, ફૂલ રાતી છાયાલેતા પીળા રંગનાં, અને શીંગ ઘણી ટુંકી એક કે ભાગ્યેજ બે બીજવાળી હોય છે. આવા છોડવા એકલડાંડીએ ઘણુંકરી નાહના થાય છે.

હવે મ્હોટા છોડવામાં શાખાઓ ઘણી નીકળેલી હોય છે. તે લાંબી, થોડી પસરાતી અને ઉંચી ચઢતી હોય છે, પાન લાંબાં; ફૂલની કલંગી પણ લાંબી; અને શીંગોમાં ૩ થી ૪ બીજ હોય છે.

ગડાનાં પાનની ઉપરની સપાટી શિવાય આખા છોડવાપર રૂપાં જેવા ચળકતા ધોળાં વાળની રૂંવાટીનું અસ્તર હોય છે. તેથી તેના છોડવા ધોળા દેખાય છે. ફૂલ ચોમાસે આવી શિયાળે શીંગો પાકી જાય છે.

**મૂળ**–જમીનમાં ઘણું ઉંડું અને મજબૂત બેઠેલું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી પેનસીલથી તે ટચલી આંગળી જેવી, અને શાખાઓ સુતળીથી સ્લેટપેન જેવી જાડી થાય છે. ડાંડી અને શાખાઓઉપર ઉભી નસો, અને ધોળા ચળકતા વાળની રૂંવાટીનું ચોટડુક અસ્તર હોય છે. એ અસ્તર નખથી ઉચેડતાં નીકળી જાય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૨½ કે ૩ ઇંચ લાંબાં હોય છે. પાનની મુખ્ય ડીટડી નીકવાળી હોય છે. તેપર ૭ થી ૧૧ નાહાનાં પાન (દલ–leaflets) હોય છે. તેમાં ૬ કે ૮ અથવા ૧૦ પાનની સામસામી ૩, ૪ કે ૫ જોડી હોય છે, અને એક પાન મુખ્ય ડીટડીને છેડે બીજાં તમામ પાન કરતાં મ્હોટું હોય છે. જોડીમાંનાં પાન ½ થી ૧ ઇંચ લાંબાં અને ૩ થી ૫ લાઇન પોહોળાં હોય છે. અને છેડાનું પાન ¾ ઇંચથી ૧¾ ઇંચ લાંબું અને ½ થી ¾ કે કોઇવાર ૧ ઇંચ પોહોળું હોય છે. એ બધાં પાન બહુધા ડીટરડી તરફ સાંકડાં થતાં ને મથાળે પોહોળાં હોય છે. તેનાં મથાળાં ગોળાઇલેતાં કે જરા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ફીકો કે ભૂરાસલેતો લીલો અને નીચેનીનો વિશેષ ધોળાસલેતો લીલો હોય છે. તેની ઉપરની સપાટીપર રૂંવાટી કવચિતજ હોય છે, પણ નીચેનીપર આછી રૂંવાટી હોય છે. પાનમાં વચલી નસ નીચલી સપાટીએ સ્પષ્ટ બહાર દેખાતી હોય છે. પાન સુકાય છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે. ને તે સાંધાવાળાં હોય છે. માટે સાંધેથી ખરી જાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો હોય છે.

ઉપપાન–સૂક્ષ્મ, તળિયે જરા પોહોળાં ને મથાળે ઝીણી અણી જેવાં સાંકડાં હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી અથવા બીજા બોલોમાં બોલીએ તો ફૂલની કલંગી પત્રકોણમાંથી એકેકી નીકળેલી હોય છે, તે ૧ થી ૨½ ઇંચ લાંબી, પાનની મુખ્ય ડીટડીથી ટુંકી, અને સહેજ પાતળી હોય છે. તેપર ઉભી નસો અને ૨૦ થી ૪૦ રતાસલેતાં પીળાં પતંગીઆં જેવાં સૂક્ષ્મ ફૂલો ઘણાં જ પાસે પાસે આવેલાં હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે. તે ફૂલ ઉઘડ્યા પછી નીચી વળી

જાય છે. ડીટડી પુ૦ બા૦ કોષ, અને સ્ત્રીકેસર એ બધાં ધોળી રૂંવાટીથી ભરાયલાં હોય છે.

**શીંગો**-(ફલ) $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ કે $\frac{1}{10}$ ઈંચ લાંબી અને એક લાઇન પોહોળી હોય છે. તે નીચી ઢળતી, અંદર વળતી, ટેરવે સૂક્ષ્મ અણીવાળી, બીજ પાસે સંકડાતી અને ધોળા વાળની રૂંવાટીવાળી હોય છે. એ રૂંવાટી સહેલાઇથી ખરી જાય છે, ને ત્યારે શીંગનો રંગ ભૂરો, ઘેરોભૂરો, કે જરા રતાસલેતો લાગે છે. શીંગમાં ૧ થી ૪ બીજ હોય છે.

**બીજ**-કઠ્ઠણ, ભૂરા રંગનાં, મગના દાણા જેવા આકારનાં, લીસાં, ચળકતાં અને $\frac{3}{4}$ લાઇન લાંબાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-પૈષ્ટિક, ગ્રાહી, વિષહર અને રેચક.

**૬-ઉપયોગ**-એનાં મૂળનો કાઢો સોમલ અને બીજાં ઝેરનું નિવારણ ગણાય છે. એનાં પાનને વાટીને તેની થેપલી માણસના તેમજ ઢોર અને ઘોડાનાં ચાંદાં ઉપર લગાડવામાં આવે છે. એ ગુડાના છોડવામાંથી જે **કસ** અથવા **સત** (રંગ) કાઢવામાં આવે છે તેને **ગળી** અથવા **ગળીનોરંગ** કહે છે. તે ચાંદાં રૂઝાવવાના મલમમાં વપરાય છે. પેશાબ બંધ થઇ ગયો હોય તો પેડુપર ગળીનો લેપ કરવામાં આવે છે. ઘોડાં અને ઢોરનાં ભાઠાં-પર ગળીને પાણીમાં વાટી ચોપડવામાં આવે છે, તેથી ભાઠું રૂઝાઇ જાય છે. એટલુંજ નહિ પણ રૂઝ આવી જઇ તેપર તરત વાળ આવી જાય છે. ગળી કપડાં રંગવાના કામમાં વપરાય છે. ગડાનાં બીજ છપ્પનિયા દુકાળની વખતે ગરીબ લોકો પીળી જારની સાથે મેળવી તેના રોટલા કરી ખાતા હતા. એનાં બીજ ઘણાં પૈષ્ટિક ગણાય છે. ઉધરસ અને જ્ઞાનતંતુના, તેમજ મગજનાં ફેફરાંનાં દરદોપર ગળીનો કસ અથવા રંગ આપવામાં આવે છે. એનાં પાનની ભૂકી વાળને કાળા કરવા માટે વાપરવામાં આવે છે. "ભેંસને **જર** ન પડતી હોય ત્યારે ગડાનાં પાનનો કાઢો આપે છે. ઘણીવાર એનાં પાનની સાથે અરણીનાં પાન આપે છે. એનો કાઢો ૧૦ થી ૧૨ દિવસ પાય છે." (રબારી મેરા આલા).

**૭-સ્થાનક**-દરિયા કીનારાની રેતાળ અને કાદીવાળી જમીનમાં, ડુંગરમાં, ઘાસની તળીઓમાં, અને જુનાં ખંડેરો અને ટીંબાઓઉપર ગડાના છોડવા વિશેષ કરી ઉગે છે.

આ સ્વસ્થાનમાં છાયા, અડોદર, બોખીરા, રાણાવાવ, ભોદ, વરવાળા અને કંડોરણાં તથા અણીઆરી ગામની આજુબાજુની કાદીવાળી તેમજ કોબી જમીનમાં એના છોડવા વધારે ઉગે છે.

એ કાઠિયાવાડ, કચ્છ અને સિંધના મેદાનોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-ગુડાના છોડવાનાં પાન **ગળીનાં** પાન કરતાં વધારે પોહોળાં અને એની શીંગો ગળી કરતાં જાડી હોવાને લીધે એને **ગુડો** અથવા **ગડો** કહેતા હશે.*

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).
### નંબર ૧૪૭.

**૧-શાસ્ત્રીયનામ**-I. tinctoria.

દૃષ્ટાન્ત-H. II. p. 99; N. p. 79; watt IV. p. 387; ૨. નિ. પા. ૧૦૯.

**૨-દેશીનામ**-ગળી, ગુડી (પો૦); ગળી, ગરી (ગુ૦); नलि, गुली (म०); नील, लील, गुली (हिं०); निलीका, श्यामा, रंजिनी (सं०)

**૩-વર્ણન**-ગળી અથવા ગુડીના છોડવા પણ ગુડા કે ગડાના છોડવાની પેઠે ચોમાસે ઘણા ફૂટી આવેલા જોવામાં આવે છે. તે ૨ થી ૪ કે કોઇવાર ૬ ફીટ સુધી ઉંચા વધે છે. એમાં ચોતરફ પાતળી, લાંબી, પસરાતી, ઘણી શાખાઓ નીકળે છે. તેથી એના છોડવા ઘણુંકરી મથાળે છત્રાકાર લાગે છે. શાખાઓ કોઇવાર છોડવાના નીચેના ભાગમાં કાંટા જેવી થઇ ગયેલી હોય છે. પાન લાંબાં ઘેરાલીલા કે કાળાસલેતા રંગનાં; ફૂલ રતાસલેતા પીળા રંગનાં; અને શીંગો (ફલ) ઝીણી, લાંબી, સીધી કે વખતે જરા અંદર વળતી હોય છે. એને ચોમાસે ફૂલ આવી એમાં શિયાળે શીંગો પાકે છે.

એના આખા છોડવાપર ધોળા રૂપેરી ચળકતા વાળની ઘણી આછી રૂંવાટી હોય છે. પણ એના કોમળ ભાગ-પર તો વિશેષે કરી તપખીરીઆ રંગના ચળકતા વાળની ગીચ રૂંવાટી જોવામાં આવે છે. એના આખા છોડવા-માંથી અણગમતી દાહક વાસ નીકળે છે.

**મૂળ**-પેનસીલથી આંગળી કે અંગુઠા જેવાં જાડાં. અને જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી $\frac{1}{2}$ થી $\frac{1}{2}$ કે ૧ ઇંચ જાડી, શાખાઓ સુતળીથી ટચલી આંગળી જેવી, અને કોમળ શાખાઓ જાડા દોરાથી સુતળી જેવી જાડી હોય

---

* આ સ્વસ્થાન (પોરબંદર) માં ગડોના છોડવા એક જગોએ જથ્થાબંધ ઉગતા નથી. પણ તે છૂટા છવાયા ઘણુંકરી આખા સ્વસ્થાનમાં ઉગે છે. તોપણ રાણાવાવ માહાલમાં તે વિશેષ અને સારા થાય છે. માટે એના છોડવામાંથી ગળીનો રંગ કાઢવા સ્વસ્થાન તરફથી દરસાલ ઇજારો આપવામાં આવે છે. પણ તેની ઘણી જુજ રકમ સ્વસ્થાનને ઉત્પન્ન થાય છે, કેમકે એક જથ્થે એના છોડવાઓ નહિ મળવાથી છૂટા છવાયા કાપી ભેળા કરવાનું ખરચ ઇજારદારને વધારે કરવું પડે છે, આ સ્વસ્થાનમાં ગડાના છોડવામાંથી **ગળીનોરંગ** કાઢવામાં આવે છે. પણ બીજી જગોએ **ખરી ગળી**ના છોડવામાંથી **ગળીનો રંગ** કાઢવામાં આવે છે. જેનું વર્ણન નીચેનાં (નં૦ ૧૪૭) માં આપ-વામાં આવેલું છે.

છે. અતિ કોમળ શાખાઓ બે બાજુ જરા દબાયલી, ઉભી હાંસોવાળી, અને તપખીરીઆ વાળની ચળકતી રૂંવાટીથી ભરાયલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી ધોળા કે ભૂરા વાળની રૂંવાટી અને નીકવાળી, ૧½ થી ૨½ ઇંચ લાંબી હોય છે. તેપર ૭ થી ૧૩ નાહાનાં પાન (દલ–leaflets) હોય છે. તેમાં ૬ થી ૧૨ પાન સામસામાં જોડીએ આવેલાં, અને એક પાન મુખ્ય ડીટડીને છેડે હોય છે. પાનની ઉપરની સપાટી ઘણુંકરી લીસી તોપણ વખતે ઘણી આછી રૂંવાટીવાળી ફીકા ઘેરા કે કાળાસલેતા લીલા રંગની અને નીચેની સપાટી-પર ધોળા વાળની રૂંવાટી આવવાથી તે ધોળાસલેતા લીલા રંગની દેખાય છે. મુખ્ય ડીટડી સોતાં આખાં પાન કોઇવાર ૪ થી ૫ ઇંચ લાંબાં હોય છે. પણ મુખ્ય ડીટડીપરની જોડીમાં આવેલાં સામસામાં નાહાનાં પાન કે દલ ½ ઇંચથી ૧ ઇંચ લાંબાં, અને ⅛ થી ½ ઇંચ પોહોળાં હોય છે. મુખ્ય ડીટડીના છેડાપરનું પાન સૌથી જરા મ્હોટું હોય છે. મુખ્ય ડીટડીના છેડાથી નીચે ઉતરતાં સામસામાં આવેલાં પાનની જોડી ઉત્તરોત્તર નાહાની થતી હોય છે. એ સઘળાં નાહાનાં પાનનાં ટેરવાં બુઠ્ઠાં-હોય છે, ને તેને ડીટરડી સૂક્ષ્મ હોય છે. એ પાન લંબ-ગોળ, અથવા ડીટરડી પાસે ઘણુંકરી સાંકડાં, અને ટેરવાં તરફ પોહોળાં હોય છે. પાનને ચોળતાં જરા ચીકાસલેતો રસ નીકળે છે. તેની વાસ તીખી હોય છે. પાનનો સ્વાદ કડવા-સલેતો હોય છે. પાન સુકાય છે ત્યારે કાળાં થઈ જાય છે.

ઉપપાન ઘણાં સૂક્ષ્મ હોય છે.

**ફૂલ**–ની કલંગી અથવા પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી અક્કેકી નીકળેલી હોય છે. તે પાનથી ટુંકી હોય છે, ને તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ સળીપર ઘણાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–સૂક્ષ્મ પાંચ દાંતાવાળો લીલા રંગનો ને ધોળા ને તપખીરીઆ વાળની રૂંવાટીવાળો હોય છે. તેના પાંચ પોહોળા દાંતામાંથી બે દાંતાની અણી જરા વિશેષ બહાર નીકળતી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં સૌથી બહારની પોહોળી **મુખ્ય પાંખડી** અથવા ૫-તાકા બહારથી ભૂરા રંગની અને અંદર અધવચ સુધી રાતી ટીશીઓવાળી હોય છે. તેથી અંદરની બે **પાંખ**–પાંખડીઓ ગુલાબી રંગની અને બહારથી કાળા ભૂરા વાળની રૂંવાટીવાળી હોય છે. છેક અંદરની બે **હોડી**–પાંખડીઓની અંદર સ્ત્રી–અને પુંકેસરો ઢંકાયલાં હોય છે. એ પાંખડીઓની બહાર પણ કાળા ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તે દ્વિગુચ્છી અર્થાત્ ૧ છૂટું અને ૯ ના તંતુઓ એક બીજા સાથે જોડાયલા હોય છે. તે પીળાસલેતા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પીળાસલેતા રંગની અને તેની નલિકાની ઉપરનો છેડો પુંકેસરોથી બહાર નીક-ળતો, વાંકવળતો અને ટેરવે સૂક્ષ્મ મુખવાળો હોય છે.

**શીંગ**–(ફલ)–૧ થી ૧½ ઇંચ લાંબી, ⅕ થી ⅐ લાઇન પોહોળી, સીધી તોપણ અંદરની બાજુ જરા વાંક-વળતી, ટેરવે સૂક્ષ્મ વાંકી અણીવાળી, ધોળા વાળની આછી રૂંવાટીવાળી ને ૨–ઉભી નસોવાળી હોય છે. શીંગમાં ૬ થી ૧૨ બીજ હોય છે.

**બીજ**–ભૂરાસલેતા પીળા રંગનાં, ⅓ લાઇન લાંબાં, ½ લાઇન પોહોળાં, લીસાં ને ચળકતાં હોય છે. તે ઘણાં કઠ્ઠણ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ– } ગુડો જેવા છે.
૬–ઉપયોગ– }

વૉટ સાહેબ લખે છે કે–ગળીનાં પાનના સડામાંથી ગળીનો રંગ થાય છે. બીજમાંથી એક જાતનું તેલ નીકળે છે, તે ઔષધોપયોગી છે. ગળીનાં પાન-માંથી કાઢેલો કસ જેને ગળીનો રંગ કહે છે તે ગુડાના કસ અગર રંગ માફક ઔષધ તરીકે વપરાય છે.

"ગળી ગરમ છે, ને તેથી રેચ લાગે છે. ગળી લગાવવાથી સફેદ વાળ કાળા થાય છે. મોહ, ભ્રમ, ઉદરરોગ, બરલ, વાતરક્ત, કફ, વાયુ, આમવાત, ઓડ-કાર ઘણા આવવા, દમ, વિષ, ગુલમ, કૃમિ, તાવ, કોઢ, માથાના રોગ, ગુંબડાં, એ સર્વે રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

"ગળીનાં મૂળિયામાં ઝેરની અસર નાબુદ કરવાનો ગુણ રહેલો છે. ગળીનાં એકલાં પાંદડાં વાટીને અથવા તે સાથે મધ મેળવીને આપવામાં આવે તો તે કાળ-જાંના સોજાને મટાડે છે. તેનાં પાંદડાંનો રસ પેડુપર ચોપડવાથી પેશાબ વધારે આવે છે. ગળીનો રંગ ચોપ-ડવામાં આવે તો સોજો ઉતરે છે. ચાંદાં તથા નાશુર ઉપર ગળીનો ભૂકો છાંટવાથી રૂઝ આવે છે. વાઇના દરદમાં ગળીનો ભૂકો વાપરવામાં આવે છે. ગળીની કુંણી ડાળીઓનો રસ મધ સાથે મેળવી નાહાનાં બચ્ચાં-ઓને આપવામાં આવે તો તેઓનાં મોઢાની ગરમી મટી જાય છે." (વૈ. શા. મ. ગો.).

**૭–સ્થાનક–ગુડો** જેવી જગોએ ઉગે છે, તેવીજ જગોએ **ગળી** પણ ઉગે છે. તોપણ ઉજડ ટીંબા અને કબરસ્તાનવાળી જગોમાં વિશેષ જોવામાં આવે છે.

હિંદુસ્તાનમાં એના છોડવા ગળીનો રંગ બનાવા માટે ઘણીખરી જગોએ વવાય છે.

૮-વિ૦ **વિવેચન**-આ છોડવાનાં પાન ગુડાના પાન કરતાં ઝીણાં, વધારે રંગિત અને છોડવા પણ વધારે ભરાવવાળા અને તેની શીંગો ગુડાની શીંગો કરતાં પાતળી અને લાંબી હોય છે માટે એને **ગુડી** કહે છે.

જે **ગળી**ના છોડવામાંથી ગળીનો **રંગ** કાઢવામાં આવે છે ને જે ગળીના છોડવા હિંદુસ્થાનમાં ઘણી જગોએ વવાય છે તે આ **ગળી** (I. tinctoria) છે. પણ આ (પોરબંદર) સ્વસ્થાનમાં એ **ગળીમાંથી ગળીનો રંગ** કોઇ કાઢતું નથી. પણ ગુડા (I. cærulea)માંથી કાઢે છે.

ગળીનાં વાવેતર, તેની જાતો, તેમાંથી નીકળતો રંગ, તેની બનાવટ, અને તેના વેપાર વિષેનો ઘણો ઉપયોગી હેવાલ વૉટ સાહેબે (Watt. IV. p. 387 to 469) પોતાની ડિકશનરીનાં વૉલ્યુમ ચોથામાં પાને ૩૮૭ થી ૪૬૯ સુધી પાનાં ૮૨ માં આપેલો છે, તે ઘણો વાંચવા અને જાણવા લાયક છે.*

* પોરબંદર સ્વસ્થાનમાં ગળી (Indigofera tinctoria)-ના છોડવામાંથી તેનો રંગ કાઢવામાં આવતો નથી. પરંતુ તેના છોડવા ચુનારીઆ લોકો વાઢી લઈ ચુનો પકાવવાની ભઠ્ઠીમાં બાળી નાંખે છે, તેનો સને ૧૯૦૧ ની સાલમાં સ્વસ્થાન તરફથી પ્રતિબંધ કરવામાં આવેલો છે.

ગળીના છોડવા આ સ્વસ્થાનમાં ગોઢાણાં જંગલ અને તેની પાડના નાગકા, ખીસ્તરી, બાવળવાવ, વીંજરાણાં, કાંટવાણાં આદિગામોની સીમમાં વિશેષ, અને રાણાવાવનાં કબ્રસ્તાન અને રાણાવાવની આજુબાજુની સીમમાં છુટા છવાયા પોતાની મેળે ઉગે છે. પણ આ સ્વસ્થાનના કેટલાક લોકો **એ ખરીગળીને ગુડો** અથવા **જંગલીગળી** કહે છે. અને **ગુડા** અથવા **જંગલીગળી** (Indigofera cærulea)ને **ગળી** કહે છે. અને તેમાંથી ગળીનો રંગ કાઢે છે. આ સ્વસ્થાન તરફથી ગળીના છોડવા વાઢી તેમાંથી રંગ કાઢી લઈજવાનો જે ઈજારો આપવામાં આવે છે તે ઈજારદાર પણ **ખરીગળી** (I. tinctoria)ના છોડવા વઢાવતો નથી, પરંતુ **ગુડા** અથવા **જંગલીગળી** (I. cærulea)ના છોડવા વઢાવી તેમાંથી ગળીનો રંગ કાઢે છે. જે બજારમાં મળતા ગળીના રંગ જેવોજ થતો જોવામાં આવેલો છે. પણ હિંદુસ્થાનમાં સાર્વજનિક વવાતી ગળી એ **ખરીગળી** (I. tinctoria) છે. માટે આ બાબત આ સ્વસ્થાનના લોકોમાં પુછપડછ કરતાં એમ માલમ પડેલું છે કે, **ગળી** (I. tinctoria)ના છોડવામાંથી રંગ બરાબર નીકળતો નથી. અને **ગુડા** અથવા જંગલીગળી (I. cærulea)ના છોડવાઓમાંથી ગળીનો રંગ સારો ને વિશેષ નીકળે છે. માટે **ગુડાના** છોડવામાંથી અહિં રંગ કાઢવામાં આવે છે.

ખરીગળીના છોડવા (I. tinctoria) આ સ્વસ્થાનમાં છુટા છવાયા ઘણી જગોએ ઉગે છે. પરંતુ તેનું એક જગોએ **પ્લાન્ટેશન** અગર વાવેતર કરવામાં આવે તો સ્વસ્થાનને અને લોકોને આગળ ઉપર ફાયદો થાય એવા હેતુથી સને ૧૯૦૧ માં રાણાવાવ ગામના દરબારી બાગમાં **કાનપુરથી** ગળીનું બી ૧૨ પૌંડ મંગાવી અજમાયશ દાખલ વાવમાં આવ્યું હતું. તેના છોડવાઓ ઘણા સારા ઉગ્યા હતા, પણ તેનાં પાનમાં જોઇએ તેવો **કસ** અગર **રંગ** આવેલો નહિ હતો. તેનાં કેટલાંક કારણોમાં બે કારણ વ્યાજબી જણાય છે. તે એકે એક-તો એ બીજ કાનપુરથી વાવવાની મોસમ લગભગ ઉતરતાં આવ્યું હતું, અને બીજું એકે આ સ્વસ્થાનની જમીન હિંદુસ્થાનની ગળીનાં વાવેતરને વિશેષ લાયક નહિ હોવાથી પણ આમ બનેલું હોય, એ બનવા જોગ છે. કેમકે કેટલાક મુસલમાન હકીમો જેઓ ગળીનાં પાનને વાળનો કલપ બનાવા લઈ જાય છે, તેવા ઘણા લોકો અહિની **ગળી** (Indigofera tinctoria) ને **ગળી** અને **ગુડા** (I. cærulea) ને જંગલી ગળી કરીને કહે છે. પણ તે લોકોનું કહેવું પણ એવું થયેલું છે કે, હિંદુસ્થાનમાં કાનપુર તરફ જે **ગળીનાં** પાન (I. tinctoria) અમો વાપરીએ છઇએ તેવીજ ગળીના છોડવા જે અહિં ઉગે છે, તેનાં પાન વાપરીએ છઇએ, તો તેમાંથી જેવો જોઇએ તેવો રંગ બેસતો નથી. પણ અહિં આ **જંગલીગળી** (I. cærulea)ના છોડવામાંથી પાન લઇને વાપરીએ છઇએ, તો તેમાંથી મન માનતો રંગ થઈ શકે છે. આ સઘળાંઉપરથી એમ જણાય છે કે, ખરી ગળી (I. tinctoria)-ને અહિંની જમીન તેમાં વિશેષ રંગ જામવાને માટે લાયક જણાતી નથી. પરંતુ જંગલીગળી (I. cærulea)ને વિશેષ માફક આવે છે. માટે ગળીનાં વાવેતરનો અખતરો કરવા માટે પરદેશથી બીજ મંગાવવાનું જરૂર જણાતું નથી, પરંતુ રાણાવાવ ટપાના ગામો અને રાણાવાવ તથા નલીઆધાર જંગલ અનેતેની આજુબાજુની સીમ કે જ્યાં જંગલીગળી (I. cærulea) ઘણી ઉગે છે, તેમાંથી ચોમાસાની આખર અને શિયાળાની શરૂવાતમાં જ્યારે **તેના** છોડવામાં શીંગો પાકી જાય છે, ત્યારે એનાં બીજ ભેગાં કરી લેવાં જોઇએ, અને તેનો અખતરો દર વરસે સારી જમીનમાં અથવા રાણાવાવ કે નલીઆધાર જંગલમાં કિંવા ખંભારા ટૅન્ક કે ભાદર ઈરિગેશન વર્કસ પાસે વાવેતર કરી કરવો જોઇએ.

ગળીમાંથી નીકળતા રંગ જેવો રંગ રસાયનક્રિયાથી બનાવેલો હાલ **જરમનીથી** આવે છે. તેને પરિણામે હિંદુસ્થાનમાંથી ગળીનું વાવેતર ઓછું થઇ ગએલું છે. પણ એ રસાયણી રંગ અસલ ગળીના રંગ જેવો ટકાઉ નથી એમ હાલ કહેવાય છે.

## વર્ગ (લેગ્યુમિનોસી).

### નંબર ૧૪૮.

૧-**શાસ્ત્રાયનામ**-I. anabaptista.

દૃષ્ટાન્ત-H. II. p. 102.

૨-**દેશીનામ**-બેઠીગળી, છાતરીગળી (પો+ગુ૦).

૩-**વર્ણન**-બેઠી ગળીના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે, તે ૧ થી ૨ ફીટ લાંબા વધેલા અને જમીનપર પથરાયલા હોય છે. તેના આખા છોડવાપર સફેદ વાળની આછી રૂંછાળ આવેલી હોય છે. એના છોડવામાં કેટલીક લાંબી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી અને

શાખાઓ ઉભી હાંસોવાળી, અને સુતળી જેવી જાડી હોય છે. પાન આંતરે આવેલાં ને સંયુક્ત હોય છે. એટલે એક મુખ્ય ડીટડીપર ૫ થી ૭ પાન (દલ–leaflets) આવેલાં હોય છે. (૭ પાન ભાગ્યેજ) પણ ઘણુંકરીને ૫ પાન વિશેષ ભાગે જોવામાં આવે છે. પાનનાં ૪ દલ એ જોડીએ સામસામાં, અને એક વચમાં છેડે આવેલું હોય છે. એનું વચમાંનું પાન વખતે બન્ને છેડે સાંકડું થતું અથવા જોડીમાંનાં પાનની માફક તળિયે સાંકડું અને મથાળે જરા પોહોળુંથતું હોય છે. એ પાન બીજાં ચાર પાન કરતાં જરા મ્હોટું હોય છે. એ તમામ પાન (દલ) ૩ લાઇનથી ૧ ઇંચ લાંબાં અને ૧½ લાઇનથી ½ ઇંચ પોહોળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ½ થી ¾ ઇંચ લાંબી, શાખાઓથી પાતળી અને પાનની મુખ્ય ડીટડીથી જરા જાડી કે તેના જેવી પાતળી અને તેથી ટુંકી હોય છે. તેનાપર ધચુમની પેઠે બહુ પાસે પાસે રાતા રંગનાં પતંગીઆંના આકારનાં ૧૨ થી ૨૦ ફૂલ આવેલાં હોય છે. શીંગો (ફલ)–½ થી ¾ ઇંચ લાંબી અને લગભગ ૧ લાઇન પોહોળી હોય છે. તે ચપટી, જરા વાંકવળતી, નીચી ઢળતી, છેડે સૂક્ષ્મ અણીવાળી અને ૬ થી ૮ બીજવાળી હોય છે. બીજ પીળાસલેતા ભૂરા રંગનાં, ચપટાં, અને કોરપર ખૂણાવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**
**૬–ઉપયોગ** } નં૦ ૧૪૩ અડબાઉ ગળી જેવા છે.

એ ગળીના છોડવા કાચા હોય છે ત્યારે ઢોર બહુ ખાય છે.

એના છોડવા ચોમાસે ડુંગરપર ઘાસની સાથે, અને મેદાનમાં કાદીવાળી જમીનપર ઘણા ઉગે છે.

**૭–સ્થાનક**–એ કાઠિયાવાડ, કચ્છ, સિંધ, પંજાબ અને કોકણમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એ છાતળાંની પેઠે જમીનપર પથરાયલી હોય છે, માટે એને **છાતરી** કે **બેઠી ગળી** કહે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).
### નંબર ૧૪૯.

**૧–શાસ્ત્રીયનામ**–Psoralea corylifolia

દૃષ્ટાન્ત–H. II. p. 103; N. p. 80; Watt. VI. part. I. p. 353; રૂ. નિ. પા. ૭૬.

**૨–દેશીનામ**–બાબચી (પો+ગુ૦); बावची (म०); बुकची, भावंज, बावंची (हिं०); बाकुची, कुष्टनाशिनी (सं०).

**૩–વર્ણન**–બાબચીના છોડવા ચોમાસે ઉગી આવે છે. તે ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેની શાખાઓ મજબૂત બહુધા સીધી ને ઉંચી ચઢતી હોય છે. એનાં પાન ઘણાં ચળકતાં અને કરચલીવાળાં હોય છે, ને તેનાપર કાળાં છાંટણાં આવેલાં હોય છે, ફૂલ ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં અને શીંગો (ફલ) એક બીજવાળી હોય છે.

**મૂળ**–ધોળા રંગનું, સુતળીથી આંગળી જેવું જાડું હોય છે. તેમાંથી થોડા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ ઘણું કઠણ અને તેની ઉપરની છાલ પાતળી અને મજબૂત રેસાવાળી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી તે આંગળી જેવી જાડી થાય છે. તે ફીકા લીલા રંગની અને ઉભી હાંસોવાળી હોય છે. તેનાપર સૂક્ષ્મ છાંટણાં હોય છે. કોમળ શાખાઓઉપર ધોળા ઉંચા ચઢતા વાળની હાર હોય છે. ડાંડી અંદરથી પોચી સફેદ ગાભાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે સાદાં હોય છે. તેનો આકાર ઘણુંકરી ગુવારનાં પાન જેવો હોય છે. પાનની સપાટી ઉપર કરચલી પડેલી હોય છે. તેની ઉપરની સપાટી લીલા અથવા ઘેરા લીલા રંગની અને નીચેની ઘણુંકરી તેવીજ અથવા જરા ફીકા રંગની હોય છે. એ બન્ને સપાટીપર થોડી રૂંછાળ આવેલી હોય છે. પાનની સપાટીપર જે છાંટણાં આવેલાં હોય છે તે ઉપરની સપાટીપર અંદર બેસતાં, ચળકતાં અને નીચેનીપર બહાર નીકળતાં દેખાય છે. પાન ૧ થી ૩ ઇંચ લાંબાં અને ¾ ઇંચથી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેની કોર દાંતાવાળી હોય છે. પાનની અંદરની મુખ્ય નસો અને તેની અંદરનું જાળીકામ અર્ધપારદર્શક ઘણું સુંદર હોય છે. પાનની ડીટડી ¾ થી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. તેનાપર ઉભી હાંસો, છાંટણાં અને થોડી રૂંછાળ આવેલી હોય છે. પાનને ચોળવાથી આંગળીઓઉપર ચીકાસવાળું તેલ લાગેલું જણાય છે.

પાનની ડીટડીના ચડમાં તળિયે પોહોળાં અને મથાળે સાંકડાંથતાં, વાંકાં વળેલાં બે ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તેના ઉપરના ભાગપર પાસે પાસે ઘણાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. સળી ૧ થી ૩ ઇંચ લાંબી હોય છે. તેનાપર ઉભી નસો, ધોળી રૂંછાળ અને ચળકતાં છાંટણાં આવેલાં હોય છે. ફૂલની નીચે આવેલાં સૂક્ષ્મ પુષ્પપત્રોના ખૂણામાંથી ૧, ૨ કે વખતે ૩ ફૂલો આવેલાં હોય છે. તે ¾ ઇંચ લાંબાં હોય છે. તેની ડીટડી ઘણીજ સૂક્ષ્મ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે તળિયે જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. તેનાપર પણ ધોળી રૂંછાળ અને છાંટણાં આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પુ૦ બા૦ કોષથી જરા બહાર નીકળતો હોય છે. તેની પાંખડીઓ ૫ હોય છે. એ

પાંચે પાંખડીઓની નીચે સૂક્ષ્મ સફેદ ડાંડલી હોય છે. એની હોડી જેવી બે વચલી પાંખડીની અંદર પું૦ અને સ્ત્રીકેસરો ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**–૧૦, તેમાં ૧ છૂટું ને ૯ ના તંતુઓ જોડાયલા હોય છે. તે લીસા, ચળકતા અને ધોળા રંગના હોય છે. પરાગકોષ પીળાસલેતા રંગના, અને પરાગરજ ચળકતી ને ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય લીલા રંગનો અને સૂક્ષ્મ બિંદુઓવાળો હોય છે. નલિકા ધોળા રંગની વાંકવળેલી, ને વાંક પાસે જરા જાડી થએલી હોય છે. નલિકાગ્રમુખ લીલા રંગનું, ગોળાઇલેતું અને પુંકેસરોથી જરા બહાર નીકળતું હોય છે.

**શીંગ**–(ફ્લ)–પ્રથમ લીલા રંગની કેરીના આકારની હોય છે, તે પાકે છે ત્યારે કાળા રંગની થઇ જાય છે. તેમાં એક બીજ હોય છે. તેને શીંગનું ઉપરનું પડ વળગી રહેલું હોય છે. તેની સપાટીપર અંદર બેસતાં ઘણાં સૂક્ષ્મ છાટણાં લીલા રંગનાં ચળકતાં આવેલાં હોય છે. એ છાટણાં શિવાયની તેની બાકીની સપાટી ફીકા રંગની અને તે પોપચાંની પેઠે ઉપસી આવેલી જેવી દેખાય છે. શીંગની લંબાઇ ૧ થી ૧½ લાઇન અને પોહોળાઇ ¾ કે ૧ લાઇન જેટલી હોય છે.

**બીજ**–કતૂણ ધોળા રંગનું તેલીયું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–પાન અને બીજ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારીપૌષ્ટિક, ઉત્તેજક, સારક, સુગંધિત તથા કુષ્ટનાશક.

**૬–ઉપયોગ**–ઘણાં સડતાં ચાંદાં ઉપર બાબચીનાં પાન વાટીને લગાડવામાં આવે છે. તેમ જ બાબચીનાં પાનનો રસ ખસ અને દાદર ઉપર પણ ચોપડાય છે. બાબચીનું તેલ ચામડીનાં દરદોપર ચોપડવામાં આવે છે. બાબચીનાં બીની ભૂકી લોહીવિકારથી થતાં ચામડીનાં દરદો અને ગળતા કોઢ ઉપર સાકર સાથે ખવરાવવામાં આવે છે. બાબચીનાં બીને કુટી દૂધ અગર પાણીમાં વાટી તેની સોગઠી કરી રાખવામાં આવે છે, તે દૂધમાં ઘસીને સફેદ કોઢનાં ચાઠાં ઉપર લગાડવામાં આવે છે. તેથી ઘણે દહાડે કોઢનાં ચાઠાં મટી જઇ ચામડી કુદરતી રંગ પકડે છે. બાબચી ઘણી ગરમ છે, તેથી તે ચોપડયા પછી ચિત્રી અગર ચાઠાંની જગોએ ફોડકી ઉઠે તો થોડા દિવસ તેનો લેપ બંધ કરવો, કેમકે નહિ તો ચામડી ઘણી પાકી આવે છે. એનાં બીજને તેલમાં કકડાવી તે તેલ અહિની સ્ત્રીઓ માથું દુખતું હોય તો માથે ઘાલે છે. અને એ તેલથી વાળ વધે છે એમ માને છે. ધુપેલ તેલનાં વસાણાંમાં પણ ઘણીવાર સુગંધી માટે બાબચીનાં બી નંખાય છે.

"બાબચી કડવી, મધુર, પાકમાં તીખી, ઉગ્રગંધવાળી, રૂચી ઉપજાવનાર, કેશને વધારનાર, તથા કોઢ, વ્રણ, સોજા, કાસ, શ્વાસ, અને પાંડુરોગનો નાશ કરનારી છે. બાબચી રસાયનરૂપ છે. દસ્તને ગતી આપે છે. બાબચી ખાવા અપાય છે. બાબચીનું તેલ ત્વચારોગ ઉપર લગાડાય છે." (વૈ. શા. મ. ગો.)

"માત્રાઃ–બાબચીનાં બીજ બે આનીથી પાવલાભાર." (ડા. વી. ઝી.)

"બાબચીનાં બીજ પિત્ત, પ્રમેહ, તાવ, કૃમિ, ગુમડાં, ત્રિદોષ, વિષ, આફરો, સોજા, એ સર્વે રોગને મટાડે છે. પુષ્ટી કરે છે." (વૈ૦ રૂ. ઈ.)

**૭–સ્થાનક**–બરડા ડુંગરપર ગોઢાણાં અને હડિયા જંગલ અને તેની તળેટીમાં તેમજ ખેતરો ને વાડીઓમાં, અને વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવી રેતાલ જમીનમાં એના છોડવા છૂટા છવાયા ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–સંસ્કૃત **બાકુચી** ઉપરથી **બાવચી** વગેરે નામો નીકળેલાં જણાય છે, અને સફેદ કોઢપર ખાસ વપરાય છે, માટે એને સંસ્કૃતમાં **કુષ્ટનાશિની** કહેતા હશે.

મુંબઇના પ્રખ્યાત મરહુમ ડાકટર ભાઉ દાજી અને સ્વર્ગવાસી પંડિત ભગવાનલાલ ઇંદ્રજી સફેદ કોઢપર બાબચીની સોગઠીનો ઉપયોગ ઉપર લખ્યા પ્રમાણે વિશેષ કરતા હતા. ગુરૂવર ભગવાનલાલ ભાઇ પાસે રહેતાં લખનારે એક દાખલો જોયો હતો કે, ગીરગામમાં રહેતા શેઠ મનચેરજી નામના એક પારસી ગૃહસ્થને ત્રણ છોકરીઓ હતી. પણ ભાગ્યયોગે એ ત્રણેને કપાળે અને ગાલપર સફેદ કોઢના ડાઘ હતા. તેથી તેઓને કોઇ પરણતું નહિ હતું. તેઓને ઘણે લાંબે વખતે આ **સોગઠીઓથી** ઘણો ફાયદો થયો હતો.

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૦.

**૧–શાસ્ત્રીયનામ**–Tephrosia tenuis

દૃષ્ટાન્ત–H. II. p. 111; N. p. 80; Watt VI. part IV. p. 15.

**૨–દેશીનામ**–ઝીણકોસરપંખો (પો×ગુ૦).

**૩–વર્ણન**–ઝીણકાસરપંખાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ½ થી ૧ ફુટ ઉંચા વધે છે. અથવા ઘણીવાર તે ૨ થી ૨½ ફીટ વેરાવાનાં છાતળાંની માફક જમીનપર પથરાયેલા હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન લાંબાં ને સાંકડાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ફીકા જાંબુડા રંગનાં, અને શીંગ (ફ્લ) લાંબી અને ચપટી હોય છે.

**મૂળ**–ફીકા ધોળા રંગનાં સુતળીથી તે પેનસીલ જેવાં જાડાં થાય છે, અને તેમાંથી ઘણા ઝીણા રેસા જેવા ફાંટાએ નીકળેલા હોય છે. તે ૩ થી ૬ કે ૧૦ ઈંચ લાંબા હોય છે. તેની વાસ સુગંધિત અને સ્વાદ ઉગ્ર અને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરી સુતળી કે ઝીણા તાર જેવી પાતળી અને નરમ શાખાઓ મૂળને મથાળેથી નીકળેલી હોય છે. તે લીલા રંગની હોય છે. તેનાપર ઉંચા ચઢતા શાખાઓને વળગેલા ધોળા સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે સાદાં હોય છે. તે ૧½ થી ૨ ઇંચ લાંબાં અને ૧ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તે બંને છેડે સહેજ સાંકડાં ને ટેરવે બુઠ્ઠાં અથવા ખાંચ કે અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ફીકો લીલો અને નીચેનીનો ભૂરાસલેતો લીલો હોય છે. ઉપરની સપાટીપર થોડી ને નીચેનીપર વિશેષ ધોળી લાંબી રૂંછાળ આવેલી હોય છે. પાનમાંની નસો મજબૂત, ઉંચીચઢતી, અને સીધી અર્ધપારદર્શક હોય છે. તેની ડીટડી ઘણી સૂક્ષ્મ અને રૂંછાળથી ભરાયલી હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો અને ચીકણો લાગે છે.

પાનની ડીટડીના થડમાં બન્ને બાજુએ લીલા રંગનું લાંબી અણીવાળું અને ઉંચું ચઢતું અક્કેકું સૂક્ષ્મ ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાં બારીક ડીટડી ઉપર ૧ થી ૨ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. તે ફીકા જાંબુડા રંગનાં, અને ૧ થી ૧½ લાઇન લાંબાં હોય છે. તેની ડીટડી જાંબુડી છાયાલેતી ઝીણા દોરા જેવી પાતળી અને ૨ થી ૩ લાઇન લાંબી હોય છે. તેનાપર ઉંચી ચઢતી ધોળી રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે ૧ લાઇન લાંબાં અને રૂંછાળવાળાં હોય છે. તે તળીયે જોડાયલાં અને મથાળે તેના પાંચે છેડા ઝીણી અણીવાળા જૂદા દેખાતા હોય છે. આ પત્રો પણ ઘણીવાર જાંબુડી છાયાલેતાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે પુ૦ બા૦ કોષ કરતાં લાંબી હોય છે. મુખ્ય પાંખડી બીજી પાંખડીઓ કરતાં લાંબી અને પોહોળી હોય છે. તે ટેરવે અંદર બેસતી ખાંચવાળી હોય છે. તેની બહારની બાજુ સૂક્ષ્મ ધોળા વાળની રૂંછાળ હોય છે. તે તળિયે પીળાસલેતા રંગની અને સૂક્ષ્મ ડાંડલીવાળી હોય છે. એ મુખ્ય પાંખડીની અંદર બે પાંખ-પાંખડીઓ તેનાથી સાંકડી, મથાળે જાંબુડા રંગની ને તળિયે પીળાસલેતા રંગની ડાંડલીવાળી આવેલી હોય છે. એ બે પાંખડીઓની અંદર તેનાથી નાહાની પાંખડી હોડી અથવા ઘુંઘટ જેવી આવેલી હોય છે. એના ઉપરના છેડા જાંબુડા રંગના અને તળિયે એ આખી પીળાસલેતા રંગની હોય છે. તેને તળિયે પણ સૂક્ષ્મ ડાંડલી હોય છે. એની અંદર પું–અને સ્ત્રી–કેસરો આવેલાં હોય છે.

**પુંકેસર**–૧૦ હોય છે. તેમાં ૧ છૂટું ને ૯ ના તંતુ જોડાયલા હોય છે. તંતુ મથાળે વાંકવળતા, ને પરાગકોષ પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેની નલિકા મથાળે વાંકવળેલી, પુંકેસરોથી જરા બહાર નીકળતી ને તે ટેરવે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–( ફલ )–½ થી ૧ ઇંચ લાંબી અને ૧ લાઇન પોહોળી હોય છે. તે ચપટી અને બંને છેડે સાંકડીથતી હોય છે. તે પીળાસલેતા ભૂરા રંગની હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. શીંગપર અત્યંત બારીક ધોળી રૂછાળ આવેલી હોય છે. શીંગમાં ૬ થી ૧૦ બીજ હોય છે.

**બીજ**–½ લાઇન વ્યાસનાં હોય છે. તે ભરાયલાં અને તેપર એક બાજુ જરા ખાંચ હોય છે. તેની સપાટી ઘણી લીસી ને ચળકતી હોય છે. એનો રંગ કાળાસલેતો ભૂરો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સ્વેદલ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળનો કવાથ તાવવાળાને મરીની સાથે અપાય છે. એનો આખો છોડવો પાણીમાં ઉકાળી તેની બાફ પણ તાવવાળાને લેવરાવાય છે. માથું દુખતું હોય તો માથાંપર એનો છોડવો બાંધવામાં આવે છે. તેમ એના છોડવાને વાટી જરા ગરમ કરી માથે લેપ પણ કરવામાં આવે છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, ઘાસની તળિઓમાં, દરિયા કાંઠાની રેતાલ જમીનમાં અને છોવાળી જુની દીવાલ અને ખંડીયેરોમાં આ સરપંખાના છોડવા છૂટા છવાયા ઉગે છે.

એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ, પંજાબ અને કોકણમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–સરપંખાની જાતની વનસ્પતિઓમાં આના છોડવા સઘળી રીતે બીજા સરપંખાના છોડવાઓ કરતાં નાહાના થાય છે માટે એને અહિં (પોરબંદર)–ના લોકો **ઝીણકો અર્થાત્ નાહાનો સરપંખો** કહે છે.

એનાં પાનને આડું તોડતાં તે તેની ઉંચી ચઢતી મજબૂત નસોને લીધે સીધું તુટતું નથી. જેથી સરપંખો તેનાં પાનના તોડવાપરથી ઘણા લોકો ઓળખી કાઢે છે.

આ સરપંખો બીજા સરપંખાઓથી તરત વરતાઇ આવે છે. કેમકે એનાં પાન સાદાં હોય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૧.

**૧-શાસ્ત્રીયનામ**-T. candida

દૃષ્ટાંત-H. II. p. 111.

**૨-દેશીનામ**-ધોળો સરપંખો ( પો × ગુ૦ ).

**૩-વર્ણન**-આ સરપંખાના છોડવા ૧½ થી ૨ ફીટ ઉંચા વધે છે. અને તેમાંથી ઘણી પાતળી શાખાઓ નીકળે છે. શાખાઓઉપર ઉભી હાંસો અને ભૂરી સુંવાળી રૂંછાળ આવેલી હોય છે. પાન આંબલી પેઠે સળીપર આવેલાં હોય છે. તે ઉપરની બાજુ લીસાં ને નીચેની બાજુ સુંવાળી રૂંછાળથી ભરાયલાં હોય છે. એમાં ફીકા જાંબુડા કે ધોળા રંગનાં નાહાનાં ફૂલો ચોમાસાં પછી આવે છે. અને શીંગો શિયાળે પાકી જાય છે.

**મૂળ**-ભૂરાસલેતા ધોળા રંગનું, પેનસીલથી ટચલી આંગળી જેવું જાડું હોય છે. તે જમીનમાં ઘણું ઉંડું બેઠેલું હોય છે. એની વાસ સુગંધિત અને સ્વાદ મીઠાસલેતો ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી આંગળી જેવી, અને શાખાઓ સુતળીથી તે પેનસીલ જેવી જાડી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે મુખ્ય ડીટડી સોતાં ૬ થી ૯ ઇંચ લાંબાં હોય છે. તેની જોડી ૬ થી ૯ અથવા ૧૨ હોય છે. અને એક પાન મુખ્ય ડીટડીને છેડે વચ્ચોવચ આવેલું હોય છે. આ છેડાનું પાન બીજાં પાન કરતાં લાંબું હોય છે. જોડીનાં પાન ૧ થી ૧½ કે ૨ ઇંચ લાંબાં અને ¼ થી ½ ઇંચ પોહોળાં હોય છે.

**ફૂલ**-શાખાઓને છેડે અને પત્રકોણમાંહેથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે ૬ થી ૯ ઇંચ લાંબી હોય છે. ફૂલની ડીટડી ¼ થી ½ ઇંચ લાંબી અને સુંવાળી રૂંછાળથી ભરાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે. તે ¼ ઇંચ લાંબો અને તેનાપર ગીચોગીચ સુંવાળી રૂંછાળ આવેલી હોય છે. તેનાં પાંચે પત્રો તળિયે જોડાયલાં ને મથાળે તેના દાંતા સહેજ દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, તે ½ થી ૧ ઇંચ લાંબી ને રતાસલેતા અથવા ધોળા રંગની હોય છે. અને તેની મુખ્ય પાંખડીપર વાળની રૂંવાટી ગીચોગીચ હોય છે.

**પુંકેસરો**-૧૦; તેમાં ૧ છૂટું અને ૯ જોડાયલાં હોય છે.



**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેની નલિકા મથાળે વાંકવળેલી, જરા ચપટી થયેલી, અને તેનાપર રૂંવાટી આવેલી હોય છે.

**શીંગ**-( ફલ )-૩ થી ૪ ઇંચ લાંબી, ચપટી, જરા વાંકલેતી, અને ભૂરી રૂંછાળથી અસ્તર થયેલી હોય છે. તેમાં ૮ થી ૧૨ કે ૧૫ રેક બીજ હોય છે.

**બીજ**-ચપટાં, અડદની ફાડ (reniform) જેવા આકારનાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ.

**૫-ગુણદોષ**-વિષહર અને ગ્રાહી.

**૬-ઉપયોગ**-આ સરપંખાનું મૂળ પાણીમાં ઘસીને વીંછી, કાંડર અથવા મધમાખીના ડંખપર ઘણા લોકો ચોપડે છે. હરસ ઉપર સાકર સાથે પાણીમાં વાટીને પીએ છે. તેમ મરી સાથે તાવ ઉપર પણ પવાય છે.

**૭-સ્થાનક**-બરડા ડુંગરમાં શેરમલંકી અને કરવલના નેસ પાસે ભેંસોને બેસવાની જગાઓમાં અને તોરણીઆ જંગલમાં ચોમાસે ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-ધોળા સરપંખાનો દેખાવ નીચેનાં નં૦ ૧૫૨ ના સરપંખા જેવો જ હોય છે. પણ એમાં ધોળાં ફૂલ થાય છે, માટે એને **ધોળો સરપંખો** કહે છે.

એક **પીળાં ફૂલનો સરપંખો** પણ થાય છે, તેનાં પાન સાંકડાં હોય છે, તેપર આછી રૂંછાળ હોય છે. શીંગમાં ૧૦ થી ૧૨ બીજ હોય છે તે બહારથી સ્પષ્ટ દેખાય છે. એનો ઉપયોગ તાવ ઉપર કરવામાં આવે છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૨.

**૧-શાસ્ત્રીયનામ**-T. purpurea.

દૃષ્ટાન્ત-H. II. p. 112; N. p. 80; Watt. VI. part. IV. p. 14; ફ. નિ. પા. ૫૭૦.

**૨-દેશીનામ**-સરપંખો, ઘોડાકાન (પો+ગુ૦); सीरपखा, उन्हाल, उटाटी (म०); सरपोंखा, सरफोका (हिं०); शरपुच्छ, शरपुंखा (सं०);

**૩-વર્ણન**-સરપંખાના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા વધે છે, તેમાં ઘણી શાખાઓ નીકળે છે. તે અડધી ઉંચી અથવા છાતળાંની માફક પસરાતી હોય છે. તેમાં આંબલીની પેઠે સળીપર સંયુક્ત નાહાનાં પાન આવે છે. ફૂલ પતંગીઆંના આકારનાં, સુંદર ગુલાબી કે જાંબુડા રંગનાં ચોમાસાં આખરે આવી શિયાળે શીંગો પાકે છે.

એના છોડવાપર કોઇવાર ધોળા વાળની રૂંછાળ વિશેષ હોય છે. અને ઘણીવાર તે ઘણી થોડી હોય છે. ભીનાસવાળી જગોએ એમાં બારે માસ ઘણુંકરી ફૂલ ઉઘડે છે.

**મૂળ**–ધોળા સરપંખાના મૂળ જેવું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–શાખાઓનો રંગ ઘણુંકરી ઉપરની બાજુ જાંબુડો ને નીચેની બાજુએ પીળાસલેતો લીલો હોય છે. કોમળ શાખાઓપર ધોળાસલેતા વાળની રૂંવાટી હોય છે. પણ તે શાખાઓ ઘરડી થાય છે ત્યારે તેપરથી તે ઘણુંકરી ખરી જાય છે. તેથી શાખાઓ લીસી દેખાય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે મુખ્ય ડીટડી સોતાં ૩ થી ૬ ઇંચ લાંબાં હોય છે. મુખ્ય ડીટડી ઉપર નાહાનાં પાનની જોડી ૫ થી ૧૦ હોય છે. અને એક પાન તેને છેડે આવેલું હોય છે. આ દરેક જોડીનાં બબે પાન સામસામાં હોય છે. તેની ડીટરડી સૂક્ષ્મ હોય છે. ડીટરડી તરફ તે સાંકડાંથતાં ને મથાળાં તરફ થોડાં પોહોળાં હોય છે. તેનાં મથાળાં ઘણુંકરી બુઠ્ઠાં ને ગોળાઇલેતાં અથવા કોઇવાર સાંકડાંથતાં હોય છે. તેની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની બહુધા લીસી અને નીચેની દરિયાઇ રંગની ને આછી રૂંવાટીવાળી હોય છે. તે ½ થી ૧ કે ૧½ ઇંચ લાંબાં અને ૧ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તેમાંની નસો ઉંચી ચઢતી ને મજબૂત હોય છે. અને તે ઘણીવાર જાંબુડા રંગની હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. તેનો સ્વાદ ગળચટો ને પાછળથી સહેજ ચીરપરો અને મીઠો જણાય છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બે સૂક્ષ્મ ઉપપાન હોય છે.

**ફૂલ**–પાનની વિરૂદ્ધ દિશાએથી અર્થાત્ તેને સામેથી ફૂલની કલંગી ૩ થી ૬ ઇંચ લાંબી નીકળેલી હોય છે. પુષ્પપત્રો સૂક્ષ્મ, અને પુષ્પડીટડી ૧ થી ૨ લાઇન લાંબી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે, તે તળિયે જોડાયલાં ને મથાળે તેના પાંચે છેડા છૂટા દેખાતા હોય છે. તેનાપર સુંવાળા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ૨ થી ૩ લાઇન લાંબી હોય છે. મુખ્ય પાંખડીની બહારની બાજુ સુંવાળી રૂંછાળ આવેલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૯ જોડાયલાં ને ૧ છૂટું હોય છે.

**સ્ત્રીકેસર**–૧ તેના ઉભા પેટાળપર ધોળા ભૂરા વાળની રૂંવાટી હોય છે. નલિકા વાંકવળેલી, અને તેને ટેરવે ધોળા લાંબા વાળની પીંછી હોય છે.

**શીંગ**–(ફલ)–૧½ થી ૨ ઇંચ લાંબી, તલવારની પેઠે છેડે વાંકવળેલી, અણીવાળી, અને ચપટી ને ભૂરા રંગની હોય છે. તેપર વખતે વાળની રૂંવાટી ચોટેલી અથવા તે તેપરથી ખરી ગયેલી હોય છે. શીંગમાં ૬ થી ૧૦ બીજ હોય છે.

**બીજ**–અડદની ફાડ જેવા આકારનું ને બહુધા લીસું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, સારક, ચિરગુણકારી પૌષ્ટિક, વિષહર, શોધક તથા જ્વર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–સરપંખાનાં મૂળિયાંનો ક્વાથ પીપરની સાથે અજીર્ણવિકારના ઝાડા ઉપર અપાય છે. તાવ અને ઉલટીમાં સરપંખાનાં મૂળને સુંઠની સાથે પાણીમાં ઘસી મધની સાથે પાય છે. ગચરકા અને બંદહજમી ઉપર સરપંખાનાં મૂળની ભૂકી સાજીખાર અને મરીની સાથે અપાય છે. સરપંખાનાં મૂળની ભૂકી ઉધરસવાળાને મધમાં ચટાડાય છે. અને એની ભૂકીની આસુંદ્રાનાં પાનમાં બીડીવાળી દમવાળાને પવાય છે. બરોલની ગાંઠ ઉપર સરપંખાનાં મૂળને છાસમાં વાટી પીવરાવાય છે. સરપંખાનાં મૂળનું ચૂર્ણ સાકર સાથે રક્તવિકારવાળાને અપાય છે. સરપંખાનાં મૂળનો ક્વાથ છોકરાંઓને કીરમ ઉપર પવાય છે. સરપંખાના મૂળની છાલને વાટી તેમાં મરીની ભૂકી મેળવી ચણા જેવડી ગોળી ખવરાવવાથી પેટમાં થતું શુળ અને હેડકીનું દરદ તુરત બેસી જાય છે. એનું મૂળિયું પાણીમાં ઘસીને ઝેરી જનાવરના ડંખપર ચોપડાય છે. એના આખા છોડવાને સુકાવી તેનો કાઢો પેશાબ લાવવા, ઉધરસ અને પિત્તવિકાર બેસાડવા, તેમજ તલ્લી અને ગુરદાનાં દરદોમાં અપાય છે. એનો કાઢો પ્રમેહમાં પેશાબની ગરમીઉપર પવાય છે. લોહી બગડવાથી ગુંબડાં અને ખરજવું થયું હોય તો તેપર પણ એનો કાઢો અપાય છે. તાવવાળાને પરસેવો લાવવા સરપંખાના છોડવાને પાણીમાં ઉકાળી તેની બાફ અપાય છે. સરપંખાનાં પાન ગડગુંબડાં અને રક્તવિકારના સોજાપર પાણીમાં વાટી ઘણા લોકો ચોપડે છે. સરપંખાનાં પાનની ધૂણી આપવાથી હરસની પીડા ઓછી થાય છે. સરપંખાના પાનને વાટીને ઘોડાં અને બીજાં ઢોરનાં ભાઠાંપર ચોપડવાથી તે રૂઝાઇ જાય છે. સરપંખા અને કીડામારીનાં પાનની તાવમાં લુણ કરે છે. સરપંખાનાં પાનને સુકાવી તેની કરેલી કપડછાણ ભૂકી રૂઝના મલમમાં વપરાય છે. સરપંખાનાં પાન ગળીના પાન સાથે રંગ અને વાળના કલપ બનાવવામાં પણ વપરાય છે. સરપંખાનો ક્વાથ થોડી ભાંગની સાથે દુઝતા હરસ ઉપર પવાય છે. આ સ્વસ્થાનનાં લોકો ટાઢીઆ તાવમાં સરપંખો, કીડામારી, લીંબડાની સળી અને સુંઠને પાણીમાં વાટી તેને ગરમ કરીને અથવા ઝામીને પાય છે. એને **સરપંખાનો ઝામ** કહે છે.

"સરપંખો સર્પવિષનો ઉતારનાર છે. અર્શ ઉપર એનાં મૂળનું ચૂર્ણ દહીંની સાથે આપવામાં આવે છે. શરપંખાનાં બીનું પાતાલયંત્રથી તેલ કાઢી ખરજવાં વિગેરે

ચામડીનાં દરદોપર લગાડવામાં આવે તો અતિશય ફાયદો થાય છે. દરેક જાતના વ્રણઉપર શરપંખાના ચૂર્ણને મધની સાથે મેળવી ચોપડવામાં આવે તો જલદી રૂઝ આવે છે. શરપંખાનો ક્ષાર અને હરડેનું ચૂર્ણ ચાર ચાર માસા સાથે આપવાથી ગોટો મટે છે. એક મહીના સુધી શરપંખાનાં મૂળનાં ચૂર્ણનું સેવન કરવાથી અંડવૃદ્ધિ મટે છે." (વૈ. શા. મ. ગો).

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડ પાસે, કાદીવાળી જમીનમાં, તેમજ રેતાલ અને ખરડા ડુંગરની તળીમાં ઘાસભેગો ઉગે છે.

એ હિંદુસ્થાનમાં ઘણુંકરી સર્વત્ર થાય છે.

**૮–વિ૦ વિવેચન**–સરપંખો એ નામ સંસ્કૃત **શરપુંખા** અથવા **શરપુચ્છ** ઉપરથી નીકળેલું જણાય છે. અને પાનને વચમાંથી તોડતાં **તીરના બે પુચ્છ** જેવા છેડા પાનમાં રહી જાય છે તે ઉપરથી એને **શરપુચ્છ** કહેતા હશે.

એનાં પાનમાં થતી મજબૂત ઉભી નસોને લીધે તે વચમાંથી આડું તુટતું નથી. પણ જો તે વચમાંથી તોડયું હોય તો **ઘોડાના કાન** અથવા **તીરના પુચ્છ** જેવા બે ઉભા છેડા પાનમાં રહીને તુટે છે. તેથી છોકરાંઓ એનાં પાન તોડી ગમત મેળવે છે. આથી સરપંખો એક પ્રસિદ્ધ વનસ્પતિ થઇ ગયેલી છે, ને તેને ઘણા લોકો ઓળખે છે. અહીં ઘણાઓ એને **ઘોડાકાન** કહે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૫૩.

**૧–શાસ્ત્રીયનામ**–T. villosa.

દૃષ્ટાન્ત–H. II. p. 113; N. p. 80.

**૨–દેશીનામ**–રૂંછાળો સરપંખો (પો+ગુ૦).

**૩–વર્ણન**–આ સરપંખાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. એના છોડવાનો દેખાવ સરપંખા જેવો હોય છે. પણ એની કોમળ શાખાઓ ફૂલ અને શીંગોપર ભૂરા ઘોળા કે તપખીરીઆ રંગની લાંબી રૂંછાળ હોય છે. જેથી એ તુરત ઓળખાઇ આવે છે. એના છોડવામાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન ઘેરા લીલા રંગનાં ને સાંકડાં હોય છે. એમાં શ્રાવણ માસમાં ફીકા આસમાની રંગનાં ફૂલો આવે છે અને શિયાળે શીંગો પાકે છે.

**મૂળ, ડાંડી અને શાખાઓ**–સરપંખા જેવાં જ, તો પણ શાખાઓ સરપંખા કરતાં વધારે લાંબી અને જાડી હોય છે. કોમળ શાખાઓ હાંસોવાળી અને વધારે ઘોળા વાળથી ભરાયલી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તેની ૨ થી ૩ ઇંચ લાંબી મુખ્ય ડીટડીપર ૧૩ થી ૧૫ કે ૧૯ દલ હોય છે. તે સરપંખાનાં પાન કરતાં સાંકડાં હોય છે. તેની ઉપરની સપાટી ઘણુંકરી લીસી, અને નીચેનીપર ઘોળી રૂંછાળ આવેલી હોય છે. પાનમાં નસો તેની જાત પ્રમાણે ઉંચી ચડતી હોય છે. જેથી પાન તોડતાં સરખું તુટતું નથી. મુખ્ય ડીટડીપરનાં પાન (દલ) ½ થી ¾ ઇંચ લાંબાં અને ½ થી ૨½ લાઇન પોહોળાં હોય છે. ને ડીટરડી પાસે સાંકડાં ને ટેરવાં તરફ પોહોળાં અને તેને ટેરવે ઘણુંકરી ખાંચ હોય છે. પાનનો સ્વાદ સરપંખાનાં પાન જેવો લાગે છે.

**પાન**–ની મુખ્ય ડીટડીનાં તળિયાં પાસે ઝીણાં બે ઉપપાન હોય છે. તે ઉંચાં અથવા નીચાં ઢળતાં હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ½ થી ૧ ફુટ લાંબી, સુતળી જેવી પાતળી સળીપર ફૂલો આવેલાં હોવ છે. ઘણીવાર પત્રકોણમાં પણ ફૂલો જોવામાં આવે છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે, તે ફૂલ ઉઘડયા પછી નીચી નમી જાય છે. પુષ્પપત્રો ઝીણાં હોય છે, તેપર ઘોળાસલેતી લાંબી રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે ૨ થી ૩ લાઇન લાંબો હોય છે. તેનાપર લાંબા મખમલી વાળની રૂંવાટી ગીચોગીચ હોય છે. તેનાં પાંચે પત્રો તળિયે જોડાયલાં અને મથાળે તેના લાંબા ઝીણા છેડા ગીચવાળથી ભરાયલા છૂટા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે પુ૦ બા૦ કોપનાં પત્રોથી વધારે લાંબી હોતી નથી. મુખ્ય અર્થાત્ સૌથી બહારની પોહોળી પાંખડી ફીકાં આસમાની રંગની હોય છે. તેની બહારની સપાટી મખમલી વાળની રૂંવાટીથી આચ્છાદિત હોય છે. અને તેની અંદરની સપાટીપર તળિયે પીળાસલેતા રંગની ઉભી લીટીઓ હોય છે, જે ઘણી સુંદર દેખાય છે. પાંખો અર્થાત્ ફૂલમાંની બાજુની બે પાંખડીઓ આસમાની રંગની અને સાંકડી હોય છે. વચલી બે પાંખડીઓ જોડાયલી હોય છે, કે જેની અંદર પું–અને સ્ત્રીકેસરો ઢંકાયલાં હોય છે. તે ઘણુંકરી ઘોળા રંગની હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. ૯ તેમાં જોડાયલાં ને ૧ છૂટું હોય છે. તેના તંતુઓ ફીકા ઘોળા રંગના હોય છે. પરાગકોપ અને પરાગરજ પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેના ઉભા પેટાળના ભાગપર મખમલી વાળની રૂંછાળ આવેલી હોય છે. તેની નલિકા વાંકવળેલી, લીસી ને જરા ચપટી હોય છે. ને તેને ટેરવે સફેદ વાળની પીછી હોય છે.

**શીંગ**–(ફલ)–૧ થી ૧½ ઇંચ લાંબી અને ⅛ ઇંચ પોહોળી હોય છે. તે ચપટી અને નીચી નમતી હોય છે. તેની અંદરની કોર દાતેડાંની પેઠે વાંકવળેલી હોય છે.

તેનાપર ઘેરા ભૂરા રંગના મખમલી વાળની રૂંવાટી ગીચોગીચ આવેલી હોય છે. તેને છેડે સૂક્ષ્મ અણી હોય છે. શીંગમાં ૬ થી ૮ બીજ હોય છે.

**બીજ**–અડદના દાણાની ફાડ જેવા આકારનાં અને લીસાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ અને પાન.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને શોધક.

**૬–ઉપયોગ**–મૂળ સરપંખાનાં મૂળની પેઠે ઓસડના ઉપયોગમાં અને પાન ગળીનાં પાનની સાથે રંગ બનાવવાના કામમાં આવે છે.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં ખંભાળા ગામ પાસે વાસરીઆ વોકળા કાંઠે અને તોરણીઆ ડુંગરની તરાઈમાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–આ સરપંખાનાં ફૂલ અને શીંગોઉપર ભૂરા મખમલી વાળની ગીચ રૂંછાળ હોય છે, માટે એને **રૂંછાળો સરપંખો** કહે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૫૪.

**૧–શાસ્ત્રીયનામ**–T. pauciflora.

દૃષ્ટાન્ત–H. II. p. 114.

**૨–દેશીનામ**–છાતરો સરપંખો, એહો સરપંખો (પો+ગુ૦).

**૩–વર્ણન**–છાતરા સરપંખાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તેના છોડવા વિશેષ કરી એકજ થુમડાંમાં ઘણા ઉગે છે. તેની શાખાઓ જમીનપર બહુધા ચોતરફ પથરાયલી હોય છે. અને કોઇવાર તે જમીનથી ઉંચી પણ હોય છે. તેમાં ચોમાસે ગુલાબી કે ફીકા જાંબુડા રંગનાં પતંગીઆંના આકારનાં સુંદર ફૂલો આવે છે. અને તલવાર જેવી વાંકી ને ચપટી શીંગો આવી તેમાં શિયાળે બી પાકે છે.

કોઇવાર એના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા વધેલા પણ જોવામાં આવે છે.

**મૂળ**–૧ થી ૧½ ફીટ લાંબાં, અને સુતળીથી પેનસીલ જેવાં જાડાં હોય છે. તે જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. મૂળની બહારની છાલ ભૂરા રગની ને અંદરની સફેદ હોય છે. તેની વાસ કડવાસલેતી ઉગ્ર અને સ્વાદ પ્રથમ જરા કડવાસલેતો પણ પાછળથી **જેઠીમધ** જેવો મીઠો ને ગળચટો લાગે છે. મૂળ ચાવ્યા પછી તેનો સ્વાદ જીભપરથી કલાકોના કલાકો સુધી જતો નથી.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ઘણુંકરી હોતી નથી. અને હોય છે તો ઘણી ટુંકી હોય છે. પણ બહુધા મૂળને મથાળેથી સુતળી જેવી ઝીણી શાખાઓ ઘણી નીકળી ચોતરફ જમીનપર ફેલાયલી હોય છે. શાખાઓ અનિયમિતરીતે ૩ થી ૪ બુટ્ટી ધારવાળી હોય છે. તે ૧ થી ૧½ ઢેક ફીટ લાંબી હોય છે. તેનો રંગ ઉપરની બાજુ જાંબુડા રંગની છાયાલેતો, અને નીચે પીળાસલેતો લીલો હોય છે. તેનાપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. ને દલ (leaflets) મુખ્ય ડીટડીપર ૫ થી ૯ હોય છે. (વિશેષે કરી ૫ હોય છે.) પાન મુખ્ય ડીટડી સોતાં ૧ થી ૧½ ઇંચ લાંબાં હોય છે. મુખ્ય ડીટડીપર ૨ થી ૪ નાહાનાં પાનની જોડી અને એક પાન છેડે વચ્ચોવચ આવેલું હોય છે. છેડાનું પાન જોડીનાં તમામ પાન કરતાં મ્હોટું હોય છે. મુખ્ય ડીટડીપરનાં પાનની ડીટરડી સૂક્ષ્મ હોય છે. ડીટરડી પાસે પાન સાંકડાંથતાં અને મથાળે પોહોળાં અને બહુધા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો કાળાસલેતો લીલો હોય છે. પાનમાંની નસો તેની (સરપંખાની) જાતની નસો પ્રમાણે અર્ધપારદર્શક અને ઉંચી ચઢતી પાનમાં આવેલી હોય છે. પાનની ઉપરની સપાટીપર પ્રથમ ધોળી રૂંછાળ હોય છે, પણ તે વખત જતાં ખરી જાય છે. અને નીચેની સપાટીપર કાયમ રહે છે. મુખ્ય ડીટડીપરનાં પાન ½ ઇંચથી ૧ ઇંચ લાંબાં અને ૨½ લાઇનથી ½ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે. ને તેમાંથી મુળાનાં પાનને મળતી તીખી વાસ નીકળે છે. પાનનો સ્વાદ ચીકણો અને ગળચટો લાગે છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુએ લાંબી અણીવાળાં આસરે ૧ લાઇન લાંબાં ઉભાં ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ૨ થી ૪ ફૂલ નીકળેલાં હોય છે. તે ૨ થી ૨½ લાઇન લાંબાં હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૧½ લાઇન લાંબી તે એક બાજુ ઘણુંકરી જાંબુડી છાયાલેતી અને ધોળી રૂંછાળથી ભરાયલી હોય છે. ફૂલ ઘણુંકરી સાંઝની વખતે ઉઘડે છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયે જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા અણીઆળા છૂટા દેખાતા હોય છે. તેનાપર પણ જાંબુડા રંગની છાયા અને ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ કોષ ⅛ ઇંચ લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પુ૦ બા૦ કોષ કરતાં ઘણુંકરી બમણો લાંબો હોય છે. તેની પાંખડીઓ પાંચ હોય છે. તેમાં સૌથી મ્હોટી મુખ્ય પાંખડી બીજી પાંખડીઓથી પોહોળી, અંદર જાંબુડા રંગની, લીસી અને બહારથી ભૂરા મખમલી વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેનો આકાર તાડનાં પાનના પંખા જેવો પોહોળો હોય

છે. આ પાંખડીને તળિયે પીળાસલેતા લીલા રંગની સૂક્ષ્મ ડાંડલી હોય છે. બાજુની બે પાંખડીઓ ગુલાબી અથવા ફીકા જાંબુડા રંગની હોય છે. તેને તળિયે પીળાસલેતા ધોળા રંગની સૂક્ષ્મ ડાંડલી હોય છે. અને એ ડાંડલી પાસે પાંખડીની એક કોર છેડાની પેઠે બહાર નીકળતી હોય છે. વચમાંની બે પાંખડીઓ મથાળે જોડાઇને હોડી અથવા ઘુંઘટ જેવી થયેલી હોય છે. તે સહેજ ગુલાબી છાયાલેતી ધોળા રંગની હોય છે. એની નીચે પણ સૂક્ષ્મ ધોળા રંગની ડાંડલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૧ છૂટું અને ૯ ના તંતુઓ નીચેથી જોડાયલા હોય છે. તંતુઓ ધોળા રંગના, લીસા ને ચળકતા હોય છે. તે મથાળે એક બાજુ વાંકવળતા હોય છે. પરાગકોષ સૂક્ષ્મ પીળાસલેતા લીલા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પીળાસલેતા લીલા રંગની હોય છે. તેનો ગર્ભાશય અર્થાત્ પેટાળનો ભાગ જરા ચપટો અને સફેદ વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા લીસી, ચળકતી જરા ચપટી, ને એક બાજુ વાંકવળતી હોય છે. નલિકાગ્રમુખપર લાંબા, ધોળા, ચળકતા વાળની ગુચ્છી આવેલી હોય છે.

**શીંગ**–(ફલ)–ચપટી, ૧ થી ૨ ઇંચ લાંબી અને ૨ લાઇન પોહોળી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. શીંગની સપાટીપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. પણ તે વખતે પાછળથી ખરી જાય છે. તેની અંદર ૬ થી ૮ બીજ હોય છે.

**બીજ**–ચપટાં ને લીસાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ** } —નં० ૧૫૨ સરપંખા જેવા છે.
**૬–ઉપયોગ** }

**૭–સ્થાનક**–પોરબંદરની આસપાસ કાદીવાળી જમીનપર ઢોરનાં ચરીઆણવાળી જગોમાં એના છોડવા ઘણા ઉગે છે.

એ કાઠિયાવાડ, સિંધ અને પંજાબમાં થાય છે.

**૮–વિ० વિવેચન**–આ સરપંખાના છોડવા ઘણુંકરી જમીનપર છાતળાં કે છાતરાંની માફક પથરાયલા હોય છે, માટે એ **છાતરો** કે **બેઠો સરપંખો** કહેવાય છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૫.

**૧–શાસ્ત્રીયનામ**–Sesbania ægyptiaca.

દૃષ્ટાન્ત–H. II. p. 114; N. p. 80; Watt. VI. part. II p. 543.

**૨–દેશીનામ**–જયતિ (પો०); રાયશીંગણી (ગુ०); શેવરી, जयत, (म०); जयत, जयंती, झीजम (हिं०); जयन्तिका, जयया, जया (सं०).

**૩–વર્ણન**–જયતિનાં ઝાડવાં ૬ થી ૧૦ ફીટ ઉંચાં થાય છે, તેમાં પાતળી સોટી જેવી જરા નરમ ને છેડે નીચી ઝુકતી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં, આંતરે આવેલાં ને સંયુક્ત હોય છે. તેની મુખ્ય ડીટડીપર લંબગોળ રેષાકાર ફીકા લીલા રંગનાં લીસાં ૨૧ થી ૪૧ નાહાનાં પાન (દલ અથવા પર્ણ–leaflets) આવેલાં હોય છે. ફૂલ પત્રકોણમાંથી પાતળી સળીપર કલંગીની પેઠે જરા ઝુકતાં આવેલાં હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબાં, લીસાં, ફીકા પીળા રંગનાં સહેજ જાંબુડી કે રાતી છાયાલેતાં સુંદર દેખાતાં હોય છે. શીંગ (ફલ) જરા અમળાયલી, ૬ થી ૯ ઇંચ લાંબી, ઝીણી, નરમ અને ચઢેલી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર, ગ્રાહી અને જન્તુનાશક.

**૬–ઉપયોગ**–જયતિનું મૂળિયું પાણીમાં ઘસીને વીંછી ને બીજા ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. જયતિનાં પાન ગડગુંબડાં ઉપર પોટીસની જગોએ વપરાય છે. જયતિનાં પાનની પોટીસ સંધિવાના સોજાપર ઘણો ફાયદો કરે છે. જયતિનાં પાન ઢોર ખાય છે. જયતિનાં કાચાં કમરાં, પાન, ફૂલ અને શીંગ સાથે વાટી તેનો ગોળો કરી તે મીઠાતેલમાં ઉકાળી તે તેલ ગાળી લઈ શરદી અને સળખમવાળાને લગાડવામાં આવે છે. જયતિની છાલમાંથી રેસા નીકળે છે. તે દોરી બનાવવાના કામમાં આવે છે. જયતિનાં ઝાડ નાગરવેલનાં પાનના વેલા ચઢાવવા માટે તેમજ જ્યાં વાડ જલદી કરવી હોય ત્યાં વાડ તરીકે વાવવામાં આવે છે. તેનાં ઝાડ જલદી વધી જાય છે.

**૭–સ્થાનક**–જયતિનાં ઝાડવાં આ સ્વસ્થાનમાં વડોદરેથી બી મંગાવી બાગોમાં વાવવામાં આવેલાં હતાં, પણ હવે તે બાગોની વાડમાં પોતાની મેળે ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે. (હૂકર).

**૮–વિ० વિવેચન**–જયતિનાં ઝાડવાં ઇકડ જેવાં થાય છે. પણ તે ઇકડથી ઉંચાં હોય છે. તેનાં પીળાં ફૂલમાં જાંબુડી કે રાતી છાયા કે નસો હોવાથી તે ઘણાં સુંદર દેખાય છે, ને તે માટે પણ તે બાગોમાં વાવવામાં આવે છે.

જયતિનાં તાજાં મૂળ હાથમાં રાખી વીંછી કરડયો હોય તે જગોપર વારંવાર કેટલોક વખત ફેરવવાથી વીંછી ઉતરી જાય છે. આ બાબત મુંબઇના સુપ્રસિદ્ધ ડૉક્ટર સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર એઓએ સારો શોધ કરી નિર્ણય કરેલો છે. તે (A new scorpion poison Antidote Baroda 1880) માં પ્રસિદ્ધ થએલ છે.

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૬.

**૧-શાસ્ત્રીયનામ**-S. aculeata.

દૃષ્ટાન્ત-H. II. p. 114; N. p. 80; Watt. VI. part. II. p. 542.

**૨-દેશીનામ**-ઇકડ, કાંટાળી ઇકડ (પો૦); ઇકડ (ગુ૦); रानशेवरी, चींचनी (म०); धुंची, वनजयति (हिं०); वनजयन्तिका (સં૦); ગડોદેજો ઝાડ (કચ્છી).

**૩-વર્ણન**-ઇકિડનાં ઝાડવાં ૪ થી ૬ ફીટ ઉંચાં થાય છે. તેમાં લાંબી પાતળી જરા છેટે છેટે કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તેનાં ઝાડવાં પાતળાં ને નરમ હોય છે, તેની ડાંડી અને શાખાઓપર બહુધા રાતી કે ફીકા જાંબુડા રંગની છાયા હોય છે. તેની શાખા અને પાનની ડીટડીઓપર નાહાના જરા નરમ કાંટાઓ આવેલા હોય છે. પાન આંતરે આવેલાં, સંયુક્ત અને ½ થી ૧ ફુટ લાંબાં હોય છે. તેની મુખ્ય ડીટડીપર સાંકડાં ને નાહાનાં ૪૧ થી ૮૧ લીસાં પાન (દલ અથવા પર્ણ-leaflets) આવેલાં હોય છે. પત્રકોણમાંથી ફૂલની પાતળી કલગી નીકળેલી હોય છે. ફૂલ આસરે ½ ઇંચ લાંબાં, ફીકા પીળા રંગનાં, વખતે જાંબુડી કે રાતી છાંટણીલેતાં, પતંગીઆંના આકારનાં હોય છે. શીંગ (ફલ) ૬ થી ૯ ઇંચ લાંબી, ⅛ ઇંચ જાડી, ને ઘણુંકરી સીધી ને છેડે લાંબી પાતળી અણીવાળી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-વિષહર, જન્તુનાશક.

**૬-ઉપયોગ**-ઇકડનું મૂળ પણ જયતિના મૂળની પેઠે પાણીમાં ઘસીને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. ઇકડની છાલમાંથી રેસા કાઢવામાં આવે છે. જેમાંથી બહુ મજબૂત દોરડાં બનાવવામાં આવે છે. ઇકડનાં પાન અને ફૂલની લેપડી ગડગુંબડાં અને સોજાઉપર લગાડવામાં આવે છે. ઇકડનાં બીજ બાંબળાઈ, ખસ, દાદર, ખરજવાં અને કોઢ ઉપર પાણીમાં વાટીને ચોપડવામાં આવે છે. દુકાળ વખતે ઇકડનાં બીજ ઘણાં ગરીબ લોકો ખાય છે. ઇકડના છોડવાની રાખ ખત્રી લોકો રંગના કામમાં વાપરે છે. ઇકિડનાં બીજનો બારીક આટો **અભ્યંગ અર્થાત્ વૉર્શિંગ-પાઉડર** તરીકે વાપરી શકાય છે. ને તેથી ત્વચાના રોગ મટી ચામડી નરમ ને સુંવાળી થાય છે.

**૭-સ્થાનક**-મોરમવાળી, કે ઢોરનાં ચરીઆણવાળી રેચી જગો જ્યાં વરસાદનું પાણી થોડો વખત ભરાઈ રહેતું હોય તેવી જગોએ, ઘેડની કાંધીએ, અને ડુંગરના પાઉનાં પડતર ખેતરોમાં, અને કવચિત રસ્તાની બાજુએ ચોમાસે ઇકડનાં ઝાડવાં ઉગતાં જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-આ ઇકડના છોડવાને કાંટા થાય છે. માટે એને **કાંટાળીઇકડ** કહે છે. ઇકડ પોતાની મેળે એવી જગોએ ઉગે છે, કે જે જગો વિશેષ ફલદ્રૂપ ન હોય. કોઇ કોઇવાર તે એકજ જગોએ જથ્થાબંધ ઉગેલી જોવામાં આવે છે. જે જમીન ફલદ્રૂપ કરવી હોય ત્યાં ઇકડ વાવવામાં આવે છે. ને ઇકડનો મોલ તૈયાર થઇ ગયા પછી તે જમીન બીજો સારો મોલ વાવવાને લાયક થાય છે. ઇકડની છાલમાંથી શણના જેવા રેસા નીકળે છે. ને તેને માટે બંગાળા તરફ તે ઘણી વાવવામાં આવે છે. એના રેસા શણ અને ગુણપાટના રેસા કરતાં પણ વધારે જોરદાર ગણાય છે. અને એના રેસામાંથી બનાવેલાં દોરડાં પાણીની અંદર ઘણો લાંબો વખત સુધી રહેવાથી પણ સડતાં નથી, એમ કહેવાય છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી)

### નંબર ૧૫૭.

**૧-શાસ્ત્રીયનામ**-S. aculeat ( Var-Cannabina ).

દૃષ્ટાન્ત-H. II. p. 115; Watt. VI. part. II. p. 542.

**૨-દેશીનામ**-લાસી ઇકડ, ઇકિડ ( પો+ગુ૦).

**૩-વર્ણન**-આ ઇકિડનાં ઝાડવાં પણ ચોમાસે બહુ જોવામાં આવે છે. એનાં ઝાડવાં જલદીથી વધે છે. એનાં ઝાડવાંમાંથી ઉગ્ર વાસ નીકળતી હોય છે. એનાં ઝાડવાં ૩ થી ૬ ફીટ કે વખતે તેથી વધારે ઉંચાં હોય છે. એમાં ઘણુંકરી ડાંડીપર દરેક પત્રકોણમાંથી શાખા નીકળેલી હોય છે. ડાંડી અને શાખાનો રંગ ઘણુંકરી લીલો અથવા રાતો હોય છે; અને તેનાપર ભસ્મી રંગની છારી હોય છે. એનાં પાન આંબલી પેઠે લાંબી ઝીણી સળીપર આવેલાં હોય છે. ફૂલ સૂક્ષ્મ અને પીળાં હોય છે. તેનો વાસ ઉગ્ર અને દાહક હોય છે. ભાદરવામાં ફૂલનો ભરાવ હોય છે. શીંગ ( ફલ ) ઝીણી, લાંબી ને અણીદાર હોય છે.

એના છોડવાના કોમળ ભાગપર વખતે કોઇક કાંટા હોય છે. તેમ વખતે સફેદ વાળની રૂંવાટી પણ હોય છે.

**મૂળ**-પેનસીલથી તે આંગળી કે અંગુઠા જેવું જાડું, લાંબા ફાંટાઓવાળું ને કઠણ હોય છે. એનો રંગ ધોળો અને વાસ તથા સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ઘણુંકરી લીસી, રાતી, કે લીલા રંગની અને પેનસીલથી આંગળી જેવી જાડી હોય છે. તેની છાલ અંદરથી લીલા રંગની અને ઘણી ચીવટ હોય છે. છાલ ઉચેડતાં તેમાંથી ઘણીજ ઉગ્ર વાસ

નીકળે છે. ડાંડીનો આડોકાપ કરી જોવાથી વચ્ચોવચ ધોળા ગાભાનો પોચો ભાગ દેખાય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૪ થી ૬ કે વખતે ૧૦ ઇંચ લાંબાં હોય છે. મુખ્ય ડીટડી ઉપર જે સૂક્ષ્મ પાન (દલ અથવા પર્ણ-leaflets) આવેલાં હોય છે, તે સામસામાં જોડીએ હોય છે, ને એ જોડી ૧૫ થી ૨૧ કે વખતે એથી ઓછી કે એકાદ બે વધારે હોય છે. પાન ઉપરથી લીલાં કે ઘેરા લીલા રંગનાં અને નીચે ઘણાં ફીકા રંગનાં ને ઘણાં લીસાં હોય છે. તે ¾ થી ૧½ ઇંચ લાંબાં ને ૧ થી ૨½ લાઇન પોહોળાં હોય છે. પાનની ડીટરડી ઘણી ટુંકી હોય છે. એ ડીટરડી પાસે પાનની કોર વિષમ હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. ને તેમાંથી ઉગ્ર વાસ નીકળે છે. એનો સ્વાદ ચીકણો ને ફીકો હોય છે.

**ઉપપાન**-પાનની મુખ્ય ડીટડીના થડમાં ૨ સૂક્ષ્મ ઝીણાં ઉપપાન હોય છે, તેની કોર અને સપાટીઉપર ધોળા વાળની રૂંવાટી હોય છે.

**ફૂલ**-ફૂલની સળી પત્રકોણમાંથી ½ ઇંચ લાંબી નીકળેલી હોય છે. તેનાપર ૩ થી ૬ એક ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧ લાઇન જેટલી ટુંકી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**-નાં પત્રો ૫ હોય છે, તે તળિયે જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા સ્પષ્ટ દેખાતા હોય છે. પત્રો લીલા રંગનાં, લીસાં, ૧½ થી ૨ લાઇન લાંબાં અને તેના ગાળાઓમાં સફેદ બારીક તંતુઓ દેખાતા હોય છે. તેના દાંતાની બહારની બાજુ વચ્ચોવચ એક લીલી ઉભી નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**-ની પાંખડીઓ ૫ હોય છે, મુખ્ય પાંખડી પહોળી ને પાછળ વળેલી હોય છે. તેની પોહોળાઇ ૩ અને લંબાઇ નીચેની ડાંડલી સોતી ૩ થી ૩½ લાઇનની હોય છે. તેઉપર પીળા રંગની ને પછવાડે જાંબુડા રંગની છાંટણીવાળી હોય છે. બે પાંખ-પાંખડીઓ વાંકી, હોડી-પાંખડીઓની બે બાજુ એક એક ઉભી આવેલી હોય છે. જે પણ પીળા રંગની હોય છે. ને તેની નીચે પણ ડાંડલી હોય છે. એ બે પાંખડીઓ ૨ થી ૨½ લાઇન લાંબી ને ૧ લાઇન પોહોળી હોય છે. બે હોડી પાંખડીઓ ફીકા પીળા રંગની જરા એકબીજીને જોડાયલી હોય છે. પણ તે સેહેજ વાતમાં જૂદી પડી શકે છે. એ બે પાંખડીઓ જોડાઇને વાંકી વળેલી હોય છે. તેમાં પું-અને સ્ત્રી-કેસરો ઢંકાયલાં હોય છે. એ પાંખડીઓ પણ નીચે ડાંડલીવાળી હોય છે. ને એની લંબાઇ ૩ લાઇનની હોય છે. એનો આકાર કોયથાનાં પાનાં જેવો વાંકો હોય છે.

**પુંકેસરો**-૧૦ હોય છે. તે ઉપરથી વાંકાંવળેલાં હોય છે. એના તંતુઓ ફીકા પીળા રંગના ને પરાગકોપ ભૂરાસલેતા પીળા રંગના હોય છે. આ દશ કેસરોમાંથી નવ સાથે જોડાયલાં ને એક છૂટું હોય છે. જોડાયલા ૯ તંતુ પણ ઉપર જતાં છૂટા દેખાતા હોય છે. પુંકેસરોની લંબાઈ ૨½ થી ૩ લાઇન જેટલી હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તે લીલા રંગની, નલિકા ઉપર જતાં વાંકી વળેલી, ને તેપર ભૂરા પીળા રંગનું સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**-(ફલ) લાંબી, અને વખતે જરા વાંકી હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબી, અને ૧ કે ૧½ લાઇન પહોળી હોય છે. ને જરા ચપટી હોય છે. તે ટેરવે તીક્ષ્ણ અણીવાળી, લીસી અને ચળકતી હોય છે. ને તેને આઇગ્લાસમાં જોવાથી તેનાપર સૂક્ષ્મ ફીકાં ધોળાં છાંટણાં દેખાય છે. શીંગમાં ૧૨ થી ૨૫ બીજ હોય છે. એ દરેક બીજનીવચ્ચે શીંગની સપાટીપર જરા ખાંચ પડેલી હોય છે. જેથી શીંગમાં કેટલાં બીજ છે તે શીંગપરની ખાંચ જોઇ કહી શકાય છે.

**બીજ**-લંબગોળ, ૧½ થી ૧¾ લાઇન લાંબાં ને લગભગ ૧ લાઇન પહોળાં હોય છે. તે ચળકતાં, જરા પીળાસલેતા લીલા ને ભૂરા રંગનાં હોય છે. બીજ ચોળવાથી ચીકણાં ને ઉગ્ર વાસવાળાં જણાય છે. ને એનો સ્વાદ તૂરો ને ઉગ્ર હોય છે. એ પાછળથી છભને જરા ખરસટ કરે છે.

**૪-ઉપયોગી અંગ**
**૫-ગુણદોષ** } —ઇકડ જેવાં.

**૬-ઉપયોગ**-ઇકડ જેવા છે. એમાંથી ઘણા સરસ રેસાઓ નીકળે છે. એની ડાંડી **સોલાની** જગોએ અને શાખાઓ દીવાસળી (matches) ની કાંડી બનાવવામાં કામ લાગી શકે તેવાં જણાય છે.

**૭-સ્થાનક**-ઇકડની સાથે જ ઘણુંકરી લાસી ઇકડનાં ઝાડવાં પણ ઉગે છે. અને ઘણીવાર જથ્થાબંધ એનાં જ ઝાડવાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-ઇકડનાં ઝાડવાંમાં કાંટા વિશેષ હોય છે. અને આનાં ઝાડવામાં કાંટા કવચિત જ હોય છે, માટે આને **લાસી** ઇકડ કહે છે.

---

## ( વર્ગ-લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૮.

**૧-શાસ્ત્રીયનામ**-S. grandiflora.

દૃષ્ટાન્ત-H. II. p. 115; N. p. 80; Watt. VI. part. II. p. 544; રૂ. નિ. પા. ૫૧૧.

**૨-દેશીનામ**–અગથીઓ ( પોર્ગુ૦ ); अगथा, अगतो, अगस्त्या ( म० ); अगस्त, हतीया ( हिं० ); अगस्त्य, मुनिद्रुम ( सं० ).

**૩-વર્ણન**–અગથીઆનાં ઝાડ ૧૦ થી ૨૦ કે ૩૦ ફીટ ઉંચાં થાય છે. અગથીઆના રોપા ચોમાસે પોતાની મેળે ઉગી આવે છે. તેને પાણી નહિ મળવાથી તે ૨ થી ૪ ફીટ જેટલા નાહાના રહી જઇ ઘણીવાર તેમાં ફૂલો આવી જાય છે. પણ પાણી પાયા શિવાય તેનાં આ સ્વસ્થાનમાં મ્હોટાં ઝાડો થતાં નથી. તેમાં જાડી શાખાઓ થોડી, પણ નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે. જાડી શાખાઓ ભૂરારંગની અને નાહાની પીળાસલેતા લીલા રંગની હોય છે. પાન ૧/૨ થી ૧ ફુટ લાંબાં હોય છે. તેનાં દલ આંબલીની પેઠે સળીપર આવેલાં હોય છે. એની મુખ્ય સળી કે ડીટડીપર ૨૦ થી ૩૦ શેક પાનની નાહાની જોડી હોય છે. જોડીનાં પાન સાંકડાં, લંબગોળ, ફીકા લીલા રંગનાં અને બહુધા લીસાં હોય છે. એમાં ચોમાસાં ઉતાર ફૂલ આવે છે. અને પોશમાસમાં શીંગો પાકી તૈયાર થઇ જાય છે. એનાં ફૂલ ઘણુંકરી ( અહિં ઉગતી ) **લેગ્યુમિનોસી** વર્ગની તમામ વનસ્પતિમાં સૌથી મ્હોટાં હોય છે. માટેજ એનું લાટીન ખાસનામ **ગ્રાન્ડિફ્લોરા** એટલે મ્હોટાં ફૂલવાળું રખાયલું છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીચી ઢળતી નીકળેલી હોય છે. તેપર થોડા સફેદ વાળની રૂંછાળ હોય છે. તે ૨ થી ૩ ઈંચિ લાંબી અને તેનાપર ૨ થી ૫ ચેક ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧/૨ થી ૩/૪ ઈંચિ લાંબી હોય છે. ડીટડીનાં મથાળાં પાસે ૨ પુષ્પપત્રો હોય છે. પણ તે તરત ખરી જાય છે. તેના ડાઘ ડીટડીપર રહી ગયેલા દેખાતા હોય છે. ફૂલ દાતેડાંની પેઠે વાંકાંવળેલાં હોય છે. તે ૨ થી ૪ ઈંચિ લાંબાં અને મધુરી માદક વાસવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો જોડાઇને બે ખૂણીઆવાળી ઉંડી ટોપી જેવાં થઇ રહેલાં હોય છે. તે ૧ ઈંચ લાંબાં, લીસાં અને ચળકતાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ ધોળા રંગની હોય છે. પણ તેની મુખ્ય પાંખડીમાં બહુધા રાતારંગની છાયા હોયછે. આ પાંચે પાંખડીઓને તળિયે સાંકડી ને પાતળી ડાંડલી હોય છે. મુખ્ય પાંખડી બીજી ચારે પાંખડીઓ કરતાં પોહોળી હોય છે. એ ફૂલ ઉઘડયા પછી અધવચ નીચેથી બહારની બાજુ વળી નીચી ઢળી જાય છે. બાજુની બે પાંખડીઓ અર્થાત્ પાંખ પાંખડીઓ વચમાંની બે હોડી જેવી પાંખડીઓની બાજુએ ઉભી આવેલી હોય છે. તે મથાળે સાંકડી અને વાંકવળતી હોય છે. તે ઘણુંકરી વચલી હોડી જેવી પાંખડીઓ જેટલી લાંબી હોય છે. હોડી જેવી વચલી બે પાંખડીઓ પાછળની બાજુએથી જોડાયલી હોય છે, અને તેની અંદર પું–અને સ્ત્રી–કેસરો આવેલાં હોય છે. તે એ પાંખડીઓ જેટલાં લાંબાં અને તેની માફક વાંકવળેલાં હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તે દ્વિગુચ્છી અર્થાત્ ૯ ના તંતુઓ જોડાયલા અને એક છૂટું, એમ હોય છે. તંતુઓ ધોળા રંગના અને પરાગકોષ અને રજ પીળાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પીળાસલેતા લીલા રંગની, લીસી, ચળકતી અને મથાળે વાંકી અણીવાળાં મુખવાળી હોય છે.

**શીંગ**–( ફલ )–૧ થી ૧ ૧/૪ ફુટ લાંબી, ૧/૪ ઈંચ પોહોળી, ચોધારી, બન્ને છેડે જાડાં, સાંકડી અણીવાળી, ફીકા ધોળા રંગની અને લીસી હોય છે. તેની છાલપર ઉભી કરચલી પડેલી હોય છે. અંદરની છાલ સફેદ અને પાતળી હોય છે. શીંગ તદન સુકાઇ જાય છે ત્યારે તેમાં બીજ ખડખડે છે અને શીંગ બાજુએથી પોતાની મેળે ઉઘડી બીજ તેમાંથી બહાર પડે છે. દરેક શીંગમાં ઘણુંકરી ૩૦ થી ૪૦ બીજ હોય છે.

**બીજ**–ચોળાનાં બીજ જેવાં, જરા ચપટાં, લીસાં અને ભૂરા રંગનાં હોય છે. તે ૧/૪ ઈંચ લાંબાં અને ૧/૮ ઈંચ પોહોળાં હોય છે. બીની સામી બાજુએ એક સૂક્ષ્મ લંબગોળ પોહોળો ખાડો હોય છે. અને તે ખાડાને મથાળે બે સૂક્ષ્મ કાળાં ટપકાં હોય છે. બીને તોડતાં તેમાંથી સફેદ દલ નીકળે છે.

**૪-ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫-ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક, પિતહર, વાતહર, કફહર, પૈષ્ટિક, ગ્રાહી, અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**–અગથીઆનું મૂળ પાણીમાં ઘસીને સંધિવા અને બીજા સોજાઓપર ચોપડવામાં આવે છે. અગથીઆનાં પાન પોટીસની જગોએ વપરાય છે. એના કોમળ પાનનું શાક કરવામાં આવે છે. પાન રેચક કહેવાય છે. અગથીઆની છાલનો ઉકાળો માતા અને ઓળી જેવા સખ્ત તાવમાં અપાય છે. માથાં અને નાકના દરદમાં નાસાવિરેચન તરીકે અગથીઆનાં ફૂલના રસનું નાકમાં ટીપું નંખાય છે. ફૂલનું શાક કરવામાં આવે છે. તે વિશેષ ખવાય તો વાયુકરતા, અને થોડું પૈષ્ટિક મનાય છે. અગથીઆનાં પાન અને ફૂલ મહાદેવ, ગણપતિ અને હનુમાનને ચડે છે. અગથીઆનાં ફૂલ છોકરાંઓ ખાય છે, તેમજ તે પ્રમેહવાળાને સાકર સાથે ખવરાવવામાં આવે છે. અગથીઆનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે, તે ડાઢ દુખતી હોય તો ડાઢમાં સુકાય છે. અગથીઆનાં ઝાડ દ્રાક્ષ અને નાગરવેલના વેલા ચઢાવવા માટે બાગો વગેરેમાં ઘણાં વવાય છે. અગથીઆની

કાચી શીંગોનું શાક કરવામાં આવે છે. અગથીઆનું લાકડું પોચું ને હલકું થાય છે. તે જલદી સડી જાય છે.

"એનાં ફૂલનું શાક ખાવાથી રાતઅંધો મટે છે, પાન અને ફૂલના રસની નાસ લેવાથી ચોથીઓ તાવ મટે છે, મધ સાથે ખાય તો ઝાંખ મટે, પાનનો રસ ડીલે ચોપડવાથી ખરજ ગુંબડાં ટાળે છે. એની કાચી શીંગ ત્રિદોષ, શૂળ, કફ, પાંડુ, પ્લીહ, ગુલ્મ, વિષ એ સર્વે રોગને ટાળે છે." (વૈ૦ રૂ. ઇં.)

"એની છાલનો કવાથ ખાંસી, કફ ઝાડો, શૂળ, તથા ત્વચારોગ ઉપર આપવામાં આવે છે. આંખની ઝાંખ કાપવા માટે તેનો રસ આંખમાં નાંખવામાં આવે છે." (વૈ. શા. મ. ગો.)

અગથીઆની છાલ કટુપૌષ્ટિક તરીકે જ્વરાદિક ઉપર કવાથમાં પડે છે. પાન અને ફૂલનો સ્વરસ શ્લેષ્મ, માથાનું ભારે રહેવું તેમ જ સસણીની અંદર મધની સાથે આપવાથી ફાયદો થાય છે." (ડા. વી. ઝી.)

**૭–સ્થાનક**-અગથીઆનાં ઝાડ બાગ અને વાડીઓમાં તેમ જ રસ્તાની બાજુએ વાવવામાં આવે છે. તોપણ ઘણી જગોએ તેનાં બી પડી તે પોતાની મેળે વાડીની વાડ અને બીજી પડતર જમીનમાં ચોમાસે ઉગી આવે છે.

એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે. એ ઉત્તર ઑસ્ટ્રેલિયાનું વતની છે.

**૮–વિ૦ વિવેચન**–અગથીઆનાં ઝાડવામાં અગસ્તનો ઉદય હોય ત્યાંસુધી ફૂલ આવે છે. માટે એનું અગસ્ત મુનિના નામ ઉપરથી **મુનિદ્રુમ** અને **અગસ્ત્ય** નામ પડેલું કહેવાય છે. અગથીઆનું ઝાડ જ્યારે તેમાં પાન અને ફૂલ હોય છે ત્યારે તે ઘણું સુંદર દેખાય છે. તે જલદીથી વધનારૂં અને થોડા વરસ જીવનારૂં છે. એ વૃક્ષ પક્ષીઓને બહુ પ્રિય છે. કેમકે એ વૃક્ષની શાખાઓપર ઘણી જાતનાં પક્ષીઓ વારંવાર જોવામાં આવે છે. એનાં ફૂલપર ભમરાઓ ગુંજારવ કરતા પણ જોવામાં આવે છે.

અગથીઆનાં એક જ ઝાડપર કોઇવાર લાલ અને સફેદ એમ બે જાતનાં ફૂલ આવે છે. અને ઘણીવાર બે જૂદા રંગનાં ફૂલો જૂદાં જૂદાં ઝાડોપર પણ હોય છે ત્યારે રાતાં ફૂલવાળાને **રાતો અગથીઓ** (S. coccinea) કહે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૫૯.

**૧–શાસ્ત્રીયનામ**–Taverniera nummularia.

દૃષ્ટાન્ત–H. II. p. 140; N. p. 81; Watt. VI. part. III. p. 414.

**૨–દેશીનામ**–જેઠીમલ, જેઠીમધ (પો૦-ગુ૦).



**૩–વર્ણન**–જેઠીમલના છોડવા ૨ થી ૩ ફીટ ઉંચા અને થડમાંથી ઘણી શાખાઓવાળા હોય છે. શાખાઓ ઘણુંકરી ઉભી હોય છે. પણ કેટલીકવાર તે જમીનપર પસરાયલી પણ હોય છે. એમાં લીલા રંગનાં પોહોળાં ગોટકડાં પાન આવે છે. તે ઘણુંકરીને ત્રિપર્ણી હોય છે. એમાં ફૂલ અને નાહાની શીંગો ચોમાસાં અને શિયાળામાં જોવામાં આવે છે.

એના છોડવા જરા છેટેથી જવાસા જેવા દેખાય છે. એના છોડવાઓનો બધી જાતનાં ઢોરો ચારો કરે તેથી એના છોડવા ઉન્હાળે પાન વગરનાં ડાંખળાં જેવા દેખાય છે. એના આખા છોડવાપર ભૂરા કે ધોળા વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–એનું મૂળ એના છોડવાના પ્રમાણમાં જાડું અને લાંબું હોય છે. તે પેનસીલથી અંગુઠા જેવું જાડું થાય છે. એમાંથી ક્વચિત જ બીજા ફાંટાઓ નીકળે છે. પણ ઘણુંકરી એનું એક જ ખીલામૂળ જમીનમાં ઘણું ઉંડું ઉતરેલું હોય છે. તેની છાલ બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગની હોય છે. તેપર ઉભા ચીરા પડેલા હોય છે. છાલપરની ભૂરી ફોતરી ઉતારી જોતાં તેની અંદરની છાલ ફીકા પીળા રંગની, રેસાવાળી, મજબૂત અને રસભરી દેખાય છે. મૂળનો આડોકાપ કરી જોતાં તેમાનાં કાષ્ટ અને ત્વચાનાં ચક્રો ફીકા પીળા રંગનાં, રસભર્યાં ને સછિદ્ર જોવામાં આવે છે. તેનું કાષ્ટ જરા પીળાસલેતા રંગનું, રેસાવાળું ને ચીવટ હોય છે. તેઉપર ઉભી નસો દેખાય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ બજારમાં મળતા **જેઠીમધ**ના સ્વાદને મળતો, મીઠો અને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ક્વચિત જ હોય છે. પણ હોય છે ત્યારે તે પેનસીલથી ટચલી આંગળી જેવી જાડી અને ગોળ હોય છે. પણ ઘણુંકરી મૂળને મથાળેથી સુતળીથી પેનસીલ જેવી જાડી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. જે ચળકતી, લીલાસલેતા પીળા રંગની હોય છે. તેનાપર ઉભી નસો અને સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ઘણુંકરીને ત્રણ પાનના ત્રેખડાની પેઠે આવેલાં હોય છે. પણ બહુધા એક્કેકું પણ આવેલું હોય છે. જ્યારે ત્રિપર્ણ અર્થાત્ ત્રણ પાનના ત્રેખડાની પેઠે પાન આવેલાં હોય છે ત્યારે બાજુનાં બે પાન વચલાં પાન કરતાં ઘણાં ટુંકાં હોય છે, તે એક બીજાંથી એવાં સમાન્તર છૂટાં છૂટાં આવેલાં હોય છે કે, તેની રચના એક જોવા લાયક થઇ રહેલી હોય છે. પાનની ડીટડી સૂક્ષ્મ હોય છે. પાન જાડાં, ડીટડી પાસે સાંકડાંથતાં ને મથાળાં તરફ પોહોળાં હોય છે. તે $\frac{1}{4}$ ઇંચથી $\frac{1}{2}$ ઇંચ લાંબાં અને ઘણુંકરી તેટ-

લાંજ પોહોળાં હોય છે. પાનની ઉપરની બાજુની કોર જરા ઉંચી થઈ અંદર વળતી હોય છે, તેથી પાનમાં લાંબી દવા ઘુંટવાની ખરલ જેવી પોલ દેખાય છે.

ઉપપાન—સૂક્ષ્મ, તે તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં થતાં અણીદાર હોય છે.

ફૂલ—પુષ્પ ધારણ કરનારી ઝીણી સળી પત્રકોણમાંથી નીકળે છે. તે પાન કરતાં બહુધા લાંબી હોય છે. તેનાપર સફેદ વાળની રૂંવાટી હોય છે. એ સળીપર એક પછી એક કેટલાંક ફૂલો આવેલાં હોય છે, તેમાં સહેજ મધુરી વાસ હોય છે. તેની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. અને તેપર વાળની રૂંછાળ હોય છે. અને દરેક ફૂલની ડીટડી નીચે એકેકું પુષ્પપત્ર હોય છે. તે પુ૦ બા૦ કોષ કરતાં ટુંકું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**—૧ લાઇનથી કંઇક લાંબો હોય છે. તેનાં પત્રો ૫ હોય છે. તે તળિયે જોડાયલાં અને અધવચથી ઉપર છૂટાં હોય છે. તેનાપર થોડી વાળની રૂંવાટી આવેલી હોય છે. તેના દાંતા અણીદાર હોય છે. આ કોષની નળીપર ફીકા જાંબુડા રંગની મજેની બાનક હોય છે. ફૂલની કળી નીચે પુ૦ બા૦ કોષના એ પાંચે દાંતા ઉભા હોય છે. જેથી પાંખડીઓની કળીનું રક્ષણ થાય છે. પણ ફૂલ ઉઘડયા પછી એ પાંચ દાંતામાંના બે દાંતા ફૂલની મુખ્ય પાંખડીની પછવાડે તેને આધારભૂત થઈ રહે છે, અને ત્રણ દાંતા વચલી બે જોડાયલી પાંખડીઓની પછવાડે ટેકો આપી નીચા ઢળતા રહે છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—ની પાંખડીઓ ૫ હોય છે, તે ફીકા જાંબુડા અથવા ગુલાબી રંગની અને લીસી હોય છે. તેની સૌથી મ્હોટી મુખ્ય પાંખડી તળિયે સાંકડી ને મથાળે પોહોળી હોય છે. તેનું ટેરવું બુઠું અથવા જરા અંદર બેસતી ખાંચવાળું હોય છે. તેની પછવાડે વચલી નસને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે વચમાં ઘેરા ગુલાબી કે જાંબુડા રંગની હોય છે. તે ½ ઇંચથી ⅜ ઇંચ લાંબી અને ઘણુંકરી તેટલીજ પોહોળી હોય છે. તેમાં તાડનાં પાનના પંખામાં હોય છે તેવી ઉભી નસો આવેલી હોય છે. જેમાંની કેટલીક ઉપર જતાં દ્વિવિભાગિત અથવા બે ફાંટાળી થયેલી હોય છે, અને કોરપાસે તે ઉભી કમાનની પેઠે એક બીજાં સાથે જોડાઇ ગયેલી હોય છે. તેને તળિયે નસોની વચમાં ધોળી પટી હોય છે. (આ રચના બહુ જોવા લાયક છે).

મુખ્ય પાંખડીની બાજુની બે પાંખ પાંખડીઓ ઘણુંકરી ટુંકી હોય છે. તે ૧ લાઇન લાંબી અને સાંકડી હોય છે. તેનો રંગ ગુલાબી હોય છે. વચલી બે પાંખડીઓ જોડાઇ હોડી જેવી થયેલી હોય છે. તે જરા ફીકા રંગની હોય છે. તે ⅛ ઇંચ લાંબી ને મથાળે વાંકી વળેલી હોય છે. તેની અંદર પું—અને સ્ત્રીકેસરો ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**-*૯ થી ૧૦ હોય છે. તેના તંતુઓ ધોળા, ચળકતા, લીસા અને મથાળે વાંકવળેલા હોય છે. પરાગકોષ પીળા રંગના અથવા ભૂરા હોય છે. અને પરાગરજ પીળા રંગની હોય છે. એક પુંકેસર બીજાં ૮ કે ૯ જોડાયલાં પુંકેસરો કરતાં ટુંકું ને ફૂલની મુખ્ય પાંખડીની ઘણુંજ પાસે હોય છે. તે મુખ્ય પાંખડી કાઢતાં બહુધા વચલી હોડી જેવી બનેલી પાંખડીઓથી આગળ આવી જાય છે. અને બીજાં પુંકેસરો જોડાયલી પાંખડી છૂટી પાડીએ ત્યારે દેખાય છે.

**સ્ત્રીકેસર**—૧ હોય છે, તેના ગર્ભાશયનો ભાગ પોહોળો, ચપટો અને અત્યન્ત પાતળો હોય છે. નલિકા રતાસલેતા રંગની વાંકી વળેલી હોય છે. નલિકાગ્રમુખ નલિકાને મથાળે સૂક્ષ્મ હોય છે.

**શીંગ**—(ફલ)—પ્રથમ લીલી, ને સુકાય છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે. તે ૩ લાઇનથી ½ ઇંચ લાંબી અને ૧ લાઇનથી ૧½ લાઇન પોહોળી હોય છે. તે ચપટી અને તેમાં ૨ થી ૪ બીજ હોય છે. દરેક બીજવચ્ચે તે જરા સાંકડી થયેલી હોય છે. જેથી તેમાં કેટલાં બીજ છે તે તેના સાંધા ઉપરથી જણાઇ આવે છે. તેનો સૌથી પહેલો સાંધો બીજા સાંધાઓ કરતાં સાંકડો હોય છે. અને સૌથી છેવટનો સાંધો કાકચની શીંગના આકારનો પોહોળો હોય છે. તે જરા વાંકવળતો ને તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. સીંગની સપાટીપર બારીક વાળ જેવા કાંટા હોય છે.

**બીજ**—ચપટું અને અડદની ફાડના આકારનું હોય છે. તે લીસું અને રંગે ભૂરાસલેતા લીલા કે કાળા રંગનું હોય છે. તે ½ લાઇન લાંબું અને તેથી સહેજ ઓછું પોહોળું હોય છે.

**૪—ઉપયોગીઅંગ**—સર્વાંગ.

**૫—ગુણદોષ**—ગ્રાહી, મૂત્રલ, ચિરગુણકારી પૌષ્ટિક તથા કફ અને શોથઘ્ન.

**૬—ઉપયોગ**—આ જેઠીમલના મૂળનો કવાથ પેટની ઢેફઉપર સાજીખાર સાથે અપાય છે. એનું મૂળ

* સર જે. ડી. હૂકર સાહેબ D. C. ને આધારે પુંકેસરો એક ગુચ્છી monadelphous લખે છે. અને Grah cat. Bombay plant. p. 49 No. 195 માં "Hedysarum. D. C. Diadelphia decandra." એમ લખેલું છે. એના ૫ થી ૬ નમુનાઓ તપાસતાં તેમાંના બેમાં પુંકેસરો કુલ ૯ જોવામાં આવેલાંછે. તેમાં આઠ જોડાયલાં ને એક છૂટું ને ચારમાં ૯ ભેળાં ને એક છૂટું એમ જોવામાં આવેલાં છે. આ ઉપરથી જણાય છે કે કેટલાંક ફૂલોમાં એકાદ પુંકેસર સમાઇ જવાથી જોવામાં આવતું નહિ હોય.

બજારમાંના ખરા **જેઠીમધની** પેઠે ઉધરસ ઉપર પણ વપરાય છે. એનું મૂળ લોહી સુધારવાને અપાતાં બીજાં વસાણાની સાથે પણ વપરાય છે. એનું મૂળ પાણીમાં વાટીને વાળાના સોજા ઉપર ચોપડાય છે. છપ્પનિયા દુકાળમાં એનાં મૂળ ઘણાં ગરીબ લોકો ખાતા હતા. એનાં પાન વાટી ગડગુંબડાં અને ચાંદા ઉપર પોટીસ ઠેકાણે ઘણા લોકો લગાડે છે. જેઠીમલનો આખો છોડવો બાળી તેની ભસ્મ ગોળની સાથે અહિંના (પોરબંદરના) ખેડુ અને રબારી લોકો બરલની ગાંઠ ઉપર ખવરાવે છે. ખેડુ લોકો પોતાનાં ખેતરોમાંથી જેઠીમલના છોડવા સુડી બળતણ તરીકે બાળે છે. છપ્પનિયા દુકાળ વખતે ઘણા ગરીબ લોકો એનાં બીજ પણ ખાતા હતા. એનાં બીજ વાટીને ગુંબડાંપર પણ ચોપડાય છે. તેમ છોકરાંને ધાંટી પડી હોય તો એનાં બીને સેકી વાટીને ઘીમાં ચટાડે છે. એના સુકા છોડવાને કુટેડી દુકાળ વખતે ગરીબ લોકો પોતાનાં ઢોરોને ખવરાવતા હતા.

**૭–સ્થાનક**–એ જેઠીમલના છોડવા આ સ્વસ્થાનમાં વિશેષ કરી ભેજવાળી જગોએ ઘણા ઉગે છે.

એ સિંધ અને પંજાબમાં પણ થાય છે.*

**૮–વિ૦ વિવેચન**–બજારમાંના જેઠીમધને (Glycyrrhiza glabra) અંગ્રેજીમાં **લિકરીસ** કહે છે. આ **જેઠીમધ** જેવો પોરબંદરમાં થતા **જેઠીમલ**ના મૂળનો મીઠાસલેતો સ્વાદ હોવાને લીધે એને પણ એ નામ અપાયલું હશે.†

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૯૦.

**૧–શાસ્ત્રીયનામ**–Alhagi maurorum.

દૃષ્ટાન્ત–H. II. p. 145; N. p. 81; Watt. I. p. 164; રૂ૦ નિ૦ પા૦ ૯.

**૨–દેશીનામ**–જવાસો (પો+ગુ૦); जवास, कास, यवास (म०); जवासा, यवास, जवास (हिं०); यास, यवासक, अधिकंटक, दीर्घमूल (सं०).

**૩–વર્ણન**–જવાસાના છોડવા ૧ થી ૨ કે કોઈવાર ૩ ફીટ ઉંચા વધે છે. એમાં ઝીણી ઝીણી લાંબી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનો આખો છોડવો સહેજ પીળાસલેતા લીલા રંગનો દેખાય છે. તેનાપર ઉભી હાંસો અને સૂક્ષ્મ બારીક વાળની રૂંવાટી હોય છે. પાન ઝીણાં જરા છેટે છેટે આવેલાં હોય છે. અને નાહાની શાખાઓ તીક્ષ્ણ અણીવાળી, કાંટા જેવી એના છોડવામાં ઘણી નીકળેલી હોય છે. ફૂલ રતાસલેતા રંગનાં; અને શીંગ (ફૂલ) ઝીણી હોય છે, એને મહાફાગણમાં ફૂલ આવી ઉન્હાળે શીંગ પાકે છે.

એના છોડવા ઉન્હાળો બેસતાં બહુ જોરમાં આવે છે.

**મૂળ**–જવાસાના છોડવાના પ્રમાણમાં તેનું મૂળ ઘણું જાડું, અને જમીનમાં ઘણું ઉંડું ઉતરેલું હોય છે. મૂળનો વ્યાસ ½ થી ૧ કે ૧½ ઇંચ જેટલો સાધારણ રીતે જોવામાં આવેલો છે. મૂળઉપરની છાલ બહારથી ખડબચડી ભૂરા કાળા રંગની ને તેપર ઘણુંકરી ઉભા ચીરા પડેલા હોય છે. ને અંદરથી તે રેસાવાળી અને રાતા રંગની હોય છે. તેની વાસ કાચાં કરમદાં જેવી, અને સ્વાદ પણ તેવોજ અને ઘણો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–છોડવાના નીચલા ભાગમાં તેની ડાંડી અને શાખાઓ રતાસલેતા રંગની બહુધા લીસી અને ગોળ હોય છે. તે પેનસીલથી ટચલી આંગળી જેવી જાડી હોય છે. તેપરની છાલ ઉપરથી રતાસલેતી, અને અંદરથી લીલાસલેતા રંગની હોય છે. તે બારીક રેસાવાળી મજબૂત અને ઉચેડી હોય તો ડાંડી કે શાખાપરથી સળંગ ઉચડી આવે છે. કોમળ શાખાઓનો રંગ પીળાસલેતો લીલો હોય છે, અને તેપર તીક્ષ્ણ અણીવાળા ૧ થી ૧½ ઇંચ લાંબા કાંટાઓ આંતરે આવેલા હોય છે. એ શાખા અને કાંટાઓપર ઘણુંકરી ધોળા વાળની રૂંવાટી હોય છે. શાખાઓને ચોળતાં તેની વાસ ખારી જાળને મળતી, અને સ્વાદ કાચાં કરમદાં જેવો ને તૂરો લાગે છે.

**પાન**–શાખાઓપરના કાંટાઓના થડ પાસેથી ઘણુંકરી એકેકું પાન નીકળેલું હોય છે. તેનો આકાર લંબગોળ, કે તે તળિયે સાંકડો અને મથાળે જરા પોહોળો હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાનનું ટેરવું જરા પાછળ નમતું અને ઘણુંકરી સૂક્ષ્મ અણીવાળું હોય છે. પાનની સપાટીપર કોઈવાર ધોળા સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. પાન ½ થી ¾ કે ૧ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ¼ કે ½ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ઘણી ટુંકી

---

* રેલવેમાં મુસાફરી કરતાં વઢવાણ અને વીરમગામની વચ્ચે રેલલાઇનની બન્ને બાજુએ આ જેઠીમલના છોડવાઓ જથ્થાબંધ ઉગેલા જોવામાં આવે છે, અને તે ભોપાઓ ઉંટને ચરાવે છે.

† એ જેઠીમલનાં મૂળિયાં અહિંનાં ખાપટ ગામની કોલણો અને ધુડધોયા લોકો પોરબંદરની બજારમાં ગાંધીને ત્યાં વેચે છે. તેની કીમત એક ભારીએ ૧ થી ૨ આનાં સુધી આવે છે. તે ગાંધી લોકો સુકાવી મુંબઇ ચડાવે છે. અહિંના ખેડુ અને રબારી લોકોનાં છોકરાં એક ગમત માટે એ જેઠીમલનાં મૂળની સાથે ભુકરો પાણો ચાવે છે, તે પાણાનો તરત મોઢાંમાં ભૂકો થઈ જાય છે. આથી તેનાં મૂળમાં ઘણો ચમત્કાર માને છે. એના છોડવા ઘેડની કાંધીનાં ખેતરોમાં ઢગલા મોઢે ઉગે છે. તે ચુનારીઆ લોકો ખોદી લાવી ચુનાની ભઠ્ઠીમાં બાળે છે. પણ એનું મૂળ ઓસડ તરીકે ઉપયોગી છે, એટલુંજ નહીં પણ એના આખા છોડવા ગાડરાં, બકરાં અને બીજાં ઢોરોને ચારાની તંગી વખતે અતિઘણા ઉપયોગી થઈ પડે છે.

છે. એના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા કે લાંબા વધેલા હોય છે. એમાં લાંબી, પાતળી, લીસી, ફીકા લીલા રંગની ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે. પાનની મુખ્ય ડીટડી ૧ થી ૩ ઈંચ લાંબી હોય છે. તેનાપર ૧૫ થી ૩૦ જોડી નાહાનાં, સાંકડાં, બુઠ્ઠાં, એક નસવાળાં આંબલી જેવાં પાન (દલ) ની ઘણી પાસેપાસે આવેલી હોય છે. અને એક પાન મુખ્ય ડીટડીને છેડે આવેલું હોય છે. પાનને અડકતાં તે રીસામણીની પેઠે વખતે થોડાં સંકોચાઇ જાય છે. ઉપપાન ભલ્લાકૃતિનાં, પાતળાં ને ગોળાઇલેતા છેડાવાળાં હોય છે. તે તરત ખરી જાય છે. ફૂલ સૂક્ષ્મ પતંગીઆંના આકારનાં, પીળાસલેતા રંગનાં, રાતી ટીશીઓવાળાં, પત્રકોણમાંથી નીકળેલી ચીકાસવાળી ઝીણી સળીઓપર આવેલાં હોય છે. શીંગ (ફલ) ૧ થી ૧½ ઈંચ લાંબી અને બહુધા ૧ લાઇન પોહોળી હોય છે. તે ચપટી, ઘણુંકરી સીધી કે જરા વાંકી ને નીચેની કોરપર ખાંચાઓ-વાળી હોય છે. એના દરેક સાંધામાં અક્કેકું બીજ હોય છે. સાંધા ૬ થી ૧૦ હોય છે.

ભોંયઇકડની ડાંડીમાંથી ઝીણા રેસા નીકળે છે, તેની પાતળી દોરી બની શકે છે. ભોંયઇકડના છોડવા ભેંસ અને ઘોડાઓ ખાય છે, ભોંયઇકડના છોડવાને સુકાવી તેનાં પુળા બાંધી તેને ખેડુલોકો ઢોરવાડીઆંના ઝાંપા અને છજાં ઉપર જાવળી તરીકે વાપરે છે. ભોંયઇકડનો પાલો વાટી તેનો રસવિકારના સોજાપર લેપ કરવામાં આવે છે.

Æ. aspera (H. II. p. 152). એ ભોંયઇકડની મ્હોટી જાત છે તેને **સોલા** અથવા **શોલા, ફૂલસોલા,** (હિં૦) અને મરાઠીમાં **ભેંડ** કહે છે. આ વનસ્પતિ આ સ્વસ્થાનમાં ઉગતી જોવામાં આવી નથી, પણ કોંકણ અને બંગાળમાં તે છીછરાં પાણીમાં અગર પાણી કાંઠે ઘણી ઉગે છે. એની ડાંડી મૂળિયાં પાસે ૧ થી ૨ ઈંચ જાડી થાય છે અને તે અંદરથી નરમ પોચી **ગાભા** (pith) જેવી હલકી, ને સફેદ હોય છે. એના ગાભા-માંથી માલવણનાં લોકો સેવતી, ગુલાબ વગેરેના ફૂલો જેવાં ફૂલો કાતરે છે, અને તેની વેંણી અને માલાઓ બનાવે છે. તેમજ કેટલાંક રમકડાં પણ તેમાંથી કાતરી વેચે છે. બંગાલા તરફ અંગ્રેજ લોકોને તડકામાં પહેરવાની **સોલાટોપી** એના ગાભામાંથી બનાવવામાં આવે છે, માટે તેને **સોલાટોપી** કહે છે. સોલાટોપી તડકાની વખતે પહેરવાથી લુ અગર ગરમીની અસર માથાંને બીલકુલ લાગતી નથી, એટલુંજ નહિ પણ ટોપી હલકી હોવાથી તેનો માથાને કંઇ પણ બોજો જણાતો નથી.

નાસૂર ભગંદર કે બીજા જખમો સાંકડા થઇ પુરાઇ જતા હોય ને તેને શસ્ત્રક્રિયા કર્યા શિવાય તે વહેવરાવા માટે પોહોળા ને ખુલ્લા રાખવા હોય તો એ **સોલા** વનસ્પતિના ગાભામાંથી જોઇએ તેવી સળી બનાવી નાસુર વિગેરે જખમોમાં તે દાખલ કરવામાં આવે છે. તેથી નાસુર કે જખમોમાંથી એની સળી રસી ચુસીને ફૂલે છે, તેથી નાસુર કે જખમ વગર શસ્ત્રક્રિયાએ ખુલ્લાં રહે છે, એટલુંજ નહિ પણ તે પોહોળા થાય છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૬૩.

**૧–શાસ્ત્રીયનામ–**Pseudarthria viscida.

દૃષ્ટાંત–H. II. p. 154; N. p. 83.

**૨–દેશીનામ–**ચપકણોવેલો (પો૦×ગુ૦).

**૩–વર્ણન–**ચપકણા વેલાના છોડવા ચોમાસે ઉગે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે, ને કોઈવાર ઘાસ કે ઝાડવાંપર પડેલા હોય છે, અથવા કાંઇ ટેકો ન મળે તો તેની ડાંડી જમીનપર પડેલી અને તેના છેડા અડધા ઉંચા દેખાતા અથવા સીધા કે આડા જમીનપર પડેલા હોય છે. એની ડાંડી સુતળી જેવી કે તેથી પણ વખતે જરા પાતળી ને નરમ હોય છે. તેપર ઉભી હાંસો અને ચીકાસલેતા ધોળા ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. મૂળ ૨ થી ૬ ઈંચ લાંબું, સુતળી જેવું જાડું, અને ઝીણા ફાંટાઓવાળું હોય છે.

એનો આખો છોડવો ઘણુંકરી એવો ચીકણો હોય છે કે તે કપડાં કે આંગળાંને લાગે તો ચોંટી જાય છે. એના છોડવા ઘણા અજાયબ જેવા દેખાવના, અને ઘણુ નાજુક હોય છે, તે સઘળી જગોએ ઉગતા નથી પણ જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથ્થાબંધ ઉગે છે.

પાન જરા છેટે છેટે, અને આંતરે આવેલાં હોય છે. તે સાલવણની માફક ત્રણ ત્રણ પાનના ત્રેખડા હોય છે. તેની મુખ્ય ડીટડી ૧ થી ૧½ કે ૨ ઈંચ લાંબી, દોરા જેવી પાતળી, નરમ અને ઉભી નીક તથા હાંસોવાળી હોય છે. તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. મુખ્ય ડીટડીપરનાં બાજુનાં બે પાન સામસામાં એક જોડીએ, અને વચલું પાન તે ડીટડીને છેડે સીધું આવેલું હોય છે. બાજુનાં ૨ પાન ૧ થી ૧½ ઈંચ લાંબાં ને ¾ થી ૧ ઈંચ પોહોળાં, અને વચલું પાન ૧½ થી ૨ કે કોઇવાર ૩ થી ૪ ઈંચ લાંબું હોય છે. બાજુનાં ૨ પાન ઘણુંકરી પોહોળાઇલેતાં લંબગોળ, વિષમ કે અસમાન કોરવાળાં, અને વચલું પાન **મૃદંગાકૃતિનું** એટલે તળિયે સાંકડુંથતું, વચમાં ગોળાઇલેતા ખૂણીઆથતું પોહોળું, અને તેથી ઉપર જરા વિશેષ લાંબું અને સાંકડુંથતું હોય છે. એ ત્રણે પાન (દલ–leaflets) ઘણાં પાતળાં હોય છે. તે દરેકને સૂક્ષ્મ ડીટરડી અને

ઝીણી અણી જેવાં બારીક ઉપપાન ( stipellæ ) હોય છે. પાનની ઉપરની સપાટી ખુલ્લા લીલા રંગની અને નીચેની ઘણી ફીકી લીલી હોય છે. એ બન્ને સપાટીપર ધોળા લાંબા વાળની ઘણી આછી રૂંવાટી હોય છે, તે વખતે પાછળથી ખરી જાય છે. પાનને આઈગ્લાસમાં જોવાથી તેની નસોઅંદરનું જાળીકામ પારદર્શક જેવું મજેનું દેખાય છે.

**ઉપપાન**-લાંબી અણી અને વચમાં એક ઉભી નસવાળાં મુખ્ય ડીટડીના થડમાં આવેલાં હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળીઓ દોરાથી પણ પાતળી પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે નીકળેલી હોય છે, તે ઘણીવાર શાખા પ્રતિશાખાવાળી હોય છે, તેપર ચીકાસલેતા ભૂરા વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. ફૂલની ડીટડી લાંબી અને તેને તળિયે ઉપપાન જેવાં ઝીણાં લાંબી અણીવાળાં પુષ્પપત્રો હોય છે. પુ૦ બા૦ કોપ સૂક્ષ્મ હોય છે. ફૂલની પાંખડીઓ પુ૦ બા૦ કોપ કરતાં લાંબી અને ફીકા ગુલાબી કે જાંબુડી છાયાલેતા રંગની હોય છે.

**પુંકેસરો**-૧૦, દ્વિગુચ્છી.

**સ્ત્રીકેસર**-૧.

**શીંગો ( ફલ )**-આની શીંગો ઘણી અજાયબ જેવી રીતે વાંકી ચુંકી વળેલી હોય છે. તે ½ થી ૧ ઈંચ લાંબી ને ⅛ થી ⅙ લાઇન પોહોળી હોય છે. તે પાતળી ને ચપટી હોય છે. તેનાપર ચીકાસલેતા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. શીંગમાં ૪-૬ બીજ હોય છે. શીંગમાં ઘણુંકરી દરેક બીજનો જૂદો આંકો હોય છે. તે આંકાની બન્ને બાજુએ સૂક્ષ્મ છેડા નીકળેલા હોય છે. અને છેવટનો શીંગનાં મથાળાંનો આંકો બીજા આંકાઓથી લાંબો અને પોહોળો હોય છે. શીંગ એટલી પાતળી હોય છે કે તેનાં પડમાં નસોનું જાળીકામ અને તેમાંનાં બીજ બહારથી દેખાય છે.

**બીજ**-સૂક્ષ્મ ચપટાં હોય છે.

એ વેલાનાં મૂળ પાણીમાં ઘસીને વીંછીના ડંખપર તેમજ સોજાપર ચોપડવામાં આવે છે, તે સંગ્રહણી ઉપર પણ વપરાય છે, એમ કહેવાય છે.*

---

* ચપકણાવેલા **રાજવાડી બાગની** વાડમાં તેમજ **હાડયા** અને **માલક** ડુંગરની ઉપરની તળીઓ અને પડધારાપર ઘણુંકરી જથ્થાબંધ ઉગે છે. એ દક્ષિણ પશ્ચિમમાં થાય છે.

એના છોડવા વેલાની પેઠે ઉગે છે, અને તે ચીકણા હોય છે, માટે એને **ચપકણોવેલો** કહે છે.

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૬૪.

**૧-શાસ્ત્રીયનામ**-Uraria picta.

દૃષ્ટાન્ત-H. II. p. 155; N. p. 83; Watt. VI. part IV. p. 212; રૂ. નિ. પા. ૪૦.

**૨ દેશીનામ**-પીળો સમેરવો (પો૦); પીઠવણ (ગુ૦); पीटवन, रानगांजा (म०); डाबरा, पीठवन, शंकरजटा (हिं०); पृष्टिपर्णी, चित्रपर्णी (सं०).

**૩-વર્ણન**-પીઠવણના છોડવા ચોમાસે વિશેષકરી જોવામાં આવે છે. તે ૨ થી ૪ કે ૬ ફીટ ઉંચા થાય છે. અને કોઇવાર તેની નીચેની શાખાઓ જમીનપર ફેલાઈ તેના છેડા ઉંચા થયેલા જોવામાં આવે છે. એને ઘણુંકરી લાંબાં સંયુક્ત પાન આવે છે. અને તેની ઉપરની સપાટીપર વચમાં પીળાસલેતા ભૂરા કે ફીકા ધોળા રંગના પટા હોય છે. તે પાનપર ચિત્ર જેવા દેખાય છે. તેપરથી એના છોડવા તરત ઓળખાઈ આવે છે. શાખાઓને છેડે શિયાળની પુંછડી જેવી લાંબી સૂક્ષ્મ ફૂલોની લોર (લર) અથવા ડુંડી કલંગી કે ચમરી આવે છે. ફૂલ ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં અને શીંગ (ફલ) ધોળાસલેતા રંગની હોય છે.

એના છોડવાના કોમળ ભાગોપર વાંકી અણીવાળા સૂક્ષ્મ કાંટા જેવી રૂંછાળ આવેલી હોય છે. જેથી એ છોડવાની કપડાંને ઝાપટ લાગે છે તો તે કપડામાં અટકી જાય છે.

**મૂળ**-છોડવાના પ્રમાણમાં મૂળ ઘણીવાર જરા વિશેષ જાડું, લાંબું, અને જમીનમાં ઉંડું ઉતરેલું હોય છે. તેમાંથી કવચિતજ બીજા ફાંટાઓ નીકળેલા હોય છે. તેની છાલ ઉપરથી ભૂરા રંગની, ખડબચડી, અને તેનાપર છીછરા ઉભા ચીરા પડેલા હોય છે. તે અંદરથી સફેદ રંગની, મજબૂત અને રેસાવાળી હોય છે. મૂળનું લાકડું ફીકા ધોળા રંગનું અને ઘણું કઠણ હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે ચક્રાકાર દેખાય છે. મૂળની વાસ સુગંધિત અને સ્વાદ મીઠો, તૂરો, ચીરપરો, ચીકાસલેતો તેલીયો એમ ઘણા સ્વાદમિશ્રિત ચમત્કારિક લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી જમીનમાંથી થોડી વધી પછી તેમાંથી ૪ કે ૫ લાંબી પાતળી શાખાઓ નીકળે છે. તે તરસાની પેઠે ઉંચી અથવા આડી વધે છે. તે સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. ડાંડી ભૂરા રંગની અને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તે પેનસીલથી ટચલી આંગળી જેવી જાડી થાય છે. તે વચમાં થોડી પોકળ હોય છે. શાખાઓ રંગે લીલી ને તેપર ઉભી હાંસો અને સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. શાખાનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સફેદ પોચા ગાભાથી ભરાયલી દેખાય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૬ થી ૧૦ કે ૧૫ ઇંચ લાંબાં અને ઘણુંકરી તેથી થોડાં ઓછાં પોહોળાં હોય છે. ડાંડીના નીચલા ભાગનાં પાન વખતે સાદાં હોય છે. પણ ઉપરના ભાગ અથવા શાખા ઉપરનાં પાન સંયુક્ત હોય છે. સાદાં પાન સંયુક્ત પાન કરતાં બહુધા ટુકાં હોય છે. સંયુક્ત પાનની મુખ્ય ડીટડી સુતળી જેવી જાડી ને તેપર ઉભી હાંસો અને સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. એ ડીટડીપર ૨ થી ૩ સામસામાં પાનની જોડી આવે છે, અને વખતે સારા મ્હોટા છોડવામાં જોડીની આગળ એક પાન છેડે પણ આવેલું હોય છે. જોડીમાંનાં પાનની ડીટરડી ઘણુંકરી સૂક્ષ્મ હોય છે. ને તે દરેક પાન ૩ થી ૬ કે ૮ ઇંચ લાંબું અને ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ પોહોળું હોય છે. તેનાં ટેરવાં સાંકડાં-થતાં, ને છેડે બુઠ્ઠાં અથવા અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલાસલેતો ને નીચેનીનો ફીકો હોય છે. ઉપરની સપાટીપર વચ્ચોવચ પીળાસ કે ભૂરા-સલેતા ધોળા રંગના ચિત્ર જેવા પટા હોય છે. પાન સુકાય છે ત્યારે ઉપરની સપાટી કાળાસલેતા રંગની થઇ જાય છે. તેની બન્ને સપાટીપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. નીચેની સપાટીપર બહુધા ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. તેની અંદરની નસો અને તેનીવચ્ચેનું જાળીકામ બન્ને સપાટીએ બહાર નીકળતું સ્પષ્ટ દેખાય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ખટાસલેતો તૂરો અને પાછળથી ખરસટ લાગે છે.

**ઉપપાન**–પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુ અક્કેક દેશી વહાણનાં સઢના આકારનું **ઉપપાન** આવેલું હોય છે. તેપર ઉભી નસો હોય છે. જોડીમાંનાં પાનની સૂક્ષ્મ ડીટડીના થડમાં પણ આવાજ આકારનાં સૂક્ષ્મ **ઉપ-ઉપપાન** હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ફૂલોની ચમરી લાંબી ડુંડી જેવી આવે છે. તે ½ થી ૧ કે વખતે ૧½ ફુટ લાંબી અને ½ થી ૧ ઇંચ પોહોળી હોય છે. તેની સળીપર ઉભી હાંસો અને વાળની રૂંવાટી આવેલી હોય છે. તેપર ગીચોગીચ ચોતરફ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે, તે વખતે એકજ બિંદુપરથી બબ્બે નીકળેલાં હોય છે. ફૂલની ડીટડીની પાસે સૂક્ષ્મ પીળાસલેતા ભૂરા રંગના વાળની રૂંવાટીવાળાં પુષ્પપત્રો હોય છે. જે તરત ખરી જાય છે. ફૂલની ડીટડી ૧ થી ૩ લાઇન લાંબી ને તેનાપર પીળાસલેતા ભૂરા, વાંકી અણીવાળા કાંટા જેવી રૂંછાળ આવેલી હોય છે. ફૂલ ઉઘડયા પછી એ ડીટડી (ભીંતના) **વાલસેટ**ની ડાંડીની માફક અંદરની બાજુ વાંકી વળી જાય છે. (એ રચના જોવા લાયક છે.)

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ ભૂરા વાળથી ભરાયલાં હોય છે. તેની કોરપર ઘણુંકરી લાંબા, ધોળા ને સીધા વાળની હાર હોય છે. તે તળિયે થોડાં જોડાયલાં અને મથાળે છૂટાં ને સાંકડાં હોય છે. તેમાનાં એક બાજુનાં બે ટુકાં ને બીજી બાજુનાં ત્રણ તેથી લાંબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં સૌથી બહારની મ્હોટી પાંખડી બીજી ચારે પાંખડીઓ કરતાં પોહોળી હોય છે. બાજુની બે પાંખ પાંખડીઓ બે વચલી જોડાયલી હોડીજેવી થયેલી પાંખડીને વળગેલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૯ જોડાયલાં ને ૧ છૂટું.

**સ્ત્રીકેસર**–૧, નલિકા ઘણી ઝીણી ને અંદર વળતી હોય છે.

**શીંગ**–(ફલ)–શીંગ લીસી અને ચળકતી હોય છે. તે પ્રથમ લીલા, પછી ઘેરા લીલા કે કાળા, અને અંતે સફેદ રંગની થઇ જાય છે. તે સુકાય છે ત્યારે તેનાપર વિશેષ કરચલી પડી જાય છે. તેમાં ૩ થી ૬ સાંધા હોય છે. અને એ દરેક સાંધામાં અક્કેકું બીજ હોય છે. તે બે બીજનીવચ્ચે ઘણી સાંકડી થયેલી હોય છે. અને જેમ જેમ તે પાકતી જાય છે તેમ તેમ તેના સાંધા એક બીજા ઉપર અનુક્રમે ચઢતા જાય છે. તેથી એ શીંગ જાણે દાણા વગેરે રાખવાના ઠામની એક **ઉતરણ** ચડાવી હોય, અથવા એક છીકામાં કળશીઓ ઉપરા-ઉપર ગોઠવેલા હોય, તેવી દેખાય છે. તે જેમ જેમ પાકતી જાય છે તેમ તેમ પુ૦ બા૦ કોષનાં પત્રો શીંગને પાંચે બાજુથી દબાવતાં જાય છે. જેથી તેના સાંધાઓ સારીરીતે ઝલાઇ રહે છે. શીંગના છેવટના સાંધાપર સ્ત્રી-કેસરનલિકા ઘણો લાંબો વખત સુધી રહેલી જોવામાં આવે છે. (શીંગના સાંધાઓની ગોઠવણ અને તેની પકડ પણ કારીગરે જોવા જેવી છે.)

**બીજ**–ઘણું લીસું, ચળકતું, પીળાસલેતા લીલા રંગનું ને કઠ્ઠણ હોય છે. તે સુકાય છે ત્યારે ભસ્મી રંગનું થઇ જાય છે. તેનો આકાર ગુવારનાં બીજને મળતો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર, ચિરગુણકારી પૈષ્ટિક, ગ્રાહી, શોધક અને રોપક.

**૬–ઉપયોગ**–એનું મૂળ **દશમૂલાદિ** અને લઘુપંચ-મૂલાદિ કવાથમાંનું એક છે. એનાં મૂળનો કાઢો ચિરગુ-ણકારી પૈષ્ટિક તરીકે વપરાય છે. ઝાડાં, સંગ્રહણી અને લોહીવિકાર ઉપર એનાં મૂળનો કવાથ બીજી દવાઓ સાથે આપવામાં આવે છે. એનું મૂળ એકલું વાપર-વાથી ઘણું ગરમ લાગે છે, એમ કેટલાકોનો મત છે. એનાં મૂળને પાણીમાં ઘસીને ઝેરી જનાવરના ડંસપર ચોપડવામાં આવે છે. શિયાળ અને કુતરાંના કરડ ઉપર પણ એનો ઉપયોગ કરવામાં આવે છે. એનાં પાન

ઘોડાંને સળખમ થયો હોય તો તેને ખવરાવાય છે. એનાં પાન અથવા છોડવાની ભસ્મ ઉધરસવાળાને મધમાં અપાય છે. એનાં બીજનો ઉકાળો મોઢું પાકયું હોય તો કોગળા કરાવવામાં વપરાય છે. છોકરાંને ઘાંટી પડી હોય (છોકરૂં ગળતું જતું હોય) તો એનાં બીજ પાણી કે દૂધમાં વાટીને છોકરાંને પાય છે. છોકરૂં ભરાઇ આવ્યું હોય તો એનાં પાનને પાણીમાં વાટી તેનો રસ ગાળી જરા ગરમ કરી દૂધ અને મધની સાથે છોકરાંને પાય છે. ચાંદાં અને ભગંદર ઉપર એનાં બીજની બારીક કપડછાણ ભૂકી કરીને ભભરાવે છે, તેથી રૂઝ આવે છે.

"ઉધરસ, ભરાઇ આવવું, સસણી વગેરેમાં તેનો સ્વરસ સારો છે. પીઠવણ સર્પના ઝેર સાથે અતિ ઉપયોગી છે." (ડા. વી. ઝી. રા.).

"તે ગરમ છે, કાંઇક ખટાઇને મધુરતા પણ હોય છે. ધાતુ પુષ્ટી કરે છે, લોહીનો ઝાડો, ઉધરસ, વાતરોગ, તરસ, દાહ, ત્રિદોષ, ઉલટી, ઉન્માદ, તાવ, શ્વાસ, ગુંબડાં વાતરક્ત એ સર્વેને મટાડે છે ને દસ્તને સાફ લાવે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–એના છોડવા નદી કાંઠે અને ડુંગરના પડધારા ઉપર છૂટા છવાયા ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–પીઠવણ એ નામ સંસ્કૃત **પૃષ્ઠિપર્ણી** ઉપરથી અપભ્રંશ થયેલું લાગે છે. એનું બીજું સંસ્કૃત નામ **ચિત્રપર્ણી** છે તે, અને અંગ્રેજીમાં શાસ્ત્રીય ખાસ નામ પિક્ટા (picta) છે તે બરાબર છે. કેમકે એનાં પાનપર પીળા કે ભૂરાસલેતા ધોળા ચિત્ર જેવા પટા હોય છે. એનું મરાઠી નામ **રાનગાંજા** છે તે એની ચમરી અને શીંગો ગાંજા જેવાં દેખાય છે, તે ઉપરથી પડેલું હશે.*

---

## વર્ગ–(લેગ્યુમિનોસી.)

### નંબર ૧૬૫.

**૧–શાસ્ત્રીયનામ**–Alysicarpus vaginalis (Var.) nummularifolius.

દૃષ્ટાન્ત–H. II. p. 158; N. p. 84; Watt. I. p. 204.

**૨–દેશીનામ**–ભોંય સમેરવો, ઝીણકો સમેરવો, ગાડર સમેરવો (પો૦ગુ૦); ઘાકટા ઘામ્પટા (મ૦).

**૩–વર્ણન**–ગાડરસમેરવાના છોડવા ½ થી ૧ કે ૧½ ફુટ લાંબા થાય છે. તે જમીનપર છાતળાંની પેઠે પથરાય છે. એમાં કોઇવાર થોડી શાખાઓ નીકળી એક તરફજ પથરાયલી હોય છે. પણ ઘણીવાર તેમાં ઘણી શાખાઓ નીકળી ચોતરફ ફેલાય છે. પાન જરા લાંબાં પણ ઘણુંકરી ગોટેકડાં હોય છે. ફૂલ ફીકાં ગુલાબી, રાતા રંગનાં કે જાંબુડી છાયાલેતાં હોય છે. શીંગ (ફલ) સાંધાવાળી, જરા જાડી, ઉપસેલી અને તેપર કરચળી પડેલી હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું, જમીનમાં ઉંડું બેઠેલું, કેટલાક ઝીણા ફાંટાઓવાળું, ભૂરા ધોળા રંગનું, ઉગ્રવાસ અને તૂરા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ક્વચિતજ હોય છે, પણ ઘણુંકરી મૂળને મથાળેથી ઝીણી સુતળી જેવી પાતળી લાંબી શાખાઓ નીકળેલી હોય છે, તે બહુધા લીસી, ચળકતી, તોપણ તેનાપર ઘણા બારીક સફેદ વાળની આછી રૂંવાટી અને બારીક ઉભી કરચલી આવેલી હોય છે. શાખાઓ નરમ અને તેપર ઘણુંકરી ઉભી નીક અને હાંસ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ૧½ થી ૫ કે ૭ લાઇન લાંબાં હોય છે. જે ૭ લાઇન લાંબાં હોય છે તે ૪ થી ૫ લાઇન પોહોળાં હોય છે, પણ ૫ લાઇનથી અંદરનાં પાન લગભગ ગોળ હોય છે. તે પાલેરાં કે ચણીઆં બોરની નાહાની બોરડીનાં પાન જેવાં દેખાય છે. પાનની ઉપરની સપાટી લીસી અને નીચેની સફેદ વાળની આછી રૂંવાટીવાળી હોય છે. પાનની ડીટડી ૧ થી ૪ લાઇન લાંબી ને દોરા જેવી પાતળી હોય છે. પાન જરા જાડાં, ખરસટ અને બહાર નીકળતી નસોવાળાં હોય છે. તે તળિયે સૂક્ષ્મ ખાંચવાળાં અને ટેરવે ગોળાઇલેતાં, બુઠ્ઠાં, જરા અંદરબેસતી ખાંચ અને અણીઆળાં હોય છે.

**ઉપપાન**–ધોળા રંગનાં, ઘાસનાં ફોતરાં જેવાં (glumaceous) પાતળાં, લાંબાં, મથાળે સાંકડાંથતાં, અણીઆળાં, અને ઉભી નસોવાળાં હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી શાખાઓને છેડે અને પાનની સામી બાજુથી ૨ થી ૩ ઇંચ લાંબી સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળી નીકળેલી હોય છે. તેનાપર ૬ થી ૧૨ ફૂલો આવેલાં હોય છે. કોઇવાર તે (ફૂલો) એટલાં બધાં પાસે પાસે આવેલાં હોય છે કે, તે એક ઝુમખી જેવાં દેખાય છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ પુ૦ બા૦ કોપ કરતાં ટુંકી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો ઉપપાન જેવાં ધોળા રંગનાં, ઘાસનાં ફોતરાં

---

* પોરબંદર સ્વસ્થાનમાં પીડવણના છોડવા વિશેષ ઉગતા જોવામાં આવતા નથી. પણ આદિત્યાણાં જગલમાંના પાડા પાણીના ધોક પાસે, રાણાવાવ જંગલમાં ઉમરીવાળા નેસના ત્રિભેટા પાસે કાળા ખડકમાં, ખંભાળા ગામ પાસે રાણાવાવ જંગલની વંડીથી બહાર તેમજ અન્દર, પાયારા ડુંગરના પડધારા ઉપર અને ભીણસાર તથા વરતુ નદીને કાંઠે એના છોડવાઓ ઉગેલા જોવામાં આવે છે.

જેવાં હોય છે. પુ૦ બા૦ કોષનાં ત્રણ પત્રો અથવા દાંતા ઝીણા અને બે જોડાઇને એક થયેલો દાંતો જરા પોહોળો હોય છે. પુ૦ બા૦ કોષપર સૂક્ષ્મ વાળની આછી રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પુ૦ બા૦ કોષથી ટુંકો કે ભાગ્યેજ તેથી જરા લાંબો ? હોય છે.

**પુંકેસરો**-૧૦ હોય છે, તેમાં ૯ જોડાયલાં ને ૧ છૂટું.

**સ્ત્રીકેસર**-૧, તેનો ગર્ભાશય વાળની સૂક્ષ્મ રૂંવાટીથી ભરાયલો, નલિકા ઘણીજ પાતળી, વાંકવળતી, મથાળે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ-(ફલ)**-$\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબી, અને $\frac{1}{12}$ ઇંચ પોહોળી હોય છે. તેમાં ૩ થી ૬ સાંધા હોય છે. એ દરેક સાંધો એક બીજાપર ઉભો આવેલો હોય છે. શીંગ સાધારણ રીતે ભરાયલી હોય છે. સાંધાઓ સ્પષ્ટ દેખાતા, તેપર ભૂરાસલેતા રંગની રજ, રૂંવાટી અને કરચલી આવેલી હોય છે. શીંગને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. એના દરેક સાંધામાં અક્કેકું બીજ હોય છે.

**બીજ**-પીળાસલેતા રંગનાં ઘણાંજ સૂક્ષ્મ, લીસાં, ચળકતાં ને સહેજ ચપટાં હોય છે. તે $\frac{1}{16}$ ઇંચ લાંબાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ, પાન અને બીજ.

**૫-ગુણદોષ**-સ્વેદલ અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-સમેરવાનું મૂળ રસવિકારના સોજા ઉપર ચોપડવામાં આવે છે. એના છોડવા ગાડરાં (ઘેટાં) અને બકરાં બહુ ખાય છે. અને તેથી તે અંગમાં માતાં થાય છે, એટલુંજ નહિ પણ તેમાં દૂધ વધે છે. એનાં પાન વાટીને, લુ લાગી હોય તો માથે લેપ કરે છે, તેથી માથે ઠંડક થાય છે. એનાં બીજ દુકાળની વખતે ગરીબ લોકો ખાય છે. એનાં પાન મરીની સાથે વાટી પરસેવો લાવવા તાવ ઉપર પાય છે.

**૭-સ્થાનક**-રસ્તાની બાજુએ, કાદી અને દરિયા કાંઠાની રેતાલ જમીનમાં, અને ડુંગરોમાં ઘાસની સાથે ચોમાસે ઘણો ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-માળામાં જેમ **સમેરનો પારો** ઉભો હોય છે, તેમ આ જાતની (Alysicarpus) તમામ વનસ્પતિની શીંગોના સાંધા એક બીજાપર ઉભા આવેલા હોય છે, જેપરથી આ જાતની વનસ્પતિને **સમેરવો** કહેતા હશે.

આ સમેરવાના છોડવા ઘણા નાહાના અને ભોંયપર પથરાયલા હોય છે. અને તે ગાડરાંઓનો મુખ્ય ચારો છે, માટે એને ઝીણકો, ભોંય, અથવા **ગાડરસમેરવો** કહે છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૬૬.

**૧-શાસ્ત્રીયનામ**-A. V. (Var) stocksii?

દૃષ્ટાન્ત-H. II. p. 158.

**૨-દેશીનામ**-રૂંછાળોસમેરવો (પો+ગુ૦).

**૩-વર્ણન**-આ સમેરવાના છોડવા ૧ થી ૧$\frac{1}{2}$ ફુટ લાંબા થાય છે. તેની શાખાઓ ઘાસમાં પડેલી અથવા ઉંચી હોય છે. તે સુતળી જેવી પાતળી, બહુધા ભૂરા કે રાતા રંગની અને લાંબા ભૂરા કે તપખીરીઆ રંગના વાળની રૂંછાળથી ભરાયલી હોય છે. એની કોમળ શાખાઓ અને પુષ્પધારણ કરનારી સળી દોરાજેવી પાતળી હોય છે. પાન લંબગોળ, પાતળાં, બન્ને સપાટીએ રૂંછાળવાળાં, $\frac{1}{2}$ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને $\frac{1}{4}$ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. ઉપપાન ઘાસનાં ફોતરાં જેવાં લાંબી અણીવાળાં હોય છે. ફૂલની ડીટડી પુષ્પપત્ર જેવડી કે વખતે તેથી જરા લાંબી હોય છે. પુ૦ બા૦ કોષ શીંગના પેહેલા સાંધાથી ટુંકો અને રૂંછાળથી ભરાયલો હોય છે. શીંગ (ફલ) ૩ થી ૬ સાંધાવાળી, ૪ થી ૫ લાઇન લાંબી, $\frac{3}{4}$ લાઇન પોહોળી, ટેરવે સૂક્ષ્મ અણીવાળી, ને સૂક્ષ્મવાળની રૂંવાટી અને સેહેજ કરચલીવાળી હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ભૂરાવાળની લાંબી રૂંછાળ હોય છે.

ડુંગરમાં ઘાસની સાથે ચોમાસે ઉગે છે. ઉપયોગ **ગાડરસમેરવા** જેવો છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૬૭.

**૧-શાસ્ત્રીયનામ**-A. bupleurifolius.

દૃષ્ટાન્ત-H. II. p. 158; N. p. 84.

**૨-દેશીનામ**-ખડસમેરવો ( પો+ગુ૦ ).

**૩-વર્ણન**-ખડસમેરવાના છોડવા ૧ થી ૨$\frac{1}{2}$ ફીટ લાંબા થાય છે. તેની શાખાઓ નરમ અને પાતળી હોય છે. તે ઘાસ કે ઝાડવાંને આસરે રહી ઉંચી ચડતી હોય છે. તેપર વાળની રૂંવાટી જુજ આવેલી હોય છે. પાન આંતરે આવેલાં, ૧ થી ૩ ઇંચ લાંબાં, અને $\frac{1}{4}$ થી ૧$\frac{1}{2}$ લાઇન પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ લીસાં, ચળકતાં, ટેરવે લાંબી અણીયતાં હોય છે. ઉપપાન, પુષ્પપત્ર અને પુ૦ બા૦ કોષ ઘાસનાં ફોતરાં જેવાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ફીકા ગુલાબી કે રાતા રંગનાં થાય છે. શીંગ (ફલ) ૩ થી ૪ લાઇન લાંબી, $\frac{3}{4}$ લાઇન પોહોળી, લીસી, ચળકતી, ટેરવે સૂક્ષ્મ અણીવાળી ને ૩ થી ૬ સાંધાવાળી હોય છે.

એના છોડવા ખડભેળા ઉગે છે, ને તેમાં ઝીણાં ને લાંબાં પાન હોવાથી તે ખડ જેવા દેખાય છે, તેથી એને **ખડસમેરવો** કહે છે.

એના છોડવા સંધિવાના કવાથમાં વપરાય છે. એને ઘોડાં બહુ ખાય છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૬૮.

**૧-શાસ્ત્રીયનામ-A.** longifolius.

દૃષ્ટાન્ત-H. II. p. 159; N. p. 84.

**૨-દેશીનામ**-ઘોડાસમેરવો, ઉભો સમેરવો, મોટો સમેરવો (પો+ગુ૦); जंगली गउलीआ, मोठा धाम्पटा (म०).

**૩-વર્ણન**-ઘોડાસમેરવાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ૧ થી ૩ કે ૫ ફીટ ઉંચા વધે છે. એમાં કોઇવાર બે ચાર લાંબી શાખાઓ નીકળે છે. ડાંડી સુતળીથી પેનસીલ કે ટચલી આંગળી જેવી અને શાખાઓ દોરાથી સ્લેટપેન જેવી જાડી થાય છે. ડાંડી અને શાખાઓ એક બાજુથી ઘણુંકરી જાંબુડા રંગની છાયાલેતી હોય છે.

**મૂળ**-એનું ખીલામૂળ લાંબું, ઘણા ઝીણા ફાંટાઓવાળું, ફીકા ધોળા રંગનું, **કાકડી** જેવી વાસ અને તૂરા સ્વાદવાળું હોય છે, તે ચાવવાથી જીભ પાછળથી ખરસટ થઇ જાય છે.

**પાન**-છેટે છેટે આંતરે આવેલાં, ૧½ થી ૩ કે ૬ ઇંચ લાંબાં અને ¼ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તે લંબગોળ કે સાંકડાં ભલ્લાકૃતિનાં, ટેરવે બુઠ્ઠાં, ગોળાઇલેતાં કે લાંબી અણીથતાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી, લીલા રંગની, અને નીચેની ફીકા લીલા રંગની ને સફેદ વાળની આછી રૂંવાટીવાળી હોય છે. પાન જાડાં ને ખરસટ હોય છે. તેમાંની નસોનું જાળીકામ બહુ સુંદર સ્પષ્ટ દેખાતું હોય છે. પાનની વાસ શેરડીની વાસને મળતી અને સ્વાદ તેલીયો, ફીક્કો, ને જરા તૂરો લાગે છે. પણ જીભ પાછળથી ખરસટ થઇ જાય છે. પાનને ચોળતાં તેમાંથી ઘણી દુર્ગંધિત વાસ નીકળે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી ½ થી ૧ ફુટ લાંબી, પાનની સામી બાજુથી અથવા શાખાઓને છેડે આવે છે. એ **સળીપર** (જેમ એક ઉંચી દીપમાલા કે ધ્વજાસ્થંભ ઉપર નાહાનાં નાહાનાં પગથીઆં, પડઘી કે ગાળા હોય, જેનાપર પગ દઇ તેપર ચઢી શકાય તેમ) થોડે થોડે છેટે જરા બહાર નીકળતાં સૂક્ષ્મ પગથીઆં જેવી પડઘી આંતરે આવેલી હોય છે. જેનાપર ઘણુંકરી બબ્બે ફૂલ પાસે પાસે ઉભાં આવેલાં હોય છે. સળીપર ઉભી હાંસો, અને સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી $\frac{1}{12}$ ઇંચ લાંબી ને વાળની રૂંવાટીવાળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-⅙ ઇંચ લાંબો, ઘાસનાં ફોતરાં જેવો, તેના દાંતા ઝીણા ને કોરપર લાંબા ધોળા વાળની હારવાળા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની મુખ્ય પાંખડી ફીકા પીળા રંગની, અને હોડી પાંખડીઓ ફીકા જાંબુડા રંગની હોય છે.

**પુંકેસરો**-એની જાતના નિયમ પ્રમાણે ૧૦, દ્વિગુચ્છી હોય છે.

**સ્ત્રીકેસર**-૧, નલિકા પાતળી વાંકવળેલી મથાળે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**-(ફલ)-૪ થી ૬ સાંધાવાળી, ટેરવે અણીવાળી, ૪ થી ૫ લાઇન લાંબી $\frac{1}{12}$ ઇચ પોહોળી, ઉપસેલી, લીસી, તોપણ સહેજ રૂંવાટી અને કરચલીવાળી હોય છે.

**બીજ**-સૂક્ષ્મ, પીળાસલેતા રંગનું, લીસું ને ચળકતું હોય છે.

એ છોડવાનું મૂળ રસવિકાર અને સંધિવાના સોજાપર પાણીમાં ઘસી ચોપડવામાં આવે છે. એના છોડવા ઘોડાં બહુ ખાય છે. લીલા ઘાસની સાથે સમેરવાના છોડવા ઘોડાને ખાવા નાખ્યા હોય તો ઘાસની અંદરથી સમેરવાના છોડવા ઘોડું વીણીવીણીને ઘાસથી પ્રથમ ખાઇ જાય છે. આ ઉપરથી જણાય છે કે, સમેરવાના છોડવા ઘોડાંઓને ચારા તરીકે વિશેષ પસંદ આવે છે. આ સમેરવાના છોડવાનું ગદબ ( Lucerne ) ની પેઠે વાવેતર કરવામાં આવે તો તે એક ઘોડાંના ચારા તરીકે ઉપયોગી થઇ પડે, એટલું જ નહિ પણ એના છોડવાઓની **લીલવણી** ( enslage ) બીજાં ઢોરોને પણ ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે. સમેરવાના છોડવાને કાદીવાળી અગર રેતાળ જમીન પણ માફક આવે છે. આ સમેરવાના છોડવા ચોમાસે ખેતરોમાં નેદ તરીકે, અને ડુંગરમાં ઘાસ ભેળા ઉગે છે. અને કોઇ કોઇ જગોએ એનો ઘેરો ને ઘેરો ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં ઘણુંકરી થાય છે.

આ **સમેરવાનો** છોડવો **સમેરવાની** જાતની વનસ્પતિમાં સૌથી લાંબો, જાડો અને ઉંચો થાય છે. તેથી એને **ઉભો** અને **મ્હોટો સમેરવો**, તથા ઘોડાં વિશેષ કરી ખાય છે માટે એને **ઘોડાસમેરવો** કહે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૬૯.

**૧-શાસ્ત્રીયનામ**-A. rugosus.

દૃષ્ટાન્ત-H. II. p. 159; N. p. 84.

**૨-દેશીનામ**-લાસોસમેરવો (પો+ગુ૦).

૩–**વર્ણન**–એના છોડવા ૧ થી ૨ ફીટ લાંબા થાય છે. તેની શાખા અને પાનની નીચેની સપાટીપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાન તળિયે હૃદયાકૃતિનાં, મથાળે સૂક્ષ્મ અણીવાળાં, ૧ થી ૩ ઇંચ લાંબાં, અને ⅜ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. ઉપપાન ઘાસનાં ફોતરાં જેવાં પાનની ડીટડીથી લાંબાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી શાખાઓને છેડે નીકળેલી હોય છે, તેપર ગીચોગીચ પાસે પાસે ફૂલો આવેલાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો લીસાં, ચળકતાં, અને બહુધા જાંબુડા રંગનાં હોય છે. તેનાં ટેરવાં પાસે વખતે થોડા ધોળાવાળની આછી હાર આવેલી હોય છે. ફૂલ અને શીંગ (ફલ) પુ૦ બા૦ કોષમાં ઘણુંકરી ઢંકાયલાં હોય છે. શીંગ (ફલ)–૩ થી ૫ સાંધાવાળી હોય છે. તે ૨ થી ૩ લાઇન લાંબી, અને ⅛ લાઇન પોહોળી હોય છે. તે લીસી, ચળકતી, અને ફીકા ભૂરા રંગની હોય છે. તેના સાંધાની પોહોળાઇ લંબાઇ કરતાં જરા વિશેષ હોય છે, અને સાંધાપર આડી કરચલી પડેલી હોય છે.

એના છોડવા ચોમાસે ઘાસની સાથે છૂટા છવાયા ઉગે છે. તે ઢોરના ચારા તરીકે ઉપયોગમાં આવે છે.

એ પણ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

## વર્ગ (લેગ્યુમિનોસી).

### નંબર ૧૭૦.

૧–**શાસ્ત્રીયનામ**–A. styracifolius.

દૃષ્ટાન્ત–H. II. p. 159.

૨–**દેશીનામ**–ગુચ્છાળોસમેરવો (પો+ગુ૦).

૩–**વર્ણન**–એના છોડવા ઘણુંકરી ½ થી ૧ કે ૧½ ફુટ લાંબા થાય છે. તે બહુધા જમીનપર પથરાયલા હોય છે. એનો સાધારણ દેખાવ **લાસાસમેરવા** જેવો હોય છે. તોપણ એની શાખાઓપર વાળની વિશેષ રૂંવાટી હોય છે, અને પુ૦ બા૦ કોષનાં પત્રો વિશેષ અણીઆળાં અને તેની કોરપર લાંબા, ધોળા, ઝીણા-વાળની આંખની પાંપણ જેવી હાર હોય છે. ફૂલ શાખાઓને છેડે ટુંકી સળીપર ઘણાંજ પાસે પાસે ગુચ્છાની પેઠે આવેલાં હોય છે. માટે એને **ગુચ્છાળો સમેરવો** કહે છે. એનાં પાન **લાસાસમેરવા** જેવાં પણ તેથી નાહાનાં હોય છે.

એના છોડવા બકરાં, ગાડરાં આદિ ઢોર ખાય છે. એ પત્થરવાળી કઠણ જમીનમાં ચોમાસે વિશેષ ઉગે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૭૧.

૧–**શાસ્ત્રીયનામ**–A. heyneanus.

દૃષ્ટાન્ત–H. II. p. 159.

૨ **દેશીનામ**–સમેરવો (પો+ગુ૦); घाम्पटा (म०).

૩–**વર્ણન**–એના છોડવા ઘોડા **સમેરવાની** પેઠે ઉંચા અને જાડા થાય છે. એમાં શાખાઓ ભાગ્યેજ નીકળે છે. પાન લંબગોળ કે તળિયે જરા સાંકડાં, મથાળે પોહોળાં, ને ટેરવે ગોળાઇલેતાં હોય છે. પાન પાતળાં, ઝીણી નસોવાળાં, ૨ થી ૪ કે ૬ ઇંચ લાંબાં અને ⅜ થી ૧½ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. એની ડાંડી અને પાનની નીચેની સપાટીપર ધોળાવાળની લાંબી રૂંછાળ હોય છે.

એના છોડવા ચોમાસે ઘાસની સાથે ખેતર અને ડુંગરમાં ગણ્યાં ગાંઠયા ઉગે છે. તે ઘોડાં ખાય છે. એની છાલમાંથી રેસા નીકળે છે. તે કાગળ બનાવવાના કામમાં આવી શકે એવા હોય છે.

---

## ( વર્ગ–લેગ્યુમિનોસી ).

### નંબર ૧૭૨.

૧–**શાસ્ત્રીયનામ**–A. racemosus (Belgaumensis).

દૃષ્ટાન્ત–H. II. p. 160; N. p. 84.

૨–**દેશીનામ**–બેઠીસમેરવી(પો×ગુ૦); भुइघाम्पटा (म०).

૩–**વર્ણન**–બેઠી **સમેરવીના** છોડવા ચોમાસે તેમજ બારે માસ પણ **ઘણી** જગોએ જોવામાં આવે છે. તે ½ થી ૧ કે ૧½ ફીટ લાંબા થાય છે. એમાં લાંબી અને થોડી શાખાઓ હોય છે. તે જમીનપર ઘણુંકરી પથરાયલી હોય છે. પાન લંબગોળ; ફૂલ જાંબુડા રંગનાં; અને શીંગ નાહાની હોય છે.

**મૂળ**–૧ થી ૪ ઇંચ લાંબું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું, અને ચીવટ ને મજબૂત હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ અણગમતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભાગ્યેજ હોય છે. પણ ઘણુંકરી મૂળને મથાળેથી બે ચાર કે આઠેક ઝીણી સુતળી જેવી પાતળી શાખાઓ નીકળેલી હોય છે. તે રંગે લીલી ને ચળકતી હોય છે. તેનાપર વખતે ઘણાજ સૂક્ષ્મ ધોળા કે ભૂરાવાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે લંબગોળ કે તળિયે જરા સાંકડાં, મથાળે પોહોળાં, ડીટડી પાસે જરા હૃદયાકૃતિનાં ને ટેરવે બુઠ્ઠાં હોય છે. તે ½ થી ¾ કે વખતે ૧ ઇંચ લાંબાં, અને ⅛ થી ¼ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી ભાગ્યેજ ૩ થી ૪ લાઇન લાંબી હોય છે. પાનની બન્ને સપાટીની નસોપર અને પાનની કોરપર ધોળાવાળની હાર હોય છે. પાનમાં નસોનું જાળી કામ અર્ધપારદર્શક જેવું દેખાય છે.

**ઉપપાન**–ઘાસનાં ફોતરાં જેવાં, મથાળે અણીવાળાં, ને ઉભી લીટીઓવાળાં હોય છે.

ફૂલ–પાનની સામી બાજુએથી ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે ૧ થી ૨ કે ૩ ઇંચ લાંબી ને ઉભી હોય છે. તેનાપર સૂક્ષ્મ પગથીઆં કે પડથી જેવા જરા છેટે છેટે આંતરે થાક આવેલા હોય છે, અને એ થાકે થાકે અર્થાત્ સૂક્ષ્મ પગથીઆં કે પડઘીપર બબે ફૂલ ઉભાં આવેલાં હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ અને તેપર ગીચોગીચ ધોળાવાળની રૂંવાટી હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે, તે નીચેથી થોડાં જોડાયલાં અને ઉપર છૂટાં હોય છે, એ પત્રો પણ ઉપપાનની પેઠે ઘાસનાં ફોતરાં જેવાં હોય છે. તેપર લાંબા ધોળાવાળની હાર આવેલી હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ જાંબુડા રંગની, તેમાં પતાકા સૌથી મોહોટી, પાંખ પાંખડીઓ બે તેથી સાંકડી, અને બે હોડી પાંખડીઓ એક બીજી સાથે જોડાયલી હોય છે. જેમાં પું–અને સ્ત્રી–કેસર આવેલાં હોય છે. પુંકેસરો–૧૦; નવ જોડાયલાં, ને એક છૂટું. તે ધોળા રંગનાં હોય છે. સ્ત્રીકેસર ૧, ગર્ભાશય લીલા રંગનો ૧ પોલવાળો, ને તેપર ધોળાવાળની રૂંવાટી આવેલી હોય છે. નલિકા વાંકવળેલી, ધોળા રંગની ને સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–(ફલ) ૨ થી ૪ લાઇન લાંબી, અને ½ થી ¾ લાઇન પોહોળી હોય છે. તેમાં ૨ થી ૫ સાંધા હોય છે. અને દરેક સાંધામાં અક્કેક બીજ હોય છે. શીંગ પાકી ગયા પછી સાંધા તોખા પડી જાય છે. શીંગનો રંગ ભૂરો, છાલપર જાળી જેવી નસો અને ધોળા સૂક્ષ્મ વાળની આછી રૂંવાટી હોય છે.

**બીજ**–લીલાસલેતા પીળા રંગનું, લીસું, ચળકતું, ગુવારના દાણાના આકારનું $\frac{1}{20}$ થી $\frac{1}{16}$ ઇંચ લાંબું હોય છે.

એનાં મૂળ સંધિવા, સુવાવડ, રક્તપિત્ત અને વિસ્ફોટકના ક્વાથમાં વપરાય છે.

એના છોડવા ડુંગરના પાઉ અને કાદીવાળી પથરાળી જમીનમાં ચોમાસે ઘણા ઉગે છે. તે ગાડરાં અને બીજાં તમામ ઢોર ખાય છે. એ નીલગિરી અને કોકણમાં પણ થાય છે.

એના છોડવા જમીનપર પથરાયલા હોય છે માટે એને બેઠી સમેરવી કહે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૭૩.

**૧–શાસ્ત્રીયનામ**–Desmodium gangeticum

દૃષ્ટાન્ત–H. II. p. 168; N. p. 85; watt. III. p. 82. રૂ. નિ. પા. ૩૯.

**૨–દેશીનામ**–એકપાની પાંદડીઓ (પો૦); સાલવણ (ગુ૦); सालवन, सालपरनी, दाई, रानभाल (म०); सरीवन, सालपन, सालपनी, (हिं०); शालीपर्णी (सं०)

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસે ઘણા ફૂટી નીકળે છે. તે ૧ થી ૨ કે વખતે ૩ થી ૪ ફીટ ઉંચા વધે છે. તેની શાખાઓ લાંબી પસરાતી કે વખતે જમીનપર થોડી ઢળેલી હોય છે. પાન લાંબાં; ફૂલ સૂક્ષ્મ ફીકા ઘેરા કે જાંબુડા વા ગુલાબી રંગનાં; અને શીંગ (ફલ) ચપટી, પાતળી અને એક બાજુ ઉંડા કાપાઓવાળી હોય છે. એમાં શ્રાવણમાસમાં ફૂલ આવી ભાદરવા આશુમાં શીંગ પાકી જાય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ધોળા કે ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ જમીનમાં ઘણું ઉંડુ બેઠેલું હોય છે. તેમાંથી થોડા લાંબા અને કેટલાક ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ સુતળીથી પેનસીલ કે આંગળી જેવું જાડું થાય છે. તેની ઉપરની છાલ પાતળી અને ભૂરા રંગની, અને અંતરછાલ જરા જાડી, રેસાવાળી, મજબૂત, અને રતાસલેતા રંગની હોય છે. મૂળનું લાકડું લીસું, ધોળાસલેતા રંગનું ને મજબૂત હોય છે. વાસ જરા સુગંધિત અને સ્વાદ મીઠાસલેતો ચીકણો ને ઘણો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી તે પેનસીલ જેવી જાડી હોય છે. ડાંડી તળિયે ભૂરા રંગની લીસી ને ચળકતી હોય છે. કોમળ શાખાઓપર ઉભી હાંસો અને તે હાંસોપર ધોળા લાંબા વાળની રૂંવાટીની હાર હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે તળિયે ડીટડી પાસે ગોળાઇલેતાં અને મથાળે સાંકડાંથતાં ઘોડાંના કાનની પેઠે સેહેજ વાંકલેતાં ટેરવે અણીથતાં હોય છે. પાનની ઉપરની સપાટી ઘણુંકરી લીસી, લીલા રંગની, અને નીચેની ફીકાલીલા રંગની અને વિશેષ વાળની રૂંવાટીવાળી હોય છે. પાન ૨ થી ૩ કે ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ કે ૩ ઇંચ પોહોળાં હોય છે. પાન પાતળાં હોય છે, તોપણ તે ચીવટ, અને તેમાંની નસો સ્પષ્ટ દેખાતી ઉંચી ચઢતી પાનની નીચેની સપાટીએ વિશેષ રૂંછાળવાળી હોય છે. પાનને આઇગ્લાસમાં જોવાથી પારદર્શક જેવાં દેખાય છે. પાનની ડીટડી ½ થી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. તેનાપર બહુધા ઉભી નસો અને ધોળા લાંબા વાળની રૂંછાળ હોય છે.

પાનની ડીટડીના થડમાં શાખાઓપર લાંબી અણીવાળાં, ઉભી નસોવાળાં, તળિયે પોહોળાંથતાં ૨ ઉપપાન આવેલાં હોય છે. તે કાયમી હોય છે. અને પાનને તળિયે તેની ડીટડીનાં મથાળાંથી કંઇક નીચે ૨ સાંકડાં ઉપ–ઉપપાન આવેલાં હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી શાખાઓ પત્રકોણમાંથી અને શાખાઓને છેડે લાંબી નીકળેલી હોય છે. તેનાપર સૂક્ષ્મ પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલ અક્કેકું કે વખતે બબ્બે પાસે પાસે એક જ પુષ્પપત્રના ખૂણામાંથી નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ, પાતળી અને બહુધા રાતા રંગની હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે, તે તળિયે જોડાયલાં અને મથાળે તેના દાંતા જૂદા દેખાતા હોય છે. તેના ત્રણ દાંતા લાંબા અને ઝીણા હોય છે અને એક દાંતો પોહોળો અને મથાળે ૨ ફાટવાળો હોય છે, એટલે તે બે પત્રો જોડાઇને થયેલો હોય છે. પુ૦ બા૦ કોપ પુ૦ અભ્ય૦ કોપની પાંખડીથી ટુંકો, રાતાં છાંટણાંવાળો અને ધોળા કે ભૂરા વાળની રૂંછાળવાળો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેમાં મુખ્ય પાંખડી પોહોળી ટેરવે અંદર બેસતી ખાંચવાળી હોય છે. બાજુની બે પાંખ પાંખડીઓ વિશેષ જાંબુડા કે ગુલાબી રંગની હોય છે. અને છેક અંદરની બે હોડી પાંખડીઓ ધોળાસલેતા રંગની હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૯ ના તંતુઓ જોડાયલાં ને એક છૂટું હોય છે. તંતુઓ પીળાસલેતા લીલા કે ધોળા રંગના હોય છે. પરાગકોપ અને રજ પીળાસલેતા ધોળા કે ભૂરા રંગનાં હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે. તેની નલિકા પુંકેસરોથી બહાર નીકળેલી વાંકવળેલી લીલાસલેતા પીળા રંગની ટેરવે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–(ફલ)–શીંગો પ્રથમ લીલા કે રાતા મિશ્ર રંગની હોય છે. પણ સુકાય છે ત્યારે ઘેરાભૂરા રંગની થઇ જાય છે. તે પાતળી, ચપટી, વાંકવળતી અને ટેરવે સૂક્ષ્મ અણીવાળી હોય છે. તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી અને ૩ થી ૫ કે ૮ કાપા અથવા સાંધા હોય છે. એ દરેક સાંધાની વચ્ચે શીંગ એક બાજુ થોડી અને બીજી બાજુ વિશેષ સંકડાયલી હોય છે. શીંગ ½ થી ¾ ઇંચ લાંબી અને ⅛ લાઇનથી ભાગ્યેજ ૧ લાઇન પોહોળી હોય છે. શીંગના દરેક સાંધાપર ભૂરાસ કે કાળાસલેતા રંગની જાળી હોય છે. એ દરેક સાંધામાં અક્કેકું બીજ હોય છે.

**બીજ**–ઘણાં સૂક્ષ્મ અને ચપટાં હોય છે. તેનો આકાર શીંગના સાંધાને મળતો હોય છે, બીજને એક બાજુ જરા અંદર બેસતી ખાંચ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, ચિરગુણકારીપૌષ્ટિક, સ્વેદલ, વિષહર તથા શોથ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–સાલવણ એ સંસ્કૃત **દશમૂલાદ્ય ક્વાથ**માંની એક વસ્તુ છે. એનાં મૂળનો કાઢો ગળો અને મરીની સાથે ઘણા દહાડા પીવાથી ધાતુ અને લોહીવિકાર મટે છે. અને એ કાઢો લગભગ **બ્રાહ્મી** અને **સારસાપરીલા** જેવો ગુણ કરે છે. એનાં મૂળનો કાઢો મધની સાથે સંગ્રહણીવાળાને અપાય છે. તાવમાં પરસેવો લાવવા અને પાણીની તૃષા ઓછી કરવા એનાં મૂળનો કાઢો પીપર અને મધની સાથે વપરાય છે.

"સાલવણ, ઉપલેટ, દ્રાક્ષ, ત્રાયમાન અને ગળો એના ક્વાથને **શાલિપર્ણ્યાદિ ક્વાથ** કહે છે. તેના ક્વાથમાં ગોળ નાખી પીવો. એનો ગુણ જ્વર અને શ્લેષ્મઘ્ન છે.

તે એકલું કફ ઉધરસ અને છાતીના બીજા કેટલાક વ્યાધિમાં ઉપયોગી છે. જ્યાં જ્યાં કફનો પ્રકોપ હોય ત્યાં ત્યાં સાલવણ ઉપયોગી છે. સંતતજ્વર, સુતિકાજ્વર અને ફેફસાંનો વરમ જેની ગણત્રી સન્નિપાતમાં કરી છે, તે તે દરદની અંદર **શાલિપર્ણ્યાદિ ક્વાથ** ફાયદો કરે છે. સાલવણનું રીતસર તૈયાર કરેલ મણ્ડ રક્તપિત્ત ઉપર અપાય છે.

માત્રા–શાલિપર્ણ્યાદિ ક્વાથ ૨ થી ૫ તોલા." (ડા૦ વી. ત્રી).

" શાલિપર્ણી ગરમ છે, ધાતુને વધારે છે, પુષ્ટિ કરે છે, રસાયન છે, વિષમજ્વર, સન્નિપાત, વાયુ, પ્રમેહ, સોજા, સંતાપ, શ્વાસ, વિષ, ઉલટી, ઉધરસ, અતિસાર, કૃમિ એ સર્વે રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

સાલવણના મૂળને અભાવે તેનું પંચાગ વપરાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, ખેતરોના શેઢાપર, વાડીઓની વાડ અને પાણીના ધોરીઆ પાસે, નદી અને વોકળા કાંઠાની કોતરમાં, અને ડુંગરોમાં ઘાસની સાથે સાલવણના છોડવા ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–સંસ્કૃત **શાલિપર્ણી** એ નામ સાલવણનાં પાનનો આકાર **ઘોડાંના કાનને** મળતો હોવાથી પડેલું લાગે છે. અને **શાલિપર્ણી** ઉપરથી ગુજરાતી, મરાઠી અને હિંદી નામો પણ નીકળેલાં છે.

સાલવણની જાતની વનસ્પતિમાં મુખ્ય દેખાવ **પાનનો** હોય છે. કેમકે છોડવાનાં પ્રમાણમાં પાન લાંબાં અને પોહોળાં, અક્કેક અથવા ત્રણ ત્રણ ભેળાં હોય છે, એ ઉપરથી એના છોડવા કાઠિયાવાડ અને ગુજરાત તરફ **પાંદડીઆ** કહેવાય છે. આ સાલવણના છોડવામાં ત્રણ ત્રણ પાન નહિ આવતાં અક્કેકું આવે છે, માટે એને **એકપાનીપાંદડીઓ** કહે છે.

એનાં પાન ભાલાંની અણી જેવાં ટેરવે સાંકડાં અણીઆળાં ને લાંબાં હોવાથી એને મરાઠીમાં **રાનભાલ***
કહેતા હશે.

* Desmodium triquetrum–ત્રિધારાપાંદડીઆનાં પાન તો ખરેખર ભાલાંનાં ફર જેવાંજ દેખાય છે. જુવો નંબર ૧૭૪.

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૭૪.

**૧–શાસ્ત્રીયનામ**–D. triquetrum.

દૃષ્ટાન્ત–H. II. p. 163; N. p. 84.

**૨–દેશીનામ**–ત્રિધારોપાંદડીઓ ( પો+ગુ૦ ); घोडाची जीभ ( म० ).

**૩–વર્ણન**–એના છોડવા ૩ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેમાં જુજ શાખાઓ નીકળેલી હોય છે. એની શાખાઓ ઉપર ઘણુંકરી ત્રણ ઉભી ધાર આવેલી હોય છે. તેપર ધોળાસલેતા ભૂરા રંગના સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. તે તરત ખરી જઈ શાખાઓ ઘણેભાગે લીસી થઈ જાય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૬ કે ૮ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. પાન ભલ્લાકૃતિનાં, ટેરવે સાંકડાંથતાં, અણીઆળાં, લીસાં ને ચળકતાં હોય છે. તેની ઉપરની સપાટી તદન લીસી અને નીચેની સપાટીપર વિશેષ બહાર નીકળતી ઉંચી ચઢતી નસોપર ધોળા ભૂરા વાળની આછી રૂંવાટી હોય છે. પાનની ડીટડી ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ લાંબી અને તેની બન્ને બાજુ પાનની કોર જેવા છેડા નીકળેલા હોય છે. ઉપપાન પણ લાંબાં ભલ્લાકૃતિનાં અણીઆળાં અને તેનાપર પાસે પાસે ઉભી નસો ઘણી આવેલી હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી અને શાખાઓને છેડે ½ થી ૧ ફુટ લાંબી લીંબડાની સળી જેવી પાતળી નીકળેલી હોય છે. તેપર ગુલાબી કે જાંબુડી છાયાલેતાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧½ થી ૨ ઇંચ લાંબી હોય છે. તેપર સૂક્ષ્મ ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. શીંગ (ફલ) ૧ થી ૩ કે ૬ થી ૮ સાંધાવાળી હોય છે. એનો દરેક સાંધો લગભગ ૨ થી ૨½ લાઈન લાંબો ને બહુધા તેટલોજ પોહોળો હોય છે. શીંગને ટેરવે લાંબી અણી હોય છે. ને શીંગની સપાટીપર ધોળાસલેતા ભૂરા વાળની બેઠી રૂંવાટી હોય છે.

આ ત્રિધારોપાંદડીઆના ગુણદોષ અને ઉપયોગ નીચેના નંબર ૧૭૫ જેવા છે.

એના છોડવા ચોમાસે ડુંગરની ગીચ ઝાડોથી ભરાયલી છાંયડાવાળી જગોમાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

આ પાંદડીઆના છોડવાની શાખાઓ ત્રણ ધારવાળી અને એનાં પાન જીભનાં ટેરવાંની માફક શુદ્ધ લાંબી અણીથતાં હોવાને લીધે એને **ત્રિધારોપાંદડીઓ** અને **ઘોડાજીભ** કહે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૭૫.

**૧–શાસ્ત્રીયનામ**–D. diffusum.

દૃષ્ટાન્ત–H. II. p. 169; N. p. 85; Watt. III. p. 82.

**૨–દેશીનામ**–પાંદડીઓ સમેરવો, બેઠોપાંદડીઓ, બેઠી સાલવણ, ત્રિપાનીપાંદડીઓ (પો+ગુ૦); त्रिपर्णी ( सं ).

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, તે ૧ થી ૩ ફીટ લાંબા વધે છે. તેની શાખાઓ ઘણુંકરી તળિયેથી જમીનપર પડેલી અને તેના છેડા ઉંચા ચઢતા હોય છે. અથવા તેની તમામ શાખાઓ જમીનપર પડેલી હોય છે. તેની ડાંડી અને શાખાઓપર ઉભી નસો અને ધોળા ભૂરા વાળની વાંકી અણીવાળા સૂક્ષ્મ કાંટા જેવી રૂંવાટી આવેલી હોય છે. પાન ત્રણ ત્રણ ભેળાં ત્રેખડાની માફક આવેલાં હોય છે. ફૂલ ફીકાં ગુલાબી કે જાંબુડી વા આસમાની છાયાલેતાં હોય છે. શીંગ વાંકી ચપટી અને સાંધા કે કાપાવાળી હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ જમીનમાં મજબૂત ઉંડું બેઠેલું હોય છે. બે સુતળીથી અંગુઠા જેવું જાડું હોય છે. છાલ ઉપરથી ભૂરા કે કાળા રંગની, અંદરથી સફેદ પણ તે તરત કેસરીઆ કે રાતા રંગની થઈ જાય છે. મૂળનું લાકડું ધોળું ને તેની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરી ડાંડી જેવીજ મૂળને મથાળેથી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તે સુતળી કે સ્લેટપેન જેવી જાડી, ઉભી નસો અને ધોળા કે ભૂરા રંગના વાંકી અણીવાળા કાંટા જેવા વાળની રૂંવાટીવાળી હોય છે. શાખાઓનો રંગ લીલો કે જાંબુડી છાયાલેતો હોય છે. કોમળ શાખાઓપર વાળની ગીચ રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી, તે ઉભી નીક, અને વાળની રૂંછાળવાળી હોય છે. એ મુખ્ય ડીટડીપર બે બાજુએ, અને એક વચમાં, એમ ત્રણ પાનનો ત્રેખડો આવેલો હોય છે. એમાં વચલાં પાનની ડીટડી ½ ઇંચ કે કંઇક લાંબી હોય છે. અને બાજુનાં બે પાનની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. વચલું પાન ૧ થી ૩ ઇંચ લાંબું અને ૧½થી ૨ કે ૨½ ઇંચ પોહોળું હોય છે, અને બાજુનાં બે પાન એથી ટુંકાં હોય છે. તેનો ઉપરનો રંગ લીલો, નીચેનો ફીકો અને બન્ને સપાટીપર વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. પાનનાં ટેરવાં ગોળાઇલેતાં બુઠ્ઠાં કે અંદરબેસતી ખાંચવાળાં હોય છે. વચલું પાન બન્ને છેડે સાંકડુંથતું ને વચમાં ઘણું પોહોળું હોય છે. પાનને

ચોળવાથી તેમાંથી લીલા રંગનો રસ નીકળે છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરો હોય છે.

**ઉપપાન**–પાનની ડીટડીના થડમાં બન્ને બાજુએ અક્કેકું ઉપપાન હોય છે. તે તળિયે પોહોળાં થઇ કાનની બૂટની પેઠે તેના છેડા નીકળેલા હોય છે. તે મથાળે સાંકડાંથતાં ટુંકી અણીવાળાં, ઉભી નસોવાળાં, અને કોરપર લાંબા ધોળા વાળની હારવાળાં હોય છે. ઉપ-ઉપપાન પણ એવાંજ તો પણ સાંકડાં હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી શાખાઓ લાંબી હોય છે. તે પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડેથી નીકળેલી હોય છે. તેનાપર સૂક્ષ્મ પુષ્પપત્રો, ધોળા વાંકી અણી-વાળા કાંટા જેવા વાળની રૂંવાટી, ને બબ્બે ત્રણ ત્રણ સૂક્ષ્મ ફૂલો અક્કેક બિંદુપરથી ઘણુંકરી આવેલાં હોય છે. ફૂલની ડીટડી પુષ્પપત્રો કરતાં લાંબી અને ઘણી પાતળી હોય છે. પુ૦ બા૦ કોષ ફૂલની પાંખડી કરતાં ટુંકો અને તેના દાંતાઓપર લાંબા ધોળા વાળની રૂંછાળ હોય છે.

**શીંગ**–(ફ્લ) ½ થી ¾ ઇંચ લાંબી ⅛ ઇંચ પોહોળી, ૪ થી ૬ સાંધાવાળી, ચપટી, અને સૂક્ષ્મ વાળની રૂંવા-ટીવાળી ને ખડબચડી હોય છે. તેના દરેક સાંધામાં અક્કેક બીજ હોય છે. શીંગ દરેક સાંધે ઘણુંકરી બન્ને બાજુ સંકડાયલી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

આ **પાંદડીઆસમેરવાના** ગુણદોષ અને ઉપયોગ **સાલવણ** જેવા છે. જુવો નં૦ ૧૭૩.

સાલવણ જે જગોએ ઉગે છે, તેજ જગોએ તેમાં પણ વિશેષ કરી ખેતરોને શેઢે અને પાણીના ધોરીઆ કાંઠે આના છોડવા પણ ઉગે છે.

એ હિંદુસ્થાનના પશ્ચિમ, પૂર્વ, મધ્ય અને દક્ષણ ભાગોમાં થાય છે.

નં૦ ૧૭૩ (Desmodium gangeticum) છે તેને અક્કેક પાન આવે છે, પણ આના છોડવાને ત્રણ ત્રણ પાન ભેળાં હોવાથી સંસ્કૃતમાં આને **ત્રિપર્ણી** કહે છે, જેવી રીતે એકપાનીપાંદડીઓ અર્થાત્ **સાલવણ** ઉપયોગમાં આવે છે, તેવીજ રીતે આના છોડવા પણ ઉપયોગમાં આવે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૭૬.

**૧–શાસ્ત્રીયનામ**–D. latifolium.

દૃષ્ટાન્ત–H. II. p. 168; N. p. 85; Watt. III. p. 82.

**૨–દેશીનામ**–મ્હોટોપાંદડીઓ (પો+ગુ૦).

**૩–વર્ણન**–એના છોડવા **સાલવણના** છોડવા જેવાજ હોય છે, પણ તે તેના કરતાં મ્હોટા થાય છે. પાન જરા વધારે પોહોળાં, જાડાં, ખરસટ અને ઘણુંકરી બુઠ્ઠાં હોય છે.

એનો ઉપયોગ પણ **સાલવણના** જેવોજ છે. એની છાલમાંથી રેસા નીકળે છે, તે કાગળ બનાવવાના કામમાં આવે છે.

સાલવણ ઉગે છે તેવી જગોએ આના છોડવા પણ ઉગે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૭૭.

**૧–શાસ્ત્રીયનામ**–D. laxiflorum ?

દૃષ્ટાન્ત–H. II. p. 164; N. p. 85.

**૨–દેશીનામ**–રૂંછાળોપાંદડીઓ (પો+ગુ૦).

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસે ઉગે છે. તેની શાખાઓપર ઉભી હાંસો ભાગ્યેજ હોય છે, પણ જરા ખરસટ ધોળા ભૂરા વાળની રૂંછાળ હોય છે. એમાં ૩ પાનના ત્રેખડા આવે છે, ત્રેખડામાંનું વચલું પાન બાજુનાં બે પાન કરતાં વિશેષ લાંબું હોય છે. એ ત્રણે પાન ઘણુંકરી તળિયે જરા સાંકડાંથતાં, વચમાં પોહોળાં, અને અધવચ ઉપરથી પાછાં ટેરવાં સુધી સાંકડાંથતાં અણીઆળાં હોય છે. પાન સુકાયા પછી પણ ઘણુંકરી લીલા રંગનાં રહે છે. તેની નીચેની સપાટીપર રૂંછાળ વિશેષ હોય છે. ફૂલ જાંબુડી કે આસમાની છાયાલેતા રંગનાં સૂક્ષ્મ હોય છે. શીંગ (ફ્લ) ૧ થી ૧½ ઇંચ લાંબી, $\frac{1}{16}$ કે $\frac{1}{12}$ ઇંચ પોહોળી, ૪ થી ૮ સાંધાવાળી અને ચપટી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ વાંકી અણી હોય છે. શીંગની સપાટીપર સૂક્ષ્મ ધોળા જરા વાંકી અણીવાળા નરમ કાંટા જેવા વાળની રૂંવાટી હોય છે. શીંગ પણ સુકાયા પછી બહુધા લીલા રંગનીજ રહે છે. તે દરેક સાંધા પાસે બન્ને બાજુ સહેજ સંકડાયલી હોય છે. તેનો દરેક સાંધો ૧½ થી ૨ લાઇન લાંબો અને ½ લાઇન કે તેથી સહેજ પોહોળો હોય છે.

એના છોડવા ઘાસ ભેળા ડુંગરમાં ઉગે છે. તેથી તે ઢોરના ચારા તરીકે ઉપયોગમાં આવે છે. મૂળ ઝાડા અને સંગ્રહણી ઉપર વપરાય છે.

એના છોડવાપર વિશેષ ખરસટ રૂંછાળ હોવાથી એને **રૂંછાળોપાંદડીઓ** કહે છે. એ હિંદુસ્થાનમાં ઘણી જગોએ થાય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).
### નંબર ૧૭૮.

**૧-શાસ્ત્રીયનામ**-D. triflorum.

દૃષ્ટાંત-H. II. p. 173; N. p. 85; Watt. III. p. 84.

**૨-દેશીનામ**-ઝીણકોપાંદડીઓ (પો૦); ઝીણો પાંદડીઓ (ગુ૦); रानमेती (મ૦); कुदालिया (હિં૦).

**૩-વર્ણન**-ઝીણાપાંદડીઆના છોડવા ½ ફુટથી ૧ કે ૧½ ફુટ લાંબા થાય છે. તે ઘણુંકરી ઘાસ કે જમીનપર પડેલા હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી સૂક્ષ્મ ધોળા કે ભૂરા વાળની રૂંછાળ હોય છે. એની શાખાઓ ઘણુંકરી દોરા જેવી પાતળી હોય છે. પાન આંતરે આવેલાં, ત્રણ ત્રણ ભેળાં, એ ત્રણે પાન (દલ) ઘણુંકરી તળિયે સાંકડાં અને મથાળે ઘણાં પોહોળાં, ને અંદર બેસતી ખાંચવાળાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી, ને નીચેની સપાટીપર સૂક્ષ્મ ધોળા વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. ઉપપાન તળિયે પોહોળાં, મથાળે સાંકડાંથતાં, અને ઉભી નસોવાળાં હોય છે. એને પત્રકોણમાંથી ઘણુંકરી ૩ ફૂલો ઘણીજ પાતળી ડીટડીપર જાંબુડા રંગનાં સૂક્ષ્મ આવેલાં હોય છે. ફૂલની ડીટડી અને પુ૦બા૦ કોષપર ધોળા રંગના વાળની લાંબી રૂંછાળ હોય છે. શીંગ (ફલ) ૩ થી ૬ સાંધાવાળી, એક બાજુ ઉંડા ખાંચાઓવાળી ને ટેરવે સૂક્ષ્મ વાંકી અણીવાળી હોય છે. તેની સપાટી અને કોરપર વાંકી અણીવાળા ધોળા રંગના સૂક્ષ્મ વાળ જેવી કાંટી આવેલી હોય છે. બીજ સૂક્ષ્મ અને ચપટાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

એના આખા છોડવાને વાટી નહિ રૂઝાતાં ગડગુંબડાં અને ચાંદાઓ ઉપર મુકવામાં આવે છે. સંગ્રહણી ઉપર ગ્રાહી તરીકે પણ એ એક સારૂં ઓસડ ગણાય છે.

એના છોડવા ઢોરનાં ચરીઆણવાળી કાદી અને દરિયા કાંઠાની રેતાલ જમીનમાં ઘણા ઉગે છે, અને તે ઘાસની સાથે હોવાથી ઢોરના ચારા તરીકે ઉપયોગમાં આવે છે.

એ હિં૦ના મેદાનમાં બહુધા સર્વત્ર થાય છે.

પાંદડીઆ (Desmodium)ની જાતમાં આ વનસ્પતિ સૌથી ઝીણી હોવાને લીધે એને **ઝીણો** અથવા **ઝીણકો પાંદડીઓ** કહેવામાં આવે છે.

---

## ( વર્ગ-લેગ્યુમિનોસી. )
### નંબર-૧૭૯.

**૧-શાસ્ત્રીયનામ**-D. reniforme.

દૃષ્ટાન્ત-H. II. p. 173; N. p. 85.

**૨-દેશીનામ**-નાહાનોપાંદડીઓ. પો૦+ગુ૦).

૨૯

**૩-વર્ણન**-એના છોડવા ½ થી ૧ કે ૨ ફીટ લાંબા થાય છે. તે ઘણુંકરી ઘાસ કે જમીનપર પડેલા હોય છે. એની શાખાઓ તાર જેવી બહુધા પાતળી ને લીસી હોય છે. પાન આંતરે આવેલાં, ગોળાઇલેતાં, કે તળિયે સાંકડાંથતાં, બહુધા લીસાં હોય છે. તે ⅓ થી ⅔ ઇંચ લાંબાં અને તેટલાંજ કે તેથી વખતે સહેજ વિશેષ પોહોળાં હોય છે. શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી લાંબી સળી હોય છે, અને થોડાંક ફૂલ પત્રકોણમાં પણ એકેકાં આવેલાં હોય છે. શીંગ ( ફલ ) ½ થી ¾ ઇંચ લાંબી અને ⅛ ઇંચ પોહોળી, ચપટી અને લીસી હોય છે. તેની એક કોર અખંડ અને બીજી ખાંચાઓવાળી હોય છે. શીંગમાં ૩ થી ૫ સાંધા હોય છે, તેના દરેક સાંધામાં એકેકું સૂક્ષ્મ ચપટું બીજ હોય છે.

ચોમાસે ઘાસની સાથે એના છોડવા ડુંગરમાં જોવામાં આવે છે, તે ઢોરના ચારા તરીકે તેમજ ઓસડમાં ગ્રાહી તરીકે કામ આવે છે. એ હિન્દુસ્તાનમાં ઘણી જગોએ થાય છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).
### નંબર ૧૮૦.

**૧-શાસ્ત્રીયનામ**-D. gangeticum (Var). maculatum.

દૃષ્ટાન્ત-H. II. p. 168.

**૨-દેશીનામ**-ગોટકડોપાંદડીઓ (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ૬ ઇંચથી ફુટેક ઉંચા થાય છે. કોઇવાર તેની શાખાઓ જમીનપર પણ લંબાએલી હોય છે. શાખાઓ દોરા કે ઝીણી સુતળી જેવી પાતળી હોય છે. પાન ગોટકડાં, ½ થી ¾ કે ૧ ઇંચ લાંબાં, અને તેટલાંજ કે તેથી થોડાં ઓછાં પોહોળાં હોય છે. ઉપપાન ઉભી નસોવાળાં, મથાળે સાંકડાંથતાં લાંબી અણી જેવાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ઘણી પાતળી, શાખાઓને છેડે ૩ થી ૪ ઇંચ લાંબી આવેલી હોય છે. ફૂલની પાંખડી પુ૦બા૦કોષથી લાંબી હોય છે. શીંગો ( ફલ ) ચપટી, ½ થી ¾ ઇંચ લાંબી અને ⅛ ઇંચ પોહોળી હોય છે. તેમાં ૩ થી ૫ કે કોઈવાર ૬ સાંધા હોય છે. શીંગને ટેરવે ઝીણી વાંકી અણી હોય છે. શીંગની સપાટીપર સૂક્ષ્મ સફેદ સખ્ત વાળની રૂંવાટી હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી સફેદ ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**ઉપયોગ-સાલવણ** જેવો.

ચોમાસે ઘાસની સાથે એના છોડવા છૂટાછવાયા ઉગે છે. એ રોહિલખંડ અને બંગાલા તરફ થાય છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી.)

### નંબર ૧૮૧.

**૧-શાસ્ત્રીયનામ**-Abrus precatorius.

દૃષ્ટાન્ત-H. II. p. 175; N. p. 86; Watt. I. p. 10; ૩૦ નિ૦ પા૦ ૩૧૬.

**૨-દેશી નામ**-ચણોઠી, (પો૦), ગુંજા, ચણોઠી (ગુ૦); गुंज, चानोटी (म०); घुंघची, रती, चीरमीटी, गुंजा (हिं०)गुंजा, रक्तिका, भिल्लभूषणा (सं०).

**૩-વર્ણન**-ચણોઠીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે, તેમ તે બારે માસ પણ ઘણી જગોએ જોવામાં આવે છે. એમાં સુતળી જેવી જાડી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે એક બીજાંમાં વીંટળાયલી ઘાસ કે જમીનપર પડેલી હોય છે. અથવા ઝાડવાં વગેરેનો આસરો મળેલો હોય તો તેપર ચઢેલી હોય છે. પાન આંબલી જેવાં હોય છે. ફૂલ ભાદરવા આસુમાં ઘણુંકરી આવે છે. તે ધોળાં કે ગુલાબી છાયાલેતાં કે ઘેરા જાંબુડા રંગનાં હોય છે. શીંગો (ફ્લ) ઘણી પાસે પાસે આવેલી ગુચ્છાની પેઠે દેખાતી હોય છે. તે ઉઘડીને તેમાંથી બીજ જ્યારે બહાર દેખાતાં હોય છે, ત્યારે તે ઘણી સુંદર લાગે છે.

**મૂળ**-વેલા અને જમીનના પ્રમાણમાં ઉંડાં ગયેલાં હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ રતાસ કે ભૂરાસલેતા રંગનું હોય છે. તેનું લાકડું પીળાસલેતા ધોળા રંગનું ને કઠણ હોય છે. વાસ અને સ્વાદ ઉગ્ર અને ભાગ્યેજ મીઠો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી અને શાખાઓ લીલા રંગની હોય છે, ને તેનાપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. ડાંડી સ્લેટપેન જેવી અને શાખાઓ સુતળી જેવી જાડી હોય છે. તે ઘણીજ મજબૂત હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો હોય છે.

**પાન**-જરા છેટે છેટે આંતરે આવેલાં અને આંબલીનાં પાનની માફક સંયુક્ત હોય છે. તે મુખ્ય ડીટડી સહીત ૨ થી ૫ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનની મુખ્ય ડીટડી દોરા જેવી પાતળી અને ધોળા વાળની લાંબી રૂંછાળવાળી હોય છે. પાનની મુખ્ય ડીટડીપર નાહાનાં પાન (દલ અથવા પર્ણ-leaflets) ની ૧૬ થી ૨૦ જોડી આવેલી હોય છે. એ જોડીમાંનું દરેક પાન ૩ થી ૫ લાઇન લાંબું અને ૧½ થી ૨ લાઇન પોહોળું હોય છે. તે લંબગોળ કે વખતે તળિયે જરા સાંકડું ને મથાળે પોહોળું હોયછે. તેનાં ટેરવાં બુઠ્ઠાં તોપણ સૂક્ષ્મ સાંકડી અણીવાળાં હોય છે. પાનની ઉપરની સપાટી ઘણુંકરી લીસી અને નીચેનીપર ધોળા વાળની બેઠી રૂંવાટી હોય છે. તેને સૂક્ષ્મ પીળાસલેતા રાતા રંગની ડીટડી, અને ડીટડીને મથાળેથી પાનમાં એક ઉભી નસ ગયેલી હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો ને **જેઠીમધ** જેવો મીઠો હોય છે. પાન પાતળાં ને તરત ખરી જાય તેવાં હોય છે.

**ઉપપાન**-પાનની મુખ્ય ડીટડીના થડ પાસે ૨ ઝીણાં ઉપપાન નીકળેલાં હોય છે. તે લાંબા વખત સુધી રહેલાં હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી ટુંકી પુષ્પ ધારણ કરનારી સળીપર ફૂલોની ઝુમખી નીકળેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે, તે તળિયે જોડાયલાં ને મથાળે તેના સૂક્ષ્મ દાંતા દેખાતા હોય છે. તેપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, તે ગુલાબી કે જાંબુડી છાયાલેતી ધોળા રંગની અને પુ૦ બા૦ કોષ કરતાં ઘણી લાંબી હોય છે. તેમાં સૌથી ઉપરની અથવા બહારની પાંખડી પોહોળી ને બાજુની બે પાંખ પાંખડીઓ સાંકડી હોય છે.

**પુંકેસરો**-૯ હોય છે, તે તળિયેથી જોડાઇને એક નળી જેવાં થઇ રહેલાં હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ફાટ હોય છે. એમાં દશમું પુંકેસર હોતું નથી.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય ૧-પોલ અને ઘણાં બીજવાળો; નલિકા ટુંકી ને વાંકવળતી; અને નલિકાગ્રમુખ તેને મથાળે સૂક્ષ્મ હોય છે.

**શીંગ**-(ફ્લ) ૧ થી ૧½ ઇંચ લાંબી અને ૩ થી ૪ કે ૪½ લાઇન પોહોળી હોય છે. તે ભૂરા રંગની ને તેપર સફેદ વાળની બેઠી રૂંવાટી હોય છે. શીંગ ચપટી હોય છે. તે સુકાય છે ત્યારે તેનાં બન્ને પડ ફાટીને આડાં અવળાં વળી જાય છે, ને તેની અંદરનાં બીજ ઘણા લાંબા વખત સુધી શીંગની કોરપર રહેલાં હોય છે. તે હોળીપર ઘણુંકરી ખરી જાય છે.

**બીજ**-કઠણ હોય છે. તે લીસાં, ચળકતાં, રાતાં ને કાળા ચાંડલાવાળાં, કે કાળાં અથવા ધોળાં કાળાં હોય છે. તે વટાણા જેવડાં ને તેની પેઠે ગોળ હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-વાન્તિકારક, ઉપલેપક, પૌષ્ટિક, શોથઘ્ન, વાતહર અને ઝેરી.

**૬-ઉપયોગ**-ચણોઠીનાં મૂળને **ઝેરી** ગણવામાં આવે છે, તોપણ ધોળી ચણોઠીનાં મૂળ દૂધમાં ઉકાળી તેની છાસ કરી ઘી કાઢવામાં આવે છે. એ ઘી નાગરવેલનાં પાનમાં એક સળીભાર કફ અને ક્ષય ઉપર અપાય છે. ચણોઠીનાં મૂળને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ

સંધિવાથી ઝલાઇ ગયેલા સાંધાપર ચોપડવામાં આવે છે. ચણોઠીનાં પાંદડાં મોં પાક્યું હોય તો મોઢામાં મુકી લાળ પાડવામાં આવે છે, તેથી મોઢાની અંદરનો સોજો નરમ પડે છે. ચણોઠીનાં પાનને પણ તેલમાં બાળી તે તેલ મૂળનાં તેલ પ્રમાણે વપરાય છે. રસવિકારના સોજા ઉપર તેલ લગાડી તેપર ચણોઠીનાં પાંદડાંનું બંધારણ કરી માથે શેક કરવામાં આવે છે. ચણોઠીનાં પાંદડાંનો રસ કાઢી તેને મીઠાં તેલ સાથે ભેળવી તે તેલ તમામ જાતના દુખાવાપર ચોપડવામાં આવે છે. ચણોઠીનાં પાન વાટી સાકર સાથે પરમાવાળાને પાય છે. ચણોઠીનાં બીજ મૂળિયાં કરતાં પણ ઝેરી છે એમ કહેવાય છે. અને તેનું ઝેર ખાસ કરીને બીજપર આવેલાં રાતાં, ધોળાં કે કાળાં ચકચકીત કવચની અંદર રહેલું છે, એમ મનાય છે. ચણોઠીનાં બીજને પણ **ચણોઠી, ગુંજા,** અને **રતિ** કહે છે. એનાં બીજની માલા કરવામાં આવે છે. તેમજ તે સોનું વગેરે તોલવાના કામમાં વજન તરીકે વપરાય છે. ચણોઠીનાં બીજ વાટીને વાના દુખાવાપર તેનો લેપ કરવામાં આવે છે. ચણોઠીનાં બીજપરનું ચકચકીત રાતું ધોળું કે કાળું પડ કાઢી નાંખી તેની અંદરનાં મીંજને શોધી દેશી વૈદ્યો ઘણા પૌષ્ટિક પાકોમાં તેને વાપરે છે. ચણોઠીનાં બીથી કોઈ કોઈવાર ચમાર અને ઢેઢ લોકો તેમજ ભામના ઇજારદારો ઢોરોને મારે છે.

ચણોઠીનાં પ્રથક્કરણ, ઝેર, અને તેના વિશેષ ઉપયોગની હકીકત વૉટ સાહેબની ડીકશનરીમાં ઘણી લંબાણથી આપેલી છે. તે જાણવા જેવી છે.

"ઔષધમાં ધોળી ચણોઠી વપરાય છે, તેમજ દરેક જાતની ચણોઠીનાં મૂળ તથા પાન પણ કામનાં છે. ચણોઠી વાપરવા પહેલાં તેને શુદ્ધ કરવા જરૂર છે, તેને એક પ્રહર સુધી કાંજીમાં ઉકાળવાથી તેની શુદ્ધિ થાય છે.

બનાવટ=૧ ગુંજાભદ્રરસ–ચણોઠી ૬ ભાર, શુદ્ધ પારો ૩ ભાર, શુદ્ધ ગંધક ૧૨ ભાર, લીંબડાનાં બીજ, ભાંગ ને નેપાળાનાં બીજ એ ત્રણે એક એક ભાગ એ બધાંને મેળવીને એક એક દિવસ ભાંગના રસની, ધંતુરાના રસની, તથા *કાકમારીના રસની ભાવના દેવી અને તેની વાલવાલની ગોળીઓ કરવી.

૨–ગુંજાદિ તૈલ–ભાંગરાનો રસ ૧૬ શેર, ચણોઠીનો ભૂકો ૧ શેર અને મીઠું તેલ ૪ શેર એ સર્વેને મેળવી તેનું રીતસર તૈલ સિદ્ધ કરવું.

ગુણ–એના ગુણ પૌષ્ટિક, શીતળ, વાતહર અને રોપણ.

ચણોઠીનાં મૂળ જેઠીમધને મળતાં છે અને તેનો કલ્ક પણ જેઠીમધના સીરા જેવો થાય છે, ને તે જેઠીમધની પેઠે ઉધરસમાં વપરાય છે. ગરમીને લીધે ઉધરસ થઇ આવી હોય ત્યારે ચણોઠીનાં મૂળ અગર પાન મોઢામાં રાખવામાં આવે છે. તેનાં મૂળ તેમજ પાનને પાણીમાં વાટી પીવાથી તણખીઓ, ઉનવા વિગેરે મટે છે. ચણોઠીનાં પાન ચાવવાથી સાદ ઉઘડે છે અને તેટલા માટે તે સાકર અને ચણકબાબ સાથે મોઢામાં રાખવામાં આવે છે. તે વાતહર એટલે મગજના વ્યાધિને શમન કરનાર છે. ઉરૂસ્તમ્ભ, રાંઝણ તેમજ કટીગ્રહની અંદર ચણોઠી ઘણી ઉપયોગી છે. **ગુંજાભદ્રરસ** વાત વ્યાધિને માટે ઘણીજ સારી બનાવટ છે. કુષ્ટ, વાતરક્ત, વિચર્ચિકામાં તેનો કલ્ક ઘણો સારો ફાયદો કરે છે. એનાં બીજને પાણીમાં વાટી માથાની ટાલ ઉપર ચોપડવાથી ફરીથી તે જગોએ વાળ ઉગે છે. ગુંજાદિ તૈલ માથાના વાળ ખરી પડતા હોય, ખોડાની અંદર, તેમજ માથાની ચામડીમાંથી ધોળી ફોતરી ઉખડતી હોય, ત્યારે લગાડવામાં આવે છે. ધોળી ચણોઠીનો પાક કમકૌવતી, નબળાઇ, નપુંસકપણા અને વીર્યસ્રાવના દરદમાં સારો ફાયદો કરે છે. તેનો પાક ખાતી વખતે સારો પૌષ્ટિક ખોરાક લેવાની જરૂર છે. માથાંની ટાલપર ચણોઠીનો ભૂકો, હાથીદાંતની રાખ, ને રસવંતી એ ત્રણેને મેળવીને ચોપડવું તેથી ત્યાં વાળ ઉગે છે.

ચણોઠી વધારે ખવાય તો તેથી **ઉલટી** થાય છે. ચણોઠીને આર ઉપર ચડાવી ચામડીની અંદર ભોંકવામાં આવે છે ત્યારે તેના ભૂકાની અસર લોહીમાં મળે છે ને તેથી એકદમ ઝેર ચડે છે. ભામનો ઇજારો જ્યારે મોંઘો પડે ત્યારે ચમાર લોકો આવી રીતે ઢોરને મારી નાંખે છે. જનાવરને જ્યારે ચણોઠીના લોટવાળી આર ભોંકવામાં આવે છે ત્યારે તે જગોએ એક ફોલો ઉઠે છે. આવી રીતે આજારી ઢોરની ચિકિત્સા ઢોરને સર્પનું ઝેર ચડયું હોય તે માફક કરવી જોઇએ, ને ઢોરને છેરામણ થાય તેવા ઉપાય આપવાને ઉષ્ણ પદાર્થની યોજના કરવી.

માત્રાઃ–ગુંજાભદ્રરસ ૧ થી ૨ વાલ." (ડા૦ વી૦ ઝી૦).

"ચણોઠીને દેશી શાસ્ત્રમાં **વિષ** માનેલ છે. ચણોઠીનાં મૂળિયાં ઉલટી કરાવનાર અને ચીકાસવાળાં છે. પ્રમેહમાં તેનાં મૂળિયાંનો ઉપયોગ થાય છે." (વૈ૦ શા૦ મ૦ ગો).

"ચણોઠીનાં બીમાં **વિષ** છે. ને તે વધુ ખાવાથી ઉલટી થાય છે, ધોળી ચણોઠીનાં બીનાં ફોતરાં ઉતારી તેનો લોટ કરી દૂધમાં તેની રાબડી કરી સાકર નાંખી પીવાથી ધાતુવૃદ્ધિ કરે છે. ચણોઠીનું તેલ લગાડવાથી કેશ વધે છે." (વૈ૦ રૂગનાથજી).

* **"કાકમારી"** એ ગળોની જાતની એક વેલ છે. પણ **કાકમાચી** ભોરીંગણીની જાતનો છોડવો છે, તેને **પીલુડી** (solanum nigrun) કહે છે. ઉદયચંદ દત્તની મટેરીઆ મેડિકામાં રસેન્દ્રસારસંગ્રહ ને આધારે **કાકમાચી** લખી છે તે **પીલુડી** છે. જુઓ નં૦ ૩૯૯. માટે **કાકમાચી** લેવી. **કાકમારી** લેવી નહીં.

ચણોઠી ને આંબલીનાં પાન વાટી ઘુમ ઘા ઉપર લેપ કરવામાં આવે છે.

**૭–સ્થાનક**–ચણોઠીના વેલા કંટાળાઓના જાળાંમાં, બાગ બગીચાઓની વાડોમાં, અને ડુંગરપર ગીચ ઝાડીઓમાં જોવામાં આવે છે. એ આખા હિંદુસ્થાનમાં ઉગે છે, તેમ ઘણીવાર વાવવામાં પણ આવે છે.

**૮–વિ૦ વિવેચન**–ચણોઠીનાં ફૂલ અને ફલ ગચુમ કે ગુચ્છાની પેઠે આવે છે, તે ઉપરથી એને **ગુંજા** કહેતા હશે. રાતાં બી ઉપરથી **રક્તિકા** અને ભીલની સ્ત્રીઓ અને છોકરાંઓ ચણોઠીની માળા ઘરેણાં તરીકે પહેરે છે માટે **ભિલ્લભૂષણા** કહેવાય છે. સફેદ કરેણના મૂળને અભાવે ઘણા વૈદ્યો સફેદ ચણોઠીનાં મૂળ વાપરે છે. પણ સફેદ કરેણ જેમ થોડી થાય છે તેમજ સફેદ ચણોઠી વિષે પણ સમજવું. ચણોઠી વિશેષ કરીને ત્રણ જાતની જોવામાં આવે છે. સફેદ, રાતી અને કાળી. તેના ભેદનીચે પ્રમાણે છે.

૧–ગુલાબી ફૂલવાળી વેલને રાતાં બી અથવા ચણોઠી આવે છે. તેની આંખ કાળી હોય છે.

૨–ઘેરા જાંબુડાં કે કાળાં ફૂલવાળી ચણોઠીની વેલને કાળાં બી અથવા ચણોઠી આવે છે, ને તેને ધોળી આંખ હોય છે, કોઇવાર બી તદન કાળાં પણ હોય છે.

૩–ધોળાં ફૂલવાળી ચણોઠીની વેલને ધોળાં બી અથવા ચણોઠી આવે છે, ને તેની આંખ કાળી હોય છે, કોઇવાર બી તદન ધોળા રંગનાં પણ જોવામાં આવે છે.

ઘણે ભાગે કાળી આંખોવાળા રાતા દાણાવાળી ચણોઠી વિશેષ જોવામાં આવે છે.

આ સ્વસ્થાનના મેહેર અને રબારી લોકો પોતાનાં ઘરમાં અભેરાઇ, કોઠલા, ગોખલી અને એવીજ કેટલીક ચીજો માટીની બનાવટની કરે છે. તેમાં શોભામાટે કાચનાં આભલાં અને રાતી ચણોઠી ચોડે છે. ગુંજાની માલા કેટલાક દેવને પેરાવવામાં આવે છે. તે માલામાં ઘણુંકરી એક રાતી અને એક સફેદ એમ ચણોઠી પોરવેલી હોય છે. સોનીલોકો ઘણુંકરી કાળાં મોઢાંની રાતી ચણોઠી સોનું તોળવામાં વાપરે છે, તે **રતિ** કહેવાય છે, તે ૨ ઘઉં ભારની હોય છે. સોનું તોળવાની આવી કાળાં મોઢાંની ચણોઠી હોવાને લીધે સોનાને અજાયબી પેદા થઇ, ને તેથી તે સોનીને કહે છે કેઃ–

"સોનાં કહે સુનારસે "ઉત્તમ હમારી જાત, કાલે મુકી ઘુંઘચી, ઓર તુલે હમારે સાથ!"

એક કવિયે શ્રીરાધાજીનાં નકવેસરનાં મોતીને ગુંજાની ઉપમા આપી કહેલું છે કેઃ–

"ગુંજા જેસે હોરહે, મુકતા બેસર બાલ;
નેન ઓરકે શ્યામભર, અધર ઓરકે લાલ."

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર. ૧૮૨.

**૧–શાસ્ત્રીય નામ**–Teramnus labialis.

દૃષ્ટાન્ત–H. II. p. 184; N. p. 92.

**૨–દેશીનામ**–વાલીયોવેલો (પો+ગુ૦).

**૩–વર્ણન**–વાલીયાવેલાના છોડવા આ નીચે આપેલા નંબર ૧૮૩ વાળા રૂંછાળા વાલીયાવેલાના છોડવા સાથે ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે. તે વેલા જેવા થાય છે. એના વેલાનો દેખાવ રૂંછાળા વાલીયાવેલા કરતાં વિશેષ લીલાસલેતા રંગનો હોય છે. એના વેલાપર રૂંછાળા વાલીયાવેલા કરતાં જરા ઓછી રૂંછાળ હોય છે. એની શાખાઓ ઝીણી સુતળી જેવી પાતળી હોય છે. એને ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. તે આંતરે આવેલા હોય છે. તેના ત્રેખડામાંનાં ત્રણે પાનની ઉપરની સપાટી લીસી ઘેરા લીલા રંગની, અને વખતે તેનાપર ઘણીજ આછી રૂંવાટી હોય છે. નીચેની સપાટીપર ધોળા વાળની રૂંવાટી વિશેષ આવવાથી તેનો રંગ ફીકો દેખાય છે. એ ત્રણે પાનનાં ટેરવાં જરા સાંકડાંથતાં સુક્ષ્મ અણીવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી રૂંછાળા વાલીયાવેલામાંની સળી કરતાં જરા લાંબી હોય છે. ફૂલ ફીકા જાંબુડા રંગનાં હોય છે. શીંગ (ફલ) જરા સીધી ને લાંબી હોય છે. તેનો સાધારણ આકાર એડુ લોકોનાં કળીઆની રાંપ જેવો હોય છે. શીંગપર સફેદ વાળની રૂંછાળ હોય છે.

એના વેલા આ સ્વસ્થાનમાં વિશેષ જોવામાં આવતા નથી, તેથી રૂંછાળા **વાલીયાવેલાની** હકીકત વિશેષ લખવામાં આવેલી છે, કેમકે તેના વેલા આ સ્વસ્થાનમાં વિશેષ ઉગે છે.

**ઉપયોગ**–એના વેલા તમામ જાતનાં ઢોર અને વિશેષે કરીને ઘોડાં બહુ ખાય છે.

**સ્થાનક**–એ હિં૦ના ઘણાખરા ભાગોમાં થાય છે. રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે અને ખેતરોના શેઢા ઉપર એના વેલા ઉગે છે.*

**વિ૦ વિવેચન**–એના વેલા ઢોર અને ઘોડાંઓને બહુ ભાવે છે. તે એટલે સુધી કે ઝુંજવા જેવાં મીઠાં ઘાસની અંદર પણ જ્યારે વાલીયા વેલાના છોડવા ઉગ્યા હોય તો ઢોર તમામ જાતનાં ઘાસ મુકીને પણ તે વાલીયાવેલાને પ્રથમ ખાવાનું કરે છે. માટે ઢોરને

* પોરબંદર સ્વસ્થાનની કાદીવાળી જમીનમાં વિશેષે કરીને ધીંગેશ્વર, ચાડેશ્વર, સોનારી, છાયા અને કાંટેલા **રીઝર્વની** અંદર વાલીયોવેલો ઘણો ઉગે છે. ડુંગરમાં ઘાસની સાથે પણ તે કોઈ કોઈ જગોએ ઉગતો જોવામાં આવે છે.

ભાવતો અથવા ગમતો વેલો એ ઉપરથી વાલીયોવેલો કહેતા હશે.

———

## વર્ગ-( લેગ્યુમિનોસી. )

### નંબર ૧૮૩.

**૧-શાસ્ત્રીયનામ**-T. labialis (Var) mollis. દૃષ્ટાંત-H. II. p. 184; N. p. 92.

**૨-દેશીનામ**-રૂંછાળોવાલીયો વેલો (પો+ગુ૦).

**૩-વર્ણન**-રૂંછાળાવાલીયાવેલાના છોડવા આ સ્વસ્થાનમાં ચોમાસે ઘણા ઉગે છે, અને તે ઘણીવાર ઘણી જગાએ બારે માસ પણ જોવામાં આવે છે. એના વેલા ૪ થી ૬ ફીટ કે વખતે સારી ઓથવાળી જગોએ વાડપર ચડેલા હોય તો ૮ થી ૧૦ ફીટ લાંબાં થાય છે. એના વેલામાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે એક બીજાંમાં કે ઝાડવાં અથવા ઘાસમાં તારનાં ગુચ્છાંની માફક અંટવાયલી કે વીંટળાયલી હોય છે. એને ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. ફૂલ ઝીણી સળીપર ફીકા આસમાની રંગનાં હોય છે; અને શીંગ (ફલ) લાંબી, પાતળી, છેડે વાંકવળતી અણીવાળી આવે છે.

એના આખા છોડવાપર ઘણુંકરીને સફેદ કે ભૂરા વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**-એનું ખીલામૂળ બહારથી ભૂરૂં ને અંદરથી ધોળું હોય છે. તે સુતળીથી પેનસીલ જેવું જાડું કેટલાક ફાંટાઓવાળું હોય છે. તે ૪ થી ૮ ઈંચ લાંબું, કઠ્ઠણ, ઉગ્રવાસ અને કડવાસલેતા ઉગ્ર સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ઘણીવાર હોતી નથી, અને મૂળનાં મથાળાંપરથી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. પણ જ્યારે ડાંડી હોય છે ત્યારે તે સુતળી જેવી જાડી, લીલાસલેતા ભૂરા રંગની, ધોળા વાળની રૂંછાળવાળી અને ઉભા ચીરાવાળી છાલવાળી હોય છે. શાખાઓ ઝીણી સુતળી જેવી હોય છે, તે તારની પેઠે આડીઅવળી એક બીજીમાં અથવા વાડ કે ઘાસમાં વીંટળાયલી હોય છે. તેનો રંગ લીલો ને તેપર ધોળાસલેતા નીચા ઢળતા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**-ના ત્રેખડા આંતરે આવેલા હોય છે, તેની મુખ્ય ડીટડી ½ થી ૧½ કે ૨ ઈંચ લાંબી હોય છે, તેની ઉપર ઉભી નીક અને ધોળા વાળની રૂંવાટી હોય છે. ત્રેખડામાંનાં વચલાં પાનની સૂક્ષ્મ ડીટડી નીચે ½ ઈંચ લાંબી ખાસ **ડીટી** ( stalk ) હોય છે, અને બાજુનાં બે પાનની ડીટડી **ડીટી** વગરની સૂક્ષ્મ હોય છે. વચલું પાન ૧ થી ૨ ઈંચ લાંબું અને ½ થી ૧½ ઈંચ પોહોળું હોય છે. તે બન્ને છેડે જરા સાંકડું ને વચમાં પોહોળું હોય છે. તેનું ટેરવું બહુધા બુઠું તોપણ તેપર એક સૂક્ષ્મ ઝીણી અણી હોય છે. બાજુનાં બે પાન પણ એટલી જ લંબાઇ પોહોળાઇનાં ઘણુંકરી હોય છે, પણ તેની નીચલી કોર જરા ઉપલી કોર કરતાં પોહોળી હોય છે. એ ત્રણે પાનની ઉપરની સપાટી ફીકા લીલા રંગની, અને નીચેની વધારે ફીકી હોય છે. પાન પાતળાં અને તેની બન્ને સપાટીપર ધોળા વાળની રૂંવાટી હોય છે. પાનને ચોળતાં તેમાંથી લીલા રંગનો પાતળો રસ નીકળે છે, જે થોડીવારમાં ચીકણો થઇ જાય છે. પાનની વાસ મુળાનાં પાનની વાસને મળતી અને સ્વાદ ચીકાસલેતો ગળચટો લાગે છે. જીભ પાછળથી જરા ખરસટ થાય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી ૧ થી ૨ કે ૪ ઈંચ લાંબી, દોરા જેવી પાતળી અને રૂંછાળવાળી હોય છે. તેનાપર ૪ થી ૮ ઠેક સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ટુંકી હોય છે. તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. પુ૦ બા૦ કોપ ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા ખુલ્લા દેખાતા હોય છે. તેનાપર ધોળા વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૦ બા૦ કોપ કરતાં થોડી બહાર દેખાતી હોય છે, તે ફીકા આસમાની રંગની હોય છે.

**પુંકેસરો**-૧૦ હોય છે. તેમાંનાં ૫ પુંકેસરોના તંતુઓને મથાળે ઘણુંકરી **પરાગકોષ** હોતા નથી. પુંકેસરો પાંખડીઓની અંદર ઢંકાયલાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. નલિકા ટુંકી, વાંકવળેલી અને મથાળે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**-( ફલ ) કાચી હોય છે ત્યારે લીલા રંગની ને પાકીને સુકાય છે ત્યારે કાળા ભૂરા કે કાળા રંગની થઇ જાય છે. તેપર ધોળા લાંબા વાળની રૂંછાળ હોય છે. શીંગ પાતળી, ચપટી ૧ થી ૧½ કે ૨ ઈંચ લાંબી અને ૧ લાઇન પોહોળી હોય છે. તે અંદરની બાજુ સહેજ વાંકવળતી હોય છે. તેને છેડે જરા અંદર વળતી સૂક્ષ્મ અણી હોય છે. શીંગમાં ૮ થી ૧૫ બીજ હોય છે. શીંગને ચીરવાથી તેની અંદર દરેક બીજના ખંડ જૂદા જૂદા દેખાઇ આવે છે. શીંગનો આકાર સામાન્ય રીતે ખેડુ લોકોના ખેતીના ઓજાર કળીઆમાં નાંખવાની લોઢાની **રાંપ**ના જેવો હોય છે.

**બીજ**-કાળા કે ભૂરા કાળા રંગનાં હોય છે; તે લંબગોળ અને બન્ને પાસેથી જરા ચપટાં હોય છે. તે ½ લાઇન લાંબાં અને તેથી સહેજ ઓછાં પોહોળાં હોય છે. બીજની એક બાજુ જરા અંદર દબાતી હોય છે.

૪–ઉપયોગી અંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–વિષહર, રોપક અને દુઝણાં ઢોરમાં દૂધ વધારનાર.

૬–ઉપયોગ–રૂંછાળાવાલીયા વેલાની જડ પાણીમાં ઘસીને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. રૂંછાળા વાલીયાવેલાનાં પાન ગડગુંબડાં ઉપર પોટીસની જગોએ બાંધવામાં આવે છે. રૂંછાળો વાલીઓ વેલો તમામ જાતનાં ઢોર તેમાં પણ ઘોડાં વિશેષ કરી ખાય છે. રૂંછાળા વાલીયાવેલાની ખેડુ અને વાડીવાળા લોકો લીલવણી ચારો (સુકવણી–enslage) કરી રાખે છે, તે ભર શિયાળે ને ઉન્હાળે ઘોડાં અને ઢોરોને ખવરાવે છે. તેથી ઘોડાં જેમ માતાં થાય છે તેમ દુઝણાં ઢોરમાં દૂધ વધે છે. આ વાલીયાવેલાનો ચારો ઘોડાં અને ઢોરને માટે આ સ્વસ્થાનમાં ઘણો સારો ગણાય છે. ઢોર અગર ઘોડું પુંછળ્યું કે કુંછળ્યું અર્થાત્ ઘણું નબળું થઈ ગયું હોય, તો તેને એ વાલીયાવેલાનો ચારો મીઠાંની સાથે ખવરાવે છે.

૭–સ્થાનક–ઉપરનાં નંબર ૧૮૨ પ્રમાણે છે.

૮–વિ૦ વિવેચન–એના છોડવાપર વાળની રૂંછાળ વિશેષ હોય છે માટે એને રૂંછાળો વાલીયોવેલો કહે છે. એના છોડવા ઘાસની પેઠે ચોમાસે ભેળા કરી લઇ તેનો લીલવણી ચારો (સાયલો) કરી રાખવો જોઇએ, અને એનાં બીજ એકઠાં કરી તેનું રીતસર ચોમાસે વાવેતર કરવામાં આવે તો એ પણ એક સારા ચારાની જગો પુરી પાડે તેમ છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૧૮૪.

૧–શાસ્ત્રીયનામ–Glycine Javanica.

દૃષ્ટાન્ત–H. II. p. 183.

૨–દેશીનામ–ડુંગરાઉ વાલીયોવેલો, મ્હોટો વાલીયો વેલો (પો+ગુ૦).

૩–વર્ણન–એના વેલા રૂંછાળાવાલીઆવેલા કરતાં વિશેષ લાંબા હોય છે. શાખાઓ સુતળીથી સ્લેટપેન જેવી ઘણી નીકળી આડી અવળી ઝાડોપર વીંટળાએલી હોય છે. તેપર ઉભી હાંસો અને ભૂરા કે તપખીરીઆ રંગના વાળની રૂંછાળ ગીચ આવેલી હોય છે. એને ત્રણ ત્રણ પાનના ત્રેખડા આંતરે આવેલા હોય છે. તેની મુખ્ય ડીટડી ૨ થી ૪ ઇંચ લાંબી, ઉભી નસો અને નીકવાળી તથા ભૂરા તપખીરીઆ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ડીટડીવાળાં બે બાજુએ અને એક વચમાં એમ ૩ પાન આવેલાં હોય છે. એમાં વચલાં પાનની ડીટડી નીચે ½ ઇંચ લાંબી ખાસ ડીટી (stalk) હોય છે. બાજુનાં બે પાન ૧½ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પોહોળાં, અને વચલું પાન ૨ થી ૪ ઇંચ લાંબું હોય છે. એ ત્રણે પાન અધવચ ઉપરથી સાંકડાંથતાં, ટેરવે અણીદાર અને તળિયે જરા હૃદયાકૃતિનાં હોય છે. તેની ઉપરની સપાટીપર છૂટ છૂટ જરા લાંબા વાળની બેઠી રૂંછાળ હોય છે. પણ નીચેની સપાટીએ તો રૂંછાળ ઘણીજ ગીચ બેઠેલી હોય છે. પાન પાતળાં, જરા ચીવટ અને નરમ હોય છે. તેમાંની નસો બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે.

પુષ્પધારણ કરનારી સળી દોરા જેવી પાતળી, ૪ થી ૬ ઇંચ લાંબી, નરમ, અને ભૂરી રૂંવાટીથી ગીચ ભરાયલી હોય છે. તેનાપર વખતે પાસે પાસે, પણ ઘણુંકરી જરા છેટે છેટે, એક પછી એક રતાસલેતાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. પુષ્પપત્રો, ફૂલની ડીટડી અને પુ૦ બા૦ કોપપર રૂંવાટી વિશેષ હોય છે. શીંગ (ફલ) બહુધા ૧ ઇંચ લાંબી, રૂંવાટીવાળી રૂંછાળાવાલીઆ વેલાની શીંગ જેવી કળીઆંની રાંપના આકારની ૪ થી ૫ બીજવાળી હોય છે.

એના વેલા ચોમાસે ઘણુંકરી ફકત ડુંગરમાંજ ઉગે છે, તે ભેંસો બહુ ખાય છે. મૂળ ઝેરી મનાય છે. એ હિં૦ ના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૮૫.

૧–શાસ્ત્રીયનામ–Mucuna pruriens.

દૃષ્ટાન્ત-H. II. p. 187; N. p. 87; Watt. V. p. 286; ૩૦ નિ૦ પા૦ ૬૮

૨–દેશીનામ–ભેરવ, કૌચાં (પો૦); કવચ, કૌચાં (ગુ૦); कवच, कुहिली, कुयेली (મ૦); कौवाछ, कौंच (हिं०) कपिकच्छु, आत्मगुप्ता, कंडूरा, वानरी (सं०).

૩–વર્ણન–ભેરવ અથવા કૌચાના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઘાસ, ખડક અગર ઝાડવાંઓ ઉપર ચઢેલા હોય છે. એમાં લાંબી શાખાઓ નીકળી ચોતરફ ફેલાય છે. શાખાઓ ઉપર બહુધા ધોળા ભૂરા વાળની રૂંછાળ હોય છે. એમાં જેવા વાલોળ કે ચોળાફળીના વેલામાં હોય છે તેવા ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. પાનની નીચેની સપાટીપર ધોળા ચળકતા ભૂરાવાળની વિશેષ રૂંછાળ હોય છે. પાન ½ થી ¾ ફુટ લાંબાં, અને આંતરે આવેલાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો હોય છે. પુષ્પધારણ કરનારી શાખાઓ નરમ અને ½ થી ૧ ફુટ લાંબી ને રૂંછાળવાળી હોય છે. તેપર એક પછી એક કલંગીની પેઠે ઘણાં

ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ½ થી ¾ ઇંચ લાંબી, ને રૂંછાળવાળી હોય છે. પુ૦ બા૦ કોપ ૩ લાઇન લાંબો ને ૫ પત્રોનો બનેલો હોય છે. તેપર થોડા સખ્ત વાળ આવેલા હોય છે, તેને હાથે અડકતાં ચેળ કે ખાજ ચાલે છે. પુ૦ અભ્ય૦ કોપ ફીકા કે ઘેરા જાંબુડા રંગનો અતિ સુંદર ૧ થી ૧½ ઇંચ લાંબો હોય છે. તેમાં મુખ્ય અને બે પાંખ પાંખડીઓ ટુંકી, ને હોડી પાંખડીઓ જરા લાંબી હોય છે. પુંકસરો ૧૦ અને સ્ત્રીકેસર ૧ હોય છે.

**શીંગ**–(ફલ) ૨ થી ૩ ઇંચ લાંબી, બન્ને છેડે વાંકલેતી, અંગ્રેજી S અક્ષરના આકારની, ભરાયલી, ભૂરા કે તપખીરીઆ રંગના સખ્ત વાળની રૂંછાળવાળી, ૫ થી ૬ બીજવાળી હોય છે. શીંગપરના વાળ હાથને અડકતાં હાથે ખાજ (ચેળ) કે દાહ ચાલે છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, પાન, શીંગ, શીંગપરની રૂંછાળ અને બીજ.

**૫–ગુણદોષ**–પૌષ્ટિક, દાહક, કૃમિઘ્ન, તથા વાત અને કફહર.

**૬–ઉપયોગ**–કૌંચા અથવા કવચની શીંગોને ભેરવની શીંગો પણ કહે છે. અને તેનાં બીજને કૌચાં અથવા કવચ પણ કહે છે. કવચાનાં બીજ કડવા ગોખરૂની સાથે દૂધમાં લેવાથી તે પૌષ્ટિક ગુણ કરે છે. કવચાનાં મૂળ જ્ઞાનતંતુઓના દરદોમાં તેને શક્તિ આપવા માટે વપરાય છે. એનાં મૂળનો ઉકાળો મધની સાથે કોલેરા ઉપર પણ આપવાનું કહેવાય છે. એનાં મૂળ તાવની બેશુદ્ધિ ઉપર અપાય છે. તેમજ એનાં મૂળને પાણીમાં વાટી તેનો લેપ જળોદર વગેરે દરદોપર કરવામાં આવે છે. અને મૂળનો કકડો કાંડે અને ગુંડીયે બાંધવામાં આવે છે, એમ પણ કહેવાય છે. એનું બીજ વીંછી જે જગોએ કરડયો હોય તે જગોએ લગાડવાથી વીંછીનું ઝેર ચુશી લે છે, એમ માનવામાં આવે છે. એની શીંગપરની રૂંછાળ કૃમિઘ્ન ગણાય છે. સુન મારી ગએલા ભાગપર ઉત્તેજક કે વિદાહી તરીકે ચોપડવાના મલમમાં ભેરવની શીંગપરના વાળ ભેળવવામાં આવે છે. સ્ત્રીપ્રદર અને પુરૂષ પ્રમેહ ઉપર એનાં બીજની ભૂકી આપવામાં આવે છે. એની ઘણીજ કાચી શીંગોને બાફી તેનું પાણી કાઢી નાંખી શીંગોનું શાક બનાવવામાં આવે છે.

"ભુલચુકથી ભેરવની શીંગને અડકી જવાય ને તેપરની રૂંછાળ હાથે અથવા શરીરના કોઇપણ ભાગપર લાગવાથી ખરજ ઉપડે તો શરીર ઉપર દહી અગર માખણ ઘસવું.

ઓસડ તરીકેની બનાવટઃ–૧ આત્મગુપ્તાદિચૂર્ણ; ૨ વૃદ્ધદંડચૂર્ણ; ૩ વાનરીવટિકા.

**૧ આત્મગુપ્તાદિચૂર્ણ**–કવચાં અને ગોખરૂ સમભાગે લઇ તે બન્નેની બરોબર સાકર મેળવવી. તે ત્રણેના ચૂર્ણને આત્મગુપ્તાદિચૂર્ણ કહે છે.

**૨ વૃદ્ધદંડચૂર્ણ**–કવચાં, ગોખરૂ, ધોળી મુશળી, ધોળા શેમળાનું મૂળ, આમળાં અને ગળોસત્વ એ બધી સમ ભાગે લઈ તે બરોબર શાકર મેળવવી.

**૩ વાનરીવટિકા**–કવચાંને આઠગણાં દૂધમાં સારી પેઠે ઉકાળવાં. આથી તેની ફોતરી પોચી પડશે તે ઉતારી તેને ખાંડી તેની પુષ્કળ ઘીમાં કીટી કરવી. પછી કૌચાંના વજનથી બમણી સાકર લઇ તેની ચાસણી કરી તેમાં કૌચાંની કીટી નાંખી દેવી. અને તેના નહાના ગોળા કરી મધમાં બુડ રાખી મુકવા.

**ઉપયોગ**–ભેરવ શીંગના કાંટા છરીવડે ખેરી દહીં, દૂધ, મધ અગર ગોળમાં નાખી આપવા, એમ બે ત્રણ દિવસ સુધી દરરોજ સવારે આપવાની જરૂર છે. પાછળથી જુલાબ આપવો એટલે જખમી થયેલાં કૃમિ બહાર નીકળી પડશે, ત્રણ ચાર વરસના બાળક માટે એક શીંગના કાંટા બસ છે. **આત્મગુપ્તાદિચૂર્ણ** દૂધમાં પીવાથી શરીરની કમકૌવતી દૂર થાય છે. અને શરીર બળવાન થાય છે. થોડા દિવસ સુધી તેના ચૂર્ણનું સેવન કરવાથી સાધારણ રીતે આખા શરીરનું દુખવું કે જે નબળાઇનું ચિહ્ન છે તે દૂર થાય છે. તન અને મન વધારે પ્રફુલ્લિત બને છે, અને શરીરમાં આગળ ન હતું એવું તેજ દેખાય છે અને સ્ફુર્તિ વધે છે. મેહેનતપર જે અરૂચી દેખાતી હતી તે તેના સેવનથી દૂર થાય છે. **વૃદ્ધદંડચૂર્ણ** પણ તેવીજ રીતે ઉપયોગી છે. કમકૌવતીની શંકા કરનારને આ ચૂર્ણ સેવન કરવાની ખસૂસ ભલામણ કરવામાં આવે છે. મંદ પડી ગએલું પુરૂષત્વ પાછું સતેજ થાય છે. જેમ વૃદ્ધ માણસોને લાકડીની અવશ્ય જરૂર છે તેમ કમકૌવત થઈ ગએલ યુવાનોને આ ચૂર્ણ જરૂરનું છે. તેથી કમરનો દુખાવો અને કળતર વગેરે મટે છે. **વાનરીવટિકાનો** દરરોજ સવારે એક લાડુ ખાવાથી શરીરમાં સારી શક્તિ થાય છે. **આત્મગુપ્તાદિચૂર્ણ** અને **વૃદ્ધદંડચૂર્ણ** લીધા પછી દૂધ પીવાની જરૂર છે. વીર્યસ્ત્રાવની અંદર કવચાંની ગમે તે બનાવટ લેવી ઉચિત છે. કવચાં ઉત્તમ ધાતુપૌષ્ટિક દવા છે.

તેના મૂળનો કવાથ પીવાથી અર્દિત વિગેરે વાતવ્યાધિ દબાય છે. જીર્ણવાતવ્યાધિમાં આ દવા ઉપયોગી છે, ને બીજી યોગ્ય દવા સાથે તે કવાથમાં પડે છે. પક્ષઘાત તેમજ શરીરનો બીજો કોઇ પણ ભાગ વાયુથી શક્તિહીન થઇ ગયો હોય ત્યારે કવચાંવાળો કવાથ અપાય છે.

માત્રાઃ–આત્મગુપ્તાદિચૂર્ણ, વૃદ્ધદંડચૂર્ણ અને વાનરીવટિકા ૦ાા થી ૧ તોલો"—(ડા. વી. ઝી.).

"સ્ત્રીઓ કૌચાંનાં બીનો ક્વાથ પ્રદર અને આર્તવદોષમાં વાપરે છે. કૌચાંનાં બી, જાયફળ, કપુર, સમુદ્રશોષ, વજ અને સાકર એ તમામ સમભાગ લઈ તેનું બારીક ચૂર્ણ કરવું, અને તેમાંથી હમેશ ૧ થી ૧½ વાલ સુધી નબળાઈ ઉપર આપવું. બત્રીશ તોલા કવચાંને ચાર શેર દૂધમાં ઉકાળી માવો કરી તેમાં ઘી સાકર નાંખી તેનો પાક કરવો અને તેમાંથી હમેશાં બબે ચચાર તોલા ખાવાથી પુરૂષત્વ પ્રાપ્ત થાય છે." (વૈ. શા. મ. ગો.)

"શીંગ ઉપરનાં રૂવાડાં જરી ખેરી લઇ મધમાં ગોળી કરીને અથવા છાસમાં ડોળી મોંમાં જરા ઘી ભુંસી છોકરાંને દેય તો પેટમાંથી કૃમિ નીકળી પડે છે. કવચાનાં વડાં કરી તેને શાકરની ચાસણી પાઇ રોજ અડધું વડું ખાવાથી ધાત જાતી હોય તો તે બંધ થાય, બંધકોશ કરે, કૌવત આપે. એથી ક્ષયરોગ, વાયુ, રક્તવિકાર, ગુંબડાં એ સર્વેને મટાડે છે." (વૈ. રૂગનાથજી).

શ્રી હર્ષકીર્તિ સૂરીના યોગચિન્તામણી ગ્રંથમાં **પાકાધ્યાય** શ્લોક ૪૮ થી ૫૨ સુધીમાં **કૌચાંપાક**ની વિશેષ વિધી વર્ણવેલી છે.

"કૌચાંનાં પાનનો ઉપયોગ નાસુર ઉપર થાય છે." (દત્તરામ ચૌબે).

**૭–સ્થાનક**–ડુંગરમાં ચોમાસે ઝાડવાં ઉપર ચઢેલા, વાડી અને ખેતરોની વાડમાં, કંટાળા અને છત્રા બાવળનાં જાળાંઓમાં, એના વેલા જોવામાં આવે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–વાંદરાના **શરીર**પર વાળની રૂંછાળ હોય છે તેવી રૂંછાળ ભેરવની શીંગપર હોવાથી એને **કપિકચ્છુ** અને **વાનરી** અને એ રૂંછાળ શરીરે લાગવાથી ચેળ થાય છે માટે એને **કડૂંરા** કહેતા હશે. એનાં બીજપરનું કવચ (testa) મજબૂત હોવાને લીધે એનું **આત્મગુપ્તા** નામ લખાયલું હશે.

એની શીંગપરની રૂંછાળ શરીરે લાગવાથી ચેળ ઉઠે તો તેપર ધોલીનાં પાનનો રસ, અગર તલને વાટીને અથવા દૂધ ચોપડવાથી તેની બળતરા ઓછી થાય છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૮૬.

**૧–શાસ્ત્રીયનામ**–Erythrina indica.

દૃષ્ટાન્ત–H. II. p. 188; N. p. 87; Watt. III. p. 269; રૂ. નિ. પા. ૪૭૫.

**૨–દેશીનામ**–પનરવો, પાંડેરવો (પો+ગુ૦); पांगारा, मांदार (म०); मंदार, पांगरा, पांझरा, (हिं०); पलितमंदार, कर्णिकार, प्रभद्रकः (सं०) અરડુસો (કચ્છી).

**૩–વર્ણન**–પનરવાનાં ઝાડ ૧૫ થી ૪૦ ફીટ ઉંચાં થાય છે. એનું થડ જાડું હોય છે. થડ અને જાડી શાખાઓનો રંગ લીલાસલેતો ભસ્મીવર્ણો હોય છે, ને તેનાપર કાળા રંગના પોહોળી પડઘીવાળા કાંટા હોય છે, એને ખાખરાની પેઠે ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. તે શિયાળે ખરી જાય છે. ત્યારે એ ઝાડ કેવળ ઠુંઠ જેવું કદરૂપ દેખાય છે. પણ વસંત ઋતુમાં એમાં પરવાળાં જેવાં રાતાં અને શુકનાસા જેવાં વાંકાં અસંખ્ય ફૂલો આવે છે, તેમાં ઝાકળનું પાણી ભરાઇ રહે છે, તે સવારમાં ઘણી જાતનાં પક્ષીઓ પીવા આવે છે. ત્યારે એ ઝાડની શોભા ઘણી વિચિત્ર થઇ રહે છે, અને એ ઝાડ ખાખરા અને શેમળાની પેઠે ઘણે દૂરથી રાતું દેખાઇ આવે છે. એનાં ફૂલમાં જે મધ જેવો મીઠો **અમૃતરસ** રહેલો હોય છે તેનું પાન પતંગીઆં આદિ જંતુઓ કરી શકે છે. એટલું જ નહીં પણ આપણે પણ જો સંભાળથી એ રસ સોય જેવી બારીક શલાકા (સળી) થી ફૂલમાંથી કાઢી લઇએ તો તે આપણને પણ ચાખવા માટે પ્રાપ્ત થઈ શકે છે. એની શીંગો (ફલ) લાંબી અને બેરખા જેવી ખાંચીઆઓવાળી હોય છે, તે ચોમાસે પાકે છે.

**મૂળ**–બ્હારથી ભૂરા અને અંદરથી ફીકા ધોળા રંગનું હોય છે. તેમાંથી કેટલાક જાડા અને ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. કોમળ ફાંટાઓ ઉપર ઝીણા બટેટા જેવી ગ્રંથિયો (tubers) બંધાયલી ઘણીવાર જોવામાં આવે છે. મૂળની છાલ જરા જાડી અને પોચી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે મ્હોટાં છિદ્રોવાળું દેખાય છે. વાસ તાજી ચોળાફળીને મળતી અને સ્વાદ ગળચટો ને ઉગ્ર લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ ઝાડની ઉંચાઇના પ્રમાણમાં જાડું થાય છે. તે કોઇ કોઇવાર માણસની બાથમાં ન આવી શકે એવું જાડું હોય છે. કોમળ શાખાઓ ઉપરના કાંટા લીલા રંગના હોય છે, અને અતિ કોમળ શાખાપર ભૂરાવાળની રૂંવાટી અને ભુરકી હોય છે. થડ અને ડાંડીઉપરની છાલ લીસી લીલાસલેતા ભસ્મી રંગની હોય છે. તેપર ફીકા ધોળા રંગના ઉભા પટા પડેલા હોય છે. અંદરની છાલ લીલી, ચીકાસલેતી, ઉગ્રવાસ અને ફીકા સ્વાદવાળી હોય છે.

**પાન**–ના ત્રેખડા આંતરે આવેલા હોય છે. તેની ડીટડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી થાય છે, તે લીસી ને ચળકતી હોય છે, ને તે થડમાં જરા વિશેષ જાડી થયેલી હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબી હોય છે. ત્રેખડાંમાંનાં બાજુનાં બે પાન ત્રીજાં વચલાં પાન કરતાં નાહાનાં હોય છે, અને તે ટેરવે સાંકડાથતાં અણીદાર

હોય છે. તેની કોર ડીટડી પાસે વિષમ હોય છે. વચલું પાન ડીટડીને મથાળે લાંબી સળીપર આવેલું હોય છે. તે ગોળાઇલેતું પણ છેક છેડે જરા સાંકડુંથતું અણીદાર હોય છે, અને ડીટડી પાસે તેની કોર સાંકડીથતી ખાંચવાળી હોય છે. તે વચમાં ઘણું પોહોળું હોય છે. ત્રેખડામાનાં ત્રણે પાનને ખાસ નાહાની ડીટડી હોય છે, તેમાં બાજુનાં બે પાનની ડીટડીના થડમાં અક્કેક રસકુપ્પિ (gland) જેવું સૂક્ષ્મ **ઉપ–ઉપપાન** આવેલું હોય છે. અને વચલાં ત્રીજાં પાનની ડીટડીના થડમાં એવાં બે સૂક્ષ્મ ઉપ–ઉપપાન આવેલાં હોય છે. ત્રેખડામાનાં ત્રણે પાન ચળકતા ઘેરા લીલા રંગનાં ૪ થી ૬ ઇંચ લાંબાં અને તેટલાંજ પોહોળાં હોય છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુએ અક્કેકું ઝીણું ઉપપાન હોય છે.

**ફૂલ**–ની કલંગી આડી નીકળે છે. તેની સળી ½ થી ૧ ફૂટ લાંબી અને પેનસીલ જેવી કે તેથી જરા જાડી હોય છે. તે અધવચ સુધી લીસી, ચળકતી અને રતાસલેતા રંગની હોય છે. અને તેટલામાં તેપર ફૂલ આવેલાં હોતાં નથી, પણ તેના છેડા તરફના બાકીના અડધા ભાગપર ભૂરી ભુરકી અને તેની ચોતરફ પાસે પાસે જરા મધુરી વાસવાળાં ફૂલો આવેલાં હોય છે. તે એકજ જગોપરથી વખતે ૧–૨ કે ત્રણ ત્રણ ભેળાં નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી રતાસલેતા ભૂરા રંગની, ગોળ ને ½ ઇંચ લાંબી હોય છે. અને તેનાપર ભૂરી ભુરકી આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૧ થી ૧½ ઇંચ લાંબો હોય છે, તે મથાળેથી સૂક્ષ્મ પંચવિભાગિત થયેલો હોય છે. તેનાપર ભૂરી ભુરકી આવેલી હોય છે. તે બહારથી રાતા રંગનો અને અંદરથી સફેદ હોય છે, તે જ્યારે ફૂલ ઉઘડે છે ત્યારે એક બાજુએથી ચીરાઈ જાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંચ પાંખડીઓમાંની એક સૌથી મ્હોટી પાંખડી મખમલ જેવી સુંવાળી અને ખુલ્લા રાતા રંગની હોય છે. તે ૨ થી ૨½ ઇંચ લાંબી અને ૧ ઇંચ પોહોળી હોય છે. તેનું ટેરવું જરા જાડું ને અંદર વળેલું હોય છે. ને તેનાપર લીલો ચાંડલો હોય છે. બાકીની ચારે પાંખડીઓ એક બીજીથી છૂટી હોય છે. તે ½ થી ૧ લાઇન લાંબી તથા ૨ લાઇન જેટલી પોહોળી હોય છે. તેનો રંગ કાળાસલેતો રાતો ને ઘણો ચળકતો હોય છે.

**પુંકેસરો**–રાતા રંગનાં ૧૦ હોય છે. તેમાં ૧ છૂટું ને ૯ નીચેથી જોડાયલાં હોય છે. તેના તંતુપરના પરાગકોષ લીલાસલેતા પીળા રંગના હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે. તેના **ગર્ભાશય** અથવા પેટાળપર ભૂરા ધોળા રંગની ઉન જેવી ભુરકી આવેલી હોય છે. નલિકા રાતી, લીસી ને છેડેથી વાંકવળતી હોય છે. નલિકાગ્રમુખ ગોળ ઘેરા લીલા રંગનું હોય છે.

**શીંગ**–(ફલ)–½ થી ૧ ફૂટ લાંબી થાય છે. તે પાકીને સુકાવા માંડે છે ત્યારે કાળા રંગની થઇ જાય છે. તે બે બીજની વચમાં સંકડાયલી હોય છે. જેથી તેમાં કેટલાં બીજ છે તે શીંગ જોઇને કહી શકાય છે. શીંગ બન્ને છેડે અણીદાર હોય છે. તેમાં ૬ થી ૮ બીજ હોય છે. શીંગ ઉપરની કાળી છાલ કાઢી નાખતાં અંદર સફેદ, ચળકતી, પાતળી છાલ દેખાય છે. જેની અંદર છેટે છેટે બીજ આવેલાં હોય છે.

**બીજ**–રંગે ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તેનો આકાર ચોળાનાં બીજ જેવો હોય છે. તે ½ થી ⅔ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ½ ઇંચ પોહોળાં હોય છે. તે કઠણ હોય છે. ને તેનું મથાળું વખતે જરા અંદર બેસતું હોય છે. તેની સપાટી એક બાજુ જરા દબાયલી હોય છે. તેમાં ભૂરાસલેતો લાંબો કાળો ચાંડલો હોય છે. બીમાં ફીકા ધોળા રંગનાં દલ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જન્તુનાશક, ગ્રાહી તથા શોથ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–પનરવાનું મૂળ રસવિકારના સોજા ઉપર પાણીમાં ઘસીને ઘણા લોકો ચોપડે છે. થડની અંતરછાલ ઉપર ઘી લગાડીને તે મીઠાં તેલના દીવાની સગપર ઝાલી તેપર જે આંજણ આવે તે આંજણ આંખમાંથી પાણી વહેતું હોય તો આંખની કોરપર લગાડવામાં આવે છે. તેની છાલનો કાઢો પિત્તવિકારના તાવ ઉપર અપાય છે. એની છાલ રંગના કામમાં આવે છે. એનાં પાનનો રસ કીરમ ઉપર ઉપયોગી છે. એનાં પાન વાટી બદ, મરકીની ગાંઠ અને બીજાં ગડગુંબડાં ઉપર બંધાય છે. કાન દુખતો અગર વહેતો હોય તો એનાં પાનના રસનું ટીપું કાનમાં નંખાય છે. એનાં પાન ગરમકરી વાળાના સોજાપર તેમજ ઢોરને ભાઠાં વગેરેમાં જીવાત પડી હોય તો તેપર બાંધવામાં આવે છે. એનાં પાન ઢોર ખાય છે. પણ ઘોડાં ખાય તો તેને બહુ ગરમ લાગે છે. ઘોડીને થાણમાં લાવવા માટે પનરવાનાં પાનને વાટી તેની થેપલી રાખવામાં આવે છે. નાગરવેલના વેલા પનરવાનાં ઝાડોપર ચડાવાય છે. પનરવાનાં ઝાડોમાં કાંટા હોવાને લીધે તે બાગ અને વાડીઓની વાડ તરીકે વવાય છે. એનું લાકડું ઘણું હલકું થાય છે. તેથી તે પાણીમાં તરવાનાં તુંબડાં તરીકે વપરાય છે. એનાં લાકડાં-

માંથી તલવારનાં મીઆન, રમકડાં, રકાબી વગેરે બનાવવામાં આવે છે. એનાં સુકાં ફૂલ અને કાચી શીંગો રંગના કામમાં વપરાય છે. સુકાં બીજ લીંબુના રસમાં વાટી દાદરપર ચોપડાય છે.

**૭–સ્થાનક**–પનરવો વાડી અને વાડીઓની વાડમાં તેમજ રસ્તાની બાજુએ અને બાગોમાં વવાય છે. તેમ તે પોતાની મેળે પણ વાડો પાસે ઉગી આવે છે.

**૮–વિ૦ વિવેચન**–એનાં સુંદર રાતા રંગનાં પરવાળાં જેવાં ફૂલોપરથી અંગ્રેજીમાં એ (Indian coral-tree) "હિંદુસ્થાનનું પરવાળાનું ઝાડ"* કહેવાય છે.

પનરવાને દરિયા કાંઠાની રેતાલ જમીન વધારે માફક આવે છે. પણ ચોમાસે દરિયાના ખારા પવનને લીધે તે બળી જાય છે અને ઓથવાળી જગોએ તે બહુ જલદી વધી જઇને સારાં થાય છે. એનાં ઝાડ ચોમાસે ડાળો વાવવાથી પણ ઉછરી આવે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર. ૧૮૭.

**૧–શાસ્ત્રીયનામ**–E. suberosa.

દૃષ્ટાંત–H. II. p. 189; N. p. 87. Watt. III. p. 270; રૂ. નિ. પા. ૪૭૫.

**૨–દેશીનામ**–જંગરીયો ખાખરો, જગરીયો ખાખરો, જંધરીયો (પો૦+ગુ૦); ढोलढाक, रंगरा, पंगरा (हिं०)

**૩–વર્ણન**–જગરીયા ખાખરાનાં ઝાડ કાંટાવાળાં હોય છે. તે ૧૫ થી ૨૦ ફીટ બરડા ડુંગરમાં ઉંચાં વધે છે, પણ બીજી જગોએ તે ૪૦ થી ૫૦ ફીટ ઉંચા થાય છે. એને ખાખરા કે પનરવાની પેઠે ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે, તે શિયાળે ખરી જાય છે. ફૂલ રાતા રંગનાં પનરવા જેવાં વસંતઋતુમાં આવે છે, તે વેળા એનાં ઝાડ ઘણાં સુંદર દેખાય છે, અને દૂરથી ઓળખાઈ આવે છે. શીંગો (ફલ) ઉન્હાળો બેસતાં પાકે છે.

**મૂળ**–ઘણાં જાડાં ને કઠણ હોય છે, તે જમીનમાં ઉંડાં બેસેલાં હોય છે. તેની છાલ ભૂરા રાતા રંગની, રસભરી, ચીવટ અને રેસાવાળી હોય છે. તે જખમી કરતાં તેમાંથી રતાસલેતો ચીકણો રસ નીકળે છે, જે થોડીવારમાં ઘટ્ટ થઇ જામી જાય છે. તે જામ્યા પછી ખાખરાના ગુંદર જેવો દાણાદાર દેખાય છે. આ ગુંદર અને છાલનો સ્વાદ ઘણો તૂરો હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેની અંદરનું વચલું લાકડું સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે, અને તેની કોરપરની છાલમાંથી રતાસલેતો પ્રવાહી ઝરે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી અર્થાત થડ ½ થી ૧ કે ૧½ ફુટ જાડું થાય છે. તેઉપર ખડબચડી, બૂચ જેવી પોચી, ભૂરા ધોળા કે પીળા રંગની જાડી છાલ હોય છે. તેનાપર ઉંડા ઉભા ચીરા પડેલા હોય છે. અંદરની છાલ પણ પોચી ને દાણાદાર હોય છે. શાખાઓપરની છાલ મજબૂત રેસાવાળી હોય છે. કોમળ શાખાઓ ભૂરા ધોળા રંગની હોય છે, તેઉપર બુઠ્ઠી અણીવાળા કાંટા હોય છે. શાખાનો આડો કાપ કરી જોતાં તેમાં ૩ ચક્રો દેખાય છે. વચલું ચક્ર ભૂરા રંગનું, રસભર્યું ને ચળકતું હોય છે, ને તેથી બહારનું ભૂરા ધોળા રંગનું, સછિદ્ર, અને તેથી બહારનું છાલનું ચક્ર પણ ભૂરા રંગનું હોય છે. શાખાપરની અંદરની છાલ લીલા રંગની ઉગ્રવાસ તથા કડવા ને તૂરા સ્વાદવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી ૩ થી ૬ ઇંચ લાંબી, સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી ને રૂંછાળવાળી હોય છે. તે થડમાં વિશેષ જાડી હોય છે. ત્રેખડામાંનાં બાજુનાં બે પાન મુખ્ય ડીટડીપર વચલાં પાનથી ૧ કે ૨ ઇંચ હેઠાં આવેલાં હોય છે, અને વચલું પાન મુખ્ય ડીટડીને ટેરવે આવેલું હોય છે. એ ત્રણે પાનની ખાસ ડીટડી ઘણી ટુંકી હોય છે, અને મુખ્ય ડીટડી બાજુનાં બે પાનથી ઉપર બહાર નીકળતી હોય છે. એ ત્રણે પાન ૨ થી ૬ કે ૯ થી ૧૦ ઇંચ લાંબાં અને બહુધા તેટલાંજ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની ભૂરી ભૂરા વાળની રૂંવાટીવાળી હોય છે. ઉપરની સપાટીપર પણ વખતે થોડી રૂંછાળ હોય છે. કોમળ પાન ભૂરા કે ધોળા રંગની મખમલી રૂંવાટીથી બન્ને બાજુ ભરાયલાં હોય છે. પાનમાંની નસો નીચેની સપાટીએ વધારે સ્પષ્ટ દેખાતી હોય છે. રોશની તરફ પાન રાખી આઇ-

---

* ગ્રાંટ મેડિકલ કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ કનેથી સાંભળ્યું છે કે:–"वनस्पतिविद्या (Botany) એ અરસિક કે શુષ્ક વિદ્યા છે" પણ પનરવાનું વૃક્ષ જ્યારે અમૃત જેવા મીઠા રસથી ભરાયલાં સુંદર રાતાં શુકનાસા જેવા આકારનાં ફૂલોના ભારથી ભરાયલું હોય છે, ત્યારે તેને ખરેખર રસિક હૃદયથી અને શાસ્ત્રીય દૃષ્ટીથી અવલોકન કરી તેઓ નિહાળશે તો સાચેજ તેઓનાં હૃદય શુષ્કતા મુકી એમાં રહેલાં અમૃતનું પાન કરી અમૃત જેવાંજ રસરૂપ થશે.

પનરવાનાં ફૂલોની પુષ્પધારણ કરનારી સળીપરની તેઓની ગોઠવણ, ફૂલોની કળી અને ઉઘડેલાં ફૂલોની આકૃતિ, તેઓનો રંગ અને તેઓની અંદરની રચના, એ ખરેખર એક અવર્ણનીય સુંદરતા અને અનહદ કારીગરીની વસ્તુ છે. અને તે જે દિલભરે (ઇશ્વરે) બનાવેલી છે, તે કોઇ **રસ્કિન** (Ruskin) જેવા અદ્ભુત અવલોકનશક્તિ ધરાવનારાએ દિલભરીનેજ જોવા લાયક છે.

ગ્લાસમાં જોવાથી પાનની નસોવચ્ચેનું જાળીકામ બહુ સુંદર દેખાય છે. પાનનો આકાર બહુધા પનરવાનાં પાનના આકારને મળતો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી રાતા રંગની હોય છે. તે સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી થાય છે. તે ૪ થી ૧૦ ઇંચ લાંબી હોય છે. એ સળીના છેડા પાસે ઘણુંકરી ફૂલો ઘણાં પાસે પાસે આવેલાં હોય છે, અને એ જગાએ તેનાપર ભૂરા વાળની રૂંવાટી અને વખતે ભુરકી પણ હોય છે. ફૂલ એક પછી એક અનુક્રમે નીચેથી ઉપર તરફ ઉઘડતાં જાય છે. તે ૧½ થી ૨ ઇંચ લાંબાં અને કેસુડાં કે પનરવાનાં ફૂલ જેવાં વાંકાં હોય છે. એકજ બિંદુ પાસેથી ઘણુંકરી ૧ થી ૩ ફૂલ નીકળેલાં હોય છે. ફૂલ દેખાવમાં જો કે ઘણાં સુંદર હોય છે, પણ તેમાં સુગંધી હોતી નથી. ફૂલની ડીટડી રાતી હોય છે. તે ½ ઇંચ લાંબી, ને તેનાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. તે મથાળે પુ૦ બા૦ કોષ સાથે, અને તળિયે પુષ્પ ધારણ કરનારી સળી સાથે સાંધાથી બેઠેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે તળિયેથી જોડાયલાં અને મથાળે બે ઓષ્ઠ પેઠે દેખાતાં હોય છે. એ બે ઓષ્ઠ જેમ જેમ ફૂલ મ્હોટું થતું જાય છે તેમ તેમ ઉંડા ચીરાતા જાય છે, તે શીંગ પાકયા સુધી તદન તળિયાં સુધી ચીરાઇ જાય છે. તે પાંખડીઓથી ટુંકા હોય છે. તેનો રંગ પીળાસલેતો રાતો, ને તેનાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં મુખ્ય પાંખડી સૌથી મ્હોટી રાતા નારંગીઆ રંગની હોય છે. તેની અંદરની બાજુ પીળાસલેતા લીલા રંગની ઉભી નસો હોય છે, જે અત્યંત સુંદર અતલસી બાનક જેવી દેખાય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબી અને ½ થી ૧ ઇંચ પોહોળી હોય છે. તેનું ટેરવું વિભાગિત હોય છે. બાકીની ૪ પાંખડીઓ એથી ટુંકી હોય છે. તે પીળાસલેતા ધોળા રંગની હોય છે. તેમાં બાજુની ૨ પાંખ પાંખડીઓ ½ ઇંચ લાંબી હોય છે, અને વચલી હોડીનાં તળિયાં જેવી જોડાયલી ૨ પાંખડીઓ ૫ લાઇન લાંબી હોય છે, ને તેમાં વખતે રાતી છાયા હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે, તેમાં ૧ છૂટું, ને ૯ તળિયે જોડાયલાં હોય છે. વખતે દશમું પણ કોઇવાર તળિયે જરા જોડાયલું હોય છે. તંતુ લીસા, ચળકતા, તળિયે રાતા રંગના અને મથાળે પીળાસલેતા ધોળા હોય છે. પરાગકોષ પીળાસલેતા ભૂરા હોય છે, અને પરાગરજ પણ ભૂરી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય લીલા રંગનો હોય છે, તેનાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. નલિકા લીસી, રાતા રંગની ને મથાળે સહેજ વાંકી હોય છે. નલિકાગ્રમુખ પણ જરા વાંકવળતું હોય છે.

**શીંગ**–(ફલ) નાહાની ને કાચી હોય છે ત્યાર સુધી તેનાપર ભૂરી રૂંવાટી હોય છે, પણ જેમ જેમ તે મ્હોટી ને પાકી થતી જાય છે, તેમ તેમ તેનાપરથી રૂંવાટી ખરતી જાય છે, અને અંતે તે લીસી થઇ જાય છે. તેનો રંગ ભૂરાસલેતો કાળો હોય છે. તે બન્ને છેડે સાંકડી-થતી વચમાં ગોળ અને પોહોળી હોય છે, તેથી તેનો આકાર (ગોળ) ગાંઠીઆ જેવો દેખાય છે. તેનાં ટેરવાંપર વાંકી વળેલી ઝીણી અણી જોવામાં આવે છે. (તે ફૂલમાં સ્ત્રીકેસરનલિકા મથાળે વાંકવળતી આપણે જોઇ આવ્યા છીએ, તેજ વાંકી અણીરૂપ હવે થઇ રહેલી છે.) શીંગ ૩ થી ૫ ઇંચ લાંબી હોય છે, તેમાં આદિબીજ ૪ થી ૮ હોય છે, પણ પૂર્ણ સ્થિતિએ માત્ર ૨ થી ૪ રજ બીજ આવેલાં જોવામાં આવે છે. શીંગ તદન પાકયા પછી એક કોરપરથી ઉભી ચીરાય છે, અને તેમાંનાં બીજ કેટલાક દિવસો સુધી ચીરાયલી કોરપર થોડાં બહાર દેખાતાં રહે છે. પછી તે બીજ પવન કે પક્ષી દ્વારા ત્યાંથી નીકળી જાય છે. શીંગ અંદરથી લીસી ને ભૂરા મખમલ જેવાં સુંવાળાં ચળકતાં અસ્તરવાળી હોય છે. અને તેમાંનાં દરેક બીજવચ્ચે ગાદીજેવો પોચો પણ ચીવટ ગાભો હોય છે, અને શીંગને બન્ને છેડે પણ એવોજ ગાભા જેવો પદાર્થ રહેલો હોય છે, જે બીજ ખરી ગયા પછી સુકાઇ નીકળી જાય છે. (આ શીંગની અંદરની રચના બહુ જોવા લાયક છે.)

**બીજ**–લંબગોળ ચોળાનાં બીજ જેવાં હોય છે. તે ૩ લાઇન લાંબાં ને ૨ લાઇન પોહોળાં હોય છે. તે કાચાં હોય છે ત્યારે પીળાસલેતાં લીલાં ને રાતી પટીવાળાં હોય છે. પણ પાકી જાય છે ત્યારે ભૂરા લીલા રંગનાં થઇ જાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પનરવા જેવા.

**૬–ઉપયોગ**–ઢોરને લાંણુ લાગી હોય તો જંગરીયા ખાખરાનાં મૂળ અને થડની છાલને વાટી તેનો લેપ ઢોરને કરવામાં આવે છે. તેથી લાંણુ ખરી જાય છે. જંગરીયા ખાખરાનાં પાન પણ પનરવાનાં પાનની પેઠે વાટી પોટીસ તરીકે ઉપયોગમાં લેવાય છે. એનાં પાન ગરમકરી વાળાના સોજાપર બાંધવામાં આવે છે. અજીર્ણ અને કફ ઉપર એનાં પાનનો રસ મધમાં અપાય છે. એનાં ફૂલ અને કાચી શીંગો રંગના કામમાં વપરાય છે. એની શીંગો ઢોર બહુ ખાય છે. એનું લાકડું પોચું અને હલકું થાય છે. તેનાં તલવારનાં મીઆન, છબીનાં ચોગઠાં અને કેટલીક જાતનાં રમકડાં બનાવવામાં આવે છે. એનાં

લાકડાંને તરત જીવાત બેસી જાય છે. તેથી એનું લાકડું લાંબો વખત ટકી શકતું નથી. માટે એનું લાકડું બહુધા બળતણ તરીકે વપરાય છે.

**૭-સ્થાનક**-એનાં ઝાડો ડુંગરમાં છૂટાંછવાયાં ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં ઘણીખરી જગોએ થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એ ઝાડમાં ફૂલોનાં લંગર આવે છે, અને પાન ખાખરાની પેઠે ત્રણ ત્રણ ભેળાં હોવાને લીધે એને (લંગર ઉપરથી જંગર) **જંગરીયો ખાખરો** કેહેતા હશે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૮૮.

**૧-શાસ્ત્રીયનામ**-Butea frondosa.

દૃષ્ટાન્ત-H. II. p. 194; N. p. 88; Watt. I. p. 548; રૂ. નિ. પા. ૪૮૨.

**૨-દેશીનામ**-ખાખરો (પો૦+ગુ૦). पलस (म०); पलास, ढाक, टेसुकाझाड (हिं०); पलाश, किंशुक (सं०); Bastard teak (ઈં૦).

**૩-વર્ણન**-ખાખરાનાં ઝાડને સૌ કોઈ ભારતવર્ષમાં સામાન્યરીતે ઓળખે છે. તે બરડા ડુંગરમાં ૧૦ થી ૧૫ કે કોઈવાર સારી તળીવાળી જગોમાં ૨૦ થી ૨૫ ફીટ ઉંચું થાય છે. ગુજરાત આદિ બીજા સ્થળોમાં તે વિશેષ ઉંચું વધે છે. પંચમહાલ ખાખરા માટે પ્રસિદ્ધ છે. તેનું થડ ઘણુંકરી ગાંઠાગડબાવાળું અને આડુંટેઢું અથવા ઘણીવાર સીધું પણ હોય છે. થડને હાલના સરકારી જંગલ ખાતાંના ઝાડ કાપવાના નિયમો પ્રમાણે વાઢયું હોય અર્થાત્ જમીન બરાબર સાફ કાપી (coppice) લીધું હોય તો તેમાંથી જે ફૂટ નીકળે છે તે સીધી અને સોટા જેવી પાંસરી થાય છે. એવી ફૂટ જ્યારે વધીને થડ જેવી જાડી થાય છે ત્યારે તે થડ બહુધા સીધું હોય છે. કુદરતી રીતે ખાખરાનું ઝાડ ઉગ્યા પછી તેને કુદરતી અથવા બીજી રીતે ઢોર કે મનુષ્યથી કંઈ હરકત ન થાય તો તેવાં ઝાડનું થડ પણ ઘણુંકરી સીધું થાય છે. ખાખરાનાં ઝાડમાં લાંબી અને જાડી શાખાઓ થોડી હોય છે પણ નાહાની નાહાની આડી અવળી ઘણી શાખાઓ તેમાં નીકળેલી હોય છે. કોમળ શાખાઓ ઉપર પરમકૃપાળુ ઇશ્વરે તેને ટાઢ, તડકા અને વરસાદની માઠી અસરથી બચાવવા માટે લીલાસ કે ધોળાસલેતા ભૂરા મખમલી ટુંકા વાળનું અસ્તર આપેલું હોય છે. ખાખરામાં મ્હોટા ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. તે શિયાળે ખરી જાય છે અને ફાગણ ચૈત્રમાં તે પાછા આવે છે, વસંતઋતુમાં ખાખરાને નારંગીઆ રાતા રંગનાં પતંગીઆં જેવા આકારનાં ફૂલો આવે છે. તેની કળી શુડાની ચાંચ જેવી વાંકી હોય છે. ફૂલ ઉઘડે છે ત્યારે ઘણાંજ સુંદર અને અજાયબ જેવાં દેખાય છે પણ એમાં સુગંધી હોતી નથી. એનાં ફૂલને કેસુડાં કહે છે. ખાખરામાં જ્યારે કેસુડાંનો ભરાવ હોય છે ત્યારે તે ઘણું સુંદર દેખાય છે. કોઈ કોઈવાર ઘણે છેટેથી તેનું આખું વન રાતું થઈ રહેલું જોવામાં આવે છે. ખાખરાની શીંગ ભૂરા મખમલી વાળથી ભરાયલી, લાંબી, ચપટી અને પોહોળી હોય છે. તે ચોમાસાંની શરૂવાતે પાકે છે ને તેમાં બહુધા એક બીજ હોય છે.

**મૂળ**-એનું ખીલામૂળ ભોંમાં ઉંડું ઉતરે છે. તેમાંથી કેટલાક જાડા અને ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે ગમે તેવી પત્થરવાળી જમીનમાં પણ પત્થર ફાડી પોતાનો રસ્તો કરે છે. મૂળની છાલ ઉપરથી ભૂરા, વચમાં રાતા, અને છેક અંદર સફેદ રંગની હોય છે. છાલ મૂળપરથી કાઢયા પછી રાતી થઈ જાય છે. તે મજબૂત ચીવટ અને રેસાવાળી હોય છે. તેની વાસ સુગંધિત અને સ્વાદ પ્રથમ મીઠો અને પાછળથી કડવાસલેતો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી અર્થાત્ થડ ½ થી ૧ કે કોઇવાર ૨થી ૩ ફીટ જાડું અને ભૂરા રંગનું હોય છે. જાડી શાખાઓ પણ તેવા જ રંગની હોય છે. તેપર ખડબચડી, જાડી ને પોચી છાલ હોય છે. જેનાપર ઉભા અને આડા ચીરા પડેલા હોય છે. અંદરની છાલ રાતી હોય છે. કોમળ શાખાઓ ઉપર વાળની રૂંવાટી હોય છે. છાલની વાસ કડવાસલેતી અને સ્વાદ ઘણો તૂરો હોય છે.

છાલમાંથી પોતાની મેળે અથવા તેમાં જખમ કરવાથી રતાસલેતો પ્રવાહી રસ નીકળે છે, તે ઠરીને ગુંદર જેવો થાય છે. એ પ્રથમ રાતો અને પાછળથી કાળાસલેતા રંગનો થઇ જાય છે. એ ગુંદર ઘણો બટકણો હોય છે, તેથી એના ઘણા નાહાના કકડા થઇ જાય છે. એ કકડા માણેક કે ચુની જેવા ચમકે છે.

**પાન**-આંતરે આવે છે, તે પસરાતાં અને ત્રણ ત્રણ ભેળાં હોય છે. તેનો ત્રેખડો ૮ થી ૧૬ ઈંચ લાંબો હોય છે. પાનની મુખ્ય ડીટડી સ્લેટપેનથી વખતે પેનસીલ જેવી જાડી અને ૩ થી ૮ ઇંચ લાંબી હોય છે; તે થડમાં વિશેષ જાડી હોય છે. ત્રેખડામાનાં પાનની ખાસ ડીટડી ઘણી ટુંકી હોય છે. પણ વચલાં પાનની તે ડીટડી નીચે લાંબી સળી હોય છે. ત્રેખડામાંનાં બાજુનાં બે પાન વચલાં પાન કરતાં નાહાનાં અને વાંકલેતાં અંડાકાર ૪ થી ૮ ઈંચ લાંબાં હોય છે.

વચલું પાન વચમાં ઘણું પોહોળું, ટેરવે ગોળાઇલેતું, બુઠું કે અંદર બેસતી ખાંચવાળું અને તળિયે સાંકડું-થતું હોય છે. એ ત્રણે પાનની અંદરની નસો પાનમાં બન્ને સપાટીએ ભૂરા રંગના વાળની રૂંવાટીથી ભરાયલી સ્પષ્ટ દેખાતી, સામસામી કે આંતરે આવેલી હોય છે. તે ઉંચી ચઢતી ને કોઇવાર બે ફાંટાવાળી પણ હોય છે. એ નસોવચ્ચેનું પાનમાનું જાળીકામ પાનની નીચેની સપાટીપર નરી આંખે દેખાય છે, પણ પાનને રોશની તરફ ઉભું ધરી **આઇગ્લાસમાં** તેની ઉપરની સપાટી-પર જોવાથી તેમાંની અર્ધપારદર્શક સૂક્ષ્મ રચના તો બહુજ સુંદર દેખાય છે, તે જોવા લાયક છે. કોમળ પાન નરમ અને બન્ને સપાટીએ મખમલી હોય છે. પણ તે મ્હોટાં થાય છે, ત્યારે તેપરની રૂંવાટી ઓછી થઈ જાય છે, અને પાન જરા અક્કડ થાય છે ત્યારે તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકો દેખાય છે. ઉપરની સપાટી ચળકતી અને જરા ખરસટ હોય છે, અને નીચેની ભૂરી રૂંવા-ટીને લીધે સુંવાળી લાગે છે.

પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. એની વાસ જરા સુગંધિત અને સ્વાદ તૂરો કડવાસલેતો અને પાછળથી ગળચટો જણાય છે. પાનને થોડીવાર ચાવ-વાથી મોઢામાં ઘણા રસનો જમાવ થાય છે પણ પાછ-ળથી મોઢું ખરસટ થઇ જાય છે.

**ઉપપાન**–નાહાનાં, વાંકવળેલાં, અને રૂંવાટીથી ભરા-યલાં હોય છે.

**ફૂલ**–કોમળ શાખાઓ ઉપર પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે, તે ½ ફુટ કે તેથી લાંબી અને ૨ થી ૩ લાઇન જાડી હોય છે. તેનાપર લીલાસલેતા કાળા મખમલ જેવા સુંવાળા વાળનું અસ્તર આવેલું હોય છે. એ સળીપર આંતરે અને જરા છેટે છેટે અથવા ઝુમખાની પેઠે ઘણાંજ પાસે પાસે ઘણાં ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ¾ થી ૧ ઇંચ લાંબી અને ⅛ ઇંચ જાડી હોય છે. તે ફૂલની ટોપી નીચે સાંધાથી બેઠેલી હોય છે. તે પુષ્પ ધારણ કરનારી સળીથી કંઇક ફીકા રંગની, નીચી નમતી, અને જરા મરડાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, એ પત્રો જોડાઇને એ કોષ એક પોહોળી પ્યાલી કે ટોપી જેવો બનેલો હોય છે. તેનાપર વિશેષ કાળાસલેતા ગીચોગીચ મખમલી વાળનું અસ્તર હોય છે; તે ½ ઇંચ લાંબો અને મુખ પાસે એક બાજુ તેટલોજ પોહોળો અને બીજી બાજુ સાંકડો હોય છે. તેનાં મુખપર તેનાં પત્રોના એક બાજુ ત્રણ અને બીજી બાજુ બે દાંતા દેખાતા હોય છે. એ કોષ અંદરથી લીલાસલેતો ચળકતો અને મખમલ જેવો સુંવાળો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે ૨ ઇંચ લાંબી હોય છે. એ પાંચ પાંખડીઓમાંની સૌથી બહારની **મુખ્ય** પાંખડી ૧ થી ૧½ ઇંચ પોહોળી, ટેરવે સાંકડીથતી, અને તળિયે પીળાસલેતા ધોળા રંગની હોય છે. તેને તળિયે ચપટી અને ટુંકી ડાંડલી અને સૂક્ષ્મ સુંદર ચાંડલો હોય છે. એ પાંખડીની ઉપરની સપાટીનો રંગ ફૂલની બીજી પાંખડીઓ કરતાં ઘેરો નારંગિયો રાતો હોય છે, અને તેની નીચેની સપાટીપર રૂપેરી મખમલી વાળનું અસ્તર હોય છે; ફૂલ ઉઘડયા પછી એ મુખ્ય પાંખડી તેની અત્યંત રંગિત સુંદર ઉપ-રની સપાટી સ્પષ્ટ રીતે બહાર દેખાય તેમ નીચી ઢળી જાય છે. **પાંખ** અર્થાત્ બાજુની બે પાંખડીઓ વચલી બે પાંખડીઓ સાથે છૂટી પડી શકે એવી રીતે અડધી જોડાયલી રહે છે, ને અડધી ઉપરથી નીચી નમી જાય છે; એ ખરેખર અધવચથી નીચી નમતી પક્ષીઓની પાંખો જેવી દેખાય છે. એ બન્ને પાંખડીઓ વાંક-વળેલી ને ટેરવે સાંકડી હોય છે. અને એને તળિયે પણ ધોળા રંગની નાહાની ડાંડલી હોય છે. **હોડી** અર્થાત્ વચમાંની બે પાંખડીઓની ઉપરની કોર એક બીજી સાથે ઘુંઘટના બે પટની પેઠે જોડાઈ તેનો આકાર અર્ધ-ચંદ્રકાર ઘુંઘટ અથવા હોડી જેવો બનેલો હોય છે. એ અર્ધચંદ્રાકાર ઘુંઘટ અથવા હોડીની અંદર પું–અને સ્ત્રી–કેસરો તેની પેઠેજ વાંકવળેલાં અને ઢંકાયલાં હોય છે. એ બે પાંખડીઓ પણ પાંખ પાંખડીઓના જેવાજ આકારની પણ તેથી જરા પોહોળી હોય છે. એ પાંચે પાંખડીઓને તળિયે જે નાહાની ડાંડલી હોય છે તે તે પાંખડીઓના હલન ચલનમાં મીજાગરાનું કામ કરે છે. જે આપણે **વિશેષ વિવેચન**માં નિહાળશું.

**પુંકેસરો**–૧૦ હોય છે, તેમાં એક છૂટું અને ટુંકું હોય છે. તે મુખ્ય પાંખડીની પાસે આવેલું હોય છે; અને નવના તંતુઓ એક બીજા સાથે જોડાયલા હોય છે. તે વચલી પાંખડીઓમાં આવેલાં હોય છે. એ કેસરો પીળાસલેતા ધોળા રંગનાં, લીસાં, ચળકતાં, અને પાંખડી જેટલાં લાંબાં હોય છે. નવ કેસરો જોડાઇને જે નળિ-કાકાર પટી બનેલી હોય છે તે તળિયેથી ઉભી ચીરા-યલી હોય છે. પરાગકોષ અને રજ ઘણુંકરી ભૂરા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે નવ પુંકેસરોના તંતુઓ જોડાઇને બનેલી નલિકાકાર પટીની વચ્ચે આવેલી હોય છે, ને તે તેનાથી જરા લાંબી હોય છે. ગર્ભાશય જરા પોહોળો અને ચપટો હોય છે. અને તેનાપર ગુલાબી છાયાલેતા સફેદ મખમલી વાળનું અસ્તર હોય છે. નલિકા

અર્ધચંદ્રાકાર વાંકી, પાતળી, ચળકતી, લીસી અને પીળાસલેતા ધોળા રંગની હોય છે. નલિકાગ્રમુખ નલિકાને મથાળે સૂક્ષ્મ બિંદુ જેવું હોય છે.

**શીંગ**–(ફલ)–૫ થી ૮ ઇંચ લાંબી અને ૧½ થી ૨ ઇંચ પોહોળી હોય છે. તેનો રંગ ફીકો લીલો અને તેનાપર ભૂરા રંગની રૂંવાટી આવેલી હોય છે. તેની નીચે જરા જાડી, ગોળ ને ½ ઇંચ લાંબી ડીટી હોય છે. શીંગની બન્ને કોરપર ધાર બંધાયલી હોય છે. તે એક કોરપર પાતળી અને બીજીપર જાડી હોય છે. શીંગનાં ટેરવાં પાસે માત્ર એકજ બીજ હોય છે, અને ત્યાં શીંગ સાંકડી થયેલી હોય છે. શીંગ સુકાય છે ત્યારે તેનો રંગ ફીકો ભૂરો થઈ જાય છે અને તેની ઉપર જાળીદાર નસો સ્પષ્ટ દેખાય છે. એ નસો બન્ને કોર તરફથી નીકળી વચમાં એક બીજી જાળીઓમાં મળી જાય છે. શીંગ બીજ પાસેથી પોતાની મેળે ફાટે છે અને વખતે તેને કેટલાંક પક્ષીઓ કાતરી નાંખે છે.

**બીજ**–૧ થી ૧½ ઇંચ લાંબાં અને ૧ ઇંચ પોહોળાં હોય છે. તે ચપટાં ચળકતાં અને લંબગોળ હોય છે. તે ઉપર ધોળું પાતળું પડ હોય છે. પણ બીજ સુકાય છે ત્યારે તે પડ રાતું થઈ જાય છે. બીજ અંદરથી ધોળાસલેતાં પીળાં હોય છે. બીની વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો તેલીયો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, પૌષ્ટિક, કૃમિઘ્ન, મૂત્રલ, સારક અને દંભક.

**૬–ઔષધીય ઉપયોગ**–ખાખરાનાં મૂળની છાલનો કાઢો સંગ્રહણી અને ઝાડા ઉપર અપાય છે. મોઢું પાકયું હોય તો એ કાઢાના કોગળા કરાવે છે. સ્ત્રીપ્રદર ઉપર એ કાઢાની પીચકારી આપવામાં આવે છે. છાતીમાંથી કફમાં લોહી પડતું હોય તો ખાખરાની તાજી છાલનો રસ પવાય છે. જખમ ઉપર ખાખરાની છાલ પાણીમાં ઘસી ચોપડવાથી તે તરત રૂઝાય છે; અને તેના ઉકાળાથી સડતાં ચાંદાં, ભાઠાં ને ગડગુંબડાં ધોવાથી તેપર અંગુર આવવા માંડે છે. ખાખરાની ભસ્મ મૂત્રલ દવાભેળી વપરાય છે. ખાખરાનાં પાનનો ઉકાળો પણ ઉપર કહેલ દરદોમાં તેમ જ કૃમી, હરસ અને પેટના ચુંકાપર અપાય છે. પાનનાં વરાળિયાં પીશાબ ન છૂટતો હોય તો પેડુ ઉપર અને વા તથા રસવિકારના સોજાપર પણ બાંધવામાં આવે છે. એનાં પાનને પાણિમાં ઉકાળી તે પાણીમાં તાવવાળાના પગ બોળી રાખવાથી તાવની ગરમી ઓછી થાય છે. કોમળ પાનને પાણીમાં વાટી તેની લેપડી ગડગુંબડાંપર મુકાય છે.* પાનની રાખ મીઠાં તેલમાં મેળવી ખરજવાં અને ઢોરનાં ભાઠાં કે સડતાં ચાંદાંપર ચોપડવામાં આવે છે. ખાખરાનાં ફૂલ અર્થાત્ કેસુડાંને પાણીમાં ગરમ કરી પેડુપર બાંધવાથી પીશાબ બંધ હોય તો તરત છૂટે છે. કેસુડાંનો ઉકાળો પીશાબ ન આવતો હોય તો પીવા પણ અપાય છે. અને તેનો ઉપયોગ સંગ્રહણી ઉપર પણ થાય છે. ખાખરાનાં બીજને **પિત્તપાપડા** કહે છે. તેને પાણી અગર છાસમાં ઘસી દાદર અને વીંછીના ડંખપર ઘણાઓ ચોપડે છે. એ બીજ જરા **ઝેરી** છે, એને ઘસી ચોપડવાથી ચામડી લાલ થાય છે, ને વખતે ફોલ્લા ઉઠે છે. પિત્તપાપડાને બાળી તેની ભસ્મ ચોખાનાં ધોણમાં કષ્ટાર્તવ, નષ્ટાર્તવ અને કસુવાવડવાળી સ્ત્રીને અપાય છે. પેટમાં કીરમ પડયાં હોય તો તેપર પિત્તપાપડાનો ઉપયોગ કરવામાં આવે છે. ખાખરાના ગુંદરને **ચુનિયો** ગુંદર, **કમરકસ** અથવા ખાખરાનો ગુંદ કે ગુંદર કહે છે. તેની ભૂકી સંગ્રહણી, અતિસાર અને છાતીમાંથી પડતાં લોહી ઉપર અપાય છે. એ ગુંદર બાલક અને નાજુક બાંધાની સ્ત્રીઓને પણ થોડી તજની સાથે આપી શકાય છે. એની માત્રા ૫ થી ૧૦ કે વખતે ૩૦ ઘઉભાર સુધીની અપાય છે. એ ગુંદર ઘણા થોડા વજનમાં કાથાની જગોએ વાપરી શકાય છે. શરીરના દુખાવાપર એ ગુંદરનો લેપ કરવામાં આવે છે.

"૧–પલાશાંજન–રતાંજળી એક ભાગ, સૈંધવ બે ભાગ, હરડે ત્રણ ભાગ અને ખાખરાનો ગુંદ ૪ ભાગ તેને બારીક વાટી ચૂર્ણ કરવું.

૨–પલાશકલ્ક–પીતપાપડો, નશોત્તર, ખુરાસાની અજમો, કપીલો, વાવડીંગ અને ગોળ એને પાણીમાં વાટી લુગ્દી કરવી.

પલાશકલ્ક પણ જન્તુ નાશ થવાને માટે છાશની સાથે અપાય છે. પલાશકલ્કની અંદર નસોત્તર હોવાથી તે ઉપર રેચ આપવાની જરૂર નથી. પલાશાંજન વેલ અને કૃષ્ણમંડળના ફુલાં ઉપર અત્યંત ઉપયોગી છે. ખાખરાની રાખમાં પોટાસનો ભાગ રહેલો છે અને બીજી યોગ્ય દવા સાથે તેની દંભકવર્તિ બનાવવામાં આવે છે.

માત્રાઃ–પલાશ બીજ બે વાલ, ગુંદ બે વાલ, પલાશકલ્ક બે વાલ" (ડા૦ વી૦ ઝી૦)

"ખાખરો જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, વીર્યને વધારનાર અને ઉષ્ણ છે. તેનું બી સ્નિગ્ધ અને કફને મટાડનાર

* આ સ્વસ્થાનના ઓડદર ગામના રબારી લોકો ૧૯૦૨ ની સાલની મરકી દરમિયાંન ખાખરાનાં કોમળ પાનની લેપડી ગરમ કરી મરકીની ગાંઠપર બાંધતા હતા, તેથી કેટલાકની ગાંઠ ફૂટી આરામ થયો હતો.

છે. કહે છે કે પીત્તપાપડા ( ખાખરાનું બી ) ને બાળી તેની રાખ પીવાથી ગર્ભ રહે છે. તેમજ તે રાખ દૂધ તેમજ હીંગની સાથે પીવાથી ગર્ભપાત થાય છે." ( વૈ૦ શા૦ મ૦ ગો૦ )

"ખાખરાનાં ફૂલ ગરમ છે. એ ફૂલ ઉકાળી તેના પાણીથી નાય તો બાળક છોકરાંને કપાણુ લાગ્યું હોય તો મટે છે. ફૂલ વાતલ છે, કફ, પિત્ત, રક્તવિકાર, મૂત્રકૃચ્છ્ર, તરશ, દાહ, વાતરક્ત, કુષ્ટ મટાડે છે, શીતલ અને ગ્રાહી છે. પલાશપાપડો ઘણો કડવો છે, એમાં વિષ છે. ઘણો ખવાય તો નુકશાન કરે છે, જરા ગોળની સાથે દેવાથી કૃમિને ટાળે છે, વાટીને ચોપડવાથી દાદર, કોઢ, વીગેરે મટે છે, કુષ્ટ, ગુલ્મ, પ્રમેહ, અર્શ, શૂલ એ સર્વેને મટાડે છે. પીત્તપાપડાની અંતરધુંમ કાળી ભસ્મકરી ઝીણી વાટી વાલ ૧ ચોખાના પાણી સાથે ઋતુના દિન ૪ દેવાથી ગર્ભ ન રહેતો હોય તે સ્ત્રીને ગર્ભ રહે છે. ગર્ભ રહ્યા પછે સાબુ ચોખાની દૂધ સાથે કાંજી પીવાથી પ્રજા સારી થાય છે. ખાખરાનાં કુંણાં કુંપળાં કૃમિ તથા વાને મટાડે છે." (વૈ૦ ૩૦).

**સામાન્ય ઉપયોગ**—ખાખરાનાં મૂળની છાલમાંથી રેસા નીકળે છે તેને આ સ્વસ્થાનના લોકો **ખાખરાનોવાંક** અથવા **વાંક** કહે છે. એ વાંક ધોળો, ટુંકો અને ખરસટ હોય છે. તેનાં દોરડાં, દોરી અને ખાટલા ભરવાનું વાણ બનાવવામાં આવે છે. એની દોરીમાંથી કુંભાર લોકો માટી ભરવાનાં **લગડાં** (ગધેડાંપર રાખવાનાં) બનાવે છે. ડાંડીની છાલમાંથી જે **વાંક** અથવા રેસા નીકળે છે તે ભૂરાસલેતા રાતા અને જરા નરમ હોય છે. એ રેસાઓનો પણ ઉપર પ્રમાણેજ ઉપયોગ કરવામાં આવે છે. ખાખરાનું લાકડું ટકાઉ હોતું નથી તેથી તે બળતણના કામમાં વિશેષેકરી વપરાય છે. ( ખાખરાનાં લાકડાં ખેડુ લોકોને શેરડીમાંથી ગોળ પકાવાની ભઠ્ઠીમાં બાળવા આ સ્વસ્થાનમાં મફત લઇ જવા દેવામાં આવે છે. આવાં બલતણને અહિનાં લોકો **વારી** કહે છે. ) તેમ એનાં લાકડાનાં ખેડુલોકો કોદાળી, પાવડા વિગેરેના હાથાઓ બનાવે છે. રબારી લોકો પોતાના કુબા અર્થાત્ ઝુપડાં બનાવવામાં ખાખરાનું લાકડું થાંભલી કે વળીની જગોએ વાપરે છે. ખાખરાનાં લાકડાંની રાખ રંગમાં વપરાય છે. ખાખરાનાં પાનની પતરાવડી અને દૂના (દડીઆ) બનાવવામાં આવે છે. પાનની ડીટડીનું કેટલાક લોકો દાતણ કરે છે. ઉન્હાળે ખાખરાનાં પાન પાકે છે ત્યારે ભેંસ ગાય અને બકરાં આદિ જનાવરો તે ખાય છે. ખાખરાના દૂના અર્થાત્ પડિયામાં રાખેલો પદાર્થ કાચના વાસણ પ્રમાણે બગડતો **નથી**, અને ગુણ સુવર્ણપાત્ર જેવો આપે છે. ખાખરાના પડિયામાં રાત્રે પાંણી ભરી રાખી સવારે ગાળી પીવાથી ત્રિદોષ મટે છે.

ખાખરાનાં ફૂલ રંગના કામમાં વપરાય છે, તેનો પીળો રંગ થાય છે તે વિશેષેકરી હોળી ઉપર લુગડાં રંગવાના કામમાં વપરાય છે.

**વૉટ સાહેબે** પોતાના કોષમાં ખાખરા વિષે ઘણી હકીકત આપી છે તે જિજ્ઞાસુએ વાંચવા લાયક છે.

૭—**સ્થાનક**—કોબી કરાર તેમજ કાદી અને ખડાવાળી જમીનમાં ખાખરાનાં ઝાડ ઘણાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં થાય છે.*

૮—**વિ૦ વિવેચન**—ખાખરાનાં સુકાં પાનને પવન લાગવાથી તેનો એક બીજાંમાં **ખડખડ** અવાજ થાય છે તે ઉપરથી એને **ખાખરો** કહેતા હશે.

**પલાશ** એ સંસ્કૃત નામનો અર્થ પત્ર એવો થાય છે. **કિંશુક** એ સંસ્કૃત નામનો અર્થ જાણે શુડાની ચાંચ ન હોય! એવો થાય છે, મતલબ કે એનાં ફૂલ શુડાની ચાંચ જેવાં રાતાં ને વાકાં થાય છે. અને કેસુડાં, **કેશુડાં** તેમજ **ટેશુ** એ પણ **કિંશુક** ઉપરથી નીકળ્યાં હશે.

ખાખરાનું લાકડું પવિત્ર મનાય છે. તે યજ્ઞના સમિધમાં વપરાય છે. ખાખરાની લાકડી બ્રાહ્મણના છોકરાને જનોઈ દેતી વખતે ખભાપર ધારણ કરાવે છે તેને દંડ કહે છે.

ખાખરાનાં પાનના ત્રેખડામાનું વચલું પાન વિષ્ણુ, ડાબું **બ્રહ્મા** અને જમણું **શિવ** એમ એ પાનને **ત્રિપુટી** અથવા **ત્રિમૂર્તિ** માની તેની પુજા કરે છે.

ખાખરાનાં ફૂલ અર્થાત્ કેશુડાં દેખાવમાં અત્યંત સુંદર હોય છે. ને તેની સાથે વળી તેની સુંદરતા વધારવા માટે વાદળી કે કાળા રંગની તેની નીચે મખમલી ટોપી આવેલી હોય છે. અસલની રસજ્ઞ સ્ત્રીઓ એનાં ફૂલના ગુચ્છા વાળમાં ગેંદ કે વેંણીની જગોએ રાખતી, અને એનાં ફૂલ કાનમાં કર્ણફૂલ (earrings) તરીકે પહેરતી, તેથી કવિયોએ એનાં ફૂલની સુંદરતા વખાણેલી છે, પણ એમાં સુગંધી ન હોવાને લીધે વૃંદનું કહેલું યાદ આવે છે કેઃ—

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં ખાખરાનાં ઝાડ છૂટાં છવાયાં ઉગે છે. તોપણ ગોઢાણાં અને નલિયાધાર રક્ષિત જંગલોના દક્ષિણ ભાગમાં તે વિશેષ જોવામાં આવે છે. એ શિવાય રાણાવાવ, ભોદ, અણીઆળી, સણોસરીનેસ અને વારોતરા એ ગામોની કાદીમાં અને રાણાસર તળાવના **ઝેર**માં ખાખરાનાં ઝાડ ઘણાં ઉગે છે. પોરબંદર તલપત પાસે વનાણાં અને ધરમપુરની સીમમાં પણ તે જથાબંધ થાય છે. રાણાવાવ અને ભોદગામની વચ્ચે પડતર જમીનમાં કેવળ ખાખરાજ ઉગે છે. ને તેથી એ જગોનું નામ **ખાખરવાડ** પડેલું છે. હાલ ત્યાંથી ખાખરા કાપી જમીન ખેડમાટે ખુલ્લી કરવામાં આવે છે. એ જગોનાં ખેતરો **ખાખરવાડનાં ખેતરો**ને નામે ઓળખાય છે.

"ये दोनों कहां पाइयें, सोनां और सुगंध ॥"

તેમ એવું પણ ઘણી જગોએ જોવામાં આવે છે કે એક ગુણ હોય તો બીજો ન હોય. તેપરથી કવિ રતનસી અંજારીઆએ કહ્યું છે કેઃ–

"एक अधिक गुण होय तो एक न्यून गुण होय ॥
कागलफूल करमाय नहि सुगंधि तेमां नोय ॥"

શુકનાસા કેશુડાંનાં ફૂલનો ભ્રમ કરાવે છે, અને ભ્રમર જાંબુનાં ફૂલનો ભ્રમ કરાવે છે, માટે **ભ્રમરાષ્ટક**માં કહ્યું છે કેઃ–

"पलाशकुसमभ्रान्त्या शुकतुण्डे मधुव्रतः ।
पतत्येष शुकोऽप्येनं जंबुभ्रान्त्या जिघांसति ॥"

**સારઃ**–ભમરો શુડાની ચાંચને કેસુડાંનું ફૂલ સમજી તેપર બેઠો એટલે શુડે ભમરાનો કાળો રંગ જોઈ જાંબુના ફૂલની ભ્રાન્તી કરી તેનો પ્રસાદ કરવા તૈયાર થયો.

ખાખરાનાં ફૂલ સુંદર થાય છે, પણ ફૂલમાં કંઈ માલ હોતો નથી, માટે, ઉપરના આડંબરથી ભમીને કોઈની પાસેથી સારાં ફલ મળવાની આશા ધરી તેનું સેવન કરવા લાગેલા કોઈ ગુણી જનને જોઈ તેને સુચના દેવા માટે કવિ પોપટને કહે છે કેઃ–

"**सवैयो**–नहिं गंध लगारहि अंध अरे । बनिबंध रह्यो अब तूं जिनतें ॥ चिर भावहि जो फल आसधरी । तबतो दुखकों लहिहो तिनतें ॥ कवि स्याम कहे तरु किंसुकको यह । जानत क्यों न बुधीबिनतें ॥ लखि रंग सुरंग सुवा सुनहू । द्विजकों न छले न गये इनतें ॥" સાર સ્પષ્ટ છે.

ઉપર ખાખરાનાં સામાન્ય વર્ણનમાં કહેવાઇ ગયું છે કે ફૂલ **પતંગીઆં** જેવા આકારનાં અને અજાયબ જેવાં થાય છે. અને ફૂલની પાંખડીના વર્ણનમાં એમ લખેલું છે કે પાંખડી નીચે નાહાની ડાંડલી હોય છે તે મીજાગરાનું કામ કરે છે. આ ખૂબી હવે અવલોકિયે.

પતંગીઆં જેવા આકારનાં ફૂલો ઘણુંકરીને જન્તુઓ મારફત ફલિત થાય છે. માટે એનો આકાર પતંગીઆં જેવા જંતુઓ જેવો હોય છે. આવાં ફૂલોમાંની બધી પાંખડીઓ એક સરખી હોતી નથી, પણ પાંચ પાંખડીઓમાંથી એકાદી સૌથી પોહોળી, બીજી સાંકડી, તેમજ એકાદ પાંખડી ફૂલના આગળના ભાગમાં, બીજી વચમાં બે બાજુએ, અને બે તેની વચમાં કે સૌથી નીચે ફૂલના નીચેના ભાગમાં, એમ આવેલી હોય છે. એકજ ફૂલમાંની પાંચ પાંખડીઓ અને બીજા અવયવોનો કદ, રંગ, આકાર અને સ્થાનમાં કેટલીક જાતનું વિલક્ષણપણું જોવામાં આવે છે. એ વિલક્ષણપણું જંતુઓને તેવાં ફૂલનો કેવી રીતે સમાગમ કરવો અને તેમાંથી શી રીતે અમૃત અથવા મધ લેવું તે શીખવે છે, માટે પતંગીઆં જેવા વિલક્ષણ આકારનાં ફૂલોમાં પતંગીઆં કે મધમાખ આદિ જંતુ જ્યારે એ ફૂલ પાસે આવે છે ત્યારે એ ફૂલના અમુક ભાગપર બેસે છે. અને તેના બેસવાથી ફૂલના વિભાગોમાં એક યંત્રની પેઠે હલનચલન થાય છે. એ હલનચલનથી ફૂલમાંની પરાગરજ તે જંતુના શરીરપર વેરાય છે. આવી રીતે પરાગરજથી ખરડાયલો જંતુ એક ફૂલમાંથી બીજાંમાં અને બીજાંમાંથી ત્રીજાં ફૂલમાં જાય છે. અને ત્યાં એક ફૂલમાંની પરાગરજ બીજાં ફૂલમાં ખરે છે.

હવે ખાખરાનાં ફૂલમાં પણ ઉપર કહેલી વિલક્ષણતા તેના અવયવોમાં છે. અને તેનાં ફૂલ મ્હોટાં હોવાથી તેના અવયવો સ્પષ્ટ દેખાય છે, માટે તે આપણે તપાસીએ.

ખાખરાનાં ફૂલમાંની સૌથી પહોળી ને ઉપરની પાંખડી જેને આપણે **મુખ્ય પાંખડી** કહીએ છીએ તે બીજી પાંખડીઓથી બહાર આવેલી છે, અને તે અંદરની બાજુ બીજી પાંખડીઓ કરતાં વધારે ઘેરા રંગની અને ઘણીજ દેખાવડી છે. તેની ડાંડલી ફૂલ ઉઘડયા પછી એક ભંડારીઆંના મીજાગરાની પેઠે બહારની બાજુ વાંકી વળે છે, તેથી આખી પાંખડી નીચી ઢળી જાય છે. અને એક ભંડારીઆનું ઢાંકણું ઉઘાડયું હોય તેમ એ પાંખડી નીચી વળી જવાથી ફૂલની અંદરની બીજી પાંખડીઓ દેખાય છે. આ પાંખડી અત્યાર સુધી ફૂલના બીજા તેનાથી નાહાના વિભાગોને ઢાંકી રક્ષણ કરી રહી હતી, તે હવે એ કામ મુકીને બીજું નવું કામ કરવા નિયત થઈ છે. એ નવું કામ તે તેની સુંદરતાથી જંતુઓને એ ફૂલ તરફ આવવાને લલચાવવાનું છે. આ પાંખડીનો મનોહર રંગ જોઇ મધમાખી જેવા જંતુઓ બે રીતે મોહ પામીને તે ફૂલ તરફ ઘણા પ્રેમથી આવે છે. અને આવીને તે ફૂલમાંની બાજુની બે **પાંખ પાંખડીઓ**માંથી ગમે તે એક પાંખડીપર ઉતરે છે. તેથી ફૂલની વચેની અથવા સૌથી નીચેની બે પાંખડીઓ કે જેની કોર એક બીજી સાથે જોડાઇને એક ઘુંઘટ અથવા **હોડી** જેવા આકારની થયેલી હોય છે, તે તેની નીચેની મીજાગરા જેવી ડાંડલીથી પાછળની બાજુ ધકેલાય છે. એટલે તેની અંદર ઢંકાયલાં પું-અને સ્ત્રીકેસરોનાં મથાળાં તે જંતુના શરીર તરફ તેનાથી બહાર આગળ હડસેલાય છે. અને તેથી પરાગરજ મધમાખી આદિ જંતુના શરીરપર છંટાય છે. હવે જે નવ પુંકેસરોના તંતુઓ જોડાઇને એક બાજુથી ચીરાયલી નળી થયેલી છે, તેની અંદર તેને તળિયે અમૃત અથવા મધ રહેલું હોય છે. એ મધ ચુસવા માટે મધમાખ આદિ જંતુ જ્યારે પોતાની વાળ જેવી બારીક શૂંઢ એ નળીની અંદર દાખલ કરવા યત્ન કરે છે, ત્યારે એ

નળીની ઉભી ચીરની આગળ જે એક છૂટું અને ટુંકું દશમું પુંકેસર હોય છે તે તેની શૂંઢને સદરહુ નળીની અંદર જવા રસ્તો આપે છે. આટલા માટે જ તે નળી એક બાજુથી ચીરાયલી હોય છે. અને તેમાં જવાનો માર્ગ એક છૂટાં પુંકેસરથી રક્ષિત થયેલો હોય છે. વાહ! વાહ! કેવી યુક્તિ! જાણે અમૃતની રક્ષા માટે એક પેહેરેગીર રાખેલો છે. પણ મધમાખી કે પતંગીઆંને તે લેવાની પરવાનગી છે.

એક મધમાખી ફૂલમાંથી મધ ચૂશીને ઉડી જાય તો પાછું ફૂલ જેવું પ્રથમ હતું તેવુંજ થઇ જાય છે. અર્થાત્ પાછાં પું–અને સ્ત્રીકેસરો ઘુંઘટવાળી પાંખડીમાં ઢંકાઇ જાય છે. એથી એક મધમાખ ઉપર જેટલી પરાગરજ પડી તેટલી ગઇ, પણ બાકીની હજુ જેમની તેમ પરાગકોષપર સચવાઇ રહે છે. આ કુદરતની અપૂર્વ વિલક્ષણતા છે! વળી બીજીવાર તે અથવા બીજી મધમાંખ (જંતુ) એજ ફૂલના સમાગમે આવે તો તેને એ ફૂલ પાસે આવવાનો રસ્તો બતાવવા તેની મ્હોટી પાંખડીનો રંગીન વાવટો, તેને હીંડોળાપાટપર હીંચકવા અને નૃત્ય કરવા પાંખ–પાંખડી, તેનાપર પુષ્પવૃષ્ટિ થવા તરીકે પરાગરજ, અને છેવટે તેનું ગળ્યું મોઢું કરાવા માટે ફૂલમાંનો મધ, એ સઘળું તૈયાર છે.

કહો! જ્યાં આટલી આગતા સ્વાગતા થાય ત્યાં જવાને કોણ ન રાજી હોય? **"એસા ગોરતો હમ-કુંભી દિલાઓ"**

ઉપર પ્રમાણે એક ફૂલમાંથી બીજાંમાં અને બીજાંમાંથી ત્રીજાંમાં એમ એકમેકમાં મધમાંખી આદિ જંતુઓ પરાગરજ લઇ જાય છે. ને તેથી પરસ્પર ફૂલોમાં વિવાહ થાય છે. આ વિવાહો ચાતુરમાસ અને વસંત ૠતુમાં વધારે થાય છે. જાતે જાતનાં ફૂલોની બનાવટ અને કાર્ય નોખાં; અને તેઓનો જૂદાં જૂદાં જંતુઓની સાથેનો સંબંધ પણ તેવોજ છે. ઇશ્વરની આવી અદ્ભૂત લીલા જેણે જાણવી હોય તેણે ઇશ્વરનાં રચેલાં વનસ્પતિરાજ્યનો સારો અભ્યાસ કરવો જોઇએ. એ અભ્યાસ રસરહિત નથી, પણ મનોરંજક છે. એ કેવળ મનોરંજક નથી, પણ તેની સાથે દુનિયાંદારીનાં દરેક વ્યવહારિક કામકાજમાં યુક્તિ પ્રયુક્તિ પણ દર્શાવનારો છે. આ વિષયમાં નીચેનાં પુસ્તકો વાંચવા જેવાં છે.T

T Beauties of Nature, અને Nature series on British wild flowers relation to insects. by Sir John Lubbock, Bart, M. P. & C. & C. નાં એ બે પુસ્તકો; તેમજ Flowers their origin, Shapes, Perfumes & colours–by J. E. Taylor F. G. S. F. L. S. નું ઉપલું પુસ્તક. તથા ગુજરાતીમાં સ્વર્ગવાસી નારાયણ હેમચંદ્રનું લખેલું "વનસ્પતિ તત્વજ્ઞાન."

ખાખરો એ આસ્તે આસ્તે વધનારૂં ઝાડ છે. પણ એકવાર જમીનમાં તેનાં મૂળિયાં બરાબર બેઠાં અને મજબૂત થયાં એટલે પછી તેના ઉપરથી ગમે તેટલા સંસ્કાર થાય તોપણ જમીનમાં તેની જડ રહી હોય તો તેમાંથી એ ઝાડ ફોળી નીકળે છે. એનાં ઝાડ ઘણાં વર્ષ જીવતાં નથી.*

ખાખરાની શીંગોમાંથી બીજ કાઢવાં જરા મુશ્કેલ છે. માટે બીને ઇજા ન આવે એવી રીતે શીંગને બી સોતી બી જેટલા ભાગમાં કાતરી અથવા તોડી તે જમીનમાં વાવી દેવાથી ૪ થી ૫ દિવસમાં બી ઉગી નીકળે છે. એના રોપને ૨ થી ૩ પાન આવે એટલે તે જાથુકની જગાએ વાવવા અથવા ઉંડાં કુંડામાં કાઢી લેવા જોઇએ. કેમકે એનાં મૂળ રોપના પ્રમાણમાં ઘણાં લાંબાં થાય છે. અને તે જમીનમાં ઘણાં ઉંડાં જાય છે. એના રોપ જાથુકની જગોએ સારી રીતે વવાયા પછી એનાં મૂળ જમીનમાંથી ખોરાક લેવા લાગ્યાં, એટલે તેને પાણીની દરકાર રહેતી નથી, જંગલોમાં તે પોતાની મેળે પણ વરસાદ પડયા પછી ઉગે છે.

ખાખરાનાં પાન કાચાં હોય છે, ત્યારે ઘણુંકરી ઢોર ખાતાં નથી. કેમકે તે વખતે તે ઘણાં કડુછાં લાગે છે, પણ તે પાકવા આવે છે ત્યારે ગાયો અને વિશેષ કરી ભેંસો એ બહુ ખાય છે.

એનાં પાન વિશેષ ખાવાથી ભેંસોમાં દૂધ વધે છે, એમ બરડાના રબારી લોકો કહે છે.†

* પોરબંદર સ્વસ્થાનમાં તો પથ્થર અને કાદીવાળી છીછરી જમીન હોવાને લીધે, તેમજ તેનો ઘણોજ ઉપયોગ હોવાને લીધે તે વિશેષ કપાઇ જતાં હોવાથી તેનો વિસ્તાર થોડો થાય છે. પણ એ ઝાડ દુકાળની વખતે ઢોરો અને મનુષ્યોને અત્યંત ઉપયોગી થઇ પડે છે. માટે એનો ઘણો વિસ્તાર કરવો જોઇએ.

† છપ્પનિયા દુકાળમાં જ્યારે બીજી વનસ્પતિ ઉન્હાળા પહેલાંજ સુકાઈ ગઇ હતી ત્યારે ખાખરાનાં ઝાડ ભર ઉન્હાળે ઘણાં ફોલ્યાં હતાં. આ સ્વસ્થાનના **કાળા ડાંસાનેસ**ના રબારીઓની તમામ ભેંસો ખાખરાનાં પાન ઉપર ઉન્હાળે જીવતી રહી હતી. તેવીજ રીતે રાણાવાવ, ભોદ, અણીઆળી અને આદિત્યાણાં ગામની ભેંસો પણ તે ગામની સીમમાં થતા ખાખરાનાં પાન ખાઇ નિભી હતી. આદિત્યાણાં ગામથી કાટવાણે જતાં ગાડા મારગની બાજુએ ખેતરોને શેઢે ખાખરાની ગીચ ઝાડી છે. તેનાં પાનપર બોરીચા બખરલા અને કાટવાણાંનાં ઢોરોનો ઉન્હાળે નિભાવ થયો હતો.

એ દુકાળ વખતે ખંભાળા અને સણોસરી તળાવપર ૫ થી ૧૦,૦૦૦ દુકાળિયાં કામે લાગેલાં હતાં. તેઓને ત્યાં રહેવા માટે ઝુપડાં ખાખરાનાં લાકડાં ને પાનનાં કરી આપવામાં આવ્યાં હતાં. એ છાપરાં બાંધવાને પણ ખાખરાની છાલમાંથી રેસા કાઢી શીંદરીની જગોએ તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આથી સ્વસ્થાનને પૈસાનો ઘણો બચાવ થયો હતો. આદીત્યાણાં, કાળાઢાંસા અને અમરદડ ગામનાં ગરીબ દુકાળિયાં ખાખરાનાં

## વર્ગ (લેગ્યુમિનોસી).

### નંબર ૧૮૯.

**૧-શાસ્ત્રીયનામ**-Canavalia ensiformis.

દૃષ્ટાન્ત અથવા ઉલ્લેખ-H. II. p. 195; N. p. 88. Watt. II. p. 97; રૂ. નિ. પા. ૬૩૬.

**૨-દેશીનામ**-તરવારડી, તરવારડીની વેલ, તલવારડી (પો૦) પરણોડીયાની વેલ (ગુ૦); गोवारी, गावरा, कीसमारी, आवई (म०); कडसम्बल, खडसम्बल (हिं०); अशिशिम्बी, खडगशिम्बी, शिम्बी ( सं० ).

**૩-વર્ણન**-તરવારડીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે, તે ઘણા લાંબા થાય છે. તે ઝાડ કે વાડ

---

પાન વાઢી પોરબંદરમાં પતરાવડી અને પડીઆ કરવા માટે વેચવા લાવતાં હતાં; અને તેથી તેઓ **રીલીફ** કામ ઉપર નહિ જતાં પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. આ સ્વસ્થાનનાં જે ગામની સીમમાં ખાખરા ઉગે છે તે ગામના ગરીબ લોકો ખાખરાનાં પાનને સુકાવી તેની ઝુડીઓ બાંધી ગાડાનાં ગાડાં ભરી હમેશા પોરબંદર વેચવા લાવે છે. અને તેથી સારે વર્ષે પણ તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે.

આ સ્વસ્થાનમાં ખાખરાનાં મ્હોટાં ઝાડ પાંચથી સાત વર્ષ સુધી કપાય નહિ તો પછી તે ઠરડાઇ જાય છે. અને વધતાં નથી. માટે ખાખરાનાં ઝાડને પાંચ વર્ષ રક્ષિત (Reserved) રાખી તેને સરકારી જંગલ ખાતાંના નિયમ પ્રમાણે જમીન બરાબર કાપવાં (coppice) જોઇએ, અને એવી રીતે કાપ્યા પછી તેની બહુ રક્ષા કરવી જોઇએ, કેમકે તેનાં થડમાંથી નીકળતી નવી ફૂટને ઢોર અગર માણસથી નુકશાન થાય નહિ તેની સંભાળ રાખવી જોઇએ. એવી રીતે ખાખરાનું ઝાડ કાપ્યા પછી બમણું કોળે છે, ને તેમાં ઘણી ફૂટ નીકળે છે. એટલુંજ નહિ પણ પહેલાં કરતાં નવી ફૂટ જાડી, ઉંચી અને સીધી વધે છે, ને તેમાં પાન પણ પ્રથમ કરતાં મ્હોટાં આવે છે.

આ સ્વસ્થાનનાં ગોઢાણાં જંગલમાં ઉમરીવાળી વોંકળીની છાવડમાં ખાખરાનાં ઘણાં ઝાડો હતાં. પણ તેનાં થડ આડાં અવળાં હતાં. અને તે ઠરડાઇ જવાથી તેમાંથી ભાગ્યેજ નવી શાખાઓ નીકળતી હતી. તેપરથી એ તમામ ઝાડોનાં થડની બેઠક ૬ થી ૯ ઇંચ જમીનપર ઉંચી રાખી તે ઝાડો કાપી લઇ જવાનો સ્વસ્થાન તરફથી ઇજારો આપવામાં આવેલો હતો. તે કપાઇ ગયા પછી બેઠકો વાંસલેથી સુધારી ગુંમજ જેવા આકારની કરી લેવામાં આવી હતી. ત્યારપછી એ ઝાડોમાંથી જે નવી ફૂટો નીકળી તે તરસા જેવી સીધી, અને પહેલેજ વર્ષે ૬ ફીટ ૮ ઇંચ લાંબી અને ૩ થી ૪ ઇંચ વ્યાસની થઇ હતી.

એવી રીતે કાપવાથી (coppice) ઘણાં ઝાડોમાંથી સારી ફૂટ નીકળે છે, માટે કેટલાંક ઝાડો સરકારી જંગલખાતાં તરફથી એવીજ રીતે વાઢવામાં આવે છે એ વિષે-

Mr. Bagneris પોતાનાં *Elements of Sylviculture* (London 1882) માં લખે છે કે:-

"The way in which the stools are cut, exercises, beyond all contradiction, more influence than anything else on the production of shoots and the well-being of the coppice. We must take into consideration the kind of inplements to use, as well as the shape to give to the surface of section and the height at which the stool should be cut. In every case, care must be taken not to split the stool or disunite the bark from the wood, so as to prevent water from permeating through between the two."

સરકારી જંગલ ખાતામાં ઝાડ કાપવાના કેટલાક નિયમો કરેલા છે. અને તે નિયમાનુસાર ઝાડો કાપવામાં આવે છે. તેથી તે ઝાડોનું લાકડું વિશેષ બગડતું નથી. ઝાડને જમીન બરાબર અથવા જમીનથી ½ થી ૧ કે ૧½ ફુટની ઉંચાઇએથી કાપી લેતાં જમીનપર જે તેના થડનો ભાગ રહે છે તેને ઝાડની **बैठक** (stool) કહે છે. એ બેઠક જો નિયમાનુસાર કપાયલી હોય તો તેમાંથી ઘણી સારી નવી ફૂટ નીકળે છે. પણ બેદરકારીથી ગમે તેમ કાપી હોય તો તેમાંથી નીકળતી નવી ફૂટ સીધી સારી અને મજબૂત થતી નથી. માટે કોઇ પણ ઝાડ કાપ્યા પછી તેની બેઠકમાંથી સારી ફૂટ થવાની આશા રાખવામાં આવતી હોય તો તેવાં ઝાડને કાપવામાં નીચે પ્રમાણે તો ચોકસ સંભાળ રાખવી જોઇએ કે:-

૧-ઝાડ કાપવાના ઓજાર સારા તીક્ષ્ણ ધારવાળા વાપરવા.

૨-કરવત વાપરવી નહિ. કેમકે તેથી ઝાડની બેઠક સાફ કપાયાને બદલે થોડી ઘણી ચીરાય અને છુંદાય છે. જેથી તેની ઉપરની સપાટી ખંડિત અને પોચી થાય છે, ને તેદ્વારા બેઠકમાં વરસાદનું પાણી અગર બીજી રીતે ભીનાશ ઉતરવાથી તે તરત સડવા માંડે છે.

૩-ઝાડ કાપ્યા પછી તેની બેઠકનો એવો આકાર બનાવવો જોઇએ કે જેથી તેપર પડતું વરસાદનું પાણી તેમાં નહિ ઉતરતાં આજુબાજુ ઢળી જાય. અર્થાત્ તેનો આકાર લીસા **ડોમ** કે ગુંમજ જેવો વાંસલાથી કરવો જોઇએ.

૪-જમીનની સપાટીથી કેટલી ઉંચી બેઠક રાખી ઝાડ કાપવું તે ઝાડની જાત અને આજુબાજુની જમીનની ઉંચાઇ નીચાઇ વગેરે ઘણી બાબતોના વિચારપર આધાર રાખે છે, તોપણ સામાન્ય રીતે ઝાડના કદ પ્રમાણે ½ થી ૧ કે ૧½ ફુટ જેટલી ઉંચી બેઠક રાખી ઝાડ કાપવામાં આવે તો ઘણુંકરી હરકત રહેતી નથી.

૫-દરેક વખતે એટલી તો સંભાળ ખાસ કરી રાખવી જોઇએ કે, થડની બેઠક ચીરાય નહિ, તેમ તેપરની છાલ પણ ચીરાય કે થડનાં લાકડાંથી જુદી પડે નહિ. કેમકે છાલ ચીરાય અથવા થડપરથી ઉખડી પડે તો છાલ અને લાકડાં વચ્ચે ભીનાશ જવાથી નવી ફૂટને હાની થાય છે.

ઉપર પ્રમાણે ઝાડને થડવઢ (coppice) કરવાથી કેટલાંક ઝાડોની બેઠકમાંથી નવી ફૂટ સારી અને સબળી નીકળે છે, અને કેટલાકમાં ઘણી સંભાળથી કાપ્યા છતાં પણ નબળી ફૂટ થાય છે. વળી કેટલાકમાં ભાગ્યેજ ફૂટ નીકળે છે. માટે તમામ જાતનાં ઝાડોને ઉપર પ્રમાણે કાપવાથી તેની બેઠકમાંથી સારીજ

વગેરેની ઓથ મળે તો ૧૫ થી ૨૦ ફીટ ઉંચા ચઢી જાય છે. અને નહિ તો જમીનપર આડાઅવળા પસરાય છે. તેના વેલા જરા જાડા ને મજબૂત હોય છે. એને ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. ફૂલ ફીકાં કે ઘેરા ગુલાબી રંગનાં અથવા જાંબુડી છાયાલેતાં હોય છે. તેમાં ગુલાબનાં ફૂલને મળતી સુગંધી હોય છે. શીંગ (ફલ) લાંબી ને જાડી હોય છે.

**મૂળ**–આંગળીથી અંગુઠા જેવાં કે વખતે તેથી થોડાં જાડાં હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળી ૪ થી ૬ એક ફીટ લાંબા ચોતરફ ફેલાયલા હોય છે. એ ફાંટાઓમાંથી વળી થોડા ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. છાલ ભૂરા રંગની ને તે અંદર સફેદ હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી અંગુઠા જેવી અને શાખાઓ આંગળી જેવી જાડી થાય છે. કોમળ શાખાઓ સ્લેટપેનથી સુતળી જેવી પાતળી હોય છે. ડાંડી ભૂરા રંગની અને શાખાઓ લીલા કે રતાસલેતા રંગની હોય છે. કોમળ શાખાઓનો રંગ વખતે એક બાજુ લીલો ને બીજી બાજુ રતાસલેતો અથવા ભૂરો જાંબુડો હોય છે. તેપર ફીકા ધોળા રંગનાં સૂક્ષ્મ છાંટણાં અને સફેદ વાળની આછી રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે વાલોળ કે ગુવારની પેઠે ત્રણ પાનના ત્રેખડા હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની વિશેષ ચળકતી, લીસી અને ફીકી હોય છે. પાનની બન્ને સપાટીપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાનના ત્રેખડામાંનાં બાજુનાં બન્ને પાનની લંબાઈ ૩ થી ૬ ઈંચની ને પોહોળાઈ ૨ થી ૫ ની હોય છે. વચલું પાન ૩ થી ૭ ઈંચ લાંબું ને ૩ થી ૬ પોહોળું હોય છે. એ ત્રણે પાનને ટેરવે નાહાની બુઠ્ઠી અણી હોય છે. બાજુનાં બે પાનની કોર વિષમ અર્થાત્ અંદરની કોર કરતાં બહારની જરા પોહોળી હોય છે. અને એ બન્ને પાનનો આકાર સામાન્ય રીતે લંબગોળ હોય છે, પણ વચલું પાન વચમાં પોહોળું અને બન્ને છેડે સાંકડુંથતું હોય છે. પાનની ડીંટડી ઉપરની બાજુ નીકવાળી હોય છે. તેપર સફેદ વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. પાનને ચોળવાથી તેની વાસ ઉગ્ર અને ચાવવાથી સ્વાદ ચીકણો, ખારાસલેતો કડવો, અને થોડીવાર પછી પાછો મીઠાસલેતો જણાય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે $\frac{3}{4}$ થી ૧ ફુટ કે વખતે ૨ ફીટ ને ૪ ઈંચ લાંબી અને $\frac{1}{8}$ થી $\frac{1}{4}$ ઈંચ જાડી હોય છે. તેને છેડે તેના $\frac{1}{4}$ ભાગમાં ફક્ત ૨૦ થી ૪૦ શેક ફૂલો આવેલાં હોય છે. અને તેના તેટલા ભાગપર સફેદ વાળની ગીચ રૂંવાટી હોય છે. બાકીનો તેનો $\frac{3}{4}$ ભાગ લીસો ને ચળકતો હોય છે. અને તેપર વખતે વાળની આછી રૂંવાટી પણ હોય છે. પુષ્પધારણ કરનારી સળીનો રંગ વખતે એક બાજુ લીલો ને બીજી બાજુ ભૂરો જાંબુડો કે રતાસલેતો હોય છે. ને તેપર સફેદ છાંટણાંની બાનક હોય છે. એ સળી તળિયે ઘણુંકરી જરા વાંકવાળી હોય છે, અને તેના જેટલા ભાગમાં ફૂલો આવેલાં હોય છે તેટલા ભાગમાં તેમાં બીજો વાંક હોય છે. જે ઘણુંકરી પહેલા વાંકથી વિરૂદ્ધ દિશાએ વળતો હોય છે. ફૂલ પ્રથમ ગુલાબી, પછી જાંબુડી છાયાલેતાં, અને કરમાય છે ત્યારે તે વિવેષ જાંબુડા કે આસમાની રંગનાં થઈ જાય છે. તે ૧ થી ૧$\frac{1}{4}$ ઈંચ લાંબાં અને ૧ થી ૧$\frac{1}{4}$ ઇંચ વ્યાસનાં હોય છે, ફૂલની ડીટડી ઘણી ટુંકી, લીલી ને ચળકતી હોય છે. ને તેપર સહેજ સફેદ વાળની છાંટ કે તેવા રંગની ભુરકી હોય છે, એ ડીટડી ગોળાઇલેતી લીલા રંગની નાહાની ગ્રંથીપર આવેલી હોય છે. તે દરેક ગ્રંથી એક બીજીથી જરા છેટે અને આંતરે આવેલી હોય છે. એ દરેક ગ્રંથીપર ૨ થી ૩ કે વખતે ૮ ઠેક ફૂલોની કળી આવતી હોય એમ જણાય છે. પણ તેમાંથી માત્ર ત્રણ પણ બહુધા બેજ ફૂલો પૂર્ણ સ્થિતિયે આવે છે. અને બાકીની કળી અધુરીજ ખરી જતી હોય એમ લાગે છે. કેમ કે વિશેષકરી ઉપર કહેલી દરેક ગ્રંથીપર બેજ ફૂલો પૂર્ણ સ્થિતિયે ઉઘડેલાં જોવામાં આવે છે.

**પુષ્પબાહ્યકોષ**–$\frac{1}{4}$ થી $\frac{3}{8}$ ઈંચ લાંબો હોય છે. તે ફીકા લીલા રંગનો લીસો ને ચળકતો હોય છે. તેપર ઉભી જાડી હાંસો ને સફેદ વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. તેનાં પત્રો ૫ હોય છે, તે નીચેથી જોડાયલાં

ફૂટ નીકળે એમ નથી. પણ કેટલાંક ખાસ એવાં ઝાડો છે કે જેની બેઠકમાંથી મજબૂત ફૂટ નીકળે છે. જે ઝાડોની બેઠકમાંથી ઘણી સરસ ફૂટ નીકળે છે, તેવાં આ સંસ્થાનમાં થતાં થોડાં ઝાડોનાં નામો નીચે પ્રમાણે છે:–

ખાખરો. શેણ. સીધસરો. શિરસ. શેમળો. શિવણ. લીંબડો. મવેડો. ઉમ. વડ. ખેર. જાંબુ. અરડુસો. આંબલી. પીપળો. ગોરડ. ગુંદી. બોરડી. ખીજડો.+ પીપળી. બાવળ.+ બ્રામણ. ટીંબરવો. વાલ. ઉમરો.+ ધાવડો. દુધલો. સાજડ. આસુંદ્રો. કડાયો. આલ. કારીખડો. મરખો. નગોડ. કોદારો ને ભમરછાલ.

જે ઝાડોનાં નામોની સામે+ ચોકડી મુકવામાં આવેલી છે, તે ઝાડોની બેઠકમાંથી આ સ્વસ્થાનમાં નવી ફૂટ તરત સારી થતી નથી; અને થાય છે, તો પાછળથી ખરાબ થઇ જાય છે.

આવી જાતના ઘણા નીયમો સરકારી જંગલ ખાતામાં શીખવવામાં આવે છે, તે ઘણા ઉપયોગી છે. પણ આ જગોએ આટલુંજ લખવું બસ છે, કેમકે કઇ જાતનાં ઝાડો કેવી જગોએ ક્યારે ને કેમ કાપવાં, એ વગેરે બાબત પોરબંદરનાં જંગલ ખાતાંની એક જુદીજ ચોપડી ઇશ્વરેચ્છા હશે તો લખવામાં આવશે, તેમાં લંબાણથી આપવામાં આવશે.

અને ઉપર જતાં તેના બે ઓષ્ટ (હોઠ) થયેલા હોય છે. જેમાંનો ઉપરનો ઓષ્ટ બે ગોળાઇલેતા છેડાવાળો ને નીચેનો ૩ સૂક્ષ્મ છેડાવાળો હોય છે. એ છેડા વખતે રતાસલેતા રંગના હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેમાં એક સૌથી બહારની મુખ્ય પાંખડી (સ્ટેન્ડર્ડ) ઘણી પોહોળી ને ટેરવે વિભાગિત થયેલી હોય છે, તે પાછળની બાજુ નીચી નમેલી હોય છે, તે તળિયે ધોળાસલેતા લીલા રંગની સાંકડી ચપટી ડાંડલીવાળી હોય છે, એ મુખ્ય પાંખડીની સામેની ચાર પાંખડીઓ સાંકડી અને વાંકી હોય છે. તેમાંની બે બહારની પાંખ (વિંગ્સ) પાંખડીઓ તળિયે ધોળી ડાંડલીવાળી ને તેથી જરા ઉપર ખાંચવાળી, અને વચમાં તે કોરપર સળવાળી હોય છે. અંદરની બીજી બે પાંખડીઓ જે હોડી (કીલ) જેવી હોય છે, તે એક બીજી સાથે મથાળાં તરફ સહેજ જોડાયલી હોય છે. પણ તે તરત છૂટી પડી જાય છે. તેની અંદર પું–અને **સ્ત્રીકેસરો** ઢંકાયલાં હોય છે. એ બે પાંખડીઓ પણ તળિયે ધોળી ડાંડલી ને ફાચરવાળી હોય છે. ઉપરની પાંચે પાંખડીઓ લીસી, ચળકતી, જરા જાડી અને વિભક્ત હોય છે. (એ પાંખડીઓની રચના બહુ જોવા લાયક છે).

**પુંકેસરો**–૧૦ હોય છે. તેના તંતુઓ લીસા, ચળકતા અને ધોળા રંગના હોય છે. તે એકબીજા સાથે નીચેના ભાગમાં જોડાઇ એક ગુચ્છ થયેલા હોય છે. એ તંતુઓ ઉપરના ભાગમાં છૂટા અને વાંકવળતા હોય છે. તેપરના પરાગકોષ ને પરાગરજ પીળાં હોય છે. પરાગકોષ વચમાં પોહોળા ને બન્ને છેડે સાંકડાથતા હોય છે. ને તે તંતુપર જરા અધવચ ઉપરથી ધરાયલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે લીલાસલેતા ધોળા રંગની હોય છે. તેના ગર્ભાશયપર સફેદ વાળની રૂંવાટી હોય છે. અને એનાં પડ એટલાં તો પાતળાં હોય છે કે, તેની અંદર આદિબીજ કેટલાં છે તે પડબહારથી ગણી શકાય છે. નલિકા વાંકવળેલી, ધોળી, લીસી, ચળકતી અને નીચે જરા જાડી થયેલી હોય છે. તેનાં ટેરવાંપર પીળા રંગનું ગોળ સ્નિગ્ધરસવાળું સૂક્ષ્મ મુખ આવેલું હોય છે.

**શીંગ**–(ફલ) પ્રથમ લીલા રંગની ને પાકીને સુકાય છે ત્યારે ભૂરા રંગની થઈ જાય છે. તે ૫ થી ૯ ઇંચ લાંબી અને ૧ થી ૧½ ઇંચ પોહોળી હોય છે. તે પ્રથમ ચપટી હોય છે. પણ જેમ જેમ તેની અંદરનાં બીજ ભરાતાં અને પાકતાં જાય છે તેમ તેમ શીંગ ઉપસીને ગોળાઇપર આવતી જાય છે. શીંગ બન્ને છેડે જરા વાંકવળતી અને ટુંકી અણીવાળી હોય છે. તેની સપાટી લીસી ને ચળકતી હોય છે. તોપણ તેનાપર સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. તે ડીટડી તરફ જરા સાંકડી ને ટેરવાં તરફ પોહોળીથતી હોય છે. તે કાચી ને ચપટી હોય છે ત્યારે તેની એકજ કોરપર પાંચ ઉભી નસો દેખાય છે. અને તે પાકીને ગોળાઇપર આવે છે ત્યારે એક કોરપર પાંચ ને બીજીપર બે ઉભી નસો દેખાય છે. શીંગ કઠણ ને ચીવટ હોય છે. તે તદન સુકાઈ જાય છે ત્યારે તેને હલાવતાં તેમાંનાં બીજ ઘુઘરાની પેઠે વાગે છે. એ દરેક શીંગમાં ૭ થી ૧૨ બીજ હોય છે. કાચી શીંગની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તૂરો હોય છે.

**બીજ**–વાલોળીઆ જેવાં હોય છે. તે કાચાં હોય છે ત્યારે એકજ શીંગમાંથી વખતે ધોળાં, કાળાં કે ભૂરા રાતા રંગનાં નીકળે છે, અને સુકાય છે ત્યારે તેનો રંગ ઘણુંકરી ભૂરો કે કાળાસલેતો ભૂરો થઇ જાય છે. તેપર પીળા કે ફીકા ધોળા પટાની બાનક હોય છે. બીજ ½ ઇંચ લાંબાં અને ¼ ઇંચ પોહોળાં હોય છે. તેની સપાટી ચળકતી ને લીસી હોય છે. બીજ કઠણ અને અંદર સફેદ હોય છે. તે બે પાસેથી સેહેજ બેઠેલાં હોય છે. તેની કોરપર એક લાંબો ઘેરા ભૂરા રંગનો ચાંડલો હોય છે. તેમાં ત્રણ ઉભી લીટી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઝેરી, ગ્રાહિ, શોથઘ્ન અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–તરવારડીનું મૂળિયું પાણીમાં ઘસીને રસવિકાર અને વાળાના સોજાપર ચોપડાય છે. એનાં પાન પણ જરા ગરમ કરી એવા સોજાપર બંધાય છે. તેની લેપડી ગડ અને ગુંમડાંપર મેલાય છે. ઢોરનાં સડતાં ભાઠાંમાં જીવાત પડી હોય તો અહિંના રબારી લોકો તરવારડીનાં પાન વાટીને ભાઠાંપર બાંધે છે. તરવારડીનાં પાનનો રસ ધુપેલ તેલ સાથે મેળવીને ખસ ઉપર ચોપડાય છે. તરવારડીની શીંગને પણ **તરવારડી** કહે છે. તે કાચી હોય છે ત્યારે તેનું વાલોળની પેઠે શાક થાય છે. પણ પાકે છે ત્યારે તેમાનાં બીજનું શાક થઈ શકે છે. એનાં સુકાં બીજનું શાક બનાવવામાં આવતું નથી; તરવારડીનું શાક પૌષ્ટિક મનાય છે. પણ વધારે ખાવામાં આવે તો કબજીયત, બદહજમી, અને ચુંકો કરે છે. તરવારડીના વેલા ઘણા મજબૂત હોવાને લીધે કબાડી લોકો તેને લાકડાંની ભારી બાંધવાના કામમાં વાપરે છે. એના વેલા ઢોરના ખાધામાં વિશેષ આવે તો તેને આ ફરો થાય છે. તે વેલા સાંઢીયા બહુ ખાય છે, તરવારડીના વેલા ઉડતી રેતીપર ઉગી તેને ઉડતી અટકાવે છે.

**૭–સ્થાનક**–પોરબંદરની આસપાસ કાદીવાળી જમીનમાં, વાડીઓની વાડમાં, કંટાળા ને છત્રા બાવળનાં જાળાંઓમાં, ખેતર અને વાડીઓના શેઢા ઉપર અને ચોબારીપરના રેતીના ઢસા ઉપર તે ઉગતી જોવામાં આવે છે. બરડા ડુંગરપર તેના વેલા છૂટા છવાયા કેટલીક જગોએ ઉગે છે.

એ હિંદુસ્થાનમાં ઘણી જગોએ થાય છે.

**૮-વિશેષવિવેચન**-તરવારડીના વેલાની શીંગ તલવાર **જેવી** વાંકવળતી હોય છે, માટે તે **તરવારડી** કે તલવારડી કહેવાય છે. સંસ્કૃતમાં પણ એનું નામ **અશિ અને ખડ્ગશિમ્બી** છે તેનો અર્થ પણ એજ છે. આ તરવારડીને વાવવાથી તેની બે ચાર જાતો થઈ છે, જે શાકના કામમાં આવે છે.

---

## ( વર્ગ-લેગ્યુમિનોસી ).

### નંબર ૧૯૦.

**૧-શાસ્ત્રીયનામ**-C. obtusifolio.

દૃષ્ટાન્ત-H. H. p. 196; Watt. II. p. 98.

**૨-દેશીનામ**-અડબાઉ તરવારડી, અડબાઉ પરબોડીયા, (પો×ગુ૦).

**૩-વર્ણન**-એના વેલા તરવારડી કરતાં ટુકા હોય છે. પાન તેના જેવાં ત્રણ ત્રણ ભેળાં પણ તેનાં ટેરવાં બુઠ્ઠાં કે જરા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. શીંગ (ફલ) ૪ થી ૫ ઈંચ લાંબી, ૧ ઈંચ જાડી, લીસી અને ૪ થી ૬ બીજવાળી હોય છે.

એના વેલા ઘણુંકરી દરિયા કીનારાના રેતીના ઢસાપર અને કંટાળાઓનાં જાળાંઓમાં જોવામાં આવે છે.

એને સાંઢીઆ બહુ ખાય છે. એની શીંગોનું શાક કરવામાં આવતું નથી, કેમકે તે ઝેરી ગણાય છે. પણ તેનાં મૂળ અને પાનનો ઉપયોગ ઉપર કહેલી **તરવારડીના** જેવો કરવામાં આ છે. એના વેલા દરિયા કીનારે **આરવેલ** (Ipomœa biloba)ની સાથે ઉગવાથી ઉડતી રેતીનો સારી રીતે અટકાવ કરે છે.

એ હિંદુસ્થાનના માત્ર દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૯૧.

**૧-શાસ્ત્રીયનામ**-Pueraria tuberosa.

દૃષ્ટાન્ત-H. II. p. 197; N. p. 88; Watt. VI. part. I. p. 363; રૂ. નિ. પા. ૬૭.

**૨-દેશીનામ**-ફગીઓ, ફગડાનો વેલો, (કંદને) ફગીઆની ગાંઠ (પો૦); ખાખરવેલ, વિદારિ, વિદારિકંદ (ગુ૦); दारीं, वेंदरी, वींदरि, वेंदरिचायेल (म०), बीदार, वेलाईकंद, देदारीकंद, बीलाईकंद, पातालकंद (हिं०), विदारीकंद, कूंदपलाश, गजवाजिप्रिया (सं०).

**૩-વર્ણન**-ફગીઆના વેલા બહુ મજબૂત અને ૨૦ થી ૪૦ ફીટ કે એથી પણ લાંબા થાય છે. તે ઘણા ઉંચા ઝાડોપર ચઢી જાય છે. તેનાં પાન ખાખરાની પેઠે ત્રણ ત્રણ ભેળાં હોય છે. તે શિયાળે ખરી જાય છે. અને ઉન્હાળો બેસતાં પાછાં નવાં આવે છે. શિયાળે એના વેલામાં લાંબી લટ ઉપર ફીકા આસમાની રંગનાં ચોળાનાં ફૂલ જેવાં સહેજ મધુરી વાસવાળાં પતંગીઆંના આકારનાં નાહાનાં ફૂલો આવે છે. અને ફાગણ માસ પહેલાં ઘણુંકરી તેમાં શીંગ (ફલ) પાકીને ખરી જાય છે.

**મૂળ**-ના ફાંટા લાંબા અને જમીનમાં ઉંડા બેઠેલા હોય છે. તેમાં મ્હોટા કંદ કે ગાંઠા થાય છે. મૂળને ફાંટે એકાદ કંદ કે ગાંઠો જામી ફાંટો આગળ વધે છે, ને વળી તેમાં બીજો કંદ બેસે છે. અને એવી રીતે ફાંટો આગળ વધતો જાય છે, ને તેનાપર કંદ કે ગાંઠો બેસતો જાય છે. કોઇ કોઇવાર એવા ૫ થી ૧૦ કે વખતે તેથી વધારે કંદ પણ થાય છે. કંદનો આકાર સુરણની ચાકી જેવો અથવા લંબગોળ હોય છે. તે બહારથી ભૂરા રંગનો, ખચબડો અને અંદરથી સફેદ અને રસભર્યો હોય છે. તેની વાસ સહેજ જટામાસીને મળતી ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો ગળચટો લાગે છે.

તાજા કંદને કાપતાં તેની અંદરથી સહેજ ધોળો પ્રવાહી ઝરપે છે, જે થોડીવારમાં જરા ચીકણો થઇ જામી જાય છે. કંદના નાહાના કકડા કરી સુકાવ્યા હોય અથવા આખો કંદ એમનો એમ રાખ્યો હોય, તો ઘણા દહાડા રહી શકે છે. પણ તેને જખમી કર્યા પછી તે તરત બગડી જાય છે. જખમી થયેલો કંદ બહુધા ઉપરથી એવો જ દેખાય છે. પણ અંદરથી તે સુકાઇને કાળી રાખ કે મસી જેવો થઈ સુકાઈ હલકો થઇ જાય છે.

**ડાંડી અને શાખાઓ**-ફગીઆના વેલાની ડાંડી સુતળીથી તે કોઈવાર હાથની બાજુ જેવી જાડી થાય છે. તે લીસી, ચળકતી અને ઘેરા લીલા રંગની હોય છે. કોમળ શાખાઓ ઉપર વખતે ધોળા વાળની રૂંવાટી હોય છે. ડાંડીને તોડતાં તેમાંથી ઘણો તૂરો રસ નીકળે છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી સુતળીથી પેનસીલ જેવી જાડી અને ૬ થી ૧૦ ઈંચ લાંબી હોય છે. તેનાપર ઉપરની બાજુ સળંગ નીક હોય છે. તે થડમાં વાંકવળેલી ને વિશેષ જાડી થયેલી હોય છે. ને છેડે તેપર ત્રણ પાન આવેલાં હોય છે. તેમાં બે બાજુનાં પાન સામસામાં હોય છે. ને એક પાન વચ્ચોવચ્ચ હોય છે. એ ત્રણે પાનની ખાસ ડીટડી ઘણી ટુંકી હોય છે. તોપણ વચલાં પાનની ડીટડી નીચે ૨ થી ૩ ઈંચ લાંબી ડીટી કે સળી (stalk) આવેલી હોય છે. બાજુનાં બે પાન ૬ થી ૯ ઈંચ લાંબાં ને ૫ થી ૬ ઈંચ પોહોળાં હોય છે. વચલું પાન ૬ થી ૧૦ ઈંચ લાંબું અને ૫ થી ૮ ઈંચ પહોળું હોય છે. બાજુનાં બન્ને પાનની કોર વિષમ અર્થાત્ એક લાંબી બીજી ટુંકી હોય છે. અને વચલાં પાનની બન્ને કોર સરખી હોય છે.

એ ત્રણે પાન પાતળાં અને બન્ને બાજુએ ખરસટ હોય છે. ને તેપર ધોળી રૂંછાળ આવેલી હોય છે.

**ઉપપાન**–સૂક્ષ્મ હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી કે લટા લીલા રંગની હોય છે. અને તેનાપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. તે ૬ થી ૧૦ કે ૨૦ ઇંચ અથવા કોઇ કોઇ વાર ૨થી ૩ ફીટ જેટલી લાંબી થાય છે. તે સુતળીથી સીસાપેન જેવી જાડી હોય છે. એ લટામાંથી વખતે બીજી પણ ૩ થી ૫ ચેક નાહાની લટાઓ નીકળેલી હોય છે. લટાના છેડા તરફ ઘણુંકરી ફૂલોનો જમાવ ઘણો થયેલો હોય છે. અને એકજ બિંદુપરથી વખતે ૧ થી ૩ ફૂલ નીકળેલાં હોય છે. તે ¾ થી ⅞ ઇંચ લાંબાં હોય છે. ફૂલની ડીટડી પાતળી, ફીકા ધોળા વાળની રૂંવાટીવાળી, ને ½ થી ૧½ લાઇન લાંબી હોય છે. ફૂલના પુ૦ બા૦ કોષ નીચે બે સૂક્ષ્મ ફીકા આસમાની રંગનાં પુષ્પપત્રો આવેલાં હોય છે. તેપર વાળની રૂંવાટી વિશેષ હોય છે,

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે જોડાયલાં હોય છે. તેને મથાળે તેના ૩ અને ૨ એમ પાંચ દાંતા દેખાતા હોય છે. એ ત્રણ દાંતામાંનો વચલો દાંતો જરા લાંબો હોય છે. તે ફૂલ ઉઘડયા પછી પાછળ વળી જાય છે. આ આખા કોષપર તપખીરીઆ વાળની ગીચોગીચ રૂંવાટી આવેલી હોય છે. તે અંદરથી ફીકા, જાંબુડા કે આસમાની રંગનો હોય છે. તે ૨ થી ૩ લાઇન લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેમાં મુખ્ય અથવા સૌથી મ્હોટી પાંખડી ફીકા આસમાની રંગની ⅓ ઇંચથી કંઇક વધારે પોહોળી હોય છે. તે જરા પાછળવળેલી ને ટેરવે દ્વિવિભાગિત હોય છે. તેને તળિયે નાહાની ડાંડલી અને ફીકાસલેતા પીળા રંગનો ચાંડલો હોય છે. બે પાંખ પાંખડીઓ અર્થાત બાજુની બે પાંખડીઓ આસમાની રંગની અને અર્ધચંદ્રાકાર વાંકવળતી હોય છે. તેને તળિયે સફેદ ડાંડલી હોય છે. ડાંડલી પાસે તેની કોરના છેડા બહાર નીકળતા હોય છે. એ મુખ્ય પાંખડી કરતાં સાંકડી અને વચલી હોડી અથવા ઘુંઘટ જેવી થયેલી બે પાંખડીઓના કરતાં લાંબી હોય છે. વચલી બે પાંખડીઓ આસમાની રંગની જોડાઇને ઘુંઘટ કે હોડી જેવી થયેલી હોય છે. તેને જરા અડકતાં તે જૂદી પડી જાય છે. તેની અંદર પું–અને સ્ત્રીકેસરો ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે, જેમાંનું એક આગલું ઘણુંકરી ઉપરના ભાગમાં બીજાં ૯ કેસરો કરતાં વધારે છૂટું હોય છે. અને ૯ વિશેષ જોડાયલાં હોય છે. તંતુ ધોળા ચળકતા, લીસા ને પરાગકોષ લીલાસલેતા પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો નીચેનો ગર્ભાશય અર્થાત પેટાળનો ભાગ લીલાસલેતા પીળા રંગનો હોય છે. ને તેનાપર ચળકતા વાળની રૂંવાટી આવેલી હોય છે. નલિકા ધોળી અને વાંકવળતી હોય છે. નલિકાગ્રમુખ ગોળ અને તેનાપર બારીક વાળની પીછી આવેલી હોય છે.

**શીંગ**–(ફલ)–૧ થી ૩ ઇંચ લાંબી અને ૩ થી ૪ લાઇન પોહોળી હોય છે. તેનાપર કવચની અર્થાત્ ભેરવની શીંગપર હોય છે તેવા રતાસલેતા ભૂરા ચળકતા ગીચોગીચ વાળની રૂંવાટી આવેલી હોય છે. તેમાં ૨ થી ૬ બીજ હોય છે.

**બીજ**–લીલાસલેતા ભૂરા રંગનાં, ૧ થી ૧½ લાઇન લાંબાં અને ૧ લાઇન પોહોળાં હોય છે. તેની સપાટી લીસી અને ચળકતી હોય છે. ને તેની બાજુએ વચ્ચોવચ ઘણુંકરી ભૂરો સફેદ ડાઘ હોય છે. તે ઘણાં કઠણ હોય છે. તેને તોડતાં તેમાંથી પીળા રંગનાં દલ નીકળે છે. જેની વાસ ઘણી ઉગ્ર અને સ્વાદ મગ જેવો ફરસો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, ગ્રાહી, માદક, દૂધ વધારનાર અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–ફગીઆની ગાંઠ અર્થાત્ વિદારીકંદ ઘણા પૌષ્ટિક પાકો અને ચૂર્ણોમાં વાપરવામાં આવે છે. એ સોપારીના કકડા જેટલો તાજો ખાવાથી તૃષા સમાય છે. એ કંદને વાટીને સાંધાના સોજાપર બાંધે છે. એના કંદને બાફીને વાળાના સોજાપર મુકે છે. એના કંદ ડુક્કર અને સામર જંગલમાં ખોદી ખાઇ જાય છે. તેથી તેઓને નીશો ચડે છે, ને પાણીની તૃષા લાગતી નથી, એમ કહેવાય છે. ભેંસ પાંકડ રહેતી હોય તો તેને બરડા ડુંગરના રબારીઓ એ કંદ ખવરાવે છે. સ્ત્રીઓને પણ દૂધ વધારવા માટે દૂધમાં વિદારીનું ચૂર્ણ આપે છે. ધાતુપુષ્ટિ માટે એના કંદને સાકર મરી અને દૂધની સાથે ઉકાળી પીએ છે. એનો તાજો કંદ ખાવાથી પેશાબ સાફ ઉતરે છે. એ કંદ પચવામાં ઘણો ભારી છે. તેથી તે ઘણીવાર બીજી પાચક વસ્તુની સાથે આપવામાં આવે છે. છોકરાંને ધાંટી પડી હોય અર્થાત્ તે ગળતાં જતાં હોય તો તેને વિદારીકંદની ભૂકી જવ અને ઘઉંના લોટની કાંજીમાં નાંખી સાકર અને દૂધ સાથે પાય છે. પ્રમેહ અગર પેશાબની બળતરાવાળાને તાજા વિદારીકંદની સાથે વરીઆળી, સાકર અને ગુલાબનાં ફૂલની કળી પાણીમાં વાટીને પાય છે. વિદારીકંદની માત્રા તોલો ½ સુધી અપાય છે. એનાં પાન પાણીમાં ઉકાળી પેશાબ ન છૂટતો હોય તો તે પાનનું પેટપર બંધારણ કરે છે. ભસ્મક રોગમાં વિદારીકંદ

અપાય છે. એનાં કોમળ પાન, ફૂલ અને ફલ પ્રમેહ અને કફપર અપાય છે.

છપ્પનિયા દુકાળની વખતે વિદારીકંદ પાણીમાં બાફી તે પાણી કાઢી નાંખી કંદને મીઠાં મરચાં સાથે દુકાળીઆ લોકો ખાતા હતા. એના વેલા અને પાન હાથી અને ઘોડાં બહુ ખાય છે. છપ્પનિયા દુકાળની વખતે બરડા ડુંગરની આજુબાજુનાં ગામડાનાં ખેડુલોકો પોતાના બળદોને એના વેલા ખવરાવતા હતા. એટલુંજ નહિ પણ દરબારી ઘોડાંને પણ ખવરાવવામાં આવતા હતા. જ્યારે વેલા તમામ કપાઇ ગયા ત્યારે તેના કંદ જમીનમાંથી બબ્બે ત્રણ ત્રણ ફીટની ઉંડાઇયેથી ખોદી કાઢી તેના કકડા કરી ઘોડાં અને બળદોને ખવરાવવામાં આવતા હતા. સારે વર્ષે પણ **રજપૂત** અને **મહેર** લોકો એના વેલા ઘોડાંને બહુ ખવરાવે છે. તેથી ઘોડાં માતાં થાય છે. એ વેલા ઘણા મજબૂત થાય છે. તેથી કઠિયારા લોકો લાકડાંના ભારા બાંધવામાં દોરીની જગોએ તેને કામમાં લે છે.

"વિદારીકંદની બનાવટ–૧ વિદારીચૂર્ણ, ૨ વિદારિકાદિ ચૂર્ણ, ૩ વિદારીખંડ પાક અને ૪ મૂત્રકૃચ્છાન્તકરસ.

૧ વિદારીચૂર્ણ–વિદારીકંદનું ચૂર્ણ કરી તેને તેના રસની ભાવના દેવી ને પછી સુકવવું, વિદારીકંદના નાના નાના કટકા કરી તેને સુકવવા અને પછી તેનું ચૂર્ણ કરવું.

૨ વિદારીકાદિ ચૂર્ણ–વિદારીકંદનો ભૂકો, વંશલોચન, જેઠીમધ અને પીંપર સમ ભાગે લઈ તેનું ચૂર્ણ કરવું.

૩ વિદારીખંડપાક=વિદારીકંદનો ભૂકો, ઘઉંનો તથા જવનો લોટ એ સમ ભાગે લઇ તેને દૂધમાં નાંખી માવો કરવો તે માવાની ઘીમાં કીટી કરી તે કીટીને સાકરની ચાસણીમાં નાંખી તેમાં થોડું મધ નાખવું. જે તૈયાર થાય તે **વિદારીખંડપાક.**

૪ મૂત્રકૃચ્છ્રાન્તકરસ=વિદારીનો ભૂકો, ગોખરૂ, જેઠીમધ અને નાગકેશર, એ દરેક ચીજ અર્ધો અર્ધો તોલો લઇ તેને ૩૨ રૂપિયા ભાર પાણીમાં નાંખી કવાથ કરવો. ચોથો ભાગ રહે ત્યારે ઉતારી લેવું.

વિદારીકંદ પૌષ્ટિક માટે અપાય છે. તેનું ચૂર્ણ અને વિદારિકાદિચૂર્ણ એ બંને ધાતુપુષ્ટિ માટે ઘણા ઉપયોગી છે. નામરદાઈ, કમકૌવતી, શરીરની કળતર અને તે શિવાય બીજાં પણ ક્ષીણતાનાં ચિહ્ન પણ તેથી દૂર થાય છે. સ્તંભન દવાની પેઠે તે કબજ કરનાર ચીજ નથી. વીર્યસ્ત્રાવના દરદમાં વિદારીકંદનો સ્વરસ જીરાંની સાથે અપાય છે. વિદારીકંદચૂર્ણ ધાતુપુષ્ટિ માટે લીધા પછી તે ઉપર દૂધ પીવું. એ બહુ ફાયદોકર્તા છે. વિદારિકાદિચૂર્ણ સાકર સાથે ખવાય છે. જ્યારે બાળકો ગળતાં જાય છે અને અનાજ ખવાતું નથી ત્યારે વિદારીખંડપાક તેમને ખવરાવવાથી શરીરમાં કૌવત આવે છે. તે દૂધ વધારનાર છે, અને જે સ્ત્રીને ધાવણ કમતી હોય તે સ્ત્રીને દ્રાક્ષાસવમાં તે અપાય છે. મૂત્રકૃચ્છ્રાન્તકરસ નામની બનાવટ જરા રસસિંદુર મેળવી લેવાથી મૂત્રકૃચ્છ્ર છૂટે છે. વિદારીના મૂળનો રસ ૮ ભાગ, દૂધ ૧૧ ભાગ, ભેંસનું ઘી ૧ ભાગ અને જીવનીયગણ ૧ ભાગ એ પ્રમાણે ચીજો લઇ તેમાંથી સિદ્ધ કરેલ ઘી ખાવા આપવાથી ભસ્મક રોગીને ભૂખ લાગતી બંધ થાય છે.

માત્રાઃ–વિદારીચૂર્ણ ૦। તોલો. વિદારિકાદિચૂર્ણ ૦॥ તોલો. મૂત્રકૃચ્છ્રાન્તકરસ ૪ થી ૬ તોલા. ખંડપાક ૧ તોલો." (ડા. વી. ઝી.).

**૭–સ્થાનક**–ફગીઆના વેલા અર્થાત્ વિદારીકંદના વેલા આ સ્વસ્થાનના હડિયા અને ગોઢાણાં જંગલમાં ઘણા ઉગે છે. તેમાં પણ વાંદરા અને લાન્ડર ઝરની પાસે ગીચ ઝાડીમાં એના વેલા બહુ વિસ્તાર પામેલા જોવામાં આવે છે.

એ પશ્ચિમ હિમાલય, ઓરીસા અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–ફાગણ માસમાં એમાં નવાં પાન ફૂટે છે, માટે એને **ફગીઆ** અથવા ફગડાના વેલા કહે છે. એનાં પાન ખાખરા જેવાં થાય છે માટે એને કેટલાક લોકો **ખાખરવેલ** કહે છે. એના કંદ જમીનમાં ઘણા ઉંડા હોય છે માટે જમીન ઉંડી ખોદી અર્થાત **વિદારી**ને તે કાઢવા પડે છે, તેપરથી કદાચ એને **विदारीकंद** કહેતા હશે. નાસિક તરફ જમીન ખોદનારા લોકો **वडारी** કહેવાય છે. वडारी એ મરાઠી શબ્દ સંસ્કૃત विदारी ઉપરથી અપભ્રંશ થએલો જણાય છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૧૯૨.

**૧–શાસ્ત્રીયનામ**–Phaseolus trilobus.

દૃષ્ટાન્ત–H. II. p. 201; N. p. 89; watt. VI. part. I. p. 194; રૂ. નિ. પા. ૫૮.

**૨–દેશીનામ**–મગામઠી (પો૦); અડબાઉમગી (ગુ૦); रानमठ, अर्कमठ, जंगलीमठ (મ૦); मुंगनी (હિં૦); काकमुद्ग (સં૦).

**૩–વર્ણન**–મગામઠીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ૧ થી ૨ ફીટ લાંબા, ઘણા પાતળા, અને જમીનપર પથરાયલા હોય છે. એની ડાંડી સુતળી જેવી પાતળી હોય છે, અને પાન ત્રણ ત્રણ ભેળાં આવેલાં હોય છે, પણ એ ત્રણે પાન ત્રણ ત્રણ છેડાવાળાં અર્થાત્ ત્રણ ખાંચીઆવાળા હોય છે. ફૂલ પીળા રંગનાં, અને શીંગ (ફલ) મગફળી જેવી પણ પાતળી હોય છે. કોઈવાર વરસાદ થોડો થવાથી એના છોડવા આસરે $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ફુટ ઘેરાવાના છાતળાં જેવા થઈ જાય છે. પણ તેમાં પુષ્પધા-

રણ કરનારી સળી લાંબી અને ઉભી વધેલી હોય છે, ને તેપર નાહાનાં ફૂલો અને ઘણી પાતળી શીંગો આવે છે.

**મૂળ**–છોડવા અને જમીન પ્રમાણે ૪ થી ૧૦ ઇંચ લાંબું, ભૂરા રંગનું, સ્લેટપેન જેવું જાડું, થોડાક ફાંટાઓવાળું અને કઠ્ઠણ હોય છે. તેની વાસ ઉગ્ર પણ સ્વાદ જરા મીઠાસલેતો તેલીયો અને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–લીલા કે જાંબુડા રંગની છાયાલેતી ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી ૧ થી ૧½ કે ૩ ઇંચ લાંબી હોય છે. તેપર ઉભી નીક અને સૂક્ષ્મ ધોળા વાળની બહુધા નીચી નમતી આછી રૂંછાળ હોય છે. આ મુખ્ય ડીટડીને મથાળે ત્રણ પાનનો ત્રેખડો આવેલો હોય છે. જેમાનાં બે બાજુનાં પાનની ડીટડી સૂક્ષ્મ હોય છે અને વચલા પાનની સૂક્ષ્મ ડીટડી નીચે ¼ થી ½ ઇંચ લાંબી ખાસ **ડીટી** (stalk) આવેલી હોય છે. તેપર પણ સફેદ વાળની રૂંછાળ હોય છે. એ ત્રણે પાનના જે ત્રણ ત્રણ વિભાગો થયેલા હોય છે તેમાં બાજુનાં બે પાનના કોઇવાર બે વિભાગ ઉંડા કે છીછરા હોય છે. અથવા કોઇવાર તેમાં એકજ વિભાગ હોય છે, અને કોઈવાર વિભાગો હોતા પણ નથી. પણ વચલાં પાનના તો ઘણુંકરી ત્રણે વિભાગો સ્પષ્ટ દેખાતા હોય છે. તેમાં વચલો વિભાગ બાજુના બે વિભાગો કરતાં લાંબો, પોહોળો અને ત્રણ ખૂણીઆ જેવો દેખાતો હોય છે. એ ત્રણે પાનની ઉપરની સપાટી લીસી, ચળકતી, લીલા રંગની ને નીચેની ફીકી હોય છે. એ બંને સપાટીપર ધોળા લાંબા વાળની આછી રૂંવાટી હોય છે. એ ત્રણે પાન ½ ઇંચથી ૨ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાન ચોળવાથી ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને જરા ચીરપરો હોય છે.

ઉપપાન પાતળાં ઉભી પારદર્શક લીટીઓવાળાં, ¼ થી ½ ઇંચ લાંબાં, નીચેથી ગોળાઇલેતાં જરા વિભાગિત થયેલાં, મથાળે સાંકડાંથતાં આછી રૂંછાળવાળાં હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી ૪ થી ૧૦ ઇંચ લાંબી નીકળેલી હોય છે. તે પાનની મુખ્ય ડીટડી જેવી જાડી અને પાનથી લાંબી, આછી રૂંછાળ અને ઉભી હાંસોવાળી હોય છે. તેનો રંગ લીલો જાંબુડી છાયાલેતો હોય છે. એ સળીને મથાળે ૪ થી ૮ પીળા રંગનાં પતંગીઆંના આકારનાં સૂક્ષ્મ ફૂલો એક પછી એક પાસે પાસે આવેલાં હોય છે. તેની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. ફૂલનો વ્યાસ ૩ લાઇન જેટલો હોય છે. દરેક ફૂલ નીચે બે પુષ્પપત્રો હોય છે, જે પુ૦ બા૦ કોષ કરતાં લાંબાં ને લીલા રંગનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો નીચેથી જોડાયલાં, ફીકા જાંબુડા કે લીલાસ વા પીળાસલેતા રંગનાં હોય છે. તેના દાંતા બુટ્ટા અને પુ૦ અભ્ય કોષ કરતાં ટુંકા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પુષ્પપત્ર અને પુ૦ બા૦ કોષ કરતાં લાંબી હોય છે. એ પાંચ પાંખડીઓમાંથી મુખ્ય પાંખડી (Standard) જાંબુડા રંગની બહારથી ને પીળાસલેતા રંગની અંદરથી હોય છે. તે ફૂલ ઉઘડયા પછી જરા પાછળ વળી જાય છે, એ બીજી ચાર પાંખડીઓ કરતાં પોહોળી હોય છે. બે પાંખ પાંખડીઓ પીળા રંગની હોય છે, અને બે હોડી પાંખડીઓ લીલાસલેતા પીળા રંગની વાંકી વળેલી ને જરા મરડાયલી હોય છે, તેની અંદર **પું–અને સ્ત્રી–કેસરો** આવેલાં હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે, તેમાં ૧ છૂટું અને ૯ ના તંતુઓ એક બીજા સાથે તળિયેથી જોડાયલા ને ધોળા રંગના હોય છે. પરાગકોષ પીળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો, ભરાયલો, અને સફેદ વાળની આછી રૂંવાટીવાળો હોય છે. નલિકા ધોળા રંગની, જરા વાંકવળેલી, લીસાસલેતાં સૂક્ષ્મ મુખવાળી હોય છે. તેને ટેરવે સફેદ વાળની પીછી હોય છે. મુખ થાપા જેવું જરા જાડું થયેલું અને સ્નિગ્ધ હોય છે.

**શીંગ**–(ફલ)–કાચી હોય છે ત્યારે લીલા રંગની ને પાકે છે ત્યારે ભૂરા કે ઘેરા ભૂરા રંગની થઈ જાય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબી અને ૧ લાઇન જાડી હોય છે, તે મગફળી જેવા આકારની ૬ થી ૧૨ બીજવાળી હોય છે. તેની સપાટીપર ઘણુંકરી કાળા અને ધોળા એમ બે જાતના વાળની રૂંછાળ હોય છે. એની શીંગો મગફળીની પેઠે ઉભી ચીરાઇને તેમાંથી બીજ બહાર આવે છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં, પણ પાકે છે ત્યારે ભૂરા કે કાળાસલેતા રંગનાં થઇ જાય છે. તે ½ લાઇન લાંબાં ને ¼ લાઇન પોહોળાં હોય છે. તેનો આકાર મગદાણા જેવો હોય છે. તેની સપાટીપર આરસપાણ જેવી કાળીપીળી બાનક હોય છે. જે **આઇગ્લાસમાં** જોતાં સ્પષ્ટ દેખાય છે. બીની એક બાજુ લંબગોળ ફીકો ધોળો ચાંડલો (hilum) હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–એના ગુણ સાધારણ રીતે મગ જેવા છે.

**૬–ઉપયોગ**–એના વેલા તમામ જાતનાં ઢોર ખાય છે. તેથી તે અંગમાં માતાં થાય છે. એના આખા છોડવાને પાણીમાં ગરમ કરી તેની બાફ તાવવાળાને અને અંગ ઝલાઇ ગયું હોય તેવા દરદીને આપે છે. એનાં પાનને વાટીને તેની લેપડી ગડગુંબડાં અને ચાંદાંઓ ઉપર મુકવામાં આવે છે. મગામઠીની શીંગો છોકરાંઓ બહુ ખાય

છે. રખપાંચમના ફળાહારમાં ગાંબડીઆ લોકો મગામઠી ખાય છે. દુકાળની વખતે મગામઠીના દાણા ગરીબ લોકો ખોરાક તરીકે ઉપયોગમાં લે છે. મગામઠીનાં પાનને દૂધમાં બાફી એક નરમ કપડામાં વીંટી આંખો દુખતી હોય તો આંખોપર પોલ તરીકે ગાંબડીઆ લોકો બાંધે છે, તેથી ફાયદો થાય છે.

"એના વેલા પુષ્ટિ કરે છે. નેત્રને સારા છે, વાગ્યાનો સોજો, સંગ્રહણી રોગ, તાવ, દાહ, ત્રિદોષ, અતિસાર, ઉધરસ, વાતરક્ત, ક્ષય, પિત્ત, કૃમિરોગ, કફ, હરસ એ સર્વે રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી)

૭-**સ્થાનક**-ચોમાસે ઘાસની સાથે તેમજ દરિયાકીનારા અને કાદીવાળી જમીનમાં મગામઠીના વેલા ઘણા ઉગે છે. એ હિંદુસ્થાનમાં ઘણી જગોએ થાય છે, અને કેટલીક જગોએ વાવવામાં પણ આવે છે.

૮-વિ૦ **વિવેચન**-એના વેલાનાં પાન મગ તેમજ મઠ એ બન્નેનાં પાનને મળતાં હોય છે, એ ઉપરથી એને **મગામઠી** કહેતા હશે. એનાં બીજ ઘણાં ઝીણાં થાય છે. તેને **મગી** કહે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૯૩.

૧-**શાસ્ત્રીયનામ**-P. aconitifolius.

દૃષ્ટાન્ત-H. II. p. 202; N. p. 89; Watt. VI. part. I. p. 182; રૂ. નિ. પા. ૬૬૦.

૨-**દેશીનામ**-મઠ (પો૦+ગુ૦); मट (म०); मोठ (हिं०); मकुष्ट, मकुष्टक (सं०); કોયેડ (કચ્છી).

૩-**વર્ણન**-મઠના છોડવા ચોમાસે વાવવામાં આવે છે, તેમ ખેતરોને શેઢે કે વાડોની આસપાસ પોતાની મેળે પણ ઉગી આવે છે. એમાં લાંબી ડીટડીપર મગામઠીની પેઠે ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવેલા હોય છે, પણ મગામઠીનાં પાનની પેઠે આનાં પાન ત્રણ પોહોળા વિભાગવાળાં નહિ થતાં ૩ થી ૫ સાંકડા વિભાગોવાળાં થયેલાં હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી લાંબા ભૂરાસલેતા વાળની રૂંછાળ હોય છે. ફૂલ સુક્ષ્મ પીળા રંગનાં લાંબી સળીપર આવેલાં હોય છે. શીંગ (ફલ) ૧ થી ૧½ ઇંચ કે વખતે જરા લાંબી અને ૧ લાઈન જાડી હોય છે. તેનાપર લાંબા વાળની રૂંછાળ હોતી નથી, તેમાં ૬ થી ૧૦ બીજ હોય છે.

૪-**ઉપયોગીઅંગ**-સર્વાંગ.

૫-**ગુણદોષ**-ઝેરી, ગ્રાહી અને ઉપલેપક.

૬-**ઉપયોગ**-મઠનું મૂળિયું પાણીમાં ઘસીને વીંછી અને બીજાં ઝેરી જનાવરોના ડંખપર તેમજ સોજાપર ચોપડવામાં આવે છે. એનાં પાનની લેપડી પોટીસની જગોએ વાપરે છે. પગની તળીમાં સાતપડો થયો હોય તેનાપર એનાં પાનની લેપડી ગરમ કરી બાંધે છે. એના છોડવા ઘોડાં અને ઢોરને ખવરાવવામાં આવે છે. એનું મૂળ **માદક** અર્થાત્ **ઝેરી** ગણાય છે. મઠનાં બીજને પણ **મઠ** કહે છે, તે મગ કે અડદની પેઠે ખોરાક તરીકે ઉપયોગમાં આવે છે. મઠની દાળ કે આખા મઠ વિશેષ ખાવામાં આવે તો પેટમાં ચુંકો થાય છે. પણ મઠનું ઓસામણ અજીર્ણ ઉપર પાચક ગણાય છે. તાવમાં એનું ઓસામણ પાય છે. મઠની શીંગોનાં ફોતરાં અને મઠના સુકા છોડવાના ભૂકાને આ સ્વસ્થાનમાં **મઠોડું** અને કચ્છમાં **કુટી** કહે છે. તે ઊંટ અને બીજાં તમામ જાતનાં ઢોરોને ખવરાવવામાં આવે છે. મઠના દાણા ઘોડાઓને જોગાણ તરીકે સાધારણ રીતે ખવરાવવામાં આવે છે. કચ્છમાં ઘણાં ગરીબ લોકો કોયેડની દાળ અને તેના લોટના રોટલા કરી ખાય છે, અને ઘણીવાર કોયેડનો લોટ બાજરાના લોટ સાથે ભેળવી તેના રોટલા કરવામાં આવે છે. કોયેડની દાળ અથવા તેના આખા દાણા કાચા અથવા પલાળીને મીઠાંની સાથે નબળાં ઘોડાં અગર બળદોને આપવામાં આવે છે. પણ દૂઝણાં ઢોરને તે આપવામાં આવતી નથી, કેમકે એથી દૂધ ઓછું થઈ જાય છે, એમ માનવામાં આવે છે. ઘણીવાર મઠના દાણા બાજરા સાથે ભેળવી ઘોડાને આપવામાં આવે છે. મઠ અથવા કોયેડના લોટનાં વડાં, વડી, પાપડ અને પુડલા કરવામાં આવે છે, તે થોડાં ખવાય તો પૌષ્ટિક ગણાય છે, પણ વિશેષ ખાવામાં આવે તો વાયુકર્તા મનાય છે. મઠનું વાવેતર આ સ્વસ્થાનમાં વિશેષ કરવામાં આવતું નથી, પણ કચ્છમાં તેનું મ્હોટા વિસ્તારમાં વાવેતર કરવામાં આવે છે, તેથી તેના છોડવાનો પાલો ઢોરોના ચારા તરીકે ઉન્હાળે ઘણો ઉપયોગી થઈ પડે છે.

"રક્તપિત્ત, તાવ, બળતર એ સર્વેને મટાડે છે. વાયુ કરે છે. ગ્રાહિ, રૂક્ષ, શીતળ અને હલકા છે, મઠના મૂળમાં **નીશો** છે. એ નીશાવાળી દવામાં ઘણીવાર આવે છે." (વૈ૦ રૂગનાથજી).

---

## વર્ગ-(લેગ્યુમિનોસી.)

### નંબર-૧૯૪.

૧-**શાસ્ત્રીયનામ**-P. trinervius.

દૃષ્ટાન્ત-H. II. p. 203; N. p. 89; Watt. VI. part. I. p. 194.

૨-**દેશીનામ**-અડબાઉ મગ (પો૦+ગુ૦). मटकी, मुकनी, मुंगीर, (म०); बनमुंग (हिं०); मुद्गपर्णी (सं०).

૩-વર્ણન-એના વેલા મગ જેવા થાય છે. તે ચોમાસે ડુંગરમાં ઘાસ ભેળા ઘણીવાર ઉગેલા જોવામાં આવે છે. એની શીંગ ખેતરોમાં વવાતા મગ કરતાં નાહાની હોય છે. અને પાન વધારે ખરસટ અને વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે.

અડબાઉ મગનું મૂળ કાંડર અને મધમાંખીના કરડ ઉપર દૂધમાં ઘસીને ચોપડવામાં આવે છે. એના વેલા તમામ જાતનાં ઢોર ખાય છે. શીંગો છોકરાં ખાય છે.

આ સ્વસ્થાનમાં **મગ** (P. Mungo)નું વાવેતર વિશેષ કરવામાં આવતું નથી. પણ કચ્છ સ્વસ્થાનમાં તેનું ઘણું વાવેતર કરવામાં આવે છે, તેનું કારણ એ છે કે, કચ્છના વાગડ પ્રાંત જેવા મ્હોટા અને સારા મગ બીજાં સ્વસ્થાનોમાં થતા નથી.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર. ૧૯૫.

**૧-શાસ્ત્રીયનામ-P.** pauciflorus?

દૃષ્ટાન્ત-H. II. p. 202; N. p. 89.

**૨-દેશીનામ**-જંગલી મગ (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના વેલા લાંબા થાય છે. તે ચોમાસે ડુંગરમાં ઝાડવાં ઉપર ચઢેલા હોય છે. ડાંડી સુતળી જેવી જાડી, ઉભી ઝીણી હાંસોવાળી; ત્રેખડામાંનાં પાન પાતળાં, ૩ થી ૪ ઇંચ લાંબાં, ટેરવે સાંકડાંથતાં, ઝીણી અણીવાળાં, અને સૂક્ષ્મ ધોળાસલેતા વાળની રૂંવાટીવાળાં હોય છે. ઉપપાન નાહાનાં, વચમાંથી ડાંડીને ચોટેલાં, તળિયે બે ફાટવાળાં, મથાળે બુટ્ટાં, ૧ થી ૧½ લાઇન લાંબાં ને ભૂરા વાળની રૂંછાળવાળાં હોય છે. ફૂલ પીળાં ને શીંગ ૧½ થી ૨ ઇંચ લાંબી હોય છે.

એના વેલા ઢોર ખાય છે. પાકલ પાનની ઉપરની બાજુ એડીયું તેલ લગાડી વાળાના સોજાપર બાંધવામાં આવે છે. અને એનું મૂળ પણ પાણીમાં ઘસીને વાળાપર ચોપડવામાં આવે છે. તેથી વાળો નીકળી જાય છે, એમ કહેવાય છે. એનું મૂળ બીજા રોગોમાં વપરાય છે, એમ પણ કહેવાય છે. પણ કયા રોગપર કેવી રીતે વપરાય છે, તે કોઇએ જણાવેલું નથી, અને એનાં મૂળને કેટલાક લોકો **ઝેરી** ગણે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૯૬.

**૧-શાસ્ત્રીયનામ-P.** radiatus.

દૃષ્ટાન્ત-H. II. p. 203. Watt. VI. part. I. p. 191; રૂ. નિ, પા. ૬૬૧.

**૨-દેશીનામ**-અડદ (પો+ગુ૦) उडीद (म); उरद (हिं०); कुरुविन्द, माष (सं०).

**૩-વર્ણન**-એના આખા છોડવાપર ઘણુંકરી ફીકા કે ઘેરા તપખીરીઆ રંગની લાંબી રૂંછાળ હોય છે. એના છોડવા ખેતરોમાં એકલા અથવા બાજરાની સાથે ચોમાસે વાવવામાં આવે છે. તોપણ તેના અડબાઉ છોડવા પણ ઘણી જગોએ પોતાની મેળે ઉગી આવતા જોવામાં આવે છે. અડદનું વાવેતર આ સ્વસ્થાનમાં મગ કરતાં વિશેષ કરવામાં આવે છે.

અડદના દાણાને પણ **અડદ** કહે છે, તે પૈષ્ટિક ગણાય છે. શિયાળામાં અડદીઆ લાડુ બનાવવામાં આવે છે, તે પ્રસિદ્ધ **પૌષ્ટિક** દવા છે. અડદની દાળ પણ પૈષ્ટિક ગણાય છે. વિશેષ ખાધામાં આવે તો નબળા બાંધાવાળાને કબજીયત કરે છે. અડદનું ઓસામણ પણ ઘણું પૈષ્ટિક ગણાય છે. મગનાં ઓસામણની પેઠે તાવમાં જ્યારે પેટમાં ઘણી અગ્નિ વ્યાપે છે ત્યારે અડદનું ઓસામણ પાય છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૧૯૭.

**૧-શાસ્ત્રીયનામ**-Clitoria ternatea.

દૃષ્ટાન્ત-H. II. p. 208; N. p. 89; Watt. II. p. 375; રૂ. નિ. પા. ૩૩૯.

**૨-દેશીનામ**-ગરણી, કોયલ, (પો+ગુ૦); गोकर्णी, काजळी (म०); काजिन, काळीजर, अपराजीत (हिं०), विष्णुक्रान्ता, गोकर्णिका गिरिकर्णिका, अपराजिता (सं०).

**૩-વર્ણન**-ગરણીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તેમ કેટલીક જગોએ તે બારે માસ પણ હોય છે, એના વેલા સુતળી કે તારની માફક આડા અવળા ઝાડવાં કે ઘાસને વીંટળાયલા હોય છે. એના વેલા વિશેષ લાંબા હોતા નથી, પણ એમાંથી તાર જેવી પાતળી શાખાઓ ઘણી નીકળેલી હોય છે. પાન સંયુક્ત, અને ફૂલ શુસોભિત જરા મ્હોટાં આસમાની રંગનાં હોય છે, અને શીંગ (ફલ) ચપટી, બન્ને છેડે અંદર બહાર વાંકલેતી હોય છે.

મૂળ-૪ થી ૬ ઇંચ કે ફુટેક લાંબું હોય છે. તેમાંથી કેટલાએક ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ સુતળીથી તે આંગળી જેવું જાડું હોય છે. તેપરની છાલ જાડી ઝીણા ચળકતા રેસાવાળી, રસભરી ને ધોળા રંગની હોય છે. તેની ઉપરની ફોતરી પાતળી ભૂરા રંગની હોય છે. તેપર ઉભા ચીરા પડેલા હોય છે. મૂળનું લાકડું સછિદ્ર ધોળું અને કઠણ હોય છે. વાસ ઉગ્ર અને જરા દાહક લાગે છે. સ્વાદ મીઠાસલેતો તૂરો હોય છે. પણ મૂળ વિદાહીહોતાં ચાવવા લાયક નથી.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભૂરા કે લીલા રંગની હોય છે. શાખાઓ સુતળી જેવી પાતળી લીલા રંગની અને ચળકતી હોય છે. તેપર ઉભી હાંસો અને ધોળા ચળકતા વાળની રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. દર બે પાન વચ્ચેના ગાળા જરા લાંબા હોય છે. પાનની મુખ્ય ડીટડીપર ૫ થી ૭ નાહાનાં પાન આવેલાં હોય છે. તેમાં ૨ થી ૩ પાન જોડીએ સામસામાં અને છેવટનું એક પાન મુખ્ય ડીટડીને ટેરવે હોય છે. એ નાહાનાં પાનોની ટીટડી ઘણી સૂક્ષ્મ હોય છે, અને તે ડીટડી પાસે અક્કેક સૂક્ષ્મ અણી જેવું **ઉપ-ઉપપાન** (stipel) નીકળેલું હોય છે. મુખ્ય ડીટડીની ઉપરની બાજુ સલંગ ઉભી નીક હોય છે. ડીટડી તેમજ પાનપર ધોળા વાળની રૂંછાળ હોય છે. મુખ્ય ડીટડીપર આવેલાં નાહાનાં પાન ½ થી ૧½ કે ૨ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનની દરેક જોડી ઘણુંકરી નીચેથી ઉપર તરફ અનુક્રમે મ્હોટીથતી હોય છે, અને છેવટનું એક પાન બહુધા જોડીનાં સઘળાં પાનથી મ્હોટું હોય છે. એ પાન બન્ને છેડે સાંકડાંથતાં ને વચમાં પોહોળાં હોય છે. તેને ટેરવે અંદર બેસતી ખાંચ અને ખાંચમાં અથવા તેની પછવાડે સૂક્ષ્મ અણી હોય છે. પાનની ઉપરની સપાટી લીલા કે ઘેરા લીલા રંગની અને નીચેની ફીકા લીલા રંગની હોય છે. પાનને ચોળવાથી લીલા રંગનો રસ નીકળે છે. તે થોડીવારમાં ચીકણો થઈ જાય છે. પાનમાંથી મુળાનાં પાનને મળતી વાસ અને મીઠાસલેતો તૂરો ને ગળચટો સ્વાદ આવે છે.

**ફૂલ**–૨ ઇંચ લાંબાં ને ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેની કોર આસમાની ને વચમાં તે ધોળાસલેતા પીળા રંગનાં હોય છે. એ ફૂલમાં ઘણુંકરી કોઈ જાતની ખાસ વાસ હોતી નથી, પરંતુ તે રંગે અત્યન્ત સુંદર હોય છે.

પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી ટુંકી સળી નીકળેલી હોય છે. તેને મથાળે ફૂલની ડીટડીના સાંધા પાસે સૂક્ષ્મ અણીવાળાં બે પુષ્પપત્રો આવેલાં હોય છે, સળીપર ઘણુંકરી એકજ (કોઈવાર બે) ફૂલ આવેલું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–ને તળિયે બે ગોળાઈલેતાં પોહોળાં ઉપ-પુષ્પપત્રો આવેલાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ પીળાસલેતા લીલા રંગનાં, તળિયે જોડાયલાં, ને મથાળે તેના પાંચે દાંતા લાંબા છૂટા દેખાતા હોય છે. તેપર ઉભી નસો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેમાં મુખ્ય પાંખડી (standard) બીજી ચાર કરતાં ઘણી મ્હોટી અને ચમચાના ચાટવા અથવા ગાયના કાન જેવા આકારની અને પુ૦બા૦કોષથી ઘણી લાંબી હોય છે. પાંખપાંખડીઓ (wings) બે તેના આગલા ભાગમાં એકબીજાને ચોટેલી હોય છે, તેના ઉપરના છેડા અને કોર મુખ્ય પાંખડીની પેઠે આસમાની રંગનાં અને તેના નીચેના છેડા અને વચલો ભાગ પીળાસલેતા રંગના હોય છે. એ બે પાંખડીઓના નીચલા છેડા લાંબી અણીવાળા હોય છે. એ બે પાંખડીઓની અંદર ફીકા ધોળા રંગની બે નાહાની પાંખડીઓથી બનેલી હોડી જેવી (keel) પાંખડી હોય છે. જે પાંખ પાંખડીઓથી નાહાની હોય છે. તેને તળિયે પણ પાતળા લાંબા છેડા હોય છે. એ પાંખપાંખડીઓ અને હોડી જેવી પાંખડીઓની અંદર પું-અને સ્ત્રી-કેસરો ઢંકાયલાં હોય છે. પણ સ્ત્રીકેસરનલિકા હોડી જેવી પાંખડીમાંથી લંબાઇને પાંખપાંખડીઓના પાછલા ભાગમાંથી બહાર નીકળેલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૧ છૂટું ને ૯ ના તંતુઓ તળિયે જોડાયલા હોય છે. તે પીળાસલેતા લીલા રંગના ને તેપર આવેલા સૂક્ષ્મ પરાગકોષ સહેજ પીળાસલેતા ભૂરા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે જોડાયલાં નવ પુંકેસરોથી થયેલી ઉંડી નીકની અંદર આવેલી હોય છે. તેનો ગર્ભાશય લાંબો, ચપટો, લીલો અને સફેદ વાળની રૂંવાટીથી ભરાયલો હોય છે. નલિકા પુંકેસરોથી બહાર નીકળતી, જરા વાંકવળતી, પીળાસલેતા લીલા રંગની હોય છે. નલિકાગ્રમુખ આગળ વાળની પીછી હોય છે, ને મુખ જરા ચપટું હોય છે.

**ફૂલ**–એની શીંગ પ્રથમ લીલી પણ પાકે છે ત્યારે પીળાસલેતા ભૂરા રંગની થઈ જાય છે, તે ૨ થી ૪ ઇંચ લાંબી અને ત્રણેક લાઇન પોહોળી હોય છે. તેપર સફેદ વાળની રૂંછાળ હોય છે. તેમાં ૬ થી ૧૦ બીજ હોય છે.

**બીજ**–કાળાસલેતા ભૂરા રંગનાં હોય છે. તે લીસાં, ચળકતાં, અને લીલાસલેતા પીળા રંગની બાનકવાળાં હોય છે. તે ચપટાં, લંબગોળ, અને તેની એક કોરપર ધોળો ચાંડલો હોય છે. તે ⅙ ઇંચ લાંબાં, ⅛ ઇંચ પોહોળાં, ને કઠણ હોય છે. તેને તોડતાં તેપરનું ફોતરૂં સહેલાઇથી જૂદું પડે છે. તેની અંદરનો પીળાસલેતો દળ ઉગ્રવાસવાળો, કડવા સ્વાદવાળો, અને તેલવાળો હોય એવો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સારક, મૂત્રલ, અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–ગરણીનું મૂળ પાણીમાં ઘસીને વીંછીના ડંખ અને બીજા સોજાપર ચોપડાય છે. છાતીના દરદમાં ગરણીનું મૂળ પાણીમાં વાટી તેને ગરમ કરી છાતીપર તેનો લેપ કરવામાં આવે છે. ગરણીનું મૂળ સર્પ અને બીજાં ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. ગરણીનાં પાન ગુંદીનાં પાનની સાથે ગોમૂત્રમાં વાટી મરકીની ગાંઠપર મુકવામાં આવે છે. કાનના દરદમાં

ગરણીના પાનનો રસ જરા ગરમ કરી તેલની સાથે મેળવી તેનું ટીપું કાનમાં નાખવામાં આવે છે. ગરણીનાં પાનને વાટી તેની લેપડી કટુણુ ગુંમડાં ઉપર બાંધવામાં આવે છે. છોકરાંનું પેટ ચડી આવ્યું હોય અને ઝાડો કબજ હોય તો ગરણીનાં બીજ સેકીને તેમાં ગોળ નાંખી તે માતાના ધાવણમાં છોકરાંને અપાય છે. તેનો ખોરાક નાહાનાં છોકરાં માટે ½ થી ૧ બીજ અને મ્હોટાંને ૨ થી ૩ બીજ અપાય છે. એનાં બીજ બીજાં વસાણાં સાથે પણ ઝાડો અને પેશાબ લાવવાને વપરાય છે. ગરણીની શીંગોમાં જે સારાં પાકેલાં બીજ હોય તેજ દવા તરીકે વપરાય છે. કાચાં કે સડેલાં અગર જીવાતવાળાં બીજ દવા તરીકે વપરાતાં નથી. ગરણીનાં ફૂલ મહાદેવ, દુર્ગા અને હનુમાનને ચડાવવામાં આવે છે. તેમજ તે બીજાં ફૂલની માળાની વચમાં આસમાની થાક નાખવા માટે પણ કામ આવે છે.

"ગરણી ગરમીના રોગને મટાડે છે, આંખને સારી છે, વિષને ટાળે છે, ત્રિદોષને સમાવે છે, વા, પિત્ત, તાવ, લોહીનો અતિસાર, ઉનમાદ, અપસ્માર, ઉધરસ, દમ, કફ, કોઢ, કૃમી, ખેન એ સર્વે રોગને મટાડે છે. મૂળથી દસ્ત આવે છે. બીજ વાટીને સુંઘવાથી માથાની પીડાને ટાળે છે." (વૈ૦ રૂગનાથજી).

એનાં બી અને મૂળના બીજા ઘણા ઉપયોગો "વૉટ સાહેબની ડીકશનરી"માં અને "આર્યઔષધ" ગ્રંથમાં આપેલા છે, તે જીજ્ઞાસુએ જાણવા જેવા છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે, ચોમાસે ચરીઆણ ઘાસમાં અને થોર કંટાળાઓનાં જાળાંઓમાં ગરણીના વેલા ઘણા ઉગે છે. એ હિં૦ના ઘણ.ખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–ગરણીના ફૂલનો આકાર ગાયના કાન જેવો હોવાથી એને ગોકર્ણી કહે છે. અને ગોકર્ણી અથવા गिरिकर्णी ઉપરથી **ગરણી** એ નામ નીકળેલું જણાય છે. **વિષ્ણુક્રાન્તા** એ નામ પણ એના ફૂલના શ્યામસુંદર રંગ ઉપરથી પડેલું લાગે છે. અને **કોયલ** એ નામ પણ ફૂલના કાળા રંગ ઉપરથી હશે.

ગરણીના કેટલાક વેલામાં ધોળાં ફૂલ પણ થાય છે, અને કેટલીકવાર એકજ વેલાપર આસમાની અને ધોળાસલેતાં ફૂલ પણ જોવામાં આવે છે. ગરણીની બેવડાં ફૂલની પણ એક જાત થતી કહેવાય છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૧૯૮.

**૧–શાસ્ત્રીયનામ**–*C. biflora.*

દૃષ્ટાન્ત–H. II. p. 208; N. p. 90.

**૨–દેશીનામ**–ઉભી ગરણી (પો૦ગુ૦).

**૩–વર્ણન**–આ ગરણીના છોડવા વેલાની પેઠે નહીં પથરાતાં ઉભા વધે છે. તે ૨ થી ૩ ફીટ ઉંચા થાય છે, પણ મથાળેથી થોડા નીચા ઢળતા હોય છે. એની ડાંડી અને શાખાઓ સુતળી જેવી જાડી, ગોળ, ફીકા લીલા રંગની અને ઉભી હાંસોવાળી હોય છે. તેપરની ઉભી હાંસોપર ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે. ડાંડીમાંથી શાખા કવચિતજ નીકળે છે, અને ડાંડીના છેડાઓપર વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ગરણીની પેઠે સંયુક્ત હોય છે. તેની મુખ્ય ડીટડીપર ૪ પાન બે જોડીએ અને ૧ છેડે આવેલું હોય છે. જોડીનાં પાન ½ થી ૧ ઈંચ પોહોળાં અને ૩ ઈંચ લાંબાં હોય છે. અને છેડાનું વચલું પાન ૪ ઈંચ લાંબું ને ૧ થી ૧½ ઈંચ પોહોળું હોય છે. આ બધાં પાન ડીટડી પાસે ગોળાઈલેતાં અને છેડા તરફ સાંકડાંથતાં લાંબી અણીવાળાં હોય છે. મુખ્ય ડીટડી ૨ થી ૩ ઈંચ લાંબી અને તેપરનાં નાહાનાં પાનની ડીટડી ઘણી ટુંકી હોય છે. પાનની કોરપર સફેદ વાળની ઝાલર હોય છે.

**ઉપપાન**–૨ બારીક અણીવાળાં હોય છે, તેપર ઉભી ત્રણ નસો આવેલી હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી એક ટુંકી સળીપર ઘણુંકરી બે ફૂલ નીકળેલાં હોય છે. તેમાંથી ૧ ફૂલ ફલિત થાય છે, અને બીજાંનો નાશ થાય છે, અથવા બીજું પહેલાં જેટલું પૂર્ણ સ્થિતિયે આવી શકતું નથી એમ લાગે છે, કેમકે પત્રકોણમાં ઘણુંકરી શીંગ એકજ પાકતી જોવામાં આવે છે.

પુષ્પપત્રો, ઉપ–પુષ્પપત્રો, પુ૦ બા૦ કોષ એ બધાંપર સફેદ વાળની રૂંછાળ અને ઉભી નસો આવેલી હોય છે. ફૂલ ગરણીનાં ફૂલ કરતાં નાહાનાં હોય છે, પણ તેની રચના ગરણીનાં ફૂલ જેવીજ હોય છે. એમાં મુખ્ય પાંખડી આસમાની અને બાકીની ફીકા રંગની હોય છે.

શીંગ (ફળ) નીચી નમેલી હોય છે, તે ૧ થી ૨ ઈંચ લાંબી અને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે, તે અંદરની કોર તરફ વાંકવળેલી હોય છે. તે ડીટડી પાસે સાંકડીથતી અને ટેરવે જરા વાંકી વળી અણીદાર થયેલી હોય છે. તે પીળાસલેતા ભૂરા રંગની, ચળકતી, અને સફેદ વાળની રૂંછાળવાળી હોય છે. તે ચપટી અને તેની કોર ફીનારબંધ હોય છે. એ શીંગનો આકાર સહેજ ધોળી વાલોળની શીંગને મળતો હોય છે. તેમાં ૪ થી ૬ બીજ હોય છે.

**બીજ**–ચળકતાં, લીસાં અને કાળાભૂરા રંગનાં હોય છે. તેપર ચીનાઇ આરસપાણ જેવાં છાંટણાં હોય છે. તે ચપટાં અને કળથીનાં બી જેવાં અને ૧½ લાઈન વ્યાસનાં હોય છે. એની એક ધારપર પીળાસલેતા

સૂક્ષ્મ ચાંડલો હોય છે, ને એને બન્ને પાસે વચ્ચોવચ અંગ્રેજી બુટ જેવો અથવા સહેજ ત્રિકોણાકૃતિવાળો બહાર નીકળી આવેલો અક્કેક દાગ હોય છે. બીજ ઘણાં કઠ્ઠણ હોય છે. તેની અંદરનો દળ કડવાસલેતો હોય છે. બીજ એક છેડે ગોળાઇલેતાં ને બીજે છરીથી કાપેલ હોય એવી બુઠ્ઠી ધારવાળાં હોય છે.

૪-ઉપયોગીઅંગ.
૫-ગુણદોષ. } ગરણી જેવા.
૬-ઉપયોગ.

૭-સ્થાનક-એના છોડવા ચોમાસે ડુંગરમાં ઘણા ઉગે છે. આ સ્વસ્થાનમાં એ ગોઢાણાં જંગલ પાસેની **સરમણી કેડીમાંની સરમાણી વાવની** તળીમાં જથ્થાબંધ ઉગે છે. એ કોંકણમાં પણ થાય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી. )

### નંબર ૧૯૯.

**૧-શાસ્ત્રીયનામ**-Dolichos biflorus.

દૃષ્ટાંત-H. II. p. 210; N. p. 90; Watt. III. p. 175; રૂ. નિ. પા. ૬૭૧.

**૨-દેશીનામ**-ડુંગરાઉકળથી, ડુંગરાઉ વાલોળ (પો૦); વગડાઉ-કળથી (ગુ૦); रानकुळथी (म०); वनकुलथी (हिं०); कुलत्था (सं०).

**૩-વર્ણન**-એના વેલા ઘણા ઝીણા ને નાહાના હોય છે, તે ડુંગરમાં ચોમાસે ઉગે છે. તેનાપર લાંબા સુંવાળા ધોળા કે ભૂરા વાળની ગીચ રૂંછાળ હોય છે. પાન વાલોળની પેઠે ત્રણ ત્રણ ભેળાં; ઉપપાન ભલ્લાકૃતિનાં, ઉભી નસોવાળાં, અણીઆળાં; ફૂલ પીળા રંગનાં પત્રકોણમાંથી ૧ થી ૩ નીકળેલાં; પુંબાંકોપના દાંતા ઘણા લાંબા, ઝીણા અને રૂંછાળથી ભરાયલા હોય છે. શીંગ (ફલ) ૧ થી ૧½ કે ૨ ઇંચ લાંબી, ¼ ઇંચ પોહોળી, ચપટી, અંદર વાંકવળતી, ટેરવે લાંબી વાંકી અણીવાળી ને ૪ થી ૬ બીજવાળી હોય છે, તેની સપાટીપર બહુધા લાંબા ધોળા વાળની આછી રૂંછાળ હોય છે.

કળથીનું વાવેતર ખેતરોમાં કરવામાં આવે છે. તેના છોડવા વેલા જેવા કે વખતે અડધા ઉંચા અને તેની શાખાઓ અડધી વેલાની માફક પથરાતી હોય છે. કળથીનાં વાવેતર વિષે વૉટ સાહેબની ડીક્શનરીમાં ઘણી લંબાણ હકીકત આપવામાં આવેલી છે.

ડુંગરાઉકળથીના વેલા ઢોરના ચારા તરીકે કામમાં આવે છે. તે મોટા હડિયા અને માલેક ડુંગરમાં વિશેષકરી જોવામાં આવે છે.

નિઘંટસંગ્રહમાં કળથીના ઔષધીય ગુણ વિષે લખે છે કે-"કળથીનું પાણી કસુવાવડમાં પીએ છે. કળથી રૂક્ષ છે, ગરમ છે, વા તથા કફને મટાડે છે. હેડકી, પાણવી, સળેખમ, તાવ, કૃમિ, શ્વાસ, ઉધરસ, ઉદરરોગ, છાતીના રોગ, પેડુના રોગ, શૂળ, મૂત્રાઘાત, નેત્રના રોગ, હરસ, કોઢ, સોજા, મુંઝારો, ગુલ્મ એ સર્વે રોગને વિષે કળથી પથ્યકારી છે, ને એ સર્વે રોગને કમતી કરે છે. પિત્ત તથા લોહીને વધારે છે. સર્વે વિષને ટાળે છે.

કળથી રાતા, ધોળા ને કાબરા રંગની થાય છે. તેને સૂકીને તેમજ પાણીમાં પલાળી તેલમાં વઘારી મસાલો ચડાવી ખાય છે." કળથીનાં બીજને પણ **કળથી** કહે છે.

ગામડીઆ લોકોમાં એક રમુજ છે કે, એક બાવોજી **કળથીનાં** શાકથી કંટાળી જઇ પરદેશ ગયા. ત્યાં પણ તેને એક પટેલાણીએ **કળથી** જ આપી, ત્યાં બાવો બોલ્યા કે:—"कुलथीको शाक हमे नहीं भावा । तेहि कारन हम यहां तहिं आवा ॥ आगुं आगुं हम चला पीछे कुलथी चल आवा." મતલબ કળથી બે ડગલાં આગળ ચાલી આવી.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૦૦.

**૧-શાસ્ત્રીયનામ**-D. falcatus.

દૃષ્ટાન્ત-H. II. p. 211.

**૨-દેશીનામ**-અડબાઉવાલોળ (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના વેલા ચોમાસે ઉગે છે, તેનાપર ધોળા કે ભૂરા વાળની આછી રૂંછાળ હોય છે. પાન વાલોળ જેવાં ત્રણ ત્રણ ભેળાં, પોહોળાં ને લાંબી અણીવાળાં હોય છે. વચલું પાન વચમાં ઘણું પોહોળું હોય છે. ઉપપાન ભલ્લાકૃતિનાં, ઉભી નસોવાળાં, ને નીચાં ઢળતાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ઘણી પાતળી, ૧ થી ૨ ઇંચ લાંબી, પત્રકોણમાંથી નીકળેલી ને તેપર ૨ થી ૪ રેક ફૂલ આવેલાં હોય છે. પુંબાંકોપના દાંતા ટુંકા, અને લીસા હોય છે. શીંગ (ફલ) ચપટી, ૧ થી ૨½ ઇંચ લાંબી, ૩ થી ૪ લાઇન પોહોળી, ૪ થી ૮ બીજવાળી ને બહુધા લીસી હોય છે.

એના વેલા ઢોર ખાય છે. મૂળને વાટી તેનો વાળાના સોજાપર લેપ કરે છે. એ હિમાલય અને પશ્ચિમ હિંદુસ્થાનમાં ઉગે છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૦૧.

**૧-શાસ્ત્રીયનામ**-Rhynchosia minima.

દૃષ્ટાન્ત-H. II. p. 223; N. p. 91; Watt. VI. part. I. p. 503.

**૨-દેશીનામ**-ઝીણકી કમરવેલ, ઝીણકી દાળીઆવેલ (પો૦); નાહાનીકમળવેલ (ગુ૦) धाकटा रानघेवडा (म०).

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઘણા ઉગે છે, તેમ ઘણી જગોએ તે બારે માસ પણ જોવામાં આવે છે. તે ½ થી ૧ ફુટ કે વખતે ૨ થી ૩ ફીટ લાંબા થાય છે. તે જમીનપર ઘણુંકરી છાતળાંની પેઠે પથરાયલા હોય છે. અને કોઈવાર તેની જરા લાંબી શાખાઓ ધાસ કે બીજાં ઝાડવાંનો ટેકો લઈ તેનાપર ચઢેલી હોય છે. શાખાઓ ઝીણી સુતળી જેવી પાતળી, ઉભી હાંસોવાળી અને ભૂરાસલેતા ચળકતા સૂક્ષ્મવાળની ચીકાસવાળી રૂંવાટીથી ભરાયલી હોય છે.

**મૂળ**-છોડવાના પ્રમાણમાં જાડું ને જમીનમાં ઉંડું ઍકેલું હોય છે, તેમાંથી ક્વચિતજ બીજા ફાંટા નીકળેલા હોય છે. મૂળને જખમી કરતાં તેમાંથી રતાસલેતો રસ નીકળે છે. વાસ જરા સુગંધિત અને સ્વાદ ઘણો તૂરો હોય છે.

**પાન**-પાન નાહાનાં **ત્રિપર્ણી** અર્થાત્ ત્રણ પાનના ત્રેખડા આંતરે આવેલા હોય છે. પાનની મુખ્ય ડીટડી ૩ થી ૪ લાઈન લાંબી, ઉભી હાંસો અને વાળની રૂંવાટીવાળી હોય છે, તેપર ૨ બાજુએ અને ૧ વચમાં એમ ૩ સૂક્ષ્મ પાન (દલ કે પર્ણ-leaflets) આવેલાં હોય છે. બાજુનાં ૨ પાન ઘણુંકરી ૩ લાઇન લાંબાં, પોહોળાં, તળિયે સેહેજ સાંકડાંથતાં મથાળે પોહોળાં ને ગોળાઈલેતાં; ને વચલું પાન ૩ થી ૪ લાઇન લાંબું ને ૪ થી ૫ લાઇન પોહોળું, તળિયે સાંકડુંથતું વચમાં ઘણું પોહોળું, મથાળે બુઠ્ઠું, સપાટ કે ગોળાઈલેતું હોય છે. એ ત્રણે પાન ફીકા કે ઘેરા લીલા રંગનાં, બન્ને સપાટીએ વાળની ગીચ રૂંવાટીવાળાં, અને નીચેની સપાટીએ ભાગ્યેજ સૂક્ષ્મ લાલ બિંદુઓવાળાં હોય છે. એ ત્રણે પાનની સૂક્ષ્મ ડીટડીઓને મથાળેથી પાનની નીચેની સપાટીપર ૩ ઉભી નસો નીકળી પાનમાં ગએલી હોય છે. ઉપપાન ભલ્લાકૃતિનાં હોય છે. ફૂલ સૂક્ષ્મ પતંગીઆંના આકારનાં, પીળા રંગનાં; અને શીંગ (ફલ) ½ ઈંચ લાંબી, ⅛ ઈંચ પોહેળી, ૨ બીજવાળી, જાંબીઆના આકારની, સૂક્ષ્મ વાળની રૂંવાટીથી ગીચ ભરાયલી હોય છે.

એનું મૂળ ઘણું ગ્રાહી હોય છે, તેથી તે સંગ્રહણી ઉપર વપરાય છે. એના છોડવા ગાડરાં, બકરાં અને બીજાં ઢોર પણ ખાય છે.

રસ્તાની બાજુએ, કાદી અને દરીઆ કાંઠાની રેતાલ જમીનમાં એના વેલા બહુધા છાતળાંનો માફક ઉગે છે.

દારીઆવેલ (Rhynchosia) ની વનસ્પતિની જાતમાં આના છોડવા સૌથી નાહાના થાય છે, માટે એને **ઝીણુકીદારીઆવેલ** અથવા **નાહાની કમરવેલ** કહે છે. એ આખાં હિ૦નાં મેદાનમાં થાય છે.

———

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૨૦૨.

**૧-શાસ્ત્રીયનામ**-R. minima (Var) laxiflora. દૃષ્ટાન્ત-H. II. p. 223.

**૨-દેશીનામ**-દારીઆવેલ, ધાનવેલ, કમરવેલ, ત્રિપંખીની વેલ, ત્રિપાની નીવેલ, (પો૦) કમળવેલ (ગુ૦); रानघेवडा (મ૦); ખોટીવાલોર (કચ્છી.)

**૩-વર્ણન**-દારીઆવેલના વેલા ૪ થી ૬ કે ૧૦ ફીટ લાંબા થાય છે. એ વેલા ઘણુંકરી બારેમાસ જોવામાં આવે છે. તોપણુ ચોમાસે વધારે ઉગેલા નજરે પડે છે. એના વેલામાંથી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે, જે સાધારણ સુતળી જેવી જાડી, લીલા કે જરા જાંબુડા રંગની હોય છે. એના વેલામાં વાલોળ જેવાં ત્રણ ત્રણ પાન ભેળાં હોય છે. અને ઝીણી સળીપર ૪ થી ૧૦ શેક જાંબુડી છાયાલેતાં પીળાં સૂક્ષ્મ ફૂલો, ને બબે બીજવાળી ઝીણી વાલોળ જેવી શીંગો (ફળ) આવે છે.

**મૂળ**-એનું ખોલામૂળ સુતળીથી તે પેનસીલ કે વખતે ટચલી આંગળી જેવું જાડું થાય છે. તે ૪ થી ૬ ઈંચ કે વખતે ૧૦ ઈંચ લાંબું હોય છે. અને એમાંથી વખતે થોડા જરા લાંબા અને બારીક રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ ઉપરથી ભૂરી અને અંદરથી સહેજ રતાસલેતી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેની છાલમાંથી ઘણો રસ વહેતો દેખાય છે, જે થોડી વારમાં રાતો થઈ જાય છે. તે પછી ચીકણો થઈ ગુંદરની પેઠે બંધાઈ જાય છે. ત્યારે તેનો રંગ ઘેરો રાતો અથવા કાળાસલેતો રાતો થઈ જાય છે. મૂળનું લાકડું સછિદ્ર ધોળાસલેતું હોય છે. વાસ સહેજ કડવાસલેતી સુગંધિત અને સ્વાદ ઘણો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી સ્લેટપેન જેવી અને શાખાઓ સુતળી જેવી જાડી થાય છે. ડાંડી ઘણુંકરી ગોળ થઇ ગએલી હોય છે, ને તેનાપરની ઉભી નસો સેહેજસાજ દેખાતી હોય છે. તેનો રંગ લીલો કે ભૂરો અથવા જાંબુડી છાયાલેતો હોય છે. શાખાઓ ઉપર સ્પષ્ટ દેખાતી ઉભી નસો હોય છે, ને તેનાપર વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. કોમળ શાખાઓઉપર વખતે રૂંવાટી વધારે હોય છે. ડાંડી તેમજ શાખાને જખમી કરવાથી તેમાંથી પણ રસ નીકળે છે, જે થોડીવારમાં બંધાઇ ગુંદર જેવો થઈ જાય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી ½ થી ૨ ઈંચ લાંબી, ને તેપર ઉભી નસો અને સલંગ નીક હોય છે. એ મુખ્ય ડીટડીને મથાળે ૩ પાનનો ત્રેખડો આવેલો હોય છે. તેમાં વચલાં પાનની સૂક્ષ્મ ડીટડી નીચે ½ ઈંચ લાંબી ખાસ **ડીટી** (stalk) હોય

છે, અને બાજુનાં બે પાનની સૂક્ષ્મ ડીટડી નીચે ખાસ ડીટી હોતી નથી. વચલું પાન બન્ને છેડે સાંકડુંથતું, ને વચમાં ઘણું પોહોળું હોય છે. તે ¾ થી ૨ કે ૨½ ઈંચ લાંબું, ૧ થી ૨½ ઈંચ કે વખતે તેથી થોડું વધારે પોહોળું હોય છે. બાજુનાં બે પાન ¾ ઈંચથી તે ૨½ ઈંચ લાંબાં ને ½ થી ૧½ કે વખતે ૧¾ ઈંચ પહોળાં હોય છે. એ બાજુનાં બન્ને પાનની નીચલી કોર ઉપરની કરતાં જરા વધારે પોહોળી થયેલી હોય છે. એ ત્રણે પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે, અને કોમળ પાન અથવા તેની નસોપર આછી રૂંવાટી પણ વખતે હોય છે. એ ત્રણે પાનનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર હોય છે, અને તેની ડીટડીને મથાળેથી ૩ ઉભી નસો નીકળી પાનમાં ગએલી હોય છે. પાનની હેઠળની સપાટીપર પીળાં ચળકતાં સૂક્ષ્મ બિંદુઓ હોય છે, જે પાન સુકાય છે ત્યારે રાતાં કે કાળાં દેખાય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકો હોયછે. પાનને ચોળવાથી જરા ચીકણો રસ નીકળે છે. વાસ મુળાનાં પાનની વાસને મળતી, અને સ્વાદ જરા ખટાસલેતો ને તૂરો લાગે છે. પાછળથી જીભ જરા ખરસટ થાય છે.

**ઉપપાન**–પાનની ડીટડીના થડમાં બે સૂક્ષ્મ ઉપપાન હોય છે. જે નીચેથી પોહોળાં ને ઉપર જતાં સાંકડાં હોય છે. તેનાપર ઉભી નસો ને વાળની રૂંવાટી હોય છે. એ ઉપપાન જલદીથી ખરી જાય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી ઘણુંકરી દોરા જેવી પાતળી હોય છે. તે પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ૨ થી ૪ કે વખતે ૬ ઈંચ લાંબી હોય છે. તેપર જરા છેટે છેટે એક પછી એક ઘણુંકરી ૪ થી ૧૦ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. એ સળીપર ઉભી નસો અને સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી ઘણીજ બારીક હોય છે. તે જરા નીચી નમેલી ને વખતે મરડાયલી પણ હોય છે. જેથી ફૂલ નીચાં વળેલાં દેખાય છે. ફૂલની ડીટડીના થડમાં ઘણુંજ સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. જે વહેલું ખરી જાય છે. પુ૦ બા૦ કોપ સોતું આખું ફૂલ ⅛ ઈંચથી કંઇકજ લાંબું હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો પાંચે તળિયેથી જોડાયલાં, ને મથાળે તેના પાંચે દાંતા ખુલ્લા દેખાતા હોય છે. જેમાંનો એક ફૂલની નીચલી બાજુનો દાંતો સૌથી લાંબો હોય છે. પુ૦ બા૦ કોપ લીલા ભૂરા કે જાંબુડા રંગની છાયાલેતો હોય છે. તેઉપર વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેમાં સૌથી ઉપરની મ્હોટી મુખ્ય પાંખડી જાંબુડા રંગની નસોવાળી હોય છે, બાજુની બે પાંખ–પાંખડીઓ પીળા રંગની ને સાંકડી હોય છે. છેક અંદરની ૨ હોડી પાંખડીઓ પીળા રંગની અને મથાળે વાંકવળેલી હોય છે. જેમાં પું.—અને **સ્ત્રીકેસર** ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે, તે ઉપર જતાં વાંકવળેલા હોય છે. તે દ્વિગુચ્છી અર્થાત્ એક છૂટું ને નવનાં તંતુઓ સાથે જોડાયલા હોય છે. તે ફીકા પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ લીલા રંગની હોય છે. તેની નલિકા ઉપર જતાં વાંકી વળેલી અને સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ** ( ફલ )–કાચી હોય છે ત્યારે લીલારંગની અને પાકે છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે. શીંગનો આકાર ઝીણી વાલોળ કે **જુંબીઆ** જેવો હોય છે. તે ચપટી, તળિયે સાંકડી, ઉપર પોહોળી. અને મથાળે સેહેજ સાંકડી, ને સૂક્ષ્મ ઝીણી અણીવાળી હોય છે. શીંગ ¾ ઈંચ લાંબી અને ¼ ઈંચ પોહોળી હોય છે. ને તેમાં બે બીજ હોય છે. પણ કોઈ કોઈ વાર એક બીજવાળી શીંગ પણ એમાં જોવામાં આવે છે. એવી શીંગ બે બીજવાળી શીંગ કરતાં અરધી લંબાઈની હોય છે. શીંગની સપાટી, તે પાકે છે, ત્યારે જરા ચઢી આવે છે. એમ બે બીજની વચમાં જરા ખાંચ હોય છે.

**બીજ**–એક લાઈન લાંબું ને ½ લાઇનથી કંઇક પોહોળું હોય છે. તે ચપટું, ચળકતું અને ઘણુંજ લીસું હોય છે. એની ઉપર કાળી ભૂરી અને ફીકી સફેદ બાનક હોય છે. જેથી તે ઘણું સુંદર દેખાય છે. એની એક બાજુ જરા અંદર દબાતી હોય છે, ને ત્યાં ભૂરો કાળો ચાંડલો ( hilum ) હોય છે. બીજ કઠ્ઠણ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી.

**૬–ઊપયોગ**–એનું મૂળ ઘણુંજ ગ્રાહી છે, અને તે સંગ્રહણી ઉપર ઘણી જાણીતી દવા છે. ઘણુંકરી તમામ ગરીબ લોકો એ વેલને જાણે છે, અને સંગ્રહણી ઉપર એનાં મૂળનો ઉપયોગ ઘરવૈદાંના સાદા ઉપયોગ તરીકે કરે છે.

એનું મૂળ જરા મરી સાથે વાટીને સંગ્રહણી ઉપર અપાય છે. પ્રદર, પ્રમેહ અને અત્યાર્તવ ઉપર પણ તે વપરાય છે. એનાં પાનને વાટી તેની લુગદી મીઠાં તેલમાં કકડાવી તે તેલ ગાળી લઈ નહિ રૂઝાતા જખમો અને ગુંબડાંઓ ઉપર ચોપડવામાં આવે છે, તેથી તે જલદી રૂઝાઈ જાય છે.

કેટલાક લોકો એનું મૂળ ઉકાળી તેનો કાઢો દૂધ સાકર અને મરીની સાથે અત્યાર્તવ અને સંગ્રહણીઉપર પાય છે. એનાં મૂળનો કાઢો જખમ અને ગડગુંબડાં ધોવામાં વપરાય છે. એના વેલા ઢોર બહુ ખાય છે. એનાં ફૂલ સાકર સાથે પ્રમેહ ઉપર અપાય છે. એનાં કાચાં બીજ છોકરાંઓ ખાય છે, તે દાળીઆ જેવાં ફરસાં લાગે છે.

૭–**સ્થાનક**–એના વેલા કવચિત રસ્તાઓની બાજુએ, પણ વિશેષ કરીને વાડીઓની વાડમાં અને ડુંગરોમાં ઘાસની સાથે ઘણી વાર ઉગેલા જોવામાં આવે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮–**વિ૦ વિવેચન**–એનાં બીજ કાચાં હોય છે, ત્યારે જરા ચપટાં દારીઆ જેવાં દેખાય છે, તેથી એને **દારીઆવેલ,** અને એનું મૂળિયું પાણીમાં ઉકાળતાં તેમાં ધાન રંધાતું હોય તેવાં ફીણ વળે છે. માટે એને **ધાનવેલ,** અને એમાં ત્રણ ત્રણ પાન ભેળાં થાય છે માટે **ત્રિપંખી કે ત્રિપાનીની વેલ** કહે છે.

(વૈદ્યકલ્પતરૂ–માહે મે. ૧૯૦૬ માં આનું વર્ણન છપાએલું છે.) R. aurea. H. II. p. 224 ડુંગરી દારીઆવેલના ધરોકાંઠે થાય છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી.)

### નંબર ૨૦૩.

**૧–શાસ્ત્રીયનામ**–R. viscosa.

દૃષ્ટાન્ત–H. II. p. 225.

**૨–દેશીનામ**–ફગીઓ, રૂંછાળો ફગીઓ (પો૦+ગુ૦).

**૩–વર્ણન**–રૂંછાળા ફગીઆના વેલા ચોમાસે ઘણા ઉગે છે. તે ઘણુંકરી જમીનપર પથરાય છે. પણ ઝાડવાં વગેરેનો આસરો મળે તો તેઉપર ચઢી જાય છે. એને ફગીઆની પેઠે ત્રણ ત્રણ પાનના ત્રેખડા આવે છે. અને સુંદર જાંબુડા અથવા પીળી છાયાલેતાં પતંગીઆં જેવા આકારનાં ફૂલોની કલંગી ચોમાસાં ઉતાર આવે છે. ને શિયાળે શીંગો પાકી જાય છે. એના વેલા ૪ થી ૮ ટેક ફીટ લાંબા થાય છે. એના આખા વેલાપર ઘણુંકરી ધોળી લાંબી સુંવાળી રૂંછાળ હોય છે. એના વેલાપર સૂક્ષ્મ ચીકણા રસનાં બિંદુઓ હોય છે, તેથી તેપર આંગળી ફેરવતાં તે ચીકણા લાગે છે.

**મૂળ**–એનાં મૂળમાં ફગીઆની માફક કંદ કે ગાંઠો થતી નથી. પરંતુ મૂળના આંગળી જેવા જાડા ૪ થી ૮ ટેક ફાંટા નીકળેલા હોય છે. તે જમીનમાં ૨ થી ૪ ફીટ ઉંડા ગયેલા હોય છે. તેને જખમી કરતાં તેમાંથી રાતો ચીકાસલેતો રસ નીકળે છે, તે તરત જામી જાય છે. મૂળની છાલ અને રસની વાસ સહેજ સુગંધિત અને સ્વાદ ઘણો તૂરો હોય છે. તેની તાજી અંતરછાલ મોઢામાં રાખી હોય તો મોઢામાંથી પુષ્કળ પાણી વહેવા માંડે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી તે સ્લેટપેન જેવી જાડી થાય છે. તેપર લાંબી રૂંછાળ હોય છે. કોમળ શાખાઓ ઉપર રૂંછાળ ચકચકીત અને ઘણી ગીચ હોય છે. ડાંડીને તોડતાં તેમાંથી પીળાસલેતો રાતો પ્રવાહી વહે છે. જે થોડીવારમાં ઘટ્ટ થઈ જાય છે.

**પાન**–ના ત્રેખડા આંતરે આવેલા હોય છે. તેનાપર લાંબી ધોળી રૂંછાળ અને સૂક્ષ્મ રસનાં બિંદુઓ હોય છે. ત્રેખડામાંનું વચલું પાન ૫ થી ૮ ઇંચ લાંબું અને ૪ થી ૬ ઇંચ પોહોળું હોય છે. બન્ને બાજુનાં પાન ૪ થી ૬ ઇંચ લાંબાં અને ૨ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. એ ત્રણે પાનનાં ટેરવાં અણીદાર હોય છે. પાનની બન્ને સપાટી ઘણુંકરી લીલાસલેતા રંગની હોય છે. અને તે સુકાયા પછી બહુધા તેવીજ રહે છે. પાનની મુખ્ય ડીટડી ૩ થી ૪ ઇંચ લાંબી હોય છે. બાજુનાં બે પાનની ખાસ ડીટડી ⅛ ઇંચ અને વચલાં પાનની ½ થી ૧ ઇંચ તેની નીચેની સળી સોતી લાંબી હોય છે.

પાનની મુખ્ય ડીટડી પાસે નાહાનાં ઉપપાન આવેલાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ફૂલોની કલંગી નીકળે છે. તે ½ થી ૧ ફુટ લાંબી હોય છે. એની સળી ઘણુંકરી સુતળી જેવી પાતળી હોય છે. ફૂલની ડીટડી ૧ લાઇન લાંબી ને તેની નીચે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–⅛ ઇંચ લાંબો અને ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાપર સૂક્ષ્મ રસબિંદુઓ અને વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં લાંબી હોય છે. તેની મુખ્ય પાંખડી બીજી કરતાં પોહોળી હોય છે.

**પુંકેસરો**–૧૦ તેમાં ૧ છૂટું અને ૯ જોડાયલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે.

**શીંગ**–( ફલ )–બે બીજવાળી ૧ થી ૧½ ઇંચ લાંબી અને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે. તેનાપર રૂંછાળ આવેલી હોય છે. તે બન્ને છેડે સાંકડીથતી હોય છે.

**બીજ**–ભૂરાસલેતા લીલા રંગનાં લીસાં ને ચળકત હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ અને પાન.

**૫–ગુણદોષ**–ગ્રાહિ અને રોપક.

**૬–ઉપયોગ**–આનો ઉપયોગ પણ નંબર ૨૦૨ પ્રમાણે છે. મૂળની છાલનો કાઢો સંગ્રહણી, રક્તસ્રાવ, પ્રદર અને ક્ષત ઉપર અપાય છે. એનો ઉકાળો બરડા ડુંગરના રબારી લોકો ભેંસ અને ગાયને છેરામણ થયું હોય અથવા શીળી નીકળી લોહી પડતું હોય ત્યારે છાસમાં નાંખી પાય છે. પાન ઘોડાં અને ભેંસોને ખવરાવે છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં બ્રામણી કેડી પાસે, ઘોઢાણા અને હડિયા જંગલની ગીચ ઝાડીમાં ઉંચા ધડા ઉપર વિશેષ કરી ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–આ ફગીઆનાં પાન અને ફૂલ ફગીઆ અથવા વિકારીકંદ (નંબર ૧૯૧)નાં જેવાં થાય

છે. અને એનાપર લાંબા ધોળા વાળની રૂંછાળ હોય છે, માટે એને રૂંછાળો ફગીઓ કહે છે.

આ વનસ્પતિનો ઉપયોગ આજ સુધી કોઇએ લખેલો જોવામાં આવતો નથી.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૦૪.

**૧–શાસ્ત્રીયનામ**–R. sericea.

દૃષ્ટાન્ત–H. II. p. 225.

**૨–દેશીનામ**–ફગીઓ, મખમલી ફગીઓ (પો૦ગુ૦).

**૩–વર્ણન**–મખમલી ફગીઆના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ૧ થી ૧૫ ફીટ લાંબા થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે ચોતરફ ફેલાયલી હોય છે, તે બહુધા જમીનપર પથરાય છે, પણ જો પાસે ઝાડવાં કે પથરાનો આસરો મળે તો તેપર ચઢી જાય છે. એમાં ખાખરા અથવા ફગીઆ (વિદારી-કંદના વેલા) ની પેઠે ત્રણ ત્રણ પાનનાં ત્રેખડા આવે છે, તેની બન્ને સપાટી મખમલ જેવી સુંવાળી હોય છે. એમાં શ્રાવણ માસમાં જાંબુડા રંગનાં સુંદર પતંગીઆંના આકારનાં મધુરી સુગંધવાળાં ફૂલોની કલંગી આવે છે. તે વખતે એના વેલા ઘણા સુંદર દેખાય છે. શીંગ (ફલ) દીવાળી ઉપર પાકી જાય છે. એના આખા વેલાપર ઘણુંકરી ભૂરાસલેતા મખમલી વાળની ગીચોગીચ રૂંવાટી આવેલી હોય છે

**મૂળ**–પેનસીલથી તે હાથનાં કાંડાં જેવું જાડું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. તે જમીનમાં વખતે ૨ થી ૩ ફીટ કે તેથી પણ થોડા વધારે ઉંડા ગયેલા હોય છે. ફાંટાઓ મથાળે જાડા અને તળિયાં તરફ પાતળા થતા હોય છે. તેની ઉપરની છાલ ભૂરી અને અંદરની સફેદ હોય છે. તેને જખમી કરતાં તેમાંથી રાતો રસ નીકળે છે જે ચીકણો હોય છે, તે થોડીવારમાં ઘટ્ટ થઇ જાય છે. એની વાસ સેહેજ સુગંધિત ને સ્વાદ ચીકાસલેતો ને ઘણોજ તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–પેનસીલથી આંગળી જેવી જાડી હોય છે. તેનાપર ઉભી હાંસો ને મખમલી વાળની રૂંવાટી આવેલી હોય છે. તેનાપર આંગળી ફેરવતાં તે સેહેજ ચીકણી લાગે છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તેની વચ્ચોવચ સફદ ગાભા જેવો ચક્ર દેખાય છે, તેથી બહાર તેમાં ફીકા લીલા રંગનો અને તેથી બહાર ધોળો ચક્ર જોવામાં આવે છે. ઉપલા ત્રણે ચક્રોની બહાર તેની છાલના ચક્રમાંથી પીળાસલેતો રાતો પાતળો રસ વહે છે, જે થોડીવારમાં બંધાઇ રાતો થાય છે, અને છેવટે તે ઘેરો ભૂરો અથવા કાળાસલેતા રંગનો થઇ જાય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેનો ત્રેખડો ૭ થી ૧૨ ઇંચ લાંબો અને તેટલોજ બહુધા પોહોળો હોય છે. તેનો આકાર ખાખરાના ત્રેખડા જેવો હોય છે. વચલાં પાનનું મથાળું ગોળાઇલેતું બુઠ્ઠું કે ભાગ્યેજ સહેજ સાંકડું હોય છે. એ ત્રેખડામાંનાં બાજુનાં બે પાન ૨ થી ૫ ઇંચ લાંબાં અને લગભગ તેટલાંજ પોહોળાં હોય છે. પણ વચલું પાન ૪ થી ૬ ઇંચ લાંબું અને ૫ થી ૮ ઇંચ પોહોળું હોય છે. એ ત્રણે પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો સહેજ ફીકો હોય છે. એની બન્ને સપાટીપર ગીચોગીચ મખ-મલી ભૂરા વાળનું અસ્તર હોય છે, ને તેમાં ચીકાસલેતા સુગંધિત રસનાં બિંદુઓ હોય છે. પાનની મુખ્ય ડીટડી તળિયે વિશેષ જાડી થયેલી, અને તેની ઉપરની બાજુ સળંગ ઉભી નીક હોય છે. બાજુનાં બે પાનની ખાસ ડીટડી ઘણી નાની હોય છે અને વચલાં પાનની ડીટડી નીચે એક લાંબી સળી હોય છે, જેથી એ પાન પાસેનાં બે પાન કરતાં ઉંચું દેખાય છે. પાનની નસો ડીટડીને મથાળેથી મુખ્ય ત્રણ નીકળેલી હોય છે. તે પાનમાં નીચેની સપાટીપર બહાર નીકળતી અને ઉપરનીપર સહેજ અંદર બેસતી હોય છે. પાનને ચોળવાથી મૂળાના પાનની વાસને મળતી વાસ આવે છે, અને સ્વાદ તૂરો ને ખરસટ લાગે છે.

પાનની ડીટડીના થડમાં નાહાનાં ઉપપાન બે હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ફૂલની કલંગી વિભાગિત થયેલી નીકળેલી હોય છે. તે ઘણુંકરી ઉભી હોય છે, તેનાપર ૩૦ થી ૪૦ ફૂલો આવેલાં હોય છે. તે $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબાં, અને $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. કલંગીની સળી ૧૦ થી ૧૨ ઇંચ લાંબી, અને સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તે મખમલી વાળની રૂંવાટીથી આચ્છા-દિત હોય છે. ફૂલની ડીટડી ઘણી સૂક્ષ્મ અને મખમલી વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે નીચેથી જોડાયલાં ને ઉપર એક બાજુ ત્રણ અને બીજી બાજુ બે એમ તેના પાંચ દાંતા દેખાતા હોય છે. તેમાં ત્રણ દાંતા વિશેષ કપાયલા છૂટા દેખાતા અને બે છીછરા હોય છે. આ આખો પુ૦ બા૦ કોષ મખમલી વાળથી ભરાયલો રતાસ અથવા જાંબુડી છાયાલેતા રંગનો હોય છે. તે $\frac{1}{2}$ ઇંચ લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે-માંની મુખ્ય પાંખડી અંદરની બાજુ ઘેરા રાતા અથવા જાંબુડા રંગની હોય છે, ને તે પાછળની બાજુ ચળ-કતી મખમલી હોય છે, અને બે હોડી પાંખડીઓ ઘણું-કરી સફેદ રંગની હોય છે.

પુંકેસરો–૧૦ હોય છે, તેમાં ૯ નીચે જોડાયલાં અને એક આગળનું સ્ત્રીકેસરની આગળ છૂટું હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય અર્થાત્ પેટાળનો ભાગ ઉભો, મખમલી ચળકતા વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા ઝીણી વાંકવળતી ને તેને ટેરવે સૂક્ષ્મ નલિકાગ્રમુખ હોય છે.

**શીંગ**-(ફલ)–થોડી ચપટી હોય છે. તે ૧ થી ૧$\frac{1}{2}$ ઈંચ લાંબી ને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે. તે નીચલે છેડે સાંકડીથતી, અને ઉપલે સાંકડી અણીદાર હોય છે. તે બન્ને છેડેથી જરા અંદર વળતી હોય છે. તે પ્રથમ ફીકા લીલા રંગની ને સુકાય છે ત્યારે તપખીરીઆ રંગની થઇ જાય છે. તેનાપર મખમલી સુંવાળા વાળની રૂંવાટી અને બીજા લાંબા ધોળા નરમ વાળની રૂંછાળ આવેલી હોય છે. શીંગમાં બે બીજ હોય છે. બીજની જગોએ તે થોડી ઉપસેલી હોય છે, અને એ બે બીજની વચ્ચે શીંગની અંદરની કોરપર ઉંડી અને બહારની કોરપર છીછરી ખાંચ હોય છે, શીંગ ઘણુંકરી વેલાપરજ ફાટી તેમાંથી બીજ જમીનપર પડી જાય છે. ત્યારે તેની અંદરની બાજુ લીસી, ચળકતી અને ફીકા તપખીરીઆ રંગની દેખાય છે, ને ત્યારે તેનાં બે પડ મરડાઇ બન્ને વિરૂદ્ધ દિશાએ વળી ગયેલાં હોય છે. શીંગની નીચે પુ૦ બા૦ કોષ અત્યાર સુધી રહેલો દેખાય છે, એટલુંજ નહીં પણ તેમાં પુંકેસરો પણ સુકાઇ ગયેલાં રહેલાં જોવામાં આવે છે.

**બીજ**–$\frac{1}{8}$ ઇંચ લાંબાં અને તેથી સહેજ ઓછાં પોહોળાં હોય છે. તે અત્યંત ચળકતાં ફીકા લીલા રંગનાં અને લીસાં હોય છે. તેની સપાટી ભૂરા અને ફીકા લીલા રંગની પટીથી ચિત્રિત થયેલી હોય છે. તેને એક છેડે ફીકો ધોળો ચાંડલો હોય છે.

૪–ઉપયોગીઅંગ–મૂળ અને પાન.

૫–ગુણદોષ– } ઉપરનાં નંબર ૨૦૩ મુજબ છે.
૬–ઉપયોગ– } એનું મૂળ ગ્રાહી હોતાં સંગ્રહણી, પ્રદર, પ્રમેહ, રક્તસ્રાવ, હરસ અને ઝાડાપર વપરાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરની પાઉમાં, કંડોરણા ઠાંસા અને કાંટેલા રિઝર્વમાં આ ફગીઆના વેલા ચોમાસે ઘણા ઉગે છે.

એ મધ્ય અને પશ્ચિમ હિમાલય અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એના વેલા પણ ફગીઆના વેલાને મળતા હોય છે, અને એનાં પાનપર મખમલ જેવા સુંવાળા વાળનું ગીચોગીચ અસ્તર આવેલું હોય છે, માટે એને **મખમલીફગીઓ** કહે છે.

આ વનસ્પતિનો ઉપયોગ આજ સુધી કોઇએ લખેલો જોવામાં આવતો નથી.

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર, ૨૦૫.

**૧–શાસ્ત્રીયનામ**–Dalbergia latifolia.

દૃષ્ટાંત–H. II. p. 231; N. p. 92; Watt. III. p. 7; રૂ. નિ. પા. ૪૪૧.

**૨–દેશીનામ**–શીસમ, સીસમ (પો૦+ગુ૦) शीसु (म०); शीसम, शीसु (हिं०); शिंशपा (सं०).

**૩–વર્ણન**–શીસમનાં ઝાડ આ સ્વસ્થાનના બરડા ડુંગરમાં ગણ્યાં ગાઠ્યાંજ ઉગે છે. તેનું કારણ આછી જમીન અને થોડો વરસાદ એ જણાય છે. એનાં ઝાડ અહિં વધારેમાં વધારે ૧૫ થી ૨૫ ફીટની અંદર ઉંચાં જોવામાં આવે છે. તેનું થડ અને પાકી ડાળો ખડબચડી અને ભૂરા રંગની હોય છે. એમાં નાહાની શાખાઓ ઘણી નીકળેલી હોય છે. કોમળ શાખાઓ ઘણુંકરી નીચી ઝુકતી હોય છે, ને તેપર વખતે ભૂરા રંગના વાળની રૂંવાટી હોય છે. પાન આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે, તેની મુખ્ય ડીટડીપર ૩ થી ૫ કે ૭ પાન (દલ) ૧$\frac{1}{2}$ થી ૨$\frac{1}{2}$ ઇંચ લાંબાં આવેલાં હોય છે. એ પાનનાં ટેરવાં બુઠ્ઠાં કે અણીઆળાં હોય છે. તે લીસાં, ચળકતાં, તળિયે સાંકડાંથતાં, મથાળે વખતે અંદર બેસતી ખાંચવાળાં, ઉપરની સપાટીએ ઘેરા લીલા રંગનાં, નીચેનીએ ફીકાં ચીવટ અને જરા અક્કડ હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળાસલેતા રંગનાં કે ધોળાં હોય છે; અને શીંગ (ફલ) પાતળી, ભૂરા રંગની, ચપટી પટી જેવી, જરા ચળકતી ૨ થી ૩ ઇંચ લાંબી અને $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ પોહોળી હોય છે.

૪–ઉપયોગીઅંગ–લાકડું અને પાન.

૫–ગુણદોષ–ચિરગુણકારી પૌષ્ટિક, શોથઘ્ન.

**૬–ઉપયોગ**–શીસમના લાકડાંનાં છોડાં ઘણા ચિરગુણકારી કવાથમાં નાંખવામાં આવે છે. ધુપેલ તેલના વસાણામાં શીસમનાં છોડાં વપરાય છે. શીસમનાં પાન વાટી તેનો લેપ ગડગુંબડાં અને સોજાપર કરવામાં આવે છે. શીસમનાં પાન ઢોર બહુ ખાય છે. શીસમનાં પાનની લેપડી મીઠાં તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ચામડીના દરદમાં તે લગાડવામાં આવે છે. શીસમનું લાકડું ઘણું મજબૂત હોય છે. તેની લાકડી કોદાળી વગેરે ખેડુની ખેડના ઓજારોના હાથાઓ અને રબારી લોકોના કુબાની વળી વરોણ વગેરે કરવામાં કામ આવે છે.

**૭–સ્થાનક**–ડુંગરના પડધારા.

**૮–વિ૦ વિવેચન**–શીસમનાં ઝાડ આ સ્વસ્થાનમાં ઇમારતી કે કારીગરીના કામમાં આવી શકે એવાં નહિ થવાથી તેમજ બજારમાં મળતાં શીસમનાં લાકડાં અને છોડીઆં પરદેશથી આવતાં હોવાથી તેનો વિશેષ ઉપયોગ અહિં લખવામાં આવેલો નથી.

## ( વર્ગ–લેગ્યુમિનોસી ).

### નંબર ૨૦૬.

**૧–શાસ્ત્રીયનામ**–D. lanceolaria ?

દૃષ્ટાન્ત–H. II. p. 235; N. p. 93; Watt. III. p. 6.

**૨–દેશીનામ**–શીસમડી (પો+ગુ૦).

**૩–વર્ણન**–એનાં ઝાડ બરડા ડુંગરમાં છૂટાં છવાયાં ઘણુંકરી વોકળાઓ કે ઝરાને કાંઠે ઉગે છે. તે ૧૦ થી ૧૫ રેક ફીટ અહિં ઉંચાં થાય છે. એમાં, લીસાં, ચળકતાં ૭ થી ૧૧ કે ભાગ્યેજ તેથી વધારે દલવાળાં પાન આવે છે. પાનમાંનું દરેક દળ (leaflet) ૧ થી ૨ કે ૨½ ઇંચ લાંબું અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળું હોય છે. તે બન્ને છેડે ઘણુંકરી ગોળાઇલેતું ને ટેરવે વિશેષ કરી અંદર બેસતી ખાંચવાળું હોય છે. ફૂલના ઝુમખા બહુધા શાખાઓના છેડા પાસે ફીકા જાંબુડા રંગનાં સૂક્ષ્મ ફૂલોવાળા આવેલા હોય છે. શીંગ શીસમ જેવી હોય છે.

ઉપયોગ–ઉપર કહેલા શીસમ જેવો છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૦૭.

**૧–શાસ્ત્રીયનામ**–Pterocarpus Marsupium.

દૃષ્ટાન્ત–H. II. p. 239; N. p. 93; Watt. VI. part. I. p. 357; ફ. નિ. પા. ૪૪૪.

**૨–દેશીનામ**–બીયો (પો+ગુ૦); बीवला, होंनी (म०); बीया, बींज बीजसाल (हिं०); बीजक (सं०).

**૩–વર્ણન**–બીયાનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. પણ આ સ્વસ્થાનમાં તે ૧૫ થી ૨૫ ફીટ ફક્ત ઉંચાં જોવામાં આવે છે. એમાં ચરલના ઝાડની પેઠે નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે, અને તે ઘણીવાર પાન ફૂલ અને ફલના ભારથી છેડાપર નીચી ઝુકેલી હોય છે. એનાં થડની છાલ ભૂરા રંગની, ખડબચડી, અને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. કોમળ શાખાપરની છાલ જરા લીસી ને તેપર ધોળાં છાંટણાં હોય છે. પાન સંયુક્ત (૫ થી ૭ દલ અથવા પર્ણ) હોય છે. ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં હોય છે, તે શિયાળો બેસતાં આવે છે; અને મકરસંક્રાંત અથવા પોશ મહિને શીંગો (ફલ) પાકી જાય છે, તે ગોળ પાતળાં ચકરડાં જેવી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની ડીટડીપર ૩–૫ કે ૭ પાન (દલ અથવા પર્ણ) હોય છે. એ પાન પણ ઘણુંકરી છેટે છેટે અનિયમિત રીતે બહુધા આંતરે આવેલાં હોય છે. તેમાં એક પાન મુખ્ય ડીટડીને છેડે આવેલું હોય છે. મુખ્ય ડીટડી ૪ થી ૬ ઇંચ લાંબી, લીંબડાની સળી જેવી જાડી, લીસી, કે તેનાપર સેહેજ ભૂરા વાળની રૂંછાળ હોય છે. એ પાન ૩ થી ૫ ઇંચ લાંબાં અને ૨ થી ૨½ કે ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ¼ થી ½ ઇંચ લાંબી હોય છે. પાનનો આકાર સાધારણ રીતે પીપરનાં પાન જેવો હોય છે. તે ડીટડી પાસે ગોળાઇલેતાં કે સેહેજ સાંકડાં, ટેરવે સાંકડાંથતાં, ટેરવું લાંબું ને છેડે સૂક્ષ્મ અણીવાળું, પણ ઘણુંકરી ટેરવાં બુઠ્ઠાં અને વખતે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનની ઉપરની સપાટી લીસી, ઘેરા લીલા રંગની; ને ચળકતી હોય છે, ને નીચેની ફીકી ને તેપર વખતે સેહેજ ભૂરા વાળની બારીક રૂંછાળ હોય છે. પાનમાંની નસો વચલી નસમાંથી નીકળી પાધરી કોર તરફ જતી, બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી, કોર પાસે જતાં પાનનાં ટેરવાં તરફ વાંકી વળી, કોરની કીનારીની અંદર ઉત્તરોત્તર સમાઇ જાય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ શાખાપ્રતિશાખાઓવાળી શાખાઓને છેડે અને પત્રકોણમાંથી આવેલી હોય છે. તે લીંબડાની સળી જેવી જાડી, અને તેનાપર ભૂરા વાળની ઘણુંકરી બારીક રૂંછાળ આવેલી હોય છે. એ સળીઓપર જરા છેટે છેટે આંતરે કે અનિયમિત રીતે સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૨ લાઇન લાંબી, ½ લાઇન જાડી, સહેજ વાળની રૂંછાળવાળી હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો પાંચે જોડાયલાં હોય છે, તેનાં ઉપરના બે દાંતા બીજાથી વધારે મ્હોટા હોય છે. પુ૦ બા૦ કોપ ૧½ થી ૨ લાઇન લાંબો ભૂરા વાળની રૂંછાળવાળો અને પુ૦ અભ્ય૦ કોષથી ટુંકો હોય છે. તે ફૂલની સાથે ફલ પાકી ગયા સુધી ઘણુંકરી કાયમ રહે છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૫ હોય છે. તે ઘણુંકરી એક બીજાથી છૂટી હોય છે. તેમાંની મુખ્ય પાંખડી ઘણી પોહોળી, બાજુએ જરા પાછળ વળેલી, મોજાં અને નસોવાળી, અને તળિયે લાંબી પાતળી ડાંડલીવાળી હોય છે; બે પાંખ પાંખડીઓ મુખ્ય પાંખડી કરતાં સાંકડી ને તેને તળિયે પણ પાતળી ડાંડલી હોય છે. અને ફૂલની છેક અંદરની બે હોડી–પાંખડીઓ વખતે વચમાં એક બીજા સાથે જોડાયલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેના તંતુ જોડાઇને જે નળી થયેલી હોય છે, તે ઘણુંકરી તળિયે તેમજ મથાળેથી ચીરાયલી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. નલિકા ઉંચી નીકળતી સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–(ફલ) કાચી હોય છે, ત્યારે પીળાસલેતા લીલા રંગની ને પાકીને સુકાય છે ત્યારે ભૂરા રંગની થઇ જાય

છે. તેનો આકાર એક **ચપટાં ચકરડાં** જેવો હોય છે. તેની વચ્ચોવચ્ચ એક બીજ આવેલું હોય છે. એ બીજ જેટલો શીંગનો વચલો ભાગ ઉપસી આવેલો હોય છે. શીંગને તળિયે ૨ થી ૩ લાઇન લાંબી ડીટી હોય છે. અને શીંગની સપાટીપર એ ડીટી પાસે ઉંડી ખાંચ હોય છે. શીંગનો વ્યાસ ૨ ઇંચ જેટલો હોય છે, ને તેની સપાટીપર ઘણુંકરી ભૂરાસલેતા બારીક વાળની રૂંછાળ હોય છે. બીજ શિવાયનો શીંગનો બાકીનો ભાગ પાતળો, ચીવટ, બારીક નસોની જાળીવાળો, અને કોરપર બંધાયલી ફીનારવાળો હોય છે.

**બીજ**–લીસું, બદામીઆ રંગનું, ૩ લાઇન લાંબું અને ૧ થી ૧½ લાઇન પોહોળું હોય છે. બીજને છેડે બુઠ્ઠી અણી અને ઉપલે છેડે અણી સેહેજ વાંકવળતી ને તેમાં ખાંચ હોય છે. એ ખાંચની અંદર ધોળો ચાંડલો (hilum) હોય છે. બીજની ઉપરની ફોતરી કાઢી નાંખતાં અંદરથી પીળાસલેતા લીલા કે ધોળા રંગનું ચળકતું મીંજ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, શોથઘ્ન, સારક અને દદ્રુઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં ઝાડમાંથી જે ગુંદર નીકળે છે તેને અંગ્રેજીમાં **"ગમકાઇનો"** કહે છે. એ ગુંદર કાઢવાની રીત અને એનાં પ્રથક્કરણ બાબતની લંબાણ હકીકત વૉટ સાહેબે પોતાની ડીકશનરીમાં આપેલી છે, તે વાંચવા જેવી છે. બીયાની છાલ અને ગુંદર રંગના કામમાં આવી શકે છે. બીયાનાં મૂળ અથવા ડાંડીનું લાકડું પાણીમાં ઘસીને દાદરપર ચોપડવામાં આવે છે. બીયાનાં પાન વાટીને ગડગુંમડાં અને સોજાઓ ઉપર લગાડવામાં આવે છે. બીયાનો ગુંદર ઝાડો બંધ કરવાને વપરાય છે, એમ કહેવાય છે. બીયાનાં પાન ઢોરના ચારા તરીકે કામમાં આવે છે. બીયાના ઝાડનું લાકડું ખેતીનાં ઓજારબનાવવામાં અને સાધારણ ઘરનાં વરોણ તરીકે કામ આવે છે.

"બીયાનાં લાકડાનો સાર પીળો થાય છે, એ લાકડું પાણીમાં પલાળે તો તેનો રંગ કાળો ગળી સરખો થાય છે. એના રંગનાં માણસ હાથ પગમાં **ત્રાજવાં** સોઇથી પાડે છે. બીયો ટાઢો છે એથી દસ્ત સાફ આવે છે. કોઢ, ખરજ, દાદર, રતવા, ચિત્રી, પ્રમેહ, કૃમિ, કફ, પિત્ત, રક્તવિકાર એ સર્વે રોગને મટાડે છે. બીયાના રંગથી વાળ કાળા થાય છે, વધે છે, રસાયન છે, ત્વચાનો રંગ સારો કરે છે. બીયાનાં ફૂલ કડવાં ને તુરાં છે, એનો વિપાક મધુર થાય છે, પાચક છે." (વૈ० રૂગનાથજી).

બીયાની તાજી છાલ અને લાકડાંને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ચામડીના દરદમાં ચામડીપર ચોપડવામાં આવે છે. બીયાનાં પાનને વાટીને ગળીની પેઠે ઘોડાંની પીઠપર ભાઠું પડયું હોય તો તેપર લગાડે છે.

**૭–સ્થાનક**–બીયાનાં ઝાડ બીલેશ્વરી, ચામુંડ્રો, અંધારી, નરઝર અને તોરણીઓ વોકળો એને કાંઠે વિશેષ કરી બરડા ડુંગરમાં ઉગે છે.

એ હિં० ના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–બીયાના રંગથી આ સ્વસ્થાન-(પોરબંદર)ના રબારી લોકો ઘણુંકરી પોતાના જમણા હાથની બાજુપર **સાંઢણી** ત્રોફાવે છે. કેટલાક રબારીઓ બન્ને હાથની બાજુએ પણ **સાંઢણી** ત્રોફાવે છે. **સાંઢણી** ત્રોફાવાનું કારણ તે લોકો પોતાનો **આદધંધો** બતાવે છે, એટલે તેઓનું કહેવું એવું છે કે, તેઓ મૂળ દહાડે **સાંઢીયાં**ના ગોવાળ હતા. અને પાછળથી તેઓ ગાય ભેંસો વગેરે બીજાં ઢોરોના ગોવાળ થયેલા છે. એ લોકો પોતાની જાતની ઓળખાણ માટે **સાંઢણી** ત્રોફાવે છે. કદાચ કોઇ પરમુલકમાં જાય અથવા કોઇ જગોએ મરી જાય તો રબારીની ઓળખાણ તરીકે તેના હાથપર ત્રોફાવેલી **સાંઢણી**ની નીશાની તે લોકો બસ સમજે છે. બરડાડુંગરના રબારીઓ પોતાનો આદ પુરૂષ **સામડો** બતાવે છે–ને કહે છે કેઃ–

"आद रबारी **सामडो** । वळती विशोतर शाख ॥
(बेसौ) शाखे सामडावडो । तेनी सूरज पूरे साख" ॥

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).
## નંબર ૨૦૮.

**૧–શાસ્ત્રીયનામ**–Pongamia glabra.

દૃષ્ટાન્ત–H. II p. 240; N. p. 93; Watt VI part. I. p. 322; રૂ. નિ. પા. ૪૩૦.

**૨–દેશીનામ**–કરંજ, કણઝી, કણઝ (પો० + ગુ०); करंज, घाणेरा करंज, (म.); करंज, करंजक, कंजा (हिं०); करंज, नक्तमाल (सं०).

**૩–વર્ણન**–કરંજનાં ઝાડ ૨૫ થી ૪૦ ફીટ ઉંચા આ સ્વસ્થાનમાં જોવામાં આવે છે. તેનું થડ ૧ થી ૨ ફીટ કે કોઇવાર નદીના તળ કે કાંઠાપર ઉગેલાં ઝાડમાં તે માણસની બાથમાં મુશ્કેલાઇથી આવી શકે તેટલું જાડું થાય છે. થડ અને શાખાઓ ભૂરા કે ભસ્મી રંગનાં હોય છે. કોઇવાર તેની પાતળી ડાંડી કે શાખાઓ વેલાની પેઠે લંબાયલી હોય છે. શાખાઓ ચોફેર ઘણી નીકળી પસરાયલી હોય છે. કોમળ શાખાઓ નીચી ઝુકી રહેલી હોય છે. તેપર વળી કાચ જેવાં બહુજ ચળકતાં ઘેરા લીલા રંગનાં સુંદર પાન આવી રહેલાં હોય છે, ને એની શોભામાં વધારો કરવા એને ચોમાસું બેસતાં જરા ગુલાબી ને આસમાની ઝાંઇલેતાં સફેદ રંગનાં નાહાનાં ફૂલોની (જાણે મોતીનીજ ગુંથેલી હોય કે નહિ ! તેવી) કલંગીઓ પત્રકોણમાં બીરાજમાન થયેલી હોય છે, અને

શિયાળો બેસતાં એમાં બદામ જેવા આકારની પણ જરા ચપટી શીંગો (ફલ) ના ઝુમખા લટુમ ઝુકી રહેલા હોય છે. ઘણીવાર આગલાં વર્ષની શીંગો પણ એમાં મોજૂદ હોય છે.

જેઠ અશાઢે જ્યારે વરસાદ થઈ ગયો હોય છે ત્યારે કરંજનાં ઝાડની શોભા ખરેખર એક જોવા લાયક થઇ રહે છે. સવારમાં જઇને જોયું હોય તો તેનાં ઝાડની નીચે લાખો ફૂલ ઝાડમાંથી ખરી વેરાઇ પડેલાં હોય છે. તે ફૂલ નહિ, પણ જરા છેટેથી મોતીજ વેરાયલાં હોય તેવાં દેખાય છે, ને વખતે તે વીંણી લેવાનું મન પણ થાય છે. આ મનોહર કુદરતી દેખાવ પણ એક જોવા લાયક છે, આ વખતે એનાં ઝાડ નીચે કુદરતે જાણે એક બાનકદાર મોતીનો ગાલીચો બીછાવ્યો હોય કે નહિ? તેવું દેખાય છે.

**મૂળ**–ઝાડ અને જમીનનાં પ્રમાણમાં મૂળિયાં ઉંડાં અને લાંબાં ગયેલાં, અને એના ચોફેર ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ પીળાસલેતા ધોળા રંગનાં, તે-પરની છાલ રેસાવાળી જાડી, ખડબચડી, ને તેપરની ફોતરી પાતળી અને ભૂરા રંગની ને અંદરથી છાલ લીસી અને પીળાસલેતા ધોળા રંગની હોય છે. વાસ અને સ્વાદ તીખાં અને ઉગ્ર લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી અર્થાત્ થડ ઉપર ધોળા કે ભસ્મી રંગનાં છાપાં, અને શાખાઓ જે ભૂરા કે લીલા રંગની હોય છે તેપર સફેદ બારીક છાંટણાં આવેલાં હોય છે. અત્યંત કોમળ શાખાઓપર રતાસલેતા ભૂરા વાળની રૂંવાટી હોય છે. શાખાને તોડતાં તેમાંથી કાસુંદ્રી જેવી ઉગ્ર અને તીખી અણગમતી વાસ નીકળે છે.

**પાન**–આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે. નવાં કોમળ પાન જરા પીળાસલેતાં રંગનાં ને નરમ અને પાકલ પાન જરા અક્કડ અને ઘેરા લીલા રંગનાં હોય છે. પાનની મુખ્ય ડીટડી સુતળી જેવી જાડી ૬ થી ૮ કે ૧૦ ઇંચ લાંબી, થડમાં વિશેષ જાડી થયેલી, લીસી, ચળકતી અને લીલા રંગની હોય છે. એ મુખ્ય ડીટડી-પર પાન (દલ કે પર્ણ–leaflets) ની ૨ થી ૩ જોડીઓ આવેલી હોય છે, અને તેને છેડે ૧ પાન સૌથી મ્હોટું હોય છે. પાનની બન્ને સપાટી લીસી હોય છે. જોડીનાં પાન ૨ થી ૪ કે ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૫ ઇંચ પોહોળાં હોય છે, અને વચલું પાન ૨ થી ૬ ઇંચ લાબું ને ૨ થી ૫ ઇંચ કે જરા વિશેષ પોહોળું હોય છે. પાનનો આકાર ગોળાઇલેતો કે લંબગોળ હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠી અણીવાળાં હોય છે. ડીટડી નાહાની હોય છે.

**ઉપપાન**–પાનની મુખ્ય ડીટડીની બન્ને બાજુ એક્કેક ઉપપાન હોય છે, તેપર વખતે ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી અથવા ફૂલોની કલંગી ૪ થી ૬ ઇંચ લાંબી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે એક્કેક કે ૧ થી વધારે એકજ પાનના ખૂણામાં આવેલી હોય છે. તે લાંબડાની સળી જેવી પાતળી, લીલા રંગની, ચળકતી ને તેપર સફેદ અથવા ભૂરા રંગની સૂક્ષ્મ રૂંવાટી હોય છે. એનાં ચકચકીત લીલાં સુંદર પાનની અંદર આ ફૂલોની કલંગીઓનો દેખાવ લીલી સાડી કે ચોલીપર મોતીના છડા કે લટ મુકી હોય એવો સુંદર દેખાય છે. ફૂલ ½ ઇંચ લાંબાં અને ઉગ્ર તીખી વાસવાળાં હોય છે. ફૂલની ડીટડી ૧ અથવા એકજ બિંદુપરથી ઝુમખીની પેઠે એકથી વધારે આવેલી હોય છે. તે ½ ઇંચ કે વખતે જરા તેથી લાંબી ને ઘણી પાતળી હોય છે. તે લીલા રંગની ને તેપર ભૂરા કે તપખીરીઆ વાળની રૂંવાટી આવેલી હોય છે. તેની નીચે ભૂરી રૂંછાળવાળું સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે પણ તે તુરત ખરી જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–રાતા કે તપખીરીઆ રંગનો જરા કલમત્રાસ પ્યાલી કે કટોરી જેવો હોય છે. તે ¾ થી ૧ લાઇન લાંબો, ને ½ લાઇનથી ૧½ લાઇનિ વ્યા-સનો હોય છે. તેપર સૂક્ષ્મ રૂંવાટી હોય છે. આ રાતા કે તપખીરીઆ રંગની પ્યાલી કે કટોરીમાં મુકાયલાં ફૂલો ગુલાબી કે આસમાની ઝાંઇલેતાં બહુ બાનક-દાર દેખાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેમાં સૌથી ઉપરની મુખ્ય પાંખડી પોહોળી, ધોળા રંગની ને તેને તળિયે અંદરની બાજુ લીલો ચાંડલો હોય છે. તેને ટેરવે ૨ ફાટ ને બહારની બાજુ સહેજ રૂંવાટી હોય છે. તેને તળિયે વળી ટુંકી ડાંડલી ને ડાંડલી ઉપર જરા અણી હોય છે. એ પાંખડી લગભગ ½ ઇંચ લાંબી અને ૩ લાઇન પોહોળી હોય છે. તે સહેલાઇથી ઉભી ચીરાઇ તેના બે ભાગ જૂદા પડી શકે છે. બાજુની બે પાંખ-પાંખડીઓ ઉભી, સાંકડી, તળિયે ડાંડલીવાળી, ગુલાબી કે ફીકા જાંબુડા રંગની, ૩ થી ૩½ લાઇન લાંબી ને ૧ થી ૧½ લાઇન પોહોળી હોય છે. બે હોડી પાંખ-ડીઓ એક બીજાંથી તરત જૂદી પડી શકે એવી હોય છે. તે ધોળી, અંદર બહાર ભૂરા વાળની રૂંવાટીવાળી અને તળિયે જરા લાંબી ડાંડલીવાળી હોય છે. એ પાંચે પાંખડીઓનો દેખાવ જરા ઉંડી છીપ જેવો લાગે છે. (મોતી છીપમાંજ પાકે છે.)

**પુંકેસરો**–એકગુચ્છી (monadelphous) હોડી પાંખડીઓમાં હોય છે. તેના તંતુ ધોળા, લીસા, ચળ-

કતા, મથાળે વાંકવળતા, અને પરાગકોષ પીળા રંગના હોય છે. એક તંતુ તળિયે છૂટો ને વચમાં જોડાયલો હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય જરા ભરાયલો, લીલા રંગનો, ભૂરી રૂંવાટીવાળો; નલિકા ધોળી, લીસી મથાળે વાંકવળતી, સૂક્ષ્મ મુખવાળી ને પુંકેસરોથી જરા બહાર દેખાતી હોય છે.

**શીંગ**–( ફલ )–ચપટી અને બદામની પેઠે એક બાજુથી જરા વાંકી હોય છે. તેનું ટેરવું અણીદાર હોય છે. તે પ્રથમ લીલા પણ પાકે છે ત્યારે ભૂરા રંગની થઈ જાય છે. તે ૧½ થી ૨½ ઈંચ લાંબી અને ¾ થી ૧ કે ૧½ ઈંચ પોહોળી હોય છે. તેની સપાટી લીસી હોય છે. તેને ચીરવાથી તેમાં એક કે બે બીજ દેખાય છે. પણ ઘણુંકરી એકજ બીજ પૂર્ણ સ્થિતિયે નીકળે છે. શીંગની અંદરનો રંગ રતાસલેતો ભૂરો હોય છે. શીંગની વાસ ઉગ્ર કડવાસલેતી હોય છે.

**બીજ**–ખાખરાનાં બીજ અર્થાત્ પીતપાપડા જેવું હોય છે. પણ તેથી જરા ટુંકું અને જાડું હોય છે. તે ¾ થી ૧ ઈંચ લાંબું, અને ½ થી ¾ ઈંચ પોહોળું હોય છે. એનો આકાર અડદની ફાડ જેવો હોય છે. બીજની સપાટીનો રંગ ખાખરાનાં બી જેવો જરા ભૂરાસલેતો રાતો હોય છે. બીજ લીસું ને ચળકતું હોય છે. તેની ઉપરની રાતી છોતરી કાઢી નાખવાથી પીળાસલેતા ધોળા રંગનું તેલીયું બે ફાટવાળું દલ તેમાં દેખાય છે. જેની વાસ ઉગ્ર અને સ્વાદ તેલીયો, ચીરપરો અને છેક પાછળથી જરા કડવો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિદાહી, જન્તુનાશક, દદ્રુઘ્ન અને વાતહર.

**૬–ઉપયોગ**–કરંજનાં મૂળની છાલ છુંદીને સંધિવાથી દુખતા સોજા ઉપર લગાડવાથી ચામડી તરત લાલ થઈ આવે છે. અને દુખાવો ઓછો થાય છે. કરંજનાં પાન વાટીને તેની લેપડી ઢોરને ભાઠામાં જીવાત પડી હોય તો તેપર બાંધવામાં આવે છે. કરંજનાં પાનને તેલ લગાડી વાથી ઝલાઇ ગયેલા સાંધા ઉપર તે લગાડવામાં આવે છે. તેમ તે વાળાના સોજાપર પણ બાંધવામાં આવે છે. કરંજનાં પાનનો રસ દાદર ઉપર ચોપડાય છે. કરંજનાં પાન ઢોરના ખાધામાં આવે છે. આંખો દુખતી હોય તો કરંજનાં ફૂલ એક લુગડામાં વીંટી તેની પોટલી આંખે લગાડવાથી આંખનો સોજો મટે છે. કરંજનું બીજ પાણીમાં ઘસીને ખસ અને દાદર ઉપર ચોપડવામાં આવે છે. કરંજનાં બીજમાંથી તેલ નીકળે છે, તેને **કરંજયું તેલ** કહે છે. તે દીવો બાળવા અને ચામડીનાં દરદોમાં ચોપડવાના કામમાં આવે છે. કરંજનું લાકડું પોચું અને હલકું થાય છે. તેનાં રમકડાં અને તલવારનાં મિયાન બનાવવામાં આવે છે. કરંજની છાલમાંથી ટુંકા રેસા નીકળે છે. છોકરાંને લાગ્યું હોય અગર ગુંમડાં થયાં હોય તો કેટલાંક લોકો કરંજની શીંગ, ગેંડાનો કરડો, ને સોપારી કાળે દોરેથી બાંધી તે છોકરાંને ગળે બાંધે છે. અને તેથી એમ માને છે કે, કરંજની શીંગ પાસે જીવાત આવી શકતી નથી. કરંજનાં લાકડાંની રાખ રંગના કામમાં વપરાય છે. કરંજ અને ચિત્રકનાં પાન, મીઠું અને દહીંની સાથે ગળતા કોઢમાં અપાય છે. કરંજનાં બીજનો દાળીઓ પણ ગળતા કોઢ ઉપર સારી અસર કરે છે. દુઝતા હરસ ઉપર કરંજનાં કુમળાં પાન વાટીને ચોપડવામાં આવે છે. કરંજનું તેલ સંધિવા ઉપર અકસીર દવા ગણાય છે. કરંજની શીંગની છાલનો ભૂકો કુકડીઆ ખાંસી ઉપર ઉપયોગી છે. કરંજનાં મૂળની છાલનો રસ નાસુર અને ભગંદરની અંદર રૂઝ લાવવા માટે વાપરવામાં આવે છે. કરંજનાં પાન દૂઝણાં ઢોરને આપવાથી તેમાં દૂધ વધે છે, એમ કહેવાય છે. કરંજનાં પાન જમીન સુધારવા માટે ખાતર તરીકે વપરાય છે. એનાં તાજાં પાનનું ખાતર જમીનને દેવાથી જમીનમાંની સૂક્ષ્મ જીવાત જે મોલનો નાશ કરે છે, તેનો નાશ થાય છે, એમ ખેડુ લોકો માને છે. હાથ અને પગની દાહપર કરંજનાં પાન બાંધવામાં આવે છે, પણ તે થોડીવાર રાખી કાઢી નાખવાં.

" ત્રણશેર બીજમાંથી આસરે ૧ શેર તેલ નીકળે છે.

બનાવટઃ–૧ પૃથ્વિસારતૈલ ૨ તિક્તાદિઘૃત.

**૧ પૃથ્વિસારતૈલ**–કરંજનું તેલ ૧ શેર ને કાંજી, ચિત્રક મૂળ, કરેણનું મૂળ, વછનાગ, અને નાડીકનાં બીજ (છૂંછડીનાં બીજ) દરેક પાંચ પાંચ તોલા લઇ તે બધાંને કાંજીમાં વાટી લુગ્દી કરી તેને કરંજના તેલમાં નાખવી અને તે તેલને તડકામાં રાખી મૂકવું. જે તૈયાર થાય તે પૃથ્વિસારતૈલ.

**૨ તિક્તાદિઘૃત**–કરંજનાં પાન અને ફૂલ, કડુ, મીણ, હળદર, જેઠીમધ, પટોળનાં પાન, માલતી અને લીંબડો એ બધાં સમભાગે લઇ તેનો કલ્ક કરી તે કલ્કથી ચોગણું ઘી અને ૧૬ ગણું પાણી લઈ રીતસર ઘી સિદ્ધ કરવું.

ગુણ–વાતહર.

**ઉપયોગ**–કરંજ એકલું ખાધાને માટે વપરાતું નથી. તો પણ કેટલાક શોધક કવાથમાં તે પડે છે. અને ત્વકદોષ ઉપર અપાય છે. અપસ્માર અને ઉદર રોગના કવાથમાં પણ તે આવે છે. તેનો મુખ્ય ઉપયોગ બહાર લગાડવાનો છે. વાથી ઝલાઇ ગયેલ સાંધાઉપર તેનું તેલ ચોપડાય છે. તેનાં પાનની પોટીસ દુષ્ટવ્રણ ઉપર લગાડવામાં આવે છે. ખાજી, વિચર્ચિકા, ઉંદરવા તેમ જ બીજી જાતના દુષ્ટવ્રણ ઉપર કરંજ ઘણું ઉપયોગી છે. કરોળીઆ અને ચિત્રી ઉપર કરંજતેલ ચોપડવાથી

ફાયદો થાય છે. પૃથ્વિસારતૈલ પણ તેવી જ રીતે ત્વક્‌દોષ ઉપર વપરાય છે. અને તિક્તાદિઘૃત દુષ્ટવ્રણુ તથા ધારાં ઉપર મલમ તરીકે લગાડવામાં આવે છે. દુષ્ટ વિચર્ચિકાના રોગમાં કરંજનું તેલ, કડવાં કોઠાંનું તેલ, ગંધક અને કપુરનો લેપ ફાયદાકારક છે. જ્યારે જખમમાં જીવડા પડયા હોય છે ત્યારે કરંજનું, લીંબડાંનું અને નગોડનું તેલ મિશ્ર કરી તે જખમ ઉપર રેડવાથી જીવડા નીકળી પડે છે. પૃથ્વિસારતૈલ ચોપડવાથી કુષ્ટનું દુષ્ટવ્રણ પણ જલદી સાધ્યરૂપ ધારણ કરે છે. કરંજનાં તેલને લીંબુના રસમાં મેળવી ખુબ હલાવી દાદર ઉપર લગાડવાથી દાદર દૂર થાય છે. તે શિવાય ભગંદર વિગેરેમાં જખમ સાફ કરવાને તે વપરાય છે. કંડુ, ખસ, ખરજવું, વિગેરે તેનાથી સાફ રહે છે. તેમજ જખમ વિગેરે ધોવાઈ જાય છે. કરંજ અને ચિત્રકનાં પાનને મરીની સાથે ચૂર્ણ કરી દહીંની અંદર આપવાથી વાતરક્તમાં સારો ફાયદો થાય છે.

માત્રાઃ-પાંદડાં અને છાલ ૦ા તોલો." (ડા. વી. ઝી.)

"કરંજની છાલનો ઉકાળો કરી વાયુના દરદ ઉપર પીવરાવવામાં આવે છે. કરંજ યોનિના દોષને મટાડે છે. કરંજનાં પાદડાંથી દસ્ત આવે છે. કરંજનું ફૂલ કફ, વાયુ, પ્રમેહ, અર્શ, કૃમિ તથા કોઢને મટાડનાર છે. કરંજની છાલ અને બી ઉકાળી લેપ કરવાથી ઉંદરીનું ઝેર મટી જાય છે. કરંજનાં મૂળને ચોખાના પાણીમાં ઉકાળી લેપ કરવાથી અંડવૃદ્ધિ તથા ગંડમાલ દૂર થાય છે. કરંજનાં બીને ઉનાં પાણીમાં ઉકાળી તેમાં થોડો ગોળ નાંખી દેવાથી આધાશીશી મટે છે. કરંજનાં બીને ભાંગી કટકા કરી વખતો વખત ખાવાથી ઉલટી મટી જાય છે. કરંજનાં મૂળ અને છાલને ઉકાળી લેપ કરવાથી ઉરૂસ્તંભ મટી જાય છે." (વૈ. શા. મ. ગો.)

" કરંજનાં પાંદડાં અથવા છાલ પાણીમાં વાટી પીવાથી હરસ મટાડે છે. કરંજનું દાતણ કરવાથી મોં સાફ થાય છે. દાંતને મજબૂત કરે છે, કરંજનાં ફલનું બીજ ઘસી આંખ્યમાં આંજવાથી ફૂલું મટે છે. એનાં કુણાં કમરાં જઠરાગ્નિને વધારે છે. કફ, કૃમિ, એ સર્વેને ટાળે છે." (વૈ૦ રુગનાથજી ઇંદ્રજી).

" કરંજીનું તેલ લગાડવાથી ખસ આદિ રોગ મટે છે પણ તેથી पद्मकंटा નામનો રોગ થાય છે." (પંડિત ભગવાનલાલ ઇંદ્રજી).

૭-સ્થાનક-ડુંગરમાં વિશેષ કરીને નદી, વોકળા અને ઝરણો કાંઠે ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં થાય છે. *

૮-વિ૦ વિવેચન—કરંજનાં ફૂલ મોતી જેવાં દેખાય છે માટે એને સંસ્કૃતમાં **નક્તમાલ** કહેતા હશે.

One of the commonest and handsomest trees in the Konkan. (NAIRNE.)

---

## વર્ગ-( લેગ્યુમિનોસી )-ઉપવર્ગ ૨ જો-ઉડતી મધમાખ અથવા ભ્રમર જેવાં ફૂલ.

### નંબર ૨૦૯.

**૧-શાસ્ત્રીયનામ**-Cæsalpinia Bonducella. દ્દષ્ટાન્ત-H. II. p. 254;. N. . 95; Watt. II. p. 3. રૂ. નિ. પા. ૪૩૩.

**૨-દેશીનામ**-કાકચ ( પો૦ + ગુ૦ ) सागरगोटा, कांचकी, करवट ( म० ); कटकरंज, कांटेकरंज. ( हिं० ); कुबेराक्षी, ककचिका, लताकरंज, पूतिकरंज. ( सं० ).

**૩-વર્ણન**-કાકચના વેલા જોરદાર અને ઘણા લાંબા થાય છે. તેને ઓથવાળી જગોએ ઉંચા ઝાડનો આશરો મળે તો તે ૩૦ થી ૫૦ ફીટ ઉંચે ઝાડપર ચઢી જાય છે. એના વેલા ચોમાસે ઘણા નવા ઉગે છે, અને જુના ફોળીને નવપલ્લવ થાય છે. એના વેલાપર ભૂરા વાળની રૂંવાટી અને પીળાસલેતા રંગના તીક્ષ્ણ વાંકી અણી અને પોહોળી પડઘીવાળા સખ્ત કાંટા આવે છે. પાન સંયુક્ત, દ્વિભગ્ન અર્થાત્ બેવાર કપાયલાં (bi-pinnate) ને ઘણાં લાંબાં હોય છે, અને દલ અથવા પર્ણ (leaflets)-ની મુખ્ય ડીટડીઓપર પણ ભૂરાવાળની રૂંવાટી અને કાંટા હોય છે. ફૂલ પીળાં અને શીંગ ( ફલ ) પોટલી જેવી પોહોળી ને ઝીણા કાંટાવાળી હોય છે.

**મૂળ**-એનું ખીલામૂળ જાડું, મજબૂત ને જમીનમાં ઉંડુ બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળનું લાકડું સફેદ, છાલ પાતળી, ભૂરા રંગની, અને વાસ અને સ્વાદ કડવા હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી આંગળીથી તે હાથની બાજુ જેવી જાડી થાય છે. તેપર ઘણુંકરી ઉભા ઝીણા કાંટા હોય છે. ડાંડી જેમ જેમ નીચેના ભાગમાં જાડી

---

* બરડા ડુંગરમાં કીલેશ્વરી, બીલેશ્વરી, અને મીણુસાર નદી, ચામુદ્રા અને તોરણીઆ વોકળા, તથા લાન્ડર, વાન્દર અને સીંઝરને કાંઠે કરંજનાં ઝાડો ઘણાં ઉગે છે. પણ આ સ્વસ્થાનમાં કરંજનાં બીમાંથી તેલ કાઢવામાં આવતું નથી, કોકણમાં કરંજનું તેલ ઘણું કાઢવામાં આવે છે. કરંજનાં ઝાડ બીમાંથી તરત ઉગે છે અને તે જલદી વધનારાં છે. જો કે આ સ્વસ્થાનમાં વાતો ચોમાસાનો ખારો પવન (ઓડા) તેને માફક આવતો નથી, તોપણ ઓથવાળી જગોમાં એનાં ઝાડ સારાં થઇ શકે છે. અને એમાં ત્રીજે કે ચોથે વર્ષે ફાલ આવે છે. માટે આ ઝાડોનો જેમ બને તેમ બચાવ અને વધારો કરવામાં આવે તો તે એક આવા સ્વસ્થાનમાં બહુ ઉપયોગી ઝાડ થઈ પડે એમ લાગે છે.

અને ઘરડી થતી જાય છે તેમ તેમ તેનાપરથી કાંટા કમતી થતા જાય છે, અને ડાંડીનો રંગ ભૂરો ને સુકાં લાકડાં જેવો થતો જાય છે. શાખાઓ પીળાસલેતા લીલા રંગની ઉભી હાંસો અને વાંકા કાંટાવાળી અને કોમળ શાખાઓ ભૂરા કે ઘેરા તપખીરીઆ રંગના વાળની રૂંવાટીવાળી હોય છે.

**પાન**—આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૨ કે કોઇવાર ૩ ફીટ લાંબાં થાય છે. તેની મુખ્ય ડીટડીપર ૧ થી ૨ ઇંચની અંતરાઇએ નાહાનાં પાન અર્થાત્ દલ કે પર્ણ ( leaflets ) ની મુખ્ય ડીટડીની ૪ થી ૮ જોડીઓ આવેલી હોય છે, અને એ જોડીમાંની દરેક ડીટડીપર ૭ થી ૧૦ જોડી નાહાનાં પાન એટલે દલ કે પર્ણની આવેલી હોય છે. એમાંનું દરેક દલ અથવા પર્ણ ¾ થી ૧ કે ૧½ ઇંચ લાંબું, ને ¼ થી ¾ કે ૧ ઇંચ પોહોળું હોય છે. તે લંબગોળ, તળિયે વિષમ કોરવાળું, અને મથાળે જરા સાંકડુંથતું ને બુઠું હોય છે, તેને ટેરવે સ્પષ્ટ દેખાતી સૂક્ષ્મ ઝીણી અણી હોય છે. તેની ઉપરની સપાટી લીસી, ચળકતી, ઘેરા લીલા રંગની, ને નીચેની ફીકી અને સૂક્ષ્મ વાળની આછી રૂંવાટીવાળી હોય છે. તેને તળિયે તેની ખાસ સૂક્ષ્મ પીળાસલેતા રંગની જરા રૂંવાટીવાળી ડીટડી હોય છે. પાનની મુખ્ય ડીટડીપર આવેલી દરેક જોડીનીચે તેમજ દલની દરેક જોડીનીચે પણ વાંકા બબે કાંટા આવેલા હોય છે. પાનની વાસ અને સ્વાદ લીંબડા જેવાં કડવાં હોય છે.

**ફૂલ**—શ્રાવણ ભાદરવામાં આવે છે. તેની પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે સ્લેટ-પેન જેવી જાડી ભૂરા કે તપખીરીઆ રંગના વાળની રૂંછાળવાળી ને તેપર કાંટા આવેલા હોય છે, તે પીળા-સલેતા લીલા રંગની હોય છે. તે સાદી વિભાગિત હોય છે. તેનાં તળિયાં તરફ ફૂલો જરા છેટે છેટે આવેલાં, અને મથાળાં તરફ ઘણાં ગીચ હોય છે. ફૂલની ડીટડી પીળાસલેતા લીલા રંગની, પુ૦ બા૦ કોષ જેટલી લાંબી, ધોળા કે ભૂરાસલેતા વાળની રૂંવાટીથી ભરાયલી, અને મથાળે તેમજ તળિયે સાંધાથી બેઠેલી હોય છે. તે ઝીણી સુતળી જેવી પાતળી હોય છે, ને તેની નીચે અક્કેક બન્ને છેડે સાંકડુંથતું, ટેરવે લાંબી અણીવાળું ફૂલની કળીથી ઘણુંકરી લાંબું, ભૂરા કે તપખીરીઆ વાળની રૂંવાટીથી ભરાયલું ને ફૂલની કળીપર જરા વળતું પુષ્પ-પત્ર આવેલું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**—૫ પત્રોનો, પીળાસલેતા લીલા રંગનો ને ઉંડો વિભાગિત થયેલો હોય છે. તેનાપર તપખીરીઆ રંગની રૂંવાટી આવેલી હોય છે. તેનાં પાંચે પત્રો ફૂલની કળીમાં ઉપરા ઉપર આવેલાં હોય છે, તે ૨ થી ૩ લાઇન લાંબાં ને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તેનું એક પત્ર જરા બહાર નીકળેલું અને વાંકવળેલું હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—૫ પાંખડીનો બનેલો હોય છે. તેની પાંખડીઓ પણ પુ૦ બા૦ કોષનાં પત્રોની પેઠે કળીની સ્થિતિમાં ઉપરા ઉપર હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોકરતાં જરા લાંબી ને પહોળી હોય છે. તે તળિયે સાંકડીથતી અને સફેદ વાળની રૂંવાટી-વાળી હોય છે. એ પાંચ પાંખડીઓમાંની ૧ સૌથી પોહોળી અને વાંકી પાંખડીના અંદરના ભાગમાં રાતા નારંગીઆ રંગના ચાંડલા ને છાંટણાં હોય છે.

**પુંકેસરો**—૧૦ હોય છે. તે મથાળે જરા વાંકવળતાં હોય છે. તેના તંતુઓ પીળાસલેતા ધોળા રંગના ને રૂંવાટીવાળા હોય છે. પરાગકોષ પીળા રંગના અને પૃષ્ઠ-સ્પર્શી (versatile) અર્થાત્ પછવાડેથી અધવચમાં તંતુ-પર ધરાયલા હોય છે.

**સ્ત્રીકેસર**—૧ હોય છે. તે પુંકેસરોથી જાડી, ટુંકી, લીલાસલેતા રંગની ને ભૂરાવાળની રૂંવાટીથી ભરાયલી હોય છે.

**શીંગ** (ફલ)—મહા ફાગણમાં પાકી પોતાની મેળે ફાટી જઇ બીજ નીચાં પડે છે. શીંગ પ્રથમ પીળાસ-લેતા લીલા રંગની ને પાકીને સુકાય છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબી ને ૧¼ થી ૧¾ ઇંચ પોહોળી હોય છે. તેની સપાટી ચળકતી ને તેનાપર ૨ થી ૩ લાઇન લાંબા તીક્ષ્ણ અણીવાળા ઝીણી તાર જેવા કાંટા હોય છે. શીંગનું ટેરવું ગોળાઈ-લેતું ને તેના અંદરના વાંકપર નાની અણી હોય છે. શીંગને તળિયે ૨ થી ૩ લાઇન લાંબી ને ૧ લાઇન જાડી ડીટી હોય છે. શીંગમાં ૧ થી ૨ બીજ હોય છે. શીંગની અંદર બીજ ૧ થી ૧½ લાઇન લાંબી ભૂરા રંગની સળીથી તેની કોરપર ધરાયલાં હોય છે.

**બીજ**—½ થી ¾ ઇંચ લાંબાં ને ઘણુંકરી તેટ-લાં જ લગભગ પોહોળાં હોય છે. તેનું ટેરવું ગોળાઇ-લેતું ને તે એક છેડે જરા સાંકડું હોય છે. બીજનો રંગ ભૂરો, લીલો અથવા ભસ્મીવર્ણો હોય છે. તે ઘણાં લીસાં, ચળકતાં ને કઠણ હોય છે. તેને એક છેડે કાળા-સલેતો ચાંડલો ને તે ચાંડલાનીવચ્ચે ઝીણી સળી હોય છે. બીજને ભાંગતાં તેમાંથી ફીકા ધોળા કે પીળાસલેતા રંગનો દાળીઓ નીકળે છે, જેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

૪—ઉપયોગીઅંગ—સર્વાંગ.

૫—ગુણદોષ—ચિરગુણકારી પૌષ્ટિક, કફ, જ્વર અને કૃમિઘ્ન,—ગ્રાહી, સારક, વાત અને વિષહર.

૬—ઉપયોગ—કાકચનું મૂળ પાણીમાં ઘસીને વીંછી ને સર્પના ડંખપર ચોપડવામાં આવે છે. કાકચનાં મૂળની છાલ તાવમાં વપરાય છે, પણ તેનો ગુણ બીજ જેટલો

અસરકારક નથી એમ કહેવાય છે. પણ તાવ અને એવાં બીજાં દરદોમાં થયેલી નબળાઇમાં શક્તિ આપવા માટે કાકચનાં બી કરતાં તેનાં મૂળની છાલ દશ ઘઊંભાર આપવી એ વધારે ગુણકારક માનવામાં આવે છે. કાકચનાં પાન વાટીને છોકરાં તેમ જ ઢોરનાં પેટમાં કૃમિ કે જીવાત પડી હોય તો તેપર પવાય છે. કાકચનાં પાનનો રસ સંચળની સાથે પેટમાં બરોલ અથવા કલેજાંની ગાંઠ થઈ હોય તો તેપર ખાવા અપાય છે. કાકચનાં પાનનો રસ તાવ ઉપર મરીની સાથે પીવરાવવામાં આવે છે. ઉલટી થતી હોય તો કાકચનાં પાનનો રસ ગરમ ઠીકરી અગર ખીલાથી ઝમીને પાય છે. કાકચનાં કોમળ પાન કલેજાંનાં દરદમાં મીઠાંની સાથે ચટણીની માફક વાટી તે ખવરાવવામાં આવે છે, તેમ જ તે ચટણી એકાંતરીઆ તાવમાં અને કૃમિ ઉપર અપાય છે. કાકચનાં પાન ડુંગળીના કાંદા સાથે વાટી તેની થેપડી મરકીની ગાંઠ ઉપર બાંધવામાં આવે છે. કાકચનાં પાનને વાટી તેની થેપલી મીઠાં તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ગુંમડાં અને બીજાં ચામડીનાં દરદો ઉપર ચોપડવામાં આવે છે. કાંકચનાં બીજને **કાકચ, કચુકા, કાચકા** અથવા કાંકચીઆ કહે છે. તેમાં જે દાળીઆ જેવું મીંજ નીકળે છે તે તાવ, હરસ, સંગ્રહણી, કબજીયત, ઝાડો અને ઉલટી ઉપર આપવામાં આવે છે. ટાઢીઆ તાવમાં મરી અગર પીપરની સાથે કાંકચીઆના બીનો દાળીઓ વાટીને અપાય છે. તેની માત્રા ૫ થી ૩૦ ઘંઉ ભારની ગણવામાં આવે છે. તાવ ઉતરી ગયા પછીની નબળાઈ ઉપર પણ કારીજીરીની સાથે કાંકચીઆનાં બીનો દાળીઓ ખવરાવવામાં આવે છે. કાંકચીઆને શેકી અગર તેને બીજી રીતે ભાંગી તેમાંથી જે દાળીઆ નીકળે તેને સમભાગે મરી લઇને તેની સારી પેઠે બારીક ભૂકી કરી તેને હવા ન લાગે તેવી રીતે સખ્ત બુચની બાટલીમાં ભરી રાખવી, પછી તેમાંથી મ્હોટાં માણસ માટે ૧૫ થી ૩૦ ઘઊં ભાર, અને છોકરાંઓ માટે ઉમર પ્રમાણે ૩ કે ૩$\frac{3}{4}$ ઘઊં ભાર આખા દહાડામાં ત્રણવાર આપવાથી કિવનાઇનની પેઠે ટાઢીઓ તાવ મટે છે. કફની ઉપર કાકચીઆનો દાળીઓ પીપરની સાથે મધમાં ખવરાવે છે. પેટના ચુંકા ઉપર તેનો દાળીઓ સુંઠ અને મીઠાં સાથે મધમાં ચટાડે છે. છોકરાંને ધાવણ પચતું ન હોય અને સફેદ ઝાડા કે ઉલટી થતી હોય તેપર કાકચીઆને શેકી તેમાંથી દાળીઓ કાઢી તે વાટીને પાય છે. ટાઢીઆ તાવના બીજા દરજામાં જ્યારે તાવ સખ્ત હોય છે, ત્યારે કવીનાઇન નહિ આપતાં કાંકચીઆની ભૂકી આપવાથી પરસેવાનો ત્રીજો દરજો જલદી આવે છે. અર્થાત્ પરસેવો આવી તાવ તરત ઉતરી જાય છે. કાંકચીઆનાં બી ઉપરની જાડી લીસી છાલ અને બદામની છાલને બાળી તેના કોલસા વાટી દાંત દુખતા હોય તો દાંતે તે **મીસીની** પેઠે લગાડવામાં આવે છે. છોકરૂં ભરાઇ આવ્યું હોય અને આંચકી આવતી હોય, એમાં પણ કાંકચીઆને શેકી તેમાંથી કાઢેલો દાળીઓ વાટી છોકરાંને માના ધાવણમાં અગર પાણીમાં ગરમ કરી પવાડાય છે. કાકચીઆનાં બીજને વાટી તેનો ગાંઠ અને સોજા ઉપર લેપ કરવામાં આવે છે. સાધારણ રીતે પેટના દુખાવા અને તાવમાં કાંકચીઆનું એક બીજ શેકી તેમાંથી નીકળતો એક દાળીઓ લોકો ખાય છે, અને તે તેટલો એક ખોરાક કે માત્રા ગણાય છે. વાઇ અને હિસ્ટિરીઆના દરદમાં કાકચીનાં મીંજ એલચી અને જટામાંશી સાથે મધમાં ખાવા આપવામાં આવે છે.

કાંકચીઆનાં બીજની માલા કરવામાં આવે છે તે ગણપતી અને ભેરવના ભકતો માલા ફેરવવામાં વાપરે છે. કાકચીઆનાં બીની ૮ થી ૧૦ ફીટ લાંબી માળા પરોવી આ સ્વસ્થાનના કુંભાર લોકો માટીનાં વાસણોને એ માલાવતી ઘસીને ઓપ ચઢાવે છે. કાકચીઆનાં બીજને છોકરાંઓ કાચની કે પથ્થરની ઠેરીની જગોએ રમતમાં વાપરે છે, તેમજ તે કોડાં તરીકે પણ રમતમાં વપરાય છે.

કાકચીઆનાં બીનાં પ્રથક્કરણ અને વિશેષ ઉપયોગ વિષે વૉટ સાહેબની ડીકશનરીમાં વિસ્તારથી હેવાલ આપેલો છે તે જીજ્ઞાસુએ વાંચવા લાયક છે.

"પૂતિકરંજાદિચૂર્ણ–કાંકચનાં મીંજ, તથા કાળા મરી સમ ભાગે લઇ તેનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું. તેનો ગુણ કૃમિઘ્ન, કટુપૌષ્ટિક, જ્વરઘ્ન અને પાચક.

વિષમજ્વરમાં એકે દેશી દવા કવીનાઇની બરોબરી કરી શકે તેવી નથી તોપણ કાંકચ વિષમજ્વરમાં ઘણાજ ઉપયોગી છે. કેટલીક વખતે બીજથી અસર થતી નથી તો મૂળના ચૂર્ણથી અસર થાય છે. વધરાવળની અંદર લોકો કાંકચનું ચૂર્ણ ખાય છે તથા એરંડાનાં પાન ઉપર તેને છાંટી વધરાવળ તથા વૃષણના સોજા ઉપર બાંધવામાં આવે છે. તેના પાનના રસમાં આંબાહળદર અને પિત્તપાપડો વાટી પીવાથી કૃમિનો નાશ થાય છે. ચાર તોલાં કાંકચનો રસ પીવાથી વારાને દિવસે આવતો વિષમજ્વર અટકે છે. શરીર સાધારણ રીતે તુટતું હોય ને તાવનો ભાવ જણાતો હોય તો કાંકચનું બી ખાવાથી તે ચિન્હ દબાય છે. ગોળની સાથે કાંકચનું બી લેવાથી હિસ્ટિરીઆમાં વાયુનો કોપ શાંત થાય છે.

માત્રા–કાંકચનાં મીંજ ૨ વાલ, કાંકચીઆદિ ચૂર્ણ ૪ વાલ, કાંકચનાં પાનનો રસ ૨ થી ૫ તોલા." (ડા. વી. ઝી.)

"કાંકચનું ફૂલ ટાઢું, તુરૂં, દદય, તથા રૂધિરવિકારનો નાશ કરનાર છે. અને તેનું ફલ કફને સુધારનાર, ઝાડા તથા રૂધિરવિકારને મટાડનાર, અને પિત્તહર છે. કાક-

ચનાં પાદડાં ગ્રાહિ તથા ઋતુને નિયમિત કરનાર છે. તેનાં બીમાં લોહી સુધારવાનો ગુણ હોવાથી તે પત (ગળતકોઢ)ના દરદ ઉપર વાપરી શકાય છે. કાંકચનું તેલ મોઢાની દાઝ મટાડવાના કામમાં આવે છે." (વૈ.શા. મ. ગો)

"કાંકચીઆ ખાવાથી બરલ મટે છે. ઉલટી, હેડકી, કફ, શ્રમ, શોષ એ સર્વે રોગને મટાડે છે." (વૈ० રૂગનાથજી.)

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં, કુવાઓને કાંઠે, ગુંદી અને કોઇવાર વાડાઓ પાસેના કંટાળાઓનાં જાળાંઓમાં, કાકચીઆના વેલા ઉગેલા જોવામાં આવે છે.

એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ० વિવેચન**–કાંકચીઆના વેલા આ સ્વસ્થાનમાં ઘણા જુજ ઉગે છે. તે પણ વળી કોઇ કોઇ વાડીઓની વાડમાં હોય છે, પણ ઉપરના તેના ઔષધીય ગુણને લીધે તે ગરીબ લોકોને ઘણા ઉપયોગી થઇ પડે છે માટે એના વેલાનો વધારો વાડીઓ અને ખેતરોની વાડોમાં વિશેષ કરવામાં આવે તો તે બે રીતે ઉપયોગી થઇ શકે છે. તેમાં કાંટા હોવાને લીધે વાડની મજબૂતી રહી શકે, અને એનું સર્વાંગ તાવ જેવા સાધારણ મરજમાં બહુ અસરકારક હોવાથી ગરીબ ખેડુતો અને બીજાં ગામડીઆં લોકોને તે ઓસડ તરીકે પાસેજ વગર પૈસે તે મળી શકે. કેટલાક ખેડુતો પોતાના વાડાઓમાં કાકચના વેલા ધર્માદા ઓસડ આપવાના હેતુથીજ વાવે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૧૦.

**૧–શાસ્ત્રીયનામ**–Poinciana elata.

દૃષ્ટાન્ત–H. II. p. 260; N. p. 96; Watt. VI. part I. p. 309; રૂ. નિ. પા. ૪૭૯.

**૨–દેશીનામ**–સીધસરો, સીધસેરી ( પો० ); સંઘેશરો, ( ગુ० ); संघेसरा ( म० ); सिद्धेश्वर, सिद्धनाथः ( सं० ).

**૩–વર્ણન**–સીધસરાનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં નાહાની નાહાની લીસી ને ચળકાટવાળી ઘણી શાખાઓ હોય છે. પાન સંયુક્ત, ઝીણાં, બાવળનાં પાનની પેઠે સળીપર આવેલાં હોય છે. ફૂલ ધોળા રંગનાં, મધુરી વાસવાળાં, વસંતથી ચોમાસાં સુધી આવે છે. તે ઉઘડયા પછી પીળાં થઇ જાય છે. તેથી એકી વખતે એનાં ઝાડપર બે રંગનાં ફૂલોનો દેખાવ ઘણો સુંદર લાગે છે. શીંગ ( ફલ ) શિયાળે પાકે છે.

**મૂળ**–ઉંડાં બેશેલાં હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. તે ઘણા મજબૂત હોય છે. ઘણીવાર તે સખ્ત પથ્થર ફાડી પોતાનો રસ્તો કરે છે. તે બહારથી ભુરા ને અંદરથી પીળાસલેતા ધોળા રંગના હોય છે. તે ઉપરની ભૂરી ફોતરી રતાસલેતા રંગની ને રસભરી હોય છે. તે જલદીથી ઉતરી જાય છે. વાસ અણગમતી અને સ્વાદ ચીકાસલેતો તૂરો અને પાછળથી ખાટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સીધસરાના ઝાડનું થડ ૪ ઇંચથી ૧ કે ૧½ ફીટ જાડું હોય છે. તે ભૂરા રંગનું લીસું ને ચળકતું હોય છે. તેનાપર વખતે ધોળાસલેતા ભસ્મીવર્ણાં છાપાં અને ધોળી ટપકી હોય છે. તેની છાલ પોચી, બટકણી ને જાડી હોય છે. તે અંદરથી લીલા ને રતાસલેતા રંગની દાણાદાર હોય છે. તેનો સ્વાદ હરમો તૂરો ને તેલીયો લાગે છે. શાખા વિશેષ લીસી ને ચળકાટવાળી હોય છે. તેનાપર પણ ભૂરા કે ધોળા રંગની ટપકી હોય છે. કોમળ શાખાઓ લીલા કે રતાસલેતા રંગની હોય છે. તે બટકણી હોય છે ને અંદરથી તે લીલાસલેતા પીળા રંગની હોય છે.

**પાન**–૬ થી ૯ ઇંચ લાંબાં, આંતરે આવેલાં હોય છે. તે દ્વિભગ્ન હોય છે. તેની મુખ્ય ડીટડી ઉપર પાનના પીછા જેવા વિભાગોની ૪ થી ૬ કે ૮ જોડી આવેલી હોય છે. એ દરેક જોડીમાંનો એક વિભાગ ( અર્થાત્ પાન) ૧¾ થી ૨ કે ૨½ ઇંચિ લાંબો હોય છે. અને તેમાં ૨૦ થી ૨૫ સૂક્ષ્મ પની જેવાં પાન આવેલાં હોય છે. તે ૩ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં અને ડીટડી પાસે તેની કોર વિષમ હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. કોમળ પાનપર ધોળા ચળકતા સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. અને તેમાંથી જરા તીખી ને ઉગ્ર વાસ નીકળે છે. એનો સ્વાદ ખટાસલેતો ચીકણો ને ચીરપરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી લીલા રંગની કોમળ વાળની રૂંવાટીવાળી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તેનાપર ઝુમખાની પેઠે ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી લીલા રંગની ૧ થી ૧½ ઇંચ લાંબી અને પાનની મુખ્ય ડીટડી કરતાં જાડી હોય છે. તેનાપર પણ વાળની રૂંવાટી હોય છે. ફૂલનો વ્યાસ ૨ ઇંચનો હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે. તે ¾ થી ૧ ઇંચ લાંબાં હોય છે. એ પાંચે પત્રો પ્રથમ બાજુએથી જોડાયલાં હોય છે, પણ ફૂલ ઉઘડે છે ત્યારે તે લગભગ તળિયાં સુધી ચીરાઇ જાય છે. એ પત્રો ટેરવે સાંકડાંયતાં અણીદાર હોય છે. તે બહારથી લીલા રંગનાં, વાળની રૂંવાટીવાળાં, અને અંદરથી ફીકાં ધોળાં સુંવાળાં પડથી અસ્તર થયેલાં હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે નાહાની મ્હોટી હોય છે. તે ૧ થી ૧¾ ઇંચ લાંબી ને ૧ ઇંચ પોહોળી હોય છે. તે પુ૦ બા૦ કોષના પત્રોથી આંતરે આવેલી હોય છે. આ પાંચે પાંખડી તળિયે સાંકડીથતી ને મથાળે પોહોળી હોય છે. તેની કોરપર કાંગરીદાર ઝાલર હોય છે. પાંચ પાંખડીઓમાંહેની ચાર ધોળા રંગની અને એક જે નીચેના ભાગમાં નળી જેવી થયેલી હોય છે, તે પીળા રંગની હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તે પાંખડીઓ કરતાં ઘણાં લાંબાં હોય છે. તેના તંતુઓ લીલાસલેતા પીળા કે વખતે રાતા રંગના ને શંકુ આકાર હોય છે. તેને તળિયેથી અધવચ સુધી સફેદ ચળકતા લાંબા વાળની રૂંવાટી આવેલી હોય છે. પરાગકોષ પૃષ્ટસ્પર્શી કેસરીઆ રંગના હોય છે. પરાગરજ પણ તેવાજ રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય એક પોલવાળો લીલા રંગનો હોય છે. તેપર વાળની રૂંવાટી હોય છે. નલિકા ફીકા લીલા રંગની પુંકેસર તંતુઓ કરતાં જરા ઉંચી હોય છે. તેને ટેરવે લીલા રંગનું સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**–(ફલ)–ચપટી, ૪ થી ૮ ઇંચ લાંબી, ને ¾ ઇંચથી આસરે ૧ ઇંચ પોહોળી હોય છે. તે કાચી હોય છે ત્યારે લીલાસલેતા પીળા રંગની સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે, પણ પાકે છે ત્યારે ભૂરાસલેતા રાતા રંગની થઇ જાય છે. તે બન્ને છેડે સાંકડીથતી, અણીદાર, લીસી ને ચળકતી હોય છે. તેની અંદર ૫ થી ૧૬ બીજ હોય છે.

**બીજ**–લંબગોળ, લીસાં, ભૂરા રાતા રંગનાં અને બન્ને પાસ જરા દબાયલાં હોય છે. તેને એક છેડે બુઠ્ઠી અણી હોય છે. તેનાપર બન્ને બાજુએ ઘેરા રંગનાં લંબગોળ ધોળા ભૂરા રંગનાં કુંડાળાં હોય છે. બીજ ૩ લાઇન લાંબાં ને ૨ લાઇન પોહોળાં હોય છે. બીની ઉપરનું પડ ઘણું કઠ્ઠણ હોય છે ને તે અંદરથી પીળાસલેતું ધોળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, ઉપલેપક, રોપક તથા વિષ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–સીધસરાનાં મૂળ વીંછીના ડંખ ઉપર પાણીમાં ઘસીને ચોપડે છે. તેમજ તેનાં મૂળને વીંછીની પીડાવાળા ભાગપર ઘણીવાર ફેરવવાથી વીંછી ઉતરી જાય છે. સીધસરાનાં પાંદડાંને વાટી માથાની ઉંદરી ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. સીધસરાનાં પાંદડાંની લેપડી ગડગુંબડાં ઉપર બાંધવામાં આવે છે. તેમજ મરકીની ગાંઠ ઉપર સીધસરાનાં પાન વાટી ઘણા લોકો બાંધે છે. તેથી ગાંઠ ઉપર ચઢી આવે છે. રતવા અને હરસ ઉપર પણ સીધસરાનાં પાનને દૂધમાં વાટી તેનો લેપ કરવામાં આવે છે. સ્ત્રીપ્રદરપર સીધસરાનાં પાન વાટીને સાકર સાથે પાય છે. વાએ ઝલાણો હોય તો એનાં પાન વાટીને પાય છે. એનાં પાન ત્રિદોષને ટાળે છે. જખમ ઉપર સીધસરાનાં પાન ખેડુ તથા રબારી લોકો ચાવીને મુકે છે, તેથી ઝખમ રૂઝાઈ જાય છે. ઢોરનાં ભાઠાં ઉપર પણ સીધસરાનાં પાન વાટી રબારી લોકો લગાડે છે. ઢોરને શીળી નીકળી હોય તો બરડાના રબારી લોકો સીધસરાનાં પાનનો ઉકાળો ઢોરને પાય છે. ઢોરને મુંઢ ઘા વાગ્યો હોય કે લચક પડી હોય તો તેપર સીધસરા અને આવળનાં પાન તથા રાફડાની માટી પાણીમાં ખુબ ગરમ કરી ઢોરના તે ભાગપર ભરે છે. સીધસરાનાં ફૂલનાં વરાળીઆં પેશાબ ન છૂટતો હોય તો પેડુપર બાંધવાથી પેશાબ છૂટે છે. કાચી શીંગ પક્ષીઓ બહુ ખાય છે. એનું લાકડું રમકડાં, દીવાસળી અને છાસ કરવાની રવાઇનાં ફૂલો કરવામાં કામે આવે છે. સીધસરાનું લાકડું પીળાસલેતું, હલકું અને પોચું થાય છે. એનું લાકડું છાલસોતું રાખ્યું હોય તો જલદી સુકાતું નથી, તોપણ એનાં લાકડાંને જીવાત જલદી લાગુ પડે છે.

**૭–સ્થાનક**–સીધસરાનાં ઝાડ બરડા ડુંગરની પાઉની કાદીમાં અને ઝરણોને કાંઠે ઉગે છે.*

એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–સીધસરાનાં ઝાડ હિંદુસ્થાનનાં વતની છે કે બીજા દેશનાં? તે વિષે વિલાયતથી શંકા લખાઈ આવતાં તે 'હિંદુસ્થાનનું વતની છે.' એવું સમાધાન આ લખનારે કરેલું છે. તે ઇન્ડિયન ફોરેસ્ટર (Indian Forester) ચોપાનીઆમાં માહે જાનેવારી ૧૯૦૦ માં છપાયલું છે.

સીધસરાનાં પાન કાઠિયાવાડમાં ઘરવૈદાંની દવા તરીકે પ્રસિદ્ધ છે, તેથી એનાં ઝાડ વાડી, વાડાઓમાં અને રસ્તાઓ તથા કુવાઓની પાસે ઘણા લોકો વાવે છે.

એનાં ઝાડ બીજ તેમજ ડાળો વાવવાથી પણ થાય છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).
### નંબર ૨૧૧.

**૧–શાસ્ત્રીયનામ**–Parkinsonia aculeata.

દૃષ્ટાન્ત–H. II. p. 260; N. p. 96; watt. VI. part. I. p. 110.

**૨–દેશીનામ**–રામબવળ (પો૦); પરદેશીબાવળ (ગુ૦); विलायतीबावुल, केसरीबावुल (म०); विलायतीबबुल, विलातीकीकर (हिं०).

---

* એ રાણાવાવ જંગલમાંની બોકડ કેડીની બન્ને બાજુએ, ડુંગરના પડધારાપર જીવીકેડી, ભતવારી ડુંગર, અને આદિત્યાણાં જંગલમાં પાડાપાણીના ધોક, અને દીપડ ઝરને કાંઠે જથ્થાબંધ જેવામાં આવે છે.

**૩-વર્ણન**—રામબાવળનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં કાંટા હોય છે. એનું થડ અને શાખાઓ પીળાસલેતા લીલા રંગનાં હોય છે. તેમાં નાહાની નાહાની ઘણી શાખાઓ હોય છે. પાન લાંબી, ચપટી ડીટડીપર સૂક્ષ્મ આવેલાં હોય છે. ફૂલ સુશોભિત પીળા રંગનાં આવે છે. તે માગસરથી વૈશાખ માસ સૂધી વધારે જોવામાં આવે છે. પણ કેટલાક ઝાડોમાં તો તે બારે માસ હોય છે. એની શીંગો ઘણા લાંબા વખત સૂધી ઝાડપર રહે છે. તેથી નવી શીંગો સાથે આગલા વરસની સુકેલી શીંગો પણ ઘણીવાર જોવામાં આવે છે.

એનાં ઝાડ ભર ઉન્હાળે લીલાં ઝીણાં પાન અને સુંદર પીળાં ફૂલોના ભરાવથી બહુ સુંદર દેખાતાં હોય છે.

**મૂળ**—એના મૂળમાંથી ઘણા ફાંટા નીકળી જમીનમાં ચોતરફ લાંબા પસરાયલા હોય છે. તેમાંથી ઘણા બારીક રેસા નીકળેલા હોય છે. મૂળની છાલ પાતળી અને ઉપરથી ભૂરા રંગની હોય છે. તેપર ઉભા ચીરા અને નાહાના ગાંઠ ગડબા આવેલા હોય છે. મૂળનું લાકડું સછિદ્ર કઠણ અને ધોળા રંગનું હોય છે. મૂળની વાસ અણગમતી અને સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી ૪ ઇંચથી વખતે ૧ ફુટ જાડી હોય છે. તેપર પોહોળી પડથી અને તીક્ષ્ણ અણીવાળા સીધા કાંટા આવેલા હોય છે. તે બે બાજુએ અને એક વચમાં એમ ત્રણ ત્રણ કાંટા પાસે પાસે આવેલા હોય છે. તેમાં બાજુના બે ટુંકા અને સહેજ વાંકા હોય છે. અને વચમાંનો કાંટો એ બન્નેથી લાંબો હોય છે. કાંટાનો રંગ પીળાસલેતો ભૂરો હોય છે. તે ૧/૪ ઇંચથી ૩/૪ ઇંચ લાંબા હોય છે. શાખાઓ આંગળીથી તે હાથનાં કાંડાં જેવી જાડી થાય છે ને તે ઘણુંકરી સીધી તરસાની પેઠે લાંબી વધે છે ને તેના ઉપર ફીકા ધોળા રંગનાં સૂક્ષ્મ છાંટણાં હોય છે. ડાંડી અને શાખાઓનું લાકડું સફેદ અને બટકણું હોય છે. કોમળ શાખાઓ વખતે રતાશલેતા રંગની હોય છે, અને તેની ઉપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

**પાન**—આંતરે આવેલાં હોય છે. એની મુખ્ય ડીટડીઓ ત્રણ કાંટાઓની ઉપરથી ૨ થી ૪ કે વખતે ૬ નીકળેલી હોય છે. તે ૧/૨ થી ૧ કે વખતે ૧૧/૪ ફુટ લાંબી અને ૧/૧૬ થી ૧/૮ ઇંચ પોહોળી હોય છે. તે તળિયે જરા જાડી થયેલી ને સાંધાથી બેઠેલી હોય છે. ને તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. એ ડીટડીપર બાવળની પની જેવાં સૂક્ષ્મ પાનની બે હાર આવેલી હોય છે. એ દરેક હારમાં ઘણુંકરી ફીકા લીલા રંગનાં ૩૦ થી ૫૦ પાન હોય છે. તે ૧ થી ૨ લાઇન લાંબાં હોય છે. તેની ડીટડી સૂક્ષ્મ પીળાસલેતા રંગની હોય છે. પાન ડીટડી પાસે એક બાજુ સાંકડુંથતું ને મથાળે ગોળાઇલેતું પોહોળું હોય છે. તેને ટેરવે વખતે સૂક્ષ્મ અણી હોય છે. તે જરા જાડાં હોવાને લીધે તેમાંની નસો સ્પષ્ટ દેખાતી નથી. પાનની વાસ અને સ્વાદ જરા અણગમતાં અને કડવાસલેતાં હોય છે.

**ફૂલ**—પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે. તે પીળાસલેતા લીલા રંગની અને ૧/૨ ઇંચથી તે ૧/૨ ફુટ જેટલી લાંબી હોય છે. તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ સળીપર ૪ થી ૬ કે ૨૦ થી ૩૦ ફૂલો ચડા ઉતાર જરા છેટે છેટે આવેલાં હોય છે. તેની વાસ ગુલબાસનાં ફૂલને મળતી હોય છે. ફૂલ ૧/૨ ઇંચથી ૧ ઇંચ વ્યાસનાં હોય છે. તેની ડીટડી પાતળી, લીલાસલેતા પીળા રંગની હોય છે. ને તે ૧/૨ ઇંચથી ૩/૪ ઇંચ લાંબી અને બહુધા ઉંચી ચઢતી હોય છે. તે પુ૦ બા૦ કોપથી જરા નીચે સાંધાવાળી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**—નાં પત્રો ૫ હોય છે, તે તળિયેથી જોડાઈ એક લીલા રંગની સૂક્ષ્મ પ્યાલી જેવાં થઇ રહે છે. અને ઉપર તેના પાંચે છેડા છૂટા હોય છે. એ છેડા તેને તળિયેથી પ્યાલીપર સાંધાથી બેઠેલા હોય છે. એના છેડા ફૂલ ઉઘડયા પછી પછવાડે વળી જાય છે. તે લીલાસલેતા પીળા રંગના હોય છે. તે ૨ લાઇન લાંબા ને ૧ લાઇન પોહોળા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—ની પાંખડીઓ ૫ હોય છે, તે ૩ થી ૪ લાઇન લાંબી ને ૨ થી ૩ પોહોળી હોય છે. એ પાંચે પાંખડીઓને તળિયે સૂક્ષ્મ લીલા રંગની ડાંડલી હોય છે. ને તે ડાંડલીપર સફેદ વાળની રૂંછાળ હોય છે. એ પાંચ પાંખડીઓમાંથી એક પાંખડી સૌથી મ્હોટી અને બહાર નીકળતી હોય છે. તેનાપર રાતાં છાંટણાં આવેલાં હોય છે. પાંખડી પાતળી અને તેનાપર કરચલી પડેલ બાનક હોય છે.

**પુંકેસરો**—૧૦ હોય છે, તેના તંતુ ૨ થી ૩ લાઇન લાંબા, લીલાસલેતા પીળા રંગના હોય છે. તેને તળિયે સફેદ વાળની રૂંછાળ હોય છે. પરાગકોપ ભૂરાસલેતા રાતા રંગના, અને પરાગરજ પીળી હોય છે.

**સ્ત્રીકેશર**—૧ હોય છે, તે પુંકેસરો જેટલી લાંબી હોય છે. તે તળિયે લીલા રંગની ને ઉપર રાતી હોય છે. તેપર પણ સફેદ વાળની રૂંવાટી હોય છે. નલિકા ઝીણી, રાતી અને લીસી હોય છે. ને તેને છેડે સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**—(ફલ)—શીંગ ૩ થી ૬ ઇંચ લાંબી અને ૨ થી ૨૧/૨ લાઈન પોહોળી હોય છે. તે કાચી હોય છે ત્યારે લીલા રંગની ને પાકે છે ત્યારે ભૂરા રંગની થઈ જાય છે. તે બન્ને છેડે સાંકડીથતી અણીદાર હોય છે. તેની સપાટી લીસી ને તેપર ઉભી નસો હોય છે. તેમાં ૩ થી ૮ બીજ હોય છે. એ બીજવચ્ચે તે ખાંચવાળી હોય છે, તેથી તેનો આકાર માલા જેવો દેખાય છે.

**બીજ**–લંબગોળ હોય છે. તે કાચાં હોય છે ત્યારે ફીકા લીલા રંગનાં ને પાકે છે ત્યારે કાળાસલેતા ભૂરા રંગનાં થઈ જાય છે. તેની સપાટી ઘણીજ લીસી ને ચળકતી હોય છે. અને તેપર કાળાસલેતી ભૂરી પટી અને છાંટણાંની બાનક હોય છે. બીજ ૩ લાઈન લાંબાં અને ૧½ પોહોળાં હોય છે. તે ઘણાં કઠ્ઠણ હોય છે. તેને ભાંગતાં તેમાંથી ધોળાસલેતાં બે દલ નીકળે છે. જેની વાસ ઉગ્ર અને સ્વાદ ફરસો લાગે છે. કાચાં બીનો સ્વાદ મીઠાસલેતો ફરસો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, પૈષ્ટિક અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–રામબાવળના મૂળની છાલ સુંઠની સાથે ઘસીને રસવિકારના સોજા ઉપર ચોપડે છે. એના થડની અંતરછાલ રાત્રે પાણીમાં પલાળી સવારે તે પાણી ગાળીને પ્રમેહ ઉપર સાકર સાથે પાય છે. રામબાવળના પાનની પની વાટીને ગડગુંબડાં ઉપર બાંધે છે. રામબાવળનાં ફૂલ સુંદર હોવાને લીધે મહાદેવજી અને દુર્ગાને ચડે છે. રામબાવળનાં કાચાં બીજ છોકરાં બહુ ખાય છે. અને શીંગ પાકે છે ત્યારે શીંગને સેકી તેમાંથી બી કાઢી ગરીબ લોકો ખાય છે. તે વિશેષ ખવાય તો કબજીયત કરે છે. રામબાવળની છાલમાંથી સફેદ રેસા નીકળે છે. તે ટુંકા અને બટકણા હોય છે. તેથી તે દોરી બનાવવાના કામમાં આવી શકે નહિ પણ કાગળ બનાવવાના કામમાં આવી શકે એમ કહે છે. રામબાવળ સાંઢીઆ અને બકરાં બહુ ખાય છે. છપ્પનિયા દુકાળની વખતે તેને વાઢી કાંટા કુટેડી લોકો ગાયો, ભેંસો વગેરે ઢોરોને ખવરાવતા હતા. અને રામબાવળનાં ઝાડો નીચે પડી ગએલ સુકાં પાન અને પાતળાં લાકડાં પણ ઢોર અને ગધેડાં ખાઇ જતાં હતાં. એનાં બીજ તે વખતે દુકાળીઆં લોકો બહુજ ખાતાં હતાં. રામબાવળ કાંટાવાળું, જલદી ઉગનારૂં, ગીચોગીચ ડાળવાળું અને ફરસાં બીજવાળું નાહાનું ઝાડ હોવાને લીધે તેને વાડી, વાડા અને ખેતરોની વાડ કરવા માટે ઘણા લોકો વાવે છે. રામબાવળનું લાકડું હલકું ને બટકણું હોવાને લીધે તે ગરીબ લોકોને બળતણ તરીકે કામ આવે છે. એનાં લાકડાંમાંથી હલકા કોલસા કરવામાં આવે છે. તે બળતી વખતે તેમાંથી તડતડાટ અવાજ થઇ ઘણા તણખા નીકળે છે. પણ તે બંદુકનો દારૂ બનાવવાના કામમાં આવે છે.

એ ઝાડ ૮ થી ૧૦ શેક ફીટ ઉંચાં વધ્યા પછી તેને જમીનથી ૪ થી ૫ ફીટ રાખી ઉપરથી કાપી નાખવામાં આવે તો તેની બાજુની ઘણી આડી શાખાઓ નીકળી તેની બહુ મજેની વાડ બની રહે છે. રેલવે સ્ટેશનના કમ્પાઉન્ડોની વાડ ઘણી જગોએ રામબાવળની આવી રીતે બનાવવામાં આવે છે.

**૭–સ્થાનક**–ચેડની કાંધી અને બીજી ખારચ જમીનમાં રામબાવળનાં ઝાડ ઉગતાં જોવામાં આવે છે.

એ ઝાડ અસલ અમેરીકાનું વતની છે પણ હવે હિંદુસ્થાનમાં ઘણી જગોએ થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એ પરદેશી ઝાડ હોવાથી એનું નામ કોઇ રામના ભકતે **રામબાવળ** રાખેલું છે, તે આખા કાઠિયાવાડમાં પ્રસિદ્ધ છે.*

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૧૨.

**૧–શાસ્ત્રીયનામ**–cassia Fistula.

દૃષ્ટાન્ત–H. II. p. 261; N. p. 96; Watt. II. p. 217; રૂ. નિ. પા. ૧૦૪.

**૨–દેશીનામ**–ગરમાળો (પો૦+ગુ૦); बाहावा, गरमाल, गीरिमाल, चीमकनी, (म०); अमलतास, गीरमाला (हिं०); राजवृक्ष, राजतरु, कृतमालक, स्वर्णवृक्ष, आरग्वध (सं).

**૩–વર્ણન**–ગરમાળાનાં ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચાં થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન સંયુક્ત ફુટ ૧½ ફુટ લાંબાં હોય છે, તે શિયાળે ખરી જાય છે, અને ચૈત્ર વૈશાક મહિને તે ફૂલની સાથે પાછાં આવવા માંડે છે. એમાં પીળાં ફૂલોની ઘણી લાંબી ને ઝુલતી માલા, **લર** અથવા **શેડો** આવે છે. આ વખતે ખરેખર એ ઝાડનો દેખાવ એક જોવા લાયક થઈ રહે છે. શીંગ (ફલ) ગોળ અને ઘણી લાંબી હોય છે. શીંગ શિયાળે પાકે છે.

**મૂળ**–ઘણું ઉંડું એઠેલું હોય છે. તેમાંથી કેટલાક જાડા અને ઝીણા રેસાઓ જેવા ઘણા ફાંટાઓ નીકળેલા હોય

---

* એનાં ઝાડ રણની ખારચ જમીન જ્યાં બીજાં ઝાડો ઉગતાં નથી ત્યાં સારાં ઉગે છે. અને એકવાર ઉગ્યા પછી તેને પાણી કે કોઇ જાતની બીજી ચાકરી જોતી નથી. માટે આ સ્વસ્થાનમાં ભારવાડાની નેરી ને જુબીલી પુલની બન્ને બાજુએ એનાં ઝાડ જંગલખાતાં તરફથી વાવવામાં આવેલાં છે. તે ઘણાં સારાં ઉગેલાં છે. અને તે છપ્પનિયા દુકાળની વખતે ગરીબ કંગાળીઆં લોકો અને ઢોરોને બહુજ ઉપયોગી થઇ પડેલાં હતાં. માટે ખારચ પડતર જમીનમાં એનાં ઝાડોનો વધારો કરવો જોઇએ. કેમકે એનાં બીજ વાવ્યા શિવાય બીજું કંઇ ખરચ લાગતું નથી. અને કાળે દુકાળે એનાં ઝાડો બહુજ ઉપયોગી થઇ પડે છે. વળી વરસાદની તંગીમાં જ્યારે બીજાં ઝાડો સુકાઇ જાય છે ત્યારે ખારચ જમીનમાં એનાં ઝાડો સુકાતાં નથી. તેથી પણ તે ઘણાં ઉપયોગી છે. એનાં એક બે ઝાડ ઉછરી ગયા પછી તેની શીંગો પાકી તેમાંથી પોતાની મેળે બીજ પડી તેના ઘેરાને ઘેરા ઉગી જાય છે. એનાં બીજ વરસાદ પહેલાંજ જમીનમાંથી ૪ ઇંચ ઉંડાં વાવી દીધાં હોય અને તેપર વરસાદ થાય તો પછી કંઈ કરવાપણું રહેતું નથી. માત્ર એના નાહાના રોપા ઢોરોથી બચાવવા જોઇએ.

છે. મૂળનું લાકડું ઘણું કઠ્ણ અને ધોળું હોય છે. છાલપરની ફોતરી ભૂરા કે કાળાસલેતા ભૂરા રંગની લીસી, અને છાલ રાતા રંગની જાડી ને રસભરી હોય છે. અંતરછાલ રતાસલેતા ધોળા રંગની ટુંકા રેસાઓ અને પડવાળી હોય છે. છાલની વાસ જરા ઉગ્ર અને સ્વાદ તૂરો ને પાછળથી જરા કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ ½ થી ૧ ફુટ જાડું, ઘણુંકરી સીધું પણ વખતે કેટલાંક કારણોથી આડું અવળું ને અગડગડું પણ હોય છે. તેપરની છાલ ભૂરી કે ભસ્મી રંગની, લીસી અથવા ખડબચડી, અંદરથી રાતી, ચીકાસવાળી, મજબૂત રેસાવાળી ને તૂરા ને કડવા સ્વાદવાળી હોય છે.

શાખાઓ ધોળાસલેતા ભૂરા રંગની ને તેપર ધોળાં છાપાં પડેલાં હોય છે.

કોમળ શાખાઓ કાળાસલેતા લીલા ને ભૂરામિશ્ર રંગની ઘણી લીસી ને ચળકતી હોય છે; તેપર ભૂરા કે સફેદ રંગનાં દાણાદાર છાંટણાં ( tubercles ) હોય છે. અતિ કોમળ શાખાઓ લીલા રંગની લીસી, ચળકતી, સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે. ને તેપર ભૂરા કે ધોળા વાળની રૂંવાટીવચ્ચે વખતે કાળા ચાંડલાવાળાં ઘણુંકરી ગોળાઇલેતાં છાંટણાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે લીંબડાના પાનની પેઠે લાંબી સળીપર આવેલાં હોય છે. એ સળી અથવા પાનની મુખ્ય ડીટડી થડમાં જાડી થયેલી, ઘેરા લીલા રંગની, ને તેની ઉપરની બાજુ નીક હોય છે. તે લીસી, ચળકતી વખતે સૂક્ષ્મ ધોળા કે ભૂરા વાળની આછી રૂંવાટીવાળી ૭ ઇંચ થી ૧ કે ૧½ ફુટ લાંબી હોય છે. એ મુખ્ય ડીટડીપર ૩ થી ૮ જોડીઓ નાહાનાં પાન (દલ કે પર્ણ–leaflets )ની આવેલી હોય છે.'અને ડીટડીને ટેરવે પાનની છેલી જોડીનીવચ્ચે સૂક્ષ્મ અણી હોય છે. જોડીમાંનાં પાન સામસામાં અથવા જરા આંતરે આવેલાં હોય છે. એની ડીટડી પાનના પ્રમાણમાં ટુંકી, ઘેરા લીલા રંગની, ને સફેદવાળની રૂંવાટીવાળી હોય છે. તે પાનની મુખ્ય ડીટડી સાથે સાંધાઓથી બેઠેલી હોય છે, ને એ સાંધા એવા કાચા હોય છે કે, પાન તે સાંધેથી ડીટડીસોતું તરત ખરી પડે છે. જોડીમાંનાં પાન તળિયે પોહોળાં અને ટેરવાં તરફ સાંકડાંથતાં, ને ટેરવાં બુઠ્ઠી અણીવાળાં હોય છે. એ પાન ૩ થી ૬ ઇંચ લાંબાં ને ૧½ થી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટીપર ઘણુંકરી ધોળા કે ભૂરા વા તપખીરીઆ રંગના વાળની રૂંવાટી હોય છે. પાનની ઉપરની સપાટી લીલા કે ઘેરા લીલા રંગની, ને નીચેની જરા ફીકા રંગની હોય છે. કોમળ પાન ઘણાં ચળકતાં, સુંદર સોનેરી લાલાસલેતાં, અને વાળની ગીચ રૂંવાટીવાળાં હોય છે. પાન ઘણાં ચીવટ હોય છે. તેથી તે મુસ્કેલીએ ચાવી શકાય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ જરા ચીરપરો ને તૂરો લાગે છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી અથવા ફૂલોની લર કે માલા અથવા શેડ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે લીલી, ચળકતી અને સફેદ વાળની રૂંછાળવાળી હોય છે. તે થડમાં એક કે ૨ લાઇન જાડી અને છેડા તરફ ઘણી પાતળીથતી હોય છે. તે ઘણી નરમ હોય છે, તેથી નીચી ઝુકેલી અને થોડો પણ પવન લાગવાથી આમ તેમ ડોલતી ને ઝુલતી હોય છે. તે પાન જેટલી કે તેથી પણ કોઇવાર લાંબી હોય છે. તેનાપર થડ આગળથી જરા છેટે છેટે પણ છેડા તરફ જરા પાસે પાસે ફૂલો આવેલાં હોય છે. તે વખતે એક ૨–૩ કે ૪ થાકની પેઠે શેડની ચોફેર નીકળેલાં હોય છે. ફૂલનો રંગ સોના જેવો પીળો ચકચકીત, અને તેમાં સહેજ મધુરીવાસ હોય છે. એની વાસ પ્રથમ પાકેલા ખડબુજા જેવી મીઠી પણ પાછળથી સહેજ ઉગ્ર કે તીખી લાગે છે.

ફૂલની ડીટડીના થડમાં ૩ પુષ્પપત્રો હોય છે. તે ૧ થી ૧½ લાઇન લાંબાં ને ભૂરા ચળકતા વાળની રૂંવાટીથી ભરાયલાં હોય છે. તે તરત ખરી જાય છે. વચલું પુષ્પપત્ર બાજુનાં બે કરતાં જરા લાંબું હોય છે.

ફૂલની ડીટડી લીંબડાની સળી જેવી અથવા તેથી જરા પાતળી હોય છે, તે ૧½ થી ૨ ઇંચ લાંબી હોય છે. તે પણ નરમ અને બહુધા નીચી ઝુકતી હોય છે. તેનાપર સફેદવાળની રૂંવાટી હોય છે. તે પુ૰ બા૰ કોષથી જરા નીચે સાંધાવાળી, અને સાંધાથી ઉપર જરા જાડી થયેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયે જોડાયલાં ને મથાળે ખુલ્લાં હોય છે. તે સફેદ વાળની રૂંવાટીથી ભરાયલાં, ૨ થી ૩ લાઇન લાંબાં, અને ૧ થી ૨ લાઇન પોહોળાં હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલેતાં હોય છે. તેની અંદરની બાજુ ઉભી લીલા રંગની નસો દેખાતી હોય છે. ફૂલ ઉઘડયા પછી એ પાંચે પત્રો પાછળ વળી જાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૰ બા૰ કોષનાં પત્રો કરતાં લાંબી હોય છે. તે ખુલ્લા કે ઘેરા પીળા રંગની ને ઘણીજ પાતળી હોય છે. તેને તળિયે સૂક્ષ્મ લીલા રંગની **ડાંડલી** ( claw ) હોય છે. પાંખડી ⅓ ઇંચથી ૫ લાઇન પોહોળી અને ⅔ થી ૧ ઇંચ લાંબી હોય છે. પાંચે પાંખડીઓ એક બીજાંથી છૂટી હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલેતાં હોય છે. પાંખડીપર તાડના પંખામાં ઉભીનસો હોય તેવી ઉભીનસો દેખાય છે. ને તેમાંની મુખ્ય નસોપર સફેદ ચળકતા વાળની આછી રૂંવાટી હોય છે. એ પાંચે પાંખડીઓ આકારમાં ઘણુંકરી એક સરખી પણ કદમાં નાહાની મ્હોટી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૩ સૌથી વધારે લાંબાં ને તે મથાળે તેમજ તળિયે વાંકલેતાં હોય છે. એના પરાગકોષ સૌથી મ્હોટા ને પૂર્ણ હોય છે. ૪ કેસરો ઉપર કહેલાં ૩ થી ટુકાં હોય છે ને તે થોડાં વાંકવળતાં હોય છે, એપરના પરાગકોષ પણ ટુંકા હોય છે, તોપણ તે પૂર્ણ હોય એમ લાગે છે. એ ૪ કેસરોથી ટુકાં વળી ૩ કેસરો હોય છે, તે સીધાં હોય છે, એના પરાગકોષ ઘણા નાહાના હોય છે, તે પૂર્ણ સ્થિતિયે આવતા જણાતા નથી. એ દશે પુંકેસરોના તંતુઓ પીળા, લીસા ને ચળકતા હોય છે. તેપરના પરાગકોષ પીળા, પણ પાછળ જતાં જરા ભૂરાસલેતા થઇ જાય છે. સૌથી લાંબાં ૩ પુંકેસરોની તેના વાંકસોતી લંબાઇ $\frac{3}{4}$ ઇંચની ને સૌથી ટુકાં ત્રણ કેસરોની લંબાઇ $\frac{1}{4}$ ઇંચની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પીળાસલેતા રંગનો, સફેદ વાળની રૂંછાળવાળો; નલિકા ટુંકી ને કલમત્રાસ સૂક્ષ્મ મુખવાળી હોય છે. સ્ત્રીકેસર પણ સૌથી લાંબાં પુંકેસરોની પેઠે વાંકવળેલી અને તે લગભગ તેટલી લાંબી હોય છે.

**શીંગ**–(ફલ)–પ્રથમ લીલી ને પાકીને સુકાય છે ત્યારે રતાસલેતા કાળા રંગની થઇ જાય છે. એ તદન સુકાયા પછી તેને હલાવી હોય તો તેમાંનાં બીજ ઘુઘરાની પેઠે તેમાં વાગે છે. શીંગ ગોળ, બન્ને છેડે ટુંકી અણીથતી, ૨ થી ૨$\frac{1}{2}$ ફીટ લાંબી, ને $\frac{3}{4}$ થી ૧ ઇંચ પોહોળી હોય છે. શીંગની એક બાજુ ઉભી નીક અને બીજી બાજુ છીછરી પટી જેવી નીક દેખાતી હોય છે. શીંગ લીસી ને ચળકતી હોય છે. તેમાં ઘણાં બીજ હોય છે. શીંગની અંદર પાતળા પડદા આવેલા હોય છે, તેપર ચીકણો કાળા રંગનો અરીઠાના ફલની છાલમાંના ગળની વાસને મળતી વાસવાળો જરા મીઠો ગળ હોય છે. એ ગળમાં બીજ આવેલાં હોય છે.

**બીજ**–ફીકા કે ઘેરા ભૂરા રંગનાં, ઘણાં જ લીસાં, ચળકતાં, જરા ચપટાં, એક છેડે બુઠ્ઠી અણીથતાં, એક ઉભી નસવાળાં, ૨$\frac{1}{2}$ થી ૩ લાઇન લાંબાં, ૨ થી ૨$\frac{1}{2}$ લાઇન પોહોળાં, ને ઘણાં કઠણ હોય છે. તે તોડતાં તેમાંથી પીળો દાળીઓ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–રેચક, પિત્તનાશક અને શોફઘ્ન.

**૬–ઉપયોગ**–ગરમાળાનું મૂળ પાણીમાં ઘસીને સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. ગરમાળાની છાલ અને પાનનો લેપ પણ સોજાઓ ઉપર કરવામાં આવે છે. ગરમાળાની પાકી શીંગમાંનો ગળ કે ગર જુલાબ દેવા માટે ગર્ભિણી સ્ત્રીઓને તથા છોકરાંઓને પણ આપી શકાય છે. પિત્તવિકાર ઉપર ગરમાળાનો ગર આંબલીના ગર સાથે અપાય છે. ગરમાળાનો ગર છોકરાંઓનું પેટ ચઢી આવ્યું હોય તો તેપર ચોપડવામાં આવે છે. ગરમાળાના ગરનો સંધિવા અને બીજા સોજાઓ ઉપર લેપ કરવામાં આવે છે. ગરમાળાની પાકી શીંગ બીજ અને ગરસોતી વાટી મરકીની ગાંઠપર તેનો લેપ કરવામાં આવે છે. ગરમાળાનો ગર મરકીમાં થતી કબજીયત અને બેશુદ્ધિ ઉપર પોરબંદરના પ્રખ્યાત ગૃહસ્થ **જુમા આદમ ખત્રી** મરકીની દવામાં ખાવા તેમજ ગાંઠપર ચોપડવા આપતા હતા. બરડાપરના રબારી લોકો ગરમાળા અને આવળનાં પાન પાણીપર ઘસી દાદરપર લગાડે છે. ગરમાળાનાં ઝાડમાંથી રાતો રસ ઝરે છે તે પાછળથી કઠણ થઈ જાય છે. તેને ગરમાળાનો ગુંદર ને **કમરકસ** કહે છે. તે ખાખરાના ગુંદરને મળતો હોય છે. તે ડાઢ દુખતી હોય તો ડાઢમાં મુકાય છે. ગરમાળાનું લાકડું ઘણું મજબૂત હોય છે, તે બરડા ડુંગરમાંના રબારીલોકો પોતાનાં છાપરાં અને કુબાના થાંભલાને વરણું તરીકે કામમાં લે છે. ગરમાળાની છાલમાંથી રેસા નીકળે છે, તે દોરી બનાવવાના કામમાં આવે છે. ગરમાળાની છાલ સાજડની છાલ સાથે રંગના કામમાં વપરાય છે. ગરમાળાના ફૂલનો ગુલકંદ બનાવવામાં આવે છે, તે આંતરડાના મરજમાં અપાય છે, અને સેહેજ અંગ ગરમ રહેતું હોય અને કબજીયત હોય તો તેવાઓને પણ એથી ફાયદો થાય છે. બરડાના રબારીલોકો ગરમાળાનાં પાન મીઠાં ને મરચાં સાથે ચાવી જાય છે, તેથી તેઓ કહે છે કે, પેટ સાફ આવે છે. બહુમૂત્રતા ઉપર ગરમાળાનાં ફૂલનો કવાથ અપાય છે. નાજુક બાંધાની સ્ત્રીઓને એનાં ફૂલનો ગુલકંદ $\frac{1}{2}$ ઔંસ ભાર દૂધની સાથે રાત્રે આપવાથી સવારે પેટ સાફ આવે છે. ગરમાળાના લાકડાંની રાખ પણ રંગના કામમાં વપરાય છે. ચામડાં રંગવાના કામમાં પણ ગરમાળાની છાલ આવી શકે છે.

બંગાળામાં દેશી તમાકુને વધારે લીજતદાર કરવા માટે ગરમાળાના ગળનો તેને પાસ આપે છે, એમ કહેવાય છે.

"આરગ્વધાદિકવાથ–ગરમાળાનો ગર, કડુ, હરડે, લીંડીપીપર અને મોથ એ બધા મળી ૨ તોલા લઇ તે પાણી ૩૨ તોલામાં ઉકાળતાં આઠ તોલા બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણ–સારક.

અજીર્ણ, મળાવરોધ તથા બાળકોને ભાર રહ્યો હોય તેપર અપાય છે. ગરમાળાનો રેચ ઘણો સાદો ને હલકો છે. ને તેથી બાળકોને નિર્ભયપણે અપાય છે. આથી થોડું ઘણું પેટમાં ચુંથાય છે ને તેની ચુંથ ન જણાય તેટલા માટે સુવાના રસમાં છુંદી તે બાળકોને પવાય છે. ગરમાળાનો ગર કલેજાની અંદરના લોહીના જમાવને તોડે છે, તેની રેચક અસરથી યકૃત ઉપરથી થતું દબાણ ઓછું થાય છે, ને તેથી કરીને તે થોડો થોડો પિત્તનો

સ્રાવ કરે છે. ગરમાળો પોતાની શોધક તથા સારક અસરથી વાતરક્ત ઉપર સારો ફાયદો કરે છે, ને તે અજીર્ણ અને બંધકોષમાં ઉપયોગી છે.

ગરમાળો ૨ ભાર, પાષાણભેદ ૩ ભાર, ધમાસો ૪ ભાર, હીમજ ૫ ભાર, ગોખરૂ ૬ ભાર એનું ચૂર્ણ મધમાં ચાટવાથી લૂલાગી હોય તો ઉતરે છે.

માત્રા–સારક તરીકે ૦॥ રૂપીઆભાર, રેચક તરીકે ૧ તોલો. કાઢાની ૪ થી ૮ તોલા." (ડા૦ વી૦ ઝી૦).

"ગરમાળો હૃદ્રોગ, રૂધિરવિકાર અને ઉદાવર્તના વ્યાધિનો નાશ કરનાર છે." (વૈ૦ શા૦ મ૦ ગો૦).

"ગરમાળાનું મૂળ દૂધ સાથે પીવાથી ખસ, કોઢ, દાદર, વગેરે સર્વે ચામડીના રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭–સ્થાનક**–ગરમાળાનાં ઝાડ બરડા ડુંગરમાં છૂટાં છવાયાં ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–ગરમાળાનું ઝાડ તેનાં સુંદર પાન અને પીળાં ફૂલથી અત્યંત સુંદર દેખાય છે. એથી એનું નામ **રાજવૃક્ષ** અને **સ્વર્ણવૃક્ષ** પડ્યું હશે. ગરમાળાનાં ફૂલ સ્વર્ણ જેવા રંગનાં પીળાં, તેમજ તેમાં મધુરી વાસ પણ હોય છે. માટે કેસુડાંનાં ફૂલ (નંબર. ૧૮૮) જોકે ઘણાં સુંદર છે તોપણ તેમાં મધુરી વાસ નહિ હોવાથી કવિરાજ વૃંદની ટીકા તેને લાગુ થઈ શકે છે કે "યે દોનોં કહાં પાઇયે, સોનાં ઓર સુગંધ" પણ ગરમાળાનાં ફૂલ વિષે તો એમ કહિ શકાય કે "યે દોનોં યહાં પાઇયે, સોનાં ઓર સુગંધ" એનાં ઝાડ ગીરિપર ઉગે છે અને તેમાં પીળાં ફૂલની લટા કે માળાઓ ઝુકી રહેલી હોય છે તે ઉપરથી એનું નામ गीरिमाला પડેલું જણાય છે, ને તેપરથી ગરમાળા થયું હશે.

ગરમાળાની જાતની વનસ્પતિ જેવી કે કાસુંદ્રો, કાસુંદ્રી આવળ, કુવાડીઓ, ભોંયઆવળ, ચમેડ, ચમેડીયું, મીંઢી એ વગેરેનાં ફૂલ ઘણુંકરી પીળાં હોય છે. પણ એ તમામ વનસ્પતિનાં ફૂલોમાં જીવાત લાગી તે તરત ખવાઇ જાય છે. માટે એમાંથી જે વનસ્પતિનાં ફૂલ કાંઇ પણ ઉપયોગમાં લેવા માટે ભેળાં કરવાં હોય તો તે તરત કરી લેવાં જોઇએ, અને તેને ઔષધની બનાવટમાં અગર બીજી રીતે વાપરવાં હોય તો વાપરી દેવાં જોઇએ, નહિ તો તે શીશીમાં પડેલાં પણ બગડી જાય છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૧૩.

**૧–શાસ્ત્રીયનામ**–C. Occidentalis.

દૃષ્ટાંત–H. II. p. 262; N. p. 97; Watt. II. p. 221; રૂ. નિ. પા. ૩૫૬.

**૨–દેશીનામ**–કાસુંદ્રો (પો૦); કાસુંદરો (ગુ૦); कासोडा थोरलाटाकला (म०); कसौंदा, कासुंदा (हिं०); कासमर्द (स०).

**૩–વર્ણન**–કાસુંદ્રાનાં ઝાડવાં ચોમાસે ઘણાં ઉગી આવે છે. તે ૩ થી ૬ ફીટ કે વખતે ઓથવાળી જગોમાં એથી પણ થોડાં ઉંચાં વધે છે. એની શાખાઓ લાંબી પસરાતી જરા છેટી છેટી ઘણી નીકળેલી હોય છે. પાન ગરમાળાનાં પાનની પેઠે સળીપર એકભ્રમ આવેલાં હોય છે, પણ તે તેથી નાહાનાં હોય છે. ફૂલ પીળા રંગનાં ઉડતી મધમાખો કે ભ્રમર જેવા આકારનાં શ્રાવણમાં આવે છે, અને શીંગો (ફલ) લાંબી ને ભરાયલી હોય છે તે શીયાળે પાકે છે.

એનાં આખાં ઝાડવાંમાંથી ઉગ્ર અણગમતી વાસ નીકળતી હોય છે. અને એ ઝાડવાંપર ઘણુંકરી હમેશાં મંકોડા આદિ જીવાત ચડેલી જોવામાં આવે છે.

**મૂળ**–એનું ખીલામૂળ આંગળીથી હાથનાં કાંડા જેવું જાડું, થોડા જાડા ને કેટલાએક ઝીણા રેસા જેવા ફાંટાઓવાળું,બહારથી ભૂરા કાળા રંગનું ને અંદરથી પીળાસલેતા કે ફીકા ધોળા રંગનું હોય છે. એની અંતરછાલ ઘણુંકરી પીળા રંગની હોય છે. મૂળ કઠ્ઠણ, વાસ ઉગ્ર, તીખી, અને એળિયાની વાસને મળતી, ને સ્વાદ કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી આંગળીથી હાથનાં કાંડાં જેવી જાડી, લીસી, ચળકતી, લીલા રંગની ને તેપર જાંબુડી ટીશીઓ હોય છે. શાખાઓ સુતળીથી આંગળી જેવી જાડી, લીસી, ચળકતી લીલા રંગની ને તેપર જાંબુડીછાયા અને ઉભી હાંસો ને કોમળ શાખાઓપર વખતે સફેદ વાળની આછી રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં અને સંયુક્ત હોય છે. એની મુખ્ય ડીટડીપર થડમાં ઉપરની બાજુ ભૂરા કાળા રંગની એક ચળકતી **રસકુપ્પિ** (gland) હોય છે. મુખ્ય ડીટડી થડમાં જાડી, ઉપરની બાજુ નીકવાળી, છેડે ટુંકી બુઠ્ઠી અણીવાળી, રંગે લીલી ને જાંબુડી છાયાલેતી ૫ થી ૯ ઇંચ લાંબી હોય છે. તેનાપર ૩ થી ૫ નાહનાં પાન (દલ અથવા પર્ણ–leaflets)ની જોડીઓ આવેલી હોય છે. તે મુખ્ય ડીટડીનાં થડથી ટેરવાં તરફ ઉત્તરોત્તર મ્હોટી થતી અર્થાત્ એ ડીટડીનાં છેક ટેરવાં પાસેની સૌથી છેલ્લી જોડી સૌથી મ્હોટી હોયછે. જોડીમાંનાં પાનની ડીટડી ઘણી ટુંકી હોય છે. જોડીમાંનાં પાન ૧ થી ૪ કે ૪½ ઇંચ લાંબાં ને ½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાન તળિયે પોહોળાં લંબગોળ અને ટેરવાં તરફ સાંકડાં થતાં અણીઆળાં હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી, ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાનની નીચેની સપાટીપર નસો સ્પષ્ટ દેખાતી હોય છે, તેમાં વચલી નસનો રંગ ઘણુંકરી જાંબુડી છાયાલેતો હોય છે. અતિ કોમળ પાનપર વાળની રૂંવાટી

હોય છે. પણ તે તરત ખરી જાય તેવી હોય છે. પાનમાંથી ઘણીજ અણગમતી ઉગ્ર વાસ નીકળતી હોય છે. સ્વાદ ચીકાસલેતો મીઠો, ને પાછળથી કડવાસલેતો ચીરપરો લાગે છે.

**ઉપપાન**–પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુએ અક્કેક સૂક્ષ્મ ઉપપાન હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અને શાખાઓને છેડે સાદી કે શાખા પ્રતિશાખાઓવાળી કલંગીની પેઠે નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી લીલા રંગની ને તેપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલ પીળા રંગનાં ને તેનો વ્યાસ ૧ થી ૧½ ઈંચ જેટલો હોય છે. તેની વાસ તીખી અને અણગમતી હોય છે, જો કે ફૂલ જોવામાં ઘણાં સુંદર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ અંદરથી લીલા રંગનાં અને બહારથી જાંબુડા રંગનાં છાંટણાંવાળાં, અંદરની બાજુ લીસાં, ચળકતાં, ને બહારની બાજુ ફીકાં હોય છે. તે એક બીજાંથી જરા નાહાનાં મ્હોટાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે એક બીજાંથી છૂટી અને નાહાની મ્હોટી હોય છે. તે તળિયે સાંકડીથતી, મથાળે પોહોળી ને તેને તળિયે સૂક્ષ્મ ડાંડલી હોય છે. પાંખડી પાતળી ને લીસી હોય છે. તેપર બહારની બાજુ ઉભી નસો સ્પષ્ટ દેખાતી હોય છે. પાંખડીઓ પુ૰ બા૰ કોષનાં પત્રો કરતાં લાંબી, પોહોળી અને તેથી આંતરે આવેલી હોય છે.

**પુંકેસરો**–પીળા રંગનાં, લીસાં, ચળકતાં, ૧૦ હોય છે. એ દશ પુંકેસરોમાંથી ૨ પુંકેસરો સ્ત્રીકેસરનલિકા જેટલાં લાંબાં વધેલાં હોયછે; અને ૨ એથી ટુકાં હોયછે; અને ૨ એથી પણ સહેજ ટુકાં અથવા એ જેવડાં હોય છે; એ ૬ પુંકેસરો ઉપરના પરાગકોષ લાંબા ને ઉભા હોય છે, ને તે મથાળેથી બે છિદ્ર થઇ ઉઘડેલા હોય છે; એ શિવાયનાં ૪ પુંકેસરોમાંથી ૧ ઘણું ઝીણું ને ટુકું હોય છે, તેનાપરનો પરાગકોષ ઘણો બારીક, લંબગોળ ને ચપટો હોય છે; એ પુંકેસર ઘણુંકરી સ્ત્રીકેસરની પાછળ આવેલું હોય છે; બાકીનાં ૩ સૌથી નાહાનાં પુંકેસરો એક બીજાંની પાસે પાસે આવેલાં હોય છે. જેમાંનું વચલું કેસર પાસેનાં બે કરતાં વખતે જરા મ્હોટું હોય છે, એ ત્રણે પુંકેસરોપરના પરાગકોષ ચપટા હોય છે.

ઉપર પ્રમાણે ૧૦ પુંકેસરોમાંથી સૌથી લાંબાં ૨ કેસરો પૂર્ણ પરાગકોષવાળાં દેખાય છે. ને તે સ્ત્રીકેસરનલિકાની એન પાસે આવેલાં હોય છે. એ શિવાયનાં ૪ એથી ટુકાં પણ ઉભા લંબગોળ પરાગકોષવાળાં પુંકેસરો જે ફૂલમાં વચ્ચોવચ્ચ સ્ત્રીકેસરની બાજુએ આવેલાં હોય છે તે પણ ઘણુંકરી પૂર્ણ જણાય છે; પણ પ્રથમ કહ્યા પ્રમાણે ૧ પુંકેસર સ્ત્રીકેસરની પાછળનું અને ૩ તેની આગળનાં ચપટા પરાગકોષવાળાં હોય છે, તે અપૂર્ણ અથવા નપુંસક રહી ગએલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે લીલા રંગની ને સૌથી લાંબા ૨ પુંકેસરોના તંતુથી જરા પાતળી અથવા તેવી જાડી હોય છે, ને તેટલીજ કે તેથી સહેજ લાંબી હોય છે, તે વાંકવળતી હોય છે. તેના ગર્ભાશયપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે; નલિકા લીસી, ચળકતી ને તેનાં ટેરવાંપર જાંબુડી છાયાલેતું નાગફણ જેવું સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**–( ફલ )–જરા વાંકવળતી હોય છે. તે લીસી, ચળકતી ને વખતે તેપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ મજબૂત અણી હોય છે. શીંગ વચમાં જાંબુડા રંગની ને કોરપર લીલા રંગની હોય છે. તેની કોર બન્ને બાજુ જરા ચઢી આવેલી હોય છે. ને તેપર વચ્ચોવચ્ચ ઉભી નસ હોય છે. શીંગમાં ૧૦ થી ૨૫ કે ૩૦ થી ૪૦ બીજ હોય છે. દરેક બીજની વચમાં શીંગની અંદર પાતળો પડદો હોય છે. શીંગમાં કેટલાં બીજ છે તે શીંગ જોતાંજ જણાઇ આવે છે. કેમ કે બે બીજની વચ્ચે શીંગપર જરા ખાંચ હોય છે. શીંગનાં પાસાં પ્રથમ દબાયલાં હોય છે, પણ તેમાંનાં બીજ પાકી જાય છે ત્યારે ઘણુંકરી પાસાં ભરાઇ ઉપસી આવેલાં દેખાય છે. શીંગ ૪ થી ૫ ઇંચ લાંબી ને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે.

**બીજ**–⅙ ઇંચ વ્યાસનાં હોય છે. તે લીસાં, ચળકતાં, ચપટાં ભસ્મી કે ઘેરા ભૂરા રંગનાં હોય છે. તેને એક છેડે સૂક્ષ્મ અણી હોય છે. તેની બન્ને બાજુ વચ્ચોવચ્ચ લંબગોળ બાનક બેઠેલી હોય છે. બીજ ઘણાં કઠણ હોય છે. બીને તોડતાં તેમાંથી પીળો દાળિયો નીકળે છે, જેની વાસ અને સ્વાદ ઉગ્ર હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સારક, કફઘ્ન, વિષહર, જ્વરઘ્ન, સ્વેદલ અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–કાસુંદ્રાનું મૂળ પાણીમાં ઘસી વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. કાસુંદ્રાનું મૂળ ચંદન સાથે ઘસી દાદરપર લગાડવામાં આવે છે. કાસુંદ્રાનું મૂળ સર્પડંસ ઉપર મરી સાથે પીવા અપાય છે. કાસુંદ્રાનાં પાન આંખ દુખવા ઉઠી હોય તો આંખપર બાંધવામાં આવે છે. કાસુંદ્રાનાં પાન દૂધમાં બાફી આંખના દુખાવાપર મુકવામાં આવે છે. કાસુંદ્રાનાં પાન વાટીને તેની લેપડી ઢોરનાં તેમજ માણસનાં ચાંદાંઓ અને ગડગાંઠો ઉપર રાખવામાં આવે છે. કાસુંદ્રાનાં પાનની લેપડી તેલમાં ઉકાળી તે તેલનો મીણ અને સિંદૂર સાથે મલમ બનાવી ગડગુંબડાં ઉપર લગાડવામાં આવે છે. કાસુંદ્રાનાં પાનનો રસ ખસ અને દાદરપર ચોપડવામાં આવે છે. કાસુંદ્રાનાં પાન પાણીમાં

ગરમ કરી વરાળીઆં તરીકે સંધિવાના સોજા ઉપર તેમજ ગડગુંબડાં ઉપર મુકવામાં આવે છે. કાસુંદ્રાનાં પાનને સિંદૂર અને ગોમૂત્ર સાથે વાટી તેમાં ગુંદર ભેળવી તેનો લેપ મરકીની ગાંઠપર કરવામાં આવે છે. કાસુંદ્રાનાં ફૂલનો ગુલકંદ ઉધરસ તેમજ કબજીયતને ફાયદો કરે છે. કાસુંદ્રાનાં ફૂલ સાકરની સાથે પરમાવાળાને અપાય છે. કાસુંદ્રાની છાલનો ઉકાળો મધની સાથે મેળવીને સાકરીઆ પ્રમેહ ઉપર પવાય છે. કાસુંદ્રાનાં બીજ છાસમાં વાટીને દાદર અને ખસ ઉપર ચોપડવામાં આવે છે. એનાં બીજની ભૂકી સાકરીઆ પ્રમેહ ઉપર પણ વપરાય છે. કાસુંદ્રાનાં બીજને શેકી તે કાફીની જગોએ વાપરી શકાય છે. કાસુંદ્રાનાં બીજને સારીપેઠે બાળી તેને વાટી તે માનાં ધાવણમાં છોકરાંને કુકડીઆ ખાંસીમાં અપાય છે. કુકડીઆ ખાંસી અને કફ કાઢવામાં કાસુંદ્રાનાં પાન, મૂળ અને બીજ અકસીર ગણાય છે. કાસુંદ્રાનાં બીજ તાવની ગરમી ઓછી કરવા અને પરસેવો લાવવા અપાય છે. એનો આખો છોડવો રેચક ગણાય છે. પણ એનાં બીજ શેકવાથી તેમાનો રેચક ગુણ ઓછો થઇ જાય છે. એનું મૂળ ઉદર વ્યાધિ ઉપર પણ આપવામાં આવે છે. કાસુંદ્રાનાં પાનનો કાઢો સ્વેદલ ગણાય છે, એમ કહેવાય છે.

"કાસુંદ્રાનું મૂળ વાટી પીવાથી તાવ ઉતરી જાય છે, સુખડ સાથે ઘસી વાળા ઉપર ચોપડવાથી વાળો મટી જાય છે, મૂળ ઘસી મ્હોટી ઉધરસ ઉપર છોકરાને પાવાથી સારૂં થાય છે. કાસુંદ્રો દસ્ત સાફ લાવે છે, કંઠ સારો કરે છે, પાચન કરે છે, પિત્ત મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ અને કુવાપાસે, તેમજ પડતર અને જુની ખંડીયેરવાળી જગાઓમાં કાસુંદ્રાનાં ઝાડવાં ચોમાસે ઘણાં ઉગી આવે છે. એ આખા હિંદુસ્થાનમાં છૂટાં છવાયાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–સંસ્કૃત **કાસમર્દ** (જેનો અર્થ કફ મટાડનાર થાય છે) ઉપરથી **કાસુંદ્રો** અને **કાસોડા** એ નામો નીકળેલાં જણાય છે.

કાસુંદ્રાનાં ઝાડવાં બાગો અને વાડીઓમાં ઘણીવાર નેદ તરીકે ઉગે છે. ને તે કેટલીકવાર તો પડતર જમીનમાં જત્થાબંધ ઉગી જાય છે. પણ તેનો જોઇએ તેવો ઉપયોગ કરવામાં આવતો નથી. જોકે સાધારણ રીતે એનાં પાન અહિંના (પોરબંદરના) ખેડુતો, રબારીઓ, અને ખારવા કોલી જેવા લોકો આંખના દુખાવાપર આંખે બાંધે છે. પણ એ શિવાય બીજો કંઇ ઉપયોગ થતો જોવામાં આવતો નથી. પણ કાસુંદ્રાનાં બીજ બુંદ અગર **કાફી** તરીકે કામમાં આવી શકે છે, એવો હેવાલ વૉટ સાહેબની ડીકશનરીમાં વાંચ્યા પછી તેનાં બીનો કાફી તરીકેનો ઉપયોગ કાફી તૈયાર કરીને પોરબંદર, **અમદાવાદ અને મુંબઈના નેશનલ કૉંગ્રેસના પ્રદર્શનમાં** લોકોને કાફી ચખાડીને લખનારે જાહેર કરેલો છે. તેમ તેનું એક નાહાનું **પ્લાનટેશન** કરી અનુભવ લેવામાં પણ આવેલો છે. એને આ સ્વસ્થાનની મોરમ અગર કાદીવાળી જમીન પણ માફક આવે છે. એનાં ઝાડવાં કુદરતી રીતે ઉગેલાં હોય તો તેમાં ૪ થી ૫ ફીટ ઉંચાં વધ્યા પછી તેને ઘણો સારો ફાલ આવે છે ને શીંગો પણ સારી ભરાય છે. તેને ૬ થી ૮ માસ જોઇએ. પણ **પ્લાનટેશન** અર્થાત્ મોલ તરીકે વાવેલા કાસુંદ્રાના છોડવામાં ૩ થી ૪ મહિને ફૂલ આવ્યા પછી ૨ મહિને શીંગો પાકી બી તૈયાર થવા આવે છે. તે નીચેના હેવાલથી જણાશેઃ–

પોરબંદર સ્વસ્થાનના જેલ સુપ્રિન્ટેન્ડન્ટની નીમણુક પર હોવાથી જેલ બાગ ઉપર તા.—૧૭ આગષ્ટ ૧૯૦૩ ને રોજ જમીન સાધારણ રીતે ખેડી તેમાં કાસુંદ્રાનાં બીજ અખતરા તરીકે જાર બાજરાની માફક છાંટીને વાવેલાં હતાં. તે આગષ્ટની આખરના વરસાદથી ઉગ્યાં હતાં પણ ફરી બીજો વરસાદ નહિ થતાં સપ્ટેંબર આખર એના છોડવા ૧ ફુટજેટલા વધીને સુકાવા લાગ્યા હતા, જેથી તેને પાણી આપવાની જરૂર જણાતાં દર પંદર દિવસે એક પાણી કોશથી આપવામાં આવેલું હતું. તેથી જાન્યુઆરીની આખર સુધીમાં આઠ પાણી આપવાં પડયાં હતાં. એ દરમિયાન કાસુંદ્રાના છોડવા ૨ થી ૩ અને કેટલાક ૪ ફીટ ઉંચા વધ્યા હતા અને તેમાં નવેમ્બર માસથી ફૂલો આવવા લાગ્યાં હતાં, ને જાન્યુઆરીની આખર સુધી શીંગો ભરાઈ તેમાં બીજ પાકી શીંગો ઉતારવા લાયક તૈયાર થવા આવી હતી. જે ફેબ્રવારીમાં ઉતારી લીધી હતી. સાધારણરીતે પોતાની મેળે ઉગેલા કાંસુંદ્રાના છોડવામાં જે ફાલ આવેછે તેના કરતાં આમાં બમણો ફાલ આવ્યો હતો. એના છોડવાઓને એક આગલો અને બીજો પાછલો એમ બે વરસાદ હોય તો એનાં બીજ પાકી જવાને પાણીની બીલકુલ જરૂર જણાતી નથી.

કાસુંદ્રાનાં માત્ર બીજ કાફી (Negro-coffee) તરીકે કામમાં આવી શકે છે એટલુંજ નહિ પણ એનાં ઝાડવાનાં સર્વાંગ ઔષધિ તરીકે ઉપયોગમાં આવે છે. તે કાસુંદ્રાજેવા એક નજીવા છોડવાનું રીતસર વાવેતર કરવાંમાં આવે તો તે એટલો બધો ઉપયોગી થઈ પડે કે તે એક આ સ્વસ્થાનને તેમજ આ સ્વસ્થાનના લોકોને સારો પેદાશનો રસ્તો કરી આપે. અને પરદેશથી આવતી કાફીની જગોએ આ થોડે પૈસે મળનારી દેશી કાફી (નીગ્રો કાફી) દેશમાંજ ઊત્પન થઈ શકે.

કાસુંદ્રાનાં ઝાડવાં જલદીથી વધનારાં ને તે ગમે તેવી સાધારણ જમીનમાં ઉગનારાં છે. માટે ખેડવાણ પડતર

ધણી જમીન સ્વસ્થાનોમાં પડેલી હોય છે, તેમાં આનું વાવેતર કરી તેનાં પંચાગોનો રીતસર ઉપયોગ કરવાનું અને એનાં બીજનો કાફી તરીકે વેપાર જારી કરવાનું સાહસ કરવામાં આવે તો તેથી અલબત એક સ્વસ્થાનનેજ નહિ પણ દેશને ફાયદો થઈ શકે તેમ છે. દેશની એક અજાણ વસ્તુનો વધારો કરી દેશપરદેશમાં તેનો બજાર કરવો એ એક સાધારણ માણસનું કામ નથી. એવાં કામ સ્વસ્થાન, મોટા ગરાશીઆ કે મોટી થાપણવાળા પેઢીદારની મદદ શિવાય કદી થઇ શકતાં નથી. વૉટ સાહેબની ડિકશનરીમાં "Negro-coffee" નો જે ટુંકો હેવાલ (Kew Report) કયુરિપોર્ટને આધારે છપાએલો છે, તે દરેક દેશહિતચિંતક વ્યાપારી અને વિદ્વાન ડાકટરોને એકવાર ફુરસદની વખતે વાંચવાની વિનંતી કરવામાં આવે છે.

કાઠિયાવાડ, અમદાબાદ અને મુંબઇમાં કાસુદ્રાનાં બીજ કાફી તરીકે વપરાય છે. તે વિષેની પ્રસિદ્ધિ લખનારથી બની તેટલી કરી છે. ને હજુ પ્રયત્ન જારી છે. રસ્તો બતાવેલો છે, હવે કામ કરનાર જોઇએ, સાહસ અને હોસ જોઇએ.

"દુનિયાં તો ઝુકતીહૈ, ઝુકાનેવાલા ચાહિયે"

---

## વર્ગ (લેગ્યુમિનોસી).

### નંબર ૨૧૪

**૧–શાસ્ત્રીયનામ**–C. Sophora.

દૃષ્ટાન્ત–H. II. p. 262; N. p. 97; Watt II. p. 223; રૂ.નિ. પા. ૩૫૬.

**૨–દેશીનામ**–કાસુંદ્રી (પો૦); કાસુંદરી (ગુ૦); कासोंडी (મ૦); कसोंदी, कासुंदी (हिं०); कासरिपु (सं०).

**૩–વર્ણન**–કાસુંદ્રીના છોડવા પણ કાસુંદ્રાની પેઠે ચોમાસે ધણા જોવામાં આવે છે. એ પણ ૩ થી ૪ કે વખતે ૫ થી ૬ ફીટ ઊંચા વધે છે. શાખાઓ ધણુંકરી ટુંકી કાસુંદ્રા કરતાં ઝાઝી અને ધણી પાસે પાસે આવી એનું ઝાડવું એક ધચુમ ઝુમર જેવું થઈ રહેલું દેખાય છે. પાન કાસુંદ્રાનાં પાનની પેઠે સળીપર આવેલાં હોય છે. પણ તે સળી અથવા પાનની મુખ્ય ડીટડી ઉપર આવેલી નાહાનાં પાન (દલ અથવા પર્ણ leaftels) ની જોડીઓ ધણી પાસે પાસે હોય છે. અને તે ૫ થી ૧૦ કે ૧૨ હોય છે. એ જોડીમાંનાં પાન કાસુંદ્રાનાં પાન જેટલાં લાંબાં કે પોહોળાં હોતાં નથી પણ તેથી ટુકાં, સાંકડાં અને ટેરવે વિશેષ સાંકડાંથતાં અણીદાર હોય છે.

**ફૂલ**–કાસુંદ્રા જેવાં જ પીળાં હોય છે. અને શીંગ (ફલ) પણ તેવીજ તોપણ જરા વધારે ભરાયલી હોય છે. કાસુંદ્રીનાં ઝાડવાંમાંથી પણ કાસુંદ્રા જેવી જ અણગમતી વાસ નીકળતી હોય છે અને તેનાપર પણ મંકોડા આદિ જીવાત ચડેલી જોવામાં આવે છે.

કાસુંદ્રીનું ઝાડવું કાસુંદ્રા કરતાં વધારે સુંદર દેખાય છે. કેમકે તેની ટુંકી અને પાસે પાસે આવેલી શાખાઓમાં સુંદર લીલા રંગનાં નાહાનાં ગીચ આવેલાં પાન ને તેની અંદર વળી પીળાં ફૂલોની બાનક બહુ મજેની દેખાતી હોય છે. કાસુંદ્રીનાં ફૂલો કાસુંદ્રાનાં ફૂલો કરતાં વખતે સહેજ મ્હોટાં હોય છે, ને રંગે પણ જરા ઘેરાં હોય છે. પણ શીંગ કાસુદ્રાના કરતાં જરા નાહાની ને વધારે ભરાયલી હોય છે. જેથી ધણીવાર તે મગફળીની પેઠે ગોળ થઈ રહેલી હોય છે.

કાસુંદ્રીની બીજી બધી તરાહ ધણુંકરી કાસુંદ્રાને મળતી હોય છે. અને કાસુંદ્રો જ્યાં ઉગે છે ત્યાં કાસુંદ્રી પણ ઉગે છે. ઔષધોપચારમાં અહિં (પોરબંદર)ના લોકો કાસુંદ્રા કરતાં કાસુંદ્રીને વધારે પસંદ કરે છે. એનાં બીજ અને પાનનો ગંધકની સાથે મલમ બનાવી દાદર અને ખસપર લગાડવામાં આવે છે. એના ગુણ અને ઉપયોગ બધા કાસુંદ્રા જેવા છે. એનાં અને કાસુંદ્રાનાં પાન દુકાળની વખતે ગરીબ લોકો પાણીમાં ઉકાળી તે પાણી કાઢી નાંખી પાનમાં મીઠું મરચું નાંખી ખાય છે. પાનમાંની અણગમતી વાસ પાનને ઉકાળવાથી ધણીખરી નીકળી જાય છે.

કાસુંદ્રી તેનાં નાહાનાં ને ઝીણાં પાનને લીધે કાસુંદ્રાથી તરત ઓળખાઇ આવે છે, અને વિશેષ કરીને મ્હોટાં અને નાહાનાં પાન ઉપરથીજ **કાસુંદ્રો** અને **કાસુંદ્રી** એમ બે જૂદાં નામો પડેલાં જણાય છે. કાસુંદ્રાના છોડવા કરતાં કાસુંદ્રીના છોડવાની આયુષ વધારે લાગે છે. કેમકે કાસુંદ્રાના છોડવા ધણુંકરી એકજ વર્ષમાં થોડા ફાલી મરણ પામે છે. જ્યારે કાસુંદ્રીના છોડવાઓ ૩ થી ૪ વર્ષ લગણ જીવતા રહે છે, અને સારો ફાલ આપ્યા કરે છે. સારી માટી અને પાણીવાળી જગોએ કાસુંદ્રી ધણુંકરી બારેમાસ ફાલ આપ્યા કરે છે. પણ તે પેહેલે વર્ષે અને શિયાળામાં જેટલો ફાલ આપે છે, તેટલો તેનાં બીજાં વર્ષોમાં અને ઉન્હાળે આપતી નથી. કાસુંદ્રો તેમજ કાસુંદ્રી એ બન્ને ઝાડવાંઓનું વાવેતર **નિગ્રોકાફી** માટે કરી શકાય તેમ છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૧૫.

**૧–શાસ્ત્રીયનામ**–C. purpurea.

દૃષ્ટાંત–H. II. p. 263.

**૨–દેશીનામ**–કાળી કાસુંદ્રી*(પો+ગુ૦) काळी कासोंडी (મ૦); काली कसोंदी. (हिं०).

૩-વર્ણન-કાળી કાસુંદ્રીના છોડવા કે ઝાડવાં કાસુંદ્રી કરતાં નાહાનાં થાય છે. અને તેની ડાંડી, શાખાઓ, પાન, ફૂલ અને શીંગ પણ નાહાનાં અને વિશેષ કરી ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં હોય છે. માટે એને **કાળી કાસુંદ્રી** કહે છે. કાળી કાસુંદ્રી મળતી હોય તો ઔષધોમાં પ્રથમ તેનો ઉપયોગ ધણુંકરી આ તરફ કરવામાં આવે છે. પણ કાળી કાસુંદ્રી જવલેજ કોઇ બાગ અને વાડીઓમાં વાવેલી જોવામાં આવે છે. એનો આખો છોડવો ધણુંકરીને સર્પડંસ ઉપર વપરાય છે. એની છાલ અને બીજ મધુમેહ અને પિત્તવિકારપર અકસીર દવા ગણાય છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી.)

### નંબર ૨૧૬.

**૧-શાસ્ત્રીયનામ**-C. Tora

દ્દષ્ટાન્ત-H. II. p. 263; N. p. 97; Watt. II. p. 224; ૩૦ નિ૦ પા૦ ૩૦૪.

**૨-દેશીનામ**-કુવાડીઓ,પોંવાડીઓ (પો+ગુ૦); टाकळा, तरवटा (म०); चकुन्दा, चकवड, पनवार, पमाड (हिं०); प्रपुन्नाट, प्रपुन्नाडा, चक्रमर्द, दद्रुघ्न (सं०); પુંવાર (કચ્છી).

૩—**વર્ણન**-કુવાડીઆના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે, તે ૨ થી ૫ ફીટ ઉંચા થાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં ધણુંકરી જથ્થાબંધ ઉગે છે. ને ત્યારે તે ઘણી શાખાઓ મુકયા શિવાય એકલડાંડીએ તરસા જેવા વધી જાય છે. ને પારવા હોય છે, ત્યારે એમાં ઘણી શાખાઓ નીકળે છે. એને છ છ પાન એક સળીપર આવે છે. એનાં ફૂલ પીળાં આવળ જેવાં; ને (ફૂલ) શીંગ લાંબી ને પાતળી હોય છે. એ આખા છોડવામાંથી કાસુંદ્રી જેવી અણગમતી વાસ નીકળે છે.

---

* પોરબંદર સ્વસ્થાનના ખેડુ લોકો આ કાસુંદ્રીને **પરદેશી** કે **વિલાતી રતવેલીઓ** કહે છે. એનાં પાન એ લોકો દૂધ અગર માખણમાં વાટી રતવા ઉપર લગાડે છે. વીસાવાડા (मूलद्वारिका) ગામના મેહેરકાના મેરગની વાડીમાં એનું (કાળી કાસુંદ્રીનું) એક ઝાડવું હતું. તેનાં પાન દમ, ક્ષય, તાવ અને સોજાપર વાપરવા એ ગામનાં ઘણાં લોકો લઇ જતાં. તેમજ કચ્છભુજમાં પ્રખ્યાત વેદાન્તીબાઇ રતનબાઇની જગોમાં એનું ઝાડવું મુંબૈના સુપ્રસિદ્ધ પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજીએ લખનારને દેખાડેલું હતું અને તે વિષે એવી હકીકત સંભળાવી હતી કે તે ઝાડવું કોઇ મહાત્મા સંન્યાસીએ ત્યાં વાવેલું હતું અને તેનાં પાન સર્પદંશ, હડકવા, ક્ષય, દમ, પ્રમેહ, અપચો, વિષમજ્વર, હેડકી અને મુંઝારાની ગાંઠપર તે મહાત્મા ગરીબ લોકોને આપતા હતા અને એનો પ્રયોગ ચાલતો હોય તે દરમીયાંન ભાંગ, તમાકુ અને ગાંજો પીવાની પરેહેજી રખાવતા હતા.

**મૂળ**-૪ થી ૬ ઇંચ કે ૧ ફુટ લાંબું હોય છે. તેમાંથી થોડાક જાડા અને કેટલાક બારીક રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ પાતળી પણ ઘણી મજબૂત રેસાવાળી હોય છે, તે બહારથી ભૂરાસલેતા પીળા રંગની, ને અંદર સફેદ હોય છે. મૂળનું લાકડું ઘણું કઠણ ને સફેદ હોય છે. મૂળ સ્લેટપેનથી તે આંગળી જેવું જાડું હોય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તેલીયો ને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ભૂરાસલેતા લીલા રંગની, સુતળીથી તે આંગળી જેવી જાડી હોય છે. શાખાઓ ચળકતી લીસી ને ફાકાસલેતા લીલા રંગની હોય છે. અને તેપર ઉભી નીક અને હાંસો હોય છે. શાખાઓના કોમળ ભાગપર સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. શાખાઓ અંદરથી પોચા ને ધોળા ગાભાવાળી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. પાનની મુખ્ય ડીટડી ૨ થી ૨½ ઇંચ લાંબી હોય છે, તે થડમાં જાડી હોય છે, તેની ઉપરની બાજુ નીક હોય છે. અને એ ડીટડીપર પાનની ૩ જોડીઓ જરા છેટે છેટે આવેલી હોય છે. તે અનુક્રમે નીચેથી ઉપર જતાં મ્હોટીથતી હોય છે. એટલે પેહેલી નીચેની જોડી સૌથી નાહાની ને ઉપરની છેલી જોડી સૌથી મ્હોટી હોય છે. સૌથી નીચેની જોડીની વચ્ચે મુખ્ય ડીટડીની નીકની અંદર કેસરીઆ રંગની ઝીણી ½ થી ⅔ લાઇન લાંબી **રસકુપ્પિ** (gland) આવેલી હોય છે. જોડીમાંનાં પાન ૧ થી ૨ ઇંચ લાંબાં અને ⅔ ઇંચથી ૧⅓ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી સૂક્ષ્મ હોય છે. તે ડીટડી પાસે સાંકડાંથતાં અને ટેરવાં તરફ પોહોળાં હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ને ડીટડી પાસે પાનની કોર જરા લાંબી ટુંકી અર્થાત્ વિષમ હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો (લીલો) હોય છે. પાનની ઉપરની સપાટી લીસી ને નીચેનીપર સફેદ વાળની રૂંછાળ હોય છે. પાનની નસો નીચેની સપાટીપર વધારે સ્પષ્ટ દેખાતી હોય છે. પાન જાડાં હોય છે. તે ચોળવાથી ઘણાં ચીકણાં લાગે છે, અને સ્વાદે પણ ચીકણાં, ને પાછળથી જરા ગળચટાં ને ચીરપરાં લાગે છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુ અક્કેક ઉભું, ઝીણું ને ૩ લાઇન લાંબું રૂંછાળથી ભરાયલું ઉપપાન આવેલું હોય છે.

**ફૂલ**-પત્રકોણમાં ધણુંકરી એક નાહાની સળીપર ૧ થી ૨ ફૂલો આવેલાં હોય છે. સળી પાનની મુખ્ય ડીટડી કરતાં સહેજ નાહાની ને પાતળી હોય છે. અથવા તેના જેટલીજ લાંબી ને જાડી હોય છે. ડીટડીના થડમાં સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. આ બધાંપર ધોળા કે ભૂરા

વાળની રૂંછાળ હોય છે. ફૂલનો વ્યાસ ૧ થી ૧½ ઈંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ પીળાસલેતા લીલા રંગનાં હોય છે. તેનાં પાંચે પત્રો એક બીજાથી નાહાનાં મ્હોટાં ને છૂટાં હોય છે. તેની બહારની બાજુ ઉભી નસો ને સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. સૌથી નાહાનું પત્ર લગભગ ૨ લાઇન લાંબું અને ૧ લાઇન પોહોળું હોય છે, ને સૌથી મ્હોટું પત્ર ૩ લાઇન લાંબું અને ૧½ લાઇન પોહોળું હોય છે. એ પત્રોની કોરપર જરા વધારે લાંબા વાળની હાર હોય છે. પાંચે પત્રો હોડીની પેઠે થોડાં અંદર વળેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે એક બીજાંથી છૂટી હોય છે. દરેક પાંખડી નીચે અણી-વાળી અને ઉપર જતાં પોહોળી હોય છે. પાંખડી બહુજ પાતળી અને કુમાસવાળી હોય છે. પાંખડીપર ઉભી નસો હોય છે. પાંખડી સહેજ અંદર વળતી હોય છે. પાંખડીઓ પણ એક બીજાંથી જરા નાહાની મ્હોટી હોય છે. પાંખડીનાં ટેરવાં ગોળાઇલેતાં બુઠ્ઠાં હોય છે, પણ સૌથી મ્હોટી પાંખડી (સ્ટેન્ડર્ડ) ટેરવાં પાસે ઘણી પોહોળી ને વચમાં ખાંચવાળી હોય છે. પાંખડી ½ ઇંચથી તે ⅔ ઇંચ લાંબી અને ૨½ લાઇનથી ૩ લાઇન પોહોળી હોય છે, તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી આંતરે આવેલી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાં ૭ પૂર્ણ, અને ૩ અપૂર્ણ હોય છે. તંતુ પીળા, અને પરાગકોષ ભૂરાસલેતા પીળા હોય છે; જે ત્રણ પુંકેસરો અપૂર્ણ હોય છે તે ઘણાં ઝીણાં ને સૂક્ષ્મ હોય છે, તેપર પરાગકોષ પૂર્ણ સ્થિતિએ આવેલા હોતા નથી; અને ૭ પૂર્ણ પુંકેસરોના પરાગકોષ પૂર્ણ સ્થિતિએ આવેલા હોય છે, તે ઉભા હોય છે, તેપર બે બાજુએ અક્કેક ઉભી ફાટ, અને ટેરવે બે છિદ્ર દેખાતાં હોય છે; એ ૭ પુંકેસરોમાંથી પણ ૩ મ્હોટાં ને ૪ નાહાનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તે લીલા રંગની, વાંકવળતી અને પુંકેસરોથી ઉંચી હોય છે. તેનો ગર્ભાશય લાંબો, બન્ને બાજુ નીકવાળો, અને તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. નલિકા સૂક્ષ્મ, લીસી, ને મુખ ગોળાઇલેતું એક બાજુ જરા કલમત્રાસ હોય છે.

**શીંગ**–(ફલ)–બન્ને બાજુએથી જરા દબાયલી પણ જાડી હોય છે, તે પ્રથમ લીલા રંગની પણ પાકીને સુકાવા માંડે છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે, તે ૬ થી ૯ ઈંચ લાંબી અને ૧½ લાઇન પોહોળી હોય છે. શીંગની ડીટી ૧ થી ૧½ ઇંચની હોય છે. શીંગ ડીટી પાસે જરા સાંકડી હોય છે, ને ટેરવે જરા લાંબી તીક્ષ્ણ અણીવાળી હોય છે. શીંગ એક બાજુ જરા વાંકવળતી હોય છે. શીંગની પાછળની બાજુ ૪ ને આગળની બાજુ ૩ ઉભી હાંસો હોય છે. શીંગપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંછાળ હોય છે. શીંગની અંદર ૨૦ થી ૩૦ નાહનાં બીજ હોય છે.

**બીજ**–ચળકતાં ને લીસાં હોય છે. તે એક છેડે અણીથતાં ને બીજે જરા ખાંચવાળાં હોય છે, બીજ ⅛ ઇંચથી કંઇક લાંબાં ને 1/12 ઇંચ પોહોળાં હોય છે. તે બાજુએ ગોળાઇલેતાં અને તેપર વચ્ચોવચ એક ઉભી રતાસલેતા રંગની લીટી હોય છે. બીજ ઘણાં કઠ્ઠણ હોય છે. બીજ પ્રથમ લીલાં, પછી પીળાં, અને છેવટે લીલા-સલેતા ભૂરા રંગનાં થઇ જાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, ચિરગુણકારીપૌષ્ટિક, દદ્રુઘ્ન અને સારક.

**૬–ઉપયોગ**–કુવાડીઆનું મૂળ લીંબુના રસમાં વાટી દાદરપર ચોપડાય છે. કુવાડીઆનાં કાચાં પાનનું ચોમાસે ગરીબ લોકો શાક કરી ખાય છે. અને તવંગરો તેનાં પાન બાફીને તેનું રાઇતું કરે છે. તેમજ અથાણું પણ કરે છે. તે ખાધાથી પેટ સાફ આવે છે. કુવાડીઆનાં પાન અને બીજ છાસમાં પલાળી તેને વાટી દાદરપર લગાડાય છે. તેનાં પાન વાટીને તેની લેપડી ગડગુંબડાં ઉપર મુકાય છે. કુવાડીઆનાં પાનનો કવાથ ગડગુંબડાં ધોવામાં વપરાય છે. તેમજ કુવાડીઆનાં પાન વાટી ખરજવાંપર બંધાય છે. કુવાડીઆનાં ફૂલ સાકર સાથે પ્રમેહવાળાને અપાય છે. રબારી ને ખેડુ લોકો કુવાડીઆનાં બીજને થોર કે કંટાળાનાં છીરમાં પલાળી પછી ગોમૂત્ર સાથે વાટી દાદરપર ચોપડે છે. એ લેપ રસોળી જેવી ગાંઠોપર ચોપડાય છે. કુવાડીઆનાં બીજ કરંજનાં બીજ સાથે વાટી દાદરપર લગાડવામાં આવે છે. કુવાડીઆનાં બીજના લાડુ કરી સ્ત્રીઓ નબળાઇ ઉપર શીયાળે ખાય છે. કુવાડીઆનાં બીજ છપ્પનિયા દુકાળ વખતે ઘણાં ગરીબ લોકો ખાતાં હતાં. કુવાડીઆનાં બીજ કાસુંદ્રાના બીની માફક કાફીને ઠેકાણે વાપરી શકાય છે. એનાં બીજ બાફીને કપાસીઆની જગોએ ગુજરાતમાં ઢોરોને ખવાડવામાં આવે છે.

"કુવાડીઆનાં બીનું સેવન ખરજ, કોઢ, દાદર, ખસ, માથાંનાં ગડગુંબડાં, મેદરોગ, અરૂચી, તાવ, પરમે, ઉધરસ, દમ એ સર્વે રોગને મટાડે છે. સ્વાદે કડછાં ને તૂરાં છે, ટાઢાં છે, એનાં પાંદડાનું શાક પણ તે પ્રમાણે ગુણ કરે છે, કરી પાળીને ઘણા દિવસ સેવે તો રક્ત-પિત્ત પણ મટે છે." (વૈ૦ ૩૦ ૯૦).

"કુવાડીઓ, આવળ, ચમેડ, કાસુંદ્રી, ભોંયઆવળ, ગરમાળો, ચમેડીયું, મીંઢી એ દરેક ઝાડનાં બીમાં

"ક્રાઈસોફેનિક" આસીડનો ભાગ રહેલો છે. એ આસીડનો ભુખરો તપખીરીઆ રંગનો ભૂકો થાય છે. આ અંગ્રેજી દવા દાદર માટે ઘણી સરસ છે. દાદર માટે **ક્રાઇસોફેનિક** આસીડની બરાબરી કરે એવી એકે દવા નથી. તેને આઠગણા સાદા મલમ સાથે મેળવી દાદર ઉગર લગાડવાથી જલદી મટે છે. વિશેષમાં તેથી બળતરા થતી નથી. કુવાડીઆનાં પાનની ચા બાળકોને દાંત આવતી વખતે તાવ આવેછે ત્યારે પીવરાવાયછે. ભીલામું ઉડવાથી સોજો થઈ આવે ત્યારે કુવાડીઆનાં પાનનો રસ ચોપડાયછે. ચાની માત્રા ૧ થી ૨ રૂપિયા ભાર." (ડા. વી. ઝી.)

**૭–સ્થાનક**–કુવાડીઓ આ આખા સ્ટેટ (પોરબંદર)-માં ચોમાસે આડે વગડે ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં એવીજ રીતે થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં સંસ્કૃત નામો **ચક્રમર્દ** અને **દદ્રુઘ્નનો** અર્થ દાદર મટાડનાર થાય છે, ને તેજ પ્રમાણે તે વપરાય છે, અને તેનું હિંદીનામ પનવાર એ **પ્રપુન્નાડ** ઉપરથી નીકળેલું હશે. કચ્છમાં પણ એને પુંવાર કહે છે. **કુવાડીઓ** પણ એ ઉપરથીજ નીકળ્યું લાગે છે. **લેગ્યુમિનોસી** અર્થાત્ આંબલી અને બાવળના વર્ગમાં પોરબંદર સ્ટેટમાં જો કેટલીક વનસ્પતિ ઝાઝી ઉગતી હોય, તો તેમાંની એક આ **કુવાડીઓ** પણ છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૧૭.

**૧–શાસ્ત્રીયનામ**–C. auriculata.

દૃષ્ટાન્ત–H. II. p. 263; N. p. 97; Watt; II. p. 215; રૂ. નિ. પા. ૮૯.

**૨–દેશીનામ**–આવર (પો૰); આવળ (ગુ૰); आवळ, तरवड, (म०); तरवर, तरोटा, तरवाल ( हिं० ) आवर्तकी, चर्मरंगा ( सं० ). The Tanner's Cassia (Eng).

**૩–વર્ણન**–આવળનાં ઝાડવાં ૩ થી ૧૦ ફીટ ઉંચાં થાય છે. ને તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન આંબલી પેઠે સળીપર આવેલાં, અને ફૂલ કાસુંદ્રી જેવાં પીળાં, તથા શીંગો (ફલ) ચપટી, પાતળી અને લાંબી હોય છે. એની ડાંડી કે શાખાપર થએલા જખમમાં શિયાળે ગુંદર બાઝે છે.

એનાં આખાં ઝાડવાંપર ઘણુંકરીને ભુરા ધોળા વાળની રૂંવાટી હોય છે.

આવળ એટલી બધી પ્રખ્યાત અને સાધારણ છે કે તેના વર્ણનનું કંઇ જરૂર જણાતું નથી. તો પણ ટુંકામાં તે નીચે પ્રમાણે છે.

**મૂળ**–૬ ઇંચથી ૨ ફીટ, કે વખતે ઉંડી જમીન હોય તો તેથી પણ વિશેષ લાંબાં અને ઉંડાં હોય છે. તે પેનસીલથી હાથની બાજુ જેવાં જાડાં હોય છે. એનાં ખીલામૂળમાંથી કેટલાએક ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ બહારથી ભૂરા કે કાળા ભૂરા રંગની ને ખડબચડી હોય છે, ને અંદરથી તે ભૂરા રતાસલેતા રંગની ને કોઈવાર ભૂરા કાળા ને લીલાસલેતા રંગની પણ હોય છે. તે જાડી ને મજબૂત હોય છે. અંતરછાલ જરા ચળકતી ને રસભરી હોય છે. તે કાઢયા પછી થોડીવારમાં કાળાસલેતી થઇ જાય છે. એનું લાકડું રતાસલેતા પીળા રંગનું, ધોળું ને મજબૂત હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી આંગળીથી તે હાથનાં કાંડાં જેવી જાડી થાય છે. તેની છાલ બહારથી ભૂરા રંગની, ખડબચડી અને તેનાપર ઉભા ચીરા પડેલા હોય છે; અંદરથી તે ફીકા લીલા રંગની હોય છે. કોમળ શાખાઓપરની છાલ ભૂરી મખમલી અથવા લીલી હોય છે, ને તેનાપર ધોળા કે ફીકા તપખીરીઆ વાળની રૂંવાટી આવેલી હોય છે; ડાંડી અને શાખાઓનું લાકડું મજબૂત, લીસું, જરા ચીકણું ને ફીકા પીળા રંગનું હોય છે, જે સુકાય છે ત્યારે ભૂરા રાતા રંગનું થઇ જાય છે. છાલની વાસ ખજુરીના રસ જેવી અને સ્વાદ કડવો ને તૂરો હોય છે,

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો ફીકો લીલો ને નીચેનીનો સેહેજ ફીકો હોય છે. પાનની મુખ્ય ડીટડીપર ૮ થી ૧૨ જોડીઓ નાહાનાં પાન ( દલ અથવા પર્ણ–leaflets )ની આવેલી હોય છે. જોડીમાંનું દરેક પાન જરા પોહોળું, લંબગોળ, ટેરવે ગોળાઇલેતું કે અંદર બેસતી ખાંચવાળું, કે ટેરવે સૂક્ષ્મ અણીવાળું, ચીવટ, ¾ થી ૧ ઇંચ લાંબું ને ½ ઇંચ પોહોળું હોય છે. પાનની મુખ્ય ડીટડી ઉપરની બાજુ નીકવાળી હોય છે, અને તેનાપર નાહાનાં પાનની જોડીની વચ્ચે અક્કેક ઉભી કેસરીઆ રંગની સૂક્ષ્મ **રસકુપ્પિ** (gland) હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે, ને તેમાંથી ઉગ્ર અને તીખી વાસ નીકળે છે. તેનો સ્વાદ કડવાસલેતો ચીકણો ને તૂરો લાગે છે. પાન સુકાય છે ત્યારે ભૂરા રાતા રંગનાં થઇ જાય છે.

**ઉપપાન**–પાનની મુખ્ય ડીટડીના થડમાં કાન કે કાનની બૂટ જેવા આકારનાં, પોહોળાં, છેડે સૂક્ષ્મ અણીવાળાં બે ઉપપાન હોય છે. પાનની પેઠે ઉપપાન ઉપર પણ ધોળા વાળની રૂંવાટી હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ૧½ થી ૨ ઇંચ લાંબી, પાનની મુખ્ય ડીટડી કરતાં જાડી, અને ધોળા ભૂરાવાળની રૂંવાટીવાળી હોય છે. એ સળીનાં ટેરવાં પાસે ઘણુંકરી ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૧½ ઇંચ લાંબી અને ભૂરા કે ધોળા વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. એ દરેક ડીટડીની પાસે ત્રણ ત્રણ પુષ્પપત્રો હોય છે, જેમાંનું વચલું પુષ્પપત્ર પોહોળું, મથાળે સાંકડુંથતું, અને ટેરવે અણીદાર હોય છે, અને તે બાજુનાં બે પુષ્પપત્રો ઘણાં ઝીણાં, કેસરીઆ રંગનાં, અને વાંકાં વળેલાં હોય છે. આ ત્રણે પુષ્પપત્રોપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. ફૂલ સુકાય છે ત્યારે ભૂરા રાતા રંગનાં થઇ જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે ફૂલની કળીમાં લીલા રંગનાં ને ફૂલ ઉઘડયા પછી પીળાસલેતાં થઈ જાય છે. એ પાંચ પત્રોમાંથી ૩ પત્રો મ્હોટાં ને ૨ નાહાનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ખુલ્લા પીળા ચળકતા રંગની હોય છે. એ પાંખડીઓનો આકાર તાડના પાનના સીધા પંખા જેવો હોય છે, ને તેનાપર બારીક તાડનાં પાનની ઉભી નસો જેવી નસો હોય છે. પાંખડી ૧ ઇંચ લાંબી અને ¾ ઇંચ પોહોળી હોય છે. પણ પુ૦ બા૦ કોષનાં પત્રોની પેઠે તે એક બીજાંથી નાહાની મ્હોટી હોય છે. ફૂલની વાસ જરા તીખી પણ જરા કરેણનાં ફૂલની વાસને મળતી હોય છે. તેનો વ્યાસ ૧ થી ૨ ઇંચનો હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તેમાંના ૩ કેસરો સૌથી લાંબાં ને જાડાં હોય છે, અને ૪ તેથી નાહાનાં અને ૩ એથી પણ નાહાનાં હોય છે. પુંકેસરના તંતુઓ ફીકા પીળા રંગના અને પરાગકોષ ફીકા ધોળા રંગના હોય છે. પણ પરાગકોષની કોર કેસરીઆ રંગની હોય છે.

સૌથી મ્હોટાં ૩ અને તેથી નાહાનાં ૪ કેસરોના પરાગકોષ લંબગોળ ને મથાળે બેવડી અણીવાળા હોય છે, અને સૌથી નાહાનાં ૩ કેસરોઉપરના પરાગકોષ ગોળાઇલેતા ચપટા હોય છે.

આ ઉપરથી જણાય છે કે ૧૦ પુંકેસરોમાંથી ૭ પૂર્ણ, અને ૩ અપૂર્ણ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ધોળા વાળની રૂંછાળથી આચ્છાદિત થયેલો હોય છે; નલિકા લીલી, લીસી તથા વાંકવળતી હોય છે; અને તેને મથાળે સૂક્ષ્મ કલમત્રાસ જેવું મુખ આવેલું હોય છે. સ્ત્રીકેસર ઘણુંકરી સૌથી લાંબાં પુંકેસરો જેટલી લાંબી હોય છે.

**શીંગ**–(ફલ) આવળની શીંગો કાચી હોય છે ત્યારે લીલા રંગની ને પાકીને સુકાય છે ત્યારે ભુરા રાતા રંગની થઇ જાય છે. તેનું ટેરવું ગોળાઇલેતું પણ છેડે અણી હોય છે. શીંગ ૪ થી ૬ ઇંચ લાંબી અને ½ થી ¾ ઇંચ પોહોળી હોય છે. તે ડીટી પાસે જરા સાંકડી હોય છે, ને તેનાપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. શીંગની સપાટીપર જાળીદાર નસો સ્પષ્ટ દેખાતી હોય છે. છાલ પાતળી હોય છે. શીંગની બન્ને કોર જરા ચઢી આવેલી ને શીંગ ચપટી હોય છે. તેમાં ૫ થી ૧૦ બીજ હોય છે. એ દરેક બીજની વચ્ચે થોડી જગાનો અંતર હોય છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે ફીકા લીલા રંગનાં ને પાકે છે ત્યારે લીસાં, ચળકતાં, ભૂરા લીલા રંગનાં થઈ જાય છે, તે ૨ લાઇન લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તે ચપટાં ને ઘણાં કઠ્ણ હોય છે, તે એક છેડે જરા સાંકડાંથતાં, અણીદાર, ને બીજે ગોળાઇલેતાં હોય છે. તેની બન્ને સપાટીપર ઘણુંકરી વચ્ચોવચ્ચ અણીવાળા છેડા તરફથી અક્રેક **બાલકનાં પગલાં** જેવું ચિહ્ન હોય છે, ને તેની અંદર બીજ વિશેષ ચળકતું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથ, જ્વર, કફ અને પિત્તઘ્ન, ચિરગુણકારી પૈષ્ટિક તથા ગ્રાહિ.

**૬–ઉપયોગ**–આવળનાં મૂળની છાલનો કાઢો વધરાવળ ઉપર અપાય છે. રસ્તે મુસાફરી કરતાં ખેડુ કે રબારી લોકોને પેટમાં પીડ થાય, અથવા ઝાડો કે ઉલટી થાય, તો આવળનાં મૂળની છાલ ચાવી તેના રસના બે ત્રણ ઘુંટડા ઉતારી જાય છે, તેથી ચમત્કારિક રીતે તરત ફાયદો જણાય છે. આવળનાં મૂળની છાલ કોલેરા, બદહજમી, ચુંકો, ઉલટી અને ઝાડો એ સર્વે રોગપર મીઠાંની સાથે ચાવી, અગર વાટી તેનો રસ ઉતારવામાં આવે છે. આવળની કોમળ શાખાઓ, ફૂલ અને કોમળ શીંગ બકરાં, ગાડરાં (ઘેટાં) અને ભેંસો ખાય છે. આવળનાં પાન, ફૂલ અને શીંગોનો સુકો ખાસો (પાલો) જે તેનાં ઝાડવાંઓ નીચે પડેલો હોય છે તે ગાડરાં ઉન્હાળાની વખતે અને બીજાં ઢોરો કાળે દુકાળે ખાય છે. ઉંટ ઘણુંકરી આવળ ખાતાં નથી. સાંતી કે ગાડામાં ઘણું જોર કરવાથી બળદ ટુટી ગયો હોય તો તેને ખેડુ લોકો આવળનાં મૂળની છાલને કુટી તેમાં થોડું મીઠું ભેળવી તેનો અક્રેક લાડુ સાત દિવસ ખવરાવે છે, ઢોરને આફરો ચડયો હોય તો, અગર શીળી નીકળી હોય, તો આવળનાં પાનનો ઉકાળો ઢોરને પવાય છે. આવળનાં પાન મીઠાં સાથે વાટી તેનો ગોળો કરી ઢોરને છેરામણ અને આફરા ઉપર ખવરાવે છે. આવળનાં પાનનું પેટના દુખાવાપર બંધાણ કરવામાં આવે છે. આંખ દુખવા આવી હોય તો આવળની છાલના

રસનું ટીપું આંખમાં નાખવામાં આવે છે. આવળનાં પાન, સાજીખાર, અને આંબલીનાં પાન સાથે વાટી તેનો ધુમધા અથવા ચોટ લાગી હોય, અગર મરડ કે લચકડી પડી હોય, તો તેપર લેપ કરવામાં આવે છે. આવળનાં પાનને વાટી તેને તેલમાં રાંધી તેમાં હળદર નાંખી તેનો પાટો પણ ચોટપર બંધાય છે. આવળનાં તાજાં પાન ઉન્હાં પાણીમાં ભીંજવી તેનાં વરાળીઆં વાના સોજાપર મુકવામાં આવે છે. આવળનાં પાનને બાફી તે વાળાના સોજા ઉપર બંધાય છે. રસવિકારના સોજાપર આવળનાં પાનને સુંઠની સાથે વાટી તેનો લેપ કરવામાં આવે છે. ઢોરનાં મોઢામાંથી લાળ વહેતી હોય, અને તે ખોરાક ખાતું ન હોય, તો તેને આવળનાં પાન મીઠાં સાથે વાટી તેની જીભપર સારી પેઠે દિવસમાં ૨-૪ વખત હાથેથી ઘસે છે, તેથી લાળ વહેતી બંધ થઇ ઢોર ખોરાક ખાવા લાગે છે. ઢોરનાં પેટમાં જીવાત પડી હોય તો આવળ અને બકાનના પાન મીઠાં અને અજમા સાથે વાટી તેનાં બાજરાનાં લોટમાં પીંડીઆં કરી ઢોરને ખેડુ લોકો ખવરાવે છે. ઢોરનું જડબું બંધ થઇ ગયું હોય તો આવળનાં પાનને વાટી તેનો રસ કાઢી પાણી સાથે ભેળવી ઢોરનું મોઢું જોરથી ઉંચું ઝાલી તેમાં નળી વતી તે પાણી રેડે છે. માણસનું અંગ ઝલાઇ ગયું હોય, અથવા પછાડ લાગી હોય, કે બીજાં કોઇ કારણથી વાંસો કે બરડો ઝલાઇ ગયો હોય, તો આવળનાં પાનની ખાટલાપર પથારી કરી તેપર લુગડું રાખી તે ઉપર દરદીને સુવારી ભોંપર દેવતા નાંખી ખાટલા નીચે શેક કરવામાં આવે છે. કઠણ ગડ કે ગુંબડું નરમ પડતું ન હોય તો તેપર આવળનાં તાજાં પાન રાખી ઉપર પાટો બાંધવામાં આવે છે, તેથી ગુંબડું નરમ થઇ પીડા હલકી થાય છે. બરલ અને કલેજાંની ગાંઠ ઉપર આવળનાં પાન વાટી તેનો લેપ કરવામાં આવે છે, અને આવળનાં પાનના રસની સાથે શેકેલો પાપડખાર ભેળવી દરદીને પવાય છે. મોઢું પાકયું હોય તો આવળનાં પાન મોઢામાં રાખવાથી ફાયદો થાય છે. આવળનાં પાનનો ઉકાળો અથવા કાઢો ચાની જગોએ વાપરી સકાય છે. આવળનાં પાન અને શીંગો છપ્પનિયા દુકાળની વખતે ઘણાં ગરીબ લોકો ખાતાં હતાં. આવળનાં ફૂલની સોગડી સ્ત્રીપ્રદર અને સ્ત્રીઓનો માસિક સ્રાવ વધારે જતો હોય, તો તે અટકાવવાને સ્ત્રીઓ પેહેરે છે. સાકરીઆ પ્રમેહમાં અને વિશેષ પેશાબ થતો હોય, તો તે અટકાવવાને આવળના ફૂલનો કાઢો પવાય છે. આવળનાં પાન ખાઇ એક જાતના રેસમના કીડા ઉછરે છે. આવળની છાલ છુંદી તેમાં ગોળનો રસ નાંખી ખમીર આવ્યા સુધી એ મેળવણી રાખી, તેમાંથી એક જાતનો પીવાનો દારૂ બનાવવામાં આવે છે, આવળની છાલ એટલી બધી ગ્રાહ અને પૈષ્ટિક છે કે તે વિલાયતી ઓકબાર્ક (oak-bark)-ની જગોએ વાપરી શકાય છે. આવળની છાલ ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં ખાસ કરી વાપરે છે. આવળનાં પાન, ફૂલ તથા કાચી શીંગો પણ રંગના કામમાં વપરાય છે. આવળનાં ફૂલનો ગુલકંદ બનાવવામાં આવે છે, તે પ્રદર અને પ્રમેહ ઉપર વપરાય છે. આવળની છાલના કાઢાથી મોં પાકયું હોય તો કોગળા કરાવવામાં આવે છે. આ સ્વસ્થાનમાં જાચો બાવળ (અરબી) થોડો થાય છે, તેથી અહિંના ઘણા લોકે આવળની કામનાં દાતણ કરે છે, તેની પીછી જો કે બાવળ જેવી સારી થતી નથી તોપણ એની છાલ ગ્રાહિ હોવાથી એ મુખદોષને દૂર કરે છે. આવળની છાલમાંથી મજબૂત ટુંકા રેસા નીકળે છે, જે દોરી બનાવવાના કામમાં આવી શકે. આવળનાં બીજ ચમેડનાં બીજની માફક આંખના દરદમાં ભરણના કામમાં વપરાય છે. આવળનાં બીજને પાણીમાં વાટી તેની થેપલી ગડગુંબડાં અને આંખના દુઃખાવાપર મુકવામાં આવે છે. આવળની શાખાઓપરથી છાલ પાડી લઇ તેની સાંઠી વળતણ તરીકે ઘણા લોકો ઉપયોગમાં લે છે, ને એ બળતણ જરા લીલું હોય તો પણ તીવ્ર તાપથી બળે છે, અને આવળનું મૂળ લુહાર લોકો લોઢું કઠણ કરવા માટે વાપરે છે. આવળનાં મૂળનાં લાકડાંના કોલસા બનાવવામાં આવે છે. આવળની સાંઠીમાંથી દીવાસળી (matches) બનાવવાની કાંડી બનાવી શકાય એમ કહેવાય છે.

વરસાદનાં પાણીથી ધોવાઇ જતી સડકોની બાજુઓ તેમજ નાળાં કે પુલ્લોના ઢાળો (સ્લોપ)નો બચાવ કરવા તેપર આવળનાં ઝાડવાં ઉગાડવામાં આવે છે.

"આવળ કોઠાને સાફ કરે છે, પાંદડાં દૂધમાં બાફી આંખપર બાંધે તો દુખતી મટી જાય છે, મોઢાંના રોગ, કોઢ, ખરજ, કૃમિ, શૂલ, ગુંબડાં, ઉધરસ, વિષ, હરસ, પિત્ત, કફ, તાવ, સોજા, રક્તવિકાર, ઉદરવિકાર, દાહ, તરસ, વીગેરે સર્વે રોગને મટાડે છે. એનાં ફૂલ શરીરનો રંગ સોનાં સરખો કરે છે, પ્રમેહને મટાડે છે. તેની કુંણી શીંગ કૃમિને ટાળે છે. એનાં બીજ પરમે મધુપરમેને મટાડે છે, તેનાં મૂળ ધાતુના સર્વે રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી.)

**૭-સ્થાનક**-કાદીવળી તેમજ કોખી કરાર જમીનમાં આવળ ઘણી ઉગે છે.*

એ હિંદના દક્ષિણ પશ્ચિમ અને મધ્ય પ્રાંતમાં થાય છે.

* આ સ્વસ્થાનમાં-વરતુ અને ભીણસાર નદીકાંઠે આસીઆપાટ, બીલેશ્વર, ખંભારો, અણીઆરી, વરવારો, ભોદ, આદિત્યાણા, રાણાવાવ અને બરડાનાં ઘણાંખરાં ગામોની સીમમાં આવળ ઘણી ઉગે છે.

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૧૮.

**૧-શાસ્ત્રીયનામ**-C. obovata.

**દૃષ્ટાન્ત**-H. II. p. 264; N. p. 98; Watt. II. p. 220. રૂ. નિ. પા. ૯૦.

**૨-દેશીનામ**-ભોંયઆવળ ( પો૦ ) મીંઢીઆવળ (ગુ૦ ); भौंय तरवड, मेंदीआल (म०); छोटा तरोटा (हिं०); भुम्याहुली (सं०).

**૩-વર્ણન**-ભોંયઆવળના છોડવા ચોમાસે વિશેષ જોવામાં આવે છે, તે ક્વચિતજ ઉંચા વધે છે. પણ ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. તે ૬ ઇંચથી તે ૨ કે ૩ ફીટ લાંબા હોય છે. કોઇવાર તેનો છોડવો ઓથવાળી જગોએ આવેલો હોય તો તેમાંની શાખા વખતે ૪ કે ૫ ફીટ વધેલી હોય છે. પાન આવળની પેઠે સળીપર આવેલાં હોય છે. ફૂલ ફીકાસલેતાં પીળાં અને શીંગ (ફલ) ચપટી, પાહોળી અને વાંકી હોય છે.

એના આખા છોડવામાંથી કાસુંદ્રી જેવી અણગમતી વાસ નીકળે છે.

---

આ સ્વસ્થાનમાં આવળનાં ઝાડવાં ઘણાં ઉગે છે, તે ઘણો પરોપકાર કરે છે. તે એવી રીતે કે, ચમાર લોકોને તે પોતાની છાલ આપી નિભાવે છે. રાવલીઆલોકો એનાં દાતણ વાઢી લાવી વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. ઉન્હાળે ગાડરાં, બકરાં અને બીજાં ઢોરોને તે પોતાનાં સુકાં પાન ફૂલ ફલ ખવરાવી નિભાવે છે. ચોમાસે જ્યારે વરસાદ પડતો હોય છે ત્યારે ભેંસો અને ગાડરાં બકરાં એનાં પાન ખાય છે. એ શિવાય દરવર્ષે આ આખાં સ્વસ્થાનમાંની આવળની છાલ પાડી લેવાનો ઇજારો આપવામાં આવે છે, તેથી છાલ પાડનારને રોજી, અને ઇજારદાર તેમજ સ્વસ્થાનને સારી રકમનો તે ફાયદો કરી આપે છે.

ઉપર પ્રમાણે જોકે આવળ એટલી બધી ઉપયોગી અને પરોપકારી વનસ્પતિ છે તોપણ તે એક નજીવી જેવી ગણાય છે. અને તેને ચુનારીઆ લોકો ઘણીવાર વાઢી લાવી ચુનાની ભઠ્ઠીમાં બાળી નાંખે છે. પરંતુ તે આ સ્વસ્થાનમાં જેમ ઘણી ઉગે છે, તેમજ તે ઘણી ઉપયોગી વસ્તુ છે, તે તેના ઉપરના ઉપયોગથી જણાય છે. પોરબંદર જેવા કાદી અને પથરવાળા મુલકમાં જ્યાં માણસ અને ઢોરને સહેજ વાતમાં હાથે પગે ચોટ લાગવા સંભવ રહે છે, ત્યાં તેના ઇલાજ તરીકે પરમેશ્વરે પુષ્કળ આવળ ઉગાડી છે.

આ સ્વસ્થાનના બરડામાં રહેતા **મેહેર** અને **રબારી** લોકો જેઓ કેળવણીથી ઘણા અજ્ઞાત છે, અને જેઓ પોતાની અસલ રસમપર હજુ મક્કમ રહેલા છે, તેમજ જેઓની વલણ દરબારી દવાખાનાઓમાં દવા કરાવાની હજુ જોઇએ તેવી થઇ નથી, અને તેને પરિણામે તેઓ દરબારી દવાખાનાઓનો જોઇએ તેવો લાભ લઈ શકતા નથી. પણ આ ઠેકાણે કહેવાને ઘણી ખુશી ઉપજે છે કે, આવા ગરીબ લોકો ખુલ્લી હવામાં સખ્ત મેહેનત કરી, સાદો ખોરાક ખાઇ, સંતોષી જીંદગી ભોગવે છે. માટે તેઓમાં ( શહેરના રહીસો પેઠે ) મહાભારત રોગો ક્વચિતજ જોવામાં આવે છે. અને સામાન્ય રોગ જેવા કે ઝાડા, ઉલટી, પ્રમેહ, પેટચુંક, તાવ, બરોલ અને કલેજાંની ઢેફ વગેરે જે તેઓમાં સાધારણ રીતે કોઇ કોઇવાર જોવામાં આવે છે, તો તેનાં નીવારણ સારૂ **આવળ** કે જે ઘણી અકસીર દવા ગણાય છે, તે સર્વ શક્તિમાન ઇશ્વરે તેઓનાં ઘર આગળજ ઉગાડેલી છે, અને તેનો ઉપયોગ પણ એ લોકો યથાશક્તિ કરી તે ઇશ્વરના ગુણનું ગાન કરે છે.

આવળનાં ઝાડવાં ૩ થી ૫ વર્ષ સુધી કાપવામાં ન આવે તો ત્યાર પછી તે પાકી જાય છે, અને તે પાકી ગયા પછી તેમાં નવીફૂટ ઘણી થોડી થાય છે. અને તેની છાલમાંથી રંગનો કસ (tannin matter) ઓછો થવા લાગે છે, ને કાષ્ટત્વક (woody bark) નો વધારો થાય છે. તેથી છાલની કીમત બજારમાં ઓછી થઇ જાય છે. માટે આવળનાં ઝાડવાં જે તેની છાલ માટે ઘણાં ઉપયોગી છે તેને જંગલ ખાતાની રીત પ્રમાણે (cutting by coppice system) કપાવવાં જોઇએઃ—

હવે ધારો કે ૧૦ માઇલ અર્થાત્ ૫ ગાઉમાં એક આવળનું કુદરતી જંગલ છે, ને તેમાંનાં તમામ ઝાડવાં એક સરખી ઉમરનાં નથી, તોપણ તે આખા જંગલના ત્રણથી પાંચ સરખા ભાગ (compartments) નીમવા જોઇએ, અને તેમાનો દરેક ભાગ એક પછી એક અનુક્રમે દર વર્ષે કપાવી, તેને ૩ થી ૫ વર્ષ સુધી પાછો બંધ રાખવો જોઇએ. આથી પહેલે વર્ષે જે ભાગ કપાયલો હશે તેનો પાછો ૩ થી ૫ વર્ષે કપાવાનો વારો આવશે. જેથી દરવર્ષે આવળની પેદાશ ઝાડવાંઓના બચાવ સહિત સરખી ચાલી જશે.

ચમારલોકો અશાડ અને શ્રાવણ માસમાં આવળ વાઢતા નથી. પણ તેઓ ગણપતિને માનનારા હોવાથી ભાદરવા શુદ ૪ ને દિવસે ગણપતિની પૂજા કરી પછી ભાદરવાની અમાસને રોજ આવળની પૂજા કરી, આવળ વાઢવી શરૂ કરે છે. આથી બે જાતના ફાયદા થાય છે, ચોમાસામાં આવળ નહિ વઢાવાથી તે રક્ષિત ( રીઝર્વ ) રહે છે, તેથી તેની વૃદ્ધિ થાય છે. અને ચોમાસામાં આવળ વઢાય તો તેની છાલ સડી નકામી જાય માટે તેનો પણ બચાવ થાય છે.*

આવળની છાલ પાડવાની રીત એ છે કે, આવળની પાકી શાખાઓ થડવઢ કાપી તેને ઉંધા કુહાડાથી અથવા ધોકેથી ધોકેડે કે કુટેડે છે. તેથી તેની છાલ સાંઠીપરથી છૂટી પડે છે. અથવા વધારે સુકાયલી કે વિશેષ જાડી શાખાઓ હોય તો કલાક બે કલાક પાણીમાં પલાળી પછી તેની છાલ છૂટી પાડે છે. એક માણસ એક દિવસમાં ૧૨ થી ૧૮ શેર છાલ તૈયાર કરી શકે છે. આવી રીતે પાડેલી છાલ સુકાવીને ચમાર લોકો પોતાનાં કામમાટે રાખે છે, અથવા ઇજારદારને વેચાતી આપે છે. પણ ઘણુંકરી તમામ ચમાર લોકો પોતાને એક વર્ષ જોઇતી છાલ રાખી બાકીની ઇજારદારને આપે છે. તેનો ભાવ ઘણુંકરી રૂપીઆ એકની મણ ૨ થી ૨½ નો હોય છે. (રતલ ૮૦ થી ૧૦૦ ) આવળની સુકી સંગ્રહ કરી રાખેલી છાલનો ભાવ **મદ્રાસમાં** બે આને રતલનો ને **બેંગલોરમાં** ૧ ટનનો રૂપીઆ

* અસલના આપણા ધાર્મિક વિચારોમાં પણ કેવી ખુબી રહેલી છે, તે આવા દાખલાઓ ઉપરથી જણાય છે. આપણા ધાર્મિક વિચારો પાસે હાલનાં જંગલખાતાંના કાયદાઓ પાણી ભરે છે.

મૂળ–૪ થી ૬ ઈંચ કે વખતે ફુટ ૧½ ફુટ લાંબું, થોડા ફાંટાઓવાળું, સ્લેટપેનથી આંગળી જેવું જાડું, ને ઘણું મજબૂત હોય છે. મૂળની છાલ જાડી, રેસાવાળી, મજબૂત, કાળાસલેતા રંગની, પાતળા ફોતરીવાળી ને અંદર તે પીળાસલેતા રંગની હોય છે. મૂળને આડો કાપ કરી જોતાં તેની વચમાંનો લાકડાનો ચક્ર ધોળો, ને સઘન દેખાય છે. તેની બાજુએ છાલની પીળી કુંડલી, અને તેપરની ફોતરીની કાળી કુંડલી દેખાય છે. એની વાસ અને સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે, પણ ઘણુંકરી મૂળને મથાળેથી કોઈવાર થોડી અને કોઈવાર ઝાઝી સુતળીથી તે સ્લેટપેન જેવી જાડી, ચળકતી, ફીકાસલેતા ધોળા રંગની શાખાઓ નીકળેલી હોય છે. કોમળ શાખાઓ અને તેના અગ્રભાગપર ભૂરા કે ધોળા રંગના વાળની રૂંવાટી ને રજ આવેલાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે આવળની પેઠે સળી અથવા મુખ્ય ડીટડીપર ૪ થી ૭ જોડી એટલે ૮ થી ૧૪ નાહાનાં પાન (દલ અથવા પર્ણ–leaflets) આવેલાં હોય છે. મુખ્ય ડીટડી ફીકા ધોળા રંગની, ૨ થી ૩ ઈંચ લાંબી, લીંબડાની સળી જેવી કે તેથી સહેજ પાતળી હોય છે. તેપર ઉપરની બાજુ ઉભી નીક હોય છે. એ ડીટડી થડમાં ગોળાઇલેતી, જાડી ને કેસરીઆ રંગની અને સફેદ ચળકતા વાળની રૂંવાટીવાળી હોય છે. એ ડીટડીને મથાળે સૂક્ષ્મ અણી હોય છે, તે પણ ઘણીવાર ફીકા કેસરીઆ રંગની હોય છે. એ મુખ્ય ડીટડીપર આવેલી ૪ થી ૭ પાનની જોડી તળિયેથી ઉપર તરફ દરેક જોડી અનુક્રમે થોડી મ્હોટીથતી હોય છે, ને છેવટની મુખ્ય ડીટડીનાં ટેરવાં પાસેની જોડી સૌથી મ્હોટી હોય છે. જોડીમાંનાં પાનની ડીટડી ઘણી સૂક્ષ્મ ને કેસરીઆ રંગની હોય છે, ને એ ડીટડી પાસે પાનની એક કોર જરા ટુંકી હોય છે. એ જોડીમાંનાં પાનનો આકાર આવળ કે કુવાડીઆનાં પાનને મળતો હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો ને નીચેનીનો ધોળાસલેતો લીલો હોય છે. પાનની ઉપરની સપાટી લીસી ને નીચેનીપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. કોમળ પાનપર ઘણુંકરી બન્ને સપાટીએ રૂંવાટી હોય છે. એ પાન જાડાં, ટેરવે સૂક્ષ્મ અણીવાળાં, ½ ઈંચથી ૧ કે ૧½ ઈંચ લાંબાં અને ૩ લાઇનથી તે ¾ ઈંચ જેટલાં પાહોળાં હોય છે. તેને ચોળવાથી કાસુંદ્રીનાં પાન જેવી ઘણી અણગમતી ઉગ્રવાસ અને ચીકાસલેતો લીલો રસ નીકળે છે. પાનનો સ્વાદ ચીકણો, તૂરો, ઉગ્ર અને જરા ચીરપરો લાગે છે.

**ઉપપાન**–પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુ અકેક સૂક્ષ્મ ઉપપાન હોય છે, જે તળિયે પોહોળુ, મથાળે સાંકડુંથતું, ને ટેરવે અણીદાર હોય છે. તેના-

---

૬૦ નો કહેવાય છે. ઇજારદાર ઘણુંકરી અહીં આવળની છાલ દર વર્ષે ૭૦૦ થી ૧૦૦૦ મણ ભેળી કરાવી શકે છે. કોઇવાર ગરીબ ઢેઢ લોકો આવળની છાલ પાડી ચમાર અને ઈજારદારને વેચાતી આપે છે. ઈજારદાર આવળની છાલનો ૫ થી ૬ મણનો એક બોરો (દાગીનો) કે પલો ભરે છે. તેની જકાત પોરબંદરમાં દર મણે એક રૂપીઓ ભાંગી રૂપીઆ એકે એક દોઢીયું લેવાય છે. મુંબઇમાં આવળની છાલના આવા એક બોરા કે પલાનો ભાવ રૂપીઆ ૪ થી ૧૨ સુધીનો હોય છે. મુંબઇમાં **દાંતા** પરગણેથી જે આવળની છાલ આવે છે તે સારી ગણાય છે, ને તેનો ભાવ પણ સારો આવે છે. પણ કાઠીઆવાડ પરગણેથી આવતી છાલનો ભાવ ઓછો આવે છે, કેમ કે આ છાલમાં **સાંઠી*** અને **રીફી†** નો ભેગ હોય છે. પણ ૩ થી ૫ વર્ષની પાકી આવળ છાલ પાડવા માટે વઢાય તો તેની છાલમાં સાંઠી કે રીફીનો ભેગ આવવા સંભવ નથી. આવળનાં ઝાડવાં સારી અને ઓથવાળી જગોમાં ૧૦ ફીટ ઉંચાં અને હાથ જેવાં જાડાં થાય છે. આવળની છાલ મુંબઇથી વિલાયત જતી કહેવાય છે. અને ત્યાં તેના રંગથી ચામડાં રંગાય છે. એટલુંજ નહીં પણ સુતરાઉ કાપડ રંગાય છે, જે **ખાકીડ્રીલ** ને નામે ઓળખાય છે, એટલે કહેવાય છે.

* સાંઠી–આવળની ઝીણી શાખાઓના કકડા છાલ કુટતાં તે ભેળારહી જાય છે તે.

† રીફી–છાલ કુટતાં છાલનો જે ઝીણો ભુકો થઈ જાય તે ધુળ કે કચરા સોતો પાછો છાલમાં ભેળવી દે છે તે.

આવળનાં ફૂલ બહુ સુંદર સ્વર્ણ જેવાં પીળાં થાય છે, ને તે ઘણાં રૂપાળાં દેખાય છે, પણ તેમાં સુગંધિ હોતી નથી. "આવલકેરાં ફુલ તેથી સુગંધ ન પમાય" તેમ એનાં ફૂલ કોઇ દેવને પણ ચડતાં નથી. તે વિષે એક રમુજી અને શીખામણ લેવા લાયક વાત કહેવાય છે કેઃ—"શ્રીરામચંદ્રજી સીતાજીની શોધમાટે લંકા તરફ પધારતા હતા, ત્યારે આવળનાં સુશોભિત ફૂલ જોઇ બહુ પ્રસન્ન થયા અને તેને પુછ્યું કે, તમો સીતા વિષે કંઈ જાણો છો? તેનો જવાબ ફૂલોએ પોતાની રૂપગર્વતાથી કંઇ આપ્યો નહિ, તેથી રામે તેને શ્રાપ આપ્યો કે, તમે તમારા રંગપર મગરૂર છો, માટે તમારામાં સુગંધિ રહેશે નહિ, અને તમને દેવ કોઈ અંગીકાર કરશે નહિ, ને તમારાં ઝાડવાંનો ઉપયોગ ચમાર લોકો કરશે." માટે એક ભજનમાં ગવાય છે કેઃ—

"सीया रामजीसे गर्व कीयो ते नर हार्यो,
गर्व कीयो आवलके फूलडे, तो जाइ चमार कुंडमें डार्यो."

જ્યારે આવળને આ પ્રમાણે શ્રાપ દીધો, ત્યારે તે રામને ચરણે પડી, અને પ્રાર્થના કરવા લાગી કે, અંહકારને લીધે મારો મ્હોટો અપરાધ થયો છે, પણ તે આપ ક્ષમા કરો, આપ ક્ષમા નહી કરો તો કોણ કરશે! ત્યારે પરમદયાળુ શ્રીરામચંદ્રજીએ કરૂણા કરી તેના મસ્તકપર પોતાનું ચરણ મુક્યું. તે દિવસથી આવળનાં બીજની અંદર રામનું **ચરણચિન્હ** થઇ રહેલું છે, અને ચમારલોકો આવળની પૂજા કરે છે." સદરહુ **ચરણચિન્હ** (મનાતું) આજે પણ આવળનાં બીજપર દેખાય છે, તે રામભક્તોને દર્શન કરવા અને બીજાઓને જોવા લાયક છે.

પર અર્ધપારદર્શક ૩ ઉભી નસો આવેલી હોય છે. એ પાનના થડમાં તેની એક કોર જરા બહાર નીકળતી હોય છે, ને તેટલી તે કેસરીઆ રંગની હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પાનની મુખ્ય ડીટડી જેવી અથવા તેથી જરા પાતળી અને તેટલીજ અથવા તેથી વધારે લાંબી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તેપર વાળની રૂંવાટી હોય છે. એ સળીપર ગાળે ગાળે સૂક્ષ્મ ફીકા પીળા રંગનાં ૧૦ થી ૧૫ રેક ફૂલો આવેલાં હોય છે. એ દરેક ફૂલની ડીટડી નીચે અક્કેક સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. ફૂલની ડીટડી લીલા રંગની, સફેદ વાળની રૂંવાટીવાળી, મથાળે જરા જાડી થયેલી, વાંકવળેલી ને સૂક્ષ્મ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે ભૂરાસલેતા લીલા રંગનાં, ૨ લાઇન લાંબાં, તેનાં ટેરવાં અંદર વળતાં બુઠ્ઠાં ને તેપર સ્પષ્ટ નસો દેખાતી હોય છે. એ પત્રો પાતળાં, એક બીજાંથી નાહાનાં મ્હોટાં, તળિયે જોડાયલાં, ને મથાળે છૂટાં દેખાતાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેની વાસ કાસુંદ્રી જેવી ઉગ્ર અને તીખી, પાંખડી કુમાસે પાતળી, એક બીજાંથી નાહાની મ્હોટી, તેનાં ટેરવાં અંદર વળતાં, તેપરની નસો સ્પષ્ટ દેખાતી, તે બે લાઇનથી કંઇક લાંબી, તળિયે લીલી ડાંડલીવાળી, ને છૂટી હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચથી ૫ લાઇન જેટલો હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે, તેમાં ૨ સૌથી મ્હોટાં, તેન પરાગકોષ કાળાસલેતા ભૂરા હોય છે. એક કેસર તેથી નાહાનું, તેનો પરાગકોષ પીળો, ૪ કેસરો તેથી નાહાનાં તેના પરાગકોષ પીળા, ને ૩ કેસરો સૌથી નાહાનાં, તેના પરાગકોષ પણ પીળા હોય છે. ૧૦ એ પુંકેસરોના તંતુઓ લીલાસલેતા પીળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પુંકેસરોથી મ્હોટી જરા વાંક વળેલી હોય છે. તેનો ગર્ભાશય સફેદવાળથી આચ્છાદિત, નલિકા ફીકા લીલા રંગની, ને નલિકાગ્રમુખ લીલા રંગનું ને ગોળાઇલેતું હોય છે.

**શીંગ**–( ફલ )–શીંગો કાચી હોય છે ત્યારે પીળાસલેતા લીલા રંગની હોય છે, ને પાકીને સુકાય છે ત્યારે લીલાસલેતા કાળા રંગની થઇ જાય છે. શીંગો પાતળી, ચપટી ને અર્ધચંદ્રાકાર જેવી અંદરની બાજુથી વાંકી હોય છે. તેને ટેરવે સુક્ષ્મ અણી હોય છે. તે બન્ને છેડે પોહોળી ગોળાઇલેતી હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબી ને ⅙ થી ⅛ ઇંચ પોહોળી, લીસી, ચળકતી ને નરમ હોય છે, એમાં ૬ થી ૧૨ બીજ હોય છે. પણ ઘણુંકરી ૯ બીજ ઘણી શીંગોમાં જોવામાં આવે છે, શીંગની અંદર બીજની હાર તેની વચ્ચોવચ હોય છે. અને તે દરેક બીજની ઉપર શીંગની ઊપરની સપાટીપર બન્ને બાજુ સુક્ષ્મ કાંગરી આવેલી હોય છે. જેથી શીંગ મેંઢા કે ઘેટાનાં શીંગડાં જેવા આકારની લાગે છે.

**બીજ**–તાજાં હોય છે ત્યારે તે પીળાસલેતા લીલા રંગનાં ને પાકી સુકાય છે ત્યારે ભુરાસલેતા કાળા રંગનાં થઇ જાય છે. તેની સપાટી લીસી, ચળકતી ને તેપર સુક્ષ્મ ખાડાઓ પડેલા હોય છે. તે એક છેડે પોહોળાં ને બીજે અણીદાર હોય છે. તે ચપટાં ને તેની વચ્ચોવચ બન્ને બાજુ ઘણુંકરી લંબગોળ લીસી ને કાળા રંગની જરા ઊંડી ખાડ હોય છે. બીજ ૧ થી ૧½ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. તે ઘણું કઠણ હોય છે. તે તોડવાથી તેની અંદર ભુરા પીળા રંગનું મીંજ કે દાળીઓ દેખાય છે.

૪–ઉપયોગી અંગ–સર્વાંગ.

**૫–ગુણદોષ.** } **૬–ઉપયોગ.** } એના ગુણદોષ અને ઉપયોગ લગભગ કુવાડીઆ જેવા છે. એનાં પાન ખરી મીંઢીઆવળની જગોએ રેચ આપવા માટે વાપરવામાં આવે છે.

**૭ સ્થાનક**--દરિયા કીનારે રેતાલ જમીનમાં જયાં જરા મીઠાં પાણીની ભેજ રેતી હોય ત્યાં, તેમજ વાડી અને ખેતરોમાં પાણીના ધોરીઆ કાંઠે, રસ્તાની બાજુએ અને ઢોરોનાં ચરીઆણ ઘાસની અંદર તે ચોમાસે ઘણી ઉગે છે. એ હિં૦ ના દક્ષીણ પશ્ચીમ ભાગમાં અને સિંધ, પંજાબમાં થાય છે

**૮–વિ૦ વિવેચન**--એના છોડવા ભોંયપર પથરાય છે માટે એને **ભોંયઆવળ** અને એની શીંગો મેંઢાનાં શીંગડાં જેવી પોહોળી ને વાંકી થાય છે તેથી એને **મીંઢીઆવળ** કહે છે. પણ આ ખોટી મીંઢીઆવળ છે. બજારમાંની મીંઢીઆવળ જુદી છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૧૯.

**૧–શાસ્ત્રીયનામ**–C. montana.

દૃષ્ટાન્ત. H. 11. p. 264. N. p. 98.

**૨–દેશીનામ**–માંઢી(પો૦), ઝાડઆવળ, મ્હોટી આવળ (ગુ૦); डोंगरी मोंठीतरवड (म०).

**૩–વર્ણન**–મીંઢીનાં ઝાડવાં ૧૦ થી ૧૫ ફીટ ઊંચાં થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન આવળની પેઠે મુખ્ય ડીટડીપર નાહાનાં આવેલાં હોય છે. ફૂલ પીળા રંગનાં શાખાઓના છેડા પાસે ગુચ્છાની

પેઠે નીકળેલાં હોય છે, અને શીંગો ( ફલ ) લાંબી ને ચપટી હોય છે.

**મૂળ**–માંથી કેટલાએક જરા જાડા ફાંટાઓ નીકળેલા હોય છે, અને તેમાંથી ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળી ચોતરફ લાંબા ગયેલા હોય છે. મૂળ બહારથી ભુરાસલેતા કાળા રંગનું ને અંદરથી પીલાસલેતા ધોળા રંગનું હોય છે. છાલ મજબૂત રેસાવાલી, છાલપરની ફોતરી જાડી ખડબચડી ભૂરાસલેતા કાળા રંગની અને અંદરની છાલ લીલાસ કે રતાસલેતા પીળા રંગની હોય છે. વાસ હરમી અને સ્વાદ કડવાસલેતો તુરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સીધી સાધારણ વળી જેવી જાડી અને ઘણુંકરી ભસ્મી રંગની હોય છે. તેનાપરની છાલ સુકાયા પછી સહેલાઇથી ઉખડી પડે છે. કોમળ શાખાઓ સુકાય છે ત્યારે ભૂરાસલેતા ધોળા રંગની થઇ જાય છે. અતી કોમળ શાખાઓપર ભૂરાસલેતા વાળની ગીચોગીચ રૂંવાટી અને ઉભી હાંસો આવેલી હોયછે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની મુખ્ય ડીટડી લીંબડાની સળી જેવી અથવા તેથી કાંઇક પાતળી હોય છે, તે ૪ થી ૬ ઇંચ લાંબી, મથાળે સૂક્ષ્મ અણીવાળી, સળંગ નીકવાળી અને ભૂરા વાળનો ગોચોગીચ રૂંવાટીથી ભરાયલી હોય છે. તેનાપર આવેલાં સુક્ષ્મ પાન (દલ)ની પ્રથમની બે ત્રણ જોડીની વચમાં ઊભી અક્કેકી સૂક્ષ્મ **રસકુપ્પી** ( gland ) હોય છે. પાન અર્થાત્ દલની જોડી ૮ થી ૧૨ આવેલી હોય છે. એ જોડીનાં પાનની ડીટડી ઘણી સુક્ષ્મ હોય છે, અને તેનાપર પણ મુખ્ય ડીટડીની પેઠે ભૂરા રંગના વાળની રૂંછાળ હોય છે. પાનની જોડી તળીએથી ઊપર તરફ ઉત્તરોત્તર જરા મ્હોટીથતી હોય છે. તેમાંનાં પાન $\frac{1}{4}$ થી $\frac{3}{4}$ કે ૧$\frac{1}{4}$ ઇંચ લાંબાં અને ૨$\frac{1}{2}$ લાઇનથી $\frac{3}{4}$ ઇંચ પોહોલાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી ચળકતી ઘેરા લીલા રંગની, અને નીચેની જરા ફીકા લીલા રંગની ને તેપર ધોળાસલેતા વાળની આછી રૂંવાટી હોય છે. પાન સુકાય છે ત્યારે તેની ઉપરની સપાટી તદન કાળા રંગની, અને નીચેની ભૂરાસલેતી કાળી થઇ જાય છે. પાન લંબગોળ કે વખતે તળીએ જરા સાંકડાં, મથાળે સહેજ પોહોળાંથતાં, તળિયે તેની કોર ડીટડી પાસે જરા વિષમ અને ટેરવાં ગોળાઇલેતી કે ભાગ્યેજ જરા અંદર બેસતી ખાંચવાળાં હોય છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુ અક્કેક સુક્ષ્મ ઝીણું ઉપપાન હોય છે, તે તરત ખરી જાય છે.

**ફૂલ**–શાખાઓના છેડાપાસે ઘણુંકરી પત્રકોણમાંથી ફૂલનાં ગુચ્છા નીકળેલા હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પણ ઘણુંકરી પાનની મુખ્ય ડીટડી જેવી જાડી હોય છે, ને તેપર ભૂરાવાળની ગીચોગીચ રૂંવાટી આવેલી હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો છુટ્ટાં ટેરવાંવાળાં, જરા જાડાં, લીસાં અને પુ૦ અભ્ય૦કોષની પાંખડીઓથી ઘણાં ટુકાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ તળિયે જરા સાંકડી ને મથાળે પોહોળી ને ગોળાઇલેતી હોય છે. તેમાં ઊભી નસોનું જાળીકામ ઘણું મજેનું દેખાતું હોય છે. પુંકેસરો લાંબાં તેમજ ટુકાં બન્ને તરાહનાં અને લીસાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશયપર ભૂરાવાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે, નલિકા ટુંકી, પાતળી, જરા વાંકવળતી ને સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–( ફલ )–૩ થી ૬ ઇંચ લાંબી અને ૪ થી ૫ લાઇન પોહોળી હોય છે. તેપર પ્રથમ ભૂરાવાળની રૂંવાટી હોય છે પણ તે પાછળથી ખરી જાય છે. તે સુકાય છે ત્યારે કાળા રંગની થઇ જાય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, શોથઘ્ન, ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક અને વિષહર.

**૬–ઉપયોગ**–મીંઢીનું મૂળ પાણીમાં ઘસીને વીંછી અને બીજા ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. મીંઢીનાં પાનની લેપડી ગડગુંબડાંઓ ઉપર મુકવામાં આવે છે. મીંઢીનાં પાન આવળનાં પાનની માફક રંગના કામમાં વપરાય છે. મીંઢીનાં સુકાં પાન તમામ જાતનાં ઢોર ચારાની તંગી વખતે ખાય છે. આવળનાં ફૂલ અને શીંગો ન મળે ત્યારે મીંઢીનાં ફૂલ અને શીંગો તેની જગોએ વપરાય છે. મીંઢીની છાલનો ઉકાળો ગળતા કોઢ ઉપર આપવામાં આવે છે. મીંઢીનાં લાકડાં સાધારણ ઘરના વરોણ બાંધવામાં કામ આવે છે. તેમજ તે બળતણ તરીકે પણ સારાં ગણાય છે.

**૭–સ્થાનક**–મીંઢીનાં ઝાડવાં છુટાં છવાયાં બરડા ડુંગરમાં ઉગે છે. એ હિં૦ ના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**૪મીંઢીનાં પાન, ફૂલ, અને શીંગો આવળને મળતાં હોવાને લીધે એનાં ઝાડવાંને કેટલાક લોકો ઝાડાવળ ઝાડ–આવળ કહે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૨૦.

**૧–શાસ્ત્રીયનામ**–C. absus.

દૃષ્ટાન્ત–H. II. p. 265. N. p. 97. Watt II. p. 210. રૂ. નિ. પા. ૨૯૫.

**૨–દેશીનામ**–ચમેડ (પો૦) ચીમેડ [ગુ૦] चाकसी, चनार, चकसु (हिं०) चक्षुष्या (सं०).

**૩–વર્ણન**–ચમેડના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૧ થી ૨ ફીટ જેટલા ઊંચા વધે છે, તેમાં

કેટલીક શાખાઓ નીકળેલી હોય છે, તેમાં કુવાડીઆની પેઠેજ સળી ઉપર પાન આવેલાં હોય છે. પણ પાનની ફક્ત બબે જોડી હોય છે. ફૂલ ફીકાસલેતાં પીળાં, અને શીંગ [ ફલ ] નાહાની ને ચપટી હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ભૂરા ચીકાસલેતા જરા ખરસટવાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–ઘણું બારીક ૧ થી ૫ ઇંચ લાંબું, કાળાસલેતા ભૂરા રંગનું ને સુતળી જેવું પાતળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–પણ સુતળી જેવી પાતળી હોય છે, તેનાપર ઉભી હાંસો, અને સૂક્ષ્મ ભૂરાસલેતા વાળની રૂંવાટી આવેલી હોય છે, તે પીળાસલેતા લીલા રંગની હોય છે, કોમળ શાખાઓ ઉપર રૂંવાટી ઘણી ગીચોગીચ હોય છે.

**પાન**–પાનની મુખ્ય ડીટડી ઘણી ઝીણી અને ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે, તેનાપર પાનની બે જોડી આવેલી હોય છે, જોડીમાંનાં પાનની ડીટડી ઘણીજ સૂક્ષ્મ હોય છે, પાન લંબગોળ અને તેનો કોર વિષમ હોય છે. પાન ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ¾ ઇંચ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટી લીલા રંગની અને નીચેની ફીકાસલેતા (લીલા) રંગની અને તેપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં કે વખતે અણીદાર હોય છે, તે કુવાડીયાનાં પાન કરતાં પાતળાં હોય છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બે સૂક્ષ્મ ઝીણાં **ઉપ-પાન** [ stipulets ] હોય છે.

**ફુલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણ ચાતરીને અથવા તેની સામેથી નીકળેલી હોય છે. તે પાનની ડીટડી જેવડી અથવા તેથી જરા લાંબી હોય છે. તેપર એક પછી એક એમ અનુક્રમે કેટલાંક ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ ને વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે, ને તેનાપર પુષ્પપત્ર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ લાંબશેરાં હોય છે, તેનાપર ગીચોગીચ રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ફીકા કે રતાસલેતા પીળા રંગની ૫ હોય છે ને તે ઘણી નાહાની હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે, તે બહુધા એક સરખી લંબાઇનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે.

**ફલ**–શીંગ ઘણુંકરી બન્ને છેડે સાંકડીથતી હોય છે, તે પ્રથમ લીલાસલેતા રંગની ને સુકાય છે ત્યારે રતાસલેતા ભૂરા રંગની થઇ જાય છે. તેની સપાટીપર સખત વાળની રૂંછાલ હોય છે. શીંગ ૧ થી ૧½ ઇંચ લાંબી, અને ⅐ ઇંચ અથવા ભાગ્યેજ તેથી સહેજ પોહોળી હોય છે, તેમાં ૫ થી ૬ બીજ હોય છે. શીંગ સુકાય છે, ત્યારે તે પોતાની મેળે જરા મરડાઇને ચીરાઇ જાય છે, ને તેમાંથી બીજ બહાર આવે છે.

**બીજ**–અત્યંત ચળકતાં, લીસાં, કાળાં, ને ચપટાં હોય છે. તોપણ તેની સપાટી બે બાજુપર જરા ચઢતી હોય છે, બીનો એક છેડો જરા વધારે અણીથતો હોય છે. બીજની સપાટી ઉપર સૂક્ષ્મબિંદુઓ જેવા ખાડાઓ હોય છે, બીનો વ્યાસ ૧ થી ૧½ લાઇન જેટલો હોય છે. બીજ ઘણું કડુણુ હોય છે, તેને ભાંગતાં તેમાંથી પીળાસલેતા રંગનો દલ નીકળે છે. તેનો સ્વાદ કડવો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–બીજ અને પાન.

**૫–ગુણદોષ**–શોથઘ્ન અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–ચમેડનાં પાન વાટીને નહિ રૂઝાતાં ચાંદાં અને ભાઠાં ઉપર બંધાય છે, તેથી તે તરત રૂઝાઇ જાય છે. ચમેડનાં બીજનાં છોતરાં કાઢી અંદરના દાળીઆના બારીક લોટની ભૂકી આંખના દુખવામાં આંખમાં ભરાય છે, તે ચમેડનું **ભરણુ** કહેવાય છે. એ ભરણુ ભરી આંખ ઉપર ઘીનાં અગર પાકા તેલનાં પોલ મુકાય છે, અથવા પોટીસ ઉની કરી આંખપર મુકાય છે, તેથી આંખ સારી થઇ જાય છે. ભરણુનો પ્રમાણુ ૧ થી ૨ ઘંઉભાર છે. ચાંદાં અને જખમ ઉપર એના લોટનો લેપ કરાય છે. એનાં બીજ પાણીમાં વાટી દાદરપર ચોપડાય છે. અજીર્ણ, હમેશની બદહજમી અને ચુંકા ઉપર ચમેડના બીની ભૂકી સુંઠ, મીઠું અને મરી સાથે ખવરાવવામાં આવે છે. ચમેડનો પાક અને લાડુ કરીને સ્ત્રીપ્રદર ઉપર પોષ્ટીક તરીકે ખવાય છે.

"ચમેડનાં બીજ કફ, વા, શુક્ર, પાણવી, ગુલ્મ, સલેખમ, ઉધરસ, આફરો, મેદ, હરસ, હેડકી, દમ, નેત્રના રોગ, ઉદરરોગ, છાતીના રોગ, માથાંના રોગ, પેડુના રોગ, શૂલ, મૂત્રાઘાત, કોઢ, સોજા, મુંજારો એ સરવે રોગને મટાડે છે, વિશેષ ખવાય તો ગરમી તથા લોહિવિકાર કરે છે, એને ફોલી બી કાઢી જરા મીંઠુ નાંખી ઝીણું પરતી આંખમાં આંજવાથી લોહી ચડી ગયું હોય તે ઉતરી સોજો મટી આંખ સારી થાય છે." (વૈ૦ રૂઘનાથજી.)

"ચીમડનાં પીળાં મીંજ કાઢી તેને થાળી ઉપર વાટી આંખમાં આંજે છે, કેટલીક વખતે તેનાં મીંજને, થાળી નીચે દેવતા રાખી વાટતી વખતે શેકવામાં આવે છે. ચીમડનાં મીંજની સાથે જરા વડાગરાં મીઠાંની કટકી તથા છાશનું ટીપું નાંખી આંજવાથી કૃષ્ણમંડળનો વરમ (સોજો) જલદી બેસી જાય છે. જ્યારે કૃષ્ણમંડળનો વરમ થાય છે ત્યારે આંખના કાળા ભાગપર

કેટલાંક ધોળાંધોળાં ટપકાં દેખાય છે અને તે ઠેકાણે ધાઈ પડશે એવો ભય રહે છે. ત્યારે વડાગરૂં મીઠું, છાશ અને ચીમડ એ ત્રણે વાટીને ભરવાથી આંખને આરામ થાય છે." (ડા૦ વી૦ ઝી૦).

**૭–સ્થાનક**–ચમેડના છોડવા બરડા ડુંગરમાં છૂટા છવાયા ઉગે છે. તોપણ ગોઢાણા જંગલની લાન્ડર ઝર, સરમાણી વાવની તળી, તેમજ કડાઆ કેડીમાં તે ઘણા ઊગતા જોવામાં આવે છે. તે કાદી અને પથ્થરવાળી જમીન બહુધા પસંદ કરે છે. એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–ચમેડનો ઉપયોગ આંખ અર્થાત્ **ચક્ષુ** ઉપર છે, તે ઉપરથી તેને સંસ્કૃતમાં **ચક્ષુષ્યા** અને મરાઠીમાં **ચાકશી** કહેતા હશે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૨૧.

**૧–શાસ્ત્રીયનામ**–C. pumila.

દૃષ્ટાન્ત–H. II p. 266; N. p. 98.

**૨–દેશીનામ**–ચમેડીયું ( પો+ગુ૦ ); सरमल ( म० ).

**૩–વર્ણન**–ચમેડીયાંના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ½ થી ૧ કે ૨ ફીટ ઘણુંકરી લાંબા હોય છે. તેની શાખાઓ સુતળી જેવી પાતળી અને બહુધા જમીનપર ફેલાયલી હોય છે. એમાં આંબલીની પેઠે નાહાનાં એકભગ્ન પાન આવેલાં હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળા રંગનાં અને શીંગો ( ફ્લ ) પાતળી, ચપટી ચમેડની શીંગો જેવા આકારની હોય છે.

આ આખા છોડવાપર ઘણુંકરી સૂક્ષ્મ ધોળા કે ભૂરાવાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–સુતળીથી સ્લેટપેન જેવું જાડું, ભાગ્યેજ બીજા ફાંટાઓવાળું, ૩ થી ૬ ઇંચ લાંબું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભાગ્યેજ હોય છે. પણ ઘણુંકરી મૂળને મથાળેથી થોડી લાંબી શાખાઓ નીકળેલી હોય છે. તેપર ટુંકા અને લાંબા એમ બે જાતના વાળની રૂંવાટી હોય છે. કોમળ શાખાઓપર વાળની રૂંવાટી ગીચ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧½ થી ૨ ઇંચ લાંબાં અને ¼ થી ½ ઇંચ પોહોળાં હોય છે. એની મુખ્ય ડીટડીપર સૂક્ષ્મપાન ( દલ અથવા પર્ણ–leaflets ) ની આસરે ૨૦ જોડી આવેલી હોય છે. તે તળિયેથી ઉપર તરફ ઘણુંકરી અનુક્રમે થોડી ટુંકીથતી હોય છે. મુખ્ય ડીટડી અને તેપર આવેલાં સૂક્ષ્મ પાનની પહેલી જોડીની વચમાં એક ઉભી ડાંડલીવાળી સૂક્ષ્મ જોવા જેવી **રસકુપ્પિ** gland હોય છે. મુખ્ય ડીટડીપર વાળની લાંબી રૂંછાળ હોય છે. અને તેને છેડે સૂક્ષ્મ ઝીણી અણી હોય છે. જોડીમાનાં પાન ¼ થી ⅓ ઇંચ લાંબાં અને ½ કે ૧ લાઇન પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ ઘણુંકરી સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળાં, વિષમકોરવાળાં અને ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. પાનમાં ઉભીનસો સ્પષ્ટ દેખાતી હોય છે. અને પાનની નીચલી અને પોહોળી કોરપર તીક્ષ્ણ કાંટાજેવી સૂક્ષ્મ ધોળી રૂંછાળ આવેલી હોય છે.

પાનની મુખ્ય ડીટડીની બન્ને બાજુ ભલ્લાકૃતિનાં પણ સાંકડાં ઉભી નસો અને તીક્ષ્ણ આણીવાળાં ઉપપાન આવેલાં હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણથી ઉપર અક્રેકી નીકળેલી હોય છે. તે પાનથી ઘણી ટુંકી હોય છે. તેનાપર ઘણુંકરી ૨ થી ૩ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. પુષ્પપત્રો ઉપપાન જેવાં પણ ઘણાં ઝીણાં ને ટુકાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ લાંબા દાંતાવાળાંહોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડી ૫ પુ૦ બા૦ કોષથી જરા બહાર નીકળતી હોય છે. પુંકેસરો ૫ એક સરખી લંબાઇનાં અને પૂર્ણ સ્થિતિયે આવેલાં હોય છે. સ્ત્રીકેસર ૧ તેનો ગર્ભાશય સફેદ વાળની લાંબી પીછીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા ટુંકી, સહેજ વાંકવળતી, ને મથાળે જરા પોહોળાં મુખવાળી હોય છે.

**શીંગ**-( ફ્લ )-૧ થી ભાગ્યેંજ ૧½ ઇંચ લાંબી, અને ૧½ કે ૧¾ લાઇન પોહોળી, ચપટી, બન્ને છેડે વિરૂદ્ધવાંકે જરા સાંકડીથતી, ટેરવે સૂક્ષ્મ અણીવાળી, સફેદ વાળની આછી રૂંછાળથી ભરાયલી ને ૬ થી ૧૨ બીજવાળી હોય છે. તે સુકાય છે ત્યારે ઘણુંકરી કાળા રંગની થઇ જાય છે.

**બીજ**—½ લાઇન લાંબાં, ને ¼ લાઇન પોહોળાં હોય છે. તે લીસાં, ચળકતાં, કાળાસલેતા ભૂરા રંગનાં, એક છેડે જરા અણીયતાં ને એક બાજુ જરા ખાંચવાળાં હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–શોથઘ્ન.

૬–ઉપયોગ–ચમેડીયાંનું મૂળ પાણીમાં વાટીને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. ચમેડીયાંનાં પાનને વાટી તેની લેપડી ગડગુંબડાં અને ચાંદાંઓ ઉપર બાંધવામાં આવે છે. ચમેડીયાંના છોડવા ભેંસ અને ઘોડાંઓ વિશેષ કરી ખાય છે. ચમેડીયાંનાં બીજને વાટી તેનો લેપ સંધિવા અને રસવિકારના સોજાપર કરવામાં આવે છે. ચમેડીયાંનાં પાનને દૂધમાં વાટી તેને જરા ગરમ કરી કપડામાં રાખી આંખના દુખાવાપર આંખે બાંધવામાં આવે છે.

એનાં પાન અને બીજને પાણીમાં વાટી બદ અને પાઠાંની ગાંઠપર ચોપડવાથી ઘણો ફાયદો થાય છે.

**૭–સ્થાનક**–ચમેડીયાંના છોડવા જો કે સર્વ જગોએ વરસાદની વખતે ઘાસની સાથે છૂટા છવાયા ઉગે છે, તોપણ વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય તેવી રેચી જમીનમાં તે વિશેષ ઉગે છે. એ હિ૦ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–ચમેડીયાંની શીંગો ચમેડની શીંગોથી જરા સાંકડી તોપણ તેવા આકારની હોય છે માટે એને **ચમેડીયું** કહે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૨૨.

**૧–શાસ્ત્રીયનામ**–Tamarindus Indica.

દૃષ્ટાન્ત–H. II. p. 273; N. p. 99; Watt. VI. part. III. p. 404; રૂ. નિ. પા. ૩૮૫.

**૨–દેશીનામ**–આંબલી, આમલી (પો૦+ગુ૦); चिंच, (म० ); इमली (हिं०); अम्लिका, चिंचा, चिंचीका (सं०).

**૩–વર્ણન**–આંબલીનાં વૃક્ષો એટલાં પ્રખ્યાત છે કે તેનું વર્ણન કરવા જરૂર રહેતી નથી. તે આ સ્વસ્થાનના બરડા ડુંગરમાં ઘણાં ઉંચાં કે વિસ્તારવાળાં થતાં નથી. પણ નદી કાંઠે અને ગામડાંઓના પાદરમાં કેટલીક જગોએ તે ઘણાં ઉંચાં ને વિસ્તારવાળાં થાય છે. આંબલીનાં વૃક્ષમાં કેટલીક જાડી શાખાઓ નીકળેલી હોય છે. પણ પાતળી ને ઝીણી શાખાઓ તો અસંખ્ય હોય છે, તે ચોતરફ પસરેલી હોય છે. નાહાની ને કોમળ શાખાઓ ઘણુંકરી નીચી ઝુકતી, થોડા પવનથી ઝુલતી, અતિસુંદર દેખાતી હોય છે. પાન ઝીણાં આવળની પેઠે સળીપર આવેલાં હોય છે. નવાં પાન અને ફૂલ ઉન્હાળાની આખરે આવે છે, તે વખતે એ વૃક્ષ ઘણું સુંદર દેખાય છે. ફૂલ ધોળાં, પીળાં ને રાતાં એવાં મિશ્ર રંગનાં કંઇ અજાયબ જેવી બનાવટનાં અતિ સુશોભિત હોય છે. ખરેખર એનાં ફૂલો **આઇગ્લાસ**માં જોવા લાયક છે. એની **શીંગો** અથવા **કાતરા** ( ફલ ) લાંબા, રતાસલેતા ભૂરા રંગના હોય છે. તે ફાગણ, ચૈત્રમાં પાકે છે.

**મૂળ**–ઝાડ અને જમીનનાં પ્રમાણમાં ઉંડાં ને લાંબાં ગયેલાં હોય છે. તેમાંથી કેટલાએક ફાંટાઓ નીકળી ચોતરફ ફેલાયલા હોય છે. જાડા ફાંટાઓમાંથી બારીક તંતુઓ જેવા ફાંટાઓ પણ સંખ્યાબંધ નીકળેલા હોય છે. એના મૂળના ફાંટાઓ કોઇ કોઇવાર ૧૦૦ ફીટથી વિશેષ લાંબા ગયેલા હોય છે, તે ઘણા મજબૂત હોય છે. મૂળની છાલપરની ફોતરી કાળાસલેતા રંગની હોય છે. તેથી અંદરછાલ રાતા રંગની હોય છે. છાલ મજબૂત રેસાવાળી ને ચીવટ હોય છે. લાકડું સફેદ હોય છે. વાસ ખાટી અને સ્વાદ ખટાસલેતો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–આંબલીના વૃક્ષનું થડ ઘણુંજ જાડું અને સીધું હોય છે. તેને તળિયે તેના મૂળના જાડા ફાંટાઓ જમીનમાં ગએલાનો કેટલોક ભાગ ઉપરજ દેખાતો હોય છે. ત્યારે એના થડનો દેખાવ તળિયે ઘણો અજાયબ જેવો થઈ રહેલો હોય છે. થડપરની છાલની ફોતરી ઘણી જાડી, ખડબચડી, ભૂરા કે કાળા રંગની, ને તેપર ઉંડા ચીરા પડેલા હોય છે. તેની અંદર એ વૃક્ષની છાલ રતાસલેતા રંગની, રસભરી, ચીવટ અને રેસાવાળી હોય છે. થડનું લાકડું ધોળા કે પીળાસલેતા ધોળા રંગનું ઘણું મજબૂત હોય છે, તેનીવચ્ચે રાતો કે કાળો સાર ( heart wood ) હોય છે. શાખાઓ ઘણી લાંબી ગએલી હોય છે. કોમળ શાખાઓ નરમ, નીચી નમતી, વાયે ડોલતી, તોપણ તે ઘણી મજબૂત હોય છે. કોમળ શાખાઓપર ભૂરા કે સફેદ રંગનાં દાણાદાર છાંટણાં હોય છે. અતિકોમળ અથવા નવીન શાખાઓ લીલા રંગની, લીસી, ચળકતી ને તેપર સફેદ સૂક્ષ્મ છાંટણાં અને વાળની આછી રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે એકભગ્ન અને ૩ થી ૫ કે ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૧¾ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનની મુખ્ય ડીટડી લીસી, ચળકતી અને પાનના ભારથી થડમાં વાંકી વળતી હોય છે. તેને ટેરવે વચલું પાન હોતું નથી, પણ ભૂરા રંગની સૂક્ષ્મ અણી હોય છે. એ મુખ્ય ડીટડીપર ૨૦ થી ૪૦ નાહાનાં પાન ( દલ કે પર્ણ–leaflets )ની જરા છેટે છેટે ૧૦ થી ૨૦ જોડીઓ આવેલી હોય છે. એ નાહાનાં પાનને પણ સૂક્ષ્મ ડીટડી હોય છે, અને તે ડીટરડી પાસે પાનની એક કોર બીજી કરતાં જરા ટુંકી અને પોહોળી હોય છે. એ પાન ¾ ઇંચથી લગભગ ૧ ઇંચ લાંબાં, અને ½ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો, ને નીચેનીનો ઘણો ફીકો હોય છે. તેની બન્ને સપાટી લીસી હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં અથવા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાન જરા જાડાં હોય છે, તેમાં ઉપરની સપાટીપર નસો સ્પષ્ટ દેખાતી નથી પણ નીચેની સપાટીપર લીલા રંગની નસો દેખાય છે. પાનને ચોળવાથી તેની વાસ ખટાસલેતી ઉગ્ર અને ચાવવાથી સ્વાદ ચીકાસલેતો ખાટો ને તૂરો લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી સળી ૨ થી ૬ ઇંચ લાંબી અને લીંબડાની સળી જેવી અથવા તેથી પાતળી નીકળેલી હોય છે. તે નરમ હોય છે, તેથી

તે ફૂલોના ભારથી નીચી ઝુકી રહેલી હોય છે. તે લીસી ચળકતી પીળાસલેતા લીલા રંગની હોય છે. તેનાપર જરા છેટે છેટે થોડાં સૂક્ષ્મ ફૂલો ઘણુંકરી આંતરે આવેલાં હોય છે. ફૂલની ડીટડી $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ લાંબી, પુષ્પ ધારણ કરનારી સળીથી પાતળી, લીસી, પીળાસલેતા રંગની ને પુ૦ બા૦ કોષની સાથે સાંધાથી જોડાયલી હોય છે. એ સાંધા પાસે ડીટડીનું મથાળું જરા જાડું થયેલું હોય છે. ડીડડીને મથાળે હોડીના ઘાટનું પુષ્પપત્ર આવેલું હોય છે, જેમાં ફૂલની કળી ઢંકાયલી હોય છે. એ પત્ર પીળાસલેતા રાતા રંગનું હોય છે, તેની કોરપર સફેદ બારીક વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલ ઉઘડયા ટાણે એ પુષ્પપત્ર ખરી જાય છે. ફૂલનો વ્યાસ બહુધા ૧ ઇંચ જેટલો અને વાસ સેહેજ મધુરી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેના ૩ પત્રના દાંતા ભલ્લાકૃતિના લાંબા જૂદા અને બે જોડાયેલા હોય છે. પુ૦ બા૦ કોષનો રંગ પ્રથમ ધોળો અને પછી પીળાસલેતો ધોળો થઇ જાય છે. ફૂલ ઉઘડયા પછી પુ૦ બા૦ કોષનાં પત્રો પાછળ વળી જાય છે. તેના દરેક ઝીણા ત્રણ દાંતાની પાછળ ૧ થી ૩ ઉભી નસો હોય છે, અને બે દાંતા જોડાઇને થયેલા એક પોહોળા દાંતાની પાછળ તેથી બમણી નસો હોય છે. પત્રો લીસાં, ને જરા જાડાં હોય છે, તે ૩ થી ૫ લાઇન લાંબાં, અને ૧ થી ૧$\frac{1}{2}$ કે ૨ લાઇન પોહોળાં હોય છે. તે ફૂલની પાંખડીથી આંતરે આવેલાં હોય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તેમાં ૩ લાંબી ને બે ઘણી ટુંકી કેવળ દોરા જેવી થઇ ગએલી હોય છે. લાંબી ત્રણ પાંખડીની ભોંય પીળી હોય છે, ને તેમાં રાતા રંગની ટીસીઓ આવેલી હોય છે, જેથી તે ઘણી સુંદર દેખાય છે. એ ત્રણ લાંબી પાંખડીઓમાંની ૨ બાજુએ ને ૧ વચમાં હોય છે. બાજુની બે પાંખડીઓ પોહોળી હોય છે, ને વચમાંની ૧ તેથી જરા ટુંકી, સાંકડી અને મથાળે નાગફણ જેવી થયેલી હોય છે, તેને ટેરવે સફેદ વાળની ગુચ્છી હોય છે. એ ત્રણે પાંખડીઓની કોરપર સૂક્ષ્મ કાંગરી જેવી ઝાલર હોય છે. પાંખડી પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી, પોહોળી, અને પાતળી હોય છે.

**પુંકેસરો**–૭ કે દશ હોય છે, તેમાં ૩ વધેલાં ને પૂર્ણસ્થિતિયે આવેલાં હોય છે, અને બાકીનાં કેવળ સળી જેવાં ઘણુંજ ટુંકાં અપૂર્ણ રહી ગયેલાં હોય છે. ૩ મ્હોટાં અથવા પૂર્ણ પુંકેસરો અધવચ સુધી એક બીજાં સાથે જોડાયલાં ને તેથી ઉપર છૂટાં હોય છે. તે વચલી પાંખડી તરફ અંદર બાજુ વાંકાં વળેલાં હોય છે; તેના તંતુ પીળાસલેતા રંગના ને લીસા હોય છે. તે વખતે પાછળથી પીળાસલેતા ભૂરા કે રાતા થઇ જાય છે. પરાગકોષ રતાસલેતા રંગના અધવચથી તંતુપર ધરાયલા (versatile) હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલો, લીસો, ચળકતો, તળિયે ધોળાવાળની રૂંછાળવાળો હોય છે. નલિકા લીલા રંગની, પુંકેસરોથી જરા લાંબી, વાંકવળતી, સૂક્ષ્મ બારીક રૂંછાળવાળી ને ટેરવે સૂક્ષ્મ લીસાં મુખવાળી હોય છે.

**શીંગ** કે **કાતરા**–(ફ્લ)–આંબલીની શીંગ કે કાતરા રતાસલેતા ભૂરા રંગના થાય છે. તે ઝાડપર નીચા ઝુકી રહેલા ઝુલતા હોય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબા ને $\frac{3}{4}$ થી ૧$\frac{1}{2}$ ઇંચ પોહોળા હોય છે. તે એક બાજુ જરા વાંકવળતા, અને એનાં બન્ને પાસાં સેહેજ દબાયલાં હોય છે. તે ડીટડી પાસે જરા વાંકવળતા ને સાંકડા હોય છે. ને ટેરવે ગોળાસલેતા ને સૂક્ષ્મ અણીવાળા હોય છે. કાતરાઉપરની છાલ પોચી ને બટકણી હોય છે, તે કાતરા તદન પાકી ગયા પછી તેની અંદરના ખજુર જેવા ગળપરથી જૂદી પડી જાય છે. ને તેને દાબતાં તે ગમે ત્યાંથી બટકી ભાંગી જાય છે. એ ઉપરની છાલને કાઢી નાંખી જોતાં તે અંદરથી તદન સુકી દેખાય છે. કાતરાની અંદરનો ગળ એક નીચે અને અક્રેક બન્ને બાજુએ એમ ત્રણ ઉભી નસોથી બંધાયલો કે પકડાયલો હોય છે. ગળ સ્વાદાર, રતાસલેતા રંગનો હોય છે. તેની વાસ ખજુર જેવી અને સ્વાદ મીઠાસલેતો ખાટો ને તૂરો હોય છે. એ ગળની અંદર પાતળી ચીવટ ને લીસી છાલ હોય છે, જેની અંદર બીજ આવેલાં હોય છે. આંબલીના એક કાતરા અથવા ફ્લમાં ૩ થી ૧૦ શેક બીજ હોય છે.

**બીજ**–ઘણાં લીસાં ને ચળકતાં હોય છે, તેનાં બન્ને પાસાં દબાયલાં હોય છે. તે $\frac{1}{2}$ ઇંચ કે તેથી જરા લાંબાં અને સેહેજ ઓછાં પોહોળાં હોય છે. અને કોઇવાર તે લંબાઇ પોહોળાઇમાં સરખાં એટલે ચોરસ હોય છે. તે એક છેડે જરા સાંકડાંથતાં હોય છે, તેની કોરપર એક કાળો ને ભૂરો ચાંડલો હોય છે. બીજનો રંગ કાળાસ કે રતાસલેતો ભૂરો હોય છે. બીને બન્ને પાસે વચ્ચોવચ ઘણુંકરી બીના જ આકારને મળતાં કુંડાળાં હોય છે. એ કુંડાળાંની અંદર બીજ વિશેષ ઘેરા રંગનાં હોય છે. બીજ ઘણાં કઠણ હોય છે, તેને ભાંગતાં અંદરથી પીળાસલેતું કે સફેદ દલ કે દાળીઓ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ—સર્વાંગ.**

**૫–ગુણદોષ**–સારક, પાચક, પિત્તહર, ઉપલેપક અને ગ્રાહી.

૬–**ઉપયોગ**–આંબલીનાં મૂળની લાકડી ઘણી ચીવટ અને સારી થાય છે. તેમજ આંબલીનાં મૂળનું લાકડું વાળીને ખુરશી, બાંક વગેરેની કમાન કરવાના કામમાં લઇ શકાય છે. આંબલીનાં ઝાડનાં મૂળનો સાર કાળો હોય છે, તેની શીસમ જેવી લાકડી બનાવી શકાય છે. આંબલીનું મૂળ મરીની સાથે ઘસીને સંગ્રહણીમાં મધમાં નાંખી ચટાડે છે. આંબલીનાં પાન રંગ કરવાના કામમાં આવે છે. આંબલીનાં પાન આવળનાં પાન સાથે વાટી તેનો લેપ મરડ કે ગુમધા અને હાડકચર ઉપર કરવામાં આવે છે. આંબલીનાં પાન સીંધાલુણ સાથે વાટી તેને ગરમ કરી સંધિવાના સોજા અને ઝલાઇ ગયેલા સાંધા ઉપર ચોપડવામાં આવે છે. આંબલીનાં પાનને પાણીમાં સારી પેઠે બાફીને તેની પોટીસ આંખના સોજા ઉપર મુકાય છે. આંબલીનાં કોમળ પાનનું કેટલાક લોકો શાક કરે છે, તેમ તે કઢીમાં પણ નાખે છે. આંબલીનાં પાનનો કાઢો નહિ રૂઝાતાં ચાંદાં ધોવામાં વપરાય છે. આંબલીનાં પાનનો રસ સાકર સાથે મેળવી સંગ્રહણીમાં અપાય છે. આંબલીનાં પાન ચારાની તંગી વખતે બકરાં ગાડરાં (ઘેટાં) અને બીજાં ઢોરો ખાય છે. સાંઢીઆ સારી મોસમમાં પણ આંબલીનો ચારો ખાય છે. આંબલીનાં ફૂલનો રસ હરસ ઉપર ખાવાને અપાય છે. ફૂલને સારી પેઠે પાણીમાં બાફીને તેની પોટીસ આંખના સોજાપર મુકાય છે. આંબલીનાં **ફૂલને** પણ **આંબલી** કહે છે. અને તેનાં બીજને **કચીકા, કચુકા** કે **કાચકા** કહે છે. આંબલીનાં બી અથવા **કચીકા** કે **કચુકાની** ઉપરની છાલ બાળી તેની રાખ મધ સાથે પિત્તવિકાર ઉપર અપાય છે. આંબલીનાં બીજ પાણીમાં ઘસીને વાળા અને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. તેમજ તેનાં બીજની અંદરના દાળીઆનો લેપ ચાંદાં અને ગુંબડાં ઉપર કરવામાં આવે છે. આંબલીનાં બીમાંથી તેલ નીકળી શકે છે. તે તેલ દીવા બાળવાના તેમજ વારનિશ કરવાના કામમાં વપરાય છે એમ કહે છે. આંબલીના કચુકા ઉપરથી છાલ કાઢી નાંખી તેની અંદરના દાળિયાની બારીક ભુકી કરી સંગ્રહણી અને ઝાડા ઉપર અપાય છે. પાકેલી આંબલીનો ગળ હમેશાંની કબજીયતમાં, પિત્તવિકારમાં અને ધંતુરા અગર દારૂનો નીશો ચડયો હોય તો તે ઉતારવા માટે ખવરાવાય છે. પિત્તની ઉલટી ઉપર આંબલીના ગળનું પાણી આપવાથી તે બંધ થાય છે. પાકી આંબલીનો ગળ ચટણી, દાળ, શાક, અને અથાણામાં વપરાય છે. પાકી આંબલીના ગળનો **શરબત** બનાવી પિત્તવિકારમાં અને ઉન્હાળામાં ટાઢક તરીકે પીવાય છે. આંબલીનો ગળ ઓસડના કામમાં, જેમ જુનો અર્થાત્ ઘણા લાંબા વખતનો હોય તેમ તે વધારે સારો ગણવામાં આવે છે. આંબલીની છાલ પાણીમાં વાટીને ગડગુંબડાં અને બરલની ગાંઠ તેમજ ઝેરી જનાવરોના કરડ કે ડંખ ઉપર ચોપડવામાં આવે છે. કાચી તેમજ પાકી આંબલી કેટલાક લોકો મેવા તરીકે ખાય છે. તદન કાચી આંબલીની ચટણી બનાવવામાં આવે છે, તે પાચક ગણાય છે. સોની લોકો ઘરેણાં અને કંસારા વાસણો સાફ કરવામાં આંબલી વાપરે છે. આંબલીના વૃક્ષની છાયા મુખ્યત્વે કરીને ચોમાસે અને રાતની વખતે ઘણી નિષિદ્ધ ગણવામાં આવે છે. એની નીચે ઘણો વખત રહેવાથી શરીર સુસ્ત થાય છે, અને ઝલાઇ જાય છે, તોપણ ગરમીની મોસમમાં જ્યાં બીજાં છાંયડાનાં ઝાડો આજુબાજુ હોતાં નથી, ત્યાં આંબલીનાં વૃક્ષની છાયા નીચે લોકો ઘણી ખુશીથી બેસી બે ઘડી આરામ લે છે. આંબલીનાં પાકાં લાકડાનો સાર (heart-wood) કાળો હોય છે. પણ તેની આજુબાજુનાં સફેદ લાકડાં (alburnum) ને જલદીથી જીવાત લાગે છે. ધાતુ વગેરે ગાળવામાં જ્યાં સખ્ત તાપ જોઇતો હોય તેવી જગાએ આંબલીનાં લાકડાનું બળતણ પસંદ કરવામાં આવે છે. આંબલીનું લાકડું ઘણું ભારી અને તે તરત સડી જાય તેવું હોવાથી તે ઘર કામના ઉપયોગમાં વિશેષ આવતું નથી, પણ ખેતીના સાધારણ ઓજારોના હાથા, ચોખા છડવાનાં સાંબેલાં, તેલ પીલવાની ઘાણી આદિ તેના લાકડાંમાંથી બનાવવામાં આવે છે. એનાં લાકડાંના કોલસામાંથી બંદુકનો દારૂ બનાવવામાં આવે છે. આંબલીનાં ફૂલનું શાક અને ચટણી બનાવવામાં આવે છે, તેમ તે કઢીમાં પણ વપરાય છે.

આંબલીનાં ઝાડ જો ઘણી સારી જમીનમાં તે પુરેપુરા વિસ્તારનાં ઉગેલાં હોય તો ૭૦ થી ૮૦ ફીટ લાંબા અને તેના થડનો ઘેરાવો લગભગ ૧૫ થી ૨૫ ફીટનો હોય જે. એનાં થડમાં ઘણીવાર પોલ પડે છે. તે એટલે સુધી કે તેની અંદરનું વચલું લાકડું ખવાઇ જઇ તે એક નાહાની ઓરડી જેવું થઇ રહે છે, જેમાં ઘણીવાર જનાવરો અને ગરીબ માણસો રહે છે.

તેનાં બીને **આંબલીઆ** પણ કહે છે. કેટલાક લોકો તેને શેકીને અગર એમને એમ સોપારીને બદલે ખાય છે. તેને શેકવાથી તેમાં કેટલીક ચીકાસ આવે છે. અને તેને પથ્થર ઉપર પાણીસાથે ઘસી ગુંદને બદલે કાગળ ચોટાડવાને માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

બનાવટઃ–૧–અમ્લિકાપાનક, અમ્લિકામંથ.

૧–અમ્લિકાપાનક–થોડાક આંબલીનો ગર લઈ પાણીમાં ચોળવો પછી તે કપડેથી ગાળી લઇ તેની અંદર મરી, સાકર, લવાંગ, એલચી અને કપુર નાંખવાં.

૨–અમ્લિકામંથ–ખજુર, દ્રાક્ષ, આંબલી, દાડમનાં બી, ફાલસાનાં ફળ, અને પાકેલાં આંવળાં દરેક તોલો તોલો લઈ તેમને ભેગાં કરી ખાંડવાં અને ૩૨ તોલા પાણીમાં નાંખી હલાવવાં.

ગુણ–સારક, રૂચિકર અને પિત્તશામક.

પિત્તના પ્રકોપને લીધે ઉલટી થતી હોય તો તેનું **મંથ** તથા **પાનક** લેવાથી બેસી જાય છે. આંબલીનાં છોડીઆંની રાખ પ્રમેહમાં પેશાબની બળતરા વગેરે ઉપર સારી કામ લાગેછે. શંખવટીની અંદર આંબલીની છાલની રાખ આવે છે. તેનો ગુણ દીપન પાચન છે.

**આંબલીના ઉપયોગ સામે ચેતવણી:**–કાચી આંબલી કદી પણ ખાવી નહી, અને પાકી આંબલી પણ જેને માફક આવે તેણેજ ખાવી. પાકલ આંબલીમાંથી કચુકા કાઢી તેના ગરની સાથે તેથી દસમા ભાગનું મીઠું નાંખી પછી તેને ઉપયોગમાં લેવી. આંબલી ખાવી માફક આવે છે એમ દરદી ખાત્રી આપતો હોય તો જ આંબલી આપવી, નહિતર વખતે તે ઉલટી વિકૃતિ કરે છે. સાજા માણસના પણ આંબલી ખાવાથી દાંત અંબાઈ જાય છે, જડબું દુખે છે, માથું ચડી આવે છે અને વખતે સપ્ત જ્વર આવી જાય છે. કેટલીક વખતે તેથી ઉધરસ, સસણી, દમ વીગેરે ઉપડી આવે છે. જે માણસની કફપ્રકૃતિ હોય તેણે તો આંબલી વાપરવી જ નહિ. જ્વરવાળા દરદીને તેમજ રૂતુસ્નાતા સ્ત્રીને આંબલી ખાવાથી કેટલીક વખતે આંચકી ઉપડી આવવાની ભીતી રહે છે.

**આંબલીની ઝેરી અસરનો ઉપાય**–જો દાંત અંબાઈગયા હોય તો મીઠું ચવરાવવું. જડબું અથવા માથું દુખીઆવે ત્યારે તજ, લવીંગ, સુંઠ, અજમા વિગેરેનો ગરમ લેપ ચોપડવો, તાવ સંસણીને માટે સ્વેદળ ને જ્વરઘ્ન દવાઓ વાપરવી. મરી, સુંઠ, પીંપર, ઉકાળીને પાવાં, સુદર્શન ચૂર્ણ આપવું, આંચકીને માટે આંચકીના યોગ્ય ઉપાય કરવા, દમને માટે ઉલટીની દવા આપવી.

**માત્રા**–અમ્લિકાપાનકની મરજી મુજબ; અમ્લિકામન્થ ૫ તોલા." ( ડા. વી. ગ્રી. ).

"ભીંલામું ઉડયું હોયતો આંબલીનાં પાનનો રસ ચોપડવાથી તે શાંત થાય છે." (વૈ. શા. મ. ગો. )

"આંબલીનાં પાનના રસમાં લવીંગ, ફટકી, અફીણ નાંખી ગરમ કરી આંખ્ય ઉપર ચોપડવાથી આંખ્ય મટે છે." ( વૈ૦ રૂગનાથજી. )

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં આંબલીનાં ઝાડ બરડા ડુંગરમાં હડીઆ, માલેક, કાળા અને ગેલનસર ડુંગરના પડધારાપર ઉગે છે. તોપણ પ્રાંસીઆ તલાવની આજુબાજુ તે ઘણાં ઉગેલાં જોવામાં આવે છે. માધુપુરના મધુવનમાં, રાણાવાવના દરબારી બાગમાં, અને પોરબંદર તલપતના રાજવાડી બાગમાં આંબલીનાં ઝાડ ઘણાં ઉંચાં અને વિસ્તારવાળાં થાય છે. એ હિ૦ ના ઘણાખરા ભાગોમાં હાલ જોવામાં આવે છે.

**૮–વિ૦ વિવેચન**–આંબલીનાં વૃક્ષનું આયુષ ઘણું લાંબું હોય છે. તેમજ આંબલીનું ઝાડ ચીકણું અને ઘણું મજબૂત હોય છે. તેથી તે વરસાદ અને તોફાન વગેરેના ઝપાટાથી જલદી તુટી કે પડી જતું નથી. માટે આ સ્વસ્થાનમાં તેમજ કાઠીઆવાડના બીજા ભાગોમાં પણ જ્યાં જ્યાં જુનાં મંદીરો, મુકામો, જુની વાવો, જુનાં તળાવો, જુનાં ખંડીયરો આદિ જુનાં સ્થાનો હોય છે ત્યાં તેની પાસે બીજાં ઝાડો કરતાં આંબલીનાં ઝાડો વિશેષ જોવામાં આવે છે. આંબલીનાં વૃક્ષો મ્હોટાં વિસ્તારવાળાં જ્યાં થાય છે ત્યાં બીજાં ઝાડો તેની આજુબાજુ નાહનાં રહી જાય છે અથવા ત્યાંથી ઘસાઇ જાય છે, તેથી કેટલીક જગોએ આંબલીનાં વૃક્ષોના કુંજના કુંજ જોવામાં આવે છે. આ ઉપરથી કવિયોએ કોઇ કોઇ વાર આંબલીનાં વૃક્ષને રાજાની ઉપમા આપેલી છે. આંબલીનાં વૃક્ષો ઉંચાં અને મ્હોટાં થાય છે. પણ તેનાં પાન ઘણાં નાહાનાં હોય છે. અને તેનાં ફલ પણ વાંકાં અને ખાટાં હોવાને લીધે **ખાન** નામના કવિયે તેને નીચે પ્રમાણે ઉપમા આપી છે:—

**"अति उतंग द्रुमचिंचानि । पासबान लघुपत्र ॥**
**तो फल वांको खाटो अति । कहेजु खांन विचित्र" १**

સાર–રાજા મ્હોટા મનનો હોય, પણ તેના પાસવાન અર્થાત્ સલાહકાર નહાના ( મનના ) હોય તો પરિણામ સારૂં આવે નહિ. એથી વરિદ્ધ એજ કવિયે કહ્યું છે કે:—

**"कदलि थल लघु होत है । पासवान वड पान ॥**
**तो फल मिठो मोटो अति । कहै सुकविकुलखान" २**

સાર-કેળનો થાંભલો નાહનો થાય છે, પણ તેનાં પાસવાન અર્થાત પાન મ્હોટાં હોય છે, તો તેનાં ફલ પણ મીઠાં અને મ્હોટાં થાય છે. તેમજ જો સાધારણ રાજા પાસે પણ તેના પાસવાનો મ્હોટા મનવાળા હોય તો દરેક કાર્યનું પરિણામ સારૂં આવે છે.

આંબલીનાં ઝાડને અને તેનાં ફલ અર્થાત્ કાતરાને પણ આંબલી કહે છે–માટે કવિ શામળભટ્ટે તે વિષે એક રમુજી કવિતા કરીને કહ્યું છે કે:—

"મા દીકરીનું નામ અકલથી જાણ્યું એકે,
ઘર ઘર તેનું કામ નિત્ય નિત્ય પર નેકે;
માતો ( આંબલીનું ઝાડ ) ઠામની ઠામ એકે તસુ નવ ચાલે,
દીકરી ( આંબલીનું ફલ અથવા કાતરો ) ગામોગામ મોજ ઘણેરી માલે;
તે દીકરીનો દીકરો ( બીજ અથવા કાચેકો ) તે માતા કેરો તાત છે,
કવિ શામળ કહે શાણા સમજજો વિશ્વ વિષે વિખ્યાત છે."

આંબલીનાં ઝાડમાં ડાકણનો વાસો મનાય છે. નાસિક તરફના ગામડીઆ લોકો એમ માને છે કે, સુવાવડવાળી સ્ત્રી નાહાનું છોકરૂં મેલી મરણ પામે તો તેનો આત્મા આંબલીના વૃક્ષમાં રહે છે.

આ સ્વસ્થાનનાં રક્ષિત જંગલો શિવાયની કોઈની માલીકીની હદ ન હોય તેવી જમીનમાં ઉગેલાં આંબલીનાં ઝાડોમાંથી **રબારી** અને બીજા ગરીબ લોકો આંબલી ઉતારી પોરબંદરની **બજારમાં** વેંચી પોતાનું ગુજરાન ચલાવે છે.

દુકાળની વખતે આંબલીના કચુકા અથવા બીજ બાફીને કે તેનો લોટ કરીને ગરીબ લોકો ખાય છે.

આંબલી સંસ્કૃત **અમ્લિકા** ઉપરથી અને ચિંચ સંસ્કૃત **ચિંચા** ઉપરથી નીકળેલું લાગે છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૨૩.

**૧–શાસ્ત્રીયનામ**–Bauhinia tomentosa.

દૃષ્ટાન્ત–H. II. p. 275; Watt. I. p. 423; રૂ. નિ. પા. ૮૭.

**૨–દેશીનામ**–ચંપો (પો૦); પીળો આસોંદરો (ગુ૦); पिवळाकंचन (મ૦); कंचन, कचनार (हिं०); पीतकंचन (સં૦)

**૩ વર્ણન**–આ ચંપાનાં ઝાડ ૧૦ થી ૧૫ રેક ફીટ ઉંચાં થાય છે. એની કોમળ શાખાઓ ઉપર તપખીરીઆ રંગના વાળની રૂંવાટી હોય છે. તેથી તે તપખીરીઆ રંગની દેખાય છે. પાન બબે ભેળાં, મથાળે છૂટાં, ગોળાઈલેતાં ને પછવાડે ઉભી નસોવાળાં હોય છે. એને શાખાઓને છેડે પાનના ખૂણામાંથી ગંધકી રંગનાં પીળાં મ્હોટાં ફૂલો આવે છે. અને લાંબી ચપટી ચમેડની શીંગોના આકારની શીંગો (ફલ) આવે છે. એમાં ચોમાસે ફૂલ હોય છે ત્યારે એ ઝાડવાંનો દેખાવ અત્યંત સુંદર લાગે છે. એ ખરેખર એક બાગમાં વાવવા જેવું ઝાડ છે. એનાં ફૂલના રંગ અને કળીનાં હિંદુસ્થાની રસિક કવિયોએ વારે ઘડીએ વખાણ કરેલાં છે. અને તેની ઉપમા બીજી ઘણી સુંદર વસ્તુઓ ને આપેલી છે. ("કચનાર ફૂલસો સોભત હૈ તન, પીન મહા અતિ ઝીન પટા;")–વગેરે.

**મૂળ**–જમીનમાં લાંબાં ગએલાં હોય છે. તેમાંથી કેટલાએક જાડા, અને રેસા જેવા પાતળા પણ ફાંટાઓ નીકળેલા હોય છે. તેપરની છાલ ખડબચડી, જરા જાડી, કાળા કે ભૂરાસલેતા રંગની હોય છે. અંતરછાલ મજબુત રેસાવાળી અને તે ઉચેડી હોય તો સળંગ ઉચડી શકે છે. વાસ સુવાસિત, સ્વાદ તૂરો ને પાછળથી જરા ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી અથવા થડ હાથની બાજુ જેવું જાડું થાય છે. થડ તેમજ જાડી અને પાકી શાખાઓની છાલ ભૂરા રંગની, ચળકતી, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેપર ફીકા ધોળા કે ભૂરા રંગનાં છાંટણાં હોય છે. એથી અંદરની છાલ લીલા રંગની ને તેથી અંદર પીળાસલેતા ધોળા રંગની હોય છે. તે ઘણી મજબૂત રેસાવાળી હોય છે. એનું લાકડું પીળાસલેતા ધોળા રંગનું ને ઘણું મજબૂત હોય છે. છાલની વાસ જરા ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તૂરો ને પાછળથી જરા દાહક અને ચીરપરો લાગે છે. કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર તપખીરીઆ વાળની રૂંવાટી અને ઉભી હાંસો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની ડીટડી સળી જેવી પાતળી અને ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. તેનાં મથાળાં ઉપરથી નીકળી પાનમાં ૭ થી ૯ નસો ઉભી ગએલી હોય છે, તે પાનની પાછળની સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની ઉપરની સપાટી લીસી ને નીચેની સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે. પાન ૧ થી ૨ ઇંચ લાંબાં ને ઘણુંકરી તેટલાં જ પોહોળાં અથવા ૧ થી ૩ ઇંચ લાંબાં અને ૨½ કે ૩ ઇંચથી પણ થોડાં વિશેષ પોહોળાં હોય છે. પાન વખતે ઉપરની સપાટીએ પીળાસલેતાં લીલાં અને નીચેનીએ ફીકાં લીલાં અથવા દરિયાઈ રંગનાં હોય છે. કોમળ પાનપર તપખીરીઆ રંગની ગીચ રૂંવાટી હોય છે. પાન આસુંદ્રાનાં પાન કરતાં જરા પાતળાં હોય છે. પાનની વાસ મીઠા લીંબડા અર્થાત્ કઢીનીંબ જેવી અને સ્વાદ ખટાસલેતો તૂરો હોય છે. પાનની ડીટડીના થડમાં બન્ને બાજુ અક્કેક ઉપપાન હોય છે.

**ફૂલ**–ની ડીટડીપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પુષ્પપત્ર લાંબાં ૨ હોય છે. પુ૦ બા૦ કોષ ¾ ઇંચ લાંબો અને ગીચ રૂંવાટીથી ભરાયલો હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૧½ થી ૨ ઇંચ લાબી હોય છે.

**શીંગ**–(ફલ)-ચપટી, બન્ને છેડે જરા અણીયતી હોય છે. તે ૪ થી ૫ ઇંચ લાંબી, અને ½ ઇંચથી ૫ લાઇન પોહોળી હોય છે. શીંગની નીચે આસરે ½ ઇંચ લાંબી ડીટી હોય છે. શીંગ ફીકા પીળાસલેતા લીલા રંગની ને સુકાય છે ત્યારે ભૂરા રંગની થઈ જાય છે. તેનાપર તપખીરીઆ રંગના વાળની રૂંવાટી હોય છે, તેથી તેનાપર આંગળી ફેરવતાં તે મખમલ જેવી સુંવાળી લાગે છે. રૂંવાટી જાતે દહાડે શીંગપરથી ઓછી થઇ જાય છે. શીંગમાં ૬ થી ૧૨ બીજ હોય છે. શીંગની સુગંધ બરાબર કઢીનીંબ જેવી હોય છે. શીંગો સુકાય છે ત્યારે તે મરડાઈને બન્ને શીવણપરથી ચીરાય છે. ને તેમાંથી બીજ બહાર ખરી જાય છે.

**બીજ**–ગોળાઇલેતાં જરા ચપટાં, ચળકતાં, લીસાં અને લીલાસલેતા ભૂરા રંગનાં હોય છે. તેનો વ્યાસ ½ ઇંચ કે તેથી કંઇક વધારે હોય છે. તેને એક છેડે સૂક્ષ્મ ખાંચ હોય છે. બી ઘણાં કડ્ણ હોય છે. તેની અંદરથી ધોળો ને વચમાંથી પીળાસલેતો દાળીઓ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**પ–ગુણદોષ**–ગ્રાહી, તથા શોથ, જ્વર, પિત્ત અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–ચંપાનું મૂળ પાણીમાં ઘસીને સાંધવા અને રસવિકારના સોજા ઉપર ચોપડવામાં આવે છે. ચંપાનાં પાન અને છાલનો ઉકાળો બરડાના રબારી લોકો ઢોરને શીળી નીકળી હોય તો તેપર છાસની સાથે પાય છે. ચંપાનાં ફૂલની કળી સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે. ચંપાનાં ફૂલ મહાદેવ અને દુર્ગાને ચડાવવામાં આવે છે. ચંપાનાં બીજપરનાં છોતરાં કાઢી તેની અંદરના દાળીઆને પાણીમાં વાટી તેનો લેપ ગડ, ગુંમડાં, ચાંદાં, ભાઠાં, મરડ અને હાડકચર ઉપર પણ કરવામાં આવે છે. ચંપાનાં મૂળની છાલનો કાઢો સંગ્રહણી ને ઝાડા ઉપર અપાય છે. ચંપાની છાલમાંથી રેસા નીકળે છે. તેની દોરી બનાવવામાં આવે છે. ચંપાનું લાકડું ઘણું મજબૂત હોય છે, તેનું રબારી લોકો પોતાના રહેવાના કુબાનું વરણ કરે છે. એનાં ફૂલની સુકી અને તાજી કળી સંગ્રહણીપર અપાય છે, એમ કહે છે. કલેજાનાં દરદમાં એનાં મૂળની છાલનો કાઢો ઉપયોગી છે, એમ પણ કહેવાય છે. ચંપાની છાલનો ઉકાળો મોઢું પાકયું હોય તો કોગળા કરવા માટે અને નહિ રૂઝાતાં ચાંદાં અને ગડ ગુંમડાં ધોવા માટે વપરાય છે.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં ચંપા અથવા પીળા આસુંદ્રાનાં ઝાડ **હડિયા** જંગલમાં ચારણુંવાળા નેસની પાસે અને ગોઢાણાં જંગલમાં માલેકની ઝરને કાંઠે કોઇ કોઈ જોવામાં આવે છે. એ હિંના વાયવ્ય પ્રાંતથી સીલોન સુધી થાય છે.

**૮–વિ૦ વિવેચન**–આ આસુંદ્રામાં પીળાં ફૂલ આવે છે, માટે એને ચંપો કહેતા હશે. **પીતકંચન** કહેવાનું પણ એજ કારણ લાગે છે.

જુનાગઢમાં ઉન્હાળાની આખરે ઘણુંકરી ચંપાનાં પાનનું શાક કરે છે, તે અત્યંત સ્વાદિષ્ટ થાય છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૨૪.

**૧–શાસ્ત્રીયનામ**–B. racemosa.

દૃષ્ટાન્ત–H. II. p. 276; N. p. 99; Watt. I. p. 422; રૂ. નિ. પા. ૮૬.

**૨–દેશીનામ**–આસુંદ્રો ( પો૦ ) આસોંદરો, જેજવો (ગુ૦); आपटा, सोनां, (म०); असोदा, शिरहट्टा ( हिं० ); अश्मंतक, युग्मपत्र, श्वेतकांचन, वनराज (सं०)

**૩–વર્ણન**–આસુંદ્રાનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. એમાં આડી અવળી કે નીચી ઝુકતી કેટલીક નાહની શાખાઓ નીકળેલી હોય છે. પાન ઉપરના ચંપા-(નંબર ૨૨૩)નાં પાનની પેઠે બબ્બે ભેળાં જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં અને શીંગ (ફલ)લાંબી ને કડ્ણ થાય છે.

**મૂળ**–જમીનમાં ઉંડાં બેઠેલાં ને કડ્ણ હોય છે, તેપરની છાલ ભૂરા રંગની પાતળી ફોતરીવાળી અને અંતરછાલ રતાસલેતા ધોળા રંગની ને ચીવટ રેસાવાળી હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ તૂરો ને પાછળથી કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ઘણુંકરી ટુંકી અને સીધી અથવા લાંબી અને આડીઅવળી હોય છે. ડાંડી તેમજ શાખાઓ ભસ્મીવરણી હોય છે. તેની છાલ રેસાવાળી ને ઘણી મજબૂત હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર વખતે સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે બબ્બે ભેળાં વચમાંથી જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. પાનની લંબાઇ કરતાં પોહોળાઈ ઘણુંકરી જરા વધારે હોય છે. તે ૧ થી ૧½ કે ૩ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ કે ૩½ ઇંચ પહોળાં હોય છે. તેનો રંગ ફીકો લીલો બહુધા બન્ને સપાટીએ સરખો હોય છે. બન્ને સપાટી ઘણુંકરી લીસી પણ નીચેની સપાટીએ કોઇવાર સૂક્ષ્મવાળની રૂંવાટી હોય છે. ડીટડી ગોળ, જરા ચળકતી, બહુધા વાળની રૂંવાટીવાળી ½ થી ¾ કે ઇંચ લાંબી ને તે શાખા તેમજ પાનની કોરના સાંધાપાસે જરા જાડી થયેલી હોય છે.

ડીટડીને મથાળે પાનની કોરમાં ૭ થી ૯ ઉભી નસો સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની વાસ લીલા ચંપાના ફૂલ જેવી, પણ પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. અને તેમાંથી મુળાના પાનને મળતી વાસ નીકળે છે. એનો સ્વાદ તુરો ને દાંત અંબાઇ જાય તેવો ખટાસલેતો હોય છે, પણ થોડીવાર પછી તે મીઠાસલેતો લાગે છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી શાખાને છેડે અથવા પાનની સામી બાજુથી નીકળેલી હોય છે. જે ૨ થી ૬ ઇંચ લાંબી હોય છે. તેનાપર જરા છેટે છેટે એક પછી એક ચોફેર ફૂલો આવેલાં હોય છે. સળીનો રંગ લીલો હોય છે. ને તેનાપર કોઇવાર વાળની રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી ½ ઇંચ લાંબી, જરા જાડી, વાળની રૂંછાળવાળી, અને સાંધાવાળી હોય છે. ને તેના સાંધાપર ધોળી રૂંછાળનું કુંડાળું આવેલું હોય છે. ફૂલની કળીઓ લવીંગીઆં મરચાંના

આકાર જેવી, પાતળી, જરા વાંકી ને અણીદાર હોય છે. તેનાપર પુ૦બા૦ કોષ ચપ્પટ ઢંકાયલો હોય છે. પુ૦ બા૦ કોષપર વાળની આછી રૂંવાટી અને પાંખડીપર વિશેષ હોયછે.

**શીંગ**-(ફલ)-૪ થી ૮ ઇંચ કે ૧ ફૂટ લાંબી, અને ¾ થી ૧ ઇંચ પોહોળી હોય છે. તે પાકે છે ત્યારે ઘણુંકરી કાળા રંગની થઇ જાય છે. તે જરા ચપટી પણ વિશેષ ભાગે ઉપસેલી, લીસી, ને ચળકતી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તેને તળિએ ½ થી ૧½ ઇંચ લાંબી ઘણુંકરી સાંકડી ડીટી હોય છે. શીંગમાં ૮ થી ૧૨ કે ૨૦ બીજ હોય છે. શીંગ કઠ્ઠણ હોય છે. શીંગ અંદરની બાજુ વાંકવળતી હોય છે. વાસ ખાટી અને સ્વાદ ખટાસલેતો ગળ્યો ને તૂરો હોય છે.

**બીજ**-લંબગોળ, જરા ચપટાં, ૨½ થી ૩ લાઇન લાંબાં, ને ૨ થી ૨½ લાઇન પહોળાં હોય છે. તે લીસાં, ચળકતાં, ઘેરા ભૂરા કે રતાસલેતા કાળા રંગનાં હોય છે, તેનો એક છેડો જરા સાંકડોથતો સૂક્ષ્મ બુઠ્ઠી અણીવાળો, ને તે અણી ઉપરથી ભૂરાસલેતા ધોળા રંગનું ઉભું **તિલક** હોય છે, જે આઇગ્લાસમાં જોવાથી અજાયેબી સાથે સુંદર લાગે છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ

**૫-ગુણદોષ**-ગ્રાહી, તથા મૂત્રલ, શોધક, શોથ, પિત્ત અને કફઘ્ન.

**૬-ઉપયોગ**-આસુંદ્રાનાં મૂળની છાલ સંગ્રહણી ઉપર અપાય છે. આસુંદ્રાનાં સુકાં પાનની બીડી પીવાથી કફ અને દમ મટે છે. આસુંદ્રાની છાલમાંથી રેસા નીકળે છે તે દોરી, દોરડાં અને ખાટલા ભરવાનું વણ બનાવવાના કામમાં આવે છે. આસુંદ્રાની છાલનો કાઢો ગડગુંમડાં તેમજ નહિ રૂઝાતાં ચાંદાં અને ભાઠાંઓ ધોવામાં કામ આવે છે. આસુંદ્રાની છાલ અને કાચાં ફૂલ તથા શીંગો રંગના કામમાં વપરાય છે. આસુંદ્રાના ઝાડમાંથી ગુંદર નીકળે છે, તે બાવળીઆ ગુંદની જગોએ વપરાય છે. આસુંદ્રાનાં પાનમાં તમાકુ નાંખી તેની તમાકુ પીવાની બીડી વાળવામાં આવે છે. આસુંદ્રાનું લાકડું કઠ્ઠણ હોય છે, તે સાધારણ ખેડુ અને રબારી લોકોનાં ઘરમાં વરણ તરીકે કામે લાગે છે. આસુંદ્રાનાં પાન તમામ જાતનાં ઢોરો ખાય છે. ખીજડાનાં ઝાડ ન હોય ત્યાં આસુંદ્રાનાં ઝાડની વિજ્યા દશમને દહાડે પૂજા કરવામાં આવે છે. આસુંદ્રાની છાલનો ઉકાળો મોઢું પાકયું હોય તો તેના કોગળા કરવામાં આવે છે. તેથી મોઢાનો પાક બેસી જાય છે.

" લખે છે કે બ્રહ્મદેશના લોકો એનાં પાનનું અથાણું કરે છે" (વૉટ)

"આસોંદરો મૂત્રલ હોવાને લીધે પ્રમેહ, ઉનવા વગેરેમાં અપાય છે. વાયુ અને સોજામાં તેનાં મૂળીયાં મરીની સાથે વાટી પીવાથી તેમજ ચોપડવાથી ફાયદો થાય છે. તેનાં મૂળનો કાઢો કાળા મરી સાથે પીવાથી મુંઝારાની ગાંઠ ઉપર સારી અસર થાય છે, તે ઝાડો સાફ લાવે છે, અને પિત્તનો સ્રાવ કરે છે. કલેજાં ઉપર લોહીનો જમાવ થયો હોય ત્યારે પણ તે ફાયદો કરે છે. તાવની સાથે સખ્ત માથાના દુખાવાની અંદર તેના સ્વરસને મરીની સાથે કપાળ ઉપર ચોપડવાથી માથાનો દુખાવો નરમ પડે છે. ઉંદરનું ઝેર, વિચર્ચિકા તથા વાતરક્ત વીગેરે બીજા જીર્ણ ત્વક્દોષ ઉપર લોહી સુધરવા સારૂ આ દવા મરીની સાથે ચાર છ મહિના સૂધી લેવાની જરૂર છે.

માત્રા-સ્વરસની ૧ તોલો, અને છાલની ०। તોલો."
(ડા૦ વી૦ ઞી૦)

"આસુંદ્રો ક્ષય, ઝેર, લોહીનો બગાડ, મેદ અને પ્રમેહને મટાડનાર છે. હાડકું ભાંગી ગયું હોય તોપણ આસુંદ્રો તેમાં હીતકારી છે. વાયુ અને સોજામાં આસુંદ્રાનાં પાંદડા વાટી ચોપડવામાં આવે છે. (વૈ. શા. મ. ગો.)

"તેમાં શીંગો થાય છે, તે સ્વાદે તૂરી ને મધુરી છે, ટાઢી છે, વિશેષ ખવાય તો આફરો થાય, વાયુ કરે, કોઢ, ગુદભ્રંસ, ગંડમાલ, દાહ, તરસ, ઉલટી, ગળાંના રોગ, ગલગંડ, અતિસાર એ વિગેરે સર્વે રોગને મટાડે છે."
(વૈ૦ રૂગનાથજી.)

**૭-સ્થાનક**-ડુંગર અને તેની પાઉમાં આસુંદ્રાનાં ઝાડ છૂટાં છવાયાં ઉગે છે. એ પંજાબ, ગુજરાતથી સીલોન સુધી થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એની શીંગ તદન સુકાઈ જાય છે ત્યારે તેને હલાવાથી તેમાં બીજનો ઝણઝણ અવાજ થાય છે. તે ઉપરથી એને ગુજરાતીમાં જેંજવો કહે છે. અહીંના રબારી લોકો એની શીંગને ગરપાપડી કહે છે. તે ખાય છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી. )-ઉપવર્ગ ૩ જો. ગેંદ કે કલંગી જેવી પુષ્પરચનામાં ગોઠવાયલાં સૂક્ષ્મ ફૂલો.

### નંબર ૨૨૫.

**૧-શાસ્ત્રીયનામ**-Adenanthera pavonia.

દૃષ્ટાન્ત-H. II. p. 287; N. p. 101; Watt. I. p. 107.

**૨-દેશીનામ**-રાતાવાલ, રતાંજલી, (પો+ગુ૦); थोरलागुंज, वाल (म०); बरीगुंची, रक्तचंदन (हिं०).

**૩-વર્ણન**-રાતાવાલનાં ઝાડ ઘણાં ઉંચાં ને સીધાં વધે છે. એમાં નાહની નાહની પણ પાતળી ને સીધી ઘણી શાખાઓ નીકળેલી હોય છે, થડ અને જાડી

શાખાઓનો રંગ બહુધા કાળાસલેતો હોય છે. પાન લાંબાં ને **દ્વિભગ્ન** ( bipinnate ) હોય છે. પાનની મુખ્ય ડીટડી લીંબડાની સળી કરતાં જાડી, લીસી ને ચળકતી હોય છે. તેપર નાહનાં પાન ( દલ કે પર્ણ–leaflets) ની મુખ્ય ડીટડીની ૪ થી ૧૦ જોડી છેટે છેટે આવેલી હોય છે. એટલુંજ નહિ પણ દરેક જોડીમાંની ડીટડી પણ વખતે થોડી આંતરે આવેલી હોય છે. એ જોડીમાંની દરેક ડીટડી લીંબડાની સળીથી કંઇક પાતળી, ૬ થી ૮ ઇંચ લાંબી, લીસી ને ચળકતી હોય છે. પણ તેપર ઉપરના એક બાજુ ધોળા વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. એ દરેક ડીટડીપર ૧૨ થી ૧૮ દલ અથવા પર્ણ હોય છે, જે લંબગોળ, ¾ થી ૧¾ ઇંચ લાંબાં, ૧ ઇંચ પહોળાં, ઉપરની તેમજ નીચેની સપાટીએ સૂક્ષ્મ ધોળાસલેતા વાળની રૂંવાટીવાળાં, ટેરવે ગોળાઇલેતાં અને તળિએ સૂક્ષ્મ ડીટડી ને જરા વિષમ કોરવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી કલંગીઓ પત્રકોણમાંથી અને શાખાઓને છેડે આવેલી હોય છે. ફૂલ પીળાસલેતા રંગનાં હોય છે, શીંગ (ફલ) ૬ થી ૧૦ ઇંચ લાંબી, ¾ ઇંચ પહોળી, ચપટી, વાંકી, બીજ જેટલા ભાગમાં ઉપસેલી, લીસી, ચળકતી, ૧૦ થી ૧૨ બીજવાળી હોય છે. તેમાં બીજ જરા છેટે છેટે હોય છે. એની શીંગ ઝાડપર ફાટી તેનાં બન્ને પડ સુકાઇને ગુંછળાંની પેઠે વાંકાં વળી જાય છે. બીજ રાતા રંગનાં, લીસાં, ચળકતાં, વચમાં બન્ને બાજુ ચઢી આવેલાં ને કોરપર જરા પાતળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શીતળ, શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનું મૂળ તેમજ એનાં થડની છાલ પાણીમાં ઘસીને સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. એનાં લાકડાંનો રતાંજલી ઠેકાણે પાણીમાં ઘસીને ઠંડક માટે લેપ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. એનાં પાનને પાણીમાં વાટી તેનો લેપ સંધિવા અને સોજાઓ ઉપર કરવામાં આવે છે. એનાં ફૂલ અને કાચાં ફલ (શીંગ) રંગના કામમાં વપરાય છે. એનાં બીજને બારીક વાટી તેનો લેપ માથાના સખ્ત દુખાવા ઉપર તાવની ગરમીમાં તેમજ સંધિવાના સોજાઓ, ને જે સોજાઓમાં ઘણી આગ અગન બળતી હોય તેપર લગાડવામાં આવે છે. સખ્ત ગરમીમાં ફરવાથી લુ લાગી હોયતો એનું લાકડું પાણીમાં ઘસી તે માથે લગાડવામાં આવે છે, તેથી માથામાં ઠંડક થાય છે. એનું લાકડું ઘણું કઠણ અને જરા ભારી થાય છે. તે ઘરશૃંગારની ચીજો બનાવવાના કામમાં વપરાય છે. એનાં બીજ સોનું વીગેરે તોળવામાં વપરાય છે. એનું એક બીજ એક **વાલ** ગણાય અને કહેવાય છે.

**૭–સ્થાનક**–બાગ અને વાડીઓની વાડમાં રાતા વાલનાં ઝાડ કેટલીક જગોએ પોતાની મેળે ઉગતાં જોવામાં આવે છે. એ હિંના દક્ષિણ પશ્ચિમ ભાગમાં અને પૂર્વ હિમાલયમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–અહિંના કેટલાક માલીઓ એનાં ઝાડને **ચંપાનું** ઝાડ કહે છે. એનું લાકડું સહેજ સુગંધિત અને રતાસવાળું થાય છે, તેપરથી તે રતાંજલીની જગોએ વપરાય છે. માટે અહિંના લોકો એને **રતાંજલીનું** ઝાડ પણ કહે છે. પણ રતાંજલીનું ખરૂં ઝાડ **रक्तचंदन** ( pterocarpus santalinus ) છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૨૨૬.

**શાસ્ત્રીયનામ**–Prosopis spicigera.

દૃષ્ટાન્ત–H. II. p. 288; N. p. 101; Watt. VI. part. I. 340; રૂ. નિ. પા. ૪૨૨.

**૨–દેશીનામ**–ખીજડો (પો૦); કંડો, સમી (ગુ૦); शमी ( म० ); छोकर, छौंकर, समी ( हिं० ); शमी (सं०); સમરી, કંડો ( કચ્છી ).

**૩–વર્ણન**–ખીજડાનાં ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચાં અહિ જોવામાં આવે છે. એનું થડ કોઇવાર માણસની બાથમાં મુશ્કેલાઇથી આવી શકે એવું જાડું થાય છે. એમાં નાહની ને પાતળી બહુધા નીચી ઢળતી ઘણી શાખાઓ આવેલી હોય છે. કોમળ શાખાઓ ઘણી નરમ હોય છે. તે પાનને ભારે ઘણી નીચી ઝુકી રહેલી હોય છે. જે અંગ્રેજી (વીપિંગ વિલો) Weeping Willow (Salix Babylonica)ની ડાળો જેવી દેખાય છે. એનાં ઝાડો ઉપર કાંટા થાય છે. પાન સીધસરાંની પેઠે સંયુક્ત ઝીણાં હોય છે. એમાં ધોળાસલેતા પીળા રંગનાં ફૂલોની કલંગીઓ શિયાળે આવી ઉન્હાળો ઉતરતાં ઘણુંકરી શીંગો પાકી જાય છે.

**મૂળ**–ખીજડાનાં ખીલામૂળ જમીનમાં ઘણાં ઉંડાં ઉતરેલાં હોય છે. તેના ૬૦ થી ૮૬ ફીટ જમીનમાં ઉતરવાના દાખલાઓ નોંધાયલા છે. એનાં ખીલામૂળમાંથી થોડાક બીજા ફાંટાઓ નીકળે છે. તે પણ આડાઅવળા જમીનમાં સારી પેઠે ઉતરે છે. મૂળનું લાકડું કઠણ અને ધોળા રંગનું થાય છે. છાલ જરા જાડી, મજબૂત અને રેસાવાળી હોય છે. તેનો રંગ ઉપરથી ભૂરો ને અંદરથી રતાસલેતો હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ સહેજ કડવાસલેતો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી અર્થાત્ થડની છાલ ભૂરા રંગની ને તે ખડબચડી હોય છે. તેનાપર ઉભા અને આડા ચીરા પડેલા હોય છે. તેથી તે સુકાં કડપલાંની પેઠે ઉચડી જતી જોવામાં આવે છે. અંતરછાલ

ચીકણી અને ચળકતા રાતા રંગની હોય છે. તેમાંથી તાજી કાકડીને મળતી વાસ નીકળે છે. એનો સ્વાદ ઘણો તૂરો હોય છે. થડપર કાંટાઓ ક્વચિતજ જોવામાં આવે છે. નીચલી જાડી શાખાઓપરના મ્હોટા કાંટાઓ તળિયે પોહોળા, ½ ઈંચ લાંબા, અને મથાળે સીધી તીક્ષ્ણ અણીવાળા ને ભૂરા રંગના હોય છે. કોમળ શાખાઓ ઉપરની છાલ ખાખી કે ભૂરા રંગની હોય છે, અને તેનાપર છૂટા છવાયા ૧ લાઈન લાંબા અને એટલાજ પોહોળા કાંટા આવેલા હોય છે. એ કાંટાઓનો રંગ ભૂરો કે ઘેરો ભૂરો હોય છે. એ શાખાઓની છાલપરથી પણ પાતળાં પડ ઉતરતાં દેખાય છે. એની વાસ શેરડીની વાસને મળતી ને સ્વાદ તૂરો અને સહેજ ગળચટો લાગે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેનો છેટેથી દેખાવ આંબલીનાં પાન જેવો દેખાય છે. પણ પાનની મુખ્ય ડીટડીપર ૧ થી ૪ જોડી હોય છે. તેમાં બહુધા કોમળ શાખાઓના છેડા પાસે ત્રણ અને જાડી શાખાઓપર ઘણુંકરી બે જોડી જોવામાં આવે છે. તેની દરેક જોડીથી જરા નીચે વચ્ચોવચ મુખ્ય ડીટડીપર લીલા રંગની ચળકતી સૂક્ષ્મ પ્યાલી જેવી રસકુપ્પિ (gland) હોય છે. જેમાંથી મધ લેવા માટે મંકોડા આદિ કીટ પાનપર ફરતા ઘણીવાર જોવામાં આવે છે. જોડીમાંનું દરેક પાન ૧½ થી ૨½ ઇંચ લાંબું અને ૧ પોહોળું હોય છે. અને એ દરેક પાનપર ઘણુંકરી ૮ થી ૧૨ સૂક્ષ્મ પાન–દલ કે પર્ણ (leaflets) સામ સામાં આવેલાં હોય છે. એ દરેક સૂક્ષ્મ પાન ½ ઈંચ લાંબું અને ૧ થી ૧½ લાઈન પહોળું હોય છે. તેની બન્ને સપાટી લીસી અને બહુધા એક સરખી ફીકા લીલા રંગની હોય છે. અતિ કોમળ પાન પીળાસલેતા લીલા રંગનાં હોય છે. ને તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. પાનનાં ટેરવાં બુટ્ઠાં પણ તેની એક બાજુ પાસે સૂક્ષ્મ અણી હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. તેમાંથી મુળાનાં પાનને મળતી જરા તીખી વાસ નીકળે છે. અને તેનો સ્વાદ ચીકણો, તૂરો અને ખટાસલેતો ચીરપરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અને શાખાઓને છેડે ફૂલની કલંગીઓ આવે છે. તે વખતે એકજ જગોએથી ૨ થી ૪ પાસે પાસે નીકળેલી હોય છે. એ દરેક કલંગી ૩ થી ૫ ઈંચ લાંબી ને તેમાં ૧૦૦ ને આશરે ઝીણાં ફૂલો આવેલાં હોય છે. એ ફૂલો ઘણાં બારીક એટલે ૧ લાઇન જેટલાં ટુકાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે જોડાઈને પોહોળા પ્યાલા જેવાં થઈ રહેલાં હોય છે. તેનાં મુખપર ઘણાજ સૂક્ષ્મ, ઘણુંકરી પાંચ દાંતા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ઉભી ને અણીદાર હોય છે. તે પુ૦ બા૦ કોષ કરતાં લાંબી હોય છે.

**પુંકેસરો**–૧૦ હોય છે. તે પાંખડીઓ જેટલાં લાંબાં ને ફીકા રંગનાં હોય છે. તેનાપર પરાગકોષ સૂક્ષ્મ દાણા જેવા આવેલા હોય છે. તેનો રંગ વધારે પીળો હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેની નલિકા જરા વાંકવળેલી અને તેને મથાળે સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**–(ફલ) ચળકતી, લીસી, ફીકા પીળા રંગની હોય છે. તે સુકાય છે ત્યારે ભૂરા રંગની થઈ જાય છે. તે ૪ થી ૮ ઈંચ લાંબી અને ચોળાફળી જેવી જાડી હોય છે. તેમાં ૧૫ થી ૨૫ બીજ હોય છે. શીંગને ચોળવાથી બાવળીઆ જેવી વાસ નીકળે છે, અને ચાવવાથી ફીકો, સહેજ તૂરો અને ગળચટો સ્વાદ લાગે છે.

**બીજ**–ચળકતાં, લીસાં, જરા ચપટાં ને એક છેડે અણીથતાં હોયછે. તે ૨ લાઇન લાંબાં ને ૧½ પોહોળાં હોય છે. બીની અંદરની વાસ ઘણી ઉગ્ર અને સ્વાદ મીઠાશલેતો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ

**૫–ગુણદોષ**–ગ્રાહી, ચિરગુણકારી પૈષ્ટિક, રોપક તથા કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–ખીજડાનાં મૂળ અને થડની છાલનો ઉકાળો સંગ્રહણી અને ઝાડા ઉપર આપવામાં આવે છે. તેની અંતરછાલના ઉકાળાથી નહિ રૂઝાતાં ચાંદાં ધોવામાં આવે છે. ખીજડાની છાલનો કાઢો બીજાં સારક ઓસડો સાથે સંધિવા ઉપર પીવા અપાય છે. ખીજડાની છાલ ચામડું રંગવાના કામમાં આવે છે. ખીજડાની છાલમાંથી ટુંકા મજબૂત રેસાઓ નીકળે છે, તે સાધારણ દોરી બનાવવાના કામમાં આવે છે. ખીજડાનાં પાનની ભસ્મ છોકરૂં ભરાણું હોય તો ધાવણમાં મેળવી છોકરાંને પાય છે. ખીજડાનાં પાન વાટીને સખ્ત ગડગુંમડાંપર પોટીસ ઠેકાણે બાંધવામાં આવે છે. ખીજડાનાં ફૂલ સાકર સાથે પ્રમેહવાળાને ખવરાવાય છે. ખીજડાની ડાળોપર, અને તેના ફૂલમાં શીંગો નહિ થતાં જે ગાંઠાગડબા (galls) થાય છે તેનો સ્વાદ ઘણો તૂરો હોય છે, તેથી તે પ્રમેહ અને ઝાડાપર ગ્રાહી તરીકે વપરાય છે. એનો ઉપયોગ રંગમાં પણ થાય છે. ખીજડાનાં ઝાડપર રતાશલેતા ઘેરા કાળા રંગની લાખ થાય છે. તે પણ રંગમાં અને ગ્રાહી તરીકે વપરાય છે. ખીજડાનો ગુંદર બાવળના ગુંદર તરીકે ઘણી વાર બજારમાં વેંચાય છે, તે બાવળના ગુંદરની જગોએ કામમાં આવે છે. ખીજડાનાં પાન અને ડાળો સાંઢીઆ, બકરાં, ગાડરાં અને ભેંસો ચારા તરીકે ખાય છે. ખીજડાની શીંગોનું અથાણું, રાઇતું અને શાક ઘણાં લોકો બનાવે છે.

" આ શાક વિશેષ ખાવાથી માથાના વાળને નુકશાન થાય છે, ગરમ છે, ભારે છે, રૂક્ષ છે, નખ અને રોમને

નુકશાન કરે છે. સમી ટાઢી છે, રૂચી કરે છે, હલકી છે, કફ, ઉધરસ, દમ, કોઢ, હરસ, કૃમિ, રકતપિત્ત, અતિસાર, ધોળો કોઢ એ સર્વે રોગને મટાડે છે." (વૈ૦ ૩૦ ઈ૦).

ખીજડાની છાલ અને શીંગ છપ્પનિયા દુકાળ વખતે ઘણા ગરીબ લોકો ખાતા હતા. અને તેની કોમળ ડાળો અને છાલ વિગેરેના કકડા કરી ઢોરોને પણ ખવરાવતા હતા. ખીજડાનું લાકડું ઘણું કઠ્ઠણ અને મજબૂત થાય છે. તેના સારને પાણીમાં સડો લાગતો નથી. તેથી કુવામાં પાણી નીકળ્યા પછી નીચે પથ્થર આવે નહિં અને તે કુવાને પાકો બાંધવો હોય તો એમાં ખેડુલોકો ખીજડાનાં લાકડાંનો માચ ઉતારી તે ઉપર પથ્થરનું બાંધ કામ કરે છે. ખીજડાનું લાકડું બળતણ તરીકે સારૂ ગણાય છે. એનું બળતણ **ઓઈલિરોમાં** ઘણું વપરાય છે. એનાં લાકડાંના કોલસા સારા થાય છે, પણ તે બાળતી વખતે તેના તણખા ઘણા ઉડે છે. ખીજડાનાં લાકડાંનો દેવતા ઘણો તાવાળો હોય છે, તેથી કેટલાક હોકાના બંધાણી લોકો એનો દેવતા તંબાકુ કે ગુડાકુની ચલમ ઉપર ચડાવવા બહુ આતુર રહેતા જોવામાં આવે છે.

**૭–સ્થાનક**–ખીજડાનાં ઝાડો ગામડાંઓના પાદરમાં જુનાં ખંડિઅરો અને મંદિરો પાસે, વાડીઓની વાડમાં અને રસ્તાઓની બાજુએ ઉગેલાં જોવામાં આવે છે. એ કચ્છ, કઠીયાવાડ, સિંધ, પંજાબ, રજપૂતસ્થાન અને દક્ષિણમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન–સમી** અર્થાત્ ખીજડાનાં વૃક્ષપર **વિરાટ** (વોટ સાહેબ hirat લખે છે.) નગ્રીમાં પ્રવેશ કરતાં પાંડવોએ પોતાનાં શસ્ત્રો ટીંગાડેલાં હતાં. ખીજડાનાં વૃક્ષની દશેરાને દહાડે પૂજા થાય છે. ખીજડાનું લાકડું યજ્ઞમાં સમિધ તરીકે વપરાય છે. ખીજડાનાં ફૂલની કલંગી મહાદેવ અને દુર્ગાને ચડાવવામાં આવે છે. ખીજડાનાં પાન ગણપતિની પૂજામાં મુખ્ય ગણાય છે.

ખીજડાનાં ઝાડને બનતાં સૂધી કાઠિયાવાડના ગામડીઆ લોકો કાપતા નથી, કેમકે ખીજડાનાં ઝાડમાં એ લોકો **મામા** ભૂતનો વાસો માને છે. તેથી તેને નીવેદ (નૈવેદ) ધરી તેની પૂજા કરે છે. ખીજડા વિષે અહિંના લોકોમાં એમ કહેવાય છે કેઃ—

ખીજડીઓ તો કાંટાળો, ને માહીં છે મામો ભૂત;  
એને જે કોઇ કાપશે, તેને લેશે જમના દૂત. ૧  
માટે કોઇ મત કાપશો, એ ખીજડીઆની ડાળ;  
નીવેદ કરીને જારશો, તો મામો કરશે ન્યાલ. ૨

બારાડીના* ભરવાડ લોકોમાં હજારથી પંદરશો લગ્ન પંદર કે વીસ વર્ષે એક સામટાં એકજ દહાડે એકજ જગોએ એકજ માંડવે થાય છે, તેને તે લોકો (ભવાનીનો) જંગ કહે છે. એ જંગમાં ભરવાડ લોકો ભવાનીનો માણક થંભ ખીજડાનો બનાવે છે. એ થંભ માટે ખીજડો કાપ્યા પહેલાં તેની નીચે પ્રમાણે પૂજા કરે છે.

જે ગામમાં જંગ થવાનો હોય તે ગામના તમામ ભરવાડ લોકો સ્ત્રી છોકરાં સુધાં એક વૈશ સુતાર અને પોતાના ગોરને સાથે લઈ ગાજતે વાજતે એક સરઘસના આકારમાં ખીજડાનાં ઝાડ આગળ જાય છે. ત્યાં જંગનો મુખી હોમ કરીને સ્ત્રી સહિત ખીજડાની પૂજા કરે છે. કહે છે કે, પ્રથમ તો આ પૂજા કરનાર મુખીના જમણા હાથની ટચલી આંગળી કાપી તેનું લોહી ખીજડાને ચડાવતા હતા. પણ હાલ તેમ નહિ કરતાં કાળા ઘેટાંનો જમણો કાન જરા ચીરી તેનું લોહી તે ખીજડાને ચડાવે છે. એ લોહી ખીજડામાં રહેતા **મામાને** પ્રસન્ન કરવા માટે ચડાવે છે. લોહી ચડાવ્યા પછી તે મુખીનો ગોર ખીજડાને કુવાડાથી એક કે બે ઘા કરવાનું મુખીને કહે છે, તેથી તે ઘણો ગભરાય છે, અને કંપવા માંડે છે; ત્યારે ચાર પાંચ માણસો તેને કમરમાંથી પકડી રાખે છે. અને તે ખીજડાપર મુખી બે ત્રણ ઘા કરે છે, અને પછી પાછું વાળી ખીજડા તરફ નહિ જોતાં તે ત્યાંથી નાશી જાય છે. પછી વૈશ સુતાર માણકથંભ માટે જોઇતું લાકડું તે ખીજડામાંથી કાપી ગાડે નાંખી ગાજતે વાજતે સૌ પાછાં ઘેર આવે છે.

મતલબ બીજા લોકો કરતાં ભરવાડ લોકો ખીજડાનાં ઝાડથી બહુ બીહે છે, કેમકે તેમાં **મામો** માને છે.

બારાડીના ભરવાડ લોકોનો છેલો જંગ જામ તાબે **ખીરસરા** ગામમાં સને ૧૮૯૫ના એપ્રિલ માસની તા૦ ૨૮ મીને દિને થયો હતો. તે વખતે ૭૭૫ લગ્ન ભેળાં થયાં હતાં. આ જંગ જોવા મુંબઈના પ્રખ્યાત કસ્ટમ કમીશ્નર મારા શુભેચ્છ મરહુમ **જે૦ એમ કેમ્બલ** સાહેબ મુંબઈથી આવ્યા હતા. તેમને આ જંગની તમામ હકીકત આ લખનારે લખાવી આપી હતી. જે તેઓએ મુંબઇની **એન્થ્રો પોલોજિકલ સોસાઈટીનાં જરનલ વોલ્યુમ ૪ અંક ૧ માં** છપાવેલી છે. તે ઘણી મનોરંજક અને વાંચવા લાયક છે. (The Bharwad Jang or Shepherds' Wedding. By Mr. J. M. Campbell Bombay Civil Servicc.)

હિંદુસ્થાનમાં ખીજડાને **છોંકર** કહે છે. છોંકરની છાયા ભર ઉન્હાળે અત્યંત ઠંડી અને ઘાટી હોય છે. છોકરનાં ઝાડ નીચે અગ્નિકુન્ડમાં શ્રી વલ્લભાચાર્યજીએ ઈલ્લિમાગારૂને દર્શન આપેલાં છે. તેથી શ્રી વલ્લભાચાર્યજીની જ્યાં જ્યાં બેઠક છે, ત્યાં તે છોંકર–અર્થાત્ ખીજડાના ઝાડ નીચે આવેલી છે. માટે અષ્ટસખાનાં પદમાં ગવાયલું છે કેઃ–

* કાઠીયાવાડમાં જામ તાબે બારાડી પરગણું છે.

"શ્રીયમુનાં જલપાન કરોંનિત, પ્રભુ ચરનનચિત લાઉં
બેઠ રહોં **છોંકરકી** છૈયાં, શ્રી વલ્લભ ગુન ગાઉં."

એક વૈષ્ણવ કહે છે કેઃ—"જેમ છોંકરનાં મૂળ ઘણાં ઉંડાં હોય છે, તેમ શ્રીવલ્લભાચાર્યજીનાં ધર્મનાં મૂળ ઉંડાં જાઓ; જેમ તેની શાખાઓ નીચી ઝુકતી રહેછે, તેમ વૈષ્ણવો દીનતા ભાવથી નમીને ચાલો; અને જેમ ઉન્હાળે તેની છાયા તાપથી તપ્ત થયેલા પથિકને શીતળતા આપે છે, તેમ આ ધર્મનાં તત્વો ત્રિવિધ તાપથી દગ્ધથતાં મનુષ્યોનાં હૃદયને શાન્ત કરો."

ઉપરના ભાવથી છોંકરનાં વૃક્ષ નીચે શ્રીવલ્લભાચાર્યજીનાં આશ્રમો થએલાં કહેવાય છે.

ખીજડાનાં ઝાડને જમીન બરોબર વાઢી નાખવાથી (coppice) તેની ફૂટ બહુ સારી જોરદાર નીકળે છે, પણ તે કેટલીક જગોએ વધ્યા બછી ઠરડાઈ જાય છે. ખીજડાના છોડવા થોડા વધ્યા પછી તે પોતાનો ખોરાક પોતાની મેળે લઈ શકે છે. મારવાડ, સિંધ, કચ્છ અને કાઠિયાવાડ જેવા સુકા મુલકોમાં પણ ખીજડાનાં ઝાડો ભર ઉન્હાળે લીલાંછમ જોવામાં આવે છે. વળી કાળે દુકાળે જ્યારે બીજાં ઝાડો સુકાઈ જાય છે ત્યારે ખીજડાનાં ઝાડ નવપલ્લવ જોવામાં આવે છે. આવે વખતે તેમાં વિશેષ ફાલ આવે છે એટલું જ નહિ પણ ઘણું કરી એક વર્ષમાં બે ફાલ આવે છે. જેથી તેની શીંગો તેવે ખરે વખતે ગરીબ લોકોને ખોરાક માટે ઘણી ઉપયોગી થઈ પડે છે. મારવાડમાં ખીજડાની શીંગોને **સેંગરી** કહેછે, તે સાક માટે મારવાડથી મુંબઈ સૂધી આવે છે.

કચ્છ કાઠિયાવાડ જેવાં થોડાં પાણી અને ઝાડોવાળાં દેશોમાં ઉંડાં મૂળવાળાં ખીજડા જેવાં ઝાડો ખરેખર ઘણાં ઉપયોગી થઇ પડે છે, માટે એવા દેશોમાં એનો બચાવ અને વધારો કરવો એ યોગ્ય ગણાશે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી.)

### નંબર ૨૨૭.

**૧–શાસ્ત્રીયનામ**–P. Stephaniana ?

દૃષ્ટાન્ત–H. II. p. 288. Watt. VI. part I p. 342. રૂ. ની. પા. ૪૨૩.

**૨–દેશીનામ**–બેઠી ખીજડી (પો૦+ગુ૦).

**૩–વર્ણન**–ખીજડા અગર શમીની એક નાહાની જાત થાય છે, તેને **બેઠી ખીજડી** કહે છે. એ બેઠીખીજડીનાં સાત પાન અને સાત દાણા ઘઉંના ભેળાકરી બાળે છે, ને તેની રાખ બચ્ચાંઓને પેટમાં ભાર રહ્યો હોય તો પાણીમાં અગર માના દૂધમાં પવાય છે. બેઠી ખીજડી પાલોરાંનાં જાળાંની માફક વધે છે. પણ તેનાં ઝાડ અહિ ઉંચાં થતાં નથી. કેમકે તે ઉંટ અને બકરાંઓનો હમ્મેશાનો ચારો હોવાને લીધે તે હમ્મેશાં ખવાઇ જાય છે. બેઠી ખીજડીના પણ વિશેષ ગુણ ખીજડા જેવા છે.

---

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૨૮

**૧–શાસ્ત્રીયનામ**–Dichrostachys cinerea.

દૃષ્ટાન્તઃ–H. II p. 288; N. p. 102; Watt. III, p. 109.

**૨–દેશીનામ**–મોરઢુંઢીયું (પો૦) મરઢ (ગુ૦); सिगमकाटी (म०); वरतुली, खेरी (हिं०)

**૩–વર્ણન**–મોરઢુંઢીઆનાં ઝાડવાં ૬થી ૧૦ કેકોઈવાર ૧૨ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. એમાં ચોતરફ ફેલાતી કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે. કેટલીએક નાહાની શાખાઓના છેડા લાંબા તીક્ષ્ણ કાંટા જેવા હોય છે. પાન સૂક્ષ્મ દલવાળાં ગોરડ કે ખેરનાં પાન જેવાં હોય છે. તેથી આ ઝાડવાંનો સાધારણ દેખાવ જો કે **હરમા બાવળ, ખેર** કે **ગોરડાનાં** ઝાડ જેવો લાગે છે, તો પણ આમાં ફૂલની કલંગી પાછળના ભાગમાં ગુલાબી કે જાંબુડા રંગની અને આગળના ભાગમાં પીળા રંગની હોય છે તેથી આ ઝાડવું તરત ઓળખાઈ આવે છે. શીંગો (ફલ), પટી જેવી પાતળી, અને આડી અવળી વળેલી હોય છે.

આ ઝાડવાંના કોમળ ભાગપર સફેદ ભૂરાવાળની ગીચોગીચ રૂંવાટી આવેલી હોય છે.

**મૂળ**–ઝાડવાંનાં પ્રમાણમાં જાડું અને તેમાંથી કેટલાએક ફાંટાઓ નીકળેલા હોય છે, તે જમીનમાં જેમ જેમ લાંબા જાય છે, તેમ તેમ જમીનપર તેમાંથી છોડવાઓ જેવી ફૂટ નીકળે છે. મૂળ પીળાસલેતા ભૂરા રંગનું હોય છે. તેપરની છાલ પાતળી ને ચીવટ રેસાવાળી હોય છે. મૂળનું લાકડું કઠ્ણ અને પીળાસલેતા ધોળા રંગનું હોય છે. વાસ અણગમતી અને સ્વાદ તુરાસલેતો હરમો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**—એની ડાંડી ઘણુંકરી હાથ જેવી જાડી થાય છે, ને તેમાંથી પાતળી શાખાઓ ઘણી નીકળેલી હોય છે. શાખાઓને છેડે કાંટા જેવી તીક્ષ્ણ મજબૂત અણી હોય છે. ડાંડીનું લાકડું ઘણું મજબૂત હોય છે. ડાંડી અને શાખાપરની છાલ ભૂરા રંગની ખડબચડી ને તેપર સૂક્ષ્મ ભૂરાં છાંટણાં અને ભૂરા વાળની રૂંવાટી આવેલાં હોય છે. અંદરની છાલ લીલાસલેતા પીળા રંગની ને મજબૂત રેસાવાળી હોય છે. છાલની વાસ દુર્ગંધિત અને સ્વાદ તૂરો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૧½ કે વખતે ૨ ઇંચ લાંબાં, અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં

હોય છે. પાનની મુખ્ય ડીટડી ભૂરા વાળની ગીચોગીચ રૂંવાટીથી ભરાયલી હોય છે. તેનાપર ૧૨ થી ૧૫ કે ૨૦ પાનની જોડી આવેલી હોય છે. એ દરેક જોડીમાં સૂક્ષ્મ પાન (દલ) ૪૦ થી ૫૨ હોય છે. એ સૂક્ષ્મ દલની કોરપર ભૂરા વાળની ઝાલર આવેલી હોય છે. પાનની મુખ્ય ડીટડીપર ઉપરની બાજુ પાનની દરેક જોડીની વચમાં અક્કેક સૂક્ષ્મ ઉભી ભૂરા રંગની સૂક્ષ્મ પ્યાલી જેવી રસકુપ્પી (Gland) હોય છે. એનાં સૂક્ષ્મ દલ ઘણાંજ પાસે પાસે આવેલાં હોય છે. તે ચોળવાથી ચીકણાં લાગે છે, અને તેની વાસ ઉગ્ર હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી અથવા ફૂલની કલંગી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબી, લીલારંગની અને તેપર ભૂરાવાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. એ કલંગીના નીચેના ભાગમાં જે પ્રથમ જાંબુડાં, પછી ગુલાબી, **અને છેવટ ધોળા-સલેતા રંગનાં** થઇ જતા, સૂક્ષ્મ આડા અવલા વળેલા દોરા જેવા તંતુઓવાળાં ફૂલો દેખાય છે, તે ખોટાં પુંકેસરોવાળાં ફૂલો હોય છે. એથી આગળ કલંગીનાં છેડા સુધી જે પીળા રંગનાં ફૂલો દેખાય છે, તે સ્ત્રી–પું–સંયોગી અથવા બહુજાતીય ફૂલો હોય છે. એ કલંગીમાંના ફૂલોની વાસ સહેજ હરમાસલેતી મધુરી હોય છે. ફૂલ ઘણાં સૂક્ષ્મ હોય છે. તેને સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે, પણ ડીટડી હોતી નથી, તેથી તે પુષ્પ ધારણ કરનારી સળીપર ચોતરફ ચોટડુક આવી તેની એક ઘણી સુંદર જોવા લાયક કલંગી બની રહેલી હોય છે.

કલંગીપરનાં ગુલાબી રંગનાં ફૂલો પહેલાં ઉઘડે છે. તેમાં કેવળ ગુલાબી રંગના પુંકેસરતંતુઓ હોય છે. સ્ત્રીકેસર હોતી નથી. કેટલાક તંતુઓપર સૂક્ષ્મ ખોટા પરાગકોષ જોવામાં આવે છે. આ ફૂલોના પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ ઘણાં સૂક્ષ્મ હોય છે. તંતુઓ પાંખડીથી ઘણા લાંબા હોય છે, તે દરેક ફૂલમાં ઘણુંકરી ૧૦ હોય છે. તે રૂપેરી ઝીક જેવા ચળકતા દેખાય છે.

પીળા રંગનાં ફૂલો જે કલંગીના છેડા પાસે હોય છે તેમાં પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો; અને પુ૦ અભ્ય૦ કોષ પણ ૫ પાંખડીનો પુ૦ બા૦ કોષથી લાંબો હોય છે. આ દરેક ફૂલમાં પુંકેસરો પાંખડીથી લાંબાં ૧૦ આવેલાં હોય છે. તેના પરાગકોષપર ૧ સૂક્ષ્મ બારીક પીળા તંતુઓપર રતાસલેતી સૂક્ષ્મ **રસકુપ્પિ** (Gland) આવેલી હોય છે, જે બહુ જોવા લાયક છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તે પુંકેસરોથી જરા લાંબી, જાડી, વાંકલેતી, મથાળે જરા જાડાં મુખવાળી ને પીળા રંગની હોય છે.

**શીંગ**–(ફલ)–પ્રથમ લીલા ને પાકે છે ત્યારે ભૂરાસલેતા રાતા રંગની થઈ જાય છે. તે ચપટી, ૧½ થી ૩ ઇંચ લાંબી ને ૨ થી ૩ લાઇન પોહોળી હોય છે. તે બન્ને છેડે જરા અણીથતી, પ્રથમ સીધી, પણ પાકે છે ત્યારે આડી અવળી થઈ એક ગુંછળાંની પેઠે બેડોળ વળી જાય છે. તેપર પ્રથમ ધોળાસલેતા વાળની રૂંવાટી હોય છે, તે પાછળથી ખરી જાય છે, ત્યારે શીંગ લીસી ને ચળકતી દેખાય છે. એ દરેક શીંગમાં ૪ થી ૮ કે ૧૦ બીજ હોય છે. ઘણુંકરી એ શીંગો પાકતી વખતે તેમાં ઘણી જીવાત લાગી બીજ ખવાઈ જાય છે, એટલે શીંગમાંથી સારાં બીજ ભાગ્યેજ જુજ નીકળે છે.

**બીજ**–પીળાસલેતા ભૂરા રંગનાં, લીસાં, ચળકતાં ને ચપટાં હોય છે. તે ૧⅞ થી ૧½ લાઇન વ્યાસનાં હોય છે. તેની કોરપર એક સૂક્ષ્મ અણી હોય છે. તેની બન્ને સપાટીએ વચ્ચોવચ એક જરા લાંબું અપૂર્ણ કુંડાળું હોય છે. એ કુંડાળાની કીનાર ઘેરા ભૂરા રંગની હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–મોરઢુંઢીયાંની જડ પાણીમાં ઘસીને રસવિકાર અને સંધિવાના સોજાપર ચોપડવામાં આવે છે. મોરઢુંઢીયાંનાં પાનને વાટી તેની લેપડી ગડગુંબડાં તેમજ આંખના દુખાવાપર આંખે બાંધવામાં આવે છે. મોરઢુંઢીયાંનાં પાન દાણાની સાથે ઘોડાને આપવાથી ઘોડાનાં પેટમાં જીવાત હોય તો તે નીકળી જાય છે. મોરઢુંઢીયાંનાં પાન, ફૂલ, શીંગો, તેનાપર થતી લાખ, અને કોમળ શાખાઓ ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં વાપરે છે. મોરઢુંઢીયાંની છાલમાંથી રેસા નીકળે છે, પણ તે ટુંકા હોય છે, તે સાધારણ દોરી બનાવવાના કામમાં આવે છે. મોરઢુંઢીયાંનું લાકડું કઠણ હોય છે, પણ તે લાંબું હોતું નથી, તેથી તે ઢોરને બાંધવાના અને તંબુ ખોડવાના ખીલાઓ કરવામાં અને કોદારી વગેરે ખેડના ઓજારોના હાથા કરવામાં વપરાય છે. એનાં લાકડાંની કોઇવાર હાથમાં રાખવાની લાકડી બનાવવામાં આવે છે, જે શીશમ જેવી ભારી થાય છે.

**૭–સ્થાનક**–ડુંગરમાં છૂટાં છવાયાં મોરઢુંઢીયાંનાં ઝાડવાંઓ વિશેષકરી કઠણ પથ્થરવાળી જમીનમાં ઉગતાં જોવામાં આવે છે. એ હિં૦ ના વાયવ્ય અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦વિવેચન**–આ ઝાડવાંનું નામ **મોરઢુંઢીયું** પડવાનું કારણ એમ જણાય છે કે, એનાં ફૂલની પીતમિશ્રિત ગુલાબી કલંગીપરથી એને કદાચ મોરની ઉપમા આપી હશે. અને એનાં ઝાડવાનું લાકડું બહુ અણગમતી ગંધાતી વાસવાળું હોય છે. માટે એનાં ઝાડવાને **મોરઢુંઢીયું** કહેતા

હશે. એનાં ઝાડવાંનો દેખાવ **હુરમા બાવળને** વિશેષ મળતો આવે છે. મોરઢુંઢિયાં અને મરખાનાં લાકડાં વિષે દોહો બોલાય છે. કેઃ—

"મરખો ને મોરઢુંઢીયું, તેનાં જડાવો જોડકમાડ; લઇ ચડાવો ધુમલ( ધુંમલી )ને બારણે, ગોળી જાય ન પાર."

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૨૯.

**૧-શાસ્ત્રીયનામ**-Leucæna Glauca.

દૃષ્ટાન્ત-H. II. p. 290; Watt. IV. p. 632

**૨-દેશીનામ**-લાસોબાવળ, વિલાયતીબાવળ, પરદેશી બાવળ ( પો૦×ગુ૦ ).

**૩-વર્ણન**-લાસા બાવળનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. તેમાં કાંટા હોતા નથી. શાખાઓ લાંબી કાંમજેવી પાંસરી ઘણી નીકળેલી હોય છે. કોમળ શાખાઓ ઉપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. પાન આંતરે આવેલાં, દ્વિભગ્ન, બાવળનાં પાન કરતાં ઘણાં લાંબાં અને પોહોળાં હોય છે. એની મુખ્ય ડીટડીપર પેહેલી જોડીની વચ્ચે એક પ્યાલી જેવી બેઠેલી રસકુપ્પિ (Gland) હોય છે. પની ( leaflets ) ઝીણી ને અણીઆળી હોય છે, તે દરેક $\frac{1}{2}$ ઇંચ લાંબી અને ૧ થી ૧$\frac{1}{2}$ લાઇન પોહોળી હોય છે. એને પત્રકોણમાંથી ટુંકી ને જરા જાડી સળીપર ઘણાં સૂક્ષ્મ ફૂલોથી બનેલી, $\frac{3}{4}$ થી ૧ ઇંચ વ્યાસની, ફીકા પીળા કે ધોળાસલેતા રંગની મધુરી વાસવાળી દડી કે ગેંદ આવે છે. તે અત્યંત સુંદર અને મૃદુ હોય છે. તેપર ભ્રમર અને મધમાંખો ગુંજારવ કરતાં ઘણીવાર જોવામાં આવે છે. શીંગ (ફ્લ) સીધી, બહુધા લીસી, ચળકતી, ચપટી, ૩ થી ૬ ઇંચ લાંબી, ૩ થી ૪ લાઇન પોહોળી, ૧૫ થી ૨૫ બીજવાળી, પાકી ને તરત ઉઘડી જાય તેવી હોય છે. તેનો રંગ રતાસલેતો ભૂરો હોય છે. બીજ અત્યંત લીસાં, ચળકતાં, ચપટાં, એક બાજુ જરા બુઠ્ઠી અણીયતાં હોય છે.

એનાં ઝાડવાં બાગ અને વાડીઓમાં ઉગે છે, પણ હાલ તે ઘણી જગોએ ડુંગરમાં પણ વાવવામાં આવેલાં છે. એનાં ઝાડનો સાધારણ ઉપયોગ બાવળ જેવો છે. એનાં મૂળ ઘણાં કઠણ ને જમીનમાં ઉંડાં જનારાં હોય છે. તેથી તે જમીનમાંની ઘણે ઉંડેથી ભીનાસ ખેંચી લે છે, તેથી પથ્થરવાળી વેરાંન જગો કે જ્યાં કોઈ પણ ઝાડવું ઉગતું ન હોય તેવી જગોએ એનાં બીજ જંગલખાતાં તરફથી વાવવામાં આવે છે. એના છોડવા એકવાર ચોમાસે જરા મોટા થયા અને એનાં મૂળ મજબૂત થયાં એટલે એ જમીનમાંથી તરત જનારા નથી. અને એનાં ઝાડ મ્હોટાંથએ તેમાંથી પોતાની મેળે બીજ પડી એનાં ઘણાં ઝાડો આજુબાજુ ઉગી જાય છે. એટલુંજ નહિ પણ એનાં મૂળમાંથી જમીનપર છોડવા જેવી શાખાઓ (suckers) ફૂટી તે પણ જાતે દહાડે સ્વતંત્ર ઝાડો થઇ જાય છે. માટે વેરાન જગોમાં જ્યાં જંગલ કરવાનું હોય ત્યાં જગો રક્ષિત ( રિઝર્વડ ) રાખી એ ઝાડવાનું વાવેતર ( plantation by broad cast or ball system ) બીજ છાંટીને કે ખાડાઓમાં વાવીને કરવામાં આવે છે.

એનું લાકડું કઠણ અને ધોળા રંગનું હોય છે, તેના ખેડુ લોકો કોદાળી વગેરે ખેડના ઓજારોના હાથા બનાવે છે. એની છાલમાંથી ટુંકા રેસા નીકળે છે. પાન અને કાચી શીંગો રંગના કામમાં વપરાય છે. ફૂલમાંથી અત્તર નીકળી શકે. બીજ ભૂરાં કે ઘેરા તપખીરીઆ રંગનાં ઘણાંજ લીસાં ને ચળકતાં હોય છે. તે ફેન્સિ બટુવા, નાહની કોથળીઓ, પેટીઓ વગેરેપર ચડાવાને કામમાં આવે છે. સને ૧૯૦૪ માં મુંબૈનાં હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીનાં પ્રદર્શનમ "Seed and Bead Industry All saints Home Mazagon." મિશનરીઓ તરફથી જૂદી જૂદી જાતનાં જંગલી **બીજ** પીતળના તાર કે ફેન્સિ રંગના દોરાઓમાં પરોવી તેની કંઠી, માલા, પડદા, ડાબલી, પેટી પંખા કોથળીઓ વગેરે ઘણી ફેન્સિ ચીજો બનાવી રાખવામાં આવી હતી, તેમાં લાસા બાવળનાં બીજ દોરામાં પરોવી તેના ફેન્સિ બટુવા બનાવેલા હતા. તે ઘણા મજેના લાગતા હતા. આ ચીજો ઘણી મોંઘી કીંમતે વેંચાઇ હતી.

આ ઝાડવાંનો દેખાવ બાવળ જેવો, પણ કાંટા હોતા નથી માટે એને **લાસો બાવળ** કહે છે.

---

## વર્ગ--(લેગ્યુમિનોસી).

### નંબર ૨૩૦

**૧-શાસ્ત્રીયનામ**-Mimosa hamata.

દૃષ્ટાન્ત-H. II. p. 291; N. p. 102.

**૨-દેશીનામ**-કસી (પો+ગુ); अरकट (म०) छोटास्याल-कांटा (हिं०) कइ, कइ बावळ (कच्छी).

**૩-વર્ણન**-કસીનાં ઝાડવાં ૩ થી ૪ કે વખતે ૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે ઘણીવાર એવી સરખી રીતે ગોઠવાઇને આવેલી હોય છે કે એનું ઝાડવું એક સરખી રીતે ગોળાકાર કાતરીને રાખેલું હોય તેવું મજેનું દેખાય છે. એમાં બોર કે બેઠી ખીજડી જેવાં પાન આવે છે. ફૂલ ગુલાબી રંગનાં અને શીંગો વાંકી, ચપટી, સાંધાવાળી અને તેની બન્ને શીવણ કે કોરપર કાંટા હોય છે. આ આખા ઝાડવાંપર ઘણુંકરી ધોળાસલેતા ભુરા વાળની રૂંવાટી અને કાંટા હોય છે.

મૂળ–ઘણાં ઉંડાં ગએલાં હોય છે. એની છાલ રતાસલેતી ને રસભરી હોય છે. તેનો સ્વાદ ઘણોજ તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ઉપર ભુરા વાળની રૂંવાટી અને તીક્ષ્ણ અણીવાળા જરા વાંકા કાંટા આવેલા હોય છે, કોમળ શાખાઓ ઉપર ગીચ રૂંવાટી, ઉભી નીક અને હાંસો હોય છે.

**પાન**–આંતરે આવેલાં, ને દ્વિભગ્ન હોય છે. તેની મુખ્ય ડીટડીપર ૩ થી ૬ નાહાનાં પાન (દલ કે પર્ણ)ની મુખ્ય ડીટડીની જોડીઓ આવેલી હોય છે. મુખ્ય ડીટડી આસરે ૧½ થી ૧¾ ઈંચ લાંબી હોય છે, તેનાપરની જોડીઓમાંની દરેક ડીટડીપર ૪ થી ૬ દલ કે પર્ણની જોડી આવેલી હોય છે. તેની ખાસ ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. સૂક્ષ્મ પાન ⅛ થી ¼ ઈંચ લાંબાં અને ⅛ ઈંચથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. તેની સપાટીનો ઉપરનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તેની બન્ને સપાટીપર ધોળા સૂક્ષ્મ ચળકતા વાળની બેઠી આછી રૂંવાટી હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી ને તળિયે તે વિષમ કોરવાળાં હોય છે; પાનને હાથ લગાડતાં તે રીસાઈ જાય છે. પાનને ચોળતાં તે ચીકણાં ને અણગમતી વાસવાળાં લાગે છે. સ્વાદ ચીકણો, ખારો તૂરો ને પાછળથી જરા કડવાસલેતો જણાય છે.

પાનની મુખ્ય ડીટડીના થડમાં બન્ને બાજુ અક્કેક ઝીણાં અણી જેવાં સૂક્ષ્મ ઉપપાન હોય છે. અને મુખ્ય ડીટડીપર આવેલી જોડીની ડીટડીપર પણ બબ્બે સૂક્ષ્મ કાંટી જેવાં ઉપપાન છે. અને મુખ્ય ડીટડીપર વખતે સૂક્ષ્મ કાંટા પણ હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ઘણી પાતળી ભૂરા રંગની પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે ૧ થી ૧½ ઈંચ લાંબી હોય છે. તેપર ભૂરા રંગના સૂક્ષ્મ વાળની રૂંવાટી ને વખતે બે ચાર છુટવછુટ સૂક્ષ્મ ઝીણા કાંટા પણ હોય છે. એ સળીને મથાળે ઘણાં સૂક્ષ્મ ફીકા ઘેરા કે ગુલાબી રંગનાં ફૂલો પાસે પાસે આવી એક ગોળાકાર ગેંદ કે દડી બનેલી હોય છે. એ દડીનો વ્યાસ ½ ઈંચ થી ¾ ઇંચ જેટલો હોય છે. ફૂલ સહેજ સુંગધિત હોય છે. તે કરમાય છે ત્યારે ધોળાં થઇ જાય છે. અને કોઇવાર ધોળાસલેતા રંગનાં પણ ફૂલો આવે છે. ફૂલની દડીની અંદર દરેક ફૂલની પાસે અક્કેક જરા લાંબું ભૂરાસલેતા લીલા રંગનું પુષ્પપત્ર હોય છે. ફૂલની દડીમાં જે ઘણાં સૂક્ષ્મ ફૂલો હોય છે, તેમાં કેટલાંક કેવળ નરફૂલો અને કેટલાંક સ્ત્રી–પું–સંયોગી ફૂલો હોય છે. ફૂલ તેમાંનાં પુંકેસરો સહિત લગભગ ૩ લાઇન લાંબાં હોય છે. તેમાં પાંખડી તળિયે જરા જોડાયલી ને ઉપર તેના છેડા જૂદા દેખાતા હોય છે. પું અને સ્ત્રીકેસરો પાંખડીથી ઘણાં બહાર નીકળતાં હોય છે. પુંકેસરતંતુઓ ગુલાબી ને પરાગકોષ સેહેજ પીળાસલેતા રંગના હોય છે. પુંકેસરો પાંખડીથી બે કે ત્રણગણાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પુંકેસરો કરતાં કંઇક ટુંકી હોય છે. ગર્ભાશય ભૂરા ધોળા વાળની લાંબી રૂંવાટીથી ઢંકાએલો હોય છે. નલિકા ગુલાબી રંગની ને તેને મથાળે અણીથતું સૂક્ષ્મ મુખ હોય છે.

**શીંગ**–( ફલ )–એની શીંગ મીંઢીઆવળની શીંગની માફક વાંકી વળેલી હોય છે. તે પાતળી, ચપટી, ટેરવે સૂક્ષ્મ અણીવાળી અને તળિયે ખાસ સાંકડી ડીટીવાળી હોય છે. તેની ડીટી તેમજ બન્ને કોર કે શીવણ ઉપર કાંટા હોય છે. શીંગની સપાટી ભૂરા રંગના વાળની બેઠી રૂંવાટીથી ભરાયલી હોય છે. શીંગ ૪ થી ૬ સાંધાવાળી હોય છે. તેના દરેક સાંધામાં અક્કેકું બીજ હોય છે. શીંગ પાકે છે ત્યારે આ સાંધાપરથી તુટીને સાંધો જૂદો પડે છે. શીંગપર રતાસ કે કાળાસલેતા ભૂરા રંગનાં છાટણાં હોય છે. શીંગની અંદરની કોર ઘણુંકરી અખંડ અને બહાર અથવા ઉપરની કોર દરેક સાંધે સંકોચાયલી હોય છે. શીંગ ૧½ થી ૩ ઈંચ લાંબી, અને ૨½ થી ૩ કે ૩½ લાઈન પોહોળી હોય છે.

**બીજ**–૧½ લાઈન લાંબાં, ૧ થી ૧¼ લાઇન પોહોળાં, એક છેડે જરા અણીથતાં, લીસાં, ચળકતાં અને ચપટાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહિ, શોથઘ્ન

**૬–ઉપયોગ**–એનું મૂળ ઘણું ગ્રાહી છે, તે સંગ્રહણી અને ઝાડા ઉપર વપરાય છે. એનાં મૂળની છાલનો ઉકાળો કરી તેથી સડેલા જખમો, ચાંદાંઓ, અને નહિ રૂઝાતાં ગડગુંમડાં ધોવામાં આવે છે. ખરજવાં ઉપર એનો ઉકાળો ઘણો વપરાયછે. મોઢું પાકયું હોયતો એની છાલને પાણીમાં પલાળી તે પાણીના કોગળા કરવામાં આવે છે. એનાં પાનને વાટી તેનો રસ સાકરની સાથે પ્રમેહ અને પેશાબની બળતરા ઉપર આપવામાં આવે છે. એનાં ફૂલ પણ સાકરની સાથે પ્રમેહ ઉપર ખવરાવે છે. એનાં પાન અને શીંગોને બાળી તેની રાખ મધની સાથે ઉધરસવાળાને અપાય છે. એનાં પાન ગાડરાં (ઘેટાં) બહુ ખાય છે. એનાં પાનને સાકરની સાથે વાટી કમળાવાળાને પણ અપાય છે. એનાં ફૂલ અને કાચી શીંગો રંગના કામમાં વપરાય છે.

**૭–સ્થાનક**–કસીનાં ઝાડવાં ઘણુંકરી છૂટાં છવાયાં આ આખા સ્વસ્થાનમાં ઉગે છે. એ હિં૦ના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–કસીના ઝાડવાંનો ઉપયોગ કોઇએ લખેલો જોવામાં આવતો નથી. પણ એનાં ઝાડવાં રસ્તાની બાજુએ, ખેતરોને શેઢે અને વાડીઓની વાડ પાસે

વિશેષ ઉગતાં હોવાથી અહિંના ( પોરબંદર )ખેડુતો અને રબારી લોકો એનાથી વિશેષ વાકેફદાર થઇ રહેલા છે. ખેડુ કે રબારીને ઝાડા કે સંગ્રહણી થઇ હોય તો ખેતર કે રસ્તાની બાજુએથી **કસીનું** મૂળ કાઢી તેનો સુડીવતી આસરે ૧ ઇંચનો કકડો કાપી ચાવીને બે ત્રણ ઘુંટ તેનો રસ પેટમાં ઉતારી જાય છે, તેથી ઘણો ફાયદો થાય છે. ઘાસ વાઢતાં હાથે દાતરડું વાગી જાય તો કસીનાં ઝાડવાંનાં પાન તરત લાવી ચાવીને કે પત્થરપર વાટીને જખ્મપર બાંધે છે, તેથી જખ્મ તરત બંધ થઈ જાય છે. કસીને આવા ગરીબ લોકો ઘણુંકરી તમામ ઓળખે છે. કસીનાં ઝાડવાં ચોમાસે જ્યારે તેમાં ગુલાબી ફૂલ આવી રહેલાં હોય છે, ત્યારે તે ઘણાં સુંદર દેખાય છે. પણ શિયાળે ઉન્હાળે તો તે એક ઝરડાં જેવાં થઈ રહેલાં હોય છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

### નંબર. ૨૩૧

**૧–શાસ્રીયનામ**–Mimosa sepiaria ?

દૃષ્ટાંત–H. II. p. 291.

**૨–દેશીનામ**–રીસામણી (પો૦ગુ૦); लाजरी (મ૦); छुइमुइ, लजावती (हिं०), नमस्कारी (सं०)

**૩–વર્ણન**–રીસામણીના છોડવા બારેમાસ હોય છે, તોપણ શિયાળાની શરૂઆતમાં તે ઘણા જોવામાં આવે છે. તે વેલની પેઠે બહુધા જમીનપર પથરાયલા હોય છે. પાન ચમેડીયાં જેવાં ઝીણાં અને તેની માફક સળીપર આવેલાં હોય છે. ફૂલ પીળા રંગનાં અને ( ફલ ) શીંગો ચપટી ને લાંબી હોય છે. એનો આખો છોડવો બહુધા લીસો, ચળકતો અને જાંબુડી છાયાલેતો હોય છે. એનાં પાનને જરા અડકતાં પાન રીસાઈ અર્થાત્ બીડાઈ જાયછે.

**મૂળ**–½ થી ૧ કે ૨ ફીટ લાંબાં જમીનમાં ઉંડા બેઠેલાં હોય છે. તેમાંથી કવચિતજ બીજા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ સુતળીથી આંગળી જેવાં જાડાં હોય છે. તેની છાલ બહારથી ઘેરા ભુરા કાળાસલેતા રંગની હોય છે, ને તેપર ઉભા ને આડા ચીરા પડેલા હોય છે, તે અંદરથી રાતા રંગની, રસભરી અને સુગંધીવાળી હોય છે. છાલ મજબૂત રેસાવાળી હોય છે. મૂળનું લાકડું રતાસલેતા ધોળા રંગનું ને મજબૂત હોય છે. સ્વાદ ગળચટો, પાછળથી જરા કડવાસલેતો અને ઘણોજ તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ જોવામાં આવે છે, પણ ઘણુંકરી જુનાં મૂળને મથાળેથી શાખાઓ ફૂટેલી હોય છે, તે ૬ થી ૧૦ ઇંચ કે ૧ થી ૨ ફીટ લાંબી અને સુતળી જેવી પાતળી હોય છે. તે પીળાસલેતા લીલા અથવા જાંબુડી છાયાલેતા રંગની, લીસી, ચળકતી ને તેપર ઉભી હાંસો હોયછે. તેપર ભાગ્યેજ કોઇ કોઇ સફેદ વાળ છૂટાછવાયા હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તેની મુખ્ય ડીટડીપર ૨થી ૩ જોડી હોય છે, મુખ્ય ડીટડી અને તેપર આવેલી જોડીની ડીટડી નીચે ઉભી નસ હોય છે, ને તેની કોર બન્ને બાજુ પાતળી ધાર જેવી હોય છે, અને એ ધારપર વખતે છૂટા છવાયા સૂક્ષ્મ ધોળા વાળ આવેલા હોય છે. એ દરેક જોડીનાં એક પાનમાં ઘણુંકરી ૧૦ થી ૨૦ ઘણાં સૂક્ષ્મ પાન સામસામાં આવેલાં હોય છે. એ સૂક્ષ્મ પાન ૧½ થી ૨ કે ૨½ લાઇન લાંબાં અને ½ થી ⅔ લાઇન પોહોળાં હોય છે. તે ઘેરા કે ફીકા લીલા રંગનાં હોય છે, તેપર વખતે જાંબુડી છાયા પણ હોય છે, તેની સપાટીપર સૂક્ષ્મ ફીકા ધોળા રંગનાં છાંટણાં અને તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તેની કોર બહુધા રાતા રંગની, ને તેપર ધોળા સૂક્ષ્મ વાળની હાર હોય છે, તે જરા જાડાં હોય છે, તેથી તેમાં વચલી નસ શિવાય બાકીની નસો ભાગ્યેજ દેખાતી હોય છે. કોઇવાર તેની ઉપરની સપાટીપર ટેરવાં પાસે સૂક્ષ્મ આડી નસો દેખાતી હોય છે. એ પાન ડીટડી પાસે જરા સાંકડાં ને ટેરવે પોહોળાં હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે, તેની વાસ હરમી અને સ્વાદ સેહેજ મીઠાસલેતો કડુછો લાગે છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી એક્કેક નીકળે છે, તે પાન કરતાં બહુધા લાંબી હોય છે, તે સીધી ને વખતે મથાળે વાંકલેતી હોય છે, તેપર ઉભી હાંસો, અને અધવચમાં અથવા લગભગ તેટલેજ પુષ્પપત્ર આવેલું હોય છે. એ પુષ્પપત્ર રંગે લીલું, રાતી કોરવાળું, તળિએ પોહોળું, મથાળે સાંકડુંથતું ને અણીઆળું હોય છે. તેપર અર્ધપારદર્શક નસો આવેલી હોય છે. સળીને મથાળે થોડાંક સૂક્ષ્મ પુષ્પપત્રો આવેલાં હોય છે, અને તેથી ઉપર ૧૨ થી ૨૦ શેક સૂક્ષ્મ પીળાં ફૂલોની દડી આવેલી હોય છે. ( તેમાં કેટલાંક ફૂલો નર અને થોડાં માદા હોય છે.)

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ લીલા રંગનાં હોય છે. તે તળિયે જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે, તે પાંખડીઓથી ટુંકા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પીળાસલેતા લીલા રંગની અને પુ૦ બા૦ કોષનાં પત્રોના દાંતાથી આંતરે આવેલી હોય છે.

**પુંકેસરો**–૧૦ પાંખડીથી લાંબાં હોય છે. તેના તંતુઓ પરાગકોષ અને પરાગરજ પીળાં હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય લીલા રંગનો; નલિકા પુંકેસરતંતુથી જાડી, લાંબી, ફીકા લીલા કે પીળા રંગની, મથાળે જરા વાંકવળતી ને સૂક્ષ્મ મુખવાળી હોય છે.

ફૂલ-શીંગ ૧ થી ૧૬ ઇંચ લાંબી, ૨ થી ૨૬ લાઇન પોહોળી, ભુરા રંગની ને સેહેજ ચપટી હોય છે. તેને તળિયે સૂક્ષ્મ ડીટી ને મથાળે તેવડીજ અણી હોય છે. તેની સપાટીપર સૂક્ષ્મ નસોનું જાળીકામ હોય છે. તે લીસી ને ચળકતી હોય છે. તેની બન્ને કોર ચઢી આવેલી ધાર જેવી હોય છે. તેમાં ૪ થી ૮ બીજ હોય છે.

**બીજ**-ભુરાસલેતા રંગનાં, પાતળાં, લીસાં, ચળકતાં, એક છેડે જરા અણીયતાં, ને બન્ને સપાટીએ લંબગોળ કુંડાળાંવાળાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ અને પાન.

**૫-ગુણદોષ**-ગ્રાહી.

**૬-ઉપયોગ**-એનાં મૂળની છાલ નળવાયુ, સંગ્રહણી, ઝાડા, પ્રમેહ, ભગંદર અને ઉલટી ઉપર અપાય છે. પાન વાટી ગુંબડાંપર મેલે છે.

"(રીસામણી) કફ, પિત્ત, રક્તપિત્ત, અતિસાર, પ્રદર, સોજા, બળતર, શ્વાસ, ગુંમડાં કોઢ એ સર્વેને મટાડે છે." (વૈ૦ રૂધનાથજી).

("રીસામણીનાં મૂળિયાંનું ચૂર્ણ પાણી સાથે લેવાથી (ઉપર લખેલા) રોગો મટે છે. માત્ર ૧ થી ૨ વાલ સુધી છે. (વૈ૦ શા૦ મણિશંકર ગોવિંદજી જામનગર)

**૭-સ્થાનક**-ઘણુંકરી કરાર અને કોખી કરાર માટીનાં ખેતરોને શેઢે ઉગે છે. આ સ્વસ્થાનમાં તે કાંટેલાં અને શ્રીનગર ગામની પાસેનાં ઘઉનાં ખેતરમાં વિશેષ જોવામાં આવે છે.

**૮-વિશેષ વિવેચન**-પાનને અડકતાં તે સંકોચાઈ નીચાં નમી જાય છે. માટે એને **રીસામણી** અને **નમસ્કારી** કહે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી.).

### નંબર. ૨૩૨.

**૧-શાસ્ત્રીયનામ**-Acacia Arabica.

દૃષ્ટાન્ત-H. II. p. 293; N. p. 102; Watt. I. p. 18; રૂ૦ નિ૦ પા૦ ૪૭૧.

**૨-દેશીનામ**-જાચોબાવળ, કાળોબાવળ, સાચોબાવળ મીઠોબાવળ, વડોબાવળ, બાવળ (પો૦); બાવળ (ગુ૦), बाभुल, बावुल (म०); बबुल, बबुर, कीकर (हिं०); बब्बुलक, बवुल, दुरखुर, बब्बूल, किंकिरात (सं०).

**૩-વર્ણન**-જાચોબાવળ આ સ્વસ્થાનના ખરડા ડુંગરમાં કવચિતજ ઉગે છે. તોપણ મેદાનોમાં, નદીઓકાંઠે અને કેટલાંક ગામોનાં પાદરમાં તે જોવામાં આવે છે. એનાં ઝાડ કોઇવાર નાહનાં પણ ઘણુંકરી ઉંડી કરાર જમીનમાં તે ઘણાં ઉંચાં અને વિસ્તારવાળાં થાય છે. તેનું થડ સીધું, છાલ જાડી, ઘણુંકરી બહારથી કાળા રંગની શાખાઓ ઝાઝી ચોતરફ ફેલાતી ને તેનાપર ધોળાં લાંબા કાંટા કે શૂળ આવેલી હોય છે. પાન સંયુક્ત, દ્વિવિભાગિત, ઝીણી સળીપર ઝીણાં દલવાળાં આવેલાં હોય છે. ફૂલ પીળા રંગનાં અને શીંગ (ફલ) લાંબી, જરા ચપટી ને માલા જેવી ખાંચાઓવાળી હોય છે.

**મૂળ**-જમીન અને ઝાડના પ્રમાણમાં ઉંડાં અને લાંબાં હોય છે. તેમાંથી કેટલાએક જાડા અને રેસા જેવા ઝીણા પણ ફાંટાઓ નીકળેલા હોય છે. તેની છાલ રતાસલેતી, રસભરી, ઉગ્રવાસ અને કડવાસલેતા તૂરા સ્વાદવાળી હોય છે. મૂળનું લાકડું ઘણું મજબૂત હોય છે.

**ડાંડી અને શાખાઓ**-એનું થડ કોઈ કોઇવાર માણસની બાથમાં પણ ન આવી શકે તેવું જાડું હોય છે. તેની છાલ ભૂરા કાળા રંગની, ખડબચડી, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેથી અંદરની છાલ રાતી, ને અંતરછાલ ધોળાસલેતા રંગની હોય છે. તે ઘણી મજબૂત હોય છે. ને કાપ્યા પછી થોડીવારે ભૂરા રતા રંગની થઈ જાય છે. કોમળ શાખાઓપરની છાલ ભૂરા રંગની ને તેપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. શાખાઓપર ૨૬ થી ૩ ઇંચિ લાંબા ઘણી તીક્ષ્ણ અણીવાળા સફેદ રંગના બબ્બે કાંટા ભેળા આવેલા હોય છે. એ કાંટાઓ કોમળ હોય છે, ત્યારે નરમ અને વખતે રતાસલેતા રંગના, ને તેપર ભૂરા કે ધોળા વાળની સૂક્ષ્મ રૂંવાટી હોય છે. બાવળની છાલમાંથી ઘણુંકરી શિયાળા આખર ગુંદર નીકળે છે. તે ભૂરાસલેતો રાતો ને ફીકા ભૂરા રંગનો હોય છે. કોઈ કોઇવાર ગુંદરની જગોએ તેની છાલમાંથી કાળા રંગનો પાતળો રસ ઘણો વહે છે ને તેથી થડની છાલ આવા રસથી ભરાઈ રહેલી ઘણીવાર જોવામાં આવે છે. તેમજ એનાં ઝાડપર ઘણી ઝડપથી ચાલનારા મંકોડાઓ ગુંદર અને કાળો રસ ખાતા ને એ ઝાડની ચોકી કરતા જોવામાં આવે છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૨૬ ઇંચ લાંબાં ને ૧૬ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનની મુખ્ય ડીટડીપર ૬ થી ૧૨ પાનની જોડી હોય છે અને તે દરેક જોડીમાં ૩૨ થી ૪૦ સૂક્ષ્મ પાન (દલ અથવા પર્ણ Leaflets) હોય છે. તે પાનનો ઉપરનો રંગ ઘેરો લીલો ને નીચેનો સહેજ ફીકો હોય છે. પાનની મુખ્ય ડીટડીપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. ને તેપર સૌથી નીચેની જોડીથી જરા નીચે એક ચપટી લીલાસલેતા ભૂરા રંગની રસકુપ્પિ Gland હોય છે. સૂક્ષ્મ દલ અથવા પાનની મુખ્ય ડીટડીઓપર પણ વાળની રૂંવાટી હોય છે. પણ દલની ઉપર સૂક્ષ્મ સફેદ છાંટણાં હોય છે. પાનને ચોળવાથી તેમાંથી મેંદીનાં પાન જેવી વાસ નીકળે છે, ને તેનો સ્વાદ

ચીકાસલેતો તૂરો ને જરા કડુછો લાગે છે. ઉપપાનની જગોએ ઘણુંકરી કાંટા હોય છે.

**ફૂલ**–પુષ્પધાણુકરનારી સળી ટુંકીને બહુધા ભૂરા વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેપર સૂક્ષ્મ પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલની દડી પીળા રંગની $\frac{૧}{૨}$ ઇંચ વ્યાસની હોય છે. પુ૦ બા૦ કોપ ઘંટાકાર $\frac{૧}{૨૪}$ ઇંચ જેટલો ટુંકો, અને પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ એથી બમણી લાંબી હોય છે. પુંકેસરો ઘણાં, પાંખડીથી બહાર નીકળતાં ને સૂક્ષ્મ પરાગકોપવાળાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે.

**શીંગ**–ફલ (પૈડા)–૪ થી ૬ ઇંચ લાંબી ને $\frac{૧}{૨}$ થી $\frac{૩}{૪}$ ઇંચ પહોળી હોય છે. તે સીધી અથવા જરા અંદરની કોર તરફ વાંકવળેલી હોયછે. શીંગની બન્ને કીનાર જરા ચઢી આવેલી હોય છે. તેમાં ૬ થી ૧૨ કે ૧૫, કે ભાગ્યેજ એથી વધારે બીજ હોય છે. તે દરેક બીજ શીંગમાં એક બીજાંથી જરા છેટે આવેલું હોયછે. તે શીંગમાં બન્ને બાજુ ચઢી આવેલું દેખાય છે. અને એ બીજની વચ્ચે શીંગમાં ખાંચ હોય છે. આ ઉપરથી એ શીંગમાં કેટલાં બીજ છે તે શીંગ જોઇને કહી શકાય છે. શીંગને બન્ને છેડે ઘણુંકરી સાંકડી અણી હોય છે. શીંગ તદન સુકાઇ જાય છે, ત્યારે તેને હલાવવામાં આવે તો તેમાંનાં બીજ ઘુઘરાની પેઠે ખડખડે છે. સુકી શીંગનો રંગ બહારથી ઘણુંકરી ભસ્મીવર્ણો ને અંદરથી ઘેરો ભૂરો કે કાળાસલેતો હોય છે. શીંગની સપાટીપર ભસ્મીવર્ણી ભુરકી હોય છે. તે નખવતી ખરપતાં નીકળી જાય છે. તેની નીચે શીંગની છાલનો રંગ કાળો ને ચળકતો હોય છે. સુકી શીંગ ઘણી બટકણી હોય છે. શીંગની વાસ હરમી ને સ્વાદ કડવાસલેતો તૂરો ને ઉગ્ર હોય છે.

**બીજ**–ચળકતાં, લીસાં ને કાળા રંગનાં હોય છે. તે ૨$\frac{૧}{૨}$ લાઇન લાંબાં ને ૧$\frac{૧}{૨}$ કે ૨ લાઇન પોહોળાં હોય છે. તેનો આકાર લંબગોળ ને તેની બન્ને સપાટીપર અક્કેક એ બીજના આકારને મળતી પીળાસલેતા ભૂરા રંગની લીટીથી બનેલી કુંડલી હોય છે. બીજની સપાટીપર **આઇગ્લાસથી** જોતાં સૂક્ષ્મ બિંદુઓ દેખાય છે. બીજને એક છેડે પીળાસલેતા રંગની સૂક્ષ્મ બુઠ્ઠી અણી હોય છે. બીજ ઘણાં કઠ્ઠણ હોય છે. તેને તોડતાં તેમાંથી પીળાસલેતા રંગનો દાળીઓ નીકળે છે, તેની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરાસલેતો ગળચટો ને પાછળથી મીઠાસલેતો છેવટ ઉગ્ર લાગે છે.

**૪–ઉપયોગી અંગ–સર્વાંગ**

**૫–ગુણદોષ**–ગ્રાહી, ઉપલેપક, ચિરગુણકારી પૌષ્ટિક, રોપણ તથા કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–જાચો બાવળ એ ખરો **અરબીબાવળ** કે **દેશીબાવળ** કહેવાય છે. એ શિવાય આ સ્વસ્થાનમાં નીચે પ્રમાણે બાવળો ઉગે છેઃ–

૧–લાસો બાવળ–(Leucæua glanca)
૨–તલ બાવળ–(Acacia Farnesiana)
૩–છત્રો બાવળ–(A. planifrons)
૪–તલ બાવળી–(A. jacquemontii)
૫–તટકીઓ બાવળ–(A. eburnea)
૬–હરમો બાવળ–(A. leucophlœa)
૭–ખેરીઓ બાવળ–(A. catechu)
૮–ગોરડીઓ બાવળ–(A. Senegal)
૯–ખેરવેલીઓ બાવળ–(A. pennata)

પણ જે જગોએ કેવળ **બાવળ** લખેલું હોય ત્યાં **અરબી અથવા જાચો બાવળ** (Acacia Arabica) સમજવાનો છે. બાવળ એ એક જાણીતું અને ઘણું ઉપયોગી ઝાડ છે. તેનાં લાકડાં, પાન, છાલ, ગુંદર અને પૈડાનો ઘણોખરો ઉપયોગ સૌના જાણ્યામાં હોય છે. તોપણ થોડો આ નીચે લખવામાં આવે છેઃ–

**મૂળ**–બાવળનાં મૂળની છાલનો ઉકાળો ચિરગુણકારી કવાથમાં અપાય છે. તેમજ એ છાલ રંગના કામમાં પણ આવે છે. લાકડું ઘણું મજબૂત હોય છે. તે ગાડાંની છત્રીનાં વાકીઆં બનાવવાના કામમાં ખેડુ લોકો વાપરે છે. **થડની છાલ**–બાવળની છાલનો ઉકાળો મોઢું પાકયું હોયતો કોગળા કરવામાં, તેમજ સડતાં ચાંદાં અને ગડગુંબડાં ધોવામાં વપરાય છે. એનો ઉકાળો સંગ્રહણી અને ઝાડા ઉપર પવાય પણ છે. બાવળની છાલનો કાઢો તાવવાળાને આપવાથી પરસેવો આવે છે. બાવળની છાલ ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં વાપરે છે. અને માછી લોકો માછલી પકડવાની જાળ, ને શિકારી લોકો કપડાં રંગવાના કામમાં તે છાલનો ઉપયોગ કરે છે. કોમળ શાખાઓની છાલના રેસા કાગળ બનાવવાના કામમાં આવે છે. એની છાલના રેસામાંથી ખાટલા ભરવાનું વણ ને દોરડાં બનાવવામાં આવે છે. છાલની રાખ સડતાં ચાંદાં ઉપર ભરભરાવવામાં આવે છે. છાલ બાળી તેને વાટી તે **મીસી**ની જગોએ દાંતે દેવાય છે. બાવળની અંતરછાલ રાત્રે માટીનાં વાસણમાં પલાળી સવારે સાકરની સાથે પરમા અને પીશાબની ગરમીપર અપાય છે. બાવળની છાલના ઉકાળાની પીચકારી સંગ્રહણી, ઝાડા અને સ્ત્રીપ્રદર ઉપર આપવામાં આવે છે. પારાની કોઇ પણ બનાવટ ખાઇ મોઢું લીધું હોય તો મોઢું વાળવા માટે બાવળની છાલના ઉકાળાના કોગળા કરવામાં આવે છે. બાવળની છાલ પાણીમાં ઘસીને સફેદ કોઢપર ચોપડવામાં આવે છે. બાવળની સુકી છાલને સારીપેઠે કુટી કપડછાણ કરી તેની ચપટી સડતાં ચાંદાં અને ઢોરનાં ભાઠાં કે જખમપર છાંટવામાં આવે છે. સર્પડંસ ઉપર પણ એ ભૂકી વપરાય છે. બાવળની છાલનો ઉકાળો સ્ત્રીને વધારે દસ્તાન

જતું હોય તો અંગમાં લેવાય છે. ગળાનો કાકડો લાંબો થઇ જવાથી ગળાંના નીચલા ભાગમાં વાગે છે. તેથી ખાલી ખાંસી આવ્યા કરે છે ને ગળું રાતું થઇ જાય છે. તે ઉપર બાવળની છાલના ઉકાળાના કોગળા કરવાથી ઘણો આરામ થાય છે. બાવળની છાલ દેશી દારૂની બનાવટમાં વપરાય છે. બાવળની છાલ ખત્રી અને રંગરેજ લોકો રંગના કામમાં વાપરે છે. ગ્રાહી તરીકે બાવળની છાલ વલાયતથી આવતી "ઓકબાર્ક"ની જગોએ વાપરી શકાય છે. બાવળની છાલનો ઉપયોગ સાબુની જગોએ પણ કરવામાં આવે છે.

**ગુંદર**—બીજા બધા બાવળો કરતાં આ જાચા બાવળન ઝાડમાંથી વધારે ગુંદર નીકળે છે. બાવળનાં એક ઘણાં ઉંચાં અને મ્હોટા વિસ્તારવાળાં ઝાડમાંથી દોઢ કે બસેર ગુંદર દર વર્ષે નીકળે છે. એ ગુંદરને **બાવળીઓ** ગુંદ અથવા ગુંદર કહે છે. એ ગુંદર ઘણા પૌષ્ટિક પાકોમાં નાખવામાં આવે છે. મુખપાકપર ગુંદરના પાણીના કોગળા કરવાથી મુખની ગરમી દૂર થાય છે, તેમ જ ડાઢ દુખતી હોય તો દાઢમાં ગુંદરનો કકડો રાખવામાં આવે છે. પરમા અને પેશાબની ગરમીમાં ગુંદરનું પાણી વપરાય છે. ગુંદરના પાણીની પીચકારી આપવાથી પ્રમેહની બળતરા ઓછી થાય છે. તેમજ તેની પીચકારી ઝાડા અને સંગ્રહણી ઉપર પણ અપાય તો ફાયદો કરે છે. ફેફસાના દરદમાં પણ બાવળના ગુંદરનું પાણી ઉપયોગી છે. ઉધરસ અને દમ ઉપર એ ગુંદરની ગોળી ખવરાવવામાં આવે છે. તાવની સાથે ઝાડો ને સંગ્રહણી હોય તો ક્વીનાઇનની સાથે ગુંદર વાપરવામાં આવે છે. મીઠાપરમાપર પણ ગુંદર વપરાતો કહેવાય છે. સ્ત્રીઓને ખાવાના કાટલાંના લાડુમાં બાવળીઓ ગુંદર વિશેષ વપરાય છે. બાવળના ગુંદરને ઘીમાં તળી કેટલીક સ્ત્રીઓ શિયાળે સાકર સાથે ખાય છે. બાવળના ગુંદરનો પાક કરવામાં આવે છે. તે **ગુંદરપાક** કહેવાય છે. એ સાધારણ મીઠાઈ તરીકે વેંચાય છે. બાવળનો ગુંદર સારી પાલીશ, વારનીસ વગેરેમાં તેમજ ખત્રી, રંગરેજ તથા છીપા લોકોની કારીગીરીની બનાવટમાં કામે લાગે છે. કમાંગરલોકો ચીતરના રંગ અને કેટલીક પોતાની બનાવટમાં પણ ગુંદર વાપરે છે. બાવળના ગુંદરને **ધાવડા** (Anogeissus latifolia)ના ગુંદરની સાથે મેળવી તેની મેળવણીનો આર રંગીન તાણાપર ચડાવવામાં આવે છે, તેથી તાણો સખ્ત અને તેજદાર થાય છે. "જળોના ડંખમાંથી નીકળતું લોહી બંધ કરવા માટે બાવળનો ગુંદ દાબવામાં આવે છે." (વૈ૦ શા૦ મ૦ ગો). "પૌષ્ટિક તરીકે તેનો ગુંદ વપરાય છે." (ડા૦ વી૦ ગ્રી૦) આસડોની બનાવટની ગોળીઓ બાંધવામાં અને પડબડીઆંઓ વગેરે ચોડવામાં ગુંદરનો સાધારણ રીતે ઘણો ઉપયોગ થાય છે.

**પાન**—બાવળનાં પાન વાટી સાકરની સાથે પ્રમેહ ઉપર પીવરાવવામાં આવે છે. મોઢું પાકયું હોય તો તેનાં પાન મોઢાંમાં રાખી લાળ ખેરવાથી મોઢાંની ગરમી ઓછી થાય છે. બાવળનાં પાનને વાટી તેની થેપલી મીઠાં તેલમાં ઉકાળી પાન બળી જાય ત્યારે તે તેલ ગાળી લઇ કેટલાક મલમ બનાવવામાં, તેમજ ચામડીના દરદમાં તે વપરાય છે. બાવળનાં પાન વાટીને તેની થેપલી મરકીની ગાંઠમાં થતી બળતરા ઉપર બાંધવામાં આવે છે. બાવળનાં પાનને વાટી તેની સોગઠી ઉન્હાળાના વખતમાં સ્ત્રીપ્રદર ઉપર અંગમાં રખાય છે. બાવળનાં પાન વાટી ગડગુંબડાં અને જખમોપર ચોપડવામાં આવે છે. બાવળનાં કોમળ પાનને વાટી તેના રસનું કાન અને આંખના દુખાવાપર તેમાં ટીપું નાખવામાં આવે છે. બાવળનાં કોમળ પાન વાટી માના દૂધમાં મેળવી છોકરાંઓને આંખપર પોટીસ ઠેકાણે મુકવામાં આવે છે. બાવળનાં પાંદડાં રંગના કામમાં વપરાય છે. બાવળનાં પાન પાણીમાં વાટી ગાળી સાકરની સાથે પ્રમેહ અને પેશાબની ગરમીમાં પવાય છે. "બાળકોનું મોઢું આવી જાય છે ત્યારે બાવળનાં પાન ચાવવાં બહુ માફક આવે છે. કેટલીક વખતે સ્ત્રીના કસુંબાવાળાં લુગડાં ચુસવાથી બાળકનાં મોઢાં આવી જાય છે. ત્યારે તેમજ બીજાં ગમે તે કારણથી બચ્ચાંઓનું મોઢું આવી ગયું હોય ત્યારે સ્ત્રીઓ પોતે બાવળનાં પાન ચાવી તે ભૂકો જ્યાં બાળકનું મોઢું આળું થઇ ગયું હોય ત્યાં લગાડે છે અને તેથી બાળકનું આવીગએલું મોઢું સાફ થાય છે. ગ્રાહીગુણને માટે તેનાં પાન રક્તાતિસાર અને કફાતિસારમાં પ્રસિદ્ધ છે. ઝાડામાં લોહી પડતું હોય ત્યારે પણ તે અપાય છે. બાવળનાં પાન, જીરૂં, અને શાહજીરૂં એ ત્રણે વાટી ચૂર્ણકરી એક તોલો લેવાથી કફાતિસારનો ઘણો જલદિથી નાશ થાય છે. પીડિતાર્તવમાં તથા અત્યાર્તવમાં બાવળનાં પાનને પલાળી સાકરમાં નાંખી પીવાય છે." (ડા૦ વી૦ ગ્રી૦). "એનાં પાંદડાં ચોપડવાથી ગુંબડાં નાળ વગેરે મટે છે, કફ, લોહીનો ઝાડો, પ્રમેહ, કોઢ, ઉધરસ, આમ, પિત્ત, બળતર મટાડે છે, પુરૂષાતન કમતી કરે છે." (વૈ૦ રૂગનાથજી).

બાવળનાં પાન દુકાળ વખતે સઘળી જાતનાં ઢોરને ખવરાવવામાં આવેછે. એટલુંજ નહિ પણ માણસ પણ તે ઉકાળીને ખાય છે. સાધારણ મોસમમાં પણ ઊંટ, બકરાં ને ગાડરાંનો બાવળનાં પાન એક સાધારણ ચારો છે. બાવળનાં પાન ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં વાપરે છે. બાવળનાં કોમળપાન વાટી તે ઝાડા, સંગ્રહણી, પ્રદર અને પ્રમેહ ઉપર આપવમાં આવે છે. બાવળનાં કોમળપાન વાટી તેની સાથે મરી ને સાકર મેળવી તે ઉલટીમાં જતાં લોહી ઉપર આપવામાં આવે છે, એમ કહેવાય છે.

**બાવળની શુળ અગર કાંટા**—બાવળના કાંટાનો ઉપયોગ સાધારણ રીતે **સોઇ** અને **ટાંચણીની** જગોએ

કરવામાં આવે છે. ચાલતી મુસાફરીએ ખાખરા કે વડનાં પાનની પતરાવડી સીવવી હોય તો બાવળની શૂળો સળીની જગોએ અણીભાંગી ઘણીવાર વાપરવામાં આવે છે. એડુ કે રબારી લોકોને રસ્તે ચાલતાં કાંટો વાગે તો બાવળની શૂળથી તે કાંટો કાઢી લે છે. બાવળની શૂળવાળી ડાળો કે ઝાંખુ ખેતર, વાડા, ઢોરવાડીઆં વગેરેની વાડો કરવામાં તેમજ તેના ઝાંપાની આડચ તરીકે વપરાય છે.

**બાવળનાં ફૂલ**–મધુરી સુગંધવાળાં હોય છે. તે સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે. બાવળનાં ફૂલ મોઢું પાકયું હોય તો મોઢાંમાં રાખવાથી મોનો પાક ઉતરી જાય છે. એનાં ફૂલનો ગુલકંદ ગ્રાહી ગણાય છે.

**બાવળની શીંગો** અથવા **પૈડા**–બાવળના પૈડાને કેટલાક લોકો **પડીઆ** અથવા **બાવળીઆ** પણ કહે છે. એ બાવળીઆ કાચા હોય ત્યારે તેનું અથાણું કરવામાં આવે છે. તે ખાવાથી અરૂચી, મોળ અને ઉલટી બંધ થાય છે. કેટલાક લોકો બાવળીઆ કાચા પણ ખાય છે. તે પૈષ્ટિક મનાય છે. રબારી અને ભરવાડ લોકો બાવળના પૈડા આંકડાવતી બાવળપરથી પાડી બકરાં અને ગાડરાંઓ- ( ઘેટાં )ને ખવરાવે છે. તેમજ વિશેષકરી ગાયો આદિ દુઝણાં ઢોરોને તે ખવરાવવામાં આવે છે. તેથી દૂધનો વધારો થાય છે. ઉન્હાળાના દિવસોમાં જ્યારે બીજો તાજો ચારો ઢોરોને મળતો નથી ત્યારે આ ચારો ઘણો ઉપયોગી થઈ પડે છે. છપ્પનિયા દુકાળ વખતે બાવળમાં સાધારણ વરસો કરતાં ઘણો ફાલ આવ્યો હતો, એટલુંજ નહિ પણ તે વરસમાં એને બેવાર ફાલ આવ્યો હતો. સુકા પૈડા ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં વાપરે છે. બાવળના પૈડામાંથી રસ કાઢી તેને જમાવે છે, તેને બજારમાં **અકાકીઆ** કહે છે. એ અકાકીઆ ઘણુંકરી વોરા અને બીજા ગાંધી લોકોને ત્યાં વેંચાય છે. તે કાળા રંગની ચોરસ નાહની ગોટી હોય છે. તે નાહનાં ધાવણાં છોકરાંનું મોઢું, ગળું કે જીભ પાકયાં હોયતો અકાકીઆની ગોટી દૂધમાં ઘસી છોકરાંને મોઢામાં ચોપડે છે, તેથી ફાયદો થાય છે. તાજા બાવળીઆનો રસ દૂધ કે પાણીમાં નાંખી તે પણ મુખપાકપર ચોપડાય છે. તાજા બાવળીઆને અભાવે સુકા બાવળીઆને પાણીમાં પલાળી વાટી પછી તેનો રસ કપડેથી ગાળી દૂધમાં મેળવી મુખપાકપર મોઢામાં ચોપડે છે. સુકા બાવળીઆની બારીક ભૂકી ઝાડા અને સંગ્રહણી ઉપર વાપરવામાં આવે છે. સુકાબાવળીઆને કુટી, કપડછાણ કરી તેમાં ફૂલાવેલી ફટકી, કાથો અને એદારકાંકરાની ભૂકી મેળવી તેની સોગઠી સ્ત્રીપ્રદરપર પહેરવામાં આવે છે. બાવળના પૈડાની ભૂકીની ગોળ કે મધમાં ગોળી કરી ઉધરસ ઉપર અપાય છે.

"બાવળની શીંગ ટાઢી છે, એનું અથાણું કરે છે, ગ્રાહી છે, રૂક્ષ છે, તુરી છે. કફ પિત્તને મટાડે છે." ( વૈ૦ રૂગનાથજી ).

બાવળના સુકા પૈડાને ઉકાળીને રંગના કામમાં વાપરે છે. અને વોટ સાહેબ લખે છે કે:–કલકત્તામાં ફક્ત રંગના કામમાં વપરાતી બાવળની સુકી શીંગોની કીમત એક રતલની ૨ થી ૩ આનાં સુધીની હોય છે. એની લીલી શીંગો શાહી બનાવવાના કામમાં આવે છે, એમ કહેવાય છે.

**બીજ**–બાવળનાં બીજને બાળી તેને વાટીને તે દાંત દુખતા હોય તો દાંતે **મીસી** તરીકે લગાડવામાં આવે છે. બાવળનાં ઝાડપર **લાખ** થાય છે, તે રંગના કામમાં વપરાય છે.

બાવળનું લાકડું ઘણું મજબૂત અને ટકાઉ હોય છે. તેનાં થડવચ્ચેનો સાર રતાસલેતા કાળા રંગનો હોય છે. તે ઘણો મજબૂત ગણાય છે, તેને જલદીથી જીવાત લાગતી નથી, પણ તેની છાલ અને સારની વચ્ચેના ધોળા લાકડાંના ભાગમાં તરત જીવાત બેસી જાય છે. બાવળનું લાકડું ખેતીવાડીના તમામ ઓજારો બનાવવાના કામમાં વપરાય છે. તેમજ તે ગાડીનાં પૈડાં, તેલ પીલવાની ઘાણી, શેરડી પીલવાના ચીચોડા વગેરે બનાવવાના કામમાં આવે છે. બળતણમાં પણ, આ બાવળનું લાકડું સૌથી વખણાય છે. **હાઇડ્રોલિકલાઇમ** પકાવવમાં પણ બાવળનાં લાકડાંનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે. બાવળનાં લાકડાંના કોલસા બીજાં બધાં લાકડાં કરતાં સારા થાયછે.

બાવળની કામોનાં દાતણ કરવામાં આવે છે. જેથી દાંત મજબૂત થાય છે, એટલુંજ નહિ પણ મોઢાની ગરમી અને વાસ પણ દૂર થાય છે.

બાવળની છાલ, પાન અને શીંગોની અંદર રહેલો રંગિત અને ગ્રાહીગુણ તેમના ટૅનિક ઍસિડ નામના તત્વને આભારી છે.

**૭–સ્થાનક**–પોરબંદર તલપતની આસપાસ જાચાબાવળનાં ઝાડ કેવળ બાગ અગર વાડીમાં કોઈકોઇ જોવામાં આવે છે. બરડા ડુંગરપર તે ઉગતાં નથી, પણ રાણાવાવ, વરવાળા, ભોદ અને અણીઆરી ગામની સીમમાં તેમ જ વરતુ અને ભાદરકાંઠે એનાં ઝાડો ઘણાં ઉગે છે. એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ, પંજાબ, ગુજરાત અને દક્ષિણમાં થાય છે. એ બીજી ઘણી જગોએ વાવવામાં આવે છે.

**૮–વિ૦ વિવેચન**—બાવળની જાતની વનસ્પતિ–(Acacia)માં સૌથી મ્હોટું તથા સારાં અને ઉપયોગી લાકડાંવાળું ઝાડ આ થાય છે, માટે એને જાચોબાવળ અથવા સારો અને વડો બાવળ કહેતા હશે.*

* પોરબંદર સ્વસ્થાનમાં જાચાબાવળનાં ઝાડ જથ્થાબંધ કોઈ જગોએ ઉગતાં જોવામાં આવતાં નથી. બરડા ડુંગરપર તો જાચા બાવળનું ઝાડ કોઇએ વાવ્યું હોય તો જ ઉગે છે. પણ પોતાની મેળે ઉગતું જણાતું નથી. વરતુ અને ભાદર નદિના કાંઠાપર જે થોડાં જાચા બાવળનાં ઝાડો ઉગેલાં જોવામાં આવે

બાવળનાં એક ઘણા સારાં ઝાડની કીમત કેટલીક જગોએ રૂપીયા ૫ થી ૩૦ કે તેથી પણ વધારે ઉત્પન્ન થાય છે.

છે તે જામનગર અને કાઠીઆવાડનાં બીજાં સ્વસ્થાનોમાં ઉગતાં બાવળનાં ઝાડોના પૈડા કે બીજ વરસાદની છેલમાં તણાઈ આવી એ નદીઓને કાંઠે પડે છે, તેમાંથી ઉછરેલાં લાગે છે. જાચા બાવળને કરાર અને છેલની કાંપવાળી રેતાલ જમીન માફક આવે છે, અને તેવી જમીન વિશેષ કરીને આ સ્વસ્થાનમાં ઉપર કહેલી બે નદીઓને કાંઠે હોતાં ત્યાં જાચાબાવળનાં ઝાડો ઉછરે છે.

આ સ્વસ્થાનમાં બ્રિટિશ ઍડમિનિસ્ટ્રેશન હતું ત્યારે તેની શરૂવાતમાં કરાંચીથી જાચા બાવળનાં બીજ મંગાવી આખા બરડા ડુંગરમાં તેમજ વરતુ, મીણસાર અને ભાદરકાંઠે વાવવામાં આવેલાં હતાં. તેના રોપા અસંખ્ય ઉગ્યા હતા. પણ તે વરતુ અને ભાદરકાંઠા શિવાય બાકીની જમીનમાં થોડા ઉછર્યા હતા, એમ અનુભવ ઉપરથી જણાયું છે. બરડા ડુંગરમાં જ્યાં જ્યાં ઝરણેને કાંઠે અને તળીઓમાં સારી કાંપવાળી જમીનમાં જાચાબાવળનાં ઝાડો ઉછરેલાં છે, તે પણ જોઇએ તેવાં ઉંચાં અને વિસ્તારવાળાં થયાં નથી. હડીઆ, ગોઢાણાં, આદીત્યાણાં, રાણાવાવ આદિ રક્ષિત જંગલોમાં જે જાચા બાવળનાં ઝાડ ઉગેલાં છે, તે ૮ થી ૧૦ ફીટથી વિશેષ ઉંચાં પંદર વર્ષ દરમિયાન જોવામાં આવેલાં નથી, પણ એ ઝાડો ૧૦ શેક ફીટ ઉંચાં થઇ તેનું વધવું બંધ થાય છે અને તેની ઉપરની કોમળ શાખાઓ રતાસલેતા રંગની થઇને ઠરડાઈ આડી વળી જાય છે, ને ત્યારપછી તેમાંથી ઘણુંકરી કોઈ પણ શાખા આગળ વધતી નથી. જો કે આ ઝાડો આવી હાલતમાં સારો વરસાદ હોય તો જીવતાં રહે છે, પણ તેના કદમાં વધારો થતો નથી. આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવેલું છે કે, બરડા ડુંગરની પથ્થરવાળી જમીન જાચાબાવળને બીલકુલ માફક આવી શકતી નથી. એક ચમત્કાર એવો જોવામાં આવ્યો છે કે, રાણાવાવથી કંડોરણાં ગામ સુધી જતી સડકની બન્ને બાજુએ તેમ જ કંડોરણાં ઠાંસામાં કરાંચીથી મંગાવેલાં જાચાબાવળનાં બીજ વાવવામાં આવેલાં હતાં. તેમાં રાણાવાવ, ભોદના વોકળા અને વરવારાની હદ સુધીમાં જાચાબાવળનાં ઝાડ સાધારણ રીતે ઠીક ઉગેલાં છે. પણ કંડોરણાંની હદમાં તેમજ કંડોરણાં ઠાંસામાંના જાચાબાવળનાં ઝાડો **તટફીઆબાવળ** (A. eburnea) જેવાં અર્થાત્ આ સ્વસ્થાનમાં જે જંગલી બાવળ આડે વગડે ઉગે છે તેવાં થઇ ગયાં હતાં. આ ઉપરથી એમ જણાય છે કે, આ સ્વસ્થાનની કેટલીક જમીનમાં વાવેલાં સારા બાવળનાં બીજમાંથી ઉછરેલા છોડવાનું રૂપાન્તર બદલાઈ તે અહિંઆં ઉગતા જંગલી બાવળ જેવા થઈ જાય છે. આ અહિંની જમીન અને આબોહવાનો ફેરફાર લાગે છે, માટે જાચાબાવળનાં બીજ બરડા ડુંગર અને મીણસાર કાંઠે નહિ વાવતાં બરડા ડુંગરમાં અને મીણસાર કાંઠે જે જંગલી બાવળ (A. eburnea) પોતાની મેળે ઉગે છે તેનો જ જેમ બને તેમ બચાવ અને વધારો કરવો જોઈએ. આ બાવળનો બચાવ કરવાથી પણ એનાં બરડા ડુંગર અને મીણસાર કાંઠે એક પાંચ દશ વર્ષમાં ઘણાં સારાં જાળાં અર્થાત્ જંગલ થઈ જાય છે. એનાં ઝાડ જો કે જાચાબાવળ જેટલાં ઉંચાં અને વિસ્તારવાળાં થતાં નથી, તોપણ તે જાચાબાવળને અભાવે આ સ્વસ્થાનની

બાવળના ઉપરના સાધારણ ઉપયોગથી સહેજ જણાઈ આવે છે કે, તે ઝાડ કેટલું બધું ઉપયોગી છે. દુકાળની

જમીન, આબોહવા અને લોકોની જરૂરીઆત તરફ નજર કરતા તે ઘણાં જ ઉપયોગી થઈ પડે છે. આ સ્વસ્થાનમાં ખેતીવાડીનાં ઓજારોના કામમાં વપરાતું અને બળતણ તરીકે જોઇતું બાવળનું લાકડું આ બાવળનાં ઝાડોમાંથી આખા સ્વસ્થાનને પુરૂં પડે છે. પણ ભાદર અને વરતુ નદીને કાંઠે જેટલાં બને તેટલાં જાચાબાવળનાં ઝાડો ઉછેરવાં જોઇએ, કેમકે એ જમીન તેને બહુ માફક આવે છે. ત્યાં પણ કેવળ ભાદર અને વરતુનાં કાંઠા અને તે નદીઓમાં મળતા વોકળાઓનાં કાંઠા સખ્ત રીતે રક્ષિત રાખવાથી બીજી કાંઈ પણ મહેનત કર્યા શિવાય એક પાંચ દશ વર્ષમાં હજારો ઝાડો પોતાની મેળે થઈ આવે તેમ છે. અને તેનો પ્રત્યક્ષ દાખલો વરતુ કાંઠાનું **રિઝર્વ, રૂપાવો, સુકાવો** અને **ખારીવેકરી** અને **વરતુના રિઝર્વ કરેલા કાંઠાઓ** હાલ મોજુદ છે.

પોરબંદર સ્વસ્થાનને ઘણીખરી જમીનમાં જાચાબાવળ નહિ થવાથી એ બાવળનાં જે થોડાં ઝાડો વરતુ અને ભાદર કાંઠે ઉગે છે તેની ઘણી સારી કીમત ઉપજે છે. વરતુ કે ભાદર કાંઠાનાં એક સારાં મ્હોટાં જાચાબાવળનાં ઝાડની કીમત રૂપિયા ૫ થી ૧૫ સુધી ઉપજે છે. પણ જો તે ઝાડનું થડીયું ઘણું જાડું અને વેઢા કે ગાંઠા વગરનું હોય તો, ને તેમાંથી ગાડાનાં પાટીઆં, પૈડાં અને શેરડીના ચીચોડા તેમજ તેલ પીલવાની ઘાણી વગેરે થઈ શકે તો, તેવાં ઝાડની કીમત **અડવાણાં** અને **સોઢાણાં** તરફ રૂપિયા ૨૦ થી ૨૫ સુધી પણ આવી શકે છે. વરતુ કાંઠાનાં લોકોને એક ઘણી ખરાબ ટેવ પડેલી છે, તે એ કે, તેઓ બાવળનાં ઝાડની આડી શાખાઓ સોરી (કાપી) નાંખે છે, એવી મતલબથી કે, જો આડી શાખાઓ સોરી નાંખી હોય તો તે ઝાડનું ઘણું ઉંચું તરત જઈ શકે છે. આ માન્યતા તેઓની સાચી છે, તોપણ બાવળની જાતની વનસ્પતિમાં તેમાં પણ ખાસ કરી જાચાબાવળનાં ઝાડમાં તો એ રીત ઘણી નુકશાનકારક છે. હરકોઈ શખ્સ જોઈ શકશે કે, વરતુ કાંઠે જે બાવળનાં ઝાડો **સોરવામાં** આવેલાં હશે, તેમાં સોરેલી ડાળની જગોએ ખાડાઓ, વેઢાઓ, ગાંઠાને ગડબા પડેલા ઝાડનાં થડ અથવા ડાળોમાં જોવામાં આવે છે અને કોઈ કોઈવાર તેનાં થડ અને ડાળોમાં ઉંડાં ભગંદર પડી ગએલાં પણ નજરે પડે છે. આથી કરીને બાવળનાં જે થડની કીમત રૂ ૧૦ થી ૧૫ આવી શકે, તે આવી રીતે ખરાબ થઈ જવાથી ને કેવળ બળતણના જ કામનું તે રહેવાથી તેની બળતણ જેટલી કીમત માત્ર ઉપજે છે. કેમકે એવું વેઢા અને ખાડાઓવાળું લાકડું કારીગરીનાં કામમાં આવી શકતું નથી.

કાઠીઆવાડના પોલીટીકલ એજન્ટ ઑલીવન્ટ સાહેબ જ્યારે કરાંચી જતાં પોરબંદરની મુલાકાતે આવેલ ત્યારે તેઓ સાહેબે ચોબારીના દરિયા કાંઠાના રેતીના ઢસાઓ ઉપર બાવળ વાવવાની સુચના કરી હતી, અને જેપરથી અજમાએસ તરીકે બાવળનાં બીજ ચોબારીપર વાવવા લખનાર તરફ હુકમ થયો હતો. આ રેતીના ઢસાઓ ઉપર વરસાદ પડતાં ઘણાં સારાં બી ઉગ્યાં હતાં, અને તેના છોડવા ફુટથી ૧½ ફુટ બહુજ જોરમાં ઉછર્યા હતા, પણ તેટલા તેઓને નાળીએરીનાં પાનથી ઓટા (દરીઆનો ખારો પવન)નો બચાવ કર્યો હતો તેથી વધ્યા હતા.

વખતે જ્યારે બીજાં ઝાડમાં પાન હોતાં નથી ત્યારે બાવળનાં ઝાડમાં હમ્મેશ કરતાં વધારે પાન હોય છે. એટલુંજ નહિ પણ તેમાં શીંગો પણ વધારે હોય છે. જેથી બીજા ચારાની તંગી વખતે બાવળનાં પાન અને શીંગો ઢોરોના ચારા તરીકે ઘણાંજ ઉપયોગી થઇ પડે છે. શિયાળે બીજાં કેટલાંક ઝાડવાનાં પાન ખરી જાય છે. ત્યારે પણ બાવળનાં પાન કાયમ હોય છે. તેથી શિયાળે પણ તે ચારા તરીકે બીજાં ઝાડવાંઓ કરતાં વિશેષ કામમાં આવે છે.

**બાવળનું વાવેતર**–કેટલીએક નદી અને વોકળાઓના કાંઠા તેમજ પડતર ખેતરો કે ખરાબાની જમીન રખત એટલે રક્ષિત (Reserved) કરવામાં આવે તો તેમાં આવળ ને બાવળ જેવાં ઝાડવાં પોતાની મેળે વરસાદ થયે ઘણાં ઉગી આવે છે. અને વખત જતાં બાવળ વગેરેનાં ત્યાં જાળાં થઇ જાય છે. તો પણ ઘણી જગાઓ એવી હોય છે કે, જ્યાં આજુબાજુમાં બાવળનાં ઝાડો નહિ હોવાથી, અને દૂરથી બાવળનાં બીજને ત્યાં આવવાનાં કુદરતી સાધનો નહિ મળવાથી, રખત રાખેલી જમીનમાં પણ બાવળનાં ઝાડો પોતાની મેળે ઉગતાં નથી. ત્યારે તેવી જગાએ બાવળનાં ઝાડ કરવાં હોય તો ત્યાં તેનાં બીજ વાવવાની જરૂર પડે છે.

બાવળનાં બીજ વાવવા માટે ભેળાં કરવાનાં હોય ત્યારે તે નીચે પ્રમાણે કરવામાં આવે છે.

૧ બાવળના પૈડા ઘણુંકરી ચૈત્રવૈશાખે સુકાઇ ઝાડ નીચે પડેલા હોય છે, અથવા તે પાડવામાં આવે છે, ને તે ગાડરાં બકરાંઓને ખવરાવવામાં આવે છે, પછી પૈડા ખાધેલાં ગાડરાં બકરાંઓને એક મુકરર કરેલી જગોપર બેસાડવામાં આવે છે, તે જ્યારે ઓગાળે છે ત્યારે બીજનો ઘણો ભાગ તેનાં મોઢાંમાંથી બહાર નીકળી તેની આગળ ઢગલો થાય છે. આ બીજને **ઓગાળીઆં** બીજ કહે છે, તે એકઠાં કરી લેવામાં આવે છે. છતાં જે બીજ તેઓના પેટમાં રહી ગયાં હોય છે તે તેની લીંડીમાં નીકળી આવે છે. તેને **હગારીઆં** બીજ કહે છે. તે પણ વાવવા માટે એકઠાં કરી લેવામાં આવે છે. આવી રીતે ઓગાળીઆં અને હગારીઆં બીજ વાવવા માટે ઘણાં સારાં ગણાય છે.

૨–જો ઓગાળીઆં કે હગારીઆં બીજ ન મળે તો બાવળના પૈડામાંથી બી કાઢી તેને છાણની રેડમાં પલાળી રાખે છે. અથવા ઉકળતાં પાણીમાં ભીંજાવી કે ટાઢાં પાણીમાં લાંબો વખત રાખી તે બીજ વાવવાના કામમાં લેવાય છે. વખતે પાણીમાં ભીંજાવ્યા શિવાય પણ બીજ વાવવામાં આવે છે. પણ તે જલદી ઉગતાં નથી. એક સાલ વાવેલાં બીજ બીજી કે ત્રીજી સાલ ઉગવાના દાખલા જોવામાં આવેલા છે. બાવળનાં બીજ તરત સડતાં નથી. કેમકે કરાંચીથી મંગાવેલાં બાવળનાં બીજ દશ વર્ષ પછી વાવવામાં આવેલાં હતાં તે સારાં ઉગ્યાં હતાં.

**બી વાવવાની રીત**–૧ ઉંચી નીચી અને પથ્થરવાળી કે ઘણી સખ્ત જમીનમાં બાવળનાં બીજ વાવવાનાં હોય ત્યારે તેવી જમીનમાં આસરે ૮ થી ૧૦ ફીટને અંતરે ૨ થી ૩ ફીટ ઉંડા ને પોહોળા ખાડાઓ કરવા, અને તેમાં નદી, તળાવ કે વોકળાની રેતાળ કાંપવાળી માટી ભરવી, ને તેમાં ૬ થી ૧૨ બીજ થોડે થોડે છેટે વાવવાં, અને ખાડામાંથી નીકળેલ માટી ને પથ્થરના કકડા ખાડાની આજુબાજુ એવી રીતે રાખવા કે જેથી વરસાદનું પાણી ખાડાની આજુબાજુથી જેટલું વેહેતું હોય તે તમાંમ ખાડામાં જાય. જ્યારે વરસાદ થોડો હોય ત્યારે આવી રીતે તમાંમ પાણી ખાડામાં જાય તેમ કરવું. પણ વરસાદ ઘણો હોય તો પાણીનો નીકાસ રાખવો. આવી રીતે કરેલું વાવેતર જંગલખાતાંની રીત પ્રમાણે **બૉલપ્લૅન્ટિંગ** (Ball-planting) કહેવાય છે.

એક વરસાદ થઇ ગયા પછી બાવળનાં બીજ વાવવાં એ ઘણુંકરી સગવડતા ભરેલું થઇ પડે છે.

૨–જ્યારે જમીન ઉંચી નીચી પણ ખેડવા લાયક હોય ત્યારે તેને સારી રીતે હળથી ખેડી, તેનાં ઢેફાં વગેરે ભાંગી, જમીન સરખી કરી તેમાં ૩ ફીટ પોહોળા અને સગવડતા પડે એટલી લંબાઇના લાંબા કયારા કરવા. તેનાં બન્ને સાંકડાં માથાં પાણીના ઢાળની સામે ન આવે તેની સંભાળ રાખી કયારા બાંધવા. જો વરસાદ ઘણો હોય તો કયારાની બાજુએ અને થોડો હોય તો કયારામાં બીજ થોડે થોડે છેટે વાવવાં. આવા દરેક કયારાની વચ્ચે એક કે દોઢ કયારા જેટલી જમીન પડતર રાખવી, મતલબ કે કયારામાં બીજની સાથે વખતે એટલું બધું ઘાસ ઉગે છે કે તે મોટું થઈ ઝીણા રોપાઓને દબાવી દે છે. તે કાઢી નાંખવા એ પડતર જમીનપરથી ત્યાં આવ જા કરવાને ને બેસવા સવલ પડે. આવી રીતે કરેલાં વાવેતરને **પ્લાઉ-પ્લૅન્ટિંગ** (Plough-planting) કહે છે.

૩–જ્યારે સપાટ કાંપવાળી કે કરાર જમીનમાં બી વાવવાં હોય ત્યારે તે જમીનને સારી રીતે ખેડી, ઢેફાં ભાંગી તેપર સમાર દઇ જમીન એક સરખી (Level) કરી તેમાં જાર બાજરાની પેઠે બી વાવી દેવામાં આવે

પણ પાછળથી એ બાવળના તમામ છોડવા ઓડા પવનના જોરથી મૂળ સોતા બળીને લાસ ગયા હતા. પણ ચોબારીપરનાં નાળીએરી પ્લેન્ટેશનની ઓથવાળી જગોમાં જે રોપાઓ ઉછર્યા હતા તેમાંથી ઘણાં સારાં ઝાડો થયાં હતાં. આ ઉપરથી જણાય છે કે, પોરબંદરના દરિયાકાંઠાની રેતાળ જમીન જાચાબાવળને ઘણી માફક આવે છે. પણ ચોમાસાંના દરીઆના ખારા પવનથી તેને એટલું બધું નુકશાન લાગે છે કે, દરિયાકાંઠે બાવળનાં સારાં ઝાડ થાય એવી આશા રાખવામાં આવતી નથી.

છે. આવી રીતે કરેલાં વાવેતરને બ્રૉડ-કાસ્ટિંગ (Broad-casting) કહે છે.

બાવળના રોપા ઘણુંકરી ઉન્હાળે મરતા નથી. પણ તે શિયાળામાં ઠંડીથી ઘણીવાર મરી જાય છે. માટે ઠંડીની વખતે આ રોપાઓની આજુબાજુ જે ઘાસ ઉગ્યું હોય તે કાપવું નહી પણ બાવળના રોપાઓ ઠંડી હવાથી બચી શકે ને તે ઢંકાય એવી રીતે પાસેનાં ઘાસની રોપાઓથી જરા ઉંચી ગાંઠ વાળી દેવી.

બાવળ વાવવાથી લુણા કે કલરવાળી (reh) જમીન સુધરે છે. અને ખારચ જમીનને તે કેટલેક અંશે મીઠી બનાવે છે. બાવળનાં ઝાડ જ્યાં ઉગે છે ત્યાં પછી આસ્તે આસ્તે પોતાનો જમાવ કરે છે. અને બીજાં ઝાડો ત્યાં ઉગી શકતાં નથી. માટે બીજાં ઝાડો એ જમીનમાં વાવવાં હોય તો બાવળનાં ઝાડો ૮ થી ૧૦ વર્ષે કાપી લેવાં જોઇએ. કેટલીક જમીનમાં બાવળનાં ઝાડો ઉપરથી નાહાનાં દેખાતાં હોય છે, પરંતુ તેનાં મૂળિયાં ઝાડના પ્રમાણથી ઘણાં જ જાડાં અને લાંબાં થએલાં હોય છે. એવી હાલતમાં તે જમીનમાંનો ઘણો કસ ચુશી લે છે.

બાવળનાં ઝાડ નીચે જો કે બીજાં ઝાડો થઇ શકતાં નથી, તો પણ ચોમાસે તેની નીચે કાળીજીરી, કાંટાશેળિયો, અરણી, અઘેડો, સમરાકોકડી, પીળીબદકડી, ઘોળુંફુલડું, ગાડરઝીપટો અને વાડગીસોડી ઉગેલી જોવામાં આવે છે.

બાવળ ઘણુંકરી નદી કે વોકળા અથવા તળાવ કાંઠે ઉગે છે. તો આવી જગોના બાવળ કાપવા હોય તો ને જમીનથી થોડે ઉંચેથી કાપી લેવા પણ જમીનમાંથી તેનાં ખોડચાં કે મૂળ કાઢવાં નહિ. કેમકે તેમ કર્યાથી કાંઠા વરસાદના પાણીથી ધોવાઇ જાય છે. નદી કે વોકળા કાંઠે જે ઝાડો ઉગે છે તે ઘણો લાભ કરે છે-તે એ કેઃ-

૧-તેનાં મૂળિયાંથી તેના કાંઠાનો બચાવ થાય છે.

૨-પાણીપર સૂર્યનાં કિરણો પાધરાં પડવાથી પાણી વરાળરૂપે જલદી ઉડી જાય છે. તેનો પણ બે રીતે ઝાડોથી બચાવ થાય છે. ઝાડ કાંઠાપર હોવાથી સૂર્યનો તાપ પાણીપર પડી શકતો નથી, અને ગરમીનો ઘણો ભાગ ઝાડોનાં પાનમાં ચુસાઇ જાય છે.

૩-કાંઠાપર ઝાડ ઉગવાથી તેની આજુબાજુની જમીન સછિદ્ર થાય છે. તેથી પાણી એકદમ ધસારાબંધ નહિ વહી જતાં તે સછિદ્ર માટીમાં ચુસાઇ રહે છે, અને આસ્તે આસ્તે આજુબાજુ ફેલાય છે.

૪-પાણીકાંઠે આવતા તડકે ફરતા થાકેલા મુસાફરો અને પશુઓને સારો વિશ્રામ આપે છે, અને પાણી પીવા આવતાં પક્ષીઓને રહેવાનું તે સ્થાન થાય છે.

પાણીકાંઠાનાં ઝાડો આટલાં બધાં ઉપયોગી છે પણ તે પોતે સલામતી ભરેલાં ગણાતાં નથી. તે વિષે એક કહ્યું છે કેઃ-

**"नदी किनारे रुखडा, कभी सलामत नांह्नि;**
**पानी बाढ चढीयतो, मूल समेत लेजांइ"-१**

બાવળની છાંયા ઉન્હાળે શીતળ લાગે છે. અને તેનો છાંયડો પણ એવો ગાઢો હોય છે કે તડકામાં ફરતા મુસાફરો બીજાં ઝાડોને અભાવે તેની નીચે બેશી બે ઘડી આરામ લઇ શકે છે. પણ તેમાં કાંટા હોવાને લીધે તેને કવિયોએ અવગુણી અને નીચ ગણેલો છે. નીચ મનુષ્ય જો કે ઉપરથી આડંબરે સારો દેખાતો હોય તોપણ તેની સંગત કરવી નહિ તે વિષે **રામદેવપીરના** ભકતો ગાય છે કેઃ-

**"બાવળીઆની છાયારે દીસે અતિ રળીઆમણીરેજી; તેની નીચે બેસે તેને કાંટા નકી વાગેરેજી; દેખીતાં તો બાવળીઆ છે રે રૂપવાળારેજી; પણ તેની પાસે જાતાંરે અંગનાં વસ્ત્ર ઓતેડાય; વારૂં મારા વીરારે ન કરીએ સંગ નીચનોરેજી."**

બાવળનાં ઝાડ વિષે કવિ દલપતરામ કહી ગયા છે કેઃ-

**"છાંયે વસી જન કદી સુખીયાં ન દીઠાં,**
**ફૂલ્યાં ન ફૂલ ન ફળ્યાં ફલ કાંઇ મીઠાં;**
**પ્રખ્યાતતા ન પસરી જન પાળવામાં,**
**રૂડો ગણાય ગુણ બાવળ બાળવામાં."**

અર્થાત્ બાવળનું બળતણ ઘણું સારૂં ગણાય છે.

સારાં સારાં સ્વાદિષ્ટ ફલ અને સુગંધમય ફૂલનાં ઝાડોની વાડ બાવળનાં ઝાડમાં કાંટા હોવાને લીધે બાવળનાં ઝાડની અગર તેના કાંટાની કરવામાં આવે છે. તે વિષે એક કવિ કહે છે કેઃ-

**कवित्त.**

**"अगनित कांटेकरि अंग तुव छायरह्यो ।**
**गति अति छांयामें न आतप समायेकी ॥**
**सुमन सुवास बिन फेरि फल खाइ कोऊ ।**
**करत न आस जन धाके गमायेकी ॥**
**स्याम तर तेरे यह सुख जो नहीं तो नहीं ।**
**अवर गही क्यों रीत अवगुन छायेकी ॥**
**ठेर ठेर वार व्हेके करत बबूर अरे ।**
**दूर अभिलाख ओर वृच्छ फल पायेकी" ॥ १ ॥**

ક. શ્યા. જ.

સાર-દુર્ગુણોથી ભરેલા, સદ્‌ગુણ વગરના, જાતે કોઇને સુખ નહીં આપતા અને લોકોને બીજાઓની પાસેથી મળતા સુખનો પણ અટકાવ કરનારા કોઇ દુષ્ટ પુરૂષને

જોઇ કવિ તેના ઉદ્દેશથી બાવળને કહે છે કે, તારા પાસેથી કોઇને કંઇ સુખ ન મળ્યું તો કંઇ નહિ; પણ તેં ઠેકાણે ઠેકાણે વાડરૂપ થઇને બીજાં સારાં વૃક્ષો પાસેથી પણ લોકોને થતી પ્રાપ્તિ તું શા માટે અટકાવે છે?

કીર્તિ વગરનો, લોભી, નીચલોકોનો સંગી અને કોઇના તરફથી થતા પરોપકારમાં પણ વિઘ્ન નાખનારો કોઇ દુરજન 'તમો મારે ઘેર કેમ આવતા નથી.' એમ ગુણિ લોકોને વારંવાર કહેતો હતો. તેને ઉત્તર સંભળાવવાને વાસ્તે કવિ બાવળને કહે છે કે:-હે બાવળ?

"सुमन सुवासमय कबहुनहेरे जात ।
फल न रसालय दिखात ताहि लहियें ॥
कंटक अनेक करि पूरन प्रतच्छ अंग ।
संग करि ताके तो अभंग दुःख सहियें ॥
स्याम कवि कहे वास तेरो जिनहूके पास ।
आस तिनहूकी मन करिकें न रहियें ॥
सुनहो बबुर तेरे कौन गुनहूके लोभ ।
निकट तिहारे हम आवें यह कहियें" ॥ १ ॥

સાર-આમ છે, માટે તારા કયા ગુણના લોભથી તારી પાસે આવીએ? એ તું જ કહે.

પોરબંદર સ્વસ્થાનમાં થતાં નીચેનાં ઝાડોનું લાકડું બહુધા પેટી, પેટારા, માંચી, ડામચીઆ, રેંટીઆ, લાડીયાં, ગાડી, ગાડાં અને બીજું સુતાર તથા ખેતીકામ કરવાનાં ઓજારો બનાવવાના કામમાં વપરાય છેઃ-

Acacia arabica-બાવળ.
Adenanthera pavonia-રાતાવાલ.
Adina cordifolia-હરદરવો.
Alangium Lamarckii-અંકોલી.
Albizzia adoratissima-સરસડો.
Anogeissus latifolia-ધાવડો.
Avicennia officinalis-તવર, ચેરીઆં.
Casuarina equisetifolia-જુરી.
Cordia angustifolia-ગુંદી.
Dalbergia latifolia-શીસમ.
Dendrocalamus strictus-વાંસ.
Diospyros tupru-ટીંબરવો.
Ehretia lævis-વદવારડી.
Erythrina Indica-પનરવો.
Eugenia Jambolana-રાયજાંબુ.
,, rubicunda-નદીજાંબુ.
Feronia elephantum-કોઠી.
Ficus Bengalensis-વડ.
Gmelina arboria-શીવણ.
Holarrhœna antedysenterica-કડો.
Ixora parviflora-નેવરી.
Melia azadirachta-લીંબડો.
,, azadirach-બકાન.
Mimusops elengi-બકુલી.
,, hexandra-રાણ.
Morinda citrifolia-આલ.
Odina Wodier-મવેડો.
Phyllanthus emblica-રાયઆમરી.
Poinciana elata-સીધસરો.
Polyalthia serasoides-ઉમ.
Prosopis spicegera-ખીજડો.
Schrebera swietenoides-મરખો.
Soymida Febrifuga-રોણ.
Stephegyne parvifolia-કળંબ.
Tamarindus Indicus-આંબલી.
Tectona grandis-સાગ.
Terminalia tomentosa-સાજડ.
Thespesia populnea-પારસ પીપળો.
Wrightia tinctoria-દુધલો.
Ziziphus jujuba-બોરડી.
,, xylopyrus-ચુટબોરડી.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી.)

### નંબર ૨૩૩.

**૧-શાસ્ત્રીયનામ**-A. Farnesiana.

દૃષ્ટાન્ત-H. II. p. 292; N. p. 103; Watt. I. p. 48;

**૨-દેશીનામ**-તલબાવળ. ઝેરી બાવર (પો૦+ગુ૦; गुयबाबुल, येरीबाबुल (म); विलायती बाबुल, विलायती कीकर ( हिं ).

**૩-વર્ણન**-તલબાવળનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. તેની શાખાઓ પાન અને ફૂલ ગાચાબાવળ જેવાં દેખાય છે. પણ એનું થડ અને શીંગ (ફલ) છત્રાબાવળને મળતાં આવે છે, એનાં ઝાડમાં આડી અવળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેમાં છેડાની કોમળ શાખાઓ લાંબી પાતળી તરસા જેવી ઘણુંકરી સીધી વધેલી હોય છે. પાન ગાચાબાવળની પેઠે સળીપર આવેલાં, અને પાનની મુખ્ય ડીટડીના થડમાં ગાચાબાવળની પેઠે જ બે કાંટા હોય છે. ફૂલની દડીઓ પીળા રંગની, અને શીંગો (પૈડા) જાડી ને વાંકવળેલી આવેલી હોય છે.

**મૂળ**-જાડાં, ઉંડાં બેઠેલાં ને કઠણ હોય છે. તેનાપર નાહાની નાહાની ગાંઠોપરથી બારીક રેસા જેવા કેટલાક

ફાંટાઓ નીકળેલા હોય છે, છાલ ઉપરથી ભૂરી ને અંદર રાતી હોય છે. તેની વાસ અણગમતી અને સ્વાદ કડવાસલેતો તૂરો ને ઉગ્ર લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ ૪ થી ૬ કે ૧૦ ઇંચ વ્યાસનું હોય છે. પણ તે ટુંકું હોય છે. ઘણીવાર ઘણી શાખાઓ મૂળને મથાળેથી નીકળેલી હોય છે. તેનો રંગ ભૂરાસલેતો કાળો હોય છે. અને તેપર ભૂરા રંગનાં, આડાં ને વચમાં ચીરાયલાં છાંટણાં હોય છે. કોમળ શાખાઓ રતાસલેતા રંગની ને તેપર ધોળાં છાટણાં હોય છે. ડાંડી અને જાડી શાખાઓપરની છાલ કાળા ભૂરા રંગની પણ તેપર તટકીઆ કે જાચાબાવળની છાલ પેઠે ઉંડા ચીરા પડેલા હોતા નથી.

**કાંટાઓ**–ઘણુંકરી ટુંકા હોય છે. પણ કોમળ શાખાઓપર વખતે તે ½ થી ૧ ઇંચ લાંબા પણ હોય છે. તે સીધા ને તીક્ષ્ણ અણીવાળા હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. મુખ્ય ડીટડીપર પાનની જોડી ૪ થી ૬ અને જોડીમાંનાં દરેક પાનમાં સૂક્ષ્મ પાન (દલ અથવા પર્ણ–leaflets) ૨૦ થી ૨૮ સામસામાં હોય છે. પાનનો રંગ ઉપરની સપાટીએ ઘેરો લીલો, અને નીચે ફીકા હોય છે. ડીટડીઓ લીલા રંગની, ભૂરાવાળની રૂંવાટીવાળી; અને મુખ્ય ડીટડીપર તેનાં થડ અને પેહેલી જોડીની વચમાં સૂક્ષ્મ ચપટી રાતી **રસકુપ્પિ** (gland) હોય છે. સૂક્ષ્મ પાનનાં ટેરવાં જરા અણીથતાં હોય છે, ને ડીટડી પાસે જમણી બાજુનાં પાનની જમણી અને ડાબી બાજુનાં પાનની ડાબી કોર લાંબી, ને સામેની ટુંકી હોય છે. એ પાનની હેઠળની બાજુ સૂક્ષ્મ ફીકા ધોળા રંગનાં બિંદુઓની બાનક હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ પત્રકોણમાંથી ૨ થી ૫ પાસે પાસે નીકળેલી હોય છે. તે લીલા રંગની ભૂરા વાળની રૂંવાટીવાળી, દોરા જેવી પાતળી અને પાન કરતાં ટુંકી હોય છે. તેનાપર ઘણુંકરી વચ્ચોવચ અથવા તેના મથાળાં નીચે સૂક્ષ્મ પુષ્પપત્રોનું ચક્ર આવેલું હોય છે. ફૂલની ડીટડી ઘણુંકરી હોતી નથી તેથી પુષ્પ ધારણ કરનારી સળીને મથાળે પીળા રંગનાં સૂક્ષ્મ ઘણાં ફૂલો પાસે પાસે આવી જવાથી એક પીળી દડી કે ગેંદ બની રેહેલી હોય છે. એ અત્યંત સુંદર દેખાય છે. એ દડીનો વ્યાસ ½ ઇંચથી ૫ લાઇન જેટલો, અને ફૂલમાં બોલસરી જેવી મધુરી સુગંધ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫, તે નીચે જોડાયલાં ને ઉપર તેનાં મુખ પાસે તેના પાંચે દાંતા જુદા દેખાતા હોય છે. પત્રો ફીકા ધોળા રંગનાં, ને તેના દાંતાન ટેરવાં લીલાસલેતા રાતા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ નીચે જોડાયલી, મથાળે પાંચે દાંતા જુદા દેખાતા, પુ૰ બા૰ કોષનાં પત્રોથી લાંબા ને તેવા જ રંગના હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પાંખડીથી લાંબાં, બહુ જ બારીક પીળા રંગનાં હોય છે. તેમાં તેના તંતુઓ કરતા પરાગકોષ અને પરાગરજનો રંગ વિશેષ ઘેરો હોય છે. તંતુઓ લીસા, ચળકતા અને કણાકાર બાનકવાળા હોય છે. (આ પણ એક સુંદર બનાવટ આઇગ્લાસમાં જોવા જેવી છે.)

**સ્ત્રીકેસર**–૧ હોય છે. ફૂલની એક જ દડીમાંનાં ફૂલો તપાસતાં ઘણાં ફૂલોમાં સ્ત્રીકેસર જોવામાં આવતી નથી, ને કોઇકમાં જ તે હોય છે. તે ઉપરથી આ ફૂલો બહુજાતીય જણાય છે.

**શીંગ**–(ફલ કે પૈડા)–પ્રથમ લીલા ને પાછળથી કાળા રંગની થઇ જાય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબી ને ½ ઇંચથી ૫ લાઇન પોહોળી હોય છે. એ સહેજ અંદરની બાજુ વાંકવળતી હોય છે. તેને ટેરવે અણી અને તેનો નીચેનો છેડો સાંકડો ને તે નીચે ગોળ પડધી આવેલી હોય છે. શીંગની સપાટી લીસી પણ તેપર કરચલી જેવી હાંસોની બાનક હોય છે. શીંગની બન્ને કોરપર રતાસલેતા રંગની બે ટીશીઓ હોય છે. ને એ બે ટીશીઓની વચ્ચે એક ઉભી સળંગ ફીકા ધોળા રંગની બે કોરવાળી નીક હોય છે. શીંગની અંદરનું બીજું પડ ધોળા રંગનું નરમ હોય છે. જેની અંદર તલની શીંગમાં હોય છે તેમ બે હારે બીજ આવેલાં હોય છે. શીંગની ઉપરની છાલની નીચે પીળાસલેતા રંગનો ઘણો ચીકણો રસ હોય છે. જેની વાસ અરીઠાના રસને મળતી હોય છે. શીંગ તદ્દન સુકાઇ જાય છે ત્યારે તેને હલાવતાં તેમાં ઘુઘરાની પેઠે બીજ વાગે છે. પુષ્પ ધારણ કરનારી સળી શીંગ પાકતી વખતે શીંગ સાથે જાડી થતી જાય છે, તે છેવટ ઝીણી સુતળી જેવી જાડી થઇ રહે છે.

**બીજ**–ઘેરા ભૂરા રંગનાં, ચળકતાં, લીસાં, જરા ચપટાં, ને એક છેડે જરા બુટ્ટી અણીઆળાં ને બીજે સફેદ ચાંડલાવાળાં હોય છે. તે ¼ ઇંચ લાંબાં, ૧½ લાઇન પોહોળાં, અને તેની બન્ને બાજુએ લંબગોળ, એક છેડે જરા ખંડિત કુડાળું હોય છે.

૪–**ઉપયોગી અંગ**–સર્વાંગ.

૫–**ગુણદોષ**–ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક.

૬–**ઉપયોગ**–તલ બાવળનાં મૂળની છાલ પાન અને ફૂલ એ **જાચા બાવળ**નાં મૂળ વગેરેની જગોએ વાપરવામાં આવે છે. આ બાવળનાં ફૂલ કેસરીઆ પીળા રંગનાં અત્યંત સુંદર તેમજ મધુરી સુગંધવાળાં હોય છે. તેથી તેની દક્ષણી સ્ત્રીઓ તથા છોકરીઓ વેણી ગુંથી અંબોડે બાંધે છે. અને તેને **કેસરીનાં** ફૂલ કહે છે. એનાં ફૂલની સુગંધ ફૂલ સુકાયા પછી બકુલીનાં ફૂલની પેઠે

ઘણા દિવસો સુધી તેમાં જળવાઈ રહે છે. એની શીંગ કાચી હોય છે ત્યારે તે રંગના કામમાં વપરાય છે. એનો ગુંદર બાવળીઆ ગુંદર પેઠે વપરાય છે.

એનાં ફૂલમાંથી સુગંધિત અર્ક કાઢવામાં આવે છે. તે વિષે **વોટ** સાહેબ ખાસ ધ્યાન ખેંચે છે, તે હકીકત વાંચવા જેવી છે.

**૭–સ્થાનક**–તલબાવળનાં ઝાડ આ સ્વસ્થાનમાં કોઈ જગોએ જથ્થાબંધ ઉગતાં નથી. પણ તે બાગ, વાડીઓ અને ગામડાંઓના વાડાઓમાં અને ડુંગરની પાઉમાં ગણ્યાં ગાંઠયાં ઉગે છે. એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે, અને ઘણી જગોએ વાવવામાં પણ આવે છે.

**૮–વિ૦ વિવેચન**–આ બાવળની શીંગ બીજા બધા બાવળની શીંગ કરતાં જરા જુદી તરાહની હોય છે, તોપણ તે છત્રાબાવળની શીંગને થોડી મળતી હોય છે, પણ તેના જેટલી એ અમળાએલી હોતી નથી. એમાં તલની શીંગની પેઠે તલના બીને મળતાં બીની બે હાર હોય છે, માટે એને **તલબાવળ** કહે છે. એની પાકી શીંગો પોરબંદરના ગાંધીઓ ઘણા કવાથોમાં આપે છે.

---

## વર્ગ–( લેગ્યુમિનોસી.)

### નંબર ૨૩૪.

**૧–શાસ્ત્રીયનામ**–A. jacquemontii ?

દૃષ્ટાન્ત–H. II. p. 293; Watt. I. p. 51.

**૨–દેશીનામ**–તલબાવરી (પો૦); તલબાવળી (ગુ૦).

**૩–વર્ણન**–તલબાવળીનાં ઝાડવાં ૪ થી ૭ કે ૧૨ ફીટ ઉંચાં થાય છે. તેમાં નહાની નાહાની પાતલી નરમ ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન બાવળનાં પાન જેવાં. ફૂલ પણ બાવળનાં ફૂલની પીળી દડી જેવાં પણ વચમાં રાતી બાનકવાળાં હોય છે. શીંગ (ફલ કે પૈડા) ઘણી પાતળી ને રતાસલેતી ભૂરી હોય છે.

**મૂળ**–એનાં મૂળ, જાડાં અને જમીનમાં ઉંડાં ઉતરેલાં હોય છે. તેમાંથી બીજા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ ઉપરથી ભૂરાસલેતા રાતા રંગની અને અંદરથી રાતી હોય છે. એ ઘણી મજબૂત અને રેસાવાળી હોય છે. એની વાસ લીમડાની છાલની વાસને મળતી અણગમતી **માથું ફરી જાય તેવી,** અને સ્વાદ તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી આંગળીથી તે હાથની બાજુ જેવી જાડી થાય છે. તે ઉપરની છાલ ખડબચડી, અને ભૂરા પીળાસલેતા રંગની, ને તે ઉપરથી કડપલાં ઉતરતાં દેખાય છે. અંદરની છાલ રાતા રંગની, રેસાવાળી અને મજબૂત હોય છે, વાસ સહેજ સુગંધિત દરમી, અને સ્વાદ ઘણો જ તૂરો હોય છે. કોમળ શાખાઓ પાતળી, નરમ, નીચી ઝુકતી, સીધી ભૂરા રાતા રંગની હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તેની મુખ્ય ડીટડીપર ૨ થી ૬ જોડી હોય છે. તેમાં સૌથી ઉપરની જોડી વચ્ચે એક રસકુપ્પિ (gland) હોય છે. જ્યારે જોડી ૪ થી વધારે હોય છે ત્યારે ઉપરની બે જોડીઓવચ્ચે અક્કેક રસકુપ્પિ (gland) હોય છે. એક રસકુપ્પિ (gland) મુખ્ય ડીટડીપર સૌથી નીચેની અર્થાત્ પહેલી જોડી નીચે પણ હોય છે. જોડીની અંદરનાં એક પાનમાં ૮ થી ૧૦ કે ૨૦ થી ૨૪ સૂક્ષ્મ પાન (દલ–leaflets) હોય છે. પાનનો રંગ બન્ને બાજુ ફીકો લીલો હોય છે, ને બન્ને બાજુ ફીકા ધોળા રંગનાં સૂક્ષ્મ છાટણાં હોય છે. પાન ½ થી ૧ કે ૩ ઈંચ લાંબાં અને ¼ થી કંઈક વધારે પોહોળાં હોય છે. જોડીનાં પાનમાં આવેલાં દરેક સૂક્ષ્મ પાન ૧ લાઇન લાંબાં અને ½ લાઇન પોહોળાં હોય છે. પાન ચોળવાથી જરા ચીકણાં લાગે છે. તેની વાસ ખારીજાળને મળતી અને સ્વાદ ચીકણો ને ફીકો ગળચટો હોય છે.

એનાં પાન એક બિંદુ પાસેથી એક, બે, કે ત્રણ નીકળેલાં હોય છે. ને તે બિંદુ પાસે ઝીણા કાંટા ઘણું કરી તેની ચોફેર આવેલા હોય છે. અને પાનના થડમાં સફેદ સીધા ને રાતી તીક્ષ્ણ અણીવાળા ½ થી ૧ ઈંચ લાંબા બે કાંટા આવેલા હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ૧–૨ કે ૩ પુષ્પ ધારણ કરનારી સળી બહુધા એક જ બિંદુ પાસેથી નીકળેલી હોય છે. તે ¾ થી ૧ ઈંચ લાંબી હોય છે. તેને ટેરવે ફૂલની નાહાની **દડી** આવે છે, એ દડીનો રંગ પ્રથમ ભૂરો રાતો, પછી રાતો અને છેવટે ફૂલ ઉઘડે છે ત્યારે વચમાં રાતો અને બાજુએ પીળો હોય છે. તેથી એ ફૂલની શોભા ઘણી સરસ લાગે છે. એમાં વરીઆળીને મળતી સુગંધ હોય છે. દડીમાંનાં દરેક સૂક્ષ્મ ફૂલમાં પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષ રાતા રંગના હોય છે. પુંકેસરો ફીકા પીળા રંગના સંખ્યાબંધ હોય છે. તેનાપરના પરાગકોષ પીળા હોય છે. તેની વચમાં સ્ત્રીકેસર પેચદાર ચુંકની માફક વાંકી વળેલી હોય છે. ફૂલનો સ્વાદ તૂરો અને તેલીયો હોય છે.

**શીંગ**–(ફલ–પૈડા) પ્રથમ ભૂરાસલેતા લીલા રંગની ને પાકે છે ત્યારે ઘેરા ભૂરા કે રાતા રંગની થઈ જાય છે. તે ચપટી, ચળકતી ને બહુધા સીધી હોય છે. તેમાં ૪ થી ૧૦ બીજ હોય છે. તેની સપાટીપર બારીક નસો દેખાતી હોય છે. તે ૧ થી ૩ ઈંચ લાંબી ને ¼ થી ½ ઈંચ પોહોળી હોય છે. તેને ટેરવે બહુધા અણી હોય છે, તેની બન્ને કોર ધારની પેઠે જરા ચઢી આવેલી ને

તેપર જરા અંદર બેસતા આંકા પડેલા હોય છે. એમાં બાવળની શીંગની પેઠે રસ ભરેલો હોતો નથી.

**બીજ**–૧½ લાઇન વ્યાસનાં હોય છે. તે ચપટાં, ગોળાઇલેતાં, લીસાં, ચળકતાં ને ભૂરા રાતા રંગનાં હોય છે. તેને એક બાજુ સૂક્ષ્મ અણી હોય છે. તેની બન્ને સપાટીપર બારીક સફેદ લીટીનું કુંડાળું હોય છે, તે બીની અણીવાળી બાજુ પાસે તુટક હોય છે. અને એ તુટક ભાગ જરા ઉંચો ચઢી આવેલો હોય છે. બીપરની ફોતરી જલદી ઉતરી જાય તેવી હોય છે, ને તેમાં પીળું દલ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**, **૬–ઉપયોગ** } બાવળ જેવા છે.

**૭–સ્થાનક**–તલબાવળીનાં ઝાડવાં ખારચ જમીનવાળી નદી, વોકળા, ધેડની કાંધી અને ખારચ પડતર જમીન કે ટીંબાઓ ઉપર જ્યાં વિશેષ કરીને પાણી નજીકમાં હોય તેવી જગોએ ઉગે છે.

**૮–વિ૦ વિવેચન**–તલબાવળીનાં ઝાડવાં બાવળની જાતની (Acacia) વનસ્પતિમાં સૌથી નાહાનાં થાય છે. અને બીજ તલ જેવાં દેખાય છે માટે એને કદાચ **તલબાવળી*** કહેતા હશે. એનાં ફૂલ અત્યંત સુશોભિત, પીતરક્ત મિશ્રિત રંગનાં, વરીઆળી જેવી મધુરી સુગંધવાળાં, પાતળી લાંબી શાખાઓપર અતિ મનોહર લાગે છે. એનાં ફૂલમાંથી સુગંધી અર્ક કાઢી શકાય તેમ છે. એ બાગોમાં વાવવા લાયક છે.

## વર્ગ–( લેગ્યુમિનોસી ).
### નંબર ૨૩૫.

**૧–શાસ્ત્રીયનામ**–A. planifrons.

દૃષ્ટાન્ત–H. II. p. 293; Watt. I. p. 54.

**૨–દેશીનામ**–છત્રોબાવળ (પો૦); છાતળોબાવળ, (ગુ૦).

**૩–વર્ણન**–છત્રાબાવળનાં ઝાડ ૧૦ થી ૨૦ કે ૩૦ ફીટ ઉંચાં થાય છે. એની શાખાઓ ચોતરફ એવી રીતે ફેલાયલી અને એક બીજાંમાં અંટવાયલી હોય છે કે તેથી એ બાવળના મસ્તકનો આકાર એક છત્રીના ગુંમજ જેવો અથવા સપાટ થાળી જેવો દેખાય છે. એમાં જાડી શાખાઓ થોડી નીકળેલી હોય છે, પણ નાહાની નાહાની અસંખ્ય શાખાઓ નીકળી ચડા ઉતાર થાકની પેઠે આવેલી હોય છે. એ બાવળનાં છત્રી કે થાળી જેવાં મસ્તક અથવા ઉંધા વાળેલા ટોપના આકાર ઉપરથી એ બાવળ બીજા સઘળા બાવળોથી તરત ઓળખાઇ આવે છે. એમાં જાચાબાવળથી નાહાના કાંટા હોય છે. પાન બાવળની પેઠે સળીપર આવેલાં પણ તેથી નાહાનાં હોય છે. ફૂલ ફીકા પીળા કે ધોળા રંગનાં ચોમાસે અથવા શિયાળે આવે છે; અને શીંગો ( ફલ કે પૈડા ) શિયાળે અથવા ઉન્હાળે પાકે છે.

**મૂળ**–પોચી માટીમાં ઘણાં લાંબાં પસરાયલાં હોય છે, તે કોઇ કોઇવાર ૫૦ થી ૧૦૦ ફીટ લાંબાં ગએલાં હોય છે. એ સુતળીથી માણસના સાથળ જેવાં જાડાં હોય છે. એની ઉપરની છાલ ભૂરા રંગની, પાતળી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તે ફોતરીની માફક ઉતરી જતી દેખાય છે. અંતરછાલ ભૂરાસલેતા ધોળા રંગની હોય છે. એની વાસ ઘણી અણગમતી અને સ્વાદ સેહેજ કડવાસલેતો તૂરો અને ઘણોજ અણગમતો હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેનું લાકડું સછિદ્ર દેખાય છે, તે ઘણું કઠણ હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એનાં થડપર સફેદ રંગના છૂટા છવાયા નાહાના મોહોટા કાંટાઓ હોય છે. મ્હોટા કાંટા બાવળની પેઠે સીધા અને નાહાના જરા વાંકા હોય છે. મોહોટા સફેદ કાંટાની જોડી ¼ થી ૧ ઇંચ કે વખતે તેથી જરા છેટી છેટી આવેલી હોય છે. અને એ જોડીઓના ગાળાઓની વચમાં નાહાના કાંટાઓની ૨ થી ૪ જોડીઓ આવેલી હોય છે. એનાં થડની છાલ જાચાબાવળના થડની છાલ જેવી કાળી કે ખડબચડી ઉભા ઉંડા ચીરાઓવાળી હોતી નથી, પણ ભૂરા રંગની સહેજ ખરસટ ને છીછરા ચીરાઓવાળી હોય છે. ને તેનાપર આડાં, લાંબાં, ધોળાસલેતા રંગનાં છાટણાં જેવા દાગ આવેલા હોય છે. છાલની અંદરનો રંગ લીલો ને અંતરછાલ મજબૂત ધોળા રંગની ટુંકા ચીવટ રેસાવાળી હોય છે. વાસ દુર્ગંધિત **માથું ફરી જાય તેવી**, ને લીંબડાની છાલની વાસને મળતી, સ્વાદ ફીકો, તૂરો ને પાછળથી લીંબડા જેવો કડવો લાગે છે.

**પાન**–શાખાઓપરના મ્હોટ કાંટાની જોડીથી સહેજ ઉપર ૨ થી ૩ કે વધારે પાન એક જ ગ્રંથીપરથી નીકળેલાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં ને ¼ થી ⅓ ઇંચ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ સુંદર ચોખો લીલો ને નીચેનીનો તેથી જરા ફીકો હોય છે. મુખ્ય ડીંટડીપર ૪ થી ૧૦ જોડી હોય છે. દરેક જોડીનાં એક પાનમાં ૮ થી ૧૨ સૂક્ષ્મ પાન (દલ અથવા પર્ણ–leaflets) હોય છે. એ સૂક્ષ્મ પાન લીસાં ને તેપર ઝાંખાં સફેદ છાંટણાં હોય છે. પાનને ચોળતાં તેની વાસ સેહેજ મેંદીનાં પાનને મળતી ને સ્વાદ તૂરો ને ઘણો ચીકણો લાગે છે.

* તલબાવળીનાં ઝાડવાં આ સ્વસ્થાનમાં ચુનારીઆ લોકો ચુનો પકાવવાના બળતણ તરીકે વાઢી લઇ જાય છે. એનાં કોમળ પાન ભેંસ આદી ઢોર ખાય છે. અને ચમાર લોકો એની છાલ, પાન, ફૂલ અને શીંગ રંગના કામમાં વાપરે છે.

**ફૂલ**–ઘણુંકરી જરા ધરડી શાખાઓપરનાં પાનના ખૂણામાંથી ઘણી જ ઝીણી એથી પાંચ પુષ્પ ધારણ કરનારી સળી પાસે પાસે નીકળેલી હોય છે. તે લીસી અને પીળાસલેતા લીલા રંગની હોય છે. એ દરેક સળીપર તેનાં થડથી જરા ઉપર જરા જાંબુડી છાયાલેતો પુષ્પપત્રોનો કોષ હોય છે. એ દરેક સળીપર બાવળની પેઠે દડી કે ગેંદની માફક સૂક્ષ્મ ફૂલો ગોઠવાયલાં હોય છે. તેનો રંગ ફીકો પીળો કે ધોળો હોય છે. તેમાં શીરશનાં ફૂલ જેવી મધુરી વાસ હોય છે, તે પવનથી ઘણે છેટે સુધી પસરાય છે. ફૂલની દરેક દડી ઘણુંકરી ½ થી ¾ ઇંચ વ્યાસની હોય છે. કળીઓ વખતે ટેરવે જાંબુડી છાયાલેતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો, તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં, ને તેનાં ટેરવાં ઘણુંકરી બહારની બાજુ જાંબુડી છાયાલેતાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પુ૰ બા૰ કોષથી બમણી લાંબી, નલિકાકાર, ને એનાં પાંચે ટેરવાં જુદાં દેખાતાં બહારથી જરા જાંબુડી છાયાલેતાં હોય છે.

**પુંકેસરો**–પાંખડીઓની વચમાં સૂક્ષ્મ પીછી જેવાં આવેલાં હોય છે. તેના પરાગકોષ વિશેષ પીળાસલેતા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ પુંકેસરોની પીછી વચમાં ધોળા રંગની પુંકેસર તંતુઓ કરતાં જરા જાડી, લાંબી, ને વાંકલેતી ટેરવે સૂક્ષ્મ મુખવાળી આવેલી હોય છે,

**શીંગ**–(ફલ અથવા પૈડા)–કાચી હોય છે ત્યારે લીલા ને પાકે છે ત્યારે પીળાસપર આવી ફીકા કે ઘેરા ભૂરા રંગની થઈ જાય છે. તે અડધાં કે આખાં કુંડાળાં-ની પેઠે વાંકી વળેલી હોય છે. ને કોઈવાર તે પેચ-વાળા ખીલાની પેઠે અમળાઇને એક બે આંટા વળી–ગએલી હોય છે. તે ૧½ થી ૩ ઇંચ લાંબી અને ૨ થી ૩ લાઈન પોહોળી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે, તેમાં ૮ થી ૧૨ બીજ હોય છે. શીંગ સુકાય છે ત્યારે બીજ તેની અંદર છૂટાં પડી શીંગ વગાડીએ ત્યારે વાગે છે.

**બીજ**–પ્રથમ લીલા રંગનાં ને પાકે છે ત્યારે ઘેરા ભુરા રંગનાં થઈ જાય છે. તે લીસાં, ચળકતાં ને જરા લંબગોળ હોય છે. તેનો વ્યાસ ૧ થી ૧½ લાઇન જેટલો હોય છે. બીની કોર એક છેડે જરા અણીદાર અને બાકીની અનિયમિત રીતે દબાયલી કે બહાર નીકળતી હોય છે. બીની બન્ને સપાટીપર અનિયમિત રીતે લંબગોળ કુંડાળાં હોય છે. જેની વચ્ચેનો ભાગ વધારે ઘેરા રંગનો હોય છે, અને કુંડાળાંની કોર બન્ને બાજુએથી અણીદાર છેડા તરફ ગએલી હોય છે. એ કુંડાળાંઓની વચમાં ઘણુંકરી બાજરીઆં જેવી ૧ કોર બુઠ્ઠી અણી નીકળી આવેલી હોય છે. બીજ ઘણાં કડ્ડણ હોય છે. તેને તોડતાં તેમાંથી પીળો દાળીઓ નીકળે છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–ઘણોખરો **જાચાબાવળ** જેવો છે.

છત્રા બાવળનાં મૂળની છાલ રાત્રે પાણીમાં પલાળી સવારે પાણી ગાળીને સાકર સાથે પ્રમેહવાળાને પવાય છે. છત્રાબાવળનાં પાન મોં પાકયું હોય તો ચાવીને મોઢાની અંદર રાખે છે. છત્રાબાવળનાં પાન, ફૂલ, શીંગ વગેરે બકરાંનો મુખ્ય ચારો છે. છત્રાબાવળનાં ફૂલ અને કાચી શીંગો પેશાબ વિશેષ આવતો હોય તો તે ઉપર અપાય છે. છત્રાબાવળમાંથી ગુંદર ઘણો થોડો નીકળે છે, તે બાવળીઆ ગુંદરની જગાએ વપરાય છે. છત્રાબાવળનું લાકડું ઘણું ચીવટ અને કઠ્ઠણ હોય છે. પણ તે વધારે લાંબું મળી શકતું નથી. તેથી તે વિશેષ કરી બળતણના કામમાં વપરાય છે. છત્રાબાવળનું ઝાડ ઘણા વરસનું જુનું હોય, અને તેનું થડ ઘણું જાડું થયું હોય, તો તેમાં બાવળના લાકડાની અંદર હોય છે તેવો થોડો કાળો અગર રાતો સાર (Heart-wood) હોય છે. એ સારનાં ગાડાનાં પૈડાના પાટલા, આરા અને નાઇઓ વગેરે બનાવવામાં આવે છે. પણ એનાં લાકડાંમાં ઘણુંકરી સાર વગરનો ધોળો ભાગ (sap-wood) વિશેષ હોય છે, તે ભાગ પોચો ને નરમ હોવાથી તેને તરત જીવાત લાગી જાય છે. તેથી તેનું લાકડું ઘણા દિવસ રહી શકતું નથી. છત્રાબાવળનાં લાકડાંની છાલપર ઝીણી કાંટી હોય છે, તેથી બળતણ તરીકે વાપરતાં પણ તેના લા-કડાંની ઘણી સંભાળ રાખવી પડે છે. એનાં લાકડાં બળતણ તરીકે પણ હલકાં ગણાય છે. છપ્પનિયા દુકાળમાં ઘણા રબારી, કોળી અને ખેડુ લોકો છત્રાબાવળનાં લાકડાં વેચી પોતાનું ગુજરાન ચલાવતા હતા. છત્રા-બાવળની કામનાં દાતણ કરે છે, તે કઠ્ઠણ હોય છે, માટે તેની પીછી સારી થતી નથી, ને બાવળ જેવો તેનો સ્વાદ પણ ફરસો હોતો નથી.

**૭–સ્થાનક**–ખાસકરી પોરબંદરની આસપાસ કાદી-વાળી જમીનમાં છત્રાબાવળનાં ઝાડ ઘણાં ઉગે છે. એ હિન્દુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૰ વિવેચન**–આ બાવળનો મુકુટ કે ટોપ છત્રીના ગુંમજ જેવો વચમાંથી ઉંચો અને બાજુએ ચોફેર ઢાળવાળો અથવા સપાટ થાળી જેવો થાય છે. તેપરથી એને **છત્રોબાવળ** કહે છે. છત્રાબાવળનો દેખાવ વિલાયતનાં **સીડાર** (cedar) ઝાડને મળતો હોય છે.*

* છત્રોબાવળ ઘણુંકરી દક્ષિણમાં હનુમાનધાર તરફ અને પોરબંદરની આસપાસનાં ધીંગેશ્વર, ચાંડેશ્વર, છાંયા અને ધરમપુર રિઝર્વ, રાજવાડીનું જાળું, નંદેશ્વર અને કોલીખડાના

## વર્ગ–( લેગ્યુમિનોસી ).

**નં. ૨૩૬.**

**૧–શાસ્ત્રીયનામ–A.** eburnea ?

**દૃષ્ટાન્ત–H. II. P. 293; N. P. 103; Watt. I. p. 48.**

**૨–દેશીનામ**–તટકીઓ બાવળ. ( પો૦+ગુ૦ ).

**૩–વર્ણન**–તટકીઆબાવળનાં ઝાડ જાચાબાવળનાં ઝાડ જેવાં જ થાય છે, પણ એ તેના કરતાં ન્હાનાં હોય છે. એની છાલ જો કે જાચાબાવળની છાલ જેવી જ કાળા રંગની થાય છે તોપણ તે ઘણી તટકેલી અર્થાત્ લાંબા ઉભા મોટા ચીરા પડેલી હોય છે. શાખાઓ ઘણી કઠણ અને બટકણી હોય છે. પાન જાચાબાવળનાં પાન જેવાં તોપણ તેથી ટુકાં હોય છે. ફૂલની દડી બાવળ

ખડાઓમાં ઊગે છે. બરડા ડુંગરપર તે ભાગ્યેજ જોવામાં આવે છે. અને ડુંગરના પાઉનાં ગામડાંઓમાં પણ એનાં ઝાડ એક નવાઇ તરીકે રડ્યાં ખડ્યાં જોવામાં આવે છે. છત્રાબાવળનો દેખાવ વિલાયતનાં ( Cedar ) **સીડાર** નામનાં ઝાડ જેવો હોવાથી અંગ્રેજ ગૃહસ્થો અથવા અધિકારીઓ પોરબંદર આવી રાજવાડી અગર ધીંગેશ્વર તરફ ફરવા જાય છે તેઓ છત્રાબાવળનો દેખાવ જોઇ ઘણા ખુશ થાય છે. અને તેઓને પોતાનાં દેશનું **સીડારઝાડ** એ જોઇને યાદ આવે છે. અને તેથી તેઓ છત્રાબાવળનાં ઝાડ તરફ ખુશી અને અજાયબીની સાથે જોઇ રહે છે. છત્રાબાવળનાં ઝાડનો દેખાવ ચોમાસામાં જ્યારે તે વરસાદથી ધોવાઈ ગયેલ હોય છે, ને તેમાં લીલાં રચક જેવાં પાનનો ગીચ ભરાવ હોય છે, ત્યારે એક લીલા તંબુ કે ગુંમજ જેવો બહુ રળિયામણો દેખાય છે. ચોમાસું ઉતરતાં અને શિયાળો બેસતાં એમાં સેહેજ પીળાસલેતાં ધોળાં ફૂલો સંખ્યાબંધ આવે છે. એ વખતે એનાં ઝાડ જરા છેટેથી એક ફૂલોથી ગુંથેલા ગુંમજ કે ગાલીચા જેવાં દેખાય છે, અને એનાં ફૂલોની મધુરી વાસ ઘણે દૂર સુધી ચોફેર પસરાય છે. એનાં ફૂલોપર ઘણી જાતનાં પતંગીઆં, નાહાની જાતની મધમાંખો, નાહાની માંખીઓ અને કવચિત ભમરાઓ પણ એની મધુરી વાસથી લલચાઇને એ ફૂલોથી ગુંથાયલા તંબુ કે ગાલીચા તરફ વારંવાર આવતાં જોવામાં આવે છે. આ વખતે એનો દેખાવ **ઓરજ** થઇ રહેલો હોય છે. આ કુદરતી કે ઇશ્વરી દેખાવ એક ખરેખર જોવા લાયક છે. કોઇએ ઠીક કહ્યું છે કેઃ—

**"देखवेकी मज़ा कोइ ओरकों दिखाइये."**

રાજવાડી બાગ પાસે છત્રાબાવળનું જાળું ઘણું સારૂં છે. અને રાજવાડી બાગમાં પણ છત્રાબાવળનાં મ્હોટાં સુશોભિત ઝાડો છે. રાજવાડી બાગ પાસેનો એ ઝાડોનો દેખાવ પરદેશી મુસાફરોને તેમાં પણ વિશેષ કરી યુરોપીઅન લોકોને, અને આપણા દેશીઓ જેઓને કદાચ આવે કલિકાલને વખતે પણ **સૃષ્ટિસૌંદર્ય** જોવાનો ઇશ્વર કૃપાથી શોખ હોય તો તેવાઓને (એ દેખાવ) ઘણો રમણીય લાગવાથી, કાઠીઆવાડના પોલીટીકલ એજન્ટ **કરનલ હેન્કૉક** સાહેબની દરખાસ્ત ઉપરથી રાજવાડીથી કરલીપુલપર જવા માટે છત્રાબાવળોનાં જાળાં વચ્ચેથી એક સળંગ સડક કેવળ આ બાવળોનો દેખાવ જોવા માટેજ કાઢવામાં આવેલી છે. આ સડક ઉપરથી પસાર થતાં ચોમાસાંની મોસમમાં એક ખરેખર અવર્ણીય સ્વર્ગીય દેખાવ નજરે પડે છે.

પોરબંદરની આસપાસની જમીન કાદીવાળી હોતાં, તેમજ શહેરની પાસે સમુદ્ર આવી જવાથી તેની ખારી હવા (ઓડા) લાગવાથી બીજાં સારી જાતનાં ઝાડો કે સારી જાતના બાવળો થઇ શકતા નથી. ત્યારે કુદરતે પોરબંદરની આસપાસની જમીન અને હવાને લાયક છત્રાબાવળ કરેલા હોય એમ જોવામાં આવે છે. કારણ કે છત્રાબાવળની શાખાઓ ઉભી નહિ વધતાં આડી વધે છે. ને તે એક બીજાંમાં ગુંથાઇને એક સપાટ થાળી અગર ગુંમજ માફક તેનું જાળું બની રહે છે. તેથી એને ચોમાસાનો ઓડા પવન એક બાજુ થોડો લાગે છે. અને તેની ત્રણ બાજુ ઓડા પવનથી બચી જાય છે. જ્યારે બીજાં સારી જાતનાં બાવળનાં ઝાડો અને બીજાં સારાં ઝાડોની શાખાઓ ઘણુંકરી છુટી અને ઉભી હોય છે, તેથી તે ઓડા પવનથી બળી જાય છે. છત્રાબાવળની શાખાઓ પોરબંદરના ઓડા પવનથી બચાવાને જેમ કુદરતી રીતે લાયક થયેલી છે, તેમજ તેનાં મૂળિયાં પણ કાદીવાળી જમીનમાં ઉગવાને ઇશ્વરે લાયક કરેલાં હોય એમ જણાય છે. કારણ કે પોરબંદરની આસપાસ કાદીવાળી જમીનમાં જ્યાં જમીનપર માટી બહુ થોડી રહેલી છે, તેવી જગોએ છત્રાબાવળનાં ઝાડો પોતાની મેળે ઉગે છે. એનાં મૂળિયાં જમીનમાં ઘણાં ઉંડાં જતાં નથી, પણ જેમ એની શાખાઓનું છત્ર ઉભું નહિ પણ આડું સપાટ (horizantal) પસરાયલું હોય છે, તેમજ એનાં મૂળિયાં કાદીવાળી જમીનમાં પથરાયલાં હોય છે. અને તે ઘણાં લાંબાં ગયેલાં હોય છે. એનું ખીલામૂળ આડુંઅવળું થઇ બેચાર જાડા ફાંટાઓમાં વેહેંચાઇ ગયેલું હોય છે. આવી રીતે જમીનપર ઉગેલાં ઝાડને તે **પલાંઠીવાળી** બેઠેલું છે, એમ અહીંના લોકો કહે છે. રાજવાડી બાગમાં સુધારો કરતાં છત્રાબાવળનાં કેટલાંક ઝાડો કાપી નાખવામાં આવેલાં હતાં, તેનાં મૂળિયાં કઢાવતાં તે ૬૦ થી ૭૦ કે ૧૦૦ ફીટ લાંબાં ગયેલાં માપી જોવામાં આવેલાં હતાં. આ ઝાડોની ઉંચાઈ ફક્ત ૧૫ થી ૨૦ ફીટની હતી. તેના ગુંમજનો વ્યાસ ૨૫ ફીટનો અને પરીઘ લગભગ ૭૫ ફીટનો હતો. અને તેનાં મૂળિયાં ૪ થી ૬ ઇંચ ઉંડી માટીના થરમાં આવેલાં હતાં. તે ½ ઇંચથી ૮ ઇંચ જાડાઇનાં હતાં. બીજાં ઝાડોનું ખીલામૂળ કાદી તોડી વખતે કાદીમાં ઉંડું જાય છે, પણ છત્રાબાવળમાં એથી ઉલટું થાય છે. તેપરથી પણ જણાય છે કે **છત્રાબાવળ** પોરબંદરની આજુબાજુની જમીનને ઘણો માફક આવે છે.

છપ્પનિયા દુકાળની વખતે છાંયા, રાણાવાવ, કાળો ઢાંસો, અડોદર, રત્નપુર, કુછડી, શ્રીનગર, દેગામ, કોલીખડા, ખાપટ અને તલપત પોરબંદરનાં ઘણાં ગરીબ લોકો તેમાં વિશેષે કરી **રબારી લોકો** ખાપટના ઢેઢ અને કોલીઓ પોરબંદરની આસપાસનાં ઉપરનાં ગામડાંઓની સીમમાંથી છત્રાબાવળનાં ઝાડ કાપી તેનાં લાકડાં વેચી ગુજરાન ચલાવતાં હતાં. અને તે લોકો **ખંભારા તલાવે રીલીફ કામ** ઉપર ગયેલાં નહિ હતાં. જેથી **રીલીફ કામ** ઉપર ગયેલાં લોકો જેટલાં આ લોકો દુખી જોવામાં આવતાં નહિ હતાં. એટલુંજ નહિ પણ

જેવી પીળા રંગની હોય છે. અને શીંગો (ફલ કે પૈડા) બાવળ જેટલી પોહોળી હોતી નથી, પણ તેની શીંગો કરતાં લાંબી હોય છે. જાચાબાવળની શીંગો જેટલો રસ એની શીંગોમાં ભરાતો નથી, અને શીંગો સુકાયા પછી ભસ્મી કે ભૂરા રંગની રેહેતી નથી પણ કાળા રંગની થઇ જાય છે, અને તેની સપાટીપર વિશેષ કરચલી આવી જાય છે.

તટકીઆબાવળમાં કાંટા પુષ્કળ હોય છે, તે ધોળા, સખ્ત અને પાસે પાસે આવેલા હોય છે, કોઇ કોઈવાર કોમળ શાખાઓ કાંટાઓમાં સમાઈ જાય છે, અને કાંટાંઓ શાખાઓ કરતાં જોરદાર થઈ જાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ અને**
**૬–ઉપયોગ** } જાચાબાવળ જેવા છે.

**૭–સ્થાનક**–આ આખા સ્વસ્થાનમાં ઉગે છે. એ પંજાબ, પૂર્વ હિમાલય અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એની છાલ અને લાકડું જલદીથી તટકી જાય છે માટે એને **તટકીઆબાવળ** કહે છે.*

**રીલીફ કામ** ઉપર ગયેલાં લોકોમાં તાવ, કોલેરા ને દુકાળની નબળાઇથી થયેલાં મરણની જે મોટી સંખ્યા આવેલી હતી તેવી આ લોકોમાં જણાઇ નહીં હતી. છત્રાબાવળનાં લાકડાં કાળે દુકાળે આવા ગરીબ લોકોને નિભાવા માટે કામ આવે છે, એટલુંજ નહિ પણ ગાડરાં અને બકરાંઓને ચારા માટે તેનાં ખરી પડતાં પાન અને પૈડા અત્યન્ત ઉપયોગી થઈ પડે છે. પોરબંદર શહેરની આસપાસની છત્રાબાવળની શોભા અને તેનો ઉપયોગ ઉપર પ્રમાણે હોતાં છત્રાબાવળોની રક્ષા અને વધારો કરવાની આ સ્વસ્થાનમાં કેટલી બધી જરૂર છે તે સહેજ જણાઇ આવે છે. પણ છત્રાબાવળના શત્રુઓ બીજું કોઇ નહીં પણ પોરબંદરના ચુનારીઆ લોકો છે. ચુનારીઆ લોકો છત્રાબાવળનાં ઝાડ કાપતા નથી, પણ ઝીણી શાખાઓ અને કુમળા છોડવાઓ મૂળમાંથી કાપી કે વાઢી લાવે છે. તે કાપવા કે કાઢવા દેવા નહિ જોઇએ. આ બાબતનો જો કે થોડો પ્રતિબંધ સ્વસ્થાન તરફથી થયો છે, તો પણ જરા સખ્તાઇથી પ્રતિબંધ થવા જરૂર છે. છપ્પનિયા દુકાળમાં ઘણુંકરી તમામ છત્રાબાવળો કપાઇ ગયા છે. તો હવે ૧૦ થી ૧૫ વરસ સુધી પોરબંદર સ્ટેટમાંથી એક પણ છત્રાબાવળનો છોડવો અગર ઝાડ કાપવા દેવામાં ન આવે તો પોરબંદરની આજુબાજુનાં ઉપર કહેલાં ગામોની સીમ જે હાલ કેવળ વેરાણ જેવી દેખાય છે, તેમાં હજારો છત્રાબાવળનાં ઝાડો કાંઇ પણ ખરચ કે મેહેનત વગર થઇ જાય તેમ છે. સારી કરાર ખેડવાણ જમીનમાં છત્રાબાવળનાં ઝાડો ઉગતાં નથી, પણ કાદી ચુના પત્થરવાળા ખરાબાને ટીંબાઓ ઉપર તે આપોઆપ ઉગી જાય છે. છત્રાબાવળ પોરબંદરની એક નવાઇની વસ્તુ છે, અને એનાં બીજ ઘણા યુરોપીઅન લોકો અને દેશીઓ પોતાને ત્યાં એક **કયુરિઓસિટિ** તરીકે વાવવા લઈ જાય છે.

* પોરબંદર સ્વથાનમાં તટકીઓબાવળ આડે વગડે ઉગે છે. તોપણ તે બરડા ડુંગરપર અને મીણસાર નદી કાંઠે ઘણો ઉગે છે જે ખેતરો, ધારડી, ડુંગરના પડધારા, પાઉ કે નદીના કાંઠા વનસ્પતિ ઉગવા માટે તદ્દન નકામાં થઈ ગયાં હોય, તે, અથવા ઘેડ કે રણની કાંધીપર લુંણો (Reh) નામી જમીન ખારી થતી જતી હોય, તેને પાછાં સુધારવા (reclaim) માટે તે જગો કેવળ રક્ષિત (Reserved) રાખવામાં આવે તો આ સ્વસ્થાનમાં તેમાં આપો આપ તટકીઆ બાવળનાં ઝાડો ઉગી જાય છે. અગર તેમાં તેનાં બીજ વાવ્યાં હોય તોપણ તે જલદી ઉગી ઝાડો મોટાં થઈ જાય છે. બરડા ડુંગરપર હડિયો, ગોઢાણાં, રાણાવાવ, આદિત્યાણાં, મેવાસા અને નલીઆધાર આદિ જંગલો રક્ષિત કર્યા પછી તેમાં તટકીઆ બાવળનાં હજારો ઝાડો પોતાની મેળે ઉગી જઈ વનનાં વન થઈ ગયાં છે. મીણસાર કાંઠે કંડોરણાં ઠાંસામાં અને વાળોત્રા ખીજદડ આદિ એ નદી કાંઠાનાં ગામોની સીમમાં જાચાબાવળનાં બીમાંથી ઉછરેલ છોડવા તટકીઆબાવળ થઈ જાય છે. ત્યાં સાંઢીઆં તથા બકરાંનો એ જ ખાસ ચારો છે.

તટકીઆબાવળનાં બીજ પણ જાચાબાવળનાં બીજની પેઠે ભેળાં કરી વવાય છે. જાચા બાવળને વરતુ અને ભાદર નદી કાંઠાની જમીન માફક આવે છે, જ્યારે તટકીઆબાવળને આ આખા સ્વસ્થાનની જમીન ભાવે છે. બલતણ અને કોલસા બનાવવામાં તટકીઆબાવળનું લાકડું ઘણું કામ આવે છે, પણ ખેતીના સાધારણ ઓજાર શિવાય બીજાં કશાં કામમાં એનું લાકડું વિશેષ ઉપયોગી થઈ શકતું નથી. કેમકે તે તરત તટકી અર્થાત્ ફાટી જાય છે. તો પણ આ સ્વસ્થાનમાં લાકડાંનાં બળતણની ઘણી અછત હોવાને લીધે આખા સ્વસ્થાનમાં થતું છાંણ બળતણના ઉપયોગમાં આવે છે. માટેજ તટકીઆબાવળનાં ઝાડોનો જેમ બને તેમ બચાવ અને વધારો કરી તેનાં લાકડાં બળતણનાં ઉપયોગમાં આપી છાણનો જે ખરેખરો ઉપયોગ વાડીઓ અને ખેતરોમાં **ખાતર** તરીકેનો છે, તે કરવા દેવાથી ખેડુતો અને સ્વસ્થાનને તેમાં થતા સારા પાકથી ફાયદો થવા સંભવ છે.

## વર્ગ–(લેગ્યુમિનોસી).
## નંબર ૨૩૭.

**૧–શાસ્ત્રીયનામ**–A. leucophlæa.

દૃષ્ટાન્ત–H. II. p. 294; N. p. 103; Watt. I. p. 52.

**૨–દેશીનામ**–હરમોબાવળ (પો૦); પીળોબાવળ (ગુ૦); हीवर, नीम्बर, पान्ढरीबाबुल (म०); सफेद कीकर, सफेद बबुल (हिं०); श्वेतबरबुरः अरिमेद (सं०).

**૩–વર્ણન**–હરમાબાવળનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. એમાં પાસેપાસે ઘણી શાખાઓ નીકળેલી હોય છે. અને તેથી તેનો દેખાવ ઘણીવાર ગોળાઇલેતા એક ડોમ જેવો થઇ રહેલો હોય છે. થડ અને શાખાઓનો રંગ પીળાસલેતો ભૂરો હોય છે. પાન બીજા બાવળની પેઠે ઝીણી સળીપર સૂક્ષ્મ આવેલાં હોય છે. પાનની મુખ્ય ડીટડીના થડમાં લાંબા ઘણુંકરી ધોળા રંગના બબ્બે કાંટા હોય છે. એમાં ઘણુંકરી શાખાઓને છેડે ૧ થી ૧½ ફુટ લાંબા ને પોહોળા પુષ્પમંડળો નીકળેલા હોય છે. આવી પુષ્પરચનાને લીધે આ

બાવળ બીજા બાવળોથી સહેલાઇથી ઓળખાઇ આવે છે. એમાં ફીકા પીળા કે ધોળા રંગનાં ફૂલોની નાહાની દડી આવે છે. અને શીંગો (ફલ) લાંબી ચપટી સહેજ વાંકવળેલી અને ભૂરા રંગની થાય છે.

ફૂલ ચોમાસે આવી શિયાળે શીંગો પાકે છે.

**મૂળ**–જમીન પ્રમાણે ઉંડાં ઉતરેલાં હોય છે, તે કાદી-વાળી જમીનમાં ઝાઝાં ઉંડાં નહિ જતાં ઘણુંકરી જમીન-પર આડાં અવળાં થઈ ગુંછળાંની પેઠે વળી રહેલાં હોય છે. મૂળ બહારથી ભૂરાં અને અંદરથી પીળાસલેતા સફેદ રંગનાં હોય છે. એનું લાકડું ઘણું કઠ્ઠણ ને છાલ જાડી મજબૂત રેસાવાળી રતાસલેતા ભૂરા રંગની હોય છે, અંતરછાલ પીળાસલેતા ભૂરા રંગની ને તેપરની છાલ રાતી હોય છે, તેની વાસ બહુ અણગમતી અને સ્વાદ કડવાસલેતો ઘણો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–૪ થી ૧૦ ઈંચ જાડી હોય છે. તેપરની છાલ બહારથી ભૂરાસલેતા પીળા રંગની અને અંદર રાતી હોય છે. તે પોચી, બટકણી ને દાણા-દાર હોય છે. અંતરછાલ મજબૂત રેસાવાળી હોય છે. તે સુકાય છે ત્યારે રાતી થઇ જાય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરો હોય છે. શાખાઓપર સૂક્ષ્મ ભૂરા રંગનાં ટપકાં હોય છે. નવી ફૂટની કોમળ શાખાઓ રાતા રંગની હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, વખતે એક જ જગો-એથી બબે ચચાર પાન પાસે પાસે નીકળેલાં હોય છે. તે ૧½ થી ૩ ઈંચ લાંબાં હોય છે. તેની મુખ્ય ડીટડી-પર ૪ થી ૧૨ પાનની જોડી ૧ થી ૧½ ઈંચ લાંબી આવેલી હોય છે. અને એ જોડીમાનાં દરેક પાનપર બે હારે ૩૦થી ૪૫ સૂક્ષ્મ પાન આવેલાં હોય છે. તે લીસાં જાડાં અને ફીકા લીલા રંગનાં હોય છે. દરેક સૂક્ષ્મપાન ૧ થી ૧½ લાઇન લાંબું અને ¼ થી ⅓ લાઇન પોહોળું હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં ને ડીટડી પાસે તેની એક બાજુની કોર જરા ટુંકી થયેલી હોય છે. પાનની મુખ્ય ડીટડી લીંબડાની સળીથી કંઇક પાતળી ને તેપર ધોળા-વાળની રૂંવાટી આવેલી હોય છે. અને તેપર આવેલી પાનની જોડીવચ્ચે રતાસ કે કાળાસલેતી સૂક્ષ્મ રસ-કુપ્પિ હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ૧ થી ૧½ ફુટ લાંબી પુષ્પ ધારણ કરનારી શાખાઓ નીકળે છે. તેનાપર તેથી નાહાની ઘણી શાખાપ્રતિશાખાઓ આવેલી હોય છે, અને તેનાપર પીળાસલેતા ભૂરા રંગના સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પુષ્પ ધારણ કરનારી મુખ્ય સળી પેનસીલથી તે આંગળી જેવી જાડી અને તેનાપરની બીજી સળીઓ સ્લેટપેનથી તે સુતળી જેવી પાતળી હોય છે. તેનાપર પીળાસલેતા રંગનાં ફૂલોની ગોળ દડી એક જ જગો-એથી એક અથવા બબે આવેલી હોય છે. ફૂલની ડીટડી ¼ થી ⅔ ઇંચ લાંબી હોય છે. તે પુષ્પ સળીઓ સાથે સાંધાથી જોડાયલી હોય છે, ને તેનાપર પણ પીળાસલેતા ભૂરાવાળની સૂક્ષ્મ રૂંવાટી હોય છે, એ ડીટડીને વચમાં સાંધો હોય છે, ને તે સાંધા પાસે ૩ થી ૪ સૂક્ષ્મ પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલની દડી ૧ થી ૧½ કે ૨ લાઇન વ્યાસની હોય છે. તેમાં ઘણાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલની વાસ પાકેલા ખડ-બુજા કે લીલા ચંપાનાં ફૂલ જેવી મધુરી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો સૂક્ષ્મ પીળાસલેતા લીલા રંગનાં ૪ થી ૫ હોય છે. તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પીળાસલેતા રંગની ૪ થી ૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પાંખડીઓથી લાંબા ને ધોળાસલેતા રંગનાં હોય છે. તેનાપર આવેલા સૂક્ષ્મ પરાગકોષ પીળા હોય છે.

**સ્રીકેસર**–૧ ઝીણી હોય છે.

**શીંગ**–(ફલ)–ચપટી ૪ થી ૬ કે ૮ ઈંચ લાંબી અને ¼ થી ⅓ ઈંચ પોહોળી હોય છે. તે બન્ને છેડે સેહેજ સાંકડીથતી અને ટેરવે અણીદાર હોય છે. તે કવચિત જ લાંબી અને સીધી હોય છે. પણ ઘણુંકરીને પાકે છે ત્યારે વાંકી ચુંકી ગુંછળાંની પેઠે વળી ગએલી જોવામાં આવે છે. તે કાચી હોય છે ત્યારે લીલાસલેતા ભૂરા રંગની અને પાકે છે ત્યારે રતાસલેતા ઘેરા ભૂરા રંગની થઇ જાય છે. તેનાપર ભૂરાવાળની ગીચ રૂંવાટી અને ભૂરી ભુરકી આવેલી હોય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો તૂરો અને પાછળથી સહેજ દાહક લાગે છે. એમાં ૮ થી ૨૦ શેક બીજ હોય છે.

**બીજ**–નો આકાર ચમેડનાં બીજને મળતો હોય છે. તે કાળાં, ભૂરાં, લીસાં અને ચળકતાં હોય છે. તે ૨ લાઇનથી ૨½ લાઇન લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તે ચપટાં સહેજ લંબગોળ હોઇ તેનો એક છેડો અણીથતો હોય છે. તેની બન્ને સપાટીપર અક્રેક લંબગોળ કુંડાળું હોય છે, ને તે કુંડાળાં અંદરનો ભાગ વધારે ઘેરા રંગનો હોય છે. એ કુંડાળાંથી બહારની તેની સપાટીના ભાગપર સૂક્ષ્મ છાંટણાં આવેલાં હોય છે, જે બૃહદ્દર્શક કાચથી સ્પષ્ટ દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી.

**૬–ઉપયોગ**–હરમાબાવળનો ઉપયોગ વિશેષ કરીને રંગમાં થાય છે. એની છાલ, ફૂલ, શીંગ રંગના કામમાં ચમાર લોકો વાપરે છે. એની છાલનો ઉકાળો નહિ

રૂઝાતાં ચાંદાં, ભાઠાં વિગેરે ધોવાના કામમાં તેમજ દારૂ બનાવવામાં વપરાય છે. એની છાલમાંથી રેસા નીકળે છે. તેની માંછીઓ જાળ અને દોરી બનાવે છે. એનું લાકડું મજબૂત હોય છે. તે ખેતીના ઓજારો બનાવવાના કામમાં આવે છે. એનો ગુંદર વાળાઉપર ચોપડાય છે. દુકાળની વખતે એની છાલ, કાચી શીંગો અને બીજ ગરીબ લોકો ખાય છે. મૂળ પાણીમાં ઘસી વાળાપરના સોજાપર ચોપડાય છે. ફૂલ સાકર સાથે પ્રમેહપર અપાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગર અને તેની પાઉમાં હરમાબાવળનાં ઝાડો છૂટા છવાયાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણા ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–તલબાવળ, ગ્યોબાવળ, તટકીયોબાવળ એ બાવળોની છાલ બહારથી કાળા રંગની હોય છે. પણ આ બાવળની છાલ પીળાસ અગર લીલાસલેતી ધોળી હોય છે. તે ઉપરથી એને સંસ્કૃતમાં **સ્વેતબબુર** હિંદીમાં **સફ્રેદકીકર** અને આ દેશમાં **હરમોબાવળ** કહેતા હશે.

હરમાબાવળનાં ઝાડને બરડાના કેટલાક રબારી લોકો **મીણાહરમાનું*** ઝાડ કહે છે. એ મીણાહરમાનો ગુંદર વાળા ઉપર ચોપડવાથી વાળો મરી જાય છે, એમ માને છે. કહે છે કે, મીણાહરમાનાં પાન બકરાં કે બીજાં ઢોર વિશેષ ખાય તો તેને મીણો ચડે છે, અને વખતે મૃત્યુ પણ થાય છે. અતિશયોક્તિમાં કહે છે કે, મીણાહરમાનાં ઝાડપર પક્ષી પણ બેસી શકતું નથી, અને તેનાપરથી ઉડતાં પક્ષી પડી જાય છે. પણ આવો દાખલો લખનારના જોવામાં આવેલો નથી. હરમાબાવળપર હોલાં પક્ષી (કપોત) ઘણીવાર બેઠેલાં દેખાય છે.

હોલાં પક્ષી કચ્છ અને કાઠિયાવાડ જેવા ઉજડ વેરાન પ્રદેશમાં વિશેષ જોવામાં આવે છે, અને હરમોબાવળ પણ એવા પ્રદેશમાંજ બહુધા થાય છે. જે ઝાડપર હોલાં પક્ષીનો વાસ હોય છે તે ઝાડ કચ્છ અને કાઠિયાવાડમાં અપવિત્ર મનાય છે અને તે વિષે કહે છે કેઃ–

"ઝાડ બગડયું જેપર હોલડું બેઠું,
કુવો બગડયો જેમાં કબુતર બેઠું;
ઘર બગડયું જેમાં ભગતડું પેઠું;
અને કાયા બગડી જેમાં કારડું (અફીણ) પેઠું."

એની પાકી શીંગનો રંગ **ખાકી ડ્રીલ** (જીન) જેવો હોય છે. ખાકી રંગની જીનનાં કપડાં પહેરવાથી સખ્ત તાપ અને લુની અસર આપણને જણાતી નથી. માટે કદાચ એમ તો નહિ હોય કે હરમોબાવળ વિશેષ કરી વેરાન અને સખ્ત ગરમીવાળા પ્રદેશમાં ઉગે છે, (કચ્છ ભુજની આસપાસ અને ત્યાં રસ્તાની બાજુએ) તેથી આવા રંગવાળી શીંગો અને તેની અંદરનાં બીજને તડકાની માઠી અસર નહિ લાગવા પરમ પ્રવીણ પરમેશ્વરે તેને આવો ખાકી રંગ ને રૂંવાટી આપ્યાં હોય? **प्रभु चाहे सो करे**.

---

* **મીણાહરમાનાં ઝાડ** પૂર્વોત્તર આફ્રિકામાં થાય છે, તે **બાવળ** (acacia)ની જાતનાં ઝાડ નથી. પણ **ગુગળ** (Balsamodendron)ની જાતનાં છે. ગુગળની જાતનાં (B. playfairii) ઝાડના પીળાસલેતા ધોળા નિર્યાસને **આરબ** અને **સોમાલી** લોકો **હોટઈ** અથવા **હોડથઈ** કહે છે. અને આપણે એને **મીણોહરમો** કહીએ છીએ. આરબ લોકો મીણાહરમાને સાબુની જગોએ વાપરે છે અને સોમાલી લોકો **લીખ** અથવા **જુ** મારવાને તેનો ઉપયોગ કરે છે, જ્યારે આપણે તેને તેલ અગર દૂધમાં ઘસી વાળાપર લગાડીએ છીએ. મીણોહરમો આફ્રિકાથી આપણા દેશમાં આવે છે.

## (વર્ગ–લેગ્યુમિનોસી).

### નંબર ૨૩૮.

**૧–શાસ્ત્રીયનામ**–A. catechu.

દૃષ્ટાન્ત–H. II. P. 295; N. p. 103; Watt. I. p. 27; રૂ. નિ. પા૦ ૧૧.

**૨ દેશીનામ**–ખેરીઓબાવળ, ખેર, ખેરીઓ (પો+ગુ૦); खैर, खदेरी (મ૦); खेर, खेर बाबुल (હિં૦); खदिर (સં૦).

**૩–વર્ણન**–ખેરનાં ઝાડ અહીં ૧૨ થી ૨૦, ફીટ ઉંચાં જોવામાં આવે છે. પણ હિં૦ ના બીજા ભાગોમાં ઘણાં ઉંચાં થાય છે. એમાં નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન બાવળની પેઠે દ્વિભગ્ન હોય છે. કાંટા બબે પાસે આવેલા તળિયે બહુધા પોહોળા ને મથાળે તીક્ષ્ણ વાંકી અણીવાળા હોય છે. ફૂલની લાંબી કલંગી લીલા ધોળા કે ફીકા કે ઘેરા પીળા રંગની હોય છે. શીંગ (ફલ) પાતળી ને રાતા ભૂરા રંગની હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ જમીન અને ઝાડનાં પ્રમાણમાં જાડું પણ કોઇવાર ઘણું ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળી લાંબા પસરાયલા હોય છે. એની છાલપરની ફોતરી ભૂરા કાળા રંગની અને છાલ ભૂરાસલેતા રાતારંગની રેસાવાળી ને મજબૂત હોય છે. વાસ અણગમતી છત્રાબાવળની છાલ જેવી અને સ્વાદ ઘણો તૂરો ને પાછળથી કડવાસલેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી બહુધા સીધી, ભૂરારંગની ને જરા ખડબચડી હોય છે. તેપર ઉભા ને આડા ચીરા પડેલા હોય છે. છાલ જાડી રાતા રંગની, ને અંતરછાલ ધોળા રંગની હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ઘણોજ તૂરો ચીકાસલેતો ને પાછળથી સેહેજ કડવાસલેતો જણાય છે. કોમળ શાખાઓ બહુધા રાતા કે લીલાસલેતા પીળા ભૂરા રંગની, ને તેપર ઝીણા ઉભા ચીરા પડેલા હોય છે.

**પાન**–આંતરે આવેલાં, તેની મુખ્ય ડીટડીપર ૧૦ થી ૨૦ જોડી આવેલી હોય છે, જોડીનાં પાનમાં ૪૦ થી ૬૦ સૂક્ષ્મ પાન (દલ કે પર્ણ–leaflets) હોય છે, તે પ્રથમ પીળાસલેતા લીલા રંગનાં ને પાછળથી ઘેરા કે કાળાસલેતા લીલા રંગનાં થઇ જાય છે. પાનની મુખ્ય ડીટડીપર પેહેલી જોડીથી કંઇક નીચે એક રસકૂપિ (gland) હોય છે, ને ડીટડીને છેડે સૂક્ષ્મ અણી (mucro) હોય છે. મુખ્ય તેમજ સાહેકારી ડીટડીઓ નીચે ઘણુંકરી સૂક્ષ્મ કાંટી હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી કલંગી પત્રકોણમાંથી નીકળેલી ૩ થી ૪ ઇંચ લાંબી હોય છે, તેમાં ઘણાં સૂક્ષ્મ ફૂલો સહેજ મધુરીવાસવાળાં લીલા ધોળા કે ફીકા વા ઘેરા પીળા રંગનાં આવેલાં હોય છે. પુ૦ બા૦ કોપ લીલાસલેતા રંગનો પાંખડીઓથી જરા ટુંકો હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ લીલાસલેતા ધોળા કે પીળા રંગની હોય છે. પુંકેસરોની પીછી છૂટી દેખાતી હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે.

**શીંગ**–(ફલ કે પૈડા)–૨ થી ૪ ઇંચ લાંબી અને ½ થી ¾ ઇંચ પોહોળી હોય છે. તે ઘણુંકરી બન્ને છેડે અણી થતી, ચપટી ભૂરા રાતા કે ઘેરા ભુરા રંગની હોય છે તેમાં ૬ થી ૮ બીજ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી.

**૬–ઉપયોગ**–ખેરનાં મૂળ અને થડની છાલ ગ્રાહી તરીકે ઘણી વખણાય છે. તે સંગ્રહણી, ઝાડા, પ્રદર અને પ્રમેહ ઉપર વપરાય છે. ખેરની છાલમાંથી રેસા નીકળે છે તેની દોરી બનાવવામાં આવે છે. ખેરમાંથી ખેરસાર અને કાથો નીકળે છે. તેનો ઉપયોગ સર્વત્ર પ્રસિદ્ધ છે. ખેરનાં ઝાડમાંથી ઘણુંકરી રતાસ કે પીળાસલેતો ઘણો જ સ્વચ્છ ગુંદર નીકળે છે. તે **ખેરીઓ ગુંદર** કહેવાય છે. તેનો શિયાળે પાક બનાવી સ્ત્રીવર્ગ વિશેષે કરી ખાય છે. ખેરનું લાકડું ઘણું મજબૂત હોય છે તેના વળા, થાંભલા, ગાડીનાં પૈડાં અને ખેતીનાં ઓજારો બનાવવામાં આવે છે.

"શોધક તરીકે ખેરની છાલ વપરાય છે. ખેરની છાલનો ઉકાળો જીર્ણ ત્વક્દોષમાં અપાય છે. જૂદી જૂદી જાતના કુષ્ઠ, વિચર્ચિકા, ચિત્રી વીગેરે જુનાં ચામડીનાં દરદાની અંદર તે અપાય છે. તેનો કવાથ લેવાથી પેટના કૃમિનો નાશ થાય છે. ખેરની છાલના ઉકાળાથી દુષ્ટ વ્રણો ધોવાય છે. તેથી તે જલદીથી રૂઝપર આવે છે. તેની છાલના કવાથમાં કાથાની માફક સ્થંભન ગુણ રહેલો છે ને તેથી અતિસાર વીગેરેમાં વપરાય છે. તેના ઉકાળાવડે નાહાવાથી ચેળ હલકી પડે છે. ખેરના ઉકાળામાં જન્તુનાશક ગુણ હોવાને લીધે તેના કાઢાવડે વ્રણ ધોવાથી તેમાં જન્તુનો બીલકુલ પ્રવેશ થઈ શકતો નથી અને સૂક્ષ્મદર્શક યંત્રવડે દેખાય એવા બારીક કીડ વ્રણમાં પડવાથી શરીરની અંદરના બીજા કેટલાક રોગ ઉત્પન્ન થાય છે તેવા કીડનો પણ તે નાશ કરે છે. હાડ સુધી પહોંચેલા રોગને તે દબાવે છે." (ડા૦ વી૦ ઝી૦)

"તેની છાલ શીતળ છે, ખરજ, ઉધરસ, અરૂચી, કૃમિ, પ્રમેહ, મેદરોગ, તાવ, ગુંબડાં, કોઢ, સોજા, આમ, પિત્ત, રક્તવિકાર, પાંડુ, કફ એ સર્વે રોગને મટાડે છે. એમાં ગુંદ થાય છે તે સ્વાદે મીઠો છે, બળ અને ધાતુને વધારે છે." (વૈ૦ રૂગનાથજી.)

ખેરનું લાકડું બળતણ તરીકે સારૂં ગણાતું નથી. કેમકે એક તે ઘણું ભારે હોય છે અને બળતી વખતે તેનો ધુંમાડો ઘણો કડવો લાગે છે.

**૭–સ્થાનક**–ડુંગરના પડધારા, પાઉ અને ઝરણોને કાંઠે ખેરનાં ઝાડો છૂટાં છવાયાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮ વિ૦ વિવેચન**–એનાં પાન બાવળનાં પાનને મળતાં હોવાથી એને ખેરીઓબાવળ કહે છે.*

ખેરનાં ઝાડમાં વાંકાટીકા કાંટા હોવાને લીધે એક કવિ કહે છે કેઃ—

"ઉદાર દાતાની પેઠે કોઇ દુર્જન પણ પોતાની રજા વગર પોતાની પાસે કોઇને ન આવવા દેવાને વાસ્તે ચોકીનો બંદોબસ્ત રાખતો હતો, તેને સંભળાવવાને વાસ્તે કવિ ખેરનાં વૃક્ષને કહે છે કે–હે ખેરનાં વૃક્ષ?

**चंदनके तरुमें रहहीं। बहु व्याल तिन्हें हम श्रेष्ट कहे हैं॥ कारन के अति उत्तमजे । जगते बिन रच्छन नाहिं रहे हैं ॥ स्याम कहे सुनु वृच्छ खदीरहिं। योग यहे जन चाह चहे हैं॥ तूनिज सुंदरताइ बचावन। क्यों अति कंटक क्रुर गहे हैं॥**
(सार)

ચંદનનું વૃક્ષ પોતાની પાસે ઘણા સર્પોને રાખે છે એ ઠીક છે કેમકે જગતમાં જેના ઉપર ઘણા લોકોને લાલચ હોય એવી ઉત્તમ વસ્તુ રક્ષણ વિના રેહેતી નથી. પરંતુ તારામાં એવી કઇ સુંદરતા છે કે જેને બચાવવાને વાસ્તે તેં અનેક ક્રૂર કંટકો રાખ્યા છે."

---

* સરકારી જંગલ ખાતાં તરફથી ખેરનાં બીજ મંગાવી આ સ્વસ્થાનના બરડા ડુંગરમાં વાવવામાં આવેલાં હતાં. તેમાંથી ઘણા ઝાડો ઉગી ગયાં હતાં. પણ છપ્પનિયા દુકાળની વખતે રક્ષિત જંગલો ખુલ્લાં મુકી દેવાથી ખેરનાં ઘણાં ઝાડો વઢાઈ ગએલાં છે. પંદર વર્ષના અનુભવ ઉપરથી એમ જોવામાં આવેલું છે કે, ખેરનાં ઝાડોને જો કે આ સ્વસ્થાનની જમીન ઉગવામાં ઘણી માફક આવે છે, પણ ડુંગરોમાં માટી નહિ હોવાને લીધે તેનાં ઝાડો ઉંચાં કે વિસ્તારવાળાં થઈ શકતાં નથી. એનાં ઝાડો બીજા મુલકોમાં ૬૦ થી ૮૦ ફીટ ઉંચાં અને ૮ થી ૯ ફીટ વ્યાસનાં થાય છે. જ્યારે આ સ્વસ્થાનમાં તે માત્ર ૨૦ શેક ફીટ ઉંચાં અને ½ ફુટ વ્યાસનાં જોવામાં આવે છે.

## વર્ગ–(લેગ્યુમિનોસી).

### નંબર ૨૩૯.

**૧–શાસ્ત્રીયનામ**–A. Senegal.

દૃષ્ટાન્ત–H. II. p. 295; Watt, I. p. 55.

**૨–દેશીનામ**–ગોરડ, ગોરડીઓબાવળ (પો૦)+(ગુ૦); શ્વેતખદિર(સં૦); અછોખેર, ખેરીઓ (કચ્છી); ખોર (સિંધી).

**૩–વર્ણન**–ગોરડનાં ઝાડ અહિં ૧૦ થી ૧૫ કે કોઇ વાર જ ૨૦ ફીટ ઉંચાં જોવામાં આવે છે. એની છાલ ફીકા ધોળા રંગની હોય છે ને તેપરથી ગુગળનાં ઝાડની છાલની પેઠે પાતળી ફોતરી ઉતરતી જોવામાં આવે છે. એ ઝાડમાં ખેરજેવા વાંકા, પણ ત્રણ ત્રણ કાંટા હોય છે, જેપરથી એનું ઝાડ બીજા બધા બાવળોથી તરત ઓળખાઇ આવે છે. એનાં પાન વગેરેનો સાધારણ દેખાવ ખેરને થોડો મળતો હોય છે.

પાન ખેરની પેઠે સળીપર ઝીણાં આવે છે. ફૂલની કલંગી લાંબી પીળી કે ધોળી હોય છે. શીંગ (ફલ) ચપટી ને પોહોળી અને ખેરની શીંગ કરતાં ટુંકી હોય છે.

**મૂળ**–ઘણાં લાંબાં જાડાં અને ઘણાંજ મજબૂત હોય છે. તેમાંથી કેટલાએક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળનું લાકડું પીળાસલેતા ધોળા રંગનું ને કઠણ હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર દેખાય છે. તેની છાલપરની ફોતરી ભૂરા રંગની ને પાતળી હોય છે. તેપર નાહાના ગાંઠા ગડબા (tubercles) આવેલા હોય છે. અંદરની છાલ રતાસલેતી અને અંતરછાલ પીળાસલેતા ધોળા રંગની હોય છે. તે પાતળી ને મજબૂત રેસાવાળી હોય છે. છાલની વાસ છત્રાબાવળની છાલની વાસને મળતી અણગમતી કડવી ને સ્વાદ પણ કડવોને તૂરો હોય છે. એની કડવાસ પાછળથી વધારે જણાય છે. અને તે લાંબો વખત સુધી જીભપર રહે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી ફીકા પીળા કે ધોળા રંગની હોય છે, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે, ને છાલપરની કાગળ જેવી પાતળી ફોતરી ઘણુંકરી હમ્મેશ ઉતરી જતી દેખાય છે. શાખાઓ ભૂરા રંગની હોય છે, અને કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર વખતે ફીકા કે ઘેરા જાંબુડા રંગની છાયા અને ધોળા વાળની રૂંવાટી તથા ઉભી ટીશીઓ હોય છે. ડાંડીની છાલ રેસાવાળી ને મજબૂત હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧½ થી ૩ ઇંચ લાંબાં ને ૧ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેની મુખ્ય ડીટડી થડમાં જરા જાડી થયેલી હોય છે, ને તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે, તે તરત ખરી જાય છે. મુખ્ય ડીટડી લીંબડાની સળી કરતાં પાતળી હોય છે, ને તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ ડીટડીપર ૩ થી ૬ પાનની જોડી આવેલી હોય છે, જેમાંની પેહેલી બે જોડી જરા અનિયમિત રીતે આવેલી, અને બાકીની બરાબર સામસામી આવેલી હોય છે. એ મુખ્ય ડીટડીપર પાનની પહેલી જોડીથી નીચે અને છેલ્લી બે જોડીની વચમાં એકેક લંબગોળ સૂક્ષ્મ રસકુપ્પિ (gland) હોય છે. પાનની દરેક જોડીમાં ૪૦ થી ૪૪ સૂક્ષ્મ પાન (leaflets) આવેલાં હોય છે. તે ઉપરની સપાટીએ લીલા ને નીચેનીએ ફીકા રંગનાં હોય છે. જોડીમાંનું દરેક પાન ½ થી ૧ ઇંચ લાંબું અને ⅓ ઇંચ પોહોળું હોય છે, અને તેપર આવેલાં ૪૦ થી ૪૪ સૂક્ષ્મ પાનમાંનું દરેક પાન ૨ થી ૨⅓ લાઇન લાંબું અને ½ લાઇન પોહોળું હોય છે. તેની કોરપર ધોળા વાળની ઘણુંકરી ઝાલર હોય છે. તેની બન્ને સપાટી લીસી, ટેરવાં સાંકડાંથતાં બુઠ્ઠી અણીવાળાં ને ડીટડી સૂક્ષ્મ હોય છે, એ સઘળાં પાન સામસામાં આવેલાં હોય છે. પાનને ચોળવાથી ચીકણો રસ અને મુળાનાં પાનને મળતી એમાંથી વાસ નીકળે છે, ને સ્વાદ કડવાસલેતો તૂરો લાગે છે.

**ઉપપાન**–દરેક પાનની મુખ્ય ડીટડીની બાજુએ ૨ જરા ઉભા ને એક ઘણો વાંકો એમ ત્રણ કાંટા આવેલા હોય છે, તે બીલાડીના નખની પેઠે તળિયેથી પોહોળા ને મથાળે તીક્ષ્ણ અણીવાળા હોય છે, તેનો રંગ પ્રથમ લીલાસલેતો પીળો હોય છે, ને તેનાપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. પણ તે પાકી જાય છે, ત્યારે તેનો રંગ રતાસલેતો ભૂરો અથવા કાળો થઇ જાય છે. તે ૧½ થી ૨ લાઇન લાંબા ને ઘણા સખ્ત હોય છે. એ કાંટા કોઇને વાગ્યા હોય તો ઘણી વેદના થાય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી અથવા ફૂલની કલંગી ૨ થી ૩ ઇંચ લાંબી હોય છે. તેમાં સૂક્ષ્મ પીળાસલેતાં ધોળાં ફૂલો ખેરની પેઠે પાસે પાસે ઘણાં આવેલાં હોય છે. ફૂલની વાસ મધુરી હોય છે, ને તે ⅐ ઇંચ લાંબાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેના પાંચે દાંતા મથાળે પીળાસલેતા લીલા રંગના દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે પણ જરા પીળી છાયાલેતી ને પુ૦ બા૦ કોપનાં પત્રોથી લાંબી હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે, તે ખેરના ફૂલમાં હોય છે તેમ સફેદ વાળની પીછી જેવાં દેખાય છે, પરાગકોષ પીળાસલેતા સૂક્ષ્મ રજ જેવા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તે પુંકેસરથી કંઇક લાંબી હોય છે.

**શીંગ–(ફલ)**–ચપટી, ૨ થી ૩ ઇંચ લાંબી, ને ½થી ⅔ કે લગભગ ૧ ઇંચ પોહોળી હોય છે. તે તળિયે સાંકડી, અણીથતી, અને ટેરવે ગોળાઇલેતી હોય છે. તોપણ ટેરવાંને છેડે સૂક્ષ્મ કાંટો હોય છે. શીંગ પ્રથમ

લીલા રંગની ને પાકે છે ત્યારે તે ફીકા પીળા અથવા ભૂરા રંગની થઇ જાય છે, તે સહેજ ખડબચડી અને તેનાપર ધોળા વાળની રૂંવાટી હોય છે. શીંગમાં ૩ થી ૬ બીજ હોય છે.

**બીજ**–ઘેરા ભૂરા રંગનાં, ચળકતાં, લીસાં, ચપટાં, ગોળાઇલેતાં, ૧½ થી ૨ લાઇન વ્યાસનાં હોય છે. તેને એક છેડે જરા અણી હોય છે. ને વચ્ચોવચ બન્ને બાજુ અર્ધચંદ્રાકાર ખાડો હોય છે, તેમાં તેવી જ ધોળી લીટીઓ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, ઉપલેપક, પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–ગોરડનાં મૂળ અને થડની છાલ રાત્રે પાણીમાં પલાળી સવારે ગાળી લઇ તે પાણી પ્રમેહ અને પેશાબની બળતરા ઉપર વપરાય છે. ગોરડની છાલમાંથી ટુંકા રેસા નીકળે છે. તે દોરી અને બળદની રાસો બનાવવાના કામમાં આવે છે. ગોરડનાં પાન પણ બાવળનાં પાનની માફક વાટીને તેની લેપડી ગડગુંબડાં અને સોજાઓ ઉપર મુકવામાં આવે છે. ગોરડનાં પાન, ફૂલ અને કાચી શીંગો રંગના કામમાં વપરાય છે. ગોરડનું લાકડું મજબૂત હોય છે. પણ તે કપાયા પછી વધારે દિવસ રહી શકતું નથી. કેમકે તેને તરત જીવાત લાગે છે. ગોરડના સાર (hert–wood) વાળા લાકડાંના ખેડુ લોકો કોદાળી વગેરેના હાથાઓ બનાવે છે. ગોરડનું લાકડું બાવળ પેઠે બળતણ તરીકે વપરાય છે. પણ તે ઘણું સારૂં ગણાતું નથી. ગોરડની કાંટાવાળી ડાળો અથવા શાખાઓ ખેડુ લોકો ઢોરવાડીઓ વગેરેની વાડ કરવામાં કામે લે છે. ગોરડની કાંટાવાળી ડાળોનો તાપ ઘણો સખ્ત થાય છે, તેથી ખેડુ લોકો ગોળની ભઠ્ઠી નીચે તે **વારી** તરીકે બાળે છે. ગોરડના ઝાડમાંથી પીળાસલેતો રાતો પણ ઘણુંકરી સફેદ ગુંદર નીકળે છે, તેને **ગોરડીઆ ગુંદર** કહે છે. એ ગુંદર ઘણો પૌષ્ટિક ગણાય છે. શિયાળામાં ગોરડનો ગુંદર ઘણુંકરી સ્ત્રીઓ ખાય છે. ગોરડનો ગુંદર ઉપલેપક તરીકે ઉધરસ, સંગ્રહણી, પ્રમેહ અને મુખપાકપર વપરાય છે. ગોરડનો ગુંદર ઘણીવાર બાવળના ગુંદર કરતાં પણ મોંઘો વેચાય છે. ગોરડના ગુંદરની સાથે બીજી જાતના ગુંદરોની ભેળ કરવામાં આવે છે, તેથી ગોરડનો ચોખો ગુંદર મળવો મુશ્કેલ થઈ પડે છે. પણ ગોરડનો ચોખો ગુંદર બહાર બંદર ચડાવવામાં આવે તો તેની ઘણી સારી કીમત ઉપજી શકે તેમ છે. ગોરડના ગુંદર વિષેનો હેવાલ વૉટ સાહેબની ડીકશનરીમાં લંબાણથી આપેલો છે, તે જીજ્ઞાસુએ વાંચવા ને જાણવા જેવો છે.

ગોરડનાં પાનના રસમાં ગોરડની રાખ મેળવી પાવાથી કમળો મટે છે.

**૭–સ્થાનક**–ગોરડનાં ઝાડ પત્થર, ખડા, કે કાદીવાળી જમીનમાં ઘણાં ઉગે છે. એ સિંધ, અજમેર, કચ્છ અને કાઠિયાવાડમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–ગોરડનાં પાન પણ થોડાં બાવળનાં પાનને મળતાં હોવાથી એને **ગોરડીઓબાવળ** કહે છે, પણ ખરૂં જોતાં ગોરડનાં ઝાડ ખેરનાં ઝાડને વિશેષ મળતાં આવે છે. ગોરડનું લાકડું રબારી લોકો પવિત્ર માને છે, અને તેઓ લગ્ન પ્રસંગે માંડવામાં માણેકથંભની સાથે તે બાંધે છે. તેઓ વળી એમ પણ કહે છે કે, ગોરડનું ઝાડ રબારી લોકોનું આદિ ઝાડ છે, અને જે જગોએ નવી વસવાટ કરવી હોય ત્યાં તેઓ પોતાની સાથે ગોરડનાં બીઆં લઈ જાય છે. વળી ગોરડનાં ઝાડને રબારી લોકો સૂર્યાસ્ત થયાનો સમય દેખાડનાર પોતાનું ઘડીઆળ માને છે. કેમકે ગોરડનાં પાન બરાબર સૂર્યાસ્તે મીંચાઈ જાય છે. તેથી જ્યારે વરસાદ પડતો હોય અથવા ઉંચા ડુંગરોની તરાટીમાં જ્યારે સૂર્ય દેખાતો નથી ત્યારે રબારી લોકો ગોરડનાં પાનનું મીચાવું સૂર્યાસ્ત થયાના વખત તરીકે માની પોતાનાં ઢોર વગેરે ઘર તરફ લઈ જાય છે.*

* આ સ્વસ્થાનમાં ગોરડીઆ બાવળનાં ઝાડ તટકીઆ બાવળનાં ઝાડની પેઠે ઘણુંકરી આડે વગડે ઉગે છે. તોપણ બરડા ડુંગરની દક્ષિણ પશ્ચિમ બાજુએ ધ્રામણી કેડીથી તે નલીઆ ધાર જંગલના ગોઝારા ડુંગર સુધી તેનાં વનનાં વન ઉગે છે. પોરબંદર સ્વસ્થાનમાં ગોરડનાં ઝાડ જેમ વધારે ઉગે છે તેમ જ તે વધારે ઉપયોગી પણ છે.

ગોઢાણાં જંગલનો **ખીલડોકાદો**, મેવાસા જંગલની **જીંજરકાની વીડી**, આદીત્યાણાંની **પત્થરની ખાણોની ધારડીઓ** રાણાવાવ જંગલની **ચાંમધાર** અને **ભતવારી ડુંગરના પડધારા** તેમ જ નલીઆધાર જંગલમાંની તમામ **ધારડીઓ** ગોરડનાં ઝાડોથી ગીચ ભરાયલી છે.

બરડા ડુંગરમાંનો તેના પાડોનો દક્ષિણ પશ્ચિમ અને થોડો પૂર્વ ભાગ વિશેષ કરીં ચુના પથ્થરની ખડબચડી સખ્ત કાદીવાળી જમીનથી બનેલો છે. તેમાં ઘણી સારી જાતનાં ઈમારતી ઝાડો ઘણુંકરી થઈ શકતાં નથી. પણ એ કાદીવાળી ધારડીઓ રક્ષિત ( રીઝર્ડ ) રવાખાથી ગોરડનાં ઝાડો તેનાપર પોતાની મેળે ઉગવા માંડે છે, અને થોડા વર્ષોમાં તેનો ગીચ ઢાંસો થઈ જાય છે.

બરડા ડુંગરના પડધારા અને ધારડીઓની જમીનપરથી વરસાદનાં વહેતાં જોસબંધ પાણીને લીધે તે ઉપરની માટી, પથરા અને ઝાડના નાહાના છોડવા વગેરે તમામ ઘસડાઇને વોકળાઓમાં વહી જાય છે. તેથી પડધારા તથા ધારડીઓ કેવળ ઉઘાડાં રહી જાય છે. કે જે ઉપર કોઈ ઝાડ ઉગતું નથી. એટલું જ નહિ પણ ઘાસપણ ભાગ્યે જ ઉગે છે. ડુંગરના આવા ઝાડ કે ઘાસ વગરના ખુલ્લા પડધારા અને ધારડીઓ ઉપર જંગલ બનાવવા માટે આ સ્વસ્થાનમાં ગોરડનાં ઝાડ અત્યંત ઉપયોગી જોવામાં આવે છે. દાખલા તરીકે ગોઢાણાં જંગલના ખીલડાકાદમાં જ્યારે તે જંગલ રક્ષિત રાખવામાં આવ્યું ત્યારે છૂટાં છવાયાં ગોરડનાં ઝાડનાં ઠુંઠાં

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર ૨૪૦.

**૧-શાસ્ત્રીયનામ**-A. pennata.

દૃષ્ટાન્ત-H. II. p. 297; N. p. 104; watt. I. p. 54.

**૨-દેશીનામ**-ખેરવેલ, ખેરવેલીઓબાવળ, ઝીંથાતોડી (પો૦); ખેરવેલ (ગુ૦); शेम्बी (म०); बीसवल (हिं०).

**૩-વર્ણન**-ખેરવેલ જાડા કઠ્ઠણ વેલા જેવી થાય છે, તે ઘણાં ઉંચાં ઝાડોપર આડી અવળી ચડેલી હોય છે. એની શાખાઓ રતાસલેતા ભૂરા રંગની ને તેપર જરા છેટે છેટે તીક્ષ્ણ અણીવાળા નાહાના કાંટા આવેલા હોય છે. પાન ખેરનાં પાન જેવાં પણ તેથી મ્હોટાં હોય છે. ફૂલ શાખાઓને છેડે ઘણુંકરી ગુચ્છાની પેઠે દડી કે ગેંદના આકારમાં આવેલાં હોય છે. તેની કળી ઘેરા રાતા રંગની, ને ફૂલ ઉઘડે છે ત્યારે તેની પાંખડીઓ ફીકા ધોળા કે પીળા રંગની દેખાય છે. શીંગો (ફૂલ કે પૈડા) ફીકા રાતા રંગની, ચપટી ને લાંબી હોય છે. એની કોમળ શાખાઓને ઝાડપર ઉંચે ચડવા માટે અથવા બીજી રીતે આસરો લેવા માટે તેને મથાળે લોઢાના વાળાનાં ગુંછળાં જેવા છેડા આવે છે. તે છેડા એક પકડની માફક કોઈ ઝાડની શાખાને પકડી રાખે છે, ને તેના ટેકાથી કોમળ શાખા આગળ વધી ઝાડપર ચઢી જાય છે, ને તેનો વાંકો છેડો જે જગોએ ઝાડની શાખાને વળગેલો હોય છે તે ત્યાંજ રહી જાય છે.

**મૂળ**-ઘણું ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળી જમીનમાં ચોતરફ લાંબા પથરાયલા હોય છે. આ ફાંટાઓમાંથી વળી કેટલાએક ઝીણા રેસા જેવા ફાંટાઓ પણ નીકળેલા હોય છે. મૂળનું લાકડું રતાસલેતા રંગનું ને ઘણું કઠ્ઠણ હોય છે. મૂળની છાલ મજબૂત રેસાવાળી, રસભરી અને રાતા રંગની હોય છે. તેને કાપતાં તેમાંથી ચીકણો રાતો રસ નીકળે છે. છાલપરની પાતળી ફોતરી ભૂરા કે કાળા રંગની હોય છે. તેપર ભૂરાં કે ધોળાં આડાં છાંટણાં આવેલાં હોય છે. છાલની વાસ હરમી અને સ્વાદ ચીકાસલેતો ઘણો તૂરો લાગે છે.

---

અને થોડાં ઘાસનાં ઘુમડાં શિવાય બીજું કશું હતું નહિ. અને એ કાદાની તમામ જમીન ખડબચડા મ્હોટાં ભોંયરાંવાળા પથરાવાળી ખુલ્લી પડી હતી. તેનાપર તે રક્ષિત રહ્યા પછી પંદર વર્ષ દરમિયાનમાં ગોરડનાં ઝાડોનો એવો તો ગીચડાંસો થઇ ગયેલો છે કે, તેની અંદરથી કોઇ માણસ કે ઢોર તો શું પણ પક્ષિ પણ નીકળી શકતું નથી. કાંટા અને તેનાં પાન શિયાળે ખરી જાય છે, તેથી ખુલ્લી જમીનપર પાનનો થર બંધાય છે. ઉન્હાળા આખરે તેનાં ફૂલ અને પાછળથી તેની શીંગો અથવા પૈડા પણ તેનાપર પડવાથી એ થરનો વધારો થાય છે. અને એવી રીતે દર વર્ષે થરનો વધારો થવાથી ખુલ્લી જમીનપર પાનનું ખાતર થવા માંડે છે. ગોરડનાં ઝાડનાં મૂળ પણ દર વર્ષે કાદી અને પથ્થર તોડી જમીનમાં ઉંડાં બેસતાં જાય છે. અને આવી રીતે ટૂટેલી કાદીમાં ગોરડનાં પાન વગેરે પડી આસ્તે આસ્તે તેનું ખાતર અને પછી માટી થતી જાય છે. આવી રીતે ખુલ્લી જમીનપર ગોરડનાં ઝાડો ઉગી જવાથી તેનાં પાન વગેરેથી ખુલ્લી જમીન ઢંકાઇ જાય છે. અને તે જમીન બીજાં સારાં ઝાડનાં બીજ ઉગવાને લાયક થાય છે. અને તેમાં સારી જાતનાં ઘાસ પણ ઉગે છે. પછી આવા ઠાંસામાં દુધલા, કારીખડા, શેમળા વગેરે ઝાડોનાં બીજ કે જેને ઉડવાને વાળની પીછી હોય છે, તે પવનથી આજુબાજુથી ઉડી આવી ગોરડનાં ઝાડવાંમાં ભરાઇ જાય છે. તેથી તેનાં બીજ ત્યાં જમીનપર પડી ઉગવા માંડે છે. અને આસ્તે આસ્તે ગોરડના ઠાંસામાં કેટલેક વર્ષે દુધલા, કારીખડા, શેમળા અને રોંણ વગેરેનાં ઝાડો જોવામાં આવે છે. અને આમ થવાથી સારાં ઝાડોનો જેમ જેમ વધારો થતો જાય છે તેમ તેમ ગોરડનાં ઝાડો પોતાની મેળે કેટલાક વખત પછી ઘસાઈ જાય છે.

ઉપરના દાખલાપરથી એવું જોવામાં આવે છે કે, આ સ્વસ્થાનના ડુંગરના પડધારા અને ધારડીઓપર જો કોઈ પહેલી વનસ્પતિ ઉગતી હોય તો તે વિશેષકરી ગોરડ છે. અને ડુંગરપર પ્રથમ ગોરડનો વસવાટ થયા પછી ગોરડે પોતાની આસપાસની જમીન બીજાં સારાં ઝાડોને લાયક કર્યા પછી ઉત્તરોત્તર ત્યાં સારાં ઝાડો ઉગે છે. અને એવી રીતે પછી ત્યાં સારાં ઝાડોનાં જંગલ થઇ જાય છે. એટલે ઝાડોનો વસવાટ પણ માણસોના વસવાટની પેઠે થતો જણાય છે. જેમકેઃ-એક ઉજડ જગામાં સૌથી પહેલાં રબારીનો નેસડો થાય છે, ત્યાર પછી ત્યાં ઢેઢ વાઘરી વગેરે લોકોનાં ઝુંપડાં થાય છે. આવાં લોકો કેટલોએક વખત ત્યાં રહ્યા પછી તેની આસપાસની ખેડવાણ જમીનમાં સાધારણ કોલી વાઘરી જેવા લોકો ચીભડાં વગેરે સાધારણ બકાલું વાવવાની માગણી કરે છે. થોડો વખત એવાં હલકાં બકાલાંના વાડા થયા પછી ત્યાં ખેડુ લોકો ખેડવાણ જમીનની માગણી કરી પોતાનું ત્યાં નાહાનું ગામડું વસાવે છે. અને આસ્તે આસ્તે ત્યાં પ્રથમ આવી વસેલા રબારીઓ અને વાઘરી જેવા લોકોને ત્યાંથી ખસી જવાને આ ગામડાંનાં લોકો ફરજ પડાવે છે અથવા તે લોકો પોતે જ ત્યાંથી ખસી જઈ વળી કોઇ માણસના વસવાટ વગરની ઉજડ જગામાં જઇ રહે છે. આવા ઘણા દાખલા જોવામાં આવે છે. અમરદડ, બીલેશ્વર, બેરડી, આસીઆપાટ અને ખંભાળા વગેરે આ સ્વસ્થાનનાં ખેડવાણ ગામોની જગોએ પ્રથમ કેવળ રબારીઓના નેસડા હતા, પણ હાલ એ બધાં સારાં ખેડવાણ ગામો થઇ ગયેલાં છે અને ત્યાંના રબારી લોકોને આ ગામોની પાછળના ડુંગરમાં જઇ રહેવાની ફરજ પડેલી છે. આ ઉપરથી જણાય છે કે, ખેડુ વગેરે ઉંચો ધંધો કરનારા લોકોનો વસવાટ જંગલવાળી ઉજડ જગોમાં થવા માટે પ્રથમ જંગલી લોકનો ત્યાં વસવાટ થાય છે. તેવી જ રીતે આ સ્વસ્થાનના ડુંગરોપર સારી જાતનાં ઝાડોનો વધારો થવા માટે પ્રથમ ગોરડનાં ઝાડ કે જે એક જંગલી અને નકામાં જેવાં કેટલાક લોકોને મને ગણાય છે તેનો વધારો થવા દેવો જોઇએ, તો પછી ત્યાં સારી જાતનાં ઝાડો થઇ શકે છે.

ગોરડનાં ઝાડ, રબારી અને બકરાં એ ત્રણેનો એક બીજા સાથે એવો સંબંધ છે કે, એ ત્રણની એક **ત્રિપુટી** ગણાય છે. કેમ કે રબારીને બકરાં શિવાય અને બકરાંને ગોરડનાં ઝાડ

**ડાંડી અને શાખાઓ**–ભૂરા રંગની હોય છે. કોમળ શાખાઓ લીલા કે રાતા રંગની હોય છે. કાંટા નાહાના ને વાંકા વળેલા હોય છે ને તે રતાસ કે કાળાસલેતા રંગના હોય છે. ડાંડી અંગુઠાથી તે હાથની બાજુ જેવી કે વખતે સાથળ જેવી જાડી થાય છે. તેપર છૂટા છવાયા કાંટા હોય છે. શાખાઓ ઘણી લાંબી વધેલી હોય છે, અને તે જાણે કંઈ પકડવા અથવા આશરો લેવા યત્ન કરતી હોય એવી રીતે તે લંબાયલી દેખાય છે. શાખાઓ ઉપર વખતે ઉભી હાંસો અને કાંટાઓ ઘણા પાસે પાસે હોય છે. ડાંડી અને જાડી શાખાઓપરની છાલ બહારથી ભૂરા કે ઘેરા ભૂરા રંગની, ખડબચડી, ને ઉભા ચીરાઓ-વાળી હોય છે ને અંદરની છાલ રાતી મજબૂત રેસા-વાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ૬ થી ૧૦ ઈંચ લાંબાં ને ૭ થી ૮ ઈંચ પોહોળાં હોય છે. તે ખેર કે હરમાબાવળની પેઠે સળીપર આવેલાં હોય છે. પાનની મુખ્ય ડીટડી લીંબડાની સળી જેવી પાતળી ને ઉપરની બાજુ નીકવાળી હોય છે. તેપરની પહેલી જોડીથી જરા નીચે તેનાપર એક ચપટી રસકુપ્પિ (gland) હોય છે, અને એવી જ રસકુપ્પિ ઉપર જતાં છેવટની ૨ કે ૩ જોડીઓવચ્ચે પણ આવેલી હોય છે. એ મુખ્ય ડીટડીપર ૮ થી ૧૬ જોડી આવેલી હોય છે. જોડીમાંનું દરેક પાન ૨ થી ૩ કે ૩½ ઈંચ લાંબું હોય છે. તેપર ગીચો-ગીચ ઝીણાં સૂક્ષ્મ પાન (leaflets) આવેલાં હોય છે. તેની ૩૦ થી ૬૦ જોડી હોય છે. એ દરેક સૂક્ષ્મ પાન ૨½ થી ૩ લાઇન લાંબું અને ½ લાઇન પોહોળું હોય છે. તે બન્ને સપાટીએ લીસું, ઉપર ઘેરાલીલા ને નીચે ફીકા લીલા રંગનું હોય છે. તેની કોર વિષમ હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ફૂલના આંબાની પેઠે મોર કે ગુચ્છો આવેલા હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ૨ થી ૪ પાસે પાસે આવેલી હોય છે, તેપર ઉભી હાંસો ને ભૂરા વાળની રૂંવાટી હોય છે. પુષ્પપત્ર સૂક્ષ્મ અણીદાર હોય છે. ફૂલની દડી ½ ઈંચ વ્યાસની હોય છે. તેમાંથી શીરસનાં ફૂલને મળતી મધુરી સુગંધ નીકળે છે.

**પુષ્પબાહ્યકોપ**–૫ પત્રોનો બનેલો, તેનાં પાંચે પત્રો

શિવાય ચાલતું નથી. રબારી લોકો જ્યાં પોતાનો પ્રથમ વસ-વાટ કરે છે ત્યાં બકરાં સાથે રાખે છે. અને બકરાંને ચારા માટે ગોરડનાં ઝાડો જોઇએ છીએ.

દુષ્કાળની વખતે ગાડરાં (ઘેટાં) અને બકરાં જેવાં અલ્પ પ્રાણીઓનો આધાર ગોરડનાં ઝાડપર વિશેષકરીને જોવામાં આવે છે. છપ્પનિયા દુકાળની વખતે બરડા ડુંગરના પાઉમાં આ સ્વસ્થાનનાં તમામ ગામોનાં બકરાં અને ગાડરાં ગોઢાણાં રક્ષિત જંગલના **ખીલહાકાદાપર**નાં ગોરડનાં વનમાં સ્વસ્થા-નની ખાસ પરવાનગીથી નભવા માટે રાખવામાં આવેલાં હતાં. દુકાળ વખતે બીજાં સારાં ઝાડો તરત સુકાવા લાગ્યાં હતાં. ત્યારે ગોરડનાં ઝાડો વધારે જોરથી કોળવા માંડયાં હતાં. ગોરડનાં ઝાડનાં પાન ખાઇને ભાદરવાથી માગશર મહિના સુધી, અને તેનાં ખરી પડેલ સુકાં પાનપર માગશરથી ફાગણ સુધી, અને તેનાં ફૂલ અને શીંગોપર ફાગણથી આશાડ સુધી, અને પાકેલ શીંગો જે જમીનપર પડી ગએલ હતી તે અને ઝાકળ પડવાથી ગોરડનાં ઝાડમાં આવેલાં નવાં કોળાંમણનાં પાનપર આશાઢથી બીજા ભાદરવા સુધી બકરાં અને ગાડરાં સારી રીતે નભ્યાં હતાં. દુકાળ જેવે વખતે સારા ચારાની તંગી હોય છે ત્યારે રબારી ભેંસો અને ગાયોની જીવવાની આશા રાખતા નથી. પણ બકરાંને ગાડરાંનો ચારો બાવળ, ઝીલડાં અને ગોરડ આદિ, બીજા લોકોની નજરમાં ઘણાં નકામાં જેવાં ગણાતાં વનસ્પતિ મળવાથી બકરાં ગાડરાંને બચાવવા અને રાખવામાટે તે લોકો વિશેષ ધ્યાન આપે છે. છપ્પનિયા દુકાળ વખતે બકરાંવાળા રબારીઓને દુકાળનાં (રીલીફ) કામપર જવાની જરૂર પડી નહિ હતી. છપ્પનિયા પછી ૧૯૫૭ અને ૫૮ ની સાલમાં બકરાંવાળા રબારીઓ પોતાનું ગુજરાન સારીરીતે ચલાવી શકતા હતા, એટલુંજ નહિ પણ થોડા સુખી જોવામાં આવતા હતા, પણ ખેડુ અને બીજા લોકોને તે સાલોમાં સ્વસ્થાન તર-ફથી છપ્પનની સાલની માફક ખોરાકી પોશાકીની ઘણી મદદ આપવી પડતી હતી. અને અનાથગૃહમાં ઘણા લોકોને નિભા-વવામાં આવ્યાં હતાં. પણ તેમાં કોઇપણ રબારી ભાગ્યે જ જોવામાં આવ્યો હતો. તેનું કારણ બીજું કંઇ જ નહિ પણ ગોર-ડનાં પુષ્કળ ઝાડોપર **બકરાં** કે જે **"રબારીઓની જુની જાર"** (જુવાર) કહેવાય છે **તે** જીવતાં રહ્યાં હતાં, અને તેપર રબારીઓનું ગુજરાન ચાલ્યું જતું હતું તે હતું.

ગોરડનાં ઝાડ, પાલેરાં, ઝીલ આદિ વનસ્પતિ જે ઘણી સાધા-રણ જણાય છે, ને જેના તરફ ઘણા થોડાઓનું લક્ષ જાય છે, તેજ વનસ્પતિ દુકાળ જેવા ભયંકર વખતે અસાધારણરીતે ઉપયોગમાં આવે છે. આવી વનસ્પતિ દુકાળ વખતે ઘણી ફૂલે ને ફાલે છે, ને તે ઘણા જીવને પાળે છે. ગોરડનાં ઝાડનાં ઉપ-યોગીપણાં વિષે જેટલું કહેવાય એટલું થોડું છે. માટે જેમ ઘણા લોકો ધારે છે, ને કહે છે કે–"જંગલમાં ગોરડ શામાટે રાખ્યા હશે? અમથા કાંટા છે, કપાવી નાખવા જોઇએ, એ નકામી વસ્તુ છે." પણ તેમ નથી, છપ્પનિયા જેવા દુકાળના વખતમાં આંબા, આંબલી, વડ, પીપળા, પીપળી, અને સાગજેવાં મ્હોટાં ઝાડો લાસ ગયાં છે, જ્યારે ગોરડનાં ઝાડો હજારો પ્રાણીઓને પાળીને ટકી રહેલાં છે. જો આ જગોએ આંબાનાં ઝાડ હતે તો તે તમામ સુકાઇને લાસ ગયાં હતે અને તે કોઇ ઢોરને બચાવી શકતે નહિ. માટે પોરબંદર જેવા કાદીવાળી જમીન અને થોડા વરસાદવાળા મુલકમાં આંબાનાં ઝાડ કરતાં ગોરડનાં ઝાડની કીમત વિશેષ ગણી શકાય છે. માટે જ આ સ્વસ્થાનમાં જ્યાં જ્યાં ઘણી કાદીવાળી જગો છે ને જ્યાં બીજાં સારી જાતનાં ઝાડો થઇ શકતાં નથી, તેવી જગોએ ગોરડનાં ઝાડોનો વધારો ને બચાવ કરવો એ ઘણું અગત્યનું જણાય છે. અને કુદરતે પણ આમુલકને એવી જ બકસીસ આપેલી છે. પથ્થરવાળી જમીન અને થોડા વરસાદને લીધે બીજાં સારાં ઝાડો થઇ ન શકે ત્યાં કુદરતને પગલે ચાલવું એ ઠીક ગણાય છે.

ગોરડનાં ઝાડો કાંઇપણ મહેનત કે ખરચ કર્યા શિવાય તે આપો આપ ઉગી જાય છે. તેનાં ઝાડો મ્હોટાં થતાં સુધી ફક્ત તેટલી જમીન રક્ષિત રાખવી જોઇએ.

તળિયે જોડાયલાં, ને અધવચ ઉપરથી તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં લાંબી, અને તેના છેડા તેથી આંતરે આવેલા હોય છે.

**પુંકેસરો**–ઘણાં હોય છે. તે પાંખડીથી લાંબાં, તેના તંતુઓ પીળાસલેતા રંગના કે સફેદ હોય છે.

**સ્ત્રીકેસર–૧** હોય છે. તેની નલિકા વાંકવળતી ને સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**શીંગ**–(ફલ)–ચપટી, ઘેરા રાતા રંગની, ચળકતી, ને લીસી હોય છે, તે ૬ થી ૮ ઇંચ લાંબી અને ½ થી ૧½ ઇંચ પોહોળી હોય છે. તેને બન્ને છેડે અણી અને તેની બન્ને કોર જરા ચઢી આવેલી હોય છે. તેમાં ૮ થી ૧૫ બીજ હોય છે.

**બીજ**–બન્ને બાજુ ઉપસેલું, ૨ થી ૩ લાઇન લાંબું, ૧½ થી ૨ લાઇન પોહોળું, કાળાસલેતા રાતા રંગનું, લીસું, ચળકતું, જરા ચપટું, એક છેડે જરા સાંકડુંથતું અને બન્ને બાજુએ વચ્ચોવચ લંબગોળ ખાડાઓવાળું હોય છે. બીજની અંદર પીળાસલેતો ધોળો દાળીઓ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી.

**૬–ઉપયોગ**–ખેરવેલનાં મૂળ અને ડાંડીની છાલ ખેરની છાલ કરતાં પણ ગ્રાહી હોય છે, અને તે ખેરની છાલની જગોએ ઔષધોમાં વપરાય છે. એનાં ફૂલ, પાન અને કાચી શીંગો રંગના કામમાં વપરાય છે. એની છાલ માછીઓને જાળ; ચમાર લોકોને ચાંમડાં, અને શિકારીઓને લુગડાં રંગવાના કામમાં આવે છે. એની છાલ અને પાનનો વિશેષ ઉપયોગ બાવળની છાલ ને પાન જેવો છે. ભેંસની આંખમાં ફુલું પડયું હોય તો બરડા ડુંગરના રબારી લોકો ખેરવેલની છાલનો કાઢો ભેંસની આંખમાં દિવસમાં બે ત્રણ વખત થોડો નાંખે છે. એની છાલમાંથી ઘણા સુંદર રેશમ જેવા નરમ રેસાઓ નીકળે છે. જેની સુતળી અને દોરીઓ બનાવી શકાય છે. એના વેલાને કાપતાં એના ગાભામાંથી સ્વચ્છ પાણી નીકળે છે, તે પીવા જેવું હોય છે.

**૭–સ્થાનક**–ડુંગર અને તેની પાઉમાં ખેરવેલના વેલાઓ છૂટા છવાયા ઉગેલા જોવામાં આવે છે. એ હિંદુસ્થાનમાં ઘણી જગાએ થાય છે.

**૮–વિ૦વિવેચન**–એના વેલાને ખેર જેવા વાંકા કાંટા અને પાન હોય છે માટે એને **ખેરવેલ** કહે છે. એના કાંટા વાંકા અને એવા તો તીક્ષ્ણ ને મજબૂત હોય છે કે, રબારણ અથવા બીજી કોઈપણ જાતની સ્ત્રીઓ જે ડુંગરમાં ઘાસ કે બળતણ લેવા જાય છે, તેનાં લુગડાં કે માથાંના વાળમાં તે ભરાય છે, તો તે લુગડું ફાડી કે વાળ તોડીને જ નીકળે છે. માટે અહિંના રબારી ને સીંધી લોકો એને **ઝીથાતોડી** કહે છે. (ઝીથા એટલે વગર તેલ નાંખેલા ને વગર ઓળેલા વાળ).

---

## વર્ગ–(લેગ્યુમિનોસી.)

### નંબર ૨૪૧.

**૧–શાસ્ત્રીયનામ**–Albizzia Lebbek.

દૃષ્ટાન્ત–H. II. p. 298; N. p. 104; Watt. I. p. 156; રૂ૦ નિ૦ પા૦ ૪૩૪.

**૨–દેશીનામ**–કાળોસડસડો, કાળીયોસરસ, કાળો શિરીષ, કાળો ફ્રાંસકીઓ (પો+ગુ૦); शिरीष, काळा शिरस (म०); शिरीष, शिरीस, कालशिष (हिं०); शिरीष, कृष्णशिरीष (सं०).

**૩–વર્ણન**–એનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. તેમાં જાડી શાખાઓ કોઈ કોઇવાર ઘણી લાંબી ગએલી હોય છે, અને પાતળી શાખાઓ પાસે પાસે આવી બહુધા નીચી ઝુકતી હોય છે. પાન લીંબડાની પેઠે સળીપર આવેલાં દ્વિભંગ્ન હોય છે. ફૂલ અત્યંત મધુરી સુગંધવાળાં, સુકોમળ, લીલાસલેતા પીળા રંગનાં ઉન્હાળે આવે છે. અને શીંગો (ફલ) લાંબી, ચપટી, પોહોળી, પીળાસલેતા ભૂરા રંગની શિયાળે પાકે છે.

**મૂળ**–ઘણું મજબૂત રતાસલેતા કાળાસારવાળું હોય છે. તે ઘણું જાડું ને લાંબું હોય છે. એમાંથી કેટલાએક ફાંટા નીકળેલા હોય છે. એની અંતરછાલ ઘણી મજબૂત રેસાવાળી હોય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ઘણો તૂરો હોય છે. એના કોમળ ફાંટાઓપરની છાલ ભૂરાસલેતા રાતા રંગની, ને અંદરની લીલાસલેતી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ કોઇ કોઇવાર માણસની બાથમાં ન આવી શકે એવું જાડું, સીધું, ગોળ ને ઘણું લાંબું હોય છે. તેની બહારની છાલ ભૂરા ને કાળાસલેતા રંગની ખડબચડી હોય છે. તે અંદરથી પોચી ને પાકેલી ઈંટના રંગ જેવી ને જરા ચંદનને મળતી સુગંધવાળી હોય છે. તે બટકણી ને ઘણાં પડવાળી હોય છે. તેથી અંદરની છાલ રાતી ને અંતરછાલ ધોળાસલેતા રંગની, ચીકણી ને રેસાવાળી હોય છે. સુગંધ ખટાસલેતી ઉગ્ર અને સ્વાદ ઘણો તૂરો હોય છે. કોમળ શાખાઓની છાલ ધોળા કે લીલા રંગની હોય છે, ને તેપર ભૂરાં કાળાં ને ધોળાં છાટણાં આવેલાં હોય છે. અતિકોમળ શાખાઓપર ધોળા ને તપખીરીઆ રંગના વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ૧ થી ૧½ ફુટ લાંબાં હોય છે. તેની મુખ્ય ડીટડી લીસી, ચળકતી,

લીલાસલેતા રંગની હોય છે. તે તળિયે ઉપસેલી હોય છે. તેના ઉપસેલા ભાગથી ઉપર અને પહેલી જોડીથી નીચે એક ખાડાવાળો રસકુપ્પિ (gland) હોય છે. પાનની એક કે બીજી જોડીવચ્ચે અને વખતે છેલ્લી ૨ કે ૩ જોડીવચ્ચે પણ આવીજ નાહાની અક્કેક રસકુપ્પિ હોય છે. જોડી ૨ થી ૫ કે ૮ હોય છે. જોડીમાનું દરેક પાન ઘણુંકરી ૬ થી ૮ ઇંચ લાંબું હોય છે. જોડીનાં દરેક પાનમાં ૮ થી ૧૪ કે ૧૮ નાહાનાં પાન (દલ–leaflets) આવેલાં હોય છે. પાન લીસાં, ચળકતાં ઉપરની સપાટીએ ઘેરા લીલા રંગનાં ને નીચેનીએ ફીકાં પણ વખતે વિશેષ ચળકતાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ¼ થી ⅜ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે, ને વખતે ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તેની કોર વિષમ અને ડીટડી સૂક્ષ્મ હોય છે. પાનને ચોળવાથી તાંદળજાનાં પાનની વાસને મળતી વાસ, અને ચીરપરો ને કડવાસલેતો સ્વાદ આવે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પધારણ કરનારી સળી ૨ થી ૪ પાસે પાસે નીકળેલી હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબી, ગોળ, વાળની રૂંવાટીવાળી, ચળકતી ને લીલાસલેતા રંગની હોય છે. તે દરેક સળીને મથાળે ૨૫ થી ૫૦ સૂક્ષ્મ ફૂલો ઘણાં પાસે પાસે આવેલાં હોય છે. તેથી તે એક ગુચ્છી જેવાં લાગે છે. ફૂલની ગુચ્છીનો વ્યાસ ૨ થી ૩ ઇંચનો હોય છે. ગુચ્છીમાનાં દરેક ફૂલની ડીટડી ૧ લાઇન લાંબી, લીલા રંગની ને વાળની રૂંવાટીવાળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે, તેનાં પત્રો તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચેદાંતા દેખાતા હોય છે. તેપર ઘણુંકરી તપખીરીઆ વાળની રૂંવાટી આવેલી હોય છે. તે લગભગ ૧ લાઇન લાંબાં ને તે દરેક પત્રની વચ્ચે એક ઉભી નસ હોય છે. ને તે ભૂરાસલેતા લીલા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે પણ પુ૦બા૦ કોષનાં પત્રોની પેઠે તળિયેથી જોડાયલી ને મથાળે તેના પાંચે દાંતા દેખાતા હોય છે. તે લીલા રંગની, પુ૦બા૦કોષનાં પત્રોથી લાંબી, ને તેનાં ટેરવાં અણીદાર હોય છે. પાંખડીપર વચ્ચોવચ એક લીલા રંગની ઉભી નસ હોય છે. પાંખડી ૨ લાઇન લાંબી હોય છે.

**પુંકેસરો**–૨૫ થી વધારે હોય છે, તે તળિયે જોડાયલાં અને મથાળે છૂટાં હોય છે. તે ઘણાંજ બારીક દોરા જેવાં હોય છે, તે ૧¼ થી ૧½ ઇંચ લાંબાં અને નીચેના ભાગમાં ધોળા ને ઉપર લીલા રંગનાં હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ભૂરા કે પીળાસલેતા રંગના પરાગકોષ ૨ પોલવાળા આવેલા હોય છે. ફૂલ જરા કરમાય છે ત્યારે પુંકેસરતંતુઓનો સફેદ રંગ પીળો થઇ જાય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પુંકેસરો જેવા જ રંગની ઘણુંકરી હોય છે, તેને ટેરવે સૂક્ષ્મ મુખ હોય છે. ગર્ભાશય બહુધા લીલાસલેતા રંગનો હોય છે.

**શીંગ**–(ફલ)–કાચી હોય છે ત્યારે ફીકા લીલાસલેતા રંગની અને પાકે છે ત્યારે ફીકા પીળા રંગની થઈ જાય છે, પણ તેની વચમાંનાં બીજની જગોએ તેની બન્ને સપાટીપર તે ભૂરા ઘેરા રંગની થઇ જાય છે, તેથી તેની અંદર કેટલાં બીજ છે તે ઘેરા ભૂરા દેખાતા ચાંડલાઓ ઉપરથી સહેજ કહી શકાય છે. શીંગ બન્ને છેડે અણીદાર હોય છે. તેના છેડાની અણી કોઈવાર ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે. શીંગ ૬ થી ૮ ઇંચ કે વખતે ૧ ફૂટ લાંબી અને ૧ થી ૧½ ઇંચ કે વખતે તેથી પણ પોહોળી હોય છે. તેમાં ૬ થી ૧૨ રેક બીજ હોય છે. શીંગ તદન સુકાઈ જાય છે ત્યારે તેમાં બીજ ખડખડે છે. શીંગ જલદીથી ચીરાઈ જાય છે, તે અંદરની બાજુ લીસી, ચળકતી, ફીકા પીળાસલેતા રંગની હોય છે.

**બીજ**–એનાં બીજ ચપટાં ને લીસાં હોય છે. તે ½ ઇંચ લાંબાં ને કંઇક ઓછાં પોહોળાં હોય છે. એનો રંગ ઘેરો ભૂરો હોય છે. તે એક છેડે જરા અણીદાર અને ખાડવાળું ને બીજે ગોળાઇલેતું હોય છે. એની બન્ને સપાટીપર વચ્ચોવચ ખાડ હોય છે. જેમાં ઘોડાના પગની લાંબી નાળના આકાર જેવી નીશાની હોય છે. બીજ કઠ્ઠણ હોય છે, તેને ભાંગતાં તેમાંથી પીળા રંગનો દાળીઓ નીકળે છે, જેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**૪–ઉપયોગી અંગ–સર્વાંગ.**

**૫–ગુણદોષ**–ગ્રાહી, ઉપલેપક, વિષહર અને દાહક.

**૬–ઉપયોગ**–શિરષનાં મૂળની છાલ પાણીમાં ઘસીને વીંછીઅને સર્પના ડંસ ઉપર ચોપડવામાં આવે છે. એનાં પાન વાટીને ગડગુંબડાં અને સોજાપર બાંધવામાં આવે છે. એનાં પાન ઢોર પણ બહુ ખાય છે, એનાં ફૂલ પણ સોજા અને ગડગુંબડાંપર વાટીને મુકવામાં આવે છે. એનાં બીજ પાણીમાં ઘસીને દાદરપર ચોપડવામાં આવે છે. એનાં બીમાંથી તેલ કાઢવામાં આવે છે, તે સફેદ કોઢ ઉપર ચોપડવામાં આવે છે. એની છાલ રસવિકારના સોજાપર બાંધવામાં આવે છે. ઢોરનાં ભાઠાંમાં જીવાત પડી હોય તો એની છાલ વાટીને તેપર ખેડુ અને રબારી લોકો બાંધે છે, તેમજ એની છાલ ગળતા કોઢ ઉપર પણ વાટીને ચોપડવામાં આવે છે. એનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે, તે સરગવાના ગુંદરની જગોએ વપરાય છે. એનું સારવાળું લાકડું ઘણું મજબૂત હોય છે, તે ઇમારતી અને બીજાં પરચુરણ કામમાં વપરાય છે.

"૧-દશાંગલેપ-સડસડાની છાલ, જેઠીમધ, તગર, રતાંજળી, જટામાંસી, લોદર, દારૂહળદર, એલચી, કઠ અને વાળો એને ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાણીમાં વાટી ચોપડવું.

સડસડાની છાલ જ્વરાદિકની અંદર અપાય છે. અને તેથી પેશાબના દાહનું શમન થાય છે. તે શીતળ છે. દશાંગલેપ લગાડવાથી દુષ્ટવ્રણની આસપાસનો સોજો, વિષ્ફોટકનો સોજો તેમજ કોઈપણ ઝેરી ચીજ અડવાથી થએલો સોજો ઉતરે છે, જે ગાંઠોની અંદર સોજાથી બળતરા થાય છે તેમાં દશાંગલેપ ચોપડવો યોગ્ય છે. વગર સોજાએ જ્યારે કોઈપણ ભાગમાં બળતરા થતી હોય ત્યારે પણ દશાંગલેપ ચોપડવાથી બળતરા શાંત થાય છે. અને પૈત્તિક ગલગંડ જેમાં બળતરા થયાજ કરે છે તેમાં દશાંગલેપ ઘણોજ ઉપયોગી છે. સખ્ત માથાના દુખાવાની અંદર તેમજ વાતરક્તમાં દાહ ઉપર દશાંગલેપ ચોપડાય છે. સડસડાનાં બીનું તેલ શ્વેતકુષ્ટ ઉપર લગાડાય છે. અને તેનાં બીજ બીજા ત્વક્દોષમાં કુવાડીઆ સાથે વપરાય છે. તેનો ગુણ ગ્રાહિ છે પણ ખાવા માટે તે ઘણુંકરી વપરાતાં નથી." (ડા૦ વી૦ ઝી૦).

"સડસડાનાં બીજ ગ્રાહિ અને પૌષ્ટિક છે. દશાંગલેપ લગાડતી વખતે તેને ઘીનો કરમો આપવો જોઇએ. સડસડો પીપર, મરી અને સીંધવ એઓને ગૌમુત્રમાં ઉકાળી અંજન કરવાથી શુદ્ધિ આવે છે." (વૈ૦ શા૦ મ૦ ગો૦.)

"શિરષ, વિષ, વા, ખસ, રક્તવિકાર, કોઢ, વ્રણ, ખરજ, ચામડીના રોગ, અર્શ, પરસેવાની દુર્ગંધ, સોજા, રતવા, ઉધરસ એ સર્વે રોગને મટાડે છે. શિરષનાં બીનું તેલ આંખમાં અંજન કરવાથી આંખના રોગ મટે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭-સ્થાનક**-બાગ, બગીચા, વાડીઓ, રસ્તાની બાજુએ અને નદી કાંઠે શિરષનાં ઝાડ ઉગેલાં કે વાવેલાં જોવામાં આવે છે.

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે. પણ કેટલીક જગોએ તો વાવવામાં આવે છે.

**૮-વિ૦ વિવેચન**-આ શિરષ અથવા સડસડાની છાલ ભૂરાસલેતા કાળા રંગની હોય છે માટે એને **કાળો શિરષ** કહેતા હશે.*

* પોરબંદર સ્વસ્થાનમાં આ શિરષનાં ઝાડ ઘણુંકરી બરડા ડુંગરમાં પોતાની મેળે ઉગતાં જણાતાં નથી. પણ બીલેશ્વરી નદીને કાંઠે અને રાણાવાવ બાગમાં એનાં ઝાડ વાવેલાં હોય એમ જણાય છે.

સડસડાનાં બીજ ગોંડલ, રાજકોટ અને કોંકણમાંથી મંગાવી તેના છોડવાઓ ઉછેરી આ સ્વસ્થાનમાં રસ્તાઓની બાજુએ વાવવામાં આવેલા છે. તે વિષે અનુભવ ઉપરથી જણાયું છે કે, એનાં ઝાડ રસ્તાઓની બાજુએ વાવવાં ઘણાં ઉપયોગી છે. કેમકે તેની છાયા ઘણી ઘાટી અને ઠંડી હોય છે, ને તે ભર ઉન્હાળાની વખતે એનાં પાનમાં નવો ભરાવ હોવાને લીધે તેમાં સારી છાયા હોય છે. વળી ઉન્હાળા આખરે એમાં અત્યંત મધુરી વાસવાળાં સુંદર ફૂલો આવે છે. જેની સુગંધ અને સુંદરતા ઉપર દરેક આવતા જતા મુસાફરોનું ધ્યાન ખેંચાય છે. એના છોડવા એક વખત ઉગી તેનાં મૂળ જમીનમાં બેઠાં એટલે પછી તેને પાણીની બીલકુલ દરકાર રહેતી નથી. એનાં ઝાડને જો કે **ઓડા** પવનથી નુકશાન થાય છે તોપણ બીજાં ઝાડો જેટલું થતું નથી. કાળે દુકાળે પથ્થરવાળી જમીનમાં પણ વગર પાણીએ એનાં ઝાડો ટકી શકે છે. વળી એનાં ઝાડ જલદીથી ઘણાં ઉંચાં વધનારાં છે, તેથી રસ્તાની બાજુએ જતાં આવતાં ઢોર પણ એને વિશેષ નુકશાન કરી શકતાં નથી. માટે સુકા મુલકમાં એનાં ઝાડ વાવવાં યોગ્ય છે.

## વર્ગ-( લેગ્યુમિનોસી.)

### નંબર ૨૪૨.

**૧-શાસ્ત્રીયનામ**-Albizzia odoratissima ?

દૃષ્ટાન્ત-H. II. p. 299; N. p. 105; Watt. I. p. 158;

**૨-દેશીનામ**-ધોળોસડસડો, ધોળો ક્રાંસકીઓ, ધોળો શિરષ, ધોળીઓ સરસ (પો૦ગુ૦); रानशिरष, पान्ढ्राशिरीष; (म०) शिरीष (हिं०); शिरीष, श्वेतशिरीष. (सं०).

**૩-વર્ણન**-એનાં ઝાડ કાળા ક્રાંસકીઆ કરતાં નાહાનાં જોવામાં આવે છે. તે બરડા ડુંગરમાં ઝરણાંઓને કાંઠે છૂટાં છવાયાં ઉગે છે. એનાં થડ અને શાખાઓની છાલ પીળાસલેતા ધોળા રંગની હોય છે, પાન કાળાશિરષ કરતાં મ્હોટાં અને ફૂલ અને શીંગો તેથી નાહાની હોય છે. શીંગો પીળાસલેતા રંગની ને પોહોળી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-કાળાક્રાંસકીઆ જેવા છે.

**૬-ઉપયોગ**-ક્રાંસકીઆનાં મૂળને પાણીમાં ઘસીને સ્ત્રીઓ માથું ધોવામાં સાબુ કે અરીઠાની જગોએ વાપરે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર. ૨૪૩.

**૧-શાસ્ત્રીયનામ**-A. glomeriflora ?

દૃષ્ટાન્ટ-H. II. p. 300.

**૨-દેશીનામ**-નાહાનો ક્રાંસકીઓ, ઝીણો ક્રાંસકીઓ (પો૦ગુ૦).

**૩-વર્ણન**-આ ક્રાંસકીઆનાં ઝાડ આ સ્વસ્થાનમાં રાણાવાવ ગામથી બીલેશ્વર જતાં રાણાવાવ જંગલમાં ગરેડની ધારો અને સાત શેઢાની વોકળીઓ પાસે ઉગે છે.

તે આશરે ૨ થી ૫ ફીટ ઉંચાં થાય છે. એનાં પાન ધોળા ફાંસકીઆ જેવાં હોય છે. ફૂલ ઘણું નાહનાં થાય છે, તે ચોમાસાં ઉતાર એમને એમ ખરી જાય છે. એમાં શીંગો જોવામાં આવેલી નથી. તો પણ એના નવા છોડવા જોવામાં આવે છે, તે એની જમીનની અંદરનાં મૂળના ફાંટાઓમાંથી નીકળેલા હોય છે. એનાં ઝાડવાં સાધારણ છોડવા જેવાં જ રહે છે, તેની જાડાઇ કે વિસ્તાર કાંઈ જોવામાં આવેલો નથી.* એનાં મૂળનો ઉપયોગ પણ ફાંસકીઆનાં મૂળ જેવો છે.

---

## વર્ગ-( લેગ્યુમિનોસી ).

### નંબર ૨૪૪.

**૧-શાસ્ત્રીયનામ**-Pithecolobium dulce.

દૃષ્ટાન્ત-**H. II.** p. 302; **N.** p. 105; Watt. **VI.** part. **I.** p. 287;

**૨-દેશીનામ**-વિલાયતી આંબલી, એકાદસી (પો+ગુ૦); विलायती चिंच (म०), बिलाती इमली (हिं०).

**૩-વર્ણન**-એનાં ઝાડને Inga dulcis પણ કહે છે. અને **ઇંગાડલસીસને** નામે એનાં બીજ મંગાવી મુંબઇથી આ સ્વસ્થાનના ત્રિવડા બાગની વાડ કરવા વાવવામાં આવ્યાં હતાં. પણ હવે તે બાગ અને વાડીઓની વાડોમાં પોતાની મેળે ઉગી જાય છે. એનાં ઝાડ રસ્તાની બાજુએ પણ વાવવામાં આવેલાં છે. એને **ઇંગાડલસીસ** ઉપરથી આંઠીના ઘણાલોકો **એકાદસી** કહે છે.

એનાં ઝાડ ૨૦ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. એમાં તીક્ષ્ણ કાંટા હોય છે. પાન દ્વિભગ્ન, દલ ૧ થી ૨ ઇંચ લાંબાં, ફૂલ પીળાસલેતા લીલા રંગનાં, અને શીંગો કુંડાળાં કે સ્કુની પેઠે અમળાએલી, ૪ થી ૫ ઇંચ લાંબી, ½ ઇંચ પોહોળી, ૬ થી ૮ કાળાં બીજ અને ધોળા કે ગુલાબી ખટમીઠા ગળવાળી હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-પિત્તહર અને ઉપલેપક.

**૬-ઉપયોગ**-એનાં મૂળની છાલ, પાન, ફૂલ અને કાચી શીંગ રંગના કામમાં વપરાય છે. એનાં પાન વાટીને મુંઢ ઘા કે પછાડ લાગી હોય તો તેનાપર લેપ કરવામાં આવે છે. એનાં પાન ઢોર અને ઘોડાં ખાય છે. એનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે. અને એનાં બીમાંથી તેલ કાઢવામાં આવે છે. એની શીંગ પાકે છે ત્યારે તેમાંનો ધોળો કે ગુલાબી ગળ ઘણા લોકો મેવા તરીકે ખાય છે. તે પિત્તવિકારવાળાને સાકરની સાથે ખવરાવવામાં આવે છે. તેમજ તે પ્રમેહવાળાને પણ ખવરાવે છે. એનું લાકડું ઘણું કઠ્ઠણ હોય છે. તે ખેતી વગેરેના ઓજારો, અને ઓજારોના હાથાઓ બનાવવાના કામમાં વપરાય છે. એનાં લાકડામાં ઘણુંકરી ઉભા ચીરા પડે છે. તેથી તે કોઇપણ લાંબી વસ્તુ બનાવવાના કામમાં આવતું નથી. એનાં ઝાડમાં કાંટા હોવાને લીધે એ વાડી અને બાગોની વાડો બનાવવાના કામમાં સારી રીતે ઉપયોગમાં આવે છે.

એનાં ઝાડ જલદીથી વધનારાં છે. અને તેમાં ફાલ આવ્યા પછી તેનાં બી આપોઆપ આજુબાજુ વેરાઇ એના ઘણા છોડવા પોતાની મેળે ઉગી જાય છે. એ ઝાડનાં મૂળ એક વખત જમીનમાં બેઠાં એટલે પછી તેને પાણીની દરકાર રહેતી નથી. એનાં ઝાડને આ સ્વસ્થાનની કાદી અને મોરમવાળી જમીન માફક આવે છે. એને સમુદ્રના ખારા પવનથી ચોમાસે નુકશાન થાય છે ખરૂં, પણ એનાં ઝાડ શિરપનાં ઝાડની પેઠે ઘણાં કઠ્ઠણ હોવાથી તે પાછાં તરત નવપલ્લવ થઇ જાય છે. અને ઓથવાળી જગોએ તો એનાં ઝાડ ઘણાં સારાં થાય છે. ડુંગરના પાઉની જમીનમાં એનાં ઝાડનું વાવેતર કરવા જેવું છે. કેમ કે તે ઢોરોને ચારો અને મનુષ્યને મેવો આપે છે.

* કોઈપણ ઝાડની આવી સ્થીતિ (degeneration) થવી, એ તેનો નાશ થવાની નિશાની છે. અને તે ઝાડ હદ ઉપરાંત કપાવા અને ઢોર આદિથી ખવાઈ જવાથી આવી સ્થીતિયે પહોંચે છે.

---

## વર્ગ-(લેગ્યુમિનોસી).

### નંબર. ૨૪૫.

**૧-શાસ્ત્રીયનામ**-P. Saman.

દૃષ્ટાન્ટ-Watt. VI. part. I. p. 283.

**૨- દેશીનામ**-રાતો શિરપ અથવા રાતો સડસડો (પો+ગુ૦).

**૩-વર્ણન**-એનાં ઝાડ ઘણાં જલદી ઉંચાં વધનારાં છે. એનાં પાન અને ઝાડનો દેખાવ શિરપનાં ઝાડ જેવો હોય છે. એનાં બીજ મુંબઇથી મંગાવી આ સ્વસ્થાનના રાજવાડી બાગમાં વાવવામાં આવેલાં છે. તેનાં ઝાડ તરસાની પેઠે સીધાં, ઘણાં ઉંચાં વધી ગએલાં છે. એમાં ચોમાસાની શરૂવાતમાં ગુલાબી રંગનાં જરા ખુશબોદાર શિરપનાં ફૂલ જેવાં જ ગુચ્છાદાર ફૂલ આવે છે. એનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે. એનું લાકડું હલકું અને પોચું હોય છે. એની છાલ પાણીમાં વાટીને રસવિકારના રોગનપર ચોપડવામાં આવે છે. એનાં ઝાડને પોરબંદર સ્વસ્થાનની જમીન ઘણી માફક આવે છે.

### ૩૭-N. O. SAXIFRAGACEÆ.

### વર્ગ-સેકિસફ્રેગેસી—

પીળા આગીઆનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. પાન આંતરે અથવા સામસામાં આવે છે. ઉપપાન હોતાં નથી, અને હોય છે તો પાનની ડીટડીને તળિયે ચોટડુક હોય છે. પું૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫; પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ પણ ૪ થી ૫; પુંકેસરો પાંખડી જેટલાં અથવા પાંખડીની સંખ્યાથી બમણાં; અને સ્ત્રીકેસર-ગર્ભાશય બે કે વધારે ખાનાંવાળો હોય છે. ફલ શીંગ જેવું અને તેમાં બારીક બીજ ઘણાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી અને વિદાહી ગુણો માનવામાં આવે છે.

---

### (વર્ગ-સેકિસફ્રેગેસી).

### નંબર ૨૪૬.

**૧-શાસ્ત્રીયનામ**-Vahlia viscosa.

દૃષ્ટાન્ત-H. II. p. 399; N. p. 107.

**૨-દેશીનામ**-પીળોઆગીઓ (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ½ થી ૧ ફુટ લાંબા થાય છે. તે ઉભા, કે જમીનપર ઢળેલા હોય છે. એમાં કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. પાન સામસામાં ½ થી ૧ ઇંચ લાંબાં, તે લંબગોળ કે બન્ને છેડે સાંકડાંથતાં, અથવા કેવળ મથાળે સાંકડાંથતાં હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળાં; અને ફલ ⅟ ઇંચ વ્યાસનું ગોળાઇલેતું ને ઘણાં બીજવાળું હોય છે. એના છોડવાપર ચીકણા રસના બિંદુઓ અને વાળની રૂંછાળ હોય છે.

એનાં પાન વાટીને ઢોરના **કમેડાનાં** (ઢોરનું એક શીંગડું પડી જાય છે તે) દરદ ઉપર બાંધવામાં આવે છે. તેથી તેમાંની જીવાત ખરી પડે છે.

એના છોડવા ચોમાસે ડુંગરમાં ઝરણો કાંઠે અને ઝાડોની ગીચ તળીઓમાં ઉગે છે. એ પંજાબ, બુદેલખંડ, અને હિં૦ ની બીજી કેટલીક સુકી જગાઓમાં થાય છે.

એમાં ફૂલ પીળાં થાય છે; અને એનાં પાન સુકાય છે ત્યારે આગીઆ (striga)નાં પાનની પેઠે કાળા રંગનાં થઈ જાય છે. તે ઉપરથી એને **પીળો-આગીઓ** કહે છે.

---

### ૩૮-N. O. CRASSULACEÆ.

### વર્ગ-ક્રેસ્યુલેસી-જખમે હયાતનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં ઘણુંકરી માત્ર નાહાના છોડવાઓ જ થાય છે. તેનો લંડાળ (root stock) બહુધા કંદૃણ અને બહુવર્ષાયુ હોય છે. પાન સામસામાં અથવા આંતરે આવે છે. તે સાદાં અથવા વિભાગિત હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોપ ૪ થી ૮ વિભાગોવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ પુ૦ બા૦ કોપનાં પત્રો જેટલી, તે છૂટી અથવા એક બીજા સાથે જોડાયલી હોય છે. પુંકેસરો પાંખડી જેટલાં અથવા તેથી બમણાં અને તે પાંખડીઓ ઉપર અથવા સ્ત્રીકેસરને તળિયે આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશયનાં ખાનાં પણ ઘણુંકરી પાંખડીઓની સંખ્યા જેટલાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહિ, વિદાહી, તર, વિપ અને પિત્તહર તથા શોથઘ્ન ગુણો રહેલા કહેવાય છે.

---

### વર્ગ-(ક્રેસ્યુલેસી).

### નંબર ૨૪૭.

**૧-શાસ્ત્રીયનામ**-Bryophyllum calycinum.

દૃષ્ટાન્ત-H. II. p. 413; N. p. 108; Watt, I. p. 543.

**૨-દેશીનામ**-ખાટખટુંબો (પો૦) અહીરાવણ મહીરાવણ (ગુ૦); घायाल, घायमारील (म०); जखमेहयात (हिं०).

**૩-વર્ણન**-એના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. શાખાઓ રસભરી કુમ્ભરની સેંડાની પેઠે લાંબી ને ઉંચીચઢતી નીકળેલી હોય છે. પાન સામસામાં, જાડાં, રસભર્યાં, અને કોરે કાંગરીવાળાં હોય છે. એનું પાન જમીનમાં વાવ્યું હોય તો તેની કાંગરીપરથી નવા છોડવા ફૂટે છે. ફૂલ નીચાં ઝુકતાં, નળીઆકાર, લીલાસલેતા રાતા ને જાંબુડા રંગનાં હોય છે. તે સામસામી શાખાઓવાળા પુષ્પમંડપ ઉપર આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**-૪ પત્રોનો બનેલો હોય છે. **પુ૦ અભ્ય૦ કોપ** પણ ૪ પાંખડીઓનો બનેલો હોય છે. **પુંકેસર** ૮ હોય છે. **સ્ત્રીકેસર**ના ગર્ભકોપ ૪ હોય છે, તે સાંકડા થઇને નલિકાઓની અંદર સમાએલા હોય છે. દરેક ગર્ભકોપમાં આદિબીજ ઘણાં હોય છે. ફલ ૪ કોડી જેવાં ને ઘણાં બીજવાળાં હોય છે. તે પાતળા પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોપની અંદર ઢંકાયલાં હોય છે, બીજ લંબગોળ, લીસાં ને ઉભી લીટીઓવાળાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-પાન.

**૫-ગુણદોષ**-વિપહર, શોધક.

**૬-ઉપયોગ**-એનાં પાન ગરમ કરી વાળા અને ગડગુંબડાંઓ ઉપર બાંધે છે. તેમ તે ઝેરી જનાવરોના ડંખપર અને ધુંમધા લાગો હોય કે જખમ થયો હોય

તે ઉપર પણ લગાડવામાં આવે છે, એ પોટીશ તરીકે સડતાં ચાંદાઓ ઉપર લગાડવાથી ઘણો ફાયદો થાય છે. એથી દુર્ગંધી દૂર થાય છે. આ સ્વસ્થાનમાં એનાં પાનનાં ભજીઆં કરવામાં આવે છે, તે તમામ વર્ણનાં લોકો ખાય છે. તે પિત્તશામક ગણાય છે.

**૭-સ્થાનક**—એના છોડવા બાગો અને વાડીઓમાં ઘણુંકરી કુંડાઓમાં વાંવેલા જોવામાં આવે છે—પણ એ પાણીના ધોરીઆઓ કાંઠે, બકાલાં સાથે નેદ તરીકે તેમ જ વાડીઓની વાડ પાસે પોતાની મેળે જંગલીપણે ઉગે છે. એનો છોડવો આફ્રિકાનો વતની મનાય છે, પણ હાલ તે હિંના ઘણા ખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**—એનાં પાન ખાટાં હોય છે, માટે એને **ખાટખટુંબો** કહે છે. પણ **ખાટખટુંબો** એ નામ ( vitis carnosa ) નં૦ ૧૧૪ ની વેલનું પણ છે—પણ તેનાં પાનનાં ભજીઆં થતાં નથી, તે **ઝેરી** છે. માટે ભૂલ ન થાય તેની સંભાળ રાખવી જોઇએ. એનું નામ અહીરાવણ મહીરાવણ અને જખમેહયાત એ એનાં પાનની કાંગરીમાં આંખ તૈયાર થઇ તેમાંથી નવા છોડવા પેદા થાય છે માટે પડેલા લાગે છે.

---

## ૩૯—N. O. COMBRETACEÆ.

## વર્ગ—કોમ્બ્રીટેસી—

સાજડ, હરડાં અને બહેડાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ—આ વર્ગમાં વૃક્ષો અને ઘણુંકરી વેલા જેવાં ઝાડવાં થાય છે. પાન આંતરે અથવા સામસામાં કે કોઈવાર ત્રણ ત્રણ પાનનો ચક્ર એવી રીતે આવેલાં હોય છે. તે સાદાં અને અખંડ-કોરવાળાં હોય છે. ( વખતે કોરપર કાંગરી હોય છે. ) ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫ હોય છે. તે તળિયે જોડાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫ હોય છે, અથવા મુદ્દલ હોતી નથી. પુંકેસરો ૪ થી ૫ કે ૮ થી ૧૦ હોય છે. અને તે પુ૦ બા૦ કોપપર આવેલાં હોય છે. સ્ત્રીકેસર—ગર્ભાશય અધઃસ્થાયી અને ૧ પોલવાળો હોય છે. નલિકા અને સ્ત્રીકેસરાગ્રમુખ સાદાં હોય છે. ફલ ચીવટ અથવા કઠ્ઠણ, સોગઠાં જેવાં કે છાસવલોવાની રવાઇનાં ફૂલનાં પાખાં જેવી ઉભી ધારવાળાં હોય છે. તે ઘણુંકરી અવિકાશી અને એક બીજવાળાં હોય છે.

આ વર્ગમાં હરડાં, બહેડાં તથા સાજડનાં વૃક્ષો આવેલાં છે. તેનાં ફલ અને છાલ રંગ તેમજ ઔષધના કામમાં ઘણાં ઉપયોગી હોવાને લીધે તે ઘણાં પ્રખ્યાત છે.

આ વર્ગની વનસ્પતિમાં વિશેષ કરીને ગ્રાહિ ગુણ રહેલો છે. એ શિવાય સારક, શક્તિ આપનાર, શામક તથા પિત્ત, કફ અને શોથઘ્ન આદિ ગુણો પણ રહેલા છે.

આ વર્ગની વનસ્પતિનાં બીજ ( જેમ કે બહેડાં ને બદામનાં ) ઘણીવાર ઝેરી માલમ પડેલાં છે.

---

## વર્ગ—( કોમ્બ્રીટેસી ).

## નં. ૨૪૮.

**૧-શાસ્ત્રીયનામ**—Terminalia Catappa.

દૃષ્ટાન્ત—H. II. p. 444; N. p. 112; Watt. VI. part IV. p. 22; રૂ. નિ. પા. ૫૪૦.

**૨-દેશીનામ**—બદામ (પો૦); દેશીબદામ, લીલીબદામ ( ગુ૦ ); वंगालीबदाम, हिरवीबदाम ( म० ); जंगली बदाम, हिंदीबादाम, बादामी (हिं०); वताम, ग्रहद्रुम (सं०).

**૩-વર્ણન**—દેશીબદામનાં ઝાડ ઘણાં ઉંચા અને વિસ્તારવાળાં થાય છે. તે ઘણીવાર ૪૦ થી ૫૦ ને કોઈવાર ૭૦ થી ૮૦ ફીટ સુધી ઉંચાં થાય છે. તેની શાખાઓ ઘણી લાંબી, લાંબા કરેલા હાથની પેઠે પસરાતી ઝાડની ડાંડીપર થાકની પેઠે તેની ચોમેર આવેલી હોય છે. તેથી એનાં ઝાડમાં એની શાખાઓના જરા ઉપર નીચે કેટલાક થાક દેખાય છે. એનું થડ ૧ થી ૩ ફીટ વ્યાસનું કે કોઈવાર તેનાં ઘણાં મ્હોટાં ઝાડમાં તે બે માણસની બાથમાં ન આવી શકે એટલાં જાડાં હોય છે. પાન શાખાઓના છેડાઓ પાસે ઘણુંકરી ગીચોગીચ કે ગચ્છમની પેઠે આંતરે આવેલાં હોય છે. તે લંબગોળ ૬ થી ૧૨ ઈંચ લાંબાં અને ૩ થી ૬ કે કોઈવાર ૮ ઈંચ પોહોળાં હોય છે. તે ડીટડી તરફ સાંકડાંથતાં ને મથાળે પોહોળાં હોય છે. તેનું ટેરવું જરા સાંકડુંથતું ને ટુંકી અણીવાળું કે ગોળાઇલેતું હોય છે. ડીટડી ટુંકી, જાડી ને જરા ઉપરની બાજુ બેઠેલી હોય છે. તેપર તપખીરીઆ રંગની રૂંવાટી ગીચ આવેલી હોય છે. ડીટડી પાસે પાનની કોરના બન્ને છેડા જરા બહાર નીકળતા હોય છે. પાન કોમળ હોય છે ત્યારે નરમ અને બહુધા તપખીરીઆ રંગની રૂંછાળવાળાં હોય છે, ને ત્યાર બાદ તે ઉપરની બાજુ લીસાં થઇ જાય છે. તો પણ તેની નસો અને નીચેની બાજુએ રૂંવાટી ઘણુંકરી કાયમ હોય છે. પાન બન્ને સપાટીએ ચળકતાં તો પણ નીચેની સપાટીપર તે વિશેષ ચળકતાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો પીળાસલેતો લીલો હોય છે. પાનમાંની નસો સામસામી તો પણ જરા આંતરો લેતી—ઉંચી ચઢતી ને કોર પાસે પાનમાં સમાઇ જતી હોય છે. પાનની વચલી નસની બન્ને બાજુ ડીટડી પાસે પાનની પાછળની કોર અક્રેકી ચપટી, ચળકતી, સૂક્ષ્મ રસકુપ્પિ હોય છે. પણ ઘણીવાર તેની તમામ નસોના ખુણામાં પણ તેવી અક્રેકી

રસકુપ્પી જોવામાં આવે છે. પાનની કોરપર સૂક્ષ્મ કાંટા જેવા દાંતા કે ખાંચા અને ભૂરા કે સફેદ વાળની હાર હોય છે. પાન ચીવટ ને જરા અક્કડ હોય છે. પાનને ચોળતાં તેની વાસ હરમી અને સ્વાદ ખટાસલેતો તૂરો લાગે છે. પાન તદન પાકી જાય છે ત્યારે રાતા રંગનાં થઇ જાય છે. તે શિયાળે ખરી જાય છે, અને વસંત પછી બહુધા ફૂલની સાથે પાછાં આવવા માંડે છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસેથી ખરી ગએલાં પાનના દાગ કે ચાંડલા ઉપરથી ફૂલની અક્કેકી સાદી કલંગીઓ નીકળે છે. તેની સળી સુતળી જેવી જાડી, પીળાસલેતા લીલા રંગની, અને ભૂરા કે તપખીરીઆ રંગની સૂક્ષ્મ રૂંછાળવાળી ૪ થી ૮ ઇંચ લાંબી હોય છે. તેપર લીલા રંગની સૂક્ષ્મ ડીટડીવાળી મગના દાણાથી કંઇક નાહાની ફૂલની કળીઓ આવેલી હોય છે. તેને તળિયે અક્કેકું સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. તેપર તપખીરીઆ રંગની ગીચ રૂંછાળ હોય છે. ફૂલ ઉઘડે છે ત્યારે તે પીળાસ કે લીલાસલેતા ધોળા રંગનાં હોય છે. તેનો વ્યાસ ૨ થી ૩ લાઇન જેટલો અને વાસ જરા સુગંધિત તોપણ ખાટી ને પાછળથી અણગમતી લાગે છે. ઉપર કહેલી સળીના ઉપરના ભાગમાં **નર** અને નીચેના ભાગમાં **સ્ત્રી–પુંસંયોગી** ફૂલો હોય છે. **નરફૂલમાં** સ્ત્રીકેશર હોતી નથી, ને તેના પાંચ દાંતાવાળા પુ૦ બા૦ કોષની અંદર પુંકેસરો ૧૦ હોય છે. તેમાં ૫ પુ૦ બા૦ કોષના દાંતાથી આંતરે અને ૫ તેની સામાં આવેલાં હોય છે, તેના તંતુઓ ધોળા અને પરાગકોષ પીળાસલેતા ભૂરા રંગના હોય છે. એ ફૂલની વચ્ચોવચ ભૂરી રૂંછાળથી ઢંકાયલી પડઘી હોય છે.

**સ્ત્રી–પુંસંયોગી**–ફૂલમાં પુ૦ બા૦ કોષને તળિયે લીલા રંગનો, રૂંછાળવાળો, જાડી ડીટી જેવો, સ્ત્રીકેસર-ગર્ભાશય આવેલો હોય છે. પુ૦ બા૦ કોષની વચ્ચે ભૂરા વાળની રૂંછાળમાં પડઘી અને તેની વચ્ચોવચ સ્ત્રીકેસરનલિકા સૂક્ષ્મ ઝીણાં મુખવાળી આવેલી હોય છે. એ ફૂલમાં પણ નરફૂલમાં હોય છે તેવાં પુંકેસરો હોય છે.

**ફલ**–૧ થી ૨ ઇંચ લાંબાં, ½ થી ૧½ ઇંચ પોહોળાં, જરા દબાયલાં, બન્ને છેડે જરા સાંકડાંથતાં, વચમાં પોહોળાં અથવા મથાળે જરા સાંકડાંથતાં, કોઇવાર બન્ને બાજુએ જાડી ધારવાળાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે, ઘણીવાર તેનાપર ભૂરી છારી હોય છે. તે પાકે છે ત્યારે ઘેરા લીલા રંગનાં, જાંબુડી છાયા-લેતાં, અથવા જાંબુડા કે રાતા રંગનાં, કે ધોળાસલેતા પીળા રંગનાં થઇ જાય છે. તેની ઉપરની છાલ પોચી, જાડી, બટકણી ને માવાવાળી, અથવા પાતળી ને ચીવટ હોય છે. તેનો સ્વાદ ખટમધુરો હોય છે. ફલની અંદર ટુંકા રેસાવાળો કઠણ ઠળીઓ હોય છે. જેનો આકાર પરદેશથી આવતી સુકી બદામને મળતો હોય છે. આ ઠળીઆની અંદરથી પરદેશી મેવાની બદામનાં બીજને મળતાં પણ તેથી નાહાનાં બીજ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, પિત્તઘ્ન, અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–બદામનાં મૂળ અને થડની છાલના ઉકાળાથી ગડગુંબડાં અને ચાંદાઓ ધોવામાં આવે છે. બદામનાં પાન, છાલ, ફૂલ અને કાચાં ફલ રંગના કામ-માં વાપરી શકાય છે. બદામનાં ફલ પાકે છે ત્યારે તેની ઉપરની છાલ લીલા મેવા તરીકે ખવાય છે. અને તેનો ઠળીઓ ભાંગી તેમાંથી કાઢેલું મીંજ છોકરાંઓ ખાય છે. આ મીંજમાંથી તેલ નીકળે છે. તે પરદેશી બદામના તેલને લગભગ મળતું આવે છે. પણ એ જરા વધારે ઘેરા રંગનું હોય છે. એ ખરી બદામનાં તેલની પેઠે જલદીથી ચીડાઇ જતું નથી. આ તેલ જો થોડી મેહનતે કાઢી શકાય તો તે ખરી બદામના તેલની હરીફાઇમાં ઉતરી શકે. એવું તેલ સાધારણ ધાણીમાં નીકળી શકે છે. પણ એ બદામના ઠળીઆ ભાંગવાની કડાકુટ વિશેષ છે. અને તેથી તે મોંઘુ પડી જવા સંભવ છે. તો પણ એનું તેલ અને બીજ ખરી બદામનાં તેલ અને બીજ ઠેકાણે વાપરી શકાય છે. બદામની છાલ બાવળની છાલ સાથે ઉકાળી શીકારી લોકો પોતાનાં કપડાં રંગે છે. બદામનાં કોમળ પાનનો રસ મલમ બનાવવાના કામમાં વપરાય છે. ને તે મલમ ગળતાકોઢ, ખરજવાં અને એવાંજ બીજાં ચામડીનાં દરદો-પર વપરાય છે. એ બદામનો ખોળ કહે છે કે ડુકરને ખવરાવવામાં આવે છે. બદામનાં ઝાડમાંથી શિયાળે ગુંદર નીકળે છે. તે બાવળીઆ ગુંદરની પેઠે મ્હોડું પાકયું હોય તો મ્હોઢામાં રખાય છે, તેથી મોઢાની ગરમી ઓછી થાય છે. એ બદામનું લાકડું જરા હલકું ને બટકણું હોય છે. તેથી તે સાધારણ ઘરના કામમાં આવતા થાંભલી થાંભલા ઠેકાણે, અને વિશેષ કરીને તે બળતણની જગોએ વપરાય છે.

એમ કહેવાય છે કે, એનાં ઝાડપર રેશમનો કીડો ઉછેરવામાં આવે છે. બદામનાં પાનની પતરાવડી અને પડીઆ બનાવવામાં આવે છે. પણ તે વિશેષ કરીને લીલાં હોય ત્યારેજ વાપરવામાં આવે છે, કેમકે સુકાયા પછી તે બટકી જાય છે.

" એનાં ફલ ગ્રાહિ છે. પિત્તને ટાળે છે. કફ અને પુષ્ટિ કરે છે." (વૈ. રૂ.).

**૭–સ્થાનક**-એનાં ઝાડ બાગ, વાડીઓ અને ઘર

આંગણે તથા વાડાઓમાં વાવવામાં આવે છે. તેથી તે તેવી જગોએ ઉગેલાં જોવામાં આવે છે.

**૮–વિ૦ વિવેચન**–આ બાદામનાં ઝાડ બહુધા ઘર આંગણે વવાય છે માટે એને સંસ્કૃતમાં 'ग्रहद्रुम' એ નામ આપેલું લાગે છે.

બજારમાં જે સુકા મેવા તરીકે બદામ મળેછે તેનાં ઝાડથી આ બદામનાં ઝાડ જુદાં છે*

* પોરબંદર સ્વસ્થાનની જમીન આ બદામનાં ઝાડને ઘણી માફક આવે છે. એનાં ઝાડ આ સ્વસ્થાનમાં ઘણી થોડી મહેનતે થઈ શકે છે. એનાં ઝાડ ડાળીઆ વાવી તેમાંથી ઉછેરી શકાય છે. અને તે અહિંની સાધારણ જમીનમાં પણ જ્યાં એને વિશેષ કરી વારંવાર પાણી મળતું રહેતું હોય તેવી જગોએ તે એક બે વર્ષમાં ૧૦, ૧૫ ફીટ ઉંચાં થઈ જાય છે, એટલું જ નહિ પણ તેમાં ફલ પણ બેસી જાય છે. આ સ્વસ્થાનના ત્રિવડા, નવાબાગ વગેરે બાગોમાં એના રોપા વાવવામાં આવેલા હતા, તેમાં ૨ થી ૩ ફીટ લાંબાં અને ૧ થી ૧½ ફીટ પોહોળાં પાન માપવામાં આવેલાં હતાં, એટલું જ નહિ પણ એના રોપા છ મહિનાની અંદર ૬–ફીટ ઉંચા વધેલા હતા. આ ઉપરથી જણાય છે કે, કાદી અને મોરમવાળી જમીન પણ એને ઘણી માફક આવે છે. એનાં ઘણાં ઝાડો રસ્તાઓની બાજુએ પણ વાવવામાં આવેલાં છે. એમાં મ્હોટાં પાન અને છત્રાકાર થાકની પેઠે નીકળતી શાખાઓને લીધે એ ઘણાં સુંદર દેખાય છે, તેમ જ એને સમુદ્રના ખારા પવનથી જો કે થોડું નુકશાન થાય છે, તો પણ એનાં ઝાડ ખુલ્લા રસ્તાઓની બાજુએ વાવવાને યોગ્ય નથી, કેમકે એક તો એ ઝાડને તે મ્હોટું થયા પછી પણ તેને પાણી આપવું પડે છે ને બીજું એ કે, એનું લાકડું બટકણું હોવાથી તે ભારે વરસાદ અને તોફાનનો ઝપાટો સહન કરી શકતાં નથી. એનાં પાન અને ડાળોની વચમાં ભારે પવન ભરાવાથી એનાં ઝાડ મૂળસોતાં ઉખડી પડે છે. અથવા તો તેના ટુકડે ટુકડા થઈ જાય છે. માટે બદામનાં ઝાડ બાગ બગીચાઓમાં બીજાં ઝાડોની ઓથમાં અને જ્યાં એને હમ્મેશ પાણી મળી શકે ત્યાં વાવવાને લાયક છે. એનાં ઝાડનો આ સ્વસ્થાનમાં હાલ ૧૫–૨૦ વર્ષમાં ઘણો વધારો કરવામાં આવેલો છે, અને એનાં ઝાડ સ્વસ્થાનને સારી પેદાશ પણ આપે છે, કેમકે એ ઝાડનાં પાકાં ફલ ઉતારી જવાનો દર સાલ સ્વસ્થાન તરફથી ઈજારો આપવામાં આવે છે.

આ સ્વસ્થાનમાં એ બદામનાં ફલ ત્રણ જાતનાં થાય છે. ૧–ફ્લ પાકે છે ત્યારે ઘેરાં લીલાં, પાતળી છાલવાળાં, અને સ્વાદે ઘણાં ખાટાં, તૂરાં, વિશેષ રેસાવાળાં, કદમાં મ્હોટાં ને બન્ને કોરપર ધારવાળાં હોય છે. ૨–ફ્લ–પાકે છે ત્યારે લીલાસલેતા જાંબુડા કે ઘેરા રાતા રંગનાં, જરા જાડી છાલવાળાં; સ્વાદે મીઠાસલેતાં ખાટાં તૂરાં, ઓછા રેસાવાળાં, કદમાં જરા ઓછાં અને બન્ને બાજુ સાધારણ રીતે ભરાયલાં હોય છે. ૩–ફ્લ પાકે છે. ત્યારે ધોળાસલેતા પીળા રંગનાં; વિશેષ જાડી પોચી અને બટકણી છાલવાળાં, સ્વાદે વિશેષ મીઠાં, સેહેજ ખટાસલેતાં તૂરાં, રેસા વગરનાં, કદમાં નાહાનાં, લગભગ ગોળાઇલેતાં તોપણ મથાળે સેહેજ સાંકડાં, બન્ને પાસે સારી પેઠે ભરાયલાં હોય છે.

ઉપર લખેલાં ત્રણ જાતનાં ફલ અનુક્રમે થોડાં થાય છે. પણ સ્વાદ અને કીમતમાં અનુક્રમે ચઢીઆતાં છે. નંબર–૩–નાં ફલ ઘણી મોંઘી કીમતે વેંચાય છે, ને તે ભાગ્યે જ મળે છે. આ જાતનાં ઝાડોનો હજુ ઘણો વધારો કરવો જોઇએ કેમકે એ ઘણી પેદાશની વસ્તુ છે.

## વર્ગ–(કોમ્બ્રીટેસી).
### નંબર–૨૪૯.

**૧–શાસ્ત્રીયનામ**–T. belerica.

દષ્ટાન્ત–H. II. p. 445; N. p. 112; Watt. VI. prrt. IV. p. 18; રૂ. વિ. પા. ૧૦૧

**૨–દેશીનામ**–બહેડાં, બહેડાનું ઝાડ (પો૦); બહેડો, બહેડાનું ઝાડ (ગુ૦); बैरा, भीरडा, वेला, वावरा (म०); वहेरा, मेहेरा, (हिं०); विभीतक, वहेडक, कलिद्रुम (सं०).

**૩–વર્ણન**–બહેડાનાં ઝાડ બીજી જગોએ ઘણાં ઉંચાં થાય છે. તો પણ બરડા ડુંગરમાં તે ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. બહેડાનાં ઝાડનું થડ સીધું અથવા વાંકું ચુકું અગડગડું પણ હોય છે. તે ભૂરા રંગનું હોય છે. એની શાખાઓ પણ ઘણુંકરી બદામના ઝાડની શાખાઓની પેઠે છત્રાકાર પસરાતી ડાંડીની ચોમેર આવેલી હોય છે. અને પાન પણ બહુધા કોમળ શાખાઓને છેડે ગુચ્છા કે ગચ્ચુમની પેઠે નીકળેલાં હોય છે. પાન શિયાળે ખરી જાય છે. અને ફાગણ ચૈત્રમાં તે પાછાં આવે છે ત્યારે તે અત્યંત ચળકતાં ને રતાસલેતા રંગનાં હોય છે. અને તેની સાથેજ ફૂલોની લરપણ આવે છે. આ વખતે એ ઝાડ ઘણું સુંદર દેખાય છે. ફલ ભૂરા રંગનાં ને સોગઠી જેવાં હોય છે.

**મૂળ**–ઝાડ અને જમીનના પ્રમાણમાં મૂળ જાડ અને ઉંડાં બેઠેલાં હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ અને ઝીણા રેસાઓ નીકળી ઘણા લાંબા ગયેલા હોય છે. મૂળપરની છાલ ભૂરા રંગની, લીસી, પોચી, જાડી ને તેપર વખતે ઉભા ચીરા પડેલા હોય છે. છાલપરની ફોતરી તરત ઉતરી જાય છે. મૂળનું લાકડું ઘણું સખ્ત હોય છે. તે બહારથી પીળાસલેતા રંગનું ને અંદરથી ભૂરા રંગનું હોય છે. વાસ અને સ્વાદ ખટાસલેતાં તૂરાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–શાખાઓપરની છાલ ખડબચડી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેપર અનિયમિત રીતે નાહાનાં મ્હોટાં ધોળાં છાપાં આવેલાં હોય છે. કોમળ શાખાઓપર ભૂરા રાતા રંગની રૂંવાટી હોય છે. અંદરની છાલ પીળાસલેતા રંગની હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ જરા કડવાસલેતો તૂરો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૭ ઈંચ લાંબાં અને ૨ થી ૫ ઈંચ પોહોળાં હોય છે. તે કોમળ

હોય છે. ત્યારે નરમ અને પાકે છે ત્યારે અક્કડ થઇ જાય છે. પાનનો સામાન્ય આકાર વડનાં પાનને મળતો હોય છે. તે બહુધા બન્ને છેડે સાંકડાંથતાં અથવા કેવળ ડીટડી તરફ સાંકડાં હોય છે. ડીટડી પાસે પાનની કોર ધણુંકરી વિષમ હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠી અણીવાળાં, અંદર બેસતી ખાંચવાળાં કે ગોળાઇલેતાં હોય છે. કોમળ પાનપર વાળની રૂંવાટી ગીચ હોય છે. પણ જેમ જેમ પાન પાકતાં જાય છે તેમ તેમ તેપરથી રૂંવાટી ઓછી થતી જાય છે. તેની ઉપરની સપાટી લીસી, ચળકતી ને લીલી હોય છે. ને નીચેની જરા ખરસટ ને ફીકી હોય છે. પાનની નસો અંદરનું જાળીકામ ઘણું સુંદર હોય છે, તે પાનની નીચેની સપાટીએ ઘણું સ્પષ્ટ દેખાતું હોય છે. પાનની ડીટડી ૧ થી ૨½ ઇંચ લાંબી હોય છે. તેપર ઉપરની બાજુ છીછરી–પોહોળી નીક હોય છે. અને પાનની કોરથી જરા નીચે એ નીકની બન્ને કોરપર અક્કેક રતાસલેતા રંગની જરા લાંબી રસકુપ્પિ હોય છે. કોઇ પાનપર આ કુપ્પિ અદશ્ય જેવી પણ હોય છે. ને કોઇપર કદાચ હોતી પણ નથી.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પધારણ કરનારી સળી ૨ થી ૬ ઇંચ લાંબી નીકળેલી હોય છે. તેપર રતાસલેતા ભૂરા રંગના વાળની રૂંવાટી હોય છે. તેનાપર સૂક્ષ્મ પુષ્પપત્ર આવી તેના ખુણામાંથી ફૂલની સૂક્ષ્મ ડીટડી નીકળેલી હોય છે. જેનાપર ગીચ રૂંછાળ હોય છે. ફૂલનો વ્યાસ ૧½ થી ૨ લાઇન જેટલો અને તેની વાસ દુર્ગંધિત હોય છે. ફૂલનો રંગ પીળાસલેતો લીલો હોય છે.

એ પુષ્પધારણ કરનારી સળીના ઉપરના ભાગમાં **નર** ફૂલો, ને નીચેના ભાગમાં **સ્ત્રી–પુંસંયોગી** ફૂલો આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે તળિયેથી જોડાયલો, અને તેના દાંતા ફૂલ ઉઘડયા પછી પાછળ વળી જાય છે. તેનો રંગ રતાસલેતો ભૂરો હોય છે. તેની બન્ને બાજુ તેવા રંગના વાળની રૂંવાટી હોય છે. એ કોષની વચ્ચોવચ ઉપરની બાજુ લાંબી આડી અવળી રૂંછાળ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–બન્ને જાતનાં ફૂલોમાં હોતો નથી.

**પુંકેસરો**–૧૦ હોય છે. જેમાં ૫ લાંબાં ને ૫ તેથી સેહેજ ટુકાં હોય છે. તેના તંતુઓ ફીકા ધોળા ને પરાગકોષ પીળા હોય છે. લાંબાં ૫ પુંકેસરો પુ૦ બા૦ કોષના પત્રોના દાંતાથી આંતરે આવેલાં અને ટુકાં પુંકસરો તેની સામે આવેલાં હોય છે. લાંબાં ૫ કેસરો ફૂલની કળી ઉઘડયા પછી તરતજ ઉંચાં થઇ જાય છે. અને ટુકાં ૫ ઢળી રહેલાં હોય છે. લાંબાં પુંકેસરોની પરાગરજ સ્ત્રીકેસર-નલિકા પૂર્ણ સ્થિતીએ આવ્યા પહેલાં ખરી જાય છે, અને ટુકાં પુંકેસરોની રજ ત્યાર પછી ખરે છે.

**સ્ત્રીકેસર**–૧–હોય છે. તેનો ગર્ભાશય રૂંછાળથી ભરાયલો હોય છે. નલિકા પીળા રંગની, એક તંતુ જેવી ઝીણી, વચ્ચોવચ સીધી, ને તેનાં સૂક્ષ્મ મુખ પાસે તે વાંકવળેલી હોય છે. તેનાં મુખપર ટુકાં પુંકેસરોની પરાગરજ ખરતી ઘણીવાર જોવામાં આવે છે. એ નલિકા ૧¼ થી ૧½ લાઇન લાંબી અને ટુકાં પુંકેસરો જેટલી ઉંચી હોય છે.

**ફ્લ**–(બહેડાનાં ફ્લ પણ **બહેડાં**–કહેવાય છે.) તે હોળી ઉપર ઘણુંકરી પાકે છે. એનો ઘાટ સોગઠી જેવો એટલે તે ડીટડી તરફ સાંકડાં ને ટેરવાં તરફ પોહોળાં હોય છે. તે રંગે ભૂરાં હોય છે. તેપર ભૂરા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે, તે નખથી ખરપતાં નીકળી જાય છે. ફ્લની અંદર એક ઠળીઓ હોય છે. ને ફ્લને ટેરવે સૂક્ષ્મ ખાડો ને તળિયે ટુકી ડીટીનો ચાંડલો કે ડાઘ હોય છે. ફ્લ ૧ થી ૧½ ઇંચ લાંબાં ને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. ફ્લની છાલ પીળાસલેતી લીલી ને દલદાર હોય છે. તે પોચી ને બટકણી હોય છે. તેની વાસ હરમી અને સ્વાદ તૂરો, તેલીઓ, જરા ચીકાસલેતો ને કડવાસવાળો લાગે છે.

ફ્લમાંથી નીકળતો ઠળીઓ કઠ્ઠણ હોય છે. તેની સપાટી ખરસટ હોય છે. એનો આકાર આલુ જેવો ને તેનો વ્યાસ ૪ થી ૫ લાઇન જેટલો હોય છે. તે રંગે પીળાસલેતો ધોળો ને તેપર ૨–૩ નસો હોય છે. તેને તોડતાં તેમાંથી બદામનાં બીજ જેવું ૧ બીજ નીકળે છે.

**બીજ**–ભૂરાસલેતું, પીળા પાતળા પડવાળું હોય છે. તેની અંદર સફેદ બદામ જેવો મગજ હોય છે. આ મગજ છોકરાં ખાય છે. પણ કોઇવાર તે **ઝેરની–અસર** જણાવે છે.

**૪–ઉપયોગીઅંગ**–(બેહેડાંનાં ફ્લપરની છાલ મુખ્યત્વે કરીને ઔષધમાં વપરાય છે. માટે જ્યાં બેહેડાંની છાલ લખી હોય ત્યાં તેનાં ફ્લપરની છાલ સમજવી.) પાન, ફ્લ, બીજ અને લાકડું.

**૫–ગુણદોષ**–ગ્રાહી, પૌષ્ટિક તથા કફ, શોથ અને પિત્તઘ્ન.

**૬–ઉપયોગ**–બહેડાનાં પાનની પતરાવડી કરવામાં આવે છે. બહેડાનાં પાન અને ફ્લ ઢોરોને ચારા તરીકે ખવરાવવામાં આવે છે. બહેડાનાં કોમળ પાન સાકરીઆ પ્રમેહ ઉપર વપરાય છે. બહેડાનાં ફ્લ સંસ્કૃત **ત્રિફળા** અર્થાત્ હરડાં, બહેડાં અને આંબળાંમાંનાં એક છે. બહેડાનાં ફ્લની છાલ ઘણા કવાથ અને પાકોમાં વપરાય છે. બહેડાની છાલને પાણીમાં પલાળી તે પાણી ગાળી લઇ મોઢું પાકયું હોય તો કોગળા કરાવવામાં, આંખ દુખતી હોય તો આંખે છાંટવામાં, અને ઝાડા,

સંગ્રહણી,પ્રદર અને પ્રમેહ ઉપર પણ તે વપરાય છે. બહેડાનાં ફલની છાલ લવીંગ અને પીપરની સાથે વાટીને ઉધરસ અને દમ ઉપર તે મોઢામાં રાખી તેનો રસ ઉતારવામાં આવે છે. બહેડાનાં ફલની છાલ રંગના કામમાં પુષ્કળ વપરાય છે. તેમજ એનાં થડની છાલ, પાન અને ફૂલ પણ રંગના કામમાં વપરાય છે. બહેડાનાં બીમાંથી તેલ નીકળે છે, તે ઓસડ તરીકે વપરાય છે. બરડા ડુંગર ઉપરનાં રબારી લોકોનાં છોકરાંઓ બહેડાની અંદરના ઠળીઆ ભાંગી તેમાનાં બીજ ખાય છે. પણ આ બીજ વિશેષ ખાવાથી નીશો ચડે છે, એમ એ લોકો પણ માને છે. બહેડાનાં બીજ ખાવાથી થયેલી ઝેરી-અસર તેમજ એક છોકરીનાં મૃત્યુ વિષે કરનલ ડા૦ કે૦ આર૦ કિતકર પોતાનાં "પોઇઝનસ પ્લાન્ટસ ઓફ્ બોમ્બે" વોલ્યુમ ૧-(૧૮૯૬) માં લંબાણથી હકીકતઆપે છે. તે જાણવા જેવી છે. એનાં બી ખાવાં એ ભય ભરેલું છે. બહેડાનાં ઝાડમાંથી પણ બદામના ઝાડની માફક ગુંદર નીકળે છે. તે તેની પેઠેજ વપરાય છે. બહેડાંનું લાકડું પીળા રંગનું મજબૂત થાય છે. પણ તેને જીવાત જલદી લાગે છે. એનાં લાકડાનું સાધારણ ઘરનું વરણ કરવામાં આવે છે. એનાં લાકડાની રાખ ગોળ પકાવવાના કામમાં વપરાતી કહેવાય છે.

"બહેડાનાં લાકડાંનો અંગાર કાટોડા તપાવવાના કામમાં આવે છે. અને તેના લાકડાંથી તપાવેલ કાટોડાનું બનાવેલું મંડુર ઉત્તમ ગણાય છે.

બનાવટ-બહેડાનો પુટપાક.-બહેડાની છાલને જરા ઘી લગાડી વડનાં પાનમાં બાંધી માથે ઘઉંના લોટનો લેપકરી તે ગોળાને દેવતામાં તપાવવો. પછી તે ગોળો પાકે ત્યારે કાઢી લઇ તેની અંદરથી બહેડાંની છાલ કાઢી લેવી.

ખાવાને માટે ફક્ત બહેડાની છાલજ વપરાય છે. તેનું મીંજ ઝેરી હોવાથી ખવાતું નથી. તોપણ તે બહાર ચોપડવાના કામમાં આવે છે. તેના મીંજને પાણીમાં વાટી ચોપડવાથી દાહ શાન્ત થાય છે. અને તેટલા માટે વાતરક્તવાળા દરદીને હાથે અને પગે તેનો લેપ કરવો યોગ્ય છે.

તેની છાલ એકલી બહુ વપરાતી નથી, પણ ત્રિફળાની સાથે તે જૂદા જૂદા રોગપર વપરાય છે.

પુટપાકની રીતે પકવેલી તેની છાલ મોંમાં રાખવાથી ખાલી ઉધરસ તેમજ સાદ બેસી ગયો હોય ત્યારે ફાયદો થાય છે. તે સિવાય બહેડાની છાળને ઘીમાં તળી મોંમાં રાખવામાં આવે છે, તેથી ગળું આવી ગયું હોય તો તે પણ મટે છે. બહેડાનાં મગજનો લેપ ભીલામું ઉડવાથી થયેલ સોજા તથા દાહ ઉપર ઉપયોગી છે. અને બહેડાંનો મગજ, જેઠીમધ, નાગરમોથ અને ચંદન એ ચારે ચીજના લેપથી ભીલામું ઉડવાથી ઉઠેલી ફોલ્લીઓ બેસી જાય છે. સાદ બેસી જવાને માટે બહેડાંની છાલ, સિંધાલૂણ અને પીપરની સાથે મધમાં ચાટવાથી ફાયદો થાય છે.

અભિષ્યંદની અંદર તેની છાલનો લેપ આંખ ઉપર-કરવામાં આવે છે.

માત્રાઃ-તેની છાલ બે વાલ." (ડા૦ વી૦ ઝી૦).

"બહેડાંના ઠળીઆનાં મીંજ ઝેરી છે. ઔષધના કામમાં ફક્ત બહેડાંની છાલજ આવે છે. બહેડાંની છાલ મોઢામાં રાખવાથી ઉધરસ મટી જાય છે. બહેડાંની ઉપર ગૌમૂત્ર ચોપડી લુગડું વીંટી તેપર માટી ચોપડી અગ્નિમાં ઓઠવવાં અને પછી બહાર કહાડી તેની છાલ લઇ લેવી. તે છાલ મોઢામાં રાખવાથી વિશેષ ફાયદો થાય છે. બેહડાંનો અર્ક તૃષા, ઉલટી, કફ અને ઉધરસનો નાશ કરનાર છે." (વૈ. શા. મ. ગો.)

"બહેડાંનાં ફલ ઉષ્ણવીર્ય છે, ને તેનો સ્પર્શ શીતળ છે. ફલની છાલ મોંમાં રાખવાથી ઉધરસ મટે છે, આંખને સારી કરે છે, વાળ વધારે છે, દસ્ત સાફ લાવે છે, સાદ ઉઘાડે છે. નાકના, ગળાના, કાનના રોગને મટાડે છે. બહેડાનું બીજ ઘસી આંખમાં આંજવાથી ફૂલું મટે છે. ખાધાથી મીણો ચડે છે." (વૈ૦ રૂ૦).

૭-સ્થાનક-ડુંગર અને ડુંગરાળી જમીનમાં ઉગે છે. એ ઘણુંકરી હિં૦ના સઘળા ભાગોમાં થાય છે.*

૮-વિ૦ વિવેચન-સંસ્કૃત बिभीतक અને बहेडक એ નામો ઉપરથી પ્રાકૃત નામો બહેડાં વગેરે નીકળેલાં જાણાય છે. બહેડાનાં વૃક્ષમાં કલિનો વાસો નળાખ્યાનમાં તેની હકીકતથી આપણે જાણીએ છીએ. માટે એ વૃક્ષને कलिद्रुम કહે છે. એ વૃક્ષને કાપવામાં અને તેની નીચે બેસવામાં પણ કેટલાક લોકો ભય માને છે. (એટલું તો ખરૂં લાગે છે કે) બહેડાનાં ઝાડ નીચે લાંબો વખત રહેવાથી અંગ ઝલાઇ જાય છે.

---

## વર્ગ-(કોમ્બ્રીટેસી)

### નંબર. ૨૫૦.

**૧ શાસ્ત્રીયનામ**-T. tomentosa.

દૃષ્ટાન્ત-H. II. p. 447; N. p. 112; Watt. VI. part. IV. p. 37; રૂ. નિ. પા. ૪૩૬.

**૨-દેશીનામ**-સાજડ (પો૦); સાજડીઓ, સાદડ (ગુ૦); सादरी (म०); साज (हिं०); सारदु (सं०).

*પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં એનાં ઝાડ કાલેશ્વરી અને બીલેશ્વરી નદી કાંઠે, લાંડર અને કૃષ્ણા ઝરને કાંઠે તેમજ બીજા વોકળાઓ કાંઠે ઘણી કાંપવાળી જમીનમાં જુજ ઉગતાં જોવામાં આવે છે. તેનાં ફલ પાકે છે ત્યારે રબારી અને બીજા ગરીબ લોકો ઉતારી લાવી પોરબંદરમાં ગાંધીને ત્યાં વેચે છે

**૩-વર્ણન**-સાજડનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. પણ ખરડા ડુંગરમાં તે ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં વધે છે. એનું થડ કાળાસલેતા ભૂરા કે ઘેરા ભૂરા રંગનું, ખડબચડી છાલવાળું, સીધું કે આડું અવળું હોય છે. તેપર ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન લાંબાં, ને ફૂલ શાખાઓને છેડે આંબામોરની પેઠે આવેલાં હોય છે. એનાં ફૂલ રવાઇનાં ફૂલ જેવાં પાંચ પાંખાં કે ધારવાળાં હોય છે. ફૂલ પાકીને રતાસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. તે ઘણો લાંબો વખત ઝાડમાં રહે છે. એ ફૂલ જોતાં સાજડનું ઝાડ તરત ઓળખાઇ આવે છે.

**મૂળ**-ઝાડ અને જમીનનાં પ્રમાણમાં જાડાં થયેલાં ને ઉંડાં એરેલાં હોય છે. તેમાંથી કેટલાએક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળનું લાકડું રતાસલેતા ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે વચમાં સછિદ્ર દેખાય છે. તેની બાજુએ છાલના કાપમાંથી રાતો રસ ઝરે છે, જે થોડીવારમાં ઘણો ચીકાસવાળો થઇ જાય છે. એની છાલ જાડી રેસાવાળી ને રસભરી હોય છે. તેપરની ફોતરી પણ જાડી, ખડબચડી ભૂરા કે કાળાસલેતા ભૂરા રંગની હોય છે. વાસ જરા સુગંધિત અને સ્વાદ ઘણો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-એનું થડ ૬ ઇંચથી ફૂટ ૧½ ફુટ અહિં જાડું થાય છે. એની શાખાઓ ઘણુંકરી પાંસરી હોય છે. તો પણ એનું ઝાડ મ્હોટું થાય છે ત્યારે તેમાં નીકળતી શાખાઓ બદામ કે બહેડાંનાં ઝાડની શાખાઓ પેઠે પસરાતી નીકળે છે. એની છાલ મજબૂત રેસાવાળી અંદર રાતા રંગની હોય છે. અને એનું લાકડું પણ રતાસલેતા રંગનું હોય છે. એની કોમળ શાખાઓ લીલાસ કે રતાસલેતા રંગની હોય છે, તે લીસી, ચળકતી, અને વખતે રૂંછાળથી ભરાયલી હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. પણ દરેક જોડીમાંનું એક પાન ઘણુંકરી બીજાથી જરા ઉંચું હોય છે. તે ૬ થી ૮ ઇંચ અથવા ૧-ફુટ લાંબાં અને ૨ થી ૪ કે ૬ ઇંચ પોહોળાં હોય છે. કોઇવાર પાન ઘણાં ટુંકાં ને સાંકડાં પણ હોય છે. તેપર વાળની રૂંવાટી હોય છે. અને ઘણીવાર તે લીસાં પણ હોય છે. તેની ડીટડી ½ થી ⅞ ઇંચ લાંબી ને તેને મથાળે પાનની કોર જરા વિષમ હોય છે. પાનની પાછળની બાજુ ડીટડીનાં મથાળાં આગળ વચલી નસની બાજુએ ૧ અથવા ૨ ૧½ થી ૨ લાઇન લાંબી **અમીની કુપ્પિ** (Nectareal-gland) લીલા રંગની આવેલી હોય છે. જેનાં મુખમાંથી અમૃત કે મધ જેવો મીઠો રસ ઝરતો હોય છે. પાન ચીવટ હોય છે. તેની કોરપર સૂક્ષ્મ દાંતા હોય છે. પાનની નસો જરા આંતરેલેતી સામસામી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો ને નીચેનીનો વધારે પીળાસલેતો હોય છે. કોમળ પાનનો રંગ રતાસપર હોય છે. તે બહુજ ચળકતાં હોય છે, ને વખતે તેપર સૂક્ષ્મ કાંગરી હોય છે. પાનને ચોળવાથી હીમજને મળતી તેમાંથી વાસ નીકળે છે. એનો સ્વાદ જરા ખટાસલેતો તૂરો લાગે છે.

**ફૂલ**-એમાં ચોમાસાની શરૂવાત પહેલાં ઉન્હાળા આખેરે ફૂલો આવે છે. તે વૈશાકમાં ફૂલથી ભરપૂર હોય છે. એના પુષ્પમંડપ શાખાઓને છેડે આવે છે. તે ફીકાસલેતા પીળા કે ધોળા રંગના હોય છે. ફૂલ ઘણાં સૂક્ષ્મ હોય છે. તેનો વ્યાસ ૧½ થી ૨ લાઇન જેટલો હોય છે. તેનો રંગ ફીકાસલેતો પીળો કે ધોળો હોય છે, તેમાંથી બહુ દુર્ગંધિત વાસ નીકળે છે. જેપર લાંબી જાતની જંગલી માંખો ભિન્ન ભિન્નાટ કરી રહેલી હોય છે. પુષ્પમંડપ ૬ ઇંચિથી વખતે ૧ કે ૧½ ફુટ લાંબો હોય છે. તેપરની શાખાઓ અથવા કલંગીઓ ૩ થી ૬ ઇંચ કે વખતે તેથી જરા લાંબી હોય છે. તે લીંબડાની સળી જેવી પાતળી હોય છે. તેપર સૂક્ષ્મ જરા લાંબું ૧-પુષ્પપત્ર આવી તેનાં પડખામાંથી ફૂલની કળી નીકળે છે. એ પુષ્પપત્ર તરત ખરી જાય છે. પણ તેની જગોએ ઘેરા ભૂરા રંગનો ચાંડલો રહી જાય છે. આ કલંગીઓના ઉપરના ભાગમાં **નરફૂલ** આવેલાં હોય છે. અને નીચેના ભાગમાં (માદા અને)? **સ્ત્રી-પુંસંયોગી** ફૂલો હોય છે. ફૂલ જ્યારે કળીની સ્થીતિમાં હોય છે ત્યારે સ્ત્રી-પુંસંયોગી ફૂલોનો ગર્ભાશય તેની ડીટડી જેવો દેખાતો હોય છે. પણ તે જરા વધે છે ત્યારે તે ફૂલ જેવો જાડો દેખાય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે પોહોળા ત્રિકોણાકાર દાંતા ખુલ્લા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ હોતી નથી.

**પુંકેસરો**-૧૦ હોય છે. તેમાં ૫ પુ૰ બા૰ કોષનાં પત્રોથી આંતરે અને ૫ તેની સામાં આવેલાં હોય છે. તેના તંતુઓ ફીકા ધોળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય અધોગર્ભી હોય છે. એટલે તેનાપર પુ૰ બા૰ કોષ આવેલો હોય છે. પુ૰ બા૰ કોષની વચમાં ભૂરાવાળની રૂંછાળ હોય છે. નલિકા પુંકેસરોથી જરા ટુંકી, સાદી, અને સાદાં મુખવાળી હોય છે.

**ફૂલ**-કાચાં હોય છે ત્યારે લીલાસલેતા પીળા રંગનાં હોય છે. પણ પાકીને સુકાય છે ત્યારે ભૂરા રાતા રંગનાં થઇ જાય છે. તે લીસાં હોય છે. તે ૧½થી ૨ કે ૨½ ઇંચ લાંબાં હોય છે. એને છાસ કરવાની રવાઇનાં ફૂલની પેઠે ૫ ઉભી ધાર કે પાંખાં હોય છે. તે આસરે ૧ ઇંચ

પોહોળાં ને જરા નરમ હોય છે, એ પાંચ ધાર કે પાંખાં-માંથી ૩ જરા ટુંકાં હોય છે. ફલનો વચલો ભાગ ઘણો સખ્ત હોય છે. તે ચીરવાથી તેમાંથી ૧ ઉભું બીજ નીકળે છે.*

**બીજ**-લાંબું, પાતળું, ઉપર ભૂરાસલેતા રાતા પાતળા પડવાળું ને અંદર તેલીયું સફેદ હોય છે,

**૪-ઉપયોગીઅંગ.**-સર્વાંગ.

**૫-ગુણદોષ.**—ગ્રાહી, ઉપલેપક, રક્તશોધક અને ઉત્તેજક.

**૬-ઉપયોગ.**—સાજડમાં પોસ મહીને રતાસલેતો ભૂરો કે ધોળો ગુંદર આવે છે. તે બરડા ડુંગરના રબારી લોકો કાચો જ ખાઈ જાય છે, તેને પૌષ્ટિક માને છે. એ ગુંદર ગોરડના ગુંદરની પેઠે કેટલાક લોકો ઘીમાં તળીને શીયાળે ખાય છે. એ ઉધરસ અને દમ ઉપર સારો ફાયદો કરે છે.

સાજડનાં મૂળ અને થડની છાલનો કાઢો સંગ્રહણી, ઝાડા, પ્રમેહ અને પ્રદર ઉપર આપવામાં આવે છે. એની છાલના ઉકાળાથી સડતાં ને નહિં રૂઝાતાં ગડ, ગુંમડાં અને ચાંદાંઓ ધોવામાં આવે છે. કાન પાકો હોય અને તેમાંથી પરૂ વહેતું હોય તો સાજડની છાલના ઉકાળાની પીચકારી કાનમાં દેવાથી ઘણો ગુણ થાય છે. સાજડની છાલ, પાન, ફૂલ અને કાચાં ફલ રંગના કામમાં વપરાય છે. સાજડની છાલ ચમાર લોકો ચામડાં રંગવાના કામમાં, માછી લોકો જાળ રંગવાના કામમાં અને શીકારી લોકો કપડાં રંગવાના કામમાં વાપરે છે. પ્રમેહ અને પ્રદર ઉપર સાજડની છાલના ઉકાળાની પીચકારી દેવી ઘણી સારી છે. સ્ત્રીયોનો માસિક સ્રાવ નિયમસર બંધ થતો ન હોય તો તેપર સાજડની છાલની ચા, દૂધ અને સાકરની સાથે અપાય છે. સાજડની છાલનો કાઢો અથવા તેની ભૂકી છાતીના ધબકારા ઉપર દૂધ અગર સાકર કે મધ વા ગોળની સાથે ા તોલા સુધી ખવરાવવામાં આવે છે. પછાડ કે ગુંમધા લાગ્યો હોય અને તેથી અંગમાં લોહી જામી ગયું હોય તે છૂટું પાડવા સાજડની છાલનો ઉકાળો દૂધની સાથે પવાય છે. છાતીમાંથી લોહી પડતું હોય, અગર ઉધરસમાં લોહીના બડખા આવતા હોય તો તે ઉપર પણ સાજડની છાલનો ક્વાથ ઘણો ફાયદો કરે છે. ક્ષયની સાથે તાવ હોય તેમાં સાજડની છાલનો ક્વાથ ગળોના સ્વરસની સાથે અપાય છે. સાજડનાં લાકડાંની રાખ ખાતર તેમજ રંગના કામમાં વપરાય છે. સાજડની રાખ સડતાં ચાંદાંઓ ઉપર ભભરાવવામાં આવે છે, તેથી તેમાં અંગૂર આવે છે. એની રાખ પાનમાં ચુનાની જગોએ ઘણાં લોકો ખાય છે.

સાજડનાં પાન ઢોરોને ચારા તરીકે ખવરાવવામાં આવે છે. ઉંટ અને ઘોડાંનાં ભાઠાંઓ ઉપર સાજડનાં પાન અને બાવળની પંની વાટીને બરડા ડુંગરના રબારી લોકો લગાડે છે, તેથી ભાઠાં તરત રૂઝાઈ જાય છે. સાજડનાં કોમળ પાન મધુપ્રમેહ ઉપર વપરાય છે. ભેંસ ગાભધરતી ન હોય તો રબારી લોકો સાજડની છાલ અગર પાન ભેંસને જુંજવા ઘાસની સાથે મુદ્દામ ખવરાવે છે.

સાજડનું લાકડું ઘણું મજબૂત અને રતાસલેતા રંગનું થાય છે. તેનો સાર ઘેરો કે કાળાસલેતો ભૂરો હોય છે, તે સારૂં પાલીશ થઈ શકે છે. તે ઘણું ભારી હોય છે. એનાં લાકડામાંથી ગાડીના પોલ પૈડાંના પાટલા, આરા, ખેતીવાડીનાં ઓજારો, સાંબેલાંઓ, ખાટલાના પાયા, કપાસ પીલવાનાં લાઠીઆં, અને ઘરનાં વરોણ વગેરે બનાવવામાં આવે છે.

**૭-સ્થાનક** ડુંગર અને ડુંગરાળી જમીનમાં સાજડનાં ઝાડ ઉગે છે.*

એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે

---

## વર્ગ—(કોમ્બ્રીટેસી).

### નંબર-૨૫૧.

**૧-શાસ્ત્રીયનામ**-Anogeissus latifolia.

દૃષ્ટાન્ત-H. II. p. 450; N. p. 113; Watt. I. 256. p. રૂ. નિ. પા. ૫૧૮.

---

*સાજડનાં ફલને જેવી ધાર કે પાંખાં હોય છે એવાં ફલને ઇંગ્રેજી વનસ્પતિ વેત્તાઓએ **પાંખવાળાં** ફલ (winged fruits) એ નામ આપેલું છે.

* પોરબંદરના બરડા ડુંગરના પડધારા, પાઉં અને ઝરણાંને કાંઠે સાજડનાં ઝાડ છૂટાં છવાયાં ઉગે છે. તો પણ તે ગોઢાણાં જંગલમાં સરમણી વાવ પાસે, રાણાવાવ જંગલમાં ગેરેડની ધાર પાસે, અને કાળા ને બાણીઆ ડુંગરમાં એનાં ઝાડો જથાબંધ ઉગે છે. પોરબંદરના ખારવા લોકો જેઓ માછીનો ધંધો કરે છે, તેઓને જાળ રંગવાના કામમાં સાજડની છાલ ખાસ કરી ઉપયોગી હોતાં એક ભારીએ (head-load) દોઢ આનો ફી લઇ જંગલમાંથી એની છાલ પાડી લેવાની પરવાનગી સ્વસ્થાન તરફથી આપવામાં આવે છે. આથી કરીને સ્વસ્થાનને કેટલીક પેદાસ થાય છે ખરી, પણ સાજડનાં ઝાડોનો ઘણો નાશ થાયછે. માટે જાળ રંગવાના કામ સારૂ સાજડની છાલની જગોએ કોઇ બીજી વસ્તુ શોધી કાઢવી જોઇએ. **તવરનાં** ઝાડ-(Avicennia tomentosa)ની છાલ ચાંબડાં રંગવાના કામમાં વપરાય છે. અને તે જાળ રંગવાના કામમાં પણ વાપરી શકાય. તવરનાં ઝાડ સમુદ્રની ખાડીમાં ઉગે છે. તો એની છાલના ઉકાળામાં માછીઓની જાળ રંગવાથી તે ખારાં પાણીમાં વિશેષ દિવસ ટકી શકે એમ જણાય છે.

**૨-દેશીનામ**-ભૂતધાવડો, ભૂતબાકરો (પો૦); ધાવડો (ગુ૦); घावडा, धाउडा (म०); धावा, धाउ, बकला (हिं०); घव, पिशाचवृक्ष (सं०).

**૩-વર્ણન**-ધાવડાનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. તોપણ બરડા ડુંગરમાં તે ૧૦ થી ૧૫ ફેક ફીટ ઉંચાં જોવામાં આવે છે. એમાં કેટલીક નાહની નાહાની શાખાઓ નીકળેલી હોય છે. એને શિયાળે ફૂલ આવી ફાગણ ચૈત્રે ફલ આવી જાય છે. અને ત્યાર પછી એમાં પાન આવવા લાગે છે.

એની ડાંડી ફીકા ભૂરા ધોળા રંગની હોય છે. તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેપરથી પાતળી ફેતરી ઉતરતી દેખાય છે. અંદરની છાલ લીલા રંગની ને અંતરછાલ ધોળી ને મજબૂત રેસાવાળી હોય છે.

પાન આંતરે પણ સામસામાં આવેલાં હોય તેવાં દેખાય છે. તે પોહોળાં ને ઘણુંકરી બન્ને છેડે બુટ્ટાં હોય છે.

ફૂલ સૂક્ષ્મ લીલાસલેતા ધોળા રગનાં હોય છે, તે ૨ લાઈન લાંબાં ને૧½ પોહોળાં અને ફલ ઘણાં બારીક ગોળાઈલેતાં લાંબી અણીવાળાં હોય છે. તે પોહોળી બેઠેલી બદકડી જેવાં દેખાય છે. તેની બાજુએ તે પાંતળાં કે પાંખ જેવા છેડાવાળાં હોય છે. તેનો રંગ પીળાસલેતો રાતો ભૂરો હોય છે, તે ચળકતાં ને તેમાં અક્કેક ઉભું બીજ હોય છે. ફલ ૧½ લાઇન વ્યાસનું હોય છે. બીજ ભૂરા રંગનું ચળકતું રવાદાર હોય છે.

**૪-ઉપયોગીઅંગ**—સર્વાંગ.

**૫-ગુણદોષ**—ગ્રાહી

**૬-ઉપયોગ**—સંગ્રહણી અને ઝાડા ઉપર ધાવડાનાં મૂળની છાલ અને ઉકાળો વપરાય છે. ધાવડાનાં પાન અને કાચાં ફલ ચમાર લોકો રંગના કામમાં લે છે. એનાં સુકાં પાનની ભૂકી મધુપ્રમેહવાળાને અપાય છે. ધાવડાનું લાકડું ઘણું મજબૂત હોય છે. તેમાંથી ખેતીના ઓજારો, સાંમેલાં, અને ગાડાનાં આડાં વગેરે બનાવાવામાં આવે છે. ધાવડાનાં ઝાડવાંમાંથી ગુંદર નીકળે છે તે રંગના કામમાં વપરાય છે.

"ધાવડો મધુરો, તુરો ને કડવો હોય છે. પાંડુ, પ્રમેહ, કફ, પિત્ત અર્શને મટાડે છે, ફલ ટાઢાં, તુરાં ને રૂક્ષ છે. ઝાડાને કબજ કરે છે. મૂળ ગરમ ને જઠરાગ્નિને દીપાવે છે, ધાવડાનો ગુંદ ટાઢો છે." (વૈ૦ ૨૦)

**૭-સ્થાનક**-ધાવડાનાં ઝાડ બરડા ડુંગરમાં ઘણુંકરી ઝરણાંઓને કાંઠે છૂટાં છવાયાં ઉગે છે. એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

**૮-વિ૦ વિવેચન**-ધાવડાનાં ઝાડને સંસ્કૃતમાં पिशाचवृक्ष લખેલું છે, તેમ બરડા ડુંગરના રબારી અને ચારણ લોકો પણ એ ઝાડને भूतवाकरो કહે છે. એ ભૂત બાકરાનાં લાકડાનું છાસ કરવાની રવાઇનું એ લોકો ફૂલ બનાવે છે. અને તે વિષે એમ માને છે કે, ભૂતબાકરાનાં લાકડાંથી છાસ વલોવવામાં આવે તો તેમાં સંચારી લાગતી નથી. સંચારી લાગવી એટલે એક રબારી છાસ કરતો હોય, અને તેની સામે બીજો પણ પોતાનાં વાસણમાં છાસ વલોવતો હોય, તો શું જાણે શું કારણથી એકની છાસમાંથી માખણ બીજાની છાસમાં અદૃશ્ય ચાલ્યું જાય છે. (આવી રીતે માખણ જાય તેને સંચારી લાગવી કહે છે. સંચારી લાગે ત્યારે એકની છાસમાંથી માખણ મુદ્દલ ન ઉતરે અને સામાં બીજાની છાસમાંથી તે બમણું ઉતરે આવી રીતે સંચારી લાગે ત્યારે પોતાનાં ઘર કે કુબા ઉપર એ લોકો मांखणीओपीडो અથવા અમરવેલ રાખે છે. તેથી પણ સંચારી લાગતી નથી એમ માને છે. આવી માન્યતા અહિંના રબારી, મેર, કોલી, ભરવાડ અને ચારણ આદિ લોકોમાં ઘણી ચાલે છે.

---

## વર્ગ—(કોમ્બ્રીટેસી).

### નંબર-૨૫૨.

**૧-શાસ્ત્રીયનામ**-Quisqualis indica.

દૃષ્ટાન્ત-H. II. p. 459; N. p. 113; Watt. VI. part. I. p. 388.

**૨-દેશીનામ**-ઝુમખાવેલ (પો૦); બારમાસીનીવેલ (ગુ૦); लालचमेली, रंगुनचावेल (म०); रंगुनकी बेल (हिं०); रंगुनकीपर (इंग्रेजी).

**૩-વર્ણન**-ઝુમખાવેલના વેલા ઘણા લાંબા થાય છે. તે કોઈકોઈવાર ૪૦ થી ૫૦ ફીટ ઉંચા ઝાડોપર ચઢી જાય છે. એને પાન ઘણુંકરીને સામસામાં આવેલાં હોય છે, તે ૩ થી ૪ ઇંચ લાંબાં, ને જરા દૂરથી પેરનાં પાન જેવાં દેખાય છે. તે લીસાં, ચળકતાં, અથવા તેનાપર રૂંછાળ હોય છે. તે અખંડ કોરવાળાં ને ટેરવે સાંકડી અણીવાળાં હોય છે. એમાં રાતા, ધોળા, ગુલાબી ને કેશરીઆ છાયાલેતા રંગનાં ફૂલોના ઝુમખાઓ આવે છે. ફૂલની નળી બૂચનાં ફૂલની પેઠે ઘણી લાંબી ને નરમ હોય છે. તેથી એ ફૂલોના ઝુમખા નીચા ઝુકતા હોય છે, તે અત્યંત મનોહર દેખાય છે. એનાં ફૂલમાં માધવીનાં ફૂલ જેવી મધુરી વાસ હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-પાન અને ફૂલ

**૫-ગુણદોષ**—ગ્રાહી.

**૬-ઉપયોગ**—ઝુમખાવેલનાં પાન વાટીને સડતાં ચાંદાઓ ઉપર બાંધવામાં આવે છે. એનાં પાનનો ઉકાળો ગડગુંમડાં અને ચાંદાં ધોવાના કામમાં વપરાય છે. પિત્તવિકારના માથાંના દરદમાં એનાં ફૂલને વાટી તેનો

લેપ માથાંપર લગાડે છે, તેથી વેદના ઓછી થાય છે. એનાં ફૂલના તરેહવાર રંગ અને તેની મધુરી વાસને લીધે એના ગજરા અને માલાઓ બનાવવામાં આવે છે. કેટલીક રસિક સ્ત્રીઓ જેઓ દક્ષણી ફેશનના અંબોડાઓ વાળે છે તેમાં ઝુમખાવેલના ઝુમખા ખોસી રાખે છે, તે બહુ સુંદર દેખાય છે.

એનાં ફૂલ મગજને તર કરનારાં છે, એમ કહેવાય છે.

**૭-સ્થાનક**-ઝુમખાવેલના વેલા વાડીઓની વાડોમાં અને બગીચાઓમાં વાવેલા જોવામાં આવે છે. એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં વાવવામાં આવે છે.

**૮-વિ૦ વિવેચન**-એ વેલને ફૂલના **ઝુમખા** આવે છે, માટે અહિંના માલીઓ **ઝુમખાવેલ** કહેછે. એ રંગુનથી આવેલ હશે, માટે એનું નામ **રંગુનવેલ** છે.

એ વેલને આ દેશમાં ફૂલ બેસતાં નથી. તેનું કારણ રાજકુમાર કોલેજના મરહુમ પ્રિનસિપાલ **ચેસ્ટર મેક-નોટન** સાહેબના માનવા પ્રમાણે એનાં ફૂલની લાંબી નળી જેટલી લાંબી સૂંઢવાળાં પતંગીઆં આ દેશમાં જોવામાં આવતાં નથી, તેથી એ ફૂલ ફલિત થતાં નથી, એ છે.

આ દેશમાં એ વેલનો વધારો કલમથી થાય છે.

---

## વર્ગ—મિર્ટેસી.

૪૦N. O. MYRTACEÆ. જાંબુ અને જામફળ અર્થાત્- પેરનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ- આ વર્ગમાં મ્હોટાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. પણ નાહાના છોડવાઓ ભાગ્યે જ હોય છે. પાન સામસામાં અથવા કોઇવાર આંતરે કે ચક્રાકાર આવે છે. તે સાદાં અને ઘણુંકરી અખંડ કોરવાળાં હોય છે. વખતે કોરપર દાંતા કે કાંગરી પણ હોય છે. પાનની અંદર ત્રણ નસો, અથવા પક્ષિનાં પીંછાની માફક નસો સામસામી અને ઘણી આવેલી હોય છે. અને એક નસ પાનની અંદરની નસો અને પાનની કોરની વચમાં સળંગ આડી આવેલી હોય છે. પાનમાં લીંબુના પાનમાં હોય છે તેમ સુગંધિત પદાર્થથી ભરેલા પારદર્શક બિંદુઓ આવેલા હોય છે. ઉપપાન હોતાં નથી. ને જો હોય છે તો તે સૂક્ષ્મ અને જલદી ખરી જાય તેવાં હોય છે. ફૂલ સફેદ, ગુલાબી, જાંબુડા કે પીળા રંગનાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૪ થી ૫ હોય છે. તે ઘણુંકરી જોડાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પણ પુ૦ બા૦ કોષનાં પત્રો જેટલી જ હોય છે. અને તે પુ૦ બા૦ કોષની અંદર આવેલી કર્ણિકા ઉપર આવેલી હોય છે. વખતે પાંખડી મુદલ હોતી નથી. પુંકેસરો ઘણાં હોય છે. પરાગકોષ સૂક્ષ્મ અને ગોળાઇ-લેતા હોય છે. સ્ત્રીકેસર ગર્ભાશય પુ૦ બા૦ કોષની નળી સાથે બહુધા જોડાયલો હોય છે. તે તદન કે થોડો અધઃસ્થાયી હોય છે. તે ૧ કે ઘણાં ખાનાંવાળો હોય છે. ફલને મથાળે બહુધા પુ૦ બા૦ કોષના પત્રોના દાંતા આવેલા હોય છે. ફલ વિકાશી કે અવિકાશી હોય છે. તેમાં ૧ કે ઘણાં બીજ હોય છે. બીજ ઘણુંકરી ખૂણા કે ધારવાળાં અથવા ગોળ કે બેઠેલાં હોય છે.

જાંબુ, પેર, ગુલજાંબુ, લવીંગ એ આ વર્ગની વનસ્પતિ છે. એની ઉપયોગતા ઘણી પ્રસિદ્ધ છે.

આ વર્ગની વનસ્પતિમાં મુખ્યત્વે કરી ગ્રાહી, રૂચીકારક, પાચક, પૌષ્ટિક, ચિરગુણકારી પૌષ્ટિક, વાયુ અને પિત્તશામક આદિ ગુણો રહેલા છે.

## વર્ગ-( મિર્ટેસી ).

### નંબર-૨૫૩.

**૧-શાસ્ત્રીયનામ**-Eugenia rubicunda?

દૃષ્ટાન્ત. H. 11. p. 495; N. p. 115; Watt III. p. 284; રૂ. નિ. પા. ૪૧૪,

**૨-દેશીનામ**-ડુંગરી જાંબુ, જંગલી જાંબુ, નદી જાંબુ (પો×ગુ૦);

डोंगरीजांबुल, नदीजांबुल (म०); पाहाडीजांमन, नदीजामन (हिं०). वनजंबु, नदीजंबु (सं०).

**૩-વર્ણન.**—ડુંગરી જાંબુનાં ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચાં થાય છે. એમાં ઘણી લાંબી શાખાઓ નીકળેલી હોય છે. તે બહુધા ઉંચી ચઢતી અને કોમળ શાખાઓ નીચી ઝુકતી હોય છે. પાન લાંબાં, બન્ને છેડે સાંકડાં-થતાં, કણેરનાં પાનને મળતાં હોય છે. ફૂલ ધોળાં અને ફળ કાળાં હોય છે. એનાં ફલને જાંબુડાં કહે છે.

**મૂળ.**—જમીનમાં ઉંડું બેઠેલું હોય છે, તેમાંથી કેટલાક જાડા ને પાતળા ફાંટાઓ નીકળી ઘણા લાંબા ગએલા હોય છે. આ ફાંટાઓ ઉપર ઘણીવાર નાહાના છોડવાઓ જેવી શાખાઓ ફૂટે છે, તે કેટલીકવાર સ્વતંત્ર ઝાડવાં થઇ જાય છે. મૂળનું લાકડું ઘણું સખ્ત હોય છે. છાલ પાતળી, રતાસલેતા ભૂરા રંગની, સુગંધિત વાસ અને ખટાસલેતા તૂરા સ્વાદવાળી હાય છે.

**ડાંડી અને શાખાઓ.**—એનું થડ ૧ થી ૩ ફીટ વ્યાસનું, સીધું અથવા આડું ટેઢું અને ધોળા રંગનું હોય છે. શાખાઓપરની છાલ લીસી ને ધોળાસલેતા રંગની હોય છે. અંતરછાલ રેસાવાળી, રસભરી, ચીકાશલેતી રાતા ભૂરા રંગની હોય છે. એની વાસ અને સ્વાદ પણ મૂળની છાલ જેવાં હોય છે. અતિ કોમળ શાખાઓ પીળાસલેતા લીલા રંગની, લીસી, ચળકતી જરા દબાએલી અને સહેજ બે કે ચાર ખુણીઆવાળી હોય છે.

**પાન.**—ઘણુંકરી સામસામાં, ૩ થી ૬ ઇંચ લાંબાં અને ½થી ૧ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં લાંબાં ને બુઠ્ઠાં હોય છે. પાનની બન્ને સપાટી લીલી, લીસી ને ચળકતી હોય છે, પણ નીચેની જરા ફીકી હોય છે. તેમાંની વચલી નસ ધોળાસલેતા રંગની બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. પાનને રોશની તરફ રાખી જોતાં તેમાંની નસો, જાળીકામ અને સૂક્ષ્મ છાંટણાં ચોખ્ખાં દેખાય છે. વાસ જાયફલ કે લવીંગને મળતી અને સ્વાદ ખટાસલેતો તૂરો લાગે છે. પાનની ડીટડી પાતળી, લીસી, પીળાસલેતા લીલા રંગની ને ઉપરની બાજુ છીછરી નીકવાળી હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબી હોય છે.

**ફૂલ.**— ઉન્હાળા આખરે અને શિયાળાની શરૂવાતે આવે છે. તેની પુષ્પ ધારણ કરનારી સળીઓ સામ સામી શાખા પ્રતિશાખાઓવાળી હોય છે. તે પાનથી ટુંકી હોય છે, છેવટની ટુંકી સળીઓપર એક વચમાં ને બે બાજુએ, એમ ત્રણ ફૂલો ડીટડી વગરનાં આવેલાં હોય છે. તે પીળાસલેતા ધોળા રંગનાં, ૩ લાઇનથી ½ ઇંચ વ્યાસનાં અને પ્રથમ સુગંધિત પણ પાછળથી અણગમતી વાસવાળાં થઇ જાય છે.

**પુ૦ બા૦ કોષ**—પીળાસલેતા લીલા રંગનો, એક સૂક્ષ્મપ્યાલી જેવો હોય છે. તેની કોરપર ચાર ફોતરાં જેવાં તેનાં ૪ પત્રોના ૪ છેડા દેખાતા હોય છે.

**પુ૦ અભ્ય૦ કોષની**—પાંખડીઓ ૪ હોય છે. તે એક બીજીપર આવી પુ૦ બા૦ કોષની પ્યાલીનાં મુખપર એક ટોપી કે ઢાંકણની માફક થઇ રહેલી હોય છે. પાંખડીની અંદર ઉભી સૂક્ષ્મ નસો હોય છે. પાંખડીઓથી બનેલી ટોપી કે ઢાંકણ ફૂલ ઉઘડતી વખતે ફૂલમાંથી નીકળી ખરી જાય છે, તેથી પુ૦ બા૦ કોષની ઉંડી પ્યાલીમાં પું-અને સ્ત્રી-કેસરો સ્પષ્ટ દેખાય છે.

**પુંકેસરો.**-ઘણાં હોય છે, તેના તંતુઓ ઝીણા દોરા જેવા બારીક, લીસા, અને ચળકતા હોય છે, તે પુ૦ બા૦ કોષની કોરની અંદર તેપર આવેલા હોય છે, પરાગકોષ સૂક્ષ્મ ફીકા ધોળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર.**-૧ હોય છે, તેનો ગર્ભાશય બે પોલવાળો, પુ૦ બા૦ કોષની નીચે લવીંગના આકારનો, લીલાસલેતા પીળા રંગનો, લીસો ને ચળકતો દેખાતો હોય છે. તેમાં આદિબીજ ઘણાં હોય છે. નલિકા પીળાસલેતા રંગની, પુંકેસરતંતુઓથી જાડી, ટુંકી ને મથાળે જરા વાંકલેતી અણીયતી હોય છે.

**ફલ.**-પ્રથમ લીલાં, પછી રાતાં ને આખરે કાળાં થઈ જાય છે. તે લંબગોળ, લીસાં ને ઘણાં ચળકતાં હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબાં અને ½ ઇંચથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. ફલને તળિયે સૂક્ષ્મ ખાડો હોય છે, તેમાં લીલો ચાંડલો હોય છે. ફલને મથાળે પુ૦ બા૦ કોષની પ્યાલીનો અવશેષ રહેલો હોય છે. જે તેનાં મથાળાંની કોર તરફ જરા હટેલો હોય છે. ફલપરની છાલ નરમ હોય છે, તે સેહેજ દાબતાં નીકળી જાય છે, તેની અંદર ખટમધુરો સુંદર રાતા રંગનો ગર હોય છે, ને તેની નીચે એક ઠળિયો હોય છે.

**બીજ.**-ઠળિયાપર ધોળા રંગનું પાતળું કવચ હોય છે, તે કાઢી નાંખતાં ઠળિયો લીલા રંગનો, લીસો ને ચળકતો દેખાય છે. તે ચાર પાંચ સાંધાનો બનેલો હોય એમ દેખાય છે. પણ એ લીલા રંગના જાડા કકડાઓ તે બીજનાં દલ છે-અને તેની વચ્ચે પ્રત્યંકુર અને આદિમૂળ ધોળા રંગનાં દેખાતાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ.**-સર્વાંગ.

**૫-ગુણદોષ.**-પિત્તહર, શીતકર, ગ્રાહી અને રૂચિકારક.

**૬-ઉપયોગ.**—એનાં મૂળ તેમ જ થડની છાલનો ઉકાળો ઝાડા તેમ જ સંગ્રહણી ઉપર વપરાય છે. એનાં કોમળ પાન મીઠાંની સાથે અરૂચી અને પિત્તની ઉલટીપર અપાય છે. છપ્પનિયા દુકાળ વખતે એનાં પાન ઢોરોને ચારા તરીકે પુષ્કળ ખવરાવવામાં આવતાં હતાં. એનાં કોંપળ સુકાવી તેની ભૂકી આંબાનાં કોમળ પાનની સાથે મધુપ્રમેહવાળાને અપાય છે. એનાં ફૂલ અને કાચાં ફલ પણ ગ્રાહી તરીકે વપરાય છે. એનાં પાકાં ફલ મેવા તરીકે ખવાય છે-અને એના ઠળિયા સુકાવી તેની કરેલી ભૂકી પણ મધુપ્રમેહ ઉપર અપાય છે. એનું લાકડું ઘણું સખ્ત અને સીધું ને લીસું હોય છે. તેનાં લાઠિયાં, ખાટલાના પાયા, ઇસો, સાંબેલાં, કોદાળી વગેરેના હાથાઓ બનાવવામાં આવે છે. તેમ જ ખેડુત અને રબારી લોકોનાં સાધારણ ઘર અને કુવાઓનાં વરોણમાં એનું લાકડું વપરાય છે. એનાં લાકડાંને પાણીની અસર જલદીથી જણાતી નથી-માટે ખેડુ લોકો કોસની ગરેડી, કોશીઆરા અને કોસનાં પૈડાં એનાં બનાવે છે.

**૭-સ્થાનક.**—નદી, વોકળા અને ઝરણાં કાંઠે, તેમ જ તેની વચ્ચેનાં બેટડાંઓ ઉપર એનાં ઝાડ ઉગે છે.*

એ દક્ષિણમાં વધારે થાય છે.

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં ડુંગરી જાંબુનાં ઝાડ ઘણાં ઉગે છે. એનાં લાકડાંમાંથી લાઠિયાં બનાવા માટે સ્વસ્થાન તરફથી તે કાપી લેવા દર વર્ષે સંઘાડીઆ લોકોને ઇજારો અપાય છે. એનાં ફલ ડુંગરના રબારીઓ અને ખાપટ ગામના કોલી લોકો ઉતારી લાવી પોરબંદરની બજારમાં વેંચી એક માસ પોતાનું ગુજરાન ચલાવે છે.

———

## વર્ગ–(એજ).
## નંબર ૨૫૪.

૧–**શાસ્ત્રીયનામ**–E. Jambolana.

દૃષ્ટાન્ત–H. II h. 499; N. p. 114; Wall III. p. 284. રૂ. નિ. પા. ૪૧૪.

૨–**દેશીનામ**–જાંબુ, રાયજાંબુ (પો૦); રાજજાંબુ, રાવણાં (ગુ૦) थोरजांबूल, राजजांबूल, राजले (म०); जामन, वडाजामन, कालाजामन (हिं०); जंबू राजजंबू (सं०).

૩–**વર્ણન**–રાયજાંબુનાં વૃક્ષો ઘણાં ઉંચા અને વિસ્તારવાળાં થાય છે. એની નાહાની શાખાઓ ઘણી જ નીચી ઝુકેલી હોય છે. પાન મોટાં પીપરનાં પાન જેવાં અતિ રૂપાળાં, લીસાં, ચળકતાં સૂક્ષ્મ અર્ધપારદર્શક બિંદુઓવાળાં હોય છે. એમાં ઉન્હાળે લટૂમ ધોળા રંગનાં ફૂલો સામસામી શાખાઓવાળા પુષ્પમંડપો ઉપર આવેલાં હોય છે. અને ફલ વર્ષાદની સાથે જ પાકી નીચે પડે છે. એમાં એટલો બધો ફાલ આવે છે કે ઘણીવાર તેના ભારને લીધે એની જાડી ને મ્હોટી શાખાઓ પણ અચાનક તુટી પડે છે. તેમાં પણ એક વર્ષાદ થઇ ગયા પછી જો પવન વાતો ન હોય અને ઝાડની ડાળો સ્થિર હોય તો ફલના ભારથી તે જરૂર બટકી પડે છે. માટે ચોમાસે જ્યારે એમાં ફાલ હોય છે, ત્યારે એનાં ઝાડ નીચે જવું કે બેસવું ઘણું જોખમ ભરેલું થઇ પડે છે. એનાં ફલ પણ પ્રથમ લીલાં, પછી રાતાં ને માથે એક વરસાદ થયો તો પાકી કાળાં બોર જેવાં થઈજાય છે. તે એવાં તો સુંદર હોય છે, કે જોતાં જ મન હરણ કરી લે છે. તે ૧ થી ૨ ઈંચ લાંબાં થાય છે. તે સેહેજ ખટાશલેતાં મધુરાં ને તૂરાં હોય છે. પણ તેનો સ્વાદ એવો લાગે છે કે, એક ફલ ચાખ્યા પછી બીજું ખાવાનું મન થાય છે. એનાં ફલ લીલા મેવા તરીકે પ્રસિદ્ધ છે.

એનાં ઝાડ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં વાવવામાં આવે છે. પણ કેટલીક જગોએ તે આપોઆપ પણ ઉગે છે.

પોરબંદર* સ્વસ્થાનના રાજવાડી બાગમાં સૌથી ઉંચાં ને વિસ્તારવાળાં ઝાડો આ જાંબુનાં જ છે. તેમાં ઘણાં સારાં જાંબુ થાય છે. તોપણ સ્વસ્થાન કચ્છમાં **મુંદ્રા** ગામની નદીકીનારાની વાડીઓમાં જે જાંબુ થાય છે તે ઘણાંજ વખણાય છે. એને **આટારીઆ** જાંબુ કહે છે. તે ૨ થી ૨½ ઈંચ લાંબાં ને ૧ થી ૧½ ઈંચ પોહોળાં હોય છે. કહે છે કે ગુજરાત કાઠિયાવાડમાં એવાં જાંબુ કોઈ જગોએ થતાં નથી.

* પોરબંદરનાં રાજવાડી બાગમાં સારે વર્ષે ઓછામાં ઓછાં એક મ્હોટાં ઝાડ પરથી રૂપીઆ ૫૦) થી ૭૫)નાં જાંબુ ઉતરે છે. જાંબુનાં ઝાડને દરિયાનો ખારો પવન (ઓડા) ઘણું નુકશાન કરે છે. માટે તે ઓથવાળી મોહોરમ મટ્ટી રેતાળ મિશ્ર જમીનમાં વાવવાં જોઇએ.

**ઉપયોગ.**–એના મૂળ અને થડની છાલ કપડાં તેમજ ચામડાં રંગવાના કામમાં વપરાય છે. એની છાલનો ઉકાળો પ્રમેહ, પ્રદર, ઝાડા અને સંગ્રહણી ઉપર અપાય છે, એના ઉકાળાથી માછી લોકો જાળ રંગે છે. ગળીના છોડના ઉકાળામાંથી ગળીનો કસ તળિયે બેસવા જાંબુની છાલનો ઉકાળો તેમાં નાંખવામાં આવે છે. જાંબુનાં ઝાડમાંથી ગુંદર નીકળે છે, તે ગ્રાહી તરીકે વપરાય છે. મોઢું પાકયું હોય તો જાંબુની છાલના ઉકાળાથી કોગળા કરતાં આરામ થાય છે. એનાં કાચાં ફલના રસમાંથી એક જાતનો સરકો બનાવવામાં આવે છે. તે વાયુહરતા, મૂત્રલ, અને રૂચિકર્તા ગણાય છે. જાંબુની છાલનો તાજો રસ બકરીનાં દૂધમાં છોકરાંઓને ઝાડા ઉપર અપાય છે. એનાં પાનનો સ્વરસ એકલો અથવા તેની સાથે બીજી ગ્રાહી દવાઓ મેળવી તે સંગ્રહણી ઉપર દેવાય છે. એનાં બીની ભૂકી મધુપ્રમેહ ઉપર વપરાય છે. એનાં બીની આંબાની ગોટલી સાથે કરેલી ભૂકી સંગ્રહણી ઉપર સારી અસર કરે છે. એનાં બીજની ભૂકી ૧૬૦ ઘઉંભાર આપવાથી ઝેરકોચલાનું ઝેર ચડયું હોય તો ઉતરી જાય છે. ફલનો શરબત ઝાડા ઉપર વપરાય છે. પારાની મેલવણીની દવા ખાધાથી અથવા બીજી રીતે મોઢામાંથી લાળ વેહેતી હોય તો તેપર જાંબુની છાલના કાઢાના કોગળા કરવાથી તે બંધ થાય છે. એનાં પાકાં ફલ મૂત્રાશયની પથરી વિગેરેપર ફાયદો કરતા ગણાય છે. એનાં પાન પોટીસ તરીકે વીંછીના ડંખપર લગાડવામાં આવે છે. એનાં પાકાં ફલમાંથી બનાવેલો સરકો પ્લીહોદર ઉપર અને રોચ્ય તરીકે વપરાય છે. એની માત્રા ૧ થી ૨ ડ્રામ જેટલી છે. એનાં પાકાં ફલને મીઠું લગાડી કલાકેક રાખી પછી ખાવાથી વધારે લેહેજત આપે છે, ગોવામાં એનાં પાકાં ફલમાંથી એક જાતનો દારૂ બનાવવામાં આવે છે. એનાં ફલ વિશેષ ખાધામાં આવે તો શરદી થાય છે, અંગના સાંધા ઝલાય છે, અને તાવ આવે છે. હૃદયના આજારીએ તે ખાવાં નહીં. જાંબુનાં ફલ અને પાનના રસની લોહભસ્મને ભાવના દેવામાં આવે છે. જાંબુનાં બીની માત્રા ૨ થી ૪ આના ભાર.

"સારાં પાકાં તાજાં ફલનો રસ કાઢી, તેમાં ગળે એટલું મીઠું નાંખી એ રસને એક મજબૂત બૂચવાળી શીશીમાં ભરી રાખવું. પછી તેમાંથી અડધો ચમચો એક આંતરે કમળા અને યકૃતના વ્યાધીવાળાને આપવાથી ફાયદો થાય છે. તેલ, મરચું કે છાશ દહીં આ દવા ચાલુ હોય ત્યાંસુધી ખાવાં નહીં." (પંડિત ભગવાનલાલ ઈંદ્રજી).

"મોટાં જાંબુનાં ફલ શ્રમ, બળતર, કંઠરોગ, શોશ, કૃમી, સ્વાસ, મોનો બદસ્વાદ, પિત્ત અને કફ મટાડે છે. જાંબુનો ગુણ જમીને ખાવાનો વધારે છે. ભૂખ્યા ખાવા નહી." (વૈ૦ રૂગનાથજી ઈંદ્રજી).

જાંબુની ઘણી જાત થાય છે, તેમાં સૌથી મ્હોટાં ને સ્વાદિષ્ટ ફલ આમાં થાય છે. માટે એને **રાજજાંબુ, રાયજાંબુ** અને **રાવણાં** કહે છે.

આ જાંબુનાં ઝાડનું લાકડું ડુંગરી જાંબુ જેવું સખ્ત થતું નથી, પણ મ્હોટું થાય છે. તેથી તે પાટલા, પેટી, પેટારા, ગાડાં, ખેતીવાડીના ઓજારો આદિ બનાવવાના કામમાં આવે છે. એનાં લાકડાંની રાખ સાબુ બનાવવાના કામમાં આવે છે, એમ કહેવાય છે.

---

## વર્ગ લાઇથ્રેસી
## ૪૧–N. O. LYTHRACEÆ.
## ધાવડી અને મેંદીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ–આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિની કોમળ શાખાઓ ઘણુંકરી ચોધારી હોય છે. પાન સામસામાં કવાચત આંતરે અથવા ગુચ્છા કે ચક્રની પેઠે આવેલાં હોય છે. તે સાદાં અને અખંડિત કોરવાળાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૩ થી ૬ હોય છે. તે જોડાયલાં હોય છે. અને કોઇવાર તેની સાથે થોડાં વધારાનાં નહાનાં પત્રો પણ હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પુ૦ બા૦ કોષના પત્રોના દાંતા જેટલી હોય છે. અને તે એ કોષની નળીને મથાળે આવેલી હોય છે. અથવા કોઇવાર પાંખડીઓ મુદ્દલ હોતી નથી. પુંકેસરો ઘણુંકરી ઘણાં હોય છે. તે પુ૦ બા૦ કોષની નળીપર આવેલાં હોય છે. સ્ત્રીકેસર-ગર્ભાશય પુ૦ બા૦ કોષની નળીને તળિયે (કોઇવાર અધઃસ્થાયી) છૂટો હોય છે. તે ૨ થી ૬ પોલવાળો હોય છે. એમાં આદિબીજ ઘણાં હોય છે. સ્ત્રીકેસરનલિકા લાંબી અને નલિકાગ્રમુખ સાદું અથવા બે ફાંટાવાળું હોય છે. ફલ ચીવટ અથવા પાતળી છાલવાળું હોય છે. તે છૂટું અથવા થોડુ ઘણું પુ૦ બા૦ કોષનાં તળિયાંને લાગેલું હોય છે. ફલમાં ૨ થી ૬ પોલ કે ખાનાં હોય છે. પણ જો તેમાંના પડદા અપૂર્ણ રહી જાય તો તેમાં એકજ ખાનું દેખાય છે. ફલ સ્વવિકાશી કે અવિકાશી હોય છે. બીજ ગોળ, ખુણીયા કે ધારવાળાં અથવા પાંખવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ દાડમ, ધાવડી અને મેંદી એ રંગ અને ગ્રાહી ગુણ માટે પ્રસિદ્ધ છે. તેમ એ વર્ગના કેટલાક છોડવાઓમાં (જેવો જલઆગીઓ) વિદાહી ગુણ પણ રહેલો છે.

---

## વર્ગ–( લાઇથ્રેસી ).
### નંબર–૨૫૫.

**૧–શાસ્ત્રીયનામ**–Woodfordia floribunda.

દૃષ્ટાન્ત–H. 11. p. 572; N. p. 120; Watt VI. part. IV. p. 312; રૂ. નિ. પા. ૨૬૨.

**૨–દેશીનામ**–ધાવડી ( પો૦ ); ધાવણી (ગુ૦); धाइटी (મ૦); धावी (हिं०); धातकी, अग्निज्वाला, ताम्रपुष्पी (સં૦).

**૩–વર્ણન.**–ધાવડીનાં ઝાડવાં ૫ થી ૧૨ ફીટ ઉંચાં થાય છે. તેમાં પાતળી અને લાંબી ઘણી શાખાઓ હોય છે. વચલી શાખાઓ ઘણુંકરી તરસાની માફક સીધી અને વખતે આડી પણ વધે છે, પણ નીચેની શાખાઓ બહુધા આડી હોય છે. કોઇવાર છેક નીચેની શાખાઓ જમીનપર પડેલી હોય છે, અને એવી શાખાઓપર માટી ચડી જવાથી, અને તેને ભીનાસ મળવાથી, તે ઉંધે અથવા જમીનની **કલમની** પેઠે સ્વતંત્ર મૂળ મુકી **રોપ** થઇ જાય છે. પાન લાંબાં; ફૂલ રાતાં, ચળકતાં, દાડમીનાં ફૂલ જેવા આકારનાં; અને ફલ નાહાની ગોળાઇલેતી શીંગો જેવાં હોય છે.

ધાવડીને પોસ અને મહામાસમાં ફૂલ આવે છે. અને ચૈત્ર વૈશાકે તેમાં બીજ પાકી જાય છે. એને રાતા ફૂલના ગુચ્છાઓ આવેલા હોય છે, ત્યારે એનાં ઝાડવાં ઘણે છેટેથી પણ ફૂલના રાતા રંગને લીધે સ્પષ્ટપણે સુંદર દેખાય છે.

**મૂળ.**–લાંબાં, અને જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. તેનું લાકડું કઠણ અને રતાસલેતા ધોળા રંગનું હોય છે. તેની છાલ રાતા રંગની ને તે ઉપર ભૂરા રંગની ફોતરી હોય છે. છાલ બટકણી ને પોચી હોય છે. તેની વાસ સહેજ સુગંધિત અને સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ.**–ડાંડી ૧ ઇંચથી તે વખતે હાથની બાજુ જેવી જાડી થાય છે, તેનાપર ભૂરાસલેતા રંગની છાલ હોય છે, અને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. કોઇ કોઇ વાર ડાંડી થોડી વધી તે ઉપરથી પાતળી સોટી જેવી શાખાઓ નીકળે છે, તેની છાલ ભૂરા કે રતાસલેતા રંગની હોય છે. તે લીસી ને તેપર પણ ઉભા ચીરા પડેલા હોય છે. તે ઉપરની પાતળી છાલ ઉચેડી હોય તો તે રેસાની પેઠે ઉચડી આવે છે. કોમળ શાખાઓ ઉપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. ડાંડી અને શાખાઓનું લાકડું કઠણ હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે, પણ વખતે જોડીમાંનું એક પાન જરા નીચું, ને બીજું ઉંચું, એમ પણ હોય છે. તે જાડાં, ૨ થી ૪ ઇંચ લાંબાં, અને ½ થી ૧ ઇંચ અથવા કોઇવાર ૧½ ઇંચ પોહોળાં, અને ટેરવે સાંકડાંથતાં અણીદાર હોય છે. તેની ડીટડી બહુ સૂક્ષ્મ હોય છે. અને તેની વચલી નસપર ભૂરાવાળની રૂંવાટી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ફીકાસલેતો લીલો અને નીચેનીનો ધોળાસલેતો હોય છે. જેપર સૂક્ષ્મ કાળાં બિંદુઓ અથવા ટપકાંની બાનક અને ભૂરા રંગની છારી હોય છે. કોમળ પાનપર બન્ને બાજુ ભૂરા રંગની

ગીચોગીચ રૂંવાટી આવેલી હોય છે. પાન સુકાય છે ત્યારે જરા અક્કડ અને ખડબચડાં થઇ જાય છે. પાનની વાસ ખટાસલેતી અને સ્વાદ પણ ખટાસલેતો અને તૂરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અથવા પાનની નીચેની પાન ખરી ગએલી શાખા અથવા એ બન્ને સ્થળેથી એક અથવા એકથી વધારે પુષ્પધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તેમાં સૂક્ષ્મ શાખાઓ નીકળી, તેપર ઘણુંકરી પાસે પાસે ઝુમખીની પેઠે ફૂલો આવેલાં હોય છે. દરેક ફૂલની લંબાઇ ½ ઇંચથી ¾ ઇંચ જેટલી અને તેનાં મુખ પાસે તેની પોહોળાઇ લગભગ ¼ ઇંચ જેટલી હોય છે. ડીંટડી લીલા રંગની ¼ ઇંચ લાંબી અને ઉપર જતાં જરા જાડી થયેલી હોય છે. તેનાપર રતાસલેતા કાળા રંગના છૂટા છવાયા સૂક્ષ્મ બિંદુઓ જેવા અણીદાર વાળની બાનક હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–જરા વાંકવળેલો, રાતા રંગનો, ચળકતો, દાડમીનાં ફૂલની માફક નીચેથી જોડાયલો, જાડો, અને ઉપર જતાં છ દાંતાવાળો હોય છે. એ દરેક દાંતાના ગાળાની વચમાં બહારની બાજુ વળી અક્કેક ઘણો સૂક્ષ્મ દાંતો હોય છે. એટલે કુલ બાર દાંતાઓ હોય છે. મુખ્ય છ દાંતા તળિયે પોહોળા ને મથાળે સાંકડા હોય છે; અને સૂક્ષ્મ દાંતાપર ભૂરા રંગની રૂંછાળ હોય છે. પુ૦ બા૦ કોષ ફૂલ સુકાઇ જતાં સુધી પણ તે સાથે રહે છે. અને તેનો રાતો રંગ પણ છેવટ સુધી કાયમ રહે છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૬ હોય છે. તે પુ૦ બા૦ કોષ કરતાં જરા ફીકા રંગની અને તેના મુખપરના મુખ્ય દાંતાઓના ગાળાઓની અંદરની બાજુ આવેલી હોય છે. તે પાતળી ને અણીદાર હોય છે. તે મુખ્ય દાંતાઓ કરતાં કંઇક લાંબી હોય છે.

**પુંકેસરો**–૧૨ હોય છે. (પણ કોઇવાર ૧૧ થી ૧૩ હોય છે) તે ઝીણા દોરા જેવાં અને પુ૦ બા૦ કોષથી ઘણાં બહાર નીકળેલાં અને તેની નળીની અંદર બેઠેલાં હોય છે. તે લીસાં, ચળકતાં, અને રાતા રંગનાં હોય છે. એ બાર કેસરોમાંથી ત્રણ સ્ત્રીકેસરનલિકા જેટલાં લાંબાં હોય છે; અને બીજાં ત્રણ તેથી લાંબાં હોય છે; અને બાકીનાં ૬ વચલી રાસનાં હોય છે. તેમાં પણ ત્રણ જરાક એક બીજાંથી લાંબાં ટુંકાં હોય છે. પરાગકોષ ભૂરાસલેતા રાતા અથવા આબાશી રંગના, સૂક્ષ્મ, ને અધવચથી તંતુપર ધરાયલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય પીળાસલેતા ધોળા રંગનો, લીસો, ચળકતો, અને પુ૦ બા૦ કોષની અંદર આવેલો હોય છે. તે લંબગોળ, બાજુએ જરા દબાયલો, અને બેવડવાળો હોય છે; નલિકા રાતી, લીસી, ચળકતી, જરા વાંકવળેલી, અને પુંકેસરતંતુઓથી જાડી હોય છે. નલિકાગ્રમુખ નલિકાને મથાળે સૂક્ષ્મ આવેલું હોય છે. તે ચળકતું અને ભૂરાસલેતા રંગનું હોય છે.

ફૂલને ચોળવાથી તેમાંથી રાતા રંગનો રસ નીકળે છે, તે થોડી વારમાં ચીકણો થઈ જાય છે, વાસ મધુરી ને સ્વાદ સહેજ ખટાસલેતો પણ ઘણો તૂરો લાગે છે.

**ફળ**–લીલાસલેતા ભૂરા રંગનું, ચળકતું, ¼ ઇંચથી કંઇક લાંબું, અને ૧ લાઇન પોહોળું હોય છે. તે ટેરવે સાંકડુંથતું અણીદાર (જે સ્ત્રીકેસરનલિકાનો અવશેષ) હોય છે. તેની સપાટીપર કરચલી પડેલી હોય છે. અને બે બાજુ ઉભી નીક હોય છે. તેની છાલ બહુ પાતળી હોય છે. ફળની અંદર વચ્ચોવચ એક લીલા કે ભૂરા રંગનો સ્થંભ (સ્ટેન્ડ) આવેલો હોય છે. તેની ઉપર ઘણાં સૂક્ષ્મ બીજ ગીચોગીચ ગોઠવાયલાં હોય છે.

**બીજ**–જરા ચપટાં, લાંબાં, એક છેડે જરા સાંકડાં, અને બીજે પોહોળાં હોય છે. તેની લંબાઈ ½ લાઇન જેટલી હોય છે. તે કાચાં હોય છે ત્યારે પીળાસલેતા રંગનાં હોય છે; પણ પાકીને સુકાય છે ત્યારે તે ભૂરા રંગનાં થઈ જાય છે. અને તેનાપર એક બાજુ લાંબી સૂક્ષ્મ નીક પડી જાય છે.

**૪–ઉપયોગીઅંગ**–પાન અને ફૂલ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને પૈષ્ટિક.

**૬–ઉપયોગ**–ધાવડીનાં પાન અને ફૂલ સંગ્રહણી ઝાડા અને પ્રદર ઉપર વપરાય છે. એનાં પાન કે ફૂલનો કાઢો અને ભૂકો લોહી વહેતું હોય તે બંધ કરવાના કામમાં ગ્રાહી તરીકે વાપરવામાં આવે છે. ફૂલની ચા દૂધ અને સાકર સાથે સંગ્રહણી, સ્ત્રીના રક્તશ્રાવ, રક્તપ્રદર, પ્રદર, અને છાતીમાંથી પડતાં લોહી બંધ કરવાને અપાય છે, તેથી ઘણો ફાયદો થાય છે. કેટલાક પૈષ્ટિક પાકોમાં ધાવડીનાં ફૂલો વપરાય છે. ફૂલની ઘણીજ બારીક ભૂકી મધ અથવા સાકર સાથે પણ સંગ્રહણી અને ઝાડાપર વાપરવામાં આવે છે. એનાં ફૂલને દૂધની સાથે વાટી રતવા ઉપર લેપ કરવામાં આવે છે. હરસમાં લોહી પડતું હોય તો તેપર હરડાં અગર હીમજના ભૂકાની સાથે ધાવડીનાં ફૂલનો ભૂકો અપાય છે. એનાં ફૂલના કાઢાથી સડતાં ચાંદાં અને ગડગુંબડાં ધોવામાં આવે છે. તેથી તેમાં જલદી અંગુર આવે છે. એની ભૂકી જરા કોલસાના ભૂકા સાથે મેળવી મધમાં ચટાડવાથી ઉલટી બંધ થાય છે. ધાવડીનાં ફૂલની ભૂકી વંસલોચનની સાથે મધમાં ઉધરસ ઉપર અપાય છે. ધાવડીનાં તાજાં ફૂલ સાકર સાથે પ્રમેહ ઉપર ખવરાવાય છે. ધાવડીનાં ફૂલના ઉકળાથી વહેતા હરસ ધોવાથી ફાયદો થાય છે. ધાવડીનાં ફૂલ દારૂ બનાવવાના કામમાં આવે છે. એનાં ફૂલ

રાત્રે માટીનાં વાસણમાં પલાળી સવારે જરા ગરમ કરી પાણી ગાળી લઈ તે પાણીથી દુખતી આંખો ધોવાથી આંખે આરામ થાય છે. ધાવડીનાં ફૂલ રંગના કામમાં ઘણાં વપરાય છે. ધાવડીનાં પાન બરડા ડુંગરના રબારીઓ ઢોરને ખવરાવે છે. શાળીવાળાં ઢોરને છેરામણુમાં લોહી પડતું હોય, ત્યારે રબારી અને મતુવા લોકો આવળનાં પાન ૧ ભાર, ને ધાવડીનાં પાન ૪ ભારનો કાઢો ઉકાળી તે ટાઢો થયે તેમાં બાજરા અથવા ઘઉંના લોટની કાંજી ભેળવી ઢોરને પાય છે. એનાં પાનનો ઉકાળો ને ભૂકો રંગમાં વપરાય છે. એનો રંગ ફૂલગુલાબી કે રાતો થાય છે. એનો આલ અથવા મજીઠના રંગ સાથે ભેળ કરે છે. અને ચમાર લોકો પણ રોણની છાલ સાથે ધાવડીનાં પાનનો ભેળ કરી ચામડું રંગે છે.

ધાવડીનાં ફૂલના રંગ વિષેની હકીકત વૉટ સાહેબની ડીકશનરીમાં લંબાણથી આપેલી છે, તે જીજ્ઞાસુઓએ વાંચવા લાયક છે.

"ધાતકયાદિ કવાથ–ધાવડીનાં ફૂલ, કુણાંબીલાં, લોદર, વાળો અને ગજપીપર તેનો રીતસર કવાથ કરવો.

વૃદ્ધગંગાધરચૂર્ણ–જે અતિસાર, રક્તાતિસાર તેમજ કોઇપણ ભાગમાંથી લોહી પડવા ઉપર ઘણું સરસ છે, તેમાં ધાવડીનાં ફૂલ આવે છે. અત્યાર્તવમાં મધની સાથે અને રક્તાતિસારની અંદર દહીની સાથે ધાવડીનાં ફૂલ લેવાય છે. ધાવડીનો કાઢો બાળકોને અતિસારની અંદર મધની સાથે અપાય છે. એના કાઢાથી ઉલટી બેસી જાય છે.

માત્રા–ધાવડીનાં ફૂલ ૦। થી ૦॥ તોલો, ધાતકયાદિ કાઢો ૪ થી ૮ તોલા, બાળકોને માટે ॥ થી ૧ તોલા." ( ડા૦ વી૦ ઝી૦ )

"ધાવણી કફહર, પિત્તહર, વ્રણ, લોહીનાં દરદ, વિષ, કૃમિ તથા રતવાને મટાડે છે. ધાવણીના ફૂલના ભૂકાને ચાંદાં ઉપર મુકવામાં આવે તો તેમાં થયેલી રસી સુકાઈ જાય છે ને ઘારાં રૂઝાય છે. ધાવણીનાં ફૂલનો અર્ક તૃષા, અતિસાર, વિષ, કૃમિ અને રતવાનો નાશ કરે છે." ( વૈ૦ શા૦ મ૦ ગો૦ )

"ધાવણીનાં ફૂલમાં કેફ છે, સ્ત્રીને લોહીવિકાર રક્તપ્રદર મટાડે છે. ગર્ભ ન રહેતો હોય તો તેના સેવનથી રહે છે. પાત થઈ જાતો હોય તો તેના સેવનથી પાત ન થાય. દ્રાક્ષાસવ આદિ બીજી ઘણી દવામાં પડે છે." ( વૈ૦ રૂ૦ ઈં૦ )

૭–સ્થાનક–ડુંગરાળી જમીનમાં, નદી અને વોકળાઓની કોતરમાં થાય છે.

એ લગભગ આખાં હિંદુસ્થાનમાં ઉગે છે.*

* પોરબંદર સ્વસ્થાનમાં હડિયા અને ગોઢાણા રક્ષિત જંગલોની ડુંગર ઉપરની તળીઓમાં, તેમજ લાન્ડર, તથા વાંદરા ઝરને કાંઠ, અને વરતુ, ભીણસાર તથા બીલેશ્વરી નદીના કાંઠાઓની ભેખડમાં ધાવડીનાં ઝાડવાં છૂટાં છવાયાં ઉગે છે.

૮–વિશેષવિવેચન–સંસ્કૃત ધાતકી નામના અપભ્રંશ ધાવડી, ધાયટી અને ધાઈ વગેરે થયેલાં જણાય છે. અને **અગ્નિજવાલા** તથા **તામ્રપુષ્પી** એ બે નામો, ધાવડીનાં ફૂલો ઘણે છેટેથી અગ્નિના ભડકા ( જ્વાલા ) જેવાં રાતાં એક સામટાં દેખાઇ રહે છે, તેપરથી પડેલાં લાગે છે.

બ્રામણદોકળી ( Ruellia patula )નાં ફૂલને પોરબંદરમાં કેટલાક લોકો ધાવણીનાં ફૂલ કહે છે. પણ ખરી ધાવણી આ છે.

ધાવડીનાં ફૂલમાં ૩ તરાહનાં ( trimorphic ) પુંકેસરો જોવામાં આવે છે. એ સકારણ હોય છે એનો અભ્યાસ એ એક ઘણો રસિક વિષય છે.

"It is trimorphic after the manner described by Mr. Darwin in Lythrum salicaria" ( Sir J. D. Hooker ).

જેમ ધાવડીનાં ફૂલમાં લાંબાં, ટુકાં અને વચલી રાસનાં પુંકેસરો આવેલાં છે, તેમજ કેટલાંક ફૂલોમાં ૩ તરાહની સ્ત્રીકેસરો પણ આવે છે, અને એવાં ફૂલો ઘણુંકરી જંતુઓ મારફત ફલિત થતાં હોવાથી મી૦ ડારવિન કહે છે કેઃ–"એમાંની સ્ત્રીકેસર પોતા જેટલી ઉંચાઇનાં પુંકેસરોના પરાગથી ફલિત થાય છે." એ પણ એક કુદરત કે ઇશ્વરની અદ્ભુત લીલાની અચરજ જેવી વાત છે, પણ તે ખરેખર જોવા ને જાણવા જેવી લાગે છે. એ વિષેની મનોરંજક વાર્તા અંગ્રેજીમાં નીચેનાં પુસ્તકમાં આપેલી છે.

"Flowers; their origin, shapes, Perfumes and colours." by J. E. Taylor, P. h. D. &c. Page 240 (London 1878.)"

## વર્ગ—( લાઇથ્રેસી ).

### નંબર–૨૫૬.

**૧–શાસ્ત્રીયનામ**–Lawsonia alba.

દૃષ્ટાન્ત–H. II. p. 573; N. p. 120; Watt. IV. p. 597. રૂ. નિ. પા. ૫૪૦.

**૨–દેશીનામ**–મેંદી ( પો+ગુ+મ૦ ); मेंहदी, हिनां (हिं०); मेंदिका (सं०).

**૩–વર્ણન**–મેંદીનાં ઝાડવાં ૪ થી ૮ ફીટ કે કોઇવાર ૧૫ રેક ફીટ ઉંચાં જોવામાં આવે છે. એની શાખાઓ પાતળી, ગોળ, સીધી, લાંબી સોટીઓ જેવી નીકળે છે. કોઇ કોઇવાર તેની કોમળ કે ટુંકી શાખાઓની અણી કાંટા જેવી તીક્ષ્ણ હોય છે. પાન નાહાનાં, અંડાકૃતિનાં; ફૂલ ધોળાં અને ફલ ગોળ મરીના દાણા જેવડાં હોય છે.

મૂળ–જમીનમાં ઉંડા બેઠેલાં અને ઘણા ફાંટાઓવાળાં હોય છે. તે ઘણાં સખ્ત હોય છે. તેની ઉપરની

છાલ ભૂરા રંગની, લીસી, પાતળી, ઉતરતી ફોતરીવાળી; ને તેથી અંદરની રતાસલેતી, ને છેક અંદરની સફેદ હોય છે. વાસ અણગમતી અને સ્વાદ ખટાશલેતો તૂરો ને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી ઘણી સખ્ત, અગડગડી, ભૂરા રંગની, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. શાખાઓ ઝાડવાંના નીચેના ભાગમાં ઘણુંકરી અનિયમિત પણ ઉપરના ભાગમાં સામસામી હોય છે. તે ધોળાસલેતા ભૂરા રંગની, લીસી ને ચળકતી હોય છે. કોમળ શાખાઓની છાલ ફીકા ધોળા રંગની, લીસી, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. અત્યંત કોમળ શાખાઓનો રંગ રાતો કે જાંબુડો હોય છે, અને તે ચોધારી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તે લીસાં, ચળકતાં, લીલા રંગનાં, $\frac{1}{2}$ થી ૧ કે ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં, અને $\frac{1}{4}$ થી $\frac{3}{4}$ ઇંચ પોહોળાં હોય છે. તેમાં વચલી નસ સ્પષ્ટ દેખાતી હોય છે. ડીટડી ઘણી ટુંકી હોય છે. પાન બન્ને છેડે અણીથતાં, ને વખતે ડીટડી તરફ જરા પોહોળાં હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો ને ચીકણો લાગે છે. પાનને **આઈગ્લાસ**માં જોવાથી તેપર બન્ને બાજુએ અત્યંત સૂક્ષ્મ છાંટણાં દેખાય છે. પાન જાડાં, રાતી કોરવાળાં, ને કોમળ પાન વખતે બન્ને બાજુ રાતાં હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી સળીઓ આવે છે, તેપર ફૂલ ઝુમખીઓની પેઠે આવેલાં દેખાય છે. ફૂલ ફીકા પીળા ધોળા કે રતાસલેતા રંગનાં સુવાસિત હોય છે. ફૂલની ડીટડી ઘણી ટુંકી હોય છે અને ફૂલ $\frac{1}{4}$ ઇંચ વ્યાસનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૪ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં ને મથાળે તેના ચારે દાંતા જૂદા દેખાતા હોય છે. તે ફીકા લીલા કે રતાસલેતા ચળકતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી બહાર નીકળતી ને કરચલીવાળી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોની નળીને મથાળે આવેલી હોય છે.

**પુંકેસરો**–બધાં મળી ૮ હોય છે. પણ કોઈવાર તેથી વધારે પણ હોય છે. જ્યારે ૮ હોય છે ત્યારે ઘણુંકરી દર બે પાંખડી વચ્ચેના ગાળામાં બબે હોય છે, પણ વધારે હોય છે ત્યારે એક ગાળામાં ૨ ને બીજામાં ૩ એમ હોય છે. પરાગકોષ ફીકા પીળા, ને તંતુઓ ફીકા ધોળા ને લીસા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ગોળ, ધોળા રંગનો, લીસો, ચળકતો, ને ચાર પોલવાળો હોય છે. નલિકા લીસી, ધોળી, વચમાંથી વાંકવળેલી, પુંકેસરતંતુઓ જેવી, કે તેથી જરા જાડી, તેટલીજ લાંબી, ને સૂક્ષ્મ લીલા કે રતાસલેતા મુખવાળી હોય છે.

**ફલ**–પ્રથમ ફીકા લીલા કે જાંબુડા રંગનાં, લીસાં, ને અત્યંત ચળકતાં હોય છે. પણ સુકાય છે ત્યારે તપખીરીઆ રંગનાં થઈ જાય છે. તે ગોળ, ને તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે. તેની સપાટીપર કરચલી અને ૪ ઉભી છીછરી નીક દેખાય છે. ફલનો વ્યાસ $\frac{1}{4}$ ઇંચ જેટલો હોય છે. ફલને તળિયે પુ૦ બા૦ કોષ અને ડીટી રહેલાં હોય છે. ફલની છાલ પાતળી હોય છે. ફલમાં ૪ ખંડ અને દરેક ખંડમાં સૂક્ષ્મ ઘણાં બીજ હોય છે.

**બીજ**–ઘેરા ભૂરા રંગનાં, $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ લાઇન લાંબાં, અને $\frac{1}{2}$ લાઇન પોહોળાં હોય છે, તે એક છેડે સાંકડાં થતાં અણીદાર હોય છે. તે ત્રિખુણીઆં અથવા અનિયમિત ખુણાવાળાં હોય છે. તેની સપાટી કરચલીવાળી ને ઘણી ચળકતી હોય છે. બીજનો સ્વાદ જરા ખટાશલેતો તૂરો ને ગળચટો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, મૂત્રલ, ગ્રાહી અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–મેંદીનું મૂળ અને લાકડું ઘણું મજબૂત હોય છે. તેનાં ખેડુલોકો કોદાળી વગેરેના હાથા બનાવે છે. મેંદીનાં પાન રંગારીલોકો રંગના કામમાં વાપરે છે, તે પ્રસિદ્ધ છે. મેંદીનાં સુકાં પાન ગળીનાં પાનની સાથે મેળવી તેની ભૂકી કરી સફેદ વાળને કાળો કલપ કરવામાં વપરાય છે, પણ તે પાછળથી રાતો થઇ જાય છે. મેંદીનાં તાજાં પાન વાટી સ્ત્રીઓ અને છોકરીઓ હાથે અને પગે રાતો રંગ થવાને લગાડે છે. પણ તેથી હાથ પગની તજા ગરમી ઓછી થાય છે, એમ કહેવાય છે. કેમકે હાથ પગની બળતરાપર પણ મેંદીનાં પાન વાટી મુકવામાં આવે છે. મેંદીનાં પાન વાટીને સંધિવાના સોજાપર લગાડવામાં આવે છે. માથું દુખતું હોય તો મેંદીનાં પાન વાટી તેની થેપલી ઘણાલોકો બન્ને લમણે બાંધે છે. મોઢું પાકયું હોય તો એનાં પાનના ઉકાળાથી કોગળા કરાવવામાં આવે છે. મેંદીનાં પાનની લુગદી મીઠાં તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઇ નહીં રૂઝાતાં ચાદાંઓ ઉપર લગાડવામાં આવે છે. માથાંના સખ્ત દુખાવામાં મેંદીનાં ફૂલને પાણીમાં વાટી તેનો લેપ માથે કરવામાં આવે છે. મેંદીનાં ફૂલમાંથી અતર કાઢવામાં આવે છે, જેને **હિનાંનું અતર** કહે છે. તે ગરમ તર ગણાય છે, તે શિયાળામાં વિશેષ વપરાય છે. કાન પાકયો હોય તો કાનમાં એ અતરનું ટીપું નાંખે છે. એનાં ફૂલ અને કાચાં ફલ બીજા રંગોની સાથે ભેળ કરવા રંગારી લોકો

વાપરે છે. મેંદીનાં બીજ બજારમાં ઘણીવાર **કમરકસને** નામે ઓળખાય છે, તે કેટલાક પૌષ્ટિક પાકો બનાવવામાં વપરાય છે. મેંદીની છાલનો ઉકાળો બડેલની ગાંઠ, કમળા, અને પેસાબની પથરી ઉપર પીવા અપાય છે. ખરપસાં અને ગળતા કોઢ ઉપર એનો કાઢો ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે. જેવી રીતે આવળનાં પાન વાટી તેલમાં ઉકાળી તેનો વાગેલાં ઉપર પાટો બાંધવામાં આવે છે-તેવીજ રીતે મેંદીનાં પાનનો પણ વાગેલાં ઉપર પાટો બંધાય છે. શીળી નીકળી હોય તેના પગનાં તળિયાંને મેંદીનાં પાન વાટી તેની થેપલી બાંધે છે, અને તેથી શીળીની અસર આંખોને લાગતી નથી, એમ મનાય છે. વાળને લગાડવાથી વાળ મજબૂત થાય છે, એમ પણ મનાય છે. એનો ઉકાળો દાઝયા ઉપર લગાડવામાં આવે છે. એનાં ફૂલથી ભરેલા તકિયા કે ઓસીસાંપર માથું રાખી સુવાથી નિશો કે નિદ્રા આવે છે. એનાં બીજ મધ અને ગુર્જરની સાથે માથાંનું દરદ ઓછું કરનારાં ગણાય છે. એનાં પાનનો રસ પાણી અને સાકર સાથે મેળવી પાવાથી વીર્યસ્રાવ અટકે છે. નખ જાડા થતા હોય કે ખરી પડતા હોય તો મેંદીનાં પાન વાટી તેપર લગાડવાથી ફાયદો થાય છે. આંખના દુખાવાપર પણ મેંદીનાં પાનની થેપલી દૂધમાં ગરમ કરી આંખે મુકવામાં આવે છે.

"ક્ષય રોગ ઉપર મેંદીનો રસ ને સાકર પાય છે." (વૈ૦ ૩૦)

**૭-સ્થાનક**-મેંદી બાગ બગીચા અને વાડીઓમાં વાવવામાં આવે છે. તેમજ તે નદી નાળાંઓ કાંઠે પોતાની મેળે પણ ઉગે છે.*

એ હિં૦ના ઘણા ખરા ભાગોમાં વાવવામાં આવે છે.

**૮-વિશેષ-વિવેચન**-મેંદીનાં ઝાડવાંની ડાળો કાપી વાવવાથી તે જલદી મ્હોટાં થાય છે. એની ડાળો બાગોમાંના રસ્તાઓની બાજુએ વિશેષ કરીને વવાય છે. એની કોમળ શાખાઓ પાતળી અને નરમ હોવાથી એવું **કાતરણકામ** ઘણું સારૂં થાય છે. તેથી એનાં ઝાડવાંમાં મોર, હાથી, વાઘ, બંગલા, ખુરસી, ટેબલ, કોચ વિગેરે કાતરવામાં આવે છે, તે બાગોમાં ઘણાં જોવા લાયક થઈ રહે છે.†

જે મેંદીના ઝાડવાંમાં કાંટા જેવી શાખાઓ હોય છે, તે **કાંટાળી મેંદી** કહેવાય છે. જંગલી મેંદી બહુધા આવી હોય છે.

---

## વર્ગ-(એજ)

### નંબર. ૨૫૭.

**૧ શાસ્ત્રીયનામ**-Ammannia baccifera.

દૃષ્ટાન્ત-H. II. p. 569; N. p. 120; Watt. I. p. 218.

**૨-દેશીનામ**-જલઆગીઓ (પો૦+ગુ૦) अगिनबुटी, भारजांमुल (म०); दादमारी, बनमरिच (हिं०).

**૩-વર્ણન**-જલઆગીઆના છોડવા મીઠાં પાણી કાંઠે અથવા પાણીમાં ઉગે છે. તે ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. એની શાખાઓ અને પાન સામસામાં ને વખતે આંતરે આવે છે. પાન ૧ થી ૨½ ઇંચ લાંબાં, અને સાંકડાં હોય છે, તેનાં ટેરવાં બહુધા બુઠ્ઠાં હોય છે. ફૂલ અને ગોળાઇલેતાં ફૂલની પત્રકોણમાં ગુચ્છી કે ઝુમખીઓ આવે છે. તે ધોળા કે રતાસલેતા રંગની હોય છે. બીજ કાળાં હોય છે.

એનાં પાનને વાટી ફોડા (blister) ઉઠાડવા માટે ઘણા ગામડીઆ લોકો સંધિવા અને ઝલાઇ ગએલા ભાગોપર લગાડે છે. તેથી ઘણી બળતરા થાય છે, એમ કહેવાય છે.

જલ આગીઆની બેચાર જાતો આ સ્વસ્થાનમાં થાય છે. એ આખા હિંદુસ્થાનમાં ઘણુંકરીને ઉગે છે.

---

## ૪૨. N. O. SAMYDACEÆ.

## વર્ગ-સેમિડેસી-ધોળા ઉમ્બનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. પાન આંતરે આવેલાં હોય છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં બરડા ડુંગરની પાઉમાં લાંડર, સીં, અને સરમણીની ઝરને કાંઠે મેંદીનાં ઝાડવાં ઘણાં ઉગે છે.

† **હૈદર** નામનો એક રસિક અને રમુજી **શાયર** મેંદીને નીચે પ્રમાણે અલંકાર આપે છે કેઃ-

**સોરઠ**-

"धाग मये फलमेंकलतो गज़ब धूम रही ।
राहपाई न कहीं बादशावा घूम रही ॥
मोतीया ओर चमेली गुलनशरीनो गुलाब ।
मालती मस्त हो डालीपें सदा झूम रही ॥
पान तो क्त्ल हुवे यारके लबसें मिलकर ।
बेकलीथी सो हिनां बर कफे पा चूम रही ॥
काफीया ठीक नथा क्या करे पर हैदरे खाक ।
अकल पंबेकी तरां अपने तई तूम रही" ॥

ઉપરની કવિતામાંનાં છેલ્લાં બે ચરણોનો ભાવાર્થ એવો જણાય છે કેઃ-"એક નવયૌવનાં નાયકાને પગે મેંદી લાગેલી જોઇ, મેંદીને શું અલંકાર આપવો તે કંઇ ઠીક સુઝ્યું નહીં (તેથી એમ જ કહ્યું કે **મેંદી પગપર ચુંબન કરી રહી છે.**) કેમકે મારી અક્કલ તો રૂ પીંજવાની તાંતની પેઠે તણાઇ રહેલી છે."

પાનની કોરપર દાંતા અથવા કાંગરી હોય છે, પાનમાં લાંબાં અનિયમિત અર્ધપારદર્શક જેવાં છાંટણાં દેખાય છે. ઉપપાન તરત ખરી જાય તેવાં હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો જોડાયલાં હોય છે. તેને મથાળે ૩ થી ૭ નાહાના છેડા કે દાંતા દેખાતા હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ પુ૦ બા૦ કોપની ઉપરના દાંતા કે છેડાઓ જેટલી હોય છે. અથવા પાંખડીઓ મુદ્દલ હોતીજ નથી. પુંકેસરો થોડાં અથવા ઘણાં હોય છે; ઘણીવાર અપૂર્ણ પુંકેસરો પણ ખરાં પુંકેસરોની વચ્ચે આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલવાળો, નલિકા ૧ તે મથાળે ટોપકાં જેવી અથવા ૩ ફાંટાવાળી હોય છે, અથવા નલિકા ૨ થી ૫ હોય છે. ફલ ૨ થી ૫ પડ અને ઘણાં બીજવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં જન્તુનાશક અને વિદાહી ગુણ રહેલા ગણાય છે.

---

## વર્ગ-(સેમિડેસી).

### નંબર-૨૫૮.

**૧-શાસ્ત્રીયનામ**-Casearia tomentosa.

દૃષ્ટાન્ત-H. II. p. 593; N. p. 124; Watt. II. p. 209.

**૨-દેશીનામ**-ધોળોઉમ, મુંઝાળ (પો૦ + ગુ૦) मर्सइ, करई (મ૦); चीलर (हिं०).

**૩-વર્ણન**-ધોળા ઉમનાં ઝાડ ૧૫ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તેનું થડ માણસના સાથળ જેવું જાડું હોય છે. થડ અને શાખાઓપરની છાલ લીસી અને ભૂરા ધોળા રંગની હોય છે. કોમળ શાખાઓપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. શાખાપરની ઉપરની છાલ નીચે લીલા રંગની અને તેની નીચે ધોળી છાલ જોવામાં આવે છે. મૂળ અને થડનું લાકડું મજબૂત હોય છે.

**પાન**-૩ થી ૫ ઇંચ લાંબાં, અને ૧ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તે લંબગોળ અને તેની કોરપર કરવત જેવા દાંતા હોય છે. તેની બંને સપાટીપર ભૂરાવાળની રૂંવાટી આવેલી હોય છે, તોપણ નીચેની સપાટીપર વિશેષ હોય છે. પાનમાંની નસો ઉંચી ચઢતી પાનની કોર તરફ ગયેલી હોય છે. પણ તે કોર સુધી પહોંચેલી હોતી નથી. પાનનાં ટેરવાં વખતે બુટ્ટી અણીવાળાં, વખતે ગોળ અને વખતે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનની નસોમાંની જાળીકામવાળી ઝીણી નસો એક બીજી સાથે સામસામી મળેલી હોય છે. પાનને આઈ-ગ્લાસમાં જોવાથી તેમાં લાંબાં અર્ધપારદર્શક જેવાં છાંટણાં દેખાય છે, પાનની ડીટડી ટુંકી અને તેનાપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી અથવા ખરી પડેલા પાનના ખુણાની ઉપર નાહાની ગાંઠ બંધાઇ તેપરથી ફૂલ નીકળેલાં હોય છે. તે લીલા રંગનાં ને તેપર વાળની રૂંવાટી આવેલી હોય છે. પુંકેસરો ૮ થી ૧૦ હોય છે. સ્ત્રીકેસર વચ્ચોવચ લીલા રંગની ને રૂંછાળથી ભરાયલી હોય છે. ફૂલનો વ્યાસ ૧½ થી ૨ લાઇન જેટલો હોય છે. ફૂલ ફાગણ ચૈત્રમાં આવે છે અને ફલ વૈશાક કે જેઠમાં પાકી જાય છે.

**ફલ**-કાચાં હોય છે ત્યારે લીલાં, લીસાં ને ચળકતાં હોય છે. ને તેપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. ફલનો આકાર હીમજને મળતો હોય છે. ફલ ¾ થી ૧ ઇંચ લાંબાં અને ¼ થી ½ ઇંચ પોહોળાં હોય છે, તે પાકે છે ત્યારે માલકાંગણાંનાં ફલની પેઠે તેનાં ત્રણ પડ જૂદાં પડે છે, અને તેમાં રાતા રંગનો ગળ દેખાય છે, એ ગળમાં બીજ આવેલાં હોય છે.

**૪-ઉપયોગી અંગ**-પાન અને લાકડું.

**૫-ગુણદોષ**-જન્તુનાશક, દાહક.

**૬-ઉપયોગ**-ધોળા ઉમનાં પાનપર તેલ લગાડી તેને ગરમ કરી વાળાના સોજાપર બાંધવામાં આવે છે. તેથી વાળો મરી જાય છે, એમ કહેવાય છે. એનાં સુકાં પાનની રાખ ચાંદાં કે ભાઠાંમાં જીવાત પડી હોય તો તેપર ભભરાવવામાં આવે છે. એનું લાકડું ખેડુ લોકો કોદાળી વગેરેના હાથા બનાવવાના કામમાં વાપરે છે. એનું લાકડું રસવિકારપર ચોપડવામાં આવે છે.

**૭-સ્થાનક**-ડુંગરાઉ જમીનમાં એનાં ઝાડ ઉગે છે. એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

આ સ્વસ્થાનનાં ગોઢાણાં જંગલ પાસે **બ્રામણીકેડીમાં** મુરવા વડલી આગળ ધોળા ઉમનાં ઝાડ જોવામાં આવેલાં છે.

**૮-વિ૦ વિવેચન**-એનાં પાનનો આકાર ઉમનાં પાનને મળતો હોય છે, અને કોમળ પાનપર ધોળા વાળની રૂંછાળ હોય છે, માટે એને **ધોળો** ઉમ કહેતા હશે.

---

## ૪૩-N. O. CUCURBITACEÆ.

## વર્ગ—( કયુકરબિટેસી ).

### કંટોલાં અને ચીભડાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—આ વર્ગમાં નાહાના કે મ્હોટા પણ ઘણુંકરીને વેલાઓ થાય છે. તેમાં દોરા કે સુતળી જેવા તંતુઓ હોય છે. તે સાદા (શાખા કે ફાંટા વગરના) અથવા સંયુક્ત (શાખા અથવા ફાંટાઓ-વાળા) હોય છે. પાન આંતરે આવેલાં અને બહુધા ખરસટ હોય છે. તે ડીટડી પાસે ઘણુંકરી હૃદયાકૃતિનાં

અને કોરપર ખૂણીઆ કે ખાંચાઓવાળાં હોય છે. આ વર્ગની વનસ્પતિ તેનાં પાન, તંતુઓ અને તેનાં અધઃસ્થાયી ફૂલ ઉપરથી તરત વરતાઇ આવે છે. એમાં પું અને સ્ત્રી પુષ્પો અર્થાત્ નર-અને માદાફૂલ ઘણુંકરી એકજ વેલાપર જૂદાં જૂદાં હોય છે. અથવા એક વેલાપર **નરફૂલ** અને બીજાપર **માદાફૂલ** હોય છે. ફૂલનો રંગ બહુધા પીળો અથવા સફેદ હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે. તે (માદાફૂલમાં) સ્ત્રીકેસરગર્ભાશયની સાથે લાગેલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે. તે થોડી ઘણી જોડાયલી અથવા છૂટી હોય છે અને પુ૦ બા૦ કોષપર આવેલી હોય છે. કોઇવાર પાંખડીઓની કોરપર ઝાલર હોય છે. (જુઓ કડવી પાડલનાં ફૂલ) પુંકસરો ઘણુંકરી ૩ (કોઇવાર ૨ કે ૫) હોય છે. તેના તંતુઓ ટુંકા અને જાડા હોય છે. તે પુ૦ બા૦ કોષની નળીપર ઘણુંકરી આવેલા હોય છે. પરાગકોષ છૂટા અથવા જોડાયલા હોય છે. તેમાં ૧ એકપોલવાળો અને બીજા ૨ બેપોલવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થાયી, ૩ ખાનાંવાળો, નલિકા ૧ અને તેને મથાળે ૩ જાડાં મુખ આવેલાં હોય છે. ફૂલ રસભર્યું, ઘણાં બીજવાળું, સ્વવિકાશી અથવા અવિકાશી હોય છે. તેને મથાળે ઘણુંકરી માદાફૂલનાં અવશેષો રહી ગએલાં ઘણીવાર દેખાતાં હોય છે. બીજ બહુધા ચપટાં લીસાં, અને ખડબચડાં પણ હોય છે.

કંટોલાં અથવા ચીભડાંનો આ વર્ગ સારી પેઠે જણાયલો છે. અને તે આખા હિંદુસ્થાનમાં સારી રીતે પસરાયલો છે. કંટોલાં, કારેલાં, ગલકાં, પીંડોળાં, દુધીઆં, પતકોળાં, પરવલ, કોટીંબાં, કાકડી, ખરબૂજાં, તરબૂચ અને ઘોલી આદિ શાકસામગ્રી આ વર્ગની વનસ્પતિ સૌને પુરી પાડે છે.

આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી કડવી હોય છે, તેમાં પણ એનાં મૂળ અને ફૂલ વિશેષ કડવાં હોય છે. બીજ બહુધા કડવાં હોતાં નથી, અને તે વારંવાર વવાયાથી તેનાં ફૂલમાંથી પણ કડવાસ ઓછી થઇ જાય છે.

આ વર્ગની વનસ્પતિમાં **ઝેરી,** રેચક, ઉલટી કરાવનાર, ચિરગુણકારી પૌષ્ટિક, પાચક, વાયુહરતા, ઉપલેપક, મૂત્રલ, પૌષ્ટિક તથા જ્વર, કૃમિ અને શોથઘ્ન આદિ ગુણો રહેલા છે.

---

## વર્ગ-(કયુકરબિટેસી).

### નંબર-૨૫૯.

**૧-શાસ્ત્રીયનામ**-Trichosanthes palmata.

દૃષ્ટાન્ત-H. II. p. 606; N. p. 126; Watt. VI. part. IV. p. 84.

**૨-દેશીનામ**-રાતાં ઇંદ્રાવણાં, (પો૦+ગુ૦); कौंडल, मुकाल (म०); लाल इंद्रायन (हिं०); महाकाल (सं०).

**૩-વર્ણન**-રાતાં ઇંદ્રાવણાંના વેલા ઘણા લાંબા વધેલા હોય છે. ને તે ઘણીવાર ઉંચા ઝાડોપર ચઢી ગયેલા હોય છે. પાન ૨ થી ૬ ઇંચ વ્યાસનાં ૩ થી ૭ ખૂણીઆં કે વિભાગોવાળાં હોય છે. તંતુઓ ત્રણ શાખાઓવાળા, અને ફૂલ ધોળા રંગનાં હોય છે. તેમાં **નર** અને **માદા-ફૂલ** જૂદાં જૂદાં હોય છે. ફૂલની પાંખડીઓ ઝાલરવાળી હોય છે. જેથી તે ઘણી સુંદર દેખાય છે. ફલ ગોળાઇલેતાં નારંગી જેવડાં હોય છે. તે તદન પાકી જાય છે ત્યારે રાતા રંગનાં થઇ જાય છે. ફલની અંદરનો ગળ કાળાસલેતા લીલા રંગનો હોય છે. જેમાં ઘણાં બીજ આવેલાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ અને ફલ.

**૫-ગુણદોષ-ઝેરી,** ઉલટી કરાવનાર, રેચક અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-એનાં મૂળ અથવા ફલનો રસ મીઠાં તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ માથાના દુઃખાવાપર ઘણાં લોકો માથે લગાડે છે. એનાં સુકાં ફલની બારીક ભૂકી મીઠા તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ નહિ રૂઝાતાં ચાંદાં અને ગુંબડાંઓ ઉપર ચોપડવામાં આવે છે. એનાં મૂળને પાણીમાં વાટી સોજા, ઝેરી જનાવરના દંશ અને કઠણ ગડગુંબડાંઓ ઉપર લગાડવામાં આવે છે.

એનાં મૂળ અને ફલની ઝેરી અસર વિષેની હકીકત કરનલ ડા૦ કે. આર. કીર્તિકર પોતાના "પોઇઝનસ પ્લાન્ટસ ઓફ બોમ્બે" વોલ્યુમ પહેલામાં પાને ૧૫ મે જણાવે છે. *

**૭-સ્થાનક**-કરાર જમીનવાળાં ખેતરોને શેઢે અને નદીઓને કાંઠે ગીચ જંગલોમાં એના વેલા ઉગેલા ઘણીવાર જોવામાં આવે છે.

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-મુંબઇમાં ગણેશ ચોથ (ભાદરવા સુદ ૪)ને દહાડે દક્ષણી ભાઇઓ એનાં સુંદર રાતાં ફલ દોરા કે તારમાં પરોવી ગણપતીના કાનમાં પહેરાવે છે, માટે એને **કૌંડલ** અથવા **કુંડલ** કહે છે.

---

## વર્ગ-(કયુકરાબટેસી).

### નંબર-૨૬૦.

**૧-શાસ્ત્રીયનામ**-T. Cucumerina.

દૃષ્ટાન્ત-H. II. p. 609; N. p. 126; Watt. VI. part IV. p. 82; રૂ. નિ. પા. ૨૪.

* The Poisonous Plants of Bombay By Lieut-Colonel K. R. Kirtikar. I. M. S. F. L. S. Vol. I. p. 15. (1896).

**૨–દેશી નામ**–કડવીપાડર (પો૦); કડવી પડવલ, કડવી પટોલ (ગુ૦); कडुपडवल, जंगली परोल, रान पडवल (મ૦); जंगली चीचोंडा, वनपटोल (હિં૦); कडुपटोल (સં૦).

**૩–વર્ણન**–કડવી પાડરના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે કંટોલાંના વેલા જેવા દેખાય છે. તેમાં પાનની વિરૂદ્ધ દિશાએ અર્થાત્ સામી બાજુ ઝીણા તારના ગુંછળાં જેવા તંતુઓ નીકળે છે, તેની મદદથી તે પાસેનાં ઝાડવાં વગેરેને પકડી તેપર ચઢી જાય છે. જો પાસે કાંઇ ચઢવાંનો આસરો ન મળે તો તે જમીનપર પથરાય છે. તેનાં પાન પોહોળાં અને ૫ થી ૭ ખૂણીઆં હોય છે. એમાં શ્રાવણ ભાદરવે ધોળા રંગનાં ફૂલ આવે છે. તે ૧ ઇંચ વ્યાસનાં, અને અણગમતી વાસવાળાં હોય છે. ને તે બહુધા સવારમાં ઉઘડે છે. ફ્લ રાતાં થાય છે.

આ આખા વેલામાંથી એક જાતની અણગમતી કડવાસલેતી વાસ નીકળે છે.

**મૂળ**–ફીકા ધોળા રંગનું હોય છે. તે સુતળીથી પેનસીલ જેવું જાડું થાય છે. તેમાંથી થોડાક બીજા લાંબા ઝીણા ફાંટા અને બારીક રેસા નીકેળલા હોય છે. તેની વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–પીળાસલેતા લીલા રંગની હોય છે. તે સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તેનાપર ઘણુંકરી પાંચ ઉભી હાંસો અને સફેદ રૂંછાળ આવેલી હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર, પોચી અને પોકળ દેખાય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ જરા ચીરપરો લાગે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે નરમ અને ૧½ થી ૫ ઇંચ લાંબાં અને ૨ થી ૬ ઇંચ પોહોળાં હોય છે. તેની કોરપર સૂક્ષ્મ દાંતા હોય છે. તેની કોર ડીટડી પાસે ઘણી પોહોળી થઇ બે ભાગમાં વેંચાયલી હોય છે. પાનની ડીટડી લાંબી, જાડી અને તળિયે જરા મરડાયલી હોય છે. તે ઉપરની બાજુ છીછરી નીકવાળી ને નીચેની બાજુ ગોળાઇલેતી હોય છે. તે પીળાસલેતા લીલા રંગની, ચળકતી અને જરા ખરસટ હોય છે. પાનની બન્ને સપાટીપર મખમલી વાળની રૂંવાટી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાનની મુખ્ય નસો ડીટડીને મથાળેથી ૫ થી ૭ નીકળી પાનના ખૂણાઓમાં ગયેલી હોય છે. તે પાનની નીચેની બાજુ સ્પષ્ટ દેખાતી હોય છે. એ નસો જરા ખરસટ હોય છે. પાનની વાસ અણગમતી અને સ્વાદ કડવો હોય છે

**તંતુઓ**–પાનની ડીટડી કરતાં પાતળા હોય છે. તે ૨ થી ૩ ઇંચ જેટલા સીધા વધી પછી તેમાંથી ત્રણ ફાંટા નીકળે છે, તે ઝીણા વાળાની માફક ગુંછળાં વળી રહે છે.

**ફૂલ–નર અને માદા** ફૂલ જૂદા જૂદા વેલાપર આવે છે, પણ ઘણુંકરી એકજ વેલાપર આ બન્ને જાતીનાં ફૂલો નીકળતાં જોવામાં આવે છે. જ્યારે એકજ વેલાપર આ બન્ને જાતીનાં ફૂલો આવેલાં હોય છે ત્યારે નર અને માદા ફૂલો જૂદી જૂદી સળીપર આવેલાં હોય છે. એકજ પત્રકોણમાંથી વખતે ૨ કે ૩ પુષ્પ ધારણ કરનારી સળી ઉભી નીકળે છે. તેમાં બે સળીપર **નર** ફૂલ ને એકપર **માદા** ફૂલ આવે છે. એમાં જે નરફૂલ વાળી બે સળી નીકળેલી હોય છે તેમાંની એક સળી નાહાની રહી જાય છે, ને તેપર એક જ ફૂલ આવે છે. અને બીજી સળી જે ૪ થી ૯ વેક ઇંચ લાંબી વધે છે તેનાં મથાળાં પાસે વધારે ફૂલો આવે છે. કોઇવાર એક પત્રકોણમાંથી એક **નર** અને એક **માદા** એમ બે જાતીનાં ફૂલો આવે છે. ને વખતે જૂદા જૂદા પત્રકોણમાંથી **નર** અને **માદા** ફૂલ જૂદાં જૂદાં આવે છે.

**નરફૂલ**–ની ડીટડી જરા લાંબી અને સળી કરતાં પાતળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પાંચ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાઇને લાંબી નળી જેવાં થઇ રહેલાં હોય છે. અને મથાળે તે પાંચ પત્રોના પાંચ દાંતા જૂદા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયે જોડાયલી અને મથાળે તેના છેડાપર અજાયબ જેવી સુંદર બારીક તંતુની ગુંથણી કે ઝાલર આવેલી હોય છે. (તે જોવા લાયક છે.)

**પુંકેસરો**–ત્રણ પીળાસલેતા રંગનાં હોય છે. તે પુ૦ બા૦ કોષની વચ્ચોવચ આવેલાં હોય છે. તેનાપરના પરાગકોષ બે બેપોલવાળા, અને એક પોલવાળોએક હોય છે.

**સ્ત્રીકેસર**–આ ફૂલમાં હોતી નથી.

**માદા ફૂલ**–ધારણ કરનારી ડીટડી ટુંકી અને જરા જાડી હોય છે. તેનાપર એક આદિફલ (સ્ત્રીકેસરગર્ભાશય) આવેલું હોય છે. તે ફ્લની ઉપર પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોપ આવેલા હોય છે. તે નરફૂલમાંના પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોપ જેવા અને બહુધા તેવડાજ હોય છે.

**પુંકેસરો**–આ ફૂલમાં હોતાં નથી.

**સ્ત્રીકેસર નલિકા**–ત્રણ પુ૦ બા૦ કોષની નળીની અંદર આવેલી હોય છે. ને તેને મથાળે જરા લાંબી ફાટવાળાં ત્રણ મુખ હોય છે.

**ફ્લ**–કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં અને પાકે છે ત્યારે સિંદૂરિયા રંગનાં રાતાં થઇ જાય છે. ફ્લપર ઝીણી ધોળી છાંટણી અને ૧૦ કે ૧૨ ધોળી પટી કે લીટી હોય છે. જે ફ્લને મથાળે તેની અણીની ઉપર એકઠી થાય છે. ફ્લનો આકાર વાડકારેલાં જેવો હોય

છે. તે લીસાં અને બન્ને છેડે સાંકડાંથતાં લાંબી અણીવાળાં હોય છે. તે ૧½ થી ૩ કે વખતે ૬ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. ફૂલની નીચે લીસી, લીલી, ચળકતી સુતળી જેવી જાડી ½ થી ૧ ઇંચ લાંબી ડીટી હોય છે. ફૂલ ડીટી પાસે તદ્દન લીલા રંગનું હોય છે. તે તેનાં મથાળાંની અણી અને તેને તળિયે ડીટી પાસે જરા વાંકલેતું હોય છે. આ બન્ને વાંક એક બીજાથી વિરૂદ્ધ હોય છે. ફૂલનું તળિયું અને મથાળાંની અણી લીલા રંગનાં, અને વચમાં રાતો રંગ આવવાથી ફૂલ પાકયા પછી ઘણું જ સુંદર દેખાય છે. તેને ટેરવે ઝીણાં ફોતરાં જેવી સ્ત્રીકેસર-નલિકા રહી ગયેલી દેખાતી હોય છે. ફૂલમાં રાતા રંગનો રસભર્યો ચીકણો ગળ હોય છે. તેમાં ૮ થી ૧૪ દેક બીજ હોય છે. તે ત્રણ હારમાં ગોઠવાયલાં જોવામાં આવે છે. ફૂલની વાસ ઉગ્ર અને સ્વાદ પણ તેવો જ ને પાછળથી જરા ચીરપરો લાગે છે.

**બીજ**–પર પાતળું રાતા રંગનું પડ હોય છે. તે સહેજ ચોળતાં નીકળી જાય છે. એટલે અંદરથી તે ધોળાસલેતા ભૂરા રંગનું લીસું ને ચળકતું હોય છે ને તેની સપાટી બાનકદાર હોય છે. તે ⅜ ઇંચ લાંબું અને ¼ પોહોળું હોય છે. તેનાં બન્ને પાસાં જરા ઉપસેલાં હોય છે. તેનો એક છેડો સાંકડો અણી-થતો હોય છે, ને તે અણીને ટેરવે ખાંચ હોય છે. તે ખાંચમાં સૂક્ષ્મ ધોળી અણી જેવું બિંદુ હોય છે. તેના-પર વચ્ચોવચ તેની અણી તરફથી નીકળતી એક સાંકડી પટી હોય છે. અને એ પટીની બન્ને બાજુ ભૂરા રંગની લહેરિયાં કે કાંગરીવાળી જરા પોહોળી બીજી પટી આવેલી હોય છે. જેના છેડા ઠેઠ બીજની અણી સુધી લંબાયલા હોય છે. બીજ ઘણું કઠણ હોય છે. તેને તોડતાં તેમાંથી ધોળા રંગનું તેલીયું દલ નીકળે છે. બીજનો સાધારણ દેખાવ ઢોરોપર વળગતા **ગીંગોડા***  જેવો હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–રેચક, સારક, પાચક, શોધક, ચિરગુ-ણકારી પૈષ્ટિક તથા જ્વર, કફ અને કૃમિઘ્ન.

**૬–ઉપયોગ**–કડવી પાડરનાં મૂળ અને ફૂલ જુલાબ દેવાના કામમાં બીજી દવાઓ સાથે વપરાય છે. મૂળનો સ્વરસ ઘણો રેચક મનાય છે. પાનનો સ્વરસ ઉલટી કરાવનાર ગણાય છે. પાનની પોટીસ ગડગુંબડાં ઉપર બંધાય છે. તલ્લી અને કલેજાંની ઢેફ ઉપર કડવી પાડ-રનાં પાનનાં વરાળિયાં બંધાય છે. પાનની ડીટડીનો કાઢો કફઘ્ન તરીકે વપરાય છે. કલેજાંના સંકોચ અને પિત્ત-વિકારના માથાના દરદમાં એનાં પાન અને ફૂલનો રસ ઉપયોગી છે, એમ કહેવાય છે. કડવી પાડરના વેલા પાણીમાં ઉકાળી તાવવાળાને તેની બાફ અપાય છે. તેમ જ તાવના કવાથમાં એના વેલાનો ઉપયોગ થાય છે. કીરમ ઉપર બીજી દવાઓ સાથે કડવી પાડર વપ-રાય છે, વિસ્ફોટક અને લોહીવિકારનાં દરદોમાં બીજી દવાઓ સાથે કડવી પાડરનો ઘણો ઉપયોગ થાય છે. કોમળ શાખાઓ અને સુકાં ફૂલનો ઉકાળો દિવસમાં બે વાર બે ઔંસ સુધી રેચ માટે અપાય છે. એનો કાઢો સાકર સાથે પાચનશક્તિ વધારવા માટે પણ વપરાય છે. બાફેલાં કાચાં ફૂલ કૃમિઘ્ન ગણાય છે. એનાં બીજ પેટનાં દરદો અને કીરમ ઉપર વપરાય છે. કડવી પાડરનો વેલો ૧૮૦ ઘઉં ભાર અને તેટલા જ ધાણાને રાતના પાણીમાં પલાળી સવારે તે પાણી ગાળી લઈ તેમાં મધ નાંખી તેના બે ભાગ કરી એક સવારે અને એક સાંજે પાવાથી નહિ ઉતરતા તાવ ઉતરી જાય છે.

ડા. વીરજી ઝીણા રાવલ લખે છે કેઃ–

" પટોળને જંગલી પડવલ કહે છે. અને આ ભાગના (કાઠિયાવાડ હશે ?) વૈદ્યો તેની પ્રતિનિધિ તરીકે કડવી ઘીંસોડી વાપરે છે.

૧–પટોળાષ્ટક=પટોળ, હરડા, બેહડાં, આમળાં, લીંમડો, કરીઆતું, ખેરની છાલ અને આસન, સમ ભાગ લઇ તેનું ચૂર્ણ કરવું.

૨–પટોળાદિ કાઢો=પટોળ, ઇન્દ્રજવ, દેવદાર, હરડાં, બહેડાં, આમળાં, દ્રાક્ષ, નાગરમોથ, જેઠીમધ, ગળો અને અરડુસી સમ ભાગ લઇ તેનો રીતસર ક્વાથ કરવો. (પટોળનાં) બીજ જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, અને તે જ્વરઘ્ન તથા કૃમિઘ્ન છે. પટોળાદિ કાઢો સંતત અને સતત જ્વરમાં ઉપયોગી છે. એટલું જ નહિ પણ એકાં-તરીઆ, તરીઆ, ચોથીઆ વગેરે વિષમજ્વર ઉપર તેમ જ ઉષ્ણપૂર્વક વિષમજ્વર ઉપર પણ તે અપાય છે. પટોળાદિ ક્વાથ તેમ જ પટોળાષ્ટકચૂર્ણ ઉષ્ણોદક સાથે લેવાથી સારી પેઠે રેચ લાગે છે અને તેથી યકૃ-તોદર, પ્લીહોદર તેમ જ બીજા ઉદર રોગની અંદર તે વપરાય છે. કમળાની અંદર પટોળનો રેચ અપાય છે. પટોળને (ફૂલ હશે ?) ઘીમાં તળી મસાલો ભરી ઘઉંની રોટલી સાથે ખાવાથી વીર્યસ્ત્રાવના દર્દમાં ફાયદો થાય છે. તથા એ ધાતુપૈષ્ટિક દવા ગણાય છે. વિચર્ચિકા, કુષ્ઠ અને વાતરક્તની અંદર પટોળનો કાઢો આપવો સારો છે. પટોળાષ્ટક પણ તેવી જ રીતે વપરાય છે. પટોળાષ્ટકનો કાઢો કરી તેમાં ગુગળ મેળવી પીવાથી ઉપદંશની ફુટ બેસી જાય છે, અને તેટલા માટે તે ગળોની સાથે અપાય છે. અમ્લપિત્તની અંદર પટો-ળાષ્ટકનું ચૂર્ણ ફાયદાકારક છે, અને તેટલા માટે પટોળ, ત્રિફળા અને લીંબડાની છાલ એ ત્રણેનો કાઢો કરી મધ

* જીવાત.

મેળવી પીવાય છે. સંધિવા આમવાત તથા જીર્ણવાત-વ્યાધિ ઉપર, પણ પટોળ પ્રસિદ્ધ છે. પટોળનાં પાનનો રસ ટાલ પડી ગયેલ જગ્યા ઉપર ચોપડવા ભલામણ કરે છે. પટોળનું ચૂર્ણ લેવાથી સોજો દૂર થાય છે. પટોળ જ્યાંસુધી ખવાય ત્યાંસુધી ઘણો સાદો ખોરાક લેવો.

માત્રાઃ–પટોળાષ્ટક ૦। થી ૦॥ રૂપીઆ ભાર, પટોળાદિ કાઢો ૪ થી ૮ તોલા."

વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવીંદજી લખે છે કેઃ–"પટોળ અને લીંબડાના કાઢાથી જો વ્રણને ધોવામાં આવે તો તે સાફ થાય છે. અને તેમાં રૂઝ આવે છે. પટોળના કલ્કને અથવા તેના કાઢાને સરસીઆ તેલમાં નાંખી રીત પ્રમાણે તે તેલને સિદ્ધ કરી દાઝેલા ભાગપર, પરૂ નીકળતું હોય તેવા ઘારાંપર તથા દાહપર લગાડવાથી સારો ફાયદો થાય છે. પટોળ લીંબડો અને અરડુસાના પાંદડાંનો રસ ટાઢા પાણીમાં પીવરાવવામાં આવે તો ઉલટી બંધ થાય છે. અને પિત્તવિકાર મટી જાય છે. એકલા પટોળનો કાઢો કરી પીવાથી ઉલટી થઇ વિષદોષ મટે છે."

**૭–સ્થાનક**–બરડા ડુંગર ઉપર અને પોરબંદર તલપંતની આસપાસ–કાદીવાળી કે રેતાલ જમીનપર અને વાડી ને ખેતરોની વાડમાં કડવી પાડરના વેલા ચોમાસે ઉગે છે. એ હિન્દના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં કડવાં ફ્લને લીધે એને **કડવીપાડર** કહેતા હશે.

---

## વર્ગ—(કુકુરબિટેસી).

### નંબર–૨૬૧.

**૧–શાસ્ત્રીયનામ**–Lagenaria vulgaris.

દૃષ્ટાન્ત–H. II. p. 613; N. p. 130; Watt. IV. p. 580; રૂ. નિ. પા. ૭૯.

**૨–દેશીનામ**–કડવી તુંબડી (પો૦+ગુ૦); कडु भोपले (म०); कडुतुंबी, कडुतुंबरी (हिं०); कटुतुंबी (सं०).

**૩–વર્ણન**–કડવી તુંબડીના વેલા ઘણા લાંબા થાય છે. એને લાંબી જાડી પોકળ ડીટડીવાળાં ગોળાઇલેતાં બહુધા પાંચ ખૂણીઆં પોહોળાં પાન આવે છે. તંતુઓ લાંબાં અને બે શાખાઓવાળા હોય છે. ફૂલ મ્હોટાં ધોળા રંગનાં અને ફ્લ લાંબાં ગોટકડાં, કે ડીટડી પાસે સાંકડી ડોકવાળાં આગળ જતાં લંબગોળ, અથવા ગોળાઇલેતાં ને ટેરવે ખાડાંવાળાં એમ તરેહવાર આકારનાં હોય છે. એનાં ફ્લ કોઇ કોઇ વાર ૫ થી ૬ ફીટ લાંબાં થાય છે. એના વેલા જે વાવવામાં આવે છે અને જેમાં મીઠાં ફ્લ થાય છે તેને **દુધીઆં** કહે છે. અને પોતાની મેળે ઉગનારા વેલામાં જે કડવાં ફ્લ થાય છે તેને **તુંબડી** અથવા **તુંબડાં** કહે છે. દુધીઆનો ગર્ભ અને બીજ ટાઢાં અને મગજને શક્તિ આપનારાં ગણાય છે. દુધીઆના ગર્ભનો મુરબ્બો અને પાક બનાવામાં આવે છે. તે ભૂરાંકોળાં (કુષ્માણ્ડ) ની જગોએ વાપરવામાં આવે છે. કડવી તુંબડીનું સર્વાંગ ઔષધમાં વપરાય છે. ને તેનો ગુણ મૂત્રલ, રેચક તથા વિષ અને શોથઘ્ન ગણાય છે. કડવી–તુંબડીનું મૂળ પાણીમાં વાટીને ઝેરી જનાવરોના દંશપર ચોપડવામાં આવે છે. કડવી તુંબડીનું મૂળ અને સામરનું શીંગડું પાણીમાં વાટી રસવિકાર અને ઝેરી જનાવરના કરડના સોજાઓ ઉપર લગાડવામાં આવે છે. પેશાબ બંધ થયો હોય તો કડવી તુંબડીનાં પાનને પાણીમાં ગરમ કરી પેડુપર બાંધવામાં આવે છે, તેથી પેશાબ છૂટે છે. કડવી તુંબડીનાં પાન બીજી દવાઓ સાથે જુલાબ દેવામાં વપરાય છે. ગરમીના કે લોહીવિકારના માથાના દુખાવાપર કડવી તુંબડીનાં પાન ઘણા લોકો માથે બાંધે છે. તેથી માથાની વેદના ઓછી થાય છે. તડકામાં ફરનાર મુસાફરને લૂ ન લાગે એટલામાટે કડવી તુંબડીનાં પાન માથે બાંધી રાખે છે. કડવી તુંબડીનો ગર્ભ ઘણોજ રેચક ગણાય છે. અને તે જાણે અજાણે ખાવામાં આવે તો તેની **કોલેરા** જેવી અસર થાય છે, એમ કહેવાય છે કે ઘોડાંઓને રેચ આપવા માટે પંજાબમાં એનો ગર્ભ દેશી નાળબંધો વાપરે છે.

"કડવી તુંબડીના ગર્ભને ઝીણોવાટી જરા નાકમાં સુંઘવાથી નાકમાંથી પાણી નીકળી માથાનાં રોગ ટાળે છે. એ ગરમ પાણી સાથે પીવાથી ઉલટી થાય છે. ઉધરસ, દમ, છાતીના રોગને મટાડે છે. ગરમી, વિષ, સોજા, ગુંબડાં, તાવ એ સર્વે રોગને મટાડે છે. તુંબડીનાં પાનના પણ તુંબડાં જેવાજ ગુણ છે. કડવી તુંબડીનો ગર્ભ ચરકસંહિતામાં ઉલટીમાં ગણ્યો છે. તેથી ઉલટી થઇને કફના સર્વે રોગને મટાડી છાતીના સર્વે રોગને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

સુકાં તુંબડાંમાંથી ગર્ભ અને બીજ કાઢી તુંબડાં બાવા જોગી વગેરે લોકો પાણી ભરવાના કામમાં વાપરે છે, તેમજ એવાં તુંબડાં સતાર, તંબુરા વગેરે વાજીંત્રો બનાવવાના કામમાં વપરાય છે. મ્હોટાં તુંબડાં માછી વગેરે લોકો પાણીમાં તરવાના ઉપયોગમાં લેછે. કડવી તુંબડીનો ગર્ભ રેચક ઉલટી કરાવનાર અને ઝેરી ગણાય છે. માટે એથી સંભાળવાનું છે. "કડવી તુંબડીના ફ્લનો કકડો પાણીમાં ઘસી નાશાવિરેચન આપવાથી કમળો મટે છે. (સ્વા૦ શેવાનંદજી પરમાણુંદજી પંજાબી).

**સ્થાનક**–વાડીઓની વાડમાં, ખેતરોના શેઢાઓ ઉપર અને વાડીઓના મોલની સાથે નેદ તરીકે કડવી તુંબડીના વેલા ઉગતા જોવામાં આવે છે.

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં વાવવામાં આવે છે.

**વિ૦ વિવેચન**–એના વેલા ફલ વગેરે કડવાં હોય છે, માટે એને **કડવીતુંબડી** કહે છે. કોઇ મનુષ્યનો સ્વભાવ કજીઆરો અગર નઠારો હોય ને તે આગળઉપર પણ સુધરે નહિ, તો તેને ટોણો મારવા માટે કેટલાએક લોકો કડવી તુંબડીની ઉપમા આપે છે. કહ્યું છે કે—

**कडवीबेलकी कडवी तुंबाडियां**
**सब तीरथकर आई ॥**
**गंगाबी नाही जमुनांबी नाही**
**तोउ न गई कडुवाई ॥ १ ॥**

કોઇ દુષ્ટ માતાના ઉદરથી ઉત્પન્ન થએલી સઘળી બેહેનો કટુક બોલવાના સ્વભાવમાં તુલ્ય છતાં પણ બીજી કેટલીક રીતે પરસ્પરથી વિલક્ષણ સ્વભાવવાળી જોવામાં આવતાં કવિ કહે છે કેઃ—

**कवित्त.**

**"उपजत तूंबिफल तूंबिलतिकामें जेहि ।**
**सकल समान कटुताईकों धरतिहे ॥**
**पेंजु तिनमांहि कितनीक जगजानतहे ।**
**डूबते जनोकों शिघ्र तारिकें तरतिहे ॥**
**सुकवि कहत श्याम के तीसूके काष्टसग ।**
**मिलिकें रसीक प्रियनाद उचरतिहे ॥**
**औैर कितनीहीं तामें दग्ध उरवारीवह ।**
**देखहु प्रतछछ पान रक्तको करतिहे " ॥ १ ॥**

**સાર**–તુંબડીની લતામાંની સઘળી તુંબડીઓ કડવાપણામાં તો સરખીજ નીવડે છે–પણ જુવો કે કેટલીક તેઓમાં ડૂબતાં માણસોને તરત તારીને પોતે પણ તરે છે. કેટલીએક સુકાં કાષ્ટ સાથે મળીને રસિક નાદનું ઉચ્ચારણ કરે છે. અને બળતાં હૃદયોવાળી કેટલીએક તો બીજાંઓનાં લોહીજ પીએ છે.

---

## વર્ગ-(કયુકરબિટેસી).

### નંબર-૨૬૨.

**૧–શાસ્ત્રીયનામ**–Luffa acutangula (Var) amara.

દૃષ્ટાન્ત–H. II. p. 615; N. p. 127; Watt. V. p. 95; રૂ. નિ. પા. ૮૨.

**૨–દેશીનામ**–કડવી ગીસોડી, કડવાં તુરીઆં, વાડ ગીસોડી, (પો૦+ગુ૦); कडु तुरई, रान तुरई; कडु दोडकी, कडु शीराळी (म०); कडवी तुरी, कट तुरईआ, (हिं०); कटुकोषातकी, तिक्तकोषातकी (सं०).

**૩–વર્ણન**–કડવી ગીસોડીના વેલા ચોમાસે ઉગી આવે છે. એ ઘણા લાંબા વધે છે, ને પાસેનાં ઝાડવાં વગેરે ઉપર ચઢી જાય છે. કોઇ કોઇવાર છત્રાબાવળ અને કંટાળાઓનાં જાળાંઓમાં એના વેલા ઉગી તે ઝાડોપર ચઢી જઇ ચોતરફ ફેલાઇ રહેલા હોય છે. તેમાં જ્યારે શ્રાવણ ભાદરવા માસમાં સાંજની વખતે પીળા રંગનાં સુંદર મ્હોટાં ફૂલો ઉઘડયાં હોય છે ત્યારે એનો દેખાવ બહુ રળિયામણો થઇ રહેલો હોય છે. એનાં પાન શાકમાં વપરાતી ગીસોડી અગર તુરીઆં અને ઝુમખડાનાં પાનને મળતાં પણ તેથી નાહાનાં હોય છે. ફૂલ અને ફલ પણ તેવાંજ હોય છે. એના વેલાના કોમળ ભાગપર ખરસટ વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–સ્લેટપેનથી આંગળી જેવું જાડું, ભૂરા ધોળા રંગનું, ૬ થી ૧૦ ઇંચ લાંબું, ઝીણા અને જાડા ફાંટાઓવાળું, ઉગ્રવાસ અને કડવા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એના વેલા સુતળીથી પેનસીલ જેવા જાડા, ઉભી હાંસો અને ખરસટ વાળની રૂંછાળવાળા હોય છે. એના વેલાનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને પોચા પોકળ દેખાય છે. એનો રંગ પીળાસલેતો લીલો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેના ગાળા લાંબા હોય છે. પાનની ડીટડી વેલા જેવી જાડી, ઉભી હાંસો, અને ધોળાવાળની રૂંછાળવાળી, ૨ થી ૫ ઇંચ લાંબી અને ઉપરની બાજુ ઉભી નીકવાળી હોય છે. પાન ૫ થી ૭ ખૂણીઆં હોય છે. તેને તળિયે ડીટડી પાસેના તેના બે છેડા અંદરની બાજુ જરા વિશેષ વધીને એક બીજાપર આવી ગયેલા હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબાં ને ઘણુંકરી તેટલાંજ પોહોળાં હોય છે. તેની કોરપર સૂક્ષ્મ દાંતા અને તેની બન્ને સપાટી ખરસટ હોય છે. ઉપરની સપાટીનો રંગ બહુધા ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો લાગે છે.

**તંતુઓ**–પાનની સામી બાજુથી પાનની ડીટડી કરતાં પાતળા તંતુઓ નીકળેલા હોય છે. તેનાપર પણ ઉભી હાંસો અને વાળની રૂંછાળ આવેલી હોય છે. તંતુઓ ૨ થી ૫ ઝીણા દોરા જેવી શાખાઓવાળા હોય છે. જેથી તે સંયુક્ત કહેવાય છે.

**ફૂલ–નર અને માદા** ફૂલો જૂદાં જૂદાં હોય છે. પણ તે વખતે એકજ પત્રકોણમાંથી અથવા જૂદા જૂદા પત્રકોણમાંથી જૂદાં નીકળેલાં હોય છે.

**નરફૂલ**–એની પુષ્પ ધારણ કરનારી સળી સુતળી જેવી જાડી, ½ થી ૧ ફુટ લાંબી, ઉભી હાંસો અને ધોળા વાળની રૂંછાળવાળી હોય છે. તેના થડમાં લીલી, ચળકતી, ચપટી રસકુપ્પિયોવાળું એક નાહાનું પુષ્પપત્ર આવેલું હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીની અધવચથી ઉપરના તેના ભાગપર એક પછી એક પાસે પાસે ઘણુંકરી ફૂલો આવેલાં હોય છે, તે તેના છેડા પાસે એટલાંતો ગીચોગીચ આવેલાં હોય છે કે ત્યાં તે એક ગુચ્છી જેવાં

દેખાય છે. ફૂલ એક પછી એક ઘણુંકરી ઉઘડે છે. તે પીળા રંગનાં અને મધુરી સુગંધવાળાં હોય છે. તે સાંજની વખતે ઉઘડે છે. તેનો વ્યાસ ૧ થી ૨ ઇંચ જેટલો હોય છે. ફૂલની ડીટડી ઘણી પાતળી ½ ઇંચ લાંબી અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે. તે અધવચથી જરા નીચે સાંધાવાળી હોય છે. અને એ સાંધા નીચે એક જાડાં સૂક્ષ્મ પાન જેવું બુઠ્ઠી અણીવાળું ૧ લાઇન લાંબું એક પુષ્પપત્ર હોય છે. તેની બહારની બાજુ ૨ થી ૪ ચપટી, ગોળાઇલેતી, રસભરી સ્પષ્ટ દેખાતી રસકુપ્પિયો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો નીચેથી જોડાયલાં ને ઉપર જતાં તેના પાંચે અણીદાર દાંતા જૂદા દેખાતા હોય છે. તેપર વાળની રૂંછાળ હોય છે. એ દરેક દાંતાની પાછળની બાજુ ૩ ભાંગીતુટી ઉભી રસકુપ્પિયોવાળી નસો હોય છે. એ કોષ ½ ઇંચ લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. તેનાપર બહારની બાજુ તેમજ તેની અંદર તેને તળિયે વાળની રૂંછાળ હોય છે. તે તળિયે સાંકડી અને મથાળે પોહોળી હોય છે.

**પુંકેસરો**–૩ હોય છે. તે અનુક્રમે એક બીજાથી જરા નાહાનાં હોય છે. તેના તંતુઓ ૧ થી ૧½ લાઇન લાંબા ધોળા કે પીળાસલેતા હોય છે. તેને તળિયે ધોળા, ચળકતા કોમળ વાળની રૂંવાટી હોય છે. તેપરના પરાગકોષ પીળા રંગના હોય છે. તેપર સૂક્ષ્મ રૂંવાટી હોય છે. પરાગકોષનો આકાર હાથની મૂઠી વાળેલી હોય એવો દેખાય છે. પુંકેસરો પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષથી ટુંકાં હોય છે.

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદાફૂલ**–ને ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી સળી હોતી નથી. પણ તે અક્કેકું ટુંકી ડીટડીપર આવેલું હોય છે. પણ જ્યારે માદાફૂલને પુષ્પધારણ કરનારી સળી હોય છે, ત્યારે તે પણ ઘણી ટુંકી હોય છે. ને તેપર માદાફૂલની પાસે થોડાં નરફૂલો પણ આવેલાં હોય છે. પણ જો માદાફૂલ પૂર્ણ સ્થિતિએ આવે છે તો નરફૂલો કાચાં જ રહી જાય છે. માદા ફૂલની ડીટડી એ પરિણામે ફળની ડીટી થાય છે. આ ફૂલમાં ફલ અધઃસ્થાયી છે, એટલે ફૂલનો **પુ૦ બા૦ કોષ** સ્ત્રીકેસર-ગર્ભાશયની મથાળે આવે છે. આ ફૂલની ડીટડીપર ઉભી હાંસો અને વાળની રૂંવાટી આવેલી હોય છે. એ હાંસો સ્ત્રીકેસરગર્ભાશય ઉપરની ૧૦ હાંસો સાથે મળેલી હોય છે. ગર્ભાશય બન્ને છેડે જરા સાંકડોથતો વાળની રૂંછાળવાળો હોય છે. તેને મથાળે નરફૂલ જેવડું તેવા જ રંગ અને આકારનું ફૂલ આવેલું હોય છે. તેનો પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો બનેલો હોય છે. પણ એનાં પત્રો નરફૂલના પુ૦ બા૦ કોષનાં પત્રોની પેઠે તળિયે વિશેષ જોડાયલાં હોતાં નથી, પણ સેહેજ જોડાઇ ગર્ભાશયપર ચોટેલાં હોય છે ને મથાળે તે છૂટાં હોય છે. તે દરેક પત્ર તળિયે પોહોળું ને મથાળે સાંકડુંથતું અણીદાર હોય છે. ગર્ભાશયપરની ૧૦ ઉભી હાંસોમાની ૫ હાંસો આ પાંચે પત્રોમાં અક્કેકી ગયેલી હોય છે. અને પત્રપર આ હાંસની બાજુએ લીલા રંગની ચળકતી ચપટી રસકુપ્પિયો અને વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે નરફૂલમાંની પાંખડીઓની પેઠે છૂટી અને નસો તેમ જ વાળની રૂંવાટીવાળી હોય છે.

**પુંકેસરો**–હોતાં નથી.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય અધઃસ્થાયી હોતાં પુ૦ બા૦ કોષને તળિયે આવી ગયેલો છે. અને પાંખડીઓની વચ્ચેથી નલિકા ૧ લાઇન લાંબી, જરા જાડી, ને પીળાસલેતા રંગની નીકળેલી હોય છે. તેનાપર ૩ છૂટાં મુખ આવેલાં હોય છે. તે પીળા રંગનાં હોય છે. તે મથાળેથી ઘી કાઢવાની **ખુરપી**ની પેઠે વાંકવળેલાં હોય છે ને તેનાપર સૂક્ષ્મ પીળી રૂંવાટી હોય છે.

**ફલ**–૩ થી ૬ ઇંચ લાંબું, ૧½ ઇંચ જાડું, ૧૦ ઉભી હાંસો કે ધારવાળું, ટેરવે અણીવાળું, બન્ને છેડે સાંકડુંથતું, જાડી અને વાંકવળેલી ડીટીવાળું હોય છે. તેની સપાટી લીસી ને ફીકા લીલા રંગની હોય છે. તેને આઇગ્લાસમાં જોવાથી તેપર સૂક્ષ્મ સફેદ છાંટણાં દેખાય છે. ફલપર વખતે ધોળા વાળની રૂંછાળ પણ હોય છે. ફલ સુકાય છે ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે. તેનાં મોઢાને સૂક્ષ્મ ડાંડલીવાળી નાહાની **ઢાંકણી** (lid) હોય છે, જે ફલ તદ્દન સુકાઈ જાય છે ત્યારે તે પોતાની મેળે ઉઘડીને પડી જાય છે. ને ફલની અંદરનાં જાળીદાર રેષામાંનાં ૩ લાંબાં છિદ્રોમાંથી બીજ નીકળી નીચે ખરી જાય છે. ફલની અંદર ઘણાં બીજ હોય છે. ફલની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**બીજ**–ભૂરા કાળા રંગનાં ચપટાં ને ચળકતાં હોય છે. તે ½ ઇંચ લાંબાં ને ½ ઇંચ પોહોળાં હોય છે, તેની સપાટી ખડબચડી ને તેને એક છેડે જરા પોહોળી ખંડિત અણી હોય છે. બીજની બન્ને બાજુની વચ્ચેની કીનારપર સળંગ ફરતી ધાર હોય છે. બીજને તોડતાં તેમાંથી સફેદ તેલિયાં દલ નીકળે છે.

૪-**ઉપયોગીઅંગ**--સર્વાંગ

૫–**ગુણદોષ**–ઝેરી, રેચક, ઉલટી કરાવનાર, શોથઘ્ન અને નાસાવિરેચક.

**૬–ઉપયોગ**–કડવી ગીસોડીનાં પાન જરા ગરમ કરી રસવિકાર અને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. એનાં કાચાં ફલનો રસપણ સોજા અને ઝેરી જનાવરોના દંશપર ઘણા લોકો ચોપડે છે. એનાં સુકાં ફલની બારીક કપડછાંણ કરેલી ભૂકી માથાંના દુખાવાપર નાકે સુંઘાડે છે, તેથી નાસાવિરેચન થઈ માથું મટી જાય છે. એનું ફલ ખાધામાં વાપરવાથી ઝાડા અને ઉલટી થાય છે, એનાં પાન અને કાચાં ફલનો રસ ઢોરની કાંધપર ચાંદાં કે મસ પડેલાં હોય તો તેપર ખેડુ લોકો લગાડે છે. કડવી ગીસોડીના વેલા પાણીમાં ઉકાળી તે પાણીથી વાથી ઝલાયલા ભાગો ઝારવામાં આવે છે.

"કડવી ઘીસોડીનું ૧ ફલ પાણીમાં આખી રાત રાખી તે પાણી સવારે આશરે રૂપીઆ ૪ ભાર પીવાથી ઝાડો, ઉલટી થાય છે. કોઠાને સાફ કરે છે. આફરો, વા, કફ, પિત્ત, પાંડુ, વિષ, બરલ, મુંઝારો, કોઢ, હરસ, સોજા, ઉદરવિકાર, કમલો, ગુલ્મ, અરૂચી, પ્રમેહ, તાવ, દમ, એ સર્વે રોગને મટાડે છે. કડવાં તુરિયાં (Luffa acutangula) તથા જંગલી કડવી ઘીસોડીનાં ફલ ચરકસંહિતામાં ઉલટી કરાવવામાં ગણ્યાં છે." (વૈ૰ રૂગનાથજી)

ડા૰ મૂદીન શેરિફ ખાનબહાદૂર લખે છે કેઃ–

"કડવાં તુરિયાં અને કડવી ગીસોડીનાં પાકાં અને સુકાં બીજ ઉલટી લાવનાર છે, પણ તેમાં **કડવાં તુરિયાં**નાં બીજનો એ ગુણ અચોકસ અને અનિયમિત છે. કોઈ વાર તેની ૨૦ થી ૩૫ ઘઉં ભારની માત્રા આપી હોય તો તેથી સારી રીતે ઉલટી થાય છે; પણ કેટલાક દાખલાઓમાં એવું જોવામાં આવેલું છે કે ઉપરની માત્રા બિલકુલ ઉલટી લાવતી નથી, અથવા એથી કલાકોના કલાકો જોસ ભેર ઉલટી થયા કરે છે. પણ **કડવી ગીસોડી**નાં બીજ એટલીજ કે એથી થોડી ઓછી માત્રામાં આપવાથી તે સારી રીતે ઉલટી કરાવે છે, અને તે નિયમસર હોય છે.

કડવી ગીસોડીનું ફલ ઉલટી લાવનાર છે, પણ એ ફલમાંનો કયો ચોકસ ભાગ વિશેષ ઉલટી કરાવે છે તે લોકો જાણતા નથી. માટે તેઓ બી સોતું આખું ફલ રાત્રે પાણીમાં પલાળી સવારે તેને ગાળી લઈ ઉલટી અને ઝાડા માટે આપે છે. આવી રીતે આ ફલનો ટાઢો રસ આપવાથી પેટમાં ઘણું ચુંથાય છે. અને તેનું કાર્ય અચોકસ અને અનિયમિત થાય છે. એટલા માટે એ રીત બરાબર લાગતી નથી. મેં કડવી ગીસોડીનાં ફલના જૂદા જૂદા ભાગો વાપરી જોયા છે. તેથી માલુમ પડયું છે કે, એનાં **બીજ**માં ઉલટી કરાવનારો ચોકસ ભાગ છે. એનાં બીજનું દલ–**મીંજ** (મગજ) હિંદુસ્થાનમાં સૌથી સારી ઉલટી કરાવનાર ઔષધી છે. અને તે અંગ્રેજી ઈપીકાકયુઆના જેટલું વજનમાં આપવાથી તેના જેટલો બરાબર ગુણ કરે છે. એનાં બીજનું મીંજ થોડા વજનમાં ઉપલેપક અને કફઘ્ન કામ કરે છે. કેમકે એમાં તેલ અને ઘઉંના સત જેવો પદાર્થ (આલ્બ્યુમેન) રહેલો છે. ઉપરના ગુણ ઉપરાંત સંગ્રહણી ઉપર એનાં બીજ સારી અસર કરે છે. મેં કડવી ગીસોડીનાં બીજનું મીંજ અને ઈપીકાકયુઆના ઘણા દરદીઓ ઉપર સરખા વજનમાં અને સરખી રીતે જૂદાં જૂદાં વાપરી જોયાં છે. તો કડવી ગીસોડીનાં બીજનો ગુણ ઈપીકાકયુઆનાના ગુણ જેટલો જ જણાયો છે. કડવી ગીસોડીનું મીંજ ૧૧ થી ૧૫ ઘઉં ભાર મોળ અને ઉબકો લાવે છે. જ્યારે ૨૦ થી ૩૦ ઘઉંભાર ઉલટી કરાવે છે. અને ૫ થી ૧૦ ઘઉંભાર ઉપલેપક અને કફ કાઢવાનું કામ કરે છે. કડવી ગીસોડીનાં મીંજ વાટીને પાણી સાથે મેળવવામાં આવે છે ત્યારે તે લીલાસલેતા ધોળા રંગનું મિશ્રણ થાય છે, એ મિશ્રણ મેં હાલ સુધી દવામાં વાપરેલું છે."

કડવી ગીસોડીનું ફલ અગર તેનો કોઈપણ ભાગ દવા તરીકે ખવરાવવામાં ઘણી સંભાળ રાખવાની છે. અને તે અનુભવી ડાકટરો અને **વૈદ્યોએ જ** વાપરવાનાં છે.

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં તેમજ કંટાળા અને બાવળનાં જાળાંઓમાં કડવી ગીસોડીના વેલા ચોમાસે ઘણા ઉગે છે.

એ હિંદુસ્થાનમાં પશ્ચિમોત્તર ભાગમાં અને પૂર્વ બંગાલમાં થાય છે.

**૮–વિ૰ વિવેચન**–એના વેલા મીઠી ગીસોડી જેવા થાય છે, પણ તે વિશેષ કરી વાડોપર ચડેલા અને કડવા હોય છે. માટે એ **વાડ અને કડવી ગીસોડી** કહેવાય છે. પોરબંદરની આસપાસ ધીંગેશ્વર અને ચાડેશ્વર જંગલોમાં એ ઘણી ઉગે છે. એને અહિના રબારી અને બીજા કેટલાક લોકો **કડવાં કુકડવેલાં** પણ કહે છે. પણ કુકડવેલાં (Luffa echinata) જૂદાં છે.

---

## વર્ગ–(કયુકરબિટેસી).

### નંબર–૨૬૩.

**૧–શાસ્ત્રીયનામ**–L. echinata.

દૃષ્ટાન્ત–H. II. p. 615; N. p. 127; Watt. V. p. 97; રૂ. નિ. પા. ૮૦.

**૨–દેશીનામ**–કુકડવેલાં (પો૰ગુ૰); देवडांगरी, कुकडवेल (म०); बिदाली (हिं०); कुक्कुटी, देवदाली (सं०). બજારમાં એનાં બીજને **વાઉપલાંબીજ** કહે છે.

**૩–વર્ણન**–કુકડવેલના વેલા ૧૦ થી ૨૦ ફીટ લાંબા થઈ ચોતરફ ફેલાય છે. આસરો મળે તો વાડ કે ઝાડોપર

ચડી જાય છે. **નર** અને **માદા** ફૂલના વેલા જૂદા જૂદા હોય છે. **નર** ફૂલના વેલા કરતાં **માદા** ફૂલના વેલા વધારે જોરદાર અને વિસ્તારવાળા જોવામાં આવે છે. નરફૂલના વેલાપરનાં પાન ગાયવસુકણાં કે ઇંદ્રાવણાં જેવાં થાય છે અને માદા ફૂલના વેલાપર મ્હોટાં ને ચીભડીનાં પાન જેવાં પાન આવે છે. બન્ને વેલાપર પાંચ ખૂણીઆં પાન હોય છે. બન્ને વેલાપર સફેદ ફૂલ આવે છે. બન્ને વેલાપર ખરસટવાળની રૂંવાટી હોય છે. ફૂલ ચોમાસાં આખરે આવે છે અને ફલ શિયાળે પાકી જાય છે. ફલ કાંટાવાળાં હોય છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું, બહારથી ભૂરા ને અંદર સફેદ રંગનું હોય છે. તે અંદર રસભર્યું અને સછિદ્ર હોય છે. મૂળનાં મથાળાંથી જરા નીચે કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી પેનસીલ જેવી જાડી, ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે. કોમળ શાખાઓ ઉપરની રૂંવાટી ગીચ હોય છે. ડાંડી અને શાખાઓ પોચી અને અંદરથી પોકળ હોય છે. રંગ પીળાસલેતો લીલો ને સ્વાદ કડવાસલેતો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૫ ઇંચ વ્યાસનાં હોય છે. તે પાંચ ખૂણીઆં, કોરપર દાંતાવાળાં, જરા જાડાં, બન્ને સપાટીએ ખરસટવાળની રૂંવાટીવાળાં, ઉપર લીલા ને નીચે ફીકા રંગનાં હોય છે. પાનની ડીટડી ૧½ થી ૩ કે ૫ ઇંચ લાંબી હોય છે. તે થડમાં જરા મરડાયલી, શાખાઓ કરતાં જરા પાતળી, ને તેપર ઉભી નસો અને ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. પાનની કોર ડીટડી પાસે વિભાગિત હોય છે. ડીટડીને મથાળેથી નસો નીકળી પાનના ખૂણીઆઓમાં ગએલી હોય છે. એ નસો અને તેની વચ્ચેનું જાળીકામ અર્ધપારદર્શક હોય છે. પાનને ચોળવાથી લીલા રંગનો રસ નીકળે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

પાનની ડીટડીના થડમાં અક્કેક સૂક્ષ્મ ઉપપાન હોય છે. તેપર ગોળાઇલેતી, ચળકતી, લીલા રંગની લીસી રસકુપ્પિયો હોય છે.

**તંતુઓ**–પાનની પાસેથી તંતુઓ નીકળેલા હોય છે. તે બે શાખા કે ફાંટાઓવાળા હોય છે. પણ કોઈવાર ત્રણ શાખાઓ પણ જોવામાં આવે છે, તેપર ઉભી નસો અને સફેદ વાળની રૂંવાટી હોય છે. તંતુઓ પાન કરતાં વખતે લાંબા હોય છે.

**ફૂલ–નર** અને **માદા** ફૂલો જૂદા જૂદા વેલાપર આવે છે. એ બન્ને જાતનાં ફૂલો ધોળાં હોય છે. એ બન્નેની વાસ સુવાસિત હોય છે. એ બન્ને જાતનાં ફૂલો બહુધા ૧ ઇંચ વ્યાસનાં હોય છે. તે સવારમાં ઉઘડી સાયંકાળ થતાં સુધી ઉઘડેલાં રહે છે.

**નરફૂલ**–એની પુષ્પ ધારણ કરનારી સળી એક કરતાં વધારે એક જ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તેમાં એક સળી આસરે ૪ થી ૮ ઇંચ લાંબી વધેલી હોય છે. સળીઓ પોળાસલેતા લીલા રંગની ઉભી હાંસો અને વાળની રૂંવાટીવાળી હોય છે. આ સળીઓના છેડા પાસે ફૂલો વધારે ગીચોગીચ હોય છે. દરેક સળીપર આશરે ૬ થી ૧૨રેક ફૂલો આવે છે.

**ફૂલની ડીટડી**–½ થી ૧ ઇંચ લાંબી, અધવચમાંથી સાંધાવાળી, પુષ્પ ધારણ કરનારી સળી કરતાં પાતળી અને વિશેષ ચળકતા વાળની રૂંવાટીવાળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે પીળાસલેતા લીલા રંગનો ½ ઇંચ વ્યાસનો ને વાળની રૂંવાટીથી ભરાયલો હોય છે, એનાં પાંચે પત્રો તળિયે જોડાયલાં અને મથાળે તેના પાંચે દાંતા સાંકડાથતા અણીદાર અને પાંખડીઓથી આંતરે આવેલા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેની સપાટી અને કોરપર સફેદ વાળની રૂંવાટી હોય છે. અને તેની પાછળની બાજુ પીળાસલેતા લીલા રંગની ૩ થી ૫ ઉભી નસો આવેલી હોય છે.

**પુંકેસરો**–૩ હોય છે. તે પાંખડીઓ કરતાં ટુંકાં હોય છે. તેના તંતુઓ અને પરાગકોષ લીલા રંગના ને પરાગરજ પીળી હોય છે. બે પરાગકોષ બબ્બે પોલવાળા ને એક એક પોલવાળો હોય છે.

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદાફૂલ**–માદાફૂલને પુષ્પ ધારણ કરનારી સળી હોતી નથી. પરંતુ ટુંકી ડીટડી હોય છે. તે એકજ પત્રકોણમાંથી અક્કેક કે કોઈવાર ૨ થી ૩ ફૂલો પણ નીકળેલાં હોય છે. તેની ડીટડીને મથાળે સ્ત્રીકેસરગર્ભાશય લીલા રંગનો વાળની ગીચ રૂંવાટીથી આચ્છાદિત થયેલો આવેલો હોય છે. અને તેને મથાળે પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોષ નરફૂલના જેવા આવેલા હોય છે. તેની પાંખડીઓની વચમાં પુંકેસરો હોતા નથી. પણ સ્ત્રીકેસરનલિકા જાડી, લીલા રંગની મથાળે ત્રણ છેડાવાળી આવેલી હોય છે. એનો દરેક છેડો બબ્બે ભાગમાં વેંચાયલો હોય છે, એટલે મથાળે છ ભાગ દેખાય છે. સ્ત્રીકેસરનલિકા પાંખડીઓથી ટુંકી હોય છે.

**ફલ**–કાચાં હોય છે ત્યારે તેપર *તારાકૃતિના વાળની રૂંવાટી હોય છે. તે પ્રથમ લીલા રંગનાં ને સુકાય છે ત્યારે ભૂરા રંગનાં થઈ જાય છે. તે જરા લંબગોળ અથવા બન્ને છેડે સાંકડાંથતાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. તેની સપાટીપર જરા જાડી ઉભી પડઘીવાળા સીધા ગીચોગીચ કાંટા હોય છે.

અને એ કાંટાઓપર પણ સૂક્ષ્મ ધોળા ખરસટ વાળ આવેલા હોય છે. ફૂલના મુખપર (મથાળે) સૂક્ષ્મ ઢાકણું (lid) હોય છે. જેની વચ્ચોવચ સ્ત્રીકેસરનલિકા એક જાડી ઉભી અણી જેવી રહી ગયેલી હોય છે. ફૂલ તદ્દન સુકાઇ જાય છે. ત્યારે આ ઢાકણું પોતાની મેળે ફૂલપરથી ચીરાઇને ખરી જાય છે. અને ફળની અંદરનાં રેસાવાળાં ત્રણ છિદ્રોમાંથી બીજ બહાર પડવા માંડે છે. ફૂલમાં બીજ ઘણાં હોય છે. ફૂલ ઘણાં કડવાં હોય છે.

**બીજ**–પ્રથમ ધોળાં ને પાકે છે ત્યારે ભૂરાં અથવા કાળાસલેતાં ભૂરાં થઇ જાય છે. તે ૧½ થી ૨ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. તેની સપાટી ખડબચડી હોય છે. તે બન્ને સપાટીએ બેહેલાં, ને તેને ફરતી સલંગ ધાર હોય છે. તેને એક છેડે એ ધારને જરા અણી ને ખાંચ હોય છે. બીજની ઉપરનું પડ કાઢી નાખતાં તેની અંદર ભૂરા રંગનું તેલીયું મીંજ દેખાય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઝેરી, રેચક, ઉલટી કરાવનાર, શોથઘ્ન અને વિષહર.

**૬–ઉપયોગ**–કુકડવેલનાં ફૂલ પણ કડવી ગીસોડીની માફક ઉલટી અને ઝાડા લાવે છે. કુકડવેલનાં ફૂલને કુકડવેલાં કહે છે. તે તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઈ કોઢ અને એવાંજ બીજાં ચાંમડીનાં દરદોપર ચોપડવામાં આવે છે. કુકડવેલનાં મૂળ અને રસ ઝેરી જનાવરોના દંશપર લગાડવામાં આવે છે. હાથ પગ ટાઢા થઇ જતા હોય તો કુકડવેલાંનો રસ તેપર ઘણા લોકો ચોપડે છે. એના વેલાનો ઉકાળો પેટની ચુંક અને જળોદર ઉપર અપાય છે.

"કેટલાક ઝેરી તાવની અંદર તેનું હીમ શરીરપર લગાડવામાં આવે છે તેમજ ખવાય પણ છે. કુકડવેલનો રેચક ગુણ ઘણો છે. ને તેથી પ્લીહોદર અને યકૃતોદરમાં સીંધાલુણ વગેરેની સાથે અપાય છે. એ સર્પદંશ તથા હડકવા ઉપર અપાય છે. તેનો રેચ આપવાથી દરદીને કેટલીક ઉલટી થાય છે ને આવી રીતે સર્પના ઝેરની અસર કમતી થાય છે.

માત્રા–પાન અને તેનો સ્વરસ ૦॥ તોલો."

(ડા. વી. ઝી.)

"કુકડવેલાંનાં ફૂલને પાણીમાં પલાળી તેનું ટીપું નાકમાં આપવાથી નાસાવિરેચન થઇ કમળો મટે છે."

(સ્વામી શેવાનંદજી+પરમાણંદજી પંજાબી.)

"કુકડવેલના બીજથી ગર્ભપાત થાય છે." (વૈ. શા. મ. ગો.)

"એનું ફૂલ પાણીમાં પલાળી રાખી પછી તે પાણી પીવાથી ઉલટી તથા ઝાડા થાય છે. ઉદરના



વિષને મટાડે છે. હરસ, સોજા, કૃમિ, ગુલ્મ, કફ, કમળો, તાવ, દમ, ઉધરસ, હેડકી એ સર્વેને મટાડે છે. ચરકસંહિતામાં કુકડવેલ ઉલટીમાં ગણી છે. તેથી ઉલટી થઇ કફના કુષ્ટના સર્વે રોગ મટાડે છે." (વૈ. રૂગનાથજી.)

કુકડવેલ પણ કડવી ગીસોડીની માફક ઝેરી છે.

**૭–સ્થાનક**–ખેતરોની વાડો અને ડુંગર તેમજ પથ્થરવાળી જગોએ એના વેલા ગણ્યાગાંઠયા આ સ્વસ્થાનમાં જોવામાં આવે છે.

એ ગુજરાત, સિંધ અને બંગાલમાં થાય છે.

**૮–વિ૰ વિવેચન**–એના સુકા વેલા ફૂલ સોતા ગાંધીઓને ત્યાં મલે છે.

---

## વર્ગ–(કયુકરબિટેસી).

### નંબર ૨૬૪.

**૧–શાસ્ત્રીયનામ**–Momordica Balsamina ?
દૃષ્ટાન્ત–H. II. p. 617; Watt. V. p. 256.

**૨–દેશીનામ**–છોછીડાં (પો૰+ગુ૰); કારેલો જંગરો (સિંધી); मोखा (हिं०).

**૩–વર્ણન**–છોછીડાંના વેલા ચીભડી જેવા થાય છે. તે ચોમાસે ઉગી આવે છે. એમાં ફૂલ ધોળાં હોય છે અને ફલ કારેલાં જેવાં બન્ને છેડે અણીવાળાં તોપણ તેનાપર ગીસોડી જેવી ઉભી હાંસો કે ધારો હોય છે.

**મૂળ**–બટેટા જેવું હોય છે. તેનાપર કેટલાએક ઝીણા રેસા નીકળેલા હોય છે. એની ઉપરની છાલ ભૂરા રંગની પાતળી અને તરત નીકળી જાય તેવી હોય છે. મૂળ ૧ થી ૩ ઇંચ વ્યાસનું હોય છે, તે અંદરથી નરમ અને ધોળું હોય છે. એની વાસ ચીભડાં જેવી અને સ્વાદ પ્રથમ જરા ગળ્યો ને પાછળથી કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એના વેલા ૪ થી ૧૦ ફીટ લાંબા વધેલા જોવામાં આવેલા છે. ડાંડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તે મૂળપર ઘણુંકરી વચ્ચોવચથી નીકળેલી હોય છે. તે જેટલી જમીનમાં હોય છે તેટલી ધોળા રંગની લીસી ને ગોળ હોય છે. પણ જમીન ઉપરની ફીકા લીલા રંગની ને ઉભી હાંસોવાળી હોય છે. તેપર સફેદ વાળની રૂંછાળ હોય છે. ડાંડીને ચોળતાં ચીભડાંને મળતી વાસ નીકળે છે, અને સ્વાદ ગળચટો ને પાછળથી જરા કડવાસલેતો લાગે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૫ થી ૭ નસો અને ખૂણીઆ કે ખાંચાવાળાં હોય છે. સાધારણ રીતે એનાં પાનનો આકાર ચીભડીનાં પાનને મળતો હોય છે. તે ૧½ થી ૩ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. પાન ડીટડી પાસે વિભાગિત થયેલાં અને ટેરવે અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો

રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે, અને એ બન્ને સપાટી ખરસટ ને સફેદ વાળની આછી રૂંવાટીવાળી હોય છે. પાનની ડીટડી ૧½ થી ૨ ઇંચ લાંબી ને ઉભી હાંસોવાળી હોય છે. તેપર ધોળા વાળની આછી રૂંવાટી અને સળંગ નીક હોય છે. પાનને ચોળવાથી મુળાનાં પાનને મળતી વાસ આવે છે, ને સ્વાદ જરા કડવો લાગે છે.

**તંતુઓ**–પત્રકોણુમાંથી નીકળેલા હોય છે, તે સાદા (શાખા વગરના) અને ઘણા પાતળા હોય છે. તે અધવચથી આગળ ગુંછળીવળેલા હોય છે.

**ફૂલ–નર અને માદા** ફૂલો જૂદા જૂદા પત્રકોણુમાંથી નીકળેલાં હોય છે.

**નરફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી ૧ થી ૨ કે વખતે ૩ ઇંચ લાંબી હોય છે. તેનાપર વચ્ચોવચ એક પુષ્પપત્ર ને ૧ થી ૨ ફૂલ આવેલાં હોય છે. ફૂલનો વ્યાસ ૧ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે પ્રથમ લીલાસલેતા રંગનો હોય છે, ને પાછળથી કાળો થઇ જાય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં અને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેપર વાળની રૂંવાટી હોય છે. એ દરેક પત્રની અણી વિશેષ લીલા રંગની ને ઝીણી હોય છે, ને તેની સપાટીપર બહારની બાજુ ઉભી નસો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ધોળા રંગની, પોહોળી, અને પુ૦બા૦કોષનાં પત્રોથી બમણી લાંબી હોય છે. તેની અંદરની બાજુ પીળા ચાંડલા અને બહારની બાજુ આછી રૂંવાટી હોય છે.

**પુંકેસરો**–૩–૫ હોય છે. તેમાં ૨ અને ૩ એમ બે થાકે તે જોડાયલાં હોય છે. તેના તંતુઓ ધોળાસલેતા રંગના ટુંકા અને જરા જાડા હોય છે. તેનાપર પીળા રંગના વાંકવળેલા પરાગકોષ ૨ અને ૩ એમ ૫ આવેલા હોય છે, તેમાં ૨ ટુંકા અને ૩ માંનો ૧ જરા ઊંચો હોય છે. પરાગરજ વિશેષ પીળી હોય છે. (આ વર્ણન શંકાશીલ છે–doubtful.)

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદાફૂલ**–એની પુષ્પ ધારણ કરનારી સળી ઘણુંકરી નરફૂલમાંની સળી જેટલી લાંબી કે તેથી જરા ટુંકી હોય છે. ને તેનાપર પણ નરની પેઠે એક કે બે ફૂલ આવેલાં હોય છે. (નર તેમજ માદા ફૂલોમાં ઘણુંકરી તેની સળીપરનું એકજ છેડાપર આવેલું ફૂલ પૂર્ણસ્થિતિએ આવેલું જોવામાં આવે છે.) માદા ફૂલ પણ નરફૂલ જેવડાં અને તેવાંજ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–લીલા રંગનો ૫ પત્રો અને ધોળા વાળની રૂંવાટીવાળો હોય છે. તે સ્ત્રીકેસરગર્ભાશયને મથાળે આવેલો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. તે કોમળ, ધોળા રંગની, ઉભી અને નસોવાળી હોય છે.

**પુંકેસરો**–હોતાં નથી.

**સ્ત્રીકેસર**–નો ગર્ભાશય પુ૦ બા૦ કોષની નીચે લીલા રંગનો, ઉભી હાંસોવાળો આવેલો હોય છે. ને પાંખડીઓની વચમાંથી નલિકા લીલા રંગની ૧½ લાઇન લાંબી એક સળી જેવી નીકળેલી હોય છે. જેને મથાળે સૂક્ષ્મ પહોળાં મુખ આવેલાં હોય છે. તેના છેડા ઉંચા થઇ જરા અંદર વળેલા હોય છે. નલિકા અને તેનાં મુખપર આછી રૂંવાટી હોય છે.

**ફલ**–બન્ને છેડે અણીવાળાં, અને જરા વાંકવળતાં હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં, ½ ઇંચ પોહોળાં અને ૮ થી ૧૦ ઉભી હાંસોવાળાં હોય છે. એમાં ૬ થી ૮ બીજ હોય છે. ફલપર ધોળા વાળની રૂંવાટી હોય છે. ફલની વાસ અને સ્વાદ કડવાં ચીભડાં જેવાં હોય છે. ફલ કાચાં હોય છે ત્યારે ઘણાં કઠ્ઠણ હોય છે.

**બીજ**–પ્રથમ ભૂરાં ને સુકાય છે ત્યારે કાળાં થઇ જાય છે. તેની સપાટી જરા ખડબચડી, ને તેનાપર બાજુએ સલંગ એક લીટી હોય છે. તેની છાલ કઠ્ઠણ હોય છે. બીજના એક છેડા અથવા મુખનો ભાગ ઘણો ખડબચડો હોય છે. બીજ કાચાં હોય છે ત્યારે બન્ને બાજુ દબાતાં હોય છે. પણ પાકી જાય છે ત્યારે તેની બન્ને બાજુ ઘણી બહાર નીકળી આવેલી દેખાય છે. બીજ ૨ લાઇન લાંબું ને ૧ થી ૧½ લાઇન પોહોળું હોય છે. બીની અંદરનું મીંજ સફેદ, મીઠું અને તેલીયું હોય છે.

**૪–ઉપયોગી અંગ**–પાન અને ફલ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન, સારક.

**૬–ઉપયોગ**–એનાં કાચાં પાનનું શાક કરવામાં આવે છે. તે સારક અને વાયુહર્તા ગણાય છે. એનાં કાચાં ફલનું અથાણું કરવામાં આવે છે. કહે છે કે એનાં ફલનાં ચીરીઆં કરી મીઠાં તેલમાં બોળી તડકે સુકાવે છે. સુકાઇ ગયા પછી તે રૂમાં વીંટાળી જખમપર લગાડવામાં આવે છે ને તેથી જખમ રૂઝાઇ જાય છે.

**૭–સ્થાનક**–કોબીકરાર જમીનમાં એના છોડવા ઉગતા જણાય છે.*

એ સિંધ અને પંજાબમાં થાય છે.

* પોરબંદર સ્વસ્થાનમાં રાણાવાવથી વરવારે જતાં ટપુડી વાવ પાસે હુકાધારપરનાં ખેતરો અને ખરાબાઓ તેમજ વરવારા પાસે રસ્તાની બાજુએ છોછીડાંના વેલા ચોમાસે ઘણા ઉગે છે. એનાં પાન અને ફલનું ગરીબ લોકો શાક કરે છે, તેટલા માટે ભોદ, વરવાળા અને આજુબાજુનાં ગાંમડાંનાં લોકો ખાસ કરીને હુકાધારપર ચોમાસે છોછીડાંનાં ફલ વીણવા આવે છે.

## વર્ગ–(ક્યુકરબિટેસી).

**નંબર–૨૬૫**–Female.

**૧–શાસ્ત્રીયનામ**–M. Dioica.

દૃષ્ટાન્ત–H. II. p. 617; N. p. 127; Watt. V. p. 258; ૩. નિ. પા. ૬૩૧.

**૨–દેશીનામ**–કંટોલી (પો૦); કંટોળી (ગુ૦); करटोलि (म०); बेकसा, गोल-कांद्र, घोसालफल (हिं०); कर्कोटकी (सं०).

**૩–વર્ણન**–કંટોલીના વેલા ચોમાસે ઘણા ફૂટી આવે છે. તે સુતળી જેવા પાતળા હોય છે. પાન અખંડિત અથવા ખંડિત કોરવાળાં, હૃદયાકૃતિનાં, પોહોળાં કે લંબગોળ, અથવા થોડાં ઘણાં ૩ થી ૫ ખૂણીઆં હોય છે. ફૂલ પીળા રંગનાં સાંજની વખતે ઉઘડે છે. ફલ કુકડવેલાંની પેઠે કાંટાવાળાં હોય છે.

**મૂળ**–એનાં મૂળ બહુવર્ષાયુ હોય છે. તે કંદ જેવાં હોય છે. તે ઘણીવાર ઉપરથી જાડાં અને તળિયે પાતળાં થતાં ગરીઆ કે ગાજરને મળતાં હોય છે. તે ૬ ઈંચથી ૧ ફુટ લાંબાં ને મથાળે ૨ થી ૩ ઈંચ વ્યાસનાં ઘણીવાર જોવામાં આવે છે. તે કોઈવાર અગડગઠ્ઠાં, ટુંકાં અને અનિયમિત રીતે લંબગોળ થએલાં પણ હોય છે. એના કંદમાંથી સુતળી જેવા પાતળા લાંબા ફાંટાઓ પણ નીકળેલા હોય છે. મૂળની ઉપરની છાલ ખડબચડી ને ભૂરા રંગની હોય છે. તે ઘણી પાતળી હોય છે, તેથી નખવતી મૂળને ખરપતાં તે ઉતરી જાય છે. મૂળનો આડો કાપ કરતાં તે અંદરથી ફીકા ધોળા રંગનું, રસભર્યું અને દાણાદાર સતવાળું દેખાય છે, તેની વચ્ચોવચ્ચ એક ભૂરા રંગનો ચાંડલો હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ પ્રથમ ગળચટો ને પાછળથી કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–લીસી, ચળકતી, પીળાસલેતા લીલા રંગની, ઉભી હાંસાવાળી અને સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ઘણુંકરી ત્રણ ખૂણીઆં હોય છે, પણ ઘણીવાર ૪ થી ૫ ખૂણીઆં પણ હોય છે. તેનો વચલો ખૂણીઓ ઘણુંકરી વિશેષ લાંબો હોય છે. નીચેના છેડા બહુધા ડીટડી તરફ અંદર વળતા હોય છે. પાન કુમાસે પાતળાં ને કોરપર સૂક્ષ્મ દાંતાવાળાં હોય છે. તે ૨ થી ૪ ઈંચ લાંબાં અને ૧½ થી ૩½ ઈંચ પોહોળાં હોય છે. તે ખુલ્લા લીલા રંગનાં, ને તેની ઉપરની સપાટી આછી રૂંવાટીવાળી, અને નીચેની લીસી, અથવા વિશેષ રૂંવાટીવાળી હોય છે. પાનની ડીટડીના થડમાં અને તે ઉપર પણ સફેદ વાળની રૂંવાટી હોય છે.

**તંતુઓ**–સાદા અને અધવચથી આગળ વાળાની ગુંછળી પેઠે વળેલા હોય છે.

**ફૂલ**–નર અને માદા ફૂલો જૂદા જૂદા વેલાઓ ઉપર આવે છે.

**નરફૂલ**–ની પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી અક્કેકી નીકળેલી હોય છે. તે ૨ થી ૬ ઈંચ લાંબી હોય છે, ને તેપર ફૂલની નીચે એક પુષ્પપત્ર હોય છે. જેમાં ફૂલનો પુ૦બા૦કોષ બહુધા ઢંકાયલો હોય છે. ફૂલ ૧ ઈંચ વ્યાસનું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં, પાંખડીથી ટુંકાં, સાંકડાં ને રંગે પીળાસલેતાં લીલાં હોય છે. તે ⅓ ઈંચ લાંબાં અને સૂક્ષ્મવાળની રૂંવાટીવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેપર બન્ને બાજુ સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. તે પાંચે પાંખડીઓ તળિયે થોડી જોડાયલી હોય છે.

**પુંકેસરો**–૩ હોય છે. તે પાંખડીઓથી ટુંકાં હોય છે. તેના બે તંતુઓપર બબ્બે પરાગકોષ અને એકપર એક હોય છે. જે તંતુઓપર બે પરાગકોષ આવેલા હોય છે તે તંતુઓ મથાળેથી બે વિભાગવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદા ફૂલ**ની પુષ્પ ધારણ કરનારી સળી પણ ઘણુંકરી લાંબીજ હોય છે. ને તેને તળિયે પુષ્પપત્ર હોય છે. પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦કોષ સ્ત્રીકેસરગર્ભાશયની ઉપર આવેલા હોય છે. નલિકા અને તેનાં મુખ પાંખડીઓની વચ્ચે હોય છે.

**ફલ**–૧ થી ૨ ઈંચ (ક્વચિતજ ૩ ઈંચ) લાંબું અને ૧ થી ૧½ ઈંચ પોહોળું હોય છે. તે તળિયે પોહોળું કે ગોળાઈલેતું ને મથાળે અણીવાળું હોય છે. તેનાપર તળિયેથી પોહોળા ને મથાળે સાંકડાથતા વાંકવળેલી અણીવાળા કાંટા હોય છે.

ફલ કાચું હોય છે ત્યારે બહારથી લીલું ને અંદર ધોળું હોય છે, પણ તદન પાકી જાય છે ત્યારે તે અંદર બહાર પીળા રંગનું થઈ જાય છે. ને એ ચાર જગોએથી અનિયમિત રીતે તટકી કે ફાટી જાય છે. ને તેમાંનાં બીજ રાતા વાલ જેવાં રાતાં બહાર દેખાઈ આવે છે. એક ફલમાં ઘણુંકરી ૧૫ થી ૨૫ શેક બીજ હોય છે. ફલની વાસ તુરિયાંને મળતી અને સ્વાદ પણ બહુધા મીઠાશલેતો તેવોજ હોય છે.

ફલ જ્યારે કુમળાં હોય છે ત્યારે તે પત્રકોણની પાસે હોય છે. ને ફલની નીચે પાસેજ પુષ્પપત્ર પણ હોય છે. પણ જેમ જેમ ફલ વધતું જાય છે તેમ તેની નીચેની ડીટી અને સળી પણ વધતાં જાય છે. તે ફલ જ્યારે પૂર્ણસ્થિતિયે આવે છે ત્યારે તેની નીચેનું પુષ્પપત્ર ડીટીની નીચે અને સળીની ઉપર એમ વચમાં આવી

જાય છે. ફૂલનો આકાર ઉંધાં તુંબડા અથવા ગરીઆ જેવો હોય છે. ફૂલનો આડો કાપ કરી જોતાં તેમાં બીજની ૫ હારો દેખાય છે. પણ તેમાંથી બહુધા ૩ હારોમાંનાં બીજ પૂર્ણસ્થીતિયે આવેલાં જોવામાં આવે છે, ને બાકીની ૨ હારમાંનાં બીજ કાચાંજ રહી સમાઇ જાય છે.

**બીજ**–⅜ થી ⅝ ઇંચ લાંબાં અને સેહેજ ચપટાં હોય છે. તે એક છેડે જરા અણીયતાં હોય છે. બીજની ઉપરનું ચીકણું ચળકતું રાતું પડ કાઢી નાંખતાં તે અંદરથી ભૂરા રંગનું દેખાય છે. તેની સપાટી લીસી ને ચળકતી હોય છે. તેની બાજુએ ધોળા રંગની સલંગ પટી હોય છે. બીજ સખ્ત હોય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ, પાન અને ફૂલ.

**૫–ગુણદોષ**–વિષહર, ઉપલેપક, શોથઘ્ન.

**૬–ઉપયોગ**–કંટોલીનાં મૂળને તેલમાં વાટી ચામડીનાં દરદોપર લગાડવામાં આવે છે. એનાં મૂળને પાણીમાં ઘસી ઝેરી જનાવરોના દંશપર ચોપડાય છે. કંટોલીનાં ફૂલને **કંટોલાં** કહે છે. તેનું શાક થાય છે. જે વાયુહરતા અને પાચક ગણાય છે. આંતરડાના દરદવાળાને તે ઘણું ગરમ પડે છે. એનાં મૂળ, મરી, રતાંજળી અને ટોપરાનાં તેલની સાથે મેળવી માથે ચોપડવાથી માથાની વેદના ઓછી થઈ જાય છે. એનાં મૂળને પાણીમાં ઉકાળી પીવાથી ભીંતગરોડીની લાળ અને ઉંદરનું ઝેર નીકળી જાય છે. આંતરડાં ને વેહેતા હરસની બીમારી ઉપર એનાં મૂળનું ચાટણ ખવરાવવામાં આવે છે. એનાં સુકાં ફૂલની ભૂકી નાકે સુંઘવાથી છીંકો આવી માથાનું દરદ મટે છે. એનું મૂળ કફ ઉપર પણ વપરાય છે.

"કુંણાં કંટોલાંનું શાક શૂળ, ગુલ્મ, પિત્ત, ત્રિદોષ, કફ, કુષ્ટ, કાસ, પ્રમેહ, શ્વાસ, તાવ, મોઢામાંથી લાળ પડતી હોય તે, અરૂચી, એ સર્વેને ટાળે છે. કંટોલીનાં પાંદડાં કૃમિ, ક્ષય, ઉધરસ, હેડકી, અર્શ એ સર્વેને મટાડે છે. એનો કંદ મધ સાથે ખાવાથી માથાના રોગને ટાળે છે." ( વૈ૦ રૂગનાથજી ).

**૭–સ્થાનક**–ડુંગરની પાઉની કાદી એટલે પથ્થરવાળી જમીનમાં કંટોલીના વેલા ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે.*

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

* પોરબંદર સ્વસ્થાનનાં ગોઢાણા જંગલનો **ખીલડોકાદો** તેમજ આદિત્યાણા જંગલની પથ્થરની ખાણોવાળી ધારો તથા ખડાઓ કંટોલાં માટે પ્રખ્યાત છે. અને રાણાવાવ જંગલમાં કંટોલાં ઘણાં થવાથી એક આખા ડુંગરનું નામ **કંટોલીઓ** પડેલું છે.

ચોમાસે ગરીબ લોકો કંટોલાંનાં ફૂલ ડુંગરમાંથી વીણી લાવી પોરબંદરની બજારમાં વેચે છે.

## વર્ગ અને શાસ્ત્રીયનામ–એજ કંટોલી મુજબ.

### નંબર–૨૬૬–Male.

**૨–દેશીનામ**–કંટોલો (પો૦); વાંઝ કંટોલી, વાંઝણી કંકોડી (ગુ૦); वंध्याकर्कोटी, सर्वौषधी (सं०).

**૩–વર્ણન**–કંટોલાના વેલામાં એકલાં **નરફૂલ** થાય છે. એમાં માદા ફૂલ થતાં નથી. એટલે ફૂલ ક્યાંથીજ થાય? માટે એના વેલાને **કંટોલો** કહે છે. અને આગળ કહેલી કંટોલીના વેલામાં માદાફૂલ થઇ ફૂલ થાય છે. એટલે તેને **કંટોલી** કહે છે. અને આ કંટોલાના વેલાને ઘણા લોકો **વાંઝ કંટોલી** કહે છે. એના વેલા કંટોલી જેવાજ થાય છે. એના વેલા નીચે પણ કંટોલીના વેલા પેઠે કંદ હોય છે. તેનો સ્વાદ તૂરાસલેતો કડવો હોય છે.

"તે ઘસીને પીવાથી ઉલટી ને ઝાડો થાય છે. તેથી ઘણી જાતનાં વિષને ટાળે છે. સર્પના વિષને તુરત ઉતારે છે, રતવા, ગુંબડાં, રક્તવિકાર, આંખ તથા માથાનું દરદ, ઉધરસ, કફ, એ સર્વે રોગને મટાડે છે. સ્થાવર જંગમ વિષને ટાળે છે. વિષ ઉપર ઘસી ચોપડવાથી પણ ગુણ કરે છે. ગરમ છે. એ કંદને મોળી સુકવી તેનો લોટ કરી રાખે છે. તે લોટ શરદી ઉપર સુંઠની સાથે ડીલે ચોળે છે. તેથી ગરમી આવે છે ને શીત મટે છે. સુવાવડી બાઇડીઓને માથામાં ઘાલે છે તથા કંટોલને આંબળાંથી નહવરાવે છે." (વૈ૦ રૂગનાથજી).

"વાંઝણી કંકોડીના મૂળને વાટી કલ્ક કરી ઘી નાંખીને પીવાથી ઝેર દૂર થાય છે. તેનો કાંદો એક તોલાભાર લઇ તે મધની સાથે દેવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે. સ્તનરોગપર વાંઝણી કંકોડીનું મૂળ ઉકાળી લેપ કરવામાં આવે છે. તેના કાંદાને ચોખાના ધોણમાં ઉકાળી પીવરાવવાથી અને ચોપડવાથી સર્પવિષ દૂર થાય છે. તેના કાંદાના ચૂર્ણને સાકરની સાથે ખાવાથી રક્તાર્શ મટે છે. વાંઝણી કંકોડીના મૂળને ઘીમાં ઉકાળી તેમાં સાકર નાંખી તેનું નસ્ય દેવાથી અપસ્માર રોગ મટે છે." ( વૈ૦ શા૦ મ૦ ગો૦ ).

કંટોલાના વેલા પણ જ્યાં કંટોલી ઉગે છે ત્યાં ઉગે છે.

**વિ૦ વિવેચન**–વાંઝ કંટોલી અને ઘોલીના કંદ ઘણીવાર બજારમાં સેળભેળ વેચાવા આવે છે. વાંઝ કંટોલીનાં મૂળની ભૂકી **સર્વૌષધી**ની જગોએ વપરાય છે તેમ શતૌષધી ની અવેજી પણ કામમાં આવે છે. પણ **શતૌષધી** ખાસ વાપરવાની હોય છે ત્યારે જૂદી જૂદી એકસો વનસ્પતિ ભેળી કરવામાં આવે છે.*

* સ્વસ્થાન પોરબંદરના નેક નામદાર મહારાણા શ્રી ભાવસિંહજી સાહેબ બાહાદૂરના પટ્ટાભિષેક વખતે ગોરે મંગાવેલી

## વર્ગ—( કયુકરબિટેસી ).

### નંબર—૨૬૭.

**૧-શાસ્ત્રીયનામ**-Cucumis trigonus ?

દૃષ્ટાન્ત-H. 11. p. 619; N. p. 127; Watt II. p. 636; ફ. નિ. પા. ૧૧૯.

**૨-દેશીનામ**-ગાયવસુકણું, ગાયવસુકણાંના વેલા (પો૦+ગુ૦).

**૩-વર્ણન**-ગાયવસુકણાંના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઇંદ્રાણાંના વેલા જેવા થાય છે. પણ તેથી બધી રીતે તે મ્હોટા હોય છે. એ વેલા ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે, અને ૪ થી ૧૦ ફીટ લાંબા હોય છે. એમાંથી ઝાઝી શાખાઓ નીકળેલી હોતી નથી. પાન પાંચ ખૂણીઆં હોય છે. તંતુ સાદા અને ઝીણા દોરા જેવા હોય છે. એમાં નર અને માદા ફૂલ એકજ વેલાપર આવે છે. ફૂલ ચોમાસે આવી ફલ બહુધા શિયાળે પાકે છે. તે ગોળાઇલેતાં હોય છે.

એના આખા વેલાપર ધોળા, ચળકતા, ખરસટ વાળ હોય છે.

**મૂળ**-મથાળે પેનસીલથી અંગુઠા જેવું જાડું થાય છે. અને નીચે જતાં તે સાંકડુંથતું હોય છે. તેનો રંગ ફીકાસલેતો ધોળો હોય છે. તે ½ થી ૧½ ફીટ લાંબું હોય છે. તેમાંથી કોઇવાર તેની અધવચથી નીચે ૪ થી ૫ ચેક ઝીણા ફાંટા નીકળેલા જોવામાં આવે છે. તેની વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરીને મૂળને મથાળેથી ૨ થી ૪ કે ૮ ઠેક ફીટ લાંબી એ ચાર શાખાઓ નીકળે છે. તે સુતળી જેવી જાડી અને ફીકાસલેતા લીલા રંગની હોય છે. તેનાપર ઘણુંકરી પાંચ ઉભી હાંસો અને ખરસટ ધોળી રૂંછાળ આવેલી હોય છે. તેનો સ્વાદ પહેલાં તૂરો, અને પાછળથી સહેજ કડવો લાગે છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેનો આકાર ઇંદ્રાણાંનાં પાનને મળતો હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં

---

એકસો વનસ્પતિ ( शतौषधी ) નાં નામો તેણે આપેલી યાદિપરથી ઉતારેલાં નીચે પ્રમાણે છે. એ વનસ્પતિના પ્રતિનિધી કૌંસમાં લખેલા છેઃ—

| | | | |
|---|---|---|---|
| १ सहदेवीनुं मूल | २६ नादेकीनारनुं(नांदुकी)मूल | ५१ दर्भनुं मूल | ७६ कदंबनुं ( कलम ) मूल |
| २ बर्हीर्षिखानुं (वसेडानुं) ,, | २७ आसुपालवनुं ,, | ५२ शेमळानुं ,, | ७७ गळजीभीनुं (भोपातरी),, |
| ३ शरपंखानुं ,, | २८ गंगेरनुं ( गांगड ) ,, | ५३ भांगरानुं ,, | ७८ हींगोरानुं ( ईंगोरीयां ) ,, |
| ४ आंबानुं ,, | २९ पठणनुं ( करंढीयुं) ,, | ५४ आकडानुं ,, | ७९ नागलादुधी(चमारदुधेली) |
| ५ कांचकीनुं ,, | ३० आंबलीनुं ,, | ५५ घोडावजनुं गंधारां घासनुं,, | ८० अठीमठीनुं ( कागमेंदी ), |
| ६ सुलक्ष्मणानुं (रीसामणी),, | ३१ महुडानुं ( राण ) ,, | ५६ शेलडीनुं-( कुंवार ) ,, | ८१ गोकरणनुं ,, |
| ७ तुमडीनुं ,, | ३२ शीखीनुं ( मोटोवसेडो ),, | ५७ शतावलनुं ,, | ८२ चमेलीनुं ( डोलर ) , |
| ८ कारेलीनुं ,, | ३३ बीलीनुं ,, | ५८ दुर्वानुं ,, | ८३ बावचीनुं ,, |
| ९ रातीकणेरनुं ,, | ३४ नागवल्लीनुं(नागरवेल),, | ५९ आसोदरीनुं ,, | ८४ लींबुनुं ,, |
| १० करकोरीकानुं ,, | ३५ त्रणनुं ,, | ६० बोरडीनुं ,, | ८५ अगथीनुं ,, |
| ११ धोळीकणेरनुं ,, | ३६ बीजोरीनुं ,, | ६१ तुलसीनुं ,, | ८६ वीरेणनुं ( वरणो ) ,, |
| १२ व्याघ्रीनुं ,, | ३७ जयंतीनुं (चणोठी) ,, | ६२ जवनुं ,, | ८७ मोथानुं ,, |
| १३ वेठीभोरीगणीनुं ,, | ३८ जवासानुं , | ६३ आंखफुटामणीनुं ,, | ८८ गाव्यनुं ( उंधाफुली ) ,, |
| १४ रुद्रयंतीनुं ( रुद्राक्ष ) ,, | ३९ दाडमनुं ,, | ६४ आवळीनुं ( आवळ ) ,, | ८९ लींबडानुं ,, |
| १५ अघेडीनुं ,, | ४० केवडानुं ,, | ६५ बावळनुं ,, | ९० खजुरीनुं ,, |
| १६ धोळीमूसळीनुं (सतावरी),, | ४१ केळनुं ,, | ६६ जळजांबवानुं ,, | ९१ नालीएरीनुं ,, |
| १७ इंद्रवारुणीनुं (गायवसुकणां),, | ४२ कुंदनुं ,, | ६७ कंकोडीनुं ,, | ९२ लजामणीनुं ,, |
| १८ कुबेरीनुं ( अघेडो ) ,, | ४३ गळोनुं ,, | ६८ सुखडनुं ,, | ९३ वेवनुं ( जलजमनी ) ,, |
| १९ निर्गुंडीनुं ,, | ४४ कोठीनुं ,, | ६९ सरसवनुं ,, | ९४ पोयणनुं (काळांकमल ),, |
| २० देवदारुनुं ( रातावाल ) ,, | ४५ ब्राह्मिनुं ( उंदरकानी ),, | ७० रतांजलीनुं ,, | ९५ पारिषपीपळानुं ,, |
| २१ वडनुं ,, | ४६ चंपकनुं ( खड्चंपो ) ,, | ७१ बोडीयाकलारनुं (गरणी),, | ९६ शतपत्रिकानुं (सेवती) ,, |
| २२ उमरानुं ,, | ४७ कमलनुं ,, | ७२ शंखावलीनुं ,, | ९७ तलीनुं ,, |
| २३ पीपरानुं ,, | ४८ कांचशेळीयानुंमूल ,, | ७३ साटोडीनुं ,, | ९८ गोखरुनुं ,, |
| २४ जांबुनुं ,, | ४९ संधेसरानुं ,, | ७४ धोळीशेरडीनुं ( वरु ) ,, | ९९ फलकंटीनुं ( कसी ) ,, |
| २५ खाखरानुं ,, | ५० कांसनु ,, | ७५ धतुरानुं ,, | १०० खीजडीनुं. ,, |

અને ૨ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેના પાંચે ખુણીઆનાં મથાળાં ગોળાઇલેતાં હોય છે. ને તેની કોરપર સૂક્ષ્મ દાંતા અને ખરસટ ધોળા વાળની હાર હોય છે. પાન બન્ને સપાટીએ ખરસટ હોય છે. તેની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની ફીકી લીલી હોય છે. પાનની ડીટડી ½ ઇંચથી ૧½ ઇંચ લાંબી હોય છે. તે બહુધા શાખા જેવીજ જાડી હોય છે. ને તેનાપર પણ ઉભી હાંસો અને ખરસટવાળ આવેલા હોય છે. તેને મથાળેથી મુખ્ય પાંચ નસો નીકળી પાનના ખૂણીઆઓમાં ગયેલી હોય છે. તે પાનની નીચેની સપાટીએ વધારે બહાર નીકળતી હોય છે. પાનની ઉપરની સપાટીપર અંદર બેસતા અને નીચેની-પર બહાર નીકળતા રેતીના દાણા જેવા સૂક્ષ્મ ખરસટ બિંદુઓની બાનક હોય છે. પાનનો સ્વાદ ઇંદ્રાણુાંનાં પાન જેવો કડવો હોતો નથી.

**ફૂલ**–એકજ શાખાપર **નર** અને **માદા** ફૂલો જૂદા જૂદા પત્રકોણમાં આવેલાં હોય છે. તે પીળા રંગનાં ને ૩ થી ૪ લાઇન વ્યાસનાં હોય છે.

**નરફૂલ**–એક પત્રકોણમાંથી બહુધા એકજ નર ફૂલ નીકળે છે. પણ કોઇવાર બે પણ જોવામાં આવે છે. ફૂલની ડીટડી ¼ ઇંચ લાંબી હોય છે. તે પીળાસલેતા લીલા રંગની ને તેપર, લાંબા ખરસટ ધોળા વાળ આવેલા હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી ઠેઠ મુખ સુધી જોડાયલાં અને મથાળે તેના ફક્ત સૂક્ષ્મ પાંચ દાંતા લીલા દેખાતા હોય છે. આ કોષ ફૂલની ડીટડી જેટલો લાંબો, લીલા રંગનો, ને તેપર પણ ધોળા ખરસટ વાળ આવેલા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે. તે તળિયે જોડાયલી અને ઉપર તેના પાંચે છેડા છૂટા દેખાતા હોય છે. પાંખડીની અંદરની બાજુ ફીકાસલેતા લીલા કે ભૂરા રંગની ઉભી નસો આવેલી હોય છે. ને બહારની બાજુ તેને મથાળે સફેદ વાળની રૂંવાટી હોય છે.

**પુંકેસરો**–ત્રણ હોય છે. તે ફીકા પીળા રંગનાં હોય છે. તે પુ૰ બા૰ કોષની નળીની અંદર આવેલાં હોય છે. તે પાંખડીથી ઘણાં ટુંકાં હોય છે. પરાગકોષ પીળા રંગના હોય છે. એકપર તેમાં એક અને બેપર બબે પોલ હોય છે. સંયોજક પરાગકોષની ઉપર ચઢી આવેલી હોય છે, અને તેને મથાળે સૂક્ષ્મ કલંગી હોય છે. આ ત્રણે પુંકેસરો બહુધા છૂટાં હોય છે.

**સ્ત્રીકેસર**–આ ફૂલમાં હોતી નથી. (પણ કેટલાંક પુષ્પો તપાસતાં પુ૰બા૰કોષને તળિયે એ પુંકેસરોથી નીચે પીળાસલેતી ચળકતી, લીસી, ગોલ, મથાળે જરા બેઠેલી કર્ણિકા જેવી સૂક્ષ્મ દડી દેખાય છે.)

**માદાફૂલ**–પત્રકોણમાંહેથી એકેક નીકળેલું હોય છે. તેની ડીટડી પ્રથમ ટુંકી હોય છે. પણ જેમ જેમ ફલ મ્હોટું થતું જાય છે તેમ તેમ તેની ડીટડી લાંબી થતી જાય છે. તે ફલ પાકયા સુધી બહુધા પાનની ડીટડી જેવી જાડી અને તેટલીજ લાંબી થઇ જાય છે. આ ડીટડીને મથાળે આદિફલ (સ્ત્રીકેસરગર્ભાશય) આવેલું હોય છે. તેનાપર **નરફૂલ**ના પુ૰બા૰ અને પુ૰ અભ્ય૰કોષ જેવા પુ૰બા૰ અને પુ૰ભ્ય૰ કોષ આવેલા હોય છે.

**પુંકેસરો**–આ ફૂલમાં હોતાં નથી.

સ્ત્રીકેસરગર્ભાશય ઉભો, ને લીલા રંગનો હોય છે. તેપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. નલિકા ટુંકી અને તેને મથાળે ત્રણ મુખ આવેલાં હોય છે.

**ફલ**–લીસાં ને મ્હોટાં લીંબુ જેવડાં હોય છે. તે કાચાં હોય છે ત્યારે લીલાં ને પાકે છે ત્યારે પીળાં થઇ જાય છે. કાચાં હોય છે ત્યારે તેનાપર ફીકા ધોળા રંગના દશ લાંબા ઉભા પટા હોય છે ને પાકે છે ત્યારે એ પટા પીળા રંગના થઇ જાય છે, અને ઘણીવાર તે ફલના રંગ સાથે અદૃશ્ય પણ થઈ જાય છે. ફલ લંબગોળ અથવા ગોળાઇ-લેતાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ¾ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. ફલને ટેરવે સૂક્ષ્મ ભૂરા રંગનો ઉંધી વાળેલી પડઘી જેવો ચાંડલો હોય છે. ફલનો આડો કાપકરી જોતાં તેમાં ચીભડાં કે કાકડી જેવાં ઘણાં બીજ દેખાય છે. તે ફીણવાળા રસની અંદર આવેલાં હોય છે, અને તે ફલની કોર તરફ ત્રણ થાકે ગોઠવાયલાં હોય છે. ફલની અંદરની વાસ કાકડી જેવી અને સ્વાદ કડવો હોય છે.

**બીજ**–ચીભડાં કે કાકડી જેવાં ધોળાં, ૧ થી ૧½ લાઈન લાંબાં, ને ૧½ લાઇન પોહોળાં હોય છે. તે લંબગોળ, લીસાં ને ચપટાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–રેચક, વાન્તિકારક, વિષહર, પાચક તથા જ્વર અને કૃમીઘ્ન.

**૬–ઉપયોગ**–ગાયવસુકણાંનું મૂળ પાણીમાં ઘસીને વીંછી તેમજ બીજાં ઝેરી જનાવરોના ડંખપર ચોપડાય છે. ફીરમ, અજીર્ણ અને જળોદર ઉપર એનાં મૂળની ફાકી મરીની સાથે અપાય છે. રસવિકારના સોજા ઉપર એનું મૂળ પાણીમાં ઘસીને ચોપડાય છે. એનું મૂળ મરી અને સુંઠ સાથે પાણીમાં વાટી તેને ઝામીને તાવ ઉપર અપાય છે. એના વેલાનો ઉકાળો કરી તે પાણીની તાવ-વાળાને બાફ અપાય છે. એનાં ફલમાં વીંધુંકરી તેમાંથી બી કાઢી નાંખી, અંદર મરીના દાણા ભરી તેનાપર કપડમાટી કરી તેને ચુલા પાસે અથવા ગાયની કોડમાં જમીનમાં ડાટી મુકે છે. કેટલાક દિવસ પછી તેને કાઢી

તેમાંનાં મરી મીઠાં અને સુવા સાથે વાટી એ ભૂકી રાખી મૂકે છે. તે અજીર્ણ, તાવ વગેરે ઉપર વપરાય છે. ટુંકામાં ગાયવસુકણાંનાં મૂળ, ફલ અને વેલાનો ઉપયોગ અહિંના લોકો **ઇંદ્રાણાંના** જેવો કરે છે. એ વિષનો ઉતાર ગણાય છે. પણ ઇંદ્રાણાં કરતાં એ વધારે રેચક કેહેવાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, દરિયા કીનારાની રેતાલ જમીનમાં, પોરબંદર તલપતની આસપાસના ખડા ઉપર, પણ વિશેષ કરીને તે બરડા ડુંગરમાં ઘાસની તળીઓમાં અને વરવારા કંડોરણાં ગામની કરાર જમીનમાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એમ કહેવામાં આવે છે કે આનું ફલ દુઝણાં ઢોર **ગાય** વગેરેના ખાવામાં આવે તો તે **વસુકી** જાય છે, માટે એનાં ફલને **ગાયવસુકણું** કહે છે. એનાં ફલને કેટલાંક લોકો મ્હોટાં ઇંદ્રાણાં પણ કહે છે. કેમકે ઇંદ્રાણાંનાં ફલ કરતાં વખતે એ જરા મ્હોટાં હોય છે પણ ખરાં **ઇંદ્રાણાં** આ તેમજ આ નીચે લખેલાં ઇંદ્રાણાં એ બેમાંથી એકે નથી. આને અંગ્રેજીમાં કેટલાકો cucumis pseu-do-colocynthis કહે છે. એનાં ફલ અને મૂળ ખરાં ઇંદ્રાણાંની જગોએ વપરાય છે. પણ ખરાં **ઇંદ્રિાણાં** citrullus colocynthis છે.*

---

CUCUMIS MACULATA?

**કોટીબાં**–એના વેલા ચોમાસે ખેતરો અને ડુંગરની પાઉમાં ઉગે છે. એનાં ફલ **કોટીબાં** કહેવાય છે. તે ૧ થી ૨½ ઇંચ લાંબાં ને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે રંગે લીલાં પણ કોઇવાર ગુલાબીઝાંઇલેતાં હોય છે. તેપર કાળું ચિત્રામણ કે ૧૦ કાળા ઉભા પટા હોય છે. તેનો આકાર લંબગોળ કે ડીટડી તરફ સાંકડોથતો હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તેનો આડો કાપ કરતાં તે અંદરથી ધોળાં રસભર્યાં અને ૩–બીજ-સ્થાનવાળાં દેખાય છે. તેનાં બીજ ધોળાં, લીસાં, ચપટાં ને ટેરવે સાંકડાંથતાં હોય છે. કોટીબાં સ્વાદે ખટમીઠાં (કવચિત કડવાં) થાય છે. તે ગરીબ લોકો ખાય છે, તેમજ તેનું અથાણું અને શાક પણ થાય છે. કોટીબાંને ઉભાં ચીરી તડકે સુકાવી તેની કાચરી કરવામાં આવે છે–તે કોટીબાંની કાચરીને નામે વેંચાય છે.

ચીભડાં, રાજગરા આદિ પણ ચોમાસે આ સ્વસ્થાનમાં ઘણી જગોએ જંગલી ઉગે છે, તેમ વવાય પણ છે.

---

* નીચે જુઓ **ઇંદ્રાણાંના** વિશેષ વિવેચનમાં.

## વર્ગ–(કયુકરબિટેસી).

### નંબર ૨૬૮.

**૧–શાસ્ત્રીયનામ**–Cucumis prophetarum?

દૃષ્ટાન્ત–H. II. p. 619; Watt. II. p. 634–37; રૂ. નિ. પા. ૧૧૯.

**૨–દેશીનામ**–ઇંદ્રાણાં (પો૦); કાંટાળાં ઇંદ્રાણાં (ગુ૦); कांटे इंद्रायन (म०); खर इंद्रायन (हिं०); काकादिनी, ऐन्द्री, क्षुद्रकंटफला (सं०).

**૩–વર્ણન**–ઇંદ્રાણાંના વેલા બારે માસ કેટલીક જગોએ જોવામાં આવે છે. તોપણ ચોમાસે તે ઘણા ઉગી આવે છે. તે ૨ થી ૪ કે ૬ ફીટ લાંબા વધે છે. તેમાં સુતળી જેવી પાતળી શાખાઓ નીકળી તે ઘણુંકરી જમીનપર પથરાય છે. પાન ૩ થી ૫ ખૂણીઆં હોય છે. પાનને જરા ચાતરીને બહુધા દરેક પાન પાસેથી એક્કેકો સાદો તંતુ નીકળે છે. ફૂલ પીળાં, અને ફલ પ્રથમ લીલાં ને પાછળથી પીળાં થઇ જાય છે. તેપર ૮ થી ૧૦ ઉભા ધોળા પટા હોય છે. ફલની સપાટીપર કાંટા હોય છે. એના આખા વેલાપર સફેદ ખરસટ વાળની રૂંછાળ હોય છે, અને એ આખો વેલો કડવો હોય છે.

**મૂળ**–વેલાના પ્રમાણમાં જાડું ને જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તે સ્લેટપેનથી અંગુઠા જેવું જાડું, ધોળા રંગનું, મથાળે જાડું ને તળિયે સાંકડુંથતું ૬ થી ૧૦ ઇંચ લાંબું હોય છે. તેમાંથી બીજા ફાંટાઓ ભાગ્યેજ નીકળેલા હોય છે. છાલ જરા જાડી ખરસટ અને તેપર પાતળી ફોતરી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી ચક્રાકાર દેખાય છે, ને તેમાંથી જરા ગાઢો રસ નીકળે છે, જે થોડીવારમાં પાતળો પડી વેહેવા માંડે છે. આ રસ વહી ગયા પછી ચક્ર સછિદ્ર દેખાય છે. વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–નવા છોડવાઓમાં ડાંડી હોય છે, પણ જુના છોડવાઓનાં મૂળને મથાળેથી કેટલીક શાખાઓજ નીકળે છે–ડાંડી તેમજ શાખાઓ લીલા રંગની, ઉભી હાંસોવાળી, નરમ, અને સખ્ત સફેદ વાળની રૂંછાળવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તેની ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. પાન ૩ થી ૫ ખૂણીઆં હોય છે, તેમાં વચલો ખૂણીઓ લાંબો હોય છે. આ ત્રણે ખૂણીઆઓ ટેરવે ગોળાઇલેતા, કે વખતે તેમાં પાછા ટુંકા બે ત્રણ ખૂણીઆ નીકળેલા હોય છે. પાન ½ થી ૧ ઇંચ વ્યાસનાં હોય છે. તે લીલા રંગનાં ને બન્ને સપાટીએ ખટસટવાલની રૂંછાળવાળાં હોય છે. પાનની કોર કાંગરીદાર અને ગીચ રૂંછાળથી ભરાએલી હોય છે. પાન જરા જાડાં ને ઝાંખી નસોવાળાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પીળા રંગનાં, ૩ લાઇનથી ½ ઇંચ વ્યાસનાં કડવી વાસવાળાં ફૂલો નીકળેલાં હોય છે. તેમાં **નર** અને **માદા** ફૂલ એકજ વેલાપર જૂદાં જૂદાં હોય છે. **નર** ફૂલની ડીટડી **માદા** ફૂલની ડીટડી કરતાં ટુંકી ને પાતળી હોય છે.

**નરફૂલ**–નો પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો, તળિયેથી જોડાયલો, ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તે લીલા રંગનો ને રૂંછાળવાળો હોય છે.

**પુ૦ અભ્ય૦ કોષની** પાંખડીઓ પતળિયેથી જોડાયલી, ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેપર ધોળી રૂંછાળ હોય છે. પાંખડીપર અંદરની બાજુ એકેક નીક અને બહારની બાજુ નસ હોય છે. પાંખડી પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી ને આંતરે આવેલી હોય છે.

**પુંકેસરો**–૩ પીળા રંગનાં, ઉભાં, એ ત્રણેનાં મથાળાં જરા જોડાયલાં હોય છે. એકમાં એક અને બેમાં બબે કોપવાળા પરાગકોષ હોય છે.

**સ્ત્રીકેસર**–અપૂર્ણ હોય છે.

**માદાફૂલ**–નો પુ૦ બા૦ કોષ **નર** ફૂલ જેવો પણ સ્ત્રીકેસરગર્ભાશયને મથાળે આવેલો હોય છે.

**પુ૦ અભ્ય૦ કોષ**–ની પાંખડીઓ ૫ નર ફૂલ જેવી.

**પુંકેસરો**–હોતાં નથી.

**સ્ત્રીકેસર**–૧ તેનો ગર્ભાશય અધોસ્થાયી, લીલા રંગનો અને કાંટાળો હોય છે; નલિકા ઘણી ટુંકી ૩ હોય છે, એ ત્રણેપર બબે ફાંટાવાળું મુખ હોય છે, એટલે મુખ છ દેખાય છે. તે લીલા રંગનાં હોય છે.

**ફૂલ**–લંબગોળ, ૧ થી ૨ ઇંચ લાંબું, અને ૧ થી ૧½ ઇંચ પોહોળું, બંને છેડે ગોળાઇલેતું પણ બુઠું, મથાળે ભૂરા ચાંડલાવાળું, અને તળિયે ½ થી ૧ ઇંચ લાંબી નરમ ડીટીવાળું હોય છે. તેપર આવેલા ૮ થી ૧૦ પટા ડીટીને મથાળેથી નીકળી ફલને મથાળે આવેલા ભૂરા ચાંડલાને લાગેલા હોય છે. આ પટાઓના ગાળામાં ફલપર સફેદ ચીત્રી હોય છે. ફલ તદન પાકીને અત્યંત પીળાં થઈ જાય છે, ત્યારે તે પોચાં પડી જાય છે, અને તેપરના પટા અને ચીત્રી ઝાંખાં પડી જાય છે. ફલમાં પીળાસલેતા લીલા રંગનો ચીકણો ફીણવાળો રસ હોય છે-તેમાં ઘણાં બીજ હોય છે. ફલની વાસ અને સ્વાદ અત્યંત કડવાં હોય છે.

**બીજ**–ધોળા રંગનાં, ૧½ લાઇન લાંબાં અને ½ લાઈન પોહોળાં હોય છે. તે બન્ને છેડે જરા સાંકડાં થતાં તોપણ એક છેડે જરા વિશેષ અણીઆળાં હોય છે. બીજ ચપટાં, ચળકતાં અને લીસાં હોય છે. તેની અંદરનો મગજ ધોળો, તેલીયો ને ચળકતો હોય છે પણ કડવો હોતો નથી.

**૪–ઉપયોગી અંગ–સર્વાંગ.**

**૫–ગુણદોષ**–રેચક, વાન્તિકારક, પાચક, ચિરગુણકારી પૈષ્ટિક, શોથ, જ્વર અને કૃમીઘ્ન.

**૬–ઉપયોગ**–આ ઇંદ્રાણાંનાં મૂળ કચ્છ અને કાઠિયાવાડમાં ઘરવૈદાંની પ્રસિદ્ધ દવા છે. એનાં મૂળ ઘરમાં ડોસાડોસીઓ ઘરનાં છાપરાં વગેરેમાં ખોસી રાખે છે. તે પેટપીડ, અજીર્ણ, અને તાવ ઉપર મરી કે મીઠાં સાથે ચવરાવે છે. એનું મૂળ પાણીમાં વાટી તેમાં સુંઠ કે મરીની ભૂકી નાંખી એ પાણીને ઝાંમી તાવ ઉપર પાય છે. ઝેરી જનાવરના કરડ અને સોજા ઉપર ઇંદ્રાણાંનાં મૂળ વાટી તેનો લેપ કરે છે. કૃમી ઉપર પણ એનાં મૂળ અપાય છે. તાવ પછીની અશક્તિપર એનાં મૂળ, પીપર અને કડુ રાત્રે પાણીમાં પલાળી સવારે તે પાણી ગાળી લઇને પાય છે. એના વેલાને પાણીમાં ઉકાળી તેની તાવવાળાને બાફ પણ આપે છે. નખ પાકો હોય તો એનું ફલ એડુ અને એવાજ બીજા ગામડીઆ લોકો પાકેલા નખપર પેહેરે છે. પણ તેથી નખમાં તાણ અને વેદના ઘણી થાય છે, જો કે પાછળથી નખની આજુબાજુની જગો ફુગાઈ સોજો ઓછો થાય છે, પણ અનુભવ ઉપરથી એ ઇલાજ જંગલી માલમ પડયો છે. એના કરતાં લોટની પોટીશ ઘણું સારૂં કામ કરે છે. એનાં ફલ ઘોડાંઓને બહુ ખવરાવે છે, તે નરવાં ગણાય છે, અને ઘોડાંના પેટમાં જીવાત પડી હોય તો એથી નીકળી જાય છે. એ ઘણાં કડવાં હોય છે, તોપણ ઘોડાં ઘણી ખુશીથી ખાઇ જાય છે. અને કોઇવાર તે પોતે ઘાસની સાથે એનાં ફલનો ચારો કરી જાય છે.

**૭ સ્થાનક**–રસ્તાઓની બાજુએ, દરિયા કીનારા પાસેની રેતાળ અને કાદીવાળી જમીનમાં, ઘેડની કાંધી અને ખારચ જમીનમાં વિશેષ કરી ઉગે છે.

એ સિંધ, કચ્છ અને કાઠિયાવાડમાં વિશેષ કરી થાય છે.

**૮–વિશેષ વિવેચન**–આના વેલા અને ફલ **ઇંદ્રાણાં** કેહેવાય છે. કેમકે એ ખરાં ઇંદ્રાણાં જેવાં કડવાં હોય છે. એના ફલને કેટલાકો **કાંટાળાં ઇંદ્રાણાં** પણ કહે છે. કેમકે એનાં ફલપર કાંટા હોય છે. **મરહુમ ડૉકટર** ડિમક સાહેબ "કાંટેરી ઇંદ્રાયન" ને નામે મુંબઇમાં વેચાતાં ફળને Ecballium elaterium લખે છે તે **ખરાં ઇંદ્રાણાં** કે આ **ઇંદ્રાણાં** નથી.

સ્વર્ગવાસી વૈદ્યરાજ રૂગનાથજી ભાઇ લખે છે કેઃ– "ઇંદ્રવાણીના વેલા થાય છે, એકમાં નાહાના કાંટાવાળાં ફલ થાય છે, તે ઘણુંકરી ખારી જમીનમાં થાય છે."

એ આ ઇંદ્રાણાં છે. "બીજી મ્હોટી ડુંગરાદિ જમીનમાં થાય છે, તે ફલ પેલા કરતાં મ્હોટું ને કોક તેમાં ઝીણાં કાંટા કાકડીના નયાં ઉપર હોય એવા હોય છે." એ બીજી, તે **ગાયવસુકણાં** છે.

ડા. વીરજી ઝીણા રાવલ એલ, એમ. એન્ડ એસ લખે છે કેઃ– "ઇન્દ્રવર્ણું બે જાતનું થાય છે. એક મોટું અને એક નહાનું. મોટી ઇંદ્રવારૂણીને **ગાયસુકણું** કહે છે. તે ઔષધમાં વપરાતું નથી, ઇંદ્રવર્ણાંનાં ફલ લંબગોળ કંટોલા જેવડાં થાય છે ને તે માથે કાંટા કાંટા હોય છે."

રા. વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી લખે છે કેઃ– "આંગળી પાકી હોય ત્યારે ઇંદ્રિવારણાંનું ફલ આંગળીનાં ટેરવાં ઉપર પહેરવામાં આવે છે."

ઉપરની હકીકતથી એમ જણાય છે કેઃ–ખરાં ઇંદ્રાણાં અથવા જેને સંસ્કૃતમાં इंद्रवारूणी કે महेंद्रवारूणी કેહે છે તેની જગોએ બહુધા કાઠિયાવાડમાં **ગાયવસુકણાં** અને **કાંટાળાં ઇંદ્રાણાં** ઔષધ તરીકે વપરાય છે. પણ ખરાં ઇંદ્રાણાં વિષે **શોઢલ** લખે છે કેઃ–

**"महेन्द्रवारुणीकाया विशाला च महाफला ॥**
**आत्मरक्षा चित्रफला तुंवसी त्रपुसी च सा ॥"**

વળી રૂગનાથજી ભાઇ નિઘંટસંગ્રહ પાને ૮૨ મે લખે છે કેઃ–

"કેટલાક **ત્રપુસને** મોટી ઇંદ્રવારૂણી પણ કહે છે. ચરકસંહિતામાં ત્રપુસડાંનાં ફલ ઉલટી કરાવવામાં ગણ્યાં છે." આ મ્હોટી ઇંદ્રવારૂણી એ **ખરાં ઇંદ્રાણાં** છે. એનાં ફલને સિંધ અને કચ્છમાં **ત્રુજાડેડા** અને **ત્રુ** કહે છે. એનાં ફલ પાકે છે ત્યારે ઘણાં સુંદર લાગે છે, કેમકે તે મોટી નારંગી જેવડાં ને ગોળ થાય છે, ને વળી તે પર ચિત્રિત ઘણુંકરી ૧૦ સફેદ પટા હોય છે. પણ સ્વાદે કડવાં ઝેર હોય છે. તેથી સારા દેખાતા પણ અંદરથી નઠારા સ્વભાવના માણસને ત્રુની ઉપમા અપાય છે, કે "દેખવામાં તો **ત્રુનાડેડા** (ફલ) પણ સારા હોય છે" આ **ખરાં ઇંદ્રાણાંનાં** નામો નીચે પ્રમાણે છે.

**શાસ્ત્રીયનામ**–Citrullus Colocynthis.

દૃષ્ટાન્ત–H. II. p. 620; N. p. 128; Watt. II. p. 328; રૂ. નિ. પા. ૧૧૮.

**દેશીનામ.**-ઇંદ્રવર્ણાં, ઇંદ્રાવણાં, ઇંદ્રાણાં, ઇંદ્રવારણા (ગુ.); इन्द्रायन, इन्द्रफल, (મ૦); इन्द्रायन, घोरुम्बा (હિં૦); इन्द्रवारुणी, महेन्द्रवारुणी (સં૦).

આ ઇન્દ્રાવણાંના વેલા ગાયવસુકણાં અને કાંટાળાં ઇંદ્રાણાંના વેલા કરતાં લાંબા હોય છે. એમાં તરબૂજનાં પાન જેવાં વિભાગિત પાન થાય છે. તંતુઓ ૨ થી ૩ ફાંટાઓવાળા હોય છે. **નર અને માદા** ફૂલ એક જ વેલાપર જૂદાં જૂદાં આવે છે. તે ફીકા પીળા રંગનાં હોય છે. ફલ ગોળાઇલેતાં ૨ થી ૩ ઇંચ વ્યાસનાં પ્રથમ લીલાં ને પાછળથી પીળા સફેદ રંગિત પટાઓવાળાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. એનો આખો વેલો કડવો હોય છે. બીજ ભૂરાં, લીસાં, ચળકતાં, લંબગોળ, ચપટાં, એક છેડે ગોળાઇલેતાં, બીજે અણીયતાં અણી પાસે ધોળી ટપકી અને બન્ને બાજુ ટુંકી બબ્બે નીક હોય છે. બીજ બે લાઇન લાંબાં ને ૧½ પોહોળાં હોય છે. મીજ પણ કડવું હોય છે.

આ ઇન્દ્રાવણાંના ફલમાંના ગરભમાંથી અંગ્રેજી દવા **કોલોસિંથ** (colocynth) બનાવવામાં આવે છે. જે ઘણી જ રેચક છે. કચ્છ અને સિંધમાં આ ઇંદ્રાવણાંનાં ફલ (ત્રૂનાડેડા)માં મરી ભરી તેપર કપડ માટી કરી તે ગાય બાંધવાની જગોએ અગર ચુલા પાસે જમીનમાં કેટલાક દિવસો સુધી દાટી રાખે છે, પછી તે મરી પેટ પીડ વગેરે ઉપર ખાવા આપે છે. સિંધ અને કચ્છમાં એના વેલા ઘણા ઉગે છે. આ (પોરબંદર) સ્વસ્થાનમાં તે કવચિત જ જોવામાં આવે છે. પણ એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં ઉગે છે, અને કેટલીક જગોએ તે વાવવામાં આવે છે. એને દરિયા કિનારા પાસેની રેતાળ જમીન ઘણી માફક આવે છે.

"ઇંદ્રવાણીનાં ફલ તથા મૂળથી જુલાબ લાગે છે. પિત્ત, ઉદરવિકાર, કફ, કોઢ, ગાંઠ, પ્રમેહ, છોડ, કમળો, બરલ, શુષ્કગર્ભ, ગલગંડ, વિષ, રસોળી, આમ, રાફી, એ સર્વે રોગને મટાડે છે. ચરકસંહિતામાં તેનાં મૂળ તથા ફલ શોધનમાં લખ્યાં છે." (વૈ૦ ૩૦)

"ઇંદ્રવારણું–મળને ખસેડનાર તથા ઉષ્ણવીર્ય છે. મગજમાં લોહીનો જમાવ થયો હોય ત્યારે ઇંદ્રવારણાંનો જુલાબ ઉપયોગી છે. સર્પદંશ ઉપર ઇંદ્રવારણાંના ભૂકાને બીડીમાં નાંખી તે બીડી પીવરાવવામાં આવે છે. સ્તનરોગ ઉપર ઇંદ્રવારણાંનાં મૂળને ઉકાળી તેનો લેપ કરવામાં આવે છે. ઇંદ્રવારણાંનાં મૂળને પાણીમાં ઉકાળી તેમાં શુંઠ, મરી તથા પીપર નાંખી પીવાથી શૂળ મટે છે. એનું મૂળ, પીંપર અને તેથી ચોગણો ગોળ સાથે મેળવી તેમાંથી હમ્મેશ એક એક તોલો ખાવામાં આવે તો સંધિવા મટી જાય છે. એનાં મૂળને એરંડતેલ સાથે ઉકાળી ગાયના દૂધથી પીવામાં આવે તો અંડવૃદ્ધિ મટે છે. એનાં ફલ તથા મૂળને ટાઢા પાણીમાં વાટી ગરમ કરી બળતરા તથા ગાંઠા, ગડબા ઉપર લગાડવામાં આવે છે. એનાં મૂળને બકરી અથવા ગાયના દૂધમાં ઉકાળી લેપ કરવાથી અને પીવાથી યોનિશૂળ મટે છે. ઇંદ્રવાણાંનો ધૂમાડો આપવાથી સ્ત્રીને અટકાવ આવે છે. ચામડીનો રંગ બદલાવવા માટે એનાં તાજાં ફલનો રસ કેટલાએક ચોપડે છે. આ રસ સાકર સાથે મેળવી જળોદર ઉપર પણ વાપરવામાં આવે છે. ઇંદ્રવા-

રણાનાં બીમાંથી તેલ કહાડી તેને દીવો બાળવાના ઉપયોગમાં લેવામાં આવે છે." (વૈ. શા. મ. ગો.).

"ઇંદ્રવર્ણું એકલું વાપરતાં તેની સાથે બીજા વાતહર પદાર્થો વાપરવાની જરૂર છે. તેથી ચુંક લાવવાની ઇંદ્રવર્ણાની અસર જણાતી નથી.

માત્રા–ઇંદ્રવર્ણાના ગર અને પાડની ૧ એક વાલ. એનાં મરીની માત્રા ૨ બે વાલ. મરી, સુંઠ અને સિંધાલૂણ સાથે આપવાં." (ડા. વી. ઝી. રા.).

ઇન્દ્રવારણાંનાં ફલ એટલાં તો કડવાં હોય છે કે તે તેની કડવાસ માટે પ્રસિદ્ધ છે. અને કવિઓએ પણ તેનું વર્ણન કરેલું છે. શામળ ભટ્ટે કહ્યું છે કેઃ–

> "ઇંદ્રવારણાં હોય, કોય ખાંતે નવ ખાય;
> આવળ કેરાં ફૂલ, તેથી સુગંધ ન પમાય."

કેટલીક વનસ્પતિનાં ફલ કાચાં હોય ત્યારે ખાટાં કે કડવાં હોય છે, પણ પાકે છે ત્યારે મીઠાં થઈ જાય છે. પણ ઇન્દ્રવારણું તો પાકે છે તો પણ કડવું જ રહે છે. તેપર કહ્યું છે કેઃ–

**वयसः परिपाकेऽपि यः खलः खल एव सः ॥**
**सुपक्वमपि माधुर्यं नोपयातीन्द्रवारुणम् ॥ १ ॥**

સાર–ઇન્દ્રવર્ણાનું ફલ પાકે તોપણ કડવું જ રહે છે, તેમ જે ખલ પુરૂષ છે તે વૃદ્ધ થાય તોપણ ખલ જ રહે છે.

---

## વર્ગ–(કયુકરબિટેસી).

### નંબર–૨૬૯.

**૧–શાસ્ત્રીયનામ**–Cephalandra indica.

દૃષ્ટાન્ત–H. II. p. 621; N. p. 128; Watt. II. p. 252; રૂ. નિ. પા. ૯૭.

**૨–દેશીનામ**–કડવીઘોલી, ઘોલી, કડવાંઘોલાં, ઘોલેરાં, ઘીલોડાં (પો૦ગુ૦); टोंडली, दिलोरी, घोर्ला, (म०); कंदुरी, कंदुरीकीवेल, बिम्बी, (हिं०); तिक्ततुंडी, कटुतुंडी (सं०).

**૩–વર્ણન**–કડવીઘોલીના વેલા ચોમાસે ઘણા ફૂટી નીકળતા જોવામાં આવે છે. તે ગાંઠે ગાંઠે સાંધાવાળા હોય છે. તેને ઝીણા વાળાની પકડ જેવા તંતુઓ હોય છે. તેથી તે ઝાડવાં વગેરેને પકડી તેપર ઘણે ઉંચે ચઢી જાય છે. એનાં પાન ૫–ખૂણીઆં ને પોહોળાં હોય છે. **નર અને માદા** ફૂલવાળા વેલા સરખા હોય છે. નરના વેલાપરનાં ફૂલ ઉઘડી પરાગ ઉડી ગયા પછી તે ખરી જાય છે. અને **માદાના** વેલાપરનાં ફૂલ ફલને ટેરવે ઘણા લાંબા વખત સુધી રહે છે. ફૂલ લંબગોળ અને લાલ હોય છે. એના વેલા ઘણે ભાગે ઘેરા લીલા રંગનાં લીસા ને ચળકતા હોય છે.

**મૂળ**–એનાં મૂળ લાંબાં, અગડગઠાં, વખતે ગાજર કે મુસલીકંદ જેવાં પણ થાય છે. એનાં મૂળમાંથી કેટલાક લાંબા ફાંટાઓ નીકળેલા હોય છે. તે સુતળીથી પેનસીલ જેવા પાતળા કે વખતે હાથની બાજુ જેવા જાડા થઇ ગયેલા હોય છે. મૂળ ઉપરની છાલ ભૂરા રંગની, ખડબચડી અને પાતળી હોય છે. તેનાપર નાહાના ઉદ્ગમો કે ગાંઠાગડબા હોય છે. તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેની પાતળી ફોતરી ઉતરી જતી દેખાય છે. મૂળનો રંગ અંદરથી ધોળો હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદર રસભર્યાં અને દાણાદાર દેખાય છે. તેમાંથી રસ કાઢ્યા પછી થોડીવારમાં એ રસ ચીકણો, ને મૂળનો રંગ પીળાસલેતો થઇ જાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ફીકો તૂરો અને દાહક જણાય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી હોય છે, તે થડમાં ઉપરથી ભૂરા રંગની ફોતરીવાળી અને અંદર લીલા રંગની હોય છે. શાખાઓ સુતળી જેવી જાડી અને લીલા રંગની હોય છે. તેપર આંગળી ફેરવતાં તે જરા ખસરટ લાગે છે. તેપર સહેજ દેખાતી ઉભી હાંસો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે બહુધા પાંચ ખૂણીઆં હોય છે. તે બન્ને સપાટીએ લીસાં ને ચળકતાં હોય છે. તેની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. એ બન્ને સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. તે **આઇગ્લાસમાં** જોતાં સ્પષ્ટ દેખાય છે. પાનની કોરપર ધોળી રૂંવાટી અને સૂક્ષ્મ દાંતા હોય છે. તેના પાંચે ખૂણાનાં ટેરવાં ઉપર સૂક્ષ્મ અણી હોય છે. પાન ૧½ થી ૪ ઇંચ પોહોળાં અને લગભગ તેટલાંજ લાંબાં હોય છે. પાનની ડીટડી ગોળ હોય છે. તે શાખા કરતાં જાડી અને ½ થી ૨½ ઇંચ લાંબી અને થડમાં જરા મરડાયલી હોય છે. પાન નરમ પણ જરા જાડાં હોય છે. તેની કોર ડીટડી પાસે વિભાગિત હોય છે. પાનની નીચે ઘણુંકરી વચલી નસનાં તળિયાં પાસે ૩ થી ૫ એક ચળકતી, લીસી અંદર બેસતી રસકુપિઓ દેખાય છે. પાનમાંની મુખ્ય ૫ નસો ડીટડીનાં ટેરવાં પાસેથી નીકળી પાનના પાંચે ખૂણામાં ગયેલી હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે. જે થોડીવારમાં આંગળાંપર સુકાઈ જાય છે, ને પાછળથી જરા ચીકણો લાગે છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ફીકો અને મોળો હોય છે.

**તંતુઓ**–શાખાઓ અને પાનની ડીટડી કરતાં પાતળા હોય છે. અને તે સાદા હોય છે. અર્થાત્ તેમાંથી બીજી શાખાઓ નીકળેલી હોતી નથી.

**ફૂલ–નરફૂલ**–પત્રકોણમાંથી પાતળી સળીપર એકેકું નીકળે છે. તેની સળી ½ થી ૧½ ઇંચ લાંબી, લીસી, ને

પીળાસલેતા લીલા રંગની હોય છે. તે પુ૰ બા૰ કોષથી નીચે સાંધાથી બેઠેલી હોય છે. એટલે ફૂલ ઉઘડયા પછી જરા હાથ લગાડતાં ફૂલ એ સાંધેથી ખરી જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે નીચેથી જોડાયલો ને ઉપર તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેનાં ટેરવાં જરા રતાસલેતા રંગનાં હોય છે. એ કોષ પુ૰ અભ્ય૰ કોષ કરતાં ઘણો ટુંકો હોય છે. તે લીસો, ચળકતો ને પીળાસલેતા લીલા રંગનો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૫ પાંખડીઓનો બનેલો હોય છે. તે નીચેથી જોડાયલો ને ઉપર તેની પાંખડીના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તે પુ૰ બા૰ કોષના દાંતાથી આંતરે આવેલા હોય છે. આ કોષ ૧ ઇંચ લાંબો અને ૧½ ઇંચ જેટલો મુખ પાસે પોહોળો હોય છે. તેની પાછળની બાજુ પીળાસલેતા લીલા રંગની નસો હોય છે. તેના દાંતાનાં ટેરવાંપર લીલી સૂક્ષ્મ અણી હોય છે. તેની અંદર અને બહાર ધોળા ચળકતા વાળની રૂંવાટી હોય છે.

**પુંકેસરો**–ત્રણ હોય છે. તે પુ૰ અભ્ય૰ કોષથી ટુંકાં હોય છે. એ ત્રણેના તંતુઓ નીચેથી જોડાઇને એક ધોળાસલેતો નાહાનો સ્થંભ બનેલો હોય છે. તેનાપર પરાગકોષ આવેલા હોય છે. તેમાં એક પરાગકોષ એક પોલવાળો અને બે બબે પોલવાળા હોય છે. એ પોલ લહેરિયાંની પેઠે આવેલી હોય છે. તે પીળા રંગની પરાગરજથી સ્પષ્ટ દેખાય છે.

**સ્ત્રીકેસર**–આ ફૂલમાં હોતી નથી.

**માદાફૂલ**–ના વેલાપર પણ **નર** ફૂલના વેલાની પેઠે પત્રકોણમાંથી અકેક ફૂલ નીકળે છે. તે ફૂલની ડીટડી **નર** ફૂલની ડીટડી કરતાં જાડી અને ½ થી વખતે ૧ ઇંચ લાંબી હોય છે. તેનાપર આદિ ફલ (સ્ત્રીકેસરગર્ભાશય) આવી, તે ફલનાં મથાળાંપર પુ૰ બા૰ અને પુ૰ અભ્ય૰ કોષ આવેલા હોય છે. તે **નર** ફૂલમાંના પુ૰ બા૰ અને પુ૰ અભ્ય૰ કોષ જેવા અને તેવડાજ હોય છે. પુંકેસરો આ ફૂલમાં હોતાં નથી (અને હોય છે તો નપુંસક હોય છે). સ્ત્રીકેસરનલિકા લીલા રંગની, લીસી અને જાડી હોય છે. તેને મથાળે ત્રણ ઉભાં, જાડાં, પીળા રંગનાં દાણાદાર નલિકાગ્રમુખ આવેલાં હોય છે, તે બહુધા દ્વિવિભાગિત હોય છે,

**ફલ**–લંબગોળ હોય છે. તે ૨ થી ૨½ ઇંચ લાંબું અને ½ થી ૧ ઇંચ પોહોળું હોય છે. તેની સપાટી લીસી ને ચળકતી હોય છે. તેની ડીટી લીલા રંગની, જરા જાડી, ½ ઇંચથી ૧ ઇંચ લાંબી હોય છે. ફલને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં અને કડુંણ હોય છે. અને તેનાપર ૧૦ ઉભી ધોળા રંગની પટી કે ટીશી હોય છે. પણ પાકે છે ત્યારે એ રાતા રંગનાં અને ઘણાંજ નરમ થઇ જાય છે. તેની અંદર રાતો ગળ હોય છે. અને તે ગળમાં નાહાનાં ઘણાં બીજ હોય છે. ફલનો સ્વાદ કડવો હોય છે. પણ તદન પાકે છે ત્યારે કડવાસ જતી રહે છે.

**બીજ**–ફીકાસફ્ેતા ધોળારંગનાં ને ચપટાં હોય છે. તે એક કોરે જરા વાંકવળતાં અને એક છેડે આડી કાપેલી હોય એવી અણીવાળાં હોય છે. બીજ ¼ ઇંચ લાંબાં, અને ⅛ ઇંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટી ખડબચડી અને તેની બન્ને બાજુ વચ્ચે કોર બંધાયલી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન, ઉપલેપક, મૂત્રલ અને ગ્રાહી.

**૬–ઉપયોગ**–એનું મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોના ડંખ ઉપર તેમજ રસવિકારના અને બીજા સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. મધુપ્રમેહ ઉપર ધાતુની મારેલી દવાઓ આપવામાં આવે છે તે ઉપર અનુપાન તરીકે ઘોલીના મૂળનો રસ તોલા ૧ સુધી દરદીને અપાય છે. ઘોલીનાં મૂળની છાલ સુકાવી તેની બારીક ભૂકી કરી તે ૩૦ ઘઉંભાર આપવાથી રેચ લાગે છે, એમ કહેવાય છે. પ્રમેહ અને પેશાબની બળતરા ઉપર ઘોલીના વેલા અને પાનનો રસ પવાય છે. થોર કાપનારા લોકો થોરનું દૂધ હાથ કે મોઢાંપર પડવાથી તડતડે નહિ એટલા માટે ઘોલીના પાનનો રસ હાથ અને મોઢાંપર ચોપડી પછી થોર કાપે છે. આંખમાં થોર કે કંટાળાનું છીર પડયું હોય તો ઘોલીનાં પાનના રસનું ટીપું આંખમાં પાડવામાં આવે છે. ઘોલીનાં પાનના રસમાંથી લીલો રંગ બનાવે છે. ઘોલીનાં પાન વાળા ઉપર બંધાય છે. ઘોલીનાં પાનની પોટીસ કડુંણ ગુંબડાંને ફોડી નાંખી તેની અંદરની બળતરાને શાન્ત કરે છે. એનાં ફલ કાચાં હોય ત્યારે ઘણાંજ કડવાં હોય છે. પણ પાકી જાય છે ત્યારે તેની કડવાસ ઓછી થઇ જાય છે. તેથી તે પક્ષી અને કોઇવાર છોકરાંઓ ખાય છે. કેટલાંક લોકો એનાં કાચાં ફલનું અથાણું કરે છે.

"ચરકસંહિતામાં ઉલટી કરાવવામાં ઘોલીનાં મૂળ ગણ્યાં છે. માટે તેનાં મૂળથી ઉલટી થઇને કફ, પિત્ત, પાંડુરોગ, વિષ, અરૂચી, રકતપિત્ત એ સર્વે રોગને મટાડે છે. ફલ અમથાં ખાય તો ઉલટી થાય છે, વાયુ કોપાવે છે, સોજો, વિષ, પિત્ત, રકતવિકારને ટાળે છે." (વૈ. રૂ. ઇં.)

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે અને થોર કંટાળાઓનાં જાળાંઓમાં કડવી ઘોલીના વેલા ઘણા ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં પાકાં ફલના રાતા રંગ ઉપરથી એને **ઘોલી** કહેતા હશે. કેમકે ઘોલીનાં પાકાં ફલનો રંગ ઘણોજ રાતો ને સુંદર લાગે છે. તેપરથી બીજા

કોઇ ફૂલના રાતા રંગને પણ તેની ઉપમા આપી ઘણા લોકો કહે છે કેઃ-"તે ફૂલનો રંગ રાતો ઘોલ જેવો છે."

કડવાં ઘોલાંને વારંવાર વાવવાથી તેનાં ફૂલ મીઠાં થઈ જાય છે. કડવી ઘોલીનાં મૂળ કાઢી લાવી તેના બબે ત્રણ ત્રણ ઇંચના કકડા કરી ચોમાસાની શરૂવાતમાં વાડીઓમાં વવાય છે તેમાંથી જે વેલા ઉત્પન્ન થાય છે તેનાં ફૂલ આસ્તે આસ્તે કડવાસ મુકી દઈ મીઠાં થઇ જાય છે.

ઘોલીનાં પાનનો રસ છઠીને દિવસે ઘણાં લોકો શાહી તરીકે વિધાતાને કર્મલેખ લખવા માટે રાખે છે.

"રક્તપિત્ત (Hemorrhage)અને ક્ષય મટાડવાને એનાં ઉંડાં મૂળીયાં વપરાય છે"-(વૈદ્યકલ્પતરૂ માસિક અમદાવાદ ડિસેમ્બર ૧૯૦૬).

---

## વર્ગ-(કયુકરબિટેસી).

### નંબર ૨૭૦.

**૧-શાસ્ત્રીયનામ**-Bryonia laciniosa.

દૃષ્ટાન્ત-H. II. p. 622; N. p. 129; Watt. I. P. 542; રૂ. નિ. પા. ૧૨૩.

**૨-દેશીનામ**—શિવલિંગી (પો+ગુ૦); शिवलिंग, पोपटी, कंडोरी, कावळेचेडोळे (म०); गडगुंडल्ल (हिं०). लिंगिनी, शिववल्ली (सं०).

**૩-વર્ણન**-શિવલિંગીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. એમાં ઘણી શાખાઓ નીકળી ચોતરફ ફેલાયલી હોય છે. એનાં પાન કારેલીનાં પાનને મળતાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ફીકા લીલા પીળા રંગનાં અને ફૂલ મ્હોટાં કેરડાં જેવડાં હોય છે. તે પાકે છે ત્યારે રાતા રંગનાં થઈ જાય છે, ને તેનાપર ધોળી ટીશીઓ હોય છે.

**મૂળ**-સુતળીથી પેનસીલ જેવું જાડું, ½ થી ૧ ફુટ લાંબું, ને તેમાંથી નીકળેલા ફાંટાઓ વખતે એથી લાંબા હોય છે. મૂળ ફીકા ભૂરા રંગનું ને કડવાસલેતા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**—વેલા લીસા ને ચળકતા હોય છે. શાખાઓ સુતળી જેવી પાતળી ને તેપર ઉભી હાંસો આવેલી હોય છે. એ હાંસોપર સૂક્ષ્મ કાંટા આવેલાં હોય છે, તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. સ્વાદ કડવાસલેતો હોય છે.

**પાન**—આંતરે આવેલાં હોય છે. તે કુમાસે પાતળાં હોય છે. તે ૩-૫ કે ૭ ખૂણીઆં હોય છે. તેનો વચલો ખૂણીઓ ઘણુંકરી સૌથી લાંબો હોય છે. પાનની કોર દાંતાવાળી હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની ખરસટ ને ધોળા વાળની રૂંછાળવાળી હોય છે. નીચેની સપાટી ફીકા લીલા રંગની ને જરા લીસી હોય છે. પાન ૧½ થી ૪ ઇંચ લાંબાં અને ૧ થી ૩ કે ૪ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી ૧ થી ૩½ ઇંચ લાંબી, ખરસટ ને સખત વાળની રૂંછાળવાળી હોય છે. ને તેપર ઉપરની બાજુ નીક હોય છે. પાનની વાસ કારેલાનાં પાન જેવી અને સ્વાદ ફીકાસલેતો તૂરો, પણ પાછળથી જરા ચીરપરો ને કડવો લાગે છે.

**તંતુઓ**-ઝીણા ને બે શાખાઓવાળા હોય છે.

**ફૂલ**-એકજ પત્રકોણમાંથી **નર અને માદા** ફૂલે જૂદાં જૂદાં નીકળેલાં હોય છે. તેમાં **નર**ફૂલ ૩ થી ૪ અને **માદા** ૧ થી ૩ હોય છે.

**નરફૂલ**-૩ લાઇનથી ½ ઇંચ લાંબી ઝીણી ડીટડીપર ફૂલ આવેલું હોય છે. તેનો વ્યાસ ૩ લાઇન જેટલો, રંગ ફીકાસલેતો પીળો, ને વાસ કડવી હોય છે. ફૂલની ડીટડી લીલાસલેતી પીળી ને ચળકતી હોય છે. તેપર સફેદ સૂક્ષ્મ વાળની આછી રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાઇ એક પોહોળી પ્યાલી જેવાં બનેલાં હોય છે, ને મથાળે તેના પાંચે દાંતા લીલા રંગના સાંકડા દેખાતા હોય છે, તે પાંખડીઓથી ટુંકા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે ફીકા પીળા રંગની, ટેરવે સાંકડી થતી, બન્ને સપાટીપર સૂક્ષ્મ વાળની રૂંછાળવાળી, પાંચ ઉભી નસોવાળી, તળિયેથી જોડાયલી ને મથાળે છૂટી હોય છે.

**પુંકેસરો**-૩ હોય છે, તે પાંખડીઓથી ટુંકાં હોય છે. તેના તંતુઓ ફીકા પીળા રંગના, ચળકતા, ને પરાગકોષ પીળા હોય છે.

**સ્ત્રીકેસર**-હોતી નથી.

**માદાફૂલ**-ની ડીટડી નરફૂલની ડીટડી કરતાં જાડી અને ટુંકી હોય છે. તે લીલા રંગની ને ચળકતી હોય છે. તેને મથાળે સ્ત્રીકેસરગર્ભાશય લીલા રંગનો, ગોળાઇલેતો ને સૂક્ષ્મ પીળા રંગની રજવાળો આવેલો હોય છે, તેને મથાળે પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષ **નર** ફૂલમાં હોય છે તેવાજ આવેલા હોય છે.

**પુંકેસરો**-હોતાં નથી. (પણ જો ભૂલ નહિ થતી હોય તો ફૂલની પાંખડીઓ અને સ્ત્રીકેસરનલિકાઓની વચ્ચે ૩ ધોળાસલેતા રંગના નલિકાથી ટુંકા છોતા દેખાય છે તે પુંકેસરોનાં અવશેષ હશે.)

**સ્ત્રીકેસર**-એનો ગર્ભાશય અધોગર્ભા હોતાં પુ૦ બા૦ કોષને તળિયે આવી ગએલો છે. અને એપરની પાંખડીઓની વચમાં લીલા રંગની, જરા જાડી ૩ નલિકાઓ પાંખડીઓથી ટુંકી લીલા રંગનાં ગોળાઇલેતાં મુખવાળી આવેલી હોય છે.

**ફૂલ**–એક પત્રકોણમાં ઘણુંકરી ૧ થી ૩ હોય છે. તે બહુધા ગોળ હોય છે. તે ⅓ ઇંચ વ્યાસનાં, રાતા રંગનાં, ૮ થી ૧૦ ભાંગી તુટી સફેદ ટીસીઓવાળાં, અને મથાળે સૂક્ષ્મ ભૂરા રંગની બેઠેલી અણીવાળાં હોય છે. ફૂલમાંથી લીલાસલેતો ચીકણો રસ નીકળે છે, જેની અંદર ઘણુંકરી ૬ બીજ હોય છે. ફૂલની વાસ અણુગમતી ને સ્વાદ કડવો હોય છે.

**બીજ**–ભૂરા રંગનાં હોય છે. તે ⅓ ઇંચ લાંબાં અને ⅙ ઇંચ પોહોળાં હોય છે. તેની સપાટી ખડબચડી હોય છે. તેનાં બીજનો આકાર જલાધારી સોતા શિવલિંગ જેવો બન્ને બાજુએથી હોય છે, તેની બન્ને બાજુ વચ્ચે એક ધાર હોય છે. બીજનો એક છેડો ગોળાઇલેતો અને બીજો ખુરપીની અણી જેવો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોધક, સારક અને ચિરગુણકારી પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–શિવલિંગીનાં પાનનો રસ કાઢી સોજાપર ઘણા લોકો ચોપડે છે. એના વેલાને ફૂલસોતો સુકાવી તે બીજી દવાઓ સાથે ચિરગુણકારી કવાથમાં વપરાય છે,* "શિવલિંગીનાં ફૂલ બાફી તેલમાં વધારી શાક કરી ૧૦–૧૫ ખાવાથી જુલાબ લાગે છે, તેથી પેટ સાફ થાય. બરલ, કોઢ, આમ, વિષ, રક્તદોષ, સોજા, ઉદરરોગ, એ સરવેને મટાડે છે." ( वै० ३० )

**૭–સ્થાનક**–વાડીઓ અને ખેતરોની વાડોમાં શિવલિંગીના વેલા ચોમાસે ઘણા ઉગે છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં બીજના આકાર ઉપરથી એવું નામ **શિવલિંગી** પડેલું જણાય છે.

---

## વર્ગ—(કયુકરબિટેસી).

### નંબર–૨૭૧.

**૧–શાસ્ત્રીયનામ**–Mukia scabrella.

દૃષ્ટાન્ત–H. II. p. 623; N. p. 129; Watt. V. p. 287. રૂ. નિ. પા. ૫૭૯.

**૨–દેશીનામ**–ચણકચીભડી ( પો૦+ગુ૦ ); चीराटी, मेकी (म०); बिलारी, ग्वालककरी (हिं०); शशाडुली (सं०).

**૩–વર્ણન**–ચણકચીભડીના ઝીણા વેલા ચોમાસે ઉગી આવે છે. પાન ચીભડીનાં પાન જેવાં, ફૂલ સૂક્ષ્મ પીળા રંગનાં, અને ફૂલ ગોળાઇલેતાં ચણા જેવડાં હોય છે. તે પાકે છે ત્યારે રાતા રંગનાં થઇ જાય છે. એના વેલા ખરસટ હોય છે, ને તે ઘણા લાંબા હોતા નથી.

* પોરબંદરની ખારવીઓ **શિવલિંગી**નું બીજ કેળાંમાં ગળી જાય છે, તેથી ગર્ભ રહે છે, એમ માને છે.

**મૂળ**–૨ થી ૬ ઇંચ લાંબું, ફીકા ધોળા રંગનું, ઝીણા ફાંટાઓવાળું અને સુતળી જેવું જાડું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળી જેવી જાડી ને તેનાપર ઉભી હાંસો અને ધોળા રંગના લાંબા અને ટુંકા એવા બે જાતના ખરસટ વાળ આવેલા હોય છે. કોમળ શાખાઓ ઉપર વાળ વિશેષ ગીચ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. શાખાના નીચેના ભાગનાં પાન જરા મ્હોટાં અને ડીટડીવાળાં હોય છે. ને શાખાના છેડાનાં પાનને બહુધા લાંબી ડીટડી હોતી નથી, પાનની બન્ને સપાટી ખરસટ અને તેની કોરપર દાંતા હોય છે. પાન ૩ થી ૫ કે ૭ ખૂણીઆં હોય છે. તે ⅔ ઇંચથી ૩ ઇંચ પોહોળાં, અને ડીટડી સોતાં ઘણુંકરી તેટલાં જ લાંબાં હોય છે. પાનની વાસ અને સ્વાદ ચીભડીનાં પાન જેવાં હોય છે.

**તંતુઓ**–સાદા, દોરા જેવા પાતળા ને પીળાસલેતા રંગના હોય છે.

**ફૂલ**–બહુધા એક જ પત્રકોણમાં **નર** અને **માદા** ફૂલો જૂદાં જૂદાં ગુચ્છીઓની પેઠે આવેલાં હોય છે. તેમાં **નર** ફૂલો પુષ્પ ધારણ કરનારી નાહાની સળીપર અને માદા ફૂલો અત્યંત ટુંકી ડીટડીપર આવેલાં હોય છે.

**નરફૂલ**–પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો, પત્રો તળિયેથી જોડાયલાં, ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ પીળા રંગની હોય છે.

**પુંકેસરો**–૩ હોય છે. તેના પરાગકોષ બે બેપોલવાળા, ને એક એક પોલવાળો હોય છે.

**સ્ત્રીકેસર**–હોતી નથી.

**માદાફૂલ**–સ્ત્રીકેસર ગર્ભાશય (ફૂલ) ને ટેરવે પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષ **નરફૂલમાં** હોય છે, તેવા જ આવેલા હોય છે.

**પુંકેસરો**–હોતાં નથી.

**સ્ત્રીકેસર**–તેનો ગર્ભાશય ચઢેલા પેટાળવાળો, વાળની રૂંવાટીથી ગીચોગીચ ભરાયલો, પુ૦ બા૦ કોષની નીચે આવી જાય છે, અને તેને મથાળે પાંખડીઓની વચ્ચે સ્ત્રીકેસરનલિકા જરા જાડી, ટુંકી, ને ટેરવે ૨ થી ૩ છેડા (મુખ)વાળી આવેલી હોય છે.

**ફૂલ**–ચણા જેવડાં હોય છે. તે એક **પત્રકોણમાં** ઘણુંકરી ૧ થી ૪ હોય છે. તે **પ્રથમ** લીલા રંગનાં હોય છે, ને તેપર ધોળા લાંબા ગીચ વાળની રૂંછાળ હોય છે. પણ તે જેમ જેમ પાકતાં જાય છે તેમ તેનાપરથી રૂંછાળ ઉતરતી જાય છે અને ફૂલપર ધોળી ઉભી પટીની

બાનક દેખાય છે. તે તદન પાકી જાય છે ત્યારે તે ઘણાં ચળકતાં રાતા રંગનાં થઈ જાય છે. ફલ ગોળ, અને ½ ઇંચ વ્યાસનાં હોય છે. તેમાં ૫ થી ૮ બીજ હોય છે. ફલનો સ્વાદ કાચાં ચીભડાં જેવો હોય છે.

**બીજ**–ચપટાં, ૧½ લાઇન લાંબાં, ને ¾ લાઇન પોહોળાં, રંગે પીળાં કે ફીકાં ધોળાં હોય છે, બાની સપાટી ખડબચડી હોય છે. તેને એક છેડે બુઠ્ઠી અણી અને તેની બન્ને બાજુ વચ્ચે એક કીનાર (ધાર) હોય છે.

**૪-ઉપયોગીઅંગ**–મૂળ અને ફળ.

**૫-ગુણદોષ**–કૃમિઘ્ન અને સારક.

**૬-ઉપયોગ**–એનાં કાચાં અને પાકાં ફળ છોકરાં ને ગોવાળીઆ ખાય છે. ફલનો ગુણ કૃમિઘ્ન અને સારક મનાય છે. એનાં મૂળનો કાદો પેટના ચુંકાને મટાડે છે. મૂળ ચાવવાથી દાંતનો દુખાવો મટે છે. બીનો ઉકાળો પરસેવો લાવે છે, એમ કહેવાય છે.

**૭-સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, ઢોરનાં ચરીઆણ ઘાસની સાથે અને ચણીઆં બોરનાં ઝાડવાંમાં ચણકચીભડીના વેલા ઉગેલા જોવામાં આવે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**–એનાં ફલ ચણા જેવડાં અને તેનો સ્વાદ ચીભડાં જેવો હોવાને લીધે એને **ચણકચીભડી** કહે છે.

ચીભડાંના (Cucurbitaceæ) વર્ગમાં જેમ મ્હોટામાં મ્હોટું ફલ પતકાળાં વા ડાંગર (Cucurbita maxima) અને તુંબડાં (Lagenaria vulgaris)–નાં હોય છે. તેમ નાહાનામાં નાહાનાં ફલ **ચણકચીભડીનાં** છે.

એનાં ફલ ગોવાળીઆ જંગલમાં ગાયો ચારતાં ખાય છે માટે એને **ગ્વાલકકરી** કહે છે.

---

## વર્ગ–( કયુકરબિટેસી ).

### નંબર–૨૭૨.

**૧-શાસ્ત્રીયનામ**–Corallocarpus epigœa.

દૃષ્ટાન્ત–H. II. p. 628; N. p. 129; Watt. II. P. 533; રૂ. નિ. પા. ૫૮૯.

**૨-દેશીનામ**–કડવી નઈ (પો+ગુ૦); कडवीनाइ (म०); आकाशगढ, कडवीनाइ (हिं०); कटुनाही, नाही ( सं० );

**૩-વર્ણન**–કડવી નઈના વેલાનો સાધારણ દેખાવ ઘોલાંના વેલા જેવો થાય છે. તે ચોમાસે ઘણા ઉગી આવેલા જોવામાં આવે છે. વેલાની ડાંડી લીલા રંગની, લીસી, ચળકતી, અને પાન ૩ થી ૫ ખૂણીઆં ઘોલાંનાં પાન જેવાં પણ તેથી નાહાનાં હોય છે. ફૂલ **નર** અને **માદા** ઘણુંકરી એકજ પત્રકોણમાંથી નીકળેલાં, લીલાસલેતા પીળા રંગનાં હોય છે. ફૂલ કડવી પાડળનાં ફૂલની પેઠે સાંકડી ટુંકી અણીથતાં, વચમાં સિંદૂરિયા રંગનાં, અને તળે ઉપર લીલા રંગનાં હોય છે. તેથી તે ઘણાં સુંદર અને જરા અજાયબ જેવાં દેખાય છે.

**મૂળ**–એનાં મૂળને કાંદો કહે છે. કેમકે એના વેલા નીચે કોઇવાર ગોળાઇલેતો, કોઇવાર ઉંધા વાળેલા શલગમ જેવો, કે બીજી રીતે બેડોલ કંટોલીના કાંદા જેવો કાંદો થાય છે. તે બહારથી ભૂરાસ કે પીળાસલેતો ધોળો, અને અંદરથી ધોળો હોય છે. તેની છાલ ખડબચડી અને પાતળી હોય છે. એને કાપવાથી એમાંથી તરત પ્રવાહી રસ નીકળે છે. જે થોડીવારમાં ઘટ્ટ થઇ ગુંદરની પેઠે બંધાઇ જાય છે. એનો સ્વાદ કડવો, ચીકણો ને ખટાશલેતો હોય છે. એની કડવાસ થોડા વખત પછી જરા ગળચટાશલેતી ને ઘણો વખત સુધી જણાય છે,

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરી એના કાંદાપરથી સુતળી જેવી પાતળી, લીલી, લીસી, ચળકતી, બે માલૂમ ઉભી હાંસોવાળી શાખાઓ નીકળેલી હોય છે. તે જરા લાંબા સાંધાવાળી, સાંધા પાસે જરા જાડી થએલી, અને દરેક સાંધે જરા વિરૂદ્ધ વાંકલેતી હોય છે. તેથી સાંધા પાસે ખૂણો થયેલો હોય છે. શાખાને તોડતાં તેમાંથી રસ નીકળે છે. એનો સ્વાદ ફીકો, જરા ખટાશલેતો, ને પાછળથી અણગમતો લાગે છે.

**પાનઃ**–આતરે આવેલાં હોય છે. તે ૩ થી ૫ ખૂણીઆં કે વિભાગવાળાં હોય છે. પાનનો વચલો ખૂણીઓ વિશેષ લાંબો હોય છે. ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી, ગોળ અને જરા મરડાયલી હોય છે. તેપર વખતે ધોળાં લાંબાં છાંટણાંની ભાંગી તુટી હાર હોય છે. ડીટડી પાસે પાનની કોર પોહોળી, ખાંચવાળી અર્થાત્ હૃદયાકૃતિની હોય છે. પાનના ખૂણીઆ કે વિભાગો પોહોળા હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી અને કોરપર સૂક્ષ્મ દાંતા તથા ધોળા ચળકતા કાંટા જેવા વાળની હાર હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકો લીલો હોય છે. પાન બન્ને સપાટીએ ખરસટ હોય છે. પાન ૧½ થી ૨ ઇંચ લાંબાં અને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તે કુમાસે જરા જાડાં હોય છે. તેની ડીટડીને મથાળેથી ઘણુંકરી ૩ મુખ્ય નસો નીકળી પાનના ખૂણીઆઓમાં ગયેલી હોય છે. અને તેમાંથી ઉપર જતાં પાછા ૨ કે ૩ ફાંટાઓ નીકળેલા હોય છે. પાનનો સ્વાદ મોળો, પણ પાછળથી જરા ખટાશલેતો ચીરપરો લાગે છે. પાનની સામી બાજુથી એકેક સાદો ગુંછળુંવળેલો તંતુ નીકળેલો હોય છે.

**ફૂલ–નરફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી ૧½ થી ૨ કે કોઈવાર ૪ ઈંચ લાંબી હોય છે. તે લીંબડાની સળી જેવી પાતળી, લીસી, ને ચળકતી હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ફૂલોની ગુચ્છી આવેલી હોય છે. ફૂલની ડીટડી ઘણી ઝીણી, ટુંકી, ને તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. ડીટડીના થડમાં ૧ સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. ફૂલનો વ્યાસ ૧½ લાઇન જેટલો હોય છે ને તે બહુધા તેટલું જ લાંબું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. એનાં પાંચે પત્રો તળિયેથી જોડાઇને તુંબડીના પેટાળની પેઠે ચઢી આવેલાં હોય છે. ને તેને મથાળે તેના પાંચે દાંતા છૂટા દેખાતા હોય છે. એ પત્રોપર ઉભી લીલા રંગની ટીશીઓ હોય છે. પત્રો ફીકાસલેતા લીલા રંગનાં ને તેપર સફેદ વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. એ પત્રો પાંખડીઓથી આંતરે આવેલાં હોય છે. તે પાંખડીઓથી વખતે જરા ટુંકાં અને સાંકડાં હોય છે. તેનાં ટેરવાં બહુધા અંદર વળતાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે લીલાસલેતા પીળા રંગની, ને તેપર બન્ને બાજુએ સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે, પાંખડીઓ એક બીજાંથી છૂટી, અને તેની કોરપર સૂક્ષ્મ વાળની ઝાલર હોય છે. તેની સપાટીપર સૂક્ષ્મ પીળા રંગના ચળકતા બિંદુઓ અને પાંચ ઉભી નસો હોય છે. પાંચેના ટેરવાં બુઠ્ઠાં અને સહેજ સાંકડાંથતાં હોય છે. પાંખડી પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં જરા પોહોળી, ને ફૂલ ઉઘડી ગયા પછી તે પછવાડે વળી જાય છે.

**પુંકેસરો**–(નરકેસર)–૩ હોય છે. તે પાંખડીઓની વચ્ચોવચ આવેલાં હોય છે. તેના તંતુઓ લીલા રંગના અને પરાગકોષ પીળા હોય છે. પુંકેસરો પાંખડીઓ કરતાં ટુકાં હોય છે

**સ્ત્રીકેસર**–હોતી નથી. ને હોય છે તો ચિહ્નમાત્ર.

**માદાફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી હોતી નથી, પણ ⅛ થી ⅕ ઈંચ લાંબી ને જરા જાડી ડીટડી હોય છે તે લીલાસલેતા પીળા રંગની, લીસી, ચળકતી હોય છે. માદાફૂલ વખતે એક જ પત્રકોણમાં ૧ થી વધારે પણ હોય છે. માદાફૂલની ડીટડીને મથાળે સ્ત્રીકેસર-ગર્ભાશય આવેલો હોય છે. તે લીલા રંગનો, લીસો ને ચળકતો હોય છે. અને તેનાપર ધોળાં છાંટણાંની બહુધા દશ ઉભી હાર હોય છે. એ ગર્ભાશયની ઉપર પુ૦ બા૦ કોષ આવેલો હોય છે. તે **નરફૂલ**માંના પુ૦ બા૦ કોષ જેવડો ને તેના જેવોજ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પણ **નરફૂલ**માં હોય છે તેવો ને તેવડો જ હોય છે.

**પુંકેસરો**–હોતાં નથી.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય અધઃસ્થાયી હોતાં પુ૦ બા૦ કોષની નીચે આવી ગયેલો હોય છે અને આ ફૂલની પાંખડીઓની વચ્ચોવચ્ચ લીલા રંગની, ટુંકી ને જરા જાડી નલિકાઓ સૂક્ષ્મ સ્થંભની પેઠે આવેલી હોય છે. જેને મથાળે લીલા રંગનાં, ત્રણ નલિકાગ્રમુખ પાસે પાસે આવી જઇ એક ગોળાકાર ગુચ્છી જેવાં દેખાતાં હોય છે.

**ફૂલ**—કાચું હોય છે, ત્યારે લીલા રંગનું હોય છે. ને પાકે છે ત્યારે સિંદૂરિયા રાતા રંગનું થઇ જાય છે. તે બન્ને છેડે જરા સાંકડુંથતું હોય છે, તોપણ ટેરવે વધારે સાંકડું અને લાંબી અણીથતું હોય છે. ફલની ડીટી જાડી ને પીળાસલેતા રંગની હોય છે. ને તેને મથાળે સૂક્ષ્મ પ્યાલી કે ટોપી જેવો લીલાસલેતા પીળા રંગનો ફલનો સાંધો હોય છે. સાંધાપરથી ફલની અણી સુધીનો તેનો વચલો ભાગ રાતો હોય છે. અને તેની મથાળાની અણી લીલી હોય છે. તેથી ફૂલ વચમાં જાડું, રાતું, અને તળિયે તેમજ મથાળે લીલા રંગનું હોય છે. તેથી તે ઘણું સુંદર દેખાય છે. ડીટી સોતું ફલ ૧ ઈંચ લાંબું અને ૩ થી ૪ લાઇન પોહોળું હોય છે. ફલ પાકી જાય છે ત્યારે ગળીને ઘણું નરમ થઈ જાય છે. તેથી તેને જરા તાણતાં તે તેની ડીટી ઉપર આવેલા ટોપી કે પ્યાલી જેવા સાંધાપરથી તે એક ડાબલીની પેઠે સપાટ ઉઘડી નીકળી પડે છે. ને તેમાંથી પીળા રંગના રસમાં વીંટળાયલાં બહુધા ૬ થી ૧૦ બીજ નીકળે છે. રસની વાસ ઉગ્ર અને સ્વાદ જરા ગળ્યો અને પાછળથી ઘણો ઉગ્ર ને સહેજ ચીરપરો લાગે છે.

**બીજ**–૧⅛ થી ૧½ લાઇન લાંબાં, અને લગભગ ૧ લાઇન પોહોળાં હોય છે. તે કાળાસલેતા ભૂરા રંગનાં, ચળકતાં, બન્ને બાજુએ ચઢી આવેલાં અને બન્ને બાજુ હોય છે. તે એક છેડે બુઠ્ઠી ખંડિત અણીવાળાં ને બીજે અખંડિત અણીવાળાં હોય છે. બીને તોડતાં તેમાંથી ધોળા રંગનું તેલીયું મીંજ નીકળે છે. તે કડવું હોતું નથી.

**૪–ઉપયોગી અંગ**–મૂળ.

**૫–ગુણદોષ**–શોથ, વિષ અને કૃમિઘ્ન; ચિરગુણકારી પૌષ્ટિક, રેચક અને ઉલટી કરાવનાર.

**૬–ઉપયોગ**–કડવી નઇના કાંદાને પાણીમાં ઘસીને રસવિકારના સોજા ઉપર ચોપડવાથી સોજો ઉતરી જાય છે. કડવીનઇના કાંદાનો ક્વાથ વિસ્ફોટક અને બીજાં એવાંજ લોહીવિકારનાં દરદોમાં અપાય છે. અતિસાર અને સંગ્રહણીના પાછલા દરજામાં કડવી નઇનો કાંદો વપરાય છે. અજીર્ણ અને ગચરકા ઉપર પણ કડવી નઇનો કાંદો આપવામાં આવે છે. કડવી નઇનો સુકો કાંદો, ડુંગળી અને જીરૂં એ ત્રણ ચીજોનો એરડીના તેલમાં મલમ

બનાવી સંધિવા ઉપર લગાડમાં આવે છે. સર્પદંશ ઉપર કડવી નઇનો કાંદો પવાય છે, તેમ પાણીમાં ઘસીને તેના દંશ ઉપર ચોપડવામાં પણ આવે છે. કડવીનઇ પીપર અને મરીની સાથે જીર્ણ તાવપર અપાય છે. કડવીનઇનો કાંદો મરકીની ગાંઠપર પણ ચાપડવામાં આવે છે. તેમજ કેટલાએક લોકો તેને મરકીમાં પાય પણ છે. એની માત્રા બે આનીથી પાવલી ભાર.

કડવી નઇના કાંદાનો ખાસ ગુણ રેચક અને ઉલટી કરાવનાર ગણવામાં આવે છે. અને એનો કાંદો ઝેરી અસર કરે છે. તે વિષે કરનલ કે. આર. કિર્તીકર પોતાનાં "પૉઇઝનસ પ્લાન્ટસ ઑફ્ બૉમ્બે." વોલ્યુમ બીજામાં વિસ્તારથી વિવેચન આપે છે તે વાંચવા લાયક છે.*

**૭–સ્થાનક**-વાડીઓની વાડમાં, કંટાળા અને ગુગળનાં ઝાડવાંઓનાં જાળાંઓમાં અને સખ્ત પત્થરવાળી જમીનમાં વિશેષ કરી કડવીનઇના વેલા ઉગે છે.

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**-કડવીનઇનાં ફ્લને ગામડીઆ લોકો **સર્પનાંઘોલાં અથવા સર્પના ખોસીઆ** કહે છે.

કડવીનઇના કાંદા આ સ્વસ્થાનમાંથી ગાંધી લોકો મુંબઇ મોકલે છે.

---

## વર્ગ-( કયુકરબિટેસી ).

### નંબર–૨૭૩.

**૧—શાસ્ત્રીયનામ**—Ctenolepis cerasiformis.

**દૃષ્ટાન્ત**—H. II. P. 630; N. p. 130.

**૨—દેશીનામ**—આંખફુટામણી ( પો×ગુ૦ ) કુતીભુભા ( કચ્છી).

**૩—વર્ણન**—આંખફુટામણીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. એ વેલાને સાદા તંતુઓ નીકળે છે. તેની મદદથી એ વાડ વગેરેને પકડી તે ઉપર ચઢી જાય છે. એનાં પાન ૩ થી ૫ કે ૭ ખૂણીઆં હોય છે. તે કારેલીનાં પાન જેવાં દેખાય છે. એમાં સૂક્ષ્મ ફૂલો ને ચણીઆં બોર જેવડાં ફ્લ થાય છે.

એ પાનના સુંદર આકારને લીધે એ વેલા ઘણા સુંદર દેખાય છે. તે સુકાય છે ત્યારે કાળા થઇ જાય છે. એમાં ઉપપાન જેવાં પુષ્પપત્રોના વિલક્ષણ આકાર ઉપરથી એના વેલા **ચણકચીભીડી** અને **શિવલિંગ**ના વેલાથી તરત જૂદા ઓળખાઇ આવે છે.

**મૂળ**—રંગે ધોળું હોય છે. તે ૪ થી ૮ ઇંચ કે વખતે ૧ થી ૧½ ફુટ લાંબું હોય છે. તે સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. તેમાંથી વખતે બે ત્રણ બીજા ફાંટાઓ અને થોડા ઝીણા રેસા નીકળેલા હોય છે. એની વાસ કડવાસલેતી અને સ્વાદ હરમો અને થોડી વાર પછી સહેજ કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**—સુતળીથી પેનસીલ જેવી જાડી થાય છે. તેનાપર ઉભી પાંચ હાંસો અને સખ્તવાળ હોય છે. તેથી તેનાપર આંગળી ફેરવતાં તે ખડબચડી લાગે છે. તે ફીકા લીલા રંગની હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ હરમો હોય છે.

**તંતુઓ**—ઝીણા ને લાંબા હોય છે. તે અધવચથી ગુંચળું વળેલા હોય છે. તે બહુધા પાનની વિરૂદ્ધ દિશાએથી નીકળેલા હોય છે.

**પાન**—આંતરે આવેલાં હોય છે. તેની બન્ને સપાટી ખરસટ હોય છે. તે ઉપરની સપાટીએ ઘેરા લીલા રંગના ને નીચે ફીકાં હોય છે. તેના ખૂણીઆ નીચેથી ઉપર જતાં અનુક્રમે વધારે પોહોળા ને લાંબાથતા હોય છે, તેમાં વચલો ખૂણો સૌથી લાંબો હોય છે. પાન ૧ થી ૫ ઇંચ લાંબાં ને ૧ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. તેની કોરપર કરવત જેવા દાંતા હોય છે. તેની ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

પત્રકોણ પાસે ઉપપાન જેવાં પુષ્પપત્રો આવેલાં હોય છે. તે જરા લાંબાં કે ગોળાઇલેતાં હોય છે, ને તેની કોરપર લાંબી ને ઝીણી અણીવાળા દાંતા આવેલા હોય છે.

**ફૂલ**—**નર અને માદાફૂલો** એક જ વેલાપર બહુધા એક જ પત્રકોણમાં આવેલાં હોય છે.

**નરફૂલ**—પુષ્પ ધારણ કરનારી સળી ઘણી પાતળી ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. તેપર અનુક્રમે ૫ થી ૮ ફૂલો આવેલાં હોય છે. તે સળીનાં ટેરવાં આગળ વધારે પાસે પાસે હોય છે. ફૂલ ફીકા લીલા રંગનાં, થાળી કે રકાબીની પેઠે સપાટ પસરાયલાં, અને આસરે ⅓ ઇંચ વ્યાસનાં હોય છે. તેપર સોનાં જેવી ચળકતી પીળી કણીઓ દેખાય છે.

**પુષ્પબાહ્યકોષ**—લીલા રંગનો, તળિયે જોડાયલો, ને મથાળે તેના પાંચ દાંતા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—ની પાંખડીઓ ૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી અને તેથી આંતરે આવેલી હોય છે. તેની કોરપર વાળની ઝાલર હોય છે. પાંખડીપર ત્રણ ઉભી નસો આવેલી હોય છે. જે આઇગ્લાસમાંથી જોતાં પાછળની બાજુ ઘણી સ્પષ્ટ દેખાય છે.

**પુંકેસરો**—૩ હોય છે. તે પાંખડીઓથી ટુંકાં હોય છે. એ ત્રણે પુંકેસરો પાછળની બાજુથી એક બીજાને

---

* The Poisonous Plants of Bombay. By Surgeon Major K. R. Kirtikar, I. M. S. F. L. S. Vol. II. p. 482.

અઢેલી રહેલાં હોય છે. તેના તંતુઓ લીલા, અને પરાગકોષ તથા તેમાંની રજ પીળાં હોય છે. પરાગકોષ ઉપર જતાં ટોપકાં જેવા થઇ અંદરની બાજુ વાંકવળેલા હોય છે. તેમાં બે પરાગકોષને બે, અને એકને એક પોલ હોય છે. ફૂલ ઉઘડયા પછી પાંખડીઓ વિશેષ પસરાઇને જરા નીચી ઢળી જાય છે, તેથી પુંકેસરો પાંખડીનાં મુખથી બહાર નીકળતાં સ્પષ્ટ દેખાઇ રહે છે.

**સ્ત્રીકેસર**–આ ફૂલમાં હોતી નથી.

**માદાફૂલ**–પુષ્પધારણ કરનારી ડીટડી ½ ઇંચ લાંબી અને નરફૂલ ધારણ કરનારી સળી કરતાં જાડી હોય છે. તેપર આદિફલ (સ્ત્રીકેસરગર્ભાશય) આવેલું હોય છે. ને તે ફલની ઉપર પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોષ આવેલા હોય છે, તે નરફૂલમાંના પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોષ જેવા અને બહુધા તેવડાજ હોય છે.

**પુંકેસરો**–આ ફૂલમાં હોતાં નથી.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય લીલા રંગનો હોય છે. તે લીસો, ચળકતો તથા તેપર ધોળાં છાટણાંની ઝાંખી બાનક હોય છે. નલિકા ૧ લીલા રંગની, અને તેપર તેવાજ રંગનાં ત્રણ ગોળાઇલેતાં મુખ હોય છે.

**ફલ**–કાચાં હોય છે, ત્યારે કડવાં અને ફીકા લીલા રંગનાં ને તેનાપર સફેદ છાટણાં હોય છે. ને પાકે છે ત્યારે ગળ્યાં, રાતાં, અને પાછળથી કાળાં થઇ જાય છે. તેનો આકાર ગોળાઇલેતો તોપણ તેની પોહોળાઇ સહેજ વધારે હોય છે. તેની સપાટી લીસી ને સહેજ ચળકતી હોય છે. તે અરીઠાનાં બી જેવડાં અથવાં મ્હોટાં ચણીઆં બોર જેવડાં હોય છે. તેનો વ્યાસ ½ ઇંચનો હોય છે. ફલ પાકવા માંડે છે ત્યારે તેની ડીટી એક બાજુ વાંકી વળી ફલને નીચું વાળી મુકે છે. ફલને ટેરવે પુ૦ બા૦ કોષના અવશેષ કાળા રંગના રહેલા જોવામાં આવે છે. ફલમાં ૧ થી ૩ બીજ હોય છે. પણ વિશેષ કરીને બે બીજ જોવામાં આવે છે. તે પલાળેલાં તકમરીઆના લુવાબ જેવા ગળમાં વીંટળાયલાં હોય છે. એનો ગળ સ્વાદે સહેજ ચીકણો અને ગળ્યો હોય છે. પણ પાછળથી સહેજ કડવો લાગે છે.

**બીજ**–ઘેરા ભૂરા રંગનાં, ચળકતાં ને લીસાં હોય છે. તે જરા એક બાજુ વાંકવળતાં હોય છે. તે ૩ લાઇન લાંબાં અને ૧½ પોહોળાં હોય છે. તે એક છેડે સાકડાંથતાં જરા અણીદાર ને બીજે પોહોળાં ને બુઠ્ઠાં હોય છે. તેની એક સપાટીપરની કોર ઉભી ધારથી બંધાયલી હોય છે. અને બીજી સપાટી જરા ઉપસેલી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ, પાન અને ફલ.

**૫–ગુણદોષ**–ઉપલેપક, શોથઘ્ન અને ચિરગુણકારી પૌષ્ટિક.



**૬–ઉપયોગ**–આંખફુટામણીનાં મૂળિયાં સરપંખાની સાથે તાવના કવાથમાં વપરાય છે. અજીર્ણ અને અરૂચી ઉપર એનાં મૂળ મરીની સાથે અપાય છે. એનું મૂળ વાટીને સંધિવાના સોજાપર ચોપડવામાં આવે છે. એનાં પાનને વાટી તેની પોટીસ ગડગુંબડાં ને સોજાઓ ઉપર મુકવામાં આવે છે. પાકાં ફલનો લુવાબ પ્રમેહવાળાને સાકર સાથે ખવરાવે છે. તેમ પાકાં ફલ છોકરાં ને પક્ષીઓ ખાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ અને ખેતર તથા વાડીઓની વાડપર એના વેલા ઘણા જોવામાં આવે છે. એ કચ્છ, સિંધ, કાઠિયાવાડ અને ગુજરાતમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં બીજનો દેખાવ ફુટેલી આંખ જેવો હોય છે માટે એને આંખફુટામણી કહેતા હશે.

**C. Garcinii**–પણ આ સ્વસ્થાનમાં કવચિત ઉગે છે. એનાં પાનનો વચલો ખુણીઓ વિશેષ લાંબો હોતો નથી.

---

## ૪૪–N. O. CACTEÆ.

## વર્ગ–( કૅકટી. )

### હાથલાનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણદોષ–આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગમાંની વનસ્પતિની શાખાઓ જાડી, લીટીઓ, ખૂણા કે ધારોવાળી હોય છે. પાનની જગોએ કાંટાઓ કે નાહની ગ્રંથીઓ આવેલી હોય છે. ફૂલ સુંદર તરેહેવાર રંગ અને કદનાં હોય છે. પુ૦ બા૦ કોષની નળી સ્ત્રીકેસરગર્ભાશયને લાગેલી હોય છે. અને એ કોષના છેડા ૩ કે ઘણા હોય છે. તે ટુંકા અને ઉપરાઉપર આવેલા હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ઘણી હોય છે, તે છૂટી અથવા તળિયે જોડાયલી ને ઉપરાઉપર આવેલી હોય છે. પુંકસરો ઘણાં હોય છે. તે છૂટાં અથવા પાંખડીઓનાં તળિયાંને વળગેલાં હોય છે. તેના તંતુઓ ઝીણા દોરા જેવા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલવાળો; નલિકા ઝીણી અને નલિકાગ્રમુખ બે કે ઘણા ફાંટાઓવાળું હોય છે. ફલ રસભર્યું ૧ પોલ અને ઘણાં બીજ વાળું હોય છે. બીજ લંબગોળ કે અડદની ફાડ જેવા આકારનાં ને જરા ચપટાં હોય છે.

હાથલાના વર્ગની વનસ્પતિઓ વિશેષે કરીને **અમેરિકામાં** ઉગે છે. આપણા દેશમાં **હાથલો** ઉગે છે, તે પણ અમેરિકાની વનસ્પતિ છે. તોપણ હવે તે આખા હિંદુસ્થાનમાં સર્વત્ર પોતાની મેળે થાય છે.

આ વર્ગની વનસ્પતિમાં ઘણો રસ હોય છે. ને તે રસ ઉડી ન જાય તે માટે ઇશ્વરે તેને જાડી છાલ આપેલી છે. કેમકે એ સુકા મુલકમાં થનારી વનસ્પતિ છે. આ વર્ગની વનસ્પતિને ખરાં પાન ભાગ્યેજ હોય છે. માટે એની શાખાઓની રસભરી ત્વચા પાનનું કાર્ય સારે છે.

આ વર્ગની પાનવગરની વનસ્પતિની ડાંડી અથવા શાખાઓનાં ઘણુંકરી ત્રણ રૂપાન્તરો થયેલાં જોવામાં આવે છે. ૧–સ્તંભની પેઠે નીકળે છે; ૨–દડાઓની પેઠે; અને ૩–સાંધાઓથી વધે છે. આમાં આપણો **હાથલો** ત્રીજા રૂપાન્તરમાં આવે છે. અથાત્ સાંધાઓથી વધનારી એ વનસ્પતિ છે. એની શાખાઓના સાંધાઓ પાન કે હાથ જેવા દેખાય છે. જેપરથી એનું **હાથલો** હાથવાળો, એ નામ પડેલું જણાય છે. એને કેટલાએક લોકો **હાથલોથોર** અથવા **કંટાળો** કહે છે. પણ એ વનસ્પતિ થોર અગર કંટાળાના વર્ગની નથી. તેમ કેટલાએક લોકો થોર કંટાળાને ભૂલથી **કેક્ટસ** (cactus) કહે છે. પણ ખરો કેક્ટસ (cactus) **હાથલો** છે. હાથલાને ઇંગ્રેજીમાં **પ્રિકિલપેર** (Prickly-Pear) કહે છે.

દડા અથવા સ્તંભની પેઠે ઉગનારી આ વર્ગની વનસ્પતિ હાલ આ દેશના બાગ બગીચાઓમાં શોભા તરીકે વાવેલી કેટલીએક જોવામાં આવે છે.

આ વર્ગમાં કેટલીક વનસ્પતિનાં ફૂલ રાતની વખતે જ ઉઘડે છે. તે બહુ જોવા લાયક હોય છે. એની એક જાત **સારિયસ ગ્રાન્ડિફ્લોરસ** (Cereus grandiflorus) નામની વનસ્પતિ છે. તે પણ હાલ આપણા દેશના રાજા, મહારાજા કે ગૃહસ્થના બગીચામાં જોવામાં આવે છે. એનું ફૂલ રાતનું ઉઘડે છે. તે વિષે એવું કહેવાય છે કે તે ફૂલ આખી વનસ્પતિ સૃષ્ટિમાં સુંદરમાં સુંદર વસ્તુ છે.–એક અંગ્રેજ વિદ્વાન લખે છે કેઃ—

"Do you wish to see the prettiest thing you ever saw in your lives? If so, come this moment to my conservatory. My night blowing *Cereus* has her coming-out party to night."

(*Nairne. p. 132.*)

હાથલાનો ગુણ શોથ, પિત્ત અને કફઘ્ન તરીકે મનાય છે.

---

## વર્ગ–( કેક્ટી ).
### નંબર ૨૭૪.

**૧–શાસ્ત્રીયનામ**–Opuntia Dillenii.

દૃષ્ટાન્ત–H. II. p. 657; N. p. 131; Watt. V. p. 490; રૂ. નિ. પા. ૧૧૦.

**૨–દેશીનામ.**—હાથલો (પો૦); થોર હાથલો (ગુ૦); नागफन, समर, चपल (म०); नागफनां, हथ्थाथोहर (हिं०).

**૩ વર્ણન—**હાથલાનાં ઝાડવાં ઉજડ ટીંબા, ગામડાંઓનાં પાદરમાં, ગઢની રાંગ પાસે, ખેતર, વાડી કે વાડાઓની વાડમાં ઘણાં જોવામાં આવે છે. એનાં ઝાડવાં વિશેષ ઉંચાં વધતાં નથી પણ આજુબાજુ એનો વિસ્તાર ઘણો વધે છે. અને જે જગોએ એ ઝાડવાંનો એક નાહાનો કકડો પડ્યો હોય તો તેમાંથી પણ તે વધીને થોડા વખતમાં મ્હોટું ઝાડવું થઇ જાય છે. ને આજુ બાજુની જમીન ઘેરી લે છે. જો એનાં ઝાડવાંઓને કાપી સારી કાબુમાં રાખવામાં ન આવે તો એનો વિસ્તાર એટલો બધો વધી જાય છે કે પછી ત્યાંથી જમીન ખુલ્લી કરવી ઘણી મુસ્કેલ થઈ પડે છે. એટલું જ નહીં પણ એને ખસેડતાં ઘણું ખરચ પણ કરવું પડે છે. એ ઝાડવાંનાં ડીરાં ગમે તેમ આડાં અવળાં જમીનપર પડેલાં હોય તો પણ તેના સાંધા ઉપરથી તે ઘણુંકરી સીધાં વધી આવે છે.

એનાં મૂળ પાતળાં ને રેસા જેવાં હોય છે. શાખાઓ સાંધાવાળી અને બહુધા સીધી વધનારી હોય છે. એના સાંધાપર બીજા સાંધા ફૂટે છે ને એવી રીતે એનો વધારો થતો જાય છે. સાંધાઓ પોહોળા, લંબગોળ, ચપટા, માણસના હાથની હથેળીને મળતા ને પાન જેવા દેખાતા હોય છે. કોમળ સાંધાઓ સાંકડા ને ચળકતા હોય છે. સાંધાઓ ઉપર જે નાહાના નાહાના ઉદ્ગમો હોય છે. જે તરત ખરી જાય છે, અને જેની જગોએ સાંધાઓપર નાહાના ખાડાઓ દેખાય છે, તેની ગણના **પાન**માં કરવામાં આવેલી છે. કાંટાઓ એક કે વખતે બબે હોય છે, તે સીધા, તીક્ષ્ણ અણીવાળા, ½ થી ૨ ઇંચ લાંબા, ધોળાસલેતા રંગના અને ઘણા મજબૂત હોય છે. આ કાંટા આજુબાજુ બીજા ઘણા ઝીણા અસંખ્ય ટુંકા કાંટાઓ આવેલા હોય છે. ફૂલ રતાસલેતા પીળા રંગનાં હોય છે, તે સાંધાઓની ઉપલી કોરપરથી નીકળેલાં હોય છે, તે દિવસનાં ઉઘડે છે. તેના પુ૦ બા૦ કોષનાં પત્રો જોડાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ઘણી હોય છે. પુંકેસરો પણ ઘણાં હોય છે. તે પાંખડીઓથી ટુંકાં હોય છે. સ્ત્રીકેસર એક પોલ અને ઘણાં આદિબીજવાળી હોય છે. ફૂલ અધઃસ્થાયી હોય છે, તે પાકે છે ત્યારે રસભર્યું ને રાતા રંગનું થઇ જાય છે.

**ઉપયોગ**–હાલ ઘણી જગોએ ખેતરો, વાડીઓ અને વાડાઓની વાડ હાથલાથોરની કરવામાં આવે છે. કેટલાક ગામડાંઓને ફરતી એની વાડ એક ગઢ તરીકે પણ કરવામાં આવે છે. એની વાડમાંથી મનુષ્ય કે પશુ આવી શકતું નથી. એટલું જ નહીં પણ એને કોઇ ઢોર એમાં કાંટા હોવાને લીધે ખાઇ શકતું નથી. તેમ એ વાડ જો

સારી રીતે તાજી હોય તો એમાં આગ પણ લાગી શકતી નથી. એની વાડ હમેશાં નીચેથી સાફ રાખવી જોઇએ. નહીં તો એમાં સાપ અને તાવનાં ઘર થાય છે. એનાં ઝાડવાંને પાણી આપવું પડતું નથી. અને એ સારી જમીન કરતાં વેરાંન અને ઓછાં પાણીવાળી જમીનમાં વધારે ઉગે છે.

એનાં પાન (શાખાના સાંધાઓ) પરથી કાંટા પાડી નાંખી પાનને બાફી તેની પોટીશ મરકી, પાઠાં, સોજા અને ગડ ગુંમડાં ઉપર બાંધવામાં આવે છે. છપ્પનિયા દુકાળની વખતે એના કાંટા પાડી એના નાહાના નાહાના કકડા કરી ઢોરોને ચારા તરીકે એ ખવરાવવામાં આવતાં હતાં. એનાં પાકાં ફલ પક્ષીઓ અને છોકરાંઓ ખાય છે. એનાં ફલ ખાધાથી પિત્તવિકારનો નાશ થાય છે. એનાં ફલમાંથી રાતો રંગ નીકળે છે. એનાં ફલને દેવતામાં ઓઠવી તેનો રસ ગાળી છોકરાંઓની કુકડીઆખાંસીપર આપવામાં આવે છે, એમ કહેવાય છે. એનાં ફલનો શરબત કરીને ફાયદો કરે છે. એનું પાકું ફલ ખાવાથી પેશાબ રાતા રંગનો ઉતરે છે. એનાં પાનના કાંટા ઉતારી પાનનો ઘણોજ નરમ માવો કરી તે આંખના દુખાવાપર આંખે બાંધવામાં આવે છે. એનાં પાનનો રસ પ્રમેહ ઉપર તેમજ રેચક તરીકે વપરાય છે. વાળાઉપર એનાં પાનની પોટીશ બંધાય છે. એનાં ફલ દુકાળની વખતે ગરીબ લોકો વિષેશ ખાય છે. એનાં ફલમાંથી એક જાતનો દારૂ બનાવાની તજવીજ **સ્પેન દેશમાં** કરવામાં આવેલી છે, તો **વૉટ** સાહેબ પુછે છે કે હિંદુસ્થાનમાં એવી તજવીજ શા માટે ન થઇ શકે? (હિંદુસ્તાન દારૂડીઓ દેશ નથી માટે) કે જ્યાં હાથલો ઘણો ઉગે છે. હાથલાથોરપર રેસમનો કીડો ઉછરે છે, એમ કહેવાય છે.

"હાથલા થોરના કાંટા પાડી હાથલાને સાફ કરી વાની ગાંઠ ઉપર બંધારણ કરવાથી ગાંઠ મટે છે. એનાં રાતાં પાકાં ફલ છોલીને ખાવાથી દમ અને બરલને મટાડે છે."

(વૈ. રૂ.)

---

## ૪૫–N. O. FICOIDEÆ.

## વર્ગ–(ફિકૉઇદી) સાટોડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં કેવળ નાહાના છોડવાઓ જ થાય છે. તેનાં પાન સાદાં, રસભર્યાં, સામસામાં અથવા ગચ્છુમની પેઠે આવેલાં હોય છે. ઉપપાન હોતાં નથી, અને હોય છે તો ફોતરાં જેવાં હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૪ થી ૫ હોય છે. પુ૦ અભ્ય૦ કોપ અર્થાત્ પાંખડીઓ હોતી નથી, અને હોય છે તો ઘણી સૂક્ષ્મ હોય છે. પુંકેસરો ૫–અથવા ઘણાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ થી ૫ ખાનાંવાળો અને નલિકાઓ ખાનાં જેટલી હોય છે. ફલ **૧થી** ૫ ખાનાંવાળું અને દરેક ખાનાંમાં ૧ કે વધારે બીજ હોય છે. બીજ ગોળાઇલેતાં ને ચપટાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં મૂત્રલ, સારક, પાચક, ચિરગુણકારી પૌષ્ટિક, ઉપલેપક, તથા શોથ અને જ્વરઘ્ન ગુણો રહેલા છે.

---

## વર્ગ–(ફિકૉઇદી).

### નંબર–૨૭૫.

**૧–શાસ્ત્રીયનામ**–Trianthema monogyna.

દૃષ્ટાન્ત–H. 11. p. 660; N. p. 133; Watt VI. part IV. p. 77; રૂ. નિ. પા. ૧૩૪.

**૨–દેશીનામ**–સાટોડો (પો+ગુ૦); नर्मा, साटोडा (म०). स्वेत-साबुनि (हिं०); वर्षाभू, मंडलपत्रकः (सं०).

**૩–વર્ણન**–સાટોડાના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૬ ઇંચથી ૨ કે ૪ ફીટ જેટલા લાંબાં થાય છે. તે છાતળાંની પેઠે જમીનપર પથરાય છે. શાખાઓ લીસી ને ચળકતી હોય છે. પાન ગોળાઇલેતાં ને પોહોળાં હોય છે. ફૂલ ધોળાં અથવા ગુલાબી છાયાલેતાં, અને ફલ રતાસ કે કળાસલેતા રંગનાં મથાળે ઉંડા ને પોહોળા ખાડાવાળાં હોય છે.

**મૂળ**–ધોળા રંગનું, મજબૂત પાતળી છાલવાળું હોય છે. તેમાંથી વખતે બારીક રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો મોળો ને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ઘણુંકરી હોતી જ નથી ને હોય છે તો ઘણી ટુંકી હોય છે. પણ ઘણે ભાગે મૂળને મથાળેથી શાખાઓ નીકળી એક તરફ કે ચોતરફ ફેલાય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી થાય છે. તે રંગે ફીકી લીલી ને જાંબુડી છાયાલેતી હોય છે. તેપર એક બાજુએ ઉભી હાંસો અને એની વચ્ચે ધોળા વાળની હાર હોય છે. તે બટકણી ને અંદરથી રસભરી હોય છે.

**પાન**–સામસામાં, તેમાં એક બાજુનું ટુકું ને તેની સામી બાજુનું તેથી લાંબું હોય છે. પાનનો આકાર ગોળાઇલેતો, તોપણ વિશેષ કરીને તે ડીટડી પાસે જરા સાંકડાંથતાં ને મથાળે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. તેની ડીટડી $\frac{1}{2}$ ઇંચ જેટલી લાંબી, ઉભી નીક અને નીકમાં સૂક્ષ્મ ધોળા ચળકતા વાળની રૂંછાળવાળી હોય છે. પાન લીસાં, જાડાં, રસભર્યાં, અને બટકણાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો લીલાસલેતો ધોળો હોય છે. તેની ઉપરની સપાટી બૃહદ્દર્શક કાચમાં જોવાથી તેપર ઘણાં ચળકતાં સૂક્ષ્મ

બિંદુઓ નીકળી આવેલાં દેખાય છે અને નીચેની સપાટીપર અંદર બેસતાં એવાં જ બિંદુઓ અબરક જેવાં ચકચકીત જોવામાં આવે છે. પાનની કોર ગુલાબી કે રાતા રંગની હોય છે. પાન ½ થી ૨ ઇંચ લાંબાં અને તેથી કંઇક જ ઓછાં પોહોળાં હોય છે. તેને ચોળવાથી પાતળો રસ નીકળે છે, વાસ અણગમતી અને સ્વાદ ખટાશલેતો ગળચટો લાગે છે.

**ઉપપાન**–હોતાં નથી, તોપણ સામસામાં આવેલાં બે પાનની ડીટડી તળિયે પોહોળી થઇ એક બીજાં સાથે જોડાઇ જઇ એક ખોલી જેવી થઇ રહેલી હોય છે, તેથી તે ઉપપાન હોય એવી જોનારને વખતે ભૂલ થાય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી એકેકું ડીટડીવગરતું નીકળેલું હોય છે. તેની વાસ ગુલબાસનાં ફૂલને મળતી અને તેનો વ્યાસ ૧½ થી ૨ લાઇન જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પાંચ પત્રોનો બનેલો હોય છે, તેનાં પાંચે પત્રો ધોળા કે ગુલાબી રંગનાં હોય છે, તેની પાછળની બાજુ ધોળી ચળકતી રૂંછાળવાળી લીલા રંગની એક ઉભી નસ હોય છે. એ નસનો છેડો પત્રનાં ટેરવાંની પાછળ અણીદાર વાંકા કાંટાની પેઠે વળેલો હોય છે. એ કાંટાનું ટેરવું ગુલાબી રંગનું હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–હોતો નથી.

**પુંકેસરો**–૧૦ થી ૨૦ હોય છે, તેના તંતુઓ ધોળા, ચળકતા ને લીસા હોય છે. પરાગકોષ ગુલાબી રંગના હોય છે. બધાં કેસરો એક સરખી લંબાઇનાં બહુધા હોતાં નથી.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય ભરાયલો, લીલા રંગનો; નલિકા ધોળી, ચળકતી અને તેનું મુખ કલમત્રાસ ને ભૂરા રંગનું હોય છે.

**ફલ**–૨ થી ૨½ લાઇન લાંબું ને ૧½ પોહોળું હોય છે. તેને મથાળે ખાડો, અને તેનો તળિયાનો ભાગ પાતળો, નરમ ને ધોળો હોય છે. ફલ ઉપરના ભાગમાં રાતું કે કાળું અને સખ્ત હોય છે. તેમાં ૪ થી ૬ કે ૧૦ થી ૧૨ બીજ હોય છે.

**બીજ**–કાળાં, પોહોળાં, ચપટાં ને ગોળાઇલેતાં હોય છે. તેપર સુંદર બાનક હોય છે, તે બૃહદ્દર્શક કાચમાં જોવાથી સ્પષ્ટ દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, રેચક તથા શોથ અને પિત્તઘ્ન.

**૬–ઉપયોગ**–સાટોડાનાં મૂળ હમેશાંની કબજીયત ઉપર અપાતા રેચક કવાથની અંદર વપરાય છે. એનાં મૂળ રેચક અને મૂત્રલ વિશેષ છે. એથી પેશાબ અને ઝાડો સાફ આવે છે. અને પાચનશક્તિ વધે છે એમ કેહેવાય છે. એનાં પાનને વાટી તેની થેપલી ઝામારા અને બળતરા કરતાં ગુંબડાંઓ ઉપર બંધાય છે. તેથી ટાઢક થાય છે, અને સોજો ઉતરે છે. એનાં પાનની ભાજી ગરીબ લોકો ખાય છે. એના છોડવા બીજા ચારાની ગેરહાજરીમાં ઢોરોને ખવરાવે છે. ભેંસને તે વિશેષ માફક આવે છે. દુકાળ વખતે એનો ચારા તરીકે ઘણો ઉપયોગ કરવામાં આવે છે. એના છોડવા શિયાળાની શરૂવાતમાં ઉપાડી તેની સુકવણી કરી રાખે છે, તે ચારાની તંગી વખતે ભેંસ, ગાય, બળદ આદિ ઢોરોને ખેડુલોકો ખવરાવે છે. સારે ચોમાસે ઢોરોને માંખી, ડાંસ, મચ્છર અને મસીઆં કરડે નહીં એટલા માટે થોડા સુકા ઘાસની સાથે સાટોડાના તાજા છોડવા બાળી ઢોરો આગળ તેની ધૂણી કરે છે. છપ્પનિયા દુકાળની વખતે એનાં બીજ દુકાળિયાં લોકો ખાતાં હતાં. સાટોડાની ભાજી વિશેષ ખાવામાં આવે તો તેથી ઝેરની અસર થાય છે, એથી ઝાડા ને અર્ધાંગ થાય છે. એમ **એટકિન્સન** સાહેબ લખે છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડી અને ખેતરમાં નેદ કરીકે, અને ચોમાસે તો એ ઘણુંકરી આડે વગડે ઉગે છે. એ આખા હિંદમાં થાય છે.

**૮–વિશેષવિવેચન.**–સાટોડાનાં પાન બીજી બધી સાટોડી કરતાં પોહોળાં, લાંબાં ને ગોળ હોય છે. માટે એને **સાટોડો** કહે છે.

---

## વર્ગ—(ફિકૉઇડી).

### નંબર–૨૭૬.

**૧–શાસ્ત્રીયનામ**–T. Crystallina.

દષ્ટાન્ત–H. II. p. 660; N. p. 133; Watt. VI–part IV. p. 76; રૂ. નિ. પા. ૧૩૩.

**૨–દેશીનામ.**–સાટોડી (પો+ગુ૦); लहाननर्मा (મ૦); अलेटि (હિં૦); रक्तपुष्पा, श्वेतमूला (સં૦).

**૩–વર્ણન**–સાટોડીના છોડવા પણ ચોમાસે ઘણા ફૂટી આવે છે, તે પણ જમીનપર છાત્રાંની પેઠે ફેલાયલા હોય છે. એનાં પાન સાટોડા કરતાં સાંકડાં ને ટુકાં હોય છે. ફૂલ રાતા રંગનાં અને ફલ પણ રાતાં હોય છે.

**મૂળ**–પેનસીલથી તે હાથનાં કાંડા જેવું જાડું થાય છે. તે ૪ ઇંચથી ૧ કે ૧½ ફુટ લાંબું હોય છે. તેપરની છાલ ભૂરી ને ખડબચડી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સચ્છિદ્ર અને ચોખાના આટાને મળતા પદાર્થથી ભરેલા ચક્રોવાળું દેખાય છે. મૂળ ધોળા રંગનું, જરા તીખી પણ સુગંધિત વાસ અને મીઠાસ લેતા ચીકણા ચીરપરા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ.**–મૂળને મથાળેથી કોઇ કોઇ વાર ૪ થી ૫ ફીટ લાંબી શાખાઓ નીકળી ચોફેર જમીનપર પથરાએલી હોય છે. તે રતાસલેતા ફીકા લીલા કે ધોળા રંગની હોય છે, તે પર સોનાંકણી જેવાં છાંટણાં હોય છે. શાખાઓ સુતળીથી પેનસીલ જેડી જાડી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ખટાસલેતો ફીકો ને ચીકણો હોય છે. શાખાઓ સાટોડા જેટલી બટકણી હોતી નથી. પણ મજબૂત હોય છે.

**પાન**–સામસામાં, ૧ થી ૧½ ઇંચ લાંબાં ને ½ થી ¾ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં અથવા અંદર બેસતી ખાંચવાળાં હોય છે, તેની ઉપરની સપાટી ફીકા લીલા અને નીચેની ધોળાસલેતા રંગની હોય છે. પાન તેમજ તેની ડીટડીપર પણ સોનાંકણી જેવી ચકચકીત છાંટણી હોય છે. વાસ અણગમતી અને સ્વાદ ચીરપરો ને ગળચટો લાગે છે. પાનમાં બહુધા વચલી નસ સ્પષ્ટ દેખાતી હોય છે.

**ફૂલ**— પત્રકોણમાંથી એક અથવા વધારે નીકળેલાં હોય છે. તે ગુચ્છીની પેઠે પાસે પાસે આવેલાં હોય છે. પુ૦ બા૦ કો૦નાં પત્રો રાતા રંગનાં ને તેની પાછળ લીલી અણી ટેરવાં પાસે દેખાતી હોય છે. પુ૦ અભ્ય૦ કોષ હોતો નથી. પુંકેસરો ૫ હોય છે. સ્ત્રીકેસર ૧ અને તેની નલિકા સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**ફ્લ**—રાતા રંગનાં, મથાળે ખાડાવાળાં ને માણસની ડાઢના આકાર જેવાં હોય છે. તેમાં ૨ થી ૪ બીજ હોય છે.

**બીજ**—કાળા રંગનાં, ચપટાં, સૂક્ષ્મ બાનકવાળાં હોય છે. તેનો સ્વાદ તેલીયો ને ચીરપરો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**—સર્વાંગ.

**૫–ગુણદોષ**—શોથઘ્ન અને રેચક.

**૬–ઉપયોગ**—એનાં મૂળ પાણીમાં વાટીને રસવિકાર તેમ જ વાળાના સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. ઝેરી જનાવરોના ડંખપર પણ એનું મૂળ ઘસીને લગાડે છે. પાન પોટીશ તરીકે બાંધે છે. બીજ દુકાળ વખતે ગરીબ લોકો ખાય છે. અને એના છોડવા સાટોડાની પેઠે ઢોરને ચારા તરીકે ખવરાવવામાં આવે છે. મૂળ રેચક ગણાય છે.

**૭–સ્થાનક**—સાટોડા ભેળી સાટોડી પણ ઘણી વાર ઉગે છે, તોપણ ખેતર કે વાડીઓ કરતાં મોહોરમવાળી ભરપની અને જરા ભીનાશવાળી જગોમાં એ વધારે ઉગે છે.

એ હિં૦ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**—એનાં પાન સાટોડા કરતાં સાંકડાં ને ટુકાં હોવાને લીધે એને **સાટોડી** કહે છે. ગામડીઆ લોકો ઘણીવાર સાટોડાને પણ સાટોડી કહે છે.

T. pentandra અને T. decandra એમ સાટોડીની બીજી બે જાત પણ આ સ્વસ્થાનમાં ઉગે છે. પેહેલીમાં સ્ત્રીકેસર નલિકા ૨ અને પુંકેસરો ૫ હોય છે. અને બીજીમાં નલિકા ૨ અને પુંકસરો ૧૦ હોય છે. એ બન્નેના છોડવાઓની તરાંહ સાટોડી જેવી ને ઉપયોગ પણ તેવો જ છે. પેહેલી સાટોડીથી ગર્ભનો પાત થાય છે, એમ કહેવાય છે.

---

## વર્ગ (ફિકોઇડી).

### નંબર ૨૭૭.

**૧–શાસ્ત્રીયનામ**–Mollugo hirta.

દષ્ટાન્ત–H. II. p. 662; N. p. 133; Watt. V. p. 255; રૂ. નિ. પા. ૫૮૯.

**૨–દેશીનામ.**—મીઠો ઓખરાડ (પો૦); ધોળો ઓખરાડ (ગુ૦); कोठक (म०); गंदी बुटी (हिं०); ओखराडी, भिस्सटा (सं०).

**૩–વર્ણન**—મીઠા ઓખરાડના છોડવા ચોમાસાં પછી શિયાળાની શરૂવાતમાં ઘણા જોવામાં આવે છે. તે છાતળાંની પેઠે જમીનપર પથરાએલા હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે ½ થી ૧ કે ૧½ ફીટ લાંબી હોય છે. એ આખા છોડવાપર ઘણુંકરી ધોળા રંગની ગીચ બહુધા* તારાકૃતિની રૂંછાળ હોય છે. તેથી આખો છોડવો ધોળો દેખાય છે. પાન સામસામાં તળિયે સાંકડાં મથાળે પોહોળાં, ને ટુંકી ડીટડીવાળાં હોય છે. તે કોઇવાર બેથી વધારે એક ગુચ્છાની પેઠે પણ આવેલાં હોય છે. તે જરા જાડાં. ½થી ૧ ઇંચ લાંબાં, અને ⅛થી ¾ ઇંચ પોહોળાં હોય છે. ફૂલ પત્રકોણમાં ગુચ્છીની પેઠે આવેલાં હોય છે. તે સેહેજ ગુલાબી કે લીલા રંગનાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫; પુ૦ અભ્ય૦ કોષ હોતો નથી; પુંકેસરો ૧૦ થી ૧૨; સ્ત્રીકેસર ૧; નલિકા ૫ સૂક્ષ્મ મુખવાળી હોય છે. ફ્લ લંબગોળ ને પુ૦ બા૦ કોપથી ટુકું હોય છે. તેમાં બારીક બીજ ઘણાં હોય છે. બીજપર ખડબચડી બાનક અને ધોળા રંગના દોરા જેવો છેડો હોય છે.

**૪–ઉપયોગી અંગ**—સર્વાંગ.

**૫–ગુણદોષ**—રેચક મૂત્રલ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**—એનો પાલો જળોદર વગેરેપર કવાથમાં વપરાય છે. એના આખા છોડવાને વાટી તેની થેપલી ગડગુમડાંઓ ઉપર બાંધવામાં આવે છે; એના છોડવાને બાળી તેની રાખ મીઠાં તેલમાં મેળવી તે તેલ નહીં રૂઝાતાં ગુંમડાં અને ચાંદાઓપર ચોપડવામાં આવે છે. એના છોડવા ઉંટ બહુ ખાય છે. દુકાળની વખતે ભેંસો આદિ બીજાં ઢોર પણ ખાય છે.

૭-સ્થાનક—નદી, તળાવ વિગેરેની પાણીના ભરપની જમીન સુકાય છે તેમાં તેમજ રસ્તાઓની બાજુએ એના છોડવા ઘણા ઉગે છે.

એ આખા હિં૦માં થાય છે.

૮-વિ૦ વિ૦-એનો સ્વાદ મીઠાસલેતો ગળચટો હોય છે, માટે એને **મીઠો ઓખરાડ** કહે છે.

---

## વર્ગ-એજ.
### નંબર-૨૭૮.

**૧-શાસ્ત્રીયનામ**-M. Spergula.

દૃષ્ટાંત-H. II. p. 662.

**૨-દેશીનામ**—કડવો ઓખરાડ (પે૦+ગુ૦).

**૩-વર્ણન**—કડવા ઓખરાડના છોડવા પણ બહુધા શિયાળાની શરૂવાતમાં વધારે જોવામાં આવે છે. તે છાતળાંની પેઠે જમીનપર પથરાયલા હોય છે. તેની શાખાઓ ઝીણી સુતળી જેવી પાતળી, બહુધા લીસી, અને બબે ફાંટાથતી હોય છે. પાન સામસામાં તેમજ ગુચ્છાની પેઠે ૪ થી ૫ પાન પાસે પાસે પણ આવેલાં હોય છે. તે ½ થી ૧ ઈંચ લાંબાં, અને ⅛ થી ⅙ ઈંચ પોહોળાં હોય છે. તે તળિયે સાંકડાં, ઉપર પેહોળાં, અને ટેરવે બહુધા સાંકડાંથતાં અણીઆળાં હોય છે. તેમાં વચલી નસ સ્પષ્ટ દેખાતી હોય છે. તેની ડીટડી ⅛ ઈંચ જેટલી ભાગ્યે જ હોય છે.

ફૂલ પત્રકોણમાં ગુચ્છીની પેઠે આવેલાં હોય છે. તે ઘણાં બારીક હોય છે. તેની ડીટડી દોરા જેવી પાતળી અને ⅙ થી ½ ઈંચ લાંબી હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ઘણુંકરી ડીટડીથી જરા ટુંકાં હોય છે. તે લંબગોળ અને તેની કોર પાતળી ને ધોળી હોય છે. પુ૦ અભ્ય૦ કોષ હોતો નથી. પુંકેસરો ૫ થી ૧૦. સ્ત્રીકેસરાગ્રમુખ ૩ સૂક્ષ્મ હોય છે. ફલ બારીક ને તેમાં ઘણાં બીજ હોય છે. બીજ સૂક્ષ્મ ખડબચડી બાનકવાળાં હોય છે. તેપર ધોળા રંગનો દોરા જેવો એક વાંકો વળેલો છેડો હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-૬-ગુણદોષ અને ઉપયોગ**-નીચેની વનસ્પતિ **ઝરસ** જેવા છે.

**૭-સ્થાનક**-ભીનાસવાળી જગોએ બહુધા **ઝરસની** સાથે એના છોડવા પણ ઉગે છે. એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**—એનો સ્વાદ **કડવો** હોય છે માટે એને **કડવો ઓખરાડ** કહે છે. એ **ઝરસ**ની જગોએ ઘણીવાર બજારમાં વેચાય છે. અને તે ઔષધ તરીકે વપરાય છે. એને **લાસો ઓખરાડ** પણ કહે છે.

---

## વર્ગ-એજ.
### નંબર ૨૭૯.

**૧-શાસ્ત્રીયનામ**-M. Stricta.

દૃષ્ટાન્ત-H. II. p. 663; N. p. 133; Watt. V. p. 255.

**૨-દેશીનામ**-ઝરસ (પે૦+ગુ૦+મ૦).

**૩-વર્ણન**—ઝરસના છોડવા ½ થી ૧ ફુટ જેટલા ઉંચા થાય છે. તેનાં પાન તળિયે સાંકડાં, મથાળે પોહોળાં, ને ટેરવે અણીથતાં સાંકડાં કે ગોળાઇલેતાં બુઠ્ઠાં હોય છે. તે ½ થી ૨ ઈંચ લાંબાં અને ⅙ થી ½ ઈંચ પોહોળાં હોય છે. તે લીસાં ને જરા જાડાં હોય છે. તે છોડવાના થડમાં ઘણુંકરી એક ચક્રની પેઠે ચોમેર આવેલાં હોય છે. તેથી પાનનું જમીનપર છાતળું થઈ રહેલું હોય છે. એ પાનનાં ચક્ર વચમાંથી કેટલીક લીસી, ચળકતી, ઝીણી સુતળી જેવી પાતળી ઉભી હાંસોવાળી શાખાઓ પાન વગરની નીકળેલી હોય છે. તેપર દોરાજેવી પાતળી, લાંબી, બબે ત્રણ ત્રણ ફાંટાઓવાળી સળીઓ આવેલી હોય છે. જેના સાંધાઓ પાસે સૂક્ષ્મ, પાતળાં, ધોળાં પુષ્પપત્રો આવેલાં હોય છે. એ સળીઓપર ગુચ્છા કે કલંગીની પેઠે ઘણુંકરી ઘણી પાતળી ડીટડીપર છૂટાં છૂટાં ફૂલો આવેલાં હોય છે. તે ઘણાં બારીક હોય છે. ફલ લંબગોળ અને બીજ કાળા રંગનાં સૂક્ષ્મ ખડબચડી બાનકવાળાં હોય છે. તેપર છેડો હોતો નથી.

**૪-ઉપયોગીઅંગ.**-સર્વાંગ.

**૫-ગુણદોષ**—ચિરગુણકારી પૈષ્ટિક, સારક, પાચક, મૂત્રલ તથા શોથ અને જવરઘ્ન.

**૬-ઉપયોગ.**—ઝરસ પ્રસિદ્ધ દવા છે. તે ગાંધીઓને ત્યાં વેચાય છે. એનો ઉપગોગ તાવ, અજીર્ણ, જળોદર, મૂત્રાઘાત વિગેરે રોગપર કરવામાં આવે છે. એનો ઉકાળો સ્ત્રીઓનો માસિકસ્ત્રાવ ઓછો થયો હોય તો તે પુરતો લાવવા અપાય છે. એ ઘણા પૈષ્ટિક પાકો અને કાઢાઓમાં વપરાય છે. સંધિવા અને લોહીવિકારપર એનો ઉકાળો બીજાં વસાણાં સાથે વપરાય છે. પાન પોટીશ તરીકે ગડગુંમડાંપર વાટીને બંધાય છે.

**૭-સ્થાનક**—**મીઠા** અને **કડવા** ઓખરાડની સાથે ઘણીવાર **ઝરસ**ના છોડવા પણ ઉગે છે.

એ આખા હિં૦ માં થાય છે.

**૮-વિ૦ વિવેચન**—ઝરસના છોડવા કડવાઓખરાડ જેટલા કડવા હોતા નથી.

---

## ૪૬–N. O. CORNACEÆ.

## વર્ગ–કોર્નેસી. અંકોલીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. પાન સામસામાં અથવા આંતરે આવે છે, તે અખંડિત કોરવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૪ થી ૫ (અથવા ૫ થી ૧૦ દાંતાવાળાં) હોય છે. તેની નળી સ્ત્રીકેસરગર્ભાશયને વળગેલી હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ હોતી નથી, અને હોય છે તો ૪ થી ૫ (અથવા ૫ થી ૧૦) હોય છે. પુંકેસરો પાંખડીઓ જેટલાં અથવા તેથી બમણાં કે ત્રમણાં હોય છે. તે પાંખડીઓની સાથે રસભરી કર્ણિકાની અંદર આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થિત હોય છે, તે ૧ થી ૪ ખાનાં કે પોલવાળો હોય છે. તેને મથાળે બહુધા રસભરી કર્ણિકાનો મુકુટ આવેલો હોય છે. સ્ત્રીકેસરનલિકા ૧, તે લાંબી અથવા ટુંકી હોય છે. સ્ત્રીકેસરનલિકાગ્રમુખ સાદું અથવા વિભાગિત હોય છે. ફ્લ ઘણું રસભર્યું, ૧ થી ૪ પોલ અને બહુધા ૧ થી ૨ ઠળિયાવાળું હોય છે. તેને મથાળે ઘણુંકરી પુ૦ બા૦ કોષના અવશેષ રહેલા હોય છે. બીજ લંબગોળ અને ગળભર્યું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ચિરગુણકારી પૌષ્ટિક, વાન્તિકર, શોધક, વિષહર તથા જ્વર અને શોથઘ્ન આદિ ગુણો રહેલા છે.

---

## વર્ગ–(કોર્નેસી.)

### નંબર. ૨૮૦.

**૧–શાસ્ત્રીયનામ**–Alangium lamarckii.

દૃષ્ટાન્ત–H. II. p. 741; N. p. 137; Watt. I. p. 153. રૂ. નિ. પા. ૧૨૪.

**૨–દેશીનામ**–આંકોલી, અંકોલ, (પો૦); આકોલ, અંકોલી (ગુ૦); आंकोळ, आंकोली (म०); अकोला, अकोल अने ढेरा (हिं०); अंकोट, अंकोल्लक (सं०).

**૩–વર્ણન**–અંકોલીની કોઇવાર ઘણી શાખાઓ નીકળી ચોતરફ તેનો વિસ્તાર ફેલાય છે. ત્યારે તેની ઉંચાઈ ૮ થી ૧૦ ફીટ જેટલી હોય છે. પણ જ્યારે તેનું ઝાડ તરસાની પેઠે પાંસરૂં વધે છે ત્યારે તે ૨૦ થી ૨૫ ફીટ ઉંચું જોવામાં આવે છે. તેની શાખાઓ ઘણુંકરી ધોળી હોય છે. પાન લાંબાં અને સાંકડાં હોય છે. ફૂલ ધોળા રંગનાં શિયાળા ઉતાર આવી ફ્લ જેઠમાં ઘણુંકરી પાકે છે.

**મૂળ**–ઝાડ અને જમીનના પ્રમાણમાં જાડું અને ઉંડું ખેંટેલું હોય છે. તેમાંથી થોડાક બીજા ફાંટાઓ નીકળેલા હોય છે. તે આડા અવળા જમીનમાં ફેલાયલા હોય છે. તેની ઉપરની છાલ ઘેરા ભૂરા રંગની, ખડબચડી, અને તેનાપર ઉભા ચીરા પડેલા હોય છે. તેની અંદરની છાલ ધોળી હોય છે. છાલ નરમ અને બટકણી હોય છે. તેની વાસ સહેજ સુગંધિત અને સ્વાદ લીંબડાને મળતો કડવો અને તૂરો હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેની અંદરનું વચલું લાકડું ભૂરા રંગનું સછિદ્ર દેખાય છે. તેથી બહાર છાલનું ધોળું અને ભૂરૂં એમ બે રંગનાં ચક્રો દેખાય છે.

**ડાંડી અને શાખાઓ**–અંકોલીનું થડ માણસના હાથથી તે સાથળ જેવું જાડું થાય છે. તેપરની છાલ ફીકા ભૂરા રંગની હોય છે. ને તેની ઉપર ઉભા ચીરા પડેલા હોય છે. અંદરની છાલ લીલાસલેતી ધોળી હોય છે. તે નરમ અને બટકણી હોય છે. તેની વાસ અને સ્વાદ લીંબડા જેવાં કડવાં હોય છે. શાખાઓ ફીકા ધોળા રંગની ને લીસી હોય છે. ને તેનાપરથી કેટલીક શાખાઓ કાંટા જેવી તીક્ષ્ણ અણીવાળી પણ ઘણુંકરી નીકળેલી હોય છે. અતિકોમળ શાખાઓ ભૂરા રંગની ને તેપર વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પાન**—આંતરે આવેલાં હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબાં, ૧ થી ૨ ઇંચ પોહોળાં, અને લીસાં હોય છે. તે તળિયે વિષમ અર્થાત લાંબા ટુંકી કોરવાળાં અને મથાળે બુઠ્ઠી અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ફીક્કો લીલો અને નીચેનીનો સહેજ પીળાસ લેતો હોય છે. તેની ડીટડી જરા વાંકી, ૨ થી ૩ લાઇન લાંબી અને વાળની રૂંવાટીવાળી હોય છે. પાનમાંની નસો તેની નીચેની સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. તેમાં વચલી નસ બહુધા ધોળી હોય છે. અતિ કોમળ પાનપર વાળની રૂંવાટી હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ખટાશલેતો કડવો હોય છે.

**ફૂલ**—કોમળ શાખાઓ ઉપર પડી ગયેલાં પાનના ખૂણામાંથી ઘણુંકરી બબ્બે ફૂલ એકજ જગોએથી નીકળેલાં હોય છે. તેનો વ્યાસ ૧ થી ૧½ ઇંચ જેટલો હોય છે. ફૂલની સુગંધ જાઈનાં ફૂલ જેવી મધુરી હોય છે. તેની ડીટડી લીલા રંગની ને તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**— ૫ થી ૧૦ પત્રોનો બનેલો હોય છે. તેપર વાળની રૂંવાટી હોય છે. તેનાં પત્રો તળિયે જોડાયલાં અને ઉપર તેના ૫ થી ૮ કે ૧૦ સૂક્ષ્મ દાંતા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—ની પાંખડીઓ ૫ થી ૧૦ પણ ઘણુંકરી ૬ થી ૮ જોવામાં આવે છે. તે ⅞ ઇંચ લાંબી અને આશરે ⅛ અથવા ⅙ લાઇન પોહોળી હોય છે. તેપર સહેજ વાળની રૂંવાટી હોય છે. તેનો રંગ

બહારની બાજુ પીળાસલેતો અને અંદરની બાજુ ધોળો હોય છે.

**પુંકેસરો**—ઘણાં હોય છે. તેના તંતુ અને પરાગ કોપ ધોળા રંગનાં હોય છે. તંતુની આસપાસ ફૂલમાં લાંબી રૂંછાળ હોય છે.

**સ્ત્રીકેસર**—૧ હોય છે. નલિકા ધોળા રંગની અને પુંકેસરતંતુ કરતાં સહેજ જાડી હોય છે. નલિકાગ્રમુખ પણ ધોળા રંગનું હોય છે. તે જરા જાડું અને પોહોળું થયેલું હોય છે. ફૂલમાંથી પાંખડી અને પુંકેસરો કાઢી નાંખ્યાથી સ્ત્રીકેસરનલિકા નીચે તેના ગર્ભાશયનો ભાગ ધોળા રંગનો ચપટો પડઘી જેવો દેખાય છે.

**ફ્લ**—કાંચાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે. અને તેપર ઉભી નસો દેખાય છે. છાલ ચીવટ અને સ્વાદે કડવી હોય છે. ફ્લ ૪ થી ૫ લાઇન વ્યાસનું હોય છે. તેની સપાટી લીસી ને ચળકતી હોય છે. ને વખતે તેપર થોડા ભૂરા વાળ કે રજ હોય છે. તેને મથાળે ગોળ પડઘી હોય છે. જેની વચમાં એક છિદ્ર હોય છે. એ પડઘીથી બહાર લીલાસલેતા ભૂરા રંગની દાંતાવાળી ભૂંગળી આવેલી હોય છે. (ભૂંગળી પુ૦ બા૦ કોપ થોડો મ્હોટો થઇ ફ્લને મથાળે રહી ગયેલો હોય છે, તે છે.) જેની ઉપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. એ ફ્લ પાકે છે ત્યારે જાંબુ જેવાં કાળાં થઇ જાય છે. ત્યારે તેની છાલ એટલી બધી નરમ થઇ જાય છે કે તેને સહેજ દાબતાં તેમાંથી કાંજી જેવો રસ અને ગળ બહાર નીકળી આવે છે. જેનો સ્વાદ ખટાસલેતો મીઠો હોય છે. એ ગળની અંદર એક ઘેરા ભૂરા રંગનો કઠ્ઠણ ઠળીઓ હોય છે. તેને એક છેડે જરા અણી અને એક ધાર હોય છે. અને તેનાં બન્ને પાસાં સહેજ દબાયલાં હોય છે. આ ઠળીઆને તોડતાં તેમાંથી એક બીજ નીકળે છે.

**બીજ**—ની ઉપરની છાલ પાતળી ને ફીકા બદામી રંગની હોય છે. તે નખવતી ખરપી નાખતાં અંદરથી બીજ ધોળા રંગનું રસભર્યું અને તેલીયું દેખાય છે. તે ૨ થી ૩ લાઇન વ્યાસનું હોય છે. તેની વાસ ઉગ્ર હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વાન્તિકારક, રેચક, શોધક, રોપક, સ્વેદલ, વિષહર, **ઝેરી** તથા જ્વર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–અંકોલીનાં મૂળ અને થડનું લાકડું પાણીમાં ઘસીને સંધિવા અને રસવિકારના સોજા તેમજ ઝેરી જનાવરના ડંખ ઉપર ચોપડાય છે. વિસ્ફોટક, વાતરક્ત અને એવાં જ બીજાં ચામડીનાં દરદોમાં અંકોલીના મૂળની છાલ વપરાય છે. ગચરકાનાં ઢ્રામઠાં ઉપર એનાં મૂળની છાલ પાણીમાં ઘસીને ચોપડાય છે. એનાં મૂળની છાલ અજીર્ણ અને કીરમ ઉપર રેચ તરીકે આપવામાં આવે છે. એનાં મૂળની છાલનો કાઢો જળોદર અને સર્પના ડંસ ઉપર પાય છે. એનાં મૂળની છાલની ભૂકી, કફ, ઉધરસ અને તાવમાં પરસેવો લાવવા અપાય છે. અંકોલીનાં પાનને પાણીમાં ઉકાળી વાથી ઝલાયલા દરદીને એ પાણીથી નહવરાવે છે. સંધિવાના સોજાપર એનાં પાન ગરમ કરી બંધાય છે. એનાં ફ્લ પાકે છે ત્યારે તેમાંનો ગળ છોકરાં અને પક્ષીઓ ખાય છે. તે ગ્રાહી અને પૌષ્ટિક છે. અંકોલીનું જાડું લાકડું કઠ્ઠણ થાય છે. તે કોદાળી વગેરેના હાથા કરવા માટે વપરાય છે. એની શાખાઓમાંથી ખેડુ લોકો હોકો પીવાની સર બનાવે છે, અને એની પાન સોતી શાખાઓ ઢોર બાંધવાના વાડામાં જાવળી તરીકે વાપરે છે.

મદ્રાસવાળા ડા. મૂદીન શેરીફ ખાનબહાદુર લખે છે કેઃ–"અંકોલીનાં મૂળની છાલ સંગ્રહણી શિવાય બીજાં જે જે દરદો ઉપર **ઇપીકાકુઆના** અપાય છે, તે દરદોપર આપી શકાય છે. છાલની બારીક ભૂકીની માત્રા ઉલટી લાવવા માટે ૪૫ થી ૫૦ ઘંઉભાર, તાવમાં પરસેવો લાવવા માટે ૬ થી ૧૦ ઘંઉભાર; અને ચિરગુણકારી પૌષ્ટિક તરીકે ૨ થી ૫ ઘંઉભારની છે."

મેંગરોલવાળા સરજન લી. સાહેબ વૉટ સાહેબની ડીકશનરીમાં લખે છે કે–એનાં મૂળની છાલની ભૂકી જાયફળ, જાવંત્રી, અને લવીંગ દરેક વીસવીસ ઘંઉભાર લઇ તેને મેળવી ગળતા કોઢને અટકાવવા માટે આપવામાં આવે છે, એની છાલ ૪૦ ઘઉંભારની ગોળી કરી સર્પના ઝેર ઉપર અપાય છે.

ડા. વીરજી ઝીણા રાવલ એલ. એમ. એન્ડ એસ. લખે છે કેઃ–"અંકોલી લોહીવિકારમાં ઘણું સારૂં કામ કરે છે. ઉપદંશ, વાતરક્ત, ને ઉંદરના ઝેરથી બગડેલાં લોહીને સુધારે છે. તેનાં લાકડાંને ઘસી તેનો રસ પીવાથી ઉંદરના ઝેરનો નાશ થાય છે. ઉંદરના ઝેરથી લાલ ચાંદાં ઉપડયાં હોય તેમાં તથા તેથી થતા હાથપગના દાહમાં તથા સખ્ત ચસકામાં અંકોલ સારૂં કામ કરે છે. ઉંદરનાં ઝેરથી ધારાં પડયાં હોય તે ધારાં રૂઝાવવાને આ દવા ઘણી અકસીર છે. ઉંદરવાનાં ધારાં વાતરકતને મળતાં છે. અને ઉંદરવામાં દરદીનું સ્વરૂપ પણ વાતરકતવાળા દરદીને મળતું આવે છે, તેમાં અંકોલનું લાકડું ઘસીને પીવાથી ફાયદો થાય છે. બીજી શોધક ચીજ સાથે તે કવાથમાં પડે છે. ઉંદરવામાં થયેલું સખ્ત ધારૂં અંકોલનું લાકડું પાણીમાં ઘસી ચોપડવાથી રૂઝાઇ જાય છે. તેની છાલની ઓછી માત્રા લેવાથી પસીનો આવે છે. **માત્રા**–ઉલટી કરાવવા માટે તેનું ચૂર્ણ પાવલા ભાર, સ્વેદલ તરીકે ૧ થી ૨ વાલ, શોધક તરીકે ૧ રતીથી ૧ વાલ."

વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવીંદજી લખે છે કેઃ—

"અંકોલ રતવાને દૂર કરે છે. સર્પના ઝેરને ઉતારે છે, અંકોલીનાં મૂળિયાંનો રસ રેચક છે, તે પેટના જીવ-ડાને કાઢી નાખે છે. તે જલોદરમાં બહુ વપરાય છે. કોઢનાં દરદોપર તે ઘણી ફતેહમંદીથી વપરાય છે. તેના ફલના તેલનો ગુણ રોપક છે, તેથી તે ઘણા ઉંડા જખમને પણ પુરી રૂજ લાવે છે. અંકોલીનાં મૂળિયાંનો કલ્ક મધ તથા ચોખાના ધોણની સાથે પીવામાં આવે તો બધા અતિસાર મટે છે, તથા વછનાગનું ઝેર પણ દૂર થાય છે."

સ્વર્ગવાસી વૈદ્ય રૂઘનાથજી ભાઈ લખે છે કેઃ—

"ફલ વધુ ખાધાથી મોંમાં ગરમી લાગે છે. અંકોલ્યનાં ફલનું બી અંદર તેલ સરખું લાગે છે, પણ તેનું તેલ કાઢેલું કયાંઇ દેખવામાં આવ્યું નથી. તે તેલના ઘણા પ્રયોગ લખ્યા છે પણ તે કાંઇ થતા દીઠા નથી. કેવળ લખેલાજ જોયા છે. અંકોલનું મૂળ પાણીમાં ઘસી પીવાથી ઉલટી ઝાડો થઇને કુતરાં હડકાયાં અને ઉંદરનું વિષ મટે છે. મીંદડાંનું ઝેર પણ અંકોલનું મૂળ મટાડે છે."

અંકોલનાં મૂળની છાલની હૃદય ( Heart ) ઉપર થતી ઝેરી (શામક) અસર વિષે સરજન મેજર ડા૦ કે૦ આર૦ કીર્તિકર પોતાનાં પૉઇઝનસ પ્લૅન્ટસ ઓફ બોમ્બે" વા. ૧ માં જે હકીકત આપે છે તે જાણવા જેવી છે.

**૭–સ્થાનક**–ડુંગરી પ્રદેશમાં વિશેષ કરી ઝરણાંઓને કાંઠે ઉગે છે.*

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–સંસ્કૃત નામોપરથી દેશીનામો નીકળેલાં લાગે છે.

---

## ૪૭–N. O. RUBIACEÆ.

## વર્ગ રૂબિયેસી.

**હરદરવા અને ભમરછાલનો વર્ગ. વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ**–આ વર્ગ પણ મોહોટો અને ઘણો ઉપયોગી છે. આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં, નાહાના છોડવા અને વેલાઓ થાય છે, તેમાં ઘણાં ઝાડવાં કાંટાળાં પણ હોય છે. પાન સામસામાં અથવા ગુચ્છા પેઠે આવેલાં હોય છે, તે સાદાં અને અખંડ કોરવાળાં હોય છે. ઉપપાન ઘણું કરી બે પાનની જોડીની મધ્યમાં શાખાપર આવેલાં હોય છે. પુ૦ બા૦ કોપ સ્ત્રીકેસરના ગર્ભાશયની સાથે જોડાયલો હોય છે. અને તેના દાંતા તરેહવાર આકારના અને ગમે તે સંખ્યામાં તેનાપર આવેલા હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૪ થી ૫ હોય છે. પુંકેસરો પાંખડીઓ જેટલાં અને તેનાપર આવેલાં હોય છે. કર્ણિકા સ્ત્રીગર્ભાશયની ઉપર આવેલી હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થિત (inferior) ૨ થી ૧૦ પોલવાળો હોય છે, નલિકા સાદી અથવા ફાંટાવાળી, અને સ્ત્રીકેસરાગ્રમુખ તરેહવાર હોય છે. આદિબીજ ગર્ભાશયના દરેક પોલમાં ૧ કે વધારે હોય છે. ફલ તરેહવાર આકરનાં હોય છે, તે પોતાની મેળે ઉઘડનારાં (**વિકાશી**) અથવા નહિઉઘડનારાં (**અવિકાશી**) હોય છે. તેમાં બે કે ઘણાં બીજ હોય છે. બીજ સૂક્ષ્મ અથવા મ્હોટાં, જૂદા જૂદા આકારનાં ને ઘણુંકરી કઠ્ઠણ હોય છે.

આ વર્ગમાંની સૌથી પ્રસિદ્ધ અને ઉપયોગી વનસ્પતિ બૂન (કોફી), સિંકોના, મજીઠ અને આલ છે.

આ વર્ગની વનસ્પતિમાં જ્વરઘ્ન, ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક, રેચક, વાન્તિકારક, માદક અને વિષારી ગુણ રહેલા છે.

---

## વર્ગ–( રૂબિયેસી ).

### નંબર–૨૮૧.

**૧ શાસ્ત્રીયનામ**–Adina cordifolia.

દૃષ્ટાન્ત–H. III. P. 24; N. P. 142; Watt, I. P 114; રૂ. નિ. પા. ૫૨૭.

**૨–દેશીનામ**–હરદરવો, હળદરવો (પો૦ગુ૦); हेद, हलदरवा (म०); हरदा, हरदु, हलदवा (हिं०); हरिद्रुम (सं०).

**૩–વર્ણન**–હરદરવાનાં ઝાડ અહીં ૧૫ થી ૩૦ ફીટ ઉંચાં થાય છે. તેનું થડ ઘણુંકરી સીધું હોય છે, તે ½ થી ૧ કે ૧½ ફુટ વ્યાસનું હોય છે. શાખાઓ લાંબી અને ચોતરફ ફેલાતી હોય છે. થડ અને શાખાઓની છાલનો રંગ ભૂરો કે ભસ્મી હોય છે ને તેપર ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ રતાસલેતા ભૂરા રંગની ને તેપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. અતિ કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર ચળકતા ધોળા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–સામસામાં હોય છે. તેની કુંપળ પ્રથમ ૨ (બે) ઉપપાનોની વચ્ચે ઢંકાએલી હોય છે, પણ પાનની કુંપળ ઉઘડી પાન મ્હોટું થવા માંડે છે ત્યારે ઉપપાનો ખરી પડે છે. તમામ પાન એક સરખા આકારનાં ઘણાં સુંદર હોય છે. તે ૫ થી ૧૫ ઇંચ લાંબાં અને તેટલાંજ પોહોળાં હોય છે. તે તળિયે ડીટડી પાસે વિભાગિત અને ટેરવે અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલા અને નીચેનીનો ફીકો લીલો હોય છે. તેની ઉપરની સપાટી

*આ સ્વસ્થાનનાં આદિત્યાણા જંગલમાં જતાં વાઢોડના રસ્તાની જમણી બાજુ ઝરણને કાંઠે, ગોઢાણા જંગલ પાસે બાવળ વાવના બાગમાં, અને ધ્રામણી કેડીને માર્ગે નાગકેથી ડુંગરપર જતાં ઘોડના ગાળાના ઝરા કાંઠે, તેમજ વાંદરાઝરને કાંઠે અંકોલીનાં ગણ્યાં ગાંઠયાં ઝાડો ઉગેલાં જોવામાં આવે છે.

બહુધા લીસી તોપણ સેહેજ ખરસટ અને નીચેની વાળની રૂંવાટીવાળી હોય છે. પાનની ડીટડી સુતળીથી પેનસીલ જેવી જાડી અને ૨ થી ૭ ઇંચ લાંબી હોય છે. તેનાપર વાળની રૂંવાટી આવેલી હોય છે. પાનમાં ઘણુંકરી સામસામી નસો હોય છે, તે નીચેની સપાટીપર બહાર નીકળતી હોય છે. પાનની ડીટડી અને એ નસોનો રંગ બહુધા જાંબુડી છાયાલેતો હોય છે, અને તેપર વાળની ગીચ રૂંવાટી હોય છે. પાનને રોશની તરફ આડું રાખી ઉપરની સપાટીમાં **આઈગ્લાસ** (નાહાની વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચ)થી જોતાં તેની નસોવચ્ચેની જાળીની રચના પારદર્શક જેવી બહુ સુંદર દેખાય છે. પાનને ચોળવાથી તેની વાસ ઉગ્ર અને ચાવવાથી તેનો સ્વાદ ચીરપરો, અને પાછળથી જરા કડવાસલેતો લાગે છે.

**ઉપપાન**–એ સામસામાં હોય છે. તે ગોળાઇલેતાં ને તેની ઉપર ઘણુંકરી ઉભી નસો હોય છે. તેની અંદર તેને તળિયે ચીકણો રસ અને તેની બહારની બાજુ ધોળા વાળની રૂંવાટી હોય છે. ઉપપાન ½ ઇંચ વ્યાસનાં હોય છે, તે તળિયે વખતે જાંબુડી છાયાલેતા રંગનાં હોય છે.

**ફૂલ**–સુવાસિત, સુંદર પીળાસલેતા રંગનાં, ફૂલોની દડી ચૈત્રથી વૈશાક જેઠમાં આવે છે. તેની પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી ૧ થી ૩ નીકળેલી હોય છે. અને એ દરેક સળીપર તેને મથાળે ઘણાં સૂક્ષ્મ ફૂલોથી બનેલી ½ ઇંચથી ૧ ઇંચ વ્યાસની એકેક દડી આવેલી હોય છે. સળી પાનની ડીટડી કરતાં બહુધા પાતળી, ૨ થી ૪ ઇંચ લાંબી, અને વાળની રૂંવાટીવાળી હોય છે. તે મથાળે સાંધાવાળી હોય છે. એ સાંધા પાસે પુષ્પપત્ર હોય છે તે તરત ખરી જાય છે. એની દરેક દડીપર જે ઘણાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે તે દરેક ફૂલમાં પુ૦ બા૦ કોષપત્રો ૫, પુ૦ અભ્ય૦ કોષ પાંખડીઓ ૫, પુંકેસરો ૫, ને સ્ત્રીકેસર ૧ હોય છે.

**ફૂલ**–સૂક્ષ્મ–૨ પોલવાળું–દરેક પોલમાં ઘણાં બારીક બીજ હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન, શોધક, રોપક.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડાય છે. એનાં થડની છાલ તેલમાં ઉકાળી તે તેલ નહીં રૂઝાતાં ચાંદાં અને ગડગુંબડાં ઉપર લગાડવામાં આવે છે. એનાં પાનની મુસાફર લોકો પતરાવડી બનાવે છે. એનાં પાન છપ્પનિયા દુકાળ વખતે ઢોરોને ખવરાવવામાં આવતાં હતાં. એનાં કાચાં ફૂલ સુકાવી મરીની સાથે વાટી કપડછાણ કરી તેની ચપટી માથાના સખ્ત દુખાવામાં સુંઘાડવામાં આવે છે તેથી આરામ થાય છે એમ કહેવાય છે. એનાં ફૂલ સુંઘવાથી પણ માથાનો દુખાવો ઓછો થાય છે, પણ લાંબો વખત સુંઘવાથી નીશો ચડે છે અને વખતે માથું ફરે છે. હરદરવાનું લાકડું પીળા રંગનું થાય છે. તે સારી રીતે પાલીશ થઇ શકે તેવું હોય છે. તેમાંથી સંઘાડીઆ લોકો રમકડાં અને બીજી નાહાની નાહાની ઘરશૃંગાર (ફરનીચર)ની ચીજો બનાવે છે. એનાં લાકડાંમાંથી સાધારણ ઘરનું વરોણ જેવું કે માલવડા, વળી, થાંભલી અને બારસાખ વગેરે બનાવવામાં આવે છે. એનું લાકડું ભીનાસમાં રહે તો સડી જાય છે.

"હરદરવો કફને મટાડે છે, ગુંબડાંને સોધીને રૂઝાવે છે, શરીરની કાન્તિને વધારે છે, પિત્તને ટાળે છે અને ઉલટીને મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭–સ્થાનક**–વોકળા અને ઝરને કાંઠે તેમજ ડુંગરનાં પડધારા અને પાઉની જમીનમાં હરદરવાનાં ઝાડ છૂટાં છવાયાં ઉગે છે. એ હિં૦ના વિશેષકરી સુકા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં લાકડાંનો રંગ **હળદર** જેવો પીળો હોય છે માટે એને **હળદરવો** કહે છે.

---

## વર્ગ—(રૂબિયેસી).

### નંબર ૨૮૨.

**૧–શાસ્ત્રીયનામ**–Stephegyne Parvifolia.

દૃષ્ટાન્ત–H. III. p. 25; N. p. 142; Watt. VI. part III. p. 360; રૂ. નિ. પા. ૪૨૮.

**૨–દેશીનામ**–કલમ, કળમ (પો૦); કદંબ (ગુ૦); कदंब, हलवन (म०); कदंब, कलम (हिं०); धाराकदंब (सं०).

**૩–વર્ણન**–કળમનાં ઝાડ ૧૫ થી ૨૫ ફીટ બરડા ડુંગરમાં ઉંચાં જોવામાં આવે છે. તેમાં પાસે પાસે ઘણી શાખાઓ નીકળી તેની ઘણીસારી સઘનઘટા થઇ રહેલી હોય છે. પાન ગોળાઇલેતાં તોપણ જરા લાંબાં હોય છે. એમાં હરદરવાથી કંઇક નાહાની ફૂલની દડીઓ ચૈત્ર વૈશાકે આવે છે. તેમાં ફીકા પીળા રંગનાં પીળા ચંપાનાં ફૂલની સુગંધને મળતી સુગંધવાળાં સુંદર સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે, તેમાંથી ઘણી મધુરી સુગંધ ચોતરફ બહેકી રહેલી હોય છે. અને તે ફૂલપર ભ્રમર અને બીજી નાહાની નાહાની મધમાખો ગુંજારવ કરી રહેલાં હોય છે. આ વખતે આ ઝાડનો દેખાવ ઘણો મનોહર એક જોવા લાયક થઇ રહે છે. ફૂલ એજ દડીમાં ઘણા લાંબા વખત સુધી ઝાડપર ટકી રહે છે. તે શિયાળા ઉતાર હોળીપર ખરી જાય છે.

**મૂળ**–એનું ખીલામૂળ ઉંડું અને લાંબું ગયેલું હોય છે. તેમાંથી થોડા ફાંટાઓ ફૂટી જમીનમાં લાંબા પસરાયલા હોય છે. ને તેમાંથી નવી ફૂટો જમીનપર ફૂટી

નીકળે છે. અને જમીનમાં ઝીણા રેસા જેવા તેમાંથી મૂળના ફાંટા નીકળે છે. મૂળની છાલ ફીકા ધોળા કે ભૂરા રંગની હોય છે. તેપરની ફોતરી જરા જાડી હોય છે. અંતરછાલ રતાસલેતા રંગની હોય છે. લાકડું ઘણું કઠણ ને તે પણ રતાસલેતા રંગનું હોય છે. છાલની વાસ અણગમતી અને સ્વાદ કડવાસલેતો તૂરો લાગે છે. મૂળને કાપ્યા પછી તે થોડીવારે વધારે રતાસ પકડે છે.

**ડાંડી અને શાખાઓ**–થડ ૬ ઈંચથી ૧ ફુટ જેટલું જાડું થાય છે. તે ભસ્મી રંગનું ને લીસું હોય છે. તેપર સફેદ છાંપાં પડેલાં હોય છે. કોઇવાર તેપરની છાલ ખડબચડી ને ભૂરા રંગની હોય છે. ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. શાખાઓ ઉપર જતાં બુઠ્ઠી ને ચોધારી થયેલી હોય છે. તેપર સૂક્ષ્મ દાણા જેવાં છાંટણાં હોય છે. તે ગાયની ખરી જેવાં વચમાંથી બે ફાટ થયેલાં હોય છે. અતિ કોમળ શાખાઓ લીલા રંગની, ને તેપર ધોળા વાળની રૂંવાટી અને ધોળાં છાંટણાં આવેલાં હોય છે. આ શાખાઓ બે કે ચાર ધારવાળી ને જરા દબાયલી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તે ૩ થી ૬ ઈંચ લાંબાં અને ૨ થી ૪ ઈંચ પોહોળાં હોય છે. તેનો આકાર હૃદયાકૃતિનો લંબગોળ ને અધવચ ઉપરથી સાંકડો થતો એમ તરેહવાર હોય છે. તોપણ પાનનો સાધારણ આકાર ગુંદાનાં સાંકડાં પાનને મળતો હોય છે. તેની ઉપરની સપાટી લીલા ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે. તેથી તેપર આંગળી ફેરવતાં તે સુવાળાં લાગે છે. ડીટડી પાસે તેની કોર ગોળાઇલેતી પણ વિશેષ કરીને વિભાગિત થયેલી હોય છે. પાનનાં ટેરવાં ગોળાઇલેતાં કે વખતે બુઠ્ઠી અણીથતાં હોય છે. પાનની નસો વખતે સામસામી પણ ઘણુંકરી આંતરે હોય છે. તે ઉપરની સપાટીપર અંદર બેસતી અને નીચેનીપર બાહાર નીકળતી હોય છે. એ નસોવચ્ચેનું બારીક જાળીકામ **આઈ-ગ્લાસ** (નાહાની વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચ)માંથી જોતાં ઘણું સુંદર દેખાય છે. પાનની ડીટડી ½ થી ૧ ઈંચ લાંબી હોય છે. તે રતાસલેતા રંગની હોય છે, ને તેનાપર નીક હોય છે. અતિ કોમળ પાન રતાસલેતા રંગનાં હોય છે. અને તેને ટેરવે વખતે અણી હોય છે. પાનને ચોળતાં તેમાંથી અણગમતી વાસ આવે છે, અને ચાવવાથી તેનો સ્વાદ તૂરો ને પાછળથી ગળચટો લાગે છે.

પાનને બે સામસામાં ઉપપાન હોય છે. તે ધોળાસ કે રતાસલેતા રંગનાં હોય છે. તેની હેઠળની સપાટીપર વાળની રૂંછાળ હોય છે. તે ઉપર ઉભી નસો હોય છે. તે તળિયે સાંકડાંથતાં ને ટેરવાં તરફ પોહોળાં ને ગોળાઇલેતાં હોય છે. તે ½ ઈંચથી ૧ ઈંચ લાંબાં ને ¼ થી ½ ઈંચ પોહોળાં હોય છે. તે તરત ખરી જાય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળીઓ પત્રકોણમાંથી અથવા શાખાને છેડેથી નીકળે છે. તે ઘણુંકરી સામસામી હોય છે. તે ૧ થી ૩ ઈંચ લાંબી ને મથાળાં તરફ જરા ચોધારી હોય છે. ને તેપર બારીક ભૂરા વાળની રૂંવાટી હોય છે. આ સળીઓને મથાળે આસરે ૧ થી ૨ લાઇન લાંબી, જરા જાડી સળીપર ફૂલની દડી આવે છે. તેનો વ્યાસ આસરે ½ થી ૧ ઈંચનો હોય છે. આવી દરેક દડીમાં આસરે ૧૫૦ થી ૨૦૦ કે તેથી વખતે થોડાં વધારે સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. તે દરેક ફૂલ એ દડીમાં જૂદું જૂદું ગોઠવાયલું હોય છે. ફૂલની એ સળી નીચે સામસામાં બે મ્હોટાં પુષ્પપત્રો જેવાં પાન આવેલાં હોય છે. તે ૧½ થી ૨ ઈંચ લાંબાં અને ½ થી ૧ ઈંચ પોહોળાં હોય છે. તે રંગે લીલાસલેતાં પીળાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી ને નીચેનીપર વાળની રૂંવાટી હોય છે. ને તેમાં નસો પણ વધારે આવેલી હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં ને ડીટડી પાસે તેની કોર સાંકડી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–એક સૂક્ષ્મ પ્યાલીના આકારનો ધોળાસલેતા પીળા રંગનો હોય છે. તે આસરે ½ લાઇન લાંબો, અને તેના મુખપર જરા લાંબી સખ્ત રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઇને એક નળી જેવી થયેલી હોય છે. ને ઉપર તેના છેડા છૂટા હોય છે. પાંખડીની નળી ઘણી પાતળી અને આસરે ½ ઈંચ લાંબી હોય છે અને તેના છેડા તેથી ટુંકા હોય છે.

એ ફૂલને બારીકીથી તપાસતાં કેટલાંક ફૂલોમાં ૪ કે ૬ પાંખડી, અને તેટલાંજ પુંકેસરો જોવામાં આવેલાં છે. પણ બહુઅંશે (મેજોરિટી) તો પાંખડી, ને પુંકેસરો પાંચ જ હોય છે.

**પુંકેસરો**–પાંખડી જેટલાંજ અને તેની નળીપર આવેલાં હોય છે. તે પાંખડીથી નાહાનાં ને રંગે ધોળાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ ને તેનો ગર્ભાશય બે પોલવાળો હોય છે. નલિકા ઝીણી, પાંખડીથી બહાર નિકળતી ને સીધી હોય છે. નલિકાગ્રમુખ લંબગોળ ને નલિકાથી જાડું હોય છે.

**ફલ**–ફૂલ ઉઘડી ગયા પછી તેની પાંખડી પુંકેસરો અને સ્ત્રીકેસરનલિકા એ સૌ ખરી જાય છે. અને ફક્ત સ્ત્રીકેસરનો ગર્ભાશય (અર્થાત્ ફલ) તેના મુખપર પુ૦ બા૦કોષ સહિત દડીપર રહી જાય છે. આ વખતે દડી ½ થી ¾ ઈંચ વ્યાસની થઇ રહેલી હોય છે. તેમાં દરેક ફલ ૧½ લાઇન લાંબું ને ½ લાઇન પોહોળું હોય છે. તે તળિયે સાંકડુંથતું ને તેને મથાળે પુ૦ બા૦ કોષની

કુંડલી હોય છે. તેની સપાટી ખડબચડી હોય છે. તે તદન પાકી જાય છે ત્યારે તે મથાળેથી ચીરાઇ જાય છે. ને તેની અંદર આવેલા પાતળા પડવાળા બે ખંડ અર્થાત્ પોલ જૂદી જૂદી ચીરાઇ તેમાંથી ઘણાં બારીક બીજ બહાર નીકળે છે.

**બીજ**–ઘણાં સૂક્ષ્મ હોય છે. તે રતાસલેતા ભૂરા રંગની બારીક ભૂકી જેવાં દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને થડની છાલ વાટીને સંધિવાના દુખાવા ઉપર ચોપડાય છે. એની છાલનો કવાથ તાવ અને પેટના દુખાવા ઉપર અપાય છે. એનાં પાન છપ્પનિયા દુકાળ વખતે ઢોરને પુષ્કળ ખવરાવવામાં આવતાં હતાં. એનાં ફૂલ અને કાચાં ફલ રંગના કામમાં વપરાય છે. એનાં પાન ફૂલ અને ફલ વાટી તેને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ નહિ રૂઝાતાં ચાંદાં અને ગડગુંબડાં ઉપર ચોપડવામાં આવે છે. એનું લાકડું સાધારણ ટકાઉ અને હલકું હોય છે. તે ખેતીવાડીના ઓજારો, રમકડાં, ખાટલાના પાયા, રકાબીઓ, પ્યાલા, દંતીઆ વગેરે બનાવવાના કામમાં વપરાય છે. એના લાકડાના રબારી લોકો માલવડા અને કુવા બાંધવાની વળીઓ કરે છે.

"ધારાકદંબ ગુણમાં કદંબ જેવો જ છે. કદંબવૃક્ષ અને તેનું કાચું ફલ એ ટાઢાં છે, વર્ણને સારો કરે છે. ગ્રાહિ છે, વીર્યને પુષ્ટી કરે છે. યોનીરોગ, રક્તવિકાર, મૂત્રકૃચ્છ્ર, દાહ અને ગુંબડાંને ટાળે છે. રૂક્ષ છે, સ્ત્રીના દુધને વધારે છે, વિશેષ ખાય તો આફરો કરે છે. તેનાં કુણાં પાંદડાં રક્તપિત્ત ને અતિસારને ટાળે છે, અરૂચીને મટાડે છે. એનાં પાકાં ફલ વાત હરે છે. પિત્ત અને કફને કરે છે. ધારાકદંબની છાલ તાવ ઉપર દેછે. એની છાલના રસમાં રૂ ભીંજવી છોકરાંને ધાંટી પડી હોય તો તાળવે મૂકે છે. આનો રસ ફટકી અફીણની સાથે મેળવી આંખપર ચોપડે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં વોકળા અને ઝરણોને કાંઠે, ડુંગરના પડધારા અને પાઉમાં છૂટાં છવાયાં કલમનાં ઝાડ ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા સુકા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–શ્રી કૃષ્ણચંદ આનંદકંદની વ્રજલીલાનું મ્હોટું **કદંબવૃક્ષ** (Anthocephalus cadamba) આ સ્વસ્થાનમાં ઉગતું નથી પણ **ધારાકંદબ** અર્થાત કળમનાં નાહાનાં ઝાડો ઘણાં થાય છે. એની શાખાઓ અને પાનની ઘટા તેમજ એમાં આવેલી સુગંધિત ફૂલોની ગેંદને લીધે એનાં ઝાડ એવાં તો સુંદર લાગે છે કે એ ખરેખર બાગોમાં વાવવા લાયક છે.

## વર્ગ—(રૂબિયેસી)

### નંબર ૨૮૩.

**૧––શાસ્ત્રીયનામ**––Hymenodictyon Excelsum.

દૃષ્ટાન્ત–H. III. p. 35; N. p. 142; Watt. IV. p. 317; રૂ. નિ. પા. ૫૩૦.

**૨–દેશીનામ**–ભમરછાલ (પો૦)+(ગુ૦); भौंरछाल (म०); भौलन, भौंवार (हिं०); भ्रमरछल्ली (सं०).

**૩ વર્ણન**–ભમરછાલનાં ઝાડ **૧૫ થી ૨૦** કે ૪૦ ફીટ ઉંચાં થાય છે. તેની જાડી શાખાઓ ઉંચી ચઢતી અને કોમળ આડી અવળી અને નીચી ઝુકતી હોય છે. એનું થડ ½ થી ૧ ફુટ કે તેથી વખતે જાડું હોય છે. તેની છાલ જાડી, પોચી, ઉપરથી લીસી કે ખડબચડી ભૂરાસલેતા લીલા રંગની ને અંદરથી ફીકા રાતા રંગની અને કડવી હોય છે. એનું લાકડું પોચું, ફીકા પીળા ને ભૂરા રંગનું હોય છે. એનાં ઝાડને જખમી કરતાં તેની નસોમાંથી એક જાતનો પ્રવાહિ ઝરે છે તે ભૂરા રંગનો અને ચીકણો હોય છે. તેની વાસ મધ જેવી અને સ્વાદ કડવો હોય છે. પાન સામસામાં, ૪ થી ૧૦ ઇંચ લાંબાં (કોઇવાર ૧ થી ૧½ ફુટ) અને ૩ થી ૪ (કોઇવાર ૬ થી ૮ ઇંચ) ઇંચ પોહોળાં હોય છે. ઉપપાન પોહોળાં ને દાંતાવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીઓ વિભાગિત હોય છે. તેપર ભૂરાવાળની રૂંવાટી આવેલી હોય છે. આ સળીઓ પાસેનાં છેવટનાં (પુષ્પપત્રો જેવાં) પાન લાંબી ડીટડીવાળાં ૩ થી ૫ ઇંચ લાંબાં, સ્પષ્ટ નસોવાળાં, ને સાંકડાં હોય છે. ફૂલ ધોળા રંગનાં હોય છે. ફલ ¾ ઇંચ લાંબાં ને ઘણાં બીજવાળાં હોય છે.

**૪ ઉપયોગીઅંગ**–છાલ, પાન અને લાકડું.

**૫ ગુણદોષ**–ગ્રાહી અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલ ઉન રંગવાના કામમાં વપરાય છે. એની અંતરછાલનો કાઢો તાવ ઉપર અપાય છે. એનાં પાન છપ્પનિયા દુકાળ વખતે તમામ ઢોરને ખવરાવવામાં આવતાં હતાં. એનાં પાન રસવિકારનાં સોજા અને ગડગુંબડાંપર બાંધવામાં આવે છે. એનું લાકડું રમકડાં, કાંસકી, દંતીઆ, તલવારનાં મિયાન આદિ બનાવવાના કામમાં વપરાય છે. બરડા ડુંગરના રબારી લોકો છાસ વલોવાની રવાઇ ભમરછાલનાં લાકડામાંથી બનાવે છે, એની છાલ રંગના કામમાં વપરાય છે.

વૅાટ સાહેબે પોતાની ડીકશનરીમાં ભમરછાલનું રસાયણી ક્રિયાથી પૃથક્કરણ થયા બાબતનો લંબાણ હેવાલ આપેલો છે.

**૭–સ્થાનક**–ડુંગરોમાં ઉગે છે.

આ સ્વસ્થાનમાં સાત વીરડાના બાગમાં અને ગેલનસર, હડિયા, અને માલેક ડુંગરના ઉંચા પડધારાપર ભમરછાલનાં થોડાં ઝાડો ઉગે છે. એ હિં૦ ના કેટલાક સુકા ભાગોમાં થાય છે.

૮–**વિશેષવિવેચન**–આ ઝાડનાં પાનની પાછળની બાજુએ ઘણુંકરી ચોમાસાની મોસમમાં રાતી પાંખપર કાળા પાંચ ચાંડલાવાળી **ભમરીઓ** બેઠેલી હોય છે, તે ઉડે છે ત્યારે ભમરા જેવો અવાજ થાય છે, આ ઉપરથી કદાચ એને **ભમરછાલ** અથવા **ભ્રમરછલ્લી** કહેતા હશે.

**નેવરીનાં** ઝાડપર પણ આવી ભમરીઓ જોવામાં આવે છે. (નં૦ ૨૯૦).

---

## વર્ગ–( રૂબિયેસી ).

### નંબર ૨૮૪.

૧–**શાસ્ત્રીયનામ**–Oldenlandia corymbosa.

દૃષ્ટાન્ત–**H. III.** p. 64; **N.** p. 143; Watt. V. p. 480; રૂ. નિ. પા. ૨૧.

૨–**દેશીનામ**–પરપટ (પો+ગુ૦); पापटी फापटी (म०); दमन-पापर, पित्तपापडा (हिं०); पर्पट (सं०).

૩–**વર્ણન**–એના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૨ ઈંચથી ૧½ ફુટ ઉંચા થાય છે. કોઇવાર એમાં સામસામી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે, અને ઘણીવાર તે એકલડાંડીએ પણ ઉગેલા હોય છે. પાન સામસામા, સાંકડાં, કે ભલ્લાકૃતિનાં હોય છે. તે ½ થી ૨ ઇંચ લાંબાં હોય છે. ઉપપાન ઝીણાં સળી જેવાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ધોળા રંગનાં અને ફ્લ નાહાની પોહોળી શીંગ જેવાં હોય છે.

૪–**ઉપયોગીઅંગ**–સર્વાંગ.

૫–**ગુણદોષ**–જ્વરઘ્ન અને ચિરગુણકારી પૌષ્ટિક.

૬–**ઉપયોગ**–એના છોડવાનો ક્વાથ તાવ, સંધિવા, ઉધરસ, અજીર્ણ, પિત્તવિકાર અને ઉલટી ઉપર આપવામાં આવે છે. એનાં પાનનો રસ હાથની હથેલી અને પગનાં તળિયાંની દાહ ઉપર ચોપડવામાં આવે છે.

૭–**સ્થાનક**–એ આખા હિન્દુસ્થાનમાં આડેવગડે ઉગે છે.

૮–**વિ૦ વિવેચન**–બજારમાં વેચાતો **શાહતરા-પિત્તપાપડા** (નં૦ ૧૩), **ખડશેલીઓ પિત્તપાપડો** (નં૦ ૪૩૪) અને **ખાખરાનાં બીજે** (નં૦ ૧૮૮) જે પણ **પિત્તપાપડો** કહેવાય છે, એ ત્રણેથી આ **પરપટ** જૂદો છે.

---

## વર્ગ–(રૂબિયેસી).

### નંબર ૨૮૫.

૧–**શાસ્ત્રીયનામ**–O. Heynii.

દૃષ્ટાન્ત–**H. III.** p. 65; **N.** p. 143.

૨–**દેશીનામ**–પરપટી (પો+ગુ૦); काङ्गुरी (म०).

૩–**વર્ણન**–એના છોડવા પણ પર્પટ જેવા ચોમાસે ઘણા ઉગે છે. એનાં પાન ઘણાં સાંકડાં હોય છે. ફૂલ ઘણુંકરી ધોળાં અને ઘણાં સૂક્ષ્મ હોય છે. એના છોડવાનો ઉપયોગ પણ ઉપરના નં૦ ૨૮૪ મુજબ થાય છે. એ આખા હિંદુસ્થાનમાં ઘણુંકરી ડુંગરી પ્રદેશમાં ઉગે છે.

**વિશેષવિવેચન**–આ વર્ગની બીજી પણ આવી નાહાની વનસ્પતિઓ કેટલીક આ સ્વસ્થાનમાં ચોમાસે ઉગે છે. જેની નોંધ હજુ પૂર્ણપણે થએલી નથી.

---

## વર્ગ—(રૂબિયેસી).

### નંબર ૨૮૬.

૧–**શાસ્ત્રીયનામ**–Randia dumetorum.

દૃષ્ટાંત–**H. III.** p. 110; **N.** p. 144; Watt. VI. Part. I. p. 389; રૂ. નિ. પા. ૭૭.

૨–**દેશીનામ**–મીંઢાળ, મીંઢળ (પો+ગુ૦); गेल, मदन (म०); मदन, मैनफल (हिं०); मदन, गाल्लः (सं०).

૩–**વર્ણન**–મીંઢાળનાં ઝાડ ૬ થી ૧૫ ફીટ ઉંચા થાય છે. તે ઘણા વિસ્તારવાળાં હોતાં નથી પણ ઘણુંકરી લાંબા તરસાની પેઠે ઉંચાં વધેલાં હોય છે. તોપણ તેમાં નાહાની નાહાની ઘણુંકરી સામસામી આડી શાખાઓ નીકળેલી હોય છે. તેથી આ ઝાડને મથાળે થોડો ભરાવ દેખાય છે. પાન પોહોળાં, ચળકતાં, લીલાં કે ઘેરા લીલા રંગનાં હોય છે. તે ટુંકી શાખાઓ ઉપર બહુ પાસે પાસે આવી જવાથી ચચ્ચાર, પાંચ પાંચ પાન શાખાઓને છેડે ગચ્છુમની પેઠે નીકળ્યાં હોય એમ દેખાય છે. વળી એ પાનમાં કેટલાંક લાંબાં, અને કેટલાંક ટુકાં હોય છે. એ શિયાળે ખરી જાય છે અને ઉન્હાળા આખરે અને ચોમાસાની શરૂવાતે નવાં આવે છે. એ ઝાડમાં તીક્ષ્ણ કાંટા હોય છે. ફૂલ લીલાસલેતા પીળા કે ધોળા રંગનાં મધુરી સુગંધવાળાં હોય છે. ફ્લ સોગઠાં જેવાં, પીળાં કે રતાસલેતાં ભૂરાં હોય છે.

**મૂળ**–જમીન પ્રમાણે ઉંડું બેઠેલું હોય છે. પણ કાદીવાળી જમીનમાં તેના કેટલાક ફાંટાઓ નીકળી તે તેનાં ખીલામૂળ કરતાં વધારે લાંબા થઇ ગએલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**–મીંઢાળનાં ઝાડનું થડ કાંડાં કે હાથ જેવું જાડુ થાય છે. તેનાપર આડી ને સામસામી કેટલીક પાતળી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી અને

શાખાઓની છાલ ખડબચડી અને તેપરથી પાતળી ફોતરી ઉતરતી દેખાય છે. તેપર ભૂરા રંગની ભુરકી હોય છે. કોમળ શાખાઓ જરા દબાયલી અને પાનની પાસે જરા પોહોળી થયેલી હોય છે. શાખાઓપરના કાંટા પાનના સાંધાથી ઉપર અક્કેક આંતરે આવેલા હોય છે. શાખાનો આડો કાપ કરી જોવાથી તેમાં ચાર ચક્રો દેખાય છે. પહેલું ચક્ર તેની વચ્ચોવચ્ચ ગાભાનું ચળકતું ભૂરા રંગનું હોય છે, તેથી બહાર બીજું ચક્ર સછિદ્ર ધોળા રંગનું સૂક્ષ્મ પડદાથી ગોઠવાયલું માલમ પડે છે, ત્રીજું પાછું ભૂરા રંગનું, અને ચોથું લીલા રંગનું છાલનું ચક્ર દેખાય છે. શાખાઓપર ભસ્મી રંગનાં નાહાનાં છાપાંઓ અને દાણા હોય છે. અંદરની છાલ લીલા રંગની ને બટકણી હોય છે. લાકડું કઠ્ઠણ, અને વાસ તથા સ્વાદ અણગમતાં હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તે ડીટડી પાસે સાંકડાં, મથાળે પોહોળાં, ટેરવે ગોળાઇલેતાં કે અંદર બેસતી ખાંચવાળાં અથવા બુઠ્ઠી અણીવાળાં હોય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબાં અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટીએ ધોળા વાળની રૂંવાટી હોય છે. પાનમાંની નસો કવચિતજ સામસામી પણ ઘણુંકરી આંતરે આવેલી હોય છે. વાસ અને સ્વાદ અણગમતાં હોય છે.

**ઉપપાન**–તળિયે પોહોળાં, મથાળે અણીથતાં, સફેદ વાળની રૂંવાટીવાળાં, અને ઉભી ઝાંખી નસોવાળાં હોય છે.

**ફૂલ**–પુ૦ બા૦ કોષપર ભૂરા કે ધોળા વાળની રૂંવાટી હોય છે. તે ૨ લાઇન લાંબો, અને તેનાં મુખપર ઘણુંકરી જરા લાંબા ટુંકા ૬ દાંતા દેખાતા હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે. તેમાં મોધરા જેવી મધુરી સુગંધ હોય છે. તેની નળી ½ ઇંચ લાંબી અને મથાળે તેના મુખના વિસ્તૃત ભાગનો વ્યાસ પણ ½ થી ૧ ઇંચ જેટલો હોય છે. કળીની સ્થીતિમાં પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષ લીલા રંગના હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી કાંટાઓપરથી અથવા પત્રકોણમાંથી વખતે એકજ ગ્રંથી પાસેથી ૨ થી ૪ નીકળેલી હોય એમ દેખાય છે, અને વખતે કોમળ શાખાઓને છેડે અક્કેક ફૂલ આવેલું હોય છે. ફૂલની ડીટડી જરા ટુંકી અને વાળની રૂંવાટીવાળી હોય છે. અને પુ૦ બા૦ કોષના દાંતા ટેરવે અણીથતા કે ગોળાઇલેતા અને ઉભી નસોવાળા હોય છે. પુંકેસરો ૫ હોય છે. તે પાંખડીઓના ગાળામાં નળીના મુખપર આવેલાં હોય છે. તેના તંતુઓ સ્પષ્ટ દેખાતા નથી, માત્ર પરાગકોષ દેખાય છે. તે નળીમાં ચોતરફ ચોટેલા, ધોળા રંગના, લંબગોળ, અને અણીથતા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની સાથે જોડાયલો હોય છે. એટલે પુ૦ બા૦ કોષના છેડાઓ ગર્ભાશયને મથાળે આવી જાય છે; નલિકા ધોળા રંગની ½ ઇંચ લાંબી, અને લીસી હોય છે. નલિકાગ્રમુખ લીલાસલેતું પીળું, જરા ઉંચું, બે વિભાગવાળું, ચીકણા રસવાળું, અને ચળકતું આવેલું હોય છે.

**ફળ**–૧ થી ૧½ ઇંચ લાંબું, ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળું, મથાળે દબાતું, ને તળિયે સાંકડુંથતું હોય છે. તેની સપાટી ચળકતી અને કરચલીવાળી હોય છે. તેમાં બે ખંડ હોય છે, એ દરેક ખંડમાં ઘણાં સૂક્ષ્મ બીજ ચીકણા અણગમતા વાસવાળા ગળમાં આવેલાં હોય છે. જ્યારે ફળ તદન સુકાઇ જાય છે, ત્યારે તેની અંદરનો ગળ પણ સુકાય છે, અને બીજ તેમાં ચોટી રહે છે. જે ફળને હલાવતાં એ બીસાતો કઠ્ઠણ થયેલો ગળ ફળમાં ખડખડ વાગે છે.

**બીજ**–રતાસલેતા ભૂરા રંગનાં ૧½ થી ૨ લાઇન લાંબાં ને ½ થી ૧ લાઇન પોહોળાં હોય છે. તે ઘણાં કઠ્ઠણ હોય છે. બીની સપાટીપર વખતે એક કે બે બુઠ્ઠી ધાર હોય છે. બીજને તોડતાં તેનો દેખાવ ગુંદર અથવા રૅઝન જેવો ને ઘણો ચળકતો દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, ડાંડી, પાન અને ફળ.

**૫–ગુણદોષ**–વાન્તિકારક, ગ્રાહી, અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને ડાંડીની છાલ પાણીમાં ઘસીને ગડગુંબડાં અને સોજા ઉપર ચોપડવામાં આવે છે. એનાં પાન ગડગુંબડાંની સખ્ત પીડા ઉપર વાટીને મુકવામાં આવે છે. મીંઢોળનાં ફળની* છાલ અને ગળ વાટીને મોઢાંપર થતા ખીલ અને ગડગુંબડાંઓ ઉપર તેનો લેપ કરવામાં આવે છે. મીંઢોળનાં ફળને ભાંગી તેમાંથી તેના ગળને કાઢી તેની કપડછાણ ભૂકી કરીને અથવા એ ગળને પાણીમાં પલાળી સારી પેઠે ચોળી તેનો રસ કપડાંથી ગાળી લઇ ઉલટી અને સંગ્રહણી ઉપર કામમાં લેવાય છે. એના કેવળ ગળની ભૂકી સારી રીતે કપડછાણ કરી ૧૫ થી ૪૦ ઘઉં ભાર ઉલટી માટે. ૧૫ થી ૩૦ ઘઉં ભાર સંગ્રહણી માટે, અને ૫ થી ૧૦ ઘઉં ભાર પરસેવો લાવવા અને કફ કઢાવવા માટે આપવી, એમ લખવામાં આવેલું છે. મીંઢોળનાં ફળનો ગળ ક્રમિઘ્ન અને ગર્ભપાતક પણ ગણાય છે. મીંઢોળનો ગળ ચોખાના ધોણમાં વાટીને પેટનો ચુંકો મટાડવા માટે ડુટીપર ચોપડવામાં આવે છે. મીંઢોળનું લાકડું ઘણું કઠ્ઠણ હોય છે. તે કોદાળી વગેરેના હાથા કરવાને ખેડુ લોકો વાપરે છે. મીંઢોળનું ફળ મરડાશીંગીની સાથે લગ્ન વખતે વરકન્યાને હાથે બાંધવામાં આવે છે.

મીંઢોળના ઉપયોગની વિશેષ હકીકત વૉટ સાહેબની ડીક્શનરીમાં લંબાણથી આપેલી છે તે વાંચવા લાયક છે.

* મીંઢોળનાં ફળને પણ મીંઢોળ કહે છે.

"મીંઢોળ શરીરને શુદ્ધ કરનાર, અને ત્વગદોષ, વાયુ, કફ તથા વિષનું શમન કરનાર છે. તે ઉષ્ણવીર્ય છે. અને અંદરનાં ગુંબડાંને મટાડનાર છે. મીંઢોળનો ગર્ભ ૬-૭ વાલ સુધી આપવાથી ઉલટી થાય છે, અને ૧ થી ૨ વાલ સુધી તે મરડા ઉપર સારી અસર કરે છે, મરડા ઉપર વાપરવું હોય તો તેની ઉપર થોડું અફીણ ઉમેરવું. મીંઢોળનો ગર્ભ અંગ્રેજી દવા ઈપીકાકયુઆનાનો પ્રતિનિધી ગણાય છે, ઝેરી પદાર્થ ખવાણો હોય ત્યારે દેશી દવામાં મીંઢોળ બહુ વખણાય છે. ઉલટી વધારે કરાવવાની જરૂર હોય તો વખતોવખત ગરમ પાણી પાયા કરવું. માંઢોળનાં મૂળની છાલનો ભૂકો લોહીના ઝાડાપર અપાય છે." (વૈ. શા. મ. ગો.).

"મદનાદિવમન—અરડુશી, વજ, લીંબડાની છાલ, પટોળનાં પાન અને રાંણનાં ઝાડની છાલ એ બધાં સમભાગે લઇ એ બધાંનાં વજનથી સોળગણું પાણી મુકી ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી ઉકાળવું અને તે પાણી ગળી લઈ તેની અંદર મીંઢોળનો ગર્ભ આશરે ૨ આનીથી ૦। ભાર મેળવી પી જવો. એનો ગુણ વાન્તિકારક અને ગ્રાહી.

માત્રા—વમન તરિકે ૦। ભાર, મરડાની અંદર ૨ થી ૪ વાલ." (ડા. વી. ઝી.)

"મીંઢોળનાં બીનો ભૂકો ૩ થી ૬ વાલ સુધી રેચ સારૂ દેવાય છે અને ૭ થી ૮ વાલ સુધી ઉલટી સારૂ દેવાય છે. ચામડીના રોગ, કોઢ, આફરો, ગુલ્મ હરસ, તાવ એ સર્વેને મટાડે છે." (વૈ. રૂગનાથજી)

૭—સ્થાનક—મીંઢોળનાં ઝાડ બરડા ડુંગરમાં છૂટાં છવાયાં ઘણી જગોએ ઉગે છે.

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮—વિશેષ વિવેચન—મીંઢોળને સંસ્કૃતમાં **મદન** કહે છે, અને તેનાં ફલને **કામદેવનું સ્વરૂપ** માને છે, અને **મરડાશીંગીને** સ્ત્રીનું સ્વરૂપ માને છે, આવી માન્યતા ઉપરથી વરકન્યાને પરણતી વખતે **મીંઢોળ અને મરડાશીંગી** હાથે બાંધે છે, એમ કેટલાકોનું કહેવું છે.

---

## વર્ગ—( રૂબિયેસી. )

### નંબર—૨૮૭

**૧-શાસ્ત્રીયનામ**—Randia dumetorum (Var.) Longispina.

દૃષ્ટાન્ત—H. III. p. 110; N. p. 145; Watt. VI. part. I. p 389/391.

**૨—દેશીનામ**—લાસોમીંઢોળ, ખીલું (પો૦ગુ૦).

**૩—વર્ણન**—લાસા મીંઢોળનાં ઝાડ મીંઢોળનાં ઝાડ કરતાં ઉંચાં અને જાડી શાખાઓવાળાં હોય છે. તેનું થડ પીળાસલેતા ભૂરા રંગનું હોય છે. તે ૪ થી ૬ ઇંચ વ્યાસનું હોય છે. એમાં જાડી શાખાઓ થોડી હોય છે. તે ઉંચી ચઢતી હોય છે ને નાહાની નાહાની ઘણી શાખાઓ હોય છે તે આડી અવળી અને વખતે નીચી નમતી હોય છે. શાખાઓ કઠ્ઠણ હોય છે. તેનું લાકડું પીળાસલેતા ધોળા રંગનું હોય છે. છાલ જાડી, પોચી ને બટકણી હોય છે. તે પીળાસલેતા ભૂરા રંગની હોય છે. કોમળ શાખાઓ ઉપર તપખીરીઆ રંગની રૂંછાળ કે ભુરકી હોય છે. કાંટા સામસામા અથવા આંતરે આવેલા હોય છે. તે સીધા મજબૂત અને જરા જાડી અણીવાળા હોય છે. તે ૧ થી ૨½ ઇંચ લાંબા અને સુતળીથી સ્લેટપેન જેવા કે થડમાં તેથી પણ જરા જાડા હોય છે.

**પાન**—ઘણુંકરીને કાંટાઓની નીચે એક કરતાં વધારે પાસે પાસે ગુચ્છાની પેઠે નીકળેલાં હોય છે. પણ કોમળ શાખાઓપર તે સામસામાં આવેલાં હોય છે. તે ટુંકી ડીટડીવાળાં, તળિયે સાંકડાં, મથાળાં તરફ પોહોળાંથતાં અખંડ કોરવાળાં અને લીસાં હોય છે. તેની લંબાઇ ૧ થી ૪ ઇંચ અને પોહોળાઇ ¾ થી ૨ કે ૨½ ઇંચની હોય છે.

**ફૂલ**—શિયાળે આવે છે, તે ઘણી મધુરી વાસવાળાં, મ્હોટાં અને ધોળા રંગનાં હોય છે. તેની પાંચે પાંખડીઓ પસરાતી હોય છે, તે કરમાય છે ત્યારે પીળાસલેતા રંગની થઇ જાય છે. સ્ત્રીકેસરગર્ભાશય લાંબો ને લીલા રંગનો હોય છે.

**ફલ**—ચૈત્ર વૈશાકે પાકે છે ત્યારે તે પીળાસલેતા ભૂરા રંગનું હોય છે. તે ૨ થી ૨½ ઇંચ લાંબું અને ૧¼ થી ૧¾ ઇંચ વ્યાસનું હોય છે. તે તળિયે પોહોળું જરા દબાતું, અને મથાળે સહેજ સાંકડુંથતું હોય છે. તેને મથાળે ગોળ પડઘી હોય છે. ફલની સપાટીપર ઝાંખી ઉભી નીક આવેલી હોય છે. ફલની છાલ જાડી અને જરા કઠ્ઠણ હોય છે. ફલમાં વચ્ચોવચ પાંચ સખ્ત પડ હોય છે, આ દરેક પડમાં તેમાના માવા(pulp)ની અંદર ઘણાં બીજ આવેલાં હોય છે. ફલની છાલ અને માવાનો રંગ પીળાસલેતો ભૂરો હોય છે. વાસ અણગમતી અને સ્વાદ ગળચટો લાગે છે.

**બીજ**—પીળાસલેતા ધોળા રંગનાં ને લીસાં હોય છે. તે સહેજ ચપટાં ને બે ત્રણ બુઠ્ઠા ખૂણાવાળાં હોય છે. તે ૧ લાઇન લાંબાં ને ½ લાઇન પોહોળાં હોય છે. બીજ કઠ્ઠણ હોય છે.

**૪—ઉપયોગીઅંગ**—મૂળ, પાન અને ફલ.

**૫—ગુણદોષ**—શોધક, ગ્રાહી અને શોથઘ્ન.

**૬—ઉપયોગ**—લાસામીંઢોળનાં મૂળની છાલનો કાઢો નહિ રૂઝાતાં ગડગુંબડાં અને ચાંદાં ધોવાના કામમાં ઘણાઓ વાપરે છે. એનાં પાન અને ફલને ઓઢવીને તેની પોટીસ

પાઠાં અને બીજાં કડૂણ ગુંબડાંઓ ઉપર બાંધવામાં આવે છે.

**૭-સ્થાનક**-ડુંગરમાં વિશેષકરી ઝરણ અને વોકળાઓ કાંઠે, તેમજ ગીચ જંગલોની છાયાવાળી તળીયોમાં ઉગે છે.

આ સ્વસ્થાનમાં કરવલ નેસ પાસે માલડની છાવડમાં અને હડિયા તથા ગોઢાણાં જંગલમાં એનાં ઝાડ જોવામાં આવે છે.

**૮-વિશેષવિવેચન**-એનાં ફૂલનો રંગ અને દેખાવ બીલાનાં ફૂલને મળતો હોય છે માટે બરડા ડુંગરના કેટલાક રબારીઓ એને **બીલું** કહે છે, અને મીંઢોળનાં ફૂલને મળતું તોપણ લીસું હોય છે માટે એને **લાસો મીંઢોળ** કહે છે, આ પાછલું નામ બરાબર છે.

---

## વર્ગ-( રૂબિયેસી. )

### નંબર ૨૮૮.

**૧-શાસ્ત્રીયનામ**-R. uliginosa.

દૃષ્ટાન્ત-H. III. P. 110; N. P, 144; Watt VI. part I. P. 391; રૂ. નિ. પા. ૫૩૬

**૨-દેશીનામ**-ગાંગડ (પો૦) ગંગેડાં (ગુ૦); पेन्ढरु (म०); पिंडालु (हिं०); गंगाटी (सं०).

**૩-વર્ણન**-ગાંગડનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં વધે છે. તેમાં શાખાઓ કે પાનનો ઝાઝો વિસ્તાર હોતો નથી. તે સીધાં તરસાની પેઠે વધેલાં, ને મથાળે થોડી આડી અવળી અગડગટ્ટી, વખતે કાંટાવાળી શાખાઓવાળાં હોય છે. પાન લીસાં ને મીંઢોળનાં પાન કરતાં મ્હોટાં હોય છે, તે શિયાળે ઘણુંકરી ખરી જાય છે. ફૂલ ચૈત્ર વૈશાકે કે જેઠ માસ સુધીમાં આવે છે. તે સફેદ રંગનાં, મધુરી વાસવાળાં અને મીંઢોળથી મ્હોટાં હોય છે. ફલ પીળા રંગનાં પેર જેવાં થાય છે.

**મૂળઃ**-ઝાડના પ્રમાણમાં લાંબું અને જાડું હોય છે. મૂળની ઉપરની છાલ ખડબચડી ભૂરા રંગની, પોચી અને રવાદાર હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ જરા તૂરો અને ખટાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ગાંગડનું થડ ૪ થી ૬ ઈંચ વ્યાસનું હોય છે. કોમળ શાખાઓ ઘણુંકરી ચોધારી હોય છે, અને તેપર વખતે સીધા અણીદાર ભૂરા રંગના કાંટા આવેલા હોય છે. શાખાઓ ઉપરની છાલ ઘેરા ભૂરા રંગની ખડબચડી ને તેપરથી કડપલાં ઉતરતાં દેખાય છે. તેની અંદરની છાલ લીલી ને તેથી અંદરની ભૂરી રાતી હોય છે. તે દલદાર ને પોચી હોય છે. તેની વાસ બોરડીની છાલની વાસને મળતી અને સ્વાદ ઘણો તૂરો હોય છે.

**પાન**-સામસામાં તો પણ શાખાઓને છેડે ઘણુંકરી પાસે પાસે ગુચ્છાની માફક આવેલાં હોય છે. તે ડીટડી પાસે સાંકડાં અને ટેરવાં તરફ પોહોળાં હોય છે. ટેરવું ગોળ હોય છે. પાનની નીચેની સપાટીપર તેમાંની નસો બહાર નીકળેલી દેખાય છે. પાનની ઉપરની સપાટી ચળકતી, લીસી, ને લીલા રંગની અને નીચેની ફીકી અથવા ધોળાસલેતી હોય છે. પાનની કોર બહુધા પાછળની બાજુ વળેલી હોય છે. કોમળ પાનની નીચેની સપાટીપર વખતે ધોળાવાળની રૂંવાટી હોય છે. કોમળ પાન તોડવાથી દૂધ જેવો ચીક નીકળે છે. પાન મ્હોટાં થતાં જાય છે તેમ રૂંવાટી ઉતરતી જાય છે. પાન ૨ થી ૪ કે ૬ થી ૮ ઈંચ લાંબાં ને ૧½ થી ૩ કે ૪ ઈંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી તેમાંથી મુળાનાં પાનની વાસને મળતી વાસ ને ચાવવાથી સ્વાદ ઘણો તૂરો લાગે છે.

**ઉપપાન**-તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં હોય છે,

**ફૂલ**-૧½ થી ૨ ઈંચ વ્યાસનાં, ૫ થી ૭ પાંખડીઓવાળાં, ધોળા ચંપાનાં ફૂલની વાસને મળતી મધુરી વાસવાળાં અત્યંત સુંદર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-લીલા રંગનો, દાડમડીના પુ૦ બા૦ કોષ જેવો જાડો, મુખપર પાંચ વિભાગવાળો લીસો ચળકતો અને ½ થી ¾ ઈંચ લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ થી ૭ હોય છે, તે તળિયેથી જોડાયલી અને મથાળે તેના ૫ થી ૭ છેડા જૂદા દેખાતા હોય છે. આ દરેક છેડો એક બીજાપર થોડો આવેલો ને ગોળાઈસેતો હોય છે. પાંખડીની નળીનાં મુખ પાસે રૂંછાળ હોય છે.

**પુંકેસરો**-૫ અથવા પાંખડીના છેડા જેટલાં હોય છે. તે પાંખડીના છેડાઓ વચેના ગાળાઓમાં આવેલાં હોય છે. તેના તંતુઓ સ્પષ્ટ દેખાતા નથી પણ પરાગકોષ દેખાય છે. જે ½ ઈંચ લાંબા ને મથાળે અણીયતા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર આવેલો હોય છે તે. જેમ જેમ ગર્ભાશય વધતો જાય છે તેમ તેમ પુ૦ બા૦ કોષ પણ તેની સાથે વધતો ને જાડો થતો જાય છે. ને આખરે તે એકજીવ થઇ ફલ બની જાય છે. નલિકા ધોળા રંગની પુ૦ અભ્ય૦ કોષની નળીની અંદર હોય છે. તેનું મુખ પાંખડીથી બહાર નીકળી આવેલું, પીળા રંગનું, ચીકાસલેતું, દ્વિવિભાગિત, અને ૪ લાઇન લાંબું ને ૨ પોહોળું હોય છે.

**ફલ**-પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે પીળાં થઇ જાય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. સુકાયા પછી તેપર કરચલી પડી તે કઠણ થઇ જાય છે. ફલ ૧½ થી ૨

ઈંચ લાંબું ને ¾ થી ૧ કે ૧½ ઈંચ પોહોળું હોય છે. ફૂલની અંદર બે પોલ અને ગળ તથા તે ગળમાં ઘણાં બીજ હોય છે. એ ગળ અને બીજ સુકાયા પછી કાળાં થઇ જાય છે. ને તેમાંથી આંબલીના ગળ જેવી સુગંધી નીકળે છે.

**બીજ**–મેથીના દાણાથી કંઇક મ્હોટાં હોય છે. તે ચળકતાં, લીસાં ને ઘણાં કઠણ હોય છે, તેને ભાંગતાં તેનો મગજ કોપરાં જેવો દેખાય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ, ડાંડી, પાન અને ફલ.

**૫–ગુણદોષ**–ગ્રાહી ને રેચક.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલનો કાઢો સડતાં ચાંદાં અને ધારાં ધોવાના કામમાં આવે છે, તેમજ તે સંગ્રહણી ને ઝાડાપર અપાય છે. ગાંગડનાં પાન ગરમ કરી વાળાના સોજાપર બંધાય છે. ગાંગડનાં ફલને પણ **ગાંગડ** કહે છે. એ ગાંગડને ગરમ રાખમાં ઓડવી એમાંનો ગળ કાઢી ઝાડા અને સંગ્રહણીપર અપાય છે. તેમજ તે કઠણ ગડ અને ગુંબડાં ઉપર પોટીસ ઠેકાણે મુકાય છે. કાચાં ગાંગડનું અથાણું અને શાક કરે છે. શાક કાચાં કેળાંનાં શાક જેવું થાય છે. મુંબઇમાં તે **પેન્ઢરૂ** ને નામે મારકીટમાં વેચાય છે. તેનું ઘણુંકરી કોંકણી લોકો શાક કરે છે. ગાંગડનાં પાન ઢોર બહુ ખાય છે. એનું લાકડું પાણીમાં ઘસીને સોજાપર ચોપડવામાં આવે છે.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં ગાંગડનાં ઝાડ ખોડીઆરની ઝરને કાંઠે, ગોઢાણાં જંગલમાં ભુથર ડુંગરના પડધારા અને તળીમાં, તેમજ આદીત્યાણાં અને તોરણીઆ જંગલના પાઉમાં છૂટાં છવાયાં ઉગે છે.* એ હિં૦ના પૂર્વ, મધ્ય અને દક્ષિણ ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–ફલ તદન સુકાઇ જાય છે ત્યારે તેમાંનો ગળ બીજ સોતો કઠણ થઇ નાલિયેરના ગોટાની પેઠે ફલમાં છૂટો પડે છે, અને ફલને હલાવવાથી તે તેમાં ગડગડ વાગે છે, તેપરથી તેનું નામ ગાંગડ પડેલું લાગે છે. ગાંગડનાં ફૂલ એવાં તો સુશોભિત અને સુગંધવાળાં થાય છે કે એ ઝાડ બગીચામાં વાવવા લાયક છે.

---

## વર્ગ–(રૂબિયેસી).

### નંબર. ૨૮૯.

**૧–શાસ્ત્રીયનામ**–Gardenia lucida.

દષ્ટાન્ત–H. III. p. 115; N. p. 145; Watt III. p. 482; રૂ. નિ. પા. ૧૭૧.

**૨–દેશીનામ**–માલણ, માલડી (પો૦); ડેકામારી, ડીકામાલી (ગુ૦)+(મ૦)+(હિં૦); નાડિહિંગુ, રામઠી (સં૦).

**૩–વર્ણન**–માલણનાં ઝાડવાં બરડા ડુંગરમાં ૫ થી ૧૦ કે ૧૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. એમાં ઘણી શાખાઓ નીકળે છે. એનાં પાન લાંબાં ને બહુ ચળકતાં હોય છે. તે શિયાળે ખરી જાય છે ને ઉન્હાળો બેસતાં પાછાં આવે છે. ફાગણ માસમાં ઘણુંકરી આ ઝાડવાંમાં બિલાડાંનાં મૂત્ર જેવી ઘણી અણગમતી ઉગ્રવાસવાળો ગુંદર આવે છે. ઉન્હાળો ઉતરતાં અને ચોમાસું બેસતાં એમાં લાંબી નળીવાળાં મ્હોટાં સફેદ સુગંધિત ફૂલો આવે છે અને અફીણના ડોડવા જેવાં એનાં ફલ શિયાળે પાકે છે.

માલણનું ઝાડવું તેનાં ચકચકીત સુંદર પાન અને મ્હોટાં મધુરી સુગંધવાળાં ફૂલોથી બહુ સુંદર દેખાય છે.

**મૂળ**–ભૂરાસલેતા ધોળા રંગનું ને કઠણ હોય છે. તેપરની છાલ ભૂરી કે ભસ્મીવર્ણી હોય છે. તેપરની પાતળી ફોતરી કાઢી નાખતાં અંદરની છાલ અંદર બહાર લીસી દેખાય છે. અને તે **આઈગ્લાસ** (ન્હાની ચીજને મ્હોટી કરી દેખાડનાર કાચ)માં જોતાં તેપર જરપોસ જેવી ચકચકીત સૂક્ષ્મ ટીશીઓ દેખાય છે. એ છાલ પાતળી ને બટકણી હોય છે. તેની વાસ અને સ્વાદ અણગમતાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ટુંકી, સીધી તથા ૩ થી ૫ ઈંચ જાડી હોય છે. તેમાંથી ઘણુંકરી સામ-

---

* બરડા ડુંગરપર ગાંગડનાં હજારો ઝાડ ઢોરના ચારા તરીકે ખવાઈ, ધુંદાઇ હવે તે કેવળ નિરમાલ (Degenerated) થઈ ગયાં છે. તે માત્ર ૧ થી ૨ ફીટ ઉંચાં વધે છે, અને તેમાં ફૂલ કે ફલ આવતાં નથી. પરંતુ ચોમાસે તેનાં જમીન અંદર રહેલાં મૂળપરથી રોપા જેવી શાખાઓ ફૂટી તેપર પાન આવી તે ૧ થી ૨ ફીટ ઉંચાં થઇ તેટલાંજ રહી જાય છે. દરમિયાન તેને ઢોર પાછાં ખાઇ જાય છે. રક્ષિત જંગલ (Reserved Forest) કે જેમાં ઢોરો ચારવાની બંધી હોય છે, તેમાં એનાં ઝાડો મ્હોટાં થઇ શકે છે. આ નીચે આપેલી યાદીમાંનાં ઝાડો પણ ઢોરોનાં ચારા તરીકે ઘણાં ઉપયોગી છે, તે ઝાડોની પણ ધીમે ધીમે રક્ષિત જંગલો બહાર ઢોરોનાં ચરવા અને ખુંદવાથી ગાંગડના ઝાડો જેવી સ્થીતિ થાય છે. સાતવીરા અને થેરીઆ ડુંગરની વચ્ચે **ગાંગડનાં** ઝાડોની આ સ્થીતિ સ્પષ્ટ દેખાય છે.

ટીંબરવો, ખાખરો, કારીખડો, બાવળ, રાણ, ખેર, શેંણ, વાંસ, હરદરવો, સરસડો, ધાવડો, ધાવડી, સાજડ, શેમળો, કલમ, જાંબુ, અસન, ગરમાળો, વિકળો, અરણી, શીસમ, શીસમડી, ખીજડો, વડ, પીપળો, પીપળી, ઉમરો, ધ્રામણ, મરડાશીંગી, કડાયો, કોદારો, દુધલો, નેવરી, લીંબડો, મવેડો, આમળાં, સીધસરો, ઉમ, કરંજ, ધીતી અને બહેડો.

બરડા ડુંગરમાં ઉન્હાળે ઘાસ ભાગ્યે જ હોય છે, કેમકે તે તો શિયાળામાંજ કપાઇ વેચાઇ ગએલું હોય છે. તેથી ઉન્હાળામાં ઘાસને અભાવે ઢોરોનો નિભાવ કેવળ ઉપર કહેલાં ઝાડોનાં પાનપર થાય છે. તે માટે પણ બરડા ડુંગરમાં રક્ષિત જંગલો રાખવાની આવશ્યકતા જણાય છે.

સામી, સીધી, ઉંચા ચઢતી, ને સ્વસ્તિકની પેઠે ઘણીક શાખાઓ નીકળે છે. ડાંડી અને શાખાઓનો રંગ ફીકો ધોળો અથવા ભસ્મીવર્ણો હોય છે. અને તેપર ધોળાં છાપાં પડેલાં હોય છે. તેની છાલ અંદરથી લીલાસલેતા પીળા અને ભૂરા એવા મિશ્ર રંગની હોય છે. કોમળ શાખાઓ ગોળ, પીળાસલેતા લીલા રંગની, લીસી, ચળકતી અને બિશાખી થતી હોય છે. તેને મથાળે ઘણુંકરી ચીકણો, ચળકતો, પીળાસલેતો લીલો ગુંદર જેવો રસ અથવા સોનાંકણી જેવા ચળકતા રસનાં બિંદુઓ અથવા ટીપાં આવેલાં હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તેની ડીટડી ટુંકી હોય છે. પાન લંબગોળ, બન્ને છેડે સાંકડાંથતાં ને ટેરવે બહુધા બુટ્ટી અણીવાળાં હોય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબાં (કોઇવાર એથી વધી ૮ થી ૧૦ ઇંચ લાંબાં પણ થાય છે.) અને ૧½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે, તે બન્ને સપાટીએ કાચ જેવાં ચળકતાં હોય છે. તોપણ સુવાળાં હોતાં નથી, કેમકે તેપર સૂક્ષ્મ ધોળા ટુંકા ખરસટવાળની રૂંવાટી આવેલી હોય છે. ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરોલીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાનમાંની નસો કવચિતજ સામસામી પણ ઘણુંકરી જરા આંતરેજ નીકળેલી હોય છે. તે સાદી અને સમાન્તર હોય છે. તે નીચેની સપાટીએ જરા વધારે બહાર નીકળતી ઘણી સ્પષ્ટ દેખાતી હોય છે. પાનનાં કુંપળ નીકળતી વખતે તેપર ચકચકીત પીળાસલેતા લીલા અણગમતી વાસવાળા ગુંદરની કણીઓ આવેલી હોય છે. પાનની નસો અને ડીટડી ઉપર પણ આ ગુંદર જેવો રસ હોય છે. પાનની વાસ ઘણી અણગમતી હોય છે.

પાનની ડીટડીની વચમાં બે નાહાનાં ઉપપાન હોય છે. તે તળિયે પોહોળાં ને ટેરવે સાંકડાંથતાં હોય છે. તે પાતળાં, એક બીજાં સાથે જોડાયલાં, ને તે ઉપર ઉભી નસો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણ ઉપરથી અથવા શાખાઓને મથાળેથી કે બે શાખાઓની વચ્ચેના ગળાનાં પાનની નીચેથી એકેક નીકળે છે. તે ગોળ, લીસી, અને ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. તેને મથાળે ફૂલની અમળાયલી કળી આવે છે. ફૂલ સાંજની વખતે ઉઘડે છે. તેની વાસ નેવરીનાં ફૂલની વાસને મળતી મધુરી હોય છે. ફૂલ પાછળથી પીળાં થઇ જાય છે. અને સુકાય છે ત્યારે કાળાં પડી જાય છે. તે કરમાયા પછી તેની પાંખડી નળીથી ખરી ઉંધી વળી જાય છે.

**પુષ્પબાહ્યકોપ**–½ ઇંચથી કંઇક લાંબો હોય છે. તે ટુંકી પ્યાલી જેવો સ્ત્રીકેસરગર્ભાશય ઉપર આવેલો હોય છે. મુખપર તેના ૫ થી ૭ દાંતા ઝીણા અણીદાર જૂદા દેખાતા હોય છે. તેપર વખતે થોડા ભૂરા વાળની રૂંવાટી હોય છે. તે લીલા રંગનો, ચળકતો ને તેપર ચીકણા ગુંદર જેવા પીળાસલેતા લીલા રંગનું કુદરતી વારનીશ થયેલું હોય છે. તેથી તે અત્યંત ચળકતો દેખાય છે. તેપર ભૂરા બિંદુઓની બાનક હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ થી ૭ હોય છે. તે તળિયે જોડાઇને લાંબી નળી જેવી થયેલી હોય છે, અને ઉપર તેના ૫ થી ૭ છેડા છૂટા હોય છે. નળી ૨ થી ૨½ ઇંચ લાંબી ને ૧ થી ૧½ લાઇન પોહોળી હોય છે. તે પીળાસલેતા લીલા રંગની અને વખતે તેનાપર ભૂરાવાળની આછી રૂંવાટી હોય છે. નળી ઉપર ૫ થી ૭ ઉભી છીછરી નીક હોય છે, અને તેની અંદર ધોળા, ચળકતા, લાંબા વાળની રૂંછાળ હોય છે, પાંખડીઓના છેડા પસરાતા હોય છે. ત્યાં ફૂલનો વ્યાસ ૩ થી ૪ ઇંચનો હોય છે, પાંખડીનો છેડો ૧½ થી ૨ ઇંચ લાંબો ને ½ થી ¾ ઇંચ પોહોળો હોય છે. તેની કોર પાછળ વળતી હોય છે.

**પુંકેસરો**–૫ થી ૭ અર્થાત્ પાંખડીઓ જેટલાં હોય છે. તે પાંખડીઓના ગાળાઓમાં આવેલાં હોય છે. જ્યારે પાંખડીઓ પાંચ હોય છે ત્યારે પુંકસરો પણ પાંચ હોય છે. તે ભૂરા કે ધોળા રંગનાં, અને દોરા જેવાં પાતળાં હોય છે. તેમાં તંતુઓ હોતા નથી, માત્ર પરાગકોષજ હોય છે. તે ઉભા અને ¾ ઇંચ લાંબા હોય છે. તે અરધા પાંખડીના ગાળામાં અને અરધા ઉપર દેખાતા હોય છે. આ પરાગકોષ અધવચથી નળીનાં મુખપર બહુધા વાંસેથી ઝલાયલા હોય છે. પરાગકોષપર ચાર ઉભી નીક હોય છે. તે ઉઘડીને તેમાંથી ફીકા પીળા રંગની રજ બહાર ખરે છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦બા૦ કોપની હેઠળ લીલા રંગનો ચળકતો ને ઉપર જાડો થતો હોય છે. તેનાપર લીલા રંગનું કુદરતી વારનીશ અને સૂક્ષ્મ છાટણાં કે વાળની બાનક દેખાય છે. નલિકા ધોળા રંગની અને ૧½ ઇંચ લાંબી હોય છે. તેનાપર લાંબું, પીળાસલેતા રંગનું, મથાળે જાડું થતું, બાજુઓએ બે નીક ને ટેરવે બે ફાંટાવાળું મુખ આવેલું હોય છે.

**ફલ**–લંબગોળ, ચળકતું અને લીસું હોય છે. તે રંગે સહેજ પીળાસલેતું લીલું હોય છે. તે સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. તેની ડીટી ½ ઇંચ લાંબી હોય છે. ફલને મથાળે ૫ થી ૭ લાંબા ઝીણા અણીદાર દાંતાવાળો એક લાઇન વ્યાસનો મુકુટ હોય છે. ફલની લંબાઇ ¾ થી ૧ ઇંચ અને પોહોળાઇ ½ થી ¾ ઇંચની હોય છે. ફલનો આડો કાપ કરતાં તેમાં ઘણાં બીજ દેખાય છે. તેની વાસ કાચાં ચીભડાં જેવી અને સ્વાદ દાંત અંબાઇ જાય તેવો ખાટો અને ઘણો તૂરો લાગે છે. ફલ સહેજ કડુણ હોય છે.

બીજ–⅙ થી ૧ લાઇન જેટલાં લાંબાં હોય છે. તે અનિયમિત આકારનાં અને રંગે રાતાં કે ભૂરાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–ગુંદર અને પાન.

**૫–ગુણદોષ**–વાતહર, ઉત્તેજક, આંચકી બેસાડનાર તથા જન્તુ અને કૃમિઘ્ન.

**૬–ઉપયોગ**–માલણના ગુંદ અથવા ગુંદરને **ડેકામારી, ડેકામાળી,** અથવા **ડીકામારી** કે **ડીકામાળી** કહે છે. તે ગુંદર બજારમાં પ્રસિદ્ધ છે, અને તે ધરવૈદાંની એક સાધારણ દવા છે. તે પેટના દુખાવાપર એકલો અથવા એળીઆની સાથે વાટીને ચોપડાય છે. ફીરમ, ઉલટી, ચુંકા, બદહજમી, વાયુ, હિસ્ટીરીઆ અને આંચકી ઉપર એ ગુંદર પાણીમાં વાટી પીવરાવાય છે. એ ગુંદરની માત્રા ૧ થી ૨ રતીભાર અપાય છે. જખમ કે ચાંદાં ઉપરથી માખીઓ છેટી રાખવા માટે એ ગુંદરનો ઉપયોગ કરવામાં આવે છે. માલણનાં પાન બરડા ડુંગરના રબારીઓ વાળા ઉપર બાંધે છે. અને ભેંસ કે ગાયને ભાઠું પડયું હોય તો તેપર માલણનાં પાન વાટીને મૂકે છે. એનાં પાન વાટીને જખમ ઉપર બાંધવાથી જખમ રૂઝાઇ જાય છે. એનાં કાચાં ફૂલ ખવાય છે એમ ડા૦ **લિસ્બૉ** કહે છે.

"ડીકામારી ગરમ છે, કફ, વા, ઝાડાનો કબજો, આફરો મટાડે છે. મનના મોહને ટાળે છે." (વૈ. રૂ. ૪.)

"ડેકામારી છાતીનાં દરદને મટાડે છે. ડેકામારીથી ઉલટી બંધ થાય છે, તેમ કેટલાએકને ઉલટી થાય પણ છે. તે પેશાબને વધારે છે અને શરીરને સતેજ રાખે છે." (વૈ. શા. મ. ગો.)

ડા૦ **વૉટ** અને મરહુમ ડા૦ **ડિમકે** ડીકામારીનાં રસાયણી પ્રથક્કરણ વિષે જે હકીકત લખી છે તે જાણવા જેવી છે.

**૭–સ્થાનક**–ડુંગરમાં સાતવીરડા, ચામુદરા અને બધારીની ઝરણને કાંઠે માલણનાં ઝાડવાં ઘણાં ઉગે છે.

એ હિંદુસ્થાનના દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–દિવસનાં સૂર્યની કીર્ણો કાચપર પડતાં તેમાંથી જેવો પ્રકાશ દેખાય છે તેવો પ્રકાશ માલણનાં પાનપર પડતી કીર્ણોનો દેખાય છે. રાતની વખતે એનાં પાનમાંથી એક જાતનો ઉજાશ જોવામાં આવે છે તે પાણીમાં જેમ ચંદ્રનું અજવાળું દેખાય તેવો છેટેથી દેખાય છે.

માલણનાં ઝાડવામાં વરસાદ પડયા ભેળાં ફૂલો ઉઘડે છે. જેથી તેનું આખું ઝાડવું સફેદ સુગંધી ફૂલોથી ભરાઇ જાય છે. આ વખતે એ ઝાડવાનાં ઘણાં ચકચકિત લીલા રંગનાં પાન અને સફેદ સુગંધી ફૂલોનો ભરાવ એ એક અત્યન્ત મનોહર જોવા લાયક દેખાવ થઇ રહે છે. એનો દેખાવ, અને એનાં સુશોભિત ફૂલોની મધુરી સુગંધથી એની પાસેથી જતા આવતા મુસાફરોને એ પોતા તરફ નજર કરવા અને ફૂલ લેવા લલચાવે છે, ત્યારે એવો ભાસ થાય છે કે જાણે બ્રજમાં મથુરાં ને વૃંદાવન, અને કઠિયાવાડમાં જુનાગઢ, જામનગર, અથવા કચ્છ ભુજની માલણો બજારમાં સાંજની વખતે સુગંધી ફૂલોના હાર અને ગજરા લઈ વેંચવા બેઠેલી હોય છે, તેઓની પાસેથી જતા આવતા રસિક લોકોને તેઓના સુંદર પોશાક અને પાસે રાખેલાં સુંદર સુગંધિત ફૂલોની ભભક તેઓની પાસેથી ફૂલો લેવા લલચાવે છે. તેવીજ રીતે આ ઝાડવાં પણ મુસાફર લોકોને પોતા તરફ આકર્ષણ કરે છે. માટેજ કોઇએ એ ઝાડવાંનો માલણની સાથે મુકાબલો કરીને એનું નામ **માલણ** કે **માલડી** રાખેલું હશે.

બરડા ડુંગરના રબારી લોકો એનાં નામ વિષે એમ કહે છે કે "હાંજની વખતે માલણ હારો પોહાક પેરી ફૂલવેસવા બેહેસે, તેમ આ ઝાડવું પણ સોમાસે લીલાં સળકતાં પાનપેરી ફૂલથી હોભેસે. માટે એને અમે **માલણ** કહીયેસ."

માલણનું ઝાડવું ખરેખર એક એવુંતો સુંદર છે કે તે બાગબગીચાઓમાં એક ફૂલઝાડ તરીકે વાવવા લાયક છે. પણ તેમાં મ્હોટી ખોડ એ છે કે તેમાંથી નીકળતો ગુંદર કે રસ અત્યન્ત દુર્ગંધિવાળો હોય છે. ત્યારે લખ્યા શિવાય છૂટકો નથી કેઃ–

"યેદ્રાનોં કહાં પાઇયેં
સોનાં ઔર સુગંધ,"–(વૃંદ).

---

## વર્ગ–( રુબિયેસી. )

### નંબર–૨૯૦

**૧–શાસ્ત્રીયનામ**–Ixora parviflora.

દૃષ્ટાન્ત–H. III. p. 142; N. p. 146; Watt. IV. p. 533; રૂ. નિ. પા. ૪૫૭.

**૨–દેશીનામ**–નેવરી ( પો+ગુ૦ ); नेवाली, राइकोरा, कुरट, लोखंडी, (म०); नेवारी (हिं०); नेमाली (सं०).

**૩–વર્ણન**–નેવરીનાં ઝાડ ૧૦ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન રાણનાં પાન જેવાં દેખાય છે. ફૂલ વસંત ઋતુ પછી ચોમાસાં સુધી આવ્યા કરે છે. તે મધુરી સુગંધવાળાં હોય છે. તેની મધુરીવાસ ઘણે છેટે સુધી પ્રસરી બહેકી રહે છે. ફૂલ ગોળાઇ લેતાં, જાંબુડા કે કાળા રંગનાં હોય છે. કોમળ શાખાઓ અને પુષ્પમંડપ જરા ચપટાં હોય છે.

મૂળ–જાડું, અને જમીનમાં ઉંડું ઉતરેલું હોય છે. તેમાંથી કેટલાએક ફાંટાઓ નીકળેલા હોય છે. એ ફાંટાઓ

પેનસીલથી આંગળી કે વખતે હાથની બાજુ જેવા જાડા હોય છે. તે જમીનમાં લાંબા ગયેલા હોય છે. તેનો રંગ ઉપરથી કાળો અને અંદર ભૂરો રાતો હોય છે. તેની છાલ લીસી, જાડી અને બટકણી હોય છે. વાસ સહેજ સુગંધિત અને સ્વાદ તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ સીધું અથવા અગડગડું હોય છે. તે ½ થી ૧ ½ ફુટ વ્યાસનું હોય છે. તેપરની છાલ ખડબચડી હોય છે. તે ભૂરા ધોળા રંગની અને તેપરથી કડપલાં ઉતરી જતાં દેખાય છે. અંદરની છાલ ભૂરા રાતા રંગની, જાડી, અને બટકણી હોય છે. તેની વાસ સહેજ અણગમતી અને સ્વાદ તૂરો હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તે બન્ને સપાટીએ ચળકતાં અને લીસાં હોય છે. ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકો હોય છે. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. તે ચીવટ અને જરા જાડાં હોય છે. ડીટડીપાસે પાનની કોર જરા ખાંચવાળી, સાંકડીથતી અને ટેરવાં તરફ સહેજ પોહોળી થઇ ટેરવે અણીવાળી હોય છે. કોઈવાર ટેરવાં બુઠ્ઠાં અથવા અંદર બેસતી ખાંચવાળાં પણ હોય છે. પાનની ડીટડી ટુંકી અને તળિયે સાંધાવાળી હોય છે.

પાનની જોડીની વચ્ચે શાખાપર બન્ને બાજુ તળિયે પોહોળું અને મથાળે અણીવાળું આશરે ૨–લાઇન લાંબું અક્કેક ઉપપાન આવેલું હોય છે.

**ફૂલ**–કોમળ શાખાઓને છેડે ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી સળીઓ ચોકની પેઠે બબ્બે ફાંટાવાળી સામસામી નીકળેલી હોય છે. તેમાં સૂક્ષ્મ સળીઓપર મોતીની ઝુમખીઓ જેવી ફૂલોની ઝુમખીઓ આવેલી હોય છે. તેથી કુદરતીરીતે સુગંધિત બારીક સફેદ ફૂલોના સુંદર ગુચ્છાઓ શાખાપર બની રહેલા હોય છે. તે ઘણા સુંદર દેખાય છે. (ખરેખર આ ફૂલોના પુષ્પમંડપ ને ફૂલોની રચના જોવા લાયક છે.)

ફૂલને ધારણ કરનારી મુખ્ય સળીઓ ૪ થી ૬ ઇંચ લાંબી, લીસી, ચળકતી, લીલા કે રાતા રંગની હોય છે. કોઇવાર તેનાપર સૂક્ષ્મવાળની રૂંવાટી પણ આવેલી હોય છે. ફૂલની ડીટડી ½ લાઇન જેટલી લાંબી અને પુ૦ બા૦ કોપ પણ તેટલોજ લાંબો હોય છે. તે લીલા રંગનો, તળિયેથી જોડાયલો, અને મથાળે તેનાં ૪ પત્રોનાં ચારે બુઠ્ઠાં ટેરવાં જરા રતાસલેતા રંગનાં દેખાતાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડી પણ તળિયેથી જોડાયલી, ઝીણીનળી જેવી, અને મથાળે તેના ચારે છેડા જૂદા દેખાતા હોય છે. તે ફૂલ ઉઘડયા પછી પાછળની બાજુ નીચા ઢળી જાય છે. નળી ½ ઇંચથી કંઇક ઓછી હોય છે, અને તેને મથાળે તેના છેડા ૧½ લાઇન લાંબા હોય છે. પાંખડીઓ ગુલાબી છાયા લેતી ધોળી હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે, તે પાંખડીઓ વચ્ચેના ગાળાઓમાં આવેલાં હોય છે. તેના પરાગકોષ પાંખડીના છેડાથી સહેજ ટુંકા હોય છે. અને તે પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–નલિકા ઘણી પાતળી, ધોળા રંગની, અને તેપર સૂક્ષ્મ સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. ગર્ભાશય ૨–પોલવાળો, ચળકતો ને લીલા રંગનો હોય છે. સ્ત્રીકેસરાગ્ર મુખ લાંબું, લીલા રંગનું ને ફૂલની પાંખડીઓથી બહાર ફૂલ ઉઘડયા પછી ઉંચું દેખાતું હોય છે.

**ફલ**–કાચાં હોય છે ત્યારે પીળાસલેતા લીલા રંગનાં, અને પાકે છે ત્યારે ઘેરા જાંબુડા અથવા કાળા રંગનાં થઇ જાય છે. તેનો આકાર ગોળાઇલેતો અને તેનું ટેરવું અંદર બેસતું હોય છે, ને ત્યાં ચારે બાજુ ચાર રતાસલેતા ચાંડલા હોય છે. ફલનો વ્યાસ ૨ થી ૩ લાઇન જેટલો હોય છે. ફલઉપરની છાલ નરમ હોય છે. તે જરા ચોળતાં નીકળી જાય છે. તેની અંદર ચીકાસલેતો રસ હોય છે. જેની વાસ અણગમતી અને સ્વાદ જરા મીઠાસલેતો લાગે છે. એ રસની અંદર બે ફીકાસલેતા ભૂરા રંગના ઠળીઆ નીકળે છે, જે ગોળાઇલેતા ને એક બાજુ ચપટા હોય છે. એ દરેક ઠળીઆનો વ્યાસ ૧ થી ૧½ લાઇન જેટલો હોય છે. તેના ચપટા ભાગપર એક નીક હોય છે. ઠળીઆની છાલ ચીવટ તોપણ એટલી નરમ હોય છે કે તે નખવતી તોડતાં નીકળી જાય છે. એ ઠળીઆમાં એક બીજ હોય છે.

**બીજ**–ભૂરા રંગનું, ગોળાઇલેતું, એક બાજુ ચપટું, નરમ અને તે સફેદ મગજવાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહિ, શોથઘ્ન અને માદક.

**૬–ઉપયોગ**–એનું મૂળ પાણીમાં ઘસી સોજા ઉપર ચોપડાય છે. એની છાલ રંગના કામમાં વપરાય છે, તેમજ છાલનો ઉકાળો નહિ રૂઝાતાં ચાંદાં અને ગડગુંબડાં ધોવામાં કામ આવે છે. નેવરીનાં પાન વાળાના સોજાપર બંધાય છે. છપ્પનિયા દુકાળ વખતે નેવરીનાં પાન ભેંસોને બહુ ખવરાવવામાં આવતાં હતાં. એનાં ફૂલ સુંઘાડવાથી મગજ તર થાય છે. પણ ઘણીવાર સુંઘે તો એક જાતનો નીશો ચડે છે. એનાં પાકેલાં ફલ પક્ષિ અને છોકરાંઓ ખાય છે. એનાં પાકેલાં ફલમાંથી કાળો રંગ નીકળે છે. કાચાં ફલ રંગના કામમાં વપરાય છે, એમ કહેવાય છે. નેવરીનું લાકડું ઘણું મજબૂત હોય છે. તેમાંથી ખેતીનાં નાહાનાં ઓજારો, કોદાળી પાવડા વગેરેના હાથાઓ, ખાટલાના પાયા, અને ખેડુ લોકોનાં સાધારણ ઘરોનું વરણ કરવામાં આવે છે.

"નેવરી સ્વાદે કડવી અને તૂરી હોય છે, ટાઢી છે, ત્રિદોષને ટાળે છે. આંખ, મોહો, કાનના રોગને મટાડે છે. ફૂલની સુગંધથી શ્રમ મટે છે." ( વૈ૦ રૂગનાથજી ).

**૭–સ્થાનક**–ડુંગરમાં નેવરીનાં ઝાડ ઘણાં ઉગે છે. તોપણ ઝરણ અને વોકળા કાંઠે તે વિશેષ જોવામાં આવે છે. આ સ્વસ્થાનના રાજવાડી બાગમાં નેવરીનાં ઝાડ ઘણાં છે. એ હિં૦ ના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–નેવરીનાં ફૂલ સુકાય છે તોપણ તેમાંથી લાંબો વખત સુધી બોલસરીનાં ફૂલની પેઠે સુગંધી જતી નથી.

નેવરીનાં ઝાડમાં ફૂલ આવ્યા પછી રાતી પાંખોપર કાળા ચાંડલાવાળી ભમરીઓ સંખ્યા બંધ જોવામાં આવે છે. આ ભમરીઓ **બ્લિસ્ટર** ઉઠાડવાના કામમાં આવે છે, એમ કહેવાય છે. ભમરછાલનાં પાનપર પણ આવી ભમરીઓ હોય છે. ( નં૦ ૨૮૩ ).

---

## વર્ગ—( રુબિયેસી ).

### નંબર. ૨૯૧.

**૧–શાસ્ત્રીયનામ**–Morinda tinctoria. (Var.) tomentosa.

દૃષ્ટાન્ત–H. III. p. 156; N. p. 147; Watt. V. p. 274.

**૨–દેશીનામ**–આલ (પો૦)×(ગુ૦); नागकुरा, आसेती (म०); आल, आच (हिं०); ऐकच्युका ? (सं०).

**૩–વર્ણન**–આલનું ઝાડ ૧૨ થી ૨૦ શેક ફીટ બરડા ડુંગરમાં ઉંચું થાય છે. એમાં નાહની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે, પાન લાંબાં અને વાળની રૂંવાટીથી ભરાયલાં હોય છે. ફૂલ મધુરી સુગંધવાળાં ધોળા રંગનાં વૈશાક જેઠમાં આવે છે. અને ચોમાસે ફલ તૈયાર થઇ જાય છે.

એનાં ફૂલ અને ફલની રચના જરા વિલક્ષણ હોય છે તે જોવા લાયક છે.

**મૂળ**–ઘણું ઉંડું બેઠેલું હોય છે. એમાંથી વખતે કેટલાક ફાંટાઓ પણ નીકળેલા હોય છે. મૂળ ઉપરથી ભૂરા અને અંદરથી રતાસલેતા પીળા કે ફીકા ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તેનું લાકડું સછિદ્ર અને વચમાંથી પોકળ પોચા ગાભાવાળું દેખાય છે. મૂળની છાલ ઘણી જાડી, પોચી, રસભરી ને બટકણી હોય છે. તેનો રંગ પીળાસલેતો રાતો અથવા ભૂરાસલેતો કાળો હોય છે. છાલપરની ફોતરી પાતળી, લીસી ને ભૂરા રંગની હોય છે. વાસ હરમી, અને સ્વાદ પ્રથમ મીઠો અને પાછળથી કડવો ને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–થડ ૪ થી ૧૦ ઈંચ જાડું હોય છે, તેની છાલ પીળાસ કે રતાસલેતા ભૂરા રંગની હોય છે. તે ઉપર બહુધા ઉભા અને આડા પણ ચીરા પડેલા હોય છે. તે પોચી ને હલકી હોય છે. તેનું લાકડું કેસરીઆ રંગનું હોય છે. કોમળ શાખાઓ ચોધારી અને ફીકા કે વખતે પીળાસલેતા રંગની હોય છે. તે અંદરથી પોકળ હોય છે. તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. કોમળ શાખાને તોડતાં તેમાંથી કાચી આંબલી જેવી વાસ નીકળે છે. અતિ કોમળ શાખાઓ લીલા રંગની હોય છે. તે બે બાજુથી દબાયલી ને ચોધારી હોય છે. તે ઉપર પણ ભૂરા વાળની રૂંવાટી હોય છે. એ શાખાઓમાંથી અણગમતી વાસ નીકળે છે.

**પાન**–સામસામાં આવે છે, તે ૪ થી ૮ ઈંચ લાંબાં ને ૨ થી ૪ ઈંચ પોહોળાં હોય છે. તેના બન્ને છેડા સાંકડા હોય છે. ને વખતે ડીટડી પાસેનો છેડો જરા પોહોળો હોય છે. પાનની ઉપરની સપાટી ફીકા લીલા રંગની ને નીચેની વધારે ફીકી હોય છે. એ બન્ને સપાટીપર મખમલી ભૂરા રંગના વાળની રૂંવાટી હોય છે. પાનમાંની નસો કવચિતજ સામસામી, પણ ઘણુંકરી સહેજ આંતરે આવેલી હોય છે. તે ધોળા રંગની, બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી, અને નીચેની સપાટીએ વિશેષ બહાર નીકળતી હોય છે. પાનને ચોળવાથી આંગળાંને સહેજ રતાસલેતો રંગ આવી જાય છે.

પાનની જોડીની ડીટડીના થડમાં બન્ને બાજુ એકેક પોહોળું **ઉપપાન** હોય છે. તેને ટેરવે ટુંકી અણી હોય છે. અતિ કોમળ શાખાપરનાં પાન વચ્ચેનાં ઉપપાન ટેરવે બે ફાટવાળાં હોય છે અથવા તે સુકાય છે ત્યારે વખતે બે ફાટવાળા થઇ જાય છે.

**ફૂલ**–પત્ર કોણમાંથી અથવા પાનની કે પાનની જોડીમાનાં એક પાનની સામે બીજાં પાનની જગોએથી પુષ્પધારણ કરનારી સળી નીકળે છે. તે પાનની ડીટડી જેવી અથવા તે કરતાં ઘણી પાતળી હોય છે. તે ½ ઈંચથી ૧½ કે ૨ ઈંચ લાંબી હોય છે. તે લીલા રંગની ને તેપર ભૂરાવાળની રૂંવાટી હોય છે. તેનાં પાસાં દબાયલાં, ને તેને ટેરવે ૧૨ કે ૧૫ રેક ફૂલો છૂટાં છૂટાં પણ એક બીજાંની પાસે પાસે આવેલાં હોય છે. ફૂલનો વ્યાસ ૧ થી ૧½ ઈંચ જેટલો હોય છે, ફૂલની કળી પ્રથમ લીલી ને પછી પીળી થઇ જાય છે. તેપર ભૂરાવાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–ઉર્ધ્વસ્થાયી અર્થાત્ સ્રીકેસરગર્ભાશયની ઉપર આવેલો હોય છે. તે સૂક્ષ્મ હોય છે. તે એક નાહાની નળી કે પંચકોણ પ્યાલી જેવો હોય છે. તે લીલા રંગનો ને તેપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ પાંચ હોય છે. તેપર સૂક્ષ્મવાળની રૂંવાટી હોય છે. પાંખડી તળિયે જોડાઇને એક નળી જેવી બનેલી હોય છે. ને મથાળે તેના પાંચે છેડા છૂટા હોય છે. નળી પીળાસલેતા રંગની ને છેડા ધોળા રંગના હોય છે.

**પુંકેસરો**–પ હોય છે. તે પાંખડીની નળીનાં મુખ પાસે આવેલાં હોય છે. તેના તંતુઓ સૂક્ષ્મ ઝીણાદોરા જેવા હોય છે. તે સ્ત્રીકેસરનલિકાને ચોટડુક હોય છે. અને પરાગકોષ જરા લાંબા હોય છે. પરાગકોષ અને પરાગરજ પીળાં હોય છે.

**સ્ત્રીકેસર–૧** હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષથી નીચો ને લીલા રંગનો હોય છે. તે પુષ્પ ધારણ કરનારી સળીને મથાળે અનિયમિત આકારની લીલી ગાંઠની અંદર આવેલો હોય છે. નલિકા લાંબી, લીસી, ચળકતી ને ધોળા રંગની હોય છે. તેને મથાળે બે છેડાવાળું લાંબું મુખ હોય છે. તે પાંખડીની નળી અને પુંકેસરોથી ઉંચું હોય છે.

**ફૂલ**–૧ થી ૨ ઇંચ લાંબી, ભૂરાવાળથી ભરાયલી એક જાડી ડીટીપર બેડોળ ફૂલ આવેલાં હોય છે. તેપર વાળની સહેજ રૂંવાટી હોય છે. તે ફીકા લીલા રંગનાં, લીસાં ને ચળકતાં હોય છે, તે સુકાતાં ભૂરાસલેતા કાળા રંગનાં થઇ જાય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબાં ને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે ઉપર લીલી નસોથી કેટલીક પંચ કે ષટ્કોણ આકૃતિઓ થઇ રહેલી હોય છે. તેથી આ ફૂલ ચિત્રિત દેખાય છે. એ દરેક આકૃતિની વચ્ચોવચ એક નાહાનું કુંડાળું હોય છે, અને એ દરેક કુંડાળાની વચમાં એક પોપચાં જેવું સહેજ ઉંચું થઇ આવેલું છિદ્ર અથવા બિંદુ જોવામાં આવે છે. ફૂલની અંદર ધોળાસ કે પીળાસલેતો જરા કઠ્ઠણ ગળ હોય છે, તેમાં ઘણાં બીજ હોય છે. ગળમાંથી ઉગ્રવાસ નીકળે છે.

**બીજ**–ભૂરા રંગનાં, ખડબચડાં, અને કઠ્ઠણ હોય છે. તે ૨ થી ૩ લાઇન લાંબાં ને ૧ થી ૨ લાઇન પોહોળાં હોય છે. તે એક બાજુ સહેજ ચપટાં, ને તેનો એક છેડો જરા સાંકડો થતો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ

**૫–ગુણદોષ**–ગ્રાહી, શોથઘ્ન.

**૬–ઉપયોગ**–મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોના દંશ ઉપર ચોપડાય છે. તેની છાલનો ઉકાળો નહિ રૂઝાતાં ગડગુંબડાં ધોવામાં વપરાય છે. એનાં પાનની રાખ તેલમાં મેળવી નહિ રૂઝાતાં ચાંદાંઓપર ચોપડાય છે. ફૂલ સુગંધિત હોતાં ગણપતીને ચડાવે છે. ફલ જરા ગરમ કરી તેમાંથી બી કાઢી પોટીસની જગોએ વપરાય છે. છાલ અને લાકડું પીળો રંગ બનાવવાના કામમાં આવે છે. એનાં લાકડાંની વળીઓ અને થાંભલા કરે છે. તેમજ કોદાળી વગેરેના હાથા બનાવવામાં પણ તે વપરાય છે. ખેતીના નાહાના ઓજારો બનાવવામાં એનું લાકડું હલકું ગણાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં છૂટાં છવાયાં આલનાં ઝાડવાં ઉગે છે. રાજવાડી બાગમાં એક ઝાડ ડુંગરમાંથી રોપ લાવી વાવવામાં આવેલું છે. તે હાલ ઘણું ઉંચું અને વીસ્તારવાળું થયેલું છે.

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફલ દુકાળ વખતે ગરીબ લોકો ગરમ રાખમાં ઓઢવીને ખાય છે, એમ કેટલાક ખેડુલોકો કહે છે.

એનાં સુંદર પાન અને સુગંધી ફૂલોને લીધે એનાં ઝાડો બાગ બગીચાઓમાં વાવવા લાયક છે.

---

## વર્ગ–( રૂબિયેસી ).

### નંબર–૨૯૨.

**૧–શાસ્ત્રીયનામ**–Hydrophylax Maritima.

દૃષ્ટાન્ત–H. III. p. 199.

**૨–દેશીનામ**–દરિયાઇ શંખલો ( પો+ગુ૦ ).

**૩–વર્ણન**–દરિયાઇ શંખલાનાં છાતળાં ચોમાસે ઘણાં ઉગેલાં જોવામાં આવે છે. તે ૪ થી ૬ ઇંચનાં થાય છે. ઘણીવાર તેની શાખાઓ ૨ થી ૩ કે ૬ થી ૧૦ ફીટ લાંબી વધી જમીનપર પથરાયલી હોય છે. એની ડાંડી રેતાળ જમીનમાં નીચેની નીચે ચાલી જાય છે, તે જમીનમાં મૂળ અને જમીનની ઉપર શાખાઓ મૂકતી જાય છે. આ શાખાઓ વખત જતાં સ્વતંત્ર રોપા થઈ જાય છે.

**મૂળ**–એનું ખીલામૂળ સુતળીથી તે અંગુઠા જેવું કે કોઇવાર માણસના હાથનાં કાંડાં જેવું જાડું થાય છે. તે જમીનમાં ૨ થી ૩ ફીટ ઉંડું ઉતરે છે. તેમાંથી ક્વચિતજ બીજી શાખાઓ નીકળે છે. મૂળની ઉપરની છાલ કાળાસલેતા ભૂરા રંગની હોય છે. તે ખડબચડી અને તેનાપર ઉભા ચીરા પડેલા દેખાય છે. અંદરની છાલ ભૂરા રાતા રંગની, દળદાર અને ઘણી પોચી હોય છે. છાલની વાસ અણગમતી અને સ્વાદ ફીકો તૂરો ને પાછળથી જરા ચીરપરો ને જીભને ખરસટ કરે તેવો લાગે છે. મૂળનું લાકડું ઘણું પોચું, ને ભૂરા ધોળા રંગનું હોય છે, તેનો આડો કાપ કરી જોતાં તેમાં મ્હોટાં છિદ્રોવાળો ચક્ર દેખાય છે. ને તેથી બહાર છાલનો ચક્ર પણ સછિદ્ર દેખાય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી જે જમીનમાં ચાલી જાય છે, તે પેનસીલથી આંગળી જેવી જાડી હોય છે.

તેનો રંગ કાળાસલેતો ભૂરો, તેની ઉપરની છાલ ખડબચડી, અને તેની ઉપર ઉભા ચીરા પડેલા હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તેમાંના વચલા ગાભાનો ભાગ સ્પષ્ટ ભૂરો દેખાય છે ને તેથી બહાર લાકડાનું ચક્ર મૂળના જેવુંજ સછિદ્ર પણ વધારે ધોળું હોય છે. ને છાલનો ભાગ મૂળની છાલ જેવોજ પણ તેટલો સછિદ્ર દેખાતો નથી. ડાંડી કાપતાં તે મૂળ કરતાં સેહેજ કડૂણ જણાય છે. જમીન ઉપરની ડાંડીની શાખાઓ લીસી, ચળકતી, લીલાસલેતા ધોળા રંગની ને વખતે જાંબુડા રંગનાં છાટણાંવાળી હોય છે. તે પેનસીલ જેવી જાડી હોય છે.

**પાન**–સામસામાં, તેની ડીટડી જાડી અને ટુંકી, પાનની ઉપરની બાજુ પોહોળી નીક, પાછળની બાજુ જાડી નસ, પાનની કોર પાછળની બાજુ જરા વળેલી, ને તેપર ખરસટ સૂક્ષ્મ દાંતા આંગળી ફેરવતાં જણાય છે. પાન જાડાં ઢોકળાં જેવાં, બન્ને સપાટીએ એક સરખા લીલા રંગનાં, લીસાં, ચળકતાં ને ટેરવે અણીદાર અને જરા પાછળ વળેલાં હોય છે. પાનમાં નસો દેખાતી નથી. તે ½ થી ૧ ઇંચ લાંબાં અને ⅛ થી ½ ઇંચ પોહોળાં હોય છે. **આઇગ્લાસમાં** જોતાં પાનની કોરપર ધોળા દાંતા અને સપાટીપર ધોળાં સૂક્ષ્મ છાંટણાં દેખાય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ખારાસલેતો અણગમતો હોય છે.

**ઉપપાન**–બન્ને સામસામાં પાનની ડીટડી સાથે જોડાઇ જઇ એક ભૂંગળી જેવાં થઇ જાય છે, એ ભૂંગળીની ઉપરની કોરપર શાખાની બન્ને બાજુ ૧ થી ૩ દાંતા નીકળેલા દેખાય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી એક અથવા બે ફૂલ નીકળે છે. ફૂલની વાસ પાકાં પોપિયાં જેવી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ હોય છે. તે નીચેથી જોડાયલાં, અને ઉપર તેના ચારે દાંતા છૂટા દેખાતા હોય છે. તેની કોરપર સફેદ રૂંછાળ હોય છે. (કોઇક ફૂલમાં પાંચ દાંતા પણ હોય છે.) પુંબાંકોષની નળી એક બાજુ વાંકી વળેલી હોય છે. અને તે બે ત્રણ ધારવાળી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૪ હોય છે, તે ગુલાબી અથવા ફીકા જાંબુડા રંગની હોય છે. તે નીચેથી જોડાયલી ને ઉપર તેના ચારે છેડા જૂદા પસરાયલા દેખાતા હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીની નળીની અંદર મુકાએલાં હોય છે. તંતુ સફેદ, પાંખડીથી કંઇક બહાર નીકળતા, અને પરાગકોષ જાંબુડા રંગના હોય છે. પાંખડીની નળીની અંદર જ્યાં પુંકેસરના તંતુઓ પાંખડી સાથે જોડાયલા હોય છે, ત્યાં રૂપાં જેવી ચળકતી સુંદર સફેદ રૂંછાળનું ચક્ર હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તે પુંકેસરો તેમજ પાંખડીઓ કરતાં લાંબી હોય છે. તેનો ગર્ભાશય પુંબાંકોષની નળીની અંદર લીલા રંગનો દેખાતો હોય છે. નલિકા ધોળા રંગની અને નલિકાગ્રમુખ સેહેજ કલમત્રાસ બે ભાગવાળું હોય છે, તેપર બારીક રૂંછાળ હોય છે.

**ફુલ**–જેમ જેમ ગર્ભાશય મ્હોટો થતો જાય છે તેમ તેમ પુંબાંકોષ પણ તેની સાથે મળી જઇ મ્હોટો થતો જાય છે. ને અંતે તે એકજીવ થઇ ફલ બની જાય છે. ફલની ઉપર પુંબાંકોષના ૪ કે ૫ દાંતા રહી ગએલા દેખાય છે. ફલ લાંબું, એક બાજુથી જરા વળેલું, લીસું, ચળકતું, અને ફીકાસલેતા લીલા રંગનું હોય છે. તે સુકાઇ જાય છે ત્યારે પોચું અને ભૂરા કે ભસ્મી રંગનું થઇ જાય છે. તે એક બાજુથી જરા ચપટું, અને બીજી બાજુ બહાર નીકળતું હોય છે. ફલપર કાળાં સૂક્ષ્મ છાંટણાં આવેલાં હોય .છે ફલમાં ૧ થી ૨ બીજ હોય છે. ફલ ⅜ ઇંચથી લગભગ ½ ઇંચ લાંબું, અને ⅛ ઇંચ કરતાં કંઇક પોહોળું હોય છે. તે વચમાંથી પોહોળું, તળિયે અણીથતું, અને ટેરવે પણ સેહેજ સાંકડું હોય છે. તેની કોર પાતળી ધારવાળી હોય છે. તેની બન્ને બાજુએ વચ્ચોવચ એકેક ઉભી ધાર હોય છે. એ ઉભી ધાર અને કોરની વચ્ચે પણ વળી ૧ કે ૨ વચલી ધારથી સહેજ ઝીણી ધાર હોય છે.

**બીજ**–રાતા ચોખાના દાણા જેવું ને ચળકતું દેખાય છે. તે ⅛ ઇંચ લાંબું ને ⅛ લાઇનથી કંઇક ઓછું પોહોળું હોય છે. તે ઉપર ને છેડે જરા બુઠ્ઠી અણીથતું હોય છે. બીજનો આકાર એક બાજુએ ઉંધી વાળેલી કોંકણી હોડી જેવો હોય છે, અને તેની બીજી બાજુએ વચ્ચોવચ ઉભી નીક હોય છે. તેમાં ગાભો દેખાય છે. બીજપર સૂક્ષ્મ ચળકતી બાનક હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિદાહી અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં પાન ફૂલ અને કાચાં ફલ મીઠ તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ જખમ ઉપર ચોપડવામાં આવે છે. એના આખા રોપા સુકાવી તેની રાખ તેલમાં મેળવી તે તેલ ઢોરનાં ચાંદાં, ભાઠાં, મસ અને ખરવા તથા કમેડા (એક શીંગડું પડી જાય છે તે રોગ) ઉપર રૂઝ લાવવા અને તેમાં જીવાત નહિ થાવા લગાડવામાં આવે છે. ઉંટને યતી પામ અને ઘોડાંને થતી ખુજલી (Mange) ઉપર પણ એ તેલ ચોપડવામાં આવે છે.

**૭–સ્થાનક**–એ હિંદના દક્ષિણ પશ્ચિમ ભાગના સમુદ્ર કિનારાપરના રેતીના ઢસાઓપર થાય છે.

આ સ્વસ્થાનમાં મીઆણીથી માધુપુર સુધી તે દરિયા કિનારાના રેતીના ઢસાઓ ઉપર ઉગે છે.

૮-**વિશેષવિવેચન**-એનાં ફૂલ શંખલા જેવાં દેખાય છે, વળી એના રોપા દરિયા કાંઠે ઉગે છે માટે એને આ સ્વસ્થાનના લોકો દરિયાઇ શંખલો કહે છે.

ઉડતી રેતી બંધ કરવાને એના રોપા ઘણા ઉપયોગી છે, માટેજ ઇશ્વરે એને સમુદ્ર કિનારા પાસે રેહેવાને સ્થાન આપેલું હશે.

---

## વર્ગ-(રૂબિયેસી).

### નંબર-૨૯૩.

૧-**શાસ્ત્રીયનામ**-Spermacoce hispida.

દ્દષ્ટાન્ત-H. III. p. 200; N. p. 148; Watt. VI. part. III. p. 320.

૨-**દેશીનામ**-ખરસટ શંખલો (પો૦); મધુરી જડી (ગુ૦); घोटी, मदनघौंटी (म०); सुगंधी बुटी, मदनघंटी (हिं०); मदनघंटी (सं०).

૩-**વર્ણન**-એના છોડવા જમીનપર પથરાયલા હોય છે. તેની શાખાઓ ૧ થી ૩ ફીટ કે ભાગ્યેજ તેથી થોડી લાંબી હોય છે. તે ચોધારી, રતાસલેતા રંગની ને ઘણી ખરસટ હોય છે. પાન સામસામાં, જરા જાડાં, પોહોળાં કે ગોળાઇલેતાં હોય છે. તે $\frac{3}{4}$ થી $1\frac{1}{4}$ ઇંચ લાંબાં અને $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તેની સપાટી ખરસટ હોય છે. ફૂલ ધોળા કે ફીકા જાંબુડા અથવા આસમાની રંગનાં હોય છે. તે પત્રકોણમાં ગુચ્છીઓની પેઠે આવેલાં હોય છે. તે ૩ લાઇનથી ૨ ઇંચ લાંબાં હોય છે. ફલ દરિયાઇ સંખલાનાં ફલ જેવાં હોય છે. તેની સપાટીપર બહુધા ખરસટ રૂંછાળ હોય છે.

૪-**ઉપયોગીઅંગ**-સર્વાંગ.

૫-**ગુણદોષ**-ચિરગુણકારી પૈષ્ટિક અને વિદાહી.

૬-**ઉપયોગ**-એનાં મૂળ રક્તપિત્ત અને વિસ્ફેટક ઉપર ચિરગુણકારી ક્વાથમાં વપરાય છે. એના આખા છોડવાનો ઉપયોગ દરિયાઈ શંખલાના છોડવાની માફક કરવામાં આવે છે.

૭-**સ્થાનક**-દરિયાઇ શંખલાની સાથે દરિયાની રેતીના ઢસાઓ ઉપર તેમજ ડુંગરમાં અને કાદીવાળી જમીનમાં પણ એ ચોમાસે ઘણા ઉગે છે.

એ આખા હિન્દુસ્થાનમાં થાય છે.

૮-**વિશેષ વિવેચન**-એનો છોડવો ખરસટ થાય છે, અને તેનો દેખાવ તથા ફલ દરિયાઇ શંખલાને મળતાં હોય છે, માટે એને **ખરસટ શંખલો** કહે છે. એનાં મૂળમાં ઉપલસરીનાં મૂળ જેવી સુગંધિત વાસ હોય છે તેથી એને **સુગંધીબુટી** પણ કહે છે.

આના મૂળની સુગંધી ઉપરથી **કપુરી મધુરી**ની કદાચ ભૂલ થતી હશે.

## ૪૮-N. O. COMPOSITÆ.

## વર્ગ-કમ્પોઝિટી-સહદેવી અને ભાંગરાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગ નં. ૩૬ વાળા આંબલી, આવળ, બાવળના (લેગ્યુમિનોસી) વર્ગથી પણ ઘણો મ્હોટો અને સર્વત્ર પસરાયલો છે. આ વર્ગમાં હાલ સુધી ૮,૦૦૦ થી ૧૦,૦૦૦ જૂદી જૂદી વનસ્પતિઓ વિદ્વાનોને જણાયલી છે.

આ મ્હોટા વર્ગમાં વિશેષ કરીને નાહાના છોડવાઓ થાય છે. એમાં થોડાંક ઝાડવાં, અને વૃક્ષો તો ભાગ્યેજ હોય છે. પાન આંતરે, કોઇવાર સામસામાં, કે ગુચ્છાની પેઠે આવે છે, તે સાદાં અથવા વિભાગિત હોય છે. ઉપપાન હોતાં નથી. ફૂલની રચના આ વર્ગમાં બહુ જાણવા અને જોવા જેવી હોય છે. એમાં તરેહવાર આકાર અને રંગનાં ફૂલો આવે છે. સાધારણ રીતે આપણને આ વર્ગનાં ફૂલ એક સળી કે ડીટડીપર ઉંધી વાળેલી ઢાલ જેવી પોહોળી પડઘી, દડી કે પ્યાલીના આકાર જેવાં આવેલાં જોવામાં આવે છે.—દાખલા તરીકે—બાગોમાં ઉગતાં **સુરજમુખનાં** ફૂલો એક પોહોળી પડઘી કે ચક્રાકાર સૂર્યમંડલ જેવાં, ઉટકટા અથવા **ગોરખમુંડી**નાં ફૂલ એક ગોળ દડી જેવાં, અને **સહદેવી** કે **ચાંચડમારી**નાં એક લાંબી પ્યાલીના આકારનાં દેખાય છે; અને તે એક ફૂલ હોય એમ સાધારણ જોનારને લાગે છે. પણ વાસ્તવિક રીતે એ પડઘી, દડી કે પ્યાલીમાં ઘણાં નાહાનાં નાહાનાં ફૂલો આવેલાં હોય છે. અર્થાત્ ઘણાં નાહાનાં નાહાનાં ફૂલો બહુજ પાસે પાસે ગોઠવાઇને જે આકારનો સમુદાય બનેલો હોય છે, તે એક ફૂલ જેવો દેખાય છે, ને તેને આપણે ફૂલ કહીએ છીએ, એને અંગ્રેજીમાં **ફ્લાવરહેડ** (flower head) કહે છે. આ ફૂલ (flower head)માં આવેલાં નાહાનાં નાહાનાં દરેક ફૂલને અંગ્રેજીમાં **ફ્લોરેટ** (floret) કહે છે, અને આપણે તેને ફૂલડી કહીએ તો ચાલે. ત્યારે આ દરેક ફૂલડી (floret) એક સ્વતંત્ર ફૂલ છે, એમ સમજાય છે. તો આવી ઘણી ફૂલડીઓ એક પોહોળી ગોળ કે બીજા તરેહવાર આકારની કર્ણિકા અથવા પડઘીપર પાસે પાસે આવવાથી આ વર્ગનું એક ફૂલ (flower head) બનેલું હોય છે.

આ ફૂલડીઓ (florets)ને પુષ્પપત્રો હોતાં નથી, અને હોય છે, તો તે ફોતરાં, કડપલાં કે ભીંગડાં, અથવા કાંટા જેવી સળી જેવાં થઇ રહેલાં હોય છે, અને તે કર્ણિકા અથવા પડઘીપર ફૂલડીઓ સાથે આવેલાં હોય છે. આ કર્ણિકા અથવા પડઘીને બહાર એક ઉપ-પુષ્પ-

પત્રોનું આચ્છાદન આવેલું હોય છે. તેનાં પત્રો ૧,૨,૩ કે વધારે હાર કે ચક્રમાં ગોઠવાયલાં હોય છે.

ફૂલડીનું વર્ણન–પુ૦બા૦કોષ ઉર્ધ્વસ્થાયી (superior) હોય છે. પણ તેનું તરેહવાર રીતે રૂપાન્તર થયેલું હોય છે. કેમકે તે સ્ત્રીકેસરગર્ભાશયને વળગેલો હોય છે. તેથી તે ઉટકટાનાં ફૂલો શિવાય બીજાં ફૂલોમાં ગર્ભાશયથી જૂદી રીતે સ્પષ્ટ ઓળખી શકાતો નથી; અને જો તેના કોઇ અવયવ દેખાતા હોય છે, તો તે કાંટા, કેશાળ કે કરૂણ વાળ (pappus) અથવા છોતરાં કે ભીંગડાં (pateæ, scales) જેવા થયેલા જોવામાં આવે છે.

પુ૦અભ્ય૦ કોષની પાંખડીઓ ૪ થી ૫ હોય છે. તે તળિયે જોડાઇને નળી જેવી થયેલી હોય છે, અને મથાળે તેના દાંતા ઘણીવાર સૂક્ષ્મ ખુલ્લા દેખાતા હોય છે; અથવા પાંખડીઓ જોડાઇને તળિયે એક ટુંકી નળી જેવી અને આગળ વધી તેના લાંબા ૨ પટી જેવા પાતળા ઓષ્ઠ થયેલા હોય છે; આ બે ઓષ્ઠમાંથી એકના ૨ લાંબા વિભાગ થયેલા હોય છે, અને બીજાને મથાળે માત્ર ૩ સૂક્ષ્મ દાંતા હોય છે; અથવા આ પાંખડીના ૨ ઓષ્ઠ ન થતાં તળિયે ટુંકી નળી થઇ ઉપર એકજ પટી જેવો લાંબો છેડો નીકળેલો હોય છે, અને ત્યારે આ છેડાને મથાળે સૂક્ષ્મ પાંચ દાંતા હોય છે.

આ વર્ગમાં ફૂલ વિષે વિશેષ માહીતી એ છે કે, આપણે ઉપર જોઇ ગયા તેમ આ વર્ગનાં ફૂલમાંની ફૂલડીની પાંખડીઓ બે તરાહની હોય છે. એક ઉભી નળી જેવી અને બીજી પાતળી લાંબી પટી જેવી. હવે આ વર્ગની કેટલીક વનસ્પતિનાં ફૂલોમાં વચમાં ઉભી નળી જેવી પાંખડીવાળી ફૂલડીઓ, અને તેની ચોફેર ફૂલની કોરપાસે જરા લાંબી પાતળી પટી જેવી પાંખડીવાળી ફૂલડીઓ હોય છે; જેની પાંખડી બહુધા ઝાલર કે વાવટાના છેડાની પેઠે અથવા સૂર્ય કે તારાની કિરણો પેઠે કર્ણિકાથી બહાર નીકળતી દેખાતી હોય છે. (ઉદાહરણ **સુરજફૂલ** જુઓ) બીજાં વળી એવાં ફૂલ જોવામાં આવે છે કે, જેમાં બધી ફૂલડીઓ નળી જેવી પાંખડીઓવાળી ઉભીજ હોય છે, અને તે ફૂલની કોર પાસે લાંબી પટીવાળી પાંખડીઓ મુદ્દલ દેખાતી નથી–(ઉદાહરણ **સહદેવી** અને **ચાંચડમારી** જુઓ). તોપણ આ વર્ગની ઘણીખરી વનસ્પતિમાં આ બન્ને જાતની પાંખડીઓવાળી ફૂલડીઓ હોય છે. માટે એનાં ફૂલ–(flower head) ના સાધારણ દેખાવ ઉપરથી તેના નીચે પ્રમાણે બે ભેદ કરેલા છેઃ—

૧–જે ફૂલ (flower head) માં બધી ફૂલડીઓ (florets) ઉભી નળી જેવી હોય છે તેવાં ફૂલને **પડઘી જેવાં મથાળાંવાળું** (head discoid) એટલે ભરેલા પ્યાલા કે ફૂલવાટકા જેવું ફૂલ કહે છે.

૨–જે ફૂલ (flower head) માં બધી ફૂલડીઓ અથવા ફૂલની કોર પાસેથી ફૂલડીઓ (florets) લાંબી પટી જેવી પાંખડીવાળી હોય તેવાં ફૂલને **કિરણોવાળાં મથાળાંવાળું** (head rayed) એટલે સૂર્યમુખ જેવું ફૂલ એમ કહે છે.

ઉપરનાં ફૂલમાં બધી ફૂલડીઓ દ્વિજાતીય (નરમાદા) હોય છે, અથવા વચલી ફૂલડીઓ દ્વિજાતીય, અથવા નરફૂલોવાળી, અને ફૂલની કોર પાસેની અર્થાત્ બહાર નીકળતી ફૂલડીઓ માદાફૂલો અથવા નપુંસક હોય છે. અને કોઇવાર નરફૂલડીઓ એક છોડવાપર અને તમામ માદાફૂલડીઓ બીજા છોડવાપર હોય છે.

**પુંકેસરો**–પાંખડીઓના દાંતા જેટલાં અને તે તેની નળીની અંદર આવેલાં હોય છે. પરાગકોષ ઘણુંકરી, કોષસંયોગી (syngenesious) એટલે એક બીજા સાથે ચોટેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય અધઃસ્થાયી, (inferior) ૨ ખાનાં પણ એક પોલ અને એક ઉભાં આદિબીજવાળો હોય છે; નલિકા પાતળી અને મથાળે બે છેડાવાળી હોય છે.

**ફલ**–(an achene) કાળી જીરી જેવાં હોય છે, ને જો પુ૦ બા૦ કોષના અવયવ છોતા, કાંટા, કેશાળ કે વાળ જેવા હોય છે તો તે ફલને મથાળે આવેલા હોય છે. ફલ શુષ્ક અને અવિકાશી એટલે પોતાની મેળે નહિ ઉઘડનારૂં હોય છે. તે ભુંગળી જેવું ગોળ, કે ચપટું, અથવા ધારવાળું હોય છે; ને તેપર ઘણીવાર ઉભી નસો, ટીસીઓ કે લીટીઓ હોય છે. ફલ બીજડાં જેવું દેખાય છે.

**બીજ**–ઉભું અને પાતળી ત્વચાવાળું હોય છે.

આ વર્ગમાં એનાં ફલ છે તેજ બીજ કહેવાય છે. જેમ કે કાળી જીરી, ભાંગરા, સહદેવી આદિનાં ફલ જે આપણે બીજને નામે ઓસડોમાં વાપરીયે છીએ તે બીજ નહિ પણ **ફલજ** છે.

આ વર્ગનાં ફૂલ અને ફલની સાધારણ રચના ધ્યાનમાં આવ્યા પછી આ વર્ગની કોઇ પણ વનસ્પતિ ફૂલ સોતી જોવામાં આવે તો તે **આજ વર્ગની** છે, એમ સાધારણ રીતે ચોકસાઇથી કહી શકાશે. કેમકે આ વર્ગનાં ફૂલોની સાધારણ બનાવટ ઓળખાણ માટે ઘણી સહેલી છે.

આ વર્ગમાં રંગ માટે ઘણી પ્રસિદ્ધ થયેલી વનસ્પતિ **કસુંબો** છે. **સેવતી** અથવા **ગુલદાઉદી**નાં ફૂલ તરેહવાર રંગ, રૂપ અને સુગંધીવાળાં શિયાળે આવે છે તે તેમજ બાગોમાં **ગુલહજારા** અથવા **ગલગોટા**નાં ફૂલો જે બારે માસ ઘણુંકરી જોવામાં આવે છે તે પણ આ વર્ગનાં છે.

આ વર્ગની ઘણુંકરી તમામ વનસ્પતિમાં એક જાતનો કડવો **તત્વ** રહેલો છે, ને તેને લીધે આ વર્ગની વનસ્પતિ

ઘણીખરી કટુ-પૈષ્ટિક તરીકે ઔષધોપયોગી છે. એમાં વાત, પિત્ત, અને કફઘ્ન ઉપરાંત સારક, સ્વેદલ, ઉત્તેજક, માદક, દૂધવર્ધક, ચિરગુણકારીપૈષ્ટિક, દાહક તથા કૃમિ, જન્તુ જ્વરઘ્ન અને ગુણો રહેલા છે.

આ વર્ગનાં સુંદર, સુધારેલાં મનહર ફૂલ જે તરેહવાર રંગ અને રચનાવાળાં હોય છે, તેમાં વળી મધ પણ રહેલો હોય છે. આ ફૂલનો સુંદર રંગ મધમાંખો આદિ જંતુઓને પોતા તરફ લલચાવવા માટે, તરેહવાર રચના તેઓને સગવડતાથી બેસવા માટે, અને મધ તેઓનું મીઠું મોં કરાવવા માટે હોય છે. આ વર્ગમાં દવણા (artemisia vulgaris) ની જાતની વનસ્પતિનાં ફૂલ પવનથી અને બાકીની કેટલીએક વનસ્પતિનાં (ફૂલ) માંખી મધમાંખી અને પતંગીઆં આદિ જંતુઓથી ફલિત થાય છે. અર્થાત આવા જંતુઓ આ ફૂલોમાં **કન્યાનાં** લગ્ન માટે **વર** લાવી આપે છે, અને તેના બદલામાં કન્યાનાં માબાપ (ફૂલો) વર લાવનાર વધામણીઆઓને મીઠું મોઢું કરાવવા માટે મધ ખવડાવે છે.–આ ઇશ્વરી ખૂબી કે લીલા વિષે **સરજહોન લબક** અને **જે. ઇ. ટેલર** સાહેબે પોતાનાં પુસ્તકોમાં એવાં તો રસિક વર્ણન આપેલાં છે કે તે પુસ્તકો* એકવાર વાંચવા લીધાં એટલે પછી તે હાથમાંથી નીચે મેલવા મન થતું નથી. ખરેખર આવાં વર્ણન વાંચ્યા પછી આ ફૂલો તરફ કંઇ જૂદીજ રીતે જોવાનું, અને તેમાં રહેલી ઇશ્વરી લીલા જાણવાનું, અને તે જાણીને **તે ઇશ્વરના** ગુણગાન કરવાનું એક નવિન ઉત્સાહથી મન પ્રેરાય છે.

---

## વર્ગ—(કમ્પોઝિટી).

### નંબર-૨૯૪.

**૧-શાસ્ત્રીયનામ**–Vernonia cinerea.

દૃષ્ટાન્ત-H. III. p. 233; N. p. 153; Watt. VI-part IV. p. 231; ૨. નિ. પા. ૫૮૧.

**૨-દેશીનામ**–સદેડી, સાદેડી, સદેડી, સદેવી (પો૦); સેદરડી (ગુ૦); सहादेवी, सादोडी (म०); सहदेवी, सदोई, सदोडा (हिं०); सहदेवा (सं०).

૩ **વર્ણન**–સદેડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. અને કેટલીક ભીનાસવાળી જગોએ તે ઉન્હાળે પણ જોવામાં આવે છે. તે ½ થી ૧ કે ૨ ફીટ ઉંચા વધે છે. એમાં કોઇવાર બે ચાર લાંબી શાખાઓ ડાંડીથી વિશેષ ઉંચી વધેલી, અથવા શાખાઓ ટુંકી અને ઝાઝી હોય છે. કોઇવાર તે જમીનપર ઢળેલી પણ હોય છે. પાન લાંબાં કે ગોટકડાં, ફૂલ જાંબુડા રંગનાં અને ફલ કાળી-ઝરી જેવાં હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી સફેદ કે ભૂરા વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ ૨ થી ૪ કે ૬ ઇંચ લાંબું, થોડા જાડા અને કેટલાક બારીક રેસા જેવા ફાંટાવાળું, ધોળા રંગનું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું, કુઠ કે વાળા જેવી સુગંધિતવાસ અને જરા તેલીયા ને ચીરપરા સ્વાદ-વાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી તળીથી સીસાપેન જેવી જાડી, લીલા કે કોઇવાર જાંબુડી છાયાલેતા રંગની, ઉભી નસો અને ધોળાવાળની ચોટકુક રૂંવાટી અને છૂટાવાળની રૂંછાળવાળી હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી વચ્ચોવચ ધોળા ગાભા ( pith ) વાળી અને બાજુએ સછિદ્ર પોચી અને લીલા રંગની દેખાય છે. શાખાઓ ડાંડી જેવીજ પણ પાતળી હોય છે.

**પાન**–તરેહવાર આકારનાં, જાડાં કે પાતળાં, અને આંતરે આવેલાં હોય છે. તે કોઇવાર ઘણાં પોહોળાં કે સાંકડાં; તેનાં ટેરવાં બુઠ્ઠાં, અણીથતાં, કે ખાંચવાળાં; તેની કોર છીછરા કે ઉંડા દાંતા, લહેરિયાં અને ધોળા વાળની હારવાળી; અને ડીટડી પાસે તેની કોર સાંકડી થતી કે છેક ડીટડીનાં તળિયાં સૂધી તેની કોરના છેડા ઉતરેલા હોય છે. ડીટડી ચપટી હોય છે. પાન ½ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ૧ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટી ખરસટ, ઉપરની લીલા કે ઘેરા લીલા રંગની, નીચેની ફીકી, સૂક્ષ્મ બિંદુઓની બાનકવાળી અને નસોવાળી હોય છે. પાનને રોશની તરફ રાખી **આઇગ્લાસથી** જોતાં તેની નસો અંદરનું જાળીકામ તથા બિંદુઓ અર્ધપારદર્શક જેવાં દેખાય છે. વગર ચોળે પાન સુગંધિત, અને ચોળ્યાથી જરા તીખી વાસવાળાં લાગે છે. તેમાંથી ચીકણો લીલા રંગનો રસ નીકળે છે. સ્વાદ કડવાસ અને ખારાસલેતો ચીરપરો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ શાખાઓને છેડે ઘણુંકરી નાહાની નાહાની નરમ શાખાપ્રતિશાખાઓ-વાળી આવેલી હોય છે. તેને મથાળે ½ ઇંચ લાંબાં જાંબુડા રંગનાં ફૂલ (flower head) આવેલાં હોય છે. એ દરેક ફૂલમાં બહુધા ૨૦શેક સૂક્ષ્મ ફૂલડીઓ (florets) હોય છે. ફૂલ ઉઘડે છે ત્યારે એક ભરેલી પ્યાલી કે ફૂલવાટકી (head discoid) જેવાં અને મથાળે સહેજ ગોળાઇલેતાં સપાટ દેખાય છે. આ વખતે એનો વ્યાસ પણ ½ ઇંચથી ૩ લાઇન જેટલો હોય છે. આ ફૂલની બહાર થોડાં ઉપરા ઉપર, પાસે પાસે ઝીણાં

---

* (1) Nature series on British Wild Flowers Relation to Insects. by Sir John Lubbock, Bart., M. P., & C. & C. London (1890).

(2) Flowers; their Origin, shapes perfumes and colours. by J. E. Taylar. Ph. D. & &. London (1878).

લાંબી અણીવાળાં, લીલાસલેતા રંગનાં ફોતરાં જેવાં પુષ્પપત્રો આવેલાં હોય છે. આ પત્રોપર ઘણુંકરી વચ્ચોવચ એક ઉભી નસ, ને ધોળા તથા ભૂરા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. તેનાં ટેરવાં ઘણુંકરી જાંબુડા રંગની છાયાલેતાં હોય છે. બહારનાં પુષ્પપત્રો સાંકડાં અને ટુકાં હોય છે, અને તેથી અંદરનાં લાંબાં અને પોહોળાં હોય છે. તેપર વખતે ૩ ઉભી નસો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–સ્ત્રીકેસરગર્ભાશયનાં મથાળાંપર બારીક છોતા જેવા વાળનું કુંડાળું અને તેની અંદર આવેલા લાંબા ધોળા સૂક્ષ્મ દાંતાવાળા વાળની પીંછી (pappus) હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી સ્ત્રીકેસરગર્ભાશયને મથાળેથી નીકળેલી હોય છે. તે તેની બહાર આવેલા લાંબા ધોળાવાળની પીંછી કરતાં લાંબી હોય છે. એ પાંચે પાંખડીઓ તળિયેથી જોડાઇ નળી જેવી થયેલી હોય છે. અને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તમામ ફૂલડીઓ એકસરખી જાંબુડા રંગની, એકજ ઘાટની, અને **પું–તથા–સ્ત્રીકેસરો**વાળી હોય છે.

**પુંકેસરો**–૫ ફીકા ધોળા રંગનાં હોય છે, તે પાંખડીથી ટુકાં હોય છે. તેના પરાગકોષ એક બીજા સાથે લાગેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ફૂલની પાંખડીને તળિયે આવેલો હોય છે. નલિકા ધોળા કે ફીકા જાંબુડા રંગની હોય છે. તેની ઉપરના તેના બે છેડા પાંખડીથી બહાર વાંકવળેલા દેખાતા હોય છે.

**ફલ**–બીજ (achenes) ભૂરા રંગનાં, ફીકા ધોળા સૂક્ષ્મ વાળથી આચ્છાદિત થયેલાં ને ચળકતાં હોય છે. તે $\frac{1}{6}$ લાઇન લાંબાં હોય છે. તે તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. તેને મથાળે ધોળા સફેદવાળની પીંછી અને તેની બહાર ફીકા ધોળા ટુંકા સૂક્ષ્મ છોતા જેવા વાળનું કુંડાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જ્વરઘ્ન, મૂત્રલ, સારક, કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–સેદરડીના છોડવાનો કવાથ તાવ, અજીર્ણ, ઝાડા, અને પેશાબ થોડો આવતો હોય તે ઉપર અપાય છે. સેદરડીને પાણીમાં ઉકાળી તેની બાફ તાવવાળાને અપાય છે. સેદરડીનાં પાનનો રસ સોજાપર ચોપડવામાં આવે છે. તાવની ગરમીમાં માથાના દુખાવાપર સેદરડી માથે બાંધવાથી ફાયદો થાય છે. સેદરડીનાં બીજ કૃમિ ઉપર અપાય છે. સેદરડીનાં કોમળ પાનની ગરીબ લોકો ભાજી કરે છે. આંખના દુખાવાપર સેદરડીનાં કોમળ પાન અને ફૂલ વાટી તેની થેપલી તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ તેનાં પોલ આંખ ઉપર બાંધવામાં આવે છે. ખડશેલીઓ જે રોગોપર વપરાય છે, તેપર તેવીજ રીતે સેદરડી પણ વપરાય છે. સેદરડીનો ગુણ ખડશેલીઓ, કરીઆતાં, કાસની ને કાળી જીરી જેવો છે. કાળીજીરીનાં બીજને અભાવે સેદરડીનાં બીજ ઘોડાની પેટપીડ ઉપર વપરાય છે. સેદરડીને તમામ જાતનાં ઢોર ખાય છે.

"સેદરડીનાં મૂળની ટોપી કરી માથે પહેરવાથી તાવ ઉતરી જાય છે. કાળી સેદરડીનો રસ શરીરે લગાડવાથી **સિધ્મકુષ્ટ** મટે છે. સેદરડી માથે બાંધવાથી નીંદર ન આવતી હોય તો આવે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–ચોમાસે સર્વ જગોએ ઉગે છે.

**૮–વિશેષવિવેચન**–સંસ્કૃત **સહદેવી** ઉપરથી સદોડી, સેદરડી અને સાદેડી વગેરે નામો નીકળેલાં લાગે છે.

સેદરડીના છોડવા આશુ કારતકમાં અહિંના ધુડધોયા કે વાઘરી લોકો એકઠા કરી સુકાવી ગાંધીઓને ત્યાં વેચે છે. તેની એક ભારીની કીમત ૦) ૦ાા થી એક આના જેટલી આવે છે. **સહદેવા** જુઓ નં૦ ૪૨.

---

## વર્ગ–(કમ્પોઝિટી).

### નંબર. ૨૯૫.

**૧–શાસ્ત્રીયનામ**–V. anthelmintica.

દષ્ટાન્ત–H. III. p. 236; N. p. 154; Watt. VI. p. IV. p. 229; રૂ. નિ. પા. ૫૭૬.

**૨–દેશીનામ**–કાળીજીરી (પો૦); કડવીજીરી (ગુ૦); कालाजीरा, कालीजीरी (म०); कालीझीरी (हिं०); तिक्तजिरक, वनजिरक (सं०)

**૩–વર્ણન**–કાળીજીરીના છોડવા ચોમાસે ઉગે છે. તે ૩ થી ૫ ફીટ ઉંચા અને બહુધા ગીચોગીચ ઉગેલા હોય છે. તે જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જત્થાબંધ ઉગે છે. એકલવાયા છોડવામાં કોઇવાર તેની નીચેની શાખાઓ જમીનપર ઢળેલી હોય છે. અને ગીચ છોડવાઓમાં તેની ઉપરની શાખાઓ ઉંચી ચઢતી ડાંડીથી પણ બહુધા ઉંચી વધી ગએલી હોય છે. પાન લાંબાં કાંગરીદાર; ફૂલ ફીકાં જાંબુડા રંગનાં; અને ફલ (achenes) કાળાં હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી ચીકાસવાળા વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું, ધોળા રંગનું, ઘણાજ ઝીણા રેસા જેવા ફાંટાઓવાળું, અને કઠ્ઠણ હોય છે. છાલ રસભરી, પાતળી; વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઇંચ જાડી, ગોળ ફીકા લીલા રંગની, ચળકતી, ઉભી ટુંકી હાંસો અને નીકોવાળી હોય છે. તેનાપર બુઠ્ઠા કાંટા જેવા દાણા

આવેલા હોય છે. તે અંદરથી પોચી હોય છે. શાખાઓ ડાંડીને ઘણુંકરી સમાવી લઇ પોતે ઉપર વધી ગએલી હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી અને ચળકતી હોય છે. તેનાપર ધોળા સૂક્ષ્મ વાળની રૂંવાટી, પારવા દાણાની બાનક, ઉભી હાંસો ને નીકો આવેલી હોય છે. તે વખતે જાંબુડી છાયાલેતા રંગની હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે વચમાં પોહોળાં અને બન્ને છેડે સાંકડાંથતાં, ટેરવે અણીદાર હોય છે. ડીટડી નાહાની ને ઉપરની બાજુ બેઠેલી હોય છે. પાનની કોર કાંગરીદાર, અને ડીટડીપર બન્ને બાજુ સાંકડી થઇ ઉતરેલી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો જરા ફીકો હોય છે. તેની ઉપરની સપાટીપર બહાર નીકળતા ખડબચડા સૂક્ષ્મ દાણા, અને નીચેનીપર અંદર બેસતા ખાડાઓ હોય છે. આ બન્ને સપાટીપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. પાન ૩ થી ૮ ઇંચ લાંબાં અને ૧½ થી ૩ કે ૩½ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે. વાસ ભાજીનાં પાન જેવી અને સ્વાદ કડવો હોય છે.

**ફૂલ**–(flower head) શાખાઓને છેડે અને એ શાખાઓની વચમાં આવેલાં હોય છે. તે ½ ઇંચથી ¾ ઇંચ જેટલાં લાબાં અને તેટલાંજ ઘણુંકરી પોહોળાં હોય છે. જે ફૂલો બે શાખાઓની વચ્ચે નીકળેલાં હોય છે તેને ધારણ કરનારી સળી ટુંકી, ને છેડે આવેલાં ફૂલો નીચેની પાતળી ને જરા લાંબી હોય છે. આ સળીઓ (peduncles)-પર સૂક્ષ્મ રૂંછાળ અને સફેદ બિંદુઓ હોય છે. ફૂલની બહારની હારનાં પુષ્પપત્રો લીલા રંગનાં લાંબાં અને કોરપર જાંબુડા રંગની છાયાલેતાં હોય છે. એથી જરા ઉપરની હારનાં પુષ્પપત્રોનાં ટેરવાં વખતે પોહોળાં, બુઠ્ઠાં, કે અણીદાર અને વખતે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. ને તેપર પણ સફેદ રૂંછાળ અને સૂક્ષ્મ સફેદ બિંદુઓ હોય છે. અંદરનાં પુષ્પપત્રો સાંકડાં હોય છે. તેની કોર ધોળી ને ટેરવાં જાંબુડી છાયાલેતા રંગનાં ને અણીદાર હોય છે. દરેક ફૂલ (flower head) માં આશરે ૪૦શેક સૂક્ષ્મ ફૂલડીઓ (florets) હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–સ્ત્રીકેસરગર્ભાશયની ઉપર ફોતરાંની ટુંકી કુંડલી અને વાળની પીછી હોય છે, તેજ છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંખડી ૫ હોય છે. તે નીચેથી જોડાઇ નળી જેવી થએલી અને ઉપર તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. નળી ધોળા રંગની ને દાંતા ફીકા જાંબુડા કે ગુલાબી રંગના હોય છે.

**પુંકેસરો**–પાંચ હોય છે. તેના તંતુ ધોળા રંગના ઘણા બારીક પાંખડીની નળીની અંદર આવેલા હોય છે. પાંચે પરાગકોષ નળીની પેઠે જોડાયલા, ધોળાસલેતા, પણ વચમાં અને ટેરવે ઘેરા જાંબુડા રંગના હોય છે. તે પાંખડીના દાંતાથી ઉંચા દેખાતા હોય છે. પરાગરજ ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. નલિકા ટુંકી અને તેનાં મથાળાંના બે ધોળા છેડા એક બીજાથી વિરૂદ્ધ દિશાએ આંકડાની પેઠે વાંકા વળેલા હોય છે. તેપર સૂક્ષ્મ સફેદ વાળની રૂંછાળ હોય છે. આ છેડા પરાગકોષની નળીથી ઉંચા આવેલા હોય છે. ગર્ભાશય પાંખડીથી નીચે કર્ણિકાપર આવેલો હોય છે. તે ફીકા ધોળા રંગનો હોય છે. મથાળે ટુંકી કુંડલીની અંદર સફેદ ચળકતા વાળની પીછી (pappus) હોય છે. એ પીછીમાંના વાળપર પણ અત્યંત સુંવાળા સૂક્ષ્મ વાળની રૂંછાળ કે દાંતા હોય છે. પીછીના વાળ પાંખડીની નળી જેટલા લાંબા હોય છે.

**ફલ**–(achenes) પ્રથમ ફીકા ભૂરા રંગનાં, ને પાકે છે ત્યારે કાળાં થઇ જાય છે. એ તળિયે જરા સાંકડાં, ને મથાળે પોહોળાં હોય છે. તેપર ઉભી નસો અને સફેદ વાળની સૂક્ષ્મ રૂંછાળ આવેલી હોય છે. આ દરેક ફલને તળિયે ધોળી ટપકી અને મથાળે ટુંકાં છોતરાં જેવાં ફોતરાંનું કુંડાળું આવેલું હોય છે. આ કુંડાળાં વચમાં સફેદ લાંબા વાળની પીંછી હોય છે. જે તરત ખરી જાય છે. પરંતુ છોતરાં જેવું કુંડાળું ઘણા લાંબા વખત સુધી ફલને મથાળે રહે છે. ફલ ૧½ થી ૨ લાઇન લાંબાં અને ½ લાઇન મથાળે પોહોળાં હોય છે. ફલને ચોળતાં તેની વાસ જરા સુગંધિત પણ કડવી, અને સ્વાદ પણ કડવો લાગે છે. આ દરેક ફલમાં એક બીજ હોય છે, પણ આ ફલ એજ કાળીજીરીનાં બીજ કહેવાય છે. ફલની કાળી ફોતરી કાઢી નાખતાં તેની અંદરથી ભૂરાસલેતા ધોળા રંગનું તેલીયું મીંજ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક તથા જ્વર, કૃમિ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–કાળીજીરીનાં બીજ કૃમિ ઉપર ખાસ કરી આપવામાં આવે છે. તેમજ અજીર્ણ અને પેટના દુખાવા ઉપર પણ એનાં બીજ વપરાય છે. ઘોડાંનાં પેટમાં જીવાત પડી હોય તો કાળીજીરીનાં બીજ બાજરાના લોટમાં મેળવી તેનાં પીંડીઆં કરી ઘોડાંઓને અપાય છે. કાળીજીરીનાં પાનને વાટી વાળાના સોજાઓ ઉપર બાંધવામાં આવે છે. તેમજ નવસાગરની સાથે કાળીજીરીનાં બીજનો ફાકડો વાળાના દરદીને ખવરાવવામાં આવે છે. કેટલાક લોકો કાળીજીરીનાં બીજ અને મરીની ચા કરીને પીએ છે. કાળીજીરીનાં મૂળ પાણીમાં વાટીને ઝેરી જનાવરોનાં ડંખપર ચોપડવામાં આવે છે. કાળીજીરીનો આખો છોડવો બાળી તેની ભસ્મ માથાના ખોડાપર તેલમાં મેળવી માથે લગાડવામાં આવે છે, તેમજ

કાળીજીરીનાં પાનનો રસ માથાના ખોડા, દાદર, અને ખસપર લગાડવામાં આવે છે.

"કાળીજીરી રૂક્ષ, તીક્ષ્ણ, ઉષ્ણ, વીર્યને વધારનાર, બળ આપનાર, તથા ચક્ષુને હિત છે. કૃમિનો નાશ કરવામાં તે અંગ્રેજી દવા **સેન્ટોનાઇન**ની બરોબરી કરે છે. કાળીજીરી સ્ત્રીઓને સુવાવડમાં તાવ, કમકૌવતી, અગ્નિમાંદ્ય વગેરેપર આપવામાં આવે છે. અને બાળક જન્મ્મા પછી અનિયમિત રક્તશ્રાવ થયા કરે તેને અટકાવવા માટે પણ અપાય છે." (વૈ. શા. મ. ગો.)

"બનાવટ ૧–કાળીજીરી ચૂર્ણ, કાળીજીરી અને કાળા તલને સમભાગે મેળવી ખાંડી તેનું ચૂર્ણ કરવું. કુષ્ટ વગેરે દરદોની અંદર સારી પેઠે મહેનત કર્યા પછી પસીનો વળ્યા બાદ કાળીજીરીચૂર્ણ આસરે બે ચાર માસ લેવાથી ઘણો સારો ફાયદો થાય છે. ચીત્રી, કરોળીઆ તેમજ વાતરક્ત ઉપર પણ તેનો ઉપયોગ કરવો કહેલ છે. જીર્ણ શીળસની અંદર કાળીજીરીના ફાકડા દિવસમાં બે ત્રણ વખત લેવાથી તે દબાય છે. જ્યારે શીળસ ઉપડે છે ત્યારે ઉનીરાખ ચોપડવાની સાથે કાળીજીરીનો ફાકડો મારવા અપાય છે. તે શિવાય ત્રિફળા સાથે મેળવી કાળીજીરીનું ત્વકદોષમાં ઘણા દિવસ સુધી સેવન કરવું પડે છે. પેટ–ચુંક, આફરો, અગર અજીર્ણ હોય ત્યારે તથા પેટમાં ગોટો ચઢ્યો હોય ત્યારે કાળીજીરી તેલવાળી કરીને અગર એમને એમ લેવાય છે. પેટના કૃમિ માટે કાળીજીરી ખવરાવ્યા પછી એક સાદો જુલાબ આપવા જરૂર છે. કાળીજીરીને લીંબુના રસમાં ઘસી વાળને લગાડવાથી જુનો નાશ થાય છે. તેમજ કાળીજીરીને પાણીમાં વાટી પીવાથી ઝીણો ઝીણો તાવ હોય તે મટી જાય છે. એક ભાગ હરતાલ, ચાર ભાગ કાળીજીરી, અને એક ભાગ ત્રિફળા મેળવી તેને ગૌમૂત્ર સાથે વાટી લેપ કરવાથી શ્વેતકુષ્ઠ, અને ચિત્રી ઘણી જલદીથી ઓછાં થાય છે. ચિત્રી દુર કરવાને માટે તેનો આ પ્રયોગ ઘણો સારો છે; અને દરેક વૈદ્યે એ અજમાસ કરવા જેવો છે.

માત્રા–કાળીજીરી ૨ થી ૪ વાલ, બચ્ચાંને માટે ૧ વાલ, ચૂર્ણ ૦ા તોલો." (ડા. વી. ઝી.)

"કાળીજીરી ગુંબડાં ટાળે છે, દુસાલામાં રાખવાથી ઉધા બેસતા નથી." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–વાડીઓની વાડ પાસે, બાવળ વગેરેનાં ઝાડવાં નીચે અને કાદીવાળી જમીનમાં ઉગે છે. એ આખા હિંદમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–કાળીજીરીના બીજનો આકાર જીરાંને મળતો હોવાથી એને **કાળીજીરી** કહે છે. એના છોડવા તેમજ બીને પણ કાળીજીરીને નામે ઓળખે છે.

કાળીજીરીનાં ફૂલ ઉઘડયાપછી તેમાંનાં બીજ તરત પાકી જઇ ખરી જાય છે. માટે વાઘરી આદિ ગરીબ લોકો ભાદરવા આસુમાં તેનાં બીજ એકઠાં કરી પોરબંદરની બજારમાં ગાંધીને ત્યાં વેંચે છે. અને ડુંગરનાં પાઉનાં ગામડાંના લોકો પોતાનાં ઘરવૈદાં માટે પણ એનાં બીજ સંગ્રી રાખે છે. કાળીજીરીના છોડવા આ સ્વસ્થાનમાં વિશેષ નહીં ઉગવાથી કાળીજીરી ઘણી એકઠી થઇ શકતી નથી.

**કીલોંજી**ને પણ કાળીજીરી કહે છે, પણ તે (Nigellasative)નાં બીજ છે.

---

## વર્ગ–(કમ્પોઝિટી).

### નંબર–૨૯૬.

**૧–શાસ્ત્રીયનામ**–V. cinerascens.

દૃષ્ટાન્ત–H. III. p. 237.

**૨–દેશીનામ**–વડી સદોડી, મોટી સેદરડી (પો૦ગુ૦).

**૩–વર્ણન**–મોટી સેદરડીના છોડવાની ડાંડી અને શાખાઓ ધોળા રંગની હોય છે. છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. તેમાં ઘણુંકરી તળિયે શાખાઓ હોતી નથી પણ અધવચમાંથી કેટલીક લાંબી શાખાઓ નીકળે છે. તે ઘણીવાર ડાંડીથી ઉંચી વધી જાય છે. પાન આંતરે આવેલાં હોય છે, તે તળિયે સાંકડાં ને મથાળાં તરફ પોહોળાંથતાં હોય છે, ટેરવાં બહુધા ગોળાઇલેતાં હોય છે. પાન ½ થી ૨ ઇંચ લાંબાં અને ⅛ થી ½ પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ ઘણુંકરી એક સરખાં ધોળાસલેતા લીલા રંગનાં હોય છે. શાખાઓને છેડે નાહાની પુષ્પ ધારણ કરનારી સળીઓપર ½ ઇંચ વ્યાસનાં જાંબુડા રંગનાં ફૂલો આવે છે. આ દરેક ફૂલ-(flower head)થી બહાર લાંબાં, ઝીણાં, સાંકડાં થતાં ટેરવાવાળાં પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલ ઉઘડે છે ત્યારે અત્યંત સુંદર ઘેરા જાંબુડા રંગનાં દેખાય છે. ફૂલ ઘણાં બારીક સુંવાળા વાળની રૂંવાટી અને મથાળે સફેદ લાંબા વાળની પીછીવાળાં હોય છે.

એના આખા છોડવાપર ફીંકા ધોળા રંગની રૂંવાટી હોય છે; એની ડાંડી અને શાખાઓના ધોળા અને ફૂલના ઘેરા જાંબુડા કે આસમાની રંગપરથી એના છોડવા તરત ઓળખાઈ આવે છે. સેદરડી કરતાં આના છોડવા વધારે કદ્રૂપ અને ભરાવવાળા હોય છે. માટે એને **મોટી સેદરડી** કહે છે.

એનાં મૂળ અને ફૂલનો સેદરડી પેઠે ઉપયોગ કરવામાં આવે છે. એ કાઠિયાવાડ, સિંધ અને પંજાબમાં થાય છે.

---

## વર્ગ–(કમ્પોઝિટી.)
### નંબર ૨૯૭.

**૧–શાસ્ત્રીયનામ**–Elephantopus scaber.

દૃષ્ટાન્ત–H. III. p. 242; N. p. 154; Watt. III. p. 208; રૂ. નિ. પા. ૫૬૯.

**૨–દેશીનામ**–ખરસટ ભોંપાત્રી (પો૦+ગુ૦) पाथ्री (મ૦); गोभी (હિં૦); शतमूलीका, गोजिह्वा (સં૦).

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઘણા ખરસટ વાળથી ભરાયલા હોય છે. તે બબ્બે શાખાઓથતા ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. એના થડમાં પોહોળાં લંબગોળ લાંબાં કાંગરીદાર ઘણાંજ ખરસટ પાન આવે છે, તે ઘણુંકરી છાતળાંની પેઠે જમીનપર પથરાયલાં હોય છે. તેનાપર વખતે જાંબુડા રંગની છાયા હોય છે. શાખાપરનાં પાન જરા છેટાં છેટાં અને નાહાનાં અને આંતરે આવેલાં હોય છે. શાખાઓપર પાન જેવાં પુષ્પપત્રોની અંદર તોરા પેઠે જાંબુડા રંગનાં ફૂલ (flower head) આવે છે, તેનાં પુષ્પપત્રો તીક્ષ્ણ અણીદાર અને ખરસટ હોય છે. ફલ રૂંછાળવાળાં અને ઉભી નસોવાળાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, જ્વરઘ્ન અને મૂત્રલ.

**૬–ઉપયોગ**–એનાં મૂળનો કાઢો સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે. તેમ જ તે સંધિવા અને તાવના કાઢામાં વપરાય છે. એનાં પાનને પાણીમાં ગરમ કરી તાવવાળાને બાફ અપાય છે. પેશાબ ન છૂટતો હોય તો એનાં પાન પાણીમાં ઉકાળી તે ગરમ પાણીમાં આજારીને બેસાડવાથી પેશાબ છૂટે છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, પાણીના ધોરીઆ કાંઠે, પણ વિશેષ કરીને ડુંગરમાં ચરીઆણ ઘાસની દળ દળ જગામાં અને બીજાં ઝાડવાંઓને છાંયડે ઘણુંકરી કઠ્ઠણ જગામાં ઉગે છે. એ હિંદના ઘણા ખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન.**–એના છોડવાનાં પાન જમીનપર ભોંપાત્રીનાં પાન પેઠે ચોતરફ પથરાય છે, અને તે ઘણાં ખરસટ હોય છે, માટે એને **ખરસટભોંપાત્રી** કહે છે. એના છોડવા નીચે ઘણાં મૂળનો ઝુમખો હોય છે. માટે એને **શતમૂલિકા** અને એનાં ખરસટ લાંબાં ગાઇની જીભ જેવાં પાનને લીધે એને **ગોજિહ્વા** કહેતા હશે.

---

## વર્ગ–(કમ્પોઝિટી.)
### નંબર ૨૯૮.

**૧–શાસ્ત્રીયનામ**–Ageratum conyzoides.

દૃષ્ટાન્ત–H. III. p. 243; N. p. 155. રૂ. નિ. પા. ૫૮૧. સફેદ સેદરડી.

**૨–દેશીનામ**–માંકડમારી, અજગંધા, ગંધારી સેદરડી. (પો૦+ગુ૦); घानेरा ओसाडी (મ૦).

**૩–વર્ણન**–એના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૧ થી ૨ ફીટ ઉંચા વધે છે, એમાં થોડી લાંબી શાખાઓ હોય છે, પાન સામસામાં, તેમ વખતે આંતરે પણ આવેલાં હોય છે, તે ઘેરા લીલા રંગનાં, બન્ને સપાટીપર ધોળા ખરસટ વાળની રૂવાટીવાળાં, પાતળી ડીટડીવાળાં, તળિયે થોડાં સાંકડાંથતાં, વચમાં પોહોળાં, અને અધવચ ઉપરથી પાછાં સાંકડાંથતાં ટેરવે બુઠ્ઠી અણીવાળાં હોય છે. પાનની કોર કાંગરીવાળી હોય છે. પાન ૧ થી ૨ ઇંચ લાંબાં અને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેમાં ૩ ઉભી ઝાંખી નસો હોય છે. ફૂલ (flower head) ધોળાં કે કોઇવાર ફીકા જાંબુડા રંગની છાયાલેતાં હોય છે. તે શાખાઓને છેડે નાહાના ઝુમખાની પેઠે ટુંકી પાતળી ડીટડીપર આવેલાં હોય છે. આ દરેક ફૂલ (flower head)ની ડીટડીપર ઘણુંકરી અક્કેકું ઉપપુષ્પપત્ર આવેલું હોય છે. પુષ્પપત્રોની હાર ૨ થી ૩ હોય છે, તે સાંકડાં, મથાળે અણીથતાં, અને વચમાં ઘણુંકરી ઉભી ૨ નસોવાળાં હોય છે.

**ફલ–બીજ**–(achenes)–કાળા રંગનાં, તળિયે ધોળી ટપકીવાળાં, એક બાજુ જરા વાંકલેતાં, ⅛ લાઇન લાંબાં અને ૫ ઉભી ધારવાળાં હોય છે. એને મથાળે સૂક્ષ્મ દાંતાવાળા ૫ ધોળા રંગના, ઉભા, લાંબી અણીવાળા છોતા હોય છે.

એના આખા છોડવાપર ધોળા ખરસટ વાળની રૂંવાટી હોય છે. એનું મૂળ ધોળા રંગનું અને છોડવાના પ્રમાણમાં ટુંકું હોય છે. એના આખા છોડવામાંથી તોપણ વિશેષ કરીને એનાં પાન અને ફૂલને જરા ચોળવાથી તેમાંથી ઘણી ઉગ્ર વાસ નીકળે છે, જે ચોમાસે બોકડો (બકરો) વરસાદથી ભીજાએલો હોય, અને તેમાંથી જેવી વાસ નીકળે છે, તેને મળતી હોય છે. તેપરથી એને **અજગંધા** કહેતા હશે. એની વાસ પાસે માંકડ આવતા નથી એમ કહેવાય છે જેપરથી એને **માંકડમારી** કહે છે.

કાળીજીરી અને સહદેવી સાથે **અજગંધા** પણ ઉગે છે. એના ગુણ વૈ. રૂગનાથજી સહદેવી જેવા લખે છે.

---

## વર્ગ–( કમ્પોઝિટી ).
### નંબર. ૨૯૯.

**૧–શાસ્ત્રીયનામ**–Cyathocline lyrata.

દૃષ્ટાંત–H. III. p. 246; N. p. 155.

**૨–દેશીનામ**–એોખરાડ (પો૦); गंगोत्री (ગુ+મ૦).

**૩–વર્ણન**–ગંગોત્રીના છોડવા ચોમાસાં ઉતાર અને શિયાળે જોવામાં આવે છે. તે ½ થી ૧ કે ૨ ફીટ ઉંચા

હોય છે. કોઈવાર તેની નીચેની શાખાઓ જમીન સરસી પણ હોય છે. પાન આંતરે આવેલાં, વિભાગિત, ૧ થી ૫ ઈંચ લાંબાં અને ½ થી ૧ ઈંચ પોહોળાં હોય છે. તેની કોરપરના વિભાગો પણ ઉંડા કે છીછરા દાંતાવાળા હોય છે. ફૂલ અત્યન્ત સુંદર ગુલાબી છાયાલેતાં જાંબુડા રંગનાં હોય છે. એના આખા છોડવાપર ચીકાસવાળા ધોળા વાળની રૂંછાળ હોય છે, એમાંથી સુગંધિત વાસ નીકળે છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-મૂત્રલ.

**૬-ઉપયોગ**-એના તાજા છોડવા પેડુપર બાંધવાથી પેશાબ ન છૂટતો હોય તો છૂટે છે. લોહીવિકારના માથાના સખ્ત દુખવાપર એના છોડવા માથે બાંધવાથી દુખાવો નરમ પડે છે,

નદી, વોકળા, કુવાના કાંઠા, અને તળાવ વગેરેને કાંઠે ગંગોત્રી ઉગે છે, આ સ્વસ્થાનમાં તે હડિયા ડુંગરમાંના પ્રાંસીઆ તળાવ કાંઠે થાય છે.

એના છોડવા ઘણુંકરી ભીનાસવાળી જમીનમાં અને નદી, નાળાં કે તળાવને કાંઠે ઉગે છે, માટે પાણી સાથે તેના આવા સંબંધને લીધે, અને તે એટલા તો સુંદર હોય છે કે તેના તરફ તુરત માણસનું લક્ષ જાય છે, જેથી એનું **ગંગોત્રી નામ** પ્રસિદ્ધ થયેલું છે. એનાં પાન અને ફૂલ બહુ જોવા લાયક છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી).

### નંબર ૩૦૦.

**૧-શાસ્ત્રીયનામ**-Grangea maderaspatana.

દૃષ્ટાન્ત-H. III. p. 247; N. p. 155; Watt. IV. p. 175.

**૨-દેશીનામ**-ઝીણકીમુંડી, નાહાની ગોરખમુંડી (પો૦+ગુ૦); मषीपत्री (म०); मस्तरु (हिं०); अफसनातिन (अरबी); बरंजासिफ-कोही (फारसी).

**૩-વર્ણન**-નાહાની ગોરખમુંડીના છોડવાઓ શિયાળે ઘણા જોવામાં આવે છે. તે છાતળાંની માફક જમીનપર પથરાયલા અને કોઇવાર ઉભા હોય છે. તે ૪ થી ૮ ઇંચ કે વખતે ફુટેક લાંબા હોય છે. એના આખા છોડવાપર લાંબા, ધોળા ને જરા ખરસટ વાળની રૂંછાળ હોય છે. એના છોડવામાં કોઇવાર બે ચાર અને કોઇવાર ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનાં પાનનો આકાર ભોંપાત્રીનાં પાનને થોડો મળતો હોય છે. ફૂલ પીળાં, અને ફૂલ ભૂરાં ને સૂક્ષ્મ હોય છે.

**મૂળ**-ભૂરાસલેતા ધોળા રંગનાં છોડવાના પ્રમાણમાં ઘણાં ઝીણાં હોય છે. તે ઝીણી સુતળી જેવાં પાતળાં અને ભાગ્યેજ ફાંટાવાળાં હોય છે. તે ૧ થી ૬ ઇંચ લાંબાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરી મૂળને મથાળેથી શાખાઓ નીકળેલી હોય છે. તેપર ઉભી હાંસો અને ધોળા ખરસટ વાળની રૂંછાળ હોય છે. તે સુતળી જેવી જાડી અને ગોળ કે વખતે મથાળે ચપટી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. તે રંગે ફીકાં લીલાં અને બન્ને સપાટીએ ધોળાવાળની રૂંછાળવાળાં હોય છે. તેને ડીટડી હોતી નથી. તે શાખા પાસે સાંકડાંથતાં, ડાંડીને ચોટડુક થઈ નીકળેલાં હોય છે. તે મથાળે પોહોળાંથતાં અને તેની કોર છીછરા વિભાગોવાળી હોય છે. આ વિભાગોપર સૂક્ષ્મદાંતા આવેલા હોય છે.

**ફૂલ**-પત્રની સામી બાજુએ કે શાખાઓને છેડે ઘણું કરી એકેક આવેલું હોય છે. ફૂલની ડીટડી ½ થી ¾ ઇંચ લાંબી અને ધોળા લાંબા વાળની રૂંછાળથી ગીચ ભરાએલી હોય છે. દરેક ફૂલ (flower head) ની નીચે ૬ થી ૧૦ લીલા રંગનાં પુષ્પપત્રો હોય છે. તેપર ધોળાવાળની લાંબી રૂંછાળ હોય છે. એ દરેક ફૂલમાં ઘણી સૂક્ષ્મ ફૂલડીઓ (florets) હોય છે. તે પીળા રંગની હોય છે. ફૂલ અર્ધગોળાકાર હોય છે. તેનો વ્યાસ ૨ થી ૩ લાઈન જેટલો હોય છે.

**ફૂલ-બીજ**-(achenes) ભૂરા રંગનાં, ચપટાં, કોર અને વચમાં ઘણુંકરી ધારવાળાં, ½ લાઈન લાંબાં હોય છે. તેને મથાળે ભૂરા ધોળા સૂક્ષ્મવાળની પાંખડીથી ઢુંકી કુંડલી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-સારક, વેદનાશામક, ચિરગુણકારી પૌષ્ટિક, પાચક અને મૂત્રલ.

**૬-ઉપયોગ**-એનાં પાનનો રસ જરા ગરમ કરી, તેલ સાથે મેળવી, તે તેલનું ટીપું કાનના દુખાવાપર કાનમાં નાંખવામાં આવે છે. પેટના દુખવાપર, કોલેરા, અને આંચકીપર પણ એનાં પાનનો કવાથ અપાય છે. એનાં પાનનો કવાથ હિસ્ટીરીઆ અને અડચણથી આવતાં દસ્તાનપર વાપરવામાં આવે છે. એના છોડવા પાણીમાં ગરમ કરી સંધિવાના સોજાપર બાંધવામાં આવે છે.

**૭-સ્થાનક**-
**૮-વિશેષ વિવેચન**- } એના છોડવા ગોરખમુંડી જેવા દેખાય છે, વળી એ ગોરખમુંડીની પેઠે શિયાળે ખેતરોમાં અને ભીનાસવાળી જગોએ ઉગે છે, પણ મુંડીથી નાહાના હોય છે માટે એને ઝીણકી કે **નાહાની**

ગોરખમુંડી કહે છે. એના છોડવા હિંદુસ્થાનમાં ઘણી ખરી જગોએ થાય છે.

---

## વર્ગ-( કમ્પોઝિટી. )

### નંબર. ૩૦૧.

**૧-શાસ્ત્રીયનામ**-Conyza stricta?

દૃષ્ટાન્ત-H. III. p. 258; N. p. 155.

**૨-દેશીનામ**-વડો ફુલવો (પો૦); મ્હોટો ફુલવો (ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઉગે છે, તે ૨ થી ૩ કે ૪ ફીટ ઉંચા થાય છે, તેમાં પાતળી, લાંબી, ઉંચી ચઢતી પાને પાને ઘણુંકરી શાખા હોય છે. છોડવાની ડાંડી સુતળીથી પેનસીલ કે ટચલી આંગળી જેવી તળિયે જાડી થએલી હોય છે. તેપર ઉભી હાંસો અને ધોળા વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. શાખાઓ જાડા દોરાથી તે સુતળી જેવી જાડી હોય છે. તેપર ઉભી હાંસો અને સફેદ વાળની વિશેષ રૂંછાળ હોય છે.

પાન આંતરે આવેલાં, તળિયે સાંકડાંથતાં મથાળે પોહોળાં ને ટેરવે પાછાં સાંકડાં થતાં ને ટેરવે ઘણુંકરી સૂક્ષ્મ અણી હોય છે. પાનની કોરપર છેટે છેટે સૂક્ષ્મદાંતા હોય છે. તેની બન્ને સપાટીપર જરા ખરસટ ધોળા વાળની રૂંછાળ હોય છે. છોડવાના નીચલા ભાગનાં પાન ૩ થી ૫ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પોહોળાં અને તેના ઉપરના ભાગનાં તેમ જ શાખાઓપરનાં ½ થી ૧½ કે ૨ ઇંચ લાંબાં અને ⅛ થી ½ કે ૧ ઇંચ પોહોળાં હોય છે.

**ફુલ**-( flower head ) નાહાની નાહાની પાતળી શાખોઓને છેડે ગુચ્છાની પેઠે અથવા અનિયમિત રીતે સૂક્ષ્મ ⅙ થી ⅕ ઇંચ લાંબાં પીળા રંગનાં ફૂલ આવેલાં હોય છે. તેનાં બહારનાં પુષ્પપત્રો ટુંકા ને અંદરનાં લાંબાં હોય છે, તેપર ધોળા વાળની ઝાલર જેવી લાંબી રૂંછાળ હોય છે.

**ફુલ-બીજ**-સૂક્ષ્મ, ભૂરા રંગનાં, જરા ચપટાં ને મથાળે ધોળા વાળની પીંછીવાળાં હોય છે. એના છોડવાનો ઉપયોગ નં૦ ૩૦૨-**ચાંચડમારી**ની માફક કરવામાં આવે છે.

એના છોડવા અહીં હડિયા અને માલેકના ઉંચા ડુંગરોપર તેમજ જુનાં ખંડેર અને જુની દીવાલોપર જોવામાં આવે છે એ હિં૦માં બીજી ઘણી જગોએ થાય છે.

---

## વર્ગ-(કંપોઝિટી.).

### નંબર ૩૦૨.

**૧-શાસ્ત્રીયનામ**-Blumea Wightiana.

દૃષ્ટાન્ત-H. III. p. 261; N. p. 157.

**૨-દેશીનામ**-ચાંચડમારી (પો+ગુ૦); सेतभामुरडा (મ૦); खेतककरुंघा (હિં૦).

**૩-વર્ણન**-ચાંચડમારીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે, તે ૧ થી ૩ ફીટ ઉંચા થાય છે, કોઇવાર તેની નીચેની શાખાઓ જમીન સરસી નીકળેલી હોય છે. એની શાખાઓ ડાંડીથી બહુધા પાતળી, ઉંચી ચઢતી, અને ટુંકી હોય છે, તો પણ ડાંડીના છેડા પાસેની નાહાની શાખાઓ વખતે ડાંડીથી થોડી ઉંચી વધી જાય છે. ડાંડી સુતળીથી પેનસીલ જેવી, અને શાખાઓ જાડા દોરાથી જાડી સુતળી જેવી જાડી હોય છે. તેપર ઉભી હાંસો, સૂક્ષ્મ વાળની રૂંવાટી અને લાંબા સુંવાળા સફેદ વાળની રૂંછાળ હોય છે. પાન આંતરે આવેલાં, ડીટડી પાસે સાંકડાંથતાં, ઉપર પોહોળાં, ટેરવે ગોળાઇ-લેતાં કે અણીવાળાં હોય છે. તેની કોર દાંતાવાળી હોય છે. કોમળ પાનપર વાળની રૂંછાળ વિશેષ હોય છે, અને કોઇવાર આ રૂંછાળમાં ચીકાસ હોય છે. પાન ½ થી ૫ ઇંચ ડીટડી સોતાં લાંબાં, અને ૩ લાઇનથી ૧½ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. એમાં લાંબી પાતળી ડીટડીપર શાખાઓને છેડે તેમજ પત્રકોણમાંથી ફીકા જાંબુડા રંગનાં ⅕ ઇંચ વ્યાસનાં ફૂલો ( flower head ) આવેલાં હોય છે. ફુલ-બીજ સૂક્ષ્મ હોય છે.

આ આખા છોડવામાંથી એક જાતની ઉગ્ર વાસ નીકળતી હોય છે. **કપુરીઆ** અને પીળી ચાંચડમારીના છોડવા પણ આને મળતા હોય છે. પણ આનાં જાંબુડાં ફૂલને લીધે આ તેઓથી તરત જૂદા ઓળખાઇ આવે છે.

એના છોડવા દોરવાડીઓ કે તબેલાઓમાં ચાંચડ ન થાય એટલા માટે ખેડુ અને બીજા લોકો બાંધી રાખે છે. માથાપર ઘણી શરદી લાગી માથું દુખતું હોય તો એના છોડવા જરા ગરમ કરી પાતળા કપડામાં લપેટી માથે બાંધે છે તેથી શરદી દૂર થાય છે.

એની વાસ પાસે ચાંચડ આવતાં નથી માટે એને **ચાંચડમારી** કહે છે. ખેતર અને વાડીઓમાં, તેમજ ભીનાસવાળી જગોએ એના છોડવા ઘણા ઉગે છે. એ હિંદુસ્થાનમાં ઘણી જગોએ થાય છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી).

### નંબર ૩૦૩.

**૧-શાસ્ત્રીયનામ**-B. lacera.

દૃષ્ટાન્ત-H. III. p. 263; N. p. 157; Watt. I. p. 459; ફ. નિ. પા. ૫૬૫.

**૨-દેશીનામ**-કપુરીઓ, પીળી ચાંચડમારી (પો૦); પીળો કપુરીઓ, કલ્હાર (ગુ૦); भामुरडा (મ૦) ककरुंघा (હિં૦); कुकुन्दर (સં૦).

**૩-વર્ણન**-કપુરીઆના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તેમાંથી કપુર જેવી ઘણી ઉગ્ર સુગંધિત વાસ નીકળતી હોય છે. એના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા હોય છે. કોઈવાર તેની શાખાઓ જમીનપર ઢળેલી પણ હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી સૂક્ષ્મ વાળની રૂંવાટી, અને ચીકાસલેતા કે સુંવાળા વાળની રૂંછાળ હોય છે. પાન આંતરે આવેલાં, લાંબા અને કોરપર દાંતાવાળાં હોય છે. ફૂલ flower head પીળા રંગનાં અને ફૂલ-બીજ achenes સૂક્ષ્મ અને ખુણીઆવાળાં હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-જ્વર, શોથ, કૃમિ અને જન્તુઘ્ન.

**૬-ઉપયોગ**-એનાં મૂળ તાવ અને સંધિવાના કવાથમાં વપરાય છે. એનાં મૂળ મોઢામાં રાખવાથી ગળે શોષ પડતો હોય તો મટે છે. એનાં પાનનો રસ મધની સાથે કૃમિ ઉપર અપાય છે. એનાં પાન વાટીને તેની થેપલી ઢોરનાં ચાંદાંમાં જીવાત પડી હોય તો તેપર બાંધવામાં આવે છે. એના આખા છોડવા મચ્છર અને ચાંચડને દૂર કરવા ઘણા લોકો પોતાનાં ઘરમાં બાંધે છે. એનાં પાન મરીની સાથે કોલેરા ઉપર અપાય છે.

"એનાં પત્ર ટાઢાં છે. લોહીવિકાર, કફ, તરસ, બળતર વગેરે મટાડે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭-સ્થાનક**-એના છોડવા રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ અને વોકળા, નદી, તળાવ-ખાબોચીઆં વગેરેને કાંઠે ઉગે છે. ડુંગરપર ચરીઆણ જમીનમાં પણ એના છોડવા ઉગેલા જોવામાં આવે છે.

એ હિં૦ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**વિ૦ વિવેચન**-કપુર જેવી વાસ હોવાને લીધે એને **કપુરીઓ** કહે છે. કપુરીઆની ઘણી જાતો થાય છે, પણ જેટલામાંથી કપુર જેવી વાસ નીકળે છે તેટલા બધાને **કપુરીઓ** અને **ચાંચડમારી** કહે છે. મરાઠીમાં એવા છોડવાને **ભામુરડા** અને હિન્દુસ્થાનીમાં **કકરૂંધા** કહે છે. (N. p. 156).

કેટલાક લોકો આને **કપુરીમધુરી** પણ કહે છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી).

### નંબર ૩૦૪.

**૧-શાસ્ત્રીયનામ**-Laggera alata.

દ્દષ્ટાન્ત-H. III. p. 271; N. p. 157.

**૨-દેશીનામ**-બોડો કલ્હાડ (પો૦ ગુ૦); भांमुरडा (म०).

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઉગે છે, તે ૨ થી ૩ ફીટ ઉંચા થાય છે. તેમાં થોડીક ઉંચી ચઢતી કે પસરાતી શાખાઓ હોય છે. એની ડાંડી અને શાખાઓપર રતાસલેતા વાળની રૂંછાળ, અને પાનની કોર જેવી પાતળી ધાર આવેલી હોય છે. પાન આંતરે આવેલાં ૧ થી ૪ ઇંચ લાંબાં અને વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે; તેને ડીટડી હોતી નથી, તેથી તેની કોર તળિયે ડાંડી અને શાખાઓપર ઉતરેલી હોય છે, તે દાંતાવાળી હોય છે. એને શાખાઓના છેડા પાસે ફીકા જાંબુડા રંગનાં ફૂલો (flower heads) આવે છે, તેનાં બહારનાં પુષ્પપત્રો બહુધા પાછળ વળતાં અને અંદરનાં તેથી લાંબાં અને સીધાં હોય છે. ફૂલ-બીજ (achenes) સૂક્ષ્મ વાળની રૂંવાટી અને મથાળે ધોળા વાળની પીછીવાળાં હોય છે.

એના છોડવાનો ઉપયોગ પણ નં૦ ૩૦૨ ના જેવો છે.

એમાં પાનને ડીટડી હોતી નથી માટે એને **બોડો કલ્હાડ** કહે છે. વરસાદનું પાણી ભરાઈ રહેતું હોય એવી દળદર જગ્યાઓમાં એના છોડવા ઉગે છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી).

### નંબર ૩૦૫.

**૧-શાસ્ત્રીયનામ**-L. aurita.

દ્દષ્ટાન્ત-H. III. p. 271; N. p. 157; Watt. IV. p. 584.

**૨-દેશીનામ**-અંડબાઉમૂળો (પો×ગુ૦); जंगली मूळी, मीतमूळी (म०+हिं०).

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઉગે છે, તે ૧½ થી ૨½ ફીટ ઉંચા થાય છે. એમાં ઉંચી ચઢતી થોડીક પાતળી શાખાઓ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં, તળિયે સાંકડાંથતાં, મથાળે પોહોળાં, પણ છોડવાના ઉપરના ભાગ અને શાખાઓપરનાં પાનનાં ટેરવાં અણીવાળાં હોય છે; પાન ઘણાં પાતળાં હોય છે, તેને ડીટડી હોતી નથી તેથી તેની કોર ડાંડી કે શાખાને ચોટડુક થએલી હોય છે, અને ત્યાં તેની કોરના બેઉ છેડા માણસના કાનની બૂટ જેવા નીકળેલા હોય છે, અથવા ત્યાં ૩ થી ૫ ચોક સૂક્ષ્મ પાન જેવા છેડા આવેલા હોય છે.

**ફૂલ**-(flower head) જાંબુડા રંગનાં શાખાઓના છેડા પાસે આવેલાં હોય છે, તેનાં પુષ્પપત્રો ધોળા, સુંવાળા, લાંબા વાળની રૂંછાળવાળાં હોય છે.

**ફૂલ-બીજ**-(achenes) સૂક્ષ્મ હોય છે.

એના આખા છોડવાપર ધોળા રંગના સૂક્ષ્મ સુંવાળા વાળની રૂંછાળ હોય છે, ને તેમાં ચીકાસ હોય છે, જેમાંથી એક જાતની જરા સુગંધિત તોપણ અણગમતી ઉગ્ર વાસ આવે છે.

એનું મૂળ છોડવાના પ્રમાણમાં નાહાનું અને ફાંટાઓવાળું હોય છે. એની ડાંડીને તળિયે અને મૂળને મથાળે સફેદ લાંબા સુંવાળા વાળની રૂના પોલ જેવી ખાસ રૂંવાટી હોય છે.

એનો ઉપયોગ પણ નં૦ ૩૦૨ જેવો કરવામાં આવે છે. એના છોડવાનાં તળિયાંનાં પાન મૂળાનાં પાન જેવાં દેખાય છે, વળી એ જુની દીવાલ કે ખંડેરોની માટીની ભીતમાં કે તેની પાસે ઉગે છે, માટે એને **ભીંતમૂળી** કહે છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી).

### નંબર ૩૦૬.

**૧-શાસ્ત્રીયનામ**-Pluchea lanceolata.

દૃષ્ટાન્ત-H. III. p. 272; N. p. 158; Watt. VI. part I. p. 291; રૂ. નિ. પા. ૧૩૧.

**૨-દેશીનામ**-रासना, राशना (पो०+गु०) (म०+हिं०); रास्ना (सं०).

**૩-વર્ણન**-રાસનાના છોડવા બારે માસ જોવામાં આવે છે. પણ તે ચોમાસાં ઉતાર શિયાળે વિશેષ ફૂટી નીકળે છે. એનાં મૂળ સુતળીથી પેનસીલ જેવાં કે કોઇવાર ઘરડા છોડવા નીચે આંગળીથી હાથનાં કાંડાં જેવાં જાડાં થાય છે. એનાં મૂળ રેતાલ જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. અને તે જમીનમાં ને જમીનમાં ૨૫-૫૦ ફીટ કે તેથીએ લાંબાં ચાલ્યાં જાય છે. તના ફાંટાઓ ચોતરફ પસરાતા હોય છે. તે જેમ જેમ જમીનમાં લાંબા વધતા જાય છે, તેમ તેમ જમીન ઉપર થોડે થોડે છેટે છોડવા જેવી ફૂટ મુકતા જાય છે. આવી રીતે તે જ્યાં ઉગે છે ત્યાં એક ઘણુંકરી તેનુંજ સ્વતંત્ર જાળું બંધાઇ જાય છે.

**મૂળ**-ભૂરા રંગનાં, બહુધા લીસાં, ઉભી ઝીણી કરચલીવાળાં, સીધાં કે અગડગડી ગાંઠો ને અનિયમિત ખાંચોવાળાં હોય છે. આ ગાંઠો કે ખાંચાઓ ઉપર વખતે ઉન જેવા ધોળા વાળની રૂંછાળ હોય છે. મૂળપરની છાલ જરા જાડી, પોચી, બટકણી અને તરત તેપરથી ઉતરી શકે એવી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી ધોળાસલેતા ભૂરા રંગનું અને સછિદ્ર ચક્રાકાર ગોઠવાએલાં ખપાટીઆં જેવાં પડોવાળું દેખાય છે. અને તેમાં વખતે જરા રૅઝન જેવો રસ દેખાય છે. વાસ તીખાસવાળી, ઉગ્ર અને સ્વાદ સહેજ કડવાસલેતો દાહક અને તેલીયો ને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળીથી ટચલી આંગળી જેવી જાડી, અને ભૂરાવાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. કોમળ શાખાઓપર ઊન કે રૂ જેવા લાંબા ધોળા વાળની રૂના પોલજેવી ગીચ રૂછાળ હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ½ થી ૨½ ઇંચ લાંબાં અને ¼ થી ⅜ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટીપર ધોળા કે ભૂરા વાળની રૂંવાટી હોય છે. કોમળ પાનપર ધોળા, ચળકતા લાંબા વાળની ગીચ બેઠેલી રૂંછાળ હોય છે. પાનને ડીટડી હોતી નથી, ને હોય છે તો ઘણીજ ટુંકી હોય છે. પાન તળિયે સાંકડાંથતાં, મથાળાં તરફ સહેજ પોહોળાં, અને ટેરવે સાંકડાં અણીથતાં હોય છે. શાખાઓના ઉપરના ભાગનાં સાંકડાં પાન ઘણુંકરી પરદેશી મીંઢીઆવળનાં પાનને ઘણાં મળતાં હોય છે. પાનમાંની નસો ઝાંખી, ને ઉંચી ચઢતી હોય છે.

**ફૂલ**-ફૂલના ઝુમખા શાખાઓને છેડે આવેલા હોય છે. તેમાંનું દરેક ફૂલ-(flower head) ૨ થી ૩ લાઇન લાંબું હોય છે. તેનાપર પોહોળાં, બહુધા બુઠ્ઠાં, વાળની રૂંવાટીવાળાં પુષ્પપત્રો આવેલાં હોય છે. તે અંદરથી ધાણાનાં ફોતરાં જેવાં દેખાય છે.

**ફૂલ-બીજ**-ઘેરા ભૂરા રંગનાં, સૂક્ષ્મ, લીસાં, ઉભી હાંસીવાળાં હોય છે. ખોટાં ફૂલપરની ધોળી વાળની પીંછીમાંના વાળ તળિયે જોડાયલા હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૈષ્ટિક અને વાયુહર્તા.

**૬-ઉપયોગ**-રાસનાનાં મૂળ સંધિવાના કવાથમાં **ખાસ** કરીને ઘણા જુના વખતથી આ **દેશમાં** વપરાય છે. મૂળને અભાવે એની ડાંડી પાન વગેરે પણ વપરાય છે. છપનિયા દુકાળ વખતે એનાં મૂળ અને છોડવા પણ ખેડુ લોકો ઢોરને ખવરાવતા હતા.

"બનાવટઃ-રાસ્નાપંચક

૧-રાસ્નાપંચકઃ-રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ અને એરંડીમૂળ દરેક એ ચીજો સમભાગ લઇ તેને અધકચરી કરી રીતસર કવાથ કરવો.

ગુણ:-ઉષ્ણ, વાતહર.

**ઉપયોગ**:-તમામ જાતના વાતવ્યાધિ ઉપર ઉપયોગી છે. અને તેની તે અસરમાં વૃદ્ધિ થાય તેટલા માટે તેને ગુગળની સાથે મેળવવામાં આવે છે. સંધિવા, ગૃધ્રસી, રાંઝણ તથા ઉરૂસ્તંભમાં તે ઉપયોગી છે. જૂદી જૂદી જાતના વાતરોગ ઉપર તેની જૂદી જૂદી બનાવટો વપરાય છે. તે સિવાય તે અર્ધાંગ અને અર્દિત રોગમાં અપાય છે. કેટલીક જાતના વાતવ્યાધિમાં જ્ઞાનતંતુની શક્તિ કમી થાય છે, અને કેટલાક વ્યાધિમાં જ્ઞાનતંતુ બરોબર હોય છે, પણ તે ભાગનું લોહી દૂષિત થયેલું હોય છે. અને ત્યાં કોઇ બીજા બહારના પદાર્થનો જમાવ થયેલ જણાય છે. લોહીમાં તે દરદોની અંદર એક જાતનો ચીકણો પદાર્થ મળેલો હોય છે ને ત્યાં રાસ્નાનો કવાથ ઉપયોગી છે. જ્ઞાનતંતુની વિકૃતિથી થયેલ અર્ધાંગ, અર્દિત અને પક્ષાઘાતમાં તેની અસર ઘણીજ મોટી છે. રાસ્ના આમવાત ઉપર ઉપયોગી છે પણ બીજા રકતદૂષિત વાતરોગની પેઠે તેમાં પણ બીજી સારક

દવા મેળવવાની જરૂર પડે છે. આમવાત ઉપર રાસ્નાને એરંડમૂળની સાથે મેળવવું યોગ્ય છે અને તેટલા માટે રાસ્નાપંચક વધારે માફક આવે છે. લોહીની અંદર આ પ્રસંગે અમ્લરસનો જમાવ થયેલો હોય છે અને તેથી તે દૂર કરવાને માટે રાસ્નાની સાથે સારક દવાની જરૂર છે.

**માત્રા**-રાસ્નાપંચક ૨ તોલા." (ડા. વી. ગ્રી.)

"રાસ્ના, ગોખરૂ, એરંડમૂળ, દેવદાર, સાટોડી, ગળો અને ગરમાળાનો ગોળ એ સાત ઔષધોનો કાઢો રાસ્નાસપ્તક કહેવાય છે. એ કાઢાની અંદર સુંઠ નાખી પીવામાં આવે તો જાંઘ, કેડ, પડખાં, પીઠ વગેરેમાં થતી પીડા તથા સઘળી જાતના વાતરોગ મટે છે. રાસ્ના, ગળો, બળદાણા, જેઠીમધ, ગોખરૂ અને એરંડમૂળ એ છ ઓષડોનો કાઢો એરંડતેલ નાખી પીવામાં આવે તો અંત્રવૃદ્ધિ જે અંતરગળ કહેવાય છે અને જેથી વૃષણ મોટાં થાય છે તે મટે છે. રાસ્ના અને મનસીલથી સિદ્ધ કરેલ તેલનું અંજન કરવામાં આવે તો તંદ્રિક સન્નિપાતનો નાશ થાય છે." (વૈ. શા. મ. ગો.)

**યોગચિંતામણી**-નામના વૈદ્યક ગ્રંથમાં રાસ્નાદિ કવાથ બે લખ્યા છે. તેમાં એક લઘુ એટલે નાહાનો રાસ્નાદિ કવાથ એ "રાસ્નાદિ પંચક"જ છે. પણ બીજો રાસ્નાદિ કવાથ લખેલો છે જેમાં ૩૨ જણસો આવે છે તે નીચે પ્રમાણે છેઃ-

"રાસ્ના, ગળો, એરંડાનું મૂળ, દેવદાર, હરડેદળ, કચુરો, બળબીજ, વજ, કાળીપાટ, વરીયાળી, સાટોડીની જડ, બીલી, અરણી, શિવણ, પાડળ, ટીટૂ એ પાંચેનાં મૂળ અતિવિષ, ગોરખમુંડી, કાંટાસળીયો, જવાસો, અજમો, પુષ્કરમૂળ, આસગંધ, પ્રસારણી, ગોખરૂ, અરડુસો, છીણીનાં મૂળ, વરધારો, સતાવરી, વિદ્યાબ્રાહ્મી, ગુગળ અને વાળો એ બત્રીસ ઔષધો બરોબર ભાગે લઇ જરા ખાંખરાં કરી ત્રણ ભાગ પાડી એક ભાગનો કવાથ વિધિ પ્રમાણે કરવો. ગુગળનો પ્રતિવાપ (કવાથને ગળી લીધા પછે જે ચીજની ભૂકી ઉપર ભભરાવે તે પ્રતિવાપ) દેઇ પીએ તો સર્વ વાયુરોગ એટલે કંપવાયુ, શોફવાયુ, પ્રતાનકવાયુ, મન્યાસ્તંભ, મુખદોષ, પક્ષઘાત, અર્દિત (અડદીયો)-વાયુ, આક્ષેપક વાયુ (જેને હિસ્ટરીયા વાયુ કહે છે તે), કુબડાપણું, હનુગ્રહ (સ્વર ગ્રહ), આઢયવાયુ, બોબડાપણું, લંગડાપણું, ખભાની રગોનું રહી જવું, ગ્રધસીવાયુ, જાનુવો અને ડમરૂ વીગેરે વાયુરોગ તથા ગોળો, શળ, કેડનું પકડાઇ જવું, આમવાયુ, નિરામ તથા સાત ધાતુની અંદર ઘેરાયલો વા એકજ સ્થળે રહેલો વાયુ રોગ મટે છે; તથા વિશેષ કરીને વાતરક્ત ઉપર આ બત્રીશોકવાથ પીપરના પ્રતિવાપથી આપવો એમ શ્રી આત્રેયરૂષિજીએ કહેલ છે, અથવા પીપરના ચૂર્ણથી અથવા યોગરાજ ગુગળથી વા અજમોદાદિ ચૂર્ણથી અથવા એરંડતેલના પ્રયોગથી આ કવાથ પીએ તો સર્વ પ્રકારના વાયુરોગ નિશ્ચે દૂર થાય છે."

**૭-સ્થાનક**-કાદીવાળી તેમજ દરિયા કિનારા પાસેની રેતીના ઢસાવાળી જમીનમાં ઉગે છે.*

એ કાઠિયાવાડ, કચ્છ, સિંધ, પંજાબ, અવધ-કાનપુર અને બંગાલમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-રાસ્નાનાં મૂળ જમીનમાંથી ખોદી કાઢ્યા પછી તેની જાડી અને ઝીણી એમ બે જાત જૂદી પાડવામાં આવે છે. તેમાં સુતળી જેવા ઝીણા લાંબાં મૂળના ફાંટાઓની ઝુડીઓ જૂદી બાંધવામાં આવે છે અને તે મોંઘી વેચાય છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી.)

### નંબર-૩૦૭.

**૧-શાસ્ત્રીયનામ**-Sphæranthus indicus.

દૃષ્ટાંત-H. III. p. 275; N. p. 157; Watt. VI. Part. III. p. 320; રૂ. નિ. પા. ૭૩.

**૨-દેશીનામ**-ગોરખમુંડી (પો૦); મુંડેરી (કચ્છી); મુંડી (ગુ૦)+(મ૦); गोरखमुंडी (हिं०) मुंडी, भूकदम्ब (सं०).

**૩-વર્ણન**-મુંડીના છોડવા ½થી ફુટ કે ૧½ ફુટ લાંબા થાય છે. તે ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. એના આખા છોડવાપર સફેદ વાળની રૂંછાળ હોય છે. એનાં મૂળ જરા ઉંડાં બેઠેલાં હોય છે. એનાં મૂળને મથાલેથી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી અને પાનની કોર જેવી કોર અગર દાંતાવાળી હોય છે. પાન ડીટડીને ચોટડુક આંતરે આવેલાં હોય છે. પાન પોહોળાં કે લંબગોળ હોય છે. તે ½ થી ૨ ઈંચ લાંબાં અને ½ થી ½ કે ½ ઈંચ પોહોળાં હોય છે. તે ઘણુંકરી ડીટડી તરફ સહેજ સાંકડાંથતાં અને મથાળે પોહોળાં હોય છે. તેની કોરપર સૂક્ષ્મ અણીવાળા દાંતા હોય છે. પાનનો રંગ ઘણુંકરી બન્ને સપાટીએ એક સરખો ફીકો લીલો હોય છે. શાખાઓને છેડે ઘણુંકરીને ફીકા કે ઘેરા ગુલાબી કે જાંબુડા રંગનાં ફૂલોની

---

* પોરબંદર સ્વસ્થાનમાં એ **રાસ્ના** કાંટેલા ગામથી મીયાંણી ગામ સુધી દરિયા કિનારે ખડા અને રેતાલ જમીનમાં ઉગે છે. તેમાં પણ વીસાવાડા (મૂળદ્વારિકાં) અને ટુકડા ગામોની સીમમાં તો એ ઘણીજ થાય છે.

આ સ્વસ્થાનના ગાંધી લોકો દરિયા કિનારેથી રાસ્ના ભેળી કરાવી લઇ પોતાની દુકાનોમાં વેચવા રાખે છે, એટલુંજ નહિ પણ તે મુંબઈ અને બીજે બહાર બંદર ચડાવે છે. રાસ્નાના સાંઠીઆ ભરાઈ અહિંથી કાઠિયાવાડનાં માહેલા ભાગોમાં પણ જાય છે.

દડી આવેલી હોય છે. જે $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઇંચ વ્યાસની હોય છે. એ દડીમાં પાસે પાસે ઘણાં સૂક્ષ્મ ફૂલો ગોઠવાયલાં હોય છે. એની વાસ ઉગ્ર સુગંધિત હોય છે. એ ફૂલોની દડીમાં સૂક્ષ્મ ઝીણાં ફોતરાં જેવાં પુષ્પપત્રો આવેલાં હોય છે. તેની વચ્ચોવચ લીલી લીટી અને કોરપર સૂક્ષ્મ વાળની હાર હોય છે. તેનાં ટેરવાં ગુલાબી કે જાંબુડા રંગનાં ઘણાંજ સુંદર દેખાય છે. એના છોડવા ઘણુંકરી શિયાળે ભીનાસવાળાં ખેતરોમાં વિશેષ ઉગતા જોવામાં આવે છે. એ ઘણુંકરી હિંના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–કૃમિ અને શોથઘ્ન તથા ચિરગુણકારી પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં મૂળનો કાઢો સંધિવા ને પેટના દુખાવાપર અપાય છે. એનાં મૂળને વાટીને તેનો રસ હરસ, સંધિવા, અને રસવિકારના સોજાપર ચોપડવામાં આવે છે. એના છોડવાનો ઉકાળો તાવ અને માથાનાં દરદમાં અપાય છે, અને તેની બાફ પણ દેવાય છે. એનાં ફલ અને મૂળનો ભૂકો ક્રીરમ ઉપર સાકરની સાથે અપાય છે. એના આખા છોડવાને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ચાંમડીનાં દરદોમાં ચોપડવામાં તેમજ ખેવશાવવામાં આવે છે. ગોરખમુંડીનો મુરબ્બો મગજની ગરમી અને નેત્રરોગપર અપાય છે.

"મુંડી ગલગંડ, અપચી, મૂત્રકૃચ્છ્ર, કૃમિ, પિત્ત, પાંડુ, શ્લીપદ, અરૂચી, વાઇ, બરલ, મેદરોગ, હરસ, યોનીશૂળ, ગંડમાલા, કફ, વા, ઘેલછા, ઉધરસ, દમ, કોઢ, વિષ, અતિસાર, ઉલટી, એ સર્વે રોગને મટાડે છે." ( વૈ૦ રૂગનાથજી. )

**વિ૦ વિવેચન**–એનાં સૂક્ષ્મ ફૂલોની દડી ગોળ થાય છે, માટે એને **મુંડી** કહેતા હશે અને ગોરખનાથજી પોતાના શીષ્યોને એ **બુંટી** કોઇ પણ જાતના દરદ ઉપર આપતા હતા માટે એને **ગોરખમુંડી** અથવા **ગોરખબુંટી** કહે છે, એમ ઘણા લોકોનું કહેવું છે. કેટલાક કાનફટાનાથ લોકોને મોઢેથી સાંભળવામાં આવ્યું છે કે ગોરખનાથજી આ મુંડીનો રસ પોતે હમેશ પીતા હતા, માટે એને ઉપરનાં નામ આપવામાં આવેલાં છે. એનાં ફૂલની દડી કદમ્બનાં ફૂલના દડાની માફક ગોળ હોય છે, અને એનો છોડવો ભોંય સરસો ઉગે છે માટે એને સંસ્કૃતમાં **ભૂકદમ્બ** કહેતા હશે.

---

## વર્ગ—(કમ્પોઝિટી).
### નંબર ૩૦૮.

**૧–શાસ્ત્રીયનામ**–Anaphalis cutchica.
દૃષ્ટાન્ત–H. III. p. 284.

**૨–દેશીનામ**–ફુલવો, કાળોફુલવો, કારીયું ફુલકું (પો+ગુ૦).

**૩–વર્ણન**–કાળા ફુલવાના છોડવાઓ ચોમાસે ઉગે છે. તે ફુટ ૧$\frac{1}{2}$ ફુટ ઉંચા થાય છે. કોઇવાર તેની શાખાઓના નીચેના ભાગ જમીનપર ઢળી પછી ઉંચાથતા હોય છે. એનાં પાન ૧ થી ૩ ઇંચ લાંબાં $\frac{1}{2}$ થી $\frac{1}{2}$ ઇંચ પોહોળાં તળિયે વખતે જરા સાંકડાંથતાં અથવા શાખાઓને ચોટ્ડુક જરા પોહોળાં થઇ નીકળેલાં ને ટેરવે અણીઆળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની ફીકી કે ધોળાસલેતી હોય છે. એને ફૂલના ગુચ્છા લાંબી સુતળી જેવી પાતળી પાન વગરની શાખાઓને છેડે આવે છે. ફૂલનાં પુષ્પપત્રો ધોળા રંગનાં ને ઉપરા ઉપર આવેલાં હોય છે.

એના આખા છોડવાપર સફેદ સુંવાળા વાળની રૂંછાળ હોય છે. એના છોડવા સુકાય છે ત્યારે ઘણુંકરી કાળા રંગના થઇ જાય છે. માટે એનાં ધોળાં ફૂલના ગુચ્છા અને સુકાય ત્યારે રંગ કાળો થઇ જવાને લીધે એને **કાળોફુલવો** કહે છે.

એના આખા છોડવાને પાણીમાં ઉકાળી તેની તાવવાળાને બાફ આપે છે.

એ કાઠિયાવાડ અને કચ્છમાં થાય છે. કચ્છ ઉપરથી cutchica છે.

---

## વર્ગ–(કમ્પોઝિટી).
### નંબર ૩૦૯.

**૧–શાસ્ત્રીયનામ**–Gnaphalium indicum.
દૃષ્ટાન્ત–H. III. p. 289; N. p. 158.

**૨–દેશીનામ.**–ફુલવો ( પો૦+ગુ૦ )

**૩–વર્ણન**–એના છોડવા વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવી જગોમાં અને સુકાતાં તળાવોમાં ઉગે છે. તે ૪ થી ૬ ઇંચ કે વખતે ફુટેક ઉંચા થાય છે. તેમાં વખતે કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. જે દોરા કે ઝીણી સુતળી જેવી પાતળી હોય છે. પાન આંતરે આવેલાં, ૩ લાઇનથી ૨ ઇંચ લાંબાં, તળિયે સાંકડાં અને મથાળે પોહોળાં હોય છે. તે ટેરવે બુઠ્ઠાં કે જરા અણીઆળાં હોય છે. શાખાઓને છેડે અને પત્રકોણમાંથી સૂક્ષ્મ પીળાસલેતાં ધોળાં ફૂલોની ઝુમખીઓ નીકળેલી હોય છે. એના આખા છોડવાપર ધોળા રંગના સુંવાળા લાંબા વાળની રૂંછાળ આવેલી હોય છે. છોડવા ધોળા સુંવાળા અને નરમ દેખાતા હોય છે.

એનાં પાન વાટીને દુઝતા હરસ ઉપર ચોપડે છે. દાહ અને બળતરા ઉપર ટાઢક માટે એના છોડવા બાંધે છે.

એના છોડવા નાહના અને તેને મથાળે ફૂલો ઝાઝાં આવવાથી એને **ફુલવો** કહે છે.

## વર્ગ—(કુમ્પોઝિટી.)
### નંબર–૩૧૦

**૧–શાસ્ત્રીયનામ**–Vicoa auriculata.

દૃષ્ટાન્ત—H. III. p. 297; N. p. 158.

**૨–દેશીનામ**–સોનાંસળી, સોનાસરી (પો+ગુ૦); **સોનકી** (મ૦)

**૩-વર્ણન**–સોનાસળીના છોડવા ૧½ થી ૩ ફીટ ઉંચા થાય છે. તે કોઇ કોઇ જગોએ ચોમાસે જથાબંધ ઉગેલા જોવામાં આવે છે. કોઇવાર તેને ઝાડવાં કે પત્થરનો આશરો મળ્યો હોય તો તે તરસાની પેઠે લાંબા ૪ થી ૫ ફીટ વધી ગયા હોય છે. એમાં કવચિતજ શાખા હોય છે. પણ ઘણુંકરી ટુંકા છોડવામાં બે ચાર લાંબી પાતળી શાખાઓ નીકળી છોડવાની ડાંડી કરતાં વિશેષ ઉંચી વધી જાય છે. ત્યારે ડાંડીનું મથાળું ટુંકું રહી જઇ નબળું પડી જાય છે અને તે શાખાઓની ઉપર વધી શકતું નથી. પાન સાંકડાં ને લાંબાં, ફૂલ પીળાં અને ફલ સૂક્ષ્મ ફીકા ભૂરા રંગનાં હોય છે.

**મૂળ**–છોડવાના પ્રમાણમાં ઘણું ટુકું હોય છે. તેનું લાકડું ધોળા રંગનું, છાલ કાળા કે ભૂરા રંગની, વાસ સુગંધિત અને સ્વાદ સુવાને મળતો ચીરપરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ચળકતી, સુતળીથી સ્લેટપેન જેવી જાડી, તરસાની પેઠે સીધી વધેલી, કાળા કે ઘેરાભૂરા વા રતાસલેતા રંગની, અથવા જાંબુડી છાયાલેતી હોય છે. ડાંડી તેમજ શાખાઓપર ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. તે બટકણી પોચી અને તેનો સ્વાદ ગાજરની લોદર જેવો હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. ડીટડી હોતી નથી અને હોય છે તો ઘણી ટુંકી હોય છે. પાન ૧ થી ૩ કે ૭ ઈંચ લાંબાં અને ૧ થી ૨ લાઇન કે ¼ થી ૧¼ ઈંચ પોહોળાં હોય છે. પાનને તળિયે તેની કોરના બન્ને છેડા બહાર નીકળતા અને મથાળે તેનું ટેરવું સાંકડુંથતું હોય છે. પાનની કોર ઘણુંકરી પછવાડે વળેલી, તેની ઉપરની સપાટી ઘેરા લીલા કે કાળાસલેતા રંગની, નીચેની ફીકી; એ બન્ને સપાટીપર ધોળા કઠ્ઠણ કાંટા જેવા વાળની રૂછાળ હોય છે, તેથી તેપર આંગળી ફેરવતાં પાનની સપાટી ખરસટ લાગે છે. વાસ સુગંધિત અને સ્વાદ કડવાસલેતો હોય છે. પાન સુકાયા પછી ઘણુંકરી ઉપરની બાજુ કાળાં થઇ જાય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી ડાંડી અને શાખાઓનો છેડા પાસે પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તે પાતળી, લાંબી અને ધોળા વાળની રૂંવાટીવાળી હોય છે. તેપર પીળા રંગનું પુષ્પચક્ર (flower head) આવેલું હોય છે. આ ચક્ર ઘણાં સૂક્ષ્મ પુષ્પો પાસે પાસે આવીને બનેલું હોય છે. તે ½ થી ⅔ ઈંચ વ્યાસનું હોય છે. તેની નીચે પુષ્પપત્રો આવેલાં હોય છે. આ પત્રો ફૂલના કરતાં વખતે લાંબાં અને સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળાં હોય છે.

**ફલ**–બીજ–(achenes) સૂક્ષ્મ ફીકા ભૂરા રંગનાં ને તેપર વખતે બારીક વાળની રૂંવાટી અને ધોળા લાંબા વાળની મથાળે પીછી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર, ચિરગુણકારીપૌષ્ટિક અને પાચક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ પાણીમાં ઘસીને ઝેરીજનાવરના કરડના સોજાપર ચોપડવામાં આવે છે. એના છોડવાનો ઉકાળો સંધિવા, તાવ, અજીર્ણ અને ખાટા ઓડકાર આવવાથી શરીરમાં ઢાંમઠાં ફૂટી નીકળ્યાં હોય તો તેપર અપાય છે. ઢોર આફર્યું હોય તો સોનાસળીના છોડવા આવળનાં પાનની સાથે રબારી લોકો ઢોરને ખવરાવે છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં ચરીઆણ ઘાસની સાથે એના છોડવા ઉગે છે. એ હિં૦ ના સુકા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એનાં ફૂલ પીળા રંગનાં, સોના જેવાં ચળકતાં ઝીણી સળીપર આવેલાં હોય છે, તે કચ્છ અને કાઠિયાવાડની સ્ત્રીઓનાં નાકમાં પહેરવાનાં સોનાનાં ફૂલને મળતાં દેખાય છે, તેથી એને **સોનાસળી** કહે છે.

---

## વર્ગ—(કુમ્પોઝિટી).
### નંબર ૩૧૧.

**૧–શાસ્ત્રીયનામ**–Pulicaria Wightiana.

દૃષ્ટાન્ત–H. III. p. 298; N. p. 158.

**૨–દેશીનામ**–સીશોરિયાં (પો૦); સોનાંસળિયાં (ગુ૦).

**૩–વર્ણન**–સીશોરિયાંના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, તે ૪ ઈંચથી ૧ ફુટ કે ૧½થી ૨ ફીટ લાંબા હોય છે. તે કોઇ વાર ઉભા વધેલા હોય છે, અને કોઇ વાર જમીનપર છાતળાંની પેઠે પથરાલા હોય છે. એના થડમાંથી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન લાંબાં, અને ફૂલ પીળા રંગનાં શાખાઓને છેડે સુંદર ચક્રાકાર આવેલાં હોય છે. ફલ (એકિનિસ achenes) કાળીજીરી જેવાં લાંબાં ફીકા કે ઘેરા ભૂરા રંગનાં હોય છે.

એના છોડવાપર ધોળા ખરસટ વાળની રૂછાળ હોય છે. એ જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથાબંધ ઉગે છે, તેથી શ્રાવણ ભાદરવે જ્યારે એના છોડવા ફૂલોથી ભરેલા હોય છે ત્યારે આખાં મેદાન પીળા રંગનાં સુશોભિત થઇ રહે છે.

મૂળ–૨ થી ૧૦ ઇંચ લાંબું, સુતળીથી પેનસીલ જેવું જાડું, બહારથી ભૂરા ને અંદરથી પીળાસલેતા ધોળા રંગનું હોય છે. તેમાંથી થોડાક ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળમાંથી એક જાતની ખાસ જરા અણગમતી વાસ નીકળે છે, અને તેનો સ્વાદ તેલીયો, તૂરો, ચીરપરો અને ગળચટો લાગે છે.

ડાંડી અને શાખાઓ–ફીકા લીલા રંગની સુતળી જેવી પાતળી હોય છે. તેપર ઝાંખી ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટી હોય છે.

પાન–આંતરે આવેલાં હોય છે, તે ૧ થી ૨ ઇંચ લાંબાં અને ⅛ થી ½ ઇંચ પોહોળાં હોય છે. વખતે કોઇ છોડવામાં તળિયાંનાં પાન ટુકાં અને મથાળાનાં લાંબાં હોય છે. તેની બન્ને સપાટી બહુધા એક સરખા ફીકા લીલા રંગની અને સફેદ વાળની રૂંછાળથી ભરાયલી હોય છે. પાનનાં ટેરવાં ઘણુંકરી બુઠ્ઠાં હોય છે, પણ વખતે અણીવાળાં પણ હોય છે. પાનની કોર અખંડ અથવા ખાંચ કે દાંતાવાળી હોય છે. તળિયાંનાં પાન જે પોહોળાં હોય છે તે પાતળાં, ને તેપર નસો દેખાતી હોય છે, તેમ તેની નીચે ⅛ ઇંચ લાંબી ડીટડી પણ હોય છે; પણ મથાળાનાં લાંબાં બુઠ્ઠાં પાન જરા જાડાં હોય છે, ને તેમાં ફક્ત વચલી નસજ દેખાતી હોય છે, અને તે શાખાને ચોટડુક નીકળેલાં હોય છે. પાનની વાસ સહેજ સુગંધિત અને સ્વાદ તેલીયો, ગળચટો ને ચીરપરો હોય છે.

ફૂલ–શાખાઓને છેડે ½ ઇંચ થી ⅜ ઇંચ વ્યાસનાં ફૂલો આવે છે. ફૂલથી જરા નીચે શાખાપર એક પુષ્પપત્ર હોય છે, ને તેથી જરા ઉપર ફૂલને છેક તળિયે શાખા જરા જાડી થયેલી હોય છે. ફૂલને તળિયે લીલા રંગનાં સાંકડાં ⅛ થી ½ ઇંચ લાંબાં પુષ્પપત્રો સફેદ વાળની રૂંવાટીથી ભરાયલાં ફૂલની ચોફેર આવેલાં હોય છે. તે જરા પાન જેવાં હોય છે. આ પાન જેવાં પુષ્પપત્રોની અંદર પાતળાં ફીકા રંગનાં અણીદાર પુષ્પપત્રો જેવાં જ ફોતરાં આવેલાં હોય છે.

ફૂલ–flower head ની કોરપર ચોફેર ખુલ્લા પીળા રંગની પટી જેવી પાતળી પાંખડીઓવાળી ફૂલડીઓ આવેલી હોય છે. તેની પાંખડીઓ સુરજમુખ ફૂલમાં તેની કોરપર હોય છે તેમ સુરજનાં કિરણની પેઠે પસરાયલી હોય છે. તેને છેડે ૩ થી ૫ સૂક્ષ્મદાંતા અને તેની પછવાડે ૪ રેક ઉભી બારીક નસો હોય છે. આ કોરપરની પાંખડીઓ સ્ત્રીપુષ્પોની હોય છે, એટલે એમાં પુંકેસરો હોતાં નથી, પણ સ્ત્રીકેસરનલિકા મથાળે બે ફાંટાવાળી પાંખડીની ધોળી નળીને મથાળે આવેલી હોય છે.

ઉપરની કોર અથવા કીનારીનાં સ્ત્રીપુષ્પોનાં ચક્રની વચ્ચોવચ્ચ કર્ણિકાનાં ફૂલો આવેલાં હોય છે, તેમાં નરમાદા ભેળાં હોય છે, તે ઘેરા પીળા રંગનાં હોય છે. તેની પાંખડીઓ ઉભી નળી જેવી હોય છે, તેનાં મુખપર સૂક્ષ્મ પાંચ દાંતા દેખાતા હોય છે.

પુંકેસરો–ઉપરનાં કર્ણિકાનાં ફૂલોની અંદર ૫ આવેલાં હોય છે.

સ્ત્રીકેસર–ગર્ભાશય અધોગર્ભા હોતાં કર્ણિકા ઉપરનાં ફૂલોની નીચે ઉભા આવેલા હોય છે. સ્ત્રીકેસરનલિકા સૂક્ષ્મ હોય છે. જેની ઉપર બે છેડા (મુખ) આવેલા હોય છે. કર્ણિકાનાં ફૂલોની પાંખડીઓની બહાર લાંબા સૂક્ષ્મ દાંતાવાળી સફેદ વાળની પીંછી (પેપસ pappus) હોય છે. અને એ પીંછીથી બહાર સ્ત્રીકેસરગર્ભાશયને મથાળે સૂક્ષ્મ વાળ જેવાં ફોતરાં આવેલાં હોય છે, જેની ગણના પુ૦ બા૦ કોષની અંદર કરવામાં આવેલી છે. ફૂલની વાસ સુગંધિત અને સ્વાદ ચીરપરો અને પાછળથી અકલકરાને મળતો લાગે છે.

ફલ–ભૂરા રંગનાં હોય છે, તે તળિયે જરા સાંકડાં ને મથાળે જરા પોહોળાં હોય છે. તે લીસાં, ચળકતાં ને તેપર ઉભી નસો હોય છે. ફલ ⅛ લાઇન લાંબાં હોય છે. તેને તળિયે ધોળી ટપકી ને મથાળે સૂક્ષ્મ ધોળા લાંબા વાળની પીંછી અને પુ૦ બા૦ કોષની નાહાના મ્હોટા દાંતા જેવી દેખાતી પ્યાલી હોય છે. તે વચલી પીંછી કરતાં ઘણી ટુંકી હોય છે. ફલનો સ્વાદ કડવાસલેતો હોય છે.

બીજ–જે (achnes) ફલ છે, તેજ બીજ છે.

૪–ઉપયોગી અંગ–સર્વાંગ.

૫–ગુણદોષ અને ૬–ઉપયોગ –એના છોડવાને પાણીમાં ઉકાળી તેની બાફ તાવ વાળાને અપાય છે. બાકીનો ઉપયોગ સોનાંસળી જેવો છે.

૭–સ્થાનક–આ સ્વસ્થાનમાં તે ચોમાસે આડે વગડે ઉગે છે. એ દક્ષણ, માઇસુર, કોંકણ અને કાઠિયાવાડમાં થાય છે.

૮–વિશેષ વિવેચન–એનાં ફૂલ રંગે પીળાં અને એનો આકાર અહિંના (પોરબંદર) મેર અને રબારી લોકોના કાનમાં પહેરવાનાં સોનાનાં સાશોરિઆંને મળતો હોવાથી એને અહિંનાં લોકો સીશોરિયાં કહે છે. એનાં ફૂલ મહાદેવજીને ચડે છે. એનાં સુંદર પીળાં ફૂલને લીધે એના છોડવા બગીચાઓમાં ફૂલના કયારામાં વાવવા લાયક છે.

---

## વર્ગ–(કમ્પોઝિટી).

### નંબર–૩૧૨.

૧–શાસ્ત્રીયનામ–xanthium strumarium.

દષ્ટાન્ત–H. III. p. 303; N. p. 161; Watt VI. part. IV. p. 318.

૨–દેશીનામ–ગાડરીયું (પો+ગુ૦); संकेश्वर, दुतुन्डी, दुसुन्डी (મ૦); बनओकरा (हिं०); अरिस्ट (सं०). गोखरु कलान (सिंधी).

૩–વર્ણન–એના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તે ખરસટ હોય છે. તેના ઉપરના ભાગમાં કેટલીક પસરાતી શાખાએ નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં ૧ થી ૪ ઇંચ લાંબાં પોહોળાં, ઘણુંકરી ત્રિકોણાકૃતિનાં, તળિયે સાંકડાં ને વખતે ૩–વિભાગોવાળાં હોય છે. ફૂલ ફીકા જાંબુડા રંગનાં; અને ફલ વાંકી અણીવાળા કાંટા અને બે ટુંકી અણીવાળાં હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–શોથઘ્ન.

૬–ઉપયોગ–એનું મૂળ ઘસીને વાળાના સોજાપર ચોપડાય છે. એનાં પાન પાણીમાં ગરમ કરી પીશાબ ન છૂટતો હોય તો પેડુપર બાંધવામાં આવે છે, તેથી પીશાબ છૂટે છે. એના છોડ અગર પાનને બાળી તેની રાખ તેલમાં મેળવી ચાંદાં અને ભાઠાંઓ ઉપર ચોપડાય છે. એનાં પાન રંગના કામમાં આવે છે. પાનના રસનું ટીપું કાનના દુખાવાપર કાનમાં નંખાય છે. ફૂલ કાનમાં પેહેરે તેની સામેનું માથું મટે, એમ કહે છે.

૭–સ્થાનક–પાણીનાં ખાબોચીઆં ને તળાવ સુકાવા માંડે એવી દળદર જગામાં એના છોડવા ઉગે છે.

એ હિંદુસ્થાનના ગરમ ભાગોમાં વિશેષ કરી થાય છે.

૮–વિ૦ વિવેચન–કમ્પોઝિટી અર્થાત્ સહદેવી, ભાંગરા અને ઉતકંટાના વર્ગમાં આના છોડવાને જ માત્ર ફલ થાય છે. એ ફલને મથાળે બે કાંટા જેવી અણી હોય છે. જે ઉપરથી એને દુતુન્ડી અને દુસુન્ડી કહે છે. એનાં ફલ ઝેરી ગણાય છે. વૉટ સાહેબ લખે છે કે "તેનો આખો છોડવો ઢોરને ઝેરની અસર કરે છે, અને શાન્તિથી તેનું મૃત્યુ લાવે છે, એમ અમેરિકા અને ઓસ્ટ્રેલિયામાં માલમ પડેલું છે." એની છાલમાંથી સુંવાળા બારીક રેસા નીકળે છે.

---

## વર્ગ—(કમ્પોઝિટી).

### નંબર ૩૧૩.

૧–શાસ્ત્રીયનામ–Siegesbeckia orientalis.

દૃષ્ટાન્ત–H. III. p. 304; N. p. 159.

૨–દેશીનામ–પીળી બદકડી (પો+ગુ૦).

૩–વર્ણન–પીળી બદકડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૧ થી ૨ કે ૩ ફીટ ઉંચા થાય છે. તેમાં છેટે છેટે થોડી શાખાએ આવેલી હોય છે. પાન પોહોળાં, ફૂલ પીળાં અને ફલ ખડબચડાં કાળા રંગનાં હોય છે.

મૂળ–૨ થી ૬ ઇંચ લાંબું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું અને લીલાસલેતા ભૂરા રંગનું હોય છે. તેમાંથી કેટલાક ઝીણા ફાંટા નીકળેલા હોય છે. તેની વાસ સુવાસિત અને સ્વાદ ચીરપરો, તેલીઓ, અને જીભને થોડી વાર ખરસટ કરી મુકે તેવો હોય છે.

ડાંડી અને શાખાએ–ડાંડી ચળકતી લીલાસલેતા પીળા રંગની, સુતળી કે સ્લેટપેન જેવી જાડી, ગોળ, અને ધોળા ખરસટ વાળની રૂંછાળવાળી હોય છે. કોઇ વાર તેનો રંગ જાંબુડી છાયાલેતો હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ જરા તેલીઓ અને કડવાસલેતો હોય છે. શાખાએ બબે કે ત્રણ ત્રણ ફાંટાવાળી હોય છે.

પાન–સામસામા તેમજ આંતરે આવેલાં હોય છે. તે શાખાઓના નીચલા ભાગમાં સામસામાં, પણ ઉપરના ભાગમાં ઘણુંકરી આંતરે હોય છે, પાનનો આકાર ત્રિખૂણીઓ, અથવા ચીલ, કે બરેલાનાં પાન જેવો હોય છે. તેની બન્ને સપાટીએ ધોળા વાળની રૂંછાળ હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે કાળાસલેતો લીલો અને નીચેનીનો ફીકો હોય છે. પાનનાં ટેરવાં સાંકડાંથતાં બુટ્ટી અણીવાળાં, કોર કાંગરીવાળી અને ડીટડી પાસે જરા વિષમ થઇ થોડી ડીટડીપર ગએલી હોય છે. ડીટડીપરથી પાનમાં ૩–ઉભી નસો ગએલી હોય છે. જે ઉપરની સપાટીપર ગુલાબી છાયાલેતી અને નીચેનીપર ધોળાસલેતી દેખાય છે. પાન ૧ થી ૩ ઇંચ લાંબાં, અને ૧ થી ૧½ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે. તેની વાસ અને સ્વાદ મુળાનાં પાનને મળતાં હોય છે.

ફૂલ–પાનની સામી બાજુએની શાખાઓના ખૂણામાંથી અને કોઇવાર શાખાઓને મથાળે ફૂલની ડીટડી આવે છે. તે ૧ થી ૩ ઇંચ લાંબી હોય છે. આ ડીટડીને મથાળે ચક્રાકાર નાહાનાં પુષ્પપત્રો જેવાં પાન આવેલાં હોય છે. તેપર સફેદ વાળની રૂંછાળ હોય છે. એ પાનોની વચ્ચે ૧૦ થી ૧૫ રેક પીળા રંગની સૂક્ષ્મ ફૂલડી પાસે પાસે આવી એક તોરા જેવું ફૂલ (flower head) બનેલું હોય છે. આ તોરા અગર ફૂલમાં તેની કોરપરની ફૂલડીમાં પોહોળી પટી જેવી લાંબી પાંખડી દેખાય છે, અને વચમાંની ફૂલડીઓમાં પાંખડીના ઘણુંકરી પાંચે દાંતા દેખાતા હોય છે. આ ફૂલો નરમાદા મિશ્રિત હોય છે. આ નર માદા ફૂલોનું આચ્છાદન ૨ થી ૩ દાંતાવાળું, સફેદ વાળની રૂંવાટીવાળું, એક બાજુથી જરા અંદર બેસતું અને બીજી બાજુએ બદામડીના પેટાળની પેઠે બહાર નીકળતું હોય છે. પાંખડી ⅛ ઇંચ લાંબી અને તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પુંકેસરે

કાળાસલેતા ભૂરા રંગનાં સ્ત્રીકેસરનલિકાપર એક નળીની પેઠે આવેલાં હોય છે. સ્ત્રીકેસરનલિકાના ૨-વાંકવળેલા છેડા સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળા હોય છે.

ફલ-કાચું હોય છે ત્યારે ફીકા લીલા રંગનું અને પાકે છે ત્યારે કાળું થઇ જાય છે. એપર સફેદ વાળની રૂંવાટી હોય છે. તેનું પેટાળ એક બાજુ બહાર નીકળતું, અને ખડબચડું હોય છે. તેની અંદરનું બીજ સફેદ અને મીઠું હોય છે. તે ૧½ લાઇન લાંબું, તળીયે સાંકડું અને મથાળે પોહોળું હોય છે.

૪-ઉપયોગી અંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-શોથઘ્ન, ગ્રાહી.

૬-ઉપયોગ-એનાં પાન વાટીને વાળાના સોજાપર બાંધવામાં આવે છે, તેથી સોજો હલકો પડે છે. એનાં પાનનો રસ જરા ગરમકરી તેલ સાથે મેળવી તે તેલ ગાળી લઇ કાનના દુખાવાપર કાનમાં તેનું ટીપું નાંખવામાં આવે છે. એના છોડવા પાણીમાં ઉકાળી તે પાણીની તાવવાળાને બાફ અપાય છે, તેથી ગરમીનો તાવ હલકો પડે છે. એના છોડવાની રાખ કરી તે તેલ સાથે મેળવી ઢોરના કમેડાપર ચોપડવામાં આવે છે. ઢોરનું એક શીંગડું ખરી જાય છે તેને અહીંના લોકો કમેડો કહે છે.

૭-સ્થાનક-બાવળ વગેરે ઝાડોના છાયડામાં, વાડીઓની વાડ પાસે, રસ્તાઓની બાજુએ, ખેતરોના શેઢાપર, થોર કંટાળા અને ગુગળીઆં જેવાં ઝાડવાંઓની ઓથમાં એના છોડવા ઘણા ઉગે છે.

એ આખા હિં૦ માં થાય છે.

૮-વિ૦ વિવેચન-એનાં ફલનો આકાર પાણી ભરવાની બદકની પેઠે એક બાજુ બહાર નીકળતાં પેટાળવાળો હોય છે, અને એના છોડવામાં પીળાં ફૂલ થાય છે માટે એને **પીળી બદકડી** કહે છે.

---

## વર્ગ-(કંપોઝિટી)

### નંબર-૩૧૪

૧-શાસ્ત્રીયનામ-Eclipta alba.

દૃષ્ટાન્ત-H. III. p. 304; N. p. 160; Watt III. p. 201; રૂ. નિ. પા. 310.

૨-દેશીનામ-ભાંગરો, કાળો ભાંગરો (પો+ગુ૦); माका, बांगरा (म०); भंगरा (हिं०) भृंगराज, मार्कव, पितृप्रिय, (सं०).

૩-વર્ણન-ભાંગરાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તેમ તે ભીનાસવાળી જગોએ બારે માસ પણ હોય છે. એના છોડવા ½ ફુટથી તે ૧ કે ૨ ફીટ લાંબા થાય છે. તે કોઇવાર ઉભા પણ ઘણુંકરીને જમીનપર છાતળાની માફક પથરાયલા હોય છે. શાખાંઓ ચળકતી, લીલી, કાળી કે જાંબુડી છાયાલેતી હોય છે. પાન જરા લાંબાં, ફૂલ પોળાં અને ફલ કાળાં હોય છે.

મૂળ-૨ થી ૬ ઇંચ લાંબું, સુતળીથી ટચલી આંગળી જેવું જાડું, ઝીણા રેસા જેવા કેટલાક ફાંટાવાળું હોય છે. તેની છાલ ઉપરથી ભૂરી કે રતાસલેતી અને અંદરથી સફેદ હોય છે. વાસ વાટેલી રાઇને મળતી અને સ્વાદ ચીરપરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી મૂળ જેવી જાડી અને શાખાઓ સુતળી જેવી પાતળી હોય છે. તેપર સફેદ સખ્ત વાળની રૂંછાળ હોય છે. ડાંડી અંદરથી પોકળ હોય છે.

પાન-સામસામાં આવેલાં હોય છે, તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને ¼ થી ૧¼ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો અથવા કાળાસલેતો અને નીચેનીનો જરા ફીકો હોય છે. નીચેની સપાટી વિશેષ ચળકતી હોય છે. તેની બન્ને સપાટીપર સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. તે બન્ને છેડે ઘણુંકરી સાંકડાંથતાં અને કોરપર છીછરા દાંતા કે લેહરિયાંવાળાં હોય છે. પાનને ચોળવાથી કાળાસલેતો લીલો રસ નીકળે છે. એની વાસ તીખી અને સ્વાદ પ્રથમ ચીરપરો ને પાછળથી કડવો લાગે છે.

ફૂલ-પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે ૧ થી ૪ પુષ્પ ધારણ કરનારી સળી ½ થી ૧½ ઇંચ લાંબી નીકળે છે. તે દરેકને મથાળે ફૂલનો ચક્ર આવે છે. એ ચક્રનો વ્યાસ ¼ થી ½ ઇંચ જેટલો હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી તળિયે પાતળી અને મથાળે જાડી થયેલી હોય છે, ને તેપર સખ્ત સફેદ લાંબા વાળની ગીચોગીચ રૂંવાટી હોય છે. આ સળીને મથાળે એક ગોળ પડઘી આવી તેની કોરપર બહારની બાજુ ૬ થી ૧૦ શેક ઉભી નસોવાળાં, સફેદ વાળની રૂંછાળવાળાં ને ટેરવે અણીદાર પુષ્પપત્રો આવેલાં હોય છે. આ પુષ્પપત્રોના અંદરના ભાગમાં પડઘીપર ચક્રની કીનારીએ એક હાર જરા લાંબી પાંખડીવાળાં ફૂલોની આવેલી હોય છે. જે ઘણુંકરી સ્ત્રીફૂલો હોય છે. એની પાંખડીનો એક છેડો જ ઘણો બહાર નીકળતો ને તેની વચમાં સ્ત્રીકેસરાગ્રમુખ ૨ છેડાવાળું દેખાતું હોય છે. આ ચક્રની વચ્ચોવચ્ચ જરા ટુંકી પાંખડીવાળાં ફૂલો દેખાય છે. એ પાંખડીના મુખપર ૪ થી ૫ દાંતા હોય છે. તેની અંદર પુંકસરોના પરાગકોષ પીળા રંગના દેખાતા હોય છે. આ બન્ને જાતનાં ફૂલોને તળિયે પડઘીપર સૂક્ષ્મ બીજ જેવા સ્ત્રીકેસરગર્ભાશયો આવેલા હોય છે, જે પાંખડીઓ અર્થાત્ ફૂલ ખરી ગયા પછી ફલ અને બીજ તરીકે રહી જાય છે. કોઇવાર વચલાં ફૂલો પીળાં પણ હોય છે.

**ફૂલ-બીજ**-તળિયે સાંકડાં, મથાળે પોહોળાં, જરા ચપટાં અને કાળાસલેતા રંગનાં હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ જરા તેલીઓ અને ચીરપરો લાગે છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૈષ્ટિક તથા શોથ અને પિત્તઘ્ન.

**૬-ઉપયોગ**-ભાંગરાનાં પાનનો રસ મીઠા તેલમાં ભેળવી ચામડીના રોગમાં તે ચોળવામાં આવે છે. ભાંગરાને વાટી તેની થેપલી તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ વાળ વધારવામાં અને તે કાળા કરવામાં વપરાય છે. ભાંગરાનાં પાન સુકાવી તેની ભૂકી ધોળા વાળને કલપ લગાડવામાં વાપરે છે. ભાંગરાનો રસ સ્ત્રી અને છોકરાંઓ હાથે પગે ત્રાજવાં તોફાવે છે તે કાળાં કરવા વપરાય છે. ચોમાસે ભીનાસને લીધે પગનાં આંગળાંઓ વચ્ચે ફાંટ પડે છે, ને તે પાકે છે, તેપર ભાંગરાનો રસ એકલો અથવા તેલમાં ભેળવી લગાડવામાં આવે છે. ભાગરાનો રસ કમળાવાળાને પવાય છે. પિત્તવિકારના જળોદરપર ભાંગરાનો રસ અપાય છે. ભાંગરાનો રસ પ્રમેહવાળાને પેશાબની ગરમી ઉપર પવાય છે. ઢોરનાં ભાઠાંઓમાં જીવાત પડી હોય તો ભાંગરાનાં પાન સીતાફળનાં પાન સાથે વાટીને તેપર બંધાય છે. તલ્લી અગર બીજા કારણથી જળોદર થયો હોય તો તેપર ભાંગરાનો ઉપયોગ કરવામાં આવે છે. ભાંગરાનાં પાનને વાટી ગડગુંબડાં અને સોજાપર ચોપડવામાં આવે છે. ભાંગરાનાં પાનનો રસ જરા ગરમ કરી તેલની સાથે મેળવી તેનું ટીપું કાનના દુખાવામાં કાનમાં નાંખવામાં આવે છે. ભાંગરાનાં પાન રંગના કામમાં વપરાય છે. ભાંગરાનાં પાનનો તાજો રસ પણ વાળ કાળા કરવામાં વપરાય છે. ભાંગરાનાં પાનને ઘીમાં કેળવી તે ઘી પિત્ત અને **પીનસ** રોગમાં (નાકમાં) સુંઘાય છે અને માથાપર ઘસવામાં આવે છે. આંખના દુખાવાપર ભાંગરાનાં પાનની પોટીસ બાંધવામાં આવે છે. બરલની ગાંઠ મ્હોટી હોય તો તેપર ભાંગરાનો કવાથ અપાય છે, અને તેની પોટીસ ગાંઠપર બાંધવામાં આવે છે. હાથ પગની બળતરાપર ભાંગરાનો રસ ચોપડવામાં આવે છે. પિત્તની ઉલટી અને તાવ બંધ કરવાને ભાંગરાનો રસ અપાય છે. તેમ જ ભાંગરાના છોડવાને પાણીમાં ગરમ કરી તેની બાફ આપવામાં આવે છે. ભાંગરાનો રસ મીઠાં તેલમાં મેળવી **ફીલપાય** અથવા **હાથીપગાપર** ચોપડવામાં આવે છે. માથાના સખ્ત દુખાવા ઉપર ભાંગરાનાં પાનને જરા સુંઠ સાથે વાટી માથાપર લેપ કરવામાં આવે છે. ભાંગરાનો રસ તેલમાં મેળવી માથાના ખોડા અગર ઉંદરીપર ચોપડવામાં આવે છે.



આર્યઔષધ ગ્રંથમાં "ભ્રંગરાજચૂર્ણ, ભ્રંગરાજતૈલ, અને ષડ્બિંદુતૈલ, એમ ત્રણ બનાવટો આપેલી છે. તરતનાં જનમેલાં બાળકને ભરાઈ જવાપર ૨ ટીપાં ભાંગરાનો રસ આઠ ટીપાં મધની સાથે મેળવી ચટાડવામાં આવે છે. મગજના વ્યાધિમાં તે ઉપયોગી છે. કોંકણની અંદર આંચકી ઉપર તેની ખીર કરી ખવરાવવામાં આવે છે, તે ભાંગરાનો રસ ૧ તોલો, કુબાનો રસ ૦| તોલો, સુંઠનો રસ ૨ તોલા, નગોડનો રસ ૧ તોલો, અને અગથીઆનો રસ ૩ તોલા, એ બધા રસથી ચોગણું નાળીએરનું પાણી લઇ ઉકાળવું, તેમાં થોડા ચોખા નાંખી ખીર કરી તે દિવસમાં એક બે વખત ગોળની સાથે આપવી તેથી આંચકી બેસી જાય છે."

(ડા. વી. ગ્રી.).

"ભાંગરો દાંતને સારો છે. તેનો મુખ્ય ગુણ શોષક, ઉષ્ણ, રોપણ તથા કફઘ્ન છે, તેની માત્રા ૦| થી ૦|| તોલા સુધી છે. આંચકી, અપસ્માર, તાવ વગેરે દરદોમાં તેનો કવાથ અપાય છે. ભાંગરાના રસથી ચાંદાં ધોવાય છે. ઘણા પ્રયોગોમાં ભાંગરાના રસની ભાવના આપવામાં આવે છે." (વૈ. શા. મ. ગો.).

"ભાંગરો કફ, વા, કૃમિ, દમ, ઉધરસ, સોજા, પાંડુ, કોઢ, આંખના રોગ, માથાના રોગ, છાતીના રોગ, વધરાવળ, ખરજ એ સર્વે રોગને મટાડે છે. દાંતના રોગને મટાડે છે, રસાયન છે, કૌવત વધારે છે, વિષને ટાળે છે, મૂત્રાતિસાર મટાડે છે." (વૈ. રૂગનાથજી).

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, વોકળા, નદિ, તળાવ, પાણીના ધોરીઆ કાંઠે, તેમ જ તળાવ ખાબોચીઆં વગેરે સુકાતાં હોય તેમાં, તેમ જ કાદીવાળી અને દરિયાકાંઠાની રેતાળ જમીનમાં ભાંગરો પુષ્કળ ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-સંસ્કૃત भृंगराज ઉપરથી ભાંગરો અને मार्कवः ઉપરથી માકા એ નામો નીકળેલાં છે. ભાંગરો સરામણામાં કામ આવે છે, તેમ જ ત્રિપંડીના ત્રણ દિવસ બાવળ, બોરડી, ધ્રો આદિને જેવી રીતે લોકો પિતૃનિમત્ત પાણી રેડે છે, તેમ ભાંગરાને પણ રેડે છે તેથી સંસ્કૃતમાં તેનું નામ पितृप्रिय હશે. કેશને કાળા કરે છે માટે **કેશરાજ** કહે છે.

કાળો, ધોળો, અને પીળો, એમ ત્રણ જાતના ભાંગરા કહેવાય છે. પણ ખરૂં જોતાં ધોળો અને પીળો એ બે જાતના જ ભાંગરા થાય છે. પીળા ભાંગરાનાં ફૂલ પીળાં થાય છે, અને કાળા ભાંગરાનાં ધોળાં થાય છે. ધોળા ભાંગરાના છોડવા કેટલીકવાર વિશેષ-કાળા થાય છે, પણ તેમાં ફૂલ તો ધોળાં જ હોય છે, પણ તેનાં **ફૂલ-બીજ** (achenes) કાળાં થાય છે તેથી જ્યારે આ ભાંગ-

રાના છોડમાં ફૂલ ખરી ગયાં હોય ત્યારે એ કાળો ભાંગરો છે એમ મનાય છે. પણ ખરૂં જોતાં કાળો અને ધોળો ભાંગરો એક જ છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી.)

### નંબર ૩૧૫.

**૧-શાસ્ત્રીયનામ**-Flavieria repanda.

દૃષ્ટાન્ત-N. p. 162;

**૨-દેશીનામ**-પીળો ભાંગરો (પો૦+ગુ૦);

**૩-વર્ણન**-પીળા ભાંગરાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તેમજ તે કેટલીક જગોએ વિશેષ-કરી-ઉન્હાળુ મોલની સાથે ઉન્હાળે પણ જોવામાં આવે છે. તે ૧ થી ૨ ફીટ ઉંચા અથવા જમીનપર પથરાયલા હોય છે. એમાં કેટલીક લાંબી પસરાતી શાખાઓ નીકળેલી હોય છે. એની ડાંડી અને શાખાઓ ફીકાસલેતા પીળા લીલા રંગની અથવા જાંબુડી છાયાલેતી હોય છે. પાન જરા જાડાં અને લાંબાં હોય છે. ફૂલ પીળા રંગનાં અને ફલ અગર બીજ સૂક્ષ્મ કાળા રંગનાં હોય છે.

**મૂળ**-ઉપરથી ભૂરૂં, અંદરથી સફેદ, ૪ થી ૬ ઇંચ લાંબું, કેટલાક ઝીણા ફાંટાવાળું હોય છે. તે પેનસીલથી ટચલી આંગળી જેવું જાડું, ઘણું કઠ્ઠણ, ઉગ્રવાસ અને સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી મૂળ જેવી જાડી ને અંદરથી પોચા ગાભાવાળી હોય છે. શાખાઓ સામસામી, શાખાઓ ઉપર પ્રતિશાખાઓ પણ તેવી જ રીતે સામસામી નીકળેલી હોય છે. ડાંડી અને શાખાઓ સાંધાવાળી હોય છે. અને તેના ઉપર ઉભી હાંસો આવેલી હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. તે ડાંડી અને શાખાઓને એટલાંતો ચોટડુક થઇને નીકળેલાં હોય છે કે, તેની ડીટડી જાણે પોહોળી થઇ ડાંડી અથવા શાખામાં સમાયલી હોય તેવી દેખાય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાનમાં ૩ થી ૫ ઉભી નસો હોય છે. તે ઉપરની સપાટીએ અંદર બેસતી અને નીચેનીએ બહાર નીકળતી હોય છે. પાન બન્ને છેડે સાંકડાંથતાં અને કોરપર ઘણુંકરી દાંતાવાળાં હોય છે. કેટલાંક પાનમાં કોરના દાંતા સફેદ હોય છે. પાન ૧ થી ૧½ કે ૩ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી તે સહેજ ચીકણાં લાગે છે. અને વાસ ગાજરા જેવી અને સ્વાદ કડવાસલેતો ગળચટો હોય છે.

**ફૂલ**-પાનના ખૂણામાં પીળાં સૂક્ષ્મ ફૂલો તારાની માફક ઘણાં પાસે પાસે ગોઠવાયલાં હોય છે. આવા ફૂલ-વાળા બે પત્રકોણમાંથી અક્કેક શાખા નીકળેલી હોય છે. આ દરેક શાખાને મથાળે પાનની જોડી આવી તેના ખૂણા-ઓમાં પાછાં ફૂલ આવે છે. અને એ ખૂણાઓમાંથી વળી પ્રથમની પેઠે બે સામસામી શાખાઓ નીકળે છે. એમ ઉત્તરોત્તર નાહાની નાહાની શાખાઓ નીકળતી જાય છે અને તેપર પાનની જોડી આવી વળી તેના ખૂણાઓમાં ફૂલ આવી શાખાઓ આવતી જાય છે. છેલી ત્રણ શાખાઓમાંથી વચલી શાખા ઘણુંકરી સમાઇ જાય છે. અને બાજુની બે શાખાઓ નીકળી તેને મથાળે ફૂલ આવી ત્યાંથી શાખાઓ નીકળતી બંધ થાય છે. આ સૂક્ષ્મ ફૂલના તારાની આજુબાજુ છેવટ ૩ થી ૪ રેક સૂક્ષ્મ પાન જેવાં પુષ્પપત્રો આવેલાં હોય છે. કેટલાંક ફૂલોની પાંખડી ધોળી અને કેટળાંકની પીળી હોય છે. પાંખડીના દાંતા પાંચ; પુંકેસરો ૫; સ્ત્રીકેસર ૧; કેસરાગ્રમુખના ૨ લાંબા છેડા બહાર નીકળતા અને આંકડાની માફક વાંકવળેલા દેખાતા હોય છે. ફલ અને બીજ ( achenes ) લીસાં, ચળકતાં, ઉભી હાંસોવાળાં કાળા રંગનાં ½ લાઇન લાંબાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ગ્રાહી.

**૬-ઉપયોગ**-પીળા ભાંગરાના છોડવા બીજો ચારો નહિ મળતાં ભેંસો વગેરે ખાય છે. એના છોડવા રંગના કામમાં વપરાય છે. એનાં પાનને વાટી તેની લેપડી ગડગુંબડાંપર બાંધવામાં આવે છે. એના છોડવાને છુંદી તેને તેલમાં ઉકાળી તે તેલ નહિ રૂઝાતાં ચાંદાં અને ગુંબડાં ઉપર ચોપડવામાં આવે છે.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, અને ખેતરોમાં તેમજ ચોમાસામાં અને ઉન્હાળામાં બીજા મોલસાથે નેદ તરીકે ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-એનાં ફૂલ પત્રકોણમાં ભાંગરાની પેઠે આવેલાં દેખાય છે. અને તે રંગે પીળાં હોવાથી અને છોડવાનો દેખાવ પણ થોડો ભાંગરાના છોડવાને મળતો હોવાથી એને **પીળો-ભાંગરો** કહે છે.

આ પીળા ભાંગરાના છોડવા જ્યાં ઉગે છે ત્યાં જથાબંધ ઉગી જાય છે. તે આ દેશનો વતની હોય એમ જણાતું નથી. કેમકે તે બરડા ડુંગરપર તેમજ કાઠિયાવાડ, કોંકણ કે ગુજરાતમાં કાળા ભાંગરાની માફક સર્વે જગોમાં ઉગતો જોવામાં આવતો નથી. આ સ્વસ્થાનમાં પણ તે પોરબંદર તલપતની આસપાસની વાડીઓ અને પડતર જમીનમાં ઉગે છે.

રેવરન્ડ **નેર્ન** સાહેબે આપેલું વર્ણન આ છોડવાને મળતું આવે છે, જે ઉપરથી એને ઉપરનું શાસ્ત્રીયનામ આપવામાં આવેલું છે. પણ તેઓનો **પિવળામાકા** એટલે પીળો ભાંગરો ( Wedelia calendulacea ) આ સ્વસ્થાનમાં જોવામાં આવતો નથી.

---

## વર્ગ-( કમ્પોઝિટી ).

### નંબર-૩૧૬.

**૧-શાસ્ત્રીયનામ**-Blainvillea Latifolia.

દૃષ્ટાન્ત-H. III. p. 305; N. p. 161.

**૨-દેશીનામ**-ધોળું ફુલડું, ધોળું સીશોરીયું (પો+ગુ૦).

**૩-વર્ણન**-છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. તેમાં થોડીક લાંબી અક્કડ શાખાઓ નીકળે છે. પાન પોહોળાં, તળિયે સાંકડાંથતાં સામસામાં અને આંતરે આવેલાં ૧ થી ૨ કે કોઇવાર ૪ ઇંચ લાંબાં હોય છે. ફૂલ ( flower head ) ધોળા રંગનાં ને ફલ (achenes) ખૂણીઆવાળાં હોય છે. એના આખા છોડવાપર ઘણું-કરી ખરસટ ધોળા વાળની રૂંવાટી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-શોથઘ્ન.

**૬-ઉપયોગ**-એનાં પાન ભાંગરાનાં પાનની સાથે કાળો રંગ કરવાને વપરાય છે. એનાં પાનનો સંધિવાના સોજાપર પાણીમાં વાટી લેપ કરે છે. ફૂલ વાટીને આધા-શીશી ઉપર ચોપડાય છે.

**૭-સ્થાનક**-એના છોડવા પીળીબદકડી સાથે ચોમાસે ઘણા ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-એનાં ફૂલ સીશોરીઆં જેવાં પણ રંગે સફેદ હોય છે માટે એને ધોળાં ફુલડાં અથવા સીશો-રીઆં કહે છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી.)

### નંબર ૩૧૭.

**૧-શાસ્ત્રીયનામ**-Glossocardia linearifolia.

દૃષ્ટાન્ત-H. III. p. 308; N. p. 161; Watt. III. p. 508.

**૨-દેશીનામ**-અડબાઉસુવા, શીંગડીઆસુવા, પથરના સુવા, વરસાદનાસુવા ( પો+ગુ૦ ); पथरसुवा (म०); सेरी (हिं०); पिथारि (सं०)

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઉગે છે. તે ૩ થી ૬ ઇંચ કે પુરેક લાંબા થાય છે. તે વખતે ઉભા કે જમીનપર પથરાયલા હોય છે. તેમાંથી સુતળી જેવી પાતળી, લીસી, ચળકતી, ઉભી હાંસોવાળી થોડીક શાખાઓ નીકળે છે પાન સુવા જેવાં ઝીણાં, વિભાગિત નીકવાળી તળિયે ચપટી થયેલી લાંબી ડીટડીવાળાં, ટેરવે સૂક્ષ્મ અણીવાળાં, ૩ થી ૫ એક વિભાગોવાળાં, ચપટાં, ૧ થી ૨ ઇંચ લાંબાં, બહુધા અંદર વળતી કોરવાળાં સામસામાં (કવચિત જ આંતરે) આવેલાં હોય છે. ફૂલ (flower head) શાખાઓને મથાળે અને પત્રકોણમાંથી અક્કેક આવેલું હોય છે. તેને તળિયે શાખાથી પાતળી નાહાની ડીટડી હોય છે. આ ડીટડીને મથાળે ફૂલથી નીચે ૨ થી ૩ સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે. તેની અંદર ફૂલથી બહાર ૨ થી ૨½ લાઇન લાંબાં, ૧ લાઇન પોહોળાં, લંબગોળ પાતળી ધોળી કીનારવાળાં પુષ્પપત્રો હોય છે. તેની સપાટીપર વચ્ચોવચ લીલા રંગની પટીની વચમાં ઉભી બાનકદાર ટીસીઓ હોય છે. ફૂલ પીળા રંગનાં તેની કોરપર લાંબી પટી જેવી પાંખ-ડીવાળી ફૂલડી પણ બે ચાર હોય છે. ફલ (achenes) ૩ થી ૪ લાઇન લાંબાં, ¾ લાઇન પોહોળાં અને ચપટાં હોય છે. તે એક બાજુ ઉભી પોહોળી નીકવાળાં અને બીજી બાજુ ઉભી નસવાળાં હોય છે. તેઓ બન્ને બાજુ તેમ જ બન્ને પાસે લાંબા ભૂરાસલેતા ચળકતા વાળની રૂંછાળવાળાં હોય છે. ફલનો રંગ કાળો હોય છે, અને તેને મથાળે કાળા રંગની બે સૂક્ષ્મ ઝીણાં શીંગડાં જેવી અણી હોય છે. આ ફલ લાંબું, મથાળે બે કાળી અણી વાળું અને તેને બન્ને પાસે ભૂરા રંગના લાંબા વાળની રૂંછાળને લીધે, તેનો દેખાવ એક **ફૂલ** કે **બીજ**ના કરતાં એક જંતુને મળતો વિશેષ લાગે છે.

**૪-ઉપયોગીઅંગ:**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-શોથઘ્ન અને દસ્તાન વધારનાર.

**૬-ઉપયોગ:**-એનાં પાન ઘણાં ગરીબ લોકો ભાજી તરીકે અથવા કાચાં ખાય છે. એનો આખો છોડવો વાટી વાળાના સોજાપર બાંધવામાં આવે છે. એનાં પાનનું શાક માસિક શ્રાવ વધારવા માટે સ્ત્રીઓને ખવ-રાવવામાં આવે છે. એનાં પાનના રસનું કાનના દુખા-વાપર કાનમાં ટીપું નાખવામાં આવે છે.

**૭-સ્થાનક**-કાદીવાળી જગામાં ઉગે છે. એ ઉત્તર, મધ્ય અને દક્ષિણ હિં૦માં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એના છોડવા પથરવાળી જમી-નમાં ઉગે છે, અને એનાં પાન સુવા જેવાં દેખાય છે, માટે એને **પથરસુવા** કહે છે. પાનની વાસ સુવા જેવી, અને સ્વાદ ગાજર જેવો હોય છે. એનું મૂળ ભૂરા ધોળા રંગનું ૧ થી ૨ ઇંચ લાંબું, ૧ થી ૧½ લાઇન જાડું, અને

જરા સુગંધિત વાસવાળું હોય છે. એમાંથી ભાગ્યે જ બીજી શાખાઓ નીકળેલી હોય છે મૂળ મથાળે જાડું ને તળિયે સાંકડુંથતું હોય છે, તેનો કવાથ સંધિવા ઉપર અપાય છે, એમ કહેવાય છે.

---

## વર્ગ-(કંપોઝિટી.)

### નંબર ૩૧૮.

**૧-શાસ્રીયનામ**-Bidens pilosa (Var.) bipinnata.

દષ્ટાન્ત-H. III. p. 309; N. p. 161.

**૨-દેશીનામ**-સમરા કોકડી, કુસીયું (પો૦ગુ૦).

**૩-વર્ણન**-સમરા કોકડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ½ થી ૧ કે ૨ ફીટ ઉંચા વધે છે. એમાં થોડીક લાંબી શાખાઓ નીકળેલી હોય છે. પાન કાગડોળીઆનાં પાન જેવાં તરેહવાર રીતે વિભાગિત થયેલાં હોય છે. ફૂલ પીળાં અને ફળ કાળી સળી જેવાં હોય છે. એના આખા છોડવાપર કોઇવાર થોડા ઘણા બારીક વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**-કઠણ, સુતળીથી પેનસીલ જેવું જાડું, ઉપર ભૂરૂં, પાતળી છાલવાળું અને અંદર ફીકા ભૂરા રંગનું હોય છે. તેના ઉપરના ભાગમાંથી કેટલાક જાડા અને બારીક રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ પ્રથમ ગાજરની લોદર જેવો અને પાછળથી ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી મૂળ જેવી જાડી, ભૂરા રંગની ને ગોળ હોય છે. તેની છાલ લીસી અને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. ડાંડી વચ્ચોવચ પોચી હોય છે. શાખાઓ ચોધારી, ઉભી હાંસોવાળી, લીલા રંગની, ચળકતી અને બહુધા લીસી હોય છે. કોમળ શાખાઓ અંદરથી પોચી, ધોળી, અને તેપર વાળની રૂંવાટી હોય છે. વાસ અને સ્વાદ મૂળ જેવાં હોય છે.

**પાન**-સામસામાં તોપણ શાખાઓના છેડા પાસે વખતે આંતરે પણ હોય છે. શાખાઓના નીચેના ભાગમાં પાન મ્હોટાં અને વિશેષ વિભાગિત થયેલાં અને ઉપરના ભાગમાં તે નાહનાં ને ઓછાં વિભાગિત હોય છે. પાન પાતળાં, નરમ, અને તેની કોર દાંતાવાળી હોય છે. તે ૨ થી ૫ ઇંચ લાંબા અને ૧ થી ૩ પોહોળાં હોય છે. તેના વિભાગો ટેરવે લાંબાં અને સાંકડાથતા હોય છે. પાનની બન્ને સપાટીપર ઘણું કરી સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. ડીટડી નીકવાળી, થડમાં પોહોળી, મથાળે ચપટીથતી હોય છે. તેપર પાછળની બાજુ ઉભી હાંસો હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે, જે થોડીવાર પછી ચીકણો થઇ જાય છે. વાસ મુળાનાં પાનને મળતી અને સ્વાદ સહેજ ચીરપરો લાગે છે. પાનની સપાટીને **આઇગ્લાસથી** જોતાં બન્ને સપાટીએ ભૂરા કે કાળાસલેતા રંગની બાનક દેખાય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી મજબૂત, લાંબી, કે ટુંકી ને પાતળી હોય છે. તેપર પીળા રંગનું જરા સુગંધિત વાસવાળું એકેકું ફૂલ (flower head) આવેલું હોય છે. તે ૧ થી ૩ લાઇન લાંબું અને બહુધા તેટલા જ વ્યાસનું હોય છે. આ દરેક ફૂલની બહાર પુષ્પપત્રો આવેલાં હોય છે; તેમાંનાં બહારનાં પુષ્પપત્રો ટુકાં, ઝીણાં અને કોરપર ધોળા સૂક્ષ્મ વાળની હારવાળાં હોય છે. અને અંદરનાં પુષ્પપત્રોની કોર ફીકા ધોળા રંગની, પાતળી, અને તેની પાછળ વચ્ચોવચ લીલી નસ હોય છે. આ પત્રો બહારનાં પત્રો કરતાં જરા લાંબાં અને પોહોળાં હોય છે. આ દરેક ફૂલમાંની ફૂલડીની પાંખડી પીળા રંગની, નીચેથી જોડાયલી ને મથાળે તેના પાંચે છેડા સૂક્ષ્મ દાંતા જેવા દેખાતા હોય છે. કોઇવાર ફૂલની કીનાર પાસે ફૂલડીની પાંખડી પાતળી પટી જેવી થયેલી હોય છે, ત્યારે તે ફીકા પીળા કે ધોળા રંગની હોય છે. પાંખડીપર બહારની બાજુ પીળા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પુંકેસરો પીળા રંગનાં પાંખડીની અંદર હોય છે. સ્રીકેસરનલિકાના બે છેડા પાંખડીથી બહાર નીકળી બન્ને બાજુ નીચા વળેલા હોય છે. તેપર ઘણુંકરી સૂક્ષ્મ વાળની રૂંવાટી દેખાતી હોય છે.

**ફલ**-(achenes) ઉભાં, લાંબાં, ચાર ખૂણીઆં, કાળા રંગનાં ને તેપર ઘણુંકરી સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. તે ¾ ઇંચ લાંબાં અને ½ લાઇનથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. તેને તળિયે પીળાસલેતો ધોળો ચાંડલો હોય છે અને મથાળે ૩થી ૫ ઉભા પીળાસલેતા સફેદ રંગના ઝીણા કાંટા (awns) હોય છે. એ કાંટાઓ ઉપર સોઇ જેવી અણીવાળા ધોળા રંગના નીચા નમતા સખ્ત વાળ આવેલા હોય છે, જે એક વખત લુગડામાં ભરાય છે તો તે જલદીથી નીકળી શકતા નથી.

**બીજ**-ભૂરા ધોળા રંગનું, લીસું ને ચળકતું હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-રોપક.

**૬-ઉપયોગ**-સમરાકોકડીનાં મૂળ અને પાનના ઉકાળાથી નહિ રૂઝાતાં ચાંદાં ભાઠાંઓ ધોવામાં આવે છે. આ સ્વસ્થાનના રબારી અને મતવા લોકો ઢોરને વીયાણા પછી ઓર પડતી ન હોય, અથવા ઢોરને આડું આવ્યું હોય તો સમરાકોકડીના છોડવાનો ઉકાળો કરી તેને ગાળી તે ઉકાળામાં ગોળ ભેળવી ઢોરને પીવડાવે છે. સમરાકોકડીનાં પાનને વાટી તેની લેપડી ગડગુંબડાંપર બાંધવામાં આવે છે. સમરાકોકડીના આખા છોડવાને તેલમાં ઉકાળી

તે બળી જાય ત્યારે તેલને ગાળી લઈ તે તેલ ચામડી-પર ચોપડવામાં આવે છે.

**૭-સ્થાનક**-ચોમાસે સમરાકોકડીના છોડવા રસ્તાની બાજુએ, બાવળ વગેરે ઝાડોના છાંયડા નીચે, તેમજ ઢોરોની ચરીઆણ જગોએ ઘણા ઉગતા જોવામાં આવે છે. એ આખા હિં૦માં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-એનાં ફૂલ પાકીને સુકાય છે ત્યારે તેપરના કાંટા જરા આડા પસરાઈ એક બીજાં સાથે ગુંથાઈ જઈ એ ફૂલના સમુદાયનો આકાર એક ગોળ કોકડી જેવો થઈ રહે છે, જેપરથી એને **સમરાકોકડી** કહે છે. એ કોકડીમાંના કાંટા લુગડામાં ભરાઈ **કુસીઆં** ઘાસની માફક ચોટી જાય છે, માટે એને કેટલાક લોકો **કુસીયું** કહે છે.

---

## વર્ગ—( કમ્પોઝિટી. )

### નંબર ૩૧૯.

**૧-શાસ્ત્રીયનામ**-Glossogyne pinnatifida

દૃષ્ટાન્ત-H. III. p. 310; N. p. 161; Watt III. p. 508.

**૨-દેશીનામ**-કાગસુવા (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા પણ પથરવાળી જમીનપર ચોમાસે છૂટા છવાયા ઉગે છે. તેનો સાધારણ દેખાવ અડબાઉ સુવા જેવો હોય છે. પાન વિભાગિત; ફૂલ પીળાં; અને ફળ ઉંડી નીકવાળાં હોય છે.

**ઉપયોગ-અડબાઉ સુવા પ્રમાણે.**

એના છોડવા નાહાના અને પાન ઝીણાં સુવા જેવાં હોય છે, માટે એને **કાગસુવા** કહે છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી.)

### નંબર ૩૨૦.

**૧-શાસ્ત્રીનામ**-Tridax procumbens.

દૃષ્ટાન્ત-H. III. p. 311.

**૨-દેશીનામ**-પરદેશી ભાંગરો (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ઘણુંકરી બારે માસ જોવામાં આવે છે. તોપણ ચોમાસે ઘણા ઉગે છે. તે ૧ થી ૨ ફીટ લાંબા અને ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. એમાં છેટે છેટે કેટલીક શાખાઓ સુતળી જેવી પાતળી નીકળેલી હોય છે. પાન સામસામાં છીછરાં, તેમજ ઉંડાં વિભાગિત થયેલાં, વખતે થોડાં કાંગરીદાર ૧ થી ૨ ઈંચ લાંબાં અને $\frac{1}{2}$ થી ૧ પોહોળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ઘણી લાંબી હોય છે; તેપર એકેક ફૂલ (Flower head) આસરે $\frac{1}{2}$ ઈંચ વ્યાસનું પીળાસલેતા રંગનું આવેલું હોય છે. તેનાં બહારનાં પુષ્પપત્રો પાન જેવાં લીલાં ને ટુંકાં હોય છે. ફૂલ-બીજ ભૂરા રંગનાં અને વાળની રૂંછાળવાળાં હોય છે.

એના આખા છોડવાપર સખ્ત ધોળાવાળની રૂંવાટી હોય છે.

એનાં પાનના રસનું કાનના દુખાવાપર કાનમાં ટીપું નાંખે છે. તેમજ પાનનો રસ ભાંગરાનાં પાનના રસની પેઠે સોજાપર ચોપડવામાં આવે છે. એના છોડવા સુકાએ એનાં પાન ભાંગરાની પેઠે કાળાં થઇ જાય છે. એના છોડવા બાગ અને વાડીઓમાં નેદ તરીકે તેમજ રસ્તાઓની બાજુએ અને ઘાસ ભેગા ઉગે છે.

એ **અમેરીકા**નો છોડવો છે. તોપણ હાલ તે નેદ તરીકે અહીં ઘણો ઉગે છે. એનાં પાન આકારે સુંદર હોય છે-માટે બાગોમાં વાવવા લાયક છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી.)

### નંબર ૩૨૧

**૧-શાસ્ત્રીયનામ**-Echinops echinatus.

દૃષ્ટાન્ત-H. III. p. 358; N. p 164; રૂ. નિ. પા. ૫૮૮.

**૨-દેશીનામ**-ઉટકટો, ઉતકટો, શુળીઓ (પો+ગુ૦); कांटेचुबक, उंटाटी (म०); उतकंटा (हिं०) उत्कंटक (सं०).

**૩-વર્ણન**-ઉટકટાના છોડવા ૧ થી ૨ કે ૨$\frac{1}{2}$ ફીટ ઉંચા થાય છે, તે શિયાળે જોરમાં આવે છે, એમાં ફૂલ ન આવ્યાં હોય ત્યાંસુધી એ દારૂડીના છોડવા જેવા દેખાય છે. પણ ફૂલની દડી આવે તરત **ઉટકટો** ઓળખાઇ આવે છે. એના છોડવામાં ચોતરફ શાખાઓ આવે છે, તે ઉંચી ચઢતી હોય છે. પાન લાંબાં, કાંટાવાળાં અને કોરપર વિભાગિત હોય છે. ફૂલ ફીકા જાંબુડા રંગનાં કાંટાવાળી ગોળ દડીમાં આવે છે. ફૂલ-બીજ લાંબાં હોય છે.

એના આખા છોડવાપર ધોળા વાળની રૂંછાળ અને લાંબા તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે.

**મૂળ**-૪ થી ૬ ઈંચ કે વખતે ફુટેક લાંબું અને સ્લેટ પેનથી આંગળી જેવું જાડું હોય છે. એની છાલપરની ફોતરી પાતળી ભૂરી હોય છે. તે નખથી ખરપતાં નીકળી જાય છે. છાલ ફીકા ભૂરા જાંબુડી છાયાલેતા રંગની, રસભરી અને જરા બટકણી હોય છે. તોપણ તે મૂળપરથી સહેલાઇથી સળંગ ઉતરી શકે છે. મૂળનું લાકડું કઠણ, ધોળું, વચમાં પોકળ અને બાજુએ સછિદ્ર ચક્રાકાર હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો હોય છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. શાખાઓ ડાંડી જેવીજ જોરદાર

ઉંચી ચઢતી હોય છે, તે ઘણીવાર ડાંડીથી ઉંચી વધી જાય છે. ત્યારે ડાંડીનું જોર શાખાઓમાં સમાઇ જઇ તે ઉપરના ભાગમાં પાતળી પડી જાય છે. ને તેને મથાળે ફૂલ આવી જાય છે. શાખાઓપર ઉભી હાંસો અને રૂના તાતણા જેવા વાળા વાળની રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે, દારૂડીની પેઠે કોરપર ભગ્ન, ૨ થી ૭ ઈંચ લાંબાં અને ૧ થી ૩ ઈંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની, ચળકતી અને ગોલ ટોપકાંવાળા વાળની રૂંવાટીવાળી; અને નીચેની ધોળારંગની અને ધોળા લાંબા તાંતણા જેવા વાળની ચોંટડુક રૂંછાળવાળી હોય છે. તેની કોરના વિભાગને ટેરવે અને ખૂણાઓપર લાંબા તીક્ષ્ણ કાંટા હોય છે. પાનને ડીટડી હોતી નથી, પણ તેની વચલી નસ તળિયે બહાર નીકળતી ડીટડી જેવી દેખાતી અને મથાળે ચપટીથતી હોય છે. પાનની નસો ધોળાસલેતા રંગની હોય છે. પાનને ચોળવાથી તેની વાસ **વજ** જેવી અને ચાવવાથી સ્વાદ તેલ જેવો અને કડવાસવાળો લાગે છે.

**ફૂલ**—ડાંડી અને શાખાઓના છેડા પાસે આવેલાં હોય છે. આ દરેક દડીમાં ધોળા કે ફીકા આસમાની રંગની વરીઆળીની વાસને મળતી વાસવાળી સૂક્ષ્મ ફૂલડીઓ (Florets) આવેલી હોય છે. ફૂલની દડીનો વ્યાસ ૧ થી ૨ ઈંચ જેટલો હોય છે. આ દડીની અંદર સૂક્ષ્મ ફૂલની બહાર ચોતરફ પુષ્પપત્રોની હારો આવેલી હોય છે. આ દડીમાંનાં દરેક સૂક્ષ્મ ફૂલની પાંખડી ૫ હોય છે. તે તળિયે જોડાઇને નળી જેવી થયેલી હોય છે. અને મથાળે તેના પાંચે છેડા ઝીણી પટી જેવા જૂદા દેખાતા હોય છે, જે પાછળથી પાછળ વળી જાય છે. આ પાંખડીની નળીપર સૂક્ષ્મ ગોળ ટોપકાંવાળા ધોળા ચળકતાવાળની રૂંછાળ હોય છે. પાંખડીના પાંચ જૂદા છેડા તેની નળીની ઉપર થોડા એક બીજાને મળી જરા વાંક ખાધેલો હોય છે. તેથી ત્યાં એક ઢોલકી જેવી પોલ બનેલી હોય છે. નળી સોતી પાંખડી ૫ લાઇન લાંબી હોય છે, તેમાં ૨½ લાઇન નળી અને ૧ લાઇન નળીના મુખપરની ઢોલકી જેવી પોલ, અને ૧½ લાઇન એ પોલ ઉપરના બાકીના પાંખડીના છૂટા છેડા હોય છે તે.

**પુંકેસરો**–૫, હોય છે. તેના તંતુ ધોળા, લીસા, ચળકતા પાંખડીની નળીમાંથી ઉપર આવી નળી ઉપરની પોલમાં વાંક ખાઈ પરાગકોષને મળેલા હોય છે. પરાગકોષ લાંબા ભૂરા રંગના એક બીજાને જોડાઈ એક નળી જેવા બનેલા હોય છે. પરાગકોષને નીચલે છેડે સૂક્ષ્મ ધોળી અણી નીકળેલી હોય છે. પરાગરજ ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પાંખડીની નળી નીચે આવેલો હોય છે. તે ધોળા રંગનો ને તેપર ધોળાવાળની રૂંછાળ આવેલી હોય છે. તેને મથાળે ટુંકા દાંતાવાળા વાળનું કુંડાળું આવેલું હોય છે. નલિકા લીસીને આસમાની રંગની હોય છે. તે પુંકેસરતંતુઓ કરતાં જાડી અને ફૂલની પાંખડીની નળીમાંથી પરાગકોષની નળીમાં થઇને તેથી બહાર નીકળેલી હોય છે, જ્યાં તેના બે છેડા દેખાતા હોય છે. આ છેડા પ્રથમ સીધા ને એક બીજાને વળગેલા હોય છે, પણ પાછળથી છૂટા પડી એક બીજાથી વિરૂદ્ધ દિશાએ વાંકાવળી જાય છે.

**ફ્લ–બીજ**–ફ્લ પાકી ગયા પછી ફૂલની દડી પોતાની મેળે ઢીલી પડી ઉઘડવા માંડે છે. અને તેમાંથી ફ્લ છૂટાં પડે છે. દરેક ફ્લ (achene)ની નીચે સૌથી બહાર લાંબા ચળકતા ધોળાવાળની પીંછી હોય છે. એ પીંછીમાંના વાળ સખ્ત અને સૂક્ષ્મ દાંતાવાળા હોય છે. આ વાળમાં પવન ભરાયાથી તમામ વાળ ચોતરફ ફેલાઇ ફ્લની બહાર એક નાહાની દડી કે વિમાન બની જાય છે. આ દડી વા વિમાનમાં ફ્લ જ્યાં પવન લઇ જાય છે ત્યાં ઉડી જાય છે. ફ્લની બહારના આ વાળ કાઢી નાંખતાં તેની અંદર કાળા ભૂરા રંગનાં મથાળે ધોળા કાંટાવાળાં ફોતરાં ઉપરા ઉપર આવેલાં દેખાય છે. ને એ ફોતરાં કાઢી નાંખતાં તેની અંદર ફ્લને ચોંટડુક થએલાં કાળા રંગનાં ઉભી નસોવાળાં ફોતરાં હોય છે, જેને મથાળે ધોળા દાંતા જેવા છોતા હોય છે. આ ફોતરાં કાઢી નાખ્યા પછી ફ્લ (એકીની) દેખાય છે. તે નીચે સાંકડું ને મથાળે પોહોળું હોય છે. એને મથાળે સૂક્ષ્મ વાળની કુંડલી ને સપાટીપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંછાળ હોય છે. તે આંગળી લગાડતાં ખરી જાય છે. ફ્લ ૨ થી ૨½ લાઇન લાંબું અને ½ લાઇન પોહોળું હોય છે. તેની સપાટી ધોળાસલેતી હોય છે. તેમાં બીજ એક હોય છે. બીજ સફેદ મગજ જેવું ને કડવા સ્વાદવાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.**

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, મૂત્રલ, પૌષ્ટિક તથા શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–ઉટકટાનું મૂળિયું સંધિવાના કવાથમાં તેમજ ઘણા પૌષ્ટિક પાકના મસાલામાં વાપરવામાં આવે છે. ઉટકટાનાં પાનનો રસ ઉધરસ અને દમ ઉપર મધની સાથે અપાય છે. ઉટકટાનાં પાનપરના કાંટા કાઢી તેને છુંદી તેની લેપડી સખ્ત ગડગુંબડાંપર બાંધવામાં આવે છે. માથાંના સખ્ત દુખાવામાં ઉટકટાનું મૂળિયું સુંઠની સાથે વાટી તેનો માથાપર લેપ કરવામાં આવે છે. ઉટકટાના છોડવા સારી પેઠે ઘેકેથી છુંદી ભેંસને ખવરાવવામાં આવે છે. તેથી ભેસમાં દૂધ અને ઘીનો વધારો થાય છે.

"જ્વર, અશ્મરી તથા મૂત્રકૃચ્છ્ર ઉપર તેનાં મૂળિયાંનો ક્વાથ કરીને અપાય છે. કફમાં પણ વપરાય છે. ઉટકટાનો ઉકાળો તૃષા મટાડવામાં બહુ ઉપયોગી છે. તેનાં બી શીતળ, પૌષ્ટિક અને તૃપ્તિ આપનાર છે. ઉટકટાનાં મૂળ, ગોખરૂ તથા કૌચાનાં બીજને દૂધમાં ઉકાળી પાક કરી લાંબો વખત સુધી પીવામાં આવે તો ધાતુ પુષ્ટિ થાય છે. તેમજ તેનાં મૂળનું એકલું ચૂર્ણ પણ દૂધમાં ઉકાળી પીવામાં આવે તો પુરૂષત્વ આપે છે. ઉટકટાના મૂળને પાણી સાથે વાટીને અથવા તેનાં મૂળનાં ચૂર્ણને મધ સાથે મેળવીને ખાધામાં આવે તો ઉધરસને બહુ સારો ફાયદો કરે છે. સર્પ અને વીંછીના ઝેર ઉપર ઉટકટાનાં મૂળને ઉકાળીને લેપ કરવાથી અને પીવાથી તેનું ઝેર ઉતરી જાય છે." (વૈ. શા. મ. ગો.)

"માત્રા–૦ા થી ૦ાા ભાર." (ડા. વી. ઝી.)

"ઉટકટાનું મૂળ વાટી પીવાથી કફ, વા મટે છે. સ્ત્રીને પ્રસવ તરત થાય છે. પિત્ત, વાત, પ્રમેહ, તરસ, છાતીના રોગ, વિસ્ફોટક એ સર્વેને ટાળે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, કાદી અને રેતાલ જમીનમાં તે ઘણો ઉગે છે. કોઈ કોઈ જગોએ તેના છોડવા એટલા જથાબંધ ઉગે છે કે તેથી મેદાનનાં મેદાન ભરાઈ જાય છે. એ હિંના ઘણાખરા ભાગોમાં થાય છે.

**વિ૦ વિવેચન**–ઉટકટાના આખા છોડવાપર કાંટા થાય છે, તોપણ તેની ફૂલની દડીઓમાં મજબૂત,–જાડા, તીક્ષ્ણ અણીદાર, અને ઉભા કાંટા હોય છે. તે ઉપરથી એનું સંસ્કૃત નામ उत्कंटकः (ઉભા કાંટાવાળું) અને તેપરથી પ્રાકૃત ઉટકટો અથવા ઉત્કંટો થયેલું જણાય છે.

---

## વર્ગ–(કમ્પોઝિટી).

### નંબર–૩૨૨.

**શાસ્ત્રીયનામ**–Tricholepis glaberrima.

**દૃષ્ટાન્ત**–H. III. p. 381; N. p. 164; Watt. VI–part IV. p. 80; રૂ. નિ. પા. ૫૭૯.

**૨–દેશીનામ**–કુસીઆરૂં (પો+ગુ૦); ब्रह्मदंडी, मोटबोर (મ૦); ब्रह्मदंडी (હિં૦). ब्रह्मदंडी, कंटपत्रफला, अजदंडी (સં૦).

**૩–વર્ણન**–બ્રહ્મદંડીના છોડવા ચોમાસે ઉગે છે. તે ૧ થી ૩ કે ૪ ફીટ ઉંચા અને સીધા વધે છે. તેમાં ભાગ્યેજ બીજી શાખાઓ નીકળેલી હોય છે. પણ ઘણુંકરી ડાંડીના છેડા પાસે વખતે બે ચાર શાખાઓ ઉભી નીકળેલી હોય છે. પાન લાંબાં, સાંકડાં, કોરપર કાંટાવાળાં; ફૂલ ગુલાબી કે ફીકા જાંબુડા રંગનાં; અને ફલ ફીકા કે કાળાસલેતા ભૂરા રંગનાં હોય છે.

**મૂળ**–૨ થી ૮ ઈંચ લાંબું, સુતળીથી આંગળી જેવું જાડું, બહારથી ભૂરૂં, અંદરથી સફેદ, કઠણ અને જરા રસભર્યું અને પાતળી છાલવાળું હોય છે. એમાં કવચિત બીજા જાડા કે ઝીણા ફાંટા નીકળેલા હોય છે. વાસ અને સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળ જેવી જાડી, ગોળ, ઉભી હાંસોવાળી, ચળકતી, લીલા કે ફીકા રંગની ને અંદરથી ધોળી અને પોચી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે છોડવાના નીચલા ભાગપર ૨ થી ૬ ઈંચ લાંબાં અને ½ થી ૧½ કે ૨ ઈંચ પોહોળાં, અને તેના ઉપલા ભાગ અને શાખાઓપરનાં ૧ થી ૪ ઈંચ લાંબાં અને ⅛ થી ½ કે વખતેજ તેથી થોડાં વિશેષ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટીપર કાળાં ટપકાં હોય છે. અને વખતે તેની સાથે સફેદ ટપકાં પણ હોય છે. ઉપરની સપાટી લીલી, નીચેની ફીકી, બન્ને સપાટી ખરસટ અને ચળકતી હોય છે. પાનને ડીટડી હોતી નથી એટલે તે ડાંડી કે શાખાને ચોટડુક થઈ નીકળેલાં હોય છે. પાનની કોરપર કરવતના દાંતા જેવા તીક્ષ્ણ કાંટા હોય છે. પાનની નીચલી સપાટીપરની વચલી નસ વધારે બહાર નીકળતી, પીળાસલેતા લીલા રંગની, અને તેપર સૂક્ષ્મ દાંતા જેવા કાંટાની વખતે હાર આવેલી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ખારાસલેતો હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ઘણુંકરી અકેક ફૂલ (flower head)ની ડોડવી આવે છે. તે ½ થી ¾ ઇંચ લાંબી હોય છે. એ દરેક ડોડવીપર બહારની બાજુ તીક્ષ્ણ ને વખતે વાંકી લાંબી અણીવાળાં કાંટાવાળાં સાંકડાં ને લીલા ભૂરા રંગનાં પુષ્પપત્રો આવલાં હોય છે. ફૂલની પડઘીપર ફૂલડીઓ (florets) સાથે પણ ઝીણાં, અણીવાળાં, પાતળાં ને દોરા જેવાં ફોતરાં આવેલાં હોય છે. દરેક ફૂલડી (floret) ગુલાબી અથવા ફીકા જાંબુડા રંગની હોય છે. તેની પાંખડી ૫ હોય છે. તે જોડાઈને તળિયે ફીકા ગુલાબી કે ધોળા રંગની નળી જેવી બનેલી હોય છે. અને મથાળે તેના પાંચે દાંતા સૂક્ષ્મ દેખાતા હોય છે. પુંકસરો પાંખડીથી જરા ટુકાં હોય છે. સ્ત્રીકેસરના બે છેડા પુંકસરોથી ઉંચા જઈ પાંખડી જેટલા લંબાએલા હોય છે.

**ફલ–બીજ**–(achenes) પ્રથમ ધોળાં અને પછી ફીકા ભૂરા કે કાળાસલેતા રંગનાં થઈ જાય છે. તે ૧½ થી ૨ લાઇન લાંબાં અને ¾ લાઈન પોહોળાં હોય છે. તે સહેજ ચપટાં, ઉભી હાંસોવાળાં, તળિયે એક બાજુ સૂક્ષ્મ ખાંચવાળાં, સાંકડાં અને મથાળે સૂક્ષ્મ દાંતાવાળાં સફેદ ફોતરાં જેવા વાળની પીછીવાળાં હોય છે. એનો સ્વાદ કડવો હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ચિરગુણકારી પૌષ્ટિક, પૌષ્ટિક તથા જ્વર અને જન્તુઘ્ન.

૬–ઉપયોગ–એનાં બીજ પૌષ્ટિક પાકો અને ઘોડાઓના મસાલાઓમાં વપરાય છે. તેમજ તે તાવ અને ફીરમની ફાકીમાં પણ વાપરવામાં આવે છે. એના આખા છોડવાને બાળી તેની ભસ્મ તેલમાં મેળવી નહિં રૂઝાતાં ચાંદાં વગેરેપર મુકવામાં આવે છે. એનાં બીને વાટી તેની સોજાપર ખરડ કરે છે.

૭–સ્થાનક–ડુંગરાળી જમીનમાં ઉગે છે. આ સ્વસ્થાનમાં મેવાસા જંગલ અને ભીલની કેડીમાં તે વિશેષ જોવામાં આવે છે. એ દક્ષિણ, કોકણ, મારવાડ, માલવા અને કાઠિયાવાડમાં થાય છે.

૮–વિ૦ વિવેચન–એની ફૂલની ડોડવીમાંથી ફૂલડીઓ ખરી ગયા પછી કાંટાવાળાં પુષ્પપત્રો લાંબા વખત સુધી રહે છે. તે સળી કે લાંપડાના કાંટા જેવાં દેખાય છે, અને તે વખતે કપડામાં ચોટી જાય છે, તેપરથી એને કુસીઆરૂં કહે છે. એનાં પાનની કોર, નસો, તેમજ પુષ્પપત્રોપર કાંટા હોય છે. માટે એને સંસ્કૃતમાં कंटपत्रफला કહેલ હશે. પણ ब्रह्मदंडी શા માટે કહેતા હશે તે સમજાતું નથી.

---

## વર્ગ–(કમ્પોઝિટી.)

### નંબર ૩૨૩.

૧–શાસ્ત્રીયનામ–T. radicans.

દૃષ્ટાન્ત–H. III. p. 38I; N. p. 164.

૨–દેશીનામ–બેઠુંકુસીઆરૂં (પો૦ગુ૦).

૩–વર્ણન–એના છોડવા બ્રહ્મદંડીથી નાહાના થાય છે. તે ઉભા કે કોઇવાર તેની શાખાઓ જમીનપર પડેલી હોય છે. પાન નાહાનાં ઝીણાં ને આકારે બ્રહ્મદંડીનાં પાન જેવાં હોય છે, પણ વખતે તે અનિયમિત રીતે વિભાગીત પણ થયેલાં હોય છે. એનાં ફૂલની ડોડવી બ્રહ્મદંડીના ફૂલ જેવી પણ નાહાની હોય છે. ફૂલ ફીકા જાંબુડા રંગનાં અને ફલ (achenes) ફીકા ભૂરા રંગનાં હોય છે.

આનાં બીજ પણ બ્રહ્મદંડીનાં બીજની માફક બીજા મસાલા સાથે ઘોડાની પેટપીડ ઉપર અપાય છે.

આના છોડવા ઘણુંકરી ખેતરોની કાળી જમીનમાં વિશેષ જોવામાં આવે છે.

---

## વર્ગ–(કમ્પોઝિટી).

### નંબર. ૩૨૪.

૧–શાસ્ત્રીયનામ–T. amplexicaulis.

દૃષ્ટાન્ત–H. III. p. 38I; N. p. 165.

૨–દેશીનામ–ઉભોમુળો (પો૦ગુ૦).

૩–વર્ણન–આના છોડવા પણ બ્રહ્મદંડી જેવા થાય છે. પણ તે તેના કરતાં જરા મ્હોટા અને જાડી ડાંડી અને શાખાઓવાળા હોય છે. એનાં પાન લાંબાં, લંબગોળ, તળિયે ડીટડી કે શાખાપર તેના છેડા નીકળેલા હોય છે. ફૂલ બ્રહ્મદંડી જેવાં પણ મ્હોટાં અને ફલ ભૂરાં, પોહોળાં અને લીસાં હોય છે.

આનો ઉપયોગ પણ બ્રહ્મદંડી માફક કરવામાં આવે છે.

એનાં પાન બ્રહ્મદંડી કરતાં લાંબાં અને મ્હોટાં હોઇ ડાંડીના નીચેના ભાગપરનાં પાન ઘણુંકરી નીચાં નમતાં હોય છે, અને તે જરા છેટેથી મુળાનાં પાન જેવાં દેખાય છે. માટે એને ઉભોમુળો કહેતા હશે.

આના છોડવા પણ ઘણુંકરી ખેતરોને શેઢે કરાર જમીનમાં ઉગે છે.

---

## વર્ગ–( કમ્પોઝિટી ).

### નંબર. ૩૨૫.

૧–શાસ્ત્રીયનામ–Volutarella divaricata.

દૃષ્ટાંત–H. III. p. 383; N. p. 165. watt. VI. parp IV. p. 297.

૨–દેશીનામ–ભોંયદંડી, બાદાવર્દ (પો૦ગુ૦); सुकाई (મ૦); बादावर्द (हिं०).

૩–વર્ણન–એના છોડવા ચોમાસે જોવામાં આવે છે. તે ૧ થી ૨ ફીટ લાંબા અને ઘણુંકરી તેની શાખાઓ અડધી જમીનપર પથરાયલી હોય છે. એની ડાંડી અને શાખાઓ ઉભી ધારોવાળી, લીસી, કે ખરસટ હોય છે. પાન આંતરે આવેલાં અને ઘણુંકરી વિભાગિત અથવા સાદાં પણ હોય છે. તે ૧ થી ૨ કે ૬ ઇંચ લાંબાં અને ½ થી ¾ અથવા ૩ ઇંચ પોહોળાં હોય છે. તેના વિભાગોપર કાંટા જેવી અણી હોય છે. ફૂલ ફીકા જાંબુડા રંગનાં અને ફલ ઉભી ધારોવાળાં, સાંકડાં, ખરસટ વાળની પીંછીમાં આવેલાં હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ચિરગુણકારી પૌષ્ટિક, સારક તથા કફ અને જ્વરઘ્ન.

૬–ઉપયોગ–એના છોડવાનો કાઢો તાવ, કફ, કબજીયત અને નબળાઈ ઉપર વપરાય છે.

૭-સ્થાનક-એના છોડવા કરાર જમીનનાં ખેતરોમાં તેમ જ ડુંગરની પાઉમાં ચરીઆણ ઘાસની સાથે ઉગેલા જોવામાં આવે છે.

૮-વિશેષ વિવેચન-એનાં ફૂલનો દેખાવ પણ સાધારણ રીતે બ્રહ્મદંડીનાં ફૂલ જેવો હોય છે. પણ એની શાખાઓ આડીઅવળી ભોંયપર રખડતી હોય છે. માટે એને ભોંયદંડી કહે છે.

બરડાના રબારી લોકો કાંડરના ડંખ ઉપર એનાં મૂળ પાણીમાં ઘસી ચોપડે છે. એ શિવાય બીજો કાંઇ ઉપયોગ આ છોડવાનો અહિંઆ (સ્વસ્થાન પોરબંદરમાં) થતો જોવામાં આવતો નથી. પણ મુંબઇની બજારમાં ગાંધીઓને ત્યાં બાદાવર્દને નામે જે ઓસડ મળે છે તે આ છોડવાના કકડા હોય છે. એનો ઉપયોગ યુનાની હકીમો વિશેષ કરે છે.

---

## વર્ગ-( કમ્પોઝિટી ).
### નંબર ૩૨૬.

૧-શાસ્ત્રીયનામ-Dicoma tomentosa.

દૃષ્ટાન્ત-H. III. p. 389; N. p. 165; Watt. III. p. 111.

૨-દેશીનામ-ધોળો હરણચરો (પો૦+ગુ૦).

૩-વર્ણન-ધોળા હરણચરાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ૧ થી ૧½ ફીટ લાંબા હોય છે. તેમાં કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરીને ધોળા વાળની રૂંછાળ હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને હરણચરાનાં પાન જેવાં સાંકડાં હોય છે. તેને ડીટડી હોતી નથી, ટેરવાં બુઠ્ઠાં કે અણીદાર હોય છે. ફૂલ (flower head) ઘણુંકરીને શાખાઓના છેડા પાસે આવેલાં હોય છે. તેની બહારનાં પુષ્પપત્રો કાંટાવાળાં હોય છે, તે પીળાસલેતા રંગનાં ને ચળકતાં હોય છે. ફલ ( achenes ) ૧ લાઇન લાંબાં, અને સફેદ વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે, તેપરની વાળની પીછી ધોળા કે ભૂરા રંગની હોય છે. ફલપર ઘણુંકરી દશ ઉભી લીટીઓ હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-જ્વરઘ્ન.

૬-ઉપયોગ-એનો ઉપયોગ આ તરફ કરતું કોઇ જોવામાં આવતું નથી. પરંતુ વૉટ સાહેબની ડીક્સનરીમાં લખેલું છે કેઃ-સ્ત્રીઓને પ્રસવ પછી ઘણુંકરી જે તાવ આવે છે તેમાં એનાં છોડવાનો કાઢો વાપરવામાં આવે છે. એ સાધારણ કટુપૌષ્ટિક છે.

૭-સ્થાનક-એના છોડવા બરડા ડુંગરપર ઘણુંકરી કઠણ જમીનમાં લાંપડા ઘાસની સાથે ઉગેલા જોવામાં આવે છે.

૮-વિ૦ વિવેચન-એના છોડવાનાં પાન હરણચરાનાં પાનને ઘણાં મળતાં આવે છે, પણ એપર ધોળી રૂંછાળ હોય છે, માટે એને ધોળો હરણચરો કહે છે.



---

## વર્ગ-(કમ્પોઝિટી.)
### નંબર ૩૨૭.

૧-શાસ્ત્રીયનામ-Lactuca Heyneana.

દૃષ્ટાન્ત-H. III. p. 403; N. p. 165.

૨-દેશીનામ-સોનકી (પો૦+ગુ૦); સાચી માંજી (મ૦).

૩ વર્ણન-સોનકીના છોડવા ૧ થી ૪ ફીટ ઉંચા થાય છે. છોડવાને તળિયે પાનનો ભરાવ વિશેષ હોય છે. ને ઉપર જતાં પાન છેટે છેટે અને ઘણુંકરીને નાહાનાં આવે છે. પાન મુળાનાં પાન જેવા આકારનાં તોપણ તે વિશેષ ઉંડાં કપાએલાં, લીસાં અને ઘણી બારીક કાંટા જેવી કોરવાળાં હોય છે. છોડવાના તળિયાનાં પાન કોઇવાર ડાંડીનાં પાન કરતાં નહાનાં, મથાળે વિશેષ ગોળાઇલેતાં, અને કોઇવાર તેથી લાંબાં હોય છે. આ નીચેનાં પાન ૩ થી ૮ કે ૧૨ ઇંચ લાંબાં, અને ડાંડીપરનાં ૧½ થી ૯ ઇંચ લાંબાં, અને ½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે સાંકડાંથતાં ને મથાળે પોહોળાં હોય છે. તળિયે તેની કોર ડાંડી કે શાખાને ચોટડુક ને બે બાજુ છેડાવાળી હોય છે. અને મથાળે તેની કોરનો છેલો વચલો ખૂણીઓ ઘણુંકરી વિશેષ લાંબો પોહોળો ને ત્રિખૂણીઓ થયેલો હોય છે. ડાંડી અને શાખાઓ પણ લીસી અને ઉભી લીટીઓવાળી હોય છે. ફૂલ પીળા રંગનાં, અને ફલ ઘણાં સૂક્ષ્મ કાળાસલેતા રંગનાં મથાળે ધોળા વાળની પીછીવાળાં હોય છે. એની સપાટી ખડબચડી અને તે પીછીના વાળ કરતાં ટુંકાં હોય છે.

એનાં પાનનો ઉપયોગ પોટીસ ઠેકાણે કરવામાં આવે છે. એનો છોડવો તોડતાં એમાંથી દૂધ જેવો રસ નીકળે છે, તે માદક ગણાય છે.

એના છોડવા પાણીના ધારીઆ કાંઠે, વાડીઓની વાડ પાસે, મકાનોનાં જુનાં ખંડેર, જુની દીવાલ વગેરેપર ઉગે છે.

એ હિં૦ના પશ્ચિમોત્તર અને દક્ષિણ પશ્ચિમ ભાગોમાં થાય છે.

---

## વર્ગ-(કમ્પોઝિટી).
### નંબર ૩૨૮.

૧-શાસ્ત્રીયનામ-L. remotiflora.

દૃષ્ટાન્ત–H. III. p. 403. N. p. 166. Watt IV. p. 578.

**૨–દેશીનામ**–પાથરડી (પો૦+ગુ૦); उंदीरकानी (म०).

**૩–વર્ણન**–આના છોડવા પણ સોનકીને મળતા હોય છે, પણ તે તેટલા ઉંચા ને જબ્બર થતા નથી. તે લીસા હોય છે. એનાં પાન વખતે અખંડ કે ભગ્નકોરવાળાં હોય છે. તે તળિયે ડાંડીને ચોટતુક આવી બન્ને બાજુ છેડાવાળાં થયેલાં, અને પાતળાં હોય છે. ફૂલ પીળાં, અને ફલ ખડબચડાં, કાળા રંગનાં, અને તેને મથાળે આવેલી ધોળી વાળની પીછી જેટલાં ઘણુંકરી લાંબાં હોય છે.

એનાં પાનનો ઉપયોગ સોનકી પ્રમાણે કરવામાં આવે છે. એનો આખો છોડવો **ગોવામાં ટેરેક્ઝેકમ** (taraxacum) ની જગોએ વાપરવામાં આવે છે, એમ મરહુમ **ડીમક** સાહેબ લખે છે.

(TARAXACUM OFFICINALE–H. III. p. 40I) **ટેરેક્ઝેકમ** પણ આજ વર્ગની વનસ્પતિ છે. તેના છોડવામાંથી પણ દૂધ જેવો રસ નીકળે છે. એનાં મૂળિયાંમાં રેચક, મૂત્રલ, અને ચિરગુણકારી પૌષ્ટિક ગુણ માનવામાં આવે છે.

(Beeton's medical Dictionary).

પાથરડી પાણીના ધોરીઆ કાંઠે, દીવાલની પાસે, અને રેતાલ ભીનાસવાળી જગોએ ઉગે છે.

એના પાનની કોરના કપાયલા છેડા વખતે ઉંદરના કાન જેવા દેખાય છે, તે પરથી મરાઠીમાં એને **ઉંદીરકાની** કહેતા હશે. પણ ખરી **ઉંદરકાની** નંબર ૩૮૬ (Ipomœa reniformis) વાળી છે.

---

## વર્ગ–( કંપોઝિટી )

### નંબર–૩૨૯

**૧–શાસ્ત્રીયનામ**–Sonchus oleraceus.

દૃષ્ટાન્ત–H. III. p. 414; N. p. 166; Watt VI. part III. p. 275.

**૨–દેશીનામ**–દુધાળી સોનકી ( પો+ગુ૦ ); म्हातार (म०); तीतलीया (हिं०).

**૩–વર્ણન**–દુધાળીસોનકીના છોડવા ઘણુંકરી શિયાળે જોવામાં આવે છે. તે ૧ થી ૨ કે ૨½ ફીટ ઉંચા થાય છે. પાન લાંબાં, કોર બહુધા વિભાગિત, તે છોડવાને તળિયે પાસે પાસે આવી એક છાતળું થઇ રહેલું હોય છે. પણ તેની ડાંડી અને શાખાઓપરનાં પાન છેટે છેટે અને નીચેથી ઉપર તરફ અનુક્રમે નાહાનાં થતાં હોય છે. ફૂલ પીળાં, અને ફલ તપખીરીઆ રંગનાં ચપટાં હોય છે.

એના છોડવાને તોડતાં એમાંથી પીળાસલેતો ચીકણો દૂધ જેવો રસ નીકળે છે.

**મૂળ**–સ્લેટપેનથી ટચલી આંગળી જેવું જાડું, અને ફીકા ધોળા રંગનું થાય છે. તેમાંથી ભાગ્યેજ એક બે ફાંટા નીકળેલા હોય છે. પણ બારીક રેસા જેવા ફાંટા તેમાં ઘણા નીકળ્યા હોય છે. છાલ જરા જાડી, વાસ તીખાસલેતી, અને સ્વાદ કડવાસલેતો ચીરપરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી પણ મૂળ જેવી જાડી કે તેથી થોડી પાતળી હોય છે. તે ફીકાસલેતા લીલા રંગની, અથવા જાંબુડી છાયાલેતી, ઉભી નસોવાળી, ઉત્તરોત્તર બબ્બે શાખાથતી, લીસી, અને ચળકતી હોય છે. કોમળ શાખાઓપર ઉભી રેષાઓ, અને ગોળ, રાતાં, વચમાં ખાડવાળાં ટોપકાંવાળા અર્ધપારદર્શક સૂક્ષ્મ છેટે છેટે વાળ આવેલા હોય છે. ડાંડી અને શાખાઓ અંદરથી પોકળ હોય છે. તેને તોડતાં તેની કોરપરથી દૂધ નીકળે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ઘણો કડવો હોય છે.

**પાન**–૨ થી ૬ ઇંચ લાંબાં, ને ½ થી ૨ કે ૨½ ઇંચ પોહોળાં, ને આંતરે આવેલાં હોય છે. છોડવાના થડમાં જે ગીચ પાન આવેલાં હોય છે, તેનો આકાર મુળાનાં પાન જેવો એટલે તળિયે સાંકડાં અને મથાળે તે પોહોળાંથતાં, અને કોરપર વિભાગિત હોય છે. ડાંડી અને શાખાઓઉપરનાં પાન તળિયે પોહોળાં અને મથાળે સાંકડાંથતાં હોય છે. પાનને ડીટડી હોતી નથી. તેની કોર ડાંડી અને શાખાઓને લગોલગ માણસના કાનની બૂટની માફક બન્ને બાજુ અર્ધગોળ વળેલી હોય છે. તેની કોરપર કાંટા જેવી તીક્ષ્ણ અણી હોય છે. પાનનાં ટેરવાં સાંકડાં અને અણીદાર હોય છે. પાનની વચલી નસ જાડી ને વિશેષ પારદર્શક ધોળા રંગની હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો, ને નીચેનીનો ઘેરો ભસ્મી હોય છે. આ બન્ને સપાટી લીસી, પણ ઉપરની ચળકતી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ સહેજ કડવો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ બહુધા શાખાઓને છેડે કે પત્રકોણમાંથી નીકળેલી હોય છે. ફૂલ નાહાની ડીટડીપર પાસે પાસે આવી એક અનિયમિત છત્રાકાર ગુચ્છા જેવાં લાગે છે. ફૂલની ડીટડી નીચે અક્કેક સૂક્ષ્મ ઉપપુષ્પપત્ર પાનના આકારનું આવેલું હોય છે. તેની અંદર સફેદ ચળકતા વાળની રૂંછાળ હોય છે. ફૂલની ડીટડીપર રાતા ટોપકાંવાળા વાળ અને વખતે સફેદ વાળની રૂંછાળ પણ હોય છે. દરેક ફૂલને તળિયે તેથી બહાર, તળિયે પોહોળાં મથાળે સાંકડાં થતાં ફીકા લીલા રંગનાં પુષ્પપત્રાની બે ત્રણ હાર હોય છે, તેપર સૂક્ષ્મ ટોપકાંવાળા વાળની રૂંછાળ આવેલી હોય.

છે. દરેક ફૂલ (flower head) ½ થી ⅔ ઈંચ લાંબું અને મથાળે તેટલુંજ પોહોળું હોયછે. તે પીળા રંગનું શીરસનાં ફૂલજેવી મધુરી વાસવાળું; તેની કળી ગોળાઇ-લેતી લંબગોળ, મથાળે ખાડવાળી; પણ ઉઘડેલું ફૂલ તળિયે પોહોળા પેટાળવાળું ને મથાળે જરા વિશેષ ગોળાઇલેતું એક સપાટ **પીકદાની**ના આકારનું હોય છે તે ઘણુંકરી બપોર પહેલાં ઉઘડી સૂર્યાસ્ત પહેલાંજ બંધ થઇ જાય છે. તે બંધ થયા પછી તેનો આકાર ઉંધા ગ-રીઆ કે સીધા ચંચુ જેવો તળિયે પોહોળો ને મથાળે સાંકડો દેખાય છે. આ દરેક ફૂલની અંદર સૂક્ષ્મ ઘણી ફૂલડીઓ (florets) આવેલી હોય છે. તેની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયે જોડાઇને નળી જેવી અને મથાળે એક પાતળી પટી જેવી થયેલી હોય છે. તેના છેડાપર પાંચ સૂક્ષ્મ દાંતા દેખાય છે. પાંખડીની નળી સ્ત્રીકેસરગર્ભાશયનાં મથાળાં ઉપર વાળની કુંડલીની અંદર આવેલી હોય છે.

**પુંકેસરો**–પાંખડીથી નીચાં હોય છે. પરાગકોષ કાળા રંગના અને પરાગરજ પીળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પાંખડીને તળિયે ચપટો થયેલો ને ઉભો હોય છે. સ્ત્રીકેસરનલિકાના બે છેડા વાંકવળેલા પાંખડીથી બહાર નીકળતા હોય છે, તેપર સૂક્ષ્મ રૂંછાળ હોય છે.

**ફૂલ-બીજ**–(achenes) ફૂલ ફીકા તપખીરીઆ રંગનાં, લગભગ એક લાઇન લાંબાં, અને ⅓ લાઇન પોહોળાં હોય છે. તે તળિયે સાંકડાં, ઉપર પોહોળાં-થતાં, પણ ટેરવાં પાસે પાછાં સાંકડાંથતાં હોય છે. તે જરા વાંકવળેલાં, ચપટાં, ખડબચડી સપાટીવાળાં. ઉભી નસો અને કોરપર ધારવાળાં હોય છે. એ ધારા પર પણ સૂક્ષ્મ દાંતા હોય છે. એનો સ્વાદ જર-ચીકાસલેતો તેલીયો લાગે છે. ફૂલને મથાળે સફેદ વાળની પીંછી હોય છે.

એનાં મૂળને પાણીમાં ઘસી સાપ અને વીંછીના ડંખપર લગાડે છે. એનાં પાન વાટીને ચાંદાં વગેરેમાં જીવાત પડી હોય તો તેપર લગાડવામાં આવે છે. એનો રસ ખાધામાં આવે તો તે ઝેરની અસર કરે છે, એમ કહેવાય છે. પણ **વૉટ** સાહેબ લખે છે કે:–એનાં મૂળ અને પાન બંગાળામાં તાવ અને શક્તિની દવા તરીકે વપરાય છે. એના છોડવા ઢોર ખાય છે.

બાગ અને વાડીઓમાં પાણીના ધોરીઆ કાંઠે અને બીજા મોલ સાથે એના છોડવા નેદ તરીકે ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

એના છોડવા સોનકી જેવા અને એમાંથી ઘણું દૂધ નીકળે છે, માટે એને **દુધાળી સોનકી** કહેતા હશે.

---

## વર્ગ–(કમ્પોઝિટી).

### નંબર ૩૩૦.

**૧–શાસ્ત્રીયનામ**–Launœa pinnatifida.

દૃષ્ટાન્ત–H. III. p. 416; N. p. 166; Watt. IV. p. 595. ફ. નિ. પા. ૬૧૩.

**૨–દેશીનામ**–ભોંપાત્રી (પો૦+ગુ૦); पाथ्रा, भोंपात्री, पाथरडो (म०); बनकौ (हिं०); गेवार (कच्छी), कीरमाणी (हकीम पोरबंदर).

**૩–વર્ણન**–ભોંપાત્રી ચોમાસે ઘણી જોવામાં આવે છે. પણ ઘણી જગોએ તે બારે માસ પણ હોય છે. એના છોડવા જમીનપર છાતળાની માફક પથરાય છે. એનાં પાન મૂળાનાં પાનની પેઠે કોરપર કપાએલાં હોય છે. તે જમીનપર ચક્રની માફક પથરાયલાં હોય છે. એનાં પાનના ચક્રમાંથી લાંબી ડાંડી નીકળતી દેખાય છે, ને તેપર નાહાનાં પાન અને પીળાં ફૂલો આવે છે. ફૂલ સવારમાં ઉઘડી ઘણુંકરી દશ વાગ્યા પછી બંધ થઇ જાય છે. ફૂલ ઘણાં બારીક હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવાં જાડાં હોય છે. તેનાં સુતળી જેવાં પાતળાં મૂળ જમીનમાં લાંબાં ચાલ્યાં જાય છે. રેતાળ જમીનમાં તેમાં ઝીણી લાંબી ગાંઠો બંધાય છે. મૂળનાં ફાંટા વખતે ૧ થી ૨ ફીટ લાંબા હોય છે. મૂળની છાલનો રંગ પીળાસલેતો ભૂરો હોય છે. મૂળનો આડો કાપ કરવાથી તેની અંદર ધોળ રંગનાં સછિદ્ર ચક્રો દેખાય છે, તેમાંથી પીળો દૂધ જેવો રસ નીકળે છે. તે થોડા વખત પછી ધાડો થઇ જાય છે. અને આખરે એનો રંગ, વાસ અને સ્વાદ અફીણને મળતાં થઈ જાય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો અને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી તોડવાથી તેમાંથી સોનાવર્ણું પીળું છીર નીકળે છે. ડાંડી સુતળી જેવી જાડી, નરમ, લીસી ને ફીકા ભસ્મી રંગની હોય છે. તેમાંથી છેટે છેટે થોડીક શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી કવચિતજ ઉભી, પણ ઘણુંકરી તે જમીનપર પડેલી હોય છે. અને ત્યાં તે પત્રકોણની ગાંઠ પાસેથી જમીનમાં સૂક્ષ્મ ઝીણાં મૂળિયાં મૂકે છે.

**પાન**–ઘણુંકરી મૂળને મથાળેથી નીકળી જમીનપર ચક્રાકાર પથરાઇ રહેલાં હોય છે. તેની કોર વિભાગિત થયેલી, તેની બંને સપાટી લીસી, ફીકા લીલા રંગની, અને તેની કોરપર ધોળા રંગના કરવત જેવા દાંતા આવેલા હોય છે. પાન ડીટડી પાસે સાંકડાં અને ઉપર જતાં પોહોળાં જાડાં ૪ થી ૬ ઈંચ લાંબાં અને ૧½ થી ૨ ઈંચ પોહોળાં હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ખારાસલેતો ચીકણો ને પાછળથી ગળચટો લાગે છે.

ફુલ–મૂળને મથાળે પાનના ચક્રમાંથી ૧૦ થી ૧૨ પુષ્પ ધારણ કરનારી ડાંડી નીકળેલી હોય છે, જે ચોતરફ પસરાઈ ૧½ થી ૨ ફીટના ઘેરાવાનું છાતળું બની રહે છે. તેનાપર પાન અને ફૂલ આવેલાં હોય છે. ફૂલ (flower head) કોઇવાર ૧ કે ૨ અને કોઇવાર એકજ સળીપર ઘણાં આવેલાં હોય છે. ફૂલની સળી ઘણુંકરી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. ફૂલ રંગે પીળાં અને સુરજમુખ (head rayed) જેવાં અર્થાત્ ચક્રાકાર હોય છે. તે ઘણી સૂક્ષ્મ ફૂલડીઓ (florets) થી બનેલાં હોય છે. ફૂલનો વ્યાસ ¼ થી ⅛ ઇંચ જેટલો અને તેની વાસ સહેજ કડવાસલેતી હોય છે. ફૂલની ડીટડીપર સૂક્ષ્મ પુષ્પપત્ર જેવાં પાન હોય છે. ફૂલની નીચે પુષ્પપત્રોની બે ત્રણ હાર હોય છે. તેમાં સૌથી નીચલી હારનાં પત્રો નાહાનાં અને તેનાં ટેરવાંપર કાળી રસકુપ્પિ (gland) હોય છે. તેથી ઉપરની હારનાં પત્રો જરા લાંબાં અને સૌથી ઉપરનાં એથી પણ લાંબાં હોય છે. આ ત્રણે હારનાં પુષ્પપત્રો વચમાં ભૂરાસલેતા લીલા રંગનાં ને કોરપર પાતળાં ને સફેદ હોય છે, અને તેનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર હોય છે. ફૂલડીઓ (florets) ની પાંખડીઓ ઝીણી પટી જેવી લાંબી, ને ટેરવે પાંચ સૂક્ષ્મ દાંતાવાળી હોય છે. (આ ઉપરથી જણાય છે કે તેની પાંચે પાંખડી મળી એક ચપટી ઝીણી પટી બનેલી હોય છે, તે આ પાંચ દાંતા ઉપરથી દેખાય છે.) આ પાંખડીઓ બહારથી વચમાં રતાસલેતા ને કોરપર ફીકા પીળા રંગની હોય છે. અને અંદર પણ તેવીજ હોય છે. આ પાંચ–પાંખડીઓ તળિયે જોડાઇને એક સાંકડી નળી જેવી થયેલી હોય છે. એ નળી રંગે ધોળી, ચળકતી, ને લીસી હોય છે.

**પુંકેસરો**–૫, એક બીજા સાથે જોડાયલાં પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧, તેનો ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો, પાંખડીની નળી નીચે આવેલો હોય છે. તેનાં મથાળાંપર સફેદ ચળકતા લીસા કોમળ વાળની પીંછી હોય છે. સ્ત્રીકેસરનલિકાના છેડા પુંકેસરનલિકાથી ઉપર બહાર આવેલા એક બીજાથી વિરૂદ્ધ દિશાએ વાંકવળેલા હોય છે.

**ફૂલ-બીજ**–(achenes)–⅛ ઇંચ લાંબાં, અને પોહોળાં હોય છે. તે ભૂરા રંગનાં, લીસાં, ચળકતાં, જરા વાંકલેતાં, ને ઘણુંકરી ચોધારાં હોય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં હોય છે. આ ફૂલપર ઉભી હાંસો અને ચર હોય છે. ફૂલનો સ્વાદ ગળચટો અને પાછળથી કડવાસલેતો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી.

**૬–ઉપયોગ**–એનાં પાનનું શાક કરે છે, તે વિશેષ ખાવામાં આવે તો પેટમાં પીડ થાય છે. પણ થોડું ખાધેલું પૈષ્ટિક અને વાયુહરતા ગણાય છે. એનાં પાન સાકર સાથે પ્રમેહવાળાને ખવરાવાય છે. એનાં પાન વાટીને સંધિવાના સોજા અને બીજાં ગુંમડાં ઉપર બાંધવામાં આવે છે. એના છોડવા ભેંસ અને ગાયોને દૂધ વધારવા માટે ખવરાવવામાં આવે છે.

"ભોંપાત્રીની ભાજી કોઢ, પ્રમેહ, લોહીવિકાર, મૂત્રકૃચ્છ્ર, તાવને ટાળે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–દરિયા કાંઠાની રેતાળ જમીનમાં, પાણીના ધોરીઆ કાંઠે અને એવીજ ઘણુંકરી ભેજવાળી જગોએ ઉગે છે. એ હિં૦ ના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એના છોડવા અને પાન ભોંયપર પથરાય છે માટે એને **ભોંપાત્રી** કહે છે. ચોમાસે ભોંપાત્રી ગરીબ લોકો વેચવા આવે છે, તેનું શાક ગરીબ તેમજ તવંગર લોકો પણ કરે છે.

આ ભોંપાત્રી રેતીપર ઉગવાથી ઉડતી રેતીને દબાવે છે.

---

## ૪૯–N. O. PLUMBAGINEÆ.

## વર્ગ–પ્લમ્બેજિની–ચિત્રક અને પવીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહાનાં ઝાડવાં અને છોડવા થાય છે. એને પાન આંતરે અથવા ગુચ્છાની પેઠે આવે છે. ફૂલ રાતા, આસમાની અથવા ધોળા રંગનાં, અને તેને પુષ્પપત્રો હોય છે. પુ૦ બા૦ કોષ અધઃસ્થાયી નળી અથવા ભુંગળી જેવા આકારનો, અને તેપર ૫ થી ૧૦ લીટીઓ આવેલી હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ છૂટી અથવા તળિયે જોડાયલી હોય છે. પુંકેસરો ૫ પાંખડીઓને સામાં આવેલાં હોય છે. તેના તંતુઓ લગભગ છૂટા અથવા તળિયે પાંખડીને ચોટેલા, અને તેપરના પરાગકોષ લંબગોળ હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, ૧ પોલ અને પાંચ ખૂણાવાળો, નલિકા ૫ છૂટી અથવા તળિયે જોડાયલી હોય છે; ગર્ભાશયમાં આદિબીજ એક હોય છે. ફલ પાતળી છાલવાળું હોય છે. તે પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલું હોય છે. અને તે પાકી જાય છે ત્યારે તળિયેથી ઉઘડે છે. બીજ લાંબું ને ભૂંગળી જેવું હોય છે.

**શ્વેત અને રક્તચિત્રક** આ વર્ગમાં આવેલા છે. શ્વેતચિત્રકનાં મૂળની છાલ ચાંદું (બ્લિસ્ટર) ઉઠાડે છે.

આ વર્ગની વનસ્પતિમાં વિદાહી ગુણ રહેલા છે. બીજી રીતે પાચક, ઉત્તેજક, ગ્રાહી વગેરે ગુણ ધરાવનારી છે.

"ચિત્રાના વર્ગની વનસ્પતિ ઉપર જે ક્ષાર જેવી છારી કે રજ આવે છે તે એક જાતની રસકુપ્પિયો છે." –(Lt. Colonel K. R. Kirtikar).

---

## વર્ગ-(પ્લમ્બેજિની).

### નંબર ૩૩૧.

**૧-શાસ્ત્રીયનામ**-Plumbago Zeylanica.

દૃષ્ટાન્ત-H. III. p. 480; N. p. 168; Watt. VI. part. I. p. 295; રૂ. નિ. પા. ૧૫૪.

**૨-દેશીનામ**-ચિત્રો, ચિત્રક, ધોળો ચિત્રો (પો૦ ગુ૦); चित्रक (म०); चीता, चित्रा (हिं०) चित्रक, श्वेतचित्रक (सं०).

**૩-વર્ણન**-ચિત્રાનાં ઝાડવાં ૩ થી ૬ ફીટ ઉંચાં થાય છે. કોઇવાર તેની શાખાઓ તળિયેથી અથવા મથાળેથી નીચી ઢળેલી હોય છે.

**મૂળ**-એનું ખીલામૂળ પેનસીલથી અંગોઠા જેવું જાડું થાય છે, અને તેમાંથી બીજા સુતળીથી સ્લેટપેન જેવા જાડા ફાંટાઓ નીકળેલા હોય છે. તે ½ થી ૧ કે ૨ ફીટ લાંબા હોય છે. તેની ઉપરની છાલનો રંગ ભૂરો અને અંદરનીનો સફેદ હોય છે. મૂળનો આડો કાપ કરી જોવાથી છાલની અંદરનો ભાગ પીળાસલેતા રંગનો દેખાય છે, અને તેમાંથી પીળો રસ ઝરપે છે. તેની અંદરનું વચલું લાકડું ધોળું હોય છે. એની વાસ સેહેજ સુગંધિત પણ તીખી હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ક્વચિતજ હોય છે, પણ ઘણુંકરી તેનાં મૂળને મથાળેથી પાતળી સોટી જેવી કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે, તે લીસી ને લીલા રંગની હોય છે. તેનાપર ઉભી નસો આવેલી હોય છે. તેનો આડોકાપ કરી જોતાં તેની મધ્યમાં ધોળા રંગનો સછિદ્ર ગાભો દેખાય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેની બન્ને સપાટી ઘણુંકરી એકસરખા રંગની, ચળકતી, અને લીલી, લીસી, અથવા રજ કે રૂંવાટીવાળી હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચિ પોહોળાં હોય છે. તે બન્ને છેડે ઘણુંકરી સાંકડાંથતાં હોય છે. પાનની ડીટડી ⅓ ઇંચિ લાંબી, તળિયે પોહોળી અને શાખાને ચોટડુક હોય છે.

**ફૂલ**-ફૂલની કલંગી કોમળ શાખાઓને છેડે અને વખતે પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તે ૩ થી ૬ કે ૧૨ ઇંચ લાંબી હોય છે. તે કોઇવાર વિભાગિત થયેલી હોય છે. આ દરેક કલંગીમાં ૧૬ થી ૨૫ કે ૩૦ ફૂલો આંતરે ગોઠવાયલાં હોય છે. પુષ્પપત્રો પાસે પાસે બહુધા ૩ હોય છે. તેમાં વચલું પત્ર પાસેનાં બેથી વધારે લાંબું હોય છે. આ પત્રો તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં હોય છે. ફૂલ ધોળા રંગનાં હોય છે. ફૂલની કલંગી અને પુષ્પપત્રો ઉપર ચીકણો રસ અને વખતે રસથી ભરાયલી રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી જોડાઇ નળી આકાર થયેલાં અને મથાળે તેના પાંચ સૂક્ષ્મ દાંતા દેખાતા હોય છે. એ કોષ લીલા રંગનો હોય છે, તેપર ગોળ મથાળાંવાળા ચીકણા રસથી ભરાયલા કાંટા જેવા વાળ હોય છે. કોષ ⅓ થી ½ ઇંચ લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે જોડાઇને તળિયે નળી જેવી થએલી હોય છે, અને મથાળે તેના પાંચે છેડા દેખાતા હોય છે. નળી ⅔ ઇંચિ લાંબી અને ઘણી સાંકડી હોય છે.

**પુંકેસરો**-૫ હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે.

**ફલ**-⅓ ઇંચ લંબાઇનું, લંબગોળ ૧-પોલવાળું, પુ૦ બા૦કોષની અંદર ઢંકાયલું ને એક બીજવાળું હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ અને પાન.

**૫-ગુણદોષ**-ઉત્તેજક, વિદાહી અને ગર્ભપાતક.

**૬-ઉપયોગ**-એનાં મૂળની છાલ પાણી કે દૂધમાં ઘસીને ફરફોટો અથવા બ્લિસ્ટર ઉઠાડવાને વપરાય છે. ચિત્રાનાં મૂળ વાટીને ખેડુ લોકો બળદના મસ ઉપર બાંધે છે તેથી મસ ઝરીને સુકાઇ જાય છે. ચિત્રાનાં મૂળ ઘણાં ઉત્તેજક અને પૌષ્ટિક પાકોમાં બીજી દવાઓ સાથે વપરાય છે. સંધિવા, જળોદર, સંગ્રહણી, અજીર્ણ, હરસ, અરૂચી, વાતરોગ, કફ, પિત્ત, કોઢ, સોજા, આફરો, બરોલ, મુંઝારાની ગાંઠ, ગડગુંબડાં વગેરે ઘણા દરદોની બીજી દવાઓ સાથે ચિત્રાનાં મૂળ વપરાય છે.

ચિત્રાનો ઉપયોગ "આર્યઔષધ" ગ્રંથમાં પાને ૨૪૩ મે વિસ્તારથી લખાયલો છે તે જાણવા લાયક છે.

લાલ અને આ ચિત્રો **ગર્ભપાત** કરવામાં કેમ વપરાય છે તે, અને તેની ઝેરી અસર વિષે કર્નલ કે. આર. કિર્તીકર* સરજન, ઇન્ડીઅન મેડિકલ સરવીસ, એફ. એલ. એસ. એઓએ બનાવેલાં "પૉઇઝનસ પ્લૅન્ટ્સ ઑફ બૉમ્બે" વૉલ્યુમ ૧, અને ૨, અંગ્રેજીમાં છપાયલાં છે, તેમાંનાં બીજાંમાં ઘણા વિસ્તારથી ઘણી ઉપયોગી હકીકત આપવામાં આવેલી છે, તે જીજ્ઞાસુએ વાંચવા લાયક છે.

**૭-સ્થાનક**-ડુંગરવાળી જમીનમાં ચિત્રાના છોડવા છૂટાછવાયા ઉગેલા જોવામાં આવે છે.

આ સ્વસ્થાનમાં આસીઆપાટ અને રાણાવાવ ગામના બાગોમાં, તેમજ દરબારી ગઢમાં, અને આસીઆપાટના ગઢની ઉત્તર બાજુના ટીંબાપર, માધુપુરના મધુવનમાં, હડિયા અને માલક ડુંગરની ઝાડોથી ભરાયલી ગીચ તળીઓમાં અને સાતવીરાના બાગમાં આ ચિત્રાના છોડવા ઉગેલા જોવામાં આવે છે.

* Poisonous Plants of Bombay Vol. I and II. with coloured illustrations-by K. R. Kirtikar, F. L. S., Lieutenant-colonel, Indian Medical service, civil Surgeon, Ratnagiri. &c. &c. (1903).

**વિશેષ વિવેચન**–આ ચિત્રામાં સફેદ ફૂલ હોવાને લીધે એને ધોળોચિત્રો અથવા **શ્વેતચિત્રક** કહે છે.

---

## વર્ગ–(પ્લમ્બેજિની.)

### નંબર–૩૩૨.

**૧–શાસ્ત્રીયનામ**–P. rosea.

દૃષ્ટાંત–H. III. p. 481; N. p. 168; Watt. VI. Part. I. p. 294; રૂ. નિ. પા. ૧૯૪.

**૨–દેશીનામ**–રાતોચિત્રો (પો+ગુ૦); लालचित्रा (મ૦); लालचित्ता (हिं०); रक्तचित्रक (સં૦).

**૩–વર્ણન**–રાતા ચિત્રાના છોડવા પણ ફૂલના રંગ અને પાનના થોડા ફેરફાર શિવાય ધોળાચિત્રા જેવા થાય છે. એનો ઔષધીય ગુણ પણ ધોળાચિત્રા જેવો છે. આ લાલ ફૂલના ચિત્રાના છોડવા ઘણી જગોએ જોવામાં આવતા નથી. પણ બાગોમાં ઘણીવાર રાતા અને આસમાની રંગનાં ફૂલવાળા ચિત્રાના છોડવાઓ વાવેલા જોવામાં આવે છે.

---

## વર્ગ–(પ્લમ્બેજિની).

### નંબર ૩૩૩.

**૧–શાસ્ત્રીયનામ**–Vogelia indica.

દૃષ્ટાન્ત–H. III. p. 48I; N. p. 168.

**૨–દેશીનામ.**–પવી, પવઈ (પો૦); રાતોચિત્રો (જુનાગઢ.)

**૩–વર્ણન**–પવીનાં ઝાડવાં ૪ થી ૮ ફીટ ઉંચાં થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે લાંબી તરસાની પેઠે ઘણુંકરી સીધી હોય છે. ઘણીવાર એનાં ઝાડવાં કંટાળા અને છત્રાબાવળનાં જાળાંમાં ઉગે છે ત્યારે એની શાખાઓ વેલાની પેઠે આડી અવળી ગુંથાઈ જાય છે. અને કોમળ શાખાઓ એવાં ઝાડોની ઉપર દેખાતી હોય છે. પાન ફીકા લીલા કે ભસ્મી રંગનાં હોય છે, તે શાખાઓને વચમાં લઈ નીકળેલાં હોય એમ દેખાય છે. ફૂલ ફીકા પીળા અને રાતા એવા મિશ્ર રંગનાં હોય છે, તે કારતકથી ફાગણ માસ સુધી આવ્યા કરે છે. ફલ લાંબાં, ૫ નસોવાળાં, અણીદાર, ફીકા કે લીલા ભૂરા રંગનાં હોય છે.

**મૂળ**–આંગળીથી અંગુઠા જેવું કે ઘણાં જુનાં ઝાડવામાં તે હાથ જેવું જાડું થાય છે. તેમાંથી કેટલાક લાંબાં પાતળા ફાંટા નીકળેલા હોય છે. તેનું લાકડું કઠણ અને ફીકા ધોળા કે રાતા રંગનું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. મૂળની છાલ જાડી, રસભરી, રેસાવાળી અને ફીકા ધોળા કે રાતા રંગની હોય છે. છાલપરની ઉપરની ફોતરી ભૂરા રંગની ને ખડબચડી હોય છે. તેપર ઉભા ચીરા પડેલા હોય છે. મૂળની વાસ ઉગ્ર અને દાહક લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે, પણ ઘણુંકરી તેનાં ઝુંમડાં ઉપરથી લાંબી શાખાઓ નીકળેલી હોય છે. જરા જુની શાખાઓ ભૂરા રાતા રંગની હોય છે. તે આંગળીથી અંગુઠા જેવી જાડી હોય છે. એની છાલ ખડબચડી અને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. જુની શાખાઓપરથી પાન ખરી ગયાં હોય છે, એટલે પાનની જગોએ તેની ઉપર નેતરની લાકડીમાં હોય તેવા ગોળ કાપા થઈ રહેલા હોય છે. શાખાનો આડો કાપ કરી જોતાં તે અંદરની બાજુ ચક્રાકાર દેખાય છે. કોમળશાખાઓ લીલાસલેતા રંગની હોય છે. તેમાં વખતે જાંબુડા રંગની છાયા આવેલી હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી, લાંબી, સીધી તરસા જેવી હોય છે. અતિ કોમળ શાખાઓ જાંબુડા રંગની હોય છે, ને તેનાપર ચોતરફ ઉભી ઝીણી હાંસો દેખાતી હોય છે. કોમળ શાખાનો આડો કાપ કરી જોતાં તે વચમાં સફેદ સછિદ્ર પોચા ગાભાવાળી દેખાય છે. આ શાખાઓ ઉપર ફીકા ધોળા રંગની છારી કે રજ આવેલી હોય છે. શાખાઓ પાનની વચેથી ભોંકાઈને નીકળેલી હોય એમ લાગે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તેને ડીટડી હોતી નથી. પાનની કોર ઘણુંકરી શાખાને આંટો ફરી ગએલી હોય છે. તેથી શાખાઓ પાનની વચેથી નીકળેલી હોય એમ દેખાય છે. અથવા બીજા બોલોમાં બોલીયે તો હૃદયાકૃતિનાં પાનની કોરના તળિયાંના બન્ને છેડા શાખાની બહાર વધી જોડાઈ ગયેલા હોય છે. કેટલાંક પાનની કોરના છેડા શાખા પાસે બહાર નીકળી અંદર વળતા હોય છે, પણ તે એક બીજાની સાથે જોડાયલા હોતા નથી. અથવા શાખા પાસે પાનના છેડા થોડા જોડાઈ બાકીના છૂટા રહેલા હોય છે.

પાનની બન્ને સપાટીપર ફીકા ધોળા રંગની **રજ***
હોય છે. પાન બન્ને સપાટીએ ખરસટ હોય છે, તે જાડાં હોય છે તેથી તેમાંની વચલી નસ શિવાય બાકીની નસો ઝાંખી દેખાય છે. પાનને રોશની તરફ રાખી **આઈગ્લાસ**માંથી જોતાં તેમાં બારીક નસોનું કમાનાકાર જાળીકામ અતિ સુંદર પારદર્શક જેવું જોવામાં આવે છે. પાન ૧ થી ૫ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૩ ઇંચ પાહોળાં હોય છે. તેની કોરપર ઘણુંકરી કરચલી પડેલી હોય છે. તેનાં ટેરવાં ઘણુંકરી બુઠ્ઠાં વખતે અણીવાળાં કે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનને ચોળતાં તેમાંથી દાહક તીખી વાસ આવે છે.

---

* રસકુપ્પિયો. D. K. R. Kirtikar.

ફૂલ-શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી ૧ થી ૧½ ફુટ લાંબી વિભાગિત સળીઓ નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી હોય છે. તેપર પાસે પાસે ઘણાં ફૂલો એક પછી એક ગોઠવાયલાં હોય છે, તેથી તે સુંદર ફૂલોથી ગુંથાયલી કલંગીઓ જેવી દેખાય છે. ફૂલમાંથી જરા તીખી વાસ નીકળતી હોય છે. ફૂલ લગભગ ¾ ઈંચ લાંબાં અને તેનાં મુખનો વ્યાસ ½ ઈંચ જેટલો હોય છે. એ દરેક ફૂલને તળિએ ૩-પુષ્પપત્રો ઘણુંકરી રતાસલેતા રંગનાં આવેલાં હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ રાતા રંગની પુષ્પપત્રો કરતાં ટુંકી હોય છે. તે ફૂલ ઉઘડયા પછી નીચી નમી જાય છે.

**પુષ્પબાહ્ય કોષ**-પાતળાં ૫ પત્રોનો બનેલો હોય છે, તે ફીકા પીળા રંગનો હોય છે. તેનાં પત્રોની કોરપર અતિ સુંદર મોજાં કે લહેરીયાં આવેલાં હોય છે, તે ખરેખર જોવા લાયક છે. આ દરેક પત્રપર વચ્ચોવચ એક ઉભી રાતા રંગની નસ હોય છે. પત્રો ૨ થી ૩ લાઈન લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તે ટેરવે સાંકડાંથતાં અને પાંખડીઓથી નાહાનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયે જોડાઇને નળી જેવી થયેલી હોય છે, અને મથાળે તેનાં મુખ પાસે પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. દરેક પાંખડીપર અક્કેકી ઉભી રાતા રંગની નસ હોય છે.

**પુંકેસર**-૫ હોય છે. તેના તંતુઓ પાંખડીની નળીની અંદર આવેલા હોય છે. તે તળિયે પોહોળા હોય છે. તે ફીકા પીળા અને પરાગકોષ પીળા રંગના હોય છે

**સ્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય લંબગોળ, પીળાસલેતા લીલા રંગનો, ઉભી પાંચ હાંસોવાળો હોય છે, તેનાં તળિયાં પાસે રાતા રંગનું કુંડાળું હોય છે. નલિકા અને નલિકાગ્રમુખ ફીકા પીળા રંગનાં હોય છે. નલિકાને મથાળે તેના મુખના પાંચે છેડા ઉભા પીંછી જેવા દેખાતા હોય છે, નલિકા અને ગર્ભાશયના સંબંધ પાસે ધોળા, લાંબા ચળકતા વાળની રૂંછાળ આવેલી હોય છે.

**ફલ**-કરમાયા પછી પાંખડી, પુંકેસરો અને સ્રીકેસરનલિકા સુકાઇને ખરી જાય છે, અને સ્રીકેસરગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલો રહે છે. તેમાં જ્યારે બીજ પાકી જાય છે, ત્યારે પુ૦ બા૦ કોષનાં પત્રો પણ એક પછી એક ખરી જાય છે.

**ફલ**-૨½ લાઇન લાંબું, ¾ લાઇન પોહોળું, ટેરવે અણીવાળું, અને અણી પાસે તે કઠણ થયેલું હોય છે. તેની અણી ધોળા વાળની રૂંછાળની અંદર ઢંકાયલી હોય છે. ફલમાં ૧ ઉભું બીજ હોય છે.

**બીજ**-ધોળાસલેતા લીલા કે ભૂરા રંગનું હોય છે. તેને દાબતાં તેમાંથી લીલા રંગનું દલ નીકળે છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિત્રક જેવા.

**૬-ઉપયોગ**-ચિત્રક જેવો.

પવીનાં મૂળનો ગુણ ચિત્રક જેટલો વિદાહી ગણાતો નથી. પવીનાં પાન અને ફૂલ ફલ ગુંબડાના મલમમાં વપરાય છે. પવીની રાખ તેલમાં મેળવી ઢોરોનાં ભાઠાંઓ અને મસપર ચોપડવામાં આવે છે. ગરીબ લોકો પવીને બળતણ તરીકે ઉપયોગમાં લે છે. તે બળતણ લીલું પણ બળે છે.

**૭-સ્થાનક**-પવીનાં ઝાડવાં આ સ્વસ્થાનમાં કાદીવાળી જમીનપર ઘણાં ઉગે છે. એ પશ્ચિમ હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષવિવેચન**-જુનાગઢમાં **પવીને રાતોચિત્રો** કહે છે.

---

## ૫૦-N. O. PRIMULACEÆ.

## વર્ગ-પ્રાઇમ્યુલેસી-કાળી કુલડીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં ઘણુંકરી નાહાના છોડવા થાય છે. તેનાં પાન સામસામાં, આંતરે અથવા ગુચ્છાની પેઠે આવે છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોષ અધઃસ્થાયી, તેનાં પત્રો ૫, કે વખતે ૪ થી ૯ હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫, કે વખતે ૪ થી ૯ હોય છે. પુંકેસરો પાંખડી ઉપર ૫ આવેલાં હોય છે. સ્રીકેસરગર્ભાશય ૧ પોલવાળો, તેમાં આદિબીજ ઘણાં હોય છે. ફલ પોતાની મેળે ઉઘડનારૂં, ઘણાં બીજવાળું, બીજ બારીક અને ખૂણીઆવાળાં હોય છે.

આ વર્ગમાંની ફક્ત એકજ વનસ્પતિ આખા પશ્ચિમ હિંદુસ્થાન અને બીજા ભાગોમાં, તેમ આ સ્વસ્થાનમાં ઉગે છે-તે "કાળી કુલડી" છે. એનો ગુણ શોથઘ્ન ગણાય છે.

---

## વર્ગ-(પ્રાઇમ્યુલેસી).

### નંબર-૩૩૪.

**૧-શાસ્રીયનામ**-Anagallis arvensis (Var)-Cœrulea.

દૃષ્ટાન્ત-H. III. p. 506; N. p. 169; Watt I. p. 235.

**૨-દેશીનામ**-કારીકુલડી, કાળીકુલડી (પો+ગુ૦); जोंकमारी, जंगनी (हिं०).

**૩-વર્ણન**-કાળીકુલડી શિયાળે ઉગે છે. તેના છોડવા ૪ થી ૬ ઈંચ ઉંચા અને ૧ થી ૧½ ફુટ ઘેરાવાના હોય છે. કોઇવાર તેની શાખાઓ જમીનપર ફેલાઈ તે છાત્રાં જેવા દેખાય છે. તેમાં પાસે પાસે શાખાઓ અને પાન આવવાથી તેના છોડવાઓનો દેખાવ ઘણો

ભરેલો લાગે છે. ફૂલ તારાકૃતિનાં, મધ્યમ કદનાં, ફીકા કે ઘેરા જાંબુડા કે આસમાની રંગનાં, જરા છેટે છેટે શિયાળે આવે છે. તેથી એ છોડવા ઘણાજ સુંદર દેખાય છે. ફૂલ ગોળ મરીના દાણા જેવડાં ઘણુંકરી ૧૦ ઉભી લીટીવાળાં હોય છે. એના છોડવાની સૌથી વિશેષ શોભા વધારનાર એનાપર સોનેરી ઝીકનાં કામ જેવી ચળકતી સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે, તેથી તેઓ અત્યન્ત મનોહર લાગે છે.

જોકે કાળી ફુલડીના છોડવા ઘણા નાહના થાય છે, તોપણ તે એક ખરેખર જોવાલાયક વસ્તુ છે. એનાં સુંદર ફૂલો આઇગ્લાસ (બૃહદ્દર્શક કાચ) થી જોવામાં આવે છે ત્યારે તો આ વાક્ય યાદ આવે છે કેઃ–"Never lose an opportunity of seeing anything beautiful. કોઇ પણ સુંદર વસ્તુ જોવાની તક ગુમાવતા નહીં."

**મૂળ**–સુતળીથી સ્લેટપેન જેવું જાડું ને ૨ થી ૧૦ ઇંચ લાંબું હોય છે, તેમાંથી થોડા બારીક રેસા જેવા ફાંટા નીકળેલા હોય છે. તેનો રંગ રતાસલેતો ધોળો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભાગ્યેજ હોય છે, પણ જ્યારે હોય છે ત્યારે તે ટુંકી અને તેનાપરથી નીકળતી લાંબી શાખાઓમાં તે સમાઇ ગએલી હોય છે. શાખા પ્રતિશાખાઓ ચોધારી હોય છે અને તે ચોકની પેઠે સામસામી ચોસાર આવેલી હોય છે. તે સુતળી જેવી જાડી, લીલાસ કે પીળાસલેતા રંગની, લીસી, ચળકતી, જરા ઉંચી ચઢતી ઘણુંકરી બબ્બે ફાંટાવાળી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તે શાખાઓને ચોટડુક થઈ નીકળેલાં હોય છે, તેમાં ડીટડી હોતી નથી. શાખાના ઉપરના ભાગમાં વખતે ૩ પાન ગુચ્છાની પેઠે સામસામાં નીકળેલાં હોય છે. જ્યારે આવી રીતે ૩ પાન નીકળેલાં હોય છે, ત્યારે શાખાપરની ચાર ધારની વચ્ચે એક પાંચમી ધાર પણ હોય છે. તમામ પાનનો એક સુંદર એક નમુનેદાર આકાર હોય છે. તે શીશ મુળિયાનાં પાન જેવાં દેખાય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે. પાન ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ લાંબાં અને ⅛ થી ¼ ઇંચ કે ૫ લાઇન પોહોળાં હોય છે. તેની બન્ને સપાટી લીસી અને સહેજ ચળકતી હોય છે. પાનની નીચલી સપાટીપર વખતે ફીકા જાંબુડા રંગનાં છાંટણાં હોય છે. પાનમાં ઉભી ઝાંખી નસો હોય છે. તે ઉપરની સપાટીએ અંદર બેસતી અને નીચેની એ બહાર નીકળતી હોય છે.

ઉપપાન હોતાં નથી.

**ફૂલ**–પત્રકોણની વચ્ચોવચથી એકેક ફૂલ નીકળેલું હોય છે. તેની ડીટડી દોરા જેવી પાતળી, લીસી, ચળકતી અને ૧ થી ૧½ કે ૨ ઇંચ લાંબી હોય છે. તે ગોળ હોય છે. તે પ્રથમ ઉભી અને ફૂલ ઉઘડયા પછી બહુધા આડી કે નીચી વળી જાય છે. ફૂળનો વ્યાસ ૩ લાઇનથી ½ ઇંચ જેટલો હોય છે. ફૂલ ખરેખર તો લીલા, રાતા, ધોળા, પીળા અને આસમાની એમ પાંચ રંગ મિશ્રિત અર્થાત્ પંચરંગી હોય છે, તોપણ તેની પાંખડી આસમાની રંગની હોતાં ફૂલ આસમાની રંગનાં કહેવાય છે, અને તે તેમજ છે. ફૂલમાં સહેજ ગુલબાસનાં ફૂલને મળતી મધુરી વાસ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે સાંકડાં, અણીઆળાં અને લીલા રંગનાં હોય છે. તે પાંખડીઓથી આંતરે આવેલાં હોય છે. તેની કોર ધોળા રંગની ચળકતી ને પાતળી હોય છે. તેની ઉપરની સપાટીપર વચ્ચોવચ એક ઉભી નીક અને નીચેનીપર બહાર નીકળતી નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેને મથાળે સૂક્ષ્મ અનિયમિત કાંગરી અને ગોળ મથાળાંવાળા અથવા સાદા વાળની ઝાલર આવેલી હોય છે. આ દરેક પાંખડીને તળિયે રાતા રંગનો ચાંડલો અને વચમાં અનિયમિત ધોળા રંગનાં છાપાં હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે પાંખડીને તળિયે તેની કોરપર ઉભાં હોય છે. તેના તંતુઓ તળિયે ધોળા ધોળી રૂંછાળવાળા અને વચમાં રાતા રાતી રૂંછાળવાળા અને તેને મથાળે પરાગકોષ પીળા રંગના હોય છે. પુંકેસરો પાંખડીથી વખતે સહેજ ટુકાં હોય છે.

**સ્ત્રીકેસર**–એક હોય છે. તેનો ગર્ભાશય ગોળાઈ લેતો લીસો, ચળકતો અને ધોળાસલેતા લીલા રંગનો હોય છે; નલિકા તળિયે ધોળા રંગની, ઉપર રાતારંગની, લીસી ચળકતી અને પુંકેસરોથી જરા ટુંકી હોય છે; નલિકાગ્રમુખ લીલાસલેતા રંગનું હોય છે. ગર્ભાશયમાં આદિબીજ ઘણાં હોય છે.

**ફ્લ**–પ્રથમ લીલા રંગનાં અને પાકી જાય છે ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે. તે લીસાં, ચળકતાં અને પાતળી છાલવાળાં હોય છે. ફ્લનો વ્યાસ ⅛ ઇંચ જેટલો હોય છે. ફ્લને તળિયે પુ૦ બા૦ કોષ ફ્લ સુકાયા સુધી રહેલો જોયામાં આવે છે. અને ફ્લને મથાળે સ્ત્રીકેસરનલિકા પણ લાંબી અણી જેવી રહેલી હોય છે. ફ્લની સપાટીપર દશ ઉભી અને એક વચ્ચોવચ આડી રેષા હોય છે. આ આડી રેષાપરથી ફ્લ બેપડની ડાબલીની માફક ઉઘડે છે અને તેમાંથી ઘણાં સૂક્ષ્મ બીજ બહાર આવે છે.

**બીજ**–ભૂરા કે ઘેરા ભૂરા રંગનાં અને ત્રિખૂણીઆં હોય છે. તેપર સૂક્ષ્મ ખાડાઓ જેવી બાનક હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–શોથઘ્ન.

૬-ઉપયોગ-એના છોડવાને વાટી તેની લેપડી જખમ, સોજા, ચાંદાં, પાઠાં અને મરકીની ગાંઠપર બાંધવામાં આવે છે.

એથી વિશેષ ઉપયોગ એનો અહીં જોવામાં આવતો નથી, પણ ડા૦ વૉટ સાહેબ (Dr. Watt) પોતાની ડીક્શનરીમાં લખે છે કેઃ-"Used to intoxicate fish and to expel leeches from the nostrils, in cerebral affections, leprosy, hydrophobia, dropsy, epilepsy and mania. Formerly it was used in Europe in epilepsy, mania, hysteria, delirium, enlargement of the liver, spleen, dropsy, emaciation, stone, the plague, bites of serpents and mad animals and in numerous other diseases.

Said to be poisonous to doys, producing inflammation of the stomach."

૭-સ્થાનક-ઘંઉ, ગદબ (Lucerne) રીંગણી, મુળા આદિ શિયાળુ મોલની સાથે નેદ તરીકે ઉગતી જોવામાં આવે છે. તેથી અનુમાન થાય છે કે, એનાં બીજ અંગ્રેજી બકાલાં અથવા ગદબ સાથે ભેળાઇને આવી જતાં હશે.

૮-વિશેષવિવેચન-કાળી ફુલડીનાં ફૂલ આસમાની રંગનાં અત્યન્ત સુંદર હોય છે. તે સૂર્યોદયે ઉઘડી સૂર્યાસ્ત ટાણે બંધ થાય છે. એનાં ફૂલ જોતાં ચિત્ત પ્રસન્ન થાય છે.

વૉટ સાહેબ આ વિષે લખે છે કેઃ-

"The generic name is derived from [ ] again, and [ ] to make glorious, or to cause mirth, from its fabled virtue to remove sadness. This name was most probably suggested from the beauty of the flowers, or from the fact that as the sun rises and sets, so the sparkling Anagallis opens and closes, hence the popular name Poorman's weather-glass."

જોહાન આહ્રામ સાહેબ જણાવે છે કે-"From anagelao-to laugh again; to cheer the spirits." એપરથી એ નામ આપવામાં આવેલું છે.

રેવરન્ડ નેર્ન સાહેબ કહે છે કેઃ-

"This is the common *pimpernel*, or shepherd's weather-glass. It is found occasionally in the Deccan in moist places, and is common in the Pashan valley and in the S. Ghats. But it is the blue flowered variety, comparatively rare in England, which is oftenest found. The only representative of the Primrose order found in W. India seems to be rather a doubtful native, and is at all events, much better known at home."



રાજકોટ રાજકુમાર કોલેજના મરહુમ પ્રિન્સિપાલ (લખનારના ગત પરમ મિત્ર અને મુરબ્બી) મૅકનાટન સાહેબ પોતાનાં (*The flowers of the field) ભાષણમાં રાજકુમારોને સંભળાવે છે કેઃ-

"There is another little herb, very common in our garden-plots in the cold weather, and very common in England also, whose Gujaráti name I cannot discover. In England we call it the Pimpernel (Anagallis arvensis). It rejoices my heart when I see it here in flower, every year, in January and February. The only difference between our pimpernel and the English one is that the latter is commonly red, while ours is always blue. (The English anagallis is sometimes blue also.-c. m.) It is a little cosmopolitan of the vegetable world as the sparrow is among birds. You may know it by its flower-stalks curving inwards and downwards as soon as its flowers wither."

કાળી ફુલડીની રાતાં ફૂલની જાત વિષે સર જહોન †લબક પોતાના એવા વિચાર દરશાવે છે કેઃ-"The Scarlet Pimpernel (Anagallis arvensis) to waken at seven and close soon after two."

## ૫૧-N. O. SAPOTACEÆ.

## વર્ગ-સેપોટેસી-રાણ અને બોલસરીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. આ વર્ગની કેટલીએક વનસ્પતિ-

* Common Thoughts on serious subjects.-by the late Chester Macnaghten, M. A. Principal Rajkumar College. Rajkote (Kattiawad).

† British Wild Flowers Relation to Insects.-(sleep of flowers) Sir John Lobbock.

માંથી બહુધા દૂધ નીકળે છે. અને તેના કોમળ ભાગોપર તપખીરીઆ રંગના વાળની રૂંવાટી હોય છે. પાન આંતરે આવે છે. તે ચીવટ અને અખંડ કોરવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી, અને હોય છે તો તરત ખરી જાય છે. પુ૦ બા૦ કોપ અધઃસ્થાયી હોય છે. તેનાં પત્રો ૪ થી ૮ હોય છે. તે ઘણુંકરી એક બીજાંપર આવેલાં, અથવા તે બે હારમાં ગોઠવાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીની નળી ટુંકી હોય છે, અને તેના છેડાઓ ૪ થી ૮ અથવા પુ૦ બા૦ કોપનાં પત્રોથી ૨ કે ૪ ગણા હોય છે. પુંકેસરો પાંખડીઓ જેટલાં અથવા તેથી બે કે ત્રણ ગણાં હોય છે, તે પાંખડીઓની નળીપર આવેલાં હોય છે. તેના તંતુઓ બહુધા ટુંકા હોય છે. અને પરાગકોપ રેખાકાર અથવા લંબગોળ થતા ભલ્લાકૃતિના હોય છે. પુંકેસરોની સાથે જ્યારે ખોટાં પુંકેસરો હોય છે ત્યારે તે તેનાથી આંતરે આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી ને ૨ થી ૮ પોલવાળો હોય છે. નલિકા ઝીણી, અને નલિકાગ્રમુખ એક બિંદુ જેવું હોય છે. આદિબીજ ગર્ભાશયની દરેક પોલમાં અક્કેક હોય છે. ફલ અવિકાશી ને ૧થી ૮ બીજવાળું હોય છે. બીજ ઘણુંકરી લીસું, મ્હોટું અને બટકણા કવચવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં મહુડા, રાણ અને બોલસરીનાં ઝાડો ઘણાં પ્રસિદ્ધ અને ઉપયોગી છે. મહુડાનું ઘી અને દારૂ જગજાહેર છે. રાણનાં ફલની મીઠાસ આગળ બીજાં ફલ પાણી ભરે છે. અને બોલસરીનાં ફૂલોમાં મધુરી સુગંધ એવી તો લપટાઈ રહેલી હોય છે કે તે ફૂલો સુકાઈ ગયા પછી પણ તે તેની પ્રીતિ છોડી શકતી નથી.

આ વર્ગની વનસ્પતિમાં ઔષધીય ગુણો ગ્રાહી, પૌષ્ટિક, માદક, વિદાહી, રૂચિકારક અને કફઘ્ન રહેલા છે.

---

## વર્ગ—(સેપોટેસી.)

### નંબર ૩૩૫.

**૧-શાસ્ત્રીયનામ**–Mimusops Elengi.

દૃષ્ટાન્ત–H. III. p. 548; N. p. 172; Watt. V. p. 249; રૂ. નિ. પા. ૪૬૮.

**૨-દેશીનામ**–વરસડી (પો૦); બકુલી, બોલસરી, વરસોલી (ગુ૦); वकुल, वारसोली, वखोर, वाओली ( म०); मुलसरी, मौलषर, वकुल, मौलसरन (हिं०); बकुलः (सं).

**૩-વર્ણન**–બકુલીનાં ઝાડ સીધાં વધે છે. તે ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. કોઈ જગોએ એથી વિશેષ ઉંચાં પણ હોય છે. એનાં થડની છાલ બહારથી લીસી ને ભૂરા કે કાળાસલેતા રંગની હોય છે. શાખાઓ ચોતરફ ફેલાતી ઘણી નીકળેલી હોય છે. તેના છેડાઓ ઉંચા ચઢતા હોય છે. તેથી એનાં મસ્તકનો મુકટ એક ગોળાઇલેતો સઘન ઘટાવાળો થઈ રહેલો હોય છે. પાન આંતરે આવેલાં, ટુંકી ડીટડીવાળાં, લંબગોળ, ટેરવે જરા અણીથતાં, ચીવટ, બન્ને સપાટીએ લીસાં, ચળકતાં, ઘેરા કે કાળાસલેતા લીલા રંગનાં, મોજાંવાળી કોરવાળાં, ૩ થી ૪ ઈંચ લાંબાં, ૧ થી ૧½ ઈંચ પોહોળાં અને બહુધા નીચાં ઝુકતાં હોય છે. ઉપપાન નાહાનાં, ભલ્લાકૃતિનાં, હોડીનાં તળિયાં પેઠે વચમાં પોલવાળાં અને તપખીરીઆ રંગની રૂંવાટીવાળાં હોય છે. તે તરત ખરી જાય છે.

**ફૂલ**–ફૂલની ડીટડી પત્રકોણમાંથી ૧ થી ૮ નીકળેલી હોય છે. તે ગદાકાર, ટુંકી અને જરા નીચી નમતી હોય છે. તે દરેકપર અક્કેક ફૂલ આવેલું હોય છે. ફૂલ મધ્યમ કદનાં, નીચાં નમતાં, ધોળા રંગનાં અને અત્યંત મધુરી પરિમળવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–અધઃસ્થાયી, ૮ પત્રો બે હારમાં ગોઠવાઇને બનેલો હોય છે. પત્રો ભલ્લાકૃતિનાં ¼ ઈંચ લાંબાં અને તપખીરીઆ રંગની રૂંવાટીવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડી ચક્રાકાર આવેલી હોય છે. તેની નળી અત્યંત ટુંકી ને રસભરી હોય છે. તેની કોરના છેડાની બે હાર હોય છે. તેમાં પહેલી હારમાં ૧૬ સોળ, અને બીજી હારમાં ૮ છેડા હોય છે. તે ઘણુંકરી અંદર વળતા ને એક બીજાપર આવેલા હોય છે. છેડા ભલ્લાકૃતિના અને મથાળે જરા વિભાગિત હોય છે. (અમૃતકુપ્પિ Nectary અથવા) ખોટાં પુંકસરોના છેડા આઠ હોય છે. તે પુંકેસરોથી આંતરે આવેલા હોય છે. તે રૂંછાળવાળા અને વિભાગિત હોય છે.

**પુંકેસરો**–૮ હોય છે. તે પાંખડીની નળીપર આવેલાં હોય છે. તેના તંતુઓ ટુંકા અને રૂંછાળવાળા હોય છે. પરાગકોપ રેખાકાર, તીક્ષ્ણ અણીવાળા, તળિયે વિભાગિત અને અંદર વળતા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય આઠ પોલ અને આઠ આદિબીજવાળો હોય છે.

**ફલ**–અંડાકાર, લીસું, ચળકતું, પાકી ગયા પછી પીળા રંગનું, ¾ થી ૧ ઈંચ લાંબું, અને તેમાંથી જેટલાં બીજ નીકળે તેટલાં પોલવાળું હોય છે. ઘણુંકરી તેમાંથી ૧ બીજ નીકળે છે, ને ભાગ્યેજ બે હોય છે.

**બીજ**–લંબગોળ, લીસું, ચળકતું, વખતે એક બાજુ જરા દબાયલું, ને રતાસ કે કાળાસલેતા ઘેરા ભૂરા રંગનું હોય છે.

**૪-ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫-ગુણદોપ**–ગ્રાહિ,ચિરગુણકારી પૌષ્ટિક અને ઉત્તેજક.

૬-ઉપયોગ-બકુલીનાં મૂળનું લાકડું ચંદનની જગોએ વપરાય છે. તેમજ રસવિકારના સોજાપર તેનો લેપ કરવામાં આવે છે. બકુલીનાં પાન ગ્રાહિ તરીકે વપરાય છે. બકુલીના ફૂલનો અર્ક નબળાઈ ઉપર અને શરદી લાગી હોય તો શરીરમાં હુશીયારી લાવવા માટે અપાય છે. બકુલીનાં સુકાં ફૂલની બારીક ભૂકી સુંઘવાથી નાસાવિરેચન થાય છે. બકુલીનાં ફૂલ અત્યન્ત સુવાસિત હોવાને લીધે તેની માલા અને સ્ત્રીઓની માથે પહેરવાની વેણી ગુંથવામાં આવે છે. બકુલીનાં ફૂલ કેટલીક રસિક સ્ત્રીઓ પોતાનાં કપડાંમાં સુગંધ થવા માટે રાખે છે. એનાં કાચાં ફલ ચાવવાથી દાંત હલતા હોય તો મટી જાય છે એમ કહેવાય છે. બકુલીનાં બીજમાંથી તેલ નીકળે છે, તે મીઠાં તેલની જગોએ વપરાય છે. બકુલીની છાલ રંગના કામમાં આવે છે. બકુલીની છાલનો કાઢો ગુરદા, ફુકણા અને સંગ્રહણીનાં દરદો ઉપર ગ્રાહી તરીકે અપાય છે. મોઢું પાકયું હોય તો બકુલીની છાલના ઉકાળાના કોગળા કરાવે છે.*

બકુલીની છાલ સાજડની છાલ સાથે રંગના કામમાં વપરાય છે. બકુલીની છાલ ચામડું રંગવાના કામમાં પણ આવે છે. બકુલીનાં પાકાં ફલ પક્ષીઓ અને છોકરાંઓ ખાય છે. બકુલીનાં પાકાં ફલનો ગર સંગ્રહણી ઉપર વપરાય છે. બકુલીનાં ફલનો મુરબ્બો પણ કરવામાં આવે છે, એમ કહેવાય છે. બકુલીનું લાકડું ઘણું મજબૂત થાય છે. તે ફીકા કે ઘેરા રતાસલેતા ભૂરા રંગનું હોય છે. તેમાંથી ઘરશૃંગારની કેટલીએક ચીજો બનાવવામાં આવે છે. એને ઓપ ઘણો સારો ચડે છે.

"જ્યારે દાંત ઢીલા પડી ગયા હોય છે અગર સાવ હલતા હોય છે ત્યારે તેનાં ફલ ચવાય છે તેમજ તેની છાલના કોગળા કરવામાં આવે છે, તેથી અવાળુ અને દાંતનાં પીઢાં ઉપર ચડેલો સોજો હલકો પડે છે, ને ત્યાં થયેલા લોહીના જમાવનું શોષણ થાય છે. તેની છાલનો ઉકાળો કચકચતાં વ્રણ અને ધારાં ધોવાના કામમાં આવે છે. તેની છાલનો ઉકાળો પીવાથી પેશાબમાં લોહી પડતું હોય તો બંધ પડે છે.

"છાલની માત્રા ૦ થી ૦॥ તોલો." (ડા. વી. ગી.)

"બોલસરી સ્વાદે મધુરીને તુરી હોય છે. શીતળ છે, વિષને ટાળે છે, આનંદને વધારે છે. બોલસરીનાં ફૂલ ટાઢાં છે, ગ્રાહી છે, મળનો સંગ્રહ કરે છે. એનાં ફલ મીઠાં તુરાં ને ટાઢાં છે. કફ પિત્તને હરે છે. વિશેષ ખાવામાં આવે તો પેટ ચડે છે. બોલસરીની છાલ તુરી ને મધુરી છે. એ સારી પેઠે ચાવે તો દાંતમાંથી લોહી નીકળતું હોય તો તેને બંધ કરે છે. તથા દાંત હલતા હોય તેને દૃઢ કરે છે. તેનાં બી દાંત હલતા હોય તેને દૃઢ કરે છે ને વાટીને નાકે સુંઘે તો માથું દુખતું મટાડે છે." (વૈ. રૂ.).

૭-સ્થાનક-આ સ્વસ્થાનમાં એનાં ઝાડો વાડી અને બગીચાઓમાં ઉગેલાં જોવામાં આવે છે. ઘણીવાર તે પોતાની મેળે વાડીઓની વાડમાં ઉગી જાય છે.

૮-વિશેષવિવેચન-બકુલીનાં ફૂલની સુવાસની કવિયોએ ગુણીજનના ગુણ અને કીર્તિની સાથે તુલના કરેલી છે.

કોઇ રાજાએ જૂદા જૂદા અધિકારો ઉપર જૂદા જૂદા માણસોની નીમણોક કરી તેમાં સૌની રીતે એક વિદ્વાન્ પુરૂષની પણ કોઇ ખુણાના અધિકાર ઉપર નિમણુક કરી હતી. પરંતુ તે વિદ્વાન્ પુરૂષે અધિકાર ઉપર રહીને પોતાના ગુણનો એવો ચમત્કાર દેખાડયો કે જેની રાજાને પ્રથમ ખબર ન હતી. આ જોઇને કવિ કહે છે કેઃ—

**कवित्त.**

"महिरुह पोखनमें परम प्रवीनहूने ।
पोखेहें विविध विघ पुंज पादपनको ॥
स्वभाविक त्योंजु यह उपवन ताके मांहि ।
कोउथलहूमें लाहि बोये बकुलनको ॥
स्याम कवि कहत मरम इन बातनको ।
जानवेमें कहिये विदित है कवनको ॥
क्योंके इक कोनमें रहीके निज फूलनसों ।
करहीं सुवास मय सकल भुवनको ॥"

સાર-બકુલીનું ઝાડ બાગના એક ખુણામાં હોય તે પણ તે પોતાનાં ફૂલોની સુવાસથી આખો બાગ સુવાસિત કરી આપે છે. તેમજ ગુણીજન સઘળા અધિકારીઓને સરખા ગણનારા એક રાજાએ એક ગુણી અધિકારીની કશી વિશેષ કદર કરી નહિ હતી પરંતુ એ વિદ્વાને એ અધિકાર ઉપર રહીને એવી કીર્તિ વધારી કે જેનું સઘળાઓ વર્ણન કરવા લાગ્યા. આ જોઇને કવિ કહે છે કેઃ—

**सवैयो.**

"सबहीं द्रुमपें यह मालि सदा ।
सम प्रीतिनसों सनद्रष्टि करे हें ॥
लघु बोलसरी तरु ए इनपें ।
कबहूं करुना न विसेस धरे हें ॥
तदपी यह वेगहिं फूलन हारमें ।
गंजही फूलनके उघरे हे ॥

* સરજન-લેફ્ટનટ-કરનલ કે. આર. કીર્તિકર આઇ. એમ. એસ. ફેલો. લિનીયલ-સોસાઈટી, એઓ સાહેબે પોતાનાં "પૉઈઝનસ પ્લૅટ્સ ઑફ્ બૉમ્બે" વોલ્યુમ ૧ લામાં મીઠાસરગવાનાં પ્રકરણમાં પાને ૨૪ મે ત્રીજા પેરેગ્રાફમાં બકુલીની છાલની ઝેરી અસર બાબતનો એક દાખલો આપેલો છે કે, દાંતની પીડા મટાડવા બકુલીની છાલનો પા ઇંચનો કકડો ચાવવાથી આખું મોઢું પાકી આવેલું હતું અને તેમાંથી પુષ્કળ લાળ વહેતી હતી.

इनकी खसबोइनसों अलिके कुल ।
श्याम कवि दिसि भौन भरे हैं ॥

સાર–માલીએ એક બાગમાંનાં બધાં ઝાડોપર સમાન દૃષ્ટિ રાખી હતી. તો પણ બોલસરીનાં ઝાડે થોડા વખતમાંજ એવાં સુવાસિત પુષ્પો પ્રફુલ્લિત કર્યાં કે જેની સુગંધથી પ્રસન્ન થયેલા ભમરાઓએ સઘળી દિશાઓને ગુંજારવથી ભરપુર કરી મુકી. તેમજ ગુણીજનની કીર્તિ વિષે પણ સમજવું.

---

## વર્ગ—( સેપોટેસી ).

### નંબર ૩૩૬.

**૧–શાસ્ત્રીયનામ**–M. hexandra.

દૃષ્ટાન્ત–H. III. p. 549; N. p. 172; Watt. V. p. 251; રૂ. નિ. પા. ૪૧૯.

**૨–દેશીનામ**–રાણ (પો૦); રાન, રાયણી, રાયણ, રાણ્ટોકડી (ગુ૦); रायन, रांजन, खीरणी (म०); खीरी, खीरणी, रांजन (हिं०); राजादनि, क्षीरिणी (सं०).

**૩–વર્ણન**–રાણનાં ઝાડો ઘણાં ઉંચાં અને વિસ્તારવાળાં થાય છે. એનાં થડ ઘણાં જાડાં, વાકાંચુંકાં અને ગાંઠા ગડબાઓવાળાં હોય છે. શાખાઓ પણ ગાંઠા ગડબાઓવાળી ઘણી નીકળેલી હોય છે. પાન નેવરીનાં પાનને મળતાં, લીસાં, ચળકતાં, બહુધા શાખાઓને છેડે ઘણાં પાસે પાસે ગચ્છુમની પેઠે આવેલાં હોય છે. ફૂલ ધોળા રંગનાં ને ફળ પાકે પીળાં થાય છે.

રાણનાં ઝાડને જખમી કરતાં તેમાંથી દૂધ નીકળે છે. જે થોડીવારમાં ઘણું ચીકણું થઇ તેમાં તાર બંધાઇ જાય છે. રાણનાં ઝાડોમાં કોઈ કોઈ જગોએ ચોમાસે અને શિયાળે એમ બેવાર ફાલ આવે છે. પણ ચોમાસાંનો ફાલ ઘણુંકરી કાચોજ ખરી જાય છે. અને શિયાળાનો ફાલ કાચો ખરતો નથી પણ તેમાં ફલ પાકે છે. માટે શિયાળાનો ફાલ સાચો કહેવાય છે. રાણનાં મ્હોટાં ઝાડમાંથી કોઈ કોઈવાર રતાસલેતો ગુંદર નીકળતો જોવામાં આવે છે.

**મૂળ**–રાણનાં મૂળ ઘણાં મજબૂત જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. તેનું લાકડું ફીકા ધોળા રંગનું મજબૂત તોપણ બટકણું હોય છે. છાલ લીસી, રતાસલેતી ભૂરી, પોચી ને બટકણી હોય છે. અંતરછાલ રેસાવાળી ને ચીવટ હોય છે. છાલની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરાસલેતો ગળચટો ને પાછળથી બહુજ કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–રાણનાં થડ ૧ થી ૩ ફીટ જાડાં અથવા ઘણા મ્હોટા વિસ્તારવાળાં અને જુનાં ઝાડવાં તો બે માણસની બાથમાં ન આવી શકે એવાં કે એથી પણ જાડાં હોય છે. પણ જાડાઇના પ્રમાણમાં તે ઘણુંકરી ઉંચાં હોતાં નથી. ઘણાં જુનાં ઝાડોનાં થડીઆમાં ઉંડી ને પોહોળી પોલ પડેલી ઘણીવાર જોવામાં આવે છે. જેમાં માણસ કે જનાવર સહેલાઇથી બેસી શકે છે. જુનાં થડની ઉપરની છાલ કાળાસલેતા ભૂરા રંગની ને ખડબચડી હોય છે. તેની અંદરની છાલ લીલી ને તેથી અંદરની રાતી હોય છે. તે પોચી, બટકણી અને સ્વાદે તૂરી ને કડવી હોય છે. શાખાઓ આડીઅવળી તોપણ ઘણુંકરી તે પાંસરી તરસા જેવી લાંબી નીકળેલી હોય છે. નાહાની શાખાઓ પણ ઘણી કઠ્ઠણ ને નાહાના નાહાના ગાંઠાઓ કે કઠ્ઠણ શાખાઓવાળી હોય છે. શાખાઓની છાલ ઘણુંકરી ફીકા ધોળા કે ભસ્મી રંગની અને લીસી હોય છે. તેની અંદરની છાલ લીલી ને અંતરછાલ ધોળી હોય છે. કોમળ શાખાઓની છાલ ઘણુંકરી કડવી હોતી નથી.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે મથાળે બહુધા પોહોળાં અને તળિયે ડીટડી પાસે જરા સાંકડાંથતાં હોય છે. પાનને ટેરવે અંદર બેસતી ખાંચ હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. તેમાં ઉપરની સપાટી ઘેરા લીલા રંગની અને નીચેની ફીકાસલેતા લીલા કે ધોળાસલેતા રંગની હોય છે. પાન ઘણાં ચીવટ, અખંડ કોરવાળાં પણ કોઇવાર તેની કોર જરા પાછળ વળતી હોય છે. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. પાનમાંની નસો ઘણુંકરી સામસામી ને તે નીચેની સપાટી કરતાં ઉપરની સપાટીપર વધારે સ્પષ્ટ દેખાતી હોય છે. પણ પાનની વચલી નસ પાનની નીચેની સપાટીએ ઘણી બહાર નીકળતી ને ધોળા રંગની હોય છે. પાનની ડીટડી $\frac{1}{2}$ થી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબી, મજબૂત ને જરા મરડાયલી હોય છે. ને તેપર ભૂરા રંગની વખતે છારી પણ હોય છે. પાનનો સ્વાદ તૂરો હોય છે.

**ફૂલ**–એકજ પત્રકોણમાંથી બહુધા ૨ થી ૫ એક ફૂલો આવેલાં હોય છે. તે દરેક ફૂલની ડીટડી જરા જાડી, ગોળ, લીલાસલેતા રંગની, ને ભૂરી છારીવાળી હોય છે. તે અક્કડ, ગદાકાર ઉભી, અને પાનની ડીટડી કરતાં કંઇક પાતળી ને $\frac{3}{4}$ ઇંચથી ૧ ઇંચ લાંબી હોય છે. તેને મથાળે અક્કેક ફૂલ આવેલું હોય છે. ફૂલ ચક્રાકાર પસરાયલું હોય છે. તેનો રંગ ધોળો પણ જરા કરમાય છે ત્યારે પીળાસલેતો થઈ જાય છે. ફૂલનો વ્યાસ $\frac{1}{2}$ ઇંચ જેટલો હોય છે. ને તેમાંથી બકુલીનાં ફૂલને મળતી જરા સુવાસ નીકળે છે.

**પુષ્પબાહ્યકોષ**–૬ પત્રોનો બનેલો હોય છે. તેનાં ૬ પત્રો બે હારમાં ગોઠવાયલાં હોય છે. તે દરેક હારમાં ત્રણ ત્રણ હોય છે. એ બન્ને હારમાં પત્રો એકબીજાંથી

આંતરે આવેલાં હોય છે. અંદરની હારનાં ત્રણ પત્રો બહારની હારનાં પત્રોથી પાતળાં ને કોરપર ધોળાસલેતા રંગનાં હોય છે. અને બહારની હારનાં ત્રણ પત્રો કુંમાસે જાડાં, રંગે ભૂરાં, ને ભૂરી છારીવાળાં હોય છે. આ પત્રો સૌથી છેલાં ખરે છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીની નળી ટુંકી હોય છે. ને મથાળે તેના છેડાઓ છૂટા નીકળેલા હોય છે. આ છેડાઓ બે હારમાં ગોઠવાયલા હોય છે. તે બહારની હારમાં ૧૨ અને અંદરની હારમાં ૬ છેડા આવેલા હોય છે. આ છેડાઓ વખતે પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં જરા લાંબા હોય છે.

**પુંકેસરો**–૬ હોય છે. તે પાંખડીપર આવેલાં હોય છે. તેપરના પરાગકોષ પીળાસલેતા ભૂરા રંગના હોય છે. ખોટાં પુંકેસરો સાચાં કેસરોથી આંતરે આવેલાં, ધોળા રંગનાં, ને તે પાંખડીની પેઠે વિભાગિત હોય છે.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય ૬ પોલવાળો ને ભૂરા રંગનો હોય છે. નલિકા પીળાસલેતા લીલા રંગની, સહેજ વાંકવળતી, સૂક્ષ્મ મુખવાળી ને ઉભી આવેલી હોય છે.

**ફૂલ**–લંબગોળ, લીંબોડી જેવાં હોય છે. તે કોઇવાર વિશેષ ગોળાઇલેતાં કે વખતે બન્ને છેડે સાંકડાંથતાં પણ હોય છે. ફૂલમાંથી દૂધ નીકળે છે. ફૂલ પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે પીળા રંગનાં થઈ જાય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તે $\frac{1}{2}$ ઇંચથી $\frac{3}{4}$ કે કોઇવાર ૧ ઇંચ જેટલાં લાંબાં પણ જોવામાં આવે છે. તે $\frac{1}{4}$થી $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. ફૂલ સાંકડું ને લાંબું હોય છે, તેમાં ઘણુંકરી ૧ બીજ હોય છે. પણ પોહોળું ને ગોળાઇલેતું હોય છે તેમાં ૨ કે વખતે ૩ બીજ પણ જોવામાં આવે છે. ફૂલ ઘણાં મીઠાં હોય છે.

**બીજ**–લીસાં, ચળકતાં, કાળા ભૂરા રંગનાં, $\frac{1}{2}$ ઇંચ લાંબાં, ને $\frac{1}{4}$ ઇંચ પોહોળાં હોય છે. તે એક છેડે ગોળાઇલેતાં ને બીજે અણીથતાં હોય છે. અણીવાળે છેડે તેને લાંબો ધોળો ચાંડલો હોય છે.

**૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.**

**૫–ગુણદોષ**–ગ્રાહી, પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–રાણનો ઉપયોગ સાધારણ રીતે બકુલી જેવો છે. રાણનાં ફૂલ પૌષ્ટિક ગણાય છે. તેનાં બીજ પાણીમાં વાટીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. રાણમાંથી નીકળતું દૂધ ડાઢ દુખતી હોય તો ડાઢે લગાડવામાં આવે છે. તેથી ડાઢ મજબૂત થાય છે, એમ કહેવાય છે. રાણનાં પાન ઘાસની તંગીની વખતે ઢોરનો મુખ્ય ચારો ગણાય છે. રાણનાં ફૂલ વિશેષ ખાધામાં આવે તો પેટમાં ચુંકો થાય છે. રાણનાં પાકાં ફૂલને ઘી લગાડી એક કે બે દિવસ રાખી મુકે છે, ને પછી તે ખાવામાં લે છે, તો વધારે સ્વાદિષ્ટ લાગે છે. એટલુંજ નહિ પણ તાજાં ફૂલ ખાતાં મોમાં કુચો વળે છે તે આથી વળતો નથી. આવી રીતે ઘી લગાડી ફૂલને સારી પેઠે સુકવી ઘણા લોકો તેને મેવા તરીકે જ્યાં રાણ મળતી ન હોય ત્યાં મોકલે છે. રાણનું લાકડું ઘણું ચીવટ, મજબૂત અને તે સારો ઓપ લઈ શકે તેવું હોય છે. તેનાં લાકડામાંથી તેલ પીલવાની ઘાણી, અને શેરડી પીલવાના ચીચોડાની લાઠો બનાવવામાં આવે છે. ખત્રી, ધોબી અને ભાવસાર લોકો લુગડાંની કુંદી કરવાને **મોદ્દારા** અને **આડી** રાણનાં લાકડાનાં બનાવે છે. કપાસમાંથી કપાસીઆ છૂટા પાડવાના સંચામાં આવતાં **લાઠીઆં** ખાસ કરી રાણનાં લાકડાંનાં વાપરવામાં આવે છે. હાથમાં રાખવાની ગાંઠોવાળી અત્યંત સુંદર લાકડીઓ રાણની બને છે. આ લાકડીઓ સારી રીતે પાલેસ કરવામાં આવી હોય તો તે હાથીદાંત જેવી લીસી ને ચકચકીત થાય છે. રાણનાં લાકડાંમાંથી ખેતીના ઓજારો જેવા કે યાયરના દાંતા, કળીઆંના ડાઢા, ચવડાં, વગેરે બીજી ઘણી ચીજો કરવામાં આવે છે. રાણનાં ઘણાં જાડાં થડમાંથી તેલ પીલવાની ઘાણીની કોઠી બનાવવામાં આવે છે. રાણનાં લાકડાંને પાણીની અસર વિશેષ જણાતી નથી. માટે પથ્થર વગરનાં તળિયાંવાળા કુવામાં પાકું બાંધકામ કરવું હોય તો તેમાં ખીજડાનાં લાકડાંને અભાવે રાણનાં લાકડાંનો માંચ ઉતારે છે. ને તેપર પછી પાકું બાંધકામ કરવામાં આવે છે. રાણનાં ફૂલપર ઉન્હાળે ઘણા ગરીબ લોકોનું ગુજરાન ચાલે છે.

અમદાવાદ તરફ રાણનાં ઝાડો ઘણાં થાય છે. ત્યાં એનાં ફૂલ સુકાવી મુંબઇમાં કેટલાક લોકો વેચવા જાય છે. એનાં સુકાં ફૂલને **રાણકોકડી** કહે છે. ને મુંબઇમાં ફેરીવાળાઓ "અમદાવાદી મેવો દોઢીએ પાશેર, ફદીએ પાશેર," એમ પોકારી વેચે છે.

"ફૂલ ઝાડેથી ઉતાર્યાં પછી એક બે દી રહેવાથી તેનો છીર મરી જાય છે. તે પછી ફૂલ સ્વાદિષ્ટ થાય છે. એ ધાતુપુષ્ટિ કરે છે, ગરમીને ટાળે છે, ભારે છે, તૃપ્તિ કરે છે, શરીરને સ્થુળ કરે છે, હૃદયને સ્નિગ્ધ છે. પ્રમેહ, તરસ, મૂર્છા, મદ, ભ્રમ, ક્ષય, ત્રિદોષ, રક્તવિકાર, એ સર્વે રોગને મટાડે છે. એનું કાચું ફૂલ તુરં છે, જીભને વળગે છે, ચીકણું ને ગ્રાહી છે. આમને વધારે છે. એનાં પત્ર અને છાલ્ય ગ્રાહી છે. તે વાટી લગાડવાથી ગુંબડાં મટાડે છે. એનાં બીનું તેલ થાય છે, તે ખવાય છે, તથા દીવે બાળે છે. રાણનો ઠળીઓ ઘશી ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે છે." (વૈ૦ રૂગનાથજી).

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં રાણનાં ઝાડ ઘણાં ઉગે છે.

૮-વિ૦ વિવેચન-રાણ એ નામ **રાયણી** ઉપરથી અને **રાજનિ** એ સંસ્કૃત **રાજાદનિ** ઉપરથી નીકળ્યાં હશે. કેમકે ભરઉન્હાળે જ્યારે બીજાં મીઠાં ફલની ગેરહાજરી હોય છે ત્યારે રાણનાં ફલ જો બરાબર પાકયાં હોય તો તે એવાં તો જોવામાં મનહર અને ખાવામાં મીઠાં લાગે છે કે રાજા તો શું? પણ મહારાજા પણ એનાં ફલ આરોગી તેનાં વખાણ કર્યાં વિના રહે નહિ. માટે એ ખરેખર **રાજાદનિ** છે, અર્થાત્ રાજાને આરોગવાનો તે મેવો છે. **ખીરણી ખીરી** અને **ખીરણ** એ નામો સંસ્કૃત **ક્ષીરિણી** ઉપરથી નીકળેલાં છે. કેમકે રાણમાંથી ક્ષીર અર્થાત્ દૂધ નીકળે છે માટે **ક્ષીરિણી** એ સંસ્કૃત નામ બરાબર છે.*

* પોરબંદર સ્વસ્થાનમાં રાણનાં ઝાડો બરડા ડુંગરમાં ઘણાં ઉગે છે, પણ તે ઘણાં ઉંચાં કે વિસ્તારવાળાં થતાં નથી. પણ માધુપુરના **મધુવન**માં અને કાંટેલા પાસેનાં **વેરણ** નામનાં જંગલમાં એનાં ઝાડ ઘણાં ઉંચાં અને વિસ્તારવાળાં જોવામાં આવે છે.

**મધુવન** અને **કાંટેલા** જંગલમાં જે રાણનાં ઝાડો હાલ મોજુદ છે તે ૭૦૦ થી ૧,૦૦૦ વર્ષનાં જુનાં હોય એમ તેઓના વિસ્તાર અને કદ ઉપરથી જણાય છે. કેમકે રાણનાં ઝાડો ઘણાં ધીમે વધનારાં છે, અને તે વળી આંબલીનાં ઝાડોની પેઠે ઘણી લાંબી આયુષ્ય ભોગવનારાં છે. કાંટેલા ગામ પાસે એક મહાદેવનું મંદિર છે, તેને **મહાકાલનું** મંદિર કહે છે. તેમાં એક શીલાલેખ સંસ્કૃત ભાષામાં સાતસેં વરસનો જુનો એક ભીતમાં ચોડી દેવામાં આવેલો છે. તેમાં કાંટેલાના રાણનાં જંગલને **વેલાવન** એ નામથી લખેલું છે. જે આજ સુધી પણ **વેલાવન** ઉપરથી **વેરણનું વન** કહેવાય છે.

હવે અજાયબ જેવું એ છે કે, મધુવન તેમજ કાંટેલાનાં જંગલમાં રાણનાં મ્હોટાં ઝાડો શિવાય બીજી જાતનું કોઈ ઝાડ જોવામાં આવતું નથી. એટલુંજ નહિ પણ રાણનું કોઈ નાહાનું ઝાડવું ઉછરતું જોવામાં આવતું નથી. જો કે ચોમાસે વરસાદ પડયા પછી રાણનાં દરેક ઝાડ નીચે સેંકડો રોપાઓ તેનાં બીમાંથી ઉગેલા જોવામાં આવે છે. પણ તે ૩ થી ૬ ઇંચ જેટલા વધીને ત્યાંજ સુકાઈ જાય છે. પણ એવું જોવામાં આવેલું છે કે આ બન્ને જંગલોમાં રાણનાં મ્હોટાં ઝાડોની આજુબાજુ જો કંટાળાનાં ઝાડવાં હોય તો તેમાં રાણના નાહાના છોડવા પોતાની મેળે ઉછરી આવે ખરા અને આ સ્વસ્થાનના ઘણા ઘરડા લોકોને મોઢેથી પણ એમ સાંભળવામાં આવે છે કે, મધુવન અને કાંટેલા જંગલમાંનાં રાણનાં ઝાડો કંટાળાઓનાં ગીચ જાળાંઓમાં અસલ ઉછરેલાં છે, એમ તેઓએ તેઓના બાપદાદાઓના કહેવાથી સાંભળેલું છે. હાલ કાંટેલા તેમજ મધુવનનાં રાણનાં ઝાડોની આજુબાજુથી કંટાળા વગેરેનાં ઝાડવાં કપાઈ નીકળી ગયાં છે, તેથી રાણનાં નવાં ઝાડો ત્યાં ઉછરતાં નથી.

રાણનું ઝાડ ઘણું કઠ્ઠણ અને ધીમે વધનારૂં છે, માટે તેને ઉછરવાને કેટલાંક વરસો સુધી કંટાળા જેવાં નાહાનાં ઝાડવાંઓનો આસરો જોઇએ છીએ, તે ન મળે તો તે ઉછરી શકતાં નથી. હાલ આ બન્ને જંગલોમાંથી રાણનાં ઘણાં જુનાં ઝાડો કપાઈ જાય છે, ને તેમાં નવાં ઉછરતાં નથી, એટલુંજ નહિ પણ બરડાડુંગરમાંથી પણ રાણનાં ઘણાંખરાં ઝાડો છપ્પનિયા દુકાળ વખતે કપાઈ ગએલાં છે, અને સત્તાવનની સાલમાં તો ઘણાં ઝાડોનો નાશ થયેલો છે. માટે બરડા ડુંગરમાં તેમજ ઉપર કહેલાં બે જંગલોમાં રાણનાં ઝાડોનો જેમ બને તેમ આ સ્વસ્થાનમાં બચાવ અને વધારો કરવો જોઇએ. કેમકે તે ગરીબ લોકો અને ઢોરોને ઘણાંજ ઉપયોગી છે.

રાણનાં પાન આ સ્વસ્થાનના ખેડુતો અને રબારી લોકો દુઝણી ગાયો અને ભેંસોને ખવરાવે છે, તેથી દૂધમાં દાણો વધે છે, એટલુંજ નહિ પણ તે ઢોર માતાં થાય છે. બરડાડુંગર, મધુવન અને કાંટેલામાંનાં રાણનાં ઝાડોનાં પાન છપ્પનિયા દુકાળમાં ઢોરોના ઉપયોગમાં આવેલાં હતાં, અને તેથી ઘણાં ઢોરો જીવતાં રહ્યાં હતાં. ઉન્હાળે રાણનાં પાન તોડી રબારી લોકો હરસાલ પોતાનાં ઢોરોને ખવાડે છે, તે પાનને **કોળ** કહે છે.

છપ્પનિયા દુકાળની વખતે રાણનાં ઝાડોમાંથી તમામ પાન અને તેની કોમળ શાખાઓ ઢોરોના ઉપયોગ માટે કપાઈ જવાથી તે ઝાડોનાં કેવળ ઠુંઠ ઉભાં રહેલાં હતાં. જેપર સતાવનની સાલમાં એકદમ કોઈ વખતે નહિ થયેલો એવો ૫૦ ઇંચ વરસાદ અહિં થયેલો હતો. અને તેને પરિણામે રાણનાં ઝાડનાં શાખા અને પાન વગરનાં રહેલાં ઠુંઠાં એકદમ સુકાઇને લાસ ગએલાં હતાં. કેમકે એટલા બધા એકદમ ભારે વરસાદથી રાણનાં ઝાડનાં મૂળિયાંમાં જે અતિઘણું પાણી સોસાયલું હતું તે ઝાડમાં જોઇએ તેટલું રાખી બાકીનું પાન અને કોમળ શાખાઓ દ્વારા (તે તેમાં નહિ હોવાથી) બહાર કાઢી નાખવાનું કામ કુદરતી રીતે બંધ રહેલું હતું. બરડા ડુંગરમાંનાં આ સુકાઈ ગએલાં ઝાડનાં લાકડાં આજ સાત વર્ષ થયાં રોજ સેંકડો ભારીઓ અને ગાડાંઓ પોરબંદરમાં વેચાવા આવે છે. અને તેથી ઘણા ગરીબ લોકોનો નભાવ થાય છે. અને સ્વસ્થાનને પેદાશ થાય છે. રાણનાં ઝાડો બરડા ડુંગરમાં ઢોરના ચારા માટે અત્યંત ઉપયોગી વળી એટલા માટે છે કે, જ્યારે શિયાળે ઉન્હાળે ઘાસ મળતું નથી અને બીજાં ઝાડોનાં પાન ખરી જાય છે, ત્યારે રાણનાં પાન ખરતાં નથી, અને ખરે ઉન્હાળે ચારાની તંગીની વખતે તે ચારાની ખોટ પુરી પાડે છે. રાણનાં ફલ આ સ્વસ્થાનના રબારી, કોલી, રાવલીઆ અને ઉભડ ખેડુ લોકો ડુંગરમાંથી વીણી લાવી પોરબંદરની બજારમાં વેંચી ખરે ઉન્હાળે પોતાનું ગુજરાન ચલાવે છે. માટે આ અતિ ઘણાં ઉપયોગી અને કીમતી ઝાડોનો જેમ બને તેમ વિસ્તાર વધારવો એ અતિ લાભકારક છે.

એનાં ઝાડ બીમાંથી ઉગે છે. બી ઉન્હાળે પાકે છે. તે વગર પૈસે જોઇએ તેટલાં મળે છે અને વરસાદ પડયા પહેલાં કંટાળાઓનાં ઝાડવાં જેવાં જાળાંઓમાં તેને નાખી દીધાં હોય તો તેવાં જાળાંઓમાં ઉગી જાય છે. ને તે ઉગી ગયા પછી ડુંગરમાં તેની કાંઈપણ ખટપટ કરવી પડતી નથી. માત્ર જે કંટાળાઓ કે જાળાંમાં તેના છોડવા ઉગ્યા હોય તે મ્હોટા થઈ ગયા સુધી તે જાળાં કે કંટાળા કાપવાં નહિં.

કંટાળાઓ અને એવાંજ જાળાંઓ ઉપર બેસી પક્ષીઓ રાણનાં ફલ ખાઇને બીજ નાખે છે. તેથી પણ ઘણાં ઝાડો આપોઆપ ઉછરી જાય છે.

## ૫૨-N. O. EBENACEÆ.

## વર્ગ-એબીનેસી-ટીંબરવાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. પાન બહુધા આંતરે આવે છે, તે

અખંડ કોરવાળાં અને ઘણુંકરી ચીવટ હોય છે. ફૂલ **નર અને માદા** ઘણુંકરી જૂદાં જૂદાં ઝાડપર હોય છે. ફૂલની ડીટડી સાંધાવાળી હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૩ થી ૭ તે બહુધા **અવિભક્ત** એટલે જોડાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૩ થી ૭ તેપણ ઘણુંકરી અવિભક્ત હોય છે. પુંકસરો ૩ થી ૭ કે તેથી બમણાં કે ત્રણ ગણાં હોય છે. તે સ્ત્રીકેસરગર્ભાશયને તળીએ આવેલાં હોય છે. તંતુઓ છૂટા, અથવા બબે કે એથી વધારે સંખ્યામાં જોડાયલા હોય છે. પરાગકોષ સાંકડા અને ઉભા ઉઘડનારા હોય છે. સ્ત્રીપુષ્પમાં વખતે ખોટાં નરકેસરો હોય છે, તે સાચાં જેવાં દેખાય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, નલિકા ૨ થી ૮; અને ગર્ભાશયમાં તેટલાંજ અથવા તેથી બમણાં ખાનાં કે પોલ હોય છે; આદિબીજ નલિકાઓની સંખ્યા કરતાં ઘણુંકરી બમણાં હોય છે. ફલ ચીવટ અથવા ગળભર્યું, અવિકાશી ને ઘણાં અથવા થોડાં બીજવાળું હોય છે. ફલની નીચે બહુધા પુ૦ બા૦ કોષ વધીને કાયમ રહેલો હોય છે.

આ વર્ગમાં **અબનુસ** પ્રખ્યાત છે. અને **ટીબરવાનાં** પાનની તમાકુ પીવાની બીડી બનાવવામાં આવે છે તેથી તે પણ સૌના જાણ્યામાં છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, પૌષ્ટિક, ક્ષોભક અને વિદાહી ગુણો રહેલા છે.

---

## વર્ગ-(એબીનેસી.)

### નંબર ૩૩૭.

**૧-શા. ના.**-Diospyros Tupru ?

દૃષ્ટાન્ત-H. III. p. 563; N. p. 173; Watt. III. p. 156; ફ. નિ. પા. ૩૯૧.

**૨-દેશીનામ**-ટીંબરવો, ટીબરૂ, ટીમરૂ (પો૰ગુ૦); टींमुरणी (म०); टेन्दु, गाब (हिं०) तिन्दुक (सं०).

**૩-વર્ણન**-ટીંબરવાનાં ઝાડ બરડા ડુંગરમાં ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તેમાં નાહાની નાહાની આડી અવળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેનાં પાન પ્રથમ રાતા કે પીળાસલેતા રંગનાં અને નરમ હોય છે, પણ પાછળથી તે ઘેરા લીલા કે કાળાસલેતા રંગનાં અને અક્કડ થઇ જાય છે. શિયાળે ઘણુંકરી ખરી જઇ ઉન્હાળે હોળીપર પાછાં આવે છે. ફૂલ સૂક્ષ્મ પીળાસલેતા રંગનાં શિયાળે આવી ફલ હોળી ઉપર પાકી જાય છે.

**મૂળ**-એનાં મૂળ જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. તેનું લાકડું રતાસલેતા રંગનું ને ઘણું મજબૂત હોય છે. છાલ અંદરથી રતાસલેતા અને ઉપરથી કાળાસલેતા રંગની ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તે જાડી, પોચી અને દાણાદાર હોય છે. વાસ અણગમતી અને સ્વાદ ખટાશલેતો તૂરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-એનું થડ સીધું હોય છે, તેમાંનો સાર કાળાસલેતા રંગનો હોય છે. થડપરની છાલ કાળાસલેતા રંગની અને ખડબચડી હોય છે. તેપર ઉભા ને આડા ઉંડા ચીરા પડેલા હોય છે. તે અંદરની બાજુ રતાસલેતા રંગની અને તૂરા સ્વાદવાળી હોય છે. શાખાઓપરની છાલ ફીકા ધોળા રંગની હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર રતાસલેતા ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પાન**-એને પાન અનિયમિત રીતે આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. કોઇવાર એકજ ઝાડમાં કેટલાંક પાન ૧ ફુટ લાંબાં અને ૪ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી ⅙ થી ½ ઇંચ લાંબી હોય છે. પાન બન્ને છેડે સાંકડાંથતાં, અથવા તળિયે પોહોળાં કે સાંકડાં, અથવા લંબગોળ હોય છે. કોમળ પાનપર બન્ને સપાટીએ ભૂરાસલેતા વાળની વિશેષ રૂંવાટી હોય છે. પાનને ચોળવાથી તે ચીકણું લાગે છે, તેનો સ્વાદ ખટાશલેતો તૂરો હોય છે.

**ફૂલ**-એનાં ફૂલ નર અને માદા જૂદાં જૂદાં હોય છે, તે ઘણાં બારીક અને તેપર તપખીરીયા રંગના વાળની રૂંવાટી હોય છે. માદા ફૂલના પુષ્પ બાહ્યકોષનાં પત્રો સૂક્ષ્મ ૪ થી ૬ હોય છે પણ વિશેષ કરી પાંચજ જોવામાં આવે છે, ફલમાં તેનાં પત્રોની કોર પાછળ વળી ગએલી હોય છે. તે ફલની સાથે મ્હોટાં થાય છે.

**ફલ**-એનાં ફલ કાચાં હોય છે ત્યારે ઘણાં કઠ્ઠણ હોય છે, તે લીલા રંગનાં અને તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. પણ તે પાકે છે ત્યારે નરમ ચળકતાં, લીસાં અને પીળા રંગનાં થઈ જાય છે. અને તદ્દન પાકી ગળી જાય છે ત્યારે રતુંબડાં થઈ જાય છે. તેને દાબતાં તેમાંથી તેનો ગળ અને બીજ તરત બહાર નીકળી આવે છે. ફલ અંડાકૃતિનાં અથવા ગોળ હોય છે, તેનો વ્યાસ ૧ થી ૧½ ઇંચ જેટલો હોય છે. ફલ પાકી ગયા સુધી પણ પુષ્પબાહ્યકોષ તેને તળિયે ચોટેલો રહે છે, તે આ વખતે ½ થી ૧ ઇંચ જેટલો મ્હોટો થઈ ભૂરાસલેતા કાળા રંગનો થઈ રહેલો હોય છે. ફલની ડીટડી પણ ફલને મજબૂત ચોટેલી હોય છે, તે ½ ઇંચ લાંબી ને ભૂરા કાળા રંગની હોય છે. પાકાં ફલમાંનો ગળ પીળાસલેતા રંગનો હોય છે, તેની વાસ અને સ્વાદ ખજુરને મળતાં તૂરાસલેતાં મીઠાં હોય છે. ફલમાં ૨ થી ૮ બીજ હોય છે.

**બીજ**-લીસાં, ચળકતાં, ભૂરા કાળા રંગનાં હોય છે, તે ½ થી ૧ ઇંચ લાંબાં અને ⅓ થી ½ ઇંચ પોહોળાં

હોય છે. તેની સપાટી સૂક્ષ્મ ખાનકદાર હોય છે. બીજની એક કોર જરા દબાયલી અને સીધી હોય છે, તેને એક છેડે ભૂરો ચાંડલો હોય છે. આ ભૂરા ચાંડલાપરથી એક નીક નીકળી બીજના બીજા છેડાને આંટો દઇ ગએલી હોય છે. બીજ ઘણું કઠ્ઠણ હોય છે, તેનાપરની નીક ઉપરથી તેને છરી વતી ઉભું ચીરતાં તેનાં બે દળ જૂદાં પડે છે. તેમાં ટોપરાં જેવું તેલવાળું મગજ ભરેલું હોય છે, તેની અંદર ધોળા કે પીળાસલેતા રંગનો પ્રત્યંન્કુર સ્પષ્ટ દેખાય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ગ્રાહી, પિત્તહર અને શીતળ.

**૬-ઉપયોગ**-ટીંબરવાનાં ઝાડનાં મૂળની છાલની ભૂકી અને તેનો કવાથ સંગ્રહણી, પ્રમેહ અને કફ ઉપર આપવામાં આવે છે. ટીંબરવાનું લાકડું કઠ્ઠણ થાય છે, તેનાં માલવડા, વળી, ખોરડાંની થાંભલીઓ અને ખાટલાના પાયા બનાવવામાં આવે છે. ખેતીના ઓજાર કોદાળી પાવડા વગેરેના હાથા પણ એનાં લાકડાંના કરવામાં આવે છે. એનાં લાકડાંનો સાર ઘણો ભારે હોય છે, તેને સડો લાગતો નથી, તેમાંથી હાથમાં રાખવાની નાહાની ગોબીઓ બનાવે છે. એના સારમાંથી સુતાર અને સંધાડીઆ લોકો નાહાની મોહોટી કોતરકામવાળી અને બીજી લીસી ચીજો બનાવે છે. ટીંબરવાનું લાકડું બળતણ તરીકે વપરાય છે, પણ તે કનિષ્ટ ગણાય છે, કેમકે તેનું લાકડું અને તેમાંથી થતા કોલસા બળતી વખતે તડતડ અવાજ કરી ચોતરફ આગના તણખા ફેંકે છે. ટીંબરવાનાં પાનનો ઉપયોગ હાલ તમાકુ પીવાની બીડીઓ બનાવવામાં ઘણો થાય છે. એનાં પાન ઉન્હાળાની મોસમમાં બીજા ચારાની ગેરહાજરીમાં ભેંસો આદિ ઢોર બહુ ખાય છે. ટીંબરવાનાં ફૂલ અને કાચાં ફલ ગ્રાહી તરીકે વપરાય છે. કાચાં ફલનો રસ જખમ ઉપર ચોપડવામાં આવે છે, તેથી જખમ તરત રૂઝાય છે. ફલની સુકી છાલ તમાકુ પીવાની ચલમમાં પીવાથી દમ અને હેડકી મટે છે. કાચાં ફલની બારીક ભૂકીનો ઉકાળો સ્ત્રીપ્રદરમાં પીચકારી દેવા વપરાય છે. ટીંબરવાની છાલ અને કાચાં ફલ રંગના કામમાં આવે છે. કાચાં ફલમાંનો ગળ લોઢાનાં વાસણમાં ચોળી તડકે રાખવાથી જાંબુડા રંગનો થઈ જાય છે, તે કપડાંપર લગાડવાથી કપડાંને જાંબુડો રંગ ચડે છે. કાચાં ફલનો ઉકાળો માંછી લોકો જાળ રંગવાના કામમાં વાપરે છે, અને ચીકણો રસ હોડીને તળિયે ચોપડે છે.

જરા કાચસેરાં ફલની અંદરનો ગળ ઘણોજ ચીકણો હોય છે, તે ડિસ્ટ્રિકટમાં ગુંદરની જગોએ કાગળનાં પડખીડીયાં ચોટાડવાને વાપરી શકાય છે. કાચો ગળ ઘણોજ તૂરો હોય છે, તે ખાવાથી જીભ અને ગળું ઘણાં શોષ મારી જાય છે, અને જીભ જાડી અને ખરસટ થઇ જાય છે, તે મીઠાંના પાણીના કોગળા કરવાથી મટે છે. પાકાં ફલ ગરીબ લોકોનો ખોરાક અને તવંગરોનો મેવો છે. ફલને તદન પાકી જતાં ઘણો વખત લાગે છે, અને તે તદન પાકી જતાં સુધી ઝાડપર રહે તો તેને હરીયાં પક્ષીયો અને એર તથા બીજી જીવાત નુકસાન કરે છે. માટે એનાં ફલ ચડાઉ થાય એટલે ઉતારી બાજરામાં રાખી વિશેષ પકાવે છે, અથવા ખાલી મટકામાં રાખી અગ્નિની બાફથી પકાવે છે. પણ ઝાડપર કુદરતી રીતે પાકેલ ફલ ઘણાં ગળ્યાં લાગે છે. તદન પાકી ગએલ ફલમાંનો ગળ મીઠો અને દાણાદાર થઇ જાય છે, અને તેમાંની ચીકાસ અને તૂરાસ પણ ઓછી થઇ જાય છે. અને કાચાં ફલમાં જે ચીકણો પ્રવાહી હોય છે તે આમાં હોતો નથી. આવાં પાકાં ફલ ખાવાથી પ્રમેહ, લોહીવિકાર, પિત્ત અને ગરમીનો આજાર મટે છે. પણ તે ઘણાં ખાધાથી ઘણી તરસ લાગે છે, અને જેમ જેમ પાણી પીવાય છે, તેમ તેમ પેટ ફૂલે છે. વખતે પેટમાં વાયુ અને ચુંકો થાય છે, ગળે શોષ લાગે છે, હોઠ સુકાય છે અને કવચિત માથે ચકરી આવે છે. એનાં બીજ પાણીમાં ઉકાળવાથી તેલ નીકળે છે. તે તેલ રક્તપિત્તવાળાની સુનપર ચોપડવામાં આવે છે.

**૭-સ્થાનક**-ટીંબરવાનાં ઝાડો આખા બરડા* ડુંગરમાં સંખ્યાબંધ ઉગે છે. અને બીજી કેટલીક જગોએ પણ થાય છે.

**૮-વિશેષવિવેચન**-સંસ્કૃત तिन्दुक ઉપરથી **ટીંબરવો** વગેરે નામ નીકળેલાં જણાય છે.

કચ્છ, કાઠિયાવાડ, સિંધ, કોકણ, દક્ષિણ, ગુજરાત અને બીજા કેટલાક પ્રાંતોમાં **ટીંબરવાનાં** પાનની **બીડી** પીવા માટે ઘણી વખણાય છે. અને તેથી ટીંબરવાનાં પાનનો મ્હોટો વેપાર ચાલે છે. એટલુંજ નહિ પણ ઘણાં ગરીબ લોકો જેને કંઇ ધંધો કે નોકરી મળતી ન હોય તે પણ બીડી વાળતાં શીખી **ટીંબરવાની** બીડી વાળવા મંડી જાય છે. અને તેથી રોજ ૦)ના થી ૦। પેદા કરે છે. જો કોઇ વેપાર અને ધંધો આજ કાલ જૂજ મુડીથી વધી પડેલો હોય, અને ૫ વર્ષના છોકરાથી તે

* પોરબંદર સ્વસ્થાનનાં ખાપટ ગામની કોલણો બરડા ડુંગરની પાઉમાંથી ટીંબરવાનાં લીલાં પાનની ભારીઓ લાવી પોરબંદરમાં તમાકુના વેપારીઓને ત્યાં વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. અને આદિત્યાણાં, બીલેશ્વર, આસીઆપાટ, બોરડી અને ખંભારા ગામનાં લોકો પાન સીમમાં સુકાવી તેના પડા બાંધી ગાડાં ભરી બહાર બંદર ચડાવા માટે ગાડાં પોરબંદરમાં વેંચવા લાવે છે. તેવાં દરેક ગાડાંપર દરબારી જગાત લેવાય છે. ટીંબરવાનાં પાકાં ફલ કોલણો પોરબંદરમાં ફેરી કરીને વેચે છે, તેની અવેજી તેઓને ખારવાં જેવાં ગરીબ લોકો દાણો આપે છે.

૧૦૦ વર્ષના ડોસા સુધી, અને કેટલીક હલકી વર્ણની તો સ્ત્રીઓને પણ જો કોઈ શોખ એવો લાગેલો હોય, કે, ખાધા શિવાય ચાલ્યું જાય, પણ તે શોખ શિવાય એકઘડી પણ ચાલે નહિ તો તે "ટીંબરવાના પાનની તમાકુની બીડી પીવાનો છે." દેખાદેખી ઉચ્ચવર્ણમાં પણ આ શોખ અર્થાત્ એ ખરાબ ટેવ પસરવા લાગી છે. પણ તમાકુની બીડી પીવાથી ઘણીવાર ઘણાં ભયંકર પરિણામો બની જાય છે, તેના બે ચાર જાણીતા દાખલા આ નીચે સમજુતી જાણ માટે લખવામાં આવે છે:–

કેટલાક લોકો બચાવ કરે છે કે, તમાકુની બીડી પીવાથી પાણી લાગતું નથી. પણ ત્યારે જુવો એક પ્રવીણ ડાકટર શું કહે છે.

તમાકુ પીવાથી થતું નુકસાન.

"આજ કાલ આપણામાં ઘણા લોકો સિગારેટ, (બીડી) અથવા તમાકુ પીયે છે. એ કુટેવ એટલી બધી વધી ગઇ છે કેઃ–

નાહાના ૭ થી ૮ વર્ષના બાલકો પણ બીડી પીતાં શીખે છે. પ્રથમ તે દેખાદેખીને લીધે શોખને ખાતર પીયે છે. પણ લાંબે વખતે તેઓને તે શોખ પ્રાણ સમાન થઇ પડે છે. તે માત્ર ખાધા પછી નહીં, પણ ઝાડે જંગલ જવાની જગાએ પણ પીતા જોવામાં આવે છે, એવી ખરાબ જગાએ બીડી પીવી એ કુટેવ થોડી ઘણી વધી કેહેવાય નહિ. આ કુટેવથી ઘણાઓને ક્ષય, છાતીનાં દરદો અને આંખના દરદો થાય છે, ને રતાંધળા પણ થાય છે, અને જીભ સડી જાય છે. એના પુરાવા દાખલ–ઇંગ્લાંડમાં **નેલટેલર** નામનો એક પ્રખ્યાત આંખનો ડાકટર કહે છે કેઃ–આંખના દશ રોગીમાંથી ૭ રોગીઓએ સીગારો અર્થાત્ બીડી અથવા તમાકુ પીવાથી પોતાની અમુલ્ય આંખોનું તેજ ગુમાવી દીધું છે, તેમજ આંધળા થયા છે, અને કેટલાકની જીભ સડી ગઇ છે." (ને. ઓ. ડરબન.)

બીડી પીને ફેંકવાથી એક ખલાવાડમાં ખડ્ સળગ્યું ને તેમાંથી ગામડામાં આગ ફેલાઇ તે અરધું ગામ બળી ગયું.

બીડી પીવાથી આ સ્ટેટનાં ખાંભોદર ગામમાં એક છોકરાની આંગડી સળગી તે તરત નહિ ઉતરતાં છાતી એટલી બધી બળી ગઇ કે છોકરો ૨ દિવસમાં મરણ પામ્યો.

આ સ્ટેટના નલિયાધાર જંગલમાં એક ઘાસ વાઢનારે ચોકીઆતની ગેરહાજરીમાં બીડી પીને તેનું બળતું ખોખું તેની સમજ પ્રમાણે તેણે પગેથી ઓલવી નાંખેલું હતું. પણ થોડા વખતમાં તેમાંથી આગ સળગી તે ૩ માઇલમાં જંગલ બળી ગયું હતું. જેમાં બે માણસ અને છ બળદો દાઝી ગયાં હતાં.

એક ડાકટરનો એવો મત છે કે "વીર્ય, પેશાબ, આંખ, છાતી, મગજ અને હૃદયના દરદીએ તો ભૂલે ચુકે પણ બીડી પીવી નહીં." બીડી પીવાથી થોડીવાર મન ઉત્તેજિત થાય છે. પણ પાછળથી તે ઘણું ઢીલું ને નિસ્તેજ થઇ જાય છે, એમ કહેવાય છે.

"કફ કઢણ, બાદી હરણ, ધાત ફટણ, બલહીન; લોહીમેંસે પાની કરે, દો ગુન અવગુન તીન."–(બારોટ રામદાસ માણકીયાણી શેખરીયાવાળા કચ્છ બીડીનું વ્યસન મુકતાં કહેલું. અને કહેલું કે કફ અને બાદી પણ દવાના પ્રમાણમાં લેવાથી હરે છે.)

"તમાકુની બીડીનો ઉપયોગ કરવાથી માણસો ભૂત જેવાં બની જાય છે, એવાં માણસનું શરીર લાકડાં જેવું સુકાઇ જાય છે. અજીર્ણ, માથાનો દુખાવો, શરીરનું ધ્રુજવું, આંચકી અને જ્ઞાનતંતુજાળના બગાડથી જે ઘણી જાતનાં દરદો થાય છે તે એનાં સેવનથી ઉત્પન્ન થાય છે. એથી ચેહરાની રતાસ ઉડી જઇ શરીર પીળું પડી જાય છે. પક્ષઘાત અને નપુસંકપણું ઉત્પન્ન થાય છે." (વૈ. શા. મ. ગો.).

મેહેતા નારણદાસ મેઘજી કચ્છ મુંદ્રાવાળાએ બીડીનો તિરસ્કાર કરી તેને તજી દેતાં તે સંબંધમાં પોતાનો દરશાવેલો અભિપ્રાય.

"કલેજાં બાળનારી, ચહેરાને ફીકો કરનારી, હાથ પગ ગાળનારી, પ્રકૃતિમાં તમોગુણ વધારનારી, દૃષ્ટિને મંદ કરનારી, બળમાં ઘટાડો કરનારી, ઘણા સેવનથી અંધાપો બક્ષનારી, વીર્યને પાંખો કરી તેનું સત્વ હરવાવાળી, તથા સર્વ રીતે નુકશાન કરનારી તમાકુની બીડી, કે જેને માટે વિદ્વાનો સખ્ત વિરૂદ્ધ લાગણી ધરાવે છે. તે નાપાક તમાકુની બીડી હું આજથી પરમેશ્વર કે જે મારો પરમપિતા છે તથા જેની હસ્તિ વિષે મને પુર ઇતબાર છે તથા સંપુર્ણ વિશ્વાસથી હું તેને માનું છું તેના મજબૂત સોગન લઈ આજથી છોડું છું."

"તમાકુની બીડીનો તિરસ્કાર મી૦ ગ્લેડસ્ટનને ભારી હતો. એકજ વેળા પોતાની આખી જીંદગાનીમાં તેણે બીડી પીધી હતી, અને તે બી હાલના શહેનશાહ જેઓ તે વેળા પ્રિન્સ ઓફ વેલ્સ હતા તેમને પોતાને મકાને પધારેલા જોઇ તેમને રાજી રાખવા મી૦ ગ્લેડસ્ટને નાનકડી બીડી હોઠે લગાડી, પાછળથી એમને એમ ફેંકી દીધી હતી. બીડીનો વાસ તે નામદાર ખમી શકતો નહિ. અને કપડાંપરથી તે પીછાની લેતો કે ફલાણો બીડી પીને આવેલો છે. એક તબીબ કહે છે કે, જેણે પોતાની તંદોરસ્તી બિગાડવીજ હોય તેણે બીડી પીવી. તે કહે છે કે, જે જવાન એટલો બધો કૌવતમંદ હોય કે તેને પોતાનું બળ ભારી પડતું હોય, જેનાં ફેફસાં, કલેજું, ગુરદાં એટલાં સાબીત હોય કે તેને તેમની તંદોરસ્ત હાલત પીડા સમાન હોય; જે માણસની સાંભળવાની, સ્વાદ લેવાની કે સુંઘવાની ઈંદ્રિયો એવી તિક્ષણ

હોય કે તેમની તિક્ષ્ણતા જરા બુઠી કરવાની જરૂર હોય; જે ધણીનું ભેજું એટલું બધું ચાલાક હોય કે તેટલી ચાલાકીથી તેને ચસકી જવાનો સંભવ હોય; અથવા જે કોઇનું તનબળ એટલું હદથી જ્યાદા હોય કે તેને ઓછું કરવાની અગત્ય હોય;–તો તેવા ધણીએ બીડી પીવી પાલવશે; પણ એવો કોઈ પણ માણસ હોય એ શક ભરેલું છે. તમાકુથી કોઇએક બી માણસને બરોબર ફાયદો થયેલો સાબિત થયો નથી; પણ તેનાથી સંખ્યાબંધ લોકોને નુકશાન થયેલું સિદ્ધ છે. સૌ કોઈ જાણે છે કે તમાકુમાં જે મુખ્ય વસ્તુ "નિકોટિન" નામની આવે છે, તે કાતેલ ઝેર છે. બીડી પીનાર યા તમાકુ ચાવનાર આસ્તે આસ્તે આ ઝેર તે શરીરમાં પચાવે છે. તેની તેને આદત પાડે છે. પણ તેમ તે આસ્તે આસ્તે શરીરનો બિગાડ કરી તેનું સત્યાનાશ વાળે છે. એટલે કે તમાકુ તંદોરસ્ત માણસને નબળો બનાવે છે. અને નબળાનું ખાનું ખરાબ કરે છે." (તા૦ ૨૨–એપ્રિલ ૧૯૦૬ ના "રાસ્ત ગોફતાર" પરથી ઉતારો.)

"*Tobacco* is a poison deadly in large doses, pernicious and harmful in all doses. It taints the breath, ruins the digestion, obliterates taste and smell, spoils the blood, oppresses the brain, depresses the heart, irritates the nerves, wastes the muscles, obstructs the liver, dims the vision, stains the skin, and deteriorates and contaminates every organ and tissue with which it comes in contact in the body. Its (Tobacco) influence is to lessen vitality, to benumb the sensibilities, to Shorten life to kill."—(ડા૦ કેલૉગ.)

**कुंडलीओ.**

"बीडीथी बगडया घणा केतां नावे पार ।
ब्राह्मण वाणीआ सौ पीये पीये यवन चंडाल ॥
पीये यवन चंडाल मन माने तेम चाले ।
बीडी बनावे नीच वगर धोइ मुखमां घाले ॥
द्रग देखी नानो कहे ए कलिजुगनो वेवार ।
बीडीथी बगडचा घणा केतां नावे पार ॥ १ ॥"
(કચ્છ–ગામ તેરાના સુતાર નાનજી–સૌ. હિ. પુ. સં.)

## ૫૩–N. O. OLEACEÆ.
## વર્ગ–ઓલીએસી–ચમેલી અને મરખાનો–વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ–આ વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને વેલા જેવાં ઝાડવાં થાય છે. પાન સામસામાં કે આંતરે, સાદાં, ત્રિપત્રી કે પીંછાની માફક વિભાગિત થયેલાં, ને તે અખંડિત અથવા દાંતાવાળી કોરવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોપ સૂક્ષ્મ ૪ થી ૫ કે ૯ વિભાગોવાળો; પુ૦ અભ્ય૦ કોપ ૪ થી ૯ વિભાગોવાળો; પુંકેસરો ૨; સ્ત્રીકેસરગર્ભાશય છૂટો, અને બે ખાનાં અથવા પોલવાળો; ને તેનાં દરેક ખાનામાં આદિબીજ ૧ થી ૨ કે વધારે ફલ ઉભાં ચીરાઇને ઉઘડનારાં અથવા નહીં ઉઘડનારાં હોય છે. બીજ પાતળાં અથવા કઠ્ઠણ કવચવાળાં હોય છે.

આ વર્ગ બીજા વર્ગોથી બે પુંકેસરોને લીધે તરત ઓળખાઇ આવે છે. આ વર્ગમાં અત્યંત મધુરી સુગંધવાળી હારશૃંગાર, ડોલર, ચમેલી, જાઇ, જુઇ, કુંદ, લવારો અને નરીઓ આદિ ઉન્હાળે પુષ્પિત થનારી વનસ્પતિયો આવેલી છે, જે સૌની જાણમાં છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, વાયુહરતા, હર્ષમાદક અને કામોદ્દીપન ગુણો રહેલા છે.

---

## વર્ગ–(ઓલીએસી.)
### નંબર ૩૩૮.

**૧–શાસ્ત્રીયનામ**–Schrebera swietenioides.

દૃષ્ટાન્ત–H. III. p. 604; N. p. 176; Watt. VI. part. II. p. 488; રૂ. નિ. પા. ૪૪૯.

**૨–દેશીનામ**–મરખો, નકટીનું ઝાડ (પો૦+ગુ૦); नकटी, मोका, मोकाडो (म०); मोका, गोकी, घंटा (हिं०); मोक्षक, घंटापाटली (सं०).

**૩–વર્ણન**–મરખાનાં ઝાડ બરડા ડુંગરમાં ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. પણ હિંદુસ્થાનના બીજા પ્રાંતોમાં તે ૪૦ થી ૫૦ ફીટ ઉંચાં વધે છે. તેમાં નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળી ચોતરફ ફેલાયલી હોય છે. તે જ્યારે નવા પાનના ભરાવમાં હોય છે ત્યારે જરા છેટેથી (એ ઝાડ) એક લીલા ગુમજ જેવું મનોહર દેખાય છે. પાન લાંબી મુખ્ય ડીટડીપર સંયુક્ત આવે છે. ફૂલ ભૂરા ધોળા રંગનાં ઉન્હાળે આવે છે, તે મધુરી સુગંધવાળાં હોય છે. ફલ લાંબાં પેરના આકારનાં, ટેરવે પોહોળાં ને ડીટડી પાસે સાંકડાં હોય છે. તે પાકીને સુકાવા માંડે છે ત્યારે તે ટેરવેથી ઉભું ઉઘડી તેના બે ભાગ ખુલ્લા થઇ જાયે છે. અને એ દરેક ભાગમાં એક લાંબી ધાર દેખાય છે, આ ફલનો જ્યારે આવો એકજ ભાગ જોવામાં આવે છે, ત્યારે તે નકટી સ્ત્રીનાં નાક જેવો દેખાય છે. અર્થાત્ નાકનો ઉપરનો ભાગ કપાઈ ગયો હોય તેવો આ ઉપરથી કેટલાક લોકો મરખાનાં ઝાડને નકટીનું ઝાડ પણ કહે છે. અને એ ઝાડને તરત ઓળખી કાઢે છે.

**મૂળ**–જમીન પ્રમાણે ઉંડું એટલું હોય છે. તે ઉપરથી ભૂરા અને અંદરથી પીળાસલેતા ધોળા રંગનું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–શાખાઓ ભૂરાસલેતા રંગની હોય છે. તેપરની છાલ ખડબચડી ને તેનાપર ભૂરાં ખડબચડાં ટપકાં આવેલાં હોય છે. શાખાનો આડો કાપ કરી જોતાં તેની છાલનું ઉપરનું ચક્ર ભૂરૂં ને વચ્ચોવચનું સછિદ્ર લીલું પોચા ગાભા જેવું જોવામાં આવે છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે, તો પણ કેટલાંક પાન સહેજ જરા આંતરે પણ હોય છે. તેની મુખ્ય ડીટડી ૧ ફુટથી ૧½ ફુટ લાંબી અને તે સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તે ફીકાસલેતા લીલા રંગની, લીસી અને ચળકતી હોય છે. તેની ઉપરની બાજુ લાંબી નીક હોય છે. એ ડીટડી થડમાં વધારે જાડી થયેલી હોય છે. અને ઉપર જતાં તેપરનાં દરેક બે પાનના સાંધા પાસે તે સાંધાવાળી ને જાડી થયેલી હોય છે. એ ડીટડીપર નાહાનાં પાનની ઘણુંકરી ૩ થી ૫ જોડી આવેલી હોય છે. ને એક પાન એ ડીટડીને ટેરવે એના છેડાપર વચ્ચોવચ આવેલું હોય છે. આ બધાં પાનની ડીટડી પણ મુખ્ય ડીટડીની માફક ઉપરની બાજુ નીકવાળી હોય છે. તે લગભગ ૧ ઇંચ લાંબી હોય છે. જોડીમાંનાં પાન ૩ થી ૭ ઇંચ લાંબાં અને ૨ થી ૪ ઇંચ પોહોળાં હોય છે, તે લંબગોળ, લીસાં ને ચળકતાં હોય છે. તેની કોર ડીટડી પાસે વિષમ અને તેનાં ટેરવાં લાંબી અણીવાળાં હોય છે. મુખ્ય ડીટડીનાં ટેરવાંઉપરનું છેવટનું પાન બન્ને છેડે ઘણુંકરી સાંકડું ને વચમાં પોહોળું હોય છે. ને તેની કોર ડીટડી પાસે ભાગ્યેજ વિષમ હોય છે. પાન લીસાં ને ચળકતાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની ને હેઠળની ફીકા લીલા રંગની હોય છે. તેની સપાટીપર સૂક્ષ્મ લીલા રંગનાં છાટણાં હોય છે. પાનમાંની નસો ઉપરની સપાટીપર સહેજ અંદર બેસતી અને હેઠળનીપર બહાર નીકળતી હોય છે. પાનને ચોળવાથી તેની વાસ ઉગ્ર અને તેને ચાવવાથી સ્વાદ મરી જેવો તીખો લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે પુષ્પધારણ કરનારી સળીઓ નીકળેલી હોય છે. તે ૩ થી ૪ ઇંચ લાંબી હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ફૂલની ડીટડી અને પુ૦ બા૦ કોષ એ બધાં ફૂલની સાથે થોડાં વધીને જાડાં થાય છે. પુષ્પ ધારણ કરનારી સળીઓ ફીકા લીલા રંગની હોય છે. તે પાનની મુખ્ય ડીટડી જેવી જાડી અથવા તેથી પાતળી હોય છે. તેપર સૂક્ષ્મ ભૂરા વાળની રૂંવાટી હોય છે. આ સળીઓપર ઉત્તરોત્તર નાહાની અને પાતળીથતી ત્રણ ત્રણ શાખાઓવાળી સળી નીકળેલી હોય છે. તે સળીઓને ટેરવે અથવા એમાંથી વળી નાહાની સળીઓ નીકળી તેને મથાળે ઘણુંકરી બે બાજુએ ને એક વચમાં એમ ત્રણ ત્રણ ફૂલો આવેલાં હોય છે. પુષ્પપત્રો સૂક્ષ્મ હોય છે. ફૂલની ડીટડી પાતળી ને સૂક્ષ્મ હોય છે. તેપર વાળની રૂંવાટી વિશેષ હોય છે. આ ત્રણ ફૂલોમાં વખતે વચલાં ફૂલની ડીટડી ટુંકી રહી જાય છે, અથવા સમાઇ જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–અનિયમિત રીતે પાંચ પત્રોનો બનેલો હોય છે. તે લીલા રંગનો, ને તેનાપર વાળની રૂંવાટી આવેલી હોય છે. તે ૧ થી ૧½ લાઇન લાંબો હોય છે. તે ફલમાં ૩ લાઇન લાંબો અને ૨½ લાઇન વ્યાસનો થઈ જાય છે. અને તેપરથી વાળની રૂંવાટી ખરી જાય છે. તેનાં પત્રો તળિયેથી જોડાઇને એક નળી અગર ઉંડા પ્યાલા જેવાં થઇ રહેલાં હોય છે. અને તેના મુખપર અનિયમિત સૂક્ષ્મ દાંતા અને બે ઓષ્ઠ દેખાતા હોય છે. તેનાપર ઉભી ઝાંખી નસો આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ અનિયમિત રીતે ૪ થી ૭ હોય છે. તે નીચેથી જોડાઇ નળી થયેલી હોય છે. એ નળી તળિયે પોહોળી હોય છે. અને ઉપર તેનાં મુખ પાસેથી પાંખડીના ૫ થી ૭ (ઘણુંકરી ૭) છેડા પસરાતા છૂટા દેખાતા હોય છે. અહીં ફૂલનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે. પાંખડીઓના છેડાની કોર જરા પાતળી અને ધોળી હોય છે. ને વચમાં ભૂરાસલેતા તંતુઓની બાનક હોય છે.

**પુંકેસરો**–૨ હોય છે. તે બન્ને પાંખડીની નળીની અંદર તેનાં મુખથી નીચે તેપર આવેલાં હોય છે. તેના તંતુ સૂક્ષ્મ હોય છે. પરાગકોષ લંબગોળ હોય છે. તે પાંખડીની નળીથી કાંઇક ઉપર દેખાતા અથવા નહિ દેખાતા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય બે પોલવાળો, લીલો, લીસો, ચળકતો, જાડો અને ઉભો પુ૦ બા૦ કોષની અંદર આવેલો હોય છે. નલિકા પાંખડીની નળીથી ઉપર જરા દેખાતી હોય છે. તેનું મુખ બે વિભાગવાળું હોય છે.

**ફલ**–ડીટી તરફ સાંકડાં ને ટેરવાં તરફ પોહોળાં હોય છે. ડીટી ¼ થી ½ ઇંચ લાંબી ને લીંબડાની સળી જેવી જાડી હોય છે. પુ૦ બા૦ કોષ ફલની નીચે ફલ પાકી સુકાઈ ગયા સુધી પણ રહેલો હોય છે. ફલ ૧½ થી ૨ ઇંચ લાંબાં અને ¾ ઇંચથી ૧½ ઇંચ પોહોળાં હોય છે. એ કાચાં હોય છે ત્યારે લીલાં ને નરમ હોય છે, પણ પાકીને સુકાય છે ત્યારે પીળાસલેતા ભૂરા રંગનાં ને કઠ્ઠણ થઈ જાય છે. તે ચળકતાં, ને તેની ઉપર ધોળાં, ઝીણાં, બહાર નીકળતાં છાટણાં હોય છે. તેથી તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. ફલ પાકે છે ત્યારે ટેરવાંની વચ્ચોવચથી પોતાની મેળે ઉભું ઉઘડે છે. તે ૨ પોલવાળું અને તેમાં ઘણાં બીજ હોય છે. તે જેમ

જેમ ઉઘડતું જાય છે તેમ તેમ તેમાંથી બીજ નીકળી પડી કે ઉડી જાય છે. આ ફલને પાકવા ટાણે ઘણુંકરી જીવાત લાગે છે તેથી ફલમાં કાણાં પડે છે. અને અંદરથી કેટલાંક બીજ ખવાઈ ગયેલાં જોવામાં આવે છે.

**બીજ**–ઘેરા ભૂરા રંગનાં ૧ થી ૧½ ઈંચ લાંબાં અને ૨½ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તે મોઢાં આગળ જરા જાડાંથયેલાં અને વચમાંથી છેડા તરફ સાંકડાંથતાં ને ઘણાં પાતળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વાયુહરતા તથા અર્શ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–મરખાનાં મૂળ અને ડાંડીની છાલ પાણીમાં ઘસીને રસવિકાર અને સંધિવાના સોજાપર ચોપડવામાં આવે છે. મરખાનાં કાચાં પાનનું શાક અને અથાણું થાય છે. તે ખાધાથી અજીર્ણ અને અરૂચી મટે છે. મરખાનાં પાન ગરમ કરી તેનાં વરાળિયાં સોજાપર બંધાય છે. બરલ મ્હોટી થઇ હોય તો મરખાનાં પાનનો ઉકાળો પવાય છે. અને બરલની ગાંઠપર મરખાનાં પાન સાજીખારની સાથે વાટી ચોપડાય છે. મરખાનાં ફલને **મરખાં** કહે છે. કાચાં મરખાનું અથાણું થાય છે. તે ખાધાથી હરસ, કબજીયત અને આંતરડાંની નબળાઇ મટે છે. મરખાનું લાકડું ઘણું લીસું થાય છે, તેનાં રમકડાં, દંતિયા, બલોયાં, ખાટલાના પાયા, ઘોડીઆં વગેરે બનાવવામાં સંઘાડીઆ લોકોને તે કામ આવે છે.

"મરખો પાચક, ગ્રાહી, ગરમ અને ક્ષાર છે. તે બરલ, ગુલ્મ, ઉદરરોગ, વિષ, કફ, વા, મેદ, શૂળ, શુક્રરોગ, કાનના રોગ, ખરજ, કૃમિ એ સર્વે રોગને મટાડે છે. મરખાનાં ફૂલ કુષ્ઠ, વા, ગરમી, કફને ટાળે છે ને મરખાનાં ફલ જઠરાગ્નિને દીપાવે છે. પ્રમેહ, પાંડુરોગ, હરસ, પાણવી, ઉદરવ્યાધી એ સર્વે રોગને મટાડે છે. દસ્ત સાફ લાવે છે." (વૈ. રૂ. ઇં.)

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાંના હડિયા, માલક અને આદિત્યાણાં રક્ષિત જંગલના પડધારા ઉપર તેમજ ભીલકેડી પાસે આદિત્યાણાંની ઝરણને કાંઠે મરખાનાં ઝાડ છૂટાંછવાયાં ઉગે છે.

એ હિમાલય અને દક્ષિણમાં વિશેષ કરી થાય છે.

**૮–વિશેષવિવેચન–મરખો** ને **મોકા** એ નામો સંસ્કૃત मोक्षक ઉપરથી નીકળેલાં જણાય છે. અને મરખાનાં ફલનો આકાર પેર અથવા ઘંટા જેવો થાય છે અને તે પાકીને સુકાય છે ત્યારે તેની બે પાટલી જૂદી પડી જાય છે માટે એને સંસ્કૃતમાં घंटापाटली કહેતા હશે.

——

## ૫૪–N. O. SALVADORACEÆ.

**વર્ગ–સાલ્વેડોરેસી**–ખારી અને મીઠી જારનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ નાહાના વર્ગમાં વૃક્ષો અને ઝાડવાં થાય છે. એમાં પાન સામસામાં અને અખંડ કોરવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુષ્પબાહ્યકોષ ૩ થી ૫ વિભાગિત; પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૪; પુંકેસરો ૪; સ્ત્રીકેસર ૧; તેનો ગર્ભાશય ૧ થી ૨ પોલવાળો; દરેક પોલમાં આદિબીજ ૧ થી ૨; નલિકા ટુંકી; અને નલિકાગ્રમુખ દ્વિવિભાગિત હોય છે.

આ વર્ગમાં ખારી અને મીઠી જારનાં ખારી જમીનમાં થનારાં પ્રસિદ્ધ ઝાડો આવેલાં છે. તેમાં ઉત્તેજક, વિદાહી, પૌષ્ટિક, પાચક, મૂત્રલ તથા કફ અને વાતઘ્ન ગુણો રહેલા ગણાય છે.

## વર્ગ–(સાલ્વેડોરેસી).

### નંબર–૩૩૯.

**શાસ્ત્રીયનામ**–Salvadora persica.

દૃષ્ટાન્ત–H. III. p. 619; N. p. 177; Watt. VI–part II. p. 448; રૂ. નિ. પા. ૩૯૫.

**૨–દેશીનામ**–ખારી જાર, ખારી જાળ, પીલુ (પો×ગુ૦); मीरज, मीरजोली, पीलु (म०); जाल, छोटापीलु (हिं०); लघुपीलु (सं०); दरखतेमिस्वाक (फारसी).

**૩–વર્ણન**–ખારી જારનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તે વાંકાં ચુંકાં ઘણી શાખાઓવાળાં હોય છે. પાન જાડાં અને ફૂલો પીળાસલેતા લીલા રંગનાં હોય છે. ફૂલ પોશ કે માહા મહિને આવે છે. ફલ ચૈત્ર વૈશાકમાં પાકે છે. તે રાતા કાળા અને સફેદ રંગનાં હોય છે.

**મૂળ**–જમીન પ્રમાણે લાંબું કે ઉંડું ગયેલું હોય છે. તેમાંથી કેટલાક ફાંટા નીકળી આડાઅવળા જમીનમાં ગયેલા હોય છે. મૂળની છાલનો ઉપરનો રંગ ભુરો અને ધોળાસલેતો હોય છે. તેનાપર ઉભા ચીરા પડેલા હોય છે, અને તેની અંદરનો રંગ ફીક્કો ધોળો હોય છે. તે અંદરથી ચળકતી અને લીસી હોય છે. છાલ પોચી અને બટકણી હોય છે. વાસ અને સ્વાદ રાઇ જેવાં તીખાં હોય છે. મૂળનું લાકડું ફીકા ધોળા રંગનું, કઠણ અને અક્કડ રેસાવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એનું થડ નહિ જેવું આડું અવળું હોય છે, તોપણ કોઇ કોઇવાર તે માણસની બાથમાં ન આવી શકે એવું જાડું થાય છે. તેમાંથી આડી અવળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એનાં થડ અને જાડી શાખાઓ ઉપરની છાલ ધોળાસલેતા ભૂરા રંગની હોય છે. તે ઉપર ઉંડા ચીરા પડેલા હોય

છે, તેથી તે ખડબચડી લાગે છે. કોમળ શાખાઓ ઘણી લાંબી ને સીધી અથવા નીચી ઢળતી લીલા રંગની, લીસી અને ચળકતી હોય છે. તેનાં લાકડાં તેમજ છાલની વાસ તીખી રાઇ જેવી હોય છે, અને સ્વાદ જરા ખારાસલેતો મીઠો, ચીરપરો, અને પાછળથી ઘણો ફીકો લાગે છે. એનું લાકડું સફેદ, પોચું અને બટકણું હોય છે.

**પાન**–સામસામાં હોય છે. ડીટડી પીળાસલેતા રંગની ૩ લાઇનથી ½ ઇંચ લાંબી, અને ગોળાઇલેતી હોય છે. પાન બન્ન છેડે સાંકડાં અને વચમાં પોહોળાં હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં કે તેપર સૂક્ષ્મ અણી હોય છે. પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટી બહુધા એકસરખા ઘેરા લીલા રંગની લીસી ને ચળકતી હોય છે. તેમાં નસો સ્પષ્ટ દેખાતી હોતી નથી. અને પાન બટકણાં હોય છે. પાનને **આઇગ્લાસમાં** જોવાથી લીંબુનાં પાનમાં હોય તેવાં અર્ધપારદર્શક ઝાંખાં છાટણાં દેખાય છે. પાનમાં તીખી વાસ, અને તેલીયો, ગળચટો અને ખારાસલેતો ચીરપરો સ્વાદ હોય છે.

**ફૂલ**–ના મોહોરની સળીઓ શાખાઓને છેડે અને પત્રકોણમાંથી ૨ થી ૫ ઇંચ લાંબી નીકળેલી હોય છે. આ પુષ્પમંડપની રચના બહુધા નિયમિત અને ઘણી સુંદર હોય છે. એમાંની સળીયો ચોક (ક્રોઝ)ની પેઠે સામસામી નીકળેલી હોય છે. એટલે એક જોડી ઉત્તર–દક્ષણ તો બીજી તેપર પૂર્વ–પશ્ચિમ એમ થોડા ફેરફારથી ઉત્તરોત્તર ચોસાર ટુંકીથતી ઘણુંકરી આડી આવેલી હોય છે, અને છેવટની એક વચલી સળી ઉભી હોય છે. ફૂલો આ મંડપપર સામસામાં અથવા આંતરે અને ઉપર જતાં અનિયમિત રીતે આવેલાં હોય છે. તે જરા છેટાં છેટાં હોય છે, તેથી બહુ મજેના નાહના સોનાના મોધરા જેવાં લાગે છે. ફૂલના મોહોરની સળી, ફૂલની ડીટડી, અને ફૂલ એ સઘળાં પીળાસલેતા લીલા રંગનાં હોય છે. ફૂલ ઘણાંજ સૂક્ષ્મ હોય છે. તેની વાસ અને સ્વાદ રાઇને મળતાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ હોય છે.

**પુષ્પાભ્યન્તર કોષ**–ની પાંખડીઓ ૪ હોય છે, તે ફૂલ ઉઘડયા પછી બહારની બાજુ નીચી વળી જાય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીથી આંતરે આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ગોળ, તે ૧ પોલ અને ૧ આદિબીજવાળો હોય છે. નલિકા હોતી નથી. નલિકાગ્રમુખ ગર્ભાશયને મથાળે સૂક્ષ્મ હોય છે.

**ફલ**–ગોળ, ચળકતાં, લીસાં, ૨ થી ૨½ લાઇન વ્યાસનાં, જરા છેટે છેટે ૧ લાઇન લાંબી ડીટડીપર આવેલાં હોય છે. ફલની છાલ પાતળી હોય છે. તે કાઢતાં તેમાંથી તકમરીઆંના લુવાબ જેવો મીઠો લુવાબ નીકળે છે. તેમાં એક બીજ આવેલું હોય છે. ફલની વાસ તીખી અને સ્વાદ ચીરપરો ને મીઠાશલેતો હોય છે.

**બીજ**–ભૂરા કે ભૂરાસલેતા કાળા રંગનાં હોય છે. તેને એક છેડે અણી હોય છે. એ અણીથી જરા ઉપર કીનારીવાળી ખાડ હોય છે. એ ખાડની કીનારી ઉપરથી ઉપર તરફ એક ઉભી નસ નીકળેલી હોય છે. બીજ ૧ થી ૧½ લાઇન વ્યાસનાં તીખી વાસ અને ચીરપરા કડવા સ્વાદવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઉત્તેજક, વિદાહી, વાયુનાશક અને સારક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ ઘણાં ગરમ હોય છે, તો પણ તેનું મુસલમાન લોકો દાતણ કરે છે. તે લાંબો વખત મોઢામાં રાખતાં નથી અને તેની છાલ ઘણુંકરી દાતણ કર્યાં પહેલાં ઉતારી નાંખે છે. એનાં મૂળની છાલ છુંદીને ચામડીપર લગાડવાથી ફોલ્લો ઉઠે છે. એનાં મૂળ અને થડની છાલ છુંદીને વાથી ઝલાઇ ગયેલા સાંધાપર બાંધે છે. એનાં પાન અને કોમળ શાખાઓનો કાઢો મધની સાથે ઉધરસ અને કફ ઉપર અપાય છે. એનાં પાન સંધિવાના સોજા ઉપર બંધાય છે. એનાં કોમળ પાન અજીર્ણ અને શૂળવાયુ ઉપર મીઠાંની સાથે અપાય છે. એનાં પાન સુકવી ચલમમાં ભરી તે ચલમ દમ અને ઉધરસવાળાને પવાય છે. એનાં પાનનો કાઢો ઝેરી જનાવર કરડયું હોય તો તેનું ઝેર ઓછું કરવા અપાય છે. એનાં પાનનો રસ શરીરનું લોહી ઓછું થઇ દાંતના પારામાંથી લોહી નીકળતું હોય તો તેપર વપરાય છે. એનાં પાન ગરમ કરી લુગડામાં વીંટી તેનો શેક વાયુથી ઝલાયલાં અંગ ઉપર કરવામાં આવે છે. એનાં પાન વાટીને વાળા અને ગુંબડાંપર મુકાય છે. એનાં ફૂલ પણ પાનની પેઠે અજીર્ણના ઓસડમાં કામ આવે છે. એનાં ફલને **પીલુ** અથવા **પીલુડાં** કહે છે. તે ગરીબ લોકોનો મેવો છે. પીલુડાં ખાધાથી દસ્ત સાફ આવે છે અને પાચનશક્તિ વધે છે. પણ વધારે ખાધામાં આવે તો માથું ચઢે છે અને માથામાં ચક્કર આવે છે. એનું લાકડું બળતણ તરીકે સારૂં ગણાતું નથી, કેમકે તેમાંથી કડવો ધુંમાડો નીકળે છે. તો પણ ગરીબ લોકો એનું બળતણ બાળે છે. એનાં બીજમાંથી તેલ નીકળે છે તેને **ખાખણનું** તેલ કહે છે. તે સંધિવાપર વપરાય છે. એનાં લાકડાંને વિશેષ કરી ઉધી લાગતી નથી તેથી એનાં લાકડાંમાંથી સામાન રાખવાની માંચી અને પડઘી બનાવવામાં આવે છે. એનાં ઝાડ ઉંટનો મુખ્ય ચારો છે.

"જ્યાં હોય પીલુ, બાવળ ને આકડો, ત્યાં શું કરે રોગ બાપડો"–(વૈ૦ મુરારજી.)

**૭-સ્થાનક**-ખારચ જમીનમાં ઉગે છે.

આ સ્વસ્થાનમાં એનાં ઝાડ મોકળ, એડડા અને પાદ્દરડી ગામોના ઘેડમાં, મીઆણી અને સિબેટની બેટી ઉપર, વાડીઓની વાડમાં અને કોઇવાર ખેતરોને શેઢે ઉગે છે. એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ અને પંજાબમાં વિશેષ થાય છે.

**૮-વિશેષવિવેચન**-એનાં ઝાડ ખારચ જમીનમાં વિશેષ કરી ઉગે છે, વળી એનાં પાનનો સ્વાદ પણ ખારાસલેતો હોય છે, માટે એનાં ઝાડને **ખારી** (જાર) કહે છે; અને એનાં ઝાડ જ્યાં ઉગે છે, ત્યાં ધીમે ધીમે જથાબંધ ઘણાં ઉગી જાય છે, અને એનાં ઝાડનાં થડમાંથી જમીન બરાબર ઘણી શાખાઓ નીકળી ચોતરફ ફેલાઇ એ ઝાડની આજુબાજુ એક જાળું થઇ જાય છે. આવાં જાળાં ઉપરથી એનાં ઝાડને **જાળ** (જાર) કહેતા હશે. અને તેપરથી એનાં ઝાડનું **ખારીજાર** નામ પડેલું હશે.

ફારસી નામ 'દરખતે-મિસ્વાક' એટલે દાતણનું ઝાડ, એવો અર્થ થાય છે. ખારી જારનાં ફ્લ મીઠી જારનાં ફ્લ કરતા નાહાનાં થાય છે માટે એને લઘુપીલુ અને છોટા પીલુ કહે છે.* શિવાય બીજાં ઝાડો ઉગતાં નથી. માટે ત્યાંના ખેડુ લોકો પોતાના ખેતરને શેઢે એકાદ ખારી જારનું ઝાડ હોય તો તેનો છાંયડા માટે બહુ બચાવ કરે છે. એ ઝાડમાં ઘેડીઆ કોલી લોકો પોતાના દેવ **મામાનો** વાસ માને છે. એટલે તે લોકો એ ઝાડની પુજા કરે છે, અને તેને સોમવારે જારે છે, અર્થાત્ નૈવેદ ધરે છે. આ ઝાડમાં મામાનો વાસ મનાયાથી એને ત્યાંના લોકો કાપતા નથી. આથી આવાં ઝાડની રક્ષા થાય છે † અને ઘેડ જેવી ઉજડ જગાનાં ખેતરોમાં શેઢાપર એકાદ ખારી જારનું ઝાડ હોય તો તેની છાયા નીચે બેસી બપોરની વખતે ખેડુ લોકો પોતાનાં બૈરી છોકરાં સાથે રોટલા ખાઇ ઘડીભર આરામ લે છે. કોઇ કોઇવાર ઘેડનાં ખેતરોમાં મુદ્દલ ઝાડવું હોતું નથી તો પણ જો એકાદ ખારી જારનું ઝાડવું હોય તો તેની શાખાઓમાં ખેડુ લોકોની સ્ત્રીઓ પોતાનાં નાહાનાં બાળકોની ઝોળી બાંધી તેઓને આરામ દે છે.

ઘેડ જેવી ખારચ જમીન કે જ્યાં આંબા આદિ સારાં ફ્લ અને છાયાનાં વૃક્ષો ઉગતાં નથી ત્યાં પીલુ(ખારી ને મીઠી જાર)નાં ઝાડ પણ તેની અલ્પ છાયા અને ફ્લને લીધે ગરીબ લોકોને ઘણાં ઉપયોગી થઇ પડે છે. જેમ એક પરદેશી મ્હોટા ધનાઢ્ય ઉદાર ગૃહસ્થ કરતાં થોડા ધનવાળો દેશી પોતાની શક્તિ પ્રમાણે ગરીબ લોકોને સંતુષ્ટ કરતો હોય તો તેને પણ ધન્યવાદ ઘટે છે. આવા ગૃહસ્થોની સરખામણી પીલુનાં ઝાડ સાથે કરી કવી કહે છે કેઃ-

કવિત્ત.

लघु फलवारे वृच्छ पीलू के प्रथी में धन्य ।
अतिसय लोकप्रिय संतत रहावे हैं ॥
छुधारत जीव मनुषादि जे कहावत हैं ।
जाके फल भच्छ करि अमित अघावे हैं ॥
स्याम कवि और कामतरुवर आदि तरु ।
गुरु फलयुक्त तासों कहो का कहावे हैं ॥
नाम मात्र जाकी छांह श्रमके मिटावनमें ।
कबहु प्रतच्छ वह नजर न आवे हैं ॥

(ક૦ સ્યા૦ જ૦)

---

## વર્ગ-(સાલ્વેડોરેસી.)

### નંબર ૩૪૦.

**૧-શાસ્ત્રીયનામ**-S. oleoides.

દૃષ્ટાન્ત-H. III. p. 620; Watt. VI. part. II. p. 447; રૂ. નિ. પા. ૩૯૫.

**૨-દેશીનામ**-મીઠી જાર, મીઠી જાળ, પીલુ (પો+ગુ૦) गोड पीलु (म०); वडा पीलु, जाल (हिं०); वृद्धपीलु (सं०).

**વર્ણન**-મીઠી જારનાં ઝાડ ૧૨ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. એનાં થડ અને શાખાઓનો દેખાવ સાધારણ રીતે ખારી જાર જેવોજ હોય છે. પણ એનાં **પાન** ઝીણાં ને જરા લાંબાં હોય છે, તેથી એનું ઝાડ ખારી જારનાં ઝાડથી તરત જૂદું ઓળખાઇ આવે છે. **એનાં** ફ્લ પીળાસલેતાં લીલાં કે ધોળાં હોય છે. તે મહા ફાગણે આવી ફ્લ ચૈત્ર વૈશાકે પાકે છે.

**મૂળ**-એનાં મૂળની છાલની વાસ અને સ્વાદ થોડાં તીખાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ભૂરા રંગની હોય છે. તેપરની છાલ ખડબચડી અને તેપર ઉભાં લહેરીઆં જેવા ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ લાંબી તરસા જેવી, લીલા રંગની, ચળકતી અને મથાળેથી નીચી ઝુકતી હોય છે. અતિ કોમળ શાખાપર ભૂરાવાળની રૂંવાટી હોય છે. શાખાઓ ઘણુંકરી સામસામી નીકળેલી હોય છે. કોમળ શાખાઓ પાન પાસે જરા

---

* આ સ્વસ્થાનમાં ભડ અને એરડા પાદરડી ગામો તરફ ઘેડમાં પ્રાંસ (Tamarix) અને ખારી જારનાં ઝાડો.

† જંગલ ખાતાંના રખોલીઆ રક્ષિત જંગલોમાંનાં ઝાડોની રક્ષા કરે તેના કરતાં આવી રીતે ઝાડો પવિત્ર મનાયાથી તેઓની વગર ખરચે વધારે સારી રક્ષા થઇ શકે છે. રક્તરોહીડાનાં એક ઝાડમાં રોહીડા દેવનો વાસ મનાવીઆવી રીતે તેની રક્ષા કરવામાં આવી હતી, તેથી તે ઝાડ છપ્પનિયા દુકાળમાં પણ આબાદ રહ્યું હતું. નં૦ ૪૧૪ જુવો.

ચપટી થયેલી હોય છે. વાસ મીઠાસલેતી અને સ્વાદ મીઠાસલેતો તૂરો ને ચીરપરો લાગે છે.

**પાન**–સામસામાં હોય છે. કોમળ પાનપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પાનની બન્ને સપાટીનો રંગ ઘણુંકરી એક સરખો, અને પાન જાડાં હોય છે. તે ૨ થી ૩ ઈંચ લાંબાં ને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તેનું ટેરવું સાંકડું અણીદાર અને ડીટડી ૧ થી ૨ લાઇન લાંબી અને પીળાસલેતા રંગની નરમ હોય છે. પાનમાં નસો દેખાતી નથી પણ વચલી નસની જગોએ બન્ને સપાટીએ ઉભી નીક અથવા ઝીણી નસો દેખાય છે. પાનની સપાટીપર ફીકા ધોળા રંગનાં સૂક્ષ્મ છાંટણાં હોય છે. પાન બટકણાં, તીખી વાસવાળાં, અને ખારા, ચીરપરા, ને મીઠા સ્વાદવાળાં હોય છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસે ઘણુંકરી પત્રકોણમાંથી પુષ્પમંડપ (panicles) નીકળેલા હોય છે. તેની શાખાઓ લીલા રંગની સુતળી જેવી પાતળી અને તેનાપર વખતે સૂક્ષ્મ ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલ સામસામાં અને શાખાઓને છેડે ગીચ હોય છે. ફૂલની વાસ સહેજ મધુરી અને તેનો વ્યાસ $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ લાઇન જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પીળાસલેતા લીલા રંગનાં ૪ હોય છે. તે પાંખડીથી આંતરે આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી પીળાસલેતા ધોળા રંગની ૪ હોય છે. આ દરેક પાંખડીપર ઉપરની બાજુ વચ્ચોવચ્ચ એક ઉભી નસ અને નીચેની બાજુ તે પાંતીની એક નીક હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીથી ટુંકાં ને આંતરે આવેલાં હોય છે. તંતુ પીળાસલેતા લીલા અને પરાગકોષ ધોળા રંગના અને છાસ કરવાની રવાઇનાં ફૂલ જેવા આકારના હોય છે. પરાગરજ પીળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તે ગોળ, લીલારંગની અને તેપર સૂક્ષ્મ મુખ હોય છે.

**ફૂલ**–ગોળાઇલેતાં, જરા ચપટાં ને મથાળે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. તે પાકે છે ત્યારે રાતા કાળા અને ધોળા રંગનાં થઈ જાય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તેનો સ્વાદ મીઠો ને સહેજ ચીરપરો હોય છે, ને તેમાં એક બીજ હોય છે.

**બીજ**–ચળકતું, લીસું જરા બાજુએથી દબાયલું, તળિયેથી સહેજ સાંકડું ને મથાળે પોહોળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિદાહી તથા વાયુ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–મૂળ, છાલ, પાન અને ફૂલ ફલનો ઉપયોગ ખારી જાર પ્રમાણે છે. પણ આમાં ખારાસ ને તીખાસ થોડી હોવાથી આનાં પાન કફના કાઢામાં વિશેષ વપરાય છે. અને ફલ ખાવામાં તથા તેના બીમાંથી તેલ કાઢવામાં આ ખારી જાર કરતાં વિશેષ ઉપયોગી થઇ પડે છે.

**૭–સ્થાનક**–ખારી જારનાં ઝાડ ઉગે છે ત્યાં મીઠી જારનાં ઝાડ પણ ઘણુંકરી ઉગે છે. *

**૮–વિશેષવિવેચન**–ખારી જારનાં કરતાં આ જાળનાં ફૂલ મીઠાં અને મ્હોટાં થાય છે. માટે એને મીઠીજાર કહે છે. સંસ્કૃતમાં પણ આજ કારણને લીધે તેને વૃદ્ધપીલુ લખેલ હશે.

---

## ૫૫–N. O.–APOCYNACEÆ.

## વર્ગ–એપોસાઇનેસી.–કરમદી અને દુધેલાનો વર્ગ.

**વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ**–આ સુશોભિત, દુધે ભર્યાં, પણ ઝેરી વર્ગમાં બહુધા વેલા, ઝાડવાં, તથા કોઇ કોઈ નાહાના છોડવા અને વૃક્ષો થાય છે. પાન ઘણુંકરી ઘણાં ચળકતાં, લીસાં, અખંડ કોરવાળાં, સામસામાં અથવા ગુચ્છા કે ચક્રની પેઠે આવે છે. ઉપપાન હોતાં નથી. આ વર્ગમાં ગુલાબી, લાલ, સફેદ, પીળાં એમ ઘણા રંગનાં ફૂલો થાય છે, તોપણ એમાં સફેદ અને પીળા રંગનાં ફૂલોનો ભાગ વિશેષ જોવામાં આવે છે. આ વર્ગની કેટલીક વનસ્પતિમાં બેવડાં ફૂલ જોવામાં આવે છે (જેમ તગર અને કરેણમાં). પુ૦ બા૦ કોષ અધઃસ્થાયી ૪ થી ૫ વિભાગોવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૪ થી ૫ હોય છે, તે ફૂલની કળીમાં ઘણુંકરીને એક બીજીપર અમળાએલી (Twisted in bud) હોય છે. પુંકેસરો ૪ થી ૫ હોય છે, તે પાંખડીનાં મોઢાં અથવા નળીપર આવેલાં હોય છે; તેના તંતુઓ ઘણુંકરી ટુંકા, પરાગકોષ લાંબા અને સંયોજક કોઇવાર સ્ત્રીકેસરાગ્રમુખને ચોટેલી હોય છે. ફૂલમાં કર્ણિકા હોય છે, ત્યારે તે ગોળ અથવા ખૂણીયાવાળી હોય છે. અને કોઇવાર તેમાં સ્ત્રીકેસરગર્ભાશય ઢંકાયલો હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલ અને બે બીજસ્થાનવાળો હોય છે; નલિકા સાદી અથવા તળિયે વિભાગિત થએલી અને મથાળે જાડી હોય છે; સ્ત્રીકેસરાગ્રમુખ બે ફાંટાવાળું, અણીઆળું કે બુઠું હોય છે. ફલ સુકું, અથવા રસભર્યું, લાંબી શીંગ જેવું, અથવા ગોળ કે લંબગોળ હોય છે. જ્યારે શીંગ જેવું હોય છે, ત્યારે બે શીંગ ભેળી હોય એવું દેખાય છે. બીજ તરેહવાર આકા-

* આ સ્વસ્થાનમાં રાણાવાવ ગામ પાસે ચોરખડાપર, અને બાબીઆ ડુંગરની માઢના દક્ષિણ પડથારાપર મીઠી જાર વિશેષ કરી ઉગેલી જોવામાં આવે છે.

સ્નાં હોય છે, તે પાંખવાળાં અથવા તેને ટેરવે સુંવાળા વાળની પીછી હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઘણે ભાગે ઝેરી હોય છે. તોપણ કેટલીકનાં ફૂલ અને બીજ ખવાય છે (જેમ કે કરમદાં અને ઇંદ્રજવ). આ વર્ગની વનસ્પતિ ઝેરી, ગ્રાહી, પિત્ત અને જ્વરઘ્ન તથા વિષહર અને વિદાહી ગણાય છે.

---

## વર્ગ–( એપોસાઇનેસી ).

### નંબર. ૩૪૧.

**૧–શાસ્ત્રીયનામ**–Carissa carandas.

દૃષ્ટાંત–H. III. p. 630; N. p. 178. watt. II. p. 165; રૂ. નિ. પા. ૪૨૭.

**૨–દેશીનામ**–કરમદી, કરમદાં (પોર્ગુ૦); करवंदी, करन्दा, कारंद, हरटुंडी (म०); करोंदी, करोंदा, करोना (हिं०); करमर्दक (सं०).

**૩–વર્ણન**–કરમદીનાં ઝાડવાં ૧૫ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તેની શાખાઓ કોઇવાર વેલાની પેઠે લાંબી વધી જમીનપર આડીઅવળી પથરાયલી હોય છે. ને જો તેની પાસે બીજાં ઝાડનો આસરો મળે તો તેપર તે ૩૦ થી ૪૦ શેક ફીટ સુધી ઉંચી ચઢી જાય છે. એ ઝાડવામાં નાહાની નાહાની બહુધા બેશાખી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. ને તેપર ઘણુંકરી સામસામા, જાડા, મજબુત કાંટા આવેલા હોય છે. પાન સુંદર, ચળકતાં ને લીસાં હોય છે. કરમદીને શિયાળો ઉતરતાં સુંદર, સફેદ કે ગુલાબી છાયાલેતા રંગનાં ફૂલોની ગુચ્છીઓ આવે છે. તેની સુગંધ જુઇનાં ફૂલ જેવી મધુરી ને જરા ખટાસલેતી હોય છે. ફૂલ આવ્યાં હોય છે ત્યારે એનાં ઝાડવાં સુંદર દેખાય છે. ફલ ચૈત્રથી જેઠ સુધીમાં પાકે છે. તે ગોળાઇલેતાં ને કાળા રંગનાં થાય છે. રસિક ગૃહસ્થો પોતાના બાગબગીચાઓમાં જેમ વિલાયતી રંગીન ઝાડવાંઓને અથવા મેંદીને કતરાવી મનમાનતા આકાર અને કદના ગોળાઓ કતરાવી રાખે છે, તેમ કરમદીની શાખાઓ ચોતરફ ફેલાઇ, એકબીજામાં વીંટળાઈ, નાહાના મ્હોટા તરેહવાર આકારના તેના કુદરતી રીતે થઇ રહેલા ગોળાઓ ડુંગરોમાં વારંવાર જોવામાં આવે છે.

**મૂળ**–એનું ખીલામૂળ ઝાડવાં અને જમીનના પ્રમાણમાં જાડું અને ઉંડું હોય છે. એમાંથી કેટલાક લાંબા ફાંટાઓ નીકળી ચોતરફ ફેલાયલા હોય છે. અને એ ફાંટાઓમાંથી બીજા ઝીણા રેસા જેવા ફાંટાઓ પણ ઘણા નીકળેલા હોય છે. મૂળનું વચલું લાકડું ઘણું કઠ્ઠણ હોય છે. તેની ઉપરની છાલ ખડબચડી, અને ભૂરા રંગની હોય છે. ને અંદરની છાલ ફીકા ધોળા રંગની ને તેમાં રાતી છાયા હોય છે. તે ઘણી પોચી ને બટકણી હોય છે. એની વાસ ઘણી દુર્ગંધિત (તે એટલે સુધી કે તે જરા લેવાથી માથું ચડી આવે છે) અને એનો સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી હાથની બાજુથી તે માણસના સાથળ જેવી જાડી થાય છે. તેપર મજબૂત બે અણીવાળા કાંટા હોય છે. તે સુતળીથી પેનસીલ જેવા જાડા ને ½ થી ૨ ઇંચ લાંબા હોય છે. ડાંડી ઉપરની છાલ બહારથી ખડબચડી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. ને તે અંદરથી લીલાસલેતા ધોળા રંગની ને તેમાં રાતી ટીશીઓ હોય છે. તે પોચી ને બટકણી હોય છે. તેની વાસ સહેજ દુર્ગંધિત અને સ્વાદ કડવો ને તૂરો હોય છે. ડાંડીનું લાકડું પણ ઘણું મજબૂત હોય છે. કોમળ શાખાઓ જખમી કરતાં તેમાંથી દૂધ નીકળે છે, તે થોડીવારમાં ઘણું ચીકણું થઇ બંધાઈ, કાચા રબર જેવું થઈ જાય છે. એ શાખાઓ લીસી ને ઘેરા લીલા રંગની હોય છે. ને તેનાપર બહુધા એક અણીવાળા તીક્ષ્ણ કાંટા હોય છે. ને વખતે બે અણીવાળા મજબૂત સામસામા કાંટા પણ હોય છે. ને એ બે કાંટાની વચમાંથી પાછી શાખા નીકળેલી હોય છે. અતિ કોમળ શાખાઓ વખતે રાતા રંગની હોય છે. અને તેનાપર સૂક્ષ્મ રાતા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તે ૧½થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ઘણી ટુંકી હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. તેમાં ઉપરની સપાટીનો રંગ લીલો, અથવા ઘેરો લીલો, ને નીચેનીનો ફીકો લીલો અથવા સફેદ હોય છે. પાન જરા જાડાં અને ચીવટ હોય છે. તેમાંની નસો ઉપરની સપાટીએ ઝાંખી ને નીચેનીએ જરા વધારે સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની વાસ અણગમતી અને સ્વાદ તૂરો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ દ્વિભંગી કે ત્રિભંગી હોય છે. ને તે ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. તેનો રંગ બહુધા રાતો ને તેનાપર ભૂરા વાળની રૂંવાટી કે ભુરકી આવેલી હોય છે. ફૂલની ડીટડી ઘણી ટુંકી ને રાતા રંગની હોય છે. તેપર પણ વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–સૂક્ષ્મ ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં ને ઉપર તેના પાંચે છેડા છૂટા હોય છે. તે સાંકડા ને અણીથતા હોય છે. તેનાપર વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૫ પાંખડીઓનો બનેલો હોય છે. તેની પાંખડીઓ તળિયેથી એકબીજાંને જોડાઇને ⅜ ઇંચ જેટલી લાંબી નળી બનેલી હોય છે. અને મથાળે તેના પાંચે છેડા છૂટા અને પસરાતા હોય છે.

તેનો વ્યાસ ૧/૨ થી ૩/૪ ઇંચનો હોય છે. એના છેડા સાંકડા ને અણીથતા હોય છે. ને તેની બન્ને બાજુએ સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પાંખડીની નળી તેના મુખથી નીચેના ભાગમાં જરા રતાસલેતી હોય છે, ને તેનાપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે, ને એથી નીચેનો નળીનો ભાગ જે લીલા રંગનો હોય છે ને લીસો હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે પાંખડીની નળીની અંદર તેનાં મુખ પાસે આવેલાં હોય છે. પરાગકોષ લાંબા અણીઆળા અને ભૂરા રંગના હોય છે. તે મથાળે એક બીજાને લાગેલા હોય છે.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલો ને લીસો હોય છે. નલિકા આશરે ૨ લાઇન લાંબી, લીસી અને લીલા રંગની હોય છે. નલિકાગ્રમુખ સહેજ જાડું અને અદૃશ્ય રીતે દ્વિવિભાગિત થયેલું હોય છે. ને તેની વચમાંથી સૂક્ષ્મ વાળની પીછી મુકાયલી હોય છે.

**ફલ**–લીસાં, ને સહેજ ચળકતાં હોય છે. તે ૧/૨ થી ૩/૪ કે લગભગ ૧ ઇંચ લાંબાં હોય છે. ને તેથી જરા ઓછાં પોહોળાં હોય છે. એટલે તે ગોળાઇલેતાં કે જરા લંબગોળ હોય છે. તે તદન કાચાં હોય છે ત્યારે લીલા અથવા ફીકા જાંબુડા રંગની છાયાલેતાં હોય છે. અને અર્ધપકવ થાય છે ત્યારે ધોળાસ કે ગુલાબી ઝાંઇલેતાં દેખાય છે, પણ તદન પાકી જાય છે ત્યારે જાંબુડા રંગનાં થઇ છેવટ સુંદર સ્યામ રંગનાં થઇ જાય છે. તેને તળિયે પુ૦ બા૦ કોપ લાંબા વખત સુધી ચોટેલોજ રહે છે. તેથી ફલ જાણે તેની અંદર જડેલું હોય કે નહિ? તેવું દેખાય છે. કાચાં ફલને તોડતાં તેમાંથી દૂધ નીકળે છે. ને પાકામાંથી દૂધ મિશ્રિત જાંબુડા રંગનો ગળ નીકળે છે. કાચાં ફલની વાસ અને સ્વાદ ખાટાં હોય છે. ને પાકાનાં તે ખટમધુરાં હોય છે. વખતે પાકાં ફલ તોડયા પછી તેપર ઘણીવાર તડકો પડવાથી કે ચોવીસ કલાકથી વધારે રહેવાથી તેનો સ્વાદ કડવો થઇ જાય છે. અને કોઇક ઝાડવાંનાં ફલ કડવાં પણ હોય છે.

**બીજ**–ભૂરા રંગનાં, પાતળાં ને બેડોળ આકારનાં હોય છે. તે એક બાજુ ઢાળ લેતાં ને બીજી બાજુ અંદર દબાતાં ને વચમાં જરા લાંબા ધોળા ચાંડલાવાળાં હોય છે. તેની કોરપર ચોતરફ ધાર બંધાયલી હોય છે. આકારનાં હોય છે. તે એક બાજુ ઢાળ લેતાં ને બીજી બાજુ અંદર દબાતાં ને વચમાં જરા લાંબાં ધોળા ચાંડલાવાળાં હોય છે. તેની કોરપર ચો તરફ ધાર બંધાયલી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પિત્તહર, ગ્રાહી, રક્તવર્ધક.

**૬–ઉપયોગ**–કરમદીનું મૂળ પેટના દુખાવા ઉપર અપાય છે. તેના પાનનો કાઢો તાવમાં અપાય છે, એમ કહેવાય છે. કરમદીના ફલને **કરમદાં** કહે છે. તે કાચાં હોય છે ત્યારે તેનું અથાણું અને મુરબ્બો કરવામાં આવે છે. તે ખાવાથી પિત્તવિકારવાળાને બહુ ફાયદો કરે છે. કાચાં ફલ ખાવાથી માથું ચડે છે. અને ગળે શોષ પડે છે. તે સાકર અને આંબલી ખાવાથી ઉતરે છે. કાચાં કરમદાંને મીઠું ચોળી તે અથાણાં કે કચુંબરની જગોએ ખાવામાં આવે છે. બીજાં અથાણાંને વિશેષ ખટાશ આપવા માટે તેમાં થોડાં કાચાં કરમદાં નાખવામાં આવે છે. ફલ પાકે છે ત્યારે લાલા મેવા તરીકે ખવાય છે. પાકાં ફલનો શરબત બનાવવામાં આવે છે. તે પીવાથી લુની અસર જણાતી નથી. પિત્તવિકાર અને શરીરમાંથી લોહી ઘટી શુષ્ક થઈ જતું હોય તો તેપર એ શરબત અપાય છે. કરમદીનાં પાન ઢોર બહુ ખાય છે. છપ્પનિયા દુકાળની વખતે કરમદીનાં પાનપર ઘણી ભેંસો નીભી હતી. કરમદીનાં લાકડાં બાળવાના કામમાં સારાં ગણાતાં નથી તોપણ વપરાય છે. કરમદીનાં ઝાડવાંને મજબૂત તીક્ષ્ણ કાંટા હોવાને લીધે તેનાં ઝાડવાં મજબૂત વાડ કરવા માટે ઘણી જગોએ વાવવામાં આવે છે.

"કરમદીનું મૂળ ઘસીને પીવાથી કૃમિને ટાળે છે, દસ્ત સાફ લાવે છે, કાચાં ફલ રૂચીકારી છે, તે પિત્ત અને કફને કરે છે, તેના સંભારાં વિગેરે કરે છે. પાકાં ફલ વાત, ગરમી, ત્રિદોષ, વિષ અને કલેજાનાં દરદને મટાડે છે." (વૈ. રૂ. ઇં.)

"મૂળને પાણીમાં વાટી તેલમાં ઉકાળી લેપ કરવાથી ખરજવું મટે છે. એ તેલથી ધાની અંદર કીડા પડયા હોય તોપણ તેનો નાશ થાય છે. મૂળને પાણીમાં ઉકાળી પીવાથી સર્પદંશનું ઝેર ઉતરી જાય છે. તેમજ તે કાઢાનો લેપ કરવાથી વિષમજ્વર ઉતરી જાય છે. કરમદાં તૃષા અને ખાટા ઓટકારને હરનાર છે." (વૈ. શા. મ. ગો.)

**૭–સ્થાનક**–કરમદીનાં ઝાડવાં આખા બરડા* ડુંગરમાં છૂટાં છવાયાં, અને ઝાડીની પેઠે પણ ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા સુકા અને રેતાલ ભાગોમાં થાય છે.

---

* કરમદીનાં કાચાં અને પાકાં ફલ બરડા ડુંગરમાંના રબારીઓ અને ખાપટ ગામની કોલણો પોરબંદરમાં વેચી ઉન્હાળે બે ત્રણ મહિના સુધી પોતાનો નીભાવ કરે છે. કરમદાં બહુધા રાણનાં ફલની સાથે વેચાય છે. ત્યારે વેચનાર "લ્યોરિ રાણ કરમદાં" એમ પુકારતી ફેરી કરીને વેચે છે, તે ખારવા જેવાં ગરીબ લોકો બાજરા કે જારના દાણા આપી તેની અવેજી ખરીદ કરે છે.

૮-વિ૦વિવેચન-करमर्दक ઉપરથી કરમદી વગેરે નામો નીકળેલાં જણાય છે.*

---

## વર્ગ-(એપોસાઇનેસી).
### નંબર-૩૪૨.

**૧-શાસ્ત્રીયનામ**-Vinca pusilla.

દૃષ્ટાન્ત-H. III. p. 640; N. p. 179; Watt VI. part IV. p. 243.

**૨-દેશીનામ**-કરપતીરાઇ, પરવતીરાઇ (પો૦+ગુ૦).

**૩-વર્ણન**-કરપતી રાઇના છોડવા ચોમાસે ઉગે છે. તે ½ ફુટથી ૧ કે ૨ ફીટ લાંબા હોય છે, તે કોઇવાર જમીનપર પથરાયલા હોય છે.

**મૂળ**-સુતળીથી સ્લેટપેન જેવું જાડું, ધોળા રંગનું અને મજબૂત હોય છે, તેમાંથી ઝીણા રેસા જેવા થોડા ફાંટાઓ નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી જાડી સુતળી જેવી અને શાખાઓ ઝીણી (સુતળી જેવી) હોય છે, તે ચોધારી હોય છે, તેની ચાર ધાર જરા બહાર નીકળતી હોય છે, તે લીસી ને ચળકતી હોય છે, તેને તોડતાં તેમાંથી જરા દૂધ જેવો રસ નીકળે છે.

**પાન**-સામસામાં હોય છે, તે ½ થી ૨½ ઇંચ લાંબાં ને ૩ થી ૬ લાઇન પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની અને નીચેની ફીકા ધોળા રંગની હોય છે, તે બન્ને લીસી હોય છે. તે તળિયે પોહોળાં અને ટેરવાં તરફ સાંકડાંથતાં અણીઆળાં હોય છે, તેની કોરપર સૂક્ષ્મ ધોળા દાંતા હોવાને લીધે કોર ખરસટ લાગે છે. પાન જરા કરમાયા પછી કોર પાછળ વળી જાય છે, ડીટડી સૂક્ષ્મ અને તળિયે પોહોળી હોય છે, તેના છેડાપર સૂક્ષ્મ ઉપપાન જેવી અણી આવેલી હોય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી સૂક્ષ્મ ડીટડીપર ધોળા રંગનું એકેક આવે છે. તે ૨ થી ૩ લાઇન વ્યાસનું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે, તે ઘણાં ઝીણાં હોય છે, અને શીંગ પાકી ગયા સુધી પણ ડીટડીપર તે કાયમ રહે છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયે જોડાઇને લાંબી નળી જેવી અને મથાળે રકાબી જેવી થયેલી હોય છે. તેની નળીનું મુખ સાંકડું અને રૂંછાળવાળું હોય છે.

**પુંકેસરો**-પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે, પણ તેના ગર્ભાશયનાં બે ખાનાં એક બીજાથી જૂદાં પડી ગયેલાં હોય છે, નલિકા ઘણીજ ઝીણી હોય છે, અને તેને મથાળે ઉભી પ્યાલી જેવું મુખ હોય છે.

**ફલ**-એક ફૂલનું પરિણામ શીંગ બબ્બે ભેળી હોય છે, તે પ્રથમ પીળાસલેતા લીલા રંગની અને પાકીને સુકાય છે ત્યારે તપખીરીયા રંગની થઈ જાય છે. કાચી શીંગ તોડતાં તેમાંથી ઘણું દૂધ નીકળ છે. તે ૧ થી ૧½ કે ૨ થી ૩ ઇંચ લાંબી અને ½ થી ⅔ લાઇન વ્યાસની હોય છે. તે ગોળ, અને ટેરવે અણીઆળી, લીસી અને ચળકતી હોય છે. તેપર બારીક ઉભી હાંસો હોય છે, તેની છાલ પાતળી હોય છે તેથી તેમાં કેટલાં બીજ છે તે બહારથી જણાય છે, તેમાં ૧૦ થી ૨૦ બીજ હોય છે, શીંગ પાકે છે ત્યારે અંદરની બાજુથી ઉભી ચીરાઈ તેમાંથી બીજ બહાર પડે છે.

**બીજ**-કાળા રંગનાં હોય છે. તે લગભગ ૧ લાઇન લાંબાં અને ½ લાઇન પોહોળાં હોય છે, તે સાંકડાં લંબગોળ, અને બન્ને છેડે ગોળાઇલેતાં હોય છે. તેની સપાટીપર ઉભી ખડબચડી નસોની બાનક હોય છે, અને તેપર એક બાજુ ઉંડી આડ હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-શોથઘ્ન અને વેદનાશામક.

**૬-ઉપયોગ**-એના આખા છોડવા સુકાવી તેલમાં ઉકાળી તે તેલ સંધિવા, તેમજ ટચકીઆ અને લચક ઉપર લગાડવામાં આવે છે.

**૭-સ્થાનક**-આ સ્વસ્થાનમાં રસ્તાની બાજુએ, પડતર ચરીઆણ જગામાં, અને બરડા ડુંગરનાં પાઉનાં પડતર ખેતર અને ખડાઓમાં ચોમાસે કરપતીરાઇ ઘણી ઉગે છે.*

એ હિં૦ ના ઘણા ભાગોમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-આ છોડવાની શાગો રાઇની શીંગો જેવી લાંબી અને ઝીણી થાય છે. માટે એને **કરપતીરાઇ** કહેતા હશે. **કરપતી** એટલે દેશી. કેટલાક લોકો એને **પરવતીરાઇ** પણ કહે છે.

---

* કરમદીનાં ફૂલ મધુરી અને કેળનાં કડુછી વાસવાળાં હોય છે, જ્યારે કરમદાં ખાટાં અને કેળાં મીઠાં થાય છે. તેપર કદાચ **ધીરા** ભક્તે ઉખાણું આપ્યું હશે કે:—

"એક અચરજ મારા દેશમાં, ગૌવાં ને સિંહ રમે ભેળાં જો;
અવળાંનાં સવળાં થયાં, **કરમદીએ** લાગ્યાં કેળાં જો."

* કરપતીરાઈ-આદીત્યાણનાં પાઉંનાં ખેતરોમાં ઘણી ઉગે છે, તે બીજા મોલને ઘણું નુકસાન કરે છે એમ ખેડુ લોકો કહે છે, પણ શું નુકસાન કરે છે તે તેઓ જણાવી શકતા નથી. કદાચ તલના મોલની સાથે ઉગવાથી તલનાં બીજ ભેળાં એ રાઈનાં બીજ ભળાઇ જતાં હશે. કરપતીરાઈના છોડવા જે ખેતરમાં ઉગતા હોય તેમાં **ઉધી** થોડી થાય છે એ ફાયદો છે.

## વર્ગ-(એપોસાઇનેસી).

### નંબર-૩૪૩.

**૧-શાસ્ત્રીયનામ**-Holarrhena antidysenterica.

દૃષ્ટાન્ત-H. III. p. 644; N. p. 179; Watt IV. p. 255; ફ઼. નિ. પા. ૧૫૫.

**૨-દેશીનામ**-કારીખડો (પો૦); કડો, ઈંદ્રજવનું ઝાડ (ગુ૦); कुरा, पांढराकुरा (म०); कुरिया, करा (हिं०); कुटज, इंद्रयव (सं०).

**૩-વર્ણન**-કારીખડાનાં ઝાડવાં ૪ થી ૧૦ ફીટ ઉંચાં થાય છે. તેમાં લાંબી સોટી જેવી પાતળી ઘણી શાખાઓ નીકળે છે. પાન લાંબાં, પોહોળાં અને જરા પાતળાં હોય છે. તે ઝાડવાંના કદના પ્રમાણમાં મ્હોટાં લાગે છે. તે શિયાળે ઘણુંકરી ખરી જાય છે, તે વસંતે પાછાં આવવા માંડે છે. ફૂલ ગુચ્છાદાર ઉન્હાળો ઉતરતાં અને ચોમાસું બેસતાં આવે છે. તે જાઇ જેવી મધુરી સુગંધવાળાં અને ધોળા રંગનાં હોય છે. એની સુગંધ ઘણે દૂર સુધી પસરાય છે. એની (ફૂલ) શીંગો લાંબી, બબ્બે ભેળી, ને ટેરવે જોડાયલી હોય છે. તે નીચી ઝુલતી ઝુકી રહેલી હોય છે. એનાં ઝાડવાંને જખમી કરતાં તેમાંથી દૂધ નીકળે છે.

**મૂળ**-જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તે ઘણું કઠણ હોય છે. તેમાંથી કવચિતજ બીજા જાડા કે ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળે છે. મૂળનું લાકડું જરા પીળાસલેતા ધોળા રંગનું હોય છે. તેની છાલ જખમી કરતાં તેમાંથી દૂધ નીકળે છે. છાલ ઉપરથી ભૂરા કે કાળાસલેતા રંગની અને ખડબચડી હોય છે. ને અંદરથી તે રતાસલેતા રંગની હોય છે. એ પોચી, બટકણી અને દાણાદાર હોય છે. તેની વાસ સહેજ અણગમતી ને સ્વાદ કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ૨ થી ૪ કે કોઇવાર ૬ ઇંચ જાડી હોય છે. તેપરની છાલ બહારથી ભૂરાસલેતા રંગની ને અંદરથી રાતા, ધોળા, લીલા એવા મિશ્ર રંગની હોય છે. પણ જરા સુકાય છે ત્યારે કેવળ રતાસલેતા રંગની થઇ જાય છે. તે જાડી, પોચી, બટકણી અને દાણાદાર હોય છે. તેની વાસ અને સ્વાદ કડવાં હોય છે. શાખાઓ રતાસ કે કાળાસલેતા ભૂરા રંગની હોય છે, તેપર ફીકા ધોળા કે ભૂરા રંગનાં ગોળ કે લાંબાં છાંટણાં હોય છે. કોમળ શાખાઓ ફીકા લીલા રંગની હોય છે. તેપર સૂક્ષ્મ સફેદ વાળની રૂંવાટી હોય છે. પાનની જોડી પાસે તે જરા ચપટી થયેલી હોય છે, શાખાઓને તોડતાં તેમાંથી સફેદ મૃદુવાળ જેવા કોમળ તંતુઓ નીકળે છે.

**પાન**-સામસામાં આવે છે, તે લંબગોળ, ૪ થી ૮ ઇંચ કે ૧ ફુટ લાંબાં, અને ૩ થી ૬ ઇંચ પોહોળાં હોય છે. તેનું ટેરવું સાંકડું થતું હોય છે. કોમળ પાન ઉપરની બાજુ પીળાસલેતા લીલા રંગનાં ને નીચેની બાજુ ફીકાં હોય છે. તેપર બંને બાજુ સૂક્ષ્મ રૂંવાટી હોય છે. પાકલ પાન ઘેરા લીલા રંગનાં હોય છે. તેપર ઉપરની બાજુ ઘણુંકરી માત્ર તેની નસોપરજ, ને નીચેની બાજુ આખી સપાટીપર બારીક ધોળા વાળની રૂંવાટી હોય છે. ને વખતે ઉપરની સપાટી લીસી પણ હોય છે, આઇગ્લાસ (નાહાની વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચ)માં જોવાથી પાનપર સૂક્ષ્મ લીલા રંગના બિંદુઓ જેવી બાનક દેખાય છે. પાનપર આંગળી ફેરવતાં તે મખમલ જેવાં સુંવાળાં લાગે છે. પાનમાંની નસો ધોળા રંગની હોય છે. જેથી તે બંને બાજુ સ્પષ્ટ દેખાય છે. તો પણ નીચેની બાજુ તે બહાર નીકળતી હોય છે. તે પાનમાં આંતરે તેમજ સામસામી આવેલી હોય છે. તેની ૮ થી ૧૪ જોડી હોય છે. પાનની ડીટડી $\frac{1}{8}$ ઇંચ જેટલી ટુંકી હોય છે. પાનની કોર ડીટડી પાસે જરા વિષમ હોય છે.

**ફૂલ**-શાખાઓને છેડે તેમજ પત્રકોણમાંથી ફૂલના ગુચ્છો દ્વિભંગી કે ત્રિભંગી સળીઓપર આવેલા હોય છે. તે ૩ થી ૬ ઇંચ વ્યાસના હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીઓપર રૂંવાટી અને વખતે રાતા રંગની ટીશીઓ હોય છે. ફૂલની ડીટડીપર સૂક્ષ્મ બબ્બે પુષ્પપત્રો આવેલાં હોય છે. તેની કોરપર ભૂરા કે ધોળા વાળની હાર હોય છે. ફૂલની ડીટટી ઘણી પાતળી હોય છે. ફૂલનો વ્યાસ ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચનો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ સૂક્ષ્મ પત્રોનો બનેલો હોય છે, તેનાં પત્રો $\frac{1}{8}$ ઇંચ લાંબાં અને લીલા રંગનાં હોય છે. તે સાંકડાં, મથાળે અણીથતાં, અને તેનાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે નીચેના ભાગમાં જોડાઇને પાતળી નળી જેવી થયેલી હોય છે. અને મથાળે તેના લંબગોળ, ગોળાઇલેતા ટેરવાંવાળા પાંચે છેડા ખુલ્લા દેખાતા હોય છે. પાંખડીની નળી લીલા રંગની હોય છે. તેપર ઉભી પાંચ નીક અને અંદર બહાર ભૂરા વાળની રૂંવાટી હોય છે. નળીનું મુખ અંદરની બાજુ પીળા રંગનું હોય છે.

**પુંકેસરો**-૫ હોય છે, તે ફૂલની નળીની અંદર ઠેઠ તળિયે આવેલાં હોય છે. તેથી ફૂલની પાંખડીમાં ઉપરથી કંઇ દેખાતું નથી. પુંકેસરતંતુઓ સૂક્ષ્મ લીલા રંગના હોય છે. અને પરાગકોષ સફેદ હોય છે, ને તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે. એ પાંચે પરાગકોષની કોર એક

બીજા સાથે લાગેલી હોય છે, તેથી પરાગકોષનો એક શંકુઆકાર ટોપી જેવો દેખાવ થઇ રહેલો હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. ગર્ભકોષ (carpels) બે દેખાય છે. તે લીલા, લીસા, અને ઉભા હોય છે. તે પુ૦ બા૦ કોષતે તળિયે આવેલા હોય છે. નલિકા દોરા જેવી ઝીણી, ફીકા ધોળા રંગની, લીસી અને અત્યંત ચળકતી હોય છે. નલિકાગ્રમુખ બે વિભાગવાળું હોય છે. ગર્ભાશયનલિકા અને તેનાં મુખની વચ્ચે એક ઉભી નીક હોય છે. જેથી ગર્ભકોષ બે છે એમ તરત દેખાઈ આવે છે. એ બે ગર્ભકોષ અર્થાત્ હવે (આદિફલ) શીંગ જેમ જેમ મ્હોટી થતી જાય છે તેમ તેમ તેના બે વિભાગો (ગર્ભકોષ) છૂટા પડતા જાય છે, તે આખરે છેક તેનાં ટેરવાં પાસે તે જરા જોડાયલા રહે છે. તે જ્યારે શીંગ ઘણી પાકીને ચીરાવા માંડે છે ત્યારે ઘણુંકરી તદ્દન જૂદા પડી જાય છે.

**ફલ**–શીંગો બબ્બે ભેગી હોય છે. તે થડમાં ને ટેરવાં પાસે એક બીજાંને ચોટેલી હોય છે. પણ પાકે છે ત્યારે ટેરવે છૂટી પડી જાય છે. પણ થડમાં ચોટેલી રહે છે. તે લીસી, ચળકતી અને લીલા રંગની હોય છે. પણ પાકે છે ત્યારે ભૂરાસલેતા રાતા રંગની થઈ જાય છે. તે ½ થી ૧ ફુટ લાંબી અને ¼ ઇંચ જાડી હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે. તેની સપાટીપર લાંબા, ભૂરા કે ધોળા ચાંડલા હોય છે. અને તેની ઉપરની બાજુ સળંગ નીક હોય છે. તે શીંગ પાકયા પછી ચીરાઈ જાય છે. ને તે રસ્તે શીંગમાંથી બીજ ખરીને ઉડી જાય છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે લીલાસલેતા રંગનાં હોય છે, પણ પાકે છે ત્યારે ઘંઉવરણાં થઈ જાય છે. તે ½ ઇંચ લાંબાં અને ⅛ ઇંચથી કંઈક ઓછાં પોહોળાં હોય છે. તેની એક બાજુ ઉભી ઉંડી નીક હોય છે. અને તેમાં એક સળંગ નસ હોય છે. બીજને એક છેડે કાળાં ચપટાં મથાળાંવાળી અણી, અને બીજે ઘેરા ભૂરા રંગની ધાર હોય છે. બીજની સપાટી લીસી અને તેપર સૂક્ષ્મ દાણાદાર બાનક હોય છે. બીના છેડાપરની મૃદુ વાળની પીછી બીજ કાચાં હોય ત્યારે ધોળી હોય છે. પણ તે પાકે છે ત્યારે ભૂરા રંગની થઈ જાય છે. તે સુંવાળી, ચળકતી અને ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. બીજ નરમ હોય છે, તેને તોડતાં તેમાંથી સફેદ તેલીયું મગજ દેખાય છે. જેની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરાસલેતો તેલીયો ને કડવો લાગે છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ગ્રાહી, પાચક, દીપક, ચિરગુણકારી પૈષ્ટિક તથા કફ, કૃમિ અને જ્વરઘ્ન.

૬ ઉપયોગ–એનાં મૂળ અને ડાંડીની છાલનો કાઢો સંગ્રહણી અને ઝાડા ઉપર વપરાય છે. તેમજ તે ચિરગુણકારી પૈષ્ટિક તરીકે અને તાવ તથા કીરમ ઉપર પણ આપવામાં આવે છે. એની સુકી છાલને વાટી તેની જળોદરવાળાને શરીરપર લુંણ કરવામાં આવે છે. એની છાલનો કાઢો અથવા ભૂકી સંધિવામાં આપવામાં આવે છે. આ **કારીખડા** અથવા **કડવા ઇંદ્રજવ**નાં ઝાડની છાલને **કડાછાલ** કહે છે.*

કારીખડાનાં પાન બરડા ડુંગરમાં ભેંસોનો મુખ્ય ચારો છે, તેનાં પાનની પતરાવડી પણ બનાવવામાં આવે છે. કારીખડાનાં બીજને **ઇંદ્રજવ** અથવા **કડવા ઇંદ્રજવ** કહે છે. ઇંદ્રજવની કાચી શીંગ વાટીને સર્પ ડંસ ઉપર ચોપડવામાં આવે છે. એ શીંગોનું અથાણું થાય છે. તે વાના દરદીને ખવરાવે તો ફાયદો થાય છે.

"કડાછાલ ઉકાળી તેનો અવલેહ કરે છે, તે **કુટજાવલેહ** કહેવાય છે. તેથી અતિસાર, સંગ્રહણી વગેરે મટે છે. ફૂલની કઢી તથા શાક થાય છે. એથી ઝાડાના રોગ મટે છે. એની શીંગને **કડાફળી** કહે છે. એ ફળીનું શાક, અથાણું, સંભારા વગેરે કરે છે. એથી પણ ઝાડો, મરડો, અરૂચી મટે છે. ઇંદ્રજવ છાસમાં વાટીને પીવાથી હરસનું લોહી પડતું હોય તે બંધ થાય છે. વાટીને હરસ ઉપર થેપલી મુકવાથી હરસની વેદના મટાડે છે. તે ઝાડો, તાવ, અતિસાર, કૃમિ, રતવા, વાતરક્ત, કફ, દાહ, શુળ એ સર્વે રોગને મટાડે છે.

એની માત્રા તોલો ૦। થી ૦॥ સુધી દેવાય છે." (વૈ૦ ૩૦ ઙ૦).

**કડાછાલ** અને **ઇંદ્રજવ**ની બનાવટ અને તેના ગુણ વિષે ડા. વીરજી ઝીણા રાવલ ઘણું ઉપયોગી અને જાણવા લાયક વર્ણન આપે છે. જેમાંથી કેટલુંક આ નીચે આપવામાં આવે છે. પણ તેઓનાં મૂળ પુસ્તકમાંનું આખું વર્ણન ઘણું વાંચવા લાયક છે.

કડાછાલની તેઓએ સાત બનાવટ આપેલી છે. "૧ ઘન. ૨ કુટજાવલેહ. ૩ કુટજારિષ્ટ. ૪ ઘનમિશ્રિત કવીનાઈનની ગોળી, ૫ કુટજાષ્ટક, ૬ કુટજપુટપાક. ૭ કુટજાદિચૂર્ણ." આ સાતે બનાવટોની કૃતિ આપ્યા પછી તેનો ઉપયોગ લખે છે કે–"અતિસાર, રક્તાતિસાર, પિત્તાતિસાર, અને આમાતિસાર ઉપર આ દવા ઘણી સરસ છે. ઝાડાના મરજમાં તે જૂદી જૂદી રીતે વપરાય છે. ઝાડાની અંદર જ્યારે સખ્ત મરડો આવે છે તથા લોહી પડે છે ત્યારે **કડાછાલ** ઘણી ઉપયોગી છે. ગમે તેવો સખ્ત રક્તાતિસાર હોય તથા ગમે તેવી સખ્ત આંકડી આવતી હોય તોપણ **કડાછાલ** બેસાડી

* કડાછાલને અંગ્રેજી બજારમાં (conessi-bark) કહે છે. એ મોટા વેપારની વસ્તુ છે. પણ કડાછાલ સાથે હાલ દુધલાની છાલનો ભેગ કરવામાં આવે છે, તેથી કડાછાલની કીમત ઓછી થઈ ગઈ છે, એમ કહેવાય છે.

દે છે. મરડામાં તથા રક્તાતિસારમાં કડાછાલની બરોબરી કરી શકે એવું બીજું એ કે આર્ય ઔષધ નથી. ઈંગ્રેજી દવામાં ઈપીકાકયુએના નામની દવા જે સખ્ત અને તીક્ષ્ણ રક્તાતિસાર ઉપર ઘણી ઉપયોગી છે તેની બરાબરી કડાછાલ કરી શકે છે. પુટપાક અને અવલેહ એ બન્ને બનાવટો ઘણી જલદીથી અસર કરે છે. અર્શ અને રક્તપિત્તમાં પણ કડાછાલ સરસ ફાયદો કરે છે. અર્શ ઉપર કડાછાલની ખાસ અસર છે. તેથી લોહી પડતું બંધ થાય છે, શરીરમાં કૌવત આવે છે, શરીર પીળું મટે છે, ને ડોળાની ફીકાસ પણ ઓછી થાય છે. જ્વરઘ્ન તરીકે કડાછાલ વિષમજ્વરમાં ઘણો સારો ઉપાય છે. તરીઆ, એકાંતરીઆ, રોજીઆ અને સઘળા મુદતે આવનારા તાવમાં તે ખસૂસ ઉપયોગી છે. તેમજ પિત્તજ્વર તથા બીજા સાદા તાવમાં તે વપરાય છે. જ્વરઘ્ન તરીકે અંગ્રેજી દવા કવીનાઈનથી આ જરાક ઉતરતું છે. અને કવીનાઈન અને કડાછાલ એ બન્નેનું મિશ્રણ કરવાથી તેની અસરમાં વધારો થાય છે. વિષમજ્વરમાં જ્યારે કવીનાઈન એકલું કામ નથી કરતું ત્યારે ધનમિશ્રિત કવીનાઈન ઘણી અકસીર અસર બતાવે છે. કડાછાલનો ગુણ કૃમિ કાઢવાના કરતાં તેને નહિ ઉત્પન્ન થવા દેવાનો વધારે છે. કડાછાલનો સ્વરસ મધ સાથે લેવાથી કમળામાં અને પ્રમેહમાં ફાયદો થાય છે. પ્રદરની અંદર લોહની સાથે કડાછાલ ખવાય છે.

## ઈંદ્રજવ.

૧–ઈંદ્રયવાદિ ચૂર્ણ–ઈંદ્રયજવ, નાગરમોથ, કુણુંબીલાં, લોદર, મોચરસ, અને ધાવડીનાં ફૂલ આ છ ઓસડો એકઠાં કરી તેનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણને લઘુગંગાધર ચૂર્ણ પણ કહે છે.

૨–ઈંદ્રયવાદિ કાઢો–ઈંદ્રજવ, ધાણા અને પટોળ એ ત્રણે ચીજનો રીતસર કવાથ કરી મધ અગર સાકર નાખી પીવો.

૩–ઈંદ્રયવાદિ પ્રમથ્યા–ઈંદ્રજવ અને મોથ ચચાર તોલા લઈ પાણીમાં વાટી લુગ્દી કરી તેમાં ૬૪ તોલા પાણી નાખી ઉકાળવું. આઠ રૂપિયા ભાર બાકી રહે ત્યારે તેને ટંડું પાડી અંદર મધ નાખી પીવું.

ઈંદ્રજવ આપણા લોકોમાં ઝાડાની દવા તરીકે ઘણા પ્રસિદ્ધ છે. તેમાં કોઈ પણ જાતનો ઝેરી ગુણ નહિ હોવાને લીધે તે દરેક ઘરમાં રાખવામાં આવે છે. અને નિર્ભયપણે બાળકોને અપાય છે. સાદો ઝાડો ને રક્તાતિસાર તેમજ ગરમીનો ઝાડો પણ આથી મટે છે. ઝાડો, અર્શ, રક્તાતિસાર તેમજ ગમે તે આંતરડાના વ્યાધીમાં જ્યારે પુંઠેથી લોહી પડે છે ત્યારે ઈંદ્રજવ અપાય છે. તેનો કાઢો તથા પ્રમથ્યા દરેક જાતના અતિસાર તથા રક્તપિત્ત ઉપર ઘણા સારા લાગુ પડે છે. બાળકોના સખ્ત મરડાને તે બેસાડે છે. તેમજ તે મ્હોટા માણસને પણ ઘણો સારો છે. લઘુગંગાધર ચૂર્ણ ઘણુંજ સારૂં સ્તંભન છે. ઈંદ્રજવમાં ગ્રાહિની સાથે પાચન ગુણ હોવાને લીધે તે બીજી સ્તંભન દવાઓ કરતાં વધારે સારૂં કામ કરે છે. ઈંદ્રજવને લીધે એક તરફથી ઝાડો બંધ થાય છે, અને બીજી તરફથી આમનું પાચન થાય છે, જેથી ઝાડો બંધ થતાં ઝાડો થવાનું કારણ પણ દૂર થાય છે. અને ઝાડો કબજ થવાથી પેટ ચડી આવવાની પણ ધાસ્તી રહેતી નથી. ઈંદ્રજવ બાળકોને પાવાથી ઉલટી દબાય છે. અને પિત્તશામક હોવાને લીધે જ્વરની અંદર તે વપરાય છે. તેની પ્રમથ્યા પીવાથી પિત્તજ્વરની તૃષા અને ઉલટી હલકી પડે છે. કટુ હોવાને લીધે પેટચુંક અને કૃમિની અંદર તે લાગુ પડે છે. ઈંદ્રજવને વાટી દૂધમાં પવાય છે. મ્હોટા માણસો પણ પેટના દુખાવા તથા કૃમિને માટે ઈંદ્રજવનો ફાકડો મારે છે.

માત્રા–ઈંદ્રજવ ૦ા રૂપિયાભાર, કાઢો રૂપિયા ૪ ભાર, પ્રમથ્યા રૂપિયા ૪ ભાર."

ઈંદ્રજવને તાવડીપર જરા સેકી તેપરની ફોતરી કાઢી નાખી તેની ભૂકી કરી તે મીઠાની સાથે ફાકડો ભરવાથી પેટનો ચુંકો, ઝાડો, અજીર્ણ વગેરે દરદો મટે છે. સંગ્રહણી અને તાવના બીજા ઓસડોમાં ઈંદ્રજવ વાપરવામાં આવે છે. દમ ઉપર ઈંદ્રજવની ફાકી ભરાવે છે.

૭–સ્થાનક–બરડા ડુંગરમાં કારીખડા અર્થાત્ ઈંદ્રજવનાં ઝાડવાં ઘણાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણાખરા સુકા ભાગોમાં થાય છે.

૮–વિ૦ વિવેચન–કારીખડાના પાન સુકાયા પછી દુધલાનાં પાનની પેઠે ઝાઝાં કાળાં થતાં નથી, માટે એને મરાઠીમાં પાન્ઢરાકુરા અર્થાત્ સફેદ કુરા કહેતા હશે. એનાં બીજ જવના દાણા જેવાં આકારે થાય છે. અને ઈંદ્રના આયુધ વજ્રનો આકાર પણ જવના દાણા જેવો જુની બૌદ્ધ ગુફાઓમાં ઈંદ્રની મૂર્તીના હાથમાં કોતરેલો જેવામાં આવે છે. માટે ઈંદ્રના વજ્રના આકારની સાથે જવના દાણાનો અને તેની સાથે કારીખડાનાં બીજનો મુકાબલો કરી તે ઉપરથી કદાચ એને સંસ્કૃતમાં इंद्रयव કહેતા હશે, ને તેપરથી પ્રાકૃત ઈંદ્રજવ એ નામ નીકળેલું હોય એમ જણાય છે.

કુડા અર્થાત્ કુટજનાં સુવાસિત ફૂલો પણ રસિક કવિયોની દૃષ્ટીથી દૂર ગએલાં નથી.

"કોઈ ગુણોની કદર પીછાણનારા મ્હોટા રાજાના આશ્રયમાંથી કોઈ ગુણવાન પુરૂષ દૈવયોગે નીકળી કોઈ સામાન્ય રાજાનો આશ્રય લેવા ધારતો હતો તે વખતે એ રાજા અભિમાનથી તેનું અપમાન કરવા લાગતાં કવિ એના ઉદ્દેશથી ઈંદ્રજવનાં ઝાડને કહે છે કેઃ—

कवित.

सुनहो कुटजतरु सावधान व्हेके चित्त ।
हितरूपताकों हम वचन कहत है ॥
दैव वस व्हेके दिव्यथलको रहनवारो ।
आयकर तेरो अब आश्रय गहतहे ॥
स्याम कवि कहत गुमान मन मांनि एतो ।
ताको अपमान तू क्यों करि वो चहतहे ॥
पूरित अमंद मकरंद रसकंजताको ।
कोविद मलिंद यह मानीतो महतहे ॥

હે કુટજતરુ, દિવ્ય મકરંદરૂપી રસથી ભરેલાં કમળોનો રસભોકતા આ ભ્રમર દૈવને વશ થઈ અહીં આવી હમણાં તારો આશ્રય લેછે. તો તું અભિમાન ધરી તેનું અપમાન કરવા શા માટે ઇચ્છે છે ?"

મ્હોટા ગુણીજનોને એકવાર મ્હોટી વસ્તુ પ્રાપ્ત થયા પછી દૈવવશાત્ તે મુકાઈ જઈ કોઈ નાહાની વસ્તુની પ્રાપ્તિ થાય, તો તેને પણ તેવા ગુણીજનો આનંદથી સ્વીકારી લેછે. તે વિષે **કમલ, ભ્રમર** અને **કુટજ**ને ઉદ્દેશીને એક શ્લોક છેઃ-

**अलिरसौ नलिनीवनवल्लभः कुमुदिनी कुलकेलिकलारसः ॥ विधिवशेन विदेशमुपागतः कुटजपुष्परसं बहु मन्यते ॥**

"Younder *bee* has a great affection for the cluster of *lotuses* and has gaily deposited herself amongst them; now in course of time, she came roaming to another place, and here she highly prized the flavour of the *Kutaja*-flower."

---

## વર્ગ-(એપોસાઇનેસી).

### નંબર-૩૪૪.

**૧-શાસ્ત્રીયનામ**-Wrightia tinctoria.

દૃષ્ટાંત-H. III. p. 653; N. p. 180; Watt. VI. Part. IV. p. 316; રૂ. નિ. પા. ૧૫૪.

**૨-દેશીનામ**-દુધલો (પો૦); મીઠા ઇંદ્રજવનું ઝાડ (ગુ૦); कालाकुरा, गोडाइंद्रजव (म०); मीठाइंद्रजो (हिं०); मधुइंद्रयवा, स्वेतकुटज (सं०).

**૩-વર્ણન**-દુધલાનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળે છે. પાન ઘેરા લીલા કે કાળાસલેતા રંગનાં, સાંકડાં અને અણીઆળાં હોય છે. ફૂલ ધોળા રંગનાં સુંદર બનાવટવાળાં ફાગણ ચૈત્રમાં આવે છે, ત્યારે એનાં ઝાડો ઘણાં સુંદર દેખાય છે. શીંગો (ફલ) ઘણી લાંબી, ગોળ, બબ્બે ભેળી, નીચી ઝુલતી ઝુકી રહેલી હોય છે. તે બહુધા શિયાળે પાકે છે. તે વેળા પણ શીંગો સોતો એનાં ઝાડોનો દેખાવ ઘણો અજાયબ જેવો લાગે છે.

દુધલાનો કોઇ પણ ભાગ ઝખમી કરતાં તેમાંથી દૂધ નીકળે છે, તે ઝેરી છે.

**મૂળ**-ઉપરથી ભૂરાસલેતા ધોળા અને અંદરથી પીળાસલેતા રંગનું હોય છે. તેમાંથી જાડા અને બારીક રેસા જેવા કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. તેની છાલ ઉપરથી ખડબચડી, જાડી, પોચી ને બટકણી હોય છે. તેમાંથી દૂધ નીકળે છે. એની વાસ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ભસ્મી કે ફીકા ધોળા રંગની હોય છે. તે હાથનાં કાંડાંથી સાથળ જેવી જાડી થાય છે. પણ ઘણુંકરી તેની ડાંડી સાધારણ વળી જેવી જાડી અને તેવીજ સીધી નીકળેલી હોય છે. તેપર ધોળાં કે ભસ્મીવર્ણાં છાપાં હોય છે. કોમળ શાખાઓ ધોળા રંગની ને તેપર ભૂરાં છાંટણાં હોય છે.

**પાન**-સામસામાં હોય છે. તેની ડીટડી ૧ થી ૧½ લાઇન લાંબી હોય છે. તે સાંધાથી બેઠેલી હોય છે. તેથી પાન જરા સુકાય છે કે તે તરત શાખાપરથી ખરી પડે છે. પાન ૩ થી ૬ કે ૧૦ ઇંચ લાંબાં, અને ૧ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેને ટેરવે લાંબી ને સાંકડીથતી અણી હોય છે. ને ડીટડી પાસે પાનની કોર સાંકડીથતી અથવા ગોળાઇલેતી કે જરા વિભાગિત હોય છે. ને તે બહુધા વિષમ હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો, કે ઘેરો લીલો, અને નીચેનીનો ઘણો ફીકો હોય છે. પાનની નસો ઉપરની સપાટીએ અંદર બેસતી ને નીચેનીએ બહાર નીકળતી હોય છે. તે ઘણુંકરી સામસામી હોય છે. ને તેની ૬ થી ૧૨ જોડી હોય છે. તે પ્રથમ ઝાંખી પણ પાન ઘરડું થવા આવે છે ત્યારે નીચેની બાજુ વિશેષ બહાર નીકળેલી દેખાય છે.

**ફૂલ**-શાખાઓને છેડે લીલા રંગની દ્વિભંગી અર્થાત્ બિશાખી ઝીણી સળીઓ નીકળે છે. તેપર ફૂલના ગુચ્છા આવે છે. તે ૩ થી ૫ ઇંચ વ્યાસના હોય છે. ફૂલની સુગંધ મધુરી હોય છે, પણ પાછળથી જરા તીખી લાગે છે. ફૂલનો વ્યાસ ½ થી ¾ કે લગભગ ૧ થી ૧½ ઇંચનો હોય છે. પુષ્પપત્રો સૂક્ષ્મ હોય છે. ફૂલની ડીટડી ¼ થી ¾ ઇંચ લાંબી, અને લીલા રંગની હોય છે. તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો લીલા રંગનાં અને પાંખડીથી ઘણાં ટુંકાં હોય છે, તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. એ પત્રો તળિયે પોહોળાં અને મથાળાં તરફ જરા સાંકડાંથતાં ટેરવે બહુધા બુટ્ટાં હોય છે. તેની કોર જરા પાતળી ને ધોળાસલેતા રંગની હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૫ પાંખડીઓનો બનેલો હોય છે. તેની પાંખડીઓ તળિયેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે, અને મથાળે તેના પાંચે છેડા સાંકડાથતા, લંબગોળ, જૂદા દેખાતા અને પસરાતા હોય છે. પાંખડીપર સૂક્ષ્મ વાળની રૂંવાટી, અને કેટલાંક કડપલાંવાળા, ઝાલર જેવા, સફેદ તંતુઓ ઉભા ને આડાઅવળા આવેલા હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેના તંતુઓ સૂક્ષ્મ ને તળિયે જરા પોહોળા થયેલા હોય છે. તે પાંખડીની નળીનાં મુખ પાસે આવેલા હોય છે. તેપરના પરાગકોષ એક બીજા સાથે પાસેથી જોડાઈ કબીરપંથી સાધુઓની ઉભી અણીવાળી ટોપી જેવા થઇ રહેલા હોય છે. તેના નીચલા ભાગમાં સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. પરાગકોષની કોર અને વચલી બાજુ ઘેરા ભૂરા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૧; પણ ગર્ભકોષ ઉભા બે હોય છે. એ બન્નેની નલિકા ઉપર જતાં એક થઇ ગયેલી હોય છે. તેનાપર રેતીનાં ઘડીઆળ અથવા **ડમરૂ** ઘાટનું નલિકાગ્રમુખ આવેલું હોય છે. તે પરાગકોષથી બનેલી શંકુઆકાર ટોપી નીચે ઢંકાયલું હોય છે.

**ફલ**–શીંગ પ્રથમ ઘેરા લીલા રંગની હોય છે. પણ પાછળથી કાળાસલેતા રંગની થઇ જાય છે. તે ૧ થી ૧½ ફુટ લાંબી અને ¼ ઇંચથી ⅜ ઇંચ પોહોળી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે. તે કારીખડાની શીંગો પેઠેજ બબે ભેળી આવેલી હોય છે. તે થડમાં ડીટડીને અને ટેરવાં પાસે એક બીજીને ચોટેલી હોય છે. તેની ઉપરની બાજુ સળંગ ઉભી નીક હોય છે, જે શીંગ પાકે ચીરાઇને તેમાંથી બીજ નીકળી ખરી કે ઉડી જાય છે. એની શીંગમાં પણ કારીખડાનાં બીજ જેવાં જ લાંબાં ભૂરા રંગનાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–લગભગ ⅔ ઇંચ લાંબાં અને કારીખડાનાં બીજ જેટલાં કે તેથી સહેજ પોહોળાં હોય છે. રંગે પણ તેના જેવાંજ અથવા તેથી જરા ઘેરા રંગનાં હોય છે. તે એક છેડે અણીઆળાં ને બીજે ચપટાં ને સફેદ હોય છે. તેનાપર એક બાજુ ઉભી સફેદ નીક હોય છે, અને બીજી બાજુ ઉભી નસો જેવી બાનક હોય છે. બીજને ચપટે છેડે કોમળ, ચળકતા, રૂપેરી મૃદુ વાળની ૧½ થી ૨ ઇંચ લાંબી પીછી હોય છે. બીજ બહુ બટકણાં હોય છે. તેને તોડતાં અંદરથી પીળાસલેતો ધોળો તેલીયો મગજ દેખાય છે, જેની વાસ દઝાતાં દૂધ જેવી અને સ્વાદ તેલીયો અને તૂરો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઝેરી, ગ્રાહી અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–દુધલાનાં મૂળ અને ડાંડીની સુકી છાલ પાણીમાં ઘસી સંધિવાના સોજાપર ચોપડવામાં આવે છે. એનાં પાન ઢોર ખાય છે. એની છાલ અને પાન રંગના કામમાં વપરાય છે. એની મધુરી વાસવાળાં સફેદ સુંદર ફૂલ શિવ અને હનુમાનને ચડે છે. એનાં બીજને **મીઠા ઇંદ્રજવ** કહે છે. એમાં કારીખડાનાં બીજ જેવી કડવાસ હોતી નથી તેથી તે વિશેષ વપરાતાં નથી. પણ ઘણીવાર કડવા ઇંદ્રજવની સાથે આ ઇંદ્રજવનો ભેગ થયેલો જોવામાં આવે છે. મીઠા ઇંદ્રજવની પણ સાકરની સાથે પ્રમેહ અને સંગ્રહણી ઉપર ફાકી ભરાવે છે. દુધલાનું લાકડું સાધારણ કઠણ, ધોળું અને લીસું હોય છે. તેને પાલીસ કરવાથી તે હાથી દાંત જેવું સુંવાળું અને ચકચકીત થાય છે. તેથી તે સંઘાડીઆના કામમાં આવે છે. એના લાકડાંનાં લાઠીઆં, રમકડાં, દંતીઆ, રૂલ, અને ખેતીના ઓજારોના હાથા વગેરે બનાવવામાં આવે છે.

દુધલાનું દૂધ માણસના ખાધામાં આવે તો મૃત્યુ થાય એવું ઝેરી છે, એમ કહેવાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં દુધલાનાં ઝાડો છૂટાં છવાયાં ઉગે છે. *

એ હિંદુસ્થાનના મધ્ય અને દક્ષિણ પશ્ચિમ ભાગમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–દુધલાનાં ઝાડને તોડતાં તેમાંથી ઘણું દૂધ નીકળે છે. અને એનું લાકડું પણ ધોળું દૂધ જેવું સફેદ હોય છે, માટે એને **દુધલો** કહેતા હશે. એનાં બીજ કડવાસ વગરનાં હોવાને લીધે એને મરાઠીમાં **ગોડ ઇંદ્રજવ** એટલે **મીઠા ઇંદ્રિજવ** અને એનાં પાન સુકાય છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે તેથી એને **કાલાકુરા** કહેતા હશે.

---

## વર્ગ–( એપોસાઇનેસી ).

### નંબર ૩૪૫.

**૧–શાસ્ત્રીયનામ**–W. tomentosa.

દૃષ્ટાન્ત–H. III. p. 653; N. p. 180; Watt. VI. part IV. p. 317.

**૨–દેશીનામ**–રૂંછાળો દુધલો (પો૦+ગુ૦); तामडा कुरा (म०); दुधी (हिं०).

**૩–વર્ણન**–રૂંછાળા દુધલાનાં ઝાડ ૬ થી ૧૦ ફીટ ઉંચાં થાય છે. એની સાખાઓ ચોતરફ પસરાતી હોય છે. પાન લાંબાં આલનાં પાન જેવાં હોય છે. તે શિયાળે ખરી જાય છે. ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં આષાઢ શ્રાવણમાં આવે છે, અને શીંગો કારતક માગસરે પાકે

---

* પણ વિશેષ કરીને તે બરડાના દક્ષિણ ભાગમાં **ખીલડા કાદાથી જાબુવાનના** ભોંયરાંની કાદી સુધી જથાબંધ ઉગે છે. દુધલાનાં લાકડાંમાંથી કપાસ પીલવાનાં લાઠીઆં બનાવવા માટે તે કાપી લેવા સ્વસ્થાન તરફથી ઇજારો આપવામાં આવે છે. આ ઈજારો ઘણુંકરી સંઘાડીઆ લોકો રાખે છે.

છે. તે દુધલાની પેઠે બન્ને ભેળી હોય છે. એનાં પાન અને કોમળ શાખાઓપર ભૂરા વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. એને જખમી કરતાં એમાંથી પીળાસ-લિતા રંગનો ચીકણો દૂધ જેવો રસ નીકળે છે.

**મૂળ**–ઉંડાં બેઠેલાં હોય છે. ખીલામૂળમાંથી થોડા લાંબા, અને તેમાંથી ઝીણા ફાંટા ફૂટેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડીપરની છાલ ભૂરા ધોળા રંગની, પોચી અને ખડબચડી હોય છે, તે-પર ઉભા ચીરા પડેલા હોય છે. અંતરછાલ રેસાવાળી અને મજબૂત હોય છે. એનું લાકડું મજબૂત અને સફેદ હોય છે, શાખાઓ ભૂરા રાતા રંગની હોય છે, તેની છાલપર ઉભા ચીરા અને ભૂરા કે સફેદ રંગનાં છાંટણાં આવેલાં હોય છે.

**પાન**–સામસામાં, ૩ થી ૬ ઈંચ લાંબાં અને ૨ થી ૨½ ઈંચ પોહોળાં હોય છે. તે બન્ને છેડે સાંકડાં થતાં, તેનાં ટેરવાં લાંબી અણીવાળાં, અને તેની ડીટડી ઘણી ટુંકી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તે બન્ને સપાટીપર ચળકતા ભૂરા વાળની રૂંછાળ આવેલી હોય છે. પાનની નસો ઘણુંકરી સામસામી અને નીચેની સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે- પાન સુકાય છે ત્યારે કાળા ભૂરા રંગનાં થઈ જાય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળીઓ શાખા પ્રતિ-શાખાઓવાળી હોય છે, તેથી ફૂલો ગુચ્છાની પેઠે આવેલાં દેખાય છે. ફૂલ દુધલાનાં ફૂલ કરતાં મ્હોટાં હોય છે, તે ૧ થી ૧½ ઈંચ વ્યાસનાં હોય છે.

**ફ્રૂલ**–એની શીંગો પણ દુધલાની શીંગો પેઠે ઝાડપર નીચી ઝુકી રહેલી હોય છે, તે ઘેરા લીલા કે કાળા રંગની હોય છે. તેપર સૂક્ષ્મ ખડબચડાં ભૂરાં કે સફેદ છાંટણાં હોય છે. શીંગ ½ થી ૧ ફુટ લાંબી અને ¼ ઈંચ પોહોળી હોય છે. તે બે બાજુએ ચપટી અને બે નીકવાળી હોય છે, આ નીકની બાજુએથી બે શીંગો એક બીજીને ચોંટેલી હોય છે, એટલે તે સલંગ તેનાં ટેરવાંની અણી સુધી તે એકજ શીંગ હોય એમ દેખાય છે, (દુધલામાં તે ફક્ત ટેરવેજ એક બીજાંને ચોંટેલી હોય છે, તેથી બે શીંગો જૂદી સ્પષ્ટ દેખાય છે.) પણ એ નીકપરથી શીંગ ચીરી હોય તો તે સહેલાઇથી ઉભી ચીરાય છે, અને બે શીંગો ઠેઠ ડીટડી સુધી સલંગ એક બીજાંથી છૂટી પડે છે. એ દરેક શીંગમાં ઈંદ્રજવ જેવાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–૩ લાઇન લાંબાં અને ઈંદ્રજવ જેટલાં પોહોળાં હોય છે, તે એક છેડે અણીયતાં ને બીજે સફેદ ચળ-કતા વાળની પીછીવાળાં હોય છે. બીજ અંદરથી સફેદ, તેલીયા મગજ જેવું ને તૂરા સ્વાદવાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, છાલ અને પાન.

**૫–ગુણદોષ**–વિષહર અને શોથઘ્ન બાહ્યોપચારમાં.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલ સર્પ અને વીંછીના ડંખપર ચોપડાય છે. એનાં થડ અને શાખાઓની છાલ તેમજ પાન વાટીને રસવિકારના સોજાપર લગાડવામાં આવે છે. પાન અને છાલ રંગના કામમાં વપરાય છે. લાકડું વાળ ઓળવાની કાંસકી, દંતીઆ અને સાધારણ રમકડાં બનાવવાના કામમાં વપરાય છે. આ વનસ્પતિ પણ ઘણી ઝેરી ગણાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં ઘણી જગોએ ઉગે છે. એ હિંના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં પાનપર ભૂરા વાળની રૂંછાળ હોય છે માટે એને **રૂંછાળોદુધલો** કહે છે.

---

## ૫૬–N. O. ASCLEPIADEÆ.

## વર્ગ–એસ્કલેપિયેડી–આકડા અને ચમાર દુધીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ અત્યંત સુંદર અને નવાઈ જેવાં ફૂલવાળા, દૂધવાળા (દૂધઝેરી) મ્હોટા વર્ગમાં નાહાના છોડવા અને ઝાંડવાં થાય છે. તેમાં વિશેષ કરી વેલા હોય છે. આ વર્ગની વનસ્પતિને પાન ઘણુંકરી સામસામાં અને કવચિતજ આંતરે આવે છે. તે અખંડ કોરવાળાં અને બહુધા જાડાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુષ્પ ધારણ કરનારી સળીઓ ઘણુંકરી પત્રકોણમાંથી અથવા પત્રકોણને ચાતરીને નીકળેલી હોય છે. તેનાપર છત્રાકાર કે ગુચ્છાની પેઠે ફૂલો આવે છે. ફૂલ વિશેષકરી **નૈયમિક** ( regular ) હોય છે. (પણ કુંઢેર Ceropegia ની જાતમાં તે ફીડામારીનાં ફૂલ જેવાં લાંબાં હોય છે.) પુ૦ બા૦ કોષ અધઃસ્થાયી અને ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો અથવા પત્રોના દાંતા ઘણુંકરી ઉપરાઉપર આવેલા અને કાયમી હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે. તે તળિ-યેથી ઘણુંકરી જોડાઇને નળી જેવી બનેલી અને મથાળે તેના છેડાની કોર એક બીજાંને લગોલગ અથવા ઉપરા ઉપર આવેલી હોય છે. તેની નળી અથવા મુખ પાસે બહુધા વાળ જેવા ઝીણા તંતુઓનું, કે કડપલાં અથવા છેડાઓનું કુંડાળું હોય છે. તે પાંખડીઓનો મુકુટ ( corolline corona ) કહેવાય છે. પુંકેસરો ૫ હોય છે. તેના તંતુઓ છૂટા અથવા એક બીજા સાથે અને તેના છેડાઓથી બનેલ મુકુટ (Staminal corona)–ની સાથે જોડાઇને તે સ્ત્રીકેસરની ચોફેર એક નળી કે સ્થંભની પેઠે આવેલા હોય છે. પરાગકોષ ૨ પોલવાળા,

જોડાયલા અથવા છૂટા હોય છે. તે સ્ત્રીકેસરાગ્રમુખને લાગેલા હોય છે. પરાગના સમુદાય રવાદાર અથવા મીણ જેવા મૃદુ હોય છે. તે પરાગકોપની દરેક પોલમાં એક અથવા બે હોય છે. આ સમુદાય બારીક તંતુઓ કે બે થાપાથી જોડાયલા હોય છે. સ્ત્રીકેસર ૧ ઉર્ધ્વસ્થાયી હોય છે. પણ તેના ગર્ભાશયનાં બન્ને ખાનાં (carpels) એક બીજાંથી તદન જૂદાં હોય છે. એ બન્ને ખાનાંપરની નલિકા પણ જૂદીજ હોય છે. પણ તે બન્ને નલિકાઓ સ્ત્રીકેસરાગ્ર એટલે નલિકાગ્રમુખની અંદર જોડાઇને એક થયેલી હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અને નલિકા પુંકેસરોથી બનેલા સ્થંભ કે મુકુટની વચમાં ઢંકાયલાં હોય છે. નલિકા અથવા સ્ત્રીકેસરાગ્રમુખ ઘણુંકરી પંચકોણ, ટુંકું, ચપટું અને પરાગકોપની વચે ઢંકાયલું હોય છે. અથવા તે તેઓથી ઉપર નીકળી લાંબા અગર ટુંકા સાદા કે વિભાગિત સ્થંભ જેવું દેખાતું હોય છે. આદિબીજ ઘણાં અથવા થોડાં હોય છે. તેની ગર્ભાશયના દરેક ખાનાંમાં બે હાર થયેલી હોય છે. ફલ ટુંકી કે લાંબી બે (બેવડી) શીંગ જેવાં હોય છે. બીજ ચપટાં, ચપટી કોરવાળાં અને મથાળે લાંબાં સફેદ વાળની સુંદર પીછીવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિનાં ફૂલોના અવયવોની રચના ઘણી બારીક અને વિચિત્ર છે. આ વર્ગ કણેરના વર્ગને ઘણોજ મળતો છે. એટલુંજ નહીં પણ આ વર્ગની વનસ્પતિનાં ફૂલો તપાસ્યાં ન હોય ત્યાં સુધી એ બે વર્ગની વનસ્પતિ એક બીજાથી ઓળખવી ઘણી મુશ્કેલ થઇ પડે છે. કેમકે એ બન્ને વર્ગમાં દૂધ નીકળે છે, બન્નેમાં પાન સામસામાં હોય છે, બન્નેનાં ફલ બેવડી શીંગો જેવાં હોય છે, અને બન્નેમાં બીજને છેડે મૃદુ વાળની પીછી હોય છે. પણ આ વર્ગનાં ફૂલોમાં જે પુંકેસરોનો અજાયબ જેવો મુકુટ, તેના પરાગકોપની અને સ્ત્રીકેસરાગ્રમુખની રચના જોવામાં આવે છે એવી બીજા કોઇ પણ વર્ગમાં જોવામાં આવતી નથી. તેથી આ વર્ગનાં ફૂલોનો સારી રીતે એકવાર અભ્યાસ કર્યા પછી આ વર્ગની વનસ્પતિ બીજા કોઇ પણ વર્ગની વનસ્પતિથી તરત ઓળખવી સેહેલ થઇ પડે છે.

આ વર્ગનાં ફૂલોની અટપટી રચના વિષે પ્રખ્યાત વનસ્પતિવેત્તા સર. જે. ડી. હુકર તથા રેવરન્ડ. એ. કે. નેર્ન સાહેબ નીચે પ્રમાણે લખે છેઃ—

"The analysis of the plants of this order is most difficult, and in dried specimens never satisfactory, from the fleshiness and complexity of the coronal processes and anthers. I have spent many months over the Indian ones, and have kept pretty close to the generic limits adopted in the "Genera Plantarum" I have, however, been obliged to abandon the tribe Stapeleæ, to suppress Vincetoxicum, and to propose several new genera."

(Sir, J. D. Hooker).

"It comes near to the last, but the staminal crown, which outwardly is not the least like the stamens and pistil in any other plants, is quite peculiar to this order."

(Rev. A. K. Nairne).

આ વર્ગની વનસ્પતિમાં આકડો સૌથી પેહેલે નંબરે ઔષધોપયોગી છે.

આ વર્ગની વનસ્પતિમાં ઝેરી, માદક, ગ્રાહી, ઉપલેપક, શોધક, વાન્તિકારક, ક્ષોભક, સ્વેદલ તથા શોથ જ્વર અને કફઘ્ન આદિ ગુણો રહેલા છે.

---

## વર્ગ-(એસ્કલેપિયેડી).

### નંબર ૩૪૬.

**૧-શાસ્ત્રીયનામ**-Hemidesmus Indicus.

દૃષ્ટાન્ત-H. IV. p. 5. N. p. 183. Watt. IV. p. 219. ૩, નિ. પા. ૭૪.

**૨-દેશીનામ**-કાગડીઓ કુંદેર (પો૦);ધુરીવેલ, ઉપલસળી, ઉસબો, ઉસબામગરબી, (ગુ૦); अनंतमूळ, उपरसाल, लहानकावळी. (म०); मगरबु, हिंदीसालस ( हिं० ); सारिवा, उत्पलसारिवा ( सं० ).

**૩-વર્ણન**-કાગડીઆ કુંદેરના વેલા ૫ થી ૧૫ ફીટ લાંબા થાય છે. એમાં ઘણુંકરી લાંબાં, સાંકડાં અને તેજસ્વી પાન આવે છે. ફૂલ સૂક્ષ્મ, લીલાસલેતા પીળા કે સહેજ જાંબુડીછાયાલેતા રંગનાં ભાદરવા આસુમાં આવે છે. અને કારતક માગશરમાં શીંગ ( ફલ) તૈયાર થઈ જાય છે. કોઈ કોઈ જગોએ એના વેલામાં ઉન્હાળે પણ ફૂલો જોવામાં આવે છે.

મૂળ-સ્લેટપેનથી તે ટચલી આંગળી જેવાં જાડાં, બહારથી ઘેરા ભૂરા કે કાળાસલેતા રંગનાં, ને અંદરથી ફીકા ધોળા રંગનાં હોય છે. એની ઉપર ઉભી કરચલી પડેલી હોય છે. એ ઘણુંકરી પીપરીમૂળના ગંઠોડા જેવાં ગાંઠાગડબાવાળાં હોય છે. એની વાસ કપુરકાચરીને મળતી તોપણ તેના જેટલી મધુર હોતી નથી, ને જરા તીખી હોય છે. સ્વાદ સહેજ ચીરપરો, તેલીયો,

મીઠો ને ગળચટો લાગે છે. તાજાં મૂળને તોડતાં તેમાંથી દૂધ નીકળે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી તે સ્લેટપેન જેવી જાડી, ખડબચડી, ભૂરા, કાળા, કે વખતે જાંબુડા રંગની અને ભૂરા કે ધોળા વાળની રૂંવાટી અને ટપકાંવાળી હોય છે. તેને તોડતાં તે તરત તુટતી નથી ને તુટે છે ત્યારે તેમાં સફેદ ચળકતા ઝીણા રેસાઓ દેખાય છે. ને તેમાંથી દૂધ નીકળે છે. ડાંડીપર તુટક તુટક ઉભી હાંસો અને કરચલી હોય છે. ડાંડી તાર કે સુતળીનાં ગુંચ્છળાંની પેઠે આડી અવળી ઘાસ કે ઝાડવાંમાં વીંટળાયલી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તેની ડીટડી બહુ ટુંકી હોય છે. એનાં પાનનો આકાર બે ચાર તરાહનો થાય છે. તે કોઇવાર લંબગોળ અને બુઠ્ઠાં ટેરવાંવાળાં અથવા ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. ને કોઇવાર તે ઝીણાં ને લાંબાં, લાંબી અણીવાળાં હોય છે, અને કોઈવાર તેનાં ટેરવાં અંદરબેસતી ખાંચવાળાં હોય છે. જ્યારે એનાં પાન ઘણાં લાંબાં હોય છે ત્યારે તે ઘણુંકરી ઝીણાં અને લાંબી અણીવાળાં હોય છે, અને તેની ઉપરની સપાટીપર વચ્ચોવચ સફેદ પટી હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં, અથવા તે ૪ થી ૬ ઇંચ લાંબાં અને ⅛ ઇંચથી ⅛ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટી ચળકતી, ઉપરની ઘેરા લીલા રંગની અને નીચેની ધોળાસલેતી ફીકી હોય છે. પાનની કોર ઘણુંકરીને જાબુડા રંગની ને વખતે તેની બાકીની સપાટી પણ જાંબુડી છાયાલેતી હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ જરા ખટાસલેતો તૂરો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ફૂલની ગુચ્છીઓ નીકળેલી હોય છે. તેની સળી કે ડીટડીઓપર ભૂરા વાળની રૂંવાટી, અને પોહોળાં, અણીઆળાં વાળની રૂંવાટીવાળાં પુષ્પપત્રો ઉપરાઉપર આવેલાં હોય છે. ફૂલ બપોર વખતે બહુધા ઉઘડે છે, અને તે તોડયા પછી તરત પાછાં બંધ થઇ જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–સૂક્ષ્મ ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો જાંબુડા રંગનાં ને રૂંવાટીવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ તે ચક્રાકાર આવેલી હોય છે. તે જાડી, પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી, સેહેજ અંદર જાંબુડી છાયાવાળી અને બહાર લીલાસલેતા પીળા રંગની હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે.

**શીંગ**–(ફૂલ) શીંગો ૨ સામસામી આવેલી હોય છે. (પણ તે એકજ ફૂલનું પરિણામ છે) તે પ્રથમ લીલા રંગની હોય છે. પણ પાછળથી ફીકા કે ઘેરા જાંબુડા રંગની થઈ જાય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં બુઠ્ઠી અણીવાળાં હોય છે. ટેરવાંની અણી હાથીની શુંઢની પેઠે જરા અંદર વળતી હોય છે. શીંગની ઉપરની બાજુ જરા ચપટી ને તેપર ઉભી નીક હોય છે. શીંગની સપાટી ઉપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. શીંગ ૩ થી ૫ ઇંચ લાંબી ને ૧ થી ૧½ કે વખતે ૨ લાઇન પોહોળી હોય છે. કાચી શીંગ તોડતાં તેમાંથી દૂધ નીકળે છે જે થોડીવારમાં ઘટ થઇ જાય છે, શીંગની અંદર વચ્ચોવચ રાતા રંગની સળી હોય છે, ને તેની બાજુએ સફેદ રૂપેરીવાળની પીંછીવાળાં ચપટાં ઘણાં બીજ આવેલાં હોય છે. શીંગની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરો હોય છે.

**બીજ**–પ્રથમ ધોળાં હોય છે, પણ પાછળથી ઘેરાં, ભૂરાં કે કાળાં થઇ જાય છે. તે એક બાજુ જરા ઢાળવાળાં ને બીજી બાજુ વચ્ચોવચ એક ઉભી નસ અને ખાડવાળાં હોય છે. તે લગભગ ૨ થી ૨½ લાઇન લાંબાં હોય છે, બીજ ચપટાં અને ટેરવાં તરફ સાંકડાંથતાં બુઠ્ઠી અણીવાળાં હોય છે. એ અણીપર સફેદ કોમળ રૂપાં જેવા ચળકતા સફેદ અત્યંત ઝીણા વાળની આસરે ૧ ઇંચ લાંબી પીછી હોય છે. જ્યારે શીંગ ચીરાઇને બીજ બહાર નીકળે છે ત્યારે બીજની ચોતરફ એ પીંછીના વાળ ફેલાઇ એક દડીની માફક ગોળાકાર થઈ, વચમાં બીજને લઈ, તે હવામાં ઉડવા માંડે છે. અને જે જગોએ **તે સર્વ શક્તિવાન પ્રભુની** તે બીજને ઉગાડવાની ઇચ્છા હોય છે ત્યાં તે ઉતરે અથવા પડે છે. એનું બીજ જ્યારે હવામાં ઉડે છે ત્યારે તે **વિમાનમાં જ** બેઠું હોય કે નહિં? એવો ભાસ થાય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, વિષહર, શોધક, મૂત્રલ અને સ્વેદલ.

**૬–ઉપયોગ**–કાગડીઆ કુંઢેરનાં મૂળનો કવાથ મરી, કરીઆતાં અને મોથની સાથે સંધિવા, વિસ્ફોટક, ગળત કોઢ, ખરજવાં, હમેશાની બદઅજમી, અરૂચી અને સ્વેતપ્રદર ઉપર આપવામાં આવે છે. **સારસાપરીલા** જે જે દરદોમાં આપવામાં આવે છે તે તે દરદોમાં તેની અવેજી કાગડીઆ કુંઢેરનાં મૂળ વપરાય છે. માટે એને દેશી સારસાપરીલા (Indian Sarsaparilla) કહે છે. અને વિલાયતથી આવતી ખરી સારસાપરીલા એ મધ્ય અમેરીકામાં થતાં (Smilax officinalis)નાં મૂળીયાં છે. તેને જમેકા **સારસાપરીલા** કહે છે. શરદી, કફ, ઝાડા વગેરે ઉપર કાગડીઆ કુંઢેરનાં મૂળનો ઉકાળો દૂધ અને સાકર સાથે છોકરાંઓને પણ પવાય છે. પીશાબમાં રેતી પડતી હોય, પેશાબ ટપકીને થોડો થોડો આવતો હોય,

તો તે ઉપર પણ એનાં મૂળનો કાઢો જીરાની સાથે અપાય છે. વિસ્ફોટક અને ચાંદીનાં દરદોમાં કાગડીઆ કુંઢેરનાં મૂળનો કાઢો **આયોડાઇડ ઓફ્ પોટાશીયમ**ની સાથે અપાય છે. તેથી તરત ફાયદો જણાય છે. ગળતકોઢ ઉપર કાગડીઆ કુંઢેરનાં મૂળ, ગળો, ધાવડાનાં પાન, આંબાનાં પાન, અઘુશીનાં પાન, અરજુનનાં પાન, વાંસનાં પાન, પરપટ, પેરનાં પાન, પેરની છાલ, કરીઆતું, કડાછાલ અને લીંબડાનાં પાન એ સર્વ દવાઓ એકત્ર કરી એના કાઢાની બાફ દરદીને આખે અંગે લેવરાવવામાં આવે છે, તેમજ એ કાઢો પવાય પણ છે.

"ઉપલસળીને દાંતપર ઘસવામાં આવે તો તેથી દાંત દુખતા મટે છે. તે વાટીને માથે ચોપડવામાં આવે તો માથાનું શુળ મટે છે. ઉપલસળીનું મૂળ મીઠું, ચીકાસવાળું, લોહી સુધારનાર તથા પૌષ્ટિક ગણાય છે. પીશાબનો ધાટો ધોળો રંગ થઈ ગયો હોય તો તેનો ચા કરી પીવરાવાય છે. તાવમાં ભૂખ લાગતી ન હોય ત્યારે તેજ ચા પાવામાં આવે તો બહુ ફાયદો બતાવે છે. ઉપલસળી એકલી કદી વપરાતી નથી. પણ તે બીજા કડવા અને તે તે દરદને લાયક પદાર્થો સાથે મેળવી વપરાય છે. ઉપલસળી, વાળો, મોથ, કડુ અને સુંઠ એ સર્વે પદાર્થો સમભાગે લઈ તેનું ચૂર્ણ કરી તેમાંથી ૮ કે ૧૦ વાલ દિવસમાં બે વખત પાણી સાથે આપવામાં આવે તો કહેલ દરદોનો નાશ કરે છે." (વૈ. શા. મ. ગો.)

"બનાવટ–સારિવાદિકવાથ–અનંતમૂળ, શ્યામલતાનું મૂળ (કાળીસારીવાનું મૂળ અથવા બીજી સારીવાનું મૂળ), ઇંદ્રવરણાનું મૂળ, અને પટોલ એ સઘળાં ½ તોલો લઇ તેને બત્રીશ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલાં પાણી રહે ત્યારે ઉતારી લેવું અને તે પીપર તથા ગુગળ સાથે રૂપિઆ ૪ ભાર સવારે તથા ૪ ભાર સાંજરે પીવું. તેનો ગુણ–શોધક, મૂત્રલ અને સ્વેદલ છે.

આ દવા ઉપદંશથી બગડેલું લોહી સુધારે છે. સંધિવા, વિસ્ફોટક, વાળનું ખરી પડવું અને જીર્ણત્વક્દોષમાં તે ઘણી ઉપયોગી છે. એનો ક્વાથ લેવાથી તૃષા, વમી અને ઉબકો બંધ થાય છે. પેશાબ સાફ ઉતરે છે, પસીનો આવે છે. અને જ્વરની અંદર સારો ફાયદો થાય છે. અનંતમૂળને કેળનાં પાનમાં બાંધી તેને ખુબ શેકવું પછી તેને જીરાં ને સાકર સાથે લઈ જવું. તેથી ઉનવા પેશાબમાં થતી બળતરા શાન્ત થાય છે. અને મૂત્રમાર્ગના વરમની અંદર ફાયદો થાય છે. કેટલીક લખતે ઉપલું સાકરવાળું ચૂર્ણ ઘી સાથે લેવાય છે. તેની મૂત્રલઅસર ઘણી સરસ છે. પાંચરૂપિયાભાર અનંતમૂળ (બન્ને સારીવા સાથે) ને પચાસ રૂપિઆભાર પાણીમાં નાંખી તેનું હીમ કરી તે હીમ પીવાથી પીશાબ પુષ્કળ થાય છે, ને પસીનો પુષ્કળ આવે છે, જે જ્વરાદિકની અંદર ફાયદો કરે છે. તે પાચક છે ને ભૂખ લગાડે છે.

માત્રા–અનંતમૂળ–ા થી ાા તોલો, સારિવાદિકવાથ ૪ તોલા." (ડા. વી. ઝી.)

"સારીવા ધાતુને વધારે છે, ખરજ, કોઢ, તાવ, શરીરની દુર્ગંધ, મંદાગ્નિ, દમ, અરૂચી, આમ, ત્રિદોષ, વિષ, રકતરોગ, પ્રદર, કફ, અતિસાર, તરસ, બળતર, માથાંની વેદના, રતવા એ સર્વ રોગને ટાળે છે." (વૈ. રૂગનાથજી.)

૭–**સ્થાનક**–એના વેલા કાદી કે પથ્થરવાળી રેતાલ જમીનમાં તેમજ ચુનાપથરવાળી જગાઓમાં અને વિશેષ કરી ડુંગરની રાતી માટીવાળી કઠ્ઠણ જમીનમાં ઉગતા જોવામાં આવે છે.–એ કોકણ, કાઠિયાવાડ, દક્ષણ અને ઉત્તર હિં૦માં થાય છે.

૮–વિ૦ **વિવેચન** એની શીંગ કાગડાની ચાંચ જેવી લાંબી થાય છે, અને પાન પણ ઘણુંકરીને **સુયાકુંઢેર** જેવાં લાંબાં થાય છે, તે પરથી એને **કાગડીઓ કુંઢેર** કહે છે. કાંગડીઆ કુંઢેરનાં તાજાં મૂળમાં મધુરી સુગંધ અને મીઠાસલેતો સ્વાદ હોય છે. પણ જેમ જેમ તે જુનાં થતાં જાય છે તેમ તેમ તેમાંથી સુગંધ અને સ્વાદ ઓછાં થઈ જાય છે. એટલું જ નહિ પણ આખરે નાબુદ થઈ જાય છે, માટે એનાં જુનાં થયલાં મૂળ ઔષધ તરીકે વાપરવાને લાયક રહેતાં નથી.

આર્યઔષધમાં સારિવા બે લખેલ છે. એક **શ્વેતસારિવા** અને બીજી **કૃષ્ણસારિવા.** શ્વેતસારિવા એ ઉપલસળી (Hemidesmus Indicus) લાગે છે અને કૃષ્ણસારિવા તે (Cryptolepis Buchanani) હોય એમ જણાય છે, કેમકે મરાઠીમાં અનંતમૂલને **લાહુાનકાવળી** અને કૃષ્ણ સારિવાને **મોઠીકાવળી** અને **કાળીકાવળી** કહે છે. તેમ અનંતમૂળના વેલ મોઠીકાવળીના વેલાઓ કરતાં નાહાના થાય છે અને તેના જેટલા કાળા થતા નથી માટે **શ્વેત** અને **કૃષ્ણ** એમ બે ભેદ પડેલા જણાય છે. પણ ઉદયચંદ દત્તને અધારે ડા૦ ડિમક અને વૉટે (Ichnocarpus frutiseens)ને શ્યામલતા કહી છે. **અનંત-મૂળ** ને કેટલાકો **કપુરીમધુરી** પણ કહે છે અને તેની જગોએ ઔષધી તરીકે વાપરે છે–પણ કાઠિયાવાડમાં ઘણે ભાગે **ગોરખગાંજાનાં** મૂળ **કપુરીમધુરી** ને નામે વપરાય છે–જુવો નં૦ ૪૭૨.

---

## વર્ગ–( એસ્કલેપિયેડી.)

### નંબર ૩૪૭.

૧–**શાસ્ત્રીયનામ**–Oxystelma esculentum.

દષ્ટાન્ત–H. IV. p. 17; N. p. 184; Watt. V. p. 675.

૨-દેશીનામ-નારેટ(પો૦); જલદુધી(ગુ૦); દુધતાની, धुदानी (म०); दुधलता ( हिं० ); तिक्तदुग्धा, दुग्धिका (सं०).

૩-વર્ણન આ નારોટ અથવા જલદુધીની વેલ ઘણી પાતળી હોય છે. તે લાંબી વધી પાસેનાં ઝાડવાં કે ઘાસ વગેરેપર આડી અવળી ઘણી શાખાઓ મેલી ફેલાયલી ને વીંટળાયલી હોય છે. એની ડાંડી સુતળી જેવી પાતળી અને નરમ હોય છે. એને જખમી કરતાં એમાંથી દૂધ નીકળે છે. પાન લાંબાં ને સાંકડાં હોય છે. ફૂલ ધોળાં ગુલાબી અને જાંબુડી બાનકવાળાં હોય છે. શીંગ (ફલ) લાંબી ને જરા જાડી હોય છે. એનાં પાન શિયાળે ખરી જાય છે. અને ચોમાસાંની શરૂવાતમાં વરસાદ પડતાં જ તે પાછાં આવે છે. ને તેની સાથે ઘણુંકરી ફૂલ પણ આવે છે. એના વેલા ફૂલ સોતા ઘણા મનોહર લાગે છે.

મૂળ-પાંતળાં અને લાંબાં હોય છે. જ્યારે એ વેલ પાણી કાંઠે હોય છે ત્યારે એનાં મૂળ વધારે પાતળાં અને તેમાંથી લાંબા ધોળા કે ભૂરા બારીક રેસાઓ નીકળેલા હોય છે.

ડાંડી અને શાખાઓ-ડાંડી લીલા રંગની કે ભાગ્યે જ જાંબુડી હોય છે. તેને તોડતાં તે ઘણી ચીવટ લાગે છે. ને તેમાં સફેદ બારીક રેસા હોય છે. કોમળ શાખાઓપર આછી રૂંવાટી હોય છે.

પાન-સામસામાં આવે છે. તેની ડીટડી ઘણી પાતળી ¼ થી ½ ઇંચ લાંબી હોય છે. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં અને ⅙ થી ½ કે વખતે તેથી જરા પોહોળાં હોય છે. એને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તેની બન્ને સપાટી ઘણુંકરી એક સરખા લીલા રંગની હોય છે, પણ નીચેની સપાટીએ વખતે ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાનની કોર જરા પાછળ વળેલી હોય છે. તેની વચલી નસ પાછળની બાજુ સ્પષ્ટ દેખાતી હોય છે. એને આઇગ્લાસમાં જોતાં તેની ઉપરની બાજુ બીજી નસો અર્ધપારદર્શક દેખાય છે. પાનની વાસ ઉગ્ર ને સ્વાદ ચીકાસલેતો સેહેજ ચીરપરો અને કડવો લાગે છે.

ફૂલ-પુષ્પ ધારણ કરનારી સળીઓ પત્રકોણ પાસેથી નીકળેલી હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબી હોય છે. તે ઘણી પાતળી ને નરમ હોય છે. તે લીલા રંગની ને તેપર વખતે ધોળાવાળની રૂંછાળ હોય છે. ફૂલની ડીટડીઓ ½ થી ૧ ઇંચ લાંબી, વાળની રૂંછાળવાળી, પુષ્પ ધારણ કરનારી સળીપર અનિયમિત રીતે આવેલી હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચથી ૧ ઇંચ જેટલો હોય છે. ફૂલ ધોળાં, સહેજ ફીકી ગુલાબી છાયાલેતાં ને અંદરની બાજુ જાંબુડી ટીશીઓની બાનકવાળાં હોય છે.

પુષ્પબાહ્યકોષ-૫ પત્રોના બનેલો હોય છે. તે લીલા રંગનો, ધોળી રૂંછાળવાળો ને પાંખડીઓ કરતાં ઘણો ટુંકો હોય છે.

પુષ્પાભ્યન્તરકોષ-ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાયલી ને મથાળે તેના દાંતા છૂટા ખુલ્લા દેખાતા હોય છે. પાંખડીની કોરપર સફેદ વાળની ઝાલર હોય છે. પુ૦ અભ્ય૦ કોષને તળિયે ૧ મુકુટ હોય છે.

પુંકેસરો-૫ હોય છે. તેને તળિયે પણ ૫ કડપલાંવાળો મુકુટ લાગેલો હોય છે. તંતુઓ ટુંકા, અને જોડાયલા હોય છે. પરાગકોષનાં ટેરવાં પાતળાં, અંદર વળેલાં, અને તેની દરેક પોલમાં અક્કેક પરાગસમુદાય હોય છે.

સ્ત્રીકેસર-સ્ત્રીકેસરાગ્રમુખ પીળાસલેતા લીલા રંગનું ને ચપટું હોય છે. તેનું મથાળું જરા અંદર બેસતું હોય છે,

શીંગ-(ફલ)-શીંગો સામસામી, ૨ થી ૩ ઇંચ લાંબી, ટેરવે સાંકડીથતી અથવા બુટ્ટી વાંકવળેલી અને લીસી હોય છે.

બીજ-⅙ ઇંચ લાંબાં, પોહોળાં ને ચપટાં હોય છે ને તેપર મૃદુ વાળની પીછી હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-ગ્રાહી, ઉપલેપક તથા કફ અને શોથઘ્ન.

૬-ઉપયોગ-એના સુકા વેલાનો કવાથ મોઢું પાકયું હોય તો કોગળા કરાવવાને અપાય છે. તેમજ એના કવાથથી નહિ રૂઝાતાં ચાંદાં વગેરે ધોવાય છે. ગંધક ને મોરથુથુની સાથે એનું દૂધ કેળવી ખસઉપર ચોપડવામાં આવેછે. એનાં મૂળ અને પાનનો ઉકાળો તાવવાળાને અપાય છે. એનાં તાજાં મૂળ કમળા ઉપર ઓરીસામાં અકસીર દવા ગણાય છે. એનાં ફલ અને પાન દુકાળની વખતે ગરીબ લોકો ખાય છે. એના વેલા અને મૂળ ઢોરને ચારા તરીકે અપાય છે.

૭-સ્થાનક-નદી અને વોકળાઓની ભીનાશવાળી કોતરમાં, તેમજ પાણી કાંઠે, અને ડુંગરમાં ચરીઆણ ઘાસની સાથે એના વેલા ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮-વિ૦ વિવેચન-એના વેલામાંથી દૂધ નીકળે છે, અને એ ઘણુંકરી જલકાંઠે ઉગે છે, માટે એને જલદુધી કહે છે. એનાં ગુલાબી ફૂલ ઘણે છેટેથી દેખાય છે અને જ્યારે એના વેલા ઘાસ કે ઝાડવાંપર વીંટળાયલા હોય છે ત્યારે ફૂલ શિવાય એનો બાકીનો ભાગ તરત દેખાતો નથી, અને કેવળ ફૂલજ દેખાય છે. આ ઉપરથી અહિં (પોરબંદર) ના લોકો એને નારોટ કહે છે. અહિંના ખેડુ વગેરે લોકો એક ઝાડ કે મોલપર કંઇ રોગ લાગવાથી તેનો કંઇ જૂદો દેખાવ દેખાતો હોય તો તેને નારોટ કહે છે.

## વર્ગ-( એસ્કલેપિયેડી )

### નંબર ૩૪૮.

**૧-શાસ્ત્રીયનામ**-Calotropis procera.

દૃષ્ટાન્ત-H. IV. p. 18; N. p. 184; Watt. II. p. 49; રૂ. નિ. પા. ૩૧૧

**૨-દેશીનામ**-આકડો, રાતોઆકડો નાહાનોઆકડો (પો+ગુ૦); लालमदार, लालरूइ, लाल आकरा (म०) लाल आक, आक, मदार, लालमदार (हिं०); रक्तार्क, अर्क (सं०).

**૩-વર્ણન**-આકડાનાં ઝાડવાં ૫ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં લાંબી ઉંચી ચઢતી પાંસરી કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે. પાન જાડાં, લાંબાં અને પોહોળાં હોય છે. પાનને પડખેથી ફૂલના છત્રાકાર તોરા નીકળેલા હોય છે. તેમાં ફૂલ ફીકી કે ઘેરી જાંબુડી છાયાલેતાં હોય છે. ફૂલ કેરી જેવાં દેખાય છે. તે એક બાજુ વાંકવળેલાં ને પોચાં હોય છે. આકડાનાં આખાં ઝાડવાંમાંથી અણગમતી વાસ નીકળતી હોય છે અને એનો કોઈપણ ભાગ તોડવાથી એમાંથી પુષ્કળ દૂધ નીકળે છે.

આકડાનાં ઝાડવાંપર ઘણીવાર લીલા કે પીળા રંગનો મોલો (જીવાત) જોવામાં આવે છે. જે એનાં પાન અને કોમળ શાખાઓપર લીલો કે પીળો થર જામેલો હોય એવો દેખાય છે.

**મૂળ**-આકડાનાં મૂળ જમીનમાં મજબૂત ઉંડાં બેઠેલાં હોય છે. તે આંગળીથી હાથની બાજુ જેવાં જાડાં થાય છે. એમાંથી કેટલાક જાડા ને તેમાંથી ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળનું લાકડું પોચું અને ધોળું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર દેખાય છે. મૂળની છાલ પોચી, બટકણી, જાડી ને ફીકા ધોળા રંગની હોય છે. તેની ઉપર ભૂરાસલેતા રંગની પાતળી ફોતરી હોય છે, જે નખથી ખરપતાં નીકળી જાય છે. છાલની વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો ગળચટો ને પાછળથી ઘણો ઉગ્ર લાગે છે,

**ડાંડી અને શાખાઓ**-એનું થડ અને જાડી શાખાઓ ભૂરા ધોળા રંગની ને તેપરની છાલ ખડબચડી ઉભા ચીરાવાળી હોય છે. કોમળ શાખાઓ ગોળ, લીસી, ચળકતી ફીકા લીલા રંગની, અને અતિ કોમળ શાખાઓ જરા દબાયલી ને તેનાપર ધોળી રૂંવાટી અને રજ હોય છે. જેથી તેનો રંગ ધોળો દેખાય છે. એ ધોળી રજ જરા આંગળીથી ઘસતાં શાખાપરથી સહેલાઈથી નીકળી જાય છે. શાખાઓને કાપતાં તેની વચેના ગાભામાંથી ઘણું દૂધ વહે છે. અને શાખાઓ સુકાય છે ત્યારે વચમાં ભુંગળાંની પેઠે પોકળ થઈ જાય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. તે સામાન્ય રીતે વડનાં પાન જેવાં દેખાય છે. ડીટડી વડનાં પાન જેવી જાડી પણ ઘણી જ ટુંકી હોય છે. તેથી પાનની ડીટડી પાસેના પાનની કોરના બન્ને છેડા શાખાને અડકતા હોય છે. એટલું જ નહિ પણ માણસના કાનની બુટની માફક જરા વાંક લઈ ઉપર ચઢી આવેલા હોય છે. ને ત્યાં પાનની વચલી નસની પાસે સૂક્ષ્મ ભૂરાસલેતા ધોળા કાંટા જેવા વાળ કે રસકુપ્પિયો આવેલી હોય છે. કોમળપાનની બન્ને સપાટીપર ધોળાવાળની રૂંછાળ હોય છે. પણ જેમ જેમ પાન ઘરડાં થતાં જાય છે તેમ તેમ તેનાપરથી એ રૂંવાટી ઓછી થતી જાય છે. તેથી ઘરડાં પાન જાડાં, લીસાં, ચળકતાં, લીલા કે ફીકા લીલા રંગનાં હોય છે. તેનાં ટેરવાં અણીદાર અને તેમાંની નસો વડનાં પાનની માફક બન્ને બાજુએ સ્પષ્ટ દેખાતી હોય છે. તે ૩ થી ૧૦ ઇંચ લાંબાં અને ૩ થી ૭ ઇંચ પોહોળાં હોય છે. પાનની વાસ અને સ્વાદ ઘણાં ઉગ્ર અને અણગમતાં હોય છે. પણ પાછળથી એનો સ્વાદ જરા કડવાસલેતો ગળચટો અને તેલીયો લાગે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણ ચાતરીને નીકળેલી હોય છે. તે ફીકા ધોળા કે પીળાસલેતા રંગની લીસી, ચળકતી, ધોળી છારીવાળી, પેનસીલ જેવી જાડી, ૩ થી ૬ ઇંચ લાંબી અને બહુધા શાખાપ્રતિશાખાઓવાળી હોય છે. તેનાપર ફૂલો છત્રાકાર આવેલાં હોય છે. ફૂલની ડીટડીના થડમાં ઝીણાં, ધોળાસલેતા રંગનાં પુષ્પપત્રો હોય છે. ફૂલની ડીટડી સુતળી જેવી પાતળી, નરમ, ગોળ, આસરે ½ થી ૧½ ઇંચ લાંબી, વખતે જાંબુડી છાયાલેતી ધોળી રૂંછાળવાળી હોય છે. ફૂલમાં કરેણનાં ફૂલને મળતી જરા મધુરીવાસ હોય છે. ફૂલનો વ્યાસ ૧½ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે પાંખડીઓથી આંતરે આવેલાં ને તેનાપર ચોટડુક બેઠેલાં હોય છે, તે મથાળે અણીથતાં અને વચમાં પોહોળાં હોય છે. તે બહારથી ફીકા ધોળા કે લીલાસલેતા રંગનાં ધોળી છારીવાળાં ને અંદરથી લીસાં, ચળકતાં, પીળાસલેતા લીલા રંગનાં, તળિયે લીલા ચાંડલા અને ૬ થી ૮ કે સૂક્ષ્મ દોરાજેવી અણીવાળી રસકુપ્પિ (glands) વાળાં હોય છે. તે ૨ લાઇન લાંબાં ને ૧½ લાઇન પોહોળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયે જોડાયલી ને મથાળે તેના પાંચે છેડા છૂટા દેખાતા હોય છે. પાંખડી ½ થી ¾ ઇંચ લાંબી અને ૩ થી ૩½ લાઇન પોહોળી હોય છે. પાંખડીના છેડા અંદરની બાજુ અધવચ ઉપરથી જાંબુડા રંગના ઉભા ચાંડલાવાળા ને તેથી નીચે તે લીલાસલેતા ધોળા રંગના હોય છે. એ દરેક છેડામાં જરા ઝાંખી ઉભી ૩ નસો હોય છે. પાંખડી જરા જાડી, લીસી ને ચળકતી હોય છે. ફૂલ ઉઘડી ગયા પછી વખત જતાં તેના છેડાનાં ટેરવાં પાછળ નમી

જાય છે. પાંખડીઓના છેડા ટેરવે સાંકડા, અણીથતા, બહુ સુંદર દેખાતા હોય છે. તેનાં ટેરવાંની અણીપર સૂક્ષ્મ ફાટ હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેના તંતુઓ જોડાઇને સ્ત્રીકેસરની ચોફેર એક નળી કે સ્તંભની પેઠે રહેલા હોય છે. તેની બહારની બાજુ પાંચ ઘેરા જાંબુડા રંગનાં કે ધોળાં આંકડા વળેલાં પાંખાં જેવા તેના છેડાઓ (corona) આવેલા હોય છે. તે પરાગકોષને વળગેલા હોય છે. પરાગકોષનાં ટેરવાં અંદર વળેલાં ને પાતળાં હોય છે. પરાગકોષ બે પોલવાળા હોય છે. ને દરેક પોલમાં અક્કેક પરાગસમુદાય હોય છે. પરાગના બે સમુદાય પીળાસલેતા રંગના અત્યંત પાતળા પારદર્શક જેવા હોય છે. તે મથાળે અત્યંત બારીક તંતુઓથી બે થાપાથી જોડાયલા હોય છે. આ થાપા કાળાસલેતા રંગના હોય છે. અને તે સ્ત્રીકેસરાગ્રમુખના દરેક ખૂણાપર કાળા બિંદુ જેવા દેખાતા હોય છે. પરાગસમુદાયને રોશની તરફ રાખી આઇગ્લાસમાં જોતાં તેમાંની ખરી બનાવટ જાળી જેવી નજરે પડે છે. તે જોવા લાયક છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેના ગર્ભાશયનાં બન્ને ખાનાં પીળાસલેતા લીલા રંગનાં એક બીજાંથી વચમાં તદન જૂદાં હોય છે. તેપર આવેલી નલિકા પણ બે જૂદી જૂદી હોય છે. પણ તે સ્ત્રીકેસરાગ્રમુખની અંદર જોડાયલી હોય છે, ને ત્યાં તે ફીકા જાંબુડા રંગની હોય છે. સ્ત્રીકેસરાગ્રમુખ મથાળે ઉંધાવાળેલા ટોપ જેવા ઢાળવાળું, પાંચ ખૂણીયું, લીસું, ચળકતું, ૧½ લાઇન વ્યાસનું ને ફીકા લીલા રંગનું હોય છે. તેના પાંચે ખૂણાપર જે પાંચ કાળાસલેતાં અણી જેવાં બિંદુઓ દેખાય છે તે બે પરાગસમુદાયના થાપા હોય છે. અને તેના દર બે ખૂણાની વચેના જરા અંદર દબાતા ગાળા ઉપર તેને મથાળે જે અત્યંત પાતળાં પડના બે છેડા આવેલા હોય છે તે પરાગકોષનાં ટેરવાંપરથી લંબાઈ આવેલા જણાય છે.

**ફલ**–(ડોડી અથવા કેરી)–એની ડોડી બબે સામસામી ભેળી હોય છે. (કોઇવાર એક ડોડી સમાઇ જઈ અને એકજ પૂર્ણ સ્થીતિયે આવેલી જોવામાં આવે છે) એનો આકાર લાંબી વાંકી કેરી જેવો હોય છે. તે ૧ થી ૧½ ઈંચ લાંબાં અને સ્લેટપેન જેવા જાડા અંદર વાંકવળતા ડાંડલાપર આવેલી હોય છે. કેરી લીલા રંગની, લીસી, પોચી, અંદર વાંકવળતી, બન્ને છેડે જરા સાંકડીથતી, ૩ થી ૫ ઈંચ લાંબી ને ૧ થી ૨ ઈંચ પોહોળી હોય છે. એને બહારની બાજુ એક ઉભી સળંગ નીક હોય છે, ને તે નીકમાં એક નસ આવેલી હોય છે. તે તેના ડાંડલા પાસેથી નીકળી છેક છેડા સુધી ગએલી હોય છે. ડાંડલા અને એ કેરીપર ફીકા કે ઘેરા ભૂરા રંગની ભુરકી આવેલી હોય છે. કેરીને ઉભી ચીરતાં તેની બહારની છાલ અંદરની બાજુ ઝીણારેસાઓની જાળીવાળી દેખાય છે. અને એ છાલ કાઢી નાખ્યા પછી અંદર બીજું પડ આવે છે. જે બહારની બાજુથી બારીક રેસાની જાળીથી ભરાયલું ને અંદરની બાજુ તે લીસું હોય છે. તેની અંદર એક બીજાંની પાસે પાસે એક સુંદર જોવાલાયક રચનાથી ગોઠવાયલાં ઘણાં બીજ આવેલાં હોય છે. એ દરેક બીજને સાંકડે છેડે સફેદ વાળની મૃદુ પીછી આવેલી હોય છે. તે એ કેરીનાં ટેરવાં તરફ વિશેષે કરી એક બીજીપર ગોઠવાયલી હોય છે.

**બીજ**–પ્રથમ લીલાસલેતા રંગનાં હોય છે. ને પાકીને સુકાય છે ત્યારે ભૂરા રંગનાં થઈ જાય છે. બીજ એક છેડે ગોળાઇલેતું, વચમાં પોહોળું, ને બીજે (છેડે) જરા સાંકડુંથતું ચુંટું હોય છે. બીજની કોરપર કીનાર આવેલી હોય છે. બીજની સપાટીપર બહુધા સૂક્ષ્મ રૂંવાટી હોય છે. બીજ ૨ થી ૨½ લાઇન લાંબું ને ૧ થી ૧½ લાઇન પોહોળું હોય છે. બીજને સાંકડે છેડેથી એક બાજુ વચ્ચોવચ લાંબી નસ નીકળેલી હોય છે, તે તેના બીજા છેડાને પોહોંચ્યા પહેલાંજ બીજની અધવચથી જરા આગળ સમાઈ ગએલી હોય છે. બીજને સાંકડે છેડે ચળકતા વાળની જે પીછી હોય છે તે ૧ થી ૧½ ઈંચ લાંબી હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–કફ અને શોથઘ્ન, ચિરગુણકારી પૌષ્ટિક, સ્વેદલ, મૂત્રલ, ગ્રાહી, વાન્તિકારક અને વિદાહી ને એનું દૂધ ઝેરી ગણાય છે.

૬–ઉપયોગ–મૂળ–આકડાની જડનું ઘણા લોકો દાતણ કરે છે. તેથી દાંત મજબૂત થાય છે. આકડાના મૂળની છાલની ભૂકી વિસ્ફોટક અને રક્તપિત્તપર વપરાય છે. એ ભૂકીનો ખોરાક (માત્રા) ૧, ૨, ૩, ૫ થી ૩૦ ઘંઉભાર અપાય છે. સંધિવાપર ૫ થી ૧૦ ઘંઉભાર એ દેવામાં આવે છે. આકડાનાં મૂળની છાલ ઓસડ તરીકે વાપરવી હોય ત્યારે તે જેમ બને તેમ મ્હોટાં ઝાડવાંનાં જાડાં મૂળની લેવી તે સુકાવીને તે છાલ ઉપરની માટી કે ધુળવાળી છાલ છરીવતી છોલી કાઢવી, અને તદન સફેદ ચોખ્ખી છાલ રહે ત્યારે તેને કુટી કપડછાણ કરી એક મજબૂત બૂચવાળી શીશીમાં ભરી રાખવી ને કામપડે ત્યારે તેમાંથી વાપરવી. ચોખ્ખી છાલની ભૂકીનો રંગ ચોખાના લોટને મળતો થાય છે. એ ભૂકી વધારે વજનમાં આપવાથી ઉલટી લાવે છે. એ ભૂકી દમ અને ઉધરસ ઉપર ઘણો ગુણ કરે છે. પરસેવો લાવવા માટે પણ એ ભૂકી અપાય છે. આકડાનાં મૂળની છાલનો પાણીમાં વાટીને રસવિકાર અને સંધિવાના સોજાપર લેપ કરવામાં આવે છે. આકડાનાં મૂળની છાલ ૫ થી ૧૦ કે ૧૫ ઘઉંભાર અને અફીણ ૧ ઘઉંભાર એ બન્નેને બાવળીઆ ગુંદરમાં ગોળી

કરી આપવાથી સંગ્રહણી તરત મટે છે. આકડાની છાલની ભૂકી ૧ થી ૩ ઘઉંભાર ગળતકોઢ, વિસ્ફોટક, ઝાડા, સંગ્રહણી અને બીજાં રસવિકારનાં દરદોમાં આપવામાં આવે છે. એનાં મૂળની છાલની ભૂકી તમાકુની માફક બીડીમાં નાંખીને ચાંદીનાં દરદોથી લોહી બગડયું હોય તો તેને તે બીડી પીવા અપાય છે. આકડાનાં મૂળની છાલની ભૂકી સર્પદંસ ઉપર પણ આપવામાં આવે છે. આકડાનાં મૂળની છાલની ભૂકી ઉપલીયું, અર્ધાંગ, આંચકી, ધનુર, દમ, ભ્રમ અને સ્ત્રી–સનેપાત (હીસ્ટિરિયા) પર અપાય છે. આકડાનાં મૂળની છાલ અંગ્રેજી દવા ઇપીકાકયુઆનાની જગોએ વાપરવાને સારી છે એમ કહેવાય છે. આકડાનાં મૂળની છાલનો ઉકાળો ટાઢીઆ તાવપર ઉપયોગી છે.

"આકડાનાં મૂળની શોધક તરીકે તેની માત્રા ઘણી નાહાની છે, ૧ થી ૨ વાલ માત્રા ઘણા દિવસ સુધી જારી રાખવાથી લોહી સુધરે છે. એક વખતે એની મ્હોટી માત્રા લેવામાં આવે તો તેથી ઉલટી થાય છે. આકડાનાં મૂળને ચૂર્ણ તરીકે અગર બીજી દવાઓ સાથે કવાથમાં નાંખી પીવાથી લોહી સુધરે છે. કફના વ્યાધી ઉપર આકડો ઘણો પ્રશસ્ત છે.

**અર્કાદિચૂર્ણ**–આકડાનાં મૂળીઆં એક ભાર, લીંબડાની અંતરછાલ આઠ ભાર, ને ગળો આઠ ભાર એ પ્રમાણે ત્રણે ચીજો લઈ તેને સુકવી ચૂર્ણ કરવું.

**અર્કાદિકવાથ**–ગજપીપર, મરી, સુંઠ, અને સિંધાલૂણ એ ચારે ચીજો સમભાગે લઇ તેના સમગ્ર વજનથી વીશમો ભાગ આકડાની છાલ નાંખવી અને તેનો રીતસર કવાથ કરી આપવો. છ વાલ આકડાનું ચૂર્ણ ઉના પાણીમાં આપ્યું હોય તો તેથી ઉલટી થાય છે. આકડાનાં મૂળનાં ચૂર્ણને આકડાના રસની જ ભાવના દઈ તેને સુકવવું અને તેમાંથી બતીઉં કરી તેનો ધુમાડો દમ ઉપર લેવો. પ્લીહોદર, યકૃતોદર, જળોદર ને કેટલાક ઉદરવ્યાધિમાં આકડો આપવાથી સારો ફાયદો થાય છે. અને તેટલા માટે તેને ઉષ્ણ અને વાતહર પદાર્થ સાથે મેળવવામાં આવે છે. અર્કાદિ કવાથ ખસુસ કરીને ઉદરના રોગ ઉપર વધારે માફક આવે છે. તેથી બરેલ અગર યકૃત વધ્યાં હોય તે પોચાં પડે છે.

**માત્રા**–આકડાની છાલનું ચૂર્ણ ૧ વાલ, વમન તરીકે ૨ આનીથી પાવલા ભાર, અર્કાદિચૂર્ણ પાવલા ભાર, અર્કાદિ કવાથ ચાર તોલાં." (ડા. વી. ગ્રી.)

"આકડાનાં મૂળીઆં લોહી સુધારનાર, પિત્તની શુદ્ધિ કરનાર તથા વૃદ્ધિ કરનાર, ગરમીને કાપનાર અને સ્વેદલ છે. મૂળીઆંનો ભૂકો પ્લીહા, યકૃત, ચામડીનાં દરદો, પેટના કૃમિ, ઝાડો વિગેરે દરદો ઉપર અપાય છે. આકડાનાં મૂળીઆંની છાલ ઉખેડી તડકે સુકાવી તેને ભૂકો કરવામાં આવે છે. દમના દરદીને ઉલટી કરાવવી હોય તો આકડાનાં ચૂર્ણથી કરાવવી. આકડાનું ચૂર્ણ અને જેઠીમધ સમ ભાગે લઈ ગોળમાં ગોળી વાળવી. તે અડધા અડધા વાલની એક એક ગોળી દિવસમાં ત્રણ ચાર વખત આપવાથી ઠાલી ઉધરસમાં બહુ ફાયદો કરે છે. ઉધરસ અને ઝાડાનાં દરદોપર આકડાનાં ચૂર્ણની સાથે માત્રાના પ્રમાણમાં અફીણનો ઉમેરો કર્યો હોય તો તે વધારે ફાયદેમંદ નીવડે છે. આકડાનું ચૂર્ણ અને જેઠીમધનો ભૂકો સમ ભાગે લઈ એક એક વાલનું પડીકું દિવસમાં ત્રણ વખત આપવામાં આવે તો તેથી ઉધરસનું દરદ મટે છે." (વૈ. શા. મ. ગો).

"આકડાનાં મૂળની છાલ ઇપિકાકયુઆના જેવો ગુણ કરે છે. ૨ થી ૮ ગ્રેન સુધી દેવાથી ઉલટી ઝાડો થાય છે. પરસેવો આવે છે. ચાંદીના રોગને મટાડે છે. આકડો સ્વાદે કડવો ને ગરમ છે. કૃમિ, ખરજ, ગુંબડાં, કફ, વિષ, બરલ, ગુલ્મ, હરસ, ઉદરરોગ, મુંઝારો, ઉધરસ, દમ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂગનાથજી). આકડાના મૂળની છાલનું ચુર્ણ સાકરની ભૂકી સાથે મેળવી ૫ થી ૧૦ ઘઉં ભાર આપવાથી ખાંસી મરડો, ઝાડો, વિસ્ફોટક અને ટાઢીઓ તાવ મટે છે.

**ડાંડી અને શાખાઓ**–આકડાનું લાકડું હલકું, પોચું અને પોકળ હોય છે. તેથી તે બીજા કશા કામમાં આવી શકતું નથી, પણ એનાં લાકડાં હોમનાં સમિધમાં વપરાય છે. એનાં લાકડાંના કોલસા બનાવી તેમાંથી બંદુકનો દારૂ કરવામાં આવે છે. એનાં લાકડાંને બાળી તેની રાખ મધની સાથે ઉધરસ અને દમવાળાને અપાય છે. ખારચ જમીન સુધારવા માટે એનાં લાકડાનું ખાતર બનાવવામાં આવે છે. એની શાખાઓની છાલમાંથી રેશમ જેવા સુંવાળા ઘણાજ બારીક ટકાઉ રેસા નીકળે છે. તે દોરી, દોરડાં, કાપડ અને કાગળ બનાવવાના કામમાં આવી શકે તેવા હોય છે. પણ તે પુષ્કળ જથામાં નહિ મળી શકવાથી તેનો ઉદ્યોગ આગળ વધતો જોવામાં આવતો નથી. એનાં લાકડાંની રાખમાંથી ખાર કાઢવામાં આવે છે, તે અઘાડાના ખારની માફક ઉધરસ ઉપર વપરાય છે. દરિયાકાંઠાની ઉડતી રેતીનો બચાવ કરવા માટે આકડાનાં ઝાડવાં ઘણાં ઉપયોગી થઈ પડે છે. અને તે આપો આપ રેતાલ જમીનમાં ઉગે છે.

**આકડાનું છીર.**–આકડાનું દૂધ ભેગુ કરી સુકાવાથી તે ગટાપરચા જેવું થાય છે. આકડાનાં દૂધને ચમાર લોકો ચામડાંપરથી વાળ કાઢી નાંખવા અને ચાંમડાંને રંગ આપવા માટે વાપરે છે. આકડાનાં દૂધમાં મીઠું પલાળી તેને વાટી તે દાંતે ઘસવાથી દાંત દુખતા હોય તો તે મટી જાય છે. આકડાના દૂધમાં મીઠું પલાળી એક માટીના વાસણમાં ભરી તે જમીનમાં દાટી તેપર અડયાં છાણાનો

તાપ કરવામાં આવે છે. તે સારી પેઠે બળી ગયા પછી એ મીઠાનું દાંતને મંજન આપે છે. તેથી દાંતની બત્રીશી દુખતી હોય તો તે મટે છે. અને દાંતમાં કીડ હોય તો નીકળી જાય છે. આકડાનું દૂધ પેટમાં ગયાથી ઝાડા અને ઉલટી થાય છે. આકડાનાં દૂધને સુકાવી તેની ૨ થી ૩ ઘંઉ ભારની ગોળી દમ અને ઉધરસવાળાને અપાય છે. સંધિવાના દુખાવાપર આકડાનાં દૂધનો લેપ કરવામાં આવે છે. માથાંના ખોડા અગર ઉંદરીપર ઘણા ગરીબ-લોકો આકડાનાં દૂધનો લેપ કરે છે.

"અર્કતૈલ–મીઠું તેલ એક રતલ, આકડાનું છીર (દૂધ) ચાર રતલ અને હળદર તથા મનસીલ એ બન્ને અડધો અડધો રતલ એ સઘળાંને ઉકાળી તેનું રીતસર તેલ સિદ્ધ કરવું.

જે જે દવાઓને આકડાનાં છીરની ભાવના દેવામાં આવેલી હોય છે તે તે દવાઓ કફ ઉપર સારો ફાયદો કરે છે. આકડાનું છીર ઘણું ક્ષોભક છે. ને જે જે જગોએ તે લગાડીયે તે જગોએ તડતડી આવે છે. જ્યારે સાંધાઓમાંથી ચસકા નીકળતા હોય છે તથા તે સાંધા સુજી ગયેલા હોય છે ત્યારે તે જગોએ આકડાનું છીર કેટલાક લોકો ચોપડે છે. કેટલાક લોકો આકડાનું અને થોરનું છીર ભેગું કરી તેનો લેપ કરે છે. જ્યારે કોઇપણ બનાવટની અંદર આકડાના ગુણ લેવા હોય અને આકડો નાખવાનો વિચાર ન હોય તો એ બનાવટને આકડાના છીરની ભાવના દેવામાં આવે છે. બંગ, નાગ વિગેરે ધાતુનું શોધન આકડાનાં છીરમાં થાય છે. તેમજ અભ્રખને આકડાનાં છીરમાં ઘુંટી કેટલાક પુટ દેવાય છે. છીરની ક્ષોભક અસર ત્વકદોષમાં કામની છે. હરસનાં મસા કાઢવાને તે ઉપયોગી છે. દારૂહળદરના ચૂર્ણને આકડાના ને થોરના રસ (છીર) માં ઘુંટી ભગંદર અને નાળને લગાડવાથી તે જલદી રૂઝાય છે. અર્કતૈલ લગાડવાથી ખસ ખરજવાં વિગેરે દુર થાય છે. તેનો ગુણ દંભક છે. તે તેલ લગાડવાથી હરસના મસા સુકાઈ જાય છે. તથા કેટલીક વખત ખરી પડે છે." (ડા० વી० ઝી०).

"આકડાનું છીર કડવું, ગરમ, સ્નિગ્ધ, ખારાસવાળું તથા હલકું છે. રેચ આપવામાં તે ઘણું ઉત્તમ છે. અને કોઢ, ગોળા તથા પેટનાં દરદને મટાડનાર છે. આકડાનાં છીરને રૂનાં પુંભડાં ઉપર લઈ દુખતા દાંતપર લગાડવામાં આવે તો સારો ફાયદો થાય છે. અભ્રખને આકડાનાં છીરની ભાવના દેવાથી તે ગુલાબી રંગ જલદી પકડે છે. વાળ ખસેડવાને તેનો ઉપયોગ કરે છે. આકડાના રસથી (છીર) ગર્ભપાત થાય છે." (વૈ० શા० મ० ગો०).

ગંધક, મોરથુથુ અને આકડાનું છીર ભેગાં વાટી ખસ અને દાદર ઉપર ચોપડવામાં આવે છે. આકડાનું છીર પારો અને બીજી ધાતુ મારવાના કામમાં વપરાય છે. આકડાના છીરની ૨ થી ૩ ઘઉં ભારની ગોળી, ઉપલીયું, અર્ધાંગ, આંચકી, ધનુર, દમ, ભ્રમ અને ત્રીસન્નેપાત જેવાં દરદોમાં અપાય છે.

"આકડાના દુધથી જુલાબ લાગે છે તેથી કોઢ, ગુલ્મ, હડકાયાનું વિષ મટે છે." (વૈ० ૩૦).

પાન–આકડાનાં પાનને શેકી તેના રસનું ટીપું કાનના દુખાવાપર કાનમાં નાખવામાં આવે છે. આકડાનાં પાનનું બંધાણ મરકીની ગાંઠ, પેટના દુખાવા, સંધિવા, રસવિકાર અને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. આકડાનાં પાનને એરંડીયું તેલ લગાડીને વાળાના સોજાપર અહિંનાં લોકો બાંધે છે. માથાંના દુખાવાપર આકડાનાં પાન માથે બાંધવામાં આવે છે. આકડાનાં પાન મીઠાં તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઈ અર્ધાંગ અને વાના સોજાપર ચોપડવામાં આવે છે. માથું ચસકા મારતું હોય અથવા તડકામાં ફરવાથી માથે લુ લાગી હોય તો અથવા માથું ઘણું ગરમ રહેતું હોય તો માથાંપર આકડાનાં પાન રાખી તેપર ટોપી, ફેંટો કે પાઘડી લોકો પહેરી રાખે છે. તેથી મગજ ટાઢું રહે છે. આકડાનાં પાન સુકાવી તેની બારીક ભૂકી કરી જખમ રૂઝાવવાના મલમમાં તે નાખવામાં આવે છે. એ મલમથી જખમ તરત રૂઝાઇ જાય છે. આકડાનાં પાન સીંધાલુણ સાથે એક માટીના વાસણમાં ભરી તે વાસણને કપડ માટી કરી પાનની ભસ્મ બનાવી તે ભસ્મ જળોદર, અને તલી તથા કલેજાંની ગાંઠપર આપવામાં આવે છે. આકડાંનાં સુકાં પાનની ઘણી બારીક ભૂકી નહિ રૂઝાતાં ચાંદાંઓ ઉપર ભભરાવવામાં આવે છે. પગનાં આંગળાંઓમાં ફાટ કે ચાંદાં પડયાં હોય તો ઇંટ તપાવી તેપર આકડાનાં દશ બાર પાન રાખી તે પાનપર કેટલાક લોકો પગ શેકે છે. આકડાનાં પાનનું ખાતર લુણા કે કલર (reh) વાળી ખારચ જમીનને આપવાથી તે જમીન સુધરે છે. જે જમીનમાં ચોખાનો મોલ સારો લેવો હોય તે જમીનને આકડાનાં પાનનું ખાતર કેટલાક લોકો આપે છે.

"અર્કાંકુર રસઃ–આકડાનાં કુણાં કુણાં પાંદડાં લઈ તેમને લીંબુના રસમાં વાટી તેમાં થોડું તેલ અને થોડું સીંધાલુણ લઇ ગોળો કરવો. પછી તેને જાંબુનાં પાનની અંદર બાંધી માથે કપડ માટી લગાડી પુટપાકની કૃતિ પ્રમાણે રીતસર પકવવો. પાકે ત્યારે તે ગોળો બહાર કાઢી લઇ તેનો રસ નીચોવી લેવો.

આકડાનાં પાંદડાં શેકી કપાળે રાખવાથી સખ્ત ભરેલો અણઉતાર તાવ ઓછો પડે છે, ને પસીનો આવે છે, ને માથું દુખતું મટી જાય છે. વાળાની અંદર આકડાનાં પાંદડાં ઘણો સાધારણ ઉપાય છે. આકડાનાં પાંદડાંને તેલ લગાડી જરા વરાળીઆં કરી વાળાના મોઢાંપર એરંડીઆ તેલનું પોતું મુકી તે ઉપર તે પાન મુકી પાટો

બાંધી દેવાથી વાળો વધારે સારી રીતે સંચવાય છે. અર્કાંકુરરસનું ટીપું કાનમાં નાખવાથી કાનના ચસકા, કર્ણનાદ વિગેરે દુર થાય છે. કાનના ચસકાની અંદર આ ઘણો સારો ઉપાય છે." (ડા. વી. ઝી.).

"આકડાનાં પાંદડાંપર જરા ઘી ચોપડી તેપર થોડો હીંગનો ભૂકો પાથરી તેને નવશેકાં કરી પછી તેને દાબી રસ કાઢી તે રસનાં ટીપાં કાનમાં નાખવામાં આવે તો કાનના ચસકા વગેરે દરદો મટે છે. આકડાનાં પાંદડાંને સુકાવી ભૂકો કરી તેની બીડી વાળી કફનાં દરદમાં પીવાય છે. (વૈ. શા. મ. ગો.)

**ફૂલ**–આકડાનાં ફૂલમાં તેની પાંખડીપર આવેલાં પુંકેસરોનો મુગુટ (corona) સ્ત્રીકેસરાગ્રમુખ મળીને **રવાયડાં** કહેવાય છે, ને ઔષધમાં જ્યાં ફૂલનો ઉપયોગ લખેલો હોય ત્યાં આ **રવાયડાં** વપરાય છે.

આકડાનાં ફૂલનાં રવાયડાં મીઠાની સાથે પચાવી અજીર્ણ, ચુંકો અને પિત્તવિકાર ઉપર આપવામાં આવે છે. આકડાનાં ફૂલ ઉપલીયું, અર્ધાંગ, આંચકી વિગેરે દરદો ઉપર પણ વપરાય છે. એનાં ફૂલ સુકાવી તેની ૩ થી ૫ ઘઉં ભારની ગોળી આંચકીવાળાને જરૂરીયાત પ્રમાણે ૪ થી ૬ કલાકે એક એક ગોળી અપાય છે. આકડાનાં ફૂલ પાંચ ઘઉં ભાર તેમાં મરી અને મીઠું ભેળવી કોલેરા, અજીર્ણ અને દિલના ધબકારાપર અપાય છે. "એનાં ફૂલ મીઠાંની સાથે બાફીને ખાવાથી કૃમિ, શુળ, પેટના રોગને મટાડે છે. ઉંદરનું વિષ તથા કફ, ગુલ્મ એ સર્વેને ટાળે છે." (વૈ. રૂ.)

આકડાનાં સુકાં ફૂલ ૧ થી ૨ ઘઉંભાર સાકરની સાથે ગળત કોઢ, વિસ્ફોટક અને પ્રમેહમાં અપાય છે, તેપર દૂધનો ખોરાક લેવાય છે.

"**અર્કઅહિફેનાદિ ગુટિકા**–આકડાનાં રવાઇડાં ને સિંધાલૂણ ચાર વાલ, અફીણ એક વાલ અને અજમો અરધો તોલો, એ ચાર ચીજો બરાબર મેળવી તેની ચણા જેવડી ગોળી કરવી. કેટલાક વૈદ્યો વખતે અજમો નાખતા પણ નથી.

**કાસકર્તરી ગુટિકા**–૧૨૫ રવાઇડાંને સુકવી તેમાં અક્કેક તોલો જાયફળ, લવીંગ, જાવંત્રી અને અકલકરો સાથે મેળવી બબ્બે આની ભારની ગોળી કરવી.

**અર્કઅહિફેનાદિ ગુટિકા**–ખાલી ઉધરસ, દમ, રક્તપિત્ત, ઉરક્ષત અને ક્ષયની અંદર આપવાથી ઉધરસમાં સારો ફાયદો થાય છે. આકડાની અસર, શ્વાસનલિકા ઉપર ઘણી સરસ છે. ને વખતો વખત તે ઢાલા કફનું શમન કરે છે. સિંધાલૂણ કફની ચીકાસને તોડે છે, ને તેથી તેને બહાર નીકળી આવવાને યોગ્ય કરે છે, અને જે શ્વાસોશ્વાસની ક્રિયા ઇશ્વરી નિયમ પ્રમાણે શરીરમાં ચાલ્યા કરે છે તેથી કફ બહાર નીકળી આવે છે. આવી રીતે કફ બહાર નીકળતાં વધારે ઉધરસ થવાની જરૂર છે ને વધારે ઉધરસ આવવાથી દરદીની છાતી ન દુખે ને તેને વસમુ ન લાગે તેટલા માટે અફીણ જેવી પીડા શામક દવાની તેની સાથે યોજના કરવામાં આવી છે. વિશેષમાં જ્યારે દમ ચડે છે ત્યારે ઉલટી કરવાથી દમની શાન્તિ થાય છે. ને તેવોજ વમન ગુણ આકડામાં રહેવાથી તે તીક્ષ્ણ દમના સોજાને બેસાડે છે. આવી રીતે દમનો જુસ્સો બેસી ગયા પછી દમ ફરીને ન ઉપડે એવી સાવચેતીને માટે કાસકર્તરી ગુટિકાનું દરદી સેવન કરે છે. માત્રા–અર્કઅહિફેનાદિ ગુટિકા ૧ વાલ, અને કાસકર્તરી ગુટીકા ૧ ગોળી." (ડા. વી. ઝી.).

"રાતા આકડાનું ફૂલ મધુર તથા કડવું છે અને કૃમિ, કફ, અર્શ, ઝેર, રક્તપિત્ત, સંગ્રહણી તથા સોજાને મટાડનાર છે. આકડાનાં ફૂલ ૨ વાલ અને તીખાં ૨ વાલ સાથે મેળવી ગોળમાં ચાર ગોળી કરવી. તેમાંથી એક એક ગોળી દિવસમાં બે વખત આપવાથી ઉધરસના દરદ ઉપર બહુ ફાયદો થાય છે. ઉધરસના દરદમાં જ્યાં આકડાનાં ફૂલનો ઉપયોગ કરવો હોય ત્યાં તેનાં **રવાઇડાંનો** ઉપયોગ કરવો. આકડાનાં રવાઇડાં, અજમો અને અફીણની વજન પ્રમાણે ગોળી બનાવી લેવામાં આવે તો ઉધરસ, દમ, સસણી વિગેરે દરદો દુર થાય છે." (વૈ. શા. મ. ગો.).

આકડાનાં ફૂલમાંનાં રવાઇડાંની માળા હનુમાન, મહાદેવ તથા દુર્ગાને ચડાવવામાં આવે છે.

**ફૂલ અથવા આકડાની કેરી**–આકડાનાં ફૂલમાંથી ઘણું સુંવાળું ચકચકીત રૂ નીકળે છે. જે તકીઆ, ગાદલાં અને ઘરેણાં રાખવાના ડાબલા અગર પેટીઓમાં ભરવામાં આવે છે. આકડાનું રૂ ભરેલાં ગાલ્લાંપર સુવાથી વા મટી જાય છે.

આકડાના વિશેષ ઉપયોગ વિશે વૉટ સાહેબે પોતાની ડીકશનરીમાં બહુ લંબાણ હેવાલ આપેલો છે. તે વાંચવા લાયક છે. તેમ નીચેનાં પુસ્તકમાં Poisonous Plants of Bombay Vol. II (By Surgeon–Lient–Colonel K. R. Kirtikar, I. M. S., F. L. S.) કરનલ ડાકટર કે. આર, કીર્તિકરે આકડાનું કુદરતિરંગે આપેલું ચિત્ર ઘણું મનોહર છે. ને તેનાં અંગોનું મૂળથી તે પ્રત્યંકુર સુધીનું વર્ણન તેમાં પણ તેનાં ફૂલમાંનાં પું૦ અને સ્ત્રીકેસરોની બારીક બનાવટ અને તે કેવીરીતે ફલિત થાય છે તેપર કરેલું વિવેચન તો ઘણુંજ રસિક છે. એ વારંવાર વાંચવા જેવું છે. અને જો કે આકડાના વર્ગની વનસ્પતિનાં ફૂલોમાં તેમાં પું૦ અને સ્ત્રીકેસરોની રચના ચીકાસવાળી, ઘણી બારીક અને ગુહ્ય

હોવાને લીધે તે સહેલાઇથી સમજી શકાતી નથી, તોપણ આવાં રસિક વર્ણન વારંવાર વાંચવાથી અને તેનાં ફૂલની રચના વારંવાર જોવા અને આવાં વર્ણન સાથે મેળવવાથી તે જાણી શકાય છે. અને તે જાણ્યા પછી બહુ મજા આવે છે. અને ઇશ્વરની શું કારીગીરી! શું ખુબી! એક કાર્યમાં એક જન્તુ પાસેથી પણ કેટલાં બધાં કાર્ય કરાવી લેવાની તેની ચતુરાઇ અને ડાપણ! એ અપરંપાર જોવામાં આવે છે. અને તે ઇશ્વરનો મહીમા હમેશને માટે આપણા હૃદયમાં રમી રહે છે.

આકડાની ઝેરી અને ગર્ભપાતક અસર તથા ઇપિકાકયુઆનાની જગોએ તેનાં ગુણનાં અનિશ્ચિતપણાં વિષે તેઓ સાહેબે ઘણો લંબાણ હેવાલ દાખલા દલીલોથી આપેલો છે તે વાંચવા લાયક છે.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડીઓ અને ખેતરોની વાડોમાં, દરિયા કાંઠે રેતીના ઢસાઓ ઉપર, જુનાં ખંડિયેરો અને કીલાઓની દીવાલમાં અને મંદીરો તથા જુના કુવાના કાંઠાઓ પાસે આકડાનાં ઝાડવાં ઘણીવાર ઉગેલાં જોવામાં આવે છે.

એ સિંધ, પંજાબ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, દક્ષિણ અને મધ્ય હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિ૦ વિવેચન**-સંસ્કૃતમાં આકડાને अर्क કહે છે. આકડાનાં ફૂલની પાંખડી સૂર્યનાં કિરણોની માફક પસરાયલી હોય છે. માટે એને अर्क કહેતા હશે. अर्क નામ સૂર્યનું છે. અકબર બાદશાહનો જન્મ આકડાનાં ઝાડવાં નીચે થયેલો હતો તેથી તેનું નામ **અકબર** પાડયું હતું એમ કહેવાય છે.

આકડાનાં ફૂલને કટલાક લોકો **ડોડી**, કેટલાક **કેરી**, કેટકલાએક **ગાવડી**, કેટલાએક **ચરકલી** અને કેટલાએક **પોપટ** કહે છે. કચ્છમાં એને આકડાની **ભેંસ** કહે છે. ગાવડી અને ભેંસ એ નામો એનું ફૂલ તોડતાં દુધ નીકળે છે માટે રખાયલાં હશે. અને ડોડી, કેરી ચરકલી અને પોપટ એ નામો એના તેવા મળતા આકાર ઉપરથી પડેલાં લાગે છે. આ આકડાની તદ્દન ધોળાં ફૂલની એક જાત થાય છે તેને **ધોળોઆકડો** કહે છે. ગુણ સરખા છે.

બકરાં આકડો ખાય છે પણ ઉંટ ખાતા નથી તેપરથી કહેવત છે કેઃ-" उट मेले आकडो ने बकरी मेले कांकरो કચ્છી ભાષામાં એક કહેવત છે કેઃ-" અકજીકાઠી, ને રાવરીઆણ."

આકડાનાં દૂધની ઝેરી અસર સારી પેઠે લોકોના જાણવામાં છે ને તેપરથી એક કાઠીઆવાડી ભજનમાં ગવાય છે કેઃ-" आकडीआनां दुधरे दीसे अति ऊजळांरेजी, पण एने पीधे निश्चेरे मृत्युक थाय; वारंमारा वीरारे नकरिये संगत नीचनोरेजी."-

---

## વર્ગ-(એસ્કલેપિયેડી).

### નંબર ૩૪૯

**૧-શાસ્ત્રીયનામ**-C. gigantea.

દૃષ્ટાન્ત-H. IV. p. 17; N. p. 184; Watt. II. p. 34; રૂ. નિ. પા. ૩૧૧.

**૨-દેશીનામ**-આકડો, મ્હોટો આકડો, આસમાની આકડો (પો+ગુ૦); (मोठीरूइ (म०); बडाआक, आक, (हिं०); अर्क. (सं०).

**૩-વર્ણન**-આ આકડાનાં ઝાડ નાહાના આકડા જેટલાં આ તરફ જોવામાં આવતાં નથી. તોપણ તે વાડીઓ અગર બગીચાઓમાં કોઇવાર જોવામાં આવે છે. એનાં ઝાડ નાહાના આકડા કરતાં વખતે મ્હોટાં અને વિશેષ વિસ્તારવાળાં હોય છે. એનાં ફૂલ નાહાના આકડાનાં ફૂલ કરતાં મ્હોટાં અને એની પાંખડીના છેડાઓ બાજુએ અમળાઇને વળેલા હોય છે. તે જરા કરમાય છે ત્યારે તેનો રંગ ઘણીવાર આસમાની છાયાલેતો થઈ જાય છે. આ આકડાની તદ્દન ધોળાં ફૂલની પણ એક જાત થાય છે. પણ ધોળાં ફૂલના નાહાના ને મ્હોટા એ બન્ને આકડા જુજ જોવામાં આવે છે. ગુણ બધાના સરખા લાગે છે. તોપણ સફેદ આકડાનાં મૂળ ઔષધ તરીકે આપણા દેશી વૈદ્યો વિશેષ પસંદ કરે છે.

---

## વર્ગ- (એસ્કલેપિયેડી).

### નંબર. ૬૫૦.

**૧-શાસ્ત્રીયનામ**-Pentatropis microphylla.

દૃષ્ટાન્ત-H. IV. p. 20; N. p. 185; Watt. VI. part. I. p. 131; રૂ. નિ. પા. ૬૨.

**૨-દેશીનામ**-શીંગ્રોટી,સીંગ્રોટી,સુરજવેલ (પો+ગુ૦); शींग्रोटा (म०); अमबारवेल (हिं०); सूर्यवल्ली, शंगरीटी (सं०).

**૩-વર્ણન**-શીંગ્રોટીના વેલા ઘણુંકરી બારેમાસ જોવામાં આવે છે. તોપણ તે ચોમાસે ઘણા હોય છે. એની શાખાઓ સુતળી જેવી ઝીણી હોય છે. તે વાળાના તારની માફક ગુંછળાં વળી એક બીજી શાખાઓ સાથે વીંટાઇ ગયેલી હોય છે. તે વાડ, ઝાડ કે ઘાસ વગેરે જે ઓથ પાસે મળેલી હોય તેપર ચડેલી હોય છે. એનાં પાન જાડાં ને ઘણુંકરી ટોકળાં જેવાં હોય છે. ફૂલ પીળાસલેતા લીલા રંગનાં ને શીંગ (ફલ) લાંબી અને અણીથતી હોય છે.

**મૂળ**-સુતળીથી આંગળી જેવાં જાડાં, ½ થી ૧ ફુટ લાંબાં ને રંગે ધેરાં કે કાળાસલેતાં ભૂરાં હોય છે. તેની વાસ કડવી અને સ્વાદ પ્રથમ મીઠો અને પાછળથી કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–જાડા દોરાથી તે સુતળી કે પેનસીલ જેવી જાડી થાય છે, તે લીસી, ચળકતી ને જાંબુડી છાયાલેતી હોય છે. તેને તોડતાં તેમાંથી સેહેજ ચીકાસલેતો રસ અને સફેદ ઝીણા લાંબા તંતુઓ નીકળે છે.

**પાન**–સામસામાં આવે છે. તે જાડાં, લીસાં ને ચળકતાં હોય છે. તેનો રંગ ઉપરની સપાટીપર લીલો ને નીચેનીપર ફીકો હોય છે. પાનપર વખતે જાંબુડાં રંગની છાયા પણ હોય છે. પાનની ડીટડી ટુંકી હોય છે, ને તેપર ઘણુંકરી સફેદવાળની રૂંવાટી હોય છે. પાન ¼ ઇંચથી તે ૧ કે ૨ ઇંચ લાંબાં, અને ૧ લાઇનથી તે ૧ કે ૧¼ ઇંચ પોહોળાં હોય છે. પાનનો આકાર **ખરખોડીનાં** પાનને થોડો મળતો હોય છે. તોપણ પાનની કોર ડીટડી પાસે ખાંચવાળી ને મથાળે સાંકડીથતી હોય છે. પાનને ટેરવે સ્પષ્ટ દેખાતી સૂક્ષ્મ અણી હોય છે. પાનની કોરપર અને અતિકોમળ પાનપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાનની વાસ ખારી કે મુળાનાં પાનની વાસને મળતી જરા તીખાસવાળી હોય છે. પાનને ચોળતાં તેમાંથી લીલાસલેતો રસ નીકળે છે. સ્વાદ ખારો, જરા તીખાસલેતો કે ફરસો લાગે છે.

**ફૂલ**–ચોમાસું બેસતાં આવે છે. તે પીળાસ કે ધોળાસલેતા લીલા રંગનાં હોય છે. એમાં ચોમાસાં ઉતાર શીંગો પાકી જાય છે. બીજે ફાલ ભાદરવા આશુમાં આવે છે. તેમાં શીંગો થતી નથી. માટે તેને ખોટો ફાલ કહે છે. કેટલીક જગોએ એમાં બારે માસ ફૂલ આવ્યા કરે છે, પણ શીંગો થતી નથી.

પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણને જરા ચાતરીને નીકળેલી હોય છે. તે ⅛ ઇંચથી ¼ ઇંચ લાંબી, પાનની ડીટડીથી વખતે જરા પાતળી, ને બહુધા જાંબુડી છાયાલેતી હોય છે. તેપર વખતે આછી રૂંવાટી હોય છે. તેને મથાળે લાંબી અણીવાળાં, જાંબુડી છાયાલેતાં, ધોળાવાળની આછી રૂંવાટીવાળાં સૂક્ષ્મ પુષ્પપત્રો આવેલાં હોય છે. એ પુષ્પપત્રોના થડમાંથી ૩ થી ૮ ફૂલો છત્રાકાર નીકળેલાં હોય છે. તેની ડીટડી દોરા જેવી પાતળી, નરમ, બહુધા નીચી ઝુકતી, લીસી, ચળકતી, જાંબુડી છાયાલેતી, તળિયે પાતળી ને મથાળે જાડીથતી ½ થી ¾ ઇંચ લાંબી હોય છે. ફૂલની કળીનો આકાર તળિયે પોહોળો, પંચકોણ, અને મથાળે શંકુઆકાર થતો હોય છે. તેમાં પાંખડીઓ જમણી તરફથી ડાબી તરફ અમળાયલી હોય છે. ફૂલમાં સેહેજ મધુરી વાસ હોય છે. ફૂલનો વ્યાસ ½ થી ¾ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયે જરા જોડાયલાં, પોહોળાં ને મથાળે છૂટાં અણીથતાં હોય છે, અણી ઘણુંકરી જાંબુડા રંગની હોય છે. તળિયે તેની કોર થોડી એક બીજાંપર આવેલી હોય છે. તે પીળાસલેતા લીલા રંગનાં, લીસાં, ચળકતાં, ખડબચડાં, ½ થી ¾ લાઇન લાંબાં અને પાંખડીઓથી આંતરે આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયે જોડાયલી, પોહોળી, ત્રિકોણાકાર અને મથાળે છૂટી સાંકડી થતી, લાંબા સાંકડા છેડાવાળી હોય છે. તે બહારથી લીસી, ચળકતી, અને અંદરથી તળિયે જાંબુડી છાયાલેતી અને સૂક્ષ્મ ધોળાવાળની રૂંવાટીવાળી હોય છે. તેનો દરેક છેડો ૩ થી ૩½ લાઇન લાંબો ને ઘણુંકરી એક બાજુ વાંકવળતો હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેના તંતુઓ એક બીજા સાથે જોડાઇને સ્ત્રીકેસરની ચોફેર એક નળીની પેઠે આવેલા હોય છે. તેના છેડા અથવા મુકુટ (corona) ધોળાં રંગના પાંચ પાંખાં જેવા સ્ત્રીકેસરની બાજુએ દેખાતા હોય છે. તે પાંખડીઓથી ટુંકા હોય છે, અને તે તળિયેથી ઉપર તરફ વાંકાવળી તેની મથાળાંની અણી સ્ત્રીકેસરાગ્રમુખ તરફ વળેલી હોય છે. પરાગકોષનાં ટેરવાં અંદર વળેલાં, સ્ત્રીકેસરાગ્રમુખની બાજુને ચોંટેલાં હોય છે. પરાગસમુદાયના તંતુનાં ટેરવાં મથાળે જોડાયલાં હોય છે. તે અત્યંત ચળકતાં ઘેરા ભૂરા રંગનાં સ્ત્રીકેસરાગ્રમુખના પાંચ ખૂણાઓપર પાંચ બિંદુ જેવાં દેખાતાં હોય છે. તેને વળગેલા બે પરાગસમુદાય પીળાસલેતા રંગના, ચળકતા, અર્ધપારદર્શક જેવા ને સૂક્ષ્મ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. પણ તેના ગર્ભાશયનાં ખાનાં ૨ જૂદાં જૂદાં હોય છે. તે તળિયે એક બીજાંને જરા વળગેલાં પણ મથાળે એક બીજાંથી તદ્દન છૂટાં હોય છે. તેને મથાળે આવેલી નલિકા પણ બન્ને છૂટી હોય છે. પણ તે મથાળે સ્ત્રીકેસરાગ્રમુખની અંદર જોડાયલી હોય છે. સ્ત્રીકેસરાગ્રમુખ એક સૂક્ષ્મ ગોળાઇલેતું, પંચખૂણીયું, મથાળે લીસું, ચળકતું, લીલા રંગનું આવેલું હોય છે. તેની કોરપર પાતળું પડ હોય છે, જે ખસેડતાં તેને વળગેલાં પાંચ પરાગસમુદાયનાં ટેરવાં અને સમુદાય સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. એની બનાવટ ઘણી બારીક અને અજાયબ જેવી હોય છે. તે **આઇગ્લાસમાં** જોવા લાયક છે.

**શીંગ**–(ફલ)–૨ થી ૩ ઇંચ લાંબી અને ¼ થી ½ ઇંચ પોહોળી હોય છે. તે પ્રથમ લીલા રંગની ને સુકાય છે ત્યારે ભુરા રંગની થઈ જાય છે. શીંગ થડમાં જરા સાંકડી, વચમાં પોહોળી ને અધવચ ઉપરથી સાંકડીથતી ટેરવે અણીઆળી હોય છે. શીંગની ઉપરની બાજુ વચ્ચોવચ અને તેની બન્ને કોરે અક્કેક ધાર હોય છે. શીંગની અંદર વચ્ચોવચ એક રતાસલેતા ભૂરા રંગની સળી હોય છે. ને તેની આજુ બાજુ હારબંધ ઘણી સુંદર રીતે ઘણાં બીજ ગોઠવાયલાં હોય છે, તે જોવા લાયક છે. જ્યારે બીજ ફૂલમાંથી બહાર નીકળે

છે ત્યારે તે તેની સાથે રહેલી મૃદુવાળની રૂપેરી પીછી-રૂપી **વિમાન** (Baloon) મારફત હવામાં ઉંચે ચડી જાય છે.

**બીજ**–૧½ લાઇન લાંબાં અને ૧ લાઇન પોહોળાં હોય છે, તે એક બાજુ ઢાળવાળાં ને બીજીએ ખાડવાળાં હોય છે. બીજને પોહોળે છેડે સૂક્ષ્મ કાંગરી હોય છે. ને તેને સાંકડે છેડે રૂપાં જેવા ધોળા, ચળકતા, અત્યંત ઝીણા, સુંવાળા વાળની ½ થી ¾ ઇંચ લાંબી પીછી હોય છે. બીજનું પીંછીવાળું ટેરવું આડો કાપ મુકયો હોય તેવું સપાટ ખુલ્લું હોય છે. ને તેપર ધોળી આડ હોય છે. બીની બન્ને સપાટીપર કરચલી અને સૂક્ષ્મ દાણાદાર તપખીરીઆ રંગનાં છાંટણાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, શોથઘ્ન, પાચક અને ચિરગુણકારી પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–શીંગ્રોટીનાં મૂળની ફાકી અને કાઢો વંધરાંવળ, અજીર્ણ, તાવ, સંગ્રહણી અને છોકરૂં ભરાઈ આવ્યું હોય તો તેપર અપાય છે. એનાં મૂળ સંધિવાના કવાથ અને પાકમાં વપરાય છે. એનાં પાન ગરીબ લોકો અથાણાં કે કચુંબરની જગોએ રોટલા સાથે ખાય છે. અજીર્ણ ઉપર એનાં પાન મીઠાં સાથે ખવરાવાય છે. એની શીંગને **શીંગ્રોટાં** કહે છે. તે કાચાં હોય છે ત્યારે છોકરાંઓ અને ઘણાં ગરીબ લોકો ખાય છે, તેમજ તેનું અથાણું પણ કરવામાં આવે છે, શીંગ્રોટીનાં ફૂલ સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, અને કંટાળાઓ વગેરે ઝાડવાંપર ચડેલા શીંગ્રોટીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે.

એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ, પંજાબ અને દક્ષિણમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–શીંગ્રોટીનાં ફૂલની પાંખડીઓના છેડા સૂર્યનાં કિરણોની પેઠે પસરાયલા ને આડા વળતા હોય છે, તે ઉપરથી એને સંસ્કૃતમાં सूर्यवल्ली કહેતા હશે. એનાં ફૂલ શીંગ જેવાં લાંબાં થાય છે માટે એનું નામ **શીંગ્રોટી** પડેલું હશે. એની કાચી શીંગો પણ રોટલાની સાથે ઘણા ગરીબ લોકો ખાય છે. એની શીંગોને કચ્છમાં **ઘોઘા** કહે છે. અને એના વેલાને **ઘોઘીઆલ** કહે છે.

જુનાગઢ તરફ શીંગ્રોડીને **સુડીઓ** કહે છે (નં. ૧૦૫).

---

## વર્ગ–(એસ્કલેપિયેડી).

### નંબર–૩૫૧.

**૧–શાસ્ત્રીયનામ**–Holostemma Rheedii.

દૃષ્ટાન્ત–H. IV. p. 21; N. p. 185; Watt. IV., p. 261; રૂ. નિ. પા. ૬૩.

**૨–દેશીનામ**–ખણેર, ખીરણ, (પો૦); ખરણેર, ખીરવેલ (ગુ૦); શીડોડી, શિરડોડી, ડુડુરલી (મ૦); छीरवेल (हिं०); क्षीरडोडि, अर्कपुष्पी, जीवंती, क्षीरीणि (सं०).

**૩–વર્ણન**–ખણેરના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તેની ડાંડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. પાન પોહોળાં જરા લાંબાં અને તળિયે હૃદયાકૃતિનાં હોય છે. ફૂલ ધોળાં, ફીકા જાંબુડા રંગની છાયાલેતાં આકડાનાં ફૂલ જેવાં હોય છે. તે ઘણાં સુંદર દેખાય છે, શીંગ (ફલ) ટુંકી ને જાડી હોય છે. ફૂલ ફલ ચોમાસે આવે છે. એ વેલાનો કોઈ પણ ભાગ જખમી કરતાં એમાંથી દૂધ નીકળે છે.

**મૂળ**–જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તેમાંથી બીજા ફાંટાઓ કવચિતજ નીકળે છે. તે સ્લેટપેનથી આંગળી જેવું જાડું અને ધોળા રંગનું હોય છે. તેપરની છાલ જાડી, બટકણી ને પોચી હોય છે. તેપરની ફોતરી પાતળી ને ખડબચડી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. તેમાંથી દૂધ વહે છે. વાસ સુગંધિત પણ જરા તીખી અને સ્વાદ મીઠાસલેતો ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ચોમાસે વરસાદ પડયા ભેળો એની ડાંડી જુનાં મૂળમાંથી ફૂટી આવે છે, તેમ નવા વેલાઓ પણ ઉગી આવે છે. ડાંડી લીસી, ચળકતી, લીલા ને વખતે જાંબુડી છાયાલેતા રંગની હોય છે. તેપર ઘણુંકરીને દરેક પાનના ખૂણામાંથી ટુંકી ટુંકી પાતળી શાખાઓ નીકળેલી હોય છે. કોમળ શાખાઓપર સફેદ વાળની રૂંવાટી હોય છે, એની ડાંડી અને શાખાઓ વખતે એક બીજામાં વીંટળાયલી હોય છે. અને તે થોડી ઉંચી વધી પછી પાસેનાં ઘાસ, ઝાડવાં કે પાલેરાંપર ચડી જાય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તેની જોડી ડાંડીપર જરા છેટી છેટી હોય છે. પાન લીલા કે ઘેરા લીલા રંગનાં હોય છે. તેમાંની નસો બહુધા રાતા રંગની હોય છે. તે ડીટડીને મથાળેથી નીકળી પાનમાં ગયેલી હોય છે. પાન જરા જાડાં ને સુંવાળાં હોય છે. પાનનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર અને ડીટડી પાસે તેની કોરના બન્ને છેડા માણસના કાનની બૂટની પેઠે જરા અંદર વળેલા હોય છે. કોમળ પાનપર ધોળા વાળની ગીચ રૂંછાળ હોય છે. પાન ૨ થી ૬ ઇંચ લાંબા અને ૧½ થી ૨ કે ૨½ ઇંચ પોહોળાં હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીરપરો હોય છે.

**ફલ**–પત્રકોણમાંથી છત્રાકાર જેવા ફૂલના ગુચ્છાઓ નીકળેલા હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી તેમજ ફૂલની ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. ફૂલ ૧ થી ૧½ ઇંચ વ્યાસનાં, મધુરી સુગંધવાળાં, ધોળાં, રાતી

ને જાંબુડી છાયાલેતાં હોય છે. તે જાડાં ને રસભર્યાં હોય છે. તે આકડાનાં ફૂલ જેવાં દેખાય છે.

**શીંગ**-(ફ્લ)—૪ થી ૫ ઇંચ લાંબી ને ૧½ થી ૨ ઇંચ વ્યાસની હોય છે. તે ફીકા લીલા રંગની, લીસી ને સૂક્ષ્મ સફેદ છાંટણાંવાળી હોય છે. જે તેની ડીટડી પાસે સ્પષ્ટ દેખાતાં હોય છે, શીંગની બાજુએ ઉપસેલી અને બન્ને બાજુએ અક્કેક બહાર નીકળતી ધાર હોય છે. તેની વચમાં એક લીટી જેવી ઝીણી ધાર હોય છે. શીંગ ડીટી પાસે ડીટી તરફ વળેલી ને જરા સાંકડી હોય છે. ને ટેરવે સાંકડીથતી અણીદાર હોય છે. એની અણી ડીટીની બાજુથી વિરૂદ્ધ દિશાએ વળેલી હોય છે. શીંગને જખમી કરતાં તેમાંથી ઘણું દૂધ નીકળે છે, જે થોડા વખતમાં ચીકણું થઈ તેના તાર બંધાઇ જાય છે. શીંગનો આડો કાપ કરતાં તેમાં ઘણાં બીજ દેખાય છે. તેની છાલની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તૂરો લાગે છે.

**બીજ**-ચપટાં અને પાતળાં હોય છે. તે ૩ લાઇન લાંબાં ને ૨ પોહોળાં હોય છે. તે કાચાં હોય છે ત્યારે ધોળાં રંગનાં ને પાકે છે ત્યારે ઘેરા ભૂરા રંગનાં થઈ જાય છે. એ દરેક બીપર આકડાના બીની પેઠે સફેદ રૂપેરી ચળકતા મૃદુ ઝીણા વાળની પીછી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ગ્રાહી, ઉપલેપક તથા જ્વર, કફ અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-ખણેરનાં મૂળ પ્રમેહ અને પેશાબના દરદમાં દૂધ સાથે અપાય છે. એનાં મૂળ દૂધમાં વાટીને દુખતી આંખોપર ચોપડવામાં આવે છે. એનાં મૂળની ભૂકી પીપરીમુળ અને મધની સાથે કફપર અપાય છે. એની માત્રા વિશેષ લેવામાં આવે તો ઉલટી થાય છે. એનાં પાન આકડાનાં પાનની પેઠે ગરમ કરી વાળાના સોજાપર બાંધવામાં આવે છે. એનાં ફૂલ મીઠાં હોય છે. તે છોકરાંઓ કાચાંજ ખાય છે. એનાં ફૂલ ઉધરસ અને દમ ઉપર પણ ખવરાવવામાં આવે છે. એની કાચી શીંગોનું કેટલાક લોકો શાક કરે છે, તે બહુ સ્વાદિષ્ટ થાય છે. તે વાયુહરતા ગણાય છે. પણ વિશેષ ખાધામાં આવે તો વાયુકરતા થઈ પડે છે. મધુપ્રમેહ ઉપર એનું મૂળ ટાઢા દૂધમાં ઘસીને પાય છે. એની ડાંડીમાંથી અત્યંત બારીક ને સુંવાળા ચકચકીત રેશમ જેવા રેસા નીકળે છે. એના વેલા ઢોર ખાય છે. સફેદ મુસલીકંદની સાથે એનાં મૂળ દૂધ અને સાકરની સાથે ધાતુપુષ્ટિ તરીકે અપાય છે. એનાં પાનને પાણીમાં ઉકાળી તે પાણીની તાવવાળાને બાફ અપાય છે.

"ખરણેરનાં ફૂલનું શાક થાય છે. તેની ડોડી કુંણી મીઠી બદામના બી સરખી લાગે છે, તે શીતળ છે. કૃમિ, પ્રમેહ, શ્વેતકુષ્ટ, કફ ને પિત્તવિકારને મટાડે છે." (વૈ. રૂ.)

**૭-સ્થાનક**-એના વેલા ડુંગરાળી જમીનમાં ઘણુંકરી ચરીઆણ ઘાસની સાથે ઉગે છે. એ હિંદમાં ઘણી જગોએ થાય છે.

**૮-વિ૦વિવેચન**-એમાંથી ઘણું દૂધ નીકળે છે. માટે એને क्षीरडोडी અથવા क्षीरिणी કહે છે. અને તેપરથી **શિરડોડી** અને **ખરણેર** કે **ખણેર** નામો નીકળેલાં છે. એનાં ફૂલ બરાબર આકડાનાં ફૂલ જેવાં દેખાય છે માટે એને अर्कपुष्पी કહે છે.

---

## વર્ગ-(એસ્કલેપિયેડી.)

### નંબર ૩૫૨.

**૧-શાસ્ત્રીયનામ**-Sarcostemma brevistigma.

દૃષ્ટાન્ત-H. IV. p. 26; Watt. VI. part. II. p. 477; રૂ. નિ. પા. ૫૭૩.

**૨-દેશીનામ**-થોરવેલ, સાંઢીઆવેલ, ચીરોડી (પો૦); સોમવેલ (ગુ૦); रानशेरयेल, सोमयेळ (म०); सोमलता (हिं०); सोम, सोमवल्ली, सोमक्षीरी (स०).

**૩-વર્ણન**-થોરવેલના વેલા ખરસાણી અર્થાત્ ડાંડલીઆ થોરની ડાળીઓ જેવા થાય છે. તેનો રંગ ભસ્મી અથવા ધોળાસલેતો ફીકો લીલો હોય છે. એના વેલા ઝાડવાંઓ ઉપર અઢેલતા, પણ ઘણુંકરી આ સ્વસ્થાનમાં તે કેટાળાનાં ઝાડવાંઓમાં વિશેષ કરીને ઉગે છે, એની શાખાઓ જરા સખ્ત, ગોળ અને લીસી હોય છે. તે ડાંડલીઆ થોરની પાતળી શાખાઓની પેઠે લાંબા સાંધાઓવાળી હોય છે. તેમાં પુષ્કળ દૂધ હોય છે. તે ઉપરના ભાગમાં પેનસીલથી આંગળી જેવી જાડી અને નીચેના ભાગમાં વિશેષ જાડી, ખડબચડી અને ઘણી સખ્ત હોય છે. એમાં વિશેષકરી પાન જોવામાં આવતાં નથી. પણ એની કોમળ શાખાઓને સાંધે કદાચ સૂક્ષ્મ પાન આવતાં હશે તો તે તરત ખરી જતાં હશે.*

એને શાખાઓને છેડે સફેદ ફૂલોની છત્રાકાર ગુચ્છીઓ આવે છે. એની પુષ્પ ધારણકરનારી સળી ૧થી ૧½ ઇંચ લાંબી અને પાતળી હોય છે. તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી ૩ લાઇનથી ½ ઇંચ લાંબી, સોય જેવી પાતળી, ફીકા પીળા રંગની અને સફેદ વાળની આછી રૂંવાટીવાળી હોય છે. ફૂલની વાસ બટમોગરાનાં ફૂલ જેવી અત્યંત મધુરી હોય છે. અને એનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે.

* એને શુકલપક્ષમાં ઝીણાં પાન આવી પંદરેક દિવસ રહી કૃષ્ણપક્ષમાં ખરી જતાં હોય તો તેમ થવા સંભવ છે. કેમકે ડાંડલીઆ થોરને પણ ઝીણાં પાન આવી ખરી જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. આ દરેક પત્ર બે પાંખડી વચેના ગાળા નીચે આવેલું હોય છે અને એ દરેકને ટેરવે સૂક્ષ્મ ભૂરા રંગની રસકુપ્પિ હોય છે. આ કોષ ઘણો સૂક્ષ્મ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે ½ ઇંચ લાંબી અને ૧ લાઇન પોહોળી હોય છે. તેની કોર બહુધા પાછળ વળેલી હોય છે. અને ટેરવાં બુઠ્ઠાં હોય છે. પાંખડીઓની વચે સફેદ રંગનો ગોળ પડઘીપર ગોળાઇલેતો મુકુટ આવેલો હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેના પરાગકોષનાં ટેરવાં અંદર વળેલાં અને તેની દરેક પોલમાં અક્કેક પરાગસમુદાય હોય છે.

**સ્ત્રીકેસર**–સ્ત્રીકેસરાગ્રમુખ જરા પીળાસલેતા રંગનું ને અણીથતું હોય છે.

**શીંગ**–(ફલ)–૪ થી ૫ ઇંચ લાંબી અને ½ ઇંચ જાડી હોય છે. તે જરા ચીવટ અને ટેરવે જરા સાંકડીથતી સીધી હોય છે.

**બીજ**–ચપટાં ½ ઇંચ લાંબાં, પહોળાં ને ટેરવે બુઠ્ઠી અણીથતાં ને સફેદ વાળની સૂક્ષ્મ પીછીવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–માદક, ચિરગુણકારી પૌષ્ટિક, શોથદાહ અને જન્તુઘ્ન, પાચક અને રસાયણ છે.

**૬–ઉપયોગ**–થોરવેલની ડાંડલીઓ અહિંના ખેડુલોકો ઉધાઈ (white-ants) ઓછી કરવા માટે પાણીમાં પલાળી તે પાણી જે ઝાડવાં કે જગો ઉપર ઉધાઇ લાગતી હોય ત્યાં નાખે છે. તેથી ઉધાઇ ઓછી થઇ જાય છે. સુવાવડ પછી સ્ત્રીઓના સાંધા ઝલાઇ જાય તો થોરવેલને પાણીમાં ઉકાળી તે પાણી ગાળીને તેથી તેવી સ્ત્રીને નહવરાવે છે, તેથી અંગ છૂટું થઈ જાય છે. આ ઉપાય પોરબંદરની ખારવીઓ ખાસ કરીને કરે છે. થોરવેલના બારીક કકડા કરી તેને પાણીમાં ઉકાળી, એક કપડામાં લઇ સંધિવાના સોજાપર લગાડે છે. થોરવેલ સાંઢીઆ બહુ ખાય છે.

"આ વેલામાંથી સફેદ દૂધ ઘણું નીકળે છે ને તે અત્યંત વિદાહી નહિ હોતાં જરા ખટાશલેતું હોય છે. દેશી મુસાફરો તૃષા મટાડવા માટે એની કોમળ ડાળીઓ ચુસે છે." (Roxburgh).

આ થોરવેલ અર્થાત્ સોમવલ્લીનો રસ યજ્ઞાદિ વખતે પીવા માટે તૈયાર કરવા અને તેના ઉપયોગ વિષે વૉટ સાહેબની ડીકશનરીનાં વોલ્યુમ ૩–પાને ૨૪૭ મે ઘણી લંબાણ હકીકત આપેલી છે, તે ખરેખર વાંચવા જેવી છે.

કહે છે કે સોમવલ્લી બુદ્ધિ વધારનાર અને ચિત્તને સ્થિર કરનાર છે.

ખરી **સોમવલ્લી** કઇ છે? તે હજુ નક્કી થયું જણાતું નથી.*

"સોમવલ્લી થોરની જાતના વેલા થાય છે.† એનાં પત્ર અંજવાળીઆમાં થાય છે ને અંધારીઆમાં ખરી જાય છે. સોમવલ્લી યજ્ઞમાં બ્રાહ્મણ પીએ છે. તે સ્વાદે કડવી હોય છે. એ પવિત્ર છે, રસાયણરૂપ છે, એથી ત્રિદોષ મટે છે. ટાઢી છે, ગરમી, બળતર, તરસ, શોષ મટાડે છે, પાચન કરે છે. યજ્ઞનું સાધન છે. તેની ચોવીસ જાત છે." (વૈ. રૂ.)

**૭–સ્થાનક**–ડુંગરાળી જમીનમાં તેમજ કંટાળા વગેરેનાં જાળાંઓમાં ઉગે છે.

એ કચ્છ, કાઠિયાવાડ અને દક્ષિણમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એના વેલા ડાંડલીઆથોર જેવા થાય છે માટે એને **થોરવેલ** અને સાંઢીઆ ખાય છે માટે **સાંઢીઆવેલ** કહે છે. એનું **ચીરોડી** એ નામ **ક્ષીરણી**પરથી શીરોડી અને તે પરથી છીર કે ચીર એમ શબ્દો ને અક્ષરો બદલાઇ ને પડેલું લાગે છે.

એના વેલા ચોમાસાં આખરે જ્યારે એમાં અત્યંત મધુરી સુગંધવાળાં સફેદ ફૂલ આવી રહેલાં હોય છે ત્યારે એ ઘણા મનોહર લાગે છે. એ ખરેખર બાગમાં વાવવા લાયક છે.

વેદમાં લખ્યું છે કે, "ગાયત્રી પક્ષિનું રૂપ ધારણ કરી આકાશમાંથી સોમવલ્લી લાવી. ત્યારે તેનું પાત્રુ પૃથ્વીમાં વાવ્યું, તેથી **પલાશ** થયો." માટે શ્રુતીએ તેનાં વખાણ કર્યાં છે. (શત પથ બ્રાહ્મણ–વેબર–ઍડિશન–યજુઃ મહિધર ભાષ્ય ૧-૭-૧-૧-૮-૨-૧૦. (પંડિત ભગવાનલાલ ઇંદ્રજી).

---

## વર્ગ—(એસ્કલેપિયેડી).

### નંબર ૩૫૩.

**૧–શાસ્ત્રીયનામ**–Tylophora ?

દૃષ્ટાન્ત–H. IV. p. 39; N. p. 185; ૨ નિ. પા. ૬૧.

**૨–દેશીનામ**–રાડારડી (પો × ગુ૦).

**૩–વર્ણન**–રાડારડીના વેલા ચોમાસે જોવામાં આવે છે. એનાં પાન ખરેર કરતાં પાતળાં હોય છે. વેલાપર રૂંછાળ હોય છે. એનાં ફૂલ પીળાસલેતા લીલા રંગનાં નીચી ઝુકતી ઝુમખીઓ પેઠે આવેલાં હોય છે. પુષ્પ

* મુંબૈમાં પારસી ગૃહસ્થો **હોમ** નામની વનસ્પતિ ધાર્મિક ક્રિયાઓમાં વાપરે છે. તે બહુધા ઇરાનથી આવે છે. એજ સોમ વેલ છે, એમ કેટલાક માને છે. હોમ એ એકવાર (Periploca aphylla) આકડાની જાતની, અને પાછળથી કુમ્બલ (Gnetum scandens) ની જાતની (Ephedra vulgaris) વનસ્પતિ માનવામાં આવેલી છે.

† થોરની જાત નથી પણ આકડાની જાત છે.

ધારણ કરનારી સળી ફૂલની ડીટડી અને પુ૦ બા૦ કોષ-પર ભૂરા રંગના વાળની રૂંવાટી હોય છે. એની ડીટડીના થડમાં એક સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. ફૂલની ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો તળિયે જોડાયલો ને મથાળે છૂટો હોય છે. તેનાં પત્રો પાતળાં ને પાંખડીઓ કરતાં ટુંકાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે, તે ½ થી ૫ લાઇન લાંબી ને પાતળી હોય છે. તે પણ તળિયેથી જોડાયલી ને મથાળે છૂટી હોય છે. એ પાંચે પાંખડીઓ જોડાઇને તળિયે જે એક ટુંકી નળી બનેલી હોય છે તેની વચમાં ૧ મુકુટ આવેલો હોય છે, જેના છેડા સ્ત્રીકેસરાગ્રમુખની ઉપર વળેલા હોય છે. એ મુકુટ દૂર કરતાં સ્ત્રીકેસરાગ્રમુખ આગળ પીળા રંગનાં પાંચ પુંકેસરો દેખાય છે,

સ્ત્રીકેસરાગ્રમુખની નીચે ૨–સ્ત્રીકેસરગર્ભાશયના ૨–વિભાગ સ્પષ્ટ દેખાય છે.

એ ફૂલોની અંદર કોઇ જાતની ખાસ વાસ હોતી નથી પણ એનું શાક ઘણું સ્વાદિષ્ટ થાય છે, તેથી ચોમાસે ઘણાં લોકો એનું શાક ખાય છે. તે કફ, પિત્ત અને વાયુ હરતા ગણાય છે. પણ વિશેષ ખાધામાં આવે તો વાયુ અને ભ્રમકરતા થઇ પડે છે.

એના વેલા ડુંગરાળી જમીનમાં ચરીઆણ ઘાસની સાથે ઉગે છે.

---

## વર્ગ–( એસ્કુલેપિએડી ).

### નંબર ૩૫૪.

**૧–શાસ્ત્રીયનામ**–Dregea volubilis.

દૃષ્ટાન્ત–H. IV. p. 46; N. p. 186; Watt. III. p. 193. રૂ. નિ. પા. ૬૧.

**૨–દેશીનામ**–માલતી, ડોડી, મ્હોટી ડોડી (પો૦); ડોડી (ગુ૦); हिरनडोरी, आंब्री, हरनडोडी, खंनडोडी, डोरी (મ૦); नाकछिकनी, (हिं०); मधुमालती ( સં૦ ).

**૩–વર્ણન**–માલતી અથવા મ્હોટી ડોડીના વેલા ઘણા લાંબા થાય છે. તે કોઈ કોઈવાર ૩૦ થી ૪૦ ફીટ ઉંચા ઝાડોપર ચડી ગએલા હોય છે. એમાં સુતળી કે સ્લેટ પેન જેવી જાડી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી અથવા ઘરડી શાખાઓ ભૂરા રંગની હોય છે. શાખાઓ લીસી, ચળકતી ને તેનાપર ભૂરા રંગના દાણાદાર છાંટણાં આવેલાં હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની, ઘણી નરમ, અને તેનાપર ભૂરા સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. એને જખમી કરતાં વખતે એમાંથી પીળાસલેતા રંગનું દૂધ નીકળે છે. પાન સામસામાં આવેલાં હોય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૨ થી ૩ કે ૪ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે ગોળાઇલેતાં કે લાંબી ટુંકી કોરવાળાં અથવા હૃદયાકૃતિનાં હોય છે. અને મથાળે સેહેજ સાંકડાંથતાં અણીઆળાં હોય છે. પાન-માંની નસો બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની ડીટડી નરમ ને ૨ થી ૩ ઇંચ લાંબી હોય છે. પાન અને તેની ડીટડીપર બન્ને બાજુ સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. અત્યંત સૂક્ષ્મ પાન-પર ફીકા તપખીરીઆ રંગના વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. પુષ્પધારણ કરનારી સળી પત્રકોણ પાસેથી નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી, નરમ ૧ થી ૩ ઇંચ લાંબી ને ભૂરા વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. તેને મથાળે ૧૬ થી ૨૦ શેક ફૂલનાં છત્ર આવેલાં હોય છે. ફૂલની ડીટડી જાડા દોરાકે ઝીણી સુતળી જેવી પાતળી, ½ થી ૧ ઇંચ લાંબી, પીળાસલેતા લીલા રંગની, નરમ, અને સૂક્ષ્મ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. ફૂલ લીલા રંગનાં ½ કે ¾ ઇંચ વ્યાસનાં હોય છે. તે ઘણાં સુંદર લાગે છે. તે ઘણુંકરી ચોમાસાની વખતે વિશેષ જોવામાં આવે છે. પુ૦ બા૦ કોષનાં પત્ર ૫, હોય છે, તે ભાગ્યેજ ½ ઇંચ લાંબાં હોય છે. તેની નીચેની સપાટી અને કોરપર ધોળા વાળની જરા લાંબી રૂંછાળ આવેલી હોય છે. તેની અંદરની બાજુ પીળાસલેતા લીલા રંગની, લીસી, ને તેને **આઇગ્લાસમાં** જોતાં તેમાં ઉભી ધોળી નસો દેખાય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫, હોય છે. તેના છેડા ઘણુંકરી ટેરવે બુઠ્ઠા કે જરા અંદર બેસતી ખાંચવાળા હોય છે. તેની કોરપર સૂક્ષ્મ ધોળા વાળની ઘણુંકરી હાર હોય છે. તેની બહારની સપાટી પણ સેહેજ રૂંવાટીવાળી અને અંદરની લીસી હોય છે. પું–અને સ્ત્રીકેસરો પાંખડીઓની વચમાં ૧½ લાઇન વ્યાસનાં એક સૂક્ષ્મ પાંચ પાંખડીઆં રવાઇનાં ફલ જેવાં ફૂલડામાં આવેલાં હોય છે. શીંગ (ફલ) પર ભૂરાવાળની ભૂરકી હોય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબી ને ૧ થી ૧½ઇંચ પોહોળી હોય છે. તે છેડા તરફ જરા સાંકડી ને બુઠ્ઠી હોય છે, તે સામસામી બે ભેળી હોય છે. બીજ પોહોળાં, લીસાં, ચળકતાં, ને તેને છેડે મૃદુવાળની પીછી હોય છે. એનાં પાન અને કોમળ શાખાને ચોળવાથી મુળાના પાનની વાસને મળતી તીખી વાસ આવે છે અને એનો સ્વાદ જરા ચીરપરો ગળચટો ને પાછળથી સેહેજ કડ-વાસલેતો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વાન્તિકારક તથા શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ ઉલટી કરાવવા અને કફ કઢાવવા માટે વપરાય છે. એના વેલા ઘણા મજબૂત હોય છે. તે દોરીની જગોએ કબાડી લોકો લાકડાંના ભારા બાંધવામાં વાપરે છે. એનાં પાન પેટના દુખવાપર બંધારણ

કરવા તેમજ ગડગુંમડાંપર પણ બાંધવામાં આવે છે. એનાં ફૂલ જરા સુગંધિત હોય છે; તે દેવને ચડાવવામાં આવે છે. એની કાચી શીંગોનો રસ બરડા ડુંગરમાંના રબારી લોકો ગોળમાં ભેળવી ભેંસને શીળી નીકળી હોય તો છાસમાં ડોઇને આપે છે. એ શીંગોમાંથી પીળું દૂધ નીકળે છે. એની કોમળ શાખાઓના રસનું ટીપું નાકમાં નાખવાથી છીંકો આવી નાસાવીરેચન થાય છે. એની શાખાઓમાંથી મજબૂત રેસા નીકળે છે. અને તેનાં **છોટીઆ નાગપુર** તરફ બ્રાહ્મણો જનોઇ બનાવે છે, એમ કહેવાય છે.

**૭-સ્થાનક**-એના વેલા બગીચા અને ખેતરોની વાડમાં તેમ જ ડુંગરપર છૂટા છવાયા ઝાડોપર ચડેલા જોવામાં આવે છે. એ ચોમાસે વિશેષ ઉગે છે. એ કોંકણ, દક્ષિણ, કાઠિયાવાડ અને બંગાલમાં થાય છે.

**૮-વિ૦વિવેચન**-એનું મરાઠી નામ **ડોરી**એ કદાચ એના વેલા ડોરીની જગોએ લાકડાં વગેરે બાંધવાના કામમાં આવે છે તેપરથી નીકળ્યું હશે. એના વેલાને આ તેમજ જુનાગઢ સ્વસ્થાનના માલી લોકો માલતી અથવા મધુમાલતી કહે છે અને એનાં ફૂલો માલતી કે મધુમાલતીનાં ફૂલોને નામે વૈશ્નવ મંદીરોમાં વપરાય છે. પણ એનાં ફૂલ લીલા રંગનાં હોય છે. અને **માલતી**નાં ફૂલનું વર્ણન કવિયોએ રતાસલેતા કે સ્વર્ણ જેવા રંગનું તે હોય છે, એમ કરેલું છે. માલતી (Echites caryophyllata)નું નામ પણ કહેવાય છે. અને તેનાં ફૂલ કુંદનાં ફૂલ જેવાં સહેજ રતાસલેતાં ધોળાં હોય છે. માટે ખરી માલતી વખતે તે હશે. કેમકે એક કવિયે **માલતી**નાં ફૂલના રંગ જેવું શ્રીરાધાજીનાં અંગના રંગનું વર્ણન કરેલું છે. **રૂપગર્વતા** વિષેની એક કવિતામાં તે લખે છે કે:—

"નાયનહૂં આય આય મલમલ હારજાય, લાલી લખ પાયનકીઇંગુર લગાવેનાં; માલનહૂં **मालती**की मालगुंथलावेताहि अंगसमरंगजान मोय माल पेनावेना; सुकवि **गुलाव** त्यों प्रदोष के बतायें बिन, बेठों जिहि भोनतोंनदीपकजगावेनां;"

---

## વર્ગ-( એસ્કુલેપિયેડી ).

### નંબર ૩૫૫.

**૧-શાસ્ત્રીયનામ**-Leptadenia reticulata.

દૃષ્ટાન્ત-H. IV. p. 63; N, p. 186; Watt. IV. p. 630; રૂ. નિ. પા. ૬૨.

**૨-દેશીનામ**-ખરખોટી, ખરખોડી, નાહાની ડોડી (પો૦); डोडी, राईडोडी, खीरखोडी (મ૦); डोरी (हिं०); तिक्तजीवन्ती (सं०).

**૩-વર્ણન**-ડોડીનાં જાતના જેવા વેલા થાય છે. એ વેલા સુતળીથી તે હાથની બાજુ જેવા જાડા હોય છે. જેમ જેમ વેલો વધતો જાય છે અને જુનો થતો જાય છે, તેમ તેમ તેના નીચેના ભાગની છાલ ભૂરી, ધોળી, ખડબચડી અને બૂચ જેવી પોચી થતી જાય છે. એના વેલા કોઈવાર એક બીજામાં એવા વીંટળાયેલા હોય છે કે તે એક જીવ થઈ ગએલા હોય છે. એટલે તે ચીર્યા શિવાય જૂદા પાડી શકાતા નથી. નવી ફૂટનો રંગ ફીકો લીલો હોય છે. અને તેનાપર ભૂરી બારીક ભુરકી હોય છે. પાન પોહોળાં, ને ફૂલ સૂક્ષ્મ પીળાસલેતાં લીલાં, ને શીંગો લાંબી હોય છે.

**મૂળ**-સુતળીથી તે હાથની બાજુ જેવાં કે વખતે તેથી પણ જાડાં થાય છે. એ ઘણાં લાંબાં વધેલાં હોય છે. ને તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ બહારથી ભૂરા રંગની, ખરબચડી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. છાલ અંદરની બાજુ સફેદ ને લીસી હોય છે. તાજી છાલની કોરમાંથી ફીકો ધોળો રસ ઝરે છે. છાલ જાડી, પોચી ને બટકણી હોય છે. મૂળનું લાકડું કઠણ ને રેસાવાળું ઘોળું હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે વચમાં સછિદ્ર દેખાય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ ફીકો ને પાછળથી સેહેજ ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-આંગળીથી તે હાથ જેવી જાડી થાય છે. તેની ઉપરની છાલ પોચી અને ચીરા પડેલી હોય છે. તેનો રંગ ભૂરાસલેતો ધોળો હોય છે. અને વખતે ભૂરા રંગમાં ધોળા રંગના ચીરા પડેલા હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની સુતળી જેવી પાતળી અને એક બીજાંમાં વીંટળાયલી હોય છે. એપર વાળની રૂંવાટી હોય છે.

**પાન**-સામસામાં આવે છે. તે ૧ થી ૨ ઇંચ લાંબાં ને ૧ થી ૧½ પોહોળાં હોય છે. પણ વાડી અને બાગમાં એના વેલાને પાણી આપવામાં આવે છે ત્યારે એનાં પાન ઘણીવાર ૪ ઇંચ લાંબાં ને લગભગ તેટલાંજ પોહોળાં થાય છે. પાન જરા જાડાં અને બન્ને બાજુ ઘણુંકરી લીસાં હોય છે. ટેરવે બારીક અણી હોય છે. પાનની ડીટડી પણ ડાંડી જેવી ગોળ અને જરા જાડસેરી હોય છે. તે ½ થી ૧ ઇંચ કે તેથી જરા વધારે લાંબી હોય છે. છેડાનાં પાનનો આકાર ખારીજારનાં પાનને મળતો હોય છે. પાન અને આખા વેલામાંથી ખારીજારને મળતી ઉગ્ર વાસ નીકળે છે. પાનનો સ્વાદ ગળચટો હોય છે.

**ફૂલ**-કોમળ શાખાઓપર પત્રકોણમાંથી ફૂલોની નાહાની ગુચ્છીઓ નીકળેલી હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી ½ ઇંચથી ¾ કે વખતે ૧ ઇંચ લાંબી હોય છે. તે ગોળ ફીકા લીલા રંગની ને તેનાપર વાળની રૂંવાટી હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ઘણાં ફૂલો આવેલાં હોય છે. જેની ડીટડી સળીથી પાતળી હોય છે. ડીટડી ¼ થી ½ ઇંચ લાંબી હોય છે. તેનાપર પણ વાળની રૂંવાટી હોય છે.

ફૂલનો વ્યાસ ½ ઈંચ જેટલો હોય છે. ફૂલમાંથી સેહેજ મધુરી સુગંધ આવે છે. ફૂલનો રંગ પીળાસલેતો લીલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો હોય છે, ને તેનાપર વધારે રૂંવાટી હોય છે. જેથી તે જરા ધોળાસલેતો દેખાય છે. પત્રોની અણી બુટ્ટી હોય છે. પત્રો પાંખડીથી આંતરે આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ ને વચમાં લીલા ને કોરે પીળા રંગની, બન્ને બાજુ રૂંવાટીવાળી, કોર પાછળ વળેલી, દરેક પાંખડી ટેરવાં તરફ ઘણી સાંકડી થએલી, ને ત્યાં તેની કોર વિશેષ પાછળ વળેલી હોય છે. બે પાંખડીના ગાળા વચમાં અંદરની બાજુ ધોળા રંગની, ટેરવે બે ફાટવાળી સૂક્ષ્મ બાનક હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે, તેના પરાગકોષ પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, પણ તેના ગર્ભકોષ ૨ હોય છે, નલિકા ૨ ને મુખ ગોળાઇલેતું ચપટું હોય છે.

**શીંગ**–(ફલ) અથવા ડોડી ૩ થી ૩½ ઇંચ લાંબી અને ½ થી ¾ ઈંચ જાડી હોય છે. એની સપાટી લીસી હોય છે. અને તેપર એક બાજુએ ધોળાસલેતા રંગની ઉભી નસ હોય છે. એ મથાળે જાડી અને છેડે અણીથતી હોય છે. અણી બુટ્ટી અને જરા ઉપર વળેલી લીસી હોય છે. શીંગનો રંગ ફીકો, લીલો, વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો હોય છે. શીંગનો ડાંડલો જાડો, ગોળ અને ½ ઈંચ લાંબો હોય છે. શીંગને ડાંડલેથી ખેરતાં પીળા રંગનું ચીકણું છીર નીકળે છે. તે જરા સુકાયા પછી ભૂરા રંગનું થઈ જાય છે, ને પાછળથી વધારે ચીકાસ પકડી રબ્બર જેવું થઈ જાય છે. શીંગ પાકે છે ત્યારે ઘણી કઠ્ઠણ અને ચીવટ થાય છે.

**બીજ**–આકડા અને ચમારદુધી જેવાં અને તેઓનાં બીજની પેઠેજ મૃદુવાળની પીછીવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, પાન અને ફલ.

**૫–ગુણદોષ**–રોપક, ગ્રાહી તથા શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ વાટીને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. એનાં મૂળ રૂઝના મલમમાં વપરાય છે. એનાં પાનને વાટી મીઠાં તેલમાં ઉકાળી તે તેલ કાનના દુખાવાપર ચોપડવામાં આવે છે. એનાં પાનને સુકાવી તેની બારીક ભૂકી કરી તે દમવાળાને મધમાં અપાય છે. એનાં પાનને વાટી તેની લેપડી ગડ અને ગુંબડાં ઉપર લગાડવામાં આવે છે. એનાં પાનનો રસ સંગ્રહણીપર વપરાય છે. એનાં પાનનો રસ મધ સાથે કફ ઉપર અપાય છે. એની શીંગને **ડોડી** કહે છે. તે કાચી હોય છે ત્યારે તેનું શાક કરવામાં આવે છે, તે વાયુહર્તા ગણાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં અને કંટાળા વગેરેનાં જાળાંઓમાં ખરખોટીના વેલા ઉગેલા જોવામાં આવે છે.

એ કચ્છ, કાઠિયાવાડ, પંજાબ અને દક્ષિણમાં થાય છે.

**૮–વિ૦વિવેચન**–કેટલાક બાગો અને વાડીઓમાં એના વેલા વાવવામાં આવે છે. એની શીંગોનું શાક તેલ અને મરચાંના વધારથી બહુ સ્વાદિષ્ટ થાય છે. તે અહિંના વાણીઆ ગૃહસ્થો પસંદ કરે છે. એના વેલા ઘણુંકરી વાણીઆ ગૃહસ્થો પોતાની વંડીઓમાં ઝાડ કે વંડીપર ચઢાવે છે. ખરખોટી બે જાતની થાય છે. એક **કડવી** અને બીજી **મીઠી.** જે જંગલી ઉગે છે તે **કડવી** કહેવાય છે. અને જે ખાસ કરી વાડીઓ કે વંડીઓમાં વાવવામાં આવે છે તેને **મીઠી** કહે છે. શાક માટે **મીઠી** ડોડી વપરાય છે. મીઠી ડોડીના વેલા ઝાડપર ઘણા ઉંચે ચઢી જાય છે. ત્યારે તેની શીંગો અર્થાત્ ડોડી ઉતારવી મુશ્કેલ પડે છે. અને તેને ખીસકોલી અથવા વડવાંદરી બહુ ખાઈ જાય છે એટલુંજ નહિ પણ એના વેલા ઘણા ઉંચા ચઢી ગયા પછી એમાં ફાલ પણ ઘણો થોડો આવે છે. પણ એના વેલાને નીચી ભીંત અગર માંડવાપર ચડાવવાથી એનો વિસ્તાર ઘણોજ થાય છે. એટલુંજ નહિ પણ એનાં પાનના ભરાવની અંદર એની શીંગો જળવાઈ રહે છે.

એની શીંગ સુકાય છે ત્યારે એમાંનાં બીજની કોકડી પણ સુકાઇને શીંગમાં છૂટી પડે છે, ને શીંગને આમ તેમ હલાવતાં તે શીંગમાં **ખડખડ** વાગે છે. માટે એને **ખરખોટી** અથવા **ખરખોડી** કહે છે.*

---

* *Leptedenia spartium*–**ખિપ** એના છોડવા ૨ થી ૫ ફીટ ઉંચા થાય છે–એમાં સુતળીથી પેનસીલ જેવી જાડી ઘણી શાખાઓ નીકળે છે–તે નરમ અને લાંબી તથા ઘણીવાર નીચી ઢળતી હોય છે. પાન સાંકડાં ને લાંબાં હોય છે. ફૂલની ગુચ્છીઓ લીલાસલેતા પીળા રંગની હોય છે. ડોડી અથવા શીંગો લાંબી અને સાંકડીથતી ટેરવે વાંકલેતી હોય છે. એ ઘણુંકરી **કચ્છમાંડવીમાં** સમુદ્ર કિનારે ઉડતી રેતીના ઢસાઓ ઉપર ઉગે છે. તેથી ઉડતી રેતી આગળ વધતી અટકે છે. એના છોડવા રેતીપર પોતાની મેળે ઉગે છે. તે ઉગવા દીધા હોય તો તેનું જાળું કે વન બે ચાર વર્ષમાં એવું ગીચ થઈ જાય છે કે તેમાંથી માણસ તો શું પણ પશુ પણ પસાર થઈ શકતું નથી. એનાં જાળાંને પાતળું કરવું હોય તો એના છોડવાની શાખાઓ ચીરવી નહીં પણ તીક્ષ્ણ ધારવાળાં દાતેડાંથી એકજ કલમત્રાસ ઘાએ વાઢી લેવી. એની શાખાઓમાંથી હીર કે રેશમ જેવા સુંવાળા રેસાઓ નીકળે છે. તે દોરી, દોરડાં અને કપડાં વણવાનાં કામમાં આવી શકે છે. **કચ્છમાંડવી** ને દરીઆ કિનારે ઉડતી રેતીના **ઢસાઓ** (ઢુઈઆ) *sand dunes* or *drifting sand hills* ઉપર **ખિપ**ના છોડવાઓ કુદરતી રીતે ઉગે છે. તે ઉડતી રેતીને આગળ વધતી અટકાવવા માટે ખરેખર એક આશિર્વાદ રૂપ છે. **ખિપ**નાં મૂળ અને શાખાઓ સંધિવા અને દમ ઉપર દવા તરીકે કામ આવે છે. અને એનાં છોડવાની રાખ રંગમાં વપરાય છે.–જુવો નં૦ ૧૨૩.

## વર્ગ-(એસ્કલેપિયેડી)

### નંબર ૩૫૬.

**૧-શાસ્ત્રીયનામ**-Dæmia extensa.

દૃષ્ટાન્ત-H. IV. p. 20; N. p. 185; Watt. III. p. 3; ફ. નિ. પા. ૯૨.

**૨-દેશીનામ**-ચમાર દુધી, ચમાર દુધેલી (પો૦); નાગલા દુધેલી (ગુ૦); उतरण, उतरनो, मेंढादूधी (મ૦); सगौवनी, जुट्टक, उतरन (હિં૦); चांडालदुग्धिका, कंटफला, युग्मफला, उत्तरवारुणी (સં૦).

**૩-વર્ણન**-ચમાર દુધીના વેલા બારે માસ હોય છે. તોપણ ચોમાસે તે ઘણા ઉગી નીકળે છે. એની શાખાઓ એક બીજામાં તારની માફક વીંટળાઈ રહે છે. અને તે બીજાં ઝાડોપર ઘણે ઉંચે સુધી ચઢી જાય છે. એનાં પાન ગોળાઇલેતાં ને ટેરવે અણીદાર હોય છે. એને લીલાસલેતા ધોળા રંગનાં ફૂલના ઝુમખા આવે છે. અને શીંગ કે ડોડી (ફળ) બબ્બે ભેળી આવે છે. તેના છેડા હુકની પેઠે વાંકા વળેલા હોય છે. એ શીંગોપર કાંટા હોય છે. ફૂલ ચોમાસે આવી ફલ શિયાળે પાકે છે.

એ વેલાનો કોઇ પણ ભાગ જખમી કરવાથી તેમાંથી દૂધ નીકળે છે. એના વેલાપર રૂંછાળ હોય છે અને એમાંથી દુર્ગંધિત ઉગ્રવાસ નીકળતી હોય છે.

**મૂળ**-સુતળીથી આંગળી જેવાં જાડાં, ઘણા બારીક ફાંટાઓવાળાં, ધોળાં, પોચાં ને અંદરથી સછિદ્ર હોય છે. એની છાલ પોચી, બટકણી, ધોળા રંગની, ને ભૂરા રંગની પાતળી ફોતરીવાળી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી સ્લેટપેનથી તે આંગળી જેવી જાડી થાય છે. તે ઉપર જતાં પાતળી થઇ તેમાંથી ઘણી ઝીણી લાંબી સુતળી કે તાર જેવી શાખાઓ નીકળે છે. ડાંડી અને શાખાઓ લીલા અથવા ફીકા જાંબુડા રંગની હોય છે. તેપર ધોળાવાળની આછી રૂંવાટી હોય છે. કોમળ શાખાઓપર રૂંવાટી ગીચ હોય છે. એના વેલાને તોડતાં એમાંથી બારીક લાંબા ધોળા રેસા દેખાય છે.

**પાન**-સામસામાં ૨ થી ૪ ઈંચ લાંબી ડીટડીપર આવેલાં હોય છે. તે ૨ થી ૫ ઈંચ લાંબાં ને ૪ રેક પોહોળાં હોય છે. તેનાં ટેરવાં અણીથતાં અને ડીટડી પાસે તેની કોરના બન્ને છેડા ડીટડી તરફ ઘણા અંદર વળતા હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો અને નીચેનીનો ચળકતો ફીકો હોય છે. તે બન્ને સપાટી ખરસટ હોય છે. નીચેની નસોપર સફેદવાળની રૂંછાળ હોય છે. પાનને ચોળવાથી લીલા રંગનો રસ નીકળે છે. જેની વાસ ઘણી દુર્ગંધિત હોય છે. પાનની સાધારણ વાસ ઉગ્ર અને સ્વાદ પ્રથમ ચીરપરો ને પાછળથી કડવો લાગે છે.

**ફૂલ**-પત્રકોણથી જરા હટીને પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે ૨ થી ૪ કે ૬થી ૧૨ ઈંચ લાંબી હોય છે. તે સુતળી જેવી પાતળી, લીલા કે ફીકા જાંબુડા રંગની, અને ધોળા વાળની રૂંછાળવાળી હોય છે. આ સળીને અધવચથી ઉપર ઘણુંકરી ફૂલો આવેલાં હોય છે. તેમાં તેને છેડે પાસે પાસે ઘણાં ફૂલો આવી જવાથી તે ઝુમખા જેવાં દેખાય છે. તેથી નીચે સળીપર છેટે છેટે અથવા એકજ બિંદુપરથી ૨ કે ૩ ફૂલો નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી ઘણી નરમ, પાતળી અને ૧½ થી ૨ ઈંચ લાંબી હોય છે. તેનાપર કાંટા જેવા સફેદવાળની રૂંછાળ હોય છે. ફૂલનો વ્યાસ ½ ઈંચ જેટલો, વાસ અણગમતી, ને રંગ લીલાસલેતો પીળો, ધોળો, કે વખતે જાંબુડી છાયાલેતો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે ટેરવે અણીદાર, પાંખડી કરતાં ટુંકાં, અને ધોળી રૂંછાળવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડી પાંચ હોય છે. તે તળિયેથી સાંકડી થઇ એક બીજાંપર એવી રીતે આવેલી હોય છે કે તે તળિયે નળી જેવી દેખાય છે. તે ઉપરના ભાગમાં પોહોળી ને ખુલ્લી હોય છે. તેની કોરપર અંદરની બાજુ સફેદ લાંબા તંતુ જેવા વાળ આવેલા હોય છે. ને બહારની બાજુ તે લીસી ને ચળકતી હોય છે.

**પુંકેસરો**-ઘણુંકરી પુંકેસરોના મુકુટના ૫ સફેદ છેડા સ્ત્રીકેસરાગ્રમુખપર આવેલા હોય છે.

**સ્ત્રીકેસર**-સ્ત્રીકેસરાગ્રમુખ ગોળાઇલેતું હોય છે. તેની નીચે બે ધોળા રંગની નલિકા આવેલી હોય છે. જે નીચે ઉતરી બે લીલા રંગની ગર્ભાશયની પોલની સાથે અક્કેક મળી ગયેલી હોય છે.

**શીંગ**-(ફલ)-બબ્બે ભેળી સામસામી પણ પાછળ વળી બન્ને એક બીજાંની પાસે આવી રહેલી હોય છે. એના પછવાડેના સાંકડા છેડા પણ વખતે એક બીજાંની પાસે પાસે આવી જવાથી આ બે શીંગો એક લાંબી સાંકળની કડી જેવી દેખાય છે. આ બન્ને શીંગોની ડીટી ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. શીંગ ૨ થી ૩ ઇંચ લાંબી અને ૩-લાઇનથી ½ ઇંચ પોહોળી હોય છે. તે પ્રથમ લીલા કે ફીકા જાંબુડા રંગની હોય છે. પણ પાકે છે ત્યારે ભૂરા રંગની થઇ જાય છે. તેની સપાટીપર ધોળી સૂક્ષ્મ રૂંવાટી અને નરમ ઉભા કાંટા હોય છે. એ કાંટાઓની ઉપર પણ સફેદ રૂંછાળ હોય છે. શીંગને ચીરતાં તેમાંથી પીળાસલેતા રંગનું પડ નીકળે છે. જેની અંદર આકડાનાં ફલની પેઠે ઘણાં બીજ હોય છે.

**બીજ**-પ્રથમ લીલાં, ને સુકાય છે ત્યારે ભૂરા રંગનાં થઈ જાય છે. તે ¼ ઈંચ લાંબાં, ૧½ લાઇન પોહોળાં

ને ચપટાં હોય છે. તેની એક સપાટી ચઢતી ને બીજી અંદર દબાતી હોય છે. તેની કોરપર કાંગરી હોય છે. એને સાંકડે છેડે સફેદ ચળકતા સુકોમળ વાળની પીછી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–કફ અને શોથઘ્ન તથા વાન્તિકારક.

**૬–ઉપયોગ**–સર્પદંસ ઉપર એનું મૂળ પાણીમાં ઘસીને ચોપડવામાં આવે છે. એનું મૂળ ઉધરસ અને કફવાળાને અપાય છે. એનાં પાનનો ઉકાળો પણ કફ કાઢવા અને ઉલટી કરાવવાને વપરાય છે. ચમાર દુધીનાં પાનને વાટી તેનો રસ ગોળ અને ચુના સાથે મેળવીને સંધિવાના સોજા અને સખ્ત ગડગુંબડાંપર તેનો લેપ કરવામાં આવે છે. એનાં પાન ગડગુંબડાંઓપર પોટીસને ઠેકાણે વપરાય છે. રસવિકારના સોજાપર એનાં પાનનાં વરાળીઆં બંધાય છે. એનાં પાનનો કાઢો કૃમિ ઉપર અપાય છે. એનાં પાનનો રસ કાળી તુલશીના રસની સાથે મેળવી ઉલટી કરાવા અપાય છે. એનાં ફૂલ પણ કફ અને ઉલટી કરાવા માટે અપાય છે. એનાં ફૂલ મીઠા સાથે ઓઢવી–દમવાળાને અપાય છે. એની શીંગો કે ડોડીમાંથી સુંદર રૂપેરી રંગનું પસમાઇદાર રૂ નીકળે છે. જે રસિક સ્ત્રીઓ ડાબલાઓમાં ભરી તેમાં નાજુક ઘરેણાંઓ રાખે છે. ચમાર લોકો મુએલાં ઢોરનાં ચાંમડાં ઉપરથી વાળ ઉતારી નાખવાના કામમાં ચમાર દુધીના વેલા વાપરે છે. તેઓ એના વેલાઓનો બારીક ભૂકો વાળવાળાં ચાંમડાંપર મીઠું છાંટી તેપર ભભરાવે છે, અને તેને એક બે દિવસ રહેવા દે છે, એટલે વાળ ઉતરી જાય છે. સંધિવા અને ગડગુંબડાંના દુખાવાપર કેટલાક ગરીબ લોકો ચમાર દુધીનું દૂધ લગાડે છે. એનાં દૂધની ગોળમાં ગોળી કરી દમવાળાને ખવરાવે છે. એના વેલામાંથી અત્યંત બારીક રેશમ જેવા રેસા નીકળે છે. તેમાંથી સુંદર દોરી અને કપડાં વણી શકાય છે. પણ એમાંથી રેસા કાઢવામાં ઘણો વખત લાગે છે, જેથી તેનો ઉદ્યોગ બજારમાં મેલી શકાય તેવો નથી. ચમાર દુધીના વેલાની રાખ તેલમાં મેળવી ઢોરનાં ભાઠાં અને ચાંદાંઓ ઉપર લગાડવામાં આવે છે, તેથી તરત રૂઝ આવે છે, એનાં પાનને વાટી તેની થેપલી પાઠાંપર લગાડવામાં આવે છે. એના વેલા બકરાં બહુ ખાય છે.

"ચમારદુધીનાં પાન અજમા સાથે બાફી વાટી ગોળી કરી ખાય તો ઉધરસ મટે છે, દમને મટાડે છે. ગુંબડાં, કૃમિ, તાવ, પિત્ત, પ્રમેહ, કફ, સોજા, કોઢ, દાદર, ખેન, મૂત્રકૃચ્છ્ર, યોનિરોગ એ સર્વેને ટાળે છે. એનાં પાંદડાંનું શાક કરી ખાય તો કૃમિ, હરસ, કોઢને ટાળે, ગરમ છે. તેનાં ફલ ગરમ છે. તે જઠરાગ્નિ દીપાવે છે, પિત્તનો કોપ કરે છે." (વૈ. રૂ.).

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, કુવાઓને કાંઠે, પાણીના ધોરીઆ કાંઠે અને કંટાળાનાં જાળાંઓમાં ઉગે છે.

એ હિં૰ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના વેલા ચમારલોકો વાપરે છે માટે એ **ચમારદુધી** કહેવાય છે. સંસ્કૃત उत्तरवारुणी ઉપરથી **ઉતરણ** અથવા **ઉતરણી** એ નામો નીકળેલાં જણાય છે. એની બે શીંગો ભેળી હોય છે ને તેપર કાંટા હોય છે. માટે એને युग्म અને कंटफला એ નામો અપાયલાં હશે. રાતી દુધેલી નં૰ ૪૮૯ ને પણ નાગલા દુધેલી કહે છે.

---

## વર્ગ–( એસ્કલેપિયેડી ).

### નંબર–૩૫૭

**૧–શાસ્ત્રીયનામ**–Ceropegia bulbosa.

દૃષ્ટાંત–H. IV. p. 67; N. p. 187; Watt. II. p. 262.

**૨–દેશીનામ**–કુંદેર, ઢોકળા કુંદેર ( પો૰ગુ ); खापरकुरु ( म० ); खपरकदु ( हिं० );

**૩–વર્ણન**–કુંદેરના વેલા ચોમાસે ફૂટી નીકળે છે. તે ૧ થી ૨ ફીટ કે કોઇવાર ૪ થી ૫ ફીટ લાંબા થાય છે. એની નીચે કંદ હોય છે. પાન જાડાં, ફૂલ ફીડામારી જેવાં અજાયબ તરેહનાં, અને શીંગ (ફલ) બે સામસામી હોય છે.

**મૂળ**–એના કંદ બટેટાના આકારના ગોળાઈ લેતા કે લંબગોળ કે વખતે સુરણની ચાકી જેવા બેઠા ઘાટના હોય છે. એ કંદ પહેલે વર્ષે બહુ નાહાના હોય છે. પણ પછી વર્ષોવર્ષ એમાં વધારો થતો જાય છે. એ ૨ થી ૪ ઈંચ વ્યાસનો ને ૧½ થી ૨ ઈંચ જાડાઇનો ઘણીવાર જોવામાં આવે છે. એની ઉપરની છાલ બટેટાની છાલ જેવી પાતળી ને ભૂરા રંગની હોય છે. અને કંદ અંદરથી સફેદ ને રસભર્યો હોય છે. એની વાસ જરા કડવાસલેતી ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો ગળચટો ને કડછો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી સુતળી જેવી પાતળી, લીસી અને રસભરી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે, તે લંબગોળ, પોહોળાં, કે ગોળાઇલેતાં હોય છે. તે ૧ થી ૨ ઈંચ લાંબાં અને ½ થી ૧½ ઈંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં અણીદાર બુઠ્ઠાં કે ખાંચવાળાં હોય છે. તે લીસાં, ચળકતાં, રસભર્યાં ને જાડાં હોય છે.

**ફૂલ**–એની પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી ½ થી ૧ ઈંચ લાંબી નીકળેલી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે. તે લીલા ભૂરા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તે ઝીણી સુતળીથી કંઇક જાડી હોય છે. તેને

મથાળે અનિયમિતરીતે ૪ થી ૮ ઠેક ફૂલો પાસે પાસે આવેલાં હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં ટુંકી અને પાતળી હોય છે. તેના થડમાં સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે. ફૂલનો આકાર લાંબી કુપ્પિ કે પુપેડી જેવો હોય છે. તેની વાસ જરા સુગંધિત અને તેની લંબાઈ ૧ થી ૧½ ઈંચની હોય છે. ફૂલનો રંગ લીલાસલેતો જાંબુડો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે ૧ લાઇન લાંબાં, ટેરવે અણીદાર, લીસાં, ચળકતાં અને વખતે તેનાપર ભૂરી રજ હોય છે. એનો રંગ લીલો ભૂરો કે જાંબુડી છાયાલેતો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ જોડાઇને નળી જેવી થયેલી હોય છે. તે તળિયે થોડી ઉપસેલી હોય છે. અને તેથી આગળ પાછી સાંકડી થઇ તેનાં મોઢાં તરફ તે પાછી પોહોળી થઈ તેના પાંચ ખૂણા નીકળેલા હોય છે. તેથી આગળ વળી તે સાંકડી હોય છે. એના દરેક ખૂણાપરથી તેના વિભાગ થયેલા હોય છે. પણ એ પાંચે વિભાગોનાં ટેરવાં એક બીજાં સાથે જોડાયલાં હોય છે. ફૂલની નળી ઘણુંકરી લીલા રંગની, લીસી ને ચળકતી હોય છે. પણ તેના પાંચ વિભાગોની અંદરનો રંગ જાંબુડો હોય છે. ને તેપર લાંબી રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–પાંખડીની નળીની અંદર તેને તળિયે આવેલાં હોય છે.

**સ્રીકેસર**–સ્રીકેસરાગ્રમુખ ગોળાઇલેતું, ચપટું, પીળાસલેતા રંગનું હોય છે. તેનાપર ઘણુંકરી પુંકેસરોના મુકુટના છેડાઓ આવેલા હોય છે.

**શીંગ**–(ફલ)–સામસામી બબ્બે ભેળી હોય છે, તે લીસી, ચળકતી, લીલા ભૂરા અને કાળાસલેતા પટાવાળી હોય છે. તે ૩ થી ૪ ઈંચ લાંબી, ૧ થી ૧½ લાઇન પોહોળી, ટેરવે સાંકડીથતી, બુઠ્ઠાં ટેરવાંવાળી હોય છે. એમાં ધોળી પીંછીવાળાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–તળિયે પોહોળાં, ઉપર જતાં સાંકડાં, ને છેડે સફેદ, ચળકતા, સુંવાળા, લાંબા વાળની પીછીવાળાં હોય છે. બીજ એક બાજુ ચઢી આવેલાં ને બીજી બાજુ ખાડાવાળાં હોય છે. એની સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. તે ½ ઈંચ લાંબાં, ૧ લાઇન પોહોળાં, અને ચપટાં હોય છે. તે પ્રથમ લીલાં, ને પાછળથી ભૂરા કે ઘેરા ભૂરા રંગનાં થઈ જાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–કંદ અને પાન.

**૫–ગુણદોષ**–પિત્તશામક, પૈષ્ટિક, અને પાચક.

**૬–ઉપયોગ**–એના કંદ અને પાનનું શાક કરવામાં આવે છે. તે પિત્તવિકારવાળાએ ખાવાથી તેને ફાયદો થાય છે. ખેડુ અને રબારી લોકોનાં છોકરાંઓ કુંઢેરના કંદ કાચા પણ ખાય છે, તે પાચક અને પૈષ્ટિક મનાય છે.

**૭–સ્થાનક**–ડુંગરોની ખડકોમાં, અને પાલેરાં, કંટાળા વગેરેનાં ઝાડવાંના થડ પાસે ઘણુંકરી કુંઢેર ઉગે છે. એ હિંના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–આ કુંઢેરના કંદ ઘણુંકરી ચાકી જેવા અને પાન પોહોળાં ને ગોળાઇલેતાં હોય છે, માટે એને **ઢાકળાકુંઢેર** કહે છે. કુંઢેરનાં પાન સમુદ્રની ભરતી વખતે **ખારા** ને **ખાટા** સ્વાદવાળાં લાગે છે, ને ઓટ વખતે ફીકાં થઈ જાય છે.

---

## વર્ગ–( એજ ).

### નંબર–૩૫૮.

**૧–શાસ્રીયનામ**–C. Lushii.

દૃષ્ટાન્ત–H. IV. p. 68; N. p. 187.

**૨–દેશીનામ**–સુઈયાકુંઢેર ( પો+ગુ૦ ).

**૩–વર્ણન**–સુઈયાકુંઢેરનાં પાન ૪ થી ૮ ઈંચ લાંબાં અને ⅙ થી ⅓ ઈંચ પોહોળાં હોય છે. તે ટેરવે સાંકડાં થતાં અણીદાર હોય છે. માટે એને **સુઈયાકુંઢેર** કહે છે. એના કંદ પણ ઉપર પ્રમાણે ઉપયોગમાં લેવાય છે.

---

## વર્ગ–( એજ ).

### નંબર–૩૫૯.

**૧–શાસ્રીયનામ**–C. esculenta.

દૃષ્ટાન્ત–H. IV. p. 68; Watt. II. p. 262.

**૨–દેશીનામ**–દુધીઆકુંઢેર, મીઠીકુંઢેર (પો+ગુ૦).

**૩–વર્ણન**–એના વેલા ઉપરની બન્ને કુંઢેરો કરતાં ટુંકા થાય છે. પાન મધ્યમ કદનાં લંબગોળ, અંડાકૃતિનાં, અથવા લાંબાં અને ઝીણાં હોય છે. એનો કંદ નાહાનો, બહુધા બટેટા જેવો, ઘણો ધોળો અને મીઠો હોય છે. માટે એને **દુધીઆ** કે **મીઠીકુંઢેર** કહે છે.

**૪–વિશેષ વિવેચન**–આ કુંઢેરની તપાસમાં ગોવાળીઆઓ ઘણો વખત ગાળે છે. કેમ કે એ કુંઢેર ભાગ્યેજ મળે છે. પણ મળે છે ત્યારે ગોવાળીઆઓ ઘણા ખુશ થઈ જાય છે. આ કુંઢેર પણ તેઓ કાચી ખાય છે. અને કહેવાય છે કે, દુધીઆ કુંઢેર ખાનારને બરલની ગાંઠનો આજાર થતો નથી.

બીજી એક કુંઢેર થાય છે (C. aculata?) તેને **પીપરીયાકુંઢેર** કહે છે. તેના વેલા ૧ થી ૨ ફીટ લાંબા વધે છે.

**મૂળ**–બટાટા જેવાં, અંદર રસભર્યાં અને સફેદ હોય છે. તેની ઉપરની ફોતરી પાતળી હોય છે ને તેમાંથી કેટલાક ઝીણા રેસા નીકળેલા હોય છે. એનો કંદ ½ થી

૧ ઈંચ લાંબા ને તેથી થોડા ઓછા પોહોળા હોય છે. તેની વાસ અણગમતી અને સ્વાદ જરા ગળચટો ને પાછળથી ટોપરાં જેવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એના વેલાની ડાંડી સુતળી જેવી જાડી હોય છે. તે લીસી, ચળકતી ને વખતે જરા જાંબુડી છાયાલેતા રંગની હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તે લીસાં, ચળકતાં, જાડાં અને **પીપરી**નાં પાન જેવા આકારનાં હોય છે. તેની ડીટડી ½ ઈંચ લાંબી ને જરા જાડી હોય છે. તેમાંની નસો ગૂઢ હોય છે. તે ૧ થી ૧½ ઈંચ લાંબાં ને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો જરા ફીકો હોય છે. તેનો સ્વાદ પ્રથમ ફરસો ને પાછળથી ખટુંબડો લાગે છે,

એના કંદ અને પાન સ્ત્રીઓ અને છોકરાંઓ બહુ ખાય છે, તે પિત્તશામક ગણાય છે.*

---

## ૫૭–N. O. GENTIANACEÆ.

## વર્ગ–જેન્‌શિયેનેસી–મામેજવા અને કરિયાતાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહાના છોડવાઓ થાય છે. તે ધણુંકરી ઉભા અને તેની ડાંડી અથવા શાખાઓ ચોધારી હોય છે. તેનાપર વખતે બારીક વાળની રૂંવાટી પણ હોય છે. પાન સામસામાં, સાદાં કે ત્રિપત્રી, ૩ કે ૫ નસોવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. ફૂલ બહુજ સુંદર, પીળાં, રાતાં, સફેદ, ગુલાબી અને પીતમિશ્રિત આસમાની એવાં તરેહવાર રંગનાં હોય છે. પુ૦ બા૦ કોષ અધઃસ્થાયી, છૂટો, કાયમી, ચારથી પાંચ વિભાગવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પણ ૪ થી ૫. પુંકેસર તંતુઓ વખતે તળિયે ચપટા થયેલા હોય છે; પરાગકોષ લંબગોળ અને ઉભા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, એક પોલવાળો, અને તેમાં આદિબીજ સંખ્યાબંધ હોય છે; નલિકા ૧ અને સ્ત્રીકેસરાગ્રમુખ બે. ફૂલ બહુધા પાતળાં પડવાળું હોય છે. બીજ બારીક, અને કોઇવાર પાંખવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ ધણુંકરી ધણી કડવી હોય છે. પ્રખ્યાત કડવું કરિયાતું (Ophelia chirata.) આ વર્ગનો છોડવો છે.

આ વર્ગની વનસ્પતિમાં જ્વર અને કૃમિઘ્ન, સારક, ઉત્તેજક, અને ચિરગુણકારી પૌષ્ટિક ગુણો રહેલા હોય છે.

---

* **પીપરીયાકુંઢેર**–પોરબંદર સ્વસ્થાનમાં ચુના પથ્થર ખડાવાળી જમીનમાં ચોમાસે મળે છે. તે ત્રિવડા, રાણાવાડી, ભોજેસર અને છાયારણ ઉપરના કાઠામાં વિશેષ કરીને થાય છે.

## વર્ગ–(જેન્‌શિયેનેસી).

### નંબર ૩૬૦.

**૧–શાસ્ત્રીયનામ**–Enicostema littorale.

દૃષ્ટાંત–H. IV. p. 101; N. p. 191; Watt. III. p. 245; રૂ. નિ. પા. ૫૮૩.

**૨–દેશીનામ**–મામેજવો (પો+ગુ૦); मामिजवा (म०); छोटाकिरायता (हिं०); मामेजक (सं०).

**૩–વર્ણન**–મામેજવાના રોપા ચોમાસે ધણા ઉગી આવે છે. તે ધણે ઠેકાણે જથાબંધ ઉગે છે. એના રોપા ૨ થી ૪ ઈંચ કે ૧ થી ૧½ ફુટ સુધી ઉંચા વધે છે. તેની ડાંડી જમીન તરફ ઢળીને ઉંચી ચઢતી હોય છે અથવા ઉભી હોય છે. ડાંડી ચોરસ, પાન લાંબાં, ફૂલ ધોળાં ને ફલ સૂક્ષ્મ લીલાં ને ચળકતાં હોય છે. એનો આખો રોપો પાનથી ભરેલો અને કરીઆતાં જેવો કડવો હોય છે.

**મૂળ**–૧ થી ૪ ઈંચ લાંબાં, સુતળી જેવાં જાડાં, અને ભૂરા ધોળા રંગનાં હોય છે. મૂળમાંથી ઝીણા રેસા જેવા ફાંટા પણ થોડા નીકળતા જોવામાં આવે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી કોઇવાર લાંબી ચાલી, જમીનપર મૂળ મુકતી જાય છે. તે ફીકાસલેતા લીલા રંગની, લીસી, ચળતી, સુતળી જેવી જાડી અને ચોરસ ચાર ધારવાળી હોય છે. શાખાઓ સામસામી, અથવા વખતે પત્રકોણમાંથી એક પણ નીકળેલી હોય છે. લાંબા રોપામાં શાખા કવચિતજ નીકળેલી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તેને ડીટડી હોતી નથી. તે બન્ને છેડે સાંકડાંથતાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તેની ઉપરની સપાટી ફીકા લીલા રંગની અને નીચેની પણ ધણુંકરી તેવીજ હોય છે. પાનમાં ત્રણ ઉભી નસો આવેલી હોય છે. જે પાનની નીચેની બાજુએ બહાર નીકળતી સ્પષ્ટ દેખાતી હોય છે. પાન ૧ થી ૩ ઈંચ લાંબાં અને ½ ઈંચથી ¾ કે લગભગ ૧ ઈંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટીપર સૂક્ષ્મ સફેદ બિંદુઓ **આઇગ્લાસમાં** જોવાથી દેખાય છે.

**ફૂલ**–પત્રકોણમાં ત્રણ ત્રણ આવેલાં હોય છે, એટલે બે પાનની જોડી વચ્ચે તે છ દેખાય છે. ફૂલ ધોળાં હોય છે. તે બપોરની વખતે પૂર્ણ ઉઘડે છે. તેનો વ્યાસ બે લાઇન જેટલો હોય છે. ફૂલની વાસ સેહેજ સુગંધિત પણ પાછળથી જરા દાહક લાગે છે.

**પુષ્પબાહ્યકોષ**–સૂક્ષ્મ પાંચ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો ફીકાસલેતા લીલા રંગનાં, ને તેની કોર ધોળા રંગની હોય છે. પત્રો ૧ લાઇન લગભગ લાંબાં અને પાંખડીઓ કરતાં ટુંકાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંખડીઓ ૫ હોય છે, તે નીચેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે, ને ઉપર તેના પાંચે છેડા છૂટા હોય છે. નળી ફીકાસલેતા લીલા રંગની અને છેડા ધોળા હોય છે.

**પુંકસરો**–૫ હોય છે. તે પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. તે પાંખડીથી ટુકાં હોય છે. તેના તંતુ ધોળા હોય છે, ને તેને તળિયે સૂક્ષ્મ છેડા નીકળેલા હોય છે. પરાગકોષ પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–પાંખડીની નળીની વચ્ચોવચ એક આવેલી હોય છે. તે પુંકેસરોથી વખતેજ સેહેજ ઉંચી હોય છે. ગર્ભાશય ૧ પોલવાળો, લંબગોળ, ઉભો ને લીલા રંગનો હોય છે. નલિકા ધોળા રંગની, ને તેપરનું મુખ જરા જાડું પીળાસલેતા લીલા રંગનું હોય છે.

**ફલ**–દરેક પત્રકોણમાં ત્રણ ફલ આવેલાં હોય છે. એટલે પાનની દરેક જોડીમાં ૬ ફલ આવેલાં દેખાય છે. ફલ પ્રથમ લીલા રંગનાં ને પાછળથી ભૂરા રંગનાં થઈ જાય છે. તે ૧ લાઇન લાંબાં ને $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ લાઇન પોહોળાં હોય છે. ફલને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ફલ સૂક્ષ્મ શીંગ જેવાં લંબગોળ હોય છે. તેની સપાટી ચળકતી ને ખડબચડી હોય છે. ફલમાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–સૂક્ષ્મ, ભૂરા રંગનાં ગોળાઈલેતાં હોય છે, તેની સપાટીપર બારીક બિંદુઓ જેવા ખાડાઓની બાનક હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક તથા કૃમિ, વાત, કફ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–મામેજવાનાં પાન વાટીને મરીની સાથે તાવવાળાને પવાય છે. મામેજવાનાં પાન તાવથી માથું ચઢ્યું હોય તો માથે બાંધવામાં આવે છે. મામેજવાનું અથાણું થાય છે. તે અજીર્ણ, કૃમિ, વાયુ, રક્તવિકાર વાળાને ઘણો ફાયદો કરે છે. મામેજવાની તાવવાળાને બાફ અપાય છે. મામેજવાનાં પાનનો કવાથ તાવથી થયેલ નબળાઇમાં શક્તિ માટે અપાય છે.

**૭–સ્થાનક**–મામેજવો ચોમાસે ઘણુંકરી સર્વ જગોએ ઉગે છે, તોપણ દરિયા કિનારા નજીક રેતાલ જમીનમાં અને ખડા ઉપર ઘણો ઉગે છે. એ૦ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–પોરબંદરના ખારવા લોકો મામેજવાનું અથાણું વિશેષ કરે છે, તે લોકો તેને અથાણાં માટે બજારમાં વેચે છે એટલુંજ નહિ પણ તેને સુકવી મુંબઇ વેચવા લઈ જાય છે.

---

## વર્ગ–(જેન્‌શિયેનેસી).

### નંબર. ૩૬૧

**૧–શાસ્ત્રીયનામ**–Erythræa Roxburgh.

દૃષ્ટાન્ત–H. IV. p. 102; N. p. 191; Watt; III. p. 268.

**૨–દેશીનામ**–ઝીણુંકરિયાતું (પો૦) + (ગુ૦); लहानकिरायत, लंटक (म०); खेतचिरायता, बारीक चिरायता (हिं०).

**૩–વર્ણન**–ઝીણકાં કરિયાતાંના રોપાઓ ચોમાસે ઘણા ઉગી આવે છે, તે ૨ થી ૪ ઇંચ, અથવા કોઇવાર દશેક ઇંચ જેટલા ઉંચા વધે છે. એની ડાંડી ચોધારી, ઘણીજ ટુંકી, અને સળી જેવી પાતળી હોય છે. એના થડમાં પાન જરા પોહોળાં અને $\frac{1}{2}$ થી ૧ ઇંચ લાંબાં થાય છે, પણ ડાંડીના જરા ઉપરના ભાગપર તે એથી નાહાનાં અને સાંકડાં હોય છે. એમાં પુષ્પ ધારણ કરનારી બબ્બે ફાંટાવાળી શાખા પ્રતિશાખાઓ નીકળેલી હોય છે, તેપર ગુલાબી રંગનાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. એનાં ફલ અને બીજ ઘણાં બારીક હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ–**
**૬–અને ઉપયોગ** }–એના રોપા કડવા હોવાને લીધે તે તાવ અને બીજાં દરદોમાં કરિયાતાંની જગોએ વપરાય છે.

**૭–સ્થાનક**–ખેતરોને શેઢે, વાડીઓની વાડ પાસે અને વિશેષ કરી જ્યાં વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવા ખાડાખાબોચીઆં કાંઠે, તેમજ નદી અને વોકળાઓ કાંઠે ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–કરિયાતાંની જાતની વનસ્પતિમાં સૌથી નાહાના રોપા આના થાય છે, માટે એને ઝીણકું કરિયાતું કહેતા હશે.

---

## વર્ગ–(જેન્‌શિયેનેસી).

### નંબર. ૩૬૨.

**૧–શાસ્ત્રીયનામ**–Canscora perfoliata.

દૃષ્ટાંત–H. IV. p. 104; N. p. 191; (Watt. II. p. 127. see Hooker No. 5, and Watt's No. 382, 383, 384 and 385).

**૨–દેશીનામ**–રાતુંકરિયાતું, (પો૦ + ગુ૦); लालकिरायता (म०).

**૩–વર્ણન**–રાતાં કરિયાતાંના છોડવા ૮ થી ૧૦ ઇંચ કે વખતે ૧ થી ૧$\frac{1}{2}$ ફુટ ઉંચા વધે છે. શાખાઓ

સુતળીથી પણ પાતળી, ઉપર જતાં બબ્બે ફાંટે નીકળેલી, પાન પાતળાં, ફૂલ સુંદર ગુલાબી રંગનાં નાહાનાં, અને ફલ સૂક્ષ્મ શીંગો જેવાં હોય છે.

**મૂળ**–ઘણાં નાહાનાં, ઝીણા રેસા જેવા ફાંટાવાળાં, ભૂરા રંગનાં, અને કડવા સ્વાદવાળાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ભૂરાસલેતા લીલા રંગની, ચોધારી, સુતળી જેવી અથવા તેથી પણ પાતળી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે.

**પાન**–સામસામાં, પાતળાં, ફીકા લીલા રંગનાં, લીસાં ૩ ઉભી નસો (નીચેનાં પાન વધારે પોહોળાં વખતે ૫ નસોવાળાં હોય છે.) વાળાં $\frac{1}{2}$ થી ૧$\frac{1}{2}$ ઈંચ લાંબાં, અને $\frac{1}{8}$ થી $\frac{1}{2}$ ઈંચ પોહોળાં હોય છે. તે ડાંડી કે શાખાના થડમાંથી નીકળેલાં હોય છે. એટલે તેઓને ડીટડી હોતી નથી. તે બન્ને છેડે સાંકડાં હોય છે. તેની વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી શાખા પ્રતિશાખાઓ પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તે ઘણી પાતળી લીસી અને બહુધા લીલાસલેતા રાતા રંગની હોય છે. પ્રતિશાખાના સાંધા પાસે ૨ પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ઘણીજ ટુંકી, પાતળી, અને ચોધારી હોય છે. તેને એક સૂક્ષ્મ પાન જેવું પુષ્પપત્ર હોય છે

**પુષ્પબાહ્યકોષ**–૪ પત્રોનો બનેલો હોય છે. અને તે $\frac{1}{4}$ ઈંચ લાંબો, તેનાં પત્રો તળિયેથી જોડાઈ જવાથી તે કોષ એક નળી જેવો બનેલો હોય છે, તેને મથાળે તેના ૪ દાંતા અણી જેવા દેખાતા હોય છે. એ કોષનો રંગ લીલો હોય છે, અને તેની બહારની બાજુ ઉભી બહાર નીકળતી નસો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–૪ પાંખડીઓનો બનેલો હોય છે. તેમાં ૩ પાંખડીઓ સ્પષ્ટ દેખાતી મ્હોટી હોય છે, તેનો રંગ ગુલાબી હોય છે. આ કોષનો વ્યાસ ૩ લાઇન જેટલો હોય છે. પાંખડીઓ તળિયે નળી જેવી થયેલી હોય છે, તે નળીનો રંગ અંદરથી પીળાસલેતો લીલો હોય છે. સ્પષ્ટ દેખાતી ફૂલની ૩ પાંખડીઓમાંથી ૨ જરા પોહોળી અને ૧ જરા સાંકડી હોય છે. ફૂલની નળીનું મુખ ધોળી કિનારવાળું હોય છે. પાંખડીઓનાં ટેરવાં બહુધા અંદર બેસતી ખાંચવાળાં હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે ફૂલની નળીની અંદર પાંખડીપર આવેલાં હોય છે. પરાગકોષ ફીકા કેસરીઆ રંગના સ્ક્રુની પેઠે અમળાએલા હોય છે. તે ફૂલની નળીથી જરા ઉંચા દેખાતા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય લાંબો, લીલો, અને લીસો હોય છે. નલિકા ગુલાબી રંગની હોય છે. તે સાંકડી પાંખડી તરફ નમતી, અને પરાગકોષથી જરા ઉંચી હોય છે. તેના મુખના બે છેડા સામસામા પસરાયલા હોય છે, તેપર ધોળી રૂંવાટી હોય છે.

**ફલ**–$\frac{1}{3}$ ઈંચ લાંબાં, અને તેમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ અને ૬–ઉપયોગ**—કરિયાતાંને મળતા છે.

આ કરિયાતું સારક, શક્તિ આપનાર, ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે. તેમજ તે જ્ઞાનતંતુ, ને ભેજાંની નબળાઇમાં એને વાટીને દૂધ અને મરીની અંદર મેળવી પવાય છે

**૭–સ્થાનક**–એના રોપા, પાણી ભરાઈ રહેતું હોય એવી જગોએ, નદી અને વોકળાઓના કાંઠાની કોતરોમાં વિશેષ જોવામાં આવે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

(આ સ્વસ્થાનમાં તે કંડોરણાઠાંસા પાસે મીણસાર નદીને કાંઠે, તેમજ પારાવાડા ગામ પાસે વરતુ નદીને કાંઠે બહુ જોવામાં આવે છે).

**૮–વિશેષ વિવેચન**–એના છોડવાનો ઉપરનો ભાગ લાલ કે ગુલાબી હોય છે માટે એને **રાતું કરિયાતું** કહેતા હશે

---

## ૫૮–N. O. BORAGINEÆ.

## વર્ગ–બોરેજિની–ગુંદી, ઉંધાફુલી અને કારબાશનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહાના છોડવા, ઝાડવાં અને વૃક્ષો થાય છે. આ વર્ગની વનસ્પતિ ઉપર બહુધા સફેદ સખ્ત વાળની રૂંછાળ આવેલી હોય છે, તેને લાધે તેનાં પાન વગેરે ખરસટ લાગે છે. પાન આંતરે કે વખતે સામસામાં આવે છે. ઉપપાન હોતાં નથી. પુષ્પ ધારણ કરનારી સળીઓ ઘણુંકરી વીંછીની પુંછડીની માફક કે હાથીની સૂંઢની માફક વાંકી વળેલી હોય છે. પુ૦ બા૦ કોષ અધઃસ્થાયી, તેનાં પત્રો ૪ થી ૮ ઘણુંકરી કાયમી રહે છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ પણ ૪ થી૮ અવિભક્ત, તેની નળીની અંદર બહુધા વાળ, કે વાળ જેવાં કડપલાં, કે ભીંગડાં હોય છે. પુંકેસરો પાંખડી જેટલાં ને પાંખડીપર આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, બે પોલવાળો, દરેક પોલમાં (૧ થી) બે આદિબીજ, અથવા ૪ પોલવાળો અને દરેક પોલમાં અક્કેકું આદિબીજ હોય છે. નલિકા સાદી અથવા બે કે ચાર ફાંટાઓવાળી હોય છે. ફલમાં બે કે ચાર બીજ જેવાં બીજડાં (nutlets) હોય છે. બીજ ઘણુંકરી પાતળી છાલવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં વિશેષ કરી ગુંદર જેવો ચીકણો પદાર્થ રહેલો હોય છે. અથાણાં માટે વખણાયલાં ગુંદાં (Cordia mixa)નાં ફલનાં ઝાડો આ વર્ગનાં છે.

આ વર્ગની વનસ્પતિ ઉપલેક, મૂત્રલ, અને ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે.

## વર્ગ-(બોરેજિની).

### નંબર ૩૬૩.

**૧-શાસ્ત્રીયનામ**-Cordia monoica.

દૃષ્ટાન્ત-H. IV. P. 137.

**૨-દેશીનામ**-કઠગુંદી, કરપતિ ગુંદી (પો૦ + ગુ૦); भोंकरी (म०); विंडा (हिं०).

**૩-વર્ણન**-કઠગુંદીનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં મ્હોટી ડાળો થોડી પણ નાહાની નાહાની ઘણી આડી અવળી શાખાઓ હોય છે. પાન આંતરે આવેલાં, અને ગુંદાનાં પાનથી નાહાનાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટી ખરસટ હોય છે. તેમાં ઉભી ત્રણ નસો હોય છે. તેનાં ટેરવાં ઘણુંકરી બુઠ્ઠાં કે અણીવાળાં હોય છે. ડીટડી ગોળ અને ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે. પાન શિયાળે ખરી જાય છે, અને ઉન્હાળે પાછાં આવે છે. ફૂલ ઉન્હાળે આવી ફલ ચોમાસે પાકે છે.

પુષ્પ ધારણ કરનારી સળીઓ વિભાગિત હોય છે. તે કોમળ શાખાઓના ગાળામાંથી અથવા તેને છેડે ગુચ્છાની પેઠે આવેલી હોય છે. ફૂલ ધોળાં, સુવાસિત, અને એક કે દ્વિજાતીય અથવા બહુજાતીય હોય છે. પુ૦ બા૦ કોપ અવિભક્ત પત્ર ૫; પુ૦ અભ્ય૦ કોપ અવિભક્ત પાંખડી ૫; પુંકેસરો ૪ થી ૫; સ્ત્રીકેસર ૧. ફલ પાકે છે ત્યારે પીળા રંગનું થઈજાય છે. તે લીસું, ચળકતું અને મથાળે અણીવાળું હોય છે. તેમાં ગુંદાં જેવો ચીકણો રસ અને ઠળિયો હોય છે. ઠળિયામાં ૪ ખંડ હોય છે, પણ તેમાંથી માત્ર એકજ ખંડમાં એક બીજ પાકે છે.

**૪-ઉપયોગીઅંગ**-છાલ, પાન, ફૂલ અને ફલ.

**૫-ગુણદોષ**-ઉપલેપક, રોપક, ચિરગુણકારી પૌષ્ટિક, અને ગ્રાહી.

**૬-ઉપયોગ**-કઠગુંદીનાં પાનને છાંયડે સુકવી તેનો ભૂકો અને કાઢો સાકરની સાથે સંગ્રહણી અને પ્રમેહ ઉપર અપાય છે. ફૂલ અને કાચાં ફલ સાકર સાથે પેશાબની બળતરામાં ખવરાવાય છે. સુકાં ફલનો કાઢો બીજી દવાઓ સાથે ચિરગુણકારી પૌષ્ટિક ઠેકાણે વપરાય છે. ગુગળ અને કઠગુંદીનાં ફલની સમભાગ ચણા જેવડી ગોળી કરી ઘી સાથે કંઠમાળા અને નાસુરવાળા દરદીને અપાય છે. એનાં ફલનું કેટલાક લોકો અથાણું અને શાક કરે છે. અંતર છાલના ઉકાળાને દૂધમાં મેળવી તેમાં ૩ અગર ૪ પડું બોળી રતવાના સોજા ઉપર તે મેલવામાં આવે છે. કઠગુંદીની છાલમાંથી રેસા નીકળે છે તેની દોરી બનાવવામાં આવે છે. લાકડું હલકું ને પોચું થાય છે. તે બલતણના કામમાં વપરાય છે.

**૭-સ્થાનક**-વાડીઓની વાડ અને બાગોમાં વગર વાવે ઉગે છે.

એ કચ્છ, કાઠિયાવાડ અને દક્ષિણમાં થાય છે.

**૮-વિશેષવિવેચન**-એનાં પાન અને ફલ ગુંદાનાં કરતાં નાહાનાં અને કઠ્ઠણ થાય છે. માટે એને કદાચ **કઠગુંદી** કહેતા હશે. **કરપતી (ગુંદી)** એ નામ સ્થલપદ, તલપદ ઉપરથી **કરપત** અપભ્રંશ થએલ હશે જેનો અર્થ **ખાસ અહિંનું** અથવા જ્યાં થતું હોય ત્યાંનું એવો થાય છે.

---

## વર્ગ-( બોરેજિની ).

### નંબર. ૩૬૪.

**૧-શાસ્ત્રીયનામ**-C. Rothii.

દૃષ્ટાંત-H. IV. p. 138; N. p. 194; Watt. II. p. 565; ૩૦ નિ૦ પા૦ ૪૨૦.

**૨-દેશીનામ**-લીયારગુંદી, ગુંદી ( પો૦+ગુ૦ ); गोंदनी (म०); गोंदी (हिं०); लघुश्लेष्मातक (सं० ).

**૩-વર્ણન**-લીયારગુંદીનાં ઝાડો ૧૫ થી ૩૦ ફીટ જેટલાં ઉંચાં થાય છે. તેની શાખાઓ લાંબી અને બહુધા સીધી વધે છે. પાન લાંબાં અને સાંકડાં હોય છે. ફૂલ નાહાનાં, ધોળાં અને નેવરીનાં ફૂલ જેવી સુવાસિત વાસવાળાં હોય છે. તે ફાગણમાસમાં આવી ફલ ભરઉન્હાળે ચૈત્ર વૈશાકમાં પાકે છે.

સાધારણ રીતે આ ઝાડનું થડ આડું ટેઢું, અને તે પરની છાલ ખડબચડી અને ભૂરા રંગની હોવાથી એ ઝાડ સુંદર દેખાતું નથી. પણ એમાં જ્યારે કેસરીઆ રંગનાં ફલના ઝુમખા ઝુકી રહેલા હોય છે, અને તે ખાવાને કોયલ, સુડા, લેલાડી, કાબર અને બુલબુલ આદિ પક્ષિયો એની ઝુકતી કોમળ શાખાઓ ઉપર બેસી પોતાના ભારથી તેને વધારે ઝુકાવી રહેલાં હોય છે, ત્યારે એનો દેખાવ ઘણો મનોહર અને અજાયબ જેવો લાગે છે.

**મૂળ**-ઉંડી જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. અને છીછરી કે કાદીવાળી જમીનમાં તેનું ખીલામૂળ થોડું જમીન પ્રમાણે ઉંડું બેસી તેમાંથી બીજા ફાંટાઓ નીકળી ચોતરફ ફેલાય છે. તે કોઇ કોઇવાર ૫૦ થી ૧૦૦ ફીટ લાંબા હોય છે. મૂળ ૪ ઇંચિથી ૧ ફુટ જાડું હોય છે. તેનું લાકડું ઘણું કઠ્ઠણ હોય છે. તે વચમાં રાતા કે કાળા સારવાળું, અને બાજુએ ધોળું હોય છે.

અંતરછાલ ધોળી અને લાંબા રેસાવાળી હોય છે. બહારની છાલ રતાસલેતા રંગની અને સૌથી ઉપરની ફોતરી જાડી, ખડબચડી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. છાલ ઉખેડતાં અંતરછાલ અને મૂળનું લાકડું લીસાં, ચળકતાં, ચીકણાં અને ધોળા રંગનાં દેખાય છે. પણ થોડીવારમાં તે રાતાં થઇ જાય છે. છાલની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો તૂરો ને ફીકો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–થડ ૩ થી ૬ કે ૧૦ ફીટ ઉંચું વધે છે. તે ૪ ઇંચથી ૧½ કે ૨ ફીટ વ્યાસનું થાય છે. થડની ઉપર અથવા પાસેથી જાડી શાખાઓ નીકળે છે. થડ તેમજ જાડી શાખાઓની ઉપરની છાલ ભૂરા રંગની, ખડબચડી, અને તેપર ઉભા ને આડા ઉંડા ચીરા પડેલા હોય છે. ને અંતરછાલ મજબૂત રેસાવાળી હોય છે. વચેનું પાકું લાકડું ઘણું કઠ્ઠણ અને રાતા ભૂરા કે કાળા સારવાળું હોય છે. પણ બાજુનું લાકડું જરા નરમ હોય છે. કોમળ શાખાઓ ભૂરા રંગની, ખરસટ, અને તે ઉપર સફેદ કે ભસ્મી રંગનાં છાપાં હોય છે. અતિ કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર વખતે સૂક્ષ્મ રૂંછાળ હોય છે.

**પાન**–સામસામાં તોપણ જરા આંતરે આવે છે. પાનની ડીટડી ⅛ ઇંચથી ⅜ ઇંચ લાંબી હોય છે. તેની ઉપરની બાજુ છીછરી પોહોળી નીક હોય છે, અને તેપર ભૂરી રૂંછાળ આવેલી હોય છે. પાન ઘણુંકરી એડોળ હોય છે. તે એકસરખી લંબાઇ કે પોહોળાઇનાં હોતાં નથી. એક જોડીમાં વખતે એક પાન લાંબું અને પોહોળું, તો બીજું ટુંકું ને સાંકડું હોય છે. પાનને જીવાત જલદી લાગે છે. તેથી કેટલાંક પાન ખવાઇને એડોળ થઇ ગયેલાં હોય છે. તોપણ સરેરાસ પાનની લંબાઇ ૧ થી ૫ ઇંચ અને પોહોળાઇ ¾ થી ૧ કે ૧½ ઇંચ જેટલી હોય છે. તે ડીટડી પાસે સાંકડાં અને મથાળાં તરફ પોહોળાંથતાં હોય છે. મથાળાં બુઠ્ઠાં અથવા જરા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. પાનનો રંગ ઉપરથી લીલો ને નીચે સહેજ ફીકો હોય છે. ઉપરની સપાટી અને નીચેની નસો ચળકતી હોય છે. બન્ન સપાટી ખરસટ અને તેનાપર સહેજ રૂંછાળ હોય છે, પણ નીચેની સપાટીપર નસોના ખૂણાઓમાં સફેદ લાંબી રૂંછાળ સ્પષ્ટ દેખાતી હોય છે. પાન સુકાયા પછી વધારે ખરસટ લાગે છે. પાનને રોશની તરફ રાખી **આઇગ્લાસમાં** જોવાથી તેની અંદરનું જાળીકામ ઘણું સુંદર અર્ધપારદર્શક દેખાય છે. પાન સ્વાદે ઘણાં ચીકણાં અને તૂરાં લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી વિભાગિત સળીઓ તોરાની પેઠે નીકળે છે. તે પીળાસલેતા લીલા રંગની હોય છે. તેનાપર ભૂરી રૂંછાળ આવેલી હોય છે. ફૂલની ડીટડી ઘણી ટુંકી, અને વ્યાસ ⅙ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–$\frac{1}{10}$ ઇંચ લાંબો, પીળાસલેતા લીલા રંગનો ને નીચેથી જોડાયલો હોય છે. તેનાપર સૂક્ષ્મ રૂંછાળ આવેલી હોય છે. તેનાં મુખ પાસે પાતળા, સૂક્ષ્મ ચાર કે વધારે દાંતા દેખાતા હોય છે. ફૂલ જેમ જેમ પાકવા ને મ્હોટું થવા માંડે છે તેમ તેની સાથે આ કોષ પણ લીસો, ચળકતો અને પોહોળો થતો જાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ઘણુંકરી ૪ હોય છે. તે પુ૰ બા૰ કોષ કરતાં લાંબી હોય છે. તે નીચેથી જોડાયલી ને ઉપર તેના ચારે છેડા જૂદા, અને પાછળ વળેલા હોય છે.

**પુંકેસરો**–૪ ધોળા રંગનાં, પાંખડીના છેડા જેટલાં લાંબાં ને તેથી આંતરે આવેલાં હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલાસલેતા પીળા રંગનો ને ચળકતો હોય છે. નલિકા ચાર ફાંટાવાળી, અને પુંકેસરો જેટલી લાંબી હોય છે.

**ફલ**–અડધાં કે તેથી કંઇક ઓછાં પુ૰ બા૰ કોષમાં ઢંકાયલાં હોય છે. તે ૩ લાઇનથી ⅛ ઇંચ લાંબાં ને તેથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. તેનું ટેરવું સાંકડું-થતું, અને મથાળે કાળી અણીવાળું હોય છે. તે કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં, લીસાં અને તેપર સફેદ છાંટણાંની બાનક હોય છે. અને પાકે છે ત્યારે પુ૰ બા૰ કોષ તરફ જરા સાંકડાં, ને ટેરવાં તરફ પોહોળાં, અને રંગે પીળાં થઇ જાય છે. તેની છાલ પાતળી હોય છે. તે જરા દાબવાથી તેમાંથી ઠળિયો રસસોતો બહાર નીકળી આવે છે. એ રસ ઘણો જ ચીકણો, જરા મીઠો, અને પીળા રંગનો હોય છે. ઠળિયો રંગે ભૂરાસલેતો પીળો હોય છે. તેની સપાટી ખડબચડી હોય છે. તેપર બે સ્પષ્ટ દેખાતી અને બે જરા ઝાંખી એમ ચાર ધાર હોય છે. તેને તળિયે અને ટેરવે નાહાના ગોબા હોય છે. જેમાં સફેદ રેસા આવેલા હોય છે. એ ઠળિયામાં ચાર ખંડ હોય છે. તે દરેક ખંડમાં નીયમ પ્રમાણે અક્કેકું બીજ હોવું જોઇએ, પણ ઠળિયો ભાંગતાં તેમાંથી ઘણુંકરી એકજ બીજ નીકળે છે. તેપરથી જણાય છે કે, તેના બાકીના ત્રણ ખંડ અધુરા રહી જાય છે.

**બીજ**–નરમ, ધોળા રંગનું, ને છીણેલાં કોપરેલ તેલ જેવું દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહિ, કફઘ્ન અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–મૂળ અને ડાંડીની છાલ તેમજ પાન, ફૂલ અને ફલનો કાઢો પ્રમેહ અને સંગ્રહણી ઉપર આપવામાં આવે છે. મોઢું પાકયું હોય તો એના કાઢાના

કોગળા કરાવાય છે. એનાં પાન વાટીને ગુંબડાં અને ચાંદાં ઉપર લગાડવામાં આવે છે. એનાં સુકાં પાનનો કાઢો તેમજ ભૂકી સાકર અગર મધની સાથે ઉધરસ અને ક્ષયમાં અપાય છે. એનાં પાન ઉંટ અને બકરાંનો મુખ્ય ચારો છે. એનાં પાન છપ્પનિયા દુકાળ વખતે ઢોરોના ચારા તરીકે ઉપયોગમાં આવતાં હતાં. એટલુંજ નહિ પણ એનાં સુકાં પાનની કાંજી કરી ઘણાં ગરીબ લોકો પીતાં હતાં. એનાં કાચાં ફલને સુકવી તેની ભૂકી અગર કાઢો પેશાબના દરદોમાં વપરાય છે. એનાં પાકાં ફલ કોયલ બુલબુલ આદિ બીજાં પક્ષિઓ, તેમજ છોકરાંઓ, અને ગરીબ લોકો ઘણાં ખાય છે. પણ ફલ ઝાઝાં ખાવાથી વખતે પેટપીડ થાય છે. આ ગુંદીમાંથી ગુંદર નીકળે છે. તેનો બાવળના ગુંદર સાથે ભેળ થાય છે. એની છાલમાંથી ઘણા મજબૂત રેસા નીકળે છે. તેના ખેડુલોકો દોરડાં, બળદનાં જોતર અને રાસ આદિ બનાવે છે. આ ગુંદીનું લાકડું બીજાં તમામ જાતનાં ગુંદાનાં ઝાડનાં લાકડાં કરતાં ઘણું કઠણ અને કાળા સારવાળું હોય છે. તે ખેડુલોકોને વરણ અને ખેતીનાં ઓજારો બનાવવાના કામમાં આવે છે. એનું લાકડું ઘણું ટકાઉ અને સારૂં પાલીસ થઈ શકે તેવું હોય છે. તેથી એમાંથી ઘરશૃંગારની પણ કેટલીક ચીજો બનાવવામાં આવે છે.

**૭–સ્થાનક**–વાડીઓની વાડોમાં અને કોઈ કોઈવાર કંટાળા અને બાવળનાં જાળાંઓમાં એનાં ઝાડ ઉગેલાં જોવામાં આવે છે.

એ સિંધ, પંજાબ, કચ્છ, કાઠિયાવાડ, મલબાર અને હરદ્વારમાં થાય છે.

એનાં ટકાઉ લાકડાં અને મીઠાં ફલને લીધે ઘણા લોકો એનાં ઝાડો પોતાના વાડાઓમાં વાવે છે.

**૮–વિશેષ વિવેચન**–આ ગુંદીનાં ફલને **લીયાર** કહે છે. તે ઉપરથી એનાં ઝાડનું **લીયારગુંદી** નામ પડેલું હશે.*

આ સ્વસ્થાનમાં જોકે ગુંદીનું લાકડું કીમતી ગણાય છે તોપણ જે દેશોમાં સાગ અને બીજાં ઈમારતી ઝાડો ઘણાં મ્હોટાં થાય છે ત્યાં ઘરના વરોણમાં ગુંદીનું લાકડું વપરાતું નથી. કેમકે તે હલકું ગણાય છે. તે વિષે **વૈતાલભટ્ટ** ગુંદીને ઉદ્દેશીને કહે છે કેઃ–

"ગુંદી છપરપર ચઢત, સાગકો કોન કટાવત;
ખરસે હોત સંગ્રામ, તુરીકો કોન ખવાવત;
કાગદકા પોપટ પઢત, પોપટકો કોન પઢાવત;
બેસ્યાસેં હોત ઘરબાર, સુકર્મી કોન ઘર લ્યાવત;
લસનસે હોત મુખવાસ, એલચી કોન ચવાવત;
બૈતાલ કહે સુન વિક્રમા,
જો કુપુતસેં સરત સુકાજ, સુપુતકો કોન સંભારત." ૧

* આ સ્વસ્થાનમાં સાગનાં ઝાડો થતાં નથી, અને બીજાં ઈમારતી લાકડાનાં ઝાડો પણ જુજ અને નાહાનાં થાય છે. સાગનાં ઝાડ આ સ્વસ્થાનનાં રાણાવાવ રક્ષિત જંગલમાં બોકડ કેડીની ઉપર નગારીઆ ડુંગરની છાવડમાં થોડાં વાવવામાં આવેલાં છે. તે શિવાય તે બરડા ડુંગરમાં કયાંઈ પોતાની મેળે ઉગતાં જોવામાં આવતાં નથી. તેથી લીયારગુંદીનું લાકડું અહિંના ખેડુલોકો ખેતીનાં તમામ ઓજારો બનાવવામાં વાપરે છે. અને એને અહિંના સુતાર લોકો **પોરબંદરી સાગ** કહે છે. કેમકે આ ગુંદીનું લાકડું તેઓને સસ્તું અને સહેલાઇથી મળી શકે છે.

---

## વર્ગ–( બોરેજિની. )

### નંબર ૩૬૫.

**૧–શાસ્ત્રીયનામ**–C. Perrottetii.

દૃષ્ટાન્ત–H. IV. p. 138.

**૨–દેશીનામ**–અડબાઉગુંદી (પો+ગુ૦).

**૩–વર્ણન**–આ ગુંદીનાં ઝાડવાં ૪થી ૬ ફીટ ઉંચાં થાય છે. એનું થડ અથવા ડાંડી ભાગ્યેજ હાથના કાંડા જેવી જાડી થાય છે. પણ વિશેષ કરીને એમાંથી પાતળી શાખાઓ નીકળેલી હોય છે. કોમળ શાખાઓપર ધોળી રૂંછાળ આવેલી હોય છે. પાન સામસામાં અથવા સહેજ આંતરે આવેલાં હોય છે. તે વખતે એકજ ગ્રંથીપરથી બે ત્રણ ભેગાં નીકળેલાં હોય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે સાંકડાં અને મથાળે પોહોળાં હોય છે. મથાળે કોઇવાર થોડા દાંતા આવેલા હોય છે. પાનની બન્ને સપાટી ખરસટ અને તેનાપર રૂંછાળ આવેલી હોય છે. ફૂલ, ફલ **લીયારગુંદી** જેવાં પણ તેથી નાહાનાં હોય છે.

એનાં પાન, ફૂલ, ફલનો ઔષધીય ઉપયોગ લીયારગુંદીની પેઠે થઇ શકે છે.

એ હિંદુસ્થાનના દક્ષિણ ભાગમાં થાય છે. *

---

## વર્ગ–( બોરેજિની. )

### નંબર ૩૬૬.

**૧–શાસ્ત્રીયનામ**–Ehretia lævis.

દૃષ્ટાન્ત–H. IV. p. 141; N. p. 195; Watt. III. p. 203.

**૨–દેશીનામ**–વઢવારડી, વેઢીગાળો (પો૦+ગુ૦); दात्रांग (મ૦); चमरार (हिं०); कलेशकारिका (सं०).

**૩–વર્ણન**–વઢવારડીનાં ઝાડ ૫ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. એનું થડ ૪ થી ૮ ઈંચ જાડાઈનું હોય છે.

* આ ગુંદીનાં ઝાડવાં **રાજવાડી**ના ખડામાં અને કંટાળા વગેરેનાં જાળાંઓમાં કાદીવાળી જમીનમાં ઉગે છે. અને ઘણીવાર આ ઝાડ કંટાળાઓનાં ઝાડવાંની વચમાં ઉગેલાં જોવામાં આવે છે.

એમાં જાડી શાખાઓ થોડી અને નાહાની ઘણી નીકળેલી હોય છે. પાન કઠગુંદી જેવાં, ફૂલ ફીકા જાંબુડા રંગનાં, ને ફલ ગોળ, મરીના દાણા જેવડાં હોય છે. ફૂલ વૈશાક જેઠ માસમાં આવે છે.

**મૂળ**–બહારથી ફીકા ભૂરા કે કાળા ભૂરા રંગનું ને અંદરથી સફેદ હોય છે. પણ તેને કાપ્યા પછી તરતજ તેનો રંગ તપખીરીઓ થઇ જાય છે. ને પાછળથી કાળાસ પકડે છે. તેની છાલ જરા જાડી, પોચી અને બટકણી હોય છે. તેની વાસ જરા ખાટી અને સ્વાદ તૂરો ને ચીકાસલેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ભૂરા કે ભસ્મી વર્ણા હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર ભૂરા કે તપખીરીઆ રંગની રૂંછાળ અને રજ આવેલાં હોય છે. છાલ રેસાવાળી, મજબૂત ને ચીવટ હોય છે. લાકડું કઠ્ણ અને મજબૂત થાય છે,

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ડીટડી પાસે સાંકડાં, વિષમકોરવાળાં, અને ઉપર જતાં ટેરવાં પાસે પોહોળાં હોય છે. ટેરવાં ગોળાઇલેતાં બુઠ્ઠી અણી અથવા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ¾ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પણ નીચેની સપાટી ઉપરની કરતાં વધારે ચળકતી હોય છે. આ બન્ને સપાટી જરા ખરસટ હોય છે. ઉપરની સપાટીપર જુજ, અને નીચેનીપર ધોળી રૂંછાળ વિશેષ હોય છે. તેની કોરપર વખતે ટેરવાં પાસે છીંછરા દાંતા હોય છે. મ્હોટાં પાનની પાછળની બાજુ પણ કોમળ પાનની બન્ને બાજુ ભૂરી રૂંછાળ અને રજ આવેલાં હોય છે.

**ફૂલ**–જુની શાખા અને પાન ખરી ગએલાં હોય છે, તેના ઝાડપર રહેલા અવશેષમાંથી ઘણુંકરી નવી શાખા નીકળી, તે શાખાને છેડે જરા સુવાસિત ફૂલોની ઝુમખીઓ આવે છે. પુષ્પ ધારણ કરનારી સળી બબ્બે ફાંટાવાળી ૧ થી ૨ ઇંચ લાંબી ને તેપર ભૂરી રૂંછાળ ને રજ હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૨ લાઇન લાંબી અને તેનાપર પણ ભૂરી રૂંછાળ અને રજ આવેલાં હોય છે. ફૂલનો વ્યાસ ૩ થી ૩½ લાઇન જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–અવિભક્ત ૫ પત્રોવાળો હોય છે. તેના પાંચે પત્રોના દાંતા મથાળે જૂદા દેખાતા હોય છે. અને તે દરેક દાંતાની કોરપર જરા લાંબી ધોળાસલેતી રૂંછાળ આવેલી હોય છે. તે લીલા રંગનો, ભૂરી રૂંછાળવાળો, અને ½ લાઇન લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫, તે અવિભક્ત હોય છે. તેના પાંચે છેડા મથાળે છૂટા દેખાતા હોય છે. ફૂલની નળી ૧½ લાઇન લાંબી હોય છે, અને તેના છેડા તેટલાજ લાંબા ને ¾ લાઇન પોહોળા, અને તેની કોર જરા પાછળ વળેલી હોય છે.

**પુંકેસર**–૫ હોય છે. તે ફૂલની નળીની અંદર બેઠેલાં, ને તેનાં મુખથી ઉંચાં વધેલાં દેખાતાં હોય છે. તંતુઓનો રંગ નીચે ફીકો જાંબુડો ને ઉપર ઘેરો હોય છે. પરાગકોષ પીળા રંગના તંતુની બારીક અણીપર અધવચથી ધરાયલા હોય છે.

**સ્ત્રીકેસર**–ફૂલની વચ્ચોવચ એક હોય છે. ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો, લીસો, ચળકતો ને ઉભો, બે પોલવાળો હોય છે. નલિકા ફીકા જાંબુડા રંગની, નરકેસરતંતુથી સહેજ ટુંકી, ને તેથી જરા જાડી ને મથાળે બે લુંગળી જેવા છેડાવાળી હોય છે. નલિકાગ્રમુખ આ છેડાને મથાળે સૂક્ષ્મ ગોળાઇલેતાં આવેલાં હોય છે.

**ફલ**–ગોળાઇલેતાં, મથાળે બેઠેલાં ૧ થી ૪ ઠળિયા અને બીજવાળાં હોય છે.

**બીજ**–બીજ સૂક્ષ્મ ધોળા રંગનું તેલીયું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–એનાં મૂળની છાલનો કાઢો સંધિવા અને વિસ્ફોટકમાં અપાય છે. પાનનો ઉકાળો સાકર સાથે પ્રમેહવાળાને પાય છે. ફલ છોકરાં અને પક્ષિયો ખાય છે. અંતરછાલમાંથી રેસા નીકળે છે, તેની દોરી બનાવવામાં આવે છે. છપ્પનિયા દુકાળની વખતે એનાં પાન ઢોરને ખવરાવવામાં આવતાં હતાં. એનું લાકડું ઘણું મજબૂત અને ટકાઉ હોય છે. તેથી તે ખેતીવાડીના ઓજાર બનાવવાના કામમાં અને ઘરનાં વરણ ઠેકાણે વપરાય છે. ફૂલ અને કાચાં ફલ રંગમાં વપરાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં આ ઝાડ વિશેષ જોવામાં આવતાં નથી. પણ રાજવાડી અને બીજી વાડીઓની વાડમાં તેમજ થોર કંટાળાનાં જાળાંઓમાં છૂટાં છવાયાં ઉગેલાં હોય છે.

એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એમ માનવામાં આવે છે કે આ ઝાડનું લાકડું જેના ઘરમાં જાય ત્યાં વઢવાડ કરાવે છે, માટે એનું નામ **વઢવારડી** પડયું છે. **વેઢીગાળો** એટલે વઢીને ગાળો આપવી.

---

## વર્ગ–( બોરેજિની ).

### નંબર ૩૬૭.

**૧–શાસ્ત્રીયનામ**–E. obtusifolia.

દૃષ્ટાન્ત–H. IV. p. 142; Watt. III. p. 204.

૨-દેશીનામ-બુટ્ટાં પાનની વઢવારડી, નાહાની વઢવારડી (પો+ગુ૰).

૩-વર્ણન-નાહાની વઢવારડીનાં ઝાડવાં ૩ થી ૫ ફીટ જેટલાં ઉંચાં થાય છે. તેનાં પાન વઢવારડીથી નાહાનાં અને તળિયે ઘણાં સાંકડાં અને વિશેષ રૂંછાળવાળાં હોય છે. પુષ્પધારણ કરનારી સળી અને ફૂલ વઢવારડી કરતાં જરા મ્હોટાં હોય છે. એનાં ફલમાં વિશેષ રસ હોય છે.

એનો ઉપયોગ વઢવારડી પ્રમાણે છે.

આ સ્વસ્થાનની રાજવાડી અને આદિત્ત્યાણાં જંગલના ખડામાં કાદીવાળી જમીનમાં વિશેષકરી નાહાની વઢવારડી ઉગતી જોવામાં આવે છે.

એ કાઠિયાવાડ, સિંધ અને પંજાબમાં થાય છે.

**વિશેષવિવેચન**-એનાં ઝાડ વઢવારડી જેવાંજ પરંતુ તેથી નાહાનાં થાય છે માટે એને **નાહાનીવઢવારડી** કહે છે.

---

## વર્ગ-(બોરેજિની).

### નંબર. ૩૬૮.

**૧-શાસ્ત્રીયનામ**-Coldenia procumbens.

દૃષ્ટાન્ત-H. IV. p. 144; N. p. 195; Watt. II. p. 502.

**૨-દેશીનામ**-બાસરીયો ઓખરાડ (પો+ગુ૰); त्रिपंखी (म+हिं॰); त्रिपक्षि (सं॰).

**૩-વર્ણન**-આના વાર્ષિક છોડવા ½ થી ૧ કે ૧½ ફીટ લાંબા થાય છે. તે ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. એના આખા છોડવાપર ઘણી રૂંછાળ આવેલી હોય છે. એની ડાંડી સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી, અને શાખાઓ સુતળી જેવી પાતળી થાય છે. પાન આંતરે આવેલાં હોય છે. તેપર ઘણી રૂંછાળ અને કરચલી હોય છે. પાન ડીટડી પાસે જરા સાંકડાં, વિષમ કોરવાળાં, અને મથાળે પોહોળાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં હોય છે. તેની કોરપર સૂક્ષ્મ દાંતા હોય છે. પત્રકોણમાં ધોળા રંગનું એકેક સૂક્ષ્મ ફૂલ આવેલું હોય છે. પુ૰ બા૰ કોષ પત્રો ચાર; પુ૰ અભ્ય૰ કોષની પાંખડીઓ જોડાઇને ગરણી જેવી થયેલી હોય છે. પુંકેસરો ચાર પાંખડીની નળીપર આવેલાં હોય છે, સ્ત્રીકેસર ૧ ઉર્ધ્વસ્થાયી ને ચાર પોલવાળી, અને નલિકા દ્વિવિભાગિત હોય છે. ફલ ચાર સૂક્ષ્મ બીજડાં (nutlets) નું બનેલું હોય છે. તે તળિયે પોહોળું ને મથાળે અણીયતું હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-શોથઘ્ન.

૬-ઉપયોગ-એના આખા છોડવા સુકાવી તેની ભસ્મ કરી તેલમાં મેળવી ઢોરનાં ચાંદાં અને ભાઠાંઓ ઉપર અહીંના ખેડુતો ચોપડે છે. એના છોડવા સુકાવીને મેથીનાં બીજ સાથે વાટી, ઉનાં કરી સખ્ત ગુંબડાંપર બાંધવાથી તેને પકાવી તરત ફોડી નાખે છે. એનાં પાન વાટીને સંધિવાના સોજાપર ચોપડવાથી આરામ થાય છે.

**૭-સ્થાનક**-વરસાદનું પાણી શિયાળે સુકાતું હોય એવા ખાડા ખાબોચીઆં, ઘેડ, અને તળાવ કે નદી કાંઠે ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષવિવેચન**-એના છોડવા ઓખરાડની પેઠે ભીની જગામાં ઉગે છે. **બાસર** નામની જમીનમાં ભેજવાળાં ખેતરોમાં એ વધારે જોવામાં આવે છે માટે એને અહિંના લોકો **બાસરીઓ ઓખરાડ** કહે છે. એનું મરાઠી અને હિંદી નામ **ત્રિપંખી** એ સંસ્કૃત त्रिपक्षि ઉપરથી પડેલું જણાય છે. એના છોડવા શિયાળે ઉગી ઉન્હાળે સુકાવા માંડે છે. તેથી એમાં ફૂલ અને ફલ ઘણો થોડો વખત રહે છે. અને કદાચ તે ત્રિપક્ષ અર્થાત્ ત્રણ પખવાડીયાં રહેતાં હશે અને તેપરથી એનું સંસ્કૃત નામ त्रिपक्षि રહેલું હશે.

---

## વર્ગ-(બોરેજિની).

### નંબર. ૩૬૯

**૧-શાસ્ત્રીયનામ**-Heliotropium supinum.

દૃષ્ટાન્ત-H. IV. 149; N. p. 196.

**૨-દેશીનામ**-ઘેડીઓઓખરાડ (પો+ગુ૰); वडागुरी (म॰).

**૩-વર્ણન**-એના છોડવા ½ થી ૧ કે ૧½ ફીટ લાંબા થાય છે. તે ઘણુંકરી જમીનપર પથરાએલા હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે, તે ½ થી ૧ કે ૧½ ઇંચ લાંબાં ને ½ થી ¾ ઇંચ પોહોળાં હોય છે. તે ડીટડી તરફ સાંકડાંથતાં ને મથાળે પોહોળાં; અથવા અંડાકૃતિનાં, ને ટેરવે ગોળાઇલેતાં કે બુટ્ટાં હોય છે. એની ડીટડી પાનથી ઘણુંકરી ટુંકી હોય છે. પાનની ઉપરની સપાટીપર તેની નસો અંદર બેસતી હોય છે, તેથી પાનપર સળ પડેલા હોય એવાં તે દેખાય છે. ફૂલની મંજરી હાથીની શૂંઢની પેઠે એક તરફ વાંકી વળતી હોય છે. તેપર પાસે પાસે ઘણુંકરી એકજ બાજુ તરફ સૂક્ષ્મ ધોળાં ફૂલો આવેલાં હોય છે. તેનો પુ૰ બા૰ કોષ ૫ પત્રોનો હોય છે. પુ૰ અભ્ય૰ કોષની પાંખડીઓ ૫ હોય છે, તે પુ૰ બા૰ કોષની અંદર બહુધા ઢંકાયલી હોય છે. પુંકેસરો ૫ ને સ્ત્રીકેસર ૧ હોય છે. ફલ ૨ થી ૪ બીજડાંવાળું ને ગોળાઇલેતું હોય છે.

એના આખા છોડવાપર ધોળા રંગના ઘણુંકરી સુંવાળા લાંબા વાળની ગીચ રૂંછાળ આવેલી હોય છે. તેથી એના છોડવા ધોળા દેખાય છે.

**ઉપયોગ**–એના છોડવા ઉંટ અને ભેંસને ચારાતરીકે ખવરાવવામાં આવે છે. એના આખા છોડવાને સુકાવી તેની રાખ કરી કપડે છાણી મીઠા તેલમાં મેળવી માથાના ખોડા અને પગનાં ખરજવાંપર લગાડવામાં આવે છે.

**સ્થાનક**–વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવાં ખાબોચીઆં, તળાવ અને ઘેડની કાંધીએ શિયાળે પાણી સુકાય તે જમીનમાં એના છોડવા ઘણા ઉગે છે.

એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ, પંજાબ, કોકણ અને દક્ષણમાં થાય છે.

**વિશેષવિવેચન**–ઘેડનાં પડતર ખેતરોમાં અને ઘેડની કાંધીએ વિશેષકરી ઉગે છે માટે એને **ઘેડીઓ ઓખરાડ** કહે છે.

---

## વર્ગ–(બોરેજિની).

### નંબર ૩૭૦.

**૧–શાસ્ત્રીયનામ**–H. Indicum.

દૃષ્ટાન્ત–H. IV. p. 152; N. p. 196; Watt. IV. p. 214.

**૨–દેશીનામ.**–હાથીશૂંઢાં ( પો×ગુ૦ ); सुरुंडी (म०); सिरियारी, हटसुरा, हातीसुरा ( हिं० ); मुरुंडी ( सं० ).

**૩–વર્ણન**–હાથીશૂંઢાંના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા વધે છે. તેમાં ઘણી શાખાઓ નીકળે છે. પાન આંતરે અથવા જરા આંતરોલેતાં સામસામાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં, અને ½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તે ડીંટડી તરફ ખાંચવાળાં, કે સાંકડાંથતાં, કે બન્ને છેડે સાંકડાંથતાં, કરચલીવાળાં, બહુધા દાંતાવાળાં, લીલા કે ઘેરા લીલા રંગનાં ને રૂંછાળવાળાં હોય છે.

**ફૂલ**–ની મંજરી ૧ થી ૮ ઇંચ લાંબી, બહુધા પાનની વિરૂદ્ધ દિશાએથી નીકળેલી હોય છે. તેપર સૂક્ષ્મ ફીકા જાંબુડા રંગનાં ફૂલો આવેલાં હોય છે. તે મંજરીપર એક બાજુ બે હારમાં ગોઠવાયલાં હોય છે.

**ફલ**–⅛ ઇંચ વ્યાસનાં, હાંસોવાળાં, અને લીસાં હોય છે. તેના તરત બે ભાગ થઇ જાય છે, એ દરેક ભાગમાં બબે બીજ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જ્વર, શોથ અને વિષઘ્ન.

**૬–ઉપયોગ**–હાથીશૂંઢાંનું મૂળિયું પાણીમાં વાટીને વીંછીના દંશ તથા સર્પના દંશપર ચોપડવામાં આવે છે. એનાં પાનનો રસ તાવવાળાને અપાય છે, તેની માત્રા અડધાથી ત્રણ ડ્રામ સુધીની **ઇર્વાઇન** સાહેબ લખે છે. એનાં પાન આંખના દુખાવાપર તેમજ ગડગુમડાં અને ચાંદાંઓપર કામમાં આવે છે. એનાં પાનનો રસ એડીઆ તેલ સાથે ઉકાળી ચોપડવાથી વીંછીની વેદના મટે છે, અને હડખાયા કુતરાંના કરડને સારો કરે છે. હાથીશૂંઢાંનાં પાનની થેપલી મીઠા તેલમાં ઉકાળી તે તેલ વાતરકતપર ચોપડવામાં આવે છે, એમ કહેવાય છે. હાથીશૂંઢાંના ઉકાળાની તાવવાળાને બાફ લેવરાવે છે.

**૭–સ્થાનક**–ઉકેડા અને પાણીની ભરપવાળી જમીનમાં ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એનાં ફૂલની મંજરી હાથીની શૂંઢ જેવી છેડે વાંકવળતી હોય છે માટે એને **હાથીશૂંઢાં** કહે છે.

---

## વર્ગ—(બોરેજિની).

### નંબર. ૩૭૧.

**૧–શાસ્ત્રીયનામ**–H. ovalifolium.

દૃષ્ટાન્ત–H. IV. p. 150; N. p. 196.

**૨–દેશીનામ**–વેલાળાં હાથીશૂંઢાં ( પો+ગુ૦ ).

**૩–વર્ણન**–એના છોડવા ૬ ઇંચથી ફુટેક લાંબા થાય છે. એમાંથી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. શાખાઓ થોડી જમીન સરસી હોય છે. અને તેના ઉપરના છેડાઓ ઘણુંકરી ઉંચા ચડતા હોય છે. એમાં સફેદ રંગનાં ઘણાં સુંદર તારાકૃતિ જેવાં દેખાતાં શ્રાવણ ભાદરવામાં સૂક્ષ્મ ફૂલો આવે છે. ને ફલ શિયાળે પાકે છે.

**મૂળ**–૧ થી ૪ ઇંચ લાંબું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું, અને તેપરની છાલ રાતા કે ભૂરા રંગની હોય છે. મૂળ અંદરથી ધોળું હોય છે. પણ તેને તોડતાં થોડીવાર પછી તે રતાસલેતા ભૂરા રંગનું થઇ જાય છે. એની વાસ અણગમતી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળી જેવી જાડી હોય છે. તે લીલા રંગની, આડી અવળી અને તેનાપર ધોળા રંગના ઉંચા ચઢતા ચોટડુક વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબાં, અને ⅛ ઇંચથી ૩ણેક લાઇન પોહોળાં હોય છે. પાન બન્ને છેડે સાંકડાંથતાં અર્થાત્ અંડાકૃતિનાં હોય છે. તેને ટેરવે વખતે સૂક્ષ્મ અણી હોય છે, અથવા હોતી નથી. ડીંટડી જરા જાડી હોય છે. પાનની બન્ને સપાટીનો રંગ બહુધા એક સરખો હોય છે. અને તેપર ધોળા રંગના વાળની બેઠેલી રુંવાટી હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ઘણુંકરીને એક કે બે ( ઘણુંકરીને બે) હાથીની શૂંઢની માફક છેડે વાંકવળતી ફૂલોની

મંજરી નીકળેલી હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબી હોય છે. તેપર ઘણુંકરી એકજ બાજુ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. એ ફૂલનો વ્યાસ લગભગ ⅛ ઇંચ જેટલો કે વખતે તેથી જરા ઓછો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–લીલા રંગનો, પાંચ પત્રોનો હોય છે. જેનાપર ધોળી રૂંછાળ આવેલી હોય છે. ફૂલની પાંખડી **અર્થાત્ પુ૦ અભ્ય૦** કોષ પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. એ પાંચે પાંખડીઓ તળિયેથી જોડાઇને નળી થયેલી હોય છે, એ નળી જેટલો એનો ભાગ લીલાસલેતા પીળા રંગનો હોય છે. ને તેનાપર બહારની બાજુ રૂંછાળ આવેલી હોય છે. એ નળીને મથાળે પાખડીના પાંચે છેડા તારાકૃતિની માફક છૂટા બહુ સુંદર દેખાતા હોય છે. **પુંકેસરો** પાંચ, ને **સ્ત્રીકેસર** ફૂલની પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે.

**ફલ**–સૂક્ષ્મ, ચારખાનાંવાળાં, ને તેનાપર જરા જાડી રૂંછાળ આવેલી હોય છે. ફલ પાકીને સુકાય છે ત્યારે તેનાં ચારે ખાંનાં જૂદાં પડે છે. એ દરેક ખાનાંમાં એકેકું બીજ હોય છે.

**બીજ**–બારીક હોય છે. અને તેનાપર ઘણી ગીચોગીચ રૂંછાળ આવેલી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનો પાલો વાટીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. પાન પોટીશની જગોએ કામ આવે છે. એના આખા છોડવાને સુકાવી તેની ભસ્મ કરી માખણ કે ધોયલાં ઘીમાં મેળવી તેને ચાંદાં અને ધારાઓ ઉપર અહીંના લોકો લગાડે છે. તેથી તેમાં તરત રૂઝ આવે છે, એમ કેહેવાય છે.

**૭–સ્થાનક**–એના છોડવા કાદી તેમજ ભેજવાળી જમીનમાં ઉગે છે.

એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ, દક્ષણ અને બંગાલામાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના છોડવાનો દેખાવ સાધારણ રીતે હાથીશૂંઢાં જેવો હોય છે. પણ એની શાખાઓ વેલાની પેઠે ઘણીવાર જમીનપર પથરાય છે માટે એને અહિંના લોકો **વેલાળાંહાથીશૂંઢાં** કહે છે.

---

## વર્ગ–( બોરેજિની ).

### નંબર. ૩૭૨.

**૧–શાસ્ત્રીયનામ**–H. marifolium.

દૃષ્ટાન્ત–H. IV. p. 152; N. p. 196.

**૨–દેશીનામ**–ઝીણકું હાથીશૂંઢું ( પો૦+ગુ૦ ).

**૩–વર્ણન**–એના છોડવા ½ થી ૧ ફુટ ઉંચા વધે છે. તે કોઈવાર જમીનપર ઢળેલા પણ હોય છે. એનાં પાન ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ½ ઇંચ પોહોળાં હોય છે, તેની કોર ઘણુંકરી પાછળ વળેલી હોય છે. ફૂલની મંજરી ૧ થી ૨ ઇંચ લાંબી ને હાથીની શૂંઢની પેઠે વાંકી વળેલી હોય છે. તેપર સૂક્ષ્મ ધોળાં ફૂલો આવેલાં હોય છે, જેમાં વચ્ચોવચ પીળો ચાંડલો હોય છે. ફલ પુ૦ બા૦ કોષની અંદર બહુધા ઢંકાએલું હોય છે. તે ૪–ખાનાં અને ૪–બીજવાળું હોય છે.

એના છોડવા હાથીની શૂંઢ જેવી છેડે વાંકી વળેલી ફૂલોની મંજરી અને ઘણાં ઝીણાં સાંકડાં પાનને લીધે તરત ઓળખાઈ આવે છે.

એનો ઉપયોગ વેલાળાં હાથીશૂંઢાં પ્રમાણે કરવામાં આવે છે. એ ચોમાસે ચરીઆણ ઘાસની સાથે ઘણાં ઉગે છે. હાથીશૂંઢાંની જાતમાં સૌથી ઝીણાં પાન આ છોડવાનાં થાય છે. માટે એને **ઝીણકું હાથીશૂંઢું** કહે છે.

---

## (વર્ગ–બોરેજિની.)

### નંબર ૩૭૩.

**૧–શાસ્ત્રીયનામ**–Trichodesma Indicum.

દૃષ્ટાન્ત H. IV. p. 153; N. p. 197; Watt–VI.–part. IV. p. 80; રૂ. નિ. પા. ૫૮૪.

**૨–દેશીય નામ**–ઉંધાફૂલી (ગુ૦); छिंधी, गाओझा, छोटाफुल्या (म०); हेट मुंडिया, रत मुंडिया, ऑंधाफूली (हिं०); अधःपुष्पी, रोमालु ( सं० ).

**૩–વર્ણન**–ઉંધાફૂલીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૧ થી ૨½ ફીટ ઉંચા થાય છે, અને ઘણીવાર તેની શાખાઓ જમીનપર ફેલાએલી પણ હોય છે. પાન લાંબાં; ફૂલ ફીકાં ગુલાબી, જાંબુડાં કે આસમાની રંગનાં અને ઉંધાં વળેલાં હોય છે. ફલ ઉભાં, બહારથી ધોળા રંગનાં અને ૪ વિભાગ થએલાં હોય છે. એનો આખો છોડવો ખરસટ વાળથી ભરાએલો હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવુ જાડું, છોડવાના પ્રમાણમાં ટુંકું, ભૂરાસલેતા કાળા રંગનું ને કઠણ હોય છે. તેની ઉપરની છાલ પાતળી ને ખડબચડી, અને અંદરની રસભરી, સફેદ ને ચળકતી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ફીકો ને ચીકણો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી અને શાખાઓ ફીકા લીલા કે રાતા રંગની, મૂળ જેવી જાડી, ચળકતી અને ખરસટ પડઘીવાળા તીક્ષ્ણ લાંબા વાળની રૂંવાટીવાળી હોય છે. શાખાઓ સાંધાપર જરા જાડી થએલી હોય છે. તે અંદરથી પોચી ને પોકળ હોય છે.

**પાન**–છોડવાનાં નીચેના ભાગમાં આંતરે અને ઉપર જતાં ઘણુંકરી સામસામાં હોય છે, અથવા એથી વિરૂદ્ધ હોય છે. નીચેના પાનમાં વખતે સૂક્ષ્મ ડીટડી હોય છે, પણ ઉપરનાં પાન તો શાખાને ચોટડુક હોય છે. તેની ઉપરની સપાટી ઘેરી લીલી ને નીચેની ફીકી હોય છે, અને એ બન્ને સપાટી ખરસટ હોય છે. નીચેનાં પાન ૨ થી ૪ ઇંચ લાંબાં, અને ૧ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. અને ઉપરનાં પાન એથી નાહાનાં, ને છેક ઉપરનાં તો વખતે ઘણાં સાંકડાં હોય છે. પાનના થડમાં ડાંડી કે શાખા પાસેની તેની કોર વિષમ હોય છે. અને ઘણુંકરી તેની કોરના છેડા એ જગોએ જરા ગોળાઇલેતા ને બહાર નીકળતા હોય છે. પાનની નસો નીચેની સપાટીએ બહાર નીકળતી હોય છે. પાનને રોશની તરફ રાખી જોવાથી તેમાંની નસો અને સૂક્ષ્મ છાંટણાં અર્ધપારદર્શક દેખાય છે. વાસ ઉગ્ર ને સ્વાદ ચીકણો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી, તેની સામી બાજુએથી અને શાખાઓને છેડે ફૂલ નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી ½ થી 1½ ઇંચ લાંબી, પાતળી અને બહુધા રાતા રંગની હોય છે. તેપર ખરસટ રૂંવાટી હોય છે. તે મથાળે જરા જાડી હોય છે, તેપર અક્કેકું ફૂલ આવેલું હોય છે, તે ઉંધું વળેલું હોય છે. તેનો વ્યાસ ⅜ થી ⅝ ઇંચ જેટલો હોય છે.

**પુ૦ બા૦ કોષ**–પ પત્રોનો બનેલો હોય છે, તેનાં પાંચે પત્રો તળિયે થોડાં જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. તે લીલા રંગનાં, વખતે લાલ છાયાલેતાં, અને ભૂરી કે ધોળી રૂંવાટીવાળાં, ¼ ઇંચથી કંઇક લાંબાં હોય છે. આ દરેક પત્રની હેઠળની બાજુ વચ્ચોવચ એક બહુધા રાતા રંગની ઉભી નસ હોય છે. તળિયે તેની કોરના બે છેડા બહાર નીકળતા ને ગોળાઈ લેતા હોય છે, ને મથાળે તે સાંકડુંથતું અણીઆળું હોય છે.

**પુ૦ અભ્ય૦ કોષ**–ની પાંખડીઓ પ હોય છે, તે તળિયે જોડાયલી ને મથાળે છૂટી હોય છે. પાંખડી પોહોળી ને ટેરવે અણીદાર હોય છે. પાંખડીઓની નળી ફીકા લીલા રંગની ને ૨ લાઇન લાંબી હોય છે. તેથી કંઇક ઉપર પાંખડીઓની વચે અર્ધચંદ્રાકાર ભૂરા રંગના પાંચ ચાંડલા હોય છે.

**પુંકેસરો**–પ હોય છે, તેના તંતુઓ ટુંકા અને પરાગકોષ લાંબા, ભલ્લાકૃતિના અને એક બીજામાં જોડાઈ મથાળે શંકુઆકાર થઈ રહેલા હોય છે, તેની સંયોજક પાછળની બાજુ રૂંછાળવાળી, અને તેનાં ટેરવાં એક બીજાંમાં અમળાઈ રહેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય લીસો, ચળકતો, ફીકા લીલા રંગનો, ઉભો, ચાર વિભાગવાળો હોય છે, નલિકા પાતળી અને તેને મથાળે ગોળાઇલેતું સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–૨ લાઇન લાંબું ને 1½ પોહોળું હોય છે. તે ચાર વિભાગ અર્થાત્ ચાર ખંડવાળું હોય છે, તેના દરેક ખંડમાં અક્કેકું બીજ હોય છે.

**બીજ**–૧ લાઇન લાંબું, એક છેડે અણીદાર ને બાજુએ નસોવાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ,

**પ–ગુણદોષ**–ઉપલેપક, વિષહર, શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળને છીપર ઉપર વાટી તેની લેપડી સંધિવા અને બળતરા કરતા સાંધાઓ ઉપર લગાડવામાં આવે છે. એનાં પાનને વાટી તેની ગડગુંબડાંઓ ઉપર પોટીશ બાંધવામાં આવે છે. તે ટાઢી અને ગુંબડાંને જલદી પકાવી નાખનારી ગણાય છે. એના છોડવાનો કવાથ સર્પદંશ ઉપર પવાય છે. એનાં ફૂલ સાકરની સાથે પ્રમેહવાળાને ખવરાવે છે. એનાં બીજની મધ અગર સાકરની સાથે ગોળી કરી દમ અને ઉધરસવાળાને અપાય છે. એનો છોડવો પેશાબની બળતરા ઉપર વપરાય છે.

"ઉંધાફૂલી નેત્રના રોગને ટાળે છે, ને પેટમાં છોડ થઇ ગયો હોય તેને કાઢે છે." (વૈ. રૂ. ઈ.)

**૭–સ્થાનક**–વિશેષ કરી આખા હિંદુસ્થાનમાં ચોમાસે આડે વગડે ઉગે છે. તેને પથર કંકરવાળી અને રેતાળ જમીન વિશેષ માફક આવે છે. રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, ખેતરોને શેઢે, પાણીના ધોરીઆ કાંઠે અને ચરીઆણ ઘાસની સાથે તે ઘણી જોવામાં આવે છે.

**૮–વિશેષવિવેચન**–એનાં ફૂલ ઉંધાં રહે છે તેથી એને **ઉંધાફૂલી** કહે છે. એના છોડવાપર સખ્ત સફેદ પડઘીવાળા **રોમ** અર્થાત્ વાળ હોય છે માટે એને સંસ્કૃતમાં रोमालु કેહેતા હશે. એના છોડવા સુકાય છે ત્યારે વિશેષ કરી કાળા થઇ જાય છે ત્યારે તેપર આવેલા વાળની પડઘી રેતીના સફેદ દાણા જેવી એનાં પાનપર સ્પષ્ટ દેખાઇ રહે છે. એના છોડવા તમામ જાતનાં ઢોર ખાય છે.* ઉંધાફૂલીની એક બીજી જાત (T. amplexicaule) પણ આ સ્વસ્થાનમાં ઉગે છે. તેનાં રૂપગુણ પણ ઉંધાફૂલી જેવાં છે. તે વર્ષાદ ઘણો હોય ત્યારે ઘણી ઉગે છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં છપ્પનિયા દુકાળ પછી સત્તાવનની સાલમાં પુષ્કળ વર્ષાદ થયો હતો, તે સાલમાં નલિયાધાર, ઘીંગેસર, ધર્મપુર, કાંટેલા અને ચાડેસર જંગલમાં ચરીઆણ ઘાસ ઘણું જુજ ઉગ્યું હતું, પણ **ઉંધાફૂલીના** છોડવાઓથી આ જંગલો ભરાઈ ગયાં હતાં. તે ઘાસ તરીકે ઢોરોના ચારા માટે ઉપયોગમાં આવેલા હતા.

આ સ્વસ્થાનના ખેડુ લોકો ઉંધાફૂલીના છોડવાથી એક સુટકો કરે છે તે એવી રીતે કેઃ–તેઓના બળદની કાંધ પાકી

## વર્ગ-( બોરેજિની ).

### નંબર. ૩૭૪

**૧-શાસ્ત્રીયનામ**-Sericostoma pauciflorum

દૃષ્ટાન્ત-H. IV. p. 175; N. p. 197.

**૨-દેશીનામ**-કારવાસ, કારબાશ, માત્રાવલી(પો૦ગુ૦); कारबाश ( हिं० ); खरसण ( कच्छी० ).

**૩-વર્ણન**-કારબાશના છોડવા બારે માસ જોવામાં આવે છે, તોપણ ચોમાસે ઘણા ઉગી આવે છે. એના છોડવા ½ થી ⅔ ફુટ ઉંચા વધે છે, પણ ઘણુંકરી તે જમીનપર પથરાય છે. કોઇ કોઇવાર જમીનપર ૩ થી ૪ ફીટના ઘેરાવામાં ફેલાયલા હોય છે. પાન જાડાં અને ખરસટ હોય છે. ફૂલ ધોળાં અને ફલ ગોલાઇલેતાં હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ધોળા ખરસટ વાળની આછી રૂંછાળ હોય છે તેથી એ ફીકા લીલા રંગના દેખાય છે.

**મૂળ**-છોડવાના પ્રમાણમાં ઘણાં જાડાં ને લાંબાં હોય છે. તેમાંથી કેટલાક ફાંટાઓ નીકળે છે, તે પણ જમીનમાં ઘણા લાંબા જાય છે. મૂળ બટકણું, પેનસીલથી અંગુઠા જેવું જાડું હોય છે. તેની ઉપરની છાલ પાતળી, ભૂરા કાળા રંગની, અને અંદરની પીળાસલેતા ભૂરા રંગની, રસભરી ને ચીકાશવાળી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ તૂરાશલેતો ને ઘણો ચીકણો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-એની ડાંડી પ્રથમ જમીન ઉપર થોડી વધી, પછી જમીનમાં ઉતરે છે, તે જમીનમાંની જમીનમાં કેટલીક લાંબી વધી જાય છે. તેમાંથી ઉપરની બાજુ નવી શાખાઓ નવા છોડવાઓ જેવી ફૂટતી જાય છે, અને તેની નીચે રેસાઓ જેવાં મૂળિયાં નીકળતાં જાય છે. કોમળ ડાંડીઓ લીસી ને ધોળા રંગની હોય છે. તે આગળ જતાં ભૂરા કાળા રંગની ને ખડબચડી થઇ જાય છે. ને તેનો દેખાવ મૂળ જેવો લાગે છે. જમીન ઉપરની કોમળ ડાંડી અથવા શાખાનો રંગ ફીકો લીલો હોય છે, તે સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તેપર ધોળા રંગના ઉપરની કોર ઢળતા છૂટાછૂટા ખરસટ વાળ આવેલા હોય છે. વાસ ગુંદીને મળતી અને સ્વાદ તૂરાસલેતો ચીકણો ને પાછળથી જરા જીભને ખસરટ ને ગળચટો લાગે છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે, તે લંબગોળ અને બન્ને સપાટીએ બહુધા એક સરખા ફીકા લીલા રંગનાં હોય છે. તેની સપાટીપર સૂક્ષ્મ ખરસટ પડઘીવાળા વાળની રૂંછાળ હોય છે. પાન તળિયાં તરફ ઘણુંકરી સાંકડાં, ટેરવે બુઠ્ઠાં, ને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે રસભર્યાં ને જાડાં હોવાથી તેમાં નસો દેખાતી નથી. ડીટડી સૂક્ષ્મ, અથવા હોતી નથી. પાન જુના ને ઠરડાએલા છોડવામાં ૧ થી ૧½ લાઇન લાંબાં અને ½ થી ૧ પોહોળાં, અને નવા અગર ભીનાશવાળી જગોપરના છોડવામાં ½ ઈંચ થી ૧ લાંબાં ને ⅛ થી લગભગ ¼ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળતાં તેમાંથી ચીકણો રસ નીકળે છે. વાસ ગુંદીને મળતી અને સ્વાદ પ્રથમ ચીકણો ને તૂરો પણ પાછળથી જરા કડવાસલેતો લાગે છે.

**ફૂલ**-પત્રકોણથી સ્હેજ ઉપરથી એકેકું, અથવા શાખાના છેડા પાસે ૨ થી ૫ ફુલો પાસે પાસે આવેલાં હોય છે. અને પત્રકોણની વિરૂદ્ધ દિશાએ પણ ટુંકી શાખાપર ફૂલો નીકળેલાં હોય છે. તે ૧ થી ૧½ લાઇન લાંબાં અને મુખ આગળ ⅛ ઈંચ વ્યાસનાં હોય છે.

**પુ૦બા૦કોષ**-નાં પત્રો ૫ હોય છે, તે ભલ્લાકૃતિનાં ફીકા લીલા રંગનાં ખરસટ અને ⅛ ઈંચ લાંબાં હોય છે.

**પુ૦અભ્ય૦કોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, તે પુ૦બા૦ કોષનાં પત્રોથી કંઇક લાંબી, ટેરવે ભૂરી ઝાલરવાળી, તળિયેથી જોડાએલી ને મથાળે તેના દાંતા દેખાતા હોય છે. તેની નળી અને મુખ પાસે અંદરની બાજુ ધોળી રૂંછાળ ભરાએલી હોય છે.

**પુંકેસરો**-૫ હોય છે, તેપરના પરાગકોષ ભૂરા રંગના હોય છે. ફૂલ ઉઘડી કરમાવા આવે છે, ત્યારે પુંકેસરો પાંખડીઓના ગાળામાંથી બહાર નીકળેલાં દેખાય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે, તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે ૪ વિભાગવાળો, લીલા રંગનો હોય છે, નલિકા જરા ટુંકી ને તેને ટેરવે ગોળાઇલેતું સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**-ચાર બીજવાળું પુ૦ બા૦ કોષને તળિયે ઉભું દેખાતું હોય છે, તેની વચ્ચોવચ નલિકાવશેષ પણ અણી જેવો રહેલો હોય છે. ફલમાંનાં ચારે બીજ ઘણીવાર પૂર્ણ સ્થીતિએ આવતાં નથી.

**બીજ**-સૂક્ષ્મ અણીદાર હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ઉપલેપક, પૈષ્ટિક, ગ્રાહી અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-કારબાશનાં મૂળ, ડાંડી અને પાન પ્રમેહ, પ્રદર, ઝાડા, સંગ્રહણી, પેશાબની બળતરા અને હરસમાંથી પડતાં લોહી ઉપર કાઢા અને ફાકીના રૂપમાં વપરાય છે. એનાં કોમળ પાન, ફૂલ અને ફલને વાટી તેની મધ અગર સાકરમાં ગોળી કરી તે ઉધરસ અને દમવાળાને અપાય છે. તાવને લીધે પાણીની શોષ ઘણી

હોય ને તેમાં જીવાત થઇ હોય, તો આતવાર મંગળવાર સૂર્યોદય પેહેલાં ઉંધાફૂલીનો છોડવો મૂળ સોતો કાઢી આનરી બળદનું નામ લઇ તે છોડવો ઉંધો વાળે છે, ને તે પછી બળદને કાંધે કે શીંગડે બાંધે છે, આથી એમ માને છે કે બળદની કાંધમાંની જીવાત ઉથમી પડી મરીને ખરી જશે.

લાગતી હોય ત્યારે કારબ્બાશનાં સુકાં મૂળ અગર પાનનો ઉકાળો થોડાં વિશેષ પાણી સાથે મેળવી પીવાથી સોપ મટે છે-એટલુંજ નહીં પણ તાવની ગરમી ઓછી કરે છે, ને પસીનો લાવે છે. એનાં સુકાં મૂળ દૂધમાં ઉકાળી તેમાં સાકર નાંખી તે પૌષ્ટિક તરીકે કેટલાક લોકો પીએ છે. એનાં પાનને વાટી તેની લેપડી ગડગુંબડાંપર લગાડવામાં આવે છે. છપ્પનિયા દુકાળ વખતે કારબ્બાશના ચારાપર ઘણાં ઢોરોનો નિભાવ થયો હતો. ઉંટ, બકરાં અને ગાડરાંનો કારબ્બાશ મુખ્ય ચારો છે. એનાં મૂળની કાંજી-કરી ગરીબ ખેડુતો પીતા હતા. દરિયા કીનારાની ઉડતી રેતી અટકાવવાને કારબ્બાશના છોડવા ઘણા ઉપયોગી છે.

**૭-સ્થાનક**-રેતાળ જમીન, તેમાં પણ વિશેષ કરી દરિયા કીનારે એના છોડવા જથાબંધ ઉગે છે. *એ સિંધ, કચ્છ, કાઠિયાવાડ અને દીસામાં થાય છે.

**૮-વિ૦વિવેચન**-વર્ષાદ થોડો હોય ત્યારે કારબ્બાશ ઘણો ઉગે છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં તે મીઆણીથી માધોપુર સુધી દરિયા કીનારાના રેતીના ઢસાઓ અને કાદીવાળી જમીનપર ઘણો ઉગે છે. પોરબંદર તલપતમાં કંદીલીઆથી છાયાની હદ સુધી દરિયા કીનારે દરિયાની રેતી ઉડી આગળ આવતી બંધ કરવા માટે એટલી જગો રક્ષિત (રિઝર્વડ) કરવામાં આવેલી છે. અને તેનું નામ **ચોબારી પ્લેન્ટેશન** રાખવામાં આવેલું છે. કેમકે તે જમીનમાં નાલીયેરીનું પ્લેન્ટેશન કરવામાં આવેલું છે. આ જમીન રક્ષિત રાખ્યા પછી થોડાં વર્ષોમાં તેમાં બીજી જાતની વનસ્પતિ જુજ ઉગી હતી, પણ કારબાશ એટલો બધો થયો હતો કે તેના છોડવાઓથી ત્યાંની તમામ જમીન ઢંકાઈ ગઈ હતી. અને રેતી ઉડતી બંધ થઈ હતી. પણ છપ્પનિયા દુકાળમાં પોરબંદર અને તેની આજુ બાજુનાં ગામડાંનાં ઢોરોને ચારાની ઘણીજ તંગી પડવા લાગી હતી, ત્યારે લોકોની માંગણી ઉપરથી "ચોબારી રિઝર્વ" માંથી કારબાશના છોડવા ઢોરોના ચારા માટે વાઢી લઈ જવાની અને એ જમીનમાં ઢોરો ચારવાની **સ્વસ્થાન** તરફથી પરવાનગી આપવામાં આવી હતી. આ રિઝર્વ-માંથી પોરબંદર, બોખીરા, ખાપટ, છાયા અને અડોદર ગામનાં આસરે ૨૫૦ થી ૩૦૦ માણસો દરરોજ કારબાશની મોટલી લઈ જતાં હતાં. અને એ ઉપરાંત એમાં દરબારી અને પોરબં-દરના લોકોનાં ઢોર ચરતાં હતાં. આટલી થોડી જગોમાં ઉપર પ્રમાણે કારબાશનો ચારો ૩ થી ૪ માસ લગણ પુરો થયો હતો. જ્યારે કારબાશના છોડવા કપાઈ અને ચરાઈ ગયા ત્યારે રેતી-માંથી ૨ થી ૩ ફીટની ઉંડાઇ સુધી ખોદીને કારબાશનાં મૂળ અને પાડો પણ લોકો ચારા માટે લઈ ગયાં હતાં. આ ઉપરથી **કારબાશ** જેવી એક નજીવી ગણાતી વનસ્પતિ પણ કેટલી ઉપયોગી છે તે જણાઈ આવે છે. માટે દરિયા કીનારે કુદરતી રીતે ઉગતી **કારબાશ** નામની વનસ્પતિ પણ તે રક્ષિત હોય તો સીધી તેમજ આડકતરી રીતે તે ઘણી ઉપયોગી છે. આ રિઝ-ર્વની કીમત છપ્પનિયા દુકાળ વખતે લોકોનાં ધ્યાનમાં આવી હતી.

## ૫૯-N. O. CONVOLVULACEÆ

## વર્ગ-કનવોલ્વ્યુલેસી-ફાંગ અને સમુદ્ર-શોષનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-આ જલદી ઓળ-ખાઇ આવે એવા વર્ગમાં નાહાના છોડવાઓ અથવા ઝાડવાં થાય છે, તે ઘણુંકરી વેલા જેવાં હોય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે આવે છે, તે સાદાં કે ખૂણીઆવાળાં અથવા બહુ વિભાગિત હોય છે. પાનની હેઠળની બાજુ વખતે વિશેષ ધોળા ને લાંબા ચકચકીત વાળનું અસ્તર હોય છે, (જેમકે-સમુદ્રશોષ Argyreia). ઉપપાન હોતાં નથી. આ વર્ગમાં ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી સળીને મથાળે ૧ થી ૩ અથવા ગુચ્છાની પેઠે વધારે ફૂલો આવે છે. તેમાં પુષ્પપત્રો પણ હોય છે. ફૂલ નૈયમિક અને તેનાં સ્ત્રી-પુંકેસરો એકજ ફૂલમાં હોય છે. ફૂલ ધોળાં, રાતાં, આસમાની, ગુલાબી, જાંબુડાં કે પીળા રંગનાં હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૫ કાયમી હોય છે, તે કેટલાંક ફલની સાથે વધારે મ્હોટાં ને છુટાં થાય છે, ને તે ઘણામાં ફલ પાકી ગયા પછી નીચાં નમી જાય છે. એ ૫ પત્રોમાંથી ઘણુંકરી ૨ બહાર ને ૩ અંદર હોય છે. બહારનાં પત્રો પોહોળાં ને અંદરનાં ઘણુંકરી જરા સાંકડાં હોય છે. (જેમ કે રાતી ગુંબડવેલમાં Ipomœa sepiaria) અથવા એથી ઉલટું હોય છે. (જેમકે ફાંગ Rivea). અંદરનાં ૩ પત્રોમાંથી ૧ અડધું બહાર ને અડધું અંદર, અને અંદરનાં બીજાં ૨ સૌથી અંદર હોય છે. આવી રીતે એ પાંચ પત્રો થોડાં ઘણાં ઉપરાઉપર આવેલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખ-ડીઓ ૫ હોય છે. તે જોડાઈને ફૂલનો આકાર ઘંટાકાર, પુપેડી, ગરણી અથવા રકાબી જેવો થઈ રહેલો હોય છે. પાંખડી મથાળે થોડી ઘણી વખતે વિભાગિત થયેલી હોય છે, અને જોકે પાંચ પાંખડીઓ જોડાઈ જઈ એક થયેલી હોય છે, તોપણ બે પાંખડીઓની વચે બહારની બાજુ એક લાંબી છેડે સાંકડીથતી પટી હોય છે. એ પટી નીચે ફૂલની કળીમાં પાંખડીની ઘડી થયેલી હોય છે, તે એ પાંચ પટી ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે, કે, જોકે ફૂલ ઘંટાકાર કે ગરણી જેવું છે, તોપણ તે પાંચ પાંખડી-ઓનું બનેલું છે. આવી રીતનું પાંચે પાંખડીઓનું જોડાવું આ વર્ગમાં ઘણુંકરી એવું તો ચોકસ હોય છે કે, આ વર્ગની વનસ્પતિનું ફૂલ જોયા પછી તે કોઈ બીજા વર્ગની વનસ્પતિ હશે એવી ભૂલ કદી થવા સંભવ રહેતો નથી. પુંકેસરો ૫ હોય છે. તે પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. એ પાંચ પુંકેસરોમાં બહુધા ૨ બીજાં ૩ કરતાં ટુંકાં હોય છે. પરાગકોપ લંબગોળ અને ઉભા ઉઘડનારા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. ગર્ભાશય (આદિફલ)

ઉર્ધ્વસ્થાયી, ૨ ખાનાં ને ૨ પોલવાળો અથવા વચ્ચે ખોટા પડદા આવવાથી ૪ પોલવાળો હોય છે. તેની બહાર બહુધા કુંડાળું વળી એક કર્ણિકા કે પડઘી આવેલી હોય છે. સ્ત્રીકેસરનલિકા ૧ કે કવચિત ૨; સ્ત્રીકેસરાગ્ર અથવા નલિકાગ્રમુખ નલિકાને મથાળે બિંદુ, કે ૨ છેડા, કે ૨ દડી, અથવા ૨ ફાંટાળું હોય છે. દરેક પોલમાં ૨ આદિબીજ ખોડાં, ઉભાં ને ઉંધાં વળેલાં હોય છે. ફલ બહુધા ગોળ હોય છે. તે અવિકાશી, અથવા ૨ થી ૪ પડદાવાળું કે ડાબલીની પેઠે ઉઘડનારૂં અથવા અનિયમિત રીતે બટકી ફાટી જનારૂં હોય છે. તેમાં ૧ થી ૪ બીજ હોય છે. બીજ ઉભાં હોય છે. તે એક બાજુ ઢાળલેતાં ને બીજી બાજુ ૩ ધાર ને દબાયલાં પાસાંવાળાં હોય છે. તે લીસાં, અથવા તેપર ટુંકી કે લાંબી રૂંછાળનું અસ્તર હોય છે.

આ વર્ગના વેલા અને ફૂલ એકવાર ધ્યાનમાં આવ્યાં એટલે તે ભૂલાતાં નથી. આ વર્ગમાં સૌથી લાંબો ને જાડો વેલો **સમુદ્રશોષ** અને નાહાનામાં નાહાની વનસ્પતિ **લઘુવિષ્ણુક્રાંતા** અને **પડિયો** છે. આ વર્ગના ઘણા ખરા વેલામાંથી દૂધ જેવો રસ નીકળે છે, તે વિદાહી હોય છે. **નસોતરની** વેલ જે રેચક તરીકે ઘણી પ્રખ્યાત છે તે આ વર્ગની છે. **કાળાદાણા** ને નામે બજારમાં વેચાતાં જુલાબનાં બીજ તેમજ એકાદશીના ફલાહારમાં અને શાકમાં વપરાતાં **રતાળુ** પણ આ વર્ગનાં છે.

આ વર્ગનો મુખ્ય ગુણ રેચક, અને સામાન્ય ગુણ માદક, સારક, પૌષ્ટિક, દુગ્ધવર્ધક, શોથ અને કૃમિઘ્ન, તથા ચિરગુણકારી પૌષ્ટિક અને મૂત્રલ છે, તથા ઝેરી પણ છે;

---

## વર્ગ—( કનવોલ્વ્યુલેસી ).

### નંબર ૩૭૫.

**૧–શાસ્ત્રીયનામ**–Riveai hypocrater formis.

દૃષ્ટાન્ત–H. IV. p. 184; N. p. 199. Watt. VI. part. I. p. 557; રૂ. નિ. પા. ૫૯૦.

**૨–દેશીનામ**–ફાંગ (પો૦×ગુ૦); फांजी (મ૦); फंजी, कलमीलता (હિં૦); फंजीका (સં૦).

**૩–વર્ણન**–ફાંગના વેલા ઘણા મજબૂત અને લાંબા હોય છે. તેને ઓથ મળે તો તે ઘણે ઉંચે વાડ કે ઝાડપર ચઢી જાય છે. અને નહિ તો જમીનપર આડા અવળા પથરાય છે. તેની ડાંડી અને શાખાઓ ફીકા લીલા કે જાંબુડા રંગની હોય છે. તે આડી અવળી મરડાયલી જેવી હોય છે. પાન પોહોળાં ને ગોળાઇલેતાં હોય છે. ફૂલ મ્હોટાં, ધોળાં, લાંબી નળીવાળાં અને માધવીનાં ફૂલો જેવી મધુરી સુગંધવાળાં હોય છે. તે રાતે ઉઘડે છે. તેની મધુરી સુગંધ ઘણે છેટે સુધી પસરાય છે. ફૂલ ઉન્હાળે ને ચોમાસે આવે છે. ફલ ગોળાઇલેતાં, ઘેરા તપખીરીઆ રંગનાં શિયાળે પાકે છે.

એના વેલાના કોમળ ભાગ અને પાનની નીચેની સપાટીપર ધોળા બેઠેલા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**મૂળ**–ઘણાં લાંબાં અને જમીનમાં ઉંડાં ગયેલાં હોય છે. તેમાંથી બીજા ઝીણા ફાંટાઓ પણ નીકળેલા હોય છે. મૂળનું લાકડું ભૂરા રંગનું, ચીવટ અને રસભર્યું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તેમાં એક પછી એક સછિદ્ર કુંડાળાં દેખાય છે. તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે, તે થોડી વારમાં બંધાઇને ભૂરા રંગનો થઈ જાય છે. મૂળની છાલની ઉપરની ફોતરી ભૂરાસલેતા કાળા રંગની તરત નીકળી જાય એમ હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ પણ ઉગ્ર અને જરા ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભૂરા રંગની હોય છે. તે આડી અવળી ઘણીવાર આંટીઓ ખાઈ ઝાડ કે વાડપર ચઢી ગયેલી હોય છે. તે પેનસીલથી આંગળી જેવી અથવા હાથનાં કાંડાં કે બાજુ જેવી જાડી હોય છે. તેનાપર જ્યાં ત્યાં ગોબા અને ખાડા પડેલા હોય છે. અને એ ગોબા કે ખાડા પાસે નાહાની મ્હોટી ગાંઠો બંધાયલી હોય છે. એ ગાંઠોપરથી નવી શાખાઓને પાન નીકળેલાં દેખાય છે. ડાંડીની છાલપર સૂક્ષ્મ દાણા જેવા ઉદ્દગમો હોય છે. તેથી તેપર આંગળી ફેરવતાં તેની છાલ ખડબચડી લાગે છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. તે અંદરથી પીળાસલેતા લીલા રંગની હોય છે. તેની અંતરછાલ રસભરી ને લીલા રંગની હોય છે. કોમળ શાખાઓ વિશેષ આંટીઆળી કે મરડાયલી હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તે ભાગ્યે જ લીસી પણ ઘણુંકરી ખરસટ હોય છે. તેનો રંગ ફીકાસલેતો લીલો, ભૂરો કે જાંબુડી છાયાલેતો હોય છે. ને તેપર સફેદ વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. તેને જખમી કરતાં તેમાંથી થોડો કસ ઝરે છે. અતિ કોમળ શાખાઓ લીલા રંગની હોય છે. ને તેપર સફેદ ચળકતા બેઠા વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે, તેથી તે સફેદ દેખાય છે. વાસ અને સ્વાદ ઉગ્ર અને દાહક હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૪ ઈંચ લાંબાં ને ૩ થી ૬ ઈંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ૨ થી ૫ ઈંચ લાંબી હોય છે. તેને મથાળે પાનની કોર પાસે બન્ને બાજુ લીલાસલેતા રંગની અક્કેક ચળકતી **રસકુપ્પિ** હોય છે. પાનની ઉપરની સપાટી લીલા કે કાળાસલેતા લીલા રંગની ને નીચેની ધોળાસલેતા લીલા રંગની હોય છે. પાનનો આકાર ગોળાઇલેતો હોય છે, તોપણ તેનું ટેરવું જરા સાંકડુંથતું, અણીવાળું, બુઠું કે વખતે જરા અંદર બેસતી ખાંચવાળું હોય છે. ડીટડી

પાસે પાનની કોર પોહોળી થઈ દ્વિવિભાગિત થયેલી હોય છે. પાન જરા જાડાં હોય છે. તેને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે. વાસ તીખી અને સ્વાદ ચીકણો ને ચીરપરો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી બહુધા પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પાનની ડીટડી જેવી કે તેથી સહેજ જાડી અને ૪ થી ૬ ઈંચ લાંબી હોય છે. તેનાપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. એ સળીને મથાળે ૧ થી ૩ ફૂલો આવેલાં હોય છે. કોઈવાર બાજુનાં બે ફૂલ મ્હોટાં થઈ વચલું ફૂલ કળીની હાલતમાં જ ખરી જાય છે. અને ઘણીવાર એક બાજુનું ફૂલ નહિ હોતાં વચલું ને એકજ બાજુનું ફૂલ હોય છે. કેટલીકવાર ત્રણથી વધારે ફૂલ પણ હોય છે. ફૂલની ડીટડી ૩ લાઈનથી ૧ ઈંચ લાંબી હોય છે. તેને તળિયે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે. તે તરત ખરી જાય છે. ફૂલની કળી લીલાસલેતા પીળા રંગની, ચળકતી ને ડાબીથી જમણી તરફ અડધી અમળાયલી હોય છે. તેને મથાળે વખતે સફેદ વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. તેપર પાંખડીઓના ભાગની નીક દેખાતી હોય છે. જ્યારે ત્રણ ફૂલ કાયમ હોય છે ત્યારે તેમાંથી વચલું ફૂલ ઘણુંકરી પ્રથમ અને બાજુનાં બે અનુક્રમે એક પછી એક ઉઘડે છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે પુ૦અભ્ય૦ કોષની પાંખડીની નળીપર ચોટડુક આવેલાં હોય છે. તે લીસાં અથવા તેનાપર ધોળા વાળની રૂંવાટી હોય છે. અને તેની સાથે સૂક્ષ્મ ભૂરા કે કાળા રંગનાં બિંદુઓ પણ હોય છે. તે ૨ થી ૩ લાઈન લાંબાં અને તેથી કંઈક ઓછાં પોહોળાં હોય છે. તેનો રંગ ફીકાસલેતો લીલો અથવા જાંબુડી છાયાલેતો હોય છે. એ પાંચ પત્રોમાંનાં બે પત્રો બીજાં ત્રણ પત્રોથી બહાર આવેલાં હોય છે. અને તેની કોર અંદરનાં પત્રોપર આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઈને ૨ થી ૨½ ઈંચ લાંબી અને ૧½ થી ૨ લાઈન પોહોળી નળી બનેલી હોય છે. અને નળીથી ઉપરનો તેનો ભાગ એક સપાટ ગોળ રકાબીની પેઠે પસરાયલો હોય છે. તેનો વ્યાસ ૨ ઈંચ જેટલો હોય છે. એ પસરાયલા વિભાગની કોરપર પાંચે પાંખડીના ભાગના પાંચ ખાંચા અને પાંચ પટીઓ દેખાતાં હોય છે. એ પટીઓનો રંગ લીલાસલેતો પીળો હોય છે.

**પુંકેસરો**–ધોળા રંગનાં ૫ હોય છે. તેમાં ૨ લાંબાં ને ૩ ટુંકાં હોય છે. લાંબાં પુંકસરો ½ ઈંચથી ૫ લાઈન અને ટુંકાં ૨ થી ૩ લાઈન લાંબાં હોય છે. પુંકેસરો પાંખડીની નળીની અંદર બહુધા વચ્ચોવચ આવેલાં હોય છે. તેના તંતુઓને તળિયે રૂપેરી ચળકતા સૂક્ષ્મ લંબગોળ મથાળાંવાળા અર્ધપારદર્શક કેસર જેવા તંતુઓ આવેલા હોય છે. પરાગકોષ સહેજ ફીકાસલેતા ધોળા રંગના હોય છે. તે ઉભા, મથાળે ઘણુંકરી છુટ્ટા, અને તળિયે તેના બે છેડા નીકળેલા હોય છે. પરાગકોષ ૧½ લાઇન લાંબા અને ½ થી ¾ લાઈન પોહોળા હોય છે. પરાગરજ ધોળા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦બા૦ કોષને તળિયે પીળાસલેતા લીલા રંગનો આવેલો હોય છે. તે સહેજ પીળાસલેતા ધોળા રંગની ગોળ કર્ણિકા વચ્ચે બેઠેલો હોય છે. નલિકા ધોળા રંગની, પુંકેસરતંતુઓથી સહેજ જાડી, લીસી, ચળકતી અને લગભગ ૧½ ઈંચ લાંબી હોય છે. નલિકાગ્રમુખ બે સાંકડા લંબગોળ છેડા જેવાં હોય છે. તે દરેક છેડો ૧½ લાઈન લાંબો અને ½ લાઈન પોહોળો હોય છે.

**ફળ**–સહેજ લંબગોળ હોય છે. તે પ્રથમ પીળાસલેતા લીલા રંગનાં, ચળકતાં અને લીસાં હોય છે. ને પાકે છે ત્યારે ઘેરા તપખીરીઆ રંગનાં થઈ જાય છે. તેને મથાળે સૂક્ષ્મ સખ્ત અણી દેખાય છે. તે સ્ત્રીકેસરનલિકાનો અવશેષ હોય છે. પુ૦બા૦ કોષનાં પત્રો ફળની સાથે છુટ્ટાં અને પોહોળાં થાય છે. તે કાચાં ફળમાં તેનાપર ચોટેલાં હોય છે. પણ ફળ પાકે છે ત્યારે એ પત્રો ઘેરા તપખીરીઆ રંગનાં થઈ નીચાં નમી જાય છે. ફળને તળિયે સૂક્ષ્મ ડીટી હોય છે. ફળનો આડો કાપ કરી જોતાં તેમાં ચાર ખંડ દેખાય છે. ને તે દરેક ખંડમાં અક્કેકું બીજ હોય છે. પણ એ ચારે ખંડ અને તેમાંનાં બીજ ભાગ્યેજ પૂર્ણ થયેલાં હોય છે. પણ ઘણુંકરીને ૩ થી ૨ કે ૧ ખંડ અને બીજ પૂર્ણ સ્થીતિયે આવે છે. ફળનો વ્યાસ ½ ઈંચ જેટલો હોય છે. ફળ સુકાય છે ત્યારે સહેજ દાબવાથી બટકી જાય છે. તેમાંનાં બીજ એક દાણાદાર ફીકા ધોળા રંગના માવાની અંદર આવેલાં હોય છે. કુદરતી રીતે પણ ફળ સુકાઈને બહુધા અધવચથી નીચે તટકી તેનો ઉપરનો ભાગ ખરી જાય છે. ને તેનો નીચેનો ભાગ એક પ્યાલીની પેઠે રહી જાય છે. તેમાં બીજ અને તેપર આવેલો ધોળો માવો રહેલાં જોવામાં આવે છે. એ માવો નખથી ખરપતાં નીકળી જાય છે. ફળ ઘણાં શુષ્ક હોય છે.

**બીજ**–લીસાં, ચળકતાં ને ફીકા ભૂરા રંગનાં હોય છે. તેની એક બાજુ ત્રણ ધાર અને બીજી બાજુ ઢાળ હોય છે. તેને એક છેડે ઘેરા ભૂરા રંગનો સૂક્ષ્મ ચાંડલો હોય છે. અને તેનો બીજો છેડો જરા સાંકડોથતો હોય છે. બીજ ૨ થી ૩ લાઈન લાંબાં ને ૧½ થી ૨ પોહોળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પૌષ્ટિક તથા વિષ, શોથ અને કફઘ્ન.

૬-ઉપયોગ-ફાંગનાં મૂળ પૈષ્ટિક પાકોનાં બીજાં વસાણાં સાથે વપરાય છે. ફાંગનાં મૂળ અને ડાંડી પાણીમાં વાટીને વીંછી તથા બીજાં ઝેરી જનાવરોના દંશપર તેમજ રક્તવિકાર અને વાળાના સોજાપર ચોપડાય છે. ફાંગની ડાંડીનો ઉકાળો કરી, મતવા અને રબારી લોકો ભેંસ અગર ગાયને ઓર તરત ન પડતી હોય તો તે પડી જવા પાય છે.

"આઠ શેર પાણીમાં દોઢ શેર ફાંગના વેલાના કટકા ઉકાળી ત્રણશેર પાણી રહે ત્યારે તેને ઉતારી તે નવસેકું રહે ત્યારે નળીમાં ભરી ગાય કે ભેંસને પાય છે. એ ઉકાળો પાયા પછી એક કલાકમાં ઓર ન પડી જાય તો ફરીવાર પાય છે. જરૂર પડે તો ત્રણ ટંક પાય છે."-(મતુવા મુસા ઉમર).

ફાંગનાં પાન જરા ગરમ કરી તેનાપર એરંડીયું તેલ લગાડી અથવા તેનાં વરાળીઆં સંધિવાના સોજાપર બંધાય છે. તેનાં પાનનાં ભજીયાં ને શાક કરવામાં આવે છે. ફાંગનાં પાન ખાઇને છપ્પનિયા દુકાળમાં ઘણાં ગરીબ લોકો નભ્યાં હતાં. ફાંગનાં ફૂલ અત્યંત મધુરી વાસવાળાં હોય છે, તેની વાસ લેવાથી મગજ તર થાય છે. ને મગજની નબળાઈવાળાને ફાંગનાં ફૂલ ખાસ કરી સુંઘાડવામાં આવે છે. ફાંગનાં સુકાં ફૂલની અંદરનો સફેદ માવો પૈષ્ટિક પાકોમાં વપરાય છે. એ માવો માદક ગણાય છે. ફાંગના વેલા સાંઢીઆ અને બીજાં ઢોરો ચારા તરીકે ખાય છે.

"ફાંગ ટાઢી છે, તૂરી છે, ગ્રાહિ છે, વાયુ કરે છે, આફરો કરે છે. પિત્ત, કફ, છાતીના રોગ, ઉધરસ એ સર્વેને ટાળે છે." (વૈં. રૂ. ઈ.).

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, કંટાળા ને છત્રા બાવળનાં જાળાંઓમાં, વાડીઓની વાડમાં અને કાદીવાળી જમીનપર ફાંગના વેલા ઘણા ઉગે છે.

એ પશ્ચિમ હિંદુસ્થાનનાં સુકાં જંગલોમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-આ સ્વસ્થાનમાં સમુદ્રશોષના વેલા કરતાં ફાંગના વેલા વધારે ઉગે છે. માટે અહિંના ગાંધીઓ **વરધારાને** બદલે ફાંગના કટકા વેચે છે. વરધારા વિષે જુઓ નંબર ૩૭૬.

## વર્ગ-(કનવોલ્વ્યુલેસી).

### નંબર ૩૭૬.

**૧-શાસ્ત્રીયનામ**-Argyreia speciosa.

દૃષ્ટાન્ત-H. IV. p. 185; N. p. 200; Watt. I. p. 310. રૂ. નિ. પા. ૩૫૦.

**૨-દેશીનામ**-સમદરસોષ, સમુદ્રશોષ (પો૦); સમુદ્રસોષ, વરધારો (ગુ૦); समुद्रसोख (મ૦+હિં૦); समुद्रपालक, वृद्धदारक, वृद्धदारु, हस्तीवल्ली, अंतःकोटरपुष्पी (સં૦).

**૩-વર્ણન**-સમુદ્રશોષનો વેલો બહુ લાંબો અને મજબૂત હોય છે. તે ૪૦ થી ૫૦ ફીટ ઉંચાં ઝાડોપર ચઢી જઇ તેનાપર ફરી વળે છે. એ વેલામાં જાડી ને પાતળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એ વેલાની લંબાઈ અને તેના મ્હોટા કદ ઉપરથી ઈંગ્રેજીમાં એને (Elephant creeper) અર્થાત્ **હાથીવેલ** અને સંસ્કૃતમાં પણ हस्तीवल्ली કહે છે. ઘણા વિસ્તારવાળા અને લાંબા વેલામાંનો આ એક વેલો છે. અને આ (કનવોલ્વ્યુલેસી) વર્ગમાં સૌથી લાંબો અને જબ્બર વેલો આ છે. જ્યારે એ વેલાને ઉંચે ચઢવાનું કંઇ સાધન મળતું નથી ત્યારે તે જમીનપર ઘણા મ્હોટા વિસ્તારમાં આડો અવળો ફેલાઈ રહે છે. એમાં પોહોળાં ને મ્હોટાં હૃદય સુંદર સફેદ સુંવાળી રૂંછાળવાળાં પાન આવે છે. એમાં મ્હોટાં ઘંટાકાર ઘેરા ગુલાબી રંગનાં ફૂલો ચોમાસે અને શિયાળાની શરૂવાતમાં આવે છે, ને ફલ શિયાળે પાકી જાય છે.

સમુદ્રશોષના વેલામાં ચોમાસે જ્યારે સુંદર ઘેરાં ગુલાબી ફૂલો આવી રહેલાં હોય છે ત્યારે એ વેલો ઘણો મનોહર દેખાય છે.

એ વેલાના કોમળ ભાગપર રેશમ જેવા સુંવાળા ધોળા વાળની ચોટડુક રૂંવાટી આવેલી હોય છે.

**મૂળ**-વેલાના પ્રમાણમાં જાડું અને લાંબું વધેલું હોય છે. તો પણ તે હાથનાં કાંડાંથી સાથળ જેવું જાડું જોવામાં આવેલું છે. એનાં ખીલામૂળમાંથી બીજા જાડા ફાંટાઓ ફૂટેલા હોય છે. તે ૪ થી ૬ ઈંચ વ્યાસના હોય છે. તે જમીનમાં ઘણા ઉંડા અને આડાઅવળા ગયેલા હોય છે. એ ફાંટાઓમાંથી વળી ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે સુતળીથી આંગળી જેવા જાડા હોય છે. મૂળ અને તેના ફાંટાઓનો રંગ ઉપરથી પીળાસલેતો ભૂરો હોય છે. તેની ઉપરની છાલ ઘણી પાતળી અને તેનાપરથી પાતળી ફોતરી ઉતરી જતી દેખાય છે. જેથી તેનો ફોતરી ઉતરેલ ભાગ ઉભાં લહેરીઆં જેવો દેખાય છે. એ પાતળી છાલની નીચે સફેદ ચળકતા ગાભા જેવી છાલ હોય છે. જે ખુલ્લી કરવાથી થોડા વખતમાં પીળી અથવા ભૂરી થઇ છેવટે તેનો રંગ કાળો થઇ જાય છે. મૂળ અથવા તેના ફાંટાઓનો આડો કાપ કરી જોતાં તેનો વચલો ભાગ સછિદ્ર ધોળો દેખાય છે. ને તેની બહારની કોર પાસેથી દૂધ જેવો રસ નીકળે છે. તે ઘણો ચીકણો હોય છે. તે થોડીવારમાં પીળાસલેતો ભૂરો થઇને પાછળથી કાળાસલેતો ભૂરો થઈ બંધાઈ જાય છે. તેની ને મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ દાહક અગર તીખો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી વેલાની લંબાઇના પ્રમાણમાં જાડી હોય છે. તે સામાન્ય રીતે આંગળીથી હાથનાં કાંડાં જેવી જાડી હોય છે. પણ ઘણીવાર ઘણા

લાંબા ને ઘરડા વેલામાં તે ૧ થી ૧½ કે ૩ ફીટ વ્યાસની હોય છે. ડાંડીનો રંગ ફીકો ધોળો હોય છે. તેની ઉપરની છાલ પાતળી હોય છે. તેનાપર ઉભાં લહેરીઆં અને ખાડા ખડબા પડેલા હોય છે. ઉપરની પાતળી છાલ નીચે લીલા રંગની છાલ હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તેમાં વચ્ચોવચ લીલાસલેતા રંગનું ચળકતા ગાભા જેવું ચક્ર દેખાય છે. તેથી બહાર સછિદ્ર ધોળા રંગનું ચક્ર હોય છે. અને તેથી બહારના ચક્રમાંથી અર્થાત્ છાલ પાસેથી દૂધ જેવો રસ વહે છે. જે થોડી-વારમાં બંધાઇ જાય છે. વાસ અને સ્વાદ મૂળને મળતાં પણ સ્વાદ કંઇક કડવાસલેતો હોય છે. કોમળ શાખાઓ ઘણી નીકળેલી હોય છે. તે ઉપર ધોળા વાળની રૂંવા-ટીનું અસ્તર આવેલું હોય છે. તેથી તે ધોળી દેખાય છે. એ ધોળી રૂંવાટી નીચે છાલ લીલા રંગની હોય છે. કોમળ શાખાઓનો આડો કાપ કરી જોવાથી તેમાંનો તમામ ભાગ લીલો દેખાય છે. ને તેમાંથી દૂધ જેવા ધોળા રસને બદલે તેના વચલા ગાભામાંથી લીલો પ્ર-વાહી ઝરે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૧૦ ઇંચ કે ૧ ફુટ લાંબાં હોય છે. તેની લંબાઈ અને પોહોળા-ઈમાં થોડોજ અંતર હોય છે. તેની ડીટડી ગોળ અને લાંબી હોય છે, ને તેનાપર ધોળા વાળની રૂંવાટી હોય છે. તેને મથાળે બન્ને બાજુ અક્કેક ચપટી, ખડબચડી, ભૂરાસ કે કાળાસલેતા રંગની **રસકુપ્પિ** (gland) આવેલી હોય છે. પાનની ઉપરની સપાટી લીસી, ચળ-કતી, અને ફીકા કે ઘેરા અથવા કાળાસલેતા લીલા રંગની હોય છે. અને તેની નીચેની સપાટીપર રૂપાં જેવા ચળકતા, ધોળા, ને મખમલ જેવા સુંવાળા વાળની રૂંવાટી આવેલી હોય છે, તેથી તે સફેદ દેખાય છે. આવી રીતે સમુદ્રશોષનાં પાનની બન્ને સપાટી એક બીજાંથી તદન જૂદા રંગની હોવાને લીધે તેનાં પાન ઘણાં બાનકદાર દેખાય છે. પાનનાં ટેરવાં અણીઆળાં હોય છે. ને ડીટડી પાસે પાનની કોર બે વિભાગવાળી હોય છે. પાનમાંની નસો બહુધા સામસામી ને સમાન્તર હોય છે. તે પાનની નીચેની સપાટીપર સ્પષ્ટ દેખાતી હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણ પાસેથી નીકળેલી હોય છે. તે પાનની ડીટડી જેવી બહુધા જાડી, ગોળ અને તેટલીજ અથવા તેથી વધારે લાંબી હોય છે. પણ ઘણુંકરી તેની લંબાઈ ૬ ઇંચથી ૧ ફુટની હોય છે. ને તેનાપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એ સળીને મથાળે ફૂલનો અર્ધછત્રાકાર ઝુમખો આવેલો હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ અથવા ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. બહારનાં પુષ્પપત્રો ૧½ થી ૨ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે નાહાનાં પાન જેવા આકારનાં હોય છે. તે પાતળાં ને તરત ખરી જાય તેવાં હોય છે. તેની કોરપર લહેરી-આં કે ઝાલર હોય છે. ને તેપર પાન જેવી નસો અને રૂંવાટી હોય છે. અંદરનાં પુષ્પપત્રો એથી નાહાનાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે. તેમાં ત્રણ બહારનાં પત્રો જરા મ્હોટાં અને અંદરનાં બે તેથી નાહાનાં હોય છે. પત્રો બહારની બાજુ ધોળી રૂંવાટીવાળાં અને અંદર લીસાં હોય છે. તે ½ ઇંચ કે તેથી સહેજ લાંબાં ને ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી છેક છેડા સુધી જોડાઇને એક ઘંટાકાર ફૂલ બનેલું હોય છે. તેની લંબાઈ ૧½ થી ૨ ઇંચ અને મથાળે તેના મુખનો વ્યાસ ૧ થી ૧½ ઇંચ જેટલો હોય છે. તે બહારથી સફેદ રૂંવાટીવાળું ને અંદર ઘેરા જાંબુડા રંગનું હોય છે.

**પુંકેસરો**–૫ ધોળા રંગનાં હોય છે. તે પાંખડી અગર ફૂલના ગુમજની અંદર આવેલાં હોય છે. તેમાં ૨ લાંબાં ને ૩ ટુંકાં હોય છે. તેના તંતુઓ લીસા ને ચળકતા હોય છે. ને તેને તળિયે સફેદ ચળકતા વાળની કેસર હોય છે. પરાગકોપ ભલ્લાકૃતિના અને ઉભા હોય છે. પરાગરજ ગોળ અને સફેદ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોપને તળિયે એક લીસી, ચળકતી ફીકા ધોળા રંગની પંચકોણ પડઘીની વચ્ચોવચ આવેલો હોય છે. નલિકા ધોળા રંગની, લીસી, ચળકતી, ને સાંકડીથતી હોય છે, તે લાંબાં પુંકેસરોના પરાગકોપથી નીચે ને ટુંકાના પરાગકોપની ઉપરની અણીની લગભગ પહોંચેલી હોય છે. તેને ટેરવે દાણાદાર સફેદ બે સાંકડાં લંબગોળ મુખ આવેલાં હોય છે.

**ફલ**–½ થી ¾ ઇંચ વ્યાસનું હોય છે. તે લંબગોળ અથવા ગોળ હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે કાચાં હોય છે ત્યારે ફીકા લીલા રંગનાં ને તેપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પણ પાકીને સુકાય છે ત્યારે લીસાં, ચળકતાં પીળાસલેતા ભૂરા કે તપખીરીઆ રંગનાં થઇ જાય છે. ફલ એક ગોળ નાહાની પડઘીપર બેઠેલું હોય છે. ફલને દાબતાં તે અનિયમિત રીતે તટકી જાય છે. કુદરતી રીતે પણ ફલ બહુધા તેમજ ફાટી ઉપરથી ખરી જાય છે. ફલનો આડો કાપ કરી જોતાં તેમાં ચાર ખંડ દેખાય છે. એ દરેક ખંડમાં અક્કેકું બીજ હોય છે. તેમાં પૂર્ણ અવસ્થાયે ૪ થી ૧ બીજ આવે છે. ફલમાં ભૂરા રંગની બારીક ભૂકી હોય

છે. જેમાંથી કોઇ જાતની ખાસ વાસ નીકળતી નથી પણ તે સ્વાદમાં તૂરી ને શોષક હોય છે. ફલ ઘણાં શુષ્ક હોય છે.

બીજ–૨ થી ૨½ લાઇન લાંબાં ને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તેનાપર ભૂરાસલેતા ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. બીજ એક બાજુથી ઢાળવાળું અને બીજે છેડે ત્રણ ધારવાળું હોય છે. તેને એક છેડે ઉંડો ચાંડલો હોય છે. બીજને ભાંગતાં તેમાંથી એરંડીઆં તેલ જેવી વાસ નીકળે છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–માદક, પૈષ્ટિક, ચિરગુણકારી પૈષ્ટિક, વાતહર, વિષહર તથા શોથ અને કફઘ્ન.

૬–ઉપયોગ–સમુદ્રશોષનું મૂળ પાણીમાં ઘસીને વીંછી ને સર્પના દંશ ઉપર તેમજ સંધિવા અને રસવિકારના સોજાપર ચોપડાય છે. સંધિવામાં આપવામાં આવતા કવાથનાં બીજાં વસાણાની સાથે સમુદ્રશોષનું મૂળ વાપરવામાં આવે છે. એનું મૂળ વીર્યવર્ધકમાંની દૂધ અને સાકર સાથે પવાય છે. એનું મૂળ અને ચોખા પાણીમાં વાટીને આધાશીશીપર ચોપડાય છે. એનું મૂળ અને ડાંડી રેચક તરીકે વપરાય છે. સમુદ્રશોષનાં પાનવાળા, સંધિવા, અને તમામ જાતના સોજા ઉપર તેમજ ગડગુંબડાંપર બંધાય છે. એનાં પાનપર એરંડીયું તેલ લગાડી વાળાપર ઘણા લોકો બાંધે છે. સમુદ્રશોષનાં પાનને ગોળની સાથે વાટી મરકીની ગાંઠપર પોટીસની જગોએ પણ ઘણા લોકો બાંધે છે. માથું દુખતું હોય તો અથવા માથે તડકા અથવા લુની અસર નહિ લાગવા માટે સમુદ્રશોષનાં પાન રાખવામાં આવે છે. એનાં પાનને એરંડીયું કે મીઠું તેલ લગાડી પેટના દુખાવામાં પેટપર મુકી તેપર શેક કરવામાં આવે છે. સડતાં ગુંબડાં અને ચાંદાંઓપર સમુદ્રશોષનાં કોમળ પાન ઉંધાં બાંધવામાં આવે છે. કે જેથી તે (લિન્ટ) અર્થાત્ ઇસ્પિટાલમાં વપરાતાં રૂવેલીઆં કપડાનું કામ કરે છે. આ પાનપરની કોમળવાળની રૂંઆળથી ચાંદાં વગેરેમાં સળવળાટ થઈ પરૂને નીકળી આવવા રસ્તો મળે છે. આવી રીતે લગાડેલાં પાનથી ચાંદું કે ગુંબડું તરત ભરાવા માંડે છે. અને જ્યારે રસી નીકળી જઇ સોજો ઉતરવા માંડે છે ત્યારે તેનાં સીધાં પાનપર તેલ કે માખણ લગાડી ગુંબડાં કે ચાંદાપર મુકવામાં આવે છે. તે ગુંબડાં અને ચાંદાંને રૂઝાવી તરત સારૂં કરે છે. સમુદ્રશોષનાં સુકાં પાન રૂઝનો મલમ બનાવવામાં વપરાય છે. સમુદ્રશોષનાં પાનના રસનું ટીપું દુખતા કાનમાં નખાય છે. સમુદ્રશોષનાં ફલમાંની બારીક ભૂરા રંગની ભૂકી કેટલાક પૈષ્ટિક પાકોમાં વાપરવામાં આવે છે. આ ભૂકી માદક અને સ્તંભક ગણાય છે.

સમુદ્રશોષનાં મૂળની માત્રા ૬ થી ૮ વાલની છે.

૭–સ્થાનક–સમુદ્રશોષના વેલા વાડી, વાડા, અને બાગ બગીચાઓની વાડમાં તેમજ નદીનાળાંઓની કોતરમાં ઉગે છે. *

એ હિંદુસ્થાનના કેટલાક ભાગોમાં સ્વતંત્ર થાય છે પણ ઘણી જગોએ એ વાવવામાં પણ આવે છે,

૮–વિશેષવિવેચન–સમુદ્રશોષના વેલાને ઓડા (ચોમાસાની સમુદ્રની ખારી હવા) પવનની માઠી અસર વિશેષ જણાતી નથી. કોંકણ તરફ સમુદ્રશોષના વેલા દરીઆ કિનારાની વાડીઓમાં ઘણા જોવામાં આવે છે. આ સ્વસ્થાનમાં સમુદ્રશોષના વેલા પોતાની મેળે વિશેષ કરી ઉગતા નથી પણ હાલ જ્યાં જ્યાં ઉગેલા છે ત્યાં પ્રથમ કોઇએ વાવેલા હશે એમ જણાય છે. આ વેલાનું સમુદ્રશોષ એ નામ આખા હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં પ્રસિદ્ધ છે. એ નામ શા માટે પડેલું હશે તેનું ચોકસ કારણ જણાયું નથી, તો પણ તેનાં બે રીતે અનુમાન થઇ શકે છે.

૧–તે વિશેષ કરીને સમુદ્ર કીનારાના મુલકમાં ઉગે છે.

૨–એના વેલા ઘણા શોષક છે અર્થાત્ તે જ્યાં ઉગે છે તે જગાની આજુબાજુથી ઘણો રસ ચુશી લે છે. અને સુકાયા પછી તે વેલાના તમામ ભાગ પણ ઘણા શુષ્ક થઇ જાય છે. માટે એ વેલાનો શોષણીક ગુણ દેખાડવા એક વિશેષણરૂપ સમુદ્રશોષ એ નામ અપાયલું જણાય છે. મતલબ કે એનો વેલો સામાન્ય શોષક નથી. પણ સમુદ્રશોષક અર્થાત્ સમુદ્રને પણ શોષી જાય તેવો છે.

પોરબંદરની બજારમાં વરધારાને નામે જે કકડા ગાંધીને ત્યાં વેચાય છે તે તપાસી જોતાં સમુદ્રશોષ અને ફાંગની શાખાઓના કકડા જણાયા છે. મુંબઇમાં હાલ વીંછીની દવાને નામે જે લાકડાંના કકડા વેચાય છે તે પણ સમુદ્રશોષ અગર ફાંગના કકડા હોય એવું અનુમાન થાય છે. કેમકે તે તેને મળતા આવે છે. સમુદ્રશોષ અથવા ફાંગનો કકડો થોડીવાર હાથમાં ઝાલી રાખવાથી વીંછી ઉતરી જાય છે. વીંછીના દંસપર અમથો ઝાઝીવાર હાથ ફેરવવાથી પણ વીંછી ઉતરી જાય છે. વીંછી ઉતારવો

* આ સ્વસ્થાનમાં સમુદ્રશોષના વેલા બીલેશ્વરી નદીને કાંઠે, સાતવીરાના બાગમાં, અને પોરબંદર તલપતના દરબારી અને બીજા બાગોમાં ઉગેલા જોવામાં આવે છે. રાજવાડી બાગમાં એક ઘણા વરસનો જુનો વેલો વડના ઝાડપર ચડેલો છે તેથી આખો વડ ઢંકાઇ રહેલો છે. એ વેલાનું થડ ૩ ફીટથી વધારે જાડું અને વેલાનો વિસ્તાર ૧૦૦ ફીટમાં છે.

એ એક મેસમેરિઝ્મ જેવું જણાય છે. પણ દંશમાંથી પણ પીડા નીકળી જવી એ કામ **સ્પીરિટઆમોનિયા** સારૂં કરે છે.

સમુદ્રશોષનું સંસ્કૃત નામ वृद्धदारु અથવા वृद्धदारक છે એમ ઘણા વિદ્વાન્ ડાકટરો અને વૈદ્યોનું માનવું છે. અને वृद्धदारुનું ગુજરાતી નામ વરધારો થયું છે, એમ પણ કેહેવાય છે.

જામનગરવાળા ડા. વીરજી ઝીણા રાવલ. એલ. એમ. એન્ડ એસ. લખે છે કેઃ–(આર્ય ઔષધ પાનું ૩૯૫ સમુદ્રશોષ.)

"સમુદ્રશોષનું મૂળ વરધારાને બદલે વપરાય છે. તેનો ઉપયોગ વરધારાને મળતો છે." વળી (પાને ૩૭૮ મે વરધારો.)

"વરધારો શું ચીજ છે તે હજી નકી થયું નથી, કેટલાકોનું એમ માનવું છે કે વરધારો એ સમુદ્રશોષનું મૂળિયું છે, પણ ખરૂં જોતાં તે તદન જૂદીજ જાતનું ઝાડ છે."

મુંબઇવાળા મરહુમ ડા૦ ડિમક સાહેબ પણ સમુદ્રશોષનું સંસ્કૃત નામ वृद्धदारक આપે છે. (Dymock. mat. mad. W. Ind. part. III. p. 473.) અને સમુદ્રશોષનાં મૂળના ગુણ અને ઉપયોગ વરધારાને મળતા આપે છે. પણ ગુજરાતી નામ **વરધારાને** તેઓ વર્ગ **કોનેરેસી**–Connaraceæમાં મુકી તેનું શાસ્ત્રીયનામ **રોરિયા સેન્ટેલોઇડિસ** Rourea santaloides લખે છે. તેથી **સમુદ્રશોષ** અને વરધારો એ બે જૂદી જૂદી વનસ્પતિ છે એમ માની શકાય. (Dymock. mat. mad. W. Ind. part. II. p. 170.)

કલકત્તાવાળા ડા૦ વૉટ સાહેબ સમુદ્રશોષનું સંસ્કૃત નામ वृद्धदारक લખે છે, પણ **વરધારો** જૂદી વનસ્પતિ છે. એમ માની તેને Rourea santaloides એ શાસ્ત્રીયનામ આપે છે. (Watt. Vol. VI. part. I. p. 570.)

કૈલાસવાસી ડા૦ સખારામ અર્જુન વરધારાનું શાસ્ત્રીય નામ Rourea santaloides આપે છે. (Bomb. Drug. p. 36.) પણ આગળ વધતાં લખે છે કે, જે વર્ગની આ વનસ્પતિ છે તે વર્ગમાંની વનસ્પતિયો ઓસડના કામમાં આવતી જણાઇ નથી. આ વનસ્પતિનો પાન સોતો તાજો નમુનો **સુરતથી** મેળવવામાં આવ્યો હતો, અને બજારના વરધારાના નમુના સાથે મેળવતાં તેને મળતો ખરેખર જણાયો હતો.

જામનગરના પ્રખ્યાત વૈદ્યરાજ સ્વર્ગવાસી જંડુભટ્ટ ૧૮૮૨ માં **સુરતથી** એક પાન સોતી વેલનો નમુનો મુંબે લાવ્યા હતા. તેને વરધારો કહેતા હતા. આ નમુનો ગુરૂવર સ્વર્ગસ્થ પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પાસે લાવવાથી તેઓ સાહેબે તે નમુનો આ લખનારને તપાસવા આપ્યો હતો. આ નમુનો પણ Rourea santaloidesનાં વર્ણનને મળતો આવ્યો હતો. (Dalzell. Bomb. Flo. p. 53).

રેવરન્ડ એ. કે. નેર્ન સાહેબ Rourea santaloides ના નીચે પ્રમાણે દેશી નામો આપે છે. વાધાટિ, વાકેરિ, વરધારા. (Nairne p. 71.).

કૈલાસવાસી પ્રખ્યાત ડા૦ ઉદયચંદ્ર દત્ત वृद्धदारकનું શાસ્ત્રીયનામ Argyreia speciosa આપે છે.

(U. chand Dutt. mat. Med. of the Hindus p. 206.).

ઉપરના દાખલાઓ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે **સુરત** તરફ Rourea santaloidesને **વરધારો** કહેતા હશે. અને તેને દવા તરીકે वृद्धदारुની જગોએ વાપરતા હશે. અને તેનાં મૂળ કે ડાંડીના કકડા **સુરત** અને ત્યાંથી મુંબઈની બજારમાં આવતા હશે. અને તે કદાચ સમુદ્રશોષ અને ફાંગનાં મૂળ અને ડાંડીના કકડાને મળતા હશે, અને તેપરથી આવો ગુંચવાડો ઉત્પન્ન થતો હશે. પણ વરધારાની વેલ (Rourea santaloides) માત્ર કોકણથી ત્રાવંણકોર સુધી ઉગે છે, પણ સમુદ્રશોષની વેલ તો લગભગ આખા હિંદુસ્થાનમાં ઉગે છે. એટલુંજ નહિ પણ તે ઘણી જગોએ વાવવામાં પણ આવે છે. તેથી સમુદ્રશોષની વેલ જેટલી હિંદુસ્થાનમાં પ્રખ્યાત હોય તેટલી વરધારાની હોઇ શકે નહિ. અને वृद्धदारक એ સંસ્કૃત નામ માત્ર સુરત કે કોંકણમાંજ પ્રચલિત છે તેમ નથી. પણ એ નામ ઘણા જુના વખતથી હિંદુસ્થાનના બોહોળા ભાગમાં પ્રસિદ્ધ થયેલું જણાય છે. કેમકે તે चक्रदत, भावप्रकाश અને शार्ङ्गधर જેવા જુના વૈદ્યક ગ્રંથોમાં લખાએલું છે. માટે **વરધારો** એ કેવળ આધુનિક પ્રાકૃત નામ હશે. અને તે वृद्धदारु ઉપરથી સુરત તરફ એકાદી વેલને લાગુ કરવામાં આવેલું હશે, એમ જણાય છે.

હવે બીજા હાથપર **સમુદ્રશોષ** બહુધા આખા હિંદુસ્થાનમાં ઉગે છે. અને તેનું સંસ્કૃત નામ वृद्धदारु પણ આખા હિંદુસ્થાનમાં પ્રખ્યાત છે. જેથી **वृद्धदारु** અથવા **वृद्धदारक** એ સમુદ્રશોષ હોય એમ નીચેનાં વર્ણનપરથી જણાય છે.

"**श्वेतकांडा पद्मपत्रावल्लिस्यात्वृद्धदुरुजा ।**
**अंतःकोटरपुष्पी च श्वेतलोमैः सुसंवृता ॥**

इतिशिवनिघंटे. ॥ (રૂ. નિ. પા. ૩૪૯)"

ઉપરનું વર્ણન સમુદ્રશોષની વેલને તદન મળતું આવે છે. માટે **वृद्धदारु** અને સમુદ્રશોષનો આ નીચે મુકાબલો કરવામાં આવે છે.

### मुकाबलो.

| वृद्धदारु | समुद्रशोष (Argyrea specissa) |
|---|---|
| ૧–વેલ થાય છે. | ૧–વેલ થાય છે. |
| ૨–ડાંડી સફેદ જુની અગર જાડી થાય છે. | ૨–ડાંડી સફેદ જુની અગર જાડી થાય છે. |
| ૩–પાન કમલનાં પાન જેવાં થાય છે. | ૩–પાન ચંદ્રવિકાશી કમલનાં પાન જેવાં થાય છે. |
| ૪–તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. | ૪–તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. |
| ૫–ફૂલ ઉંડી ખાડવાળાં હોય છે. | ૫–ફૂલ ઉંડી ખાડવાળાં હોય છે. |

ઉપરને મુકાબલે બન્ને એકજ લાગે છે.

હવે સુરતવાળા **વરધારાની** વેલનો वृद्धदारु સાથે મુકાબલો.

| वृद्धदारु | वरधारो (R. santaloides) |
|---|---|
| ૧–વેલ હોય છે. | ૧–વેલ હોય છે. |
| ૨–ડાંડી સફેદ જુની અગર જાડી હોય છે. | ૨–ડાંડી પાતળી હોય છે. |
| ૩–પાન કમલનાં પાન જેવાં થાય છે. | ૩–પાન ૧ થી ૪ ઈંચ લાંબાં અને સંયુક્ત હોય છે, તેમાં ૨ થી ૪ નાહાનાં પાનની જોડી આવેલી હોય છે, જોડીમાંનું દરેક પાન ૧½ થી ૩ ઈંચ લાંબું અને ૧ થી ૧½ ઇંચ પોહોળું હોય છે. સામાન્ય રીતે પાન ચંદનનાં પાન જેવાં હોય છે. કમલ જેવાં નહી. |
| ૪–તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. | ૪–તે તદન લીસાં હોય છે, કોઈ જાતના વાળની રૂંવાટી હોતી નથી. |
| ૫–ફૂલ ઉંડી ખાડવાળાં હોય છે. | ૫–ફૂલની કલંગી ૨ થી ૪ ઈંચ લાંબી રોય છે, તેપર ¼ થી ¾ ઈંચ વ્યાસનાં ફૂલો આવે છે. તેમાં ઉંડી ખાડ હોતી નથી. |

ત્યારે ઉપરના બે મુકાબલામાં **वृद्धदारु समुद्रशोष** (Argyreia speciosa) ને મળતો આવે છે, એમ કહી શકાશે પણ વરધારા (Rourea santaloides) ને મળતો નથી.

જુનાગઢવાળા સ્વર્ગવાસી વૈદ્યરાજ રૂગનાથજી ભાઈ પણ લખે છે કેઃ–"**वृद्धदारक** એટલે **समुद्रशोष** હોય એમ લાગે છે, કારણકે **સમુદ્રશોષનું** નામ કોઈ પણ પ્રાચીન ગ્રંથમાં છે નહીં; તેથી ને વળી તેના ગુણ રૂપને મેળવતાં પણ એજ હોય એવું લાગે છે. ને वृद्धदारु દ્વય છે, તેથી બીજી ફાંગ હોય એમ અનુમાન થાય છે. वृद्धदारु ને **કોટરપુષ્પી** લખે છે. તેથી ખાડવાળું ફૂલ **સમુદ્રશોષનું** જ છે. **રેરિયાસેન્ટેલોઇડિસ** એવું નામ ડાકટરોની કરેલી મેટિરિયા મેડિકામાં છે, તેથી તેનું નામ અહીં લખ્યું છે. ને સમુદ્રશોષ તથા ફાંગનાં નામ આગળ લખશું ને વરધારાનું ઝાડ જૂદું કીહાંય દેખવામાં આવ્યું નથી."

**સમુદ્રશોષ** એજ वृद्धदारक છે એમ માની વૃદ્ધદારૂ (અર્થાત હવે સમુદ્રશોષ) તેઓ લખે છે કેઃ–

"સ્વાદે કડવો ને તૂરો છે. ગરમ છે, ધાતુ પુષ્ટી કરે છે, બળ વધારે છે, જઠરાગ્નિ, કાંતી તેને વધારે છે. આમ, વા, સોજા, રક્તવિકાર, પ્રમેહ, કફ, તૂની, પ્રતિ તૂની આદિ વાયુના રોગ એ સર્વેને મટાડે છે. દસ્તને સાફ લાવે છે, રસાયન છે, ને એ પ્રમાણે **ફાંગ્ય** અને **સમુદ્રશોષના** પણ ગુણ છે."

ઉપરનાં વિવેચનથી જો वृद्धदारु એ **સુરત** તરફનો **વરધારો** નહીં, પણ **સમુદ્રશોષ** જ છે. એમ નક્કી થાય, તો પછી વૃદ્ધદારૂના અને વરધારાના તમામ ગુણદોષ ને ઉપયોગ સમુદ્રશોષને લાગુ કરવા જોઈએ.

વરધારાની ૩ બનાવટો અને તેનો ઉપયોગ

"આર્યઔષધ" પાને (૩૭૮) મે છે.

"આર્યાનાર્ય ઔષધ" પાને (૧૫૩) મે છે.

સમુદ્રશોષ એજ वृद्धदारु છે એમ સિદ્ધ કરેલ છે. (જુવો "વૈદ્યકલ્પતરૂ" માહે અકટોમ્બર ૧૯૦૬ પાનું ૨૩૫ અમદાવાદ).

---

## વર્ગ–(કનવોલવ્યુલેસી).

### નંબર ૩૭૭

**૧–શાસ્ત્રીયનામ**–Ipomœa muricata.

દષ્ટાન્ત–H. IV. p. 197; N. p. 201; Watt. IV. p. 487.

**૨–દેશીનામ**–કાંટાળો ગરીઓ (પો૦+ગુ૦); काटेभौंवरी (म०).

**૩–વર્ણન**–કાંટાળા ગરીઆના વેલા ચોમાસે ઉગે છે. તે ૬ થી ૧૦ ફીટ કે તેથી થોડા લાંબા થાય છે. એ વેલાને જખમી કરતાં તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે. એના વેલાપર નરમ ઝીણી કાંટી હોય છે. ડાંડી અને શાખાઓનો રંગ લીલો કે જાંબુડી છાયાલેતો હોય છે. પાન પોહોળાં અને પાતળાં હોય છે. ફૂલ ગુલાબી રંગનાં

સાંજની વખતે ઉઘડે છે. ફ્લ ગોળાઇલેતાં ને અણી-દાર હોય છે.

**મૂળ**–૨ થી ૪ ઇંચ કે ૧ ફુટ લાંબું હોય છે. તેમાંથી કેટલાક ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે મુખ્ય મૂળ કરતાં લાંબા હોય છે. મૂળ બહારથી ભૂરા ને અંદરથી સફેદ રંગનું હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ફીકાસલેતો ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી પેનસીલ કે કોઈવાર ટચલી આંગળી જેવી જાડી થાય છે. તે ચળકતી, લીસી અને લીલા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેનાપર નરમ કાંટી અનિયમિત રીતે આવેલી હોય છે. શાખાઓ સુતળી જેવી પાતળી, આડી અવળી તાર કે વાળાની માફક ગુંછળાં વળી એક બીજી સાથે ને ઝાડવાં અગર ઘાસમાં વીંટળાયલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૬ ઇંચ લાંબાં ને તેટલાંજ પોહોળાં હોય છે. પણ ઘણુંકરી લંબાઈ કરતાં પોહોળાઈ વિશેષ હોય છે. કેટલાંક પાન ૩ ઇંચ લાંબાં અને ૪ થી ૫ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર, અને ડીટડી પાસે તેની કોર ઉંડી ખાંચવાળી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો સહેજ ફીકો અને એ સપાટી વિશેષ ચળકતી હોય છે. ઉપરની સપાટીપર વખતે ઘણીજ આછી સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. પાનની ડીટડી લીસી, ચળકતી ને ૨ થી ૮ ઇંચ લાંબી અને સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તે ડાંડી પાસે મરડાયલી હોય છે. પાનની કોરના સંબંધ પાસે ડીટડીની નીચેની બાજુ બે લીલા રંગની, ચળકતી, ચપટી રસકુપ્પિ હોય છે. ડીટડીને મથાળેથી નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. તે બન્ને બાજુ સ્પષ્ટ દેખાતી હોય છે. પાનને ચોળતાં તે ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીરપરો અને ગળચટો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી અથવા ફૂલની ડીટડી નીકળેલી હોય છે. જ્યારે સળી નીકળી હોય છે ત્યારે તે સુતળી જેવી જાડી અને ૩ થી ૫ ચેક ઇંચ લાંબી હોય છે. અને તેપર પણ ઘણુંકરી બહુ ઝીણી કાંટી આવેલી હોય છે. તેને મથાળે ૧ થી ૫ છૂટાં છૂટાં ફૂલો આવેલાં હોય છે. જ્યારે પત્રકોણમાંથી ડીડડી નીકળે છે ત્યારે તેપર એક જ ફૂલ આવે છે. આ ડીટડી તળિયે પાતળી ને મથાળે આવતાં જાડી થયેલી હોય છે. સળી અને ડીટડી લીલા કે જાંબુડા રંગની છાયાલેતી ચળકતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે ૪ થી ૫ લાઇન લાંબાં હોય છે. તેની કોર પાતળી ને ફીકા ધોળા રંગની હોય છે. અને તેપરની બહારની વચલી જાડી નસ લીલા રંગની હોય છે. તે ઉભી આવેલી હોય છે, તે પત્રને મથાળે જઈ અણી જેવી થઇ રહેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. તે જોડાઇને નળી થયેલી હોય છે. અને મથાળે તે રકાબી કે છીબાં જેવી સપાટ થયેલી હોય છે. તેનો રંગ ગુલાબી હોય છે. તેની નળી ૨ થી ૨½ ઇંચ લાંબી અને તેનાં મથાળાંનો સપાટ ભાગ ૧½ થી ૨ ઇંચ વ્યાસનો હોય છે. પાંખડીની નળી અંદરથી ઘેરા જાંબુડા રંગની હોય છે, ને તેમાં ધોળા, ચળકતા, રૂપેરી સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેમાં ૨ લાંબાં ને ૩ ટુંકાં હોય છે. તે ફૂલની નળીની અંદર આવેલાં હોય છે. ત્રણ ટુંકાં પુંકેસરો પણ એક બીજાંથી જરા લાંબાં ટુંકાં હોય છે. તંતુ, પરાગકોષ અને પરાગરજ ધોળા રંગનાં હોય છે. પણ કોઇવાર સહેજ જાંબુડી છાયાલેતાં પણ હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીસો, ચળકતો, પીળાસલેતા રંગનો હોય છે. તે પુ૦ બા૦ કોષની અંદર તળિયે એક પીળાસલેતા રંગની પડઘીની વચ્ચે આવેલો હોય છે. નલિકા ધોળા રંગની, પુંકેસરો કરતાં જરા લાંબી, અથવા લાંબાં પુંકેસરો જેટલી લાંબી હોય છે. તેનાપર સફેદ ગોળાઈ લેતું મુખ હોય છે.

**ફલ**–ફૂલની પાંખડી ખરી ગયા પછી પુ૦ બા૦ કોષ, સ્ત્રીકેસર અને તેની બાજુની કર્ણિકા ફૂલની ડીટડીપર રહેલાં હોય છે. હવે જેમ જેમ ફલ (ગર્ભાશય) મ્હોટું થતું જાય છે તેમ તેમ ફૂલની ડીટડી પણ જાડી થતી જાય છે. તે છેવટે ૧ થી ૧½ ઇંચ લાંબી અને ૨ થી ૩ લાઇન મથાળે જાડી થઈ જાય છે. ફલ પ્રથમ ધોળાસલેતા રંગનાં હોય છે, પણ સુકાય છે ત્યારે કાળાસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. ફલનો આકાર છોકરાંને રમવાના ગરીઆ જેવો હોય છે. તે ગોળાઇલેતું, પોહોળા પેટાળવાળું અને ઉપર જતાં સાંકડુંથતું હોય છે. તેને ટેરવે છોકરાંને રમવાના ગરીઆને અણી હોય તેવી અણી હોય છે. ફલ ૪ થી ૫ લાઇન લાંબું અને ૪ લાઇન વ્યાસનું હોય છે. તે લીસું ને ચળકતું હોય છે. તેનો આડોકાપ કરી જોતાં તેમાંના બે ખંડ અને ચાર બીજ સ્પષ્ટ દેખાઇ આવે છે. ફલ સુકાય છે ત્યારે તેનાપરની છાલ પાતળી પડી તેમાં કરચલી પડી જાય છે, ને તે નીચેથી ઉઘડે છે, એટલે તેમાંથી બીજ બહાર આવે છે. આ ફલમાં બે બીની વચ્ચોવચ ઉભું પાતળું પડ દેખાય છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે તે અંદરથી લીલાં ને ઉપરથી ધોળાં હોય છે. પણ પાકીને સુકાય છે ત્યારે

ઉપરથી લીસાં, ચળકતાં ને કાળાસલેતા ભૂરા રંગનાં થઈ જાય છે. ને તેની અંદર હવે ફીકા ધોળા રંગનું તેલીયું મગજ દેખાય છે. બીજ ૨ થી ૨½ લાઇન લાંબાં ને ૧½ થી ૨ લાઇન પોહોળાં હોય છે. તે એક બાજુ ઢાળલેતાં ને બીજી બાજુ ત્રણ ધારવાળાં હોય છે. વચલી ધારની બન્ને બાજુ તેનાં પાસાં જરા અંદર દબાતાં હોય છે. ને તે ધારને એક છેડે ઉંડો ચાંડલો (pit) હોય છે. બીના મગજની વાસ ઉગ્ર અને સ્વાદ જરા કડવાસલેતો દાહક લાગે છે.

**૪-ઉપયોગીઅંગ**-પાન, ફૂલની નીચેની જાડી ડીટી અને બીજ.

**૫-ગુણદોષ**-રેચક, શોથઘ્ન અને પૈષ્ટિક.

**૬-ઉપયોગ**-એનાં પાન વાળાના સોજાપર બાંધવામાં આવે છે. પાનને વાટી તેની લેપડી પોટીસની જગોએ મુકાય છે. ફૂલની નીચેની જાડી ડીટીનું ગરીબ લોકો શાક કરે છે, તે પૈષ્ટિક ગણાય છે. બીજ રેચક ગણાય છે.

**૭-સ્થાનક**-ચોમાસે બરડા ડુંગરપર ગીચ જંગલની તળીમાં અને તેની પાઉંમાં ઘાસની સાથે તેમ જ પોરબંદર આસપાસના રાજવાડી બાગમાં અને વાડીઓની વાડમાં કાંટાળા ગરીઆના વેલા છૂટાછવાયા ઉગે છે.

એ ઉત્તર અને દક્ષિણ હિંદુસ્થાનમાં થાય છે, અને કેટલીક જગોએ તે વાવવામાં પણ આવે છે.

**૮-વિશેષવિવેચન**-એના વેલાપર ઝીણી કાંટી હોય છે. માટે એને **કાંટાળોગરીઓ** કહે છે. ફૂલ ગરીઆ જેવાં હોય છે માટે ગરીઓ. આ ગરીઆનાં બીનો બજારમાં કાળા દાણા નામનાં જુલાબનાં બીજની સાથે ભેગ કરવામાં આવે છે. આનાં બીજનો ગુણ પણ કાળા દાણાના જેવોજ છે. કાળા દાણાનાં બીજથી આની ઓળખાણ એ છે કે, તે કાળા દાણા કરતાં કદમાં મ્હોટાં, રંગમાં ફીકાં, અને તેનાપરનું કવચ જાડું હોય છે.

મરહુમ ડા૦ **ડીમક** સાહેબ લખે છે કે, આ વેલાના દૂધ જેવા રસનું ટીપું માકડ વગેરે નાહાના જંતુપર પડી જવાથી બીચારાં તેવા જંતુઓનો નાશ થાય છે. **તુખમેનીલ** નામનાં બીજ જે ઇરાનથી આવે છે તે બીજની સાથે આનાં બીજ મળતાં આવે છે.

---

## વર્ગ-(કનવોલવ્યુલેસી).
### નંબર. ૩૭૮.

**૧-શાસ્ત્રીયનામ**-I. Hederacea.

દષ્ટાંત-H. IV. p. 199; N. p. 202; Watt. IV. p. 485.

**૨-દેશીનામ**-કાળોકુંપો, કાળાંકુપાં (પો૦ગુ૦); नीलपुष्पी, नीलवेल (म०); काळादाणा (हिं०).

**૩-વર્ણન**-કાળાકુંપાના વેલા ચોમાસે જોવામાં આવે છે. તે ૫ થી ૧૦ કે ૧૨ ફીટ જેટલા લાંબા વધે છે. તે ઘાસ કે ઝાડવાંપર ચડેલા હોય છે. ને ઓથ ન મળે તો જમીનપર આડા અવળા ફેલાયલા હોય છે. તેમાં પોહોળાં ત્રિખૂણીઆં (trilobate) પાન આવે છે. ફૂલ લાંબાં સુંદર આસમાની રંગનાં હોય છે, તે સવારમાં ઉઘડે છે. અને ફૂલ ગોળાઇ લેતાં લીસાં ને તેનાપર લાંબી અણી હોય છે. એના વેલાને જખમી કરતાં ચીકણો દૂધ જેવો રસ નીકળે છે. એ વેલાપર ઘણુંકરી સફેદવાળની રૂંછાળ આવેલી હોય છે.

**મૂળ**-ખીલામૂળ ઘણુંકરી નાહાનું હોય છે. તે બહારથી ભૂરા ને અંદરથી સફેદ રંગનું હોય છે. તેમાંથી કેટલાક ઝીણા ફાંટાઓ ફૂટેલા હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેની છાલમાંથી ફીકા ધોળા રંગનો રસ નીકળે છે. ને વચ્ચોવચ તે સછિદ્ર દેખાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો અને દાહક લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-સ્લેટ પેનથી પેનસીલ જેવી જાડી, લીલા કે જાંબુડા રંગની હોય છે. તેનાપર ધોળા વાળની આછી રૂંવાટી આવેલી હોય છે. શાખાઓ આડી અવળી ઘણી નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી અને તેનાપર પણ ધોળાવાળની રૂંવાટી હોય છે. તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. તેનો રંગ લીલો કે ફીકો જાંબુડો હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ત્રિખૂણીઆં હોય છે. તે ૨ થી ૪ ઈંચ લાંબાં અને ઘણુંકરીને તેટલાંજ પોહોળાં હોય છે. પાનના ત્રણ ખૂણીઆમાંથી વચલો ખૂણો વખતે સાંકડો ને વધારે લાંબો હોય છે. અને બાજુના બે ખુણાને તળીએ તેની કોર વખતે વધારે પોહોળી હોય છે. તેની બન્ને સપાટીપર ધોળા વાળની રૂંવાટી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો હોય છે, અને નીચેનીનો ફીકો હોય છે.

પાનની ડીટડી ૧ થી ૩ કે ૪ ઇંચ લાંબી ને તેની ઉપરની બાજુ નીકળી હોય છે. ડીટડીનો રંગ લીલો કે જાંબુડી છાયાલેતો હોય છે. ને તેનાપર પણ ધોળાવાળની આછી રૂંવાટી હોય છે. પાનની કોર ડીટડી પાસે વિભાગિત થયેલી હોય છે, ને ઉપર જતાં અડધી લંબાઇએ તેમાં ત્રણ ખૂણા નીકળેલા હોય છે. ત્રણે ખૂણાનાં ટેરવાં લાંબી અણીવાળાં હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને ગળચટો લાગે છે.

**ફૂલ**-પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તેપર ૨ થી ૩ કે વખતે ૫ ફૂલો આવેલાં હોય છે. ફૂલ આસમાની રંગનાં ને સહેજ

સુગંધિત હોય છે. સળી જરા જાડી ને તેપર ધોળા-વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલની ડીટડી ૪ થી ૫ લાઇન લાંબી હોય છે. પુ૦ બા૦ કોપથી જરા નીચે બે સામસામાં ૩ લાઇન લાંબાં સાંકડાં પુષ્પપત્રો હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે. આ કોપ હેઠ તળિયાં સુધી ચીરાયલો હોય છે. તેનાં પાંચ પત્રોમાંથી બહારનાં બે કરતાં અંદરનાં ત્રણ જરા સાંકડાં હોય છે. તેનાપર ગીચવાળની રૂંવાટી આવેલી હોય છે. બહારનાં બે પત્રો ½ ઇંચ પોહોળાં અને ૧ થી ૧½ કે વખતે ૨ ઇંચ લાંબાં હોય છે. તે તળિયે પોહોળાં ને ઉપર જતાં સાંકડાં હોય છે. અને તેનાં ટેરવાં બહુધા બુઠ્ઠાં હોય છે. અને એ પત્રોની કોર અને સપાટીપર પડઘીવાળા ધોળા સૂક્ષ્મ ઉંચા ચઢતાવાળની રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડી ૫ હોય છે. તે આસમાની રંગની અને વખતે તળિયે જરા નારંગીઆ કે રતાસલેતા રંગની હોય છે. આ પાંચે પાંખડીઓ જોડાઇને તળિયે નળી જેવી ને મથાળે છીબાં જેવી અને તેની કીનાર ગોળાઇલેતી હોય છે. ફૂલની નળી ½ ઇંચ પોહોળી અને ૧½ થી ૨ ઇંચ લાંબી હોય છે. તે ઘણુંકરી ધોળા રંગની હોય છે. તેનો મથાળાંનો ખુલ્લો ભાગ ૧½ થી ૨ ઇંચ વ્યાસનો હોય છે. તે આસમાની રંગનો હોય છે. પાંખડી કરમાય છે ત્યારે રતાસલેતા રંગની થઇ જાય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેમાં બે સૌથી લાંબાં ને ૩ એક બીજાંથી લાંબાં ટુંકાં હોય છે. તંતુને તળિયે સફેદ વાળની રૂંછાળ હોય છે. તે ધોળા રંગના અને ફૂલની નળીની અંદર આવેલા હોય છે. પરાગકોપ લંબગોળ, ને નીચેના બે છેડા નીકળેલા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય અર્થાત્ પેટાળનો ભાગ લીસો, ચળકતો, પીળાસલેતા લીલા રંગનો એક સફેદ ગોળ પડઘીની વચ્ચે આવેલો હોય છે. નલિકા લાંબાં પુંકેસરો કરતાં ટુંકી હોય છે. તેનું મુખ ગોળાઇલેતું હોય છે.

**ફૂલ**–ગોળાઇલેતું, મથાળે સાંકડુંથતું, લીસું ને કઠણ અણીવાળું હોય છે. તે પુ૦ બા૦ કોપની અંદર આવેલું હોય છે. તે ૨ થી ૨½ લાઇન લાંબું ને બહુધા તેટલુંજ પોહોળું હોય છે. તે કાચું હોય છે ત્યારે લીલાસલેતા ધોળા રંગનું ને પાકીને સુકાય છે ત્યારે ફીકા રંગનું થઈ જાય છે. પુ૦ બા૦ કોપના છેડા ફૂલથી ઉપર લીલા રંગના હોય છે. ફૂલનો આડો કાપ કરી જોતાં તેની અંદર ત્રણ ખંડ અને છ બીજ સ્પષ્ટ દેખાઇ આવે છે.

કાંટાળા ગરીઆનાં ફૂલ પાકે છે ત્યારે પુ૦ બા૦ કોપથી બહાર વધી આવે છે, અને આ કાળા કુંપાનાં ફૂલ પુ૦ બા૦ કોપની અંદર જ રહે છે.

**બીજ**–કાચાં હોય છે ત્યારે બહારથી ધોળાં ને અંદરથી લીલાં હોય છે. પણ પાકે છે ત્યારે રતાસલેતાં ઘેરા ભૂરા રંગનાં થઈ જાય છે. બીજનો આકાર તેની જાત પ્રમાણે બીજા ગરીઆનાં બીજ જેવો હોય છે, તે ૧½ થી ૧½ લાઇન લાંબાં ને ½ થી ¾ લાઇન પોહોળાં હોય છે. તેની ઉપરની બાજુ ઢાળ હોવાને બદલે તેની વચ્ચોવચ ઉભી નીક હોય છે.

કાંટાળા ગરીઆનાં બીજ કાળાસલેતાં, મ્હોટાં ને લીસાં હોય છે. ને કાળા કુંપાનાં બીજ રતાસલેતાં, નાહાનાં, ને વાળની રૂંવાટીવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–પાન અને બીજ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન અને રેચક.

**૬–ઉપયોગ**–કાંટાળા ગરીઆ મુજબ.

"કાળા દાણા ચૂર્ણ.

૧–કાળા દાણા ચૂર્ણ–કાળા દાણા ૫ તોલા, સિંધાલૂણ ૯ તોલા, અને સુંઠ ૧ તોલો તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું.

રેચક તરીકે તે મળાવરોધ, અજીર્ણ વિગેરેમાં અપાય છે. બરેલ, યકૃતોદર, જળોદર, અને ફીઓ વધવામાં તેનો જુલાબ સારો છે. કાળાદાણા નસોતરની જાતનું ઓસડ છે અને તેની પેઠેજ તેનો રેચ લાગે છે. તે એકલા લેવાથી મરડો અને પેટમાં વીંટ બહુ આવે છે. અને તે લેતાં પેટમાં ચુંક ઓછી થાય તેટલા સારૂ તેની સાથે સુંઠ, સિંધાલૂણ મેળવવામાં આવે છે. પેટમાં કોઈ જાતનો ગુલ્મ હોય અને મગજમાં લોહી ચડેલું હોય અને તેનો જુસ્સો કમતી કરવો હોય તો કાળા દાણા આપવા ઉચિત છે. આખા શરીરના શોફમાં પણ કાળા દાણાનો રેચ અપાય છે. સુખાકારી રેચ જોતો હોય તો એરંડીઆથી બીજા નંબરની આ દવા છે. તેનો રેચ લેવાથી કૃમિ નીકળી જાય છે.

માત્રા–કાળા દાણા પાવલાભાર, કાળા દાણાનું ચૂર્ણ અર્ધાભાર.,, (ડા. વી. ઝી.)

**૭–સ્થાનક**–નં૦ ૩૭૭ મુજબ. એ આખા હિંદુસ્થાનમાં થાય છે, અને વાવવામાં પણ આવે છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફૂલ છોકરાં પુપેડીની પેઠે વગાડે છે. ને તેની નળીમાં પવન ભરાયાથી તે કુપીની માફક ફૂલે છે અને ફૂલનો રંગ કાળો હોવાથી તેને **કાળાંકુંપાં** કહે છે.

એનાં બીજને કાળા દાણા કહે છે. ને તે જુલાબ લાવવાના કામમાં વપરાય છે. એ દાણા બજારમાં પ્રસિદ્ધ છે. તેની ભૂકી ઈંગ્રેજી જાલપની જગોએ અપાય છે.

વૉટ સાહેબની ડીકશનરીમાં કાળા દાણાની વિશેષ હકીકત લખી છે તે વાંચવા લાયક છે.

---

## વર્ગ-( કનવોલ્વ્યુલેસી ).

### નંબર-૩૭૯.

**૧-શાસ્ત્રીયનામ**-I. calycina.

દૃષ્ટાન્ત-H. IV. p. 201; N. p. 204.

**૨-દેશીનામ**-ધોળીકુદરડી (પો+ગુ૦).

**૩-વર્ણન**-ધોળીકુદરડીની વેલ ચોમાસે ઘણી ઉગી આવે છે. તે એની જાતની વેલ પેઠે વાડ, ઘાસ કે ઝાડપર ચડેલી હોય છે. એનાં પાન રાતી કુદરડીને મળતાં તોપણ લાંબસેરાં હોય છે. ફૂલ ગુલાબી કે ધોળા રંગનાં નાહાનાં શ્રાવણ ભાદરવે આવે છે. એનું ફલ ગોળાઈલેતું ને મથાળે અણીવાળું હોય છે. એ વેલને તોડતાં તેમાંથી ધોળો દૂધ જેવો રસ નીકળે છે. એના વેલાપર ધોળા કે ભૂરા વાળની રૂંછાલ આવેલી હોય છે.

**મૂળ**-૨ થી ૬ ઇંચ લાંબું, સુતળીથી પેનસીલ જેવું જાડું અને ફીકા ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરી જોવાથી તે સછિદ્ર ને દૂધ જેવા રસથી ભરેલું દેખાય છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળી જેવી જાડી હોય છે. એમાંથી ઘણી પાતળી શાખાઓ નીકળી આડી અવળી ફેલાઈ ઘાસ કે ઝાડવાંમાં વીંટળાયલી હોય છે. કોમળ શાખાઓપર ગીચ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેનો આકાર સાધારણ રીતે રાતી કુદરડીને મળતો હોય છે. તોપણ કોઈવાર એનાં પાન વચમાં વધારે લાંબાં હોય છે. તે ૨ થી ૫ ઇંચ લાંબાં ને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. ટેરવું અણીયતું અને ડીટડી પાસે તેની કોરના બે વિભાગ થયેલા હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચે ફીકો. બન્ને સપાટી લીસી અથવા ખરસટ હોય છે. ઉપરની સપાટીપર બૃહદ્દર્શક કાચથી જોતાં તેપર સફેદ સૂક્ષ્મ બિંદુઓની બાનક દેખાય છે. પાનની ડીટડી ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે. તેનાપર વાળની લાંબી રૂંછાળ આવેલી હોય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. અને તેની વાસ મુળાને મળતી અને સ્વાદ ચીકણો ને ચીરપરો લાગે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પાનની ડીટડી જેવડીજ ઘણુંકરી લાંબી હોય છે. અને તેના જેવી અથવા તેનાથી જરા જાડી હોય છે. તેનાપર વાળની રૂંવાટી આવેલી હોય છે. આ સળીપર ઘણુંકરી ૧ થી ૫ ફૂલ આવેલાં હોય છે. ફૂલની ડીટડી ½ ઇંચ લાંબી હોય છે. પુષ્પપત્રો ઝીણાં ને ½ ઇંચ લાંબાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**-નાં પત્રો ૫ હોય છે. તેમાં બહારનાં બે પોહોળાં ને અંદરનાં ૩ સાંકડાં હોય છે. તે ફૂલ ખરી ગયા પછી ફલની સાથે વધારે મ્હોટાં થતાં જાય છે. જે બહારનાં બે પત્રો વધારે પોહોળાં હોય છે, તેનાં તળીઆંના બે છેડા વધારે બહાર નીકળતા હોય છે. અને અંદરનાં ત્રણમાંનું એક પત્ર બહારનાં બે પત્રોની સાથે વધારે પોહોળું ને મ્હોટું થાય છે. આ પત્રોની કોરપર સફેદ વાળની ઝાલર હોય છે. તે ચળકતાં ને ઘેરા લીલા રંગનાં હોય છે. તેપર ફીકાસલેતી પીળી ઉભી ૩ થી ૫ નસો હોય છે. ને તેની બાજુએ એવીજ નસોથી બનેલી સૂક્ષ્મ કમાન જેવી જાળીની બાનક હોય છે. આ પત્રોપર વખતે વાળની આછી રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**-ની પાંખડી ૫ હોય છે. તે પુ૦બા૦ કોપથી બહાર નીકળતી હોય છે. તે જોડાઇને ગરણી જેવા આકારની બનેલી હોય છે. મથાળે તેનો વ્યાસ આસરે ૧ ઇંચનો હોય છે. તેના પાંચ છેડા જરા અણીયતા હોય છે. અને તેના વચલા ભાગ સહેજ કરચલી વળેલા હોય છે. પાંખડીપર વખતે ધોળાવાળની આછી રૂંવાટી હોય છે.

**પુંકેસરો**-૫ ધોળા રંગનાં હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય અર્થાત્ પેટાળનો ભાગ બહાર નીકળતો, લીસો ને ચળકતો હોય છે. નલિકા પુંકેસર જેટલી લાંબી હોય છે. તેને મથાળે બે સફેદ દડી જેવાં મુખ હોય છે.

**ફલ**-કાચું હોય છે ત્યારે ધોળાસલેતા રંગનું હોય છે ને પાકે છે ત્યારે ભૂરા રંગનું થઈ જાય છે. તે ગોળાઈ લેતું ને તેને મથાળે ઝીણી અણી હોય છે. તેની સપાટીપર ઉભી નસો આવેલી હોય છે. ફલનો આડો કાપ કરી જોતાં તેમાં ચાર પડ અને ચાર બીજ દેખાય છે. ફલ લીસું ને લગભગ ½ ઇંચ વ્યાસનું હોય છે.

**બીજ**-⅙ થી ¼ ઇંચ લાંબાં હોય છે. તે એક બાજુ ઢાળલેતાં ને બીજી બાજુ તેનાં પાસાં દબાયલાં ને ધારવાળાં હોય છે. તે ચળકતાં ને ભૂરી રૂંછાળવાળાં હોય છે. તેની કોરપર સફેદ લાંબા બારીક વાળની હાર હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-વિષહર અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-મૂળ પાણીમાં વાટીને વીંછી અને બીજા ઝેરી માંખીઓના ડંસપર ચોપડાય છે. પાનની લેપડી ગડગુંબડાં અને વાળાના સોજાપર બાંધે છે. કોમળ શાખાઓ, ફૂલ અને ફલને વાટી, તેલમાં ઉકાળી, ગાળી લઇ તે તેલ ખરજવાં અગર ચાંમડીનાં દરદપર ચોપડાય છે.

**૭-સ્થાનક**-આદિત્યાણાં જંગલમાં દીપડઝરને કાંઠે, ગોઢાણાં જંગલમાં લાન્ડરઝરને કાંઠે, અને સરમણી વાવ પાસેની તળીમાં બરૂ ભેગી આ ધોળી કુદરડી ચોમાસે ઘણી ઉગે છે. એ પશ્ચિમ હિમાલય અને દક્ષિણમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-ગોળ મુખવાળાં ફૂલને અહિંનાં લોકો **કુદરડી** કહે છે. આ વેલનાં ફૂલ ઘણુંકરી રંગે ધોળાં હોય છે, માટે એને **ધોળી કુદરડી** કહે છે.

---

## વર્ગ-(કનવોલ્વ્યુલેસી).

### નંબર ૩૮૦.

**૧-શાસ્ત્રીયનામ**-I. pentaphylla.

દૃષ્ટાંત-H. IV. p. 202; N. p. 202;

**૨-દેશીનામ**-પાંચ પાનની કુદરડી (પો૦) મોંવરી (મ૦).

**૩-વર્ણન**-પાંચ પાનની કુદરડીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તેની ચોતરફ શાખા ફેલાય છે. જો વાડ કે ઝાડની ઓથ મળે તો તેના વેલા ઉંચા ચઢી જાય છે. તે ૧૦ થી ૧૨ કે ૨૦ ફીટ લાંબા હોય છે. તેનાપર પીળાસલેતા લાંબા વાળની રૂંછાળ હોય છે. અને એને શેમળાની પેઠે પાંચ નાહાનાં પાન એક ડીટડીને મથાળે ભેળાં આવે છે. ફૂલ સફેદ શ્રાવણ ભાદરવે આવે છે. ફૂલ એની જાત પ્રમાણે ગોળાઇલેતું ને અણીદાર હોય છે. તેનાં પાંચ પાન અને તેના પુ૦ બા૦ કોષપર આવેલી ભેરવની શીંગપર રૂંછાળ હોય છે તેવી રૂંછાળથી તરત ઓળખાઈ આવે છે.

**મૂળ**-સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. તે જમીન પ્રમાણે થોડું ઉંડું ગયેલું હોય છે. તેમાંથી બીજા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે કોઈકોઈવાર ૪ થી ૬ ફીટ લાંબા જમીનમાં પસરાયલા હોય છે. મૂળની છાલ પાતળી અને ફીકા ભૂરા રંગની હોય છે. તેની અંદર મૂળનું લાકડું ધોળા રંગનું મજબૂત રેસાવાળું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સ્પષ્ટ રીતે છિદ્રોવાળું દેખાય છે. તેની અંતરછાલ પાસેથી દૂધ જેવો રસ નીકળે છે. જે થોડીવારમાં ચીકણો થઈ બંધાઇ જાય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો ને ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-મૂળ જેવી જાડી હોય છે. તેનો રંગ ઘણુંકરી ભૂરાસલેતો રાતો હોય છે. ને તેપર વાળની રૂંછાળ આવેલી હોય છે, કોમળ શાખાઓનો રંગ વખતે પીળાસલેતો રાતો હોય છે. ને તેનાપર લાંબા ઉભા વાળની રૂંછાળ આવેલી હોય છે. આ વાળ ઘણુંકરી સૂક્ષ્મ બિંદુ જેવી ગ્રંથીપરથી નીકળેલા હોય છે. ડાંડી કે શાખાઓને જખમી કરતાં તેમાંથી પણ થોડો દૂધ જેવો ચીકણો રસ નીકળે છે શાખાઓ અંદરથી પોચી ને પોકળ હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેની ડીટડી ૨ થી ૪ ઈંચ લાંબી અને થડમાંથી સહેજ મરડાયલી હોય છે. તેનો રંગ પણ શાખા જેવો પીળો અથવા પીળાસલેતો રાતો હોય છે. ને તેનાપર લાંબા વાળની રૂંછાળ આવેલી હોય છે. આ ડીટડીને ટેરવે પાંચદલ આવેલાં હોય છે. તે ૧ ½થી ૩ ઈંચ લાંબાં ને ½ થી ૧½ ઈંચ પોહોળાં હોય છે. તે બહુધા બન્ને છેડે સાંકડાં હોય છે. ને અધવચથી ઉપર પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો સહેજ ફીકો હોય છે. તેની બન્ને સપાટીપર આછા વાળની રૂંછાળ હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો ને ચીરપરો હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પાનની ડીટડી જેવી જાડી કે વખતે તેથી સહેજ પાતળી હોય છે. તે તેટલીજ ઘણુંકરી લાંબી હોય છે. ને તેપર પુષ્કળ વાળની રૂંછાળ આવેલી હોય છે. એ સળીને મથાળે ૧ થી ૩ કે વખતે તેથી વધારે ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં જાડી હોય છે. તે તળિયે પાતળી ને ઉપર જતાં વિશેષ જાડી ને ચપટીથતી હોય છે. તે ૧ થી ૧½ કે વખતે ૨ ઈંચ લાંબી હોય છે. તેનાપર ગીચોગીચ લાંબા ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. સળીને ડીટડીના સંગમપર સૂક્ષ્મ બે પુષ્પપત્રો આવેલાં હોય છે. જે ગીચવાળથી ભરાયલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તેમાંનાં બહારનાં પત્રો મ્હોટાં અને વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે. ફૂલ પાકતી વખતે તે ¾ થી ૧ ઈંચ લાંબાં અને ½ ઈંચ પોહોળાં થઇ જાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડી ૫ હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબી, તળિયે જોડાઇને નળી જેવી ને મથાળે પોહોળી ગરણીનાં મુખના આકારની થયેલી હોય છે.

**પુંકેસરો**-૫ લીસાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. નલિકાગ્રમુખ ૨ ગોળ દડી જેવાં હોય છે.

**ફલ**-તળિયે પોહોળું, ઉપર સાંકડુંથતું ને અણીદાર હોય છે. તે લીસું હોય છે. તેનો રંગ ફીકાસલેતો ભૂરો હોય છે. તે ½ ઇંચ લાંબું, ને લગભગ તેટલુંજ પોહોળું હોય છે. તે સુકાઇ જાય છે ત્યારે તેનાં ચાર પડ જૂદાં પડી જાય છે. ને તેની અંદરનું પડ જે કાળાસલેતા ભૂરા રંગનું પાતળું હોય છે તેની બાજુએ છિદ્ર થઇ

બીજ તે રસ્તે નીકળી જાય છે, તેમાં ૩ થી ૪ બીજ હોય છે.

બીજ–પીળા રંગનાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તે લગભગ ⅙ ઇંચ જેટલાં લાંબાં ને લગભગ ૧½ લાઇન જેટલાં પોહોળાં હોય છે. તેને એક છેડે સફેદ ચાંડલો હોય છે. અને બીજો છેડો ઘણુંકરી અંદર બેસતો હોય છે. તેની એક બાજુ ઢાળવાળી ને બીજી બે દબાયલાં પાસાં અને ત્રણ ધારવાળી હોય છે. બીજ કઠણ હોય છે. તે તોડતાં તેમાંથી રવાદાર ચળકતો ભૂરા-રંગનો મગજ નીકળે છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ પાન અને બીજ.

**૫–ગુણદોષ**–વિષહર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં પાન અને મૂળનો ઉપયોગ નંબર. ૩૭૯ પ્રમાણે છે.

**૭–સ્થાનક**–પોરબંદરના રાજવાડી બાગ અને બીજી વાડીઓની વાડમાં, હડિયા જંગલ માંહેલા પ્રાંસીઆ–તળાવપરની ગીચ બાવળની ઝાડીમાં, બાખીઆ ડુંગરની પાસેની અંધારી ઝરને કાંઠે, તેમજ કરવલનેસ પાસે ચામુંદ્રા વોકળાને કાંઠે ચોમાસે એના વેલા ઉગે છે.

એ હિંદના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એના વેલામાં પાંચ નાહાનાં પાન મળીને એક પાન થાય છે. માટે એને પાંચ પાનની કુદરડી કહે છે.

---

## વર્ગ–(કનવોલવ્યુલેસી)

### નંબર ૩૮૧.

**૧–શાસ્ત્રીયનામ**–I. pes-tigridis.

દૃષ્ટાન્ત–H. IV. p. 204; N. p. 203. Watt. IV. p. 488.

**૨–દેશીનામ**–વાઘપાદી, વાઘપાદીની વેલ. (પો+ગુ૦); लांगुलीलता ( हिं० ).

**૩–વર્ણન**–વાઘપાદીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૫ થી ૧૦ ફીટ લાંબા વધે છે. તેનાપર ભૂરા કે ધોળા વાળની લાંબી રૂંછાળ હોય છે. તેને તોડતાં તેમાંથી ધોળાસલેતો રસ નીકળે છે. તેના વેલા ઘણુંકરી જમીનપર કે ઘાસમાં ફેલાયલા હોય છે, અને કોઇ વાર ઝાડવાની ઓથ મળે તો તેપર ચડેલા હોય છે, તેની ડાંડી અને શાખાઓનો રંગ પીળાસલેતો લીલો હોય છે, કોઇવાર જાંબુડી છાયાલેતો પણ હોય છે. ડાંડી પેનસીલ જેવી, અને શાખાઓ સુતળીથી સ્લેટ-પેન જેવી જાડી હોય છે. તેપર સૂક્ષ્મ બિંદુઓપરથી નીકળેલા લાંબા ખરસટ વાળની રૂંછાળ હોય છે, જેથી શાખાઓપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. પાન આંતરે આવેલાં હોય છે, તે ૧ થી ૫ ઇંચ વ્યાસનાં હોય છે. તે હાથની હથેલીનાં આંગળાંની પેઠે ઉંડાં વિભાગિત થએલાં હોય છે, તેના વિભાગો ૫ થી ૯ હોય છે, તે તળિએ થોડા સાંકડા, વચમાં પોહોળા અને ટેરવાં તરફ સાંકડાથતાં અણીઆળા હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ પીળાસલેતો લીલો કે ઘેરો લીલો હોય છે, અને નીચેનીનો ઘણો ફીકો બલકે ધોળાસલેતો હોય છે. તેની બન્ને સપાટીપર ખરસટ લાંબા વાળની રૂંછાળ હોય છે. પાનની ડીટડી ૧ થી ૫ ઇંચ લાંબી અને શાખા જેવી કે વખતે તેથી પણ જરા જાડી હોય છે, તેની ઉપરની બાજુ સલંગ ઉભી નીક હોય છે. ડીટડીનો રંગ શાખા જેવો અને તેપર ધોળા વાળની લાંબી રૂંછાળ આવેલી હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તે ૧ થી ૩ ઇંચ અથવા પાનની ડીટડી જેટલી લાંબી અને ઘણુંકરી તેવી જ જાડી થાય છે. તેપર પણ ધોળા વાળની લાંબી રૂંછાળ આવેલી હોય છે. એ સળીને મથાળે વખતે ૧ થી ૩ કે ઘણુંકરી ઘણાં ફૂલો એક ગુચ્છાની પેઠે આવેલાં હોય છે. તેમાં બહારનાં પુષ્પપત્રો ૧ ઇંચ લાંબાં ને ૩ લાઇનથી વખતે ⅓ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે પીળાસલેતા રંગનાં ને ૩ નસોવાળાં હોય છે, તે ઉપર તે ઘેરા લીલા રંગનાં હોય છે. અંદરનાં પુષ્પ-પત્રો એથી ટુંકાં હોય છે. આ બધાં પુષ્પપત્રોપર ઘણું-કરી લાંબા જરા સુવાળા વાળની રૂંછાળ હોય છે. ફૂલ ધોળાં કે ગુલાબી રંગનાં મધ્યમ કદનાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે, તે એકબીજાંથી જરા લાંબાં ટુંકાં હોય છે. પત્રો ⅙ થી ⅓ ઇંચ લાંબાં હોય છે, તે સાંકડાંથતાં મથાળે અણીઆળાં હોય છે, તેપર બન્ને બાજુ રૂંછાળ હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૫ હોય છે, તે તેની જાત પ્રમાણે જોડાયલી હોય છે. તેને મથાળે તેનો વ્યાસ ૧ થી ૧½ ઇંચનો હોય છે, પણ કોરપર તેમાં પાંચ ઉંડી ખાંચ આવેલી હોય છે. પુંકેસરો પણ તેની જાત પ્રમાણે ૫ હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. ફલ ગોળાઇલેતું મથાળે સાંકડુંથતું અણી-આળું હોય છે. તે પાકે છે ત્યારે ફીકા તપખીરીઆ રંગનું થઈ જાય છે, તે બે પડવાળું હોય છે, તેનાં દરેક પડમાં બબ્બે બીજ હોય છે. બીજ લીસાં કે તેપર મખમલી સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–મૂળ અને બીજ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન અને રેચક.

**૬–ઉપયોગ**–મૂળ પાણીમાં ઘસીને રસવિકાર અને સંધીવાના સોજાપર ચોપડાય છે. બીજ રેચક કહેવાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરપર ચોમાસે ઘાસ ભેળી

અને પોરબંદર તલપત આસપાસની કાદીવાળી જમીનમાં ઉગે છે.

એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં પાન વાઘ કે દીપડાના પંજાના આકારનાં થાય છે માટે એને **વાઘપાદી** કહે છે.

---

## વર્ગ–( કનવોલવ્યુલેસી ).

### નંબર ૩૮૨

**૧–શાસ્ત્રીયનામ**–I. pes-tigridis var. hepaticifolia.

દૃષ્ટાંત–H. IV. p. 204; N. p. 203; Watt IV. p. 488.

**૨–દેશીનામ**–રૂંછાળા ગરીઆની વેલ (પો૦ + ગુ૦).

**૩–વર્ણન**–આ વેલ પણ ચોમાસે ઘણી ઉગે છે. તે વાઘપાદી જેટલી લાંબી થતી નથી, તેમ તેનાપર ઘણી લાંબી ખરસટ વાળની રૂંછાળ પણ હોતી નથી, જો કે થોડી રૂંછાળ હોય છે ખરી. પાન બહુધા ૩ ખૂણીઆવાળાં હોય છે, તેમાં વચલો ખૂણીઓ બીજા બેથી લાંબો અને ટેરવે લાંબી અણીવાળો હોય છે. ફૂલની સળી ટુંકી અને તેપર થોડાં ફૂલો હોય છે. ફૂલનો રંગ ને તરાહ વાઘપાદીનાં ફૂલ જેવાં હોય છે. પણ ફૂલની પાંખડી અને ફલ ઉપર લાંબા ધોળા વાળની વિશેષ રૂંછાળ હોય છે. બીજ કાળા રંગનાં ને તેપર ભૂરાસલેતા ધોળા લાંબા વાળની રૂંછાળ અને તપકીરીઆ રંગનો ચાંડલો હોય છે. આ ઉપરથી જ એને **રૂંછાળો ગરીઓ** કહેતા હશે. એનાં પાન વાટીને સોજા કે ગડગુંબડાં ઉપર બાંધે છે.

---

## વર્ગ–(કનવોલ૦યુલેસી).

### નંબર ૩૮૩.

**૧–શાસ્ત્રીયનામ**–I. pes-tigridis–var capitellata.

H. IV. p. 204; N. p. 203; Watt IV p. 488.

**૨–દેશીનામ**–અડબાઉગરીઓ (પો૦); આ વેલમાં બીજો કશો ફરક નથી પણ પાન હૃદયાકૃતિનાં બહુધા અખંડ કોરવાળાં ને લાંબાં હોય છે. એના વેલા થોડા જોવામાં આવે છે.

---

## વર્ગ–(કનવોલવ્યુલેસી).

### નંબર–૩૮૪.

**૧–શાસ્ત્રીયનામ**–I. eriocarpa.

દૃષ્ટાન્ત–H. IV. p. 204; N. p. 203; Watt. IV. p. 485.

**૨–દેશીનામ**–બોડી કુદરડી (પો૦+ગુ૦); मांवर (हिं०)

**૩–વર્ણન**–બોડી કુદરડીની વેલ ચોમાસે ઘણી ઉગી આવે છે. તે ૨ થી ૪ કે વખતે ૬ એક ફીટ લાંબી થાય છે. એ આખી વેલપર ધોળા ખરસટ વાળની રૂંછાળ હોય છે. પાન લાંબાં, ફૂલ ધોળાં કે ગુલાબી રંગનાં નાહાનાં, અને ફળ ગોળાઈ લેતાં અણીવાળાં હોય છે. આ વેલને જખમી કરતાં તેમાંથી ફીકા ધોળા રંગનો થોડો રસ નીકળે છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું, ધોળા રંગનું ને જમીનમાં ઉંડું બેઠેલું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળને મથાળેથી ઘણુંકરી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે બહુધા એક તરફ વળેલી હોય છે. આ શાખાઓ સુતળી જેવી પાતળી ને ફીકા લીલા રંગની કે જાંબુડી છાયાલેતી હોય છે. તેપર ધોળા ખરસટ વાળની રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧½ થી ૨½ ઈંચ લાંબાં ને ½ થી ૧ ઈંચ પોહોળાં હોય છે. પણ કોઈવાર તે વધારે જબર વેલમાં ૪ ઈંચ લાંબાં અને ૨ ઈંચ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો, ને નીચેનીનો ઘણોજ ફીકો બલકે ધોળાસલેતો હોય છે. તેની બન્ને સપાટી ખરસટ હોય છે. ને તેપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. પાન લંબગોળ, તળિયે હૃદયાકૃતિનાં, વચમાં લાંબાં, ટેરવે સાંકડાંથતાં લાંબી અણીવાળાં હોય છે. પાનની ડીટડી વેલની ડાંડી જેવી જાડી હોય છે. તેપર ઉપરની બાજુ નીક હોય છે. તે ૧ થી ૨ ઈંચ લાંબી હોય છે. ડીટડી પાસે પાનના બે છેડા કાનની બૂટ જેવા જરા ગોળાઈ લેતા બહાર નીકળેલા હોય છે. પાનને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે, વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને ચીરપરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ૫–૭ ફૂલની ગુચ્છી ટુંકી સળીપર નીકળેલી હોય છે. કોઈવાર એક જ ફૂલ પત્રકોણમાં આવેલું હોય છે. પુષ્પપત્રો ૨ સાંકડાં ને ફૂલથી લાંબાં હોય છે, તેપર ખરસટ ધોળા વાળ વિશેષ આવેલા હોય છે. તે ½ ઈંચ લાંબાં હોય છે. ફૂલને ડીટડી હોતી નથી.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તે પુષ્પપત્રોથી ટુંકાં હોય છે. બહારનાં બે પત્રો તળિયે ઘણાં પોહોળાં ને મથાળે સાંકડાંથતાં હોય છે. અંદરનાં ત્રણ પત્રો પણ તેવાં જ હોય છે. તોપણ તે બહારનાં બે પત્રો કરતાં જરા સાંકડાં ને ટુંકાં હોય છે. આ પાંચે પત્રોનો તળિયાનો પોહોળો ભાગ અંદરથી લીસો ને ધોળા રંગનો

હોય છે. ને ઉપરનો ભાગ લીલો ને ખરસટ રૂંછાળવાળો હોય છે. પત્રોના છેડા પછવાડે વળતા હોય છે. ને પત્રો ૩ લાઇન લાંબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–પાંખડી ૫ સફેદ કે ગુલાબી રંગની હોય છે. તે જોડાઈને ગરણી જેવી થયેલી હોય છે, તેની નળી ૨ થી ૨½ લાઇન લાંબી અને તેના મુખપરનો તેનો વિસ્તૃત ભાગ પણ તેટલોજ હોય છે. પાંખડીની પટીપર ધોળા વાળની રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે, તેમાં ૨ લાંબાં ને ૩ ટુંકાં હોય છે. તે ફૂલની નળીની અંદર આવેલાં હોય છે. તંતુ ધોળા, પરાગકોપની કોર ગુલાબી અને પરાગરજ ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો પેટાળ (ગર્ભાશય) બહાર નીકળતો ને તે ધોળી, ચળકતી, લાંબી, ઉભી રૂંછાળથી ઢંકાયલો હોય છે. નલિકા ધોળા રંગની, લીસી, ચળકતી ને દોરા જેવી પાતળી હોય છે. નલિકાગ્રમુખ દણાદાર ધોળા રંગનું ગોળ દડી જેવું હોય છે.

**ફલ**–પુ૦ બા૦ કોપથી ટુંકું હોય છે. ફલમાં પુ૦ બા૦ કોપનાં પત્રો તળિયે જરા સાંકડાં થઈ ગયેલાં હોય છે. અને ફૂલમાં જે તેના છેડા પાછળ વળતા હોય છે, તે ફલપર પાછા આગળ નમેલા હોય છે. ફલ ૧ થી ૧½ લાઇન વ્યાસનું ને તેટલુંજ લાંબું હોય છે. તે ગોળ અને મરીના મ્હોટા દાણા જેવડું હોય છે, તેને મથાળે જાડી પડધીવાળી સૂક્ષ્મ અણી હોય છે. કાચું ફલ ધોળાસ લેતા રંગનું અને પાકે છે ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. ફલનો આડો કાપ કરી જોતાં તેમાં ચાર ખંડ અને દરેક ખંડમાં એકેકું બીજ દેખાય છે.

**બીજ**–ભૂરા રંગનાં હોય છે. તે ¾ થી ૧½ લાઇન લાંબાં અને ½ લાઇનથી ¾ લાઇન પોહોળાં હોય છે. તે તેની જાત પ્રમાણે એક બાજુ ઢાળલેતાં ને બીજી બાજુ દબાયલાં પાસાંવાળાં ને ત્રણ ધારવાળાં હોય છે. તેનો એક છેડો જરા સાંકડો થતો અને બીજે સૂક્ષ્મ ઉંડો ચાંડલો (pit) હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનું મૂળ અને પાન પાણીમાં વાટી રસવિકારના સોજાપર ચોપડાય છે. એના આખા વેલાને પાણીમાં ઉકાળીને પાણી નીતારી વેલા કપડામાં નાંખી વરાળીઆં સંધિવાના સોજાપર મુકવામાં આવે છે. દુકાળની વખતે ગરીબ લોકો એનાં પાન અને ડાંડીનું શાક કરી ખાય છે.

**૭–સ્થાનક**–ખેતર અને વાડીઓના પાણીના ધોરીઆ કાંઠે, તેમજ ખેતર વાડીના મોલ સાથે, અને બરડા ડુંગરમાં ચરીઆણ ઘાસ ભેગા બોડી કુદરડી ઉગેલી જોવામાં આવે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં ફૂલ ડીટડી વગરનાં હોય છે, માટે એને બોડીકુદરડી કહે છે.

---

## વર્ગ–( કનવોલવ્યુલેસી ).

### નંબર. ૩૮૫.

**૧–શાસ્ત્રીયનામ**–I. tridentata.

દૃષ્ટાન્ત–H. IV. p. 205; N. p. 204.

**૨–દેશીનામ**–ભીંતગરીઓ ( પો૦ ).

**૩–વર્ણન**–ભીંતગરીઆના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. પણ કોઈ કોઈ જગોએ તે ઉન્હાળે પણ જોવામાં આવે છે. તે ૧ થી ૩ એક ફીટ લાંબા હોય છે. તેની શાખાઓ ભીંતપર કે જમીનપર પથરાયલી હોય છે. તે વેલા જેવી દેખાય છે.

**મૂળ**–ઘણીવાર તેના છોડવાના પ્રમાણમાં જાડું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે. પણ ઘણુંકરીને મૂળને મથાળેથી ઝીણી સુતળી જેવી ઘણી શાખાઓ નીકળી જમીનપર એક તરફ કે ચો તરફ ફેલાયલી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે. અને તેનાપર ઉભી હાંસો આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ½ થી ¾ ઈંચ લાંબાં અને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તેની ડીટડી સૂક્ષ્મ હોય છે, તે બહુધા મરડાયલી હોય છે. ડીટડી પાસે પાનની કોરના છેડા બહાર નીકળતા ને દાંતાળા હોય છે અને મથાળે ૧ કે ૩ થી ૪ દાંતા હોય છે. મથાળું બુઠ્ઠું અથવા જરા અંદર બેસતું હોય છે. પાન તેની ડીટડી પાસેના છેડા ઉપર જરા સાંકડાં અને મથાળે પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી દોરા જેવી પાતળી હોય છે. તે પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પાન જેવડી અથવા તેથી જરા લાંબી હોય છે. તેનાપર ૧ થી ૩ ફૂલો આવેલાં હોય છે. પણ ઘણા નમુનામાં એક જ ફૂલ જોવામાં આવેલ છે. ફૂલની ડીટડી પુષ્પ ધારણ કરનારી સળી કરતાં જાડી હોય છે. અને તેનાપર ઉભી હાંસો આવેલી હોય છે, તેને તળીએ બે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે. ફૂલ નાહાનાં પીળા રંગનાં હોય છે, તેમાં જાંબુડો ચાંડલો હોય છે.

**પુષ્પબાહ્યકોપનાં**–પત્રો ૫ પોહોળાં અને ટેરવે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. અને ફૂલના બીજા વિભાગો તેની જાત પ્રમાણે હોય છે.

**ફલ**–ગોળાઈ લેતું, લીસું ને ચળકતું હોય છે, તે ફીકા તપખીરીઆ રંગનું અને તેનાપર ઘેરા રંગની જાળી જેવી

નસો દેખાતી હોય છે. તે ½ ઇંચ વ્યાસનું હોય છે. ફલ ગરીયા જેવાં હોય છે. તેની છાલ ઘણી પાતળી હોવાથી તે સુકાઇને તળિયેથી અનિયમિત રીતે ફાટી બીજ બહાર આવે છે. ફલમાં ૨ ખંડ, અને ૨ થી ૪ બીજ હોય છે.

**બીજ**–ઘેરા ભૂરા કે કાળાસલેતા રંગનાં હોય છે, તે ⅗ લાઇન લાંબાં ને ⅖ પોહોળાં હોય છે. તેની ઢાળવાળી બાજુપર વચ્ચોવચ્ચ અર્ધચંદ્રાકાર ઘણી બહાર નીકળતી બુઠ્ઠી ધાર આવેલી હોય છે. બીજ ઘણાં કઠ્ઠણ હોય છે,

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન, ચિરગુણકારી પૌષ્ટિક અને રેચક.

**૬–ઉપયોગ**–ભીંતગરીઆનાં મૂળ અને બીજ સંધિવા અને લોહીવિકારનાં દરદોપર અપાતા કવાથમાં અને રેચમાં અપાતી દવા સાથે વપરાય છે. એનાં પાન વાટીને ગડગુંબડાં ઉપર મેલાય છે. એનો આખો છોડવો વાટી તેને તેલમાં કડકડાવી તેલ ગાળી લઈ, નહિ રૂઝાતાં ભાઠ્ઠાંઓ અને ચાંદાં ઉપર લગાડવામાં આવે છે.

**૭–સ્થાનક**–એના છોડવા ઘણુંકરી જુની દીવાલ, ગઢની રાંગ, અને કાદીવાળી જમીનપર ઉગે છે. હાલ તે ખંભારા તળાવની નવી પાળપર વિશેષ ઉગતા જોવામાં આવે છે.

એ દક્ષિણ અને છોટાનાગપુર તરફ પણ થાય છે.

**૮–વિશેષવિવેચન**–એના છોડવા વિશેષકરી ભીંતપર ઉગે છે માટે એને **ભીંતગરીઆ** કહે છે.

---

## વર્ગ–(કનવોલ્વ્યુલેસી).

### નંબર. ૩૮૬.

**૧–શાસ્ત્રીયનામ**–I. reniformis.

દૃષ્ટાન્ત–H. IV. p. 206; N. p. 205; Watt. IV. p. 491; રૂ. નિ. પા. ૧૦૭.

**૨–દેશીનામ**–ઉંદરકાની, ઉંદરી, ઉંદરડી (પો+ગુ૦); उंदीरकानी (म०); मुवाकानी (हिं०); आखुकर्णी, मूषरी (सं०).

**૩–વર્ણન**–ઉંદરકાનીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તેમ તે ઘણી જગોએ બારે માસ પણ જોવામાં આવે છે. તે ૧ થી ૨ કે વખતે ૩–૪ ફીટ લાંબા વધેલા હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળે છે. તે કોઇવાર એક તરફ વળેલી અથવા ચોતરફ ફેલાઇ એના વેલા છાતળાં જેવા દેખાતા હોય છે. એના વેલાને ઘણુંકરી ગાંઠે ગાંઠે મૂળ ફૂટી જમીનમાં ઉતરતાં જાય છે, અને ઉપરની બાજુ તેમાંથી શાખાઓ ને પાન નીકળતાં જાય છે, ને એવી રીતે તેની શાખાઓ આગળ વધતી જાય છે. પાન નાહાનાં,–ઉંદરના કાન જેવાં, મથાળે કમાનાકાર ગોળાઇલેતાં હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળા રંગનાં, અને ફલ તેની જાત પ્રમાણે ગોળાઇલેતાં અણીદાર હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ લાંબું ને પાતળું હોય છે. તેમાંથી બારીક રેસા જેવા ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે બહારથી ભૂરા ને અંદરથી સફેદ રંગનું હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ ચીકાસલેતો જરા કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળી જેવી અને શાખાઓ ઝીણા તાર જેવી હોય છે. તે પીળાસલેતા લીલા અથવા ભૂરાસલેતા રાતા રંગની હોય છે. તેનાપર ઘણુંકરી સફેદ લાંબા વાળની રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ½ થી ૧½ ઇંચ લાંબાં અને તેટલાંજ કે વખતે જરા વધારે પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. કોઇવાર પાનપર જાંબુડી છાયા પણ હોય છે. ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી અને સફેદ રૂંછાળવાળી હોય છે. પાનની કોર ડીટડી પાસે ખાંચવાળી અને મથાળે ગોળાઇલેતી અથવા અંદર બેસતી ખાંચવાળી હોય છે. તેની કોરપર વખતે કરકરી હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો ને ચીરપરો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી વગર સળીએ, અથવા ઘણીજ ટુંકી ને જરા જાડી સળીપર ૨ થી ૫ ચેક ફૂલ આવેલાં હોય છે. તેનાં પુષ્પપત્રો બહુ સૂક્ષ્મ હોય છે. ફૂલ ⅛ થી ⅙ ઇંચ લાંબાં ને ઘંટાકાર હોય છે. તે ઘણુંકરીને મધ્યાને ઉઘડે છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ઘણાં સૂક્ષ્મ ૫ હોય છે. તેમાં ૨ બહારનાં લંબગોળ, અણીઆળાં ને ટુંકાં હોય છે. અને અંદરનાં ૩ બે છેડાવાળાં ને તેની કોરપર લાંબી રૂંછાળ હોય છે. ફલમાં તે વિશેષ પોહોળાં થઇ જાય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે જોડાઇને ઘંટાકાર બનેલી હોય છે. તે મથાળે બહુધા વિભાગિત હોય છે.

**પુંકેસરો**–૫, તે તેની જાત પ્રમાણે ફૂલમાં આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે.

**ફલ**–ગોળાઇલેતાં ચણાના દાણા જેવડાં થાય છે. તે લીસાં અથવા આછી રૂંવાટીવાળાં હોય છે. તેને મથાળે જાડી પડધીવાળી સૂક્ષ્મ અણી હોય છે. ફલપર ૪–હાંસો સ્પષ્ટ દેખાતી હોય છે. તે કાચાં હોય છે ત્યારે ભૂરાસલેતા લીલા અથવા જાંબુડા રંગનાં હોય છે. ને પાકે છે ત્યારે ઘેરા ભૂરા રંગનાં થઇ જાય છે. તેનો આડો

કાપ કરી જોતાં તેમાં ૨ ખંડ અને એ દરેક ખંડમાં અક્કેકું બીજ દેખાય છે.

**બીજ**–એક બાજુ બહાર નીકળતાં ને બીજી બાજુ દબાંતાં હોય છે. તે લીસાં રંતાસલેતા કે કાળા ભૂરા રંગનાં હોય છે. તેપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. તે લગભગ ૧ લાઇન કે તેથી સેહેજ લાંબાં હોય છે.

**૪–ઉપયોગાઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક, મૂત્રલ, શોધક, વિષહર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–ઉંદરકાનીના વેલાનો ઉકાળો ઉંદર કરડયો હોય તેને પીવરાવવામાં આવે છે. ઉંદરના કરડને એના ઉકાળાથી ધોવામાં આવે છે. એનાં પાનનો સ્વરસ સાકર સાથે પ્રમેહવાળાને અપાય છે. સંધિવાપર રાસ્નાદિ ક્વાથ સાથે ગાંધી લોકો ઉંદરકાનીનો પાલો ઘણીવાર આપે છે. ઉંદરકાની, સદોડી અને મરીનો કાઢો તાવ પછીની અશક્તિ ઉપર અપાય છે. વિસ્ફોટક ઉપર ઉંદરકાનીનો ક્વાથ ઘણો ફાયદો કરે છે. પેશાબ બંધ થયો હોય તો ઉકાળો અથવા સ્વરસ પવાય છે. તેમજ તેનાં પાનને વાટી તેનો પેડુપર લેપ કરવામાં આવે છે. ગુડદાં અને કુંકણાના દરદોમાં એનાં પાનનો સ્વરસ ગળોના સ્વરસની સાથે પીવા અપાય છે. રતવા ઉપર ઉંદરકાનીનાં પાન વાટીને ચોપડવામાં આવે છે. ઉંદરકાનીનાં પાન અને ડુંગળી સમભાગે વાટી તેમાં જરા સિંદૂર નાખી તેની લેપડી મરકીની ગાંઠપર ઘણાં લોકો બાંધે છે. ઉંદરકાનીનો પાલો સાધારણ રીતે ગડગુંમડાંઓ ઉપર પોટીસ તરીકે બંધાય છે. ઉંદરકાનીના પાલાના ઉકાળાની બાફ તાવ અને વાતરક્તવાળાને લેવરાવાય છે. ઉંદરકાનીના પાનનો રસ ભાંગરાના રસની સાથે મેળવી પિનસરોગમાં નાસાવિરેચન તરીકે અપાય છે. દુકાળ વખતે ઉંદરકાનીનું ગરીબ લોકો શાક કરીને ખાય છે. સર્પદંશ ઉપર પણ ઉંદરકાનીનો રસ પીવરાવાય છે. તેમ દંશપર ચોપડાય પણ છે. કાનના દુખાવાપર ઉંદરકાનીનો રસ જરા ગરમ કરી મીઠાં તેલસાથે મેળવી તેનું ટીપું કાનમાં નાખવામાં આવે છે. માથાના સખ્ત દુખાવાપર ઉંદરકાનીનો પાલો માથે બંધાય છે. ઘેલછા ઉપર અપાતા ક્વાથમાં ઉંદરકાનીનો પાલો વિશેષ કરી વાપરવામાં આવે છે. ઉંદરકાનીનાં સુકાં પાન અને મરીની કેટલાક લોકો ચા પીએ છે.

ઉંદરકાનીના રસની માત્રા ૧ થી ૨ તોલા જેટલી છે.

"ઉંદરકાનીના પાલાને ઉકાળી નાહાનાં છોકરાંને પાવાથી છોકરાંના પેટના રોગ, દમ, ખાંસી મટી જાય છે. તે સ્વાદે કડવી ને તૂરી હોય છે. ટાઢી છે, મૂત્રવિકાર, કફ, કૃમિ, યોનિના રોગ, શુળ, તાવ, પ્રમેહ, આફરો, છાતીના રોગ, વિષ, પાન્ડુ, ભગંદર, કોઢ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ.)

"ઉંદરકાનીનો શોધક ગુણ ઘણો સરસ છે. તેનાં પાંદડાનો સ્વરસ પીવાથી વિકાર પામેલું લોહી સુધરે છે ને ખાસ પિત્તની વિકૃતિ હોય તો તે ઉપર ઘણું સરસ કામ કરે છે. વાતરક્ત તથા ઉંદરવાની બળતરા ઉંદરકાનીનો રસ પીવાથી શાન્ત થાય છે. ઉંદરવા તેમજ એવા બીજા રોગપર તેની અસર થવા માટે ઓછામાં ઓછા ત્રણમાસ સુધી તેનો ઉપયોગ જારી રાખવાની જરૂર છે." (ડા. વી. ઝી.)

"ઉંદરકાની તીખી, હલકી તથા રેચક છે. સોજાપર ઉંદરકાનીનું ચૂર્ણ તથા જવનો લોટ પાણીમાં મેળવી ચોપડવામાં આવે છે. સર્પવિષપર ૧ થી ૨ તોલા ઉંદરકાનીનો રસ પીવરાવવામાં આવે છે. માથાના રોગપર ઉંદરકાનીનું શરબત કરી પીવામાં આવે છે." (વૈ. શા. મ. ગો).

**૭–સ્થાનક** રસ્તાઓની બાજુએ, બાગો અને વાડીઓમાં પાણીના ધોરીઆ કાંઠે, કોબી કરાર જમીનના ખેતરોમાં તેમજ ભીનાસવાળી રેચી જમીનમાં તે વિશેષ ઉગે છે.

એ કચ્છ, કાઠિયાવાડ, રજપુતાના અને દક્ષિણમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એના પાનનો આકાર ઉંદરના કાનને મળતો હોવાથી એ **ઉંદરકાની** કહેવાય છે, (જુવો નં૦ ૩૨૮.) એના વેલા જમીનમાં મૂળ મૂકતા આગળ વધે છે માટે એને સંસ્કૃતમાં મૂષરી લખેલી છે. ઉંદરના વિષપર એનાં નામ ઉપરથી એનો ઉપયોગ કરવામાં આવતો હોય તો તે સંભવિત છે. જેવી ભીનાસવાળી જગોએ ઉંદરકાનીના વેલા ઉગે છે તેવીજ જગોએ બ્રાહ્મી (Hydrocotyle asiatica) ના વેલા પણ ઉગે છે. અને તેનાં પાન પણ ઉંદરકાનીને મળતાં હોય છે. તે પરથી ઘણીવાર **બ્રાહ્મીની** જગોએ **ઉંદરકાની** વપરાય છે. બ્રાહ્મીની એક સૂક્ષ્મપાનની જાત (H. minima) પણ થાય છે. એ બન્ને જાતની બ્રાહ્મી મુંબઇના બાગોમાં ઘણી સાધારણ ઉગે છે.

આ સ્વસ્થાનમાં તેમજ કાઠીઆવાડના ઘણાખરા સુકા ભાગોમાં બ્રાહ્મી ઉગતી જણાતી નથી. (કોંકણમાં તે ઘણી ઉગે છે.) માટે તેને બદલે ઉંદરકાની વપરાય છે.

ઉંદરકાનીના વેલાને તાણતાં તેનાં મૂળ આસ્તે આસ્તે તણાઇને જમીનમાંથી બહાર આવે છે. દરમિયાન તેનાં પાન અને ડાંડી ખેંચાઇને આગળ આવી જાય છે, તેથી અહીંના ખેડુ અને રબારી લોકો એમ માને છે કે એના વેલાને જેમ તાણીયે છઇએ તેમ વધતો જાય છે. આ પણ એક ઉંદરકાનીના વેલાને ઓળખવાની એ લોકોએ સમજ રાખી છે.

## વર્ગ–(કનવોલ્‌વ્યુલેસી).

### નંબર ૩૮૭.

**૧–શાસ્ત્રીયનામ**–I. obscura.

દૃષ્ટાન્ત–H. IV. p. 207; N. p. 203; Watt. IV. p. 488.

**૨–દેશીનામ**–વજવેલ, ગુંબડવેલ, વાડ કુદરડી (પો+ ગુ૦); पीळी मॉंवरी (म०); वचगंधा (सं०).

**૩–વર્ણન**–વજવેલના વેલા ચોમાસે ઘણાજ ઉગી આવે છે. તે ઘણી જગોએ બારેમાસ પણ જોવામાં આવે છે. એના વેલા જાડી સુતળી જેવા પાતળા અને થોડી શાખાઓવાળા હોય છે. પાન પોહોળાં અને હૃદયાકૃતિનાં હોય છે. અને ફૂલ પીળાસલેતા ધોળા રંગનાં હોય છે. જે સવારનાં ઉઘડે છે. ફલ ગોળાઈ લેતાં અણીઆળાં હોય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. તે ½ થી ૧ ફુટ જમીનમાં ઉંડું ઉતરેલું હોય છે. તે ભૂરા ધોળા રંગનું હોય છે. તેમાંથી થોડા ઝીણા દોરા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળને જખમી કરતાં તેમાંથી ધોળા રંગનો પાતળો રસ નીકળે છે. વાસ સહેજ વજને મળતી અને સ્વાદ તૂરાસલેતો ચીરપરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–પીળાસલેતા લીલા અથવા જાંબુડા રંગની હોય છે. તે લીસી અથવા તેનાપર ધોળા-વાળની રૂંવાટી હોય છે. ડાંડીને જખમી કરતાં તેમાંથી ધોળા રસને બદલે જરાપાણી જેવો રસ નીકળે છે. વાસ અને સ્વાદ વજ જેવાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને તેટલાં જ બહુધા પોહોળાં છે. તેનો આકાર ચમારદુધેલીનાં પાનને મળતો હોય છે. તે ગોળાઇ-લેતાં ને તેને ટેરવે ઘણુંકરી બુઠ્ઠી અણી હોય છે. ડીટડી પાસે તેની કોર વિભાગિત થયેલી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો અથવા કાળાસલેતો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તેની બન્ને સપાટી લીસી અથવા તેપર સફેદ સૂક્ષ્મવાળની રૂંવાટી હોય છે. તેની કોરપર પણ સૂક્ષ્મ ધોળાવાળની હાર આવેલી હોય છે. પાનની ડીટડી થડમાંથી મરડાઇ પાન એક બાજુ થઈ રહેલાં હોય છે. ડીટડીને મથાળેથી ૫ થી ૭ નસો નીકળી પાનની અંદર ગયેલી હોય છે. ડીટડીને મથાળે બે બાજુ અક્કેકી સૂક્ષ્મ, લીલા રંગની, ચળકતી, ચપટી રસકુપી હોય છે. ડીટડીપર ધોળા વાળની રૂંવાટી હોય છે, ડીટડી શાખા જેવી અથવા તેથી પણ જાડી હોય છે. તે ૧ થી ૨ કે વખતે ૩ થી ૪ ઇંચ લાંબી હોય છે. તેની ઉપરની બાજુ છીછરી નીક હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. તેનીવાસ અને સ્વાદ વજને મળતાં હોય છે. તે ચાવ્યા પછી હોઠપર ઘણા વખત સૂધી તમ તમાટ રહે છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ૧ થી ૩ કે ૩½ ઇંચ લાંબી હોય છે. તે દોરા જેવી પાતળી અને લીલા કે જાંબુડા રંગની હોય છે. તેપર ધોળાવાળની રૂંવાટી આવેલી હોય છે. આ સળી બહુધા પાનની સામી બાજુ વળી ગયેલી હોય છે. તેને મથાળે બહુધા એકજ ફૂલ આવે છે. પણ કોઇવાર ૧ થી ૩ ફૂલો પણ હોય છે, ફૂલ ૧ થી ૧¼ ઇંચ વ્યાસનાં હોય છે. તેનો રંગ સાધારણ રીતે પીળા-સલેતો ધોળો હોય છે. પણ ફૂલની પાંખડી ને જરા રોશની તરફ રાખી જોતાં તેમાં સહેજ રાતી ઝાંઈ જોવામાં આવે છે. ફૂલમાં કોઈ જાતની જાણીતી વાસ હોતી નથી. ફૂલની ડીટડી ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ લાંબી હોય છે. અને તે પુષ્પધારણ કરનારી સળી કરતાં જાડી હોય છે. તે લીલા રંગની ને તેપર ધોળાવાળની રૂંવાટી આવેલી હોય છે. ડીટડી ઉપર તરફ જાડીથતી હોય છે. પુષ્પ-ધારણ કરનારી સળી અને ડીટડીના સંગમ ઉપર બે સાંકડાં સૂક્ષ્મ પુષ્પપત્રો સામસામાં આવેલાં હોય છે. તેની અણી જાંબુડા રંગની હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે પીળા-સલેતા લીલા રંગનાં હોય છે. તે લીસાં ને ધોળાવાળની રૂંવાટીવાળાં હોય છે. બે બહારના પત્રો જરા લાંબાં ને સાંકડાં અને અંદરનાં જરા પોહોળાં ને ટુંકાં હોય છે. પત્રો ¼ ઇંચ લાંબાં હોય છે. એ પત્રોનાં ટેરવાં પણ જાંબુડા રંગની અણીવાળાં હોય છે. ફલ પાકતી વખતે એ પત્રો ફૂલની સાથે પોહોળાં ને બુઠ્ઠાં થઈ છેવટે પછવાડે વળી જાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. પણ તે તેની જાત પ્રમાણે જોડાઇને એક ગરણી જેવા આકારની થઈ રહેલી હોય છે. પાંખડીની નળી જેટલી પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલી હોય છે તેટલીજ ઘેરા જાંબુડા રંગની હોય છે. તે પાંખડીની નળી ¾ થી ૧ ઇંચ લાંબી હોય છે. અને મથાળે તેનો ખુલ્લો ભાગ તેટલોજ અથવા ૧ થી ૧½ ઇંચ વ્યાસનો હોય છે. પાંખડીની નળીની અંદર તેને તળિયે જાંબુડા રંગનો ચાંડલો હોય છે.

**પુંકેસરો**–૫ ધોળા રંગનાં હોય છે. તે ફૂલની પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. તેમાં ૩ ટુંકાં ને ૨ લાંબાં હોય છે. તેના તંતુના થડમાં ધોળા, ચળકતા વાળની રૂંછાળ હોય છે. પરાગકોષ ઉભા ને તેનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે.

સ્ત્રીકેસર–૧ સફેદ રંગની હોય છે. તેના ગર્ભાશયનો પેટાળ જરા બહાર નીકળતો હોય છે. નલિકા ઝીણી હોય છે. તે લાંબાં પુંકેસર જેટલી લાંબી હોય છે. નલિકાગ્રમુખ નલિકાને ટેરવે દાણાદાર ગોળ દડી જેવું હોય છે.

ફલ–½ ઇંચ લાંબું અને ⅓ અથવા તેથી કંઇક ઓછું પોહોળું હોય છે. તે વચમાંથી ઉપસેલું અને મથાળે સાંકડુંથતું હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે લીસું ને ધોળાસલેતા લીલા રંગનું હોય છે, પણ સુકાય છે ત્યારે તપખીરીઆ રંગનું થઇ જાય છે, ફલનો આડો કાપ કરી જોતાં તેમાં ચાર ખંડ દેખાય છે. તે દરેક ખંડમાં એકેકું બીજ હોય છે.

બીજ–૧ થી ૧½ લાઇન લાંબાં હોય છે. તેનાપર ભૂરા રંગના મખમલી વાળની રૂંવાટીનું અસ્તર હોય છે. તેની એક બાજુ ઢાળવાળી અને બીજી દબાયલી અને બુઠ્ઠી ધારવાળી હોય છે. તેને એક છેડે જરા બુઠ્ઠી અણી અને બીજે જરા ઉંડો ચાંડલો (pit) હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–શોથઘ્ન અને રેપક.

૬–ઉપયોગ–એનાં મૂળ પાણીમાં વાટીને સંધિવા ને રસવિકારના સોજાપર ચોપડાય છે. પાનને વાટી તેની લેપડી ગડગુંબડાંપર મુકવામાં આવે છે. એના આખા વેલાને વાટી તેને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ચામડીનાં દરદોમાં અંગપર ચોપડાય છે. એનાં ફૂલ અને કાચાં ફલને વાટી તે પોટીસ તરીકે ભાઠાંપર બાંધવામાં આવે છે.

એનાં પાન સેકી ભૂકી કરી અને ઘીમાં તળીને આંખનાં (aphthous) દરદમાં તે આંખે લગાડવાના કામમાં આવે છે, એમ કહેવાય છે.

૭–સ્થાનક–રસ્તાની બાજુએ, થોર કંટાળાઓના જાળાઓમાં અને ઘણુંકરી તમામ વાડીઓ અને ઝાડીઓમાં એ વેલ ઉગેલી જોવામાં આવે છે.

એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

૮–વિશેષ વિવેચન–એ વેલમાંથી વજ જેવી સુગંધ આવે છે. માટે એને વજવેલ, અને એનાં પાન સાધારણ રીતે ગામડાંનાં લોકો ગુંબડાંપર બાંધે છે માટે એને ગુંબડવેલ કહે છે.

---

## વર્ગ–(કનવોલ્વ્યુલેસી.)

### નંબર ૩૮૮.

૧–શાસ્ત્રીયનામ–I. sepiaria.

દૃષ્ટાન્ત–H. IV. p. 209; N. p. 203; Watt. IV. p. 491.

૨–દેશીનામ–રાતી ફુદરડી, રાતી ગુંબડવેલ (પો૦);+ હનુમાન વેલ (ગુ૦); आमटी (म०); वनकलमी (हिं०); लक्ष्मणा (सं०).

૩–વર્ણન–રાતીફુદરડીની વેલ ઘણુંકરી બારેમાસ જોવામાં આવે છે. તોપણ ચોમાસે તે વિશેષ ઉગી આવે છે, તે ઝાડો કે વાડો ઉપર ગુંચળાની પેઠે વીંટળાઇને ચડેલી હોય છે. તેનાં પાન ગળોનાં પાન જેવાં હોય છે. એમાં બહુધા બારેમાસ ફૂલ અને ફલ થયા કરે છે. તો પણ ચોમાસે વિશેષ થાય છે. ફૂલ ગુલાબી રંગનાં અને ફલ નાહાનાં, ગોળાઇલેતાં તપખીરીઆ રંગનાં હોય છે. એનાં ફૂલ સવારમાં ઉઘડી સાંજે કરમાઇ જાય છે.

મૂળ.–સુતળીથી તે ટચલી આંગળી જેવું જાડું થાય છે. તેના ઉપરના ભાગમાંથી કવચિત સુતળી કે સ્લેટપેન જેવા જાડા કે ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ જરા જાડી, ઉપરથી ભૂરા અને અંદરથી ધોળા રંગની હોય છે. મૂળનું લાકડું ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર અને ચક્રાકાર દેખાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ દાહક હોય છે.

ડાંડી અને શાખાઓ.–એ વેલની ડાંડી ઘણુંકરી લીસી અને ચળકતી હોય છે. પણ કોઇવાર તેનાપર ધોળા વાળની રૂંવાટી હોય છે. ડાંડીનો રંગ ફીકો જાંબુડો અથવા રતાસલેતો હોય છે. ને વખતે પીળાસલેતો લીલો પણ હોય છે. ડાંડી સુતળી જેવી જાડી હોય છે. તેને જખમી કરતાં તેમાંથી જરા દૂધ નીકળે છે. તેપર વખતે બારીક દાણાની બાનક અને લાંબા વાળની રૂંછાળ પણ હોય છે, તેથી તે ખસુરટ લાગે છે. તેપર છીછરી ઉભી નસો પણ હોય છે.

પાન–આંતરે આવેલાં હોય છે. તોપણ તેની ડીટડી મરડાઇને પાન એકજ હારમાં આવેલાં હોય એમ દેખાય છે. પાનની ડીટડી ૧ થી ૨ કે ૨½ ઇંચ લાંબી હોય છે. તે ઘણુંકરી વેલ જેવી જાડી હોય છે. પાનનો આકાર ગળોનાં પાનને ઘણુંકરી મળતો હોય છે તોપણ ઘણીવાર એક જ વેલપર ત્રણખૂણીઆં કે સાંકડાં, લાંબાં અને લાંબી અણીવાળાં પાન પણ આવે છે, ગળોના આકર જેવાં ગોટકડાં પાન ઘણુંકરી ૧½ થી ૨½ ઇંચ વ્યાસનાં હોય છે. પણ ત્રિખૂણીઆં અને લાંબાં પાન ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો અથવા ઘેરો લીલો ને નીચેતીનો સહેજ ફીકો હોય છે, અને તે બન્ને સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક દેખાય છે. કેટલાંક પાનમાં પાનની ઉપરની સપાટીપર તેની વચલી નસ પાસે જાંબુડા રંગનાં છાંટણાં કે પટા હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. તેની વાસ મુળાનાં પાનની વાસને મળતી અને સ્વાદ ચીકણો અને જરા ખારો લાગે છે.

ફૂલ–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે તળિયેથી પાતળી અને મથાળે જાડી-થતી હોય છે. તે કોઇવાર તળિયે ૧ લાઇન અને મથાળે ⅛ ઇંચ જાડી હોય છે. તેની લંબાઇ ૧ થી ૫ કે ૭ ઇંચની હોય છે. તેનો રંગ બહુધા ફીકો જાંબુડો અને મથાળે વખતે પીળાસલેતો લીલો હોય છે. તે ઘણુંકરી લીસી હોય છે. પણ તેનાપર વખતે વાળની રૂંવાટી કે હાર આવેલી હોય છે. એ સળીને મથાળે ૩૦ થી ૨૫ શેક ફૂલો એક છત્ર કે ગુચ્છાની પેઠે આવેલાં હોય છે. ફૂલની ડીટડી ¼ થી ⅜ ઇંચ લાંબી હોય છે. અને તે ૧ થી ૧½ લાઇન જાડી હોય છે. તે તળિયે પાતળી ને મથાળે જાડી હોય છે. ફૂલની ડીટડીને મથાળે ઘેરા લીલા રંગની બે રસકુપ્પિ હોય છે. પુષ્પપત્રો નાહાનાં, સાંકડાં, અને જલદીથી ખરી જાય તેવાં હોય છે. ફૂલની વાસ જરા કરેણનાં ફૂલની વાસને મળતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો પાંચ હોય છે. તે લીલાં કે પીળાસલેતાં લીલાં કે જાંબુડી છાયાલેતાં હોય છે. તે એક બીજાંપર ઘણુંકરી બાજુએથી ચોટકુક બેઠેલાં હોય છે. તે ૨ થી ૨½ લાઇન લાંબાં હોય છે. તેનાપર કોઇવાર વાળની આછી રૂંવાટી પણ હોય છે. તે પુ૦ અભ્ય૦ કોષની નળીપર ચોટકુક રહેલાં હોય છે. તે પુ૦ અભ્ય૦ કોષ ખરી ગયા પછી ફૂલની સાથે પોહોળાં થઇ ટેરવેથી જૂદાં પડી ફૂલ સુકાતી વખતે બહુધા નીચાં વળી જાય છે. તે વચમાંથી જરા જાડાં, અને તેની કોર ધોળી ને પાતળી હોય છે. તેનાં ટેરવાં ફૂલમાં જરા સાંકડાં પણ ફૂલમાં ગોળાઇલેતાં પોહોળાં ને બુઠ્ઠાં થઇ ગયેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી પાંચ હોય છે. પણ તે જોડાઇને નીચેના ભાગમાં નળી અને મથાળે ગોળાકાર રકાબી જેવી થઇ રહેલી હોય છે. નળી તળિયે જેટલી પુ૦ બા૦ કોષનાં પત્રની અંદર ઢંકાયલી હોય છે તેટલી ધોળા રંગની ને બાકીની ફીકા જાંબુડા કે ગુલાબી રંગની હોય છે. આખું ફૂલ બહુધા ૧ થી ૧½ ઇંચ લાંબું હોય છે. તેમાં ⅜ થી ૧ ઇંચ નળી અને બાકીનો ભાગ તેનાં મુખપર સપાટ હોય છે. મથાળે તેનો વ્યાસ ૧ થી ૧½ ઇંચનો હોય છે. તેની નળી અંદરના ભાગમાં ઘેરા જાંબુડા રંગની હોય છે.

**પુંકેસરો**–પાંચ હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે. ને પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. તેના તંતુઓ ઘણા પાતળા, સફેદ, લીસા ને ચળકતા હોય છે. તેને તળિયે થોડા ચળકતા ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે. પરાગકોષ ગુલાબી કે જાંબુડા રંગના ભલ્લાકૃતિના હોય છે. ને પરાગરજ ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર ઢંકાયલો હોય છે. તે લીસો, ચળકતો અને લીલાસલેતા પીળા રંગનો હોય છે, તે એક પીળી કર્ણિકા ઉપર બેઠેલો હોય છે. નલિકા ઝીણી ને ધોળી હોય છે. તે પુંકેસરો જેટલી અથવા તેથી જરા ટુંકી ને મથાળે જરા વાંકવળતી હોય છે. તેનાપર નલિકાગ્રમુખ સૂક્ષ્મ દાણાદાર જરા વિભાગિત થયેલી દડી જેવું મુકાયલું હોય છે.

**ફલ**–ભૂરા રંગનાં, પાતળી છાલવાળાં, ગોળ અને મથાળે અણીવાળાં હોય છે. અને તળિયે સૂક્ષ્મ ઢાલ જેવી પાતળી પડઘી હોય છે. તે ૨ થી ૩ લાઇન વ્યાસનાં હોય છે. તે ચાર ખંડવાળાં હોય છે, એ દરેક ખંડમાં અક્કેકું બીજ હોય છે. ફલની સપાટી જાળીદાર અને લીસી હોય છે. પણ તેની અંદરના ચાર ખંડની ચાર લીટીઓ તેપર સ્પષ્ટ દેખાતી હોય છે.

**બીજ**–૧ લાઇન લાંબાં ને પોહોળાં હોય છે. તે ભૂરાસલેતા ધોળા અથવા ફીકા ભસ્મી રંગનાં હોય છે. તેને એક છેડે એક સૂક્ષ્મ છિદ્ર અથવા કાળાસલેતા રંગનો ચાંડલો હોય છે. ને બીજે છેડે દોરા જેવો તાર નીકળી વચમાં અમળાઇ બીજા બીના એવા છેડા સાથે વળગેલો હોય છે, જેથી એ ફલમાંનાં બબે બીજ એક ધોળાસલેતા લાંબા વાળ જેવા બારીક તારથી એક બીજાં સાથે બંધાયલાં હોય છે. બીજ ત્રણ બાજુવાળાં હોય છે. તેની વચલી બાજુ ગોળાઇલેતી અને બીજી બે બાજુ જરા અંદર દબાતી હોય છે. એ ત્રણ બાજુએ ત્રણ જૂદી જૂદી નસો ઉભી આવેલી હોય છે. એ ત્રણે તેના છેડાપરનાં છિદ્રને ત્રણ બાજુથી મળતી હોય છે. બીજની સપાટીપર ચળકતા મખમલી અસન્ત સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**– } ઉપરના નંબર ૩૮૭ પ્રમાણે છે.
**૬–ઉપયોગ**– }

આનાં પાન છપ્પનિયા દુકાળમાં ઘણા ગરીબ લોકો ખાતા હતા.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં વજવેલની સાથે ઘણીવાર આ વેલ પણ ઉગેલી જોવામાં આવે છે. આ વેલ રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે વજવેલ કરતાં ઘણી વધારે ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આનાં પાન વિશેષ કરી ગામડાના લોકો ગુંબડાં ઉપર બાંધે છે માટે એને પણ કેટલાક લોકો **ગુંબડવેલ** કહે છે. પણ એની ડાંડી અને ફૂલોનો રંગ રાતો હોવાથી એને **રાતી ગુંબડવેલ** અને **રાતીકુદરડી** પણ કહે છે.

એનાં ફૂલમાં ૨ થી ૪ બીજ હોય છે, તેમાં બબ્બે બીજ એક સૂક્ષ્મ રેશમ જેવા બારીક દોરાથી એક બીજાં સાથે બંધાયલાં હોય છે, તે દોરો વચમાંથી આંટીની માફક અમળાયલો હોય છે. એ દોરો ઘણુંકરી રબરના ઝીણા તાર જેવો સ્થિતિસ્થાપક હોય છે.

ખેડુ અને માલી લોકો બકાલાં વગેરેનાં બી વાવવા માટે જમીનમાં ચોપે છે, ત્યારે બબ્બે બીજ એક જગોએ બહુધા ભેગાં ચોપે છે, તે એમ ધારીને કે એક બીજ ખોટું નીવડે તો બીજું બી ઉગી નીકળે, તો આ ગુંબડવેલનાં બીજમાં સર્વજ્ઞ ઇશ્વરેજ એવી કુદરત રાખેલી છે કે પોતાની મેળે બબ્બે બીજ ફલમાંથી એક દોરે બંધાઇને બે એકજ જગોએ સાથે પડે છે, જેથી એક બીજને નુકસાન થાય તો બીજું ઉગે છે. આ એક ઇશ્વરી ખુબી ખરેખર જોવા લાયક છે. જે દોરા વડીએ બે બીજ બંધાયલાં હોય છે તે દોરાની બનાવટ ખુલ્લી આંખે દેખી શકાય છે. તો પણ **આઈગ્લાસ**-(નાહાની વસ્તુને મ્હોટી કરી દેખાડનાર કાચ)થી તે વિશેષ સ્પષ્ટ દેખાય છે.

પુષ્પ ધારણ કરનારી સળી અને ફૂલની ડીટી ગદાકાર હોય છે, માટે એને **હનુમાન વેલ** કહેતા હશે. એનાં પાનપર રૂધીર જેવા રંગના પટા અને બિંદુઓ હોય છે, ને એમાંથી બકરા જેવી વાસ નીકળે છે, માટે लक्ष्मणा એજ હોય એમ જણાય છે.

---

## વર્ગ-(કનવોલ્વ્યુલેસી.)

### નંબર ૩૮૯.

**૧-શાસ્ત્રીયનામ**-I. aquatica.

દૃષ્ટાન્ત-H. IV. p. 210; N. p. 203; Watt. IV. p. 476; રૂ. નિ. પા. ૬૦૯.

**૨-દેશીનામ**-નાડાનીવેલ, નડાનીવેલ, નાડાનીભાજી, નડાનીભાજી, નડો (પો૦) નાડાનીભાજી, નારનીવેલ (ગુ૦) पांगवेल, नाडी, नाडीची भाजी (म०) कलमी, कलमी शाक, नारी, नाली, पटुआसाक (हिं०) कलंबि, नाडीशाकः (सं०)

**૩-વર્ણન**-નાડાનાવેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તેના વેલામાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તે કીચડ અગર પાણીમાં ફેલાયલી હોય છે. તે ઘણી લાંબી અને બહુધા પોકળ હોય છે. પાન લાંબાં, ફૂલ ફીકાં જાંબુડાં કે ગુલાબી હોય છે, તે સવારમાં ઉઘડી સાંઝે બંધ થાય છે, તે ભાદરવા આશુમાં આવે છે. ફલ ગોળાઇલેતાં અણીવાળાં હોય છે.

એનાં સુંદર મ્હોટાં ગુલાબી ફૂલ અને લાંબાં લીલાં પાનને લીધે એ પાણી કાંઠે સુંદર દેખાય છે.

**મૂળ**-સુતળીથી પેનસીલ જેવાં જાડાં થાય છે. તે ભૂરા ધોળા રંગનાં પોકળ અને પોચાં હોય છે. તે ૨ થી ૬ ઇંચ કે કુટેક લાંબાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળીથી આંગળી જેવી જાડી અને અંદરથી પોકળ હોય છે. તેને તોડતાં તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે. કોમળ શાખાઓનો રંગ ફીકો રાતો અથવા ભૂરાસલેતો જાંબુડો હોય છે. અને પાકી ડાંડીનો રંગ ભૂરો હોય છે. ડાંડી અને શાખાઓ ચળકતી ને લીસી હોય છે. તે પાણીના કાદવપર પડતી અથવા પાણીપર તરતી હોય છે. એની શાખાઓને ગાંઠે ગાંઠે નીચેની બાજુએ ઝીણાં મૂળ નીકળેલાં હોય છે, ને ઉપરની બાજુ શાખા, પાન કે ફૂલ અથવા એમાંનું ગમે તે એક અથવા એ બધાં એકજ જગોએથી નીકળેલાં હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબાં ને ½ થી ૨ કે ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો હોય છે. તે બન્ને સપાટીએ બહુધા લીસાં હોય છે. તે ટેરવાં તરફ સાંકડાં થતાં અણીઆળાં હોય છે. અને ડીટડી તરફ તેની કોરના બે વિભાગ થઇ તે દરેક વિભાગ વિલાયતી અડુના પાનની માફક બહાર લંબાયલા હોય છે. અને ડીટડી પાસેથી ઉપર તરફ પાનના વચલા ભાગની કોરપર અનિયમિત દાંતા હોય છે. પાનની ડીટડી ૧ થી ૬ ઇંચ લાંબી હોય છે.

**ફૂલ**-પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે સુતળીથી સ્લેટપેન જેવી જાડી, ૨ થી ૭ ઇંચ લાંબી, અને લીસી હોય છે. તેનો રંગ લીલો કે ભૂરો હોય છે. તેને મથાળે ૩ થી ૫ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. પુષ્પપત્રો સૂક્ષ્મ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે લીસાં, ભૂરાસલેતા લીલા રંગનાં, તળીયે પોહોળાં, મથાળે બુટ્ટાં, અને આશરે ½ ઇંચ લાંબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડી ૫ હોય છે. તે જોડાઇને ઉંડા કોટર જેવી બનેલી હોય છે. તે બહારથી ફીકા જાંબુડા કે ગુલાબી રંગની ને અંદરથી ઘેરા જાંબુડા રંગની હોય છે. ફૂલના મુખપરનો પોહોળો ભાગ ૧½ થી ૨½ ઇંચ વ્યાસનો હોય છે.

**પુંકેસરો**-૫ હોય છે. તે પાંખડીની કોટરની અંદર આવેલાં હોય છે. તેમાં બે સૌથી ટુંકાં ને બીજાં ત્રણ એક બીજાંથી લાંબાં ટુંકાં હોય છે. આ પાંચ પુંકેસરોના તંતુઓ તળિયે જાંબુડા રંગના રૂંછાળવાળા હોય છે. ને મથાળે સફેદ, લીસા ને ધોળા રંગના હોય છે. પરાગકોષ લાંબા અને ફીકા જાંબુડા રંગના હોય છે.

સ્ત્રીકેસર-૧ હોય છે. તેનો પેટાળ (ગર્ભાશય) એક લીસી, ચળકતી, પીળાસલેતા લીલા રંગની ગોળ પડઘીની વચ્ચે આવેલો હોય છે. તે લીસો ને ચળકતો હોય છે. નલિકા લાંબી, ઝીણી, ધોળી ને તેને મથાળે દાણાદાર બે સૂક્ષ્મ દડીઓવાળું ફીકા જાંબુડા રંગનું મુખ આવેલું હોય છે.

ફલ-સુકાય છે ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે. તેનો વ્યાસ ૩ લાઇન જેટલો ઘણુંકરી હોય છે. તે ગોળાઇલેતું ને તેપર સૂક્ષ્મ અણી હોય છે. તેની સપાટી કોઇવાર કરચલીવાળી હોય છે. તેમાં ૨ થી ૪ બીજ હોય છે.

બીજ-કાળાસલેતા ભૂરા રંગનાં હોય છે. તેનાપર મખમલી વાળની રૂંવાટી હોય છે. તે એક બાજુ ગોળાઇલેતાં અને બીજી બાજુ ત્રણ ધારવાળાં હોય છે. તે એક છેડે જરા અણીથતાં ને બીજે છેડે ફીકા ધોળા ચાંડલા (pit) વાળાં હોય છે. તે ઘણાં કઠ્ઠણ હોય છે. તેની અંદરનો મગજ ફીકા ભૂરા રંગનો, ઉગ્રવાસવાળો, દાણાદાર, ચળકતો ને તેલીયા વાસવાળો હોય છે. બીજ ૧ થી ૧$\frac{1}{2}$ લાઇન વ્યાસનાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-ગ્રાહી, પૌષ્ટિક, રેચક અને વાન્તિકારક.

૬-ઉપયોગ-એની કોમળ શાખાઓને પાનનું ચોમાસે ઘણુંકરી તમામ જાતનાં લોકો શાક કરે છે. તે ટાઢું ને શક્તિ આપનારૂં ગણાય છે. સોમલ અગર અફીણનું ઝેર ઉલટી કરાવી કાઢી નંખાવવા માટે એનાં પાનનો રસ વપરાય છે, એમ કહેવાય છે. એનો રસ રેચક છે, એમ ગણાય છે. બંગાલા, આસામ, મદ્રાસ, બરમા અને બ્રહ્મદેશમાં એના વેલા વાવવામાં આવે છે. એ વિષે મે૦ વૉટ સાહેબ વિશેષ હકીકત આપે છે તે વાંચવા જેવી છે.

"નડાની ભાજી ટાઢી છે. તે ગરમી, લોહીવિકારને મટાડે છે. ઝાડાને કબજ કરે છે, વાયુ કરે છે." (વૈ. રૂઘનાથજી).

૭-સ્થાનક-વરસાદમાં ભરાઈ રહેતાં પાણીનાં તળાવો, અને ધ્રોને કાંઠે, તેમજ નદી નાળામાં સ્થિર પાણીને કાંઠે, અથવા જે ખાડા ખાબોચીઆમાં પ્રથમ વરસાદનું પાણી ભરાઈ રહેલું હોય છે, ને તે સુકાતું હોય તેવી જગોમાં નાડાની વેલ ઉગે છે. આ સ્વસ્થાનમાં બન્ને ઘેડ અને શ્રીનગર પાસે ઘેડ તરફ આવેલાં સભી તળાવમાં તે ઘણી ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

૮-વિશેષ વિવેચન-આ વેલની ડાંડી નળની માફક પોકળ હોય છે, અને તેનું શાક થાય છે, માટે એને નાડાની ભાજી કહેતા હશે. એ વેલ રતાળુની પેઠે કટીંગ કરી વાવવામાં આવે છે.

---

## વર્ગ-(કનવોલ્વ્યુલેસી.)

### નંબર ૩૯૦.

૧-શાસ્ત્રીયનામ-I. Turpethum.

દૃષ્ટાન્ત-H. IV. p. 212; N. p. 204; Watt. IV. p. 493; રૂ. નિ. પા. ૧૧૭.

૨-દેશીનામ-નસોતર, નસોતરની વેલ (પો૦+ગુ૦); नीसोतर (म०); नीसोतर, तिरवल, तरबल (हिं०); त्रिवृत्त, त्रिपुटा (सं०).

૩-વર્ણન-નસોતરના વેલાઓ ઘણા લાંબા વધે છે. તે લીસા અથવા તેના આખા વેલાપર થોડી ઘણી કોમળ ભૂરી કે ધોળી રૂંછાળ આવેલી હોય છે. એની ડાંડીપર ઘણુંકરી ૩ થી ૪ ધાર કે નસો હોય છે. ડાંડી ઘણુંકરી જમીનપર આડીઅવળી પથરાયલી હોય છે, અથવા ઝાડવાં વગેરેની ઓથપર આડીઅવળી કે ગુંછળાંની પેઠે આંટી ખાઇ, વિંટળાઇને તેપર ચડેલી હોય છે. તેને જખમી કરતાં તેમાંથી સહેજ દૂધ નીકળે છે. એનાં પાનનો આકાર હૃદયાકૃતિનો, ભલ્લાકૃતિનો અથવા એમ તરેહવાર આકારનો હોય છે. એમાં મહા, ફાગણે ફૂલ આવી ચૈત્ર વૈશાકે ફલ પાકી જાય છે. એના વેલા ઘણીવાર જાંબુડી છાયાલેતા હોય છે. એના વેલા જેમ જેમ જમીનપર વધતા જાય છે, તેમ તેમ તેપરનાં પાનની ગાંઠ નીચેથી તે જમીનમાં મૂળિયાં નાંખતા જાય છે. એના વેલાપર જ્યારે એક સામટાં પાસે પાસે ફૂલો ઉઘડી રહ્યાં હોય છે ત્યારે જાણે સફેદ નાહાનાં પક્ષીઓનું ટોળું બેઠું હોય એવો એનો સુંદર દેખાવ થઇ રહેલો હોય છે.

મૂળ-એનાં મૂળ આસરે ૩ થી ૪ ફીટ લાંબાં જોવામાં આવે છે. તે આંગળીથી વખતે હાથનાં કાંડાં જેવાં જાડાં અને છેડે પાતળાંથતાં હોય છે. તેની ઉપરની છાલ કાળાસલેતા ભૂરા રંગની, લીસી, અને અંદરની ફીકા ધોળા રંગની હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર ધોળા રંગનું દેખાય છે, અને તેની કોર પાસેથી દૂધ વહે છે. જે થોડીવાર પછી ઘાટું થઇ ભૂરા રંગનું થઇ જાય છે.

ડાંડી અને શાખાઓ-ડાંડી ઘણુંકરી પેનસીલથી તે ટચલી આંગળી જેવી જાડી હોય છે. ને તેને વળ ચડાવ્યો હોય એવી રીતે તે ઘણીક જગોએથી અમળાયલી કે મરડાયલી હોય છે. એની કોમળ શાખાઓ ઉપર ઘણુંકરી ધાર હોતી નથી પણ ઘણીવાર તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

પાન-આંતરે આવે છે. તે ૨ થી ૮ ઇંચ લાંબાં અને ૧$\frac{1}{2}$ થી ૫ ઇંચ કે લગભગ તેટલાંજ પહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી, અથવા બારીક છાંટ-

ણાવાળી, લીલા રંગની, અને નીચેની ફીકી અને રૂંછાળવાળી હોય છે. કોમળ પાનની કોર ઘણુંકરી જાંબુડા રંગની હોય છે, ને તેપર મૃદુ રૂંછાળ આવેલી હોય છે. પાનનો આકાર પીપળા કે ડાંભાના પાનના આકાર જેવો કે નાડાની ભાજી જેવો એમ તરેહવાર હોય છે. તેનાં ટેરવાં અંદર બેસતાં અથવા ટેરવે અણી હોય છે. ડીટડી પાસે તેની કોર વિભાગિત થયેલી અથવા ગોળાઇલેતી અથવા ડાંભાનાં પાનની પેઠે ડીટડીપર થોડી ઉતરી આવેલી હોય છે. ડીટડી ૨ થી ૬ ઇંચ લાંબી હોય છે. તેપર વખતે બે નસો હોય છે. પાનની નસો હેઠળની બાજુ વધારે સ્પષ્ટ દેખાતી હોય છે. ડીટડી મરડાયલી અને તેનો રંગ પીળાસલેતો અથવા જાંબુડો હોય છે. પાનને ચોળવાથી તે ચીકણી લાગે છે, અને તેમાંથી મુળાનાં પાનને મળતી તીખી વાસ નીકળે છે. સ્વાદ ચીકણો અને જરા ચીરપરો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પધારણ કરનારી સળી નીકળી, દરેકપેર ૧ થી ૩ ફૂલો આવેલાં હોય છે. તે ચળકતાં, સહેજ મધુરી વાસવાળાં ને સહેજ ગુલાબી છાયાલેતાં હોય છે. તેની લંબાઇ ૧ થી ૨½ ઇંચની અને મુખ પાસે પહોળાઇ પણ તેટલીજ હોય છે. ફૂલ ઘણુંકરી મધ્યાને ઉઘડે છે. તેમાં ઘણુંકરી તળિયે પીળો ચાંડલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તેમાં ૨ મ્હોટાં અને ૩ નાહાનાં હોય છે. એનો રંગ ઘણુંકરી ફીકો જાંબુડો હોય છે. તેપર સફેદ રૂંછાળ આવેલી હોય છે. આ પત્રો ફૂલ ઉઘડી ગયા પછી ફૂલની સાથે વધારે મ્હોટાં થાય છે. આ કોષ ૧ ઇંચ લાંબો અને ½ ઇંચ પોહોળો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંખડીઓ ૫ જોડાઇને ધતુરાનાં ફૂલ જેવી થઇ રહેલી હોય છે. તે ધોળા અથવા ફૂલ ગુલાબી રંગની હોય છે,

**પુંકેસરો**–૫ હોય છે. તે ફૂલની નળીની અંદર આવેલાં હોય છે. તેની લંબાઇ આશરે ૧ ઇંચની હોય છે. તેના તંતુઓ નીચેના ભાગમાં જરા પોહોળા થયેલા હોય છે. અને તે પાંખડીની નળી સાથે જોડાયલા હોય છે. તેની કોરપર સફેદ ચળકતી રૂંછાળ આવેલી હોય છે. તે તંતુઓનો ઉપરનો ભાગ ગોળ, લીસો ને અણીથતો હોય છે. તેની અણીપર પરાગકોષ અધવચથી ધરયલા હોય છે, જે સ્ક્રુની પેઠે વળેલા બેવડાવાળાનાં લાંબાં ગુચ્છાં જેવા દેખાય છે. તે પવન લાગવાથી તંતુની અણીપર આમ તેમ હીંચોળા ખાય છે. પરાગકોષ સહેજ ફીકાસલેતા પીળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો આકાર પોહોળા પેટાળ અને લાંબી નળીવાળી ગુલાબદાનીને મળતો હોય છે.

**ફલ**–મ્હોટાં થયેલાં પુ૦ બા૦ કોષનાં પત્રો સોતું ૧ થી ૧½ ઇંચ લાંબું હોય છે. તેનો આકાર ગરીઆ જેવો એટલે નીચે પોહોળો અને ઉપર જતાં સાંકડો થતો હોય છે, તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તેને તળિયે ફીકા લીલા રંગની ૧ થી ૧½ ઇંચ લાંબી જરા જાડી ડીટી હોય છે. ફલનો નીચેનો ભાગ ધોળો ને ઉપરનો ફીકો જાંબુડો હોય છે. ફલની સપાટીપર ભૂરી રૂંછાળ હોય છે.

ફલપરથી પુ૦ બા૦ કોષનાં પત્રો કાઢી નાંખતાં અંદર એક પીળી ગોળ પડઘીપર ચાર ગોળ પાયાનાં ચોગઠાં જેવો તેના પેટાળનો ભાગ દેખાય છે, તે ૧ થી ½ ઇંચ વ્યાસનો હોય છે. આ પેટાળનો નીચેનો ભાગ એક પાતળાં ધોળાં પડમાં ઢંકાયલો હોય છે. અને તેના ઉપરના ભાગપર ફીકા લીલા રંગનું જરા જાડું પડ આવેલું હોય છે. આ ચોગઠાં અર્થાત્ ફલનાં પેટાળની વચ્ચોવચ સ્ત્રીકેસરનલિકા ઝીણી અણી જેવી રહેલી હોય છે. ફલના પેટાળ ઉપરનાં પડ કાઢી નાંખતાં તેમાંથી ૪ બીજ નીકળે છે.

**બીજ**–કઠ્ઠણ, કાળા રંગનાં, લીસાં, ઝાંખાં ને કદમાં વટાણા જેવડાં હોય છે. તેને મથાળે ધોળો ચાંડલો હોય છે. બીજ અંદરથી પીળાસલેતા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, ડાંડી, પાન ને ફૂલ.

**૫–ગુણદોષ**–રેચક અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–નસોતરની ધોળી અને કાળી એવી બે જાત થાય છે. તેમાં કાળી વધારે ઝેરી અને રેચક છે માટે તે ઓસડના કામમાં લેવાતી નથી. પણ ધોળી જાત દવાના કામમાં વપરાય છે. તેનાં મૂળ અને ડાંડીની છાલનો ભૂકો કે કવાથ સંચળ, સુંઠ અને પીપળ એ દવાઓ સાથે રેચ લેવા માટે વાપરવામાં આવે છે. એનાં મૂળની છાલમાં રેચક ગુણ વધારે રહેલો હોય છે, કેમકે એમાં રાળ (રેઝન) જેવો તત્વ રહેલો છે, તેજ રેચ લાવે છે. કહે છે કે અંગ્રેજી જાલપના રેચ જેવો નસોતરનો રેચ લાગે છે અને વખતે એથી ઘણો સખ્ત રેચ પણ લાગે છે. એનો રેચ અજીર્ણ, આફરો, જલોદર, કોઠોદર, ચુંકો, સંધિવા અને અર્ધાંગ દરદોપર અપાય છે.

"ત્રિવૃત્તાદિચૂર્ણ–નસોતર ૫ ભાગ, સુંઠ ૧ ભાગ, અને સંચળ ૯ ભાગ, તેનું ચૂર્ણ કરવું.

૨–પંચસમચૂર્ણ–નસોતરનું મૂળ, સુંઠ, હીમજ, પીપર અને સંચળ એ પાંચે ચીજ સમભાગે લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

૩–નારાચ ચૂર્ણ–નસોતરનું મૂળ ૨ તોલા, લીંડી પીપર ૨ તોલા, અને સાકર ૮ તોલા, એ ત્રણેનું ભેગું ચૂર્ણ કરવું.

ત્રિવૃત્તાદિ ચૂર્ણનો સવારમાં ઉના પાણીથી ફાકડો મારવા યોગ્ય છે. તેથી પાંચ અગર સાત દસ્ત આવે

છે. તેમજ તેથી એક બે ઉલટી પણ થાય છે. આથી પિત્ત નીકળી જાય છે અને પેટની અંદર અજીર્ણનો બગાડ હોય તે દૂર થાય છે. યકૃતોદર, પ્લીહોદર, અને જળોદરની અંદર નસોતર ઉપયોગી છે. તેથી મળાવરોધ દૂર થાય છે. અને મળાવરોધથી જે બીજી વિકૃતિ થવી જોઇએ તે અટકે છે. તથા માથાનો દુઃખાવો હલકો પડે છે. તેથી લૂખસ વિગેરે બંધ પડે છે. વાતવ્યાધિમાં શરીરનું શોધન કરવાને માટે નસોતરનો રેચ અપાય છે. સંધિવા, ગૃધ્રસી, કટિગ્રહ તેમજ બીજા જીર્ણવાત વ્યાધિમાં તેનો રેચ અપાય છે. તેનાં ફૂલને વાટી કપાળ ઉપર ચોપડવાથી આધાશીશી હલકી પડે છે. નસોતરનો રેચ ઉના પાણીમાં લેવાથી બહુ લાગે છે. ભસ્મક રોગની અંદર પણ પિત્તનો પ્રકોપ ઘણો થયેલો હોય છે. ભેંસના દૂધમાં નસોતર નાંખી ખૂબ ઉકાળી તે દૂધ ભસ્મક રોગીને પાવું; તેથી તેને દસ્ત લાગે છે, પિત્તનું શમન થાય છે અને દરદીની બહુ ક્ષુધા બંધ પડે છે. નસોતરનો રેચ સોજા ઉપર લેવાય છે તેમજ તે પેટની અંદરના કૃમિને દૂર કરે છે.

માત્રાઃ-નારાચ ચૂર્ણ, ત્રિવૃત્તાદિ ચૂર્ણ, અને પંચસમ ચૂર્ણ ०। થી ०॥ તોલો." (ડા. વી. ગી.).

"ધોળી, કાળી તથા રાતી એ પ્રમાણે નસોતર ત્રણ જાતની થાય છે. ધોળી નસોતર ગરમ, રૂક્ષ, મધુર, રેચક તથા વાત, પિત્ત, તાવ, ઉદરરોગ અને સોજાનો નાશ કરનાર છે. કાળી નસોતર અતિ રેચક તથા મૂર્છા, દાહ, વ્રણ અને મદનો નાશ કરનાર છે. રાતી નસોતર કફ તથા કૃમિદોષને હરનાર, રૂક્ષ, મધુર, રેચક અને જ્વર, હૃદ્રોગ તથા ગુદા રોગને મટાડનાર છે. કાળી નસોતર ધોળી નસોતર કરતાં ઓછા ગુણવાળી છે. નસોતરના જુલાબથી પેટમાં વીંટ આવે છે. જો નસોતરમાંથી વચલી ડાંડલી કહાડી નાંખવામાં ન આવે તો તેથી પેટમાં વધારે ચુંક આવે છે. સુંઠ એક ભાગ, સંચળ એક ભાગ અને નસોતર ચાર ભાગ; એઓનું ચૂર્ણ કરી તેમાંથી ત્રણથી દશ વાલ સુધી જલોદર વિગેરે દરદો ઉપર જુલાબ માટે અપાય છે. સાધારણ રીતે જુલાબ ગરમ પાણીમાં લેવાય છે. પણ નસોતરનો જુલાબ ગરમ પાણીમાં લેવાથી તે બહુજ લાગે છે માટે તે ટાઢા પાણીમાં લેવો જોઇએ. નસોતર, પીત્તપાપડો, કરમાણી અજમો, કપીલો, વાવડીંગ અને ગોળ એઓનો કલ્ક કરી છાશની સાથે પીવામાં આવે તો કૃમિ દૂર થાય છે." (વૈ. શ્રા. મ. ગો.)

**૭-સ્થાનક**-નસોતરના વેલા વાડીઓની વાડમાં, રસ્તાઓની બાજુએ, થોર કંટાળાઓનાં જાળાઓમાં અને પાણીનાં ખાબોચીઆં કાંઠે ઉગે છે.* એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષવિવેચન**-આના વેલાનું **નસોતર** એ નામ એના વેલાની ડાંડીપર ઘણુંકરી ત્રણ ઉભી ધારો અથવા નસો હોય છે, તે ઉપરથી પડેલું હશે. **ત્રિવૃત્ત** શબ્દનો અર્થ પણ ત્રણ ધાર કે ત્રણ આંટી એવો થાય છે. **ત્રિવૃત્ત** ઉપરથી હિંદી **તિરબલ** અને **તરબલ** નામ નીકળેલાં લાગે છે. એનું નસોતર નામ પાડવાનું બીજું કારણ એમ પણ કહેવાય છે કે એમાં ઘણો નસો રહે છે.

નસોતર વિષે ડા० વૉટ સાહેબે લંબાણ હકીકત આપી છે તે વાંચવા જેવી છે.

---

## વર્ગ-( કનવોલ્વ્યુલેસી ).

### નંબર ૩૯૧.

**૧-શાસ્ત્રીયનામ**-I. biloba.

દૃષ્ટાન્ત-H. IV. p. 212; N. p. 204; Watt. IV. p. 482; રૂ. નિ. પા. ૫૯૩.

**૨-દેશીનામ**-આરવેલ (પો०); રાવરપત્રી (કચ્છી); मरयादवेल (गु०+म०); दुपातिलता (हिं०); मरियादवल्ली (सं०).

**૩-વર્ણન**-આરવેલના વેલા ઘણા લાંબા થાય છે. તે જમીનપર પથરાયલા હોય છે, અને કોઇવાર ઓથ મળી હોય તો તેપર પણ ચડેલા હોય છે. તે બારે માસ જોવામાં આવે છે, તોપણ ચોમાસે વિશેષ ઉગે છે. એમાં આસુંદ્રા જેવાં મથાળે બે વિભાગવાળાં પાન, અને ઘેરા ગુલાબી કે જાંબુડા રંગનાં ઘંટાકાર મ્હોટાં ફૂલ થાય છે. તે દિવસના નવેક વાગે ઉઘડે છે, અને બપોર નમતાં બંધ થાય છે. ફલ ગોળાઇલેતાં, ને અણીદાર હોય છે.

**મૂળ**-સુતળીથી હાથનાં કાંડાં જેવાં જાડાં થાય છે. તે જમીનમાં ઘણાં ઉંડાં ગયેલાં હોય છે. તેમાંથી કેટલાક જાડા, અને બીજા ઝીણા રેસા જેવા ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. કોમળ મૂળિયાં ધોળાં ને પાકલ કાળા રંગનાં હોય છે. તેને જખમી કરતાં તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે, જે થોડા વખતમાં બંધાઈ ઘટ્ટ અને કાળો થઈ જાય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર દેખાય છે. તેપરની બહારની છાલ પાતળી અને રસભરી હોય છે, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**-આ આરવેલના વેલાની ડાંડી ૧૦૦ ફીટ લાંબી હોય છે, તેમાંથી બીજી ઘણી શાખાઓ નીકળે છે, તે પણ ઘણી લાંબી વધે છે. ડાંડી અને શાખાઓ જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ તે જમીનમાં મૂળિયાં ને ઉપર શાખા મુકતી જાય છે.

* આ સ્વસ્થાનમાં આદિત્યાણાં ગામના દરબારી બાગની વાડમાં, અને તેની સામે કંટાળાઓનાં જાળામાં, રાણાવાવ જંગલમાંના હરબાઇના કુંડના વોકળાના વીરડા પાસે, અને ભોજેશ્વર પ્લેન્ટેશનના મેન રોડનાં નાળાં પાસે ચોમાસે એના વેલા ઘણા ઉગે છે.

ને એવી રીતે એના વેલાઓનું ઘણા મ્હોટા વિસ્તારમાં જમીનપર જાળું બંધાઈ જાય છે. ડાંડી ભૂરા કે કાળા રંગની હોય છે, ને તેપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. તે આંગળીથી અંગોઠા જેવી જાડી હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે મૂળની પેઠે સછિદ્ર દેખાય છે. તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે, તે થોડા વખતમાં ઘટ્ટ અને કાળો થઈ જાય છે. કોમળ શાખાઓનો રંગ રાતો કે પીળાસલેતો લીલો હોય છે, તે લીસી ને ચળકતી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને તેટલાંજ પોહોળાં હોય છે. પણ ઘણીવાર તેની લંબાઈ કરતાં પોહોળાઇ વધારે હોય છે. તે ગોળાઇલેતાં અને ટેરવે આસુંદ્રાનાં પાનની પેઠે અંદર બેસતી ઉંડી ખાંચ કે બે વિભાગવાળાં હોય છે. તે જાડાં, લીસાં અને ચળકતાં હોય છે. તે બન્ને સપાટીએ બહુધા એક સરખા પીળાસલેતા લીલા કે ઘેરા લીલા રંગનાં હોય છે. તેની કોર ડીટડી પાસે વખતે થોડી વિભાગિત થયેલી હોય છે. ડીટડી બહુધા રાતા રંગની ૧ થી ૪ ઇંચ લાંબી, અને તેપર ઉપરની બાજુ નીક હોય છે. તેને મથાળે પાનની કોર પાસે બન્ને બાજુ અક્કેકી કાળા, રાતા કે પીળાસલેતા લીલા રંગની રસકુપ્પિ હોય છે. પાનમાંની નસો ઘણુંકરી સામસામી અને ઉંચી ચઢતી હોય છે. તે અને તેની વચ્ચેનું જાળી કામ અર્ધપારદર્શક હોય છે. પાનની કોર બહુધા રાતા રંગની હોય છે. પાનનાં ટેરવાં પાછળ તેની મધ્ય રેષાની અણી હોય છે. પાનને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે, વાસ ઉગ્ર, અને સ્વાદ ચીકાસલેતો ફીકો ને પાછળથી જરા ખારો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પધારણ કરનારી સળી નીકળે છે, તે ગોળાઇલેતી, અને ૧ થી ૪ ઇંચ લાંબી હોય છે. તેપર ૧ થી ૩ ફૂલો આવે છે. ફૂલની ડીટડી ½ થી ૧½ ઇંચ લાંબી, સળી કરતાં જાડી, પીળાસલેતા લીલા રંગની અથવા જાંબુડી છાયાલેતી હોય છે. તે ફલમાં વિશેષ જાડી થાય છે. ફૂલની ડીટડીને તળિયે ૨ સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે. તે તળિયે પોહોળાં ને ટેરવે અણીઆળાં હોય છે. તે તરત ખરી જાય છે. ફૂલ ઘંટાકાર, ઉપરથી બહુધા ગુલાબી અને અંદર ઘેરા જાંબુડા રંગનું હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબું અને મુખપર ૪ ઇંચ વ્યાસનું હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે, તે પીળાસલેતા લીલા કે જાંબુડી છાયાલેતા રંગનાં હોય છે. તે ⅜ ઇંચ લાંબાં અને ⅜ ઇંચ પોહોળાં હોય છે. તે ફલની સાથે વધારે પોહોળાં થઇ જાય છે. અને છેવટ સુધી તેની સાથે રહે છે. એ દરેક પત્રપર ૩ થી ૫ ઉભી નસો હોય છે, પત્રોના ટેરવાં બહુધા અંદર બેસતી ખાંચવાળાં હોય છે. અને તેની પાછળની વચલી નસ ટેરવે અણી જેવી થઇ બહાર નીકળતી હોય છે. એ પાંચ પત્રોમાંથી અંદરનાં ૩ મ્હોટાં અને બહારનાં ૨ નાહાનાં હોય છે. તે લીસાં ખડબચડાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે જોડાઇને ઘંટાકાર ફૂલ બનેલું હોય છે. પાંખડી લીસી ને ચળકતી હોય છે. પાંખડીની કોર બહુધા વિભાગિત થયેલી હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે ફૂલની નળીની અંદર આવેલાં હોય છે. તે ધોળા રંગનાં ને પાંખડીથી ટુંકાં હોય છે. એ પાંચ કેસરોમાંથી ૩ ટુંકાં ને ૨ લાંબાં, તે સ્ત્રીકેસરથી પણ વખતે જરા લાંબાં હોય છે. તંતુને તળિયે સફેદ રૂંવાટી હોય છે. પરાગકોષ ઉભા, અને અણીઆળા હોય છે, પરાગરજ ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો, લીસો ને ચળકતો હોય છે. તે પુ૦ બા૦ કોષની અંદર એક પીળાસલેતા રંગની કર્ણિકાની વચ્ચે આવેલો હોય છે. તે ૪, કે વખતે ૨ પોલવાળો હોય છે. નલિકા ધોળા રંગની, લીસી, ચળકળતી, લાંબાં પુંકેસરો કરતાં ભાગ્યેજ લાંબી, પણ ઘણુંકરી જરા ટુંકી હોય છે. નલિકાગ્રમુખ ૨, સફેદ સૂક્ષ્મ દડીઓ જેવું હોય છે.

**ફલ**–પ્રથમ લીલાં, પછી રાતાં, અને તદ્દન સુકાય છે ત્યારે ઘેરા ભૂરા કે કાળા રંગનાં થઈ જાય છે. તે લીસાં હોય છે, તેપર ૪ ઉભી નીક હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબાં અને તેટલાંજ લગભગ પોહોળાં હોય છે. તે ગોળાઇલેતાં ને મથાળે સહેજ સાંકડાંથતાં ને તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ફલનો આડો કાપ કરી જોતાં તેમાં ૪ ખંડ દેખાય છે, તે દરેક ખંડમાં અક્કેક બીજ હોય છે. આખંડ તેમજ બીજ કોઈવાર ૩ કે ૨જ પૂર્ણ સ્થિતિયે આવેલાં હોય છે. અને બાકીનાં અપૂર્ણ રહી ગયેલાં હોય છે. એનું ફલ બરાબર છોકરાંઓને રમવાના ગરીઆ જેવું થાય છે, એટલે તેને મથાળે અણી, વચમાં ગોળ પેટાળ, અને તળિયે જાડી ડીટી હોય છે. તેથી તેને ઉંધુવાળી જમીનપર ફેરવ્યું હોય તો તે ગરીઆની પેઠે ફરે છે. ફલ તદ્દન પાકી ગયા પછી તેને સહેજ અડકતાં તે તેપરની નીકપરથી બટકી ઉઘડી જાય છે, અને તેની અંદરનાં બીજ જરા જોરથી બહાર નીકળી થોડે છેટે જૂદાં જૂદાં પડે છે.

**બીજ**–૨ થી ૩ લાઇન લાંબાં અને ૧½ થી ૨ લાઇન પોહોળાં હોય છે. તે કઠ્ઠણ હોય છે, અને કાળા મખમલી વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલાં હોય છે. તે તેની જાત પ્રમાણે એક બાજુ ઢાળ લેતાં, ને બીજી બાજુ ૩ ધારવાળાં, બે દબાતાં પાસાંવાળાં અને એક છેડે ઉંડા ચાંડલા ( foit ) વાળાં હોય છે. તેની અંદરથી ફીકા ધોળા કે પીળાસલેતા રંગનું તેલીયું મગજ નીકળે છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–રેચક, શોધક, ઉપલેપક, મૂત્રલ અને સારક.

૬–ઉપયોગ–આરવેલનાં સુકાં મૂળ પાણીમાં ઘસીને રસવિકાર અને વાળાના સોજાપર ચોપડવામાં આવે છે. આરવેલના વેલા ઉંટ અને બકરાં વિશેષ ખાય છે. છપ્પનિયા દુકાળ વખતે આરવેલના વેલા ઘણા લોકો પોતાનાં ઢોરને ખવરાવવા માટે લઇ જતાં હતાં. આરવેલનાં પાન વાટી તેની લેપડી પાઠાં ઉપર બાંધવાથી ઘણો ફાયદો કરે છે. આરવેલનાં પાન હાલ ઘણાં લોકો મરકીની ગાંઠપર પણ બાંધે છે. આરવેલનાં પાન એરંડીયું લગાડી જરા ગરમ કરી વાળાપર બંધાય છે. આરવેલનાં પાનને પાણીમાં વાટી સાકર સાથે પ્રમેહવાળાને પીવરાવાય છે. આરવેલનાં પાન સોતા વેલા પાણીમાં ઉકાળી તે પાણી ગાળી લઇ તેથી વાયે ઝલાણું હોય તેને નવરાવાય છે. આરવેલનાં સુંદર ફૂલો મહાદેવજી અને ગણપતિને ચડે છે. આરવેલનાં કાચાં ફલ વાટીને કઠ્ઠણ ગડગુંબડાં ઉપર મુકવામાં આવે છે, તેથી તે બેસી અથવા પાકી જાય છે. દરિયા કીનારાની ઉડતી રેતી આગળ વધતી અટકાવવા માટે આરવેલના વેલા અત્યંત ઉપયોગી છે.

"મર્યાદવેલ્ય ટાઢી છે, ગ્રાહિ છે, સારક છે, વાયુ કરે છે, એથી ગર્ભ રહે છે, વિશુચિકા તથા શૂળને ટાળે છે, અને જળોદર ઉપર એનો રસ ચોપડે છે તથા પાય છે." (વૈ. રૂ. ૪).

૭–સ્થાનક–દરિયા કીનારાના રેતીના ઢસાઓપર આરવેલના વેલા ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

૮–વિશેષ વિવેચન–મર્યાદવેલ દરિયાની ભરતીનું પાણી ચઢતું હોય તેની મર્યાદ સુધી ઉગે છે, તે પરથી એનું નામ **મર્યાદવેલ** પડેલું લાગે છે.

કચ્છ અને કાઠિયાવાડમાં વિશેષ કરીને સમુદ્રની ભરતી (Tide) ને **વીર** અને ઓટ (Ebb) ને **આર** કહે છે. એ (**આર**) ઉપરથી એનું આરવેલ નામ પડેલું છે.

અંગ્રેજીમાં એ વેલાને (Goats' foot creeper) ગ્રોટ્સ ફુટક્રીપર, અને લેટિનમાં (pes-carpi) પિસકાર્પિ કહે છે, તે એટલા માટે કે એનાં પાન બકરાંની ખરી પેઠે મથાળે બે ફાટવાળાં હોય છે.

આરવેલ ઉડતી રેતી અટકાવવામાં એટલી બધી પ્રખ્યાત છે કે તેને અંગ્રેજીમાં (sand bind weed, or creeper) "સૅન્ડ બાઇન્ડ વીડ ઑર ક્રીપર" અર્થાત્ રેતી બાંધનાર **નેદ** કે **વેલ** કરીને કહે છે.

આરવેલનું દરિયા કીનારે ગીચ જાળું બંધાયલું હોય તો તેની નીચેથી રેતી ઉડી શકતી નથી, એટલુંજ નહિ પણ દરિયાની ભરતીનું પાણી પાછું હટી જતાં પાણીમાં ભીંજાયલી રેતી સુકાઈ પવનના સપાટાથી ઉડી કિનારા તરફ આગળ વધે છે, તે આરવેલનાં જાળાંને અથડાઈ પાછી પડે છે, ને ત્યાંથી તેને ઓટનું પાણી પાછી દરિયા તરફ ઘસડી જાય છે. આ બન્ને રીતે આરવેલ ઉડતી રેતીને આગળ નહિ વધવા દેવામાં ઘણીજ મદદગાર થઈ પડે છે.

આરવેલનાં બીજ કે કલમ ચોમાસે વાવ્યા પછી તેની કંઈ મસાગત અર્થાત્ ચાકરી કરવી પડતી નથી. જે કંઈ સંભાળ રાખવાની છે તે એટલીજ કે તે જગો **રિઝર્વ** અર્થાત્ **રક્ષિત** રાખવી જોઇએ. એટલે તેમાં ઢોર કે માણસોને જા આવ કરવા દેવાં જોઇએ નહિ.

કચ્છ અને કાઠિયાવાડ જેવા મુલકોમાં જ્યાં દરિયા કિનારે છૂટી રેતી ઉડી જમીન તરફ વધી તેની ટેકરીઓ જેવા **ઢસા** (Dunes) બંધાય છે, ત્યાં **આરવેલ** ઘણીજ ઉપયોગી છે એટલુંજ નહિ પણ તે એક **આશિર્વાદ** રૂપ છે.*

પોરબંદર સ્વસ્થાનના દરિયા કીનારે ઉડતી રેતીના **ઢસાઓ** (Dunes or sand-hills) ઉપર કુદરતી રીતે નીચેની વનસ્પતિ ઉગે છે, ને તે ખરેખર ઉડતી રેતી આગળ વધતી અટકાવવામાં સાધનરૂપ થઈ પડે છેઃ–વજ્રદંતી, લવાડીયું, મીઠા ગોખરૂ, પાલેરાં, મોટો ભાખો, વેકરીઓ, ભોંયગળી, ભાખો, ઝીણોકાસરપંખો, અડદીઓ, જેઠીમલ, જવાસો, સમરાપાની, ભોંયસમેરવો, ગોટકડો પાંદડીઓ, અડબાઉ તરવારડી, મગામઠી, કમળવેલ, ભોંયઆવળ, કુકડવેલું, ગાયવસુકણું, કાંટાળું ઇંદ્રાણું, સાટોડો, દરિયાઈ સંખલો, ખરસટ સંખલો, સદેડી, રાસ્ના, સીસોરીઆં, ભાંગરો, ઉટકટો, ભોપાત્રી, આકડો, શીગ્રોટી, ચમારદુધી, માંમેજવો, વેલાળાં હાથીશૂઢાં, ઉંધાફૂલી, કારબાસ, ફાંગ, સંખાવલી, કાળી સંખાવલી, વાડરીંગણી, ભોરીગણી, કાગમેંદી, કડવા ગોખરૂ, ધામણઢોકળી, ખડસેલીઓ, રતવેલીઓ, વસેડો, મોટોવસેડો,

* પોરબંદર સ્વસ્થાનમાં મીયાણી બંદરથી માધુપુર સુધી દરિયા કીનારે રેતીના ઢસાઓ ઉપર આરવેલ આપો આપ ઉગે છે, તોપણ પોરબંદર તલપતનાં **ચોબારી** અને **જુરીપ્લાન્ટેશન**ની આજુ બાજુની દરિયા કીનારાની રેતાલ જમીનમાં **આરવેલ** સ્વતઃ ઉગે છે, તે ઉપરાંત એના વેલાની **કલમો** અને એનાં **બીજ** વાવવામાં આવેલાં છે, જેથી હાલ ત્યાં એનું ગીચ જાળું થઈ રહેલું છે.

એમ સાંભળવામાં આવેલું છે કે **કચ્છમાંડવી** ને રેતાલ દરિયા કીનારે **હોડિયા કોઠા** પાસે પ્રથમ આરવેલ (ત્યાં કહેવાતી **રાવલપત્રી**) ઘણી ઉગેલી હતી તે કોણ જાણે શા કારણથી ત્યાંથી કોઈ રીતે નીકળી ગયેલી છે. જેનું પરિણામ એ આવ્યું છે કે હાલ છૂટી રેતી ગામ સુધી આગળ વધી ગયેલી છે, અને બંદરપર રેતીના ઉંચા **ઢસા** (Dunes-sand hills) થઈ ગયેલા છે.

ગોરખગાંજો, કીડામારી, દુધેલી, દરિયાઇ ગજવેલ, કુંવાર, સીસમુંળીયું, ચગીમોથ, મોથ, કાંસાં, કાસડો ઘાસ, ગંધારૂં ઘાસ, અડબાઉ પાલખ.

---

## વર્ગ-(કનવોલ્વ્યુલેસી).

### નંબર ૩૯૨.

**૧-શાસ્ત્રીયનામ**-I. dasysperma.

દૃષ્ટાન્ત-H. IV. p. 215.

**૨-દેશીનામ**-દીપડવેલ (પો૦+ગુ૦).

**૩-વર્ણન**-દીપડવેલ ચોમાસે ઘણી ઉગી આવે છે. તે ઘણી લાંબી હોય છે, તેને વાડ કે ઝાડવાંની ઓથ મળે તો તેપર ચડી જાય છે, તે નહિ તો જમીનપર આડી અવળી ફેલાય છે. એમાં સાંકડા છેડાવાળાં વિભાગિત પાન આવે છે. ફૂલ પીળા, રંગનાં અંદર જાંબુડી કોટરવાળાં અને ફલ ગોળાઇલેતાં અણીદાર હોય છે. ફૂલ શ્રાવણ ભાદરવે આવે છે. ને ફલ ચોમાસાં ઉતાર પાકે છે. એ આખી વેલ ઘણુંકરી કોઇ પણ જાતની રૂંછાળ વગરની લીસી હોય છે.

**મૂળ**-૪ થી ૬ ઇંચ કે એક ફુટ લાંબું હોય છે. તે સુતળીથી ટચલી આંગળી જેવું જાડું થાય છે. તેમાંથી કોઇવાર થોડા ઝીણા ફાંટા પણ નીકળેલા હોય છે. તેને જખમી કરતાં તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે. મૂળ ઉપરની છાલ ફીકા ધોળા કે ભૂરા રંગની ને ખડબચડી હોય છે. મૂળનો આડોકાપ કરી જોતાં તે સછિદ્ર ને સફેદ દેખાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ દાહક અને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-મૂળને મથાળે થોડી ડાંડી વધી તેમાંથી કેટલીક સુતળી જેવી જાડી શાખાઓ નીકળી ચોમેર ફેલાય છે. તે ફીકા લીલા રંગની, લીસી, ચળકતી અને ઉભી હાંસોવાળી હોય છે. તેપર સૂક્ષ્મ જાંબુડા રંગનાં દાણાદાર છાંટણાંની બાનક હોય છે, તેથી તેપર આંગળી ફેરવતાં શાખા ખરસટ લાગે છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે, તે ૨ થી ૪ ઇંચ લાંબાં ને લગભગ તેટલાંજ પોહોળાં હોય છે. પાનના વચમાંથી મુખ્ય ૩ વિભાગ થાય છે. તેમાંથી વચલા વિભાગના ૩ અને બાજુના ૨ વિભાગના ૨ એમ સાત વિભાગ થાય છે. અને બાજુના સૌથી નીચલા વિભાગના પાછા બબે નાહાના વિભાગ થાય છે. આવી રીતે આખું પાન ૧૧ વિભાગવાળું હોય છે. વિભાગો બહુધા બન્ને છેડે સાંકડાથતા લાંબા ને ટેરવે બુઠ્ઠી અણીયતા હોય છે. પાન પાતળાં, લીસાં ને ચળકતાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો હોય છે. અને નીચેનીનો સહેજ ફીકો હોય છે. પાનપર આંગળી ફેરવતાં તેની સપાટી જરા ખરસટ લાગે છે. પાનમાંની નસો બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી જરા બહાર નીકળતી હોય છે. અને એ નસો વચેનું બારીક જાળીકામ તો ઘણુંજ જોવા લાયક હોય છે. પાનની ડીટડી શાખા જેવી કે તેથી કંઇક પાતળી હોય છે, તે પીળાસલેતા લીલા કે જાંબુડી છાયાલેતા રંગની હોય છે, તેપર ઉપરની બાજુ સળંગ નીક હોય છે, તે ૧ થી ૩½ ઇંચ લાંબી હોય છે. પાનને ચોળતાં તે ઘણાં ચીકણાં લાગે છે, તેની વાસ મુળાનાં પાનની વાસને મળતી અને સ્વાદ ચીકણો ને ચીરપરો લાગે છે.

પાન જેવાંજ વિભાગિત **ઉપપાન** પાનની જગોએ પાનની ડીટડીના થડ પાસે નાહાનાં પાન હોય છે. તેથી આ વેલ તરત ઓળખાઇ આવે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળે છે, તેપર ૧ થી ૩ ફૂલો આવે છે. સળી શાખા કરતાં બહુધા પાતળી અને ૧ થી ૩ ઇંચ લાંબી હોય છે. ફૂલની ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી, તળિયે પાતળી, મથાળે જાડી, અને ઉભી હાંસોવાળી હોય છે. પુષ્પપત્રો ડીટડીને તળિયે આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે ૨ થી ૩½ લાઇન લાંબાં ને ૧½ લાઇન પોહોળાં હોય છે. તે લીસાં, ચળકતાં ને લીલા રંગનાં હોય છે. તેની કોર અંદર વળતી હોય છે. તેથી તે ચમચાનાં ચાપટાં જેવાં દેખાય છે. અંદરનાં ૩ પત્રો બહારનાં ૨ પત્રો કરતાં જરા લાંબાં હોય છે, તેની કોર ફીકા રંગની ને પાતળી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે જોડાઇને ઘંટાકાર કે ગરણી જેવી થયેલી હોય છે, તે ૧ થી ૧½ ઇંચ લાંબી, અને તેનાં મુખનો પોહોળો ભાગ ૧ થી ૧½ ઇંચ વ્યાસના હોય છે.

**પુંકેસરો**-૫ હોય છે. તે ફૂલની નળીની અંદર આવેલાં હોય છે. તેમાં ૨ લાંબાં, ને ૩ ટુંકાં હોય છે; તંતુ ધોળા રંગના અને પરાગકોષ જાંબુડી છાયાલેતા અથવા ધોળા, ને પરાગરજ પણ ધોળી હોય છે. તંતુ તળીએ જરા પોહોળા થયેલા, જાંબુડી છાયા અને રૂંવાટીવાળા હોય છે. પરાગ કોષ ઉભા, ટેરવે સાંકડા અને બુઠ્ઠી અણીવાળા હોય છે.

**સ્રીકેસર**-૧ હોય છે, તેનો ગર્ભાશય લીસો, ચળકતો, ફીકા પીળા રંગનો, ઉભો, મથાળે જરા સાંકડો થતો એક ગોળ પડથી વચે આવેલો હોય છે. નલિકા ધોળા રંગની દોરા જેવી પાતળી, લીસી ને ચળકતી હોય છે. નલિકાગ્રમુખ જાંબુડી છાયાલેતું, દાણાદાર, બે ગોળ દડી જેવું હોય છે.

**ફલ**–કાચાં હોય છે ત્યારે ઘેરા લીલા રંગનાં, ચળકતાં, રસભર્યાં, અને પોહોળાં, પુ૦ બા૦ કોષનાં પત્રોથી ઢંકાયલાં હોય છે. દરેક પુષ્પપત્ર વચમાંથી બહાર ઉપસી આવેલું હોય છે, તેથી ફલ એક લીલી હાંસોવાળા મણકા જેવાં દેખાય છે. અને તેની નીચે તેવાજ રંગની જાડી ડીટી હોય છે. ફલ પાકે છે ત્યારે પુ૦ બા૦ કોષનાં પત્રો તેપરથી છૂટાં પડવા માંડે છે, અને ફલનો ઉપરનો રંગ જાંબુડી છાયાલેતો થઈ જાય છે; ફલ જ્યારે તદ્દન પાકી સુકાવા આવે છે ત્યારે તે ભૂરા રંગનાં, ચળકતાં અને ગોળ થઈ જાય છે. અને પુ૦ બા૦ કોષનાં પત્રો તેપરથી ઉતરી નીચાં વળી જાય છે. ફલનો આડો કાપ કરી જોવાથી તેમાં ૪ ખાનાં દેખાય છે, ને તે દરેક ખાનાંમાં એક્કેકું બીજ હોય છે. ફલની છાલ પાતળી હોતાં તે બટકી જાય છે, અને તેમાંથી બીજ બહાર આવે છે.

**બીજ**–⅛ ઇંચ લાંબાં ને તેટલાંજ બહુધા પોહોળાં હોય છે. તે તેની જાત પ્રમાણે એક બાજુ ઢાળલેતાં ને બીજી બાજુ ૩ ધારવાળાં હોય છે. તે એક છેડે જરા અણીથતાં ને બીજે ચાંડલાવાળાં હોય છે. તેપર મખમલી વાળની રૂંવાટી હોય છે. બીજ ઘેરા ભૂરા કે કાળા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ, પાન અને બીજ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન અને રેચક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને પાનનો વાળા અને રસવિકારના સોજા ઉપર લેપ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. બીજ રેચક છે, એમ કહેવાય છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરપર હડિયા જંગલમાં પ્રાંસીઆ તળાવ કાંઠે, તોરણીઆ જંગલમાં વીરડાની તળીમાં, અને પોરબંદર તલપતમાં રાજવાડી અને મહારાજ બાગમાં ઉગે છે. એ દક્ષિણ, રોહિલખંડ અને સીમલામાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં પાન દીપડાના પંજાના આકારને મળતાં હોવાથી એને **દીપડવેલ** કહેતા હશે.

આ વેલ તેનાં નાહાનાં પાન અને ફૂલની શોભાને લીધે તે બાગોમાં વાવવા લાયક છે.

---

## વર્ગ—( કનવોલ્વ્યુલેસી ).

### નંબર ૩૯૩.

**૧–શાસ્ત્રીયનામ**–Convolvulus microphyllus.

દૃષ્ટાન્ત–H. IV. p. 218; N. p. 205. રૂ. નિ. પા. ૩૫૩.

**૨–દેશીનામ**–સંખાવલી, શંખાવલી (પો૦×ગુ૦); शंखाहुली, शंखवेली (મ૦); शंखपुष्पी (હિં૦); शंखपुष्पी, शंखमालिनी (સં૦).

**૩–વર્ણન**–શંખાવલી ચોમાસે ઘણી ઉગે છે. પણ તે ઘણી જગોએ બારે માસ પણ જોવામાં આવે છે. એના છોડવા ૨ થી ૬ ઇંચ ઉંચા વધી પછી તેની શાખાઓ જમીનપર પથરાય છે. કોઇવાર તેની શાખાઓ ૪ થી ૬ ફીટ વેલાની પેઠે વધી જમીન કે ઘાસ ઝાડવાંપર ફેલાયલી કે વીંટળાયલી પણ હોય છે. અને કોઇવાર તે ૨ થી ૪ ફીટ વધી જમીનપર ચોતરફ ફેલાઇ તેનાં છાતળાં થઈ રહેલાં હોય છે. શાખાઓ ઝીણી સુતળી જેવી પાતળી હોય છે, પાન જરા લાંબાં, ઘણુંકરી બુઠ્ઠાં ટેરવાંવાળાં, ને ફૂલ સફેદ કે ફીકા અથવા ઘેરા ગુલાબી રંગનાં રકાબી જેવાં ગોળ હોય છે. તે સવારમાં ઉઘડે છે. ફલ ગોળાઈ લેતાં સૂક્ષ્મ અણીવાળાં હોય છે.

એના આખા છોડવાપર સફેદ, જાંબુડા કે ભૂરા રંગના સુંવાળા વાળની રૂંવાટી અને રૂંછાળ હોય છે, તેથી એના છોડવાનો રંગ ધોળાસ કે ભૂરાસલેતો લીલો દેખાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથાબંધ ઉગે છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવાં જાડાં અને ૪ થી ૬ ઇંચ કે વખતે ૧ થી ૧½ ફુટ લાંબાં થાય છે. તે મથાળે જાડાં અને તળિયે સાંકડાંથતાં હોય છે. તેની છાલ જાડી હોય છે. તે બહારથી ભૂરા રંગની ને ખડબચડી હોય છે. અને અંદરથી તે ફીકા ધોળા રંગની, ચોખાના સતને મળતા ધોળા રસવાળી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેનું લાકડું સછિદ્ર અને સફેદ દેખાય છે. આ લાકડાં અને અંતરછાલ વચેથી દૂધ જેવો રસ નીકળે છે. વાસ તલનાં તાજાં તેલ જેવી અને સ્વાદ તેલીયો, દાહક અને ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળી જેવી પાતળી અને સફેદ વાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. કોમળ શાખાઓપર ધોળી કે જાંબુડી છાયાલેતી વિશેષ રૂંછાળ આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ¾ થી ૧ કે ૧½ ઇંચ લાંબાં અને ⅛ થી ¼ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. પાનની બન્ને સપાટીપર સુંવાળા ધોળા વાળની રૂંછાળ હોય છે. તે ડીટડી તરફ સાંકડાં ને મથાળાં તરફ પોહોળાંથતાં હોય છે, તેનાં ટેરવાં બહુધા બુઠ્ઠાં કે અંદર બેસતી ખાંચવાળાં હોય છે, પણ કોઇવાર તે અણીઆળાં પણ હોય છે. પાન ચોળતાં ઘણાં ચીકણાં લાગે છે, તેમાંથી મુળાનાં પાનની વાસને મળતી વાસ આવે છે. સ્વાદ ખારાસલેતો ચીકણો ને ચીરપરો લાગે છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પાનથી ટુંકી અથવા લાંબી હોય છે. તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. તેને મથાળે ૧ થી ૩ ફૂલો આવે છે, તેની વાસ કરેણનાં ફૂલની વાસને

મળતી હોય છે. ફૂલ $\frac{1}{2}$ થી ૧ ઈંચ વ્યાસનાં હોય છે. ફૂલની પાંખડીપરની પાંચે પટીપર સફેદ કે જાંબુડી છાયાલેતા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે, તેપર ધોળા કે ભૂરા અથવા રતાસલેતા વાળની રૂંછાળ ગીચ હોય છે. આ પાંચે પત્રોનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર અને બહુધા લીલા રંગનાં હોય છે. પત્રો એક બીજાંથી નાહાનાં મ્હોટાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંચ પાંખડીઓનો બનેલો હોય છે, તે નીચેથી જોડાઇને નળી જેવો અને મથાળે ગોળ રકાબી જેવો થએલો હોય છે. તે પુ૦ બા૦ કોષ કરતાં લાંબો હોય છે.

**પુંકેસરો**–પાંચ પીળા રંગનાં હોય છે, તે પુ૦ અભ્ય૦ કોષની નળીની અંદર આવેલાં હોય છે. તે એક બીજાંથી નાહાનાં મ્હોટાં હોય છે, પણ પાંખડીથી ટુંકાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર તેને તળિયે એક પીળાસલેતા રંગની પડઘી વચ્ચે આવેલો હોય છે. નલિકા ધોળી હોય છે, તેના અધવચથી ઉપર બે લાંબા ઝીણા ફાંટા થયેલા હોય છે. (આ બે ફાંટા નલિકાગ્રમુખ છે.) તેપર સૂક્ષ્મવાળની રૂંવાંટી હોય છે.

**ફૂલ**–ગોળાઇલેતું, મથાળે જરા સાંકડુંથતું ને અણીદાર હોય છે. તે ભૂરા રંગનું $\frac{1}{6}$ ઈંચ લાંબું, લીસું ને ચળકતું હોય છે. તેનો આડો કાપ કરતાં તેમાં ૪ પડ અને ૪ બીજ દેખાય છે.

**બીજ**–ભૂરા કે કાળા રંગનાં હોય છે. તે તેની જાત પ્રમાણે એક બાજુ ત્રણ ધારવાળાં, બીજી બાજુ ઢાળવાળાં, અને એક છેડે ઉંડા ચાંડલા (pit) વાળાં હોય છે. તેની સપાટીપર ધોળા રંગની છારી દેખાય છે. બીજ $\frac{1}{12}$ ઈંચ લાંબાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક, પૌષ્ટિક, જ્વરઘ્ન, પાચક, ગ્રાહી, ઉપલેક અને રેચક,

**૬–ઉપયોગ**–શંખાવલીનાં મૂળ અને બીજ રેચક ગણાય છે. તેથી તે રેચના કવાથમાં વપરાય છે. કેટલાક પૌષ્ટિક પાકોમાં પણ શંખાવલીનાં મૂળનો ઉપયોગ કરવામાં આવે છે. સંધિવા, વિસ્ફોટક, અને શરીરની નબળાઇપર શંખાવલીનાં મૂળ અને પાનનો કવાથ આપવામાં આવે છે. શંખાવલીનાં પાનનું શાક થાય છે, તે વાયુહરતા, પાચક, રેચક, શક્તિ આપનાર અને પિત્ત ઓછું કરનાર ગણાય છે. શંખાવલીનું શાક નબળી પાચન શકિતવાળાના ખાવામાં વિશેષ આવે તો તેથી પેટમાં ચુંકો થાય છે. શંખાવલીનાં પાન વાટીને તેની લેપડી ગડગુંબડાંપર મુકવામાં આવે છે. શંખાવલીનાં પાન વાટીને તેનો રસ સાકરની સાથે પ્રમેહ અને સંગ્રહણી ઉપર અપાય છે. એનાં સુકાં પાન ઉધરસ અને દમ ઉપર તમાકુની પેઠે ચલમમાં પવાય છે. એનાં ફૂલ સાકરની સાથે પ્રમેહ ઉપર ખવાય છે. **બ્રાહ્મી અને ઉંદરકાનીને** અભાવે મગજ અને યાદદાસ્તની નબળાઇ ઉપર શંખાવલીનો કવાથ અપાય છે. ટાઢીઆ તાવમાં મરી અને પીપરની સાથે શંખાવલીનાં પાનનો કવાથ પવાય છે. ફેફરાંનાં દરદમાં શંખાવલીનો કવાથ ઘણો ફાયદો કરે છે. લોહીવિકારથી થતાં ચામડીનાં દરદોમાં પણ શંખાવલીનો કવાથ લાંબા વખત સુધી જારી રાખવાથી તે વિકારને મટાડે છે.

"શંખાવલી દસ્ત સાફ લાવે છે, મન ફટકી ગયું હોય તેને ઠેકાણે લાવે છે, બુદ્ધિને વધારે છે, રસાયન છે, ટાઢી છે. કાંતી, બલ, તેને વધારે છે, પાચન કરે છે, પિત્તનો નાશ કરે છે, સ્વર સારો કરે છે. કોઢ, કૃમિ, ખરજ, વાઇ, વિષ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ. ઈં.)

"શંખિની ચૂર્ણઃ–શંખાવલી, ગળો, અઘેડો, વાવડીંગ, કુષ્ટ, વજ, હરડે એ બધાં સમભાગે લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

શંખાવલી મગજને કૌવત આપનાર છે અને તે ઉન્માદ, અપસ્માર અને મગજની નબળાઇમાં અપાય છે. તેનો સ્વરસ મધ અને કુષ્ટની સાથે તમામ જાતની ઘેલછામાં ફાયદો કરે છે. તેનાં પંચાંગનો કલ્ક દૂધની સાથે મગજની પુષ્ટી માટે અપાય છે. તે બુદ્ધિને સુધારે છે અને તેથી ખાલી પડેલો મગજ ભરાય છે. તેના ગુણ બ્રાહ્મીને મળતા છે. તેમાં સારક ગુણ છે. સંખિની ચૂર્ણ થોડા દિવસ સુધી ખાવાથી યાદશક્તિ સારી થાય છે.

માત્રા–શંખાવલી સ્વરસ ૨ તોલા. શંખિની ચૂર્ણ ૦। તોલો."–(ડા. વી. ઝી.)

**૭–સ્થાનક**–દરિયા કીનારાની રેતીવાળી જમીનમાં, વાડીઓની વાડ પાસે, રસ્તાઓની બાજુએ, વાડી અને ખેતરોના ધોરીઆ કાંઠે, પોરબંદર તલપતની આસપાસની કાદીવાળી જમીનમાં, તેમજ કંટાળા અને છત્રા બાવળનાં જાળાંઓમાં અને બરડા ડુંગરપર ચરીઆણ જગોમાં શંખાવલી ઘણી ઉગતી જોવામાં આવે છે.

એ સિંધ, કચ્છ, કાઠિયાવાડ, અને ગુજરાતમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના છોડવામાં શંખ જેવાં ધોળાં કે જરા ગુલાબી છાયા લેતાં અમળાયલાં પુષ્પોની હારની હાર ઘણીવાર જોવામાં આવે છે. તેપરથી એને **શંખપુષ્પી** અને **શંખાવલી** કહેતા હશે.

ચોમાસે વરસાદ પડયા પછી તરતજ સંખાવલી ઉગી આવે છે. તે તોડી લાવી તેનું શાક બનાવી સર્વે વરણનાં લોકો ખાય છે. એનું શાક તેલ, મરચાં અને વઘાએણી સાથે વઘારી, ખાતી વખતે તેની ઉપર ખાટું લીંબુ નીચોવે છે, તેથી તે અત્યન્ત સ્વાદિષ્ટ લાગે છે.

## વર્ગ–( કનવાલ્વ્યુલેસી ).

### નંબર. ૩૯૪.

**૧–શાસ્ત્રીયનામ**–C. glomeratus.

દૃષ્ટાન્ત–H. IV. p. 219.

**૨–દેશીનામ**–રૂંછાળી વેલડી ( પો૦+ગુ૦ ).

**૩–વર્ણન**–રૂંછાળી વેલડી ૨ થી ૫ એક ફીટ લાંબી થાય છે. તેને ઓથ મળે તો ઝાડવાં કે વાડપર ચડી જાય છે. નહિતો જમીનપર આડી અવળી ફેલાયલી હોય છે, વેલને જખમી કરતાં જરા ધોળાસલેતો રસ નીકળે છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવું જાડું થાય છે. તે ભૂરાસલેતા ધોળા રંગનું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી કવચિતજ હોય છે. પણ વિશેષ કરી મૂળને મથાળેથી ઝીણી સુતળી જેવી શાખાઓ નીકળેલી હોય છે. તેનાપર સફેદ ચળકતા વાળની રૂંવાટી અને રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે $\frac{1}{2}$ થી ૧$\frac{1}{2}$ કે ૨ ઇંચ લાંબાં ને $\frac{1}{4}$ થી $\frac{3}{4}$ ઇંચ પોહોળાં હોય છે. તે લંબગોળ, ડીટડી પાસે વિભાગિત થયેલાં અને મથાળે સાંકડાંથતાં અણીયાળાં હોય છે. પાનની ડીટડી ટુંકી હોય છે, ને તેનાપર નીક હોય છે. તેની બન્ને સપાટી બહુધા એક સરખા રંગની પીળાસલેતી લીલી હોય છે. અને તેની અંદરની નસોનો રંગ ઘણુંકરી લીલો હોય છે. પાનની બન્ને સપાટીપર ધોળા ચળકતા વાળની આછી રૂંવાટી આવેલી હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પાનની ડીટડી જેવી ઘણુંકરી જાડી હોય છે. તે પાન કરતાં બહુધા લાંબી હોય છે. તેને મથાળે ત્રણ અથવા વધારે સૂક્ષ્મ ફૂલનો ગુચ્છો આવે છે. ફૂલ શંખાવલી જેવાં હોય છે. તે ધોળાં કે ગુલાબી રંગનાં $\frac{1}{4}$ ઇંચ વ્યાસનાં હોય છે. ફૂલના ગુચ્છાની નીચેનાં બે પુષ્પપત્રો પાન જેવાં હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ ઇંચ લાંબાં અને ટેરવે સાંકડાંથતાં અણીઆળાં હોય છે. તેપર બહારની બાજુ લાંબા, ધોળા, ચળકતા વાળની રૂંછાળ હોય છે. ગુચ્છાની અંદરનાં પુષ્પપત્રો વિશેષ લાંબી, ચળકતી, ધોળી રૂંછાળવાળાં, વચમાં પોહોળાં, ટેરવે સાંકડાંથતાં અણીઆળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ સાંકડાં, અણીઆળાં ને ખરસટ રૂંછાળવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. તે જોડાઇને ઘંટાકાર કે ગરણી જેવી થયેલી હોય છે. તેની અંદર ફીકા પીળા રંગનો ચાંડલો હોય છે.

**પુંકેસરો**–૫ ધોળા રંગનાં હોય છે. તેના તંતુઓને તળિયે ભૂરી ભૂરકી હોય છે.

**સ્ત્રીકેસર**–૧, નલિકા લાંબી, ધોળા રંગની, ને તેનાપર તેથી ટુંકું બે સાંકડા લંબગોળ છેડાવાળું મુખ આવેલું હોય છે.

**ફલ**–૧$\frac{1}{2}$ લાઇન લાંબું હોય છે. તે પાકે છે ત્યારે ફીકા ધોળા રંગનું થઇ જાય છે. તેમાં ૧ થી ૪ બીજ હોય છે.

**બીજ**–ભૂરાસલેતા કાળા રંગનાં ને તેપર રૂદ્રાક્ષ કે ભદ્રાક્ષના પારાપર હોય એવી બાનક હોય છે, તેથી તે ખરસટ લાગે છે.

**ઉપયોગ**–એનાં પાનનું શાક કરવામાં આવતું નથી બીજી રીતે તેનો ઉપયોગ શંખાવલી જેવો છે.

**સ્થાનક**–વાડીઓની વાડમાં, રસ્તાઓની બાજુએ અને ઘાસની સાથે છૂટાછવાયા રૂંછાળી વેલડીના વેલા ઉગે છે.

એ સિંધ, કચ્છ, કાઠિયાવાડ અને પંજાબમાં થાય છે.

**વિશેષ વિવેચન**–એના આખા છોડવાપર અને વિશેષ કરીને ફૂલના ગુચ્છામાં ધોળાવાળની **લાંબી રૂંછાળ** હોય છે, માટે એને **રૂંછાળી વેલડી** કહે છે.

## વર્ગ–( કનવોલ્વ્યુલેસી ).

### નંબર. ૩૯૫

**૧–શાસ્ત્રીયનામ**–C. arvensis.

દૃષ્ટાન્ત–H. IV. p. 219; N. p. 205; Watt. II. p. 518.

**૨–દેશીનામ**–વેલડી, ખેતરાઉ કુદરડી ( પો૦+ગુ૦ ); हरनपग ( म० ) वेरी, हरनपादी ( हिं० ).

**૩–વર્ણન**–ખેતરાઉ કુદરડીની વેલ શિયાળે ઘણી જોવામાં આવે છે. તે ૧ થી ૫ એક ફીટ લાંબી થાય છે. તે ગુંછળાંની પેઠે આડી આવળી જમીનપર પડેલી કે ખેતર અથવા વાડીમાંના કોઈ મોલ વગેરેની ઓથપર ચડેલી હોય છે. તેને તોડતાં તેમાંથી થોડો દૂધ જેવો રસ નીકળે છે. તેની કોમળ શાખાઓ અને પાનપર વખતે સફેદ વાળની ઘણી આછી રૂંછાળ હોય છે. પાન નાડાની વેલનાં પાન જેવાં ડીટડી પાસે બે બહાર નીકળતા છેડાવાળાં હોય છે. ફૂલ ધોળાં, ગુલાબી કે જાંબુડી છાયાલેતાં, અને ફલ સૂક્ષ્મ ગોળાઇલેતું અણીદાર હોય છે.

**મૂળ**–સુતળીથી સ્લેટપેન જેવું જાડું, ધોળું ને મજબૂત હોય છે. તેપરની છાલ પાતળી અને ભૂરાસ કે રતાસલેતા રંગની હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળી જેવી પાતળી, લીસી અને ચળકતી હોય છે. તેનાપર ઉભી લીટીઓ, ને બહુધા ત્રણ નસો, ને કોઈવાર સૂક્ષ્મ ધોળા વાળની આછી રૂંવાટી પણ આવેલી હોય છે. શાખાઓ ઘણુંકરી અમળાયલી અર્થાત્ વળદાર (twisted) હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઈંચ લાંબાં અને ½ ઇંચ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાન ટેરવે સાંકડાંથતાં અણીઆળાં કે બુઠ્ઠાં હોય છે. અને તળિયે ડીટડી પાસેના કોરના બે છેડા બહાર આડા નીકળતા હોય છે. પાનની ડીટડી વળદાર ½ થી ¾ ઇંચ લાંબી હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ઉપર ૧ થી ૩ ફૂલો આવે છે. પણ ઘણા નમુનામાં ૧ થી ૨ જ ફૂલો જોવામાં આવેલ છે. સળી ૧ થી ૨ ઇંચ લાંબી, દોરા જેવી પાતળી ને નરમ હોય છે. ફૂલની ડીટડી બહુધા સળી કરતાં જાડી ને ટુંકી હોય છે. અને તેને તળિયે બે સાંકડાં સૂક્ષ્મ પુષ્પપત્રો આવેલાં હોય છે. ફૂલ ગુલાબી, ફીકા જાંબુડા, કે ધોળા રંગનાં હોય છે, તેનો વ્યાસ ½ થી ૧ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે ¼ ઇંચ લાંબાં, લીલા રંગનાં, ટેરવે બુઠ્ઠાં અને લાલ કીનારીવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. તે જોડાઇને તળિયે નળી જેવી ને મથાળે પોહોળી ગરણીના આકાર જેવી થયેલી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે.

**પુંકેસરો**–૫ પાંખડીની નળીની ઉપર આવેલાં હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે. તેના તંતુઓ તળિયે પીળાસલેતા રંગના વાળની રૂંવાટીવાળા ને ઉપર ધોળા ને લીસા હોય છે; પરાગકોષ જાંબુડા રંગના, અને પરાગરજ ધોળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીસો, ચળકતો, ધોળા રંગનો. પીળા રંગની પડઘીપર આવેલો, ૨ પોલ અને ચાર આદિબીજવાળો હોય છે; નલિકા ૧, ધોળી, દોરા જેવી પાતળી અને નલિકાગ્રમુખ જાડા ટુંકા અને ધોળા બે છેડાવાળું હોય છે.

**ફલ**–ગોળાઇલેતું, મથાળે અણીઆળું, લીસું, ચળકતું, ધોળાસલેતા ભૂરા રંગનું હોય છે. તે ¼ ઇંચ લાંબું ૨ ખંડ અને ૪ બીજવાળું હોય છે. કોઈવાર અપૂર્ણતાને લીધે ૨ કે ૩ બીજ તેમાં પકવ થયેલાં હોય છે. ફલની સાથે ફૂલની ડીટડી પણ જાડી થયેલી હોય છે.

**બીજ**–લીસાં હોય છે.

**ઉપયોગ**–એનાં મૂળ રેચક મનાય છે, વેલા ઢોર ખાય છે, અને પાનની ભાજી થાય છે. તેમજ વાટીને ગડગુંબડાં ઉપર સુકાય છે.

**સ્થાનક**–નેદ તરીકે વાડી કે ખેતરોને શેઢે અને ઘઉં, રીંગણી, ગદબ, ગાજર આદિ બીજા મોલની સાથે આ વેલ ઉગતી જોવામાં આવે છે. એ આખાં પશ્ચિમ હિ૦માં થાય છે.

**વિશેષ વિવેચન**–એનાં પાનના ત્રણ છેડામાંથી વચલો છેડો લાંબો અને ટેરવા તરફ વિશેષ સાંકડોથતો હોય છે, તે **હરનની** ખુરી સાથે તેનો મુકાબલો કરી એને **હરનપગ** અથવા **હરનપાદી** કહેતા હશે.

---

## વર્ગ–(કનવોલવ્યુલેસી).

### નંબર ૩૯૬.

**૧–શાસ્ત્રીયનામ**–Evolvulus alsinoides.

દૃષ્ટાન્ત–H. IV. p. 220; N. p. 206; Watt. III. p. 305; ૨૦ નિ૦ પા૦ ૩૫૩.

**૨–દેશીનામ**–કાળીસંખાવલી, ઝીણકીકુદરડી(પો+ગુ૦); विष्णुकान्ता (મ૦); श्यामक्रान्ता (हिं०); लघुविष्णुक्रान्ता (સં૦).

**૩–વર્ણન**–ઝીણકી કુદરડી અથવા લઘુ વિષ્ણુકાન્તાના છોડવા ચોમાસે ઘણા ઉગેલા જોવામાં આવે છે. પણ તે કેટલીક જગોએ બારે માસ પણ હોય છે. તે ૪ ઈંચથી ૧ કે ૧½ ફુટ લાંબા વધે છે. તેની શાખાઓ ઘણુંકરી જમીનપર પથરાએલી હોય છે, તોપણ ઝાડવાં કે ઘાસ વગેરેની ઓથ મળે તો તે તેનાપર લંબાય છે. જ્યારે તે જમીનપર પથરાયલી હોય છે ત્યારે ઘણીવાર તે ચોતરફ ફેલાઈ તેનો છોડવો એક છાતળાં જેવો થઈ રહેલો હોય છે. પાન નાહાનાં અને તે સરખી અંતરાઇએ આવેલાં હોય છે. ફૂલ સૂક્ષ્મ, સુંદર શ્યામ રંગનાં શ્રાવણ ભાદરવે વિશેષ આવે છે. ફલ સૂક્ષ્મ ગોલાઇલેતાં અણીઆળાં હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી સફેદ, સુંવાળા, લાંબા, ચળકતા વાળની રૂંછાળ આવેલી હોય છે. તેથી છોડવા સફેદ દેખાય છે.

**મૂળ**–૨ થી ૬ ઇંચ લાંબું, અને સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. તેમાંથી થોડાક રેસા જેવા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ ફીકા ધોળા રંગનું, ઉગ્રવાસ અને તેલીયા ચીરપરા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિત જ હોય છે, પણ ઘણુંકરી તેનાં મૂળને મથાળેથી ઝીણી સુતળી કે તાર જેવી લાંબી, નરમ, કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તેનાપર લાંબા ધોળા વાળની રૂંછાળ અને ટુંકા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ¼ થી ૧ ઇંચ લાંબાં અને ⅛ થી ⅜ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી

સૂક્ષ્મ હોય છે. ડીટડી પાસે પાન વખતે સાંકડાં કે વિષમ કોરવાળાં હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં કે અણીઆળાં હોય છે. પાનનો આકાર સામાન્ય રીતે વડનાં પાન જેવો હોય છે, પણ વખતે તે સાંકડાં ને લાંબાં હોય છે. તેપર બન્ને બાજુ અને કોરપર સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પાનની ડીટડીને લગોલગ પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે, તે વખતે પાનથી લાંબી અથવા ટુંકી હોય છે. તેનાપર ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે. સળી પાનની ડીટડી કરતાં વખતે પાતળી હોય છે. તેને મથાળે ૧ થી ૩ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. તે ૨ થી ૨½ લાઇન વ્યાસનાં હોય છે. ફૂલની ડીટડી પુષ્પધારણ કરનારી સળી કરતાં ટુંકી અને પાતળી હોય છે, અને તેનો રંગ જરા પીળાસલેતો હોય છે. સળી અને ડીટડીનાં સંગમ પાસે સાંકડાં, અણીઆળાં સૂક્ષ્મ ૨ પુષ્પપત્રો આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પાંચ પત્રોનો બનેલો હોય છે, તેપર ધોળા વાળની રૂંછાળ આવવાથી તે ધોળાસલેતા લીલા રંગનો દેખાય છે. તેનાં પત્રો પાંખડીથી ટુંકાં અને ટેરવે અણીઆળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંચ પાંખડીઓનો બનેલો હોય છે, તેની પાંખડીઓ જોડાઇને તળિયે નવી જેવી ને મથાળે સપાટ રકાબી જેવી થએલી હોય છે. તે તળિયે ધોળા અને મથાળે આસમાની રંગની હોય છે. તેની કોરપર સેહેજ રતાસલેતી ઝાંઇ હોય છે. તેને હેઠળની બાજુ પટીપર સફેદ ૨ વાળની રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–પાંચ, તે પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. તંતુઓ આસમાની છાયાલેતા અને પરાગકોષ તથા રજ ધોળાં હોય છે.

**સ્ત્રીકેસર**–એક હોય છે, ગર્ભાશય પીળાસલેતો લીલો ને ચળકતો હોય છે, તે પુ૦ બા૦ કોષની અંદર આવેલો હોય છે. નલિકાઓ બે સફેદ સૂક્ષ્મ હોય છે, તે બે દોરા જેવાં ઝીણાં લાંબાં નલિકાગ્રમુખમાં વિભાગિત થઈ જાય છે, એટલે સળી જેવાં ૪ મુખ સ્પષ્ટ દેખાય છે.

**ફલ**–ફીકા ભૂરા કે લીલાસલેતા રંગનાં, લીસાં ને ચળકતાં હોય છે. તે ⅙ ઇંચ લાંબાં, ગોળાઇલેતાં પણ જરા ચોખૂણીઆં દેખાતાં હોય છે. તેપર ચાર ઉભી હાંસો હોય છે. તે સુકાઇને બટકી જાય છે, તેમાં ૪ બીજ હોય છે.

**બીજ**–સંખાવલીનાં બીજ જેવાં હોય છે. તે ⅓ લાઈન લાંબાં, ઘેરા ભૂરા કાળાસલેતા રંગનાં અને ત્રણ હાંસીઆં હોય છે.

**ઉપયોગ**–સંખાવલી જેવો છે. પણ આનું શાક કરવામાં આવતું નથી.



**સ્થાનક**–રસ્તાઓની બાજુએ, ચરીઆણ ઘાસવાળી જગોએ, ચોબારી પાસેની રેતાળ જમીનમાં અને કાદીવાળી જમીનમાં એના છોડવા છૂટા છવાયા ઉગે છે.

**વિશેષ વિવેચન**–આ છોડવામાં ઘણાંજ સુંદર સૂક્ષ્મ શ્યામવર્ણનાં ફૂલો આવે છે. માટે એને **લઘુવિષ્ણુક્રાન્તા** કહેતા હશે. અને ફુદરડી જેવાં ફૂલની જાતમાં આનાં ફૂલ અને શાખાઓ ઝીણાં હોવાથી એને **ઝીણકી ફુદરડી** કહે છે. એનાં ફૂલ ખરેખર એક સૂક્ષ્મ સુંદર વસ્તુ જોવા જેવી છે. કોઇવાર એનાં ફૂલનો રંગ સફેદ હોય છે, ત્યારે એને **શિવક્રાન્તા** કહે છે.

---

## વર્ગ–(કનવોલ્વ્યુલેસી).

### નંબર ૩૯૭.

**૧–શાસ્ત્રીયનામ**–Cressa cretica.

દૃષ્ટાન્ત–H. IV. p. 225; N. p. 206; watt. II. p. 588; રૂ. નિ. પા. ૫૮૨.

**૨–દેશીનામ**–પડિયો (પો૦); પલિયો (ગુ૦); उंण, गुंण (कच्छी); रुदंती, खरडी, चावल (म०); रुदंती, स्रवंती द्रवंती, पलितक, चणपत्री (सं०).

**૩–વર્ણન**–પડિયાના છોડવા ૬ ઇંચથી ફુટ કે ૧½ ફુટ લાંબા વધે છે. તે કોઇવાર થોડા ઉંચા વધે છે, પણ વિશેષ કરીને તે જમીનપર છાતળાંની માફક પથરાયલા હોય છે. શાખાઓ ઘણી ગીચોગીચ આવેલી હોય છે. તે અનુક્રમે નીચેથી ઉપર તરફ બહુધા નાહાનીથતી નીકળેલી હોય છે. જેથી એ શાખાઓની રૂપરેષા ત્રિકોણ થઈ રહેલી હોય છે. પાન સૂક્ષ્મ; ફૂલ ધોળાં કે ફીકાં ગુલાબી; અને ફલ ગોળાઇલેતાં બારીક હોય છે.

એના આખા છોડવાપર ધોળા, ચળકતા, જરા લાંબા વાળની રૂંછાળ હોય છે. જેથી તેનો આખો છોડવો ધોળાસલેતો લીલો દેખાય છે. એના છોડવા વિશેષ કરી ખારચ જમીનમાં શિયાળે ઘણા જોવામાં આવે છે. તેનાપર ઝાકળનાં બિંદુઓ પડેલાં હોય છે. તે સવારમાં મોતી જેવાં સુંદર દેખાય છે. એના છોડવાનો દેખાવ જરા છેટેથી ચણાના છોડ જેવો લાગે છે.

**મૂળ**–ધોળા રંગનું, ને સુતળી જેવું ઝીણું હોય છે. તે જમીન પ્રમાણે ટુંકું કે લાંબું હોય છે. કોઇ કોઇવાર ૨ થી ૩ ફીટ લાંબાં મૂળ પણ જોવામાં આવે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિત જ હોય છે, પણ ઘણુંકરી મૂળને મથાળેથી કેટલીક શાખાઓ નીકળી ચોતરફ ફેલાયલી હોય છે. તે સુતળી જેવી જાડી ને ગોળ હોય છે. તે ચળકતી ને તેનાપર લાંબી ને ધોળી રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ઘણાં પાસે પાસે હોય છે. તે એટલે સુધી કે પાનની વચ્ચેથી એની શાખા દેખાઈ શકાતી નથી. પાનની વચ્ચેથી તે શાખા નહીં દેખાવાનું બીજું કારણ એ પણ છે કે, દરેક પત્રકોણમાંથી ઘણુંકરી સૂક્ષ્મ શાખા નીકળેલી હોય છે, તે ઘણુંકરી મ્હોટી શાખાના ઉપરના ભાગપર પાનથી ભાગ્યેજ વધીને બહાર નીકળેલી હોય છે, તેથી એ પાન વચ્ચેનો ગાળો દેખાતો નથી. પાન ½ ઈંચથી કંઈક લાંબું ને તેથી કંઈક ઓછું પોહોળું હોય છે. તેની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે ને છેક ઉપરનાં પાનને તો ડીટડી દેખાતીએ નથી. પાન ડીટડી તરફ પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાંથતાં હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં અથવા અણીદાર હોય છે. પાનની બન્ને સપાટીપર ધોળા, નરમ ને લાંબા વાળની રૂંવાટી આવેલી હોય છે. તેથી પાન ધોળાસલેતા લીલા રંગનાં દેખાય છે. પાન જરા જાડાં હોય છે, તેપરથી એક જાતનો પ્રવાહી ઝર્યા કરે છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો તૂરો ને જરા ખારો લાગે છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસેના પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે નાહાની ગુચ્છી અથવા કલંગીની માફક આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ જોડાયલી હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી હોય છે.

**પુંકેસરો**–૫, તે પાંખડીથી લાંબાં ને ધોળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો ને ગોળાઈલેતો હોય છે. નલિકા બે લાંબી, મથાળે સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**ફલ**–સૂક્ષ્મ ગોળાઇલેતું હોય છે. તેને મથાળે સ્ત્રીકેસર-નલિકાઓ સૂક્ષ્મ અણી જેવી લાંબા વખત સુધી રહી ગયેલી જોવામાં આવે છે. ફલમાં સૂક્ષ્મ બીજ ચાર હોય છે. કોઇવાર અપૂર્ણતાને લીધે ઓછાં પણ જોવામાં આવે છે. ત્યારે ત્રણ, બે, કે એક હોય છે.

**બીજ**–સૂક્ષ્મ દાણા જેવાં અને લીસાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, જ્વરઘ્ન, દુગ્ધવર્ધક.

**૬–ઉપયોગ**–પડિયાને સુકાવી તેનાં પાન મધની સાથે કફવાળાને ખવરાવાય છે. એનો કવાથ ઉધરસ અને દમ ઉપર પવાય છે. પડિયો ભેંસને ખવરાવવાથી તેમાં દૂધ વધે છે, ને તે વધારે મીઠું થાય છે. તેનું ઘી પણ સફેદ અને સ્વાદાર થાય છે. પડિયાના છોડ બીજા વસાણાંની સાથે નાખી રક્તપિત્તવાળાને તેની બાફ અપાય છે. છપ્પનિયા દુકાળની વખતે પડિયો ખાઈને સેંકડો ઢોર જીવતાં રહ્યાં હતાં. સાધારણ મોસમમાં પણ ઉન્હાળે કચ્છ અને કાઠિયાવાડમાં ઢોરોને પડિયાનો ચારો ખવરાવવાનો રિવાજ છે.

"રૂદંતી રકતપિત્ત, કૃમિ, શ્વાસ, કફ, પ્રમેહ એ સર્વેને ટાળે છે, રસાયન છે." (વૈ. રૂ. ઇં.)

**૭–સ્થાનક**–ઘેડની ખારચ જમીન અને ઘેડીઆં પડતર ખેતરોમાં વિશેષ ઉગે છે.*

એ આખા હિંદુસ્થાનમાં ઘણુંકરી થાય છે.

**૮–વિશેષવિવેચન**–એના છોડવા ઝાકળ પડે છે ત્યારે સૂક્ષ્મ મોતી જેવા બિંદુઓથી આચ્છાદિત થઇ રહે છે. તેપરથી પાણી ટપકી તેની આજુબાજુની જમીન પણ ખારચ હોવાને લીધે ભીની થઇ રહે છે, માટે પડિયાને સંસ્કૃતમાં रुदंती, द्रवंत्री, ને स्रवंत्री કહેતા હશે. છોડવાનો દેખાવ જરા છેટેથી ચણાના છોડવા જેવો દેખાય છે માટે એને चणपत्री કહે છે.

---

## વર્ગ–( કનવોલ્વ્યુલેસી ).

### નંબર. ૩૫૮.

**૧–શાસ્ત્રીયનામ**–Cuscuta hyalina.

દૃષ્ટાન્ત–H. IV. p. 226.

**૨–દેશીનામ**–ચીડીઓ, માંખણીઓપીડો ( પો૦ ); અમરવેલ (ગુ૦); निरमुली (म०); निराधारी (हिं०).

**૩–વર્ણન**–ચીડીઆના ઝીણા તાર જેવા પીળા રંગના વેલા થાય છે, તે દોરાના ત્રાગડા કે તાંતણા જેવા દેખાય છે. તે જ્યાં ઉગે છે, ત્યાં તેના ઘણા વેલાઓ એક બીજા સાથે વીંટળાઇ ભેળાઇને એક પીળા રંગનો પીંડો કે જથો થઇ રહેલો હોય છે. તે ભાદરવાથી કારતક માગસર માસ સુધી વધારે જોવામાં આવે છે. પણ કોઈ વાર ઉન્હાળે પણ હોય છે. તે ડાંભા, તાંદળજા, હરણ-ચરા, સાટોડી અને તલવણીના છોડવાઓ ઉપર વીંટ-ળાયલા વિશેષ કરી જોવામાં આવે છે.

એના વેલા પણ બીજી પુષ્પધારણ કરનારી વનસ્પ-તિની પેઠેજ બીજમાંથી ઉગે છે, પણ તે ઉગતાંજ તેની પડખે ડાંભા કે તાંદળજા જેવી વનસ્પતિ ઉગી હોય છે, તેપર ચડે છે, અને પછી તેપર રહી તેમાંથી પોતાનો ખોરાક લે છે. જ્યારે આવી રીતે ચીડીઆના વેલા પોતાની મેળે બીજી વનસ્પતિમાંથી પોતાનું પોષણ કરી શકે છે ત્યારે તેનાં મૂળ સુકાઇને મરી જાય છે.

ચીડીઆની ડાંડી ( ત્રાગડા કે તાંતણા ) ડાંભા આદિ બીજી વનસ્પતિપર જે તરફથી વીંટળાય છે તે તરફ

* પોરબંદર સ્વસ્થાનમાં–મોકળ, માધુપુર, એરડા, પાદરડી, ભારવાડા અને મોઢવાડાના ઘેડમાં અને પોરબંદર તલપત પાસે છાયારણમાં પડિયો ઘણો ઉગે છે.

તેની ડાંડી ને સૂક્ષ્મ લીલાસલેતા રંગની પ્યાલી (ચુસણી)ની હાર આવે છે. આ પ્યાલીની હારની હાર ડાંભા વગેરે વનસ્પતિનાં અંગમાંથી રસ ચુસી લે છે. આવી રીતે ખોરાક ચુસી લઈ ચીડીઓ પોતાનું ગુજરાન કરે છે, અને તે જે વનસ્પતિપર ચડેલો હોય છે તે ધીમે ધીમે નાશ પામે છે.

**મૂળ**–ઘણાં સૂક્ષ્મ હોય છે. તે તરત મરી જાય છે.

**ડાંડી અને શાખાઓ**–દોરા જેવી ઝીણી અને તારના ગુંછળાની માફક આડીઅવળી, સીધી કે ગોળાકાર વળેલી હોય છે. તે રતાસલેતા પીળા રંગની હોય છે. તે એક બીજી સાથે તેમજ જે વનસ્પતિપર ચડેલી હોય છે તેપર એવી તો વીંટળાઈ ચોટડુક બેઠેલી હોય છે કે, તોડયા શિવાય તે છૂટી પડી શકતી નથી. તે ઘણી કોમળ, લીસી, ચળકતી અને રસભરી હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ મોળો હોય છે.

**પાન**–હોતાં નથી, પણ એની ડાંડીમાંથી શાખાઓ નીકળે છે, તેના સાંધા પાસે સૂક્ષ્મ પત્ર જેવું ફોતરૂં હોય છે, પણ તેની પાનમાં ગણના કરવામાં આવેલી છે.

**ફૂલ**–ઉપર કહેલાં ફોતરાંના ખૂણામાંથી ઘણુંકરી ૧ થી ૬ કે વધારે નહાનાં નહાનાં ફૂલોની ઝુમખીઓ નીકળે છે. એ ઝુમખીઓમાંનું દરેક ફૂલ $\frac{1}{8}$ થી $\frac{1}{6}$ ઈંચ લાંબું અને $\frac{1}{12}$ ઈંચ મથાળે પોહોળું હોય છે. તેનો આકાર લવીંગ જેવો અને રંગ લીલાસલેતો પીળો અને ધોળો હોય છે. તે ઘણાં ચકચકીત હોય છે. પુષ્પપત્રો સૂક્ષ્મ હોય છે. તે પણ લીસાં ને ચળકતાં હોય છે. ફૂલનો સ્વાદ કડવો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ કે ૪ હોય છે, તે તળિયે પોહોળાં ને મથાળે દાંતા જેવાં સાંકડાં અને અણીઆળાં હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૪ કે ૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી લાંબી ને આંતરે આવેલી હોય છે. તે મથાળે સાંકડીયતી અણીઆળી, ધોળી, ચળકતી, અને વિશેષ પારદર્શક હોય છે.

**પુંકેસરો**–૫ કે ૪ હોય છે. તે પાંખડીના ગાળા વચ્ચે અક્કેકું આવેલું હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે. તેના તંતુઓ ધોળા અને પરાગકોષ ને રજ પીળાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીસો, ચળકતો, અને પોહોળા પેટાળવાળો પીળા રંગનો હોય છે. નલિકા ૨ ધોળા રંગની હોય છે. તેમાં વખતે એક ટુંકી ને બીજી તેથી જરા લાંબી હોય છે, તે બન્નેને ગોળાઈલેતું પીળા રંગનું સૂક્ષ્મ અક્કેકું મુખ આવેલું હોય છે.

**ફૂલ**–ગોળાઈલેતાં મથાળે ખાડાવાળાં ફીકા પીળા કે ભૂરા રંગનાં હોય છે. તેમાં બે ખંડ અને ચાર બીજ હોય છે. ફૂલ ઝીણા મગના દાણા જેવડાં ૧ લાઈના વ્યાસનાં હોય છે.

**બીજ**–$\frac{1}{12}$ થી $\frac{1}{10}$ ઈંચ વ્યાસનાં હોય છે. તેનો આકાર તેની જાત પ્રમાણે એક બાજુ ઢાળલેતો ને બીજી બાજુ ત્રણ ધારવાળો હોય છે. તે લીસાં, ચળકતાં ને પીળાસલેતા રંગનાં હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–પૈષ્ટિક, વેદના મટાડનાર, રેચક તથા શોથ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–ચીડીઓ રતવા અને બીજાં ગડગુંબડાં ઉપર પોટીસ તરીકે બાંધવામાં આવે છે. હાથપગની બળતરાપર તે બાંધવાથી ટાઢક થાય છે. કેટલાક પૈષ્ટિક પાકો ને જુલાબની દવામાં ચીડીઓ અને તેનાં બીજ વપરાય છે. ચીડીઆનાં ફૂલ મરીની સાથે તાવ ઉપર ખવરાવવામાં આવે છે. સંધિવા અને લોહીવિકારના દરદોમાં ચીડીઆનાં બીજ બીજી દવાઓ સાથે અપાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ વરસાદની ભાજી ઉપર, અને વાડીઓમાં ડાંભા, તાંદળજા, કારેલી, સાટોડી, તલવણી, અને બરેલા ઉપર, તથા કાદીવાળી જમીનપર હરણચરાના છોડવા ઉપર ચીડીઆના વેલા (તાંતણા) ચડેલા જોવામાં આવે છે.

એ કચ્છ અને સિંધમાં પણ થાય છે.

**૮–વિશેષવિવેચન**–ચીડીઓ ડાંભો વગેરે વનસ્પતિપર મજબૂત ચોટી રહેલો હોય છે. માટે એને અહીંનાં લોકો **ચીડીઓ** કહેતાં હશે. રબારી લોકો એને માખણપીંડા કહે છે, અને પોતાના કુબાપર તેને રાખે છે તેથી છાસમાં માંખણ વધારે ઉતરે છે, એમ માને છે.

થોર અને બીજાં કેટલાંક ઝાડોપર દોરા કે સુતળી જેવા પીળા રંગના વેલા ચડેલા હોય છે, તેને **અમરવેલ** અને **આકાશવેલ** કહે છે. પણ એ અમરવેલ અને આકાશવેલ એ જૂદી જૂદી જાતની વનસ્પતિ છે. પણ આપણા લોકો ચીડીઆને તેમજ ઉપર કહેલી બે જૂદી જાતની વનસ્પતિને પણ અમરવેલ કે આકાશવેલનાં નામથી ઓળખે છે. પણ એનાં નીચે પ્રમાણે ત્રણ નામો થઇ શકે છેઃ–

૧–ચીડીઓ–Cuscuta hyalina } Convolvulaceæ.
૨–અમરવેલ– „ reflexa and chinensis }

૩–આકાશવેલ–Cassytha filiformis (Laurineæ.)

## ૬૦–N. O. SOLANACEÆ.

## વર્ગ–સોલેનેસી–ધતુરા અને ભોરીંગણીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ–આ ક્ષોભક વર્ગમાં નાહાના છોડવાઓ અને ઝાડવાં થાય છે. તેમાં કેટલાંકપર તીક્ષ્ણ કાંટા હોય છે. આ વર્ગ પણ ઘણો જાણીતો અને પૃથ્વીના ઘણા ભાગપર પસરાયલો છે. આ વર્ગની વનસ્પતિને પાન ઘણુંકરી આંતરે આવે છે. પણ ઘણી વાર બબે પાન ડાંડી કે શાખાની એકજ બાજુએ પણ નીકળેલાં હોય છે. તે અખંડ કોરવાળાં અથવા ખૂણીઆ કે બહુ વિભાગોવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોષ અર્થાત્ ફૂલની ટોપી અધઃસ્થાયી, ઘણુંકરીને ૫ કે ૧૦ વિભાગોવાળી, કાયમી ને ફૂલની સાથે બહુધા વધનારી હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ હોય છે. પણ તે થોડી ઘણી જોડાઇને તળિયે નળી જેવી થયેલી હોય છે. ને મથાળે તેના ઓછા વધતા ખૂણીઆ નીકળેલા હોય છે. સમુદ્રશોષના વર્ગનાં ફૂલની પેઠે આ વર્ગની ફૂલની પાંખડી પણ બહુધા ૫ પટીવાળી હોય છે. આ વર્ગમાં સફેદ, આસમાની, ફીકા જાંબુડા, પીળા, એવા રંગનાં ઘણાં સુશોભિત ફૂલો આવે છે. પુંકેસરો ૫ હોય છે, તે પાંખડીની નળીમાં આવેલાં હોય છે. તેના તંતુઓ બહુધા ટુંકા અને પરાગકોષ લાંબા ને પોહોળા અથવા લંબગોળ હોય છે. તે ઉભા અથવા મથાળે છિદ્રથી ઉઘડનારા હોય છે. સ્ત્રીકેસર-ગર્ભાશય બહુધા ૨ પોલવાળો હોય છે, પણ વખતે ૧ થી ૫ પોલવાળો પણ થાય છે. આદિબીજ દરેક પોલમાં ઘણાં હોય છે. ફલ ગોળ અથવા લાંબું હોય છે. તે પોતાની મેળે નહિ ઉઘડનારૂં, તળિયેથી ઉઘડનારૂં, અથવા પડદાપરથી ઉઘડનારૂં અને ઘણુંકરી ૨ પોલ અને ઘણાં બીજવાળું હોય છે. બીજ ઘણુંકરી ચપટાં અને ગોળાઈ-લેતાં હોય છે.

આ વર્ગની જગઝાહેર સર્વપ્રિય (માની લીધેલી) વનસ્પતિ તમાકુ (Nicotiana tabacum) છે. જેને આખી દુનીઆના સર્વ કોમના લોકો અત્યંત માનની નજરથી (વ્યસન હોય માટે) જોય છે. અને તેનું કોઈ પણ રીતે ઘણી આતુરતાથી ગ્રહણ કરે છે. કવિએ પણ ઠીક મજા કરી કહેલું છે કેઃ–"જગત વસ કીધું તમાકુને ભૂકે; કોઈ ચાવે, કોઈ સુંઘે કોઈ પીએ હૂકે."

બીજી પ્રખ્યાત ખોરાકની વનસ્પતિ બટેટા (solanum tuberosum) છે, તે પણ સર્વમાન્ય છે.

ત્રીજી મસાલાની વનસ્પતિ મરચાં (Capsicum annuum) છે. તેને આદર આપ્યા શિવાય પણ કોઈકને જ ચાલતું હશે.

ચોથી બકાલાંની વનસ્પતિ રીંગણાં (Solanum-Melongena) છે. એનું શાક પણ શિયાળે ઘણા લોકો આરોગે છે. એ શાકશ્રેષ્ઠ કહેવાય છે. અર્થાત્ રીંગણાં શાક માત્રનો રાજા ગણાય છે.

એ શિવાય ઘોડાકુંન, પોપટી, ભોરીંગણી અને ધતુરા આદિ ઔષધોપયોગી વનસ્પતિ પણ આ વર્ગમાં આવેલી છે.

આ વર્ગનો મુખ્ય ગુણ ઝેરી છે. તોપણ એમાંની કેટલીક વનસ્પતિ માદક, ઉત્તેજક, પૌષ્ટિક, કફ, પિત્ત અને શોથઘ્ન; ચિરગુણકારી પૌષ્ટિક, મૂત્રલ, ગ્રાહી, જ્વરઘ્ન અને વેદનાશામક તરીકે વપરાય છે.

---

## વર્ગ–(સોલેનેસી.)

### નંબર. ૩૯૯.

**૧–શાસ્ત્રીયનામ**–Solanum nigrum.

દૃષ્ટાંત–H. IV. p. 229; N. p. 208; Watt. IV. part. III. p. 263; રૂ. નિ. પા. ૩૧૩.

**૨–દેશીનામ**–પીલુડી (પો૦+ગુ૦); કાંપેરુ (ક૦). काकमाची, घाटी, मेंको (म०); मकोय, गुरकामाई (हिं०); काकमाची, जघनेफला (सं०).

**૩–વર્ણન**–પીલુડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. અને ઘણી જગોએ તે બારેમાસ પણ જોવામાં આવે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. તેની શાખાઓ મરચી, રીંગણી કે ધતુરાની શાખાઓ પેઠે આડી અવળી નીકળેલી હોય છે. પાન મરચીનાં પાનને મળતાં; ફૂલ સૂક્ષ્મ ધોળા રંગનાં ને ફલ ગોળ વટાણાં જેવડાં હોય છે. તે પાકે છે ત્યારે રાતાં, ને કાળા રંગનાં થઇ જાય છે. તેની નીચી ઝુકતી ઝુમખીઓ બહુ સુંદર દેખાય છે.

મૂળ–સુતળીથી તે ટચલી આંગળી જેવું જાડું થાય છે. તેના ઉપરના ભાગમાંથી કેટલાક ફાંટાઓ અને બારીક રેસા જેવા તંતુઓ નીકળેલા હોય છે. મૂળ બહારથી ભૂરા ને અંદરથી સફેદ રંગનું હોય છે. તેની છાલ રસભરી જરા જાડી ને નરમ હોય છે. વાસ ઉગ્ર અને તીખી, અને સ્વાદ ઉગ્ર અને ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી મૂળ જેવી ઘણુંકરી જાડી હોય છે. તે ગોળ, ભૂરાસલેતા લીલા રંગની ઉભી નસો અને સૂક્ષ્મ છાંટણાંવાળી ને જરા ખરસટ હોય છે. ઘણીવાર ડાંડી અને શાખાઓ લીલા કે કાળા રંગની લીસી ને ચળકતી હોય છે. તેપરની છાલ અંદરથી લીસી ને તે ઉતારી હોય તો શાખાપરથી સળંગ ઉતરી આવે એવી નરમ હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે અંદરથી વચ્ચોવચ લીલા પોચા ગાભાવાળી દેખાય છે. ને તેની બાજુનું લાકડું ધોળાસલેતા રંગનું ને સખ્ત હોય છે. શાખાઓ ઘણુંકરી બબે ફાંટાયતી હોય છે. તે

લીસી, ચળકતી, ઉભી હાંસોવાળી અને પાનની ડીટડીની કોર સાથે બહુધા સળંગ મળેલી હોય છે. કોમળ શાખાઓપર સફેદ વાળની રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે બન્ને છેડે સાંકડાં થતાં, ઉપરની સપાટીએ ઘેરા લીલા રંગનાં અને નીચેનીએ ફીકાં લીલાં હોય છે. તે બન્ને સપાટીએ લીસાં હોય છે. પણ કોમળ પાનપર બન્ને સપાટીએ બહુધા રૂંછાળ હોય છે. પાનની કોર તેની ડીટડીપર બન્ને બાજુ થોડી ઉતરેલી હોય છે. પાનની કોરપર અનિયમિત લહેરીઓ કે મોજાં આવેલાં હોય છે. ને વખતે કોરપર દાંતા પણ હોય છે. પાન ૧ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. ડાંડીપરનાં નીચેનાં પાન વખતે ૩ ઇંચ પોહોળાં હોય છે. એ પાનને કોરપર વચમાં દાંતા હોય છે. શાખાપરનાં કેટલાંક પાનની કોર ડીટડી પાસે વિષમ હોય છે. પાનને ચોળવાથી લીલા રંગનો રસ નીકળે છે. તે થોડા વખતમાં ચીકણો થઇ સુકાઇ જાય છે. પાનની વાસ રાઇ જેવી તીખી ને સ્વાદ ખટાસલેતો ચીકણો ને પાછળથી ચીરપરો ને અણગમતો લાગે છે. પાન જરા જાડાં તોપણ નરમ હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણથી ઘણી નીચી શાખાપર આડી નીકળેલી હોય છે. તે ½ ઇંચ લાંબી ને તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. તે ગોળ, અને પાનની ડીટડી કરતાં પાતળી હોય છે. તેને મથાળે તેથી ઝીણી ને ટુંકી ૬ થી ૧૦ ફૂલની ડીટડી બહુધા છત્રાકાર આવેલી હોય છે, જેને મથાળે ધોળા રંગનાં પસરાતાં સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડીપર પણ ધોળા વાળની રૂંછાળ હોય છે. ફૂલનો વ્યાસ ૩–લાઇનથી ½ ઇંચ જેટલો અને વાસ તીખી હોય છે.

**પુષ્પબાહ્યકોષનાં**–પત્રો ૫ લીલા રંગનાં હોય છે. તે તળિયે જોડાયલાં, મથાળે છૂટાં, પોહોળાં, બુટ્ટાં, અને સફેદવાળની રૂંછાળવાળાં હોય છે. તે પાંખડીથી ટુંકાં ને તેનાથી આંતરે આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાયલી ને મથાળે તેના પાંચે દાંતા છૂટા ખુલ્લા આડા પસરાયલા દેખાતા હોય છે. પાંખડીની બન્ને સપાટી અને કોરપર સફેદ સૂક્ષ્મ ચળકતા વાળની રૂંછાળ હોય છે. પાંખડીની વચ્ચોવચ પીળાસલેતા રંગની ઉભી નસ હોય છે. પાંખડીનાં ટેરવાં સાંકડાંથતાં હોય છે.

**પુંકેસરો**–ફૂલની વચ્ચોવચ પીળા રંગનાં ૫ ઉભાં પુંકેસરો હોય છે. તે પાંખડીઓ કરતાં સેહેજ ટુંકાં હોય છે. તંતુઓ પરાગકોષ કરતાં ટુંકા, પીળાસલેતા લીલા રંગના, ચળકતા ને વાળની આછી રૂંછાળવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–પુંકેસરોની વચ્ચે લગભગ તેના જેટલીજ ઉંચી એક સ્ત્રીકેસર આવેલી હોય છે. તેની નલિકા ધોળી ને તેનું મુખ લીલું હોય છે. નલિકાના નીચલા ભાગમાં ધોળી રૂંછાળ હોય છે.

**ફલ**–ની ઝુમખીઓ ઘણી ખુશનુમાં રીતે નીચી નમી રહેલી હોય છે. ફલ ગોળ હોય છે તે ¼ ઇંચ વ્યાસનાં ચળકતાં ને લીસાં હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ધોળાસલેતા રંગનું ટપકું અને તેને તળિયે તેની ટોપીના દાંતા તેની પાછળ ઉંધા વળી રહેલા હોય છે. ફલને દાબતાં તેમાંથી લીલા રંગનો રસ નીકળે છે જેમાં ઘણાં સૂક્ષ્મ બીજ હોય છે. ફલનો સ્વાદ ખટમીઠ્ઠો હોય છે.

**બીજ**–ફીકા ધોળા રંગનાં, ચપટાં, એક છેડે અણી થતાં, ½ લાઇન વ્યાસનાં ને ½ લાઇન લાંબાં હોય છે. તે જરા કઠણ અને તેની સપાટી સૂક્ષ્મ બિંદુઓની બાનકવાળી હોય છે. બીજનો સ્વાદ ખાટો અને ઉગ્ર હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન, સારક, મૂત્રલ અને ચિરગુણકારી પૈષ્ટિક.

**૬–ઉપયોગ**–પીલુડીનો પાલો અને મૂળિયાં સંધિવા, જળોદર, વિસ્ફોટક અને બીજાં ચાંમડીનાં દરદોમાં અપાતા કવાથમાં વપરાય છે. પીલુડીનો પાલો વાટીને તેનો રસ તમામ જાતના સોજાઓપર ચોપડવામાં આવે છે. પીલુડીનો પાલો ધંતુરાનાં પાનની સાથે વાટી મરકીની ગાંઠપર બાંધવામાં આવે છે. અને પીલુડીનાં પાનનો રસ સુંઠ અને પીપરની સાથે જરા ગરમ કરી મરકીવાળાને પાય છે.

"કાકમાચીનું પચાંગ રેચક અને મૂત્રલ છે અને યકૃતોદર, પ્લીહોદર તથા જીર્ણત્વક્દોષમાં ઉપયોગી છે. (ડા. વી. ઝી).

કાકમાચીનાં ફલ શક્તિ આપનાર અને મૂત્રલ ગણાય છે. તે કલેજાંનાં દરદની સાથે હૃદ્રોગ હોય તો તેમાં પણ અપાય છે. તે તાવ, ઝાડા અને ક્ષતમાં ઉપયોગી ગણાય છે. હડકાયલાં કુતરાંના રોગપર એનાં ફલનો રસ ચોપડાય છે, તેમજ ખાવા પણ અપાય છે. એના પાલાનો રસ યકૃતોદરમાં અપાય છે. એનાં મૂળનો કવાથ જરા ગોળ ભેળવી નિદ્રા લાવવા માટે અપાય છે.

"પીલુડી સોજા, શુળ, કફ, હરસ, હેડકી, દમ એને મટાડે છે. ધાતુ વધારે છે, દસ્ત લાવે છે, સ્વર સારો કરે છે. મનના રોગને મટાડે છે, ત્રિદોષને મટાડે છે. રસાયન છે." (વૈ. રૂ.)

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડમાં, ખેતરો અને વાડીઓને શેઢે, પાણીના ધોરીઆ કાંઠે,

અને વાડીઓના મોલમાં નેદ તરીકે પીલુડીના છોડવા ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફૂલ **પીલુ** જેવાં થાય છે માટે એને **પીલુડી** કહે છે.

પીલુડીનો રસ સોજા અને જળોદર ઉપર ચોપડવાની હકીકત એટલી બધી પ્રસિદ્ધ છે કે શહેર તેમજ ગામડાનાં લોકો પોતાની મેળે એનો ઉપયોગ કરતા જોવામાં આવે છે.

---

## વર્ગ–(સોલેનેસી).

### નંબર ૪૦૦.

**૧–શાસ્ત્રીયનામ**–S. Iudicum.

દૃષ્ટાંત–H. IV. p. 234; N. p. 208; Watt. VI. part. III. p. 258; રૂ. નિ. પા. ૪૧.

**૨–દેશીનામ**–વાડરીંગણી, મોતરીંગણી, મ્હોટીરીંગણી (પો૦)+(ગુ૦); डोरलि, रांन रीगनी (म०); बरहन्ता, बरहता, वडीकटेरी, भटकटैया (हिं०); वृहती, स्थूलभंटाकी (सं०).

**૩–વર્ણન**–વાડરીંગણી ૪ થી ૬ કે વખતે ૧૦ કે ૧૨ ફીટ ઉંચી વધે છે. એ જે જગોએ ઉગે છે ત્યાં એનો વિસ્તાર ઘણો વધી જાય છે. અને એ જો કપાયા વગર ઘણો લાંબો વખત એમજ રહે તો એની ઘણી મજબૂત વાડ અને જાળું બની જાય છે. એમાંથી લાંબી તરસા જેવી ઘણી ઝીણી શાખાઓ નીકળેલી હોય છે. તેપર વાંકા તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે. એનાં પાન ભોંયરીંગણી કરતાં ઘણાં નાહાનાં હોય છે. ને તેપર ઉભા કાંટા આવેલા હોય છે. ફૂલ ફીકા કે ઘેરા જાંબુડા વા આસમાની રંગનાં હોય છે. ને તેની વચ્ચોવચ પીળાં પુંકસરો આવવાથી તે સુંદર દેખાતાં હોય છે. ફૂલ ગોળ સોપારી જેવડાં પીળા રંગનાં હોય છે.

**મૂળ**–ઘણાં લાંબાં હોય છે. તે પેનસીલથી અંગુઠા જેવાં કે વખતે હાથનાં કાંડાં જેવાં જાડાં હોય છે. એમાંથી કેટલાક જાડા અને ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલનો ઉપરનો રંગ જરા પીળાસલેતો ભૂરો ને અંદરનો ધોળો હોય છે. છાલ ખડબચડી, દાણાદાર, પોચી, બટકણી અને રસભરી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તેનું લાકડું ધોળું ને સછિદ્ર દેખાય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ ચીરપરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી મૂળ જેવી જાડી, લીસી ને રંગે ભૂરી હોય છે. શાખાઓ સ્લેટપેનથી પેનસીલ કે ટચલી આંગળી જેવી પાતળી ને બહુધા સીધી હોય છે. તેના કોમળ ભાગપર ભૂરી ધોળી ભુરકીનું અસ્તર હોય છે. તેપર તારાકૃતિના સૂક્ષ્મ વાળ જેવા કાંટા હોય છે. ડાંડી અને શાખાઓ ઉપર બીલાડીના નખના જેવા વાંકા કાંટા હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. પણ એકજ પત્રગ્રંથી પાસેથી ૨ થી ૩ પાન પણ નીકળેલાં જોવામાં આવે છે. પાનની ડીટડી નાહાની અને ભૂરી ધોળી ભુરકીથી આચ્છાદિત થયેલી હોય છે. પાનની બન્ને સપાટી ચળકતા લીલા રંગની હોય છે. તેની નસોપર બન્ને બાજુ ફીકા પીળા રંગના ઉભા લાંબી અણીવાળા $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ઇંચ લાંબા કાંટા હોય છે. અને તેની બાકીની સપાટીપર બન્ને બાજુએ તારાકૃતિના કાંટા અને ભૂરી રજ હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં અને તેની કોરપર છીછરા બુઠ્ઠા ખૂણીઆ હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧$\frac{1}{2}$ કે ૧$\frac{3}{4}$ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે. એની વાસ સેહેજ ઉગ્ર તથા સ્વાદ ચીરપરો જણાય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણ જરા ચાતરીને કે વખતે પાનની સામી બાજુથી નીકળેલી હોય છે. તે ઘણુંકરી પાન જેટલી લાંબી હોય છે. તેપર ૨ થી ૬ કે ૮ ઠેક ફૂલો આવેલાં હોય છે. સળી તેમજ ફૂલની ડીટડીપર ભૂરી ભુરકી અને તારાકૃતિના વાળ આવેલાં હોય છે. ફૂલ ૧ થી ૧$\frac{1}{2}$ ઇંચ વ્યાસનાં હોય છે. તેની ડીટડી $\frac{1}{2}$ ઇંચથી ૧$\frac{1}{2}$ ઇંચ લાંબી અને પુષ્પધારણ કરનારી સળીથી પાતળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–લીલા રંગનાં ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં ને ઉપર જતાં તેના પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. તેપર ભૂરી ભુરકી અને તારાકૃતિના સફેદ વાળ હોય છે. તે પાંખડીઓ કરતાં ટુંકાં ને તેથી આંતરે આવેલાં હોય છે. તે ૨–લાઇન લાંબાં, તળિયે પોહોળાં ને ટેરવે સાંકડાં થતાં અણીઆળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. તે તળિયે જોડાયલી ને મથાળે છૂટી ને પસરાયલી હોય છે. તે લાંબી, તેની કોર અંદર વળતી ને છેડે અણી થતી હોય છે. તેની ઉપરની સપાટીપર ધોળા વાળની આછી રૂંછાળ અને નીચેનીપર ધોળી ભુરકી અને તારાકૃતિના વાળ હોય છે. પાંખડીની વચ્ચોવચ પીળાસલેતા લીલા રંગનો એક પંચકોણ આવેલો હોય છે, તેના દરેક ખૂણામાંથી નીકળતી એક નસ પાંખડીના છેડામાં ગએલી હોય છે.

**પુંકેસરો**–પાંખડીમાંના પીળાસલેતા લીલા પંચકોણની ઉપર પાંચ ઉભાં પુંકેસરો આવેલાં હોય છે. જે પાંખડીઓથી ટુંકાં હોય છે. એના તંતુઓ સૂક્ષ્મ પીળાસ-

લેતા લીલા રંગના અને પરાગકોષ ખુલ્લા પીળા રંગના હોય છે. તે ૩ લાઇન લાંબા, અને ૨ કોષ કે પોલવાળો હોય છે. તે દરેકને મથાળે બે છિદ્ર સ્પષ્ટ દેખાતાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ફૂલની નળીની અંદર હોય છે. તેપર ધોળી રૂંછાળ હોય છે. નલિકા સફેદ રંગની, ગોળ, પુંકેસરોથી જરા ઉંચી નીકળતી ને એક વાંકવાળી હોય છે. તેને મથાળે લીલા રંગનું મુખ હોય છે.

**ફલ**–પ્રથમ લીલા રંગનાં ને તેપર ધોળાં ચિત્ર હોય છે, પણ પાકી જાય છે ત્યારે પીળા રંગનાં થઇ જાય છે. તે ગોળ નાહાના અરીઠાથી સોપારી જેવડાં હોય છે. મ્હોટાં ફલનો વ્યાસ ૧ ઇંચ જેટલો હોય છે. ફલને મથાળે સ્ત્રીકેસરનલિકાનો અવશેષ રહી ગયેલો હોય છે. તે ભૂરા ચાંડલા જેવો દેખાતો હોય છે. ફલને તળિયે તેની ટોપી રીંગણાની ટોપીની પેઠેજ જાડી થઇ રહેલી હોય છે. તેની ડીટી એક બાજુ વાંકી વળી રહેલી હોય છે. ફલની અંદર ચળકતો, ચીકાસલેતો, ધાટો, લીલા ને ભૂરા રંગનો રસ અને ગર હોય છે. જેમાં સૂક્ષ્મ બીજ ઘણાં આવેલાં હોય છે.

**બીજ**–પીળાસલેતા ભૂરા રંગનાં હોય છે. તે ૧ લાઇનથી કંઇક ઓછાં લાંબાં અને ½ લાઇન પોહોળા હોય છે. બીનો એક છેડો જરા વાંકવળતો, સાંકડો ને જરા અંદર બેસતી ખાંચવાળો હોય છે. બી ચપટાં હોય છે, તોપણ તેની બન્ને બાજુ જરા ચઢી આવેલી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, પાચક, કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ **દશમૂલાદિક્વાથ**માં વપરાય છે. એનાં મૂળ પૌષ્ટિક પાકોમાં અજીર્ણ અને સંધિવાના ચૂર્ણમાં અને જળોદર, શૂળ અને ચાંમડીનાં દરદોમાં અપાતા ક્વાથમાં નાખવામાં આવે છે. એનાં સુકાં પાન અને ફલ ચલમમાં ભરી ઉધરસ અને દમવાળાને પાય છે. ડાઢ દુખતી હોય તો એનાં સુકાં પાન અગર ફલની ડાઢને ધુણી અપાય છે. એના છોડવાની રાખ તેલમાં મેળવી ઢોરની કાંધે પડેલા મસ અને ચાંદાંઓપર લગાડવામાં આવે છે.

"એનાં મૂળ ગરમ છે, પાચન કરે છે, ગ્રાહી છે, અગ્નિ દીપાવે છે, કફ, વા, તાવ, કોઢ, અરૂચી, ઉલટી, દમ, ઉધરસ, કૃમિ, મોઢાનો બદસ્વાદ, હીબકો, શુળ, આમ, છાતીના રોગ, મંદાગ્નિ એ સર્વેને મટાડે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં, દરિયાકાંઠાની રેતાલ જમીનમાં, વાડાઓ અને ખંડીએર જગાઓમાં વાડરીંગણીના છોડવા કે ઝાડવાંઓ ઉગેલાં જોવામાં આવે છે. એ ઘણુંકરી આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–આ રીંગણીના છોડવાઓ ઘણા લોકો વાડી અને વાડાઓની વાડ કરવા માટે વાવે છે. એના છોડવા એક વખત ઉગી ગયા પછી તેની ઘણી મજબૂત વાડ થાય છે, માટે એને **વાડરીંગણી** કહેતા હશે. અને **મ્હોટીરીંગણી** એ નામ ઉપરથી **મોતરીંગણી** નામ કદાચ પડેલું હશે.

વાડરીંગણી કોઇ કોઇ વાર એટલી બધી ઉગી આવે છે કે તેથી ખેડવાણ ખેતરોની ઘણી જગો રોકાઇ જાય છે. તેથી ઘણીવાર ખેડુતો એ રીંગણીના છોડવાઓ સુકી વાડે ચડાવી દે છે અથવા બાળી નાંખે છે. એનો ધુમાડો ઘણો કડવો થાય છે, ઘણીવાર લેવાય તો તેથી માથાનું દરદ થાય છે, એમ કહેવાય છે.

રીંગણી બાળવી તે કાઠિયાવાડના ગામડીઆ લોકો નિષેધ ગણે છે. અને તેના ટેકામાં એવી વાત સંભળાવે છે કેઃ–

"એક ખેડુત પોતાનાં ખેતરમાં રીંગણીના છોડવા બાળતો હતો. તેનો ધુમાડો ઘણે ઉંચે જતો હતો. તે ધુમાડાપરથી આકાશ માર્ગે દેવતાનું વેમાન જતું હતું, તે જમીનપર આવી પડયું. આ વેમાન જોઇ ખેડુત ગભરાયો. ત્યારે દેવતાએ કહ્યું કે, તારા ખેતરમાંની શેરડી જે તેં તારી સ્ત્રીને તારા દીકરાને આપવા આપી હતી, તે તેણીએ એક અપારંગ (પગે ખોડવાળું) ઢેઢડીને વગર માગે તેણીપર દયા લાવી ખાવા આપી છે–તેનું જે પુંન (પુણ્ય) થયું છે, તે જો તે આપી દે તો વેમાન પાછું ઉંચું ચડે. આ ઉપરથી તે ખેડુતે પોતાની સ્ત્રીને પુછ્યું–ત્યારે તેણીએ કહ્યું કે મહારાજ, મેં તો કંઇ પુંન કીધું નથી. પણ જાણે અજાણે કંઇ મારાથી પુંન થઇ ગયું હોય તો તે હું આપું છું માટે વેમાન ઉંચું ચડી જાજો, આટલું કહે છે તેટલામાં તો વેમાન સરરરરાટ કરતું ને ચડી ગયું. તે દિવસથી રીંગણી બાળવામાં પાપ સમજાય છે."

ઉપરની વાત અસલની ડોશીઓની વાર્તા જેવી લાગે છે, તોપણ એમાં ત્રણ ચાર તત્વો સમાયલાં છે, જે આશા છે કે વાંચનાર સમજી જશે.

---

## વર્ગ–( સોલેનેસી ).

### નંબર ૪૦૧.

**૧–શાસ્ત્રીયનામ**–S. coagulans.

દૃષ્ટાંત–H. IV. p. 236; Watt. VI. part. III. p. 256.

**૨–દેશીનામ**–ઉભીરીંગણી, શેઢારીંગણી (પો૦ગુ૦); मौहरी (हिं०).

**૩-વર્ણન**-આ રીંગણીના છોડવા ૧½ થી ૩ ફીટ ઉંચા વધે છે. એમાં શાખાઓ થોડી હોય છે, તેથી એના છોડવાઓ વિશેષ ભરાવવાળા થતા નથી. એના છોડવાઓનો સાધારણ દેખાવ વાડીમાં વવાતી રીંગણીને મળતો હોય છે. એના કાંટા ઘણા તીક્ષ્ણ હોય છે. પાન વવાતી રીંગણીને મળતાં પણ તેથી નાહાનાં હોય છે. ફૂલ ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં કે આસમાની ને જરા મ્હોટાં હોય છે. ફલ ગોળાઇલેતાં પીળાં થાય છે.

**મૂળ**-ઉંડાં બેઠેલાં હોય છે. તે સુતળીથી આંગળી જેવાં જાડાં, કેટલાક ફાંટાઓવાળાં, બહારથી ભૂરાં ને અંદરથી સફેદ હોય છે. મૂળની છાલ બટકણી, પોચી, ઉગ્ર વાસ અને તૂરા ને જરા ચીરપરા સ્વાદવાળી હોય છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળીથી પેનસીલ જેવી જાડી અને ભૂરાસલેતા લીલા રંગની હોય છે. શાખાઓપર તારાકૃતિના વાળની ગીચ રૂંવાટી અને પીળાસલેતાં રંગના ચળકતા તીક્ષ્ણ કાંટા હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૬ ઇંચ લાંબાં અને ½ થી ૨ કે ૫ ઇંચ પોહોળાં હોય છે. પાન જરા જાડાં હોય છે. તેની ઉપરની સપાટી કરતાં નીચેની સપાટીપર તારાકૃતિના વાળની ગીચ રૂંવાટી હોય છે. અને બન્ને સપાટીએ તેમાંની નસોપર કાંટા હોય છે. પાનની ડીટડીપર પણ તારાકૃતિના વાળ અને કાંટા આવેલા હોય છે. ડીટડી પાસે પાનની કોર ઘણુંકરી વિષમ કે વખતે જરા વિભાગિત થયેલી હોય છે. તેની કોરપર ખૂણીઆ કે દાંતા હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પાનના ખૂણાને ચાંતરીને નીકળેલી હોય છે. તેપર ઘણુંકરી બે ફૂલ હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીપર તારાકૃતિના વાળ અને સૂક્ષ્મ કાંટા આવેલા હોય છે. ફૂલ ૧ થી ૧½ ઇંચ વ્યાસનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં અને મુખ પાસે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેપર તારાકૃતિના વાળ અને સૂક્ષ્મ કાંટા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયે જોડાયલી ને મથાળે તેના દાંતા છૂટા દેખાતા હોય છે. પાંખડીની બન્ને બાજુએ તારાકૃતિના વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુંકેસરો**-૫ હોય છે. તે પાંખડીથી ટુંકાં હોય છે. તેના તંતુઓ ફીકા ધોળા રંગના સૂક્ષ્મ હોય છે. તે પાંખડીના મુખની અંદર આવેલા હોય છે. પરાગકોષ ૨ થી ૩ લાઇન લાંબા, કેસરીઆ રંગના ને મથાળે બે છિદ્રવાળા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ પાંખડીની નળીની અંદર લીલાસલેતા રંગની હોય છે.

**ફલ**-પ્રથમ લીલા રંગનાં, ને તેપર ધોળા પટા હોય છે. પણ પાકે છે ત્યારે પીળા રંગનાં ને તેપરના પટા અદૃશ્ય થઇ જાય છે. ફલ ગોળાઇલેતાં લીસાં ને ૧ થી ૧½ ઇંચ વ્યાસનાં હોય છે. તેને મથાળે ભૂરાસલેતો કાળો ચાંડલો હોય છે. અને તળિયે તેની ટોપી (calyx) લીલા રંગની તારાકૃતિના વાળ અને સૂક્ષ્મ કાંટાવાળી, ફલની સાથે વધેલી, તેના પાંચ (આ વખતે) પોહોળા દાંતા સહિત ફલપર ચોટડુક બેઠેલી હોય છે. ફલ એ ટોપીથી ઘણું બહાર નીકળેલું હોય છે. એ ટોપી નીચેની ડીટી સ્લેટપેનથી કંઇક જ પાતળી, સખ્ત અને જરા મરડાયલી હોય છે, તેનાપર પણ તારાકૃતિના વાળ ગીચોગીચ આવેલા હોય છે. ડીટી ¼ થી ½ ઇંચ લાંબી હોય છે. ફલનો આડો કાપ કરતાં તે અંદર રસભર્યાં ને લીલાં દેખાય છે. તેમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**-જરા છેટેથી રતાસલેતા ભૂરા તલના દાણા જેવાં દેખાય છે. તે બન્ને પાસે બહાર નીકળતાં, કોરપર એક છેડે ખાંચવાળાં, ⅛ ઇંચ લાંબાં ને તેથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. તે સખ્ત અને તેની સપાટી સૂક્ષ્મ બિંદુઓવાળી હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**- } -વાડરીંગણી જેવા છે.
**૬-ઉપયોગ**- }

વોટ સાહેબ લખે છે કે-તેનાં ફલનું શાક અગર અથાણું કરીને કેટલીક જગોએ દેશીઓ ખાય છે. આ તરફ તેમ થતું જોવામાં આવતું નથી.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, ઘેડની કાંધીએ, વાડી અને ખેતરોના શેઢાઓપર, અને વિશેષ કરીને રેતાલ જમીન કે જ્યાં ડાભડો ઘાસ ઉગેલો હોય છે તેવી જમીનમાં ઉભી રીંગણીના છોડવા પણ વિશેષ ઉગતા જોવામાં આવે છે.

એ સિંધ, પંજાબ, કચ્છ અને કાઠિયાવાડમાં વિશેષ કરી થાય છે.

**૮-વિશેષવિવેચન**-એના છોડવા ઉભા અને વિશેષ કરી રેતાલ જમીનવાળાં ખેતરોને શેઢે ઉગે છે માટે એને **ઉભી** અને **શેઢારીંગણી** કહે છે.

---

## વર્ગ-( સોલેનેસી ).

### નંબર ૪૦૧.

**૧-શાસ્ત્રીયનામ**-S. xantho-carpum.

દૃષ્ટાન્ત-H. IV. p. 236; N. p. 208; Watt. VI. port. III. p. 273; રૂ. નિ. પા. ૪૧.

**૨–દેશીનામ**–ભોરીંગણી, પટરીંગણી (પો+) ભોંયરીંગણી, બેઠીરીંગણી (ગુ૦); भुईंवांगी, कांटेरिंगनी, भोंयरींगनी (म०); कटेली, कटइ (हिं०); कंटकारी, निदिग्धिका (सं०).

**૩–વર્ણન**–ભોરીંગણીના વેલા જમીનપર પથરાયલા હોય છે; તે ૨ થી ૪ ફીટ લાંબા વધે છે. તેપર તીખી અણીવાળા પીળાસલેતા રંગના કાંટા હોય છે. એના વેલામાં એને માફક આવતી જમીનમાં શાખાઓ ચોતરફથી નીકળી ૪ થી ૫ ફીટના ઘેરાવાનાં એનાં છાતળાં થઇ રહેલાં હોય છે. શાખાઓ બહુધા આડી અવળી હોય છે. પાન લાંબાં, કોરપર કપાયલાં, ને તેપર પણ કાંટા હોય છે. ફૂલ ફીકા કે ઘેરા જાંબુડા કે આસમાની રંગનાં, ને ફલ ગોળાઇલેતાં વાડરીંગણીનાં ફલ કરતાં કંઇક નાહાનાં હોય છે.

**મૂળ**–લાંબું અને ઉંડું બેઠેલું હોય છે, તે પેનસીલથી આંગળી જેવું જાડું હોય છે. એમાંથી જાડા ફાંટાઓ કવચિતજ નીકળેલા હોય છે. પણ રેસા જેવા ફાંટાઓ તેમાં ઘણા હોય છે. તેની છાલનો ઉપરનો રંગ ભૂરો ને અંદરનો સફેદ હોય છે. છાલ જાડી હોય છે. મૂળનું લાકડું કઠ્ઠણ અને સફેદ હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી પેનસીલ જેવી જાડી, લીલા કે પીળાસલેતા લીલા રંગની, બે બાજુ નસોવાળી હોય છે. તેપર તીક્ષ્ણ અણીવાળા ½ ઇંચ લાંબા ઉભા કાંટા આવેલા હોય છે. તે પીળાસલેતા ધોળા રંગના હોય છે. અને ભૂરા રંગના સૂક્ષ્મ કાંટા પણ તેપર ચપટ બેઠેલા હોય છે. કોમળ શાખાઓપર ભૂરા વાળની ગીચોગીચ રૂંવાટી અને તારાકૃતિના વાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે બન્ને સપાટીએ ચળકતાં લીલા રંગનાં હોય છે. તેની નસોપરના કાંટા લાંબા હોય છે. પણ તેની બાકીની સપાટીપર બન્ને બાજુએ તારાકૃતિના ભૂરા રંગના વાળ જેવા કાંટા હોય છે. પાન ૩ થી ૫ ઇંચ લાંબાં અને ૧½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી ને બેઠેલી હોય છે. તેપર લાંબા તેમજ તારાકૃતિના કાંટા હોય છે. પાનની કોરપર ખૂણાઓ અથવા લાંબા દાંતા હોય છે.

**ફૂલ**–પુષ્પધારણ કરનારી સળી પત્રકોણ ચાતરીને ઘણુંકરી નીકળેલી હોય છે. તેપર લાંબા તેમજ તારાકૃતિના કાંટા આવેલા હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં પાતળી ને ટુંકી હોય છે. ને તેપર પણ બન્ને જાતના કાંટા આવેલા હોય છે. ફૂલ ૧ ઇંચ વ્યાસનું હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં ને મથાળેથી તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેપર બન્ને જાતના કાંટા અને ઝીણા વાળની રૂંછાળ હોય છે.



**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયે જોડાયલી ને મથાળે છૂટી હોય છે. તેની બહારની બાજુ ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પુંકેસરો**–કેસરીઆ રંગનાં ૫ હોય છે. તેના તંતુઓ સૂક્ષ્મ અને પરાગકોષ લાંબા ને મથાળે બે છિદ્રવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ ગર્ભાશય ફીકા પીળા રંગનો હોય છે. નલિકા પુંકેસરો કરતાં લાંબી, પાતળી, અને તેનું મુખ જરા વાંકવળેલું હોય છે.

**ફલ**–કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં ને તેપર ભૂરી કે ધોળી પટીઓનું ચિત્રામણ હોય છે. પણ પાકે છે ત્યારે તે પીળા રંગનાં થઇ જાય છે. તે ગોળાઇલેતાં ને ½ થી ¾ ઇંચ વ્યાસનાં હોય છે. તે લીસાં ને તેને મથાળે ભૂરો ચાંડલો હોય છે. ફલની નીચે તેની ટોપી (alyc) ભૂરા રંગની ચોટેલી હોય છે. ફલમાં રીંગણાંમાં હોય છે એવો ગાભો ને રસ હોય છે. તેમાં રીંગણાં જેવાં ઘણાં બીજ આવેલાં હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ તીખાસલેતો ચીરપરો લાગે છે.

**બીજ**–ગોળાઇલેતાં લંબગોળ, એક છેડે જરા ખાંચવાળાં, અને બન્ને સપાટીએ જરા ઉપસેલાં અને ફીકા ધોળા રંગનાં હોય છે. તે ½ લાઇન જેટલાં વ્યાસનાં હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક તથા જ્વર, કફ-વાત અને શોથઘ્ન.

**૬ ઉપયોગ**–એનાં મૂળ પણ વાડરીંગણી પેઠે **દશમૂલાદિ** કવાથમાં વપરાય છે. કફ અને છાતીનાં દરદોપર એનાં મૂળ સોતા આખા છોડવાનો કવાથ અગર તેને કુટી દૂધમાં રાંધી તે દૂધ વલોવી માખણ કાઢી તેનું ઘી આપવામાં આવે છે. એનાં મૂળ અને ફલનું ચાટણ કરી કેટલાક લોકો છાતીનાં દરદોપર ખાય છે. એનાં ફલની પણ ડાઢ દુખતી હોય તો ડાઢને ધુણી આપે છે. ભોરીંગણીનાં બીજ છપનિયા દુકાળની વખતે ઘણા ગરીબ લોકો ખાતા હતા. એના ડોડવા વાટીને ગડગુંબડાંઓ ઉપર લગાડવામાં આવે છે.

"ભોરીંગણીનું પંચાંગ ઔષધમાં વપરાય છે. ભોરીંગણીને સંસ્કૃતમાં कंटकारी કહે છે. ઔષધોપચારમાં મુખ્યત્વે કરીને ભોરીંગણી વપરાય છે.

બનાવટ–૧–કંટકારી અવલેહ ૨–કંટકારી ઘૃત. ૩–કંટકારી પુટપાક.

એનો ગુણ કફ અને જ્વરઘ્ન.

કફ, જ્વર, ખાંસી, દમ, શ્વાસ વગેરેમાં ભોરીંગણી અતિ ઉપયોગી છે. જ્યારે છાતીમાં કફ ભરેલો હોય

ત્યારે ભોરીંગણીનો કવાથ લેવાથી કફ બહાર નીકળી આવે છે. ભોરીંગણીનાં પંચાંગનો ભૂકો દૂધમાં લેવાથી દમ હલકો પડે છે. શ્લેષ્મ અને સંતત્ જ્વરમાં તે અપાય છે. દાંતનું ઘણું સખ્ત શૂળ જે અફીણ, તજનું તેલ, આદુ, તુળસી વગેરેથી નથી બેસતું તે ફક્ત એક વખત ભોરીંગણીનો ધુંવાડો લેવાથી બેસી જાય છે. ભોરીંગણીનાં બીનો ધુમાડો લેવાની રીત એવી છે કે, એક કોડીઆમાં દેવતા નાંખી તે ઉપર ભોરીંગણીના દાણા મૂકવા. પછી તે ઉપર ઘડો ઉંધો વાળી તેનું તળું જે આ વખતે ઉપર રહેશે તેમાં એક તીનું પાડવું ને તેની અંદર એરડાનું ભુંગળું રાખી અગર બીજી કોઈ જાતની નળી રાખી તે વાટે તેનો ધુંવાડો જે દાંતમાં કોતર પડયું હોય અગર જે દાંત દુખતા હોય તે ભાગપર લેવો. ભોરીંગણીનાં મૂળિયાંને ઉકાળી તેમાં પીપર અને મધ નાંખી ઉધરસ અને શળખમ ઉપર પીવાય છે. તેમ જ તેનાં ફૂલનો ઉકાળો સિંધાલૂણ અને હીંગ સાથે ઘણા સખ્ત દમમાં અપાય છે. બે તોલા ભોરીંગણીનો રસ લઈ તેમાં બે તોલા અનંતમૂળનું ચૂર્ણ નાંખવું અને તે કાંજીની અંદર આપવું. તેથી કફ અને મૂત્ર બે સાફ થવાથી તાવનું જોર પણ પોચું પડે છે. ભોરીંગણીમાં પણ થોડો ઘણો તાવ ઉતારવાનો ગુણ રહેલો છે. દશ મૂળની અંદર નાહાની અને મ્હોટી એ બે ભોરીંગણી આવે છે. તેનો ગુણ ખસુસ કરીને ઉધરસના ઉપર વધારે છે.

માત્રા-કંટકારીરસ ૨ થી ૪ તોલા" (ડા૦ વી૦ ઝી૦)

"ભોરીંગણીનાં મૂળ જઠરાગ્નિને દીપાવે છે, કફ, વા, તાવ, દમ, ઉધરસ, સળેખમ એ સર્વેને મટાડે છે. તેનાં ફૂલ ખરજ, કૃમિ, કોઢ, કપ, વા, એ સર્વેને ટાળે છે. તેનાં ફૂલ સુકવી તેનો ભૂકો નાહનાં છોકરાંને જરા મધ સાથે ચટાડે તો ભરાણું હોય તે મટી જાય તથા ઉધરસ પણ મટી જાય છે." ( વૈ૦ રૂગનાથજી ).

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, ઘેડ અને રેચી જમીનમાં, કરારજમીનવાળાં ખેતરોને શેઢે અને પાણીના ધોરીઆ કાંઠે ભોરીંગણીના છોડવા ઘણા ઉગે છે, એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષવિવેચન**-એના છોડવા ભોંયપર પથરાય છે માટે એને **ભોંયરીંગણી** કહે છે.

---

## વર્ગ-(સોલેનેસી).

### નંબર-૪૦૩.

**૧-શાસ્ત્રીયનામ**-Physalis minima.

દૃષ્ટાન્ત-H. IV. p. 238; N. p. 209; Watt. VI part. I. p. 224; રૂ.નિ. પા. ૫૮૪.

**૨-દેશીનામ**-ઝીણકી પોપટી(પો૦); પરપોટી (ગુ૦); थानमोरी, ल्हानफोपटी (म०); बनटपरीया, चीरपोटी, तुलटीपटी (हिं०); चिरपोटा (सं०).

**૩-વર્ણન**-ઝીણકી પોપટીના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. એ ½ ફુટથી ૨ ફીટ વિસ્તારના થાય છે. એ કોઇવાર ઉભા ને કોઇવાર જમીનપર પસરાયલા હોય છે. એનાં પાનનો આકાર ધતુરાનાં પાન જેવો ઘણુંકરી હોય છે, પણ તે ઘણાં નાહાનાં હોય છે. ફૂલ ઝીણાં પીળા રંગનાં ને ફલ પાતળાં અણીઆળાં પોપટાની અંદર ઢંકાયલાં હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ઘોળાવાળની રૂંછાળ હોય છે.

**મૂળ.**-૧ થી ૬ ઇંચ લાંબું, ઘોળા રંગનું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું, કેટલાક ફાંટાઓવાળું, ઉગ્ર વાસ અને ખટમીઠા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ફીકા લીલા રંગની હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી ને ઉભી હાંસોવાળી હોય છે. એની શાખાઓ પણ પીલુડી કે રીંગણીની શાખાઓ પેઠે આડી અવળી હોય છે. ડાંડી અને શાખાઓપર ઉંચા ચઢતા સફેદ કે જાંબુડી છાયાલેતા જરા સખ્ત વાળની રૂંવાટી હોય છે. શાખાઓ ચળકતી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. આ બન્ને સપાટીપર ફીકા ઘોળા રંગની નસો અને વખતે વાળની રૂંછાળ દેખાય છે. પાનની કોરપર છૂટા છવાયા દાંતા હોય છે. પાનને ચોળવાથી તેમાંથી પાતળો રસ નીકળે છે, વાસ ઉગ્ર અને સ્વાદ ખટાસલેતો, ગળચટો ને કડવો લાગે છે.

**ફૂલ**-ની ડીટડી પત્રકોણમાંથી એકેકી નીકળેલી હોય છે, તે જરા નીચી નમતી, પીળાસલેતા લીલા રંગની, ને રૂંછાળવાળી હોય છે. તેને મથાળે એકેકું ફૂલ આવેલું હોય છે. તેનો વ્યાસ ⅓ ઇંચ જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોપ**-લીલા રંગનો, રૂંછાળવાળો ને તળિયેથી જોડાયલાં ૫ પત્રોનો બનેલો હોય છે, તે ⅓ ઇંચ લાંબો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે ફીકા પીળા રંગની કે વખતે જાંબુડી છાયાલેતી હોય છે. તે તળિયે જોડાયલી, વાળની રૂંવાટીવાળી, ને તેના મુખની કોરપર પાંચ દાંતા પુ૦ બા૦ કોપનાં પત્રોના દાંતાથી આંતરે આવેલા દેખાતા હોય છે. પાંખડી પુ૦ બા૦ કોપથી લાંબી હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે પાંખડીની અંદર આવેલાં હોય છે. તેના તંતુઓ ધોળા રંગના, અર્ધપારદર્શક, ચળકતા ને તેપર ધોળી રૂંછાળ આવેલી હોય છે. પરાગકોષ અને રજ પીળાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ગોળાઇલેતો, લીસો, ચળકતો; નલિકા પુંકેસરતંતુથી જરા પાતળી, લીસી, ચળકતી, ધોળા રંગની, ને તેને મથાળે પીળા રંગનું સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–½ ઇંચ વ્યાસનાં અર્થાત્ ચણીઆં બોર જેવડાં અથવા તેથી કંઇક મ્હોટાં અને લીસાં હોય છે. તે ઉપર તેનો પુ૦ બા૦ કોષ અથવા ટોપી વધીને તેને ઢાંકી દીધેલું હોય છે. એ વધેલી ટોપી અથવા કોષને **પોપટો** કહે છે. એ પોપટાને મથાળે ૪ થી ૫ સૂક્ષ્મ દાંતા હોય છે. ને તેની સપાટીપર ૫ થી ૧૦ ઉભી નસો હોય છે. પોપટાની અંદર ફલ પાકે છે ત્યારે પીળાસલેતા રાતા રંગનું થઈ જાય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ જરા કડવાસલેતો ચીરપરો અથવા ખટમીઠો હોય છે. ફલમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–ફીકા ભૂરા રંગનાં રીંગણીનાં બીજ જેવાં હોય છે. તેપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. તે $\frac{1}{16}$ ઇંચ વ્યાસનાં ને કોરપર એક બાજુ ખાંચવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથ અને પિત્તઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં ફલ પિત્તવિકારવાળા મીઠાં સાથે ખાય છે. ફલ પાકે છે ત્યારે છોકરાંઓ પણ ખાય છે, તે વધારે ખવાય તો ટાઢ લાગી તાવ આવે છે. એનાં સુકાં ફલ પેશાબ વધારે લાવવાના કાઢામાં વપરાય છે. એના આખા છોડવાને વાટી તેની થેપલી બળતરા કરતાં ગડગુંબડાંપર બાંધવામાં આવે છે.

"ફલ પાકે ત્યારે ખાય તો વાયુ કરે છે, કફ, ઉધરસ, દમને મટાડે છે." (વૈ૦ ૨૦)

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓમાં પાણીના ધોરીઆ કાંઠે, વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવી રેતાલ જમીનમાં, તેમજ કરાર અને નદીના કાંપવાળી જમીનના ખેતરોમાં ઉન્હાળે છાંછટીઆના મોલ ભેળા એના છોડવા ઘણા ઉગતા જોવામાં આવે છે.

**૮–વિ૦વિવેચન**–એનાં ફલ સાગનાં ફલની પેઠે પાતળા પોપટા અર્થાત્ પડ કે કોષમાં ઢંકાયલાં હોય છે, તેપરથી એને **પોપટી** કહેતા હશે. ફલને પંજાબમાં **કાકનજ** કહે છે.

એનાં ફલથી રમતાં છોકરાંઓ **દૂધ** કે **દહીં** એવી શરત કરી ફલ ફોડે છે. તે એમાંથી જો પાતળો રસ નીકળે તો દૂધ અને ગાઢો નીકળે તો તેને **દહીં** કહે છે.

મ્હોટી **પોપટી** (Physalis peruviana) ને અંગ્રેજીમાં **કેપગુઝબેરી** (Cape Gooseberry) કહે છે. એ હાલ બાગ અને વાડીઓમાં વાવવામાં આવે છે. એનાં ફલ બોર જેવડાં થાય છે. તે ખટમીઠાં બહુ સ્વાદિષ્ટ લાગે છે. એનું શાક અને મુરબ્બો કરવામાં આવે છે. એના છોડવા કેટલીક વાડીઓમાં હાલ પોતાની મેળે ઉગતા પણ જોવામાં આવે છે.

---

## વર્ગ–(સોલેનેસી)

### નંબર ૪૦૪.

**૧–શાસ્ત્રીયનામ**–Withania somnifera.

દષ્ટાન્ત–H. IV. p. 239; N. p. 209. Watt. VI. part. IV. p. 311. રૂ. નિ. પા. ૧૩૨.

**૨–દેશીનામ**–ઘોડાકુન, ઘોડાઆકુન, ઘોડાઆસુન, સાંઢીવાના પોપટા (પો૦); આસુન, ઘોડાઆસોડ (ગુ૦), आसगंध, असगंध, कंचुकी (म०); असगंध, आसगंध, पनीर (हिं०); अश्वगंधा, वाजीगंधा (सं०); आसुंढ (कच्छी).

**૩–વર્ણન**–ઘોડાકુનના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. પણ તે ઘણી જગોએ બારેમાસ પણ હોય છે. એના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા વધે છે. એમાં રીંગણીની પેઠે કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. પાનનો આકાર ઉભી રીંગણીના પાન જેવો હોય છે. ફૂલ ઘંટાકાર સૂક્ષ્મ, પીળાસલેતા લીલા રંગનાં ને ફલ **પોપટી** જેવાં હોય છે.

એ છોડવામાંથી ઉગ્ર અણગમતી વાસ નીકળતી હોય છે. એમાં ફૂલ ફલ ચોમાસાં આખરે અને શિયાળાની શરૂવાતમાં વિશેષકરી જોવામાં આવે છે.

**મૂળ**–એનું ખીલામૂળ પેનસીલથી તે હાથનાં કાંડાં જેવું જાડું થાય છે. તે જમીનમાં ઘણું ઉંડું બેઠેલું હોય છે. એમાંથી કેટલાક જાડા અને લાંબા તેમજ બારીક રેસા જેવા પણ ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગની હોય છે. તે જરા જાડી, પોચી ને બટકણી હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સફેદ દેખાય છે. તેના વચલાં લાકડાં અને છાલની વચે એક ભૂરા રંગનું કુંડાળું દેખાય છે. મૂળનું વચલું લાકડું નરમ અને દાણાદાર માવા જેવું હોય છે. નવા છોડવાના કોમળ મૂળનું વચલું લાકડું પીળાસલેતા રંગનું હોય છે, ને તેનો આડો કાપ કરતાં તેમાંથી પીળો રસ નીકળે છે. મૂળની વાસ ઘણી ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો ગળચટો અને રૂક્ષ લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળને મથાળેથી બહુધા ઘણી ડાંડીઓ કે શાખાઓ નીકળેલી હોય છે, તે પેનસીલથી

આંગળી જેવી જાડી હોય છે. કોમળ શાખાઓપર ધોળાસલેતા રંગની રૂંવાટી હોય છે. ડાંડી કે શાખાનો આડો કાપ કરતાં તે જરા કઠ્ણ લાગે છે. તે વચ્ચોવચ લીલા રંગની, સચ્છિદ્ર ને પોચી હોય છે. ને તેથી બહારનું લાકડું સઘન ને ધોળાસલેતા રંગનું સખ્ત હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી ટુંકી અને તે ઉપરના ભાગમાં નીકવાળી હોય છે. પાનની બન્ને સપાટીનો રંગ ઘણુંકરી એક સરખો ફીકો લીલો હોય છે. કોમળ પાનપર બન્ને સપાટીએ ધોળાસલેતા રંગની રૂંવાટી હોય છે. પાનની કોર ડીટડી પાસે બહુધા વિષમ ( oblique ) હોય છે. પાન કોઇવાર બબ્બે પાસે પાસે નીકળેલાં હોય છે. પાનનાં ટેરવાં સાંકડાંથતાં કે અણીઆળાં હોય છે. પાનની કોરપર કોઈવાર લહેરીઆં કે અનિયમિત ખાંચા હોય છે. પાન જરા જાડાં, ઉગ્ર વાસ, અને કડવાસલેતા ચીરપરા સ્વાદવાળાં હોય છે.

**ફૂલ**–પત્રકોણમાં ૧ થી ૩ કે ૬ ફૂલ પાસે પાસે ઝુમખીની પેઠે નીકળેલાં હોય છે. તેને વખતે ટુંકી ડીટડી હોય છે, ને વખતે તે હોતી નથી. ફૂલ પીળાસલેતા લીલા રંગનાં હોય છે. તે ⅛ ઇંચથી ⅙ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ લાઇન વ્યાસનાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા સાંકડા અણીઆળા દેખાતા હોય છે; એ પત્રોપર ધોળાસલેતા વાળની રૂંવાટી હોયછે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાયલી ને મથાળે તેના દાંતા દેખાતા હોય છે. પાંખડી પુ૦ બા૦ કોષથી બહાર નીકળેલી ને તેના દાંતા તેનાથી આંતરે આવેલા હોય છે. તેની સપાટીપર સૂક્ષ્મ વાળની રૂંવાટી અને તેની કોરપર વાળની હાર હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે પાંખડીઓથી સ્હેજ ટુંકાં હોય છે. તંતુઓ ધોળાં ને પરાગકોષ ભૂરા રંગના હોય છે.

**સ્રીકેસર**–ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો, બહાર નીકળતાં પેટાળવાળો ને ૨–પોલવાળો હોય છે, નલિકા ધોળા રંગની ને તેનાપર લીલાસલેતા રંગનું ગોળ મુખ આવેલું હોય છે.

**ફૂલ**–જેમ જેમ મ્હોટું થતું જાય છે તેમ તેમ તેની નીચેની ટોપી કે પોપટો (calyx) મ્હોટો ને પોહોળો થતો જાય છે. ને ફ્લ તેની અંદર ઢંકાયલું રહે છે. ફ્લ અને તેનાપર ઢંકાયલો પોપટો પ્રથમ લીલા રંગનાં હોય છે. પણ પાકવા આવે છે ત્યારે તે રાતા રંગનાં થઈ જાય છે. તેમાં ફ્લ ઘણા લાંબા વખત સુધી રાતા રંગનું રહે છે. ફ્લપર ઢંકાયલા પોપટાનું મુખ સાંકડું ને પેટાળ પોહોળું હોય છે. તેનાપર દશ ઉભી નસો હોય છે. જેમાંની ૫ નસો તેના મુખપરના ૫ દાંતાઓમાં ગયેલી હોય છે. અને તેની વચમાંની ૫ નસો સદરહુ દાંતાથી જરા નીચે સમાઈ ગયેલી હોય છે. પોપટાપર સૂક્ષ્મ વાળની આછી રૂંવાટી હોય છે. પોપટો ¾ થી ½ ઇંચ લાંબો ને ઘણો પાતળો હોય છે. તે કાઢી નાખતાં તેની અંદરથી વટાણા જેવડું કાચું હોય તો લીલું, ને પાકું હોય તો રાતું, લીસું ને અત્યંત ચળકતું ગોળ ફ્ળ નીકળે છે. એ ફ્ળને મથાળે સૂક્ષ્મ ચાંડલો અને તળિયે બોરની પેઠે ખાડ હોય છે. તે ¼ ઇંચ કે તેથી જરા વધારે મોટા વ્યાસનું હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો ઘણો ઉગ્ર હોય છે. ફ્લમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–ચપટાં ફીકા કે પીળાસલેતા ભૂરા રંગનાં, ½ લાઇનથી કંઇક ટુંકાં, ચળકતાં ખડબચડી સપાટીવાળાં, અને રીંગણી કે મરચીનાં બીજના આકારને મળતાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથઘ્ન, માદક અને મૂત્રલ.

**૬–ઉપયોગ**–ઘોડાકુનનાં મૂળ મરકીની ગાંઠ અને વાળાના સોજા ઉપર ચોપડવામાં આવે છે. એનાં પાન પણ ગડગુંબડાં, પાઠાં વગેરે ઉપર વાટીને બાંધવામાં આવે છે. એનાં ફ્લ ફ્લથી છોકરાં રમે છે. એનાં પાનને એરંડીયું તેલ લગાડી જરા ગરમ કરી અને પાઠાંપર બાંધવાથી ઘણો ફાયદો થાય છે. એનાં મૂળ મૂત્રલ પણ માદક ગણાય છે તેથી તે મરકીના તાવપર ખવરાવવામાં આવતાં નથી. તો પણ કેટલાક ખારવાઓ અને કોલી જેવા ગરીબ લોકો એને પાણીમાં વાટીને પોતાની મેળે પીએ છે. તેથી ઝાડા અને ઉલટી થયાના દાખલાઓ જોવામાં આવેલા છે. એનાં બીજ પણ વાટીને ગડગુંબડાંપર ચોપડવામાં આવે છે. મરકીની ગાંઠપર એનો ગુણ સારો જણાતાં વિવિશે વિવેચનમાં તેની વિશેષ હકીકત આપવામાં આવેલી છે. મરકીની ગાંઠપર લેપ કરવામાં તેની અસર જણાયલી છે. પણ એ દરદમાં ઘણુંકરી કબજીયત અને બેશુદ્ધિ હોય છે. તેથી ઘોડાકુન ક્ષોભક, રૂક્ષ અને માદક હોતાં તે ખાવા આપવું દુરસ્ત જણાતું નથી.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, કાદીવાળા ખરાબા ઉપર, ઉકેડા અને ખંડીએર જગોમાં, અને વાડીઓની વાડ અને કુવાઓના કાંઠા પાસે ઘણુંકરી ઘોડાકુનના છોડવા ઉગે છે.

એ હિં૦ના ઘણા ખરા સુકા ભાગોમાં થાય છે.

**૮–વિ૦વિવેચન**–સંસ્કૃત **અશ્વગંધા** ઉપરથી **આસુન** અને **અસગંધા** એ નામો નીકળેલાં જણાય છે. અને **ઘોડાઆસુન** અને **ઘોડાકુન** એ નામો પણ કદાચ

**અશ્વગંધા, વાજીગંધા** ઉપરથી અર્થ થઇને પડેલાં હશે. કેમકે **અશ્વ** અને **વાજી** એ ઘોડાનાં જ નામો છે.

બજારમાં ગાંધીને ત્યાં **અસન** અથવા **આસુનનાં** નામથી ધોળાં, ઝીણી ગરમર જેવાં પાતળાં, ને લાંબાં મૂળિયાં મળે છે. તે ઘોડાકુનનાં મૂળિયાંથી જૂદાં છે. અને તે ખરી **અશ્વગંધાની** જગોએ વપરાય છે. **ઘોડાકુન અને અશ્વગંધા** એ બે જૂદી જૂદી વનસ્પતિ છે. એમ એ બન્ને વનસ્પતિનાં મૂળિયાં તપાસતાં જણાયલું છે. માટે આર્યઔષધમાં જે **અશ્વગંધા** લખેલી છે, તેના ગુણદોષ અને ઉપયોગ આ જગોએ **ઘોડાકુનને** લગાડેલા નથી.*

ફેબ્રુઆરી સન. ૧૯૦૩ માં છપાવવામાં આવેલી છે. એ ઝાહેરખબરનાં **હેન્ડબિલો** પણ છપાવવામાં આવેલાં છે. તેનો થોડો હેવાલ આ નીચે આપવામાં આવે છે.

આસરે સાતેક વર્ષપર એક જૈન સાધુએ એક **જડી**-( ઘોડાકુનનું મૂળ )નો આસરે ૨ ઇંચ લાંબો અને ૧½ ઇંચ પોહોળો કકડો પોરબંદર પાંજરાપોળના મરહુમ મેનેજર શેઠ જેચંદ સાવડીઆને આપેલો હતો. અને તે ગમે તેવી ગાંઠપર ચોપડવાથી તે ગાંઠ ફૂટી જાય છે, અને આરામ થાય છે, એમ તેને કહ્યું હતું. આ સાધુ અહીંથી ચાલ્યા ગયા બાદ કેટલેક મહિને કમનશીબે પોરબંદરમાં સંવત ૧૯૫૪ ની સાલમાં પહેલી મરકી થઇ. ત્યારે મરકીની ગાંઠપર શેઠ જેચંદ સાવડીએ એ જડીનો ઉપયોગ કરેલો, ને તેથી ચાર પાંચ શખ્સોની ગાંઠો ફૂટી દરદી સારા થયા. પછી જ્યારે એ જડીનો માત્ર ½ ઇંચ જેટલો કકડો બાકી રહ્યો ત્યારે તેણે તે વખતના અહિના ચીફ મેડિકલ ઑફિસર સા. રા. સા. ડાકટર હરી શ્રીકૃષ્ણ દેવને એ કકડો દેખાડયો. અને તેના ગુણ સંબંધી વાત કરી ત્યારે તેઓ સાહેબે શેઠ જેચંદ સાવડીઆને મારી પાસે એ જડીના કકડાની પરીક્ષા કરાવા મોકલ્યા. આ જડી સુંઘતાં જ મને **ઘોડાકુનનાં** મૂળિયાં જેવી વાસ આવી. ( આથી પહેલાં ઘોડાકુનનું મૂળિયું મારા સુંઘવામાં આવેલું હતું. અને મેં પોતે તે **નખવડા** ઉપર લગાડેલું હતું. અને એક વાળાના દરદીને વાળાના સોજાપર ચોપડવા આપેલું હતું. જેથી જો કે તાણ વધારે જણાઈ હતી તોપણ વાળો ઘણો બહાર નીકળી આવ્યો હતો. ને સોજો ઓછો થઈ ગયો હતો.) તેપરથી ઘોડાકુનનું મૂળિયું આ સ્વસ્થાનના નવા બાગમાંથી કઢાવી એ જડીના કકડા સાથે તેની વાસ, સ્વાદ ને તેનો આડો કાપ આઇગ્લાસથી જોઈ મેળવતાં સરખાં લાગ્યાં. તે પરથી ઘોડાકુનનાં મૂળનો એક મ્હોટો કકડો શેઠ જેચંદને એજ રીતે વાપરવા આપ્યો. અને ડા૦ દેવ અને કમ્પાઉન્ડર મી૦ નરોત્તમે તેમજ આસિસ્ટંટ ડાકટર મી૦ મણીશંકરે પણ પ્લેગની ગાંઠપર ઘોડાકુનનું મૂળ અજમાવતાં તેની સારી અસર જોવામાં આવી હતી. એ વખતની મરકી વખતે ૧૫ ખારવા, ૪ ભોઈ, ૬ તરીઆ, ૨ સીંધી, ૧ મતવો, ૪ બ્રાહ્મણ ને ૧૦ લુવાણા સારા થયા હતા. બીજી સંવત ૧૯૫૬ અને ત્રીજી સંવત ૧૯૫૮ ની મરકી વખતે પણ પ્લેગવૉર્ડ ડૉ૦ મી૦ નરોત્તમે અને મી૦ ગોરધને ઘોડાકુનનાં મૂળ પ્લેગની ગાંઠોપર ચોપડવા વાપરેલાં તેથી ઘણી ગાંઠો સારી થઈ હતી. ઘોડાકુનનાં મૂળ મરકીની ગાંઠપર ચોપડાય છે એ વાત ઘણા લોકોની જાણમાં આવવાથી લોકો પોતાની મેળે પણ એનાં મૂળિયાં લાવી ગાંઠપર લગાડતાં હતાં.

ઘોડાકુનનાં મૂળિયાં સને ૧૯૦૨ માહે ડીસેમ્બરમાં અમદાવાદમાં ભરવામાં આવેલાં પ્રદર્શનમાં મુકવામાં આવેલાં હતાં. અને તે જોવા આવનાર ઘણા વૈદ્યો અને બીજાઓને એ મૂળનો ગુણ મરકીપર કેવો છે તે સમજાવવામાં આવતું હતું. અજમાયેશ માટે બે મૂળિયાં વડોદરા કળાભુવનમાંના **કેમિસ્ટ** માસ્તર મોતીલાલ છોટાલાલ ત્રિવાડીને અને, સુરતના એક ગૃહસ્થને આપવામાં આવેલાં. તેમાંથી વડોદરાવાળા માસ્તર મોતીલાલ પોતાના તા૦ ૧૩-૧-૦૩ ના કાગળમાં લખે છે કે:-"મૂળ પાણીમાં ઘસી ગાંઠપર ચોપડવાથી ૧૦ કેસ સારા થયા." અને સુરતથી ખબર મળ્યા છે કે "આ ચોપડવાથી ૨ કેસ ખરેખર સારા થઇ ગયા છે." આ બન્ને ગૃહસ્થોએ વધારે મૂળ મંગાવતાં મોકલી આપવામાં આવેલાં છે.

પોરબંદરના ગાંધી લોકો ઘોડાકુનનાં સુકાં મૂળિયાં વેચે છે. પણ તે તાજાં હોય તો જ ચમત્કારિક ગુણ દેખાડે છે.

તાજાં મૂળને પાણીમાં ઘસી તેને ચંદનની માફક ગાંઠપર ચોપડવું. તથા ગાંઠની આજુબાજુ જ્યાંસુધી સોજો હોય અગર જગો લાલ થઇ હોય તેટલા સુધી ચોપડવું. આ લેપ સુકાયા પછી તે તાણ કરે છે. અને તેથી ફેલાયલો સોજો અગર ગાંઠ ઘણુંકરી એક મધ્ય બિંદુએ આવી તે ઉપર આવતી જાય છે. જેમ જેમ ગાંઠ ઉપર નીકળતી આવે છે તેમ તેમ આજારી બેશુદ્ધિમાં હોય તો શુદ્ધિમાં આવતો જાય છે. આખરે ગાંઠ પાકી ફૂટી જાય છે. તેપર બાજુએ એ લેપ અને ગાંઠના મુખપર ઘંઉના લોટની પોટીસ મુકવાથી ને છેવટે **પ્લેગ પ્લૅસ્ટર** અગર સાધારણ સાદા મલ્લમની પટ્ટિ લગાડવાથી ગાંઠ રૂઝાઇ જાય છે. મરકીની ગાંઠપર આ દવા ચોપડવી શરૂ હોય ત્યારે આજારીને પીવાની દવામાં **પ્રો૦ ગજ્જરની પ્લેગ મીક્ષ્ચર** અગર બીજી મરકીની દવાઓ વૈદ્ય અને ડાકટરો આપે છે. પોરબંદરમાં મરકીની ગાંઠપર એ ઘોડાકુનનું મૂળિનું ઘસી ચોપડવાથી ઘણાં લોકો

* ઘોડાકુનના મૂળિયાંનો મરકીની ગાંઠપર કરવામાં આવેલા ઉપયોગની ઝાહેરખબર પોરબંદર સ્ટેટ ગેઝેટ તા. ૧૯.

સારાં થયાં છે. જેમાંનાં કેટલાંકનાં નામો તે ઝાહેર ખબરમાં છપાએલાં છે.

મુંબઈ સમાચાર વગેરે કેટલાંક પત્રોમાં ઘોડાકુનની ઝાહેર ખબર છપાયા પછી કાઠીઆવાડ, કચ્છ, સિંધ, ગુજરાત, મારવાડ, દક્ષિણ અને ઉત્તર હિંદુસ્થાનમાંના કેટલાક લોકો તરફથી ઘોડાકુનનાં મૂળિયાં મંગાવવામાં આવતાં પોરબંદર સ્વસ્થાન તરફથી તે ખેરાત તરીકે મોકલી દેવામાં આવ્યાં હતાં. પણ દિલગીરી એ છે કે, ઘોડાકુનના છોડવા આ સ્વસ્થાનમાં જથાબંધ ઉગતા નથી. અને હવે ઉગે છે તેવાજ તેને અહિંના ગરીબ લોકો કાઢી લઈ જઇ તેનો સંગ્રહ કરી રાખે છે. પણ સ્વસ્થાને આ ઉપયોગી ખેરાતની વનસ્પતિનું પ્લાન્ટેશન કરેલું છે.

---

## વર્ગ-( સોલેનેસી. )

### નંબર ૪૦૫.

**૧-શાસ્ત્રીયનામ**-Lycium europæum.

દૃષ્ટાન્ત-H. IV. p. 240; N. p. 210; Watt. V. p. 99.

**૨-દેશીનામ**-કચુરો, કાગમેંદી (પો૦) અટીમટી (ગુ૦); गंगरो, गेंगट (म०). अकमेंदी, चीरचीर, (हिं०)

**૩-વર્ણન**-કચુરાનાં ઝાડવાં ઝાંખરાં જેવાં કદરૂપાં થાય છે. તે ૬ થી ૧૦ ફીટ ઉંચાં વધે છે. તેની શાખાઓ કાંટાવાળી ફીકા ધોળા રંગની હોય છે. પાન ઝીણાં ને ટુંકાં હોય છે. ફૂલ ધોળા રંગનાં ને ફલ સૂક્ષ્મ, પીળા, કે રાતા કે કાળાસલેતા રંગનાં થાય છે.

એ ઝાડવાંમાંથી અણગમતી તીખી વાસ નીકળતી હોય છે. ફૂલ ચોમાસાં આખર અને શિયાળાની શરૂવાતમાં આવે છે. ફલ માગસર પોસમાં પાકી જાય છે. એનાં ઝાડવાં જમીન બરાબર કપાઈ ગયાં હોય, અને પછી એમાંથી નવી ફૂટ નીકળી હોય, તે પાંસરી તરસા જેવી મથાળે વાંકલેતી નીકળેલી હોય છે. તે ખરેખર જરા છેટેથી લાંબાં હંસરાજ ( Fern ) જેવી સુંદર દેખાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં જથ્થા બંધ ઉગી જાય છે. એનાં મૂળમાંથી શાખાઓ જેવા તરસા જમીનથી બહાર આવી સ્વતંત્ર ઝાડવાં થઈ જાય છે. અને એવી રીતે એનું એક જાળું બની જાય છે. એનાં ઝાડવાંનો ચોમાસે વરસાદ વરસી ગયો હોય ત્યારે પાનના ભરાવને લીધે મેંદીનાં ઝાડવાં જેવો દેખાવ લાગે છે.

**મૂળ**-પેનસીલથી અંગુઠા જેવું જાડું, કેટલાક લાંબા ફાંટાઓવાળું, બહારથી ભુરૂં ને અંદર સફેદ હોય છે. છાલ જાડી, પોચી ને બટકણી હોય છે. રેતાળ જમીનમાં મૂળના ફાંટાઓ ૧૦ થી ૧૫ ફીટ લાંબા વધેલા હોય છે. મૂળનું લાકડું જરા કઠણ હોય છે, તેનો આડો કાપ કરતાં તેમાં ૫ થી ૬ ચક્રો દેખાય છે. જેમાંનું વચલું પેહેલું ચક્ર ધોળા રંગનું પોચા ગાભા જેવું દેખાય છે. તેથી બહારનાં ૩ ચક્રો ફીકા ધોળા રંગનાં ને થોડાં સછિદ્ર દેખાય છે. તેથી બહારનું ચક્ર વધારે સછિદ્ર અને તેથી બહારનું છાલનું ચક્ર ધોળા રંગનું દેખાય છે. મૂળ અંદરથી રસભર્યું હોય છે. તેનો કાપ થોડીવારમાં રતાસલેતો ભૂરા રંગનો થઈ જાય છે. મૂળની વાસ સેહેજ તીખી, તોપણ જરા સુગંધિત હોય છે. અને સ્વાદ પ્રથમ મીઠાસલેતો ને પાછળથી તીખો, ચીકણો ને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી મૂળ જેવી જાડી, ભૂરા રંગની, ઉભા ચીરાઓવાળી ને ખડબચડી હોય છે. શાખાઓ ફીકા ધોળા રંગની, ઉભી હાંસોવાળી, ચળકતી ને લીસી હોય છે. તેપર કાળા સૂક્ષ્મ બિંદુઓ હોય છે. તેપર નાહાની નાહાની અણીઆળા લાંબા કાંટાઓ જેવી ઘણી શાખાઓ આવેલી હોય છે જેપર બહુધા પાન અને ફૂલ હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે વખતે ૧ અને ઘણીવાર એકજ જગોએથી ૨-૪ પાન પાસેપાસે ગચુંમની પેઠે નીકળેલાં હોય છે. ડીટડી સૂક્ષ્મ હોય છે. પાન ઝીણાં ને લાંબાં હોય છે. તેનો સાધારણ આકાર મેંદીનાં પાનને મળતો હોય છે. તે બન્ને છેડે સાંકડાં થતાં અથવા ટેરવાં તરફ જરા પોહોળાં હોય છે. તે જાડાં, ફીકા લીલા રંગનાં, ટેરવે ગોળાઈ લેતાં કે બુઠ્ઠી અણીવાળાં હોય છે. તે $\frac{1}{2}$ ઈંચથી ૧ ઈંચ લાંબાં અને $\frac{1}{4}$ ઈંચ પોહોળાં હોય છે. પણ ઘણીવાર ઝાડવાંના નીચલા ભાગપર અથવા થડેથી વઢાયલાં ( coppice ) ઝાંડવાંની નવી ફૂટમાં તે ૧ થી ૩ ઈંચ લાંબાં અને $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઈંચ પોહોળાં હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ રીંગણાંના સ્વાદને મળતો હોય છે.

**ફૂલ**-એક કે એક કરતાં વધારે ફૂલો એકજ પત્રકોણમાંથી નીકળેલાં હોય છે. તેની ડીટડી પુ૦ બા૦ કોષ કરતાં વખતે ટુંકી હોય છે. ફૂલની વાસ ધંતુરાનાં ફૂલને મળતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા છૂટા દેખાતા હોય છે. પત્રો લીલા રંગનાં, $\frac{1}{8}$ થી $\frac{1}{6}$ ઈંચ લાંબાં હોય છે. તેના દાંતાની કોર સફેદ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઇ એક નળી જેવી બનેલી હોય છે અને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેની નળી પુ૦ બા૦ કોષ કરતાં લાંબી હોય છે. તેના દાંતાની

કોર પાછળ વળેલી હોય છે. પાંખડીની નળી સહિત લંબાઇ ½ ઇંચની અને તેનાં મુખનો વ્યાસ ⅙ ઇંચથી ૩ લાઇન જેટલો હોય છે. પાંખડી કવચિતજ જાંબુડી છાયાલેતી, પણ ઘણુંકરી સફેદજ હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તેમાંનાં ૩ ઘણુંકરીપાંખડીનાં મુખ સુધી લંબાયલાં હોય છે. તે ફીકા ધોળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ફીકા ધોળા રંગનો તેવાજ રંગની સૂક્ષ્મ પડઘીપર બેઠેલો હોય છે. નલિકા ધોળા રંગની, પુંકેસરતંતુથી જાડી અને પાંખડીની નળીનાં મુખ સુધી લંબાયલી હોય છે, તેનું મુખ લીલા રંગનું અને ગોળાઇલેતું હોય છે.

**ફલ**–પ્રથમ લીલાં, ને પાકે છે ત્યારે પીળા, રાતા કે કેસરીઆ રંગનાં થઇ જાય છે. ને કવચિતજ કાળાં થાય છે. તે લીસાં, ચળકતાં અને ⅙ ઇંચ વ્યાસનાં અર્થાત્ મરીના નાહાના દાણા જેવડાં હોય છે. ફલને મથાળે કાળા રંગની સૂક્ષ્મ અણી હોય છે. ફલનાં તળિયાંનો છેડો જરા લંબાઇ તેની ટોપી (calyx) ની અંદર આવેલો હોય છે. તેની ટોપીના પાંચે દાંતા એક તરફ થઇ તેપર ફલ એવી રીતે અત્યારે ધરાયલું હોય છે, કે જાણે એક છોકરાંએ હાથનાં પાંચે આંગળાં હથેલી સોતાં એક બાજુ વાકાંવાળી પંજામાં લાડુ* પકડયો હોય એવું દેખાય છે. ફલમાં રાતા રંગનો મીઠાસલેતો ગળ હોય છે, જેમાં કેટલાંક સૂક્ષ્મ બીજ આવેલાં હોય છે. ફલની વાસ ઉગ્ર, અને સ્વાદ મીઠો ને પાછળથી જરા ચીરપરો લાગે છે.

**બીજ**–રતાસ લેતા ભૂરા રંગનાં, ચપટાં, ખડબચડાં, મરચીનાં બીજને મળતાં ને ઘણાં સૂક્ષ્મ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫–ગુણદોષ**–ક્ષોભક, શોથ અને કફઘ્ન, તથા માદક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને પાન વાટીને ઘોડાકુનની પેઠે ગડ અને ગુંબડાંઓ ઉપર લગાડવામાં આવે છે. એનાં કોમળ પાનનું કેટલાક ગરીબ લોકો શાક કરે છે. એનાં ફલ પાકે છે ત્યારે બુલબુલ પક્ષી અને રબારીઓનાં છોકરાંઓ ખાય છે. એનાં ફલ પૌષ્ટિક તરીકે વપરાય છે, એમ કેહેવાય છે. એનાં પાન, ફૂલ અને કાચાં ફલને વાટી તેની થેપલી મીઠાં તેલમાં કકડાવી તે તેલ ગાળી લઇ સોજાઓ અને ચામડીનાં દરદોપર લગાડવામાં આવે છે. વાડરીંગણીની પેઠે એનાં ઝાડવાંની ઘણા ખેડુતો વાડ કરે છે. એનાં સુકાં ઝરડાં ગરીબ લોકો બાળે છે.

* જાણે શ્રી નવનીતપ્રિયાજીના હસ્તકમલમાં માંખણ કે નવનીતનો પીંડો હોય કે નહીં? એવુંજ તે દેખાય છે. એ રચના જોવા લાયક છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, કુવાઓના કાંઠા આગળ, કાદી (પથ્થર) વાળી જમીનમાં તેમજ દરિયાકિનારાની રેતાળ ભોંયમાં એના છોડવા ઉગે છે.

એ પશ્ચિમ હિં૦માં થાય છે.

**૮–વિશેષાવવેચન**–એનાં ઝાડવાંનો દેખાવ મેંદી જેવો હોવાને લીધે એને **કાગમેંદી** કહે છે.

એની બે જાત (L. barbarum, L. ruthenicum) ઉત્તર હિંદુસ્થાનમાં થાય છે. તેને ત્યાં "કહોટાર, ખિચર, ખિટ્સર અને કિટસરમ" કહે છે. (વૉટ) આ નામોપરથી **કચુરો** નીકળ્યું હોય એમ લાગે છે.

"કોહટોર (L. barbarum)નાં ફલ સોતી ડાળો ખાવાથી ઘણા ઉંટો મરી ગયા એવું ઝાહેર થએલું છે." તે વિષે વૉટ સાહેબ અજાયબી દેખાડે છે કે,

**કચુરાની** "(Lycium) કોઇપણ જાતની વનસ્પતિ ઉપરની હકીકત ઝાહેરમાં આવ્યા પેહેલાં ઝેરી ધારવામાં આવેલી નથી. જોકે એ ભલે **ધંતુરાના** વર્ગની છે."

---

## વર્ગ–( સોલેનેસી ).

### નંબર ૪૦૬.

**૧–શાસ્ત્રીયનામ**–Datura alba.

દષ્ટાન્ત–H. IV. p. 243; N. p. 210; Watt. III. 36; રૂ. નિ. પા. ૩૦૬.

**૨–દેશીનામ**–ધંતુરો, ધોળો ધંતુરો (પો૦); ધતુરો, ધોળો ધતુરો (ગુ૦); पान्ढ़ा धोतरा, (म०); सफेद धतुरा (हिं०); धत्तूर, स्वेतधत्तूर (सं०).

**૩–વર્ણન**–ધતુરાના છોડવા ઘણુંકરી બારેમાસ હોય છે. તોપણ ચોમાસાં આખર અને શિયાળાની શરૂવાતમાં તે ઘણા જોવામાં આવે છે. તે ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. તેમાં બહુધા ઉંચી ચઢતી આડી અવળી પસરાતી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તે ઘણુંકરી ગાંઠે ગાંઠે વિરૂદ્ધ વાંકવાળી હોય છે. પાન ઘણુંકરી પોહોળાં ને દાંતાવાળાં હોય છે. ફૂલ ધોળા રંગનાં, તમાકુ પીવાની ઉભી ચલમના આકારનાં, જરા મધુરી તોપણ ઘણી ઉગ્ર સુગંધવાળાં, ને લાંબાં હોય છે. તે રાત્રમાં ઉઘડે છે. અને તેની ગંધ ચોતરફ હવામાં ફેલાય છે. ફલ ગોળાઇલેતાં, લીંબુ જેવડાં ને કાંટાવાળાં હોય છે.

ધતુરાના આખા છોડવામાંથી ઘણી ઉગ્રવાસ નીકળે છે.

**મૂળ**–એનું ખીલામૂળ ઘણું ઉંડુ બેઠેલું હોય છે. તે આંગળીથી હાથનાં કાંડાં જેવું જાડું હોય છે. એમાંથી કેટલાક ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. એનું લાકડું સખ્ત અને ધોળું હોય છે. છાલ ભૂરાસલેતા રંગની, રસભરી ને ઉગ્રવાસવાળી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી લીલા ભૂરા કે જાંબુડા રંગની છાયાલેતી પેનસીલથી અંગુઠા જેવી જાડી હોય છે. તે લીસી, ચળકતી ને તેનાપર ધોળી બાનકવાળા ઉભા ચીરા ને વખતે ભૂરા રંગની સૂક્ષ્મ ગ્રંથીઓ પણ હોય છે. શાખાઓ સ્લેટપેનથી ટચલી આંગળી જેવી જાડી લીલા કે જાંબુડી છાયાલેતા રંગની, લીસી, ચળકતી, લીલાસલેતા રંગના સૂક્ષ્મ છાંટણાંવાળી હોય છે. કોમળ શાખાઓ પર સૂક્ષ્મ છાંટણાં તેમજ ધોળા કે ભૂરા વાળની રૂંવાટી પણ હોય છે. છાલ મજબુત હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. પાનની ડીટડી સુતળીથી સ્લેટપેન કે પેનસીલ જેવી જાડી અને ૨ થી ૪ કે ૬ ઈંચ લાંબી હોય છે. તેનાપર આછી રૂંવાટી હોય છે. તે ગોળ, લીસી ને ચળકતી હોય છે. પાન ૨ થી ૮ ઈંચ લાંબાં અને ૨ થી ૫ ઈંચ પોહોળાં હોય છે. તેનો ઉપરનો રંગ ફીકો ઘેરો કે કાળસલેતો લીલો ને નીચેનો ચળકતો ફીકો લીલો હોય છે. તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. તેપર આંગળી ફેરવતાં તે ઘણાં સુવાળાં લાગે છે. તે જાડાં તો પણ ઘણાં નરમ હોય છે. તે તળિયે પોહોળાં, ઉપર જતાં સાંકડાં ને ટેરવે અણીથતાં હોય છે. પાનની કોર ડીટડી પાસે જરા વિશેષ વિષમ (oblique) હોય છે. ને કોરપર જરા લાંબા ને પોહોળા દાંતામાં પાનની એક નસ ગયેલી હોય છે. પાનને ચોળતાં તેમાંથી ઉગ્રવાસ અને પીળાસલેતો લીલો રસ નીકળે છે.

**ફૂલ**–ની ડીટડી પત્રકોણને જરા ચાતરીને અક્ષેકી નીકળેલી હોય છે. તે ફીકા લીલા રંગની ½ થી ૧ ઈંચ લાંબી અને સુતળીથી સ્લેટપેન જેવી જાડી હોય છે. તેપર બારીક રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–ફીકા કે પીળાસલેતા લીલા રંગનો, ગોળ, ૨ થી ૩ કે ૪ ઈંચ લાંબો અને ½ થી ¾ ઈંચ પોહોળો હોય છે. તે પાંચ પત્રોનો બનેલો હોય છે. એનાં પત્રો તળિયેથી જોડાઇ એક ભુંગળી કે નળી થઇ રહેલી હોય છે. અને એ નળીના મુખ પાસે તેના પાંચે છેડા છૂટા દેખાતા હોય છે. તે જરા લાંબા નરમ અને અણીવાળા હોય છે. તેની અણી જરા જાડી થયેલી હોય છે. એનાં દરેક પત્રપર એક ઉભી નસ હોય છે. અને તેની સપાટીપર સૂક્ષ્મ રૂંવાટી અને ચકચકીત બિંદુઓ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઇને એક લાંબી ભુંગળી જેવી થઇ રહેલી હોય છે. તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી અને પાંચ ઉભી નસો હોય છે. પાંખડીનું મુખ ઉભી ચલમની પેઠે પોહોળું હોય છે. તેની નળી અંદરથી પીળાસલેતા લીલા રંગની ને પાંખડી ધોળી હોય છે. તેના મુખનો વ્યાસ ૨ થી ૩ ઈંચનો અને આખાં ફૂલની લંબાઈ ૫ થી ૬ કે ૮ ઈંચની હોય છે. તેના મુખના છેડા અણીથતા હોય છે, ને તેની અણી જરા પાછળ વળેલી હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે ૨ થી ૬ ઈંચ લાંબાં ને પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. તે તળિયેથી અવધચ સુધી પાંખડી સાથે લાગેલાં અને મથાળે છૂટાં હોય છે. તેના તંતુઓનો છૂટો ભાગ ગોળાઇલેતો, ધોળો, ચળકતો ને મથાળે સાંકડો અણી થતો હોય છે. અને જેટલો ભાગ પાંખડી સાથે લાગેલો હોય છે. તેટલો ફીકો ધોળો, વચમાં નીકવાળો, નીકની બન્ને બાજુએ સૂક્ષ્મ લહેરીઆં જેવી બાનકવાળો, અને રૂપાં જેવી ચળકતી સૂક્ષ્મ વાળની રૂંછાળવાળો હોય છે. તંતુઓ તળિયે ચપટા હોય છે. પરાગકોષ ¼ થી ¾ ઈંચ લાંબા અને ⅛ ઈંચ પોહોળા હોય છે. તે ઉભા, ફીકા ધોળા, કે બદામી રંગના હોય છે. તે ચાર ઉભી હાંસોવાળા હોય એવા તળિયે દેખાય છે. પણ તે મથાળે જરા ચપટા હોય છે. તેપર સૂક્ષ્મ રૂંવાટી હોય છે. પરાગરજ પણ પરાગકોષ જેવા રંગની હોય છે. અને તે ફૂલ તોડયા પછી તરત ખરી જાય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, બે પોલવાળો, પીળાસલેતા ધોળા રંગનો, ધોળાસલેતા રંગના કાંટાઓવાળો, તળિયે પોહોળો, મથાળે સાંકડોથતો ને એક પીળા રંગની લીસી ચળકતી ગોળ પડઘીમાં બેઠેલો હોય છે. નલિકા પુંકેસરોથી જરા ટુંકી કે લાંબી, તેના જેવી પાતળી, રંગે ધોળી, મથાળે જરા જાડીથતી ને પીળાસલેતા બે છેડાવાળાં સૂક્ષ્મ મુખવાળી હોય છે. નલિકાપર વખતે સૂક્ષ્મ વાળની રૂંવાટી પણ હોય છે.

**ફલ**–ફૂલ ઉઘડયા પછી તેની પાંખડી કરમાઇને ખરી જાય છે. તેની સાથે પુંકેસરો પણ નીકળી જાય છે. અને ત્યારપછી ફૂલની ટોપી (calyx) અને સ્ત્રીકેસર રહે છે. તે જેમ જેમ ફલ પાકતું જાય છે તેમ તેની નીચેની ટોપીની નળી કરમાતી જાય છે, ને આખરે તેનાં તળિયાંની જરા ઉપરથી આડી ચીરાઇ તે નીકળી જાય છે. અને તેનું તળિયું ફલની સાથે વધી એક ગોળ જાડી પડઘી કે ઢાલ જેવું ફલની નીચે થઇ રહે છે. તે ફલ સુકાઇ તેમાંથી બીજ નીકળી ગયા સુધી પણ તેની નીચે કાયમ રહે છે. તેની નીચે ફલની ડીટી પણ નીચી નમી કાયમ રહે છે. ફલ કાચું હોય છે ત્યારે ફીકા લીલા રંગનું, ચળકતું, ને તેપર સૂક્ષ્મ રૂંવાટી દેખાય છે, ને તેપર તળિયે પોહોળા ને મથાળે સાંકડાથતા જરા બુઠ્ઠી અણીવાળા સૂક્ષ્મ કાંટા હોય છે એ કાંટાઓની આસપાસ લીલા રંગની લીટીવાળાં આલનાં ફલપર હોય છે તેને મળતાં અનિયમિત કુંડાળાં દેખાય છે. ફલ પાકે છે ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે. અને

આ વખતે એની સપાટીપર જાણે તેની છાલ ખેંચાઈને તેપર કાંટા નીકળ્યા હોય કે નહીં એવા સળ દેખાય છે. ફલ સુકાય છે ત્યારે મથાળેથી અથવા બાજુએથી અનિયમિત રીતે પોતાની મેળે ચીરાઇ જાય છે.

**બીજ**–પ્રથમ ધોળાં ને ઘણાં ચળકતાં હોય છે. પણ પાછળથી પીળાસલેતા ભૂરા રંગનાં થઇ જાય છે. તે બે પાસે જરા દબાયલાં હોય છે. બીની સપાટી લીસી ને ચળકતી હોય છે. ને તેપર અંદર બેસતાં સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. તે એક છેડે જરા અણીથતું ને બીજે ગોળાઇલેતું હોય છે. એ ગોળાઇલેતા છેડા પાસે બીની બન્ને કોર ચઢી આવેલી હોય છે. ને તેની વચ્ચે નીક અથવા અનિયમિત ઉભી નસ હોય છે. બીજ ⅙ થી ૧ લાઇન લાંબું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ–ઝેરી**, માદક, શોથઘ્ન, રૂક્ષ, ગ્રાહી તથા જન્તુ અને દદ્રુઘ્ન.

**૬–ઉપયોગ**–ધતુરાનાં મૂળને પાણીમાં ઘસીને સોજા અને ઝેરી જાનવરોના દંશપર ચોપડવામાં આવે છે. ધતુરાનાં પાન અને તેનો રસ પણ સોજાપર લગાડવામાં આવે છે. ધતુરાનાં પાનને ગોળ અને કાંદાની સાથે વાટી તેની લેપડી મરકીની ગાંઠપર બાંધવામાં આવે છે. ઢોરનાં ભાઠામાં જીવાત પડી હોય તો તેને રબારી લોકો ધતુરાના છોડવાને બાળી તેની ધૂણી આપે છે. ધતુરાનાં ફલને સુકવી તેની ભૂકી તમાકુની સાથે કેટલાક જોગી અને જંગલી લોકો દમ ઉપર ચલમમાં પીએ છે. તે એની ભૂકી થોડા વજનમાં હોય તો તેથી દમ મટે છે. પણ વધારે હોય તો તેથી એવા લોકો ચલમ પીધા પછી ઘણીવાર ગાંડા બની જાય છે. ધતુરાના પાનનું યકૃતોદર, પ્લીહોદર અને સાધારણ પેટના દુખાવાપર બંધાણ કરવામાં આવે છે. ધતુરાનાં બીજ તેના યોગ્ય પ્રમાણમાં કેટલાક પૌષ્ટિક અને સ્તંભન પાકોમાં નાંખવામાં આવે છે. ધતુરાનાં પાન તેનાપર એરિયું લગાડી તે વાળાના સોજાપર બાંધવામાં આવે છે. ધતુરાનાં પાન સાટોડાનાં પાનની સાથે વાટી તેમાં અફીણ મેળવી તે સંધિવાના દુખવાપર ચોપડવામાં આવે છે. ધતુરાનાં ફલને ધતુરાના ડોડવા અથવાં જીંડવાં કહે છે. એના ડોડવા મીઠાં તેલમાં કકડાવી તે તેલ ગાળી લઈ પગ અને અંગના બીજા કોઈપણ ભાગની કળતરપર તે ચોપડવામાં આવે છે. ધતુરાનાં તાજાં જીંડવાં દેવતાપર ઓઠવી તેમાં જરા મોરથુથુ નાંખી તેને વાટી તેનો લેપ દાદર અને ખસ ઉપર કરવામાં આવે છે. ધતુરાનું તેલ કેટલાક ગાંધીને ત્યાં વેચાતું મળે છે. તે ચાંમડીના દરદો ને દુખાવાપર ચોપડવામાં આવે છે. ધતુરાનાં પાનની બીડી કેટલાક લોક દમ ઉપર પીએ છે. પણ એ પીવામાં ઘણી સંભાળ રાખવાની છે. કેમકે તે ઘણી **નીશાવાળી** વસ્તુ છે. ધતુરાનાં બીજ કેટલાક લોકો પાનની અંદર રાખી બંધેજ તરીકે તે ચાવી તેનો રસ ઉતારે છે. કેટલાક લોકો એનાં બીજ ભાંગની સાથે વાટી પીએ છે. પણ તે ઘણાં ઝેરી છે. ધતુરાવાળો કોઈપણ પદાર્થ જખમવાળા ભાગપર લગાડવો નહિ. કેમકે જખમને રસ્તે ધતુરાનું ઝેર અંગમાં ચુશાઈ જવાથી પણ તેની ખરાબ અસર થાય છે, એમ ઘણાઓનું કહેવું છે. ધતુરાના આખા છોડવામાં ઝેર છે પણ તે તેનાં **બીજ**માં વિશેષ રહેલું છે. ધતુરાનો ગુણ અંગ્રેજી **બેલાડોના** ( Atropa Belladonna ) જેવો છે. બેલાડોના વેદના મટાડવા માટે અને આંચકી બેસાડવા માટે વપરાય છે. તેવીજ રીતે ધતુરો પણ વપરાય છે. ધતુરાનો ઉપયોગ હડકવા, ઘેલછા, ટાઢીઆ તાવ અને ધનુરવાપર કરવામાં આવે છે. ધતુરાનો ઉપયોગ વધારે કરવાથી ઘેલછા, બેશુદ્ધિ, આંખોની કીકીઓનું ફેલાઈ મ્હોટું થવું વગેરે ચિન્હો જણાય છે. અને કોઈવાર ધતુરો વિશેષ લેવાય તો તેથી મૃત્યુ પણ થાય છે. દેશી દારૂને વધારે નીશાવાળો કરવા માટે તે દારૂ ભરવાનું ખાલી વાસણ એક ધગતા અંગારાપર ધતુરાનાં બી મુકી તેની ધૂંણીપર ઉંધુ વાળવામાં આવે છે. જ્યારે તેની ધૂણી તે વાસણમાં ફેલાઈ જાય છે, ત્યારે તે વાસણમાં દારૂ ભરવામાં આવે છે. તેથી તેમાં ધતુરાનો પાસ બેસી જાય છે. શિયાળાની રૂતુમાં અડદીઆ લાડુ અને મસાલાનો પાક કે માજુમ કરવામાં આવે છે. તેમાં પણ કેટલીકવાર ધતુરાનાં બી વાપરવામાં આવે છે. આવી મીઠાઇમાં જો તે વિશેષ વજનમાં નાંખવામાં આવેલાં હોય તો તેથી ઘણું નુકશાન થાય છે. અથવા ધતુરાની મેળવણીવાળી મીઠાઈ ખવરાવી કેટલાક ધૂર્ત લોકો લોકોને લુટી જાય છે. સ્તનના સોજાપર ધતુરાના રસમાં હળદર મેળવી ચોપડવામાં આવે છે.

"ધતુરાનાં બીજ, હીંગળો અને વછનાગ એ ત્રણે સોધેલા સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરી ધતુરાના પાનના રસમાં એક પ્રહર મર્દન કરવું, પછી તેની મગ મગ જેવડી ગોળીઓ કરવી, તેમાંથી ૧ અથવા બે ગોળી દૂધ સાથે કમળો, પાંડુ અથવા સોજાના દરદવાળાને દેવી, મીઠું ન ખાવું, જલ ન પીવું, તરસ લાગે ત્યારે દૂધ પીવું. ઘઉં, ઘી, દૂધ, ચોખા અને સાકર એટલી ચીજ ખવરાવવી. આ દવા અનેકવાર અજમાવેલી છે. આઠ દિવસની અંદર ઘણુંકરી રોગી તંદુરસ્ત થાય છે." (વૈદ્યરાજ નારાણજી ઉમીયાશંકર પઢીયાર. **ચોરવાડ.**)

"ધતુરાનાં બીજને ચાર પ્રહર ગૌમૂત્રમાં રાખી મુકવાથી તેની શુદ્ધિ થાય છે. તે પછી તેની ઉપલી ફોતરી કાઢી નાખી પછી ઔષધમાં વપરાય છે.

બનાવટ–૧–સ્વલ્પજ્વરાંકુશ ૨–કનકસુંદરરસ ૩–ઉન્માદગજકેશરીરસ ૪–વિલાસિનીવલ્લભ.

( આ બનાવટો આર્યઔષધમાં પ્રસિદ્ધ છે. )

ધતુરો ખાવાની દવા કરતાં ધુમ્રપાનની દવા તરીકે વધારે પ્રસિદ્ધ છે. ધુમ્રપાનથી તેની અસર જલદી જણાય છે. ખાંસી અને દમની અંદર ધતુરો સૌથી વધારે ઉપયોગી દવા છે. ઉધરસ ઉપર ખાવાની ગોળીઓને ધતુરાના રસની ભાવના દેવામાં આવે છે. અને ત્યારે તેની અસર શ્વાસનળિકાના શ્લેષ્મપિંડને બેભાન કરી પીડા ઓછી જણાવા દેવાની છે. તોપણ તેના કરતાં તેની બીડી કરીને પીવી એ વધારે સારી છે. ગમે તેવો સખ્ત દમ ધતુરાનાં પાન અગર ડાંડલાની બીડી કરી પીવાથી એકદમ બેસી જાય છે. કોઈ દરદીની ખાસ જૂદી પ્રકૃતિ હોય ને તેથી તે ફાયદો ન કરે તે જૂદી વાત છે. પણ ઘણે ખરે ઠેકાણે તે ફાયદો કરે છે. તે ઘણી ઝેરી દવા હોવાને લીધે વાપરતાં ઘણો વિચાર રાખવો જોઇએ. શરૂવાતમાં સૌથી ઓછી માત્રા આપવી અને જ્યારે બે ચાર વખત ધતુરો આપવાથી વૈદ્યને ખાતરી થાય કે દરદીથી ધતુરો સહન થશે ત્યારે જ તેની મ્હોટી માત્રા આપવી. ધતુરાનાં અર્ધ સુકાં પાનનો ભૂકો ૨ વાલ લઈ તેની કાગળમાં બીડી કરવી ને તે એક બીડી પીવી. આથી ઘણુંકરીને તરત દમ બેસી જાય છે. કદાપિ એક બીડીથી પા કલાક સુધી દમ ન બેસે તો પા કલાક પછી તેજ માત્રાની બીજી બીડી પીવી, એમ ઘણામાં ઘણી ત્રણ બીડી પાવી, ત્રણથી બીલકુલ વધવું નહિ. જો ત્રણ બીડી પીધા છતાં અસર ન થાય તો સમજવું કે, હવે ધતુરો ફાયદો નહિ કરે. ધતુરો માફક આવશે કે નહિ તે બાબત બીજી બીડી પાતાં વિચાર કરવો. જેને માફક નથી આવતી તેને તેથી ભયંકર ચિહ્ન થાય છે. તેથી માથામાં ચકરી આવે છે, ગળું બળ્યા કરે છે અને મોઢામાં શોષ પડે છે. તથા આંખની કીકી પોહોળી થઈ જાય છે. આમ થાય તો બીજી કે ત્રીજી બીડી પાવી નહિ. જેને તે માફક આવે છે તેમને વારંવાર તે પીવાની ટેવ પડી જાય છે. ને પછી તે થોડી અસર કરે છે. પાનના કરતાં તેના બીની અસર ઘણી વધારે છે. જેમ દરદ તાજું ઉપડેલું હોય તેમ ધતુરાની અસર વધારે જણાય છે. માટે દમ ઉપડે કે તરતજ ધતુરાની બીડી શરૂ કરવી. જો અડધાં સુકાયલ પાંનની બીડી તૈયાર ન હોય તો પછી સુકેલા પાનની બીડી પીવી પણ યોગ્ય છે. આ શિવાય ધતુરાની ડાંડલીઓ લઈ તેના સુડીવડે બારીક કકડા કરી તડકે સુકવી અધકચરા ખાંડતાં હેઠે જે લોટ જેવો ભૂકો પડે તે ફેંકી દેવો ને બાકીની ડાંડલીની કટકીઓની અમદાવાદી જાડા કાગળમાં બીડી કરવી. અને આ બીડીના બે ત્રણ દમ લેવા. એક બીડી બે ચાર દિવસ સુધી ચાલે છે. ધતુરાની બીડીના બે ત્રણ દમ લેવાય કે તરત જ દમ હલકો પડે છે અને ચીકણો કફ બડખા રૂપે બહાર પડે છે. આ ફાયદો ફક્ત બે મીનીટમાં જણાઈ રહે છે.

જીર્ણ ઉધરસની અંદર તેનો રસ આપવાથી ફાયદો થાય છે. હેડકીમાં પણ ધતુરાનું ધુમ્રપાન કરવું યોગ્ય છે અને તે લેવાની રીત પણ દમના પ્રમાણે છે. જ્વરની અંદર ધતુરો વધારે ઉપયોગી છે. અને તે મુખ્યત્વે કરીને વિષમજ્વરમાં તેનો ખાસ ફાયદો છે. **જ્વરાંકુશ નામ**ની બનાવટ ઘણા સખ્ત કફ-જ્વર ઉપર ફાયદો કરે છે. ધતુરાના રસનાં પાંચ ટીપાં મરીના ભૂકામાં નાંખી તે ભૂકાનો ફાકડો મારી જવાથી ટાઢીઓ તાવ અટકે છે. જ્વરને માટે બીજી ઘણી સારી દવા હોવાથી ધતુરો ઘણુંકરી વૈદ્યો વાપરતા નથી.

ઉન્માદ રોગમાં શ્વેત ધતુરાનું મૂળિયું દૂધમાં ઉકાળી તેમાં ઘી નાંખી પીવાથી ફાયદો થાય છે.

**ઉન્માદગજકેશરીરસ** નામની બનાવટ પણ ઘેલછાની અંદર ફાયદા કારક છે. ધતુરાનાં પાંદડાંને તેલમાં કકડાવી તે તેલ માથામાં લગાડવાથી જુનો નાશ થાય છે.

**ધતુરાની ઝેરી અસર**–ધતુરાની ઝેરી અસર થવા માટે મુખ્યત્વે કરીને તેનાં **બીજ** વપરાય છે. માટે તેનાં બીજ વાપરતાં ઘણો વિચાર રાખવામાં આવે છે. ધતુરાનાં આસરે પાંચ બી ખાવાથી તેની ઝેરી અસર જણાઈ રહે છે. ધતુરો ખાનાર દરદીને ગળામાં શોષ પડે છે, અને ગળું બળ્યા કરે છે, તેના માથામાં ચકરી આવે છે. તેને કોઈ જાતની શુદ્ધિ હોતી નથી. તે ગાંડા માણસની માફક ઉંચું અને આડું અવળું જોયા કરે છે. અને ગમે તેવી સંબંધ વગરની જક્કડ કર્યા કરે છે, તે ઉઠી ઉઠીને દોડવા માંડે છે, પણ ઉઠીને ચાલવાની ખબર રહેતી નથી, તેમજ તે અક્કડ બેસી શકતો નથી. તે ચિત્ર વિચિત્ર પદાર્થો હવામાં દેખે છે, અને તે પકડવાને જાય છે. કેટલીક વખત તે ખડખડ હસ્યા કરે છે. તેની આંખ લાલ ચોળ થઇ જાય છે, કીકી પોહોળી થાય છે. અને તે પોતાનાં કપડાંને અને બીજી જે કાંઈ ચીજ તેની હડફેટમાં આવે તેને બાઝે છે. આ વખતે તે ખરેખરો બેશુદ્ધ થએલો હોય છે. જો ધતુરાનાં બીજ વધારે ખવાયલાં હોય અને તેનું મૃત્યુ થવાનું હોય તો તેની નાડી ક્ષીણ થઇ જાય છે. શરીરે પસીનો આવે છે અને શરીર ઠંડુ થઇ જાય છે. જો બીજ થોડાં ખવાણાં હોય અને દરદી સાજો થવાનો હોય તો આવી રીતે પાંચ સાત કલાક થયા પછી તે શુદ્ધિમાં આવતો જાય છે. અને એક બે દિવસે તે તદન સાજો થઇ જાય છે. તોપણ તેનો ઓલાડ આઠ દિવસ સુધી રહે છે.

ઉપાય–દરદીને એકદમ ઉલટી કરાવવી તેમજ રેચ આપવો. ઉષ્ણવીર્ય દવાઓ પાવી. મોઢે ઠંડું પાણી છાંટવું. **ચાંગેરીનો*** સ્વરસ પણ તેનો કેફ ઉતારવા માટે પવાય છે.

માત્રા–ધતુરાનાં પાન પેટમાં ખાવા માટે એક રતી ભાર. ધૂમ્રપાનને માટે ૨ થી ૪ વાલ; તેનાં બીજ ૦ા થી ૧ રતીભાર." (ડા. વી. ઝી).

"ધતુરાનાં ફૂલના બીજમાં કેફ ઘણો છે, તેની માત્રા વધારે ખાવાથી મરણ થઇ જાય છે. ધતુરાના કેફથી માણસની આંખની કીકી મ્હોટી થઇ જાય છે ને તે દીવા વગેરેને ઘણો મ્હોટો દેખે છે. એની માત્રા પ્રમાણે વાપરે તો જઠરાગ્નિને દીપાવે છે, ચામડીનો રંગ સારો કરે છે. ગુંબડાં, કફ, તાવ, ખરજ, ખસ, કૃમિ, જુ, લીખ વગેરે સર્વેને મટાડે છે. બંધેજ વગેરે ધાતુપુષ્ટિની દવામાં ગ્રંથોમાં વાપરવાને લખે છે. પરમે ઉપર કામ લાગે છે. ધતુરાની બીડી પીવાથી દમ બેસી જાય છે. **વિચારીને વાપરવાનો છે."** (વૈ. રૂગનાથજી).

ધતુરાના ડોડવા બકરાં ખાય છે અને ફૂલ મહાદેવજીને ચડાવવામાં આવે છે. ધતુરા વિષે ડા. **વૉટ** અને કર્નલ કે. આર. **કિર્તિકરે†** લંબાણ હકીકત આપેલી છે, તે ખરેખર વાંચવા લાયક છે.

**૭ સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ અને કુવાઓની પાસે, અને જુનાં ખંડીએરો અને ઉકેડાઓપર ધતુરાના છોડવાઓ ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮ વિ૦ વિવેચન**–ધતુરા પાંચ જાતના થાય છે, ધોળો, કાળો, લીલો, પીળો અને રાતો. જેમાં કેવળ ધોળાં ફૂલ થાય છે તેને **ધોળો ધતુરો** કહે છે. પીળાં કાળાં કે લીલાશ વા રતાશલેતાં ફૂલવાળાને તેના તે રંગ ઉપરથી તેવાં નામો અપાયલાં જણાય છે. તમામ જાતના ધતુરાના છોડવાઓ ઝેરી છે. પણ તેમાં કાળો ધતુરો સૌથી વધારે ઝેરી ગણાય છે. અને તે ઔષધોમાં ખાસ કરી વપરાય છે. પણ કાળો ધતુરો ધોળા જેટલો ઉગતો જોવામાં આવતો નથી માટે કાળાધતુરાને કેટલાક લોકો બાગ અને વાડીઓમાં ખાસ કરીને વાવે છે.

ધતુરાની શાખાઓ, પાન અને ફૂલની ગોઠવણ એક ઘણીજ સુંદર કારીગરીવાળી હોય છે. એનાં ફૂલ ઘણાં મ્હોટાં હોતાં વનસ્પતી નવીન અભ્યાસીને તે તપાસી તેની રચના સમજવી ઘણી સહેલી થઈ પડે છે. પુંકેસરોનું રૂપાન્તર થઈ બેવડી પાંખડીઓ કેમ બને છે તેનો પણ ધતુરાનાં બેવડાં ફૂલ તપાસતાં તેમાં ઠીક ખ્યાલ આવે છે.*

જ્યાં બીજી વનસ્પતિ ન ઉગે ત્યાં પણ ધતુરો ઉગે છે, અને જ્યાં તે ન જોઇએ ત્યાં પણ તે ઉગે છે, વળી ઘણીવાર તો તે ઉકેડા ( dunghills ) વગેરે એવી ખરાબ જગોપર ઉગે છે કે જ્યાં તેના તરફ કોઈ જોતું પણ નથી. તોપણ કુદરત અર્થાત્ ઇશ્વરે તેને શું સુંદર કારીગરીથી બનાવેલ છે તે વિષે **કર્નલ** ડા૦ કે૦ આર. **કીર્તિકર** લખે છે કેઃ–

"Datura ( ધતુર ) is artistically speaking, a plant of great beauty, and quite a garden-ornament. Dr. Christison of Edinburgh remarks that the Thorn-apple ( Datura ) in his day had become quite an ornament of Edinburgh Gardens. Kerner observes, that in the Datura plant the various forms, and the distribution of the green leaves, young and old, on the surface of the stem is very characteristic. Their position and form afford much room for observation. The unequal size of adjoining leaves on the same branch or stem is quite an artistic phenomenon. Looking down upon a horizontally projecting branch of the Datura plant, the larger and smaller leaves will be found arranged in quite a peculiar and striking manner."

ધતુરો શ્રી મહાદેવજીને ઘણો પ્રિય છે, તોપણ તે પોતાની સાદાઇથી જ્યાં જોઇએ ત્યાં તે મળે છે (ઉગે

---

* ચાંગેરી–અમ્લલોણિકા, આમુલ્તી, આંબુટી, અમ્રુલ સાક. (Oxalis Corniculata.) એના વેલા ઝીણા થાય છે. તે જમીનપર પથરાએલા હોય છે. એમાં ત્રણ ત્રણ પાન ભેળાં આવે છે. ફૂલ પીળાં ને શીંગ (ફલ) તલવણી જેવી લાંબી હોય છે. એના વેલા ખાટા હોય છે. તે મુંબઇના બાગોમાં નીંદ તરીકે ઉગે છે.

† The Poisonous Plants of Bombay. Vol. II. By Lieut.-Colonel K. R. Kirtikar, I. M. S., F. L. S., &c. (1903)

* આ સ્વસ્થાનના બાગો અને વાડીઓમાં પાણીના ધોરીઆ કાંઠે વાડ પાસે અથવા મોલ ભેળો નીંદ તરીકે એક પીળાસલેતાં ધોળાં ફૂલનો ધતુરો ઉગે છે. તેના છોડવા ૪ થી ૬ ઇંચ કે ઘણું ત્યારે ૧–ફુટ જેટલા ઉંચા વધે છે. તેના પ્રમાણમાં તેનાં પાન અને ફૂલ પણ નાહાનાં હોય છે. એમાં ધોળા કે કાળા ધતુરાઓ જેટલી ઉગ્રવાસ હોતી નથી. એનાં ફૂલ લંબગોળ અને નાહનાં હોય છે. આ નાહના છોડવાઓ એમાં ફૂલ હોય છે ત્યારે ઘણા સુંદર લાગે છે. એના છોડવાઓ બાગ અગર વાડીઓમાં જોકે આપોઆપ ઉગે છે તોપણ તે રસ્તાઓની બાજુએ ઉકેડા કે ખંડીએર જગાઓમાં ક્યાંઈ ઉગતા જોવામાં આવતા નથી

છે). તેની સાથે એક મ્હોટા પણ સાદા વિદ્વાનની તુલના કરી, જામનગરવાળા કવિ સ્યામજી જયસિંહ બ્રહ્મભાટ કહે છે કેઃ-

**कवित्त.**

"सिरपें धरत तोहि पांननां करतजव ।
मोजको उदधि भूतनाथ तवतो न होत ॥
संग राउरेको रस राजजो करत नांहिं ।
पायकें विशुद्धि वह केसें गुनभोन होत ॥
श्याम कवि सेवा तुव भुवन कनकमय ।
क्यों करि करत तूं सुलभ जग जो न होत॥
अहो तरु कनक तिहारे सम सिद्धिप्रद ।
कहियें प्रसिद्ध वृच्छ अवरहिं कोन होत ॥"

કોઈ મોટા અને રાજાના માનપાત્ર વિદ્વાનને જે કોઈ બોલાવે તેને ત્યાં ચાલ્યો જતો જોઈ કવિ તેના ઉદ્દેશથી ધતુરાને કહે છે કે-હે ધતુરા! જો સદાશિવ તને મસ્તકપર ધરત નહીં અને તારૂં પાન (પીવું) કરત નહી તો તે અપાર મોજ દેવાવાળા થાત નહી. રસરાજ (પારદ) પણ તારો સંગ કરત નહીં તો તે શુદ્ધ થઈને ગુણોના ભંડારરૂપ કેમ થાત? તારા સેવનનો પ્રભાવ પણ જગતને સુવર્ણમય દેખાડે એવો છે. આવા ગુણવાળો તું જો જગતમાં સુલભ ન હોત તો બીજો કયો વૃક્ષ તારા જેવો સિદ્ધિ આપનાર ગણાત અને પ્રસિદ્ધ થાત? (કોઈ નહીં)."

## વર્ગ-(સોલેનેસી).

### નંબર ૪૦૭.

**૧-શાસ્ત્રીયનામ**-D. fastuosa.

દૃષ્ટાન્ત-H. IV. p. 242; N. p. 209; Watt. III. p. 32; રૂ. નિ. પા. ૩૦૬.

**૨-દેશીનામ**-કાળોધતુરો, (પો૦); કાળો ધતુરો (ગુ૦); काळाघोत्रा (म०); काला धतुरा (हिं०) कृष्णधत्तूर (सं०).

**૩-વર્ણન**-કાળા ધતુરાના છોડવા પણ ધોળા ધતુરાની પેઠે ઉગે છે. પણ એની ડાંડી, કોઈવાર પાન, ફૂલ અને ફૂલ એ ફીકા ઘેરા કે કાળાસલેતા જાંબુડા રંગનાં હોય છે. એના છોડવા ધોળાધતુરાઓના છોડવા કરતાં વિશેષ ભરાયલા અને જરા જાડા હોય છે. પણ તેના જેટલા ઉંચા ભાગ્યેજ હોય છે. એના કેટલાક છોડવાઓમાં પાન અને ફૂલ કેવળ બહારની બાજુથીજ કાળાં હોય છે અને કેટલાકમાં તદન કાળાં હોય છે. તોપણ ફૂલ તદન કાળાં ભાગ્યેજ જોવામાં આવે છે. કાળા ધતુરાનાં ફૂલ વખતે ધોળા કરતાં વિશેષ પોહોળાં હોય છે. અને પાન પણ પોહોળાં અને જરા જાડાં હોય છે.

કાળા ધતુરાનો એક બેવડાં ફૂલનો (double flowered variety) નમુનો તપાસતાં તેનાં ફૂલ નીચે પ્રમાણે જોવામાં આવેલાં છે.

ફૂલની સામાન્ય તરાંહ ધોળા ધતુરાના જેવીજ હોય છે. ફૂલ ૫ થી ૮ ઇંચ લાંબાં અને મુખપર ૩. થી ૪ ઇંચ વ્યાસનાં હોય છે, તેમાં ઘણી મધુરીવાસ હોય છે અને તે થોડીવાર લીધા પછી પણ ધોળાં ફૂલની વાસ જેટલી અણગમતી લાગતી નથી, તો પણ તે ઘણીવાર સુધી લઈ શકાતી નથી. કેમકે તે પાછળથી એવી તીક્ષ્ણ અને માદક જણાય છે. પુ૦ બા૦ કોપ ૩ ઇંચ લાંબો, છીછરી ૫ ઉભી નસોવાળો, ફીકા લીલા રંગનો, ને તેપર કાળાસલેતા જાંબુડા રંગની છાયા હોય છે. પુ૦ બા૦ કોપના મુખ પાસેના ૫ છેડા એક બીજાંથી જરા લાંબા ટુંકા હોય છે. તેમાં લાંબા છેડા તરફ ફૂલની પાંખડીની નળી જરા વાંકવળેલી હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીની નળી જેટલી પુ૦ બા૦ કોપની નળીની અંદર ઢંકાયલી હોય છે તેટલી તે પીળાસલેતા લીલા રંગની, લીસી, ચળકતી અને સ્વર્ણબિંદુ જેવાં ચળકતાં સૂક્ષ્મ છાંટણાંવાળી હોય છે. અને તેથી બહાર તે ધોળા રંગની ને તેપર રતાસલેતા જાંબુડા રંગની છાયા હોય છે. પાંખડીના મુખપર તેના પાંચ કે છ અણીઆળા છેડા દેખાતા હોય છે, પાંખડીના દરેક વિભાગપર ૩ ઉભી નસો હોય છે. બહારની પાંખડી કાઢી નાખતાં તેની અંદરની પાંખડી જો કે તેથી નાહાની તો પણ તેવીજ દેખાય છે. પણ તેનાપર ઉભી ખપાટીઆં જેવી પાતળી હાંસો અને ધોળાં અસ્તર જેવા છેડાઓ હોય છે. પુંકસરો ૫ થી ૬ હોય છે, તેના તંતુઓપર પણ બહુધા ઝીણા છેડાઓ હોય છે. પરાગકોપ આસમાની છાયા લેતા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશયના કાંટાઓ ઉપર જાંબુડી છાંટણી આવેલી હોય છે. નલિકા જાંબુડા રંગની ને તેનું મુખ ઘણુંકરી ધોળું હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ અને ૬-ઉપયોગ**-ધોળા ધતુરા જેવા છે. પણ ધોળા ધતુરા કરતાં આ ધતુરો વિશેષ ઝેરી ગણાય છે.

**૭-સ્થાનક**-ધોળા ધતુરાના છોડવા ઉગે છે તેવી જગોએ આના છોડવા પણ ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-ડાંડી, પાન ફૂલ વગેરેના કાળાસલેતા જાંબુડા રંગ ઉપરથી એને **કાળો ધતુરો** કહે છે.

## ૬૧-N. O. SCROPHULARINEÆ.

## વર્ગ-સ્ક્રોફ્યુલેરિની—આગીઆ, સનેપાત અને કાંનોટીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં ઘણુંકરી ઝાડવાંઓ અને નાહાના છોડવાઓ થાય છે. વૃક્ષે

ભાગ્યે જ હોય છે. પાન ડાંડી કે શાખાના ફક્ત નીચલા ભાગનાં અથવા બધાં સામસામાં હોય છે; અથવા આંતરે કે ગુચ્છાની પેઠે આવે છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોપ અધઃસ્થાયી, તેનાં પત્રો ૪ થી ૫ ને તે બહુધા કાયમી હોય છે. અને તે ઘણુંકરી સઘળાં એક સરખાં કદનાં હોતાં નથી. પુ૦ અભ્ય૦કોપની પાંખડીઓ ૪ થી ૫ હોય છે. તે સ્ત્રીકેસરગર્ભાશયને તળિયે આવેલી હોય છે. તે નહાની મ્હોટી અને એ કોપ બહુધા બે ઓષ્ઠવાળો હોય છે. પુંકેસરો ઘણુંકરી ૪ હોય છે, તેમાં બે ટુંકાં અને બે તેથી લાંબાં હોય છે; કોઈવાર પાંચમું પુંકેસર પણ જોવામાં આવે છે, પણ તે ઘણુંજ નાહાનું ને અપૂર્ણ હોય છે; કોઈવાર પુંકેસરો માત્ર ૨ જ હોય છે ને કોઈવાર ૫ પૂર્ણ પુંકેસરો પણ હોય છે. પરાગકોપ બહુધા ૨ જૂદાં ખાનાં કે પોલવાળા હોય છે. પડધી ઘણુંકરી ગોળ કે પ્યાલી જેવી હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય બે પોળવાળો; નલિકા સાદી; અને નલિકાગ્રમુખ ગોળ, અથવા ચપટું થયેલું, કે દ્વિવિભાગિત અથવા બે સૂક્ષ્મ પાંખડી જેવા પોહોળા ફાંટાઓવાળું હોય છે, ફલ નાહાની શીંગ જેવાં, ૨ થી ૪ કે ઘણાં બીજવાળાં હોય છે. બીજ ઘણાં બારીક અને તરેહવાર આકારનાં હોય છે.

આ પણ એક સામાન્ય રીતે મ્હોટો વર્ગ છે. તોપણ એમાં ઘણી પ્રસિદ્ધ વનસ્પતિઓ જોવામાં આવતી નથી. આ વર્ગની વનસ્પતિમાં પીળા, રાતા, ધોળા, ગુલાબી અને જાંબુડા રંગનાં ફૂલો આવે છે. પણ તેમાં ઘણુંકરી મધુરી સુગંધ નહિ હોવાથી તે વિશેષ ધ્યાન ખેંચનારાં હોતાં નથી. **કડવીલુંણી** (Herpestis Monniera) જે તાવપર ઘણી અકસીર દવા ગણાય છે, તે તેમજ જુવાર તથા હરણચરાપર જે ધોળાં, કે જાંબુડાં, અથવા પીળાં ફૂલનો **આગીઓ** (Striga hirsuta) ચોમાસે ઉગે છે તે આ વર્ગની વનસ્પતિ છે.

આ વર્ગની વનસ્પતિમાં ઔષધીય ગુણ ગ્રાહી, મૂત્રલ, ચિરગુણકારી પૌષ્ટિક, શોથ અને જ્વરઘ્ન તથા ઝેરી રહેલા છે.

---

## વર્ગ—( સ્કોફ્યુલેરિની).

### નંબર ૪૦૮.

**૧-શાસ્ત્રીયનામ**—Celsia coromandeliana.

દૃષ્ટાન્ત—H. IV. p. 251; N. p. 215; Watt. II. p. 241.

**૨-દેશીનામ**—કલાર (પો૦); કલહાર (ગુ૦); कोलहाल (મ૦); कुकशीम, कोकशीम (हिं०); कुलाहल (सं०).

**૩-વર્ણન**—કલહારના છોડવા ૧½ થી ૨ કે વખતે ૩ ફીટ ઉંચા વધે છે. તે જરા દૂરથી રાઈ, સરસવ કે મુળાના છોડવા જેવા દેખાય છે. એની શાખાઓ બહુધા સીધી ને ઉંચી ચઢતી હોય છે. પાન મુળા કે સરસવનાં પાન જેવાં; ફૂલ પીળાં; ને ફળ ગોળાઈ લેતાં નાહાનાં હોય છે.

એ આખા છોડવાપર સફેદ વાળની રૂંછાળ અને ચીકણાં બિંદુ કે રસ હોય છે. ને તેમાંથી ઉગ્રવાસ નીકળે છે. એ સુકાય છે ત્યારે બહુધા કાળા થઈ જાય છે.

**મૂળ**—૪ થી ૧૦ ઇંચ લાંબું, ભૂરા ધોળા રંગનું, સુતળીથી ટચલી આંગળી જેવું જાડું ને વખતે કેટલાક ફાંટાઓવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી મૂળ જેવી જાડી, અને શાખાઓ પાતળી, ઘણુંકરી ઉંચી ચઢતી અને લાંબી હોય છે. તેપર ધોળી ચીકાસલેતી રૂંછાળ અને ઉભી ઝીણી હાંસો હોય છે.

**પાન**—આંતરે આવેલાં હોય છે. તેમાં છોડવાનાં નીચેનાં પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં ગોળાઈલેતાં ને વખતે તે સાંકડાંથતાં ને ટેરવે અણી હોય છે. તેની કોર દાંતા કે કાંગરીદાર હોય છે. તળિયે તે ડીટડી પાસે મુળા કે રાઈનાં પાનની માફક કપાયલાં કે ખાંચીઆવાળાં હોય છે. છોડવાના ઉપરના ભાગનાં અને શાખાઓપરનાં પાન એથી નાહાનાં હોય છે. તેનાં ટેરવાં તીક્ષ્ણ અણીવાળાં હોય છે. કોર દાંતા કે કાંગરીદાર અને ડીટડી બહુધા હોતી નથી. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની જરા ફીકા રંગની ચીકાસલેતા વાળની રૂંછાળવાળી હોય છે. ઉપરની સપાટીપર સૂક્ષ્મ બાનક ને આછી રૂંછાળ હોય છે. વાસ ઉગ્ર અને જરા તીખી હોય છે.

**ફૂલ**—પુષ્પ ધારણ કરનારી સળી ½ થી ૧ કે ૨ ફીટ લાંબી હોય છે. તેપર જરા છેટે છેટે પીળા રંગનાં ફૂલો આવેલાં હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે. દરેક ફૂલની ડીટડી નીચે નાહાનાં પાન જેવું અક્કેકું પુષ્પપત્ર હોય છે. એ પુષ્પપત્રનું ટેરવું લાંબું, અણીવાળું, અને સપાટી રૂંવાટીવાળી હોય છે. તે ફૂલની ડીટડી કરતાં ટુંકું હોય છે. ફૂલની ડીટડી ⅛ ઇંચથી ૩ લાઇન લાંબી ને તેપર ધોળાવાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**—૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયે પોહોળાં ને મથાળે સાંકડાં થતાં અણીદાર હોય છે. તે લીલા રંગનાં ને તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**—ની પાંખડીઓ ૫ હોય છે.

**પુંકેસરો**—૪ હોય છે. તેના તંતુઓપર રૂંવાટી આવેલી હોય છે.

**સ્ત્રીકેસર**—૧ હોય છે. તેની નલિકા ઉંચી, વાંકવળેલી, અને જરા જાડાં સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**ફલ**–ગોળાઇલેતું ⅐ ઈંચથી ૨⅕ લાઇન વ્યાસનું હોય છે. તેને મથાળે ઝીણી અણી (સ્ત્રીકેસરનલિકા રહી ગએલી) હોય છે. ફલની સપાટીપર ઉભી નીક હોય છે. તે તેનાં ટેરવાંપરની અણીને મળેલી હોય છે. તેની સપાટી ચળકતી ને ખડબચડી હોય છે.

**બીજ**–કાળા ભૂરા રંગનાં ચળકતાં ને અત્યંત સૂક્ષ્મ હોય છે.

૪–**ઉપયોગીઅંગ**–સર્વાંગ.

૫–**ગુણદોષ**–ગ્રાહી, શામક અને ચિરગુણકારી પૌષ્ટિક.

૬–**ઉપયોગ**–એનાં મૂળ ચાવવાથી પાણીની તરસ તરત મટે છે. અને ઠંડક થાય છે. એનાં મૂળ ઉલટી કરાવે છે, અને કફ પણ કાઢે છે. મધુપ્રમેહ, ઝાડા અને સંગ્રહણી ઉપર પણ એ વપરાય છે. સંગ્રહણી ઉપર એનાં પાનનો રસ સુંઠની સાથે અપાય છે. રાઈના તેલની સાથે એનાં પાનનો રસ સમભાગે ભેળવી હાથની હથેળી અને પગની તળિયોની બળતરા ઉપર ચોપડવામાં આવે છે. હરસમાંથી લોહી વહેતું હોય તો એનાં પાનનો રસ પાણી અને સાકર સાથે આપવાથી ફાયદો થાય છે. વિસ્ફોટકનાં ચાંદાં થયાં હોય તેવા દરદીને એના છોડવાનો રસ અડધો ઘુંટડો પવાય છે. એનું મૂળ પિત્તની શુદ્ધિ તથા વૃદ્ધિ કરવા માટે વપરાય છે. આ વનસ્પતિ તત્કાલ ચમત્કાર દેખાડનારી કહેવાય છે. તેમ તે લોહીના વેગને નરમ પાડનાર પણ ગણાય છે.

૭–**સ્થાનક**–ચોમાસાનું મીઠું પાણી ભરાઇ રહેતું હોય, અને શિયાળે સુકાતું હોય, એવા ખાડા ખાબોચીઆં અને તળાવોની સુકાતી જમીનમાં બહુધા શિયાળે એના છોડવા ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

૮–**વિશેષ વિવેચન**–આ અને **ભીંતગલોડીને** કેટલાક લોકો **સનેપાત** કહે છે. પણ તે ખોટો સનેપાત કેહેવાય છે. અને ખરો **સનેપાત** કરાંચીથી કચ્છ અને કાઠીઆવાડમાં આવે છે.

તે (Schweinfurthia sphærocarpa. H. IV. p. 252); ને હૂકર સાહેબ "બજારમાં વેંચાતો સનેપાત" લખે છે.

આ **સનેપાત** "સનેપાતરોગ ઉપર વપરાય છે. અને નાકમાંથી લોહી વહેતું હોય તો તેની બારીક ભૂકી નાકે સુંઘે છે. (Watt.)

કચ્છ અને કાઠીઆવાડની સ્ત્રીઓ કરાંચીથી આ **સનેપાત** નામની દવા ઘર ઘરાઉ મંગાવે છે. અને તે ગર્ભ ધારણ ન કરતી હોય તેવી સ્ત્રીને ખવરાવે છે.

એનાં બીજ ઘણાં સુંદર થાય છે, તે **આઈગ્લાસમાં** જોવા લાયક છે.

——

## વર્ગ–(સ્ક્રોફ્યુલેરિની).

### નંબર. ૪૦૯.

૧–**શાસ્ત્રીયનામ**–Linaria ramosissima.

દૃષ્ટાન્ત–H. IV. p. 251; N. p. 215; Watt. IV. p. 642.

૨–**દેશીનામ**–ભીંતગલોડી, કાનોટી (પો૦ગુ૦).

૩–**વર્ણન**–ભીંત ગલોડીના છોડવા વેલાની પેઠે દીવાલો કે નદી વોકળાઓના ખડકમાં અધર લટકતા કે તેપર પથરાયલા ઉગે છે, એમાં ઝીણી ઝીણી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન તરેહવાર આકારનાં ને નાહાનાં હોય છે. ફૂલ પીળા રંગનાં અને ફલ સૂક્ષ્મ ગોળાઇલેતાં હોય છે. એના વેલાઓ બહુધા ચોમાસાં આખરે વિશેષ ભરાવમાં આવે છે. એની શાખાઓ લાંબા તાર કે જટાની માફક ઘણુંકરી જ્યારે હવામાં અધર લટકતી અને હીલતી હોય છે, ત્યારે તે તેનાપરનાં નાહાનાં પાન, અને અજાયબ જેવાં સુંદર ફૂલોથી ઘણો સુંદર દેખાવ આપે છે.

**મૂળ**–ભૂરા ધોળારંગનું, સુતળીથી સ્લેટ પેન જેવું જાડું, અગડગડું, થોડા ફાંટાઓવાળું, ૧ થી ૨ કે ૮ ટેક ઈંચ લાંબું હોય છે. તેની વાસ મુળા જેવી ને સ્વાદ કડવાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળને મથાળેથી થોડીક શાખાઓ ડાંડી જેવી નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી, આછી ધોળી રૂંવાટીવાળી, ગોળ, ચળકતી, બટકણી તોપણ નરમ અને લીલા રંગની હોય છે. તે ૧ થી ૧½ કે કોઈવાર ૩ ફીટ જેટલી લાંબી હોય છે. એમાંથી કેટલીક ઝીણાવાળા જેવી પ્રતિશાખાઓ પણ નીકળેલી હોય છે.

**પાન**–શાખાઓના નીચલા ભાગમાં સામસામાં અને ઉપલા ભાગમાં આંતરે આવેલાં હોય છે. પાનનો રંગ ઉપર ચળકતો ઘેરો લીલો અને નીચે ફીકો હોય છે. પાનનો આકાર તરેહવાર હોય છે. છેક નીચેના ભાગનાં પાન પોહેળાં, હૃદયાકૃતિનાં, કે ડીટડી પાસે વિષમ કોરવાળાં હોય છે. તેથી ઉપરનાં પાન મથાળે સાંકડાં થતાં બુઠ્ઠી અણીવાળાં હોય છે. તેથી ઉપરનાં પાન તળિયે પોહેળાં ને ડીટડી પાસે તેની કોરના બન્ને છેડા થોડા ગોળાઇલેતા બહાર નીકળેલા, અથવા કેટલાંક પાન અડવીનાં પાન જેવા આકારનાં, અને કેટલાંક પાનની કોરમાં એકજ છેડો હોય છે. કેટલાંક પાનની કોરપર મોજાં, અને કેટલાંકની દાંતાવાળી હોય છે. છેક ઉપરનાં પાન ટેરવે અણીવાળાં, તળિયે પોહોળાં અને સાદાં હોય છે. પાન અનુક્રમે તળિયેથી શાખાના છેડા તરફ નાહાનાં થતાં હોય છે. એટલે છેક નીચેનાં પાન ૧ થી ૨ ઈંચ

લાંબાં અને ૧ થી ૧½ ઈંચ પોહોળાં હોય છે. અને તેની ડીટડી ½ થી ¾ ઈંચની હોય છે. અને છેક ઉપરનાં પાન ¾ ઈંચ લાંબાં ને ½ ઈંચ પોહોળાં અને તેની ડીટડી ૧ થી ૨ લાઇન લાંબી હોય છે. પાન બટકણાં ને જરા જાડાં હોય છે, પાનમાં ૩ થી ૫ ઉભી નસો હોય છે. પાન ચોળતાં તેમાંથી લીલો રસ નીકળે છે. વાસ મુળાનાં પાન જેવી અને સ્વાદ કડવાસલેતો ચીરપરો લાગે છે.

**ફૂલ**–ની ડીટડી ઘણી પાતળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ½ કે ૧ થી ૧½ ઈંચ લાંબી, લીસી, લીલા રંગની, ને તેપરનાં ફૂલ પાસે જરા વાંકી વળેલી હોય છે. ફૂલની વાસ ગુલબાસનાં ફૂલને મળતી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો તળિયેથી જોડાયલાં અને મથાળે તેના અણીદાર છેડા સ્પષ્ટ દેખાતા હોય છે. તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે. આ ૫ પત્રોમાંથી ૨ પત્રોની વચમાં પાંખડીઓનો **નખલો** (spur) જરા બહાર નીકળી વાંકો વળેલો હોય છે. અને એનાં ૩ પત્રો પાંખડીપર આવેલાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે બે ઓષ્ઠમાં વેહેંચાયલી હોય છે. તેમાંનો એક ઓષ્ઠ જે વચમાં ખાડાવાળો અને તેના નખલાની તરફ વળેલો હોય છે, તેનાં મુખપર ૩ દાંતા હોય છે. ને બીજા ઓષ્ઠપર દાંતા ૨ હોય છે. પાંખડીપર બહારની બાજુ સફેદ વાળની રૂંવાટી હોય છે. પાંખડી ¾ ઈંચ અને તેનો નખલો ૧ લાઇન લાંબો હોય છે. પાંખડીના મુખની અંદર તેના નીચેના ઓષ્ઠની અંદરની બાજુ ૨ જરા બહાર નીકળતા ઘેરા પીળા રંગના ચાંડલા હોય છે, પું૦ અને સ્ત્રીકેસરો પાંખડીની અંદર ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તેમાં ૨ ટુંકાં ને ૨ તેથી લાંબાં હોય છે. તંતુઓ ફીકા પીળા રંગના ને પરાગકોષ જરા ગુલાબી છાયાલેતા હોય છે. ટુંકાં ૨ પુંકેસરો પાંખડીના ઉપલા ઓષ્ઠમાં અને લાંબાં ૨ નીચેના ઓષ્ઠના નખલાની નળીનાં મુખપર આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧–હોય છે. તેનો ગર્ભાશય બહાર નીકળતા પેટાળવાળો, લીલા રંગનો ને રૂંછાળવાળો હોય છે; નલિકા લાંબાં પુંકેસરો કરતાં ટુંકી, અને ટુંકાં કરતાં જરા લાંબી હોય છે. નલિકાગ્રમુખ ગોળ, અને વાંકુ વળેલું હોય છે. તે ચારે પરાગકોષથી બનેલા એક વિષમ ચતુષ્કોણની વચ્ચે આવેલું હોય છે.

**ફૂલ**–½ ઈંચ વ્યાસનું હોય છે. તેને ટેરવે ઘણુંકરી વાંકી વળેલી સ્ત્રીકેસરનલિકા રહી ગએલી હોય છે. ફલનો આકાર ગોળાઇલેતો ને મથાળે સેહેજ સાંકડો હોય છે. તેપર રૂંવાટી હોય છે. તે વખત જતાં ખરી જાય છે. ફલનો રંગ પ્રથમ ફીકો લીલો ને સુકાય છે ત્યારે ઘેરો ભૂરો થઈ જાય છે. ફલમાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–ઘણાં સૂક્ષ્મ ને ગોળાઇલેતાં, બારીક દાંતાવાળાં, ને ખડબચડાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જ્વર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–ભીંતગલોડીનો પાલો વાટીને જલદી નહિ ભરાતાં કે ફૂટતાં ગડગુંબડાં ઉપર પોટીસ ઠેકાણે વપરાય છે. એનાં પાન તાવ ઉપર મરીની સાથે અપાય છે. ડા. **વૉટ** અને **મરે** લખે છે કે:–એ મધુપ્રમેહ ઉપર વપરાય છે. એનાં મૂળ અને પાન સર્પ અને વીંછીના ડુંખપર વાટીને બંધાય છે.

**૭–સ્થાનક**–સખ્ત પથ્થરવાળી જમીનમાં, તેમજ જુની દીવાલ, જુના કીલ્લાઓ અને જુનાં ખંડીયરોના ટીંબાઓ ઉપર એના વેલા છૂટા છવાયા ઉગે છે.

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦વિવેચન**–એના વેલા બહુધા જુની ભીંતોપર વિશેષ જોવામાં આવે છે. તેમ એનાં પાન પાતાળ ગલોડીનાં પાન જેવાં હોય છે. માટે એને **ભીંતગલોડી** કહે છે. અને એનાં પાનની કોરના છેડા ડીટડી પાસે કાનની બૂટ જેવા નીકળેલા હોય છે, તેપરથી એને અહિંના કેટલાક લોકો **કાનોટી** કહે છે.

---

## વર્ગ–(સ્ક્રોફ્યુલેરિની.)

### નંબર. ૪૧૦.

**૧–શાસ્ત્રીયનામ**–Lindenbergia urticæfolia

દૃષ્ટાંત–H. IV. p. 262; N. p. 215; Watt. IV. p. 642.

**૨–દેશીનામ**–પથ્થરચટી, ભીંતચટી (પો૦+ગુ૦); ઢોળ, गझदर ( म० ).

**૩–વર્ણન**–પથ્થરચટીના છોડવા ચોમાસાં આખર ઘણા ઉગી આવે છે. તે ½ ફુટથી ૧ કે ૧½ ફુટ ઉંચા વધે છે. તે ઘણીવાર પથ્થર કે જમીનપર વેલાની પેઠે પથરાયલા પણ હોય છે. એની શાખાઓ તળિયેથી મથાળાં તરફ ઉત્તરોત્તર નાહાનીથતી એક સામટી કેટલીએક એનાં મૂળનાં મથાળાંપરથી નીકળેલી હોય છે. અને કેટલીકવાર તે એક સરખા કદની ઝુમરની પેઠે આવેલી હોય છે. પાન પોહોળા–પાનના કુબા જેવાં, દાંતાવાળાં; ફૂલ પીળાં, અને ફલ નાહાની ઉભી શીંગો જેવાં ને ફીકા ભૂરા રંગનાં હોય છે.

એના છોડવાઓ સુંવાળા વાળની રૂંછાળવાળા અને ચીકણા હોય છે. તે સુકાય છે ત્યારે બહુધા કાળા થઈ જાય છે,

**મૂળ**–સુતળીથી ટચલી આંગળી જેવું જાડું, ભૂરા-ધોળા રંગનું, પાતળી છાલવાળું, ૨ થી ૧૦ ઈંચ લાંબું હોય છે. મૂળના ઉપરના ભાગમાં ધોળા વાળની ઉભી હારો હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી કવચિતજ હોય છે, પણ હોય છે ત્યારે તે સુતળી જેવી જાડી અને તેમાંથી શાખાઓ ભાગ્યેજ નીકળેલી હોય છે. શાખાઓ સુતળીથી કંઇક પાતળી, બહુધા સામસામી આવેલી, ધોળા વાળની રૂંછાળવાળી, ચીકાસલેતી જાંબુડી છાયાવાળી હોય છે.

**પાન**–સામસામાં તોપણ શાખાઓના ઉપરના ભાગમાં વખતે તે આંતરે પણ હોય છે. ડીટડી પાન કરતાં ટુંકી ને રૂંછાળવાળી હોય છે. પાન ½ ઈંચથી ૧½ ઈંચ લાંબાં ને ૩ લાઈનથી ⅔ ઈંચ કે ૧ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટીપર ધોળા વાળની રૂંછાળ અને જાંબુડા રંગની છાયા હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ જરા ચીરપરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેક કે વખતે બબ્બે ફૂલ નીકળેલાં હોય છે. તે પીળા રંગનાં, ½ ઈંચ લાંબાં ને ઉગ્રવાસવાળાં હોય છે. તેની ડીટડી સૂક્ષ્મ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫, તે તળિયેથી જોડાએલાં અને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેમાં ૧ દાંતો સૌથી લાંબો હોય છે. પત્રો લીલા રંગનાં, ઉભી નસો અને ગીચ રૂંછાળવાળાં હોય છે. તે ૧½ લાઇન લાંબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયે જોડાઇને નળી જેવી થએલી હોય છે, અને મથાળે તેના ૨ ઓષ્ઠ થએલા હોય છે. એમાંનો એક ઓષ્ઠ સાંકડો ને બીજો પોહોળો હોય છે. સાંકડો ઓષ્ઠ ૨ અને પોહોળો ૩ ફાટવાળો હોય છે. આ ૩ ફાટમાંથી વચલી જરા લાંબી હોય છે. સાંકડો ઓષ્ઠ મથાળે જરા પાછળ વળેલો હોય છે. પાંખડીની નળી જાંબુડા રંગની અને મુખ પીળું હોય છે. નળી અંદર તેમજ બહાર રૂંછાળવાળી હોય છે. તેના બન્ને ઓષ્ઠની અંદર સૂક્ષ્મ સુંદર જાંબુડા રંગનાં છાંટણાં આવેલાં હોય છે. પોહોળા ઓષ્ઠની ૩ ફાટો ગોળાઈ લેતી ને ટેરવે વખતે અંદર બેસતી ખાંચવાળી હોય છે. એ ઓષ્ઠ ૧½ લાઇન લગભગ પોહોળો હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે, તેમાં ૨ ટુંકાં ને ૨ લાંબાં હોય છે. તે પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. તંતુઓ ફીકાધોળા કે જાંબુડી છાયાલેતા; પરાગકોષ ઘેરા જાંબુડા, ૨ કોષવાળા; અને પરાગરજ સિંદૂરિયા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે ફીકા લીલા રંગનો, ભરાયલો, મથાળે સાંકડોથતો ઉભો આવેલો હોય છે, નાલકા પાતળી, ફીકા ભૂરા રંગની, મથાળે જરા જાડાં મુખવાળી હોય છે. તે પાંખડીના સાંકડા ઓષ્ઠની અંદર જરા વાંકવળેલી ને પુંકેસરોથી ઉંચી હોય છે.

**ફલ**–પ્રથમ ફીકા લીલા રંગનું ને સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. તે ૧ લાઇન લાંબું હોય છે. તે ટેરવાં તરફ જરા સાંકડુંથતું, સેહેજ ચપટું, ને ધોળી રૂંછાળવાળું હોય છે. ટેરવે ઝીણી અણી હોય છે. ફલમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–ઘણાં સૂક્ષ્મ, કાળાસલેતા ભૂરા રંગનાં, ને સુંદર બાનકવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એના આખા છોડવાને પાણીમાં ઉકાળી તેની બાફ તાવવાળાને લેવડાવે છે. એના છોડવાની રાખ મીઠાં તેલમાં મેળવી માથાંના ખોડા ઉપર લગાડવામાં આવે છે. એનાં પાન વાટીને વીછી અને સર્પના દંશપર કાનોટીનાં પાનની પેઠે ચોપડાય છે.

**૭–સ્થાનક**–નદી, વોકળા અને તળાવોના ખડકોમાં, તેમજ પથ્થર અને જુની ભીંતોપર એના છોડવા ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–પથ્થર અને ભીતોપર ઉગે છે માટે **પથ્થર અને ભીતચટી** કેહેવાય છે.

---

## વર્ગ–(સ્ક્રોફ્યુલેરિની).

### નંબર. ૪૧૧.

**૧–શાસ્ત્રીયનામ**–Herpestis monniera.

દૃષ્ટાન્ત–H. IV. p. 272; N. p. 217; Watt. IV. p. 225; રૂ. નિ. પા. ૩૨૮.

**૨–દેશીનામ**–કડવીલુંણી, કડવી નાઈડી (પો૦); કડવી નેવરી, જલ નેવરી, બાંમ (ગુ૦); बाम, नीरब्राह्मी (મ૦) जललोना, जलनीम, सफेत चमनी (हिं०); कटुलोणिका, तोयवल्ली, सर्पाक्षि (सं०).

**૩–વર્ણન**–કડવીલુંણીના નાહાના વેલા થાય છે. તે ઘણુંકરી મીઠાં પાણી કંઠે ઉગે છે. તે ૧ થી ૩ ફીટ કે એથી ઓછાવત્તા લાંબા હોય છે. એમાં નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે ગાંઠે

ગાંઠે ભોંમાં મૂળ મુકતી જાય છે. તેથી એ જ્યાં ઉગે છે ત્યાં ઘણી જમીન એના વેલાથી છવાઈ રહે છે. એનાં પાન બહુધા મ્હોટી લુંણીને મળતાં હોય છે. ફૂલ સુંદર ધોળાં કે ફીકા જાંબુડા રંગનાં હોય છે. ને ફ્લ સૂક્ષ્મ શીંગો જેવાં અણીથતાં ને લાંસાં હોય છે.

એના આખા વેલાનો સ્વાદ કડવો હોય છે.

**મૂળ**–એનાં મૂળ ધોળા રંગનાં, ઝીણા રેસાઓ જેવાં લાંબાં, હલકાં, અને પોચાં હોય છે. એમાંથી ઘણા બારીક તંતુઓ જેવા ફાંટાઓ નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી સ્લેટપેન જેવી જાડી, લીસી, ચળકતી, પીળાસલેતા લીલા કે ફીકા જાંબુડા રંગની છાયાલેતી હોય છે.

**પાન**–સામસામાં હોય છે. તે લીસાં, ચળકતાં, ડીટડી વગરનાં, તળિયે સાંકડાં, મથાળે પોહોળાં, ગોળાઈ લેતાં કે બુઠ્ઠાં ટેરવાંવાળાં, ¼ ઇંચથી ¾ ઇંચ લાંબાં અને ⅛ ઇંચથી ૩ લાઇન જેટલાં પોહોળાં હોય છે. તેનો રંગ ફીકો કે ઘેરો લીલો અને તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ ગોળ ખાડાઓની બાનક હોય છે.

**ફૂલ**–ની ડીટડી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પાતળી અને પાન કરતાં વખતે જરા લાંબી હોય છે. એ ડીટડીને ટેરવે ફૂલ આવેલું હોય છે. ફૂલનો વ્યાસ ½ લાઇનથી ૫–લાઇન જેટલો હોય છે. અને તે ૩ થી ૪ લાઇન લાંબું હોય છે. ફૂલ ઉઘડયા પછી તેની પાંખડી તરત ખરી જાય છે. ફૂલ ધોળા કે ફીકા જાંબુડા રંગનાં હોય છે. ફૂલના પુ૦ બા૦ કોપની પાસે ૨–સાંકડાં ઉપ–પુષ્પપત્રો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પાંચ પત્રોનો બનેલો હોય છે. તે લીલા કે સેહેજ જાંબુડી છાયાલેતા રંગનો હોય છે. એનાં પાંચ પત્રોમાંથી બહુધા બે પત્રો પોહોળાં ને ત્રણ સાંકડાં હોય છે. તેમાંનાં બેની કોર દાંતાવાળી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઈ પીળા રંગની ચળકતી એક પોહોળી નળી જેવી બનેલી હોય છે. ને ઉપર તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તે એક સરખા કદના હોતા નથી.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીઓથી ટુંકાં ને તેની નળીની અંદર આવેલાં હોય છે. તેમાંનાં ૨ બીજાં ૨ થી લાંબાં હોય છે. તંતુઓ ધોળા ને પરાગકોષ કાળાસલેતા ભૂરા કે ઘેરા ભૂરા લીલાસલેતા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો, ચળકતો, લીસો, ઉભો, ભરાયલો ને તેપર ૨–ઉભી સામસામી નસો હોય છે; સ્ત્રીકેસરનલિકા પુંકેસરતંતુથી જરા જાડી, ફીકા ધોળા રંગની, ને જરા વાંકવળેલી હોય છે. તેને મથાળે ગોળાઇલેતું સૂક્ષ્મ પોકળ મુખ હોય છે.

**ફૂલ**–પ્રથમ લીલું, ને સૂકાય છે ત્યારે ભૂરા રંગનું થઈ જાય છે. તે લીસું, ચળકતું ને ઉભું હોય છે. તેપર સામસામી બે ઉભી નસો અને નીક હોય છે. ફ્લ ટેરવાં તરફ અણીથતું હોય છે. તેમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–અતિ સૂક્ષ્મ, રતાસલેતા ઘેરા કે ફીકા ભૂરા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ,

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, વિષહર તથા સોથ, જ્વર અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–કડવી લુંણીનાં પાન તાવવાળાને મરીની સાથે ખવરાવવામાં આવે છે. એના આખા વેલાને સુકાવી તેનો કાઢો કરી તે સંધિવા ને હમેશની બદહજમી ઉપર અપાય છે. ઉધરસ અને તાવ ઉપર પણ કડલી લુંણીનો રસ મધ સાથે અપાય છે. કડવીલુંણીના વેલાને સોજા ઉપર તેમજ પેશાબ બંધ થઈ ગઈ હોય તો તેનાપર પણ બાંધવામાં આવે છે. તાવમાં કડવીલુંણીની લુંણ કરવામાં આવે છે. અને પાણીમાં ગરમ કરી બાફ દેવામાં આવે છે. કડવીલુંણી કબજીયત અને પેશાબના અટકવા ઉપર વિશેષ કરી અપાય છે.

"કડવીનેવરીનો રેચ લાગે છે, નાહાનાં છોકરાંને પેટના દરદ ઉપર ઉકાળી પાય છે. તેથી દસ્ત લાગે છે, પેટ ઉપર બાફીને બાંધે છે. તેથી પેટ નરમ પડે છે. ગરમ છે, ગુલ્મ, બરલ, કૃમિ, સાપ, વીંછી, ઉંદર કરડયો હોય તેના ઝેરને મટાડે છે. ગુંબડાંને મટાડે છે. વા, સોજા, કફ એ સર્વે રોગને ઉકાળી પીવાથી ને ચોપડવાથી મટાડે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–નદી, વોકળા, તળાવ અને વરસાદનાં પાણી ભરાઈ રહેતાં હોય એવાં ખાબોચીઆં કાંઠે, તેમજ કુવાઓ પાસે, પાણીના ધોરીઆ કાંઠે અને જ્યાં હમેશાં મીઠું પાણી પડયા કરતું હોય, તેવી જગોએ કડવીલુંણીના વેલા ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦વિવેચન**–એનાં પાન લુંણી જેવાં પણ કડવાં વિશેષ હોય છે. માટે એને **કડવીલુંણી** કહે છે. એ જલકાંઠે ઉગે છે. માટે એને जलब्राह्मी, नीरब्राह्मी અને तोयवल्ली કહે છે. પણ **ખરીબ્રાહ્મી** તો ( Hydrocotyle asiatica ) છે.

———

## વર્ગ-( સ્ક્રોફ્યુલેરિની ).

### નંબર ૪૧૨.

**૧-શાસ્ત્રીયનામ**-Striga lutea.

દૃષ્ટાંત-H. IV. p. 299; N. p. 219; Watt. VI. part. II. p. 126, 127. Vol. VI. part. III. p. 302, 310 and 374.

**૨-દેશીનામ**-આગીઓ, ધોળો આગીઓ (પો+ગુ૦)

**૩-વર્ણન**-આગીઓ ઘણુંકરી બીજા વરસાદ પછી ઉગતો જોવામાં આવે છે. એ ૪ કે ૬ ઇંચથી ૧ ફુટ કે કોઇવાર વધારે ઓથવાળી જગોમાં ૧½ કે ૨ ફીટ જેટલો ઉંચો થાય છે. એનો છોડવો વખતે શાખા વગરનો અને ઘણીવાર શાખાઓવાળો હોય છે. પાન ઝીણાં ને લાંબાં, તેપર ખરસટ ધોળા વાળની રૂંછાળ હોય છે. એમાં ફૂલો સુંદર સફેદ રંગનાં આવે છે. તેથી એ ઘણો સુંદર દેખાય છે. કોઇવાર એમાં પીળાં ને કોઇવાર જાંબુડી છાયાલેતાં ફૂલો પણ હોય છે. ફલ નાહાનાં લંબગોળ થાય છે. આગીઆના છોડવા સુકાય છે ત્યારે કાળા થઇ જાય છે.

**મૂળ**-૨ થી ૪ ઇંચ કે કોઇવાર તેથી જરા વધારે લાંબું હોય છે. તે જાડી સુતળીથી સ્લેટપેન કે પેનસીલ જેવું જાડું હોય છે. એમાંથી કવચિતજ શાખા નીકળતી લાગે છે, સુકાઇ ગએલ નાહાનાં પાન જેવાં છોતરાં એનાપર આંતરે આવેલાં દેખાય છે. એનો રંગ ફીકો ધોળો હોય છે. એમાંથી ઘણા ધોળા ઝીણા રેસા (sucking fibrils) નીકળેલા હોય છે. જે થોડા વધી પીળા રંગના થઈ જાય છે. અને તેને (માંખણીઆ પીંડાની માફક) સૂક્ષ્મ ઉંધી પ્યાલી (sucking cup) અથવા પોહોળી પકડ આવે છે. જે જુવાર અથવા શેરડીનાં મૂળપર સખ્ત બેસી જાય છે. એ રેસા અહિં ઘણા વધતા જાય છે. અને એ મોલનાં મૂળને વીંટળાતા જાય છે. એ રેસાઓમાંથી પાછા બીજા નવા છોડવાઓના કોંટા પણ નીકળે છે. એ પીળા ઝીણા તાંતણા વધી જઈ વખતે જુવારનાં બધાં મૂળોને વીંટી વળે છે. મૂળનો વાસ મરચાં જેવો અને સ્વાદ જરા તીખો ને ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી સેહેજ પીળાસલેતી લીલા રંગની હોય છે. તે તલની શાખા પેઠે ચોરસ કે ચાર હાંસોવાળી હોય છે. ને તેનાપર ખરસટ સફેદ મજબૂત વાળની રૂંછાળ હોય છે. એ સુતળીથી તે સ્લેટપેન જેવી જાડી થાય છે. એમાંથી જ્યારે શાખાઓ નીકળેલી હોય છે, ત્યારે વચલી ડાંડી સૌથી ઉંચી અને શાખાઓ ઉત્તરોત્તર નીચેથી ઉપર આવતાં ઉંચી ચઢતી હોય છે, ને તે વળી ચોસાર (cross arms or decussate) હોય છે. જેથી એનો દેખાવ બહુ મજેનો લાગે છે.

**પાન**-જરા આંતરો લેતાં સામસામાં હોય છે. છોડવાપર નીચેનાં પાન ૨ ઇંચ લાંબાં ને ⅛ ઇંચ પોહોળાં હોય છે. ટેરવું અણીદાર અને ડીટડી ટુંકી અથવા ઘણુંકરી હોતી નથી. ઉપરનાં પાન એથી ટુંકાં હોય છે. પાનની વચલી નસ ફકત પાછળની બાજુએ સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની કોર અને પાછળની વચલી નસપર સૂક્ષ્મ કાંટા વધારે સખ્ત અને દાંતા જેવા આવેલા હોય છે. પાન બન્ને સપાટીએ ઘણુંકરી એક સરખાં ઘેરા લીલા રંગનાં હોય છે. એ બન્ને સપાટી ખરસટ અને તેનાપર સફેદ વાળની રૂંવાટી હોય છે. પાન અંદરની બાજુ અરધાં વાંકાંવળેલાં જેવાં ઘણુંકરી હોય છે. પાનની વાસ ચોળવાથી પીલુનાં પાન જેવી અને સ્વાદ કડવાસલેતો, કડછો અને ઉગ્ર લાગે છે.

**ફૂલ**-પત્રકોણમાંથી એકેક ધોળા રંગનું નીકળે છે. તે કલંગીની પેઠે એક પછી એક ઠેઠ શાખા કે ડાંડીના ઉપરના છેડા સુધી નીકળેલાં હોય છે. ફૂલ અનુક્રમે નીચેથી ઉપર તરફ ઉત્તરોત્તર ઉઘડતાં જાય છે. ને ઉઘડી ગયેલાં ફૂલોમાં તરત ફલ પાકી ઉઘડી તેમાંથી અસંખ્ય બીજ બહાર ખરી જાય છે. એક શાખાપર તળિયાનાં ફૂલ ઉઘડી જઈ, ફલ થઈ, બીજ ખરી જાય છે, ત્યારસુધી હજુ તેની વચેનાં ફૂલ ઉઘડયાં હોય છે, ને છેડે ફૂલની કલિયો બંધાતી હોય છે. ફૂલ પીળાં કે જાંબુડાં હોય છે. પણ ઘણુંકરીને તો **ધોળાંજ** હોય છે. ફૂલનો વ્યાસ ૩ લાઈનથી ⅓ ઇંચનો હોય છે. ને ફૂલની લંબાઈ તેની નળી અને પુ૦ બા૦ કોષ સહિત ¾ ઇંચ કે વખતે ૧ ઇંચની હોય છે.

દરેક ફૂલના પુ૦ બા૦ કોષથી બહાર લીલા રંગનાં બે પુષ્પપત્રો હોય છે. તે પાન જેવાં પણ તેથી સાંકડાં અને પુ૦ બા૦ કોષથી બહુધા જરા ટુંકાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે એક બીજાંથી જરા નાહાનાં મ્હોટાં હોય છે. એ દરેક પત્રની બહારની બાજુ એક, અને બે પત્રોના દાંતાના ગાળાની વચે એક ઉભી નસ હોય છે. એટલે પુ૦ બા૦ કોષ ઉપર બધી મળી ૧૦-ઉભી નસો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે નીચેથી જોડાઈ સાંકડી નળી જેવી થયેલી હોય છે. ને તે ઉપર જઈ તેના બે ઓષ્ઠ થયેલા હોય છે. તેમાંનો ઉપરનો ઓષ્ઠ બે દાંતાવાળો અને નીચેનો જરા લાંબો, પોહોળો અને ૩-દાંતાવાળો થયેલો હોય છે. પાંખડીની નળી તળિયે સીધી અને જરા વિશેષ પોહોળી ને તેથી ઉપર સાંકડી, ને પુ૦ બા૦ કોષનાં મુખ પાસેથી વાંકવળેલી, ને જરા અંદર દબાયલી હોય છે. તે પુ૦ બા૦ કોષ કરતાં જરા ઉંચી અને અંદર તેમજ બહાર સૂક્ષ્મ રૂંવાટીવાળી હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીની નળીની અંદર આવેલાં હોય છે. એ ૪–માંથી ૨–ટુંકાં ને ૨–જરા લાંબાં હોય છે. પરાગકોષ કાળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તે પુ૦ બા૦ કોષથી જરા ટુંકી હોય છે. ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે પીળા-સલેતા લીલા રંગનો, જરા ભરાયલો અને ઉભો આવેલો હોય છે. નલિકા પીળાસલેતા લીલા રંગની, જરા વાંક વળેલી, ને મથાળે જરા લાંબાં મુખવાળી હોય છે.

**ફલ**–લંબગોળ, ૧ થી ૨ લાઇન લાંબાં ને ૧ લાઇન પોહોળાં હોય છે. એ પ્રથમ લીલાં, ને સુકાએ કાળાં થઈ જાય છે. ફલની સપાટી પ્રથમ ચળકતી, ને તેપર સૂક્ષ્મ બિંદુઓ દેખાય છે. ફલને ટેરવે સૂક્ષ્મ અણી, બે બાજુએ અક્રેકી નીક, અને બીજી બે બાજુએ બે નસો હોય છે. ફલ પાકીને એ નસોપરથી ઉભાં ઉઘડે છે. ને તેમાંથી બીજ બહાર આવે છે. ફલમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

**બીજ**–અત્યંત સૂક્ષ્મ, ચળકતાં, કાળસલેતા ભૂરા રંગનાં, લંબગોળ, એક છેડે જરા અણીથતાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિદાહી,

**૬–ઉપયોગ**–આગીઆના આખા છોડવાને બાળી તેની રાખ મીઠાં તેલ સાથે મેળવી ખેડુલોકો ઢોરનાં ભાઠાં ઉપર લગાડે છે.

**૭–સ્થાનક**–ચરીઆણ ઘાસની સાથે તેમજ પડતર ખેતરો અને જુવારના મોલ ભેગા ચોમાસે શિયાળે આગીઆના છોડવા ઉગેલા જોવામાં આવે છે.

એ હિં૦ના ઘણાખરા ભાગોમાં થાય છે.

**૮–વિ૦વિવેચન**–એના છોડવા સુકાય છે. ત્યારે આગથી બલી ગયા હોય તેવા કાળા દેખાય છે માટે એને **આગીઓ** કહેતા હશે. આ આગીઆમાં વિશેષ કરી ફૂલ ધોળાં હોય છે. માટે એને **ધોળોઆગીઓ** કહે છે.

આ **આગીઓ** જોકે સ્વતંત્ર ઉગનારી વનસ્પતિ છે, તોપણ તેનાં મૂળમાંથી નીકળેલા ઝીણા રેસા જેવા ફાંટાઓ બીજી વનસ્પતિનાં મૂળપર ચોટડુક બેસી, તેમાંથી રસ ચુશી લેછે. ને તેને પરિણામે તે બીજી વનસ્પતિ કરમાઈ, સુકાઇને મરી જાય છે. પણ હજુસુધી તો એવું જોવામાં આવેલું છે, કે ઘાસની જાતના મોલ જેવા કે બાજરો, જુવાર, શેરડી આદિપર **આગીઓ** પોતાનો હુમલો કરી શકે છે. પણ વેણુ, તલ કે એરડીપર તે તેમ કરી શકતો નથી. એનું કારણ એમ જણાય છે કે ઘાસની જાતની વનસ્પતિનાં મૂળ લાંબાં રેસાવાળાં, અને ભોંમાં છીછરાં બેહેલાં ને વધારે સપાટ ફેલાયલાં હોય છે. તેથી **આગીઆનાં** મૂળના રસ ચુસનારા છેડાઓ એવાં મૂળના સંબંધમાં તરત આવી શકવાથી તેપર ચોટડુક થઈ તેમાંથી રસ ચુશી શકે છે. પણ ઘાસની જાતની વનસ્પતિ શિવાયની વનસ્પતિ વોંણ આદિના છોડવાનાં મૂળ જમીનમાં ઘણાં ઉંડાં ને બહુધા સીધાં ઉતરે છે. તેનાં રસ ચુસનારાં મૂળિયાં (Sucking fibrils) ઘણાં બારીક, ટુકાં અને જમીનમાં ઉંડાં હોય છે. તેથી **આગીઓ** કે જેનાં મૂળ ટુકાં, અને રસ ચુસનારા છેડાઓ જમીનમાં લાંબા પણ છીંછરા હોય છે, તે ઉંડાં મૂળમાંથી રસ ચુશી શકતા નથી. **આગીઓ** નાબુદ કરવાના બેજ ઉપાય છેઃ–

(૧)–આગીઆની શીંગો અર્થાત્ ફલ પાકે નહિ તે પહેલાં તેના તમામ છોડવાઓ મૂળમાંથી ઉપાડીને બાળી નાંખવા જોઇએ.

(૨) જે ખેતરોમાં આગીઓ ઉગતો હોય તે ખેતરોમાં સારી પેઠે ખાતર નાખ્યા કરવું. તેમજ તેની જમીન વારંવાર ખેડયા કરવી. સોન ખાતર (પુડ્રેટી), અને એરડીના કે બીજા ખોળનું તેલીયું ખાતર તે જમીનને આપ્યા કરવું. તેમજ ગદબ (Lucerne), વાલોળ, મઠ અને મગ આદિ ચણાની જાતનો મોલ એવાં ખેતરોમાં વાવ્યાં કરવો, તેથી જમીનમાં કસ પાછો ભરાય છે અને આગીઓ જતો રહે છે.

સૌથી સેહેલો અને સસ્તો ઉપાય ખેતરોમાંથી **આગીઓ** દૂર કરવાનો એ છે કે, બળદ અને બીજાં ઢોરોનું છાણ અને મૂત્ર જેટલું બને તેટલું **આગીઆ**વાળાં ખેતરમાં નાંખ્યા કરવું. મતલબ એવાં ઢોરો ખેતરમાંજ બાંધવાં પણ તેની બાંધવાની જગો દર અઠવાડીએ કે પન્નર દિવસે બદલાવતાં રહેવું. જેથી આખા ખેતરમાં એ ખાતરનો લાભ મળી શકે. બળદનાં મૂત્ર અને છાંણથી **આગીઆનો** સમુળગો નાશ થાય છે. અને જમીન ઘણીજ ફલદ્રુપ થાય છે, એમ ઘણા સારા અનુભવી ખેડુતોનું કહેવું છે. વળી એવા ખેડુતોનું કહેવું એમ પણ છે કે "ખેતરમાં **આગીઓ** એ આળસુ ખેડુ અને ભૂખ જમીનની નીશાની છે."*

---

* આ સ્વસ્થાનના ખેડુ લોકો પણ **આગીઆથી** પોતાના ખેતરોનો મોલ લાસ ગયાની ઘણીવાર ફરીઆદ કરે છે. તે વાત તેઓની ખરી છે. કેમકે ખરડા ડુંગરની પાઉ અને તળિઓમાં ચરીઆણ ઘાસ ભેળો તે થોડો જોવામાં આવે છે. પણ ઘણુંકરી બાજરા, જુવાર અને શેરડીનાં ખેતરોમાં તેના મોલ ભેળો કેટલીકવાર તે ઘણો ઉગે છે, કુંછડી, કોટેલા, શ્રીનગર, બરડીઆ અને રીણાવાડા ગામોનાં ખેતરોમાં તે જુવાર બાજરાના મોલની સાથે વારંવાર દેખાય છે. તે બાજરાના છોડને વિશેષ નુકશાન કરી શકતો નથી. પણ જુવારનું તો તે સત્યાનાશજ કાઢી નાખે છે. તપાસ કરતાં એમ જણાયું છે કે આ સ્વસ્થાનનાં કંઠારનાં ખેતરો કે જેમાં વિશેષ કરીને હરસાલ **ચીણો** વવાય છે અને ઉપરાઉપર મોલ લેવામાં આવે છે તેમ તેમાં ખાતર

## વર્ગ-( સ્ક્રોફ્યુલેરિની ).

### નંબર. ૪૧૩.

**૧-શાસ્ત્રીયનામ**-S. orobanchoides.

દૃષ્ટાન્ત-H. 1V p. 299; N. p. 219.

**૨-દેશીનામ**-રાતોઆગીઓ ( પો+ગુ૦) तांबडीकरीचा गवत ( म० ) लाल आगीआ ( हिं० ).

**૩-વર્ણન**-રાતાઆગીઆના છોડવા ધોળા આગીઆ કરતાં ટુંકા હોય છે. પણ તે જરા જાડા હોય છે. તે લીસા, ચળકતા, ફીકા જાંબુડા, ગુલાબી કે કીરમજી રંગના હોય છે. એનાં પાન સખ્ત, ટુકાં અને ઉભાં આવેલાં હોય છે. તે સામસામાં અથવા આંતરે હોય છે. તે બહુધા કડપલાં જેવાં દેખાય છે. ફૂલની કલંગી શાખાઓને છેડે આવેલી હોય છે. ફૂલ ઘણાં ગીચોગીચ અથવા જરા છેટાં છેટાં હોય છે. તેનો રંગ ફીકો ધોળો, ગુલાબી, ઘેરો જાંબુડો ને વખતે કરમાય છે ત્યારે ઘણુંકરી આસમાની થઇ જાય છે. ફલ ગોળાઇ લેતાં હોયછે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-
**૬-ઉપયોગ**- } -ધોળા આગીઆ પ્રમાણે છે.

**૭-સ્થાનક**-કાદીવાળી જમીનપર ચરીઆણ ઘાસની સાથે વિશેષ કરીને **હરણચરાના** છોડવાપર તે ઘણો ઉગે છે. તેમ જાર બાજરાના મોલ ભેગો પણ ખેતરોમાં ઉગતો જોવામાં આવે છે.

**૮-વિશેષવિવેચન**-એના પણ છોડવા સુકાય છે ત્યારે બહુધા કાળા રંગના થઇ જાય છે. પણ પ્રથમ **રાતા** હોય છે માટે એને **રાતો આગીઓ** કહે છે.

---

## ૬૨-N. O. BIGNONIACEÆ.

## વર્ગ-બિગ્નોનિએસી-રગતરોહિડાનો વર્ગ.

વર્ગનું ટુકું વર્ણન અને ગુણ દોષઃ-

આ વર્ગમાં ઘણુંકરી ઘણાં ઉંચાં વૃક્ષો, ઝાડવાં અને વેલા થાય છે. આ વર્ગની વનસ્પતિનાં પાન, ફૂલ અને ફલ પણ બહુધા મ્હોટાં થાય છે. પાન સામસામાં, કોઇવાર સાદાં પણ ઘણુંકરીને ૧ થી ૩ વાર વિભાગિત થએલાં હોય છે. ફૂલ ધોળાં, રાતાં, પીળાં એવા તરેહવાર રંગ અને બિગુલના જેવા આકારનાં થાય છે. ફૂલનો પુ૦ બા૦ કોપ ઘંટાકાર અને પાંચ પત્રોનો બનલો હોય છે; તેનાં પત્રો તળિયે જોડાયલાં અને મથાળે તેના ૨ થી ૫ દાંતા દેખાતા હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડિયો ૫ હોય છે, તે તળિયે જોડાયલી અને મથાળે તેના બે ઓષ્ઠ વિકાશ પામેલા હોય છે. પુંકેસરો ૪ હોય છે, તેમાં ૨ ટુકાં અને ૨ લાંબાં હોય છે; (અપૂર્ણ પાંચમું પુંકેસર પણ વખતે હાજર હોય છે.). આ કેસરો પાંખડીની અંદર જ્યાં તેનું પેટાળ બહાર નીકળતું હોય છે તે સ્થાનપર આવેલાં હોય છે. તેના તંતુઓ પાતળા, લીસા, અથવા તેને તળિયે વાળની રૂંછાળ આવેલી હોય છે; પરાગકોષ બે પોલવાળા, અને કવચિતજ પાંખડિયોથી બહાર દેખાતા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૨ પોલવાળો ને તેનાં દરેક પોલમાં ઘણાં આદિબીજ કેટલીક હારોમાં ગોઠવાયલાં હોય છે, પણ તેના થર બે હોય છે; નલિકા લાંબી અને લીસી હોય છે; સ્ત્રીકેસરાગ્રમુખ બે વિભાગોવાળું હોય છે. ફલ ઘણુંકરી લાંબી ને ચપટી શીંગો જેવાં હોય છે; તે બહુધા પોતાની મેળે ઉઘડે છે. બીજ પાતળાં, ચપટાં અને ઘણુંકરી પાંખવાળાં હોય છે.

**બુચનાં** ઘણાં ઉંચાં ઝાડ જે હાલ ઘણા બાગોમાં અને સડકોની બાજુએ વાવેલાં જોવામાં આવે છે અને જેમાં લાંબી નળીવાળાં સુંદર સફેદ સુગંધી ફૂલો શીયાળે થાય છે, તે (Millingtonia hortensis) આ વર્ગનાં છે. એ બ્રહ્મદેશનાં વતની છે. તેમ જ પીળી કણેર અથવા **પીળીકસ્તુરીને** નામે ઓળખાતાં ઝાડવાં હાલ બગીચાઓમાં તેના સુંદર પીળા ફૂલોના ગુચ્છાઓ માટે તે વવાતાં જોવામાં આવે છે. તે (Bignonia stans) પણ આ વર્ગનાં છે. એ દક્ષણ અમેરિકાનું વતની છે.

આર્યઔષધના પ્રસિદ્ધ **दशमूलादिक्वाथ**માં યો જાતી વનસ્પતિ ટેટુ **स्योनाक** (Oroxylum Indicum) અને **પાડલ** અથવા **પાટલી** पाटला, ताम्रपुष्पा (Stereospermum chelonoides) પણ આ વર્ગની છે. એનાં ઝાડ કોંકણ અને ઘાટપર થાય છે, તોપણ પેહેલાંને અજાયબી માટે અને બીજાંને તેનાં સુંદર, સુગંધી, મ્હોટાં રાતા રંગનાં વસંત સમયે આવતાં ફૂલોની શોભા માટે મુંબઇના બાગોમાં વાવેલાં જોવામાં આવે છે. **પાટલા**નાં ફૂલ वसंतदूती, अंबुवासिनी અને कामबाण કહેવાય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, પૌષ્ટિક, રક્તશોધક અને વર્ધક, અસ્થિસંધાનકારક, ચિરગુણકારી પૌષ્ટિક અને કફ તથા જ્વરઘ્ન ગુણો ગણાય છે.

---

ભાગ્યેજ પડે છે તેથી તે જમીન તદન કસ વગરની થઈ જાય છે. વળી તે જમીન ભુખરી ને કંકર પથરવાળી છે. તેથી તેમાં **આગીઓ** વિશેષ ઉગે છે. માટે એ જમીનમાંથી **આગીઓ** દૂર કરવાના ઉપર કહેલા છે, તેજ ઉપાય છે.

## વર્ગ-(બિગ્નોનિએસી).

### નંબર-૪૧૪.

**૧-શાસ્ત્રીયનામ**–Tecoma undulata.

દ્દષ્ટાન્ત–H. IV. p. 378; N. p. 225; Watt. VI. part. IV. p. 1; ૩. નિ. પા. ૪૪૭.

**૨-દેશીનામ**–રગતરોહિડો (પો+ગુ૦) रगतरोहीडा (म०); रोहेडा, रक्तरोरा (हिं०); रोहितक, दाडमीपुष्प, दाडमीच्छद (सं०).

**૩-વર્ણન**–રગત રોહિડાનાં ઝાડ ૧૦ થી ૧૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. એમાં જાડી શાખાઓ થોડી પણ ઝીણી ઝીણી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. શાખાઓ સીધી ને બહુધા ઉંચી ચઢતી હોય છે. કોમળ શાખાઓ ઘણીવાર નીચી ઝુકી રહેલી હોય છે. પાન લાંબાં પણ સાંકડાં દાડમડીનાં પાન જેવાં દેખાતાં હોય છે. કોમળ શાખાઓને પાનપર કોઇવાર ભૂરા રંગની રૂંછાળ જોવામાં આવે છે. એને શિયાળામાં કેસરીઆ રંગનાં મ્હોટાં ફૂલો આવી, શીંગો ઉન્હાળે પાકે છે.

**મૂળ**–ઝાડના પ્રમાણમાં જાડાં અને જમીનમાં ઉંડાં બેઠેલાં હોય છે. તેમાંથી બીજા ફાંટાઓ ફૂટેલા હોય છે. આ ફાંટાઓ જમીનમાં ઘણા લાંબા જઇ તેપરથી જમીનની ઉપર રોપા જેવી શાખાઓ (suckers) ફૂટે છે. અને ધીમે ધીમે આ શાખાઓ સ્વતંત્ર ઝાડવાં થઇ જાય છે. મૂળની છાલનો રંગ ભૂરો હોય છે, ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. અંતરછાલ ફીકા રાતા રંગની, મજબૂત રેસાવાળી અને રસભરી હોય છે. તે જાડી અને ચીકાસવાળી હોય છે. તેની વાસ જરા આંબલીના ગરને મળતી ખાટી અને સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે. એની કડવાસ કરીઆતાની પેઠે ઘણો વખત સુધી જીભપરથી જતી નથી. મૂળનો આડો કાપ કરી જોવાથી તેની અંદરનું વચલું લાકડાનું ચક્ર વધારે રતાસલેતું ને સછિદ્ર દેખાય છે અને તેથી બહારનું ચક્ર પહેલા કરતાં ફીકા રંગનું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી અને શાખાઓનો રંગ ભસ્મી વર્ણો હોય છે. તેની છાલ ઉપરથી ખડબચડી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે અને તેની અંદરની છાલ લીલાસલેતા પીળા રંગની હોય છે. તેની વાસ ખારી જારની વાસને મળતી, તીખી, અને સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે. ડાંડીમાંથી કોમળ શાખાઓ દાડમીની શાખાઓની પેઠે લાંબી, સીધી સોંટીઓ જેવી નીકળેલી હોય છે. તેનો રંગ ભૂરાસલેતો રાતો હોય છે. આ શાખાઓ ઘણુંકરી સામસામી આવેલી હોય છે ને તેપર ઉભા ચીરા અને ભૂરા રંગનાં છાંટણાં આવેલાં હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોવાથી તેની અંદર વચ્ચોવચ એક સઘન ચક્ર દેખાય છે, ને તેથી બહારનું બીજું ચક્ર સછિદ્ર, ને તેથી બહારનું ત્રીજું ચક્ર છાલનું હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. પણ કોઇ કોઇ પાન આંતરે આવેલું પણ દેખાય છે. તે ૩ થી ૬ ઇંચ લાંબાં અને ½ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેની કોરપર મોજાં કે લેહરીયાં હોય છે. પાનનાં ટેરવાં ઘણુંકરી બુઠ્ઠાં હોય છે. પાનની બન્ને સપાટી ઘણુંકરી એક સરખા ફીકા લીલા રંગની હોય છે. તે લીસી અને તેપર ભૂરા રંગની છારી હોય છે. પાનની ફક્ત વચલી નસ નીચેની સપાટીએ બહાર નીકળતી ફીકા ધોળા રંગની સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની ડીટડી જરા વાંકી વળેલી હોય છે, તે ¼ થી ¾ ઇંચ લાંબી હોય છે. તે નીચેની બાજુએ ગોળ અને ઉપરની બાજુ નીકવાળી હોય છે. એ નીક પાનની વચ્ચોવચ થઇ ઠેઠ તેને ટેરવે ગયેલી હોય છે. પાન જરા સુકાયાથી તે ભસ્મી રંગનાં થઇ જાય છે. ને તેની બન્ને સપાટીપર અબરખ જેવું ચળકતું પડ દેખાય છે. પાનને ચોળવાથી તે ચીકણાં લાગે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ તૂરાસલેતો કડવો હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે સુંદર કેસરીયા રંગનાં ફૂલોના ગુચ્છા આવે છે. ફૂલમાં સહેજ મધુરી સુગંધ હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી સૂતળી જેવી જાડી, ચળકતી, ને લીલા રંગની હોય છે. તેપર તારાકૃતિના વાળની સૂક્ષ્મ રૂંવાટી આવેલી હોય છે. એવી અકેક સળીપર ૨ થી ૩ ફૂલો આવેલાં હોય છે. અને વખતે શાખાપરથી પરભારૂં અકેક ફૂલ પણ નીકળેલું હોય છે. ફૂલની ડીટડી ¼ થી ½ ઇંચ લાંબી હોય છે. તેપર પણ તારાકૃતિના વાળની રૂંવાટી હોય છે. એ ડીટડીના થડમાં બે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે. જે વહેલાં ખરી જતાં લાગે છે.

**પુષ્પબાહ્યકોષ**–ફીકા કેસરીઆ રંગનો પાંચ પત્રોનો બનેલો હોય છે. એ પાંચે પત્રો તળિયેથી એક બીજાં સાથે જોડાયલાં, અને ઉપર જતાં તે જૂદાં દેખાતાં હોય છે. એ પત્રો પોહોળાં ને બુઠ્ઠાં હોય છે. એમાંથી એક પત્ર સૌથી વધારે પોહોળું હોય છે. આ આખો કોષ ½ ઇંચ લાંબો, અને તેટલોજ મુખ પાસે પોહોળો હોય છે. તેને તળિયે વખતે બારીક વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. તેની પાંચે પાંખડીઓ તળિયેથી જોડાયલી અને મથાળેથી તેના છેડા ખુલ્લા દેખાતા હોય છે. મુખ પાસે આ કોષનો વ્યાસ ૨ થા ૨½ ઇંચનો હોય છે. તેની નળીની અંદરનો રંગ ઘેરો, જાંબુડો અને ઘણો ચળકતો હોય છે. એ કોષનું મુખ વીંછીડાના ફૂલની પેઠે બે ઓષ્ઠથી વિકાશિત થયેલું હોય છે. તેનો નીચેનો ઓષ્ઠ અડધો નીચો નમેલો, અને ઉપરનો (ઓષ્ઠ) ઉંચે

થયેલો હોય છે. જેથી ફૂલ ઉઘડે છે ત્યારે તેમાંનાં પું- અને સ્ત્રી-કેસરો સ્પષ્ટ રીતે ઉપરના ઓષ્ઠમાં દેખાતાં હોય છે.

**પુંકેસરો**–૫ હોય છે. તે ફૂલની પાંખડીની નળીની ઉપર અવેલાં હોય છે. તે સ્ત્રીકેસરનલિકાથી ઘણુંકરી ટુકાં હોય છે. આ પાંચ પુંકેસરોમાંથી બે સૌથી લાંબાં, ને બે તેથી કંઇક ટુકાં હોય છે, અને એક સૌથી ટુકું હોય છે તે પરાગકોપ વગરનું હોય છે. ને બાકીનાં ચારે પુંકેસરોને મથાળે પરાગકોપ આવેલા હોય છે. પુંકેસર-તંતુ ફીકા પીળા રંગના અને પરાગકોપ પીળા રંગના હોય છે. તે પાછળથી કાળા થઇ જાય છે. સૌથી લાંબાં બે પુંકેસરો ૧$\frac{1}{2}$ ઇંચ કે તેથી કંઇક લાંબાં અને સૌથી નાહાનું કેસર આસરે ૧ ઇંચ લંબાઇનું હોય છે. પરાગકોપ ૧$\frac{1}{2}$ લાઇન લાંબા, સહેજ લંબગોળ, અને બુઠ્ઠી અણીવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–પુ૦ બા૦ કોપની વચ્ચોવચ એક ચક્રાકાર પડઘીની મધ્યથી સ્ત્રીકેસર નીકળેલી હોય છે. તેનો રંગ ફીકો પીળો હોય છે. તેની નલિકા ૧$\frac{1}{2}$ ઇંચ લાંબી હોય છે. અને નલિકાગ્રમુખ બે વિભાગવાળું નાગફણ જેવું ચપટું હોય છે.

**ફૂલ**–શીંગ ૬ થી ૮ ઇંચ લાંબી ને $\frac{1}{2}$ ઇંચ પોહોળી હોય છે. તે જરા વાંકવળતી ને ચપટી હોય છે. તેની વચ્ચોવચ એક ઉભી નીક હોય છે. તે ભૂરા રંગની ને લીસી હોય છે. શીંગનાં પડ પાતળાં ને તેમાં ઘણાં બીજ હોય છે.

**બીજ**–પાતળાં, ભૂરા કે ધોળા રંગનાં હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ ઇંચ લાંબાં અને $\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તેની પાંખ સાંકડી અને તેને ટેરવે ગોળાઇલેતી હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૈષ્ટિક, રક્તશોધક, વાત-હર, ક્ષયઘ્ન, સારક અને પૈષ્ટિક.

**૬–ઉપયોગ**–રગતરોહિડાનાં મૂળ અને ડાંડીની છાલનો ઉકાળો દૂધમાં મેળવી, જે પડી ગયેલ હોય, અથવા જેને હાડકચર થઇ હોય, કે જેને મુંઢ ઘા વાગ્યો હોય, તેવાંને પીવા આપવામાં આવે છે. તેથી બંધાઇ ગયેલું લોહી છૂટું થાય છે. રગતરોહિડાની સુકી છાલની ભૂકી સંધિવા, ક્ષયરોગ અને અશક્તિ ઉપર દૂધમાં ઉકાળી પવાય છે. દમ અને વિસ્ફોટકના દરદીને પણ આ દવા આપવામાં આવે છે. સુવાવડ પછી સ્ત્રીનું શરીર ઝલાઇ જાય તો તેને રગતરોહિડાનાં પાનનો કાઢો દૂધ અને સાકરની સાથે આપવામાં આવે છે. જળોદર, તલ્લી, આંતરડાનો જુનો રોગ, હરસ, મુંઝારો અને ટુંકામાં કોઇ પણ રોગથી શરીર તવાઇ નબળું થઇ ગયું હોય તો તેપર રગતરોહિડાની છાલ અગર પાનનો કાઢો કે ભૂકી વપરાય છે. ખસ ઉપર રગતરોહિડાની છાલ પાણીમાં ઘસીને ચોપડવામાં આવે છે. રગતરોહિડાનું લાકડું ઘણું કઠ્ઠણ થાય છે. તેમાંથી ખેતીના ઓજારો બનાવવામાં આવે છે.

"રગતરોહિડાનું ને હરડેનું ચૂર્ણ ગૌમૂત્રની અંદર પ્લીહોદરમાં પીવાય છે. તેમજ તે હરસને મટાડે છે. રગતરોહિડાની છાલનો ભૂકો અડધો તોલો લઇ ૨૦ રૂપિયા ભાર દૂધ ખૂબ ઉનું થાય ત્યારે તેમાં નાંખી દેવો ને પછી તે ઉતારી લેવું. આવી રીતે આ ભૂકો ચાને ઠેકાણે વપરાય છે ને કેટલાક વૈદો તેને **ગુલાબીચા** કહે છે.

માત્રા–રગતરોહિડાની છાલ ૦। થી ૦॥ ભાર." (ડા૦ વી૦ ઝી૦).

"રગતરોહિડો બરલ, મુંઝારો, ગુલ્મ, ઉદરરોગ કૃમિ, ગુંબડાં, નેત્રના રોગ, કાનના રોગ, મેદરોગ, શુળ, આફરો એ સર્વે રોગને મટાડે છે ને વિષને ટાળે છે." (વૈ. રૂ.)

**૭–સ્થાનક**–રગતરોહિડો સિંધ, પંજાબ, ગુજરાત, કાઠિયાવાડ, રજપુતાના, બલુચિસ્તાન અને અરબસ્તાનમાં થાય છે. પૂર્વ તરફ તે જમુનાં સુધી ઉગે છે. કલકત્તા તરફ તે તેનાં સુંદર ફૂલો માટે જ કેટલીકવાર બગીચાઓમાં વાવવામાં આવે છે.*

**૮–વિશેષ વિવેચન**–રગત રોહિડાનાં પાન અને ફૂલ દાડમીનાં પાન અને ફૂલ જેવાં દેખાય છે તેપરથી સંસ્કૃતમાં એને **दाडमीच्छद** અને **दाडमीपुष्प** એ નામો અપાયલાં હશે.

એનાં ઝાડ, પાન અને ફૂલ વિષે કહેવાય છે કેઃ—
"A tree with drooping branches like

* રગતરોહિડાનાં ઝાડ આ સ્વસ્થાનમાં વિશેષ ઉગતાં નથી. પણ જ્યાં તે ઉગે છે ત્યાં ૫,૧૦ કે ૨૫ ઝાડનો ઘેરો ઉગેલો જોવામાં આવે છે. વળી એવું બને છે કે એનું એકાદુ મ્હોટું ઝાડ થઇ તેમાં ભાગ્યેજ ફૂલ આવે છે, અને ફૂલ આવે છે તો તેમાં શીંગ કવચિતજ પાકે છે. તેથી એનાં ઝાડનો વિસ્તાર ઘણે ભાગે એનાં મૂળિયાંના ફાંટાઓપરથી રોપાઓ જેવી ફુટો નીકળી થતો જોવામાં આવે છે. આ સ્વસ્થાનમાં એનાં ગણ્યાં ગાંઠયાં ઝાડો આદિત્યાણાં વીડી, મેવાસા જંગલની પાઉ, ભીમકોટની તલાવડી, રીણાવાડા ગામપાસે વીસલબેટનાં ખેતરોને શેઢે, ખાપટ પાસેના કંઠાળાઓનાં નાળામાં, ખારાના નેસપાસે અને પોરબંદર બારા ઉતાર ઝાવરમાં થઇને તનારીવાવપર જવાના રસ્તાથી આથમણી બાજુ પથ્થરની ખાંણો કાંઠે થાય છે. એનાં ફૂલ એટલાં તો સુંદર થાય છે કે એ ઝાડ ખરેખર બાગોમાં વાવવા લાયક છે. એ ઔષધોપયોગી ઝાડનો જંગલોમાં પણ વધારો કરવો યોગ્ય છે. તનારીવાવ પાસેનાં ઝાડને સિંદૂર લગાડી તેને **रोहिडो दत्त** મનાવેલો છે. તેથી તેનાં છાલ રજા શિવાય કોઈ પાડતું નથી. નં૦ ૩૩૯ જુવો.

the weeping willow: when in flower few trees can present a more noble or beautiful sight. This is a rare tree, and worthy of cultivation, for the sake of its elegant foliage and showy flowers."—(Graham. Cat. Bomb. plants p. 124.)—I should add that it should also be cultivated for the sake of tis medicinal virtues J. I.*

---

* રાજકોટ રાજકુમાર કૉલેજના મરહુમ પ્રિન્સિપાલ (મારા પરમ મિત્ર) મૅકનાટન (Chester macnaghten) સાહેબને વનસ્પતિ સંબંધી કેટલો શોખ કે પ્રેમ હતો તેનો એક દાખલો આ જગોએ લખ્યા શિવાય મારાથી રહેવાતું નથી.

રાજકુમાર કૉલેજથી પશ્ચિમે દોઢેક માઇલપર એક ખેતરને શેઢે એક ઝાડ ઉગેલું હતું. તેમાં ફૂલ ફલ આવતાં નહીં. એ ઝાડને ઓળખવા તેમાં ફૂલ ફલ જોવા મૅકનાટન સાહેબ દર મહિનાની પેહેલી તારીખે એ ઝાડ પાસે જતા. એમ ૧૦ વર્ષ લાગઠ જોયા છતાં પણ તેમાં ફૂલ ફલ દેખાયાં નહીં તેથી એ ઝાડ કયું છે તે ઓળખી શકાયું નહીં. એ અરસામાં જ્યારે જ્યારે મારૂં રાજકોટ જવાનું થતું ત્યારે તેઓ સાહેબ મને પણ એ ઝાડ **જોવા** તેડી જતા. પણ તેમાં ફૂલ ફલ નહીં હોવાને લીધે મેં પણ એ ઝાડને ઓળખ્યું નહીં હતું. પછી છેલી વખત જ્યારે એ ઝાડ જોવાને અમો ગએલા તે વખતે એનાં થડની આજુ બાજુની છાલ નીકળી ગએલી દેખાઈ, અને એની ડાળોને પાન સુકાઈ જતાં જોવામાં આવ્યાં ને એ ઝાડ લગભગ મરી જવાની તૈયારીમાં હોય એવું દેખાયું. આ જોઇ સાહેબ બહુ દીલગીર થયા અને કહેવા લાગ્યા કેઃ—"જે મારા એકના એક મિત્ર (ઝાડ)ને મેં ૧૦ વર્ષ સુધી જોયો છે, તેણે પોતાની ઓળખાણ કે નામને માટે પોતાનાં ફૂલ ફલ દેખાડ્યાં નથી, અને આજ તે આવી રીતે મરવાની તૈયારીએ આવી ગએલ છે, એથી મને ઘણું દુઃખ થાય છે. હવે કદાચ આપણે એને નહીં જોઇશું, પણ શું કરીએ? કંઈ ઉપાય નથી."

આ વખતે તેઓની આંખમાં ખરેખર આંસુ હતાં. પછી ત્યાંથી કૉલેજ તરફ પાછા ફરતાં મેં એક ખેડુતને પુછ્યું કે પેલા ઝાડની છાલ કોણ પાડી ગયું? નાથીઓ માલી. તેનો છોકરો પડી ગએલો છે તેને એની છાલ તે દૂધમાં પાય છે તેથી છોકરાને ઠીક છે, તે ખેડુતે કહ્યું. તોપણ એ ઝાડનું નામ તેણે જણાવ્યું નહીં. મેં વિચાર કર્યો કે લાગ્યા ઉપર **રગત રોહિડાની** છાલ પવાય છે, કદાચ તે એ ઝાડ હશે પણ નક્કી કર્યા શિવાય સાહેબને કેમ કહેવાય? પણ પછી નક્કી કરી એ ઝાડ **રગત-રોહિડોજ** છે એમ સાહેબને મેં લખી મોકલ્યું ત્યારે તેઓ ખુશી થયા અને જણાવ્યું કેઃ—"I am still little glad that the tree has given its name from heaven after its death." Late—Mr. Macnaghten's love of Botany.

---

## ૬૩—N. O. PEDALINEÆ.

## વર્ગ—પિડાલિની—તલ અને કડવા ગોખરૂનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—આ નમણાં નાક* જેવા આકારનાં સુંદર ફૂલવાળા નાહાના વર્ગમાં નાહાના મ્હોટા છોડવાઓ થાય છે. તેપર રસ કે ચીકાસ હોય છે. પાન સામસામાં, અથવા શાખાઓના ઉપરના ભાગમાં વખતે આંતરે આવે છે; તે અખંડ કોરવાળાં, દાંતાવાળાં, કે વિભાગિત હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોપ ૪ થી ૫ પત્રોવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોપની પાંખડીઓ ૫, પણ તે જોડાઇને નળિકાકાર થયેલી હોય છે, તેના મુખ પાસે તે નાહાના મ્હોટા બે ઓષ્ઠવાળી હોય છે. પુંકેસરો ૪ હોય છે. તેમાં ૨ લાંબાં ને ૨ ટુંકાં હોય છે. કોઇવાર બે જ હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૨ પોલવાળો; આદિબીજ થોડાં કે ઘણાં હોય છે; નલિકા દોરા જેવી પાતળી અને નલિકાગ્રમુખ બે વિભાગવાળું હોય છે. ફલ ૨ થી ૪ પોલવાળું, અવિકાશી, અથવા સ્વવિકાશી; અને બીજ ઘણુંકરી ચપટાં હોય છે.

આ વર્ગ જો કે નાહાનો છે, તોપણ એમાં એક વનસ્પતિ એવી છે, જે આખી દુનિયાંને કરોડો રૂપીઆની પેદાશ કરાવે છે, તે **તલ** છે; તલનું તેલ સર્વના જાણ્યા અને વાપરવામાં આવે છે.

આ વર્ગમાં ઉપલેપક, મૂત્રલ, પૌષ્ટિક, દૂગ્ધવર્ધક, સારક, તથા જ્વર અને કફઘ્ન ગુણો રહેલા છે.

---

## વર્ગ—(પિડાલિની.)

### નંબર ૪૧૫.

**૧-શાસ્ત્રીયનામ**—Pedalium Murex.

દૃષ્ટાન્ત—H. IV. p. 386; N. p. 226; Watt. VI. port. I. p. 123. રૂ. નિ. પા. ૪૩.

**૨-દેશીનામ**—ઉભાગોખરૂ, કડવા ગોખરૂ, મોટા ગોખરૂ (પો૦ + ગુ૦) गोखुर, करोनटीआ (म०); बडा गोखरु, कडुवा गोखरु (हिं०); गोक्षुर, तिक्तगोक्षुर (सं०).

**૩-વર્ણન**—કડવા ગોખરૂના છોડવા ઘણુંકરી ૪ થી ૧૦ ઇંચ ઉંચા વધે છે. પણ ઘણીવાર તેની શાખાઓ ૧ થી ૧½ ફુટ જેટલી લાંબી જમીનપર છાતળાંની માફક પથરાએલી પણ હોય છે. પાન પોહોળાં ને દાંતાવાળાં થાય છે. ફૂલ પીળા રંગનાં, ગરણીના આકારનાં

---

* "नासिका **तिलपुष्प** सरखी; वदन बीजि समान;"—(પ્રેમાનંદ).

આવે છે. ફ્લ કાંટાવાળાં હોય છે. એ આખા છોડવામાં ચીકણો ને કડવો રસ હોય છે. એના છોડવા જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથ્થાબંધ ઉગે છે. એનાં ફૂલ સવારમાં ઉઘડી સાંજે કરમાઇ જાય છે. એના છોડવામાંનાં ઘેરાં લીલાં પાનની અંદર છૂટક છૂટક પીળા રંગનાં ફૂલો ઉઘડયાં હોય છે, તેથી એનો દેખાવ સવારની વખતે ઘણો મનોહર લાગે છે.

**મૂળ**–નારંગીઆ રંગનાં, સુતળીથી ટચલી આંગળી જેવાં જાડાં, ૩ થી ૧૦ ઇંચ લાંબાં, અંદરથી ધોળા રંગનાં ને કઠણ હોય છે. તેમાંથી કેટલાએક ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે ખીલામૂળ કરતાં પણ વખતે લાંબા હોય છે, વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો, ચીકણો, પાછળથી જરા મીઠાસલેતો તૂરો ને ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખઓ**–ઘણુંકરી સામસામી નીકળેલી હોય છે. તે સ્લેટપેનથી ટચલી આંગળી જેવી જાડી, લીસી, ચળકતી, પોચી અને ફીકા લીલા રંગની હોય છે. કોમળ શાખાઓપર અણીવાળા તેમજ ગોળ મથાળાંવાળા સૂક્ષ્મવાળની આછી રૂંછાળ અને તેની વચમાં સૂક્ષ્મ ચળકતાં બિંદુઓ પણ હોય છે. છાલ મજબૂત હોય છે. સ્વાદ કડવો ને ચીકણો હોય છે.

**પાન**–કોઇવાર આંતરે, પણ ઘણુંકરીને સામસામાંજ આવેલાં હોય છે. તેમાં એક જોડીનું એક પાન ઉત્તર અને બીજું દક્ષણ, તો તેની ઉપરની બીજી જોડીનું એક પાન પૂર્વ અને બીજું પશ્ચિમ, વળી તેથી ઉપરની જોડીનાં પાન ઉત્તર દક્ષણ, એમ ઉત્તરોત્તર પાનની જોડીઓ શાખાઓ ઉપર આવેલી હોય છે. તેથી પાનની ચોપડની માફક ચોસાર અર્થાત્ ચાર હાર થઇ રહેલી હોય છે. પાનની ડીટટી ઉપરની બાજુ નીકવાળી હોય છે. તે ½ થી ૧½ ઇંચ લાંબી હોય છે. કોમળ પાનની ડીટડીપર ધોળા, ચળકતા, અણીદાર તેમજ ગોળ માથાંવાળા વાળની રૂંછાળ, અને ચળકતાં સૂક્ષ્મ બિંદુઓ આવેલાં હોય છે. પાન જાડાં, ટેરવે પોહોળાં, કોરપર દાંતાવાળાં, ઉપરની સપાટીએ લીલાં, ને નીચેનીએ ફીકા લીલા રંગનાં હોય છે. તે ½ થી ૧ કે ૨ થી ૪ ઇંચ લાંબાં, અને ½ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. કોમળ પાનની બન્ને સપાટીપર ચળકતાં બિંદુઓ અને વાળની રૂંછાળ આવેલાં હોય છે. પાન ચીકણાં, વાસ ઉગ્ર, સ્વાદ ચીકણો ને કડવો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેક નીકળેલું હોય છે. તેની વાસ જરા કડવી અને રંગ પીળાસલેતો ધોળો, ફીકો પીળો કે પીળો હોય છે. તેનાં મુખનો વ્યાસ ¾ થી ૧ ઇંચનો અને તેની નળી પણ ¾ ઇંચથી ૧ ઇંચ લાંબી હોય છે. ફૂલની ડીટડી ૧ લાઇન અથવા તેથી કંઇક લાંબી હોય છે. તે જરા જાડી અને તેનાપર ચળકતાં બિંદુઓ આવેલાં હોય છે. તેનો રંગ લીલાસ કે જાંબુડી છાયાલેતો પીળો હોય છે. તેના થડમાં બન્ને બાજુ અક્કેક રાતા રંગની સૂક્ષ્મ રસકુપ્પિ (gland) હોય છે. જેમાં મધ જેવો મીઠો રસ ભરેલો હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–નાં પત્રો ૫ હોય છે. તે તળિયેથી જોડાયલાં અને મથાળે તેના છેડા છૂટા દેખાતા હોય છે. તે જાંબુડી છાયાલેતાં, તળિયે પોહોળાં, ને મથાળે સાંકડાંથતાં અણીદાર હોય છે. તે ૧ લાઇન લાંબાં હોય છે. આ પાંચ પત્રોમાંથી ૨ પત્રો એક બાજુ ઘણાં પાસે પાસે આવેલાં હોય છે, ને બીજાં ત્રણ પત્રો એક બીજાંથી જરા છેટે હોય છે. જેમાંનું વચલું પત્ર જરા વધારે બહાર નીકળતું, અને તળિયેથી નીચું નમતું હોય છે. તેની અંદર ફૂલની નળી તે જગોએ જરા બહાર નીકળતી જોવામાં આવે છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે, તે તળિયેથી જોડાઇને નળી જેવી થયેલી, અને મથાળે તેના ગોળાઇલેતા પાંચ વિભાગ જૂદા દેખાતા હોય છે. તેમાંનો એક વિભાગ જરા વધારે બહાર નીકળતો હોય છે. તેથી ફૂલ કલમત્રાસ દેખાય છે. એની નળી અને મુખના વિભાગોપર ચળકતાં સૂક્ષ્મ બિંદુઓ હોય છે. એની નળિનાં મુખની અંદર સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે. જ્યાં તેનો રંગ વિશેષ પીળો હોય છે. ને તેમાં જાંબુડા રંગની ઉભી લીટીઓ હોય છે.

**પુંકેસરો**–૫ જોવામાં આવે છે. (એના વર્ગ પ્રમાણે ૪ જોઇએ) તે ફૂલની નળિની અંદર હોય છે. તેમાં ૨ પુંકેસરો સ્ત્રીકેસરનલિકા જેટલાં લાંબાં, ને ૨ એથી કંઇક ટુંકાં હોય છે. ને એક કેસર ઘણું નાહાનું રહી ગએલું હોય છે. જેને મથાળે પરાગકોષ નહિ આવતાં માત્ર કેસરીઆ રંગની ટપકી હોય છે. પુંકેસરતંતુઓ, પરાગકોપ અને પરાગરજ એ ફીકા પીળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય બે પોલવાળો, ફીકા પીળા રંગનો, સફેદ ચળકતા વાળની રૂંછાળથી ભરાયલો હોય છે. નલિકા પાતળી અને નલિકાગ્રમુખ બે વિભાગવાળું, બે લાંબાં પુંકસરોથી જરા ઉંચું આવેલું હોય છે. તેનો એક વિભાગ નીચો નમેલો હોય છે.

**ફ્લ**–½ થી ¾ ઇંચ લાંબું, ૩ લાઇન જાડું, પ્રથમ પીળાસલેતા લીલા રંગનું ને સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. તેની સપાટી ચળકતી ને તેપર સૂક્ષ્મ ચળકતાં બિંદુઓ હોય છે. ફ્લને તળિયે જરા જાડી ડીટી હોય છે. તે વચમાં ચારે બાજુએ ચાર કાંટાવાળું ને મથાળે સેહેજ અણીથતું હોય છે. સુકાયલાં ફ્લની સપાટી ખડબચડી અને કરચલી વળેલી હોય છે. ફ્લનો

આડો કાપ કરી જોતાં તેમાં બે પોલ દેખાય છે. તે દરેક પોલમાં ૧ થી ૨ બીજ હોય છે. ફુલની વાસ ઉગ્ર અને સ્વાદ ચીકણો, ગળચટો, ને સહેજ કડવો લાગે છે.

**બીજ**–લંબગોળ, ને કાચાં હોય છે ત્યારે ધોળા રંગનાં હોય છે. ને પાકી જાય છે ત્યારે બહારથી ભૂરાં કે કાળાસલેતાં ભૂરાં થઇ જાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પૌષ્ટિક, ઉપલેપક, ચિરગુણકારી પૌષ્ટિક અને પિત્તહર તથા મૂત્રલ.

**૬–ઉપયોગ**–કડવા ગોખરૂનાં મૂળ પણ મીઠા ગોખરૂનાં મૂળની પેઠે **દશમૂળાદિ** કવાથમાં ઘણીવાર વપરાય છે. એનાં મૂળનો કાઢો પિત્તવિકારમાં અપાય છે. એના આખા છોડવાને ગરમ દૂધમાં બોળી તે દૂધ કેટલાક લોકો પૌષ્ટિક તરીકે પીએ છે. એનાં પાનનો લુવાબ સાકર સાથે પ્રમેહવાળાને પવાય છે. એનાં ફૂલ, તલ અને સાકર ભેળાં કરી પ્રમેહ ઉપર તેમજ પૌષ્ટિક તરીકે ઘણાં લોકો ખાય છે. એનાં ફલને **ગોખરૂ, કડવા ગોખરૂ** અને **ગોખરૂકાંટા** કહે છે. તેનો કવાથ તણખીઆ અને પેશાબની ગરમી ઉપર અપાય છે. એનાં ફલ ઘણા પૌષ્ટિક પાકોમાં વપરાય છે.

"૧ વૃદ્ધદંડચૂર્ણ–કવચાં, ગોખરૂ, ધોળી મુશલી, ધોળા શેમળાનું મૂળીઉં, આંબળાં, ગળોસત્વ ને સાકર એ સાતે ચીજો સમભાગે મેળવવી તેનું નામ **વૃદ્ધદંડચૂર્ણ.**

૨ ગોક્ષુરાદિ અવલેહ–ગોખરૂનું પંચાંગ અઢી રતલ લઇ તેને ૫૩૨ તોલા પાણીમાં ઉકાળવું ને જ્યારે ૧૦૮ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી તેની અંદર સવા રતલ સાકર નાખી તેની બરાબર ચાસણી કરવી ને તેમાં નીચે પ્રમાણે ચીજોનું બારીક ચૂર્ણ નાખવું. સુંઠ, લીડીંપીપર, મરી, તજ, એલચી, નાગકેશર, તમાલપત્ર, જાયફળ, અર્જુનવૃક્ષની છાલ, કાકડીનાં બીજ એ દરેક બબ્બે તોલા અને વંશલોચન ચાર તોલા. જે તૈયાર થાય તેનું નામ **ગોક્ષુરાદિ અવલેહ.**

૩–ગોક્ષુરાદિકાઢો–બાવળ, હરડે, ધમાસો, ગોખરૂનું પંચાંગ, ગરમાળાનો ગોળ ને લાકડીઓ પાષાણભેદ એ સર્વે બે તોલા લઇ તેને બત્રીશ તોલા પાણીમાં ઉકાળવું, ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવું.

ગુણ–ધાતુપૌષ્ટિક, મૂત્રલ અને શીતળ.

ઉપયોગઃ–ગોખરૂ ધાતુપુષ્ટિને માટે ઘણા વખણાય છે. નહાના ગોખરૂ કરતાં મ્હોટાં ગોખરૂ ગુણમાં ચડે છે, નબળાઇ, કમકૌવતી, વીર્યસ્રાવ, મૂત્રવ્યાધિ તેમજ પંઢત્વમાં ગોખરૂ બહુ ઉપયોગી છે. ગોખરૂ અને તલ એ બકરીના દૂધ અને મધની સાથે લેવાથી હસ્તક્રિયાથી થતા શુક્રદોષમાં (નબળાઇમાં) સારો ફાયદો થાય છે. હસ્તક્રિયા શિવાય રાત્રીએ સ્વપ્નામાં કદાપિ વીર્યસ્રાવ થતો હોય તોપણ ગોખરૂનું ચૂર્ણ લેવું યોગ્ય છે. **વૃદ્ધદંડચૂર્ણ** ખાસ શુક્રદોષ ઉપર ઉપયોગી છે. તેથી હાથ પગનું તુટવું, અને કમરનો દુખાવો બંધ થાય છે. ધાતુપુષ્ટિને માટે ગોખરૂનો પાક કરી લોકો ખાય છે. શિવાય તેની અંદર મૂત્રલ અને શીતળ ગુણ સારો છે. તેના લીલા છોડવાને પલાળવાથી એકદમ ચીકણો લુઆબ થાય છે, એને સાકરની સાથે મેળવીને પેશાબની બળતરા, પ્રમેહ, ઉનવા, અશ્મરી વિગેરે મૂત્રવ્યાધિમાં એ અપાય છે; અગર પેશાબમાં કાંઈ પણ સફેદ પદાર્થ પડતો હોય તો તેથી બંધ થાય છે. તેનો લુઆબ જલદીથી બગડે છે. અને તેથી જો દરેક વખતને માટે તાજો લુવાબ કરવામાં આવે તો વધારે સારૂં. **ગોક્ષુરાદિ કાઢો** લેવાથી તીક્ષ્ણ મૂત્રવ્યાધિ જેમાં સખ્ત દાહ હોય છે, તેપણ શાન્ત થાય છે. અને મૂત્રકૃચ્છ્રની સઘળી પીડા દૂર થાય છે. મૂત્રાઘાતમાં તે અપાય છે. પિત્તાતિસારની અંદર ગોખરૂ ઉપયોગી છે. જ્યારે ગરમી લાગવાને લીધે ઘણો સખ્ત પાતળો ઝાડો થાય છે, ત્યારે ફક્ત પિત્તશામક દવાની જરૂર છે. અને સ્તંભન દવાની કોઇપણ જાતની જરૂર નથી. બીલી, કડાછાલ, બહુફળી, વાળો, તેમજ ગોખરૂ એ બધી દવાઓ છૂટી છૂટી અથવા એકત્ર કરી આપવાથી દરદનું મૂળ કારણ દૂર થાય છે. ધાતુપુષ્ટિને માટે ગોખરૂનાં ફલ ચૂર્ણરૂપે અગર પાકમાં વપરાય છે. અને શીતળ અને મૂત્રલ ગુણને માટે તેનાં પંચાંગનો અગર ફળનો લુઆબ અપાય છે. ગોખરૂનું ચૂર્ણ મૂત્રલ તરીકે લુઆબ જેટલો ફાયદો કરતું નથી. ગોખરૂનો અવલેહ પણ મૂત્રરોગમાં ઘણો સારો ફાયદો કરે છે. જ્યારે પેશાબમાં લોહી પડતું હોય છે, અને પેશાબ બંધ થઈ જાય છે, અગર પેશાબ કરતી વખતે બહુજ મહેનત પડે છે, ત્યારે તેમજ પથરી વિગેરેના રોગમાં ગોખરૂ ઉપયોગી છે.

માત્રાઃ–ચૂર્ણ ૦। થી ૦॥ તોલો, વૃદ્ધદંડચૂર્ણ ૦। થી ૦॥ તોલો, અવલેહ ૨ તોલા, કાઢો ૪ થી ૮ તોલા (ડા. વી. ઝી).

"બળ વધારે છે, ધાતુની પુષ્ટિ કરે છે, પથરી, પરમે, મૂત્રકૃચ્છ્ર એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ.)

"ગોખરૂ, બલામૂળ, રીંગણીમૂળ, ગોળ અને સુંઠ એ ઓષધોથી આઠગણું દુધ અને દુધથી ચોગણું પાણી સાથે મેળવી તેનો કાઢો કરવો, તમામ પાણી બળી જાય અને દુધ બાકી રહે ત્યારે તે દુધ પીવું. તેથી મળમૂત્ર સાફ થાય છે. ને કફજ્વર દૂર થાય છે. **ગોક્ષુરાદિગુગળ** એ નામથી પ્રખ્યાત થયેલા પ્રયોગનો ઉપયોગ કરવાથી પ્રદર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, મૂત્રાઘાત, વાતરક્ત, વાતરોગ, ધાતુદોષ તથા પથરી વગેરે દરદો મટે છે. અને તે ખાસ પ્રમેહપર વપરાય છે. ગોખરૂ અને

તલનાં ફૂલ એ બે ઓસડનું સમભાગ ચૂર્ણ કરવું. પછી તેની અંદર મધ તથા ઘી મેળવી તેને માથાપર લેપ કરવામાં આવે તો કેશની વૃદ્ધિ થાય છે." (વૈ. શા. મ. ગો.)

૭–**સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, દરિયાકાંઠા પાસેની રેતાલ તેમજ કાદીવાળી જગો ઉપર અને ઢોરનાં ગોરાણવાળી જગોમાં કડવા ગોખરૂના છોડવાઓ ચોમાસે જથાબંધ ઉગે છે. એ દક્ષિણ હિં૦માં થાય છે.

૮–**વિ૦વિવેચન**–આ ગોખરૂના છોડવા અને ગોખરૂ કાંટા ઉભા હોવાથી એને **ઉભા ગોખરૂ** અને એનો સ્વાદ કડવો હોવાથી એને **કડવા ગોખરૂ** કહે છે.*

---

## વર્ગ–( પિડાલિની )

### નંબર ૪૧૬.

**૧–શાસ્ત્રીયનામ**–Sesamum laciniatum.

દૃષ્ટાન્ત–H. IV. p. 387; રૂ. નિ. પા. ૬૭૯.

**૨–દેશીનામ**–અડબાઉ તલ(પો૦); વગડાઉ તલ(ગુ૦).

**૩–વર્ણન**–અડબાઉ તલના છોડવા ચોમાસે ઉગી આવે છે. તે ૧ થી ૨ ફીટ, કે કોઇવાર ૩ થી ૪ ફીટ ઉંચા વધે છે. ઘણીવાર તેના નાહાના છોડવાઓ, અથવા ઉંચા અને મ્હોટા છોડવાઓની નીચેની શાખાઓ જમીન સરસાં નીકળેલાં હોય છે. એની ડાંડી અને શાખાઓ ચોધારી ને તેપર સફેદવાળની રૂંવાટી હોય છે. શાખાઓ બહુધા સામસામી આવેલી હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ સુતળીથી ટચલી આંગળી જેવું જાડું, ૪ થી ૧૦ ઇંચ લાંબું, બહારથી પીળાસલેતા અને અંદરથી સફેદ રંગનું હોય છે. તેમાંથી કેટલાક જાડા અને ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. પાન છોડવાના નીચેના ભાગમાં સામસામાં, અને ઉપર આંતરે આવેલાં હોય છે. નીચેનાં પાન કોરપર દાંતાવાળાં, ત્રણ ત્રણ ભેળાં, ૨ થી ૫ ઇંચ લાંબાં, ને ૧½ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. ઉપરનાં પાન ટુંકાં, સાંકડાં, બહુધા સાદાં અને દાંતા વગરનાં હોય છે. પાનની બન્ને સપાટીપર ખરસટ ચળકતા વાળની રૂંવાટી હોય છે.

**ફૂલ**–અત્યંત કોમળ, સુંદર ને ગુલાબી રંગનાં, નમણાં ને ૧ થી ૩ પત્રકોણમાંથી નીકળેલાં હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં અને મુખપાસે તે ½ થી ૧ ઇંચ વ્યાસનાં હોય છે. ફૂલની ડીટડી ઘણી ટુંકી, લીલા રંગની, ને તેપર ચળકતી રૂંવાટી હોય છે. ડીટડીની બન્ને બાજુએ પીળા રંગની ઘણી સૂક્ષ્મ ગોળાઇ લેતી એકેકી **રસફોલ્લ** (gland) હોય છે. પુ૦ બા૦ કોષ ½ ઇંચ લાંબો, ૫ અવિભકત પત્રોનો બનેલો, અને ચળકતી રૂંવાટીથી ભરાયલો હોય છે. પુ૦ અભ્ય૦ કોષ ૫ પાંખડીઓનો બનેલો હોય છે. એની પાંચે પાંખડીઓ જોડાઇને નળી જેવી બનેલી હોય છે. ને મુખ પાસે તેના પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. એમાંનો એક વચલો છેડો બીજાઓથી વધારે બહાર નીકળેલો, ઘેરા જાંબુડા રંગની કોરવાળો, ને નમણો હોય છે. પાંખડીની બહારની બાજુ ચળકતા વાળની રૂંવાટી અને તેની નળીની અંદર જાંબુડા રંગનાં સૂક્ષ્મ છાંટણાં હોય છે. પુંકેસરો ૪ હોય છે. તેમાં બે નાહાનાં ને બે મ્હોટાં હોય છે. એ ચારે પુંકેસરો પાંખડીની નળીની અંદર આવેલાં અને તેનાથી નાહાનાં હોય છે. તે ફીકાસલેતા પીળા કે ધોળા રંગનાં હોય છે. પરાગકોષ અને રજ પણ ઘણુંકરી તેવાંજ હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તે પુંકેસરોથી ઉંચી હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો ને ધોળા ચળકતા સૂક્ષ્મ વાળની રૂંવાટીથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા ધોળા રંગની પાતળી ને તેપર બે લાંબા છેડાવાળું મુખ હોય છે.

**ફલ**–૧ ઇંચ લાંબું અને ¼ ઇંચ પોહોળું હોય છે, તે ચોધારૂં, અંદરની બાજુ જરા વાંકવળતું, પત્રકોણમાં ઉભું આવેલું હોય છે. એની સપાટીપર ચળકતા વાળની બેઠેલી રૂંવાટી, અને એનાં ટેરવાંપર સૂક્ષ્મ અણી હોય છે. એના ફલનો આડો કાપ કરી જોતાં એમાં ચાર પોલ દેખાય છે. પણ વસ્તુતાએ એની ખરી બે પોલ હોય છે. એ દરેક પોલમાં ઘણાં સૂક્ષ્મ બીજની ઉભી હાર આવેલી હોય છે. ફલ કઠણ હોય છે.

**બીજ**–કાચું હોય છે ત્યારે ધોળું પણ પાકી જાય છે ત્યારે ઘેરા ભૂરા કે કાળા રંગનું થઇ જાય છે. તે બન્ને બાજુએ ચપટું, એક છેડે ગોળાઈ લેતું, ને બીજે અણીયતું હોય છે. તે ½ લાઇન લાંબું, ખડબચડી સપાટીવાળું, કડવી વાસ અને કડવા તેલીઆ સ્વાદવાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, ઉપલેપક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ વિસ્ફોટક અને સંધિવાના કવાથમાં વપરાય છે. એનાં પાન ફૂલ અને કાચાં ફલ પ્રમેહવાળાને સાકરની સાથે ખવરાવવામાં આવે છે. એનાં બીજ ગળતા કોઢ અને બહુમૂત્રતાવાળાને ખાવા અપાય છે. એનાં બી કાળાં ને રતુંબડાં થાય છે. તે છોકરાંઓ બહુ ખાય છે. એના છોડવાઓ ચારાની જગોએ ઢોરોને ખવરાવવામાં આવે છે. એના આખા છોડવાને સુકવી

---

* પોરબંદરની આસપાસ ઉભાગોખરૂ ઢગલા મોઢે ઉગે છે. તે ધુડધોયાં, રાવલીઆં અને બીજા ગરીબલોકો ભેળા કરી સુકાવી ગાંધીને ત્યાં વેંચે છે, અને ગાંધીલોકો તે મુંબઈ વિગેરે બંદરોએ ચડાવે છે.

આ ગોખરૂનાં ફૂલનો આકાર વિલાયતી **પ્રિમરોઝ** (Primrose)નાં ફૂલ જેવો હોય છે. ને તેપરથી જે યુરોપિયન લોકો એનાં ફૂલ અહિયાં ચોમાસે જોય છે તેઓ **પ્રિમરોઝ**નાં ફૂલની સાથે એની સરખામણી કરી ઘણા ખુશી થતા જણાય છે.

તેને બાળી તેની રાખ તેલમાં મેળવી ગડગુંમડાં અને ચાંમડીનાં દરદોપર ચોપડવામાં આવે છે. તેમજ ખેડુ લોકો બળદની કાંધપર ચાંદું પડ્યું હોય તો તેપર એ તેલ લગાડે છે.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, ખેતરોને શેઢે, વાડીઓની વાડ પાસે, ડુંગરમાં ઘાસની સાથે અડબાઉ તલના છોડવા ઉગે છે.

એ દક્ષિણમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-આ તલ વાવવામાં આવતા નથી, પણ પોતાની મેળે ઉગે છે. માટે એને **અડબાઉતલ** કહે છે.

---

## વર્ગ-(પિડાલિની).

### નંબર ૪૧૭.

**૧-શાસ્ત્રીયનામ**-S. prostratum.

દૃષ્ટાંત-H. IV. p. 387.

**૨-દેશીનામ**-કાગતલ (પો+ગુ૦).

**૩-વર્ણન**-એના છોડવા ઘણા નહાના હોય છે, અને તેમાંથી ભાગ્યેજ બીજી શાખાઓ નીકળેલી હોય છે. એમાં નીચેનાં પાન વખતે ૨ થી૩ ખુંણીઆવાળાં પણ વિશેષે કરીને બધાં પાન સાદાં જ હોય છે, તેપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. એનાં ફૂલ અને ફલ અડબાઉ તલ જેવાં તોપણ ઘણાં નહાનાં હોય છે. એમાં કાળાસલેતાં કે રતુંબડાં ઝીણી તલ્લી જેવાં બીજ થાય છે, તેને **કાગતલ** કહે છે. તે ગામડાનાં લોકો ઘરમની ક્રિયા કરવામાં વાપરે છે. એના છોડવાનો ઉપયોગ અડબાઉ તલના જેવો છે. એના છોડવાઓ ચોમાસે દરિયા કાંઠાના રેતીના ઢસાઓ ઉપર અને ઘેડની કાંધીએ ઉગેલા જોવામાં આવે છે. ખેતરોમાં વવાતા સાધારણ ધોળા ને કાળા તલ (Sesamum Indicum)નો ઉપયોગ સારી પેઠે જણાયલો છે. એ તલ જેઠ મહિને વવાય છે ને ભાદરવે પાકે છે. તેને **અસાઢાતલ** કહે છે. અને શ્રાવણે વાવે છે તે **ઝાકળીઆતલ** કહેવાય છે. જે તલના છોડમાં ૨ થી ૩ ફલ ભેળાં આવે છે તે **તલ** કહેવાય છે અને અક્રેક ફલ હોય તે **તલી** કહેવાય છે.

---

## વર્ગ-(પિડાલિની).

### નંબર ૪૧૮.

**૧-શાસ્ત્રીયનામ**-Martynia diandra.

દૃષ્ટાન્ત-H. IV. p. 386; "Says an American weed (Called Tigerclaw or Devil's claw), is Common......in India." N. p. 226; Watt. V. p. 192.

**૨-દેશીનામ**-વીંછીડા (પો૦); વેંછીડા (ગુ૦); वींचुं-आकडा (म०); बिछु, हथाजोरी (हिं०).

**૩-વર્ણન**-વીંછીડાના છોડવા ૨ થી ૫ ફીટ ઉંચા વધે છે. એમાં લાંબી પોકળ ડીટડીપર કડવી તુંબડીનાં પાનને મળતાં પાન આવે છે. ફૂલ ગુલાબી રંગનાં, તલ જેવાં, અને ફલ કાળા રંગનાં વીંછીના આંકડા જેવા તીક્ષ્ણ બે કાંટાવાળાં હોય છે. જેપરથી તે છોડવો તરત ઓળખાઇ આવે છે. ફૂલ અત્યંત સુંદર અને કોમળ હોય છે તેથી એ છોડવા સુશોભિત દેખાય છે.

**મૂળ**-½ થી ૧ ફુટ લાંબું, પેનસીલથી અંગુઠા જેવું જાડું, બહારથી કેસરીઆ રંગનું, ને અંદર ફીકા પીળા રંગનું ને પોચું હોય છે. એનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર અને રસભર્યું દેખાય છે. એમાંથી થોડા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી પેનસીલથી હાથનાં કાંડાં જેવી જાડી હોય છે. ડાંડીનો નીચલો ભાગ ખડબચડો, ભૂરા રંગનો ને વાળની રૂંવાટી વગરનો હોય છે. પણ તેનો ઉપરનો ભાગ અને કોમળ શાખાઓ પીળાસલેતા લીલા કે જાંબુડા રંગનાં હોય છે. તેનાપર ધોળા રંગના લાંબા ચળકતા મથાળે પડઘીવાળા ચીકણા વાળની રૂંછાળ હોય છે. તેપર આંગળી ફેરવતાં તે ચીકાસવાળાં લાગે છે. ડાંડી અંદરથી પોકળ હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. પાનનો વ્યાસ ૨ થી ૫ કે ૧૦ થી ૧૨ ઈંચ જેટલો હોય છે. તેની બન્ને સપાટીપર સફેદ ચળકતા ચીકણાવાળની રૂંછાળ હોય છે. તેપર આંગળી ફેરવતાં તે ચીકણાં પણ મખમલી લાગે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી ૧½ થી ૨ ઈંચ લાંબી, પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તેનાપર ૬ થી ૧૨ ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ટુંકી અને ઘણી પાતળી હોય છે. તે ¼ થી ½ ઈંચ લાંબી હોય છે. સળી તેમજ ડીટડી સફેદ ચળકતા વાળની રૂંછાળથી ભરાયલી હોય છે. એ પુષ્પપત્રો ગુલાબી રંગનાં ½ ઈંચ લાંબાં ને ૩ લાઇન પોહોળાં પુ૦ બા૦ કોષની નીચે આવેલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો, ½ ઇંચ લાંબો, ફીકી લીલી કે ગુલાબી છાયાલેતો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-નીપાંખડીઓ ૫ તલના ફૂલની પેઠે જોડાઇને નળીઆકાર બનેલી ને મથાળે તેના પાંચે છેડા જરા છૂટા દેખાતા હોય છે. તેમાં વચલો છેડો સૌથી મ્હોટો તેની બાજુના બે તેથી નાહાના, ને તેથી

નીચેના બે તેથી પણ નાહાના હોય છે. આ પાંચે છેડાની અંદરની બાજુ ઘેરા જાંબુડા રંગના ચાંડલા હોય છે. તેમાં વચલા સૌથી ઘેરા ચાંડલા નીચે વળી પીળા રંગનો ચાંડલો હોય છે. ને ત્યાંથી પીળાં છાંટણાંની હાર પાંખડીની નળીમાં ઉતરેલી હોય છે. એ પીળાં છાંટણાંની હાર ઉપર વળી પુષ્પની શોભામાં વધારો કરવાને સ્વર્ણરજ જેવી ચળકતી સૂક્ષ્મ વાળની રૂંવાટી હારબંધ આવેલી હોય છે. અને નળીના બાકીના ભાગપર ફીકા જાંબુડા રંગનાં છાંટણાં હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તેમાં ૨ પછવાડે અડધા વળેલા આંકડાની પેઠે વળેલાં હોય છે. ને તેનાં મથાળાં નાગફણ જેવાં વાંકાં થયેલાં હોય છે. (એ બે નાગફણ જેવા આંકડાની વચમાં વળી એક સૂક્ષ્મ પુંકેસર હોય એમ એક પુંકેસરનું મૂળ ચિહ્ન દેખાય છે.) બીજાં બે પુંકેસરો આગળની બાજુ બેવડાઇને ઉંચાં વધી આવેલાં હોય છે, ને તેનાં મથાળાંપર પરાગકોષ આવેલા હોય છે. એ ચારે પુંકેસરો ધોળા રંગનાં હોય છે.

**સ્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીસો, ચળકતો, ને ચઢી આવેલો ઉંચો દેખાતો હોય છે. નલિકા પુંકેસરો કરતાં ઘણી ઉંચી વધેલી હોય છે. ને તેનું મુખ બે વિભાગવાળું, ચપટું, ને નાગફણ જેવું હોય છે.

**ફલ**–પ્રથમ લીલા રંગનાં, સેહેજ ચીકાસલેતાં ને મખમલી હોય છે. તેપર ચળકતા સફેદવાળની રૂંવાટી હોય છે. તે ૧ થી ૧½ ઈંચ લાંબાં ને ½ થી ૧ ઈંચ લગભગ પોહોળાં હોય છે. એનાપર બન્ને બાજુએ અક્કેકી નીક હોય છે. એનું ટેરવું સાંકડું થઈ વીંછીના કાંટા પેઠે ઉપર તરફ વાકુંવળેલું હોય છે. ફલની ડીટી ½ ઈંચ લાંબી હોય છે. ફલ તદ્દન પાકીને સુકાઇ જાય છે ત્યારે તેની છાલ ઘેરા ભૂરા રંગની થઈ ફાટી ઉખડી જાય છે. છાલ ઉતરી ગયા પછી તેની અંદરનો ભાગ કાળા રંગનો, ખાડાખડબાવાળો બે તીક્ષ્ણ કાંટાવાળો, વચમાં પોહોળો ને મોઢાં આગળ બે અણીવાળો દેખાય છે. તેને **વીંછીડા** કહે છે. એના ઝુમખા ઘણા લાંબા વખત સુધી છોડવાપર રહેલા જોવામાં આવે છે. ફલ સુકાયા પછી ઘણાં કઠ્ઠણ થઈ જાય છે. તેનો આડો કાપ કરતાં તેમાં ચાર પોલ ને દરેક પોલમાં અક્કેક બીજ દેખાય છે.

**બીજ**–લગભગ ½ ઇંચ લાંબું અને ½ ઇંચ પોહોળું હોય છે. તેની ઉપરની છાલ કાળા રંગની ચકચકીત ઉભી બાનકવાળી હોય છે. તે નખથી ખરપતાં તરત નીકળી જાય છે. ને તેની અંદર બદામી રંગનું મીઠા સ્વાદવાળું મીંજ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર, શોથઘ્ન અને ચિરગુણકારી પૈષ્ટિક.

**૬–ઉપયોગ**–એનાં મૂળ ઉભા ગોખરૂનાં મૂળની પેઠે દૂધમાં ઉકાળી કેટલાક લોકો પૈષ્ટિક તરીકે પીએ છે. એનાં પાનને વાટી તેની થેપલી ચાંબડીના સુંનવાળા ભાગપર લગાડવામાં આવે છે. એનાં ફૂલ સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે. એનાં ફલ અર્થાત્ વીંછીડા પાણીમાં ઘસીને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. એનાં બીજ પૈષ્ટિક પાકોમાં વપરાય છે, તેમજ સાકરીઆ પ્રમેહ અને ગળતાકોઢ ઉપર ખવરાવવામાં આવે છે.

**૭–સ્થાનક**–ગાયો, ભેંસો અને ગાડરાં બાકરાંઓની બેસવાની જગાઓ પાસે, કોઇ કોઇવાર ખેતરોમાં નેદ તરીકે, અને ડુંગરની પાઉમાં વીંછીડાના કોઈ કોઇ છોડવા ચોમાસે જોવામાં આવે છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફલમાં વાંકા વળેલા તીક્ષ્ણ કાંટા હોય છે જેપરથી એનાં ફલ અને છોડને **વીંછીડા** કહે છે.

એનાં ફલ રબારી અને બીજાં ગામડીઆં લોકો રૂપાં કે ત્રાંબાની ખોલીમાં મઢાવી છોકરાંઓના ગળામાં બાંધે છે. ને તેથી એમ માને છે કે–દીપડા કે સાવજથી પણ બીહે નહિ, એવી કઠ્ઠણ છાતીવાળું તે છોકરૂં થાય છે.

---

## ૬૪–N. O. ACANTHACEÆ.

## વર્ગ–એકેન્થેસી–કાંટાશેળિયા અને ખડસેલીઆનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ મ્હોટા વર્ગમાં ઘણે ભાગે નહાના છોડવા, અને ઝાડવાં થાય છે. પાન સામસામાં, અખંડ કોરવાળાં, અથવા દાતાં કે કાંગરીવાળાં, અને કોઇવાર વિભાગિત હોય છે. ઉપપાન હોતાં નથી. આ વર્ગમાં ફૂલ વિશેષ કરી જાંબુડાં, આસમાની, ગુલાબી, સફેદ પીળાં ને કોઈવાર જંગાલી રંગનાં આવે છે. ફૂલને **પુષ્પપત્રો** અને **ઉપપુષ્પપત્રો** બન્ને ઘણુંકરીને હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો ૫ હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ ૫ નહાની મ્હોટી હોય છે. અથવા પાંખડીઓના ૨ ઓષ્ઠ (હોઠ) નીકળેલા હોય છે. પુંકેસરો ૨ અથવા ૪ હોય છે, તે પાંખડીની નળીની અંદર તેપર આવેલાં હોય છે. પરાગકોષ ૧ કે ૨ પોલવાળા હોય છે. પડઘી બહુધા સ્પષ્ટ હોય છે. સ્રીકેસર ગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, ૨ પોલવાળો, દરેક પોલમાં આદિબીજ ૧ કે વધારે; નલિકા પાતળી ને ખાંચ કે ફાંટાવાળી હોય છે; ફલ નહાની શીંગ જેવાં અને ઉભાં ઉઘડનારાં હોય છે. બીજ કઠ્ઠણ, ઘણુંકરી ચપટાં, ગોળાઇલેતાં, અને ઘણુંકરી વાંકી અણીવાળા કાંટા જેવી સળીને આધારે પોલમાં બેઠેલાં હોય છે; બીજની સપાટીપર બહુધા લાંબા કે ટુંકા વાળની રૂંછાળ આવેલી

હોય છે, તે બીજ જરા પાણીમાં ભીજાવાથી સ્પષ્ટ દેખાય છે.

આ વર્ગ ઘણો પ્રસરાયલો છે, એની આ સ્વસ્થાનમાં પણ ઘણી જાતની વનસ્પતિ ઉગે છે, ને તે જથ્થાબંધ થાય છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી, પાચક, વાત-પિત્ત-જ્વર અને કફઘ્ન, તેમજ સારક અને શોધક ગુણો રહેલા છે.

આ વર્ગની વનસ્પતિમાં **અરડુશી** ઘણી પ્રખ્યાત છે.

---

## વર્ગ-(એકેન્થેસી.)

### નંબર ૪૧૯.

**૧-શાસ્ત્રીયનામ**-Elytraria crenata.

દૃષ્ટાન્ત-H. IV. p. 394; N. p. 243.

**૨-દેશીનામ**-શતમૂલી (પો૦)+(ગુ૦).

**૩-વર્ણન**-શતમૂલીના છોડવા ભોંપાત્રીની પેઠે જમીનપર પથરાયલા હોય છે. તેમાં ડાંડી ઘણુંકરીને જમીન ઉપર દેખાતી નથી, પણ તેનાં મૂળને મથાળેથી કેટલાંક પાન નીકળી જમીનપર ચોતરફ ફેલાઇ રહેલાં હોય છે. એટલે તેના છોડવા પાનનાં છાતળાં જેવા થઈ રહેલા હોય છે. એનાં પાન ૨ થી ૫ ઇંચ લાંબાં, અને ૧½ થી ૨ પોહોળાં હોય છે. તે તળિયે જરા સાંકડાં, મથાળે પોહોળાંથતાં, ટેરવે ગોળાઇલેતાં અને કોરે કાંગરીદાર હોય છે. તે ફીકા કે ઘેરા લીલા રંગનાં અને વખતે વાળની રૂંવાટીવાળાં હોય છે. છોડવાના છાતળાંની વચમાંથી ઘણુંકરી ૪ ઇંચથી ૧ ફુટ લાંબી પુષ્પ ધારણ કરનારી કલંગી નીકળેલી હોય છે. તે જરા છેટેથી ખડસેલીઆનાં ફૂલની શેડ જેવી દેખાય છે. તેનાપર પાસે પાસે પુષ્પપત્રો આવેલાં હોય છે. પુષ્પપત્રો અને ઉપ-પુષ્પપત્રો કોરપર ધોળાસલેતાં પાતળાં અને વાળની હારવાળાં હોય છે. ફૂલ સફેદ કે જાંબુડી છાયાલેતાં હોય છે. પુ૦બા૦કોષ ⅙ ઇંચ લાંબો, અને પુ૦અભ્ય૦કોષ તેથી લાંબો હોય છે. પુંકેસરો ૨ હોય છે. કોઈવાર અપૂર્ણ બીજાં બે પુંકેસરો પણ હોય છે. ફલ (શીંગ) ⅙ ઇંચ લાંબું અને મથાળે અણીવાળું હોય છે. તે ૨ પોલવાળું અને તેમાં સૂક્ષ્મ બીજ હોય છે.

**૪-ઉપયોગી અંગ**-મૂળ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૌષ્ટિક.

**૬-ઉપયોગ**-એનાં મૂળનો કાઢો તાવ અને સંધિવા ઉપર મરી અગર પીપરની સાથે અપાય છે.

**૭-સ્થાનક**-બરડા ડુંગરપર ચોમાસે છૂટાછવાયા પણ કંડોરણાં ઠાંસાની કાપવાળી જમીનમાં તે વિશેષ ઉગતા આ સ્વસ્થાનમાં જોવામાં આવે છે. એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

**૮-વિશેષ વિવેચન**-એના છોડવાનાં છાતળાં નીચે ઘણાં મૂળનો ઝુમખો થાય છે માટે એને **શતમૂલી** કહે છે.

---

## વર્ગ-(એકેન્થેસી)

### નંબર-૪૨૦.

**૧-શાસ્ત્રીયનામ**-Hygrophila serpyllum.

દૃષ્ટાન્ત-H. IV. p. 406; N. p. 230.

**૨-દેશીનામ**-સરપટ (પો૦); रानतीवन (म०).

**૩-વર્ણન**-સરપટના છોડવા ½ થી ફુટકે ૧½ ફુટ લાંબા થાય છે. તે ઘણુંકરી જમીનપર વેલાની માફક પથરાયલા હોય છે. તેનાપર ધોળા કે ભૂરા વાળની રૂંછાળ હોય છે. પાન ½ થી ૧ ઇંચ લાંબાં, ને લંબગોળ કે ભલ્લાકૃતિનાં અથવા ગોળાઇલેતાં હોય છે. ફૂલ ફીકાં કે ઘેરા આસમાની રંગનાં હોય છે. ફલ (શીંગ) ½ ઇંચ લાંબી અને તેમાં ૮ થી ૧૦ બીજ હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-રોપક.

**૬-ઉપયોગ**-એના આખા છોડવાને રૂના મલમમાં અહીંના લોકો વાપરે છે, અને એનાં પાનને વાટી તેની લેપડી ગડગુંબડાંપર બાંધવામાં આવે છે.

**૭-સ્થાનક**-બરડા ડુંગરમાં ભીનાસવાળી જગોએ અને વરસાદનું પાણી ભરાઈ રહેતું હોય એવા ખાડાખાબોચીઆમાં ઉગે છે. એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

---

## વર્ગ-(એકેન્થેસી).

### નંબર ૪૨૧.

**૧-શાસ્ત્રીયનામ**-H. spinosa.

દૃષ્ટાન્ત-H. IV. p. 408; N. p. 231; Watt IV. p. 316; રૂ. નિ. પા. ૫૫૫.

**૨-દેશીનામ**-એખરો (પો+ગુ૦); कालसन्द (म०); तालमेखानां, तालीमखानां (हिं०); इक्षुगंधा, कोकिलाक्ष (सं०).

**૩-વર્ણન**-એખરાના છોડવાઓ બહુધા મીઠાં પાણી કાંઠે ૨ થી ૫ ફીટ ઉંચા વધે છે. અને તે ઘણીવાર એકથી વધારે એક જ જગોએ ભેળા ઉગેલા હોય છે. તેમાં કોઇવાર સામસામી શાખાઓ નીકળેલી હોય છે અને કોઇવાર તે એકલ ડાંડીએ તરસાની પેઠે ઉંચા વધી ગયેલા હોય છે. એની ડાંડી અને શાખાઓને શેરડીની પેઠે ગાંઠો હોય છે. પાન લાંબાં, અને ડાંડી તથા શાખાઓને ગાંઠે ગાંઠે આવેલાં હોય છે. કાંટાઓ અને ફૂલોની દડી પણ એ ગાંઠોપર જ આવે છે. તેથી એને ગાંઠે ગાંઠે દડી અગર કુમ્મા જેવું દેખાય છે. ફૂલ ફીકા આસમાની કે જાબુડા રંગનાં હોય છે, તે શિયાળે આવે છે. ફલ ટુંકાં અને સાંકડાંથતાં લંબગોળ હોય છે.

એખરાના આખા છોડવાપર ઘણુંકરી ધોળા, સખ્ત, તીક્ષ્ણ અણીવાળા કાંટા જેવા વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ પેનસીલથી તે અંગુઠા જેવું જાડું હોય છે. તેનો રંગ ભૂરાસલેતો રાતો હોય છે. તે જમીનમાં વિશેષ ઉંડું જતું નથી. પણ તેમાંથી સુતળીથી સ્લેટપેન જેવા જાડા કેટલાક લાંબા ભૂરા રાતા રંગના ફાંટાઓ નીકળી, તે ચોતરફ ફેલાયલા હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ કે ૧$\frac{1}{2}$ ફુટ લાંબા હોય છે. મૂળની વાસ ઉગ્ર, અને સ્વાદ જરા કડવાસ અને ચીકાસલેતો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સ્લેટપેનથી તે આંગળી જેવી જાડી હોય છે. તે નીચલા ભાગમાં ગોળ અને લીસી હોય છે, પણ ઉપર જતાં તે ચોધારી થઈ જાય છે. તેની ચારે ધારો બુઠ્ઠી હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે અંદરથી પોકળ અને નરમ દેખાય છે. તેની વચ્ચોવચ જુવાર કે બાજરાના સાંઠાની અંદર હોય છે તેવો પોચો, ફીકા ધોળા રંગનો, ચળકતો ગાભો હોય છે. જેની વાસ અને સ્વાદ શેરડી જેવાં લાગે છે, પણ મીઠાસ થોડી હોય છે. ડાંડીના ઉપરના ભાગમાં ધોળા, તીક્ષ્ણ અણીવાળા, ભૂરા રંગની પડઘીપર કાંટા જેવા સખ્ત વાળની રૂંછાળ આવેલી હોય છે. શાખાઓ ક્વચિત જ હોય છે, ને હોય છે ત્યારે ઘણુંકરી સામસામી બે, ને વખતે એકજ શાખા પણ નીકળેલી હોય છે. શાખાઓ સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તે પણ ડાંડી જેવી ચોધારી ને બહુધા ઉંચી ચઢતી હોય છે, ને તે અંદરથી પોચી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. તેમાં બહારનાં બે સૌથી લાંબાં હોય છે, ને બીજાં તેથી અંદરનાં નાહનાં અને પાસે પાસે આવેલાં હોય છે. એટલે પાનનો ગુચ્છો ડાંડી કે શાખાની ગાંઠ ઉપર આવેલો હોય, એમ દેખાય છે. પાન ૨ થી ૭ ઈંચ લાંબાં અને $\frac{1}{4}$ થી ૧ કે ૧$\frac{1}{2}$ ઈંચ પોહોળાં હોય છે. તેની બન્ને સપાટીએ ધોળા કાંટા જેવા પડઘીવાળા વાળની રૂછાળ આવેલી હોય છે. ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની સહેજ ફીકી હોય છે. નીચેની સપાટીએ પાનમાંની વચલી નસ સ્પષ્ટ દેખાતી ફીકા ધોળા રંગની હોય છે. પાનની કોર ઘણુંકરી પાછળ વળતી ને સૂક્ષ્મ સખ્ત રૂંછાળવાળી હોય છે. પાન બન્ને છેડે ઘણુંકરી સાંકડાંથતાં હોય છે. પાનને ચોળતાં તેમાંથી તમાકુ જેવી ઉગ્રવાસ આવે છે, અને તેનો સ્વાદ જરા ચીરપરો ને ગળચટો લાગે છે.

**ફૂલ**–પાન અને કાંટાઓની અંદર ફૂલની દડી આવેલી હોય છે. એ દરેક દડીમાં પાસે પાસે ઘણાં ફૂલો આવેલાં હોય છે. તેમાં બહુધા ૬ કાંટા હોય છે. તે ભૂરાસલેતા પીળા રંગના, ૧ થી ૧$\frac{1}{2}$ ઈંચ લાંબા અને તીક્ષ્ણ અણીવાળા હોય છે. ફૂલ $\frac{3}{4}$ થી ૧ ઈંચ લાંબાં અને સહેજ મધુરી વાસવાળાં હોય છે. ફૂલમાં પાન જેવાં દેખાતાં પણ તેથી ઘણાં નાહનાં પુષ્પપત્રો આવેલાં હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ ઈંચ લાંબાં હોય છે. તેની અંદરનાં કોમળ પુષ્પપત્રો ૨ થી ૩ લાઈન લાંબાં, સાંકડાં, અને સફેદ લાંબી રૂંવાટીથી ભરાયલાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ હોય છે, તે ભલ્લાકૃતિનાં અને ૩ થી ૪ લાઈન લાંબાં હોય છે. તે ફૂલનાં અંદરનાં પુષ્પપત્રો જેવાં હોય છે, પણ તેથી ટુંકાં હોય છે. તેનાપર વિશેષ કોમળ અને ચળકતી સફેદ લાંબી રૂંછાળ આવેલી હોય છે. એ ચાર પત્રોમાંનું ૧ પત્ર બીજાં ત્રણ પત્રો કરતાં જરા મ્હોટું હોય છે. અને બીજાં ત્રણ પત્રોમાંનાં એક પત્રને મથાળે અંદર બેસતી ખાંચ કે સૂક્ષ્મ ફાટ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેનાપર થોડી સફેદ સૂક્ષ્મ રૂંછાળ હોય છે. તે તળિયેથી જોડાઈ એક સફેદ નળી જેવી બનેલી હોય છે, ને ઉપર તે બે ઓષ્ઠમાં (હોઠ) વેહેંચાયલી હોય છે. તેમાંનો નીચલો ઓષ્ઠ ત્રણ ખુણીઓ, ને ઉપલો ચડેલી નાગફ્ણની પેઠે મથાળે વળેલો હોય છે. નીચલા ઓષ્ઠની બહારની બાજુ ભૂરા રંગની, ને સામસામી નસો આવેલી હોય છે. તેમાં ત્રણ નસો ઉભી હોય છે. તે એ ઓષ્ઠ ત્રણ પાંખડી સંયુક્ત થઈ બનેલો છે, એમ દેખાડે છે. એ ઓષ્ઠની અંદરની બાજુ બે પીળા ચાંડલા હોય છે. અને એ ચાંડલાની આજુ બાજુ રતાસલેતા રંગના સૂક્ષ્મ તંતુઓ હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીની નળીનાં મુખ પાસેથી નીકળેલાં હોય છે. તેમાં ૨ ટુંકાં ને ૨ લાંબાં હોય છે. લાંબાં બે મુખ્ય પુંકેસરોના તંતુપરથી ટુંકાં બે પુંકેસરો સૂક્ષ્મ ફાંટાની પેઠે નીકળેલાં હોય છે. તંતુઓ પીળાસલેતા ભૂરા રંગના, ને તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પરાગકોષ ધોળા રંગના હોય છે. તેની પોલ અથવા મુખની કોર ઘેરા જાંબુડા રંગની હોય છે. અને તેની નીચે સફેદ રૂંછાળની ઝાલર હોય છે. પરાગરજ પીળી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. ગર્ભાશય ઉભો, લીલાસલેતા રંગનો, લીસો ને ચળકતો હોય છે. નલિકા ધોળા રંગની ઝીણી અને લાંબી હોય છે. તેનાપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. તે ઉપર જતાં વાંકવળતી હોય છે. અને વાંક પાસે તેનો રંગ આસમાની છાયાલેતો હોય છે. નલિકાગ્રમુખ સૂક્ષ્મ નાગફણ જેવું વાંકવળતું હોય છે.

**ફળ**–સારસોતા ચોખાના દાણા જેવું હોય છે. તે ૩ લાઈન લાંબું ને ૧ પોહોળું હોય છે. તે લીસું ને ચળકતું હોય છે. તેનો રંગ પ્રથમ લીલાસલેતો ને પાછળથી

ભૂરો થઇ જાય છે. તેનાપર સામસામી બે નીક અને બે ધાર હોય છે. ને તેનું ટેરવું અણીઆળું હોય છે. તેમાં ૪ થી ૮ બીજ હોય છે.

**બીજ**–ચપટાં, કાળાસલેતા ભૂરા રંગનાં, પણ અંદરથી સફેદ હોય છે, તે ૧/૬ થી ૧/૭ લાઇન લાંબાં, ને તેથી સહેજ ઓછાં પોહોળાં હોય છે. બીજનો આકાર બહુધા વડનાં પાન જેવો હોય છે. તેનું ટેરવું ગોળાઇલેતું, ધોળી ને પાતળી કોરવાળું હોય છે. તેને તળિયે ખાંચ હોય છે. ને તે ખાંચપાસેની તેની કોર જરા વિષમ હોય છે. બીની સપાટીપર સૂક્ષ્મ રૂંછાળ હોય છે. તે જરા ભીની કરવાથી લાંબા તંતુઓ જેવી દેખાય છે. બીને મોઢામાં થોડીવાર રાખવાથી તે ચીકણાં લાગે છે, અને પાણીમાં પલાળવાથી તેપર ગુંદર જેવો ચીકણો રસ કે લુવાબ પસરાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, પૌષ્ટિક, મૂત્રલ, ઉપલેપક અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–એખરાનાં મૂળનો કાઢો પેશાબ સાફ લાવવા માટે વપરાય છે. સંધિવા અને વિસ્ફોટકનાં દરદોમાં એનાં મૂળ બીજાં વસાણાં સાથે ઉપયોગમાં લેવાય છે. એનાં પાનનો ઉકાળો પણ ઉપરનાં દરદોમાં તેમજ તાવ અને પ્રમેહ ઉપર અપાય છે. બીજ પૌષ્ટિક પાકો અને કાઢાઓમાં વપરાય છે. બીજની ફાકી અથવા તેને પાણીમાં પલાળી તે પાણી સાકર સાથે પ્રમેહ ઉપર પવાય છે. તેમ તે દૂધ અને સાકર સાથે ઉકાળી પૌષ્ટિક તરીકે પીવામાં આવે છે. એના આખા છોડવાને સુકાવી તેની કરેલી ભસ્મ પેશાબ લાવવા માટે અપાય છે. તેમજ તે તેલમાં મેળવી ઢોરની કાંધપર પડતાં ચાંદાં ઉપર મુકાય છે. એની ભસ્મ સાબુની જગોએ કપડાં ધોવામાં વપરાય છે, એમ કહેવાય છે.

"એખરાના ઝાડની રાખ લેવાથી જળંદર, અને શોફની અંદર ઘણો સારો સુધારો થાય છે. તેથી પિત્ત કમી થાય છે, અને લોહીનું શોધન થાય છે. બીજી વાતહર દવા સાથે લેપ કરવાથી વાતજન્ય શોફ હલકો પડે છે. એખરો, સુંઠ, સરગવાની છાલ અને પીલુડી પોપટીને સરસીઆં તેલમાં કડકડાવી તે તેલ વાએ રહી ગએલા ભાગ ઉપર ચોપડાય છે.

માત્રા–એખરાનાં બી ૦। થી ૦॥ તોલો, તેના ઝાડની રાખ ૨ આની ભારીથી ૦। તોલો." (ડા૦ વી૦ ઝી૦).

"એખરો વીર્યની વૃદ્ધિ કરનાર, ટાઢો, તથા નેત્રરોગ, પથરી અને રૂધિરદોષનો નાશ કરનાર છે,"(વૈ૦શા૦મ૦ગો૦).

"એખરો (બીજ) ને સાકર સ્ત્રીને ફકાવવાથી ગર્ભ ન રહેતો હોય તે રહે છે. એખરાનાં પાદડાં ઉકાળી તેણે નાહાવાથી વાએ ઝલાણો હોય તે મટે છે. એખરાનાં પાન પાથરી શેક નાખવાથી પણ વાથી ઝલાણો હોય તે મટે છે." (વૈ૦ ૩૦ ઇ૦).

**૭–સ્થાનક**–એખરો વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવાં ખાડા ખાબોચીઆંમાં અને નદી વોકળાનાં સ્થિર પાણીમાં ઉગે છે.*

એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એખરાની ડાંડીમાંથી શેરડી જેવી વાસ નીકળે છે, માટે એને સંસ્કૃતમાં ઇક્ષુગંધા કહે છે. અને એનાં સુંદર આસમાની રંગનાં ફૂલની વચમાં પીળા ચાંડલા હોવાથી એને કોકિલાક્ષ કહેતા હશે. **તાલમખાનાં** એટલે તળાવમાં ઉગનાર, અને **તાલીમખાના** (તાલીમ–કસરત) એ નામ ઉપરથી મુંબઇમાં તાલીમ કરનારા ઘણા લોકો એખરાનાં બીજ શક્તિ અને પુષ્ટિ માટે વાપરે છે.

---

## વર્ગ–(એકેન્થેસી).

### નંબર ૪૨૨.

**૧–શાસ્ત્રીયનામ**–Ruellia patula.

દૃષ્ટાન્ત–H. 1V p. 412; N. p. 231.

**૨–દેશીનામ**–ધ્રામણઢોકળી, ધ્રામણઢોકરી, ધોળી ધાવણી, પાનતંબોલ, ચંણુડી, માંકડગંધી (પો૦ગુ૦).

**૩–વર્ણન**–ધ્રામણઢોકળીના છોડવા ચોમાસે બહુ જોવામાં આવે છે, અને કેટલીક જગોએ તે બારે માસ પણ થાય છે. તે કોઇવાર ઉભા પણ ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. તે ૧/૨ થી ૧ કે કોઇવાર ૨ ફીટ જેટલા લાંબા કે ઘેરાવાના થયેલા હોય છે. પાન પોહોળાં ને ગોળાઇલેતાં બુઠ્ઠાં હોય છે. ફૂલ ભાદરવાથી શરૂ થઇ માગશર પોશ સુધી આવ્યા કરે છે. તે ધોળાં, લાંબી નળીવાળાં હોય છે. તે સંધ્યા ટાણે ઉઘડી, સવારે ખરી જાય છે. ફલ ભૂરા રંગનાં, ઢોકળાં જેવાં ઉપસેલાં હોય છે.

એ ધ્રામણઢોકળીના છોડવા જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથ્થાબંધ ઉગે છે. કેટલીક જગોએ એના છોડવાઓથી ચોમાસે મેદાનો ભરાયલાં હોય છે. ત્યાં સંધ્યાટાણે તેવાં મેદાનોનો દેખાવ એક લીલા ગાલીચામાં સફેદ ફૂલ ભરેલાં હોય, તેની બાનક સુશોભિત લાગે તેવો મનોહર લાગે છે. ખરેખર આ દેખાવ પણ એક જોવાલાયક થાય છે.

**મૂળ**–એનું મૂળ ૨ થી ૮ ઇંચ લાંબું, ને તેમાંથી બીજા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળ સુતળીથી પેનસીલ જેવું જાડું, ભૂરા રંગનું, ઉગ્ર વાસ અને સ્વાદવાળું હોય છે.

---

* આ સ્વસ્થાનમાં તે એરડા પાદરડીના ઘેડમાં ઘણો જોવામાં આવે છે. મીણસાર અને વરતુ કાંઠે પણ તે ઘણો ઉગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. તે થોડી વધ્યા પછી તેમાંથી કેટલીએક શાખાઓ નીકળી ચોતરફ ફેલાઈ જમીનમાં મૂળ મુકે છે. ડાંડી અને શાખાઓ ફીકા લીલા રંગની, અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે.

**પાન**–સામસામાં, વાળની રૂંવાટીવાળાં, ફીકા લીલા રંગનાં, પોહોળાં, ને ટેરવાં તરફ ગોળાઇલેતાં, બુઠ્ઠાં ને જરા મોઝાંવાળી ખડબચડી કોરવાળાં હોય છે. કોમળ પાનની કોરપર સફેદ વાળની ઝાલર હોય છે. ડીંટડી ૧ લાઇનથી ૧ ઇંચ લાંબી અને છીછરી નીકવાળી હોય છે. પાનમાંની નસો ઘણુંકરી બન્ને સપાટીએ દેખાતી હોય છે. તે બહુધા નીચેના ભાગમાં સામસામી, ઉપર જતાં આંતરે, અને ઉંચી ચઢતી હોય છે. પાન ½ થી ૨ કે ૨½ ઇંચ લાંબાં અને ⅓ થી ૨ કે ૨¼ ઇંચ પોહોળાં હોય છે. વાસ ઉગ્ર માંકડની ઇડાર જેવી ગંધવાળી અને સ્વાદ કડવાસલેતો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ૧ થી ૩ ફૂલો નીકળેલાં હોય છે. ફૂલની નીચે પાન જેવાં પુ૦બા૦કોષથી મ્હોટાં ૨ ઉપપુષ્પપત્રો આવેલાં હોય છે. તેની કોરપર ધોળા વાળની હાર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો ઝીણાં, લાંબાં ને અણીદાર હોય છે. તેની કોરપર પણ સફેદ વાળની હાર હોય છે. આ પાંચ પત્રોમાંથી એક પત્ર સૌથી લાંબું અને એક સૌથી ટુંકું અને બાકીનાં પત્રો પણ જરા નાહાનાં મ્હોટાં હોય છે. આ દરેક પત્રપર એક ઉભી નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડી ૫ હોય છે. તે તળિયેથી જોડાઈ એક લાંબી નળી થયેલી હોય છે. ને મથાળે તેના પાંચ વિભાગ ખુલ્લા દેખાતા હોય છે. પાંખડીપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. ફૂલની વાસ સહેજ સુવાસિત હોય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબાં હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તેમાં ૨–ટુંકાં ને ૨–લાંબાં હોય છે. તે ફૂલની પાંખડીની નળીમાં તેની ઉપર આવેલાં હોય છે. તેમાં ૧ ટુંકા ને એક લાંબા પુંકેસરના તંતુઓ નીચેના ભાગમાં એકબીજા સાથે જોડાયલા હોય છે. તંતુઓ અને પરાગકોષ સફેદ રંગના હોય છે. પરાગકોષ લાંબા, ૨ પોલવાળા અને પરાગરજ પણ ધોળા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો, લીસો, ચળકતો, વચમાં ઉપસેલો, બન્ને છેડે જરા અણીથતો, એક ફીકા ધોળા રંગની પડધીપર ઉભો આવેલો હોય છે. નલિકા લાંબી, ઝીણી, વાળની રૂંવાટીવાળી, ટેરવે ચાપટાં જેવાં સૂક્ષ્મ મુખવાળી, ધોળા રંગની હોય છે.

**ફલ**–પ્રથમ લીલાં ને પાકે ત્યારે ભૂરા રંગનાં થઈ જાય છે. તે ½ થી લગભગ ¾ ઇંચ લાંબાં અને ¼ ઇંચથી કંઇક પોહોળાં હોય છે. તે વચમાં પોહોળાં અને તળિયે તથા મથાળે સાંકડાંથતાં ચંબુઘાટે અણીદાર હોય છે. તેપર ચારે બાજુએ અક્કેક ધાર જેવી લીટી હોય છે. ફલના વચલા ઉપસેલા ભાગમાં બીજ હોય છે. ફલ અંદરથી બે ઉભી પોલવાળાં હોય છે. તે દરેક પોલમાં ૩ થી ૭ કે તેથી વધારે બીજ (હૂક જેવા) આડા કાંટાપર ઝલાયલાં હોય છે.

**બીજ**–રીંગણાંનાં બીજ જેવાં દેખાતાં ગોળાઇલેતાં, ચપટાં, એક બાજુ સહેજ અણીથતાં, ને બીજી બાજુ જરા કીનારવાળાં હોય છે, તે લીલાસલેતા ધોળા કે ભૂરા રંગનાં ને ૧–લાઇન વ્યાસનાં હોય છે. તેનાપર સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે, તે આઇગ્લાસથી સ્પષ્ટ દેખાય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જ્વર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–ધ્રામણઢોકળીનાં મૂળ તાવના કવાથમાં વપરાય છે. એનાં પાનને પાણીમાં વાટી તેની લેપડી ગડગુંબડાં અને સોજાપર ચોપડવામાં આવે છે. અફીણ સાથે તે વાળાપર મુકાય છે. એનાં ફૂલ અને બીજ શાકરની સાથે પ્રમેહવાળાને અહીં ખવરાવે છે. એના આખા રોપાને સુકાવી તેની રાખ કરી ધુપેલ તેલમાં મેળવી માથાની ઉંદરી ઉપર લગાડે છે. ધ્રામણઢોકળીના છોડવા તમામ જાતનાં ઢોર ખાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, વાડી અને ખેતરોના પાણીના ધોરીઆઓ કાંઠે, અને દરિયા કાંઠા પાસેની કાદીવાળી જમીનમાં ઉગે છે.

પોરબંદર તલપતની આજુબાજુની પડતર કાદીવાળી જમીનમાં ધ્રામણઢોકળીના છોડવા ઘણા ઉગે છે. એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં ફલ ધ્રામણાં અને ઢોકળાં જેવાં થાય છે તેપરથી એને **ધ્રામણઢોકળી** કહે છે. એનાં ફૂલ સોપારી સાથે ચાવવાથી હોઠ અને જીભ રાતાં થાય છે, માટે એને **પાનતંબોલ** નામ આપવામાં આવેલું છે. પાનતંબોલ એ નામ વનસ્પતિ નંબર ૯૪ ને પણ અપાયલું છે. અહિંના મુસલમાન લોકો એને **પાનફૂલ** કહે છે, કેમકે એનાં ફૂલ તેઓ પાન સાથે ખાય છે. આ ધ્રામણઢોકળીનાં ફૂલને અહિંના કેટલાક લોકો **ધાવણીનાં** ફૂલ કહે છે, અને તેને શ્રાધ તથા બીજી કેટલીક ધાર્મિક ક્રિયાઓમાં વાપરે છે. એમાં ધોળાં ફૂલ હોવાને લીધે ધોળી ધાવણી પણ કહે છે. પણ ખરી **ધાવણી** અગર ધાવડીનાં ફૂલ રાતા રંગનાં થાય છે તે ૨૫૫ નંબરવાળાં ઝાડનાં ફૂલ છે.

## વર્ગ-(એકેન્થેસી)

### નંબર ૪૨૩.

**૧-શાસ્ત્રીયનામ**-R. prostrata.

દૃષ્ટાન્ત-H. IV. p. 411; N. p. 231; watt. VI. part. I. p. 560.

**૨-દેશીનામ**-કાળીધાવણી કાળીબ્રામણદોકળી (પો-ગુ૦).

**૩-વર્ણન**-કાળી ધાવણીના છોડવા બ્રામણદોકળીની પેઠે ચોમાસે ઘણા ઉગે છે, તેમજ બારે માસ પણ ઘણી જગોએ જોવામાં આવે છે તે ૪ ઇંચથી ૧½ કે ૨ ફીટ જેટલા વધે છે, તે કોઈવાર જમીનપર પથરાય છે, અને કોઇવાર ઉંચા વધે છે. કેટલાક નવા છોડવાઓ ૪-૫ ઇંચના હોય છે. તેમાં પણ ફૂલફલ આવી જાય છે. અને કેટલાક જુના છોડવાઓ ચોમાસે નવપલ્લવ થઇ ઘાસ કે ઝાડવાંને આસરે આડાઅવળા ઉંચા ચડી જાય છે. અને તે ૧½ કે ૨ ફીટના થાય ત્યારે તેમાં ફૂલફલ આવે છે. પાન બ્રામણદોકળીનાં પાન જેવાં પણ પાતળાં હોય છે. ફૂલ જાબુંડા કે આસમાની રંગનાં અને ફલ (શીંગ) ઉભાં અને અણીવાળાં હોય છે. એના આખા છોડવાપર ઘણુંકરી સફેદ વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**-છોડવાના પ્રમાણમાં મૂળ ઘણાં નાહાનાં થાય છે, તેમાં ઘણા ઝીણા ફાંટા નીકળેલા હોય છે. તે દોરાથી સુતળી જેવા પાતળા હોય છે. વાસ જરા સુગંધિત અને સ્વાદ ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-સુતળી જેવી જાડી, લીલાસલેતા રંગની, અને ધોળા વાળની રૂંવાટીવાળી હોય છે. એ રૂંવાટીની અંદર છૂટાછવાયા લાંબા, પાતળા, ધોળા, ને ચળકતા વાળ પણ આવેલા હોય છે. ડાંડીના સાંધા જરા જાડા થયેલા હોય છે. કોમળ શાખાઓપરની રૂંછાળ વધારે ધોળી હોય છે. રૂંછાળમાં એક જાતની સુગંધીવાળી ચીકાસ રહેલી હોય છે.

**પાન**-સામસામાં હોય છે. તે ડીટડી તરફ જરા સાંકડાં કે ગોળાઇલેતાં, ને ટેરવાં તરફ ગોળાઇલેતાં બુઠ્ઠાં હોય છે. તે ½ થી ૨ ઇંચ લાંબાં અને ૩ લાઇનથી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. ડીટડી ½ થી ૧ ઇંચ લાંબી છીછરી નીકવાળી હોય છે. પાનનો રંગ લીલો ને તેની બન્ને સપાટીએ વાળની રૂંવાટી, અને કોરપર સફેદવાળની હાર હોય છે. પાનમાં નસો ઘણુંકરી સામસામી હોય છે. પાનપર જરા ચીકાસ હોય છે. વાસ જરા સુગંધિત, પાછળથી ઉગ્ર અને સ્વાદ ચીરપરો હોય છે.

**ફૂલ**-½ થી ૧ ઇંચ વ્યાસનું હોય છે. તેની કલી ધોળા રંગની હોય છે. પણ તે ઉઘડે છે ત્યારે જાંબુડા કે આસમાની રંગનાં થઈ જાય છે. ફૂલ એક બાજુથી જરા વાંકવળેલું હોય છે. તે સવારમાં ઉઘડે છે ને બપોર પછી બંધ થઇ જાય છે. ને તે તરત ખરી જાય છે. ફૂલની નળી ½ થી ૧ ઇંચ લાંબી હોય છે અને તેનાં મુખ ઉપર ભૂરા રંગનો ચાંડલો હોય છે. પુ૦ બા૦ કોષને તળિયે ઉપપુષ્પકોષનાં બે પત્રો પાન જેવાં બુઠ્ઠાં ટેરવાંવાળાં, લીલા રંગનાં સામસામાં તેનાથી લાંબાં આવેલાં હોય છે. પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો લાંબાં, ઝીણાં, અણીદાર અને વાળની રૂંવાટીવાળાં લીલા રંગનાં હોય છે, આ પત્રોની કોરપર ધોળા વાળની હાર હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડી ૫ હોય છે. તે નીચેથી જોડાઇ નળી જેવી થયેલી હોય છે. ને મથાળે તેના પાંચ છેડા જૂદા દેખાતા હોય છે. તેમાં ૩ લાંબા ને ૨ ટુંકા હોય છે. લાંબા ૩ છેડામાંના વચલા છેડાની અંદર બે ઉભી ધોળા રંગની પટી હોય છે. પાંખડીનાં મુખનો વ્યાસ ૧ ઇંચ જેટલો હોય છે.

**પુંકેસરો**-૪ હોય છે, તેમાં ૨ લાંબાં ને ૨ ટુંકાં હોય છે. તેના તંતુ, પરાગકોષ અને પરાગરજ ધોળા રંગનાં હોય છે. તે પાંખડીથી ટુંકાં ને તેની નળીની અંદર આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય ઉભો, લીલો, ચળકતો, ને લીસો હોય છે. નલિકા ધોળી, અને વાળની રૂંવાટીવાળી હોય છે, તેનું મુખ એક બાજુ ચાપટાંની પેઠે વળેલું હોય છે.

**ફલ**-(શીંગ)-પ્રથમ લીલાં ને પાકીને સુકાય છે ત્યારે કાળાસલેતા ભૂરા રંગનાં થઈ જાય છે, તે ૩ લાઇનથી ½ કે ¾ ઇંચ લાંબાં અને ⅛ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે સેહેજ સાંકડાં, વચમાં પોહોળાં ને ટેરવે સાંકડાં થતાં અણીદાર હોય છે. તે બે પોલવાળાં હોય છે. આ દરેક પોલમાં ૬ થી ૧૨ બીજ સૂક્ષ્મ વાંકા કાંટાઓપર ઉપરા ઉપર આવેલાં જોવામાં આવે છે.

**બીજ**-ગોળાઇલેતાં, ચપટાં, ભૂરાસ કે કાળાસલેતા રંગનાં હોય છે. તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. તેની કોરપરની રૂંવાટી વધારે ધોળી હોય છે. બીજને પાણીમાં ભીંજાવતાં તેપરના વાળ ચીકણા તાર જેવા થઈ જાય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૌષ્ટિક અને મૂત્રલ.

**૬-ઉપયોગ**-મૂળ સંધિવાના કવાથમાં અને ફૂલ સાકર સાથે પ્રમેહવાળાને અપાય છે. એનાં પાનનો ઉપયોગ બ્રામણદોકળીનાં પાન પ્રમાણે કરવામાં આવે છે. બીજ પૌષ્ટિક પાકોમાં વપરાય છે.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડીઓ અને ખેતરોના પાણીના ધોરીઆ કાંઠે, અને વિશેષ કરીને આંબાઓ વગેરેનાં મ્હોટાં ઝાડોની છાયામાં નેદ તરીકે ઉગે છે.

એ હિં૰ ના દક્ષિણ ભાગમાં વિશેષકરી થાય છે.

**૮-વિશેષ વિવેચન**–એના છોડવા ધ્રામણઢોકળીના છોડવા જેવા દેખાય છે, પણ ફૂલ જાંબુડા કે આસમાની રંગનાં હોવાને લીધે એને **કાળીધાવણી** કે **કાળી ધ્રામણઢોકળી** કહે છે.

એ કાળી ધ્રામણઢોકળીના છોડવા કાળી માટીમાં વિશેષ કરી છાંયડે ઉગે છે. જ્યારે ધ્રામણઢોકળીના છોડવા રાતી અને કાદીવાળી જમીનમાં વિશેષ કરી છાંયડો ન હોય તેવી જગોએ ઉગે છે. કાળીનાં ફૂલ સવારે ઉઘડી સાંજે ખરી જાય છે. જ્યારે ધોળીનાં ફૂલ સાંજે ઉઘડી સવારે ખરી જાય છે. ફૂલ ન હોય ત્યારે એ બન્નેના છોડવા ઓળખવા મુશ્કેલ પડે એવા તે એક બીજા સાથે મળતા આવે છે. (૯-૪-૯૯)

---

## વર્ગ-(એકેન્થેસી).

### નંબર ૪૨૪.

**૧-શાસ્ત્રીયનામ**–Dædalacanthus purpurascens.

દૃષ્ટાંત-H. IV. p. 420; N. p. 238; Watt. III. p. 2.

**૨-દેશીનામ**–દશમૂલી (પો૰); गुलशाम (म० हिं०).

**૩-વર્ણન**–એના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા થાય છે. પાન ૬ થી ૧૦ ઈંચ લાંબાં ને ૨ થી ૪ ઈંચ પોહોળાં હોય છે. શાખાઓ ઘણુંકરી ચોધારી હોય છે. એમાં જાંબુડી છાયાલેતાં આસમાની ફૂલોની કલંગીઓ નીકળેલી હોય છે. એ કલંગીઓપર ફૂલોની નીચે પુષ્પપત્રો પાસે પાસે ઉપરાઉપર ગોઠવાયલાં હોય છે. તે ½ થી ૧ ઈંચ લાંબાં, બહાર નીકળતી નસોવાળાં, અને લાંબી રૂછાળની હારવાળાં હોય છે. ફલ (શીંગ) ½ ઈંચ લાંબાં હોય છે.

એનાં મૂળ સાંધવા, તાવ અને શ્વેતપ્રદર ઉપર વપરાય છે. એના છોડવા ચોમાસે ડુંગરમાં ઘણુંકરી બાવળ વગેરે ઝાડવાંની નીચે ઉગે છે. તેમાં શ્રાવણ ભાદરવે ફૂલ આવે છે.

એના છોડવા નીચે ઘણાં મૂળોનો ઝુમખો થાય છે માટે એને **દશમૂલી** કહે છે.

---

## વર્ગ-(એકેન્થેસી.)

### નંબર. ૪૨૫.

**૧-શાસ્ત્રીયનામ**—Blepharis boerhaaviæfolia.

દૃષ્ટાંત-H. IV. p. 478; N. p. 234; રૂ. નિ. પા. ૭૦

**૨-દેશીનામ**-ઉટીગણ, ચોપાનીવેલ (પો૰); ઓટીગણ (ગુ૰); उटगन (म०); उतंजन (हिं०); चतुष्पत्री (सं०).

**૩-વર્ણન**–ઉટીગણના છોડવા વેલા જેવા થાય છે. તે ચોમાસે ઘણા ઉગે છે. તે ૧ થી ૪ ફીટ લાંબા વધે છે. તેની શાખાઓ ઝાડવાં કે ઘાસ વગેરેની ઓથપર ચડેલી હોય છે, અથવા જમીનપર ચોતરફ ફેલાયલી હોય છે. પાન દરેક ગાંઠે ચાર ચોકની માફક આવેલાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ફીકા ધોળા, ગુલાબી કે આસમાની રંગનાં અને ફલ નાહાનાં, લીસાં ચળકતાં ભૂરા રંગનાં હોય છે.

એના આખા વેલાપર બહુધા ધોળી રૂંછાળ હોય છે.

**મૂળ**–સુતળી જેવું ઝીણું ને ફીકા ધોળા રંગનું હોય છે. તેમાંથી કેટલાક બારીક રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ કડવાસલેતો તેલીયો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ઝીણા તાર કે સુતળી જેવી જાડી થાય છે. તે પીળાસલેતા લીલા રંગની કે વખતે જાંબુડી છાયાલેતી હોય છે. તેનાપર સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. ડાંડી અંદરથી પોકળ હોય છે. ડાંડી ગાંઠે ગાંઠે જરા જાડી થયેલી હોય છે. તેનો સ્વાદ ચીકાસલેતો કડવો અને પાછળથી ચીરપરો લાગે છે.

**પાન**–ચાર પાન પાસે પાસે ડાંડીની એકજ ગાંઠપરથી નીકળેલાં હોય છે. અને તે ચોપડની પેઠે ચાર દિશાએ પસરાયલાં હોય છે. જેથી પાનનો ચોક દેખાય છે. પાનની ડીટડી બહુ સૂક્ષ્મ હોય છે. ને તેનાપર લાંબી ધોળી રૂંછાળ હોય છે. પાનની ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. પણ પાન સુકાય છે ત્યારે નીચેની સપાટી ધોળાસલેતા રંગની થઈ જાય છે. પાન પાતળાં હોય છે, તેપર આંગળી ફેરવતાં તે બન્ને સપાટીએ ખરસટ લાગે છે. પાનની બન્ને સપાટી અને કોરપર પણ સફેદ વાળની રૂંછાળ હોય છે. પાન બન્ને છેડે સાંકડાં અને વચમાં પોહોળાં હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. પાન ½ થી ૨ કે ૨½ ઈંચ લાંબાં અને ૩ લાઇનથી ૧½ ઈંચ પોહોળાં હોય છે. પાનની વાસ ઉગ્ર, અને સ્વાદ ઘણો ચીકણો અને જરા ખટાસલેતો તૂરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી અક્કેકું નીકળેલું હોય છે, અથવા પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી પાતળી સળી નીકળી તેપર એક કે એકથી વધારે ફૂલો આવેલાં હોય છે. ફૂલની નીચે બે બહારનાં અને ચાર અંદરનાં એમ છ પુષ્પપત્રો હોય છે. તે ૩ થી ૪ લાઇન લાંબાં હોય છે. બહારનાં બે પુષ્પપત્રો નાહાનાં, અને અંદરનાં ચાર તેથી મ્હોટાં હોય છે. આ બધાં પત્રો તળિયે સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. એની કોરપર લાંબા કાંટા હોય છે. અને એ કાંટાપર વળી ધોળા વાળ જેવા પણ તીક્ષ્ણ સૂક્ષ્મ કાંટા હોય છે. જેથી તે કાંટા ઘણા ખરસટ લાગે છે. અને તે જ્યાં અડકે છે ત્યાં ચોટી કે ભરાઈ રહે

છે, એ પુષ્પપત્રોપર ત્રણ ઉભી નસો હોય છે. અને એ નસોની વચ્ચે લીલી નસો અને સફેદ ભોંયનું જાળી કામ બહુ સુંદર દેખાતું હોય છે. ફૂલ ½ ઇંચ લાંબાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–ઉપર કહેલાં છ પત્રોની અંદર આવેલો હોય છે. તે પણ સદરહુ પત્રો જેટલો જ બહુધા લાંબો હોય છે. તે ચાર પત્રોનો બનેલો હોય છે. એ ચાર પત્રોમાંથી એક પત્ર સૌથી મ્હોટું, બીજું તેથી નાહાનું અને બીજાં બે તેથી પણ નાહાનાં હોય છે. એ ચારે પત્રોપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંછાળ અને ઉભી નસો આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–પાંચ પાંખડીઓનો બનેલો હોય છે. તે તળિયે જોડાઇને નળી જેવી થયેલી હોય છે. અને ઉપર તેના બે ઓષ્ઠ થયેલા હોય છે. તેમાંનો નીચેનો ઓષ્ઠ ત્રણ ખુણીઓ, પોહોળો, ને ઉપરનો સાંકડો હોય છે. નીચેના પોહોળા ઓષ્ઠપર પીળી પટી અને ઉપર રાતી કે આસમાની ઝાંખી લીટીઓ હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તેમાં બે ટુંકાં ને બે લાંબાં, અને તે પુ૦ અભ્ય૦ કોપની પાંખડીપર આવેલાં હોય છે. એ પુંકેસરોના તંતુઓને પરાગકોપથી જરા નીચે બુઠ્ઠી અણી નીકળેલી હોય છે. પરાગકોપ ઘઉંવરણા અને તેની કોરપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ઉભો ને ૨ પોલવાળો હોય છે. નલિકા અને નલિકાગ્રમુખ ધોળાં હોય છે.

**ફૂલ**–લંબગોળ, જરા ચપટું, લીલું ને ચળકતું હોય છે. પણ તે સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઈ જાય છે. તેપર બન્ને પાસે અક્કેક ઉભી ફીકા પીળા રંગની નસ હોય છે. ને તેને ટેરવે બુઠ્ઠી અણી હોય છે.

**બીજ**–ચપટાં ને ગોળાઇલેતાં ભૂરા રંગનાં હોય છે. તે ભીનાં કરવાથી તે ઉપર ચીકણો લુવાબ આવે છે.

**૪–ઉપયોગીઅંગ**–બીજ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, ધાતુપૈષ્ટિક, અને ઉપલેપક.

**૬–ઉપયોગ**–ઉટીગણનાં બીજ ઘણા પૈષ્ટિક પાકોમાં વપરાય છે. તેમજ બીને પાણીમાં પલાળી તેનો લુવાબ પ્રમેહ અને પેશાબની બળતરા ઉપર અપાય છે. એનાં બીની ભૂકી પણ સાકર સાથે પ્રમેહ ઉપર ખવરાવાય છે.

"બીજ ધાતુપુષ્ટિ કરે છે, મૂત્રકૃચ્છ્રને મટાડે છે. તાવ, શ્વાસ, પ્રમેહ, ભ્રમ, ત્રિદોષ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ. ઇં.)

માત્રા–૨ આનીથી ૦। પાવલાભાર.

**૭–સ્થાનક**–ચોમાસે ડુંગરોમાં ઘાસની સાથે છૂટા છવાયા એના વેલા ઉગેલા જોવામાં આવે છે. તેમ એ વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે અને જાર બાજરાના મોલની સાથે નેદ તરીકે પણ ઉગે છે.

એ હિંદુસ્થાનના દક્ષિણ ભાગમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–સંસ્કૃત चतुष्पत्री અને ગુજરાતી **ચોપાનીવેલ** એ નામો એને ચાર પાનની ચોકડી આવે છે, તે ઉપરથી પડેલાં લાગે છે. એનાં બીજ બજારમાં ગાંધીને ત્યાં વેચાય છે.

એનાં બીજ પાણીમાં નાંખવાથી એનાપરની કાંટા જેવી સખ્ત રૂંછાળ છૂટી થવા માંડે છે. અને બીની આજુબાજુ લુવાબ જામવા માંડે છે, આ ચમત્કાર દેખાડી એનાં બીજનું ધાતુપુષ્ટિ તરીકેનું મહાત્મ્ય વધારી ઘણા ઉંટ વૈદ્યો શેઠીયાઓને ઠગી જાય છે.

---

## વર્ગ–(એકેન્થેસી).

### નંબર ૪૨૬.

**૧–શાસ્ત્રીયનામ**–B. molluginifolia.

દૃષ્ટાન્ત–H. IV. p. 479; N. p. 234.

**૨–દેશીનામ**–ઝીણું ઉટીગણ (પો૦+ગુ૦); कांटेमाक (म०).

**વર્ણન**–એના છોડવા ઉટીગણના છોડવા કરતાં ટુંકા હોય છે. પણ એમાંએ ચચ્ચાર પાનની ચોકડી આવે છે. તેનાં પાન સાંકડાં અને ટેરવે બુઠ્ઠાં હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબાં, ફૂલ અને ફૂલ ઉટીગણ જેવાં પણ તેથી નાહાનાં હોય છે. એનાં ફૂલમાં પણ બીજ ૨ હોય છે.

ઉટીગણ ઉગે છે તેવી જગોએ એ પણ ઉગે છે અને એનો ઉપયોગ પણ ઉટીગણ જેવો છે.

---

## વર્ગ–( એકેન્થેસી ).

### નંબર ૪૨૭.

**૧–શાસ્ત્રીયનામ**–Barleria Prionitis

દૃષ્ટાન્ત–H. IV. p. 482; N. p. 235; Watt. I. p. 400; રૂ. નિ, પા. ૧૩૬

**૨–દેશીનામ**–કાંટાશેળીઓ, પીળો કાંટાશેળીઓ (પો× ગુ૦); पीवळा कोंराटा (म०); कटसरीया, वज्रदंती (हिं०); कुरंटक ( सं० ).

**૩–વર્ણન**–કાંટાશેળીઆના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. અને કેટલીક જગોએ તે બારેમાસ પણ જોવામાં આવે છે. એના છોડવા ૨ થી ૫ ફીટ ઉંચા વધે છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. કોઈ કોઈવાર તેની શાખાઓ કંટાળા કે બાવળનાં ઝાડવામાં, તેના છોડ ઉગવાથી, તે વેલા કે સોંટીની પેઠે લાંબી વધીને ઝાડવાંની ઉપર આવેલી જોવામાં આવે છે. પાન લાંબાં અને અણીદાર હોય છે. ફૂલ પીળા રંગનાં શ્રાવણથી શરૂ

થઈ કારતક માગશર સુધી આવ્યા કરે છે. ફૂલ ઘેરા ભૂરા રંગનાં, ઉભાં, લાંબી અણીવાળાં હોય છે.

**મૂળ**–પેનસીલથી અંગોઠા જેવાં જાડાં હોય છે. તેમાંથી કેટલાક લાંબા ફાંટાઓ ને થોડા ઝીણા રેસા નીકળેલા હોય છે. તેની ઉપરની છાલ ભૂરા રંગની, અંદરની સફેદ ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. મૂળનું લાકડું કઠણ, ધોળા રંગનું, જરા સુગંધિત વાસવાળું અને કડવાસલેતા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી પણ મૂળ જેવી જાડી થાય છે. તે ભૂરા રંગની ને ગોળાઇલેતી હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની, ચળકતી, ચાર હાંસોવાળી અને જરા જાડા સાંધાવાળી હોય છે, ડાંડી અંદરથી કઠણ અને શાખાઓ પોચી હોય છે.

**પાન**–સામસામાં, ઘેરા લીલા રંગનાં, જાડાં, બન્ને સપાટીએ ઘણુંકરી લીસાં ને ચળકતાં હોય છે. તે સુકાય છે ત્યારે નીચેની સપાટીએ તે ધોળા રંગનાં દેખાય છે. તે બન્ને છેડે સાંકડાંથતાં અને ટેરવે કાંટા જેવી અણીવાળાં હોય છે. તે ૨ થી ૮ ઇંચ લાંબાં અને ૧ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. તેને આઇગ્લાસમાંથી રોશની તરફ જોતાં તેમાં ઝાંખાં, લાંબાં સૂક્ષ્મ અર્ધપારદર્શક છાંટણાં દેખાય છે. પાનને ચોળવાથી વાટેલી રાઇને મળતી તીખી વાસ, અને ચાવવાથી ચીરપરો, ચીકણો, ગળચટો અને પાછળથી કડવાસલેતો સ્વાદ લાગે છે.

પાનની ડીટડી ચપટી હોય છે. તેની અંદરની બાજુ શાખાપર ચાર લાંબા કાંટા આવેલા હોય છે. અને ઘણીવાર એ ચાર કાંટાની અંદર બીજા ૨–નાહાના કાંટા આવેલા હોય છે. એ કાંટા ઘણા તીક્ષ્ણ હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે પત્રકોણમાંથી ૧ થી ૩ ફૂલ ૧½ થી ૨½ ઇંચ લાંબાં નીકળેલાં હોય છે, તેમાં સુગંધ થોડી હોય છે. પણ તેની મૃદુતા અને ખુલ્લા પીળા રંગને લીધે તે ઘણાં મનોહર લાગે છે. ફૂલ શાખાઓના છેડા પાસે ઘણાં પાસે પાસે આવી ગયેલાં હોય છે, તે નીચેથી ઉપર તરફ ઘણુંકરી અનુક્રમે ઉઘડતાં જાય છે, તે બહુધા બપોરનાં ઉઘડે છે. ફૂલના પુ૦ બા૦ કોષની નીચે ઘણુંકરી ૩–પુષ્પપત્રો નીકળેલાં હોય છે. જેમાંનું એક વચલું પત્ર પાન જેવું ને જરા મ્હોટું હોય છે. એની અણી કાંટા જેવી હોય છે. અને એની બાજુનાં બીજાં બે પુષ્પપત્રો નાહાનાં હોય છે. એ પત્રો ઉપરથી જરા ચપટાં અને ધોળા વાળની રૂંવાટીવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૪ હોય છે. તેમાંનાં ૨–બહારનાં પત્રો મ્હોટાં અને અંદરનાં ૨ જરા તેથી નાહનાં ને સાંકડાં હોય છે. એ ચારે પત્રો જૂદાં દેખાતાં હોય છે. તે ⅜ ઇંચથી ⅞ ઇંચ લાંબાં, ને ૧½ થી ૨ લાઇન પોહોળાં, અને લીલા રંગનાં હોય છે. તેપર તીક્ષ્ણ કાંટા જેવી અણી હોય છે. એ દરેક પત્રની અંદર અર્ધપારદર્શક ઉભી નસો અને ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે, તેની બહારની બાજુ ઘણીવાર સૂક્ષ્મ બિંદુઓની બાનક દેખાય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. એ પાંચે પાંખડીઓ તળિયેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે અને (ફૂલની) અધવચથી એક પાંખડી એક બાજુ વળી ગએલી અને ચાર પાંખડીઓ તેથી ઉપર અર્ધનળિકા પેઠે વધીને તેથી વિરૂદ્ધ દિશાએ વળી જૂદી દેખાતી હોય છે. પાંખડીઓ લીસી અને ચળકતી હોય છે. તોપણ તેની નળીની બહારની બાજુ વખતે સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીની નળીની અંદરથી નીકળેલાં હોય છે. તેમાં ૨ ઘણાં ટુંકાં નળીની અંદરજ રહી ગએલાં હોય છે, ને ૨ લાંબાં વધી નળીની ઉપર આવેલાં હોય છે. એના તંતુઓ ધોળાસલેતા પીળા રંગના ને તેના થડમાં નળીની અંદર સફેદ વાળની રૂંછાળ આવેલી હોય છે. પરાગકોષ પીળા રંગના તંતુપર અધવચથી ધરાયલા અને તેનાં તળિયાં તંતુના સંગમ પાસે દ્વિવિભાગિત હોય છે. લાંબાં ૨ પુંકેસરોના પરાગકોષમાંથી ગોળ પીળા રંગની પરાગરજ નીકળતી જોવામાં આવે છે, અને ટુંકાના પરાગકોષમાં કોઇ જાતની રજ દેખાતી નથી. લાંબાં પુંકસરપરના પરાગકોષ લંબગોળ, અને ટુંકાંપરના ચપટા ને પોહોળા હોય છે. લાંબાં ૨ પુંકેસરો અને સ્ત્રીકેસરનલિકા ફૂલની નળીની અધવચમાંથી નીકળતાં જરા ટુંકી પાંખડી તરફ વળેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીસો, ચળકતો, પીળાસલેતા લીલા રંગનો, ઉભો, નીચેથી પોહોળો ને મથાળે સાંકડોથતો પુ૦ બા૦ કોષના તળિયામાં એક ગોળ પડઘીપર આવેલો હોય છે. નલિકા લાંબાં બે પુંકસરોથી જરા લાંબી અને તેથી જરા પાતળી ધોળાસલેતા પીળા રંગની, ચળકતી ને લીસી હોય છે. તેને મથાળે જાંબુડા રંગનું સૂક્ષ્મ ટોંચ જેવું જરા જાડું મુખ હોય છે.

**ફૂલ**–પ્રથમ લીલાસલેતા ને પાછળથી ઘેરા ભૂરા રંગનાં થઈ જાય છે. તે પ્રથમ લીસાં ને ચળકતાં હોય છે. ને સુકાય છે ત્યારે ખરસટ થઈ જાય છે. ફલપર બન્ને બાજુ અક્કેક વચ્ચોવચ ઉભી નીક હોય છે, અને બીજી બે બાજુ અધવચ સુધીમાં પોહોળી ખાંચ હોય છે. ફલ ⅞ થી ૧ ઇંચ લાંબાં અને ½ ઇંચથી કંઇક પોહોળાં હોય છે. તે અધવચથી ઉપર વિશેષ અણીથતાં હોય છે. ફલમાં ૨ પોલ અને તે દરેક પોલમાં અક્કેકો (દૂક જેવો)

કાંટો હોય છે. ને તે કાંટાને આધારે તેમાં અક્કેક બીજ રહેલું હોય છે. એટલે દરેક ફલમાં ૨ બીજ હોય છે.

**બીજ**–પ્રથમ ભૂરાસલેતા ધોળા રંગનાં ને તદન સુકાઈ જાય છે ત્યારે ચળકતા તપખીરીઆ રંગનાં થઈ જાય છે. તે એક છેડે જરા સાંકડાં અને એક બાજુ વચ્ચોવચ એક ઉભી નસવાળાં હોય છે. તે ચપટાં ને ⅛ ઇંચ વ્યાસનાં હોય છે. બીજને તોડતાં તેમાંથી ધોળો દળ નીકળે છે, જે ઘણો કડવો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિષહર, ચિરગુણકારી પૌષ્ટિક, પૌષ્ટિક, સ્વેદલ, શોધક, રોપક તથા કફ, જ્વર અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–કાંટાશેળીઆનાં મૂળનો ક્વાથ તાવ, કફ, સંધિવા, સંગ્રહણી અને વિસ્ફોટકના દરદીને પવાય છે. એનાં મૂળ મરીની સાથે પાણીમાં વાટી અજીર્ણ ઉપર અપાય છે. મુંઝારાની (લીવર) ગાંઠ ઉપર કાંટાશેળીઆનાં મૂળ ઉકાળીને તેમાં ગોળ નાંખી અહિંના મહેર લોકો તે ઉકાળો પાય છે. કાંટાશેળીઆનાં પાનનો રસ મરીની સાથે તાવ અને ઉધરસ ઉપર અપાય છે. કાંટાશેળીઆનાં પાનનો રસ ગડગુંબડાં ને સોજાપર ચોપડાય છે. એનાં પાનની થેપલી મીઠાં તેલમાં કકડાવી ગાળી લઇ તે તેલ જખમ અને ગડગુંબડાં ઉપર ચોપડાય છે, તેમજ કાનના દુખાવાપર કાનમાં આ તેલનું ટીપું નાખવામાં આવે છે. સડતા જખમ અને ચાંદાંઓ ઉપર એનાં પાનની લેપડી બાંધવાથી તેમાં તરત રૂઝ આવે છે. અજમા અને મીઠાં સાથે એનાં પાનનો રસ પેટના ચુંકાપર અપાય છે. ચોમાસે પાણીમાં ઘણો વખત ભાંજવાથી પગનાં આંગળાંની ફાટો પાકે નહિ એટલા માટે આંગળાં વચે એનાં પાનનો રસ લગાડવામાં આવે છે. ટાઢીઆ તાવમાં એનાં પાનનો રસ મરીની સાથે અને સુકાં પાનની ગોળી ગોળની સાથે આપવામાં આવે છે. એનાં ફૂલ સાકર સાથે પ્રમેહવાળાને ખવરાવે છે. એનાં ફૂલ પીળા રંગનાં અત્યંત સુંદર અને કોમળ હોય છે, તેની વેણી ગુંથીને દક્ષણી સ્ત્રીઓ તેમજ અહિંની હાલની મુંબઇગિરી સ્ત્રીઓ અને છોકરીઓ વાળના અંબોડામાં બાંધે છે, તે જરા છેટેથી સોનાની વેણી જેવી સુંદર દેખાય છે. કાંટાશેળીઆનાં ફૂલ મહાદેવજીને પ્રિય છે એમ માની ઘણાં લોકો એનાં ફૂલ મહાદેવજીને ચડાવે છે. કાંટાશેળીઆના છોડવાને બાળી તેની રાખ મધમાં ઉધરસ ઉપર અપાય છે. તેમજ તેની રાખ તેલમાં મેળવી ઢોરનાં ભાઠાં અને ચાંદાં ઉપર લગાડવામાં આવે છે. છોકરૂં ભરાઈ આવ્યું હોય તો કાંટાશેળીઆનું પાન જરા ગરમ કરી તેના રસનું ટીપું મધમાં મેળવી છોકરાંને અપાય છે. કાંટાશેળીઓ આ સ્વસ્થાનમાં ઉંટ અને બકરાંનો મુખ્ય ચારો છે. કાંટાશેળીઆનાં પાનના રસની સાથે મધ મેળવીને મરકીના તાવમાં ઉધરસ ઉપડે તો દરદીને અપાય છે. એનાં બીજ પૌષ્ટિક પાકોમાં વપરાય છે.

"તેની છાલનો કાઢો મ્હોટી ઉધરસમાં અપાય છે, તેમજ તેની છાલ વિચર્ચિકા, કુષ્ઠ, કંડુ, વાકતરકત વગેરે દરદોમાં બીજી યોગ્ય રક્તશોધક દવા સાથે કવાથમાં અપાય છે. એનાં પાનની રાખ કરી ઘીમાં કાલવી ભરનીંગર ગુંબડાં ઉપર ચોપડવાથી તે રૂઝાઈ જાય છે. તેની લીલી છાલનો રસ દુધમાં પીવાથી સોજો હટે છે.

માત્રા–પાન અને છાલનો સ્વરસ ૨–તોલા અને છાલનું ચૂર્ણ ૦। તોલો." (ડા. વી. ગ્રી.).

"કાંટાશેળીઓ કેશને વધારનાર, ઝેરને મટાડનાર અને પસેરવો લાવનાર છે. કાંટાશેળીઆના ઝાડના પંચાંગને લઈ વાટી થેપલી કરી તેલમાં તળી વાટીને મલમ કરી ખરજવાં, દાદર, ખસ, લુખસ તથા ચાંદાં વગેરે ઉપર વપરાય છે. ખરજવાં ઉપર તો તેની ઘણી સારી અસર છે. તેનાં પાંદડાંનો રસ ૧ થી ૨ તોલા પાણી સાથે પીવાથી પરસેવો વળે છે. ઉધરસ હલકી પડે છે અને શરદી દૂર થાય છે." (વૈ. શા. મ. ગો.).

"દાંતના રોગ ને લોહીવિકારને મટાડે છે, વાળનો રંગ કાળો કરે છે." (વૈ. રૂગનાથજી).

**૭–સ્થાનક**–વાડીઓની વાડમાં, અને પડતર કાદીવાળી જમીનમાં કાંટાશેળીઆના છોડવા આ આખા સ્વસ્થાનમાં ઘણા ઉગે છે. એ ઘણુંકરી આખા હિં૦ માં થાય છે.

**૮–વિશેષવિવેચન**–કાંટાશેળીઆ ચાર જાતના થાય છે. તેમાં આ પીળાં ફૂલનો હોવાથી એને **પીળો કાંટાશેળીઓ** કહે છે.

---

## વર્ગ (એકેન્થેસી).

### નં૦ ૪૨૮.

**૧–શાસ્ત્રીયનામ**–Neuracanthus sphærostachyus.

દૃષ્ટાન્ત–H. IV. p. 491; N. p. 238.

**૨–દેશીનામ**–ગંઠેર (પો૦); ગંઠેર (મ૦).

**૩–વર્ણન**–ગંઠેરના છોડવા ચોમાસે ઘણા ફૂટી નીકળેલા જોવામાં આવે છે. તે ૧½ થી ૨½ ફીટ ઉંચા વધે છે. તેની શાખાઓ ઘણુંકરી ઉભી વધેલી હોય છે. તેનાં પાન સામસામાં સૂક્ષ્મ ડીટડીવાળાં હોય છે. અને એ બન્ને પત્રકોણની વચ્ચે ઘણાં ગીચોગીચ પુષ્પપત્રો અને ફૂલો આવવાથી એનાં બે પાન વચ્ચે ફીકા આસમાની રંગની ગાંઠો એક દડી કે કુબા જેવી દેખાય છે. તેમાં આસમાની રંગનાં નાહાનાં ફૂલો ચોમાસાં ઉતાર આવે છે. ફલ ચીભડાં કે કાકડીનાં બીજ જેવાં હોય છે.

મૂળ-ઘણું કઠ્ઠણ અને જમીનમાં ઉંડું બેઠેલું હોય છે. તે ફીકા ધોળા રંગનું ને લીસું હોય છે. તે ગાંઠા ગડઆ જેવું થયેલું અને તેમાંથી ઘણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની વાસ જરા સુગંધિત અને સ્વાદ ચીરપરો હોય છે. મૂળનાં મથાળાનાં અને ડાંડીનાં તળિયાના ભાગપર વખતે ભૂરા કે ધોળા, લાંબા ચળકતા વાળની રૂંવાટી આવેલી હોય છે.

**ડાંડી અને શાખાઓ**-જમીનની બરોબર એકજ છોડવાના થડ ઉપરથી ઘણી ઉભી શાખાઓ નીકળેલી હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. અને ૨ થી ૨½ ફીટ લાંબી હોય છે. તે તેની ગાંઠ અગર સાંધાથી ઉપર જરા જાડી થયેલી હોય છે. તેનો રંગ લીલાસલેતો પીળો હોય છે. અને તેની ઉપર સફેદ ખરસટ વાળની રૂંવાટી આવેલી હોય છે. શાખાઓના કોમળ ભાગ સ્પષ્ટ ચોધારા હોય છે. ને તેના નીચેના ભાગપર સહેજ ઉભી લીટીઓ આવેલી હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી ધોળા, પોચા ભાગવાળી દેખાય છે.

**પાન**-૩ થી ૪ ઈંચ લાંબાં અને ૧½ થી ૨½ ઈંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી રંગે લીલી ને નીચેની જરા ફીકી હોય છે. તેની બન્ને સપાટીપર ધોળા સખ્ત વાળની રૂંવાટી હોય છે. તેથી તેનાપર આંગળી ફેરવતાં તે ખરસટ લાગે છે. પાન આકારે લંબગોળ હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠી અણીવાળાં અને તળિયે તેની કોર જરા બે ફાંટાળી હોય છે. પાનની કોરપર સફેદ વાંકા સખ્ત વાળની રૂંછાળ હોય છે. પાનમાંની નસો બહુધા સામસામી હોય છે, ને તે નીચેની સપાટીએ બહાર નીકળતી હોય છે. પાનની નસો વચેનું જાળીકામ બારીક ને અર્ધપારદર્શક જેવું દેખાય છે.

**ફૂલ**-પત્રકોણમાં (પ્રથમ કહી ગયા તે પ્રમાણે) દડી કે ફુબા જેવી ગાંઠમાં ગીચોગીચ ઘણાં ફૂલો આવેલાં હોય છે. એ ગાંઠ કે દડી ½ થી ૨ કે ૨½ ઈંચ જેટલા વ્યાસની હોય છે. તેમાં ફૂલનાં પુષ્પપત્રો ૩ લાઇન લાંબાં ને ૨ પોહોળાં હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તેનાપર અત્યંત કોમળ સફેદ ચળકતા વાળની રૂંવાટી અને ઉભી પાંચ નસો હોય છે. એ પત્રોનો રંગ ફીકો જાંબુડો કે આસમાની રંગની છાયાલેતો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તે લગભગ ½ ઈંચ લાંબાં હોય છે. તે તળિયેથી જોડાયલાં ને મથાળે તેનાં પાંચે પત્રો ત્રણ અને બે એમ બે ઓષ્ઠમાં ખુલ્લાં દેખાતાં હોય છે. અર્થાત તેનો એક ઓષ્ઠ ૩ દાંતાળો અને બીજો ૨ ફાંટાળો હોય છે. એ પત્રો પુષ્પપત્રો કરતાં ઘણાં સાંકડાં અને લાંબી અણીવાળાં હોય છે. તે અતિ સુંદર ચળકતાં જાંબુડા રંગનાં હોય છે. ને તેનાપર ધોળા ચળકતા મખમલી વાળની લાંબી રૂંવાટી આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તે ૪ થી ૫ લાઇન લાંબી હોય છે. તે નીચેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે. એ નળી ફીકા ધોળા રંગની, લીસી અને ચળકતી હોય છે. તેથી ઉપરનો ફૂલનો ભાગ ચળકતા ધોળા નરમ વાળની રૂંવાટીવાળો હોય છે. અને તેનું મુખ આસમાની રંગનું હોય છે. પાંખડીની અંદર નળીના મુખ આગળ ભૂરા રંગનો ચાંડલો અને ધોળા વાળની રૂંવાટી આવેલાં હોય છે.

**પુંકેસરો**-૪ ધોળા રંગનાં હોય છે. તે પાંખડીની નળીમાં આવેલાં હોય છે. તેમાં ૨ ટુંકાં ને ૨ લાંબાં હોય છે. તેના પરાગકોષપર સફેદ વાળની પીંછી જેવી ગીચ રૂંવાટી આવેલી હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તે ધોળા રંગની, લીસી ને ચળકતી હોય છે. તેની નલિકા જરા ઉપરના ભાગમાં વાંકી હોય છે. મુખ એક બાજુએ ચાટવા જેવું હોય છે.

**ફલ**-લીસું, ચળકતું, ફીકા ભૂરા રંગનું હોય છે. તે મથાળે સાંકડુંથતું, લાંબી અણીવાળું, અને તળિયે ટુંકી અણીવાળું હોય છે. તે ¼ ઈંચ લાંબું અને ⅛ ઈંચ પોહોળું હોય છે. તે બન્ને પાસે ને બન્ને કોર તરફ દબાયલું હોય છે. તેપર વચ્ચોવચ બન્ને પાસે ઉભી ત્રણ લીટીઓ હોય છે, અને બબે લીટી બન્ને પાસેથી બે કોર તરફ ગયેલી હોય છે. જેથી તેની કોરપર કીનાર અગર ધાર દેખાય છે, એ બન્ને કોરની વચ્ચે પણ અક્કેક ઉભી લીટી આવેલી હોય છે. ફલ ઘણું કઠ્ઠણ હોય છે. તેપર કુદરતી વારનીશ હોવાને લીધે તે એટલું તો સુંવાળું હોય છે કે ચપટીમાં તેને પકડતાં તેમાંથી તે સરી જાય છે. તેને સંભાળથી ઉભું ચીરતાં તેમાં બે પોલ સ્પષ્ટ દેખાય છે. એ દરેક પોલમાં બબે ઉભાં ઉપરાઉપર બીજ આવેલાં હોય છે. તેમાંનાં ઉપરનાં ૨ બીજ નીચે અક્કેક જરા ઉંચો વાંક વળતો (હૂક જેવો) કાંટો આવેલો હોય છે. જેનાપર એ બીજ (ફલમાં) અધર ઝલાઈ રહેલાં હોય છે.

**બીજ**-½ લાઇન વ્યાસનાં હોય છે. તે ચપટાં ને ગોળાઇલેતાં હોય છે. તેને એક છેડે સૂક્ષ્મ ખાંચ હોય છે. જેમાં ભૂરો કે કાળાસલેતો ચાંડલો હોય છે. બીજ ફીકા ધોળા રંગનાં હોય છે. તે ઉપર સફેદ લાંબા વાળની રૂંછાળ હોય છે. તે બીજ સાથે ચોટડુક થઇ રહેલી હોય છે. બીજને ભીનાં કરવાથી એ રૂંછાળ બીપરથી તંતુઓ કે દોરાની માફક ઉતરી આવે છે.

૪-**ઉપયોગીઅંગ**-સર્વાંગ.

૫-**ગેણદોષ**-ચિરગણકારી પૌષ્ટિક, ઉપલેપક અને કફઘ્ન.

૬-ઉપયોગ-એનાં મૂળનો ક્વાથ સંધિવાના દરદોમાં અપાય છે. અહીંના લોકો એના છોડવાની ભસ્મ ઉધરસ અને દમ ઉપર ગોળ અગર મધની સાથે ગોળી કરી ખવરાવે છે. એનાં ફૂલ, કાચાં ફલ, અને બીજ સાકર સાથે પ્રમેહ ઉપર અપાય છે.

૭-સ્થાનક-ડુંગરોમાં ઘાસની સાથે છૂટાછવાયા ગંઠેરના છોડવા ઉગે છે.

એ કોકણમાં પણ થાય છે.

૮-વિશેષવિવેચન-એના છોડવામાં ફૂલના દડા અગર ગાંઠા હોય છે, માટે એને ગંઠેર અને ગંડેર કહે છે.

---

## વર્ગ-(એકેન્થેસી).

### નંબર. ૪૨૯.

૧-શાસ્ત્રીયનામ Andrographis echioides.

દૃષ્ટાન્ત-H. IV. p. 505; N. p. 239;

૨-દેશીનામ-કાળું કરીઆતું (પો૦+ગુ૦); રાનચીમાની (મ૦).

૩-વર્ણન-કાળા કરીઆતાંના છોડવા ચોમાસે જોવામાં આવે છે. તે ૧ કે ૧½ ફુટ જેટલા ઉંચા હોય છે. ડાંડી ચોરસ; પાન સામસામાં ચોસારની પેઠે, જેથી માંમેજવાની માફક એ છોડવાનો દેખાવ થોડે છેટેથી ચારપાની દેખાય છે. ફૂલ ધોળા ને જાંબુડા રંગમિશ્રિત હોય છે. ફલ (શીંગ) લાંબાં ને બન્ને છેડે સાંકડાં હોય છે.

એના આખા છોડવાપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

મૂળ-ફીકા ધોળા રંગનું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું, તેમાંથી કેટલાક ઝીણા રેસા જેવા ફાંટા નીકળેલા હોય છે, તે ૨ થી ૫ ઇંચ લાંબું જરા સુગંધિ વાસ અને કડવા સ્વાદવાળું હોય છે.

ડાંડી અને શાખાઓ-ડાંડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી, ચોધારી, ટુંટા જાડા સાંધાવાળી, રંગે લીલી અને સફેદ લાંબા ચળકતા વાળની રૂંછાળથી ભરાયલી હોય છે. શાખાઓ ક્વચિત જ હોય છે, અને હોય છે, ત્યારે ડાંડીના થડમાંથી ૧ કે ૨ જરા પાતળી નીકળેલી હોય છે.

પાન-સામસામાં, તેની એક જોડી ઉત્તર દક્ષણ, તો તેના ઉપરની બીજી જોડી પૂર્વ પશ્ચિમ, ને વળી તે ઉપર પાછી ઉત્તર દક્ષણ, એમ ઉત્તરોત્તર (પાનનીજોડીઓ) આવેલી હોય છે, જેથી તે એ છોડવાને એક વિલક્ષણ દેખાવ આપે છે, ડીંટડી હોતી નથી. પાન બન્ને છેડે ઘણુંકરી સાંકડાં તો પણ ટેરવે બુઠ્ઠાં હોય છે. પાનની કોરપર ધોળા વાળની હાર હોય છે. તેની સપાટી લીલા રંગની, ધોળા વાળની રૂંવાટીવાળી, ખરસટ, અને સૂક્ષ્મ છાંટણાંવાળી હોય છે. પાન ૧½ થી ૨½ ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. પાનની નસો નીચેની સપાટીપર વધારે બહાર નીકળતી હોય છે. પાન ડાંડી પાસે વચ્ચોવચ વખતે જરા જાંબુડા રંગની છાયાલેતાં હોય છે. પાનને ચોળતાં ચીકાસલેતો લીલો રસ નીકળે છે. વાસ મૂળાનાં પાનની વાસ જેવી તીખી, અને સ્વાદ કડવો હોય છે.

ફૂલ-આખા છોડવાપર ઘણુંકરી દરેક પત્રકોણમાંથી અક્કેક પુષ્પ ધારણ કરનારી સળી નીકળેલી હોય છે. તે પાનની પેઠે જ પાનની ઉપર આડી અક્કડ આવી રહેલી હોય છે. એ સળીમાંથી ઘણુંકરી એક કે બે શાખા પ્રતિશાખા નીકળેલી હોય છે. સળી ચોધારી, જાડા દોરાથી ઝીણી સુતળી જેવી પાતળી, ૧½ થી ૨½ ઇંચ લાંબી, અને લીલા રંગની હોય છે, તેપર ગોળ ટોપકાંવાળા, ચીકાસલેતા, ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે. સળીપર ફક્ત ઉપરની જ એક બાજુ ઘણુંકરી ફૂલો આવેલાં હોય છે. તે ઉભાં અને ½ ઇંચ લાંબાં હોય છે, ફૂલ તળિયે ધોળાં, ને મથાળે અંદરની બાજુ જાંબુડા રંગનાં હોય છે. ફૂલમાં કંઈ ખાસ વાસ હોતી નથી, પણ ખરૂં જોતાં પુષ્પ ધારણ કરનારી શાખાઓ અને પુ૦ બા૦ કોપની ઉપરના વાળને ટેરવે જે ચીકણા રસનાં ટપકાં આવેલાં હોય છે, તેને લીધે એ ફૂલ પાસેથી જરા સુગંધ આવે છે. ફૂલની ડીંટડી ઘણી સૂક્ષ્મ હોય છે, તેને તળિયે સૂક્ષ્મ પુષ્પપત્ર આવેલાં હોય છે, તે લીલા રંગનાં, ને તેપર ટોપકાંવાળા ચીકણા વાળની રૂંછાળ આવેલી હોય છે.

પુષ્પબાહ્યકોપ-૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો લીલા રંગના અને ચીકણા વાળની રૂંછાળથી ભરાયલાં હોય છે. એ પત્રો તળિયે જરા જોડાયલાં ને મથાળે છૂટાં હોય છે. તે ઘણાં ઝીણાં હોય છે.

પુષ્પાભ્યન્તરકોપ-ની પાંખડીઓ ૫ હોય છે, તે નીચેથી જોડાઇને ½ ઇંચ લાંબી નળી બનેલી હોય છે. ને મથાળે જતાં તેના બે ઓષ્ઠ થયેલા હોય છે. તેમાં ૧ ઓષ્ઠ પોહોળો ને ૩ દાંતાવાળો હોય છે. એ ૩ દાંતામાં વચલો દાંતો જરા વધારે પોહોળો અને અંદરથી ઘેરા જાંબુડા રંગનો હોય છે, અને બાજુના બે દાંતા જરા સાંકડા હોય છે. બીજો ઓષ્ઠ સાંકડો અને ૨ દાંતાવાળો હોય છે. એના બે દાંતા ઘણા સ્પષ્ટ દેખાતા હોતા નથી પણ એ ઓષ્ઠ વચ્ચે સહેજ ખાંચ હોય છે. તેની અંદરની બાજુએ ઓષ્ઠને ટેરવે જાંબુડા રંગનું ટપકું કે ટીસી હોય છે. ફૂલની પાંખડીપર નળીથી ઉપર ધોળા વાળની રૂંછાળ હોય છે. (આઇગ્લાસમાં જોવાથી એ ફૂલ અત્યંત સુંદર દેખાય છે.)

પુંકેસરો-૨ હોય છે. તે પાંખડીની નળીની અંદર આવેલાં પણ તેથી જરા ઉંચાં દેખાતાં હોય છે. તેના

તંતુઓ ધોળા ગુલાબી છાયાલેતા અને સફેદ વાળની રૂછાળવાળા હોય છે. પરાગકોષ ઘેરા જાંબુડા રંગના અને તળિયે ધોળી રૂંવાટીવાળા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલો, ધોળી રૂંછાળવાળો, પુ૦ બા૦ કોષની અંદર ઉભો આવેલો હોય છે. નલિકા ઝીણી, ગુલાબી છાયાલેતી ધોળી, રૂંછાળવાળી, પુંકેસરો જેટલી લાંબી અને લીલાસલેતાં ઝીણાં મુખવાળી હોય છે.

**ફલ**–ભૂરા રંગનું, ⅝ ઇંચ લાંબું અને ⅛ ઇંચ પોહોળું હોય છે. તે બન્ને બાજુ નીકવાળું, લીસું, ચળકતું તોપણ જરા રૂંવાટીવાળું હોય છે, તે ૨ પોલવાળું, અને તેની દરેક પોલમાં (હૂકજેવા) કાંટાને આધારે બીજ રહેલાં હોય છે.

**બીજ**–પીળાસલેતાં ભૂરાં, ચળકતાં, ખડબચડાં, એક છેડે સૂક્ષ્મ અણીવાળાં અને ૧ લાઇન લાંબાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–જ્વરઘ્ન અને ચિરગુણકારીપૌષ્ટિક.

**૬–ઉપયોગ**–કાળા કરિયાતાનો કાઢો મરીની સાથે તાવ અને સંધિવાપર વપરાય છે. એના છોડવાને પાણીમા ઉકાળી તેની બાફ તાવવાળાને અપાય છે.

**૭–સ્થાનક**–ચોમાસે બરડા ડુંગરમાં ઘાસની સાથે અને પોરબંદરની આસપાસ કાદીવાળી જમીનપર એના છોડવા ઘણા ઉગે છે. એ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

**૮–વિશેષવિવેચન**–એના છોડવાનો સ્વાદ કડવો, અને એનો છોડવો સુકાય છે ત્યારે કાળો થઈ જાય છે, માટે એને કાળુંકરિયાતું કહેતા હશે.

---

## વર્ગ–( એકેન્થેસી).

### નંબર. ૪૩૦.

**૧–શાસ્ત્રીયનામ**–Lepidagathis trinervis.

દૃષ્ટાન્ત–H. IV. p. 517; N. p. 237.

**૨–દેશીનામ**–હરણચરો, પાણેરૂ ( પો૦ગુ૦ ).

**૩–વર્ણન**–હરણચરાના છોડવા ચોમાસે ઘણા ઉગે છે, તોપણ તે બારેમાસ પણ જોવામાં આવે છે. તે ઘણુંકરી જમીનપર છાતળાંની પેઠે પથરાયલા હોય છે. તેનાં છાતળાં ૪ થી ૬ ઇંચ કે ૧ થી ૨ ફીટનાં ઘેરાવાનાં હોય છે. એની શાખાઓ સુતળી જેવી જાડી, ફીકા ધોળા લીલા રંગની, પાન ઝીણાં, ફૂલ ધોળાં ગુલાબી કે જાંબુડા રંગનાં, છોડવાના થડમાં અને એની શાખાઓ ઉપર તીક્ષ્ણ લાંબા કાંટાવાળી ગાંઠો કે કલંગીમાં આવેલાં હોય છે. ફલ ફીકા ભૂરા રંગનાં હોય છે.

**મૂળ**–૨ થી ૬ ઇંચ ઉંડાં હોય છે. તેના કેટલાક ફાંટા જરા લાંબા ગએલા હોય છે. મૂળ કઠણ, મથાળે સુતળીથી આંગળી જેવું જાડું, ઉપર ભૂરા અને અંદર સફેદ રંગનું હોય છે. મૂળની વાસ અને સ્વાદ ઉગ્ર અને ફીકાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળને મથાળે ઘણુંકરી કાંટાવાળી ફૂલની ગાંઠોની આજુબાજુ અને વચમાંથી શાખાઓ નીકળેલી જોવામાં આવે છે, તે સુતળી જેવી જાડી, ચોધારી, પાનને ગાંઠે ગાંઠે જરા જાડી થએલી, સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટીવાળી, ફીકા ધોળા, લીલા કે જાંબુડી છાયાલેતા રંગની હોય છે. તેની વાસ કડવી અને સ્વાદ સેહેજ કડવાસલેતો ગળચટો લાગે છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે, તે ⅜ થી ⅝ ઇંચ કે કોઇવાર ૧ થી ૧⅛ ઇંચ લાંબાં, અને ⅛ થી ૧ કે કોઇવાર ૨–લાઇન પોહોળાં હોય છે. તે શાખાને ચોટડુક નીકળેલાં હોય છે. તેમાં ડીટડી હોતી નથી. તે બન્ને છેડે જરા સાંકડાંથતાં, ટેરવે તીક્ષ્ણ અણીવાળાં, બન્ને સપાટીએ એક સરખા ફીકા લીલા રંગનાં, અને સપાટી તેમજ કોરપર જરા ખરસટ હોય છે. તેમાં વચલી નસ તેની નીચેની સપાટીએ સ્પષ્ટ દેખાતી બહાર નીકળતી હોય છે, અને એ નસની બાજુએ અક્કેક ઝાંખી નસ હોય છે. પાનની વાસ અને સ્વાદ સેહેજ કડવાં લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી ફૂલની કલંગીઓ ૩ લાઇનથી ⅜ ઇંચ કે વખતે ૧ થી ૧⅜ ઇંચ લાંબી અને ⅛ થી ⅜ ઇંચ પોહોળી નીકળેલી હોય છે. તેમાં કોઈ કોઇવાર એ કલંગીઓ ઘણુંકરી છોડવાના મૂળનાં મથાળાં પાસે ઝાઝી એકઠી થઈ ૨ થી ૩ કે ૪ ઇંચ વ્યાસના એક દડા કે ગાઠાં જેવી થઈ રહેલી હોય છે. એ કલંગીઓમાંનાં પુષ્પપત્રોના કાંટા પાસે પાસે આવવાથી એ કલંગી અથવા ગાંઠાઓ કાંટાઓથી ભરાયલાં લાગે છે. એ કલંગીઓમાં ઘણુંકરી ફૂલ એકબાજુ આવેલાં હોય છે. એ ફૂલનાં પુષ્પપત્રો પાસે પાસે અને થોડાં ઉપરા ઉપર ગોઠવાઈ ઘણુંકરી એકબાજુ વળેલાં હોય છે. તે તળિયે પોહોળાં ને ટેરવે લાંબી તીક્ષ્ણ કાંટા જેવી અણીવાળાં હોય છે. અણીપર સફેદ સૂક્ષ્મ અને પત્રોની કોરપર લાંબા વાળની રૂંછાળ હોય છે. એ દરેક પત્રની પાછળની બાજુ એક ઉભી વચ્ચોવચ સ્પષ્ટ દેખાતી નસ હોય છે. જે અણીમાં સમાઈ ગએલી હોય છે. એ પુષ્પપત્રોની અંદર ઉપપુષ્પપત્રો હોય છે, તેની અણી જરા ટુંકી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૨ થી ૩ લાઇન લાંબો, અને ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયે ધોળા અને મથાળે લીલા રંગનાં હોય છે. તે એક સરખી લંબાઇ પોહોળાઇનાં હોતાં નથી અને પુષ્પપત્રો કરતાં ટુંકાં હોય છે. તેનાં ટેરવાં જોકે અણીદાર હોય છે તોપણ પુષ્પપત્રોને મથાળે જેવી લાંબી અણી હોય છે તેવી અણી હોતી નથી. તેનાં પાંચે પત્રોપર સફેદ સુંવાળા લાંબા વાળની પીંછી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડી ૫ હોય છે. તે ૨½ થી ૩ લાઇન લાંબી અને મુખ આગળ ૨ લાઇન પોહોળી હોય છે. તે તળિયે જોડાઇને નળી જેવી થયેલી હોય છે, ને તેને મથાળે તેના બે ઓષ્ઠ (હોઠ) વિકાશિત થયેલા હોય છે. ઉપરનો ઓષ્ઠ ટુંકો અને સાંકડો, અને નીચેનો (ઓષ્ઠ) તેથી લાંબો અને ૩ વિભાગવાળો હોય છે. સાંકડો ઓષ્ઠ ઉભો ને તેપર રતાસ કે ભૂરાસલેતા રંગનાં લહેરીયાં જેવાં આડાં છાંટણાં આવેલાં હોય છે, તેના પેટાળમાં ખાંચ હોય છે. તે તરફ પું૰ અને સ્ત્રીકેસરો વળેલાં હોય છે. તે એ ઓષ્ઠથી જરા ટુંકાં હોય છે. પોહોળો ઓષ્ઠ પાછળની બાજુ જરા નીચો નમતો હોય છે. તેની પીઠમાં અંદર બેસતી પોહોળી ખાંચ હોય છે. તેપર જાંબુડા અને પીળા રંગનાં છાંટણાં હોય છે. પાંખડીની નળી એક લાઇન લાંબી હોય છે. પાંખડીપર અંદર વિશેષ અને બહાર થોડા ધોળા લાંબા વાળની રૂંછાળ આવેલી હોય છે.

**પુંકેસરો**-૪ હોય છે. તેમાં ૨ લાંબાં ને ૨ ટુંકાં હોય છે. તેના તંતુ ધોળા રંગના ને તેપર જાંબુડા કે ભૂરા રંગનાં છાંટણાં હોય છે. પરાગકોષ ધોળાસ કે પીળાસલેતા ભૂરા જાંબુડા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય ફીકાસલેતો લીલો ને ચળકતો હોય છે. નલિકા પાતળી, જરા વાંકવળતી, ધોળા રંગની ને તેપર ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે. નલિકાગ્રમુખ જરા કલમત્રાસ થયેલું સૂક્ષ્મ હોય છે.

**ફૂલ**-૧½ થી ૩ લાઇન લાંબું અને ½ થી ¾ લાઇન પોહોળું હોય છે. તે તળિયે પોહોળું ને મથાળે સાંકડું અણીથતું હોય છે. તે ફીકા ભૂરા રંગનું, લીસું ને ચળકતું હોય છે. ફૂલની બન્ને બાજુ બે ઉભી ખાંચ હોય છે. અને તે દરેક ખાંચમાં અક્કેકું બીજ હોય છે.

**બીજ**-૧ લાઇન લાંબું અને ½ લાઇન પોહોળું હોય છે, તે કાળાસલેતા ભૂરા રંગનું ને તેપર સફેદ રૂંછાળ આવેલી હોય છે. જરા પાણી લગાડલાથી એ રૂંછાળ બીપરથી નીકળી જાય છે. ત્યાર બાદ બીની સપાટીપર જોતાં તે લીસી, ચળકતી અને વચમાં ઉભી નસવાળી દેખાય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-જ્વરઘ્ન, સ્વેદલ અને ગ્રાહી.

**૬-ઉપયોગ**-એના આખા છોડવાને બાળી તેની ભસ્મ તેલમાં મેળવી તે તેલ ચાંદાં, ભાઠાં, માથાનો ખોડો અને સોજા ઉપર લગાડવામાં આવે છે. તેમ તે દાદર અને ખસ ઉપર પણ ગંધકની સાથે ચોપડવામાં આવે છે. એની કોમળ શાખાઓ અને પાન ખડસેલીઆની જગોએ તાવમાં વપરાય છે. એનાં પાનની ચા કરીને ઘણા ગાંમડાંના લોકો ચાની જગોએ પીએ છે. હરણચરાના છોડવા તમામ જાતનાં ઢોર ખાય છે. અને સુકા છોડવા ગરીબ લોકો બળતણ તરીકે વાપરે છે.

**૭-સ્થાનક**-આ આખા સ્વસ્થાનમાં હરણચરો ઢગલા મોઢે ઉગે છે. એ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મુંબાઇ અને મધ્ય હિંદુસ્થાનમાં થાય છે.

**૮-વિશેષવિવેચન**-એના છોડવા હરણીઆં બહુ ચરે છે માટે એને હરણચરો કહે છે. ભર ઉન્હાળે જ્યારે બીજો ચારો સુકાઈ જાય છે, ત્યારે ઝાકળ પડવાથી હરણચરામાં નવી ફૂટ થાય છે, તે બકરાં અને ગાંડરાંને ચારા તરીકે કામ આવે છે. હરણચરાનો ચારો ગાડરાં (ઘેટાં)ઓ માટે ઘણો વખણાય છે. પણ દુકાળ જેવાં વર્ષોમાં બીજાં બળતણને અભાવે ગરીબ લોકો હરણચરાનાં ગેડાં (મૂળ) જમીનમાંથી ખોદી બલતણ તરીકે બાળવામાં વાપરે છે. તેથી એવે વખતે ચરીયાણ ઘણું ઓછું થઇ જાય છે. હરણચરો ચરીયાણ માટે એટલો બધો ઉપયોગી છે કે, તેને જમીનમાંથી ખોદી કાઢવો ન જોઇએ. એનાં મૂળ જમીનમાં રહેલાં હોય તો તેમાંથી બારે માસ નવી ફૂટ થયા કરે છે. એનું ચરીયાણ ઘણું નિરોગી અને ગાડરાં (ઘેટાં)ને માતાં કરે એવું ગણાય છે. એટલુંજ નહી, પણ એનાં ચરીયાણથી ગાડરાંની ઉનના તાર લાંબા અને નરમ થાય છે. એમ આ સ્વસ્થાનના કસાઇઓ અને રબારીઓનું કહેવું છે.

---

## વર્ગ-(એકેન્થેસી).

### નંબર. ૪૩૧.

**૧-શાસ્ત્રીયનામ**-Justicia heterocarpa.

દૃષ્ટાન્ત-H. IV. p. 531; N. p. 240.

**૨-દેશીનામ**-ખેતરાઉખડસેલીઓ (પો૰+ગુ૰)

**૩-વર્ણન**-એના છોડવા ચોમાસે ઉગે છે. તે ૧ થી ૧½ ફુટ ઉંચા થાય છે. પાન સામસામાં ડીટડી તરફ પોહોળાંથતાં અથવા બન્ને છેડે જરા સાંકડાંથતાં હોય છે. તે ¾ થી ૧½ ઈંચ લાંબાં અને ½ થી ૧ ઈંચ પોહોળાં હોય છે. ફૂલ પત્રકોણમાં ગુચ્છીની પેઠે આવે છે. તે ઘણાં બારીક હોય છે. ફૂલ સૂક્ષ્મ ને બે તરાહનાં હોય છે. એક લંબગોળ અને ચાર બીજવાળાં, અને બીજાં એક બીજવાળાં અને વેકરીઆની શીંગ ઉપર હોય છે, એવી ધાર કે છેડાવાળાં હોય છે.

એ ઘણુંકરી કરાર કે કોબી કરાર જમીનમાં વિશેષે કરી પડતર ખેતરોમાં ઉગે છે. *

* એના છોડવા ચોમાસે આ સ્વસ્થાનની રાજવાડી બાગની પડતર જમીનમાં ઘણા ઉગે છે. બીજી કોઇ જગોએ તે વિશેષ જોવામાં આવતા નથી.

એ સિંધ, પંજાબ, કાઠિયાવાડ અને ગુજરાતમાં થાય છે.

એના આખા છોડવાને પાણીમાં ઉકાળી તેની તાવ વાળાને બાફ આપવામાં આવે છે. એની ડાંડી અને પાન ખડસેલીઆને મળતાં હોવાથી એને ખેતરાઉખડસેલીઓ કહે છે.

## વર્ગ-(એકેન્થેસી)
### નંબર. ૪૩૨.

**૧-શાસ્ત્રીયનામ**-Justicia sp?

દષ્ટાન્ત-H. IV. p. 524.

**૨-દેશીનામ**-ઝીણકીઅડુસી,નાહાનીઅડુસી(પો×ગુ૦).

એના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા વધે છે. તેમાં સામસામાં જરા લાંબાં પાન આવેલાં હોય છે. ફૂલની કલંગી અડુસીનાં ફૂલની કલંગીને મળતી પત્રકોણમાંથી ઘણુંકરી ઉભી નીકળેલી હોય છે. ફૂલ ગુલાબી કે જાંબડી છાયાલેતાં હોય છે.

એના છોડવા ચોમાસે આ સ્વસ્થાનના રાજવાડી બાગ અને ડુંગરમાં આદિત્યાણાં વીરડીમાં ચોરચીગાની આસપાસ બાવળોનાં ઝાડ નીચે ઘણુંકરી ઉગતા જોવામાં આવે છે.

એનો ઉપયોગ અડુસીની પેઠે તાવમાં કરવામાં આવે છે.

## વર્ગ-( એકેન્થેસી ).
### નંબર ૪૩૩.

**૧-શાસ્ત્રીયનામ**-Adhatoda vasica.

દષ્ટાન્ત-H. IV. p. 540; N. p. 241; Watt I. p. 109; રૂ. નિ. પા. ૧૦.

**૨-દેશીનામ**-અરડુસી, (પો+ગુ૦); अडुसा, अडुलसी वाकस, वासुक (म०); अडुसा, वासक (हिं०); अरुस, वासक, आटरुस (सं०).

એને ઘણાઓ અરડુસો અથવા નાહાનો અરડુસો પણ કહે છે.

**૩-વર્ણન**-અરડુસીનાં ઝાડવાં ૪ થી ૮ ફીટ ઉંચાં થાય છે. એમાં સામસામી ઉંચી ચડતી શાખાઓ નીકળે છે. પાન સામસામાં ૪ થી ૮ ઇંચ લાંબાં ને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તે બન્ને છેડે સાંકડાંથતાં ને સહેજ રૂંછાળવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીઓ લાંબી કલંગી જેવી હોય છે. તે ઘણુંકરી શાખાઓના છેડા પાસે નીકળેલી હોય છે. ફૂલ ધોળા રંગનાં, ને ફીકા જાંબુડા કે ભૂરા રંગનાં છાંટણાંવાળાં હોય છે. ફલ ¾ ઇંચ લાંબાં, અને ચાર બીજવાળાં હોય છે. એ વાડી, વાડાઓ અને બાગબગીચાઓમાં વાવવામાં આવે છે. તેમ તે પોતાની મેળે પણ ઘણી જગોએ ઉગે છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૌષ્ટિક, તથા વાત, પિત્ત, કફ, અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-અરડુસી દવા તરીકે ઘણા લાંબા વખતથી હિંદુસ્થાનમાં પ્રખ્યાત થયેલી છે. એનો ઉપયોગ સાધારણ ગામડીઆ લોકો પણ પોતાની મેળે કરે છે. એવી તે એક ઘરવૈદાંની વનસ્પતિ છે. કેટલાક લોકો અરડુસીના છોડવા પોતાને ઘરઆંગણે અને વાડાઓમાં વાવે છે. તેનાં પાન ખેરાત તરીકે દવા માટે જોઇતાં હોય તેને લઈ જવા આપે છે. આ ખરેખરૂં એક ઘણું પરોપકારી, ને ધર્મનું કામ છે.

અરડુસી ઝાડા, સંગ્રહણી, લોહીની ઉલટી, તરસ, પિત્ત, તાવ, કમળો, પ્રમેહ, અતિસાર, ત્રિદોષ, ઉલટી, કોઢ, રકતપિત્ત, અરૂચી, એકાંતરીઓ અને તરીઓ તાવ, નેત્રરોગ, ઉરઃક્ષત, પિનસરોગ, આંચકી, સંધિવા, સોજા અને જળોદર ઉપર વપરાય છે, પણ ખાસ કરીને તે જુની ઉધરસ, દમ, કફ અને ક્ષયમાં તો તે એક ઘણીજ અકસીર દવા ગણાય છે. એનો ઉપયોગ ઘણાં વૈદક પુસ્તકોમાં લખાયલો છે. જેથી અહીં કંઈ પણ વિશેષ નહિ લખતાં છેવટમાં નીચેનો શ્લોક લખવો બસ જણાય છે.

"वासायां विद्यमानायामाशायां जिवीतस्य च ।
रक्तपित्ती क्षयी कासी किमर्थमुपसीदिती" ॥
(वैद्यजीवन).

## વર્ગ-(એકેન્થેસી)
### નંબર ૪૩૪.

**૧-શાસ્ત્રીયનામ**-Rungia repens.

દષ્ટાન્ત-H. IV. p. 549; N. p. 242; Watt. VI. part. I. p. 593; રૂ. નિ. પા. ૨૧.

**૨-દેશીનામ**-ખડસલીઓ, ખડસેલીયો, ખડશેલીઓ, ખડશેડીઓ (પો૦+ગુ૦); घाटी पित्तपापडा (म०); खरमोर (हिं०); पर्वट (सं०).

**૩-વર્ણન**-ખડસલીઓ ચોમાસે ઘણો ઉગે છે. એનો છોડવો જરા ઉંચો વધીને ચોતરફ શાખાઓ નાંખે છે. ઓથ અને સારી જમીનમાં તે ૧ થી ૧½ ફુટ ઉંચો વધે છે, પણ ખુલ્લી જગોએ તે ઉગીને જમીનપર પથરાએ છે, અને ૬ થી ૧૦ કે ૨૦ ઇંચના ઘેરાવાનાં છાતળાં નાંખે છે. એની શાખાઓ જમીનપર પથરાએ છે, ત્યાં વખતે ઝીણાં મૂળીઆં મુકે છે. પાન લાંબાં કે

ગોટકડાં હોય છે. ફૂલ લાંબી શેડ કે માંજર ઉપર ગુલાબી રંગનાં જાંબુડી છાયાલેતાં આવે છે. ફલ (શીંગ) જવના દાણા જેવા આકારનાં, લીલા કે ભૂરા રંગનાં હોય છે. એના આખા છોડવાપર ધોળા ખરસટ વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–૩ થી ૮ ઇંચ લાંબાં અને $\frac{1}{8}$ થી $\frac{1}{4}$ ઇંચ જાડાં હોય છે. તે ઉપરથી ભૂરા ને અંદરથી સફેદ રંગનાં, કઠ્ઠણ ને ચીવટ હોય છે. વાસ અને સ્વાદ ઉગ્ર અને કડવાસલેતાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ક્વચિતજ હોય છે, પણ ઘણુંકરી મૂળને મથાળેથી ડાંડી જેવી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તે ઘેરા કે ફીકા લીલા રંગની હોય છે. તેનાપર ઉભી હાંસો અને ધોળા ખરસટ વાળની રૂંવાટી આવેલી હોય છે. તે સુતળી જેવી જાડી, અને અંદરથી પોચા ધોળા ગાભાવાળી હોય છે, અને પાન પાસે જરા જાડી થએલી હોય છે. વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**પાન**–સામસામાં હોય છે. તે $\frac{1}{2}$ થી ૧$\frac{1}{2}$ કે ૨$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને $\frac{1}{4}$ થી $\frac{3}{4}$ ઇંચ પોહોળાં હોય છે. તે ઘણુંકરી બન્ને છેડે સાંકડાંથતાં અથવા ગોટકડાં હોય છે. ડીટડી સૂક્ષ્મ હોય છે. પાનની ઉપરની સપાટી લીલી, ને નીચેની ફીકી હોય છે. તે બન્ને સપાટીપર ધોળા વાળની રૂંવાટી હોય છે. પાનને **આઇંગ્લાસમાં** જોતાં તેમાં અર્ધપારદર્શક બાનક દેખાય છે. વાસ અને સ્વાદ કડવાં હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે $\frac{1}{2}$ થી ૩ કે ૬ ઇંચ લાંબી અને ૧ થી ૨ લાઇન પોહોળી ડુંડી કે શેડ જેવી માંજર નીકળી તેપર ચોતરફ સૂક્ષ્મ ફૂલો આવેલાં હોય છે. ફૂલ $\frac{1}{4}$ ઇંચ લાંબું અને ૧ થી ૧$\frac{1}{2}$ લાઇન વ્યાસનું હોય છે. ફૂલની બહાર ૩ પુષ્પપત્રો અને ૨ ઉપપુષ્પ-પત્રો આવેલાં હોય છે, તે વચમાં લીલાં અને કોરપર ધોળા રંગનાં હોય છે, તેની કોર પાતળી ને તેપર ધોળા વાળની ઝાલર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ ઘણાં ઝીણાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઈ નળી જેવી થએલી હોય છે, અને મથાળે તેના ૨ ઓષ્ઠ વિકાશિત થએલા હોય છે. તેમાં ઉપરનો ઓષ્ઠ વખતે જરા બે ફાટવાળો અને સાંકડો, તથા નીચેનો ઓષ્ઠ નીચે ઢળેલો અને ૩ વિભાગવાળો હોય છે. પાંખડીપર સફેદ વાળની રૂંવાટી હોય છે.

**પુંકેસરો**–૨ હોય છે, તે પાંખડીથી ટુંકાં અને તેની નળીની ઉપર આવેલાં હોય છે. તેના તંતુઓ ધોળા અને પરાગકોષ ભૂરાસલેતા રંગના હોય છે. પરાગ-કોષને નીચલે છેડે સૂક્ષ્મ અણી હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય ઉભો, સાંકડો, પીળાસલેતો લીલો અને પુ૦ બા૦ કોષને તળિયે આવેલો હોય છે. નલિકા ઝીણી ધોળા રંગની અને મથાળે ૨ ફાટ થએલી હોય છે. તે પાંખડીથી ટુંકી અને ધોળા વાળની રૂંવાટીવાળી હોય છે.

**ફલ**–(શીંગ)–૧ થી ૧$\frac{1}{2}$ લાઇન લાંબાં ને $\frac{1}{2}$ લાઇન પોહોળાં હોય છે. ફલપર બન્ને બાજુ અક્કેકી ઉભી નીક, અને સફેદ સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. દરેક ફલમાં ૪ બીજ હોય છે.

**બીજ**–સૂક્ષ્મ કાળાસલેતા ભૂરા રંગનાં, ખડબચડાં અને ચપટાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારી પૌષ્ટિક, સ્વેદલ, મૂત્રલ, જ્વર અને પિત્તઘ્ન તથા ત્રિદોષહર.

**૬–ઉપયોગ**–ખડસલીઓ તાવની દવા તરીકે કાઠિ-યાવાડમાં પ્રસિદ્ધ છે. એનો કવાથ મરી અને ગળોની સાથે તાવ, ઉધરસ, અજીર્ણ, ઝાડો, લોહિવિકાર અને જીર્ણજ્વર ઉપર આપવામાં આવે છે. ખડસલીઆને સુકાવી તેની બારીક ભૂકી મરીની સાથે પરસેવો લાવવા તાવ ઉપર તેમજ કફ અને કીરમ ઉપર અપાય છે. ખડસલીઆને પાણીમાં ઉકાળી તેની બાફ તાવવાળાને અપાય છે. તાજો અથવા સુકો ખડસલીઓ મરી સાથે ભાંગની પેઠે વાટી તેનું પાણી છાંણી તાવ હોય ત્યારે પણ તે દરદીને પવાય છે. ખડસલીઆની ફાકી મધ સાથે પિત્તજ્વર ઉપર અપાય છે. ખડસલીઓ પરસેવો લાવી લોહી સાફ કરે છે, અને તાવ ગયા પછી શરી-રમાં રહેલી નબળાઇને દૂર કરે છે, ખડસલીઆનાં તાજાં પાન વાટી તેમાં એડીયું તેલ મેળવી માથાંના ખોડા ઉપર લગાડવામાં આવે છે. એનાં પાન વાટી તેની લેપડી મુંઢ ઘા કે કઠ્ઠણ ગડગુંબડાં ઉપર પણ લગાડવામાં આવે છે.

"ખડસલીઆનાં પાંદડાંની ભાજી કરીને ખાય તો લોહીવિકાર, પિત્ત, તાવ, તરશ, કફ, ભ્રમ, દાહ, લોહીની ઉલટી એ સર્વેને ટાળે છે. ખડસલીઆની ભાજી સ્વાદે કડવી, ટાઢી ને વાઇડી હોય છે." (વૈ૦ રૂગનાથજી).

"ખડસેલીઆતું હીમ.

ખડસેલીઓ, દ્રાક્ષ, વાળો, ધાણા, ગળો ને કરીઆતું એ છ દવાઓ તોલો તોલો લઇ તેને અઢી રતલ પાણીમાં પલાળી રાખવાં.

તેનું હીમ પીવાથી સંતતજ્વર, સતતજ્વર, સાદો તાવ વિગેરે ઉતરે છે. તાવની અંદર હમેશાં પિત્તનો પ્રકોપ હોય છે અને તેથી ખડસેલીઓ સારો લાગુ પડે છે. તેના હીમથી તાવની સખ્ત તૃષા છીપે છે તથા ગળાનો શોષ કમી થાય છે. અને જ્વરની સખ્ત ઉલટી બેસી

જાય છે. પિત્તના ઝાડા વગેરેમાં જ્યારે ઉલટી થતી હોય છે અગર તડકે રખડી આવવાથી જ્યારે મોળ, ઉછાળા ને ઉલટી થાય છે ત્યારે ઉપરનું હીમ લેવું ઘણુંજ ફાયદાકારક છે. જ્વરને લીધે થતો હાથ પગ તથા શરીર અંદરનો દાહ તેમ જ માથાનો સખ્ત દુખાવો બંધ પડે છે. કેટલીક વખતે જ્વર વગર ગરમીને લીધે કરી માથું દુખ્યા કરે છે તેમાં તથા આધાશીશીમાં પિત્તપાપડો સારો છે. માથામાં ચડી ગએલ ગરમીને તે હીમ ઉતારે છે અને આંખને ઠંડક કરે છે. પિત્તજ્વરના જૂદા જૂદા કવાથની અંદર તે પડે છે. અને બીજી પિત્તશામક દવાઓ સાથે ખડસેલીઓ વપરાય છે. જ્વરની અંદર મુખપાક થાય છે તે આ હીમ પીવાથી અગર કોગળા કરવાથી હલકું પડે છે. તે મૂત્રલ છે તેથી જ્વરની ગરમી હટે છે, તેમ જ લાલચોળ પેશાબ સાફ થાય છે. ઉનવા, તનખીઓ તથા પ્રમેહની અંદર પણ બળતરા શાંત કરવા માટે પિત્તપાપડો સાકર સાથે અપાય છે. જીર્ણ ત્વક્‌દોષમાં હમેશાં પિત્તાધિક્ય દોષ હોય છે ને થોડા ઘણા દિવસ સુધી ખડસેલીઓ લેવાથી ફાયદો થાય છે.

માત્રા;–ખડસેલીઓ ૦ાા રૂપિઆ ભાર, તેનું હીમ ૫ થી ૧૦ તોલા." (ડા. વી. ઝી).

મારા ગુરૂવર સ્વર્ગવાસી પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની **ખડસેલીઓ** એ ખાસ દવા હતી. ખડસેલીઆ અને ગળોનો સ્વરસ તેમ જ કાઢો અને કાફી મરી અગર પીપરીમૂળની સાથે ઘણી જાતના તાવપર તેઓ વાપરતા હતા. તેમ જ પરસેવો લાવવા ખડસેલીઆની ફાકી ગરમ અગર ટાઢાં પાણીની સાથે આપતા હતા.

**૭–સ્થાનક**–ખડસેલીઓ દરિયા કીનારાની રેતાળ અને કાદીવાળી જમીનમાં, તેમ જ રસ્તાની બાજુએ, વાડીઓની વાડ પાસે, ડુંગરમાં ચરીઆણ ઘાસની સાથે ઉગે છે.

એ હિંદુસ્થાનમાં ઘણી જગોએ થાય છે.

**૮–વિ૦ વિવેચન–ખડસલીઓ** એ નામ એના છોડવા ખરસટ હોય છે, વળી તે ખડની સાથે ઉગે છે ત્યારે તેની સળીઓ લાંબી વધે છે, વળી તેનાપર જે ફૂલની માંજર આવે છે, તે પણ ખરસટ અને ખડની સળી કે શેડની પેઠે લાંબી હોય છે–આ સઘળાં કારણોને લઈ, પડેલું લાગે છે.

આ સ્વસ્થાનમાં વાઘરી, ધુડધોયા, રાવરીઆ કોલી અને ખારવા લોકો ખડસલીઓ શિયાળે ઉપાડી લઇ તે ગાંધીને ત્યાં વેચે છે. અને કેટલાક ખારવા લોકો તેને મુંબઈ વેંચવા લઇ જાય છે.

ખડસલીઓ જેવી જમીનમાં ઉગે છે, તેવા ગુણવાળો તે ગણાય છે–આ સ્વસ્થાનમાં તે ત્રણ જુદી જુદી જગોએ ઉગનારો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ ગણાય છેઃ—જેમકે

૧–દરિયા કિનારાની ખુલ્લી હવા અને કાદીવાળી જમીનપર જે ખડસલીઓ ઉગે છે, તે છાતળાં જેવો હોય છે. તેમાં પાન જાડાં ને ગોટકડા નાહાનાં હોય છે. એમાં કડવાસ વધારે હોય છે–માટે એ ઉત્તમ ગણાય છે.

૨–વાડીઓની વાડ અગર બીજાં ઝાડવાની ઓથવાળી ખાતરવાળી જમીનમાં એના છોડવા ઉંચા વધે છે, પાન લાંબાં અને પાતળાં થાય છે. એમાં કડવાસ ઓછી હોય છે–માટે એ દવા તરીકે મધ્યમ ગુણવાળો મનાય છે.

૩–ડુંગરમાં ખડ ભેળો ઉગે છે, તે ખડની સાથે એક કે બે ફીટ ઉંચો વધી જાય છે, એની ડાંડી ઘણી પાતળી લાંબી ને વિશેષ પોચી થાય છે. એના છોડવા રંગે પીળા થઈ જાય છે, પાન જુજ હોય છે, તે પાતળાં અને સાંકડાં હોય છે. ફૂલનાં માંજર ઘણાં હોય છે, પણ તે પાતળાં અને ઓછાં ભરાવવાળાં હોય છે. એમાં કડવાશ ઘણી જ જુજ હોય છે–માટે એ દવા તરીકે ઘણો કનિષ્ટ ગણાય છે–પણ ગાંધીને ત્યાં ઘણે ભાગે આ ખડસેલીઆની ડાંડીના કકડા હોય છે.

---

## વર્ગ–(એકેન્થેસી).

### નંબર ૪૩૫.

**૧–શાસ્ત્રીયનામ**–R. elegans.

દ્દષ્ટાન્ત–H. 1V p. 549; N. p. 242.

**૨–દેશીનામ**–ડુંગરી ખડસલીઓ. (પો+ગુ૦).

આ ખડસલીઆના છોડવા ઘણુંકરી ઉભા હોય છે, તે $\frac{1}{2}$ થી ૧ કે $\frac{3}{2}$ ફીટ ઉંચા થાય છે. એમાં ફીકા કે ઘેરા આસમાની કે જાંબુડા રંગનાં ફૂલો આવે છે. એના છોડવાનો સાધારણ દેખાવ ખડસલીઆ જેવો હોય છે. એમાં વિશેષ કડવાસ હોતી નથી. તોપણ ખડસલીઆને અભાવે એને તેની જગોએ કેટલાક લોકો વાપરે છે.

---

## વર્ગ–(એકેન્થેસી.)

### નંબર ૪૩૬.

**૧–શાસ્ત્રીયનામ**–R. parviflora.

દ્દષ્ટાન્ત–H. IV. p. 550; N. p. 242; Watt. VI. part. I. p. 592.

**૨–દેશીનામ**–વડોખડસલીઓ (પો૦); મોટો ખડસલીઓ (ગુ૦).

આ ખડસલીઆના છોડવા અને પાન જરા મ્હોટાં થાય છે, એમાં પણ જાંબુડા કે આસમાની રંગનાં ફૂલો આવે છે, ફૂલની માંજરનો દેખાવ ખડસલીઆની માંજર જેવો હોય છે, ખડસલીઆને અભાવે આના છોડવા પણ તેની જગોએ વપરાય છે.

## વર્ગ–( એક્રેન્થેસી )
### નંબર ૪૩૭.

**૧-શાસ્ત્રીયનામ**–Peristrophe bicalyculata.

દ્દષ્ટાન્ત–H. IV. p. 554; N. p. 243; Watt. VI. part. I. p. 141,

**૨–દેશીનામ**–કારીઅઘેડી, કાળીઅઘેડી, લાસીઅઘેડી (પો૦+ગુ૦); रानकीरायता (મ૦); इतरेलाल, मसी, नसभंगा (हिं०); काकजंघा ? (सं०).

**૩–વર્ણન**–કારીઅઘેડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૨ થી ૪ કે ૫ ફીટ ઉંચા વધે છે. એની ડાંડી પટ્કોણ હોય છે. શાખાઓ સામસામી, પસરાતી, ઘણી નીકળેલી હોય છે, તે ઉત્તરોત્તર ઉપર જતાં નાહાની થતી હોય છે. તે ચોસારની પેઠે એટલે બે સામસામી શાખા ઉત્તર દક્ષિણ, તો તે ઉપરની બે પૂર્વ પશ્ચિમ એમ ઉત્તરોત્તર આવેલી હોય છે. આથી છોડવાનો દેખાવ એક ઝુમર જેવો થઇ રહેલો હોય છે. ડાંડી ને પાન થોડાં અઘેડાને મળતાં હોય છે. ફૂલ ગુલાબી રંગનાં, ને ફલ (શીંગ) લાંબાં ને સાંકડાં હોય છે. એના આખા છોડવાપર જરા ખરસટ સફેદ વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–કઠણ, ભૂરા ધોળા રંગનું, સુતળીથી પેનસીલ જેવું જાડું અને ૪ થી ૧૦ ઇંચ લાંબું હોય છે. તેમાંથી થોડા જાડા અને ઝીણા રેસા જેવા પાતળા ફાંટાઓ નીકળેલા હોય છે. છાલ પાતળી, વાસ કડવાસલેતી ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી ટચલી આંગળી જેવી જાડી, સાંધાઓવાળી, સાંધાપાસે કાગડાની જાંગ પેઠે જાડી થએલી, અને જરા વાંકી, ઘેરા લીલા રંગની ૬–હાંસોવાળી, જરા સખ્ત ધોળા વાળની રૂંવાટી વાળી અને ખરસટ હોય છે, ડાંડીનાં તળિયાંનો ભાગ કોઇ વાર જમીનપર ઢળતો હોય છે, તો ત્યાં તે મૂળ મુકે છે. તેનો આડો કાપ કરી જોતાં તે કોરપર પટ્કોણ અને લીલા રંગની અને વચ્ચોવચ પોચી, ધોળી અને સછિદ્ર દેખાય છે. વાસ અને સ્વાદ મૂળ જેવાં ઉગ્ર અને કડવાં હોય છે.

**પાન**–સામસામાં, ૧ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ૨½ ઇંચ પોહોળાં, ટેરવે અણીયતાં, તળિયે વિષમ અથવા ગોળાઇલેતી કોરવાળાં, પાતળાં, ઘેરા લીલા રંગનાં, ધોળા વાળની રૂંવાટીવાળાં ને સપાટીએ ઝાલરવાળી કોરવાળાં હોય છે. તેની ડીટડી પાતળી, નીકવાળી, ½ થી ૨½ ઇંચ લાંબી હોય છે. પાનમાંની નસો ઘણુંકરી અઘેડાનાં પાનમાંની નસોની પેઠે પાસેપાસે, સામસામી કે આંતરે, ઉંચી ચઢતી અને પાનની નીચેની સપાટીપર વધારે બહાર નીકળતી હોયછે. પાનને ચોળતાં ચીકાસલેતો ઘેરો લીલો રસ નીકળે છે. વાસ મુળાનાં પાન જેવી અને સ્વાદ કડવો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પધારણ કરનારી સળી શાખા પ્રતિશાખાવાળી, ધોળા વાળની રૂંવાટીવાળી નીકળેલી હોય છે. તેપર બબ્બે કે ત્રણ ત્રણ ફૂલો આવેલાં હોય છે. ફૂલ, વગર વાસવાળાં ગુલાબી રંગનાં, ½ ઇંચ લાંબાં હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં પાતળી, ½ થી ૧ ઇંચ લાંબી અને ધોળા વાળની રૂંવાટીવાળી હોય છે. એ દરેક ડીટડીને તળિયે અક્કેક સૂક્ષ્મ, લીલા રંગનું ઝીણું પુષ્પપત્ર આવેલું હોય છે.

ફૂલની ડીટડીને મથાળે **પુ૦ બા૦ કોષ૦** બેવડો હોય છે. જેમાંનો બહારનો પુ૦ બા૦ કોષ પાંચ પત્રોનો બનેલો હોય છે. આ પાંચ પત્રોમાંથી એક પત્ર બીજાં ચાર કરતાં વધારે લાંબું અને પોહોળું હોય છે, તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે, વચમાં લીલી નસ અને તેની કોર ધોળા રંગની હોય છે. બીજાં ચાર પત્રો પણ એવાંજ હોય છે. આ પત્રો ½ ઇંચ લાંબાં હોય છે. અને એમાંથી સૌથી મ્હોટું પત્ર ૩–લાઇન જેટલું હોય છે. આ પાંચે પત્રોની કોરપર ધોળા વાળની હાર આવેલી હોય છે. એ પુ૦ બા૦ કોષ કાઢી નાખતાં તેની અંદર બીજો પુ૦ બા૦ કોષ દેખાય છે, જેનાં પાંચે પત્રો ધોળાં, ઝીણાં, લાંબી અણીવાળાં અને પાતળાં હોય છે, એની કોરપર પણ ધોળા વાળની હાર હોય છે.*

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઇ નળી જેવી થયેલી અને મથાળે તેના બે ઓષ્ઠ નીકળેલા હોય છે. એમાં ઉપરનો ઓષ્ઠ સાંકડો ને ત્રણ દાંતાવાળો અને નીચેનો પોહોળો ને બે દાંતાવાળો હોય છે. નળી ધોળા રંગની ને તેપર વાળની રૂંવાટી હોય છે, તે વચ્ચોવચથી જરા મરડાયલી હોય છે. ઉપરના સાંકડા ઓષ્ઠની અંદર ધોળી નસો દેખાય છે, અને નીચેના પોહોળા ઓષ્ઠના અંદરના પોહોળા ભાગપર તેથી થોડાં ઉંચાં પું૦ અને સ્ત્રીકેસરો લંબાયલાં હોય છે. ઉપરનો ઓષ્ઠ ૧ લાઇનથી કંઇક ઓછો અને નીચેનો વચ્ચોવચ ૧½ લાઇન પોહોળો હોય છે.

**પુંકેસરો**–૨, તે પાંખડીઓથી ટુંકાં હોય છે. તેના

* અંદરના પુ૦ બા૦ કોષથી બહાર અને બહારના પુ૦ બા૦ કોષથી અંદર એક બાજુ અંદરનાં પુ૦ બા૦ કોષના થડમાં ૩ થી ૫ પુ૦ બા૦ કોષનાં પત્રો જેવાં ફોતરાં દેખાય છે. તે અંદરના પુ૦ બા૦ કોષનાં પત્રો કરતાં નાહાનાં હોય છે.

આ ઉપરથી એમ અટકળી શકાય છે કે, પ્રથમ ઘણાકાળ ઉપર આ **કાળીઅઘેડીને** એકજ બિંદુપરથી ત્રણ ફૂલો આવતાં હશે, પણ વખત જતાં ત્રણ ફૂલો આવતાં બંધ થઈ ગયાં (જે આ જાતનો નાશ થવાની નીશાની લાગે છે.) પણ એ ફૂલોના પુ૦ બા૦ કોષના અવશેષ હજુ રહી ગએલા છે.

તંતુઓ ધોળા, વાળની રૂંવાટીવાળા, અને પરાગકોષ જાંબુડા રંગના, ને ૨-પોલવાળા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર પાતળો, લીલા રંગનો, અને ઉભો આવેલો હોય છે. નલિકા ધોળા રંગની, લીસી, પુંકેસરતંતુથી પાતળી, અને તેથી જરા બહાર નીકળતી, ટેરવે સૂક્ષ્મ બે ફાટવાળી હોય છે.

**ફલ**-(શીંગ)-ઉભાં, ૨½ થી ૩ લાઇન લાંબાં અને ૧ લાઇન પોહોળાં હોય છે. તે તળિયે સાંકડાં ને મથાળે જાંબુડા રંગની અણીવાળાં હોય છે. તે વચમાં જરા ચપટાં, પોહોળાં અને ખાંચવાળાં હોય છે. તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. તે ફીકા લીલા કે ભૂરા રંગનાં હોય છે. તેમાં ઉભી બે પોલ હોય છે. એ દરેક પોલમાં બબ્બે (હૂક જેવા) આડા કાંટા હોય છે. એ દરેક કાંટામાં અક્કેકું બીજ ઝલાયલું હોય છે. કુલ બીજ ચાર હોય છે.

**બીજ**-ફીકા ભૂરા કે ધોળા રંગનાં હોય છે, તે મરચાનાં બીજ જેવાં ચપટાં ને ગોળાઇ લેતાં હોય છે. તેની સપાટીપર બુઠ્ઠી અણીવાળા જરા ચીકણા કાંટા જેવી રૂંછાળ હોય છે. તેની કોરપર વાળની રૂંછાળ વિશેષ હોય છે. બીનો સ્વાદ ખટાસલેતો ચીકણો હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-જ્વરઘ્ન. અને વિષહર.

**૬-ઉપયોગ**-કરીઆતાને અભાવે આના છોડવાનો ઉપયોગ કરવામાં આવે છે. તાવ, અજીર્ણ, સોજા, રસવિકાર, ધામઠાં અને ઉધરસ તેમજ અશક્તિ ઉપર એનો કવાથ અને ફાકી મરી અગર પીપરની સાથે અપાય છે. એનાં પાનનો રસ સોજાપર ચોપડવામાં આવે છે. એના છોડવાની રાખ રૂઝના મલમમાં વપરાય છે.

**૭-સ્થાનક**-રસ્તાની બાજુએ, વાડીઓની વાડ પાસે અને કાદીવાળી જગાઓમાં ઘાસની સાથે કાળી અઘેડીના છોડવા ઘણા ઉગે છે. એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

**૮-વિશેષ વિવેચન**-એના છોડવાનો દેખાવ અઘેડા જેવો પણ એમાં કાંટા હોતા નથી માટે એને **લાસી અઘેડી** અને એ સુકાય છે ત્યારે કાળો થઈ જાય છે. માટે એને **કાળીઅઘેડી** કહે છે. એની ડાંડી અને શાખાઓના સાંધા કાગડાની જાંગના સાંધાને મળતા હોય છે, જેપરથી એને **કાકજંઘા** કદાચ કહેતા હશે. અને હિંદીનામ **નસભંગા**નો અર્થ પણ એજ જણાય છે.

એનાં પાનનો રસ સાપનાં ઝેરપર પીવરાવવામાં આવે છે-(હકીમ-જુનાગઢ.)

---

## ૬૫-N. O. VERBENACEÆ.
## વર્ગ-વર્બાનિસી.-રતવેલીયા અને શીવણનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં સુંદર અને ઘણાં ઉપયોગી વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવા થાય છે. એ વર્ગની વનસ્પતિની શાખાઓ બહુધા સીધી અને લાંબી હોય છે. પાન સામસામાં અથવા ચક્રાકાર આવે છે. ઉપપાન હોતાં નથી. ફૂલ સફેદ, આસમાની ગુલાબી અને પીળા કે બે ત્રણ મિશ્ર રંગનાં આવે છે. પુ૦ બા૦ કોષ અવિભક્ત પત્રોવાળો, બહુધા ઘણો વખત ટકનારો અર્થાત્ કાયમી, અને ૪ થી ૫ દાંતાવાળો હોય છે. પુ૦ અભ્ય૦ કોષ અવિભક્ત પાંખડીઓવાળો, પાંખડી બે ઓષ્ઠવાળી અથવા નાહાના મ્હોટા પાંચ છેડા કે વિભાગોવાળી હોય છે. પુંકેસરો ૪, તેમાં ઘણુંકરી બે ટુંકાં ને બે લાંબાં હોય છે. પણ કોઈવાર બે પાંચ કે આઠ પણ હોય છે. સ્ત્રીકેસર ૧, ગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, ૨ થી ૪ ખંડ, (કોઇવાર એક ખંડવાળો) નલિકા એક (શિવણનાં ફૂલમાં મથાળે કલમ ત્રાસ દેખાતી હોય છે), ફલ લાંબું કે ગોળ, ૧ થી ૩ ખંડવાળું અને તેના દરેક ખંડમાં ઘણુંકરી અક્કેક બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિ ગ્રાહી, ઉપલેપક, પૌષ્ટિક, ચિરગુણકારી પૌષ્ટિક, રક્તશોધક, દુગ્ધવર્ધક અને જ્વર, શોથ તથા કૃમિઘ્ન ગુણવાળી હોય છે.

આ વર્ગમાં સૌથી ઉપયોગી, સર્વ દેશોમાં પ્રસિદ્ધ અને કરોડો રૂપિયાની પેદાશવાળી વનસ્પતિ એ **સાગનાં** વૃક્ષો છે.

---

## વર્ગ-(વર્બાનિસી).
### નંબર-૪૩૮.

**૧-શાસ્ત્રીયનામ**-Lantana Indica (Var.) albiflora.

દૃષ્ટાન્ત-H.IV. p. 562; N. p. 245; Watt. IV. p. 586.

**૨-દેશીનામ**-ધાણીદારીઆ (પો૦); ધાણીદાળીઆ (ગુ૦); घानेरी (म०).

**૩-વર્ણન**-ધાણીદારીઆનાં ઝાડવાં ૩ થી ૪ કે વખતે ૬ થી ૮ ફીટ ઉંચા થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન જરા પોહોળાં, રામતુલસીનાં પાનને મળતાં, ને કોરે કાંગરીદાર હોય છે. ફૂલ સફેદ, બહુધા પીળા ચાંડલાવાળાં, અને ફલ કાળા રંગનાં મરી જેવડાં થાય છે. એ આખા ઝાડવામાંથી એક જાતની જરા સુગંધિત પણ ઉગ્ર વાસ નીકળે છે. એને ચોમાસે ફૂલ આવી શિયાળે ફલ પાકે છે.

**મૂળ**–પેનસીલથી તે હાથનાં કાંડાં જેવું જાડું, કેટલાએક જાડા અને થોડા ઝીણા રેસાઓ જેવા ફાંટાઓવાળું હોય છે. તેપરની છાલ પોચી, બટકણી, ઉભા ચીરાવાળી અને તેની અંતરછાલ પીળાસલેતા ધોળા રંગની ને રસભરી હોય છે. મૂળનું લાકડું ઘણું કઠ્ઠણ, પીળાસલેતા ધોળા રંગનું, ને વખતે જુનાં લાકડાંમાં રાતો કે કાળો સાર પણ હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ જરા ઉગ્ર ને ગળચરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી તે આંગળી જેવી જાડી, ચોધારી, ભૂરા રંગની, ખડબચડી છાલવાળી હોય છે. કોમળ શાખાઓ બટકણી, લીલા ને જાંબુડી છાયાલેતા રંગની, અને ખરસટ ધોળા વાળની રૂંવાટીવાળી હોય છે.

**પાન**–સામસામાં આવેલાં હોય છે. વખતે કોમળ શાખાઓપર ત્રણ બાજુએ અક્કેક એમ ત્રણત્રણ પાનના ચક્ર આવેલા હોય છે. પાન ઉપરથી ફીકા લીલા ને નીચેથી ફીકા ધોળા રંગનાં હોય છે. પાનની બન્ને સપાટી ખરસટ લાગે છે. તે બન્ને સપાટીપર ધોળા વાળની રૂંવાટી અને સળ કે કરચલી આવેલી હોય છે. પાનની કોર કાંગરીદાર હોય છે. ડીંટડી પાસે પાનની કોર સાંકડીથતી, વચમાં પહોળી અને અધવચ ઉપરથી વળી સાંકડીથતી ટેરવે સાંકડી હોય છે. પાનની ડીંટડી ½ ઈંચ લાંબી ને તેની ઉપરની બાજુ છીછરી નીક હોય છે. તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. પાન ૧ થી ૩ ઈંચ લાંબાં, અને ½ થી ૨ ઈંચ પહોળાં હોય છે. તેને ચોળવાથી તે ચીકણાં લાગે છે. એની વાસ ભાંગનાં સુકાં પાનની વાસને મળતી, અને સ્વાદ સહેજ કડવાશલેતો તમતમો હોય છે.

**ફૂલ**–પત્રકોણમાંથી પુષ્પધારણ કરનારી સળી ૧ થી ૩ કે વખતે ૬ ઈંચ લાંબી, એક કે એકથી વધારે નીકળેલી હોય છે. ને તેને મથાળે ૧ થી ૨ ઈંચ જેટલા ભાગમાં ફૂલોની માંજર આવેલી હોય છે. સળી ચોરસ ને તેપર સૂક્ષ્મ ખરસટ વાળની રૂંવાટી હોય છે.

ફૂલની માંજર તળિયેથી પોહોળાં, અને મથાળે લાંબી અણીવાળાં, ½ ઈંચ લાંબાં ને ½ ઈંચ પોહોળાં, સૂક્ષ્મ વાળની રૂંવાટીવાળાં, બહારની બાજુ ઉભી ધોળી નસોવાળાં પુષ્પપત્રો પાસે પાસે આવી ગોઠવાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–સૂક્ષ્મ ઉભા પ્યાલા જેવો બનેલો હોય છે. ને તેપર રૂંવાટી ગીચ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ તળિયેથી જોડાઈને નળી જેવી બનેલી ને મથાળે તેના છેડા પસરાયલા હોય છે. એ છેડાઓની વચે ઘણીવાર નળીના મુખ પાસે પીળો ચાંડલો હોય છે. પાંખડીનાં મુખપર તેના ચાર ભાગ ઘણુંકરી દેખાતા હોય છે, તેમાં ત્રણ એક બાજુ, અને એક સામી બાજુ હોય છે, ત્રણ ભાગમાંનો વચલો ભાગ જરા બહાર નીકળતો અને તેની સામેનો એક ભાગ વધારે પોહોળો હોય છે. પાંખડીની નળી ગોળ, સાંકડી ને ત્રણ લાઇન લાંબી હોય છે, તેપર બહુધા જાંબુડા રંગની છાયા અને સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તેમાં ૨ કેસરો લાંબાં હોય છે. એ ચારે કેસરોના તંતુઓ ધોળા અને પરાગકોષ પીળા રંગના હોય છે. એ ચારે કેસરો પાંખડીની નળીની અંદર તેપર આવેલાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પીળાસલેતા લીલા રંગનો ૨ પોલ અને ૨ આદિ બીજવાળો હોય છે. નલિકા ફીકા ધોળા રંગની અને નલિકાગ્રમુખ લીલા રંગનું ચળકતું ને એક બાજુ જરા નમતું હોય છે.

**ફલ**–કાચું હોય છે ત્યારે લીલા રંગનું, ચળકતું, ને પાકે છે ત્યારે કાળા રંગનું થઈ જાય છે. એ મરી જેવડું, અને તેપર સફેદ વાળની વખતે રૂંવાટી હોય છે. તેની ઉપરની છાલ પાતળી હોય છે, તે ફલને દાબતાં નીકળી જાય છે. ને તેમાંથી જાંબુડા રંગનો રસ નીકળે છે. ફલની અંદર કઠ્ઠણ ખડબચડા જરા ચપટા ઠળીઆની અંદર ૨ પોલ અને દરેક પોલમાં એક ધોળા રંગનું બી હોય છે. ફલનો સ્વાદ ખટમધુરો ને ઉગ્ર હોય છે.

**બીજ**–સૂક્ષ્મ ધોળાં દલ જેવું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–રોપક અને શોધક.

**૬–ઉપયોગ**–ધાણીદારીઆનાં મૂળનો કાઢો કષ્ટાતી સ્ત્રીને પવાય છે, એમ કહે છે. ધાણીદારીઆનાં મૂળને કુટેડી લુગડાંની એક પોટલીમાં બાંધી પાણીમાં નાંખી ઉકાળી તે પાણીને ગાળી લઈ, સુવાવડી સ્ત્રીનું અંગ ઝલાઈ ગયું હોય તો તે પાણીથી તેને નવરાવે છે. ધાણીદારીઆનાં પાન અને ફૂલ વાટી મીઠાં તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઈ નહિ રૂઝાતાં ચાંદાં અને ગુંબડાંઓ ઉપર ચોપડવામાં આવે છે. તેથી તે તરત રૂઝાઈ જાય છે. ધાણીદારીઆનાં પાન વાટી તેની થેપલી ઢોરનાં ભાઠાં અને ચામડીમાં જીવાત પડી હોય તો તેપર બાંધે છે. એનાં ફલ પાકે છે ત્યારે કોઈ વાર છોકરાંઓ રમતાં રમતાં ખાય છે. ફલમાંથી જાંબુડો રંગ નીકળે છે તે શાઈ બનાવવાના કામમાં આવી શકે છે, એમ કહેવાય છે.

**૭–સ્થાનક**–રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, કંટાળા ને છત્રા બાવળનાં જાળામાં, વિશેષ કરી કાદીવાળી જમીનમાં ચોમાસે એના છોડવા ઘણા ઉગે છે.

એ હિંદના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં સફેદ ફૂલ વચે ઘણીવાર પીળો ચાંડલો હોય છે. માટે એને **ધાણીદાળીઆ** કહે છે.

ધાણીદારીઆની પીળાં તથા ગુલાબી ફૂલની જાત અહિંના બાગોમાં ઉગે છે.

એનું મૂળ ગમે તેવા પથ્થર કે કાદીને તોડીને જમીનમાં ઉંડું જાય છે. એટલે લાંબે દહાડે એ પથ્થર તોડી જમીન બનાવે છે.

---

## વર્ગ-(વર્બાનેસી).

### નંબર ૪૩૯.

**૧-શાસ્ત્રીયનામ**-Lippia. nodiflora.

દૃષ્ટાંત-H. IV. p. 563; N. p. 245; Watt. V. p. 78; રૂ. નિ. પા. ૩૩૦.

**૨-દેશીનામ**-રતવેલીઓ (પો૦); રતુલીઓ (ગુ૦); जलपींपली, रतोलीआ (म०); भुई ओकरा, छुद्र, जलपिपली (हिं०); जलपिप्पली, मत्स्यगंधा (सं०).

**૩-વર્ણન**-રતવેલીઆના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. એ જમીનપર એક બે બાજુ અથવા ચોતરફ ફેલાય છે. એની ડાંડી અને શાખાઓમાંથી પાનની ગાંઠે ગાંઠે જમીનમાં મૂળિયાં મુકાતાં જાય છે, અને ઉપરની બાજુ શાખાઓ નીકળતી જાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. એના છોડવા અથવા વેલા ૬ થી ૧૦ ઇંચ ઘેરાવાના, અને કોઇવાર તે ૨ થી ૫ ફીટ લાંબા હોય છે. એના વેલા લીલા તેમજ રાતા રંગના પણ થાય છે. અને કેટલીકવાર એકજ વેલામાં બન્ને રંગ હોય છે. પાન તળિયે સાંકડાં, મથાળે પોહોળાં, ને દાંતાવાળાં હોય છે. ફૂલ ફીકા ધોળા ગુલાબી કે જાંબુડી છાયાલેતાં હોય છે. ફલ સૂક્ષ્મ હોય છે.

**મૂળ**-ભૂરા રંગનાં, સુતળી જેવાં પાતળાં, બારીક રેસા જેવા ફાંટાવાળાં ને જરા સખ્ત હોય છે. તે અંદરથી ફીકાં સફેદ ને રસભર્યાં હોય છે. તેપરની ફોતરી પાતળી ને ઉતરી જતી દેખાતી હોય છે. મૂળની વાસ પીપરી મૂળ જેવી અને સ્વાદ કડવાસલેતો ચીરપરો ને પાછળથી જરા ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી બહુધા મૂળ જેવી જાડી હોય છે. તેપર ઉભી નીક અને સફેદ સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. કોમળ શાખાઓપર નીક અને રૂંવાટી ઘણાં સ્પષ્ટ હોય છે. ડાંડી અંદરથી પોચી ને પોકળ હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. તે ½ થી ૧½ ઇંચ લાંબાં અને ૩-લાઇનથી ½ ઇંચ કે કવચિતજ ૧ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ટુંકી, ચપટી, ને નીકવાળી હોય છે. પાન ડીટડી પાસે સાંકડાં, મથાળે પોહોળાં ને દાંતાવાળાં હોય છે. તે જાડાં ને ખરસટ રૂંછાળવાળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે રાતો ને નીચેનીનો ફીકો હોય છે. પાનને રોશની તરફ રાખી **આઇગ્લાસમાં** જોતાં તેમાં રેતીના દાણા જેવી ઝીણી બાનક દેખાય છે. પાન જાડાં હોવાથી તેમાંની વચલી નસ શિવાય બીજી નસો ભાગ્યેજ દેખાય છે. પાનને ચોળવાથી તેમાંથી ખારાસલેતી તીખી વાસ આવે છે. અને ચાવવાથી કડવાસલેતો ચીરપરો સ્વાદ લાગે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે પત્ર કરતાં લાંબી ને પાતળી હોય છે. તે ચપટી ને બે બાજુ નીકવાળી હોય છે. એ સળીને મથાળે સ્પષ્ટ દેખાતાં પુષ્પપત્રો પોહોળા દાંતા જેવાં આવેલાં હોય છે. તેની વચમાંથી લીંડીપીપર જેવી લાંબી અને જાડી ડુંડી નીકળેલી હોય છે. તે ½ થી ૧ કે ૩ ઇંચ લાંબી ને ½ ઇંચ પોહોળી હોય છે. એ ડુંડીની બાજુએ સૂક્ષ્મ ધોળાં અથવા ફૂલ ગુલાબી કે ગુલાબી રંગનાં જરા જાંબુડી છાયાલેતાં ફૂલો આવેલાં હોય છે. તે જેમ જેમ ડુંડી વધતી જાય છે તેમ તેમ તેમાં નીચેનાં ફૂલો ઉઘડી, ફલ પાકવા માંડે છે, ને ઉપરનાં ફૂલો ઉઘડતાં જાય છે. એ ડુંડીપર દરેક ફૂલની બહાર પુષ્પપત્રો આવેલાં હોય છે. તે પોહોળાં ઉપરા ઉપર, ને તેની વચ્ચોવચ એક જાડી નસ અને ટેરવે ટુંકી અણી હોય છે. તે તળિયે લીલા રંગનાં ને મથાળે કોર પાસે વખતે જાંબુડી છાયાલેતા રંગનાં હોય છે. તે જાડાં ને ધોળા વાળની રૂંછાળવાળાં હોય છે. આ પુષ્પપત્રોની પાસે પાસે ઉપરા ઉપર થયેલી રચનાથી સાધારણ રીતે એ ડુંડીપર દશ હારમાં તે ગોઠવાયલાં હોય એમ દેખાય છે.

**પુષ્પબાહ્યકોષ**-ઉપર કહેલાં પુષ્પપત્રોની અંદર પુ૦ બા૦ કોષ સૂક્ષ્મ બે ફાટવાળો આવેલો હોય છે. તે વચમાં જાંબુડી છાયાલેતા રંગનો ને તે રૂંછાળવાળો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડી ⅛ ઇંચ જેટલી, સાંકડી નળીવાળી, અને બ ઓષ્ઠવાળી હોય છે. તેનો નીચલો ઓષ્ઠ જરા લાંબો ને પોહોળો હોય છે. સાંકડો ઓષ્ઠ બે દાંતાવાળો અને પોહોળો ૩ દાંતાળો હોય છે. પાંખડીની નળી તળિયે ફીકા પીળા રંગની ને તેના ઓષ્ઠ ગુલાબી કે જાંબુડી છાયાલેતા રંગના હોય છે.

**પુંકેસરો**-પીળા રંગનાં ૪ હોય છે. તે પાંખડીની નળીની અંદર આવેલાં ને પાંખડીથી ટુંકાં હોય છે.

**સ્ત્રીકેસર**-સૂક્ષ્મ ૧ હોય છે.

**ફલ**-ફીકા ભૂરા રંગનું, બે પોલવાળું અને ½ લાઇન લાંબું હોય છે. એ દરેક પોલમાં એકેકું બીજ હોય છે. ફલની સપાટી સૂક્ષ્મ બાનકવાળી હોય છે, તે તળિયે સાંકડું, મથાળે પોહોળું, ને ટેરવ સૂક્ષ્મ અણીવાળુ હોય છે. ફલની વચ્ચોવચ ઉભી ધોળી લીટી હોય છે, ને એ લીટીપરથી ફલના બે વિભાગ જૂદા પડે છે.

બીજ–સૂક્ષ્મ ને અંદર ધોળું હોય છે.

૪-ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫-ગુણદોષ–ઉપલેપક, ગ્રાહી અને શોથઘ્ન.

૬-ઉપયોગ–માથું દુખતું હોય તો રતવેલીઆનાં પાનને વાટીને તેનો માથે લેપ કરવામાં આવે છે. પેશાબ બંધ થયો હોય તો રતવેલીઆના વેલાને પાણીમાં ગરમ કરી તે પેડુપર બંધાય છે. મુખ્યત્વે કરીને રતવા અને ધામીઆં ગુંબડાંઓ ઉપર રતવેલીઆને વાટીને તેનો લેપ કરવામાં આવે છે. મરકીની ગાંઠ અને સોજા ઉપર પણ રતવેલીઆની પોટીસ ઘણા લોકો બાંધે છે. છોકરાંને પેટમાં ભાર રહ્યો હોય તો રતવેલીઆનાં પાનનો રસ ગરમ કરી તેનું ટીપું મધમાં નાંખી છોકરાંને ચટાડે છે. પ્રમેહ ઉપર પણ રતવેલીઆનો રસ અપાય છે. માથાંની ઉંદરી અને ખોડા ઉપર પણ રતવેલીઆનો રસ લગાડવામાં આવે છે.

રતવેલીઆનાં પાનનો રસ સુવાવડમાં સ્ત્રીઓને પીવરાવવામાં આવે છે.

"રતવેલીઓ વીર્યની વૃદ્ધિ કરનાર, નેત્રને હીત, લુખો, તુરો, ટાઢો તથા રક્તપિત્ત, અતિસાર અને દાહને મટાડનાર છે." (વૈ. શા. મ. ગો.).

"રતવેલીઓ છોકરાંને ગરમી ઉપર પાય છે, વાટીને પીવાથી લોહીનો ઝાડો મટે છે, શ્વાસ, તરસ, વિષ, દાહ ભ્રમ, મૂર્છા, તાલ વગેરે મટાડે છે. જઠરાગ્નિને દીપાવે છે, ઘણો ખાવામાં આવે તો શરદી કરે છે." (વૈ० ३०)·

૭-સ્થાનક–દરિયા કીનારાની રેતાલ જમીન જ્યાં વરસાદનું પાણી ભરાઈ રહેતું હોય તેવી, તેમજ બીજી ભેજવાળી જમીનમાં અને નદી નાળાં કે તળાવ કાંઠે, તેમજ વાડી કે ખેતરોના ધોરીઆ કાંઠે રતવેલીઆના છોડવા ઉગે છે. એ આખા હિં૦માં થાય છે.

૮-વિષેશ વિવેચન–રતવેલીઆના વેલા ઘણુંકરી રાતા થાય છે. તે ઉપરથી અથવા રતવા ઉપર એના વેલાનો તમામ લોકો ઉપયોગ કરે છે તે ઉપરથી એનું નામ રતવેલીઓ પડેલું જણાય છે. જલપીંપલી એ નામ એના વેલા જલને કાંઠે ઉગનાર તથા એમાં પુષ્પધારણ કરનાર ડુંડી લીંડીપીપર જેવી દેખાય છે, માટે પડેલું લાગે છે.

---

## વર્ગ–(વર્બીનેસી)

### નંબર ૪૪૦.

૧-શાસ્ત્રીયનામ–Tectona grandis.

દૃષ્ટાંત–H. IV. p. 570; N. p. 248; Watt. VI. Part IV. p. 1; રૂ. નિ. પા. ૫૨૨.

૨-દેશીનામ–સાગ (પો+ગુ०); सागवन (म०); सागन (हिं०); शाक (सं०).

૩-વર્ણન–સાગનાં વૃક્ષો ૨૦ થી ૪૦ કે ૫૦ થી ૧૫૦ ફીટ ઉંચાં થાય છે. પણ આ સ્વસ્થાનના બરડા ડુંગરમાં તો તે ૧૫ ફીટથી ઉંચાં જોવામાં આવેલાં નથી. એની શાખાઓ ઘણી જાડી, અને પ્રતિશાખાઓ ચોધારી, ફીકા ધોળા રંગની અને તારાકૃતિના વાળની રૂંવાટીથી આચ્છાદિત થએલી હોય છે. પાન સામસામાં, ઘણાં લાંબાં અને પહોળાં હોય છે. ફૂલના પુષ્પમંડપો શાખાઓને છેડે શાખા પ્રતિશાખાઓવાળા આવેલા હોય છે. તેપર ધોળાસલેતા રંગનાં સૂક્ષ્મ અસંખ્ય પુષ્પો આવેલાં હોય છે. પણ તેમાંથી જૂજ ફૂલોમાંજ ફલ પાકે છે. ફલ ભૂરા રંગનાં, સખ્ત અને બહુધા ૪ ખાંચીઆવાળાં હોય છે, તેપર રૂંવાટીનું અસ્તર ઘણું ગીચ હોય છે.

૪-ઉપયોગી અંગ–સર્વાંગ.

૫-ગુણદોષ–ગ્રાહી, પિત્તશામક, કેશવર્ધક તથા શોથ અને કફઘ્ન.

૬-ઉપયોગ–મૂળ અને થડની છાલ કફ અને ઉધરસ ઉપર આપવામાં આવે છે. પાન રંગના કામમાં વપરાય છે. સુકાં પાનની ભસ્મ મધની સાથે પિત્તવિકારપર અપાય છે. ફૂલ સાકર સાથે પ્રમેહ ઉપર ખવરાવવામાં આવે છે. એનાં બીજનું તેલ માથાના વાળ ખરી જતા હોય તો તેપર લગાડવામાં આવે છે. પેશાબ બંધ હોય તો એનાં બીજનું પેડૂપર બંધાણ કરવામાં આવે છે. સાગનું લાકડું અજીર્ણ ઉપર કવાથનાં રૂપમાં અપાય છે. સંધિવા ઉપર એનાં લાકડાંને પાણીમાં ઘસી તેનો લેપ કરવામાં આવે છે. સાગનું લાકડું પ્રસિદ્ધ છે, અને તે સર્વે જાતનાં કામમાં વપરાય છે.

૭-સ્થાનક–એનાં ઝાડ હિં૦ માં ઘણી જગોએ થાય છે.*

૮-વિ૦ વિવેચન–સાગનાં ઝાડોને ઓડા (દરીઆનો ખારો પવન) પવનથી ઘણું નુકસાન થાય છે. પણ તે બરડા ડુંગરના પાછળના ભાગમાં ઉંડી માટીવાળી જમીનમાં વાવવામાં આવે તો તે સામાન્ય રીતે ઠીક થઇ શકે એમ જણાય છે. આ સ્વસ્થાનમાં સાગનાં ઝાડો મ્હોટાં નહીં થઇ શકવાનું કારણ તેને જોઇતી યોગ્ય ભીનાસ અને સેંદ્રિય ખાતર નહીં મળવાનું છે. કેમકે બરડા ડુંગરની જમીન માટીવાળી ભાગ્યેજ જોવામાં આવે છે. વળી વર્ષાદ ઓછામાં ઓછો ૧૦ અને વધારેમાં વધારે ૩૦ ઇંચ સરેરાસ ગણવામાં આવે છે. તો સાગનાં ઝાડોને ૫૦ થી ૧૨૦ ઇંચ વર્ષાદ જોઇએ છીયે. પણ સાધારણ રીતે ઉગવાને ૩૦ ઇંચ વર્ષાદ તો હરસાલ પડવોજ જોઇએ. જે આ સ્ટેટમાં ભાગ્યેજ હોય છે.

* આ સ્વસ્થાનમાં તે રાણાવાવ જંગલની ઓકડ કેડીની ઉપર વાવવામાં આવેલાં છે. જુવો નંબર ૩૬૪.

બરડા ડુંગરની જમીન બેઝૉલ્ટ, ટ્રેપ, ગ્રેનાઇટ અને લાઇમસ્ટોનની બનેલી છે. અને એવી જમીનમાં સાગ થાય એ સંભવિત છે. કેમકે સાગનાં સોબતી ઝાડો જેવાં કે સાજડ, ખેર, દુધલો, કારીખડો, આપટો વાંસ વિગેરે બરડા ડુંગરમાં સામાન્ય રીતે પણ ઉગે છે.

સાગનાં વાવેતર વિષે વિશેષ માહિતી જંગલ ખાતાંનાં પુસ્તકમાં લખવામાં આવશે. આ સ્ટેટના રાજવાડી બાગમાં સાગનાં ઝાડો વાવ્યાં છે તે સારાં થયાં છે.

## વર્ગ-(વર્બીનેસી).

### નંબર ૪૪૧.

**૧-શાસ્ત્રીયનામ**-Premna herbacea ?

દૃષ્ટાન્ત-H. IV. p. 581; Watt. VI. part. I. p. 336

**૨-દેશીનામ**-ઘીતી, ઘીતવી, ઘીતેલી (પો+ગુ૦). भूजाम (हिं०); भूमिजम्बुक (सं०).

**૩-વર્ણન**-ઘીતીનાં ઝાડવાં બારે માસ હોય છે. તો પણ ચોમાસે ઘણાં જોવામાં આવે છે. તે ૩ થી ૫ કે ૬ થી ૮ ફીટ ઉંચા થાય છે. કોઈવાર ૪ થી ૮ ઇંચ ઉંચાં પણ હોય છે. એ શિયાળે સુકાં ઝરડાં જેવાં થઈ રહેલાં હોય છે. પણ ચોમાસે નવપલ્લવ થવાથી જરા સુંદર દેખાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે બહુધા પાતળી ને સીધી તરસા જેવી હોય છે. પાન અરણીનાં પાન જેવાં તો પણ તેથી પાતળાં ને ટુંકાં હોય છે. ફૂલ ચોમાસે આવે છે, તે લીલાસલેતા ધોળા રંગનાં સૂક્ષ્મ હોય છે. ફલ પણ ચોમાસાં આખરે પાકે છે. તે ખારાં પીલુ જેવડાં હોય છે.

એનાં ઝાડવાંમાંથી જરા સુગંધિત તો પણ ઉગ્ર ગંધ નીકળતી હોય છે.

**મૂળ**-ફાંટાઓવાળું, આંગળીથી હાથની બાજુ જેવું જાડું, ભૂરા રંગની પાતળી છાલવાળું, ફીકા ધોળા કે કેસરીઆ રંગનું ને હલદર અગર કપૂરને મળતી વાસવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી અંદરથી લીલા રંગની, તુલસી જેવી વાસવાળી, બહારથી અગડગટ્ટી, આડી અવળી, ખાડા ખડબા, ચીરા અને ઉભી હાંસોવાળી, ફીકા ધોળા કે ભૂરા રંગની હોય છે. શાખાઓ સીધી તરસા જેવી, ઉંચી ચઢતી, લીલા, ફીકા ધોળા, અથવા જાંબુડા રંગની હોય છે. તેપર સફેદવાળની રૂંવાટી હોય છે.

**પાન**-સામસામાં હોય છે. તે $\frac{1}{2}$ ઇંચથી ૧ કે ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં ને $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ કે ૧ ઇંચ પોહોળાં હોય છે. તેમાંથી ઘણી ઉગ્ર ગંધ નીકળે છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી શાખા પ્રતિશાખાઓ વા ઝુમખા જેવી હોય છે. ફૂલ ત્રણ ત્રણ બહુધા પાસે પાસે આવેલાં હોય છે. તેમાંથી પેરનાં પાનને મળતી સુગંધિત વાસ નીકળે છે. સળી તેમજ ફૂલની ડીટડી લીલા રંગની ને ધોળી રૂંવાટીવાળી હોય છે. ફૂલ $\frac{1}{8}$ ઇંચ લાંબાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-તળિયે જોડાયલો, ને મથાળે તેના પાંચે દાંતા જરા જૂદા દેખાતા હોય છે. એના કોષપર લીલા ને પીળા સૂક્ષ્મ બિંદુઓ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે. તેમાંથી ૨ જોડાઇને નાગફણની પેઠે ઉંચી થઇ રહેલી હોય છે, ને ૩ ખુલ્લી દેખાતી હોય છે, તેમાંની બાજુની બે પાછળ વળેલી હોય છે. પાંચે પાંખડીઓ લીલા ધોળા રંગની, ને તેઓની વચે સફેદ લાંબા વાળની પીંછી હોય છે.

**પુંકેસરો**-૪ ધોળાં હોય છે, તે નાગફણ જેવી પાંખડીની અંદર ઢંકાયલાં હોય છે. પરાગકોષ સ્પષ્ટ દેખાતા બે પોલવાળા, જાંબુડી છાયાલેતા ભૂરા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય ગોળ, લીલા રંગનો હોય છે. નલિકા જરા વધારે લીલાસલેતા રંગની, નાગફણ જેવી, પાંખડીની અંદર પુંકેસરોથી જરા ઉંચી નીકળતી હોય છે.

**ફલ**-પ્રથમ લીલાં, પછી પીળાં, રાતાં અને છેવટે કાળાં થઈ જાય છે; તે ૨ થી ૨$\frac{1}{2}$ લાઇન વ્યાસનાં, ગોળાઇલેતાં, અને ચળકતાં હોય છે. ફલને ટેરવે સૂક્ષ્મ ખાડો હોય છે. ફલની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો ચીકણો હોય છે. ફલપરની છાલ અને તેની અંદરનો રસ કાઢી નાંખતાં તેમાંથી એક ફીકા ભૂરા રંગનો જરા સખ્ત ઠળિયો નીકળે છે. તેનાપર જાળીદાર નસો હોય છે. તે એક બાજુ ગોળાઈલેતો ને બીજી બાજુ બુઠ્ઠી અણીવાળો હોય છે. અને એ અણીથી જરા નીચે એને બે બુઠ્ઠા છેડા હોય છે, એ ઠળિયાને તોડતાં તેમાં ૧ થી ૪ પોલ, અને ૧ થી ૪ બીજ દેખાય છે.

**બીજ**-લંબગોળ, ને એક છેડે જરા અણીયતું હોય છે. ચળકતું એરંડીના મગજ જેવું તે લીસું હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારીપૌષ્ટિક તથાવાત અને કફહર.

**૬-ઉપયોગ**-ઘીતીનાં મૂળનો કવાથ સંધિવા ઉપર વાપરવાનું કેટલાક લોકો કહે છે. ઉધરસ, તાવ અને દમ ઉપર ઘીતીનાં પાનની ગોળમાં ગોળી કરીને ઘણાં લોકો ખવરાવે છે. ઘીતીનાં પાન, ફૂલ અને ફલનો રસ સોજાપર ચોપડવામાં આવે છે. ઘીતીનાં ફલ પાકે છે ત્યારે છોકરાંઓ ખાય છે. માથું દુખતું હોય તો ઘીતીનાં પાન વાટીને તેનો માથાપર લેપ કરવામાં આવે છે. શરદી લાગવાથી માથું દુખતું હોય તો ઘીતીનાં પાન સુંઘવાથી

આરામ થાય છે. ઘીતીનું લાકડું સુકું તેમ જ લીલું દીવાસળીની પેઠે બળે છે, તેથી લીલા બળતણની સાથે ઘીતીનું લાકડું દીવાસળી તરીકે ખાસ કરી કેટલાક લોકો બાળે છે. ઘીતીનાં લાકડાંમાંથી દીવાસળીની કાંડી સારી થઈ શકે એમ ઘણા લોકો કહે છે. ઘીતીનાં પાન અને કોમળ શાખાઓને વાટી તેની લુગદી તેલમાં બાળી તેને તેલ સાથે સારી પેઠે વાટી તે તેલ નહિ રૂઝાતાં ચાંદાંઓ, ઢોરનાં ભાઠાંઓ અને ઘા લાગ્યો હોય તો તે-પર બરડા ડુંગરના રબારીઓ અને ખેડુ લોકો લગાડે છે.

૭-સ્થાનક-પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં તેમ જ કાદીવાળી જમીનપર ઘીતીનાં ઝાડવાં છૂટાંછવાયાં ઉગે છે. એ હિંદના ઘણા ભાગોમાં થાય છે.

૮-વિ૦ વિવેચન-ઘીતીનું લાકડું દીવે સળગાવતાં તેનાપર ઘી કે તેલ લગાડી બાળ્યું હોય તેવી રીતે બળે છે. માટે એને ઘીતી અગર ઘીતેલી કહે છે. એના કેટલાક છોડવાઓ ઘણા નાહાના હોય છે ને તેમાં કાળાં ફ્લ પાકી જાય છે, આ ઉપરથી એને भूमि जम्बुक કહેતા હશે.

---

## વર્ગ-( વર્બીનેસી ).

### નંબર-૪૪૨.

**૧-શાસ્ત્રીયનામ**-Gmelina arborea.

દૃષ્ટાન્ત-H. IV. p. 581; N. p. 246; Watt. III. p. 514; રૂ. નિ. પા. ૫૨.

**૨-દેશીનામ**-શિવણ, શવન, સવન (પો×ગુ૦). शिवन, कमार, गमार (મ૦); शिवन, कंभहार, गंहार, गामभार कंभारी (हिं०); श्रीपर्णि, कंमारी, गंभारी, भद्रपर्णि, काश्मरी (सं०)

**૩-વર્ણન**-શિવણનાં ૫૦ થી ૬૦ ફીટ ઉંચાં વૃક્ષો થાય છે. પણ બરડા ડુંગરમાં તે ૧૦ થી ૧૫ કે ૨૦ ફીટ ઉંચાઈનાં માત્ર જોવામાં આવે છે. એનાં થડ અને ડાળોનો રંગ અને દેખાવ સાગનાં ઝાડને મળતો હોય છે. પણ એનાં પાન સાગથી નાહાનાં અને પીપળાનાં પાનને મળતાં આકારનાં હોય છે. તેથી એ ઝાડ સાગથી જૂદું વરતાઈ આવે છે. તે શિયાળે ખરી જાય છે. અને હોળી પછી તરતજ નવાં પાન અને ચૈત્ર માસમાં ભૂરાસલેતા પીળા રંગનાં ફૂલો આવે છે. અને વૈશાક જેઠમાં ફ્લ પાકે છે. એનાં ફૂલપર નાહાની મધમાખી અને ભમરાઓ ગુંજારવ કરતા જોવામાં આવે છે. એનાં ફ્લ રંગે પીળાં, લીસાં, ચળકતાં અને સાધારણ જાંબુ જેવડાં હોય છે.

**મૂળ**-જાડાં, મજબૂત અને જમીન પ્રમાણે ઉંડાં બેઠેલાં હોય છે. તેમાંથી નાહાના નાહાના ઝીણા ફાંટાઓ ઘણા નીકળેલા હોય છે. મૂલનું લાકડું કઠ્ઠણ અને ધોળું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે ચક્રાકાર દેખાય છે. મૂળની છાલ જાડી, રસભરી, પોચી, બટ-કણી અને ધોળા રંગની હોય છે. તેનાપર ભૂરા રંગની પાતળી ફોતરી હોય છે. જે નખથી ખરપતાં તરત નીકળી જાય છે. વાસ શેરડીની વાસને મળતી સુગંધિત અને સ્વાદ તમતમો, સહેજ ગળચટો, તૂરો, તેલીયો અને કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-એનું થડ વૃક્ષના પ્રમાણમાં જાડું થાય છે. પણ આ સ્વસ્થાનમાં તે ૪ થી ૬ ઈંચ અથવા ફુટ ૧½ ફુટ જાડું થાય છે. તેની ઉપરની છાલ ફીકા ધોળા રંગની અને તેપર ઉભા ચીરા અને સફેદ છાંટણાં હોય છે. અંદરની છાલ લીલા રંગની અને તેની વાસ ઘણી ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે. એમાં જાડી શાખાઓ થોડી હોય છે, પણ નાહાની નાહાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે. કોમળ શાખાઓ ચોધારી અને લીસી હોય છે. પણ તેમાંથી નવી નીકળેલી નાહાની શાખાઓ ઉપર વાળની રૂંવાટી આવેલી હોય છે.

**પાન**-સામસામાં આવે છે. તે ૪ થી ૧૦ ઈંચ લાંબાં અને ૨ થી ૪ કે વખતે ૭ ઈંચ પોહોળાં હોય છે. તે ડીટડી પાસે સાંકડાં, વચમાં ઘણાં પોહોળાં અને ટેરવે લાંબી અણીવાળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની ભૂરા રંગની કે ફીકી હોય છે. એ બન્ને સપાટીપર વાળની રૂંવાટી આવેલી હોય છે. ડીટ-ડીને મથાળેથી મુખ્ય ત્રણ નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. ડીટડી ૧ થી ૧½ કે ૩ થી ૪ ઈંચ લાંબી અને ભૂરાવાળથી ભરાયલી હોય છે. તેને મથાળે ૨ થી ૬ રસકુપ્પિ આવેલી હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી શાખાઓને છેડે આવે છે. તે ½ થી ૧ ફુટ લાંબી હોય છે. તેનાપર લગભગ સામસામી બીજી નાહાની નાહાની ડીટડી જેવી સળીઓ આવી તે દરેક સળીપર ૧ થી ૩ ફૂલો આવે છે. પુષ્પપત્રો ૨ થી ૩ લાઈન લાંબાં અને ½ થી ⅓ ઈંચ પોહોળાં, જરા વિષમ કોરવાળાં ને ટેરવે સાંકડાં થતાં હોય છે. ફૂલની ડીટડી ઘણી ટુંકી અને જાડી હોય છે. તે પુ૦ બા૦ કોષની નીચે સાંધાવાળી હોય છે. એ સઘળાંપર ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-ભૂરા લીલા રંગનો અને રૂંછાળથી ગીચ ભરાયલો, ૧ થી ૧½ લાઇન લાંબો હોય છે. તેનાં પાંચે પત્રો જોડાઇને ફૂલની પાંખડીની નળી નીચે એક પ્યાલી કે ટોપીની પેઠે થઇ રહેલાં હોય છે. અને તેનાં મુખપર અનિયમિત પાંચ સૂક્ષ્મ દાંતા દેખાતા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ અવિભક્ત હોય છે. તેની બહારની બાજુ ધોળાસલેતી રૂંવાટી હોય છે. તે તળિયે જોડાઇને જરા વાંકી, ટુંકી, પોહોળી નળી જેવી થયેલી હોય છે. એ નળી બહારથી ભૂરા અને

અંદરથી પીળા રંગની હોય છે. નળીથી ઉપર પાંખડીના પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. તેમાં તેમના વચલા બે છેડા ¾ ઇંચ લાંબા અને ભૂરાસલેતા પીળા હોય છે. તેથી ઉપરના બે છેડા વચલા કરતાં કંઇક નાહાના પણ રંગે તેવાજ હોય છે. સૌથી નીચેનો છેડો લગભગ ૧ ઇંચ લાંબો બહાર નીકળતો, નીચો ઢળતો, અને પીળા રંગનો હોય છે. એવું આખું ફૂલ લંબાઇમાં લગભગ ૧½ થી ૨ ઇંચ હોય છે.

ભમરાઓ એનાં ફૂલની મુલાકાતે આવે છે ત્યારે તે પ્રથમ એ સૌથી લાંબા છેડાપર ઉતરી, ફૂલની નળીની અંદર કંઇ તપાસ કરતા જોવામાં આવે છે. વખતે મધની તપાસ કરતા હશે.

**પુંકેસરો**–૪ હોય છે. તે રંગે પીળાં હોય છે. તેમાં બે લાંબાં, અને બે ટુંકાં હોય છે. લાંબાં કેસરો મથાળેથી વધારે વાંકાં વળેલાં હોય છે. પરાગકોષ લંબગોળ, ગુલતા અને ટેરવે અણીથતા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. ગર્ભાશય ચાર પોલવાળો ને તળિયે જાંબુડી છાયાલેતો હોય છે. ને તેનાપર સફેદ રૂંવાટી હોય છે. નલિકા લીસી, ચળકતી ને પીળા રંગની હોય છે. તે ટુંકાં પુંકેસરોની બરાબર અથવા તેથી સહેજ ઉંચી હોય છે. નલિકાગ્રમુખ બે ફાંટાવાળું હોય છે. જેમાંનો એક ફાંટો જરા લંબાઇને વાંકવળેલો હોય છે.

**ફલ**–કાચાં હોય છે ત્યારે લીલાં, પાકે ત્યારે પીળાં, અને તદન ગળીને સુકાવા માંડે ત્યારે ઘેરા ભૂરા કે કાળા રંગનાં થઇ જાય છે. તે ૧ ઇંચ લાંબાં અને ¾ ઇંચ પોહોળાં હોય છે. તે તળિયે જરા સાંકડાં, વચમાં પોહોળાં અને મથાળે પાછાં સાંકડાંથતાં હોય છે. તેનું મથાળું જરા અંદર બેસતું અને તેમાં કાળો ડાઘ હોય છે. ફલની ઉપરની છાલ જરા જાડી અંદરથી રસ ભરેલી હોય છે. તે કાઢી નાખતાં તેની અંદરથી રતાસલેતા ભૂરા રંગનો એક સખ્ત ઠળિયો નીકળે છે. તેનાપર ચારે ખૂણે અક્કેક ઉભી નસ આવેલી હોય છે. ઠળિયાનો એક છેડો જરા અંદર બેસતો હોય છે. એ ઠળિયાને આડો કાપતાં તેમાં ૨ થી ૩ કે કોઇવાર ચાર ખંડ દેખાય છે. ને તે દરેક ખંડમાં ઘણુંકરી અક્કેકું બીજ હોય છે. ફલનો રસ જરા ચીકણો, અને ઘણી ઉગ્રવાસવાળો હોય છે. સ્વાદ મીઠાસલેતો અને ચીરપરો હોય છે.

**બીજ**–ઉપરથી બદામીઆ રંગની છાલવાળું, અને અંદરથી સફેદ ને તેલીયું દેખાય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારીપૌષ્ટિક, દુગ્ધવર્ધક, ગ્રાહી, તથા શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–શિવણનું મૂળ **દશમૂળાદિકવાથમાંનું** એક મૂળ છે. શિવણનાં મૂળનો કાઢો સાકર અને જેઠી-મધની સાથે આપવાથી સ્ત્રીનાં દૂધની વૃદ્ધિ કરે છે. એ મૂળ સંધિવા, વિસ્ફોટક, ખરજવાં, રક્તપિત્ત અને સંગ્રહણીના દરદોમાં બીજાં વસાણાં સાથે વાપરવામાં આવે છે. અજીર્ણ અને ઉલટી ઉપર એનાં મૂળનો કવાથ મરીની સાથે અપાય છે. પાનનો રસ પ્રમેહ અને પેશાબની ગરમી ઉપર પવાય છે. એનાં સૂકાં પાનની ભૂકી ગોળ અથવા મધમાં ગોળી વાળી કફ અને ઉવરસ ઉપર ખવરાવાય છે. એનાં પાનનું બંધાણુ રસવિકાર અને સંધિવાના સોજાપર કરવામાં આવે છે. એનાં પાન છપ્પનિયા દુકાળ વખતે ભેંસ અને ગાયોને બહુ ખવરાવવામાં આવતાં હતાં. એનાં ફૂલ અને ફલ રંગના કામમાં વપરાય છે.

"એનાં ફલ રસાયન છે, બુદ્ધિ વધારે છે, પુષ્ટિ કરે છે, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, રક્તદોષ, આમવાત, તરસ, દાહ, ક્ષય, વાત, પ્રદર એ સર્વે રોગને મટાડે છે. ને બી રક્તદોષ અને કફપિત્તને હરે છે." (વૈ. રૂ. ઇ.).

આ સ્વસ્થાનમાં શિવણનાં ફલ પક્ષિયો અથવા છોકરાંઓ ખાતાં જોવામાં આવતાં નથી.

**૭–સ્થાનક**–ડુંગરોના પડથારા ઉપર તેમ જ ઝરણુ અને વોકળાઓને કાંઠે છૂટાંછવાયાં શિવણનાં ઝાડો ઉગે છે.*

એ વિશેષ કરી હિંદુસ્થાનના દક્ષિણ અને વાયવ્ય હિમાલય તરફ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–સંસ્કૃત श्रीपर्णि એ નામ ઉપરથી પ્રાકૃત **શિવણ**, **શવન** અને **શિવન** એ નામો નીકળેલાં લાગે છે. ને કંભહાર, ગંભારી એ कंभारी ઉપરથી પડેલાં જણાય છે.

---

## વર્ગ–(વર્બીનેસી.)

### નંબર ૪૪૩.

**૧–શાસ્ત્રીયનામ**–Vitex Negundo.

દૃષ્ટાન્ત–H. 1V p. 583; N. p. 246; Watt. VI. part IV. p. 248; રૂ. નિ. પા. ૩૩૭.

**૨–દેશીનામ**–નગદ, નગડ, નગોડ, નગોટ, નિગોટ (પો+ગુ૦); निर्गुड, निर्गडी (म०); संभालु, संभल, शवाली, निर्गंडि (हिं०); निर्गुंडी, शेफाली, सिंदुवार (सं०).

---

* પોરબંદર સ્વસ્થાનમાં એનાં ઝાડો ગોઢાણાં, હડિયા અને આદિત્યાણાં જંગલોમાં વિશેષ જોવામાં આવે છે.

શિવણનાં ઝાડ કાઠીવાળી જમીનમાં અને જ્યાં સમુદ્રનો પવન નજીક ફુંકતો હોય ત્યાં સારાં થતાં નથી. પણ માટીઆળ ડુંગરના ઉત્તર અને પૂર્વ પડથારાપર તેમ જ ડુંગરની તળેટીમાં અને ઓથવાળી જગોમાં તે સારાં થઈ શકે છે. પોરબંદર સ્વસ્થાનમાં સાગનાં ઝાડો થતાં નથી. માટે શિવણનું લાકડું સાગની બરાબર સઘળી રીતે ઉપયોગી હોતાં એનાં ઝાડોનું રક્ષણ અને વધારો કરવો ઘટે છે.

**૩-વર્ણન**-નગોડનાં ઝાડવાં ૮ થી ૧૨ કે ૧૫ ફીટ ઉંચાં થાય છે. તેમાં પાતળી ને ઝીણી ઝીણી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેની શાખાઓ ફીકી ધોળી કે ભસ્મી રંગની હોય છે. પાન સંયુક્ત હોય છે. તેમાં ૩ થી ૫ પાન (leaflets) ભેળાં હોય છે. આ દરેક પાન ભલ્લાકૃતિનાં, સાંકડાંથતાં, લાંબી અણીવાળાં હોય છે. તેની ઉપરની બાજુ ઘેરા લીલા કે કાળાસલેતા લીલા રંગની, ને નીચેની બાજુ ધોળા રંગની ને ધોળી રૂંવાટીવાળી હોય છે. પુષ્પધારણ કરનારી સળીઓ શાખાને છેડે ને પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ઘણી લાંબી ને ધોળી રૂંવાટીવાળી હોય છે. તેપર જાંબુડી છાયાલેતાં અથવા ફીકા આસમાની રંગનાં સૂક્ષ્મ ફૂલો આવે છે. ફલ વટાણા જેવડાં ને કાળા રંગનાં હોય છે.

એના આખા ઝાડવામાંથી એક જાતની પ્રથમ જરા સુગંધિત પણ પાછળથી અણગમતી લાગે એવી વાસ નીકળતી હોય છે. એનાં ઝાડવાં દવા તરીકે ઘણાં પ્રસિદ્ધ છે. એની બે જાત થાય છે. એની એક જાતમાં પાનની કોર કાંગરીવાળી હોય છે. એનાં ઝાડ બાગ બગીચા અને વાડીઓમાં ઉગાડવામાં આવે છે. તેમજ ઝરણાં અને વોકળાઓ કાંઠે આપોઆપ પણ ઉગે છે. એનાં ઝાડવાંને જમીન બરોબર કાપી નાખવાથી એના નવા ગરજા (coppice) ઘણા સુંદર જોરદાર નીકળે છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-શોથ, જ્વર અને કફઘ્ન, પૈષ્ટિક, વાયુહરતા, મૂત્રલ, ઉત્તેજક, ગ્રાહી અને જન્તુનાશક તથા શક્તિ આપનાર.

**૬-ઉપયોગ**-નગદ અથવા નગોડનાં મૂળ તાવ, કફ અને શક્તિના કાઢાઓ અને પાકોમાં વપરાય છે. એનાં પાન વાયુ અને કૃમિ ઉપર આપવામાં આવે છે. કાન દુખતો હોય તો નગદનાં પાનનો રસ જરા ગરમ કરી તેલ સાથે મેળવી કાનમાં તેનું ટીપું નાંખવામાં આવે છે. આંખના દુખાવાપર નગદનાં પાન આંખે બાંધવામાં આવે છે. નગદનાં પાન પાણીમાં ગરમ કરી તેનાં વરાળીઆં સંધિવાના સોજા, વાળાના સોજા, તેમ જ ગડ અને ગુંબડાંઓપર બાંધવામાં આવે છે. નગદનાં કોરાં પાન પણ સેહેજ ગરમ કરી વાળાપર બાંધે છે. નગદનાં પાનને વાટી તેની થેપલી મીઠાં તેલમાં બાળી તે તેલ ગાળી લઈ ચામડીના ઘણાખરા રોગોપર ચોપડવામાં આવે છે. તેમજ તે ધારાં, ચાંદાં, નાસુર અને ભગંદર ઉપર પણ લગાડવામાં આવે છે. વાથી અંગ ઝલાઈ ગયું હોય તો તેને નગદનાં પાનના કાઢાથી લોકો શેકે છે. અને એ પાણીથી આઝારીને નવરાવે પણ છે. માથું દુખતું હોય તો માથાંપર નગદનાં પાન બાંધવામાં આવે છે. નગદનાં પાનની લેપડી નહિ રૂઝાતાં ચાંદાં તેમ જ ઢોરનાં ભાઠાં તેમાં પણ વિશેષ કરીને જેમાં જીવાત થયેલી હોય તેપર તે બાધવામાં આવે છે. નગદનાં સુકાં પાનથી ભરેલાં ગાદલાં અને ઓસીસાંપર વાના દરદીને સુવાડવામાં આવે છે. માથું દુખતું હોય તો માથાં નીચે એનાં પાનથી ભરેલું ઓસીસું રાખે છે, હાથ અને પગમાં બળતરા થતી હોય તો તેપર નગદનાં પાન બાંધે છે. નગદનાં સુકાં પાનની ભૂકીની ગોળમાં ગોળી કરી તાવ અને ઉધરસમાં ખાવા અપાય છે. એનાં સુકાં પાનની ભૂકી બીડી અગર ચલમમાં તમાકુની માફક પીવાથી ઉધરસ અને કફ મટે છે. નગદનાં પાન આધાશીશીપર વપરાય છે. નગદનાં ફૂલ અને ફલ કૃમિ ઉપર ખવરાવવામાં આવે છે. નગદનાં ફૂલ અને ફલ પૈષ્ટિક અને ઉત્તેજક પાકોમાં વપરાય છે. નગદનાં સુકાં પાન ગુગળ સાથે ભેળવી સનેપાત, ઉન્માદ, વાયુ અને મરકીવાળા દરદીના ઓરડામાં હવા સ્વચ્છ કરવા માટે કેટલાક લોકો બાળે છે. હાલ ઘણા લોકો મરકીની ગાંઠ ઉપર પણ નગદનાં પાન વાટીને બાંધે છે. જળોના ડંખ ઉપર પણ નગદનાં પાનનાં વરાળીઆં બંધાય છે. નગદનાં પાનની ધુમાડી સડતાં ચાંદાં, વહેતાં ધારાં અને ખરજવાંને આપે છે. એનાં તાજાં પાન પાણીમાં ઉકાળી તેની બાફ તાવવાળાને આપે છે. પાઠાં ઉપર નગદ અને આરવેલનાં પાનની પોટીશ બાંધવામાં આવે છે. નગદનાં સુકાં પાનની ભૂકી અજમા અને મીઠાંની સાથે પેટના ચુંકાપર અપાય છે.

"નગદ કેશને કાળા કરે છે. આંખના રોગને મટાડે છે. આમવાયુ, શુળ, કૃમિ, કોઢ, અરૂચી, કફ, ગુંબડાં, સોજા, બરલ, તાવ, મેદરોગ, વિષ, સળેખમ, દમ, ઉધરસ એ સર્વે રોગને મટાડે છે. કમર વાથી ઝલાયલી હોય તો મટાડે છે. નગદનાં પાંદડાં ચાવવાથી દાંત હાલતા હોય તે મટે છે. નગદનાં ફૂલ કડવાં ને ગરમ છે. તે (પાન જેવો ગુણ કરે છે અને) ગુલ્મ, અરૂચી, ખરજ એ સર્વે રોગને મટાડે છે." (વૈ૦ ૩૦).

"નગદ સૂતિકારોગ અને આંચકી ઉપર કવાથમાં અપાય છે. વૃષ્ણવૃદ્ધિ, કચર, લચક, વગેરેપર નગદનાં પાંદડાનાં વરાળીઆં બાંધવામાં આવે છે. નગદનાં બી અને પીપર એઓનો કાઢો કરી તેમાં જરા શેકેલી હીંગ નાંખી પીવામાં આવે તો હેડકી બેસી જાય છે. કહે છે કે નગદ અને શેદરડીનાં મૂળ રવીવારે સવારમાં કેડ ઉપર બાંધવાથી બધી જાતના તાવ જતા રહે છે." (વૈ૦ શા૦ મ૦ ગો૦)

"નગોડનાં પાન બાફી બાંધવાથી ગલગંડ પોચી પડે છે. નગોડના પાનના રસને કાળાં મરી સાથે મેળવી બે તોલા રસ ગૌમૂત્ર સાથે પીવાય છે." (તેથી વાતજ્વર કમી થાય છે, અને શરદી દૂર થાય છે.) (ડા. વી. ઝી.)

ઘણુંખરાં ઓસડોની ગોળી વાળ્યા પહેલાં નગોડનાં પાનના રસની તેને ભાવના આપવામાં આવે છે. નગોડનાં પાન પાણીમાં ઉકાળીને તે પાણીથી સુવાવડ પછી સ્ત્રીને નવરાવે છે. નગોડનાં પાનની ભૂકી આંતરિયા તાવમાં અપાય છે.

૭-**સ્થાનક**-નગોડ આખા હિંદુસ્થાનમાં થાય છે, અને તે પ્રસિદ્ધ છે.

૮-**વિશેષવિવેચન**-સંસ્કૃત निर्गुंडी ઉપરથી નગદ, નગડ, અને નગોડ વગેરે પ્રાકૃત નામો નીકળેલાં છે.

---

## વર્ગ-(વર્બીનેસી.)

### નંબર ૪૪૪.

૧-**શાસ્ત્રીયનામ**-Clero dendron phlomoides.

દૃષ્ટાન્ત-H. IV. p. 590; N. p. 247; Watt. II. p. 374; રૂ. નિ. પા. ૪૭.

૨-**દેશીનામ**-અરણી, (પો૦+ગુ૦); एरन, अरनी, अरणी (म०); अरनी, पीरन, (हिं०); अर्णी, अग्निमन्थ, वाताग्नि (सं०).

૩-**વર્ણન**-અરણીનાં ઝાડવાં ૫ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન પોહોળાં, ફૂલ ધોળાં, અને ફલ નાહાનાં, લીસાં ને ચળકતાં હોય છે.

એને કારતક માગશરમાં ફૂલ ફલ આવે છે. એનાં ઝાડવાં જ્યારે સફેદ સુગંધી લાંબી નળીવાળાં ફૂલોથી ગરકાવ હોય છે, ત્યારે એનો દેખાવ બહુ સુંદર લાગે છે.

**મૂળ**-મજબૂત, ઉંડાં, અને કેટલીક શાખાઓવાળાં હોય છે. એનું લાકડું ઘણું સખ્ત, ખાખી રંગનું ને તે અંદરથી ચક્રાકાર અને સછિદ્ર હોય છે. છાલ જાડી, પોચી, બટકણી, ધોળાસલેતા ભૂરા રંગની હોય છે. છાલપરની ફોતરી પાતળી હોય છે. ધરડી છાલપર ઉભા ચીરા પડેલા હોય છે. વાસ સુગંધિત અને સ્વાદ તૂરો, ગળચટો, ચીરપરો ને કડવો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ફીકા ધોળા રંગની ને તેપર ઉભા ચીરા અને સૂક્ષ્મ ભૂરા દાણા જેવાં છાંટણાં આવેલાં હોય છે. તેની છાલ જાડી, પોચી ને બટકણી ને લાકડું પીળાસલેતા ધોળા રંગનું હોય છે. કોમળ શાખાઓ લીલા રંગની ને તેપર ભૂરી રૂંવાટી હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. તે તળિયે પોહોળાં, ટેરવાં તરફ સાંકડાંથતાં, બહુધા ત્રિકોણ હોય છે. તેની કોર ટેરવાં અને ડીટડી પાસે દાંતાવાળી હોતી નથી, પણ વચલા ભાગમાં દાંતાવાળી હોય છે. પાન જાડાં, બન્ને સપાટીએ ઘણુંકરી એકસરખા ફીકા લીલા રંગનાં, તોપણ તેની નીચેની સપાટી જરા વિશેષ ચળકતી હોય છે. તેની બન્ને સપાટી ખરસટ ને અર્ધપારદર્શક છાંટણાંવાળી હોય છે. પાનની ડીટડી ½ થી ૨ ઇંચ લાંબી, આછી રૂંછાળ ને ઉપરની બાજુ નીકવાળી હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં ને સાંકડાં હોય છે. પાન ½ થી ૪ કે વખતે ૬ ઇંચ લાંબાં, અને ½ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી લીલા રંગનો જરા ચીકાસલેતો રસ નીકળે છે. વાસ ઉગ્ર, અને સ્વાદ ચીરપરો, ખારાસલેતો કડવો, ને પાછળથી જીભને ખરસટ જણાય છે.

**ફૂલ**-પત્રકોણમાંથી અથવા શાખાઓને છેડે પુષ્પ ધારણ કરનારી સળી આવી તેપર ફૂલો નીકળે છે. ઘણુંકરી એ સળીની પ્રતિશાખાઓપર ત્રણ ત્રણ ફૂલો આવે છે. તે ધોળા રંગનાં, લાંબી નળીવાળાં હોય છે. તેમાં ગુલતુરીનાં ફૂલની પેઠે પું-અને સ્ત્રીકેસરો ફૂલથી બહાર નીકળેલાં દેખાતાં હોય છે. ફૂલની સુગંધ જાઇનાં ફૂલ જેવી હોય છે. ફૂલ ૧ થી ૧½ ઇંચ લાંબાં અને મુખપર ½ થી ¾ ઇંચ વ્યાસનાં હોય છે. પુષ્પધારણ કરનારી સૂક્ષ્મ સળીઓ, પુષ્પપત્રો તેમ જ પુ૦ બા૦ કોષ એ સધળાં પીળાસલેતા લીલા રંગનાં હોય છે. અને તેપર સૂક્ષ્મ ધોળા વાળની રૂંવાટી હોય છે. જે સૂક્ષ્મ શાખાપર ત્રણ ત્રણ ફૂલો આવેલાં હોય છે, તેમાનાં વચલાં ફૂલની ડીટડીપર પુષ્પપત્રો હોતાં નથી. અને તેની બાજુનાં બે ફૂલની ડીટડીપર ૨ પુષ્પપત્રો હોય છે. ફૂલની ડીટડી ઝીણી ને ૧½ થી ૨ લાઇન લાંબી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૫ પત્રોનો બનેલો હોય છે, તેપર સૂક્ષ્મ લીલાં છાંટણાં હોય છે. તે ફૂલ જેમ મોટું થતું જાય છે તેમ તેની સાથે વધતો જાય છે. તે ૩ થી ૪ લાઇન લાંબો, તળિયેથી જોડાયલો, ને અધવચથી ઉપર તેના પોહોળા અણીઆળા પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. એ દરેક દાંતાપર એક વચ્ચોવચ ઉભી લીલી નસ હોય છે. પુ૦ બા૦ કોષનું મુખ વિશેષ વિકાશિત હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-૫ પાંખડીઓનો બનેલો હોય છે. તેની પાંચે પાંખડીઓ તળિયેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે. ને છેક ઉપર તેનાં પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. નળી પીળાસલેતા ધોળા રંગની હોય છે. ને તેપર ગોળ મથાળાંવાળા સૂક્ષ્મ વાળની રૂંછાળ હોય છે.

**પુંકેસરો**-૪ હોય છે. તે પાંખડીની નળીની અંદરથી નીકળી ઘણાં ઉંચાં આવેલાં હોય છે. તેના તંતુઓ સફેદ, લીસા અને ચળકતા હોય છે. ને પરાગકોષ ભૂરા કે ઘેરા ભૂરા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે પીળાસલેતા લીલા રંગનો, સૂક્ષ્મ, ગોળાઇ-

લેતો એક સૂક્ષ્મ પડઘીપર આવેલો હોય છે. તેની ચાર બાજુએ અક્કેકી ઉભી નીક હોય છે. નલિકા પુંકેસરોની બરોબર અથવા તેથી જરા ઉંચી વધેલી હોય છે. એ તે કેસરોથી સહેજ પાતળી, લીસી, ચળકતી સફેદ ને ઉપર જતાં જરા જાંબુડી છાયાલેતી હોય છે. તે ટેરવે બે સૂક્ષ્મ છેડાવાળી હોય છે.

**ફલ**–પ્રથમ લીલા રંગનાં, અત્યંત લીલાં ને ચળકતાં હોય છે. પણ પાકે છે ત્યારે પીળાસલેતા ભૂરા રંગનાં થઇ આખરે કાળાં થઇ જાય છે. તે ૩ થી ૪ લાઇન લાંબાં ને ૨ થી ૨½ લાઇન મથાળે પોહોળાં હોય છે. તે તળિયેથી સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ખાડો હોય છે. જેની વચ્ચે કાળાસલેતા રંગનું સૂક્ષ્મ અણી જેવું ફોતરૂં દેખાતું હોય છે. ફલની સપાટીપર ૪ ઉભી નીક હોય છે. એ ચારે નીક ફલને મથાળે વચ્ચોવચ ભેળી થયેલી હોય છે. ફલનો આડો કાપ કરી જોતાં તેમાં ચાર વિભાગો દેખાય છે. એ દરેક વિભાગની અંદર અક્કેક બીજ હોય છે. પણ ઘણી-વાર એ ચાર વિભાગોમાંથી એક કે બે વિભાગ અપૂર્ણ હોય છે. ફલની વાસ ઉગ્ર હોય છે.

ફલમાં ઘણીવાર રોગ થવાથી વખતે એકે બીજ પાકતું નથી. અને કેટલીકવાર તેની જગોએ પીળો દાણા-દાર પદાર્થ ફલમાંથી નીકળે છે.

**બીજ**–પ્રથમ પીળાં ને પાછળથી ભૂરા રંગનાં થઇ જાય છે. તે એક છેડે સાંકડાં અણીદાર ને બીજે પોહોળાં હોય છે. તેનાં બન્ને પાસાં એક બાજુથી થોડાં દબાયલાં હોય છે. તે લીસાં હોય છે. તેની ઉપરનું પડ કાઢી નાખતાં અંદરથી સફેદ ચળકતું મગજ જેવું દલ નીકળે છે. બીજ ૧½ થી ૨ લાઇન લાંબાં ને ¾ થી ૧ લાઇન પોહોળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–શોથ, જ્વર, વાત અને જન્તુઘ્ન તથા ચિરગુણકારી પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–અરણીનું મૂળ સંસ્કૃત **દશમૂળાદિ** ક્વાથમાંનું એક છે. એનું મૂળ ચિરગુણકારી પૌષ્ટિક કાઢાઓ અને પાકોમાં વપરાય છે. એનું મૂળ પાણીમાં ઘસીને વીંછીના ડંખપર ચોપડવામાં આવે છે. એનું મૂળ છોકરૂં ભરાઈ આવ્યું હોય તો દૂધ કે પાણીમાં ઘસી પાય છે, અને એનાં પાનનો છાતીપર શેક કરે છે. અરણીનાં પાનનો રસ સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. એનાં પાન વિસ્ફોટક, પ્રમેહ અને ચાંદીનાં દરદોમાં અપાય છે. આંખ દુખતી હોય તો અરણીનાં પાન આંખપર બંધાય છે. અરણીનાં પાનનો રસ ઉધરસ ઉપર મધમાં અપાય છે. રસવિકારના સોજાપર, માથાના સખ્ત દુખાવાપર, અને વાળાપર અરણીનાં પાન જરા ગરમ કરી બાંધવામાં આવે છે. અરણીનાં પાનનો રસ કાઢી તેમાં રૂની વાટ બોળી સુકવીને મીઠાં તેલથી દીવે બાળવામાં આવે છે, તેપર આંજણ પાડી, એ આંજણ છોકરાંને દુખતી આંખોમાં આંજે છે, તે એ આંજણને **અરણીનું આંજણ** કહે છે.

ભેંસોને શીળી નીકળી હોય તો તેપર બરડા ડુંગરના રબારી લોકો અરણીનાં પાનનો ઉકાળો છાસમાં ભેળવી ભેંસને પાય છે. ઢોરને છેરામણ થયું હોય તો આવળનાં પાનની સાથે અરણીનાં પાન પણ વાટી તેનો રસ ઢોરને પાય છે. અરણીનાં લાકડાંમાંથી હોકો પીવાની નળીઓ ગામડીઆ લોકો બનાવે છે

અરણીનાં પાનનો રસ જળોદર, હ્રદ્રોગ, ફીલપાય આદિના સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. અરણીનાં પાનનો રસ તેલમાં નાંખી ગરમ કરી તે તેલ પણ સોજાઓ વગેરે ઉપર લગાડવામાં આવે છે. અરણીનાં કાચાં ફલ અને ફૂલને વાટી તેની થેપલી પાઠાં ઉપર બાંધવામાં આવે છે. અરણીનાં ફૂલ ઘણાં સુગંધિત હોય છે, તે શરદીથી માથું દુખતું હોય તો તેને સુંઘાડવામાં આવે છે.

"બનાવટ–અગ્નિમન્થાદિ લેપ–અરણી, કારીજીરી, ડીકા-મારી, સરપંખો ને સુંઠ આ પાંચે દવા સમભાગે લઇ, તેને ખાંડી, બારીક ભૂકો કરવો.

અગ્નિમન્થાદિ લેપને પાણીમાં લઢી જરા નવશેકો કરી આખા શરીર ઉપર લગાડી દેવાથી શોફ દૂર થાય છે. એ લેપ ચોપડતી વખતે આંખમાં જવો ન જોઇએ નહિ તો આંખ બળવા માંડે છે. આ લેપની ભીનાસથી દરદીને ટાઢ વાવા લાગે તો નીચે શેક નાંખવો, અગ્નિ-મન્થાદિ લેપ ગરમ હોવાને લીધે સૂતિકાના શોફ ઉપર ઘણી સારી અસર કરે છે. પેટની અંદર પણ ઉષ્ણ તથા વાતહર દવા તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. દરદના જોરથી થયેલી તંદ્રાને તે દૂર કરે છે. એનાં મૂળની અંદર સારી સુગંધિ રહેલી છે. તેનું ફાંટ પીવાથી વાતજ્વર દૂર થાય છે, ને અનાજનું પાચન થાય છે. તેનાં પાંદડાંનો સ્વરસ મરી સાથે લેવાથી શરદી મટે છે. જેને અક્કલકરો, સુંઠ, અને પીપર વગેરે દવાઓ ઘણી ગરમ લાગે છે તેને આ દવા લેવી યોગ્ય છે.

માત્રા–સ્વરસની ૧ તોલો, અરણીનાં મૂળની છાલ ૦। થી ૦॥ તોલો." (ડા૦ વી૦ ગ્રી૦).

"અરણી–પાંડુરોગ, કફ અને શરદીનો નાશ કરનાર છે." (વૈ૦ શા૦ મ૦ ગો૦).

"અરણીનાં પાંદડાં હરસ, કબજીયત, આમવાત, વિષ, મેદરોગ એ સર્વે રોગને મટાડે છે. વિશેષ કરી સ્ત્રીના શૂળ આદિ યોનિરોગને ટાળે છે. (વૈ૦ ૩૦).

૭-સ્થાનક-રસ્તાની બાજુએ, વાડીઓની વાડમાં, કંટાળા અને છત્રા બાવળનાં જાળાઓમાં અને નદી તથા વોકળાઓને કાંઠે અરણીનાં ઝાડવા ઘણુંકરી ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણા ભાગોમાં થાય છે.

૮-વિ૦ વિવેચન-અરણી પ્રસિદ્ધ દવા હોવાને લીધે કેટલાક લોકો એનાં ઝાડવાં પોતાની વાડી કે વાડાઓમાં વાવે છે. અને તેનાં પાન દવા તરીકે ઘણા ગરીબ લોકોને મફત આપે છે.

---

## વર્ગ-(વર્બીનેસી.)

### નંબર ૪૪૫.

**૧-શાસ્ત્રીયનામ**-Avicennia officinalis.

દૃષ્ટાન્ત-H. IV. p. 604; N. p. 248; Watt. I. p. 360; રૂ. નિ. પા. ૫૩૮.

**૨-દેશીનામ**-તવર (પો૦); તવરિયાં (ગુ); तिवर (મ૦); विना (हिं०); तिमर, चेरीआं, वकलनां झाड (कच्छी); तुवर, तुवरक, सागरोद्भूत (સં૦).

**૩-વર્ણન**-તવરનાં ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચાં થાય છે. તેનું થડ કોઇ કોઇ વાર બે માણસની બાથમાં ન આવી શકે તેવું જાડું થાય છે. ઘણીવાર ઘણાં જુનાં ઝાડમાં તે કેવળ આંબલીનાં થડની પેઠે પોકળ થઇ ગએલું હોય છે. તેમાં માણસ કે જાનવર સેહેલાઇથી રહી શકે છે. એનાં ઝાડમાં ઘણી શાખાઓ નીકળે છે. એનાં પાન ઘણાં ચકચકીત અને મધ્યમ કદનાં હોય છે. ફૂલ પીળા રંગનાં ચૈત્ર વૈશાકે આવે છે, જેમાંથી ઘણી મધુર સુગંધ છેટે સુધી ફેલાતી હોય છે. એનાં ફલ ફીકા ધોળા રંગનાં આંબલીનાં બોટકાં જેવાં થાય છે. તે અશાડ ઉતરતે પાકે છે.

એનાં ઝાડની સુંદર ઘટા હોય છે. ને જ્યારે દરિયાની ભરતી વખતે તેનાં થડ પાણીમાં ડુબેલાં હોય છે ત્યારે એનો દેખાવ એક એોરજ થઇ રહે છે.

**મૂળ**-ઘણાં ઉંડાં ને લાંબાં ગયેલાં હોય છે. તેમાંથી ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળનું લાકડું ધોળાસલેતું ને ઘણું સખ્ત હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તેમાં એક પછી એક ઘણાં ચક્રો દેખાય છે. મૂળપરની છાલની ફોતરી ભૂરા કે ઘેરા ભૂરા રંગની ને પાતળી હોય છે. તેની અંદર લીલા ને તેથી અંદર ફીકા ધોળા રંગની છાલ હોય છે. મૂળને તેના ફાંટાઓમાંથી અતિકોમળ ફાંટાઓ કીચડની સપાટીથી ઉપર ઉભા આવેલા હોય છે. તે પ્રથમ નરમ ને હલકા હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર અને પોચા ગાભાવાળા દેખાય છે. પણ જેમ જેમ તે ઘરડા ને જાડા થતા જાય છે, તેમ તે સખ્ત થતા જાય છે. આ ઉભા ફાંટાઓ હવા લેવા કાઢવાનું કામ કરે છે. આ અજાયબી જાણવા જેવી છે.

**ડાંડી અને શાખાઓ**-એનાં થડ જો બીજી કોઇ રીતે બગડેલાં, ખવાયલાં, છુંદાયલાં કે કપાયલાં ન હોય તો તે સીધાં હોય છે. તેની છાલ ભૂરા ધોળા રંગની, પોચી ને બટકણી હોય છે. શાખાઓ સીધી તરસા જેવી, ઘણુંકરી જાડી ને પાતળી વળી જેવી જાડી હોય છે. તે ફીકા ધોળા રંગની હોય છે, ને વખતે તેપર ઉભા ચીરા પડેલા હોય છે, તેપરની ફોતરી ઉતરી જતી દેખાય છે. કોમળ શાખાઓપરની ધોળી છાલ કે ફોતરી નખથી ખરપતાં નીકળી જાય છે. તે હેઠળ લીલા રંગની છાલ હોય છે. શાખાઓનો આડો કાપ કરી જોતાં તેમાં ઘણાં ચક્રો દેખાય છે. તે સઘન હોય છે. અતિ કોમળ શાખાઓનો રંગ ફીકો ધોળો કે પીળાસલેતો ધોળો હોય છે. તે સુતળી જેવી જાડી ને બહુધા ચોધારી હોય છે.

**પાન**-સામસામાં આવે છે, તે ૨ થી ૩½ ઇંચ લાંબાં અને ⅘ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તે જાડાં ને બટકણાં હોય છે. તેનાં ટેરવાં કોઇવાર લાંબાં ને અણી થતાં ને કોઇવાર ટુંકાં ને બુઠ્ઠી અણીવાળાં હોય છે. પાનની ડીટડી ટુંકી હોય છે. ને ડીટડી પાસે પાન જરા સાંકડું થયેલું હોય છે. ડીટડીની બન્ને કોરપર પાનની કોર વખતે લંબાયલી હોય છે, ને ડીટડીપર ઉપરની બાજુ ઘણીવાર ભૂરી રૂંછાળ હોય છે. પાનની ઉપરની સપાટી લીસી ને કાચ જેવી ચળકતી, લીલા, ઘેરા લીલા કે કાળાસલેતા લીલા રંગની હોય છે. અને નીચેની ફીકા ધોળા રંગની હોય છે. પાન સુકાય છે ત્યારે તેની ઉપરની સપાટી કાળી થઇ જાય છે. પાનને ચોળતાં તેમાંથી વાટેલી રાઇ જેવી વાસ નીકળે છે, અને સ્વાદ કડવાસલેતો ખારો ને તેલીયો લાગે છે. પાનની વચલી નસ ઘણી સ્પષ્ટ દેખાતી હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળીઓ ઘણુંકરી શાખાઓને છેડે પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તેને મથાળે ફૂલોની ચોટડુક ઝુમખીઓ આવેલી હોય છે. ફૂલની સુગંધ પાકેલ હાફુસી આંબાની સુગંધને મળતી ખટમધુરી હોય છે. અને તેનો વ્યાસ ⅓ ઇંચનો હોય છે. ફૂલની નીચેનાં પુષ્પપત્રો રૂંવાટીવાળાં હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-નાં પત્રો ૫ હોય છે. તેની કોરપર પાંખડીઓની પેઠે લાંબી ધોળી રૂંછાળ આવેલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૪ હોય છે, તે તળિયેથી જોડાયલી અને મથાળે તેના દાંતા જૂદા દેખાતા હોય છે. તે સેહેજ તાણવાથી આખો કોષ બહાર નીકળી આવે છે. પાંખડીઓ અંદરથી પીળી, ચળકતી ને રસભરી હોય છે. ને બહારથી એના દાંતાઓ ઉપર લાંબી મખમલી રૂપેરી રૂંછાળ હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે દરેક બે પાંખડીના ગાળાની વચમાં આવેલું હોય છે. તેના તંતુઓ ઘણા ટુંકા અને પરાગકોષ જરા જાડા હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય મખમલી લાંબી રૂંછાળથી આચ્છાદિત થયેલો હોય છે. નલિકા વચ્ચોવચ સૂક્ષ્મ, ને તે મથાળે બે છેડાવાળી હોય છે.

**ફલ**–નો આકાર આંબલીનાં બોટકાં કે આંબાની ખાખટી કે બદામડીને મળતો હોય છે. તે ૧ થી ૧½ ઇંચ લાંબાં ને ¾ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. ફલનો રંગ ફીકો ધોળો હોય છે. તેને ટેરવે ટુંકી અણી હોય છે. ફલ એક બાજુએ જરા વાંકવળેલાં, ને ચપટાં હોય છે. તેની સપાટીપર ફીકી ધોળી ભૂરકી હોય છે, જે નખથી ખરપતાં નીકળી જાય છે. ફલ જરા સખ્ત હોય છે. તે પાકે છે ત્યારે તેની છાલની બે ફાડ થઇ જાય છે. ને અંદરથી ફલનાજ આકારનું એક લીલાં જાડાં પાન જેવું બીજ નીકળે છે. ફલની નીચે પુષ્પપત્રો અને પું૦ બા૦ કોષ કાયમ રહેલા હોય છે.

**બીજ**–નાં બે દલ જાડાં પાન જેવાં દેખાય છે, તે ઘેરા લીલા રંગનાં ને ચળકતાં હોય છે. તેની એક બાજુ સફેદ વાળની રૂંવાટી હોય છે. તેની સપાટીપર નારંગીની છાલપર હોય છે તેવા સૂક્ષ્મ બિંદુઓ દેખાય છે. એનાં બન્ને દલ બેવડ વળેલાં હોય છે. તે ઉપરના દલમાં નીચેનું દલ બેવડ વાળીને મુકાયલું હોય છે. એમાંથી ઉપરનું દળ કાઢી લેતાં અંદરના દળની બહાર નીચેની બાજુએ પ્રત્યંકૂરનું મૂળ જરા જાડું થયેલું ને સફેદ લાંબી રૂંછાળથી ભરાયલું સ્પષ્ટ દેખાય છે. ને ઉપરની બાજુ પીળા રંગનાં પ્રત્યંકુરનાં બે પાન કાઠિયાવાડી ઘોડાના કાનના આકારને મળતાં ધોળી રૂંવાટીમાંથી નીકળતાં ખુલ્લી રીતે જોવામાં આવે છે. બીજની વાસ ખારી ને સ્વાદ પણ ખારાસલેતો ગળચટો ને જરા ફરસો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, કફ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–તવરનાં સુકાં પાન દમવાળાને ચલમમાં અહિંના ખારવા લોકો પાય છે. તવરનાં પાન ઉન્હાળાની મોસમમાં તેમજ કાળે દુકાળે ઢોરને ચારા તરીકે ખવરાવવામાં આવે છે. છપ્પનિયા દુકાળની વખતે તવરનાં પાનપર સેંકડો ઢોર જીવતાં રહ્યાં હતાં. તવરનાં પાન ભેંસ, ગાય, ગધેડાં અને ઉંટ બહુ ખાય છે. ઉંટનો તો તવરનાં પાન બારે માસ મુખ્ય ચારો છે. તવરનાં પાન ફૂલ અને ફલ દુઝણાં ઢોરોને ખાસ કરીને ખવરાવવામાં આવે છે, તેથી તેમાં દૂધનો વધારો થાય છે. એનાં પાન અને કાચાં ફલ ગડગુંબડાંઓપર પોટીસ ઠેકાણે બાંધવામાં આવે છે. એનાં ફલ સોપારી સાથે ખાવાથી ઘણાં ફરસાં લાગે છે, તેથી તે ઘણાં લોકો ખાય છે. પણ એ ફલ ખાધા પહેલાં તેમાં રહેલાં સફેદ રૂંછાળવાળાં આદિ મૂળને અહિંના લોકો **ડોશી** કહે છે. તે ફલ ખાતી વખતે કાઢી નાખે છે. તવરનાં ફલ **તવરિયાં** અને **ચેરીઆં** કહેવાય છે. તવરીઆં (ફલ) નું ઘણાં લોકો અથાણું કરે છે, તે ખાવાથી વા મટી જાય છે, એમ કહે છે. તવરની છાલ ચાંમડાં રંગવાના કામમાં વપરાય છે. તવરનો ગુંદર ડાઢમાં કીડ પડી હોય તો ડાઢમાં મુકાય છે, તેથી આરામ થાય છે. તવરનાં બીજ છોકરાંઓ સોપારી સાથે ચાવે છે. તેને **તવર સોપારી** કહે છે, તેથી જીભ રાતી થાય છે. તવરનાં લાકડાંની રાખ પણ રંગના કામમાં તેમજ મધની સાથે પિત્ત-વિકારપર વપરાય છે. તવરનું લાકડું ઘણા પડવાળું તો પણ મજબૂત હોય છે. તેના ખેતીનાં ઓજારો જેવા કે કોદાળી પાવડા વગેરેના હાથા કરવામાં આવે છે. તવરનું લાકડું બળતણ તરીકે ઘણું ઉપયોગમાં આવે છે. એ લીલું હોય તોપણ સારી રીતે બળે છે. એનાં બળતણનાં જાડાં લાકડાંને **બકલ** કહે છે. તવરનું લાકડું સંઘાડીઆઓને કામે આવે છે, તેઓ એમાંથી પલંગ અને ઢોરણીની ઇશ, ઉપરાં અને પાયા, મુદગળ, બલોયાં, ઘોડીયાં, માંચી, ઢીંગણીયાં, અને વેલણાં આદિ બનાવે છે. એનું લાકડું વળી, માલવડા વગેરેની જગોએ પણ વપરાય છે. તરવનાં લાકડાંની ભસ્મ ખારાની જગોએ લુગડાં ધોવાના કામમાં પણ આવે છે. તવરનાં લાકડાંના કોલસા ઘણા સારા ગણાય છે તેનો દેવતા ઘણીવાર રહે છે. માટે હોકાના બંધાણીઓ તવરનાં લાકડાંનો દેવતા ચલમપર ચડાવવા ઘણો શોખ જણાવે છે. તવરનું લાકડું ઘણું ચીવટ હોય છે તેથી તે ઉભું ચીરાતું નથી પણ તેની આડી કાતળી થઈ શકે છે.

તવરનાં મૂળ પૌષ્ટિક ગણાય છે ને એનાં કાચાં બીજ પોટીશની જગોએ વપરાય છે. એનાં લાકડાંની રાખ જેમ સુતરાઉ કપડાં ધોવાના કામમાં આવે છે તેમ તે શાળી વગેરેના ચેપ ધોવાના કામમાં પણ વપરાય છે.

"તવરીઆંથી કુષ્ટરોગ તથા અલસટ મટે છે." (વૈ. રૂ.)

**૭–સ્થાનક**–દરિયાની ભરતી ઓટવાળી ખાડીની કીચડમાં ઉગે છે.

**૮–વિ૦ વિવેચન**–કેટલાક લોકો અને વૈદ્યો પાસેથી સાંભળેલું છે કે તવરનાં બીમાંથી તેલ નીકળે છે. પણ આ તરફ એનાં બીમાંથી તેલ નીકળતું હોય એમ જોવામાં આવતું નથી.*

* પોરબંદર તળપદની તેમજ મીઆણી અને નવી બંદરની ખાડીમાં તવરનાં ઝાડ ઘણાં ઉગે છે. તે અત્યંત ઉપયોગી છે. કેમકે તેનાં પાન અને ફલ ઢોરના ચારા તરીકે ઘણાં ઉપયોગી થઇ પડે છે. છપ્પનિયા દુકાળ વખતે પોરબંદર, ખાપટ, બોખીરા,

૬૬-N. O. Labiatæ. **વર્ગ–લેબિચેટી.-**

તુલસી, મરવો અને તકમરિયાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ એક મ્હોટા અને સારી રીતે વિસ્તાર પામેલા વર્ગમાં નાહાના છોડવાઓ અને ઝાડવાં થાય છે. આ વર્ગની વનસ્પતિમાં બહુધા સુગંધિત તેલવાળા બિંદુઓ હોય છે, તેમાંથી

કુંછડી અને કોટેલા ગામનાં ઢોરો ઉન્હાળે પોરબંદરની ખાડીમાંનાં તવરનાં ઝાડનાં પાનના ચારાપર જીવતાં રહ્યાં હતાં. તેમજ મીઆણી બંદરની ખાડીમાંનાં તવરનાં પાન ખાઇને વીસાવાડા (મુળ દ્વારકાં) ટુકડા, વડાળા અને મીઆણી ગામોનાં ઢોરોનો નિભાવ થયો હતો. સાધારણ મોસમમાં પણ ઉન્હાળે જ્યારે મીઆણી બંદર તરફ ચરીઆણ ઘાસ મળતું નથી, ત્યારે ત્યાંનાં લોકો ખાડીમાંથી તવરનાં પાન પોતાનાં ઢોરોને ખવરાવવાની હરસાલ સ્વસ્થાન તરફથી પરવાનગી મેળવે છે. કાળે દુકાળે તવરનાં ઝાડ ઢોરો બચાવા માટે તે એટલાં બધાં કીમતી છે કે તેનો ખરેખર હમેશાં બચાવ અને વધારો થવા દેવો જોઇએ. પ્રથમ પોરબંદર અને મીઆણીની ખાડીમાં તવરનાં ઝાડોનાં વિસ્તારવાળાં વન કે જાળાંઓ હતાં. પણ તે છપ્પનિયા દુકાળમાં અને તવરનાં લાકડાની બળતણ તરીકે હમેશ થતી માગણીથી તેનાં ઝાડ ઘણાં કપાઇ ગયાં છે. પોરબંદરની જેલમાં કેદીઓ માટે જોઇતું બળતણ આ તરવનાં ઝાડમાંથી કાપી લઈ જવામાં આવે છે. દરબારી સાંઢીઆ બારે માસ આ તવરનાં પાનપર પોતાનું ગુજરાન ચલાવે છે. તેમ તવરનાં લાકડાં પણ સ્વસ્થાન તરફથી વેચવામાં આવે છે. એટલે સામટી રીતે સ્વસ્થાનને આ તવરનાં ઝાડોની એક મ્હોટાં જંગલ જેટલી પેદાશ છે. એટલુંજ નહિં પણ દુકાળની વખતે તો તેની આડકતરી રીતે ઘણી ઉપજ થાય છે. દુકાળ વખતે બીજાં ઝાડો વરસાદ વગર સુકાઈ જાય છે. પણ તવરનાં ઝાડો તો સમુદ્ર સુકાય નહિ ત્યાં સુધી સુકાતાં નથી. કેમકે તેને સમુદ્રનું પાણી ઇશ્વરી નિયમાનુસાર દરરોજ બારેમાસ મળ્યા કરે છે. તવરનાં ઝાડ વગર મહેનતે વગર ખરચે પોતાની મેળે ઉગ્યા કરે છે. જ્યારે એનું પ્લાન્ટેશન કરવામાં આવે છે ત્યારે પણ તેમાં કંઇ વિશેષ કડાકુટ કરવી પડતી નથી. માત્ર તેનાં પાકાં ફ્લ ભેળાં કરી ખાડીની કીચડમાં ચોપી જવાથી તેના રોપાઓ ઉગી નીકળે છે. અથવા તવરનાં ઝાડો થડવઢ (coppice) કાપતી વખતે ફ્લ આવતાં હોય એવાં સારાં મ્હોટાં ઝાડો (standards) દર એકરે ૮ થી ૧૦ બી ખરવા માટે ઉભાં રાખવામાં આવે તો તેમાંથી બી ખરીને આપોઆપ તે જગોમાં એની ઝાડી થઇ જાય છે. અગર ૪ થી ૬ ઇંચના રોપાઓ આવાં ઝાડની આજુબાજુથી લઇ જઇ ખાલી કીચડમાં ચોપવાથી પણ તે લાગી જાય છે. તવરનાં ઝાડમાં ઉંટો અને ભેંસો ચારવામાં આવે ને તેથી એના કુમળા રોપાઓ બંઠાઈ અને છુંદાઈ જવાથી તેમજ મ્હોટાં ઝાડવાંઓમાંથી પાનસોતી નાહાની ડાળો હમેશાં કપાવાથી સારાં લાકડાં તરીકે તવરનાં ઝાડની કીમત ઘણી ઓછી થઇ જાય છે, એટલુંજ નહિ પણ જો વિશેષ ચરીઆણ છુટથી આ ઝાડોમાં કરવામાં આવે તો ધીમે ધીમે આ ઝાડો બંઠાઇ, આછાં પડી, ઠીંગણાં થઈ ઘસાઈ જાય છે. અને તેથી કીચડ ખુલ્લી થઈ જાય છે. એટલા માટેજ તવરનાં ઝાડવાંઓ પણ જંગલોનાં ઝાડવાંની પેઠેજ રક્ષિત રાખી તેમાંથી જેટલો ભાગ આવતી સાલ કાપી નાખવાનો હોય તેટલાજ ભાગમાં માત્ર ઉંટ અને ભેંસોને આ સાલ ચારવા દેવાની પરવાનગી આપવામાં આવે છે. એ નિયમ રખાયલો છે.

કુદરતી રીતે તવરનાં ઝાડ, ધારો કે આપણને તે કશા કામમાં આવતાં નથી, તોપણ દરિયાની કીચડ જમાવી રાખવાને માટે, તેમજ ખાડીના વેન અથવા ફાંટાઓના કાંઠા ભરતી ઓટમાં ધોવાઇ જતા અટકાવવા માટે, તે અત્યંત ઉપયોગી છે. એટલુંજ નહિ પણ દરિયાની ખાડીમાં ભરતીની વખતે ઘસડાઇ આવતો જીવતો અગર મરેલો પ્રાણીય અને વનસ્પતિ પદાર્થ, જે તેની કીચડમાં જમાવ થાય છે, ને જે ઓટ થઇ ગયા પછી સુકાવા માંડે છે, અને જેમાંથી એટલી બધી દુર્ગંધિ નીકળે છે કે તે ઘણે દૂર સુધી પણ માણસોથી સહન થઈ શકતી નથી, એટલુંજ નહિ પણ માણસોને તે રોગીષ્ટ કરે છે. આવી રીતે ભરતી ઓટથી ખાડીઓમાં કુદરતી રીતે પ્રાણીય અને વનસ્પતિ વસ્તુઓનો એટલા બધા ઓહોળા વિસ્તાર અને જથ્થામાં જમાવ થાય છે કે તેને અને તેમાંથી નીકળતી બદબોને દૂર કરવા લાખો કે કરોડો રૂપિયાના ખર્ચ કરી કાચા કે પાકા બંધો બાંધવામાં આવે તો તેથી પણ જે કાર્ય થઈ શકવું મુશ્કેલ છે, તે કાર્ય સર્વ શક્તિમાન પ્રભુ પોતેજ નિજેચ્છાથી આવી ખાડીઓમાં અજાયબ જેવાં તવરનાં ઝાડો સંખ્યાબંધ ઉગાડીને એક ક્ષણ માત્રમાં કરે છે. (પ્રભુ ચાહે સોઇ કરે). આ બાબત ઘણી ગહન અને બારીક અભ્યાસની છે. ને જે કોઇ તેનો ખરી રીતે અભ્યાસ કરે છે તેને તેની માહિતી મળે છે.

થોડાં વર્ષો ઉપર ઇન્ડિયન એગ્રિકલચરિસ્ટ અને ઇ-ફોરેસ્ટર (Indian Agriculturist & I. Forester) માં એક નીચેની મતલબનો લેખ છપાયલો છે કેઃ–દરિયાની ભરતી ઓટવાળી ખાડીઓમાં થતી બેસુમાર ગંદકી અને તેમાંથી નીકળતી બદબોની સામે તવર (Mangrove) નાં ઝાડો **ઇશ્વરી તંદુરસ્તીખાતાં** (Sanitations) છે. (દીલગીર છું કે એ લેખની સાલ અને તારીખની નોંધ અત્યારે મળી શકી નથી.)* એ લેખનો વિષય ખાડી કાંઠાનાં શહેરના તંદુરસ્તી ખાતાંના દરેક અમલદારે વાંચવા લાયક છે. તવરનાં અને તેની જાતનાં બીજાં ઝાડો જે ખારા પાણીથી ખાડીઓમાં ઉગે છે, તેનાં બીજ ખાડીનાં પાણીમાં પડ્યા પછી તેના રોપાઓ ઉગતા નથી, પણ ખરેખર ડહાપણના ભંડાર એવા પરમેશ્વરે તેમાં એવી ખૂબી રાખી છે કે એ ઝાડના રોપાઓ ઝાડપરજ બીજમાં વાવવા લાયક તૈયાર થઇને પછી નીચા પડે છે. તે કીચડમાં આપોઆપ ચોપાઈ જઈ મોહોટા થાય છે.

"Mangrove roots solidify the mud where they vegetate, and raise it, and their sanitary value is increased from the tannin yielded to the mud by the falling leaves, bark, and seeds, which is a powerful antidote against putrefaction."

(Ind. Forester. Decr. 1902).

* પાછળથી નોંધ મળી આવી છે–Ind. Agri. September 1895.

તરેહવાર દિલપસંદ સુગંધી આવે છે. આ વર્ગની વનસ્પતિની ડાંડી અને શાખાઓ ઘણુંકરી ચોધારી હોય છે. પાન સામસામાં અથવા શાખાપર ચક્રાકાર આવેલાં હોય છે, તે બહુધા કોરપર કાંગરી કે દાંતાવાળાં હોય છે. ઉપપાન હોતાં નથી. ફૂલ પુષ્પધારણ કરનારી સળીપર થાકની પેઠે આવેલાં હોય છે. આ થાક સોતી આખી સળી–**મંજરી** કહેવાય છે. પુ૦ બા૦ કોષ ૨ ઓષ્ટવાળો અથવા ૪ થી ૫ દાંતાવાળો ને કાયમી હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ જોડાયલી, ઉપર ૨ ઓષ્ટવાળી, અથવા ૪ થી ૫ વિભાગોવાળી હોય છે. પુંકેસરો પાંખડીની નળીપર ૨ ટુંકાં અને ૨ લાંબાં, અથવા બે ઉપરનાં અપૂર્ણ હોય છે, સ્ત્રીકેસર ગર્ભાશય છૂટો, ઉંડા ૪ વિભાગોવાળો; નલિકા એ ચાર વિભાગોની વચ્ચોવચથી નીકળેલી; સ્ત્રીકેસરાગ્રમુખ બે ફાંટાળું; આદિબીજ સ્ત્રીગર્ભાશયના દરેક વિભાગમાં ૧ તે ઘણું કરી ઉભું હોય છે. ફલ ચાર બીજવાળું, ચાર વિભાગોવાળું તે પુ૦ બા૦ કોષને તળિયે રહેલું હોય છે. બીજ નાહાનાં, ઉભા ખૂણાવાળાં, તળિયે ઘણુંકરી સફેદ ટપકીવાળાં અને લીસાં હોય છે. તે પાણીમાં ભીજવ્યાં હોય તો ચીકણાં થાય છે.

આ વર્ગમાંની ઘણા લાંબા વખતથી પવિત્ર મનાતી **તુલસી** જગપ્રસિદ્ધ છે. ગ્રીકલોકો પણ એને પવિત્ર માનતા હતા. એનું શાસ્ત્રીયનામ "ઓસાઈમિમ્ સૅંકટમ્" (Ocimum sanctum) છે, તેમાં સૅંકટમ્ એટલે **પવિત્ર** એ ખાસ નામ એની સાથે રહેલું છે. અને સાધારણ અંગ્રેજી ભાષામાં પણ એને હોલી બેઝિલ" (Holy basil) એટલે **પવિત્રબેઝિલ** કહે છે.

આ વર્ગની વનસ્પતિ હવા સ્વચ્છ કરનાર, ઉપલેપક ગ્રાહી, પૈષ્ટિક, ઉત્તેજક, સ્વેદલ, રૌચ્ય, વાત, કફ અને વાન્તિશામક ગણાય છે.

---

## વર્ગ–(લેબિયેટી).

### નંબર. ૪૪૬.

**૧–શાસ્ત્રીયનામ**–Ocimum basilicum (pilosum).

દૃષ્ટાન્ત-H. IV. p. 608; N. p. 251; Watt. V. p. 440; રૂ. નિ. પા. ૩૨૭?

**૨–દેશીનામ**–તકમરીઆં ( પો૦ ); આજવલા? નાસબો (ગુ૦);तुखमरीया ( म ); तुह्मे-रिहान, रिहान, नियाझबो, बरबर ( हिं); बर्बरि, वर्वर, मन्जरीकि ( सं )

**૩–વર્ણન**–તકમરીઆંના છોડવા ચોમાસે ઘણા ઉગે છે, ને તે ઘણી જગોએ બારેમાસ પણ જોવામાં આવે છે. એ જ્યાં ઉગે છેત્યાં ઘણું કરી જથ્થાબંધ ઉગે છે. એના છોડવા ½ થી ૨ ½ ફીટ ઉંચા વધે છે. તે તુલસી જેવા દેખાય છે. એને પાન, અને ફૂલની મંજરી તુલસીની પેઠે જ આવે છે. એનાં ફૂલ ધોળાં ને ફળ કાળાં થાય છે.

એના આખા છોડવાપર ઘણું કરીને સફેદ કે જાંબુડી છાયા લેતા રંગના નીચા નમતા વાળની રૂંવાટી હોય છે. અને એના છોડવામાંથી નીલીચા (Lemon-grass) ના છોડવામાંથી નીકળતી સુગંધને મળતી પણ ઘણી તીક્ષ્ણ સુગંધ નીકળતી હોય છે, જેથી એનો છોડવો તરત ઓળખાઈ આવે છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું, કેટલાક ફાંટાઓવાળું. બહારથી ભૂરા કે કાળા રંગનું, અંદર ફીકા ધોળા કેભૂરા રંગનું, સખ્ત ને સુગંધિત હોય છે. છાલ પાતળી, ફીકા ધોળા રંગની ને તેપર પાતળી ફેતરી હોય છે. જેપર ઉભા ચીરા પડેલા હોય છે, તે ઉતરી જતી દેખાય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી મૂળ જેવી જાડી, ફીકા ભૂરા કે કાળાશલેતા રંગની, ગોળ હોય છે. તેપરની છાલ પાતળી, તેની ફેતરીપર ઉભા ચીરા, અને તે ઉતરી જતી હોય એવી દેખાય છે. શાખાઓ સામસામી, ચોરસ, ચળકતી, ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે.

**પાન**–સામસામાં હોય છે, તે લીલા કે જાંબુડી છાયા લેતા રંગનાં, ½ થી ૨ ઈંચિ લાંબાં અને ૩ લાઇનથી ૧ ઈંચ પોહોળાં હોય છે. તે બન્ને છેડે સાંકડાં થતાં હોય છે. તેની ડાંટડીની કોરપર લાંબા ધોળા વાળની રૂંછાળ હોય છે. પાનની ઉપરની સપાટી લીસી ને નીચેનીપર ધોળા વાળની આછી રૂંવાટી હોય છે. તેની બંને સપાટીપર સૂક્ષ્મ બિંદુઓ દેખાય છે. તેને જરા ચોળતાં તેમાંથી ઘણી સુગંધી આવે છે, સ્વાદ તેલીયો ને ચીરપરો હોય છે.

**ફૂલ**–ની મંજરી શાખાઓને છેડે આવે છે. તેમાં ત્રણ મંજરીઓ એવી રીતે પાસે પાસે આવેલી હોય છે કે વચલી મંજરી શાખાને છેડે આવી ગયા પછી તેની બંને બાજુએથી અક્કેકી સામસામી શાખા નીકળે છે, તે વચલી મંજરીથી કંઇક ઉંચી વધી પછી તેને છેડે માંજર કે મંજરી આવે છે. આ મંજરીઓ ૪ થી ૬ ઈંચ કે વખતે ૧ ફુટ જેટલી લાંબી હોય છે. તેમાં થોડે થોડે છેટે તુલસીની મંજરીમાં હોય છે તેવા મોધરાના થાક–કે વર્તુલો (verticels) આવે છે. એ દરેક થાક કે વર્તુલ (verticel)માં ૬ મોધરા અર્થાત્ ફૂલ હોય છે. એ દરેક ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે, તે ફૂલની સાથે જરા લાંબી વધી વિશેષ નીચી નમી જાય છે. છ ફૂલોના દરેક થાક કે વર્તુલની નીચે ૨ સામસામાં પુષ્પપત્રો હોય છે, તે સૂક્ષ્મ ડીટડીવાળાં, વચમાં પોહોળાં ને ટેરવે અણીદાર, અને કોરપર સફેદ, લાંબા

અને નરમ વાળની રૂંછાળવાળાં હોય છે. ફૂલની માંજર કે મંજરીની સળી ચોરસ, ચારે ખૂણે બુઠ્ઠી ઉભી બહાર નીકળતી હાંસોવાળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પ પત્રોનો બનેલો હોય છે, તે લીલા રંગનો અથવા જાંબુડી છાયાલેતો હોય છે. તે ⅙ ઈંચ લાંબો હોય છે. તેનું ઉપરનું ૧ પત્ર પોહોળું ને ગોળાઇ-લેતું હોય છે, તેપર ઉભી ૩ નસો અને ધોળા લાંબા વાળની રૂંછાળ હોય છે. ફૂલ ઉઘડી ગયા પછી તેની કોર જરા ઉપરની બાજુ વળી આવે છે, ને તેથી તેમાં ઉપરની બાજુ ખાડો દેખાય છે. એ પત્ર એથી નીચેનાં ૪ પત્રોમાંના ઉપરનાં ૨ પત્રોને વળગેલું હોય છે. એથી નીચેનાં ૪ પત્રો નીચેના ભાગમાં એક બીજાં સાથે જોડાઈ એક પોહોળી કોથળી કે નળી જેવાં થઈ રહેલાં હોય છે. એમાંનાં છેક નીચેનાં ૨ પત્રો જરા લાંબાં ને લાંબી અણીવાળાં હોય છે. અને એથી ઉપરનાં બે પત્રોની અણી ટુંકી હોય છે. એ ચારે પત્રોના દાંતા સાંકડા હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–પ પાંખડીઓનો બનેલો હોય છે, તે ફૂલ ઉઘડે છે ત્યારે પુ૦ બા૦ કોષથી બહાર નીકળતો દેખાય છે. એની પાંચે પાંખડીઓ તળિયેથી જોડાઈ એક નળી જેવી થએલી હોય છે, અને આગળ તેના બે ઓષ્ટ નીકળેલા હોય છે, ઉપલો ઓષ્ટ પોહોળો અને નીચલો સાંકડો ને જરા લાંબો હોય છે. આ કોષની બહારની બાજુ ધોળા, ચળકતા કે રાતી છાંટ-ણીવાળા લાંબા વાળની રૂંછાળ હોય છે. એ કોષ ⅙ ઈંચથી કંઈક લાંબો હોય છે. એ પુ૦ બા૦ કોષની અંદરથી સહેજ ખેંચતાં આખો બહાર નીકળી આવે છે, તે કાઢી પુ૦ બા૦ કોષની અંદર જોતાં તેનાં મુખ આગળ ધોળા વાળની રૂંછાળ ચોતરફથી આડે આવેલી દેખાય છે.

**પુંકેસરો**–૪ હોય છે, તે પુ૦ અભ્ય૦ કોષની નળીમાં આવેલાં હોય છે. તેમાંનાં બે બે કોષ કરતાં લાંબાં હોય છે. તંતુઓ, પરાગકોષ અને પરાગરજ ધોળા રંગનાં હોય છે.

**સ્ત્રીકેસર**–પુ૦ બા૦ કોષની અંદર આવેલા ચાર બીજડાંવાળા ગર્ભાશયની વચ્ચોવચ્ચથી એક રાતા રંગની નલિકા ઉપરથી વાંક વળેલી નીકળેલી હોય છે, તેને છેડે જરા લાંબી બે ફાટ હોય છે.

**ફલ**–પુ૦ બા૦ કોષને તળિયે વચ્ચોવચ્ચ ૪ ઉભાં બીજડાં (nutlets) ખુલ્લાં દેખાતાં હોય છે, તે છે. પુ૦ બા૦ કોષ આ વખતે નીચો નમી જાય છે, તેથી તેમાંનાં બીજ બહાર જમીનપર પડે છે.

**બીજ**–કાળાં, લંબગોળ, જરા હાંસોવાળાં, ⅛ લાઇન લાંબાં ને ⅙ લાઇન પોહોળાં હોય છે. તેની સપાટીપર બારીક ખાડાઓ અને તેને એક છેડે સૂક્ષ્મ સફેદ ટપકી હોય છે. બીનો સ્વાદ ચીકણો ને જરા ચીરપરો હોય છે.

૪–**ઉપયોગીઅંગ**–સર્વાંગ.

૫–**ગુણદોષ**–ઉપલેપક, ઉત્તેજક, કફઘ્ન અને પૈષ્ટિક.

૬–**ઉપયોગ**–તકમરીઆંનાં મૂળને પાણીમાં ઘસી વીંછીના ડંખપર કેટલાક લોકો લગાડે છે. તકમરીઆંના બીજને પાણીમાં પલાળી તેનો લુવાબ સાકરની સાથે પ્રમેહ, પ્રદર, પેશાબની બળતરા, કફ, ઝાડા અને સંગ્રહણી ઉપર અપાય છે. તકમરીઆંનાં બીજ દૂધમાં પલાળી કેટલાક લોકો પૈષ્ટિક માનીને અને કેટલાકો અગ્યારસના ઉપવાસ (અપવાસ)ને દિવસે ખાય છે. નહીં રૂઝાતાં ચાંદાં અને ખરજવાંપર એનાં બીજનો લુવાબ લગાડવામાં આવે છે. ઉન્હાળે તડકામાંથી ફરી આવી ટુંડક કરવા માટે પણ કેટલાક લોકો તકમરીઆં (તકમરીઆંનાં બીજ પણ **તકમરીઆં** કહેવાય છે.) પાણીમાં પલાળી પીએ છે. તકમરીઆંના આખા છોડવા ઘરમાંથી મચ્છર, ચાંચડ વગેરે ભગાડી મૂકવા કેટલાક લોકો ઘરમાં ઉંચે બાંધી રાખે છે, દુકાળ વખતે એના છોડવા ઢોર વિશેષ કરીને ખાય છે. ચેપી રોગવાળા દરદીની પાસેની હવા સ્વચ્છ કરવા તકમરીઆંના તાજા છોડવા ગામડીઆ લોકો ઘરમાં રાખે છે. તીવ્ર વેદના થતી હોય તેવા ભાગપર તકમરીઆંનાં પાન લગાડવાથી વેદના ઓછી થાય છે. કોઇ પણ જખમ કે ચાંદામાં માંખી વિગેરે જંતુઓ આશીંગ (ઇંડા) મૂકી જાય તેપર તકમરીઆંનાં પાનનો રસ લગાડવાથી આશીંગનો નાશ થાય છે. તકમરીઆંનાં સુકાં પાન નાંખી મલમ બના-વવામાં આવે છે તેને **તકમરીઆંનો મલમ** કહે છે. એ મલમ દાદર, ખસ, ખરજવું અને એવાં ચામડી-પરનાં દરદો ઉપર ચોપડવામાં આવે છે. શુંઠ, મરી અને તકમરીઆંનાં પાનના રસથી બનાવેલી ગોળી ટાઢીઆ તાવમાં શરૂ થતી ટાઢની વખતે અપાય છે તકમરીઆંનાં પાનના રસનું ટીપું કાનના દુખાવામાં કાનમાં નંખાય છે. છપ્પનિયા દુકાળની વખતે ગરીબ લોકો તકમરીઆંનાં બીજ પીળી જુવારના લોટની સાથે મેળવી તેની રોટલી કરી ખાતા હતા. ધાત જતી હોય તો તે ઉપર તકમરીઆંનાં બીજનો લુવાબ પીવાય છે. શરદીને લીધે માથું બેહેર મારી ગયું હોય તો માથે તકમરીઆંનાં પાન બાંધવાથી ફાયદો થાય છે. પાન સુંઘવાથી પણ શરદી મટે છે. વાત જ્વરમાં અને માથે શરદી ચડી હોય તો તકમરીઆંનાં પાન એક સ્વચ્છ સફેદ ઝીણાં કપડાંમાં લપેટી તેને થોડી થોડીવારે સુંઘવાથી ઘણો ગુણ થાય છે. પિત્ત, લૂ, શોષ, અને તાવની ગરમીમાં તકમરીઆંનાં બીજનો લુવાબ સારી અસર કરે છે. સ્ત્રીઓને માસિક સ્રાવ વિશેષ જતો હોય અથવા પ્રદર

હોય તો સ્ત્રીઓ પોતાની મેળે ઘરવૈદાંની રીતે તકમરીઆંનો ગુલાબ પીએ છે. કોઇ પણ કારણથી શરીરમાં દાહ થતો હોય તો તકમરીઆંનો ગુલાબ પીધાથી દાહની શાન્તિ થાય છે. ઉલટી જેવું થતું હોય, અને કંઈ પણ ખાવાની રૂચી થતી ન હોય તેવે પ્રસંગે તકમરીઆંનાં તાજાં પાન સુંઘાડવાથી અરૂચી મટે છે, ને મુખનો સ્વાદ સારો થાય છે. દમ અને ઉધરસ ઉપર તકમરીઆંનાં સુકાં પાનની ભૂકી મધ અગર ગોળમાં અપાય છે.

"ઝામરા ઉપર તકમરીઆં અને તીખાં (મરી) સાથે વાટી ચોપડાય છે." (વૈ. શા. મ. ગો.)

૭–**સ્થાનક**–ડુંગર અને કાદીવાળી જમીનમાં ઉગે છે.*

૮–વિ૦ **વિવેચન**–તકમરીઆં એ નામ **તુખ્મે-રિહાંન** (રિહાંનનાં બીજ) ઉપરથી નીકળેલું છે.

એના તાજા છોડવામાંથી **લવન્ડર** અગર **કૉલોંજ વૉટર** ને મળતી વાસ પણ નીકળતી હોય છે. એનો અર્ક ખેંચી આવી કોઈ વસ્તુ બનાવા તજવીજ કરે તો તે થઈ શકે એમ જણાય છે.

તકમરીઆંના છોડવા આસુ–કાર્તિકમાં ગરીબ લોકો ઉપાડી લાવી પોતાને આંગણે સુકવે છે. પછી એ સુકા છોડવાઓની ઝુડી બાંધી તેપર થોડું પાણી છાંટી ઝુડીને લાકડીવતી પોચે હાથે કુટેડે છે. તેથી બીજ છોડવામાંથી બહાર નીકળી આવે છે. આ બીજ સુપડે ઝાટકી, સાફ કરી એ લોકો પોરબંદરની–બજારમાં ગાંધીને ત્યાં ૧ થી ૨ આને શેર (૪૦ રૂપીઆ ભારનો) વેચે છે. એના છોડવાની સાંઠી બળતણ તરીકે ગરીબ લોકો બાળે છે.

---

## વર્ગ–(લેબીએટી.)

### નંબર ૪૪૭.

૧–**શાસ્ત્રીયનામ**–Ocimum gratissimum.

દૃષ્ટાન્ત–H. IV. p. 608; N. p. 251; Watt. V. p. 443; રૂ. નિ. પા. ૩૨૬.

૨–**દેશીનામ**–રામતુલસી, (પો૦+ગુ); रानतुलसी, रानतुलस (મ૦); रामतुलसी, वनतुलसी, मालातुलसी, (હિં૦); वृद्धतुलसी (સં૦).

૩–**વર્ણન**–રામતુલસીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ૪ થી ૮ ફીટ ઉંચા વધે છે. એમાં ઘણી શાખાઓ નીકળે છે. તે ઘણુંકરી બે સામસામી હોય છે. પાન તુલસી જેવાં પણ તેથી મ્હોટાં હોય છે. ફૂલની માંજર પણ તુલસી જેવીજ આવે છે. અને ફલ પણ તુલસીની પેઠે પુ૦ બા૦ કોષમાં ચાર વિભાગોવાળાં હોય છે.

એનો આખો છોડવો દેખાવમાં થોડો તુલસીને મળતો હોય છે, પણ એમાંથી મીઠી વાસ નીકળે છે. એના છોડવાપર તુલસી કે તકમરીઆં જેટલી રૂછાંળ હોતી નથી.

**મૂળ**–સ્લેટપેનથી આંગળી કે હાથનાં કાડાં જેવું જાડું થાય છે. તે ઘણું કઠણ અને ૬ ઇંચથી ૧ ફુટ લાંબું હોય છે. એમાંથી કેટલાએક જાડા લાંબા, તેમજ ટુંકા રેસા જેવા ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. જાડા ફાંટા વખતે ખીલા મૂળ કરતાં પણ લાંબા હોય છે. મૂળનો રંગ ઉપરથી ભૂરો કે કાળો અને અંદરથી ફીકે-ધોળો હોય છે. તેપરની છાલ પાતળી હોય છે. મૂળની વાસ સુગંધિત અને સ્વાદ તેલીયો ને કડવાસલેતો ગળાચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ભૂરા રંગની, લીસી, સ્લેટપેનથી તે આંગળી કે અંગુઠા જેવી જાડી હોય છે. તેપરથી પાતળી ફોતરી ઉભી ઉતરતી દેખાય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે વચમાં ફીકા ધોળા પોચા ગાભાવાળી દેખાય છે. શાખાઓ ઘણુંકરી બબે સામસામી કે ત્રણ ત્રણ નીકળેલી હોય છે. તે લીસી, ચળકતી, ફીકા લીલા રંગની અને ચોધારી હોય છે. તે સુતળીથી પેનસીલ જેવી જાડી હોય છે. અતિ કોમળ શાખાઓ ઉપર આછી રૂંવાટી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તે પાતળાં, બન્ને છેડે સાંકડાં થતાં ને વચમાં પોહેળાં હોય છે. તે ૨ થી ૪ ઈંચ લાંબાં અને ૧ થી ૨ ઈંચ પોહોળાં હોય છે. તેની કોરપર કાંગરી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકો લીલો હોય છે. તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ ગોળ બિંદુઓની બાનક હોય છે. પાનની નસોપર આછી રૂંવાટી હોય છે. પાનની ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી, ને તેપર ઉપરની બાજુ છીછરી નીક હોય છે. એ નીકની બન્ને કોરપર અને વચમાં ધોળા વાળની હાર હોય છે. ડીટડી નરમ ને નીચી ઝુકતી હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ફૂલનાં ઉભાં માંજર ૪ થી ૮ ઈંચ લાંબાં આવેલાં હોય છે. માંજર ધારણ કરનારી સળી લીંબડાની સળી જેવી પાતળી, ચોધારી, ને તેપર વાળની ગીચ રૂંવાટી આવેલી હોય છે. એ સળી વખતે જાંબુડી છાયાલેતી હોય છે. તેનાપર આસરે ૧૫ થી ૨૪ સૂક્ષ્મ મોધરા અથવા ફૂલોનાં ચક્રો ½ ઇંચ છેટે છેટે આવેલાં હોય છે. તે દરેક ચક્રમાં છ મોધરા અર્થાત્ ફૂલો હોય છે. તેમાં ત્રણ ત્રણ મોધરા એ સળીની બન્ને બાજુ આવેલા હોય છે. એ બન્ને બાજુના ત્રણ ત્રણ મોધરા નીચે એકેક પુષ્પપત્ર આવેલું હોય છે. તે વખતે

* પોરબંદર સ્વસ્થાનમાં તકમરીઆંના છોડવા રસ્તાઓની બાજુએ, અને આદિત્યાણાંની પથ્થરની ખાણોવાળી ધારડીઓમાં, અને બરડા ડુંગરની પાકના કાદામાં અતિ ઘણાં ઉગે છે.

જાબુડી છાયાલેતું હોય છે. તે પુ૦ બા૦ કોપ કરતાં લાંબું અને તે બન્ને છેડે અથવા ટેરવાં તરફ સાંકડું હોય છે. તેપર ઉભી ત્રણ નસો અને વાળની રૂંવાટી હોય છે. ફૂલની ડીટડી સૂક્ષ્મ હોય છે. તે ઉંચી ચઢતી ને પુ૦ બા૦ કોપ કરતાં ટુંકી હોય છે. અને તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–લીલા કે જાબુડી છાયા લેતા રંગનો હોય છે. તેનાપર વાળની રૂંવાટી હોય છે. તે ૧ થી ૨ લાઇન લાંબો હોય છે. તે પાંચ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો તળિયેથી જોડાયલાં હોય છે. ને મથાળે તેના પાંચ દાંતા જૂદા દેખતા હોય છે. તેનો એક ઉપરનો દાંતો ઉભી ત્રણ નસોવાળો, બીજા દાંતાઓ કરતાં પોહોળો ને તે આગળ વધી પાછો ઉંચો વળતો હોય છે. અને તેના નીચેના બે દાંતા એક બીજા સાથે વધારે જોડાયલા હોય છે. તે બીજા દાંતાઓ કરતાં ટુંકા હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. એ બે દાંતા પર છ નસો હોય છે. પડખાંના બે દાંતા જરા વધારે લાંબાને તેપર અકેક નસ હોય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ની પાંખડીઓ ૫ હોય છે. તેપર બહારની બાજુ વાળની રૂંછાળ હોય છે. પાંખડી ફીકા પીળા રંગની હોય છે. તે પુ૦ બા૦ કોપથી ભાગ્યેજ લાંબી હોય છે. તે તળિયેથી જોડાઈ નળી જેવી થયેલી હોય છે. ને ઉપર તેના બે ઓષ્ટ (હોઠ) નીકળેલા હોય છે. ઉપરનો ઓષ્ટ પહોળો, ને નીચેનો સાંકડો, ને જરા ઉપરથી લાંબો ને અંદર વળતો હોય છે.

**પુંકેસરો**–૪ તેમાં ૨ ટુંકાં ને ૨ લાંબાં હોય છે. તે પાંખડીથી બહાર નીકળતાં હોય છે. તેના તંતુઓ સફેદ અને પરાગકોપ પીળા હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોપની અંદર ચાર ઉભા વિભાગો કે બીજડાં (nutlets) વાળો હોય છે. નલિકા ધોળા રંગની અને પુંકેસર તંતુ જેવી પાતળી હોય છે. તેને ટેરવે સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**–પુ૦ બા૦ કોષમાં તેને તળિયે લીલી, લીસી સૂક્ષ્મ પડઘીપર ચાર ઉભાં ફલ ચતુર્થાંસ કે બીજડાં (nutlets) હોય છે, તેજ છે.

**બીજ**–(nutlet) ગોળાઈ લેતાં હોય છે. તે પ્રથમ ધોળાં ને પાકી જાય છે ત્યારે ઘેરા ભૂરા રંગનાં થઈ જાય છે. બીજનો વ્યાસ $\frac{1}{2}$ લાઇનથી કંઈક ઓછો હોય છે. તે ચળકતાં અને તેની સપાટીપર સૂક્ષ્મ બિંદુઓ હોય છે. બીજને એક છેડે ત્રણ સૂક્ષ્મ ધાર, અને એ ધારોના સંગમપર એક સફેદ ટપકી હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોપ–ઉપલેપક અને પૌષ્ટિક.

**૬–ઉપયોગ**–પાનનો રસ પ્રમેહ ઉપર, અને એનાં પાન અને બીજ પૌષ્ટિક પાકોમાં વપરાય છે. બાકી ઉપયોગ તકમરીઆં પ્રમાણે છે.

**૭–સ્થાનક**–બરડા ડુંગરમાં ઝાડવાંઓના છાંયડા નીચે અને પોરબંદર તલપતની રાજવાડી અને બીજી વાડીઓની વાડમાં તે ચોમાસે તકમરીઆં કરતાં થોડી ઉગે છે.

**૮–વિશેષવિવેચન**–તુલસીની જાતના છોડવાઓમાં સૌથી મ્હોટા છોડવા આ રામતુલસીના થાય છે. એનાં મૂળ અને ડાંડી ઘણાં જાડાં હોવાથી ખાખી લોકો એમાંથી રામભજનની માળા અને ગળામાં પહેરવાના ગંઠા બનાવે છે. માટે એને **રામતુલસી** અને **માલાતુલસી** કહે છે. તુલસી જંગલમાં ઉગતી નથી, પરંતુ આ તુલસી જંગલમાં ઉગે છે માટે એને મરાઠીમાં **રાનતુલસ** (રાન–જંગલ) કહે છે. કોઈ ભકતે ઠીક ગાયું છે કેઃ—

"સાંવરે તેને કૈસી બજાઈ બીન !  
રામ ભજનકું **તુલસીકીમાલા**, ઓઢનકું મૃગ છાલા;  
ઇતિ ગોકુલ ઉત મથુરાં નગરી, કેસે મીલે નંદલાલા.  
કૈસી બજાઈ બીન !"

---

## વર્ગ–(લોબચેટી)

### નંબર ૪૪૮.

**૧–શાસ્ત્રીયનામ**–Ocimum Sanctum.

દૃષ્ટાંત–H. IV. p. 609; N. p. 251; Watt. V. p. 443; રૂ. નિ. પા. ૩૨૩.

**૨–૩–તુલસી** સર્વ માન્ય અને સર્વ પૂજ્ય વનસ્પતિ છે. એમાં એક નહીં પણ સેંકડો ઔષધિય ગુણો રહેલા છે. એના બે ભેદ છે. એક **સ્વેતતુલસી** અને બીજી **કૃષ્ણતુલસી.** કૃષ્ણ તુલસી ફીકા કે ઘેરા જાંબુડા રંગની થાય છે. તુલસી જે જગોએ ઉગે છે તે જગોની હવા તે સ્વચ્છ અર્થાત્ પવિત્ર કરે છે. કોઈ પણ પવીત્ર વસ્તુ તેજ થઈ શકે છે કે જે સ્વચ્છ અને વિકાર રહિત હોય છે. તુલસી તેવી છે, માટે તે પવીત્ર ગણવામાં આવે છે. તેની વાસ ઉગ્ર, મગજને સતેજ કરનાર અને જરા તીખી લાગે છે.

તુલસીના છોડવા બાગ બગીચા, વાડીઓ, વાડા, ઘર આંગણે અને કેટલીક જગોએ તે ચોમાસે જથ્થાબંધ ઉગે છે, અને વાવવામાં પણ આવે છે. તુલસી વિષે એક જુદું જ ચોપાનીયું છપાવામાં આવશે તેમાં એનું વર્ણન, મહાત્મ્ય અને ઉપયોગ લખવામાં આવશે. તુલસીના ૨૩ ઔષધીય ઉપયોગ તો એકજ ગ્રંથમાંથી મળી આવેલા છે.

## વર્ગ–(લેબિયેટી).

### નંબર. ૪૪૯.

**૧–શાસ્ત્રીયનામ**–O. Basilicum.

દૃષ્ટાન્ત.–H. IV. p. 608; N. p. 251; Watt. V. p. 440; રૂ. નિ. પા. ૩૨૩.

**૨–દેશીનામ**–મરવો (પો૦); સબજો (ગુ૦) सवज्ञा (म० + हिं०).

**૩–વર્ણન**–સબજાના છોડવા તુલસી જેવા થાય છે, પણ ઘણીવાર તે તુલસીથી ઊંચા, જાડી ડાંડલી અને શાખાઓવાળા અને વિશેષ ભરાયલા હોય છે. તે રંગે લીલા તેમજ જાંબવા હોય છે. એ બાગ બગીચા, વાડીઓ અને વાડાઓમાં વાવવામાં આવે છે. એના છોડવા મુસલમાન ભાઇઓનાં કબરસ્તાનમાં ખાસ કરી વાવવામાં આવે છે, અને ચોમાસે તે પોતાની મેળે પણ ઘણા ઉગે છે. એના આખા છોડવામાં ઘણી મધુરી વાસ હોય છે. એની વાસ હવાને સ્વચ્છ કરે છે, એમ કેહેવાય છે. એની વાસ મધુરી, મગજને તર કરનારી હોય છે, તે તીખી લાગતી નથી. એનાં પાન સુંઘવાથી માથાંનાં કેટલાંક દરદો મટે છે. એનાં પાન સુકાયા પછી પણ તેમાંથી વાસ જતી નથી એટલું જ નહીં પણ તે વળી વધારે મધુર લાગે છે. એનાં પાનનો રસ વીંછીના ડંખપર લગાડવામાં આવે છે, તેથી વેદના ઓછી થાય છે. એનો રસ દાદર ઉપર પણ ચોપડવામાં આવે છે. એનાં પાન સ્વેદલ ગણાય છે. જખમ કે ચાંદાંમાં આશીંગ પડ્યાં હોય તો એનાં સુકાં પાનની ભુકી લગાડવાથી તે ખરી જાય છે, એમ કેહેવાય છે. સુંઠ અને મરીની સાથે એનાં પાનનો રસ ટાઢીઆ તાવમાં ટાઢ લાગતી હોય ત્યારે અપાય છે. એનું મૂળ છોકરાંઓને ભાર રહ્યો હોય તો ઘસીને પાય છે. એનાં બીજ ઉપલેપક, ઉત્તેજક, મૂત્રલ અને સ્વેદલ ગણાય છે. તે પ્રમેહ, પ્રદર, ઝાડા અને સંગ્રહણી ઉપર વપરાય છે. છોકરાંઓને દાંત આવતી વખતે ઝાડો થાય છે તેપર એનાં બીજનો લુવાબ પવાય છે. એનાં બીજ તકમરીઆંની માફક પાણીમાં પલાળવાથી તેનો લુવાબ ઉતરે છે. એનાં બીજ પૌષ્ટિક ગણાય છે. એનાં બીજ પોટીશ ઠેકાણે વપરાય છે. હંમેશની બદહજમીમાં એનાં બીજ સરબતની સાથે અપાય છે. પેશાબની ગરમીપર એનાં બીજનો લુવાબ સાકરની સાથે પવાય છે. પાનના રસનું કાનમાં ટીપું નંખાય છે.

---

## વર્ગ–(લેબિયેટી).

### નંબર. ૪૫૦.

**૧–શાસ્ત્રીયનામ**–Moschosma polystachyum?

દૃષ્ટાન્ત. H. IV. p. 612; N. p. 252.

**૨–દેશીનામ**–ડુંગરાઉતુલસી (પો૦) આબચી બાબચી (ગુ૦).

**૩–વર્ણન** એના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે વિશેષ કરીને વરસાદનું પાણી ભરાઈ રેહેતું હોય એવી જગોએ ઘણે ભાગે ડુંગરમાં ઉગે છે.

એના છોડવા ½ થી ૧ કે ૧½ ફુટ ઉંચા વધે છે. તે તુલસી જેવા દેખાય છે. પાન સામસામાં હોય છે. ફૂલની માંજર તુલસી જેવી પણ લાંબી અને તેપર મોઘરા તુલસીના મોઘરા કરતાં મોટા હોય છે. ફૂલ ધોળાં કે ફીકા જાંબુડા રંગનાં હોય છે.

**ઉપયોગ**–એનાં પાનનો રસ જરા તેલમાં ગરમ કરી કાંન દુખતો હોય તો કાનમાં તેનું ટીપું નાંખે છે. ઢોરોનાં ચાંદાં કે ભાઠાંઓમાં જીવાત પડી હોય તો એનાં પાન વાટીને તેપર ગામડીઆ લોકો બાંધે છે. બળદને કમેડો (શીગડું ખરી જાય તે) થયો હોય તો એના છોડવા શીંગડે બાંધે છે, એનાં પાનનો રસ પાકેલા ભાગપર લગાડે છે. અને એના સુકા છોડવાની ધૂણી શીંગડાંને આપે છે. તેથી તેમાં જીવાત થઈ હોય તો ઓછી થઇ જાય છે. એનાં બીજ વાના પાકમાં વપરાય છે. શરદીથી માથું ચડયું હોય તો એનાં પાન સુંઠની સાથે વાટી માથે લેપ કરે છે. તેથી છીંકો આવી માથું હલકું પડે છે. એનાં બીજ પ્રમેહ ઉપર સાકર સાથે અપાય છે.

---

## વર્ગ–(લેબિયેટી).

### નંબર ૪૫૧.

**૧–શાસ્ત્રીયનામ**–Anisochilus cornosus?

દૃષ્ટાન્ત–H. IV. p. 627; N. p. 253; Watt. I. p. 254.

**૨–દેશીનામ**–ઉભોરતવેલીઓ (પો+ગુ૦).

**૩–વર્ણન**–ઉભા રતવેલીઆના છોડવા ચોમાસે ઉગે છે, તે ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. એમાં સામસામી શાખાઓ નીકળે છે. પાન પોહોળાં **અરણી** કે **ચોધારા**નાં પાનને મળતાં હોય છે. ફૂલ ટુંકી ડુંડીપર ફીકા આસમાની રંગનાં આવે છે. ફલ ૪ ઉભાં બીજડાંવાળાં કાળાસલેતા રાતા રંગનાં પુ૦ બા૦ કોષની અંદર હોય છે.

એ આખા છોડવાપર વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**-ભૂરા રંગનાં ૨ થી ૪ ઈંચ લાંબાં, અને કેટલાક ઝીણા રેશા જેવા ફાંટાઓવાળાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી સુતળીથી સ્લેટપેન જેવી જાડી, જાંબુડી છાયાલેતા પીળા લીલા રંગની, તળિયે ગોળ ને ઉપર જતાં ચોધારી હોય છે. તેપર આછી રૂંવાટી હોય છે. શાખાઓ જાંબુડી છાયાલેતા લીલા રંગની ને ગીચ રૂંવાટીવાળી હોય છે. ડાંડી તેમજ શાખાઓ અંદરથી સફેદ પોચા ગાભાવાળી હોય છે,

**પાન**-સામસામાં હોય છે. તે ½ થી ૨½ ઈંચ લાંબાં અને ૩ લાઇનથી ૧ કે ૨ ઈંચ પોહોળાં હોય છે. તે કુમાસે જાડાં, ને બંને સપાટીએ આછી રૂંવાટીવાળાં હોય છે. તેની ઉપરની સપાટીપર કાળાં, અને નીચેનીપર ભૂરાં બિંદુઓ હોય છે. પાન બંને છેડે સાંકડાં થતાં ને વચમાં વિશેષ પોહોળાં હોય છે. તેની ડીટડી ½ થી ૨ ઈંચ લાંબી અને કોર કાંગરીદાર હોય છે. પાનને ચોળતાં તેમાંથી પાતળો રસ નીકળે છે, તે જરા ચીરપરો હોય છે. પાનનો સ્વાદ ખારાસલેતો ચીરપરો ને પાછળથી ઉગ્ર લાગે છે.

**ફૂલ**-શાખાઓને છેડે પુષ્પધારણ કરનારી જરા લાંબી સળીપર ½ થી ૧ કે ૧½ ઈંચ લાંબી અને ½ ઈંચ પોહોળી ડુંડી આવેલી હોય છે. ડુંડીમાં ફીકી આસમાની છાયાલેતા જાંબુડા રંગનાં ઘણાં ફૂલો પાસે પાસે બહુ સુંદર રીતે ગોઠવાયલાં હોય છે. તે ૩ થી ૪ લાઇન લાંબાં અને જરા સુવાસિત હોય છે. તેપર ધોળી રૂંછાળ હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-૨ ઓષ્ટનો બનેલો હોય છે. તેનો નીચલો ઓષ્ટ પોહોળો ને ટુંકો હોય છે, અને ઉપલો લાંબો ને સાંકડો થતો અણીદાર હોય છે. તે ફૂલ ઉઘડી ગયા પછી એક ડાબલીનાં ઢાંકણુની પેઠે નીચો નમી એ કોષની અંદરનાં બીજને ઢાંકી દે છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-પુ૦ બા૦ કોષ કરતાં લાંબો હોય છે. તે ૫ પાંખડીઓનો બનેલો હોય છે. તેની પાંખડીઓ તળિયેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે. એ નળી જરા દબાએલી ને ધોળા રંગની હોય છે. એ નળીથી ઉપરનો પાંખડીઓનો ભાગ ૨ ઓષ્ટમાં વેહેંચાયલો હોય છે. તે આસમાની છાયાવાળો હોય છે. એ બે ઓષ્ટમાંથી ઉપરનો ઓષ્ટ ટુંકો ને પોહોળો, અને નીચેનો લાંબો ને અંદર વળેલો હોય છે, તેમાં પું૦ અને સ્રીકેસરો આવેલાં હોય છે.

**પુંકેસરો**-૪ હોય છે, તેમાં ૨ જરા ટુંકાં હોય છે. તેના તંતુઓ લીસા, ચળકતા અને આસમાની રંગના, ને પરાગકોષ ભૂરા રંગના તંતુઓને ટેરવે આવેલા હોય છે.

**સ્રીકેસર**-૧ હોય છે, તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર આવેલો હોય છે. નલિકા પુંકેસર તંતુઓ કરતાં પાતળી ને તેના જેટલી લાંબી હોય છે, ને તેને છેડે સૂક્ષ્મ મુખ હોય છે.

**ફલ**-ફૂલ ખરી ગયા પછી પુ૦ બા૦ કોષનું ઉપરનું ઢાંકણું ઉંચું કરી જોતાં તે કોષમાં તેને તળિયે રાતા કે કાળાસલેતા રાતા રંગનાં ૪ ઉભાં બીજડાંવાળું ફલ દેખાય છે.

**બીજ**-½ લાઇન લાંબાં, ચળકતાં, ૩ બુઠ્ઠી ધારવાળાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-સ્વદેલ અને જ્વરઘ્ન.

**૬-ઉપયોગ**-એનાં મૂળ સંધિવાના કવાથમાં બીજી દવાઓ સાથે વાપરવામાં આવે છે. એના આખા છોડવાને પાણીમાં ઉકાળી તેની બાફ તાવવાળાને અપાય છે. એનાં પાનની તાવ ઉપર ગોળમાં ગોળી કરી ખવરાવવાથી તાવ નરમ પડે છે. માથું ચડયું હોય તો એનાં ફૂલની સુકી ભૂકી હાથે ચોળી તે સુંઘવાથી માથાની વેદના હલકી પડે છે.

**૭-સ્થાનક**-એના છોડવા ડુંગરની ખડકો વચમાં અને વિશેષે કરીને ડુંગરાળી સખ્ત જમીનમાં ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-એના ફૂલની માંજર લીંડીપીપર અગર રતવેલીઆની માંજર જેવી દેખાય છે. પણ રતવેલીઆના છોડવા જમીનપર પથરાએલા હોય છે જ્યારે આના છોડવા ઉભા હોય છે માટે એને **ઉભોરતવેલીઓ** કહે છે.

---

## વર્ગ-(લેબિયેટી.)
### નંબર-૪૫૨.

**૧-શાસ્રીયનામ**-Lavandula Burmanni.

દૃષ્ટાન્ત-H. IV. p. 631; N. p. 254; Watt. IV. p. 595.

**૨-દેશીનામ**-સર્પનો ચારો, આસમાની ગલગોટો, જંગલી લવન્ડર (પો+ગુ૦); गोरांया, गोरीया-आसमानी (म०);

**૩-વર્ણન**-સર્પના ચારાના છોડવા ૨ થી ૩ ફીટ ઉંચા થાય છે. તે ચોમાસે ઘણા ઉગી આવે છે, ને શિયાળે સુકાઈ જાય છે. એના છોડવામાં કોઈવાર ઘણી શાખાઓ હોય છે, અને કોઈવાર તે મુદ્દલ હોતી નથી. અથવા એકાદ બે શાખાઓજ હોય છે. જ્યારે એનો છોડવો ઘણી શાખાઓવાળો હોય છે ત્યારે તેની ડાંડી જરા જાડીને મજબૂત હોય છે, અને શાખા વગરના છોડવામાં તે પાતળી, નરમ અને તરસાની પેઠે લાંબી વધી ગયેલી હોય છે. એના છોડવા જ્યાં ઉગે છે ત્યાં ઘણું

કરી જથ્થાબંધ ઉગે છે. એને ગલગોટા જેવા વિભાગિત, ઝીણા, સાંકડા છેડાઓવાળાં પાન આવે છે. ફૂલ ફીકા ધોળા અથવા આસમાની રંગનાં હોય છે. અને ફલ પુ૦ બા૦ કોષમાં ચાર બીજડાંવાળાં હોય છે.

એના આખા છોડવાપર ભૂરા કે ધોળા રંગના વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–સ્લેટપેનથી પેનસીલ જેવું જાડું; ૩ થી ૬ ઈંચ લાંબું, ભૂરા રંગનું, ને જરા સખ્ત હોય છે. તેમાંથી ઝીણા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ પાતળી અને મૂળપરથી જલદી ઉતરી જાય તેવી હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ તેલીયો, ચીકણો અને ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ચોધારી હોય છે. તે નીચેના ભાગમાં સીસાપેનથી ટચલી આંગળી જેવી જાડી અને ઉપરના ભાગમાં કંઇક પાતળી હોય છે. તેની ચારે ધારોનો રંગ ધોળાસલેતો અને વચમાંના ગાળાનો લીલો હોય છે. તેથી ડાંડીપર ભાત પડી રહેલી હોય છે. ડાંડી અને શાખાઓ બટકણી અને અંદર સફેદ ગાભાવાળી હોય છે. તેપર સફેદવાળની રૂવાંટી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તે ૨ થી ૪ ઈંચ લાંબાં અને તેથી કંઇક ઓછાં કે તેટલાંજ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તેની બન્ને સપાટીપર રૂંછાળ હોય છે. પાન ગલગોટા અથવા ગાજરનાં પાનની પેઠે વિભાગિત થયેલાં હોય છે. તે દરેક પાનમાં તેની મધ્ય શિરાની બન્ને બાજુ તેના ૨ થી ૬, કે ૧૦ થી ૧૫ ઝીણા વિભાગો (segments) થયેલા હોય છે. એ વિભાગો પણ વખતે પાછા વિભાગિત થયેલા હોય છે. એ વિભાગો અથવા પાનના છેડા લાંબા, સાંકડા અને ઘણુંકરી બુઠ્ઠી અણીવાળા હોય છે. એમાં છેવટના છેડા ઘણા ઝીણા હોય છે. તે $\frac{1}{૮}$ થી $\frac{1}{૧૬}$ ઈંચ જેટલા સાંકડા હોય છે. પાનની વચ્ચોવચ તેની મુખ્ય શિરા બન્ને સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. તેમજ તેવીજ શિરા પાનના છેડાઓમાં પણ હોય છે. પાનને અમથું સુંઘવાથી વાસ ભાંગ જેવી પણ ચોળવાથી તેમાંથી લવન્ડર (Oil of Lavender) જેવી વાસ નીકળે છે. તેનો સ્વાદ તેલીયો, ચીરપરો ને જરા કડવો લાગે છે.

**ફૂલ**–ફૂલની મંજરી ડાંડી અથવા શાખાઓને છેડે આવે છે, તે સાદી અથવા સંયુક્ત હોય છે, મંજરીમાં દરેક ફૂલ એક બીજા પાસે અનુક્રમે ચડઉતર ગોઠવાયલું હોય છે. તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે. દરેક ફૂલની નીચે, તળિયેથી પોહોળું, ટેરવે લાંબી અણીવાળું અક્કેકું પુષ્પપત્ર આવેલું હોય છે. તે પુ૦ બા૦ કોષ કરતાં વખતે લાંબું હોય છે. તેનાપર ઉભી નસો અને સફેદ વાળની આછી રૂંવાટી હોય છે. ફૂલની વાસ સુગંધિત હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–૫ પત્રોનો બનેલો હોય છે. તે $\frac{1}{૪}$ ઈંચ લાંબો, ફીકા લીલા રંગનો, એકબાજુ જરા વાંકવળતો, ને તેનાપર ધોળા વાળની રૂંવાટી હોય છે, તેનાં પાંચે પત્રો તળિયે જોડાયલાં ને મથાળે તેના પાંચે દાંતા જૂદા દેખાતા હોય છે. તેનાપર ઉભી નસો હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૫ હોય છે. તે તળિયેથી જોડાઇને નળી જેવી થયેલી હોય છે, અને મથાળે તેના બે ઓષ્ઠ (હોઠ) જૂદા દેખાતા હોય છે. તેના નીચલા ઓષ્ઠમાં ૩ અને ઉપલામાં ૨ વિભાગો થયેલા હોય છે. નીચલા ત્રણ વિભાગોમાં વચલો વિભાગ અર્થાત્ પાંખડીનો છેડો બીજા છેડાઓ કરતાં જરા વધારે બહાર નીકળતો અને ઘેરા આસમાની રંગનો હોય છે. એ નીચલા ઓષ્ઠના ત્રણે છેડાઓમાં વચ્ચોવચ સફેદ લીટી હોય છે. પાંખડીના બન્ને ઓષ્ઠમાંના છેડા પસરાતા હોય છે, તેનો વ્યાસ $\frac{1}{૪}$ ઈંચ જેટલો હોય છે. પાંખડીની નળી પુ૦ બા૦ કોષ જેવી જરા વાંકી ને તેના કરતાં લાંબી હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તે પાંખડીની નળીની અંદર ઢંકાયલાં હોય છે. પરાગકોષ ચળકતા ને ભૂરા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષની અંદર તેને તળિયે ચાર વિભાગોવાળો આવેલો હોય છે. નલિકા ફીકા ધોળા રંગની, ને ઘણી ઝીણી, તથા પુ૦ બા૦ કોષ કરતાં લાંબી હોય છે. પણ તે પાંખડીની નળીની અંદર ઢંકાયલી હોય છે. નલિકાગ્રમુખ આસમાની રંગનું બે વિભાગવાળું હોય છે.

**ફલ**–જ્યારે પાકવા આવે છે ત્યારે ફૂલમાંથી તેની પાંખડી, પુંકેસરો, અને નલિકા એ સઘળાં સુકાઇને ખરી જાય છે. પણ પુ૦ બા૦ કોષ ફલની સાથે જરા મ્હોટો થાય છે. તેના પાંચ દાંતા પણ હવે વધારે સ્પષ્ટ દેખાય છે. અને તેનું મુખ પણ વધારે વિકાશ પામે છે. આ વખતે તેનાપરની નસો અને ભૂરા રંગનાં બિંદુઓ પણ વધારે સ્પષ્ટપણે દેખાય છે. આવા પુ૦ બા૦ કોષની અંદર તેને તળિયે ચાર ઉભાં ફલ ચતુર્થાંશ એટલે ચાર બીજડાં (nutlets) પાકી રહેલાં હોય છે, તે આ છોડવાનું **ફલ** છે.

**બીજ**–ઉપર કહેલું દરેક ફલ ચતુર્થાંસ એટલે બીજડું (nutlet) હવે એક બીજજ છે. તે લીસું, અને એક બાજુ કાળા ને બીજી બાજુ ધોળા રંગનું હોય છે. તેની ધોળી બાજુ ઉંડી, અને કાળી બે ધારવાળી હોય છે. બીજ $\frac{1}{૨}$ લાઇન લાંબું અને $\frac{1}{૪}$ લાઇન પોહોળું હોય છે. ને તે મોઢામાં રાખવાથી તકમરીઆંનાં બીજની પેઠે ચીકણું લાગે છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-વિષહર, જ્વરઘ્ન.

૬-ઉપયોગ-એનું મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોના દંશ ઉપર ચોપડવામાં આવે છે. સર્પદંશ થયો હોય તેને નીંદર નહિ આવવા માટે વારંવાર સર્પના ચારાનાં પાનને વાટી સુંઘાડે છે. ઢોરને છેરામણ થયું હોય તો બરડા ડુંગરના રબારીઓ આવળનાં મૂળની છાલ ૨ ભાગ, અને સર્પનો ચારો ૧ ભાગ લઈ તેનો ઉકાળો કરી તે ઢોરને પાય છે. એનાં સુકાં ફૂલ ફલનો મરીની સાથે કાઢો કરી તે તાવ વાળાને પરસેવો લાવવા માટે અપાય છે. શરદી લાગવાથી માથું દુખતું હોય તો તેપર સર્પના ચારાનાં પાન વાટી માથે લેપ કરવામાં આવે છે. અને એનાં ફૂલ સુંઘાડવામાં આવે છે. સર્પના ચારાના આખા છોડવાને પાણીમાં ઉકાળી તેની તાવવાળા માણસને બાફ અપાય છે.

૭-સ્થાનક-બરડા ડુંગરમાં એના છોડવા છૂટા છવાયા ઘણી જગોપર ઉગે છે.*

એ મધ્ય-અને દક્ષિણ હિંદુસ્થાનમાં થાય છે.

૮-વિશેષ વિવેચન-કોઈ વિચિત્ર દેખાતી, ઝીણાં પાનવાળી તેમ જ કાદી અને ભોંયરાં જેવી જગ્યાપર, કોઈ વનસ્પતિ ઉગતી હોય તો તેવી વનસ્પતિને આ સ્વસ્થાનના ગામડીઆ લોકો **સર્પનોચારો, સર્પના સુવા** વગેરે નામો આપે છે. આ સર્પનો ચારો પણ તેમાંની એક વનસ્પતિ છે. એ કાદીવાળી જમીન કે જેમાં ઘણુંકરી સર્પો રહે છે, અને વારંવાર તે દેખાવ આપે છે, એવી જગાએ એ વનસ્પતિ ઉગે છે. માટે એને **સર્પનોચારો** કહે છે. એનાં પાન જરા દૂરથી ગલગોટાનાં પાન જેવાં દેખાય છે, અને તેમાં આસમાની ફૂલ હોવાથી એને **આસમાનીગલગોટો** કહે છે. એમાં લવન્ડર જેવી સુગંધ હોવાથી એને **જંગલી લવન્ડર** પણ કહે છે.

આ જંગલી લવન્ડર અર્થાત્ સર્પના ચારાના તાજા છોડવામાંથી બહુ તીક્ષ્ણ વાસ નીકળે છે. એમાંથી રસાયણ શાસ્ત્રીયો અને બીજા વૈદ્ય વિદ્વાનોએ તેલ કાઢી જોવું જોઇએ, કે જેથી જો એ કામમાં ફતેહમંદી મળે તો આ વનસ્પતિ જે હાલ કેવળ નકામી પડતર રહી સુકાઈ જાય છે તેનો બોહોળો ઉપયોગ થઈ શકે. એ વનસ્પતિનો દવા તરીકે થોડો ઉપયોગ બરડાના ગામડીઆ અને રબારી લોકોએ કરેલો છે, તે શિવાય બીજા કોઇએ તે કરેલો હોય એમ જણાતું નથી. પણ એ વનસ્પતિ અરબી **ઉસ્તે ખુદુસ**ની જગોએ વાપરી શકાય એમ જણાય છે. **ઉસ્તેખુદુસ** (Lavandula stœchas) એ **એશિયામાઈનરથી** હિંદુસ્થાનમાં આવે છે, તો તેની જગોએ **જંગલી-લવન્ડર** અથવા **સર્પનો-ચારો** ઉપયોગમાં આવી શકતો હોય તો શામાટે તેનો ઉપયોગ ન કરવો ?

**જંગલી લવન્ડર** વિષે "બૉમ્બે ગેઝેટીયર વૉલ્યુમ ૨૫ બૉટનિ" માં પાને ૨૨૪ મે મરહુમ ડાકટર **લિસ્બો** લખે છે કે, આ વનસ્પતિ દખણ અને પુનામાં ઘણી થાય છે. તે યુરોપમાંથી (લવન્ડર) તેલ આવે છે તેની જગોએ કામમાં લઈ શકાય.

લખનારના મુરબ્બી મરહુમ ડાકટર **સખારામ અર્જુન ઉસ્તે ખુદુસના** ગુણ વિષે લખે છે કેઃ-"તે ઉત્તેજક, સ્વેદલ અને ઋતુને નિયમિત કરનાર છે. અને દેશી સ્ત્રીઓ એ દવાને **અલફજન**નાં નામથી ઘણી વાપરે છે." (Bombay Drugs p. 100 1879)

યુરોપથી આવતું લવન્ડર તેલ (Lanvandula vera) નામની વનસ્પતિમાંથી બનાવવામાં આવે છે. એ વનસ્પતિ આપણા **જંગલી લવન્ડરની** બહેન જ છે. તો જંગલી લવન્ડરમાંથી પણ બહુધા તેવું તેલ નીકળી શકે એ સંભવિત છે. માટે આ બાબતમાં વિદ્વાન ડાકટરો, વૈદ્યો, રસાયનશાસ્ત્રીયો, તેમ જ ગાંધી અને સુગંધિત તેલ વેચનારા વેપારીઓનું મુબારક ધ્યાન ખેંચાવા વિનતિ કરવામાં આવે છે.

ઘણા અફસોસની વાત છે કે આજ ૨૦ વર્ષ દરમીઆન આ વનસ્પતિ સંબંધી કંઈ પુછપડછ જો કોઇએ કરેલી હોય તો તે ફક્ત એકજ યુરોપીઅન લેડી (Mrs. Quin) એ કરેલી છે. અને એ વનસ્પતિનો નમુનો તેઓએ રાજકોટની રસાયણ શાળાના ઉપરી-(Mr. Lee) પર તપાસવા માટે મોકલી આપ્યો હતો. જેનું શું પરિણામ આવ્યું તે લખનારને જણાયલું નથી. કેમ કે એ પ્રયોગશાળા જ થોડાં વર્ષો ઉપર બંધ થયેલી છે.

* તોપણ આદિત્યાણા જંગલની ખાણો, જાંબુવાનના ભોંયરાના કાદા, ગોઢાણા જંગલમાંનો ખીલેડો કાદો, અને આદિત્યાણા વીરડીની સાતપડીની કાદીમાં તે ઢગલા મોઢે ઉગે છે. ભાદરવા આશુમાં એનાં આસમાની ફૂલોથી સદરહુ જગાઓની કાદી આસમાની થઈ રહેલી હોય છે. એ દેખાવ પણ એક જોવા લાયક થાય છે.

---

## વર્ગ-(લેબિયેટી).

### નંબર ૪૫૩.

૧-શા. નામ-Salvia Ægyptiaca (var.) Pumila.

દૃષ્ટાન્ત-H. IV. p. 656; Watt. VI. part II. p. 450.

૨-દેશીનામ-લવીંગીઓ બાટ (પો+ગુ૦). ખરપણી (કચ્છી).

૩-વર્ણન-લવીંગીઆબાટના છોડવા શિયાળો શરુ થઇ ગયા પછી વિશેષ જોવામાં આવે છે. એનાં બહુ વર્ષાયુ મૂળને મથાળેથી ચોફેર ઘણી શાખાઓ નીકળે છે, તે બહુધા જમીનપર છાતલાંની પેઠે પથરાય છે, ને કોઇવાર શાખાઓ થોડી ઉંચી પણ વધે છે. એના છોડવા ૬ થી ૯ ઇંચ કે કોઇવાર ૧ થી ૧½ ફુટ ઘેરાવાના હોય છે. એમાં ઘણાં નાહાનાં પાન આવે છે, તેપર કરચલી પડેલી હોય છે. એને શાખાઓને છેડે આસમાની ફૂલોની મંજરી આવે છે, તેના પુ૦ બા૦ કોષપર ધોળા રંગના સુંવાળા લાંબા વાળની રુંછાળ વિશેષ આવે છે, તેથી એના છોડવા ફીકા ધોળા રંગના દેખાયછે. એનાં પાનને ચોળવાથી जायफळ અગર લવીંગ?ની સુગંધને મળતી સુગંધ આવે છે, તેથી એ તરત ઓળખાઇ આવે છે.

મૂળ-સ્લેટપેનથી તે આંગળી જેવું જાડું, ૨ થી ૧૦ ઇંચ લાંબું અને ભૂરા રંગનું મજબૂત હોય છે. એની વાસ સુગંધિત અને સ્વાદ પ્રથમ વિશેષ જણાતો નથી પણ થોડીવાર પછી चणकक्षार જેવી જીભને ટાઢક જણાઇ ટાઢા શેરડા આવે છે-

ડાંડી અને શાખાઓ-સુતળી જેવી પાતળી હોય છે. તે મૂળને મથાળેથી થોડી અથવા સંખ્યાબંધ નીકળેલી હોય છે. તે ચોરસ, ભૂરા રંગની અને સફેદ સખ્તવાળની રુંવાટીવાળી હોય છે. કોમળ શાખાઓનો રંગ ફીકો લીલો અને તેનાપર સફેત સુંવાળા લાંબા વાળની રુંછાળ હોય છે. વાસ અને સ્વાદ મૂળને મળતાં હોય છે.

પાન-સામસામાં હોય છે, તે ½ ઇંચ લાંબાં ને ¼ ઇંચ પોહોળાં હોય છે. પાન બન્ને છેડે સાંકડાં, અથવા ડીટડી તરફ સાંકડાં ને ટેરવાં તરફ પોહોળાં, ને વખતે ટેરવે અણીથતાં કે બુઠ્ઠાં હોય છે. તેની કોરપર સૂક્ષ્મ કાંગરી હોય છે. તે અજાયબ રીતે પાછળ વળેલી દેખાય છે. તેમાંની નસો પાછળની બાજુ સ્પષ્ટ હોય છે. પાનને ચોળતાં જાયફળ જેવી ખુશનુમાં સુગંધ તેમાંથી નીકળે છે, ને સ્વાદ પ્રથમ જરા તમતમો ને પાછળથી તેલીયો ને ટાઢો લાગે છે.

ફૂલ-શાખાઓને છેડે તેમજ પત્રકોણમાંથી ફૂલોની મંજરી નીકળેલી હોય છે. એ મંજરીમાં ફૂલના વર્તુળ અથવા થાક જરા છેટા છેટા આવેલા હોય છે, એ દરેક વર્તુલ કે થાકની બાજુએ બે સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે, અને દરેક વર્તુલમાં ૨ થી ૩ ફૂલ હોય છે. તેની ડીટડી સૂક્ષ્મ હોય છે.

પુ૦ બા૦ કોષ-ના બન્ને ઓષ્ઠ સ્પષ્ટ દેખાતા હોય છે, તે ફીકા લીલા રંગના ને તેપર લાંબા, સુંવાળા અને સફેતવાળની ગીચ રુંછાળ આવેલી હોય છે.

પુ૦ અભ્ય૦ કોષ-ની પાંખડીઓ ૫ તળિયેથી જોડાઇને સૂક્ષ્મ નળી જેવી થએલી હોય છે, અને આગળ તેના બે ઓષ્ઠ નીકળેલા હોય છે.

પુંકેસરો-દેખઇતાં ૨ પૂર્ણ હોય છે, તેના તંતુઓ અને પરાગકોષની કોર આસમાની રંગનાં હોય છે.

સ્ત્રીકેસર-૧ હોય છે, તેની નલિકા ટેરવે બે વિભાગવાળી હોય છે.

ફલ-પુ૦ બા૦ કોપ સુકાય છે, ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે, ને તેના ૨ ઓષ્ટ જે પ્રથમ ઘણા ખુલ્લા હોય છે, તે અત્યારે પાસે પાસે આવી ગયા હોય છે. એ કોપને તળીયે ૪ ઉભાં કાળા રંગનાં ને લીસાં બીજડાં—( nutlets ) વાળું ફલ આવેલું હોય છે.

બીજ-ઉપર કહેલાં ફલનો ¼ ભાગ, અથવા ફલ ચતુર્થાંશ કે ફલનું ચોથીયું, એજ એક બીજ છે. તે બન્ને છેડે બુઠ્ઠી અણીવાળાં, રંગે કાળાં, $\frac{1}{16}$ ઇંચ લાબાં ને $\frac{1}{32}$ ઇંચ પોહોળાં હોય છે. તે બાજુએ જરા દબાયલાં જેવાં હોય છે,

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-પાચક, પૌષ્ટિક, ઉપલેપક અને ચિરગુણકારી પૌષ્ટિક.

૬-ઉપયોગ-એનાં મૂલ પાણીમાં વાટીને સંધિવા તથા રસવિકારના સોજાપર ચોપડવામાં આવે છે. એના પાનને સુકાવી તેની ભૂકીની ઉધરસ અને દમ ઉપર મધ અગર ગોળની સાથે ગોળી કરી દરદીને આપવામાં આવે છે, તેથી ફાયદો થાય છે. એનાં ફૂલ સોતી માંજર હાથે ચોળી સુંઘવાથી માથાની પીડા મટે છે. એનાં બીજ પલાળી તેમાં સાકર મેળવી તે પ્રમેહ ઉપર અપાય છે. તેમજ એનાં બીજ ઝાડો, સંગ્રહણી, હરસમાંથી પડતું લોહી અને પેસાબની બળતરા ઉપર અપાય છે. એનાં મૂળનો કાઢો મરીની સાથે તાવ અને અજીર્ણ ઉપર અપાય છે. એનાં પાન અને બીજ ચિરગુણકારી અને પૌષ્ટિક કવાથ તથા પાકોમાં વપરાય છે. એના છોડવા બકરાં અને ગાડરાં (ઘેટાં) ખાય છે. એનાં પાન કેટલાક લોકો કપડાંમાં રાખે છે.

૭-સ્થાનક-કોબીકરાર અને કાદીવાળી જમીનમાં એના છોડવા ઉગે છે. એ *સિંધ અને પંજાબમાં પણ થાય છે.

૮-વિશેષવિવેચન-એના છોડવામાંથી જાયફલ લવીંગ? કે જાવંત્રી જેવી સુગંધ નીકળે છે-પણ આવી સુગંધ હોવાને લીધે એને लविंगीओबाट કેહેતા હશે. લવીંગીઆબાટ કાઠિયાવાડમાં પ્રસિદ્ધ વનસ્પતિ છે. તે

*પોરબંદર સ્વસ્થાનમાં લવીંગીઆબાટ કંડોરણા ઠાંસામાં, અણીઆરી, વરવાળા અને ભોદગામની સીમમાં, તેમજ પોરબંદર તલપત પાસે તે ધર્મપુર રિઝર્વની અંદર ઉગે છે.

રાજકોટ અને ગોંડલ તરફ વિશેષ ઉગે છે. કચ્છમાં એ ઉંટનો મુખ્ય ચારો છે.

પંજાબમાં એનાં બીજને તુખ્મે માલૂગ કહે છે, પણ ખરાં તુખ્મેમાલુગ (Lallemantia Royleana) આજ વર્ગની બીજી વનસ્પતિનાં બીજ છે.

---

## વર્ગ-(લેબિયેટી).

### નંબર. ૪૫૪.

**૧-શાસ્ત્રીયનામ**-Anisomeles ovata.

દૃષ્ટાન્ત-H. IV. p. 672; N. p. 258; Watt. I. p. 255.

**૨-દેશીનામ**-ચોધારો (પો૦+ગુ૦); गोपाली (મ૦); गोगुर (હિં૦); आरामशीतला (સં૦).

**૩-વર્ણન**-ચોધારાના છોડવા ચોમાસે ઉગી આવે છે, તે ૨ થી ૬ ફીટ ઉંચા વધે છે. એની ડાંડી અને શાખાઓ ચોધારી હોય છે. શાખાઓ સામસામી નીકળેલી હોય છે. ડાંડી તેમજ શાખાઓ ફીકા જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેપર સફેદ વાળની ઉભી હારો અને ગીચ રૂંછાળ આવેલી હોય છે. ડાંડી તેમજ શાખાઓનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સફેદ પોચા ગાભાવાળી દેખાય છે. ડાંડી પેનસીલથી તે આંગળી જેવી અને શાખાઓ સુતળીથી સ્લેટપેન જેવી કે વખતે જરા તેથી જાડી હોય છે.

**પાન**-સામસામાં હોય છે, તે છોડવાના નીચેના ભાગમાં મ્હોટાં ને ઉપરના ભાગમાં ન્હાનાં હોય છે. પાન ૧ ½ થી ૪ કે ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. તે જાડાં ને તેપર ધોળા વાળની આછી રૂંવાટી બન્ને સપાટીએ હોય છે. તેની ઉપરની સપાટી લીલા ને નીચેની લીલાસલેતા ફીકા ધોળા રંગની હોય છે. ઉપરની સપાટીપર સફેદ સૂક્ષ્મ બિંદુઓ અને નીચેનીપર તે લીલા હોય છે. પાનની ડીંટડી ½ ઇંચથી ૪ કે ૫ ઇંચ લાંબી, ઉપર નીકવાળી, ને જાંબુડા રંગની છાયાલેતી હોય છે. પાન ડીંટડી પાસે પોહોળાં અને ઉપર જતાં સાંકડાંથતાં હોય છે. પાનની કોર સુંદર કાંગરીદાર હોય છે, તેમાં પાનનાં ટેરવાંની છેલ્લી કાંગરી સૌથી લાંબી હોય છે. પાનની વાસ કંઈ ખાસ ઉગ્ર-સુગંધિત અને સ્વાદ કડવાસલેતો, ચીકણો અને ચીરપરો લાગે છે.

**ફૂલ**-પત્રકોણમાં ફૂલની દડી અથવા વર્તુલ આવેલા હોય છે. તેમાં ગીચોગીચ ઘણાં ફૂલો હોય છે. શાખાઓને છેડે પણ ફૂલની કલગી કે મંજરી આવે છે. ફૂલનો રંગ જાંબુડી છાયાલેતો હોય છે. પુષ્પપત્રો તરેહવાર આકાર ને લંબાઇનાં હોય છે. પુ૦ બા૦ કોષ ૫ પત્રોનો બનેલો હોય છે, તેનાં પત્રો જોડાઈને નળીઆકાર થયેલાં ને મુખ પાસે તેના દાંતા દેખાતા હોય છે, પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓના ૨ ઓષ્ઠ નીકળેલા હોય છે, તેમાં ઉપરનો ઓષ્ઠ અખંડ અને નીચેનો ખંડિત હોય છે. પુંકેસરો ૪ હોય છે, તેમાં ૨ ટુંકાંને ૨ લાંબાં હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે, નલિકા લાંબી માથાળે ૨ ફાંટા (મુખ-૧) વાળી હોય છે.

**ફલ**-પુ૦ બા૦ કોષને તળિયે ૪ ઉભાં બીજડાંવાળું હોય છે.

**બીજ**-લીસાં, લંબગોળ $\frac{1}{12}$ ઇંચ લાંબાં હોય છે.

**૩-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-વાયુહર્તા, ગ્રાહી, અને ચિરગુણકારી પૈષ્ટિક.

**૬-ઉપયોગ**-ચોધારાનું મૂળ પાણીમાં ઘસીને ઝેરી જનાવરોનાં ડંખપર તેમજ રસવિકારના સોજાપર ચોપડવામાં આવે છે, તેથી સોજો ઉતરી જાય છે. ચોધારાનાં પાનને પાણીમાં ગરમ કરી તે પાણીની તાવવાળાને બાફ આપે છે. ચોધારાનાં પાનને વાટી તેની ગોળમાં ગોળી કરી અપચા અને અરુચી ઉપર આપવાથી ફાયદો થાય છે. ચોધારાનાં ફૂલ અને બીજ પ્રમેહ ઉપર અપાય છે. ચોધારાનો આખો છોડવો બાળી તેની રાખ મીઠાં તેલમાં મેળવી તે તેલ માથાની ઉંદરી અને ખોડાપર લગાડવામાં આવે છે. એની રાખ પીપર સાથે મધમાં આપવાથી કફને દૂર કરે છે.

**વૉટ-સાહેબ** લખે છે કેઃ-ચોધારાના છોડવામાંથી **સીલોનમાં** એક જાતનો અર્ક ખેંચી કઢવામાં આવે છે. તે ગર્ભસ્થાનના વ્યાધિપર ઉપયોગી જણાયેલો છે.

**૭-સ્થાનક**-કરારજમીનવાળાં ખેતરોને શેઢે, તેવી જમીનવાળા રસ્તાઓની બાજુએ અને વાડીઓની વાડ પાસે એના છોડવા ઉગે છે. એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

**૮-વિ૦વિવેચન**-શાખાઓ ચોધારી હોતાં એને ચોધારો કહેછે,

---

## વર્ગ.-(લેબિયેટી).

### નંબર ૪૫૫.

**૧-શાસ્ત્રીયનામ.**-A. malabarica.

દૃષ્ટાન્ત-H. IV. p. 673; N. p. 258; Watt. I. p. 254.

**૨-દેશીનામ.**-ધોળોચોધારો, મખમલીચોધારો (પો-ગુ૦); सुंदर फूल, सुंदर, पांढ़ा-चोधारा (મ૦)

**૩-વર્ણન.**-ધોળા ચોધારાના છોડવા પણ ચોમાસે ઉગે છે, તે ચોધારા જેવા પણ ઘણી વાર તેનાથી વિશેષ

જોરદાર હોય છે. એના આખા છોડવાપર સુંવાળા મખમલ જેવા ધોળા લાંબા વાળની રુંવાટી હોય છે. તેથી તે ચકચકીત ને ધોળા દેખાય છે. માટે એને ધોળો ચોધારો કહે છે, એમાં પણ ચોધારાની પેઠે રાતાં ફૂલો ગોળ વર્તુલોમાં આવેલાં હોય છે. ફૂલ હોય છે ત્યારે એના છોડવા ઘણા સુંદર લાગે છે. ચોધારાના છોડવા ઉગે છે તેવી જગોએ આના છોડવા પણ ઉગે છે, એનાં પાન ચોધારાનાં પાન કરતાં જરા સાંકડાં હોય છે.

એના છોડવા પણ ચોધારાના છોડવાની પેઠે જરા સુગંધિત હોય છે.

**ઉપયોગ**–એનાં પાનનો ઉકાળો તાવ અને શરદીવાળાને અપાય છે. એનો ઉકાળો પણ ચોધારાની પેઠે તાવમાં બાફ દેવાને માટે વપરાય છે, કહે છે કે, એનો ઉકાળો છોકરાંઓને ચુંકા, બદહજમી અને દાંત આવતાં તાવ આવે છે, તેમાં અપાય છે. એનું મૂળ સુંઠની સાથે વાટી કાનખજુરાના કરડ ઉપર તેમજ હાથીપગાના સોજા ઉપર ચોપડાય છે. તેથી તાત્કાલિક ફાયદો જણાય છે. એના પાનનાં વરાળીઆં સંધિવાના સોજા અને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. ગરમીને લીધે માથું ચડયું હોય તો એનાં સુકાંપાનને ઝીણાં કપડાંમાં વીંટીને તે સુંઘવાથી થોડી છીંકો આવી માથું મટી જાય છે.

---

## (વર્ગ–(લેબિયેટી).

### નંબર ૪૫૬.

**૧–શાસ્ત્રીયનામ**–Leucas urticæfolia.

દૃષ્ટાંત–H. IV. p. 680; N. p. 259.

**૨–દેશીનામ**–કુબો (પો+ગુ૦).

**૩–વર્ણન**–કુબાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે અને શિયાળા પછી સુકાઈ જાય છે. તે ½થી ૧ કે ૧½ ફુટ જેટલા ઉંચા વધે છે. એમાં ઝાઝી શાખાઓ નીકળી એના છોડવાનો સારો ભરાવ થાય છે. શાખાઓ ઉંચી ચઢી જરા અંદર વળતી હોય છે. તેથી એ આખા છોડવાનો દેખાવ એક ગુમજ કે ઝુમર જેવો સુશોભિત થઈ રહેલો હોય છે. કોઈ વાર એમાં શાખા નહિં નીકળતાં એકલ ડાંડીએ એના છોડવા વધી જાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથ્થાબંધ ઉગે છે. એનાં પાન પોહોળાં, કોરે કાંગરીવાળાં, ને સુંવાળાં હોય છે. ફૂલની દડી અથવા કુબા પાનની જોડી વચ્ચે આવે છે. તે દરેક દડી અથવા કુબામાં ધોળા રંગનાં સૂક્ષ્મ ફૂલો હોય છે. ફૂલ પુ૦ બા૦ કોપની અંદર ઢંકાયલાં હોય છે.

એના આખા છોડવાપર ઘણુંકરી ધોળા કે ભૂરા વાળની રુંવાટી હોય છે.

**મૂળ**–એનું મૂળ ભૂરાસલેતા ધોળા રંગનું ને સુતળીથી પેનસીલ જેવું જાડું હોય છે. તેપરથી ૬ ઈંચ લાંબું હોય છે. એમાંથી બીજા ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ ઘણી પાતળી અને તેમાંની સળી (લાકડું) કઠ્ઠણ હોય છે. તેની વાસ જરા સુગંધિત અને સ્વાદ તેલીયો, ચીરપરો અને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ફીકા લીલા રંગની, ચોધારી, સ્લેટપેન જેવી જાડી અને ધોળાવાળની રૂંવાટીથી ભરાયલી હોય છે. શાખાઓ સુતળી જેવી પાતળી હોય છે. તે પોચી અને અંદરથી સફેદ ગાભાવાળી હોય છે. તે સામ સામી આવેલી હોય છે. તેનાપર નીચા ઢળતા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. તે ૧ થી ૧½ ઈંચિ (ભાગ્યે ૩ ઈંચિ) લાંબાં ને ½થી ૧ ઈંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો ને નીચેનીનો ફીકો હોય છે. તેની બન્ને સપાટીપર સૂક્ષ્મ સુંવાળા વાળની રૂંવાટી હોય છે. તેથી તેનાપર આંગળી ફેરવતાં તે સુંવાળા લાગે છે. નસો નીચેની સપાટીએ સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની ડીટડી ⅛થી ½ ઈંચિ લાંબી હોય છે ને પાન ડીટડી પાસે પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાંથતાં હોય છે. તેની કોરપર કાંગરી હોય છે. કેટલાંક પાન ડીટડી પાસે સાંકડાં થતાં હોય છે ને ત્યાં તે કાંગરી વગરનાં હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ જરા કડવાસલેતો લાગે છે ને પાછળથી જીભ જરા ખરસટ થઈ જાય છે.

**ફૂલ**–પાનના ખૂણાઓમાંથી ફૂલની દડી અથવા કુબાઓ નીકળેલા હોય છે. તે ½થી ૧ ઈંચ વ્યાસના હોય છે. એ દરેક દડી અથવા કુબામાં આશરે ૫૦ થી ૧૫૦ જૂદાં જૂદાં ફૂલો હોય છે. દરેક દડી નીચે ઝીણાં અણીદાર પુષ્પપત્રો આવેલાં હોય છે. તે પુ૦ બા૦ કોપ જેટલાં લાંબાં અને સફેદ વાળની રૂંવાટીથી ભરાયલાં હોય છે. તેની કોરપર લાંબાં ધોળા વાળની હાર હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–⅛ થી ¼ ઈંચ લાંબો હોય છે. તે નાહાની લાંબી કોથળીના આકારનો હોય છે. તે તળિયેથી સાંકડો, જરા વાંકવળેલો અને ઉપર જતાં તેના મુખ આગળ તે કલમત્રાસ કપાયલા જેવો હોય છે. તે સફેદ વાળની રૂંવાટીથી ભરાયલો હોય છે. અને તેના ઉપર પાંચ ઉભી નસો હોય છે. એ નસોની અણી તેનાં મુખથી સહેજ બહાર નીકળતી હોય છે. એ ઉભી નસોની અંદર વળી આડી ને કમાનદાર ઝીણી ભૂરા કે લીલા રંગની નસો આવેલી હોય છે. જેથી આ કોપપર ઘણી મજેની જાળીદાર બાનક દેખાય છે.

**પુષ્પાભ્યન્તરકોપ**–ધોળા રંગનો અને પુ૦ બા૦ કોપથી સહેજ બહાર નીકળતો હોય છે. તે તળિયે નળી

જેવા અને તેનાં મુખ પાસે તે ૨ ઓષ્ઠ (હોઠ) વાળો હોય છે. એ બે ઓષ્ઠમાંથી ઉપરનો ઓષ્ઠ પોહોળો, અંદર વળેલો, અને તેની કોરપર ધોળા વાળની ઝાલર હોય છે. નીચેનો ઓષ્ઠ ત્રણ છેડાવાળો હોય છે.

**પુંકેસરો**–૪ હોય છે. તેના પરાગકોષ રાતા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય લીલા રંગનો, ચળકતો, ચાર વિભાગોવાળો, પુ૦ બા૦ કોષની અંદર તેને તળિયે આવેલો હોય છે. તેની નીચે ફીકાપીળા રંગની ઉભી પડઘી હોય છે. નલિકાને મથાળે બે વિભાગવાળું મુખ હોય છે.

**ફલ**–પુ૦ બા૦ કોષની અંદર તેને તળિયે ઉભું, ચળકતું ચાર વિભાગોવાળું, લીલા રંગનું આવેલું હોય છે. તે પાકે છે ત્યારે ભૂરાસલેતા કાળા રંગનું થઇ જાતે છે. એ ફલના ચાર વિભાગો ચાર બીજડાં (nutlets) જેવા હોય છે.

**બીજ**–દરેક ફલ ચતુર્થાંસ એક બીજજ છે. તે પ્રથમ લીલા રંગનાં અને ચળકતાં હોય છે. પણ સુકાય છે ત્યારે ભૂરાસલેતા કાળા રંગનાં થઈ જાય છે. તે ⅛ લાઇનિ લાંબાં અને ⅟₂₄ પોહોળાં હોય છે. તે એક છેડે જરા અણીથતાં ને બીજે ગોબાવાળાં હોય છે. તેની સપાટી પર ત્રણ ઉભી ધાર હોય છે, બીનો સ્વાદ તેલીયો અને ઉગ્ર હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સ્વેદલ, મૂત્રલ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એના છોડવાનો કાઢો તાવપર મરી સાથે અપાય છે. તેમજ તેના છોડવા પાણીમાં ઉકાળી તેની તાવવાળાને બાફ દેવાય છે. પેશાબ બંધ થયો હોય તો એના છેડવા ગરમ પાણીમાં બોળી લુગડામાં નાંખી તે નીચવી નાંખી પેડુપર બાંધવામાં આવે છે. તેથી પેશાબ છૂટે છે. સંધિવા ઉપર તેનાં વરાળીઆં બંધાય છે. એના છોડવાની ભસ્મ ધુપેલ તેલમાં મેળવી ગુંબડાં અને માથાંના ખોડાપર ચોપડાય છે.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં ચોમાસે કુબાના છોડવા આડે વગડે ઉગે છે.

એ સિંધ ને પંજાબમાં પણ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના છોડવામાં ગોળ કુબા જેવી ફૂલની દડીઓ આવે છે, માટે એને કુબો કહે છે. કુબાની જાતની બધી વનસ્પતિ એક સાધારણ કુબાને નામે ઘણુંકરી ઓળખાય છે. અને તેના ગુણ પણ બહુધા સરખાજ છે.

---

## વર્ગ–(લેબિયેટી).

### નંબર. ૪૫૭.

**૧–શાસ્ત્રીયનામ**–L. Stelligera.

દૃષ્ટાન્ત.–H. IV. p. 686; N. p. 258;

**૨–દેશીનામ**–ડુંગરાઉકુબો (પો+ગુ૦). कुल्म्बी. ગુમાં (મ૦).

**૩–વર્ણન**–એના છોડવા ૧½ થી ૩ ફીટ ઉંચા થાય છે, શાખાઓ ચોધારી હોય છે. પાન સામ સામાં, લંબગોળ, કોરે દાંતાવાળાં, ૧½ થી ૪ ઇંચ લાંબાં અને ½ થી ¾ ઇંચ પોહોળાં હોય છે. તે ઉપરની સપાટીએ ખરસટ કે લીસા અને નીચેનીએ રૂંછાળવાળાં હોય છે. ફૂલની દડી ૧ થી ૧½ ઇંચ વ્યાસની હોય છે, તેમાં ફૂલ ઘણા ગીચ ભરાયલાં હોય છે. પુ૦બા૦ કોષ ¼ થી ⅓ ઇંચ લાંબો, નળીઆકાર, રૂંછાળવાળો અને મુખ પાસે બહુધા કલમત્રાસ કપાયા જેવો હોતો નથી, અને તેના દાંતા પસરાતા હોય છે.

એના છોડવા ડુંગરમાં કોઈ કોઈ જગોએ ચોમાસે ઉગે છે.

**ઉપયોગ**–કુબા જેવો.

---

## વર્ગ–(લેબિયેટી.)

### નંબર–૪૫૮.

**૧–શાસ્ત્રીયનામ**–L. Longifolia.

દૃષ્ટાન્ત–H. IV. p. 686; N. p. 259.

**૨–દેશીનામ**–લાંબાં પનનો કુબો (પો+ગુ૦)

**૩–વર્ણન**–એના છોડવા ૧ થી ૧½ ફીટ ઉંચા થાય છે. શાખાઓ ચોધારી હોય છે. પાન સાંકડાં ને લાંબાં હોય છે. ફૂલની દડી ½ થી ¾ ઇંચ વ્યાસની હોય છે. પુ૦બા૦ કોષ ૧૦ દાંતાવાળો હોય છે.

એના છોડવા ચોમાસે ઝીણાં પાનના કુબા ઉગે છે તેવી જગોએ ઉગતા જોવામાં આવે છે. કુબાની જાતની વનસ્પતિમાં એનાં પાન સૌથી લાંબાં હોય છે, માટે એને લાંબાં પાનનો કુબો કહે છે.

**ઉપયોગ**–કુબા જેવો.

---

## વર્ગ–(લેબિયેટી).

### નંબર. ૪૫૯.

**૧–શાસ્ત્રીયનામ**–L. Cephalotes.

દૃષ્ટાન્ત. H. IV. p. 689; N. p. 259; Watt. IV. p. 633; રૂ. નિ. પા. ૫૬૪.

**૨-દેશી નામ**-ખેતરાઉ કુબો, ડોશીનો કુબો (પો+ ગુ૦) तुम्बा, कुंभा, देवकुंभा, शेतवड (म०); गुमा, मोढा पाती, देल्दोना, धुरपि (हिं०); द्रोणपुष्पी (सं०)

**૩-વર્ણન**-ખેતરાઉ કુબાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ½ થી ૧ અથવા ૧½ થી ૩ ફીટ ઉંચા વધે છે. તેમાં કોઈ વાર માત્ર બે ચાર લાંબી શાખાઓ હોય છે, અને કોઈ વાર તેમાં વધારે શાખાઓ નીકળી છોડવાનો દેખાવ એક ઝુમર જેવો થઈ રહેલો હોય છે. એમાં પોહોળાં, કાંગરીઆળાં, જરા ખરસટ પાન આવે છે. ફૂલ ધોળા રંગનાં નાહાની નાહાની દડી કે કુબાઓની અંદર આવે છે. ફલ પુ૦ બા૦ કોષની અંદર સૂક્ષ્મ હોય છે.

એના આખા છોડવાપર ખરસટવાળની રૂંવાંટી કે રૂંછાળ હોય છે.

**મૂળ**-ભૂરાસલેતા ધોળા રંગનું હોય છે, તે સુતળીથી પેનસીલ જેવું જાડું અને ૨થી ૬ ઈંચ કે તેથી થોડું લાંબું હોય છે. તેમાંથી થોડા જાડા અને ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે, મૂળ કઠ્ઠણ અને તે-પરની છાલ પાતળી હોય છે. વાસ ઉગ્ર અથવા સેહેજ સુગંધિત અને સ્વાદ તેલીયો, ચીરપરો અને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ફીકા લીલા રંગની, ને ચોધારી હોય છે, તેપર સફેદ વાળની રૂંવાટી હોય છે, ડાંડી સ્લેટપેનથી ટચલી આંગળી જેવી જાડી હોય છે; શાખાઓ સામસામી, નીચા ઢળતા વાળની રૂંવાટીવાળી અને ચોધારી, બહુધા ઉંચી ચઢતી હોય છે. તે અંદરથી પોચી ને સફેદ ગાભાવાળી હોય છે. વાસ સાહેજ સુગંધિત અને સ્વાદ તેલીયો, તૂરો ને કડવાસલેતો હોય છે.

**પાન**-સામસામાં હોય છે, ને ૧ થી ૨ કે વખતે ૩ થી ૪ ઈંચ લાંબાં અને ½ થી ૧ કે ૧½ થી ૨ ઈંચ પોહોળાં હોય છે. તેનો આકાર અરણીનાં પાનને મળતો હોય છે. તેની કોરપર કાંગરી હોય છે, તે ડીટડી પાસે પોહોળાં અને ટેરવાં તરફ સાંકડાંથતાં હોય છે, અથવા બન્ને છેડે સાંકડાં હોય છે, અને ડીટડી પાસેની કોર કાંગરી વગરની હોય છે. પાનની ઉપરની સપાટી લીલા, અને નીચેની ફીકા (લીલા) રંગની હોય છે, તે બન્ને સપાટીપર ધોળા ખરસટ વાળની રૂંછાળ હોય છે. અને તુલસીનાં પાનમાં હોય છે તેમ તેપર સૂક્ષ્મ બિંદુઓ હોય છે. પાનની ડીટડી ¼ થી ½ ઈંચની હોય છે. પાનને ચોળતાં તેમાંથી લીલા રંગનો ઘણો રસ નીકળે છે. પાનની વાસ તુલસીનાં પાનની વાસને મળતી ઉગ્ર, અને સ્વાદ જરા કડવાસલેતો હોય છે.

**ફૂલ**-શાખાઓને છેડે ઘણુંકરીને ફૂલની દડી અથવા કુબા આવેલા હોય છે, તે ૧ થી ૨ ઈંચ વ્યાસના હોય છે. તે બે પત્રકોણમાંથી નીકળેલા હોય છે, તેની ઉપર શાખાનો છેડો આવવાથી ફૂલના કુબા વચ્ચેથી બે લાંબાં જીભ જેવાં પાન નીકળ્યાં હોય એમ દેખાય છે. એ દરેક કુબામાં બહુધા ૫૦ થી ૧૦૦ જૂદાં જૂદાં નાહાનાં ધોળા રંગનાં ફૂલો આવેલાં હોય છે. એ દરેક દડી અથવા કુબા નીચે ઘણાં પુષ્પપત્રો આવેલાં હોય છે. તે ભલ્લાકૃતિનાં, મજબૂત નસોવાળાં, અને તીક્ષ્ણ લાંબી અણીવાળાં હોય છે. તેનો રંગ લીલો હોય છે, તે ½ ઈંચ લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તેનાપર સફેદ વાળની રુંવાટી અને તેની કોરપર લાંબા ધોળા વાળની હાર હોય છે.

**પુષ્પબાહ્યકોષ**-એક લાંબી કોથળી, કે લાંબા ઉંડા પ્યાલા અથવા દડીઆ (દુના) જેવો હોય છે, તે તળિયે જરા સાંકડો, સેહેજ વાંકવળતો, અને મથાળે મુખ પાસે જરા કલમત્રાસ થયેલો હોય છે, તે તળિયે ધોળા ને મથાળે લીલા રંગનો હોય છે, તેપર સફેદ વાળની રૂંવાટી અને ૧૦ ઉભી મજબૂત નસો આવેલી હોય છે. એ ઉભી નસોના ગાળામાં આડી અને કમાનદાર સૂક્ષ્મ નસોની બાનક હોય છે. પુ૦બા૦ કોષનાં મુખપર ૧૦ ઝીણા અણી જેવા દાંતા હોય છે, અને એ દાંતા જેવડા ધોળા ચળકતા સફેદ વાળની કોષનાં મુખમાં રુંછાળ હોય છે. પુ. બા. કોષ ⅓ થી ½ ઈંચ લાંબો, તળિયે સાંકડો ને તેનું મુખ ૧ થી ૧½ લાઇન પોહોળું હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-ની પાંખડીઓ ૫ હોય છે, તે તળિએ જોડાઇને નળી જેવી થયેલી હોય છે, અને મથાળે તેના ૨ ઓષ્ઠ નીકળેલા હોય છે. તેમાં નીચલો ઓષ્ઠ ૩ છેડાવાળો હોય છે; તેનો વચલો છેડો સૌથી મોટો હોય છે, ઉપલો ઓષ્ઠ ઉભો, નાગફણની પેઠે વાંકો વળેલો, અંદર પોલવાળો, અને બહારની બાજુ મથાળે સફેદ ચળકતા, જરા સુંવાળા વાળની લાંબી રુંવાટીવાળો હોય છે; પું૦ અને સ્ત્રી કેસરો આ ઓષ્ઠમાં ઢંકાયલાં હોય છે.

**પુંકેસરો**-૪ હોય છે, તેના તંતુઓ ધોળા ને તેપરના પરાગકોષ ભૂરાસલેતા રાતા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય પુ૦ બા૦ કોષને તળિયે ૪ વિભાગોવાળો આવેલો હોય છે; નલિકા લાંબી, ધોળી અને મથાળે કલમત્રાસ સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**ફલ**-ફૂલ ફલિત થઇ ગયા પછી તેની પાંખડી વગેરે તરત ખરી જાય છે. પણ પુ૦ બા૦ કોષ ફલમાં બીજ પાકી ગયા સુધી રહે છે. તેનું મુખ પ્રથમ ધોળા વાળની રુંછાળથી ઢંકાયલું હોય છે. તે બીજ પાકી ગયા પછી પુ૦ બા૦ કોષ સુકાઈ, તેનાં મુખમાંની રૂંછાળ ખરી જાય છે, અને બીજને બહાર આવવા રસ્તો આપે છે. પુ૦

બા૦ કોષને તળિયે એક સૂક્ષ્મ પડઘીપર ચાર વિભાગવાળું લીલું, ચળકતું, ઉભું, સૂક્ષ્મ ફલ આવેલું હોય છે. ફલ પાકે છે ત્યારે તેના ચારે વિભાગો ચાર બીજરૂપ થઇ જાય છે.

**બીજ**–૧ લાઇન લાંબાં, ફીકા ભૂરા કે કાળાસલેતા રંગનાં, ત્રણ હાંસોવાળાં, મથાળે ગોળાઇલેતાં ને તળિયે જરા સાંકડા છેડાવાળાં હોય છે. તેનો સ્વાદ મીઠાસલેતો તેલીયો હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સ્વેદલ,મૂત્રલ અને જ્વર,કફ તથા શોથઘ્ન.

**૬–ઉપયોગ**–આ કુબાના મૂળનો કવાથ સંધિવા ઉપર પીવરાવવામાં આવે છે. એના આખા છોડવાને પાણીમાં ઉકાળી તેની તાવવાળાને બાફ લેવરાવાય છે, અને કાઢો મરી સાથે પીવરાવાય છે. એનાં પાનનો રસ દમ, કફ અને શળેખમ ઉપર વપરાય છે. એનાં પાન છપ્પનિયા દુકાળની વખતે ઘણા ગરીબ લોકો મીઠાં મરચાં સાથે ખાતા હતા. એનાં બીમાંથી તેલ નીકળે છે. તે ઓસડમાં વપરાય છે, એમ કહેવાય છે.

"કુબો ઉષ્ણવીર્ય છે. વાતજ્વરની અંદર તેની ઓકથી તંદ્રા હઠે છે, ભ્રમ ઉડે છે, તથા શરીરમાં વધારે સ્ફુર્તિ જણાય છે. બાલકને ઉધરસ તથા શળેખમની અંદર તેનો સ્વરસ મધ અને ટંકણમાં મેળવી અપાય છે, તેથી કફ છૂટો પડી બહાર આવે છે, વાત અને કફના પ્રકોપને લઇને માથું દુખતું હોય તો કુબાને કાંળાં મરીની સાથે કપાળ ઉપર ચોપડાય છે.

**માત્ર**–તેનો સ્વરસ બચ્ચાં માટે ાા તોલો મ્હોટાં માટે ૨ તોલા. (ડા. વીરજી ઝીણા રાવલ.)

"કુબો પક્ષાઘાત, કૃમિ, કાનમાં જીવડા હોય એ સર્વે રોગને માડે છે, જઠરાગ્નિને દીપાવે છે. તેનાં પાન પિત્તને કરે છે, દસ્ત લાવે છે, કમળો, સોજા, પરમેહને ટાળે છે.' (વૈ૦ રગનાથજી.) આ કુબાની બાફ આપવાથી એકદમ પસીનો છૂટી કોઇવાર અંગ ટાઢું થવા માંડે છે. આમ થાય તો ઉત્તેજક દવા આપવી.

**૭–સ્થાનક**–આ કુબો ચોમાસે ખેતરોને શેઢે, મોલમાં નેદ તરીકે, અને બરડા ડુંગરમાં ઘાસ ભેગો છૂટો છવાયો ઉગે છે. એ હિ૦માં ઘણી જગોએ થાય છે.

**૮–વિશેપ વિવેચન**–આ કુબો ઘણુંકરી ખેતરને શેઢે અને પડતર ખેતરમાં ઉગે છે માટે એને **ખેતરાઉ કુબો** કહે છે. એનું નામ સંસ્કૃતમાં द्रोणपुष्पी એ એના પુ૦ બા૦ કોષ દૂના જેવા આકારના હોય છે માટે પડેલું લાગે છે. એનું હિંદી નામ **ધુરપી** એ द्रोणपुष्पी ઉપરથી નીકળ્યું લાગે છે, અને **મોઢાપતિ** દડી કે કુબામાંથી પાન નીકળે છે તેપરથી હશે, અને કુબાના ગુંબજ જેવા આકાર ઉપરથી ગુંમા થયું જણાય છે. બજારમાં ગાંધીને ત્યાં ઘણુંકરી આ કુબાના છોડવાઓ વેંચાય છે, અને ઓસડમાં પણ એજ ઘણે ભાગે વપરાય છે. એના છોડવા પાસે સર્પ આવતો નથી એમ લોકોનું માનવું છે. એનાં ફૂલની દડી મહાદેવજીને ચડાવવામાં આવે છે.

---

## વર્ગ–(લેબિયેટી).

### નંબર ૪૬૦.

**૧–શાસ્ત્રીયનામ**–L. Linifolia.

દૃષ્ટાન્ત–H. IV. p. 690; N. p. 259; Watt. IV. p. 633.

**૨–દેશીનામ.**–ઝીણાં પાનનો કુબો (પો+ગુ૦); कुवा (મ૦); हलक्षुस, कुंभा (हिं०); कुंभी (सं०).

**૩–વર્ણન.**–એના છોડવા ૧ થી ૧½ કે કોઇ વાર ૨ થી ૩ ફીટ ઉંચા થાય છે. એમાં શાખાઓ ભાગ્યેજ નીકળે છે. પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને ⅙ થી ⅙ ઇંચ કે વખતે વચમાં એથી કંઇક પોહોળાં હોય છે. તે ઘણુંકરી બન્ને છેડે સાંકડાં, ટેરવે બુઠ્ઠાં અથવા જરા અણીઆળાં હોય છે. એની કોરપર છીછરી કાંગરી હોય છે.

ફૂલની દડી પત્રકોણમાંથી અને શાખાઓને છેડે આવેલી હોય છે. તે ½ થી ¾ ઇંચ વ્યાસની હોય છે. પુ૦ બા૦ કોષનાં મુખ કલમત્રાસ કપાયલાં જેવાં અને કેટલીક અણીવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–કુબા જેવા.

**૬–ઉપયોગ.**–એનાં પાન બાફીને મીઠાં સાથે ખાવાથી તાવ મટે છે. એનાં પાન વાટીને ઝેરી જનાવરોના ડંખપર ચોપડવામાં આવે છે. એનાં પાનનો રસ શરદી અને માથાનાં દરદપર વપરાય છે. વાથી ઝલાયો હોય તેને એના છોડવાના ઉકાળાની બાફ આ સ્વસ્થાનના મેર લોકો આપે છે. સોજા ઉપર એનાં પાનનો રસ સુંઠ મેળવીને ચોપડવામાં આવે છે. પગ ટાઢા થઈ ગયા હોય તો આ કુબાનાં પાનના રસમાં અજમા વાટી તેની પગે ખરડ કરવામાં આવે છે.

**૭–સ્થાનક**–ચરીઆણ ઘાસની સાથે, પડતર ખેતરો અને જાર બાજરાના મોલની સાથે ચોમાસે ઉગે છે. બંગાલ, પંજાબ, દક્ષણ, કોકણ અને કાઠિયાવાડમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–કુબાની જાતમાં સૌ કરતાં આના છોડવામાં ઝીણાં અર્થાત્ સાંકડાં પાન થાય છે, માટે એને **ઝીણાં પાનનો** કુબો કહે છે.

---

## ૬૭–N. O. NYCTAGINEÆ.
## વર્ગ–નિક્ટેજિની–પુનર્નવા અને ગુલ-બાસનો વર્ગ.
### વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–

આ એક નાહાના અને ભાગ્યેજ પ્રસિદ્ધ થએલા વર્ગમાં ઝાડો અને કટ્રણ વેલા જેવા છોડવાઓ થાય છે. પાન સામસામાં, અખંડ કોરવાળાં અથવા ખાંચ કે લેહેરીઆંવાળી કોરવાળાં હોય છે. પાનની જોડીમાં ઘણું-કરી એક પાન જરા મ્હોટું ને બીજું નાહાનું હોય છે. ઉપપાન હોતાં નથી. બાહ્યાન્તર યુક્તકોપ (perianth) પાંખડીઓ જેવો અને અવિભક્ત હોય છે; નળી ફલને ફરતી આવેલી હોય છે. તે કાયમ રહે છે. પાંખડીના છેડા કે દાંતા ૩ થી ૫ દેખાતા હોય છે. પુંકેસરો ૩ થી ૮ કે ૩૦, તે સ્ત્રીકેસરગર્ભાશયની હેઠળ આવેલાં હોય છે; તંતુઓ નાહાના મોહોટા; પરાગકોષ બીટા, એવડા અથવા ૨ પોલવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય છૂટો, ૧ પોલવાળો; નલિકા ૧; નલિકાગ્રમુખ સાદું અથવા ઘણા ફાંટાઓવાળું હોય છે; આદિબીજ ૧ ઉભું હોય છે. ફલ પાતળી છાલવાળું, બાહ્યાન્તરયુક્ત કોપની કટ્રણ નળીની અંદર ઢંકાયલું હોય છે. બીજ ઉભું, અને તેની ત્વચા તેની સાથે ચોટેલી હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ત્રણ પરમુલકની વનસ્પતિ હાલ સાધારણ રીતે બાગોમાં જોવામાં આવે છે.

૧–ગુલબાસ–( Mirabilis dichotoma ) એમાં લાલ, પીળાં અને ધોળાં ફૂલો થાય છે, કોઇવાર એ ત્રણે રંગો એકજ ફૂલમાં મિશ્ર હોય છે. આ ફૂલો જેટલાં દેખાવમાં સુંદર હોય છે તેટલાં જ તે સુગંધીવાળાં પણ હોય છે. તે સાંજનાં ૪ વાગે ઉઘડે છે. એને અંગ્રેજીમાં (marvel of Peru અને "four-oclock") "ચારવાગા" કહે છે. એને ભાદરવા આસુમાં ફૂલો આવે છે, એ જ્યાં એક વાર ઉગે છે, ત્યાંપછી એનાં બીજ પડવાથી એ પોતાની મેળે ઉગી આવે છે.

૨–રાતીવેલ–( Bougainvillea spectabilis ) એને **બોગનવેલીઆની વેલ** પણ કહે છે. એમાં શિયાળે અને ઉન્હાળે ફૂલો થાય છે, તે નાહાનાં ને પીળાસલેતા રંગનાં હોય છે. પણ એમાં પુષ્પપત્રો રાતા રંગનાં ઘણાંજ સુંદર દેખાતાં હોય છે, તે તરતજ ધ્યાન ખેંચનારાં હોય છે. આ રાતાં પુષ્પપત્રોની શોભા માટે જ એની વેલને બાગોમાં કે બંગલા પાસે કમાંનો, ઝાડો કે ભીતોપર ચડાવેલી જોવામાં આવે છે.

૩–વેલાતી સાલેટ–(Pisonia morindifolia)નું ઝાડ છે, એમાં લાંબાં, નરમ, ધોળા, પીળા, પીળા લીલા રંગનાં પાન થાય છે–આ પાન પણ ઘણાં સુંદર લાગે છે, તેને લીધે એનાં ઝાડો બાગ કે બંગલાના દરવાજા આગળ શોભા માટે વાવવામાં આવે છે.

આપણા દેશની આ વર્ગની વનસ્પતિ ચાર પાંચ જાતના **વસેડા** થાય છે, તે છે. એમાં પણ ઘણાં સુંદર ગુલાબી રંગનાં સૂક્ષ્મ ફૂલો થાય છે, પણ તે બારીક હોવાને લીધે તેના તરફ તરત લક્ષ ખેંચાતું નથી, પણ એનાં ફૂલો **આઇગ્લાસમાં** જોવા લાયક છે.

આ વર્ગની વનસ્પતિમાં રેચક, ગ્રાહી, મૂત્રલ, ઉપલેપક, ચિરગુણકારી પૌષ્ટિક, તથા કફ અને શોથઘ્ન ગુણો રહેલા ગણાય છે.

---

## વર્ગ–નિક્ટેજિની.
### નંબર ૪૬૧.

**૧–શાસ્ત્રીયનામ**–Boerhaavia verticillata.
દ્રષ્ટાન્ત–H. IV. p. 710; N. p. 264; Watt; I. p. 485; રૂ. નિ. પા. ૧૩૪.

**૨–દેશીનામ**–મ્હોટોવસેડો, ઓરલોગોરલો (પો૰); ઉલરગુલર (સિંધી); વખખાપરો, પુનર્નવા (ગુ૰); खाप्रा, पुनर्नवा (म०); पुनर्नवा, विकखप्रा (हिं०); पुनर्नवा, विषखर्पर, शोथघ्नि. (सं०).

**૩–વર્ણન**–મ્હોટા વસેડાના છોડવાઓ વેલા જેવા થાય છે. તે ચોમાસે ઘણા નવા ફૂટી આવે છે. તેમાં જાંબુડી છાયાલેતી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન પોહોળાં, જાડાં અને બુઠ્ઠાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ફીકા ધોળા કે ગુલાબી રંગનાં અને ફલ લવીંગ જેવાં હોય છે.

**મૂળ**–લાંબું અને જાડું હોય છે. તેમાંથી ભાગ્યેજ બીજા ફાંટા નીકળેલા હોય છે. તેની ઉપરની છાલ ભૂરા-પીળા રંગની, જરા ચીવટ અને અંદરની સફેદ હોય છે. મૂળની અંદરનો ભાગ સફેદ રેસા અને સત્વવાળો હોય છે. તેમાંથી દૂધ જેવો રસ નીકળે છે. એની વાસ ઉગ્ર અને કડવાસલેતી, અને સ્વાદ ગળચટો લાગે છે, અને પાછળથી જીભ કાંટાવાળી થઈ જાય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી આંગળી જેવી જાડી, ભૂરી, ધોળી, તેપરની છાલ પોચી, ખડબચડી ને તેપર ઉભા ચીરા પડેલા હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તેમાં ઘણાં ચક્રો એક બીજામાં દેખાય છે, શાખાઓ લીસી, ચળકતી, લીલી કે જાંબુડી છાયાલેતી, સાંધાવાળી ને બટકણી હોય છે. તેનો દરેક સાંધો પાનની જોડી પાસે જરા જાડો થયેલો હોય છે. વાસ ખારીજારને મળતી હોય છે.

**પાન**–સામસામાં, બન્ને સપાટીએ લીસાં અને ચુકાના પાન જેવા આકારનાં હોય છે. પાનની દરેક જોડીમાંનું એક પાન મ્હોટું ને એક નાહાનું હોય છે. તેમાં વળી

એવી ખુબી હોય છે કે, એક જોડીમાંનું ડાબું પાન મ્હોટું હોય છે, તો તેની ઉપરની બીજી જોડીનું જમણું પાન મ્હોટું હોય છે, એજ અનુક્રમ ઉત્તરોત્તર પાનમાં ચાલ્યો જાય છે, પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને ૧½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. શાખાના છેડા પાસેનાં પાન ઘણુંકરી નાહાનાં અને અણીદાર હોય છે. પાનની કોર બહુધા જાંબુડા રંગની ખાંચ કે લહેરીઆંવાળી હોય છે. પાનને ચોળવાથી તે ચીકણું અને ઉગ્રવાસવાળાં જણાય છે, એનો સ્વાદ ચીકણો અને સહેજ ખારાસલેતો ને જીભ કાંટાળી થઈ જાય તેવો હોય છે. કોમળ પાનપર વખતે સફેદ વાળની રૂંવાટી હોય છે. પાનની ડીટડી નીકવાળી, ધોળા કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે.

ફૂલ-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી કે વખતે કોણથી જરા ચાતરીને નીકળેલી હોય છે. તે ઘણુંકરી પાનની જોડીમાં જે નાહાનું પાન હોય છે તેના ખૂણામાંથી જ નીકળે છે. તોપણ મ્હોટાં પાનના ખૂણામાંથી પણ કોઈ કોઈવાર તે નીકળેલી જોવામાં આવે છે. તે શાખાઓથી પાતળી અને ૩ થી ૬ ઇંચ લાંબી હોય છે. તેપર છત્રાકાર નાહનાં ધોળાસલેતાં કે ગુલાબી રંગનાં ફૂલો આવેલાં હોય છે. આ દરેક સળીપર ઉપરા ઉપર ઘણુંકરી ૨ થી ૩ ફૂલનાં છત્રો હોય છે, તે દરેક છત્ર વચે ૧ થી ૧½ ઇંચની અંતરાઈ હોય છે. પહેલાં છત્રમાં ૫, અને તેથી ઉપરનામાં તેટલાં જ કે તેથી ઓછાં અને તેથી ઉપરનામાં તેથી ઓછાં કે વખતે ૧, એમ અનિયમિત ફૂલો આવે છે. ફૂલ ઉઘડી ગયા પછી ગર્ભાશય નીચો વળી જાય છે. આ ફૂલોની વાસ સડેલાં ખાતર જેવી દુર્ગન્ધવાળી હોય છે. ફૂલની ડીટડી સળી કરતાં પાતળી ને ⅛ થી ¼ ઇંચ જેટલી લાંબી હોય છે. સળી તેમજ ડીટડી લીસી ને ચળકતી હોય છે. ડીટડીના થડમાં એકેક સૂક્ષ્મ રૂંવાટીવાળું પુષ્પપત્ર હોય છે. ફૂલની ડીટડીને ટેરવે સ્ત્રીકેસરગર્ભાશય આવેલો હોય છે. તેની ઉપર બાહ્યાન્તરયુક્તકોષની પાંખડીની નળી આચ્છાદિત થયેલી હોય છે. આ પાંખડીઓ તળિયે જોડાયલી અને મથાળે તેના પાંચે છેડા જૂદા દેખાતા હોય છે. આ દરેક છેડાનાં ટેરવાં ઘણુંકરી બે ફાંટાવાળાં હોય છે. બા૦ યુ૦ કોપના મુખનો વ્યાસ ⅛ ઇંચ જેટલો હોય છે. તેની નળી અંદર બહાર લીલા રંગની હોય છે.

પુંકેસરો-૩ હોય છે. તે વખતે પાંખડી જેવડાં અથવા તેથી ટુંકાં હોય છે. એ ત્રણે કેસરો એક સરખી લંબાઈનાં ઘણુંકરી હોતાં નથી, તેના તંતુઓ ગુલાબી અને પરાગકોષ ધોળા હોય છે.

સ્ત્રીકેસર-૧ હોય છે. તેનો ગર્ભાશય પાંખડીને તળીયે હોય છે. નલિકા રાતા રંગની, ઉપર જતાં જરા જાડી થયેલી અને તેનું મુખ ગોળ, ગુલાબી કે ધોળા રંગનું હોય છે.

ફૂલ-ડીટડીપર નમતાં, ચીકટ, તળિયે જરા સાંકડાં થતાં, મથાળે પહોળાં, લીલા રંગનાં, ઝીણી ઉભી રેષાઓ અને આસમાની રંગનાં છૂટાં છાંટણાંવાળાં ૧½ થી ૨ લાઇનિ લાંબાં અને ¾ લાઇનિ મથાળે પહોળાં હોય છે. તેનાં ટેરવાં બહાર નીકળતાં અને વચમાં ધોળી ટપકીવાળાં હોય છે. તેના મુખ આગળ ચોફેર અર્ધગોળ સૂક્ષ્મ ઝીણી કુપ્પિયો (glands) આવેલી હોય છે. ફૂલની અંદર એક ઉભું બીજ હોય છે.

બીજ-ધોળાસલેતા રંગનું, લીસું ને ચળકતું હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-શોથઘ્ન, સારક, મૂત્રલ અને શોધક.

૬-ઉપયોગ-પુનર્નવાનાં મૂળ સંધિવા, રસવિકાર, વિષવિકાર અને તમામ જાતના સોજાના વિકાર ઉપર પાણીમાં ઘસીને ચોપડવામાં આવે છે. એનું મૂળ વીંછીના ડંખપર પણ ચોપડાય છે. એનું મૂળ સંધિવા, જલોદર વગેરેનાં કાઢા અને પાકોમાં બીજી દવાઓ સાથે વાપરવામાં આવે છે. એનાં મૂળનો કાઢો અથવા ભૂકી દસ્ત અને પેસાબ સાફ લાવવા તેમજ ઉધરસ અને દમ ઉપર આપવામાં આવે છે. એનાં પાનની પોટીસ ગડગુમડાંપર બંધાય છે. એનાં પાનનો રસ સોજા ઉપર ચોપડાય છે. એનાં પાનનું પેશાબ છૂટવા માટે પેડુપર ગરમ બંધારણ કરવામાં આવે છે. એનાં મૂળની ભૂકી વધારે વજનમાં લેવાથી ઉલટી થાય છે. પ્રમેહમાં વધારે પેશાબ લાવવા માટે એનાં પાનનો રસ અપાય છે. એનાં પાનનો ઉકાળો જળોદર ઉપર બીજાં ક્ષારવાળાં ઓસડો સાથે અપાય છે. કાનખજુરો અને બીજાં એવાં ઝેરી જનાવરોના કરડવાથી શરીર સુજી ગયું હોય તો એનાં પાન અને મૂળ મરી અથવા સુંઠની સાથે વાટી તેની લુંણ કરવામાં આવે છે. દૂધ વધારવા માટે ભેંસોને એનો પાલો ખવરાવવમાં આવે છે. એ ઉંટનો મુખ્ય ચારો છે. ઠીરમ ઉપર પણ એનો ઉપયોગ કરવામાં આવે છે.

"પુનર્નવાષ્ટકઃ-પુનર્નવાનાં મૂળ, લીંબડાની છાલ, કડુ, સુંઠ, ગળો, દેવદાર, હરડાં અને પટોળ એ દરેક પા પા તોલો લઈ બત્રીસ રૂપીઆભાર પાણીમાં ઉકાળવું, ઉકાળતાં ચોથો ભાગ પાણી બાકી રહે સારે ઉતારી લેવું. પુનર્નવાનો રસ થોડો થોડો પીવાથી ઝાડો સાફ ઉતરે છે. અને તેથી પિત્તનો પ્રકોપ શાન્ત થાય છે. (જળોદર) તેમજ કમળા વગેરેના દરદમાં તેનો સારક ગુણ ઘણો ઉપયોગી છે. પુનર્નવાષ્ટક કમલામાં અપાય છે. તેમજ તેનો સ્વરસ પણ પીવાય છે. ઉનવા, મૂત્રકૃચ્છ્ર તથા મૂત્રાશયના વ્યાધીમાં પુનર્નવાષ્ટક અપાય છે. પેશાબમાં જ્યારે ચીકાસદાર સફેદ પદાર્થ પડે છે ત્યારે પુનર્નવાષ્ટક અપાય છે. તેના મૂળનો ભૂકો દિવસમાં ૦ા ભારને

આસરે બે ત્રણ વખત લેવાથી ઝાડો અને મૂત્ર સાફ ઉતરે છે. જૂદી જૂદી જાતના ત્વક્‌દોષમાં પુનર્નવાષ્ટક અપાય છે. પુનર્નવાષ્ટક વિચર્ચિકા, શીતપિત્ત, વાતરક્ત અને કુષ્ઠની અંદર અપાય છે. ઉંદરના ઝેરની અંદર આ કવાથ બહુ સારો છે. પુનર્નવાનાં મૂળ જૂદા જૂદા અનુપાનથી નેત્રરોગમાં અંજન માટે વપરાય છે. ઉરુસ્તંભ, ગૃધ્રસી, જીર્ણ સંધિવા અને સૂતિકા સ્ત્રીને જે શોફનો ભાગ રહી જાય છે, તેમાં પુનર્નવાષ્ટક ફાયદો કરે છે.

**માત્રા**–પુનર્નવાષ્ટક ૪ થી ૮ તોલા; અને સ્વરસ ૨ તોલા, મૂળનો ભૂકો ૦। થી ૦॥ ભાર." (ડા. વી. ઝી.).

"જઠરાગ્નિને દીપાવે છે. અર્શ, ગુંમડાં, પાંડુરોગ, છાતીના રોગ, શૂળ, રક્તવિકાર, અને પ્રદરરોગ એ સર્વેને મટાડે છે. એનાં મૂળને નેત્રમાં આંજવાથી નેત્રના ઘણા રોગ મટાડે છે." (વૈ. રુગનાથજી ).

એનાં મૂળ અને પાનને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઈ સોજા અને ચાંદાં ઉપર ચોપડવામાં આવે છે.

**૭–સ્થાનક**–દરિયા કિનારાની રેતાળ જમીનમાં, વાડીઓની વાડમાં, કંટાળા અને બાવળોના જાળાંમાં ઉગે છે.

એ સિંધ, કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, પંજાબ અને દક્ષિણમાં થાય છે,

**૮–વિશેષવિવેચન**–સોજા ઉપર આનું મૂળ એક ખાસ દવા હોવાને લીધે સંસ્કૃતમાં એવું નામ शोथघ्नि રાખવામાં આવેલું છે. સંસ્કૃત विषखर्पर ઉપરથી **વખખાપરા** વગેરે પ્રાકૃત નામો નીકળેલાં લાગે છે. એના વેલા ઢોર ચરી જાય છે, પરંતુ એનાં મળીયાં બહુવર્ષાયુ હોવાને લીધે જમીનમાં રહે છે, તેમાંથી વરસાદ પડે નવી શાખાઓ ફૂટી આવે છે, અને તે જ્યાં એક સાલ ઉગેલા હોય છે, ત્યાં બીજી સાલ પણ નવા ઉગેલા દેખાય છે. માટે એને સંસ્કૃતમાં पुनर्नवा એટલે ફરીથી નવા કહેતા હશે. श्वेतपुनर्नवा એ સંદેહવાળું નામ છે, કાં તો ધોળાં મૂળ ઉપરથી અથવા તો ધોળાં ફૂલ ઉપરથી श्वेतपुनर्नवा એ નામ નીકળેલું જણાય છે. પણ પુનર્નવાના એકજ છોડવામાં ઘણુંકરી સફેદ અને ગુલાબી ફૂલો ઘણીવાર જોવામાં આવે છે, અને નાહાના વસેડાના છોડવા તદ્દન રાતા પણ હોય છે.

---

## વર્ગ–(નિક્‌ટેજિની).
### નંબર ૪૬૨.

**૧–શાસ્ત્રીયનામ**–B. repens.

દૃષ્ટાન્ત.–H. IV. p. 709; N. p. 264; Watt; I. p. 485; રૂ. નિ. પા. ૧૩૪.

**૨–દેશીનામ**–નાહનો વસેડો, ઝીણકો વસેડો, વસેડી, પુનર્નવા, રાતો વસેડો (પો+ગુ૦); वसु, तामडापुनर्नवा, घाव्हाखापरा ( म० ); लालपुनर्नवा, सांट (हिं०); रक्तपुनर्नवा, पुनर्नवा ( सं० ).

**૩–વર્ણન**–નાહના વસેડાના છોડવા ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. તે ૧ થી ૧૦ ફીટ લાંબા અને બહુધા રાતા રંગના હોય છે. એના કેટલાક છોડવાઓ ફીકા લીલા રંગના પણ હોય છે. આ છોડવા સુકાય છે ત્યારે ઘણુંકરી કાળા રંગના થઈ જાય છે. ડાંડી અને શાખાઓ ઝીણી સુતળી કે સ્લેટપેન જેવી જાડી હોય છે. પાન લાંબાં કે ગોટકડાં, પોહોળાં, અણીઆળાં કે ગોળાઇલેતાં, ઉપર લીલા કે ઘેરા લીલા અથવા રાતા રંગનાં, અને નીચે ફીકા ધોળા કે રતાશલેતા રંગનાં ½ થી ૧ કે કોઈવાર, ઈંચિ લાંબાં હોય છે. પાનની કોર ડીટડી પાસે ખાંચવાળી કે ગોળાઈ લેતી હોય છે. કોર ઘણુંકરી રાતા રંગની અને કોઈવાર જરા ખાંચા ખાંચાવાળી હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે, તે શાખાથી ઘણી પાતળી અને પાનથી લાંબી હોય છે. તેને મથાળે ઘણુંકરી દડી કે છત્રની પેઠે ફીકા, ઘેરા ગુલાબી રંગનાં સૂક્ષ્મ ફૂલો પાસે પાસે આવેલાં હોય છે. તે સવારમાં ઉઘડે છે. ફલ સૂક્ષ્મ અંડાકૃતિનાં, ચીકટ, અને ઉભી હાંસોવાળાં હોય છે. એનાં મૂળ મ્હોટા વસેડાથી પાતળાં, વખતે એકાદ બે ફાંટાવાળાં હોય છે. પણ તેના જેટલાં ધોળાં હોતાં નથી. એના છોડવા ઘણુંકરી પાણીના ધોરીઆ કાંઠે, રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, ચરીઆણ ઘાસની સાથે, અને વિશેષે કરીને કાદીવાળી અને દરિયા કિનારાની રેતાલ જમીનમાં ઉગે છે. મૂળ સુતળીથી હાથનાં કાંડાં જેવું જાડું થાય છે.

**વિ૦ વિવેચન**–વસેડાની જાતમાં આના છોડવા સૌથી નાહાના થાય છે. માટે એને **વસેડી** કહેતા હશે.

આ વસેડાના ગુણ અને ઉપયોગ મોહોટા વસેડા જેવા છે.

---

## વર્ગ–(નિક્‌ટેજિની).
### નંબર ૪૬૩.

**૧–શાસ્ત્રીયનામ**–B. repanda.

દૃષ્ટાન્ત–H. IV. p. 709; N. p. 264.

**૨–દેશીનામ**–વસેડો (પો૦); પુનર્નવા (ગુ૦); खापरा (म०); पुनर्नवा ( हिं० ) + ( सं० ).

**૩–વર્ણન**–એના વેલા પણ મેહોટા વસેડા જેવા થાય છે. તોપણ તેના કરતાં ફીકા રંગના હોય છે.એનાં પાન જાડાં, બટકણાં, ફીકા લીલા રંગનાં, ત્રિકોણાકૃતિનાં, અને કોરપર ખાંચા કે લહેરીઆંવાળાં હોય છે. તેનાં ટેરવાં જરા સાંકડાંથતાં ટેરવે ઘણુંકરી અણી હોય છે. ફૂલ

મોહોટા વસેડા જેવાં અને ફલ સૂક્ષ્મ હોય છે, મોહોટા વસેડાની સાથે અથવા જરા ભેજવાળી મોરમ મટીવાળી જમીનમાં એના છોડવા ઘણુંકરી ઉગે છે, એનો ઉપયોગ પણ મોહોટા વસેડા જેવો છે.

## ૬૮–AMARANTACEÆ

## વર્ગ–એમેરેન્ટેસી.—લાંપડી, કણઝા અને અઘેડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ ઘણા પ્રસિદ્ધ વર્ગમાં નાહના છોડવાઓ થાય છે, પણ ઝાડવાં તો ભાગ્યેજ હોય છે. છોડવાની ડાંડી અને શાખાઓ ઘણુંકરી રાતા રંગની અને ઉભી હાંસો કે ટીશીઓવાળી હોય છે, તે બહુધા લીસી ને ચળકતી હોય છે. પાન સામસામાં અથવા આંતરે આવે છે, તે કરચલીવાળાં, સાદાં અને ઘણુંકરી રાતી કોરવાળાં હોય છે. એમાં ઘણુંકરી શાખાઓને છેડે લાંબી કે ટુંકી સળીપર માંજરની પેઠે ફૂલો આવે છે, અથવા પત્રકોણમાં અને છેડે પણ ફૂલોના ઘચુમ કે ગુચ્છીઓ આવે છે; પુષ્પપત્રો અને ઉપપુષ્પપત્રો ઘણુંકરી પાતળાં અને ફોતરાં જેવાં હોય છે. પુ૦ બા૦ કોપનાં પત્રો ૫ હોય છે, તે ગઠિલાં અથવા સુકાં હોય છે, ફૂલની કળીમાં તે ઉપરા ઉપર આવેલાં, અને ફલમાં છેવટ સુધી કાયમ રહેનારાં હોય છે; કોઈવાર આ પત્રો ૨ થી ૩ જ હોય છે, તે છૂટાં અથવા જોડાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપ અર્થાત્ પાંખડીઓ હોતી નથી. પુંકેસરો ૧ થી ૫, તે પુ૦ બા૦ કોપનાં પત્રોની સામાં આવેલાં હોય છે, તંતુઓ છૂટા અથવા તળિયે જોડાયલા હોય છે, અથવા તેઓની વચ્ચે કોઇવાર આવેલાં ખોટાં પાતળાં પુંકેસરોની સાથે તે જોડાઇને તેઓની સ્ત્રીકેસરગર્ભાશયની નીચે એક પ્યાલી બનેલી હોય છે, પરાગકોષ ૧ થી ૨ પોલ કે ખાનાંવાળા હોય છે; સ્ત્રીકેસરગર્ભાશય ૧ ખાનાં કે પોલવાળો, નલિકા ૧ થી ૩; આદિબીજ એક કે વધારે હોય છે. ફલ શુષ્ક, કાયમી અને બાહ્યાન્તરયુક્ત કોપ (Perianth) માં બંધ થયેલું અથવા તેના આધારથી રહેલું હોય છે. બીજ ઘણુંકરી ગોળાઇલેતું, ચપટું, લીસું અને બટકણાં કવચવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં પણ પુષ્પપત્રો બહુધા ચળકતાં, રંગીન. અને તરત ધ્યાન ખેંચનારાં હોય છે. આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી શાકભાજી માટે કામ આવે છે. તાંલદજાની ભાજી, ડાંભો, ગોરખગાંજો જલજાંબવો એ બધાં આ વર્ગનાં કુટુંબીઓ છે.

હાલ ઘણા બાગોમાં રાતાં અને ધોળાં ગોટા જેવાં ફૂલવાળી વનસ્પતિ ઉગતી જોવામાં આવે છે, જેને અહીંના માળીઓ વગેરે ખડગોટા કહે છે. તે (Gomphrena globosa) પણ આ વર્ગની વનસ્પતી છે. પણ તે અમેરિકાની વતની છે.

આ વર્ગમાં મૂત્રલ, ગ્રાહી, સારક, ચિરગુણકારી પૌષ્ટિક, અને ઉપલેપક તથા કફઘ્ન ગુણો રહેલા છે. આ વર્ગની વનસ્પતિ અઘેડામાં ઘણો ક્ષાર રહેલો છે.

## વર્ગ–( એમેરેન્ટેસી )'

### નંબર-૪૬૪.

**૧–શાસ્ત્રીયનામ**–Celosia argentea.

દૃષ્ટાંત–H. IV. p. 714; N. p. 266; Watt. II. p. 240.

**૨–દેશીનામ**–લાંપડી (પો૦) લાંબડી (ગુ૦); कुरडु (म०); सुरवारी, सफेदमुर्गा (हिं०).

**૩–વર્ણન**–લાંપડીના છોડવા ચોમસે ઉગે છે. તે ૧ થી ૩ કે ૫ ફીટ ઉંચા વધે છે. કોઈવાર તેમાં શાખાઓ હોતી નથી ત્યારે તે લાંબા તરસા જેવા દેખાય છે. અને ઘણીવાર તેમાં લાંબી શાખાઓ પસરાતી આવેલી હોય છે. ત્યારે તે એક ઘુમર જેવા ભરાયલા સુશોભિત લાગે છે, એની શાખાઓ લાંબી ઉંચી ચઢતી ને નરમ હોય છે. પાન લાંબાં ને સાંકડાં હોય છે. ફૂલોની કલંગી ફીકા ગુલાબી અને ચળકતા ધોળા રંગની આવે છે. ફલ લીલા રંગનાં ઉભી ડાબલી જેવાં હોય છે.

**મૂળ**–ધોળા રંગનું, પેનસીલથી અંગુઠા જેવું જાડું ને થોડા ફાટાંઓવાળું હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે અંદરથી રસભર્યું ને કોમળ દેખાય છે. એની વાસ જરા સુગંધિત અને સ્વાદ મીઠાસલેતો તૂરો ને પાછળથી જરા ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–સુતળીથી આંગળી જેવી જાડી, લીલા, રાતા, જાંબુડા, અથવા એવા મિશ્ર રંગની ઉભી હાંસોવાળી અને ચળકતી હોય છે. અતિ કોમળ શાખાઓપર તારાકૃતિના વાળની રુંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૫ કે વખતે ૧૦ ઇંચ લાંબાં થાય છે. તેમાં ઘણુંકરીને છોડવાના નીચેના ભાગપરનાં પાન લાંબાં ને ઉપરના ભાગમાં ટુંકાં હોય છે. પાન ½ ઇંચથી ૩ ઇંચ પોહોળાં હોય છે. કોઇએક છોડમાં લાંબાં અને સાંકડાં પાન હોય છે, ને કોઇએકમાં પોહોળાં ને ટુંકાં હોય છે. ને વખતે એકજ છોડમાં એ બન્ને પ્રકારનાં પાન હોય છે. પાન ઘણુંકરી ટેરવાં તરફ સાંકડાંથતાં, ને ટેરવું અણીદાર હોય છે. પાનની ડીટડી વખતે ટુંકી ને વખતે લાંબી હોય છે. તે નીકવાળી હોય છે. પાનની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. તેમાં ઉપરની ઘેરા લીલા રંગની ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. પાનને

ગોળવાથી લીલો રસ નીકળે છે. તેની વાસ મુળાના પાનની વાસને મળતી ને સ્વાદ ચીકાસલેતો તૂરો ને ગળચટો લાગે છે.

**ફૂલ**–ફૂલની કલંગી શાખાઓને છેડે નીકળેલી હોય છે. તે ૨ થી ૬ ઈંચ અથવા ૧ ફુટ લાંબી હોય છે. તે શંકુઆકાર, ને નરમ હોય છે. તેથી તેની અણી જે ગુલાબી રંગની નીચી ઝુકતી હોય છે તે એવી તો સુંદર લાગે છે કે, તે આપણા મનને પણ પોતાની તરફ ઝુકાવી લે છે. એ કલંગીમાં કોઈવાર એક બે ફાંટા નીકળેલા હોય છે અને કોઈવાર એ ચપટી થઇ નાગફણી જેવી દેખાતી હોય છે. એ કલંગીમાં સૂક્ષ્મ ફૂલો પાસે પાસે ઘણાં ગોઠવાયલાં હોય છે. તેમાં નીચેનાં ફૂલો પ્રથમ ઉઘડે છે ને ઉપરનાં અનુક્રમે ઉત્તરોત્તર ઉઘડતાં જાય છે. તેથી એમ બને છે કે ઉપરનાં ફૂલોની કળી હજુ ઉઘડી પણ ન હોય તેથી પહેલાં નીચેનાં ફૂલોમાં ફલ પાકી જાય છે. આથી આખી કલંગીમાં ત્રણ રંગ દેખાય છે. તેમાં નીચેનાં ફૂલો બહારથી રુપા જેવાં ચળકતાં સફેદ રંગનાં, વચમાંનાં ફૂલો ઉઘડેલાં હોય છે તે સફેદ લીલા ને ફીકા ગુલાબી એમ મિશ્ર રંગનાં, અને છેક ઉપરનાં ગુલાબી રંગનાં હોય છે.

આ કલંગીમાંનાં દરેક ફૂલની સૂક્ષ્મ ડીટડી નીચે સૂક્ષ્મ પુષ્પપત્ર હોય છે, તે પુ૦ બા૦ કોષનાં પત્રોથી ટુંકાં ને વચમાં લાંબી અણીવાળાં હોય છે. ફૂલનો વ્યાસ ૩ લાઇનથી ⅛ ઈંચ જેટલો હોય છે,

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે. તે લાંબાં, સાંકડાં ને ટેરવે અણીદાર હોય છે. આ દરેક પત્રમાં ૩ ઉભી નસો હોય છે. પત્રો અંદરના ભાગમાં તિળયે લીલા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–અથવા પાંખડીઓ હોતી નથી.

**પુંકેસરો**–૫ હોય છે. તેના તંતુઓ ફીકા ધોળા કે ગુલાબી રંગના, લીસા, ચળકતા ને પરાગકોષ ફીકા કે ઘેરા ગુલાબી રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય લીલા રંગનો, લીસો ને ચળકતો હોય છે. નલિકા પુંકેસરો જેટલી લાંબી, દોરા જેવી પાતળી, ઘેરા ગુલાબી રંગની, ને સૂક્ષ્મ મુખવાળી હોય છે.

**ફલ**–તળિયે જરા સાંકડું, મથાળે પોહોળું, ને વચમાંથી ડાબલીનાં ઢાંકણાંની માફક ઢાંકણાંવાળું હોય છે, એ ઢાંકણાંપર વચ્ચોવચ સ્ત્રીકેસરનલિકા રહી ગએલી હોય છે. તે ઢાંકણાંપર વચ્ચોવચ અણી જેવી દેખાતી હોય છે. દરેક ફલમાં ઘણુંકરી ૪ બીજ હોય છે. ફલ-⅛ ઈંચ લાંબાં હોય છે. તે પાછળથી ફીકા ભૂરા રંગનાં થઈ જાય છે,

**બીજ**–કાળાં, લીસાં, અત્યન્ત ચળકતાં, કોરે દબાયલાં ને ગોળાઇલેતાં હોય છે. તેની એક બાજુ જરા ખાંચ હોય છે, તે $\frac{1}{16}$ ઇંચ વ્યાસનાં હોય છે.

**ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, ઉપલેપક તથા કફ અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–લાંપડીનું મૂળ મૂત્રલ કાઢાઓમાં વપરાય છે. એનાં પાન વાટીને ગડ ગુંબડાંપર ચોપડવામાં આવે છે. તેમ જ રસવિકાર અને ઝેરી જનાવરોના કરડ ઉપર એનાં પાન વાટી લેપ કરવામાં આવે છે. ગરીબ લોકો એનાં પાનનું શાક કરી ખાય છે. એનાં બીજ પ્રમેહ, ઝાડા અને સંગ્રહણી ઉપર અપાય છે, એના છોડવા ઢોર બહુ ખાય છે, એના સુકા છોડવાની રાખ કફ અને દમ ઉપર મધ સાથે આપવામાં આવે છે,

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, પડતર ખેતરોમાં, તેમ જ ખેતરો અને વાડીઓના મોલ સાથે નેદ તરીકે, અને ડુંગરપર ચરીઆણ ઘાસ સાથે વિશેષ કરીને વોકળા ને ઝરણાં કાંઠે ઉગે છે. એ આખાં હિંદુસ્થાનમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એનાં ફૂલની કલંગી લોંકડીની પુંછડી જેવી જરા છેટેથી દેખાય છે. તે ઉપરથી લોંકડીનું **લાંપડી** કે લાંબડી થયું હશે. અથવા એની કલંગી ઘણી સુંવાળી હોય છે, અને આ તરફનાં લોકો સુંવાળી વસ્તુને લાસી અથવા **લાંપસેરી** કહે છે તે ઉપરથી પણ **લાંપડી** એ નામ કદાચ નીકળેલું હોય. રબારી લોકોને પુછતાં તેઓ કહે છે કે લાંપડીનાં ફૂલ ધોળાં થાય છે અને લાંપડો ઘાસ પણ પાકે છે ત્યારે ધોળું થઈ જાય છે. આ ધોળી સરખામણી ઉપરથી અમે એને **લાંપડી** કહીએ છીએ.

ધોળી કલંગી ઉપરથી એને હિંદુસ્થાનીમાં સફેદ મુર્ગા કહેતા હશે,

---

## વર્ગ–( એમેરેન્ટેસી ).

### નંબર ૪૬૫.

**૧–શાસ્ત્રીયનામ**–Digera arvensis.

દ્રષ્ટાન્ત–H. IV. p. 717; N. p. 266; Watt. III. p. 112; રૂ. ની. પા. ૬૦૬.

**૨–દેશીનામ**–કણજો (પો૦); કણેજરો (ગુ૦); गीतना (म०); लटमहुरीआ, लीसवा (हिं०); कुरंजर, मञ्जरीक (सं०).

**૩–વર્ણન**–કણઝાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. ને કેટલીક જગોએ તે બારે માસ પણ જોવામાં આવે છે. તે ૬ ઈંચથી ૨ ફીટ કે વખતે ભેજ અને ખાતરવાળી જગોમાં ૩ ફીટ જેટલા ઉંચા વધે છે. તે જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથાબંધ ઉગે છે. એના

છોડવા ઘણીવાર છૂટા છવાયા જમીનપર પથરાયલા પણ હોય છે. એના છોડવામાં લાંબી પસરાતી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે, તે ઘણીવાર ડાંડીથી પણ ઉંચી વધેલી હોય છે. પાન લાંબાં અને પોહોળાં હોય છે. ફૂલની મંજરી ગુલાબી રંગની હોય છે, ને ફલ બારીક બદામડી જેવાં થાય છે.

**મૂળ**–સુતળીથી પેનસીલ જેવાં જાડાં, જરા નરમ, પોચાં, મથાળે રતાસલેતાં ને તળિયે ધોળા રંગનાં હોય છે. તેનો આડો કાપ કરી જોતાં તે રસભર્યાં ને ચળકતાં દેખાય છે. તેમાંથી કેટલાક ઝીણા રેસા જેવા ફાંટાઓ નીકળેલા હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો તેલીયો અને ચીરપરો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ફીકાસલેતા લીલા રંગની, લીસી, ચળકતી, ઉભી હાંસોવાળી, મૂળ જેવી જાડી, અંદરથી નરમ ને પોચી હોય છે. તે પત્રકોણ પાસે ઘણુંકરી રાતા રંગની હોય છે. તેપરની છાલ પાતળી ને ઘણી મજબૂત હોય છે. કોમળ શાખાઓપર વખતે ધોળા ચળકતા લાંબા વાળની રુંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, પાનની ડીંટડી ૧ થી ૩ ઇંચ લાંબી. ઉપરની બાજુ પોહોળી નીકવાળી અને પાછળની બાજુ ઉભી હાંસોવાળી હોય છે, ડીંટડીપરની નીકની બન્ને ધાર રાતા રંગની ને તેપર ધોળા ચળકતા લાંબા વાળની છિન્ન ભિન્ન હાર આવેલી હોય છે. પાન ½ થી ૪ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૩ કે ૩½ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની, લીસી ને ચળકતી હોય છે ને નીચેની ફીકા લીલા રંગની, ને તેનાપર આછી રુંવાટી હોય છે. પાન લંબગોળ, કે ગોટકડાં, કે લાંબાં ને સાંકડાં હોય છે. પણ ઘણુંકરી તે ડીંટડી તરફ પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાંથતાં હોય છે. પાનની કીનારી ઘણુંકરી રાતી અથવા ફીકા ધોળા રંગની હોય છે, ને તેપર સફેદ ચળકતી બેડોળ સૂક્ષ્મ કાંગરી આવેલી હોય છે. પાનની કોર ડીંટડી પાસે વખતે જરા ખાંચવાળી હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં, અણીથતાં અથવા ખાંચવાળાં હોય છે. ને તેને છેડે સૂક્ષ્મ અણી હોય છે. પાનમાંની નસો ઉપરની સપાટીએ અંદર બેસતી અને નીચેનીએ બહાર નીકળતી હોય છે. પાનને રોશની તરફ રાખી જોતાં તેમાંની નસો અર્ધપારદર્શક દેખાય છે. પાનને ચોળવાથી ફીકાસલેતા લીલા રંગનો રસ નીકળે છે, તે થોડા વખતમાં આંગળાંપર સુકાઈ ચીકણો થઈ જાય છે. પાનની વાસ મુળાના પાનની વાસને મળતી અને સ્વાદ ઘણો ચીકણો ને સેહેજ ચીરપરો લાગે છે.

**ફૂલ**–પત્રકોણમાંથી સુતળી જેવી પાતળી, લીલા રંગની ૧ થી ૩ ઇંચ, કે ½ ફુટથી ૧ ફુટ લાંબી પુષ્પ ધારણ કરનારી સળી કે મંજરી નીકળેલી હોય છે. તેપર ઉભી હાંસો આવેલી હોય છે. એ સળી અથવા મંજરી ઉભી ને અક્કડ હોય છે. ને કોઈવાર જ તેના છેડા નીચા ઝુકતા હોય છે. એ સળી કે મંજરીમાં ઘણુંકરી અધવચથી ઉપર સૂક્ષ્મ ગુલાબી રંગનાં ૧ થી ૧ ½ લાઈન લાંબાં ફૂલો આવેલાં હોય છે, તેની વાસ જરા સુગંધિત હોય છે. ફૂલ એ મંજરીમાં જરા છેટે છેટે ગોઠવાયલાં હોય છે. તે ઘણુંકરી ત્રણ ત્રણ પાસે પાસે હોય છે. પણ તેમાં પાસેનાં બે કલંગીવાળાં લીલાં રંગનાં કડપલાં જેવાં થઈ ગએલાં હોય છે. દરેક ફૂલને ૩ પુષ્પપત્રો હોય છે. જે ફૂલ કરતાં જરા ટુંકાં હોય છે. પુષ્પપત્રની બહારની બાજુ લીલા રંગની નસ હોય છે. પુષ્પપત્રો હોડીની પેઠે અંદર અર્ધ પોલવાળા અને ટેરવે અણીદાર હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–પાંચ પત્રોનો બનેલો હોય છે. તેના પાંચ પત્રોમાંથી ૨ બહારનાં પત્રો લાંબાં ને સાંકડાં અણીદાર ટેરવાંવાળાં ફીકા ગુલાબી રંગનાં હોડીની પેઠે અંદર અર્ધ પોલવાળાં હોય છે. અને ૩ અંદરનાં પત્રો ફૂલની વચ્ચોવચ હોય છે. જે ઘેરા ગુલાબી રંગનાં ને પાંખડી જેવાં દેખતાં હોય છે. એનાં ટેરવાં બુઠ્ઠાં અને જરા ધોળાસલેતા રંગનાં હોય છે.

**પુષ્પાભ્યન્તકોપ**–અર્થાત્ પાંખડીઓ–હોતી નથી,

**પુંકેસરો**–૫ હોય છે. તે ગુલાબી રંગનાં ને પુ૦ બા૦ કોપનાં પત્રો જેટલાં લાંબાં હોય છે. પરાગકોષ ૨ પોલવાળા તેવાજ રંગના ઘણા સૂક્ષ્મ હોય છે. પરાગરજ ફીકા રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–પુ૦ બા૦ કોપની વચ્ચોવચ સ્ત્રીકેસરગર્ભાશય લીલા રંગનો ચળકતો આવેલો હોય છે. તેને મથાળે ગુલાબી રંગની નલિકા પુંકેસરતંતુથી કંઈક પાતળી ને તેનાથી કંઈક લાંબી, ઉપર જતાં સેહજ વાંકવળતી, મુખે બે છેડાવાળી નીકળેલી હોય છે. એના બે છેડા પાછળથી બહાર વળી જાય છે.

**ફળ**–પ્રથમ ફીકા લીલા રંગનું હોય છે. પણ પાછળથી ઘેરા ભૂરા રંગનું થઈ જાય છે. તે સોનું તોળવાના રાતા વાલના દાણાની પેઠે બન્ને બાજુથી બહાર નીકળી આવેલું હોય છે. તેને મથાળે સૂક્ષ્મ ખાંચ ને તેમાં ટુંકી અણી હોય છે. ફલની સપાટી ખડબચડી અને ચળકતી હોય છે. ફલ ½ લાઈનથી ૧ લાઇન લાંબું અને ½ થી ⅔ લાઇન પોહોળું હોય છે. ફલની બન્ને બાજુ અક્કેક ઉભી ધાર હોય છે. જેના છેડા ફલને મથાળે બે બાજુ જરા બહાર નીકળતા દેખાતા હોય છે.

**બીજ**–ભૂરા કે કાળા રંગનું, અત્યન્ત ચળકતું ને લીસું હોય છે. તે ½ લાઇન વ્યાસનું અને ફલની પેઠે બન્ને પાસે બહાર નીકળતું હોય છે. તેની ચોફેરની કીનાર પાતળી હોય છે. કોરપર એક જગોએ જરા ખાંચ હોય છે. બીજ અંદરથી સફેદ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–મૂત્રલ અને ગ્રાહી.

૬–ઉપયોગ–એનાં મૂળ અને પાનનો ઉપયોગ લાંપડીનાં મૂળ અને પાન પ્રમાણે થાય છે. કણઝાનાં પાનનું શાક કરી ગરીબ લોકો ખાય છે. દૂઝણાં ઢોરમાં તેમાં વિશેષે કરીને ભેંસોને દૂધ વધારવા માટે કણઝારનો ચારો ખવરાવવામાં આવે છે. ફૂલ અને બીજ પ્રમેહ ઉપર સાકર સાથે અપાય છે.

"એનાં પાનનું શાક મધુર ને કષાય હોય છે, સખાર છે, મલસ્થંભ કરી પછી દસ્ત લગાડે છે. કણઝો ટાઢો છે. પિત્ત કફને ટાળે છે." (વૈ. રૂ.)

૭–સ્થાનક–ચોમાસે આડે વગડે ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણા ભાગોમાં થાય છે.

૮–વિ૦વિવેચન–કણઝાના છોડવા એ એક સાધારણ ખેતરો અને વાડીઓમાં નેદ તરીકે ઉગે છે. ચોમાસે તે સર્વ જગોએ આડે વગડે ઉગવાથી ઢોરોને ચારા તરીકે ઘણો જ ઉપયોગી થઈ પડે છે. અઘેડા કે તાંદલજાના વર્ગમાં જો કોઈ વનસ્પતિ આ સ્વસ્થાનમાં ઘણી ઉગતી હોય તો તે કણઝો છે.

કણઝાનાં ફૂલ અને ફલ ઘણાં બારીક હોય છે. પણ તેની બનાવટ અને રચના ઘણી અજાયબ જેવી છે. તે ફૂલની કલીથી તે ફલ પાકી ગયા સુધી બહુ જ બારીકીથી નીહાળવા જેવી છે. ફૂલની કલંગી ૨–૩ રંગ ધારણ કરે છે. ફૂલની કળીની સ્થીતિમાં તેના પરાગકોપ; ફૂલ ઉઘડયા પછી તે દરેકની સ્થીતિ; સ્ત્રીકેસરનલિકાનું પરાગરજમાંથી ખરતી પરાગરજ લેવાને ફૂલમાં ચોતરફ ફરવું; એ સઘળી ઈશ્વરી લીલા ખરેખર ઘણી મનોરંજક અને જોવા લાયક છે. ફૂલની મંજરીપર ત્રણ ત્રણ ફૂલો એક થાકે પાસે પાસે આવે છે. એમાંથી બાજુનાં બે ફૂલો પૂર્ણ સ્થીતિએ નહિ આવતાં વચલાં ફૂલની બન્ને બાજુ બે કડપલાં જેવાં રહી જાય છે. તે લીલા રંગની બે પકડ કે ધરાં જેવાં બને છે. અને વચલું ફૂલ ઉઘડી ગયા પછી તેમાં ફલ જેમજેમ પાકતું ને વધતું જાય છે, તેમતેમ એ બે પકડ કે ધરાં પણ ફલની સાથે તેની બન્ને બાજુ રહીને વધતાં જાય છે. તે જ્યારે ફલ પાકી રહે છે ત્યારે તેને વચમાં લઈ બન્ને બાજુ સજ્જડ બેસી જાય છે. આ વખતે એનો આકાર બે સામસામાં લીલાં પક્ષી કે મોર બેઠેલાં હોય એવો દેખાય છે. આ ઈશ્વરી બનાવટ એક કારીગર, ચીતારા, જડીયા, કે ઈશ્વરી બનાવટની ખૂબી જોનારાઓએ ખરેખર જોવા લાયક છે. એની બનાવટ બારીક હોતાં તે આઇગ્લાસમાં જોતાં વિશેષ સ્પષ્ટ દેખાય છે.

---

## વર્ગ–(એમેરેન્ટેસી).

### નંબર–૪૬૬.

૧–શાસ્ત્રીયનામ–Amarantus spinosus.

દષ્ટાન્ત–H. IV. p. 718; N. p. 266; Watt I. p. 215; રૂ. નિ. પા. ૩૫૫.

દેશીનામ–કાંટાળોઢીમડો, કાંટાળો ડાંભો (પો–ગુ૦); कांटे भाजी, कांटे माट, कांटेरी माट (म०); कांटनतीआ (हिं०); कंटकमारिष (सं०);

૩–વર્ણન–કાંટાળા ઢીમડાના છોડવા ચોમાસે ઉગી આવે છે. તે ૧½ થી ૨½ ફીટ ઉંચા વધે છે. એમાં શાખાઓ ઘણી નીકળે છે, ને તે ઘણીવાર નીચી નમતી હોય છે. કોઈવાર એના છોડવા જમીનપર છાતળાંની પેઠે પથરાયલા પણ જોવામાં આવે છે. શાખાઓ લીલા રંગની, કોઈવાર જાંબુડી છાયાલેતી ને ચળકતી હોય છે. પાન પોહોળાં, લંબગોળ, લાંબી ડીટડીવાળાં હોય છે. એનાં પત્રકોણમાં તીખી અણીવાળા સીધા કાંટા આવેલા હોય છે. ફૂલ ફલ પીળાસલેતા લીલા રંગનાં હોય છે.

મૂળ–સ્લેટપેનથી આંગળી જેવું જાડું, કટેલાએક ફાંટાઓવાળું, બહારથી બુરા અને અંદર સફેદ રંગનું હોય છે. તે સખ્ત હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ પ્રથમ મીઠાસલેતો ચીકણો ને પાછળથી મોળો ને ગળચટો લાગે છે.

ડાંડી અને શાખાઓ–મૂળ જેવી જાડી થાય છે. શાખાઓપર ઉભી ટીશીઓ હોય છે.

પાન–આંતરે આવેલાં હોય છે. ડીટડી લાંબી ફીકા લીલા રંગની ને ઉપર નીકવાળી હોય છે. પાનની ઉપરની સપાટી ઘેરા લીલા રંગની ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. પાનમાંની નસો ઉંચી ચઢતી, ઘણુંકરી સામસામી, ઉપરની સપાટીપર અંદર બેસતી ને નીચેનીપર બહાર નીકળતી હોય છે. પાનનો આકાર લંબગોળ અથવા ડીટડી તરફ પોહોળો ને ટેરવાં તરફ સાંકડોથતો, અથવા ડીટડી તરફ થોડો સાંકડો હોય છે. એનાં ટેરવાં બુટ્ટાં હોય છે. પણ પાનની વચલી નસ (mid-rib) પાછળની બાજુ ટેરવે સૂક્ષ્મ કાંટા જેવી થઈ જરા ઉપર નીકળેલી હોય છે. પાનની બન્ને સપાટી લીસી તોપણ કોમળ પાનપર સૂક્ષ્મ વાળની રુંવાટી હોય છે. પાનને ચોળતાં તેમાંથી સાધારણ ભાજીને મળતી વાસ નીકળે છે. તેનો સ્વાદ ફીકાસલેતો ગળચટો લાગે છે.

કાંટા–પાનની ડીટડીની બન્ને બાજુએ પાનના ખૂણામાં ડીટડીથી બહાર નીકળતા લીલા કે પીળાસલેતા લીલા રંગના સીધા તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોય છે. તે થડમાં પોહોળા ને ટેરવે સાંકડા થતા અણીદાર હોય છે. કાંટાની ઉપરની બાજુ ઉભી નીક હોય છે,

ફૂલ–પત્રકોણમાં સૂક્ષ્મ ફૂલોની નાહાની ઝુમખીઓ તેમજ શાખાઓને છેડે લાંબી નરમ લટ અથવા લરના જેવી કલંગીઓ આવેલી હોય છે. તેમાં વચલી લાંબી કલંગીઓનાં થડ પાસે થોડી ટુંકી કલંગીઓ પણ હોય છે.

નર અને માદા ફૂલો એકજ કલંગીપર જૂદાં જૂદાં આવેલાં હોય છે. તેના નીચલા ભાગમાં વિશેષ માદા ફૂલો અને ઉપલા ભાગમાં નર ફૂલો દેખાય છે.

પુષ્પપત્રો અણીદાર પુ૦ બા૦ કોપનાં પત્રો જેવડાં અથવા તેથી લાંબાં હોય છે. તે વચમાં લીલા રંગનાં ને કોરપર પાતળાં ફીકા ધોળા રંગનાં ચળકતાં હોય છે.

પુષ્પબાહ્યકોપ–૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો પાતળાં, ધોળાસલેતા રંગનાં ને ચળકતાં હોય છે. તેની બહારની બાજુ વચ્ચોવચ એક લીલી ટીશી હોય છે.

પુષ્પાભ્યન્તરકોપ–આર્થાત્ પાંખડીઓ હોતી નથી.

પુંકેસરો–૫ હોય છે. તેના તંતુઓ ફીકા ધોળા રંગના ચળકતા ને પરાગકોપ પીળા હોય છે.

માદાફૂલ–નો પુ૦ બા૦ કોપ પણ ૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પાંચે પત્રો વચમાં લીલા ને કોરે ધોળાસલેતા રંગનાં હોય છે. તે નર ફૂલના પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં જરા પોહોળાં ને ટેરવે તેટલાં અણીદાર હોતાં નથી. એમાં પણ પાંખડીઓ હોતી નથી.

સ્ત્રીકેસર–૧ હોય છે. તેના ગર્ભાશયનાં બન્ને પાસાં બહાર નીકળી આવેલાં, ગોળાઇલેતાં ઉભાં ને જાડાં થયેલાં હોય છે. તેપર સ્ત્રીકેસરાગ્રમુખના બે લાંબા ખડબચડી સપાટીવાળા છેડા આવેલા હોય છે.

ફલ–ફીકા લીલા રંગનું હોય છે. તે સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઈ જાય છે. તેની સપાટી ખડબચડી હોય છે ને તેમાં ૧ બીજ હોય છે.

બીજ–કાળાં ને ઘેરા તપખીરીઆ રંગનાં હોય છે. તે ઘણાં જ લીસાં ને ચળકતાં હોય છે. તે ગોળાઇલેતાં, એક છેડે જરા અણીવાળાં, અને લગભગ $\frac{1}{7}$ લાઈન વ્યાસનાં હોય છે. તેનાં બન્ને પાસાં બહાર નીકળી આવેલાં હોય છે.

૪–ઉપયોગી અંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ઉપલેપક, મૂત્રલ, શોથઘ્ન, ગ્રાહી અને વિષહર.

૬–ઉપયોગ–એનાં મૂળનો કાઢો પ્રમેહ ઉપર અપાય છે. વિરગુણકારી અને રેચક કવાથમાં એનું મૂળ વપરાય છે. એનાં મૂળને પાણીમાં ઘસીને ગામડીઆઓ સર્પદંશપર ચોપડે છે. અને એનો કવાથ મરીની સાથે તે લોકો પીવાને પણ આપે છે. એનાં પાન વાટી ગડગુંમડાંપર પોટીસ ઠેકાણે વાપરે છે. એનાં પાનનું ગરીબ લોકો શાક કરી ખાય છે. એના છોડવા ગાયો ને ભેંસોને ખવરાવવામાં આવે છે. તેથી દૂધમાં વધારો થાય છે એમ માનવામાં આવે છે. એનું મૂળ સારી પેઠે વાટીને કઠણ ગડ ને ગુંબાડાને જલદી પકાવવાને માટે તેનાપર બાંધવામાં આવે છે. એનું શાક ખાવાથી વિશેષ પેશાબ છૂટે છે. પ્રમેહની અંદર જ્યારે પેશાબ ઘણો ગરમ ઉતરે છે ત્યારે એનો કવાથ આપવાથી તે ટાઢક કરે છે.

"એની ભાજી ખાવાથી રક્તવિકાર, પિત્તવિકાર મટાડે છે." (વૈ. રૂગનાથજી.)

એના સુકા છોડની રાખ ઉધરસ અને દમપર વપરાય છે.

૭–સ્થાનક–રસ્તાઓની બાજુએ, પડતર જગોમાં, અને વિશેષકરી જ્યાં ઢોર બેસતાં હોય તેવી જગોએ એના છોડવા ઉગે છે.

એ આખા હિ૦ માં થાય છે.

૮–વિ૦ વિવેચન–એના છોડવા ઢીમડા અથવા ડાંભા જેવા થાય છે પણ એમાં કાંટા હોય છે માટે એને કાંટાળોઢીમડો અથવા ડાંભો કહે છે*

## વર્ગ–(એમેરેન્ટેસી)

### નંબર. ૪૬૭.

૧–શાસ્ત્રીયનામ–A. gangeticus.

દૃષ્ટાન્ત–H. IV. p. 719; N. p. 267; Watt. I. p. 212; રૂ. નિ. પા. ૬૦૪.

૨–દેશીનામ–અડબાઉડાંભો (પો+ગુ૦); રાનમાટ (મ૦); लालनतिया (हिं०); मारिष (सं०).

૩–વર્ણન–ડાંભો વાડીઓમાં વાવવામાં આવે છે, તો પણ તેના જંગલી છોડવા રસ્તાની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ કાંઠે અને વાડીઓમાં બીજાં બકાલાં સાથે પોતાની મેળે પણ ઉગી આવે છે. એ અડબાઉડાંભો કહેવાય છે. એના છોડવા ૧ થી ૩ ફૂટ ઉંચા હોય છે. પાન લાંબાં અને ઘણુંકરી તળિયે ઘણાં સાંકડાંથતાં હોય છે. એને ફૂલની ચમરી લાંબી આવે છે.

એના ડાંડલાનું ગરીબ લોકો શાક કરે છે, અને પાન ઉકેડી ભાજી પેઠે ગડગુંબડાંપર બાંધવામાં વપરાય છે. એના છોડવા ભેંસ આદિ ઢોરને ખવરાવે છે.

## વર્ગ–(એમેરેન્ટેસી)

### નંબર. ૪૬૮.

૧–શાસ્ત્રીયનામ–A. viridis.

દૃષ્ટાન્ત–H. IV. p. 720; N. p, 267; Watt. I. p. 216.

*પોરબંદર સ્વસ્થાનમાં કાંટાળોઢીમડો કવચિતજ ઉગે છે. કેમકે એના છોડવા પોરબંદર તલપતમાં મ્યુનીસીપલ સ્ટોરના કંપાઉન્ડમાં અને મીઆણી બંદરમાં સુરજ દહેરાંની પછવાડે માત્ર જોવામાં આવેલા છે.

**૨-દેશીનામ**-ઢીમડો (પો૦)+(ગુ૦) लहान माट (મ૦).

**૩-વર્ણન**-ઢીમડો ચોમાસે ઘણો ઉગે છે. પણ તે ભીનાસવાળી જગોએ બારે માસ પણ જોવામાં આવે છે. તેના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. તેની શાખાઓ લાંબી અને પસરાતી હોય છે. કોઈવાર તે જમીનપર અઢેલતી પણ હોય છે. વખતે શાખાઓ ટુંકી હોય છે. ત્યારે એનો છોડવો લાંબા તરસા જેવો દેખાય છે. પાન લાંબાં ને વચમાં પોહોળાં હોય છે. ફૂલ છોડવા તેમજ શાખાઓને છેડે અને પત્રકોણમાં પીળાસલેતા લીલા રંગનાં સૂક્ષ્મ આવે છે, અને ફલ લીલા રંગનાં ખડબચડી સપાટીવાળાં સૂક્ષ્મ થાય છે.

**મૂળ**-સુતળીથી આંગળી જેવું જાડું, બહારથી ફીકા ભૂરા કે રાતા અને અંદરથી ધોળા રંગનું, કેટલાક ફાંટઓવાળું, નરમ પાતળી રાતી છાલવાળું, ઉગ્રવાસ અને મીઠાસલેતા તૂરા અને ગળચટા સ્વાદવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-મૂળ જેવી જાડી હોય છે. તે લીસી, ચળકતી, લીલા, રાતા, ભૂરા કે ધોળાસલેતા એમ તરેહવાર સેળભેળ રંગવાળી હોય છે. તેપર ઉભી હાંસો હોય છે. આઇગ્લાસમાં જોવાથી ડાંડી તેમજ શાખાઓપર સફેદ સૂક્ષ્મ છાંટણાની હારો બહુ સુંદર દેખાય છે. અતિ કોમળ શાખાઓપર બારીક તંતુ જેવા વાળની રૂંછાળ હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તેની ડીટડી લાંબી ને નરમ હોય છે, તે ઉપરની બાજુ નીકવાળી હોય છે. ને તેનાપર પણ ધોળાં સૂક્ષ્મ છાંટણાં હોય છે. પાન ૧ થી ૫ ઇંચ લાંબાં અને ½ થી ૨ કે ૩ ઇંચ પોહોળાં હોય છે. તે ડીટડી પાસે સાંકડાં, વચમાં ઘણાં પહોળાં અને ટેરવાં તરફ પાછાં સાંકડાંથતાં હોય છે, ટેરવું બુઠું અથવા અંદર બેસતી ખાંચવાળું અને સૂક્ષ્મ અણીવાળું હોય છે. પાનની કોર જરા રાતી હોય છે. તેની ઉપરની સપાટી લીલા કે ઘેરા લીલા રંગની ને ઝાંખી હોય છે. અને નીચેના ભસ્મીવર્ણા લીલા રંગની ને ચળકતી હોય છે. પાનમાંની નસો ઉપરની સપાટીપર અંદર બેસતી અને નીચેનીપર બહાર નીકળતી હોય છે. પાનને રોશની તરફ રાખી જોતાં તેમાં અર્ધપારદર્શક સૂક્ષ્મ છાટણાં દેખાય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ ચારપરો ને તૂરો લાગે છે.

**ફૂલ**-પત્રકોણમાં સૂક્ષ્મ ઝુમખીઓની માફક આવેલ હોય છે, અને છોડવા તેમજ તેની શાખાઓના છેડા પાસે આંબામોરની પેઠે તેની કલંગીઓ નીકળેલી હોય છે. તે છેડાઓ પાસે પત્રકોણમાંથી અકેકી અને છેડે વચમાં સૌથી લાંબી અને તેના નીચેના ભાગમાંથી બેથી ચાર ટુંકી કલંગીઓ આવેલી હોય છે. તે પીળાસલેતા લીલા રંગની હોય છે. તેમાં **નર** અને **માદાફૂલો** પાસે પાસે આવેલાં હોય છે. તે નીચેથી ઉપર તરફ અનુક્રમે એક પછી એક ઉઘડે છે. તે ઘણાં બારીક અને ઉગ્રવાસવાળાં હોય છે. એમાં **નર** તેમજ **માદાફૂલોને** પુષ્પપત્રો હોય છે. જે વચમાં લીલી નસવાળાં, જરા જાડાં, અને કોરપર પાતળાં ને ફીકા રંગનાં હોય છે. તે પોહોળાં, લંબગોળ અને ટેરવે અણીવાળાં હોય છે. પુ૦ બા૦ કોષ ૩ પત્રોના બનેલા હોય છે. પુ૦ અભ્ય૦ કોષ હોતા નથી. પુંકેસરો **નરફૂલમાં** ૩ હોય છે. તેના તંતુઓ ધોળા ને પરાગકોષ પીળો હોય છે. **માદાફૂલમાં** સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલવાળો, લીલા રંગનો, મથાળે ૨-૩ જરા વાંકવળેલી સૂક્ષ્મ નલિકાઓવાળો હોય છે.

**ફલ**-સૂક્ષ્મ હોય છે. તે પ્રથમ લીલા ને સુકાય છે ત્યારે ભૂરા રંગનાં થઈ જાય છે. એ તળિયે જરા સાંકડાં ને મથાળે પેહોળાં હોય છે. તે બન્ને પાસે જરા દબાયલાં ને તેમાં ૧-બીજ હોય છે.

**બીજ**-કાળાં, ચળકતાં, લીસાં અને ગોળાઇલેતાં હોય છે. તેનાં બન્ને પાસાં બહાર નીકળી આવેલાં હોય છે. તેની કોરપર એક જગોએ જરા ખાંચ હોય છે. બીજ ઘણાં બારીક હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-મૂત્રલ, ઉપલેપક અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-એનાં મૂળ પેશાબ લાવવાના કવાથમાં વપરાય છે. પાન ગડગુંબડાં અને ઝામરાપર પોટીસ ઠેકાણે બાંધવામાં આવે છે. ગરીબ લોકો એનાં પાંદડાનું શાક કરે છે. એના છોડવા બીજા ચારાની તંગી વખતે ભેંસ અને બીજાં ઢોરોને ખવરાવવામાં આવે છે. એનાં ફૂલ અને બીજ પ્રમેહ ઉપર સાકરની સાથે વાટી પીવરાવવામાં આવે છે.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડી અને ખેતરોના પાણીના ધોરીઆ કાંઠે, વાડીઓની વાડપાસે, જુની દીવાલો અને ખંડીએરોમાં, અને ચોમાસે તો તે આડે વગડે ઉગે છે. એ આખા હિ૦ માં થાય છે.

**૮-વિ૦ વિવેચન.**-**ઢીમડો** એ નામ એનાં બીજ ઢીમણ પૈડાં જેવા આકારનાં થાય છે તેપરથી પડેલું હશે.

---

## વર્ગ-( એમેરેન્ટેસી ).

### નંબર. ૪૬૯.

**૧-શાસ્ત્રીયનામ**-A. Blitum?

દષ્ટાન્ત-H. IV. p, 721; N. p. 266; Watt. I. p. 210; રૂ. નિ. પા. ૩૫૫.

**૨-દેશીનામ**-વરસાદની ભાજી, ઉકડી ભાજી, અડબાઉ તાંદળજો (ગુ૦); रानतांदुरजा (મ૦); बननतिया, सादानतिया (हिं०) अल्पमारिष (सं०).

૩-વર્ણન-વરસાદની ભાજી ચોમાસે આડે વગડે ઘણી ઉગી આવે છે. અને વાડીઓમાં બીજા મોલની સાથે તેમજ પાણીના ધોરીઆ કાંઠે તેના છોડવા પોતાની મેળે ઉગતા બારે માસ પણ જોવામાં આવે છે. એના છોડવા ૬ ઈંચથી ફૂટ કે ૧½ ફુટ ઉંચા થાય છે. કોઈ વાર એની શાખાઓ જમીનપર પથરાયલી હોય છે. એના છોડવા ઢીમડા કરતાં ઘણા પાતળા હોય છે. એનાં પાન વાડીઓમાં વવાતા તાંદરજાનાં પાન જેવાં પણ તેથી સાંકડાં ને ટુંકાં હોય છે. ડાંડી અને શાખાઓ ફીકા લીલા રંગની અને લીસી હોય છે. ફૂલની નાહાની ગુચ્છીઓ પત્રકોણમાં આવેલી હોય છે.

એના છોડવા ઉકેડા, ખંડિયેર જગાઓ અને રસ્તાની બાજુએ ઉગે છે માટે એને **ઉકેડીભાજી** અને **અડબાઉ તાંદળજો** કહે છે;

આ ભાજીનું ચોમાસે તેમજ આડે દહાડે પણ લોકો શાક કરે છે. એનાં પાન અને મૂળનો ઉપયોગ ઢીમડા જેવો છે. આ વરસાદની ભાજીનું શાક વાડીઓમાં વાવતા તાંદરજા અગર બીજી ભાજીઓનાં શાક કરતાં એક નોખીજ લીઝતનું હોય છે. આ ભાજી બજારમાં કવચિતજ વેંચાતી મળે છે, પણ ઘણુંકરી ચોમાસે ગરીબલોકો તેમજ એ ભાજી ખાવાના શોખીન લોકો પોતેજ જ્યાં ઘણી ઉગતી હોય ત્યાંથી વીણી લાવે છે.

એનાં પાન વાટીને ગડગુંબડાંપર પોટીસ તરીકે બાંધવામાં આવે છે. એ પાચક, પૌષ્ટિક અને મૂત્રલ ગણાય છે. એનું શાક વિશેષ ખાવાથી દસ્ત લાગે છે. ગરમીના આજારપર એનાં મૂળનો કાઢો ચિરગુણકારી પૌષ્ટિક તરીકે આપવામાં આવે છે. તેમજ લોહી સુધારવા માટે એનું શાક અવારનવાર ખવરાવવામાં આવે છે.

આ ભાજીના છોડવા ઉપર ચોમાસાં ઉતાર દોરા જેવા પાતળા પીળા રંગના તાંતણાઓ ઘણુંકરી વીંટળાયલા હોય છે. તેને **અમરવેલ** અથવા **માંખણીઓ પીંડો** કહે છે ( જુઓ નંબર, ૩૯૮ ).

---

## વર્ગ-(એમેરેન્ટેસી).

### નંબર. ૪૭૦

**૧-શાસ્ત્રીયનામ**-Pupalia lappacea.

**દૃષ્ટાન્ત**-H. IV. p. 724: N. p. 267.

**૨-દેશીનામ**-ગાડર ઝીપટો (પો૦); વાડઝીપટો, ધોળો ઝીપટો (ગુ૦).

**૩-વર્ણન**- ગાડરઝીપટો ચોમાસે ઘણો જ જોવામાં આવે છે. પણ કોઈ કોઈ જગોએ તે બારે માસ પણ હોય છે. એના છોડવા ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. પણ એ થોડા વધ્યા પછી એની શાખાઓ ઘણુંકરી આડી અવળી વળી ઘણી લાંબી વધી જાય છે, ને તેને થોરની વાડ કે કંટાળા વગેરેનાં ઝાડવાંની ઓથ મળે તો તેને આશરે તેનાપર ૪ થી ૬ ફીટ ઉંચી ચઢી જાય છે. પાન લાંબાં, બહુધા કાંટાશેળીઆનાં પાન જેવાં હોય છે. ફૂલ ફીકાસલેતા લીલા રંગનાં ને ફૂલ ફીકા ધોળા વાળની રૂંવાટી અને કાંટાઓની અંદર આવેલાં હોય છે.

એના આખા છોડવાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે,

**મૂળ**-સુતળીથી આંગળી જેવું જાડું, ફાંટાઓવાળું, બહારથી ભૂરા અને અંદરથી ધોળા રંગનું, નરમ પણ બટકણી છાલવાળું, સુગંધિત વાસ અને ગળચટા, મોળા સ્વાદવાળું હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે ચક્રાકાર દેખાય છે.

**ડાંડી અને શાખાઓ**-મૂળ જેવી જાડી હોય છે. તે લીલા, કે વખતે રાતા, કે જાંબુડા રંગની છાયાલેતી હોય છે. તેપર ભૂરા વાળની રૂંવાટી આવેલી હોય છે. શાખાઓપર બહુધા ઉભી ટીશીઓ હોય છે. શાખાઓ બહુધા સામસામી અને તેનાં સાંધાઓ જાડા થયલા હોય છે.

**પાન**-સામસામાં આવેલાં હોય છે. ડીટડી ટુંકી હોય છે. પાનની કોર ડીટડી પાસે સાંકડીથતી ને વખતે ડીટડીની બન્ને બાજુ થોડી ચડી ગયેલી હોય છે. પાન વચમાં પોહોળાં ને ટેરવાં તરફ સાંકડાં થતાં હોય છે. ટેરવાં બુઠ્ઠાં કે સેહેજ અણીઆળાં હોય છે. પાન જરા જાડાં, બન્ને સપાટીએ ભૂરા વાળની રૂંવાટીવાળા, ઉપર લીલા ને તળે ફીકા રંગનાં હોય છે. તેની નીચેની સપાટી જરા વધારે ચળકતી હોય છે. પાનને રોશની તરફ રાખી આઈગ્લાસમાં જોતાં તેમાં અર્ધપારદર્શક છાંટણાં દેખાય છે. પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ગળચટો લાગે છે.

**ફૂલ**--શાખાઓને છેડે ફૂલની ગુચ્છીઓ ધારણ કરનાર સળી શેડની માફક ૧ થી ૧½ કે ૩ ફીટ લાંબી હોય છે. તેનાપર જરા છેટે છેટે ફૂલની ગુચ્છીઓ આવેલી હોય છે. ફૂલનાં પુષ્પપત્રો તળિયે પોહોળાં અને ટેરવે લાંબી અણીવાળાં હોય છે. તેની કોર પાતળી અને ધોળા રંગની હોય છે. ને તેની વચ્ચોવચ લીલી સળી કે નસ હોય છે. ફૂલનો વ્યાસ ૩ લાઇન જેટલો હોય છે.

**પુષ્પબાહ્યકોષ**--૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો પુષ્પપત્રો કરતાં સાંકડાં હોય છે. આ દરેક પત્રપર ૩-ઉભી લીલા રંગની નસો હોય છે. ને તેની બહારની બાજુ ધોળા લાંબા વાળની રૂંવાટી હોય છે. એ પત્રોનાં ટેરવાં અણીદાર હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**--અર્થાત્ પાંખડીઓ હોતી નથી.

**પુંકેસરો**--૫ હોય છે. તે એક બીજાથી છેટાં છેટાં એક ગોળ ધોળા રંગની સૂક્ષ્મ પ્યાલીના કીનારાપર

આવેલાં હોય છે. તે રાતાં અથવા જાંબુડા રંગનાં હોય છે, ને તે પુ૦ બા૦ કોપનાં પત્રો કરતાં ટુંકાં હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય બહાર નીકળતો, ધોળા રંગનો, ને નલિકા પાતળી, પુંકેસરતંતુઓ જેટલી લાંબી, લીલાસલેતા રાતા કે જાંબુડા રંગની હોય છે.

**ફલ**–મથાળે સાંકડાં, વચમાં પોહોળાં ને તળિયે પણ જરા સાંકડાંથતાં હોય છે. તે પ્રથમ લીલાં, ને પાછળથી ભૂરા રંગનાં થઈ જાય છે. તેપર ગીચોગીચ ધોળા ભૂરા વાળની રૂંવાટી અને વાંકી તીક્ષ્ણ અણીવાળા કાંટા આવેલા હોય છે. આ વખતે એ કાંટાસોતી ફલની ગુચ્છીનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે.

**બીજ**–કાળાં, અત્યંત ચળકતાં, અને લીસાં હોય છે. તે જરા ચપટાં ને તેને એક છેડે ખાંચ હોય છે. બીજ ½ લાઇનથી કંઇક લાંબાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ, ઉપલેપક તથા શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળનો કવાથ પેશાબ સાફ લાવવા માટે વપરાય છે. પાન વાટીને પોટીસ તરીકે ગડગુંબડાં અને સોજાઓ ઉપર લગાડવામાં આવે છે. બીજ સાકર સાથે પ્રમેહ ઉપર અપાય છે. એના આખા છોડવાને બાળી તેની ભસ્મ મધમાં મેળવી કફ અને ઉધરસવાળાને ખવરાવાય છે.

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ કાંઠે, અને ડુંગરમાં ચરીઆણ ઘાસની સાથે ગાડરઝીપટાના છોડવા ઘણા ઉગે છે. એ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના ફલપરના કાંટા માણસનાં કપડાંઓમાં, ગાયો ભેંસો વગેરેનાં પુંછડાઓમાં, પણ વિશેષ કરીને ગાડરાંઓના (ઘેટાં) વાળ (ઉન) માં ભરાઇ રહે છે. માટે એને **ગાડરઝીપટો** કહે છે.

---

## વર્ગ–( એમેરેન્ટેસી ).

### નંબર ૪૭૧.

**૧–શાસ્ત્રીયનામ**–*Ærua javanica.*

દૃષ્ટાન્ત–H. IV. p. 727; N. p. 268; Watt. I. p. 124.

**૨–દેશીનામ**–ખૂર (પો× કચ્છી); कल, खुल (મ૦).

**૩–વર્ણન**–ખૂરના છોડવા ૨ થી ૪ કે ૫ ફીટ જેટલા ઉંચા વધે છે. એમાં પાતળી શાખાઓ ઘણી નીકળેલી હોય છે. પાન જરા જાડાં ધોળાસલેતા રંગનાં હોય છે. એની શાખાઓને છેડે ખૂરથી ભરેલી ધોળા રંગની કલંગીઓ નીકળેલી હોય છે. એ આખા છોડવાનો દેખાવ સફેદ લાગે છે, તેથી તરત ઓળખાઈ આવે છે.

**મૂળ**–છોડ પ્રમાણે પેનસીલથી તે આંગળી કે અંગુઠા જેવું અથવા વખતે હાથનાં કાંડાં જેવું જાડું પણ થાય છે, અને તે જમીન પ્રમાણે જમીનમાં ઘણું ઉંડું ઉતરેલું હોય છે. એનાં મથાળાં પાસે એમાંથી થોડાક ફાંટાઓ સુતળીથી આંગળી જેવા જાડા અને વખતે થોડા ઝીણા રેસાઓ જેવા ફાંટા પણ નીકળેલા હોય છે. મૂળ ઘણું કઠ્ણ અને મજબૂત રેસાદાર હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે સછિદ્ર અને ઘણાં ચક્રોવાળું દેખાય છે. એની છાલ પાતળી હોય છે. ને તે બહારથી ફીકા ભુરા રંગની ને અંદરથી સફેદ હોય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ ઉગ્ર ને પાછળથી ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–પેનસીલથી અંગુઠા જેવી જાડી હોય છે. તેનાપર સફેદ ફીકા ધોળા વાળની રૂંવાટી હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે પણ મૂળની પેઠે સછિદ્ર અને ચક્રોવાળી દેખાય છે. ડાંડી થોડી વધી, તેમાંથી ઘણી પાતળી શાખાઓ નીકળી ચોતરફ લાંબી અથવા ઉંચી વધે છે. એ શાખાઓ સુતળીથી તે પેનસીલ જેવી કે વખતે તેથી જાડી પણ હોય છે. તેનાપર ઉભી હાંસો હોય છે. ને તે અંદર લીલા રંગની હોય છે. ને તેનાપર સફેદ વાળની રૂંવાટી આવેલી હોય છે. એ રૂંવાટી નખથી ખરપી નાંખવાથી ઉતરી શકે છે. એ શાખાઓનો આડો કાપ કરી જોતાં તેમાં વચ્ચોવચ જરા મ્હોટાં છિદ્રોવાળા ગાભા ( pith )નો ભાગ દેખાય છે. ને તેથી બહાર ડાંડી જેવાં જ ચક્રો એમાં પણ જોવામાં આવે છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તેની બન્ને સપાટીપર ધોળી રૂંછાળ ગીચ ભરેલી હોય છે, તેથી તે ફીકા સફેદ રંગનાં દેખાય છે. પાન ટેરવે ઘણુંકરી બુઠ્ઠાં ને ડીંટડી તરફ સાંકડાંથતાં હોય છે. તે ૧ થી ૩ કે ૪ ઇંચ લાંબાં અને ½ થી ૧ કે ૧½ ઇંચ પોહોળાં હોય છે. નસો પછવાડેની બાજુ જરા સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની ઉપરની રૂંવાટી નખથી ખરપી કાઢવાથી તેની સપાટી લીલા રંગની દેખાય છે, ને તે આઈગ્લાસમાં જોવાથી તેમાં અર્ધ પારદર્શક છાંટણાં અથવા જાળી દેખાય છે. પાનને ચોળવાથી તેની વાસ ઉગ્ર, અને ચાવવાથી સ્વાદ ઉગ્ર ને ગળચટો લાગે છે.

**ફૂલ**–શાખાઓને છેડે સૂક્ષ્મ અસંખ્ય ધોળા ફૂલોથી ભરેલી, ઉભી ને અંદર વળતી, ૧ થી ૬ ઇંચ લાંબી (જાણે મોતીથી જ ગુંથેલી હોય કે નહિં એવી) કલંગી અક્રેક આંતરે આવેલી હોય છે. કોઈવાર એક કલંગીમાં વખતે નાહાની એક બે બીજી કલંગીઓ પણ આવેલી હોય છે, શાખા ઉપરની છેવટની વચલી કલંગી કોઈ કોઇ વાર ½ થી ૧ ફુટ જેટલી લાંબી પણ જોવામાં આવે છે. એ કલંગીપર ચોતરફ સૂક્ષ્મ ફૂલો ગોઠવા-

યલાં હેય છે. અને તે કલંગીને ટેરવે વિશેષ હોય છે. તેથી તે કલંગીનું ટેરવું ફૂલોથી ભરેલું બહુ સુંદર દેખાય છે, ને કલગી ગોળ દેખાય છે. એ સૂક્ષ્મ ફૂલો લાંબા ધોળા વાળની રૂંછાળથી ભરાયેલાં હોય છે. પુષ્પપત્રો ધોળાં, પોહોળાં ૨ થી ૩ હોય છે, ને તેની અંદર પુ૦ બા૦ કોષનાં ૫ પત્રો તેથી લાંબાં આવેલાં હોય છે, તેમાં અંદરનાં ત્રણ પત્રોની વચ્ચોવચ લીલી પટી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**–હોતો નથી.

**પુંકેસરો**–જોવામાં આવેલાં નથી, માટે જણાય છે કે બીજાં ફૂલોમાં હશે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. નલિકા સૂક્ષ્મ અને નલિકાગ્રમુખ ૨ છેડાવાળું, ફીકા ગુલાબી રંગનું હોય છે, તેપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

**ફલ**–સૂક્ષ્મ, એક પોલવાળું, પાતળી ફોતરાં જેવી છાલવાળું અને ૧ બીજવાળું હોય છે.

**બીજ**–ચળકતું, કાળું, ને ગોળાઇલેતું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વાયુહરતા, ગ્રાહી અને મૂત્રલ.

**૬–ઉપયોગ**–એનાં મૂળ પેશાબ લાવવાના કવાથમાં વપરાય છે. એનાં ફલ છે, તે પણ બૂર (woolly bracted spikes) કહેવાય છે. અને એ બૂર ગાદી, તકીઆ અને ગાદલાં ભરવામાં કામ આવે છે. એથી ભરાએલાં ગાદી અને તકીઆ ઘણા પોચા લાગે છે. વાયુથી ઝલાયલા માણસને બૂર ભરેલાં ગાદલાંપર સુવાડે છે, તેથી ફાયદો થાયછે. બૂરના સુકા છોડવાની પથારી પર પણ વાએ ઝલાણો હોય તેને સુવાડવામાં આવે છે, તેથી આરામ થાય છે.

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં ચોમાસે દરીઆ કીનારા પાસેના રેતીના ઢસા અને ખડા ઉપર, તેમજ બરડા ડુંગરમાં ઘાસની સાથે એના કોઇ કોઇ છોડવા ઉગે છે.

એ હિં૦ ના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિશેષવિવેચન**–એનાં ફૂલ બાજરાનાં ડુંસાં કે બુરાં જેવાં હલકાં અને સુકાં હોય છે, તે પરથી એનું નામ વૂર પડેલું હશે, એમ લાગે છે. એ બૂર બજારમાં મોંયકલાનને નામે વેંચાય છે.

---

## વર્ગ–(એમેરેન્ટેસી).

### નંબર ૪૭૨.

**૧–શાસ્ત્રીયનામ**–Æ. Lanata.

દ્રષ્ટાન્ત–H. IV. p. 728; N. p. 266; Watt I. p. 124.

**૨–દેશીનામ.**–ગોરખગાંજો, ભોંયજડી (પો૦); कपुरी मधुरी (गु०)+(म०) गोरखबुंटी, कपुरीजडी (हिं०).

**૩–વર્ણન.**–ગોરખગાંજાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ½ થી ૧ ફુટ જેટલા લાંબા વધેલા હોય છે, એ ઘણુંકરી ઉભા પણ કોઈવાર જમીનપર પથરાએલા પણ હોય છે. તેનાપર સફેદ વાળની રૂંછાળ હોય છે.

**મૂળ**–એનું ખીલામૂળ ફીકા ધોળા કે ભૂરા રંગનું, જમીનમાં ઘણું ઉંડુ ઉતરેલું હોય છે. તેમાંથી બીજા રેસા જેવા કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. એની વાસ જરા સુગંધિત અને સ્વાદ મીઠાસ લેતો ગળચટો ને પાછળળથી ઉગ્ર ને જરા કડવાસલેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળને મથાળેથી કેટલીક સુતળી જેવી જાડી શાખાઓ નીકળેલી હોયછે. તેનાપર ધોળા વાળની રૂંછાળ આવેલી હોય છે, તેથી તેનો રંગ ધોળાસલેતો ભૂરો લીલો દેખાય છે. ડાંડીની વાસ અને સ્વાદ મૂળને મળતાં હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ¼ થી ½ (કોઈવાર ૧) ઈંચ લાંબાં અને ૨ થી ૩ લાઇન પોહોળાં હોય છે. તે ડીટડીપાસે સાંકડાં ને મથાળે પોહોળાં, ટેરવાં ગોળાઈ લેતાં કે ટેરવે સૂક્ષ્મ બુઠ્ઠી અણી હોયછે. એની બન્ને સપાટીપર ધોળા વાળની રૂંછાળ હોય છે. જેથી એનો રંગ ફીકા ધોળાસલેતો ભૂરો લીલો દેખાય છે. ડીટડી પાસેથી પાનની ત્રણ નસો દેખાતી હોય છે. પાનને ચોળવાથી તાંદલજાનાં પાનની વાસને મળતી વાસ અને સ્વાદ પ્રથમ ચીરપરો ને પાછળથી ગળચટો લાગે છે.

**ફૂલ**–ઘણાંજ સૂક્ષ્મ લીલા રંગનાં હોય છે. જે આઇગ્લાસથી જોતાં વધારે સ્પષ્ટ દેખાય છે. પાનના ખૂણામાંથી ફૂલોની ૧–૨–૪ કે તેથી વધારે કલંગીઓ નીકળેલી હોય છે. તે ¼ થી ½ ઇંચ લાંબી હોય છે. અને ૧ લાઇન જાડી હોય છે. કોઇ કોઈવાર ઝાઝી કલંગીઓ પાનના ખૂણામાં જ ગુચ્છાની પેઠે પણ આવેલી હોય છે, એ કલંગીઓનો રંગ ભૂરો ધોળો હોય છે. એ દરેક કલંગીપર **લીંડીપીપર**ની માફક ઘણાં સૂક્ષ્મ ફલો ઉત્તરોત્તર ચડાઉતર ગોઠવાયલાં હોય છે. કલંગીની સળી સફેદ વાળથી ભરાયલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–નાં પત્રો ૫ હોય છે, તેની બહારની બાજુ સફેદ રૂંવાટીવાળી, અને અંદરની બાજુ લીલી હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-અર્થાત્ ફૂલની પાંખડીઓ હોતી નથી.

**પુંકેસરો**-૧૦ હોય છે, તેમાં ૫ નપુંસક હોય છે. તંતુઓ ફીકા પીળા અને પરાગકોષ પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે.

**ફલ**–સૂક્ષ્મ હોય છે, તે બદકડી જેવા આકારનું ને એક બીજવાળું હોય છે.

**બીજ**-કાળા રંગનાં, ચળકતાં, બન્ને બાજુ બહાર નીકળતાં, અને એક છેડે જરા અણીથતાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૌષ્ટિક, ઉપલેપક, કફઘ્ન.

**૬-ઉપયોગ**-એના મૂળ દહીમાં વાટી કમળાવાળાને પવાય છે. એનાં મૂળ સંધિવા અને વિસ્ફોટકના કાઢામાં વપરાય છે. એનાં સુકાં પાન અને ફૂલ ચલમમાં નાંખી દમ અને ઉધરસવાળાને પવાય છે. એનાં ફૂલ પણ બૂર કહેવાય છે, તેનો બૂરની પેઠે ઉપયોગ કરવામાં આવે છે. બીજ પ્રમેહપર અપાય છે.

**૭-સ્થાનક**-રસ્તાની બાજુએ, કાદીવાળી જમીનપર, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆ કાંઠે, અને દરિયા કાંઠાની રેતાલ જમીનમાં તે ઘણો ઉગે છે. એ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

**૮-વિશેષ વિવેચન**-એમ કહેવાય છે કે, ગોરખનાથજી આનાં પાન અને ફૂલ હમેશ ચલમમાં નાંખી પીતા હતા. પોતાના શિષ્યને ગમે તે વ્યાધી થઈ હોય તોપણ આની જડી ખાવાને આપતા હતા. આ ઉપરથી એને गोरखबुटी અથવા गोरखगांजो કહે છે, એનાં મૂળમાં કપુર જેવી જરા સુગંધિત વાસ હોય છે, તે ઉપરથી એને कपुरीमधुरी કહે છે. એની વાસ ઇન્ડિયન સારસાપરીલાની વાસને મળતી હોય છે. कपुरीमधुरी એ નામ કેટલાકો સારિવાને આપે છે. જુવો નં૦ ૩૪૬. अनंतमूळ.

---

## વર્ગ-( એમેરેન્ટેસી )

### નંબર. ૪૭૩.

**૧-શાસ્ત્રીયનામ**-Æ. scandens.

**દ્રષ્ટાંન્ત**-H. IV. p. 727; N. p. 268; Watt. I. p. 125.

**૨-દેશીનામ**-વેલારોગોરખગાંજો, વેલારી કપુરીમધુરી ( પો૦+ગુ૦ ).

**૩-વર્ણન**-વેલારા ગોરખગાંજાનો દેખાવ સાધારણ રીતે ગોરખગાંજા જેવો હોય છે, પણ એના છોડવા વેલાની પેઠે ઝાડવાં વગેરેપર પડેલા હોય છે, અથવા તે જમીનપર આડા અવળા પથરાયલા હોય છે. એની ડાંડી સુતળી જેવી પાતળી હોય છે, પાન ગોરખગાંજા કરતાં મ્હોટાં ૧ થી ૪ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં ને લીલા રંગનાં હોય છે. આના છોડવા ઘણુંકરી ફક્ત ચોમાસેજ જોવામાં આવે છે. તોપણ બાગ બગીચાની ભીની અને છાયડાવાળી જગોમાં કોઇવાર એ બારે માસ પણ હોય છે.

એનો ઉપયોગ ગોરખગાંજા જેવોજ કરવામાં આવેછે.

## વર્ગ-(એમેરેન્ટેસી)

### નંબર ૪૭૪.

**૧-શાસ્ત્રીયનામ.**-Achyranthes aspera.

દ્દષ્ટાન્ત-H. IV. p. 730; N. p. 268; Watt. I. p. 81; ૩-નિ-પા-૧૨૬.

**૨-દેશીનામ.**-અઘેડો, અઘાડો (પો૦); અઘેડી (ગુ૦); अघारा, सूराट (મ૦); अपांग, लटजीरा, चिर चिरीआ (हिं० ); अपामार्ग, खरमञ्जरि ( सं० ).

**૩-વર્ણન.**-અઘેડાના છોડવા ચોમાસે ઉગેલા જોવામાં આવે છે. અને કેટલીક જગોએ તે બારેમાસ પણ હોય છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. કોઇવાર એના છોડવા વગર શાખા નીકળે લાંબા તરસાની પેઠે વધેલા હોય છે. અને કોઇવાર તેમાં ઘણી શાખાઓ ચોતરફ પસરાતી નીકળેલી હોય છે. વખતે એની શાખાઓ જમીનપર પથરાયલી પણ હોય છે. અને ઘણીવાર તે કેટાળા કે બીજાં ઝાડવાંઓને આશરે ઓથમાં રહી ૬ થી ૮ ફીટ ઉંચી વધી ગએલી હોય છે. પાન લાંબાં કે ગોટકડાં હોય છે. ફૂલ નાહાનાં, ઘણુંકરી રાતા રંગનાં, લાંબી શેડપર આવેલાં હોય છે. ફલ નીચાં વળેલાં, ભૂરા કે ભૂરા રાતા રંગનાં હોય છે.

એના છોડવા રાતા, ફીકા લીલા, કે ધોળાસલેતા રંગના હોય છે. અને તેપર ઘણુંકરી ધોળા કે ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**—સુતળીથી અંગુઠા જેવું જાડું હોય છે, તેમાંથી કેટલાક જાડા અને ઝીણાં ફાંટાઓ નીકળેલા હોય છે. તે બહારથી ફીકા ધોળા, અને અંદરથી ધોળા રંગનું હોય છે. છાલ પાતળી ને બટકણી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ તૂરો ને ગળચટો હોય છે. પાછળથી જીભ ખરસટ થઈ જાય છે.

**ડાંડી અને શાખાઓ**—ડાંડી સુતળીથી આંગળી જેવી જાડી થાય છે. તે રાતા લીલા કે ધોળા રંગની હોય છે. તેપર ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. કોમળ શાખાઓ ઘણુંકરી નરમ ને ચોધારી હોય છે. તેપર ઉભી હાંસો અને ગીચ રૂંવાટી આવેલી હોય છે. ડાંડી અને શાખાઓ અંદરથી પોચી હોય છે.

**પાન**—સામસામાં હોય છે. તે બન્ને છેડે સાંકડાં થતાં, અથવા તળિયે પોહોળાં કે ગોળાઇ લેતાં ને મથાળે સાંકડાં થતાં, અથવા ગોટકડાં, ને વખતે ટેરવે પોહોળાં ને તળિયે સાંકડાં થતાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં, ખાંચવાળાં કે અણીઆળાં હોય છે. ઘણીવાર પાનની કોર જરા રાતી હોય છે. પણ કેટલીકવાર પાનની નીચેની સપાટી અથવા બન્ને સપાટી રાતા રંગની હોય છે. કોઇવાર પાન મુદ્દલ રાતા રંગનાં હોતાં નથી. પાનની બન્ને સપાટી-

પર ધોળા વાળની રૂંવાટી હોય છે. પણ કોમળ પાનપર તો તે જરા લાંબી અને મખમલ જેવી સુંવાળી હોય છે. પાનમાંની નસો સામસામી, બહુધા ઉંચી ચઢતી, નીચેની સપાટીએ બહાર નીકળતી ૬ થી ૧૨ હોય છે. પાનની કોરપર વખતે મોજાં કે લેહેરિયાં હોય છે. પાન જાડાં ૧ થી ૫ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનને ચોળવાથી વાસ ભાજી જેવી અને સ્વાદ ઉગ્ર, ચીરપરો, ગળચટો ને પાછળથી જીભને ખરસટ કરે તેવો હોય છે.

**ફૂલ**—શાખાઓને છેડે, વાળની ગીચ રૂંવાટીવાળી, ૧ થી ૩ ફીટ લાંબી, સુતળી જેવી પાતળી શેડ કે સળીપર નાહાનાં ફૂલો આવેલાં હોય છે. ફૂલો સોતી શેડ બહુધા ઉભી, તળિયે પાતળી અને મથાળે જરા પોહોળી થતી વચમાં એક બે ગેરલખાતી છેક ટેરવે જરા અણીદાર હોય છે. તે જ્યારે ધણી પાસે પાસે આવી જાય છે ત્યારે જરા છેટેથી જાણે નાગણીનાં બચ્ચાં આકાશમાં અમૃત લેવાને માટે એકદમ દોડતાં ઉંચાં ચઢતાં હોય એવી દેખાય છે.

**ફૂલ**—ચળકતાં, લીલાસલેતાં, ધણુંકરી રાતા રંગનાં હોય છે. તેની વાસ ગુલબાસનાં ફૂલની વાસને મળતી મધુરી હોય છે. ફૂલનો વ્યાસ ⅙ થી ⅕ ઇંચ જેટલો હોય છે. એ દરેક ફૂલની નીચે ૩ પુષ્પપત્રો હોય છે. જે પુ૦ બા૦ કોષ કરતાં ટુંકાં હોય છે. એ ૩ પત્રોમાંથી એક પત્ર બીજાં બે કરતાં જરા લાંબું હોય છે. તે ભાલાની અણી જેવું હોય છે. ને તે ફૂલની નીચેની બાજુએ આવેલું હોય છે, અને જે બે પત્રો એથી ટુંકાં હોય છે તે ફૂલની ઉપરની બાજુ આવેલાં હોય છે. એની વચ્ચે તીક્ષ્ણ લાંબા કાંટા જેવી અણી નીકળેલી હોય છે. એની કોર પત્રના થડમાં જરા ગોળાઇ લેતી પાતળી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**—૫ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો ભાલાંની અણી જેવાં હોય છે. તે પુંકેસરોથી જરા લાંબાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**—અર્થાત્ પાંખડીઓ હોતી નથી. પણ તેની જગોએ ખોટાં પુંકેસરોના તંતુઓનું એક ઝાલરદાર ચક્ર આવેલું હોય છે. એ તંતુઓ પુંકેસરોથી જરા ટુંકા હોય છે.

**પુંકેસરો**—૫ હોય છે. તે પુ૦ બા૦ કોષનાં પત્રોની સામે આવેલાં હોય છે. તેના તંતુઓ રાતા ને પરાગકોષ ભૂરા કે વખતે જરા રાતી છાયાલેતા હોય છે. પરાગકોષ તંતુઓને ટેરવે અધવચથી ધરાયલા હોય છે.

**સ્ત્રીકેસર**—૧ હોય છે. તેના ગર્ભાશયનો ઉપરનો ભાગ ચક્રાકાર રાતા રંગનો, ચળકતો, ચપટો, પડઘી જેવો, ખોટાં પુંકેસરોની ઝાલરવાળા ચક્રમાં આવેલો હોય છે. ગર્ભાશય તળિયે સાંકડો ને મથાળે જરા પોહોળો હોય છે. નલિકા રાતા રંગની ને પુંકેસરોથી જરા લાંબી હોય છે. તેને મથાળે સ્પષ્ટ દેખાતું સૂક્ષ્મ મુખ હોય છે.

**ફૂલ**—ફૂલ ઉઘડી ગયા પછી તે તરત પાછાં બંધ થઇ નીચાં વળી જાય છે, ને તેમાં ફલ પાકવા માંડે છે. ફલ તેની ઉપરનાં પુ૦ બા૦ કોષનાં પત્રો અને પુષ્પપત્રો સોતું ⅓ લાઇનથી કંઇક પોહોળું અને ૧½ થી ૨½ લાઇન જેટલું લાંબું હોય છે. તે ભૂરા રંગનું, ચળકતું ને ટેરવે અણીથતું હોય છે. તેનાપરથી પુ૦ બા૦ કોષ અને પુષ્પપત્રો કાઢી નાખતાં તેની અંદર લંબગોળ ભૂરા રંગનું ચળકતું લીસું એક બીજ હોય છે.

**બીજ**—૧ થી ૧½ લાઇન લાંબું, એક છેડે બુઠ્ઠી અણીવાળું ને બીજે સપાટ ખાંચવાળું હોય છે. તે અંદર ધોળા રંગનું હોય છે.

**૪—ઉપયોગીઅંગ.**—સર્વાંગ.

**૫—ગુણદોષ**—ચિરગુણકારી પૌષ્ટિક, ગ્રાહી, મૂત્રલ, પૌષ્ટિક તથા વિષ, કફ અને શોથઘ્ન.

**૬—ઉપયોગ**—અઘેડાનું મૂળ ચિરગુણકારી પૌષ્ટિક પાકો અને કવાથમાં વપરાય છે. એનું મૂળ પાણીમાં ધસીને વીંછી ને સર્પના દંશ ઉપર ચોપડાય છે. મૂળની છાલ મરી સાથે તાવ ઉપર અપાય છે. એનાં મૂળનો કાઢો વા અને જળોદર ઉપર વપરાય છે. એનાં પાન વાટી ગડગુંબડાં ઉપર ચોપડવામાં આવે છે. એનાં સુકાં પાન ચલમમાં નાખી તે ચલમ દમવાળાંને પાય છે. એનાં પાનનો કાઢો પ્રમેહ અને પેશાબની ગરમી ઉપર અપાય છે. એનાં પાનને વાટી મીઠાં તેલમાં કડકડાવી તે તેલ ગાળી લઇ કાન દુઃખતો હોય તો કાનમાં ટીપું નાખે છે. એ તેલ નહિ રૂઝાતાં ચાંદાં વગેરે ઉપર પણ ચોપડવામાં આવે છે. અઘેડાના સુકા છોડવાને બાળી તેની રાખ જળોદર, પેશાબની બળતરા, કફ, દમ અને પેટના ચુંકાપર મધની સાથે અપાય છે. અઘેડાનાં બીજ સાકર સાથે પ્રમેહ ઉપર ખવરાવવામાં આવે છે. કેટલાએક લોકો અઘેડાનાં બીજ પૌષ્ટિક પાકોમાં વાપરે છે. અને પૌષ્ટિક તરીકે સાકર સાથે ખાય છે. અઘેડાની રાખ રંગના કામમાં વપરાય છે. એની રાખમાંથી ધણો પોટાસ નીકળે છે. કેટલાએક બાવા અને જોગી લોકો ભૂખ નહિ લાગવા માટે અઘેડાનાં બીજ ખાય છે. અઘેડાનાં બીજ પચવાં ધણાં ભારી છે. અઘેડાનાં બીજ સંગ્રહણી અને હરસમાંથી લોહી પડતાં બંધ કરે છે. અઘેડાની ભૂકી નાસાવિરેચન માટે અપાય છે. અઘેડાની ડાંડીનું દાતણ દીવાળીપર ધણાં લોકો કરે છે. તેમજ એની ડાંડી હોમ આદિ ધર્મક્રિયાઓમાં સમિધની જગોએ વપરાય છે. અઘેડાની રાખમાંથી ક્ષાર કાઢવામાં આવે છે. તે પણ

ઔષધ તરીકે વપરાય છે. અઘેડાનાં પાન અને મરીને વાટી તેની ગોળમાં ચાર ઘઉં ભારની ગોળી કરી તાઢીયા તાવ ઉપર ક્વીનાઈનની જગોએ અપાય છે.

" અઘેડાનીબનાવટ–**અપામાર્ગક્ષાર**–અઘેડાને બાળી તેની રાખ ચોગણાં પાણીમાં ડોઇ તે પાણી સ્વસ્થ રહેવા દેવું, બાર કલાક પછી આછરેલ પાણી ઉતારી લેવું, આ પાણીને બાળતાં જે તળે જામી રહે તે **અપામાર્ગક્ષાર**–

૨–અપામાર્ગક્ષારતૈલ–અઘેડાની રાખને માટીના વાસણમાં ચોગણા પાણીમાં મેળવી તેને રાતના ચાર પહોર રાખી મુકવી પછી સવારે આછરી રહેલ બધું પાણી લઈ પાણીથી ચોથો ભાગ તેલ નાખી, ફક્ત તેલ બાકી રહે ત્યાંસુધી પકવવું જે તૈયાર થાય તે અપામાર્ગક્ષારતૈલ.

અપામાર્ગક્ષાર કફની ચીકાસ તોડે છે, અને તેથી બડખા સહેલાઈથી નીકળી આવે છે. મૂત્રલ તરીકે અપામાર્ગ ઘણો સરસ છે ને જળોદર, શોથ તથા ઉદરરોગની અંદર તે ઉપયોગી છે. અપામાર્ગના પંચાગને સોળ ગણા પાણીમાં નાખી તેનું ફાંટ કરી ચચાર તોલા દિવસમાં બે ત્રણ વખત પીવાથી જળોદરવાળા દરદીનું પેટ તણાતું હલકું પડે છે અને મૂત્ર છૂટ આવે છે. અઘેડાની ફૂલવાળી કળીનો રસ વીંછી અથવા બીજાં ઝેરી જનાવરોના ડંખ ઉપર ચોપડવાથી તેનું ઝેર ચડતું નથી. અઘેડાનાં પાન તથા બી વાટીને પીવાથી ઉલટી થાય છે, અને સર્પદંશ તેમજ હડકવામાં અપાય છે. તેનો ક્ષાર પેટમાં ખવરાવવાથી ચુંક, ગુલ્મ, આફરો વગેરે બેસી જાય છે. અઘેડાના બીની ખીર કરી ઘણાં માણસો ખાય છે. તેથી લાંબા વખત સુધી ભૂખ લાગતી નથી, તેટલા માટે ભસ્મક રોગની અંદર તેની યોજના કરવામાં આવે છે. તેનાં બીનો કલ્ક ચોખાનાં ધોણમાં પીવાથી રકતાર્શનો નાશ થાય છે. અપામાર્ગક્ષારતેલના ટીપાં નાખવાથી કર્ણશૂળ ને કર્ણનાદ બેશી જાય છે. અપામાર્ગક્ષાર અને હડતાલ સાથે મેળવી લગાડવાથી દાહ ઘણો થાય છે અને નાહાનાં મ્હોટા મસા ઉપર લગાડવાથી તે ખરી પડે છે.

અઘેડાનાં મૂળની એક તોલો માત્રા રાતે લેવાથી રતાંધળાપણું દૂર થાય છે. અને તેનાં મૂળને પાણી સાથે ઘસી આંખે આંજવાથી ફૂલું મટે છે.

માત્રા–અપામાર્ગક્ષાર–૧ થી ૨ વાલ" (ડા૦ વી૦ ઝી)

" રાતો અઘેડો ઓછા ગુણવાળો છે. અઘેડાનો ક્ષાર પાંડુરોગ ઉપર ફાયદો કરે છે. અઘેડાનાં ફૂલનો રસ દુખતા દાંત કે દાઢમાં લગાડવામાં આવે છે." (વૈ૦ શા૦ મ૦ ગો૦).

" અઘેડો તીક્ષ્ણ ને ગરમ છે. અગ્નિ કરે છે એથી ઉલટી ઝાડો થાય છે. એની માત્રા વાલ ૪ થી ૮ સુધી દેવાય છે ને તેના ક્ષારની માત્રા વાલ ૧ થી ૨ સુધી દેવાય છે." (વૈ૦ ૩૦).

૭–**સ્થાનક.**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, કંટાળાનાં જાળાઓમાં અને ઢોરોની બેસવાની જગોમાં તેમજ ચરીઆણ ઘાસની સાથે તે ઘણો ઉગે છે. એ આખા હિંદુસ્થાનમાં થાય છે.

૮–વિ૦ **વિવેચન**–એની મંજરી ખરસટ હોવાને લીધે એને સંસ્કૃતમાં खरमञ्जरि કહેતા હશે.

---

## વર્ગ–(એમેરેન્ટેસી).

### નંબર. ૪૭૫.

૧–શાસ્ત્રીયનામ–Alternanthera sessilis.

દૃષ્ટાન્ત–H. IV. p. 731; N. p. 269; Watt. I. p. 199.

૨–દેશીનામ–જલજાંબવો, પાણીની ભાજી (પો+ગુ૦); कांचरी (મ૦).

૩–વર્ણન–જલજાંબવાના છોડવા ઘણુંકરી ભીનાસવાળી જગોએ અને પાણી કાંઠે ઉગે છે. તે જમીનપર વિશેષ કરી પથરાયલા હોય છે. તેની શાખાઓ જેમ જેમ આગળ વધતી જાય છે તેમ ગાંઠ ગાંઠે ઘણુંકરી જમીનમાં મૂળ મુકતી જાય છે. એની શાખાઓ લીસી, ચળકતી, પીળાસલેતી લીલી, કે રાતી ને જાંબુડી છાયાલેતી હોય છે. શાખાઓની ગાંઠો બહુધા જરા જાડી અને સાંધાવાળી હોય છે. પાન સામસામાં, તળિયે જરા સાંકડાં ને મથાળે પોહોળાં થતાં ટેરવે અણીઆળાં કે બુઠ્ઠાં હોય છે. ફૂલ ધોળાં કે ગુલાબી રંગનાં, સૂક્ષ્મ ગુચ્છીઓની પેઠે પત્રકોણમાં આવેલાં હોય છે. અને ફૂલ સૂક્ષ્મ હોય છે.

૪–ઉપયોગીઅંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–મૂત્રલ, ગ્રાહી અને શીતળ.

૬–ઉપયોગ–ગરીબ લોકો એનું શાક કરીને ખાય છે. નાહાનાં છોકરાંની માતાને ધાવણ વધારવા માટે એનું શાક ખાસ કરીને ખવરાવવામાં આવે છે. આંખ દુખતી હોય તો એનાં પાન પાણીમાં ઉકાળી પાણી ગાળી તે પાણીથી આંખ ધોવામાં આવે છે. રતવા અને ધામીઆં ગુંબડાંઓ ઉપર જલજાંબવાનાં પાન વાટી ચોપડવામાં આવે છે. જે સોજાઓ અથવા ગડગુંબડાંઓમાં ઘણી બળતરા થતી હોય તેપર એના છોડવાઓ ટાઢક માટે બાંધવામાં આવે છે. એનાં પાન વાટીને ભાજીનાં પાનની પેઠે ઝામરાપર પણ બાંધવામાં આવે છે. એનાં પાનને સાટોડાનાં પાન અને મૂળની સાથે વાટી તેનો લેપ જળોદર ઉપર કરવામાં આવે છે. એનાં

પાનનો રસ ભાંગરાના પાનના રસની સાથે ગાયનાં ઘીમાં મેળવી નાકે સુંઘવાથી નાકમાંનો પીનસ રોગ મટે છે, એમ કહેવાય છે.

૭–સ્થાનક–એ કોંકણમાં વિશેષ ઉગે છે.

૮–વિ૦ વિવેચન–આ વનસ્પતિની શાખાઓ અને ઘણી વાર પાન પણ જાંબુડા રંગનાં હોય છે અને તે પાણી અર્થાત્ જલ પાસે ઉગે છે. માટે એને જલજાંબવો અથવા પાણીની ભાજી કહે છે.* ( જુવો નં૦ ૩૮ ).

---

## ૬૯–N. O. CHENOPODIACEÆ.

## વર્ગ–ચીનોપોડિયેસી–ચિલ અને બરેલાનો વર્ગ

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ:–આ વર્ગમાં નાહના છોડવા અને ઝાડવાં થાય છે. આ વર્ગની ઘણી ખરી વનસ્પતિ રસભરી હોય છે. પાન આંતરે આવે છે, તે બહુધા સાદાં હોય છે. ઉપપાન હોતાં નથી. ફૂલ ઘણાં નાહાનાં ગુચ્છીની પેઠે ઘણુંકરી આવે છે. તે બહુધા લીલા રંગનાં અને એક કે દ્વિજાતીય હોય છે. આ વર્ગની કેટલીક વનસ્પતિમાં ઉન્હાળે ને ચોમાસે એમ બે વાર ફૂલો આવે છે. પુષ્પપત્રો ૧ થી ૩ અથવા હોતાં નથી. પુ૦ બા૦ કોષ અથવા આ જગોએ બાહ્યાન્તરયુક્તકોષ ( perianth )નાં પત્રો ૩ થી ૫ ઘણુંકરી તળિયે જોડાયલાં હોયછે. પુ૦ અભ્ય૦ કોષ અર્થાત પાંખડીઓ હોતી નથી. પુંકેસરો બહુધા ૫; તે પુ૦ બા૦ કોષનાં પત્રો સામે અને સ્ત્રીકેસરગર્ભાશયની આજુ બાજુ અથવા તળિયે આવેલાં હોય છે, પરાગકોષ ૨ પોલવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલવાળો, ઉર્ધ્વસ્થાયી, સ્ત્રીકેસરાગ્રમુખ ૨ થી ૪. ફૂલ સુકું, એક બીજવાળું, રસભર્યા અને બહુધા મ્હોટા થયેલા પુ૦ બા૦ કોષ અથવા બાહ્યાન્તરયુક્તકોષ ( perianth )ની અંદર આવેલું હોય છે. બીજ બટકણી, પાતળી અથવા ચીવટ છાલવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિ બહુધા ક્ષારવાળી હોય છે. અને ઘણી ખરી ખારચ જમીનમાં અને ખાડી કાંઠે કે દરીયાની ભરતી ઓટવાળી કીચડવાળી જમીનમાં ઉગે છે. આમાંની કેટલીક વનસ્પતિનો રંગ થોડો ઘણો રાતો હોય છે. શિયાળામાં થતી અને શાક તરીકે વપરાતી ટાંકા અને પાલખની ભાજી આ વર્ગની છે, અને હાલ અંગ્રેજી "બીટરુટ" (Beta vulgaris) જેને આપણા અહિંના માલીઓ રાતામૂળા કહે છે, તેપણ આ વર્ગની વનસ્પતિ છે. એનું શાક રાતું થાય છે, તેથી ઘણા લોકો એને ખાતા નથી. આ વર્ગની પોથીની વેલ પણ ઘણે ભાગે રાતી થાય છે, તેનાં પાનનાં ભજીયાં તમામ વર્ણનાં લોકો ખાય છે.

આ વર્ગની વનસ્પતિમાં વિશેષ કરી સારક, મૂત્રલ, પૈષ્ટિક અને ઉત્તેજક ગુણો રહેલા છે. બરેલો અથવા સાજીખાર આ વર્ગની વનસ્પતિઓમાંથી બાનાવવામાં આવછે.

* પોરબંદર સ્વસ્થાનમાં સાતવીરડાનેસ અને બાગમાનાં ઝરણો કાંઠે, હડીઆ ડુંગરમાનાં પ્રાંસીઆ તળાવ કાંઠે, અને ચાસુદ્રા વોકળા, તેમજ ચોબારીપર જ્યાં વરસાદનું પાણી ભરાઇ રહે છે ત્યાં તે ઉગે છે.

---

## વર્ગ–( ચીનોપોડિયેસી ).

### નંબર ૪૭૬.

૧–શાસ્ત્રીયનામ–Chenopodium sp ?

દૃષ્ટાંત–H. V. p. 3; N. p. 270; Watt. II. p. 265; ફ. નિ. પા. ૬૦૧.

૨–દેશીનામ–ચિલ, ચિલની ભાજી ( પો+ગુ૦ ).

૩–વર્ણન.–ચિલના છોડવા ૨ થી ૩ ફીટ કે તેથી પણ થોડા વિશેષ વધેલા હોય છે. તે ઘણી જગોએ બારે માસ પણ વિશેષ કરી શિયાળામાં વધારે જોવામાં આવે છે. એમાં ઉંચી ચઢતી કેટલીક શાખાઓ જોવામાં આવે છે. કોઇવાર તેની શાખાઓ જમીનપર છાતળાંની માફક પણ પડેલી હોય છે. પાન ઓરષ જેવાં; ફૂલ સૂક્ષ્મ લીલા રંગનાં; ને ફૂલ ગોળાઇલેતાં ને ઘણાં ઝીણાં હોય છે.

આ આખા છોડવાનો રંગ ઘણુંકરી ફીકાસલેતો લીલો હોય છે. પણ ઘણીવાર તેપર જાંબુડા રંગની ટીશીઓ અથવા છાયા આવેલી હોય છે. આ આખા છોડવામાંથી એક જાતની ખાસ વાસ નીકળતી હોય છે, એના છોડવાના કોમળ ભાગપર ધોળા રંગની રજ અને ચકચકીત છાંટણાં આવેલાં હોય છે.

મૂળ.–ધોળા રંગનાં, સ્લેટપેનથી તે આંગળી જેવાં જાડાં અને ઘણા ઝીણા રેસા જેવા ફાંટાઓવાળાં હોય છે. છાલ પાતળી ને લાકડું ઘણુંજ સખ્ત હોય છે. મૂળનો આડો કાપ કરી જોતાં તે સઘન અને ચક્રાકાર દેખાય છે.

ડાંડી અને શાખાઓ.–ડાંડી લીસી, ચળકતી, સુતળીથી આંગળી જેવી જાડી હોય છે. તેમાંથી કોઇવાર પાતળી ૨ કે ૩ જ, ને કોઇવાર ઘણી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી તેમજ શાખાઓ ઉપર ફીકા ધોળા રંગની પટીઓ આવેલી હોય છે. તે કોમળ શાખાઓ ઉપર વધારે બહાર નીકળતી હોય છે. ડાંડી તેમજ શાખાઓ અંદરથી સફેદ અને પોચી હોય છે.

પાન.–આંતરે આવેલાં હોય છે. તે છોડવાના નીચલા ભાગપર પોહોળાં ને લાંબાં, ને ઉપરના ભાગપર સાંકડાં ને ટુંકાં હોય છે. તે તરેહવાર આકારનાં હોય છે. તેની ડીટડી લાંબી ને પાતળી હોય છે. પાન બરેલાનાં પાનને મળતાં હોય છે, તોપણ તેના જેટલાં પોહોળાં હોતાં નથી.

પાનની વચલી નસ સ્પષ્ટ દેખાતી હોય છે. તે જાડાં ને તેની કોર વખતે કાંગરીદાર, વખતે ૨-૩ દાંતાવાળી, કે વખતે સાદી હોય છે. ઘણીવાર તેનાં નીચેનાં મ્હોટાં પાનમાં ૨-૩ છેડા કે ખાંચીઆ હોય છે. વખતે તેપર એકજ ખાંચીઓ હોય છે. પાન વખતે બન્ને છેડે સાંકડાં-થતાં કે વખતે તળીએ પહોળાં ને ટેરવાં તરફ સાંકડાં-થતાં હોય છે. ટેરવાં ઘણુંકરી બુઠ્ઠાં હોય છે. પણ વખતે ટેરવે સૂક્ષ્મ બુઠ્ઠી અણી હોય છે. પાનની બન્ને સપાટી ઘણું કરી એક સરખા ફીકા લીલા રંગની હોય છે. પાનને ચોળવાથી લીલો રસ નીકળે છે તે થોડી-વારમાં ચીકણો થઇ આંગળાંપર સુકાઈ જાય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો ખારો ને ચીરપરો લાગે છે.

**ફૂલ**-પત્રકોણમાંથી અને શાખાઓને છેડે સૂક્ષ્મ ફૂલોની લીલા રંગની નાહાની ઝુમખીઓ આવેલી હોય છે. ફૂલની કળી ગોળાઇલેતી હોય છે. અને ઉઘડેલાં ફૂલનો વ્યાસ ⅙ થી ⅛ લાઇન જેટલો હોય છે. કોઇવાર ફૂલની શાખા પ્રતિશાખાઓવાળી સળીઓ નીકળી તેપર ફૂલોની ઝુમખીઓ તેને છેડે આંતરે આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોપ**-અથવા આ જગોએ બાહ્યન્તરયુક્ત કોપનાં પત્રો ૫ હોય છે. તેની કોર ધોળા રંગની હોય છે.

**પાંખડીઓ**-હોતી નથી.

**પુંકેસરો**-૫ હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રોની અંદરની બાજુ તેની સામે આવેલાં હોય છે. તેના તંતુઓ લીલાસલેતા ધોળા રંગના ને પરાગકોપ પીળા હોય છે. પુકેસરો પુ૦ બા૦ કોપનાં પત્રોથી જરા લાંબાં હોય છે.

**સ્ત્રીકેસર**-ગર્ભાશય ફૂલની વચ્ચોવચ ગોળાઇલેતો, ચળ-કતો, ફીકા લીલા રંગનો, સૂક્ષ્મ બિંદુઓની બાનકવાળો હોય છે. તેની ઉપર વચ્ચોવચ ફીકાસલેતા પીળા રંગની સૂક્ષ્મ મુખવાળી પાતળી સળી જેવી બે નલિકાઓ હોય છે.

**ફલ**-⅙ થી ⅛ લાઇન વ્યાસનું હોય છે. તે પ્રથમ લીલા રંગનું ને સુકાય છે ત્યારે ભૂરા રંગનું થઈ જાય છે. તેને ટેરવે સૂક્ષ્મ ખાડો હોય છે. ને તેની કોરપર પાંચ પાંખાં જેવા વિભાગો થઈ રહેલા હોય છે. ફલની છાલ પાતળાં પડ જેવી હોય છે. ને તેમાં ૧ બીજ હોય છે.

**બીજ**-કાચાં હોય છે, ત્યારે પીળાસલેતા ભૂરા રંગનાં ને પાકે છે ત્યારે કાળા રંગનાં થઈ જાય છે. તે ગોળા-ઇલેતાં હોય છે. તેનો વ્યાસ લગભગ ⅛ લાઇન જેટલો હોય છે. બીની સપાટીપર સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. તેની એક બાજુ જરા ખાડો ને અણી હોય છે. બીજની અંદરથી સફેદ મગજ નીકળે છે. જેનો સ્વાદ ચીકાસલેતો તેલીઓ હોય છે.

૭૭

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-મૂત્રલ, શોધક, સારક અને પાચક.

**૬-ઉપયોગ**-ભાજી, ટાંકો, મેથી, સુવા અને રીંગ-ણાનાં ભેગાં શાકની અંદર થોડી ચિલની ભાજી પણ નાખવામાં આવે છે. એથી એ શાકમાં એક જાતનો વિલક્ષણ સ્વાદ થાય છે. આવું શાક મેગાનું શાક કહેવાય છે. ચિલના છોડવામાંથી ક્ષાર નીકળે છે. રતાંધળા અને પિત્તવિકારવાળાને ચિલનું શાક ખવરાવવામાં આવે છે. હરસ ઉપર એનું શાક ખવાય છે. ચિલનાં બીઉપરની ફોતરી કાઢી નાખી તેના મીંજના લાડુ કરવામાં આવે છે. તે કમરના દુખાવાવાળા ને પેશાબના દરદવાળાને ખવરાવવામાં આવે છે. પેશાબ બંધ થયો હોય તો તેપર ચિલનું શાક ખવરાવવામાં આવે છે.

ચિલના છોડવા જે જમીનમાં ઉગે છે તે જમીન-માંથી તે ક્ષાર ચુશી લે છે, તેથી એવી જમીન મીઠી થતી જાય છે.

**૭-સ્થાનક**-વાડી અને ખેતરોમાં, પાણીના ધોરીઆ કાંઠે, તેમ જ બકાલાં અને બીજા મોલની સાથે ચિલના છોડવા નેદ તરીકે ઘણા ઉગેલા જોવામાં આવે છે.

---

## વર્ગ-(ચીનોપોડિયેસી).

### નંબર ૪૭૭.

**૧-શાસ્ત્રીયનામ**-Chenopodium ?

દૃષ્ટાન્ત. H. V. p. 4; N. p. 270; Watt. II. p. 267; રૂ. નિ. પા. ૬૦૧.

**૨-દેશીનામ**-બરેલો (પો૦ગુ૦).

**૩-વર્ણન**-બરેલાના છોડવા પણ ઘણુંકરી બારે માસ જોવામાં આવ છે. તોપણ શિયાળે તે ઘણા ઉગી નીકળે છે. એના છોડવા ચિલને મળતા હોય છે. પણ એનાં પાન ચિલનાં પાન કરતાં ઘણાં પોહોળાં થાય છે. તેપરથી ચિલના અને બરેલાના છોડવા જો પાસે પાસે ઉગ્યા હોય તોપણ તે એક બીજાથી તરત વરતાઈ આવે છે. એના છોડવા ચિલના છોડવાથી ટુંકા અને એમાં શાખાઓ વધારે પાસે પાસે હોય છે. ફૂલ અને ફલ ચિલ જેવાં જ હોય છે. એના છોડવા ચિલ કરતાં જરા વધારે લીલા-સપર હોય છે. ચિલના છોડવાની પેઠે બરેલાના છોડવાને પણ કોઈવાર જાંબુડા રંગની ટીશીઓ ને છાયા હોય છે. એના છોડવાના કોમળ ભાગપર ચિલની પેઠે સફેદ રજ નહિ હોતાં તેને બદલે સફેદ ચળકતા સૂક્ષ્મ કુપ્પિ gland જેવા વાળની બાનક આવેલી હોય છે.

**મૂળ**-ચિલ જેવું.

**ડાંડી અને શાખાઓ**–ચિલ જેવી જાડી, લીસી, ચળકતી, તેપર ચિલની પેઠે ઉભી ધોળાસ કે રતાસલેતા રંગની પટીઓ આવેલી હોય છે. શાખાઓને છેડે ચળકતી રજ અને રૂંછાળ હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ચિલનાં પાન કરતાં લાંબાં ને પોહોળાં હોય છે. તે તળિયે સાંકડાં ને ઉપર જતાં પોહોળાં અથવા એથી ઉલટાં અને વખતે બન્ને છેડે સાંકડાં ને વચમાં પોહોળાં હોય છે. તે શાખાઓના નીચલા ભાગમાં મ્હોટાં ને ઉપલા ભાગમાં ટુકાં ને સાંકડાં હોય છે. તેની કોરપર કાંગરી હોય છે. પણ ઘણુંકરી નીચલાં પોહોળાં પાન ધંતુરા કે અરણીનાં પાનના આકારનાં હોય છે. ને તેની ડીટડી પાસે કોર થોડી કાંગરી કે દાંતા વગરની હોય છે. પાનની ડીટડી ટુંકી હોય છે. તે જાડાં, બન્ને સપાટીએ એક સરખા લીલા રંગનાં ને તેપર સૂક્ષ્મ ફીકા સફેદ રંગની બાનક હોય છે. પાનમાંની નસો ચિલનાં પાન કરતાં વધારે સ્પષ્ટ દેખાતી હોય છે. ચોળવાથી લીલો રસ નીકળે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ખારાસલેતો ચીરપરો લાગે છે.

**ફૂલ**–ચિલની પેઠે જ સૂક્ષ્મ લીલાં ફૂલની ગુચ્છીઓ આવેલી હોય છે. પણ પુષ્પ ધારણ કરનારી સળીઓ ચિલ જેટલી લાંબી હોતી નથી, પણ તેના કરતાં વખતે જાડી હોય છે. ફૂલની ડીટડી પણ ચિલનાં ફૂલની ડીટડી કરતાં ટુંકી હોય છે. ફૂલની ગુચ્છીઓ ઘણી ગીચ હોય છે. એ ગુચ્છીઓની અંદર સફેદ ચળકતી રૂંછાળ અને રજ આવેલી હોય છે.

**પુષ્પબાહ્યકોષ**–પત્રો ૫ લીલા રંગનાં ને તેની કોર જરા ધોળાસલેતી અને બહારની બાજુ જરા વધારે બહાર નીકળતી હોય છે.

**પાંખડીઓ**–હોતી નથી.

**પુંકેસરો**–પાંચ પુ૦ બા૦ કોષનાં પત્રોની સામે, તંતુઓ ધોળાસલેતા ને પરાગકોષ પીળાસલેતા હોય છે. પુંકેસરો પુ૦ બા૦ કોષથી જરા લાંબાં હોય છે.

**સ્ત્રીકેસર**–ગર્ભાશય ફૂલની વચ્ચોવચ ગોળાઈલેતો સૂક્ષ્મ મુખવાળી બે નલિકાઓવાળો હોય છે.

**ફલ**–ચિલનાં ફલ જેવડાં, ને તેવાજ આકારનાં હોય છે. પણ તેની ઉપરનાં પડનાં પાંખાની કોર અણીથતી, ને ઉંચી નીકળેલી હોય છે. અને તેની સપાટીપર સફેદ ચળકતી રૂંછાળ હોય છે. ફલની અંદર ૧ બીજ હોય છે.

**બીજ**–કાળા રંગનાં, ચક્રાકાર, બન્ને બાજુએ ચંપા-(રાતાવાલ) નાં બીની પેઠે બહાર નીકળેલાં ને કોરપર બુઠ્ઠી ધારવાળાં હોય છે. એ લીસાં ને ચળકતાં હોય છે. એની એક બાજુપર કોર પાસે ચિલનાં બી પેઠે સૂક્ષ્મ અણી ને લાંબો ખાડો હોય છે. બીનો વ્યાસ $\frac{1}{2}$ થી $\frac{1}{2}$ લાઇન જેટલો હોય છે. બીની અંદર સફેદ તેલીયું મગજ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિલ જેવા.

**૬–ઉપયોગ.**–ગરીબ લોકો બીજી ભાજીને અભાવે બરેલાની ભાજીનું શાક ખાય છે. એનું શાક રતાંધળાપણું ટાળે છે. એનું શાક યકૃત અને તલ્લીના વિકારને પણ ટાળે છે, પેશાબ વિશેષ લાવે છે. એના છોડવા ભેંસને વિશેષ ખવરાવવામાં આવે છે, તેથી દૂધ વધે છે, એમ કહે છે. ખારવાળી જમીનનો ખાર ઓછો કરવા પ્રથમ બરેલો વાવવામાં આવે છે. અને ઘણુંકરી તે પોતાની મેળે જ ઉગે છે. તેને પાણી પાઇને મ્હોટો થવા દે છે. અને બી પાકયા પહેલાં તેને ઉપાડી નાખે છે, એટલે જમીનમાંથી ખાર ઓછો થઈ જાય છે, ત્યારબાદ તે જમીનમાં બીજો મોલ વાવે છે, તેને ખાર થોડો જણાય છે. બરેલામાંથી સાજીખાર કાઢવામાં આવે છે. તે પણ કેટલીક જગોએ બરેલો કહેવાય છે. છપ્પનિયા દુકાળમાં જ્યારે વાડીઓમાં બીજો મોલ સારો નહિ ઉગ્યો હતો ત્યારે બરેલો ઘણો ઉગ્યો હતો. તે પોતાના બળદોને ખેડુતો ચારા તરીકે ખવરાવતા હતા.

---

## વર્ગ—( એજ ).

### નંબર ૪૭૮.

**૧–શાસ્ત્રીયનામ**–Atriplex stocksii.

દૃષ્ટાન્ત.–H. V. p. 7; N. p. 270.

**૨–દેશીનામ**–અડબાઉપાલખ,અડબાઉટાંકો(પો+ગુ૦).

**૩–વર્ણન**—અડબાઉપાલખના છોડવા ફીકા લીલા કે ધોળાસલેતા રંગના હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ કે ૧$\frac{1}{2}$ ફુટ ઉંચા થાય છે, કોઇવાર તે ૨ થી ૩ ફીટ લાંબા ને વેલા પેઠે જમીનપર પથરાએલા હોય છે. પાન લંબગોળ કે ગોલાઇ લેતાં, જરા જાડાં ને કોરપર વખતે લેહેરીઆંવાળાં હોય. ફૂલની ગુચ્છીઓ પત્રકોણમાં અને શાખાઓને છેડે આવેલી હોય છે. ફલ પાકતી વખતે પુષ્પપત્રો તળિયે ઘણાં સાંકડાં અને આગળ ગોળાઇલેતાં થએલાં હોય છે.

એની ડાંડી અને શાખાઓના ધોળા રંગ ઉપરથી એના છોડવા તરત ઓળખાઇ આવે છે. એ દરિયા કીનારે બહુધા કાદી કે રેતીવાળી જમીનમાં ઉગે છે. એનાં પુષ્પપત્રોનો દેખાવ પાલખનાં પુષ્પપત્રો જેવો હોય છે.

એના છોડવા બીજા ચારાની તંગી વખતે ઢોરને ખવરાવવામાં આવે છે.

---

## વર્ગ—( એજ ).
### નંબર ૪૭૯.

૧—શાસ્ત્રીયનામ–Sueda nudiflora.

H. V. p. 14; N. p. 271; Watt. VI. part III. p. 386. मोरस. એનાં પાનનું કચુંબર, રાયતું અને વઘારીયું કરે છે. એનો છોડવો સાજીખાર બનાવવામાં વપરાય છે. એના છોડવા ખાડી કાંઠે ઉગે છે.

---

## વર્ગ.–( એજ ).
### નંબર ૪૮૦.

૧–શાસ્ત્રીયનામ–S. maritima.

H. V. p. 14; N. p. 271; Watt. VI. part. III. p. 386.–**લાંણો,** લુંણો–(પો+ગુ૦).

એનાં પાનનું પણ કચુંબર અને રાયતું કરવામાં આવે છે. એના છોડવા ઉંટ બહુ ખાય છે. એ ખાડી કાંઠે તેમ જ ઉસર જમીનમાં બહુ ઉગે છે. છપ્પનિયા દુકાળ વખતે એનાં પાન અને બીજ ગરીબ લોકો ખાતા હતા.

---

## વર્ગ ( એજ ).
### નંબર ૪૮૧.

૧–શાસ્ત્રીયનામ–Arthrocnemum indicum.

H. V. p. 12; N. p. 270; Watt. I. p. 328.

**ભોલડો** (પો૦); माचूर (मं०); मचोला (हिं०).

એના છોડવામાં પાન થતાં નથી. એની શાખાઓ સાંધાવાળી, સામસામી અને આંતરે આવેલી હોય છે. એના છોડવા ખાડીમાં ઘણા ઉગે છે. તે ઉંટ ખાય છે. કહે છે કે એમાંથી પણ સાજીખાર બનાવી શકાય.

---

## વર્ગ ( એજ ).
### નંબર ૪૮૨.

૧–શાસ્ત્રીયનામ–Basella rubra.

H. V. p. 20; N. p. 271; Watt. I p. 404; ૩. નિ. પા. ૬૦૭.

**પોથી,** પોથીની વેલ (પો×ગુ૦); मयाल, मयालची वेल (म०); पोई, पोईकी वेल (हिं०); पूतिका, उपोदकी (सं०).

પોથીની વેલ બારેમાસ ઘણી જગોએ જોવામાં આવે છે, પણ ચોમાસે તેના વેલા આપો આપ ઘણા ઉગી આવે છે. તેમ તે કલમથી વાવમાં પણ આવે છે. એના વેલા અને પાન ધોળાસલેતાં તેમ રાતાં પણ થાય છે. એનાં પાનનાં ભજીઆં અને શાક કરવામાં આવે છે. એ વાતકર અને પિત્તહર છે. પાનની પોટીશ બાંધે છે. એનાં બીજ મૂત્રલ અને ઉપલેપક મનાય છે. વાડીઓની વાડો અને બાગોમાં એના વેલા ઘણ ઉગે છે. તે ઘણા રુપાળા લાગે છે.

---

## ૭૦–N. O. POLYGONACEÆ.
## વર્ગ–પોલિગોનેસી–ઝીણકા ઓખરાડનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ;–આ વર્ગમાં નાહાના છોડવા અને ઝાડવાં થાય છે. પાન ઘણુંકરી આંતરે આવે છે. ઉપપાન ખુલ્લી રીતે દેખાતાં હોય છે, તે ફોતરાં કે પાતળાં પડ જેવાં, બહુધા તળિયે ભૂરા કે રાતા રંગનાં હોય છે, તે ઘણુંકરી ડાંડી અને શાખાઓને ભુંગળીની માફક વીંટાયલાં હોય છે, અને તેની કોરપર ઘણુંકરી ઝાલર હોય છે. પુ૦ બા૦ કોપ અને પુ૦ અભ્ય૦ કોપ ઘણુંકરી મળી ગયેલા હોય છે. એટલે પુ૦ બા૦ કોપનાં પત્રો ૩ થી ૬ ઉપરા ઉપર આવેલાં હોય છે. તે તળિયે ઘણુંકરી જોડાયલાં, કાયમી અને અધઃસ્થાયી હોય છે. ખરી પાંખડીઓ હોતી નથી. પુંકેસરો ૫ થી ૮ કે વખતે તેથી ઓછાં વધતાં હોય છે. તે પુ૦ બા૦ કોપનાં પત્રોની સામે આવેલાં હોય છે. કર્ણિકા ગોળાઈ લેતી હોય છે, અથવા હોતી નથી. સ્ત્રીકેસરગર્ભાશય ૩ કે ૪ ધાર કે ખૂણાવાળો; નલિકા ૧ થી ૩; નલિકાગ્રમુખ તરેહવાર; ને આદિબીજ ૧ હોય છે. ફલ કઠ્ઠણ, પુ૦ બા૦ કોપમાં ઢંકાયલું, અને ઘણુંકરી ત્રણ ખૂણાવાળું હોય છે. બીજ ઉભું અને પાતળી છાલવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં મૂત્રલ, રેચક, વિદાહી અને ગ્રાહી ગુણ માનવામાં આવે છે.

એકાદશીના ફલહારમાં વપરાતો **રાજગરો** (Fagopyrum tataricum) આ વર્ગની વનસ્પતિ છે.

---

## વર્ગ–(પોલિગોનેસી)
### નંબર ૪૮૩.

૧–દેશીનામ–Polygonum plebejum (Var.) elegans.

દ્રષ્ટાન્ત–H. V. p. 29; N. p. 272; Watt. VI. part. I. p. 319.

૨–દેશીનામ–ઝીણકો ઓખરાડ (પો+ગુ૦).

૩–વર્ણન–એના રોપા શિયાળે ઘણા ઉગી આવે છે. તે જમીનપર છાતળાંની પેઠે પથરાયલા હોય છે. તે ૪ થી ૧૦ શેક ઇંચ ઘેરાવાના અથવા તેની શાખાઓ

૧ થી ૧ ½ ટેક ફુટ લંબાયલી હોય છે. શાખાઓ ઝીણી સુતળી જેવી પાતળી, લીલા રંગની અને ચળકતી હોય છે. તેનાપર ઉભી હાંસો અને સૂક્ષ્મ સફેદ ખરસટ રુંછાળ આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે ½ ઇંચથી ¾ ઇંચ લાંબાં અને ⅛ ઇંચ પોહોળાં હોય છે, તેની બન્ને સપાટીપર કરચલી જેવી બાનક હોય છે, પાનની કોર બહુધા ગુલાબી રંગની અને તેનાં ટેરવાં અણીથતાં હોય છે. પાનને ડીટડી હોતી નથી, પણ તે તળિયે સાંકડાં થતાં હોય છે. પાનની વચલી નસ ઘણુંકરી ઝાંખી જેવી દેખાતી હોય છે. પણ તેમાં બીજી નસો હોતી અગર દેખાતી નથી. પાન સુકાયા પછી વખતે જરા કાળાં થઈ જાય છે. ઉપપાન તળિયે ભૂરાં ને ઉપરના ભાગમાં ચળકતાં ધોળા રંગનાં હોય છે. તેની કોરપર લાંબી ઝાલર હોય છે. પત્રકોણમાં ફૂલ સૂક્ષ્મ ગુલાબી રંગનાં, અને ફ્લ ત્રિકોણાકાર, લીસાં, ચળકતાં કાળાસલેતાં ભૂરા રંગનાં હોય છે.

એનાં મૂળનો કાઢો મૂત્રલ ગણાય છે. એના આખા રોપાને બાળી તેની રાખ તેલમાં મેળવી તે તેલ નહિ રુઆતાં ચાંદાં અને ખરજવાંપર ચોપડવામાં આવે છે. વૉટ સાહેબ લખે છે કે, એનાં મૂળ આંતરડાંનાં દરદમાં અપાય છે.

**સ્થાનક**–વરસાદનું પાણી ભરાઈ રહેતું હોય તેવા ખાડા ખાબોચીઆં અને સુકાતાં તળાવોમાં ઉગે છે.

**વિશેષવિવેચન**–બીજા ઓખરાડના રોપા કરતાં આ ઓખરાડના રોપા સઘળી રીતે ઘણા ઝીણા હોવાથી એને झीणको ओखराड કેહેતા હશે.

---

## વર્ગ—( પોલિગોનેસી ).

### નંબર-૪૮૪.

**૧—શાસ્ત્રીયનામ**–Polygonum?

દૃષ્ટાન્ત-H. V. p. 23; N. p. 272; Watt. VI. part I· p. 317.

**૨—દેશીનામ**—રાતોલાંણો, રાતોલુંણો (પો+ગુ૦).

**૩-વર્ણન**–રાતાલાંણાના છોડવાઓ અડધા ઉંચા અને અડધા જમીનપર પથરાયલા હોય છે. એમાં શાખાઓ ઘણી હોય છે. તે ચોતરફ પસરાયલી હોય છે. એ ½ થી ૧½ ફુટ લાંબી હોય છે. એમાં ખુરપાના આકારવાળાં નાહાનાં પાન હોય છે. અને ફૂલ ગુલાબી રંગનાં શિયાળે આવે છે. ત્યારે એના છોડવા ઘણા સુંદર દેખાય છે.

**મૂળ**—પેનસીલથી આંગળી જેવું જાડું ને સખ્ત હોય છે. તેની ઉપરની છાલ ભૂરા કાળા રંગની ને અંદરની ભૂરા રાતા રંગની હોય છે, મૂળનું લાકડું પણ રતાસલેતા રંગનું ૬ થી ૧૨ ઇંચ ઉંડું ને થોડા ફાંટાઓવાળું હોય છે. વાસ જરા ખટાસલેતી સુગંધિત અને સ્વાદ ઘણો તૂરો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–મૂળને મથાળેથી કેટલીક શાખાઓ નીકળેલી હોય છે. તે ૬ થી ૧૨ ઇંચ લાંબી, એક બીજીમાંથી બબે ત્રણ ત્રણ ફાંટાઓથતી, સ્લેટપેનથી પેનસીલ જેવી જાડી હોય છે. છાલ ખડબચડી, અને તેનાં કડપલાં ઉતરતાં દેખાય છે. અંદરની છાલ રાતા રંગની સુગંધિત અને તૂરા સ્વાદવાળી હોય છે. કોમળ શાખાઓ ઉપપાન ( stipules ) ની અંદર ઢંકાયલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે તળિયેથી ઘણાં સાંકડાં ને મથાળે પોહોળાં હોય છે. તેનાં ટેરવાં ગોળાઇલેતાં કે જરા સપાટ હોય છે. પાન લીસાં, જાડાં, કરચળીવાળાં, બન્ને સપાટીએ ફીકા ધોળા કે લીલા રંગનાં, ૧ થી ૧½ ઇંચ લાંબાં અને ¼ થી ½ ઇંચ પોહોળાં હોય છે. વાસ ખટાસલેતી અણગમતી અને સ્વાદ ચીકણો, ગળચરો ને તૂરો લાગે છે.

**ઉપપાન**–શાખાને વીંટળાઇ ભૂંગળી જેવાં થઇ રહેલાં હોય છે. તે ઉપરાઉપર હોય છે. તે પાનની સાથે શાખાઓ પાસે જોડાયલાં હોય છે. કોમળ ઉપપાન રાતાં હોય છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસે ઘણુંકરી પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળીઓ નીકળેલી હોય છે. તે ૩ થી ૪ ઇંચ લાંબી, લીલા રંગની, આડી અવળી ઉભી નીકોવાળી અને શાખાઓ કરતાં પાતળી હોય છે. એ સળીઓપર ½ થી ૧ ઇંચ લાંબી એથી પાતળી સળીઓ આવેલી હોય છે. એનાપર હાથીસુંઢાં પેઠે એક કોર ફૂલ આવેલાં હોય છે. ફૂલ ૧ થી ૧½ લાઇન લાંબાં, ગુલાબી રંગનાં હોય છે. તેની નીચે ફીકા જાંબુડા રંગનાં પુંકેસરો ને સ્ત્રીકેસરનલિકા લાંબી, બે લાંબા ફાંટાઓવાળાં મુખવાળી હોય છે.

**ઉપયોગ**–એનું મૂળ ઘણું ગ્રાહી અને વિષહર ગણાય છે. તેને પાણીમાં ઘસી ઝેરી જનાવરોના ડંખપર તેમજ રસવિકાર અને બીજા સોજાઓપર ચોપડવામાં આવે છે. સખ્ત ગડ અને ગુંબડાંપર એનાં મૂળનો લેપ લગાડવામાં આવે છે. કહે છે કે તે રંગના કામમાં આવી શકે છે.

**સ્થાનક**–પોરબંદર સ્વસ્થાનમાં મોકળ ગામથી પાદરડી ગામે જવાના રસ્તામાં મોકળની પાસે જ્યાં ખારચ જમીનમાં લાંણો ઉગે છે તેની સાથે એ રાતોલાંણો પણ ઉગે છે.

**વિ૦ વિવેચન**–એના છોડવાવનો રંગ રાતો અને પાન જાડાં ને ઝુંડાં લાંણાનાં પાન જેવાં થાય છે. તેપરથી

એને રાતોલાંણો કે લુંણો કહે છે. એના છોડવા મોકળ* ગામ શિવાય બીજી કોઇ જગોએ આ સ્વસ્થાનમાં જોવામાં હજુ આવેલા નથી.

---

## ૭૧–N. O. ARISTOLOCHIACEÆ.

## વર્ગ–એરિસ્ટોલોકિયેસી. કીડામારી અને નોરવેલનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ;–આ વર્ગમાં નાહાના છોડવા અને ઝાડવાં થાય છે, તે ઘણુંકરી વેલા જેવાં હોય છે. પાન આંતરે આવે છે. ઉપપાન હોતાં નથી. બાહ્યાંતરયુક્તકોષ ( Perianth ) [આર્થાત્ પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦ કોષ જોડાયલા] ઉર્ધ્વસ્થાયી, (૩–વિભાગવાળો અથવા નલિઆકાર અથવા તરેહવાર આકારનો હોય છે.) પુંકેસરો ૬ અથવા વધારે, તે સ્ત્રીકેસર-નલિકાને તળિયે ફરતાં કુંડાળાંની માફક આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૪થી ૬ પોલવાળો, નલિકા ટુંકી અને સ્થંભ જેવી; નલિકાગ્રમુખ વિભાગિત; ને આદિબીજ ઘણાં હોય છે. ફલ ગોળાઇ લેતાં અથવા લાંબાં અને ઘણાં બીજવાળાં હોય છે. બીજ ચપટાં અથવા તરેહવાર આકારનાં હોય છે.

આ એક નાહાનો વર્ગ છે, પણ એમાની વનસ્પતિમાં ઘણા ચમત્કારિક ઔષધીય ગુણો રહેલા છે. વિશેષે કરી એમાં ઉગ્ર કડવાસ હોય છે. તેથી તે ચિરગુણકારી પૌષ્ટિક, વિષહર, કૃમિ, જ્વર, શીત, અને શોથઘ્ન, સારક અને ઉત્તેજક તરીકે વપરાય છે.

---

## વર્ગ–( એરિસ્ટોલોકિયેસી ).

### નંબર. ૪૮૫

**૧-શાસ્ત્રીયનામ**–Aristolochia bracteata.

દૃષ્ટાન્ત–H. V. p. 75; N. p. 274; Watt. I. p. 314; રૂ. નિ. પા. ૫૮૭.

**૨–દેશીનામ**–કીડામારી (પો૦+ગુ૦) कडिमार (म०), क्रीडामारी, गंदाती (हिं०); कीटमारी, कीटारी, ( सं०).

**૩–વર્ણન**–કીડામારીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે ½ થી ૧ ફુટ કે વખતે ૨ થી ૩ ફીટ લાંબાં હોય છે. કોઈ વાર તે ઉભા છોડવા જેવા અને નાહાના હોય છે. ઓથવાળી જગોએ ( જેવી કે વાડીઓની વાડ ) એના વેલા વાડપર ચઢી ઘણા લાંબા ગયેલા હોય છે. એનાં પાન લીસાં, નાહાનાં અને ભસ્મી રંગનાં હોય છે. ફૂલ કુંઢેરનાં ફૂલ જેવાં લાંબાં અને જાંબુડા રંગનાં હોય છે. ફલ ઉભી હાંસોવાળાં, લીલા રંગનાં, નાહાની બોડી એરડીનાં ફલ જેવાં અને તેવા જ આકારનાં હોય છે.

**મૂળ**–પીળાસલેતા રંગનાં ૨ થી ૬ ઇંચ કે કુટેક લાંબાં, સુતળીથી પેનસીલ જેવાં જાડાં, અને કેટલાક ઝીણા રેસા જેવા ફાંટાઓવાળાં હોય છે. મૂળની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો ને ગળચટો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ચળકતી અને લીસી હોય છે. તેપર ઉભી હાંસો આવેલી હોય છે. તે સુતળથી સ્લેટપેન જેવી જાડી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૨½ ઇંચ પોહોળાં હોય છે. પાનની ઉપરની સપાટી લીસી અને નીચેની જરા ખરસટ હોય છે. પાનની કોરપર કરચલી જેવી ઝાલર હોય છે. પાનનાં ટેરવાં ગોળાઈ લેતાં બુઠ્ઠાં કે બુઠ્ઠી અણીવાળાં હોય છે. ડીટડી પાસે પાનની કોરના પોહોળા બે ભાગ થયેલા હોય છે, અને તે બન્ને ભાગના છેડા અંદરવળતા હોય છે. ડીટડીમાંથી પાનની ઘણુંકરી પાંચ નસો નીકળેલી હોય છે. તેમાં બે નસો પાનની કોરના બન્ને છેડા તરફ વળેલી હોય છે, અને ત્રણ નસો ત્રિશુળની માફક ઉભી પાનમાં ગયેલી હોય છે. તે પાનની નીચેની સપાટીપર બહાર નીકળતી સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની ડીટડી ૧ થી ૧½ ઇંચ લાંબી હોય છે, તેનાપર ઉપરની બાજુ છીછરી નીક અને નીચેની બાજુ ઉભી નસો હોય છે. ડીટડીપર વખતે થોડી સૂક્ષ્મ રુછાળ પણ હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોય છે.

**ફૂલ**–૨ થી ૨½ ઇંચ લાંબાં, બહારથી ફીકા અને અંદરથી ઘેરા જાંબુડા રંગનાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પાનની ડીટડી કરતાં સહેજ પાતળી હોય છે. તે પત્રકોણમાંથી ઘણુંકરી અકેકી નીકળેલી હોય છે. તેપર એક નાહાનાં પાન જેવું ટેરવે ગોળાઇલેતું પુષ્પપત્ર આવેલું હોય છે. તે કોઇવાર સળીને તળિયે અને કોઇવાર વચમાં આવેલું હોય છે. એ સળીને ટેરવે સ્ત્રીકેશરગર્ભાશય જરા જાડો, છ ઉભી હાંસોવાળો આવેલો હોય છે. એ ગર્ભાશયની ઉપરથી ફૂલની પાંખડીની નળી નીકળેલી હોય છે, તે તળિયે કુપ્પીની પેઠે ફૂલેલી હોય છે. અને તેથી આગળ જતાં એ નળી સાંકડી થઇ એનાં મોઢાં આગળ એ પુપેડીનાં મોઢાં પેઠે ખુલ્લી થઇ ગયેલી હોય છે, અને એનાં એ મોઢાંપરથી એ નળીનો એક છેડો લાંબો વધી ગએલો હોય છે. જેની કોર બહાર વળતી હોય છે. એ છેડાનો

---

* પોરબંદર સ્વસ્થાનમાં વાઢી રાખેલાં છુટાં ઘાસને મોકર અથવા મોકળ કહે છે. તેથી એક ગમત તરીકે મોકળગામ વિષે ગામડીઆ લોકો કહે છે કેઃ–

“ ઘાસ વાઢવું પણ પુળો ન વાળવો,
એણે નામે નામ ;
રાણા સાહેબની નવાઇમાં,
તે ગોતી લેજો ગામ ”

રંગ અંદરથી ઘેરો જાંબુડો હોય છે, ને તેપર તેવાજ રંગના સૂક્ષ્મ વાળની રૂંવાટી આવેલી હોય છે.

ગર્ભાશયની ઉપર એક ફૂલની નળીનો જે ફૂલેલો ભાગ હોય છે તેની અંદર ગર્ભાશયને મથાળે ૬ પીલાસલેતા રંગની અંદર વાંકવળતી સ્ત્રીકેશરનલિકાઓ આવેલી હોય છે, ને એ નલિકાની થડની બાજુએ ચોતરફ પુંકેસરોના પીળા પરાગકોષ બબેની જોડી એમ બાર દેખાતા આવેલા હોય છે.

**ફલ**–½ થી ૧ ઈંચ લાંબાં, અને ½ ઈંચ પોહોળાં હોય છે. એમાં જૂદી જૂદી ૬ ફાંક હોય છે. એ દરેક ફાંકપર બહારથી ઉભી અક્રેકી હાંસ હોય છે. જ્યારે ફલ સુકાવા માંડે છે ત્યારે એ ફાંકો જૂદી પડે છે. એ દરેક ફાંકમાં ૬ થી ૭ બીજ હોય છે.

**બીજ**–ચપટાં, કાળાં અને ત્રિખૂણીઆં હોય છે. તે ૧½ લાઈન લાંબાં અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. તે એક છેડે અણીથતાં અને બીજે અંદર બેસતી ખાંચવાળાં હોય છે. તે એક બાજુએ ઉભી નીકવાળાં અને બીજી બાજુ ખડબચડી કરચલીવાળી બાનકવાળાં હોય છે. એ કરચલીવાળી કાળી બાનક નખવતી ખરપતાં ખીપરથી નીકળી જાય છે, અને તેની નીચે બીની સપાટીનો રંગ પીળો દેખાય છે. બીને ચોળવાથી તેની વાસ સુગંધિત અને સ્વાદ કડવાસલેતો લાગે છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ચિરગુણકારીપૌષ્ટિક, સ્વેદલ, સારક તથા વિષ, વાત, જ્વર, શોથ અને જન્તુઘ્ન.

**૬–ઉપયોગ**–ઝેરી જનાવરોના ડંખ ઉપર કીડામારીનાં મૂળ પાણીમાં ઘસીને તેનો લેપ કરવામાં આવે છે, તથા પવાય છે. પાન જુલાબ માટે અપાય છે. છોકરાંને કબજીયત હોય તો કીડામારીનાં પાન વાટીને પેડુપર ભરવામાં આવે છે. કીડામારીને વાટીને તાવવાળાને તેની खरड કરવામાં આવે છે. કીડામારીને મરી સાથે વાટીને તાવવાળાને પવાય છે. કીડામારી, માલકાકણું અને સમદર ફલને ભેળાં વાટી તાવવાળાંને તેની ખરડ કરવામાં આવે છે. તેથી પરસેવો આવે છે ને નબળાઇ દૂર થાય છે. કીડામારીનો રસ તેલમાં નાંખી સડતાં ચાંદાં અને ભાઠાંપર લગાડવામાં આવે છે. કીડામારી અને રાસ્ના એ સંધિવા સાથે તાવ હોય તો તેમાં તેનો કવાથ કરી પવાય છે. પેટમાં કીરમ પડયાં હોય, તો કીડામારીને વાટીને પીવા આપે છે. કીડામારીને પાણીમાં ઉકાળી તે પાણીની બાફ તાવમાં અપાય છે. કીડામારીનાં મૂળ અગર પાનનો કવાથ સ્ત્રી કષ્ટાતી હોયતો તેને અપાય છે. પેટમાં ચુંકો થતો હોય તો સુંઠ અને મીઠાંની સાથે કીડામારીની ફાકી ભરવામાં આવે છે. જખમ કે ચાંદાંમાં કીડ પડી હોય તો તે દૂર કરવા માટે કીડામારીનાં પાનના રસનાં ટીપાં તેમાં નખાય છે. કીડામારી દસ્તાન સાફ લાવનાર ગણાય છે.

" તેના બીનો ફાકડો ભરવાથી પેટના જંતુનો નાશ થાય છે. મુવેલાં જંતુને બહાર કાઢવાને માટે તે ઉપર રેચ લેવાની જરૂર પડે છે. વાયુ, ગુલ્મ, આફરો, અજીર્ણ, અરૂચી ઉપર ફાકી તરીકે તે વપરાય છે. બાલકોના ઉબકા તથા ઉલટી ઉપર અપાય છે. મળાવરોધ અને જ્વરને માટે તે બાળકોને પાય છે. એનો રસ એડીઆ તેલ સાથે પેટપીડ માટે અપાય છે. કીડામારીનાં મૂળ અને પાદડાંના રસને દૂધની સાથે મેળવી ઉપદંશમાં અને અફીણની સાથે મેળવી પ્રમેહમાં આપવાથી ફાયદો થાય છે.

અણઉતાર, તરીઆ, રોજીઆ, ને એકાંતરીઆ તાવમાં તે અપાય છે.

માત્રા–ચૂર્ણ ૦ા તોલો, સ્વરસ મોટા માટે ૨ તોલા અને બાળક માટે ૦ાા તોલો. " ( ડા. વી. ઝી. )

" વાથી ડીલ દુખતું હોય તો અજમા સાથે તેનો ખરડ કરે છે, કીડામારીનું મૂળ ઘસી આંચકી ઉપર અફીણ સાથે પાય છે. તેથી ફાયદો થાય છે." ( વૈ૦ ૩૦).

**૭–સ્થાનક**–રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ કાંઠે, કાળી કરાર જમીનવાળાં ખેતરોમાં બીજા મોલની સાથે નેદ તરીકે, તેમજ દરિયા કાંઠાની રેતાલ અને કાદીવાળી જમીનમાં ઉગે છે. એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ અને દક્ષણમાં વિશેષ કરી થાય છે.

**૮–વિશેષ વિવેચન**–કીડામારી આ સ્વસ્થાનમાં ઘણી ઉગે છે. તે ભાદરવા અને આસુ મહિનામાં ખારવા અને બીજા ગરીબ લોકો ઉપાડી એકઠી કરે છે. તે પોતાના કામ જોગી ઘરમાં રાખી બાકીની ૧ થી ૨ આનાની ભારીને હીસાબે પોરબંદરના ગાંધીઓને વેચાતી આપે છે. કીડામારી પોરબંદરથી બહાર દેશાવર પણ ચડે છે.

A. indica.–નોરવેલ (ગુ૦) सापसन ( મ૦) इशरमुळ (હિં૦) अर्कमुला ? (સં૦).–એના વેલા મુંબઇની આસપાસ ઘણા ઉગે છે. અને તે સાપના ઝેરપર વપરાવાને માટે પ્રસિદ્ધ છે.

---

## ૭૨–N. O. Loranthaceæ. વર્ગ–લોરેન્થેસી.

## વાંદો અથવા તરૂરોહિણીનો વર્ગ.

વર્ગનું ટુંકુ વર્ણન અને ગુણદોષ–આ વર્ગનાં ઝાડવાં જમીનમાં નહિ ઉગતાં બીજાં ઝાડોપર ઉગે છે. એનાં પાન ઘણુંકરી સામસામાં આવે છે, તે અખંડ કોરવાળાં, જાડાં અને રસભર્યાં હોય છે. આ વર્ગની કેટલીક વનસ્પતિ પાન વગરની પણ હોય છે. ઉપપાન હોતાં નથી. પુ૦ બા૦ કોષ સ્ત્રીકેસરગર્ભાશય સાથે જોડાયલો હોય

છે; પુ૰ અભ્ય૰ કોષની પાંખડીઓ ૪ થી ૮ હોય છે, તે છૂટી અગર જોડાયલી હોય છે. પુંકેસરો પાંખડીઓ જેટલાં હોય છે; તે તેની સામાં અને તેનાપરજ બહુધા આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થાયી, ૧–પોલવાળો; આદિબીજ ૧ ઉભું; નલિકા લાંબી અથવા ટુંકી; નલિકાગ્રમુખ સાદું; ફલ ૧ બીજવાળું અને બહુધા રસભર્યું હોય છે. બીજ ફલની અંદરના ગળ કે મધ્ય ભાગ સાથે ચોટેલું હોય છે.

ઘણી જગોએ આંબા, ઉંબર અને કાકોદુમ્બર વગેરેનાં વૃક્ષોપર લાંબાં જાડાં લીલાં પાન અને ફૂલવાળી ઘણુંકરી વેલા જેવી વનસ્પતિ ઉગેલી જોવામાં આવે છે, તેને **વાંદો** કહે છે; અને સાગ, મરખા કે ટીંબરવા વગેરે જંગલી ઝાડોપર વગર પાનની હાડસાંકળ જેવા પણ ચપટા અને ટુંકા સાંધાવાળી વનસ્પતિ ઉગેલી હોય છે, તેને **ઓડોવાંદો** કહે છે.

આ વનસ્પતિનો ગુણ ગ્રાહી મનાય છે. અંગ્રેજીમાં આ વર્ગની વગર પાનની વનસ્પતિને "મિસ્લેટો" (Mistletoe) કહે છે.

---

## વર્ગ–(લોરેન્થેસી).

### નંબર ૪૮૬.

**૧–શા. ના.**–Loranthus longiflorus.

દૃષ્ટાન્ત.–H. V. p. 214; N. p. 282; Watt. V. p. 92; રૂ. નિ. પા. ૩૪૫.

**૨–દેશીનામ**–વાંદો, (પો૰); બાંદો, વાંદો (ગુ૰); बांदगुल, बांदा, वांदा (म०); बांदा, पांदा, बंदाल (हिं०); बंदाक, वृक्षरुहा, वृक्षभक्षा, वृक्षादनी, अपदरोहिणी (सं०).

**૩–વર્ણન**–વાંદાના સખ્ત વેલા જેવા છોડવા આંબા આદિ ઝાડોપર ઉગે છે. તે ૩ થી ૬ ફીટ લાંબા થાય છે. તે જટાની પેઠે ઘણીવાર જે ઝાડપર ઉગેલા હોય છે તેની શાખાઓપરથી નીચા ઝૂલતા કે લટકતા હોય છે. ઘણીવાર એની શાખાઓ ટુંકી ને ઉંચી ચઢતી પણ હોય છે.

**પાન**–લંબગોળ કે તળિયે પોળાં ને ટેરવાં તરફ સાંકડાં થતાં, જાડાં, રસભર્યાં, લીસાં, ઘેરાલીલા રંગનાં, સામસામાં કે વખતે આંતરે આવેલાં હોય છે. તે ઘણુંકરી ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પોહોળાં હોય છે. તે વખતે એક બાજુ વાંકવળતાં પણ હોય છે.

**ફૂલની**–કલંગી પત્રકોણમાંથી અથવા તેને ચાતરીને ૧ કે એકથી વધારે નીકળેલી હોય છે. તે તેમજ તેપરનાં ફૂલો ઉપર તરફ વળતાં હોય છે. ફૂલ ધોળાં અથવા ગુલાબી છાયાલેતાં, ૧ થી ૧½ ઇંચ લાંબી નળી જેવાં લાંબાં, એક બાજુ વાંકવળતાં, ચીરાયલાં, બહુધા લીલા રંગનાં, પાછળ વળેલા સૂક્ષ્મ ૫ છેડાઓવાળાં હોય છે. પુંકેસરો ૫ જરા પાંખડીથી બહાર નીકળતાં અને રાતા પરાગકોષવાળાં હોય છે. સ્ત્રીકેસર ૧, અધઃસ્થાયી, ૧–પોલવાળી; અને ફલ લીસું, અંડાકૃતિનું મથાળે પુ૰ બા૰ કોષના અવશેષવાળું, ½ ઇંચ જેટલું હોય છે. તે એક પોલ અને એક બીજવાળું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી.

**૬–ઉપયોગ**–વાંદાની શાખાઓ અને પાન રંગના કામમાં વપરાય છે. એનાં સુકાં પાન અને ફૂલનો ઉકાળો ઝાડા અને સંગ્રહણી ઉપર ગુણ કરે છે. પેશાબ ઘણો આવતો હોય તો તે ઉપર આંબાનાં વૃક્ષપર ઉગેલા વાંદાના પાનની ભૂકી અને કાઢો અપાય છે.

"(વાંદો) સવાદે કડવો ને તૂરો હોય છે, ટાઢો છે. કફ, વા, લોહિવિકાર, ગુંબડાં, નાકસુર, વિષ વિગેરે રોગને મટાડે છે. કેટલાક માણસો તે ઉપરથી મંતર જંતર કરે છે, વશીકરણ થાય છે, એમ કહે છે. બાંદાના કલપ પણ લખે છે, પુષ્ટિ કરે છે, એ પ્રમાણે ગ્રંથોમાં છે" (વૈ. રૂ.).

**૭–સ્થાનક**–આંબા, આસુંદ્રા, ટીંબરવા અને હરમા બાવળના ઝાડોપર એના છોડવા વિશેષ કરીને ઉગે છે. એ હિં૰ ના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિ૰ વિવેચન**–જે ઝાડપર વાંદો ઉગે છે તે ઝાડનો રસ તે ચુશી લે છે, તેથી ધીમે ધીમે તે ઝાડ સુકાઇ જાય છે, માટે સંસ્કૃતમાં વાંદાને વૃક્ષભક્ષા અને વૃક્ષાદની કહે છે.

વાંદાનાં બીજની આજુબાજુ એક જાતનો ચિકટ પદાર્થ હોય છે, પણ તે વગર હરકતે પક્ષીઓનાં આંતરડામાંથી પસાર થઈ જે ઝાડની ડાળપર બી પડે છે ત્યાં તે મજબુત પકડાઈ રહે છે. અને બી ત્યાં ઉગી તે ડાળપરથી રસ ચુશી છોડવો વૃદ્ધિ પામે છે, બુલબુલ જાતની ચક્લીઓ વાંદાનાં ફલ વિશેષ ખાય છે, એમ કહેવાય છે. આ જાતની ચક્લીઓ આંબા અને ટીંબરવાનાં ઝાડોપર ઘણીવાર જોવામાં આવે છે.

---

## વર્ગ–(લોરેન્થસી).

### નંબર–૪૮૭.

**૧–શાસ્ત્રીયનામ**–Viscum angulatum.

દૃષ્ટાંત–H. IV. p. 225; N. p. 284; Watt. VI. part. IV. p. 246; રૂ, નિ. પા. ૩૪૫.

**૨–દેશીનામ**–ઓડોવાંદો (પો૰-ગુ૰); बांदा, झाड सांकळ (म०); पान, बांदा (हिं०); वृक्षरुहा (सं०).

**વર્ણન**–ઓડોવાંદો પણ વાંદાની પેઠે ઝાડોપર ઉગે છે. એના છોડવા પણ ઘણુંકરી વેલાની પેઠે ઝાડોની શાખાઓ-

પરથી નીચા લટકતા હોય છે. તે ૨ થી ૩ ફીટ લાંબા હોય છે. તે જે ડાળપર ઉગેલા હોય છે તેપર તે એક-જીવ થઇ તળિયે ચપ્પટ બેસી ગએલા હોય છે.

ડાંડી–થડ પાસે ગોળ પેનસીલથી આંગળી જેવી જાડી અને આગળ વધતાં ચપટીથતી હોય છે. શાખાઓ હાડસાંકળની પેઠે સાંધાઓવાળી હોય છે. તેનો રંગ પીળાસલેતો લીલો હોય છે. એના સાંધાની ગાંઠ જરા વધારે પીળાસલેતા રંગની હોય છે. અને તેની કોર પાસેથી જરા ચીકણો રસ નીકળતો હોય છે. શાખાનો દરેક સાંધો બહુધા ½ થી ૩ ઇંચિ લાંબો અને ½ ઇંચથી ૩ લાઇન પોહોળો હોય છે. શાખાઓની સપાટીપર કરચલી અને ઉભી નસો હોય છે. તે બટકણી ને અંદર લીલા રંગની હોય છે. વાસ ઉગ્ર, સ્વાદ પ્રથમ ચીરપરો ને પાછળથી ગળચટો લાગે છે. શાખાઓ બબ્બે ફાંટાવાળી અને વખતે ઉપર જતાં એકજ શાખામાંથી ૪ થી ૬ ફાંટા પણ થયેલા હોય છે. એના સાંધાઓમાં ઘણુંકરી એવો નિયમ જોવામાં આવે છે કે એક સાંધો ઉભો ને બીજો તેની ઉપરનો આડો હોય છે.

**પાન**–હોતાં નથી. પણ શાખાઓ ચપટી, પાતળી હોતાં પાનની ગરજ સારતી હોય એમ જણાય છે.

**ફૂલ**–શાખાઓના સાંધાઓ પાસે બન્ને બાજુએ અતિ સૂક્ષ્મ ફૂલો આવે છે. તે વખતે એકેક અને ઘણીવાર બબ્બે ચચ્ચાર પાસે પાસે હોય છે. તે સાંધા પાસે ચપ્પટ બેઠેલાં હોય છે. એના બાહ્યાન્તરયુક્તકોષના અવયવો તરત ખરી જાય છે. એમાં **નર** અને **માદા** ફૂલો જૂદાં જૂદાં હોય છે.

**ફલ**–અધઃસ્થાયી, રસભર્યું અને ચિક્કટ પદાર્થવાળું હોય છે. તે રંગે લીલું, ને એક લાઇન વ્યાસનું હોય છે. તેની સપાટી ખડબચડી હોય છે. ફલને ટેરવે ઢાંકણ અને સૂક્ષ્મ અણી હોય છે. ફલની ઉપરની છોતરી અંદરથી ચીકણો તાર બંધાતો ધોળો રસ, ને તેની હેઠળથી એક બીજ નીકળે છે.

**બીજ**–લીલા રંગનું, ફલથી સેહેજ નાહાનું, ઉભી નસો અને આડી એક ધારવાળું હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી અને પિત્તઘ્ન.

**૬–ઉપયોગ**–એનો ઉકાળો પિત્તવિકાર અને સંગ્રહણી ઉપર અપાય છે.

**૭–સ્થાનક**–જાંબુ, ધામણ, અરીઠી, શીસમ અને ટીંબરવાનાં ઝાડોપર વિશેષ કરીને ઉગે છે.

**૮–વિ૦ વિવેચન**–એમાં પાન હોતાં નથી માટે એને **બોડોવાંદો** કહે છે. એની શાખાઓના સાંધા સાંકળ જેવા દેખાય છે માટે એને **ઝાડસાંકળ** કેહેતા હશે. રબારી અને બરડાના ખેડુ લોકો જેને છ આંગળાં હોય તેને કાળીચઉદસને દિવસે **બોડોવાંદો** તેનાં વધારાનાં આંગળાંપર બાંધે છે. તેથી એમ માને છે કે **બોડાવાંદાનાં** પાન જેમ ખરી ગયાં છે, તેમ એ બાંધવાથી વધારાનું આંગળું ખરી જશે, પણ આંગળું ખરતું તો જોવામાં આવ્યું નથી, એક મજા છે.

---

## ૭૩–N. O. EUPHORBIACEÆ.
## વર્ગ–યુફોર્બિએસી–થોર કંટાળા અને એરંડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ–આ પણ એક મોટો વર્ગ છે, અને તે ઘણી જગોએ પસરાયેલો છે. આ વર્ગમાં નાહાના છોડવાઓ, ઝાડવાં, વેલાઓ અને વૃક્ષો થાય છે. તેમાં ઘણુંકરી વિદાહી ઝેરી દૂધ જેવો ધોળો રસ હોય છે. આ વર્ગની વનસ્પતિને પાન આંતરે અથવા કોઇવાર સામસામાં આવે છે. તે બહુધા સાદાં, અથવા કોઇવાર ખંડિત કોરવાળાં, વિભાગિત કે સંયુક્ત હોય છે. ઉપઉપપાન પણ વખતે હોય છે. પુષ્પરચના તરેહવાર હોય છે. ફૂલ ઘણુંકરી બારીક અને જલદીથી ધ્યાનમાં ન આવી શકે એવાં હોય છે. **પું–અને સ્ત્રી–પુષ્પો અર્થાત્ નર અને માદા–ફૂલો** ઘણુંકરી એક જ વનસ્પતિપર જૂદાં જૂદાં હોય છે. (જુઓ એરંડો) અને જૂદાં જૂદાં ઝાડોપર પણ હોય છે. (જુઓ અસન). ફૂલની આજુ બાજુ પુષ્પપત્રો પણ ઘણુંકરી આવેલાં હોય છે. પુ૦ બા૦ કોષ અને પુ૦ અભ્ય૦કોષ બહુધા જૂદા હોતા નથી, પણ **બાહ્યાન્તરયુક્તકોષ** (Perianth) હોય છે. તે અધઃસ્થાયી, અને તેના વિભાગો ઘણુંકરી કડપલાં કે ભીંગડાં જેવા હોય છે. ઘણીવાર તે હોતા નથી, અને કેટલીકવાર તે બેવડા હોય છે. જ્યારે બેવડા હોય છે ત્યારે અંદરના નાહાના વિભાગોને પાંખડીઓનું રૂપ અપાય છે. પુંકેસરો તરેહવાર હોય છે. પરાગકોષ ૨ પોલવાળા અને બહુધા દ્વિવિભાગિત કે બે હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, તે ઘણુંકરી ત્રણ ખાનાં (carpels) વાળો હોય છે. એનાં ખાનાં થોડાં ઘણાં એક બીજાં સાથે જોડાયલાં હોય છે. નલિકા ખાનાં જેટલી, તે છૂટી અથવા જોડાયલી, અને અખંડ અથવા વિભાગિત થયેલી હોય છે. નલિકાગ્રમુખ ઘણુંકરી નલિકાની ઉપરની સપાટી અથવા તેના છેડાપર હોય છે. આદિબીજ દરેક ખાનામાં ૧ થી ૨ હોય છે. ફલ ત્રણ વિભાગોવાળું, કાયમી ધરી ઉપરથી ત્રણ વિભાગો જૂદા પડે એવું, અથવા ત્રણ પોલવાળું હોય છે. બીજ બહુધા લીસું, ચળકતું, અને આરસપાણ જેવી તરેહવાર બાનકવાળું, લાંબું કે ગોળાઇલેતું હોય છે. તેનાં મુખ પાસે વખતે **ચાપડો** (aril) હોય છે.

આ વર્ગમાં કેટલાંક ઝાડો ઘણાં પ્રસિદ્ધ છે. સંધિવા આદિના દુખાવાપર કંટાળા અને ડાંડલીઆ થોરનું દૂધ ઘણા ગરીબ લોકો લગાડે છે, અને વાડી વગેરેની વાડ કરવામાં એ બન્ને થોરનાં ઝાડોનો ઉપયોગ કરવામાં આવે છે, તેથી એ બન્ને ઝાડવાં સૌના જાણ્યામાં છે. હાલ બાગ બગીચાઓમાં રસ્તાની બન્ને બાજુએ વાડ તરીકે વિલાયતી થોર (Pedilanthus tithymaloides–Lady-slipper.) વાવેલો ઘણો જોવામાં આવે છે, તેમાં રાતા રંગનાં અંગ્રેજી અણીવાળા સ્લિપર (જોડા) જેવાં ફૂલ થાય છે. તે, અને રંગ બેરંગી સુંદર પાનવાળાં ઝાડવાં જેને અંગ્રેજીમાં ક્રોટન્સ (crotons) કહે છે, અને આપણે પણ તેને તે જ નામથી ઓળખીએ છીએ, તે આ વર્ગની વનસ્પતિ છે. ક્રોટન્સ કેવળ બગીચાઓમાં માત્ર શોભા માટે વવાય છે. પરદેશી અખરોટનાં ઝાડ પણ આ વર્ગનાં છે.

આ વર્ગમાંની વનસ્પતિમાંનો દૂધ જેવો રસ ઘણો ઝેરી હોય છે. આ વર્ગમાં કેટલાંક ઝાડવાં એટલાં બધાં ઝેરી હોય છે, કે તેની પાસેથી આપણે ચાલ્યા હોઇએ અથવા તેને અડકીએ તોપણ અંગમાં દાહ થવા અને આંખો ને હોઠ બળવા માંડે છે. આ વર્ગમાંની ખાજવણી (Dalechampia indica)ની વેલને અડકતાં તેપર આવેલા વાળ શરીરના કોઇપણ ભાગને લાગતાં બળતરા અર્થાત્ ખાજ ચાલે છે.

આ વર્ગની તમામ વનસ્પતિઓમાં એરંડા (Ricinus communis) અને રાય આંમળાં (Phyllanthus emblica)નાં ઝાડો તેનાં તેલ અને ઔષધીય ગુણ માટે તે ઘણાં પ્રખ્યાતી પામેલાં છે.

આ વર્ગની વનસ્પતિમાંનો દૂધ જેવો રસ જો કે ઘણો ઝેરી ગણાય છે તોપણ તે ઔષધોપયોગી છે. આ શિવાય આ વર્ગની વનસ્પતિમાં રેચક, વાન્તિકારક, વિદાહી, મૂત્રલ, સારક, વાત અને પિત્તહર, સ્વેદલ, ચિરગુણકારી પૌષ્ટિક, શામક, ગ્રાહી, રંજક, પૌષ્ટિક, શોધક, ઉપલેપક તથા શોથ, જ્વર અને કફઘ્ન ગુણો રહેલા જણાયા છે.

---

## વર્ગ—(યુફોર્બિએસી)

### નંબર ૪૮૮.

**૧–શાસ્ત્રીયનામ**–Euphorbia hypericifolia.

દષ્ટાન્ત–H. V. p. 249; N. p. 289; Watt. III. p. 296; રૂ. નિ. પા. ૫૬૫.

**૨–દેશીનામ**–દુધેલી, ઠાકરદુંમરો (પો०); દુધેલી (ગુ०); दुधमोगरा, दुधी (म०); दुधी, दुधीकलब, द्द्धारदाना (हिं०); दुग्धिका (सं०).



**૩–વર્ણન**–આ દુધેલીના છોડવાઓ ચોમાસે ઘણા ઉગે છે. તે ½ થી ૧ ફુટ કે કોઇવાર ઓથવાળી જગોમાં થોડા વિશેષ ઉંચા વધે છે. ઘણીવાર તે જમીનપર પથરાયલા પણ હોય છે. એના છોડવાઓ જ્યારે ઉંચા વધે છે ત્યારે તેમાં શાખાઓ ભાગ્યેજ નીકળે છે. અને એવા છોડવાઓ મથાળેથી વાંકવળી નીચા વળતા હોય છે. પણ જમીનપર પથરાયલા હોય છે તે છોડવાઓમાં તેનાં મૂળ પાસે થોડી ઘણી ઘણુંકરી શાખાઓ હોય છે. પાન લંબગોળ કે અંડાકૃતિનાં; ફૂલ સફેદ કે ગુલાબી રંગનાં, અને ફલ લીલાં કે જાંબુડી છાયાલેતા રંગનાં હોય છે.

એનો કોઇપણ ભાગ તોડતાં તેમાંથી ચીકણું દૂધ નીકળે છે.

**મૂલ**–ઝીણું, ૨ થી ૪ કે ૬ ઇંચ લાંબું, બહારથી ભૂરા ને અંદરથી સફેદ રંગનું અને સુક્ષ્મ રેસાઓ જેવા ફાંટાઓવાળું હોય છે. વાસ અને સ્વાદ ઉગ્ર હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ચળકતા ફીકા લીલા કે જાંબુડા રંગની, બહુધા સુતળી જેવી જાડી અને ધોળા વાળની આછી રૂંવાટીવાળી હોય છે.

**પાન**–સામસામાં આવે છે. ½ થી ૧ ઇંચ લાંબાં અને ⅛ થી ¼ ઇંચ પોહોળાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી, ઘેરા લીલા રંગની કે વખતે જાંબુડી છાયાલેતી અને નીચેની રૂંછાળવાળી, ઘણી ફીકી અથવા ભસ્મી રંગની, કે આબાસી રંગની છાયાવાળી હોય છે. ડીટડી પાસે પાનની કોર વિષમ અને અખંડિત હોય છે. ને તેથી ઉપર તે સૂક્ષ્મ દાંતાવાળી હોય છે. પાનમાં સૂક્ષ્મ સુંદર પારદર્શક બાનક હોય છે. પાનને ચોળવાથી તે ઘણાં ચીકણાં લાગે છે, ને તેમાંથી ઉગ્ર વાસ આવે છે. સ્વાદ જરા ખટાસલેતો તૂરો લાગે છે.

ઉપપાન સૂક્ષ્મ હોય છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી ટુંકી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તેજ કોણમાંથી વખતે એકાદ સ્વતંત્ર ફૂલ પણ નીકળેલું હોય છે. પુષ્પ ધારણ કરનારી સળીપર સુક્ષ્મ ફૂલો ઘણાં પાસે પાસે આવવાથી તેપર ફૂલોની નાહાની નાહાની ગુચ્છીઓ આવેલી હોય એમ દેખાય છે. ફૂલ સુક્ષ્મ ઉપકોષની અંદર આવેલાં હોય છે. ઉપકોષ તળિયે સાંકડો ને મથાળે પોહોળો હોય છે. તેમાંથી ૪ રસકુપિ નીકળેલી હોય છે. ને તેને ૪ પાંખડીઓ જેવા સફેદ કે ગુલાબી રંગના છેડાઓ વળગેલા હોય છે. તે વખતે એક બીજાથી નાહાના મ્હોટા હોય છે. એજ ઉપકોષમાંથી કેટલાંક નરફૂલ નીકળેલાં હોય છે. જે કેવળ પુંકસરો જેવાંજ દેખાય છે. માદાફૂલ પણ એની વચ્ચોવચથી એક નીકળેલું હોય છે, તેનો ગર્ભાશય એક લાંબી ડીટીપર ઉંચો આવેલો હોય છે.

તેને મથાળે ૩ ગુલાબી રંગની સુક્ષ્મ નલિકાઓ નીકળેલી હોય છે. તે બબે ફાંટાઓવાળી હોય છે.

ફળ-લીલા કે સેહેજ જાંબુડી છાયાલેતા રંગનું હોય છે. તે સ્પષ્ટ રીતે ૩ ખાંચીઆવાળું દેખાતું હોય છે. તે ૩/૪ લાઈન વ્યાસનું અને વાળની આછી રૂંવાટીવાળું હોય છે. ફલને જરા ચોળતાં તેનાં ત્રણે પડ જૂદાં પડી જાય છે. એ દરેક પડમાં અક્કેક બીજ હોય છે.

બીજ-એરંડી જેવાં આકારનાં હોય છે. એનો રંગ ઘેરો ભૂરો કે ફીકો કાળો કે આસમાની છાયાલેતો હોય છે. તે લીસાં ને તેને મથાળે ઉભી ધાર અને કેટલાક સૂક્ષ્મ ખાડાઓ પડેલા હોય છે. બીજ ૧/૪ લાઇન લાંબું અને ૧/૮ લાઇન પોહોળું હોય છે.

ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-ગ્રાહી, પૌષ્ટિક, માદક અને શોથઘ્ન.

૬-ઉપયોગ-દુધેલી સાકર સાથે પ્રમેહ, સંગ્રહણી અને ઝાડા ઉપર કેટલાક લોકો ખાવા આપે છે. પણ તે વિશેષ ખવાય તો ઝેરની અસર કરે છે.

૭-સ્થાનક-રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, પાણીના ધોરીઆ કાંઠે, ખેતરોને શેઢે અને દરિયા કાંઠે રેતીના ઢસાપર ચોમાસે ઘણી ઉગે છે. એ હિંના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮-વિ૦ વિવેચન-એમાંથી દૂધ નીકળે છે. માટે એને દુધેલી કહે છે. અને એનાં ફૂલ ફલની સૂક્ષ્મ ગુચ્છીઓ ઠુમરાના દાણાની બાંધેલી ગુચ્છીઓ જેવી દેખાય છે, તેપરથી એને અહિંના (પોરબંદર) લોકો ઠાકરઠુમરો કહેતા હશે.

---

## વર્ગ-( એજ ).

### નંબર. ૪૮૯.

૧-શાસ્ત્રીયનામ-E. pilulifera.

દૃષ્ટાન્ત-H. V. p. 250; N. p, 289; Watt. III. p. 298; રૂ. નિ. પા. ૫૬૫.

૨-દેશીનામ-રાતો ઠાકરઠુમરો, મોટો ઠાકરઠુમરો, મોટી દુધેલી (પો૦); રાતી દુધેલી, નાગલાદુધેલી (ગુ૦); नायटी, मोठी दुधी (म०) लाल दुधी,बडी दुधी, दुर्धा, (हिं०); नागार्जुनी (सं०).

૩-વર્ણન-રાતી દુધેલીના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે. પણ તે ઘણી જગોએ બારે માસ પણ હોય છે. એની શાખાઓ સુતળી જેવી જાડી, રતાસલેતા રંગની, અને ભૂરા વાળની રૂંવાટીવાળી હોય છે. તે કોઇવાર ૬ ઈંચ અને ઘણીવાર તે ૧ થી ૨ ફીટ લાંબી હોય છે. એના છોડવા કેટલીક વખત ઉભા તોપણ મથાળેથી જરા નીચા નમતા પણ ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. પાન સામસામાં, ટુંકી ડીટડીવાળાં, ૩/૪ થી ૧૩/૪ ઈંચ લાંબાં ને ૧/૪ થી ૩/૪ ઈંચ પોહોળાં હોય છે. તે લંબગોળ અથવા પોહોળાં, મથાળે ભલ્લાકૃતિનાં, ડીટડી પાસે વિષમ કોરવાળાં, અને કોરપર સૂક્ષ્મ દાંતાવાળાં હોય છે. પાનની ઉપરની સપાટી લીલી અને નીચેની રતાસલેતા રંગની હોય છે. અથવા બન્ને સપાટી રતાસલેતા રંગની ને ઉપરની સપાટીપર વચ્ચોવચ કાળાસલેતા રંગનાં ધાબ્બાં હોય છે. પણ બન્ને સપાટીપર બહુધા વાળની રૂંવાટી આવેલી હોય છે. પાનને રોશની તરફ જોતાં તેમાં પારદર્શક છાંટણાંની બાનક દેખાય છે. પાનને ચોળતાં ચીકણાં લાગે છે. વાસ ઉગ્ર અને સ્વાદ ચીકાસલેતો તૂરો લાગે છે. ફૂલની પત્રકોણમાંથી નાહાની નાહાની ગુચ્છી અથવા ઝુમખાઓ નીકળેલી હોય છે. તેનો રંગ બહુધા ગુલાબી કે જાંબુડી છાયાલેતો હોય છે. એનાં ફૂલમાં પણ નર અને માદા પ્રથમ કહેલી દુધેલીનાં ફૂલની પેઠે એક ઉપકોષમાં આવેલાં હોય છે. તે સૂક્ષ્મ હોય છે.

ફલ-ફૂલોની વચમાંથી નીકળી તેની ડીટીપર વાંકાં વળી રહેલાં હોય છે. તે એરંડીના આકારનાં ૩ ફાંકો કે ખાંચીયાવાળાં હોય છે. તે જુવારના દાણા જેવડાં હોય છે.

બીજ-સૂક્ષ્મ ભૂરા રંગનાં, એરંડીના આકારનાં સ્પષ્ટ દેખાતી ૩-હાંસોવાળાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-માદક.

૬-ઉપયોગ-આ દુધેલી પણ ઉપરનાં નંબર (૪૮૮) મુજબ દવા તરીકે વપરાય છે. એનાં પાનની ગોળમાં ગોળી કરી દમવાળાને કેટલાએક લોકો ખવરાવે છે. એ દુધેલીનો ઉપયોગ ઝાડા અને કૃમિ ઉપર કરવામાં આવે છે. તેમજ પ્રમેહ ઉપર પણ તે અપાય છે.

" દુધી એ ચાર જાતની થાય છે. ગુણે સર્વે સરખી હોય છે. ગર્ભને સ્થાપન કરે છે, ધાતુની વૃદ્ધિ કરે છે. ગ્રાહિ છે, ઉષ્ણ છે. પ્રમેહ, કફ, કોઢ, કૃમિને મટાડે છે, વાયુ કરે છે, રૂચી કરે છે, પારાને બાંધે છે, રસાયન છે, રુક્ષ છે, ઝાડાને કબજ કરે છે. " ( વૈ. રૂગનાથજી ).

વૉટ સાહેબની ડીક્શનરીમાં આ દુધેલી વિષે લખેલું છે કે " એનાં મૂળ ઉલટી મટાડવાને આપવામાં આવે છે. એનો છોડવો છોકરૂં ધવડાવનારી માનું ધાવણ બંધ થઇ ગયું હોય, અથવા ઓછું થઇ ગયું હોય, તો તેપર વપરાય છે. દમ ઉપર એનો ઉપયોગ ખાસ કરીને વખણાયલો છે. એ છોડવાનું પ્રથક્કરણ કરવામાં આવેલું છે, તો એમાં કોઇ એવી દમવાળી વસ્તુ જણાયલી નથી. એના ગુણદોષ વિષેનો અજમાયશલેતાં એ જરા ઉત્તેજક અને માદક ( નીશો લાવનાર ) માલમ પડેલ છે. પણ દમ ઉપર એ ચોક્સ ઉપાય તરીકે કાર્ય કરતો જણાયલો

નથી. પણ એથી ઉલટું કોઇ વખતે દમના દરદીને દમ લેવાને હરકત કરતા થઇ પડે તેમ જણાય છે. "

**૭-સ્થાનક**-નંબર (૪૮૮) વાળી દુધેલી સાથે આના છોડવા પણ ઉગે છે.

**૮-વિ૦ વિવેચન**-આ દુધેલીના છોડવા ઘણુંકરી રાતા થાય છે. માટે એને रात्ती दुधेली કહે છે. અને नायटी અને नागला दुधेली એ નામો સંસ્કૃત नागार्जुनी ઉપરથી નીકળેલાં હશે. એનો રસ દાદર ઉપર ચોપડાય છે માટે એને नायटी કેહે છે, એમ પણ કેહેવાય છે.

---

## વર્ગ-(એજ).

### નંબર ૪૯૦.

**૧-શાસ્ત્રીયનામ**-E. thymifolia.

દૃષ્ટાન્ત-H. V. p. 252; **N.** p. 289; Watt. **III.** p. ૩૦૦; ૩. ની. પા. ૫૬૫.

**૨-દેશીનામ**-ઝીણકીદુધેલી, ઝીણકો ઠાકરદુમરો (પો૦); નાહાની દુધેલી (ગુ૦); लहान दुधी, घाकटी दुधी, (म०); छोटी दुधी (हिं०); लघुदुग्धिका (सं०).

**૩-વર્ણન**-આ દુધેલીના છોડવા ઘણા ઝીણા થાય છે. ને તે ઘણુંકરી જમીનપર પથરાયલા હોય છે. એ કોઈવાર જરા પીળાસલેતા લીલા રંગના ને કોઈવાર જાંબુડા રંગની છાયાલેતા હોય છે. એનાં પાન ફૂલ વગેરે દુધેલીને મળતાં હોય છે. પણ તે ઘણાં બારીક હોય છે. અને ફૂલ પત્રકોણમાં થોડાં હોય છે. એના છોડવા જો કે ચોમાસે ઘણા ઉગી આવે છે તોપણ તે શિયાળે અને ઉન્હાળે પણ ઘણી જગોએ મળી આવે છે. એને છોકરાંઓ ખાય છે અને પ્રમેહ ઉપર સાકર સાથે પવાય છે.

એ સડક અને રસ્તાઓ ઉપર વિશેષ કરી થાય છે. એનું દૂધ ઘણું રેચક છે એમ કહેવાય છે.

એના ગુણદોષ દુધેલી જેવા છે.

---

## વર્ગ-(યુફોર્બિએસી).

### નંબર-૪૯૧.

**૧-શાસ્ત્રીયનામ**-Euphorbia sp?

દૃષ્ટાન્ત-H. **V.** p. 244; N. p. 286.

**૨-દેશીનામ**-વડી દુધેલી (પો૦ગુ૦).

**૩-વર્ણન**-આ દુધી શિયાળે ઉગે છે. એનો આખો છોડવો લીસો ને ફીકા લીલા રંગનો હોય છે. તે ૧ થી ૧½ ફુટ ઉંચો હોય છે. એનાં થડ પાસેથી થોડીક લાંબી શાખાઓ નીકળે છે, વચમાં વખતે શાખાઓ નીકળ્યા વગર જ છોડ તરસાની પેઠે વધી જાય છે, અને ઉપર જતાં એમાં પાછી શાખાઓ નીકળે છે. તેના બબે ફાંટા થયેલા હોય છે, આ દર બે ફાંટાની વચમાં અક્કેકું ફૂલ આવેલું હોય છે, એવી રીતે શાખા પ્રતિશાખા બબે ફાંટાળી છેડા સુધી નીકળતી જાય છે, અને દર બે ફાંટાની વચ્ચેના ખૂણામાંથી અક્કેકું ફૂલ આવતું જાય છે. પાન ઝીણાં ને લાંબાં હોય છે, તે તોડતાં તેમાંથી દૂધ નીકળે છે. ફૂલ અક્કેકું આવેલું હોય છે, તેમાં નર અને માદા એકજ કોપપર હોય છે, ફલ ૩ ફાંક, અને ૩ બીજવાળું હોય છે.

**મૂળ**-ખીલામૂળ ૪ થી ૫ ઇંચ લાંબું, સ્લેટપેન જેવું જાડું, ધોળા રંગનું અને એમાંથી ભાગ્યે જ બે ચાર ઝીણા ફાંટા નીકળેલા હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ખીલામૂળ જેવી કે વખતે તેથી જરા પાતળી હોય છે, તે લીસી ને ચળકતી હોય છે, થડ પાસેની શાખાઓ સુતળી જેવી પાતળી અને નરમ હોય છે, અને છોડનાં મથાળાં પાસેની શાખાઓ જેના ગાળાઓમાં ફૂલ આવેલાં હોય છે તે વિશેષ નરમ, પાતળી તથા ઘણુંકરી ટુંકી હોય છે.

**પાન**-છોડના નીચલા ભાગમાં આંતરે, અને મથાળાં તરફ ફૂલવાળી શાખાઓપર સામ સામાં આવેલાં હોય છે. આ સામ સામાં પાનની દરેક જોડી શાખાઓના બે ફાંટાની નીચે આવેલી હોય છે. પાન ¾ ઇંચથી ૩ ઇંચ લાંબાં, અને ૧¾ થી ૧½ લાઇન પોહોળાં હોય છે, પાનની ડીટડી બહુધા હોતી નથી, પાનને તળિયેથી પાનમાં ૩ નસો નીકળેલી હોય છે, તેમાં વચલી નસ ઘણી સ્પષ્ટ પાછળની બાજુ સ્પષ્ટ દેખાતી પાનમાં સલંગ ગએલી હોય છે, અને બાજુની બે નસો ઝાંખી હોય છે, અને તે પાનની અધવચમાં ઘણુંકરી સમાઈ ગએલી હોય છે. પાનનાં ટેરવાં સાંકડાં અણીવાળાં હોય છે. પાન નરમ હોય છે.

**ફૂલ**-ઉપરની શાખાઓના બે ફાંટાના ખૂણામાંથી અક્કેકું ફૂલ નીકળેલું હોય છે, ફૂલનો કોપ લીલા રંગનો, ઉભો ને કઠણ હોય છે, તેના મુખમાં કેટલાક તંતુઓ આવેલા હોય છે, અને એ કોપનાં મોઢા પાસે તેના ૪, કોઈવાર ૫, પોહોળા છેડા કેસરીઆ કે રતાસલેતા રંગના નીકળેલા હોય છે. તે જાડા, ચકચકીત અને રસવાળા સપાટ હોય છે, અને તે દરેક છેડાપર બે શીંગડાં જેવી સૂક્ષ્મ અણી નીકળેલી હોય છે. (પુંકેસર ૧ હોય છે, તે એ કોપની વચે આવેલું હોય છે, પરાગકોષ સૂક્ષ્મ અને પીળો હોય છે.) સ્ત્રીકેસર ૧, એ કોપની વચ્ચોવચથી નીકળી એક બાજુ આડી વળેલી હોય છે, તે લીલા રંગની ને તેના ગર્ભાશય નીચે ડીટડી હોય છે, ગર્ભાશય ૩ ફાંકવાળો, તેની ત્રણે ફાંક બહાર નીકળતી

સ્પષ્ટ દેખાતી હોય છે; નલિકા–દરેક અધવચ ઉપરથી દ્વિભગ્ન થએલી હોય છે.

ફૂલ–૧½ લાઇન લાંબું ૨–ફાંક ને ૩–બીજવાળું. કાચું હોય છે ત્યારે લીસું હોય છે અને સુકાય છે ત્યારે તેનાપર સૂક્ષ્મ નસોની બાનક દેખાય છે.

બીજ–જરા પોહોળાઈ લેતું લંબગોળ હોય છે, તેની સપાટી ખડબચડી હોય છે, તે કાળાસલેતા રંગનું હોય છે, ને તેપર સફેદ ભૂકી જેવો પદાર્થ ચોંટેલો હોય છે, તેને સાંકડે છેડે ફીકા ધોળા રંગની ઢાલ જેવા આકારની સૂક્ષ્મ નાલ ( caruncle ) હોય છે.

**૪+૫–સર્વાંગ ઝેરી છે.**

**૬–ઉપયોગ**–આ દુધી ઝેરી ગણાય છે, એના છોડવાને બાળી તેની રાખ ઢોરનાં ચાંદાં રુઝવવાના મલમમાં ખેડુ લોકો વાપરે છે.

**૭–સ્થાનક**–વાડી અને ખેતરોને શેઢે ઉગે છે. ( ઝવેરીબાગ, પોરબંદર તા. ૨૧–૧–૦૪ ).

**૮–વિશેષ વિવેચન**–દુધેલીની જાતમાં બીજી દુધેલીઓ કરતાં આ દુધેલીના છોડવા ઉંચા હોય છે માટે એને અહિંના માલી અને ખેડુતો **વડીદુધેલી** કહે છે.

## વર્ગ–( એજ ).

### નંબર ૪૯૨.

**૧–શાસ્ત્રીયનામ**–E. microphylla.

દૃષ્ટાન્ત–H. V. p. 252; N. p. 289; Watt. III. p. 296.

**૨–દેશીનામ**–એક ફૂલી દુધેલી (પો૦); દુધી (ગુ+મ૦).

**૩–વર્ણન**–એના છોડવા ઘણુંકરી ૨ થી ૬ ઇંચ ઉંચા કે જમીનપર પથરાયલા હોય છે. એની શાખાઓ ઘણી પાતળી હોય છે. પાન સૂક્ષ્મ અને ફૂલ ઘણુંકરી શાખાઓના ખાંચીઆઓમાં અથવા છેડે એક્કેકુ આવેલું હોય છે. ફલ સૂક્ષ્મ એરડીનાં ફલ જેવું ત્રણ ખાંચીઆ કે ફાંકવાળું હોય છે. એની દરેક ખાંચ કે ફાંકમાં એક્કેકુ બીજ હોય છે. બીજ લંબગોળ, એક છેડે જરા અણીથતું, ½ લાઇન લાંબું હોય છે. તે કાળું ને ખડબચડી સપાટીવાળું હોય છે.

એના આખા છોડવાનો રંગ ઘણુંકરી પીળાસલેતો ધોળો કે ફીકો ધોળો હોય છે. આ દુધેલી ઘણી **ઝેરી** ગણાય છે.

## વર્ગ–( યુફોર્બિએસી ).

### નંબર ૪૯૩.

**૧–શાસ્ત્રીયનામ**–E. Elegans.

દૃષ્ટાન્ત–H. V. p. 246; N. p. 288.

**૨–દેશીનામ**–ઉનારવાં (પો×ગુ૦).

**૩–વર્ણન**–ઉનારવાંના છોડવા ૧ થી ૨½ ફીટ ઉંચા થાય છે. એની શાખાઓ બબ્બે ફાંટાથતી નીકળેલી હોય છે ને તે એવી રીતે પસરાયલી હોય છે કે એ છોડવાનું મથાળું છત્રાકાર થઈ રહેલું હોય છે.

**મૂળ**–સુતળીથી આંગળી જેવું જાડું, તળિયે પાતળું થતું ફીકા ધોળા રંગનું હોય છે. તેનો આડો કાપ કરવાથી તેમાં કોઇ જાતનું ચક્ર દેખાતું નથી પણ તે ફક્ત પોચું ગાભા જેવું ને સછિદ્ર દેખાય છે.

**ડાંડી અને શાખાઓ**–લીલાસલેતા ધોળા કે રાતા રંગની, લીસી ને મૂળ જેવી જાડી હોય છે. તેનો આડો કાપ કરતાં તેની વચમાં સછિદ્ર ગાભો દેખાય છે. ડાંડી પોકળ હોય છે. શાખાઓના ફાંટાઓના થડમાં સામસામાં બબ્બે પાન આવેલાં હોય છે. તે પુષ્પપત્રો જેવાં દેખાય છે. શાખાઓના ઉપરના ભાગમાં તે ગીચોગીચ આવેલાં હોય છે. એ પુષ્પપત્રો જેવાં પાન વચેથી કેસરીઆ રંગનાં રાતાં ફૂલ નીકળેલાં હોય છે. ફલ ચણાના મ્હોટા દાણા જેવડાં, એરડાનાં ફલની પેઠે ત્રણ ખાંચીઆવાળાં, ભૂરા રંગનાં ને લીસાં હોય છે. તેના દરેક ખાંચીઆપર એક ઉભી નસ અને તેની બાકીની સપાટીપર ઝીણી નસોની જાળી દેખાય છે. ફલને દાબવાથી તેની ત્રણે ફાંકો જૂદી પડે છે. જે દરેકમાં એક્કેકુ બીજ હોય છે. બીજ કાળા રંગનાં, ખડબચડી સપાટીવાળાં, એરડીના બીજને મળતાં હોય છે.

એના છોડવાની રાખ તેલમાં મેળવી ખેડુલોકો ઢોરની કાંધિ અગર પીઠપર ચાંદાઓમાં જીવાત પડી હોય તો તેપર લગાડે છે, તેથી જીવાત ખરી જાય છે. એના આખા છોડવા ઘણા ઝેરી ગણાય છે. તેને કોઇપણ ઢોર ખાતું નથી.

એ વરસાદનું પાણી ભરાઈ રહેતું હોય તેવા ખાડાખાબોચીઆમાં ઉગે છે.*

**વિ૦ વિવેચન**–એના છોડવા ઉન્હાળો બેસતાં ઘણા જોરમાં આવે છે. ને તેમાં તેજ વખતે ફૂલ અને ફલ પણ થાય છે. આ વખતે બીજાં ઝાડવાં ઘણુંકરી સુકાઇ ગએલાં હોય છે, અને ઉનારવાં જોરમાં હોય છે માટે એને **ઉનારવાં** ( ઉન્હાળવાં ) કહેતા હશે.

## વર્ગ–( યુફોર્બિએસી ).

### નંબર ૪૯૪.

**૧–શાસ્ત્રીયનામ**–E. Tirucalli.

દૃષ્ટાન્ત–H. V. p. 254; N. p. 290; Watt. III. p. 301; રૂ. નિ. પા. ૧૧૦.

* એ આ સ્વથાનનાં ગામ કડછ, ગરેજ, ભડ અને માધુપુરનાં ઘેડીઆં ખેતરોમાં ઘણા થાય છે.

**૨–દેશીનામ**–થોર, ખરસાણીથોર (પો૦); ડાંડલીઓ-થોર, પરદેશીથોર (ગુ૦); शेर, नीवल (म०); थोहर, सीहुंड (हिं०); स्नुक्, बहुक्षीरः (सं०).

**૩–વર્ણન**–થોરનાં ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં વધે છે. તેની શાખાઓ ડાંડલી જેવી હોય છે. પાન ઘણું-કરી હોતાં નથી. તોપણ કોમળ શાખાઓપર વખતે લંબગોળ, રેપાકાર સૂક્ષ્મ પાન હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળા-સલેતા રંગનાં હોય છે. તે ફાગણથી આષાઢ સુધી આવે છે. ફલ ભૂરા રંગનાં રૂંછાળથી ભરાયલાં હોય છે.

થોરને તોડતાં તેમાંથી ધોળુ, ચીકણું, ધાટું છીર નીકળે છે, જે થોડીવાર રહ્યા પછી પીળું થઈ જાય છે. તે ઝેરી અને ચાંમડીપર ફોલ્લો ઉઠાડે તેવું હોય છે.

**મૂળ**–જમીન ને ઝાડ પ્રમાણે ઉંડાં ને લાંબાં હોય છે. એમાં ઘણા ફાંટા નીકળેલા હોય છે. મૂળની છાલ પા-તળી ને ધોળી હોય છે, તેપરની ફોતરી ભૂરા રંગની તરત ઉતરી જાય તેવી હોય છે. મૂળનું લાકડું ધોળું, નરમ ને મજબૂત બારીક રેસાઓવાળુ હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી ½ ફુટથી ૧ કે ૧½ ફુટ જાડી હોય છે, કોઈવાર એથીએ જાડી હોય છે. તે વખતે સીધી પણ ઘણુંકરી આડી અવળી હોય છે. તેની અંદરનું લાકડું હલકું, સફેદ, અને હાથી દાંત જેવું લીસું હોય છે. ડાંડીપરની અંતરછાલ ફીકા ધોળા રંગની, રેસાવાળી, મજબૂત ને જરા જાડી હોય છે. તેથી બહા-રની છાલ પોચી, બટકણી, લીલાસલેતા ભૂરા રંગની હોય છે. ને એ છાલપરની સૌથી બહારની ફોતરી ભૂરા કે ઘેરા ભૂરા રંગની, ખડબચડી ને તેપર ઉભા ને આડા ચીરા પડેલા હોય છે. એ ફોતરી લીંબડાની છોડી જેવી જાડી હોય છે. તે અંદરની બાજુ રાતા ને કાળા રંગની હોય છે. શાખાઓ કોમળ હોય છે ત્યારે લીલા રંગની હોય છે. પણ જેમ જેમ જાડી ને જુની થતી જાય છે, તેમ તેમ ફીકા લીલા ને ભૂરા રંગની થતી જાય છે. કોમળ શાખાઓ સ્લેટપેનથી પેનસીલ કે ટચલી આંગળી જેવી જાડી ને ગોળ હોય છે. તે લીલી ને ચળકતી હોય છે. ને તેપર ઉભી ટીશી-ઓની બાનક હોય છે. એ શાખાઓ વખતે આંતરે આવેલી હોય છે. ને કોઈવાર અનિયમિત રીતે છેટે છેટે પણ આવેલી હોય છે. પણ ઘણુંકરી જુની શાખા-ઓની ગાંઠ ઉપર એકજ જગોએ ૪ કે ૫ કોમળ શાખાઓ પાસે પાસે આવી જઈ એક ગુચ્છાની પેઠે નીકળેલી જોવામાં આવે છે. શાખાઓ સાંધાવાળી હોય છે. તેને તોડવી હોય તો તે સાંધાપરથી સ્હેલાઇથી તૂટી આવે છે.

**પાન**–ઘણુંકરી હોતાં નથી. પણ હોય છે ત્યારે આં-તરે આવેલાં હોય છે. તે કોમળ શાખાઓપર છૂટાં છૂટાં હોય છે. ને શાખાઓનાં ટેરવાંપર અથવા સાં-ધાઓ પાસે ૪ કે ૫ પાન પાસે પાસે આવી ગચ્છની પેઠે પણ નીકળેલાં હોય છે. તે પીળાસલેતા લીલા રંગનાં હોય છે, તેને ડીટડી હોતી નથી, તે ઘણાં કોમળ હોય છે ત્યારે તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે, પણ પાછળથી રૂંવાટી ખરી જાય છે. પાન બન્ને છેડે જરા સાંકડાં થતાં, ને ટેરવે બહુધા બુઠ્ઠાં હોય છે. તે ¾ ઈંચથી ¾ ઈંચ લાંબાં ને ⅟₁₆ ઈંચ જેટલાં કે તેથી કંઇક ઓછાં પોહોળાં હોય છે. પાનની બન્ને સપાટી ઘણુંકરી એક સરખા રંગની હોય છે. તેની નીચેની સપાટીપર ઉભી છીછરી પોહોળી નીક હોય છે.

**ફૂલ**–કોમળ શાખાઓને છેડે અને બે શાખાઓના સાંધાઓની વચ્ચે સૂક્ષ્મ પીળાસલેતા રંગનાં ૫ થી ૬ એક ફૂલો પાસે પાસે આવેલાં હોય છે. તે નાહાના દાણા જેવાં દેખાય છે. નર અને માદા ફૂલો પાસે પાસે હોય છે. પણ ઉપકોશમાં ઘણુંકરી માદા ફૂલો જ દેખાય છે. ફૂલની સૂક્ષ્મ ડીટડી નીચે બે સામ સામાં અડધ ઉઘ-ડેલ પુષ્પપત્રો હોય છે. સ્રીકેસરગર્ભાશય ગીચ ભૂરા વાળવાળી કુંડલીની વચેથી નીકળેલો હોય છે. તેને મથાળે ૩–ઝીણા દોરા જેવી નલિકાઓ નીકળેલી હોય છે. જે દરેક વાંકવળેલી ને મથાળે બે ફાંટા થયેલી હોય છે.

**ફલ**–પ્રથમ પીળાસલેતા લીલા રંગનાં, ને સુકાય છે ત્યારે (કાળાસલેતા) ભૂરા રંગનાં થઇ જાય છે. તે ૧ થી ૧½ લાઇન લાંબાં ને ½ લાઇન પોહોળાં હોય છે. તેપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. ફલના પેટાળ નીચે ટુંકી ડીટી હોય છે. ને મથાળે કાળા રંગના ૩–બાજુ વળેલા ઝીણા તંતુ જેવા આંકડા (સ્ટાઇલ્સને સ્ટિગ્મા) હોય છે. ફૂલ બેઠા પછી વિશેષ દિવસ રહી શકતાં નથી, તરત સુકાઈ ખરી જાય છે. ફલપર જે ભૂરી રૂંવાટી હોય છે તે જરા આંગળીથી ઘસતાં નીકળી જાય છે. ત્યારે ફલ ઘેરા ભૂરા રંગનું, લીસું ને ૩–ઉભી નસો કે ધારવાળું દેખાય છે. આ નસોની વચ્ચેનો ફલના પેટાળનો ભાગ બહાર નીકળતો હોય છે. ફલ ૩–પોલવાળું હોય છે.

**બીજ**–સૂક્ષ્મ, રતાસલેતા પીળા રંગનું, લાંબસેરૂં, ને એક છેડે સાંકડુંથતું હોય છે.

**૪–ઉપયોગી અંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ઝેરી, રેચક, વિદાહી.

**૬–ઉપયોગ**–થોરનાં સર્વાંગમાંથી દૂધ અર્થાત્ છીર નીકળે છે. તે ચોપડવાથી ચામડી તડતડી પાકી આવે છે. એનું છીર વાથી દુખતા સાંધા ઉપર અને બીજા દુખારાઓ-

પર ઘણાં લોકો ચોપડે છે, અને તેથી દુખાવો નરમ પડે છે. એ થોર બકરાં બહુ ખાય છે. એ થોરનું લાકડું ધોળું અને ઘણું લીસું થાય છે. તે કબાટ વગેરે ઘરશ્રૃંગારના સામાનમાં હાથી દાંત જેવી ધોળી બાનક કરવામાં વપરાય છે. આ ખરસાણી થોરનાં લાકડાંના કોલસામાંથી આતશબાજી બનાવવાનો દારૂ બનાવવામાં આવે છે. ખરસાણી થોરનાં લાકડાં ખેડુલોકો પોતાનાં ઢોર બાંધવાનાં ઢોરવાડીઆં બાંધવાના કામમાં થાંભલા અને વળીઓની જગોએ વાપરે છે. તેમજ કોસનાં મંડાણના સુયા, ઢેલ વગેરે એનાં બનાવે છે. ઘણા ગરીબ લોકો એનાં લાકડાં બળતણ તરીકે બાળે છે. ખરસાણી થોરની સુકી ડાંડલીઓ ( ડાળી ) કુંભાર અને ખત્રી લોકો નીભાડા અને ભટ્ઠીઓમાં ખાસ કરીને બાળે છે. એનો તાપ એક સરખો ને જોરદાર હોય છે. ખરસાણીથોરની રાખ રંગના કામમાં વપરાય છે. ખરસાણીથોર વાડી, ખેતરો, બાગ, બગીચા, વાડાઓની વાડ, અને નવાં વાવેલાં ઝાડોની આજુબાજુ વાડોલીઆં કરવા માટે વાવવામાં આવે છે. તેમજ મ્હોટા અને ઉંચા રસ્તાઓની બાજુએ વિશેષકરી નાળાંઓ પાસેના ઉંચા ઢાળ-વરસાદનાં પાણીથી ધોવાઈ જતા અટકાવવા માટે અને ગાડી, ગાડાં અને ઢોર વગેરે પણ આવા ઉંચા ઢાળ પરથી કોઇ વખતે ગબડી ન પડે તેનો બચાવ કરવા માટે પણ આ થોર તેનાપર વાવવામાં આવે છે. આંબા અને બીજાં સારી જાતનાં ઝાડો દરિયાના ખારા (ઓડા) પવનથી ચોમાસે બળી ન જાય તે માટે તેવાં ઝાડોની આજુબાજુ તેમાં પણ વિશેષકરી દરિયાની બાજુ તરફ ખરસાણી થોર વાવવામાં આવે છે. થોરનાં લાકડાં વેચી ઘણાં ગરીબ લોકો છપ્પનિયા દુકાળમાં નભ્યાં હતાં. કાળે દુકાળે આ થોરજેવી વનસ્પતિ પણ બકરાં અને ગરીબ લોકોને ઘણી ઉપયોગી થઇ પડે છે. તેની ડાળ કાપી વાવવાથી ઉગે છે.

"ખરસાણીથોર ઘણો વપરાય છે. તેનાં કમળાં મીઠામાં ચોળી ખાવાથી પેટપીડ મટી જાય છે. તેનું બંધારણ પણ કરે છે. એના દુધની બાજરાના લોટ સાથે ગોળી કરી ખાવાથી જુલાબ લાગી પેટનો રોગ મટે છે. થોરની રાખમાંથી કાઢેલો ખાર દવાઓમાં વપરાય છે. ખરસાણીથોરના દુધથી રેચ લાગે છે. ઉલટી થાય છે. ગુલ્મ, બરલ, કોઢ, મુંઝારો, વા, પરમે, શુળ, આમ, સોજા, ગાંઠ, આફરો, પાંડુ, ગુંબડાં, તાવ, ઉનમાદ, મેદરોગ, વીંછીનું ઝેર, કોઇ જાતનું વિષ, હરસ, પાણવી એ સર્વેને મટાડે છે." (વૈ. રૂગનાથજી).

૭–**સ્થાનક**–વાડીઓની વાડ અને રસ્તાની બાજુએ વાવેલો અગર ઉગેલો જોવામાં આવે છે.

૮–**વિ૦ વિવેચન**–ખરસાણીથોર આફ્રિકાનો વતની છે. પણ તે હાલ આખા હિંદુસ્થાનમાં પસરાયલો છે. એની કોમળ શાખાઓ ગોળ ડાંડલી જેવી થાય છે. માટે એને **ડાંડલીઓ** થોર કહે છે.

કાઠીઆવાડમાં **દેવાત પંડિત** નામનો એક ભગત થઈ ગએલ છે. તેણે ઘણાં ભજનો બનાવેલાં છે. જેમાંનાં કેટલાંક ભજનો **આગમ** કહેવાય છે. (આગમ એટલે ભવિષ્યમાં શું થશે તે) એક **આગમમાં** તેણે ગાયેલ છે કેઃ–

"થોરે કેળાં લાગસે, જીવો ઘણી જીવેરે હાં;
શેરડીએ ચમરી આવસે, જીવો ઘણી જીવેરે હાં."

ઉપરનાં આગમમાં થોરે કેળાં લાગસે એટલે બીજું કંઈ જ નહિ પણ થોરનાં ફુલ વિશે કહેલ હશે એમ લાગે છે. કેમકે થોરને પાણીની તંગી હોય છે ત્યારે વિશેષ કરીને ફુલ બેસે છે. પણ જ્યાં પાણી પુરતું મળતું હોય છે, ત્યાં ઉન્હાળો બેસતાં તેમાં ફુલ નહિ આવતાં નવી શાખાઓ આવી તેપર પાન આવે છે. તેમજ શેરડીને પણ પાણી પુરતું ન મળે તો તેના સાંઠા પાકી તેપર તરત **ચમરી** આવી જાય છે. માટે ઉપરનાં આગમમાં પંડિતની મતલબ એવી જણાય છે કે, વરસાદ થોડો થશે, અને ભીનાશની તંગી રહેશે. જેવું હાલ કેટલાંક વર્ષો થયાં જોવામાં પણ આવે છે.

---

## વર્ગ–( યુફોર્બિએસી. )

### નંબર. ૪૯૫.

૧–**શાસ્ત્રીયનામ**–E. Nivulia.

દૃષ્ટાન્ત–H. V. p. 255; N. p. 290; Watt III. p. 289; રૂ. નિ. પા. ૧૧૦.

૨–**દેશીનામ**–કંટાળો, થોરકંટાળો (પો૦); થોરકાંટાળો (ગુ૦); कांटेनीवडुंग, नीवडुंग (म०); सीज, थोहर, क़टथोहर (हिं०); वज्रवृक्ष, वज्री, सेहुंड (सं०).

૩–**વર્ણન**–થોરકંટાળાનાં ઝાડવાં ઘણાં સાધારણ છે. અને તે ઘણી જગોએ અસાધારણ ઉગતાં હોવાથી તે સારી પેઠે જણાયલાં છે. માટે એનું વર્ણન આપવાનું વિશેષ પ્રયોજન જણાતું નથી. તોપણ તેનું થોડુ વર્ણન આ નીચે આપવામાં આવે છે, કેમ કે તે જેવાં નકામાં અને કદરૂપાં માનવામાં આવે છે, એવાં તે નથી. એનાં ઝાડવાં ૪ થી ૧૦ કે ૧૫ થી ૨૫ ફીટ ઉંચાં વધે છે. અને કોઇ કોઇવાર તેનું એકેક ઝાડવું ૩૦ થી ૫૦ કે ૭૫ થી ૧૦૦ ફીટ ઘેરાવાનું જોવામાં આવે છે. એ જ્યાં ઉગે છે ત્યાં આસ્તે આસ્તે જથ્થાબંધ ઉગી ઘણા વિસ્તારમાં ફેલાઈ જાય છે. એની શાખાઓ સુંદર વાંકલેતી ઝુમરની ડાંડીઓ પેઠે ઉંચી ચઢતી, રસભરી, લીસી, ગોળાઇલેતી, અંગુઠાથી હાથનાં કાંડાં જેવી જાડી હોય છે. તે સાંધાઓવાળી હોય છે. વળી ઘણીવાર તો એક

શાખાના સાંધા પાસે નાહાની નાહાની ચોફેર બીજી શાખાઓ નીકળેલી હોય છે. તેથી તે શાખા એક નાહાના ઝુમર જેવી દેખાતી હોય છે. આવી રીતે એનાં ઝાડવામાં નીચે ઉપર તેમ જ ચોફેર નાહાના નાહાના ઝુમર જેવી શાખાઓ આવવાથી એનું આખું ઝાડવું નાહાના નાહાના ઘણા ઝુમરોથી બનેલું પોતે એક મ્હોટા ઝુમર જેવું દેખાય છે. શાખાઓપર જરા છેટે છેટે બબ્બે તીક્ષ્ણ કાંટાઓ આવેલા હોય છે. જે સૂક્ષ્મ ગ્રંથી જેવી પડઘી-પરથી નીકળેલા હોય છે. આ દર બે કાંટાની વચેથી પાન નીકળેલાં હોય છે. તે જાડાં, અને લીસાં અને રસભર્યાં હોય છે. તેનો આકાર જીભ જેવો હોય છે. તે શિયાળે ખરી જાય છે, અને ચોમાસે પાછાં આવે છે. એને શિયાળાથી ફૂલ આવવા માંડે છે, તે ઉન્હાળા આખર સુધી આવ્યા કરે છે. તે ઘેરા ગુલાબી કે પીળાસલેતા નારંગીઆ રંગનાં હોય છે. ફ્લ ઉન્હાળો બેસતાં પાકે છે, તે ૩ ખાંચીઆં રવાઈડાં જેવાં હોય છે,

થોરકંટાળાનો કોઈ પણ ભાગ જખમી કરવાથી ચીકણું દૂધ નીકળે છે જે થોડા વખતમાં જાડું થઈ તેની તાર બંધાય છે.

**મૂળ**– એનાં મૂળમાં ઘણા ફાંટાઓ નીકળેલા હોય છે. તે જમીનમાં ચોતરફ ફેલાયલા હોય છે. પણ ઘણા ઉંડા ઉતરેલા હોતા નથી. મૂળ ઝાડવાંના પ્રમાણમાં ઘણાં ટુકાં હોય છે. તે બહારથી ભૂરાં ને અંદર સફેદ હોય છે. તેપરની ફોતરી પાતળી હોય છે, તે તરત ઉતરી જાય છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી અથવા થડ હાથની બાજુથી તે સાથળ જેવી જાડી હોય છે. પણ તેમાંથી નીકળેલી શાખાઓ બહુધા ડાંડીથી ઉંચી વધી જાય છે, તેથી ડાંડી ઘણુંકરી શાખાઓમાં સમાઈને ટુંકી રહી જાય છે. તે લીસી ને ગોળ હોય છે. શાખાઓ જેમ જેમ ઘરડી થતી જાય છે તેમ તેમ તેનો રંગ ભસ્મીવર્ણો થતો જાય છે. પણ કોમળ ડાંડી કે શાખાઓનો રંગ ફીકો લીલો કે લીલાસલેતો પીળો હોય છે. શાખાઓ ઝુમરની પેઠે ચોતરફ વધતી હોવાથી એમાં શાખાઓનો ભરાવ વિશેષ થઈ જાય છે. એમાં નીકળતી નવી શાખા થોડી સમાન્તર સીધી વધી પછી તે ઉંચે વધે છે, અને એજ અનુક્રમ ઉત્તરોત્તર ચાલ્યો જાય છે. તેથી કરીને એનાં ઝાડવાંની ઉંચાઈ થોડી થાય છે. પણ તેનો આજુ બાજુ ઘણો વિસ્તાર વધી તેના ઘેરાવામાં ઘણી જમીન રોકાય છે. જે શાખાઓ એનાં ઝાડવાં નીચેના ભાગમાં જમીનને લાગી રહેલી હોય છે તે આસ્તે આસ્તે જમીનમાં મૂળ મુકી પોતે સ્વતંત્ર ઝાડવું થઈ જાય છે. શાખાઓપર બબ્બે કાંટાંની હાર વળદાર ખીલાના પેચની પેઠે (spirally) આવેલી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે વિશેષ કરી શાખાઓને છેડે હોય છે. પાનને ડીટડી કવચિતજ હોય છે, પણ હોય છે ત્યારે તે જાડી ને ઘણી ટુંકી હોય છે. પાન ફીકા લીલા કે ભસ્મી રંગનાં હોય છે, તેની બન્ને સપાટીનો રંગ બહુધા એક સરખો હોય છે, તોપણ નીચેનીનો વખતે ધોળાસલેતો હોય છે. પાનમાં માત્ર તેની વચલી નસ નીચેની સપાટીએ બહાર નીકળતી દેખાય છે. પાન ૧ થી ૩ (કોઈવાર એથી વિશેષ) ઇંચ લાંબાં અને એટલાંજ કે કંઇ ઓછાં પોહોળાં હોય છે. પાનનાં ટેરવાં પોહોળાં ને બુઠ્ઠાં હોય છે. પણ વખતે ટેરવે નાહાની અણી પણ હોય છે. પાન તળિયે પોહોળાં કે સાંકડાં થતાં હોય છે. તે વચમાંથી હોડીની પેઠે અંદર પોલવાળાં અને ટેરવાં પાસે પાછાં બહાર નીકળતાં હોય છે. પાનની કોર વખતે જાંબુડી છાયાલેતી હોય છે. પાનને ચોળતાં તેમાંથી લીલો રસ નીકળે છે. વાસ અણગમતી અને સ્વાદ ખટાસલેતો હોય છે.

**ફૂલ**–એમાં જ્યારે પોસ માસે ફૂલ આવે છે, ત્યારે પાન ખરી ગએલાં હોય છે. એ ખરી ગયેલાં પાનના જે ચાંડલાઓ શાખાઓપર બે કાંટાઓની વચ્ચે તેઓથી જરા ઉપર રહેલા હોય છે, તેપરથી ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે. તે પીળાસલેતા લીલા રંગની, જરા જાડી. લીસી અને ટુંકી હોય છે. તેપર ઘણુંકરી ગુચ્છીઓની પેઠે ફૂલ આવે છે. ફૂલની લંબાઇ $\frac{1}{4}$ ઇંચની અને તેનો વ્યાસ $\frac{1}{7}$ ઇંચ જેટલો હોય છે. કેટલાંક ઝાડવાંમાં ફૂલની ડીટડીનો રંગ લીલો અને ફૂલોનો પીળો હોય છે. પણ ઘણાં ઝાડવામાં ડીટડીનો રંગ ભૂરો લીલો કે કોઇવાર જાંબુડી છાયાલેતો ને ફૂલનો રાતો હોય છે. પુંકેસરો પીળાં ફૂલમાં પીળાં અને રાતાંમાં ફીકાં કે ધોળાં હોય છે. પણ પરાગકોષ અને રજ તો બન્ને રંગનાં ફૂલોમાં ઘણુંકરી પીળાં જ હોય છે. વખતે પરાગ-કોષ રાતા રંગના પણ હોય છે.

પુષ્પધારણ કરનારી સળીપર ઘણુંકરી ફૂલના ૩–ઉપ-કોષ એક હારમાં આવેલા હોય છે. એ દરેક ઉપ-કોષમાં અક્કેકું ફૂલ હોય છે. તેને તળિયે એક સૂક્ષ્મ દાંતાવાળું પુષ્પપત્ર હોય છે. એ ૩ ઉપકોષમાંનો વચલો ઉપકોષ ડીટડી વગરનો હોય છે. તેમાં **નરફૂલ** હોય છે અને બાજુના ૨ ઉપકોષ ડીટડીવાળા હોય છે. તેમાં દ્વિજા-તીય અર્થાત્ **નર અને માદાફૂલો** ભેળાં આવેલાં હોય છે. એ ઉપકોષના ૫ છેડા ઉભા, પોહોળા અને ઝાલ-રવાળા હોય છે. તેપર પાંખડીઓ જેવી રસકુપ્પિયો લંબગોળ આવેલી હોય છે. તે ચલકતી ને રસભરી હોય છે.

ઉપર કહેલાં ૩ ફૂલોમાંથી પ્રથમ વચલું **નરફૂલ** ઉઘડે છે. તેમાં સૂક્ષ્મ પુંકેસરો જ હોય છે. તેની બાજુએ રાતા રંગનાં ઉપ–ઉપકોષનાં સૂક્ષ્મ પત્રો આવેલાં હોય છે. તે

પણ ઝાલરવાળાં હોય છે. ઉપકોષ નારંગીઆ રંગનો અને ઉપ-ઉપકોષ રાતા રંગનો હોય છે. પુંકેસર તંતુઓ તળિયે સાંધાવાળા અને ફીકા પીળા રંગના હોય છે. પરાગકોષ રાતા ને પરાગરજ પીળી હોય છે.

એ વચલું **નરફૂલ** ઉઘડી ગયા પછી તે કરમાવા માંડે છે, ત્યારે તેની બાજુનાં બે દ્વિજાતીય ફૂલો ઉઘડે છે. એના ઉપકોષ પણ નારંગીઆ રંગના હોય છે. તે-પર સૌથી પહેલાં વચ્ચોવચ સ્ત્રીકેસરાગ્રમુખનાં પીળાસ-લેતાં ૩ બિંદુઓ ને તે પછી સ્ત્રીકેસરનલિકાઓ ૩ રાતા રંગની દેખાય છે. તે તળિયે જોડાયલાં હોય છે. એ પછી સ્ત્રીકેસરગર્ભાશય ૩ ખાંચીઆવાળો ને ત્યાર કેડે તેની ડીટી બહાર આવે છે. જે વાંકવળી નીચાં નમી જાય છે. એ બન્ને ઘણુંકરી રાતા રંગનાં હોય છે. એની ડીટીને મથાળે અને ગર્ભાશયની નીચે સૂક્ષ્મ ૩ પત્રો હોય છે. અને તેની આજુ બાજુ પુંકસરો આવેલાં હોય છે. જેની બાજુએ ઉપ-ઉપકોષનાં પત્રો હોય છે.

એ બે દ્વિજાતીય ફૂલોની બાજુએ જે બે સૂક્ષ્મ પુષ્પ-પત્રો જેવા ઉપકોષ હોય છે તેમાંથી વળી (બે દ્વિજાતીય) ફૂલો નીકળે છે. (એનાં ફૂલોની રચના અટપટી પણ મનોરંજક છે.)

**ફૂલ**-વૈશાક મહિને ફૂલ પાકી અને જેઠ મહિને બી ખરી જાય છે. ફૂલની ડીટી આસરે ૧-ઇંચ લાંબી, લીસી, ને રંગે ગુલાબી હોય છે. ફૂલ ૩-ખાંચીઆ કે ફાંકીવાળાં હોય છે. ફૂલનો વ્યાસ ½ ઇંચ જેટલો હોય છે. ફૂલની દરેક ફાંકમાં એકેક બીજ હોય છે. ફૂલ પાકવા આવે છે ત્યારે ઘણુંકરી ઊંધાં વળી જાય છે, અને દરેક ફાંક સાંધાઓપરથી છૂટી પડી જાય છે.

**બીજ**-ગોળાઇલેતું, લગભગ ⅓ ઇંચ લાંબું, લીસું, કાળાસલેતા ભૂરા ફીકા ધોળા પટાઓથી ચિત્રિત થયેલું અર્થાત્ કાબરચિત્રું હોય છે. એની ઉપરનું ચિત્રકામ **ટીટોડીનાં** ઇંડાંપરનાં ચિત્રકામને મળતું હોય છે. બીજ-પર કાળે પટે અરધી લંબાઈ સુધીની એક નસ હોય છે. બીજમાંથી એરડીનાં મીંજ જેવું તેલીયું માંજ નીકળે છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ઝેરી, રેચક, વિદાહી, ઉલટી કરાવનાર તથા શોથ અને કફઘ્ન.

**૬-ઉપયોગ**-થોર કંટાળાનાં ઝાડવાંને સાધારણ રીતે **કુંટાળો** કહે છે. અને તેમાંથી નીકળતાં ઝેરી દૂધને **છીરને** નામે ઓળખે છે. એનાં ફૂલને **લવીંગીઆં** અથવા **મરીઆં** અને ફલને **રવીઆં** કે **રવાઈડાં** કહે છે. **વૉટ** સાહેબ લખે છે કે, એને ઉકાળતાં એમાંથી **ગટાપરચાને** મળતો ગુંદર જેવો પદાર્થ બને છે. કંટા-ળાનું છીર રેચક અને ચામડીને લાલ કરનાર અથવા તેપર ફોડો ઉઠાડનાર ગણાય છે. એનો રેચ આપવો હોય છે ત્યારે એનાં છીરમાં બીજી દવાઓ ભીંજાવામાં આવે છે. હરડે, લીંડીપીપર અને નસોતર આદિ વસાણાં એનાં છીરમાં પલાળવામાં આવે છે. તે પછી એવી વસ્તુ ઘણા સખ્ત જુલાબ તરીકે આફરા, જળોદર વગેરે ઉપર અપાય છે. કંટાળાનું મૂળ મરીની સાથે સર્પદંશ ઉપર ચોપડવા તેમજ ખવરાવામાં વપરાયછે, ચાંમડીનાં દરદો-પર એવું છીર ચોપડવામાં આવે છે. જેને હડકાયલું કુતરૂં કરડયું હોય, પણ હડકવાની નીશાની હજુ તેના શરીરમાં પાધરી થઈ ન હોય, તે પહેલાં અપાય છે. કંટાળાનાં પાનને ગરમ કરી તેના રસનું ટીપું તેલ સાથે મેળવી કાનના દુખાવાપર કાનમાં નંખાય છે.-સુંઠની સાથે મેળવી એનો રસ આંખના દુખાવામાં અંજન તરીકે વપરાય છે. આ છેલ્લો ઉપાય અનુભવીએ કર-વાનો છે. છોકરાઓની ઉધરસ ઉપર ઝાડો અને ઉલટી કરાવા કંટાળાનાં કુમળાં કમરાં સેકી પછી તેનો રસ કાઢી તેમાં ગોળ મેળવી અપાય છે. ઘી અગર માખણમાં મેળવી નહીં રૂઝાતાં ચાંદાઓ વગેરેપર ચોપડવામાં આવે છે. એ સર્પનાં ઝેરનું નિવારણ ગણાય છે. કંટાળાનાં છીરમાં હલદરની ભૂકી મેળવી હરસ ઉપર લગાડવાની **ચક્રદત્તે** ભલામણ કરી છે. તેમ એજ મેળવણીમાં દોરો ભીંજાવી લોહીઆળ દુઝતા હરસપર બાંધવાને પણ એજ ગ્રંથકાર કહે છે. કંટાળા અને આકડાનાં છીરમાં દારૂ-હળદરની ભૂકી ભીંજવી તેની વાટ ભગંદર વગેરેપર વાપ-રવાનું પણ કહેલું છે.

કંટાળાનાં કોમળ પાનની કચુંબર અને શાક કર-વામાં આવે છે. તે સંધિવાના દરદીને ખવરાવામાં આવે છે. કંટાળાના પાનને ઉનાં કરી તેનું પેટપર કલેજાં અને તલ્લીનાં દરદમાં બંધારણ કરવામાં આવે છે. કંટાળાનાં કોમળ પાન બાફી તેનો રસ કાઢી મધ સાથે મેળવી તે પ્રમેહવાળાને ચટાડવામાં આવે છે. કંટાળાની કોમળ શાખાઓ અને પાન બકરાં અને ગાડરાં (ઘેટાં) બહુ ખાય છે. એનાં ફૂલ અર્થાત્ **મરીઆં** અને ફલ કે **રવઇડાં** પણ બકરાં અને ગાડરાં ખાય છે. કઠણ ગુંબડાંપર તેને બેસાડી દેવા માટે કંટાળાની ડાળી બાફીને રબારી લોકો તેપર બાંધે છે. એનાં છીરનો ઉપયોગ સાધારણ રીતે ડાંડલીઆ થોરનાં છીર જેવો કર-વામાં આવે છે. કંટાળાનું છીર વાળાના સોજાપર તેમ જ વાથી ઝલાયલા સાંધાઓપર ચોપડવામાં આવે છે. કંટા-ળાનાં ડીરાં અને રોપાઓ વાવી ખેતર અને વાડીઓની થોરની માફક વાડ કરવામાં આવે છે. એની શાખા કાપી વાવવાથી તે ઉગી જાય છે. કંટાળાની સુકી શાખાઓ અથવા ડાળોને **ભુંગરાં** અથવા **ભુંગળાં** કહે છે. તેમાંથી જરા સુગંધિત વાસ નીકળે છે. તમામ જાતના ગરીબ

લોકો ભુંગરાંને બળતણ તરીકે વાપરે છે. કુંભાર લોકો નીંભાડા પકવવામાં પણ ભુંગળાં બાળે છે. ભુંગળાં સુકાઇ તેપર ઝાકળ પડી તે ભીંજાઇ નરમ થયેલાં હોય ત્યારે તેને બકરાં અને ગાડરાંઓ બીજા ચારાને અભાવે ખાય છે. કંટાળાની ડાળી બકરીની લીંડી સાથે પાણીમાં ઉકાળી જેને શીળી નીકળી હોય તેનાપર રબારી અને ખેડુ લોકો તે પાણીમાં ખોળે છે. તેથી શીળીનો વિકાર તેના અંગમાં રહેતો નથી, એમ તેઓ કહે છે.

"કંટાળા થોરનાં પાંદડાંનું શાક તથા અથાણું કરીને ખાય છે. તેથી પેટના રોગ મટે છે. જરા ગરમ પડે છે. કંટાળાનાં ડાંડલાની ભસ્મારક નામની દવા થાય છે. ( વૈ૦ ૩૦).

"કંટાળાનાં મૂળને વાટી તેનો નરમ માવો વાળાના સોજા, જખમ અને બળતારાપર ચોપડવાથી વાળાની પીડા મટી જાય છે. અનુભવેલું છે."

( વૈદ્ય નારાણજી. ઉં૦ પઢીઆર ચોરવાડ ).

**૭–સ્થાનક**–કંટાળાનાં ઝાડવાં પથ્થરવાળી જગાઓપર ઘણાં ઉગે છે. એ કચ્છ, કાઠિયાવાડ, સિંધ અને દક્ષિણ તથા ગુજરાત અને વાવ્ય હિમાલયમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–થોરમાંથી દૂધ નીકળે છે અને કંટાળામાંથી પણ દૂધ નીકળે છે માટે એને પણ કેટલાએક લોકો **થોર** કહે છે. પણ આમાં કાંટા હોવાને લીધે આને **થોરકંટાળો** કહે છે.

મરહુમ. ડાં૦ ઉદેચંદ દત્ત લખે છે કેઃ–શ્રાવણ શુદ ૧૫ ને દિવસે હિંદુઓ પોતાનાં ફળીઆમાં કંટાળો વાવી તેમાં સર્પોની દેવી **મન્સાનું** આવાહન કરી તેની પુજા કરે છે."

આટલું તો ખરૂં છે કે કંટાળાનાં ઝાડવાંઓમાં સર્પો સહીસલામત રહી શકે છે. કારણ કે તેની હેઠળ કોઇ મનુષ્ય કે ઢોર જઇ શકતું નથી, ને તેથી સર્પોને તેમાં સારો–આસરો મળવાથી તે ઘણા રહે છે.*

*પોરબંદર સ્વસ્થાનમાં કંટાળાનાં ઝાડવાં આડે વગડે ઉગે છે. અને તેનાં ઘણી જગોએ વનનાં વન છે. તેને **કંટાળાનાં જાળાંઓ** કહે છે. બરડા ડુંગરપર કંટાળાના ઝાડવાં થોડાં થાય છે. અને તે ઘણા વિસ્તારવાળાં હોતાં નથી. પણ દરિયા કિનારા પાસેની કાદી (પથ્થર) વાળી જમીનપર તે ઘણા વિસ્તારવાળાં અને જથ્થાબંધ ઉગે છે.

ખુદાવિંદ કૈલાસવાસી માહારાણા સાહેબ બા૦ વિક્રમાતજી સાહેબે મરહુમ કરનલ **વોટસન** સાહેબની સુચનાથી પોરબંદરની આસપાસના કંટાળાઓ રક્ષિત (રીઝવર્ડ ) રખાવ્યા હતા. કોઇ લીલો કંટાળો વાઢે તો તેને ઘણી સખ્ત સજા કરવામાં આવતી હતી. તેથી કાદીવાળી જમીન અને પડતર ખરાબાઓમાં કંટાળાઓનાં ઝાડવાં ઘણાં ઉગી ગયાં હતાં. પણ તે હવે કપાઈ ગયાં છે, અને તે જમીન ખેતી વાડી માટે ખેડુતોને અપાઈ ગએલી છે.

કંટાળાનાં ઝાડવાં જે જમીનપર ઘણાં વર્ષો સુધી રહે છે તે જમીન ઘણી ફલદ્રુપ થઈ જાય છે. આ સ્વસ્થાનની ચુના કંટાળાનાં છેક મથાળાનાં ડીરાં (ડાળાં)માં શેષ કુંદર પથ્થરવાળી ખડાની જમીનપર કંટાળાનાં ઝાડવાં ઘણાં ઉગે છે, પણ તે ઘણાં ઉપયોગી પણ છે. જે જગાએ તે ઉગે છે તે જગાના પથ્થરને તેનાં મૂળ આસ્તે આસ્તે પોચાં કરે છે, ને તેને તોડે છે. તેથી જમીન સારી થાય છે. તેમજ એનાં ડાળાં, પાન, કાંટા ફૂલ અને ફલ વગેરે ત્યાંજ પડી તે જમીન પર **સેંદ્રીય** પદાર્થનો તે જમાવ કરે છે. જેથી **તે** જમીન ખાતરવાળી બને છે. પક્ષીઓ ગોરડ, બાવળ, બોરડી, રાણ કે બીજાં એવાં ઝાડ કે વેલાઓનાં ફલ લાવી કંટાળાઓનાં ઝાવવાં ઉપર બેસી ખાય છે. અને તેથી તેનાં પાકાં બીજ એનાં જાળાંમાં પડે છે. તે બીજ એ કંટાળાનાં ઝાડોની ઓથમાં વરસાદ પડે ઉગી નીકળે છે. અને તેના છોડવાઓ ધીમે ધીમે કંટાળાનાં ઝાડવાં જેટલા ઉંચા તો તેમાંજ વધી જાય છે. ત્યાર સુધી એ છોડવાઓને કુદરતી રીતે કંટાળાનાં ઝાડવાં છાયડો, ખાતર, ભીનાસ, ગરમી અને બચાવ આપે છે. વળી એ છોડવાઓને કંટાળાની કુદરતી વાડ હોવાને લીધે કોઈ ઢોર કે માણસ નુકશાન કરી શકતું નથી. માટે જ ઘણી જાતના વેલા અને ઝાડો આ સ્વસ્થાનમાં પ્રથમ કંટાળાઓનાં જાળામાં કુદરતી રીતે ઉગે છે. ને તે તેમાં ઉછરી મ્હોટાં થાય છે. પણ જો આ સ્વસ્થાનની કાદીવાળી દરિયા કિનારાની ખારી હવાવાળી જમીનપર કંટાળાનાં ઝાડવાં ઉગતાં ન હોય તો એવી ખુલ્લી જમીનપર કોઈ પણ કારણથી પડેલાં બીજ સૂર્યના તાપથી બળી જાય, ઢોરોનાં પગ તળે ચગદાઇ જાય, વરસાદનાં પાણીમાં ઘસડાઈ જાય, અથવા બીજી રીતે એ બીજની ગેરવ્યવસ્થા થાય. પણ આવી જગાએ કંટાળાઓનાં ઝાડવાંઓ ઉગવાથી તેમાં પડેલાં બીજ જળવાઇ રહે છે, અને વરસાદ પડે તેની ઓથમાં ઉગી આવે છે. એટલું જ નહિ પણ આવાં બીજને ઉગવા માટે કંટાળે જમીન પણ પોચી અને ખાતરવાળી તૈયાર કરી રાખેલી હોય છે. કંટાળાનાં જાળાંઓ પાસે જ ખુલ્લાં મેદાનમાં ઘણુંકરી કોઇ પણ ઝાડવું ઉગેલું જોવામાં આવતું નથી. તેનું કારણ એ જ હોય છે કે, ખુલ્લી જગોપર પડેલાં બીજ પવન વરવાદ અગર બીજાં કારણોથી ઉડી, ઘસડાઇ, અવ્યવસ્થિત થઇ ગએલાં, અથવા તો તેની અંદરમાં જીવનનો નાશ થયેલો હોય છે. એથી સ્પષ્ટ થાય છે કે કોમળ જાતનાં ઝાડો થોર–કંટાળા જેવાં કઠ્ઠણ જાતનાં ઝાડવાંઓની ઓથ વગર આ સ્વસ્થાનમાં થઈ શકતાં નથી.

માધુપુરના **મધુવનમાં** અને કાંટેલા ગામનાં **વેરણ** (વેલાવન)નાં જંગલમાં હાલ જે રાણનાં વૃક્ષો સેંકડો વર્ષોનાં જુનાં જોવામાં આવે છે તે પણ પ્રથમ કંટાળાઓનાં જાળાંઓમાં ઉછરી મ્હોટાં થયેલાં હતાં. હાલ દર વર્ષે વરસાદ પડ્યા પછી આ બન્ને વનમાં રાણોનાં ઝાડો નીચે તેનાં બીજમાંથી હજારો રોપાઓ ઉગી આવે છે. પણ તેમાંથી એકે રોપો ખુલ્લા મેદાનમાં ઉછરતો નથી. પણ જો ત્યાં આસપાસમાં કંટાળાનાં ઝાડવાં હોય છે તો તેમાં પડેલાં બીજમાંથી તેના નવા રોપાઓ ઉછરી અલબત મ્હોટા થઇ આવે છે. આ ઉપરથી ખુલ્લી રીતે જણાય છે કે આ સ્વસ્થાનમાં સારાં ઝાડો ઉગવા માટે કંટાળાનાં ઝાડવાંઓની ઓથ ઘણી ઉપયોગી છે. આ આખા સ્વસ્થાનમાં જ્યાં જોશો ત્યાં કંટાળાનાં ઝાડવાંની અંદર ગોરડ, બાવળ, બોરડી, રાણ આદિ ઝાડો તેમ જ કેટલાએક વેલાઓ ઉગેલાં જોવામાં આવશે. બાવળ, રાણ આદિ સારાં ઝાડો કંટાળાઓમાં

જેવા સુગંધિ ગુંદર થાય છે. તેને અહિના રબારી લોકો

ઉછરી મ્હોટાં થઈ તેથી બહાર ઉંચાં નીકળે છે, ને તે પોતાની મેળે પોતાનો બચાવ કરી શકે એવાં મજબૂત થઈ વિશેષ વધવા માંડે છે, ત્યારે કંટાળાનાં ઝાડવાં આસ્તે આસ્તે પોતાની મેળે નબળાં પડી સુકાઇ જાય છે. આવી રીતે સુકાઈ ગયેલા કંટાળા પણ ત્યાં જ પડ્યા રહે તો લાંબો વખત સુધી તેમાં ઉછરેલાં ઝાડોને તે ખાતરરૂપ થઇ પડે છે.

આ સ્વસ્થાનમાં કાદીવાળી ખરાબાની જમીન જે ખેડવાને બીલકુલ લાયક ન હોય, તેનાપર માટીનો મુદ્દલ થર ન હોય તેનાપર કોઈ જાતનું ઝાડવું ઉગતું ન હોય, તેનાપર ઘાસ પણ ભાગ્યે જ ઉગતું હોય, અને કેવળ પથ્થર દેખાતા હોય, એવી જમીન રક્ષિત (reserved) રાખવાથી તેનાપર સૌથી પ્રથમ કેટલાંક હલકી જાતનાં ઘાસ અને નેદ ઉગી કંટાળાઓના રોપાઓ આપો આપ ઉગવા માંડે છે. અને ધીમે ધીમે તેનું જાળું થતું જાય છે. તેની ઓથમાં કેટલાક ઔષધોપયોગી વાર્ષિક છોડવાઓ અને સારી જાતનાં ઘાસ ઉગવા માંડે છે. અને ધીમે ધીમે કંટાળાથી ચઢીઆતાં ઝાડનાં બીજ કંટાળાઓમાં ઉગી, ઉછરી તેનાં જાળાં અને જંગલો બની જાય છે.

થોરકંટાળાનાં ઝાડવાં આવાં ઉપયોગી છે, છતાં કેટલાએક લોકો કહે છે કેઃ—"કંટાળા એટલે શું! કંટાળા શા માટે આટલા બધા ઉગતા હશે? અને કંટાળાનાં ઝાડવાં રાખવાથી ફાયદો પણ શું? આવા વિચાર કરનારા ભાઇઓએ એટલી બાબત મહેરબાની કરી ધ્યાનમાં રાખવી જોઇએ કે તેઓને મને કંટાળાનાં ઝાડવાં નજીવી વસ્તુ હશે, પરંતુ ઇશ્વરી સૃષ્ટિમાં તે એવાં જણાતાં નથી. સર્વ શક્તિવાન ઈશ્વરે થોરકંટાળાનાં ઝાડવાં એવી જગોએ નિરમાણ કરેલાં છે કે જેવી જગોએ બીજાં એથી સારી જાતનાં ઝાડો ઓથ શિવાય ભાગ્યેજ થઈ શકે છે. માટે કંટાળાનાં ઝાડવાંઓ વેરાન જગાઓમાં મનુષ્ય, અને પશુ પક્ષી આદિ પ્રાણીઓને અને સારી જાતનાં ઝાડવાંઓનો બચાવ થવા માટે કરેલાં જણાય છે. વળી એવું પણ જોવામાં આવે છે કે ઓથવાળી સારી કરાર જમીન કે જ્યાં ઘણી સારી જાતનાં બીજાં ઝાડો થઈ શકે છે તેવી જમીનમાં કંટાળાનાં ઝાડવાં વિશેષ ઉગતાં નથી. પણ સમુદ્ર કિનારા પાસેની ખડકોવાળી જમીન અને બરડા ડુંગરપર પણ કેવળ ખુલ્લી પવનના ઝપાટાવાળી ઉંચી ખડકોવાળી જગોએ તે વિશેષકરી ઉગતાં જોવામાં આવે છે. જો આ સ્વસ્થાનની દરિયા કિનારાની કાદીવાળી વેરાન જમીનપર કંટાળાનાં ઝાડવાં ન હોય તો કંઠારનાં ગામડાંઓના ખેડુતો અને રબારીઓનાં હજારો ઢોર, ગાંડરાં બકરાં વગેરેનો બીલકુલ નિભાવ અને બચાવ થઈ શકે નહિ. કેમકે ચોમાસે દરિયા કિનારા પાસેના ખેડુ લોકોના મોલ અને તેઓનાં ઢોર બચાવા માટે કંટાળાનાં ઝાડવાં ઉપયોગી થઈ પડે છે. ચોમાસાની શરૂવાતમાં પહેલા વરસાદનું ઘાસ સમુદ્રના ખારા પવનથી બળી જાય છે. પણ જેટલું કંટાળાનાં ઝાડવાંઓની ઓથમાં આવેલું હોય છે, તેટલું જ બચી શકે છે.

થોરકંટાળાનાં ઝાડવાં આ સ્થસ્થાનમાં બકરાં અને ગાડરાંઓ(ઘેટાં)નો મુખ્ય ચારો છે. શિયાળે કંટાળાનાં મરીઆં (ફૂલ) ઉપર બકરાં અને ગાંડરાંનું ગુજરાન ચાલે છે. ત્યાર બાદ તેનાં રવઈડાં (ફલ)નો તેઓ ચારો કરે છે. અને ઉન્હાળે એનાં કમરાં (કોમળડાંળાં) અને પાનપર તેઓનો

શીરોડી અને મહેરલોકો સીશડી (ચીરોડી) કહે છે.

નિભાવ થાય છે. એનાં સુકાં દલ જે જમીનપર પડેલાં હોય છે, તેને રબારી લોકો **ખાસો** કહે છે. તે પણ ગાડરાં ઘણો ખાય છે. બીજો કંઇ ચારો ન મળે ત્યારે સુકાં ભુંગળાં ગાડરાં અને બકરાં ખાય છે. એટલું જ નહિ પણ ભેંસ વગેરે મ્હોટાં જાનાવરો પણ તે ખાય છે. છપ્પનિયા દુકાળની વખતે હજારો ગાડરાં અને બકરાં કેવળ થોરકંટાળાઓનાં ઝાડવાંપર જીવતાં રહેલાં હતાં. થોર કંટાળાની જાડી ડાળો બકરાં કે ગાડરાં ખાઈ નહિ શક્તાં હતાં તેથી તેવી ડાળો રબારીઓ કાપી નાખતા હતા અને તે થોડી સુકાયા પછી તેનો ભૂકો કરી ગાંડરાં અને બકરાંને તેઓ ખવરાવતા હતા.

આ સ્વસ્થાનમાં છપ્પનિયા દુકાળમાં પાણીની તંગી અને સત્તાવનની સાલમાં ભારે વરસાદને લીધે થોર કંટાળાનાં હજારો ઝાડવાં ઉભાં સુકાઇ ગયાં હતાં. તે વાઢી બળતણ તરીકે વેચી કોળી, વાઘરી, ઢેઢ, રબારી અને ગરીબ ખેડુતોએ તે સાલમાં પોતાનું ગુજરાન ચલાવ્યું હતું. અને રીલીફ કામપર ગયાં ન હતાં. સાધારણ વરસે પણ ગામડાંના રબારી અને ખેડુતો બળતણ તરીકે થોર કંટાળાનાં ભુંગળાં બાળે છે. એટલું જ નહિ પણ ખેડુ લોકો ગોળ બનાવવાની ભઠ્ઠીમાં પણ એનું બળતણ બાળે છે. પોરબંદર તલપતના હજારો ખારવા, ભોઇ, સીપાઇ, અને બીજી ગરીબ કોમને ભુંગળાનું જ બળતણ વગર પૈસે બારેમાસ મળે છે. કુંભાર લોકો માટીનાં વાસણો અને લાખો નળીઆં પકાવવા માટે પણ થોરકંટાળાનાં ભુંગળાં હમેશ બાળે છે. તેમ ખત્રી અને ધોબી લોકો પણ કપડાં રંગવાની ને ઉકાળવાની ભઠ્ઠી નીચે ભુંગળાનું બળતણ બાળે છે. ઉપર પ્રમાણે થોર કંટાળાની દરરોજ સેંકડો ભારી બળતણ તરીકે ઉપયોગમાં આવે છે. અને કાળે દુકાળે તો તેની હજારો ભારીઓ દરરોજ વઢાઇ આવે છે. આ ઉપરથી પણ તેની ઉપયોગિતા કંઇક ધ્યાનમાં આવે છે.

વરસાદ અને પવનના તોફાનને વખતે ગાડરાં બકરાં અને રબારી વગેરેનાં બહાર ફરતાં મ્હોટાં ઢોરોનો આસરો કંટાળાનાં જાળાંઓ છે. ભર તોફાનની વખતે-હજારો ગાડરાં અને બકરાં કંટાળાનાં ઝાડવાંની ઓથમાં બચી શકે છે. પણ જો કંટાળાની ઓથ ન મળે ને તે ખુલ્લા મેદાનમાં રહી જાય તો તેઓનો નાશ થાય છે. સને ૧૮૯૧ ની સાલમાં મ્હોટું તોફાન થયું હતું. જે વખતે પોરબંદરના દરિયા કાંઠે ૧૮ વહાણો ભાંગી ગયાં હતાં. તે વખતે કુંછડી, કાંટેલા, શ્રીનગર, બરડીઆ અને રાતડી ગામનાં હજારો ગાડરાં અને બકરાંઓને થોર કંટાળાનાં જાળાંમાં આસરો મળવાથી તે સલામત રહ્યાં હતાં. જ્યારે વીસાવાડા, ટુકડા અને મીયાણી ગામનાં ગાડરાંઓને વખતસર કંટાળાઓનો આસરો નહિ મળવાથી ખુલ્લા મેદાનમાં રહી જતાં ૩૦૮૭ ગાડરાં વરસાદથી ભીંજાઈ જોરાવર પવનના સપાટામાં ઠડાં થઈ મરી ગયાં હતાં. અને કેટલાંક દરિયા કીનારે ઘસડાઈ ગયાં હતાં.

ઉપરની હકીકતથી સહેજ સમજી શકાય છે કે, આ સ્વસ્થાનમાં કંટાળાનાં ઝાડવાં કેવળ નકામી જમીનપર ઉગે છે તે ઇશ્વરી સૃષ્ટી નિયમનો વિચાર કરતાં ઘણાં જ ઉપયોગી છે. માટે એ ઝાડવાંઓનો પણ યોગ્ય રીતે બચાવ અને યોગ્ય સ્થળે વધારો થવા દેવો એ સાધારણ રીતે પણ અયોગ્ય ગણી શકાશે નહિ. નામદાર બ્રિટિશ સરકારનાં એડમિનિસ્ટ્રેશન દરમિયાન કપાઇ જતા કંટાળાઓને બચાવવા માટે કાંઠીના

તે માટીનું વાસણ ફુટયું હોય તો તેનાપર એ ચીરોડી જેગણી કે લાખની પેઠે [દિવતાપર] ગરમ કરી લગાડે છે તેથી તે વાસણ સંધાઇ જાય છે. એ લાખની પેઠે દેવતાપર ઓગળે છે. એનો ધૂપ સારો થાય છે.

---

## વર્ગ-( યુફોર્બએસી ).

### નંબર. ૪૯૬.

**૧-શાસ્ત્રીયનામ**-Briedelia retusa.

દૃષ્ટાન્ત-H. V. p. 266; N. p. 291; Watt. I. p. 536; રૂ. નિ. પા. ૫૨૮.

**૨-દેશીનામ**-એકલકંટો, અસન (પો+ગુ૦); असाना, फथरफोड (म०); खाज, कसी, गौलि (हिं०) एकवीर (सं०).

**૩-વર્ણન.**-એકલકંટાનાં ઝાડો ૧૫ થી ૨૦ ફીટ જેટલાં અહિ ઉંચાં થાય છે. એનું થડ ½ ફુટ જેટલું કે કોઇવાર તેથી થોડુ વિશેષ જાડુ હોય છે. તે ઘણુંકરી ભસ્મી રંગનું ને તેનાપર ઉભા, જાડા, મજબૂત, શંકુ આકારના છૂટા છવાયા કાંટાઓ આવેલા હોય છે. એમાં મથાળે નાહાની શાખાઓ ઘણી નીકળેલી હોય છે. તેમાની કેટલીક નીચી ઝુકતી હોય છે. પાન ઘણાં ચકચકીત ને લીસાં હોય છે. ફૂલ સૂક્ષ્મ ભૂરાસલેતા પીળા કે લીલા વા ધોળા રંગનાં હોય છે. અને ફલ પ્રથમ લીલાસલેતા પીળા રંગનાં, ચળકતાં ને લીસાં હોય છે. ને પાકે છે ત્યારે કાળા રંગનાં થઈ જાય છે. તે ગોળાઇલેતાં ઘણુંકરી વટાણા જેવડાં હોય છે. તે ચોમાસાં આખરે પાકે છે.

**મૂળ**-ઘણાં જાડાં અને જમીન પ્રમાણે ઉંડાં બેઠેલાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-એના થડની છાલ લીસી કે તેપર ઉભા ચીરા પડેલા હોય છે. અતિ કોમળ શાખાપર ભૂરા વાળની રૂંવાટી હોય છે. અને કેટલીક શાખા-

---

ખેડુતો અને રબારીઓ તરફથી વારંવાર અરજીઓ આવતાં બ્રિટિશ ઍડમિનિસ્ટ્રેટર મે૦ લેલી અને મોરિસન સાહેબે મીયાણીથી માધુપુર સુધીના દરિયા કીનારાના કંટાળાઓ નહિ કાપવા માટે પોરબંદર સ્ટેટ ગેઝેટમાં હુકમો કાઢેલા હતા. (પો૦ સ્ટે૦ ગે૦ પુ૦૯૦ અંક-૧૭. નં૦ ૮૮. તા૦ ૨૪-૩-૧૮૯૬).

હાલ થોડાં વરસો દરમિયાન પોરબંદર તલપતના બારા ઉતાર **ઝાવર** નામનાં જંગલની જમીનમાં ચીભડાં અને બીજાં બકાલાં વાવવા માટે વાડાઓ કરવા બોખીરા ગામના કોલી લોકોને સ્વસ્થાન તરફથી પરવાનગી આપવામાં આવેલી છે. જેથી આ જમીનપરથી કંટાળાનાં ઘણાં ઝાડવાંઓ કાપી નાંખી જમીન-ખુલ્લી કરવામાં આવેલી છે. જ્યારે ઘણા કંટાળાઓ આ જમીન-પરથી કપાઇ ગયા ત્યારે પણ ઘણા ખેડુતો અને રબારી લોકો તરફથી ફરીયાદ કરવામાં આવતાં સ્વસ્થાન તરફથી એવો હુકમ કરવામાં આવેલો હતો કે-" પોરબંદરના બારાથી કુંછડી ગામે જવાના ગાડાં માર્ગની ઉત્તર બાજુ તરફ માત્ર કંટાળા કાપી ભુંગળાં લઇ જવા માટે અને જમીન સાફ કરવા રજા આપવી, પણ સદરહુ માર્ગથી દક્ષિણે અર્થાત્ દરિયા કીનારા તરફના કંટાળાઓ બીલકુલ કાપવા નહિ" સદરહુ રસ્તાની ઉત્તર તરફના કંટાળાઓ કપાઈ ગયા બાદ કેટલાંક કારણોને લીધે જો દરિયા કીનારા તરફના કંટાળાઓ કપાઈ જાય તો તેથી સ્વસ્થાનને આગળ ઉપર બહુ મ્હોટું નુકશાન થાય, તે એ કેઃ—

૧ એ કંટાળાઓનાં જાળાંમાં ચોમાસે પોરબંદરનાં ઢોર ચરવા જાયછે તેનો ચારો એ કંટાળા કપાઈ જવાથી બંધ થાય.

૨ કુંછડી ગામનાં ગાડરાં અને બકરાં જે એ કંટાળાઓમાં ચરવા આવે છે તેને તર તોફાન કે ભારે વરસાદની ઝડીની વખતે એ કંટાળામાં આશ્રય મળે છે, તે એ જાણું કપાઈ જાય તો બંધ થાય.

૩ સ્વસ્થાનનાં દરબારી સાંઢીઆં એ કંટાળાઓમાં ઉગતા ફાંગ વગેરેના વેલા ખાઈ લગભગ છ મહિના સુધી એમાં નિભે છે. અને તેને પરિણામે તેટલો વખત ખાડીમાંનાં તવરનાં ઝાડોના કુમળા છોડવાઓને ઉછરી મ્હોટા થવાનો જે વધારે વખત મળે છે, તે, અને સાંઢીઆંનો ચારો એ કંટાળા કપાઇ જવાથી બંધ થાય.

૪ ઝાવરના કંટાળામાંથી ભુંગાળાંની સેંકડો ભારીઓ દરરોજ પોરબંદરના ખારવાં, ભોઈ, સીપાઇ આદિ ગરીબ લોકો વગર પૈસે બળતણ માટે લાવે છે, તે પણ એ કંટાળા કપાઈ જતાં બંધ થાય.

૫ કુંભાર અને ચુનારીઆ લોકો નીભાડા અને ચુનાની ભઠ્ઠીમાં બાળવા જોઈતાં ભુંગળાં ઝાવરમાંથી લઈ આવે છે. તેપણ એ કંટાળા કપાઈ જતાં બંધ થાય. જેથી કુંભારો ગામનો કચરો ( Municipal refuse ) જે હાલ ખેડુલોકો ખાતર તરીકે લઈ જાય છે તે (કુંભારલોકો) નીભાડામાં બાળી નાખે અને ચુનારીઆ લોકો ભુંગળાંને અભાવે પાલેરાં, જેઠીમધ, કેરડા, બાવળ, અને છત્રા બાવળના છોડવાઓ પડતર જમીનમાંથી કાઢી લઈ બળતણ તરીકે બાળી નાખે. આથી પડતર જમીન વેરાન થાય, ઢોરનો ચારો ઓછો થાય, અને કાળે દુકાળે ગાડરાં બકરાં જેવાં હજારો અલ્પ પ્રાણીઓને ચારાની ભારી તંગી થાય. આથી પણ સ્વસ્થાનને આડકતરી રીતે ઘણું નુકશાન થાય.

૬ મરકી દરમિયાન હજારો ખારવા અને ભોઈ લોકોની બારા ઉતાર ઝાવર પાસે **સિગ્રિગેશનકૅમ્પ** રાખવામાં આવે છે. એ તમામ લોકોને ઝાવરના કંટાળાઓમાંથી બળતણ મફત મળે છે, તે પણ એ કંટાળા કપાઈ જતાં બંધ થાય.

૭ ઝાવર જંગલ પાસેની ખાડીમાં મીઠું પકવવાના કુવા અને અગર છે. એ કુવાઓ અને અગરમાં ખાડીની લુસ અને દરિયાની રેતી તોફાન અગર સાધારણ પવનથી ઉડી નહિ પડવાના બચાવ તરીકે ઝાવર જંગલના કંટાળાઓ દરિયાકીનારાઓ તરફના બહુ ઉપયોગી છે. અને આ અતિ અગત્યનાં કારણ માટે તે લાંબા વિચારથી રાખવામાં આવેલા છે. પણ જો એ કંટાળાઓ તદન કપાઈ જાય તો તર તોફાનની વખતે ખાડીની લુસ અને દરિયા કીનારાની ઉડતી રેતી મીઠાંના કુવા અને અગરમાં અને કદાચ ખાડીમાં પણ ભરાઇ જાય તો તેથી સ્વસ્થાનના મીઠાંના કુવા અને અગરને અતિ ઘણું નુકશાન થવા સંભવ રહે માટે પોરબંદરના બારા ઉતાર કુંછડી જતા માર્ગની દક્ષિણ બાજુના કંટાળાઓ બીલકુલ કાપવા ન જોઈએ, કેમકે ઉપર લખેલી હકીકત પ્રથમ બહુ સામાન્ય લાગે છે, પરંતુ વખત જતાં તેની અસર ઘણી નુકશાનકારક થઈ પડે છે.

ઓપર કાળા સૂક્ષ્મ છાંટણાં હોય છે. થડ તેમજ શાખાઓનું લાકડું ઘણું મજબૂત હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે અંડાકૃતિનાં કે તળિએ સાંકડાં ને મથાળે પોહોળાંથતાં, અથવા તળિયે પાહોળાં ને મથાળે સાંકડાંથતાં હોય છે. તેની ઉપરની સપાટી લીસી ચળકતી ને ફીકા કે ઘેરા લીલા રંગની ને નીચેની ઘણા ફીકા લીલા રંગની હોય છે. નીચેની સપાટીપર વખતે સૂક્ષ્મ વાળની રૂંવાટી પણ હોય છે. પાનની કોર ઘણુંકરી પછવાડે વળેલી હોય છે. પાનની અંદરની નસો ઘણુંકરી સામસામી અને બન્ને સપાટીપર બહાર નીકળતી હોય છે. તેમજ એ નસો વચેનું જાળી કામ પણ બન્ને સપાટીએ બહાર નીકળતું દેખાય છે. પાન ચીવટ અને જાડાં હોય છે, તે ઘણુંકરી મુદલ પારદર્શક હોતાં નથી. પાન અક્કડ હોય છે ને તે નીચેની સપાટીપર ખરસટ લાગે છે. પાન ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૧½ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં બુઠ્ઠાં, અંદર પેસતી ખાંચવાળાં કે અણીદાર હોય છે. પાનની ડીટડી જરા જાડી, ⅛ થી ⅜ ઇંચ લાંબી અને ભૂરા વાળની રૂંછાળવાળી હોય છે. પાન સુકાયા પછી પણ પાનની નીચેની સપાટીનો ફીકો લીલો અથવા દરિયાઈ રંગ (glaucous) જેવો ને તેવો જ રહેતો દેખાય છે.

**ફૂલ**–નર અને માદાફૂલ જૂદાં જૂદાં ઝાડપર હોય છે. તે લીલાસલેતા પીળા રંગનાં હોય છે. તે પત્રકોણમાં તેમજ શાખાઓને છેડે સૂક્ષ્મ ગુચ્છીઓની પેઠે આવેલાં હોય છે. પુષ્પ ધારણ કરનારી કલંગીના છેડા લીસા અથવા રતાસલેતા ભૂરા વાળની રૂંવાટીથી ભરાયલા હોય છે. જે ફૂલ પત્રકોણમાં આવેલાં હોય છે તે ઘણાં પાસે પાસે બેઠેલાં હોય છે. અને કલંગીપરનાં ફૂલ થોડે થોડે અંતરે અને બહુધા આંતરે આવેલાં હોય છે. પુષ્પપત્રો ઘણાં સૂક્ષ્મ, બુઠ્ઠાં અને રૂંછાળવાળાં હોય છે.

નર અને માદાફૂલના પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોપનાં પત્રો અને પાંખડીઓ પાંચ પાંચ હોય છે.

નરફૂલમાં પુંકેસરો ૫–અને ખોટી સ્ત્રીકેસર હોય છે. માદાફૂલમાં (પુંકેસરો હોતાં નથી) સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી ૨–પોલ અને ૪–આદિ બીજવાળો; નલિકાઓ ૨–તે દરેક ૨–ફાંટાવાળી હોય છે.

**ફલ**–પ્રથમ લીલાસલેતા પીળા રંગનાં, ચળકતાં, લીસાં અને રસભર્યાં હોય છે. પણ પાકે છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે. અને સુકાય છે ત્યારે તેપર મરીના દાણાપર હોય છે તેવી કરચલી પડી જાય છે. ફલ ગોળાઈલેતાં વટાણા કે ચણા જેવડાં હોય છે. તે ¼ ઇંચ વ્યાસનાં હોય છે. ફલની નીચે પુ૦ બા૦ કોપ સૂક્ષ્મ ડીટીસોતો ફલ સુકાયા સુધી લાગેલો હોય છે. ફલની વચ્ચોવચ છીછરી ને પોહોળી નીક હોય છે, જેથી તે બે ભાગથતું દેખાય છે. ફલનો આડો કાપ કરતાં તેમાં બે પોલ કે ખંડ સામસામા દેખાય છે. એ દરેક ખંડમાં ઘણુંકરી એક જ પાતળું, કરચલી વળેલું, બહારથી ભૂરૂં ને અંદરથી લીલું બીજ હોય છે.

**બીજ**–ઉપર પ્રમાણે.

**૪–ઉપયોગીઅંગ**–ડાંડી, છાલ અને પાન.

**૫–ગુણદોષ**–ગ્રાહી તથા શોથ અને કમિઘ્ન.

**૬–ઉપયોગ**–એની છાલ અને પાન ચામડું રંગવાના કામમાં આવી શકે છે. એનાં પાન ઢોરને ખવરાવવામાં આવે છે તેથી તેના પેટમાં જીવાત પડી હોય તો નીકળી જાય છે. એના પાનને એરંડીયું તેલ લગાડી જરા ગરમ કરી સંધિવા અને રસવિકારના સોજાપર બાંધવામાં આવે છે. એની છાલ ગ્રાહિ તરીકે વપરાય છે. એનું લાકડું ઘણું મજબૂત હોય છે. તે બળદની ધોંસરી, ત્રેલાં, કોસની માંચી અને કોદાળી પાવડા વગેરેના હાથાઓ બનાવવાના કામમાં આવે છે.

"એકલકંટો ગરમ છે, વાના દરદને મટાડે છે, પક્ષાઘાતને ટાળે છે, પેટમાં પડખાંના તથા કટીનાં શૂળને ટાળે છે." (વૈ૦ ૩૦).

**૭–સ્થાનક**–ડુંગરમાં ઝરણાઓને કાંઠે તેમ જ ગીચ ઝાડીવાળી તળીઓ અને પડધારાઓપર એનાં ઝાડ છૂટાં છવાયાં ઉગે છે.

એ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

**૮–વિ૦ વિવેચન**–બાવળ, ખેર, બોરડી અને કંટાળા આદિ ઘણાં ઝાડોને બબે કાંટા હોય છે. અને આ અસનનાં ઝાડને છૂટો છવાયો અક્કેકો કાંટો આવેલો હોય છે માટે એનાં ઝાડને **એકલકંટો** કહે છે.

---

## વર્ગ–(એજ).

## નંબર ૪૯૭.

**૧–શાસ્ત્રીયનામ**–B. stipularis Emblica.

દૃષ્ટાન્ત.–H. V. p. 270; N. p. 291; Watt. I. p. 536.

**૨–દેશીનામ**–એકલકંટાની વેલ (પો૦); અસન વેલ (ગુ૦); चीकन, असानवेल (म०); कसीआल (हिं०).

**૩–વર્ણન**–એકલકંટાની વેલના વેલા થાય છે. તેનાં પાન એકલકંટાનાં જેવાં થાય છે. ફૂલ સૂક્ષ્મ પીળાસલેતા લીલા રંગનાં હોય છે. તેમાં નર ને માદા ફૂલ એક જ વેલાપર હોય છે. ફલ ⅜ ઇંચ વ્યાસનું કાળાસલેતા જાંબુડા રંગનું થાય છે.

એનો ઉપયોગ અસનના જેવો કરવામાં આવે છે. એનું લાકડું બળતણ તરીકે વપરાય છે.

---

## વર્ગ-(યુફોર્બિએસી).

### નંબર ૪૯૮.

૧-શાસ્ત્રીયનામ-Phyllanthus.

દૃષ્ટાન્ત-H. V. p. 289; N. p. 291; Watt. VI. part. I. p. 217; રૂ. નિ. પા. ૧૦૨.

૨-દેશીનામ-આંમળાં, રાયઆંમળાં (પો૦+ગુ૦); आवळी, आवळा (મ૦); आवळा, आंमला (હિં૦); आमलक, धात्री (સં૦).

૩-વર્ણન.-આંમળાનાં ઝાડનાં બરડા ડુંગરમાં ૧૫ થી ૨૦ ફુટ ઉંચાં જોવામાં આવે છે. પણ બીજી જગાએ તે એથી વિશેષ ઉંચાં થાય છે. તેનું થડ બહુધા વાંકું ચુંકું હોય છે. અને તેનાપરથી કડાયા કે ગુગળનાં ઝાડવાંની પેઠે છાલ ઉખડી જતી જોવામાં આવે છે. એની છાલ ખડબચડી અને ભસ્મી રંગની હોય છે. શાખાઓ જોકે સીધી તોપણ ટુંકી અને ઘણુંકરી આડી નીકળેલી હોય છે. તે લીસી અથવા તેના છેડાઓ રૂવાટીવાળા હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ઘણાં પાસે પાસે એવી રીતે ગોઠવાયલાં હોય છે કે તે એક સંયુક્ત પાનમાંનાં નાહાનાં પાન કે દલ leaflets હોય એવાં દેખાય છે, તે ⅓ થી ¾ ઈંચ લાંબાં, અને ૧ થી ૧½ લાઇન પોહોળાં હોય છે. ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે. ઉપપાન સૂક્ષ્મ હોય છે. એમાં **નર અને માદાફૂલ** જૂદાં જૂદાં હોય છે. તે લીલાસલેતા પીળા રંગનાં હોય છે. એના પુ૦ બા૦ કોષો ૫ થી ૬ પત્રોના બનેલા હોય છે. પુ૦ અભ્ય૦ કોષ અર્થાત્ પાંખડીઓ હોતી નથી. નરફૂલની નીચે ડીટડી હોય છે. અને માદાફૂલની નીચે ડીટડી હોતી નથી અથવા તો ઘણી સૂક્ષ્મ હોય છે. નરફૂલમાં પુંકેસરતંતુઓ જોડાયલા ને ટુંકા હોય છે. તેના પરાગકોષ છૂટા હોય છે. માદાફૂલમાં તેનો ગર્ભાશય ઉર્ધ્વસ્થાયી અને નલિકા ભાગ્યેજ દેખાતી હોય છે. પણ સ્ત્રીકેસરાગ્રમુખના ત્રણ છેડા વાંકા વળેલા, જરા ચપટા થયેલા અને બબેવાર વિભાગિત થયેલા સ્પષ્ટ દેખાતા હોય છે. ફૂલ ગોળાઇલેતું, લીસું, ચળકતું, ગંધકી રંગનું ને ૬ છીછરા ખાંચાઓવાળું હોય છે. ફલની અંદરનો ઠળિયો બુઠ્ઠા ત્રણ ખૂણીઆ અને ત્રણ પોલવાળો હોય છે અને એ દરેક પોલમાં બબ્બે બીજ હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-ગ્રાહી, મૂત્રલ, પિત્તશામક, રક્તશોધક, સારક અને રૂચીકારક.

૬-ઉપયોગ-આંમળાનું મૂળ પાણીમાં ઘસીને વીંછીના ડંખપર તેમજ જે સોજાઓમાં દાહ બળતી હોય તેપર ચોપડવામાં આવે છે. આમળાંનાં મૂળ અને ડાંડીનું લાકડું ચંદનની જગોએ વપરાય છે. તેને પાણીમાં ઘસીને તેનું ચંદન શિવને ચડાવવામાં આવે છે. આંમળાંનાં પાન પણ બીલીપત્રની પેઠે શિવને ચડાવવામાં આવે છે. આંમળાંનાં પાન શતપત્રી કહેવાય છે. તે પૂજા અને યજ્ઞાદિકમાં વપરાય છે. આંમળાંનાં ઝાડની છાલ, પાન, ફૂલ અને ફલ રંગના કામમાં વપરાય છે, આંમળાંનાં ફલ આર્યઔષધમાં કહેવાતાં ત્રિફળા નામનાં ત્રણ ફલોમાંનું એક છે. કેમકે આંમળાં, હરડાં અને બહેડાં એ ત્રણ ફલ મળીને **ત્રિફળા** કહેવાય છે. આંમળાંનાં ફલનું અથાણું અને મુરબ્બો કરવામાં આવે છે. આંમળાંનો મુરબ્બો ઝાડા અને સંગ્રહણી ઉપર ખવરાવવામાં આવે છે. આંમળાંનાં સુકાં ફલ પિત્તવિકાર ઉપર અને ચિરગુણકારી પૌષ્ટિક પાકોમાં વપરાય છે. આંમળાંનાં સુકાં ફલ શાહી બનાવવાના કામમાં આવે છે. આંમળાંનાં ફલનો ઉપયોગ ઘણાં દરદોપર કરવા વૈદ્યકગ્રંથોમાં લખાયલું છે. પરંતુ મારા ગુરૂ વર સ્વર્ગવાસી પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું માનવું એવું હતું કે "આંમળાંનાં ફલનો ઉપયોગ હૃદ્રોગ (હાર્ટ ડીઝીઝ) ઉપર બીલકુલ કરવો નહિં. કેમકે આંમળાંની અસર હૃદયનું કાર્ય મંદ કરવાની છે" આંમળાંનાં કાચાં ફલમાં જેટલો રંગનો કસ (tannic acid) હોય છે, તેના કરતાં તદ્દન પાકી ગએલાં ફલમાં તે ઓછો થઇ જાય છે. પણ તેનાં પાનમાં સેંકડે અઢાર ટકા જેટલો કસ હોય છે. અને પ્રોફેસર હ્યુમલ કહે છે કે આંમળાંનાં પાન સારી રીતે સુકાવી તેની ભુકી કરી વિલાયત મોકલી હોય તો તે તરત વેંચાઇ જાય. આંમળાંના ઉપયોગ વિષે વૉટ સાહેબની ડીકશનરીમાં લંબાણ હકીકત આપેલી છે, તે વાંચવા લાયક છે.

"આર્યઔષધ" (ડા૦ વી૦ ઝી૦ રાવલ૦ એલ૦ એમ૦ એન્ડ એસ જામનગર) માં આંમળાંની બનાવટ ૧ ત્રિફળા, ૨ ખંડામલકિ, ૩ ચ્યવનપ્રાશાવલેહ, ૪ ધાત્રીલોહ, ૫ રસાયનચૂર્ણ, અને ૬ ધાત્રીઅરિષ્ટ, એ ૭ બનાવટો તૈયાર કરવાની રીત, તેના ગુણ અને ઉપયોગ લંબાણથી આપેલાં છે તે જીજ્ઞાસુએ જાણવા જેવાં છે.

"આંમળાંનાં ફલ ઘણાં ટાઢાં છે, ધાતુપુષ્ટિ કરે છે, સર્વે ઇંદ્રિઓના બળને વધારે છે, અન ઉપર રૂચી કરે છે. દાહ, પિત્ત, રક્તવિકાર, શ્રમ, ઉલટી, કબજીયત, આફરો, ત્રિદોષ, મૂત્રરોગ, પ્રમેહ એ સર્વે રોગને મટાડે છે. સુકાં આંમળાં કેશ વધારે છે, ભાંગા હાડને સાંધે છે, ચોપડવાથી કાન્તિને વધારે છે. તેનાં બીજ પ્રદર, ઉલટી, શ્વાસ ઉધરસને મટાડે છે. આંમળાં વાયુના રોગી ને સુવાવડી વગેરે રોગીને દેવાં નહિ." (વૈ. રૂ. ઇં.).

"આંમળાંમાં ખટાશ હોવાથી તે વાયુને દૂર કરે છે. મધુર તથા ટાઢાં હોવાથી પિત્તનો નાશ કરે છે. અને રૂક્ષ તથા તુરાં હોવાથી કફને ટાળે છે. આંમળાં દૃષ્ટિને

હિતકારી અને સ્વરને પણ હિતકારી છે. હરડાં, બહેડાં અને આમળાં એ ત્રણેના સમભાગ ચૂર્ણને ત્રિફળા કહે છે. કેટલાએકનો એવો મત છે કે એક ભાગ હરડે, બે ભાગ બહેડાં અને ચાર ભાગ આંમળાં લેવાં પણ આ તેમની ભૂલ છે. જો આખાં લેવાં હોય તો એક હરડે, બે બહેડાં અને ચાર આંમળાં લેવાં. આ પરસ્પર વજનમાં સરખાં થાય છે. આંમળાં ત્રણ, હરડે બે, બહેડું એક અને આંબાની ગોટલી પાંચ તથા લોહનું ચૂર્ણ એક તોલો પાણીમાં વાટી લોઢાની કડાઇમાં આખી રાત રાખી મુકવું અને બીજે દિવસે તેનો લેપ કરવો તેથી નાહાનપણામાં ધોળા થઇ ગએલા કેશ મટે છે.” (વૈ. શા. મ. ગો.)

૭–**સ્થાનક**–આંમળાંનાં ઝાડ ડુંગરમાં ઉગે છે. તેમજ બાગ બગીચાઓમાં વાવવામાં પણ આવે છે.*

એ હિં૦ ના ઘણાખરા ભાગોમાં થાય છે.

૮–૧૫૦ **વિવેચન**–આ આંમળાંનાં ફલ આંમરીનાં ફલ કરતાં મ્હોટાં થાય છે. માટે એને **રાયઆંમળાં** કહે છે. ફાગણ સુદ ૧૧ ને **આમલકી** અગ્યારસ કહે છે, તે દિવસ એનાં વૃક્ષની પૂજા કરે છે. એમાં લક્ષ્મીનો વાસો મનાય છે. એ **શિવવૃક્ષ** પણ કહેવાય છે.

---

## વર્ગ–(યુફોર્બિએસી).

### નંબર. ૪૯૯.

૧–**શાસ્ત્રીયનામ**–P. madraspatensis.

દૃષ્ટાન્ત–H. V. p. 292; N. p. 292; Watt. VI. part I. p. 221.

૨–**દેશીનામ**–બકરાટો (પો૦); કનોછા (ગુ૦); कानोछा (મ૦); कनोछा (હિં૦).

૩–**વર્ણન**–બકરાટાના છોડવા ચોમાસે અને ઉન્હાળે ઘણા ઉગી આવે છે, તો પણ તે કેટલીક જગોએ બારે માસ પણ જોવામાં આવે છે. તે ૪ થી ૬ ઇંચ જેટલા કે વખતે ૨ થી ૪ ફીટ લાંબા પણ વધેલા હોય છે. એના છોડવા જ્યારે સીધા વધેલા હોય છે, ત્યારે વિશેષ લાંબા હોતા નથી પણ કોઇ કોઈવાર જુના છોડવાઓમાં તેની શાખાઓ લાંબી વધી આડી અવળી ઢળેલી જોવામાં આવે છે. કોઈવાર તેની શાખાઓ જમીનપર છાતળાંની પેઠે પથરાયલી હોય છે. શાખાઓ ઘણુંકરી છેટી છેટી નીકળેલી અને છોડવાની ડાંડી કરતાં ઘણીવાર વિશેષ વધી ગએલી હોય છે. તે કોઈવાર એક બાજુ લીલા ને બીજી બાજુ રાતા રંગની હોય છે, ને વખતે તદન રાતા રંગની પણ હોય છે. તાજા અને નાહાના છોડવાઓ ઘણુંકરી સીધા વધેલા ને લીલા રંગના હોય છે. પાન એકાકી એટલે સાદાં હોય છે. પણ તે મેથીનાં પાન જેવાં પોહોળાં દેખાય છે. ફૂલ ઘણાં સૂક્ષ્મ પીળાસ કે રતાસલેતા લીલા રંગનાં હોય છે. ફલ ગોળાઈ લેતાં, આંમળાં જેવાં પણ ઘણાં બારીક લીલા રંગનાં હોય છે.

**મૂળ**–સુતળી જેવાં ઝીણાં ને ઉંડાં બેઠેલાં હોય છે. તેમાંથી જાડા ફાંટાઓ કવચિત જ નીકળેલા હોય છે. પણ ઘણુંકરી રેસા જેવા ઝીણા ફાંટાઓ તેમાં ઘણા હોય છે. મૂળ બાહારથી ભૂરા કે રતાસલેતા રંગનું ને અંદર સફેદ અને રસભર્યું હોય છે. તે નરમ અને ઘણું ચીવટ હોય છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીજેવી જાડી અને શાખાઓ તેથી પાતળી હોય છે. તે લીસી, ચળકતી, ઉભી હાંસોવાળી, બહુધા સીધી ને ઉંચી ચઢતી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ઘણુંકરી ડાંડી અને શાખાઓના નીચેના ભાગમાં છેટાં છેટાં ને ઉપરનામાં પાસે પાસે હોય છે. તે $\frac{1}{2}$ થી ૧ કે ૧$\frac{1}{2}$ ઇંચ લાંબાં અને $\frac{1}{8}$ ઇંચથી $\frac{1}{2}$ ઈંચ પોહોળાં હોય છે. જુના અને લાંબા છોડવાપરનાં પાન લાંબાં અને સાંકડાં હોય છે, ને તે અથવા તેની કોર વિશેષ કરી રાતા રંગનાં હોય છે. નાહાના અને નવીન છોડવા ઉપરનાં પાન ટુંકાં ને પોહોળાં હોય છે. તે ફીકા લીલા રંગનાં પણ તેની કોર રાતા રંગની હોય છે. પાનની ડીટડી ઘણી સૂક્ષ્મ હોય છે. પાન ડીટડી પાસે સાંકડાંથતાં અને ટેરવાં પાસે પોહોળાં થઈ ટેરવે જરા ખાંચ હોય છે. અથવા ટેરવે સાંકડાંથતાં હોય છે. ને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. તે બન્ને સપાટીએ લીસાં હોય છે. ઉપરની સપાટી લીલી ને ચળકતી ને નીચેની ફીકી ને ચળકાટ વગરની હોય છે. પાન ચોળવાથી ઘણાં ચીકણાં લાગે છે. સ્વાદ ચીકણો, તૂરો ને પાછળથી જરા કડવાસલેતો હોય છે.

ઉપપાન–તળિયે પોહોળાં, બે છેડા નીકળતાં, મથાળે સાંકડાં, લાંબી અણીવાળાં, રતાસલેતા ધોળા રંગનાં ને પાતળાં હોય છે.

**ફૂલ–નર અને માદા**–ઘણુંકરી એક જ પત્રકોણમાંથી નીકળેલાં હોય છે. તેમાં ૨ થી ૫ નર–અને ૧–માદાફૂલ હોય છે. નરફૂલ ઘણાં બારીક, ને માદાફૂલ તેથી મ્હોટાં હોય છે. નરફૂલની ડીટડી ઘણી ટુંકી અને માદા ફૂલની તેથી લાંબી હોય છે, તે ફૂલ ઉઘડયા પછી પાછળ વળી જાય છે. બન્ને જાતનાં ફૂલોની ડીટડી ધોળા, લીલા કે રાતા રંગની, લીસી ને ચળકતી હોય છે. નરફૂલ $\frac{1}{16}$ ઇંચ અને માદા $\frac{1}{8}$ ઇંચ વ્યાસનાં હોય છે.

**નરફૂલનો પુષ્પ બાહ્યકોષ**–૬ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો રતાસ કે લીલાસલેતા રંગનાં ધોળી

* પોરબંદર સ્વસ્થાનમાં આંમળાંનાં ઝાડ બરડા ડુંગરમાં હડીઆ અને ગોઢાણાં જંગલના પડધારા અને બીજાં જંગલોમાં ઝરણાં ને વોકળાઓ કાંઠે છૂટાં છવાયાં ઉગે છે.

કોરવાળાં, ૩-બહાર ને ૩-અંદર એમ ૨-હારે ગોઠવાયલાં હોય છે. તેમાં ૩-પોહોળાં ને ૩-જરા તેથી સાંકડાં હોય છે. તે ટેરવે બુઠ્ઠાં કે ગોળાઇલેતાં હોય છે. **પુષ્પાભ્યન્તર કોષ** એટલે પાંખડીઓ હોતી નથી. પણ તેની જગોએ ૬-છેડાવાળી રસકુપ્પિ કર્ણિકા હોય છે. પુંકેસરો ૩ હોય છે. તેના તંતુઓ જોડાઇને એક ટુંકો સ્તંભ થઈ રહેલો હોય છે. જેને મથાળે પરાગકોષ બે પોલવાળા આવેલા હોય છે. એ અને પરાગરજ રતાસલેતા પીળા રંગનાં હોય છે. સ્ત્રીકેસર હોતી નથી.

**માદાફૂલ-નો પુષ્પબાહ્યકોષ** ૬-પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો પણ ૨-હારે ગોઠવાયલાં હોય છે, તેમાં બહારનાં ૩-પત્રો પોહોળાં, ગોળાઇલેતાં, ને અંદરનાં ૩-તળિયાં તરફ સાંકડાંથતાં હોય છે. પત્રો લીલા કે રતાસલેતા રંગનાં ધોળી કોરવાળાં હોય છે.

**પુષ્પાભ્યન્તરકોષ**-અર્થાત્ પાંખડીઓ હોતી નથી. પણ તેની જગોએ ૬-છેડાવાળી રસકુપ્પિ કર્ણિકા હોય છે. પુંકેસરો હોતાં નથી. સ્ત્રીકેસરગર્ભાશય ગોળાઇલેતો, પીળાસલેતા લીલા રંગનો, પુ૦ બા૦ કોષનાં પત્રોથી ટુંકો હોય છે;-નલિકા ૩-જૂદી જૂદી દિશાએ વળેલી હોય છે; આ દરેક નલિકાને મથાળે ૨ ફાંટા હોય છે.

**ફલ**—પાનની પછવાડે વળેલાં હોય છે. તે પ્રથમ પીળાસલેતા લીલા રંગનાં ને સુકાય છે. ત્યારે ફીકા ભૂરા રંગનાં થઈ જાય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. તેનાં મથાળાં બેઠેલાં અને બાજુ ગોળાઇલેતી હોય છે. ફલપર ૩ નીક ને ૩ નસો દેખાય છે. ફલને મથાળે સ્ત્રીકેસરનલિકા ફોતરાં જેવી દેખાતી હોય છે. ફલ આંમળાં કે એરંડાની પેઠે ૩ ખાંચાવાળાં હોય છે. ફલમાં ૩ પોલ અને દરેક પોલમાં બબે બીજ હોય છે. ફલનો સ્વાદ કડવાસલેતો તૂરો હોય છે. ફલ ૧ કે ૧½ લાઈન વ્યાસનાં હોય છે.

**બીજ**-સૂક્ષ્મ ફીકા કે રતાસલેતા ભૂરા રંગનાં ચળકતાં ½ લાઇન લાંબાં હોય છે. તેની એક બાજુ ઢાળવાળી અને બીજી ૩ ધારવાળી હોય છે. બીની સપાટીપર સૂક્ષ્મ ખાડાઓની બાનકવાળી ઉભી લીટીઓ હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-ઉપલેપક, ગ્રાહી, પિત્તશામક અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-કનોછાનાં મૂળ પાણીમાં વાટીને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. કનોછાનાં પાન વાટીને ગડગુંબડાં અને નહિ રૂઝાતાં ચાંદાંપર લગાડવામાં આવે છે. કનોછાનાં પાનના ઉકાળાની માથાના દરદમાં બાફ આપવામાં આવે છે. કનોછાના છોડવા ઢોર બહુ ખાય છે. કનોછાનાં બીજ બજારમાં વેચાતાં મળે છે. તે કેટલાક પૌષ્ટિક પાકોમાં ખવરાવવામાં આવે છે. કનોછાનાં તાજાં ફલ સાકરની સાથે પિત્તવિકાર ઉપર આપવામાં આવે છે. કનોછાનાં બીજ બીજી દવાઓની સાથે પ્રમેહ અને મૂત્રાશયના વ્યાધિપર વપરાય છે.

**૭-સ્થાનક**-વાડી અને ખેતરોમાં બીજા મોલની સાથે નેદ તરીકે તેમજ પાણીના ધોરીઆ કાંઠે અને ઢોરના ચરીઆણ ઘાસની સાથે ઉગે છે.

એ હિં૦માં ઘણી જગોએ થાય છે.

**૮-વિશેષવિવેચન**-બકરાટાનાં બીજનો આકાર માણસના કાનની બૂટને મળતો હોવાથી તેને હિંદીમાં **કનોછા** કહે છે.

---

## વર્ગ-(યુફોર્બિએસી).

### નંબર. ૫૦૦

**૧-શાસ્ત્રીયનામ**-P. urinaria.

દૃષ્ટાન્ત-H. V. p. 293: N. p. 292; Watt. VI. part. I. p. 224; રૂ. નિ. પા. ૨૫૯.

**૨-દેશીનામ**-ખરસટભોંયઆંમરી, ખરસટભોંયઆંમળી (પો+ગુ૦); लालभुंइआंवळी (म०); हज़रमनी (हिं०).

**૩-વર્ણન**-એના છોડવા ભોંયઆંમરીને મળતા જ થાય છે, ને તેના જેવડા જ હોય છે. તે પીળાસલેતા લીલા કે રતાસલેતા રંગના હોય છે. એનાં ફલ ખડબચડાં ને ભોંયઆંમરીનાં જેવાં બહુ સૂક્ષ્મ હોય છે.

એ આખા હિં૦ માં થાય છે.

એનો ઉપયોગ પણ ભોંયઆંમરી જેવો છે. (નં૦ ૫૦૩).

---

## વર્ગ-(યુફોર્બિએસી).

### નંબર ૫૦૧.

**૧-શાસ્ત્રીયનામ**-P. simplex.

દૃષ્ટાન્ત-H. V. p. 295; N. p. 292; Watt. VI. part. I. p. 223.

**૨-દેશીનામ**-મોટી ભોંયઆંમરી (પો૦); મોટી ભોંયઆંમળી (ગુ૦); मोठी भुंइआवळी (म०).

**૩-વર્ણન**-એના છોડવા ઘણુંકરી બકરાટાના લાંબા છોડવા જેવા લાંબા હોય છે. તેની શાખાઓ પાતળી ને ઘણુંકરી દબાયલી હોય છે. પાન જરા ચીવટ અને ફીકા રંગનાં હોય છે. ફૂલ ફલ ભોંયઆંમરી જેવાં હોય છે.

એના છોડવા ઢોર ખાય છે. અને એનાં પાનને વાટી પોટીસની જગોએ લગાડવામાં આવે છે.

એ આખા હિં૦ માં થાય છે.

---

## વર્ગ-(એજ).

### નંબર ૫૦૨.

૧-શાસ્ત્રીયનામ-P. distichus.

દૃષ્ટાન્ત-H. V. p. 304; N. p. 292; Watt. VI. Part I. p. 217; રૂ-નિ-પા-૫૪૪.

૨-દેશીનામ.-આંમરી, કાંકણું, હરફારેવડી (પો૦); ખાટી આંમળી, હરપડરેવડી (ગુ૦);हरफारोरी, काटआंवळा (મ૦); हरफारोरी, चलमेरी (हिं०); लवली (सं०).

૩-વર્ણન-આંમરી અથવા હરફારેવડીનાં ઝાડ બાગ અને વાડીઓમાં વાવવામાં આવે છે તેમ તે પોતાની મેળે પણ ઘણાં ઉગે છે. એની શાખાઓ ખડબચડી છાલવાળી ને બહુધા ટુંકી હોય છે. એની પાનવાળી શાખાઓ ડીટડી જેવી લાગે છે. તે ૧ થી ૨ ફીટ લાંબી હોય છે. પાન પાતળાં, મથાળે પીળાસલેતા લીલા રંગનાં, ને તળિયે ફીકાસલેતાં લીલા કે ધોળા રંગનાં હોય છે. ડીટડી ઘણી ટુંકી હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં, ૧ થી ૧½ ઇંચ પોહોળાં, તળિયે ગોળાઇલેતાં ને મથાળે સાંકડાંથતાં અણીદાર હોય છે. ફૂલ રાતા રંગનાં ઘણાં પાસે પાસે આવેલાં હોય છે. તે બહુધા જાડી શાખાઓપર હોય છે. ફ્લ પીળા ગંધકી રંગનાં, રસભર્યાં; ખાટાં ૩ થી ૪ કે ૮ ખાંચીઆવાળાં હોય છે. ફૂલ શિયાળો ઉતરતાં આવી ચોમાસાંની શરુવાતે ફ્લ પાકે છે. ફ્લ ½ થી ૧ ઇંચિ વ્યાસનાં હોય છે. તેને મથાળે ખાડ અને તેમાં સ્ત્રીકેસરનલિકાનાં ૬ છેડા ફોતરાં જેવા દેખાતા હોય છે. બીજ ૧ થી ૧½ લાઇનિ લાંબું પાતળી ભૂરી ને રાતી છાલવાળું અને એરડીનાં બીજ જેવા તેલીઆ મગજવાળું હોય છે.

એનાં ફ્લ ખાટાં ને તૂરાં હોય છે. તેનું કચુંબર અથાણું અને મુરબ્બો કરવામાં આવે છે. એનાં સુકાં ફ્લ ઘણીવાર બજારમાં આંમળાંનાં સુકાં ફ્લની જગોએ વેંચાય છે. અને તે તેની માફક જ ઐાષધોમાં વપરાય છે. એનાં ફ્લનો ગુણ પણ હૃદય ઉપર શામક છે. માટે હૃદ્રોગ ઉપર તે આપવાં નહિ. એનાં ફ્લ રંગનાં કામમાં ખટાઈ તરીકે વપરાય છે. એનાં ફ્લનો શરબત પણ બનાવવામાં આવે છે. એનાં પાનને વાટીને પોટીસ ઠેકાણે બાંધે છે. એનાં પાનનો કાઢો પરસેવો લાવવા માટે વપરાય છે. તેમ જ તે સાકર સાથે પ્રમેહવાળાને પણ અપાય છે.

વિ૦ વિવેચન-રાય આંમળાંનાં ઝાડ અને ફ્લ કરતાં હરફારેવડીનાં ઝાડ અને ફ્લ નાહાનાં હોય છે. માટે એને આંમરી કહે છે. એનાં ફ્લપર કાઠીઆવાડી સ્ત્રીઓના હાથમાં પહેરવાનાં કાંકણપર હોય છે, તેવા ખાંચાઓ (grooves) હોય છે. માટે એને कांकणाचें झाड પણ કહે છે, અને ફ્લ એના થડ અને જાડી શાખાઓ ઉપર આવે છે. માટે એને મારાઠીમાં काटआवळा કહે છે.

## વર્ગ-( યુફોર્બિએસી )

### નંબર. ૫૦૩.

૧-શાસ્ત્રીયનામ-P. Niruri.

દ્રષ્ટાંન્ત-H. V. p. 298; N. p. 292; Watt VI. part. I. p. 222. રૂ. નિ. પા. ૨૫૯.

૨-દેશીનામ-ભોંય આંમરી (પો૦); ભોંય આંમલી (ગુ૦) भुंइ आवली (મ૦); भोंयआवली (हिं०); भूम्यामलकी, भुधात्री (सं०).

૩-વર્ણન-ભોંયઆંમરીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૬ ઇંચ થી ફુટ કે ૧½ ફુટ ઉંચા થાય છે. તેમાં ઝીણી શાખાઓ ઘણી નીકળે છે. પાન સૂક્ષ્મ આંમળાંનાં પાન જેવાં હોય છે. ફૂલ પત્રકોણમાં જરા નીચાં નમતાં ફીકા ધોળા કે લીલા રંગનાં આવે છે. અને ફ્લ આંમળાં જેવા આકારનાં બારીક નીચાં નમતાં હોય છે.

મૂળ-૧ થી ૬ ઇંચ લાંબું, બારીક રેસા જેવા ફાંટાઓવાળું, બહારથી ભૂરા ને અંદર સફેદ રંગવાળું, ઉગ્રવાસ અને ખટાસલેતા સેહેજ કડવા સ્વાદવાળું હોય છે.

ડાંડી અને શાખાઓ-જાડા દોરાથી સુતળી જેવી જાડી, ઉભી હાંસોવાળી, પીળાસલેતા લીલા રંગની હોય છે.

પાન-આંતરે આવેલાં હોય છે. તે ઘણાં પાસે પાસે હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ૧½ થી ૨ લાઇન પોહોળાં હોય છે. તે બન્ને બાજુ લીસાં હોય છે. તેની ઉપરની સપાટી લીલા રંગની ને નીચેની ફીકા લીલા કે ધોળાસલેતા રંગની હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં કે સૂક્ષ્મ અણીવાળાં હોય છે. ડીડડી સૂક્ષ્મ હોય છે. પાન લંબગોળ કે સાંકડાં હોય છે. નસો ઝાંખી હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ ખટાસલેતો તૂરો હોય છે.

પાનની ડીટડીના થડમાં ફીકા ધોળા કે લીલા રંગનાં સૂક્ષ્મ ઉપપાન હોય છે.

ફૂલ-ઘણાં બારીક હોય છે. નર અને માદા જૂદાં જૂદાં હોય છે. તેમાં નરફૂલો નીચેના પત્રકોણમાંથી અને માદા ઉપરમાંથી નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી ઘણી બારીક હોય છે. પુ૦ બા૦ કોપ બન્નેમાં છ છ પત્રોના બનેલા હોય છે. પુંકેસરો-૩-હોય છે. સ્ત્રીકેસરનલિકા ૩-મથાળે બે ફાટવાળી હોય છે.

ફ્લ-½ લાઇન વ્યાસનાં, મથાળે જરા બેસતાં, ને બાજુએ ગોળાઇલેતાં હોય છે. ફ્લને મથાળે સ્ત્રીકેસરનલિકાના છેડાના ૬ ફાંટા બારીક દેખાતા હોય છે. ફ્લ પાકે છે ત્યારે ભૂરા રંગનાં થઇ જાય છે. ફ્લમાં ૩ પોલ હોય છે. દરેક પોલમાં બબ્બે બીજ હોય છે.

બીજ-ભૂરા કે ઘેરા ભૂરા રંગનું, એક બાજુ ઢાળ અને બીજી બાજુ ૩ ધારવાળું હોય છે. તેની સપાટીપર ભી નસોની બાનક હોય છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-પિત્તઘ્ન, ચિરગુણકારીપૌષ્ટિક, ઉપલેપક અને ગ્રાહી.

૬-ઉપયોગ-કમળાઉપર ભોંયઆમરીનાં મૂળનો કવાથ પવાય છે. ભોંયઆમરીનાં પાન વાટીને બળતરા કરતાં ગડગુંબડાં અને સોજાઓ ઉપર લગાડવામાં આવે છે. એનાં પાન મેથી સાથે સંગ્રહણી ઉપર વપરાય છે. સાકરની સાથે એનાં પાન, ફૂલ અને ફલ પ્રમેહ ઉપર અપાય છે. પેશાબ ખુલ્લાસેથી આવવાને ભોંયઆમરીનો કવાથ આપવામાં આવે છે. તેમજ જળોદર અને કમળાપર તથા ગર્ભસ્થાનના વ્યાધિમાં પણ ભોંયઆમરીનો કાઢો પવાય છે. ભોંયઆમરીનાં બીજ પૌષ્ટિક પાકોમાં વાપરવામાં આવે છે.

"ભોંયઆમરી ખાટી ને ટાઢી છે. પાન્ડુ,પિત્ત, રક્તવિકાર, કફ, કોઢ, વિષ, સ્વાસ, તરસ, બળતર, હેડકી, ઉધરસ, કફ, ક્ષત, ખેન, પ્રમેહ, પેશાબના રોગ એ સર્વે રોગને મટાડે છે. વિશેષે કરીને જે સ્ત્રીને પ્રજા ન થતી હોય તેને એના સેવનથી પ્રજા થાય છે." ( વૈ૦ ૩૦ ).

૭-સ્થાનક-ચોમાસે ભોંયઆમરી ઘણુંકરી આડે વગડે ઉગે છે.

૮-વિશેષ વિવેચન—એનાં પાન અને ફલ આંમળાં જેવાં થાય છે. પણ છોડવા ઘણા નાહાના હોય છે, માટે એને **ભોંયઆમરી** કહે છે.

---

## વર્ગ-( યુફોર્બિએસી ).

### નંબર ૫૦૪.

**૧-શાસ્ત્રીયનામ**-Flueggia leucopyrus.

દૃષ્ટાંત-H. V. p. 328; N. p. 293; રૂ. નિ. પા. ૫૩૫.

**૨-દેશીનામ.**-ફુમરી (પો૦); શીણવી (ગુ૦); पान्ढरफली, कांटेकुवन ( म० ); पाटली? ( हिं० ) पाण्डुफली, भूरिफली (सं०).

**૩-વર્ણન**-ફુમરીનાં ઝાડવાં ૩ થી ૬ ફીટ ઉંચાં થાય છે. એમાં તરસા જેવી ઉભી ને આડી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. તેના છેડા બહુધા કાંટા જેવા અણીવાળા હોય છે. એનાં ઝાડવાં સાધારણ રીતે ઝરડાં જેવાં દેખાય છે. એનાં પાન પોહોળાં કે ગોળાઇલેતાં, તળિયે જરા સાંકડાંથતાં ને ટેરવે બુઠાં કે ખાંચવાળાં હોય છે. ઉપપાન નાહાનાં ને અણીદાર હોય છે. એને બહુધા શાખાઓના છેડા પાસે પત્રકોણમાં સૂક્ષ્મ ધોળાં ફૂલોની ઝુમખીઓ આવે છે. અને ફલ પણ પાકે છે ત્યારે ધોળાં થઇ જાય છે. તે ગોળાઇલેતાં, મીઠાં, ને રસભર્યાં મોતીના દાણા જેવાં દેખાય છે. તે ૨ થી ૩ લાઇન વ્યાસનાં ને મથાળે જરા ચપટાંથતાં હોય છે. તેની ડીટી ઝીણી ને ૩ લાઇન લાંબી હોય છે. ફલ ૩ પોલવાળાં હોય છે. તે દરેક પોલમાં બે બીજ હોય છે. એટલે ફલમાંથી ૬ બીજ નીકળે છે. બીજ $\frac{1}{6}$ ઇંચ લાંબાં, ઘેરા ભૂરા રંગનાં, ચળકતાં, એક બાજુ ઢાળવાળાં અને બીજી બાજુ ૩ ધારવાળાં હોય છે. તેની વચલી ધારને છેડે સૂક્ષ્મ ખાડો હોય છે અને તેની બાજુની બે ધારવચેની સપાટી અંદર દબાતી હોય છે. બીજને આઇગ્લાસમાં જોતાં તેની સપાટીપર સૂક્ષ્મ ખાડાઓની બાનક દેખાય છે.

આ ઝાડવાંમાં ઘણુંકરી ચોમાસે પાનઅને ફૂલનો ભરાવ હોય છે અને ફલ પણ શ્રાવણ માસમાં પાકે છે. જ્યારે સફેદ ફલની ઝુમખીઓ એ ઝાડવાંમાં હોય છે ત્યારે એ જલદી ઓળખાઇ આવે છે, અને તે જરા સુંદર પણ લાગે છે.

૪-ઉપયોગીઅંગ-સર્વાંગ.

૫-ગુણદોષ-વિદાહી, જન્તુઘ્ન અને પૌષ્ટિક.

૬-ઉપયોગ-એનાં મૂળ અને પાન દૂધમાં વાટીને રતવા અને રસવિકારના સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. એનાં પાન ઢોરનાં ભાઠામાં જીવાત પડી હોય તો તેપર વાટીને લગાડે છે, તેથી જીવાત મરી જાય છે. એનાં ફલ પાકે છે ત્યારે ગામડીઆં લોકો અને છોકરાંઓ ખાય છે. તે ટાઢાં અને પૌષ્ટિક ગણાય છે. "અને મૂત્રાધાત મૂત્રકૃચ્છ, પિત્તરોગ, બળતર એ સર્વે રોગો મટાડે છે." ( વૈ૦ ૩૦ )

૭-સ્થાનક-પથ્થરવાળી જગાઓમાં, વાડીઓની વાડમાં, પાણીના ધોરીઆપર, જુના કુવાઓની પાસે અને ડુંગરમાં ફુમરીનાં ઝાડવાં છૂટાં છવાયાં ઉગે છે.

એ કાઠિયાવાડ, દક્ષિણ અને પંજાબમાં થાય છે.

૮-વિ૦ વિવેચન-એનાં ફલ ફુમરા જેવાં ધોળાં થાય છે માટે એને અહિંના લોકો **ફુમરી** કહે છે. એનું મરાઠી નામ **પાન્ઢરફલી** તો બરાબર જ છે. કેમકે એનાં ફલ ધોળાં થાય છે. પણ એનું **શીણવી** એ નામ જો કે આખા કાઠીઆવાડમાં બોલાય છે, તોપણ તે શા ઉપરથી પડેલું હશે તે જણાતું નથી.

---

## વર્ગ-( યુફોર્બિએસી )

### નંબર-૫૦૫.

**૧-શાસ્ત્રીયનામ**-Breynia patens.

દૃષ્ટાંત-H. V. P. 329 N. P. 293; રૂ. નિ. પા. ૫૩૬.

**૨–દેશીનામ**—કાળી કંબોઈ, કંબોઇ, (પો૦); બેડા-કંબોઇ, કેડાકંબોઈ (ગુ૦); काळी चीकली (म०); कंबोइ, कालामहम्मद ( हिं० ); कांबोजी ( सं० ).

**૩–વર્ણન**–કાળી કંબોઈનાં ઝાડવાં ઘણુંકરી નદી, તળાવ કે વોકળા કાંઠે ઉગે છે. તે લીલાસલેતાં કાળાં, ભૂરાં, કે કાળા રંગનાં થાય છે. તે ૩ થી ૬ ફીટ ઉંચાં વધે છે. તેની શાખાઓ પસરાતી, લાંબી સોટીઓ જેવી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબાં, ટુંકી ડીટડી અને અખંડ કોરવાળાં, લીસાં, ઘેરા લીલા કે જાંબુડી છાયાલેતા રંગનાં ને અંડાકાર કે લંબગોળ હોય છે. ઉપપાન સૂક્ષ્મ અને અણીદાર હોય છે. એમાં ઘણુંકરી ચૈત્ર વૈસાકે ફૂલ ફલ આવે છે.

જે ઝીણી અને ટુંકી શાખાઓ ઉપર પાન આવેલાં હોય છે તેના નીચેના પત્રકોણમાં **નર** અને તેથી ઉપરનામાં **માદાફૂલ** આવે છે. **નરફૂલ** ગુચ્છીની પેઠે કેટલાંક ભેળાં અને **માદાફૂલ** એક્કેકું હોય છે. **નરફૂલ**ની ડીંડડી ઘણી ઝીણી, જરા લાંબી ને નીચી ઝુકતી હોય છે. અને **માદાફૂલ**ની ટુંકી હોય છે. બન્ને જાતનાં ફૂલોમાં પુષ્પબાહ્યકોષ ૬ પત્રોનો બનેલો હોય છે. તેમાં માદાફૂલના પુ૦ બા૦ કોષનાં પત્રો પોહોળાં, ગોળાઇલેતાં વખતે અણીઆળાં અને પસરાયલાં હોય છે. તેથી એ કોષ એક રકાબી જેવો દેખાતો હોય છે. તે ફલની સાથે વધતો જાય છે. પુષ્પાભ્યન્તરકોષ અર્થાત્ પાંખડીઓ કે રસકુપ્પિ કર્ણિકાઓ એમાનું કશું બન્ને જાતનાં ફૂલોમાં હોતું નથી. **નરફૂલ**માં પુંકેસરો ૩ હોય છે. તેના તંતુઓ જોડાઇને એક સૂક્ષ્મ સ્તંભ કે ગદા બનેલી હોય છે. ને તેનાપર તે જેટલા લાંબા પરાગકોષ વળગેલા હોય છે.

માદા ફૂલમાં સ્ત્રીકેસરગર્ભાશય સપાટ હોય છે. તેપર ૩ નલિકાઓ બબ્બે છેડાઓવાળી આવેલી હોય છે. કોઈ-વાર નલિકાઓ ૪ પણ હોય છે.

**ફલ**–તળિયાં ચીભડાંની એક બેઠા ઘાટની ગોટી એક સુંદર કાળાસલેતા રંગની નાજુક ગોળ રકાબીમાં વચ્ચોવચ મુકેલી હોય, તેવું તે તેની નીચેના પુ૦ બા૦ કોષની અંદર દેખાતું હોય છે. તે ૩ ખાંચાવાળું, લીસું, રસભર્યું, અને વટાણા જેવડું હોય છે. તેમાં ૩ પોલ અને એ દરેક પોલમાં બબ્બે સૂક્ષ્મ બીજ હોય છે. ફલ પ્રથમ લીલાં ને પાકે છે ત્યારે રાતાં થઈ છેવટ કાળાં થઈજાય છે. તેની સાપાટી લીસી ને તેપર વખતે ભસ્મી છારી હોય છે. ફલમાં જાંબુડા રંગનો રસ હોય છે. ફલ પાનની પાછળ નરમ સૂક્ષ્મ ડીટીપર ઝુકી રહેલાં હોય છે.

**બીજ**—⅛ થી ⅙ લાઇન લાંબાં, એરડીનાં બીજ જેવા આકારનાં, સૂક્ષ્મ બાનકવાળી સપાટીવાળાં અને પીળાસલેતા લીલા રંગનાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ,

**૫–ગુણદોષ**–શોથઘ્ન.

**૬–ઉપયોગ**–કાળીકંબોઇનાં મૂળ પાણીમાં ઘસીને બળતરાવાળા સોજાઓ ઉપર ચોપડવામાં આવે છે. કાળી કંબોઇનાં પાન, ફૂલ અને ફલ વાટીને તેની લેપડી પાકાં અને બીજાં કઠણ ગડ ગુંબડાં ઉપર પોટીસની જગાએ લગાડવામાં આવે છે. એનાં પાકાં ફલને વાટી તેનો રસ ચામડીનાં દરદોમાં ચોપડવામાં આવે છે.

**૭–સ્થાનક**–પાણી કાંઠે.

**૮–વિ૦ વિવેચન**–એનાં ફલ પાકે છે ત્યારે કાળાં થઇ જાય છે. તેમ એની શાખાઓ અને પાનનો રંગ પણ વખતે કાળાસલેતો હોય છે, માટે એને **મુસલમાન** લોકો **કાળોમહુમ્મદ** કહે છે. એનાં ઝાડવાં ઘણીવાર હેઠાણ જગોનાં કબરસ્થાનોમાં ઉગેલાં જોવામાં આવે છે. એનાં ઝાડવાં પાણી કાંઠે ઉગે છે માટે એને સંસ્કૃતમાં **કાંબોજી** અને તેપરથી કંબોઇ કહેતા હશે. એનાં ઝાડવાં ઘણીવાર છીછરા પાણીમાં પણ ઉગે છે.

---

## વર્ગ–( યુફોર્બિએસી )

### નંબર. ૫૦૬.

**શાસ્ત્રીયનામ**–Chrozophora plicata.

દૃષ્ટાન્ત–H. V. h. 409; N. p. 296; Watt. II. h. 620;

**૨–દેશીનામ**–કાળો ઓખરાડ (પો૦+ગુ૦);सुरावर्त ( म० ) सुबालि (हिं०); सूर्यावर्त्त ? ( सं० ).

**૩–વર્ણન**–કાળા ઓખરાડના છોડવા ઘણુંકરી શિયાળે ઉગેલા જોવામાં આવે છે. તે ૧½ થી ૩ કે કોઇવાર ૪ ફીટ ઉંચા થાય છે. એમાં બબ્બે ફાંટાઓવાળી પાતળી શાખાઓ નીકળેલી હોય છે. પાન પોહોળાં ને જાડાં હોય છે. ફૂલ ફીકા પીળા રંગનાં અને ફલ એરડીનાં ફલ જેવાં ૩–ખાંચાવાળાં ચણીઆં બોર જેવડાં હોય છે.

એના આખા છોડવામાંથી ઘણી અણગમતી વાસ નીકળે છે. એના છોડવાપર ફીકા ભૂરા રંગની રુંવાટી ને તારાકૃતિના બેઠેલા વાળ ગીચોગીચ આવેલા હોય છે. અને તેને લીધે એનો રંગ ફીકો ભૂરો દેખાતો હોય છે. રુંવાટી અને વાળ નખથી ખરપતાં તેનાપરથી તરત નીકળી શકે છે.

**મૂળ**–પેનસીલથી આંગળી જેવું જાડું, તળિયે સાંકડું-થતું, ½ થી ૧ ફુટ લાંબું, બહારથી ભૂરા ને અંદરથી સફેદ રંગનું, સખ્ત અને રેસાવાળું હોય છે. વાસ ઉગ્ર અને સ્વાદ તૂરાસલેતો દાહક ને પાછળથી જરા મીઠાસ લેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી મૂળ જેવી, અને શાખાઓ સ્લેટપેનથી ટચલી આંગળી જેવી જાડી થાયછે. તે રતાસ કે ભૂરાસલેતા લીલા રંગની હોય છે. તેપર જરા પાતળી ભૂરી રેતરી આવેલી હોય છે. શાખાઓપર તારાકૃતિની રૂંછાળ આવેલી હોય છે. તે અંદરથી પોચી હોય છે. ડાંડી અને શાખાઓપરની છાલ ઘણી મજબૂત હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૩ કે ૫ ઇંચ લાંબાં ને ૧½ થી ૨ કે ૩ ઇંચ પોહોળાં હોય છે. તેની કોર ડીટડી પાસે વિષમ હોય છે, ને ત્યાં પાનની કોરપર ડીટડીની દરેક બાજુએ એકેકી સૂક્ષ્મ, ગોળાઇલેતી, વચમાં ઉંડી અને બાજુએ રાતી કીનારવાળી રસકુપ્પિ હોય છે. ડીટડીના થડ પાસેથી પાનમાં ૩–નસો ઉભી ત્રિશૂળની પેઠે નીકળેલી હોય છે. તે પાનની નીચેની સપાટીએ બહાર નીકળતી ને ઉપરનીપર અંદર બેસતી હોય છે. પાનની કોર બુઠ્ઠી કાંગરી કે લહેરિયાંવાળી, અથવા અનિયમિત રીતે વિભાગિત થયેલી હોય છે. પાન મથાળે જરા સાંકડાંથતાં, બુઠ્ઠાં ટેરવાંવાળાં હોય છે. પાનનો રંગ બન્ને સપાટીએ બહુધા એક સરખો ફીકો લીલો હોય છે. તેપર નસો અને કરચલી સ્પષ્ટ દેખાતાં હોય છે. તેની બન્ને સપાટીપર તારાકૃતિની રૂંછાળ આવવાથી તે ખરસટ લાગે છે. પાનને ચોળતાં તેમાંથી લીલાસલેતો કાળો રસ નીકળે છે, પાનની વાસ ઉગ્ર અને સ્વાદ મીઠાસલેતો તુરો લાગે છે.

પાનની ડીટડી ૧½ થી ૪ ઇંચ લાંબી હોય છે.

**ફૂલ**–શાખાઓના છેડા પાસે પત્રકોણમાંથી પુષ્પ–ધારણે કરનારી સળીઓ નીકળેલી હોય છે. તે ૨ થી ૫ ઇંચ લાંબી અને સ્લેટપેન જેવી જાડી હોય છે. તેના ઉપરના ભાગમાં **નરફૂલો** ગીચોગીચ આવેલાં હોય છે. **અને માદાફૂલો** તેના નીચેના ભાગમાં ટુંકી ડીટડીપર જરા છૂટાં છૂટાં આવેલાં હોય છે. ફૂલની લંબાઇ અને વ્યાસ ૧ થી ૧½ લાઇન જેટલાં હોય છે. નરફૂલની ડીટડી બહુ સૂક્ષ્મ અને માદા ફૂલની તેથી લાંબી હોય છે. તે જેમ જેમ માદા ફૂલમાં ફલ વધતું જાયછે તેમ તેમ તેની સાથે એની ડીટડી નીચી વળતી અને વધતી જાય છે. તે ફલ પાકી ગયા વખતે આસરે ½ ઇંચ જેટલી વધી જાય છે. નરફૂલનો પુષ્પબાહ્યકોષ ૫–પત્રોનો બનેલો, તારાકૃતિની રૂંછાળથી ભરાયલો, ફીકા ભૂરા રંગનો હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૫–હોય છે. તે ફીકા પીળા રંગની ને પુ૦ બા૦ કોષથી બહાર નીકળતી હોય છે. એ પાંખડીઓપર બન્ને બાજુ સફેદ સાદા વાળની રુંવાટી આવેલી હોય છે. પાંખડીઓનાં ટેરવાં ફૂલ ઉઘડ્યા પછી પાછળ વળી જાય છે. પુંકેસરો ૧૫ હોય છે. તે પાંખડીઓની વચ્ચોવચ આવેલાં હોય છે. એ બધાં પુંકેસરોના તંતુઓ નીચેના ભાગમાં એક બીજાં સાથે જોડાઇ જઇ એક ધોળાસલેતા પીળા રંગની સળી બની રહેલી હોય છે. જેને મથાળે ૫ પુંકેસરો સૂક્ષ્મતંતુઓ અને પરાગકોષવાળા આવેલા દેખાતા હોય છે. ને એ પુંકેસરોની નીચે ચોતરફ પ્રથમ કહેલી સળીપર ૧૦ પુંકેસરોના ફક્ત પરાગકોષ જ આવેલા જોવામાં આવે છે. પરાગકોષ અને પરાગરજ પીળા રંગના હોય છે.

**માદા** ફૂલમાં પણ પુ૦ બા૦ અને પુ૦ અભ્ય૦ કોષ નરફૂલ જેવા હોય છે. તેપર ગીચોગીચ તારાકૃતિની રૂંછાળ આવેલી હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ભરાયલો, ઉંચો ચઢતો, તારાકૃતિની રૂંછાળથી આચ્છાદિત થયેલો, મથાળે ૩ રાતી નલિકાઓવાળો હોય છે. એ દરેક નલિકાને મથાળે બબ્બે ફાંટા થયેલા હોય છે. ગર્ભાશયપર આવેલી તારાકૃતિની રૂંછાળની વચ્ચોવચ સૂક્ષ્મ ખાડાઓ જેવાં બિંદુઓ દેખાય છે.

**ફલ**–ની સપાટી ખડબચડી અને તારાકૃતિની રૂંછાળથી ભરાયલી હોય છે. તેનો વ્યાસ ૨ થી ૩ લાઇન જેટલો હોય છે. ફલને મથાળે રાતી અણી હોય છે. ફલની ડીટી નીચી નમતી અને વખતે બે ફલની ડીટીઓ એટલી તો પાસે પાસે હોય છે કે બે ફલ એકજ બિંદુપરથી નીકળેલાં હોય, એમ દેખાય છે. ફલ ઘણાં કઠણ હોય છે. ફલપરની ખડબચડી છાલ કાઢી નાખતાં તેની અંદર એરંડીનાં ફલની પેઠે લીસી છાલ હોય છે. ને એમાં ૩–બીજ હોય છે. ફલપરની ખડબચડી લીલી છાલ ચોળતાં તેમાંથી ઘેરા લીલા રંગનો રસ નીકળે છે. જે થોડીવારમાં કાળો કે આસમાની થઈ જાય છે.

**બીજ**–કાળા રંગનાં ને તેની સપાટી ખડબચડી હોય છે. બીનો વ્યાસ ½ અને લંબાઈ ૧ લાઇન જેટલી હોય છે. બીને એક છેડે ૩ ધારવાળી એક બુઠ્ઠી અણી હોય છે. બીપરનું કાળું કવચ કાઢી નાખતાં તેની અંદરથી સફેદ તેલીયું મીંજ નીકળે છે.

**ઉપયોગ**–એનું મૂળ કરમદીનાં મૂળની સાથે મેળવી ચામડીપર ફોલ્લો ઉઠાડવા માટે કેટલાક લોકો વાપરે છે, એમ કહેવાય છે. એનાં પાનને વાટી ઘોડાનાં ભાઠાંઓ ઉપર મુકવામાં આવે છે. તેથી ભાઠાં તુરત રૂઝાઈ જાય છે. એની અંતરછાલમાંથી રેસા નીકળે છે. જે દોરી બનાવવાના કામમાં આવી શકે છે.

વૅાટ સાહેબ લખે છે કે "એનાં મૂળની રાખ છોકરાંઓને કફમાં અપાય છે. એનાં પાન શોધક મનાય છે. તે **નીલકંઠીને** નામે બજારમાં વેચાય છે. એનાં બીજ રેચક તરીકે વપરાય છે. ગળતા કોઢપર એના સુકા છોડવાનો કવાથ રાઈની સાથે મેળવીને આપવામાં આવે છે." એના સુકા છોડવા બળતણ તરીકે વપરાય છે.

એનાં ફલ રંગના કામમાં વપરાય છે. એના લીલા તેમજ સુકા છોડવાઓના અને તેની રાખના ખાતરથી ખેતરમાં થતો આગીઓ જતો રહે છે. તોપણ તે જમીનને લુણો (reh) લાગે છે.

**સ્થાનક**—વરસાદનું પાણી ખાડા ખાબોચીઆમાં ભરાઈ રહેતું હોય તે સુકાય ત્યારે તેવી જગોએ એના છોડવા ઉગે છે.

એ આખા હિં૦ માં થાય છે.

**વિ૦વિવેચન**—એના છોડવા ભીનાસવાળી જગોએ ઉગે છે માટે **ઓખરાડ** અને તેમાંથી કાળસલેતો રંગ નીકળે છે માટે એને **કાળો ઓખરાડ** કહે છે.*

## વર્ગ-( યુફોર્બિએસી ).

### નંબર-૫૦૭.

**૧-શાસ્ત્રીયનામ**-C. prostrata.

દૃષ્ટાન્ત-H. V. p. 410; N. p. 296; Watt II p. 620.

**૨-દેશીનામ**-બેઠોઓખરાડ (પો+ગુ૦).

**૩-વર્ણન**-બેઠાઓખરાડના છોડવા પણ શીઆળે પડતર ખેતરો અને ઘેડની જમીનમાં ઘણા જોવામાં આવે છે. તે છાતળાંની પેઠે જમીનપર પથરાયલા હોય છે. તેના આખા છોડવાપર વાળની રૂંછાળ આવેલી હોય છે. તે ભૂરા કે કાળાસલેતા રંગના દેખાય છે. તેનાં પાન ઘણુંકરી ગોળાઈલેતાં હોય છે. તેની સપાટીપર કરચલી પડેલી હોય છે. ફૂલ અને ફલ કાળા ઓખરાડને મળતાં હોય છે. એના છોડવા ૪ થી ૬ ઈંચ કે વખતે ફૂટ ૨ ફૂટ ઘેરાવાના હોય છે.

એનો ઉપયોગ કાળાઓખરાડના જેવો માનવામાં આવે છે.

## વર્ગ-( એજ ).

### નંબર-૫૦૮.

**૧-શાસ્ત્રીયનામ**-Claoxylon mercurialis.

દૃષ્ટાન્ત-H. V. p. 412; N. p. 296.

**૨-દેશીનામ**-એરડીઓઓખરાડ (પો+ગુ૦).

* પોરબંદર સ્વસ્થાનમાં એના છોડવા માધુપુર, મોકળ, એરડા પારદરડી અને ભારવાડાના ઘેડમાં તેમજ બીજી ખારચ જમીન જ્યાં વરસાદનું પાણી ભરાઈ રહે છે ત્યાં (**કાળો ઓખરાડ**) ઉગે છે. એના છોડવાનો કોઈપણ ભાગ રંગના કામમાં આવી શકે છે. અને તે સારી રીતે તૈયાર કરવામાં આવે તો તેનો ગળી જેવો રંગ થઈ શકે છે. આ ઓખરાડની એક બીજી જાત (Chrozophora tinctoria) ઉગે છે તેમાંથી રંગ કાઢવામાં આવે છે. તે વિષે **વૉટ** સાહેબ લંબાણથી પોતાની ડીકશનરીમાં વિવેચન કરે છે. તે રંગના ઉદ્યોગ કરનારાઓએ જાણવા લાયક છે.

**૩-વર્ણન**-એના છોડવા ૬ ઈંચથી ફૂટ કે ૧½ ફૂટ લાંબા થાય છે. તે પાતળા સીધા ને કોઈવાર કેટલીક શાખાઓવાળા હોય છે. તેનાપર વાળની રૂંછાળ આવેલી હોય છે. એનાં પાન ૧ થી ૧½ ઈંચ લાંબાં પોહોળાં ને કોરપર દાંતા કે કાંગરીવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. ફલ એરડાનાં ફલ જેવાં ત્રણ ખાંચીઆવાળાં ને મથાળે બેઠેલાં હોય છે.

એના છોડવા બરડા ડુંગરમાં છૂટા છવાયા ઉગે છે.

એના છોડવાઓને બાળીને તેની રાખ તેલમાં મેળવી ઢોરની કાંધે ચાંદું પડયું હોય તો તેપર લગાડે છે.

## વર્ગ-( યુફોર્બિયેસી ).

### નંબર ૫૦૯.

**૧-શાસ્ત્રીયનામ**-Acalypha Indica.

દૃષ્ટાન્ત-H. V. p. 416; N. p. 297; Watt. I. p. 62.

**૨-દેશીનામ**:-દાદરો (પો૦); વેંછીકાંટો (ગુ૦); खोखली, कुपी, खाजोटी (म०); खोखला, कुपी (हिं०); अरिष्टमन्जरी? (सं०)

**૩-વર્ણન**-દાદરાના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે કેટલીક જગોએ શિયાળે અને ઉન્હાળે પણ જોવામાં આવે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. એની ડાંડી ઘણુંકરી પાતળી ને સીધી વધેલી હોય છે. અને તેમાં વિશેષ શાખાઓ નીકળેલી હોતી નથી. પણ કોઈવાર એના છોડવામાં ઉત્તરોત્તર નાહાની થતી શાખાઓ નીકળેલી હોય છે. તેથી એનો છોડવો ઝુમર જેવો ભરાયલો દેખાય છે. પાન પોહોળાં ને તેની ડીટડી ઘણી લાંબી હોય છે. ફૂલ સૂક્ષ્મ પીળાસલેતા લીલા રંગનાં, અને ફલ એરડાનાં ફલ જેવાં ૩ ખાંચીઆવાળાં નાહાના પત્રકોપની અંદર આવેલાં હોય છે.

એના છોડવાપર બહુધા સફેદવાળની રૂંવાટી હોય છે. એના આખા છોડવામાંથી એરડા જેવી અણગમતી વાસ નીકળતી હોય છે.

**મૂળ**-૩ થી ૧૦ ઈંચ લાંબું, કેટલાક ફાંટઓવાળું, સુતળીથી પેનસીલ જેવું જાડું, અને ધોળા રંગનું હોય છે. તેપરની છાલ પાતળી ને નરમ, અને મૂળનું લાકડું ચીવટ અને કઠ્ઠણ હોય છે. વાસ અણગમતી, અને સ્વાદ ફીકાસલેતો ચીરપરો ને પાછળથી જરા કડવાસલેતો લાગે છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી સ્લેટપેનથી કંઈક જાડી હોય છે. તે લીલા રંગની ઉભી હાંસોવાળી અને તેની હાંસોની વચમાં બહુધા ધોળા સૂક્ષ્મ બેઠેલા વાળની હાર હોય છે. શાખાઓ પાતળી અને ઉંચી ચઢતી હોય છે

ડાંડીપરની છાલ જરા ચીવટ અને રેસાવાળી હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તેમાં સછિદ્ર પોચો સફેદ ગાભો દેખાય છે.

**પાન**–બન્ને છેડે જરા સાંકડાંથતાં ને વચમાં ઘણાં પોહોળાં હોય છે. તે ૧ થી ૩ ઇંચ લાંબાં અને ½ ઇંચથી ૨½ ઇંચ પોહોળાં હોય છે. પાનની કોર સૂક્ષ્મ દાંતાવાળી હોય છે. પણ ડીટડી પાસે તેની કોર જેટલી સાંકડી થયેલી હોય છે, તેટલી ઘણુંકરી અખંડ હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ડીટડી ૨ થી ૩½ ઇંચ લાંબી અને લીંબડાની સળી જેવી પાતળી હોય છે. ડીટડીની ઉપરની બાજુ ઉભી હાંસો અને તેની તમામ સપાટીપર ધોળા વાળની રૂંવાટી હોય છે. ડીટડી નરમ અને થડમાં જરા વાંકવળેલી હોય છે. પાનની બન્ને સપાટી લીસી, તેમાં ઉપરની ઘેરા લીલા રંગની ને નીચેની ફીકા લીલા રંગની હોય છે. પાનને રોશની તરફ રાખી જોતાં તેમાં લીંબુનાં પાનમાં હોય છે, તેવાં સૂક્ષ્મ અર્ધપારદર્શક છાટણાં દેખાય છે. પાનમાંની નસો ડીટડીને મથાળેથી ત્રિશૂળની પેઠે નીકળી પાનમાં ઉંચી ગયેલી હોય છે. પાનની વાસ ઉગ્ર અને સ્વાદ જરા મીઠાસલેતો ચીરપરો ને તેલીઓ લાગે છે.

**ફૂલ**—પુષ્પ ધારણ કરનારી સળી અથવા કલંગી પત્રકોણમાંથી અક્કેકી નીકળેલી હોય છે. તે પાનની ડીટડી કરતાં જરા પાતળી અને તેનાથી ટુંકી અથવા તેના જેટલી જ લાંબી અને ઉંચી ચઢતી હોય છે. તેનાપર ઉભી નસો અને સફેદ વાળની રુંવાટી આવેલી હોય છે. **નર અને માદાફૂલો** એ કલંગીપર જૂદાં જૂદાં આવેલાં હોય છે.

**નરફૂલ**–કલંગીના ઉપરના ભાગમાં પીળાસલેતા લીલા રંગનાં સૂક્ષ્મ દાણા જેવાં **નરફૂલ** આવેલાં હોય છે. તે ઘણાં પાસે પાસે હોય છે. તેની નીચે પુષ્પપત્રો હોતાં નથી. એ ફૂલોનો પુ૦ બા૦ કોપ ૪ પત્રોનો બનેલો હોય છે. તેનાં પત્રો હૃદયાકૃતિનાં હોય છે. પુ૦ અભ્ય૦ કોપ હોતો નથી. પુંકેસરો બહુધા ૮ હોય છે. તેના પરાગકોપ પીળા રંગના ને પુ૦ બા૦ કોપથી જરા ઉંચા દેખાતા હોય છે. સ્ત્રીકેસર હોતી નથી.

**માદાફૂલ**–એ કલંગીના નીચેના ભાગમાં માદાફૂલો આવેલાં હોય છે. તેનાં પુષ્પપત્રો તળિયેથી સાંકડાં, મથાળે પોહોળાં, એક પાનની પ્યાલી કે દડીઆ જેવાં હોય છે. તેની કોરપર સૂક્ષ્મ દાંતા અને ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. તેપર ઉભી નસો ને તેનાં પાનમાં હોય છે તેવાં સૂક્ષ્મ છાંટણાં પણ આવેલાં હોય છે. એ પુષ્પપત્રનો વ્યાસ ૨ થી ૩ લાઇન જેટલો અને લંબાઈ ૧ થી ૨½ લાઇન જેટલી હોય છે. તેની અંદર ૧ થી ૫ પણ વિશેષ કરીને ૩ થી ૪ માદાફૂલો આવેલાં હોય છે. તેનો પુ૦ બા૦ કોપ અત્યન્ત સૂક્ષ્મ ૩ પત્રોનો બનેલો હોય છે. પુ૦ અભ્ય૦ કોપ હોતો નથી. પુંકેસરો હોતાં નથી. સ્ત્રીકેસરગર્ભાશય એરડાનાં ફૂલ જેવો ૩ ખાંચીઆવાળો, લીલા રંગનો, ખડબચડી સપાટી અને સૂક્ષ્મ રૂંવાટીવાળો હોય છે. નલિકા ૩ પીળાસલેતા લીલા રંગની હોય છે. ને તેને મથાળે તેના છેડા ધોળા રંગના સૂક્ષ્મ દોરા જેવા નીકળેલા હોય છે. માદાફૂલ ઘણુંકરી એક પુષ્પપત્રની અંદર ૪ પાસે પાસે આવેલાં હોય છે. પણ તેમાંથી–૧ કે ૨–પૂર્ણસ્થિતિએ પોહોંચી બાકીનાં અપૂર્ણ રહી જતાં જણાય છે.

ફૂલની કલંગી નરફૂલની ઉપર એક પાતળા નરમ દોરા જેવી થઈ આગળ વધી ગયેલી હોય છે ને તેને છેડે જરા પીળાસલેતા લીલા રંગનો એક સૂક્ષ્મ ત્રિકોણ મુકુટ આવેલો હોય છે. આ ત્રિકોણ મુકુટને તળિયે ૩ પુ૦ બા૦ કોપનાં પત્રો જેવાં પત્રો હોય છે. અને એ મુકુટને મથાળે તેની બન્ને બાજુએ અક્કેક પોહોળી નળી હોય છે, જેનાં મુખપર ધોળા વાળની ઝાલર હોય છે. આ આખા મુકુટપર પણ સફેદ વાળની રૂંવાટી હોય છે. આ મુકુટને તળિયે એક બાજુથી સ્ત્રીકેસરનલિકા જેવો તંતુ નીકળે છે. જેને મથાળે પણ ધોળા દોરા જેવી ઝાલર કે છેડા હોય છે. આ ત્રિકોણ મુકુટની અંદરથી એક રતાસલેતા ભૂરા રંગનું બીજ નીકળે છે. આ બનાવટ ખરેખર એક અજાયબ જેવી અને જોવા લાયક છે.

**૩–ફૂલ**–૩ ખાંચીઆવાળાં હોય છે. તે લીલા રંગનાં ને તેપર ધોળા વાળની રૂંવાટી હોય છે.. તેની સપાટી ખડબચડી અને તેને મથાળે લાંબી અણી જેવી સ્ત્રીકેસરનલિકાઓ રહી ગયેલી હોય છે. ફલ પુષ્પપત્ર કરતાં ટુંકાં હોય છે. તે ½ લાઈન વ્યાસનાં હોય છે. ફલમાં ૩ પોલ અને ૩ બીજ હોય છે. તે ફલ તદ્દન સુકાઈ જાય છે ત્યારે તેની પોલ ઉઘડી બી તેમાંથી પોતાની મેળે બહાર આવે છે.

**બીજ**–½ લાઈન લાંબું, એક છેડે સાંકડું ને બીજે ગોળાઈલેતું હોય છે. બીની ઉપર ભૂરા રંગનું ચળકતું પાતળું પડ હોય છે. તે કાઢી નાખતાં બીજ રતાસલેતા રંગનું દેખાય છે. તેને છેડે ધોળા રંગની નાળ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–રેચક, ઉલટી કરાવનાર, શોથ અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ રેચક છે. તે વધારે વજનમાં આપવાથી ઉલટી પણ કરાવે છે. ને ઘણા થોડા વજનમાં આપવાથી ઝાડા થાય છે. એનાં સુકાં પાનની ભૂકી કૃમિ ઉપર અપાય છે. એનાં પાનનો રસ સાપ અને બીજાં ઝેરી જનાવરોના દંસપર ચોપડવામાં આવે છે. એનો રસ નાસાવિરેચન કરાવા વપરાય છે. એનાં પાનનો રસ

દાદર, ખસ અને એવાં જ બીજાં ચામડીનાં દરદોપર લગાડવામાં આવે છે. એનાં પાન વાટીને ગડગુમડાંઓ ઉપર બાંધવામાં આવે છે. એના તાજા છોડવાને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઈ સંધિવા અને ખરજવાં ઉપર ચોપડવામાં આવે છે. લસણની સાથે એનાં પાનનો ઉકાળો પણ કૃમિ પાડવા માટે વાપરવામાં આવે છે. એનો ઉપયોગ કફ કઢાવા અને ઉલટી કરાવા માટે કરવામાં આવે છે.

એના ઉપયોગના દાખલાનો સંગ્રહ વૉટ સાહેબની ડીક્શનરીમાં કરવામાં આવેલો છે, તે વાંચવા જેવો છે. એની અસર હ્રદય ઉપર શામક હોય એમ જણાય છે. વળી તે ઉલટી અને ઝાડા કરાવે છે, માટે અનુભવી શિવાય બીજાઓએ વાપરવું યોગ્ય નથી.

**૭-સ્થાનક**-રસ્તાઓની બાજુએ, વાડીઓની વાડ પાસે, બાગ વાડીઓ ને ખેતરોમાં શેઢા અને પાણીના ધોરીઆ કાંઠે, અને નેદ તરીકે ઉગે છે,

એ હિં૦ના ઘણા ભાગોમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-દાદર ઉપર એનાં પાનનો રસ ચોપડવામાં આવે છે તેપરથી એનું નામ दादरो પડેલું જણાય છે. खोखली અને कुप्पी એ નામ પણ ઉધરસ અને કફ ઉપર એનો ઉપયોગ હોવાને લીધે પડેલાં હશે. એનાં ફૂલની કલંગીપર પુષ્પપત્રોની રચના અને તેનો આકાર પણ दादर અને कुप्पि જેવાં હોય છે. કદાચ તેપરથી એ નામો પડેલાં હશે.

---

## વ°--(યુફોર્બિયેસી).

### નંબર ૫૧૦.

**૧-શાસ્ત્રીયનામ**-A. ciliata.

દૃષ્ટાન્ત-H. V. p. 417 N. p. 297; Watt. I. p. 62.

**૨-દેશીનામ**-દાદરી, રૂંછાળો દાદરો. (પો૦+ગું૦) लाहान खोखली, कुप्पी (મ૦).

**૩-વર્ણન**-દાદરીના છોડવાઓ પણ દાદરાના છોડવાની પેઠે ચોમાસે ઘણા ઉગી આવે છે. તે દાદરાના છોડવાથી નાહાના હોય છે. તે દાદરાની પેઠે જ સીધા ૧ થી ૨½ ફીટ ઉંચા વધે છે. પાન લાંબાં, લાંબી અણીવાળાં અને ફૂલ ફલ સાધારણ રીતે દાદરા જેવાં હોય છે.

દાદરીના છોડવાપર વાળની રૂંછાળ દાદરા કરતાં વિશેષ હોય છે.

**મૂળ**-૨ થી ૬ ઇંચ લાંબું, ભૂરા ધોળા રંગનું, સુતળીથી સ્લેટપેન જેવું જાડું અને ઉગ્ર વાસવાળું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-મૂળ જેવી જાડી, અંદરથી પોચા ધોળા ગાભાવાળી ને બહારથી ઉભી હાંસો અને ધોળા વાળની રૂંછાળવાળી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે, તેની ડીટડી ½ થી ૨ ઇંચ લાંબી ને રૂંછાળથી ભરાયલી હોય છે. પાન પોહોળાં લંબગોળ હોય છે. તે ડીટડી પાસે ગોળાઈલેતાં અથવા જરા સાંકડાં અને ટેરવાં તરફ સાંકડાંથતાં ટેરવે દાદરાનાં પાન કરતાં લાંબી અણીવાળાં હોય છે. પાનની કોર કાંગરીદાર, અને તેની બન્ને સપાટી રૂંછાળવાળી હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેમાં દાદરાનાં પાનની પેઠે અર્ધપારદર્શક સૂક્ષ્મ છાંટણાં દેખાય છે. ડીટડીને મથાળેથી ૩ ઉભી નસો નીકળી પાનમાં ગયેલી હોય છે. પાનની વાસ ઉગ્ર કે અણગમતી હોય છે.

**ફૂલ**-ની કલંગી દાદરાની પેઠે જ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબી હોય છે. તેનાપર મથાળે સૂક્ષ્મ **નરફૂલ** અને તેના નીચેના ભાગમાં **માદાફૂલ** આવેલાં હોય છે. માદાફૂલનાં પુષ્પપત્રો ઘણાં પાસે પાસે આવેલાં હોય છે. તે ફીકા લીલા રંગનાં, ઉભી નસો અને વાળની રૂંછાળવાળાં હોય છે. તેની કોરપર લાંબા દાંતા હોય છે. અને એ દાંતાઓપર વાળની રૂંછાળ સાથે ગોળ ટોપકાંવાળા વાળ પણ આવેલા હોય છે. એ પુષ્પપત્રોનો આકાર પણ દાદરાનાં પુષ્પપત્રોને મળતો પ્યાલી જેવો હોય છે. ને તે દરેકમાં ૧ થી ૨ **માદાફૂલ** આવેલાં હોય છે. તે પુષ્પપત્રોથી ટુંકાં હોય છે. તેનો ગર્ભાશય એરંડાના ફલની માફક ૩ ખાંચીઆવાળો, લીલા રંગનો, ને તેપર વાળની ગીચોગીચ રૂંવાટી હોય છે. નલિકા ૩ ને તેના મુળના છેડાઓ બારીક તંતુઓ જેવા નીકળેલા હોય છે.

**ફલ**-૩ ખાંચીઆવાળાં, પ્રથમ લીલાં ને સુકાય છે ત્યારે ભૂરાં થઈ જાય છે. તે ½ થી ⅔ લાઇન જેટલા વ્યાસનાં હોય છે. એની ૩ પોલ, અને દરેક પોલમાં એકેકું બીજ હોય છે.

**બીજ**-ભૂરા રંગનું, ચળકતું, લીસું, ને એક છેડે જરા અણીથતું હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**- અને **૬-ઉપયોગ**- } દાદરા જેવા.

**૭-સ્થાનક**-દાદરો ઉગે છે, તેવી જગોએ ઘણુંકરી દાદરી પણ ઉગે છે, તોપણ દાદરીના છોડવાઓ ભીનાશ અને છાયડાવાળી જગો વિશેષ પસંદ કરે છે. છાયડા નીચે પાણીના ધોરીઆ કાંઠે કોઈ કોઈ જગોએ દાદરા અને દાદરીના છોડવા બારેમાસ પણ ઉગે છે.

૮-**વિશેષવિવેચન**-દાદરાના* છોડવાઓ કરતાં **દાદરીના** છોડવાઓ પાતળા અને નાહાના હોય છે. તેમ તે એકજ જાતના અને સરખા ગુણવાળા હોવાથી આના નાહાના છોડવાઓને દાદરી કહેતા હશે. જેમ **ઝીપટો, ઝીપટી** અને **કાસુંદ્રો, કાસુંદ્રી,** વગેરે.

---

## વર્ગ—( યુફોર્બિએસી ).

### નંબર-૫૧૧.

**૧—શાસ્ત્રીયનામ**-Dalechampia indica.

દૃષ્ટાન્ત-H. V. p. 467.

**૨-દેશીનામ**-ખાજોટી, ખાજવણીનીવેલ (પો૦-ચું૦ ).

**૩-વર્ણન**-ખાજવણીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તેમ તે કેટલીક જગોએ બારે માસ પણ હોય છે. એની ડાંડી અને શાખાઓ સુતળીથી સ્લેટપેન જેવી જાડી, ઉભી હાંસોવાળી, પીળાસલેતા લીલા રંગની અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે.

**પાન**-આંતરે આવેલાં ફીકા કે ઘેરા લીલા રંગનાં બન્ને સપાટીએ વાળની રૂંવાટીવાળાં અને ૩ ઉંડા ખાંચીઆવાળાં હોય છે. તેમાં બાજુનાં બન્ને ખાંચીઆની નીચેની કોર ડીટડી પાસે ગોળાઇલિતી પોહોળી કે વખતે બુઠ્ઠા નાહાના ખાંચીઆવાળી હોય છે. અને વચલો ખાંચીઓ બન્ને છેડે ઘણુંકરી સાંકડો થતો હોય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં, કોરપર દાંતાવાળાં અને બહુધા કુમાસે પાતળાં હોય છે. પાનની ડીટડી ૧½ થી ૩ ઇંચ લાંબી, લીંબડાની સળી જેવી પાતળી, ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે.

પાનની ડીટડીના થડમાં બે ટેરવે સાંકડાંથતાં પાતળાં **ઉપપાન** હોય છે. તેપર પણ સફેદ વાળની રૂંવાટી હોય છે.

**ફૂલ**-પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ૧½ થી ૨½ ઇંચ લાંબી, પાનની ડીટડીથી પાતળી ઉભી હાંસો અને સફેદ વાળની રૂંવાટીવાળી હોય છે. તેપર અક્કેક ફૂલ આવેલું હોય છે. ફૂલને તળિયે ૨ પોહોળાં ફીકા પીળા રંગનાં ટેરવે બહુધા વિભાગિત થયેલાં પુષ્પપત્રો હોય છે. તેમાં લીલાસલેતા રંગની ઉભી નસો અને જાળીકામ હોય છે. એની બન્ને સપાટીપર સફેદ વાળની રૂંવાટી હોય છે. પુંકસરો ઘણાં ને સ્ત્રીકેસર ૧ હોય છે. ફલ રૂંછાળવાળાં અને બીજ ગોળાઇલેતાં હોય છે.

* પોરબંદર સ્વસ્થાનમાં વિશેષકરીને બાગ બગીચાઓની પડતર જમીનમાં દાદરાના છોડવા વિશેષ ઉગે છે. પણદાદરીના છોડવા મધુવન, કંડોરણાં ઠાંસો, બરડા ડુંગરમાં ઓથ અને ભીનાસવાળી તળિયો અને રાજવાડી બાગની છાયડાવાળી જગોમાં વિશેષ ઉગતાં જોવામાં આવે છે.

એ વેલને ઉંટ અને બકરાં ખાય છે.

વાડીઓની વાડમાં, કંટાળાઓનાં જાળાંઓમાં અને ડુંગર પર ચરીઆણ ઘાસની સાથે ખાજવણીના વેલા ચોમાસે ઘણા ઉગે છે.

એ વેલાને અડકવાથી તેપરના વાળ ભેરવની શીંગપરના વાળની માફક બળતરા કરે છે તેથી ચેળ અને ખાજ ચાલે છે માટે એને **ખાજવણી** કહે છે.

ખાજવણીની વેલને અહિના રબારી અને ખેડુલોકો **વાણિયાનો-દેવ** કહે છે. અને તેના સંબંધમાં એક રમુજી વાત કહે છે કેઃ—

એક વાણિયો અને પઠાણ મુસાફરીએ ભેળા ચાલ્યા જતા હતા. પરસ્પર વાતચીત ચાલતાં પોત પોતાના દેવની વાત નીકળી. પઠાણે કહ્યું "હમ બનિયેકે દેવકું અંગપર વિસકર ફેંકતા દેતા હૈ" આ સાંભળી ડાહ્યો વાણિયો બોલ્યો "હાઇ બાપજી." પછી બોયડીનું ઝાડ આવ્યું. તેને વાણિયે નમન કર્યું. તે જોઇ પઠાણે તેનાં પાન તોડી આંગે ભુંસી ફેંકી દીધાં. તે જોઇ વાણિયો કંઇ પણ બોલ્યો નહિ. પછી આગળ ચાલતાં બે ચાર બીજાં જૂદી જૂદી જાતનાં ઝાડો આવ્યાં તેને પણ વાણિયે હાથ જોડયા, અને પઠાણે તેનાં પણ પાન તોડી પહેલાંની માફકજ આચરણ કર્યું. એટલામાં **ખાજવણી**ની વેલ વાણિયાની નજરે પડી, તે જોઇ વાણિયો મનમાં કહેવા લાગ્યો કે "હવે લાગ આવ્યો." વાણિયો જેવો ખાજવણીને નમવા જાય છે કે તરતજ પઠાણે તેના આખા વેલાને તોડી, ચોળી, આંગે ભુંસી ફેંકી દીધો. પણ થોડી વારમાંજ પઠાણના આંગમાં બળતરા ઉપડી. હવે જોઇ લ્યો મજા! પઠાણ કહે "આગુંકા તુમારા દેવ સબ અચ્છા, મગર યહ બહુત ખરાબ! બનિયા અગન બુઝાઓ, અગન બુઝાઓ, હમારા અંગ જલવાતા હૈ, કુછ ઇલાજ બતાઓ, ઇલાજ બતાઓ" વાણિયે કહ્યું "બાપજી દેવને અમારાથી શું થાય?" પછી પઠાણે બુમેબુમ મારી અને વણિયાના ઘણા કાલાવાલા કર્યાં ત્યારે વાણિયો તેને એક ગામમાં તેડી ગયો ને ત્યાં આખે અંગે ઘી ભુંસાવ્યું ત્યારે ચેળ મટી. આ ઉપરથી **ખાજવણીની વેલ-વાણિયાનો દેવ** કહેવાય છે.

---

## ૭૪-N. O. URTICACEÆ

## વર્ગ-અર્ટિકેસી-વડ અને પીપળાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—આ ઘણા જ પ્રખ્યાત અને કેટલીક પવિત્ર મનાતી વનસ્પતિવાળા વર્ગમાં મ્હોટાં વૃક્ષો, ઝાડવાં અને નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની કેટલીક વનસ્પતિમાંથી દૂધ જેવો ચીકણો રસ નીકળે છે, અને છાલમાંથી જાડા કે બારીક મજબૂત

રેસાઓ નીકળે છે. આ વર્ગની વનસ્પતિને પાન ઘણુંકરી આંતરે આવે છે, તે બહુધા સાદાં અને અખંડ કે દાંતાવાળી તથા ડીટડી પાસે લાંબી ટુંકી કોરવાળાં હોય છે. ઉપપાન તરેહવાર અને ઘણુંકરી મ્હોટાં હોય છે. ફૂલ ઘણાં બારીક હોય છે, તે રસભરી એક કર્ણિકા અથવા પુષ્પાધાર ઉપર પાસે પાસે આવેલાં હોય છે. તેમાં **નર** અને **માદા** ફૂલો એક દેટામાં નર ને માદા અથવા એકમાં નર ને બીજામાં માદા અથવા ગમેતેમ જૂદાં જૂદાં ઘણુંકરી એકજ વનસ્પતિપર હોય છે. (અથવા એક વનસ્પતિપર **નર** અને બીજીપર **માદા** હોય છે.)? ફૂલનાં આચ્છાદન દાંતાવાળાં અથવા વિભાગિત હોય છે. પુંકેસરો આચ્છાદનના વિભાગો જેટલાં અથવા તેથી ઓછાં હોય છે, અને તેની સામે આવેલાં હોય છે. પરાગકોપ બે પોલવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, એક પોલવાળો, નલિકા સાદી અથવા બે ફાંટાળી, અથવા હોતી નથી. અને નલિકાગ્રમુખ બોડું અથવા વાળની પીછી જેવું હોય છે. આદિબીજ ૧ હોય છે. ફૂલ ગોળ, કઠણ કે ચપટું ને પાંખવાળું અથવા ઉભાં બીજડાં જેવું હોય છે. બીજ પાતળી છાલવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં વડ, પીપળો, પીપળી, અને ઉમરો એ આપણા દેશમાં ઘણા લાંબા કાળથી પવિત્ર મનાય છે. સ્વાદિષ્ટ **શેતુર**, અને અત્યન્ત સ્વાદિષ્ટ ઉન્હાળાનાં ફલ **અંજીર** એ પણ આ વર્ગની વનસ્પતિનાં ફલ છે. મથુરાંજીના ચોબાઓની પ્યારી **ભાંગ**, અને ખાકી, જોગી, અગડબંબ અવધૂત અને ફકીરોનો પ્યારો **ગાંજો** એ પણ આ વર્ગની વનસ્પતિનાં પાન અને ફૂલ છે.

રબરનું ઝાડ (Ficus elastica) જે હાલ ઘણા બાગોમાં જોવામાં આવે છે તે પણ વડની જાત છે. એનાં લાંબાં, લીસાં ચળકતાં, ઘેરા લીલા રંગનાં પાન અને લાંબાં રાતા રંગનાં ઉપપાન ઘણાં સુંદર દેખાય છે. એમાંથી રબર કાઢવા માટે એનું વાવેતર કરવામાં આવે છે.

ફણસનું ઝાડ (Artocarpus integrifolia) કહે છે કે દુનિયામાં મેવા તરીકે ખવાય એવાં ફલમાં સૌથી મ્હોટું ફલ ધારણ કરનારૂં છે, એનાં ફલનું વજન કોઈવાર બે મણ જેટલું હોય છે. આ ઝાડ પણ આ વર્ગની વનસ્પતિ છે.

નંદીવૃક્ષ અથવા નાંદરૂકી (Ficus retusa) એને આ સ્વસ્થાનમાં **પ્રાગવડ** કહે છે તે રાણાસર તળાવની પાળપર ઉગેલાં જોવામાં આવે છે, પણ મુંબઈમાં રસ્તાઓની બાજુએ એનાં સેંકડો ઝાડ વાવવામાં આવેલાં છે, તે પણ આ વર્ગનાં ઝાડ છે. "**પ્રાગવડને** પાંદડે પોઢ્યા બાળમુકુન્દ"ની બોધક અને ઘણી રસીલી વાર્તા ભાગવતમાં પ્રસિદ્ધ છે.

આ વર્ગની વનસ્પતિમાં ઘણુંકરી માદક, ગ્રાહી, રૂક્ષ, રોપક, સારક, શોધક, પૌષ્ટિક, કફઘ્ન અને શામક આદિ ગુણોરહેલા છે.

---

## વર્ગ—(આર્ટિકેસી).

### નંબર ૫૧૨.

**શાસ્ત્રીયનામ**–Holoptelea integrifolia.

દ્રષ્ટાન્ત–H. V. p. 481; N. p. 30[?]; Watt. IV. p. 261; રૂ. નિ. પા. ૪૩૧.

**૨–દેશીનામ**–ચરેલ (પો૦): કણઝો (ગુ૦); वावळा (म०); चिरमिल, चिलबिल, चिरबिल, पापरी, करंजी (हिं०); चिरबिल्व. (सं०).

**૩–વર્ણન**–ચરેલનાં ઝાડ બરડા ડુંગરમાં ૨૫ થી ૩૦ ફીટ ઉંચાં જોવામાં આવે છે. તેની શાખાઓ ચોતરફ પસરાતી બહુધા ભસ્મી રંગની હોય છે. નાહાની શાખાઓ નીચી ઝુકતી હોય છે. કોમળ શાખાઓપર ભૂરા વાળની રુંવાટી હોય છે. ડાંડી અને શાખાઓની છાલ ઘણી મજબૂત રેસાવાળી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે, તે શિયાળે ખરી જાય છે. તે ૩ થી ૬ ઈંચ લાંબાં અને ૧ થી ૩ ઈંચ પોહોળાં હોય છે, તે લંબગોળ કે બન્ને છેડે થોડાં સાંકડાં અથવા મથાળાં તરફ પોહોળાં કે સાંકડાં થતાં અણીદાર હોય છે. તેની કોર ડીટડી પાસ જરા વિભાગિત અથવા ગોળાઇલેતી વિષમ હોય છે. પાનની સપાટી લીસી કે વખતે તેપર વાળની આછી રુંવાટી હોય છે. પાનની ડીટડી ટુંકી હોય છે.

**ફૂલ**–શાખાઓને છેડે ૪ થી ૫ ફીટ સુધીમાં બારીક ફૂલો માહા ફાગણમાં આવે છે. તેની સળી ખરી ગએલાં પાનના ખૂણામાંથી ૧ થી ૪ કે તેથી એ વધારે એક જ ખૂણામાંથી નીકળેલી હોય છે, તે $\frac{1}{2}$ ઈંચથી ૧ ઈંચ લાંબી હોય છે, તે ભૂરા કાળા રંગની હોય છે, ને તેપર ભૂરી ભૂરકી હોય છે. ફૂલની ડીટડી $\frac{1}{8}$ ઈંચ લાંબી ઝીણી સળી જેવી હોય છે. ફૂલનો રંગ લીલાસલેતો પાળો હોય છે. ફૂલમાંથી કરંજનાં ફૂલમાંથી નીકળે છે તેવી દાહક તીખી વાસ નીકળતી હોય છે. પુ૦ બા૦ કોપ–૪ પત્રોનો, રાતો, ધોળી રૂંછાળવાળો. પુ૦ અભ્ય૦ કોપ–હોતો નથી. પુંકસરો–૮ હોય છે. પરાગકોપ જાંબુડા લીલા સ્ત્રીકેસર ૧.

**ફૂલ**–ગચ્છુમની પેઠે ડાળોપર આવી જવાથી નાહાની ડાળો ફલના ભારથી ઘણી નીચી ઝુકી રહેલી પવનની લેહેરીમાં આમતેમ ઝૂલતી આ વખતે અતિ સુંદર દેખાતી હોય છે. આ વખતે આ ઝાડનો દેખાવ એક

ખરેખર અજાયબ જેવો થઇ રહેલો હોય છે. ફલ, ફીકા પીળા રંગનાં, ચપટાં, પાતળાં ચકરડાં જેવાં થાય છે. તેને ટેરવે બે જરા વાંકા વળેલા આંકડા હોય છે. ફલ ૧ થી ૧½ ઈંચ લાંબું અને ½ થી ૧¾ ઈંચ પોહોળું હોય છે. ફલમાં વચ્ચોવચ એક બીજ આવેલું હોય છે. તેને બન્ને છેડેથી નસ નીકળી ફલની ડીટડી અને ટેરવાં તરફ ગએલી હોય છે.

**બીજ**–૨ થી ૩ લાઇન લાંબું અને ૧½ થી ૨ લાઇન પોહોળું હોય છે. તે ચળકતું લીસું ધઉવર્ણું હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–વિદાહી અને શોથઘ્ન.

**૬–ઉપયોગ**–ચરેલનું મૂળ રબારીલોકો પાણીમાં ઘસીને સંધિવાના દુખાવાપર ચોપડે છે. ચરેલનાં પાન વાટી તેલમાં કકડાવીને તે તેલ જીવાતવાળાં ભાઠાં અને ચાંદાંઓ ઉપર લગાડે છે, ચરેલનાં કાચાં ફૂલ ફલ રંગ બનાવવાના કામમાં વપરાય છે. ચરેલનાં બીજ રબારીઓ પાણીમાં ઘસીને દાદરપર ચોપડે છે. ચરેલની છાલમાંથી લાંબા સુંદર રેસા નીકળે છે. તેમાંથી દોરી, ખાટલાનું વણ વગેરે બનાવે છે, ચરેલનું લાકડું ખેતીનાં ઓજારોના હાથા અને રબારીઓના કુબાની વળી બનાવવાના કામમાં વપરાય છે.

"चिरबिल्व એટલે ચરેલ એ પણ કરંજની જાત છે, ચરેલને गुच्छकरञ्ज કહે છે, એ કૃમિ, કુષ્ઠ, ત્વગ્દોષ, ને અર્શને મટાડે છે,"
(વૈ૦ રૂગનાથજી જુનાગઢ).

**૭–સ્થાનક**–આ સ્વસ્થાનમાં બરડા ડુંગરમાં ચરેલનાં ઝાડવાં છૂટાં છવાયાં ઘણાં ઉગે છે, તોપણ બીલેશ્વરી નદી કાંઠે તે વિશેષ જોવામાં આવે છે. એ હિં૦ના ઘણા ભાગોમાં થાય છે.

**૮–વિશેષ વિવેચન**–चिरबिल्व એ સંસ્કૃત નામ ઉપરથી ચિરબિલ, ચિલબીલ અને ચરેલ એ પ્રાકૃત નામો નીકળેલાં જણાય છે.

ચરેલનું ઝાડ વડ, પીપળાના વર્ગનું છે, પણ તેનો દેખાવ, તેની વાસ, અને તેના કરંજ જેવા દાહક ગુણ ઉપરથી સંસ્કૃતમાં તેનો મુકાબલો કરંજનાં વૃક્ષ સાથે કર્યો હશે. એનાં ફલ પાતળાં ચકરડાં જેવાં થાય છે, માટે એને હિંદીમાં **પાપરી** કહેતા હશે.

---

## વર્ગ–(અર્ટિકેસી).

## નંબર ૫૧૩.

**૧–શા. ના.**–Ficus Bengalensis.

દૃષ્ટાન્ત.–H. V. p. 499; N. p. 304; Watt. III. p. 343; રૂ. નિ. પા. ૪૧૧.

**૨–દેશીનામ**–વડ, વડલો, (પો૦ગુ૦); वड (મ૦); बड, बरगा (હિં૦); वट, न्यग्रोघ (સં૦).

**૩–વર્ણન**–વડનાં વૃક્ષો હિંદુસ્થાનમાં સૌથી મ્હોટા વિસ્તારવાળાં, સૌથી વધારે વરસો જીવનારાં, સૌથી સહેલાઇથી તરત ઉગનારાં, મનુષ્ય, પશુ, પક્ષી અને જંતુઓને સૌથી ઉપયોગી થનારાં, ઘણા લાંબા કાળથી પ્રસિદ્ધ થયેલાં છે. તે ૫૦ થી ૭૫ કે ૧૦૦ ફીટ ઉંચાં વધે છે, અને તેનો ઘેરાવો ૧૦૦ થી ૫૦૦ કે ૧૦૦૦ થી ૨૫૦૦ ફીટ જેટલો થાય છે. ભરૂચ પાસેના કબીરવડની છાયા નીચે ૭૦૦૦ માણસો આરામથી રહી શકે એટલો તેનો વિસ્તાર નોંધાયેલો છે. ૨૦૦૦૦ યાત્રીઓ કે સીપાઇઓ એક ઝાડ નીચે બેસી શકે એવા વડનાં ઝાડ પણ હિંદુસ્થાનમાં છે.

શાખાઓ તેમાં ચોતરફ ઘણી લાંબી નીકળે છે, અને તેના અગ્ર ભાગમાં નાહની નાહની અસંખ્ય ઉભી, આડી અને નીચી નમતી પ્રતિશાખાઓ આવે છે. લાંબી શાખાઓમાંથી મૂળિયાંઓ જેવી ઘણી શાખાઓ ફૂટે છે, તે વડવાઈ કહેવાય છે, તે વધીને જમીન સુધી આડી ઉતરે છે, તે આસ્તે આસ્તે જમીનમાં વધીને જાડી ને મજબૂત થાય છે. આ વડવાઈ જે લાંબી શાખાઓમાંથી ફૂટેલી હોય છે, તેને હવે ગેડી કે થાંભલીની પેઠે તે ટેકા કે આધારરૂપ થઈ રહે છે, અને આખરે એ વડવાઈ વધારે જાડી થઈ બહુધા સ્વતંત્ર ઝાડ બની જાય છે. તેમાંથી પછી અસલ ઝાડની પેઠે શાખાઓ ફુટી શાખાઓમાંથી પાછી વડવાઈ નીકળે છે. આવી રીતે આ વૃક્ષનો વીસ્તાર થતો હોવાથી કોઈ કોઈ જગોએ સેંકડો વડવાઈ ઝાડની માફક વધીને વડના ઝાડનું એક મ્હોટું વિસ્તારવાળું ગુંમજ બની રહે છે. તે છેટેથી એક મ્હોટા લીલા તંબુ જેવું દેખાય છે.

પાનનો ભરાવ પણ આ વૃક્ષમાં ઘણો ગીચ હોય છે. તેથી ભર ઉન્હાળે પણ એનાં ઝાડ તળે સૂર્યનાં ગરમ કિરણો ઝાડ ઉપરથી આવી શકતાં નથી, તેથી એની છાયા શીતળ રહે છે.

ફૂલ અને ફલ આ વૃક્ષમાં ઘણાં બારીક હોય છે. તે તળિયે પોહોળી અને નીચેથી ઉપર તરફ ગોળ વળેલી **કર્ણિકા** અથવા **પુષ્પાધાર**પર આવેલાં હોય છે. તેને મથાળે એક સૂક્ષ્મ છિદ્ર હોય છે. આ કર્ણિકા અથવા પુષ્પાધારને આપણે **વડના ટેટા** કહીએ છીએ અને તે વડનાં ફલ છે એમ માનીએ છીએ. પણ વસ્તુતાએ વડનાં ફૂલ અને ફલ એ ટેટાઓ (કર્ણિકા અથવા પુષ્પાધાર–receptacles) ની અંદર સૂક્ષ્મ રહેલાં હોય છે. આ ટેટા બંધ હોવાથી તેમાંનાં ફૂલ ફલ તે ઉઘાડ્યા શિવાય આપણે જોઈ શકતા નથી. અને બહુધા એમ બને છે કે જ્યાર સુધી વડના ટેટા પાકીને રાતા થઇ જાય ત્યાર સુધી તે તરફ આપણું લક્ષ પણ જાતું નથી અને તે રાતા થાય

છે ત્યારે તદ્દન પાકી ગયા હોય છે, જેથી તેમાંનાં ફૂલ ઉઘડી ફલ થઇ ગયાં હોય છે. આથી પાકેલ ટેટા ખોલીને તેમાં આપણે જ્યારે જોઇએ છીએ ત્યારે તેમાં પાકેલાં બારીક બીજ જેવાં ફલ દેખાય છે. જેને આપણે વડનાં બીજ કહીએ છીએ. માટે વડનાં ફૂલ જોવાં હોય તો કાચા ટેટા ચીરીને તેમાં વૃદ્ધદર્શક કાચથી તપાસવું જોઇએ.

વડનો કોઇ પણ ભાગ જખમી કરવાથી તેમાંથી ધોળો ચીકણો રસ નીકળે છે. વડની કોમળ શાખાઓ પાન અને ટેટાઓપર ભૂરાવાળની રૂંવાટી હોય છે.

**મૂળ**–વૃક્ષના પ્રમાણમાં જાડાં અને લાંબાં હોય છે. તેમાંનું લાકડું ઘણું કઠ્ઠણ હોય છે. છાલ મજબૂત રેસાવળી, રતાસલેતા રંગની અને તૂરા સ્વાદવાળી હોય છે.

**ડાંડી અને શાખાઓ**–વડનાં થડ ઘણાં જાડાં, શાખાઓ લાંબી, ઉંચી ચઢતી અને ભસ્મીવર્ણી હોય છે. કોમળ શાખાઓ રતાસ કે લીલાસલેતા રંગની ને તેપર સૂક્ષ્મ ભૂરાસલેતા વાળની રૂંવાટી હોય છે.

**પાન**–આંતરે આવેલાં હોય છે. તે પહોળાં અને તળિયે ગોળાઇલેતાં હોય છે. ડીટડી પાસે ઘણુંકરી પાનની કોર જરા ખાંચવાળી હોય છે. પાનને ટેરવે નાહાની બુઠ્ઠી, પોહોળી અણી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ ઘેરો લીલો અને નીચેનીનો ફીકો હોય છે. ઉપરની સપાટી લીસી અને ચળકતી હોય છે, અને નીચેનીપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પાન ૪ થી ૮ ઇંચ લાંબાં અને ૨થી ૫ ઇંચ પોહોળાં હોય છે. ડીટડીને મથાળેથી પાનમાં ૩ થી ૭ નસો નીકળેલી હોય છે અને પાનમાંની બીજી નસો પણ આ નસોમાંથી નીકળી પાનની કોર પાસે વાંક લઈ પાસેની બીજી નસને જોડાઈ ગએલી હોય છે. નસો બહુધા ધોળાસલેતા રંગની હોય છે, તેથી પાનમાં બન્ને સપાટીએ તે સ્પષ્ટ દેખાય છે, તોપણ નીચેની સપાટીપર તે બહાર નકળતી હોય છે. આ મુખ્ય નસોવચ્ચેનું જાળીકામ પણ ઘણુંકરી સ્પષ્ટ દેખાતું હોય છે. પાન જાડાં, અક્કડ અને બટકણાં હોય છે. પણ કોમળ પાન સહેજ નરમ હોય છે. પાનની ડીટડી ૧ થી ૨ ઇંચ લાંબી અને ½ ઇંચ જાડી અને મજબૂત હોય છે. તે જરા ચપટી અને તેની ઉપરની બાજુ છીછરી નીક હોય છે.

**ઉપપાન**–તળિયે પહોળાં ને મથાળે સાંકડાં અણીથતાં હોય છે. તે ½ ઇંચથી ૧ ઇંચ લાંબાં હોય છે, તે પ્રથમ લીલાં ને પાછળથી સહેજ રતાસલેતા રંગનાં થઈ જાય છે. તે તરત ખરી જાય છે. અને તેના ખરી જવાથી પાન પાસે શાખાપર કુંડાળાં જેવો ડાઘ રહી ગયેલો જોવામાં આવે છે.

***ફૂલ**–ની કર્ણિકા અથવા પુષ્પાધાર અર્થાત્ ટેટા પત્રકોણમાંથી નીકળેલા હોય છે. તે બબે પાસે પાસે એક બીજાની અડોઅડ હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબા અને લગભગ તેટલા જ પહોળા હોય છે. તે મથાળે જરા દબાયલા અને ગોળાકાર હોય છે. તે પ્રથમ લીલાસલેતા ભૂરા રંગના ને પાકે છે ત્યારે રાતા રંગના થઈ જાય છે. તે સ્વાદે તૂરા ને ખટમધુરા હોય છે. આ દરેક ટેટાને તળિયે ત્રણ પોહોળાં, ગોળાઇલેતાં, ફીકાપીળા રંગનાં પુષ્પપત્રો ચોટકુક બેઠેલાં હોય છે, તેપર સફેદ ચળકતા વાળની રૂંવાટી હોય છે. ટેટા પાકે છે ત્યારે આ પુષ્પપત્રો પણ જરા મ્હોટાં થઈ ટેટાની બાજુએ બહાર દેખાય છે, આ દરેક ટેટાની અંદર **નર** અને **માદાફૂલો** જૂદાં જૂદાં હોય છે, નરફૂલ ઘણુંકરી ટેટાનાં મુખ આગળ હોય છે, અને ટેટાનું મુખ અથવા છિદ્ર ઘણાં બારીક કડપલાં જેવાં બહુધા લીલા કે રતાસલેતા રંગનાં સૂક્ષ્મપત્રોથી બંધ થયેલું હોય છે.† તેનાં મુખને ઉઘાડતાં તેમાં આવાં સૂક્ષ્મપત્રો ઉપરા ઉપર ઘણાં આવેલાં નજરે પડે છે. તેની અંદર જોતાં **નર** અને પછી **માદાફૂલો** દેખાય છે. તેનાં આચ્છાદન રતાસ કે લીલાસલેતા રંગનાં અને પુંં તથા સ્ત્રીકેસર સફેદ ચળ-

* સર. જે. ડી. **હૂકર** સાહેબ–(Flo. Br. Ind. V. V. p. 494.) વડની જાતનાં ફૂલો વિષે ઘણો મઝેનો હેવાલ લખે છે, તેથી તે અહીં થોડો ઉતારી લીધો છે.

"In Ficus the receptacles are sometimes unisexual, but are usually androgynous (A spike or head of flowers is androgynous when male and female flowers are mixed in it). with the males nearest the mouth. The flowers are of four kinds or forms, male, female, galls, and (rarely) neuters. The male and female-flowers are described above. The gall flowers are like the female but per fect no seed, their style is short, often dilate-above, and the ovary occupied by the pupa of a Hymenopterous insect. (Neuter flowers fonnd in section synœcia only have the per anth of the males).—The male, female and gall flowers may occupy the same receptacle; or the males and galls one set of receptacles, and the females and neuters in another set; or the males and galls may be in one set of receptacles and the females in another set."

† આ છિદ્રવાટે ટેટામાં સૂક્ષ્મ જંતુઓ આવજા કરે છે, તે ઘણીવાર સ્ત્રીકેસરને પરાગ પુરો પાડે છે. જો કુદરતી રીતે આ છિદ્ર ન હોય, તો વખતે ટેટા કે અંજીર પાકતાં નથી, ત્યારે શલાકાથી માલી લોકો અંજીરના ટેટાને મથાળે છિદ્ર પાડે છે.

કતાં રૂપેરી રંગનાં સહેજ પારદર્શક જેવાં દેખાય છે. નરફૂલનું આચ્છાદન ચાર પોહોળાં સૂક્ષ્મપત્રોનું બનેલું હોય છે, અને પુંકેસર ૧ હોય છે. ખોટાં સ્ત્રીપુષ્પોનું આચ્છાદન પણ ૪ પત્રોનું હોય છે, તેમાં નલિકા ટુંકી હોય છે. ખરાં સ્ત્રીપુષ્પોનું આચ્છાદન જરા ટુંકું હોય છે, પણ તેમાં નલિકા લાંબી હોય છે.

ફલ અને બીજ ઘણાં સૂક્ષ્મ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–ગ્રાહી, શીતળ, ચિરગુણકારી પૌષ્ટિક રોપક, શોધક તથા શોથ, પિત્ત અને કફઘ્ન.

**૬–ઉપયોગ**–વડનાં મૂળની છાલના કાઢાથી ગડ ગુંમડાં ચાંદાં વગેરે ધોવામાં આવે છે. વડનાં મૂળની છાલ આર્યઔષધોમાં पंचवल्कल અર્થાત્ પાંચ ઝાડોની છાલ એકત્ર વપરાય છે, તેમાંની એક છે. વડની અંતરછાલ હાથીને ઘણી પ્રિય છે. વડની અંતરછાલમાંથી રેસા નીકળે છે, તે દોરી દોરડાં બનાવવાના કામમાં આવે છે. એના રેસાની દોરી જુની તરાહની દેશી બંદુક ફોડવાને દેવતા રાખવાની જામગરી ઠેકાણે આરબ અને બીજા લોકો વાપરે છે. વડની છાલનો કાઢો ચિગુણકારી પૌષ્ટિક તરીકે ઘણીવાર સારસાપરીલાની જગોએ વપરાય છે. એની છાલનો કાઢો ડાયાબીટીસ–બહુમૂત્રના રોગમાં વપરાય છે. વડની છાલનો કાઢો પ્રમેહ અને પ્રદર રોગમાં પીચકારી દેવામાં વપરાય છે. અને મોઢું પાકયું હોય તો એના ઉકાળાના કોગળા કરવામાં આવે છે. દાંત દુખતા કે હલતા હોય તો વડની વડવાઈનું દાતણ કરવામાં આવે છે. તેથી દાંત દુખતા મજબૂત થઈ હલતા બંધ થઈ જાય છે. વડનું દૂધ સંધિવા અને બીજા રોગથી દુખતા ભાગોપર ચોપડવામાં આવે છે, તેથી દુખાવો હલકો પડે છે. ભેજ લાગવાથી પગનાં તળિયાં કે આંગળાંમાં ફાટ પડી હોય તો તેપર વડનું દૂધ લગાડવામાં આવે છે. વડના દૂધનાં ટીપાં પતાસાં અગર સાકરમાં મેળવી ખાવાથી પ્રમેહ અને પેશાબની ગરમી મટે છે. વડનાં દૂધને છીર કહે છે, એ છીરની ગોળી ગોળમાં વાળી ઉધરસ અને દમવાળાને અપાય છે. વડનાં કુંપળ છોકરાં અને કેટલીક સ્ત્રીઓ સાધારણ રીતે ખાય છે, તે ફરસાં લાગે છે. તેમજ એ કુંપળ સંગ્રહણી, ઝાડો, દમ, ઉધરસ અને પ્રમેહપર સાકર અગર પીપરની સાથે અપાય છે. વડની કોમળ વડવાઈ સાકરની સાથે પ્રમેહવાળાને ખવરાવે છે, તેમ કેટલાંક છોકરાંઓ વડની કાચી વડવાઈ ખાય છે. પણ વિશેષ ખવાય તો મથામાં ચક્કર ભમર આવે છે. અને વખતે પેટમાં પીડ પણ થાય છે. તેપર સાકર, મરી અને ઘી ભેળાં કરી ચાટવાથી માથાની ચક્કી મટે છે. વડનું છીર સુકાવાથી તે કાચા રબર જેવું થઈ જાય છે. વડનાં પાન ગરમ કરીને પેટ અને માથાના દુખાવાપર બાંધવામાં આવે છે. ગરમીના દિવસમાં માથાપર વડનાં પાન બાંધી રાખવાથી લુની અસર માથાને લાગતી નથી. વડના પાનની પતરાવડી અને દુના બનાવવામાં આવે છે. જે વેંચી ઘણા ગરીબ લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. વડનાં પાન ઉંટ અને બકરાં બહુ ખાય છે, અને છપ્પનિયા દુકાળની વખતે વડનાં પાન અને કોમળ શાખાઓ સંખ્યાબંધ લોકો કાપી લઈ જઇ પોતાનાં ઢોરોને ખવરાવતાં હતાં. વડના કાચા ટેટાનું શાક અને અથાણું કરવામાં આવે છે. તેના સુકા ટેટાનો કવાથ ચિરગુણકારી પૌષ્ટિક તરીકે વપરાય છે, અને એના કવાથની વિસ્ફોટકવાળા દરદીને કેટલાકો બાફ આપે છે. છપ્પનિયા દુકાળની વખતે ઘણા ગરીબ લોકો વડના પાકા ટેટાપર પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. વડના ટેટા ઘણાં પશુ અને ઘણી જાતનાં પક્ષિયો ખાય છે, તોપણ ઘોડાઓને તે **ઝેરની** અસર કરે છે, એમ કહેવાય છે. વડનું લાકડું ખેડુ લોકોના તમામ ઓજારો, અને ઢોર પુરવાનાં ઢોરવાડીઆ તથા રબારીઓના કુબાઓ બનાવવાના કામમાં આવે છે. વડનું લાકડું બળતણ તરીકે સારૂં ગણાતું નથી તોપણ તે વપરાય છે. વડની વડવાઈ અને મૂળનું લાકડું વધારે મજબૂત હોય છે. તે ગાડાંની છતેરીનાં વાંકીઆં, ખાટલાના પાયા, અને ખેડુ લોકોના ઘરની થાંભલી બનાવવાના કામમાં વપરાય છે.

“ વડ રતવા, તરસ, બળતર, તાવ, મોહ, સોજા, કફ, પિત્ત, ઉલટી, મૂર્છા એ સર્વે રોગને મટાડે છે. ” ( વૈ૦ રૂઘનાથજી ).

વડનાં દૂધમાં ૧ તોલો દાળીઆ પલાળી સુકાવવા, બાદ ઉમરાનાં દૂધમાં પલાળવા, તે સુકાય ત્યારે તેમાં જાવંત્રી, જાયફલ, એલચી અને કેસર એ દરેક આની ભાર, અને અફીણ રતી દોઢ નાંખી સઘળું વાટી ચણા જેવડી ગોળીયો કરવી, તે માના દૂધમાં ઘોળી છોકરાંને પાવી, તેથી **ઘાંટી** પડી ( છોકરૂં ગળતું જતું હોય તે ) હોય તો મટી જાય.–( મેર રાણા કેશવ બખરલા ).

**૭–સ્થાનક**–ડુંગરની પાઉ, નદી અને ઝરાઓને કાંઠે, ગામોના પાદરમાં, રસ્તાઓની બાજુએ, વાવ કુવા અને તળાવ કાંઠે વડનાં ઝાડ ઘણાં ઉગે છે, તેમ પીપળા, તાડ, ખજુરી વગેરે ઝાડવાંઓ ઉપર અને જુની દીવાલ મકાનોના પાયા વગેરે ઉપર વડના ટેટા ખાઈ પક્ષિયોએ નાંખેલી ચરકમાંથી વડનાં બીજ ઉગી તેનાં ઝાડ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–વડનું ઝાડ સુંદર શીતળ છાયાવાળું મ્હોટું હોવાને લીધે મ્હોટી સડકોની બાજુએ વાવવામાં આવે છે. વડનાં ઝાડને સમુદ્રના ખારા પવન ( ઓડા ) ની અસર ચોમાસે જણાય છે. તોપણ બીજાં કોમળ ઝાડો જેટલું તેને ખારા પવનથી નુકશાન થતું નથી. એક વખત તેનાં મૂળિયાં જમીનમાં લાગી ગયાં એટલે પછી તેને પાણી પાવાની જરૂર રહેતી નથી,

અને એક મ્હોટાં વડનાં ઝાડમાંથી સેંકડો બીજાં ઝાડ તેની ડાળો વાવી કરી શકાય છે. મોરમ અને કાદીવાળી જમીન પણ વડને માફક આવે છે. વડની ડાળ વડવાઇસોતી ચોમાંસાની શરૂવાતમાં વાવવાથી તે જલદીથી ઉગી નીકળે છે. છપ્પનિયા દુકાળની વખતે વડનાં પાન અને લાકડાં-પર હજારો ઢોર ને માણસોનો નીભાવ થયેલો છે. જેથી વડનાં સેંકડો ને હજારો ઝાડ સુકાઇ કપાઇ લાસ ગયેલાં છે. તે વડનાં ઝાડો સાર્વજનિક છાંયડા અને બીજા ઉપ-યોગને માટે અને કાળે દુકાળે ઘણાં કામ આવે તેવાં છે, વળી તે થોડે ખરચેં વધી મ્હોટાં થઇ શકે છે, માટે રસ્તાઓની બાજુએ અને બીજી પડતર જમીનોમાં આ ઝાડનો જેમ બને તેમ વધારો કરવો જોઇએ.*

બાપના સારા નરસા ગુણ છોકરામાં આવે છે, તેપરથી કોઇએ કહેલ છે કે "બાપ તેવા બેટા, અને વડ તેવા ટેટા."

એક સારી કીર્તિવાળા મોટા મનુષ્યમાં એકાદ તુચ્છ ગુણ જોઈ કવિએ તેને વડની ઉપમા આપી વડને કહ્યું છે કેઃ—

**कवित.**

"साखाके समूहकों वढाईकें वडाई पाई,
ओर समुदाई तरु ताको गर्व गार्यो तें ॥
सीतल सघन छांया अचल अनूपमसों,
आतप सकल जन तनको निवार्यो तें ॥
स्यामकवि कहे सभ भातिसों सुभगअति,
महिमा महांन जगपूरन पसार्यो तें ॥
स्वच्छ कीरतीमें परतच्छ क्यों कलंक रूप,
अरे वट वृच्छ यह तुच्छ फल धार्यो तें॥"

ઉપકાર કરનાર તરફ ખરેખરી લાગણી દરશાવવાના હેતુથી કોઇએ કહેલું છે કેઃ—એક વખત વનમાં આગ લાગવાથી વડનું ઝાડ બળવા લાગ્યું. તેપર બેઠેલાં પક્ષિયો પણ બળવા લાગ્યાં તે જોઇ વડનું ઝાડ કહેવા લાગ્યું કેઃ—

"वन जरे अरु दाहजरे । जरे सकल वनराय ॥
तुम क्यों जरो ओ पंखीयां । हमारे पाखां नाही"॥१॥

ત્યારે પક્ષિયોએ ઉત્તર આપ્યો કે—

"फल खाए अरु पात विगारे । बेठे सीतलछांय ॥
तुम जरो हम उडसां । सो जीवनको फल नांय"॥१॥

*આ સ્વસ્થાનમાં મ્હોટામાં મ્હોટા વડનાં વૃક્ષો પ્રસિદ્ધ બે જગોએજ છે. તેમાં એક **ઉંટવડ** ગામપાસે, અને બીજું **બીલે-શ્વરગામથી** દક્ષિણે થોડે દૂર આવેલું છે. આ વૃક્ષોને જો કે તોફાન અને છપ્પનિયા દુકાળમાં ઘણું નુકશાન પોતું છે, તો પણ હજુ તે ઉંચાઇમાં આસરે ૫૦ થી ૭૫ ફીટ અને ઘેરા-વામાં ૪૦૦—ફીટ રહેલાં છે. આ સ્ટેટનાં ઘરડામાં ઘરડાં માણસો પણ કહે છે કે આ બે વડનાં વૃક્ષો અમારા બાપ દાદા પણ એટલાં જ મ્હોટાં જોતા આવ્યા છે, એમ સાંભળ્યું છે.

## વર્ગ-( આર્ટિકેસી ).

### નંબર ૫૧૪.

**૧-શાસ્ત્રીયનામ**-F. religiosa.

દૃષ્ટાન્ત–H. V. p. 513; N. p. 306; Watt. lll. p. 359 ; રૂ. નિ. પા. ૪૧૨.

**૨-દેશીનામ**-પીપળો (પો૦); + (ગુ૦); पिंपल (म०); पीपल (हिं०) ; पिप्पल, अश्वत्थ (सं०).

**૩-વર્ણન**-પીપળાનાં વૃક્ષો ઘણાં મ્હોટાં અને ભવ્ય થાય છે. શાખાઓ લાંબી, જાડી અને ઉંચી ચઢતી હોય છે. કોમળ શાખાઓ ઘણુંકરી કેટલીકવાર નીચી ઝુકેલી હોય છે. એનાં પાન ઘણાં સુંદર હોય છે. એનાં વૃક્ષમાંથી પણ દૂધ જેવો ધોળો રસ નીકળે છે. પાન લાંબી ડીટડી-પર આવેલાં હોય છે. અને તેને સહેજ પણ પવન લાગવાથી તે આમ તેમ હાલ્યા કરે છે. ડીટડી ૩ થી ૬ ઇંચ લાંબી, અને પાતળી, ગોળાઇલેતી, ઘણી ચીવટ ને નરમ હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૪ થી ૭ ઇંચ લાંબાં અને ૩ થી ૫ ઇંચ પોહોળાં હોય છે. તે સહેજ જાડાં તોપણ વડનાં પાનથી પાતળાં હોય છે. તેનાં ટેરવાં લાંબાં અને સાંકડી અણીથતાં હોય છે. પાનમાં બહુધા આઠ આઠ સામસામી નસો આવેલી હોય છે. તે પાનની ઉપરની સપાટીપર બહાર નીકળતી હોય છે, તે પીળાસલેતા રંગની હોય છે. તેથી પાનના ઘેરા લીલા રંગમાં બહુ બાનકદાર દેખાવ થઈ રહે છે. એ નસોની વચમાંનું જાળીકામ પણ ઘણું સુંદર હોય છે. તે પાનને રોશની તરફ રાખીને જોવાથી તે પાનમાં મઝેનું અર્ધપારદર્શક જેવું દેખાય છે. પાન બન્ને સપાટી-એ લીસાં ને ચળકતાં હોય છે. તે પોહોળાં ને બહુધા ત્રિકોણ દેખાતાં હોય છે. પાનની સપાટી એટલી તો લીસી હોય છે કે તેનાપર જ્યારે સૂર્યનાં કિરણો આડાં પડતાં હોય છે, ત્યારે સૂર્ય સામાં ઉભી એનાં પાન જોયાં હોય તો તેનાં પાને પાને કાચ જેવો પ્રકાશ દેખાય છે. અને તે પ્રકાશ પાન ચળદલ અર્થાત્ આમ તેમ હાલતાં હોવાથી હાલતા કાચ જેવાં દેખાય છે. આ વખતે તેની શોભા ઘણી જોવા લાયક થઈ રહે છે. પાનની નીચેની સપાટીપર સૂક્ષ્મ બિંદુ જેવી બાનક હોય છે. તે પાન સુકાય છે, ત્યારે વધારે સ્પષ્ટ દેખાય છે. પાનનાં કુંપળ પ્રથમ રાતાં કે પીળાં હોય છે. તે અત્યન્ત સુંદર દેખાય છે.

પીપળાનાં ઉપપાન પણ વડની પેઠે આવેલાં હોય છે, તે તળિયે પહોળાં અને મથાળે સાંકડાં થતાં અણીવાળાં હોય છે, તે વડનાં ઉપપાનની પેઠે તરત ખરી જાય છે. જેથી પાનની નીચે શાખાઓપર કુંડાળાં જેવા ડાઘ રહી ગયેલા જોવામાં આવે છે.

પીપળાને પણ વડની પેઠે ફૂલો આવે છે. એના પુષ્પ-ધારણ કરનાર પુષ્પાધાર અથવા કર્ણિકાને પેપડી અથવા **પેપડા** કહે છે. તેમાં વડના ટેટાની પેઠે ફૂલ અને ફલ આવે છે. તે ઘણાં બારીક હોય છે. જેથી તે આપણને ખુલ્લી આંખે દેખાતાં નથી, પણ બૃહદ્દર્શક કાચની મદદથી તે જોઈ શકાય છે. આ પેપડા પત્રકોણમાંથી વડના ટેટાની પેઠે બબ્બે પાસે પાસે એક બીજાને અડોઅડ શાખાને ચોંટ-દુક થઈ નીકળેલા હોય છે. આ દરેક પેપડાની નીચે ત્રણ પોહોળાં પુષ્પપત્રો આવેલાં હોય છે. પેપડા લીસા ને સહેજ ચળકતા હોય છે. તે ગોળ અને તેને મથાળે સૂક્ષ્મ અણી હોય છે, આ અણીની મધ્યમાં એક સૂક્ષ્મ છિદ્ર હોય છે. જે વડના ટેટાના મુખની પેઠે સૂક્ષ્મ કડ-પલાં જેવાં પત્રોથી બંધ થયેલું હોય છે. પેપડા કાચા હોય છે ત્યારે લીલાસલેતા રંગના હોય છે, પણ પાકે છે ત્યારે રતાસલેતા અથવા ધોળા રંગના થઈ જાય છે. અને તેપર વખતે જાંબુડા રંગની છાંટણી કે છાયા હોય છે. પાકેલ પેપડા નરમ અને ગળ્યા હોય છે. એ પેપ-ડામાંથી ઘણુંકરી એક જ પાકપર આવે છે. આ દરેક પેપડાની અંદર **નર** અને **માદા** ફૂલો જૂદાં જૂદાં આવેલાં હોય છે. તેમાં નરફૂલ પેપડાના મોઢાં પાસે હોય છે, તેની સંખ્યા થોડી હોય છે, એ ફૂલને તળિયે સૂક્ષ્મ પહોળાં ત્રણ પત્રોનું બાહ્યાચ્છાદન હોય છે. ડીટડી હોતી નથી. એમાં પુંકેસરતંતુ ટુંકા અને પરાગકોષ ગોળાઈલેતો ધોળો હોય છે. ખોટાં અને ખરાં સ્ત્રી-પુષ્પો પણ આ પેપડામાં ડીટડી વગરનાં અથવા ડીટડી-પર આવેલાં હોય છે. તેના બાહ્યચ્છાદાનનાં પત્રો પાંચ ભલ્લાકૃતિનાં હોય છે. સ્ત્રીકેસરનલિકા ટુંકી અને નલિ-કાગ્રમુખ ગોળ હોય છે. આમાં સાચાં સ્ત્રીપુષ્પો કરતાં ખોટાં ઘણાં હોય છે, અને તેમાનાં ઘણાં પુષ્પોને આચ્છા-દન હોતું નથી.

પેપડા કાચા હોય ત્યારે તે તપાસ્યા હોય તો તેમાં ફૂલો સ્પષ્ટ દેખાય છે. પણ પાકી ગયા પછી તેમાં ફલ થઈ જાય છે. બીજ ઘણાં સૂક્ષ્મ હોય છે.

૪–ઉપયોગી અંગ–સર્વાંગ.

૫–ગુણદોષ–ચિરગુણકારી પૌષ્ટિક, ગ્રાહી, શીતળ, રોપક, પિત્તહર તથા વિષ અને કફઘ્ન.

૬–ઉપયોગ–પીપળાનાં મૂળની છાલનો કાઢો દમ અને ખાંસી ઉપર આપવામાં આવે છે. આર્યઔષધોમાં પંચવલ્કલનાં નામથી પાંચ વૃક્ષોનાં મૂળની છાલ એકત્ર વપરાય છે. તેમાંની એક છાલ પીપળાનાં મૂળની છાલ છે. તેના કાઢાથી ઘારાં અને ચાંદાં ધોવામાં આવે છે. એની છાલમાંથી દૂધ જેવો ચીકણો રસ નીકળે છે. તે સુકાઈને બંધાઈ જાય છે ત્યારે કાચા રબ્બર જેવો થઇ જાય છે. પીપળાની અંતરછાલ હાથીને ઘણી જ પ્રિય છે.

"હાથીને હાર્ટડીઝીઝ થાય છે, તે પીપળાની અંતરછાલ ખાધાથી મટે છે." (વૈ૦ અમૃતલાલ ઝાડેશ્વર.)

અંતર છાલમાંથી રેસા નીકળે છે તે ઘણા મજબૂત હોય છે. તેમાંથી ખાટલા ભરવાનું વણ અને પાણી સીંચ-વાની દોરી વગેરે બનાવામાં આવે છે. પીપળાનાં વૃક્ષપર લાખ થાય છે. તેનો બોરડીના ઝાડપર થતી લાખ સાથે ભેળ કરવામાં આવે છે. પીપળાની છાલ રંગના કામમાં વપરાય છે. પીપળાની છાલનો ઉકાળો પ્રમેહ અને પ્રદર રોગમાં પીચકારી દેવામાં વાપરવામાં આવે છે. એની છાલ વાટીને સોજાપર ચોપડવામાં આવે છે અને એની છાલ મીઠા તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઇ ચાંમડીનાં દર-દમાં ચાંમડીપર ચોપડવામાં આવે છે. એના ઉકાળાથી નહિ રૂઝાતાં ચાંદાં અને ગુંબડાં ધોવામાં આવે છે. સુકી છાલની બારીક ભૂકી કપડછાણ કરી નહિ રૂઝાતાં ચાંદાં અને ઢોરનાં ભાઠાંઓપર ભભરાવવામાં આવે છે, તેમ નાસુર અને ભગંદરમાં પણ એનો એવો ઉપયોગ કરવામાં આવે છે. લોહીવિકાર અને ખસવાળા આજારીને એની છાલનો ઉકાળો પવાય છે.

પીપળાનાં પાનપર એડિયું તેલ લગાડી તે પાનને ગર-મ કરી વાળાના સોજા ઉપર બાંધવામાં આવે છે. તેથી સોજામાં થતી બળતરા ઓછી થાય છે, અને સોજો નરમ પડે છે.

પીપળાનાં પાનનો ઉકાળો તેમાં પીપર, સુંઠ અને ગરમાળાનો ગળ ભેળવી મરકીવાળા દરદીને અપાય છે. પીપળાનાં પાન અને કોમળ ડાળો છપ્પનિયા દુકાળ વખતે તમામ ઢોરોને ખવરાવવામાં આવતાં હતાં. પીપળાનાં કુંપળ ને પાકેલ મીઠા પેપડા છોકરાંઓ ખાય છે. તે વિશેષ ખાવામાં આવે તો પેટપીડ થાય છે.

" પીપળાની પાકી પેપડીયું મધુરી છે, તે ખાવાથી પિત્ત, લોહીવિકાર, વિષ, બળતર, ઉલટી, તરસ, અરૂચી એ સર્વે રોગને ટાળે છે. " ( વૈ૦ રૂઘનાથજી ).

દુકાળ વખતે એના પેપડા ઘણા ગરીબ લોકો ખાતાં હતાં. પીપળાનાં પાકાં ફલ અર્થાત્ પેપડા વડના ટેટાની માફક કાગડા, કોયલ, કાબર, કાળીદેવી, બુલબુલ અને લેલાડી આદિ પક્ષિયો બહુ ખાય છે. એનાં સુકાં ફલનો કાઢો ચિરગુણકારી પૌષ્ટિક તરીકે બગડેલાં લોહી-વિકારમાં આપવામાં આવે છે. પીપળાની રાખ ખાતર અને રંગના કામમાં વપરાય છે. તેમ તે સડતાં ચાંદાં ઉપર ભરભરાવવામાં આવે છે, તેથી વહેલી રૂઝ આવે છે. વાડીઓવાળા ખેડુ લોકો પાણી સીંચવાના કોશનાં પૈડાં અને મંડાણનો સામાન વડનાં લાકડાં ન મળે તો પીપળાનાં લાકડામાંથી બનાવે છે. પીપળાનાં લાકડાંમાંથી હોમનો અગ્નિમાં ઘી હોમવાનો સ્રુવો બનાવવામાં આવે છે. નવરાત્રિના હોમમાં પીપળાનાં લાકડાં સમિધ તરીકે બાળવામાં આવે છે.

૭-**સ્થાનક**-રસ્તાઓની બાજુએ, કુવા અને તળાવ કાંઠે, ડુંગરની પાઉ અને ખીણમાં, નદી અને ઝરાઓની કોતરમાં, મંદીરોની આસપાસ અને ગામડાંઓના પાદરમાં, જુની દીવાલ અને જુનાં ખંડિયેરોમાં તેમ જ વડ, તાડ અને ખજુરી આદિ કેટલાંક ઝાડોમાં પણ પીપળાનાં ઝાડ ઉગતાં જોવામાં આવે છે.

૮-**વિશેષ વિવેચન**-પીપળાનાં વૃક્ષમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે દેવનો વાસ મનાય છે. ને તેથી તે પવિત્ર ગણાય છે. એ વૃક્ષ ઘરની દીવાલ કે મકાનના પાયામાં ઉગેલું હોય તો પણ એને કોઈ કાપતું નથી.

એક અંગ્રેજ વિદ્વાન પાસેથી સાંભળ્યું છે કેઃ-"વડ પીપળો, પીપળી, ઉમર અને લીંબડો એ પાંચે વૃક્ષો ઘણાં ડિસન્ફેક્ટન્ટ અર્થાત્ હવાને શુદ્ધ કરનારાં છે, અને એટલા માટે ચોમાસામાં હિંદુઓ વડ અને પીપળાની વિશેષ કરી પરિક્રમા કરે છે ?'

પીપળાનાં* વૃક્ષો મુસાફરોને છાયા તરીકે ઘણાં ઉપયોગી હોવાને લીધે તે ઘણી જગોએ વાવવામાં આવે છે. એનાં ઝાડ એના રોપા વાવવાથી થાય છે, અને એક વખત એનાં મૂળ સારી રીતે જમીનમાં બેઠા પછી એને પાણીની વિશેષ કરી જરૂર રહેતી નથી. પીપળાનાં ઝાડ છપ્પનિયા દુકાળ વખતે ગરીબ લોકોનાં ઢોરોના ઉપયોગ માટે કપાઈ જવાથી ઘણાં નાસ ગયેલાં છે. તો આ વૃક્ષનો જેમ બને તેમ વધારો કરવાની જરૂર જણાય છે, કેમકે તે કાળે દુકાળે અને ભર ઉનાળે ઘણાંજ ઉપયોગી છે.

પાનખર રૂતુમાં પીપળાનાં પાકેલ પાન ખરવા માંડે છે, અને તેમાં નવાં કુંપળ આવે છે. આ જોઈ કોઈ વૃદ્ધ મારવાડીએ ઉછાછળા જુવાન છોકરાઓને શીખામણ આપતાં કહ્યું છે કેઃ-

"પીપલ પાન ખરંતે, હસતે કુંપલિયાં;
હમ બીતી તુમ બીતસાં, ધીરો બાપરિયાં,

કોઈ ગૃહસ્થોને વિદ્વાનનું નહી પણ તમાશગીર લોકોનું પાલન કરતાં જોઈ કવિયે કહ્યુંકેઃ-હે બુદ્ધિવાન લોકો બીજાં વૃક્ષોનું પાલન કરવાથી શું થાય છે! પાલન કરો તો પીપળાનું પાલન કરો કે જેથી અપાર પાપોનો નાશ થાય.

દોહા

" अवर वृक्ष पालन किये, होत कहा मतिमान,
पालो अश्वथ जिनहितें, होत अमित अघ हान,
(ક૦ રચા૦ ૭૦)

**ડુંગરીપીપળો**-F. Arnottiana ?-ડુંગરી પીપળો ડુંગરના ખડકોપર વિશેષ કરીને ઉગે છે. બરડા ડુંગરમાં તેને કેટલાક લોકો ભૂલથી **પારસપીપળો** પણ કહે છે.

એને મરાઠીમાં अष्ट કહે છે. એનાં પાન પીપળાનાં પાન કરતાં વિશેષ મ્હોટાં ને જાડાં થાય છે. તેનો રંગ ઘેરો કાળાસલેતો લીલો હોય છે, તેની કોરપર મોજાં કે લેહેરીઆં હોય છે, તે ઘણાં જ લીસાં ને તેજસ્વી હોય છે. એની પેપડી રાતા રંગની ને વિશેષ મીઠી થાય છે. એનાં ફૂલ ને બીજ ઘણાં બારીક હોય છે. એનાં ઝાડ પીપળા જેટલાં મ્હોટાં થતાં નથી.

---

## વર્ગ-( અર્ટિકેસી ).

### નંબર. ૫૧૫.

૧-**શાસ્ત્રીયનામ**-F. Tsiela.

દૃષ્ટાન્ત-H. V. p. 515; N. p. 306; Watt. III. p. 362; રૂ. પા. ૪૧૩.

૨-**દેશીનામ**-પીપર, પીપરી, પીપળી (પો૦)+(ગુ૦)+(મ૦); जारी, पीपर, पाकरी (हिं०); प्लक्ष (सं०).

૩-**વર્ણન**-પીપળીનાં ઝાડ વડ કે પીપળા જેટલાં ઉંચાં અને વિસ્તારવાળાં થતાં નથી, તો પણ તે ઘણું મ્હોટું ઝાડ થાય છે, તેનું થડ અને શાખાઓ પીળાસલેતા ભૂરા રંગનાં હોય છે. મોટી શાખાઓ ઉંચી ચઢતી અને નાહાની શાખાઓ આડી અથવા ઘણીવાર નીચી ઝુકતી હોય છે. એમાં પાનનો ભરાવ ઘણો ગીચ હોય છે. તેથી એ ઝાડની છાયા પણ શીતળ અને ઘાટી હોય છે, ડાળો અને પાનના ભરાવથી એ ઝાડ ઘણું સુંદર દેખાય છે. એની ડાળોમાંથી વડવાઇ જેવી ડાળો ફૂટતી નથી, તો પણ કોઈ વાર પાણી કાંઠે એનાં ઘણાંજ તંદુરસ્ત ઝાડમાં કપાએલ ડાળની જગો પાસે વડવાઇ જેવી ઝીણી શાખાઓ નીકળતી જોવામાં આવેલી છે. આ ઝાડમાંથી પણ ધોળું છીર નીકળે છે.

**પાન**-એની શાખાઓપર પાન આંતરે આવેલાં હોય છે. તેનો આકાર રાયજાંબુનાં પાનને મળતો હોય છે. તે સહેજ પોહોળાઇલેતાં ભાલાકૃતિનાં કે લંબગોળ હોય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં બુઠ્ઠી લાંબી અણીવાળાં હોય છે, ડીટડી પાસે તેની કોર ગોળાઈ લેતી અથવા સાંકડી થતી હોય છે. પાન ચીવટ અને નરમ તો પણ જાડાં હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકો અથવા પીળાસલેતો લીલો

---

* **બૌધ** સાહિત્યમાં પીપળાને **बोधीवृक्ष** લખેલું છે, કેમકે **બુદ્ધદેવ**ને પીપળાનાં વૃક્ષ નીચે બ્રહ્મજ્ઞાન થયું હતું, એમ માનવામાં આવે છે. સાત **બુદ્ધ**નાં સાત **બોધીવૃક્ષ** છે.

| | | | |
|---|---|---|---|
| १-विपस्वि | बुद्धनुं | बोधीवृक्ष | पाबलि. |
| २-सिखि | " | " | स्वेतकमल. |
| ३-विश्वभु | " | " | सालवृक्ष. |
| ४-ककुच्छद | " | " | शिरिषवृक्ष. |
| ५-कनकमुनि | " | " | उदम्बरवृक्ष. |
| ६-कश्यप | " | " | न्यग्रोधवृक्ष. |
| ७-शाक्यमुनि | " | " | पिप्पलवृक्ष. |

(*Bharhut-Stupa.*)

હોય છે. તેની બન્ને સપાટી લીસી, પણ ઉપરની વધારે ચળકતી હોય છે. નીચેની સપાટીપર ફીકા ધોળા રંગનાં ઘણાં સૂક્ષ્મ છાંટણાં હોય છે. ડીટડીને મથાળેથી પાનમાં ઘણુંકરી મુખ્ય ૩-નસો નીકળેલી હોય છે, તેમાંથી ૮ થી ૧૦ નસોની જોડી નીકળી પાનની કોર પાસે એક બીજાંને મળી ગએલી હોય છે. આ નસો અને તેની વચ્ચેનું જાળીકામ સ્પષ્ટ દેખાતાં હોય છે. પાનની ડીટડી પીળાસલેતા રંગની, નરમ, ઉપરની બાજુ છીછરી નીકવાળી, ૧½ થી ૨½ ઈંચ લાંબી હોય છે. તેપર વખતે ધોળા સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે. પાન ૨ થી ૫½ ઈંચ લાંબાં અને ૧½ થી ૨½ ઈંચ પોહોળાં હોય છે.

ઉપપાન ½ થી ૧ ઈંચ લાંબાં, તળિયે પોહોળાં, મથાળે સાંકડાંથતાં, લીસાં ને ચળકતાં હોય છે, તે તરત ખરી જાય છે.

**ફૂલ**-ફૂલો ધારણ કરનારી કર્ણિકા અથવા **પુષ્પાધારને પેપડીઓ** કહે છે. તે શાખાઓને છેડે ઘણી આવે છે. પત્રકોણમાંથી અથવા પડી ગએલા પાનના દાગપરથી તે નીકળેલી હોય છે. તેનો રંગ પ્રથમ પીળાસલેતો લીલો, ને પાકે છે ત્યારે જાંબુડો થઈ જાય છે. તે ગોળાઈલેતી, મથાળે સૂક્ષ્મ છિદ્રવાળી, ½ ઇંચ વ્યાસની હોય છે. તેને તળિયે ૩-સૂક્ષ્મ પોહોળાં પુષ્પપત્રો હોય છે. આ પેપડીઓની અંદર ૩-સૂક્ષ્મપત્રોનાં આચ્છાદનવાળાં નરફૂલો હોય છે, તેમજ તેમાં ખોટાં અને ખરાં માદાફૂલો પણ હોય છે.

ફલ અને બીજ ઘણાં બારીક હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ-**
**૬-ઉપયોગ-** } -એનો ઔષધીય ઉપયોગ વડ અને પીપળા માફક છે. કાચી પેપડીઓનું કચુંબર, અથાણું અને શાક કરે છે. પાકી પક્ષીઓ અને છોકરાંઓ ખાય છે. એની છાલમાંથી પણ મજબૂત રેસા નીકળે છે, જેની દોરી બનાવી શકાય છે. એનું લાકડું કઠણ થાય છે, તે ખેડુ લોકો ખેતીના ઓજાર બનાવવાના કામમાં વાપરે છે.

**૭-સ્થાનક**-રસ્તાની બાજુએ, વાડીઓમાં, પાણી સીંચવાના કોશમાં, ચાલતા બળદોનાં પૈયાની બાજુએ, અને ગામના પાદરમાં વાવેલાં જોવામાં આવે છે.

**૮-વિશેષ વિવેચન**-પીપળીનાં ઝાડ પણ છપ્પનિયા દુકાળની વખતે ઢોર અને બળતણના ઉપયોગ માટે કપાઈ ગયેલાં છે. પરંતુ તે વડ અને પીપળાની માફક ઉભસુક ગયાં નથી. આ ઉપરથી જણાય છે કે કાળે દુકાળે પીપળીનાં ઝાડ પીપળા ને વડ કરતાં પણ ઘણાં ઉપયોગી છે. કેમકે તે પાણીની તંગી સહન કરી શકે છે, માટે એનો ઘણો વિસ્તાર કરવો એ જરૂરનું છે. એનાં ઝાડની ડાળ કાપી જમીનમાં વાવવાથી એનાં નવાં ઝાડ થઈ જાય છે.

---

## વર્ગ-( અર્ટિકેસી ).

### નંબર ૫૧૬

**૧-શાસ્ત્રીયનામ**-F. glomerata.

**દ્રષ્ટાંન્ત**-H. V. 535; N. p. 307; Watt III. p. 351; ૩. નિ. પા. ૪૧૬.

**૨-દેશીનામ**-ઉમર, ઉમરો, ઉંબરો (પો૦)+(ગુ૦); उमर, उम्बर, गुलर (म०); उमर, गुलर (हिं०); उदुम्बर (सं०).

**૩-વર્ણન**-ઉંમરાનાં ઝાડ ૨૦ થી ૩૦ ફીટ ઉંચાં થાય છે. તેમાં ઘણી શાખાઓ નાકળેલી હોય છે. તેનાં પાન વડ જેવાં તો પણ તેના કરતાં સાંકડાં અને નાહાનાં હોય છે. એનાં થડ અને જાડી શાખાઓપર ફૂલની કર્ણિકા અથવા પુષ્પાધારના ઘણુંકરી ઝુમખા આવે છે. આ પુષ્પાધારને **ઉમરાં** કહે છે-અને તે ઉમરનાં ફલ મનાય છે. ઉમરનાં ઝાડને જખમી કરતાં તેમાંથી દૂધ જેવો ચીકણો રસ નીકળે છે, તેને **ઉમરનું છીર** કહે છે. કોમળ શાખાઓપર ઘણુંકરી રાતા રંગની ફેતરી, છારી કે ભૂરા વાળની રૂંવાટી હોય છે.

**મૂળ**-લાંબાં, જાડાં અને ઘણાંજ રસભર્યાં હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ઉમરાનાં થડ ઘણાં જાડાં સીધાં અથવા અગડગઠ્ઠાં હોય છે. શાખાઓ લાંબી, સીધી અને ઉંચી ચઢતી હોય છે. નાહાની શાખાઓ ઘણી નીકળેલી હોય છે. તે આડી અવળી કે ઉંચી ચઢતી ને કોઇવાર નીચી ઝુકેલી હોય છે. છાલ મજબૂત રેસાવાળી હોય છે.

**પાન**-આંતરે આવેલાં હોય છે. તે પોહોળાં, લંબગોળ અથવા બન્ને છેડે સાંકડાં કે ભલાકૃતિનાં; બન્ને સપાટીપર લીસાં અથવા ઉપરની સપાટી રૂંવાટીવાળી ને નીચેની જરા ખરસટ હોય છે. તે ૪ થી ૭ ઈંચ લાંબાં અને ૨ થી ૨½ કે ૩ ઈંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં અણીથતાં; કોર અખંડ, તળિયે બુઠ્ઠી કે સાંકડી થતી, ડીટડી ૧ થી ૨ ઈંચ લાંબી, તેપર રતાસલેતા રંગની ફેતરી કે ભૂકી હોય છે, તેની ઉપરની બાજુ છીછરી નીક હોય છે. તેને મથાળેથી ૩ થી ૬ ઉભી નસો પાનમાં ગએલી હોય છે. પાન રોશની તરફ રાખી જોતાં તેમાં ઘણું સુંદર જાળીકામ પારદર્શક દેખાતું હોય છે.

ઉપપાન ½ થી ૧ ઈંચ લાંબાં, તળિયે પોહોળાં, મથાળે સાંકડાંથતાં, તરત ખરી જાય તેવાં; તેનાપર સૂક્ષ્મ વાળની રૂંવાટી હોય છે.

ફૂલ—જાડી પાન વગરની શાખાઓ અને કોમળ પણ અગડંગટ્ટી શાખાઓપર ફૂલની કર્ણિકા અથવા પુષ્પાધાર અર્થાત્ ઉમરાં ઝુમખાની પેઠે ૫ કે ૭ પાસે પાસે આવેલાં હોય છે. તે અજીંર જેવાં દેખાય છે, તે કાચાં હોય છે ત્યારે ફીકા લીલા રંગનાં ને તેપર ભૂરા કે ધોળા વાળની રૂંવાટી હોય છે. અને પાકે છે ત્યારે લીસાં, ચળકતાં અને પાકાં અંજીર જેવાં રતુંબડા રંગનાં થઇ જાય છે. તે તળિયે સાંકડાં અને મથાળે પોહોળાં બેઠાં મથાળવાળાં હોય છે. તેનાં મથાળાંપર વચ્ચોવચ્ચ એક સૂક્ષ્મ છિદ્ર હોય છે, જેની ઉપર સૂક્ષ્મ કડપલાં જેવાં પત્રો આવેલાં હોય છે. ઉમરાંને તળિયે સ્લેટપેન જેવી જાડી ½ થી ૧ ઇંચ લાંબી ડીટડી હોય છે. આ ડીટડીને મથાળે ઉમરાંને તળિયે ત્રણ સૂક્ષ્મ પુષ્પપત્રો હોય છે.

પાકાં ઉમરાં ૧ થી ૧½ ઇંચ વ્યાસનાં થાય છે. તેમાં અંજીરથી ઉતરતો ગળ્યાસલેતો ખાટો તૂરો ગળ હોય છે. કાચાં ઉમરાંને ઉભું ચીરી જોયું હોય તો તેમાં તેનાં મથાળાં પાસે ફીકો પીળાસલેતા લીલા કે ધોળાસલેતા રંગનાં પાતળાં સૂક્ષ્મ કડપલાં જેવાં ઘણાં પત્રો ઉપરાઉપર આવેલાં હોય છે. તેની પાસે નરફૂલ અને ખરાં ખોટાં માદાફૂલો સેળભેળ ઉમરાની વચમાં આવેલાં હોય છે. ફલ અને બીજ ઘણાં બારીક હોય છે.

૪—ઉપયોગીઅંગ—સર્વાંગ.

૫—ગુણદોષ—ગ્રાહી, રોપક, ચિરગુણકારીપૌષ્ટિક અને પૌષ્ટિક. વાન્તિ, શોથ, કફ, અને પિત્તઘ્ન,

૬—ઉપયોગ—ઉમરાનાં મૂળની છાલ સંગ્રહણી, સંધિવા અને વિસ્ફોટકના કાઢામાં વપરાય છે. ઉમરાનાં પાન ગરમ કરીને વાળાના સોજાપર બંધાય છે. છપ્પનિયા દુકાળ વખતે ઉમરાનાં પાન વડ અને પીપળાનાં પાનની માફક ઢોરોને ચારા તરીકે બહુ ઉપયોગી થયાં હતાં. ઉમરાની છાલ અને પાન રંગના કામમાં વપરાય છે. વાઘ કે બીલાડી કરડી હોય અને તેના જખમમાં ઝેર થયું હોય તો, તે મટાડવા ઉમરાની છાલના કાઢાથી તે જખમ ધોવામાં આવે છે. ઉમરાનાં ઝાડનાં મૂળમાં જખમ કરવાથી તેમાંથી જે પ્રવાહી નીકળે છે તે શક્તિ આપનારો ગણાય છે. પિત્તવિકારમાં ઉમરાનાં સુકાં પાનની ભૂકી મધમાં અપાય છે. ઉમરાનાં પાનપર માતાના દાણા જેવો જે રોગ નીકળે છે તે દૂધમાં પલાળી તેમાં મધ મેળવી તે માતાના દાણાપર ચોપડવામાં આવે છે, જેથી ચામડીપર માતાના દાણાના ખાડા પડતા નથી, એમ કહેવાય છે. ઉમરાની છાલના કાઢાથી નહિ રૂઝાતાં ગડગુંબડાં અને ચાંદાં ધોવામાં આવે છે. ઉમરાનું શાક અને અથાણું કરવામાં આવે છે. પાકાં ઉમરાં ગરીબ લોકો બહુ ખાય છે. ઉમરાનું દૂધ મધુપ્રમેહ ઉપર વપરાય છે. ઉમરાનું દૂધ પતાસાં અગર સાકરમાં પ્રમેહવાળાને અપાય છે. ઉમરાનું દૂધ પણ વડ અને પીપળાનાં દૂધની પેઠે સોજા અને દુખાવાપર ચોપડવામાં આવે છે. છોકરાંને ઘાંટી પડી હોય તો ઉમરાનું દૂધ રૂ અગર કપડામાં લઇ છોકરાંનાં માથાંપર તેનું પોતું મુકાય છે. પેટ અને છાતીના દરદપર ઉમરાના દૂધનું પોતું પીપડી ઉપર મુકવામાં આવે છે. છોકરાંના ઝાડા અને આમ ઉપર ઉમરાનું છીર માના દૂધની સાથે મેળવી છોકરાંને પવાય છે. અંગ ઝલાઈ ગયું હોય તો ઉમરાના છીરનાં પોતાં લમણે, માથે અને બરડાપર મુકવામાં આવે છે. ઉમરાની છાલ રંગના કામમાં વપરાય છે. ઉમરાની અંતરછાલમાંથી રેસા નીકળે છે, તેની દોરી બનાવવામાં આવે છે. ઉમરાની છાલનો ઉકાળો ઢોરને શીળી નીકળી હોય, અથવા છેરામણ થયું હોય, તો છાશમાં નાંખી પાય છે. છપ્પનિયા દુકાળની વખતે કાચાં ઉમરાં સુકાવી તેની ભૂકી કરી લોટ સાથે મેળવી ગરીબ લોકો ખાતા હતા. ઉમરાનું લાકડું પાણીમાં સડતું નથી માટે માટીવાળા કુવામાં ઉમરાના લાકડાનો માંચ ઉતારી તેનાપર બાંધ કામ લેવામાં આવે છે. ઉમરાનાં લાકડાના ખેડુ લોકો કોશના સુયા, ઢેલ, ગરેડી, પૈડાં અને તોલીઆં વગેરે બનાવે છે.

"ઉંબરાનો ઉપયોગ પ્રદર તથા ત્વચારોગ ઉપર બહુ થાય છે. ઉંબરાની છાલના ઉકાળાના કોગળા કરવામાં આવે તો લાળ પડતી બંધ થાય છે. ઉમરાની છાલનો રસ ઘીની સાથે ગરમ કરી પીવામાં આવે તો વછનાગનું ઝેર ઉતરી જાય છે. સોમલનું ઝેર પણ તેથી ઉતરે છે. ઉંબરાનાં મૂળનું પાણી પીવાથી રક્તાતિસાર મટે છે. ગર્ભિણીને અતિસાર ઉપર ઉંબરાનો રસ મધ સાથે દેવો. ભસ્મકરોગ ઉપર ઉંબરાના મૂળનું પાણી પીવાથી સારો ફાયદો થાય છે. ઉંબરાની છાલને સ્ત્રીના દૂધમાં વાટીને પીવરાવાથી પણ ભસ્મક રોગ ઉપર સારી અસર થાય છે. પેટમાં બળતરા થતી હોય તો પણ ઉંબરાનું છીર સાકર નાંખી પીવું જોઇએ." (વૈદરાજ શા. મણીશંકર)

"ઉમરો લોહીવિકારને ટાળે છે, ચાંબડીને સારી કરે છે, ગુંબડાંને મટાડે છે, ઉમરાનાં કાચાં ફલ તરસ, મોહ, પિત્ત, ઉલટી, પ્રદર, સ્ત્રીને લોહી વહે એ સર્વેને મટાડે છે. ને પાકાં ફલ ક્ષુધા, તરસ, પ્રમેહ, ગરમી, શ્રમ, શોષને મટાડે છે. પુષ્ટિ કરે છે. ગ્રાહિ છે. કાચાં ફલ પાડુંરોગ, હરસ, કમળો, દાદર, લોહીનો ઝાડો, મોમાંથી તથા નાકમાંથી લોહી નીકળતું હોય તે સર્વે રોગને મટાડે છે. ગર્ભવતી સ્ત્રીના ગર્ભને રક્ષા કરવામાં ગુણકારી છે, સ્ત્રીના દૂધને વધારે છે. નાકોડી ફુટે તથા રક્તપ્રદર, રકતાતિસાર, લોહીની ઉલટી એ ચાર જગોથી જતાં લોહીને બંધ કરે છે." (વૈ૦ રૂધનાથજી).

૭-સ્થાનક-ઉમરાનાં ઝાડ રસ્તાની બાજુએ, ડુંગરના પાંઉમાં, નદી અને વોકળાએ કાંઠે ઉગે છે.

આ સ્વસ્થાનમાં ઉમરાનાં ઝાડ વિશેષ કરીને આદિત્યાણાં ગામના દડમાં જથાબંધ ઉગે છે.*

---

## ૭૫-N. O. CASUARINÆ.

## વર્ગ-કેસુએરિની-જુરીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-આ એક નાહાના સરખા વર્ગમાં ઘણાં ઉંચાં વૃક્ષો અને ઝાડવાંઓ થાય છે. એમાં પાન હોતાં નથી પણ કોમળ શાખાઓ ભુંગળી જેવી ગોળ અને લીલા રંગની હોય છે. તેપર ઉભી હાંસો આવેલી હોય છે. એની ગ્રંથી અથવા સાંધાપર લાંબી અણીવાળાં કડપલાં કે ભીંગડાંવાળી સૂક્ષ્મ ભુંગળી હોય છે. આ નાહાની નાહાની શાખા પ્રતિશાખાઓનો દેખાવ ઝીણી સોય જેવાં પાન જેવો લાગે છે. ફૂલ નર અને માદા જૂદાં જૂદાં હોય છે; તેમાં માદા-ફૂલને પુષ્પ અને ઉપ-પુષ્પપત્રો હોય છે. નરફૂલમાં પુ૦ બા૦ કોષનાં પત્રો ૧ અથવા ૨ હોય છે, તે અંદર પોલવાળાં અને તળિયે વચમાંથી બે ભાગ થઈ જૂદાં પડનારાં હોય છે. પુંકેસર ૧ મ્હોટા પરાગકોષવાળું હોય છે. માદાફૂલમાં સ્ત્રીકેસર-ગર્ભાશય ૧ પોલવાળો; નલિકા દોરા જેવા પાતળા બે ફાંટાવાળી, અને આ ફાંટાઓ તળિયાં સુધી નલિકાગ્રમુખ પ્રદેશવાળા હોય છે; આદિબીજ ૨ હોય છે. ફલ બીજું કંઇજ નહિ પણ માદાફૂલનાં પુષ્પ અને ઉપ-પુષ્પપત્રો સુકાઇને કઠ્ઠણ થઈ ગયાં હોય છે તે લંબગોળ ફલ જેવું દેખાય છે, તેપર બે પડવાળા કોષમાં બીજ રહેલાં હોય છે. બીજ ચપટાં અને મથાળે પાંખવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં આ સ્વસ્થાનમાં માત્ર જુરીનાં ઝાડો વાવવામાં આવેલાં છે, તે જ છે.

ગુણ ગ્રાહી મનાય છે.

---

## વર્ગ-(કેસુએરિની).

### નંબર. ૫૧૭

૧-શાસ્ત્રીયનામ-Casuarina equisetifolia.

દૃષ્ટાન્ત-H. V. p. 598: N. p. 312; Watt. II. p. 230;

૨-દેશીનામ-જુરી (પો૦); વિલાયતી સરૂ (ગુ૦); जंगलीसरु (म०); विलायतीसरो, जंगली झाओ (हिं०).

૩-વર્ણન-જુરીનાં ઝાડનો દેખાવ સાધારણ રીતે સરૂનાં ઝાડ જેવો લાગે છે. માટે કેટલાક લોકો એને સરૂ સમજે છે. પણ એ ખરાં સરૂ નથી. એનાં વૃક્ષો ઘણાં ઉંચાં વધે છે. તે ૫૦ થી ૭૫ કે ૧૦૦ ફીટ સુધી ઉંચાં જોવામાં આવે છે. એનું થડ બહુધા સીધું ને સીધું મથાળે સાંકડું ને અણીથતું વહાણના ખુવા થંભની પેઠે ઉંચું વધ્યું જાય છે. એ ઉંચાઇના પ્રમાણમાં ઘેરાવામાં વધતું નથી. આ સ્વસ્થાનના ત્રવડા બાગમાં એક ૬૦ ફીટ ઉંચાઈનાં જુરીનાં ઝાડનાં થડનો ઘેરાવો જમીનથી ૧½ ફુટ ઉંચે માત્ર ૧ ફુટ ૯-ઇંચ માપવામાં આવેલો છે. એમાં જાડી શાખાઓ થોડી હોય છે. તે ઘણુંકરી ઉંચી ચઢતી હોય છે. પણ કોમળ શાખાઓ અસંખ્ય હોય છે, તે નીચી ઝુકતી રહે છે. તે પાતળી ને નરમ હોવાથી પવનની થોડી લહેરકીથી પણ ડોલ્યાં કરે છે. તેનો સુંસાટ થતો અવાજ ઘણે છેટે સુધી મંદ મંદ શિયાળાના સમુદ્રની લહેરના અવાજ જેવો સંભળાય છે, તે કાનને સારો લાગે છે. એને પાન હોતાં નથી, પણ લીલા રંગની પાતળી ગોળ દોરા જેવી નરમ ½ થી ૧ ફુટ લાંબી

---

* આ સ્વસ્થાનમાં છપ્પનિયા દુકાળની વખતે આદિત્યાણાં ગામ પાસે દુકાળનું કામ કાઢવામાં આવેલું હતું. ત્યાં હજારો ગરીબ માણસોને કામે લગાડવામાં આવેલાં હતાં. આ માણસો ઉમરાનાં પાન પોતાના ઝુંપડાંઓ ઉપર જાવળી કરવા માટે, ફલ ખાવા માટે, ને લાકડાં બાળવા માટે લઈ જતા હતા. આદિત્યાણાંની સીમમાં થતી વાડીઓના બળદો માટે ઉમરાનાં પાન કાપી લઈ જવામાં આવતાં હતાં. ઉમરાનાં હજારો ઝાડો છપ્પનિયા દુકાળ વખતે કપાઇ જવાથી તેનાં રહી ગએલાં ઠુંઠાં સતાવનની સાલના ભારે વરસાદથી ઉભાં સુકાઇ ગયાં હતાં. તેનાં લાકડાનો સ્ટેટ તરફથી ઇજારો આપી દેવામાં આવેલો હતો. તે લાકડાં બે વર્ષ સુધી પોરબંદર તલપતના લોકોએ બળતણ તરીકે ઉપયોગમાં લીધાં હતાં, અને ઘણા ગરીબ લોકોની કેવળ આ ઉમરાનાં લાકડાં વેચવા ઉપર રોજી ચાલી હતી.

આદિત્યાણાં ગામનું દડ ઉમરાનાં ઝાડોનાં વનની ઘટાને માટે છપ્પનિયા દુકાળ પહેલાં પ્રસિદ્ધ હતું. અને તે એવી રમણીય જગો હતી કે તેવી ઘટાવાળી જગો આ સ્વસ્થાનમાં બીજી ભાગ્યેજ છે. તે હાલ કેવળ વેરાન જેવી થઇ ગયેલી છે. પણ આદિત્યાણાં દડની જમીન તેમાં પુષ્કળ પાણી હોવાને લીધે તે બીજાં ઝાડો કરતાં ઉમરાનાં ઝાડોને વિશેષ માફક આવે છે. વળી ઉમરાનાં ઝાડો કાંઇ પણ મસાગત કર્યા શિવાય પોતાની મેળે ત્યાં હજારો ઉગે છે, માટે હવે ફક્ત ઉમરાનાં ઉગતાં ઝાડની પહેલાંની પેઠે રક્ષા કરવામાં આવશે, તો ફરીથી પ્રથમ જેવું ગીચ જંગલ થઇ જવા સંભવ છે.

છપ્પનિયા દુકાળ વખતે બીજાં ગામોમાં જ્યારે પાણીની તંગી આવી હતી ત્યારે આદિત્યાણાં ગામનાં દડમાં ઉમરાનાં વનની નીચે પુષ્કળ પાણી ત્યાંના કુવાઓમાં રહેલું હતું. તે પણ ઘણે ભાગે આ ઉમરાનાં ઝાડોને આભારી છે.

ઉમરાનાં ઝાડો પવિત્ર મનાય છે. પક્ષીઓ ઉમરાં ખાઈ જ્યાં ચરક નાંખે છે, ત્યાં ચોમાસે ઉમરાનાં ઝાડ ઉગી આવે છે. ઉમરાનાં ઝાડમાં વરૂણ દેવતાનું સ્થાન મનાય છે, અને જે જમીનમાં ઉમરાનું ઝાડ હોય ત્યાં પાણી જમીનની નજીક હોય છે, એમ કહેવાય છે.

काकोदुम्बर-કોંકણમાં ઘણો ઉગે છે, તેનાં પાન લાંબાં ને ખરસટ હોય છે. તેની છાલ સંધીવા ઉપર વપરાય છે, એમ કહેવાય છે.

નીચી ઝુકતી સળીઓ આવે છે, તે ગોળ સોય જેવાં પાન જેવી દેખાય છે. તે પણ એની કોમળ શાખાઓ છે. પણ તે પાનનું કેટલુંક કાર્ય કરે છે. આ સળીઓ જેવાં પાન જેવી એની કોમળ શાખાઓ સાંધાવાળી હોય છે. અને તે સાંધા બહુધા સરખા માપના હોય છે. એ દરેક સાંધાની ગ્રંથીપર ૬ થી ૮ ધોળાસલેતા રાતા રંગનાં ભલાકૃતિનાં સૂક્ષ્મ પાન જેવાં કડપલાં કે દાંતા હોય છે. તેની કોરપર અત્યંત સૂક્ષ્મ સફેદ વાળ જેવી ઝાલર હોય છે. આ કડપલાં કે દાંતાઓને લીધે એ શાખાઓના સાંધા સફેદ દેખાય છે. તેથી એ શાખાઓ એક લીલા દોરામાં પરોવેલા ધોળા મણકા કે પારાવાળી કંઠી જેવી દેખાય છે. આ શાખાઓની શોભામાં વધારો કરવા માટે તેની ઉપર વળી ૬ થી ૮ ઉભી હાંસો આવેલી હોય છે. આ શાખાને તોડતાં તે ઘણુંકરી સાંધાપરથી તુટે છે. તે તરત ખરી જાય તેવી હોય છે.

**ફૂલ**—નર અને **માદાફૂલ** ઘણીવાર એક જ વૃક્ષપર હોય છે એટલું જ નહિ પણ આ સ્વસ્થાનનાં જુરીપ્લાન્ટેશનપરનાં ઝાડોમાં એક જ શાખાપર બન્ને જાતનાં ફૂલો પાસે પાસે આવેલાં જોવામાં આવેલાં છે. તેમ કોઈવાર એનાં એક ઝાડપર **નર** અને બીજાંપર **માદાફૂલો** થતાં પણ જોવામાં આવેલ છે.

**નરફૂલો**—કોમળ શાખાઓને છેડે ૧ થી ૩ ઇંચ લાંબી ચમરી આવે છે. તેમાં પુ૦ બા૦ કોષનાં સૂક્ષ્મ પત્રો લીલાસલેતા ધોળા રંગનાં કોરપર ધોળી ઝાલરવાળાં આવેલાં હોય છે. આ દરેક પત્રની અંદરની બાજુએ એને તળિયેથી અકેક રતાસલેતા રંગનું પુંકેસર નીકળેલું હોય છે. તંતુ બારીક નરમ અને પરાગકોષ મ્હોટો હોય છે. તે સુકાય છે ત્યારે પુ૦બા૦કોષનાં પત્રથી બહારની બાજુ નીચાં ઢળી જાય છે.

**માદાફૂલ**—જાડી શાખાઓપર આવે છે. તે શાખાઓના સાંધાઓપર સૂક્ષ્મ દાંતાઓની અંદરની બાજુએથી નીકળે છે. આ ફૂલની ચમરી ટુંકી ને પોહોળી હોય છે. એને તળિયે ⅛ ઇંચ લાંબી મજબૂત ડીંટી હોય છે. જે ફૂલની અંદર કાયમ રહે છે. માદાફૂલ સુંદર રાતા રંગનાં હોય છે. તેની બહાર પુષ્પપત્રો આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય બારીક ૧—પોલવાળો; નલિકા ૨—છેડાવાળી લાલ રંગની હોય છે; છેડા વખતે જરા વાંકવળતા ને ખડબચડા હોય છે.

**ફલ**—½ થી ¾ ઇંચ લાંબું, ½ ઇંચ પોહોળું, મથાળે ચપટું, લંબગોળ અને તેનાપર ઘણુંકરી ૧૨—ઉભી બાજરીઆ ભાતની જરા અણીદાર કોષની હાર આવેલી હોય છે. આ દરેક બાજરીયું બે પડનું બનેલું હોય છે. ને તેની અંદર ૧—બીજ હોય છે.

**બીજ**—તપખીરીઆ રંગનું, પાતળું, પાંખવાળું ને ⅛ ઇંચ લાંબું ને ⅛ પોહોળું હોય છે. તે નીચલે છેડે જરા જાડું ને ઉપલે પાતળું હોય છે.

ફૂલ શિયાળો બેસતાં આવે છે. અને એનાં ફલમાં વસંતપર બીજ પાકી જાય છે. એનાં બી પાકવા આવે છે ત્યારે એનાં ફલ ઘણુંકરી ઝાડમાંથી ખરી પડે છે. ને કોઈવાર ફલ ઝાડપર રહેતાં તેપરનાં બાજરીઆં ઉઘડી તેમાંથી બીજ બહાર નીકળી હવામાં ઉડી જાય છે. માટે જુરીનાં બી એકઠાં કરવાં હોય ત્યારે તેનાં ફલપરનાં બાજરીઆં અર્થાત્ બીજનાં ઢાંકણ જરા ઉઘડવા આવે, પણ બીજ તેની અંદર જ રહેલાં હોય, ત્યારે એનાં ફલને ઉતારી એક કપડાં અગર કાગળની અંદર એક બે દિવસ વીંટાળી તડકે રાખવાં તેથી બી તમામ ફલમાંથી બહાર નીકળી આવશે. પછી તે બીને એક મજબૂત બૂચવાળા સીસામાં સંભાળી રાખવાં જોઇએ, કેમકે તેને કીડી આદિ જંતુઓ તરત લાગે છે.

**૪—ઉપયોગીઅંગ**—લાકડું અને છાલ.

**૫—ગુણદોષ**—ગ્રાહી.

**૬—ઉપયોગ**—જુરીનાં મૂળ અને થડની છાલ ચામડાં રંગવાના કામમાં વપરાય છે. તેમ જ તે કપડાં રંગવાના કામમાં પણ આવે છે. એની છાલનો ઉકાળો શક્તિ માટે, અને ઝાડા તથા સંગ્રહણી ઉપર અપાય છે. જુરીનું લાકડું ઘણું સખ્ત હોય છે. તોપણ તે ઘણુંકરી ફાટીને ઉભું ચીરાય છે. તેથી તે ઇમારતના કામમાં આવી શકતું નથી. પણ તે બળતણ તરીકે ઘણું જ ઉપયોગી છે. તે જલદીથી બળે છે અને તેનો તાપ ઘણા લાંબા વખત સુધી રહે છે. એની રાખમાંથી સાબુ બનાવવામાં આવે છે, એમ કહેવાય છે.* જુરીનાં ઝાડ બંગાળાના કેટલાક ભાગોમાં પોતાની મેળે ઉગે છે. પણ હિંદુસ્થાનના બીજા ભાગોમાં તે વાવવામાં આવે છે.

---

* જુરીનાં ઝાડ આ સ્વસ્થાનમાં સેંકડો બલકે હજારો વાવવામાં આવેલાં છે. તે દરિયાકાંઠાની રેતાલ જમીનમાં ઘણી સારી રીતે ઉગે છે. અને ઉડતી રેતીનો બહુ જ સારી રીતે બચાવ કરે છે. એની સળી જેવી કોમળ શાખાઓ ખરી જઇ એનાં ઝાડની આસપાસ પથરાઇ રહે છે. તેનો આસ્તે આસ્તે જાડો થર જામે છે. તેથી ત્યાંથી રેતી ઉડી શકતી નથી. એટલું જ નહિ પણ ધીમે ધીમે એ થરની નીચે જમીન બંધાતી જાય છે. અને ઉપર એની શાખાઓનું ખાતર થતું જાય છે. જો કે ચોમાસે દરિયા કીનારાનો ખારો પવન ( ઓડા ) એનાં ઝાડવાંઓનો ઘણો નાશ કરે છે, તો પણ એક વખત એનાં ઝાડવાં જમીનમાં મજબૂત બેસી ગયાં, અને ૮—૧૦ ફીટ ઉંચાં થઈ ગયાં, તો પછી એના થડના નીચલા ભાગમાંથી આડી શાખાઓ ફૂટી તે જમીનપર ચોતરફ ફેલાવા અને વધવા માંડે છે. તેથી પણ એનું દરિયાની રેતીપર તેને ઉડતી અટકાવવા એક રક્ષિત જાણું થઈ રહે છે. એનાં ઝાડને બે ત્રણ વરસ પ્રથમ

જુરીનાં બીજ પ્રથમ એક ક્યારામાં રોપાઓ કરવા માટે વાવવામાં આવે છે. જ્યારે તેના રોપાઓ ૪ થી ૬ ઇંચ ઉંચા થાય છે, ત્યારે તેને જમીન સોતા કાઢી કુંડાંઓમાં કે બે દેશી નળીઆંઓને સામસામાં સુતળી કે સીંદરીથી બાંધી તેમાં માટી ભરી તેની અંદર વાવવામાં આવે છે. આ રોપાઓ ૧½ થી ૨ ફીટ ઉંચાઇના થાય ત્યારે તેને કાયમની જગોએ વાવવામાં આવે છે. એના રોપાઓ ઘણા નાજુક અને નરમ હોય છે. માટે તે ૪-૫ ફીટ ઉંચા વધે ત્યાર સુધી તેને કોઈ પણ પ્રકારનો આસરો ને ઓથની જરૂર રહે છે. આ રોપાઓને કુંડામાં દરરોજ અને કાયમની જગોએ એકાંતરે પાણી આપ્યું હોય તો તે ઘણા સારા થાય છે. પોરબંદર સ્વસ્થાન જેવા બળતણની તંગીવાળા દેશમાં જુરીનાં ઝાડો બળતણ તરીકે ઘણાં ઉપયોગી થઈ પડે છે. કેમકે તે સાધારણ જમીનમાં જલદીથી વધનારાં ઝાડ છે.

---

## ૭૬-N. O. HYDROCHARIDEÆ.

## વર્ગ-હાઇડ્રોકેરિડી-જલસરપોલીઆંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ—

આ વર્ગમાંની વનસ્પતિના છોડવા મીઠાં પાણીમાં ઉગે છે. એનાં પાન અવિભાગિત હોય છે. એમાં **નર** અને **માદા** ફૂલ એક અથવા જૂદા જૂદા છોડવાપર જૂદાં જૂદાં આવે છે. (એક છોડવાપર **નર** અને બીજાપર **માદા.**) તેના બાહ્યાન્તરયુક્તકોષ ઉર્ધ્વસ્થાયી હોય છે. તે બે પુષ્પપત્રોથી બનેલી નાહાની પોટીની અંદર ઢંકાયલા હોય છે. તેનાં બહારનાં ૩ પત્રો ઘણુંકરીને લીલા રંગનાં અથવા પાંખડીઓ જેવાં રંગિત (આસમાની, ગુલાબી, પીળાં આદિ) હોય છે, અંદરનાં ૩ પત્રો ફીકાં, પાતળાં, કે વખતે હોતાં પણ નથી. પુંકેસરો ૩ થી ૧૨, તેના પરાગકોષ ૨ પોલવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થાયી, તેપર નલિકા અથવા તેના છેડા ૩ થી ૧૨ આવેલા હોય છે. ફલ પાતળું, અથવા રસભર્યું હોય છે, અને તેમાં થોડાં અથવા બહુ બીજ હોય છે.

---

પાણી આપવું પડે છે. પણ ત્યાર પછી તેને પાણી આપવાની કશી જરૂર રહેતી નથી. તેનાં ઝાડ જલદી ઉગનારાં છે. તે બે ત્રણ વર્ષમાં ૧૦-૨૦ ફીટ ઉંચાં થઈ જાય છે. કાદી ને ઓથવાળી જમીનમાં પણ તે ઘણાં સારાં ઉગે છે. પણ ત્યાં તેની લંબાઈના પ્રમાણમાં ઘણો વિસ્તાર થતો નથી. અને તરેતોફાનની વખતે તે તરત ભાંગી કે ઉખડી પડે છે. પણ દરિયા કિનારાની રેતાલ જમીનમાં તેનો વિસ્તાર સારો થાય છે, અને તરેતોફાનની વખતે તે પોતાને સારી રીતે બચાવી શકે છે. એનાં પ્રાંસને મળતા દેખાવપરથી કેટલાક લોકો એને પ્રાંસ પણ કહે છે, પણ પ્રાંસ જૂદી છે. જુવો નં૰ ૩૫ મું.

## વર્ગ-(હાઇડ્રોકેરિડી).

### નંબર. ૫૧૮.

**૧-શાસ્ત્રીયનામ**-Vallisneria spiralis.

દૃષ્ટાન્ત.-H. V. p. 660; N. p. 317; Watt. VI. part IV. p. 220.

**૨-દેશીનામ**-જલસરપોલીઆં (પો૰+ગુ૰); जलनील, सावल, सीआल (हिं૰).

**૩-વર્ણન**-જલસરપોલીઆંના છોડવા મીઠા પાણીમાં ઉગે છે. એનાં મૂળ બારીક રેસા જેવાં હોય છે. ડાંડી હોતી નથી. પાન પાતળાં, સાંકડાં, ૫ થી ૧૦ ઇંચ લાંબાં અને ½ ઇંચ પોહોળાં હોય છે. તે લીલા રંગનાં ને પારદર્શક જેવાં હોય છે. તેનાં ટેરવાં અણીથતાં, બુઠ્ઠાં કે સૂક્ષ્મ દાંતાવાળાં હોય છે. એનાં **નર** અને **માદા** ફૂલ જૂદા જૂદા છોડવાપર હોય છે. તેમાં નર ફૂલની પોટીઓ ½ ઇંચ જેટલી હોય છે, તે તળિયેથી ચીરાય છે ત્યારે તેની અંદરનાં સૂક્ષ્મ ફૂલો બહાર આવી પાણીની સપાટી ઉપર તર્યા કરે છે. એ ફૂલોની ડીટડી લાંબી ને ઘણી પાતળી હોય છે. પુંકેસરો ૩, તે દરેક ૨ વિભાગવાળું હોય છે. માદા ફૂલની પોટી નીચેની ડાંડલી (scape) વાળાની પેઠે આંટીઓવાળી હોય છે, તેની આંટીઓ ફૂલ ઉઘડતી વખતે ઉભેળાઈ તે (ડાંડલી) પાણીની સપાટી સુધી ઉંચી આવે છે, તેથી તેપરનું ફૂલ પાણીની સપાટી ઉપર આવી જાય છે. આ ફૂલની પોટી નળીઆકાર ને ૩ દાંતાવાળી હોય છે, જેમાં સ્ત્રીકેસરગર્ભાશય આવેલો હોય છે, તે સાંકડો ને તેને મથાળે ૩ પોહોળાં મુખ હોય છે. ફલ ઝીણાં, લાંબાં અને પોટીની અંદર ઢંકાયલાં હોય છે. તેમાં બીજ ઘણાં હોય છે.

**નર** ફૂલ જલમાં તરતાં તરતાં **માદા** ફૂલની પાસે આવે છે ત્યારે માદા ફૂલ તેના સંયોગથી ગર્ભિત થાય છે, ત્યાર પછી તેની ડાંડલી પાછી આંટીઓ ખાઈ જલમાં ઉતરી જાય છે અને ત્યાં ફલ પાકે છે.

**ઉપયોગ**-જલસરપોલીઆંનાં પાન પાણીની બીજી શેવાળ (વનસ્પતિ) ની પેઠે બાહ્યશીતોપચાર કરવા માટે શરીરની દાહ વિગેરે ઉપર લગાડવામાં આવે છે. બંગાલામાં ખાંડમાંથી ગોળ જેવો રસ વેહેવરાવી કાડવા માટે એનાં પાન વપરાય છે.

**વિશેષ વિવેચન**-આ છોડવાનાં માદા ફૂલની વળ કે આંટીઓવાળી ડાંડલી તળાવ કે નદીનાં બહુધા સ્થિર અને સ્વચ્છ પાણીમાં ઘણી સુંદર દેખાય છે—અને તે જરા છેટેથી ઝીણાં સરપોલીઆં જેવી લાગે છે માટે એને **જલસરપોલીઆં** કહે છે.

આ વનસ્પતિનાં ફૂલ ફલિત થવાની જે અજાયબ જેવી રચના ઈશ્વરે કરેલી છે, તે સાનંદાશ્ચર્ય પમાડે તેવી

છે-અને તેથી એનું વર્ણન વનસ્પતિશાસ્ત્ર સંબંધીનાં ઘણાં અંગ્રેજી પુસ્તકોમાં કરવામાં આવેલું છે.

એનું ગુજરાતીમાં ઘણું રસિક વર્ણન "વનસ્પતિ તત્વજ્ઞાન" પાને (૫૭) તથા (૯૧) મે સ્વર્ગવાસી પ્રસિદ્ધ લેખક નારાયણ હેમચંદ્રે આપેલું છે. તે વિચિત્ર સૃષ્ટી રચનાના રસિકોએ વાંચવા લાયક છે.

"શકુન્તલા નાટકમાં **સેવાલ**ને નામે આ વનસ્પતિનું વર્ણન કરેલું છે." (Nairne).

---

## ૭૭-N. O. ORCHIDEÆ.

## વર્ગ-ઓર્કિડી-રૂકશાંગ અથવા ઝીણકાં ઘ્રામણાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ એક અજાયબ જેવાં અત્યંત સુંદર ફૂલોવાળા વર્ગમાં નાહાના છોડવાઓ થાય છે. તે જમીનપર તેમ જ બીજાં ઝાડોપર ઉગે છે. પાન સાદાં અને અખંડ કારવાળાં હોય છે. ફૂલ દ્વિજાતીય હોય છે. તેનાં બાહ્યાન્તરયુક્તકોષ ૬ પત્રોના બનેલા હોય છે. તેનાં ૬ પત્રો ૩ અંદર અને ૩ બહાર, એમ બે હારમાં ગોઠવાયલાં હોય છે. તેમાં બહારનાં ૩ પત્રો થોડાં ઘણાં એકસરખાં હોય છે. પણ અંદરનાં ૩ પત્રોમાંનાં ૨ ઘણુંકરી સરખાં પણ ૩ જું તદ્દન જૂદી રીતનું હોય છે. તે મ્હોટું, વિભાગિત અને તેને તળિયે કોથળી જેવા છેડો હોય છે. પું૦ અને સ્ત્રીકેસરનલિકા જોડાઇને એક સળી જેવાં થઈ રહેલાં હોય છે. તેમાં એક પરાગકોષ હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થાયી, ઘણુંકરી લાંબો અને અમળાએલો હોય છે. ફલ બહુધા શીંગ જેવું ૩ થી ૬ પડવાળું હોય છે. તેમાં ઘણાં સૂક્ષ્મ બીજ હોય છે.

આ વર્ગની વનસ્પતિ ગ્રાહી, ચિરગુણકારી પૌષ્ટિક અને પૌષ્ટિક ગણાય છે.

એના છોડવા જે ઝાડોપર ઉગેલા હોય છે, તેમાંથી એ વાંદાની પેઠે પોતાનો ખોરાક લેતા નથી, પણ એ તો ઘણુંકરી વાયુભક્ષી હોય છે, અર્થાત્ પોતાનો ખોરાક હવામાંથી લે છે.

બાગબગીચાના રસિક મુંબઇના પ્રખ્યાત ભાટીઆ ગૃહસ્થ શેઠ દયાળ મુળજીએ એક **રૂકશાંગ** (orchid) વિષે એવું સાંભળ્યું છે કેઃ-"આફ્રિકાના જંગલમાં આજ સુધી નહીં મળેલ એવા એક **રૂકશાંગ**ની એક ગાંઠ (tuber) એક હજાર પૌંડ (રૂ. ૧૫૦૦૦) ની કીમતે લંડનના મ્યુઝિયમમાં વેચાણી હતી."

ખરેખર **રૂકશાંગ**નાં ફ્લ અજાયબ જેવા આકારનાં ને તરેહવાર રંગનાં થાય છે. માટે જ તેની ગાંઠો મોંઘે મુલે વેચાતી હશે.

## વર્ગ-(ઓર્કિડી).

### નંબર. ૫૧૯.

**૧-શાસ્ત્રીયનામ**-Zeuxine sulcata.

દૃષ્ટાન્ત-H. VI. p. 106; N. p. 327; Watt VI. part. IV. p. 355.

**૨-દેશીનામ**-ઝીણકુંઘ્રામણું (પો+ગુ૦); रुकशांगणी, स्वेतहुली (हिं०).

**૩-વર્ણન**-ઝીણકાંઘ્રામણાંના છોડવાઓ શિયાળાની આખરે ઉગતા જોવામાં આવે છે. તે ૨ થી ૬ ઇંચ કે વખતેજ તેથી થોડા વિશેષ ઉંચા થાય છે. એને ઘ્રામણા ઘાસની ફૂલોની કલંગી જેવી ફૂલની કલંગી આવે છે.

**મૂળ**-ભૂરા રંગનું, પાતળી શાખાઓવાળું અને ઘણું ટુંકું હોય છે.

**ડાંડી અને શાખાઓ**-ડાંડી ગોળ, ફીકા ગુલાબી રંગની, લીસી, ચળકતી, બહુધા સ્લેટપેન જેવી જાડી હોય છે. તેપર પાનનો ઉપરાઉપર ગીચ ભરાવ આવેલો હોય છે. તેથી કોઇવાર ડાંડી ભાગ્યે જ દેખાતી હોય છે.

**પાન**-શીસ મૂળીઆંનાં પાન જેવાં હોય છે. તે ૧ થી ૨ ઇંચિ લાંબાં, તળિયેથી પોહોળાં, ઉપર જતાં સાંકડાં થતાં, લાંબી અણીવાળાં અને ડાંડીને વળગીને નીકળેલાં હોય છે. તેપર હેઠળની બાજુ ૩ ઉભી નસો સ્પષ્ટ દેખાતી હોય છે. પાનની કોર ઘણુંકરી પાછળ વળેલી હોય છે. તેનો રંગ પ્રથમ ફીકો ગુલાબી પણ પાછળથી ભૂરો રાતો થઈ જાય છે.

**ફૂલ**-ડાંડીના ઉપલા ભાગપર ફૂલોની કલંગી આવે છે. તે ૧ થી ૩ ઇંચ લાંબી હોય છે. તેમાં ઘણાં ફૂલો હોય છે, તે એક બીજાંથી આંતરે આવેલાં હોય છે. તે દરેક ફૂલને તળિયે એક પોહોળું, પાતળું, ફીકા રંગનું, વચમાં ઉભી નસવાળું, ઉપર જતાં સાંકડુંથતું, લાંબી અણીવાળું પુષ્પપત્ર હોય છે. તે $\frac{1}{8}$ થી $\frac{1}{4}$ ઇંચ લાંબું હોય છે. ફૂલ અનિયમિત રીતે વિભાગિત થયેલાં પીળાં, ફીકા ગુલાબી કે ધોળા રંગનાં હોય છે.

**ફલ**-$\frac{1}{4}$ ઇંચિ લાંબાં, ઉભી ધોળી નસોવાળાં અને મરડાશીંગીની પેઠે જરા અમળાયલાં હોય છે. તેમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે. તે ફલ ફાટવાથી બહાર આવે છે.

**બીજ**-ઘણાં સૂક્ષ્મ તપખીરીઆ રંગની ભૂકી જેવાં દેખાય છે.

**૪-ઉપયોગીઅંગ**-મૂળ.

**૫-ગુણદોષ**-ચિરગુણકારી પૌષ્ટિક અને પૌષ્ટિક.

**૬-ઉપયોગ-સ્ટિઅુઅર્ટ** સાહેબ લખે છે કે "એનાં મૂળ **સાલપ**ની જગોએ વપરાયાનું તેણે એકવાર સાંભળેલું છે."

૭-સ્થાનક-રાજકોટમાં મી૦ બૂથનાં તળાવ કાંઠે મરહુમ ચેસ્ટર મૅકનોટન સાહેબે તા૦ ૧૦-૨-૧૮૯૫ ને રોજ ઉગતાં મને દેખાડેલાં છે. ને ત્યાર બાદ તે પોરબંદર સ્વસ્થાનમાં તોરણીઆ જંગલની બારવણની ધાર પાસે તે ફક્ત જોવામાં આવેલાં છે.

૮-વિ૦ વિવેચન-એના છોડવા ઘણા નાહાના પણ તેપર ધ્રામણા ઘાસ જેવી ફૂલોની કલંગી હોતાં એનું નામ ઝીણકું ધ્રામણું રાખવામાં આવેલું છે.

## ૭૮-N. O. SCITAMINEÆ.

## વર્ગ-સ્કિટેમિની-કેળ અને અકલબેરનો-વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-આ વર્ગમાં નાહાના મ્હોટા છોડવાઓ થાય છે. તેની ડાંડી ભાગ્યે જ સખ્ત હોય છે. પાન સાદાં, લંબગોળ, ઘણીવાર ટેરવે સાંકડાં થતાં, મ્હોટાં, વચમાં ઉપરની બાજુ નીક અને હેઠળની બાજુ જાડી ડાંડલી જેવી નસવાળાં હોય છે. તે ઘણુંકરી મૂળને મથાળેથી નીકળેલાં હોય છે. તેમાં ઘણુંકરી તેની મધ્યરેષામાંથી નીકળેલી ઝીણી રેષાઓ હોય છે. ફૂલ તરેહવાર ખુશનુમાં રંગનાં અને વિચિત્ર આકારનાં હોય છે. પુષ્પપત્રો મ્હોટાં અને પોટા જેવાં હોય છે. પુ૦ બા૦ કોષનાં પત્રો છૂટાં કે જોડાયલાં હોય છે. પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ છૂટી કે જોડાયલી હોય છે. પુંકેસરો નાહાનાં મ્હોટાં પાંચ અને એક ચિહ્ન માત્ર, અથવા એક પૂર્ણ અને બાકીનાં પાંખડી જેવાં થઈ ખોટાં થઈ ગએલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થાયી ૧ થી ૩ પોલવાળો હોય છે. ફલ ઘણુંકરી ત્રણ પોલવાળું અને શીંગ કે ફળી જેવું હોય છે.

આ વર્ગની વનસ્પતિ પૌષ્ટિક, ગ્રાહી, શામક અને શીતળ ગણાય છે.

લાલ, પીળી અને લીલી છાલનાં જૂદી જૂદી જાતનાં કેળીઓનાં ઝાડ આ વર્ગનાં છે. કેળનાં ઝાડ અતિ સુંદર અને માંગલિક ગણાય છે. તેના સ્તંભનાં રસિક કવિયોએ ઘણાં વખાણ કરેલાં છે. કેળને સંસ્કૃતમાં રંભા કહે છે.

### વર્ગ-(સ્કિટેમિની).

### નંબર-૫૨૦.

૧-શાસ્ત્રીયનામ-Kæmpferia rotunda.

દૃષ્ટાન્ત-H. VI. p. 222; N. p. 336; Watt. IV. p. 561; રૂ. નિ. પા. ૪૬૦

૨-દેશીનામ-ભૂચંપક (ગુ૦); भुंईचांपा (म०).

એનાં પાન કેળનાં નાહાનાં (પાન) કે અકલબેરનાં પાન જેવાં થાય છે. ફૂલ સફેદ ઘેરી ને ફીકી જાંબુડી છાયાલેતાં સુગંધદાર હોય છે. ફૂલ પાન આવ્યા પહેલાં આવે છે. એનું સુંદર ચિત્ર અને વર્ણન ડા. કે. આર. કીર્તિકરે પોતાનાં "પોઈઝનસ પ્લૅન્ટસ ઑફ બૉમ્બે" વૉલ્યુમ ૧ માં આપેલું છે. તેમાં એનાં મૂળની ઝેરી અસર વિષેની હકીકત લંબાણથી આપેલી છે.*

### વર્ગ-(સ્કિટેમિની).

### નંબર ૫૨૧.

શાસ્ત્રીયનામ-Canna Indica.

દ્રષ્ટાન્ત-H. VI. p. 260; N. p. 339; Watt. II. p. 102.

૨-દેશીનામ-અકલબેર (પો+ગુ૦); देवकेळी (म०); सर्वज्य (हिं०); सर्वज्या, सिलरुम्ब (सं०).

૩-વર્ણન-અકલબેરના છોડવા મકાઈના છોડવા જેવડા થાય છે. એનાં પાન કેળાંનાં નાહાનાં ને સાંકડાં પાન જેવાં હોય છે. ફૂલ લાલ રંગનાં છોડવાને મથાળે ઘણુંકરી આવે છે. ફલ ખડબચડાં, એરંડી જેવડાં અને બુઠ્ઠી ૩ ધારવાળાં થાય છે. બીજ કાળા રંગનાં, લીસાં, ચળકતાં બંદુકની નાહાની ગોળી જેવાં દેખાય છે. તેથી એને અંગ્રેજીમાં Indian shot કહે છે. એ વાડીઓ અને બાગોમાં વાવવામાં આવે છે, તેમ તે પોતાની મેળે પણ ઉગે છે.

એનાં મૂળ મૂત્રલ, ઉપલેપક અને પરસેવો લાવનાર ગણાય છે. એ ક્ષોભક અને ઉત્તેજક મનાય છે. કંઈ ઝેરી ઘાસ ખાઈને ઢોર આફર્યું હોય ત્યારે એનાં મૂળનાં બટકીયા ચોખાનાં પાણીમાં મરી સાથે રાંધી ઢોરને પવાય છે.

એનાં ફૂલ હનુમાનને ચડાવે છે. અને એનાં બીજની માળા પરોવી હનુમાનના ભકતો અને બીજા લોકો પહેરે છે. કહે છે કે એનાં બીજ કોઈવાર ગોળીની જગોએ વાપરવામાં આવે છે. એનાં બીમાંથી ફીકો જાંબુડો રંગ બનાવવામાં આવે છે, એમ કહેવાય છે.

## ૭૯-N. O. AMARYLLIDEÆ.

## વર્ગ-એમેરીલિડી-કાળીમુશળી, ગવરીકંદ અને વિલાતી કેતકીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમાં છોડવાઓ થાય છે. એનાં મૂળમાં ઘણુંકરી કંદ હોય છે. પાન બહુધા મૂળને મથાળેથી નીકલેલાં હોય છે. તે લાંબાં, સાંકડાં, વખતે કોરે કાંટાવાળાં અને ઉભી

* એ અથવા એનીજ એક જાત આ સ્વસ્થાનના હડિયા જંગલમાં ચોમાસે ઉગે છે. તેનાં મૂળમાંથી આરારૂટ બનાવી શકાય એમ કેટલાકોનું માનવું છે. એને અહીંના લોકો જંગલીચંપો કહે છે. એનાં ફૂલ અત્યંત મધુરી વાસવાળાં થાય છે, તેમાં ધોળો, પીળો, ગુલાબી અને જાંબુડો રંગ હોય છે.

નસોવાળાં હોય છે. પુષ્પ ધારણ કરનારી ડાંડી પત્ર વગરની ગોળ, કે જરા ચપટી હોય છે. બાહ્યાન્તરયુક્તકોષ પાંખડીઓ જેવો, ને ૬ વિભાગવાળો હોય છે. પુંકેસરો ૬ હોય છે. તે બાહ્યાન્તરયુક્તકોષપર આવેલાં હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય અધઃસ્થાયી, ૩ પોલવાળો. નલિકા ૧; અને નલિકાગ્રમુખ સાદું અથવા ફાંટાઓવાળું હોય છે. ફૂલ ઘણુંકરી ૩ પડવાળાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઝેરી, રેચક અને વાન્તિકારક ગણવામાં આવે છે. તો પણ કેટલીક વનસ્પતિ પૈષ્ટિક ગ્રાહી અને માદક હોય છે.

## વર્ગ-(એમેરીલિડી).

### નંબર ૫૨૨.

**૧-શાસ્ત્રીયનામ**-Agave vivipara (Aloe-fibre plant).

દૃષ્ટાન્ત-H. VI. p. 277; N. p. 343; Watt. I. p. 143; રૂ. નિ. પા. ૫૩૮.

**૨-દેશીનામ**-અડબાઉ કેતકી, (પો+ગુ૦); जंगली अनास (म०);बनकेउरा, जंगलीअनास (हिं०);तृणकेतकी (सं०.)

**૩-વર્ણન**-અડબાઉકેતકીના છોડવા કુંવાર જેવા થાય છે, પણ તે કુંવારથી ઘણા ઉંચા હોય છે. એના છોડવાને કુંવારની પેઠે પાનનો ચક્ર આવે છે. એનાં પાન ઘણાં લાંબાં, સાંકડાં અને ટેરવે તેમજ કોરપર કાંટાવાળાં હોય છે. પાન ઉભાં, લીસાં અને ધોળાસલેતા લીલા કે ફીકા લીલા રંગનાં હોય છે. તે થોડાં રસભર્યાં અને મજબૂત રેસાવાળાં હોય છે. એને પાનની વચ્ચોવચથી ફૂલનો દાંડો આવે છે, તે ૧૦ થી ૧૫ ફીટ ઉંચો વધે છે, તેપર તેના ઉપરના ભાગમાં નાહાની શાખાઓપર ફૂલો આવે છે. ફૂલ લીલાસલેતા પીળારંગનાં હોય છે, ફૂલના દાંડાપરજ ફૂલમાં એના રોપા તૈયાર થઇ જાય છે. તે દાંડાપરથી માટી કે રેતીવાળી જમીનમાં પડે છે તો પોતાની મેળે ત્યાં ચોટી નવા છોડવાઓ થઇ જાય છે. અગર એવા રોપાઓ વાડ કરવા માટે અથવા બાગ બગીચાઓમાં વાવવામાં આવે છે.* "વિષ, કફને ટાળે છે. ફૂલથી ઉલટી થાય છે. તે કફને ટાળે છે." ( વૈ૦ ૩૦).

* અડબાઉ કેતકીના છોડવાઓ આ સ્વસ્થાનની વાડીઓ અને બગીચાઓમાં વાવેલા જોવામાં આવે છે. પણ તે રાણાવાવ ગામથી બીલેશ્વર જવાના ગાડાં માર્ગમાં આવતી વાઢોડની કાદીવાળી ધારડી તેમજ કીંદરખેડા ગામથી મોઢવાડે જતા ગાંડા માર્ગની બન્ને બાજુએ તેના છોડવા પોતાની મેળે ઉગતા જોવામાં આવે છે, બીલેશ્વર પાસે બીલેશ્વરી નદી કાંઠે તેમજ કડોરણાં ઠાંસામાં સામરાવદર નેસની પાસે મીણસાર નદી કાંઠે પણ એના છોડવા પોતાની મેળે ઉગે છે. એનાં પાન ઉન્હાળે ઢોર ખાઈ જાય છે. એનાં ફૂલના દાંડા ઘણીવાર ડુકર ભાંગી નાંખે છે. ને તેમાંથી કુમળો ગાભો તે ખાઈ જાય છે.

એનાં પાનમાંથી રેસાઓ કાઢી ખેડુ લોકો દોરી, દોરડાં, રાસ, નેતર, અને બળદની નાથ વિગેરે બનાવે છે. છપ્પનિયા દુકાળની વખતે ખેડુતોએ એનાં પાન અને મૂળ કુટેડી પોતાના બળદોને કેટલોક વખત સુધી ખવરાવ્યાં હતાં.

એના છોડવા વાડી અને ખેતરોની વાડ કરવા માટે ખેડુ લોકો વાડે વાવે છે. એનાં પાનમાંથી જે રેસાઓ નીકળે છે તેનાં દોરી દોરડાંઓ જ નહીં પણ કપડાં વણી શકાય છે.

એના રેસામાંથી બનાવેલી ન્હાની મ્હોટી પીછીઓ, (બ્રશ) ઝીણી જાડી દોરીઓ, અને વણાવેલાં કપડાંનો તથા એના જૂદી જૂદી રીતે તૈયાર કરેલા રેસાઓના નમુનાઓ સને ૧૯૦૨ માં અમદાવાદ તેમજ સને ૧૯૦૪ માં મુંબઈ પ્રદર્શનમાં મોકલવામાં આવેલા હતા. તે વિષે સર્ટીફિકેટો મળેલી છે. આ ઉપરથી જાણી શકાય છે કે એના રેસાનો ઉદ્યોગ આગળ ચાલી શકે તેમ છે. માટે એ કેતકીના છોડવાઓનું બોહોળું વાવેતર કરવાથી આગળ ઉપર ફાયદો થઈ શકે એમ જણાય છે.

આ નીચે **વિલાયતી કેતકી**નું વર્ણન અને ઉપયોગ આપેલાં છે. એના ઉપયોગ પ્રમાણે જ **અડબાઉ કેતકી** પણ ઉપયોગમાં આવી શકે છે. વિલાયતી કેતકીને વિશેષ પાણી જોઇએ છીએ, અને અડબાઉ કેતકીને પ્રથમ થોડુ પાણી આપ્યા પછી તેને પાણી જોઇતું નથી. તેમ તે વિલાયતી કેતકી કરતાં ટાઢ તડકો વિશેષ સહન કરી શકે છે. વિલાયતી કેતકીનાં પાનમાં વિશેષ રસ અને ગાભો હોય છે, અને આમાં તેનું પ્રમાણ ઓછું હોય છે. તેથી આના રેસા તરત નીકળી શકે છે. વળી આનાં પાન વિલાયતી કેતકી કરતાં લાંબાં હોય છે તેથી આમાંથી રેસા પણ લાંબા નીકળે છે. અજમાયશ કરી જોયાથી માલમ પડ્યું છે કે વિલાયતી કેતકી કરતાં આ કેતકીના રેસા નરમ અને તેજદાર થાય છે, ને એને રંગવાથી તેજ ઓછું થતું નથી.

---

## વર્ગ--(એમેરીલિડી.)

### નંબર ૫૨૩.

**૧-શાસ્ત્રીયનામ**-Agave Americana. (Aloe fibre-plant.)

દૃષ્ટાન્ત-H. VI. p. 277; N. p. 343; Watt. I. p. 134.

**૨-દેશીનામ**-વિલાયતીકેતકી, કેતકી, વિલાયતી કુંવાર ( પો૦ ): જંગલી કુંવાર ( ગુ૦ ); इलाइती केउरा, राकासपद्दा, विलायती कोरकंद ( म० ); बनकेओरा बराकंवार, रामकांट्य, बिलाति पात ( हिं० ).

**૩–વર્ણન**–વિલાયતી કેતકીના છોડવા અડબાઉ કેતકી કરતાં નાહાના થાય છે, તોપણ તેમાં પાનનો ઘેરાવો વિશેષ હોય છે. એનાં પાન અડબાઉ કેતકી કરતાં ટુંકાં, તોપણ વધારે પોહોળાં, જાડાં, ટેરવે વિશેષ અણીદાર, વિશેષ રસભર્યાં, અક્કડ અને લીલા કે ઘેરા લીલા રંગનાં હોય છે. એનો દેખાવ કુંવારને વિશેષ મળતો હોય છે. પાનને ટેરવે સખ્ત, જાડી અને તીક્ષ્ણ અણી હોય છે, અને કોરપર સખ્ત કાંટા હોય છે. પાન જરા પાછળ નમતાં હોય છે. જ્યારે ફૂલ આવવાનાં હોય છે ત્યારે પાનના ચક્રોની વચ્ચોવચથી એક ૨૦ થી ૪૦ ફીટ ઉંચો ગોળ ડાંડો નીકળે છે. ને તેનાપર નાહાની શાખાઓ આવી તેપર ફૂલ આવે છે. ફૂલ આવી ગયા પછી એ ફૂલવાળો છોડવો ઘણુંકરી સુકાઈ જાય છે. અને એ છોડવાને તળિયે બીજા ફણગા ફૂટી તેમાં નવા છોડવા થાય છે. તેમ જ એનાં ફૂલમાં પણ અડબાઉ કેતકીની પેઠે નાહાના કંદ સોતા રોપાઓ તૈયાર થઈ જાય છે. તે વાવવાથી પણ તેનો ઘણો વધારો થાય છે. તેના એક ડાંડાપર આવા હજારો રોપા થાય છે. તેથી એનું વાવેતર કરવું ઘણું સહેલું છે.

એના છોડવા અમેરિકાથી આવેલા છે. પણ હાલ તે કેટલીક જગોએ આ દેશમાં પણ વવાતા જોવામાં આવે છે. એના છોડવાઓ ઉડતી રેતી બંધ કરવા માટે વાવવામાં આવે છે. એના છોડવાઓ અડબાઉ કેતકીની પેઠે ડુંગર અને કાદીવાળી જમીનપર વિશેષ સારા થતા નથી, પણ રેતાલ કે માટીઆળ જમીનપર એ સારા થાય છે. રેચી જગો વિશેષ કરી એને માફક આવતી નથી. પરંતુ રેતીના ભરતવાળી જગો જ્યાં થોડી ભીનાસ રહેતી હોય તે વિશેષ માફક આવે છે. બાગ બગીચાઓમાં માટી અને ખાતરની ભરતીવાળા ઉંચા કયારા કરી તેપર એના છોડવાઓ શોભા માટે વાવવામાં આવે છે, ત્યાં તે સારા ઉગે છે. પોરબંદરના દરીઆ કિનારાપર રેતીના ઢસાઓમાં જુરી (Casuarina)-ના છોડવા વાવવામાં આવેલા છે. તેના બચાવ માટેની વાડ (shelter–belt) કરવાને આ કેતકીના છોડવાઓ વાવવામાં આવેલા છે. તે જો કે સારા ઉગેલા છે, તોપણ તેને ચોમાસાના દરિયાના ખારા પવનની અસર વિશેષ જણાયલી છે. તોપણ જેમ જેમ એના છોડવાઓનો વિસ્તાર વધતો જાય છે, તેમ તેનો પોતાની મેળે ખારા પવનથી બચાવ થતો જાય છે. એટલે પવન તરફના આગલા છોડવાઓ બળે છે પણ પાછલા અર્થાત્ નવા ફૂટતા અંદરના છોડવાઓ ખારા પવનથી બચી જાય છે. આવી રીતે ઉત્તરોત્તર ખારા પવનથી એના છોડવાઓ બચવાને લીધે તેનો વધારો આ જગોએ થઈ શકે છે. તોપણ એવું જોવામાં આવેલ છે કે, એના છોડવાઓ જેમ એક બીજાથી છેટા હોય છે તેમ તે વધારે જોરદાર ઉગે છે.

**ઉપયોગ**–એનાં મૂળ, પાન અને ડાંડામાંથી રેસાઓ નીકળે છે. એનાં રસભર્યાં પાન ઉપરથી છોલીને પોટીસની જગોએ કેટલાક લોકો વાપરે છે. એનાં પાન, મૂળ અને ડાંડા દુકાળની વખતે ઢોરના ચારા તરીકે કામ લાગે છે. એનાં મૂળ મૂત્રલ અને વિસ્ફોટકનો નાશ કરનાર છે. અને કહેવાય છે કે તેનો સારસાપરીલાની સાથે ભેળ કરવામાં આવે છે. એમ પણ કહેવાય છે કે એનાં મૂળને સારી રીતે બાફીને રાંધવામાં આવે તો તે એક સ્વાદિષ્ટ પુષ્ટિકારક ખોરાક તરીકે કામ આવી શકે, ફૂલ આવવાને વખતે તેનો કાચો વચલો ડાંડો કાપી નાખવામાં આવે તો તેમાંથી એક જાતનો રસ નીકળે છે. જેમાં તરત ખમીર થાય છે. અને તે બીર અથવા બ્રાન્ડી દારૂ બનાવવાના કામમાં આવી શકે છે. એનાં પાનનો કાઢેલો રસ અમેરિકાના ડાકટરો ચિરગુણકારી પૌષ્ટિક અને વિકાર ફેરવી નાખનાર તરીકે વિશેષેકરીને વિસ્ફોટકના દરદમાં વાપરે છે. એ રસ સાબુને ઠેકાણે પણ કામ આવી શકે. એનાં ફૂલનો ડાંડો સુકાવી તેની નાહાની કાતળી કરી તે બુચની જગોએ વાપરી શકાય, એનાં પાનનો રસ જે જગોએ લગાડવામાં આવે ત્યાં ઉધી લાગતી નથી એમ કહેવામાં આવે છે.

અમેરિકામાં એનાં પાનમાંથી એક જાતનો ગુંદર નીકળે છે, એમ કહેવામાં આવેલ છે. પણ તેવો ગુંદર આ દેશમાં એનાં પાનમાંથી નીકળતો જોવામાં આવેલો નથી.

કહેવાય છે કે, અમેરિકામાં આ કેતકીના છોડવાના રસમાંથી લાખો ને કરોડો રૂપિયાની પેદાશ દર વર્ષે થાય છે. પણ એ શિવાય હાલ એના પાનના રેસામાંથી પણ અતિ ઘણી પેદાશ અમેરિકાના લોકો કરવા લાગેલા છે. તે એટલે સુધી કે જો હિંદુસ્થાનના લોકો આવા ઉદ્યોગ પાછળ ધ્યાન નહિ આપે તો થોડા વખતમાં હિંદુસ્થાનનાં સણ, ગુણપાટ અને બીજા રેસાઓના વેપારને ઘણો જ ધક્કો લાગી જવા સંભવ છે. આ કેતકીના રેસાઓ દોરડાં વણાવવા માટે હાલ ઘણા વખણાય છે. અને વિલાયતના કારખાનાવાળાઓ કહે છે કે, અમેરિકાથી આના જે રેસાઓ આવે છે તે દર વર્ષે વધારે ને વધારે સફાઇ ને ગુણમાં સારા આવતા જાય છે. એના રેસાઓને સહેલાઇથી અને તરત રંગ ચડાવી શકાય છે. અને એ સણ કરતાં ઘણા ઉત્તમ ગણાય છે. લંડનમાં આ કેતકીના રેસાનો ભાવ ઘણુંકરીને એક ટને ૩૫ થી ૪૦ પૌંડનો આવે છે. મોરિસમાં થોડાંક વર્ષ થયાં કેતકીના રેસા પછવાડે ઘણું જ ધ્યાન આપવામાં આવે છે, ત્યાં હાલ દરેક પંદર લાખ રૂપિયાની પુંજીવાળી છએક કંપની છે. જે રેસાઓ તૈયાર કરી યુરોપ મોકલાવે છે.

મુંબઈની પાસે કુરલા ગામમાં પણ એક વિલાયતી કેતકીના રેસા કાઢવાનું કારખાનું છે. ત્યાંથી વગર સાફ કરેલા રેસાઓ એમને એમ વિલાયત ચડે છે. સાંભળ્યા પ્રમાણે જામખંભાળીઆમાં પણ વિલાયતી કેતકીનું એક વાવેતર કરવામાં આવેલું છે. અને તેમાંથી રેસાઓ તૈયાર કરી કોઈ જાતનું કાપડ બનાવવાની તજવીજ ચાલે છે

વિલાયતી કેતકીની વાવણી–એના છોડવા સમ ચોરસ પાંચ પાંચ ફીટને અંતરે વાવવામાં આવે છે, તેથી એક એકર જમીનમાં ૧૬૦૦ થી ૨૦૦૦ છોડવાઓ વાવી શકાય. એ છોડવાઓ ૩ થી ૪ કે ૭ થી ૮ વર્ષે તેનાં પાન કાપવાને લાયક થાય છે. અને તે ૪ થી ૫ વર્ષ સુધી પાન આપ્યા કરે છે. એનું વાવેતર જો વાડની પેઠે કરવાનું હોય તો એક ચર ખોદી એના રોપાઓ ચરમાંથી નીકળેલી માટી અગર રેતીપર વાવવા, એ રોપાઓ ૨ થી ૩ ફીટની અંતરાઇએ વાવવા, અને જે ખાડાઓમાં તે વાવવામાં આવે તે ખાડાઓ ૮ થી ૧૦ ઈંચ ઉંડા કરવા. અને તેમાં સારી રીતે માટી ભરવી. અને પછી તેને બીજી કોઈ જાતની ચાકરી જોઇશે નહિ. અને ત્રણ ચાર વર્ષે એક સારી વાડ થઈ જશે પણ તેના પાનના રેસા કાઢવાના હેતુથી ખાસ વાવેતર તરીકે તે વાવવાના હોય તો તે એક બીજાથી ૧૦ ફીટ છેટે હારબંધ વાવવા અને તેની બે હારની વચ્ચે ૫ થી ૬ ફીટ જગા ખાલી રાખવી. રેતાળ અને કંકર પત્થરવાળી જમીનમાં એના રોપાઓ સારા થઈ શકે છે, એને કોઈ જાતનાં ખાતરની જરૂર રહેતી નથી, એ પત્થરવાલી જમીનપર પણ ઉગી શકે છે. એનાં વાવેતરમાં ઘણુંકરીને કાંઇ નેદ ગોડ કરવી પડતી નથી.

પાન વાઢવાં તે–૪ થી ૫ કે ૬–૭ વર્ષનાં રોપાઓ થાય ત્યાં સુધી તેનાં પાન વાઢવાં નહિ. અને ત્યાર પછી તેમાં ઘણુંકરી ફૂલના ડાંડા નીકળે છે. જેમાં એકાદ માસમાં બી પાકી જાય છે. આ ડાંડા નીકળ્યાથી પહેલાં એ રોપાના પાનના રેસા કાચા હોય છે અને તે કારખાનાને લાયક હોતા નથી, એમ કેટલાકનો મત છે.

આ કેતકીના વાવેતરને ઢોરથી નુકશાન ન થાય તે માટે તેની ચોમેર કેતકીના છોડવાની અથવા બીજી મજબૂત વાડ રાખવી, કેમકે કેતકીના નાહાના છોડવાઓ અને મ્હોટા છોડવાઓનાં પાન ઘણીવાર ઢોર ખાઈ જાય છે.

એક એકરે રેસાની પેદાશ–જ્યારે આ કેતકીના છોડવાઓ ૭ થી ૮ વર્ષના થાય ત્યારે તેમાંથી એક એકરે નીકળતા રેસાનો અંદાજ દર વર્ષે આસરે ૭–મણ (મણ બંગાલી)ની ગણી શકાય છે. એક મણ રેસા કાઢવાને આસરે ૪૦ મણ પાન જોઇએ છીએ.

રેસા તૈયાર કરવાની રીત–પાન કાપ્યા પછી તે પાનને છુંદી નાંખનાર સંચાની અંદર નાંખવાં જોઇએ કે જેથી પાનપરની સખ્ત છાલ ભંગાઈ જાય, અને તેમાંનો રસ અને છોતાઓ જૂદાં પડી જાય. આ સંચો સાધારણ શેરડી પીલવાના સંચા જેવો હોય તો બસ છે. આવી રીતે છુંદાયલાં પાન એક લીસા પત્થરપર લાકડાના મોદારાથી પોચે હાથે ધોકડવાં જોઇએ, અને તેથી પાનમાંની છાલ ને કુચો નીકળી જાય, ત્યાર પછી એ રેસાઓને પાણીમાં સારી પેઠે ધોઇ, તેમાંનો કચરો અને રસ કાઢી નાંખી, પછી તેને તડકે સુકાવવા એટલે તે રેસા તરીકે ઉપયોગમાં લેવા માટે તૈયાર થઇ ગયેલા સમજવા.

સને ૧૯૦૪ ના મુંબઈનાં ઉદ્યોગ અને ખેતીવાડીના પ્રદર્શનમાં કેતકી તેમ જ કેળના પટામાંથી રેસા કાઢવા માટે ટ્રાવેન્કોરમાં બનાવેલા સંચાઓ દેખાડવામાં આવેલા હતા. એની બનાવટ ઘણી સહેલી હતી. અને તે સંચા જુજ કીંમતે બની શકે તેવા જોવામાં આવતા હતા. એ સંચાઓની સાધારણ બનાવટ નીચે પ્રમાણે હતીઃ–

એક લાકડાની પાટલીપર લોઢાની ૨ ઈંચની પટી જડેલી છે, અને એક લાકડાની પાટલીમાં બુઠ્ઠી ધારવાળી છરી જડેલી છે. આ ધારવાળી છરીની પાટલીને છેડે એક લાકડી બાંધી તે લાકડી દોરીથી લટકાવેલી છે, તે એવી રીતે કે લાકડીપર પગ મુકતાં છરી ઉંચી થાય છે. ત્યારે કેળના પટાનો કકડો જેટલો પટીપર મુકવામાં આવે છે તેપર છરી પડે છે. એટલે પટો દબાય છે. એ પટાને એક માણસ એક કે બન્ને હાથે પોતા તરફ ખેંચે છે. એટલે પટાપરથી છોતા નીકળે છે, અને તેમાંનો રસ નીચે વહેવા માંડે છે. આવી રીતે પાંચ કે છવાર ફરી ફરી ખેંચવાથી રેસા તૈયાર થઈ જાય છે. કેતકીના રેસા કાઢવા માટે પણ આવો જ સંચો– દેખાડવામાં આવ્યો હતો, તેમાં ફરક માત્ર એટલો જ હતો કે એ ઉપરના સંચા કરતાં મજબૂત અને તેની પાટલીમાં જડેલી છરી અને પટી એ બન્ને બુઠ્ઠી ધારવાળી એક બાજુ હતી. આવા સહેલાને સસતા સંચાઓ આપણા સાધારણ સુતાર પણ કરી શકશે છે.

આ સ્વસ્થાનના ખેડુલોકો અડબાઉ તેમજ આ કેતકીમાંથી બે રીતે રેસાઓ કાઢે છે. એક એ કે તેનાં પાનને કાપીને સારી પેઠે પત્થરપર કુટેડે છે. ને તેને વારંવાર કુટેડી ને તેમાંથી છાલ અને બીજો ભૂકો કાઢતા જાય છે. અને આખરે તેને પાણીમાં ધોઈ સાફ કરી લે છે. બીજી રીત એ છે કે એના પાન કાપી અને પાણીમાં ૧૫ થી ૨૦ દિવસ સુધી પલાળી રાખવામાં આવે છે. તે અરસામાં તેનાપરની સખ્ત છાલ અને તેમાંનો કુચો ઘણાં નરમ માવા જેવાં થઈ જાય છે. તે સહેલાઈથી કાઢી નાખવામાં આવે છે. અને કેટલીકવાર સાફ પાણીમાં તે રેસા ધોઈ તડકે સુકાવી ને ઉપયોગમાં લેવામાં આવે

છે. આ બીજી રીતે તૈયાર કરેલા રેસાઓ ઘણા સારા ને તેજદાર થાય છે. અને આ સ્વસ્થાન તરફથી મોકલાવેલા અમદાવાદ અને મુંબઈ પ્રદર્શનમાંના રેસાઓના નમુનાઓ આ બન્ને રીતે તૈયાર કરવામાં આવેલા હતા, તેમાં પણ બીજી રીતે કાઢેલા રેસાઓ સારા ગણાયલા હતા. તોપણ મુંબઈ પ્રદર્શનમાં ટ્રાવન્કોર તરફથી આવેલા સંચાઓમાં એ રેસાઓ કેતકીનાં પાનમાંથી એક બે **મિનિટમાં** કાઢી તૈયાર કરી લેવામાં આવતા હતા, તે ઘણા સ્વચ્છ અને તેજદાર જોવામાં આવતા હતા. હિંદુસ્થાનમાં ઉગાડેલા આ કેતકીના છોડવાઓનાં પાનમાંથી કાઢેલા રેસાઓનાં દોરડાં બનાવી પરિક્ષા માટે વિલાયત મોકલવામાં આવેલાં હતાં. તે વિષે ત્યાંથી સારા અભિપ્રાયો આવેલા છે. એના રેસાઓમાંથી શેત્રંજીઓ બનાવી શકાય છે. મુંબઈનાં પ્રદર્શનમાં હાલ અડબાઉ કેતકીની એક લાંબા પાનની જાત જેને **સિસલ**–હેમ્પ (Agave rigida, or sisalana) કહે છે, તેના પાનમાંથી કાઢેલા રેસાઓની ચટાઇના નમુના રાખવામાં આવેલા હતા, જે જો કે ખરસટ તોપણ સારા હતા. એ કેતકીનાં પાનને કાંટા મ્હોટા નહીં હોતાં જુજ નાહાના કાંટા તેની કોરપર હોય છે. એનાં પાન ૩ થી ૮ ફીટ લાંબાં, ½ ઇંચ જાડાં અને ૩ થી ૬ ઇંચ પોહોળાં હોય છે. એમાંથી કાઢેલા રેસાઓ પ્રદર્શનની જંગલ ખાતાની કોર્ટમાં રાખવામાં આવેલા હતા. અને એના રેસાઓને પીળો, રાતો, કાળો, જાંબુડો અને લીલો એવા રંગ ચડાવેલા હતા. એવા રંગીન રેસામાંથી ઝીણી દોરી બનાવી તે દોરીથી ગુંથેલી સાદરીઓ બનાવી રાખેલી હતી. આ સાદરીઓ (Coir matting) કાથાની સાદરીઓ જે ઓફીસોમાં ભોંયપર પાથરવામાં આવે છે તેની જગોએ કામમાં આવી શકે તેવી હતી. આ છોડવાનાં પાનમાંથી રેસાઓ ઘણા લાંબા, ટકાઉ, તેજદાર અને વિશેષ નીકળે છે. માટે એનું વાવેતર કરવું યોગ્ય છે.

કેતકીના છોડવામાંથી કેટલાક લોકો ૩–વર્ષ પછી રેસા કાઢવા માટે પાન કાપવાનું શરૂ કરે છે. અલબત એનાં પાન તદન પાકી જાય તેથી પહેલાં કાપી લેવાં જોઇએ, કેમકે તદન પાકી ગએલાં પાનના રેસા વિશેષ નરમ હોતા નથી. કેતકીના પાનમાંથી નીકળતો કુચો તેમજ તેના રેસા કાગળ બનાવાના કામમાં આવી શકે તેમ છે. એના રેસામાંથી કાગળ બનાવાની તજવીજ કરવામાં આવેલી હતી, પરંતુ તે કેટલાંક કારણને લીધે હજુ પૂર્ણતાને પામી નથી.

પોરબંદર સ્વસ્થાનના દરબારી બાગોમાંના બળદો માટે જોઇતી નાથ, રાસ, જોતર, તેમ જ ગાડાં સીકડવાની દોરીઓ અને કોસની વરતડી વિલાયતી કેતકીના રેસાઓમાંથી બનાવામાં આવે છે. અને દિનપ્રતિદિન આ કેતકીના છોડવાઓનો વધારો કરવામાં આવે છે.

વિલાયતી અને અડબાઉ કેતકી વિષે **વૉટ** સાહેબની "ડિકશનરી;" તેમ જ **બોમ્બે ગેઝેટીઅર** વોલ્યુમ ૧૫, "બોટનિ" પાને ૨૦૫, ફેમિન પ્લેન્ટસ–માં ઘણી લંબાણ હકીકત આપેલી છે, તે ખરેખર વાંચવા લાયક છે.

---

## વર્ગ-(એમેરીલિડી).

### નંબર ૫૨૪.

**૧–શાસ્ત્રીયનામ**–Curculigo orchioides.

દૃષ્ટાન્ત–H. VI. p. 279; N. p. 342; Watt. II. p. 650; રૂ. નિ. પા. ૫૭૫.

**૨–દેશીનામ**–કાળીમુશલી (પો+ગુ૦); काळीमुसळी (મ૦); काळीमुसली, शीयामुसली (હિં૦); तालपत्री, तालमूली, हेमपुष्पी (સં૦).

**૩–વર્ણન**–કાળીમુશળી ચોમાસે ઘણી ઉગે છે, એના છોડવા ૧ થી ૧ ½ ફુટ ઉંચા વધે છે, એનાં પાન ખજુરી અંગર નારીએળીનાં એક બે વર્ષના રોપાઓનાં વચલાં વગર ફાટેલાં પાન જેવાં હોય છે. એનાં પાનનાં થડમાં પીળા રંગનાં લાંબાં સૂક્ષ્મ ફૂલો આવે છે. ફૂલ ½ ઇંચ લાંબું અને ૧ થી ૪ બીજવાળું હોય છે.

**મૂળ**–બહારથી કાળા ને અંદર સફેદ રંગનું હોય છે. તે રસભર્યું, બટકણું, ½ થી ૧ ફુટ લાંબું અને મજબૂત હોય છે. એ સુકાય છે ત્યારે એની અંદરનો રંગ પણ કાળો થઇ જાય છે, તેનો સ્વાદ મધુરો, કડછો, ફીકો ને ચીકણો હોય છે.

**ડાંડી**–હોતી નથી.

**પાન**–મૂળનાં મથાળાંપાસેથી પાતળાં પાન ½ થી ફુટ કે ૧½ ફુટ લાંબાં અને ૧ થી ૧ ½ ઇંચ પોહોળાં નીકળેલાં હોય છે. પાનની નીચેની સપાટીપર કોઇવાર લાંબા ધોળા ને ચળકતા નરમ વાળની રેસા જેવી રૂંછાળ હોય છે.

પાન તળિયે તેમ જ મથાળે સાંકડાં થતાં ને ટેરવે અણીદાર હોય છે. પાનપર ઉભી નસો આવેલી હોય છે. તેની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો ને નીચેનીનો ફીકો હોય છે. પાનના નીચેના ભાગમાં સફેદ ભુંગળી જેવી પાતળી ખોલી હોય છે. ને તેના ઉપરના ભાગમાં ડીટડી હોય છે. પાનનો સામાન્ય આકાર ખજુરીનાં ઉગતાં પ્રથમ પાન જેવો હોય છે, પણ આનાં પાન ખજુરીનાં તે પાનથી પોહોળાં હોય છે.

**ફૂલ**–પાનોના થડમાંથી પીળાસલેતા ધોળા રંગનાં, તળિયેથી પોહોળાં, ઉપરા ઉપર આવેલાં, કેટલાંક પુષ્પપત્રો નીકળે છે અને એ પુષ્પપત્રોના સમુદાયની વચ્ચે ઘણુંકરી

દરેક પુષ્પપત્રની અંદરની બાજુએથી એકેક ફૂલ નીકળે છે. એ ફૂલની ડીટડી પુષ્પપત્ર કરતાં લાંબી હોય છે ને તેને મથાળે આસરે ૩–લાઇન વ્યાસનું પીળા રંગનું ફૂલ આવે છે, ફૂલનો બાહ્યાન્તરયુક્તકોપ એક સરખા રંગની ૬ પાંખડીવાળો હોય છે. પુંકેસરો પણ પીળા રંગનાં ૬ હોય છે. સ્ત્રીકેસર ગર્ભાશય રૂંછાળવાળો ને સ્ત્રીકેસરાગ્રમુખ ૩ છેડાવાળું હોય છે.

નીચેનાં ફૂલ સ્ત્રી-પું-સંયોગી અને બાકીનાં નર હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ.

**૫–ગુણદોષ**–પૈષ્ટિક, ઉપલેપક ને મૂત્રલ.

**૬–ઉપયોગ**–કાળી મુશળીનાં મૂળ ઘણા પૈષ્ટિક પાકો ને કાઢાઓમાં વાપરવામાં આવે છે. એનાં મૂળ દૂધમાં ઉકાળી ઘણાં લોકો પૈષ્ટિક તરીકે પીએ છે. એનાં મૂળની ભૂકી સાકરની સાથે પ્રમેહવાળાને અપાય છે. કેટલાક ચિરગુણકારી કવાથમાં પણ કાળી મુશળીનો ઉપયોગ કરવામાં આવે છે.

કાળી મુશળી પ્રસિદ્ધ દવા છે, તે બજારમાં વેચાય છે.

**૭–સ્થાનક**–બરડાડુંગરમાં કાળી મુશળી ચોમાસે ઘાસની સાથે ખડક અને પથરાઓની વચ્ચે ઘણી ઉગે છે. તે **માલક** અને **હુડિયા** ડુંગરપર ઘણી જોવામાં આવે છે.

**૮–વિશેષ વિવેચન**–એનાં મૂળ મુશળ આકારનાં લાંબાં અને કાળા રંગનાં હોય છે, માટે એને **કાળી મુશળી** કહે છે.

---

## વર્ગ--(એમેરીલિડી.)

### નંબર ૫૨૫.

**૧–શાસ્ત્રીયનામ**–Crinum defixum.

દૃષ્ટાન્ત–H. VI. p. 280; N. p. 342; Watt. II. p. 589.

**૨–દેશીનામ**–ગવરીકંદ (પોરબંદર).

**૩–વર્ણન**–ગવરીકંદ ચોમાસે પહેલો વરસાદ થતાંજ (તેના જુના કંદમાંથી) ફૂટી આવે છે. એનાં પાન લાંબાં, સુખદર્શન અને નાગદવન જેવાં થાય છે. એને તેની જ પેઠે પાનને પડખેથી ફૂલની ડાંડી નીકળે છે. ને તેનાપર જરા જાંબુડી છાયાલેતાં સુંદર સફેદ લાંબાં ફૂલ આવેલાં હોય છે, તેથી તેના છોડવાઓનો દેખાવ ફૂલની વખતે ઘણો ખુશનુમાં લાગે છે. એને ફૂલ ફલ ચોમાસે આવે છે.

**મૂળ**–એના છોડવાની નીચે સુખદર્શનની નીચે હોય છે. તે ગોળાઇલેતો કંદ હોય છે, તે ૪ થી ૪ ½ ઇંચ વ્યાસનો હોય છે. તેની નીચે ભૂરા ધોળા રંગનાં પેનસીલ જેવાં જાડાં ૬ થી ૧૨ ઇચ લાંબાં ઘણાં મૂળિયાં (root lest) નીકળેલાં હોય છે. એ કંદની ઉપર આગલા વર્ષનાં સડી ગયેલાં પાનનાં ફોતરાં ચોંટેલાં હોય છે. તે ભૂરા રંગનાં હોય છે. એ ફોતરાં કંદ ઉપરથી ઉખેડતાં તરત ઉખડી જાય છે. તેનાપર ઉભી લીટીઓ સ્પષ્ટ દેખાતી હોય છે. કંદનો આડો કાપ કરી જોતાં તે અંદરથી ધોળો, જરા ચીકણા રસવાળો, અને પાણકંદા અથવા સુખદર્શનના કાંદા જેવા જ ચકોવાળો દેખાય છે. એની વાસ દાહક અને સ્વાદ કડવો હોય છે. એ કંદ આંગળી અગર શરીરના કોઇ પણ ભાગને લગાડવાથી એકદમ ચેળ અને દાહ ઉપડે છે.

**ડાંડી અને શાખાઓ**–એને ખરી ડાંડી હોતી નથી પણ એના કંદની ઉપર ૨ થી ૩ ઇંચ લાંબી અને ૧ થી ૨ ઇંચ જાડી જે ડાંડી જેવું દેખાય છે, તે એના પાનનો નીચેનો ભાગ એક બીજાંપર આવવાથી એ જગોએ તે સંકડાઇને ડાંડી જેવો બની રહેલો હોય છે. એની ઉપર પણ જુનાં સડેલ પાનનાં ફોતરાં રહી ગએલાં હોય છે. તેથી તે ફીકા, ભૂરા ને પીળાસલેતા રંગની દેખાય છે.

**પાન**–જાડાં, લાબાં અને લીસાં હોય છે, તે ૧ થી ૧½ ફીટ લાબાં ને ૩ થી ૪ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં સાંકડાં થતાં બુઠ્ઠી અણીવાળાં હોય છે. એની બન્ને સપાટીપર ઉભી લીટીઓ અને આડી ચોકડીઓ દેખાય છે. પાનની વચલી નસ પાછળની બાજુએ બહાર નીકળેલી ને ધોળી હોય છે. ને અંદરની બાજુએ લાં નીક હોય છે. પાનની ડીટડી ચપટી અને પોહોળી થયેલી હોય છે. અને તે જગોએ પાન ધોળા અથવા જાંબુડી છાયાલેતું પાછળની બાજુએ હોય છે. જુનાં પાનનાં ફોતરાંઓની અંદરથી નવાં પાન નીકળેલાં દેખાય છે. પાનની કોર ધોળા રંગની અને તેપર દાંતા અથવા કરચલી આવેલી હોય છે. પાન લીલા રંગનાં, ભાજી જેવી વાસ અને કડવા સ્વાદવાળાં હોય છે. તેને તોડવાથી તેમાં કેળાનાં પાનની અંદર હોય છે તેવા રેસા કે તાંતણા દેખાય છે.

**ફૂલ**–ની ડાંડી તેના કંદની ડાંડી ઉપરનાં સડેલ પાનના ખૂણામાંથી નીકળેલી હોય છે, તે જરા ચપટી ને ૧½ થી ૨ ફીટ લાંબી ને ૧ ઇંચ પોહોળી હોય છે. એનો રંગ અડધી લંબાઇથી કંઈક ઉપર સુધી જાંબુડો અને તેથી ઉપર લીલો હોય છે. ડાંડી લીસી ને ચળકતી હોય છે. એ ડાંડીને મથાળે બરછીનાં ફળાના આકાર જેવાં, આસરે ૪ એક ઇંચ લાંબાં, ધોળાં અથવા રાતા રંગનાં પાતળાં ફોતરાં જેવાં ૨–પોટીનાં પાન (spothes) આવેલાં હોય છે. જેની અંદર ૮ થી ૧૨ ફૂલો ઘણું કરી ત્રણ હારમાં ગોઠવાયલાં હોય છે.

**પુષ્પબાહ્યકોપ**–હોતો નથી.

**બાહ્યાન્તરયુકતકોપ**–૬–એક સરખા કદ અને રંગવાળી પાંખડીવાળો હોય છે. પાંખડીઓ તળિયેથી જોડાઇ

૩-બુટ્ટી ધારવાળી નળી જેવી બનેલી હોય છે. ને ઉપર તેના છેડાઓ છૂટા હોય છે. એ નળી બહારથી જાંબુડા રંગની છાયાવાળી અને અંદરથી લીલી હોય છે. એ નળીના નીચેના ભાગમાં આસરે ૧ થી ૧½ ઇંચ લાંબો એ ફૂલના સ્ત્રીકેસર ગર્ભાશયનો ભાગ એન ડાંડીને મથાળે આવેલો હોય છે. જેનો રંગ ચળકતો લીલો હોય છે. તેને મથાળે આ ફૂલની નળી જોડાયલી હોય છે. આ બાહ્યાન્તરયુક્તકોપની પાંખડીઓ કમળનાં ફૂલની પાંખડીઓના આકાર અને રંગની હોય છે. એમાંથી કણેરનાં ફૂલની સુગંધને મળતી જરા મધુરી સુગંધ આવે છે. પાંખડીની નળી આસરે ૩ ઇંચ લાંબી અને પેનસીલ જેવી જાડી હોય છે. પાંખડી ૩ થી ૪ ઇંચ લાંબી ને ૧ થી ૧½ ઈંચ વચમાં પોહોળી હોય છે. એનો રંગ કોર પાસે સફેદ ને વચોવચ વિશેષ કરી પાછળની બાજુ ગુલાબી હોય છે, તેને ટેરવે બારીક અણી હોય છે.

**પુંકેસરો**-૬ હોય છે. તે પાંખડીની નળીનાં મુખ પાસે નીકળેલાં હોય છે. તેના તંતુઓ સફેદ ચળકતા ને ગોળ હોય છે. તે ૨½ થી ૩ ઇંચ લાંબા અને છેડેથી વાંક વળેલા હોય છે. તેનાપર પરાગકોષ ફૂલની કળીની સ્થીતિમાં ઉભા હોય છે, પણ ફૂલ ઉઘડે છે ત્યારે અર્ધ ચંદ્રાકાર થઈ આડા થઈ જાય છે. જેથી પવન વાય છે, ત્યારે તે તંતુપર આમતેમ ફરતા કે ઝુલતા હોય છે. પરાગકોષનો રંગ પ્રથમ ભૂરો હોય છે, પણ પાછળથી કાળાસપર આવી જાય છે.

**સ્ત્રીકેસર**-૧ હોય છે. તેનો ગર્ભાશય ૩-પોલવાળો, નલિકા પુંકેસરો કરતાં લાંબી ને તેના તંતુઓ કરતાં સહેજ પાતળી હોય છે. એની લંબાઇ ૬ થી ૮ ઈંચની અને એ ઉપર જતાં ગુલાબી રંગની થયેલી હોય છે. એને મથાળે ૩-ફાંટાવાળું એનું મુખ હોય છે.

**ફળ**-ગોળાઈલેતાં પાતળાં કે ચીવટ પડવાળાં હોય છે. ને તેમાં ગોળાઈલેતાં જરા જાડાં કવચવાળાં બીજ હોય છે.

**૪-ઉગયોગીઅંગ**-કંદ અને પાન.

**૫-ગુણદોષ**-ઉલટી કરાવનાર, **ઝેરી**, સ્વેદલ અને શોથઘ્ન.

**૬-ઉપયોગ**-એના કંદનો રસ ઝેરી અને ઉલટી કરાવનાર ગણાય છે. એનાં પાનનો રસ જરા ગરમ કરી તેમાં તેલ મેળવી તેનું ટીપું કાનના દુખાવાપર કાનમાં નાખવામાં આવે છે. એનાં પાન મીઠું તેલ લગાડી તેને જરા ગરમ કરી તે પાન રસવિકાર અને વાળાના સોજાપર બાંધવામાં આવે છે. એના કંદને બાફી ઢોરને બંધાણ કરે છે.

એનાં સુંદર ફૂલ અને પાનને લીધે એના છોડવાઓ બગીચાઓમાં વાવવા લાયક છે.

**૭-સ્થાનક**-નદી અને વોકળાઓને કાંઠે ચોમાસે ઉગે છે. *

**૮-વિ૦વિવેચન**-ગવરીકંદની ઘણી જાત થાય છે. તેમાંની બે ત્રણ જાત બગીચાઓમાં વાવેલી જોવામાં આવે છે તેને નાગદમન અને સુખદર્શન કહે છે. ફૂલ મહાદેવ અને પારવતીને ચડે છે. માટે આને ગવરીકંદ કહેતા હશે.

---

## ૮૦-N. O. HÆMODORACEÆ.

### વર્ગ-( હીમોડોરેસી. )
### નાગફણીકેતકીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-આ વર્ગમાં બહુવર્ષાયુ છોડવાઓ થાય છે. પાન ઘણુંકરી મૂળને મથાળેથી લાંબાં અને સાંકડાં નીકળેલાં હોય છે. ફૂલ બહુધા દ્વિજાતીય હોય છે, બાહ્યાન્તરયુક્તકોષ ૬ વિભાગોવાળો અને પુંકેસરો પણ ઘણુંકરી ૬ હોય છે. સ્ત્રીકેસર ગર્ભાશય ઉર્ધસ્થાયી કે થોડો અથવા તદ્દન અધોસ્થાયી હોય છે. તે ૩ પોલવાળો હોય છે.

આ વર્ગની વનસ્પતિ વિષહર અને કફઘ્ન ગણાય છે.

---

### વર્ગ-( હીમોડોરેસી. )
### નંબર. ૫૨૬.

**૧-શાસ્ત્રીયનામ**-Sansevieria zeylanica.

દૃષ્ટાન્ત-H. VI. p. 270; Watt. VI. part II. p. 460;

**૨-દેશીનામ**-નાગફણીકેતકી ( પો+ગુ૦ ); नागफन, घोनसाफन ( म० ) मूर्वा ( हिं० ).

**૩-વર્ણન**-નાગફણીકેતકીના છોડવા જ્યાં ઉગે છે ત્યાં ઘણુંકરી જથ્થાબંધ ઉગી જાય છે. તેનાં પાન ૧½ થી ૩ ફીટ લાંબાં હોય છે. તે ફીકા કે કાળાસલેતા લીલા રંગનાં, ઉપરની બાજુએ ઉંડી નીકવાળાં ને ટેરવે લાંબી સાંકડી અણીવાળાં હોય છે. તેનાપર ફીકા, લીલા અને ભૂરા પટા પડેલા હોય છે. ફૂલનું શેલડું પાનના ઝુંડમાંથી ૧ થી ૨ ફીટ લાંબું નીકળે છે. તેનાપર લીલાસલેતા ધોળા રંગનાં ૧ થી ૧½ ઇંચ લાંબાં ફૂલો કલંગીની પેઠે ગોઠવાઈ આવેલાં હોય છે, તે ૪ થી ૬ પાસે પાસે હોય છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં કાસવીરડા પાસે કીલેશ્વરી અને કૃષ્ણા ઝરને કાંઠે, ફોદાળાનેસ પાસે, બીલેશ્વરીને કાંઠે, ને તળીમાં, અને કંડોરણા ઠાંસા પાસે મીણસાર નદીને કાંઠે તેના કાંપવાળા કિનારા કે કોતરમાં એના છોડવા ઉગે છે.

એના છોડવા એનાં મૂળિયાં જૂદાં પાડી વાવવાથી ઉગે છે. આ સ્વસ્થાનમાં એના છોડવા સને ૧૮૮૬ માં મુંબઇથી મંગાવી બાગોમાં વાવવામાં આવેલા હતા, પણ હાલ તે બાગોની વાડો અને પાણીના ધોરીઆઓ પાસે તેમ જ ખાતરના જુના ઢગલાઓ ઉપર પોતાની મેળે ઉગેલા જોવામાં આવે છે.

એના પાનમાંથી બીજી કેતકીના રેસા કરતાં ઘણા સુંવાળા તેજદાર અને મજબૂત રેસાઓ નીકળે છે. એના રેસાઓમાંથી બનાવેલી દોરીઓ ઘણી મજબૂત, સુંવાળી અને ટકાઉ થાય છે. એના રેસામાંથી રંગવાની પીંછીઓ (brushes) બનાવવામાં આવેલી હતી તે અત્યંત સુંવાળી અને ચીકાસવાળા રંગને પણ સારી રીતે વહેવરાવનારી માલુમ પડેલી હતી.

એના રેસાઓમાંથી દોરડાં, ચટાઈ વગેરે બનાવવામાં આવે છે. એના રેસાઓમાંથી વૉટ સાહેબ લખે છે કે કાગળો બનાવી શકાય પણ તે મોંઘા પડે. એના રેસામાંથી કપડું વણી શકાય અને તેનાપર ગમે તે જાતનો રંગ પણ ચડાવી શકાય છે. એના રેસા રંગાયા પછી પણ સારો ચળકાટ આપે છે.

એનું મૂળ ક્ષય અને કફના રોગ ઉપર વપરાય છે. એના કોમળ ફાંટાઓનો રસ છોકરાંઓના કફ ઉપર અને એનાં મૂળ અને પાનનો રસ સર્પદંશપર કામમાં આવે છે. ( વૉટ ).

એનાં પાન નાગફણ જેવાં દેખાય છે માટે એને અહિનાં લોકો **નાગફણીકેતકી** કહે છે.

---

## ૮૧–N. O. DIOSCOREACEÆ.

## વર્ગ–(ડાયોસ્કોરીએસી.)

## ડુક્કર કે વારાહી કંદનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં ઘણુંકરી વેલા જેવા છોડવાઓ થાય છે. તેનાં પાન સાદાં, ખૂણીઆ કે ૩ થી ૫ નાહાનાં પત્રોનાં બનેલાં હોય છે. તેનાપર હાંસો અને જાળી કામ બહુ સુંદર દેખાય છે, પાનની ડીટડી ઘણુંકરી ધારવાળી અને તળિયે અમળાયલી હોય છે. ફૂલ સૂક્ષ્મ હોય છે. તે વખતે દ્વિજાતીય હોય છે. બાહ્યાન્તરયુક્ત કોષ ઉર્ધ્વસ્થાયી અને ૬–વિભાગોવાળો હોય છે. પુંકેસરો ૩ કે ૬ હોય છે અથવા ૩ પૂર્ણ અને ૩ અપૂર્ણ હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૩ પોલવાળો, નલિકા ૩ ઘણી સૂક્ષ્મ હોય છે. ફલ ૩ પડવાળી નાહાની શીંગ જેવાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ ઘણુંકરી ક્ષોભક, વિદાહી અને ઝેરી ગણાય છે, તોપણ કેટલીક વવાતી વનસ્પતિનાં કંદ પૌષ્ટિક અને ખોરાક તરીકે વપરાય છે.

મુંબઈ તરફ વવાતો રતાળુકંદ (D. sativa) પ્રસિદ્ધ છે. તે પણ આ વર્ગની વનસ્પતિ છે.

---

## વર્ગ–( ડાઇઓસ્કોરીએસી. )

## નંબર ૫૨૭.

**૧–શાસ્ત્રીયનામ**–Dioscorea bulbifera.

દ્રષ્ટાન્ત–H. VI. p. 296. N. p. 345; Watt. III. p. 128. ૩. નિ. પા. ૩૪૨.

**૨–દેશીનામ**–ડુક્કરકંદ, એકલકંદની વેલ (પો૦); વારાકંદ, વણાવેલ (ગુ૦); कडुकरांदा (म०); सुअरिया, वराहकंद, ( हिं० ); वाराहिकंदः शौकरी ( सं० ).

**૩–વર્ણન**–ડુક્કરકંદના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે, તે ઘણા ચકચકીત હોય છે. એનાં પાન તળિયે હૃદયાકૃત્તિનાં લંબગોળ કે ગોળાઇલેતાં અને ઉંડી નસોવાળાં હોય છે. ફૂલ ધોળાં તેમાં નરફૂલની કલગીઓ શાખા પ્રતિ શાખાઓવાળી હોય છે. એનાં ફૂલની લાંબી શેડો લટકતી હોય છે. ફલ લંબગોળ અને ૩ ધાર કે પાંખોવાળાં હોય છે. એના વેલાપર નાહાના નાહાના કંદ બેઠેલા હોય છે. તે કંદનો રંગ ભૂરો ને તેપર વખતે સખ્ત વાળ જેવી રૂંછાળ કે રેસાઓ નીકળેલા હોય છે. તેને તળિયે પહોળી પડઘી હોય છે.

એના વેલા પર જે કંદ થાય છે, તે ઝેરી ગણાય છે અને તે કડવા હોય છે. ગરીબ લોકો એ કંદને રાખમાં ભેળવીને પાણીમાં ઉકાળે છે અને એ ચાર વખત તેને ઉકાળી વારંવાર તેનું પાણી કાઢી નાંખે છે, ને પછી તેને ખાય છે. એના કંદને સુકવી પછી તેને વાટી તેનો લેપ સોજા ઉપર લગાડે છે.

" વારાહિકંદ સ્વાદે મધુરો ને કડવાસવાળો થાય છે. તે પુષ્ટિ કરે છે, બલ વધારે છે, રસાયન છે, અગ્નિ દીપાવે છે, કોઢ, પ્રમેહ, ત્રિદોષ, કૃમિ, મૂત્રકચ્છ એ સર્વે રોગને ટાળે છે." (વૈ. રૂગનાથજી ).

**૭–સ્થાનક**–ડુંગર, ડુંગરાળી જમીન, ઝાડી ને વાડોમાં ઉગે છે.*

---

## ૮૨–N. O. LILIACEÆ.

## વર્ગ–(લિલિયેસી ).

## પાણકંદા, ડુંગળી અને શતાવરીનો વર્ગ,

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ–આ પ્રસિદ્ધ મ્હોટા

* પોરબંદર સ્વસ્થાનમાં એના વેલા ચોમાસે હડીઆ ને માલેક ડુંગરમાં ગીચ ઝાડીના છાંયડામાં ઉગે છે. એના કંદ ડુક્કર ( એકલ ) ઘણીવાર ખોદીને ખાઇ જતા જોવામાં આવે છે. પણ વેલાપરના કંદને તેઓ ઘણુંકરી ખાતા નથી.

વર્ગમાં નાહાના છોડવા અને વેલા જેવાં ઝાડવાં થાય છે. એનાં મૂળ ધણુંકરી રેસા કે તંતુ જેવાં હોય છે, અને એ વનસ્પતિને તળિયે બહુધા કંદ કે ગાંઠો થાય છે. પાન ધણુંકરી સાંકડાં લાંબાં, કોઈવાર પોહોળાં અને સમાન્તર નસોવાળાં હોય છે. ફૂલ ધણુંકરી દ્વિજાતીય હોય છે.

બાહ્યાન્તરયુક્તકોષ પુ૦ બા૦ કોષનાં પત્રો અથવા પુ૦ અભ્ય૦ કોષની પાંખડીઓ જેવો હોય છે. તેમાં ત્રણ ત્રણ વિભાગોની બે હાર મળી કુલ તેના છ વિભાગો થયેલા હોય છે. પુંકેસરો ૬ અથવા કોઈવાર ૩ કે તેથી ઓછાં હોય છે. તેના તંતુઓ છૂટા અથવા જોડાયલા હોય છે. પરાગ કોષ લાંબા અને બહુધા તંતુઓની એન અણીપર અધવચથી પીઠે ધરાયલા હોય છે. તેથી તે તેનાપર હીંચકતા કે ઝૂલતા હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેનો ગર્ભાશય ૩–પોલવાળો, નલિકા લાંબી તે બહુધા ૧ કે ૩ હોય છે. ફલ ૩ કે ૧ પોલવાળું, ૧ કે વધારે બીજવાળું ગોળ કે લાંબિરૂં હોય છે. બીજ ગોળાઈલેતાં કે ચપટાં, અને ધણુંકરી કાળા રંગનાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં **ડુંગળી** અને **લસણ** એ દવા અને ખોરાક તરીકે ધણાં ઉપયોગી અને સર્વેના જાણ્યામાં છે. આ વર્ગની વનસ્પતિનાં ફૂલનો દેખાવ ધણો જ સુંદર અને સ્વચ્છ હોય છે. ડુંગળી અને લસણનાં ફૂલનો દેખાવ પણ બહુ સારો લાગે છે, તો પણ તેમાંની ગંધ એટલી બધી ઉગ્ર અને તીખી હોય છે કે તેથી તેને કોઈ પસંદ કરી શકતું નથી. ત્યારે અહિયાં પણ લખવું પડે છે કે;–

"યે દેનો કહાં પાઇએ, સોનાં ઓર સુગંધ" (વૃંદ).

આ વર્ગની વનસ્પતિમાં ઝેરી ઉત્તેજક, પાચક, પૌષ્ટિક, ઉપલેપક, વાયુહરતા, રેચક, કફ, શોથ અને કૃમિઘ્ન આદિ ગુણો રહેલાં છે.

કુંવાર, જેના રસમાંથી **એળીઓ** બનાવવામાં આવે છે તે પણ આ વર્ગની વનસ્પતિ છે.

---

## વર્ગ–(લિલિયેસી.)

### નંબર પર૮.

**૧–શાસ્ત્રીયનામ**–Asparagus racemosus.

દ્રષ્ટાન્ત–H. VI. p. 316; N. p. 346; Watt. I. p. 345. રૂ. નિ. પા. ૫૭૪.

**૨–દેશીનામ**–ગજવેલ, એકલકંટો, સર્પનાસુવા (પો); શતાવરી (ગુ); शतावर, शतमुली, झतर, आसवेल (म); शतावर, शकाकुल, वोझीदान (हिं); शतमुलि, श्वेतमूलि, शतावरी, (सं).

**૩–વર્ણન**–ગજવેલ અથવા શતાવરીના નવા વેલા ઉન્હાળાની શરૂવાતમાં જમીનમાંથી ફૂટી નીકળે છે. તે ગજ કે ૧½ ગજ જમીનપર એક તરસાની પેઠે ઉભા ને સીધા વધીને પછી છેડેથી એક બાજુ વાંક વળી પાસેની વાડ કે ઝાડનો આશરો લઇ તેપર ચઢી જાય છે. (કહેવત છે કે વાડ વગર વેલા ચડતા નથી.) એના વેલાપર છેટે છેટે અને આંતરે તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે. અને એમાં જ્યારે પાન કે ફૂલ હોતાં નથી ત્યારે એનો દેખાવ કેવળ કાંટાવાળી ડાંડી જેવો દેખાય છે. એમાં આગળ જતાં આડીઅવળી ધણી શાખાઓ નીકળે છે. અને ચોમાસાંના શરૂવાતમાં એને સુવાનાં પાન જેવાં ઝીણાં પાન આવે છે. કારતક માગશરમાં એમાં સુવાસિત ધોળાં ફૂલ બેસી શિયાળા આખર એમાં રાતા રંગનાં સૂક્ષ્મ ફલ પાકે છે.

**મૂલ**–નો કંદ થાય છે. તે ઉપરથી ભૂરા ને અંદરથી ભૂરાસલેતા પીળા રંગનો હોય છે. એ કંદને કાપતાં તે છરીવતી સેહેલાઇથી કાપી શકાય છે. એ કંદ ઝીણી બટકણી સળીઓ અને તેની વચમાં ચોખાના સત (starch) ને મળતા જરા ચીકાસવાળા પદાર્થથી બનેલો હોય છે. એની વાસ જરા કડવાસલેતી તોપણ શેરડીની ગંડેરીની વાસને મળતી હોય છે. અને સ્વાદ પ્રથમ જરા મીઠાસલેતો ને પાછળથી કડવો ને ગળચટો લાગે છે. આ કંદ ધણાં વર્ષો સુધી જમીનમાં રહે છે અને તે દર વર્ષે વધતો જાય છે. આ કંદની ઉપરની બાજુ જમીનપર ડાંડીઓ નીકળે છે, અને તળિયે લાંબાં સુતળીથી પેનસીલ કે આંગળી જેવાં જાડાં મૂળિયાંઓ (rootlets) આવે છે.

**ડાંડી અને શાખાઓ**–ડાંડી સુતળીથી પેનસીલ જેવી કે તેથી થોડી વિશેષ જાડી થાય છે. તેપર એકેક કાંટો નીચે વળતો આવેલો હોય છે. તે થડમાં જાડો ને ઉપર જતાં ધણી તીક્ષ્ણ અણીવાળો હોય છે. કાંટો ⅛ ઇંચ લાંબો હોય છે. એના થડમાં તેની ઉપલી બાજુ ડાંડી સાથે ચોંટેલું થડમાં પોહોળું ને છેડે અણી થતું ફોતરૂં હોય છે. એ ફોતરૂં જેમ જેમ ડાંડી વધતી જાય છે તેમ તેમ ઉપરની બાજુ ડાંડીથી છૂટું થઇ ઉભું વધતું જાય છે, ને તેની હેઠળ વળી બે એથી નાહાનાં એવાંજ આડાં ફોતરાં હોય છે. તે પણ આ મ્હોટાં ફોતરાંની બાજુએ ઉભાં થઇ જાય છે, ને પછી આ ફોતરાંઓના ખૂણામાંથી પાન કે શાખાઓ નીકળે છે. ડાંડી કોમળ હોય છે ત્યારે તેનો રંગ ધણુંકરી રતાસલેતો હોય છે. પણ જેમ જેમ તે ધરડી થતી જાય છે, તેમ તેમ તે રતાસ મેલી ભૂરાસ અને ધોળાસ લેતી જાય છે. કોમળ ડાંડીપર ઉભી હાંસો હોય છે. પણ ડાંડી ધરડી થાય છે ત્યારે હાંસો વચેની નીક પુરાઇ જઇ ડાંડી ગોળ થઇ જાય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે અંદરથી સછિદ્ર દેખાય છે. ડાંડી પરની ફોતરી પાતળી હોય છે. તે નખથી ખરપતાં નીકળી જાય છે. એ ફોતરીની અંદર ડાંડી લીલા રંગની ને રસભરી દેખાય છે.

**પાન**–અતિ કોમળ શાખાઓપર પાન આંતરે આવેલાં હોય છે. પાનના થડમાં એક કાંટો અને કાંટાની અંદરની બાજુ એક ફોતરૂં હોય છે. એ ફોતરાંના ખૂણામાંથી ૧ થી ૨ કે ૪ પાન વખતે ભેળાં નીકળેલાં હોય છે. એ પાન ઝીણાં, લાંબાં ને ટેરવે અણીદાર હોય છે. તે પર ઉભી ૩–હાંસો હોય છે. તેમાંની ૧ હાંસ પાસે બીજી ત્રણ ઝીણી હાંસો હોય છે. પાન રંગે લીલાં ને તેપર ચળકતા બિંદુઓ જેવી રૂંછાળ હોય છે. તે ½ થી ૧ ઇંચ લાંબાં અને ઘણાં ઝીણાં હોય છે. પાનને ચોળવાથી તે જરા ચીકણાં લાગે છે. તેની વાસ ભાજીને મળતી પણ તીખી અને સ્વાદ ચીકણો ને જરા ચીરપરો લાગે છે.

ઉપર વર્ણન કર્યા પ્રમાણે એના વેલાપર પાન દેખાય છે. પણ એ ખરેખરાં **પાન** છે એમ **હાલના વનસ્પતિવેત્તાઓ** માનતા નથી. પણ એને ઘણી વિભાગિત કોમળ શાખાઓ માને છે.

**ફૂલ**–ફીકા ધોળા રંગનાં હોય છે. તેનો વ્યાસ ૧½થી ૨ લાઇન જેટલો હોય છે. તેની મધુરી વાસ ઘણે દૂર સુધી પસરાય છે. જે ઝાડ કે વાડપર એના વેલા ચઢેલા હોય છે, તેનો દેખાવ આ વખતે એક ઓરજ થઇ રહે છે. કેમકે આ વેલાપર એકજ વખતે એક સામટાં હજારો ફૂલ ઉઘડે છે ને તેથી એનો વેલો જેટલામાં પસરાયલો હોય તેટલો તમામ ભાગ ધોળો સાખ તેનાં ફૂલને લીધે થઇ રહે છે.

એના વેલાપર આંતરે આવેલ કાંટાના થડમાંથી અતિ કોમળ સૂક્ષ્મ શાખા નીકળે છે, અને તેની ઉપર ૧ કે વખતે ૪–૫ પાસે પાસે એક જ કોણમાંથી ફૂલની કલંગી કે માંજર નીકળે છે. એ માંજરની સળી લીસી, ચળકતી, ઝીણી ને લીલા રંગની હોય છે. તે ૧ થી ૨ કે વખતે ૪ ઇંચ લાંબી ⅛ ઇંચ પોહોળી, ટેરવે જરા સાંકડી થતી ને બુઠ્ઠી હોય છે. એપર સૂક્ષ્મ ફોતરાં જેવાં પુષ્પપત્રો આવેલાં હોય છે. એ ફોતરાં પાસેથી ૧ કે ૨ ફૂલો નીકળેલાં હોય છે ને કોઇવાર ફૂલની માંજર પણ નીકળેલી હોય છે. ફૂલની ડીટડી ઘણી ઝીણી, રતાસલેતા રંગની ને વચમાંથી સાંધાવાળી હોય છે. એ સાંધો સ્પષ્ટ દેખાતો જરા ચઢી આવેલો હોય છે.

**બાહ્યાન્તરયુક્તકોષ**–૬–પાંખડી જેવા વિભાગવાળો હોય છે. તેની પાંખડી લાંબી ને ટેરવે બુઠ્ઠી હોય છે. એ દરેક પાંખડીની વચોવચ એક ઉભી નસ હોય છે. જે પાછળની બાજુ જરા વધારે બહાર નીકળતી હોય છે. તે કોઇવાર રાતા રંગની હોય છે. એ પાંખડીઓ ફૂલ ઉઘડી ગયા પછી પાછળ વળી જાય છે.

**પુંકેસરો**–૬–હોય છે. તે દરેક દર પાંખડીની સામે તેનાં થડમાં આવેલું હોય છે. તેના તંતુઓ પાંખડી જેવા ધોળા, પરાગકોષ ફીકા, રાતા ને પરાગરજ કેશરીઆ રંગની હોય છે.

**સ્ત્રીકેસર**–૧–હોય છે. તેનો ગર્ભાશય ભરાયલો, લીલાસલેતા પીળા રંગનો ને તેનાપર તેના મુખના ૩ છેડા જરા વાંક વળેલા ધોળા રંગના આવેલા હોય છે. કોઇવાર એ છેડાની અણી કેશરીઆ રંગની દેખાય છે. પણ તે પરાગરજ તેપર ઉડીને પડેલી હોય છે, તેથી તે એવી દેખાય છે.

**ફલ**–પ્રથમ લીલા ને પાછળથી ફીકા પીળા કે રાતા રંગનાં થઈ જાય છે. તે મરી કે ચણાના દાણા જેવડાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે. ફલ કેટલાંક ગોળ અને કેટલાંક ૩–ખૂણીઆં હોય છે. જે ગોળ દેખાતાં હોય છે તે પણ બારીકીથી તપાસતાં ૩–ખૂણીઆં જોવામાં આવે છે. ફલને મથાળે સૂક્ષ્મ ખાડો હોય છે. તેમાં સ્ત્રીકેસર ગર્ભાશયના મથાળાંના ૩–છેડા ભૂરા રંગના રહી ગએલા હોય છે. ફલના ૩–ખૂણામાંથી ઘણું કરી ૨ મ્હોટા ને ૧ નાહાનો હોય છે ને તે ૩–ખૂણા વચ્ચે નીક હોય છે, જેથી તે સ્પષ્ટ દેખાય છે. કોઈવાર એક ખૂણો મ્હોટો ને બે નાહાના હોય છે. ફલમાંથી ૧ કે ૨ બીજ નીકળે છે, પણ જો કે નિયમ પ્રમાણે તેમાં ૩ થી ૬ બીજ નીકળવાં જોઇએ, પણ એમાં ૧ થી ૨ બીજ પૂર્ણ સ્થીતિએ આવતાં જણાય છે. ફલ ૧½ થી ૨ લાઈન વ્યાસનું હોય છે. તેને ચપટીમાં દાબતાં તેપરની છાલ નીકળી જાય છે ને તેમાંનાં બીજ અને જરા ચીકણો રસ બહાર આવે છે. એ રસ થોડીવારમાં સુકાઈ જાય છે.

**બીજ**–ચળકતાં, લીસાં ને કાળાં હોય છે. તેનો વ્યાસ ⅙ ઇંચ જેટલો હોય છે. બીજ ઉપરની કાળી છાલ પાતળી હોય છે. તે કાઢી નાખતાં અંદરથી સફેદ કઠ્ઠણ મીંજ નીકળે છે.

૪–ઉપયોગીઅંગ–મૂળ.

૫–ગુણદોષ–પૌષ્ટિક, ઉપલેપક, મૂત્રલ અને ચિરગુણકારી પૌષ્ટિક.

૬–ઉપયોગ–શતાવરીનાં મૂળ ઘણાં પૌષ્ટિક પાકોમાં વાપરવામાં આવે છે. તેમ જ દૂધમાં ઉકાળીને પણ ઘણા લોકો તે પૌષ્ટિક તરીકે પીએ છે. એનાં મૂળિયાં દૂધ કે પાણીમાં વાટી તેથી સ્ત્રીયો માથું ધોય છે, જેથી વાળ ઘણા લાંબા થાય છે, એમ માને છે. એનાં મૂળ ગરમીના આજારીને તૃપ્તિ માટે અપાય છે. એ સંગ્રહણી, ઝાડા, આંચકી અને રકત સ્રાવપર વપરાય છે. એ ઢોર વૈદાંમાં પણ ઉપલેપક તરીકે ઉપયોગમાં આવે છે. એનો મુરબ્બો નપુંશકત્વ ઉપર અપાય છે. એનાં મૂળને તેલમાં ઉકાળી તે તેલ ગાળી લઈ શીતળાના ગીચોગીચ દાણાઓ

ઉપર લગાડવાથી તે તરત ઉપટી છૂટા પડે છે. એના મૂળનું અથાણું ગીરમરની પેઠે કરવામાં આવે છે, તે વા વાળાને ખવડાવે છે.

"૧ અનાટ શતાવરીનું ઘી-ઘી શેર ૪, શતાવરીનો રસ શેર ૪, અને દૂધ શેર ૪, એ ત્રણેને ઉકાળતાં ફક્ત ઘી બાકી રહે ત્યારે ઉતારવું.

૨. ફળ ઘૃત.-ઘી શેર ૪, શતાવરીનો રસ તથા ગૌમૂત્ર દરેક સોળ શેર અને **જીવનીય** ગણની દવાઓ એકેક તોલો; તેનું કલ્ક કરી તે ઘીમાં નાંખી રીતસર ઘી સિદ્ધ કરવું.

શતાવરીનાં મૂળની ફાકી ખાંડ અગર મધની સાથે આપવાથી ઝાડો, અતિસાર, રક્તાતિસાર અને કોઈ પણ જાતનો પિત્તનો પ્રકોપ હોય તો તેનું શમન થાય છે. પ્રમેહ, ઉનવા અને તણખીઆ તથા મૂત્ર પિંડના જીર્ણ વરમમાં તે ગોખરૂ સાથે કામ લાગે છે. ફળ ઘૃત નામની બનાવટ વીર્યવૃદ્ધિને માટે અપાય છે. તેથી સ્ત્રીની જનનેંદ્રીઓના રોગનું શમન થાય છે. તે ક્ષય, જીર્ણ ઉધરસ, પ્રદર તથા વીર્યસ્ત્રાવવાળા દરદીને અપાય છે. પાંડુરોગ તથા નબળાઈની આંખની ઝાંખમાં તથા માથાંની ચકરીમાં શતાવરીનું ઘી આપવું સારૂં છે. શતાવરીને બીજી યોગ્ય દવાઓ સાથે મેળવી તેનું રીતસર સિદ્ધ કરેલ તેલ સંધિવા, કટીગ્રહ, કોષ્ટ્રશીર્ષ અને પક્ષાઘાતમાં ચોપડવામાં આવે છે. તે શોધક અને શીતળ છે. શરીરની રેહેતી ખોટી ગરમીને તે શાન્ત કરે છે.

માત્રા.-શતાવરીના મૂળનું ચૂર્ણ ૦ા તોલો, શતાવરી ઘૃત તથા ફલઘૃત બબે તોલા." (ડા૦ વી૦ ઝી૦)

"શતાવરી રસાયનરૂપ, બુદ્ધિવધારનાર, ચક્ષુને હિત અને અગ્નિને વધારનાર છે. તેમ જ સોજા અને ગોટાનો પણ તે નાશ કરે છે. શતાવરી અને ગળોનો રસ ગોળ નાંખીને પીવરાવવામાં આવે તો વાતજ્વરનો નાશ થાય છે." (વૈ૦ શા૦ મ૦ ગો,)

**૭-સ્થાનક**-એના વેલા કંટાળા અને છત્રાબાવળોનાં જગાંઓમાં ઘણા ઉગે છે. એ હિંદુસ્થાનના ઘણા ભાગોમાં થાય છે.

**૮-વિશેષ વિવેચન**-એનાં મૂળથી માથું ધોય તો ગજ ગજ વાળ વધે છે માટે એને **ગજવેલ.** સુવા જેવાં પાન ઉપરથી **સર્પના સુવા.** એના વેલા નીચે શેંકડો મૂળિયાં નીકળે છે માટે એને **શતમૂળી** અને મૂળિયાંમાં સેંકડો પડની ગુંથણી હોય છે, તેથી એને **શતાવરી** કહેતા હશે. એના વેલામાં અકેક છૂટા કાંટાઓ હોય છે, માટે એને કેટલાક લોકો **એકલકંટો** પણ કહે છે. એકલકંટો નામ **અસન**નું પણ છે. જુવો નં૦ ૪૯૬.

---

## વર્ગ-( લિલિયેસી. )

### નંબર. ૫૨૯.

**૧-શાસ્ત્રીયનામ**-A. dumosus.

દૃષ્ટાન્ત-H. VI. p. 315;

**૨-દેશીનામ**-દરિયાઈ ગજવેલ, એકલકંટો (પો + ગુ).

**૩-વર્ણન**-દરિયાઈ ગજવેલના વેલા છોડવાં જેવા થાય છે. તે ૧ થી ૨ ફીટ લાંબા જમીનપર પથરાવલા હોય છે, અથવા તે ૨ થી ૩ ફીટ ઉંચા ઝાડવાં જેવા વધેલા હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. અને તે ઘણુંકરી ચોતરફ ફેલાઈ ૨ કે ૪ ફીટના ઘેરાવાનાં છાતળાંની પેઠે ફેલાઈ રહેલી હોય છે. એમાં ગજવેલનાં જેવાં ઝીણાં પાન જેવી શાખાઓ ૨ થી ૪ કે ૮-૧૦ પાસે પાસે નીકળેલી હોય છે. તે ⅙ થી ⅓ ઇંચ લાંબી અને સાંકડી અણીદાર હોય છે. ફૂલ ફીકા ધોળા રંગનાં અને ફલ કેશરીઆ કે રાતા રંગનાં હોય છે.

**મૂળ**-આંગળી જેવાં જાડાં સેંકડો આવેલાં હોય છે. તે જમીનમાં ચોતરફ ફેલાયલાં હોય છે. કોઈવાર તે ચચાર આઠ આઠ ફીટના ઘેરાવામાં આવેલાં હોય છે. આ મૂળિયાં તેના મથાળાંના કંદ પાસે એવાં તો એક બીજામાં ગુથાઈને નીકળેલાં હોય છે, કે, તેના કંદ પાસે એક સુંદર કારીગરીની ગુંથણી જોવામાં આવે છે. આ મૂળિયાં ઉપરથી ભૂરા રંગનાં ને અંદરથી સફેદ હોય છે. એની ઉપરની છાલ મજબૂત રેસાવાળી ને પાતળી હોય છે. તે બહારથી ભૂરા રંગની ને અંદરથી લીસી, ચળકતી તપખીરીઆ રંગની ને સુંવાળી મખમલ જેવી હોય છે. તે ઉચેડી હોય તો તે કેટલીક લાંબી સળંગ ઉચેડી શકાય છે. મૂળમાં વચોવચ એક મજબૂત ભૂરાસલેતા પીળા રંગની સુતળી જેવી જાડી સળંગ લાંબી મજબૂત સળી હોય છે. એ સળી અને મૂળ ઉપરની મખમલી છાલ વચેનો મૂળનો ધોળો પદાર્થ જરા ચીવટ હોય છે. એની વાસ લીલાં ટોપરાં જેવી અને સ્વાદ મીઠાસલેતો ને પાછળથી જરા કડવો ને ચીરપરો જણાય છે. એને ચાવવાથી એનો ટોપરાં જેવો છુંદો થાય છે.

**ડાંડી અને શાખાઓ**-સખ્ત, ખડબચડી ને ઉભી હાંસોવાળી હોય છે. તેમાં ગજવેલની પેઠે કાંટા હોય છે.

પાન-અર્થાત્ વિભાગિત કોમળ શાખાઓ હોય છે તે.

ફૂલ-ગજવેલ જેવાં પણ તેથી બહુધા નાહાનાં હોય છે.

ફલ-ઘણાં સૂક્ષ્મ હોય છે. તેમાંથી નીકળતો કેશરીઆ રંગનો રસ કપડાંપર લગાડવાથી એ કપડાંને તરત બેસી જાય છે. તે કપડું સુકાયા પછી તેને પાણીમાં ધોતાં તેમાંનો રંગ તરત જતો નથી તેપરથી જણાય છે કે તેમાંથી પાકો રંગ થઈ શકે.

૪-ઉપયોગીઅંગ-મૂળ.

૫-ગુણદોષ અને ૬-ઉપયોગ } -ગજવેલ મુજબ છે.

૭-સ્થાનક-આ સ્વસ્થાનમાં દરિયા કિનારે રેતીના ઢસાઓ ઉપર તે પુષ્કળ ઉગે છે.

૮-વિ. વિવેચન-દરિયા પાસે ઉગે છે માટે એને દરિયાઈગજવેલ કહે છે. એના છોડવા દરિયા કિનારે છાતળાં કે જાળાંઓની પેઠે ઉગે છે, તેથી તે દરિયાની ઉડતી રેતી દાબી રાખવાના કામમાં કુદરતિ રીતે ઘણા ઉપયોગી થઈ પડે છે.

---

## વર્ગ-(લિલિયેસી.)

### નંબર ૫૩૦.

૧-શાસ્ત્રીયનામ-Chlorophytum tuberosum?

દ્રષ્ટાન્ત-H. VI. p. 334; N. p. 347; Watt. II p. 270; રૂ, નિ. પા. ૬૧૧.

૨-દેશીનામ-કરલી, કરલીની ભાજી (પો૦); કુરલીની ભાજી (ગુ૦); फोडशीचीभाजी, कुलीचीभाजी (म०); कुरली करली (હિં૦); कुलीकाः प्रलम्बिकाः (સં૦).

૩-વર્ણન-કરલીની ભાજીના છોડવાઓ ચોમાસે પહેલા વરસાદ પડ્યા ભેળા જ ઉગી નીકળે છે. તેમાં લગભગ એક અઠવાડીઆમાં ફૂલ, ફલ આવી જાય છે. અને તેનાં પાન તો ૨-૪ દહાડામાં શાક કરવાને લાયક થઈ જાય છે. એનાં પાન સથાળે સાંકડાં થતાં, કોરપર અડધાં વળેલાં, અને વાંક વળતાં હોય છે. ઘણીવાર તેનાં પાન જમીનપર પડેલાં હોય છે. એનાં પાનના ચક્રવચમાંથી પુષ્પધારણ કરનારી સળી (સેલડું) નીકળે છે. તેપર સુંદર સફેદ નાહાનાં ફૂલો આવે છે. ફૂલ ૩ ખૂણીઆં હોય છે.

મૂળ-એનાં મૂળ જાડા રેસાવાળાં ઘણાં હોય છે. તે સુતળીથી પેનસીલ જેવાં જાડાં હોય છે. ને તે દરેક મૂળને છેડે બહુધા નાહાની લંબગોળ ગાંઠ (tuber) હોય છે. એ ગાંઠો બહારથી ભૂરી અને અંદરથી સફેદ અને દાણાદાર માવા જેવી અને ચળકતી હોય છે. એની વાસ ઉગ્ર અને સ્વાદ પ્રથમ મીઠો પણ પાછળથી તીખો ને ખરસટ લાગે છે.

કરલીના છોડવાઓની નીચે પાણકંદા કે ડુંગળીની પેઠે ગોળ કાંદા હોતા નથી.

ડાંડી અને શાખાઓ-એના છોડવામાં ખરી ડાંડી કે શાખા હોતી નથી. પણ પાનનો નીચલો ભાગ જેટલો જમીનની અંદર એક બીજાપર વીંટળાયલો હોય છે, તે રંગે સફેદ અને ગોળ ડાંડી જેવો કઠણ થઇ રહેલો હોય છે. પણ તેનો આડો કાપ કરી જોતાં તેમાં પાનનો ચક્ર સાફ દેખાય છે.

પાન-૬ ઇંચથી તે વખતે ૧ કે ૧½ ફુટ લાંબાં ને ¾ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. પાનપર ઉભી ટીશીઓ હોય છે. પાન જમીનપર ઘણુંકરી અર્ધચંદ્રાકારે પડેલાં હોય છે. પાનની કોરપર ઘણુંકરી લહેરીઆં કે મોજાં હોય છે.

ફૂલ-પુષ્પધારણ કરનારી સળી અથવા ફૂલનું શેલડું સુતળીથી સ્લેટપેન જેવું જાડું, લીસું, ચળકતું ને લીલા રંગનું હોય છે. તે ૪ થી ૬ ઇંચ કે કોઇવાર ફુટ ૧½ ફુટ લાંબું હોય છે. એના ઉપરના અડધા ભાગમાં ઘણુંકરી એક પછી એક આંતરે ફૂલો આવેલાં હોય છે. પણ ઘણીવાર એક જ પુષ્પપત્રમાંથી ૨ થી ૪ ફૂલો પણ નીકળેલાં હોય છે. ફૂલની ડીટડી ટુંકી, પાતળી અને વચમાં સાંધાવાળી હોય છે. ફૂલમાં કોઇ જાતની ખાસ વાસ હોતી નથી. ફૂલ અત્યંત સુંદર બરફના કરા જેવાં ચકચકીત હોય છે. તેનો વ્યાસ ½ થી ૧ ઇંચ જેટલો હોય છે. બાહ્યાન્તરયુક્તકોપની પાંખડીઓ ૬ હોય છે. પુંકેસરો પણ ૬ હોય છે. તેના તંતુઓ ધોળા અને પરાગકોપ પીળા રંગના હોય છે. તે વળેલા ને તે પર ઉભી હાંસો હોય છે.

ફલ-૩ ખૂણીઆં લીલાસલેતા રંગનાં ને એલચાથી કંઇક મ્હોટાં થાય છે. તેમાં ઘણાં બીજ હોય છે.

બીજ-કાળા રંગનાં, દબાયલાં, અડદની ફાડ જેવા આકારનાં ને ખાડા ખડબાવાળાં હોય છે.

૪-ઉપયોગીઅંગ-પાન.

૫-ગુણદોષ-પૌષ્ટિક, સારક, વાતલ અને કફકર.

૬-ઉપયોગ-કરલીની ભાજીનું શાક ચોમાસે બધી વરણનાં લોકો ખાય છે. એ થોડું ખવાય તો પૌષ્ટિક, સારક અને સ્ત્રી વધારનાર ગણાય છે. પણ વધારે ખાવામાં આવે તો વાયુ અને કફ કરે છે. કરલીનાં શાકપર ખાટું લીંબુ નીચોવી ખાવામાં આવે છે, તેથી તે વિશેષ સ્વાદિષ્ટ લાગે છે એટલું જ નહીં પણ તે તરત પચી જાય છે.

૭-સ્થાનક-ડુંગર તેમ જ કાદીવાળી જમીનપર આ આખા સ્વસ્થાનમાં કરલીની ભાજી ચોમાસે ઘણી ઉગે છે. એ કોંકણ અને દક્ષિણમાં પણ થાય છે.

૮-વિ. વિવેચન-આ સ્વસ્થાનમાં ખાપટ ગામની કોલણો અને બીજા ગરીબ લોકો કરલીની ભાજી પોરબંદરની બજારમાં વેચી ઘણા દિવસ પોતાનું ગુજરાન ચલાવે છે.

---

## વર્ગ-(લિલિયેસી.)

### નંબર ૫૩૧.

**૧-શાસ્ત્રીયનામ**-Urginea indica.

દૃષ્ટાન્ત-H. VI. p. 347; N. p. 349; Watt. VI. part. IV. p. 213; રૂ. નિ. પા. ૫૯૭.

**૨-દેશીનામ**-પાણુકંદો, જંગલીકાંદો (પો+ગુ૦); जंगली प्याझ, रानकांदा (म०); जंगली प्याझ, जंगलीकांदा (हिं०); कोलकंद, पटाळु, वनपलाण्डु (सं०).

**૩-વર્ણન**-પાણુકંદાના છોડવા પણ કરલીની ભાજી પેઠે વરસાદ પડયા પછી ઘણા જોવામાં આવે છે. જ્યાં કરલી ઉગે છે ત્યાં એના છાડવા પણ ઉગે છે. અને એનાં પાન નાહાનાં હોય ત્યારે કરલીનાં પાનને થોડાં મળતાં હોવાથી ઘણીવાર એના છોડવાની કરલીના છોડવા તરીકે ભૂલ થાય છે. પણ કરલીની ભાજીની વચ્ચોવચ તે વખતે ધોળાં ફૂલનું શેલડું નીકળેલું હોય છે. પણ પાણુકંદાને તે વખતે ફૂલ હોતાં નથી. તેમ જ કરલીનાં પાન પાણુકંદાનાં પાન કરતાં કુમાસે પાતળાં હોય છે, તેથી તે એક બીજાથી ઓળખાઈ આવેછે.

### કરલી અને પાણુકંદાનો મુકાબલો.

| કરલી-(નં૦ ૫૩૦). | પાણુકંદો. |
|---|---|
| ૧-મૂળમાં કાંદો હોતો નથી. | ૧-મૂળમાં ડુંગળી જેવો કાંદો હોય છે. |
| ૨-પાન રંગે ખુલ્લાં લીલાં, પાતળાં, કોરપર લહેરીઆં; પાન નરમ, ઢળતાં ને વચ્ચોવચ નીકવાળાં હોય છે. તે સ્વાદે ચીકણાં ને તૂરાં હોય છે. | ૨-પાન રંગે ઘેરાં લીલાં, જાડાં, કોર સીધી; પાન અક્કડ અને ઉભાં, કોઈવાર ઢળતાં; પાનની વચમાં નીક હોતી નથી. પાન સ્વાદે ઘણાં ચીકણાં ને સ્હેજ કડવાં હોય છે. |
| ૩-ફૂલનુ શેલડું ઘણુંકરી પાન ભેળું હોય છે. | ૩-ફૂલનું શેલડું પાન ભેળું હોતું નથી. કેમકે તે ઉન્હાળે પાન ફૂટયાથી પહેલાં જ આવી જાય છે. |

**પાણુકંદાનાં મૂળ**-પાણુકંદાના કાંદાની નીચે સુતળી જેવાં જાડાં, ૪ થી ૮ ઇંચ લાંબાં, ભૂરા ધોળા રંગનાં ઘણાં મૂળિયાં હોય છે. તેનો કાંદો નીચેથી જરા સાંકડો ને ઉપર જતાં પોહોળો હોય છે, તેનાપર જુનાં પાનનાં સુકાં સડેલાં ભૂરા કે ધોળા રંગનાં ફોતરાં વળગેલાં હોય છે. એ કાંદાનો આડો કાપ કરી જોતાં તેની વચ્ચોવચ ફીકા પીળા રંગનું ટપકું દેખાય છે. અને બાકીનો તેનો ભાગ સફેદ ચક્રાકાર દેખાય છે. એનો કાંદો ચીકણો, ઉગ્ર વાસવાળો, સ્વાદે અતિ કડવો ને ૨ થી ૨ ½ ઇંચ વ્યાસનો હોય છે.



ડાંડી કે શાખાઓ થતાં નથી. પણ એના કાંદાને મથાળે વચ્ચોવચથી ઘણુંકરી પાન નીકળે છે.

**પાન**-૬ થી ૧૨ કે ૧૮ ઇંચ લાંબાં ને ½ થી ૧ ઇંચ પોહોળાં હોય છે. તે બન્ને સપાટીએ ચળકતાં ને લીસાં હોય છે. તે ટેરવે સાંકડાંથતાં ને અણીદાર હોય છે. એની વાસ કડવી હોય છે.

**ફૂલ**-ઉન્હાળે જ્યારે પાણુકંદામાં જમીનની ઉપર પાન હોતાં નથી ત્યારે તેના કાંદાની વચ્ચોવચથી ૧ થી ૨ કે ૨ ½ ફીટ જેટલાં, અથવા કોઈવાર ૪ ફીટ લાંબાં, ઉભાં, સ્લેટપેન જેવાં જાડાં, રતાસલેતા ભૂરા રંગનાં પુષ્પ ધારણકરનારાં શેલડાં (પુષ્પ ધારણકરનારી સળી scape) નીકળે છે. તે ઉપર જતાં એક બાજુ વાંકાં વળી જાય છે. તેનાપર એક પછી એક ફૂલો આવેલાં હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૧ ½ ઇંચ લાંબી, પસરાયલી, અથવા નીચી ઢળતી હોય છે. બાહ્યાન્તરયુક્તકોષ અર્થાત ફૂલ ½ થી ¾ ઇંચ વ્યાસનાં, લીલાસલેતા ધોળા રંગનાં હોય છે

**ફૂલ**-½ થી ¾ ઇંચ લાંબાં, લંબગોળ ૩-ખૂણીઆવાળાં હોય છે. તેમાં ઘણાં બીજ હોય છે.

**બીજ**-ચપટાં, કાળાં અને તેની કોર ભૂરા ધોળા રંગની ને પાતળી હોય છે. તે ¾ ઇંચ વ્યસનાં હોય છે.

**૪-ઉપયોગીઅંગ**-કાંદો,

**૫-ગુણદોષ**-ઝેરી મૂત્રલ તથા શોથ, કફ અને કૃમિઘ્ન

**૬-ઉપયોગ**-

"કફઘ્ન તરીકે દમ, ક્ષય તેમ જ ફેફસાંનાં વરમમાં તે ઉપયોગી છે. પાણુકંદાથી બળખાની ચીકાસ તુટે છે, તથા બાળખા જલદી બહાર નીકળે છે. જ્વરની અંદર જ્યારે કફનો પ્રકોપ હોય છે ત્યારે પાણુકંદો લેવો ઉચિત છે. દમની અંદરર પાણુકંદો, અફીણ અને સૈંધવ સાથે લેવાથી દમ જલદી બેસે છે. વધારે મોટી માત્રા લેવાથી ઉલટી થાય છે. કેટલીક વખતે ઉલટી કરવા માટે પણ પાણુકંદો અપાય છે. ઉનવામાં પાણુકંદો કામ કરે છે. એથી પ્રમેહનું શમન થાય છે. મૂત્રપિંડ અને શોફના વ્યધિમાં તે અપાય છે. તેથી પેશાબ પુષ્કળ છૂટે છે.

માત્રા-પાણુકંદાનો ભૂકો ૧ થી ૩ રતી. ઉલટી સારૂ ૨ થી ૩ વાલ." (ડા૦ વી૦ ગ્રી.)

"પાણુકંદાનો કંદ ૨ થી ૪ વાલ સુધી ગોળની સાથે કૃમી ઉપર અપાય છે, એથી કૃમી નીસરે છે. વિશેષ ખવાયતો ફેર ને મૂર્છા થાય છે. એમાં વિષ છે, વૈદ્યને હાથેથી માત્રા પ્રમાણે લેવાથી કૃમી તથા વિષને મટાડે છે. એના રસનો લુગડાંને આર દે છે." (વૈ. રૂગનાથજી.)

રૌપ્યભસ્મ બનાવવામાં પાણુકંદો વપરાય છે. પાણુકંદો લકવાની બીમારીમાં, બદહજમી ઉપર, જળોદરમાં, સંધિવા ઉપર, ગળતા કોઢમાં અને દરતાનના દરદોમાં વપ-

રાય છે. પાણુકંદો જેમ નાહાનો ને તાજો હોય તેમ તેમાં ગુણ વધારે હોય છે. કેટલીક વેળા જેવી જમીનમાં તે ઉગે છે, તે જમીનની તાસીર મુજબ તેમાં ગુણનું ન્યુનાધિક પણું આવે છે. પણ વખતસર કાઢી સંભાળથી તે રાખવામાં આવે તો તેમાંથી તેનો ઔષધીય ગુણ તરત જતો રહેતો નથી.

પાણુકંદો અંગ્રેજી દવા **સીલ** (Urginea Scilla)-ની જગોએ **સારી** રીતે વપરાય છે, ને એમાં તેનાં જેવાજ ગુણ છે.

**૭–સ્થાનક**–ડુંગરાળી, કાદીવાળી અને રેતાળ જમીનમાં તે ઉગે છે. એ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

**૮–વિશેષ વિવેચન**–એના કાંદાનું કપડાંને પાણ આપે છે. માટે એને પાણુકંદો કહે છે. *

---

## વર્ગ–( લિલિયેસી. )

### નંબર. ૫૩૨

**૧–શાસ્ત્રીયનામ**–Gloriosa superba.

દૃષ્ટાન્ત–H. VI. p. 358; N. p. 349; Watt. III. p. 506. રૂ. નિ. પા. ૩૦૮

**૨–દેશીનામ**–શીંગડીઓ વછનાગ (પો૦); દૂધીઓ વછનાગ (ગુ૦); खज्यानाग, कळलावी करीआनाग (म०); करियारी, लांगुली, लांगली, कल्हारी, कलिहारी ( हिं० ); कलिकारी, लांगली, विशल्या, गर्भपातिनी, अग्निशिखा (सं०).

**૩–વર્ણન**–શીંગડીઆ વછનાગના વેલા ચોમાસે ઉગી નીકળે છે. તે ૫ થી ૧૦ ફીટ કે વખતે તેથી પણ લાંબા હોય છે. એનાં મૂળને મથાળેથી એક કે બે ચાર ઉભા તરસા જેવી સોટી નીકળી પછી તે વેલાની પેઠે આડી વળી ઘાસ કે ઝાડવાંપર લંબાય છે. એનાં પાન લાંબાં ટેરવે સાંકડાં થતાં ગુંછળાંની પેઠે આંટી વળેલાં હોય છે. અને એ આંટી ઘાસ કે ઝાડવાંઓને વીંટળાઇ વેલા ઉંચાં ચઢી જાય છે. એમાં ઘણુંકરી શ્રાવણ ભાદરવે ફૂલ આવે છે. તે ઘણાં મ્હોટાં અને પીળાસલેતા લીલા ને સિંદૂરિયાં રંગનાં હોય છે. તેની પાંખડીઓ અગ્નિની શિખાની માફક ઉંચી ચઢતી અને કોરપર મોજાંવાળી હોય છે. એટલે એના વેલાના છેડે આંટીવાળાં પાન અને ઉંચી પાંખડીઓવાળાં રાતાં ફૂલને લીધે એ તરત ઓળખાઇ આવે છે. એનાં ફૂલ લાસી લાંબી એરડીનાં ફૂલને મળતાં ૩–૬–હાંસોવાળાં હોય છે.

**મૂળ**–લાંબાં, જરા ચપટાં કે રતાળુની પેઠે ગોળાઇલેતાં, કંદ જેવાં ને સાંધાવાળાં હોય છે. તે રસભર્યાં, બહારથી ભૂરા અને અંદરથી સફેદ રંગનાં હોય છે. તે ૨ થી ૬ કે ૧૦ શેક ઇંચ લાંબાં અને ½ થી ૧ ઇંચ વ્યાસનાં હોય છે. તેની વાસ જરા ઉગ્ર અને દાહક તથા સ્વાદ ચીકાસલેતો કડવો, દાહક અને ઉગ્ર લાગે છે.

**ડાંડી અને શાખાઓ**–એની ડાંડી પેનસીલથી તે ટચલી આંગળી જેવી જાડી થાય છે. તે લીસી ને ચળકતી હોય છે, એ તળિયે ૧ થી ૨ ફીટ સુધીના ભાગમાં ફીકા જાંબુડા અથવા ભસ્મી જાંબુડા રંગની હોય છે અને તેથી ઉપરનો તેનો ભાગ પીળાસલેતો લીલો હોય છે. તે પાનની ગાંઠે ગાંઠે ઘણુંકરી જરા વાંકલેતી હોય છે.

**પાન**–કવચિત સામસામાં પણ ઘણુંકરી આંતરે આવેલાં હોય છે. પણ કોઇવાર જ્યારે ડાંડીમાંથી ઘણી શાખાઓ ઉપર જતાં ફૂટે છે ત્યારે જેટલી શાખા હોય છે તેટલાં પાન (૩ થી ૪ કે વધારે) ચોકની માફક આવી તે દરેક પાનની અંદરના ખૂણામાંથી શાખા નીકળે છે અને પાન તેની બહાર પુષ્પપત્રોની માફક આવી રહેલાં દેખાય છે. પાન ૬ થી ૧૦ ઇંચ લાંબાં અને ૧ થી ૧½ કે ૨ ઇંચ પોહોળાં હોય છે. પાનની ડીટડી હોતી નથી, અથવા ઘણી ટુંકી હોય છે. પાન ડીટડી પાસે પોહોળાં ને આગળ જતાં સાંકડાંથતાં છેક છેડે લાંબી આંટી કે ગુચ્છળાં જેવી વળેલી અણીવાળાં હોય છે. તેની બન્ને સપાટી લીસી ને ચળકતી હોય છે. તેમાંની ઉપરની પીળાસલેતી લીલી ને નીચેની ફીકી તોપણ વધારે ચળકતી હોય છે. તેની ઉપરની સપાટીપર વચ્ચોવચ ઉભી નીક અને તેની નીચેની સપાટીએ ઉભી બહાર નીકળતી નસ હોય છે. પાનમાંની રેષાઓ ઝીણી અને ઉભી હોય છે. અને તેમાંની મુખ્ય નસો ૩ થી ૬ હોય છે, જે પણ ઉભી આવેલી હોય છે. પાનની વાસ મરચાં જેવી અને સ્વાદ પ્રથમ મીઠાસલેતો ને પાછળથી કડવાસલેતો ચીરપરો લાગે છે.

**ફૂલ**–પુષ્પ ધારણ કરનારી સળી પાનથી જરા નીચેથી નીકળેલી હોય છે. તે સુતળી જેવી જાડી, લીસી, ચળકતી અને લીલાસલેતા રંગની હોય છે. તે ૪ થી ૬ ઇંચ લાંબી, તળિયે જરા વિશેષ જાડી ને મથાળે જરા વાંકલેતી હોય છે. તેપર ડીટડી વગરનું એકેકું ફૂલ આવેલું હોય છે. ફૂલની કળીનો રંગ પીળાસલેતો લીલો હોય છે. ને ત્યાર પછી તે અડધું પીળું, રાતું અને લીલું, એવા ત્રણ રંગ અનુક્રમે તેમાં તળિયેથી ઉપર જતાં દેખાય છે. ત્યારબાદ તે અડધું નારંગીઆ અને બાકીનું રાતા રંગનું થઈ જાય છે. અને છેવટે જ્યારે તેની કળી પૂર્ણ ઉઘડી રહે છે ત્યારે તે તદન રાતું થઈ રહે છે. પણ તેની પાંખડીઓ અને વચલી નસપર ઘણુંકરી પીળી છાયા

---

* પોરબંદર સ્વસ્થાનમાં બરડા ડુંગર ઉપર તેમજ કાદીવાળી જમીનમાં પાણુકંદો ઘણો ઉગે છે. અને તે વણકર ઢેઢલોકો કાઢીલાવી કપડાંને પાણ (આર) ચડાવવાના કામમાં વાપરે છે. આ ઉપરથી ઢેઢલોકો જે ટુંકાપનાનું સુતરાઉ કાપડ વણે છે તે **પાણુકોરૂં** કહેવાય છે.

રહેલી હોય છે. ઉપર પ્રમાણે એનાં ફૂલમાં મિશ્ર રંગો એક જ વખતે દેખાતા એનો દેખાવ બહુ મનોહર લાગે છે,

**પુષ્પબાહ્યકોષ**–હોતો નથી.

**પુષ્પાભ્યન્તરકોષ**–ની પાંખડીઓ ૬ હોય છે. તે ૩ થી ૪ ઈંચ લાંબી અને ½ ઈંચ કે તેથી કંઈક પોહોળી હોય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં અણીદાર હોય છે. પાંખડીની ઉપરની સપાટીપર તેના નીચલા ભાગમાં સાંકડી નીક અને નીચેની સપાટીપર બહાર નીકળતી નસ હોય છે. પાંખડીની કોરપર મોજાં અર્થાત લહેરીઆં હોય છે.

ફૂલ તદ્દન ઉઘડયા પછી ઉંધું વળવા માંડે છે તે જેમ જેમ ઉંધુ વળતું જાય છે તેમ તેમ તેની પાંખડીઓ પાછી ઉંચી ચઢતી જાય છે. અને આખરે જ્યારે ફૂલ તદ્દન ઉંધુ વળી જાય છે ત્યારે પાંખડીઓ ઉંચી થઈ તેના છેડાઓ એક બીજાંને વળગી રહે છે તેથી એનો દેખાવ એક સુંદર ગુંમજ જેવો બની રહે છે.

**પુંકેસરો**–૬ હોય છે. તે ૨ ઈંચ લાંબા, અને તેનો રંગ પણ ઘણુંકરી પાંખડીઓ પેઠે બદલાતો હોય છે. એના પરાગકોષ તંતુપર વચમાંથી જોડાયલા જવના દાણા જેવા લાંબા પણ અર્ધચંદ્રાકાર પીળાસલેતા લીલા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. તેનો ગર્ભાશય ૩–પોલવાળો, ઉર્ધ્વસ્થાયી, લીલા રંગનો, લીસો ને ચળકતો હોય છે. નલિકા દોરા જેવી પાતળી, ગર્ભાશયને મથાળેથી કાટખૂણે વાંકવળેલી, ૨ થી ૨½ ઈંચ લાંબી ને મથાળે ૩ વિભાગ–(મુખ) વાળી હોય છે. તેમાં એક વિભાગ બીજા બેથી જરા નીચો હોય છે.

**ફૂલ**–૧½ થી ૨ ઈંચ લાંબું, ૩–પોલ અને ૬ હાંસો-વાળું હોય છે. એની દરેક પોલમાં બીજની બબે હાર હોય છે.

**બીજ**–પ્રથમ ધોળાં, પછી રાતાં ને અંતે કાળા રંગનાં થઈ જાય છે. તે ડુંગળીનાં બીજ જેવા આકારનાં અને ઉગ્રવાસવાળાં હોયછે.

**૪–ઉપયોગીઅંગ**–મૂળ અને પાન.

**૫–ગુણદોષ**–ઝેરી, પૌષ્ટિક, વાન્તિકારક તથા ગર્ભ-પાતક. શોથ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–એનાં મૂળ અને પાન અહિંના લોકો પાણીમાં વાટી સંધિવાના સોજાપર લગાડે છે.

એનાં મૂળની ઝેરી અસરથી થયેલાં બે મત્યુ નોંધાયલાં છે. તેમાં એકમાં ૧½ તોલું, અને બીજામાં બે તોલાં મૂળ ખાવાથી મત્યુ થયેલ છે. એની વિશેષ હકીકત ડા૦ કે૦ આર૦ કિર્તિકરે પોતાનાં "પોયઝનસ પ્લેન્ટ્સ ઓફ ઓમ્બે."* વોલ્યુમ ૧ લામાં લંબાણથી આપી છે તે વાંચવા જેવી છે. એનાં પાનને તેલ લગાડી જરા ગરમ કરી વાળા અને રસવિકારના સોજાપર બાંધે છે.

"સંસ્કૃત વૈદકારોએ તેને સાત **ઉપવિષમાં** ગણેલ છે. તેનાં મૂળને વાટી ડુંટી અને પેડુપર ચોપડવાથી વેણ ટુંકી ટુંકી મુદતે અને ખૂબ આવે છે. અને સ્ત્રી જલદીથી પ્રસૂત થાય છે. જ્યારે ઓર પડતાં વાર લાગે છે ત્યારે તેનાં મૂળનો કલ્ક હાથે તથા પગે ચોપડવામાં આવે છે. અને શાહજીરૂં† અને પીંપરનું ચૂર્ણ તે વખતે દ્રાક્ષાસવની સાથે આપવામાં આવે છે. તે ગોમૂત્રની અંદર નાખવાથી શુદ્ધ થાય છે.

માત્રા–૧ થી ૨ વાલ તેના લોટની." ( ડા૦ વી૦ જી).

એનાં મૂળ વિષે વોટ સાહેબની ડીકશનરીમાં ડા૦ **મૂદીન શેરીફ** નીચે પ્રમાણે હકીકત આપે છેઃ–"એનાં મૂળ ધારવામાં આવે છે તેટલાં બધાં ઘણુંકરી ઝેરી જણાતાં નથી. મેં પોતે એનું મૂળ ધીમે ધીમે પંદર ઘઉં ભારની માત્રા સુધી ખાઈ જોયેલ છે. તેથી ખરાબ અસર જણાઈ નથી. પણ મને સારી રીતે ભૂખ લાગેલી છે. અને મારામાં વધારે તેજી ને શક્તિ જણાયલી છે. ૫ થી ૧૨ ઘંઉભારની માત્રા સુધી દિવસમાં ત્રણ વખત મેં સોળ વર્ષ સુધી એ વાપરી જોયેલ છે, ને તે ઉપરથી હું ધારૂં છું કે તે સારી શક્તિ અને પાચનશક્તિ આપનાર છે." મુંબઈમાં તે જંતુઘ્ન ગણવામાં આવે છે, અને ઢોરના પેટમાં જન્તુ થયાં હોય તો તેપર તે અપાય છે. મદ્રાસમાં તે સર્પ અને વીંછીના ડંખપર વપરાય છે. અને ચામડીના રોગમાં તેપર એનો લેપ કરવામાં આવે છે. **સરજન મેજર ટોમસન** લખે છે કેઃ–"જ્યારે એમાં ફૂલ હોય છે ત્યારે એનું મૂળ કાઢી લાવી તેના પાતળી કાતરી જેવા કકડા કરી તેને છાસની અંદર પલાળી મુકે છે અને તેમાં થોડું મીઠું નાખે છે. આવી રીતે તેને એક રાત પલળવા દઈ પછી તેને તડકે સુકાવે છે. તે ચાર પાંચ દિવસમાં ઘણુંકરી સુકાઈ જાય છે. એને સારી પેઠે સુકાવી અને પછી સંગ્રહ કરી રાખવામાં આવે છે. આ ક્રિયાથી એનાં મૂળમાંથી ઝેરી અસર ઓછી થઇ જાય છે, એમ કહેવાય છે. આવી રીતે તૈયાર કરેલી આ દવાના એક કે બે કકડા સર્પના કરડવા ઉપર ખાવા આપવાથી તેના ઝેરની અસર ઓછી થઇ જાય છે. વીંછી અને કાનખજુરાનાં ડંખપર એનાં મૂળનો લેપ કરીને તે ઉપર શેક કરવાથી તેની વેદના ઓછી થાય છે."

* The Poisonous Plants of Bombay, by Colonel K. R. Kirtikar. I. M. S., F. L. S. &c, (1896.)

† દત્ત અને વોટ કલોંજી ( Nigella ) નાં બીજ લખે છે.

એનાં મૂળમાં ચોખાના લોટ જેવો સત કે લોટ હોય છે. તે એનાં મૂળને સારી પેઠે વાટીને કેટલીક વખત પાણીમાં ધોઈ નીતરેલું પાણી કાઢી નાંખીને જે તળિયે સત કે આટો રહે તે કાઢી લેવામાં આવે છે. એ સત અથવા આટો પ્રમેહ ઉપર ૫ થી ૧૦ ઘંઉભાર આપવામાં આવે છે.

" એની ગાંઠ ( મૂળ )માં વિષ છે. એના લેપથી સુકો ગર્ભ પડી જાય છે. એ સ્વાદે કડવો કંઈક ખારો ને તૂરો થાય છે. તીક્ષ્ણ છે, ગરમ છે. કૃમિ, કફ, વા, ગુંબડાં બસ્તીરોગ, શૂળ, વિષ, કોઢ, ખરજ, સોજા એ સર્વે રોગને મટાડે છે. એના રસ સાથે તેલ લગાડયાથી જુની ખસ અને વા મટે છે. " ( વૈ૦ ૩૦ ).

**૭–સ્થાનક**–ડુંગર અને ડુંગરાળી જમીનમાં એના વેલા ચોમાસે ઘાસની સાથે છૂટા છવાયા ઉગે છે.

એ હિં૦ ના આખા ગરમ પ્રદેશમાં થાય છે.

**૮–વિ૦ વિવેચન**–એનાં મૂળ ઝેરી હોઈ કેટલાંકનો આકાર જરા અમળાયલો અને શીંગડાંની પેઠે છેડે અણીદાર હોય છે તેપરથી એને અહિના લોકો **શીંગડીઓ વછનાગ** કહેતા હશે. પણ ખરો શીંગડીઓ વછનાગ ( Aconitum ferox ) હિંદુસ્થાનના ઉત્તર ભાગમાં થાય છે. ને ત્યાંથી તે હિંદુસ્થાનના બીજા ભાગોમાં વેચાવા આવે છે.

એનું સંસ્કૃત નામ अग्निशिखा એ એનાં ફૂલના રંગ અને પાખડીઓના આકાર ઉપરથી પડેલું લાગે છે. કેમકે એનાં ફૂલ છેટેથી અગ્નિની શિખા જેવાં દેખાય છે. સંસ્કૃતમાં એનું બીજું નામ गर्भपातिनी છે તે એના મૂળના ગુણ ઉપરથી પડેલું જણાય છે. અને ત્રીજું નામ विशल्या છે તે જો ખરૂં હોય તો विशल्या ઔષધી રામાયણ પ્રમાણે હનુમાનજી લક્ષ્મણની મૂર્છા ઉતારવા માટે લાવેલા હતા તે એ જ હોવી જોઇએ. કમકે એમાં મૂર્છા ઉતારવાનો ગુણ છે.

એનાં પાન અને ફૂલ એવાં તો સુંદર હોય છે કે એના વેલા બાગોમાં વાવવા લાયક છે. એની સુંદરતા વિષે અંગ્રેજીમાં લખાયલું છે કે:–

"(It) is one of the most ornamental plants any country can boast of."

( Roxb ).

"A very handsome climber. This well-known plant is almost as remarkable as beautiful. This plant though a climber, is more like the typical lilies than any other of the order in W. India."

(Nairne p. 350.)

ઘણીવાર જંગલોમાં એનાં પાન અળોથી ખવાઈ ગએલાં જોવામાં આવે છે, એટલું જ નહીં પણ વેલા પણ ખવાઈ જાય છે.

---

## વર્ગ–( લિલિયેસી. )

### નંબર. ૫૩૩.

**૧–શાસ્ત્રીયનામ**–Aloe vera.

દૃષ્ટાન્ત–Watt. I. p. 186; H. VI. p. 264; N. p. 351; રૂ. નિ. પા. ૫૬૨.

**૨–દેશીનામ**–કુંવાર, કડવી કુંવાર, (પોરગુ૦); कुंवारपाठा, कोरकंद, कोरकांदा (म०) घीकुमारी, कुमारी ( हिं० ) घृतकुमारि, कुमारी ( सं० ).

**૩–વર્ણન**–કુંવારના છોડવા ૨ થી ૩ ફીટ ઉંચા થાય છે. તે બાગ કે વાડીઓમાં ઘણુંકરી ઉગે છે, અથવા વાવવામાં આવે છે. તેથી તે પ્રસિદ્ધ છે. કેળની પેઠે કુંવારના છોડને પણ જમીનમાં પડખેથી ફણસલાં ફૂટે છે. ને તે જમીનપર આવી સ્વતંત્ર છોડવા થઈ જાય છે. એવી રીતે કુંવારનો ઘણો વધારો થાય છે. જ્યાં કુંવારના છોડ ઉગે છે, ત્યાં ઉપર પ્રમાણે તેમાંથી ફણસલાંઓ ફૂટી તેનું ઘણા મ્હોટા વિસ્તારમાં જાળું થઈ જાય છે. એનાં પાન જાડાં, રસભર્યાં, લીસાં, એક બીજાં પાસે એક બીજાંમાંથી નીકળતાં દેખાતાં હોય છે, એના છોડવાને પાનની વચેથી પુષ્પ ધારણકરનારી સળી અથવા શેલડું (scape) આવે છે. તેપર પીળાસલેતા નારંગીઆ રંગનાં જરા લાંબાં ફૂલ આવે છે. ફૂલ લંબગોળ ફીકી જાંબુડી છાયાલેતાં ભૂરા રંગનાં હોય છે.

એના છોડવાને તોડતાં એમાંથી ચીકણો રસ નીકળે છે, જે કેટલીક વારે ઠરી જાય છે. એની વાસ ઘણી ઉગ્ર (અણગમતી) હોય છે.

**મૂળ**–લાંબાં હોય છે, તે ½ ઇંચથી ૧ કે ૧½ ઇંચ જાડાં ને તેમાંથી સ્લેટપેન કે પેનસીલ જેવા જાડા ફાંટાઓ(rootlets) નીકળેલા હોય છે. મૂળપરની ફોતરી પાતળી કાળાસલેતા ભૂરા રંગની હોય છે. મૂળ અંદરથી પીળું હોય છે. મૂળનો આડો કાપ કરતાં તેમાં થોડા છેટે છેટે રેસાઓ દેખાય છે. અને બાકીનો તેનો ભાગ એક સરખો રસભર્યો દેખાય છે. મૂળ જરા કઠણ હોય છે. તેની વાસ ઉગ્ર અને સ્વાદ કવચિત જ કડવાસલેતો પણ જરા કડછો કે મીઠાશલેતો હોય છે.

**ડાંડી અને શાખાઓ**–વસ્તુતાએ હોતાં નથી. તો પણ તેની ડાંડી (કે પત્રભંડાર ?) ૧ થી ૨ ફીટ લાંબી ને ૧ થી ૨ કે ૨½ ઇંચ જાડી હોય છે. તેનાપર એકની અંદરથી બીજું અને બીજામાંથી ત્રીજું એમ ઉત્તરોત્તર એક પછી એક પાન નીકળેલાં હોય છે. તેથી ડાંડી

પાનની ભુંગળીથી ઢંકાયલી હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં તે મૂળ જેવો જ દેખાય છે પણ તે મૂળ જેટલો પીળો હોતો નથી.

**પાન**–ડાંડીપર ગીચોગીચ આવેલાં હોય છે. તેને તળિયે ભુંગળી હોય છે, ને તે ઉપરની બાજુ પોહોળાં થયેલાં હોય છે. પાનની ભુંગળી ધોળા રંગની લીસી ને ચળકતી હોય છે. તે ડાંડીને ચોફેર ફરી વળેલી હોય છે. પાન તળિયે પોહોળાં ને મથાળે સાંકડાંથતાં ટેરવે બુટ્ટી અણીવાળાં હોય છે. તે ૧ થી ૨ ફીટ લાંબાં ને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. ભુંગળી ઉપરનો પાનનો રંગ ફીકો લીલો કે વખતે રતાસલેતો હોય છે. ને તેપર સફેદ, પીળાસ કે રતાસલેતાં છાટણાં કે ચિત્ર હોય છે. પાનની કોરપર છેટે છેટે કરવતના દાંતા જેવા કાંટા હોય છે. પાનને તોડતાં તેમાંથી જે પીળાસલેતો ચીકણો રસ નીકળે છે તેનો સ્વાદ કોઈવાર ઘણો ને ઘણીવાર સેહેજ કડવો હોય છે.

**ફૂલ**–પાનની ભુંગળીઅંદરથી ઘણુંકરી એના છોડવા વચમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે, તે **કુંવારનું શેલડું** કહેવાય છે. એ શેલડું અથવા સળી ૨ થી ૫ ફીટ લાંબી, તળિયે ચપટી ને ½ થી ૧ ઇંચ પોહોળી હોય છે. તે ઉપરજતાં ગોળાઇલેતી ને સાંકડી-થતી હોય છે. આ સળીને મથાળે વખતે કેટલાક ફાંટાઓ નીકળેલા હોય છે. ને તેનાપર ફૂલો આવેલાં હોય છે. આ સળીનો ઉપરનો ૧ થી ૧ ½ ફુટ જેટલો ભાગ ફૂલોથી રોકાયલો હોય છે. એથી નીચેના તેના થોડા ભાગપર કેવળ પુષ્પપત્રો આવેલાં હોય છે. આ પુષ્પપત્રો તળિયે પોહોળાં ને ઉપરજતાં સાંકડાંથતાં હોય છે, ને તેપર ઉભી નસો હોય છે. સળીના ફૂલવાળા ભાગપર પણ ઉભી નસો હોય છે. સળીપર ફૂલ કલંગીની પેઠે ગીચોગીચ આવેલાં હોય છે. તે તળિયેથી એક બીજાંથી જરા છેટે અનુક્રમે સળીની ચોતરફ આંતરે ગોઠવાયલાં હોય છે. તેમાં પ્રથમ નીચેનાં ફૂલ ઉઘડી પછી ઉત્તરોત્તર ઉપરનાં ઉઘડતાં જાય છે. એ દરેક ફૂલની નીચે પુષ્પપત્ર હોય છે. ફૂલ બહારથી નારંગીઆ રંગનાં ને અંદર પીળાં હોય છે. તે વધવા ને ઉઘડવા માંડે છે, ત્યારે નીચાં નમી જાય છે. તે જરા અંદર વાંકવળતાં, ૧ થી ૧ ½ ઇંચ લાંબાં, અને ૨ થી ૨ ½ લાઇન પોહોળાં હોય છે. તે અડધાં ઉઘડે છે. તેની વાસ ઉગ્ર પણ સ્વાદ મીઠાસલેતો હોય છે. ફૂલની ડીટડી ટુંકી ને જરા જાડી હોય છે. તે પ્રથમ લીલી ને પાછળથી નારંગીઆ રંગની થઈ જાય છે.

**પુષ્પબાહ્યકોષ**–હોતો નથી. બાહ્યાન્તરયુક્તકોષના વિભાગો અથવા પાંખડીઓ ૬ હોય છે. તેમાં બહારની ૩ પાંખડીઓ જરા પાતળી ને ટુંકી હોય છે, ને તેપર ઉભી નસો હોય છે.

**પુંકેસરો**–પણ ૬ હોય છે. તેના તંતુઓ પીળા ને પરાગકોષ ઘેરા પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે. ગર્ભાશય લીલા રંગનો, ઉભો ૬ નીકવાળો; નલિકા પીળા રંગની જરા વાંકવળેલી; મુખ સફેદ ગોલાઇલેતું ને સૂક્ષ્મ હોય છે.

**ફલ**–લંબગોળ અને લીસાં હોય છે. તે ½ થી ¾ ઇંચ લાંબાં ને ૩ લાઇન પોહોળાં હોય છે. તેનો રંગ પ્રથમ રતાસલેતો ને પાછળથી ધોળાસલેતો ભૂરો થઈ જાય છે. ફલ પાકીને સુકાય છે, ત્યારે તેપરની પોહોળી ૩ નીકો-પરથી તે ઉભાં ચીરાઇ તેમાંથી બીજ બાહર આવે છે. ફલપર ઉભી ૬ નીક હોય છે. તેમાં ૩ પોહોળી ને ૩ છીછરી હોય છે. તે એક પોહોળી ને એક છીછરી એમ આંતરે આવેલી હોય છે. ફલને તળિયે પડઘી અને ટુંકી ડીટી હોય છે. ને તેને ટેરવે સૂક્ષ્મ ખાડો હોય છે. ફલની સપાટીપર સૂક્ષ્મ છાટણાં જેવી બનાક હોય છે. ફલ ૩–પડવાળું હોય છે. તે દરેક પડમાં થોડાં બીજ હોય છે. ફલ અંદરથી પીળાસલેતા લીલા રંગનાં ને ચળકતાં હોય છે.

**બીજ**–૨ થી ૩ લાઇનિ લાંબાં ૧ થી ૧ ½ લાઇનિ પોહોળાં, પીળાસ ને ભૂરાસલેતા કાળા રંગનાં ને સરગવાનાં બીની પેઠે પાતળાં ૩ પાંખોવાળાં હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–સારક, શોધક, દસ્તાન સાફલાવનાર તથા શોથ, કૃમિ, કફ અને જ્વરઘ્ન.

**૬–ઉપયોગ**–કુંવારનાં મૂળ છપ્પનિયા દુકાળ વખતે ઢોરોને ને કેટલાક લોકો ખવરાવતા હતા. ઝામરા અને વાળાના સોજા ઉપર કુંવારનાં પાન ઓઢવીને તેનો ગર બાંધવામાં આવે છે. કુંવારનાં પાનની અંદરનો ગર્ભ જળોદર, બરલ અને મુંઝારાની ગાંઠ ઉપર ખવરાવવામાં આવે છે. કુંવારના પાનના રસમાંથી એળીઓ બનાવવામાં આવે છે. જે દવા તરીકે ઘણો પ્રસિદ્ધ છે. કુંવારનાં પાનનું કચુંબર અને અથાણું કરવામાં આવે છે, તે બદહજમી, કબજીયત, હરસ અને વાવાળા દરદીને વિશેષકરી ખવરાવવામાં આવે છે. કુંવારનાં ફૂલ કઢીમાં નાખવામાં આવે છે, તથા તેને મીઠું લગાડી કચુંબર તરીકે તે ખવાય છે. હળદરની સાથે ઉધરસ ઉપર કુંવારનાં પાનનો ગર્ભ ગળાવે છે. કુંવારનાં પાનનો ગર્ભ ગડગુંબડાં ઉપર પોટીસ ઠેકાણે બંધાય છે. કઠણ ગુંબડાં અને સોજાઓપર કુંવારનાં પાનનો રસ ચોપડવામાં આવે છે. હરસ અને ભગંદર ઉપર કુંવારનો ગર્ભ ખવરાવવામાં આવે છે. કુંવારના રસમાં હળદર અને ફટકડી વાટી આંખના દુખાવાપર તે લગાડવામાં આવે છે. કુંવારનો ગર્ભ પ્રમેહ અને વિસ્ફોટકવાળાને અપાય છે. કુંવારના શેલડાંનું અથાણું અને કચુંબર કરવામાં આવે છે. કુંવારનાં છોડવા પાણીના

ઘેરીઆ કાંઇ અગર વાડ પાસે જ્યાં હમેશાં એને પાણી મળતું રહે તો તેવી જગોએ તેની કડવાસ ઓછી થઈ જાય છે. આવી કુંવારને **મીઠીકુંવાર** કહે છે. મીઠીકુંવાર વિશેષકરીને અથાણાં ને ખાવાના કામમાં વપરાય છે.

કુંવારનાં પાનમાંથી રસ કાઢી લીધા પછી તેના જે છોતા બાકી રહે છે તેમાંથી સારા રેસા નીકળી શકે છે.

"બનાવટ–કુમારિકાસવ અને કુમારિકાધૃત." (એ બે બનાવટ આર્ય ઔષધમાં આપેલી છે. ને તેના ગુણરેચક, શોધક, પિત્તશામક, અને ગુલ્મઘ્ન લખેલા છે.)

"કુંવાર બંધાણુ કરવામાં બહુ ઉપયોગી છે. તેનું બંધાણુ કરવાથી પેટની અંદરની ગાંઠ ગળે છે. પેટ કઠ્ઠણુ હોય તો પોચું પડે છે, ને મળનો જમાવ સાફ થાય છે. કમળાની અંદર કુંવાર આપવાથી દસ્ત સાફ આવે છે, પિત્તનો જમાવ હઠે છે, આંખ પીળી મટે છે, ને દરદીને આરામ થાય છે. કુંવારનાં લફરાં અથવા પાન ઉપરનું પડ કાઢી નાંખી વચલો ગર લઈ તેની અંદર સંચળ તથા સુંઠ નાંખી દરરોજ સવારમાં દશ દિવસ સુધી ખાવાથી યકૃતોદર, પ્લીહોદર તથા કમળા વગેરેમાં સારો ફાયદો થાય છે. બરલવાળા દરદીને શેલડાનું અથાણું ઉત્તમ છે. કુમારીકાસવ લોહીને સુધારનાર છે. તેથી મગજની ગરમી શાન્ત થાય છે. માથાનો ભ્રમ બેસે છે, તથા આંખે ઠંડક થાય છે. ગરમીને લીધે આંખની અંદર થોડું થોડું ઝાખું દેખાય છે ત્યારે કુમારીકાધૃત લેવાથી દષ્ટિ નિરોગી થાય છે.

સ્ત્રીઓના રોગમાં કુંવાર સારી છે. નષ્ટાર્તવ, અનાર્તવ તેમ જ અનિયમિત ઋતુદોષની અંદર કુંવારની ગમે તે બનાવટ લેવાથી તેમ જ તેનું પેટપર બંધાણુ કરવાથી સારો ફાયદો થાય છે." (કુમારીકાસવ અને કુમારીકાધૃતનો લંબાણુ ઉપયોગ આર્ય ઔષધમાં આપેલ છે તે જાણુવા લાયક છે.) (ડા૦ વી૦ ગ્રી૦).

"કુંવાર પુષ્ટિ આપનાર અને અંડવૃદ્ધિ અને વિષદોષનો નાશ કરનાર છે. રસાયનરૂપ છે. વિસ્ફોટક તથા બીજા ઘણા ચામડીના રોગોને મટાડનાર છે. કુંવારનું મૂળ એક રૂપિયા ભાર લઇ તે જરા ગરમ પાણી સાથે પીવામાં આવે તો ઉલટી થઈ ઘણા દિવસનો વિષમજ્વર મટી જાય છે." (વૈ. શા. મ. ગો.).

કુંવારના રસમાંથી બનતો એળીઓ, તેની બનાવટ અને વ્યાપાર વિષે વૉટ સાહેબની ડીકશનરીમાં ઘણો જાણુવા જોગ લંબાણુ હેવાલ આપેલો છે તે જીજ્ઞાસુએ જાણુવા જેવો છે.

"કુંવાર કફ, ઉલટી, કુષ્ઠ એ સર્વે રોગને મટાડે છે. પેટના દરદ ઉપર કુંવારનો ગર્ભ શાજીખાર લગાડી ખાય છે. દાઝયો હોય તેપર કુંવારનો રસ લગાડવાથી સારૂં થાય છે." (વૈ. રૂ.)

**૭–સ્થાનક**–કુંવારના છોડવા દરિયા કિનારાની રેતાળ જમીનમાં, વાડીઓની વાડમાં અને જુની ખંડિયેર જગાઓમાં ઉગતા જોવામાં આવે છે. *

## વર્ગ–(લીલિયેસી).

### નંબર ૫૩૪.

**૧–શાસ્ત્રીયનામ**–Asphodelus tenuifolius?

દૃષ્ટાન્ત–H. VI. p. 332; N. p. 347; Watt. I. p. 346.

**૨–દેશીનામ**–ડુંગરો, ડુંગરૂં (પો+ગુ૦); प्याज़ी, बोंकट (हिं०).

**વર્ણન**–ડુંગરાના છોડવા ½ થી ૧ ફુટ ઉંચા વધે છે, તે એક ઝુમણુાની પેઠે ઘણા છોડવા ભેળા ઉગ્યા હોય એવા દેખાય છે. ડુંગળી, લસણુ અને કુરલીનાં મૂળમાં જેમ કાંદા કે ગાંઠો થાય છે, તેમ આનાં મૂળમાં થતાં નથી, પણુ આનાં મૂળ કેવળ રેસા જેવાં ધોળા રંગનાં ૪ થી ૬ ઇંચ લાંબાં સુતળી જેવાં પાતળાં હોય છે. પાન ઉભાં, ગોળ, ફીકા લીલા રંગનાં, ડુંગળી કે લસણુનાં પાન જેવાં, ૪ થી ૬ ઇંચ લાંબાં અને ½ થી ૧ લાઇન પોહોળાં ને અંદર પોકળ ભુંગળી જેવાં હોય છે. તેપર ઉભી બારીક હાંસો આવેલી હોય છે. અને એ હાંસોપર ધોળા રંગના ઘણા જ બારીક ખરસટ કાંટી જેવા બિંદુઓ આવેલા હોય છે. પાન તળિયે જરા ચપટાં નીકવાળાં હોય છે. પાનોની વચ્ચેથી જેમ કુંવારમાં શેલડાં નીકળે તેમ ½ થી ૧½ ફુટ ઉંચાં શાખા

* પોરબંદર સ્વસ્થાનમાં મિયાણીથી માધુપુર સુધી દરિયા કાંઠાના રેતીના ઢસાઓ ઉપર કુંવારના છોડવાઓ અસંખ્ય ઉગે છે. પોરબંદરનાં **જુરીપ્લાન્ટેશન** ઉપર ઉડતી રેતી દબાવવા માટે કુંવારના છોડવાઓનું મ્હોટા વિસ્તારમાં વાવેતર કરવામાં આવેલું છે. એના છોડવા એક વખત વાવ્યા પછી તે આપોઆપ ઉગીને તેનો વધારો થતો જાય છે. એને પાણી અગર બીજી ચાકરીની જરૂર રહેતી નથી. ફક્ત જે જગામાં કુંવાર વાવવામાં આવેલી હોય ત્યાં ઢોરોનો પગપેસારો ન થાય તેટલી જ સંભાળ રાખવાની જરૂર રહે છે. કુંવારનાં પાનમાંથી એળીઓ બનાવવા માટે અને તેનાં શેલરાં અને પાન અથાણા માટે કાપી લઈ જવાનો ઇજારો આ સ્વસ્થાનનાં ગામ મોચા અને પાતાની સીમનો દરસાલ અપાય છે. કુંવારનો દરિયાકાંઠાના રેતીના ઢસાઓ ઉપર વધારો અને બચાવ કરવાથી આ સ્વસ્થાનને ત્રણ જાતના ફાયદા થાય છે

૧–ઉડતી રેતી અટકાવવાનો–૨–દવા માટે એળીઓ સ્વસ્થાનમાં જ બનાવવાનો, અને ૩–દવા અને અથાણાં માટે બારે માસ વગર ખરચે કુંવારનાં પાન અને મોસમે શેલરાં કાપી લેવાનો આ સ્વસ્થાનનાં **જુરીપ્લાન્ટેશન**પરની કુંવારમાંથી બનાવેલા એળીઆનો નમુનો અમદાવાદ પ્રદર્શન (૧૯૦૨) માં મુકવામાં આવેલો હતો. **તે શીકોત્રાઇ** એળીઆથી સેહેજ ઉતરતો ગણવામાં આવ્યો હતો.

પ્રતિશાખાઓવાળાં શેલડાં (scapes) નીકળેલાં હોય છે. તે લીસાં અને ચળકતાં હોય છે. તેપર બારીક ધોળાં છાંટણાં હોય છે. તેનાપર જરા છેટે છેટે ફૂલો આવેલાં હોય છે. ફૂલ ½ થી ૧½ લાંબાં અને ૨½ થી ૩ લાઇન વ્યાસનાં હોય છે. ફૂલની ડીટડી ૧ થી ૧½ લાઇન લાંબી અને તળિયે સાંધાવાળી પાતળી મથાળે જાડીથતી ફીકા લીલા રંગની હોય છે. ફૂલની ડીટડીને તળિયે સફેદ કોરવાળું, વચમાં લીલી નસ અને મથાળે લાંબી અણીવાળું, ડીટડી તરફ વાંકુંવળેલું એક પુષ્પપત્ર હોય છે. ફૂલની પાંખડીઓ ૬ (Perianth) હોય છે, તે અત્યંત સુંદર ગુલાબી છાયાલેતી બરફના બિંદુ જેવી ચળકતી સફેદ હોય છે. આ દરેક પાંખડીની પીઠપર એક રતાસલેતા લીલા રંગની જાડી ઉભી નસ હોય છે, તેથી પાંખડીની સુંદરતામાં ઓર વધારો થાય છે.

**પુંકેસરો**–૬ હોય છે, તે પાંખડીથી કંઇક ટુંકાં, ને પાંખડી જેવા જ રંગનાં, ચળકતાં, નાગફણની પેઠે ઉભાં હોય છે. તે તળિયે જરા ચપટાં, અને સફેદ સૂક્ષ્મવાળની રૂંછાળવાળાં હોય છે. પરાગકોષ રતાસલેતા પીળા રંગના હોય છે.

**સ્ત્રીકેસર**–૧ હોય છે, તેનો ગર્ભાશય ૩ પોલવાળો, ૩–નીકવાળો, ભૂરાસલેતા રંગનો, તળિયે સહે જ સાંકડો ને મથાળે પોહોળોથતો હોય છે. નલિકા ચકચકિત ધોળા રંગની અને નલિકાગ્રમુખ ૩ સૂક્ષ્મ પીંછી જેવા ત્રિકોણ છેડાવાળું હોય છે.

**ફલ**–પ્રથમ ભૂરા લીલા રંગનું ને પાકે છે ત્યારે ફીકા ભૂરા રંગનું થઈ જાય છે, તે ૧ લાઇન વ્યાસનું હોય છે. તેપર ઉભી ૩ નીક અને ૩ નસો દેખાય છે. ફલ તદન પાકી ગયા પછી તે વીંણનાં કાલાંની પેઠે ૩ નીક પરથી ચીરાઈ ૩ ફાંક થઇને ઉઘડે છે. ફલમાં ૩ થી ૪ બીજ હોય છે.

**બીજ**–ભૂરા કાળા રંગનાં, ત્રણ ખૂણાં કે ધારવાળાં ને એક બાજુ અણીવાળાં હોય છે. તે ½ થી ¾ લાઇન લાંબાં હોય છે.

**ઉપયોગ**–એના તાજા છોડવા વાટી રસવિકારના સોજાપર બાંધે છે. અને સુકા ઢોરના ચારા તરીકે કામ આવે છે.

એનાં બીજ મૂત્રલ ગણાય છે.

**સ્થાનક**–ડુંગળી અને લસણ વાવેલાં હોય તેવાં ખેતરોમાં પાણીના ધોરીયા કાંઠે બારે માસ ઘણુંકરી ઉગે છે.

**વિશેષ વિવેચન**–ડુંગળી ભેળો ઉગે છે, અને પાન ડુંગળીનાં પાન જેવાં દેખાય છે. માટે એને ડુંગરો, કે ડુંગરૂં કહે છે. નં૦ ૫૫૩ જુવો.

---

## ૮૩–N. O. COMMELINACEÆ.

## વર્ગ–( કોમેલાઇનેસી. )

## શીશમુળીઆંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ એક સાધારણ વર્ગમાં નાહાના છોડવાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિનાં પાન ચપટાં, સાંકડાં કે કોઇવાર પોહોળાં, તળિયે ભુંગળીવાળાં અને સમાન્તર રેસાઓવાળાં હોય છે. ફૂલ અત્યંત સુંદર ઘણુંકરી પતંગીઆં જેવા આકરનાં ને ગુલાબી, રાતા, પીળા કે આસમાની રંગનાં હોય છે, એટલું જ નહિ પણ તે ઘણાં જ મૃદુ હોય છે. પ્રથમ દૃષ્ટિયે તે **સરપંખા** અથવા **વાલોળનાં** ફૂલ જેવાં દેખાય છે, પણ એની બનાવટ જૂદી જ તરાહની ને ઘણી મનોરંજક હોય છે. તે **આઇગ્લાસમાં** જોવાથી વિશેષ સ્પષ્ટ દેખાય છે. બાહ્યાન્તરયુક્તકોષ અધઃસ્થાયી ને ૬ વિભાગોવાળો હોય છે, તેમાં ૩ બહારના વિભાગો લીલા રંગના પુ૦ બા૦ કોષનાં પત્રો જેવા, અને અંદરના ૩ પાંખડીઓ જેવા હોય છે. તે છૂટા અથવા તળિયે જોડાયલા હોય છે. પુંકેસરો ૬ હોય છે, તે બાહ્યાન્તરયુક્તકોષનાં તળિયાંપર આવેલાં હોય છે. તેમાંનાં ૨ કે વધારે કોઇવાર ખોટાં હોય છે, તેના તંતુઓપર સાંધાવાળા લાંબા વાળની રૂંછાળ હોય છે. પરાગકોષ ગોળાઇલેતા અથવા લંબગોળ ને બહુધા અસમાન હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે, તેનો ગર્ભાશય ૨ થી ૩–પોલવાળો ને તેની દરેક પોલમાં આદિબીજ ઘણુંકરી ૧ અને કવચિત વધારે હોય છે. ફલ અવિકાશી, અથવા ઉભું વિકાશ પામે એવું હોય છે. બીજ ખૂણીઆવાળાં, લીસાં અથવા ખડબચડાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ, તેમાં વિશેષકરી આસમાની ફૂલો અને પાનને તળિયે ભુંગળી હોતાં, અને તેનાં ફૂલોના લીલા અને રંગીન એવા બે વિભાગો પડતાં, આ વર્ગની પાસેના બીજા **એકાચ્છાદન** (Monochlamyds)-વાળા વર્ગની વનસ્પતિથી સહેલાઇથી ઓળખાઈ આવે છે.

આ વર્ગની વનસ્પતિ ઉપલેપક અને પૌષ્ટિક ગણાય છે.

---

## વર્ગ–( કોમેલાઇનેસી. )

### નંબર ૫૩૫.

**૧–શાસ્ત્રીયનામ**–Commelina nudiflora.

દૃષ્ટાન્ત–H. VI. p. 369; N. p. 352; Watt. II. p. 516; રૂ. નિ. પા. ૬૦૮.

**૨–દેશીનામ.**–શીશમૂળિયું, શીશમૂળી (પો×ગુ૦); किन, वेलिचिभाजी (म०); कनशुर (हिं०); वत्सप्रिय, कोषपुष्पी (सं०).

**૩–વર્ણન**–શીશમૂળિયાંના છોડવા બાગ અને વાડીઓમાં ભીનાશવાળી જગોએ બારેમાસ જોવામાં આવે છે,

પણ ચોમાસે તે ચરીઆણ ઘાસની સાથે આડે વગડે ઉગે છે. એના છોડવા થોડા ઉંચા વધી પછી જમીનપર પથરાય છે. તે ½ થી ૧ કે ૨ ફીટ લાંબા હોય છે. એની ડાંડી જમીનમાં મૂળિયાં અને ઉપર શાખાઓ મુકતી જાય છે. પાન ભલ્લાકૃતિનાં, ૧ થી ૩ ઇંચ લાંબાં અને ½ થી ⅔ ઇંચ પોહોળાં હોય છે. તે લીસાં, ખરબચડાં, કે રૂંછાળવાળાં હોય છે. તેની કોરપર સફેદ કે ભૂરા વાળની હાર હોય છે. તે લીલાં, રસભર્યાં અને જાડાં હોય છે. ફૂલ અત્યંત સુંદર આસમાની રંગનાં હોય છે, તે એક નાહાની પોટીની અંદર આવેલાં હોય છે. આ દરેક પોટીમાં ઘણુંકરી પુષ્પ ધારણ કરનારી સળી બે હોય છે, અને એ સળીપર ૨ થી ૩ ફૂલ હોય છે. ફૂલ સૂક્ષ્મ હોય છે, તે ઉભાં ચીરાઈ બહુધા બીજ બહાર આવે છે. બીજ કાળાં અને સૂક્ષ્મ બાનકવાળાં હોય છે.

**ઉપયોગ**–શીશમૂળિયાંનાં મૂળ સાકરની સાથે પ્રમેહવાળાને ખવરાવાય છે. એનાં પાનનાં ભજીઆં અને શાક થાય છે, તે પૌષ્ટિક અને ટાઢાં મનાય છે, પણ વિશેષ ખવાય તો બાદી કરે છે. શીશમૂળિયાંના છોડવા ઢોર બહુ ખાય છે. વાછરડાંને દૂધ મુકાવવું હોય ત્યારે ગોવાળિયા લોકો તેને શીશમૂળિયાં ખવરાવે છે, તે વાછરડાંને બહુ ભાવે છે, માટે સંસ્કૃતમાં શીશમૂળિયાંને वत्सप्रियम् કેહેતા હશે. શીશમૂળિયાંનાં પાન અને બીજ દુકાળની વખતે ગરીબ લોકો ઘણાં ખાતા હતા. એનાં મૂળ ભ્રમ, તાવ અને પિત્તવિકાર ઉપર ઉપયોગી છે, તેમ તે સર્પદંશ ઉપર પણ કામ આવે છે. એનાં પાન વાટી ગડગુંબડાં ઉપર પોટીસની જગોએ લગાડવામાં આવે છે. એના છોડવા **શાલીપર્ણી**ની અવેજી ભાવનગરના ગાંધીઓ વેચે છે.

---

## વર્ગ–( કોમેલાઇનેસી. )

### નંબર ૫૩૬.

**૧–શા. ના.**–C. Bengalensis.

દૃષ્ટાન્ત–H. VI. p. 370; N. p. 353; Watt. II. p. 515; રૂ. નિ. પા. ૬૦૮.

**૨–દેશીનામ**–મ્હોટું શીશમૂળિયું (પો+ચુ૦)

આ શીશમૂળિયાંનાં પાન પોહોળાં હોય છે, તેનાં ટેરવાં સેહેજ સાંકડાં અથવા ગોળાઇલેતાં હોય છે. ફૂલ આસમાની અથવા ગુલાબી રંગનાં અને શીશમૂળિયાંનાં ફૂલ કરતાં જરા મ્હોટાં હોય છે.

**ઉપયોગ**–શીશમૂળિયાં જેવો છે.

---

## ૮૪–N. O. PALMEÆ.

## વર્ગ–પામી.

### નાલીએરી, સોપારી, તાડ, ભેરવજટા, ખજૂરી, તાડી અને નેતરનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ એક ઘણાજ જાણીતા અને અત્યંત ઉપયોગી વર્ગમાં વૃક્ષો, ઝાડવાં અને વેલાઓ થાય છે. આ વર્ગની વનસ્પતિ છૂટી છવાઈ, અથવા તેનાં ઝુંડનાં ઝુંડ ઉગે છે.

"ઝાડ ટકે છે ઝુંડમાં,
એકલ ઉડી જાય.

આ વર્ગની વનસ્પતિને ખીલામૂળ હોતું નથી, પણ તેનાં થડની હેઠળ ચોફેર મજબૂત રેસાઓ નીકળેલા હોય છે.

આ વર્ગની વનસ્પતિ કાંટા કે કડપલાં વગરની અથવા કાંટાઓવાળી હોય છે, અને તે કવચિત રૂંછાળવાળી પણ હોય છે. આ વર્ગની વનસ્પતિનાં થડ અથવા ડાંડીઓમાંથી કવચિત જ મથાળે શાખાઓ ( દીવતાડમાં Hyphæne thebaica ) નીકળેલી હોય છે. પાન આંતરે આવેલાં ને ઉઘડયા પહેલાં ઘડી થયેલાં હોય છે. તે કવચિત એક કે દ્વિભગ્ન પણ ઘણુંકરીને ઓછી કે હાથની હથેલી પેઠે વત્તી વિભાગિત થયેલી કોરવાળાં હોય છે. તે પક્ષીઓનાં પીછાં જેવા અથવા પંખા જેવા આકારનાં હોય છે. તેની ડીટડી બહુધા તળિયે ચપટી અને ખોલી જેવી હોય છે. ખરી ગયેલાં પાનની જગોએ થડપર કુંડાળાં કે પટા દેખાય છે. ફૂલ એક કે દ્વિજાતીય હોય છે. તે મંજરી કે પુષ્પમંડપ ( spadix )પર ગોઠવાયલાં હોય છે. અને તેની મંજરી કે પુષ્પમંડપ એક કે એકથી વધારે **પોટા** ( spathes )ની અંદર બહુધા ફૂલ ઉઘડયાથી પેહેલાં ઢંકાયલાં હોય છે. ફૂલની નીચે ઘણુંકરીને ૩ પુષ્પપત્રો હોય છે. બાહ્યાન્તરયુકતકોષ ૬ વિભાગોવાળો જે બે હારમાં ગોઠવાયલો હોય છે, ને તે આધઃસ્થાયી હોય છે. પુંકેસરો ૩ થી ૬, કવચિત જ તેથી વધારે હોય છે, તેના પરાગકોષ ઘણુંકરી પૃષ્ઠસ્પર્શી (versatile) હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય છૂટો ને બહુધા ૩ ખંડવાળો હોય છે. ફલ સખ્ત, અને ચીવટ રેસાઓથી આચ્છાદિત થયલું હોય છે. બીજ ઘણુંકરી સખ્ત અને તેલીયું હોય છે.

વનસ્પતિનાં રૂપ અને ઇન્દ્રિઓ ઉપરથી વિદ્વાનોએ તેઓના વર્ગો બાંધેલા છે. વડ, પીપળો, પીપળી, ઉમરો અને અંજીર એઓનાં રૂપ અને ઇન્દ્રિઓ વિશેષ રીતે એક બીજાંને મળતાં આવતાં જોઇને આર્યો તેમજ અંગ્રેજ વિદ્વાનોએ એઓનો એક કુટુંબમાં સમાવેશ કરેલો છે. તેવી જ રીતે તાડ, નાલીએરી, સોપારી અને ખજૂરીને એક વર્ગમાં રાખેલાં છે, ને તે વર્ગનું નામ અંગ્રેજીમાં ( Palmeæ ) **પામી** રાખેલું છે.

આર્યગ્રંથોમાં એ વર્ગનાં વૃક્ષો વિષે નીચે પ્રમાણે શ્લોક છેઃ-

**खर्जुरी नालिकेरी च तालरैवतपूगकाः ।**
**अशाखोच्चा दृढफला संज्ञा तेषां तृणध्वजाः ॥**
(निघंटसंग्रह. पा. ४०८).

એટલે આર્ય વિદ્વાનોએ ખજૂરી, નાલીએરી, તાડ, ઝાડ **ભેરવજટા** (અથવા મરાઠીમાં **ભીરલીઝાડ**) અને સોપારીને તૃણ અર્થાત્ ઘાસના વર્ગમાં સૌથી મ્હોટાં, ઉંચાં, ડાળ વગરનાં અને કઠ્ઠણ ફલવાળાં ગણેલાં છે. વળી સંસ્કૃતમાં કેટલીક જગોએ એ વૃક્ષોને **તરૂરાજ** અટલે સર્વે વૃક્ષોના રાજાઓ ઠેરાવેલાં છે.

મોટો વનસ્પતિવેત્તા **લિનીયસ** (Linnæus) કહે છે કેઃ-" The palms are the Princes of the vegetable kingdom."

" The palms are considered the noblest of all the forms of vegetation.

The palm has ever been the queen of the woods, not only on account of the beauty of its form, but of its extraordinary utility. No other family of plants possesses such enormous powers of producing fruit."

(*Bot. Geo. Meyen.* p. 121, 331.)

" The plants of this order far surpass all other plants in the grandeur and majesty of their part. The noble forms of Palm declare its superiority over any other trees."

(*Chester Macnaghten on Palmeæ.*)

" The green colour of the leaves [of the Palms] is sometimes deep and shining, sometimes of a silvery white upon the under side. Now and then the middle of the fan-shaped leaf is decorated with concentric yellow and blue streaks, like the peacock's tail."

(*The plant. Schleiden.* p. 331.)

આ વર્ગની વનસ્પતિ સુંદરતામાં જેમ બીજી વનસ્પતિયોથી શ્રેષ્ઠ ગણાય છે, તેમજ એની ઉપયોગતા પણ બીજી વનસ્પતિયો કરતાં ઘણી છે.

" Of all orders of plants, there is none, with the exception of that of the Grasses, so valuable to man as regards their dietetical and economical applications as that of the Palms."

આ વર્ગની વનસ્પતિ ખોરાક અને બીજા સામાન્ય ઉપયોગમાં જેટલી મનુષ્યજાતિને કામમાં આવે છે, તેટલી તે ઔષધી તરીકે કામમાં આવતી નથી; તોપણ તેમાં પાચક, સારક, ઉપલેપક, પૈષ્ટિક, ગ્રાહી, માદક તથા જ્વર, પિત્ત, કફ અને જંતુઘ્ન આદિ ગુણો રહેલા છે.

---

## વર્ગ-(પામી).

### નંબર ૫૩૭.

**૧-શાસ્ત્રીયનામ**-Areca catechu.

દૃષ્ટાન્ત-H, VI. p. 405; N. p. 357; Watt. I. p. 291; રૂ. નિ. પા. ૨૩૬.

**૨-દેશીનામ**-હોપારી (પો૦); સોપારી, ફોફલ (ગુ૦); सुपारी, पोफली (म०); सुप्पारी (हिं०); पूगीफलं, पूगं, उद्वेगं (सं०).

**૩-વર્ણન**-સોપારીનાં ઝાડ એ નાલીએરી, તાડ આદિના વર્ગમાં સૌથી સુંદર થાય છે. તે ૨૦ થી ૫૦ કે ૧૦૦ ફીટ ઉંચા હોય છે. એના રેસા જેવાં સંખ્યાબંધ મૂળિયાં એના થડની નીચેથી નીકળી જમીનમાં કેમ ખોડેલાં હોય છે તે એના મોટી ઉમરનાં ઝાડોમાં ઘણીવાર જમીનથી ઉપર એનાં થડમાં દેખાતાં હોય છે. એથી એનાં થડ જાણે ભૂરા રંગની પાતળી ડાંડીઓની પડથી ઉપર લીલા રંગના પાતળા સ્થંભ ઉભા કર્યા હોય એવાં દેખાય છે.

એની ડાંડી (સ્થંભ) શાખા વગરની, સુંદર લીલા રંગની સીધી, લીસી ને ચળકતી હોય છે. તેનાપર ખરી ગયેલાં પાનની ડીટડીના પોહોળા ધોળા રંગના છેટે છેટે નિયમિત આડા પટા આવેલા હોય છે. તેથી તે ઓર સુશોભિત દેખાય છે. એના પીછાં જેવાં પાનનો મુકુટ ચોફેર પસરાતો એની ડાંડીના ટોંચ પાસે આવેલો હોય છે, તે ઘણો જ મનોહર લાગે છે.

**પાન**-૪ થી ૬ ફીટ લાંબાં હોય છે. પુષ્પધારણ કરનારી ઝમરી ઘણી શાખાઓવાળી હોય છે, ને તે એક લીસી, ચળકતી, બન્ને પાસે દબાયલી **પોટી**-(spathe)ની અંદર આવેલી હોય છે. જ્યારે પોટી ઉઘડે છે, ત્યારે તેમાંથી ઉપર કહેલી ઝમરીની શાખાઓ બહાર નીકળી એક ઝુમરની શેડો પેઠે ચોમેર પસરાઇ રહે છે. તેની શાખાઓનાં ઝીણી સળી જેવાં લાંબાં ટેરવાંપર ઘણુંકરી સૂક્ષ્મ સુગંધિત સફેદ **નરફૂલો** આવેલાં હોય છે. તેમાં પુંકેસરો ૬ હોય છે અને એ ઝમરીની શાખાઓને તળીયે અને તેના ખૂણાઓમાં જરા છૂટાં છૂટાં

માદાફૂલો રહેલાં હોય છે, તે નરફૂલ કરતાં ઘણાં મ્હોટાં હોય છે. તેમાં ૬ ખોટાં પુંકેસરો સંયુક્ત આવેલાં હોય છે. ફલ લંબગોળ, લીસાં, ચળકતાં, રાતા કે નારંગીઆ રંગનાં અત્યંત સુંદર દેખાતાં હોય છે. તેમાં એક બીજ હોય છે, તે **સોપારી** કહેવાય છે.

સોપારીનાં ઝાડની સીધી ડાંડી ને તેપર આવેલા પાનના ગુચ્છાના મનોહર દેખાવ વિષે સૃષ્ટિસૌંદર્ય જોનાર (Hooker) સાહેબ લખે છે કે:–" raising its graceful stem and feathery crown 'like an arrow shot down from heaven'."

" Areca catechu, the betel nut palm, is the most beautiful and graceful palm in India. Where chewing the betel (nut) is a more or less common practice, the areca palm planted near the dwellings in regular rows, with the Banana, forms a beautiful object."

(*Bot. Geo. Meyen*).

સોપારીનાં ઝાડ કેળ અને નાળીએરીનાં ઝાડની પેઠે ઝુંડમાં બહુ શોભે છે એટલું જ નહિ પણ તે કુદરતી રીતે તેમાં સારાં થાય છે. તેમાં પણ જ્યારે તેનો એક જૂદો જ તખ્તો સરખી અંતરાઇએ સીધી હારોમાં વાવવામાં આવેલો હોય ત્યારે તો તે બહુ જોવા લાયક થઈ રહે છે. મ્હોટાં ઝાડોવાળા બાગોમાં રસ્તાઓની બન્ને બાજુએ એનાં ઝાડોની સીધી હાર વાવવામાં આવી હોય તો તે પણ લીલા રંગના સફેદ આડા પટાવાળા સ્થંભોથી ગોઠવાયલી બે હાર જેવી સુશોભિત દેખાય છે.

સોપારીને જો કે ભીનાસવાળી જમીન માફક આવે છે, તોપણ પાણી ભરાઈ રહેતું હોય તેવી જમીન માફક આવતી નથી. સોપારીનાં ઝાડ ઘણાં નાજુક થાય છે, તે ચિત્ર છાયામાં સારાં થઈ શકે છે. જો તેનાપર સૂર્યનાં પાધરાં કિરણો ઉન્હાળે પડતાં હોય તો તેની ડાંડી સુકાઈ તરડી જાય છે. આવી સ્થિતિ ન થવા માટે ઘણીવાર તેની ડાંડીપર ઘાસ કે પાન બાંધી રાખવામાં આવે છે. પણ ઘાસ કે પાન બાંધ્યાં હોય ત્યારે એનાં ઝાડોને વારંવાર તપાસવાં જોઇએ. કેમકે તેપર દવ પડવાથી કે બીજી રીતે ભીનાસ લાગવાથી તેમાં વખતે ઉધી લાગે છે. ઘણીવાર સોપારીનાં ઝાડોના કુંજમાં નાગરવેલના વેલા અને સુરણ પણ વાવવામાં આવે છે. સોપારીનાં ઝાડ જલદી વધનારાં છે, તેની સારી ચાકરી હોય તો તેને પાંચ સાત વરસમાં ફાલ આવી જાય છે.

પોરબંદર સ્વસ્થાનના બાગોમાં બે જાતની સોપારી વાવવામાં આવેલી છે, એક લંબગોળ ફલવાળી (રોઠી), અને બીજી ગોળ ફલવાળી (સેવરદાની અથવા વાંકડી). સોપારીનાં ફલને ત્રોફા કહે છે, તે સુકાવી તેમાંથી સોપારી કાઢી લેવામાં આવે છે. તાજી સોપારી ઘણી કડવી ને તૂરી હોય છે. તે સુકાય ત્યારે મીઠાસલેતી તૂરી થઇ જાય છે.

સોપારીના રોપા કરવા માટે તેનાં ફલ તાજાં વવાય છે. તે માટે સોપારીના પાકેલ ત્રોફા ઝાડપરથી ઉતારી બે ચાર દિવસ વવડાવા રાખી પછી તેને છાયડાવાળી જગોએ એક કયારામાં ખાતર ભરી વાવવામાં આવે છે. એનો એકેક ત્રોફો અક્કેક ફુટને છેટે વાવવામાં આવે છે. એના રોપા ઉગી નીકળે ત્યારસુધી દરોજ અને પછી એકાંતરે પાણી આપવામાં આવે છે. એના રોપા ½ થી ૧ ફુટ જેટલા ઉંચા વધે એટલે એની પીંડ કાઢી એના રોપા કાયમની જગોએ ૬ થી ૧૦ ફીટને અંતરે વવાય છે.

સોપારીનાં ઝાડ કેળનાં ઘેરામાં અથવા તેની પાસે પાણીના ધોરીઆ આગળ ભીનાસવાળી જમીનમાં સારા થાય છે. એનાં ઝાડને છાણનું સડેલું ખાતર, છાણની રેડ અને રાખનું ખાતર ઘણું માફક આવે છે. એનાં મૂળમાં કોઇવાર તરફીડી લાગે છે ત્યારે એનાં થડ આગળ જરા માટી ગોડીને રાખનું પાણી આપવામાં આવે છે. સોપારીનાં ઝાડને સમુદ્રના ખારા પવન (ઓડા)-થી ઘણું નુકશાન થાય છે. માટે તે ઓથવાળી જગોએ (આ સ્વસ્થાનમાં ખાસ કરી) વાવવાં જોઇએ.

**ઉપયોગ**–કાચી સોપારી ગ્રાહી ગણાય છે અને તે ચાંદાંઓ અને સંગ્રહણી આદિ આંતેડાંનાં દરદોપર વપરાય છે. સોપારીમાં **ટેનિક** અને **ગેલિક એસીડના** તત્વો વધારે હોવાથી એમાં ગ્રાહીપણું રહેલું છે. સોપારીની ભૂકી ૧૦ થી ૧૫ ઘંઉભાર નબળાઇથી થતા ઝાડાપર અપાય તો તે ફાયદો કરે છે. એ પેશાબનાં દરદોમાં ઉપયોગી છે, તેમ પૌષ્ટિક પણ ગણાય છે. સોપારીની સાથે બીજી કેટલીક દવાઓ નાખી **સોપારીપાક** બનાવવામાં આવે છે. તે પણ પૌષ્ટિક તરીકે વપરાય છે. સુકી સોપારી ચાવવી એ ઉત્તેજક છે. મુખની વાસ દૂર કરે છે, દાંતના પારાને શક્તિ આપે છે, દાંતના પારામાંથી લોહી નીકળતું હોય તો તેને બંધ કરે છે, અને મુખમાં વધારે રસ વહેવરાવી (તે રસ પેટમાં જવાથી) પાચનશક્તિને મદદ કરે છે. સોપારીની ભૂકી કૃમી ઉપર પણ વાપરવામાં આવે છે. અને કહેવાય છે કે કુતરાંનાં પેટમાં કૃમિ હોય તો તેને માટે એ ઘણી અકસીર દવા ગણાય છે. સોપારીની ભૂકી ૪ થી ૬ ડ્રામ જેટલી દૂધમાં મેળવી કૃમિપર આપવાનું (Dr. Barclay) કહે છે. સોપારી જ્ઞાનતંતુઓને શક્તિ આપનાર છે, દસ્તાનને નિયમિત કરનાર છે, અને એનું પાણી આંખના દુખાવાપર ઉપયોગી છે. સોપારીનાં

કોમળ પાનનો રસ તેલમાં મેળવી કમરના દુખાવાપર લગાડવામાં આવે છે. એનાં પાનને તળિયે જે પોહોળી ડીટડી હોય છે તે એવી હોય છે કે તે હાથ પગના મરડાયલા કે ભંગાયલા ભાગો હાલ્યા ચાલ્યા શિવાય સરખી સ્થિતિમાં રાખવાને તૈયાર **થાપા** (Splints) ની જગોએ કામમાં આવી શકે. સ્ત્રીઓને ઘણુંકરી પેટમાં ખટાણુ થતું હોય, પીપડીપર બળ્યા કરતું હોય અને કોઇ વાર હેબકો આવી પ્રવાહી પાણી જેવી ઉલટી થતી હોય તો તેપર સોપારી ગુણ કરે છે. પ્રદરપર સોપારી ગ્રાહી તરીકે બાહ્યોપચારમાં તેમજ ખાવામાં વપરાય છે. સોપારી ખાવાથી ઘણીવાર નિશો અને ચક્કર આવે છે. ઘણી સોપારી ખાવાથી ભૂખ મરી જાય છે, એમ કહેવાય છે. સોપારી પાણીની તૃષા મટાડે છે. તે જમીને ખાવી સારી ગણાય છે, પણ વ્યસન તરીકે તે ઘણી ખવાય છે ત્યારે તેનો ગ્રાહી ગુણ જોઇએ તેવી અસર કરતો નથી, અને વિશેષ સોપારી ખાવાથી જીભની સ્વાદ પારખવાની શક્તિ ઓછી થાય છે.* બાળેલી સોપારીની ભૂકી દાંતના મંજન તરીકે વાપરવામાં આવે છે. બાળેલી સોપારીની ભૂકી ત્રણ ભાગની સાથે એક ભાગ ધોયેલા ચાકની ભૂકી મેળવી બનાવેલું દાંતનું મંજન સારૂં ગણાય છે. સોપારી સર્વ ધાર્મિક ક્રિયાઓમાં વપરાય છે. સોપારી સર્વે વર્ણનાં લોકો ઘણુંકરી સર્વ જગોએ ખાય છે. તેને પચાસલાખ માણસો કરતાં વધારે માણસો ખાય છે, એમ કહેવાય છે.

સોપારીનાં ફૂલની ઝમરી જે પોટીમાં હોય છે, તેમાંથી અને સોપારીપરથી કાઢી નાખવામાં આવતા ત્રોફામાંથી કાગળ બનાવી શકાય, એમ વૉટ સાહેબ કહે છે. ખોરી સોપારી ખાવાથી દમ, ઉધરસ, ખસ, વાળનું ખરી પડવું આદિ રોગો થાય છે.

**વિ૦ વિવેચન**–મુંબઈ પાસેના ઘણાં પ્રાચીન **सुर्पारक** હાલ કેહેવાતા **સોપારા** ગામ (જ્યાંથી ગુરૂવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ **બુધિસ્ટ સ્તૂપ** શોધી કાઢેલો હતો.)માં આગળ પૂગીફલનો વ્યાપાર ઘણો ચાલતો હતો, માટે એ ગામનાં નામપરથી सुर्पारी, सुपारी અને सोपारी એ નામો નીકળેલાં છે, એમ કેહેવાય છે.

સોપારી નાગરવેલનાં પાન, કાથા અને ચુનાની સાથે ચાવવામાં આવે છે. ત્યારે તે સાધારણ રીતે **પાન-સોપારી** કહેવાય છે. પાનસોપારી અને ફૂલને એકવાર વાતચીત થતાં ફૂલની હકીકત સાંભળી પાન કહે છે કેઃ– **"पान कहे दुख फूलन संतो, हम तो जगमें वेपारी; पें साथ हमुंने खोटा पाया, कथ्था चूनां अरु सोपारी;**

ત્યારે સોપારી મરોડમાં કહે છે કેઃ–**सोपारी कहे मैं रंग राती, मोसे कोन वत्रावे; कथ्था गुलाम, चूनां कोन कहाहे;**

ત્યારે કાથો સોપારીને ધમકાવે છેઃ–**कथ्था कहे मुख ढांक बावरी, तेरो नाम हे सोपारी; हम तो दोनों मर्द कहांवे, तू हे हमारी नारी;**

પછી ચૂનો કહે છે કેઃ–**चूनां कहे मैं लिजत वढाउं, कथ्था सुपारी नीके; मैं नाहिं होउं साथ तुम्हारे, तो तुम तीनों फीके."** (पि. श्री. इं. दे.)

તાંબૂલ અર્થાત્ પાન, અને સોપારી કાથો આદિ ચાવવાથી મોઢું રાતું થાય છે, તે વિષે અંગ્રેજીમાં લખ્યું છે કેઃ– "It stains the mouth, teeth and lips red; an effect which, though disgusting to Europeons, is considered ornamented by the natives." પણ **પાન** સોપારી માફકસર ચવાય તો જુવો નીચે શું લખ્યું છે.

**"तांवूलं कटुतिक्ष्णमुष्णमधुर क्षार कषायान्वितं ।**
**वातघ्नं कफनाशनं क्रमिहरं दुर्गंधीनिर्नाशनं ॥**
**वक्रस्याभरणं विशुद्धिकरणं कामाग्निसंदीपनं ।**
**तांवूले सुसखे त्रयोदशगुणा स्वर्गेपि ते दुर्लभाः॥१॥**

(भ. मो. न.)

---

## વર્ગ–(પામી.)

### નંબર ૫૩૮.

૧–**શાસ્ત્રીયનામ**–Caryota urens.

દૃષ્ટાન્ત–H. VI. p. 422; N. p. 358; Watt. II. p. 206; રૂ. નિ. પા. ૫૩૨.

૨–**દેશીનામ**–ભેરવજટા, (પો૦) શિવજટા, શંકરજટા, (ગુ૦); भेरलीमाड, मीरलीमाड, माड, अरधीसुपारी (મ૦); मारी, मारीकाझाड (हिं०); माड (सं०).

૩–**વર્ણન**–એનાં ઝાડ ૩૦ થી ૪૦ ફીટ ઉંચાં થાય છે. પાન લાંબાં, પોહોળાં અને દ્વિભગ્ન હોય છે. તેના વિભાગો ઘણુંકરી ત્રિકોણાકાર અને કોરપર દાંતાવાળા હોય છે. પાનની ડીટડી ઘણી મજબૂત હોય છે. ફૂલની પોટીઓ ફુટથી ૧½ ફુટ લાંબી હોય છે. પણ તેમાંથી નીકળતી પુષ્પ ધારણ કરનારી લટાઓ કે જટાઓ ૮ થી ૧૨ ફીટ લાંબી અને નીચી ઝુકતી હોય છે. તેનાપર ત્રણ ત્રણ ફૂલની ઝુમખીઓ આવેલી હોય છે, તેમાં બાજુએ બે નરફૂલ લાંબાં અને વચમાં એકેકું માદાફૂલ તેથી જરા ટુકું હોય છે. ફલ ગોળાઇલેતાં આસરે ૧ ઇંચ લાંબાં, અને ૧ થી ૨ બીજવાળાં હોય છે. તેનો રંગ

---

* કોઈપણ તરી વસ્તુ જીભની સ્વાદ પારખવાની શક્તિ મંદ કરે છે.

રતાસલેતો જાંબવો હોય છે. એનાં બે ફડસીયાં જુદાં પડે છે ત્યારે અડધી સોપારી જેવાં દેખાય છે.

ઉપયોગ–એનાં પાનમાંથી મજબૂત રેસાઓ નીકળે છે. તેનાં દોરી, દોરડાંઓ, પીંછી (બ્રસ) સાવેંણી, ટોપલીઓ આદિ બનાવવામાં આવે છે. એનાં પાનને તળિયે ખોળી જેવી પોહોળી ડીટડી હોય છે, તેમાંથી જે રેસાઓ નીકળે છે તે દોરડાં અને કાગળ બનાવવાના કામમાં આવી શકે એમ કહે છે.

એનાં ઝાડમાંથી જે માદક રસ કાઢવામાં આવે છે તેને **માડી** કહે છે. એમાંથી ઉંચી જાતનો દારૂ બનાવવામાં આવે છે. એની તાજી **માડી** સારક ગણાય છે. Roxburgh–(Roxb; Flo. Ind. III. p. 625) સાહેબ લખે છે કે ઉન્હાળે એનાં સારાં ઝાડમાંથી ચોવીસ કલાકમાં આસરે ૧૦૦ શીસા **માડી** નીકળે છે. એ તાજી હોય ત્યારે પીવામાં સ્વાદિષ્ટ લાગે છે. પણ એમાં તરત ખમીર થઈ એ ખાટી થઈ જાય છે. એની **માડીમાંથી ગોળ** બનાવવામાં આવે છે.*

એના થડના ગાભામાંથી ગરીબ લોકો રોટી અને કાંજી બનાવે છે. એનાં બી બજારમાં "સાચી અડધી સોપારી" ને નામે વેંચાય છે. તે પાણીમાં ઘસી આધાશીશી ઉપર ઘણા લોકો લગાડે છે, તે અંદરથી સોપારી જેવાં જ હોય છે.

"માડ સ્વાદે તૂરો ને ટાઢો છે, તરસને મટાડે છે, વાયુ કરે છે, શ્રમને ટાળે છે, કફને કરે છે, માદક છે." ( વૈ૦ રૂ૦ ૮૦ )

**વિ૦ વિવેચન**–એનાં ફૂલોની લાંબી લટાઓ શંકર કે ભૈરવની જટાઓ જેવી દેખાય છે. તેપરથી એને **શંકર કે ભૈરવજટા** કહે છે.T એનાં બીજપર જે ગળ હોય છે તે હાથે લાગે તો ચેળ ચાલે છે. તેને પાણીથી ધોઈ હાથે દૂધ લગાડવાથી ચેળ મટે છે.

આ તાડ વિષે "હિંદની કાચીદોલત" માં વાર્તા નં૦ ૧૦૨ ની વાંચવાજેવી છે. ( વાર્ત્તાવિનોદમાળા પુ૦ ૧ ડા૦ ની૦ ડા૦ સર્જન. અમદાવાદ. ૧૯૦૨.)

## વર્ગ–( પામી. )

### નંબર. ૫૩૯

**૧–શાસ્ત્રીયનામ**–Nipa fruticans.

દ્દષ્ટાન્ત–H. VI. p. 424; Watt. V. p. 430.

**૨–દેશીનામ**–પરદેશી તાડીઆં (પો૦+ગુ૦); गुलगा (હિં૦); ડની–પામ (અંગ્રેજી.)

**૩–વર્ણન**–એનાં વેલા જેવાં થડ ઘણાં મજબૂત અને શાખાઓવાળાં હોય છે. પાન લાંબાં અને પોહોળાં હોય છે. તે ભગ્ન અને તેની ડીટડી ઘણી મજબૂત હોય છે. પુષ્પધારણ કરનારી ઝમરી ૪ થી, ફીટ લાંબી હોય છે. એનું ફલ નાલીયર જેવડું મ્હોટું થાય છે. તે કાળાસલેતા ભૂરા રંગના, ૪ થી ૬ ઈંચ લાંબાં, ૩ થી ૪ ઈંચ પોહોળાં, સાંકડે છેડે બુઠ્ઠી અણીવાળાં અને પોહોળે છેડે કેરીની ડુડી જેવી ડીટડીવાળાં હોય છે. એના ત્રોફાપર ઉભી ચાર ધાર હોય છે. ત્રોફો લીસો ને કઠ્ઠણ હોય છે.

એનાં પાન ચટાઈ બનાવવામાં અને ઘરનાં છપરાંપર નાખવાની જાવળી તરીકે કામમાં આવે છે. એની ફૂલની પોટીમાંથી એક જાતની તાડી કાઢવામાં આવે છે. એનાં ફલની અંદરનો ગળ ફળ કાચાં હોય છે ત્યારે ખાવા લાયક હોય છે.

એ નદી અને ખાડીની કીચડમાં ઉગે છે. તે ઘણુંકરીને કલકત્તા તરફ સુંદરવનનાં કીચડવાળાં જંગલોમાં વિશેપ થાય છે.*

## વર્ગ—( પામી )

### નંબર ૫૪૦

**૧–શાસ્ત્રીયનામ**–Phœnix sylvestris.

દ્દષ્ટાન્ત–H. VI. p. 425; N. p. 358; Watt. VI. part. I. p. 208; રૂ. નિ. પા. ૩૯૬.

**૨–દેશીનામ**–તાડી, ખલેલાનાં ઝાડ (પો૦); ખજૂરી, તાડી (ગુ૦); सींदि खजूर (મ૦); सेंधी, खजूर थलमा (હિં૦); खर्जूरिका (સં૦).

**૩–વર્ણન**–ખજૂરી અથવા તાડીનાં ઝાડ ૨૦ થી ૪૦ ફીટ ઉંચાં થાય છે. તેમાં ભાગ્યે જ શાખાઓ નીકળે છે. એનું થડ કપાઈ ગયલાં કે પડી ગએલાં પાનની ડીટડીઓથી ઘણુંકરી આચ્છાદિત થયેલું હોય છે. પાન વિભાગિત હોય છે. તેના વિભાગોની અણી કાંટા જેવી તીક્ષ્ણ અને પાનની ડીટડીને તળિયે ઘણુંકરી લાંબા તીક્ષ્ણ કાંટા હોય છે. ફૂલની પોટી ૧ થી ૧½ ઈંચ લાંબી હોય છે. અને પુષ્પ ધારણ કરનારી ઝમરી ઘણી શાખાઓવાળી હોય છે. ફલ પીળાં કે નારંગીઆ રંગનાં ૧ થી ૧ ¼ ઈંચ લાબાં હોય છે.

---

* **માડી**–માંથી બનેવેલા **ગોળનો** નમુનો મુંબઈ પ્રદર્શન-(૧૯૦૪)માં રાખવામાં આવેલો હતો. તેની વાસ અને સ્વાદ શેરડીમાંથી બનતા ગોળ જેવાં જ હતાં, તોપણ સ્વાદ કંઈક ખટાશવાળો હતો.

T પોરબંદર સ્વસ્થાનમાં એનાં ઝાડ મુંબઈથી લાવી ભોજેશ્વર બંગલા પાસે શોભા માટે વાવવામાં આવેલાં છે.

* પોરબંદરમાં (Col. F. W. Snell) સાહેબની વખતે **ડની પામનાં** બીજ **સુંદરબન** ફોરેસ્ટ ઓફિસર તરફથી મંગાવી પોરબંદરની ખાડીની પડતર કીચડવાળી જમીનમાં વાવવામાં આવેલાં હતાં, કાંટા ફૂટયા બાદ તે લાસ ગયાં હતાં.

**ઉપયોગ**–એનાં પાનમાંથી ચટાઈ, ટોપલીઓ, કોટા, પંખા અને સાવેંણીઓ બનાવવામાં આવે છે. પાનની ડીટડીઓને કુટેડી તેમાંથી કાઢેલા રેસાઓમાંથી દોરી, દોરડાંઓ અને ખાટલાનું વણ બનાવવામાં આવે છે. એનાં પાનમાંથી કાઢેલા રેસાઓ કાગળ બનાવવાના કામમાં સારી રીતે આવી શકે, એમ કહેવાય છે. એનાં ઝાડમાંથી જે માદક રસ કાઢવામાં આવે છે તેને ખજૂરીની **તાડી** કહે છે. એનાં પાનના કોમળ ગાભા ઘણા ગરીબ લોકો ખાય છે. એનો ગાભો પ્રમેહ અને અશક્તિ ઉપર વપરાય છે. એનાં ફૂલને **ખલેલાં** કહે છે* તે પાકે છે ત્યારે ઘણાં ગરીબ લોકો ખાય છે. એનાં ઝાડમાંથી જે તાડી કાઢવામાં આવે છે તે ગરમ ગણાય છે. અને તે જલદી ખાટી થઈ જાય છે, ને તેમાં ખમીર આવી જાય છે. કેટલીક જગોએ એની તાડીમાંથી **ગોળ** બનાવવામાં આવે છે. એના એક ઝાડમાંથી ઘણુંકરી પાંચ શેર તાડી ચોવીસ કલાકમાં ઉતરે છે. અને દશશેર તાડીમાંથી એક શેર ગોળ બની શકે છે. એમાંથી ખાંડ બનાવવામાં પણ આવે છે. ખલેલાંના ઠળીઆને અઘેડાનાં મૂળ સાથે વાટી ટાઢીઆ તાવમાં પાનની સાથે ખવરાવામાં આવે છે. એના ઠળીઆના ભૂકાનો કોફિના ભૂકાની અંદર ભેળ કરવામાં આવે છે.

"ખજૂરીનો રસ પીવાથી નીશો ચડે છે, ગરમ છે, વા, કફ, અરૂચી ટાળે છે, દીપન કરે છે, બળ, પુષ્ટિ કરે છે," (વૈ. રૂ. ઈ.)

તાડીનાં ઝાડ આ સ્વસ્થાનમાં આદિત્યાણા અને બીજી ઘણી જગોએ છૂટાં છવાયાં ઉગે છે.

એ હિંદુસ્થાનના ઘણા ભાગોમાં થાય છે.

એનું લાકડું ખેડુલોકો વરણ અને થાંભલાની જગોએ વાપરે છે. એનાં ફૂલને કેટલાક લોકો **તાડીઆં** પણ કહે છે. પરદેશી ખજૂરી ( Egyptian date-palms) પણ આ સ્વસ્થાનમાં વાવવામાં આવેલી છે.

છપ્પનિયા દુકાળની વખતે ખજૂરીનાં પાન ઢોરોને ખવરાવવામાં આવતાં હતાં. ખજૂરીનાં આખાં થડને કોલી પાણી જવાની નીક ખેડુલોકો બનાવે છે. રબારીલોકો એનાં થડને કોલી ઢોરને પાણી કે છાસ પાવાની કુંડીઓ બનાવે છે. ખલેલાંના ઠળીઆ સુકાવી, કુટેડી તેની કાંજી કરી દુકાળ વખતે ગરીબલોકો પીતા હતા.

---

## વર્ગ–(પામી).

## નંબર ૫૪૧.

**૧–શાસ્ત્રીયનામ**–Borassus flabellifer.

દૃષ્ટાન્ત–H. VI. p. 482; N. p. 359; Watt. I. p. 495; રૂ. નિ. પા. ૪૦૫.

**૨–દેશીનામ**–મોટોતાડ (પો૦); તાડ (ગુ૦); ताड (મ૦); ताल, तार, (हिं०); ताल (सं०).

**૩–વર્ણન**–એનાં ઝાડ ઘણાં ઉંચાં અને સીધાં થાય છે. પાન ૬ થી ૧૦ ફીટ લાંબાં અને પંખાજેવા આકારનાં હોય છે. તે ઘણાં મજબૂત અને લીસાં હોય છે. તેના છેડા ૨ થી ૪ ફીટ લાંબા, સાંકડા અને કોરે કાંટાવાળા હોય છે. નર અને માદાફૂલ* જૂદાં જૂદાં ઝાડોપર આવે છે. નરફૂલ ઘણાં નાહાનાં ને માદાફૂલ ૧ ઈંચ વ્યાસનાં હોય છે. ફલ ૬ થી ૮ ઈંચ વ્યાસનાં અને ગોળાઈલેતાં હોય છે. એનાં ફલ **તાલ કે તાડફલ** અથવા **તાડગોળા** કહેવાય છે અને એનાં કાચાં બી જે ખાવામાં આવે છે તે **ગલેલાં** કહેવાય છે. તે બળી જેવાં હોય છે.

**ઉપયોગ**–આ તાડમાંથી ગુંદર નીકળે છે, પણ તે વિશેષ જથ્થામાં નીકળેલો જોવામાં આવતો નથી. એનો ગુંદર ગરમ ગણાય છે. એનાં પાનની જાડી મજબૂત ચપટી ડીટડીમાંથી મજબૂત રેસાઓ કાઢવામાં આવે છે, તેનાં દોરી દોરડાં બનાવવામાં આવે છે, અને એમાંથી કાગળ પણ બનાવી શકાયછે. એનાં પાનની જાવળી, પંખા, ટોપલીઓ અને સાધારણ છત્રીઓ બનાવવામાં આવે છે.

આ તાડના ઝાડમાંથી જે માદક રસ કાઢવામાં આવે છે તે પણ **તાડી** કહેવાય છે. એને કેટલાક "ખરીતાડી" કહે છે. એ સૂર્યોદય પહેલાં કહે છે કે ઘણી મીઠી હોય છે. તેમાંથી ખાંડ બનાવવામાં આવે છે. સૂર્યોદય પછી એમાં ખમીર થાય છે.

આ તાડનો રસ ઉત્તેજક, કફઘ્ન અને સારક ગણાય છે. એ જળોદરપર પણ વપરાય છે. એની તાડીમાં ઘણો **નિશો** રહેલો છે. એની પુષ્પ ધારણ કરનારી સુકી ઝમરી-(spadix)ની ભસ્મ છાતીપર થતાં ખટાંણને મટાડનાર ગણાય છે. એ તલ્લીના દરદપર પણ ઉપયોગી ગણાય છે. એનાં છેલ્લાં પાનનો કોમળ ગાભો પૌષ્ટિક અને મૂત્રલ મનાય છે. એનાં મૂળ ઠંડાં અને શક્તિ આપનાર ગણાય છે. એની તાજી તાડીને ચોખાના લોટમાં મેળવી તેની પોલટીશ બનાવી પાઠાં અને બીજાં ગડગુંબડાંપર બાંધવામાં આવે છે. એ શિવાય એના ઘણા ઉપયોગ છે.

ટુંકમાં આ તાડનું આખું ઝાડ સઘળી રીતે ઉપયોગમાં આવે છે. વૉટ સાહેબ આ તાડ વિષે ઘણી લંબાણ

---

* કચ્છભુજ અને ત્યાના અબડાસામાં લીલી ખારેક્નાં ઝાડ થાય છે તેને ખારેકડીનાં ઝાડ કહે છે. તેમાં પીળાં અને રાતાં એમ બે જાતનાં ફલ થાય છે. તે અત્યંત મીઠાં અને સ્વાદિષ્ટ હોય છે.

* આ તાલવૃક્ષો આ સ્વસ્થાનમાં થતાં નથી, પણ મુંબઈથી એના તાડગોળા મંગાવી રાજવાડી બાગમાં વાવવામાં આવેલા છે.

હકીકત આપે છે, અને લખે છે કે:–તામિલ ભાષાની એક કવિતામાં T આ તાડના ૮૦૦ જૂદા જૂદા ઉપયોગ આપવામાં આવેલા છે.

"હિંદની કાચી દોલત અથવા વાર્તાવિનોદમાળા પુસ્તક"માં વાર્તા ૯૭ થી ૧૦૧ સુધીમાં એ વિષેની હકીકત આપેલી છે.

સંસ્કૃતમાં તાડને **તૃણરાજ** અર્થાત્ ઘાસનો રાજા કહેલો છે.

"એનો રસ નિશો અને પિત્તવિકાર કરે છે, વાયુને મટાડે છે, ફ્લનો કાચો ગરભ ભારે છે. તે ઝાડાને કબજ કરે છે. બળ, ધાતુપુષ્ટિ, કફ અને માંસને વધારે છે. પાકાં ફ્લનો ગરભ દુર્જર, મૂત્રલ, શુક્રલ છે, તંદ્રા કરે છે, પિત્ત, કફ, રક્તવિકાર કરે છે. તાડનાં ફ્લના બીનો મગજ મૂત્રલ, ટાઢો ને મીઠો છે. તે કફ કરે છે, વા તથા ગરમીને ટાડે છે, નિશો કરે છે. તાડનાં માથાંના ઉપરનો ભાગ પુષ્ટિ કરે છે, વા ગરમી અને પેડુનાં દરદને મટાડે છે. તાડનાં મૂળ મધુરાં છે ને લોહીવિકાર તથા ગરમીને મટાડે છે." (વૈ. રૂ. ઈ.)

T तालविलास નામના ગ્રંથમાં (રા૦ બા૦ ગ૦ ગો૦ ગોખલે).

---

## વર્ગ–(પામી).

### નંબર. ૫૪૨.

**૧–શાસ્ત્રીયનામ**–Hyphæne thebaica.

દૃષ્ટાન્ત–Dalzell and Gibson's "Bombay Flora" Supp. page. 95.

**૨–દેશીનામ**–દીવતાડ, હોકાતાડ, રાવણતાડ (પો+ગુ૦).

**૩–વર્ણન**–દીવતાડનાં ઝાડ ૨૦ થી ૪૦ ફીટ ઉંચા થાય છે. એ ઝાડમાં બબે ફાંટાઓ થતી શાખાઓ નીકળેલી હોય છે. તેથી એનાં ઝાડ બીજા તાડથી તુરત ઓળખાઈ આવે છે. એનાં પાન મોટાતાડનાં પાન જેવાં તોપણ તેથી નાહાનાં અને ડીટડી પાસે ઘણાં વિષમ હોય છે. એની ડીટડીની કોરપર વાઘનખ જેવા મજબૂત અને તીક્ષ્ણ અણીવાળા કાળા રંગના વાંકા કાંટાઓ હોય છે. એમાં **નર** અને **માદા** ફૂલો જૂદાં જૂદાં ઝાડોપર આવે છે. એનાં ફ્લ લંબગોળ ૩ થી ૫ ઇંચ લાંબાં અને ૨ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. તેને તળિયે $\frac{1}{2}$ થી $\frac{3}{4}$ ઇંચ જેટલી લાંબી સખ્ત જરા જાડી ડીટી હોય છે. ફ્લ પાકે છે ત્યારે રતુંબડા રંગનાં થઈ જાય છે. એનાં ફ્લને **તાડીઆં** કહે છે. તેની છાલ પોચી ને બટકણી હોય છે. તેની નીચે ફ્લનાં કાચલાંપર ટુંકા રેસાઓ હોય છે. અને છાલની વચે ખજૂર જેવો માદક ગળ હોય છે. તે ઘણા ગરીબ લોકો ખાય છે. પાકાં ફ્લની છાલ પણ ખારવા અને કોલી લોકો બહુ ખાય છે. એનું કાચલું ઘણું સખ્ત હોય છે. તેના ગરીબ લોકો હોકા બનાવે છે. એ કાચલાની અંદરનો ગોટો હાથીદાંત જેવો સખ્ત હોય છે. તેમાંથી તમાકુ સુંઘવાની ડાબલી અને બીજી નાહાની નાહાની વસ્તુઓ બનાવવામાં આવે છે.

દીવતાડનાં ઝાડ આ સ્વસ્થાનમાં છૂટાં છવાયાં કેટલીક જગોએ ઉગેલાં જોવામાં આવે છે.

તાડીઆંનાં ફ્લ પોરબંદરમાં એક મેવા તરીકે વેંચાય છે. કોઈ કોઈવાર એનાં ફ્લના મછવા ભરાઇને દીવબંદરથી અહીં વેંચાવા આવે છે. એનાં ઝાડ જે જગોએ વાવવાનાં હોય તે જગોએ પાકાં **તાડીઆં** એક ફુટ ખાડો કરી વાવી દેવાં, એને દરિયા કાંઠાની રેતાલ જમીન ઘણી માફક આવે છે. માટે અહીંને દરિયા કિનારે તે વાવવામાં આવેલાં છે. એનાં પાનમાંથી પણ રેસા નીકળે છે, પાંનના પંખા અને જાવળી થાય છે. એને અંગ્રેજીમાં Egyptlan dome-Palm કહે છે. એ દીવબંદરમાં ઘણાં ઉગે છે. માટે એને **દીવતાડ** કહે છે. એમાં બબે ફાંટાઓવાળી શાખાઓ હોવાથી એને **રાવણતાડ** કહે છે.

---

## વર્ગ–(પામી,)

### નંબર. ૫૪૩.

**૧–શાસ્ત્રીયનામ**–Cocos nucifera.

દૃષ્ટાન્ત–H. VI.p. 482; N. p. 359; Watt. II. p. 415; રૂ. નિ. પા. ૪૦૮.

**૨–દેશીનામ**–નાળીએરી, નારીએળી (પો+ગુ૦); नारील, माहाड, नारल, नारलचा झाड (म०); नरीयल, नारीयल कापेर (हिं०); नालिकेरं, नालिकेली, नारिकेली, नारिकेल (सं०). कॉको-पाम (अंग्रेजी).

**૩–વર્ણન**–નાળીએરીનાં ઝાડ ઘણાં ઉંચાં થાય છે. પાન ભગ્ન હોય છે. તે ૧૦ થી ૨૦ ફીટ લાંબાં હોય છે. તેની ડીટડી બહુધા પાનની અધવચથી નીચે પરનાળ જેવી નીકવાળી તળિયે પોહોળીથતી ઝાડના થડપર એવી રીતે ગોઠવાયલી હોય છે કે તેપર પડતું વરસાદનું પાણી બહાર નહિ જતાં ઝાડનાં થડપર વહી તેનાં મૂળને પહોંચે છે. આ ખરેખર એક ઇશ્વરી સકારણ બનાવટ છે. પાનના વિભાગો સાંકડા, લીસા, ચળકતા ૨ થી ૩ ફીટ લાંબા, કીરચના આકારના હોય છે. ફૂલનો પોટો પત્રકોણમાંથી આવે છે. તે ૨ થી ૩ ફીટ લાંબો, ટેરવે અણીથતો, ઘણો ચીવટ અને મજબૂત હોય છે. તે ઉઘડે છે ત્યારે તેમાંથી પુષ્પધારણ કરનારી શાખાઓનો ઝુમરો એક ઝુમરની પેઠે બહાર આવી ચોફેર પસરી રહે છે. તેની શાખાઓપર ઉપરના ભાગમાં

નાહાનાં નર અને નીચેના ભાગમાં મ્હોટાં માદાફૂલ આવેલાં હોય છે. ફ્લ ઘણાં મજબૂત, લીસાં, ચળકતાં, તરેહવાર રંગનાં, ½ થી ૧ ફુટ લાંબાં, ગોળાઇલેતાં ત્રણ ખૂણીઆં, તળિયે પોહોળાં ને મથાળે સાંકડાંથતાં, અથવા મૃદંગાકૃતિનાં, કે તળિયે સાંકડાંથતાં ને મથાળે પોહોળાં હોય છે. ઘણુંકરીને તેનો રંગ લીલો, પીળો કે રતાસલેતો હોય છે.

નાલીએરીનાં ઝાડો ઘણુંકરી દરિયા કીનારે વવાય છે. તેનાં વનનાં વન થાય છે. તેનો દેખાવ અત્યંત મનોહર હોય છે. તે વિષે તત્વજ્ઞાની (Darwin) ડારવિન કહે છે કેઃ–

"The scene is one of great interest: if, indeed, a person fresh from sea, and who has just walked for the first time in a grove of Cocoanut trees, can be a judge of anything but of his own happiness."

"Cocoanut tree, the most prominent object in an Indian landscape near the sea, perhaps the most useful in domestic economy and the arts."

—"and loveliest
Amid a thousand strange and lovely shapes,
The lofty plam, that with its nuts supplied,
Beverage and food, they edged the share and crowned
The far-off mountain summits, their straight stems
Bare without leaf or bough erect and smooth,
Their tresses nodding like a crested helm,
The plumage of the grove."

(*Southey. Graham. C. Bom. Plant.*)

નાલીએરીનાં વૃક્ષો અત્યંત સુંદર થાય છે. એટલું જ નહિ પણ તે તેની જાતનાં બીજાં વૃક્ષો કરતાં પણ મનુષ્યોને ઘણાં ઉપયોગી છે. એને કેટલાક कल्पतरु પણ કહે છે. એટલે એ વાંછિત વસ્તુ સર્વે પુરી પાડે છે. એનાં ઝાડ ૭૫ થી ૧૦૦ ફીટ ઉંચાં હોય છે. તેમ તે તેટલાં જ વર્ષ સુધી જીવે છે. નાલીએરીનાં ઝાડમાં ફ્લ આવ્યા પછી તેમાં બારેમાસ ફૂલ, ફ્લ આવ્યા કરે છે. માટે તે સદા સૌભાગ્યવંતી અને માંગલિક ગણાય છે. સોપારીની પેઠે અથવા તેથી પણ વિશેષ એનાં ફ્લને સર્વ માંગલિક અને બીજી ધાર્મિક ક્રિયાઓમાં પ્રથમ સ્થાન મળે છે. નાલીએરીનું ફ્લ श्रीफल કહેવાય છે. કેમકે તે સદા રસકસથી ભરપૂર હોય છે. જ્યારે કોઇને વિદાયગીરી આપવામાં આવે છે ત્યારે તેના હાથમાં શ્રીફ્લ આપવામાં આવે છે, તે એવા હેતુથી કે તેની સાથે રસકસ હમેશ કાયમ રહો. વડીલો, મહાત્માઓ, રાજાઓ કે દેવતાઓનાં ચરણમાં શ્રીફળ મુકવામાં આવે છે, તે પણ એજ હેતુથી કે આપની કૃપા અને વિભૂતિથી અમને રસકસ પ્રાપ્ત થએલ છે, તેમાંથી યથાશક્તિ આપને અર્પણ કરીએ છીએ.

નાલીએરીનું ફ્લ ૩–પોલવાળું ગણાય છે, પણ તેનાં ત્રણે પોલ એક બીજાં સાથે મળી જઇ એક પોલ થઇ ગયેલું છે. તોપણ તેની ચોટલી નીચે ૩–પોલનાં ૩–આંખો જેવાં ચિન્હ રહેલાં હોય છે. તેને પૌરાણિક વાર્તાઓમાં ૩–ચક્ષુ માનેલી છે. એ ત્રણ ચક્ષુને લીધે એને રૂદ્રનું સ્વરૂપ ગણે છે. નાલીએરને બીજાં દેવદેવીઓનાં રૂપ પણ આપવામાં આવે છે. નાલીએરનો આકાર માણસના મસ્તક જેવો ગણવામાં આવે છે. પોર્ચુગીઝલોકો એનો આકાર વાંદરાંનાં માથાં જેવો માને છે. ને તેપરથી એને coco=a monkey=વાંદરો, અને nucifera=to bear fruit=ફ્લ ધારણ કરનાર, એ ઉપરથી (eocas nuci fera) એ નામ આપવામાં આવેલું છે.

નાલીએરીનાં ઝાડો આદિવૃક્ષ મનાય છે, અને તેની દેવવૃક્ષોમાં ગણના કરવામાં આવેલી છે. એ વિશ્વામિત્ર ઋષિની સૃષ્ટી મનાય છે. જૈમિનિયાશ્વમેધમાં ત્રિશંકુનું આખ્યાન છે, તેમાં કહ્યું છે કે ત્રિશંકુને સ્વર્ગમાંથી પૃથ્વીપર પાછો ફેંકતાં વિશ્વામિત્રે દેવતાઓ ઉપર ક્રોધ કરી દેવતાઓને બદલે ૩૩ ક્રોડ વનસ્પતિ પેદા કરી, તેઓને દેવતાઓ ઠેરાવવાનો વિચાર કર્યો, એ દેવસૃષ્ટીરચનામાં સૌથી પ્રથમ નાલીએરી, પછી સોપારી, પછી ખજૂરી અને સૌથી છેલ્લાં કેળનાં ઝાડો બનાવ્યાં. ત્યારે દેવતાઓ આવી પગે લાગ્યા, અને ઋષી પાસે ક્ષમા માગી. આ ઉપરથી ઋષીએ નાલીએરી વગેરે પોતે ઉપજાવેલાં વૃક્ષોને કહ્યું કે–દેવતાઓ તો જે હાલ છે તે જ કાયમ રહેશે, પણ તમોને દેવતાઓની પેઠે યજ્ઞાદિક ધાર્મિક ક્રિયાઓમાં માન મળશે. તે દિવસથી નાલીએર અને સોપારી વગેરેનાં માન વધ્યાં છે, એમ કહેવાય છે." (વ્યા૦ કા૦ મુ૦).

નાલીએરીનાં ઝાડો વિષે અંગ્રેજીમાં તેમજ સંસ્કૃત અને ભાષામાં ઘણું સાહિત્ય લખાયલું છે. તોપણ નીચેનું એક કવિત અને ભજન તો આ જગોએ લખ્યા શિવાય ચાલતું નથી.

कवित.—

"लघुवयमांहि पियो प्योरो जल ताको सदा।
हरखित चितमेंजु चिंतन कर्यो करे ॥
वडपन पायकें प्रसिद्ध जग जांने त्योंजु।
सिरपर भूरि वह भारकों धर्यो करे ॥
स्याम कवि कहे नालिकेर को तरोवर ए।
प्रति उपकारके प्रमोदमें भर्यो करे ॥
जीवित प्रयंत वडे स्वादु फल देकें अहो।
सभ जन हूके वह दुखकों हर्यो करे ॥ १ ॥

કોઇએ કરેલા અલ્પ ઉપકારને પણ સ્મરણમાં રાખી જીવતાં સુધી મોટા પ્રત્યુપકાર કરનારા કોઈ કૃતજ્ઞ પુરૂષને જોઈ કવિયે ઉપર પ્રમાણે નાલીએરીનાં વૃક્ષને કહ્યું છે. સાર પ્રસિદ્ધ છે.

નાલીએરીનાં ફલમાં સર્વ વસ્તુ ઇશ્વરદત્ત રહેલી છે. તે સિદ્ધ કરવાને કહે છે કે ગોરખનાથજીએ એક વખત પોતાના ચેલાઓની પરિક્ષા લીધેલી છે. તે વિષે આખા કાઠીયાવાડમાં નીચે પ્રમાણે ભજન ગવાય છેઃ—

"ગઢગિરનારથી ઉતર્યા ગોરખનાથ,
શિવની વાડીમાં આસન વારિયાં, રે હોજી—ટેક.
જાઓ જાઓ ચેલા લકડી લાવનાં,લકડીતો જલદી
લાવનાં; ગીલી નહીં લાવનાં, સુકી નહીં લાવનાં,
હાથકી કાટેલી મત લાવનાં. ૧–( ગઢ ટેક.
જાઓ જાઓ ચેલા પાનીભી લાવનાં પાનીતો
જલદી લાવનાં; નહીં તલાવકા, નહીં કુવેકા,
હાથકા ભર્યા મત લાવનાં.—૨—( ગઢ૦
જાઓ જાઓ ચેલા હાંડીભી લાવનાં, હાંડીતો
જલદી લાવનાં; કાચી નહીં લાવનાં, પાકી નહીં
લાવનાં, હાથકી ઘડેલી મત લાવનાં.–૩–(ગઢ૦
જાઓ જાઓ ચેલા આટાભી લાવનાં, આટાતો
જલદી લાવનાં; નહીં કુંવારીકા, નહીં પરણીકા,
હાથકા પીસા મત લાવનાં.—૪—( ગઢ૦
મછંદરકા ચેલા જતી ગોરખ બોલ્યા, તો વસ્તુ
વોહરી લાવનાં, રે હોજી."

ઉપર પ્રમાણે શ્રીગોરખનાથજીની આજ્ઞા માથે ચડાવી ચેલાઓ ગામમાં તપાસ કરવા ગયા, પણ ગોરખનાથજીએ મંગાવ્યા પ્રમાણે તો કંઈ પણ વસ્તુ મળી નહીં. તેથી ચેલાઓ ખાલી હાથે પાછા આવ્યા. પણ એક ચેલો જે ઘણો જ વિચક્ષણ હતો તે પાકાં ટોપરાંવાળાં પાણીસોતાં સુકાં નાલીએરનો ત્રોફો લઈ આવ્યો, અને ગુરૂના ચરણમાં મુકયો. એ જોઈ ગોરખનાથજી ઘણા જ પ્રસન્ન થયા. અને એ ચેલાના મસ્તકપર હાથ મુકી કહેવા લાગ્યા કેઃ–

"બેટા ઇસ્મે ચારોં બસ્તુ આગઇ" પછી તે નાલીએરનાં છાલાંનો ધુણીમાં બળતણ તરીકે, કાચલાંનો પાણીનાં વાસણ તરીકે, તેમાંનાં પાણીનો પાણી તરીકે, અને ટોપરાંનો ખોરાક તરીકે ઉપયોગ કર્યો.

નાલીએરીનાં ઝાડોનું સાહીત્ય જેમ ઘણું લખાયલું છે; તેમ તેના ઉપયોગ પણ જણાય છે. નાલીએરીનાં ફલ, કાથા અને તેલનો લાખો રૂપિયાનો વેપાર ચાલે છે, તે પ્રસિદ્ધ છે. ટુંકામાં નાલીએરીનાં સર્વાંગ ઉપયોગી છે. નાલીએરીમાંથી રેસા, બળતણ, વરણ, તાડી, જાવળી, છત્રી, ઝાડુ, કોટા, ટોપલી, ચટાઇ, મીઠુંપાણી, બળાઇ, લીલું અને સુકું ટોપરૂં, દૂધ, તેલ, ખળ, વાસણ, ડામર જેવો ચીક, ગુંદર અને રંગ આદિ અનેક વસ્તુઓ મળે છે.

ઔષધીય ઉપયોગ પણ એના કંઇ થોડા નથીઃ—

કોઇને પછાડ લાગી હોય તો નાલીએરનું તાજું પાણી પીવરાવવમાં આવે છે. તેથી લોહી છૂટું પડી જાય છે, એમ કહેવાય છે. નાલીએરનું તાજું પાણી પીવાથી તૃષા મટે છે, અને અંગમાં તેજી જણાય છે. એનું પાણી તાવ અને મૂત્રવ્યાધીપર અપાય છે. એનાં ફૂલ ગ્રાહી તરીકે અને તેલ **કોડ–લીવર** ઓઇલની જગોએ વપરાય છે. એનાં કાચાં ટોપરાનું દૂધ ઘીની જગોએ ખોરાકની સાથે ઘણા લોકો ઉપયોગમાં લે છે, એનું તાજું દૂધ ક્ષય અને નબળાઇપર વપરાય છે. એ વિશેષ ખવાય તો પેટ સાફ લાવે છે. અને વખતે રેચ પણ લાગે છે. એ એડીઆ તેલની જગોએ એ કામ માટે વાપરી શકાય એમ **મી૦** વૂડ કહે છે. નાલીએરનું સુકું કાચલું બાળતાં જે ચીક નીકળે છે, તે દાદરપર ચોપડવામાં આવે છે. નાલીએરનું દૂધ અને તેલ માથાના ખોડાપર ચોપડવામાં આવે છે. મલમ વગેરે બનાવવામાં કોપરાનું તેલ ઘણું સારૂં ગણાય છે. કેમકે એમ કહેવાય છે કે **આઇઓડાઇન ઓફ પોટાશિયમ**નો ચરબીથી મલમ બનાવવામાં આવે છે, ત્યારે તે થોડા દિવસમાં પીળો થઇ જાય છે પણ તે કોપરેલ તેલમાં બનાવેલો કેટલાક મહિના સુધી જેમનો તેમ રહે છે. કોઇ પણ વનસ્પતિ પદાર્થનો કોપરેલ તેલમાં બનાવેલો મલમ ચરબીમાં બનાવેલ મલમ કરતાં ઘણા લાંબા વખત સુધી સારો રહે છે. કોપરેલ તેલ વાળમાં નાખવાથી વાળની વૃદ્ધિ થાય છે. કોપરેલ તેલથી કાઢેલું ધુપેલ તેલ તરત ચીડાઇ જતું નથી. કેટલાક ડોકટરોનો એવો મત છે કે કોપરેલ તેલ લાંબો વખત ખાવાથી અજીર્ણવિકાર થાય છે. અને પાછળથી ઝાડા થાય છે. કેટલીક જગોએ કોપરેલતેલ સર્પનાં ઝેરનું નિવારણ ગણાય છે. નાલીએરીની તાડી પણ તાડની તાડીની માફક પોટીશ બનાવવાના કામમાં વપરાય છે. નાલીએરીનાં કુણાં મૂળિયાંને સુંઠ અને મીઠાંની સાથે ઉકાળી તાવપર આપવાથી ગુણ થાય છે. નાલીએરીનાં પાનની ડીટડીના થડમાં જે ચટાઇ જેવા પોથારા થાય છે, તેપર ભૂરા રંગની સુંવાળી રૂંછાળ કે ભૂરકી થાય છે. તે જખમ, છોલ કે જળોના દંસમાંથી નીકળતાં લોહીને બંધ કરવાના કામમાં વપરાય છે. કાચું કોપરૂં ફૂલની પેઠે ગ્રાહી ગણાય છે, અને તે ગણું પાકેલું હોય તો તેપર અપાય છે. નાલીએરીનાં મૂળ પણ ગ્રાહી તરીકે વપરાય છે. નાલીએરીનાં પાનની રાખમાં કેટલોક **પોટાશ** આવે છે, તેથી તે ઔષધોપયોગી છે. નાલીએરીનાં કુણાં પાનનો ગાભો તૃપ્તિ કરનાર અને શક્તિ આપનાર ગણાય છે. નાલીએરીનું છાલું કૃમિપર વપરાય છે. નાલીએરનું દૂધ

કોલેરાપર પીવું સારૂં છે. તેથી ઉલટી બંધ થાય છે. એમ કહેવાય છે કે, ગર્ભવાળી સ્ત્રી અઠવાડીઆમાં બે કે ત્રણ વખત નાલીએરીની મીઠી તાડી પીવાનું જારી રાખે તો તેની અસર તેનાં છોકરાંના રંગપર અજાયબ જેવી થાય છે. એટલે જો માબાપ કાળાં હોય તો છોકરૂં સાધારણ રીતે રૂપાળું આવે અને જો માબાપ ગોરાં હોય તો તેનાં છોકરાંનો રંગ યુરોપીયન જેવો થાય છે. પિત્તવિકારના તાવમાં ઉલટી થતી હોય તો તે ઉપર તાજાં નાલીએરનું દૂધ પાય છે. નાલીએરનું તાજું પાણી ઉલટીનું નિવારણ ગણાય છે. નાલીએરનું તેલ વાળને વધારે છે, એટલુંજ નહિ પણ તેથી તે કાળા ને સુંવાળા થાય છે. નાલીએરીનાં મૂળ સોપારીની જગોએ પાન સાથે ચવાય છે. નાલીએરનાં સુકાં કોપરાંનો પાક બનાવવામાં આવે છે. તેને **નાલીએરપાક** કહે છે, તે ગરમી અને પુષ્ટી આપનાર ગણાય છે.

નાલીએરના છાલાંમાંથી કાઢેલો કાથો તકીઆ, ગાદલાં, ખુરશી અને કોચ વગેરેમાં ભરવામાં આવે છે. નાલીએરીનાં સુકાં ઝાડને કોળી તેની પાણી જાવાની પરનાળ બનાવવામાં આવે છે. એનાં થડને સોંસરવું કોળી તેના કકડાની ઢોલકી બનાવવામાં આવે છે. નાલીએરીના કાથામાંથી સીંદરી, દોરડાં, પગલુછણાં અને ચટાઇ બનાવવામાં આવે છે.

દક્ષિણ, કોંકણ અને મલબારમાં નાલીએરીનાં ઝાડમાંથી નાહાની મ્હોટી સેંકડો વસ્તુઓ બને છે, ને તે ત્યાંના લોકોને કામ આવે છે.

ડૉક્ટર **વોટ સાહેબ**ની ડીક્શનરીમાં નાલીએરીનાં ઝાડ અને તેના ઉપયોગ વિષેની તમામ હકીકત ૪૩ પાનામાં લંબાણથી આપેલી છે, તે જીજ્ઞાસુએ વાંચવા જેવી છે.

"**નાલીકેલખંડપાક**=ટોપરાનું ખમણ ૧૬ તોલા લઇ તેને ૪ તોલા ઘીમાં શેકવું પછી ૨૦ તોલા સાકરમાં ૬૪ તોલા નાલીએરીનું પાણી નાખી તેનો ગોળ જેવો પાક કરવો અને તેમાં ઉપલું ખમણ તથા ધાણા, પીંપર, નાગરમોથ, વંસલોચન, એલચી, જીરૂં, સાહજીરૂં, તજ, તમાલપત્ર અને નાગકેશર એ દરેકનું અડધો અડધો તોલો ચૂર્ણ લઇ ઠંડું થાય ત્યારે નાખી દેવું એનો ગુણ શીતળ, મૂત્રલ અને પૌષ્ટિક છે.

નાલીકેલખંડપાક અજીર્ણની અંદર બહુ ઉપયોગી છે. તેથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને ક્ષુધા વ્યાપે છે. નાલીએરમાં ઉપરથી છીદ્ર પાડી અંદર મીઠું ભરી કપડમાટી કરી તેને અડાયાં છાણામાં જલાવવું, પછી તેનું ચૂર્ણ કરી પીપરની બરાબર ખવરાવવું, તેથી શૂળનો નાશ થાય છે. અમ્લપિત્ત, અરૂચી, રક્તપિત્ત, ક્ષય, શૂળ, ઉલટી વગેરેમાં નાલીકેલખંડપાક અપાય છે.

માત્રા–નાલીકેલખંડપાક, ૨ તોલા." (ડા. વી. ઝી. )

"નાળીયેર ગુરૂ, સ્નિગ્ધ, બળ અને માંસને આપનાર તથા બસ્તિનું શોધન કરનાર છે. જૂનું નાળીયેર ભારે દાહ તથા પિત્તને કરનાર અને ઝાડાને રોકનાર છે. કાચું નાળીયેર પિત્તજ્વર તથા પિત્તના દોષોને મટાડે છે. નાળીયેરનું પાણી ટાઢું, વીર્યને વધારનાર, હલકું છે. તે તૃષા ને પિત્તને મટાડે છે. ખોરાં ટોપરાંને બાળી વાટી કચરી તેનો મલમ કરવો. આ મલમ ખરજવાંપર બહુ ફાયદોકરતા છે. ખરજવામાં ચળ આવતી હોય તોપણ નાળીયેરનાં ટોપરાંથી ઘસવું." (વૈ. શા. મ. ગો.)

"નાળીયેરની તાડી હાંડલામાં ભરી રાતે અગાશીએ રાખી સવારે વલોવી માખણ કરી તે તાવી તેનું ઘી થાય છે, એ ઘી પુષ્ટીકારી છે. નાળીયેરનાં પાણીની સાકર ગરમી મટાડે છે." ( વૈ૦ ૨૦ ઇં.)

નાલીએરની ઉપયોગતામાં વધારો કરનાર હાલ એક નવાઈ જેવી વાત વાંચવામાં આવેલી છે, તે એ કે નાલીએરમાંથી **મોતી** નીકળે છે.

"કાલુ નામની માંછલીની છીપમાંથી મોતી મળી આવે છે. છતાં અમેરિકાના એક શોધકને નાળિએરમાંથી મોતી મળી આવ્યાં છે. નાળિયેરમાંથી મળી આવતાં મોતિનો રંગ આસમાંની સફેત હોય છે. તે કદમાં છીપમાંથી મળતાં મોતિ કરતાં મ્હોટાં હોય છે. નાળિએરમાંથી આ પ્રમાણે મોતિઓ મળવા માંડે તો હિંદુસ્તાન અને પૂર્વ તરફના દેશોમાં લાખો રૂપિયાની સમૃદ્ધિ પ્રકટી નીકળે."

("ગુજરાતી" તા૦ ૧૨–૧૧–૧૯૦૫. )

ગોરખનાથજીને ખરેખર મોતીની અભિલાષા નહી હોય, નહીં તો ચેલાઓને કહેતે કે–"જાઓ જાઓ ચેલા મોતી ભી લાવનાં, મોતી તો જલદી લાવનાં; નહીં ખાડીકા, નહીં દરીએકા, છીપકા પકા મત લાવનાં."*

વિશેષ વિવેચનઃ–નાલીએરીનાં ઝાડો આ સ્વસ્થાનમાં ઘણા લાંબા વખતથી વવાય છે. સ્વસ્થાન વાવે છે એટલું જ નહિ

* જેમ બીજાં ઝાડ ઉગવાની કુદરતી રીતે અમુક હદ હોય છે, તેમ નાલીએરીનાં ઝાડ માટે પણ છે. નાલીએરીનાં ઝાડ ઉત્તર અક્ષાંસ ૨૮ સુધીમાં થઈ શકે છે. અને પોરબંદર સ્વસ્થાન ઉત્તર અક્ષાંસ ૨૧ થી ૨૨ ની અંદર આવેલું છે. તેથી આ સ્વસ્થાનમાં નાલીએરીનાં ઝાડો સારાં થઈ શકે છે. વળી સ્વસ્થાન સમુદ્ર કિનારે ધોળી રેતીને કાંઠે આવવાથી તેની હવા અને જમીન પણ નાલીએરીનાં ઝાડોને વિશેષ માફક આવે તેવાં છે. જો આખા કાઠિયાવાડમાં નાલીએરીનાં ઝાડો સારાં થઈ શકતાં હોય તો તે ભાવનગર અને પોરબંદર* સ્વસ્થાનમાં થાય છે.

* કચ્છમાં પણ દરિયાના કીનારા પાસે સુંવાલી નાલીએરીનાં ઝાડો સારાં થાય છે.

પણ ગરાશીઆ અને ખાનગી ગૃહસ્થો પણ પોતાના બાગ બગીચા અને વાડીઓમાં વાવે છે. નાલીએરીના રોપાઓ અથવા રોપાઓ કરવા માટે તેના ત્રોફા કોંકણ, મલબાર અને જંગબારથી મંગાવવામાં આવે છે. કૈલાસવાસી ખુ૦ ના૦ મહારાણા વિક્રમાજીત સા. બા. રે સ્વસ્થાનનું ખાસ વહાણ મલબાર મોકલી ત્યાંથી **સાકરી** જાતની નાલીએરીના ત્રોફા મંગાવેલા હતા. જે સ્વસ્થાનના **રાજવાડી, ઝુંડેશ્વર** અને **નાલીએરી** બાગમાં વાવવામાં આવેલા હતા. તેમાંથી થયેલાં **સાકરી** નાલીએરીનાં ઝાડો અદ્યાપી મોજુદ છે, અને તેમાં થતાં નાલીએરનું પાણી અને ટોપરૂં ખરેખર સાકર જેવાંજ મીઠાં થાય છે. પોરબંદર **સાકરી** નાલીએર માટે પ્રખ્યાત છે.

આ સ્વસ્થાનના એક ભાટીઆ ગૃહસ્થ સ્વર્ગવાસી રામદાસ મુરારજીએ સ્વસ્થાનના ઝુંડેશ્વર મહાદેવની જગોમાંનાં **સાકરી** નાલીએરનાં ઝાડોનાં નાલીએર કાઠિવાડના રાજા રજવાડાઓને અને અહીં આવતા યુરોપીયન ગૃહસ્થોને તેઓ સોગાત તરીકે મોકલાવતા હતા. તેના માનેલા ઉપકાર અને એ નાલીએરની મીઠાસની તારીફના તેઓ પાસે સેંકડો કાગળો હતા.

પોરબંદરને દરિયા કાંઠે ચોબારી પાસે પડેલી રેતીના ઢસાવાળી નકામી જમીનમાં મે. લેલી સાહેબની વખતે નાલીએરીના રોપાઓ અજમાયશ માટે વાવવામાં આવેલા હતા. એવી ધારણાથી કે જો એ જમીન નાલીએરીને માફક આવે તો એ નકામી પડેલી જમીનમાં નાલીએરીઓ સંખ્યાબંધ વાવવામાં આવે. આ જમીન નાલીએરીઓનાં ઝાડને ઘણી માફક આવવાથી પછી ત્યાં ઘણાં ઝાડો વાવવાનું કામ રીતસર શરૂ કર્યું હતું. અને એ રેતીના ઢસાઓ ઉપર જુરી (casuarina)નાં ઝાડો પણ વાવવામાં આવેલાં હતાં.

જેમ ચોબારી પાસેની પડેલી નકામી જમીન નાલીરીનાં ઝાડો વાવવાના કામમાં લેવામાં આવી તેવી જ રીતે ત્યારબાદ **છાયારણની** પડેલી નકામી જમીન પણ કામમાં લેવી એવો ઠેરાવ તે વખતના એડમિનિસ્ટ્રેટર (હાલ કૈલાસવાસી) મેહેરબાન શંકર પાંડુરંગ પંડિત સાહેબે કર્યો હતો, અને આ કામ માટે જોઇતા નાલીએરીના રોપા દક્ષણ કોંકણમાંથી ખરીદ કરવા અને ત્યાં નાલીએરીનું વાવેતર વગેરે કેમ કરવામાં આવે છે તેની હકીકત મેળવવા લખનારને ત્યાં મોકલવામાં આવ્યો હતો.ત્યાંથી આસરે ૧૦,૦૦૦ ત્રોફા નાલીએરીના હું ખરીદ લાવેલો હતો, અને જે હકીકત નાલીએરીનાં વાવેતરવિષે ત્યાં હું જોઈ આવ્યો હતો તેનો રીતસર રિપોર્ટ કર્યો હતો, અને એ હકીકત સાર્વજનિક ઉપયોગની હોતાં આ જગોએ ટુંકામાં તે નીચે પ્રમાણે જણાવું છું.

દક્ષણ કોંકણમાં માલવણ, દેવબાગ, વિંગુરલા, શિરોડા, સાતરડા, માપસાં, ગોવા, પંજિમ, મડગામ, અને બાણાવલી જગાઓએ નાલીએરનું વાવેતર જોવામાં આવેલું છે.

**૧-જમીન**-દક્ષણ કોંકણમાં નાલીએરીના વાવેતર માટે દરિયાકાંઠાની રેતીવાળી, ખાડી અને નદીઓના કાંઠાની કાંપવાળી અને સજીવન ડુંગરોના પાઉ પાસેના પત્થરવાળી જમીન પસંદ કરે છે.

જમીનમાં ૮ થી ૧૦ ફીટ ઉંડે પાણી હોય અથવા તેથી ઓછી ઉંડાઇએ પાણી હોય ત્યાં ખાડાઓ કરી નાલીએરીનું વાવેતર કરે છે. પણ પાણી ૨ થી ૩ ફીટ ઉંડે હોય ત્યાં માટીના ૨ થી ૩ ફીટ ઉંચા પુંજ કરી તે ઉપર નાલીએરી વાવે છે. ને પાણી ઘણુંકરી ભાંભરૂં પસંદ કરે છે.

**વીંગોરલાથી શિરોડા** ગામ જવાની સડકની બાજુએ દરિયાની ખાડીની ભરતી ઓટની જગામાં ૩ થી ૫ ફીટ ઉંચા અને તેટલાજ પોહોળા માટી કીચડના બંધ કરી તેપર નાલીએરીઓ વાવેલી છે. **શિરોડેથી સાતરડે** ગામ જવાના રસ્તાની બાજુએ ખડકવાળી જમીનમાં મ્હોટા ખાડા કરી તેમાં નાલીએરીઓ વાવેલી જોવામાં આવે છે. આવી વાવણીને **દગડી** નાલીએરી કહે છે.

**૨-પાણી**-એ તરફ નાલીએરીઓને પાણી પાવાની રીત એવી છે કે, દરિયા કાંઠે જ્યાં પાણી ૪ થી ૫ ફીટપર હોય ત્યાં ઘડાથી ભરી માણસો પાય છે. પાણી ભરવાને દર ૧૦ કે ૧૨ નાલીએરીના વચમાં એક વીરડો કરી રાખેલો હોય છે. એવી રીતે એક પ્લેન્ટેશનમાં ઘણા વીરડા હોય છે. તેમાંથી પાણી પાવું બહુ સેહેલ પડે છે. પણ ડુંગરના પાઉપાસે અથવા દરિયા કીનારાથી દૂરની વાડીઓમાં જ્યાં પાણી ઉંડું હોય ત્યાં પાવટી ફેરવીને પાણી કાઢે છે, અને ધોરીઆને બદલે નાલીએરીઓનાં લાકડાંને ચીરી તેની પરનાળ કરે છે. આ પરનાળમાંથી પાણીનો કંઈપણ બગાડ નહિ થતાં સપાટાથી પાણી જાય છે.

**૩ રોપા કરવાની જગો અને વાવેતરની રીત**-જેવી જમીનમાં કાયમ વાવેતર કરવાનું હોય તેવી જમીનમાં બે ફીટ ખોદાણ કરી ત્યાંથી ખોદેલી માટી કાઢી નાંખે છે, અને પછી તેમાં રેતી અને રાખના બે ભાગ અને માટીનો એક ભાગ એમ મિશ્ર કરી ભરે છે. એમાં રોપ કરવા માટે પ્રથમથી મુકરર કરી રાખેલાં પાકાં નાલીએરો ઝાડપરથી નીચે પાડયા શિવાય અધર ટોપલીમાં ઉતારી એક એક ફુટને છેટે ઉભાં વાવે છે. એ આડાં પણ વવાય છે ને એ નાલીએરોની ઉપરનાં છોતરાં જેવી ઢાંકણી કાઢી નાંખે છે. તે નાલીએરો આસરે ½ થી ૧ ઇંચ જમીનથી બહાર ઉઘાડાં રાખે છે. રોપ

માટે આવી રીતે નાલીએરો વાવ્યા પછી તેને દરરોજ સવારમાં સૂર્યોદય પહેલાં પાણી પાય છે. એ નાલીએરોમાં એક ફુટ જેટલો કોંટો ઉપર આવે એટલે તેને છાલાં સાતાં ઉપાડીને કાયમની જગોએ વાવે છે. જો વાવેતરમાં બીજી વાવણી કરવી હોય તો ૫૦ થી ૬૦ ફીટને અંતરે એ રોપા વાવે છે. પણ જો એકજ વાવણી કરવી હોય અર્થાત્ નાલીએરીએ ૨૦ થી ૨૫ વર્ષની થયા બાદ તેઓની વચમાં બીજી વાવવાની ન હોય તો ૨૫ થી ૩૦ કે ૪૦ ફીટને છેટે જમીન પ્રમાણે વાવે છે.

રોપ ઘણુંકરી તડકામાં કરે છે, પણ શિયાળામાં ઝાઝો પવન હોય અથવા ઉન્હાળે સખ્ત તાપ પડતો હોય તે વેળા રોપને નાલીએરીના પાનની ઓથ અને સહેજ છાંયડો કરે છે. રોપને ત્રણ પાન આવેલાં હોય ત્યારે જમીનમાંથી કાઢીને વાવે તો તે વખત સુધી તેનાં છાલાં-માંથી મૂળ બહાર આવેલાં હોતાં નથી. પણ કોઈ કોઈ-વાર રોપને ૬ કે ૧૨ પાન આવે અર્થાત્ ૧ થી ૨ વર્ષનો રોપ થાય ત્યારે પણ તેને ફેરવીને કાયમની જગોએ વાવે છે. આ વખતે રોપનાં છાલાંમાંથી બહાર આવેલાં તેનાં કેટલાંક મૂળિયાં ત્રુટે છે, એ ત્રુટેલાં મૂળને છાલાં બરાબર કાપી નાંખે છે, કેમકે એ ત્રુટેલાં મૂળ રોપને કંઈ પોષણ આપી શકતાં નથી. પણ તેથી ઉલટું તે જમીનમાં સડે છે, ને તેથી જીવાતનો વધારો થઇ રોપને નુકશાન થાય છે. આવી રીતે રોપ વાવ્યા પછી છાલાં-માંથી બીજાં નવાં મૂળ પણ તરત ઘણા જોરથી નીકળે છે, ને તે રોપને મદદ આપે છે. રોપ કરવા માટે ચૈત્ર, વૈશાક, શ્રાવણ અને ભાદરવો એ માસમાં નાલીએરો જમીનમાં નાંખે છે. રોપ ફેરવીને કાયમની જગોપર આશુ, ચૈતર અને વૈશાકમાં વાવે છે.

કાયમની જગોએ રોપ ફેરવીને વાવવા માટે રેતી અને માટીવાળી જમીનમાં ૩ થી ૪ ફીટ ચોરસ ખાડાઓ કરે છે, ને તેમાં રાખ, રેતી, સારી પેઠે સડી ગએલું હોય તો છાણનું ખાતર અને માટીનું મિશ્રણ ભરે છે, ને ખાડો ૬ ઇંચથી એક ફુટ ઉણો રાખે છે, ને વચ્ચોવચ રોપ વાવતી વખતે એ ખાડામાં એક ફુટ જેટલો ચોરસાઇનો પાછો ખાડો કરી તેમાં ૬ ઇંચ ફક્ત રેતીનું થર દઇને રોપ રાખે છે. રોપનું છાલું માત્ર જમીનમાં ઢંકાય તેટલોજ ઉંડો વાવે છે. પછી તેને પાણી પાવાથી જેમ જેમ રેતી ને માટી બેસતાં જાય તેમ તેમ બીજી નવી ના-ખતા જાય છે. રોપ બે વર્ષનો થાય ત્યાં સુધી દરરોજ સવારનાં સૂર્યોદય પહેલાં ૧ થી ૨ ઘડા પાણી તેને પાય છે, ને રોપના થાળાંમાં મુદ્દલ કોઇ જાતનો નેદ ઉગવા દેતા નથી. થાળાંને દર ત્રીજે દીવસે દાતેડેથી ખરપી જાય છે, અને વારંવાર થોડી રેતી અને રાખ થાળાંમાં નાંખે છે. થાળું એવું તો ચોખ્ખું અને પોચું રાખે છે કે એક ટીપું પાણી તેમાં પડે તો તે ટીપું ઘણે ઉંડે સુધી ઉતરી જાય. રોપ વાવ્યા પછી ૮ થી ૧૦ મહીને એ રોપના ખાડામાંની થોડી માટી ચોતર-ફથી કાઢી થાળાની પાળપર ચડાવે છે, અને એ ખાડામાં પાછી નવી માટી ને રેતી પુરે છે. એમ ઘણુંકરી દર વર્ષે કર્યા કરે છે.

૪–**ખાતર**–રોપ ૩ થી ૪ વર્ષનો થાય ત્યારે તેને માછલાનું ખાતર આપે છે, તે આપવાની રીત એવી છે કે, અમુક જાતનાં માછલાં જે જલદી સડી જાય તેવાં હોય તેને એક મોટા ઘડામાં ભરીને સાડે છે, પછી તેમાં પુષ્કળ પાણી નાંખી એકજીવ કરી તે પાણી ખાતર ઠેકાણે રોપને આપે છે.

જે રોપને એ ખાતર આપવાનું હોય તે રોપાના થાળાંમાં પ્રથમ એક ઘડો સાદાં પાણીનો રેડે છે. પછી ઉપર કહેલ ખાતરવાળું પાણી આસરે ૫ થી ૧૦ પૌંડ જેટલું થાળાંમાં નાંખે છે. ને તેની ઉપર વળી પાછું એક ઘડો સાદું પાણી રેડે છે. ને તેપર કોરી રેતીનું થર પાથરે છે. કોઇ કોઇવાર એ સાદું પાણી રેડયાને બદલે અડધો ઘડો દરિયાનું પાણી પણ રેડે છે.

માલવણનાં લોકોની માછલાનું ખાતર આપવાની બીજી રીત એ છે કે, રોપની બાજુએથી તેના થાળાંમાં ૬ થી ૯ ઇંચ અથવા ફુટ ૧½ ફુટ માટી અને રેતી ગોડી કાઢે છે, ને તે ખાડામાં માછલાં નાંખે છે. ને તેપર પાછી માટી અને રેતી અને રાખ નાંખી એ સઘળું સારી પેઠે પાનથી ઢાંકી મૂકે છે, ને તે પાનપર મોટા પથરા મૂકે છે. પછી એને સારી પેઠે પાણી પાય છે. આવી રીતે ખાતર દીધા પછી ૧૦ થી ૧૫ દિવસ સુધી ઘણુંકરીને સવાર સાંજ બે વખત પાણી પાય છે. ને અવારનવાર સમુદ્રનું પાણી પણ ઘડો અડધો ઘડો તેમાં નાંખે છે,

માલવણમાં ભંડારી **હરી ફતુ માંજરેકર અને રામચંદ્ર શીવાજી માંજરેકરનાં** પ્રખ્યાત નાલીએરીનાં વાવેતરમાં મેં ખાસ જોયું છે કે, સવારમાં દિવસ ઉગ્યા પહેલાં તેઓનાં સ્ત્રી છોકરાં અને સાથીઓ મળી નાલી-એરીનાં ઝાડોને ખાતર અને પાણી દેવાનું કામ પુરૂં કરી લે છે. દિવસ ઉગ્યા પછી એ ઝાડને બીલકુલ પાણી આપતા નથી. તેનું કારણ પુછતાં તેઓ કહે છે કે આ ઝાડનાં થાળાં અમે વારંવાર નેદી ગોડી સ્વચ્છ અને પોચાં રાખીએ છઇએ, તેથી જો સૂર્ય ઉગ્યા પછી તેમાં પાણી રેડીએ તો સૂર્યના તાપથી તે પાણી ઉડી જાય, આ કહેવું તેઓનું ઘણુંજ વાજબી છે.

**૫–ફાલ આવ્યા પછીની ચાકરી અને પેદાશ કરવાની રીત**–જમીન પ્રમાણે નાલીએરીને ૪ થી ૬

વર્ષે ફાલ આવે છે. પણ જો ચાકરી બરાબર ન હોય તો ૮ થી ૧૦ વર્ષે (ફાલ) આવે છે.

નાલીએરીનાં ઝાડને ફાલ આવ્યા પછી દર ચોમાસાની શરૂઆતમાં તેનાં મૂળની કઠ્ઠણ લાકડાં જેવી થઈ ગયેલી જાળી તેમ જ સુકાઈ ગએલાં મૂળ કાપી નાંખે છે, અને તેનાં થાળાંમાંની જુની માટી કેટલીક ગોડી કાઢી થાળાંની પાળપર ચડાવે છે, અને થાળાંની અંદર મૂળીઆં સહે જ ઢંકાય એટલી રેતી તેમાં નાંખી થાળું એમ જ ખુલ્લું મુકે છે. પાણી ઘણું ભરાઈ રહે એવી જગાનાં નાલીએરીનાં થાળાંમાંથી એક એવી નીક કરી મુકે છે, કે જેથી થાળામાં વરસાદનું એકઠું થયેલું પાણી તેમાં જ નહિ રહેતાં નીકને રસ્તે બહાર નીકળી જાય છે.

નાલીએરીનાં કાચાં પાન મુદ્દલ કાપતા નથી. પણ જે પાન પાકીને પીળું થઈ ગયેલું હોય અથવા જે પાન પડી જવા જેવું થઈ ગયું હોય તે જ કાપી લે છે. એ કાપી લીધેલાં પાન, અથવા પવન કે બીજી રીતે પોતાની મેળે પડી ગએલાં પાન એકઠાં કરી તેને નરમ કરવા માટે ૨ થી ૩ દિવસ પાણીમાં બોળી રાખે છે. પછી તેને ગુંથી લે છે. એ ગુંથેલાં પાનને જાવળી કહે છે. એ જાવળી ત્યાંના લોકો પોતાનાં ઘરપર છાજ ઠેકાણે વાપરે છે. એક પાનને વચ્ચોવચથી ઉભું ચીરી બે ભાગ કરે છે. એ દરેક ભાગ ગુંથાયા પછી એક જાવળી કહેવાય છે. માલવણમાં એવી જાવળી નંગ (૧૦૦) ની કીમત રૂપીઆ એકથી સવા સુધીની હોય છે.

જે પાન ગુંથી ન શકાય એવાં હોય તેની વચમાંની ઝીણી સળીઓ કાઢી લઈ ઝાડુ બાંધે છે. બેથી ત્રણ પાનની સળીનો એક ઝાડુ થાય છે, જેનાં વાહાણનાં વાહાણ ભરાઈ મુંબઈ તરફ આવે છે.

એક નાલીએરીનાં સારાં ઝાડમાંથી ઓછામાં ઓછાં પાકાં નાલીએર દર વર્ષે ૨૫૦ થી ૩૦૦ સુધી ઉતરે છે. અને તે દરેક નાલીએરની કીમત ઓછામાં ઓછી ત્રણ પાઈ ગણતાં રૂ ૪ાા થી ૫ લગભગ થવા આવે છે. નાલીએરનાં ઉપલાં છાલાં કાઢી લઈ બાર મહિના સુધી તેને પાણીમાં પલાળી રાખે છે. પછી તેને કાઢી ધોકાથી કુટેડે છે. એટલે તેમાંથી કુચો અને કાથો (રેસા) જૂદા પડે છે. આસરે એક ૧૦૦ નાલીએરનાં છાલામાંથી ૧૫ થી ૨૫ શેર કાથો નીકળે છે. અને માલવણમાં કાયાનો ભાવ મણ ૧ નો રૂ૦-૧૨-૦ થી રૂ૦-૧-૦-૦ નો ગણાય છે.

સારાં પાકાં નાલીએરીનાં ઝાડનું લાકડું ૪૦ થી ૬૦ ફીટ લાંબું હોય તો તેની કીમત રૂ ૨ાા થી ૩ સુધીની આવે છે. અને એ લાકડાંના માલવડા, થાંભલા, વળા વગેરે કરે છે. જે ૧૦૦ થી ૨૦૦ વર્ષ સુધી સારી રીતે નીભે છે.

નાલીએરીનું ઝાડ ઘણા રસથી ભરેલું હોય અને જેમાંથી પોટા બરાબર બહાર નીકળી શક્તા ન હોય તો તેવાં ઝાડમાંથી તાડી (મ્હાડી) કાઢે છે. અને થોડો વખત તાડી કાઢયા પછી તેમાંના રસનું જોર ઓછું થઈ જાય છે. ત્યારે તેમાંથી તાડી કાઢવી બંધ કરે છે. અને તેમાં ફાલ આવવા દે છે. તેથી તેમાં સારાં ફલ આવે છે.

**૬–જીવાત લાગે છે તે**–એ તરફ નાલીએરીઓને ઉધી અને તરફીડીનો ઉપદ્રવ થોડો થાય છે, અને થાય છે તો દરિયાનું પાણી અથવા રાખનું પાણી આપે છે. જેથી તે કીડીઓનો નાશ થાય છે. અને નાલીએરીને કંઈ નુકશાન થતું નથી. મટકાંના આકારનો પણ તેથી ઘણો મ્હોટો એટલે આસરે ½ ઇંચ લંબાઇનો કાળો કીડો નાલીએરીનાં ઝાડને લાગે છે. તે જ્યાં લાગે છે ત્યાંથી ઘણુંકરી કાળા રંગનો રસ નાલીએરીમાંથી વેહેતો માલમ પડે છે. તેનો નાશ કરવા માટે તેના જખ્મથી થોડે ઉપર નાલીએરીમાં મ્હોટું વીંધું કરે છે. ને તેમાં મીઠું ભરે છે, જેથી તે જીવાતનો નાશ થાય છે. બીજો ભમરા જેવો જીવડો જેને આપણા લોકો **ઓધો** અથવા ઘણ કહે છે, તેને ત્યાંના લોકો **ભોંગા** કહે છે. એનાં મોઢાંપર ગેંડાનાં શીંગડાં જેવો કાંટો હોય છે. એથી એ નાલીએરીમાં વીંધું પાડી શકે છે. અને તે છેક અંદર જઈ કોમલમાં કોમલ પાન એટલે ઝાડના કોંટાને જ કાપી નાખે છે. એથી નાલીએરીને ઘણું નુકશાન પોચે છે. એને દૂર કરવા માટે એનાં કરેલ વીંધાં માટીથી પુરી દે છે. અથવા ૨ થી ૨½ ફીટ લાંબી, છેડેથી આંકડાની માફક વાંકી વળેલી લોઢાની સળીથી એ વીંધાની અંદર ઓધાની તપાસ કરી એને કાઢી નાખે છે. માલવણમ ઓધાનું વીંધું બંધ કરી ઉપરનાં પાનપરથી તેમાં તાડીનો રસ રેડે છે. જેથી તે મુંઝાઈ જાય છે. પણ એને જીવતો કાઢી લેવો એ વધારે સારો ઇલાજ છે. એમ કહેવાય છે કે નાલીએરીનાં ઝાડપર વારંવાર ચડવાથી, તેનાં પાન વારંવાર ખુંદાયાથી અને માણસનો સ્પર્શ એનાં ઝાડને વારંવાર થવાથી એ વિશેષ ફાલ આપે છે.

નાલીએરીનાં ફલ ઉતારી લીધા પછી તેના પોટા અને ઝમરા તેનાં ઝાડપર નકામા બિલકુલ રહેવા દેતા નથી પણ તે તુરત કાઢી લઈ તેનો બળતણ તરીકે ઉપયોગ કરે છે. દરરોજ સવારના ૮ વાગે અને સાંજના ૫ વાગે બનતાં સુધી તમામ ઝાડોપર ચઢી તેના પાનના મુકુટમાં તપાસ કરી આવે છે. અને તેમાં કોઈ પણ જીવાત માલમ પડે તો તે કાઢી નાંખે છે, ને ઉંદર, ખીસખોલી કે કોઈ પક્ષી કંઈ પણ કચરો કુચો લાવી

માળો બાંધવા તજવીજ કરતું જણાય તો તેનો પ્રતિબંધ કરે છે.

સવારનાં ૮ વાગા સુધીમાં ઉપરનું તમામ કામ આટોપી એ વાવેતરવાળા લોકો નવરા બેસતા નથી. પણ પાનની જાવળી ગુંથવા, પલાળેલાં છાલાંમાંથી કાથો કાઢવા અને કાથાની સીંદરી વણવાના કામમાં લાગે છે. મતલબ આખો દિવસ એજ કામમાં મશગુલ રહે છે તો નાલીએરીઓની આવી ચાકરી અને આવા ઉદ્યોગથી અક્કેક નાલીએરીનું ઝાડ બાર મહિને ઓછામાં ઓછા રૂ.૧૦-૦-૦ ની પેદાસ આપે છે. ત્યાંના ગરીબ કુટંબીઓ ૧૦ ઝાડ પછવાડે પોતાનું કુટુંબ નીભાવી શકે છે.

દરિયા કાંઠાની રેતીના ઢસાવાળી જમીન નાલીએરીનાં વાવેતર માટે ત્યાં કહે છે કે ૫૦) રૂપીએ એકર ફીથી પણ મળી શકતી નથી.

હવે ખાસ **પોરબંદર**માં જે નાલીએરોનાં ઝાડ વાવવામાં આવેલાં છે તે વિષે થોડી હકીકત લખવામાં આવે છે. તે એ છે કેઃ-

પૂજ્ય રાજમાતા કૈલાસવાસી શ્રી **રૂપાળીબા સાહેબે દીવ** બંદરથી **દીવેચા-કોલી** લોકોને આ સ્વસ્થાનમાં નાલીએરીનાં ઝાડોનું વાવેતર કરવા માટે ખાસ બોલાવેલા હતા. તેઓના વંશજો અદ્યાપિ સુધી સ્વસ્થાનની એજ નોકરીમાં છે. આ સ્વસ્થાનમાં નાલીએરીનાં વાવેતર અને પેદાશ સંબંધી કંઇ પણ વિશેષ માહીતી હોય તો તે એ **દીવેચા-કોલી** લોકોનેજ છે. દીવેચા કોલી-લોકોનો એક પાંચ વર્ષનો છોકરો પણ નાલીએરીનાં ઝાડપર છેક તેની ટોચ સુધી સપાટાબંધ ચડી જાય છે. પણ બીજી વરણના લોકો એનાં ઝાડપર ચડી શકતા નથી. એ લોકો પ્રથમ નાલીએરીનાં ઝાડોમાંથી તાડી કાઢતા હતા, પણ હાલ તે કાઢવી બંધ કરવામાં આવેલી છે. હાલ સ્વસ્થાન તરફથી દારૂનો ઇજારો આપવામાં આવે છે, તે ઇજારદારને તાડી કઢાવવાનો પણ ઇજારો દારૂના ઇજારાની સાથે આપી દેવામાં આવે છે. પણ ઇજારદાર તાડી નહીં કઢાવતાં પોતે મહુડાં કે ખજૂર વગેરેમાંથી દારૂ કઢાવી વેંચે છે. તોપણ કોલી અને ખારવા લોકો (જે ખાસ દારૂ પીનારા ઘરાકો છે) તો દારૂ કરતાં તાડીને વધારે પસંદ કરે છે, અને કહે છે કે "તાડીનો નિશો થોડો ચડે છે, નિશો ઉતર્યા પછી દારૂ જેટલી સુસ્તી જણાતી નથી, એટલુંજ નહિ પણ એનો નિશો કરનાર ઓછો તોફાની અને ઓછો અનીતિવાન રહે છે, અને કામકાજ કરવામાં ઘણો દારૂ પીનાર જેટલો ક્ષીણ થઇ જતો નથી." દીવેચા કોલીઓનું કહેવું વળી એવું પણ છે કે "દારૂ પીનારને વડપણમાં આંખે ઝાંખ આવે છે, તે તાડી પીનારને ઓછી આવે છે."

પોરબંદર સ્વસ્થાનમાં જેઠ મહિનો શરૂ થતાં, સમુદ્રપરથી (ઓડા) દક્ષિણ-પશ્ચિમ તરફનો ખારો પવન જોરમાં ફુંકવા માંડે છે. તેનું જોર શ્રાવણ માસ આખરે શાન્ત થાય છે. દરમિયાન એ પવનથી તમામ જાતનાં ઝાડોનાં પાન અને કોમળ શાખાઓ બળી જાય છે. પણ નાલીએરીનાં ઝાડો એ પવનની સામા બીજી જાતનાં ઝાડો કરતાં અછી ટક્કર ઝીલી શકે છે. વળી એનાં ઝાડો ઝુંડમાં હોવાથી દરિયા તરફનાં થોડાં ઝાડોનાં પાનને થોડી ખરાબ અસર થાય છે ખરી, પણ તે નજીવી હોય છે. નાલીએરીનાં ઝાડો અંતર્વર્ધક (endogenous) હોવાથી તેના બહારના થોડા ભાગોને જો કે ખારા પવનની માઠી અસર લાગે છે, તોપણ તેના અંદરના કોમળ ભાગોને કંઇ પણ નુકશાન થઈ શકતું નથી. પણ બાહ્યવર્ધક (exogenous) ઝાડો આંબા, બાવળ આદિના કોમળ ભાગો બહાર હોવાથી તેઓપર ખારા પવનની અલબત ઘણી નઠારી અસર થાય છે. એક બીજી વાત પણ ઘણી જાણવા અને જોવા જેવી છે. તે એ કે, વર્ષના ઘણા મહિનાઓ સુધી આ સ્વસ્થાનમાં પશ્ચિમ અને દક્ષિણ-પશ્ચિમ પવન ફૂંકયા કરે છે. તેને પરિણામે વડ, પીપળા, પીપળી, આંબા અને બાવળ આદિ બાહ્યવર્ધક ઝાડોની શાખાઓનાં મથાળાં મરડાઈ શાખાઓ પૂર્વ અને ઉત્તર-પૂર્વ તરફ વળેલી હોય છે. અને દક્ષિણ પશ્ચિમ તરફ તેનો કંઇ પણ ફેલાવ કે વધારો થયેલો ભાગ્યેજ જોવામાં આવે છે. * પણ નાલીએરીનાં ઝાડોમાં શાખાઓ નહિ હોવાને લીધે, તેમજ તેનાં ગમે તેમ વાળી શકાય એવાં લચકીઆં લાંબાં પાન હોવાને લીધે એનાં ઝાડો ટટ્ટાર અને તેનો મુકુટ ચો તરફ પસરાયલો હોય છે. આ ઉપરથી પણ ઇશ્વરી સૃષ્ટિનું અવલોકન કરનારને જણાઈ આવશે કે, નાલીએરીનાં ઝાડો સમુદ્ર કિનારા પાસે કુદરતી રીતે ઉગવાને ઇશ્વર તરફથી જ નિમારણ થયેલાં છે. નાલીએરીનાં અંગોમાં કેટલાક ગુહ્ય પદાર્થો પણ સમુદ્રજન્ય વસ્તુઓના બનેલા હોય છે. માટે જ એનાં ઝાડ સમુદ્રથી ઘણે છેટે સારાં થઈ શકતાં નથી. સમુદ્ર કિનારે નાલીએરીનાં ઝાડો હોય તો તેનાં ઝાડોની ઓથમાં બીજાં એથી ઓછી ઉંચાઈનાં બાહ્યવર્ધક ઝાડો પણ સારાં થઈ શકે છે.

**ચોબારીપરનું નાલીએરી પ્લાન્ટેશન** એ ગરજ

* એમ કહેવાય છે કે, કાઠિયાવાડમાં અર્થાત્ **આનર્ત** દેશમાં દુરવાસા ઋષિએ વનસ્પતિને શ્રાપ આપેલો છે, કે આ દેશમાં તમે થઇ શકશો નહિ. પણ વનસ્પતિઓની આજીજીથી પોતાના દીધેલા શ્રાપમાં એવી રીતનો ફેરફાર કરેલો કહેવાય છે કે જો તમે સૂર્યને નમન કરતાં ઉગશો તો થઇ શકશો. આ ઉપરથી આ પ્રાંતમાં ઘણાં ખરાં ઝાડો પૂર્વ તરફ અર્થાત્ સૂર્યને નમતાં વધેલાં જોવામાં આવે છે.

સારે છે. તેની જમીન રેતાલ અને પાણી ભાંભરૂં અને નજીક હોવાથી નાલીએરીનાં ઝાડોને માફક આવે છે.

**છાયારણ પ્લાન્ટેશનની** જમીન ખારચ અને મોરમ તથા ચુના પત્થરવાળી છે, એ જમીન પણ નાલીએરીઓને માફક આવે છે. એટલું જ નહિ પણ પોરબંદરના રેલવેસ્ટેશનપર જવાની મ્હોટી સડકની બન્ને બાજુએ નાલીએરીનાં જે ઝાડો વાવવામાં આવેલાં છે. તેમાં ૩૦ થી ૫૦ નાલીએર અક્કેક ઝમરામાં લાગેલાં ઘણીવાર જોવામાં આવે છે. ચોબારી તેમજ આ જમીનમાં એનાં ઝાડોને ગામના ઉકરડાઓનું (Municipal refuse) સડેલું ખાતર દરવર્ષે આપવું જોઇએ, એક વર્ષમાં અક્કેક ઝાડને ઓછામાં ઓછું અક્કેક ગાડું ખાતર જોઇએ. આ શિવાય તેલવાળા પદાર્થવાળું ખાતર પણ નાખવું જોઇએ. કાળમીંઢ પત્થરવાળી જમીન નાલીએરીનાં ઝાડોને માફક આવતી નથી, પણ છાયારણની જમીન જેવી ચુના પથ્થરવાળી જમીન એને માફક આવે છે. કેમકે એ પથરમાં નળ હોય છે, તેમાં નાલીએરીનાં મૂળિયાં સહેલાઇથી પ્રવેશ કરી શકે છે. વળી ચુનો એ નાલીએરીનો ખોરાક છે, અને ચુનાવાળી જમીન ભીનાસ ચુસી રાખે છે, માટે જ પોરબંદરમાં પત્થરવાળી જમીનપર નાલીએરીઓ સારી થાય છે.

**રાજવાડી** બાગની જમીન **કોબી** કરાર છે. એ જમીનમાં ૬ ઇંચથી ૧ ફુટ જેટલી ઉંડી મટ્ટી કાળી કે રતાસલેતી હોય છે. પણ તેથી નીચે ફીકા ધોળા રંગની મોરમ અને છૂટગડા કે બાધગડાવાળી મટ્ટી હોય છે, એમાં પણ નાલીએરીનાં ઝાડો ઘણાં સારાં થાય છે.

**નાલીએરી બાગ**-ની જમીન કેવળ ગામનું ખાતર એકઠું થઇ સડવાથી થયેલી છે. એ જમીનમાંના કુવાઓનું પાણી ઘણું ખારૂં છે. અને શિયાળે એ બાગની જમીનમાં લુણો જામે છે, અને પાણીના ધોરીઆઓ કાંઠે કલર (reh) ઘણી જોવામાં આવે છે. એથી એ બાગની જમીન આંબા વગેરે સારાં ઝાડવાંઓ માટે ઘણી નાલાયક ગણાય છે. એમાં કોઈ પણ જાતનો સારો મોલ થઈ શકતો નથી. પણ નાલીએરીનાં ઝાડો માટે એ જમીન અને ત્યાંનું પાણી એટલાં બધાં માફક છે કે એ જમીનમાં થયેલાં નાલીએરીનાં ઝાડો જેવાં તંદુરસ્ત અને ફલ આપનારાં ઝાડો આખા સ્વસ્થાનમાં બીજી કોઇ પણ જગોએ ભાગ્યેજ જોવામાં આવે છે.

આ સ્વસ્થાનમાં ઉછરેલા નાલીએરીના રોપાઓમાંથી વીરમગામ, મોરબી, ગોંડલ, જામનગર, રાજકોટ અને બીજી કેટલીક જગાઓએ સંખ્યાબંધ રોપાઓ મોકલવામાં આવેલા છે.

જો સારી ચાકરી અને રીતસર દેખરેખ હોય તો નાલીએરીનાં ઝાડો એક સારી પેદાશની વસ્તુ છે. એક નાલીએરીનાં ઝાડની પેદાશ બાર મહિને આ સ્વસ્થાનમાં તમામ ખરચ બાદ જતાં ઓછામાં ઓછી ૧ થી ૧૧ રૂપિયો ગણી શકાય.

નાલીએરીનાં સારાં ૧૦૦૦ ફળાઉ ઝાડોની ઓછામાં ઓછી પેદાશ અને વધતામાં વધતા ખરચનો અંદાજો નીચે પ્રમાણે થઇ શકે છે.

પેદાશ—દર ઝાડે ૧૦૦ ફલ ગણી દરેકની
 કીમત રૂ ૦–૦–૩ લેખે … … રૂ ૧–૯–૦
દર ઝાડે ૧૨ પાન ગણી દરેકની કીમત
 રૂ ૦–૦–૩ લેખે … … … રૂ ૦–૩–૦
દર ઝાડે બળતણની ભારી ૧ દરેકની
 કીમત રૂ ૦–૧–૦ લેખે … … રૂ ૦–૧–૦
કાથો ફલ ૧૦૦ નો શેર ૧૦ (પ્રત)
 રૂ ૦–૦–૬ લેખે … … … રૂ ૦–૫–૦

રૂ. ૨–૨–૦

એ હીસાબે એક હજાર ઝાડે રૂ. ૨૧૨૫ થાય છે.

ખરચ—બળદ જોડી ૧ ની ખોરાકી બાર
 માસના … … … … રૂ ૧૮૦–૦–૦
સાથી બેનો પગાર બાર માસના… રૂ ૧૮૦–૦–૦
ઓજાર કોસ વરત વગેરે પરચુરણ
 ખર્ચ બાર માસના … … રૂ ૪૦–૦–૦
દરબારી દાદ હાલના ધોરણ પ્રમાણે દર
 ઝાડે છ આના લેખે એક ૧૦૦૦
 ઝાડના બાર માસના … … રૂ ૩૭૫–૦–૦

બાર માસનું કુલ ખર્ચ … … રૂ. ૭૭૫–૦–૦

ઉપર પ્રમાણે બાર માસની પેદાશના રૂપિયા ૨૧૨૫–૦–૦ માંથી ઝાડોનું ખર્ચ અને દરબારી દાદ મળી કુલ રૂ. ૭૭૫ બાદ કરતાં બાકી રૂ. ૧૩૫૦ રહે છે.

તાડ અને દીવતાડના રોપાઓ એક જગોપરથી ફેરવી બીજી જગોએ વાવતાં તે ઘણુંકરી ઉછરતા નથી, પણ નાલીએરીના રોપા નાહાના અથવા મ્હોટા બે ચાર જગાઓએ ફેરવીને પાછા વાવવાથી પણ સારા થાય છે.

આ સ્વસ્થાનમાં આસરે બાર વર્ષપર નાલીએરીનાં ત્રીશ વર્ષનાં ૪૦ થી ૪૫ ફીટ ઉંચાં ઝાડ પીંડ સોતાં રાજવાડી બાગમાંથી કાઢી એક ગાઉ દૂર લઇ જઇ ભોજેશ્વર બંગલા પાસે વાવવામાં આવેલાં છે. તે અદ્યાપિ સારી સ્થિતિમાં છે, અને સારો ફાલ આપે છે.

પોરબંદરમાં સાકરી નાલીએરી શિવાય લોટણ, ગોવાગરી, માલવણી, મલબારી, જંગબારી, લીલી અને રાતી નાલીએરીઓ વાવવામાં આવેલી છે. તે દરેકમાં જૂદા જૂદા રંગ ઘાટ અને કદનાં ફલ થાય છે. પણ એમાં સાકરી અને ગોવાગરી વખણાય છે.

## ૮૫–N. O. PANDANEÆ
## વર્ગ—પેન્ડેની:—કેવડાનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહાનાં ઝાડ થાય છે. તેની શાખાઓમાંથી વડની વડવાઈ પેઠે મૂળ નીકળે છે. પાન લાંબાં, સાંકડાં, ચીવટ અને નરમ હોય છે. તેની કોર અને વચલી નીક પાછળ તીક્ષ્ણ અણીવાળા કાંટા જેવા દાંતા હોય છે. નર અને માદા ફૂલો જૂદાં જૂદાં ઝાડવાંપર થાય છે. નર ફૂલના પોટામાં પુંકેસરો ઘણાં હોય છે. તેના તંતુઓ છૂટા અથવા જોડાયલા હોય છે. પરાગકોષ ઉભા અને તળિયેથી તંતુપર ધરાયલા હોય છે. માદાફૂલોમાં સ્ત્રીકેસરગર્ભાશય પાસે પાસે ઘણા આવેલા હોય છે. તે એક પોલ અને એક કે વધારે આદિબીજવાળા હોય છે. સ્ત્રીકેસરનલિકા હોતી નથી, અને હોય છે તો ઘણી ટુંકી હોય છે. સ્ત્રીકેસરાગ્રમુખ સૂક્ષ્મ બાનકવાળું હોય છે. ફૂલ ગોળ કે લંબગોળ હોય છે, તે તેનાપર નાહાનાં ઘણાં કઠ્ઠણ ફૂલોનો સમુદાય પાસે પાસે આવી જઈ બનેલું હોય છે. બીજ નાહાનાં અને તેપર ઉભી લીટીઓની બાનક હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં ઉત્તેજક, વેદનાશામક, અને શીતહર ગુણો ગણવામાં આવે છે.

---

## વર્ગ—( પેન્ડેની ).
### નંબર–૫૪૪.

**૧–શાસ્ત્રીયનામ**–Pandanus fascicularis.

દૃષ્ટાન્ત–H. VI. p. 485; N. p. 360; Watt. VI. part. I. p. 5; ૩–નિ. પા. ૪૬૬.

**૨–દેશીનામ**–કેવડો (પો+ગુ૦); केवरा, केतकी, (म०) केउरा, केवरा, केतकी ( हिं० ); केतक, केतकी ( सं० ).

**૩–વર્ણન**–કેવડાનાં ઝાડવાં ૮ થી ૧૫ ફીટ ઉંચાં જોવામાં આવે છે. તે ભાગ્યેજ સીધાં હોય છે, પણ ઘણુંકરી તેમાંથી આડી અવળી શાખાઓ નીકળેલી હોય છે. એની શાખાઓમાંથી વડની વડવાઇની પેઠે મુસલ કે સાંબેલાં જેવાં જાડાં મૂળ નીકળેલાં હોય છે, તે જમીનમાં ઉતરે છે. પાન લાંબાં, સાંકડાં, લાંબી અણીવાળાં, નરમ નીચાં ઝુકતાં, લીસાં અને લીલા રંગનાં હોય છે. તેની કોરપર કાંટા હોય છે. નરફૂલના પોટા ઘણુંકરી શાખાઓના છેડા પાસે આવેલા હોય છે, તે પાન જેવાં પુષ્પપત્રોથી (Bracts) આચ્છાદિત થયેલા હોય છે. આ પોટાની અંદર નીચેથી ઉપર તરફ અનુક્રમે નાહાનાં નાહાનાં ધોળા કે પીળા રંગનાં, સુંવાળાં, સુગંધદાર પુષ્પપત્રો (Bracts) આવેલાં હોય છે. આ પુષ્પપત્રોમાં પુંકેસરોની ચમરીઓ આવેલી હોય છે. તેમાં પુંકેસરોના પરાગકોષમાંથી સુગંધી ધોળી પીળી રજ ખરતી હોય છે.

કેવડાનાં જે ઝાડપર માદાફૂલ થાય છે, તે ફૂલમાં પુંકેસરો કે આવી રજ હોતી નથી. પણ પાસે પાસે સ્ત્રીપુષ્પો આવી તેમાંથી એક મ્હોટું મજબૂત લંબગોળ ફૂલ બને છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–પિત્ત અને કફઘ્ન, ઉત્તેજક અને શીતહર.

**૬–ઉપયોગ**–કેવડાનાં મૂળમાંથી એક જાતનું ઔષધીય તેલ બનાવવામાં આવે છે, તે ચાંમડીના દરદોમાં ચાંમડીપર ચોપડવામાં આવે છે. કેવડાની શાખાઓ અને પાનમાંથી રેસા કાઢવામાં આવે છે, તે સાદરીઓ, દોરડાં અને માછીઓની જાળ બનાવવાના કામમાં આવે છે. **મોરીસમાં** આ રેસામાંથી દાણા, ખાંડ અને કોફી ભરવા માટે કોથળાઓ બનાવવામાં આવે છે. આ રેસાઓ કાગળ બનાવવાના કામમાં પણ આવી શકે છે. એની શાખાઓમાંથી નીકળતાં મુસલ જેવાં મૂળીઆંમાંથી પણ રેસા નીકળે છે. તેમાંથી રંગ અને ચુનો લગાડવાની પીછીઓ બનાવવામાં આવે છે. કેવડાના નર ફૂલમાંના પોટાનાં સુગંધી પુષ્પપત્રોમાંથી તેલ અને અર્ક બનાવવામાં આવે છે. જેનું અતર પણ બનાવવામાં આવે છે. આ અતર અને તેલ ઉત્તેજક અને આંચકી જેવાં દરદોમાં વાપરવામાં આવે છે. કેવડાના પાનની છતરી બનાવવામાં આવે છે. માથાંને ઘણી શરદી લાગી હોય તો તેપર કેવડાના અર્કમાં રૂમાલ ભીંજવી માંથાપર રાખવામાં આવે છે. કેવડાનાં પુષ્પપત્રો અને નરફૂલની ચમરીઓ જે ઘણાં સુગંધવાળાં હોય છે, તે સૌભાગ્યવંતી સ્ત્રીઓ અને છોકરીઓ માથાંના વાળના અંબોડામાં રાખે છે. પાનમાં ખાવાનો કાથો અને બીજા કેટલાક પદાર્થોને કેવડાની સુગંધી વાસ બેસાડવા માટે તે પદાર્થોને કેવડાનાં સુગંધી પુષ્પપત્રોમાં લાંબો વખત રાખવામાં આવે છે. અબીલ વગેરે કેટલીક સુગંધી વસ્તુને પણ કેવડાનો પાસ આપવામાં આવે છે.

"કેવડો ગરમ છે, હલકો છે, કફને હરે છે, આંખ્યના રોગને મટાડે છે, કેવડાનાં ફૂલ શરીરના રંગને સારો કરે છે, કેસની દુર્ગંધીને મટાડે છે, કામને વધારે છે, વાને મટાડે છે, કેવડાનાં કુણાં અંકૂર ટાઢાં છે, રસાયન છે, બળ કરે છે, શરીરને દૃઢ કરે છે, પિત્તને મટાડે છે."

( વૈ૦ રૂઘનાથજી. )

**૭–સ્થાનક**–બાગોમાં અને નદી નાળાંઓ કાંઠે કેવડાનાં ઝાડ ઉગેલાં જોવામાં આવે છે. એ હિંદુસ્થાનના ઘણા ભાગોમાં થાય છે.

આ સ્વસ્થાનમાં રાણાવાવ અને આસીઆપાટ ગામની નદીને કાંઠે તેમજ ઘણાક બાગોમાં પણ કેવડાનાં ઝાડો ઉગેલાં જોવામાં આવે છે.

૮-વિશેષ વિવેચન-કેવડાની ડાળ એક વખત વાવ્યા પછી તેનું આસ્તે આસ્તે વધીને એવું તો જાળું થઈ જાય છે કે તેની અંદર મનુષ્ય કે ઢોર જઈ શકતું નથી. માટે એને વાડ તરીકે પણ ઘણી જગોએ વાવવામાં આવે છે.

કેવડામાં અગણિત કાંટા હોવા છતાં ભમરાઓ તેની સુગંધીપર મોહિત હોય છે, માટે તે વિષે એક કવિ કહે છે કે:—

" अगृ अति तिछन हे जाकंक्रूर कंटकके,
विना दल नांहिं एक तेरो जन जाने हें ॥
परम परागको अमित अंधकार त्योंजु,
रसकी न बात तोमें कोविद वखानेहें ॥
सुकवि कहत स्याम अहो केतकी हिं तुव,
मनोहर ताईना अनंदउर सांने हें ॥
तदपि तिहारी यह अपुरव गंध केजु,
रसीक मलिंद तोमें दोष नांहिं माने हें ॥

રાજાની નોકરી કરવામાં ઘણાં ઘણાં સંકટો છતાં પણ કેટલાએક વિદ્વાન લોકોને તેમાં રૂચિ ધરાવતા જોઈ કવિ પોતાના મનમાં એ નોકરીના ઉદ્દેશથી કેતકીને કહે છે કે—હે કેતકી! તારૂં એકે પાનડું અત્યંત તીક્ષ્ણ અણીઓવાળા કંટકો વગરનું નથી, તારામાં પરાગનો અંધકાર પણ અપાર છે, રસની તો તારામાં વાત જ નથી. અને હૃદયને આનંદ આપે એવી રમણીયતા પણ તારામાં નથી, એ વાતને ફક્ત વિદ્વાનોજ જાણે છે એમ નથી, પરંતુ સઘળા લોકો જાણે છે તો પણ તારી અપૂર્વ સુગંધથી લલચાએલા ભ્રમરો તારામાં કશો દોષ માનતા નથી."

(ક. સ્યા. જ).

---

## ૮૬-N. O. TYPHACEÆ.

## વર્ગ-ટાઇફેસી.

### પાન અથવા ધાડુંડીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ એક ઘણા નાહાના વર્ગની વનસ્પતિ ઘણુંકરીને મીઠાં પાણીમાં ઉગે છે, તે બહુધા બહુવર્ષાયુ છોડવા હોય છે. પાન સાંકડાં, લાંબાં, ઉભાં અથવા પાણીપર તરતાં હોય છે. ફૂલ ગોળાઇસેતી અથવા લાંબી ડુંડી (બાજરાનાં ડુંડા જેવી)પર ઘણાં જ પાસે પાસે આવેલાં હોય છે. તે નાહાનાં અથવા ઘણાં બારીક હોય છે. તેમાં નર અને માદા ફૂલો બહુધા જૂદાં જૂદાં હોય છે, ને ઘણુંકરી ઉપરનાં ફૂલો નર હોય છે. બાહ્યાન્તરયુક્તકોષ (perianth) ની જગોએ લીલા રંગનાં કડપલાં જેવાં પત્રો અથવા ઝીણા વાળ હોય છે. નર-ફૂલોમાં પુંકેસરો ૧ થી ૭; તંતુઓ છૂટા અથવા જોડાયલા, પરાગકોષ પાદસ્થિત (basifixed) હોય છે. માદા ફૂલમાં સ્ત્રીકેસરગર્ભાશય ઉર્ધ્વસ્થાયી, ૧ થી ૨ પોલવાળો, તેના દરેક પોલમાં ૧ આદિબીજ હોય છે; નલિકાઓ કાયમી અને નલિકાગ્રમુખો બાજુએથી ખરસટ હોય છે. ફલ નાહાનું, (દાણા જેવું). પાતળી છાલવાળું, અથવા કઠ્ઠણ, અને બીજ ચીકણું અથવા રવાવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિ શીતોપચાર કરવામાં કામ લાગે છે. એ મૂત્રલ અને રોપક પણ ગણાય છે.

---

## વર્ગ-(ટાઇફેસી.)

### નંબર ૫૪૫.

૧-શાસ્ત્રીયનામ-Typha elephantina.

દૃષ્ટાન્ત-H. VI. p. 489; Watt. VI. part IV. p. 207; ૩૦ નિ૦ પા૦ ૩૬૩.

૨-દેશીનામ-ધાડુંડી, પાન, પની (પો૦); ધાબાજરી (ગુ૦); रामबाण (મ૦); पतर, पतीह, पांन (हिं०); एरका, शरी (सं०).

૩-વર્ણન-ધાડુંડી નામના ઘાસ જેવા છોડવા ૪ થી ૧૦ ફીટ જેટલા ઉંચા વધે છે. એ મીઠા પાણીમાં ઉગે છે ને જ્યાં ઉગે છે ત્યાં એ ઘણા વિસ્તારમાં ફેલાઈ શેરડીના વાડની પેઠે ગીચ ઉગેલા હોય છે. એનાં પાન લાંબાં છોડવા જેટલાં હોય છે. ને તે અંગ્રેજી (કિરચ) તલવાર જેવા આકારનાં હોય છે. એમાં નર-અને માદા-ફૂલની જૂદી જૂદી ડુંડી આવે છે. તે એની ડાંડીને છેડે માદાડુંડી નીચી, ને નરડુંડી તેથી થોડી છેટે ઉંચી આવેલી હોય છે. ફૂલ સૂક્ષ્મ હોય છે.

મૂળ-કેળના મૂળને મળતાં હોય છે. એટલે મૂળને એક ગાંઠ હોય છે. એ ગાંઠ અંદરથી સફેદ, કઠ્ઠણ અને જરા દાણાદાર પદાર્થવાળી દેખાય છે, ને બહારથી ભૂરા રંગનાં ફોતરાંથી ભરેલી હોય છે. મૂળની ગાંઠમાંથી કેળની પેઠે ફણસા ફૂટી નવા રોપાઓ થતા જાય છે, ને એ ગાંઠમાંથી ઘણા પોચા રેસાઓ નીકળેલા હોય છે.

ડાંડી અને શાખાઓ-ડાંડી લીલા રંગની, નીચે ચપટી, પોહોળી, ને છેક ઉપર જતાં સાંકડી ને ગોલ થયેલી હોય છે. તે અંદરથી સફેદ અને પોચી હોય છે.

પાન-ડાંડીના થડમાંથી લાંબાં, લીસાં અને ચળકતાં પાન નીકળેલાં હોય છે. તે અંદરથી સફેદ અને પોચાં હોય છે. નીચે ભુંગળીની પેઠે ડાંડીપર વળેલાં હોય છે, ને તેની ઉપર ચપટાં થયેલાં અને છેક છેડા તરફ સાંકડી

છુટ્ટી અણીથતાં હોય છે. પાન બહારની બાજુ ગોળાઈ-લેતાં ને અંદરની બાજુ સહેજ અંદર બેસતાં હોય છે. તેની બન્ને કોર ધારવાળી હોય છે, પણ છેડા પાસે પાન વચમાં ચપટાં ને બન્ને કોરે **કિરચની** પેઠે પાતળી ધારવાળાં હોય છે. તે ૪ થી ૧૦ ફીટ લાંબાં ને ¼ થી ¾ કે ૧ થી ૧½ ઈંચ પહોળાં હોય છે.

**ફૂલ**–ડાંડીનો છેડો જે ગોળ અને સુતળીથી સ્લેટપેન જેવો જાડો થયેલો હોય છે, તેપર બાજરાની ડુંડી જેવી ૧–નીચે ને ૧–ઉપર એમ ૨–ડુંડીઓ થોડે થોડે છેટે આવેલી હોય છે. તેમાં નીચેની ડુંડીમાં હજારો માદા-ફૂલો, ને ઉપરનીમાં નરફૂલો હોય છે. આ બે ડુંડીની વચ્ચે ½ થી ૩ ઈંચનો અંતર હોય છે. નરડુંડીની નીચે એક ઉભી નસોવાળું પુષ્પપત્ર હોય છે. નરડુંડીમાંનાં ફૂલો ભૂરાં ને લીલાસલેતા કાળા રંગનાં હોય છે. તે તંતુ જેવાં દેખાય છે. તેમાં પરાગરજ પીળી હોય છે. રજ ખરી ગયા પછી નરફૂલો તરત ખરી જાય છે, ને ત્યારે આ નરફૂલોની ડુંડી માદાડુંડીપર ફક્ત એક અણીવાળી સળીની પેઠે રહેલી જોવામાં આવે છે. માદાફૂલો ફીકા ભૂરા રંગનાં હોય છે. આ ડુંડી ઘણો લાંબો વખત રહે છે તેથી એકજ ડુંડી ઘણીવાર તેના છોડવાપર દેખાય છે. તે છેવટ ઘેરા ભૂરા રંગની થઈ જાય છે. માદાડુંડી ઘણી પાકી ગયા પછી તેમાંની ભૂરી અગર ભૂર ઉડવા માંડે છે.

ફૂલ અને બીજ–ઘણાં સૂક્ષ્મ હોય છે.

**૪–ઉપયોગીઅંગ**–સર્વાંગ.

**૫–ગુણદોષ**–મૂત્રલ અને રોપક.

**૬–ઉપયોગ**–એનાં મૂળને સારી પેઠે ધોઈ સાફ કરી એક સ્વચ્છ કપડામાં બાંધી ગરમીના આજારમાં પેડુ ઉપર બાંધવાથી પીશાબ છૂટે છે. એનાં મૂળ દુકાળની વખતે ઢોરોને ખવરાવવામાં આવે છે. પાન હાથીનો મુખ્ય ચારો છે. એની ડુંડીમાં રૂ જેવું નરમ ભૂર થાય છે. તે તેલમાં બોળી, અથવા એ ડુંડીને બાળી તેની રાખ ધુપેલ તેલમાં વાટી જખમમાં ભરાય છે અથવા તેપર ચોપડાય છે. તેથી જખમ અથવા ધા રૂઝાઈ જાય છે. એની ડાંડી અને પાન જાવળી અથવા છાજ તરીકે વપરાય છે. એની ડાંડી અને પાન માછી લોકો પાણીમાં તરવાના ત્રાપા બાંધવામાં વાપરે છે. એની ડાંડી અને પાનની સાદરી, દોરડાં અને સુંડલીઓ બનાવવામાં આવે છે. એના રેસા કાગળ અને લુગડાં બનાવવાના કામમાં આવી શકે, એમ કહેવાય છે–"એ પાન્યનાં મૂળ ઘણાં ટાઢાં છે, વાયુ કરે છે, મૂત્રકૃચ્છ્ર, પાંણવી, બળતર, પિત્ત, લોહીવિકાર એ સર્વેને ટાળે છે, સ્ત્રીનું દૂધ, તથા રજ, તથા પુરૂષના વીર્યને સાફ કરે છે, એને ઢોર ખાતાં નથી, ખાય તો તેને અવગુણ કરે છે." (વૈ૦ રૂગનાથજી)

**૭–સ્થાનક**–મીઠાં પાણીના ધ્રો, વોકળા અને નદી કાંઠે ઉગે છે. એ હિં૦ માં ઘણી જગોએ થાય છે.

આ સ્વસ્થાનમાં મીણસાર, વરતુ અને બીજી નદીયોમાં, તેમજ પોરબંદર પાસે ચોબારી નાલીએરપ્લેન્ટેશનપર તળાવ વાવના ખડાપર તે બારેમાસ ઉગે છે.

**૮–વિશેષ વિવેચન**–એની ડુંડીમાનાં ભૂરથી **જખમ** અથવા **ધા** રૂઝાય છે, માટે એને **ધાડુંડી** કહે છે. એમ કહેવાય છે કે, સોમનાથ પાટણ પાસે **પાન** ઘણું ઉગે છે. અને યાદવાસ્થલી વખતે રૂષિના શ્રાપથી જે શસ્ત્રો ઉગી નીકળ્યાં હતાં તે આ **પાન** છે.

---

## ૮૭–N. O. AROIDEÆ.

## વર્ગ–એરોઇડી–પ્રશ્ની અથવા જલ-શંખલાંનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ વર્ગમાં નાહના છોડવા થાય છે. તેમાંના કેટલાક મીઠાં પાણીમાં ઉગે છે. પાન આંતરે આવે છે. ફૂલ એક કે દ્વિજાતીય હોય છે, તે એક પોટીની અંદર આવે છે. નર–ફૂલો બહુધા પોટીની અંદર મથાળાં તરફ, અને માદા–ફૂલો તળિયાં તરફ હોય છે. પરાગકોપ ૨ થી ૪ પોલવાળા; સ્ત્રી-કેસરગર્ભાશય ૧ થી ૩ પોલવાળો; નલિકા લાંબી અથવા ટુંકી અને નલિકાગ્રમુખ બહુધા વિભાગિત હોય છે. ફલમાં ૧ અથવા વધારે બીજ હોય છે; બીજ રસમાં ડુબેલાં હોય છે.

આ વર્ગની વનસ્પતિ સુરણ (Amorphophallus Campanulatus) સૌના જાણ્યામાં છે.

આ વર્ગની વનસ્પતિનો ગુણ મૂત્રલ, ક્ષોભક, વિદાહી, ઝેરી અને સારક ગણાય છે.

**અડુનીવેલ**–(Pothos scandens) જે હાલ ઘણા બાગોમાં વાવવામાં આવે છે, અને જે સોપારી કે નાલી-એરીનાં ઝાડોપર ચડાવવામાં આવે છે, તે પણ આ વર્ગની વનસ્પતિ છે. એની ડાંડીમાંથી મૂળ જેવા તંતુઓ નીકળી તે ઝાડપર ચપ્પટ બેસી જાય છે.

**અડવી** (colocasia antiquorum) ની ગાંઠોનું શાક અને તેનાં પાનનાં પત્રવેલીઆં કરવામાં આવે છે, તે પણ આ વર્ગની વનસ્પતિ છે. અડવીની ગાંઠો વાડી અને બાગોમાં ચોમાસાંની શરૂવાતે વાવવામાં આવે છે, એને છાણની રેડનું ખાતર અને પુષ્કળ પાણી આપવાથી એનાં પાન ઘણાં મ્હોટાં થાય છે. એનાં પાનની ડાંડલીનું પણ કેટલાક લોકો શાક કરે છે, તેમાં આંબલી, ટોપરૂં અને ટોપરાંનું તેલ નાંખે છે.

## વર્ગ-(એરેઇડી.)

### નંબર ૫૪૬.

**૧-શા. ના.**-Pistia Stratiotes.

દૃષ્ટાંત-H. VI. p. 497; N. p. 362; Watt. VI. part I. p. 275.

**૨-દેશી નામ**-જલશંખલાં (પો+ગુ૦), प्रश्नी, गोंडाली, सेडवेल (म०); जलकुंभी (हिं०); जलकुंभिका (सं०).

**૩-વર્ણન**-આ વનસ્પતિ મીઠાં સ્થિર પાણીમાં ગચું-બની માફક પાસેપાસે તરતી જોવામાં આવે છે. એનાં પાન જાડાં, તળિયે સાંકડાં, મથાળે પોહોળાં અને કોર-પર લેહેરીઆંવાળાં હોય છે; તેમાં સ્પષ્ટ દેખાતી પસ-રાયલી નસો હોય છે. પાન ઉભાં શંખલાં કે પ્યાલા જેવાં દેખાય છે. ફૂલની પોટી ધોળા રંગની જરા વાંક વળતી ઘંટાકાર ½ ઇંચ લાંબી હોય છે. ફૂલ પાતળું અને તેમાં ખરસટ સૂક્ષ્મ થોડાં બીજ હોય છે.

**૪-ઉપયોગી અંગ**-સર્વાંગ.

**૫-ગુણદોષ**-શીતલ અને મૂત્રલ.

**૬-ઉપયોગ**-જલકુંભીનાં પાન ગરમ કરી પેડુપર બાંધવાથી પિશાબ છૂટે છે. હરસ ઉપર એનાં પાનની પોટીશ બંધાય છે. માથાંના ખોડા ઉપર એની રાખ તેલમાં મેળવી ચોપડવામાં આવે છે, તેથી ખોડો મટી જાય છે. એનો કાઢો સંગ્રહણી અને ઉધરસ ઉપર અપાય છે.

**વિશેષ વિવેચન.**-જલકુંભી જે પાણીમાં ઉગે છે તે પાણીને બગાડે છે એમ કેટલાક વિદ્વાનોનો મત છે; અને કેટલાકો કહે છે કે, એ પાણીને સ્વચ્છ રાખે છે. પણ એવું જોવામાં આવેલ છે કે થોડાં પાણીમાં તે હોય તો તે પાણીને બગાડે છે.

એનાં પાન શંખલાંની પેઠે વળેલાં દેખાય છે માટે એને જલશંખલાં કહેતા હશે.

---

## ૮૮-N. O. ALISMACEÆ.

## વર્ગ-એલિસ્મેસી-નલકુટનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષ-આ વર્ગમા નાહાના છોડવા થાય છે. તે મીઠાં પાણીમાં ઉગે છે. પાન મૂળ-પરથી નીકળે છે, ને તે અખંડ કોરવાળાં હોય છે. ફૂલ એક અથવા દ્વિજાતીય હોય છે. બાહ્યાન્તરયુક્તકોપ-(Perianth)ના ૬ વિભાગો હોય છે, તે બે હારમાં વેંચાયલા હોય છે. તેમાં બહારની હારના ત્રણ વિભાગો પુ૦ બા૦ કોપનાં પત્રો જેવા, અને અંદરની હારના પાંખડીઓ જેવા હોય છે. પુંકેસરો ૬ અથવા વધારે હોય છે, તે સ્ત્રીકેસરની નીચે અથવા તેની આજુબાજુ આવેલા હોય છે; પરાગકોપ ઉભા, પાદસ્થિત (basifixed) અને ૨ પોલવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશયના ખાનાં (carpels) ૩-૬ કે વધારે હોય છે; ફલ ઉભાં બીજડાં (કારીજીરી જેવાં) જેવાં અથવા શીંગો જેવાં હોય છે. બીજ નાહાનાં હોય છે.

આ વર્ગની કેટલીક વનસ્પતિનાં મૂળની ગાંઠો બાફ્યા પછી ખોરાક તરીકે કામ લાગે છે. કેટલીકમાં ગ્રાહિ ગુણ રહેલો છે.

---

## વર્ગ-(એલિસ્મેસી,)

### નંબર ૫૪૭.

**૧-શા૦ ના૦**-Limnophyton obtusifolium.

દૃષ્ટાન્ત-H. VI. p. 560; N. p. 366.

**૨-દેશીનામ**-નલકુટ (પો+ગુ૦+મ૦).

**૩-વર્ણન**-એના છોડવા વરસાદનું મીઠું પાણી ભરાઈ રહેતું હોય એવા ખાડા ખાબોચીઆમાં ચોમાસે ઉગે છે. એનાં પાન ૧ થી ૧½ ફુટ લાંબાં અને ૨ થી ૮ ઇંચ પોહોળાં થાય છે. તેની ડીટડી લાંબી હોય છે. પાનના છેડા ડીટડી પાસે લંબાએલા હોય છે, તેનાં ટેરવાં સાંકડાંથતાં બુઠ્ઠાં હોય છે. તેપર ઉભી નસો આવેલી હોય છે. ફૂલ ધોળા રંગનાં હોય છે, તે શેલડાં જેવી ડાંડીપર ગચુમની પેઠે આવેલાં હોય છે, બાહ્યાન્તરયુક્ત કોપ ૬ વિભાગોવાળો હોય છે. ફલ કરચલીવાળાં હોય છે.

એનાં પાન ટાઢક કરવા માટે ખેડુ અને રબારી લોકો ઢોરનાં ભાઠાં અને ચાંદાઓ ઉપર બાંધે છે.*

---

## ૮૯.-N. O. NAIADACEÆ.

## વર્ગ-નાએડેસી.-જલપુપેડીનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-

આ વર્ગની વનસ્પતિ પણ મીઠાં પાણીમાં ઉગે છે. તેનાં પાન ઘણીવાર પાણીપર તરતાં હોય છે. ફૂલ ઘણાં બારીક હોય છે, તે ૧ કે ૨-જાતીય હોય છે. ફલ સૂક્ષ્મ એક બીજવાળું હોય છે.

આ વર્ગની વનસ્પતિ પણ શીતોપચાર તરીકે બાહ્યો-પચારમાં વપરાય છે.

---

## વર્ગ-(નાએડેસી).

### નંબર. ૫૪૮.

**૧-શા. ના.** Potamogeton indicus.

દૃષ્ટંટ-H. VI. p. 565; N. p. 368.

**૨-દેશી નામ.**-જલપુપેડી (પો×ગુ૦).

* આ સ્વસ્થાનમાં રાણાવાવ અને રાણવોકળામાં તેમજ બગવદર અને ખાંભોદરના વોકળામાં એ ઘણાં ઉગે છે.

૩-વર્ણન-એના છોડવા ખાડા ખાબોચીઆં અને વોકળાઓમાં ચોમાસે ઘણા જોવામાં આવે છે. એનાં પાનની ડીટડી પાતળી ને ઘણી લાંબી હોય છે. પાન પાણીપર બહુધા સપાટ તરતાં હોય છે. તે ૩ થી ૪½ ઇંચ લાંબાં અને ૧ થી ૨¾ ઇંચ પોહોળાં હોય છે. તે ઘણાં પાતળાં હોય છે. તેની કોર ડીટડી પાસે ગોળાઇલેતી કે સાંકડી હોય છે. પુષ્પ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી અથવા તેની સામેથી નીકળેલી હોય છે.

એનાં પાન પાતળાં હોતાં છોકરાંઓ તેની પુપેડી કરી વગાડે છે, માટે એને જળપુપેડી કહે છે.*

---

## ૯૦-N. O. CYPERACEÆ.

## વર્ગ-સાઇપરેસી-મોથ અને ચીઆનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ-આ એક મ્હોટા વર્ગમાં ઘાસ જેવા નાહાના છોડવાઓ થાય છે. તેમાંના ઘણાખરા મીઠાં પાણીમાં અને પાણી કાંઠે ઉગે છે. આ વર્ગના છોડવાઓની ડાંડી સાંધા કે પડદાવાળી હોતી નથી પણ નકોર હોય છે. તે બહુધા ૩ કે વધારે ખૂણા કે ધારવાળી હોય છે. પાન ઘણુંકરી ત્રણ હારમાં આવે છે. અને તેને તળિયે અખંડ ભુંગળી હોય છે; અથવા પાન-હોતાં નથી. ફૂલની ચમરીઓ ડાંડીપર છત્રાકાર આવે છે. ફૂલ એક કે દ્વિજાતીય હોય છે. તે નાહાનાં અથવા બારીક હોય છે, અને તે કડપલાં જેવાં પાન-(glumes) ના ખૂણામાં અક્કેક આવેલાં હોય છે. બાહ્યાન્તરયુક્તકોપ (perianth) હોતો નથી અને હોય છે તો તે તંતુ જેવા વાળ અથવા કડપલાં જેવાં પાનનો બનેલો અને સ્ત્રીકેસરની હેઠળ આવેલો હોય છે. પુંકેસરો ૧ થી ૩, કે ભાગ્યેથી વધારે; પરાગકોષ સાંકડા, લાંબા, અને બહુધા ચપટા તંતુઓપર પાદસ્થિત હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલ અને ૧ બીજવાળો; નલિકા ટુંકી અથવા પાતળી, ૨ થી ૩ ફાંટાવાળી, ફાંટા પાતળા અને સ્ત્રીકેસરાગ્રમુખ પ્રદેશવાળા હોય છે. ફલ ચપટું, અથવા ત્રિકોણ બીજડાં જેવું હોય છે. બીજ ઉભું, છૂટું, રસ અથવા રવાવાળું હોય છે.

આ વર્ગની કેટલીક વનસ્પતિના મૂળમાં સુગંધિત અથવા મીઠી ગાંઠો થાય છે, તેથી તે સુગંધ તેમજ ખોરાક તરીકે કામમાં આવે છે. તે ઉપરાંત એમાં શોધક, સ્વેદલ, મૂત્રલ, ઉપલેપક અને ચિરગુણકારી પૌષ્ટિક ગુણ રહેલા છે.

---

* જલવનસ્પતિ પણ આ સ્વસ્થાનમાં ઘણી જાતની ઉગે છે, પણ તેનો વિશેષ ઉપયોગ નહીં થતો હોવાથી હાલ તે લખી નથી.

## વર્ગ—(સાઈપરેસી).

### નંબર ૫૪૯.

૧-શાસ્ત્રીયનામ-Pycreus capillaris.

દૃષ્ટાન્ત-H. VI. p. 591,

૨-દેશીનામ-ચગીમોથ, ચગી (પો૰ગુ૰).

૩-વર્ણન-ચગીમોથ ૪ ઇંચથી ફુટેક ઉંચી વધે છે. તે વરસાદ થતાંજ બીજી બધી વનસ્પતિથી પ્રથમ નીકળે છે. એનો રંગ પ્રથમ પીળાસલેતો લીલો હોય છે, અને પાછળથી ઘેરો લીલો થઇ જાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં જથાબંધ ઉગે છે. એના ઉગવાથી વરસાદ પડયા પછી બે ત્રણ દહાડામાં જમીન લીલકાઈ જાય છે. તે જમીનપર ઘો પાથરી હોય એવી દેખાય છે. આવી જમીનને બૃજભાષામાં હરિતભોમ કહે છે. ("नयोनेह, नयोमेह, नइजू हरितभोम.") આવી હરિતભૂમીનો દેખાવ પહેલા વરસાદ પછી ઘણોજ મનોહર થઇ રહે છે.

એનાં મૂળ ઘણાં બારીક રેસા જેવાં ધોળા કે ઘેરા ભૂરા રંગનાં હોય છે. એની નીચે સૂક્ષ્મ ગાંઠ હોય છે, તેમાં મોથ જેવી સુગંધિત વાસ હોય છે. એના રેસા જેવાં મૂળિયાંને છેડે ધઉંના દાણા જેવડી અને તેના જેવીજ સૂક્ષ્મ ગાંઠો થાય છે, ને તેમાંથી બીજા છોડવાઓ ફૂટે છે. એનાં પાન એના છોડવા જેટલાં લાંબાં અથવા તેથી ટુંકાં હોય છે. પાનપર ઉભી લીટી આવેલી હોય છે. પાન ½ લાઇનથી ૧ લાઇન પહોળાં હોય છે. તે લીસાં ને ચળકતાં હોય છે, તેની બન્ને કોર અંદર વળેલી હોય છે, ને તેનાં ટેરવાં ઝીણાં અણીદાર હોય છે. એના છોડવાની ડાંડીપર ૩ થી ૫ ઉભી નસો હોય છે, અને તેપર ધોળા સૂક્ષ્મ બિંદુઓની બાનક હોય છે. ડાંડીને મથાળે ત્રણ પાન જેવાં ત્રણ પુષ્પપત્રો નીકળેલાં હોય છે, તે એક બીજાંથી જરા નાહાનાં મ્હોટાં હોય છે. એ પુષ્પપત્રોના ખૂણામાંથી તેમજ ડાંડીને મથાળે ફૂલ નીકળેલાં હોય છે. તે પ્રથમ લીલાસલેતા પીળા રંગનાં ને પાછળથી કીરમજી અથવા રાતા ભૂરા રંગનાં થઇ જાય છે. એનાં બીજડાં સૂક્ષ્મ હોય છે.

એનાં મૂળમાં ધઉંના દાણા જેવી ગાંઠો થાય છે તેને ચગીના દાણા કહે છે. તે ગરીબ લોકો દુકાળની વખતે ખાય છે. ચોમાસામાં નાહાનાં વાછરડાંઓ ચરતાં શીખે ત્યારે પ્રથમ ચગીમોથ ચરે છે. ચગીના દાણા સારસ અને કંકણસાર પક્ષીઓ પણ બહુ ખાય છે.

---

## વર્ગ-સાઇપરેસી.

### નંબર ૫૫૦.

૧-શાસ્ત્રીયનામ-Cyperus rotundus.

દૃષ્ટાન્ત-H. VI. p. 614; Watt. II. p. 686; રૂ. નિ. પા. ૨૦.

**૨–દેશીનામ**–મોથાં, મોથ (પો+ગુ૦); मोथ (म०); मोथा, मूथा (हिं०); मुस्ता (सं०).

**૩–વર્ણન**–મોથના છોડવા ½ થી ૧ કે ૨ ફીટ ઉંચા થાય છે. તે મીઠાં પાણીવાળી જગો, પાણી કાંઠે કે છીછરાં પાણીમાં ઉગે છે, તેની ડાંડી મથાળે ત્રણ બુઠ્ઠી ધારોવાળી હોય છે. પાન લાંબાં, ટેરવે સાંકડાંથતાં અને ડાંડીપર ઘણુંકરી ઉપરાઉપર આવેલાં હોય છે. ફૂલની ચમરીઓ ડાંડીને મથાળે છત્રાકાર આવેલી હોય છે. તે લીલાસલેતા રાતા કે ઘેરા ભૂરા રાતા રંગની હોય છે. બીજડાં ઘણું-કરી ત્રણ છેડા કે ખૂણીઆવાળાં ને કાળા રંગનાં હોય છે.

મોથના છોડવા ઘણા લાંબા કાળથી પ્રસિદ્ધ છે. તેનાં મૂળમાં ½ થી ૧ ઇંચ લાંબી લંબગોળ કે ગોળાઇલેતી ગાંઠો થાય છે, તેને **મોથ** કહે છે. એમાં સુગંધી હોય છે. એ ગાંઠો અર્થાત્ મોથ સુગંધી પદાર્થો બનાવવામાં તેમજ ઓસડોમાં વપરાય છે. એનું સુગંધી તેલ બનાવવામાં આવે છે. તે કપડાં અને બીજા પદાર્થોને સુગંધિત કરવા માટે લગાડવામાં આવે છે. ધુપેલતેલના વસાણાંમાં મોથ (અને નાગરમોથ) ખાસ કરીને નાંખવામાં આવે છે. મોથ, આમળાં, ચંદન, વાળો, કપુરકાચલી અને રતાંજળીને પાણીમાં વાટી જરા ગરમ કરી તેથી માથું ધોવામાં આવે છે. એથી માથાના વાળ ઘણા સુંવાળા સુગંધિત અને કાળા થાય છે. કેટલાક લોકો પીઠીમાં મોથની ભૂકી વાપરે છે.

મોથમાં ગ્રાહી, સ્વેદલ, ઉત્તેજક, પૌષ્ટિક, ચિરગુણકારી પૌષ્ટિક, સુગંધિક, કૃમિઘ્ન અને મૂત્રલ ગુણો મનાયલા છે. મોથ ઉદર અને આંતરડાની વ્યાધિમાં વપરાય છે. મોથને છોલી આદુ સાથે વાટી તેમાં મધ મેળવીને તે સંગ્રહણીપર અપાય છે. મોથ અજીર્ણ, ઉલટી, ઝાડા, સંધિવા, તાવ, અને નબળાઇ આદિ ઘણાં દરદોપર અપાતા ક્વાથ અને પાકોમાં આવે છે.

"મોથ તીખી, કડવી, કફને હરનાર, ઝાડાને રોકનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, અને પિત્ત, રૂધિરવિકાર, તાવ તથા તૃષાનો નાશ કરનાર છે." (વૈ. શા. મ. ગો.)

---

## વર્ગ–(સાઇપરેસી.)
### નંબર ૫૫૧.

**૧–શાસ્ત્રીયનામ**–C. scariosus.

દૃષ્ટાંત–H. VI. p. 612; Watt. II. p. 687; રૂ. નિ. પા. ૨૦.

**૨–દેશીનામ**–નાગરમોથ (પો+ગુ૦); नागरमोथ (म०); नागरमूथा (हिं०); भद्रमुस्ता (सं०).

**૩–વર્ણન**–નાગરમોથના છોડવા મોથ જેટલા અથવા તેથી કંઇક ઉંચા થાય છે. એનાં મૂળ ગાંઠા ગડબાવાળાં આડાં ટેઢાં કાળાસલેતા રંગનાં જરા દબાયલાં ને લાંબાં હોય છે. તેમાં મોથ કરતાં વધારે મધુરી સુગંધ હોય છે. મોથ ઉગે છે તેવી જગોએ **નાગરમોથ** પણ ઉગે છે. એનાં મૂળિયાં પણ મોથની પેઠે પ્રસિદ્ધ છે અને તે ઘણુંકરી તેની સાથે વપરાય છે.

---

## વર્ગ–(સાઇપરેસી).
### નંબર ૫૫૨.

**૧–શાસ્ત્રીયનામ**–C. stoloniferus?

દૃષ્ટાન્ત–H. VI. p. 615; Watt. II. p. 688.

**૨–દેશીનામ**–કાસાં (પો૦+ગુ૦).

**૩–વર્ણન**–કાસાંના છોડવા દરિયા કિનારે રેતીના ઢસા ઉપર ઘણા ઉગે છે. તે ૪ ઇંચથી ફુટેક ઉંચા હોય છે. તેનાં પાન ઘણુંકરી તળિયે જમીનપર પથરાયલાં હોય છે. એનાં મૂળ જમીનમાં ઘણાં લાંબાં વધે છે. તેમાં મોથ જેવી ગાંઠો અને સુગંધી ભાગ્યેજ હોય છે.

એ તમામ જાતનાં ઢોર ખાય છે. પણ મૂળમાં સડેલી વાસ હોય તો ખાતાં નથી.

---

## વર્ગ–(સાઇપરેસી.)
### નંબર ૫૫૩.

**૧–શાસ્ત્રીયનામ**–C. exaltatus.

દૃષ્ટાન્ત–H. VI. p. 617; Watt. II. p. 684.

**૨–દેશીનામ**–ઘોડા ચીઓ, ડુંગરો (પો૦+ગુ૦).

એના છોડવા ૩ થી ૬ ફીટ ઉંચા થાય છે. તે લીસા ને ચળકતા હોય છે. એ મીઠાં પાણીનાં તળાવ ખાબોચીઆં કે ખાઇમાં ઉગે છે. એનાં મૂળમાં મોથનાં જેવી ગાંઠો થતી નથી પણ મૂળ કેવળ રેસા જેવાં હોય છે, એની ડાંડી ત્રણ ધારવાળી હોય છે. પાન એને તળિયેથી ખોલીવાળાં નીકળેલાં હોય છે. તે અનિયમિત લંબાઇનાં હોય છે. એની ડાંડીને મથાળે ફૂલની ચમરીઓ છત્રાકાર આવેલી હોય છે. તેની નીચે પાન જેવાં પુષ્પપત્રોનો ચક્ર આવેલો હોય છે. પુષ્પપત્રો પણ પાનની પેઠે અનિયમિત લંબાઇનાં હોય છે. ફૂલની એકાદ ચમરી એની ડાંડીને મથાળે વચ્ચોવચ્ચ ડીટડી વગરની આવેલી હોય છે. અને બીજી ૮ થી ૧૦ લાંબી ડીટડીઓવાળી અને ૨ થી ૪ ટુંકી ડીટડીઆવાળી હોય છે. જે લાંબી ડીટડીઓવાળી ચમરી હોય છે તેમાં તેની ડીટડીને મથાળે સૂક્ષ્મ પુષ્પપત્રો આવી તેની બાજુએથી સૂક્ષ્મ ડીટડી વગરની અને ઝીણી અનિયમિત લંબાઇની ડીટ-ડીઓવાળી ચમરીઓ નીકળેલી હોય છે. એ ચમરી-ઓની લંબાઈ ડીટડીઓ બાદ કરતાં ૧ થી ૧½ કે ૨ ઇંચની હોય છે. અને પહોળાઈ ⅙ થી ⅓ ઇંચ જેટલી

હોય છે. ચમરી ચપટી હોય છે. તેનો રંગ પીળાસલેતો ભૂરો હોય છે. બીજ ત્રણ ધારવાળાં અને લીસાં હોય છે.

એના છોડવા આ સ્વસ્થાનમાં ઉગતી **ચીઆની** જાતની વનસ્પતિમાં સૌથી જાડા અને ઉંચા હોય છે. અને ચગીમોથના છોડવા સૌથી ઝીણા અને ટુંકા હોય છે. ઘોડા ચીઆના છોડવાની ડાંડી છેટેથી ડુંગળીનાં પાન જેવી દેખાય છે માટે એને **ડુંગરો** કહે છે. નં૰ ૫૩૪ જુવો. એના છોડવામાંથી ચટાઇ બનાવવામાં આવે છે. એના છોડવા નાહાના હોય છે ત્યારે ઘોડાં બહુ ખાય છે માટે એને **ઘોડાચીઓ** કહે છે. એના છોડવા ભેંસ પણ ખાય છે.

---

## વર્ગ-(સાઇપરેસી.)

### નંબર. ૫૫૪.

**૧-શાસ્ત્રીયનામ**-C. Haspan.

દૃષ્ટાંત-H. VI. p. 600; Watt. II. p. 684.

**૨-દેશીનામ**-ચીઓ (પો×ગુ૰).

ચીઆના છોડવા ખેતર અને વાડીઓમાં પાણીના ધોરીઆ કાંઠે અને મોલની સાથે ઘણા ઉગે છે. તે ચારા તરીકે તમામ જાતનાં ઢોર ખાય છે. ઘોડાંને એ વિશેષ માફક આવે છે. ચીઆના પાનને ચાવી ખેડુ લોકો દાતરડીના જખમપર મુકે છે તેથી ફાયદો થાય છે.

ચીઆની જાતની ઘણી વનસ્પતિ આ સ્વસ્થાનમાં ચોમાસે મીઠાં પાણીના ખાડાખાબોચીઆમાં તેમજ તળાવ અને ઘેડમાં ઉગે છે. તે સામાન્ય રીતે ઘોડાં અને ભેંસના ચારા તરીકે કામમાં આવે છે. એની જાતના કેટલાક છોડવા છાજ તરીકે પણ વપરાય છે. આ વર્ગની જે વનસ્પતિની ડાંડી ઘણુંકરી ત્રણ ધારવાળી હોય છે તેવી તમામ વનસ્પતિને આહિંના લોકો સાધારણ રીતે **ચીઆના** નામથી ઓળખે છે. અને એની છાજને **ચીઆ છાજ** કહે છે. ખાડી કાંઠે ઘ્રોઘાસની સાથે જે **ચીઓ** (C. bulbosus?) ઉગે છે તેને **ઘ્રોખડચીઓ** કહે છે.

---

## વર્ગ-(સાઈપરેસી.)

### નંબર. ૫૫૫.

**૧-શાસ્ત્રીયનામ**-Fimbristylis?

દૃષ્ટાંત-H. VI. p. 630.

**૨-દેશીનામ**-બીડ, બીડછાજ, ડૈયરછાજ (પો×ગુ૰).

બીડના છોડવા મીઠાં અને ભાંભરાં (brackish) પાણીવાળાં તળાવ, વોકળા અને ઘેડમાં ઉગે છે. તે ૨ થી ૪ કે ૬ ફીટ ઉંચા થાય છે. તે જ્યાં ઉગે છે ત્યાં પાસેપાસે અને ભેળા જથાબંધ ઉગે છે. એનાં મૂળમાં મોથ જેવડી પણ ગાંઠાગડબાવાળી ઘણી સખ્ત ગાંઠો થાય છે. તેને **બીડ** કહે છે. એના છોડવાને મથાળે ચીઆની જાતની વનસ્પતિમાં હોય છે તેવી ચપટી ચમરી હોતી નથી. પણ તે ગોળાઇલેતી, લંબગોળ કે મૃદંગાકૃતિની હોય છે. તેમાં પરાગકોષ અને સ્ત્રીકેસરનલિકા ઘણુંકરી બહાર દેખાતાં હોય છે. નલિકા બે ત્રણ ઝીણા ફાંટાઓવાળી હોય છે, અને તેપર ઘણુંકરી સૂક્ષ્મ રૂંછાળ હોય છે.

બીડના છોડવા આ સ્વસ્થાનના મોઢવાડાના ઘેડમાં ઘણા ઉગે છે. તેની ગાંઠો અર્થાત્ **બીડ** ઢોર તેમજ ગરીબ માણસોને ખોરાક તરીકે ઉપયોગમાં આવે છે. સારે વર્ષે ઉન્હાળે ચારાની તંગી હોય તોજ અને સાંસતે વર્ષે અને દુકાળે તો હજારો ઢોર અને માણસોનું એપર ગુજરાન ચાલે છે. એના સુકા છોડવા ઘર, ઢોરવાડીઆં અને ઘાસની ગંજીઓ ઉપર છાજ તરીકે કામ આવે છે. એનાં છાજને **બીડછાજ** અથવા **ડૈયરછાજ** કહે છે. આની પણ આ સ્વસ્થાનમાં ઘણી જાતો ઉગે છે. **બીડ** વિષે કરેલી નોંધ નીચે પ્રમાણે છે.*

---

* સ્વસ્થાન પોરબંદરની અંદર આજ તા૰ ૧૬ અગષ્ટ ૧૮૮૮ સુધી આ સાલમાં વરસાદ કુલ ઇંચ ૧ અને ૨૦ હોકડા આસરે થયો છે. તેથી ઘાસનો દુકાળ ગણવામાં આવે છે. આ સ્વસ્થાનનાં હજારો ઢોરો ઘાસ વગર નબળાં પડી ઘણાં ખરાં મરી જાય છે. આખા સ્ટેટમાં કોઇ જગોએ ગઇ સાલના ઘાસનો એકે પુળો કોઇની પાસે રહ્યો નથી. કેમકે ગઇ સાલ ૮૦ થી ૧૦૦ વહાણ આ સ્ટેટનાં ઘાસનાં ભરાઇને કરાચી બંદર ગયાં હતાં. સ્ટેટનાં **રિઝર્વડ ફોરેસ્ટ**માંથી ગઈ સાલ ઘાસ કાપી લેવામાં આવેલું હતું. અને જે થોડું સુકું ઘાસ તળીયાટે બાકી રહેલું હતું તે આ સ્વસ્થાનનાં ખેડુ અને રબારી આદી ગરીબ લોકોનાં ઢોરોને ખવડાવવા સારૂં તે લોકોને હાલ આ સ્ટેટ તરફથી મફત લઈ જવા પરવાનગી આપવામાં આવેલી છે. એ શિવાય પોરબંદર શહેરની પાસે એક ઘાસનું રિઝર્વ આ સાલ બંધ કરવામાં આવેલું હતું તે પણ લોકોનાં ઢોરોને ચરવા માટે વરસાદ સારો પડતાં સુધી ખુલ્લું મુકવામાં આવેલું છે.

દરબારી જુનાં ઘાસની ગંજીઓ (Rieks) પાંચ હતી તેમાંથી ઢોરોને કમનસિબે બે ગંજીઓ એક માસ અગાઉ અકસ્માત બળી જતાં આ વખતે ઘાસની ઘણીજ તંગી આવી પડેલી છે.

આવે વખતે પરમ દયાળુ સર્વ શક્તિમાન ઇશ્વરે આ સ્ટેટના ગરીબ લોકો અને તેઓનાં ઢોરોપર કૃપા કરી એક એવી ગંજી ખોલી આપી છે કે જેમાંથી **ચારો** લેતાં હજારો માણસો અને હજારો ઢોરોનો રોજ નિર્વાહ ચાલે છે. આ **કુદરતી ગંજી** બીજું કંઈજ નહીં પણ **બીડ** નામની વનસ્પતિ છે. કે જે આ સ્વસ્થાનનાં **ઘેડ**માં ઘણીજ ઉગે છે.

હાલ વરસાદ નહીં હોતાં **ઘેડ**ની જમીન સુકાઈ ગએલી છે, તેની સાથે **બીડ** વનસ્પતિ પણ સુકાઇ ગયેલી છે.

આ **ઘેડ**માં આ વખતે દરરોજ સવારમાં હજારો માણસો

**બીડ** વનસ્પતિનાં મૂળીઆં ( Tubers ) કે જે પણ **બીડ** કહેવાય છે, તે લેવાને જાય છે.

**ઘેડમાંથી બીડ** કાઢવાની અને તેને ઢોરો માટે ખાવાને લાયક કરવાની રીત નીચે પ્રમાણે છે.

ઘેડમાં ગયા પછી દરેક જણ **બીડ** ખોદી કાઢવા માટે જે જમીનમાં કેવળ **બીડ**ના છોડવા પુષ્કળ ઉગેલા હોય અને તેની સાથે બીજી જાતના છોડવા ન હોય તેવી જમીન પસંદ કરે છે. પછી જેટલી જગોમાંથી પોતાને **બીડ** કાઢી લેવાનાં હોય, તેટલી જગોપરની **બીડ** વનસ્પતિની ડાંડી દાતેડેથી જમીનથી બે થી ત્રણ ઇંચ ઉંચેથી વાઢી લે છે. અને એ વાઢેલી ડાંડી કે જે **છાજ** કહેવાય છે તેનો એક બાજુ ઢગલો કરી રાખે છે. ત્યાર પછી તે પોતાથી કોદાળી વતી ઉપર કહેલી કાપી લીધેલી છાજવાળી જમીન ખોદી નાંખે છે. પછી તે લાકડાંની ખપારીથી **બીડ**ની ગાંઠો ( Tubers ) અર્થાત **બીડ** એકઠાં કરે છે, અને પછી તેનો લંબગોળ ઢગલો કરે છે. આ ઢગલાને લાકડાંની પાવડીથી ઘણા જોરથી ધોકે છે, જેથી **બીડ** અને માટી છુટાં પડે છે. ત્યાર બાદ ખપારીથી **બીડ** પોતાના પગ પાસે એકઠાં કરે છે. અને માટીને છેટી હડસેલી દે છે વળી પગ પાસે કરેલો **બીડ**નો ઢગલો ફરીવાર ધોકે છે. આવીરીતે ત્રણ ચાર વખત **બીડને** ધોકેડવાથી **બીડ**ને ચોટેલી માટી તદન નીકળી જાય છે. ત્યાર કેડે આ માટીથી છુટાં પડેલાં **બીડ**ના ઢગલાપર સુકેલું છાજ કે જે તેણે પ્રથમ કાપી રાખેલું હોય છે તે પાથરી અને તેને સળગાવે છે. જેથી **બીડ**ની ગાંઠોપરના સક્ષ્મ રેસાઓ બળી જાય છે. અને ગાંઠો સુંવાળી અને સફા થઇ જાય છે.

દશ ચોરસ ફીટ જમીનમાંથી આસરે એક મણ **બીડ** અર્થાત **બીડ**ની ગાંઠો નીકળે છે. એક માણસ એક દીવસમાં આસરે એકથી ૧½ મણ **બીડ** ઉપર પ્રમાણે તૈયાર કરી શકે છે આવા તૈયાર કરેલાં એક મણ **બીડ**ની કીંમત પોરબંદરમાં ચારથી પાંચ આના આવે છે; અને ગાંમડાંઓમાં એથી અડધી કીંમત ઉપજે છે. એક ઢોરને એક દહાડામાં આસરે વીસ રતલ અર્થાત અડધો મણ **બીડ** ખવડાવવામાં આવે છે.

બીડની ગાંઠોના સુડીવતી નાના કકડા કરવામાં આવે છે. બીડ બહારથી ઘેરા ભૂરા કે કાળા રંગનાં હોય છે, પણ અંદરથી તેલીઆં સફેદ હોય છે. એનો સ્વાદ તેલીઓ મીઠો હોય છે. એ ઢોરો ઘણા સ્વાદથી ખાય છે, એટલુંજ નહીં પણ દુકાળની વખતે ગરીબ લોકો એના રોટલા ને રાબ કરી ખાય છે.

માટે આ **સ્વસ્થાનના ઘેડમાં**, તેમાં પણ વિશેષે કરીને **ભારવાડા** અને **મોઢવાડા** ગામોના **ઘેડ**માં જે ચોમાસાંનું પાણી ભરાઈ રહે છે, ને જેને પરિણામે તેમાં **બીડ** છાજની વનસ્પતિ ઘણા વિસ્તારમાં ઉગે છે તે એટલી બધી ઉપયોગી છે કે તે કાળે દુકાળે હજારો ઢોરો અને માણસોને ખોરાક પુરો પાડે છે. તો હાલ **ભારવાડા** ડ્રેન ( નેરી ) કરવામાં આવેલી છે, તેથી જો ખેતીવાડીને વિશેષ લાભ ન હોય તો એ નેરી બંધ કરવાથી પણ સ્વસ્થાનને હાની નહીં થતાં અને **ઘેડ** પાણીથી ભર્યો રહેતાં તેમાં **બીડ** ઉગવાથી ઉપર પ્રમાણે લાભ છે, એમ જણાય છે.

## ૯૧–N. O. GRAMINEÆ.

## વર્ગ–ગ્રામિની–વાંસ અને ઘાસનો વર્ગ.

વર્ગનું ટુંકું વર્ણન અને ગુણદોષઃ–આ એક ઘણો મ્હોટો, પ્રખ્યાત અને સર્વ જગોએ પસરાયલો વર્ગ છે. આ વર્ગ ઓળખવો બીજા વર્ગો કરતાં ઘણો સહેલો છે. આ વર્ગની વનસ્પતિ ઉભી, આડી અથવા ભોંય સરસી ઉગનારી હોય છે, તે ઘણેભાગે નાહાના છોડવા હોય છે. પણ વાંસની જાતની વનસ્પતિ ઝાડવાં કે વૃક્ષ જેટલી ઉંચી થાય છે. આ વર્ગની વનસ્પતિની ડાંડી ખૂણા કે ધાર વગરની અથવા ચપટી, ને સાંધાવાળી હોય છે; તેનો ગ્રંથી મધ્યભાગ અર્થાત્ ડાંડીના બે સાંધાની અથવા ગ્રંથીની વચમાંનો ભાગ (જેને આપણે કાતળી કહીએ છીએ. જેમ વાંસની કાતળી, શેરડીની કાતળી ઇ.) નકોર અથવા પોકળ હોય છે. પાન સાદાં, લાંબાં અને સાંકડાં, અખંડ કોરવાળાં, સમાન્તર નસોવાળાં, તળિયે ભુંગળીવાળાં અને ટેરવે અણીઆળાં હોય છે. પાનની ભુંગળી ડાંડીના સાંધાને મથાળેથી નીકળેલી હોય છે, તે તળિયાં સુધી ઘણુંકરી આગલના ભાગમાં ચીરાયલી હોય છે, અને પાનના સંગમ પાસે તેને મોઢે બહુધા કડપલાં જેવાં ફોતરાં કે છોતરાં આવેલાં હોય છે. એ ફોતરાં લાંબાં, ટુકાં, બુઠ્ઠાં કે અણિયાળાં હોય છે. ફૂલની ચમરી ઘણુંકરી ડાંડીને છેડે આવે છે, કોઇવાર (પાનની) ઉપરની ભુંગળીઓમાંથી પણ ફૂલો નીકળેલાં હોય છે. ચમરી તરેહવાર આકારની અને એક કે વધારે નીકળેલી હોય છે. તેમાં નાહાનાં કે બારીક ઘણાં ફૂલો હોય છે. ઘણુંકરીને આ વર્ગમાં (જેમકે ઘઉંમાં) દરેક ફૂલની સૌથી બહાર બહુધા સુકાં કડપલાં કે કફણ છોતરાં જેવાં સામસામાં બે **છોતરાં** outer glumes આવેલાં હોય છે. તેની અંદર તેથી જરા કોમળ એક છોતરૂં હોય છે તેને **ફૂલનું ફોતરૂં** ( flowering glume ) કહે છે, તેને મથાળે બહુધા લાંબી પાતળી અણી (own) હોય છે. આ ફૂલનાં ફોતરાં સામું વળી એક સાંકડું ૨–ઉભી નસોવાળું **ફોતરૂં** ( pale ) હોય છે, તે ફૂલનાં ફોતરાંની અંદર ઘણુંકરી ઢંકાયલું હોય છે, અને તેની બન્ને કોર અંદર વળેલી હોય છે; આ ફોતરાંને તળિયે એનું સૂક્ષ્મ ખરૂં ફૂલ હોય છે. એ ફૂલ એક કે દ્વિજાતીય હોય છે, અને તેમાં ૨ (કોઇવાર ૩ કે ૬ અત્યંત સૂક્ષ્મ) બારીક કડપલાં જેવી **પની** *lodicules* (એ ઘણુંકરી બાહ્યાન્તરયુક્ત કોપ *perianth*નું રૂપાન્તર છે) અને પુંકેસરો અથવા સ્ત્રીકેસર કે એ બન્ને હોય છે. પુંકેસરો ૩, કોઇવાર ૧, ૨, ૬ કે ભાગ્યેજ એથી વધારે હોય છે. તે સ્ત્રીકેસરની હેઠળ આવેલાં હોય છે. તેના તંતુઓ બારીક વાળ જેવા, પરાગકોપ પૃષ્ઠસ્થિત અર્થાત્ હીંચકતા ( versatile ) બે સમાન્તર પોલવાળા, ને પરાગરજના દાણા ગોળ હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય ૧ પોલવાળો, નલિકા ૨, કોઇવાર ૩, છૂટી અથવા તળિયે જોડાયલી, બહુધા લાંબી અને ફૂલથી બહાર દેખાતી હોય છે. તેનાપર સાદી અથવા ફાંટાવાળી નલિકાગ્રમુખ વાળની

પીછી આવેલી હોય છે. આદિબીજ ૧ ઉભું અને ઉંધું વળેલું હોય છે. ફલ એક દાણા જેવું હોય છે, તે ફૂલનાં છોતરાં અને ફોતરાંની અંદર છૂટું હોય છે, અથવા એ બેમાંથી એકને કે બન્નેને ચોટેલું હોય છે. બીજ ઉભું હોય છે.

આ વર્ગની વનસ્પતિ સર્વત્ર પ્રસિદ્ધ છે. એનો ઉપયોગ સૌને દરરોજ હોવાથી તે સૌના જાણ્યામાં છે. તે વિષે કહેવાની થોડીજ જરૂર જણાય છે કે-ચોખા, ઘઉં, જાર, બાજરો, મકાઈ, જવ, કાંગ, બંટી, ચીણો અને સામો આદિ મનુષ્યના સામાન્ય ખોરાકનાં ધાન્ય, તેમ તમામ જાતનાં ઘાસ જેનાપર અસંખ્ય પશુઓનો અને તેનાં બીજપર પક્ષિયો તથા કીડી મંકોડી જેવાં સૂક્ષ્મ જંતુઓનો નિર્વાહ ચાલે છે તે આ વર્ગનાં છે.

આ વર્ગની વનસ્પતિમાં ગ્રાહી; ઉપલેપક, પૌષ્ટિક, ચિરગુણકારી પૌષ્ટિક, ઉત્તેજક, મૂત્રલ, વાન્તિહર, સ્વેદલ, તથા જ્વર, કફ અને પિત્તઘ્ન ગુણો રહેલા છે.*

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર ૫૫૬.

**૧-શાસ્ત્રીયનામ**-Paspalum scrobiculatum.

દૃષ્ટાન્ત-H. VII. p. 10; Watt. VI. part. I. p. 111; રૂ. નિ. પા. ૬૭૬.

**૨-દેશીનામ**-કોદો (પો૦); કોદરો (ગુ૦); कोद्रा, कोद्रु, हारिक (म०); कोदा, कोदो, कोदव, कोदक (हिं०); कोद्रव, कोरदूषक (सं०).

**૩-વર્ણન**-કોદરાના છોડવા વિશેષ કરી ચોમાસે ઉગે છે. તેનાં પાન લાંબાં સાંકડાં ને ટેરવે અણીથતાં હોય છે. ફૂલની ચમરી ઘણુંકરી બબ્બે સાથે હોય છે.

કોદરો આ સ્વસ્થાનમાં ઘણુંકરી વવાતો નથી પણ તે બીજી ઘણી જગોએ વવાય છે. કોદરા ઘાસને ઘણુંકરી તમામ જાતનાં ઢોર ચરે છે. પણ તે ઢોરના ખાધામાં વધારે આવે તો ઝેરની અસર કરે છે. ઘણાં ગરીબ લોકો કોદરાના દાણા ખાય છે તે પણ વિશેષ ખવાય તો ઝેરની અસર કરે છે. કોદરો વધારે ચરવાથી જ્યારે ઢોર આફરી આવે છે ને ઝેરની અસર જણાય છે ત્યારે તેને નીચે પ્રમાણે કાંજી પાવામાં આવે છે. કેળના થાંભલાનું પાણી અને પેરનાં પાનનો રસ અથવા હારશૃંગારનાં પાનનો રસ અડદના લોટની કાંજી સાથે મેળવીને અપાય છે. કોદરાનાં બીજની ઝેરી અસર વિષે વૉટ સાહેબની ડીકશનરીમાં લંબાણ હકીકત આપેલી છે.

કોદરો હિંદુસ્થાનના ઘણાખરા ભાગોમાં થાય છે. આ સ્વસ્થાનમાં તે દરિયાની ખાડી કાંઠે જ્યાં વરસાદનું પાણી છેલથી ભરાય છે ત્યાં, અને વાડી તથા ખેતરોના શેઢા અને પાણીના ધોરીઆ કાંઠે ઉગે છે.

"કોદરાના દાણા રૂક્ષ છે, એ દસ્ત કબજ કરે છે. વાયુ કરે છે. પિત્ત કફને ટાળે છે. કોદરાથી મીણો ચડે છે." (વૈ. રૂ. ૪.)

કોદરાના દાણાના છોતરાંમાં વિશેષ ઝેર રહેલું છે, એમ કહેવાય છે.

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર ૫૫૭.

**૧-શાસ્ત્રીયનામ**-P. distichum.

દૃષ્ટાન્ત-H. VII. p. 12; રૂ. નિ. પા. ૬૭૬.

**૨-દેશીનામ**-કોદરી, જંગલીકોદ્રી, મોટીકોદરી (પો+ગુ૦); वनकोद्रव, उद्दालक (सं०).

કોદરીના છોડવાની ડાંડી નીચેના ભાગમાં ઘણુંકરી જમીન સરસી નીકળેલી હોય છે. તેના સાંધા જાડા થયેલા અને તેમાંથી રેસા જેવાં ઝીણાં મૂળિયાં નીકળેલાં હોય છે. પાન ૨ થી ૪ ઇંચ લાંબાં લીસાં અથવા સહેજ રૂંછાળવાળાં હોય છે. ફૂલની ચમરી બે હોય છે. તે ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. દાણા કોદરાને મળતા હોય છે.

કોદરીના છોડવા પણ ઘેડ આદિ ખારચ અને ભીનાસવાળી જગોએ ઉગે છે. એના છોડવા ખેડુ લોકો સુકાવી ઢોરના ચારા તરીકે ઉપયોગમાં લે છે. "એ જરા ગરમ છે, કફને ટાળે છે, પેશાબ તથા ઝાડાને કબજ કરે છે." (વૈ. રૂ. ૪.)

---

## વર્ગ-( ગ્રામિની ).

### નંબર. ૫૫૮.

**૧-શાસ્ત્રીયનામ**-Panicum flavidum.

દૃષ્ટાન્ત-H. VII. p. 28; Watt. VI part. I. p. 8.

**૨-દેશીનામ**-ઝીણકોસામો (પો+ગુ૦) सांक, सथीआ (हिं०).

આ સામાના છોડવા ભેજ કે પાણીવાળી જગોમાં અડબાઉ સામા સાથે ઉગે છે. એનાં પાન લાંબાં અને સાંકડાં હોય છે. એના છોડવાની ડાંડીપર છેટે છેટે ફૂલની ચમરી ઘણુંકરી આંતરે આવેલી હોય છે. એના છોડવા તમામ જાતનાં ઢોર ખાય છે અને એના દાણા ગરીબ લોકો દુકાળની વખતે ઉપયોગમાં લે છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં ઘણી જાતનાં ઘાસ ઉગે છે. પણ તેમાનાં ઘણાં ઉપયોગી અને પ્રસિદ્ધ ઘાસ આમાં લખવામાં આવેલાં છે.

## વર્ગ-( ગ્રામિની. )

### નંબર. ૫૫૯.

**૧-શાસ્ત્રીયનામ**-P. crus-galli.

દૃષ્ટાન્ત-H. VII. p. 30; Watt. VI part. I. p. 8.

**૨-દેશીનામ**-અડબાઉસામો (પો૦+ગુ૦); सामा (म०); सामक (हिं०); जलसामकः (सं०).

એના છોડવા ઝીણુકા સામાના છોડવાઓ કરતાં લાંબા હોય છે. પાન પણ લાંબાં અને તેથી પોહોળાં હોય છે. ફૂલની ચમરી અડબાઉસામા કરતાં વધારે ભરાયલી અને પાસે પાસે આવેલી ને તેની પેઠે આંતરે હોય છે.

એના છોડવા પણ નદી, નાળાં, ખાબોચીઆં અને ઘેડની કાંધીએ ઉગે છે. એના છોડવા તમામ જાતનાં ઢોર ખાય છે અને તેના દાણા સામાના દાણાની જગોએ ગરીબ લોકો ખોરાક તરીકે ઉપયોગમાં લે છે.

---

## વર્ગ-( ગ્રામિની. )

### નંબર. ૫૬૦.

**૧-શાસ્ત્રીયનામ**-P. colonum. *

દૃષ્ટાન્ત-H. VII. p. 32; Watt. VI. part. I. p. 7.

**૨-દેશીનામ**-સામો, સામોઘાસ (પો+ગુ૦) सामुल, जंगलीसामा (म०); जंगलीसामक (हिं०).

આ સામાના છોડવા અડબાઉ સામા કરતાં જરા પાતળા હોય છે. ફૂલની ચમરીઓ આંતરે આવેલી, ભરાયલી અને પેલા બન્ને સામા કરતાં જરા લાંબી હોય છે, તેનો દાણો આગલા બન્ને સામા કરતાં જરા મ્હોટો હોય છે.

આ સામાના છોડવા લીલા તેમજ સુકા તમામ જાતનાં ઢોર ખાય છે. એના દાણા સોતા ચમરીવાળા છોડવા દુઝણી ભેંસોને વિશેષ કરી ખવરાવવામાં આવે છે. તેથી ભેંસના દુધમાં વધારો થાય છે, એમ કહેવાય છે. ગરીબ લોકો એનો દાણો ઘરમાં સંઘરી રાખે છે તે દુકાળ વખતે ખોરાક તરીકે અને સારે વર્ષે રખપાંચમ અને અગીઆરસને દિવસે ફલાહારમાં રાંધીને ખાય છે. એ આ સ્વસ્થાનના ઘેડમાં ઘણો ઉગે છે.

---

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર. ૫૬૧.

**૧-શાસ્ત્રીયનામ**-P. setigerum.

દૃષ્ટાંત-H. VII. p. 36; Watt. VI. part I. p. 10.

*બજારમાં વેચાતો **ખરોસામો** P. frumentaceum છે.

**૨-દેશીનામ**-કણેરૂ, પાણેરૂ, કણેરૂ ઘાસ (પો૦); कुरी (ગુ૦)+(મ૦); कुरी, कुरिया (हिं०).

આ ઘાસના છોડવા ૨ થી ૩ ફીટ લાંબા વધે છે. તેની ડાંડી ઘણુંકરી નરમ અને નીચેના ભાગમાં જમીનપર પથરાયલી હોય છે. તેના સાંધાપરથી ઝીણાં મૂળિયાંઓ નીકળે છે. પાન ઘણુંકરી વાંસનાં પાન જેવાં દેખાતાં ૨ થી ૫ ઇંચ લાંબાં અને $\frac{1}{2}$ થી $1\frac{1}{2}$ ઇંચ પોહોળાં હોય છે. તેનાં ટેરવાં સાંકડાંથતાં અણીઆળાં અને તળિયાં ગોળાઇલેતાં કે વિષમ કોરવાળાં હોય છે. ફૂલની ચમરીઓ ડાંડીને છેડે પાતળી અને જરા છેટે છેટે આવેલી હોય છે.

એના છોડવા લીલા તેમજ સુકા તમામ જાતનાં ઢોર ખાય છે. એ ઘણું સારૂં ઘાસ ગણાય છે. એના છોડવા ચોમાસે ખેતર અને વાડીઓમાં બીજા મોલની સાથે તેમજ ચરીઆણ ઘાસમાં ઘણા ઉગે છે. એના દાણા ગરીબ લોકો દુકાળ વખતે ખાય છે.*

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર. ૫૬૨.

**૧-શાસ્ત્રીયનામ**-P. sanguinale.

દૃષ્ટાન્ત-H. VII. p. 13; Watt. VI. part I. p. 15.

**૨-દેશીનામ**-મણચો (પો+ગુ૦) टकरी, टकरिया (हिं०).

મણચા ઘાસની ચમરી પાતળી સળીને મથાળે ૪ થી ૬ ઉભી નીકળેલી હોય છે. તે ઘણી પાતળી ને લાંબી હોય છે. મણચો ઘાસ ઘૂટું છવાયું ચોમાસે ઘણી જગોએ ઉગે છે. તે તમામ જાતનાં ઢોર ખાય છે.

---

* છપ્પનિયા દુકાળની વખતે આ ઘાસનું બીજ **કુરીના** નામથી ગુજરાતમાંથી આ સ્વસ્થાનમાં વાવવા માટે આવેલું હતું. તેને વાવી જોતાં તે શિયાળા દરમિયાન સારૂં ઉગ્યું નહિ હતું. પણ શિયાળો ઉતરતાં તેના છોડવા સારા વધ્યા હતા. આ સ્વસ્થાનમાં એ ઘાસ ચોમાસે પોતાની મેળે ઘણું ઉગે છે. તેનાં બીજ એકઠાં કરાવી રાખ્યાં હોય તો કાળે દુકાળે બીજાં સ્વસ્થાનમાંથી તે મંગાવવાની જરૂર રહે નહિ. એટલુંજ નહિ પણ ગરીબ લોકોને એના દાણા ખોરાક તરીકે પણ કામમાં આવી શકે. એમ કહેવાય છે કે વડોદરા રાજ્યમાં **કુરીનો** મોલ ચોમાસે જાર બાજરાની પેઠે વાવવામાં આવે છે. તેના દાણા કાઢી લીધા બાદ તેનો ચારો ઘોડાં અને દુઝણાં ઢોરોને શિયાળે ખવરાવવા માટે સંઘરી રાખવામાં આવે છે.

## વર્ગ-( ગ્રામિની )

### નંબર. ૫૬૩.

**૧ શાસ્ત્રીયનામ**-P. ciliare.

દૃષ્ટાન્ત-H. VII. p. 13; Watt. VI. part. I. p. 15.

**૨-દેશીનામ**-ઝીણકો મણચો, રૂંછાળો મણચો (પો+ગુ૦); सिन्नी (हिं०).

એના છોડવા મણચા જેવાજ પણ તેથી ટુંકા હોય છે. એની ચમરી પણ મણચાથી ટુંકી ને ૨ થી ૩ હોય છે, ને તેપર વિશેષ રૂંછાળ હોય છે. એ પણ ઘણીવાર મણચાની સાથે ઉગે છે ને તે ઘણી જાતનાં ઢોર ખાય છે.

---

## વર્ગ--( ગ્રામિની )

### નંબર. ૫૬૪.

**૧-શાસ્ત્રીયનામ**-P. antidotale.

દૃષ્ટાન્ત-H. VII. p. 52; Watt. VI. part 1. p. 7.

**૨-દેશીનામ**-ઢું, ઢુંસડો, ઢુસઘાસ ( પો+ગુ૦); जमुर. घेमोर (हिं०).

ઢુંસ ઘાસના છોડવા ૨ થી ૫ ફીટ ઉંચા થાય છે, તેની દાંડી તળિયે ઘણી મજબૂત અને બહુધા જમીનપર ઢળેલી હોય છે. પાન લાંબાં અને ફૂલની ચમરી પણ લાંબી હોય છે. તે શાખા પ્રતિશાખાઓવાળી હોય છે.

એ ઘાસ આ સ્વસ્થાનમાં તેમજ બીજી ઘણી જગોએ રેચી અથવા ભેજવાળી જમીનમાં ઉગે છે. એ ઉગે છે ત્યાં ઘણુંકરી જથ્થાબંધ ઉગી જાય છે. ઢુંસઘાસ લીલું તેમજ સુકું ઢોરોને વિશેષ ખવરાવવામાં આવતું નથી. પણ બીજાં ઘાસને અભાવે એ ઘાસ ખવરાવવામાં આવે છે. એ ઘાસ કાચું હોય ત્યારે ઢોર પોતાની મેળે ચરે છે, પણ મ્હોટું થયા પછી બીજાં ઘાસને મુકીને તે પોતાની મેળે ચરતાં નથી. એ ઘાસ ઘણીવાર ઘાસની ગંજીઓપર છાજ તરીકે ઢાંકવાના કામમાં વપરાય છે. ઢુંસડા ઘાસની ધુમાડી સડતા જખમ અને ચાંદાઓને આપવામાં આવે છે, તેમજ ઘરમાંની હવા ચોખી કરવા માટે એ ઘાસનો ધુમાડો ઘરમાં કરવામાં આવે છે.*

* ઢુસઘાસ આ સ્વસ્થાનના ઘેડ અને નલિયાધાર જંગલની તળિઓમાં ઘણું ઉગે છે. તે સારે વરસાદે વાઢી લેવામાં આવતું નથી, તેમજ તેવી મોસમમાં ઢોર તે ચરતાં પણ નથી, તેથી તે શિયાળા ઉતાર સુકાઈ ઉન્હાળે બરબાદ જાય છે. માટે આ ઘાસ પણ ચોમાસે કપાવી છાજ તરીકે પણ સંગ્રહ કરી રાખેલું હોય તો કાળે દુકાળે તે ઉપયોગમાં આવી શકે.



*panicum Jumentorum* (guinea-grass)-**ગીની ઘાસ, ગીની ગ્રાસ** (પો+ગુ૦). એ ઘાસ હાલ પોરબંદર સ્વસ્થાનના બાગોમાં વાવવામાં આવે છે. એ બીજથી તેમજ એનાં મૂળિયાં છૂટાં પાડીને વાવવામાં આવે છે. એ ઉન્હાળે અને ચોમાસે સારૂં થાય છે. એનાં ઝુમડાં **લીલી ચાય**ના જેવાં થાય છે. એ ઘાસ એકવાર જામી ગયા પછી તે વર્ષોના વર્ષો ચાલ્યા કરે છે. એ ઘાસ દર મહીને એક કે બે વાર વઢાય છે-ને તે પાછું વધ્યા કરે છે. એને પાણી ચોમાસાં શિવાય આપવું પડે છે. પણ પાણીના ધોરીયા કાંઠે હોય તો વધ્યા કરે છે. એ ઘાસ ઘણું નરવું ગણાય છે. તે ઘોડાં અને બીજાં ઢોરોને ખવરાવવામાં આવે છે. એ ઘાસ પ્રથમ આફ્રિકાનું વતની છે. પણ હાલ હિંદુસ્થાનમાં ઘણી જગોએ વવાય છે.

---

## વર્ગ--( ગ્રામિની ).

### નંબર. ૫૬૫.

**૧-શાસ્ત્રીયનામ**-Arundinella tenella.

દૃષ્ટાન્ત-H. VII. p. 71.

**૨-દેશીનામ**-બાજરીયું, બાજરીયું ઘાસ (પો+ગુ૦); चिरली गवत (म०).

બાજરીયું ઘાસ ચોમાસે બીજાં ઘાસની સાથે ઉગે છે. એના છોડવા ૧ થી ૧½ ફુટ ઉંચા થાય છે. એ ઘાસ ઘણું નરમ હોય છે, એનાં ફૂલની ચમરી શાખા પ્રતિશાખાઓવાળી હોય છે. તેની શાખાઓ ઘણી ઝીણી હોય છે, અને તેનાપર સૂક્ષ્મ બાજરાના કણ જેવાં જરા છેટે છેટે ફૂલો આવેલાં હોય છે.

એ ઘાસ બીજા ઘાસની સાથે ઢોર ખાય છે. પણ એ ઘાસ માલ વગરનું ગણાય છે તેથી લોકો એને વાઢતાં નથી.

---

## વર્ગ--( ગ્રામિની ).

### નંબર. ૫૬૬.

**૧-શાસ્ત્રીયનામ**-A. setosa; and A. gigantea.

દૃષ્ટાન્ત-H. VII. p. 70; aud 76.

**૨-દેશીનામ**-મોટું બાજરીયું,વડું બાજરીયું(પો×ગુ૦).

આ ઘાસ બાજરીયાં જેવાં થાય છે. પણ તેનાથી જરા સખ્ત અને ઘણાં ઉંચાં હોય છે, એ બીજાં ઘાસની સાથે ઢોર ખાય છે.

---

## વર્ગ--( ગ્રામિની ).

### નંબર. ૫૬૭.

**૧-શાસ્ત્રીયનામ**-Setaria glauca.

દૃષ્ટાન્ત-H. VII. p. 78; Watt. VI. part. II. p. 546.

**૨-દેશીનામ**-કુંચી, ઝીપટી ઘાસ (પો+ગુ૦). कोलारा, भाडली (म०); बंदरी, बांदरी, (हिं०).

કુંચી અથવા ઝીપટી ઘાસ ચોમાસે બીજાં ઘાસ સાથે ઉગે છે. તે ૧ થી ૨ ફીટ ઉંચું થાય છે. એનાં ફૂલની ચમરી બાજરીની ડુંડી જેવી થાય છે. પણ તેમાં ઝીણી કાંટા જેવી સળી હોય છે. તે કપડાંને લાગે તો તેમાં ચોટી જાય છે. એમાં સૂક્ષ્મ કાંગ જેવા દાણા થાય છે. એ ઘાસ બીજાં ઘાસની સાથે ઢોર ખાય છે.

---

## વર્ગ--(ગ્રામિની).

### નંબર. ૫૬૮.

**૧-શાસ્ત્રીયનામ**-S. verticillata.

દૃષ્ટાન્ત-H. VII. p. 80; Watt. VI. part. II. p. 549.

**૨-દેશીનામ**-મોટી કુંચી, વડી કુંચી ( પો+ગુ૦); बनकंगनी, बांदरा, गिदड़पुच्छा (हिं०); मोटा कोलारा (म०).

આ ઘાસ ઉપર કહેલાં ઘાસ જેવુંજ થાય છે, પણ તેના કરતાં વધારે શાખાઓવાળું હોય છે. એ ૩ થી ૫ ફીટ ઉંચું થાય છે. ઘણુંકરી ખેતર અને વાડીઓના મોલની સાથે અને વાડીઓની વાડ પાસે કે ઝાડોના છાંયડા નીચે ઉગે છે. એની ચમરીમાં કાંટા જેવી સળીઓ વિશેષ હોય છે, તેથી તે એકવાર કપડામાં ચોંટી તો તે નીકળવી મુસ્કેલ થઈ પડે છે.

આ ઘાસ કોમળ હોય ત્યારે બીજાં ઘાસની સાથે ઢોર ખાય છે, પણ એની ચમરી મોટી થાય છે ત્યારે ઘણુંકરી ખાતાં નથી, કેમકે તેના કાંટા ઢોરની જીભમાં લાગે છે. આ ઘાસ ઘણું નરમ હોય છે તેથી એને સુકાવી એની ચમરી કાઢી નાખવાથી આ ઘાસ કાચ વગેરે સામાનની પેટીઓ ભરવાના કામમાં આવી શકે એવું છે. આના દાણા ઘણા ગરીબ લોકો ખાય છે.

---

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર ૫૬૯.

**૧-શાસ્ત્રીયનામ**-Cenchrus biflorus.

દૃષ્ટાંત-H. VII. p. 89; Watt. II. p. 246.

**૨-દેશીનામ**-ધ્રામણું, ધ્રામણું ઘાસ ( પો+ગુ૦ ); धामन, धामन, अंजन ( हिं० ).

આ ઘાસ ૧ થી ૨ ફીટ ઉંચું થાય છે. તે ચોમાસે બીજાં ઘાસની સાથે ઉગે છે. એ લીલું હોય છે ત્યારે ઘોડાં અને બીજાં ઢોર એને બહુ ખાય છે. એ પૌષ્ટિક ગણાય છે. એનાં ફૂલની ચમરી પાકે છે ત્યારે ઘણુંકરી કાળા રંગની થઈ જાય છે. તે ખરસટ હોય છે અને કપડાં વગેરેમાં ચોટી જાય છે.*

---

## વર્ગ-( ગ્રામિની ).

### નંબર ૫૭૦.

**૧-શાસ્ત્રીયનામ**-C. catharticus.

દૃષ્ટાન્ત-H. VII. p. 90; Watt. II. p. 246.

**૨-દેશીનામ**-મોટું ધ્રામણું, વડુંધ્રામણું ઘાસ ( પો+ગુ૦); भुरट, धामन, लपटा (हिं०).

આ ઘાસ ઉપરનાં ધ્રામણાં ઘાસ કરતાં ઉંચું વધે છે અને તે ધ્રામણાં કરતાં ઘણું લીસું ને નરમ હોય છે. એ કાચું હોય છે ત્યારે ઢોર એને વિશેષ ખાય છે.†

---

## વર્ગ-( ગ્રામિની. )

### નંબર ૫૭૧.

**૧-શાસ્ત્રીયનામ**-Pennisetum cenchroides.

દૃષ્ટાન્ત-H. VII. p. 88; Watt. VI. part. I. p. 127.

**૨-દેશીનામ**-ઝીણું ધ્રામણું ઘાસ ( પો+ગુ૦ ); धामन, बैबा, चरवा (हिं०).

આ ઘાસના છોડવા ચોમાસે ઘણુંકરી કાદીવાળી જમીનપર પાસે પાસે ઉગે છે. તે ૬ ઈંચથી ફુટેક ઉંચા જેવામાં આવે છે. એની ડાંડી ઘણી શાખાઓવાળી જમીનપર ઢળતી નીકળેલી હોય છે. એનાં ફૂલની ચમરી ધામણા ઘાસની ચમરી જેવી તોપણ આમાં ઘણી રૂંછાળ હોય છે. એ ઘાસ તમામ જાતનાં ઢોર ખાય છે. પણ આ સ્વસ્થાનમાં તે જુજ ઉગે છે.

---

* આ સ્વસ્થાનમાં **ધ્રામણું ઘાસ** ધીંગેશ્વર, ચાડેશ્વર અને નલિયાધાર જંગલમાં વિશેષ કરીને કાદીવાળી જમીનપર ઘણું ઉગે છે.

† આ સ્વસ્થાનમાં આ ઘાસ ફક્ત સરમણી વાવ પાસે ગોઢાણા જંગલની વાડમાં ઉગતું જેવામાં આવે છે. એ આ સ્વસ્થાનમાં વિશેષ ઉગતું નથી.

## વર્ગ-( ગ્રામિની )

### નંબર ૫૭૨.

**૧-શાસ્ત્રીયનામ**-Tragus racemosus.

દૃષ્ટાન્ત-H. VII. p. 97.

**૨-દેશીનામ**-વાંદરીયું ઘાસ (પો+ગુ૦); बरचींटी (हिं०).

આ ઘાસ ચોમાસે કાદીવાળી જમીનપર છૂટુંછવાયું ઉગેલું જોવામાં આવે છે. એના છોડવા ૪ થી ૧૦ ઇંચ ઉંચા હોય છે. એની ચમરી ઘણી ચકચકીત અને ખરસટ હોય છે. એ લીલું હોય છે ત્યારે એને ઢોર ખાય છે.

---

## વર્ગ-( ગ્રામિની.)

### નંબર ૫૭૩.

**૧-શાસ્ત્રીયનામ**-Coix Lachryma.

દૃષ્ટાંત-H. VII. p.100; Watt. II. p. 492.

**૨-દેશીનામ**-કસી, કસઈ (પો૦+ગુ૦+મ૦); कसइ, कसर (हिं०); कासेक्षु (सं०); धमरा (कच्छी).

કસઈ ઘાસના છોડવા ૩ થી ૫ ફીટ ઉંચા થાય છે. તે ચોમાસે ઘેડ અને નદી નાળાંઓ કાંઠે ઉગે છે. એમાં ધોળા દાણા થાય છે તેને કસીયા કહે છે. એ દાણા ઘણા લીસા હોય છે. એ ગરીબ લોકો દુકાળ વખતે ખાય છે. એનું ઘાસ સારે વરસે છાજ તરીકે વપરાય છે. પણ દુકાળની વખતે તે તમામ જાતનાં ઢોર ખાય છે.* ઘેડની પાંણીવાળી રેંચી જમીનમાં કસઈ સાથે ગુંજ ઘાસ પણ ઉગે છે તે ઉન્હાળે ઢોર ખાય છે.

---

## વર્ગ—( ગ્રામિની ).

### નંબર ૫૭૪.

**૧-શાસ્ત્રીયનામ**-Imperata arundinacea.

દૃષ્ટાન્ત-H. VII. p. 106; Watt. IV. p. 336.

**૨-દેશીનામ**-ધોળીસર, સરઘાસ ( પો×ગુ૦ ); शिर, उल्लु, सिरु (हिं०).

આ ઘાસ ૧ થી ૩ ફીટ ઉંચું થાય છે. એનાં ફૂલની ચમરી પાતળી લાંબી ડાંડીને મથાળે નીકળેલી હોય છે. તે ચકચકીત ધોળા રંગની ને ઘણી મૃદુ હોય છે. તે છેટથી બગલાની પાંખ જેવી અત્યંત સુંદર દેખાય છે. એ ઘાસ ઢોર કવચિતજ ખાય છે. પણ એનાં છોડવા જાવળી તરીકે કામમાં આવે છે. એનાં મૂળ સંધિવાના કવાથમાં વપરાય છે.*

એ કલકતા તરફ જથ્થાબંધ ઉગે છે.

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર ૫૭૫.

**૧-શાસ્ત્રીયનામ**-Saccharum spontaneum.

દૃષ્ટાન્ત-H. VII. p. 118; Watt. VI. part II. p. 11; ફ. નિ. પા. ૩૬૦.

**૨-દેશીનામ**-કાંસ, કાંસડો, કાંસડો ઘાસ (પો+ગુ૦); कागर, कास (म०); कांस, कास ( हिं० ); कास, कासेक्षु (सं०).

કાસડા ઘાસના થુંમડાં નદી વાંકળાઓ અને વરસાદના પાણીની ભેજ રહ્યા કરતી હોય તેવી જગોએ ઉગે છે. એ ઘણુંકરીને બારે માસ જોવામાં આવે છે. એ ૫-૧૫ ફીટ ઉંચું થાય છે. એનાં પાન લાંબાં ને સાંકડાં હોય છે. તેની કોર ઘણુંકરી અંદર વળેલી હોય છે. એની ડાંડીને મથાળે ૧ થી ૨ ફીટ લાંબી પોહોળાં પુચ્છ જેવી ચમરી આવે છે. તે ઘણી ચકચકીત ધોળાસલેતા રંગની ને સુંવાળી હોય છે.

આ ઘાસ† ભેંસ બહુ ખાય છે. એનાં મૂળ ટાઢાં ગણાય છે. "એ ગરમીના રોગ મટાડે છે, બળ વધારે છે અને પુષ્ટિ કરે છે. બળતર, મૂત્રકૃચ્છ્ર, પાંણવી, એ સર્વે રોગને મટાડે છે." (વૈ. ફ. ઈ.)

કાસડા ઘાસની ડાંડીમાંથી કેટલીએક ચીજો બનાવવામાં આવે છે. જેવી કે સુપડાં, ટટ્ટીઓ, પંખાઓ આદિ. એ ઘાસ જાવળી તરીકે પણ ઘણીવાર વપરાય છે. એનાં પાનમાંથી દોરી અને ચટાઇઓ પણ બનાવવામાં આવે છે.

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર ૫૭૬.

**૧-શાસ્ત્રીયનામ**-Ischæmum angustifolium.

દૃષ્ટાન્ત-H. VII. p. 129; Watt. IV. p. 526.

**૨-દેશીનામ**-મુંજ ઘાસ, મુંજ (પો૦)+(ગુ૦); भाबर, भाबर गवत (म०); भाबर, सबइ, ( हिं० ); बबर, मुंजी ( पंजाबी ).

* આ સ્વસ્થાનમાં મોઢવાડા અને ભારવાડાના ઘેડમાં ચોમાસે કસઇ ઘાસના છોડવા જથ્થાબંધ ઉગે છે. તે ઉન્હાળે ભેંસો ખાય છે.

* આ ઘાસ આ સ્વસ્થાનમાં બિલેશ્વરી નદી, કૃષ્ણાગર, નેતર, તોરણીઓ અને રૂકમાવતી નદીને કાંઠે છૂટું છવાયું ઉગેલું જોવામાં આવે છે.

† કાસડો ઘાસ આદિત્યાણાના દડમાં, દડના ખેતરોને શેઢે અને વાડીઓની વાડમાં ઘણો ઉગે છે.

આ ઘાસ ચોમાસે ઘણું જોવામાં આવે છે તેમ તે બારે માસ પણ હોય છે. એ ઘાસની ડાંડી પાતળી ને મજબૂત હોય છે. તેને તળિયે ઉન જેવી રૂંછાળ હોય છે. એનાં પાન લાંબાં, સાંકડાં અને અંદર વળેલી કોરવાળાં હોય છે. એને પાતળી સળીપર ફૂલની ચમરી આવે છે. તે પીળાસલેતા રંગની ને રૂંછાળવાળી હોય છે.

એ ઘાસ બરડા ડુંગરમાં તેમ જ હિંદુસ્થાનના બીજા ભાગોમાં થાય છે. એ ઘાસ ઘણુંકરી એક જગોએ જથ્થાબંધ અથવા ઘેરકે ઘેરકે ઉગે છે.

એ ઘાસ કાગળ, દોરી, દોરડાં અને ચટાઇ બનાવવાના કામમાં આવે છે. એ ઘાસ છાજ તરીકે પણ ઘણું વપરાય છે. એ ઘાસમાંથી કાગળ બનાવવાની બાબતમાં **વોટ** સાહેબે પોતાની ડીકશનરીમાં લંબાણ હકીકત આપેલી છે તે વાંચવા જેવી છે.* હિંદુસ્થાનમાં સાધારણ રીતે જે **મુંજ ઘાસ** કહેવાય છે તે ( Saccharum moonja ) જૂદું છે.

---

## વર્ગ–( ગ્રામિની. )

### નંબર ૫૭૭.

**૧–શાસ્ત્રીયનામ**–Apluda aristata.

દૃષ્ટાન્ત–H. VII. p. 150; Watt. I p. 272.

**૨–દેશીનામ**–ભંગોરૂં (પો૦); કરેડી (ગુ૦ ); मोंगरगवत (म०); मंजुरी, मंजरा, गंधी; (हिं०).

---

* **ભાબર** અર્થાત્ આ સ્વસ્થાનમાં કહેવાતું **મુંજઘાસ** ચોમાસે કેટલીક જગોએ ઘણું ઉગે છે. હડિયા જંગલમાં એક વોકળા અને વીરડાં પાસે તે ઘણું ઉગવાથી તે વોકળા અને વીરડાનું નામ મુંજવાળો વોકળો અને વીરડો પડેલાં છે. તેમ જ કરવલ ડુંગર પાસે એક ડુંગરપર મુંજઘાસ ઘણું ઉગે છે તે પરથી તે ડુંગરનું નામ **મુંજીઓ** ડુંગર કે ઘંડો પડેલું છે.

મુંજ ઘાસ કાચું હોય છે ત્યારે જ તેને ઘણુંકરીને ભેંસો ખાય છે, પણ તે પાકયા પછી બીજું ઘાસ ન મળે તો જ એને ભેંસ અડકે છે. બરડાના રબારી અને ખેડુ લોકો ઢોરના ચારા માટે એ ઘાસને વાઢતા નથી. પણ એમાંથી દોરી દોરડાં બનાવવા માટે અને છાજ તરીકે ઉપયોગમાં લેવા માટે એ ઘાસને વાઢી એકઠું કરી રાખે છે.

આ ઘાસ અને એમાંથી બનાવેલા દોરડાંનો નમુનો ૧૯૦૨ ના અમદાવાદ પ્રદર્શનમાં આ સ્વસ્થાન તરફથી મૂકવામાં આવેલો હતો. તે જોઇ ઘણા લોકોનો એવો અભિપ્રાય થયો હતો કે દોરડાં કરતાં પણ કાગળ બનાવવાના કામમાં એ ઘાસ વધારે ઉપયોગી થઈ શકે એવું છે. સને ૧૯૦૪ના મુંબઇ પ્રદર્શનમાં પણ લખનાર તરફથી મુંજઘાસનો નમુનો રજુ કરવામાં આવેલો હતો. ત્યાં **પુના પેપર મિલ**ના માલેકો તરફથી એવી માગણી કરવામાં આવી હતી કે એ ઘાસ ૩૦ રૂા. ટનથી ઓછે ભાવે મળી શકતું હોય તો તેઓ તે ઘણા મ્હોટા જથ્થામાં ખરીદ કરવાને રાજી છે.

ભંગોરૂં ઘાસ ૧ થી ૩ ફીટ ઉંચું જોવામાં આવે છે, પણ કોઈવાર તે ૬ થી ૭ ફીટ લાંબું પણ થાય છે. એની ડાંડીનો નીચલો ભાગ ઘણુંકરી જમીનપર લાગેલો હોય છે અને ત્યાં તેના સાંધાપરથી ઘણીવાર મૂળ નીકળે છે. એની ડાંડી અને સાંધાઓ લીસાં હોય છે. પાન લાંબાં, ભલાકૃતિનાં અને બન્ને છેડે સાંકડાંથતાં, તળિયે ટુંકી ડીટડીવાળાં હોય છે. એનાં ફૂલની ચમરી, ડાંડી અને શાખાઓને છેડે આવેલી હોય છે. એ દરેક ચમરી એક ખાસ પોટીની અંદર હોય છે.

એ ઘાસ લીલું હોય છે ત્યારે જ એને ઢોર ખાય છે. એ ઘાસ વિશેષ કરી બાવળ, આંબલી અને એવાં જ બીજાં ઝાડો નીચે અને વાડ આદિ ઓથવાળી જગોમાં ઉગે છે.

એ ઘાસ વજનમાં તદન હલકું હોય છે, સુકાયા પછી એમાં કંઈ સત્વ રહેતો નથી. એ પવનના ઝપાટાથી તુરત ભંગાઈ ઉડી જાય છે માટે જ એને **ભંગોરૂં** કહેતા હશે.

---

## વર્ગ–( એજ. )

### નંબર ૫૭૮.

**૧–શાસ્ત્રીયનામ**–A. glauca.

દૃષ્ટાન્ત–H. VII. p. 150.

**૨–દેશીનામ**–ઝીણકું ભંગોરૂં, નાહાની કરેડી (પો+ગુ૦).

આ ઘાસ ½ થી ૧ ફુટ ઉંચું થાય છે. એની ડાંડી, શાખાઓ, પાન અને ફૂલની તરાહ **ભંગોરાં** જેવી પણ ફૂલનો રંગ જંગાલી કે દરીઆઈ થાય છે. એ પણ લીલું હોય ત્યારે ઢોર ખાય છે.

---

## વર્ગ–(ગ્રામિની).

### નંબર ૫૭૯.

**૧–શા. ના.** Manisuris granularis.

દૃષ્ટાંત–H. VII. p. 159; Watt. V. p.164.

**૨–દેશીનામ.**–કસિયું, કસિયું ઘાસ (પો×ગુ૦); त्रिपली, कंगनी (हिं०).

કસિયુંઘાસ આ સ્વસ્થાનમાં બહુધા કાદીવાળી જમીનપર ઉગે છે. તે ૧ થી ૨½ ફીટ ઉંચું થાય છે. કોઇવાર તેની શાખાઓ જમીન કે બીજાં ઘાસપર ઢળેલી પણ જોવામાં આવે છે. પાન તળિયે ખાંચવાળાં, ૩ થી ૧૦ ઈંચ લાંબાં અને ⅛ થી ¼ ઈંચ પોહોળાં હોય છે. ફુલની ચમરી એકજ ખોળીમાંથી ૧ કે વધારે નીકળેલી હોય છે. તે ½ થી ૧ ઈંચ લાંબી હોય છે, અને તેને

તળિયે અનિયમિત લંબાઈની સળી હોય છે. એ ચમરીમાંનાં ફૂલ સખ્ત અને ખડબચડા દાણા જેવાં દેખાય છે.

એ ઘાસ જથ્થાબંધ ઉગતું નથી. એને બીજાં ઘાસની સાથે ઢોર ખાય છે.

---

## વર્ગ--( ગ્રામિની. )

### નંબર ૫૮૦.

**૧-શા૦ ના૦**-Andropogon foveolatus.

દૃષ્ટાન્ત-H. VII. p. 168.

**૨-દેશીનામ**-સણીઆર, સણીઆર ઘાસ (પો૦+ગુ૦).

સણીઆર ઘાસ સીધું વધે છે. તે ૧ થી ૨ કે ૩½ ફીટ ઉંચું થાય છે. એ જ્યાં ઉગે છે ત્યાં જથ્થાબંધ ઉગે છે. એનાં થુંમડાં ઘણીવાર ૧ થી ૩ ફીટ વિસ્તારનાં થાય છે. એનાં પાન લાંબાં, સાંકડાં અને અણીદાર હોય છે. તે ખરસટ અને જરા સખ્ત હોય છે. ફૂલની ચમરી ડાંડી કે શાખાને છેડે એક જ સીધી આવેલી હોય છે. એ ઘાસ સુકાય છે ત્યારે ધોળા રંગનું થઈ જાય છે. એ હિંદુસ્થાનના સુકા ભાગોમાં થાય છે અને એને તમામ જાતનાં ઢોર ખાય છે.*

---

* પોરબંદર સ્વસ્થાનના બરડા ડુંગરમાં **સણીઆર ઘાસ** બીજી જાતનાં ઘાસો કરતાં વધારે ઉગે છે. અને એ **જીંજવા ઘાસ** (નં૦ ૫૮૧) થી બીજે નંબરે ઢોરના ચારા તરીકે ગણવામાં આવે છે. બરડા ડુંગરમાં જ્યાં સુધી સણીઆર ઘાસ ઢોરોને ચરવા માટે મળે ત્યાંસુધી તેઓ બીજું ઘાસ ચરતાં નથી. ઘાસ વાઢનારા ઘસીઆરા લોકો પણ સણીઆર ઘાસ મળે ત્યાંસુધી બીજું ઘાસ વાઢી એકઠું કરતા નથી. આ સ્વસ્થાનનાં દરબારી ઢોરો માટે પણ સણીઆર ઘાસ વઢાવી તેની ગંજીઓ કરવામાં આવે છે. આ ઘાસ ભીંજાય નહિ તો દશથી વીશ વર્ષ સુધી ગંજીઓમાં જેવું ને તેવું રહે છે. બરડા ડુંગરના રબારી લોકો પણ શિયાળે સણીઆર ઘાસ વાઢી ઉન્હાળામાં પોતાનાં ઢોરોને ખવરાવવા માટે એકઠું કરી રાખે છે. દરબારી રક્ષિત જંગલોમાં ચોમાસે વરસાદની ઝડીમાં રાત્રની વખતે રબારી લોકો ચોરીથી પોતાનાં ઢોર કદાચ ચારવા લાવે છે ત્યારે પણ જ્યાં જીંજવો અને સણીઆર ઘાસ ઉગેલું હોય ત્યાં પોતાનાં ઢોર ચારી જાય છે. સણીઆર ઘાસ જરા સખ્ત અને બટકણું હોય છે. એ ઘાસ ખાધાથી દુજણાં ઢોરમાં ઘીનો ભાગ વિશેષ થાય છે. એટલુંજ નહિ પણ ઘી દાણાદાર અને સફેદ થાય છે. એ ઘાસ ખાધાથી ઘોડાંના અંગપર પણ બહુ ચળકાટ આવે છે. છપ્પનિયા દુકાળની વખતે સણીઆર ઘાસનાં થુંમડાં મૂળસોતાં જમીનમાંથી ખોદી લાવી ખેડુ અને રબારી લોકો તેને જરા પાણીમાં પલાળી ધોકેથી કુટી પોતનાં ઢોરોને ખવરાવતાં હતાં. આથી સણીઆર ઘાસનો બરડા ડુંગરમાંથી ઘણો નાશ થયેલો છે. અને તેની જગોએ બીજાં સાધારણ ઘાસનો વધારો થયેલો છે. એ દુકાળ પછી સણીઆર ઘાસનાં થુમડાં ઘણી જગોએ પાછાં જામવા લાગાં છે. અને તેનાં મૂળને હરકત આવશે નહિ તો તેનો ઘણો વિસ્તાર થઈ જવા સંભવ છે.

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર ૫૮૧.

**૧-શાસ્ત્રીયનામ**-A. Ischdemum.

દૃષ્ટાંત-H. VII. p. 171; Watt. I. p. 244.

**૨-દેશીનામ**-ડુંગરી જીંજવો (પો૦); જેંજવો (ગુ૦); कुंडा (म); पलवान, पलवल (हिं)

જીંજવો ઘાસ ઘણુંકરી જંગલોની ભીનાસવાળી માટીઆળ અને બહુધા કાંપવાળી કરાર જમીનમાં ઉગે છે. એની ડાંડી અને શાખાઓના નીચલા ભાગ જમીનપર ઢળતા હોય છે. એની ડાંડી અને શાખાઓના સાંધાઓપર બહુધા ધોળા વાળનું કુંડાળું હોય છે. પાન ૧ થી ૨ ફીટ લાંબાં, મથાળે લીસાં અથવા ખડબચડાં, તળિયે ગોળાઈલેતાં ને ટેરવે સાંકડાં થતાં અણીદાર હોય છે. ફુલની ચમરી એ કરતાં વધારે હોય છે. તે ડાંડી અને શાખાઓને છેડે આવેલી હોય છે. તેમાં ઘણી રૂંછાળ હોય છે. ચમરીનો રંગ ભૂરો કે જાંબુડો હોય છે. ચમરી ૧ થી ૩ ઈંચ લાંબી હોય છે. જીંજવા ઘાસને પણ સણીઆર ઘાસની પેઠે થુમડાં થાય છે. એ ઘાસ ઘણું નરમ, પાતળું અને મીઠું હોય છે. અશક્ત અને માંદાં ઢોરોને જીંજવો ઘાસ ઓસડ તરીકે ખવરાવવામાં આવે છે. નબળાં ઢોર જીંજવો ખાવાથી માતાં થાય છે, અને દુજણામાં દૂધ વધે છે. ઘોડાંઓને માટે જીંજવો ઘાસ પ્હેલા નંબરનું ગણાય છે. જીંજવા અને સણીઆર ઘાસની સુકવણી ( સાઇલો અથવા enslage ) ઘણી સારી થાય છે, અને તે ઘણાં વર્ષો સુધી રહી શકે છે. જીંજવા ઘાસને આગથી વિશેષ નુકશાન થતું નથી, તેમજ થોડે વરસાદે પણ એ ઘણું જલદી વધી આવે છે.*

---

જંગલમાં કોઇવાર આગ લાગવાથી બીજાં ઘાસોને ઘણું નુકશાન થાય છે. પણ જીંજવા અને સણીઆર ઘાસને તેટલું નુકશાન થતું નથી. કેમકે એ **થુમડ ઘાસ** હોવાથી એનાં થુમડાંમાંથી નવી ફુટ તુરત નીકળે છે. વરસાદ વગર બીજી જાતનાં ઘાસ તુરત સુકાઇ જાય છે. પણ જીંજવો અને સણીઆર ઘાસ એવે વખતે પણ ઘણા દહાડા બલકે મહિનાઓ સુધી ટકી રહે છે. તેથી એ ઘાસ કાળે દુકાળે ઘણું ઉપયોગી થઈ પડે છે. સણીઆર ઘાસ ડુંગરના પડધારાપર સારૂં થાય છે. તે **બાબીઆ** અને **ઘોડાલંકી** ડુંગરપરનું ઘણું વખણાય છે.

* પોરબંદર સ્વસ્થાનમાં પણ જીંજવો ઘાસ પ્હેલા નંબરનું ગણાય છે. અને તેથી ગોવાળીઆ લોકો પોતાનાં ઢોરોને એ ઘાસ ખાસ કરીને ચરાવે છે. આ સ્વસ્થાનમાં જીંજવો ઘાસ સણીઆર ઘાસ જેટલું ઉગતું નથી તોપણ તે કોઈ કોઇ જગોએ જથ્થાબંધ ઉગે છે. આદિત્યાણાં જંગલમાં દીપડ ઝરની ઉપર એક આખી તળીમાં જીંજવો ઘાસ જ ઉગે છે. તે જગોને **જીંજવાતળી** અથવા **જીંજવા છેલણ**ને નામે બરડાના રબારી લોકો ઓળખે છે. . ચોમાસે એ તળીના સખ્ત ચોકી રાખવી

## વર્ગ-(ગ્રામિની)

### નંબર ૫૮૨.

૧-શાસ્ત્રીયનામ-A, pertusus.

દૃષ્ટાન્ત-H. VII. p. 173. Watt. I. p. 249;

૨-દેશીનામ-ખેતરાઉ જીંજવો, જેંજવો (પો×ગુ૦); पलउआ, रुकड, पलवल (हिं०).

ખેતરાઉ જીંજવો ખેતરોને શેઢે, વાડીઓમાં પાણીના ધોરીઆ કાંઠે, વાડીઓની વાડ પાસે, રસ્તાઓની બાજુએ અને તળાવ નદીઓ વગેરેની કાંપવાળી જમીનમાં ઉગે છે. એના છોડવા અને થુંમડાં ડુંગરી જીંજવા કરતાં નાહનાં હોય છે. એ ઘાસમાં પણ ડુંગરી જીંજવા જેવોજ ગુણ હોય છે. અને તે તમામ ઢોરો માટે પ્હેલા નંબરનું ચરીઆણ ઘાસ ગણાય છે.

---

## વર્ગ-(એજ.)

### નંબર ૫૮૩.

૧-શાસ્ત્રીયનામ-A. laniger.

દૃષ્ટાન્ત-H. VII. p. 203; Watt. I. p. 244.

૨-દેશીનામ-ગંધારૂં, ગંધારૂં ઘાસ (પો૦); અશખર (ગુ૦). इवरानकुश, जवरानकुश ( म० ); अन्नखीर; गंधीर, लांजक, घटीआरी, खावी, इवरेनकुश (हिं०) लायज्जक ? (सं०).

ગંધારૂં ઘાસ ૧ થી ૨ ફીટ ઉંચું થાય છે. પણ એની નીચે ઘણાં સખ્ત ને ટુંકાં થુમડાં હોય છે. પાન એના નીચેના ભાગમાં ગીચોગીચ આવેલાં હોય છે. એનાં મૂળ ઘણાં સખ્ત હોય છે ને તેમાં લીલી ચાની વાસ જેવી સુગંધી વાસ હોય છે. એનાં ફૂલની ચમરી એની ડાંડીના છેડાપર છિન્ન ભિન્ન આવે છે તેનો દેખાવ રૂશઘાસ (નંબર.૫૮૪)નાં ફૂલ જેવો હોય છે. પણ આનાં ફૂલ રંગે ફીકાં જાંબુડાં, ભસ્મી કે દરીઆઇ હોય છે.

આ ઘાસના મૂળમાંથી ગંધ નીકળે છે માટે એને અહિંનાં લોકો ગંધારૂં ઘાસ કહે છે. એ ઘાસ કોમળ હોય છે ત્યારે ઢોરો ખાય છે. પણ ઘોડાંના ખાધામાં વિશેષ આવે તો તેને પેટમાં ચુંકો થાય છે. દુજણાં ઢોર એ ઘાસ વધારે ચરે તો તેના દૂધમાં તેની વાસ ઉતરે છે. એનાં મૂળ સ્વેદલ, મૂત્રલ, રક્તશોધક અને કફ્ તથા જ્વરઘ્ન ગણાય છે. એનાં મૂળનો કાઢો અજીર્ણ, તાવ, આંચકી, કફ, સંધિવા અને જળોદરપર બીજી દવાઓ સાથે આપવામાં આવે છે. સંધિવા તાવ અને બદહજમીપર તેનો કાઢો કેવળ મધની સાથે પણ અપાય છે. એનાં મૂળને પાણીમાં વાટી તેની ટાઢીઆ તાવવાળાને ખરડ કરવામાં આવે છે. એ ઘાસના ઉકાળાની તાવવાળાને બાફ પણ અપાય છે. કોલેરામાં એના મૂળનો કાઢો પીપરની સાથે આપવાથી આજારીની બેશુદ્ધિ ઓછી થાય છે.*

ઉન્હાળે જ્યારે બીજું ઘાસ મળતું નથી ત્યારે ગાડરાં, (ઘેટાં) બકરાં અને બીજાં ઢોરો આ ઘાસપર નીભાવ કરે છે. જે જગોએ બીજું ઘાસ થતું નથી તે જગોએ આ ઘાસની ગંજીઓ કરવામાં આવે છે. તે કાળે દુકાળે ઢોરોને કામ આવે છે, પણ એ ઘાસ ગંજીઓમાં ઘણાં વર્ષો સુધી સારૂં રહી શકતું નથી, એમ કહેવાય છે.†

---

## વર્ગ-( ગ્રામિની. )

### નંબર ૫૮૪.

૧-શા. ના.-A. Schœnanthus.

દૃષ્ટાંત-H. VII. p. 204; Watt. I. p. 249; રૂ. નિ. પા. ૩૬.

૨-દેશીનામ-રૂશ, રોસડો, રૂશઘાસ, રોંશઘાસ (પો×ગુ૦); रुशागवत (म०); रुशाघास, रोहीसा (हिं०); रोहिस, गंघतृण, सौगंधिक (सं०).

---

પડે છે, કેમકે ત્યાંના રબારી લોકો જીંજવા તળીમાં પોતાનાં ઢોર ચારવાને ઘણા આતુર રહે છે.

જીંજવા ઘાસને આ તરફનાં લોકો એટલું બધું કીમતી ગણે છે કે બીજા મોલમાં કોઇ ઢોરવાળો ભેળ કરે અથવા ખેતર કે વાડીના શેઢા પાસે પોતાનાં ઢોર ચારવા લાવે ત્યારે ખેતર કે વાડીનો ધણી તે ઢોરવાળાને કહે કે "ઢોર છેટાં રાખજે. ભેળ કરે નહિ" આથી પોતાને અપમાન થયું હોય એમ સમજી ઢોરનો ગોવાળ ઉત્તર વાળે છે કે "શું આહિં તારો જીંજવો કોળ્યો છે?"

નવરાત્રિના દિવસોમાં છોકરીઓ ગરબા ગાય છે તેમાં પણ જીંજવા ઘાસ વિષે ગાય છે કે "ચકલી તારા ખેતરમાં મેં જીંજવો વાવ્યો રે, જીંજવે ચડી જોને કોઇ આદમી આવે રે;—વગેરે. મતલબ કે જીંજવો ઘાસ અહિં ઘણું પ્રસિદ્ધ છે.

વળી અહિંના રબારીઓ નીચે પ્રમાણે સાત જગાઓ ઢોરનાં ચરીઆણા માટે ઘણી સારી સમજે છે, ને તે વિષે કહે છે કેઃ—

"મુંણી[૧], માધલી[૨], ને ડીંઢામાં ડેરવાવ[૩], તર[૪], તોરણ[૫] ને બીલેશ્વરી[૬], પણ બેસોને વહાલી ભોદ[૭], જ્યાં જીંજવાનાં ઓઘ."

૧-બોરીચા ગામ પાસે. ૨-ધીંગેશ્વર જંગલ પાસે.
૩-બખરલા પાસે. ૪-તોરણીઆડુંગરપર.
૫-તોરણીઆ વોકળા કાંઠે. ૬-બીલેશ્વરી નદી કાંઠે.
૭-ભોદ ગામની પાસે. ત્યાં જીંજવો ઘાસ ઘણું થાય છે.

* પોરબંદર સ્વસ્થાનમાં કાદીવાળી જમીનપર દરિયા કાંઠે મીઆણીથી માધુપુર સુધી, અને બરડા ડુંગરમાં નળીઆધાર જંગલમાં ભોદથી બોરડી ગામ જવાની કેડીથી પૂર્વ તરફ ગોઝારા ડુંગર સુધી એ ઘણું ઉગે છે.

† એ ઘાસનાં મૂળ બજારમાં ગાંધીનોત્યાં વેંચાતાં મળે છે, તેને અશખર કહે છે. એ અશખર મુંબઇની બજારમાં ઈરાનથી આવે છે. પણ તે આ સ્વસ્થાનમાં એટલું બધું ઉગે છે કે એનાં મૂળ વખતસર ભેગાં કરી સુકાવી બહાર બંદર ચડાવવામાં આવે તો તે બની શકે તેવું છે.

રૂશઘાસ ૩ થી ૬ ફીટ ઉંચું થાય છે. એનાં પાન લાંબાં સાંકડાં કે પોહોળાં, ટેરવે અણી થતાં અને જરા અક્કડ હોય છે. તે તળિયે પોહોળાં હૃદયાકૃતિનાં ગોળાઇ લેતાં અને બહુધા ડાંડીને ચોટડુક હોય છે. એનાં ફૂલની ચમરી છિન્નભિન્ન ડાંડી અને શાખાઓને છેડે આવેલી હોય છે. એનાં ફૂલનો રંગ રતાસલેતો પીળો ભૂરો એમ તરેહવાર હોય છે. પાન તેમજ ફૂલને ચોળતાં તેમાંથી ઉત્તેજક મન પસંદ સુગંધી નીકળે છે. એ ઘાસ એની સુગંધીને લીધે ઘણું પ્રસિદ્ધ છે. એ મધ્ય હિંદુસ્થાન, વાવ્યપ્રાંત, પન્જાબ, સિંધ, કાઠિયાવાડ, કચ્છ અને દક્ષિણમાં થાય છે. એ ઘાસ બીજાં ઘાસને અભાવે ઢોર ખાય છે. એ ઘાસ ગંજીઓમાં ઘણાંવર્ષો સુધી બગડયા વગર રહી શકે છે તે કાળે દુકાળે ઢોરોને કામ આવે છે.

એ ઘાસમાંથી જે તેલ કાઢવામાં આવે છે તે **રોશેલ** અથવા **રૂશાનું-તેલ** કહેવાય છે. એનું તેલ ગુલાબના અતરની સાથે ભેગ કરવામાં વપરાય છે. તાવવાળાને રૂશ ઘાસનું તેલ પાણીમાં નાંખી પરસેવો લાવવા માટે પવાય છે. તેમજ એનાં પાનનો ઉકાળો બાફ દેવા માટે વપરાય છે. શરદી લાગવાથી માથું બહેરૂં થઇ ગયું હોય તો રૂશઘાસનાં પાન વાટી તેની માથાપર કેટલાક લોકો થેપલી મૂકે છે, તેથી ફાયદો થાય છે. રૂશઘાસનું તેલ સંધિવા અને પક્ષઘાતનાં દરદોમાં ઉત્તેજક તરીકે ચોપડવામાં આવે છે.*

---

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર ૫૮૫.

**૧-શા. ના.**-A. squarrosus.

દૃષ્ટાંત-H. VI. p. 986; Watt. I. p.245. રૂ. નિ. પા. ૨૨.

**૨-દેશીનામ**-વાળો, વાળોઘાસ, ખસઘાસ, (પો×ગુ)૦; वाला, खसखस (મ૦); वाला, वालेकाघास, खसखस (हिं०); वालुक, उशीर (સં૦).

એ ઘાસ ૨ થી ૫ ફીટ ઉંચું થાય છે. એનાં ઘુમડાંનો વિસ્તાર ઘણો મ્હોટો હોય છે. અને એનાં મૂળમાં સુગંધી હોય છે. પાન લાંબાં ને સાંકડાં હોય છે. તે ઉભાં અને વચમાં નીકવાળા હોય છે. એનાં ફૂલની ચમરી લાંબી ગુચ્છાદાર અને પાતળી શાખાઓવાળી હોય છે. એ ઘાસ ઘણુંકરી નદી નાળાં અને પાણી ભરાઇ રહેતું હોય એવી જગોએ ઉગે છે. એ ઘાસનાં મૂળ ઝીણાં વાળા જેવાં થાય છે માટે તેને પણ **વાળો** કહે છે. એ સુગંધી મૂળિયાં અર્થાત્ વાળો ઘણાં સુગંધી પદાર્થો બનાવવામાં વપરાય છે. તેમજ સંધિવા, તાવ અને લોહીવિકારના દરદોમાં બીજાં વસાણાંઓ સાથે એ વપરાય છે. ગરમીના દહાડામાં પીવાનું પાણી સુગંધિત કરવા માટે તેમાં વાળો નાંખવામાં આવે છે. વાળાના પંખા અને ખપેડા અથવા ટટ્ટીઓ પ્રસિદ્ધ છે. ધુપેલ તેલના વસાણામાં વાળો મુખ્ય ભાગ લે છે. વાળાનો અર્ક અને શરબત બનાવવામાં આવે છે. તાવ અને પિત્તવિકારના દરદોમાં વાળાનો કાઢો બીજી દવાઓ સાથે વપરાય છે. ટાઢક કરવા માટે પણ વાળાનો ઘણી જગોએ ઉપયોગ કરવામાં આવે છે.

એ ઘાસ ઘણું લાંબું અને નિરસ હોય છે. એને ઢોરો વિશેષ કરી ખાતાં નથી. પણ ઉન્હાળે બીજું ઘાસ ન મળે તો ભેંસો એનાં પાન ખાય છે.*

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર ૫૮૬.

**૧-શાસ્ત્રીયનામ**A. annulatus.

દૃષ્ટાન્ત-H. VII. p. 196; Watt. I. p. 242.

**૨-દેશીનામ**-મ્હોટું મીંદડિયું (પો+ગુ૦). जनेवर (हिं०).

એ ઘાસ જીંજવા અને સણીઆર ઘાસ સાથે છૂટું છવાયું ઉગે છે. તેમ ઘણીવાર રસ્તાઓની બાજુએ અને વાડી તેમ જ ખેતરોમાં પાણીના ધોરીઆ કાંઠે પણ ઉગેલું જોવામાં આવે છે. એ ઘાસ જીંજવા કરતાં જાડું ને ઘણીવાર તેથી ઉંચું વધેલું હોય છે. પાન સાંકડાં ને ઘણાં લાંબાં હોય છે. એની ડાંડી અને શાખાઓને ટેરવે સુંવાળી લાંબી રૂંછાળવાળી પાતળી અને લાંબી ચમરીઓ નીકળેલી હોય છે.

એ ઘાસ ઢોર ખાય છે અને ઘણો વખત ગંજીઓમાં રહી શકે છે.

---

## વર્ગ-( એજ )

### નંબર ૫૮૭.

**૧-શાસ્ત્રીયનામ**-A. intermejius.

દૃષ્ટાન્ત-H. VII. p. 175;

---

* પોરબંદર સ્વસ્થાનમાં વિશેષ કરીને આદિત્યાણાં જંગલની અંદર છૂટું છવાયું રૂશાઘાસ ઉગે છે. બીજાં તે ઘાસની સાથે ઢોરોના ચારા તરીકે વાઢી લેવામાં આવે છે. પણ ચારા તરીકે એ ઘાસ ઘણું ઉપયોગી નથી. માટે એ ઘાસનો એકાદ જંગલમાં ઘણો વધારો કરવામાં આવે અને તેમાંથી તેલ કાઢવાનો ઉદ્યોગ જારી થાય તો તે ફાયદાકારક થઇ પડે તેમ જણાય છે. વૉટ સાહેબે પોતાની ડીકશનરીમાં એનાં તેલ વિષે ઘણી માહિતી આપેલી છે, તે વાંચવા જેવી છે.

* પોરબંદર સ્વસ્થાનમાં વાળો ઘાસ આદિત્યાણાનાં દડમાં જુજ ઉગે છે. એને બાગોમાં શોભા અને નવાઇ માટે વાવવામાં આવે છે, એનાં થુમડાં જૂદાં પાડી વાવવામાં આવે તો તે લાગી જાય છે.

૨-દેશીનામ-ધરફો, ધરફો ઘાસ (પો+ગુ૦). तामटगवत (म०).

આ ઘાસનાં ઘુંમડાં પણ ઘણા વિસ્તારવાળાં થાય છે. અને એ ૨ થી ૩ ફીટ ઉંચું વધે છે. એની ડાંડી અને શાખાઓ નીચેના ભાગમાં જમીનપર ઢળતી હોય છે. પાન લાંબાં, સાંકડાં અને જાડાં હોય છે. તે ઘુમડાં પાસે ઘણાં ગીચ આવેલાં હોય છે. ડાંડી અને શાખાઓને છેડે ફૂલની ચમરી આવેલી હોય છે. તે પીળા કે ફીકા જાંબુડા રંગની હોય છે. ચમરીઓ પાતળી સળીપર ચક્રની માફક ગોઠવાયલી હોય છે.

ઝીંઝવા અને સણીઆરથી ઉતરતું ઢોરના ચારા માટે આ સ્વસ્થાનમાં **ધરફોઘાસ** ઘણું વાઢવામાં આવે છે. એ સુકાયા પછી ઘણો લાંબો વખત ગંજીઓમાં રહી શકે છે. એ ઘાસ આ સ્વસ્થાનમાં ઘણું ઉગે છે.

---

## વર્ગ-( ગ્રામિની )

### નંબર. ૫૮૮.

**૧-શા. ના.**-A. contortus.

દૃષ્ટાન્ત-H. VII. p. 199; Watt. I. p. 244.

**૨-દેશીનામ**-ડાભસુળિયું (પો+ગુ૦); कांटे गवत (म०). सुरीघास, सराल, सुरवाल (हिं०)

ડાભસુળિયું આ સ્વસ્થાનમાં ઘેરકે ઘેરકે બરડા ડુંગરમાં ઘણું ઉગે છે. તે ૧ થી ૩ કે ૫ ફીટ ઉંચું થાય છે. પાન લાંબાં અને સાંકડાં હોય છે. એની ડાંડી અને શાખાઓને છેડે ઉભી ચમરી આવે છે. એનાં ફૂલમાં સોય જેવી લાંબી તીક્ષ્ણ ઉભી સળી (own) હોય છે. તેના નીચલા ભાગમાં ભૂરા વાળની રૂંછાળ હોય છે. ફૂલમાંની સળી તીક્ષ્ણ અણી અને ખડબચડી હોવાને લીધે તે કપડાં વગેરેમાં ભરાઇ જાય છે તો ઘણી મુસ્કેલીએ નીકળે છે. ઝાકળ પડી હોય ત્યારે એ ઘાસના ઘેરામાંથી ચાલવું ઘણું મુસ્કેલ થઈ પડે છે. કેમકે ભીંજાયલા પગ ઉપર એની સળીઓ શળની પેઠે ભોંકાય છે. તેથી પગે ઘણી વેદના થાય છે. આ ઘાસ કાચું હોય છે ત્યારે ઘણુંકરી ઢોર ખાય છે. પણ એમાંની શળો પાકે છે ત્યારે તે ઢોરોના હોઠમાં લાગવાથી હોઠ પાકી જાય છે. એની શળો પાકીને ખરી ગયા પછી શિયાળામાં એ ઘાસ તમામ જાતના ઢોરો ખાય છે. એ ઘાસ એમાની શૂળોને લીધે ચારા તરીકે વાઢવામાં આવતું નથી પણ કુબાઓ વગેરે ઉપર છાજ તરીકે ઉપયોગમાં લેવાને રબારી લોકો એ ઘાસ વાઢી એકઠું કરે છે.

---

## વર્ગ—( ગ્રામિની ).

### નંબર. ૫૮૯.

**૧-શા. ના.**-A. filiformis ?

દૃષ્ટાન્ત-H. VII. p. 104.

**૨-દેશીનામ**-ઝીણકું કણેરૂં ( પો×ગુ૦ ).

આ ઘાસ ½ થી ફૂટેક ઉંચું થાય છે. એમાંથી કેટલીક પાતળી દોરા જેવી શાખાઓ નીકળેલી હોય છે. એની દોરા જેવી પાતળી શાખાઓને છેડે ફૂલની બબ્બે ચમરી આવે છે. તેપર ધોળી રૂંછાળ હોય છે. એનાં પાન જરા પોહોળાં ભલ્લાકૃતિનાં ને ટેરવે અણીદાર હોય છે. આ ઘાસ જુની દીવાલો, ખંડિયેર જગાઓ અને પથ્થરવાળી સખ્ત જમીનપર ઘણુંકરી ચોમાસે છૂટું છવાયું ઉગે છે. એ ઘાસ કોમળ હોવાથી ગોવાળીઆ લોકો નાહાનાં વાછરડાંઓને ખવરાવે છે. આ ઘાસનાં પાન કણેરાં ઘાસ ( નં૦ ૫૬૧ ) નાં જેવાં હોય છે તે ઉપરથી એને ઝીણકું કણેરૂં કહે છે.

---

## વર્ગ—( એજ ).

### નંબર. ૫૯૦.

**૧-શા. ના.**-A. halepensis.

દૃષ્ટાન્ત-H. VII. p. 182. Watt. VI. part. lll. p. 280

**૨-દેશીનામ**-બરૂ, બરૂવા ( પો+ગુ+મ+હિં૦)

બરૂ ઘાસ ઘણું પ્રસિદ્ધ છે. તે આખા હિંદુસ્થાનમાં ઉગે છે. તે ૩ થી ૧૫ ફીટ ઉંચું વધે છે. એ સાધારણ જાર જેવું જાડું અને દેખાવમાં પણ તેવુંજ હોય છે. એમાંથી કેટલીક શાખાઓ નીકળે છે. એનાં પાન ૬ થી ૨૦ ઇંચ કે તેથી પણ લાંબાં ને ૧ થી ૩ ઇંચ પોહોળાં હોય છે. એની ડાંડી અને શાખાઓને છેડે જારની માફક પણ લાંબી અને નરમ પાતળી સળીઓવાળી ચમરી આવે છે. બરૂના સાંઠાની ઘણા લોકો લખવાની કલમ બનાવે છે તેને **દેશી બરૂની કલમ** કહે છે. બરૂના દાણા ગરીબ લોકો દુકાળ વખતે બીજા દાણાઓ સાથે ખાય છે. બરૂની સાંઠી વણકર લોકોને કપડાં વણવાની ફણી અને તેમાં રાખવાની છડીઓ બનાવવાના કામમાં આવે છે. બરૂ ઘાસ કાચું હોય છે ત્યારે ઘણુંકરી ઢોર ખાતાં નથી ને ખાય તો તેથી મીણો ચડે છે. પણ એ ઘાસ પાકીને અડધું સુકાય છે ત્યારે તે ઢોરના ચારા તરીકે ઘણું ઉપયોગી થઈ પડે છે. બરૂ ઘાસ ખેડુ ને રબારી લોકોને છાજ તરીકે ઘણું કામમાં આવે છે. બરૂ ઘાસ સુકાયા પછી ગંજીઓમાં ઘણાં વર્ષો સુધી રહી શકે છે. બરૂ ઘાસની નીચે ઘુમડાં થાય છે તે કાચાં હોય છે ત્યારે

તેને જંગલી ડુક્કર જમીનમાંથી ખોદીને ખાય છે. પણ તે માણસ અગર બીજાં ઢોરના ખાધામાં આવે તો તે ઝેરની અસર કરે છે, એમ કહેવાય છે.*

---

## ( વર્ગ–ગ્રામિની. )

### નંબર ૫૯૧.

**૧–શા. ના.**–Anthistiria imberbis.

દૃષ્ટાન્ત–H. VII. p. 211;

**૨–દેશીનામ**–ફુલિયું, ફુલિયુંઘાસ ( પો+ગુ૦ ); फुलघास (म०),

એ ઘાસ ડુંગરાળી જમીનમાં ઘણુંકરી ઉગે છે. એ ૩ થી ૪ ફીટ ઉંચું થાય છે. પાન લાંબાં, સાંકડાં અને ખરસટ હોય છે. ફૂલની ચમરીઓ પાસે પાસે આવેલી, દબાયલી અને ભૂરા કે રાતા રંગની હોય છે. એ ઘાસ જરા જાડું તોપણ નરમ હોય છે. કોંકણમાં એ ઘાસ મુખ્યત્વે કરીને ઘોડાં અને ભેંસો માટે ચારા તરીકે વપરાય છે. પણ આ સ્વસ્થાનમાં એ ઘાસ છૂટું છવાયું ઉગે છે. અને બીજાં ઘાસને અભાવે એ ઘાસ પણ ઢોર ખાય છે.

---

## વર્ગ–(એજ.)

### નંબર ૫૯૨.

**૧–શા. ના.** A. cymbaria.

દૃષ્ટાન્ત–H. VII. p. 215.

**૨–દેશીનામ**–રાતડું, રાતડુંઘાસ ( પો+ગુ૦ ); मोंठा फुलघास (म०).

એ ઘાસ ૩ થી ૮ ફીટ ઉંચું વધે છે. એ સખ્ત અને જાડું હોય છે. એનાં પાન લાંબાં, સાંકડાં અને ઘણાં ખરસટ હોય છે. એનાં ફૂલની ચમરી ઘણી ખરસટ અને ઝીણા કાંટાઓ જેવા સખ્ત વાળની રૂંછાળવાળી હોય છે. તે ઘણુંકરી રાતા રંગની હોય છે. એ ઘાસ સુકાય છે ત્યારે ઘણુંકરી રાતા રંગનું થઇ જાય છે, માટે એને **રાતડુંઘાસ** કહે છે. એ ઘાસ ઘણું સખ્ત હોવાને લીધે ઢોરના ચારા તરીકે વિશેષ વપરાતું નથી. પરંતુ છાજ તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે.*

---

## વર્ગ–(ગ્રામિની)

### નંબર ૫૯૩.

**૧–શા. ના.**–Pseudanthistiria heteroclita.

દૃષ્ટાન્ત–H. VII. p. 219.

**૨–દેશીનામ**–ઝીણકું ફુલ ઘાસ (પો+ગુ૦).

એ ઘાસ ફુલિયાં ઘાસ જેવું થાય છે. પણ તે વધારે લીસું નરમ અને ટુંકું હોય છે. એ બીજાં ઘાસ સાથે છૂટું છવાયું ઉગે છે. એ ઘાસ તમામ જાતનાં ઢોર ખાય છે.

---

## વર્ગ–(એજ.)

### નંબર ૫૯૪.

**૧–શા. ના**–Ar;stida Adscenscionis.

દૃષ્ટાન્ત–H. VII. p. 224 Watt. I. p. 312.

**૨–દેશીનામ**–ઉઠ લાંપડો (પો+ગુ૦); जन्दरलंब (पंजाबी).

એ ઘાસ ૧ ઇંચથી ૩ ફીટ લાંબું થાય છે. એની શાખાઓ ઘણી પાતળી હોય છે. તે આડી અવળી ઢળેલી હોય છે. પાન ઘણાં સાંકડાં ને લાંબાં હોય છે. ફૂલની ચમરીઓ સળી કે દોરા જેવી પાતળી હોય છે. તે લીસી ને ચળકતી હોય છે.

ઉઠ લાંપડો ઘાસ બીજાં ઘાસની સાથે છૂટું છવાયું ઉગે છે. તે જરા સખ્ત હોવાને લીધે તે કોમળ હોય છે ત્યારેજ ઢોર ખાય છે.

---

## વર્ગ–(ગ્રામિની).

### નંબર ૫૯૫.

**૧–શા. ના**– A. funiculata.

દૃષ્ટાન્ત–H. VII. p. 226.

**૨–દેશીનામ**–લાસો લાંપડો (પો૦); लंब (पंजाबी). લંભ (કચ્છી)

---

* પોરબંદર સ્વસ્થાનમાં બરૂ ઘાસ મુખ્યત્વે કરીને આદિત્યાણાં જંગલના પાઉમાં ઉગે છે. બીજું ઘાસ મળતું હોય ત્યારે બરૂ ઘાસને ઢોરો ખાતાં નથી, પરંતુ શિયાળા પછી એ ઘાસ ઢોરોના ચાલવા હાલવાથી નીચે પડી અધકચરા ભુકા જેવું થઈ જાય છે ત્યારે એને ભેંસો આદિ તમામ જાતનાં ઢોર બહુ ખાય છે. બરૂ ઘાસ **ઘુમડ-ઘાસ** હોવાથી કાળે દુકાળે આ સ્વસ્થાનમાં ઘણું ઉપયોગી થઈ પડે છે.

* પોરબંદર સ્વસ્થાનમાં રાતડુંઘાસ છૂટું છવાયું ઉગે છે. પણ છપ્પનિયા દુકાળની વખતે વલસાડ અને સુરતથી જે ઘાસ આ સ્વસ્થાનમાં મંગાવવામાં આવેલું હતું તેમાં મુખ્યત્વે કરીને એ ઘાસ આવેલું હતું. એ વખતે ખંભાળા તળાવપર દરબારી બળદોથી રોલિંગનું કામ ચાલતું હોતાં પરદેશી ઘાસની ગાંસડીઓ ત્યાં મોકલાવવામાં આવતી હતી. તે ગાંસડીઓમાંથી રાણાવાવ જંગલમાં રાતડાંઘાસનાં બીજ ઉડી પડવાથી ગરેડ પાસેની છાવડમાં રાતડુંઘાસ સત્તાવનની સાલના વરસાદમાં ઘણું ઉગી આવેલું હતું. એ ઘાસ એટલું બધું જોરદાર છે કે એ જ્યાં ઉગે છે ત્યાંથી બીજું ઘાસ નાબુદ થાય છે, અને એ ઘાસ એકદમ જથ્થાબંધ ઉગી જાય છે.

એ ઘાસ લાંપડા જેવુંજ થાય છે. તો પણ તે તેનાથી જરા લાંબું અને લીસું હોય છે. એનાં ફૂલની ચમરીઓ જરા ફેલાયલી હોય છે અને એમાંની શૂળ લાંપડાની શૂળ જેવી સખ્ત હોતી નથી. એના છોડવામાં દોરા જેવી પાતળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. અને એ ઘાસ ૧ થી ૨ ફીટ લાંબું થાય છે.

એ ઘાસ ઘણુંકરી કાદીવાળી જમીનપર ઉગે છે અને તે ઉક્ત લાંપડાથી નરમ અને ટુંકું હોય છે, તે ઢોર ખાય છે.

---

## વર્ગ--( એજ )

### નંબર ૫૯૬.

**૧-શા. ના**-A. hystricula.

દૃષ્ટાન્ત H. VII. p. 227.

**૨-દેશીનામ**-લાંપડો, ભોંયલાંપડો (પો૦+ગુ૦); લંબ, લંભ, લંભધા (સિંધી-કચ્છી).

એ ઘાસ ઉપરના બન્ને લાંપડા કરતાં ઘણું ટુંકું હોય છે, અને એ જ્યાં ઉગે છે ત્યાં જથ્થાબંધ ઉગે છે. એ ઘણું-કરીને કાદીવાળી, તાછોડ, કંકર પથ્થરવાળી અથવા સખ્ત જમીનપર ઉગે છે. એ શિયાળે સુકાય છે ત્યારે તે ધોળું થઇ જાય છે. અને તે ખંપાળીથી ભેળું કરી લેવામાં આવે છે. બીજાં સારાં ઘાસને અભાવે એ ઘાસ ઢોરના ચારા તરીકે ઉપયોગમાં આવે છે. એ ઘાસમાં ધોળા તીર જેવા કાંટા હોય છે તે **લાંપશુળિયાં** કહે-વાય છે. એ લાંપશુળિયાં પગમાં લાગે છે તો ઘણી પીડા કરે છે. તેમજ તે કપડાં વગેરેમાં ભરાઇ રહે છે તો ઘણી મુસ્કેલાઇથી તેમાંથી નીકળી શકે છે. શિયાળે એ ઘાસ ભેંસો બહુ ખાય છે. તેથી તે માતી થાય છે એટલુંજ નહિ પણ તેનું ઘી સફેદ ને દાણાદાર થાય છે.*

---

## વર્ગ—( ગ્રામિની ).

### નંબર ૫૯૭.

**૧-શા. ના.**-Sporobolus indicus.

દૃષ્ટાન્ત-H. VII. p. 247; Watt. VI. part. III. p. 341.

**૨-દેશીનામ**-વેલારીમરમર (પો+ગુ૦); उशरकी घास, पलंगी, रतुआ ( हिं० )

એ ઘાસ ઘેડ અને ખારચ જમીનમાં વેલાની પેઠે ઉગે છે. એની ડાંડી અને શાખાઓના સાંધાઓપર ગાંઠો બંધાય છે. તેપરથી નીચેની બાજુ જમીનમાં મૂળિયાં ઉતરે છે ને ઉપરની બાજુ જમીનપર પાન અને શાખાઓ નીકળે છે. ફૂલની ચમરી ઘણી બારીક હોય છે. તે ડાંડી અને શાખાઓને છેડે વાળા ઘાસની ચમરીની પેઠે ઘણુંકરી છત્રાકાર આવેલી હોય છે.

એ ઘાસ વાઢીને ઢોરને નીરણ કરી હોય તો ઘણુંકરી એ ઘાસ ઢોર ખાતાં નથી. પણ કોમળ હોય છે ત્યારે એ ઘાસ ઘોડાં તેમજ બીજાં ઢોર ચરે છે. ખારચ જમીનમાં કોઇપણ જાતનું ઘાસ ઉગતું નહોય તેવી જમીન રક્ષિત રાખવાથી ઘણુંકરી પ્રથમ આ ઘાસ ઉગે છે.

---

## વર્ગ—( એજ ).

### નંબર ૫૯૮.

**૧-શા. ના.**-Cynodon dactylon.

દૃષ્ટાન્ત-H. VII. p. 288; Watt. II. p. 678. ૩. નિ. પા. ૩૬૭.

**૨-દેશીનામ**-ધરો, ધ્રો, ધ્રોખડ (પો+ગુ૦); दुर्वा, हरिआळी (म०); दूब, दुर्वा, दुब्रा, कब्बर, खब्बल, धोबीघास, कालीघास, रामघास (हिं०); दूर्वा, नीलदूर्वा (सं०); छबर, छब्बर ( सिंधी+कच्छी ).

ધ્રો એ ઘણું જાણીતું ઘાસ છે. અને એ આખા હિંદુસ્થાનમાં સર્વત્ર થાય છે. એ ઘાસ જમીનપર પથ-રાય છે. અને તે ગાંઠે ગાંઠે મૂળિયાં મુકી વધતું જાય છે. એનાં પાન ટુંકાં અણીદાર અને ફીકાસલેતા લીલા રંગનાં હોય છે. એનાં ફૂલની ચમરી શાખાઓને છેડે ૨ થી ૫ ઉભી નીકળેલી હોય છે. તે લીલા અથવા જાંબુડા રંગની અને ૧ થી ૨ ઇંચ લાંબી હોય છે. એ ઘાસ કુવાના કાંઠા પાસે નદી અને તળાવોના કાંઠાપર તેમજ સહેજ ખારચ અને મીઠાં પાણીની ભીનાસ રહેતી હોય તેવી જગોએ પણ તે ઉગે છે. દરિયાની ખાડી કાંઠે મીઠાં પાણીની છેલ આવતી હોય તેવી જગોએ તે જથ્થાબંધ ઉગે છે. ધ્રોખડના તકતાઓ બાગ બગીચાઓમાં શોભા માટે વાવવામાં આવે છે. ધ્રોખડ ઘાસ ઘોડાં અને બીજાં તમામ ઢોર ખાય છે. એ ઘાસ એટલું તો નરમ, મીઠું અને પૌષ્ટિક છે કે તે બીજાં તમામ ઘાસ કરતાં એ ઢોરના ચારા તરીકે પ્હેલે નંબરે ગણાય છે. પણ એ ઘાસ વાઢીને ભેળું કરવામાં આવે તેટલું તે ભાગ્યેજ ઉંચું વધે છે. એ ઘાસનાં મૂળિયાં એક વખત જમીનમાં લાગી ગયા પછી એ ઘાસ ઘણું કરી તુરત સુકાતું નથી.

કેટલીક જગોએ એ ઘાસની રીતસર વાવણી કરવામાં આવે છે. અને સારી જમીનમાં પાણી આપવાથી તે ઘણું સારૂં ઉગી મોટું થાય છે, ત્યાં તેની કાપણી કર-

---

*પોરબંદર સ્વસ્થાનની ઘોડા લંકી અને ઝારેરા વીડીની અંદર લાંપડો ઘાસ ઘણું ઉગે છે.

વામાં આવે છે. બીજાં ઘાસની પેઠે એ ઘાસને પણ એમાં ફૂલની ચમરી આવવા માંડે કે તુરત વાઢવું જોઇએ. એ ઘાસને વાઢ્યા પછી ઘણો વખત ખુલ્લા તડકામાં રાખવું નહિ. એને જેમ બને તેમ જલદી સુકાવી લેવું અને તે બે કે ત્રણ દહાડામાં સારી રીતે સુકાઇ જાય છે. સુકાતી વખતે તે વારંવાર ફેરવવામાં આવે તો તેનો લીલો રંગ પણ વિશેષ જતો રહેતો નથી. રાત્રની વખતે તેપર ઘણી ઝાકળ ન પડે તેની સંભાળ રાખવી. આવી સંભાળથી સુકાવી તૈયાર કરેલું ધ્રોખડ ઘાસનું ખડ (hay) બીજા બધાં ઘાસનાં ખડથી ઘણો વખત સારૂં રહે છે. એટલુંજ નહિ પણ તેમાં તેના ઘણા ખરા તત્વો જળવાઇ રહેલા હોવાથી તે માંદાં ઢોરને એક દવા તરીકે ઉપયોગી થઇ પડે છે. ઢોરને શીળી નીકળી હોય અથવા ઢોર પુંછલી ગયું હોય ત્યારે એ ખડ ખાધાથી તે તુરત સારૂં થાય છે.

જ્યાં ધ્રોખડ ઘાસ ઘણું થતું હોય ત્યાં તેને એકઠું કરી બરાબર સુકાવી તેની ગંજી કરી રાખી હોય તો તે વગર બગડે ઘણાં વર્ષો સુધી રહે છે.

**ઉપયોગ**–જખમ રૂઝાવવામાં એ આખા હિંદુસ્થાનમાં ઘણા લાંબા કાળથી મશહૂર છે. એનાં મૂળનો સ્વરસ કચ્છ અને કાઠિયાવાડની સ્ત્રીઓ પ્રદરપર પીએ છે. એ સ્વરસ મધની સાથે કફ ઉપર અને સુંઠની સાથે વહેતા હરસ ઉપર વપરાય છે. એનાં મૂળનો ઉકાળો સારસાપરીલાની જગોએ ગરમીના આજારથી બગડેલાં લોહીવાળાને પવાય છે. પિત્તની ઉલટી દબાવવા માટે એનો સ્વરસ મધની સાથે અપાય છે. ફોડપર એનો રસ ચોપડવામાં આવે છે. તેમજ તે તાવમાં પરસેવો ને પેશાબ લાવવા માટે વપરાય છે. એ ઝાડા, સંગ્રહણી અને નાકમાંથી વેહેતાં લોહી ઉપર અપાય છે.

એના છોડવાને રોગ લાગતાં તે પીળાસપર ધોળા રંગના થઇ જાય છે તેને श्वेतदूर्वा (સં૦), ધોળીધ્રો (ગુ૦), અને ધોળી છબ્બર (કચ્છી) કહે છે. તે સાત દાણા ચોખાની સાથે વાટી આધાશીશીપર તેનો ઘણા લોકો લેપ કરે છે તેથી આરામ થાય છે.

गंडदूर्वा (સં૦) એ ગાંઠેરી ધ્રો છે, એની શાખાઓને સાંધે નાહાની ગાંઠો થાય છે. તેમાંથી જમીનમાં મૂળિયાં અને ઉપર પાન અને નવી શાખાઓ નીકળે છે.*

"ધ્રો ટાઢી છે, પિત્ત, તરશ, અરૂચી, ઉલટી, બળતર, મૂર્છા, કફ, લોહિવિકાર, રતવા, ચામડીના રોગ, અતિસાર, વાત, આમાતિસાર, ઉધરસ એ સર્વે રોગને મટાડે છે." (વૈ. રૂ. ૯૦).

## વર્ગ–(ગ્રામિની).

### નંબર ૫૯૯.

**૧–શાસ્ત્રીયનામ**–Chloris barbata.

દૃષ્ટાન્ત–H. VII. p. 292; Watt. II. p. 289.

**૨–દેશીનામ**–મીંદડિયું, મીંદડિયું ઘાસ (પો૦+ગુ૦); फुलकिया, फंडो (હિં૦).

એ ઘાસ ૧ થી ૩ ફીટ ઉંચું થાય છે, ઘણીવાર એની શાખાઓ જમીનપર ઢળતી હોય છે. ફૂલની ચમરીઓ શાખાઓને છેડે બેથી વધારે પાસે પાસે ઉભી આવેલી હોય છે. તેનો રંગ લીલો, ભૂરો કે જાંબુડી છાયાલેતો હોય છે. એ ચમરીપર લાંબી સુંવાળી રૂંછાળ હોય છે.

એ ઘાસ બીજાં ઘાસ સાથે છૂટું છવાયું ઉગે છે. એ ઘાસની સુંવાળી ચમરી સાથે ઘણીવાર મીંદડું રમતું ને ગેલ કરતું જોવામાં આવે છે, માટે એને **મીંદડિયુ** ઘાસ કહે છે. હિંદુસ્થાનીમાં **બીલીલોટન** ઘાસ કહેવાય છે તે કદાચ આ હશે. આ સ્વસ્થાનના રબારી અને ખેડુ લોકો એ ઘાસની ચમરી હાથના કાંડાપર મૂકે છે ત્યારે એ ચમરીમાંની રૂંછાળને લીધે તે હાથપર ઉંચે ચડવા માંડે છે આ એક રમત અને અજાયબી ગણાય છે. મીંદડીયું ઘાસ પણ બીજાં ઘાસ સાથે ઢોરો ખાય છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં બાગ બગીચાઓની અંદર ધ્રો ઘાસના તક્તા વાવવા માટે ખાડી કાંઠેથી ધ્રોનાં પોઠાં કાઢી લાવવામાં આવે છે. પણ એ ધ્રો ઘાસની સાથે ચીઓ (Cyperus bulbosus) પણ ઉગેલો હોય છે. તેથી એવા વાવેલા ધ્રોના તક્તા વર્ષ બે વર્ષ સારા રહી પછી તેમાંથી ચીઓ સુકાઈ જવાને લીધે તે બગડી જાય છે. જેથી વારંવાર તેમાં ધ્રો નવી વાવવી પડે છે. વળી ધ્રોનાં પોઠાં દરિયાની ખાડીપરથી લાવતાં તેમાં ખારી માટીનો કેટલોક જથ્થો આવે છે, તેથી પણ ધ્રો ને ચીઓ તુરત ખરાબ થઈ જાય છે. માટે ધ્રો વાવવાની સૌથી સહેલી અને સસ્તી રીત એ છે કે, જે જમીનમાં ધ્રોના તક્તા બનાવવાના હોય તે જમીનને ૪ થી ૬ ઇંચ ખોદી એક લેવલ કરી પછી તેમાં ધ્રો ઘાસનાં મૂળિયાં (ધ્રોનાં કાંસાં)ના બબે ત્રણ ત્રણ ઇંચના કકડા કરી ૧ થી ૨ ઇંચ ઉંડા જમીનમાં વાવી દેવા ને તેપર થોડી રેતી અગર ઝીણી માટી છાંટી પછી તેપર દરરોજ ઝારેથી બે વખત પાણી આપ્યા કરવું. પછી તે જમીન ટીપવી અગર તેપર રોલર ફેરવવો. આ રીતે ઉગાડેલું ધ્રોખડ ઘાસ કાયમી અને બીજાં કોઈપણ ઘાસ કે ચીઆના ભેળ વગરનું સારૂં ઉગશે. એવાં ચોખાં ઘાસને ધ્રોખડ કાપવાના સંચા (Lawn-mover) થી કાપતાં તે સંચો બગડવા સંભવ રહેશે નહિ. કેમકે ખાડીપરથી ભેગવાળું ધ્રોખડ ઘાસ લાવી વાવતાં તે કાપવામાં સંચો વારંવાર બગડી જાય છે, અને ઘાસ પણ બરાબર કપાતું નથી. હાલ પોરબંદરના **ભાવસિંહજી પાર્કમાં** ધ્રોખડના જે તક્તા લખનારે વવરાવેલા છે તે ધ્રોખડ ઘાસનાં કાંસાં વાવીને તૈયાર કરવામાં આવેલા છે.

## વર્ગ-(એજ).

### નંબર ૬૦૦.

૧ શા. ના-Eleusine flagellifera.

દૃષ્ટાન્ત-H. VII. p. 298; Watt. III. p. 241.

૨-દેશીનામ-ગાંઠેલો ચામડ ચોટો, ખેવણ (પો+ગુ૦). चीम्वार, गंठीर (हिं).

એ ઘાસ વિશેષ કરી રેતાલ અને રેચી જમીનમાં ઉગે છે. એની શાખાઓ જમીનપર આડી અવળી પસરાય છે. એની શાખાઓને સાંધે સાંધે ગાંઠો હોય છે. તે તળિયે મૂળિયાં મુકે છે અને તેની ઉપરની બાજુ પાન અને શાખાઓ નીકળે છે. પાન ટુંકાં અને અક્કડ હોય છે. શાખાઓને છેડે ફૂલની ચમરી ઘણુંકરી ત્રણ આવેલી હોય છે. તે ટુંકી ને જરા અક્કડ હોય છે.

એ ઘાસ ઢોરના ચરીઆણમાં હોવાને લીધે તે તમામ જાતનાં ઢોર ચરે છે.

---

## વર્ગ-(ગ્રામિની)

### નંબર ૬૦૧.

૧-શા. ના. E. indica.

દૃષ્ટાન્ત-H. VII. p. 293; Watt. III. p. 241

૨-દેશીનામ-અડબાઉ નાગલી (પો+ગુ૦); राननाचणी (म०).

એના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા થાય છે. એની શાખાઓના નીચલા ભાગ ઘણુંકરી જમીન તરફ ઢળતા હોય છે. પાન ચપટાં, સાંકડાં ને ટેરવે અણીદાર હોય છે. એની શાખાઓને છેડે ફૂલની ચમરી ઘણુંકરી ૩ થી ૫ આવે છે. તે શાખાને ટેરવે ચક્રની માફક નીકળેલી હોય છે.

એ ઘાસ પણ બીજાં ઘાસની સાથે ચોમાસે છૂટું છવાયું ઉગે છે, તે ઘોડાં ને બીજા ઢોરો ચરે છે. એના દાણા ગરીબ લોકો દુકાળની વખતે ખાય છે.

---

## વર્ગ-(એજ.)

### નંબર ૬૦૨.

૧-શા. ના-E. ægyptiaca.

દૃષ્ટાન્ત-H. VII. p. 295; Watt. III. p. 236.

૨-દેશીનામ-વડોચામણ ચોટો, ચામણ ચોટલો (પો+ગુ૦); घाक्टीनाचणी (म०); मदाना, मकरा, मकरी (हिं०).

એ ઘાસ પણ ઉપરનાં નંબર ૬૦૧ જેવુંજ થાય છે. પણ એ તેથી નાહાનું હોય છે. એનાં ફૂલની ચમરી ટુંકી અને ૩ થી ૪ હોય છે. એ ઘાસ વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવી રેચી જમીનમાં વિશેષ ઉગે છે. એ ઘાસ ખાવાથી ભેંસ અને ગાયો પુષ્ટ થાય છે એટલુંજ નહિ પણ તેમાં દૂધ વધારે અને મીઠું થાય છે. એના દાણા પણ ગરીબ લોકો દુકાળ વખતે ખાય છે.

---

## વર્ગ—(ગ્રામિની)

### નંબર ૬૦૩.

૧-શા. ના.-E. aristata.

દૃષ્ટાન્ત-H. VII. p. 296; Watt. III. p. 241.

૨-દેશીનામ-ઝીણકોચામણચોટો (પો+ગુ૦); बोबरा, बोवरीआ (हिं०).

એ ઘાસ પણ ઉપરના નંબર ૬૦૨ જેવું થાય છે, પણ એની શાખાઓ પાતળી હોય છે. ફૂલની ચમરી ૨ થી ૩ ને ભાગ્યેજ ૪ હોય છે, તે ઘણી ટુંકી હોય છે. એ ચોમાસે રેચી ને કાદીવાળી જમીનપર ઉગે છે. એ કોઈ કોઈવાર ૨ થી ૪ ઇંચ જેટલું નાહાનું પણ થાય છે. અને કોઈવાર એની શાખાઓ ૨-૩ ફીટ લાંબી પણ હોય છે. એ ઘણુંકરી જમીનપર પથરાયલું હોય છે. તેને બધી જાતનાં ઢોર ખાય છે.

---

## વર્ગ—(એજ)

### નંબર ૬૦૪.

૧-શા. ના.-Phragmites Karka.

દૃષ્ટાન્ત-H. VII. p. 304; Watt. VI. port. I. p. 216; રૂ. નિ. પા. ૩૬૬.

૨-દેશીનામ-નરસરી, નાઇરી, નાલી (પો+ગુ૦) नल, देवनल (म०); नरकुल, नल, नाई, नर, (हिं०); आंची, आंछी (कच्छी); नल, पोटगल (सं०).

એ ઘાસ દેખાવમાં વાંસ જેવું થાય છે. અને એ જ્યાં ઉગે છે ત્યાં તેનાં ઝુંડનાં ઝુંડ ઉગી જાય છે. એ ૧૦ થી ૧૨ ફીટ ઉંચું થાય છે. એનાં પાન વાંસથી ઘણાં લાંબાં હોય છે. તે જરા અક્કડ અને ફીકા લીલા રંગનાં હોય છે. તે તળિયે પોહોળાં અને મથાળે સાંકડાં થતાં અણીદાર હોય છે. એની ડાંડી અંદરથી પોકળ હોય છે. એની ડાંડી અને શાખાઓને છેડે સુંવાળી રૂંછાળ અને પાતળી શાખાઓવાળી ભૂરા કે જાંબુડા રંગની ૧ થી ૨ ફીટ લાંબી ઉભી ચમરી આવે છે. તે શેરડીની ચમરીને મળતી દેખાય છે. એની ડાંડી ૧ ઇંચથી જાડી હોય છે. એનાં મૂળમાં વાંસની પેઠે સખ્ત ગાંઠો થાય છે. તેમાંથી એનાં નવાં બચ્ચાં વાંસની પેઠેજ ફૂટી નીકળે છે. એનાં પાન એટલાં પાસે પાસે આવેલાં હોય છે

કે તેની ભૂંગળીથી એની ડાંડી ઢંકાયલી હોય છે. પાન અને તેની ભુંગળી પાસે સફેદ વાળની રૂંછાળ હોય છે.

એનાં પાન ઘોડાંને ખાંસી કે શરદી થઈ હોય ત્યારે વાંસનાં પાનને અભાવે ખવરાવવામાં આવે છે. દુકાળની વખતે તમામ ઢોર એનાં પાન ખાય છે. એની ડાંડીમાંથી હોકો પીવાની નળી બનાવવામાં આવે છે. ગારૂડી અર્થાત્ વાદી લોકો એની ડાંડીમાંથી (મોરલી) વગાડવાની નળી બનાવે છે. એની ડાંડીને ચીરીને લખવાની કલમ બનાવવામાં આવે છે. વણકર લોકોને એની ડાંડી સાળમાં વણવાના તાણાની હાર એક બીજાંથી જૂદી રાખવાના કામમાં સળિયાની જગોએ કામમાં આવે છે. એની ડાંડીના કોમળ ભાગમાંથી રેસા કાઢવામાં આવે છે, અને એનાં ફૂલની ડાંડીમાંથી રેસા કાઢી તેનાં દોરડાં બનાવવામાં આવે છે, એમ કહેવાય છે. એક અંગ્રેજ વિદ્વાન લખે છે કે, એ ઘાસ ઢોરને ઝેરની અસર કરે છે. એની ડાંડીમાંથી ટોપલીઓ, ખુરશીઓ, ચકનાપડદા અને ચટાઈઓ બનાવવામાં આવે છે.

"નાલીનાં મૂળ ટાઢાં છે. કફ, રક્તવિકાર, યોનીના રોગ, બળતર, પિત્તરોગ, રતવા, મૂત્રકૃચ્છ્ર, છાતીના રોગ, પેડુના રોગ એ સર્વેને મટાડે છે. કેટલાક ગ્રંથોનો મત એવો છે કે નલ ગરમ છે, રૂચી કરે છે, જઠરાગ્નિને દીપાવે છે ને વીર્યને વધારે છે." (વૈ. રૂ. ઈં.).

---

## વર્ગ--(ગ્રામિની).

### નંબર ૬૦૫.

**૧-શા. ના**-Eragrostis. ciliaris.

દૃષ્ટાન્ત H. VII. p. 314; Watt. III. p. 253.

**૨-દેશીનામ**-મરમર, મરમરઘાસ (પો૦+ગુ૦) उंदर-पुछा, टोरचंटोल (हिं૦).

એ ઘાસ કાદીવાળી, રેચી અને રેતાલ જમીનમાં ઘણું ઉગે છે. તે ઘણુંકરી જમીનપર પથરાયલું હોય છે. એ ૪ ઇંચથી ફુટ કે ૨ ફીટ લાંબું થાય છે. ફૂલની ચમરીવાળી શાખાઓ ઘણુંકરી ઉંચી ચઢતી હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન ટુંકાં, ચપટાં, પોહોળાં અને અણીદાર હોય છે. ફૂલની ચમરી ખરસટ, પોહોળી અને દબાયલી હોય છે.

એ ઘાસ પણ તમામ જાતનાં ઢોર ચરે છે.

---

## વર્ગ-(એજ).

### નંબર ૬૦૬.

**૧-શા. ના**-E. ciliaris. (Var) brachystachya.

દૃષ્ટાન્ત H. VII. p. 315;

**૨-દેશીનામ**-કલંગી મરમર (પો૦+ગુ૦).

એ ઘાસ પણ ઉપરના નંબર ૬૦૫ જેવુંજ થાય છે. પણ એનાં ફૂલની ચમરી ખુલ્લી ને દબાયલી નહિ હોતાં ગોળ હોય છે. એ પણ તમામ જાતનાં ઢોર ચરે છે.

---

## વર્ગ--(એજ.)

### નંબર ૬૦૭.

**૧-શા. ના.**-E. cynosuroides.

દૃષ્ટાન્ત-H. VII. p. 324; Watt. III. p. 253. રૂ. નિ. પા. ૩૬૧.

**૨-દેશીનામ**-દાભડો, દર્ભ, દર્ભઘાસ, કુશઘાસ (પો૦+ગુ૦); दर्भ, कुश (म૦); डाभ, दाभ, दाव, कुश (हिं૦); दर्भ; कुश (सं૦).

એ ઘાસ હિંદુસ્થાનમાં સર્વત્ર જણાયલું છે. એનાં મૂળ લાંબાં ને ટુંકી ટુંકી ગાંઠો કે કાતળીઓવાળાં હોય છે. એ કરાર અને રેતાળ તેમજ રેચી જમીનમાં ઉગે છે. એનાં મૂળ ઘણાં ઉંડાં બેઠેલાં હોય છે. એનાં પાન સખ્ત ધારવાળાં હોય છે. તેથી બીજું ઘાસ ન મળે તોજ ઢોર એને ખાય છે. છપ્પનિયા દુકાળ વખતે બીજાં ઘાસને અભાવે તમામ જાતનાં ઢોર એ ઘાસ ખાતાં હતાં. એ ઘાસમાંથી દોરી દોરડાં વગેરે બનાવવામાં આવે છે. એ ઘાસનાં મૂળ અને પાન ગ્રાહી ગણાય છે, તે સંગ્રહણી, પ્રદર અને જખમ ઉપર કામમાં આવે છે. એ ઘાસ ખેડુ અને રબારી લોકો છાજ તરીકે કામમાં લે છે. ઘણી ધાર્મિક ક્રિયાઓમાં એ ઘાસ વપરાય છે.

"દર્ભ ટાઢો છે, સ્ત્રીના રૂતુના રોગને ને પુરૂષના વીર્યના રોગને મટાડે છે. કફ, રક્તપિત્ત, દમ, તરસ, મૂત્રકૃચ્છ્ર, પેડુના રોગ, કમળો, રતવા, ઉલટી, પાણવી એ સર્વે રોગને મટાડે છે. દર્ભનું મૂળ ઘણું ઠંડુ છે, અન્ન ઉપર રૂચી કરાવે છે, લોહીવિકાર, તાવ, તરસ, દમ, કમળો, પિત્ત એ સર્વેને મટાડે છે. ગર્ભનું સ્થાપન કરે છે." (વૈ. રૂ. ઈં.)

---

* પોરબંદર સ્વસ્થાનમાં છપ્પનિયા દુકાળ વખતે **વીરમગામ** અને **દામનગર** તરફથી દાભડોઘાસ ઢોરોના ખાવા માટે આવેલું હતું. પણ એ ઘાસ ખાવાથી ઘોડાઓના હોઠ ચીરાઈ પાકી આવ્યા હતા. આ સ્વસ્થાનના ખેડુ વર્ગના લોકો એમ માને છે કે દાભડો ઘાસ **સીતાના** કેશમાંથી ઉગેલું છે.

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર ૬૦૮.

**૧-શાસ્ત્રીયનામ**-E. amabilis.

દૃષ્ટાન્ત-H. VII. p. 317.

**૨-દેશીનામ**-ચકીચોખા (પો૦+ગુ૦).

એ ઘાસ ૬ ઇંચથી ૧½ ઠેક ફુટ લાંબું થાય છે. એની શાખાઓના નીચલા ભાગ ઘણુંકરી જમીનપર ઢળતા હોય છે, અને શાખાઓ ઘણુંકરી ચક્રાકાર આવેલી હોય છે. એ ઘાસ ઘણુંકરી નરમ હોય છે. એનાં પાન ચપટાં અને અણીદાર હોય છે. એ ઘાસની ફૂલની ચમરી ચપટી હોવાથી પક્ષિની પાંખ જેવી દેખાય છે. એનાં ફૂલનો રંગ ધોળો, ગુલાબી કે ફીકો આસમાની હોય છે, તેથી તે ઘણાં સુંદર લાગે છે. એ ઘાસ છૂટું છવાયું ઘણી જગોએ ઉગે છે. એ ઘાસને વાઢીને કોઈ એકઠું કરતું નથી પરંતુ બીજાં ઘાસની સાથે ઢોર ચરે છે.

---

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર ૬૦૯.

**૧-શાસ્ત્રીયનામ**-Halopyrum mucronatum.

દૃષ્ટાન્ત-H. VII. p. 328.

**૨-દેશીનામ**-દરિયાઇ કાંસડો, દરિયાઈ કાંસ ઘાસ (પો૦+ગુ૦) એ ઘાસ દરિયા કિનારે રેતીના ઢસાઓ (sand hills or dunes) ઉપર ઉગે છે. એની ડાંડી સુતળીથી સ્લેટપેન કે પેનસીલ જેવી જાડી થાય છે. તેના સાંધા ઘણા લાંબા હોય છે. સાંધે સાંધે મૂળિયાં મૂકી ડાંડી જમીનમાં ખોસાતી વધતી જાય છે. તે ૫-૨૫ કે ૧૦૦ એક ફીટ લાંબી થાય છે. ડાંડી સખ્ત હોય છે. પાન ઝીણાં, અણીદાર ને લીસાં હોય છે, એનાં ફૂલની ચમરી જો કે ચકીચોખા ઘાસની ચમરી જેવી થાય છે તોપણ એ તેનાથી વિશેષ પોહોળી ને જાડી હોય છે.

બીજું ઘાસ ન મળે ત્યારે જ ઢોર આ ઘાસની કોમળ શાખાઓ ખાય છે. ઘણા લોકો આ ઘાસની ડાંડી અને શાખાઓ કાપી તેની ખાતરણી અને સુંડલીઓ બનાવે છે. અને એની શાખાઓ ચીરી તેની પાતળી સળીઓ બનાવી પતરાવડીઓ સીવે છે. આ ઘાસ દરિયા કીનારાની ઉડતી રેતીનો બચાવ કરવા માટે ઘણું ઉપયોગી છે. *

---

## વર્ગ-(ગ્રામિની.)

### નંબર ૬૧૦.

**૧-શાસ્ત્રીયનામ**-Dendrocalamus strictus.

દૃષ્ટાન્ત-H. VII. p. 404; Watt. III. p. 72; રૂ. નિ. પા. ૩૬૫.

**૨-દેશીનામ**-વાંસ, નક્કોરવાંસ, નરવાંસ (પો૦+ગુ૦); वेळू, मरिलवेळू, वांस (म०); वांस, नरबांस, लकडीवांस (हिं०); वंश, वेणु, यवफल (सं०).

**૩-વર્ણન**-નક્કોરવાંસ બરડા ડુંગરમાં ૬ થી ૩૦ ફીટ ઉંચા જોવામાં આવે છે, પણ બીજી જગોએ તે ૫૦ ફીટથી પણ વધારે ઉંચા થાય છે. તે તળિયેથી ઉપર તરફ સાંકડા થતા હોય છે. તેમાં કેટલાક તો ખરેખર ઉંદરપુચ્છા હોય છે. બરડા ડુંગરમાં તેની જાડાઈ જમીનથી ઉપર ચાર પાંચ ફીટ સુધીમાં ૧ થી ૩ ઇંચની હોય છે, પણ બીજી જગોએ તે એથી વધારે પણ હોય છે. તે તળિયેથી સીધા ને મથાળે જરા સુંદર વાંકલેતા હોય છે. તેની કાતળીઓ તળિયે ટુંકી અને ઉપર જતાં ઉત્તરોત્તર ઘણુંકરી લાંબીથતી અને મથાળાં તરફ પાછી ટુંકીથતી હોય છે. એ વાંસ લીસા અને ચળકતા હોય છે. તે કાચા હોય છે ત્યારે લીલા રંગના ને પાકે છે ત્યારે પીળાસલેતા લીલા રંગના થઈ જાય છે. પણ કેટલાક તો તેમાં પીળાસલેતા ભૂરા કે કાળા પણ થાય છે. એવા વાંસને **કાબરચીત્રા** વાંસ કહે છે. એ ઉંડી જમીન, વિશેષ ભીનાસ અને છાયડામાં વખતે થોડા પોલા પણ થાય છે. પણ એમાંની પોલ વાંસની જાડાઇના પ્રમાણમાં ઘણી સાંકડી હોય છે. એ વાંસની કાતળીના સાંધાપર બહાર નીકળતો કંદોરો હોય છે, અને એ કંદોરાની ઉપર વાંસની એક બાજુ વખતે થોડી ચપટી થયેલી હોય છે, ને તે જગોએ કંદોરાના થડમાં શેરડીમાં હોય છે તેમ આંખ આવેલી હોય છે. તેપરથી તેમાં શાખા ફૂટે છે. શાખાઓ પાતળી હોય છે, તે ઘણુંકરી વાંસની અધવચ અથવા તેથી ઉપર નીકળેલી હોય છે, ને તે બહુધા આડી હોય છે.

એ વાંસના થડમાં જમીનની અંદર બાંકોડા જેવી વાંક વળતી ગાંઠો હોય છે. તેમાંથી ઝીણાં મૂળિયાંઓ નીકળેલાં હોય છે. એ ગાંઠોની બાજુએ આંખો હોય છે. તેમાંથી વાંસના નવા ગરજા અથવા બચ્ચાંઓ નીકળે છે.

પાન આંતરે આવેલાં હોય છે, તે શિયાળે ખરી જાય છે. તે ૪ થી ૧૦ ઇંચ લાંબાંને ૧ થી ૧½ ઇંચ પોહોળાં હોય છે. તેની ડીટડી ટુંકી ને ટેરવાં અમળાયલાં અને અણીદાર હોય છે. પાનની નીચે ડાંડીની

---

* પોરબંદરમાં ચોબારીપર આ ઘાસ ઘણું ઉગે છે.

કાતળીપર ખોલી હોય છે. તે ૩ થી ૧૨ ઇંચ લાંબી, લીસી કે રૂંછાળવાળી હોય છે. તે પાન કરતાં અક્કડ હોય છે. પાન જરા ખરસટ અને નીચેની સપાટીપર વિશેષ રૂંછાળવાળાં હોય છે. કાચા વાંસપર થડથી મથાળાં સુધી અને પાકાપર વખતે તેના થડથી તે થોડા સાંધાઓના કંદોરાપર જાડાં કડપલાં જેવાં ત્રિકોણ (ઉપપાન) ભૂરા કે સફેદ રંગના પાન હોય છે. તેની અંદરની બાજુ લીસી ને ચળકતી હોય છે. ને તેની બહારની બાજુ કાળાસલેતા રંગની રૂંછાળ હોય છે. એ પાન તળિયે કંદોરાને વળગેલાં હોય છે. ને મથાળે અમળાયલાં ને અણીદાર હોય છે.

**ફૂલના**–પુષ્પમંડપો શાખાઓને છેડે આવે છે. તેમાં ૧½ થી ૨ ઇંચની અંતરાઇએ ફૂલોના ફુમા કે ગુચ્છાઓ નીકળે છે. તે ૧ થી ૧½ ઇંચ વ્યાસના હોય છે. પુષ્પમંડપોની શાખાઓ લીસી ને ચળકતી હોય છે. પણ ફૂલોના ફુમાઓપર ઘણુંકરી રૂંછાળ હોય છે. એ દરેક ફુમામાં ખરાં અને ખોટાં ફૂલો સેળભેળ આવેલાં હોય છે. નીચેનાં છોતરાં ૬ થી ૭ નસોવાળાં હોય છે. ખાલી ફોતરાં બે કે વધારે હોય છે, તેનાપર ઉભી નસો આવેલી હોય છે. ને તેની અણી કાંટા જેવી તીક્ષ્ણ હોય છે. ફૂલવાળાં ફોતરાંપર સૂક્ષ્મ રૂંવાટી હોય છે, ને તેનાં ટેરવાં પણ કાંટા જેવાં તીક્ષ્ણ હોય છે. પુંકેસરો ૬ હોય છે, તેના તંતુઓ છૂટા અને પરાગકોષ અણીવાળા હોય છે. સ્ત્રીકેસરગર્ભાશય તળિયે ડીટીવાળો ને મથાળે રૂંછાળવાળો હોય છે. નલિકા ઘણી પાતળી ને લાંબી હોય છે. અને નલિકાગ્રમુખ સાદું ને પીછી જેવું હોય છે. દાણા અણીઆળા ને ચળકતા હોય છે.

**ઉપયોગ**–વાંસનો ઉપયોગ સાર્વજનિક છે. નેપાલ તરફ વાંસના કાગળો બનાવવામાં આવે છે. તે ખાકી રંગના ને ઘણા ચીવટ હોય છે.* વાંસના પંખા, પેટીઓ, કરંડીઆઓ, સુંડલા, સુંડલીઓ, ચટાઇ, ખુરશી, ટેબલ, છાબડીઓ, વાંસળી, લાકડીઓ, ઘોડી, ઘોડીઆં, ડામચીઆ, નીસરણી, થાંભલી, વળી, સીકરણ, ત્રાપા, હલેસાં ચલાવવાની કાડી, હોડીને આગળ કે પાછળ હડસેલવાની કાઠી, પાણી માપવાની કાઠી, મુંડીઆ ધણના હાથા, કોદાળી પાવડાના હાથા, લુવાર અને સોની લોકોના હથોડા અને હથોડીઓના હાથા, કુવાડીના હાથા, ઘરનું વરેણુ, ભાલાનાં સર, ઢોરને છાસ વગેરે પાવાની નાળ, ચાબકના હાથા, પાંજરાં, ગાડાંની છતેડીઓ, ચુનો ચાળવાની ચારણીઓ, છત્રી, તીર, કમાન અને બીજી ઘણી નાહાની નાહાની ચીજો (એમાંથી) બનાવવામાં આવે છે. સુકો વાંસ જામગરી તરીકે ઉપયોગમાં લેવાય છે. વાંસનાં પાન ઘોડાંને સળેખમ થયો હોય તો તેને ખવરાવવામાં આવે છે. ઢોરની ઓર તરત પડી જવા માટે તેને વાંસનાં પાન ખવરાવાય છે. ગર્ભપાત માટે અને સુવાવડમાં સ્ત્રીઓ એનાં પાનનો ઉપયોગ કરે છે, એમ કહેવાય છે. સુવાવડ પછી ગર્ભસ્થાન પોતાની અસલ સ્થીતિએ રહેવા માટે વાંસના પાનનો ઉકાળો આપવામાં આવે છે. વાંસનાં પાન ભેંસ, ઘોડાંઓ અને હાથીને ચારા તરીકે અપાય છે. છપ્પનિયા દુકાળની વખતે વાંસનાં પાન તમામ જાતનાં ઢોરોને ખવરાવવામાં આવતાં, એટલુંજ નહિ પણ તેની કોમળ ડાંડી અને શાખાઓને ઘોકેથી કુટેડીને પણ ખેડુ લોકો પોતાનાં ઢોરોને ખવરાવતાં હતાં. વાંસના કાચા ગરજાનું અથાણું કરવામાં આવે છે. વાંસનાં બીજને **વાંસીઆ ઘંઉં** કહે છે. તે ફલાહારમાં અને દુકાળની વખતે ઘણા ગરીબ લોકો ખાય છે.

"વાંસના કુણા ગરજાનું અથાણું ગરમ છે. વાંસીઆ ઘઉં વા–ગરમી કરે છે, પેશાબ બંધ કરે છે, ને પુષ્ટિ કરે છે. વાંસ તૂરો, કડવો, ખટાઇવાળો ને ટાઢો છે. તે મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, હરસ, દાહ અને લોહીવિકારને મટાડે છે." (વૈ. રૂ. ઈ.)

વાંસનાં પાનની ભસ્મ ગોળ કે મધમાં મેળવી ઉધરસપર અપાય છે.

પોકળ વાંસના સાંધામાંથી હલકો અને ધોળો પદાર્થ નીકળે છે. તેને **વાંસકપુર, વંશલોચન** અથવા **તબાશીર** કહે છે. તેનો ઉપયોગ પ્રસિદ્ધ છે. તે સિતોપલાદિ ચૂર્ણમાં અને ક્ષય આદિ ઉપર વપરાય છે.

**સ્થાનક**–નકોરવાંસ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં થાય છે. તેમ તે આખા બરડા ડુંગરમાં પણ ઉગે છે.

**વિશેષવિવેચન**–એ નકોરવાંસ શિવાય બીજી ઘણી જાતના વાંસ બીજી જગોએ હિંદુસ્તાનમાં થાય છે. તેમાં જાડા અને પોકળ વાંસને **બાંબુ** કહે છે. કેટલાક લોકો પોકળ વાંસને **માદા** અને નકોરને **નર** કહે છે. પણ તે કેવળ અલંકારરૂપ છે. જેમ **વાંસ** શબ્દ ઘણીવાર તમામ જાતના વાંસને લાગુ કરવામાં આવે છે, તેમજ **બાંબુ** શબ્દનો ઉપયોગ પણ થાય છે. **બાંબુ** શબ્દ વિષે વૉટ સાહેબ લખે છે કેઃ–**મરાઠી** નામ **બાંબુ** ઉપરથી લાટિન નામ BAMBUSA રખાયલું છે. બાંબુના ઉપયોગ વિષે તે લખે છે કે "Probably

* ઝાડ પાનના તાજા નમુના દાબવા માટે લખનારે એક ચોપડી આસરે પચીસ વર્ષ ઉપર વાંસના કાગળોની બંધાવેલી છે. તેમાંના કાગળો હજુ જેવાને તેવા છે. તેને ઉધી કે કોઇ જાતની જીવાત લાગી નથી. જો કે વનસ્પતિના તાજા નમુનાઓ તેમાં દબાવાને લીધે તે કાગળો વારંવાર ભીનાસવાળા થાય છે. પણ તેને ભીનાસની વધારે અસર જણાતી નથી તો પણ કેટલીક જગોએ તે કાળા થઇ ગયા છે.

no plants are more valuable to the inhabitants of India than the graceful, gigantic grasses, popularly and collectively known as Bamboos." જૂદી જૂદી જાતના વાંસ વિષે વૉટ સાહેબે પોતાની ડીકશનરીમાં વા. ૧ માં પાને ૩૭૦ થી ૩૯૪ સુધીમાં લંબાણ હકીકત આપેલી છે. તેનો સાર "હિંદની કાચી દોલત" નામનાં ગુજરાતી પુસ્તકમાંની વાર્તા ૬૬ થી ૭૪ સુધીમાં જોવામાં આવે છે, તે વાંચવા લાયક છે.

વાંસને માટે "દંડીકારણ્ય" (હાલનું ડાંગ ફોરેસ્ટ) નામનું વન આર્યવર્તમાં ઘણા લાંબા કાળથી પ્રસિદ્ધ થએલું છે. તેમાં મહાત્માઓ ઋષી મુનિયોનાં આશ્રમો હતાં.

વાંસના ઝુંડની સુંદરતા વિષે એક અંગ્રેજ વિદ્વાન્ લખે છે કેઃ—

"The Bamboos, in tropical countries, are planted to adorn the landscape, as the weeping willow is with us; and a beautiful lawn, surrounded by Bamboos, such as I have seen in India, even though the turf be composed chiefly of Cyperoideæ, is one of the most charming objects in nature." (Bot. Geo. Meyen. p. 108).

વાંસનાં ઝુંડ જંગલોમાં પોતાની મેળે ઉગે છે, પણ ઘણીવાર બાગ બગીચાઓમાં અને રસ્તાઓની બાજુએ શોભા માટે તે વાવવામાં આવે છે.

વાંસની પુનરુત્પત્તિ બીજથી અને તેના થડમાં કેળની પેઠે બચ્ચાંઓ નીકળવાથી થાય છે. વાંસ વાવવો હોય તો તેનાં સારાં પાકાં બીજ વર્ષાદની શરૂવાતમાં વાવવાં જોઇએ અથવા તેનાં ઝુંડ કે થુમડાં (clumps) નીચેની બે ચાર ગાંઠો (rhizomes) તેમાંનાં મૂળિયાં અને વાંસની બે ચાર કાતળી સુધીની તેની ડાંડી સોતી છૂટી પાડી વાવવી જોઇએ. નવાં ફૂટેલાં બચ્ચાં ગાંઠ અને મૂળિયાં સોતાં ચોમાસે કાઢી તરત બીજી જગોએ વાવી તેને પાણી આપવાથી તે જલદી વધી સારા થાય છે. વાંસની આંખોવાળી કલમ (cuttings) પણ ચોમાસે વાવી હોય તો તે લાગી જાય છે. વાંસનાં પાકાં બીજ એક કયારામાં વાવી તેના રોપા તૈયાર થએ તેને પીંડ સોતા કાઢી કાયમની જગોએ ખાડાઓમાં વાવવાથી પણ તે થાય છે. વાંસના રોપા ૧૨ થી ૨૦ ફીટ છેટે જાત અને જમીન પ્રમાણે વાવવા. દરેક ખાડામાં ઓછામાં ઓછા ૪ રોપા વાવવા અને તે ખાડામાં ડુંગરાઉ માટી અને પાનનું પોતાની મેળે સડીને કાળું થઈ ગએલું અથવા સડેલું ખાતર નાંખવું. વાંસ એકવાર સારી રીતે લાગી ગયા તો પછી તેની વધારે કંઇ ખટપટ કરવી પડતી નથી. જો સારાં બીજ હોય તો દર વીઘે ૫ થી ૬ શેર (પૌંડ) બસ થાય છે. એક વીંધા જમીનમાં જો રોપાઓ સારા ઉછરેલા હોય તો તે ૨૫ વીઘા જમીનમાં વાવવાને પુરતા થઇ રહે છે.

બીથી વવાયલા વાંસ આસ્તે આસ્તે વધે છે, પણ તે સારા થાય છે. વાંસ એ એક જાતનું ઉંચું ઘાસ છે. તે જ્યાં ઉગે છે ત્યાં પછી તે પોતાની મેળે જથ્થાબંધ ઉગી જાય છે. વરસાદ ગાજે છે ત્યારે વાંસના નવા ગરજા ફૂટે છે. ભાદરવે જો ઘણો વરસાદ થાય અને હાથીઓ ગાજે તો વાંસમાં ઘણી ફૂટ થાય છે, ને તેના ગરજા ઘણા વધી જાય છે. જો વરસાદ કે ગર્જના બરાબર ન થાય તો વાંસના ગરજા ફૂટી ટુંકા રહી ગયેલા ઘણીવાર જોવામાં આવે છે. એના ફણગા ટુંકા હોય તો પણ તેની જાડાઈ સરખી હોય છે.

વાંસના કાચા ગરજા અથાણું કરવા માટે ઘણીવાર કાપી લેવામાં આવે છે. પણ તેથી તેનાં થડમાંની ગાંઠો નબળી પડે છે. વાંસની વૃદ્ધિ અને તંદુરસ્તી તેનાં ઝુંડ અથવા થુમડાં (clumps) નીચેની ગાંઠો (rhizomes)ની વૃદ્ધિ અને તંદુરસ્તીપર આધાર રાખે છે. જો કાચા વાંસ વિશેષ વઢાય તો વાંસનાં આખાં થુમડાંનો તુરત નાશ થાય છે. વાંસનાં થુમડાંમાં જેમ ઘણા વાંસ હોય અને તેની નીચેની ગાંઠો મ્હોટી પાકી ને તંદુરસ્ત હોય તેમ તેમાંથી નીકળતા નવા ફણગા વધારે જાડા, ઉંચા ને તંદુરસ્ત થાય છે.

વાંસનાં થુમડાં અથવા ઝુંડમાં જેટલા વાંસ હોય તેટલાપર અથવા તેમાના કેટલાક વાંસ પરજ ફૂલો આવે છે. જે વાંસપર ફૂલ આવે છે તેમાં તેના ધઉં પાકયા પછી તે વાંસ મરી જાય છે. ને વખતે એવું પણ બને છે કે તે થુમડાંમાંના તમામ વાંસ એક પછી એક અથવા એક સામટા સુકાઈ જાય છે.*

* આ સ્વસ્થાનમાં છપ્પનિયા દુકાળની વખતે વાંસના ઘણાં થુંમડાંઓમાં ફુલો આવેલાં હતાં. તેમાં પણ બરડા ડુંગરના દક્ષિણ પડધારાપર આવેલાં મેવાસા, આદિત્યાણા, રાણાવાવ અને નલિયાધાર જંગલમાં તે વધારે જોવામાં આવતાં હતાં. તેનું કારણ એમ જણાય છે કે, એક તો ભીનાસની તંગી, વળી જમીન કાદીવાળી અને એ જંગલો પોરબંદર શહેર તેમજ કેટલાંક ગામડાંઓની પાસે મોરામાં આવેલાં હોવાથી એ જંગલો પ્રથમ ખુલ્લાં મુકવામાં આવેલાં હતાં. એથી તેમાંથી બીજાં ઝાડો અને વાંસનાં પાન ઢોરોના ચારા માટે એકદમ વઢાઈ ગયાં હતાં. ને તેથી વાંસનાં થુંમડાં તદ્દન ખુલ્લાં પડી ગએલાં હતાં. અને તેને પરિણામે એ જંગલોમાંના વાંસમાં અકાલિક મૃત્યુ થવા તાત્કાલિક ફુલો આવી ગયાં હશે. સત્તાવનની સાલના

ઉપરની બાબત ઘણી અગત્યની છે. અને તે વધારે ધ્યાન આપવા જેવી અવલોકન અને અનુભવની છે. તો પણ વાંસ પાકી જવાની મુદત, તેની ખપતી, જંગલ અને જમીનની સ્થીતિ, તેનાં સ્થાનો, વરસાદની સરેરાસ, વાંસની જાત, તથા તે કાપનારાઓની હુશીયારી અને કાપવાનાં ઓજારો વિગેરે બાબતોનો સામાન્ય રીતે વિચાર કરી બુદ્ધિથી કાળજીપૂર્વક દેખરેખ રાખી કેટલાક નિયમાનુસાર વાંસ વાઢવામાં આવે તો તેની હરસાલ પેદાશ પણ ચાલી આવે, અને તેની પુનરુત્પત્તિ પણ થયા કરે. માટે ઉપરની બાબતોનો સામાન્ય રીતે વિચાર કરી પોરબંદર સ્વસ્થાનમાં વાંસ વાઢવા બાબતની યોજના (Bamboo Working plan) નીચે પ્રમાણે કરવામાં આવેલી છે.

આ આખા સ્વસ્થાનમાં વાંસ કાપવાની મનાઇ છે. પણ તે જંગલ ખાતાંના નિયમાનુસાર હરસાલ વાઢવામાં આવે છે.

આ સ્વસ્થાનમાં વાંસ વાઢવાની મોસમ ભીન વર્ષમાં માગસરથી ફાગણ સુધીની અને સાધારણ વર્ષ હોયત્યારે કારતકથી ચૈત્ર સુધીની રાખવામાં આવેલી છે. અને એ મોસમ એ કામને માટે સારી ગણાય છે. કેમકે એ મુદત પહેલાં તેમજ એ પછી વાંસમાં રસ ચડેલો હોય છે. ત્યારે વાંસ કાપવામાં આવતા નથી.

"વાંસના રસમાં સાકર હોય છે. તેથી તેને જીવાત લાગે છે. નવેમ્બર અને ફેબ્રુઆરી મહિનાની અંદર વાંસ કપાય તો તે વખતે તેમાં સાકર હોતી નથી, તેથી તેને જીવાત લાગતી નથી. જાપાનમાં આ માસમાં આખી સાલના વાંસ કાપી રાખે છે. જ્યારે વાંસના રસમાં સાકર હોય છે ત્યારે જીવાત ન લાગે તો પણ રસમાં ખમીર થાય છે. તેથી વાંસનું લાકડું ખરાબ થઇ જાય છે. વાંસને સેંકડે ½ થી ૧ ટકા પ્રમાણે ૧૦૦ ટકા પાણીમાં કૉરોસિવ સબ્લીમેટના સોલ્યુશનમાં બોળી કાઢવાથી તે સડતો નથી ને તેને જીવાત પણ લાગતી નથી. ક્લૉરાઇડ ઑફ ઝિંક ૨½ ટકા પ્રમાણે ૧૦૦ ટકા પાણીમાં નાખી તેમાં વાંસ બોળ્યા હોય તો પણ તે સડતો નથી. મોરથુથુ ૧૨૫ ટકા પાણીમાં ૧ ટકો નાખી તેના સોલ્યુસનમાં વાંસ બોળવાથી પણ તે સડતા નથી, લાંબડાના પાનના ઉકાળામાં તેમજ દરિયા કે ખાડીના પાણીમાં બોળી રાખવાથી પણ વાંસ સડતા નથી."

(Ind. Agri. Ag. 1901).

કાચાવાંસ વાઢવા દેવામાં આવતા નથી. વાંસની કાતળીના સાંધાપર ભલ્લાકૃતિનાં જે જાડાં કડપલાં જેવાં પાન (ઉપપાન) હોય છે તેને અહિંના કબાડી લોકો પોપટીઆ પાન કહે છે. જે વાંસપર એવાં પાન હોય તે ગલરીઆ વાંસ કહેવાય છે. એવા વાંસ કાચા ગણાય છે. માટે તે વાઢવામાં આવતા નથી. એ પોપટીઆં પાન ખરી ગયા પછી તે વાંસમાં અધવચ અથવા તેથી ઉપર શાખાઓ નીકળે છે. એ શાખાઓવાળા વાંસ પારેટા વાંસ કહેવાય છે. એવા વાંસ ઘણું કરી ભંગી લોકો સુંડલી કે ટોપલી બનાવવાના કામમાં વાપરે છે. પણ વિશેષ કરીને જે વર્ષમાં વાંસને શાખાઓ આવે તને બીજે વર્ષે તે ઉપરના કામમાં આ સ્વસ્થાનમાં વપરાય છે.

વાંસ જમીનથી ૪ થી ૬ ઇંચ ઉંચા રાખીને વાઢવા દેવામાં આવે છે. પણ જમીન ભીનાસવાળી હોય, વાંસ જાડા પાકા તેમજ તેનાં થુંમડાંપર બીજાં ઝાડોની ચિત્ર છાયા પડતી હોય ત્યાં એટલી ઉંચાઇએથી અને એથી વિરૂદ્ધ સ્થીતિમાં એથી વધારે ઉંચેથી કાપવા દેવામાં આવે છે.

વાંસની ગાંઠો જમીનમાંથી કાઢવા દેવામાં આવતી નથી.

વાંસના તદ્દન નવાં થુંમડાંમાંથી ૬ થી ૧૨ વર્ષ સુધી વાંસ કાપવા દેવામાં આવતા નથી.

વાંસનાં જુનાં થુંમડાંમાં ઓછામાં ઓછા ૬ થી ૮

---

ભારે વરસાદથી નવા વાંસ ઘણા ફુટી આવ્યા હતા. પણ જેમાં આગલી સાલ ફુલો આવેલાં હતાં તે વાંસ સુકાઈ ગયા હતા. સને ૧૮૯૯ ની સાલમાં કેવળ ગોઢાણા જંગલમાં લાન્ડરબર, ખોડીઆર અને માલકનાવીરડા પાસે વાંસનાં થોડાં થુંમડાંઓમાં ફુલો જોવામાં આવેલાં હતાં. પણ એ શિવાય છપ્પનિયા દુકાળની વખતે જેટલા વાંસમાં ફુલ આવેલાં હતાં તેટલાં વીસ વર્ષ દરમિયાન લખનારના જોવામાં કોઈવાર આવેલાં નથી.

બરડા ડુંગરમાં વીસ વર્ષ દરમિયાન એવું જોવામાં આવેલું છે કે, વાંસ ઘણા વઢાય તો તેથી જેમ વાંસની પુનરુત્પત્તિ થવામાં નુકશાન છે તેમજ તે જો ઘણાં વર્ષો સુધી ન વઢાય તો તેથી પણ નુકશાન થાય છે. વાંસ હદથી વધારે વઢાઈ જવાથી તેનાં થુંમડાં નીચેની ગાંઠો ( rhizomes ) નબળી પડી જાય છે, તેથી વાંસની પુનરુત્પત્તિ થવામાં હરકત આવે છે, ને વાંસ પાતળા પડી જાય છે. તેમ જો તે ઘણા વર્ષો સુધી ન વઢાય તો તેની ગાંઠો ઠરડાઇને ઘણી સખ્ત થઈ જાય છે. વળી એકજ થુંમડાંપર પાસે પાસે ઘણા વાંસ આવી જવાથી તે એક બીજામાં અંટવાઈ જાય છે, વાંકા વળી જાય છે, ને બટકણા થઈ જાય છે. ( ને વખતે એક બીજામાં ઘસાવાથી તેમાં આગ પણ લાગે છે ? ) અને તેની ઉમર પુરી થતાં અથવા અકાલિક તેમાં ફુલો આવી જઈ તે (વાંસ) સુકાઈ જાય છે. નવા વાંસ જુના જાળાંઓમાંથી જોઈએ તેવા સીધા નીકળી શક્તા નથી. તેથી તેવા વાંસની કીમત ઘટી જાય છે. માટે વાંસ એવી રીતે અને એટલી હદ સુધી કાપવાને રાખવા જોઇએ કે જેથી વાંસની હરસાલ પુનરુત્પત્તિ થવામાં હરક્ત આવે નહિ, તેમજ તે કપાવી તેની પેદાશ કરવામાં પણ ખોટ આવે નહિ, તેમ કરવું.

પાકા વાંસ કાયમ રાખી બાકીના પાકા વાંસ વાઢવા દેવામાં આવે છે.

વાંસ કાપતાં તેનો જમીનપર રહેતો ભાગ ચીરાઈ જાય તો તે જમીન બરાબર કપાવી નાંખવામાં આવે છે. એ ભાગ ફક્ત છુંદાઈ ગયો હોય તો તેની નીચેથી સાફ કાપ મુકાવી છુંદાઈ ગયેલો ભાગ કપાવી નાંખવામાં આવે છે.

વાંસ વાઢતાં તેનાં રહેલાં ઉપરનાં પીછાં અથવા વાંસની સોરણુ વાંસના શુંમડાંપર રહેવા કે નાંખવા દેવામાં આવતાં નથી.

વાંસના જંગલોમાં વાંસ કાપનારા અને લેનારાઓને બીડી, બાકસ, ચકમક, ચલમ કે હોકો વિગેરે લઈ જવા દેવામાં આવતાં નથી. કેમકે વાંસનાં ખરી ગયેલાં સુકાં પાનમાં આગ લાગી જવાની ઘણી દેહશત રહે છે.

વાંસનું એક વઢાયલું જંગલ પાછું તે ચોથે વર્ષે વઢાય એવી રીતે તેની **પાળી** (Rotation) રાખવામાં આવેલી છે. દાખલા તરીકેઃ—

સને ૧૯૦૦ માં ગોઢાણાં જંગલમાંના પાકા વાંસ વાઢવા દેવામાં આવેલા હતા.
,, ૧૯૦૧ ,, હડિયો, કાળો, બાબીઓ અને ઘોડાલંકીના વાંસ વઢાયા.
,, ૧૯૦૨ ,, મેવાસા, આદિત્યાણાં, બધાડી અને ગેલનસરના વાંસ વઢાયા.
,, ૧૯૦૩ ,, રાણાવાવ, નલિયાધાર અને આજુબાજુની ધારડીઓ અને વાકળાઓના કાંઠાનાવાંસ વઢાયા.
,, ૧૯૦૪ ,, તોરણીઓ, જોગમઢી, કરવલ, હાથીઓ, ભંભાવાળો અને મુંજીઓ એ ડુંગરોના વાંસ વઢાયા.

હવે સને ૧૯૦૫ માં પાછા ગોઢાણાં જંગલમાંના વાંસ વઢાવાની પાળી આવી, અને એજ અનુક્રમ હવે પછી બીજો ફારફેર કરવામાં આવે ત્યાર સુધી ચાલ્યો જશે.

ઉપર પ્રમાણેની વાંસ વાઢવાની યોજના ચાલુ રહેવાથી દર સાલ સ્વસ્થાનને વાંસની પેદાશ ચાલુ રહે છે. તેમ તમામ જંગલોમાં વાંસની પુનરોત્પત્તિ થવામાં પણ હરકત આવતી નથી. આ ગોઠવણુ હાલ તરત વાંસની સ્વસ્થાનને થતી પેદાશ, વાંસની ખપત, વાંસની પુનરૂત્પત્તિ, જંગલ ખાતાની દેખરેખ અને વાંસ કપાવી લઈ જનાર ઇજારદારની સગવડ ધ્યાનમાં લઈ રાખવામાં આવેલી છે.

આ સ્વસ્થાનનો બરડો ડુંગર વાંસને માટે પ્રખ્યાત છે. બરડા ડુંગરમાં પોલા વાંસ કવચિતજ થાય છે, પણ ઘણે ભાગે નકોર થાય છે. હડિયા અને માલક ડુંગરમાંની ગીચ ઝાડોવાળી તળી અને ઉંડી ભીનાસવાળી જમીનમાંના વાંસ થોડા પોલા થાય છે. પણ બાકીની ઘણી ખરી સખ્ત કાદીવાળી જમીનમાંના વાંસ નકોર હોય છે.

બરડા ડુંગરના વાંસમાંથી ધોકા, ડાંગ, લાકડી, પરાણા, સરાકા અને સોંટ અથવા સોંટી ઉતારવામાં આવે છે. તે મુંબઈ, અમદાવાદ, કરાંચી, કચ્છ વગેરે દેશાવર અને કાઠીયાવાડના માંહેલા ભાગમાં લઈ જવામાં આવે છે. હડિયા અને માલક ડુંગરમાંના ધોકા, ડાંગ અને લાકડીઓ વખણાય છે. તેમ ભાલાના સર માલેક ડુંગરના વાંસના ઉત્તમ ગણાય છે. તેની ઘણીવાર સરકારી લેનસરો માટે રાજકોટમાં ખરીદી થાય છે. માલેક ડુંગરમાંના વાંસ ઘણે ભાગે કાબરચિત્રા હોય છે. તેથી એવા વાંસની લાકડીઓ ઘણાઓ વિશેષ પસંદ કરે છે. હડિયા ડુંગરના વાંસની કાતળી લાંબી હોય છે, અને માલેક ડુંગરમાંના વાંસની કાતળી બહુધા તેથી ટુંકી હોય છે. નલિયાધાર, રાણાવાવ, તોરણીઓ, આદિત્યાણાં અને મેવાસા જંગલમાંની ધારડીઓપરના વાંસની કાતળીઓ ટુંકી અને વાંસ પણ ઘણે ભાગે ઉંદર પુચ્છા હોય છે. એમાં કેટલાક વાંસની કાતળીઓ તો ડાભડા ઘાસના મૂળની માફક ઘણી પાસે પાસે આવેલી હોય છે જેથી તે વાસ ટુંકી કાતળીવાળી નેતરની લાકડીઓ જેવા દેખાય છે. એવા વાંસની હાથમાં રાખવાની ઝીણી લાકડીઓ કે સોંટીઓ વધારે પસંદ કરવામાં આવે છે, અને તેની ઘણી સારી કીમત મળે છે. સાધારણ વાંસના પરાણા ઘણે ભાગે ખેડુ લોકો સાંતી અને ગાડાંના બળદો હાંકવા રાખે છે. સરાકા મુંબૈમાં બળદના રેંકડા હાંકનારાઓ અને સોંટ અથવા સોંટી વિકટોરિયાવાળાઓ ઘોડા હાંકવા રાખે છે. જાડામાં જાડા વાંસના ધોકા ઉતારવામાં આવે છે અને તેથી પાતળી ડાંગ, તેથી લાકડી, તેથી પરાણા, પરાણાથી સરાકા અને સરાકાથી સોંટ એમ ઉત્તરોત્તર પાતળા વાંસ અથવા વાંસના તેવા ભાગોમાંથી કરવામાં આવે છે. જાડા વાંસમાંથી ધોકા, ડાંગ, લાકડી કે પરાણા કાઢી લીધા પછી તેનાં પીછાં (પુચ્છ) બાકી રહે છે તેને અહિના લોકો વાંસની **ઝામું** કહે છે. એ ઝામું ખેડુ અને રબારી લોકો પોતાનાં ઢોરવાડીઆં અને કુબાઓ બાંધવાના કામમાં વાપરે છે. તે તેને સ્વસ્થાન તરફથી મફત લઈ જવા દેવામાં આવે છે.

હાથમાં રાખવાના બાંકોડા, ગોબી અને **માથેરાંન વૉકિંગ સ્ટિક** જેવી લાકડીઓ પણ બરડામાના વાંસની બનાવવામાં આવે છે. પણ આ કામમાં વપરાતા વાંસ જમીનમાંથી તેની ગાંઠોને મૂળ સોતા કાઢવા પડે છે.

તેથી જાતે દહાડે વાંસને ઘણું નુકશાન પહોચે છે, માટે આવી લાકડીઓ વિશેષ બનાવવામાં આવતી નથી.

વાંસ વાઢી લઈ જવાનો ઘણુંકરી જાહેર હરાજીથી ઇજારો આપવામાં આવે છે. પણ સ્વસ્થાન તરફથી ખાતાની રૂએ કંઈ કારણને લીધે વાંસ વેચવામાં આવે તો તેની કીમત હાલ નીચે પ્રમાણે લેવામાં આવે છે.

સુંડલીઓ બનાવા માટે ભંગી લોકોને જોઇતા પાતળા વાંસ નંગ ૧૦૦ ની કીમત રૂા. ૧–૯–૦

એથી જાડા ને ચઢીયાતા વાંસ નંગ ૧૦૦ ની કીમત રૂા. ૩–૨–૦.

ઘોડા કે ભાલાના સર જેવા જાડા વાંસ નંગ ૧૦૦ ની કી. રૂા. ૬–૪–૦

કોંકણમાં **માંગવેલ** નામના વાંસની જે જાત થાય છે તેનાં બીજ મંગાવી બરડા ડુંગરપર અને રાજવાડી બાગમાં વાવવામાં આવેલાં હતાં તેમાંથી સારા વાંસ ઉગ્યા છે અને તે બરડામાં થતા સાધારણ વાંસ કરતાં જાડા અને લાંબા થએલા છે. તેની કીંમત નંગ ૧૦૦ની રૂ૦ ૧૨–૮–૦.

---

## ૯૨ N. O. FILICES,

## વર્ગ–ફિલિસીસ–હંસરાજનો વર્ગ.

**હંસરાજ અદ્રશ્યબીજ વનસ્પતિ** ( Cryptogamous-plants) માંની વનસ્પતિ છે. આ વર્ગની વનસ્પતિની પુનરૂત્પત્તિ સ્ત્રી–પું–કેસરો જેવી ઇંદ્રિયોથી થતી નથી. માટે આથી આગળ આવી ગએલા વર્ગોમાંની વનસ્પતિની પેઠે આમાં ફૂલો આવતાં નથી. તેથી આ વર્ગની વનસ્પાત **અપુષ્પવનસ્પતિ** ( flowerless ) કહેવાય છે. આ વર્ગની વનસ્પતિનાં પાન (fronds) ઉઘડયાથી પેહેલાં એક ગુંછળાંની માફક પોતાપર અંદર વળી રહેલાં હોય છે. આ વનસ્પતિને જો કે ખરાં ફૂલો હોતાં નથી, તોપણ જે ઉત્પત્તિદ્રવ્યમાંથી, એની પુનરૂત્પત્તિ થાય છે, તે દ્રવ્ય ધારણ કરનારી **રજ** ( spores ) અને તેની ઉપરનાં સૂક્ષ્મ **કવચ** ( sporanges ) પાનની પાછળની બાજુએ આવે છે. એનાં કવચની અંદર જે રજ હોય છે તેમાં સપુષ્પવનસ્પતિનાં બીજમાં પ્રત્યંકુર હોય છે તેવાં પ્રત્યંકુર હોતાં નથી. પણ એમાં એક લીલાં પાન જેવી **જીભી** (prothallas) ઉત્પન્ન કરવાની શકિત હોય છે. અને એ જીભીમાં પુનરૂત્પત્તિ કરવાનાં સાધન કે ઇંદ્રિયો અને ઉત્પાત્તદ્રવ્ય રહેલાં હોય છે.

આ વર્ગની વનસ્પતિમાં માદક, વિદાહી, ગ્રાહી, મૂત્રલ, વાન્તિકારક, ચિરગુણકારી પૌષ્ટિક, ઉપલેપક અને વાતહર આદિ ગુણો રહેલા છે.

### વર્ગ–(ફિલિસીસ).

### નંબર. ૬૧૧.

**૧–શા. ના**–Adiantum lunulatum.

દૃષ્ટાન્ત–Watt. I. p. 112; રૂા. નિ. પા. ૩૫૧.

**૨–દેશીનામ**–હંસરાજ, કાળો હંસરાજ (પો૦); હંસપદી, મુબારખ, મુબારખીનો પાલો (ગુ૦); राजहंस, कंसराज, हंसराज, घोडखुरी (म०); कालीझांट, कालीझांप, परे सियावशान (हिं०); हंसपादी, शीतांगी, हंसांघ्रिः (सं०).

**૩–વર્ણન**–હંસરાજના છોડવા ૪ ઇંચથી ૧ કે ૨ ફીટ લાંબાં થાય છે. એનાં પાન મોથાં કે કાસાં જેવા **ભંડોળ** (rhizome) પરથી નીકળેલાં હોય છે. તે પ્રથમ પીળાસ લેતા લીલા રંગનાં ને પાછળથી ઘેરા કે કાળાસ લેતા લીલા રંગનાં થઈ જાય છે. ડીટડી પાતળી ને લાંબી હોય છે. પાન એકભગ્ન હોય છે. તેના છેડા તેમજ ડીટડીઓ લીસાં ને ચળકતાં હોય છે. ડીટડી વખત જતાં કાળા રંગની થઇ જાય છે. પાનના છેડા ½ ઇંચથી ૧½ ઇંચ લાંબા અને ½ થી ૧ ઇંચ પોહોળા હોય છે. તેની નીચલી કોર ડીટડીની હારમાં સીધી અથવા વિષમ હોય છે. અને ઉપલી કોર ગોળાઇ લેતી ને બહુધા ખાંચીઆવાળી હોય છે. એ છેડાઓમાં બારીક નસો હોય છે. એની ઉપલી કોરનાં ટેરવાંઓપર પાછળથી વળી બારીક કવચ આવેલાં હોય છે, જેમાં રજ ઢંકાયલી હોય છે.

**૪–ઉપયોગી અંગ**–પાન.

**૫–ગુણદોષ**–ગ્રાહી, ઉપલેપક, વાતહર, વાન્તિકારક, ચિરગુણકારી પૌષ્ટિક, મૂત્રલ, દસ્તાન નિયમિત કરનાર, જ્વર, કફ અને શોથઘ્ન.

**૬ ઉપયોગ.**–હંસરાજનાં પાન પાણીમાં વાટીને ઘણા લોકો રતવા ઉપર ચોપડે છે. કોઇવાર એનાં પાન રતવેલીઆનાં પાનની સાથે વાટીને પણ રતવાપર ચોપડવામાં આવે છે. માથાંના વાળ ખરી જતા હોય તો હંસરાજનાં પાન પાણીમાં વાટીને માથાપર લેપ કરવામાં આવે છે. કેટલાક પૌષ્ટિક પાકો અને ચિરગુણકારી પૌષ્ટિક કવાથોમાં હંસરાજનો પાલો વપરાય છે. તાવ ઉપર હંસરાજનો પાલો, મરી અને સદોડીનો કવાથ પવાય છે. હંસરાજનો પાલો પાણીમાં ઉકાળી તાવવાળાને તે પાણીની બાફ અપાય છે. વાથી ઝલાયલા અને સુવાવડી સ્ત્રીને પણ એ પાણીથી નવરાવવામાં આવે છે; તેથી અંગ છૂટું થાય છે.

છોકરૂં ભરાઈ આવ્યું હોય તો ગામડીઆં લોકો છોકરાંને હંસરાજનો સુકો પાલો પાણીમાં વાટી તેને જરા ગરમ કરી તેમાં ગોળ કે સાકર નાંખી તે ટાઢું થએ પાય છે.

હંસરાજનો પાલો ગેરૂ સાથે વાટી રતવાપર લગાડે છે. કહે છે કે હંસરાજ રંગનાં કામમાં પણ વપરાય છે. ઉધરસ ઉપર હંસરાજનો પાલો અકસીર ગણાય છે. પ્રમેહથી પેશાબ બંધ થઇ ગયો હોય તો તે ઉપર હંસરાજનો પાલો પવાય છે. અને એના પાલાનાં વરાળીઆં પેડુ ઉપર બંધાય છે. યુનાની હકીમો એનો પાલો હડખવા ઉપર વાપરવાની ભલામણ કરે છે. હંસરાજનાં પાલાનો **શરબત** બનાવવામાં આવે છે, તે ઉધરસ મટાડવા, લોહી સુધારવા, દસ્તાન નિયમિત કરવા અને અંગમાં તેજી લાવવા વપરાય છે.

"હંસરાજ વિષ, અતિસાર, ખરજ, ખસ, ગુંમડાં, ભ્રાંતિ, વાઈ, એ સર્વે રોગને મટાડે છે, રસાયન છે." (વૈ. રૂ.).

હંસરાજ મધુપ્રમેહ ઉપર ઉપયોગી કહેવાય છે. હંસરાજને તેલમાં બાળી તેને વાટી ખસ અને ખરજવાં ઉપર ઘણાં લોકો ચોપડે છે.

૭-**સ્થાનક**-નદી અને વોકળાઓની ભીનાશવાળી કોતરમાં, કુવાઓ અને વીરડાઓ કાંઠે, તેમજ જંગલોની ગીચ ઝાડી નીચે ચોમાસે હંસરાજ ઘણો ઉગે છે.*

૮-**વિશેષ વિવેચન**-એનાં પાનના છેડાની ઉપલી કોર ઘણુંકરી ખાંચીઆવાળી હોય છે, તેથી એ છેડા હંસના પગ જેવા દેખાય છે, માટે એને **હુંસપાદી** અને **હુંસરાજ** કહેતા હશે. એનાં પાનની ડીટડી કાળી થાય છે માટે એને **કાળો હુંસરાજ** કહે છે. એને કેટલાક લોકો **મયૂર શિખા** પણ કહે છે, અને તેપરથી કદાચ **સુબારખ** કે **સુબારખી** નામ નીકળેલું હશે.

કાળા હંસરાજને **ખરોહીમી** અથવા **કાળીડાંડલીનીહીમી** પણ કેટલાકો કહે છે. નંબર. ૧૦૫ જુવો.

---

## ૯૩ N. O. MUSCI.

## વર્ગ-મસાઇ-ઉભી શેવાળનો વર્ગ.

ઉભી શેવાળ બારીક છોડવા જેવી થાય છે. તેની ડાંડી દોરા જેવી પાતળી હોય છે. પાન ઘણુંકરી આંતરે આવેલાં હોય છે, તે ઘણાં પાસે પાસે, ઉપરા ઉપર અને બહુધા ઉભાં હોય છે. એની પુનરૂત્પત્તિની ઇંદ્રિયો સૂક્ષ્મ હોય છે તેમાં ઘણીવાર નર માદા જૂદાં જૂદાં હોય છે.

એ શેવાળ ઘણી જાતની અને તરેહવાર રંગની થાય છે. એ ઘણુંકરી ડુંગરના ખડકો, જુની દીવાલો અને ઝાડોની છાલપર જ્યાં ચોમાસે વરસાદનું પાણી પડી ઘણી ભીનાસ થયેલી હોય ત્યાં ઉગે છે.

એ શેવાળ બાહ્યશીતોપચાર તરીકે વપરાય છે.

---

## ૯૪-N. O. FUNGI.

## વર્ગ--ફંગાઈ-ભોંયફોડા અને ફુગનો વર્ગ.

આ વર્ગની વનસ્પતિ સૂક્ષ્મદર્શક યંત્રથીજ જોઇ શકાય એટલી બારીક, તેમજ કુટેક ઉંચી અને કુટ દોઢ કુટ વ્યાસની પણ થાય છે. ભોંયફોડા જેને મીંદડાંની બળાઇ, કાગડાનાં છત્ર, છત્રાક અને મેનાં છત્ર વગેરે ઘણાં નામોથી લોકો ઓળખે છે, ને જે ચોમાસે સડેલાં ઘાસ, પાન, લાકડાં, છાણ, ઝાડ વગેરેપર ઉગી આવે છે, તે છે. એ વનસ્પતિયો તરેહવાર આકારની હોય છે. ભીંજાયલાં કપડાં, ચામડાં, ચોપડીઓનાં પુઠાં અને ખોરાકની કેટલીક ચીજોપર જે બારીક લોટ જેવી ફુગ આવે છે તે પણ આ વર્ગની વનસ્પતિ છે. તો પણ મુખ્યત્વે કરીને જે ભોંયફોડા અથવા છત્રાક કહેવાય છે તેનો આકાર છત્રી જેવો થાય છે. એને તળિયે થોડાં મૂળિયાં, વચમાં ડાંડી અને મથાળે છત્ર જેવો ગુમજ હોય છે. જેમ છત્રી બંધ હોય તેમ પ્રથમ એ ગુમજ બંધ હોય છે. ત્યારે તેની નીચલી કોર ડાંડીની સાથે એક પાતળાં પડથી જોડાયલી હોય છે, પણ પાછળથી એ કોર તે પડથી છુટી પડી જાય છે. ત્યારે છત્રી ઉઘાડેલી હોય તેવો તે ગુમજ દેખાય છે. આ ગુમજ અથવા છત્રની હેઠળની બાજુએ પાતળાં ચીપો જેવાં પાસે પાસે ઘણાં પડ આવેલાં હોય છે. એ પડમાં ઘણીજ બારીક પુનરૂત્પત્તિ દ્રવ્ય ધારણ કરનારી રજ (spores) હોય છે.

બજારમાં ગાંધીને ત્યાં વેંચાતાં **ધારેકુન** અને **પાતાળતુમડી** પણ આ વર્ગની વનસ્પતિ છે.

એની એક જાત કાસ્મીરને પંજાબ તરફ થાય છે તેને **લછી** કે **ગુચ્છી** કહે છે. તેનું ત્યાંના લોકો શાક કરે છે એટલુંજ નહિ પણ તે એક નવાઈ જેવી શાકની વસ્તુ તરીકે બીજે દેશાવર પોતાના ઇષ્ટ મિત્રોને મોકલે છે. એ કલકત્તા અને મુંબૈમાં પણ એ દેશના ગૃહસ્થોને ત્યાં મળે છે.

ભોંયફોડા ઘણી જાતના થાય છે. તેમાં કેટલાક ઝેરી ગણાય છે, અને કેટલાક ખોરાક તરીકે કામમાં આવે તેવા હોય છે. જે ભોંયફોડા સારી સ્વછ જમીનમાં ઉગ્યા હોય, રંગે સફેદ દૂધ જેવા અથવા સહેજ ગુલાબી ઝાંઈ લેતા હોય, જેમાંથી ખરાબ વાસ નીકળતી ન હોય અને તાજા હોય તેવાનું આ સ્વસ્થાનમાં પણ જાણીતા લોકો શાક કરે છે.

---

* પોરબંદર સ્વસ્થાનમાં બીલેશ્વરી, કીલેશ્વરી નદી કાંઠે તેમજ હડિયા અને માલક ડુંગરના વીરડાઓ અને ગીચ તળિયોમાં ઉગે છે. આ શિવાય હડિયા ડુંગરમાં ઘણી જાતનાં હંસરાજ ચોમાસે ઉગે છે.

"એ શાક ટાઢું, બળકારી, ભારે ને દસ્ત લાવનારૂં છે. તે ત્રિદોષને કોપાવે છે, પુષ્ટિ કરે છે, કફને વધારે છે." (વૈ. રૂ. ઈં.).

જે ભોંયફોડા આંબા અને રાણ આદિનાં જુનાં થડ ઉપર ઉગેલા હોય અને જેમાંથી રાતા અગર કાળા રંગનો ચીક નીકળતો હોય અને જે ઘણા સખ્ત હોય તે ઘણા ઝેરી ગણાય છે.

---

## ૯૫-N. O. LICHENES.

## વર્ગ--લિકેનીસ-બેઠી શેવાળ અને છડીલાનો વર્ગ.

બેઠી શેવાળ ભીંજાયલા ખડકો, દીવાલો અને ઝાડોની છાલપર વિશેષે કરી ચોમાસે ઉગે છે. એના છોડવા જ્યાં ઉગે છે ત્યાં ચપટા ને ચોંટડુક બેઠેલા હોય છે. તે કોઇવાર દોરા કે પટી જેવા સાદા અથવા ફાંટાઓ-વાળા હોય છે. તેનો રંગ ફીકો લીલો, જંગાલી, રાતો, પીળો કે ભૂરો હોય છે. તે સુકાય છે ત્યારે ભૂરા કે ફીકા ધોળા રંગના થઇ રહે છે. તેથી ખડકો અને ઝાડોની છાલો વગેરે પણ છેટેથી તેવા રંગનાં થઇ રહેલાં દેખાય છે.

બજારમાં ગાંધીને ત્યાં વેચાતો **છડીલો** પણ આ વર્ગની વનસ્પતિ છે.

પોરબંદરને સમુદ્ર કિનારે ખડકોપર સમુદ્રવનસ્પતિ-ALGÆ-આલ્ગિ તરેહવાર રંગ અને આકારની ઘણી જાતની ઉગે છે. તે કોઇ કોઇવાર જથ્થાબંધ સમુદ્ર કિના-રાપર ઘસડાઈ આવે છે, જે ઘણીવાર ગાડાઓમાં ભરી નાળીએરીનાં ઝાડોને તેનું ખાતર આપવા માટે લઇ જવામાં આવે છે.

બજારમાં ગાંધીને ત્યાં વેચાતું **ચીનાઇ ઘાસ** પણ સમુદ્રવનસ્પતિ છે.

વનસ્પતિ સંબંધી હાલ આટલું લખ્યા પછી **વૃક્ષ** પાસેથી લેવાની શીખામણના સંબંધમાં શ્રી **સુરદાસ-જીએ** એક **પદ** ગાએલું છે, તે પદ ગાઇને આ પુસ્ત-કની સમાપ્તિ કરીએ.

### पद-राग विहाग-त्रिताल.

"वृक्षनकी मत ले, मन रे तु वृक्षनकी मत ले ॥
काटे ताको क्रोध न माने, सींचत करे न सनेह ॥
धूप सहत अपने सिर उपर, ओरकों छांई करे ।
जो वाहीकों पथर लगावे, ताहीकों फल देय ॥
धन धन जड परउपकारी, वृथा मनुसकी देह ।
सुरदास प्रभु कहां लों बरनों, हरिजनकी मत ले ॥"

(सौ० हीरांबाई. पुस्तकसंग्रह).



## હિંદી વનસ્પતિ સંબંધી મોટાં નાહાનાં ઘણાં પુસ્તકો અંગ્રેજી તેમજ દેશી ભાષાઓમાં છપાએલાં છે. તેમાંથી થોડાંનાં નામો આ નીચે આપેલાં છે.



1—" The Floweridg Plants of Western India." by A. K. Nairne. London. 1894. Rs. 10.
2—" First Book cf Indian Botany." by Proffesor Danial Oliver. London. 1897. Rs. 5.
3—" Plants of Bombay." by John Graham. Bombay, 1839.
4—" Flora of British India." by Sir J. D. Hooker. London 1875.
5—" Bombay Flora." by Dalzell and Gibson. 1861.
6—" Flora Indica." by W. Roxburgh. Calcutta. 1874. Rs. 5.
7—" Bombay Gazetteer." Volume XXV Botany. Bombay, 1886.
8—" Forest Flora of N. W. and Central India." by Sir D. Brandis, 1874.
9—" Dictionary of the Economic Products of India." by Dr. George Watt. Calcutta, 1889.
10—" Vegetable Products of the Bombay Presidency." by Sir G. C. M. Birdwood. 1865.
11—" A Hand Book of the Indian Flora." by H. Drury. 1869.
12—" Usefull Plants of India." by H. Drury. 1873.
13—" Icones Plantarum Indiæ orientalis." by Wight, 1840—53.
14—" Illustrations of Indian Botany." 1833—53.
15—" Poisonous Plants of Bombay. By Col. K. R. Kirtikar. Bombay, 1896.
16—" Materia Medica of the Hindus." by U. C. Dutt. Calcutta, 1877.
17—" Materia Medica of Western India." by W. Dymock. Bombay, 1883. Rs. 10
18—" Bombay Materia Medica." by R. N. Khory. Bombay, 1887.
19—" Prodromus Floræ Peninsulæ Indiæ Orientalis. Vol. I. by Robert Wight and G. A. Walker Arnott. London, 1834.
20—" Bombay Drugs." by Sakharam Arjun. Bombay, 1879.

२१–"सुश्रुत" २२ "चरक" २३ "वाग्भट" २४ "भावप्रकाश" २५ "गडुच्यादिनिघंट' २६ "निघंटरत्नाकर" २७ "सिद्धमन्त्रनिघंट" २८ "निघंटसंग्रह" २९ "वनस्पतिगुणादर्श" ३० "वनस्पतिशास्त्रनां मूलतत्व" ३१ "वृक्षवर्णन ઈત્યાદિ.

# शुद्धिपत्र.



## उपोद्घात--परिभाषा.

| पृष्ट. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ९ | ७ | एकषत्री | एकपत्री |
| १० | ६४ | પેટે | પેઠે |
| १० | ७५ | Sphercal | Spherical |
| १४ | ३१ | Hermaphorodite | Hermaphrodite |
| १५ | २६ | થઇ ગએલો | થઇ થઇ ગએલો |
| १५ | ८७ | કાંગની | કાંઠાની |
| १९ | ५ | Campylo ropous | Campylotropous |
| १९ | ८३ | Capparidæ | Capparideæ |
| २० | ५ | Friut | Fruit |
| २५ | ३८ | કુદતી | કુદરતી |
| २६ | १७ | Dicotyledouous | Dicotyledonous |
| २६ | ४६ | રન્ઝયુલેસી | રનન્કયુલેસી |
| २६ | ५१ | કાણુકા | કર્ણિકા |
| २८ | ३४ | Lable | Label |
| ३२ | २ | અનુક્રણિકા | અનુક્રમણિકા |
| ३२ | ४३ | Lmbricate | Imbricate |

## वनस्पतिवर्णन.

| | | | |
|---|---|---|---|
| ३ | १२ | તો | તે |
| ६ | ४ | પણુ | પર |
| १० | ७१ | સ્ત્રાકેસર | સ્ત્રીકેસર |
| २० | २६ | ગભિત | ગર્ભિત |
| २० | ७० | Smie | Smile |
| २५ | ५८ | ભગ | ભેગ |
| ३२ | ८६ | રમાય | કરમાય |
| ४२ | ८४ | (કેપોરડી) | (કેપેરિડી) |
| ४८ | ४ | Caryophajlleæ | Caryophylleæ |
| ४९ | २६ | Potulaca olcracla | Portulaca oleracea |
| ५० | ५६ | (પોર્ચ્લેયુસી) | (પોર્ચ્યુલેસી) |
| ५१ | १२ | Tamariæ galli. ca | Tamarix gallica |
| ६४ | ४० | Avicennuæ | Avicennæ |
| ६५ | ८१,८२ | ખાડાવાળી | ખડાવાળી |
| ७२ | ५४ | કારીગર | કારીગર |
| ८७ | ६५ | એઠન્સને | એડન્સને |

| पृष्ठ. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ९१ | ८० | कुटज | એ નામ કારીખડા" નું છે |
| ૯૪ | ૬ | ફુલ | ફૂલ |
| ૧૨૨ | ૨૬ | મટાડે છે | મટાડે છે." |
| ૧૨૫ | ૬ | Pellucia | Pellucid |
| ૧૨૭ | ૧૦ | (Leafiets) | (Leaflets) |
| ૧૩૨ | ૩૮ | જંગલી | જંગલની |
| ૧૩૩ | ८८ | ? | તે વિરામ ન જોઇએ |
| ૧૪૮ | ૪૮ | સર્વાંગ | સર્વાંગ |
| ૧૫૮ | ૬૬+૬૭+૬૮ | ફગીઆનાની પેઠે ફાંટાને છેડે કંદ આવી, પાછો તે કંદનેળી કંદ નીચલે છેડે ફાંટો આગળ વધે છે, અને તેપર વ | ફગીઆની પેઠે ફાંટાને છેડે કંદ આવી, પાછો તે ફાંટો આગળ વધે છે, અને તેપર વળી |
| ૧૬૧ | ૩૩ | ગભાવિ | વિભાગ |
| ૧૬૪ | ૯ | ભાર | ભાર" |
| ૧૬૯ | ૬૪ | તોલો | તોલો" |
| ૧૭૮ | ૩૩ | વણ | પણ |
| ૧૯૨ | ૭ | ાવી | લાવી |
| ૨૦૮ | ૬ | ગડોદેન્સે | ગડોડેન્સે |
| ૨૧૬ | ८૧ | ઝાડાં | ઝાડા |
| ૨૨૨ | ૫૭ | ફેફસાંનો | ફેફસાંનો |
| ૨૪૫ | ૧૦ | C. obtusifolis | C. obtusifolia |
| ૨૪૫ | ૧૧ | H. H. | H. II. |
| ૨૪૫ | ૩૬ | कूंदपलाश | कंदपलाश |
| ૨૫૦ | ૬ | અતે | અને |
| ૨૫૬ | ૧૩ | દારીઆવેલના | દારીઆવેલ |
| ૨૬૦ | ૬૪ | (सें सौ) | सें(सौ) |
| ૨૯૩ | ૭૭ | Pavonia | Pavonina |
| ૩૦૩ | ૪૪ | (Leucæua glanca) | (Leucæna glauca) |
| ૩૩૦ | ૫૩ | Prrt | Part |
| ૩૩૫ | ૬૬ | रंगुनकीपर | रंगुनक्रीपर |
| ૩૪૧ | ૭૨ | P. h. | Ph. |
| ૩૪૪ | ૨૧ | मर्सेइ | मसइ |
| ૩૯૩ | ૧૦ | Pateæ | Paleæ |
| ૩૯૪ | ૪ | અને | આદિ |
| ૩૯૭ | ૫૩ | (Nigellasative) | (Nigella sativa) |
| ૪૧૭ | ૧૮ | 389 | 387 |
| ૪૨૫ | ૧૬ | doys | Dogs |
| ૪૫૧ | ૭૮ | Frutiseens | Frutiscens |
| ૪૭૦ | ૪૪ | Erythræau Roxburgh | Erythræa Roxburghii |
| ૪૮૨ | ૨૮ | Riveai hypocrater formis | Rivea hypocrateriformis |
| ૪૮૮ | | Argyrea specissa | Argyreia speciosa |

| पृष्ठ. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ४८८ | | Argyrcia | Argyreia |
| ५७४ | १२ | Clero dendron | Clerodendron |
| ५८१ | ३ | ગુવાબ | લુવાબ |
| ५८३ | ७० | Cornosus | Carnosus |
| ६१५ | ७८ | H. IV. | H. V. |
| ६२८ | ७४ | Emblica | આ શબ્દ ન જોઇએ |
| ६२९ | ३ | Phyllanthus | Phyllanthus Emblica |
| ६३४ | ६४ | H. V. h. | H. V. P. |
| ६३४ | ६५ | H. | P. |
| ६४० | ५० | 30 | 303 |
| ६४६ | ३८ | पाबलि | पाटलि |
| ६५२ | ४० | ફ્લ | ફૂલ |
| ६७९ | ६० | Eocas | Cocas |
| ६८८ | ११ | जाकंक्रूर | जाकेक्रूर |
| ६९३ | ७५ | (Rieks) | (Ricks) |
| ७०१ | ४८ | Ischdemum | Ischæmum |
| ७०३ | २८ | H. VI. P. 986. | H. VII. P. 186 |
| ७०३ | ८० | Intermejius | Intermedius |
| ७०५ | ५१ | Ar; stida | Aristida |
| ७०६ | १२ | A. hystricula. | A. hytriculata. |
| ७०८ | ४ | 298 | 294 |
| ७१२ | ११ | આર્યવર્તમાં | આર્યાવર્તમાં |
| ७१२ | १५ | Countzies | Countries |

